# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૨. જાન્યુઆરી ૧૯૧૭. અંક ૭.

## લોકલ બૉર્ડ કમિટીનો રીપોર્ટ.

### તાલુકા બૉર્ડ અને પંચાયતો.

(૫)

#### સ્થાનિક સ્વરાજ્યની ઇમારતનો ખરો આધાર.

બંધારણ અને અંકુશ, કાર્યપ્રદેશ અને સત્તા, આવક અને કર—એ બધા વિષયો સંબંધી જે વિવેચન ગયા અંકોમાં કરવામાં આવ્યું છે, તે મુખ્યત્વે કરીને કેવળ જીલ્લા બોર્ડને લાગુ પડે છે; કમિટીએ તાલુકા બોર્ડ અને પંચાયતો વિષે ખાસ ચર્ચા કરી નથી એટલે જો તેને પગલે અનુસરીએ તો વધુ વિવેચન કરવાની જરૂર રહે નહિ પણ કોણ જાણતું નથી કે સ્થાનિક સ્વરાજ્યની આખી ઇમારતનો ખરો આધાર જીલ્લા બોર્ડ ઉપર નહિ પણ તાલુકા બોર્ડ અને તેટલો જ—બલ્કે તેથી પણ વધારે—આધાર પંચાયતો ઉપર રહેલો છે. આશરે ત્રીશ વર્ષ ઉપર પ્રકટ થએલા લોર્ડ રીપનના અમર ઠરાવમાં નીચેના શબ્દો માલુમ પડે છે:—

"ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સિલને ખાસ જરૂરનું લાગે છે કે, કોઇ પણ સંયોગોમાં બોર્ડને સોંપવામાં આવેલું ક્ષેત્ર ઘણું વિશાળ ન હોવું જોઇએ. જો આ યોજના સફળ કરવી હોય તો એ જરૂરનું છે કે સભાસદોને પોતાના પ્રદેશમાં ખરો રસ અને તેનું જ્ઞાન પણ હોવું જોઇએ. અનુભવ જણાવે છે કે, જીલ્લાના મથકની પાસે ન રહે-

નારા સભાસદોની હાજરી કમી હોય છે. જેઓ હાજર રહે છે તેમને જીલ્લાના દૂરના ભાગ કરી જરૂરિયાતો વિષે સાધારણ રીતે પાકી માહીતિ હોતી નથી......(માટે) ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સિલની એમ ઇચ્છા છે કે વહીવટનું નાનામાં નાનું ક્ષેત્ર અર્થાત્ જીલ્લા વિભાગ, તાલુકો અથવા તહેસીલ-જ તાલુકા બોર્ડને બહુમાં બહુ સોંપી શકાય...... થોડે થોડે વખતે જીલ્લા સભા બોલાવી શકાય જેમાં જુદાં જુદાં તાલુકા બૉર્ડના પ્રતિનિધિઓ આવે-અને તે વર્ષ દરમિયાન લેવાના જમીનના કરનું (સેસ) પ્રમાણ, જીલ્લા ફંડમાંથી તાલુકા બોર્ડને આપવાની રકમો, અને એવા સામાન્ય જરૂરિયાતના બીજા સવાલોનો નિર્ણય કરી શકે—"

ડીસેન્ટ્રેલીઝેશન કમીશન આગળ પોતાની જુબાનીમાં મર્હુમ મી. ગોખલેએ અને તે કમીશને પણ આ જ મત દર્શાવ્યો છે કે, તાલુકા બોર્ડ જ વધારે જીવન્ત સત્તાવાન અને સ્વતંત્ર થવાં જોઇએ અને જીલ્લા બોર્ડે તો જીલ્લાનાં બધાં બોર્ડ વચ્ચે જુદી જુદી આવકની વહેંચણીનું અને તેના ઉપર દેખરેખ અને જરૂરી દાબ રાખવાનું જ કામ કરવું જોઇએ. તાલુકાના જ લોકો તેના જુદા જુદા ભાગની કંઇ પણ માહીતિ મેળવી શકે અને તાલુકા બોર્ડ જ સ્વરાજ્યની ખરી સંસ્થા બની શકે. એક મોટું ગામ અથવા શહેર અને તેની આસપાસનાં પચાસ કે સો નાનાં મોટાં ગામડાંઓ-એ જ સ્થાનિક સ્વરાજ્યનો મજબૂત આધાર થઇ શકે.

## હાલનાં તાલુકા બોર્ડ.

સ્થાનિક સ્વરાજ્યના મૂળ સ્થાપક તરફથી તેમ જ સાત વર્ષ ઉપર એક ઉદાર કમીશન તરફથી આ સિદ્ધાન્તને આવો વજનદાર ટેકો મળ્યા છતાં તાલુકા બોર્ડની હાલની સ્થિતિ શી છે? પ્રથમ તો કાયદાએ જ અમને ઘણી નીચી સ્થિતિમાં મૂકયાં છે જીલ્લા બોર્ડ જે કામ આપે તે કરવું અને તે માટે જે થોડી રકમ આપે તે લેવી—એ તાલુકા બોર્ડનો હાલનો કાયદો અને વહીવટ છે. પોતાની સ્વતંત્ર આવક તાલુકા બૉર્ડને થોડી જ છે. એટલે સ્વાભાવિક રીતે તેને પોતાના ખર્ચના મોટા ભાગ માટે જીલ્લા બોર્ડ ઉપર જ આધાર રાખવો પડે છે. પણ વધારે પૈસા મળે તોપણ તેનો શો ઉપયોગ તે કરે? ગામડાંના જુજ રસ્તાઓને સમરાવવાનું કે કૂવા દંડની ઉપજ ઉઘરાવવાનું ક્ષુલ્લક કામ જે સંસ્થાને સોંપવામાં આવે તેનો વિકાસ સંભવે જ શી રીતે? કાયદાથી જ નિશાળો, ઇસ્પિતાલો વગેરે જીલ્લા બોર્ડની સંસ્થાઓ સાથે તાલુકા બોર્ડને કંઇ પણ સંબંધમાં મૂકવામાં આવ્યાં હોત તો ધીમે ધીમે તેની કંઇ પણ પ્રગતિ થઇ હોત પરન્તુ જીલ્લા બોર્ડ પોતાની મરજી માફક તેને થોડું કામ અને જુજ રકમ આપે એટલે તે નિર્જીવ અને પરાધીન જ રહે.

આટલેથી સંતોષ ન પામતાં કાયદાએ તાલુકા બોર્ડો ઉપર બીજી મર્યાદા પણ મૂકી છે. પોતાને મળતી થોડી રકમનું જે અંદાજપત્ર તાલુકા બોર્ડ ઘડે તે જીલ્લા બોર્ડ મંજુર કરે ત્યારે જ અમલમાં મૂકી શકાય. જે સંસ્થાને ખાસ છૂટ અને સત્તા આપવાનો વડી સરકારનો શુભ આશય હતો તેને ભારે સાંકળોથી કેદ કરવામાં આવ્યું છે.

તાલુકા બોર્ડની આવક અને ખર્ચના આંકડા આ વિચારને મજબૂત કરે છે; કારણ કે તે આંકડા તેની ઉંચી અથવા નીચી ભૂમિકા સ્પષ્ટ રીતે દર્શાવી શકે છે. સન **૧૯૧૪-૧૫**ના રીપોર્ટમાંથી આ રકમો લેવામાં આવી છે:—

**ઉપજ.**

| | જીલ્લા બોર્ડ | તાલુકા બોર્ડ. |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| આખો ઇલાકો ... ... | ૮૪,૭૪,૭૪૭ | ૧૩,૧૯,૨૨૨ |
| અમદાવાદ... ... ... | ૩,૯૭,૦૩૭ | ૭૧,૩૫૪ |
| ખેડા ... ... ... | ૪,૬૪,૮૬૩ | ૬૨,૮૫૯ |
| ભરૂચ ... ... ... | ૨,૯૬,૬૮૪ | ૫૬,૬૨૭ |
| સુરત ... ... ... | ૪,૩૯,૮૦૪ | ૬૯,૩૫૩ |
| પંચમહાલ... ... ... | ૧,૫૩,૬૪૧ | ૧૪,૧૬૨ |

**ખર્ચ.**

| | જીલ્લા બોર્ડ | તાલુકા બોર્ડ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| આખો ઈલાકો ... ... | ૮૪,૪૨,૪૭૧ | ૧૩,૨૬,૭૯૩ |
| અમદાવાદ ... ... | ૩,૫૨,૩૫૯ | ૫૮,૩૦૯ |
| ખેડા ... ... | ૪,૨૧,૩૩૪ | ૫૨,૯૩૩ |
| ભરૂચ ... ... | ૨,૯૮,૨૬૫ | ૬૬,૪૦૩ |
| સુરત ... ... | ૪,૩૭,૯૦૩ | ૭૨,૨૩૪ |
| પંચમહાલ ... ... | ૧,૬૭,૧૪૩ | ૧૮,૫૬૬ |

આ ઉપરથી જણાય છે કે જીલ્લા બોર્ડની કુલ ઉપજના પાંચમા અને છઠ્ઠા ભાગથી પણ ઓછી રકમ તાલુકા બોર્ડને આપવામાં આવે છે. આથી પણ વધારે સ્પષ્ટ રીતે તાલુકા બોર્ડની સ્થિતિ જણાવવાને બે ત્રણ તાલુકા બોર્ડની આવક અને ખર્ચની વિગતો આપીશું.

**ઉપજ.**

| તાલુકાબોર્ડ | જીલ્લા બોર્ડ પાસેથી મળેલી રકમ. | જમીનનું મહેસુલ | પોલીસ. | પબ્લીક વર્કસ | કુલ. |
|---|---|---|---|---|---|
| | રૂ. | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| વીરમગામ ... | ૫,૪૯૨ | ૫ | ૨,૦૬૬ | ૨,૫૨૩ | ૧૦,૦૮૭ |
| મહેમદાવાદ ... | ૫,૦૨૪ | ૪૪૧ | ૯૨૮ | ૬૨૪ | ૭,૨૧૭ |
| માંડવી ... | ૨,૪૭૭ | ૨૧૭ | ૧,૦૪૯ | ૨૦૬ | ૩,૬૦૧ |

ખર્ચ.

| | પબ્લીક વર્ક્સ | બીજો ખર્ચ | કુલ |
|---|---|---|---|
| | રૂ. | રૂ. | રૂ. |
| વીરમગામ... ... ... | ૮,૨૮૮ | ૮૦૦ | ૯,૦૮૮ |
| મહેમદાવાદ ... ... | ૬,૭૪૧ | ૧૮૨ | ૬,૯૨૩ |
| માંડવી ... ... ... | ૩,૬૦૧ | ૮૭૨ | ૪,૪૭૩ |

આ આંકડા સ્પષ્ટ રીતે જણાવે છે કે, જો એક ખાસ આવક માટે મોટે ભાગે જીલ્લા બોર્ડ ઉપર તાલુકા બોર્ડને પરાધીન ઠરવામાં આવ્યાં છે તો બીજી પાસ ગામડાના રસ્તા અને કુવા બાંધવા શિવાય કંઇ પણ અગત્યનું કામ તેને સોંપવામાં આવ્યું નથી. સ્થાનિક સ્વરાજ્યની રચનામાં તાલુકા બોર્ડ હાલ કેવી સ્થિતિ ભોગવેછે, તે હવે વાચકોને સ્પષ્ટ થયું હશે.

## સભા મેળવવાનો નિયમ.

તાલુકા બોર્ડનું કામ ઓછું હોવા છતાં તેની ચાર સભાઓ ભરવાનો અને ઘણી રકમનો ખર્ચ કરનાર જીલ્લા બોર્ડની ફકત બે જ સભાઓ ભરવાનો કાયદો કેમ કરવામાં આવ્યો હશે, એ એકદમ સમજાતું નથી. પરંતુ જો આપણે ધ્યાનમાં રાખીશું કે કેળવણી, બાંધકામ અને ઇસ્પીતાલો—આ બધાંનો વહીવટ મોટે ભાગે તે પ્રત્યેકનાં સરકારી ખાતાં મારફત કરવામાં આવે છે, તો આપણું આશ્ચર્ય કમી થશે. બીજી પાસ જે કામ તાલુકા બોર્ડને સોંપવામાં આવે છે, તે બોર્ડની જ દેખરેખ નીચે કરવાનું હોય છે અને તેથી જ તેની વધારે સભાઓ બોલાવવાની જરૂર રહે છે. લોર્ડ રીપનના ઠરાવમાં એવી ધાસ્તી બતાવવામાં આવી છે કે, જો તાલુકા બોર્ડને મોટા ભાગનું કાર્ય સોંપવામાં આવશે નહિ તો જીલ્લાના સભાસદો વારંવાર મળવાને અશકત હોવાથી બધો વહીવટ ધીમે ધીમે અમલદારોના હાથમાં જ જશે. આ ધાસ્તી પૂરેપૂરી ખરી પડી છે. બોર્ડમાં સ્થાનિક સ્વરાજ્ય મટી અમલદારી રાજ્ય પ્રવર્ત્યું છે અને છતાં આ સ્થિતિમાં સુધારો કરવાને આજ સુધી કોઈ પગલાં લેવામાં આવ્યાં નથી, તેમ જ કમિટીએ પણ કંઇ સૂચનાઓ કરી નથી, એ ઘણું ખેદજનક છે.

## બંધારણ.

તાલુકા બોર્ડના બંધારણની ચર્ચા કમિટીએ ઘણી મંગળ રીતે શરૂ કરી છે. કારણ કે, કોણ જાણે કોની સૂચનાથી તે સંપૂર્ણ ડાવકાઇથી વિચાર કરે છે કે લોકલ બોર્ડની હવે જરૂર છે ખરી? એક ખાસ ગામડાની પંચાયતો સ્થાપવાની છે—કેમ જાણે તે જે ચાર દિવસમાં દરેક ગામડામાં સ્થપાવાની હોય—અને બીજી ખાસ જીલ્લા બોર્ડ એટલે પછી તાલુકા બોર્ડની શી જરૂર? આ મુશ્કેલીનું નિરાકરણ કરવું કમિટીને યોગ્ય લાગ્યું છે. મોટા અમલદારો જે કમિટીમાં બીરાજતા હતા તેમને આ મુશ્કેલી જરા પણ અગત્યની

લાગી અને તેનો ઉકેલ કરવા માટે એક ખાતું તેમને શુમાવવાની જરૂર લાગી એ જ ઘણું નવાઇ ભરેલું છે, પરંતુ આપણું સદ્ભાગ્ય કે ઘણા ગંભીર વિચારને પરિણામે તાલુકા બોર્ડ હાલ તો રહેવાં જ જોઇએ, એવા વિદ્વાન નિર્ણય ઉપર તેઓ આવી શક્યા ! સ્થાનિક સ્વરાજ્યના મુખ્ય આધાર રૂપે જે બોર્ડને લૉર્ડ રીપનની દીર્ઘદૃષ્ટિએ ગણ્યાં હ્‌ેનો સમૂલ નાશ કરવાની દલીલ વિષે ત્રીશ વર્ષે સ્થાનિક સ્વરાજ્ય–ઉદ્ધારક કમિટી વિચાર કરે, એ પણ હિન્દી રાજ્યતંત્રની એક નવાઇ છે.

તાલુકા બોર્ડો રહેવાં જોઇએ તો તેના બંધારણનો વિચાર પણ કરવો જ જોઇએ. જીલ્લા બોર્ડની માફક આમાં પણ ચુંટાએલા સભાસદોની સંખ્યા ૨/૩ ભાગની હોવી જોઇએ એવી કમિટીની સૂચના છે. બંધારણના સામાન્ય સિદ્ધાંત વિષે આગળ જે ચર્ચા કરવામાં આવી છે તેનું પુનરાવર્તન કર્યા શિવાય એટલું જ કહીશું કે જીલ્લા બોર્ડ કરતાં પણ તાલુકા બોર્ડમાં કેવળ પ્રજાકીય સભાસદોને સ્થાન આપવાનું મજબૂત કારણ છે. તાલુકા બોર્ડ ઉપર જીલ્લા બોર્ડનો થોડો ઘણો દાબ તો હમેશાં રહેવાનો જ; એટલે તે નિરંકુશપણે કદી પણ વર્તે એવો સંભવ નથી. પણ પહેલાંની માફક અહીંઆ પણ કમિટીએ કંઇ પણ કારણ આપ્યાં નથી તેમ કોઇ મૂળ સિદ્ધાંત તરફ પણ ધ્યાન આપ્યું નથી.

તાલુકા બોર્ડનો ૨/૩ ભાગ પસંદ કરવાની સૂચનાથી જે કંઇ પણ સંતોષ આપણને થાય તે કમિટીની વિગતવાર સૂચનાઓ જોતાં ઉડી જાય છે. કમિટીના મત પ્રમાણે ૨/૩ ભાગમાં ૧/૩ ભાગ જ સામાન્ય મતદારો મારફત ચુંટાવો જોઇએ અને બાકીનો ૧/૩ ભાગ ખાસ વર્ગો તરફથી પસંદ થવો જોઇએ. જો બધા મળી ૧૮ સભાસદો તાલુકા બોર્ડમાં હોય અને તેમાંથી ૧૨ ચુંટાવાના હોય તો ૬ સામાન્ય રીતે ચુંટાવા જોઇએ અને બાકીના ૬ પૈકી ઇનામદારો અને જાગીરદારો તરફથી, ૧ પદવીધારીઓ અને ઑનરરી મેજીસ્ટ્રેટ તરફથી, ૨ કેળવાએલા વર્ગ તરફથી અને ૨ મુસલમાનો તરફથી પસંદ થવા જોઇએ. વાચકો જોઇ શકશે કે, જીલ્લા બોર્ડના જેવીજ સૂચનાઓ તાલુકા બોર્ડને માટે પણ કરવામાં આવી છે અને તેની સામે આગળ જે ટીકા કરવામાં આવી છે તે અહીંઆ પણ લાગુ પડે છે. મુસલમાનોને ચુંટણીનો હક્ક ન આપવાનો સ્પષ્ટ નિશ્ચય જાહેર કરી તે સંબંધી આપણી સર્વ ચિન્તાઓ સરકારે શાન્ત કરી છે. ઇનામદારો અને જાગીરદારોને સામાન્ય મતદારોમાં સ્થાન છે એટલે તેમનો જુદો વર્ગ રચવો ન જ જોઇએ. અને સરકારની નિધા ઉપર આધાર રાખતા પદવીધારીઓ અને ઑનરરી મેજીસ્ટ્રેટો સરકારે નીમેલા સભાસદો તરીકે જ બોર્ડમાં શોભે. પ્રજાકીય પ્રતિનિધિઓ તરીકે નહિ. ફક્ત કેળવાએલા વર્ગને જ બે જગ્યાઓ આપવી જોઇએ અને સામાન્ય ચુંટણીથી વધારે સભાસદોને દાખલ કરવા જોઇએ.

પ્રમુખ અને ઉપપ્રમુખનો સવાલ પણ ઘણી સહેલાઇથી પતાવવામાં આવ્યો છે. પણ કમિટીની ચોક્કસ સૂચનાનો વિચાર કરતા પહેલાં ઉપપ્રમુખ માટે જે ધોરણ મૂકવામાં આવ્યું છે તે સમજવાની જરૂર છે. કમિટી જણાવે છે કે, ઉપપ્રમુખનું કામ,

બરાબર કરવા માટે નવરાશ, ઉત્સાહ, જાહેર કામ માટે યોગ્યતા અને જાહેર જુસ્સો જેની પાસે હોય એવા માણસની જરૂર છે. આથી આપણે સ્વાભાવિક રીતે એમ માનીએ કે આ ગુણો પ્રમુખમાં તો આથી પણ વધારે પ્રમાણમાં હોવા જોઇએ; કારણ કે બોર્ડના વહીવટી કામ માટે મુખ્યત્વે કરીને તો પ્રમુખ જ જવાબદાર છે. અને બીજા જ પેરામાં ગંભીરપણે જણાવવામાં આવ્યું છે કે, જીલ્લા વિભાગનો અમલદાર (સબ ડીવીઝનલ ઑફીસર) એક તો શું પણ બે અથવા ત્રણ તાલુકા બોર્ડનો પ્રમુખ થાય એ ઇષ્ટ છે. આ અમલદારોમાં કામ કરવાની યોગ્યતા હોય અને કદાચ જો કે તે ભાગ્યે જ લોકોને દૃષ્ટિગોચર થાય છે છતાં—જાહેર જુસ્સો પણ હોય એમ માનીએ. પણ બે ત્રણ તાલુકાનો ગુંચવાડાભરેલો સરકારી વહીવટ કરનાર અમલદારને નવરાશ હોઇ શકે ખરી? અને જો નવરાશ રહેતી હોય તો તે સારો અમલદાર કહેવાય? મરજીનો નવરાશ ન જ હોય તો થાકેલે મગજે કાગળો ઉપર સહી કરી શકનાર અમલદાર એક પણ તાલુકા બોર્ડના પ્રમુખ થવાને લાયક ગણાય?

ઉપપ્રમુખને વિષે આવું ઉંચું ધોરણ હોવાથી પ્રમુખના ઉચ્ચ પદ માટે ચુંટણીનો હક આપવાની કે બિનઅમલદારી ગૃહસ્થની નીમણુંક કરવાની સૂચના કમિટી કરી શકતી નથી. તે નીખાલસ હૃદયે જણાવે છે કે, હાલનો કાયદો પણ આવા સુધારાને માટે અવકાશ પામે છે, અને જો કે તે કાયદાનો લાભ હજી લેવામાં આવ્યો નથી તો પણ ખાનગી ગૃહસ્થની નિમણુંક નથી. વાંચકોના ધ્યાનમાં હશે કે, થોડાક જીલ્લા બોર્ડ માટે બિનઅમલદારી સભાસદોને પ્રમુખપદ આપવાની સૂચના કમિટીએ કરી છે. પરન્તુ તાલુકા બોર્ડ માટે તેટલો સુધારો પણ ભયંકર લાગવાથી તેને માટે કમિટી કંઇ ભલામણ કરતી નથી.

ફકત એક જ આશ્વાસન આપણને આપવામાં આવ્યું છે. હાલ ઉપપ્રમુખ હમેશાં બોર્ડ તરફથી પસંદ કરવામાં આવે છે પણ પાંચમાંથી ચાર દાખલામાં તે મામલતદાર જ હોય છે. આથી જ્યાં જ્યાં યોગ્ય ખાનગી ગૃહસ્થ ઉપપ્રમુખની જગ્યા માટે મળી શકે એમ હોય ત્યાં ચુંટણીમાં અમલદારોને હરીફાઇમાંથી બાતલ કરવાનો નિયમ કરવો જોઇએ—આટલી સૂચના કરવાની કમિટીએ મહેરબાની કરી છે. આથી કેટલો ખરો કે દેખીતો લાભ થશે એ સર્વે વિચારી શકશે.

બીજી એક સૂચના માટે આપણે કમિટીનો આભાર માનવો જોઇએ. અમુક શીલીક રાખવાની શરતે તાલુકા બોર્ડને પોતાનું અંદાજપત્ર પસાર કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા આપવાની અને તેટલે અંશે તેને જીલ્લા બોર્ડના અધિકારમાંથી મુક્ત કરવાની ભલામણ કમિટી કરે છે. ઘણી અનુદાર અને અર્ધદગ્ધ સૂચનામાં આ સારી સૂચનાને સ્થાન મળી શક્યું એ સંતોષની બીના છે.

### તાલુકા બોર્ડનો કર્તવ્યપ્રદેશ.

આ વિષે કમિટીએ ઘણી જ સામાન્ય રીતે જણાવ્યું છે કે ધીમે ધીમે જીલ્લા બોર્ડે વધારે ને વધારે કાર્ય તાલુકા બોર્ડને સોંપવું જોઇએ. છતાં જીલ્લા બોર્ડનાં જુદાં જુદાં

કર્તવ્યોની ચર્ચા કરતાં તાલુકા બોર્ડ વિષે કમિટીએ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી. એક સિદ્ધાંતને શિથિલ રીતે રજુ કરી તેના પ્રયોગને હવામાં ઉડતો રાખવો એ આવી કમિટીને શોભતું નથી.

આપણે ફરીથી લોકલ બોર્ડનાં મુખ્ય કર્તવ્યો તરફ નજર કરીશું અને તાલુકા બોર્ડને કેટલાં સોંપી શકાય એ જોઇશું.

( ૧ ) આગળ જણાવ્યા પ્રમાણે ગામડાંના ઘણા નાના રસ્તા તૈયાર કરવાનું અને સમરાવવાનું કામ હાલ તાલુકા બોર્ડને સોંપવામાં આવે છે. હવે કમિટીએ સૂચવ્યા પ્રમાણે જીલ્લા બોર્ડ પોતાના ઇજનેર અને તેને લગતો સ્ટાફ રાખી શકશે તો સ્વાભાવિક રીતે બાંધકામના કામમાં ઘણો વધારો થવાનો સંભવ છે. બીજી પાસ બોર્ડની નોકરીમાં વધારે માણસો આવવાથી તેમાંના થોડાને દરેક તાલુકા બોર્ડના અધિકાર નીચે મૂકવાનું મુશ્કેલ નહિ પડે. આથી પોતાની હદમાં આવેલા બધા રસ્તા ઉપર દેખરેખ રાખવાનું અને અમુક ઉંચી રકમથી ઓછા ખર્ચનાં બધાં કામનો વહીવટ બોર્ડને સોંપવાનું સહેલાઇથી બની શકે. ડીસેન્ટ્રેલીઝેશન કમીશને પણ જીલ્લા તરફથી ઇજનેરો રાખી વધારે ને વધારે રસ્તા તાલુકા બોર્ડને સોંપવાની સૂચના કરી છે અને તે અમલમાં નહિ મુકાય તો પહેલાંની માફક બાંધકામનું ઘણું ખરૂં કામ અમલદારોના હાથમાં જ રહેશે.

( ૨ ) નિશાળોના ઇન્સ્પેક્ટરોને બોર્ડના અમલદારો કરવાની સૂચના કમિટીએ કરી છે અને તેમના કામ ઉપર દેખરેખ રાખવાને તેમ જ કેળવણીનો બધો વહીવટ કરવાને સ્કુલ બોર્ડની યોજના રજુ કરવામાં આવી છે. પરંતુ આ બોર્ડ દેખીતી રીતે મ્યુનિસિપલ બોર્ડની માફક વારંવાર નહિ મળી શકે અથવા તો બોર્ડની સભામાં કેવળ અમલદારો જ આવશે. આથી ખાસ જરૂરનું છે કે બધી ત્રણ ધોરણની અને "રૂરલ" નિશાળોનો સામાન્ય વહીવટ તો તાલુકા બોર્ડને સોંપાવો જોઇએ. અલબત તેને માટે જીલ્લા બોર્ડના ધોરણ ઉપર તાલુકા બોર્ડના સ્કુલ બોર્ડની પણ જરૂર પડશે. શિક્ષકોની બદલી અને પ્રમોશન, નિશાળ ઉઘાડવી તથા બંધ કરવી, વિદ્યાર્થીઓને ફ્રી વગર દાખલ કરવા અને તેમની વધારે કે ઓછી સંખ્યાને લેવી, મકાનો વિષે તપાસ કરવી અને તે સંબંધી જરૂરિયાતો વિષે ચોક્કસ રીપોર્ટ ઘડવો. આવી અનેક બાબતો તાલુકા બોર્ડ વધારેમાં વધારે સારી રીતે જ કરી શકે. આપણે હમેશાં ધ્યાનમાં રાખવું જોઇએ કે તાલુકા બોર્ડના સભાસદો જ આવા તાલુકા વિષે કાંઇ પણ જાણી શકે અને તેથી બોર્ડને પોતાના અંગત જ્ઞાનનો ખરો લાભ આપી શકે. ઉપરાંત કેળવણીનો વહીવટ થોડે પણ અંશે તાલુકા બોર્ડને આપવાથી જ લોકોમાં તે વિષે ખરો રસ ઉત્પન્ન થશે.

( ૩ ) ઇસ્પીતાલોનું કામ ઘણું ગુંચવાડાભરેલું ગણાય અને તેથી તે ઉપર જીલ્લા બોર્ડ જ યોગ્ય દેખરેખ રાખી શકે, પરંતુ ગામડાંઓમાં અથવા મોટાં ગામોમાં આવા ઉપચાર માટે નાનાં દવાખાનાં સંખ્યાબંધ ખોલવાની જરૂર છે અને તે ઉઘાડવાનો અને તેની દેખરેખ રાખવાનો અધિકાર તાલુકા બોર્ડને આપવો જોઇએ.

ઉપરાંત તાલુકામાં કામ કરતા શીળી મુકતા અમલદારો ( વેક્સીનેટર ) ઉપર તાલુકા બોર્ડને અધિકાર આપવો જોઇએ.

( ૪ ) ગામડાંના આરોગ્ય સંબંધી પગલાં લેવાનું કામ સંપૂર્ણ રીતે તાલુકા બોર્ડને જ સોંપવું જોઇએ. આરોગ્યના અને તેને અંગે ઉપસ્થિત થતા પાણી, સ્વચ્છતા, વગેરેના સવાલો વધારેમાં વધારે સ્થાનિક છે અને તે જીલ્લાના મથકમાં નહિ પણ તાલુકાના ગામમાં જ વિચારી શકાય. આ દિશામાં પણ કામના ઢગ છે અને તે ફેડવાની સત્તા વેળાસર તાલુકા બોર્ડને આપવામાં આવશે તો જ ગામડાંની શારીરિક સ્થિતિ સુધરશે. કમિટીની સૂચના પ્રમાણે જે સેનીટરી ઇન્સ્પેકટરો તાલુકા માટે નીમાય તેમના ઉપર પણ તાલુકા બોર્ડનો જ અધિકાર હોવો જોઇએ.

## તાલુકા બોર્ડની આવક

જો તાલુકા બોર્ડની કાંઈ સત્તા વધારવી જોઇએ તો તેની આવક પણ વધારવી જોઇએ. જેમ તાલુકા બોર્ડ જીલ્લા બોર્ડના માત્ર એજંટ મટી ખરી રીતે સત્તાદાર તેમજ જવાબદાર બનવાં જોઇએ તેમ બીજી પાસ તેમની આવક પણ વધારે નિયમિત, વધારે સ્વતંત્ર અને એકંદર ઘણી મોટી થવી જોઇએ. આ સંબંધમાં પણ કંઇ સૂચના કે ચર્ચા ન કરી કમિટીએ પોતાનું સંકુચિત દૃષ્ટિબિંદુ સ્પષ્ટ કર્યું છે; અને તેથી અહીંઆ પણ ડીસેન્ટ્રેલીઝેશન કમીશનની કેટલીક ભલામણો રજુ કરીશું.

પ્રથમ તાલુકામાં ઉપજતા જમીનના કરનો (સેસનો) ચોક્કસ હિસ્સો ત્યાંના બોર્ડને હમેશાં મળવો જોઇએ. હાલની કલમ ૪૮ (અ) પ્રમાણે એવો નિયમ છે કે, કેળવણી ખર્ચ માટે આ કરનો વાપરવાનો ત્રીજો ભાગ, તાલુકાની બહાર ત્યાંના બોર્ડની રજા શિવાય જોઇએ; અને છતાં આ નિયમનો પ્રયોગ કરવાં ભંગ વધારે વાર થયો છે. આથી આખા કરનો અમુક હિસ્સો તાલુકા બોર્ડને આપી દેવાની ખાસ જરૂર છે. મદ્રાસમાં આવો નિયમ પ્રવર્તે છે એટલે તેમાં કંઇ અવ્યાવહારિકતા નથી.

જમીનના કરની સાથે સરકાર તરફથી મળતી સામાન્ય તથા ખાસ ગ્રાન્ટનો અમુક હિસ્સો તાલુકા બોર્ડને મળવો જોઇએ. જુદાં જુદાં ખાતાંનો વધારે વહીવટ બોર્ડને કરવાનો હોય તો તે માટે જીલ્લા બોર્ડને મળતી ગ્રાંટનો ચોક્કસ ભાગ તેને મળે એ કેવળ ન્યાય જ છે. સામાન્ય ગ્રાન્ટની વહેંચણી પણ અમુક ધોરણે જ થવી જોઇએ

ઉપરાંત, તાલુકા બોર્ડના વહીવટ નીચે મુકાએલા રસ્તા અને નદીના ટોલ, નિશાળોની અને બજાર ઉપજ પણ તેને મળવી જોઇએ. આવી સ્વતંત્ર ઉપજ આ બોર્ડને ન હોય તો તે જીલ્લા બોર્ડ ઉપર નિરંતર પરાધીન રહે અને પ્રયત્નથી નવા સુધારા કરવા શક્તિમાન થાય નહિ. આવકના મુખ્ય વિષયો જ ડીસેન્ટ્રેલીઝેશન કમીશને સૂચવ્યા છે અને તેના વિગતવાર પ્રયોગ તો સંયોગો અનુસાર થઇ શકે.

## પંચાયતો

જો સ્થાનિક સ્વરાજ્યની ઇમારતનો ખરો સ્તંભ તાલુકા બોર્ડ છે તો તેનો ખરો પાયો ગામડાંની પંચાયત જ છે. દેશની વસ્તીનું નાનામાં નાનું મથક ગામડું છે અને તેથી

ત્યાં સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓ સ્થપાય અને ક્રમેક્રમે કેળવાય અને અનુભવથી વિકસે ત્યારે જ કેળવણી, આરોગ્ય વગેરે સવાલોનો ખરેખરો ફેંસલો આવે અને પ્રજાને સંગીન રાજકીય શિક્ષણ પણ મળે.

ઉપરાંત આ સંસ્થા તરફ આપણા લોકોનો ખાસ પક્ષપાત છે કારણ કે જુદાં જુદાં સ્વરૂપમાં ગામડાંની પંચાયતો ઘણા સૈકાઓથી આપણા દેશમાં પ્રવર્તી છે. અનેક સંસ્કૃતિ અને સુધારાના યુગ જન્મ્યા અને પસાર થઈ ગયા, અનેક દેશી અને પરદેશી રાજ્યો સ્થપાયાં અને નાશ પામ્યાં, પણ લગભગ ગયા સૈકાની શરૂઆત સુધી હિંદના ઘણાખરા પ્રાંતોમાં પંચાયતોની હયાતી હતી. ઘણા અજ્ઞાન અંગ્રેજોએ આ વાતની ના પાડ્યા કરી છે, પરંતુ ઘણા ઇતિહાસકારો અને રાજનીતિજ્ઞ અંગ્રેજ અમલદારો તેમ ગવર્નરોએ પંચાયતોના અસ્તિત્વની અચૂક સાક્ષી પુરી છે. આટલેથી જ ન અટકતાં તેમણે વારંવાર સૂચવ્યું છે કે, રાજ્યને લોકપ્રિય બનાવવાને તેમજ સ્થાનિક સ્વરાજ્યનાં ઊંડાં મૂળ હિંદની જમીનમાં નાંખવાને પહેલું પંચાયતોનું જ પુનર્જીવન કરવું જોઈએ. ડીસેન્ટ્રલીઝેશન કમીશને આ વિચારોને એવો મજબૂત ટેકો આપ્યો છે કે તે વિષે હવે શંકા દર્શાવવાની કોઈ હિંમત કરી શકે નહિ.

અહીંઆ પંચાયતોના બંધારણ, કાર્યપ્રદેશ અને ઉપજ વિષે ઘણી વિગતવાર ચર્ચા થઈ શકશે નહિ, કારણ કે સરકારે લોકલ બોર્ડ એક્ટમાં તે વિષે કલમો દાખલ કરવાની ના પાડી છે. આથી મુખ્ય સૂચનાઓ સંક્ષેપમાં જ કરીશું.

(૧) અમુક સંખ્યા—દાખલા તરીકે ૩,૦૦૦ થી વધારે વસ્તીવાળાં ગામમાં પંચાયત સ્થાપી શકાય, પરંતુ આપણાં નાનાં દરેક ગામ માટે પંચાયત સ્થાપવાનું કદાચ એકદમ ન બની શકે; પણ તેથી નિરાશ થવાની જરૂર નથી. મદ્રાસમાં આશરે ત્રીશ વર્ષથી બે ત્રણ કે વધારે ગામ માટે યુનીયન-એક્ટસ મંડળો સ્થપાયાં છે અને બધા અનુભવીઓના અભિપ્રાય પ્રમાણે તે ઘણાં જ સફળ થયાં છે. આથી નાનાં બે ત્રણ ગામડાં માટે એક પંચાયત સ્થપાય તો સારી શરૂઆત થઈ ગણાય.

(૨) આ બન્ને જાતની પંચાયતોના બધા સભાસદોને લોકોએ જ પસંદ કરવા જોઈએ. પરંતુ મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડની મત આપવાની ગુંચવાડાભરેલી પદ્ધતિનો પ્રયોગ ત્યાં ન કરવો જોઈએ. ગામડાંના લોકો એક ઠેકાણે મળી સાદી સરળ રીતે પોતાના પ્રતિનિધિઓને નીમી શકે એમ પણ બને છે. પ્રમુખ પણ આવી પંચાયતે જ નીમવો જોઈએ. મદ્રાસની માફક સભાસદો અને પ્રમુખ સરકાર નીમે તો તે સંસ્થાને ખરી પંચાયત કહી શકાય જ નહિ.

(૩) પંચાયતને બે જાતનાં કામ સોંપી શકાય: (અ) નાના દીવાની અને ફોજદારી મુકદ્દમા ચુકવવાનું અને (બ) નિશાળો, ગામડી રસ્તા, સ્થાનિક સગવડો વગેરેની વ્યવસ્થા કરવાનું. આ બન્ને પૈકીની પહેલી જ પંચાયતને સોંપવાની ભલામણ કમીશન કરે છે, પણ જો બીજી જાતનાં કામ જ તરત સોંપવામાં આવે તો પણ અસંતોષનું કારણ ન રહે. નિશાળોનાં મકાન બાંધવાનું અને તે ઉપર સાધારણ દેખરેખ રાખવાનું, ગામડી

રસ્તા વગેરે નાના કામનો વહીવટ કરવાનું, ગામડાંનું આરોગ્ય સાચવવા, પાણી તથા રસ્તાની વ્યવસ્થા કરવાનું અને જુની ગામઠી નિશાળોને મદદ આપવાનું કામ પંચાયતોને સોંપવું જોઇએ :—

(૪) પંચાયતને નીચે પ્રમાણે ઉપજ મળવી જોઇએ.

(ક) ગામડામાં લોકલ બોર્ડ માટે લેવામાં આવતા જમીનના કરનો અમુક ભાગ.

(ખ) તાલુકા બોર્ડ અથવા કલેકટર તરફથી ખાસ કામ માટે ગ્રાન્ટ.

(ગ) ગામડામાં ઉપજતો દબા દંડ અથવા બજારનો કર.

(ગ) (જો દીવાની મુકરદમાનો ચુકાદો પંચાયતને સોંપવામાં આવે તો) દીવાની કામની ફી.

આ ઉપજમાંથી પંચાયતો પોતાના કામને માટે જોઇતી રકમ મેળવી શકે. પંચાયતના બંધારણ અને વહીવટ સંબંધી આ ફક્ત રૂપરેખા જ છે અને તેની લંબાણથી ચર્ચા જુદા લેખમાં જ કરી શકાય.

## ઉપસંહાર.

આમ, લોકલ બોર્ડના બંધારણ અને વહીવટના જુદા જુદા પ્રશ્નો વિષે કમિટીના રીપોર્ટનું આપણે અવલોકન કર્યું છે સર્વેને જણાશે કે એકંદર ઘણા સંકુચિત દૃષ્ટિબિન્દુથી અને સ્થાનિક સ્વરાજ્યના મૂલ સિદ્ધાન્તની અવગણના કરીને કમિટીએ ઘણીખરી ચર્ચા અને સૂચનાઓ કરી છે. ત્યાં પણ ચર્ચામાં અમલદારી તત્વ અને અર્ધદગ્ધ દલીલો ભેળવવામાં આવ્યાં છે, અને સૌથી વધારે ખરાબ તો એ છે કે, સારી સૂચનાઓ સામાન્ય રીતે ઘણા જ જુજ દાખલામાં લાગુ પાડવાની ભલામણ કરવામાં આવી છે અને જ્યાં તેનો સામાન્ય પ્રયોગ યોગ્ય ગણવામાં આવ્યો છે ત્યાં બીજી એવી સૂચનાઓ રજુ કરવામાં આવી છે કે, જે સારી સૂચનાઓનું બધું સત્વ લુંટી લે. એ દાખલા આપણા મન આગળ ખાસ કરીને આવે છે. લોકલ બોર્ડમાં જ્યારે ૨ ભાગના સભાસદોની પ્રજાકીય પસંદગી સૂચવવામાં આવે છે ત્યારે સામાન્ય રીતે ફક્ત ૧/૩ અર્થાત હાલના ૧–૨ કરતાં પણ ઓછા ચુંટાવા જોઇએ અને બાકીના મોટે ભાગે ઇનામદારો અને જાગીરદારો, ઇલ્કાબધારીઓ અને ઓનરરી મેજીસ્ટ્રેટ–એ વર્ગો તરફથી નીમાવા જોઇએ એમ જણાવવામાં આવ્યું છે. આવક વધારવાની દરખાસ્ત પણ આવી જ, છેતરનારી અને નિઃસત્વ છે, કારણ કે જમીન અને આબકારીના મહેસુલનો થોડો પણ ભાગ લોકલ બોર્ડને આપવાની સારી સૂચના એક પાસ રજુ થઇ છે તો બીજી પાસ તેનું એક જુદું ફંડ કરી તેમાંથી લગભગ જુને ધોરણે ગ્રાંટ આપવાની ભલામણ કરવામાં આવી છે. બંધારણ અને ઉપજના વિષયો વધારેમાં વધારે મહત્વના છે અને તે વિષે કરેલી સૂચનાઓથી આખા રીપોર્ટની તુલના કરીએ તો કેવળ નિર્માલ્ય અને કદાચ નુકશાનકારક છે એમ કહેવું પડશે.

અને બીજું સંભવે પણ શું ? કમિટીના સભાસદો પૈકી ચાર સીવીલ સર્વીસના ઉંચા અમલદારો હતા તેમની પાસેથી સાંકડા વિચારોની જ આશા રાખવી જોઇએ અને

જેઓ જરા પણ ઉદાર અભિપ્રાય દર્શાવે ત્યારે આપણે નવાઇ પામવું જોઇએ. બાકી પાંચ પૈકી બે મુસલમાન સભાસદોએ મુસલમાનો માટે જુદી ચુંટણીની માગ કરવા સિવાય બીજી કંઇ પણ સેવા કરી જણાતી નથી. ત્રણ હિંદુ સભાસદોમાંથી રાવ બહાદુર આર્તલનું નામ હમણાં કર્ણાટક કૉલેજના સંબંધમાં પ્રખ્યાત થયું છે અને તેમનામાં જાહેર જુસ્સો ન હોવાનો આરોપ મૂકી શકશે નહિ, પરંતુ ઑન. રાવ બહાદુર સાઠે અને ઑન મી૦ વિઠ્ઠલભાઇ પટેલે અનેક ઠેકાણે કમિટી સાથે મતભેદ દર્શાવીને તેમજ જુદી નોંધ લખીને આપણી જે અમૂલ્ય સેવા બજાવી છે, એ માટે તેમનો ઉપકાર માનવો ઘટે છે. જે નવ સભાસદોની કમિટીમાં બે જ ખરા દેશભક્ત હોય તેમની સૂચનાઓ વધારે સારી કેમ હોઇ શકે?

આ વિષયની રજા લેતાં પહેલાં એક વાત જણાવવી જોઇએ. કમિટીની સૂચનાઓની ચર્ચા કરીને જ આપણે સંતોષ માનવાનો નથી. જુદા જુદા સવાલો વિષે આપણા ચોક્કસ અને વિગતવાર વિચારો આપણે સરકાર અને પ્રજા આગળ વારંવાર રજુ કરવા જોઇએ અને આ કામમાં લોકલ બોર્ડના હાલના પ્રજાકીય સભાસદોએ આપણને બનતી મદદ કરવી જોઇએ. થોડા વખતમાં સરકાર લોકલ બોર્ડ વિષે પોતાનો નવો કાયદો રજુ કરવા કરશે ત્યારે તેની પણ સંપૂર્ણ ચર્ચા કરવા આપણે તૈયાર થવું જોઇશે, અને છેવટે લોકલ બોર્ડને વધારે પ્રજાકીય અને સત્તાવાન, સ્વતંત્ર અને સમૃદ્ધ બનાવવા માટે નવી વ્યવસ્થાઓ થાય તે અર્થે આપણે લોકોએ તેમ જ વર્તમાનપત્રોએ નિંતર પ્રયાસ કરવો જોઇશે. (સંપૂર્ણ.)

ઇન્દુલાલ ક. યાજ્ઞિક.

---

# વાઙ્મય અને રાષ્ટ્રીયત્વ.

વાઙ્મય અને રાષ્ટ્રીયત્વ એ બે બાબતો વચ્ચે પરસ્પર કંઇ કાર્યકારણભાવ છે એ પ્રથમદર્શને કેટલાકોને ખરૂં લાગશે નહીં; પરન્તુ જો આપણે માનવયુગના આરંભથી જગતના ઇતિહાસ તરફ નજર કરીએ તો આપણને એવું દેખાઇ આવશે કે વાઙ્મય અને રાષ્ટ્રીયત્વ વચ્ચે એટલો કંઇ નિકટ સંબંધ છે કે, વાઙ્મય શિવાય રાષ્ટ્રીયત્વ નહીં અને રાષ્ટ્રીયત્વ શિવાય વાઙ્મય નહીં. તેથી અત્રે વાઙ્મય તેમજ રાષ્ટ્રીયત્વનો એકત્ર વિચાર કરવો અપ્રયોજક લેખાશે નહીં. પૂર્ણ રાજકીય સ્વાતંત્ર્ય ઉપભોગનારો, એક જ ભાષા બોલનારો, એક જ ધર્મને અનુસનારો અને એક જ નીતિશાસ્ત્રને પ્રમાણ માનનારો જનસમૂહ સાધારણતઃ રાષ્ટ્ર સંજ્ઞાને પ્રાપ્ત થશે. રાષ્ટ્રરૂપી સંસ્થાનો વિચાર કરતી વેળાએ સમાજરૂપી સંસ્થાનો પણ સહેજ વિચાર કરવો જોઇએ. કારણ પ્રથમ સમાજની જ ભાવના ઉત્પન્ન થાય છે અને તે ભાવનાનું પર્યવસાન રાષ્ટ્રીયત્વમાં થાય છે. સમાજ એ એક મોટું પરન્તુ વ્યવસ્થિત કુટુમ્બ હોઇને તેની રચના વર્ણાશ્રમ, ઉદ્યોગ ધંધો કે વર્ગવારી પૈકી કોઇ પણ એક તત્ત્વને અનુસરીને જ થએલી

હોય છે. પરન્તુ જેમ જેમ એક સમાજ બીજા સમાજની સાથે સંસર્ગમાં આવે છે તેમ તેમ પ્રત્યેક સમાજની અંતર્ઘટનામાં ફેરફાર થતો જાય છે. એક બીજાનાં વાઙ્મયની એક બીજાના વાઙ્મય ઉપર અસર થતાં સામાન્ય જીવિત સંપ્રદાયમાં સુદ્ધાં ફરક પડે છે. ટૂંકામાં કહીએ તો એક બીજાના સંસ્કૃતિનો પરસ્પર આઘાત પ્રત્યાઘાત થઇ પ્રત્યેક સંસ્કૃતિને એક પ્રકારનું વૈશિષ્ઠ્ય કિંવા વૈલક્ષણ્ય પ્રાપ્ત થઇ જે એક પક્કી સંસ્કૃતિ તૈયાર થાય છે તેને રાષ્ટ્રીય સંસ્કૃતિ કહી શકાય અને તે સંસ્કૃતિ જે સમાજની અંદર દ્રઢીભૂત થઇ હોય તે સમાજને રાષ્ટ્ર કહી શકાય. જે પ્રમાણે કોઇ પણ એક મૂળતત્વ ઉપર સમાજની માંડણી થાય છે તે તત્વ જેમ તેને આવશ્યક હોય છે તે જ પ્રમાણે રાષ્ટ્રીયત્વનાં પણ કેટલાંક મૂળતત્વો છે અને તે પણ તેને અત્યંત આવશ્યક છે. રાજકીય દ્રષ્ટિએ ઉન્નત પદવી એ રાષ્ટ્રીયત્વનું મૂળતત્વ છે. સમાજને ઉચ્ચ પ્રકારનું રાજકારણ ન હોય તે સમાજ ક્યારેય પણ રાષ્ટ્ર નથી. 'यत् राजते तद्राष्ट्रं' રાષ્ટ્રશબ્દનો આ જ ખરો અર્થ. એકાદા દેશમાંથી જ્યારે ખરી રાષ્ટ્રશક્તિ નષ્ટ થાય છે ત્યારે જ તે હીનસ્થિતિ સુધી પહોંચે છે. કાયદા કરવામાં કે તેની અમલ બજાવણી કરવામાં જેનો હાથ ન હોય તેનો સમાજ થઇ શકશે પણ રાષ્ટ્ર થઇ શકશે નહીં. રાષ્ટ્ર એટલે સંસ્કૃતિનું પ્રદીપ્ત તેજ, પારૂપનું મૂર્તિમંત પૂતળું અને તેજસ્વી વાઙ્મયનો તો કેવળ ઝરો જ.

જે પ્રમાણે રાષ્ટ્રીય સંસ્કૃતિ અને સામાજિક સંસ્કૃતિમાં ભેદ બતાવી શકાય છે, તે પ્રમાણે રાષ્ટ્રીય વાઙ્મય તેમ જ સામાજિક વાઙ્મય વચ્ચેનો સુદ્ધાં ફરક બતાવી શકાય તેમ છે. સામાજિક વાઙ્મયથી સમાજ બને છે અને રાષ્ટ્રીય વાઙ્મયથી રાષ્ટ્ર નિર્માણ થાય છે. રાષ્ટ્રમાંના ખરા કવિને દેશ અવનત સ્થિતિમાં આવેલો જોઇ પ્રિયાનું સ્મરણ ન થતાં રાષ્ટ્રવિષયક વિચારો જ તેના મનમાં હમેશાં ઘોળાયાં કરે છે. પોતાના દેશ બાન્ધવો પ્લેગ, દુષ્કાળ, દારિદ્રય ઇત્યાદિ સંકટોથી રીબાઇ તેમના દુઃખભર્યા આર્ત પોકારોથી આકાશ તુટી પડવાનો સમય આવ્યો તોપણ જે દેશના કવિઓને અંધારે-અજવાળે, ખૂણે ખાંચરે ચાંચડ માંકડ કે ડાંસના ચટકામાં સુદ્ધાં પ્રિયતમા શિવાય બીજા કોઇનું પણ સ્મરણ થતું નથી, તે દેશ રાષ્ટ્ર નથી અને તે દેશના કવિઓ પણ રાષ્ટ્રીય કવિ નથી. આકાશમાંના તારાઓ આપણા સામુ જોઇ તુચ્છતા-પૂર્વક હસે છે તે ન સમજીને તેનું હસવું એ પ્રિયાનું કેવળ મધુરસ્મિત, હીનતર સ્થિતિથી ઉન્મત્ત બની સૂસવાટ કરતો વાયુ કેવળ પ્રિયાના શ્વાસમરૂત્ સમાન જેને લાગે છે એવા કવિ બહાદૂરો જે દેશમાં નિર્માણ થાય છે, તે દેશની અવનતિનું ગ્રહણ જલદીથી છૂટવાની આશા જ કેવી રીતે રાખી શકાય? હરરોજના ઉષોદયની સાથે જેને કર્તવ્ય ઉષાની જાગૃતિ થએલી જણાતી નથી, પોતાના દેશના અલંકારભૂત એતિહાસિક ક્ષેત્રની દુર્દશા થએલી જોઇ જેનો આત્મા દ્વિધા થતો નથી તે મનુષ્ય રાષ્ટ્રીય દ્રષ્ટિથી ખરેખર મૃત જ છે!

આવા દેશની વૈયક્તિક સંસ્કૃતિ પરકીય સંસ્કૃતિ આગળ ક્ષય પામે છે અને એક વખત રાષ્ટ્રીય સંસ્કૃતિ મૃતપ્રાય થઇ કે તે દેશનો તરણોપાય જ રહેતો

નથી. કારણ, તે દેશના લોકોના આચાર, વિચાર અને ઉચ્ચારમાં વિલક્ષણ ફેરફાર થાય છે. આચારમાં રહેલી પ્રથમની પ્રખરતા નષ્ટ થઇ તેમાં મેષપાત્રત્વ આવે છે. દેશ એક વખત અધોગતિમાં ઘસડાવા લાગ્યો કે દેશદ્રોહીપણા જેવા દુષ્ટ રોગો તે દેશને લાગુ પડે છે. ગતકાલીન ગૌરવપૂર્ણ ઇતિહાસને ઉત્પન્ન થએલું કિંબહુના રોમરન્ધ્રમાં દ્રવીભૂત થએલું જાજ્વલ્ય દેશાભિમાન લુપ્તપ્રાય થઇ પોતાના ઇતિહાસનો ચાર માણસોની અંદર નામ નિર્દેષ કરવાનું સુદ્ધાં લજ્જાસ્પદ જણાવા લાગે છે. 'ભીંતોને પણ કાન હોય છે' 'ભાઇ એવું બોલવાનો આ વખત નથી' ઇત્યાદિ વાક્ય–પિશાચ્ય વડે ઘણાઓના લુલીને લવારો કરવાની લત લાગેલી હોય છે, તો પછી મનમાં ઉદ્દભવતા વિચારો જેમને તેમ ગોલી બતાવવાની વાત તો ક્યાંથી જ હોય? આ થઇ ઉચ્ચારની સ્થિતિ. વિચારની કથા એના કરતાં જરા જુદી છે. પરકીય સંસ્કૃતિ જો નખરાબાજ અને મોહક હુશે તો હલકાં અંતઃકરણો ઘણુંખરૂં તેમાં લોભાય છે. આવા મનોને સ્વભાષા ત્યાજ્ય જણાવા લાગે છે, સ્વાભિમાનની અપ્રશસ્તમાં ગણનાં થઇ પોતાનો પોષાક કે પોતાના રીતરીવાજને વળગી રહેલાના માથે 'ઓર્થોડોક્સીનો' સિક્કો મારવામાં આવે છે. પોતાની ભાષામાં કેટલુંએ ઉત્તમ સારસ્વત હોય તો પણ તે ત્યાજ્ય જણાવા લાગે છે. આપણા પૂર્વના કવિઓ તે મૂર્ખ શિરોમણિ અને પરકીય દેશના કવિઓ તે કેવળ કવિતા–કામિની વિલાસ, તેઓના ઇતિહાસકાર તે કેવળ વાલ્મિકીની પેઠે ભૂતાર્થવાદી, તેઓનું વાઙમય તે જ ખરૂં વાઙ્મય અને બીજું બધું નકામું ટાયલું, વગેરે વિચિત્ર ભાવનાઓ ઉત્પન્ન થાય છે.

આવી રીતે એક વખત મનનો સ્વતંત્ર વ્યાપાર બંધ થયો કે તૈયાર થનાર વાઙ્મયમાં ખરી રાષ્ટ્રીય સંસ્કૃતિ બીલકુલ ચમકતી નથી. અને પછી તે દેશમાંના વાઙ્મયના વૈયક્તિકપણાનો લોપ થઇ પૂર્વના વાઙમયવૃક્ષ ઉપર વર્તમાન વાઙમય બેડોળભરી રીતે વધવા લાગે છે. ઇતિહાસ જ વાઙમયનો પાયો છે. પરન્તુ ઉપર્યુક્ત રીતે તૈયાર થયેલા વાઙ્મયનો પાયો ઇતિહાસને બદલે અંતકરણની શુદ્ધ ગુલામગિરી અને આત્મઘાતકી અનુકરણ જ હોય છે. અને એક વખત ઇતિહાસ તેમજ વાઙમયની ફારકતી થઇ કે રાષ્ટ્રીયત્વનો લોપ થાય છે. સ્વદેશ અને રાષ્ટ્રના ઇતિહાસનો યોગ્ય મેળ બેસાડી વાઙ્મયના સામર્થ્ય ઉપર જ રાષ્ટ્રીયત્વની મુખ્યતઃ માંડણી થાય છે. આ વિદ્ધાનની સત્યતા બતાવવી બહુ કઠિણ નથી. જગતના ઇતિહાસમાંથી એની સત્યતા બતાવનારાં સેંકડો દ્રષ્ટાન્તો બતાવી શકાય તેમ છે. ફ્રાન્સમાં રાજક્રાન્તિ થતાં પહેલાં વાઙમયમાં ક્રાન્તિ થઇ. રૂસો, વાલ્ટેર પ્રભૃતિ 'સરસ્વતી કંઠાભરણ' પ્રથમ નિર્માણ થયા અને પછી જ રાજલક્ષ્મીની કોટના માદળીઆ રૂપ નેપોલિયનનો ઉદય થયો. તેવી જ રીતે ઇટાલીના સ્વાતંત્ર્ય યુદ્ધની પહેલાં ઇટાલીના રાષ્ટ્રીય કવિ દાંટેના ગ્રંથની લાખો કોપીઓ–નકલો વેચાઇ ગઇ. અને પછી જ લાખો લોકો પોતાના જીવ ઉપર ઉદાર થઇને યુદ્ધને માટે સજ્જ થયા. તે જ પ્રમાણે બીજા પણ સ્વતંત્ર રાષ્ટ્રોના દાખલા આપી શકાય તેમ છે. આ બધા દાખલાઓમાં મુખ્યત્વે કરીને એક જ ગૂઢ નજરે પડે છે, તે એ કે

પ્રત્યેક રાષ્ટ્રે પ્રથમ મનનું દાસત્વ દૂર કરવાનો પ્રયત્ન કરેલો છે. **मनएव मनुष्याणां कारणं बन्धमोक्षयोः** એ તત્વ વેદાન્તની અંદર જેટલું ખરૂં છે, તેટલું જ કિંબહુના કંઈક વધારે વ્યવહારમાં પણ ખરૂં છે. કોઇ પણ દેશનો એક વખત ઉન્નતિનો માર્ગ આક્રમવા સારૂ મનનો પાકો નિશ્ચય થાય તો પછી તોપના પચીસ કારખાના કે સેંકડો લશ્કરીનો પણ તેનો અટકાવ કરી શકે નહીં. મરવું કે જીવવું એવી ભાવના બુદ્ધિને માન્ય થાય અને અંતઃકરણમાં તે ભાવના બિમ્બીત થાય એટલે તેની આગળ પ્રત્યક્ષ પરમેશ્વરનું સુદ્ધાં કંઇ ચાલતું નથી.

પરન્તુ આવી ભાવના હૃદયમાં સ્થિર થવી અને તેના વિરૂદ્ધનું આચરણ તે મહાપાપ છે એવી દ્રઢ માન્યતા થવી એ જ પ્રથમ તો જરા કઠિણ લાગે છે; પરન્તુ જે બાબતો પ્રથમ દર્શને કઠિણ દેખાય છે તે જ બાબતો પ્રયત્ન કર્યા પછી સાધ્ય અને સુલભ થાય છે. દેશમાં નિવસતા લોકોનાં મન આવી રીતે તૈયાર કરવાનું કામ વાઙ્મયનું છે. ખરા વાઙ્મયથી મનથી ઉન્નતિ થાય છે. પ્રખર તેજસ્વી વાઙ્મય આગળ સ્વજનને ફસાવવાના કે દેશદ્રોહીપણાના વિચારો ભસ્મ થઇ જઈ હૃદયમાં વિચાર સ્વતંત્રતા દ્રઢ થાય છે. મન સ્વતંત્ર અને છૂટું હોય તો વધારે તેજસ્વી વાઙ્મય તૈયાર થાય છે અને તેજસ્વી વાઙ્મય નિર્માણ થતાં મનને સ્વાતંત્ર્યની ચટક લગાડે છે. આ પ્રમાણે આ બન્ને બાબતો પરસ્પર અન્યોન્યાશ્રયી છે.

હિન્દુ સામ્રાજ્યના કે તેનાથી પહેલાંના સમયના વાઙ્મયની તેમજ હમણાંના વાઙ્મયની તુલના કરવાની સોઈ જ રહી નથી. પ્રાચીન મેઘદૂતની શૈલીપર આપણા વિદ્યાર્થી–કવિ–બહાદૂર પોતાના રસોયાને કે એવા જ બીજા કોઇને દૂત બનાવી વિરહથી ઝુરતી (?) પોતાની પ્રિયા તરફ પ્રેરે છે. પરન્તુ હજુ સૂધી એક પણ કવિથી દેશોન્નતિનો દિવ્ય સંદેશ સ્વાભિમાનની તેજોમય ભાષામાં કવિતા દૂતીની સાથે મોકલી શકાતો નથી. માની લીધેલા પ્રેમપાત્રનો પ્રેમ મેળાવવામાં નિરાશ થતા વિહ્વળ દશામાં ઝુરી ઝુરીને કેટલા લોકો મૃત્યુ પામ્યા તેનો સાદ્યંત ઇતિહાસ આપણને વાંચવા મળે છે; પરન્તુ કેટલા રાષ્ટ્ર વૃક્ષ દેશદ્રોહીપણાની ઉધાઇથી સડી જઈ નાશમાન થયા તેનો ઇતિહાસ તો હજુ અજ્ઞાત જ છે. પ્રેમને માટે સંન્યાસ લેવા સારૂ લોકો તૈયાર થાય છે પણ દેશને માટે સંન્યાસ લેવાને કોઇ જ તૈયાર નથી. હમણાં પરિસ્થિતિમાં લોકોને પ્રેમ સુજે છે પણ કેવી રીતે? એ વિચાર મનમાં આવતાં ખેદ થાય છે. પ્રેમ એ મનની ભાવના–સ્વાર્થી ભાવના છે. દેશપ્રીતિ દેશસેવાના વિશેષ અર્થે આત્માની ભાવના અતએવ તેની રચના સ્વાર્થત્યાગ ઉપર. આ બે બાબતો જો ખરી છે તો તેમને માટે ગ્રંથમાળાની ટંકશાળ શરૂ થાય એ રાષ્ટ્ર થવા ઇચ્છતા લોકોને યોગ્ય છે કે? મરણોન્મુખ મનુષ્યને પુષ્પનો શું ઉપયોગ? તેવી જ રીતે વળી અવનતિરૂપ કીચડમાં પડી રહેલા દેશને એક બીજાના હરિફ તરીકે જન્મ પામતી શૃંગાર રસથી છલકાઇ જતી, કામુક ભાવનાઓથી દુષિત એવી પ્રણયમાલિકા જેવી માળાઓની પ્રેમકથાનો શું ઉપયોગ? કલગી–તુરાની લાવણીઓમાં વ્યક્ત થતા પ્રેમનું સેવન કરનારા કવિઓના કરતાં રાષ્ટ્રધર્મ ઉપર જ કવન કરનારા કવિઓની જ રાષ્ટ્રને અત્યંત આવશ્યકતા હોય

છે. વીરકવિ નર્મદ જેવા નાનાથી મોટા સુધી સહુ કોઇને આદરણીય એવા વાઙ્મયનું હૃદય ખોલનારા વાઙ્મયાચાર્યોની જ રાષ્ટ્રને જરૂર છે.

વાઙ્મય એટલે જુદી જુદી મનોવૃત્તિઓનું ભાષામય સ્વરૂપ એ જો ખરૂં હોય તો પ્રત્યેક મનોવૃત્તિને કાંઇક પણ ઠરાવિક કાળ–સમય હોય છે. ભૂખના દુઃખથી વ્યાકુળ થતા મનુષ્યની મનોવૃત્તિ શૃંગારમય તો ખાસ કરીને હોવાની જ નહીં. શત્રુની સાથે મદોન્મત્ત હાથીની પેઠે ઝુઝી રહેલા નરપુંગવ વીરમણિની મનોવૃત્તિ શાન્ત રસાત્મક હોવી સંભવતી જ નથી. તેવી જ રીતે પ્લેગ, દુષ્કાળ, ઇત્યાદિથી જર્જર થયેલા દેશની મનોવૃત્તિ સતત શૃંગારમય હોવી ન જોઇએ. પરન્તુ આપણા દેશ તરફ નજર કરીએ છીએ તો સર્વત્ર વિપરીત જ પ્રકાર ! શૃંગારને તામ્રપટ અને પ્રેમનું એકછત્રી રાજ્ય એ આપણી સ્થિતિ ! વાઙ્મય તો હમણાં પ્રેમની ખાનગી જાગીર થઇ પડયું છે ! જ્યાં આગળ વાઙ્મયની આવી દયાજનક સ્થિતિ હોય ત્યાં રાષ્ટ્રીય ભાવના ઉત્પન્ન થાય જ કેવી રીતે ? કે તેને મૂર્ત સ્વરૂપ મળે પણ કેવી રીતે ? આપણા જૂના વાઙ્મયમાં સામર્થ્યવાન પુરૂષો તૈયાર કરવાની શકિત હતી, તો હમણાંનું વાઙ્મય કેવળ પ્રેમઘેલા જ માત્ર નિર્માણ કરે છે. જૂના વાઙ્મયની જ્યોત ઝીણી ઝીણી પણ ચમકી રહેલી હોઇ ચારે તરફથી તેની અવહેલના માત્ર થાય છે. પ્રત્યેક ખરા વાઙ્મયમાં વીર કેસરી નિર્માણ કરવાનું સામર્થ્ય હોય છે, પરન્તુ તેની પરંપરા ચાલુ ન રાખવાથી હમણાંના આપણા વાઙ્મયમાંથી તે સામર્થ્યનો લોપ થયો છે. હમણાંના નવા વાઙ્મયમાં પરકીયપણાનો ભાવ દેખાઇ આવે છે. થોડાકમાં કહીએ તો તેમાં ખરેખરી આર્ય સંસ્કૃતિ જ દ્રગ્ગોચર થતી નથી. પહેલાંના વિશિષ્ઠપણાનો નાશ થયો છે. આપણી સંસ્કૃતિમાંથી ખરા આર્યત્વનો નાશ થઇ તેમાં અનિષ્ટ પ્રકારનું મિશ્રણ થયું છે. આવી સ્થિતિમાં આપણી સ્વસંસ્કૃતિનો તદ્દન લોપ જ થઇ જશે કે શું એવો ભય ઉંડો વિચાર કરનાર કોઇ પણ ભારત સંતાનને લાગે તો તેમાં આશ્ચર્ય શાનું ? અને પ્રસ્તુત લેખની શરૂઆતમાં કહ્યા પ્રમાણે જો સ્વસંસ્કૃતિ નષ્ટ થઇ કે તેમાંના સ્વત્વને કંઇ પણ ધક્કો લાગ્યો તો માત્ર જે ભાવનાશકિતના બળ ઉપર રાષ્ટ્રની રચના થાય છે તે તમામ શકિત છૂટી છવાઇ વીખરાઇ જઇ તમામ કાર્ય વણસી જાય છે. તો આવા પ્રસંગે આપણી જે સંસ્કૃતિ થોડી ઘણી પણ બાકી રહી છે તેની પરંપરા કાયમ રાખી તેની વૃદ્ધિ કરી, બીજી સંસ્કૃતિઓમાં જે સારૂં હોય તેટલું ગ્રહણ કરી, આપણી સંસ્કૃતિને વ્યાપક કરીશું તો જ આપણો કંઇ પણ તરણોપાય છે. અને તો જ રાષ્ટ્ર થવાની આશા રાખવી પણ સંયુક્તિક લેખાશે. આ રાષ્ટ્ર–ભાવનોત્પાદક સંસ્કૃતિ જે કોઇ આત્મસાત્ કરે તે જ ખરો દેશભકત નહીં તો મુખેથી દેશભકત કહેરાવવું અને વિચાર, ઉચ્ચાર અને આચારની કર્તવ્યત્રયીમાં પરકીયોનુ આબેહુબ અનુકરણ કરવું. જેને પોતાની સંસ્કૃતિ માટે સ્વાભિમાન ન હોય તે મનુષ્ય, મનુષ્યની પદવી સુધી પહોંચી શકતો નથી, તેમ રાષ્ટ્રનો નાગરિક થવાની પણ તેની યોગ્યતા નથી. કારણ સ્વાભિમાન, સ્વદેશી અને સ્વરાજ્ય, એવાં ત્રણ પગથીઆં ચઢીને જ રાષ્ટ્રોન્નતિરૂપ દેવતા, ઇતિહાસનાં નંદાદીપવડે પ્રકાશિત અને પવિત્ર થએલા રાષ્ટ્ર–સિંહાસન ઉપર, રાષ્ટ્ર

કવિના રાષ્ટ્રગીતમાં, રાષ્ટ્રભકતાની પ્રફુલ્લ મુખરાજી તરફ જોતા જોતા ચઢે છે અને આવી રીતે જ્યાં વાઙ્મય તેમજ રાષ્ટ્રીયત્વને યોગ્ય મિલાપ-સંયોગ થાય છે ત્યાં જ માત્ર આકાશમાંના તારાઓનું તેજ અને જલસ્થ કમળોની કાન્તિ એકત્રિત થયાનો અદ્ભુત ચમત્કાર ખરા કવિઓને દેખાય છે. અન્યત્ર ક્યાંઇ પણ નહીં.

તુલજાશંકર ગૌરીશંકર યાજ્ઞિક.

---

# ગ્રામીય કેળવણી મંડળ—અણામા.

સુરત જીલ્લાના જલાલપોર તાલુકામાં આ મંડળની સ્થાપના થઇ છે. એ મંડળ નાના ગામડાઓમાં પોતાનું કાર્ય કરે છે તેમ છતાં ગુજરાતના લોકોએ તે વિષે જાણવું જોઇએ એમ નીચે આપેલા ઇતિહાસ પરથી સ્પષ્ટ રીતે સમજાશે. ૧૮૮૪ ની સાલમાં અણામા ગામે અંગ્રેજી સ્કુલની સ્થાપના થઇ હતી. ત્યાર પછી ત્રણ વર્ષે પાસે આવેલા ખરસાડ ગામે પણ અંગ્રેજી શાળા સ્થપાઇ. બન્નેનું કામ વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાનું હતું, પણ સ્વાભાવિક રીતે બન્ને વચ્ચે હરિફાઇ ઉત્પન્ન થઇ અને સંપથી કામ થવાને બદલે ખોટી હરિફાઇ અને કડવાસને લીધે કેટલુંક નુકશાન થયું. ત્રણ વર્ષ ઉપર બન્ને ગામના નેતાઓએ વિચાર્યું કે બન્ને સ્કુલોને જોડી દેવાથી ખોટી હરિફાઇ મટશે અને શાળાને આર્થિક લાભ થશે. બન્ને ગામોએ રૂા. ૧૦,૦૦૦ ) એકઠા કર્યા અને બન્ને ગામની વચ્ચે ખેતર ઉપર શાળાનું મકાન બાંધ્યું. આમ કરવાથી પહેલાં આઠ દશ વિદ્યાર્થીઓના વર્ગ હતા તેને બદલે દરેક વર્ગમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૩૦ ઉપરની થઇ છે. અને પહેલાં જે બે ત્રણ વર્ગ ઉપર એક શિક્ષક રાખી શકાતા હતા તેને બદલે વર્ગની સંખ્યા કરતાં શિક્ષકોની સંખ્યા વધારે થઇ શકી છે. આમ થવાથી જ ૨ થી ૩ હજારની વસ્તીવાળાં ગામડાંઓ હવે હાઇસ્કુલનો લાભ લેવાની આશા રાખી શકે છે. અને તેની સાથે ત્રણસેંથી ચારસેં માણસની વસ્તીવાળાં ગામડાંઓ પણ એનો લાભ લઇ શકશે. કારણ બે ત્રણ માઇલના ઘેરાવામાં સાત આઠ ગામડાંઓ છે અને એ બધાં એ સ્કુલનો લાભ લઇ શકે છે. ગુજરાતની ઘણી જગ્યાઓ આનું અનુકરણ કરે તો નાના ગામોમાં પણ માધ્યમિક શિક્ષણ સારી રીતે આપી શકાશે.

આ સંસ્થાનો ઇતિહાસ આટલેથી જ સમાપ્ત થતો નથી. વધારે અગત્યની બાબતો હવે પછી આવે છે. ચાલુ વર્ષમાં ડક્કન એજ્યુકેશન સોસાયટીના બંધારણને મળતા બંધારણવાળું એક “ ગ્રામીય કેળવણી મંડળ ” નામનું મંડળ સ્થાપ્યું છે અને તે મંડળને આ શાળાની વ્યવસ્થા સોંપી છે. ગુજરાતમાં ત્રણ ચાર મંડળો સ્થપાયા છે પણ એ મંડળ લોકોને કેટલા ઉપયોગી અને જરૂરનાં છે તે લોકો બહુ સારી રીતે સમજી શકયા નથી. આ મંડળ અથવા શાળા એક નાના ગામડામાં કાર્ય કરતું એક મંડળ

અથવા શાળા છે એટલું સમજવું એ બસ નથી. એનો ઇતિહાસ સમજવાને માટે કયા હેતુથી એ સંસ્થા સ્થાપવામાં આવી છે તે સમજવું જરૂરનું છે.

સમસ્ત ગુજરાતમાં જાહેર જીવન કેટલા પ્રમાણમાં ખીલ્યું છે તે વાત જેમણે પાઠ્ય પુસ્તક કમિટીનો રીપોર્ટ વાંચ્યો હશે તે જાણી શકયા હશે. ૯૦ હાઇસ્કુલોમાંથી બેએ અને ૪૧ અં. વ. શાળાઓમાંથી પંદરે કેળવણી પરિષદે પૂછેલા પ્રશ્નોના જવાબ આપવા જેટલી સભ્યતા દર્શાવી છે. એમાં શિક્ષકો અથવા વ્યવસ્થાપકોનો દોષ નથી. પદ્ધતિનો દોષ છે. તેમને ઠપકો ન આપતાં તેઓ ભવિષ્યમાં વધારે ઉત્સાહી બને એટલી તેમને વિનંતિ કરીશું. ત્યારે એ પદ્ધતિ કંઇક જેને લીધે આમ થવા પામ્યું છે. શાળાના વ્યવસ્થાપકો કેટલીક જગ્યાએ નોકર શિક્ષકો રાખી તેમની પાસે કામ લે છે. અને શિક્ષકોને પોતાના કાર્યમાં બીલકુલ સ્વતંત્રતા હોતી નથી એટલે તેઓ જેમ વ્યવસ્થાપકો કહે તેમ જ વર્તે છે. વ્યવસ્થાપકો વિદ્વાન હોય કે અભણ હોય, બન્ને રીતે તેઓ શિક્ષકના કાર્યમાં આડે આવે છે. વિદ્વાન હોય તો પણ કેટલીક જગ્યાએ તેમનું લક્ષ્યબિંદુ પૈસા કમાવા એ હોવાથી શિક્ષણના ઉચ્ચ હેતુઓ તેઓ ભૂલી જાય છે. જ્યાં શિક્ષકો પરતંત્ર હોય ત્યાં તેઓ સ્વતંત્ર વિચાર કરી શકતા નથી અને તેઓ ન કરે એટલે તેમના વિદ્યાર્થીઓ કેવા નીકળશે તે સહેલાઇથી સમજાય તેવું છે. ગ્રામીય કેળવણી મંડળમાં સ્વયંસેવકોનો વર્ગ રાખ્યો છે અને તેમને વ્યવસ્થામાં સારો ભાગ આપ્યો છે. એટલે સારી સંખ્યામાં સ્વયંસેવકો જોડાશે એટલે સારૂં કાર્ય થઇ શકશે એવી આશા છે. અત્રે સર્વ ઉત્સાહી સ્વદેશપ્રેમી દેશસેવાને જીવન અર્પણ કરનારને આગ્રહ સાથે વિનંતિ કરવામાં આવે છે કે, તેઓ આ મંડળમાં કોઇ પણ પ્રકારે જોડાઇ આ મંડળને પોતાની મદદ આપે. આવાં મંડળોનો એક હેતુ એ પણ હોય છે કે એમાંથી નીકળનાર વિદ્યાર્થીઓ ભવિષ્યમાં લોકોને જ્ઞાન આપવાનાં અથવા બીજાં કોઇ કાર્યમાં જોડાઇ લોકોની સેવા કરે અને જ્યાં સુધી મંડળો આવા સેવકો તૈયાર ન કરે ત્યાં સુધી તેમનું કાર્ય અપૂર્ણ ગણાશે.

મંડળો દ્વારા કાર્ય કરવાથી લોકોનો ઉત્સાહ વધે છે, આર્થિક મદદ મળે છે. દરેક ગામ સ્વાશ્રયી બને છે, લોકો પોતાની સંસ્થાઓ ચલાવતાં શીખે છે, અનેક લોકસેવાના કાર્યો ઉપાડી શકાય છે અને બીજા અનેક ફાયદાઓ થાય છે જે કાર્ય થયા પછી જ સમજી શકાય છે.

સ્વયંસેવક.

---

# આપણાં દેશી રાજ્યો.

(ગુર્જર સભા સંમુખ તા. ૨૨-૨-૧૯૧૪ ને દિવસે કરેલા ભાષણની એ સભાની મિનિટ બુકમાં સભાના મંત્રી રા. રા. ચન્દ્રશંકર પંડયાએ લખેલી વૃત્તાંતનોંધ ઉપરથી.)

આપણાં દેશી રાજ્યો એટલે ગુજરાતનાં દેશી રાજ્યો, સમસ્ત હિંદુસ્તાનનાં નહીં. ગુજરાતનું ક્ષેત્રફળ આશરે ૬૫,૦૦૦ ચોરસ માઇલનું છે; તેમાંથી ૫૫,૦૦૦ ચોરસ માઇલમાં દેશી રાજ્યો છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે તેમના વિશે વિચાર કરવાની કેટલી અગત્ય છે.

દેશી રાજ્યો સાથેનો મારો સંબંધ તટસ્થનો છે, તેમનામાં નિમગ્ન થએલાનો નહીં.

દેશી રાજ્યો તરફ અંગ્રેજો કેવી રીતે જુએ છે અને આપણે પોતે કેવી રીતે જોવું જોઇએ? અંગ્રેજ અમલદારોનાં ભાષણોમાં તથા લેખોમાં બે દૃષ્ટિ પ્રધાન હોય છે; (૧) અંગ્રેજો હિંદમાં આવ્યા ત્યારે દેશી રાજ્યોની સ્થિતિ કેવી હતી? (૨) દેશી રાજ્યો સુધારવામાં અંગ્રેજોએ કેટલો ભાગ લીધો? લીવૉર્નરે કાઠીઆવાડ વિશે ઇંગ્લંડમાં આપેલું ભાષણ અને તે પ્રસંગે પ્રમુખ તરિકે લૉર્ડ વિલિંગ્ડને કાઢેલું ગર્વવચન એ આ બાબતમાં ઉદાહરણ છે. ટૂંકામાં, "અમે આવ્યા ત્યારે દેશી રાજ્યોમાં અંધેર અને ગેરવ્યવસ્થા હતાં, અને અમે તે દૂર કર્યાં" એ અંગ્રેજોની દૃષ્ટિનું તાત્પર્ય છે. આપણી દૃષ્ટિ આથી જુદી જાતની હોવી જોઇએ. આપણા દેશની પ્રગતિમાં દેશી રાજ્યોએ શો ભાગ ભજવવો જોઇએ અને તે ભજવવા દેશી રાજ્યો તૈયાર અને લાયક છે કે કેમ એ આપણો મ્હોટામાં મ્હોટો પ્રશ્ન છે. આ સંબન્ધમાં આપણા સાક્ષરોએ શું રજૂ કરેલું છે તે આપણે પ્રથમ જોવું જોઇએ. એમનામાંથી કોઇએ આ પ્રશ્ન વિશે ઉંડામાં ઉંડો અને વિશાળમાં વિશાળ વિચાર કર્યો હોય તો તે ગોવર્દ્ધનરામે કર્યો હતો. 'સરસ્વતીચંદ્ર'ની નવલકથામાં દેશી રાજ્યો વિશેની ચર્ચા ઘણું અગત્યનું સ્થાન રોકે છે. ગોવર્દ્ધનરામે તેમની વ્યાપક પદ્ધતિ પ્રમાણે દેશી રાજ્યોના જુદા જુદા પ્રકારનાં ચિત્રો આપ્યાં છે. દેશી રાજ્યોના સંબંધમાં ચાર દૃષ્ટિઓનો નિર્દેશ જુદા જુદા પાત્રોદ્વારા ગોવર્દ્ધનરામે કર્યો છે: (૧) એક તો "દેશી રાજ્યો તદ્દન સડેલાં છે, તેમનો સમૂળો નાશ થશે તો જ આપણી રાષ્ટ્રીય ઉન્નતિ થશે" એવી વીરરાવ ધમ્પાટેની દૃષ્ટિ; (૨) બીજી, "દેશી રાજ્યોને સત્તાહીન બનાવી બંગાળાના જમીનદાર જેવા તેમને કરવા અને તેઓને નવી રાજ્ય રચનામાં 'હાઉસ ઑફ લૉર્ડ્ઝ'નું સ્થાન આપવું" એવી ચન્દ્રકાન્તની દૃષ્ટિ; (૩) ત્રીજી, "દેશી રાજ્યો છે, તેમનો આવતી કાલે નાશ થવાનો નથી, તો પછી તેમને એવી રીતે સુધારવાં જેથી તેમનું પોતાનું અને દેશનું

ઉત્તમ હિત સાધવા તેઓ સમર્થ થાય" એવી વિદ્યાચતુરની દૃષ્ટિ; અને (૪) ચોથી, "દેશી રાજ્યો દેશી લોકોનાં સંસ્થાનો જેવાં હિંદુસ્તાન દેશમાં રહેવાં જોઈએ" એવી પ્રવીણદાસ તથા શંકરશમાં જેવા દેશી રાજ્યના અમલદારોની દૃષ્ટિ. આ ચાર દૃષ્ટિઓમાંથી અત્યારે વિદ્યાચતુરની દૃષ્ટિથી દેશી રાજ્યોના પ્રશ્ન તરફ જોવું એ ઉત્તમ છે એમ મને લાગે છે.

દેશી રાજ્યો કેવી જાતનાં છે? સરકારે તેમના સાત વિભાગ પાડ્યા છે. તે વિભાગનું મુખ્ય ધોરણ વિસ્તાર છે, પરન્તુ કેટલેક સ્થાને ઐતિહાસિક અગત્ય ઉપર પણ ધ્યાન આપવામાં આવ્યું છે. દાખલા તરિકે ધ્રાંગધ્રાનો વિસ્તાર મ્હોટો નથી, છતાં તે પ્રથમ વર્ગમાં મૂકાયું છે. કચ્છ, જૂનાગઢ, ભાવનગર, જામનગર, એવાં મ્હોટાં રાજ્યો ભલે રહે એમ કદાચ આપણે કહીએ તો પણ ન્હાનાં ન્હાનાં રાજ્યોનું શું એ પ્રશ્ન ઉભો થાય છે. રાજાઓ મ્હોટે ભાગે રજપૂત, કોળી, અને મરાઠા એટલા હિંદુમાંથી છે અને બીજા મુસલમાનો છે.

દેશી રાજ્યોની ઉત્પત્તિ કેમ થઇ? તેમની સ્થિતિ કેવી હતી? દેશી રાજ્યોની ઉત્પત્તિ તલવારથી જ થઇ છે. જે જીતે તે રાજા. રૈયત તદ્દન ઉદાસીન રહેતી. પરિણામે જાણ્યે અજાણ્યે એવું સૂત્ર સ્વીકારાય એ સ્વાભાવિક છે કે "રાજા તે રાજ્ય" હાલનું "રૈયત તે રાજ્ય" એ લોકશાસનનું સૂત્ર અજાણ્યું હતું. છતાં રાજાની સત્તા તદ્દન અમર્યાદરૂપ હતી એમ કાંઇ નહોતું. પ્રજાના લડાયક વર્ગના મદદથી કાં તો તે ઘણીવાર રાજ્ય મેળવી શકતો અથવા પોતાને હસ્તક સાચવી રાખતો એટલે રાજ્યવ્યવસ્થામાં તેમનો પ્રભાવ રહેતો. રાજા અને પ્રજાની વચ્ચે તકરારો થાય ત્યારે સમધાન કરવાની ત્રણ પદ્ધતિઓ હતીઃ એક તો બહારવટું, બીજી, ઉચાળા ભરીને ચાલ્યા જવાની મહાજનની અને ખેડુતોની પદ્ધતિઃ અને ત્રીજી બખેડો, ફિસાદ અને રાજસત્તાનો ઉઘાડો અનાદર.

ઇ. સ. ૧૮૮૨ માં કાઠિયાવાડમાં પહેલો પોલિટિકલ એજંટ નીમાયો. ત્યારથી ધીમે ધીમે દેશી રાજ્યો ઉપર અંગ્રેજોની અસર થવા માંડી. ઇ. સ. ૧૮૬૦ માં રાજાઓની સત્તા મુકરર થઇ. ઇ. સ. ૧૮૭૫ માં રાજકુમાર કૉલેજ સ્થપાઇ.

બ્રિટિશ સરકારે આપેલી શાન્તિ અને નિશ્ચિન્તતા પછી કાઠીઆવાડનાં દેશી રાજ્યોની સ્થિતિ કેવી થતી ગઇ છે? અંગ્રેજી વહીવટની દેશી રાજ્યોના વહીવટ ઉપર ઘણી અસર થઇ છે અને વધારે થતી જાય છે. Personal Government ને બદલે Impersonal Government નો સ્વીકાર—અલબત ઘણો જ ધીમો સ્વીકાર થતો જાય છે. "રાજાની મરજી એ કાયદો" એ સૂત્ર હવે પુરેપૂરી રીતે ખરૂં રહ્યું નથી. મોટે ભાગે હવે ખાતાંઓથી કામ થાય છે. વસુલાત માટે ઇજારદારોને બદલે અમલદારોદ્વારા કામ કરાય છે. પોતદારીને બદલે રાજ્યની તીજોરી, બેંક વગેરે હયાતીમાં આવ્યાં છે. દેશી રાજ્યોમાં લશ્કરનાં ખર્ચ ઘટયાં છે, પરન્તુ જાહેર બાંધકામ, કેળવણી વગેરેનાં ખર્ચ વધ્યાં છે. કેટલાંક નાનાં રાજ્યોમાં ખર્ચના પ્રમાણમાં ઉપજ ઓછી હોવાથી રાજાઓ ઉદ્યોગવેપાર રાજ્ય મારફત કરે છે.

રાજ્યની ઉપજ એ ખાનગી ગૃહસ્થની ઉપજ હોય એવી રીતે હજી રાજાઓ વર્તે છે. રાજાઓના ખાનગી ખર્ચો વધતા જાય છે. રૈયતની જરૂર તો ઉભી રહે પણ રાજાના શોખ અને મોઝ ઉભાં ન રહે. રાજ્યને માથે દેવું થાય તો થાય પણ રાજાના ખર્ચો થવા જ જોઇએ.

હાલમાં રાજાઓના પ્રશ્નો એ છે કે દોલત અને ઉપજ કાયમ કેમ રહે, અને બ્રિટિશ સરકારની સાથે ક્ષોભ વિનાનો સંબંધ કેમ જળવાય? રૈયતનો પ્રશ્ન એ છે કે સારો વહીવટ કેમ થાય? લોકશાસન અને લોકોન્નતિના સિદ્ધાંતો હજી સ્વીકાર પામ્યા નથી, રાજ્યવહીવટમાં રૈયતને સામેલ કરવામાં આવી નથી.

દેશી રાજ્યો પાસેથી આપણે શી આશા રાખીએ છીએ? દેશી રાજ્યોને માટે આપણે શું કરવું જોઇએ? દેશી રાજ્યોના રાજાઓ જમાનાને અનુસરી પોતાની પ્રજામાં લોકશાસનનું તત્ત્વ વ્યાવહારિક રીતે ફેલાવે, પોતાના રાજ્યમાં લોકશાસનના સિદ્ધાન્તો યથાશક્તિ અજમાવે, પોતે રાજ્યના ટ્રસ્ટીઓ છે એમ માને અને હિંદના સમસ્ત રાષ્ટ્રની પ્રગતિમાં પોતાના રાજ્યને ભાગ ભજવવાનો છે એમ સમજે: એ પહેલા પ્રશ્નનો ઉત્તર છે. બીજા પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે બ્રિટિશ હિંદની પ્રજાએ ઉપરના પ્રયત્નોમાં સદ્ભાવથી તથા પ્રસંગાનુસાર સાહાય્યથી દેશી રાજ્યોની પ્રજા તરફ સહાનુભૂતિ બતાવવી જોઇએ. આવી જાતનો પરસ્પર સંબંધ બંધાશે અને સચવાશે ત્યારે જ બ્રિટિશ પ્રજાની પ્રવૃત્તિઓમાં દેશી રાજ્યની પ્રજા ભાગ લેતી થશે અને બન્નેનું અન્તિમ સાધ્ય એક બનશે.

રણજીતરામ વાવાભાઈ.

---

# ભારતવાસીઓનું મનુષ્યત્વ.

---

"બંગદર્શન"—સમ્પાદક મહાશય! આપને પત્ર શું લખું?—લખવામાં વિઘ્ન નાખનાર અનેક શત્રુ છે. હું આ સમયે જે ઝુંપડીમાં રહું છું, તેની નિકટજ દુર્ગાચે મેં ફૂલોના બે–ત્રણ છોડવા વાવ્યા છે. મેં વિચાર્યું હતું કે *ચિદાનન્દને કોઇ નથી, માટે આ ફૂલ તેનાં સખા–સખી થશે. તેમને ખુશામદ કરી પ્રફુલ્લિત-પ્રસન્ન કરવાની આવશ્યકતા નથી; તેમનાં માટે દ્રવ્ય લૂટાવવાની જરૂર નથી; તેમને ઘરેણાં દેવાં પડશે નહિ, અને તેમનું મન રાખવા માટે મીઠી મીઠી વાતો કરવી પડશે નહિ. તે પોતાનાં સુખથી સ્વયં ખીલી ઊઠશે, તેમનાંમાં હાસ્ય છે–રૂદન નથી; પ્રસન્નતા છે-અપ્રસન્નતા કે રીસ નથી. મેં જાણ્યું હતું કે, શ્યામા (ગોવાળણ) થી મને તકરાર થઇ છે તો શું?—તેણીએ મને તજી દીધેલ છે તો શું? હું ફૂલોથી મૈત્રી–સુખ અનુભવીશ.

* ચિદાનન્દ યોગીના પરિચય માટે 'સાહિત્ય' નો ઓગષ્ટ ૧૯૧૬ નો અંક જુઓ.

ફૂલ ખીલી ઊઠ્યાં-તેમનાંમાં હાસ્યની રેખા જણાવા લાગી. મેં વિચાર્યું,—સમ્પાદકજી! હું વિચાર જ ક્યાં કરી શક્યો?—ફૂલોને ખીલતાં જોઈ ભ્રમર, મધમાખી આદિનાં ટોળાં ને ટોળાં!—રસની શોધ કરનાર રસિકો—મારા દ્વાર પર આવી ધસ્યાં અને તે "ગુન-ગુન"—"ભન-ભન"—"ઘેં-ઘેં" કરી-મને ચીડવવા લાગ્યાં. તેમને ઘણુંએ સમજાવી મેં કહ્યું:—

"સજ્જનો! મહાશયો! આ સભા નથી, સમાજ નથી, એસોસિએશન નથી, લીગ નથી તેમ સોસાયટિ કે કલબ આદિ કંઇ પણ નથી—આ ચિદાનન્દની ઝુંપડી છે. આપશ્રીને યદિ "ભન-ભન"-"ઘેં—ઘે" કરવું હોય, તો કૃપા કરી અન્યત્ર જાઓ હું હવે કોઈ 'રેઝોલ્યુશન' (પ્રસ્તાવ) કરવા માટે તૈયાર નથી—આપ સાહેબ કોઇ બીજી જગાએ પધારો!" પરંતુ "ગુન-ગુન"—ભન-ભન-" કરનાર દળે કોઇ પણ રીતે માન્યું નહિ--ઉલ્ટું તે ફૂલના છોડવાઓ મૂકી મારી ઝુંપડીના દ્વારપર હલ્લો કરવા લાગ્યું. હમણાંજ મેં આપને પત્ર લખવા આરંભ કરેલ (હવે ભાંગનો નિશો કેક ઉતરતો જાય છે)—એ જ સમયે કાજળ સમાન સ્વરૂપવાન—એક ભ્રમર આવી મારાં કર્ણ આગળ "ભન-ભન" કરવા લાગ્યો. હવે કહો, મહાશય! હું આપને શી રીતે પત્ર લખું?

ભ્રમર મહારાજ પોતાને ઘણા રસિક અને એક કુશળ વ્યાખ્યાનદાતા જાણે છે. તેમણે જાણ્યું કે, તેમના "ભન-ભન"થી મને સુખ મળશે, અને મારૂં મન શાંત થશે. મારાં જ ફૂલોની પાંખડીઓ તોડી મારાં કાન આગળ જ 'ભન-ભન"?? ક્રોધથી હું અગ્નિશર્મા થઇ ગયો—મારાં હાડ બળી ઉઠયાં. હું તાડનો પંખો હાથમાં લઇ ભ્રમર મહારાજનું સ્વાગત કરવા તેમના પર ધસ્યો. ત્યારે હું ઘૂર્ણન, વિઘૂર્ણન, સંઘૂર્ણન આદિ વિવિધ વક્રગતિઓથી પંખાનું અસ્ત્ર ચલાવવા લાગ્યો, ભ્રમર મહારાજ પણ ડીન, ઉડ્ડીન, અપડીન, સમાડીન આદિ અનેક પેંતરા બદલી પોતાનું પરાક્રમ દાખવવા લાગ્યા. હું શ્રી "ચિદાનન્દ ચોબે કમલકાન્તેર દફ્તર" રૂપી મુક્તાવલીનો લેખક કિન્તુ હાયરે મનુષ્ય-પરાક્રમ! તું અત્યન્ત અસાર છે! તું સદા મનુષ્યને દગો દઇ અન્તમાં પોતાની અસારતા સિદ્ધ કરી દે છે. તેં જામાના રણક્ષેત્રમાં હેનીબાલને, પલટોવાના રણક્ષેત્રમાં ચાર્લ્સને, વૉટરલુના રણક્ષેત્રમાં નેપોલિયનને અને આજે આ ભ્રમરસમરમાં ચિદાનન્દને દગો દીધો. હું જેટલો પંખાને ઘુમાવી—હવા ઉત્પન્ન કરી—ભ્રમરને નસાડવાની ચેષ્ટા કરવા લાગ્યો, તેટલો જ તે દુષ્ટ ફરી ફરીને મારા શિરપર ચઢી પોતાનો "ભન-ભન" રાગ આલાપવા લાગ્યો. તે કદી મારાં કપડાંમાં છુપાઇને—વાદળાની આડમાં મેઘનાદ સમાન-યુદ્ધ કરવા લાગ્યો; કદી કુંભકર્ણથી લડનાર રામની સેના સમાન મારી બગલમાંથી નીકળી મને ખીજવવા લાગ્યો, અને કદી શેમ્પસન સમાન મારા વાળમાં જ મારૂં સર્વ પરાક્રમ જાણે કેમ સંચિત હોયની—એમ સમજી મારા શરદઋતુનાં વાદળ સમાન—ઘુંઘરવાળા શ્વેત શ્યામ વાળમાં ઘુસી 'ભેરી' વગાડવા લાગ્યો. હવે તેના કરડવાના ડરથી ગભરાઇ મારે યુદ્ધ છોડી નાસવું પડ્યું. તેણે પણ મારી પુંઠ પકડી. તે જ સમયે ચોકમાં ઠોકર

ભાઇ ચિદાનન્દ શર્મા—“ અપાત ધરણી તળે ! ! ! ” આ સંસારના સંગ્રામમાં મહારથી ચિદાનન્દ શર્મા—જે કદી દારિદ્રય, ચિરકૌમાર અને ભાંગ આદિથી પણ પરાસ્ત થયા નહિ, ચિદાનન્દ, હાય ! આજે એક આ સાધારણ જીવથી હારી ગયા ! !

શરીર પરથી ધૂળ ઝાટકી હું ઉભો થયો અને હાથ જોડી ભ્રમર રાજથી આ પ્રમાણે ક્ષમા પ્રાર્થના કરવા લાગ્યો:—“ હે દ્વિરેફસત્તમ ! આ ગરીબ બ્રાહ્મણે તમારો શો અપરાધ કર્યો છે, જે તમે તેના લખવા—વાંચવામાં વિઘ્ન નાખવા પધાર્યા છો ? જુઓ, હું “ બંગદર્શન ”—સમ્પાદકને આ પત્ર લખવા બેઠો છું—પત્ર લખવાથી થોડી ભાંગ આવશે. તેમ શા માટે “ ભન—ભન ” કરી તેમાં વિઘ્ન નાખવા આવ્યા છો ? ” મેં સવારમાં એક બંગ નાટકનું અવલોકન કર્યું હતું. અકસ્માત તે નાટકની ધુનમાં મેં કહ્યું કે, “ હે ભૃંગ ' હે અનંગ રંગના તરંગ વધારનાર ! હે બાગવિહારી ! તમે શા માટે “ ભન-ભન ” કરી રહ્યા છો ? હે ભૃંગ ! હે દ્વિરેફ ' હે ષટ્પદ ! હે ભ્રમર ! હે “ ભન-ભન ” !—”

પોતાનાં સાદ્ય નામ-પાઠથી મારા પર પ્રસન્ન થઇ ભ્રમર મહારાજ મારી સામા આવી બેઠા. તે “ ગણગણ ” કરીને પોતાનું ગળું સાફ કરી મને કહેવા લાગ્યા—આપ જાણો છો કે. હું ભાંગ-ભગવતીની કૃપાથી સર્વ પ્રાણીઓની વાતચીત સમજી શકું છું. હું કાન ધરી સાંભળવા લાગ્યો. મધુકર કહે છે:—

“ હે વિપ્રદેવ ! મારા ઉપર જ આટલો બધો ક્રોધ શા માટે કરો છો ? શું હું એકલો જ “ ભન-ભન ” કરૂં છું ? તમારી આ ભારતભૂમિમાં જન્મ લઇ “ ભન-ભન ” ન કરૂં તો શું કરૂં ? “ ભન-ભન ” સિવાય ભારતવાસીઓનો બીજો ધંધો શો છે ? તમારા લોકોમાં જે રાજા, મહારાજા યા ઑનરેબલ આદિ છે, તે કૌંસિલમાં બેસી “ ભન-ભન ” કરે છે. જે લોકો રાજા યા ઑનરેબલની ઉમેદવારીમાં છે, તે રાત-દિવસ રાજદરબારમાં વા ‘ સાહેબ લોકો ’ પાસે જઇ “ ભન-ભન ” કરે છે. જે કેવળ એક નોકરીના ઉમેદવાર છે, તેમના “ ભન-ભન ” નો તો અંત જ નથી હિંદુસ્તાની ‘ બાબુ ’ લોકો—જે થોડું ઘણું અંગ્રેજી જાણે છે—હાથમાં દરખાસ્તના ભલામણપત્ર લઇ ઉમેદવાર બની દરવાજે દરવાજે “ ભન-ભન ” કરતાં ફરે છે, તે મચ્છરોની ભાંતિ ખાતાં-પીતાં, ચાલતા-ફરતાં. સુતાં-ઉઠતાં. દિવસે રાત્રે, સવારે, સાંજે-હર વખત “ ભન-ભન ” કરી સતાવ્યા કરે છે. જે લોકો ઉમેદવારી છોડી સ્વાધીન-સ્વતન્ત્ર બેરિસ્ટર વકીલ થઇ ગયા છે, તે ‘ સનદવાળા ’ “ ભન-ભન ” કરનાર છે. તે સત્ય અસત્ય સાગરસંગમમાં પ્રાતઃસ્નાન કરી જ્યાં જુએ છે કે પાંજરામાં સરકારી મોટા જજ, નાના જજ-સબજજ ડેપ્યુટી આદિ બેઠા છે, ત્યાં જ જઇ “ ભન-ભન ”નો ફુવારો છોડવા લાગે છે. કોઇ લોકો “ ભન-ભન ” દ્વારા દેશનો ઉદ્ધાર કરવાના વિચારથી સભામાં-નાના મોટાને એકત્ર કરી “ ભન-ભન ” કરવા લાગે છે. કોઇ એવા છે કે, જે અમુક દેશમાં વર્ષા ન થવાના સમાચાર સાંભળી, તે માટે દશ વીશ માણસોને એકઠાં કરી “ ભન-ભન ” કરવા લાગે છે. કોઇ એવા લોકો છે, જે

કહે છે કે અમને ઉંચી ઉંચી નોકરીઓ નથી મળતી, માટે આવો ભાઈ, સર્વે સાથે મળી "ભન-ભન" કરીએ. અમુક જાગીરદારનાં માતુશ્રી પરલોકવાસી થયાં છે—આવો ભાઈઓ, તેમનું સ્મારક સ્થાપિત કરવા માટે "ભન-ભન" કરીએ; અને કોઈ એવા લોકો છે, જેમને એમાં પણ સંતોષ ન થતાં તેઓ કાગળ કલમ લઈ પ્રત્યેક સપ્તાહ, પ્રત્યેક મહીને, પ્રત્યેક દિવસે "ભન-ભન" "ભન-ભન" કરતાં રહે છે, અને તમે ભાઈ,—જે મારી "ભન-ભન" થી આટલા બધા છેડાઇ પડયા છો—શું કરવા બેઠા છો? તમે પણ "બંગદર્શન"—સમ્પાદક પાસેથી ભાંગ મેળવવાની અભિલાષાએ "ભન-ભન" કરવા બેઠા છો—ત્યારે પછી મારી "ભન-ભનાટ" તમને આટલી બધી કડવી કેમ લાગે છે?

"તમને સત્ય કહું છું, ચિદાનન્દ! "ભન-ભનાટ" મને પણ સારી લાગતી નથી. હું એક સાધારણ જીવ છું, હું પણ કેવળ "ભન-ભન" નથી કરતો. અમે મધુસંગ્રહ કરી પુડો બાંધીએ છીએ. તમે લોકો નથી મધુસંગ્રહ કરી જાણતા, કે નથી પુડા બાંધી જાણતા. કેવળ એક "ભન-ભન" કરવાનું જ જાણો છો. તમને કોઈ કામ કરવાની આવડત નથી—કેવળ કાયર સ્ત્રીઓની માફક રાતદિવસ "ભન-ભન" કરી શકો છો. બકબક કરવું અને લખવું—વાંચવું જરા ઓછું કરી કામમાં મન પરોવો—ત્યારે જ શ્રી વૃદ્ધિ થઇ શકશે. મધુસંગ્રહ કરતાં શીખો—મધુકર સમાન એકત્ર થઇ—સંપ કરી—પુડા રચતાં—તૈયાર કરતા શીખો. તમારી જીભ અને કલમથી તો અમારો ડંખ સારો. તમારાં વાકયો અને કલમથી કોઇ નથી ડરતું. પરંતુ જુઓ, અમારા ડંખથી સર્વે લોકો ડરે છે. સ્વર્ગમાં ઇન્દ્રનો વજ્ર છે, પૃથ્વીપર અંગ્રેજની તોપ છે અને આકાશ માર્ગમાં અમારો ડંખ છે. અસ્તુ. પ્રયોજન એટલું જ છે, કે મધુસંગ્રહ કરો અને કામમા મન પરોવો યદિ જીભ અને હાથની ખુજલી-ફળીના કારણે કામમાં મન ન લાગતુ જુઓ તો, જીભને કાપી કામમાં હાથ નાખો-અવશ્ય મન લાગશે."

આમ કહી ભ્રમરરાજ "ભન-ભન" કરી ઉડી ગયા. મેં વિચાર્યું કે, અવશ્ય આ ભ્રમર મોટો પંડિત છે. કહે છે કે, યદિ કોઈ મનુષ્યની પદવૃદ્ધિ થાય તો, તે ઘણો ચતુર અને જ્ઞાની કહેવાય છે. એ જ કારણે બે પદવાળા મનુષ્યો કરતાં ચાર પદવાળાં પશુ—અથવા જે મનુષ્યોની પદવૃદ્ધિ થઇ છે-તેમને અધિક જ્ઞાની કહેવાં જોઇએ. આ ભ્રમરના બે નહિ—ચાર નહિ-છ પદ છે, અવશ્ય તે મોટા પંડિત અને મહા ચતુર છે, નહિંતર તેની આવી અસાધારણ પદવૃદ્ધિ કેમ થાત? તો પછી હું આવા પંડિતજીવની સમ્મતિનો અનાદર કેમ કરી શકું? અતએવ હું મારી "ભન-ભન" કરવાની ટેવ તો આજથી ઓછી કરૂં છું-પરંતુ મધુસંગ્રહની આશા વળગેલી છે. "બંગદર્શન" રૂપી પુષ્પથી ભાંગરૂપી મધુ પ્રાપ્ત-થશે એ જ આશાથી પ્રાણ ટકી રહેલ છે.*

ઉસમાન ગની હ. તૈયબ.

*બંગ સાહિત્ય શિરોમણી બાબુ બંકિમચંદ્રના એક લેખનું ભાષાન્તર.

# ભારતવર્ષનો ઈતિહાસ.*

આજકાલ ભારતવર્ષમાં જે ઇતિહાસ શિખવવામાં આવે છે—જેનો અભ્યાસ કરી બાળકો પરીક્ષા આપે છે—એ ભારતને મધ્યરાત્રીએ ભર નિદ્રામાં આવેલ બુરા સ્વપ્નાના કથન જેવો છે. કોણ જાણે કે કોણ કયાંથી આવ્યો, ને લડાઇટંટા, કાપાકાપ, ને કોલાહલ મચી ગયો? પિતા પુત્ર અને બંધુ બંધુમાં રાજ્યગાદી સારૂ ઝઘડા થવા લાગ્યા. એક દળ જાય છે, તો બીજું આવે છે, તે સીધાવે છે કે ત્રીજું પધાર્યું જ હોય છે. પઠાણ, મોગલ, પોર્ચુગીઝ, ફ્રેન્ચ, અંગ્રેજ એ સઘળાએ મળી એ દુઃસ્વપ્નને ઉત્તરોત્તર જટિલ બનાવી દીધું છે

કિન્તુ, આ પ્રકારે રક્તરંજીત ચંચળ સ્વપ્નનો પડદો દૃષ્ટિ આગળ ખડો કરી જોવાથી ભારતના યથાર્થ રૂપનું દર્શન થઇ શકતું નથી. આ પૃથ્વીપર ભારતવાસીઓનું સ્થાન કયાં છે, એનો ઉત્તર આ ઇતિહાસ કાંઇ આપતો હોય એવું જણાતું નથી. આ ઇતિહાસમાંથી તો એટલું માલમ પડે છે કે, ભારતવાસીઓ તો કાંઈ જ નથી. જે કાંઇ ગણો તે તો ભારતમાં મારકાડ, લુટફાટ, અને ખુનખરાબી કરી ગયા એ લોક છે.

પણ શું એ આપત્તિના માઠા દિવસોમાં મારામારી અને લોહીની રેલછેલ વિના બીજું કાંઇ જ નહતું? એમ બને જ નહી. આંધી ચડે છે તે સમયે એ આંધી જ સ્વતઃ એ સમયની પ્રધાન ઘટના છે, એ સ્વીકારી શકાય નહી. એ દિવસોમાં—એ આંધીના સમયમાં—એ ધૂળ ડુસારત નભમંડળ તળે જન્મમૃત્યુ અને સુખદુઃખનું ચક્ર ઘેરેઘેર ચાલુજ હતું. આ કામ એ આંધીને લીધે નજરે ન ચડ્યું હોય, તો પણ આપણે સારૂ એ જ આવશ્યક, અને જાણવા જેવી વસ્તુ છે. આપણે તો પ્રધાન સત્ય એ જ બાબત છે, ને વિદેશીઓ માટે પેલી આંધી. એ વંટોળીઆની ધૂળ એમની આંખમાં એ[?] તો ભરાઇ ગઇ છે, કે બીજું કાંઇ જોઇ જ શકતા નથી આ કારણથી વિદેશીઓને હાથે લખાએલા ભારતના ઇતિહાસમાં એ જ ધૂળ—એ વંટોળીઆનાં વર્ણન સાંભળીએ છીએ. આપણા ઘરના કાંઈ હાલ જાણી શકતા નથી. એ ઇતિહાસ વાંચવાથી તો આપણને એટલી જ ખબર પડે છે, કે એ સમયે ભારતવર્ષનું નામનિશાન પણ ન હતુ, કેવળ મોગલ અને પઠાણોનાં દળ, પોતાની વિજયપતાકાઓ પૂર્ણ ગર્જનાથી ફરકાવતા, સૂકાં પાંદડાની માફક પૂર્વથી પશ્ચિમમાં, અને ઉત્તરથી દક્ષિણમાં ઘુમ્યા કરતા હતાં

અસલ વાત તો એ છે, કે એ સમયે પણ આપણો દેશ હતો. જો એમ ન હોત તો એ ઉપદ્રવ—ઉત્પાતના સમયમાં પણ રણજીતસિંહ, શિવાજી, રાણા પ્રતાપસિંહ, કબિર, નાનક, ચૈતન્યદેવ, તુકારામ, રામદાસ આદિ કયાં પેદા થાત? તુલસી, સૂર, ભૂષણ આદિ

* શ્રીમાન ડૉ. રવિન્દ્રનાથ ઠાકુરના એક લેખના હિન્દી ભાષાંતર પરથી.

કવિઓએ ક્યાં જન્મ લીધો હોત ? એ સમયે માત્ર દિલ્હી અને આગ્રા જ નહી પણ કાશી, નવદ્વિપ, પંજાબ, રાજપુતાના અને મહારાષ્ટ્ર પ્રાંતો હતા. આ સુપુત્રોના જન્મ સમયે આપણા ઘરમાં—અસલી ભારતવર્ષમાં જીવનસ્રોત વેગથી વહન કરતું હતું. એ સમયે ભારતમાં જે ચેષ્ટાની લહેરો ઉઠી રહી હતી, જે સામાજિક પરિવર્તન થઇ રહ્યું હતું, એનું વર્ણન વિદેશીઓએ લખેલા ઇતિહાસમાં મળી આવતું નથી.

આમ છતાં પણ પાઠય પુસ્તકોથી બહિર્ભૂત એ જ ભારત સાથે આપણો ચિર સંબંધ છે; અને એ સંબંધ સ્વાભાવિક હોવાથી સહજમાં ત્રુટી જાય એવો નથી. આથી જ્યારે આ સંબંધનો બહુ વર્ષ-વ્યાપી ઐતિહાસિક સૂત્ર વાંચવાનો આપણને અવકાશ નથી મળતો ત્યારે હૃદય નિરવલમ્બ થઇ જાય છે, અને પછી ડળતા મનુષ્યની માફક જે વસ્તુ દૃષ્ટિએ પડે છે એને પકડી લેવા તરફ મન પ્રેરાય છે ભારતમાં આપણે કાંઇ ભાજીમૂળા જેવા નથી. સેંકડો શતાબ્દિઓથી આપણા વંશની હજ્જારો શાખાઓ ભારતનાં મર્મ-સ્થાનમાં અધિકાર જમાવી બેઠી છે. કિન્તુ આપણા અભાગ્યે જે ઇતિહાસ હાલમાં આપણે જાણીએ છીએ, એ તો એથી ઉલટું જ શિખવે છે. ભારત સાથે આપણો આવો ગાઢ સંબંધ છે, એ વાત આપણા બાળકો જાણવા પામતાં નથી. એ તો એટલું જ શિખે છે, કે ભારતનું તો કાંઇજ નથી; જે કાંઇ છે તે તો પરદેશીઓનું જ ! જ્યારે આપણા દેશ સાથેના સંબંધને આવો હીન માની બેશીએ છીએ તો પછી એના અનુરાગ ઉપર અને મમતા ક્યાંથી ઉદ્ભવી શકે ? આ દેશમાં સ્વદેશના સ્થાનપર વિદેશને સ્થાપિત કરવામાં આપણને બિલકુલ સંકોચ થતો જ નથી. ભારતની બેઇજ્જત જોઇ આપણે બિલકુલ લજવાતા નથી આપણા અંગ્રેજી ભણ્યાગણ્યા નવયૌવનો તો અનાયાસ બોલી ઉઠે છે, કે ભારતમાં પહેલાં હતુ જ શું ? ખાવા પીવાનું, ચાલચલણ, રહેણીકરણી, સર્વ કાંઇ આપણે તો વિદેશો દ્વારા જ શિખ્યા

ભાગ્યશાળી દેશના નિવાસીઓ તો ઇતિહાસ દ્વારા પોતાના ચિરકાલિન દેશનું યથાર્થ દર્શન કરી શકે છે—ઇતિહાસ જ બાલ્યાવસ્થામાંથી એમના દેશ સાથે ગાઢ પરિચય કરાવી દે છે, કિન્તુ, આપણે અહિં બધી ઉલટી જ બાજી છે. દેશના સાચા ઇતિહાસના અભાવે જ દેશના ખરા સ્વરૂપને છુપાવી રાખેલ છે. મહમૂદના આક્રમણથી માંડીને લાર્ડ કર્ઝનના સામ્રાજ્ય ગર્વથી ભરપૂર જે ઉદ્ગાર નિકળ્યા ત્યાં સુધીનો ભારતનો જે ઇતિહાસ લખાયો છે એ જ આપણે સારૂ તો વિચિત્ર—અંધકારમય કુહાસો છે એમ આપણા દેશના યથાર્થ સ્વરૂપનું દર્શન કરવામાં સહાયક બનતો નથી બલ્કે સ્વભાવત: આપણે જે કાંઇ જોઇ શકીએ છીએ, તેમાં અંતરાયરૂપ થાય છે. એ પોતાનો બનાવટી પ્રકાશ એવા સ્થાન પર નાખે છે, કે જ્યાં આગળથી આપણને આપણો દેશ અંધકારમય જણાય છે. એ અંધકારમાં મેજીક લેન્ટર્નના તમાસાની માફક નવાબોના વિલાસ ભવનોના ફાનસોનો પ્રકાશ પ્રકટ થાય છે. અને એ પ્રકાશમાં એમની બેગમો અને રાખેલ રંડીઓનાં ઝવેરાત જડેલ ઘરેણાંઓ ઝગમગી ઉઠે છે. ભર નિદ્રામાંથી એકદમ જાગી ઉઠવાથી લાલ થઇ ગયેલા સાક્ષાત્

ઉન્મત્તતાનાં નેત્રો જેવા બાદશાહોના શરાબના પ્યાલા દૃશ્યમાન થાય છે. એ અંધકારમાં આપણા પ્રાચીન દેવમંદિરો શિર ઝુકાવી દે છે અને બાદશાહોની પ્રણયિનીઓની શ્વેત સંગેમરમર વિરચિત વૈભવપૂર્ણ સમાધિ મન્દિરોનાં શિખરો આકાશને ચુમ્બવા ઉદ્યત થઇ ઉઠે છે. આ અન્ધકારના સમયમાં ઘોડાની નાળોના ધ્વનિ, હાથિઓના ચિંઘાર, હથિયારોનો ઝણઝણાટ, ઘણે લાંબે સુધી પડાવ નાંખી પડેલી છાવણીઓમાં લહેરાતો ચાલતો સેનાનો કોલાહલ, કિનખાબનાં બિછાનામાં ગુંથેલી સોનાની કારીગરી, મસજીદોનાં ફેનાનામ કળશ અને સુરક્ષિત મહેલોના અંતઃપુરમાં રહસ્ય નિકેતન યા રંગભવનના સન્નાટા—આ બધી બાબતો, વિચિત્ર શબ્દ, વર્ણ, અને ભાવદ્વારા જે એક ભારે ઇન્દ્રજાળ રચે છે એમને ભારતવર્ષનો ઇતિહાસ કહેવાથી શું લાભ? આ ઇન્દ્રજાળમય ઉપન્યાસે ભારતવર્ષના પુણ્ય મંત્રમય પુસ્તકને વિચિત્ર અલેફ લઇલાની કહાણીઓથી લપેટી રાખેલ છે. આ સમયે એ પુણ્યમંત્રમય પુસ્તકને કોઇ ખોલતું નથી. શિક્ષાર્થી બાલકો પેલા કિસ્સાઓનેજ કંઠસ્થ કરી લે છે

આ પછીની પ્રલયરાત્રીમાં જ્યારે મોગલ સામ્રાજ્ય રણશૈય્યા ઉપર પડ્યું પડ્યું અંતિમ શ્વાસ લેતું હતું, ત્યારે સ્મશાનભૂમિમાં દૂર દૂરથી આવેલાં ગિધોમાં પરસ્પર ચાતુરી અને પ્રવંચનાની ચોટ ચાલવા લાગી. આ વર્ણનને પણ ભારતનો ઇતિહાસ માની શકાય નહીં એ પછી અંગ્રેજોનું શાસન શરૂ થાય છે. એ શાસન પાંચ પાંચ વર્ષે બદલતા રાજરાજેન્દ્રના હરેક પ્રતિનિધિના શાસનમા વહેંચી આપેલ શેતરંજની સમાન વિચિત્ર છે શેતરંજમાં ને આમા ભેદ માત્ર એટલો જ છે કે શેતરંજના અડધા ખાના કાળાં ને અડધાં ધોળા રહે છે, જ્યારે આમાં સઘળે સોળ આની સફેદ રંગ જ હોય છે. ને ત્યા આપણા શિક્ષિત બંધુઓ પોતાના ખાવાનો ટુકડો આનંદ આપી દઇ એના બદલામા સુશાસન, સુવિચાર, સુશિક્ષા, આદિ સર્વ કાંઇ 'વ્હાઇટ વે લેડલો' કંપનીના કારખાનામાંથી ખરીદ કરી રહ્યા છે બાકીની સવ દુકાનો બંધ છે. આ કારખાનાની સર્વ ચીજ 'સુ' હોઇ શકે છે. પરંતુ એની દ્વારા પ્રકાશિત થએલ યા તો પ્રચારિત ભારતવર્ષનો ઇતિહાસ આપણને કાંઇ કામનો નથી.

બધા દેશના ઇતિહાસ એક જ ઢંગી-ઢબના હોવા જોઇએ આ એક કુસંસ્કાર છે. ને આ કુસંસ્કારને તગડી દૂર કીધા વિના કામ આગળ ચાલી શકાતું નથી. જે માણસે 'રથ ચાઇલ્ડ'નું ચરિત્ર વાંચ્યું છે એ ઇસાનું જીવન વાંચતી વખતે એના હિસાબકિતાબનું ખાતું, અને ઓફિસની ડાયરી વાંચી શકે છે. ઇસાના જીવનમાં એનું હિસાબી ખાતું અને ડાયરી ન જુએ તો એના પ્રતિ અશ્રદ્ધા ઉત્પન્ન થશે. વાચક બોલી ઉઠશે કે, જેની પાસે એક પૈસાનીયે મીલકત ન હતી એનું તો વળી જીવન કેવું? ઠીક, આવી જ રીતે ભારતવર્ષના રાષ્ટ્રીય દફતરમાં રાજાઓની વંશમાળા તેમ જ જય પરાજયના કંઇ હેવાલ ન મળી આવવાથી જે લોક નિરાશ થઇ જઇ બોલી ઉઠે છે કે, "જ્યાં રાજનીતિ નથી ત્યાં ઇતિહાસની તો વાત જ શી"? એ લોક ખરેખર, અનાજના ખેતરમાં રીંગણાંની શોધમાં જવા જેવું કરે છે. ને વધુમાં ત્યાં રીંગણાં ન મળ-

વાથી ધાન્યની ગણતરી જ અનાજમાં કરતા નથી. સર્વ ખેતરોમાં એક જ ચીજ પાકી શકતી નથી, એ વાતનો વિવેક સ્હમજીને જે માણસો સ્થાનાનુસાર ઉપયુક્ત ખેતરમાં ઉપયુક્ત અન્નની ઇચ્છા રાખે છે, એ જ મનુષ્યો ખરા સ્હમજુ માન્યા જાય છે.

ઇસાના હિસાબી ખાતા તરફ નજર કરવાથી જરા અશ્રદ્ધા જેવું ઉત્પન્ન થાય છે ખરૂં, પણ તે જ ક્ષણે એના ચારિત્ર્યના અન્ય અંશો પર દૃષ્ટિ ફેંકવાથી એ ભ્રમણા દૂર થઇ જાય છે. એ પ્રમાણે રાષ્ટ્રીય મામલાઓમાં ભારતવર્ષને અન્યથી હીન ગણી લઇએ તો પણ અન્ય બાજુ દૃષ્ટિ કરવાથી એ હીનતા આપણને બહુ ખટકતી નથી. આ પ્રમાણે—અર્થાત્ આપણાં સ્વગૃહમાંથી ભારતનું અવલોકન ન કરવાથી, આપણે બાળપણથી એને હલકો માની લઇએ છીએ ને પરિણામે આપણે પણ હલકા પડીએ છીએ. અંગ્રેજનું બાળક શીખે છે કે મ્હારા બાપદાદાએ અનેક યુદ્ધમાં જય-લક્ષ્મી પ્રાપ્ત કરી છે, અનેક દેશોનો કબજો લીધો છે ને ત્યાં મ્હારા દેશનાં વ્યાપાર—વાણિજ્ય ફેલાવ્યાં છે. આથી કરીને જ એ પોતાના ગણગૌરવ, ધનગૌરવ, અને રાજ્યગૌરવ ને યોગ્ય બનવા ઇચ્છા રાખે છે. જ્યારે આપણે શું શીખીએ છીએ? આપણે તો એ જાણીએ છીએ કે આપણા બાપદાદાઓ બીલકુલ અસભ્ય, કાયર અને મૂર્ખ હતા એમણે કોઇ પણ યુદ્ધમાં વિજય—વૈજયન્તી ઉડાવી નથી. ન તો કોઇ દેશમાં પોતાનો અધિકાર જમાવ્યો, ન પોતાના દેશની કાંઇ ઉન્નતિ કરી આપણા બાપદાદાઓએ શું શું કર્યું છે એ તો આપણે કશું જાણતા જ નથી. પછી આપણે શું કરવાના હતા? બસ બીજાની નકલ.

આ સર્વ દોષ કોને દેવા? બાળપણમાં આપણે જે શિક્ષણ મેળવીએ છીએ અને શિક્ષણની શુરૂઆત થાય છે કે તે જ દિવસથી દેશની સાથે આપણો જે હાર્દિક સમ્બન્ધ છે એ વિચ્છિન્ન થતો જાય છે. પરિણામ એ આવે છે કે આપણે ધીરે ધીરે દેશના વિરોધી અને વિદ્રોહી થતા જઇએ છીએ.

આપણા દેશના સુશિક્ષિત કહેવાતા ઉપાધિધારી લોક પણ અણસ્હમજુ માણસોની માફક બીજાની 'હા' માં 'હા' ભણી વારવાર બોલી ઉઠે છે કે દેશ દેશ કોને કહો છો? આપણા દેશમાં 'સ્વદેશની' વિશેષતા જેવું વળી હતું જ ક્યારે? અને અત્યારે પણ ક્યાં છે?

આ પ્રકારના પ્રશ્નનો ઉત્તર વાળવો એ સહજ વાત નથી. કારણ એ છે કે આ વાત એટલી સૂક્ષ્મ તેમજ એવડી તો મ્હોટી છે કે કેવળ યુક્તિ વા અલ્પ તર્કશક્તિની મદદથી સ્હમજી તેમજ સ્હમજાવી શકાય એવી નથી. સાચે અહિં અંગ્રેજ હો વા ફ્રેન્ચ યા કોઇ પણ દેશવાસી આ પ્રશ્નોનો ઉત્તર બે ચાર વાતોમાં આપી શકશે નહીં. આપણો દેશભાવ ક્યાં છે અને આપણા દેશનું મર્મસ્થાન ક્યાં છે એ બતાવી શકતા નથી. આ વાતો દેહસ્થિત પ્રાણની માફક સંજ્ઞા અને ધારણા આદિથી જુદી છે. એક પ્રશ્નના ઉત્તરમાં બે ચાર વાતો સાંભળી લેવાથી આ દેશી ભાવ સ્હમજી શકાતો નથી.

વ્યાખ્યાનો સાંભળી સાંભળીને એ દેશી ભાવ ભારતમાં કોઇ ગ્રહણ કરતું નહીં હતું. એ ભાવ તો આપણા બચપણમાંથીજ આપણા જ્ઞાનમાં, પ્રેમમાં, આપણી કલ્પનાઓમાં અનેક અલક્ષ્ય માર્ગોદ્વારા અનેક આકાર ધારણ કરી પ્રવેશ કરતો હતો. આ દેશી ભાવનો એવો નિયમ છે કે આવી રીતે જ્ઞાન, પ્રેમ, કલ્પના આદિમાં પ્રવેશ કરી પોતાની વિચિત્ર જાદુ–ભરી શકિત વડે ચુપચાપ છાનુંછાનું હૃદયનું સંગઠન કરતો રહે છે– અતિત સાથે વર્ત્તમાનનો વિચ્છેદ થવા દેતો નથી ને એનીજ કૃપા વડે આપણે હજુ પણ મ્હોટા છીએ—આપણે હજુ પણ મર્યા નથી, જીવીએ છીએ. આ વિચિત્ર ઉદ્યમમથી ગુપ્ત પુરાતન શકિતને આપણે સંશયપૂર્ણ જીજ્ઞાસુની આગળ કોઇ પણ સંજ્ઞાદ્વારા, વાતો બે ચાર વાતોમાં કેવી રીતે આપણે જાહિર કરી શકીએ એમ કહીએ ?

ભારતની પ્રધાન સાર્થકના યા દેશી ભાવ શું છે? આ પ્રશ્નનો જે સ્પષ્ટ ઉત્તર મળી શકે છે એનું સમર્થન એ જ ભારતનો સાચો ઇતિહાસ. પુરાતન કાળથી માંડીને જોઇશું તો ભારત અનેકતામાં એકતા સ્થાપિત કરવા પ્રયત્ન કરતું હોય એવું જણાશે. એ અનેક માર્ગોનું એક જ લક્ષ્ય અને અભિમુખ સ્થાપિત કરવાનું ચાહે છે. એ બાહુ—અનેકની વચમાં કોઇ પણ પ્રકારે એકને નિસ્સંશય રૂપનાં—અન્તતર રૂપમાં ઉપલબ્ધ કરવાનું ચાહે છે. જે વિભિન્નતા બ્હાર દૃષ્ટિએ પડે છે એને નષ્ટ કરીને આન્તરિક નિગૂઢ સંયોગને પ્રાપ્ત કરવો એ એનો ઉદ્દેશ અને સિદ્ધાંત છે.

એકતા પ્રત્યક્ષ કરવી યા ઐકયનો વિસ્તાર કરવો એ ચેષ્ટા ભારતમાં અત્યન્ત સ્વાભાવિક છે. ભારતના આ સ્વભાવ હોવાને લીધે એ સદાથી રાષ્ટ્રગૌરવથી ઉદાસીન બની રહેલ છે બીજાની વિરૂદ્ધ પોતાને પ્રતિષ્ઠિત કરવાની ચેષ્ટા એ જ રાજનૈતિક ઉન્નતિની ચાવી છે. આવી રીતે બીજાઓની સાથે આપણા સમ્બન્ધ–બન્ધન, અને આપણી અંદરના વિચિત્ર વિભાગો અને વિરોધોમાં સામંજસ્ય સ્થાપન કરવાની ચેષ્ટા એ ધર્મનીતિ સમ્બન્ધિની અને સમાજ–સમ્બન્ધિની ઉન્નતિનો પાયો છે. લોક યુરોપના એકતાની પ્રસંશા કરે છે, પણ એઓ ભુલી જાય છે કે એ યુરોપીય સભ્યતાએ જે એકતા પ્રાપ્ત કરેલ છે એ વિરોધ–મૂલક છે જ્યારે ભારતીય સભ્યતાએ જે પસંદ કરેલ એ મિલન–મૂલક છે. યુરોપીય રાજ્યનીતિમા વિરોધની ફાંસ મોજુદ છે ને એ ફાસ યુરોપને બીજાની વિરૂદ્ધ ઉભો કરે છે, કિન્તુ એ સામંજસ્ય કદી સ્થાપિત કરી શકતી નથી. મત–ભિન્નાભિન્ની સ્મશ્રિયોનો ઉપદ્રવ આદિ આયર્લન્ડને મળવાવાળા સ્વરાજ્ય વિરૂદ્ધ ઉભી થતી ઘટનાઓ પર વિચારપૂર્વક ધ્યાન આપવાથી આ વાત સારી રીતે સ્હમજી શકાય એમ છે. રાજનૈતિક ઐકયમાં વિરોધ મોજુદ રહેવાથી રાજનીતિશાસ્ત્ર પ્રેમી યુરોપમાં વ્યકિત વ્યકિતમાં, રાજા–પ્રજામાં, ધની-નિર્ધનમાં વિચ્છેદ વિરોધભાવ પ્રબલરૂપે વિદ્યમાન છે આ સર્વેએ મળીને પોત પોતાના નિર્દિષ્ટ અધિકારદ્વારા આખા સમાજને સંયત કરી રાખ્યો છે એમ માનવું એ ખરેખર ભૂલભરેલુંજ છે એ બધા એક બીજાને પ્રતિકૂલ આચરણ કરવામાં જરા-પણ સંકોચ કરતા નથી, ત્યાં અન્ય સ્હામા પક્ષનું બળ એકદમ કોઇ પણ રીતે વધી ન જવા પામે એ માટે હર ઘડી વિચાર ચાલ્યા જ કરે છે.

કિન્તુ, જ્યાં આગળ બધા મળી અંદર અંદર જ ધક્કમધક્કા કરવા લાગી જાય ત્યાં બળનું સામંજસ્ય કદી થઇ શકતું નથી. ધીરે ધીરે યોગ્યતા પ્રમાણે જનસંખ્યાનું મહત્ત્વ વધી જાય છે. પછી ગુણ પ્રમાણે ઉદ્યમને શ્રેષ્ઠતા મળે છે અને વ્યાપારી સોદાગરોની સમ્પત્તિ ગૃહસ્થોના ધનભંડારોને એમના તર્ફ ખેંચવા લાગે છે. આ પ્રમાણે સમાજનું સામંજસ્ય નષ્ટ થઇ જાય છે. પછી સમાજના આ બધા વિસદૃશ વિરોધી અંગોને ગમે તેમ કરી ઉભા રાખવાની ખાતર ગવર્નમેન્ટ કાનુન પર કાનુન બનાવ્યો જાય છે. આ પરિણામ રાજનીતિપ્રેમનું આવશ્યભાવિ ફળ છે. યૂરોપની દેખાદેખી જે રાજનીતિપ્રેમ કેટલાક સમયથી ભારતમાં પ્રબળ થતો જતો હોય એવું જણાય છે, એ હિંદુ મુસલમાનોનો વિરોધભાવ ખસેડી મેળ બેસાડવા પ્રયત્ન કરે છે તો પણ એ ભાવ એનું કાર્ય ચાલુ જ રાખે છે વાત એવી છે કે વિરોધ જ જેનું બી અને ખાતર છે એનું ફળ પણ એ વિના બીજું શું હોઇ શકે ? અને આ રાજનીતિ પ્રેમની વચમાં પરિપુષ્ટ પલ્લવિત જે વ્યાપાર દૃષ્ટિએ પડે છે એ આ વિરોધ ફળનું બળવાન વૃક્ષ છે.

પણ, ભારતે તો વિસદૃશને પણ પોતાનામાં સંયુક્ત કરવાની ચેષ્ટા કરી છે. બધા એક થઇ જાય એવો કાયદો કરવાથી તેમ બની શકતું નથી. જે એક થઇ શકે એમ નથી એમનામાં સમ્બન્ધ સ્થાપિત કરવાનો માત્ર એક જ ઉપાય છે ને તે એ કે એ સઉને પોતાના ભિન્ન ભિન્ન અધિકારોમાં સ્થાપિત કરી દેવા જોઇએ. જે અલગ જ છે અને એક બનાવવાથી કોઇ ને કોઇ કાળે એ અવશ્ય વિચ્છિન્ન થઇ જાય છે. આપણું ભારત ઐકય કરવાના આ નિયમને સારી રીતે જાણે છે. ફ્રેંચ વિદ્રોહે બાહુબળથી રકતપાત દ્વારા બધા મનુષ્યની વિસદૃશતાને દૂર કરવાનો પ્રયત્ન કર્યો હતો પણ પરિણામ એથી ઉલટું જ આવેલું. યૂરોપમાં રાજ્ય અને પ્રજાશક્તિ, ધનશકિત અને જનશકિત ક્રમશઃ પ્રબલ રૂપથી એક બીજાના સ્હામી થઇ રહી છે. ભારતનું લક્ષ્ય સૌને એક સત્રમાં બાધવા એ હતું ને એનો ઉપાય એણે નિરાળો જ શોધી લીધો હતો. ભારતે સમાજની પરસ્પર પ્રતિયોગિની યા વિરોધિની બધી શકિતઓને સીમાબદ્ધ વા તો વિભકત કરીને સમાજ કલેવરને અખંડ અને સર્વશકિતમાન બનાવી દીધું હતું. એણે પોતાના અધિકારનું ક્રમશઃ ઉલ્લંઘન કરવાનો પ્રયત્ન કરીને વિરોધ વિશૃંખલા ઉપસ્થિત કરવાનો અવસર આપ્યો નથી. એણે પરસ્પરની પ્રતિયોગિતાના માર્ગમાં જ બધી સમાજની શકિતઓને એકત્ર કરીને એમને લડાવી ભિડાવી, ધર્મ કર્મ, ગૃહસ્થાશ્રમને આવર્ત્તિત, આન્દોલિત, કલુષિત વા ઉદ્‌ભ્રાન્ત કરી નાંખવાની (બનાવી દેવાની) સ્વતંત્રતા કદાપિ કોઇને આપી નથી. ઐક્ય-નિર્ણય, મિલન-સાધન, શાન્ત તથા સ્થિતિની અંદર રહીને જ પરિપૂર્ણ પરિણતિ યા તો મુકિતનો અવકાશ પ્રાપ્ત કરવો એ ભારત વર્ષનું લક્ષ્ય હતું.

ભારતમાં વિધાતાએ વિવિધ પ્રકારની વિભિન્ન અને વિચિત્ર જાતીઓને ખેંચી આણેલ છે પણ એની કાંઇ હરકત નહીં. ભારતની આર્યજાતિમાં ગમે એવાને પણ પોતાનો બનાવી લેવાની શકિત છે, તેમજ એ શકિતનો પ્રયોગ કરવાનો અવસર પણ પ્રાચીન કાળથી પ્રાપ્ત થયેલ છે. ઐક્ય મૂલક સભ્યતાને જ મનુષ્ય જાતિની ચરમ સભ્યતા કહેવી

જોઇએ. ત્હેની જડ વિચિત્ર ઉપકરણોદ્વારા ભારત ચીર કાળથી નાંખતું આવેલ છે. મૂર્ખ કહી એણે કોઇને પોતાનાથી આઘું નથી ખસેડ્યું અનાર્ય કહી એણે કોઇને પોતાના ઘર બ્હાર ધક્કાથી કાઢેલ નથી. અસંગત કહી એણે કોઇની મશ્કરી કરી નથી. ભારતે સર્વને ગ્રહણ કર્યા—સર્વ કંઇ સ્વીકારી લીધું. આટલું આટલું ગ્રહણ કરી લેવા છતાં પણ આત્મરક્ષાને માટે હરેકને પોતાનો અધિકાર, વ્યવસ્થા, અને શૃંખલા સ્થાપિત કરવાની આવશ્યકતા છે એ ભારત વિસરી ગએલ નથી. લડાઇના મેદાનમાં પશુઓને જેમ છોડી મૂકવામાં આવે છે એવી રીતે આ બધાને એક બીજાના ઉપર છોડી દેવાથી કામ ચાલી શકતું નથી. આ બધાને નિયમ નિર્માણદ્વારા અલગ અલગ રાખીને એક જ મૂળ ભાવનાં બાંધી રાખવાની આવશ્યકતા છે એ ભારત ઘણી સારી રીતે સ્હમજી શક્યું હતું. સામગ્રી ગમે ત્યાંની હો પણ આ શૃંખલા—આ વ્યવસ્થા ભારત વર્ષની જ છે.

યૂરોપ, અન્યને દૂર રાખીને પોતાની સમાજને નિરાપદ રાખવા ચાહે છે અમેરિકા, ન્યૂઝીલેન્ડ અને કેઇપ કોલોની આદિ સ્થળોમાં આનો અનુભવ કરી શકીએ છીએ. યૂરોપની આ લાલસાનું કારણ પણ છે. વાત એમ છે કે એના સમાજમાં એક સુવિહિત શૃંખલાનો ભાવ નથી. એ પોતાના ભિન્ન ભિન્ન સંપ્રદાયોને સમાજમાં યથોચિત સ્થાન આપી શકતું નથી. એની સમાજમાં અંગતો એવાં છે જે સમાજને ભારરૂપ બની રહ્યાં છે. આવી અવસ્થામાં એ બ્હારના લોકોને એમના સમાજમાં કેવી રીતે સ્થાન આપી શકે? જ્યાં ઘરના જ માણસો ભાગ પડાવવા સારૂ ઉપદ્રવ મચાવી રહ્યા હોય ત્યાં બ્હારના આદમીને તો અવકાશ કેવી રીતે મળી શકે? જે સમાજમાં શૃંખલા છે, એકતાનું વિધાન છે, દરેકને સારૂ અલગ અલગ સ્થાન અને અધિકાર છે એ જ સમાજ અન્યને પોતાનો કરી શકે છે કાં તો બીજાને મારીને, નસાડીને પોતાના સમાજ અને સભ્યતાની રક્ષા કરી શકાય છે, વા બીજાને પોતાના નિયમો વડે સંયત બનાવી સુવિહિત શૃંખલામાં એને સ્થાન આપવાથી યૂરોપે પહેલી પ્રણાલી પસંદ કરી છે ને આખા સંસાર સ્હામે વિરોધનું દ્વાર ખુલ્લું કરી રાખ્યું છે. પરન્તુ ભારતે બીજો ક્રમ પસંદ કરીને ક્રમશઃ ધીરે ધીરે બધાને પોતાના બનાવી દેવાનો પ્રયત્ન કર્યો છે. જો શાન્તિ-ધર્મમાં શ્રદ્ધા હોય, ધર્મ જ માનુષી સભ્યતાનો આદર્શ મનાતો હોય તો તો ભારતનો જ માર્ગ શ્રેષ્ઠ કહી શકાય.

પરાયાને પોતાના કરી લેવામાં પ્રતિભા જોઇએ છીએ વિખ્યાત કવિ શેક્સપિયરે ક્યાંથી શું લીધું એનું અનુસંધાન કરવા બેસવું તો એના પ્રવેશનો અધિકાર અનેક ભંડારોમાં આવિષ્કૃત થઇ જશે. તો પછી એની આટલી પ્રશંસા શી? પ્રશંસાનું કારણ એ છે કે એનામાં પરાયાને પોતાના બનાવી લેવાની શક્તિ હતી ને એ જ શક્તિ વડે એ આટલું લઇ પણ શક્યો. અન્યમાં પ્રવેશ કરવાની શક્તિ અને અન્યને સંપૂર્ણરૂપે પોતાના કરી લેવાની કરામત જ સર્વસ્વ પ્રતિભાની ખુબી છે. ભારતમાં એ પ્રતિભા વિદ્યમાન છે. ભારતે વિના સંકોચે અન્યમાં પ્રવેશ કર્યો છે અને અન્યની સામગ્રીને અનાયાસ પોતાની કરી શક્યું છે વિદેશી લોક જેને મૂર્તિપૂજા વા બુતપરસ્તિ કહે

છે એને જોઇ ભારત ડર્યું નથી. એમને જોઇને એમના પર થૂંક્યું નથી. ભારતે પુલિન્દ, શબર, વ્યાધ આદિ પાસેથી બિભત્સ સામગ્રી ગ્રહણ કરીને એને શિવ (કલ્યાણ) બનાવી દીધેલ છે—એમનામાં પોતાના ભાવ સ્થાપિત કર્યા છે—એમના અન્તરમાં પોતાની આધ્યાત્મિકતાને અભિવ્યક્ત કરી દેખાડી છે. ભારતે કંઇ રહેવા દીધું નથી; બધાને ગ્રહણ કરી પોતાનાં બનાવી લીધાં છે.

ભારતનો આ ઐક્ય વિસ્તાર અને શૃંખલાસ્થાન કેવળ સમાજ વ્યવસ્થામાં જ નહીં પણ ધર્મનીતિમાંય દૃશ્યમાન થાય છે. ગીતામાં જ્ઞાન, પ્રેમ અને કર્મની વચમાં સામંજસ્ય સ્થાપન કરવાની જે ચેષ્ટા જણાવી છે એ પણ ભારતવર્ષની છે. યુરોપમાં 'રિલિજન' નામક જે શબ્દ પ્રચલિત છે એનો ઠીક ઠીક અનુવાદ અહીંની કોઇ પણ ભાષામાં થઇ શકે એમ નથી. એનું કારણ એ છે કે ધર્મ સાથેના મનના સમ્બન્ધને કદી પણ છૂટો પડવા દીધો નથી. આપણા બુદ્ધિ-વિશ્વાસ, આચરણ, ઇહલોક અને પરલોક એ સર્વમાં ધર્મનો ધાગો-તાર પરોવેલો છે. હાથનું જીવન, પગનું જીવન, મસ્તકનું જીવન, પેટનું જીવન જેમ જૂદું જૂદું સંભવતું નથી એ જ પ્રમાણે વિશ્વાસનો ધર્મ, આચરણનો ધર્મ, રવિવારનો ધમ, અન્ય છ દિવસનો ધર્મ અને ઘરનો ધમ જૂદો જૂદો હોઇ શકતો નથી. ભારતે નિત્ય અને નૈમિત્તિક ધર્મનો સ્વીકાર કર્યો ખરો, છતા પણ એને એક બીજાથી અલગ માન્યા નથી ભારતનો જે ધર્મ એ જ એના આખા સમાજનો ધર્મ છે. એનું મૂળ પાતાળમાં ને શિર્ષ આકાશમા છે. એનું અને હાથપગને જુદા જુદા નથી જોયા. ભારતે ધર્મને દ્યુલોક-ભૂલોક વ્યાપી મનુષ્યના આખા જીવનમાં વ્યાપ્ત એક ભારે વનસ્પતિના રૂપમાં દેખેલ છે.

ભારતનો સાચો ઈતિહાસ જોવાથી સિદ્ધ થાય છે કે દુનિયાના બધા સભ્ય સમાજોમાં ભારત જ અનેકતામા એકતા સ્થાપવાનો આદર્શ બડે કરી સર્વમા વિરાજમાન થાય છે, અનેક પ્રકારની બાધા-વિપત્તિ અને દુર્ગતિ-સુગતિમા ભારતે વિશ્વના અને પોતાના આત્મામાં 'એકનો' અનુભવ કરી એ એકને અનેક (રૂપમાં) સ્થાપિત કરેલ છે—જ્ઞાન દ્વારા એના આવિષ્કાર કરીને કર્મ દ્વારા પ્રતિષ્ઠા કરીને પ્રેમ દ્વારા ઉપલબ્ધ જીવન દ્વારા એમા પ્રચાર કર્યો છે. આપણે જ્યારે આપણા સાચા ઈતિહાસમાં ધ્યાન આપી ભારતના આ સનાતન ભાવના અનુભવ કરીશું ત્યારે જ 'ભૂત' સાથે 'વર્તમાન' ના વિચ્છેદ મટી જશે.

મણિશંકર દ્વિવેદી.

---

# અમદાવાદના કેટલાક હુન્નરોની તપાસ.

ધી ઇન્ડીઅન ઇકોનોમિક સોસાયટી તરફથી અહિંની 'ગોખલે સોસાયટી' ને કેટલાક સ્થાનિક ઉદ્યોગોની તપાસ અર્થે એક પ્રશ્નાવલી મોકલવામાં આવી હતી. એ તપાસ કરવાને સમય ઘણો ટુંકો હોવાથી હરેક હુન્નર ઉદ્યોગની તપાસ જોકે નથી કરાઇ તોપણ જે ઘણા ઉપયોગી અને મ્હોટા પ્રમાણમાં અમદાવાદમાં જોવામાં આવે છે તે ઉદ્યોગોની તપાસ સોસાયટી તરફથી સંપૂર્ણ કરવામાં આવી છે. આમાંથી મીલ ઉદ્યોગ અને છાપખાનાં બાદ કરવામાં આવ્યાં છે. કારણ કે એક તો આ ઉદ્યોગ કરનારાઓ ઘણે ભાગે કેળવાયલા છે એટલે પોતાનાં સંકટો વિના પૂછયે પણ સરકાર આગળ રજુ કરી શકે તેમ છે અને એ ઉદ્યોગો હમણાં નવા શરૂ કરવામાં આવ્યા છે જેથી પ્રજાને અને સરકારને તેમનાં સંકટો તાજાં જ જાણીતાં છે. અમે મુખ્યત્વે એવા ઉદ્યોગોની તપાસ કરી છે કે જે હજી જુના છતાં બ્હાર જણાયા નથી. અમદાવાદમાં જ એવા ઘણા ઓછા હશે કે જેમને પોતાનાં શહેરમાં શી શી હુન્નરકલાઓ છે તે જાણીતી હશે. અમે મુખ્યત્વે ત્રણ જ ઉદ્યોગોની તપાસ કરી છે અને તેનો સાર નીચે પ્રમાણે છે.

### ૧. હાથની સાળો.

આ ઉદ્યોગ ઘણો જૂનો જાણીતો છે. અમદાવાદની અંદર આવી સાળો લગભગ એક હજાર ચાલે છે અને આશરે છસેં કુટુંબ તે ઉપર કામ કરે છે. સાળવીઓમાંના કેટલાક તો છેક પંદરમા અને સોળમા સૈકાથી પેઢી દર પેઢી આ કામ કરતા આવ્યાં છે અને તે જ કારણને લઈને ઓછી કમાણી છતાં પોતાના બાપદાદાનો ધંધો કર્યે જાય છે. મુખ્યત્વે કરીને આ સાળવીઓ રેશમી પીતાંબર, સાડીઓ, ગજીઆણી, અતલસ, ઘાટપોત, મશરૂ, રેશમી કોરનાં ધોતીઆં વગેરે બનાવે છે. સ્થિતિના ગરીબ અને કેળવાયલા નહિ હોવાથી મ્હોટા પાયા ઉપર પગારદાર માણસો રાખી આ લોકો પોતાનો ધંધો વધારી શકતા નથી અને વળી હાલમાં યુરોપ અમેરિકામાંથી સાંચાકામથી તૈયાર થએલો માલ મ્હોટા પ્રમાણમાં આવતો હોવાથી હાથના વણાટના માલની ખપત ઓછી થઇ ગઈ છે, અને તેથી તે લોકો ઘણો થોડો માલ તૈયાર કરે છે. એક કુટુંબ મહિનામાં ૮૦ થી ૧૦૦ રૂપિયાની કિંમતના ધોતીઆં તૈયાર કરે છે અને તે ધોતીઆં બજારમાં આશરે ૧૧૦ થી ૧૪૦ રૂપિયે વેચાય છે. આ પ્રમાણે ગણતાં એક કુટુંબ મહિનાના માત્ર ૩૦ થી ૪૦ રૂપિયા જ કમાય છે. અને વળી આટલી આવકમાંથી સાહુકારને વ્યાજ અને સાંચો ફેરવનાર મજુરને પગાર આપવો પડે છે. આમ એક સાળવીનું કુટુંબ મહા મુશ્કેલીએ ખોરાક જેટલું કમાય છે.

આ ધંધામાં પડતી મુશ્કેલીઓ નીચે મુજબ જોવામાં આવે છે.

(૧) કોઈ પણ સાળવી કેળવાયલો નથી આથી કેવી રીતે આ ઉદ્યોગ સસ્તો અને સારો કરવો તે સંબંધી બુદ્ધિ પહોંચાડી શકતો નથી. (૨) પૈસાની તંગી ઘણી જ હોય છે. આથી વધારે વ્યાજ આપી સાહુકારો પાસેથી ઘણી વખત દેવું કરવું પડે છે (૩) ન્હાના પ્રમાણમાં એક એક કુટુંબ કામ કરતું હોવાથી રેશમ વગેરે જોઈતો કાચો માલ છૂટક મુંબઈના અને અહિંના વેપારીઓ પાસેથી ખરીદવામાં આવે છે. જેથી ઘણોખરો નફો એમને જ મળી જાય છે. (૪) હોશીઆર કારીગરોની ખોટ ઘણી છે. કુટુંબનો મુખ્ય માણસ જ આ કામમાં થોડે ઘણે અંશે પ્રવીણ હોય છે. આથી જો તેહને ગામ પરગામ જવું પડે અથવા પોતે માંદો સાજો થાય તો એના કુટુંબને મ્હોટી મુશ્કેલી આવી પડે છે. અને તે માણસને પણ કેવી રીતે ભીનાશ દૂર રાખવી, તારો ઝીણો અને એકસરખો રાખવો વગેરેની માહીતિ હોતી નથી. (૫) અમદાવાદની અંદર રૂની મીલનો ઉદ્યોગ ઘણો હોવાથી સાળવીઓને કારીગરો મળતા નથી અને જો મળે છે તો પગાર ઘણો આપવો પડે છે. (૬) રેશમી, સુતરાઉ અને કસબી વગેરે કાપડની પરદેશથી આયાત ઘણી જ છે.

આ સંકટો દૂર કરવા નીચે મુજબ પ્રતીકારો જણાવવામાં આવે છે. (૧) સાળવીઓના બાળકોને આ ધંધાની માહીતિ આપવી જોઇએ અને તે શિખવવાને એકાદ ઉદ્યોગ વર્ગ ખોલવામાં આવે તો આ નાશ પામતો ઉદ્યોગ હિંદુસ્થાનને લાભદાયક નીવડે. (૨) આ લોકોને વાસ્તે પણ કોઓપરેટિવ ક્રેડિટ સોસાયટીઓની જરૂર છે. (૩) ઉપર ગણાવેલું ત્રીજું સંકટ દૂર કરવાને સાળવીઓની અંદર સહકારીમંડળો બનાવવાની જરૂર છે, જેથી કાચો માલ ખરીદતી વખતે અહિંના વેપારીઓ પાસેથી ન લેતાં ગારોબાર ચીનથી જ મંગાવવાનું સગવડભર્યું થઇ શકે. આ મંડળને લઇને માલ વધારે પ્રમાણમાં એકી વખતે લઈ શકાય અને પૈસાનો બચાવ થાય જેનો લાભ દરેક કુટુંબને મળી શકે. (૫) અમદાવાદમાં મજૂર વર્ગની મુશ્કેલી સાધારણ થઇ ગઇ છે એટલે વધારે પગાર આપ્યા શિવાય છૂટકો નથી. (૬) પરદેશી માલ ઉપર જો કર નાખવામાં આવે તો દરેક ઉદ્યોગની માફક આ ઉદ્યોગને પણ મ્હોટો લાભ થાય.

## (૨) કાગળ બનાવવાનો ઉદ્યોગ.

આ ઉદ્યોગ પણ અમદાવાદમાં જુનો ગણાય છે. કાગળ બનાવનારા ઘણાખરા મુસલમાનો છે. એ લોકો જુના તાપડાં, ચીથરાં અને નકામાં પડેલાં ન્યુસપેપરો વગેરે શહેરમાં પોળે પોળે ફરી જુજ પૈસા આપી ઉપાડી લાવે છે અને તે બધાંને કહોવરાવી કાગળની બનાવટમાં કાચા માલ તરીકે વાપરે છે. માવો ધોવાનું સગવડ પડતું પડે તે કારણથી એ લોકોએ પોતાનાં ન્હાનાં કારખાનાં નદીની પાસે રાખેલાં છે. ત્યાંથી સાફ ધોળો માવો તૈયાર કરી તેઓ પોતાને ઘેર લઇ જાય છે અને ત્યાંજ પાતળી કાંજી કરી ચાયણીઓમાં કાગળ બનાવે છે. આ કાગળો ઘણું ખરૂં વેપારીઓના ચોપડા બનાવવાના ઉપયોગમાં આવે છે. અહિંના બનાવનારા, કાગળને ફરી

સળકી આણુવામાં ઘણા હુશિયાર ગણાય છે અને છેક લખનોથી તે કામ વાસ્તે કાગળો અહિં મોકલવામાં આવે છે. આજ ઉદ્યોગની સાથે બ્લોટીંગ પેપરનો ઉદ્યોગ થઇ શકે તેમ છે; પરંતુ ખપત હોવાને લીધે અને બીજાં કેટલાંક કારણથી તેઓ બનાવતા નથી. આ ઉદ્યોગનો અને હાથની સાળોનાં સંકટો લગભગ સરખાં જ હોવાથી એ ફરીથી મૂકવાં નિરર્થક છે. આ બંને ઉદ્યોગો તરફ નજર નાખતાં વિચાર એ આવે છે કે આવાં હાથના કારખાનાંઓને શી રીતે મદદ થઇ શકે? આ યન્ત્રોના જમાનામાં આવા ઉદ્યોગો ટકી શકે કે નહિ એ જરા સવાલ પડતી વાત છે અને મુશ્કેલ પણ છે. અલબત હાથનું કામ કેટલીક બાબતોમાં યન્ત્ર કરતાં ચઢતું ગણવામાં આવે છે. બીજો વિચાર એ આવે છે કે એ લોકો જ્યારે ગરીબ અને બીન કેળવાયલા છે ત્યારે ઉંચા પ્રકારનું હુન્નર ઉદ્યોગનું શિક્ષણ લઇ અને મ્હોટી કેપિટલ એકઠી કરી મ્હોટા પાયાપર આવા કારખાનાં શી રીતે કાઢી શકશે? કારણકે આપણે જોઇએ છીએ કે અમુક કળાઓનું ખાસ શિક્ષણ લઇ આવેલા અને સારી લાગવગ ધરાવતા ઇંગ્રેજી ભણેલા જુવાનીઆઓ રખડતા ફરે છે.

આપણે એમને બે પ્રકારે મદદ કરી શકીએ એમ લાગે છે. એક તો એમને આટલા ન્હાના પાયા ઉપર કામ કરવામાં સરળતા કરી આપી શકીએ અને ઉપર બતાવેલી મુશ્કેલીઓ દૂર કરી શકીએ; અને બીજું એકે અમદાવાદમાં અથવા નજીકમાં કોઇ આવાં કારખાના મ્હોટા પાયા ઉપર કહાડે તો તેમાં આ અનુભવી માણસોને સારો પગાર આપી કામે લગાડી શકીએ.

### ( ૩ ) ઇસ્લામ મેચ ફેકટરી.

આ મીલ અમદાવાદમાં ૧૮૯૭ ની સાલમાં આશરે રૂ. ૯૭૦૦૦ ની કેપિટલથી ખોલવામાં આવી હતી. આ કારખાનાના એજંટ એક કેળવાયલા અને બાહોશ મુસલમાન છે. પોતાના જાતિ અનુભવથી સ્વહસ્તે પ્રયોગો કરી દિવાસળીની ટોચે લગાડવામાં આવતાં મશાલાના દ્રવ્યો એમણે શોધી કહાડયાં હતાં. ઓગણીસ વીસ વર્ષની મુદતમાં આ ફેકટરીએ ઘણા ઉથલા ખાધા છે; પરંતુ એજંટની હિંમતને લીધે, સ્વીડન, ઓસ્ટ્રિઆ અને જાપાન સામે ઘણી મ્હોટી સ્પર્ધા છતાં હજી સુધી એ ટકી રહી છે. આ મીલને પણ બીજા ઉદ્યોગની માફક મુશ્કેલી અને અન્યાય વેઠવાં પડયાં છે અને પડે છે જે નીચે જણાવવામાં આવે છે.

૧. ફેકટરીને જોઇએ તેટલું લાકડું મળતું નથી. દર વર્ષે લગભગ ૧,૧૫,૦૦૦ મણ લાકડું સળીઓ અને પેટીઓ બનાવવામાં વપરાય છે, જે લાકડું ઘણુંખરૂં સરકારી જંગલોમાં જ થાય છે. પ્હેલાં સરકાર આ લાકડું હલકી જાતનું હોવાને લીધે ઘણે સસ્તે ભાવે વેચતી, પરંતુ હાલ એ જંગલો કોન્ટ્રાકટરોને આપવામાં આવે છે અને તેમની પાસેથી આ કંપનીને ખરીદવું પડે છે.

આમ કરવાથી મીલને ઘણી રીતે મુશ્કેલી પડે છે.

કોન્ટ્રાકટરો એમને ઉપયોગી ઝાડ સાથે દિવાસળી બનાવવામાં ઉપયોગી ઝાડ પણ કાપી નાખે છે, અને તે ઝાડને જંગલમાં સુકાવા ખુલ્લાં મુકે છે. આમ કરવાથી ભાર ઓછો થાય અને તેમને રેલ્વે નુર ઓછું પડે; પરંતુ દિવાસળી બનાવવામાં હમેશાં લીલું અને તાજું લાકડું જ વાપરવું જોઇએ છે. સૂકું લાકડું બિલકુલ નકામું હોય છે અને તે માત્ર બાળવાનાં જ કામમાં વાપરી શકાય છે. આવી રીતે ઝાડ સૂકાઇ જવાથી મીલને લાકડું જોઇએ તેવું સારૂં અને મ્હોટા પ્રમાણમાં મળતું નથી. વળી કોન્ટ્રાકટરો ભાવ પણ વધારે માગે છે કારણ કે એ જાણે છે કે સરકાર જ્યારે એમને સગવડ કરી આપતી નથી ત્યારે એમની પાસેથી લીધા શિવાય છૂટકો નથી. આમ લાકડાંની તંગીને લીધે વખતે વખતે મીલ બંધ કરવી પડે છે.

૨. બીજી મુશ્કેલી તે રેલ્વેના નુરમાં છે. મુંબાઇ જેવાં બંદરો પરથી દેશના બીજાં અંદરનાં શહેરો તરફ માલ મોકલતાં અમુક નુર ભરવું પડે છે. જ્યારે તેટલાં જ દૂરનાં અંદર અંદરનાં શહેરો વચ્ચે માલ મોકલવામાં વધારે ભરવું પડે છે. આથી પરદેશી વેપારીઓને પોતાના દેશના માલ આપણા દેશમાં ઘુસાડવું વધારે સુગમ પડે છે. વળી એ વેપારીઓ ઓછું નુર માત્ર તૈયાર માલ ઉપર જ ભરે છે, જ્યારે આવી મીલો બ્હારગામથી આવતા લાકડાં ઉપર કેમિકલ્સ તથા સ્ટોર ઉપર તે ઉપરાંત ફરીથી તૈયાર પેટીઓ ઉપર વધારે નુર ભરે છે. રેલ્વે કંપનીને આ સંબંધી અરજીઓ કરવામાં આવી, મુંબાઇ નામદાર ગવર્નર સાહેબ ઉપર પણ કરવામાં આવી; પરંતુ આ અન્યાય હજી દૂર થયો નથી. વળી રેલ્વે રેલ્વેએ સરખા અંતર ઉપર વત્તાઓછાં નુર રાખવામાં આવ્યાં છે જેથી આ મીલથી દૂરનાં શહેરોમાં માલ મોકલવાનુ બની શકતું નથી.

૩. પરદેશી દિવાસળીઓની આયાત ઘણી છે. હિંદુસ્થાનમાં મિ. ટ્રુપ લખે છે કે લગભગ એક કરોડ રૂપિયાની દિવાસળીઓ વર્ષે દિવસે પરદેશથી આવે છે; અને તેમાં જાપાનીઝ મેચીઝ મ્હોટા પ્રમાણમાં આવે છે, કારણ કે તે દેશને પોતાના રાજ્યકર્ત્તા તરફથી પૈસાની છૂટ અને બીજી હરેક પ્રકારની સગવડ હોવાથી પોતાનો માલ સસ્તો વેચવો પાલવી શકે છે. જ્યારે આપણી સ્વદેશી મીલોને આમાંનું કાંઇ ન હોવાથી અને ઉલટો કેટલીક બાબતોમાં અન્યાય હોવાથી મહા મુશ્કેલીએ ખરચ પૂરૂં કરવું પડે છે.

૪. દિવાસળી બનાવવામાં કુશળ પુરૂષો આપણા હિંદુસ્થાનમાં કોઇ જ નથી.

૫. કારીગરોની ખામી પણ આ મીલને મ્હોટી છે. દીવાસળીની મીલ અહિં એક જ હોવાને લીધે સાંચા કામમાં અનુભવથી તૈયાર થએલાં માણસો મળતાં નથી, આથી જોઇએ તેવી સારી દિવાસળીઓ બની શકે નહિં એ સ્વાભાવિક છે.

ઉપરનાં સંકટો દૂર કરવાને નીચે મુજબ ઉપાયો કરી શકાય તેમ છે.

૧. લાકડાંની મુશ્કેલી દૂર કરવા વાસ્તે સરકારે પોતાનાં જંગલમાંથી દિવાસળીમાં ઉપયોગી લાકડાં કાપવાની એમને અને દિવાસળીનાં કારખાનાંઓનેજ માત્ર રજા

આપવી જોઇએ અને લાકડું જોઇએ તેટલા જથ્થામાં મળે તે વાસ્તે જંગલોમાં આવાં લાકડાંના ઝાડ નવાં રોપવાં જોઇએ. જો અત્યારથી જ આ કરવામાં આવે તો પચ્ચીસ ત્રીસ વર્ષમાં દિવાસળીઓ બનાવવાને લાયક ઘણાં ઝાડ તૈયાર થાય.

૨. રેલ્વે કંપનીને પોતાનો નુર ઓછો કરવો જોઇએ અને સ્વદેશી માલ મોકલવામાં પરદેશીઓ કરતાં કંઇક વધારે સરળતા કરી આપવી જોઇએ. બંગાળા વગેરે ભાગોમાંથી કોલસા મોકલવાનાં જેમ ઘણા ઓછા દર રાખવામાં આવ્યા છે, તેવી જ રીતે દિવાસળીઓમાં થવું જોઇએ. દિવાસળીઓ ઘણી જ સસ્તી વેચાય છે, તેથી પેટીઓની કીમત કરતાં રેલ્વે નુર ઘણું વધી પડે છે. નુરના દરમાં ફેરફાર કરવામાં આવે તો હિંદુસ્તાનના એકેએક ભાગમાં અહિંની બનાવટનો માલ લઇ જઇ શકે.

૩. પરદેશી માલ ઉપર જકાત નાખવાની ખાસ જરૂર છે, અને આ જ્યાં સુધી થશે નહિં ત્યાં સુધી હિંદુસ્તાનનો એક પણ ઉદ્યોગ સફળ થશે નહિં.

૪. સ્વીડન વગેરે દેશોમાંથી હુશિયાર માણસો અહિંની મીલોમાં કામ કરવા બોલાવવા જોઇએ.

૫ અમદાવાદને આ મુશ્કેલી સાધારણ છે. જો મીલ તરફથી વધારે પગાર આપવામા આવે તો લાંબા વખત સુધી કારીગરો રહી શકે. એ સિવાય અન્ય માર્ગ જણાતો નથી પણ તે પણ માલની કમાણી અને માલની ખપત ઉપર આધાર રાખે છે.

આ કારખાનુ સ્ટીમ ઇન્જીન થી ચલાવવામાં આવે છે એટલે ઉપરના બે ઉદ્યોગોની મુશ્કેલીઓ આ ઉદ્યોગને લાગુ પડતી નથી. તેથી જો ઉપર બતાવેલા સંકટો દૂર કરવામાં આવે તો અન્ય કામ અને હાથનું યન્ત્રકામ—તે બે વચ્ચેની સ્પર્ધા આ ધંધાને અસર કરે નહિ, કારણ કે આ ઉદ્યોગ કેળવાયલા માણસો યન્ત્રની મદદથી જ કરે છે. આ મીલ જો કે નવીજ ઉઘાડવામાં આવી છે છતાં પણ હિંદુસ્તાનમાં એક ખુણે જ પડી રહેલી ગણાતી હોવાથી અમે તેની તપાસ કરેલી છે. ઇતિ.

કંચન ગગુભાઈ મહેતા.

---

# સ્વદેશી.

૧. યુરોપનું આધુનિક પ્રચંડ યુદ્ધ જ્યારે શરૂ થયું અને તે શરૂઆતની ખબર જ્યારે આખા હિન્દમાં પ્રસરી રહી ત્યારે હિન્દના મહાન નરોએ "હિન્દ અને યુદ્ધ" એ વિષય પર વિવિધ જાતના જાહેર ભાષણો આપ્યાં હતાં તથા તે વિષય ઉપર વિધવિધ ચર્ચાઓ ચલાવી હતી. આ મહાન્ યુદ્ધથી મળેલી તકનો પુરેપુરો લાભ લઇ, શત્રુનો

અને નિરાધાર હિંદમાંથી રવાના કરે છે અને બીજી બાજુથી આપણે પોતે જ, હિંદના વેપારઉદ્યોગ તરફ બેદરકાર રહી જાપાનમાં ૩૦ કરોડ જેટલા રૂપીઆ મોકલીએ છીએ. દુષ્કાળ અને મરકી જેવા મહાન્ અજીત શત્રુના પાસમાં હિન્દ–ગરીબ હિન્દ સપડાયેલું છે અને તે સમયમાં દર વર્ષે આટલો બધો પૈસો હિન્દમાંથી ઘસડાઇ જતો જોઇ કયા મનુષ્યનું હૃદય પીગળ્યા વગર રહેશે!

૩. કદાચ કોઇ એવો પ્રશ્ન ઉઠાવશે કે જેટલો પૈસો જાપાનમાં હિન્દુસ્તાનમાંથી રવાના થાય છે તેટલાનો બદલો જાપાન દરરોજની વપરાશની ચીજ પુરી પાડી તે ચીજ મારફત વાળે છે. આ પ્રશ્નના જવાબમાં એટલુંજ કહેવું બસ છે કે જે માલ જાપાનથી આપણા દેશમાં આવે છે તેમાંનો ઘણોખરો માલ આપણા દેશમાં બને છે અને જો જાપાન પોતાના દેશમાંથી હિન્દમાં માલ મોકલવો બંધ કરે તો આપણું હિન્દ તે માલ આખા દેશમાં પુરો પાડવા સમર્થ છે. પરંતુ મુશ્કેલી એટલી જ નડે છે કે હિંદમાં બનતા માલને જોઇએ તેવું ઉત્તેજન હિન્દના લોક તરફથી તેમ જ આપણા માયાળુ બ્રિટિશ સરકાર તરફથી મળતું નથી. જો આપણા દેશી હુન્નરોને ઉત્તેજન મળે અને આપણે સ્વદેશી માલ વાપરવા માંડીએ તો હું ખાત્રીપુર્વક કહું છું કે જેટલો પૈસો આપણે જાપાન મોકલીએ છીએ તે જ પૈસો ત્યાં જતાં અટકશે અને હિન્દમાં રહી આપણા કંગાળ મજુરોનું પોષણ કરશે. પણ અફસોસની વાત એ છે કે આપણા દેશના લોકમાં અને તેમાં મુખ્યત્વે કરીને આપણા ગુજરાતના લોકમાં જોઇએ તેટલો સ્વદેશ પ્રેમ માલમ પડતો નથી. રાષ્ટ્રીય, ઔદ્યોગિક તથા એવી અન્ય સભાઓ જ્યારે આ દેશના દરેક ભાગમાં ભરાય છે તે સમયે જે ઉત્સાહ, જે સ્વદેશ પ્રેમ, જે Public Spirit આ દેશના લોકમાં જોવામાં આવે છે તે ઉત્સાહ અને જુસ્સો તે લોકોમાં હમેશ જોવામાં નથી આવતો.

૪. આવો ટુંક સમયનો સ્વદેશ પ્રેમ ભારતના ભાવિમાં થનાર મહાન્ રાજ્યકીય તથા ઔદ્યોગિક ઉન્નતિ માટે બસ નથી. હિન્દમાં દર વર્ષે ભરાતી રાષ્ટ્રીય પરિષદમાં હિન્દની રાજકીય ઉન્નતિ માટે જે ભારે ખળભળાટ અને ચળવળ જોઇએ છીએ તેનાથી બલકે વધારે ખળભળાટ અને ચળવળ ભારતવર્ષની ઔદ્યોગિક ઉન્નતિ માટે થવી જોઇએ. પણ ઘણા લોકોનું એમ કહેવું અને માનવું છે કે જ્યાં સુધી સરકાર પરદેશથી આવતા માલ પર જગાત નાંખી હિન્દના ઉદ્યોગ અને વેપારને પુરતું ઉત્તેજન નહિ આપે ત્યાં સુધી હિન્દના ઉદ્યોગ તથા વેપારની ઉન્નતિ થવી મુશ્કેલ છે. આ વાત ઘણે અંશે સત્ય છે. સરકાર પોતાના દેશ–ઇંગ્લાંડના વેપારઉદ્યોગ તરફ જે ઔદ્યોગિક રાજનીતિ રાખે છે તે જ ઔદ્યોગિક રાજનીતિ હિન્દ તરફ પણ રાખે છે તે ઘણું જ હિન્દને હાનિકારક છે તથા, તે સરકારનું ઘણું જ ભૂલભરેલું પગલું છે. જેમ એક ૮–૧૦ વર્ષના કુમળા બાળક અને ૨૫–૩૦ વર્ષના ખીલતા જુવાન વચ્ચે કોઇ પણ જાતની સ્પર્ધા થવી અશક્ય અને બાળકને હાનિકારક છે, તેવીજ રીતે હિન્દના આધુનિક કુમળા ન્હાના ન્હાના ઉદ્યોગ અને ઇંગ્લાંડના પરિપૂર્ણતાને શિખરે પ્હોંચેલા હુન્નરઉદ્યોગ વચ્ચે કોઇ પણ જાતની સ્પર્ધા થવી મુશ્કેલ અશક્ય

છે તથા હિન્દને હાનિકારક છે. આથી જ હિન્દના સ્વદેશ ભકતો સરકારને તેની રાજનીતિ બદલવા તથા પરદેશી માલ પર સખત જગાત નાખવા ભલામણ કરે છે. જો સરકાર આવી સખત જગાત પરદેશી માલ પર નાંખશે અને હિન્દના કેટલાક હુન્નર પરની એક્સાઇઝ ડ્યુટી કાઢી નાંખશે તો મને ખાત્રી છે કે હિન્દની કલા-કૌશલ્ય અસલની સ્થિતિએ ત્વરાથી પહોંચવા શકિતમાન થશે.

૫. પણ જે સરકારે મુંબાઇ તથા અમદાવાદમાં બનતા કાપડપર સ્વતંત્ર વેપારની કહેવાતી રાજનીતિને ન છાજે એવી જગાત નાંખી છે તે સરકાર તરફથી કોઇ પણ જાતની મદદની આશા રાખવી એ નિરર્થક છે. આથી જ હિન્દમાં સ્વદેશી માલ વાપરવાની હિલચાલ કરવાની ઘણીજ જરૂર છે અને પરદેશી માલ ન વાપરતાં હિન્દના લોકોએ ફક્ત સ્વદેશી માલ વાપરી પરદેશમાં જતો પૈસો અટકાવી હિન્દની આર્થિક સ્થિતિ સુધારવામાં બનતો પ્રયાસ કરવો જોઇએ અને બંગભંગના સમયમાં બંગાળના સ્વાર્થત્યાગી મહાન્ નરોને લીધે અસ્તિત્વમા આવેલી સ્વદેશી હિલચાલને નવજીવન આપવું જોઇએ. કારણકે હિન્દની આર્થિક સ્થિતિ સુધારવાને આપણી પાસ તો આજ ઉપાય છે. આપણને નાણાં સંબધી કાયદા કરવાને બીલકુલ હક નથી અને તેથી પરદેશી માલપર જકાત નાંખવા આપણે અશક્ત છઇએ તે માટે સ્વદેશી હિલચાલથી હિન્દના ઉદ્યોગ ખીલવવા જોઇએ. આથીજ હિન્દની ખરી આર્થિક સ્થિતિ જાણનાર મહાન્ દેશભક્ત રોમેશચન્દ્ર દત્ત કહી ગયા છે કેઃ—

The Swadeshi movement is one which all nations are seeking to adopt in the present day. Mr Chamberlain is seeking to adopt it by a system of protection. Mr. Balfour seeks to adopt it by a scheme of retaliation. France, Germany and the United States and all the British Colonies adopt it by building up a wall of prohibitive duties. We have no control over our fiscal legislation and we adopt the Swadeshi Scheme. Therefore, by laudable resolution to use our home manufactures, as far as practicable, in preference to foreign manufactures. If we succeed in this *Noble* endeavour we shall present to the world an instance un-paralleled in the history of modern times of nation protecting its manufactures and industries without protective duties.

આવી સ્વદેશી હીલચાલ જો આપણે ફરીથી કરીશું તો મને ખાત્રી છે કે રોમેશચન્દ્ર દત્તના કહેવા પ્રમાણે આખી દુનિયાને હેરત પમાડે એવી રીતે આપણે કલાકૌશલ્યનું રક્ષણ કરવા સમર્થ થઇશું.

૬. હવે સ્વદેશી હીલચાલ કેવી રીતે શરૂ કરવી તેના પર વિવેચન ટુંકમાં કરીશ. આપણે સર્વે એટલું તો જાણીએ છીએ કે શહેરની આસપાસના ગામડાઓમાં ગ્રામ્યલોકની

# ગુજરાતનું જાહેર જીવન.

## અમદાવાદ.

**અમદાવાદ સેનીટરી એસોસીએશન**—અમદાવાદ શહેરમાંની ગંદકી, દુર્ગન્ધ, તાવ, ક્ષય આદિના પ્રચાર, બાળમરણ, સુવાવડ પ્રસંગની આપદાઓ, દારૂડીઆપણાથી થતી ખુવારી વગેરે પ્રત્યે ધ્યાન ખેંચવા અને શારીરિક આરોગ્ય અને સ્વચ્છતા પ્રાપ્ત કરવા લગ્ન, વરઘોડા, જમણવાર વગેરેમાં નકામાં ખરચાતા લાખો રૂપીઆને. સ્હેજ પણ ભાગ ખરચવાનો બોધ કરવા હસ્તપત્રો આ મંડળે કોલેજોમાં, નિશાળોમાં અને શહેરમાં ઠેકાણે ઠેકાણે વહેંચ્યાં છે.

**ગુજરાત સભા**—પ્રેમાભાઇ હૉલમાં આ સભાએ દક્ષિણ આફ્રિકાવાળા. મિ. પોલોક અને રા. સુરેન્દ્ર મેઢના સત્કારાર્થે મેળાવડો કર્યો હતો. ગાંધી સાહેબે મિ. પોલોકના જીવનચરિત્રની ઉપયોગી હકીકત કહી હિન્દ માટે તેમણે કરેલી સેવાની પ્રશંસા કરી હતી. મિ પોલોકે દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓની હાલ કેવી સ્થિતિ છે તેનું વર્ણન કર્યું હતું અને ભવિષ્ય માટે ચિંતા બતાવી હતી.

**ગુજરાત સાહિત્ય સભા**—"મુખલક્ષણ શાસ્ત્ર" વિશે રા. રા. નર્મદાશંકર બાળાશંકરે નિબંધ વાંચ્યો હતો. અમદાવાદ લેખક મંડળ કહાડવા વિચાર ચાલે છે. અંગ્રેજી, મરાઠી, બંગાળી, હિન્દી વગેરે સાહિત્યમાંથી ઉત્તમ લખાણોના અનુવાદ ગુજરાતીમાં કરાવવા તથા યથાશક્તિ સ્વતંત્ર લેખો લખાવવા એવો એનો ઉદ્દેશ થશે.

**ગોખલે સોસાયટી**. મુંબાઇના વકિલ રા. રા. બી. એન. ભાજેકરે પ્રેમાભાઇ હૉલમાં આ મંડળ તરફથી "દેશી ભાષાના શિક્ષણ સંબંધી શરૂ કરેલી નવી પદ્ધતિ" વિશે સપ્રયોગ જાહેર ભાષણ કર્યું હતું. ભાષણ દરમ્યાન એમણે જણાવ્યું હતું કે જે પદ્ધતિથી ઓછે ખરચે અને ઓછા વખતમાં લખતાં વાંચતાં શીખવી શકાય તે ખરી દેશસેવા છે એમ સમજી મેં આ પદ્ધતિ વિચારી કાઢી છે. મનુષ્યને રમતનો શોખ હોય છે માટે આપણી દેશી રમતો—કૂકાં પાનાં, સોગટાંબાજી, સ્વર્ગની સરણી ઘણ વગેરે દ્વારા દેશી ભાષા અને દેશી હિસાબ સરળતાથી અને સચોટ રીતે થોડા વખતમાં શીખવી શકાય છે. આથી ભણતરનો થાક પણ લાગતો નથી.

દર અઠવાડીએ મિ. કર્ટિસ કૃત "પ્રોબ્લેમ ઑાવ ધ કોમનવેલ્થ"નું નિયમિત વાંચન થાય છે અને 'રાઉન્ડ ટેબલ ગ્રુપ્સ' એમની ભાવનાઓ, હિન્દ તરફ એમનું વલણ, સંસ્થાનોને બ્રિટિશ મહાસામ્રાજ્યમાં પ્રતિષ્ઠિત કરવાનો પ્રયત્ન, લડાઇ પછી બ્રિટનને બદલે બ્રિટન અને ચાર સંસ્થાનો મળી પાંચ પ્રજાઓને આધીન હિન્દને કરવાનો પ્રયત્ન વગેરે સંબંધમાં પુષ્કળ વિરૂદ્ધ ચર્ચા થઇ હતી.

**અમદાવાદ પાર્લામેન્ટ**—ની ત્રણ ચાર બેઠકો ગયા મહિનામાં થઇ હતી. તે પ્રસંગે રાજકીય પક્ષો ગોઠવવાનું દફતરો સોંપવાનું અને ચર્ચાના નિયમો ઠરાવવાનું વગેરે કામ થયું હતુ. કૉન્ગ્રેસમાં અમદાવાદના આશરે પચાસ પ્રતિનિધિઓ ગયા હતા

**પ્રાર્થના-સમાજનો વાર્ષિક મહોત્સવ**—ડીસેંબરની ૧૮ મીએ, પ્રાર્થના-સમાજનો વાર્ષિક મહોત્સવ હતો. તે પ્રસંગે દર વર્ષની માફક આખું અઠવાડીયું કિર્ત્તન, પ્રાર્થના, ઉપાસના, ઉપદેશ વગેરે કરવામાં આવ્યાં હતાં.

**સત્યાગ્રહ આશ્રમ**—મી. પોલોક અને શ્રીયુત ગાંધીએ અમદાવાદની રાત્રીશાળાઓ, તથા કળા કૈશલ્ય અને ઉદ્યોગ હુન્નરની તપાસ લીધી હતી. અઠવાડીક વર્ગો આગળ શ્રીયુત ગાંધીએ ડૉ. વાલેસના ઔદ્યોગિક-પ્રગતિ સાથે નૈતિક પ્રગતિનો સંબંધ એ વિષે તથા લખનૌ કોન્ગ્રેસ સંબંધે ઉત્તમ બોધ કર્યો હતો.

**નરોડામાં ભાષણો**—અમદાવાદ સમસ્ત ગુજરાત પૈસા ફંડની નરોડા એન્ગ્લો વર્નાક્યુલર સ્કુલ તથા રાત્રીશાળાની મુલાકાત સરવન્ટ ઓફ ઇન્ડીયા સોસાયટીવાળા રા અમૃતલાલ ઠક્કરે લીધી હતી. ગામલોક સાથે તથા વિદ્યાર્થીઓ સાથે ઘણી વાતચીત કર્યા બાદ વિદ્યાર્થીઓને એમણે ઉત્તમ બોધ કર્યો હતો. પૈસા ફંડ મંડળ તરફથી રા. જેઠાલાલ ભાઇશંકર શાસ્ત્રી, રા. ઇશ્વરલાલ હીરાલાલ દેસાઇ તથા આર્યસમાજવાળા શાસ્ત્રીજી મણીશંકરે અનુક્રમે સંસાર સુધારાની અગત્ય, છોકરા છોકરીઓની કેળવણી, તથા ચારિત્ર વિષે નરોડામાં જાહેર ભાષણો કર્યાં હતાં. આ પ્રસંગોએ વિદ્યાર્થીઓ ઉપરાંત ગામલોકો પણ હાજર હતા.

**રેકવ પરિષદ**—પ્રેમાભાઇ હોલમાં તા. ૩૦ અને ૩૧-૧૨-૧૬ અને ૧-૧-૧૭ મીએ એ રાયકવાળ બ્રાહ્મણોની પ્રથમ પરિષદ મળી હતી. પરિષદમાં સ્ત્રીઓની પણ મ્હોટી સંખ્યા હાજર હતી.

**મહિલા મંડળ**—રા. ગટુલાલ ગોપીલાલ ધ્રુવે વાજીંત્ર સાથે હરિકિર્ત્તન કર્યું હતું અને પ્રો. આણંદશંકર ધ્રુવે "આપણા શાસ્ત્રો" એ વિષે વિદ્વતાભરેલું ઉત્તમ ભાષણ કર્યું હતું.

**હોમરૂલ લીગ**—રા. હરિપ્રસાદ પીતાંબરદાસ મ્હેતાએ "રાજકાજમાં મતો આપવાનો અધિકાર" અને રા. લક્ષ્મીશંકર હરિશંકર જોશીએ "ઇન્ડીયા ઑફીસ" એ વિશે લેખો વાંચ્યા હતા અને તે ઉપર ચર્ચા થઇ હતી.

ગુજરાતી.

## સુરત.

**વિદ્યાર્થી સમાજ અને સમાજસેવા મંડળ**—સાર્વજનિક મિડલ સ્કુલનો હોલ પણ આર્ય સમાજના મંદિર માફક ન મળવાથી મકાનની અગવડને લીધે કાંઇ કામ થઇ શક્યું નથી. સાર્વજનિક સોસાઇટીએ પણ આવી સંકુચિત અને દારીદ્રવૃત્તિ કેમ દાખવી હશે એ સમજી શકાતું નથી.

'સ્ત્રી સમાજ'—રા. મધુવચરામે તા. ૯–૧૨–૧૬ ને દિવસે 'અવતાર'પર બીજું ભાષણ આપ્યું હતું. તા. ૧૨મી એ મહિલા વિશ્વવિદ્યાલય માટે અત્રે પધારેલા કર્મવીર પ્રો. કર્વેનું સ્વાગત કરવા સમાજનો એક મેળાવડો થયો હતો. આ વખતે સ્ત્રી સમાજના સેક્રેટરી સૌ. પ્રસન્નગવરી મુકુન્દરામ મહેતાએ મરાઠી ભાષમાં એક ન્હાનું ભાષણ કરી સ્ત્રી સમાજની ઉન્નતિમાં પ્રો. કર્વેએ આપેલા જીવનકાર્યની યોગ્ય પ્રસંશા કરી હતી. જેનો પ્રો. કર્વેએ જવાબ આપી હિંદુસ્તાનની સ્ત્રીઓમાં નવિન યુગનો નવિન જુસ્સો પ્રગટતો જોઇ પોતાનો અવર્ણનીય આનંદ બતાવ્યો હતો.

સેન્ટ જોન એમ્બ્યુલન્સ સોસાયટી તરફથી લેવાયલી પરીક્ષાનું પરિણામ જણાયું છે. એ પરીક્ષામાં બેઠેલી ૧૩ મહિલાઓમાંથી ૧૦ પાસ થઇ છે. સનાતન ધર્મની પરીક્ષામાં પણ ૧૨ બેઠી હતી.

તા૦ ૧૦ મીએ નગીનચંદ ઇન્સ્ટીટયુટમાં પ્રો. કર્વેએ "સ્ત્રીઓની ઉંચી કેળવણી' પર ભાષણ આપી એમની મહિલા વિશ્વવિદ્યાલયની યોજના સમજાવી તેને મદદ કરવા આગ્રહ કર્યો હતો. સુરતે સારી મદદ આપી છે.

સુરત કૉલેજઃ—૧૯૧૭ ના જુન માસમાં સુરત કૉલેજ અસ્તિત્વમાં લાવવા તેના કાર્યવાહકો ઘણા આતુર છે. સાર્વજનિક સોસાયટીના સેક્રેટરી તરફથી બ્હાર પડેલી અપીલ પરથી જણાય છે કે સવાલાખ ઉપર રૂપીયા ભરાયા છે. સારો સ્ટાફ મેળવવાનો પ્રયાસ ચાલુ છે.

હોમ રૂલ લીગઃ—સભાસદોમાં વધારો થતો જાય છે. તા. ૨૯ મીએ મી. વી. આઇ. પંડીતના પ્રમુખપણા નીચે એક સભા મળી હતી. જેમાં લોકમાન્ય તિલકની અપીલના વિજયી પરીણામ માટે યોગ્ય અભિનંદન આપવાનો, મધ્ય પ્રાંત અને બિરારની સરકારે થીઓસોફીના ધાર્મિક કાર્યમાં જતાં મીસીસ અની બેસન્ટને અટકાવવા માટે કહાડેલા હુકમ સામે વાંધો દર્શાવવા, સર રવિન્દ્રનાથ ટાગોરે કેનેડાથી આવેલા આમંત્રણને આપેલા સ્વદેશાભિમાની જવાબને માટે આભાર માનવાનો તથા અમદાવાદની પ્રાન્તિક પરિષદે સ્થાનિક સ્વરાજ્યની બાબતમાં મ્યુનીસીપલ કમીશનરની નીમણુંક સામે વાંધો દર્શાવનારો ઠરાવ પસાર કર્યો તેને માટે સંતોષ જાહેર કરવાનો, સુરત મ્યુનીસીપાલીટીએ મ્યુનીસીપલ કમીશનરની નિમણુંક સામે વાંધો દર્શાવનારો ઠરાવ પસાર કર્યો, તેને માટે ઉપકાર માનવાનો તથા પ્રજા તરફથી ચૂટાયલા ૩ સભાસદોએ પ્રજામત વિરૂદ્ધ મત—કમીશનરની નીમણુંક તરફ મત આપવા માટે ના પસંદગી બતાવનાર યોગ્ય ઠરાવો પસાર કર્યા હતા.

સ્થાનિક સ્વરાજ્ય અને મ્યુનીસીપલ ચુંટણી—તા. ૧૯૧૭ના ફેબ્રુઆરી માસમાં અત્રેના સ્થાનિક સ્વરાજ્યની ચુંટણી થનાર હોવાથી શહેરના જીવનમાં કાંઇક તેજી આવેલી દીસે છે. આ વખતની ચુંટણી માટે બે સવાલો આગળ ધરાય છે. ૧ મ્યુનીસીપલ કમીશનરની નીમણુંક ૨. હોમ રૂલ. મ્યુનીસીપલ કમીશનરની નીમણુંક તરફ

પસંદગી બતાવનારા ચુંટણીના ઉમેદવારોને ઉઠાડવાને કેળવાયલો પ્રજાવર્ગ મહેનત કરે છે. 'હોમ'રૂલનું' પહેલું પગથીયું સ્થાનિક સ્વરાજ્ય છે, એમ સમજી, 'હોમ રૂલ' મતવાદીઓ પોતાના પક્ષનાં ઉમેદવારો માટે મહેનત કરી રહ્યા છે. ચુંટણી પહેલાં Electioneering campaign ભાષણો દ્વારા કરવાની તૈયારી ચાલી રહી છે. આ પ્રમાણે રાજદ્વારી ભાષણોનો પ્રચાર સાધારણ પ્રજાવર્ગમાં થાય એ શુભ ચિન્હ છે.

કોરોનેશન ઉત્સવ—તા. ૧૨-૧૨-૧૬ ને દિવસે પ્રતિવર્ષ માફક કોરોનેશન એક જાહેર મેળાવડા સમક્ષ ઉજવાયો હતો; જેમાં શહેરની શાળાઓના છોકરા તથા છોકરીઓ પાસે રમત ગમત કરાવી ઇનામ વ્હેંચી આપવામાં આવ્યાં હતાં.

કરસુખ. વિ. હોરા.

## ભરૂચ.

તા. ૩-૧૧-૧૯૧૬ ને રોજ, નાળીએરવાળાની દરેમેહરમાં ભરૂચ પારસી પંચાયતના ઠરાવ મુજબ, મરહુમ સર ફીરોજશાહની પહેલી સંવત્સરીને દિવસે તેમની છબી ખુલ્લી મૂકવામાં આવી હતી.

**ભરૂચ કેળવણી મંડળ તરફનું જાહેર ભાષણ**—તા. ૧-૧૨-૧૯૧૬ ને રોજ રા. રા. બી. એન. ભાજેકર બી. એ. એલએલ. બી. નું, પ્રાથમિક કેળવણીના સંબંધમાં એક ઉપયોગી ભાષણ, અત્રેના વતની પ્રો. ઠાકોર બી. એ. ના પ્રમુખપણા નીચે, આપવામાં આવ્યું હતું.

**પ્રો. કર્વેને મળવા માટેનો જાહેર મેળાવડો** તા. ૧૨-૧૨-૧૯૧૬ ને રોજ અત્રેની કૉસ્મોપોલીટન કલબના ખુલ્લા ચોગાનમાં પુનાનિવાસી અને હિંદી સ્ત્રી યુનીવર્સીટીના સ્થાપક પ્રો. કર્વેને મળવા માટે એક જાહેર મેળાવડો થયો હતો. કૉસ્મોપોલીટન કલબના પ્રમુખ સરદાર રાવબહાદુર મોતીલાલ સાહેબે પ્રો. કર્વેની, સંસાર સુધારાના પ્રદેશ તેમજ સ્ત્રી જાતિની કેળવણી તથા ઉન્નતિને લગતી સ્વાર્થત્યાગી સ્તુત્ય પ્રવૃત્તિઓનું યોગ્ય દિગ્દર્શન કરાવી, તેમને પોતાના વિચારો મેળાવડા સમક્ષ નિવેદન કરવા, વિનંતિ કરી હતી. પ્રો. કર્વેએ જણાવ્યું છે કે, કેળવણીદ્વારા સ્ત્રી જાતિનો સુધારણા કર્યા શિવાય આપણા દેશની રાષ્ટ્રીય ઉન્નતિ શક્ય નથી. હિંદી સ્ત્રી યુનિવર્સીટી સ્થાપવાનો વિચાર તેમને "જાપાનની સ્ત્રી યુનિવર્સિટી" નામનું એક ચોપાનીઉં વાંચવાથી ઉદ્ભવ્યો હતો જે ઉપરથી તેમણે મુંબઇ ખાતેની ગયા વર્ષની હિંદી રાષ્ટ્રિય સંસાર સુધારા કૉન્ફરન્સમાં, પ્રમુખપદેથી હિંદી સ્ત્રી યુનિવર્સિટીને લગતી એક ટુંકી યોજના રજુ કરી હતી. હિંદી સ્ત્રી યુનિવર્સિટીએ ૧૦ મહિનામાં કેટકેટલું કાર્ય બજાવ્યું છે, તેનો સવિસ્તર અહેવાલ આપી જણાવ્યું હતું કે માતૃભાષાદ્વારા ઉચ્ચ કેળવણી જો અપાય અને આપણી રાજભાષા અંગ્રેજી જો બીજી ભાષા તરીકે શીખવાય તો કેળવણી આપવાનું કાર્ય સુલભ સરળ અને સુપરિણામદાયી નિઃશંક નીવડે. પુરૂષોને હાલ જે કેળવણી આપવામાં આવે છે

તેનાથી ભિન્ન પ્રકારની પણ સ્ત્રી જાતિની પરિસ્થિતિ અને કાર્ય પ્રદેશને યોગ્ય તેમને કેળવણી આપવી જોઇએ. પ્રાંતિક યુનીવર્સીટી ન સ્થાપતાં સમસ્ત દેશની યુનીવર્સીટી સ્થાપવામાં વિશાળ દૃષ્ટિએ શું લાભ સમાયલો છે તે સપ્રમાણ સિદ્ધ કરી હિંદી સ્ત્રી યુનીવર્સીટીને હરેક પ્રકારે મદદ કરવા અપીલ કરી હતી અને જુદા જુદા શહેરોમાં કન્યાઓ માટે સ્વતંત્ર, પ્રજાકીય હાઇસ્કુલો તથા પ્રાંતવાર સ્ત્રી કૉલેજો સ્થાપી હિંદી સ્ત્રી યુનીવર્સીટી સાથે તે બધાને જોડવા વિજ્ઞપ્તિ કરી હતી. પ્રો. કર્વેને આ શહેરના શ્રીમંત વર્ગ તરફથી સારી રકમ મદદરૂપે મળી હતી.

**સ્થાનિક મ્યુનીસીપલ** ઇલેકશન સંબંધી જાહેર ભાષણ—તા. ૧૭-૧૨-૧૬ ને રોજ વકીલ મી. સાકરલાલ ડાહ્યાભાઇ દેશાઇએ, અત્રે આવતા ફેબ્રુઆરી માસમાં અથવા તે અરસામાં મ્યુનીસીપલ ઇલેકશન થનાર છે તે તકનો લાભ લઇ એક ભાષણ આપ્યું હતું. ભાષણકર્તા તેમજ પ્રમુખ સાહેબે સ્પષ્ટ જણાવ્યું હતું કે મત આપનારાઓએ મતનું મહત્ત્વ સમજી યોગ્ય પ્રતિનિધિઓ મ્યુનીપાલીટીમાં મોકલી આપવા જોઇએ.

ભરૂચી.

## વડોદરા.

રા. રા. મનુભાઇ નંદશંકર મેહતા દીવાનપદે કાયમ થયા છે. ગુજરાતનાં આ મ્હોટા રાજ્યના એઓ બીજા ગુજરાતી દીવાન છે.

સાહિત્ય સભા સ્થપાઇ છે.

જ્ઞાતિ મંડળોની પરિષદ ભરવાની હિલચાલ ચાલે છે.

હુન્નર ઉદ્યોગનું ગંજાવર પ્રદર્શન ભરવામાં આવ્યું છે.

## મુંબાઇ.

શેઠ રતનસી ધરમસી મોરારજીએ તા. ૧૭ મી ડિસેમ્બરે ગુર્જ સભા તરફથી ભાવનગરના રસાલાના સેનાપતિ કેપ્ટન જોરાવરસિંહનો સત્કાર કરવા મેળાવડો કર્યો હતો ગુજરાતીઓમાં વીરત્વ છે અને આધુનિક મહાભારત રણસંગ્રામમાં ગુજરાતીઓએ પણ પરાક્રમ કર્યાં છે તેનાથી ગુજરાતને અને હિન્દુસ્થાનના બીજા ભાગોને વાકેફ કરવા અને વીરતાનો સત્કાર કરવામાં ગુજરાતના પ્રતિનિધિ રૂપ ગુર્જર સભા જેવા મંડળે પોતાનું કર્તવ્ય યોગ્ય રીતે પાળ્યું હતું

---

# લખનૌની કૉંગ્રેસ.

લખનૌના ઐતિહાસિક શહેરમાં મળેલી કૉંગ્રેસની બેઠક સર્વ દૃષ્ટિથી સફળ હતી અને તેથી આપણી રાજકીય ચળવળમાં નવો યુગ પ્રવર્ત્યો છે એમ વર્તમાનપત્રો તથા તેના વાચકો, કૉંગ્રેસના ડેલીગેટો અને પ્રેક્ષકો—સર્વે એકે અવાજે કબુલ કરે છે. ત્રીશ વર્ષનો એક યુગ પૂરો કરી કૉંગ્રેસ નવો યુગ શરૂ કરે તે વખતે રાજકીય બુદ્ધિનો અવનવો વિકાસ થાય અને રાજકીય ઉત્સાહ પરાકાષ્ટા પામે એ સ્વાભાવિક છે. અલબત, આ બનાવ કંઈ આકસ્મિક ન હતો. વિગ્રહ શરૂ થયા પછી હિન્દની રાજકીય જાગૃતિ, મુંબાઈમાં મળેલી કૉંગ્રેસના અનેક નિર્ણય અને ઠરાવો અને તે પછી દેશના આગેવાનોએ અને રાજકીય સંસ્થાઓએ કરેલા કાર્યનું જેમણે યોગ્ય નિરીક્ષણ કર્યું હશે તેમણે આ સ્મરણીય કૉંગ્રેસ માટે થએલી સંગીન તૈયારીઓ જોઇ હશે અને અતિ ગંભીર સંક્રાન્તિ કેટલી શાન્તિથી અને કેવી સહેલાઈથી શક્ય બની તે પણ જોયું હશે.

કૉંગ્રેસની આ બેઠકને આપણે અનેક ગંભીર કારણોથી અત્યંત ફતેહમંદ ગણીએ છીએ. પરંતુ એ સૌમાં જો કોઇને વધારેમાં વધારે અગત્યનું સ્થાન આપી શકાય એમ હોય તો તે એ છે કે ત્રીશ વર્ષ સુધી અનેક છુટક છુટક રાજકીય માગણીઓ કર્યા પછી આ વર્ષે તે સંમેલને રાજકીય સુધારાની એક એવી વિશાલ અને હિંમત-ભરી યોજના બ્રીટીશ પ્રજા અને પાર્લામેન્ટ આગળ રજુ કરી છે કે જે સંસ્થાનોને મળેલા સ્વરાજ્યથી જરા ઉતરે છે અને છતાં—એક વકતાએ જણાવ્યું હતું તે પ્રમાણે—આયર્લેન્ડને આપવામાં આવનાર "હોમ રૂલ" કરતાં અનેક રીતે વધારે આગળ પડતી છે. આ યોજનાના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે છે:—

**પ્રાંતિક ધારાસભાઓમાં** $\frac{4}{5}$ ભાગના સભાસદો લોકો તરફથી ચુંટાવા જોઇએ અને $\frac{1}{5}$ ભાગના સરકારે નીમવા જોઇએ. તેમની કુલ સંખ્યા મોટા પ્રાંતોમાં ૧૫૦ ની અને ન્હાના પ્રાંતોમાં ૫૦ થી ૭૫ ની હોવી જોઇએ.

**પ્રાંતિક કારોબારી સભામાં** સામાન્ય રીતે સીવીલ સર્વીસના અમલદારની નીમણુંક કરવી ન જોઇએ. તેના અડધા ભાગના સભાસદો હિન્દીઓ હોવા જોઇએ અને તેઓ ધારાસભાના ચુંટાએલા સભાસદો તરફથી ચુંટાવા જોઇએ.

**વડી ધારાસભાના** સભાસદોની સંખ્યા ૧૫૦ ની હોવી જોઇએ. તેમાંના $\frac{4}{5}$ ભાગના સભાસદો ચુંટાએલા હોવા જોઇએ.

**બંને પ્રકારની ધારાસભાઓને** પોતાનો પ્રમુખ નીમવાની સત્તા આપવી જોઇએ. ધારાસભાના ઠરાવો સરકારને બંધનકર્તા ગણાવા જોઈએ. નાણાં સંબંધી બધી દરખાસ્તો બીલના રૂપમાં ધારાસભામા પસાર થવી જોઈએ.

**વડી કારોબારી સભામાં** સામાન્ય રીતે સીવીલ સર્વીસના અમલદારોની નીમણુંક કરવી ન જોઇએ. તેના અડધા ભાગના સભાસદો હિન્દીઓ હોવા જોઈએ અને તેઓ વડી ધારાસભાના ચુંટાએલા સભાસદો તર-

ફરીથી ચુંટાવા જોઇએ. કાયદાની તેમ જ અમલની બાબતમાં હિન્દી સરકાર બને ત્યાં સુધી હિન્દી વજીરથી સ્વતંત્ર રહેવી જોઇએ.

**હિન્દી વજીરની સભા** રદ કરવી જોઈએ. હિન્દી વજીરનો પગાર બ્રીટીશ તીજોરીમાંથી આપવો જોઈએ અને તેણે હિન્દના સંબંધમાં સંસ્થાનોના મંત્રીના જેવું પદ ધારણ કરવું જોઇએ.

જે મહાન દેશભક્તોએ સન ૧૮૮૫ માં કૉંગ્રેસને જન્મ આપ્યો—દુર્ભાગ્યે તેમનામાંના થોડા જ હાલ હયાત છે—તેમને પહેલી બેઠક ભરતી વખતે ભાગ્યેજ ખ્યાલ આવ્યો હશે કે ત્રીશ વર્ષ પછી આવી આગળપડતી સુધારાની યોજના તેજ સંસ્થા એકે અવાજે રજુ કરશે—જો કે તે મહારથીઓના વર્ષોના પ્રયત્ન વડેજ આ કોંગ્રેસનું કાર્ય શકય બન્યું છે એમ જો આપણે ન સમજીએ તો આપણે કૃતઘ્ની બનીયે. આથી પણ આગળ જઈને કહી શકાય કે લડાઈ શરૂ થઇ તે પહેલાં કાંગ્રેસના વધારેમાં વધારે કલ્પનાશીલ અનુયાયીના ખ્યાલમાં એ ભાગ્યેજ આવ્યું હશે કે ૧૯૧૬ ની કોંગ્રેસ સ્વરાજ્યની દિશામાં એક વિગતવાર યોજના પ્રજાના અસાધારણ ઉત્સાહ વચ્ચે સરકાર આગળ રજુ કરશે. પણ વિગ્રહે બ્રિટીશ રાજપુરૂષોના દૃષ્ટિબિન્દુમાં કંઇ ફેરફાર કર્યો હોય કે નહિ પણ આપણી રાજકીય વૃત્તિમાં તો અસાધારણ પરિવર્તન કર્યું છે. આપણા લાખો દેશબાંધવો યુરોપ એશીઆ અને આફ્રિકાના રણક્ષેત્ર ઉપર ઇંગ્રેજોની સાથે સાથે શત્રુ સ્હામે લડે છે એ જોઇને આપણા રાજકીય મહત્વનો અને પ્રજાકીય ગૌરવનો આપણને ખરો ખ્યાલ આવ્યો અને બ્રિટિશ સામ્રાજ્યના તાબેદાર મટી ભાગીદાર થવાને આપણે ઉત્સુક બન્યા. આવે પ્રસંગે આપણી રાજકીય પ્રવૃત્તિને એક યોગ્ય દિશા સૂચવવાનું માન આપણા દેશના વૃદ્ધ મિત્ર સર વીલીઅમ વેડબર્નને ઘટે છે. લગભગ બે વર્ષ ઉપર તેમણે એક પત્ર લખી સૂચવ્યું કે વિગ્રહ પછી જે પ્રકારનું સ્વરાજ્ય આપણે ઇચ્છીએ છીએ તેની એક વિચારપૂર્ણ યોજના કોંગ્રેસે ઘડવી જોઇએ. તે પછી આપણા દેશમાં સ્વરાજ્યની ચળવળ જાગી છે તેમજ તેથી પ્રજામાં જાગૃતિ પ્રસરી છે; અને તેથી ચોક્કસ યોજના ઘડવાની સૂચના વિસારે પડી નહિ પણ આપણા મનમાં બરાબર વસી. ૧૯૧૫ માં જ્યારે મુંબાઇમાં કૉંગ્રેસ મળી—અને તે કોંગ્રેસ ઉત્સાહમાં ફક્ત છેલ્લી કોંગ્રેસ કરતાં જ ઉતરતી હતી—ત્યારે સ્વરાજ્યના સિદ્ધાન્ત ઉપર સુધારાની એક યોજના ઘડવાનું કાર્ય ઑલ-ઇન્ડીઆ કોંગ્રેસ કમિટીને સોંપવામાં આવ્યું. આ કમીટી બે વાર મળી—એપ્રીલમાં અલહાબાદ ખાતે અને નવેમ્બરમાં કલકત્તા ખાતે—અને મુંબાઇ મદ્રાસ અને બંગાળની કૉંગ્રેસ કમિટીએ ઘડેલી યોજનાઓની સહાયથી છેવટની યોજના લાંબા વાદવિવાદને અંતે તૈયાર કરી. અહીંઆ કહેવું જોઇએ કે જે રાજકીય વાતાવરણ ગયા વર્ષમાં જાગ્યું છે તે અનેક રીતે આવકાર દાયક હોવા છતાં હમેશાં શાન્ત વિચારને અનુકૂળ ન હતું. આ અને બીજી અનેક મુશ્કેલીઓ વચ્ચે આ ગંભીરમાં ગંભીર કાર્ય સફલ રીતે પરિપૂર્ણ કરવા માટે આપણે ઑલ ઇન્ડીઆ કમિટીના આગેવાનોનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. આપણું આ હક પત્ર-મેગ્ના કાર્ટા-ઇંગ્લંડની માફક અજ્ઞાન ઉમરાવોએ ઉતાવળથી

ઘડયું નથી પણ કાબેલ રાજપુરૂષોએ વર્ષપર્યંત વિચાર કરીને તૈયાર કર્યું છે; અને મુખ્યત્વે કરીને તે વડે જ કૉંગ્રેસના ઇતિહાસમાં આ બેઠક મશહુર થશે અને બ્રીટીશ પ્રજા પણ તેનું મહત્વ આંકશે.

## હિન્દુ મુસલમાનની એકતા.

આ યોજનાની સામે જે એક મહત્વની બીના હમેશાં સ્મરણમાં રહેશે તે એ છે કે તેના ઉપર ઑલ ઇન્ડીઆ કૉંગ્રેસ કમિટીની જ નહિ પણ ઑલ–ઇન્ડીઆ મુસ્લીમ લીગની "રીફૉર્મ" કમિટીની સંમતિની છાપ પડી છે અને પછીથી તે કૉંગ્રેસની માફક લીગની પણ આખી બેઠકે પસાર કરી છે. કૉંગ્રેસના કેટલાક વકતાઓએ જણાવ્યું હતું કે ૧૮૯૯ માં લખનૌમાં કોંગ્રેસ મળી હતી ત્યારે તે શહેરના કેટલાક આગેવાન મુસલમાનોએ ભેગા થઇ તેની સામે મજબૂત પોકાર કર્યો હતો. મીન્ટો–મોર્લીના સુધારાની રૂએ મુસલમાનોને ખાસ ચુંટણીના હક આપવાથી હિન્દુ અને મુસલમાન કોમો વચ્ચે અણબનાવના કારણો વધ્યાં હતાં અને અમારી ખાત્રી છે કે લડાઇને લીધે સમગ્ર હિન્દ તરફથી એકજ સુધારાની યોજના સરકાર આગળ મૂકવાની અસાધારણ અગત્ય ન જણાઇ હોત તો કદાચ આ બે જાતિઓ વચ્ચે સમાધાન થતાં વર્ષો વીતી જાત. આ સંબંધમાં પણ પહેલું પગથીઉં મુંબાઇની કૉંગ્રેસ વખતે લેવામાં આવ્યું હતું. કારણ કે તે વખતે પહેલીજ વાર અસાધારણ મુશ્કેલીઓ વચ્ચે મુસ્લીમ લીગની બેઠક કોંગ્રેસની સાથે એકજ સ્થળે મળવવામા આવી, એટલુ જ નહિ પણ કોંગ્રેસના માફક લીગે પણ—ઑલ ઇન્ડીઆ કમિટી સાથે મસલત કરી—સુધારાની યોજના ઘડવા એક ખાસ કમિટી નીમી. આ બન્ને કમિટીઓ કલકત્તા ખાતે નવેમ્બર માસમાં મળી હતી અને તેમણે છેવટની યોજના મોટે ભાગે પસાર કરી હતી, એટલુ જ નહિ પણ જુદા જુદા પ્રાંતોની ધારાસભામાં મુસલમાન કોમના તરફથી ચુંટાવાના ખાસ સભાસદોનું પ્રમાણ મુકરર કર્યું હતું. પણ તે વખતે બંગાળ અને સંયુકત પ્રાંતના સંબંધમાં આ પ્રમાણ ચોકકસ થઇ શકયું ન હતું. તેથી કૉંગ્રેસ મળી તે પહેલાં આ બન્ને કમિટીઓ અનેક વાર મળી અને છેવટે બંગાળને માટે મુસલમાનોના ૪૦ ટકાનો અને સંયુકત પ્રાંત માટે તેમના ૩૦ ટકાનો નિર્ણય થયો. આ સંબંધમાં લાંબો વાદવિવાદ થયો હતો અને ઘણી વાર બન્ને કમીટીની ભેગી સભાઓ મળી હતી. વધારામાં જણાવવું જોઇએ કે બન્ને પક્ષના બધા સભાસદોને આ સમાધાનથી સંપૂર્ણ સંતોષ થયો હતો એમ કંઇ ન હતું. છતાં રાષ્ટ્રીય એકતાની દૃષ્ટિથી તેમજ કૉંગ્રેસ અને લીગની બેઠકને પ્રસંગે સમગ્ર હિન્દ તરફથી એક જ પ્રકારની સાંગોપાંગ યોજના સરકાર આગળ રજુ કરવાની દૃષ્ટિથી જ સર્વેએ તે કબૂલ કર્યું હતુ. આથી બન્ને સંસ્થાના સંમેલનમાં હિન્દુ મુસલમાન કોમ વચ્ચે એકતા ઉપર બન્નેના પ્રમુખોએ અને મુખ્ય વકતાઓએ ખાસ ભાર મૂકયો હતો અને તે વિષે બોલાએલાં વચનોને વારંવાર ઉત્સાહથી વધાવી લેવામાં આવ્યાં હતાં. ખરેખર મુસલમાન સંસ્કૃતિના ધામ રૂપ લખનૌ શહેરમાં તે કોમના આગેવાનોએ હિન્દુઓ સાથે અને સમસ્ત કૉંગ્રેસના અનુયાયીઓ સાથે અપૂર્વ ભાવથી હાથ મીલાવ્યો છે અને આપણે

સર્વે અંતઃકરણપૂર્વક ઇચ્છીશું કે એ હાથનો બંધ વખત જતાં જરા પણ ઢીલો થવાને બદલે વધારે ને વધારે ગાઢ થશે, અને બીજી પાસ હિન્દુ મુસલમાનના એકત્ર સૂરથી સંયુક્ત હિન્દની જે માગણી કરવામાં આવી છે તેને સરકાર યોગ્ય વજન આપશે.

## શીત–ઉષ્ણ પક્ષોનું સમાધાન.

હિન્દુ મુસલમાનના સમાધાનથી બીજે નંબરે આવતું બીજું જે સમાધાન લખનૌની ભૂમિમાં સધાયું તે—શ્રીયુત ગાંધીના શબ્દોમાં—શીત અને ઉષ્ણ પક્ષનું હતું. જેમ અમદાવાદની પ્રાંતિક પરિષદમાં તેમ લખનૌની કોંગ્રેસમાં ૯ વર્ષે ઉષ્ણ–રાષ્ટ્રીય પક્ષના આગેવાનો અને ડેલીગેટો સામેલ થયા. તેમને કોંગ્રેસના પ્રમુખે પોતાના ભાષણમાં ઉમળકાભર્યો આવકાર આપ્યો હતો અને જુના આગેવાનોએ તેમના તરફ સૌજન્યભર્યું વર્તન રાખ્યું હતું. આથી બન્ને પક્ષોનું મિલન સંપૂર્ણ અને ગાઢ બની શકયું હોત; પરંતુ અમે જણાવવાને ઘણાજ દીલગીર છીએ કે ઉષ્ણ પક્ષના પ્રતિનિધિઓના વર્તનથી અને તેમના આગેવાનોના જાહેર ભાષણના કેટલાક શબ્દોથી આ મિલન ઉપર શ્યામ વાદળ છવાયું હતું અને એકતાની લાગણીમાં કંઇક વિચ્છેદ પડયો હતો. આ વિષયની વિગતોમા જવાથી કોઈને લાભ નથી. પણ અમે ઇચ્છીએ છીએ કે રાષ્ટ્રીય એકતાના જે મહાન સિદ્ધાન્તને અનુસરીને આ સમાધાન કરવામા આવ્યું છે તે ધ્યાનમાં રાખી ન્હાના ન્હાના મતભેદને અસાધારણ મહત્વ આપવાનો પ્રયત્ન કરવામા ન આવે અને જ્યારે જુદા સંસ્થાઓ મારફત કામ કરવાની જરૂર જણાય ત્યારે પણ સદામાના ઉપર નિરર્થક આક્ષેપો મૂકવામાં ન આવે. કારણ કે આપણા અંદર અંદરના કલહથી આપણી સમગ્ર રાજકીય પ્રવૃત્તિને નુકશાન પહોંચશે અને આપણા શત્રુઓ તેનો વધારેમાં વધારે લાભ લેવા પ્રયત્ન કરશે

## સ્વાગત કમિટીના પ્રમુખનું ભાષણ.

હેલ્લી કોન્ગ્રેસના સારરૂપ કેટલાક મુદ્દાનું અવલોકન કરીને હવે આપણે સ્વાગત કમિટીના પ્રમુખના ભાષણ તરફ વળીશું.

પંડિત બીશન નારાયણ દરનું અવસાન થવાથી પંડિત જગત નારાયણને એ કમિટીના પ્રમુખ તરીકે ચુંટવામાં આવ્યા હતા, અને તેમનું ભાષણ તેમની યોગ્યતાની સંપૂર્ણ સાક્ષી આપે છે. સ્વરાજ્યને વિષે તેમણે ઘણી હિમ્મતથી તેમજ ઘણી ચોકસાઇથી યોગ્ય શબ્દોમાં હિંદની માગણી રજુ કરી છે તેમજ કેનેડા, દક્ષિણ આફ્રિકા, આસ્ટ્રેલિયા ને ન્યુઝીલાંડના, ઇતિહાસના સિંહાવલોકન ઉપરથી તેમણે સાબીત કર્યું છે કે તે સંસ્થાનોને સ્વરાજ મળ્યું તે વખતની તેની સ્થિતિ કરતાં હાલ હિંદની દશા કોઇ પણ રીતે ઉતરતી નથી. ઉપરાંત સ્વરાજની દિશામાં હિંદના રાજબંધારણમાં સુધારા કરવાની સામે જે દલીલો વારંવાર રજુ કરવામાં આવે છે, તેનો તેમણે સ્પષ્ટ રદીઓ આપ્યો હતો અને છેવટે સ્વરાજ્ય મેળવવા માટે નિશ્ચયભરી લડત ચલાવવા સર્વેને પ્રેરણા કરી હતી.

તેમના ભાષણમાં સ્વરાજ વિષે નીચેના શબ્દો ખાસ ધ્યાન ખેંચે છે:—

"'સદ્‌ગૃહસ્થો' મારા અભિપ્રાય પ્રમાણે પાર્લમેન્ટે આ દેશની પ્રજાને જાહેર કરવું જોઇએ. તેની રાજનીતિનો ઉદ્દેશ હિંદને સ્વરાજ્ય આપવાનો છે... અને તે હેતુની સિદ્ધિના પગલાં તરીકે લડાઇ પછી સંગીન સુધારા યોજવા જોઇએ. પ્રજા તરફથી ચૂંટાએલાના પ્રતિનિધિઓના ઠરાવો સરકારને બંધનકર્તા ગણીને આ દિવાની કામ ઉપર તેમને બને તેટલો સંપૂર્ણ કાબુ સોંપવો જોઇએ, અને તે રીતે પ્રજાસત્તાક રાજ્યની ભાવના મૂર્તિમંત કરવી જોઇએ. પોતાના ઘર અને કુટુંબના રક્ષણમાં માનભર્યો ભાગ લેતાં હિન્દીવાનોને અટકાવવા ન જોઇએ પણ પોતાનો લશ્કરી જુસ્સો કેળવવાને તેમને પરિપૂર્ણ તક આપવી જોઇએ........ વધારામાં એ પણ જરૂરનું છે કે સામ્રાજ્યના બંધારણની કોઇ પણ યોજનામાં હિન્દુસ્તાનને સંસ્થાનોના જેવીજ પદવી મળવી જોઈએ."

તેમના છેવટના શબ્દો ખરેખર સ્મરણીય છેઃ—

"'નારીઓ અને સદ્‌ગૃહસ્થો' આપણે નાજુકીના સમયમાંથી પસાર થઇએ છીએ. દરેક બાજુ પર નવા જુસ્સાનો ઉછાળો પ્રસરી અને સ્વતંત્રતા માટે નવી આકાંક્ષા આપણે જોઇએ છીએ અને હિંદનાં જેમણે પાશ્ચાત્ય જ્ઞાનનાં બીજ વાવ્યાં હતાં તેમનાં તેજસ્વી સ્વપ્નોની સિદ્ધિનો સમય પાસે આવી ગયો છે. દેશભક્તિનો સ્વર આપણા કાનમાં સાંભળીએ છીએ. પ્રેસ એક્ટ આપણા જોમને ઠંડા કરી શકશે નહિ. અને ડીફેન્સ ઑફ ઇન્ડીઆ એક્ટ આપણા ઉત્સાહને મંદ પાડી શકશે નહિ........અન્યાયી વિરોધ આપણને નાહિંમતવાન બનાવવાને બદલે આપણને નવાં પ્રયત્નો કરવાને પ્રેરશે. કારણ કે આપણે માટે સ્વરાજ્ય એ કેવળ હક નથી પણ ધર્મ છે. આપણા હેતુની અંતિમ સિદ્ધિ વિષે બુદ્ધિયુક્ત શ્રદ્ધાથી અને સેવા અને સ્વાર્થત્યાગમાં રાચતી તીવ્ર દેશભક્તિની લાગણીથી પ્રેરાઇને બ્રિટીશ સામ્રાજ્યમાં આપણા દેશને માટે યોગ્ય પદવી મેળવવાનો જે હેતુ આપણે ચોક્કસ કર્યો છે. તે તરફ નિશ્ચયપૂર્વક આપણે પગલાં ભરીશું. મને શ્રદ્ધા છે, કે ઇંગ્લંડ આ સમયના ચિહ્નો બરાબર સમજશે અને ત્રીસ કરોડ મનુષ્યોને પોતાની બેડીઓ તોડવાને સહાય આપીને પોતાના ઈતિહાસમાં એક જ્વલંત પાનું ઉમેરશે."

## પ્રમુખનું ભાષણ.

વાચકોના જાણવામાં હશે કે આખી કૉંગ્રેસનું માપ તેણે પસાર કરેલા ઠરાવો અને તે વિષે કરવામાં આવેલાં ભાષણો કરતાં પણ તેના પ્રમુખના ભાષણ પરથી વધારે અંશે અંકાય છે. આથી આપણે સ્વરાજ્યની યોજના પસાર કરીએ અને સામ્રાજ્યમાં ઉચ્ચ પદવી મેળવવાને માટે ઠરાવ મંજુર કરીએ એટલુંજ બસ ન હતું. પણ શ્રીયુત અંબિકાચરણ મજમુદાર—કે જેમને આલ ઇંડીઆ કૉંગ્રેસ કમિટીએ વધુ મતે છેલ્લી કૉંગ્રેસના પ્રમુખ નીમ્યા હતા—તેઓ પણ હિંદની ખરી માગણી બ્રિટિશ પ્રજા અને પાર્લામેન્ટ આગળ સ્પષ્ટ શબ્દોમાં રજુ કરે એ અત્યંત અગત્યનું હતું. અને આ જરૂરીઆત તેમણે પોતાના વિસ્તારવાળા હિંમતભર્યા અને ઉત્સાહી ભાષણમાં એટલી સારી રીતે પૂરી પાડી છે, કે જેને માટે આપણે તેમના હમેશાં આભારી રહીશું. શરૂઆતમાં કેટલાંક પ્રાસ્તાવિક વચનો કહ્યા પછી તેમજ બે રાષ્ટ્રીય પક્ષોની એકતાનો ઉલ્લેખ કર્યા પછી તેમણે સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે આપણે જે રાજયસત્તા નીચે રહીએ છીએ, તે કેવળ આપખુદી ને બીનજવાબદાર છે. તેથી પ્રજાની અને તેની વચ્ચે અનેક પ્રકારના વિરોધ ઉદ્ભવ્યા છે—જેમાંનાં કેટલાક તેમણે નીચે પ્રમાણે ગણાવ્યા છેઃ—

(૧) લૉર્ડ રીપનના સમય પછી હિંદમાં કેળવણીના વિકાસનું પ્રકરણ પૂરૂં થયું છે, અને પ્રજાની ઉત્કટ ઇચ્છા છતાં તે તરફ નહિ જેવુંજ લક્ષ આપવામાં

આવે છે. (૨) દેશના આગેવાનોએ વારંવાર પોકારો ઉઠાવ્યા છતાં ન્યાય અને અમલ બજાવણીના ખાતાને જુદા પાડવામાં આવ્યા નથી. (૩) પ્રેસ એક્ટથી છાપખાનાની સ્વતંત્રતાને સખ્ત હાની પહોંચાડવામાં આવી છે. (૪) આર્મસ્ એક્ટથી હિંદીવાનોના હથિયારો ખુંચી લઇને તેમને માનભંગ અને નિર્બળ બનાવવામાં આવ્યા છે (૫) ડીફેન્સ ઓફ ઇન્ડિઆ એક્ટના દુરૂપયોગથી કંઈ પણ કારણ જણાવ્યા સિવાય સેંકડો મનુષ્યોની સ્વતંત્રતા ઉપર વધારે ઓછા દાબ મુકવામાં આવ્યા છે. (૬) સંસ્થાનોમાં જતાં હિંદીવાનો સામે સખ્ત અંકુશો મૂકવામાં આવ્યા છે.

સ્વરાજ વિષે તેમણે નીચેના વચનો કહ્યાં હતાં:—

"તેને હોમ રૂલ કહો કે આત્મશાસન કહો - સ્વરાજ્ય કહો પરન્તુ તે બધું એક જ છે—તે લોક પ્રતિનિધિત્વવાળી રાજ્યસત્તા છે આ વિચાર નવો નથી તેમ કોઈ ફીરસ્તાનો તે પેગામ નથી. હું જાણું છું તે પ્રમાણે જ્યારે ઈલ્બર્ટ બીલની ચળવળ થઈ, અને લોકોને પોતાની અસહાય સ્થિતિનું ભાન થયું, ત્યારે તે વિચાર જન્મ્યા હતા. તે - ઇન્ડીઅન નેશનલ કોન્ગ્રેસની પહેલી બેઠકમાં તે વિષે કંઈ ઠરાવ પસાર કરવાના આવ્યા નહિ હતા. તો પણ તે મેળવવાને માટે જે પત્રિકા બહાર પાડવામાં આવી હતી તેમાં સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યું હતું કે 'લોકપ્રતિનિધિત્વવાળી સંસ્થાને માટે હિન્દીઓ કેવળ લાયક જ—એવી દલીલનો અસરકારક રીતે આપવાને માટે ઇન્ડીઅન પાર્લામેન્ટનું એક બીજુ આડકતરી રીતે સ્થાપવાના આ સંમેલનનો હેતુ છે .'' ત્યાર પછી તે વિચાર વિકાસ પામ્યો, અને સને ૧૯૦૬ ની કોન્ગ્રેસના મી. દાદાભાઇ નવરોજીએ સ્વરાજ્યની હુકમીનામ કર્યો ...હવે કોન્ગ્રેસનો એક જમાનો પૂરો થયા છે અને નવી પેઢી ઊભી થઈ છે - જે હાલની અસંતોષકારક સ્થિતિના મુખ્ય ઉપાય તરીકે સ્વરાજ્યથી કંઈ પણ ઓછું માગતી નથી."

અંતમાં તેમણે પણ સ્વતંત્રતા અને સ્વરાજ્યને માટે હિમ્મતપૂર્વક લડત ચલાવવા સર્વેને આદેશ આપ્યો હતો.

## સામ્રાજ્યની સભામાં હિન્દ.

સ્વરાજ્યના ઠરાવ સિવાય જે ઠરાવો ગઇ કોન્ગ્રેસમાં પસાર કરવામાં આવ્યા હતા તેમાં હાલના સમયે વધારેમાં વધારે ઉપયોગી બે હતા. (૧) આર્મ્સ એક્ટ રદ કરવા વિષે અને લશ્કરમાં હિંદીવાનોને કમીશન આપવા વિષે તેમ જ સ્વયંસેવક થવાનો હક્ક આપવા વિષે અને (૨) સામ્રાજ્યની સભામાં હિંદના પ્રતિનિધિ વિષે. આમાંના પહેલા વિષય ઉપર મુંબાઈની કાન્ગ્રેસના પ્રમુખ સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહાએ એટલાં અસરકારક અને હિમતભર્યા વચનો કહ્યા હતાં અને તે પછી એ વિષય એટલો વારંવાર ચર્ચાયો છે કે તે વિષે અહિંઆ કંઇ લખવાની જરૂર નથી. પરન્તુ બીજો વિષય અતિશય તાકીદનો અને મહત્વનો છે. એક બે માસ ઉપર આપણા જાણવામાં આવ્યું હતું કે લડાઇ દરમ્યાન સામ્રાજ્યની જે સભા મળનાર છે, તેમાં હિન્દના પ્રતિનિધિને સ્થાન આપવાની સંસ્થાનોએ હા પાડી છે. પરન્તુ તે વખતે આપણને જણાવવામાં આવ્યું ન હતું કે કેવા પ્રતિનિધિઓ હિંદ તરફથી તે સભામાં વિરાજશે. પણ ગઇ કોન્ગ્રેસના દિવસોમા જ એવી ખબર મળી

છે કે લડાઇને અંગે તેમજ લડાઇ પછી સામ્રાજ્યને લગતા સવાલોનો વિચાર કરવાને આ ફેબ્રુઆરી માસથી સામ્રાજ્ય સભાની અનેક ખાસ બેઠકો મળશે અને તેમાં હિંદના પ્રતિનિધિ તરિકે હિંદી વજીર સ્થાન લેશે. આથી આપણને ઘણીજ ચિંતા ઉત્પન્ન થઇ છે; અને હિંદી વજીરને આ કાર્યમાં સહાય આપવાને માટે હિંદી સરકાર તરફથી બે પ્રતિનિધિઓ નિમવામાં આવશે તે જાણીને આ ચિંતા ઓછી થતી નથી. કારણ કે પ્રથમ તો તેઓ હિંદી વજીરના સહાયક ગણાશે, અને તેમને સ્વતંત્ર મત આપવાનો હક રહેશે નહિ. અને બીજું તેઓ કોઇ પ્રજા મંડળ તરફથી નહિ પણ સરકાર તરફથી નીમાશે. આ સંયોગોમાં કોંગ્રેસે નીચે પ્રમાણે ઠરાવ પસાર કર્યો છેઃ—

"હિંદી વજીરની આ દરખાસ્તના સંબંધમાં આ કોંગ્રેસ આગ્રહપૂર્વક સૂચવે છે કે, વડી ધારા સભા અને પ્રાન્તિક ધારાસભા તરફથી ચૂંટાએલા ઓછામાં ઓછા બે પ્રતિનિધિઓને હિંદી વજીરને માત્ર મદદ કરવાની નહિ પરન્તુ હિંદ તરફથી સ્વતંત્ર રીતે હિંદના સ્વતંત્ર પ્રતિનિધિ તરીકે દાખલ થવાની રજા આપવી જોઈએ."

આ સભાઓ ફેબ્રુઆરી માસમાં ભરાવાની હોવાથી કોંગ્રેસને આ ઠરાવ પસાર કરવાની ઘણીજ જરૂર હતી. આ ઉપરાંત જો આપણે ધ્યાનમાં રાખીશું કે સ્વરાજ્ય ભોગવતાં સર્વે સંસ્થાનોના પ્રતિનિધિઓ તે સભામાં બીરાજવાના છે, અને લડાઇ દરમ્યાનજ નહિ પણ લડાઇ પછી પણ ઉત્પન્ન થતા સામ્રાજ્યના સવાલોના નિરાકરણની તૈયારીઓ કરવામા આવશે, તો તેમાં હિંદના યોગ્ય પ્રતિનિધિ મોકલવાની જરૂર બરાબર સમજાશે. આપણે હાલ વારંવાર સાંભળીએ છીએ કે સંસ્થાનોને તાબેદાર થવાને હિંદ કદી પણ કબૂલ કરશે નહિ, અને અમને જાણીને સંતોષ થાય છે કે આ વિષયમાં હિંદની લાગણી ઘણીજ તીવ્ર અને સ્પષ્ટ શબ્દોમાં ગઈ કોંગ્રેસ તેમજ લીગની બેઠકમાં વારંવાર દર્શાવવામાં આવી હતી. પરન્તુ જો સામ્રાજ્યની સભામાં હિંદના યોગ્ય પ્રતિનિધિઓ મોકલી શકાશે નહિ તો આપણે થોડે કે વધારે અંશે સંસ્થાનોની તાબેદારી સ્વીકારવીજ પડશે. સામ્રાજ્યના રક્ષણના અને તેને અંગે સંસ્થાનો તથા હિંદના લશ્કરના અને નૌકા સૈન્યના તેમજ તે સર્વેની વચ્ચે વેપારના સંબંધના અને કસ્ટમના અનેક પ્રશ્નો તે સભામાં જરૂર ચર્ચાશે અને જો હિંદના હક અને જરૂરીઆતોની મજબુત વકીલાત તેમાં કરવામાં આવશે નહિ તો ખાસ કરીને વેપાર અને લશ્કરના સવાલોમાં હિંદને ઘણુંજ નુકસાન થશે. ઉપરાંત હિંદની આન્તર રાજ્યનીતિના અને તેની પરદેશીય (foreign) રાજ્યનીતિના કેટલાક પ્રશ્નો વચ્ચે ઘણોજ ગાઢ સંબંધ રહેલો છે. અને તેથી આડકતરી રીતે તે સભાના કેટલાક ઠરાવો દેશની અંદરની રાજ્યનીતિને પણ ઘણી દિશામાં બંધન રૂપ થશે. આ વિચારો હિંદના યોગ્ય પ્રતિનિધિ મોકલવાથી જરૂર સમજાવવાને બસ થશે. વધારામાં એટલું ઉમેરીશું કે સામ્રાજ્યમાં હિન્દની પદવીનો સવાલ લડાઇ પછી નહિ પણ આવતા માસથી જ ઉકેલવા માંડશે. કારણ કે પહેલીજવાર જો ફકત હિંદી વજીર જ હિંદના પ્રતિનિધિ રૂપે સામ્રાજ્ય સભામાં બિરાજશે તો લડાઇ પછી ખરા પ્રજાકીય પ્રતિનિધિ મોકલવાની તક આપણને ભાગ્યેજ મળશે અને પરિણામે સંસ્થાનોની ધૂંસરી થોડે કે વધારે અંશે આપણા ગળા પર પડશે.

## આપણો ધર્મ.

લખનૌની કોંગ્રેસ સાથે આપણા સ્મરણમાં જે કેટલાક મુદ્દાઓ હમેશને માટે રહેશે તેનું ઉપર નિવેદન કર્યું છે. અને તે ઉપરથી સર્વની ખાત્રી થશે કે આ કોન્ગ્રેસ સર્વાંશે સફલ થઇ હતી. વધારામાં જો આપણે સ્મરણમાં રાખીશું કે કોન્ગ્રેસના ડેલીગેટોની સંખ્યા લગભગ પોણી ચોવીશસો જેટલી હતી—અર્થાત્ પહેલાની કોઇ પણ કોન્ગ્રેસ કરતાં વધારે હતી—તો તેના માહત્વનો ખ્યાલ આવશે. જેઓ આ બેઠક જોવાને ભાગ્યશાળી થયા હશે તેઓ તો કોન્ગ્રેસના ભરપૂર દેખાવને અને સભાજનોના અસાધારણ ઉત્સાહને, લાગણીથી ઉછળતાં ભાષણોને ને સૌથી વધારે કોન્ગ્રેસના આખા કાર્યમાં જણાઇ આવતી સ્વરાજ્યની ધૂનને જીવનપર્યંત વીસરી શકશે નહિ.

કોન્ગ્રેસ ૨૬ મી તારીખની બપોરે મળી અને ૩૦ મી તારીખે વિસર્જન થઇ. પરન્તુ તે બેઠકની સાથે આપણું કાર્ય પૂરૂં થવાને બદલે શરૂ થાય છે એમ આપણે સ્પષ્ટ રીતે સમજવું જોઇએ. ગયે વર્ષે કોન્ગ્રેસમાં ફકત સ્વરાજ્યની અસ્પષ્ટ ભાવનાનું જ આવાહન થયું હતું, આ વર્ષે આપણે આગળ વધ્યા છીએ અને આપણા હાથમાં હવે સ્વરાજ્યનું હકપત્ર—મેગ્નાકાર્ટા કોન્ગ્રેસે મૂક્યું છે. પરન્તુ તે ઉપર આપણા બાદશાહની કે તેના પ્રતિનિધિ રૂપ રાજ્યસત્તાની મ્હોર પડી નથી ઇંગ્લાંડના અજ્ઞાન અમીરોની માફક લશ્કરી સત્તાથી નહિ પરન્તુ કાયદેસર ચળવળ ને નૈતિક પ્રભાવથી આ હકપત્રની રાજકીય મંજુરી આપણે મેળવવાની છે. આ માટે જેમ હિંદમાં તેમ ઇંગ્લંડમા ગંજાવર પાયા ઉપર આપણે રાજકીય પ્રવૃત્તિ આદરવી પડશે. લડાઇ પછી આપણા હકની વકીલાત ઇંગ્લાંડમા કરવા માટે આપણા ઉત્તમ આગેવાનોનું એક મંડળ આપણે નીમવું પડશે અને તેના ખર્ચને માટે લાખો રૂપિયા ભેગા કરવા આપણે અત્યારથીજ પ્રયત્નો અારંભવા પડશે. પરન્તુ આપણા હકની સિદ્ધિને માટે છેવટે તો આપણે આપણા દેશજનોની જાગૃતિ પરજ આધાર રાખવો પડશે. તેમાટે સ્વરાજ્યની યોજના અને સ્વરાજ્યના ઠરાવોનુ જ્ઞાન શહેરે શહેર અને ગામે ગામ ફેલાવવાની જરૂર છે, અને તે વિષે હિંમતભર્યા છતાં સંગીન અને ઉત્સાહી છતાં વ્યાજબી વિચારો પ્રસારવાની અગત્ય છે; આ દેશ-કાર્ય માટે અનેક વ્યકિતઓની અને અનેક મંડળોની જરૂર છે. અને તે સર્વેએ સાચી દેશભક્તિથી અને અખંડ ઉત્સાહથી, પ્રચંડ નિશ્ચયબળથી અને દારૂણ કર્ત્તવ્ય બુદ્ધિથી આ કામ કરવું જોઇશે. કોઇ વખતે કાર્યકર્તાઓમાં ન્હાના મોટા મત-ભેદો પડશે તો તેમણે તે નિભાવી લેવા પડશે અને જો કોઇની શ્રદ્ધા ડગશે તો બીજાઓ તેને ઉત્તેજન આપશે. આવા મહાન્ સમારંભથી અને ગંભીર દેશસેવાથીજ આપણે એક પાસ સ્વરાજ્યના સંપૂર્ણ હકને માટે આપણી લાયકાત વધારે ને વધારે દાખવીશું, અને બીજી પાસ આપણા રાજ્યકર્તાઓ પાસેથી આપણા સ્વયંભૂ હક મેળવવામાં સફલ થઇશું.

ઈ. ક. યાજ્ઞિક.

# મફત અને ફરજીઆત પ્રાથમિક શિક્ષણ.

ગયા ડીસેંબર માસમાં મુંબઇની ધારાસભામાં ઉત્તર વિભાગના પ્રતિનિધિ તરીકે બીરાજતા ના. વિઠ્ઠલભાઈ પટેલે આ મહત્વના સવાલ ઉપર એક ઠરાવ રજુ કર્યો હતો. તેમણે એવી ભલામણ કરી કે "આખા ઇલાકામાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીઆત દાખલ કરવાની પદ્ધતિ સરકારે ગ્રહણ કરવી. તે માટે પ્રથમ પગલું એ ભરવું કે જે જે શહેરોમાં મ્યુનિસિપાલીટી હોય ત્યાં ત્યાં પ્રથમ શરૂઆત કરવી અને તે સંબંધી નિયમો ઘડી કાઢવાને માટે અધિકારીઓ અને બિનઅધિકારીઓની એક કમિટી નીમવી."

શરૂઆતમાં સમ્રાટ્ જ્યોર્જે ૧૯૧૨ ના જાનેવારીમાં કેળવણી સંબંધી મહાન્ ઉદ્ગારો ઉચ્ચારેલા તે વચનો મી. પટેલે વાંચી સંભળાવ્યા હતા. તેજ પ્રમાણે મુંબાઇના હાલના ગવર્નરે કેળવણી સંબંધના અનેક મેળાવડાઓમા અનેક ઉત્તેજક વિચારો જણાવ્યા હતા તેનું ટાંચણ વાંચી સંભળાવ્યું હતું. એક પ્રસંગે તો ગવર્નર સાહેબે એટલે સુધી કહ્યું હતું કે લડાઇ ચાલુ હોય કે ન હોય છતાં બાળકોનું શિક્ષણ તો આગળ વધવું જ જોઇએ. ત્યાર બાદ ના. પટેલે જણાવ્યું કે ફરજીયાત ધોરણ ફક્ત છોકરાઓને લાગુ પાડીને તેઓ હાલ તુરત સંતોષ માનશે. શરૂઆતમાં છોકરીઓને તે ધોરણ લાગુ પાડવાની જરૂર નથી. ઇલાકાની ૨૩ મોટી મ્યુનિસિપાલીટીઓવાળા શહેરોમાં શીખતાં કુલ બાળકોની સંખ્યાનાં આંકડા રજુ કરી તેમણે જણાવ્યું કે ૨૩ પૈકી ચાર શહેરમાં તો નિશાળે જવા યોગ્ય ઉમરનાં કુલ બાળકોમાંથી ૬૦ ટકાથી વધારે નિશાળે જાય છે. વળી બીજા આઠ શહેરોમાં ૫૦ થી ૬૦ ટકા બાળકો શીખે છે. બીજા ચારમાં ૪૦ થી ૫૦ ટકા શીખે છે. અને બાકીના ૭ માં ૨૦ થી ૪૦ ટકા શીખે છે. એક શહેરમાં (સાતારામાં) તો આ પ્રમાણ ૮૪ ટકા જેટલું આવે છે. ૧૮૭૦ માં જ્યારે ઇંગ્લાંડમાં ફરજીઆત તત્વ દાખલ કરવામાં આવ્યું ત્યારે આ પ્રમાણ ૪૩ ટકાનું હતું. અને જાપાનમાં આ તત્વની શરૂઆત કરવામાં આવી ત્યારે સદરહુ પ્રમાણ ફક્ત ૨૮ ટકા જેટલું હતું. તો જે મ્યુનિસિપલ શહેરોમાં આ પ્રમાણ આટલું ઉંચું છે તે શહેરો ફરજીઆત તત્વને માટે તૈયાર નથી એમ તો કોઇ ન્યાયી માણસ ન કહી શકે.

તમામ મ્યુનિસીપલ શહેરોમાં આ તત્વ દાખલ કરવામાં આવે તો કેટલો વધારે ખર્ચ થાય તે સંબંધી વિચાર કરતાં ના. પટેલે જણાવ્યું કે આ ખર્ચ કંઇ ઘણો ભારી નહિ થશે. મુંબાઇ ઇલાકાની ૧૯૮ લાખની કુલ વસ્તીમાંથી ૩૪ લાખ લોકો મ્યુનિસીપાલ શહેરોમાં વસે છે. કુલ વસ્તીમાં સેંકડે ૧૫ ટકા નિશાળે જવા લાયક ઉમરના હોય છે, તે હિસાબે કુલ ૫ લાખ બાળકો આવા શહેરોમા છે. આમાં ૨॥ લાખ છોકરાઓ અને ૨॥ લાખ છોકરીઓ. આ સંખ્યામાંથી ૧,૩૩૦૦૦ છોકરાઓ અને ૬૭,૦૦૦ છોકરીઓ આ શહેરોની નિશાળોમાં હાલ જાય છે. [illegible] રહેતા ૧,૧૭,૦૦૦ છોકરાઓનેજ ફરજીઆત ધોરણ લાગુ પાડવું રહે [illegible] મ્યુનિસીપાલીટીમાં એક છોકરા દીઠ નિશાળમાં વાર્ષિક ખર્ચ રૂ. ૧૧-૩ [illegible] હિસાબે હાલ નિશાળનો લાભ ન લેતા ઉપર જણાવેલા ૧,૧૭,૦૦૦ છો[illegible] ફરજીઆત

નિશાળે મોકલવામાં આવે તો તેનો ખર્ચ રૂ ૧૩,૦૯,૦૦૦ થાય. શિક્ષણ ફરજીયાત કરવાની સાથે મફત પણ કરવું પડે અને તેથી હાલ ફીનું ઉત્પન રૂ. ૧,૨૫,૦૦૦ આવે છે તે બંધ થાય. તેથી કુલ ખર્ચ રૂ. ૧૪,૩૪,૦૦૦ નો થવા જાય છે. ઈંલોકાના તમામ મ્યુનિસિપલ શહેરોમાં ફરજીઆત ધોરણ છોકરાઓને માટે થાય ત્યારે આટલો ખર્ચ થાય તે કંઈ ભારે પડતો કહેવાય નહિ. છેવટે ના. પટેલે જણાવ્યું હતું કે હાલ ચાલતી લડાઇ ખતમ થયા પહેલાં આ તત્વ દાખલ કરવું એવી મારી માગણી નથી, પરન્તુ હાલ જે કમિટી નીમવામાં આવે તે આ સંબંધી પુરેપૂરી તપાસ ચલાવી તે સંબંધી નિયમો તૈયાર કરી રાખે કે જેથી લડાઇ પછી આર્થિક સ્થિતિ સુધરતાંજ આ યોજના અમલમાં મૂકવામાં આવે.

આ ઠરાવને પ્રજા તરફથી ચૂટાંએલા સર્વ તથા સરકાર તરફથી નીમાએલા અર્ધા હિંદી સભાસદો તરફથી ટેકો આપવામાં આવ્યો હતો. પ્રિન્સીપાલ પરાંજપે, મી. ગરૂડ (ધૂળીઆ) દિ. બ. ગોડબોલે (પૂના) મીં. હરચંદરાય (કરાંચી) મી. ગોકુલદાસ પારેખ, મી. કામત (પુના), મી. બેળવી (બેલગામ), શેઠ ઇબ્રાહીમ હારૂન જાફર (પુના), મી. દેશાઇ (વીજાપુર), મી. ફીરોઝ શેઠના, મી. ચુનીલાલ મહેતા, સર દિનશા પીટીટ, મી. પુરૂષોતમદાસ ઠાકોરદાસ, મી. હીદાયત ઉલ્લા (સિંધ), મી. મુદલીઆર (પૂના), મી. સાઠે (બેલગામ) વગેરે અનેક સભાસદોએ ટેકો આપ્યો હતો.

સરકારપક્ષ તથા ઇંગ્રેજ પક્ષ તરફથી આ ઠરાવ તરફ વિરોધ બતાવવામાં આવ્યો હતો. ડીરેકટર મી. શાર્પે પોતાનાજ ખાતા તરફથી બહાર પાડવામાં આવતા આંકડાઓ ઉપર બહુ ભરોસો રાખવો નહિ તેમ જણાવ્યું હતું. વળી તેમણે જણાવ્યું કે જે ૧૪ થી ૧૫ લાખ રૂપિયાનું ખર્ચ ના. પટેલે ગણાવ્યું હતું તે ઉપરાંત બીજા ૧૫ લાખ રૂપિયા નિશાળના મકાનો બાંધવામાં, તથા શિક્ષકોને ટ્રેનિંગ આપવામાં ખર્ચ થશે, તથા હાલ ત્રડીએ આટલો મોટો ખર્ચ કરવાનો વિચારજ થઇ શકે નહિ. ત્યાર પછી સરકારી કારોબારી કાઉન્સીલના કેળવણીના સભાસદ મી. ચૌબળે કહ્યું કે—સરકારે આ ઠરાવ રજુ કરવાની પરવાનગી આપી છે, તે ના. ગવર્નરની ઉદારતાને લીધે છે. વડી સરકારે ઇ. સ. ૧૯૧૩માં આ સંબંધી સ્પષ્ટ ઠરાવ કરેલો છે કે હિંદુસ્તાનમાં ફરજીઆત કેળવણી દાખલ કરવાનો સમય હજી આવી પહોંચ્યો નથી. તે ઠરાવથી વિરૂદ્ધ આ ઠરાવ જાય છે, તેથી સરકાર આ ઠરાવ લાવવાને પ્રતિબંધ કરી શકત. ના૦ ચૌબળે જણાવ્યું કે, જો શિક્ષણ મફત કરવામાં આવે અને તેથી હાલમાં લેવાતી ફીનું જે નુકસાન થાય, તે નુકસાન નાના ગામડાના લોકોને વેઠવું પડે. કારણ હાલની સ્થિતિમાં ખર્ચ વધારી શકાય નહિ, ને ફી બંધ કરવાથી જતી ખોટને પહોંચી વળવા માટે સરકારને નાના ગામડાની કેટલીક સ્કુલો બંધ કરવી પડે. આ પ્રમાણે શહેરના લોકોને ફરજીઆત ધોરણ આપવા જતાં નાના ગામડાંને નુકશાન થાય, એવી વિચિત્ર અને લડાવવાની દલીલ રજુ કીધી. શેહેરીઓનો ને ગામડાવાસીઓનો સ્વાર્થ એક બીજાથી વિરૂદ્ધ છે એવી રાજનીતિ તેઓએ દર્શાવીને સરકાર ગામડાના લોકોના હક સંભાળવાને બહુ ચિંતાતુર છે તેમ બતાવવા તેમણે કોશિશ કરી હતી. વળી ઘણી જ ઉદારતાથી તેમણે જાહેર કીધું હતું કે કોઇ પણ મ્યુનિસિપાલીટી પોતાની હદમાં શિક્ષણ

મફત આપવા ઇચ્છા રાખતી હશે, તો સરકાર તેની આડે આવશે નહિ. પરંતુ તેમ કરવામાં સરકાર મદદ આપી શકશે નહિ. અમો જાણીએ છીએ કે રાંદેર શહેરની મ્યુનિસિપાલીટીએ થોડા વખત પહેલા પોતાની હદમાં શિક્ષણ મફત આપવાને માટે અથવા કેવળ નામની ફી કરવાને પરવાનગી માગી હતી, અને તે આપવામાં આવી ન હતી. આમ હકીકત છતાં પણ ના૦ ચૌબળે આમ કહેવાની હિમ્મત કેમ ભીડી હશે તે અમને આશ્ચર્ય લાગે છે. કદાચ તે તેમની ખરી હકીકતની અજ્ઞાનતાને લીધે હશે.

છેવટે ના૦ ગવર્નરે આ ઠરાવ સંબંધી વાદવિવાદની સમાપ્તિ કરતાં કહ્યું કે, આ ઠરાવ રજુ કરવા દેવાની ભૂલ મેં કરી છે ને તેને લઇને અમે કંઢગી સ્થિતિમાં આવેલા છીએ, તથા આ અનિષ્ટ સ્થિતિમાંથી બહાર લાવવાને હું કોંસીલની મદદ ચાહું છું. હિંદી સરકારના મતથી વિરૂદ્ધ આ કોંસીલ ઠરાવ કરે તે ઠીક થશે નહિ, અને તેથી તેમણે મી૦ પટેલને પોતાનો ઠરાવ પાછો ખેંચી લેવાને વિનંતિ કરી હતી. મી. પટેલે આવો પ્રજોપયોગી ઠરાવ પાછો ખેંચી લેવાની સાફ ના કહી હતી. તે ઉપર મત લેવામાં આવતાં ઠરાવની તરફેણમાં ૨૦ અને વિરૂદ્ધમાં ૨૫ મત પડતા ઠરાવ રદ ગયો હતો. આ સ્થળે અમારે દીલગીરી સાથે લખવું પડે છે કે, ત્રણ હિંદી સભાસદોએ ઠરાવની તરફેણમાં બોલ્યા છતાં ના૦ ગવર્નરની વિનંતિને કબૂલ રાખીને પોતાનાજ બોલવાની વિરૂદ્ધ મત આપ્યો હતો. આ ત્રણ ગૃહસ્થોએ જો બોલ્યા પ્રમાણે મત આપ્યો હોત તો ૨૩ વિરૂદ્ધ ૨૨ મતે આ ઠરાવ પસાર થયો હોત અને પ્રજા પક્ષનો જય થાત. સરકાર પક્ષની વિરૂદ્ધ મત આપવાથી કાંઉસીલની પોતાની બેઠક રખેને જતી રહે, એની દેહશતથી તેમણે દેશનું અહિત કર્યું હતું એમ અમને કહ્યા વગર ચાલતું નથી.

તેમનાં નામ (૧) રા. પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (૨) મિ. ફીરોઝ શેઠના અને (૩) રા. ગણેશ કૃષ્ણ સાઠે સી. આ. ઇ., સર પ્રભાશંકર પટ્ટણીએ પણ આ દરખાસ્તની વિરૂદ્ધ મત આપ્યો હતો.

વડી ધારાસભામાં મરહુમ મી. ગોખલેએ ૧૯૧૦ તથા ૧૧ માં આ સંબંધી ઠરાવ તથા બીલ રજુ કર્યાં હતા. ત્યાર પછી આ સંબંધમાં પ્રજામત ઘણોજ આગળ વધ્યો છે. મદ્રાસની ધારાસભામાં પણ આ સંબંધી એક બીલ ગઇ સાલ લાવવામાં આવ્યું હતું, પરંતુ તે નિષ્ફળ ગયું હતું. વળી ના૦ પટેલનો આ ઠરાવ રદ ગયા પછી મુંબઇની ધારાસભામાં તે એક બીલ રજુ કરવાનો ઇરાદો રાખે છે, તેમ સાંભળવામાં આવ્યું છે. આ સંબંધમાં જુદા જુદા શહેરોની મ્યુનિસીપાલીટીએ ફરજીઆત તત્વની તરફેણમાં પોતાનો મત સરકારને જાહેર કરવો જોઇએ છીએ. મોટા મોટા શહેરોમાં તે સંબંધી જાહેર હીલચાલ મોટા પાયા ઉપર થવી જોઇએ છીએ, અને લોકોએ પોકારીને સરકારને કહેવું જોઇએ કે અમારે ફરજીઆત શિક્ષણ જોઇએ છે અને તે માટે સરકારે ધારો કરવોજ જોઇશે. પ્રજાના દઢ આગ્રહની વિરૂદ્ધ જવાને કોઇ પણ સરકાર હિમ્મત કરે જ નહિ, પણ તે આગ્રહ દઢ અને સતત હોવો જોઇએ. એકાદ ઠરાવ અથવા બે ચાર જાહેર સભાથી બ્રિટીશ સિંહ જાગે તેવો નથી. તો જુદા જુદા શેહેરોના લોકનાયકો આ સંબંધી પોતાનું કાર્ય કરવા ચૂકશે નહિ.

અ. વિ. ઠક્કર.

---

# પુસ્તક પરિચય.



**હિન્દ માટે સ્વરાજ્ય**—બ્રીટીશ વાવટા નીચે. (ઇંગ્રેજીમાં) રાજકીય લેખમાલા નં. ૧ લેખક ઑ. મી. વી. એસ. શ્રીનીવાસ શાસ્ત્રી, પ્રકાશક સર્વન્ટસ ઑફ઼ ઇન્ડીયા સોસાઇટી અલહાબાદ પૃષ્ટ ૯૧ કિંમત ૦–૮–૦

કેટલાક વાચકોની જાણમાં હશે કે આ સોસાઇટીની અલહાબાદની શાખા તરફથી પ્રજામાં રાજકીય વિચારો પ્રસારવાની એક યોજના બહાર પાડવામાં આવી હતી અને અમુક વિષયો ઉપર લેખમાલા પ્રગટ કરવાનું તેમાં વચન આપવામાં આવ્યું હતું. સ્વરાજ્ય વિષે આ પુસ્તકથી આ લેખમાલાની શરૂઆત થઇ છે અને બીજા વિષયો ઉપર પણ થોડાં લઘુ પુસ્તકો આ વર્ષ દરમ્યાન પ્રકટ કરવામાં આવશે એમ અમને આશા છે.

લગભગ બે વર્ષથી આપણી રાજકીય ચર્ચાઓમાં સ્વરાજ્યનો વિષય વધારેમાં વધારે અગત્ય ધરાવે છે એટલે તે વિષે એક ન્હાનું પણ વિચારપૂર્ણ પુસ્તક જોઇને સર્વ દેશભક્તો ઘણુંજ રાજી થશે. તેની વિસ્તારપૂર્વક નોંધ લેવાનું કામ હાલ મુલતવી રાખીને અહીં આ તો આ પુસ્તકની રચનાનું જ સૂચન અમે કરીશું. પુસ્તકના પ્રસ્તાવમાં જ હિન્દ અને ઇટલીની વચ્ચે જે એક ઐતિહાસિક સરખામણી કરવામાં આવી છે, તે ઘણીજ આકર્ષક અને પ્રોત્સાહક છે:—

સન ૧૮૫૫ ના એપ્રીલ માસમાં ઘણી આનાકાની પછી અને ઇટલીયનોની ઘોર દુરાશાઓ વચ્ચે કેવુરે ક્રીમીઆના વિગ્રહમાં ફ્રાંસ અને ઇંગ્લંડને મદદ કરવાને ૧૫૦૦૦ માણસોનું લશ્કર મોકલ્યું. પીડમૉન્ટના ન્હાના રાજ્ય માટે આ મોટું જોખમ હતું પણ જો લડાઇ વિજયવંત થાય તો યૂરોપની મહા પ્રજાઓમાં તેને સ્થાન મળે. સદ્‌ભાગ્યે વિગ્રહમાં બહાદુરી અને કવાયત માટે લશ્કર ઘણું મશહુર થયું. બીજે વર્ષે જ્યારે કેવૂર પેરીસ ગયો ત્યારે લુઈ નૅપોલીઅને તેને એ ગંભીર પ્રશ્ન પૂછ્યો કે "ઈટલી માટે શું કરી શકીએ?" છેવટે પેરીસની રાજ્યપરિષદમાં ઑસ્ટ્રીયાના વિરોધ છતાં પણ બીજી સત્તાઓની સાથે સરખી પાયરીપર ઇટલીને દાખલ કરવામાં આવ્યું અને તેનાં દુઃખો તેમને સંભળાવવામાં આવ્યાં. હાલનો વિગ્રહ ફાટી નીકળ્યા પછી થોડાં અઠવાડીયામાં જ્યારે લૉર્ડ હાર્ડીંજે ફ્લૅન્ડર્સના રણક્ષેત્ર ઉપર હિન્દી લશ્કરને મોકલ્યું ત્યારે તેણે પણ રાજકૌશલ્યનો તેવો જ કીસ્સો કર્યો. બહાદુર હિન્દી લશ્કરે મોટી નામના મેળવી છે એટલું જ નહિ પણ બ્રીટીશ સામ્રાજ્યમાં હિન્દ માટે એવું સ્થાન મેળવ્યું છે કે જે દશકાઓના રાજકૌશલ્ય અને ચળવળથી મળી શકત નહિ."

આવી રીતે સામ્રાજ્યમાં હિન્દને મળેલી નવી પદવીનો ઉલ્લેખ કરી લેખકે સામ્રાજ્યસભામાં હિન્દના યોગ્ય પ્રતિનિધિત્વ માટે મજબૂત દલીલો યોજી છે. પછી હિન્દને સ્વરાજ્ય મળશે ત્યારે જ સામ્રાજ્યમાં તેને સંસ્થાનોના જેવી પદવી મળશે એમ તેમણે જણાવ્યું છે. કૅનેડા, દક્ષિણ આફ્રીકા અને આસ્ટ્રેલીયાને જ્યારે હાલનું બંધારણ આપવામાં આવ્યું ત્યારની તેમની સ્થિતિ સાથે હિન્દની સ્થિતિ સરખામણી

કંઈક વિસ્તારથી કરી તેઓ પુરવાર કરે છે કે, હિન્દ પણ હાલ સ્વરાજ્ય માટે લાયક છે. હિન્દની સ્વરાજ્ય માટે યોગ્યતા સ્હામે જે બીજી દલીલો યોજવામાં આવી છે, તેનું પણ લેખકે યુકિતથી ખંડન કર્યું છે. પછી, કૉંગ્રેસ અને મુસ્લીમ લીગે સુધારાની જે યોજના પસાર કરી છે, તેનું તેમણે વિવરણ કર્યું છે ને તેમાં સ્વરાજ્યથી કંઈક ઓછા હકની માંગણી છે એમ જણાવ્યું છે. "ઇંગ્રેજો સત્તાનો ત્યાગ કરશે?"—એ વિષે લેખકે ખુબીથી ચર્ચા કરી છે અને છેવટે કૉંગ્રેસે માગેલા સુધારાને માટે અને અંતે સ્વરાજ્ય –અથવા હોમ રૂલ–માટે પૂરજોસથી અને સંપૂર્ણ શકિતથી ચળવળ કરવા સર્વેને વિનંતિ કરી છે.

પુસ્તકને અંતે જે પરિશિષ્ટ પ્રકટ કરવામાં આવ્યાં છે તેમાં વડી ધારાસભાના ૧૯ સભાસદોએ નામદાર વાઈસરોય આગળ રજુ કરેલો ખરડો, અને હિન્દના હક વિષે હિન્દીઓ અને ઇંગ્રેજોના અભિપ્રાયો ટાંકવામાં આવ્યા છે.

આખું પુસ્તક ઘણીજ માહીતી આપનારૂં વિચારપૂર્ણ અને પ્રોત્સાહક છે અને તે ધ્યાનથી વાંચવા અમે સર્વેને સૂચવીએ છીએ.

**હિન્દી લેખમાલા ભાગ પહિલા**—ભિન્ન ભિન્ન લેખકોંકે ૪૧ હિન્દી લેખોંકા ગુજરાતી લિપિમેં સંગ્રહ, પ્રકાશક સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય પૃષ્ટ ૨૯૮ કિંમત ૦–૮–૦.

હિન્દની એક ભાષા ગણાતી હિન્દી ભાષાનું જ્ઞાન ગુજરાતમાં વધારવાના હેતુથી તેમજ હિન્દી સાહિત્યના સુન્દર નમુનાનો ગુજરાતને પરિચય કરાવવાના હેતુથી ૪૧ હિન્દી લેખો ગુજરાતી લીપીમાં આ પુસ્તકમાં પ્રકટ કરવામાં આવ્યા છે. આવા પ્રયોગની કિંમત બે રીતે આંકી શકાય: (૧) એક ભાષાની ભાવનાની દૃષ્ટિથી અને (૨) વ્યાવહારિક ઉપયોગની દૃષ્ટિથી. સમસ્ત હિન્દના ફક્ત અમુક વર્ગની નહિ પણ જનસમાજની એક ભાષા તરીકે હિન્દી જ વપરાવી જોઈએ એમ જેઓ માને છે, તેઓ તો આ પુસ્તકને હર્ષનાદથી વધાવી લેશે એમ અમે માનીએ છીએ. છેલ્લા સાહિત્ય પરિષદે હિન્દી ભાષાને એક ભાષા તરીકે પ્રચલિત કરવાનો ઠરાવ પસાર કર્યો છે એટલે ગુજરાતનો કેળવાયલો વર્ગ તો આ પુસ્તક જોઇ આનંદ પામશે. પરન્તુ પ્રશ્ન એ રહે છે કે, જેમના મનમાં એક ભાષાની ભાવના ન જામી હોય તેમને આ પુસ્તક આનંદ કે લાભ આપશે? અમે કબૂલ કરીએ છીએ કે દરેક વાચકથી આ ચોપડી એકદમ નહિ સમજાય એટલે કદાચ તેને એકદમ નહિ રૂચે. પરન્તુ તે સાથે એ પણ ચોક્કસ છે કે કંટાળાની પહેલી દશા વટાવ્યા પછી જેઓ પુસ્તકની શરૂઆતમાં આપેલા ભાવાર્થની મદદ લઇ થોડાં પાનાં વાંચશે તેમને બાકીનો ભાગ જરૂર મનોગમ અને આનંદદાયક લાગશે. ગુજરાતીને વધારેમાં વધારે મળતી આવતી ભાષા હિન્દી જ છે અને તેથી જ ઉત્તર હિંદુસ્થાનના ઘણા વકતાઓ આપણા પ્રાંતમાં હિંદીમાં ભાષણો આપે છે. આ બધું ધ્યાનમાં લેતાં સર્વે વિદ્વાન દેશભકતો તેમજ સમજુ વાચકો ભિક્ષુ અખંડાનંદના આ નવા પ્રયોગને અંતઃકરણપૂર્વક વધાવી લેશે અને તેમને આવા બીજા ભાગ કવચિત પ્રકટ કરવા ઉત્તેજન આપશે.

આગળના ભાગને માટે અમે એટલું સૂચવીશું કે એક ભાગમાં હિંદી કવિતાઓનો જ સંગ્રહ આપવામાં આવે અને બાકીના એક બેમાં લાંબી કે ટુંકી ટુંકી વાર્તાઓ આપવામાં આવશે તો પ્રકાશકનો પુણ્ય હેતુ સત્વર સધાશે.

**આર્યભિષક અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજઃ**—સંપાદક સ્વ. આયુર્વેદ માર્ત્ત-મહોપાધ્યાય, શંકર દાજી શાસ્ત્રી પદે, પ્રસિદ્ધ કર્તા સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય પાના ૬૪૯ મૂલ્ય રૂ. ૨-૦-૦

આ પુસ્તકની લોકોને કેટલી જરૂર હતી, અને તે લોકોમાં કેટલું પ્રિય થઇ પડયું તે ત્હેની આવૃતિ અને નકલ બતાવી આપે છે. જે પુસ્તક રૂ. ૧૦ માં મળતું તે તેના પાંચમા ભાગની કીમતે મળી શકે તે માટે ગુજરાતની પ્રજા ભિક્ષુ અખંડાનંદને આભારી છે.

આ નવી—ચોથી આવૃતિમાં ઘણોજ વધારો કરવામાં આવ્યો છે. વનસ્પતિની ઔષધિઓ, સ્વર ભેદ, ઔષધક્રિયા, તથા કેટલાક પાઠોની રીતિ વગેરે વસ્તુઓ ઉમેરવામાં આવી છે. આ પુસ્તક "ગૃહ વૈદ્યક" અથવા "ફેમીલી મેડીસન" ની પેઠે દરેક ઘરમાં આદરણીય છે. આપણી સ્ત્રીઓને પોતાના બાળકોની સહેજ માંદગીમાં તેમજ પોતાને તથા પોતાના કુટુંબમાં કંઇ પણ વ્યાધિ થતાં આરોગ્યના સંબંધમાં ડૉકટર સાહેબોને ઘેરે જવું પડે છે; પણ તેઓ આવાં પુસ્તકો વાંચી ઘરગતુ દવાઓનો ગુણ દોષ તથા સામન્ય રોગની ચિકિત્સા વગેરે જાણે તો તથી તેમને ઘણો લાભ થાય.

આ પુસ્તકમાં ઔષધિ પ્રકરણમાં દેશની દરેક ભાષામાં વપરાતા જુદા જુદા નામોની યાદી આપી છે, અને સંશોધકે શાસ્ત્રી પદેની સાથે રહી ચરક, સુશ્રુત વગેરે ઔષધના અભ્યાસીને વધારે સરલતા આપી છે. કોઇ કોઇ જગ્યાએ ચિકિત્સા પણ વર્ણવી છે. પ્રાચીન દવાઓના ઉપયોગ અને ગુણ આપવામાં આવ્યા છે, અને ખાસ અનુભવી પ્રયોગો તથા સુનાની ઔષધોના પ્રયોગ પણ છે. એકંદરે આ પુસ્તક સારા વૈદ્યને ગૃહસ્થોને તેમજ અભ્યાસીઓને પોતાની શકિત મુજબ ઉપયોગનું થઇ પડે એવું છે.

**શ્રીદાસબોધ**—પ્રકાશક "સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય" મરાઠી ઉપરથી ભાષાન્તર કરનાર શ્રીયુત રત્નસિંહ દીપસિંહ પરમાર પાનાં ૩૫૨ કિંમત રૂ. ૧-૪-૦.

સમર્થ ગુરૂ રામદાસ સ્વામીના નામથી હિંદની પ્રજા અજ્ઞાત નથી. ભારતવર્ષના વીર પુત્ર શિવાજી મહારાજને દેશકાલાનુસાર ક્ષાત્ર ધર્મનો તથા આધ્યાત્મિક જ્ઞાનનો બોધ આપી સમર્થ ગુરૂની માનવંતી પદવીથી જેઓ વિભુષિત થયા છે તેમણે આ પુસ્તક યોજેલું છે. અત્યાર સુધી શેઠ કામા નામના પારસી ગૃહસ્થ તરફથી રૂ. ૪ માં આ પુસ્તક ગુજરાતીમાં મળતું હતું, તેનો લાભ સર્વ પ્રજા લઇ શકે તે માટે આટલી જુજ કિંમતે આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે. આ ગ્રંથમાં કાન્ડ અથવા ઉલ્લાસની જગાએ દરેક વિષય વાર સમાસ બનાવી તેવા દસ સમાસનો એક દશક કાન્ડની

જગાએ અને સમાજ અધ્યાયની જગાએ એવી ગોઠવણ કરેલી છે. તેવા ૨૦ દશક આ ગ્રંથમાં આવેલા છે, દરેક દશકના સમાસમાં જુદા જુદા વિષયો ચર્ચેલા છે. મૂળ ગ્રંથ પદ્યમય છે અને પદોની સંખ્યા ૭૭૪૯ ની છે.

સ્વામી રામદાસ વેદાન્ત માર્ગના અનન્ય ભક્ત હતા, અને શાંકરના કેવલ અદ્વૈત માર્ગને વધારે મહત્વ આપનારા હતા એ તેમના "સારાસાર" "અંતરાત્માનું નિરૂપણ" "સિદ્ધાન્ત નિરૂપણ" વગેરે સમાસો જોતાં જણાઈ આવે છે. "રાજનૈતિક દાવ-પેચ" નામનો સમાસ છે તેમાં લોકોદય કેવી રીતે થાય તે બહુ સારી રીતે બતાવ્યું છે. દાખલા તરીકે,

**हरिकथा निरुपण, नेमस्तपणें राजकारण**
**वर्तायाचें लक्षण, तेंहीं असावें**

અર્થાત સદ્વર્તન એટલે નીતિની સ્થાપના, હરિકથા નિરૂપણ એટલે ધર્મ સ્થાપના અને રાજકારણ એટલે રાજ્યસ્થાપના—આ ત્રણ રીતે દેશોદ્ધાર થઇ શકે છે. આપણી આધુનિક દેશોદયની પ્રવૃત્તિમાં આવા કેટલાક બોધ ઘણા ઉપયોગી થઇ પડે એવા છે. બીજા તત્વજ્ઞાન સંબંધી દશકો ઘણી વખત મનન કરવા જેવાં છે. રામદાસ સ્વામીના આખા જીવનના ચિત્રો આપેલાં છે, જેથી તેમની આધ્યાત્મિક સંપત્તિ તથા માનસિક શક્તિ પ્રત્યક્ષ રીતે દેખાઈ આવે છે અને મ્હોટા ચિત્રમાં તેમની ભવ્ય ને આકર્ષક છબી આપણા હૃદયમાં માન અને પૂજાની બુદ્ધિ ઉત્પન્ન કરે છે.

**શરીર અને ગૃહ શૃંગાર તથા બ્હેનોને બે બોલ**—(ભગિની સમાજ પત્રિકામાળા નં. ૧૩-૧૫) લેખક સૌ. શારદા મહેતા બી. એ. પૃષ્ટ ૫૦ કિંમત ૦-૩-૦.

સ્ત્રીઓએ પોતાનાં તથા બાળકોનાં શરીર કેમ તંદુરસ્ત રાખવાં અને પોતાનાં ઘરને કેમ સ્વચ્છ તથા સુંદર રાખવાં એ વિષે લેખકે ઘણી વિગતવાર સૂચનાઓ કરી છે. ઘરના સંબંધમાં તેઓ જણાવે છે કે "ઘરની ખરી સુંદરતા તે નિયમિતપણું છે. ઘરનું ખરૂં સુખ તે સંતોષ છે. ઘરની ખરી મોટાઈ તે આતિથ્ય છે. ઘર શોભાનો શિરોમણિ પ્રભુપરાયણતા છે" આ વિચારો વ્યવહારની દૃષ્ટિથી જેટલા સંગીન છે તેટલાજ આર્ય કુટુંબજીવનને અનુરૂપ છે.

પણ વિદ્વાન લેખક કદી પણ વિગતોની જાળમાં ગુંચાઇ જતાં નથી; પણ સ્ત્રી જાતિને ઉપયોગી જ્ઞાનના પ્રદેશો તરફ વિચારકોનું ધ્યાન ક્વચિત ખેંચે છે. દાખલા તરીકે બીજે પાને તેઓ જણાવે છે કેઃ—

"કુટુંબવ્યવસ્થા ઉપર સામાજીક જીવનનો આધાર છે. સમાજની આર્થિક ને નૈતિક સ્થિતિ કુટુંબની સ્થિતિ પ્રમાણે બંધાય છે. અર્થશાસ્ત્રોના પુસ્તકોમાં મોટા મોટા પ્રશ્નોના તોડ થાય છે, પરંતુ ગૃહ અર્થશાસ્ત્ર ઉપર બહુજ થોડા વિચાર થાય છે. બસો રૂપીઆના પગારમાં પાંચ છોકરાંવાળું કુટુંબ કેવી રીતે રહે છે

અને બાર રૂપીઆની કમાણીમાં એટલું જ કુટુંબ કેવી રીતે પુરૂં કરી શકે છે એ સર્વ પ્રશ્ન વિચાર કરવા જેવા છે. એકંદર રીતે Domestic Science હવે આપણે હાથમાં લેવાનો વખત આવ્યો છે.”

આ વાત તદ્દન ખરી છે. અમે એટલુંજ ઇચ્છીએ છીએ કે લેખક જેવાં કોઇ વિદ્વાન સ્ત્રી આ વિષે એક ઉપયોગી પુસ્તક સત્વર આપણા હાથમાં મૂકે.

**પાંચ પ્રેમ કથા**–લેખક રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા બી, એ. એલએલ. બી. પૃષ્ટ ૫૧ કિંમત ૦–૬–૦

આમાંની પહેલી બે વાર્તાઓ “ વિચાર પુષ્પમાલા ” ના એક અંક તરીકે પ્રગટ થએલી છે અને તેનું અવલોકન પણ અમે કરેલું છે. છેલ્લી બે વાર્તાઓ હિન્દી ઉપરથી અનુવાદ છે. “એને જગાડું કે જાતે હિંદોળું” એ ત્રીજી વાર્તા લેખકની લાક્ષણિક રસિકતાનો મનોહર નમુનો છે. રા. ચન્દ્રશંકરની પારદર્શક સુંદર અને સંસ્કારી શૈલી તેમજ તેમની લખાવટની અનેકવિધ ખુબીઓ ગુજરાતને હવે તો સારી રીતે પરિચિત થઇ છે એટલે તે વિષે અમારે કંઇ કહેવાની જરૂર નથી.

“ પ્રેમ ” એ શબ્દ વિષે લેખક પ્રસ્તાવનામાં નીચે પ્રમાણે લખે છેઃ—

“ પ્રેમમાં શારીરિક તત્વનું સ્થાન એ મહત્વના વિષય વિષે મીમાંસા કરવાનું આ સ્થાન નથી; પરંતુ એટલું સ્પષ્ટીકરણ અત્યંત આવશ્યક છે કે આ કથાઓમાં પ્રેમ જે ભાવ માટે વાપરવામાં આવ્યો છે તે એક બાજુથી પથ્ય અને સમર્યાદ છે અને બીજી બાજુથી માનવ પ્રકૃતિને આવશ્યક શારીરિક તત્વોથી યોગ્ય અંશમાં યુકત તેમજ ન્હાનામાં ન્હાના નિત્ય કર્મથી માંડી મ્હોટામાં મ્હોટાં નૈમિત્તિક અનુભવોનો સમાવેશ કરે એવો વ્યવહારિક છે. નથી તેમાં શારીરિક તત્વોનો એવો અતિયોગ કે દુરૂપયોગ કે જે “ પ્રેમ ” ને પશુત્વની અધમ કોટિએ ઉતારી પાડે છે કે નથી તેમાં શારીરિક તત્વોનો એવો સર્વાંશે અભાવ કે જે “ પ્રેમ ” ને કેવળ વ્યોમવિહારી દેવત્વની કોટિએ ચ્હડાવી દે છે. ”

વિચાર અને લાગણીનું પણ જે સમતોલપણું આ વાકયોમાં જણાય છે તે સર્વે બુદ્ધિશાલી રસિકોને ઘણો સંતોષ આપશે.

**શ્રી આનંદ કાવ્ય—મહોદધિ મૌકિતક ૫મું; સંઘવી ઋષભ કવિ પ્રણીત–શ્રી હીરસુરિરાસ; સંગ્રાહક અને સંશોધક રા. જીવણચંદ સાકરચંદ ઝવેરી પૃષ્ઠ ૩૯૯ કિંમત ૦–૧૦–૦**

આ જૈનકાવ્યમાલાનો પાંચમો ભાગ બ્હાર પાડયો છે. જે વિદ્વતા અને શ્રમથી આ ગ્રંથો પ્રકટ કરવામાં આવે છે તે ખરેખર પ્રકાશકોને માટે માન ઉપજાવે છે. પુસ્તકના કદ અને સુંદર બાંધણીના પ્રમાણમ્ કિંમત જુજ છે એ માટે જૈન દાતાઓને આપણે આભારી છીએ.

# નોંધ.

---

## મુસ્લીમ લીગ.

રાષ્ટ્રીય અઠવાડિયામાં જે પરિષદો ભરાઈ હતી, તેમાં કૉંગ્રેસ પછી વધારેમાં વધારે મહત્વ મુસ્લીમ લીગની બેઠકને જ ઘટે છે. અને કૉંગ્રેસની પેઠે તેનાં બે મુખ્ય લક્ષણો એ જ હતાં કે (૧) તે બન્નેની કમિટીએ સુધારાની જે યોજના નિયત કરી હતી તે પસાર કરવામાં આવી અને (૨) કૉંગ્રેસની સાથે એક જ યોજના આમ બ્રિટિશ પ્રજા આગળ રજુ કરવાથી તેમજ એક જ સ્થળે ફરીથી લીગની બેઠક ભરાવાથી હિન્દુ અને મુસલમાન કોમની મહાન એકતા સિદ્ધ થઇ. પરન્તુ જેમણે લખનૌમાં આ બન્ને સમારંભો નીહાળ્યા હશે તેમણે જોયું હશે બે મહાન કોમની એકતાનો ફક્ત શુષ્ક સિદ્ધાન્ત ત્યાં સ્થપાયો ન હતો પણ પગલે પગલે અને ક્ષણે ક્ષણે તેમની પરમ મૈત્રીની ઉભરાઇ લાગણી જણાઇ આવતી હતી. કૉંગ્રેસમાં મુસલમાન આગેવાનોને અને લીગમાં કૉંગ્રેસના મહારથીઓને જે ઉત્સાહભર્યો આવકાર આપવામાં આવ્યો હતો તે તેના પ્રેક્ષકો જીવન પર્યંત કદી પણ ભૂલી શકશે નહિ. અલબત આથી કંઇ આખા દેશના બધા ભાગમાં બંને કોમ વચ્ચે પૂરેપૂરી સમજ ઉપજશે અને ઓચીંતી સ્નેહની લાગણી ઉભરાશે એમ તો ન જ માની શકાય—જો કે એમ કહેવું જોઇએ કે બે કોમ વચ્ચે દેખાતો રાજ્યકીય ભેદ બ્રિટિશ સરકારની રાજનીતિનેજ આભારી છે અને મુખ્યત્વે કરીને કેળવાએલા વર્ગમાં જ પ્રસર્યો છે. પરંતુ જેમ જેમ લખનૌના રાષ્ટ્રીય ઉત્સવ રૂપ સંમેલનોનો અર્થ વધારે ને વધારે હિન્દુઓ અને મુસલમાનો સમજશે તેમ તમ તેમનામાં ખરી એકતા અને પરિણામે સહકાર જામશે અને લખનૌની બેઠકના દિવસોને પુણ્યતિથિ તરીકે તેઓ લેખશે.

## પ્રમુખનું ભાષણ.

લીગની જે બેઠક હિન્દુ–મુસલમાનની એકતા માટે આ દેશની તવારીખમાં પંકાશે તેને માટે મી. મહમદ અલી ઝીણા કરતાં વધારે યોગ્ય પ્રમુખ મળવા મુશ્કેલ હતા. કારણ કે રાજા સર મહમદ અલી ખાન ઑફ મહમુદાબાદ અને ઑ. મી. મઝહર ઉલ હકને સાથે મી. ઝીણાએ પણ આ એકતા સાધવામાં ઘણોજ મહત્વનો ભાગ લીધો છે. તેમના મુશ્કેલીભર્યા કાર્યનો ઇતિહાસ લાંબો છે અને તે અત્યારે જાહેર પ્રજાને પૂરેપૂરો જાણીતો નથી. પણ અમારી ખાત્રી છે કે લીગની ગઇ બેઠકના પ્રસંગોથી માંડીને લખનૌની આ બેઠક સુધીના મુખ્ય બનાવોની માહીતી જેમને હશે તેઓ મી. ઝીણાને પ્રમુખપદે જોઇને ઘણા જ રાચ્યા હશે.

અમદાવાદની પ્રાંતિક પરિષદના પ્રમુખ તરીકે પોતાનું લાંબુ ભાષણ આપ્યા પછી થોડાજ વખતમાં લીગના પ્રમુખ તરીકે તેમને ભાષણ આપવાનો પ્રસંગ આવ્યો. અને છતાં પહેલાં ભાષણ કરતાં કંઇક જુદી જ રીતે તેમણે રાજકીય ક્ષેત્રનું અવલોકન કર્યું છે અને ઉપરાંત મુસલમાનોને ઉદ્દેશીને પણ ખાસ વચનો કહ્યાં છે.

હિંદના રાજકીય પ્રશ્નનું તેમણે નીચે પ્રમાણે પૃથક્કરણ કર્યું હતું.

"પ્રથમ તો હિંદમાં બ્રિટિશ રાજ્યનું અસ્તિત્વ આપણી નજરે ચડે છે:—જે રાજતંત્રે......પાશ્ચાત્ય કેળવણીના એક વિશાળ તંત્રદ્વારા હિંદીઓના મગજને પશ્ચિમના વિચારોનો ને ભાવનાનો સ્પર્શ કરાવ્યો છે.

બીજું, જાતિ અને ધર્મના ગુંચવાડા ભરેલા ભેદોમાંથી એક નવું હિંદ ઉત્પન્ન કરવું—સર્વેને સબળ રીતે એકત્ર કરવું સત્વર દેખાય છે......આ નવી પ્રજામાં રાષ્ટ્રિયત્વની લાગણી નવા વેગ અને આશાથી સ્ફુરે છે, અને દિનપ્રતિદિન પોતાના દેશનું રાજ્ય પોતાને હસ્તક કરવાને વધરે ને વધારે આતુર બને છે. સંક્ષેપમાં આ શું દેશમાં બ્રિટીશ અમલદારોની એક એવી મજબુત રાજસત્તા છે કે જે ફક્ત બ્રિટિશ પાર્લમેન્ટને જ જવાબદાર છે, અને પરોપકારી આપખુદીની પદ્ધતિથી રાજ્ય ચલાવે છે. હિંદના રાજકીય પ્રશ્નનું હાર્દ આમાં રહેલું છે. અને આ સવાલનું સત્વર શાંત રીતે કાયમનું નિરાકરણ કરવાનું કામ બ્રિટીશ રાજ પુરૂષોને શિર છે.

નીચેના સ્વાર્થી સિદ્ધાન્તોના તેમણે અસરકારક ભાષામાં રદીઆ આપ્યા હતા.

૧. પ્રજા સત્તાક સંસ્થાઓ પૂર્વના સંયોગોમાં નભી શકે નહિ.

૨. અંગ્રેજોની શક્તિ અને ચારિત્રથી મજબુત થએલી આપખુદ રાજસત્તા એજ હિંદને લાયક રાજબંધારણ છે.

૩. હિંદના જનસમાજનાથી કેળવાયલા વર્ગનો સ્વાર્થ વિરૂદ્ધ છે, અને બ્રિટિશ અમલદારની સંરક્ષક સત્તા લઇ લેવામાં આવે તો કેળવાએલા લોકો જનસમાજ ઉપર જુલમ ગુજારે.

૪. હિંદીવાનો સ્વરાજ્ય મોટે નાલાયક છે.

આ વાંધા એટલા કુતર્કી અને અન્યાયી છે, કે, તેના જે અસરકારક જવાબો મી. જીન્હાએ આપેલા છે તે અહિઆં ટાંકવાની જરૂર જણાતી નથી.

## હિન્દીઓ માટે હિન્દ.

આ મથાળા નીચે તેમણે જે અસરકારક વચનો કહ્યાં હતાં ને નીચે ટાંકીશું:—

એક એવી મૂલગામી બાબત છે કે, જે તદ્દન સ્પષ્ટ છે અને જે વર્ણ વિષે અર્ધ વૈજ્ઞાનિક ભાવનાઓથી ઢાંકી શકાય તેમ નથી. સ્વાર્થના વિરોધો વચ્ચે અને મૂંઝાઇ ભરેલાં શબ્દજાળ વચ્ચે હિંદની સ્થિતિનો કોઇ શાંત અભ્યાસી આ દેખીતું સત્ય ચૂકી શકે નહિ કે હિંદીવાનોને માટે હિંદ પહેલું અને છેલ્લું આશ્રય સ્થાન છે. મોડો કે વહેલો એ વખત આવવાનો જ કે જ્યારે હિન્દની પ્રજા એ સ્વરાજ્ય ભોગવતી પ્રજા તરીકે ઉંચી પદવી સંપાદન કરી શકશે. દુનિયામાં એવું કોઇ બળ નથી કે જે તેમના આ ભવિષ્યને છીનવી શકે અને ઇશ્વરના આ વિધાનને તોડી શકે. બ્રિટીશ રાજ્યનીતિનો ભંડાર હજી ખૂટી ગયો નથી તેમ સ્પષ્ટ રાજ્યકીય દૃષ્ટિ અંગ્રેજ સત્તાધીશોમાંથી અસ્ત થઇ નથી, અને તેથી હિંદમાં રાષ્ટ્રીય વિકાસના નિયમનું પરિણામ તેઓ સમજવાનાજ.

હિંદુ મુસલમાન કોમની એકતા વિષે તેમણે હમેશાની માફક આ ભાષણમાં પણ ઘણોજ ભાર મૂકયો હતો, અને લખનૌમાં સધાએલી એકતાને માટે ઘણો જ સંતોષ પ્રદર્શિત કર્યો હતો.

## મી. લાયનલ કર્ટીસનું કાવત્રું.

સામ્રાજ્યમાં હિન્દની પદવીનો જે પ્રશ્ન કૉંગ્રેસ પહેલાં પ્રમાણમાં ઘણું ઓછું લક્ષ ખેંચતો હતો તે મી. લાયનલ કર્ટીસના "સામ્રાજ્યનો પ્રશ્ન"—એ નામના પુસ્તકથી અને ખાસ કરીને તેજ—હવે નામાંકિત થયેલા—ગૃહસ્થનો એક વિષમય ખાનગી પત્ર પ્રકટ થવાથી જોરશોર ચર્ચાય છે. "ઇન્ડીઅન રીવ્યુ" અને "મોડર્ન રીવ્યુ"માં મી. પોલાકે લખેલા લેખ ઉપરથી આ ગૃહસ્થનું આપણને ઘણું પાકુ ઓળખાણ થયું છે. તે ઉપરથી જણાય છે કે હિન્દને નુકશાન કરવાની યોજના હાલથી નહિ પણ ઘણા લાંબા સમયથી તેમના બુદ્ધિશાળી મગજમાં તરવરે છે-એટલે સુધી કે એશીઆના રહેવાસીઓની સ્હામે દક્ષિણ આફ્રીકાની સરકારે જે અનેક કાયદા પસાર કર્યા તેના મૂલ કારણ રૂપ પણ તેઓ જ હતા. ગોરી અને કાળી પ્રજા વચ્ચે મોટા ભેદ પાડવાનો સિદ્ધાન્ત તેઓ ઉપર સૂચવેલા પુસ્તકમાં બહુ તર્કબુદ્ધિથી અનુસર્યા છે અને પરિણામે એવા નિર્ણય ઉપર આવ્યા છે કે સમગ્ર સામ્રાજ્યની જે એક ખાસ પાર્લામેન્ટ અને પ્રધાન મંડળ થશે તેમાં હિન્દીવાનોને સ્થાન મળવું ન જોઇએ અને નવી સત્તા સમગ્ર સામ્રાજ્યના મહાન પ્રશ્નોનો નિર્ણય કરશે તેની સાથે હિન્દ, ઇજીપ્ત, ક્રાઉન કોલોની વગેરે "પરતંત્ર દેશો"ની આન્તર રાજ્યવ્યવસ્થા પણ પોતાના હાથમાં લેશે. આ વિચારો પણ આપણને ઘણા અન્યાયી અને હાનીકારક છે અને તેનું વિસ્તારપૂર્વક અવલોકન અમે આગળ ઉપર કરીશું. પણ તેમાં હિન્દુસ્થાન વિષે બહુ થોડું લખાએલું છે, કારણ કે તે સંબંધમાં વિગતવાર યોજના તો આ દેશોમાં મુસાફરી કરીને પછી ઘડવાનો તેમનો આશય છે.

આ વિષે વધારે લખતાં પહેલાં જે "રાઉન્ડ ટેબલ" મંડળના મંત્રી તરી કે તેમણે આ પુસ્તક લખ્યું છે અને હિન્દમાં તપાસ કરવાનું કામ માથે લીધું છે તે વિષે એક અક્ષર લખવાની જરૂર છે. મી. કર્ટીસે પોતે જ જણાવ્યું છે તે પ્રમાણે ગ્રેટબ્રીટન સંસ્થાનો હિન્દ વગેરે સામ્રાજ્યનાં જુદા જુદા ભાગમાં કેટલાક મોટા અધિકારીઓ તેમ જ ખાનગી ગૃહસ્થો આ મંડળના સભાસદો છે અને તેનો હેતુ સામ્રાજ્યના પ્રશ્નોનો અભ્યાસ કરવાનો છે; પણ તેમના નામની યાદી આપણને મળી શકતી નથી એટલે તે મંડળને ગુપ્ત મંડળ (Secret Society) કહી શકાય. આપણે બેધડક માની શકીએ કે ઘણાં સંસ્થાનોના પ્રધાનો અને વડા પ્રધાનો આ મંડળમાં સામેલ છે—તેમ આપણા દેશના પણ ન્હાના મ્હોટા કેટલાક બ્રિટિશ અમલદારો તેમાં જોડાયા છે. આ સ્થિતિમાં સર્વે જોઇ શકાશે કે મી. કર્ટીસના અભિપ્રાયો ફક્ત તેમના અંગત અભિપ્રાયો નથી પણ આખા સામ્રાજ્યમાં જુદે જુદે ઠેકાણે વસતા કેટલાક અધિકારીઓના પણ છે. આથી આપણે મી. કર્ટીસના બધાં લખાણોને બને તેટલી ઝીણા વટથી તપાસવાં જોઇએ.

### પત્ર બ્હાર કેમ પડયો?

સંસ્થાનોમાં હિન્દીવાનોની પદવી વિષે કૉંગ્રેસમાં ઠરાવ રજુ કરતાં મી. પોલાકે આ પત્રનું અસ્તિત્વ પહેલી વાર પ્રકટ કર્યું અને તે હિન્દને ઘણો હાનીકારક થાય એવો છે અને છતાં ખાનગી રીતે "રાઉન્ડ ટેબલ"ના સભાસદોને મોકલવામાં

આવ્યો છે એવી ખબર પડતાં સર્વે શ્રોતાજનોમાં ઘણીજ ચકમ થઇ હતી. તે પછી તે બધાં પત્રોમાં પ્રકટ થયો છે અને તે ઉપર સખ્ત ટીકા વારંવાર કરવામાં આવી છે.

આ પત્ર કેમ પ્રકટ થયો—એ વિષે શ્રીયુત ગાંધીએ નીચે પ્રમાણે ખુલાસો આપ્યોછેઃ-

"આગ્રા મુકામે એ પત્ર પ્રથમ અકસ્માતથી મારા હાથમાં આવ્યો. ગવરમેંટ પ્રેસમાં એ છપાએલો અને આપણાથી 'પ્રાઈવેટ' હતો પરંતુ એક ચોપડી ઉપર પ્રેસના માણસોની ભુલથી એ અમારી પાસે આવ્યો. જોતાંની સાથે તો હું ચમકયો અને આપણા દેશ સામે ઉભું થતું આ ઔફાન જેમ બને તેમ કોંગ્રેસ પેહેલાં બહાર પાડવો એમ નિશ્ચય કરી મેં એ પત્ર મી૦ હોર્નીમેનને આપ્યો હતો. પરંતુ તે વખતે મેં એવી દરખાસ્ત કરેલી કે મી૦ કર્ટીસને આ બાબત કંઇ ખુલાસો કરવો હોય તો કરવાની ૨૪ કલાકની નોટીસ આપવી. પણ બીજાઓને એવી નોટીસની કંઈ જરૂરની નહીં લાગવાથી એમને એમ છપાવી નાંખવું એ કર્તવ્ય લાગ્યું અને હું પણ સંમત થયો. આપણાં ઘરની નીચે કોઈએ ભોંયરૂં કર્યું હોય, એમાં દારૂગોળો ભર્યો હોય અને અમુક દીવસે ત્યાં મેળાવડો થાય તે દીવસે ઉડાવી દેવું એવી મસલત આપણા દુશ્મનો કરતા હોય અને એમની ચીઠીઓ ચાલતી હોય તેના ઉપર 'પ્રાઈવેટ' 'ખાનગી' એમ લખ્યું હોય તો આપણે એ પકડવું અને ખુલ્લું કરવું તે આપણી ફરજ છે. મી૦ કર્ટીસને હું ઘણા વખતથી ઓળખું છું. એ ભાઇ આફ્રીકામાં હતા, પરંતુ આ પત્ર બહાર પડવાથી હું ધારૂં છું કે હવે સંસ્થાનોને આપણે માથે ઠોકી બેસાડવાનું કામ ફાવી નહિ શકે.

### પત્રના મુદ્દા.

હિન્દમાં આવ્યા પછી પોતે શું કર્યું અને હવે પછી શું કરવા માગે છે તે પોતાના પત્રની શરૂઆત અને અંતમાં મી. કર્ટીસે જણાવ્યું છે. પણ તે બેની વચ્ચે જે રાજકીય તત્વજ્ઞાનની ગુંથણી તેમણે કરી છે તેના મુદ્દા ત્રણ છેઃ—

(૧) લડાઇ પછી બ્રિટિશ સામ્રાજ્ય ત્યારે જ ટકી શકે કે જ્યારે તેની ગંભીર જવાબદારી બ્રિટિશ પ્રજાની સાથે સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોને શિર પણ નાંખવામાં આવે તો; સ્પષ્ટ શબ્દોમાં કરીએ તો હિન્દ ઇજીપ્ત ક્રાઉન કોલોની વગેરે પરાધીન દેશોની આન્તર રાજ્યવ્યવસ્થા કરવાની તેમજ સામ્રાજ્યના રક્ષણ વેપાર વગેરે સંબંધી વ્યવસ્થા કરવાની સત્તામાં બ્રિટનની સામે સંસ્થાનોને ભાગીદાર કરવાં.

(૨) હિન્દની આન્તર વ્યવસ્થા હજી તેના કેળવાયેલા વર્ગને સોંપી શકાય નહિ. માટે નવી સામ્રાજ્ય સત્તાએ તેના ઉપર હાલના જેવો જ કાબુ રાખવો પણ બને ત્યાં સુધી રાષ્ટ્રીય પક્ષના વિચારો તરફ લક્ષ આપવું.

(૩) મધ્ય આફ્રીકાની માફક હિન્દની પણ પરદેશીય રાજનીતિ સામ્રાજ્ય સત્તાને સોંપવી—જો કે "તેમ કરવામાં એવી ગંભીર ચળવળ ઉશ્કેરાય કે જેને પરિણામે રક્ત પણ રેડાય." પરિણામે તેઓ સૂચવે છે કે આ પ્રદેશમાં પણ હિન્દીવાનોના અભિપ્રાય તરફ કંઇક લક્ષ આપી શકાય.

આ ત્રણે મુદ્દા અતિશય વિષમય એ તો કહેવાની હવે ભાગ્યે જ જરૂર રહી છે. હિન્દની ભૂમિ ઉપર રહી, હિન્દી રાજ્યની મહેમાનગીરી ભોગવી હિન્દી પ્રજાને સંસ્થાનોના ગુલામ બનાવવાનું કાવત્રુ રચવું એ તો દક્ષિણ આફ્રિકાના નિમક હરામ સંસ્થાનવાસીને જ છાજે. એશીયાના રહેવાસીઓનો બહિષ્કાર કરવાની જે ગૃહસ્થની રાજનીતિથી અનેક હિન્દીવાનોએ દક્ષિણ આફ્રીકામાં પોતાના પ્રાણનો ભોગ આપ્યો છે તે ગૃહસ્થ હિન્દમાં પણ "લોહી રેડાય" એવી ચળવળ ઉશ્કેરવાને જરા પણ

ન અચકાય એ સ્વાભાવિક છે; પણ મી. કર્ટીસે યાદ રાખવું જોઈએ કે હાલનો મહાભારત વિગ્રહ જર્મનીની દુષ્ટ રાજનીતિ સ્હામે રાષ્ટ્રીય હકની સિદ્ધિ માટે લ્હડાય છે અને જો હિન્દમાં તે જ પવિત્ર હકને ક્રુર રીતે દાબી દેવાને પ્રયત્ન કરવામાં આવશે તો આ યુદ્ધ નિષ્ફળ થયું ગણાશે.

### અમલદારો અને રાજ્ય ખટપટ.

આ પત્રના સંબંધમાં એક વાત આપણું ખાસ ધ્યાન ખેંચે છે. તે એ છે કે સર જેમ્સ મેસ્ટન—જેઓ સંયુક્ત પ્રાંતના લેફ્ટનંટ ગવર્નર છે—અને મી. મૅરીસ જેઓ તે જ પ્રાંતના ઈન્સ્પેકટર જનરલ ઑફ પોલીસ છે—તેમણે આ પત્રનું વિગતવાર અવલોકન કર્યું છે એટલુંજ નહિ પણ તે તેમના બન્નેના વિચારો પણ જણાવે છે, એમ આ પત્રમાં લખ્યું છે. આ બન્ને ગૃહસ્થો સીવીલ સર્વીસના અમલદારો છે અને સીવીલ સર્વીસના કાનુનો પ્રમાણે હિન્દને લગતી કોઇ પણ ચળવળમાં આ અમલદારો ભાગ લઈ શકે નહિ. હવે સામ્રાજ્યની નવી રાજ્યવ્યવસ્થામાં હિન્દને ક્ષુદ્ર પદ આપવાનો વિચાર દર્શાવવો—હિન્દને સંસ્થાનોને તાબેદાર બનાવવાને જે કાવત્રું કરવામાં આવે તેમાં સામેલ થવું એ રાજકીય ચળવળમાં ભાગ લેવા જેવું ગણાય. આ વિષે અમે લાગણીનાં ઉભરા દર્શાવીશું નહિ કે આ મહાપુરૂષો ઉપર પ્રહારોનો વર્ષાદ પણ વર્ષાવીશું નહિ. ફકત એટલું જ કહીશું કે હિન્દને સ્વરાજ્ય આપવાની ચળવળમાં આવી જ રીતે ભાગ લેવા માટે કોઇ હિન્દી અમલદાર તરફ સરકારે શાં પગલાં લીધાં હોત તેનો વિચાર કરવાની અને તે અનુસાર આ ગૃહસ્થોની ગેરકાયદેસર વર્તણુકને ધ્યાનમાં લેવાની અમે હિન્દી સરકારને સૂચના કરીશું.

---

### રા. દોલતરામ કૃપારામ પંડ્યાનો સ્વર્ગવાસ.

ગુજરાતના એક બાહોશ રાજપુરૂષ અને ઉજ્જવલ સાહિત્યરત્નના અવસાનની નોંધ લેતાં અમને ખેદ થાય છે. લુણાવાડાના દીવાનનું પદ તેમણે ધારણ કર્યું તે પહેલાં મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડના કારભારના સંબંધમાં તેમણે ઘણી ચળવલ કરી હતી, જમીનના મહેસુલની રાજનીતિના સંબંધમાં તેમને ઘણું અંગત જ્ઞાન હતું અને આ બધા વિષયોમાં અંતપર્યંત તેમને એટલો રસ હતો કે તેઓ નરમ તબીયતમાં પણ તે વિષે વારંવાર વિદ્વત્તા ભર્યા લેખ લખતા હતા અને તેમના યુવાન મિત્રોને ઘણી કિંમતી સલાહ આપતા હતા સરકાર સાથે પત્રવ્યવહાર કરીને તેમણે ટોલનો કર રદ કરાવવામાં ઘણો અગત્યનો ભાગ લીધો હતો.

સાહિત્યના ક્ષેત્રમાં તેમણે જે સેવા કરી છે તેનું ટુંકું પણ અતિશય સંગીન અવલોકન રા. નરસિંહરાય દીવેટીઆએ "વસંત" માં કર્યું છે એટલે તે વિષે અમારે કંઇ લખવાનું રહેતું નથી. અંતમાં તેમના આત્માને પરમ શાન્તિ અમે ઇચ્છીશું.

---

## નોટીસ.

જાન્યુઆરી માસથી વિદ્યાર્થીઓ, ગુજરાતી નિશાળના શિક્ષકો તથા લાયબ્રેરી સારૂ આ માસિકનું લવાજમ ૧-૧૧-૦ ને બદલે રૂા. ૨-૦-૦ કરવામાં આવ્યું છે.

આ નાસિક મુંબઇ નં ૯૩, ચીંચપોકલી, પરેલ રોડ પર લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમા ઘોંડીબા નારાયણ વનારસેએ છાપ્યું છે અને ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે સરવન્ટસ ઓફ ઇન્ડિયા સોસાયટી બીલ્ડીંગ. સેન્ડહર્સ્ટ રોડ. ગીરગામ, મુંબઇ નં. ૪ માં પ્રસિદ્ધ કર્યું છે.

પુસ્તક ૨ જું. અંક ૯ મો.

# નવજીવન

અને

# સત્ય.

માર્ચ ૧૯૧૭.



તંત્રી અને પ્રકાશક

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, બી. એ., એલએલ. બી.

ગીરગામ—મુંબાઇ.

વાર્ષિક લવાજમ રૂ. ૨—૦—૦; છુટી નકલ આના ૩.

## નવજીવન અને સત્યની સૂચનાઓ.

૧. ચાલુ વર્ષથી નવજીવનના **પાના** ૪૮ ને બદલે ૬૪ કર્યાં છે.

૨. પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહકોએ પોતાનો નંબર લખવો.

૩. મનીઑર્ડરના કુપનમાં મોકલનારનું નામ અને પૂરેપૂરૂં ઠેકાણું ( ગામના નામ ) સાથે લખવું.

૪. કોઈ અંક ન મળે તો તે વિષે અમને મોડામાં મોડી ખબર બીજો અંક મળેથી આપવી.

૫. હિંદુસ્તાન તથા સીલોનની બહાર વી. પી. જઈ શકાતું નથી તથા ટપાલનો દર દર પેકેટ દીઠ એક આનો પડે છે; તેથી ત્યાં આ પત્ર, અગાઉથી વર્ષના લવાજમના તથા ટપાલના મળી રૂા ૨-૯-૦ આગમચથી **પોસ્ટલ ઓર્ડરથી** મોકલી આપ્યા પછીજ, તેમનું **ગ્રાહક** તરીકે નામ નોંધવામાં આવશે.

૬. કોઇ પણ **માસથી** ગ્રાહક થઇ શકાય છે.

૭. **વાર્ષિક લવાજમ** ( પોસ્ટેજ સાથે ) રૂા. ૨ રાખવામાં આવ્યું છે.

૮. આ પત્રમાં શુદ્ધ ભાષામાં, પત્રની એક બાજુએ, શાહીથી, તરત વાંચી શકાય એવા અક્ષરે લખેલા લેખો તથા ચર્ચાપત્રો ઉપરજ લક્ષ આપી શકાશે.

૯. લખનારાઓ અમારી અંગત જાણ માટે પોતાનું ખરૂં નામ, ઠેકાણું સાથે લખી મોકલશે નહીં તો તેમના લખાણ ઉપર લક્ષ અપાશે નહીં.

૧૦. રદ કરેલા લેખો તથા ચર્ચાપત્રો પાછા મોકલવા હમે બંધાતા નથી. જેમણે જોઇએ તેમણે તે સારૂ પોસ્ટેજની ટીકીટ મોકલી મંગાવી લેવા.

### જાહેર ખબરના ભાવ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| આખું પાનું | એક વર્ષ | રૂા. ૪૦ | આખું પાનું | ૬ માસ | રૂા. ૨૫ |
| અડધું પાનું | ,, | ૨૫ | અડધું પાનું | ,, | ૧૮ |
| પા પાનું | ,, | ૧૮ | પા પાનું | ,, | ૧૨ |

પૂંઠા ઉપરના ખાસ ભાવ માટે લખો:—

**ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.**
બી. એ. એલએલ. બી.
તંત્રી અને પ્રકાશક, **નવજીવન** અને **સત્ય**

સર્વન્ટસ ઑફ ઇન્ડિયા સોસાયટી બીલ્ડીંગ,
સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ—મુંબાઇ

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૨. માર્ચ ૧૯૧૭. અંક ૯.


## હિંદના છાપખાનાને લગતા કાયદાઓનો ઈતિહાસ.

### પૂર્વકાળ.

ઈ. સ. ૧૯૧૦માં હિંદના છાપખાનાઓ માટે જે નવો કાયદો ઘડી અમલમાં મૂકવામાં આવ્યો છે, તેની પહેલાં છાપખાનાંઓને લગતો હિંદમાં કેવા પ્રકારનો કાયદો અસ્તિત્વ ભોગવતો હતો, તેનું સંક્ષિપ્ત વર્ણન કરવું એ જ આ લેખનો આશય છે. કારણ કે સુધરેલા દેશનું લૌકિક, ભાવનામય જીવન, તે દેશના છાપખાનાને મળેલી સત્તા ઉપર અવલંબીને રહેલું હોય છે. દેશની વિદ્યાકલા, નૈતિક અને સાંસારિક જીવન, રાજ્યકારોબાર, લૌકિક ભાવના, અને દેશનો વ્યાપારઉદ્યોગ વગેરે દરેક વસ્તુ ઉપર રાજા અને પ્રજા ઉભયને પડઘો પાડનાર—એ જાહેર કરનાર વર્તમાનપત્ર છે, અને તેના ઉપર જેટલા અંકુશ મુકવામાં આવે એટલે દેશના પ્રકટીકરણને અડચણ કર્તા થઇ પડે એમ જ કહી શકાય. અલબત આપણને એમ તો કબુલ કરવું પડશે કે આપેલી છુટનો દુરૂપયોગ કરનારા કેટલાક મનુષ્યો હોય છે, કે જેઓ રાજા અને પ્રજા ઉભયમાં અસંતોષ અને અવિશ્વાસની લાગણીઓ ઉભી કરે છે, પરંતુ તેવા થોડાક મનુષ્યોને ખાતર વર્તમાનપત્રકારોના સમસ્ત હક ઉપર તરાપ મારવી એ પણ વાજબી લેખાય નહિ. વળી આપણને એ પણ સ્વીકારવું પડશે કે અમેરિકા અને યુરોપની, વિદ્યાકલા તેમ જ રાજ્યકીય જીવનમાં આગળ વધેલી પ્રજાના પ્રમાણમાં હિંદની પ્રજા ઘણી પછાત છે, અને તેથી જોકે આ બધા દેશોના વર્તમાનપત્રોની ભૂમિકાનો ક્યાસ એક તુલનાથી થઇ શકવો અશક્ય છે, તો પણ હિંદ જે દિનપ્રતિદિન પોતાના જાહેર જીવનમાં આગળ વધતું જાય છે, તેને માટે છાપખાનાનાં સ્વાતંત્ર્ય વિષે વિવેચન

કરવું એ પણ અશક્ય છે એમ કહી શકાશે નહિ. આવી ભાવનાનો પાયો ખરી રીતે ઇ. સ. ૧૮૫૮થી મંડાયો છે કે જે વખતે જાણીતા અર્થશાસ્ત્રી અને રાજ્યકારી નર જૉન સ્ટુઅર્ટ મીલે કહ્યું છે કે:—"વર્તમાનપત્રની સ્વતંત્રતા ઉપર અંકુશ મુકવાનો સમય હવે વહી ગયો છે.." ઇ સ. ૧૮૫૮ના સમયમાં જો આવો વખત હતો, તો નિઃસંશય ૧૯૧૬ નો સમય તેથી વધુ સ્વતંત્રતા ભોગવવા માટે વધુ લાયક છે. જાપાન કે જે અત્યાર સુધી વર્તમાનપત્રનું જીવન શું હોય તે જાણતું નહોતું, ત્યારે તેને પણ હાલમા જ્યારે પૂર્ણ સ્વતંત્રતા બક્ષવામાં આવી છે, તો હિંદ કે જેણે વર્તમાનપત્રનો પાયો બહુ વર્ષ ઉપર નાંખ્યો છે. તેને માટે એમ કેમ કહી શકાય, કે તેને માટે નથી?

હિંદુસ્થાનનાં છાપખાનાંના અને વર્તમાનપત્રોનો ઇતિહાસ સો વર્ષ ઉપરથી શરૂ થયેલો છે. જ્યારે વર્તમાનપત્રકાર તરીકેનું જીવન પ્રથમ ઍંગ્લો ઇન્ડીઅન પ્રજા તરફથી ગાળવામાં આવતું હતું, ત્યારે છાપખાનાંને લગતો કાયદો તેઓ ઉપર અંકુશ મૂકવા માટે ઘડાયો હતો. ઓગણીસમી સદીના પહેલા અર્ધા ભાગમા હિંદમા વર્તમાનપત્રની હયાતી નજીવી જ હતી. એકાદ બે જે વર્તમાનપત્રો નિકળતાં તેની ૩૦૦ કરતાં વધુ નકલો ખપતી ન હોતી. તેમજ તે પત્રો રાજ્ય કે પ્રજા કોઇ પણ પ્રત્યે વિશ્વાસ ધરાવતા ન હોતાં, ત્યાર બાદ વર્તમાનપત્રો ધીમે ધીમે પગપેસારો કરવા લાગ્યા. તો પણ વર્તમાનપત્રો એટલે 'અંગ્લો ઇન્ડીઅન પત્રો' જ હતાં. આવાં વર્તમાનપત્રો માટે જાન મીલે કહ્યું હતું કે: -"હિંદના અંગ્રેજી વર્તમાનપત્રો એ અંગ્રેજી સંસારને માટે જ છે, અને તે રાજ્યની જોડે કોઇ રીતે જોડાયેલા ન હતાં. હિદના વતનીઓ માટે આ વર્તમાનપત્રો કશાએ ઉપયોગનાં નથી તેમ જ તેઓને હિદના લાભાલાભ સાથે કશોએ નિકટ સંબંધ છે જ નહિ.' પરંતુ હવે જમાનો બદલાયો છે. તે વખતનાં આવાં ગણાતા અંગ્રેજી વર્તમાનપત્રો, હાલમાં તો સરકારનો જ પક્ષ ખેંચનારા અને હોદ્દેદારોના વિશ્વાસમાં સપડાયેલાં ઍંગ્લો ઇન્ડીઅન વર્તમાનપત્રો છે. શરૂઆતનાં આ અંગ્રેજી પત્રો સરકારનાં કાર્યો સામે સખત ટીકા કરનારા અને સનદી નોકરીમા હિંદના લોકોને વધુ હક આપવાની તરફેણદારી કરનારાં હતાં. આથી શરૂઆતમાં વર્તમાનપત્રો સામે સરકારે સખત જાપ્તો મૂક્યો હતો. છાપખાનાંને લગતો એક કાયદો લૉર્ડ વેલેસ્લીએ ઇ સ. ૧૭૯૯ માં પસાર કરાવ્યો હતો, અને તે કાયદાનુસાર વર્તમાપત્રોના દરેક લખાણો પૂર્વેથી તપાસવામાં આવતાં હતાં (censored) અને તે છતાં છાપનારને દેશપાર કરવા જેવો સખત અમલ કરવામાં આવતો હતો. ત્યારબાદ માર્કવીસ ઑાવ હેસ્ટીંગ્સે આ કાયદો જરા નરમ કીધો હતો, તો પણ વસ્તુસ્થિતિ તેવી જ હતી. આવી રીતે વર્તમાન પત્રની જીંદગી લાંબા વખત સુધી ચાલી, અને છાપખાનાને છુટ બક્ષવાની વાત ૧૮૨૧ માં ચર્ચવા લાગી. આ ઉપરથી તે વખતના મદ્રાસના ગવર્નર સર થોમસ મન્રોએ છુટ બક્ષવાની વિરૂદ્ધ પોતાનો નીચે મૂજબ મત આપ્યો:—

## હિંદના છાપાંઓને છુટ આપવામાં રહેલું જોખમ.*

"આપણે અત્રે જે રીતે રાજ્ય કરીએ છીએ તે જોતાં તેનું સર્વોપરિપણું રાખવા માટે હું લોકોને છુટ આપવાની વિરૂદ્ધ છું. માટે હાલમાં જેમ છે તેમજ ચાલુ રાખવું એ જ દેશને માટે સારૂં છે. જો અત્રેના લોકો આપણા જ દેશના હોત તો હું સંપૂર્ણ છુટ આપવાની હિમાયત કરત, પરંતુ તેમ ન હોવાથી આવી છુટમાં ઘણું જોખમ છે. લોકોમાં તેવું જરૂરી જ્ઞાન ફેલાવવું અથવ તે તેવો હક આપવો ને બીનવફાદારી, ફિતુર અને બળવાઓ ઉત્પન કરશે."

"જે લોકો છાપખાનાને છુટ આપવાની વાતો કરે છે તેઓએ વસ્તુની એક બાજુ તપાસી છે......પ્રેસની છુટ એટલે શું? પ્રેસની પ્રથમ ફરજ તો એ જ હોય કે જે દેશ વિદેશી ધુસરી નીચે ખેંચાતું હોય તેમાંથી તેને મુક્તિ અપાવવી. અને હિંદના અંગ્રેજી તમજ દેશી વર્તમાનપત્રકારોને છુટ બક્ષવી તેનો ભાવાર્થ એવોજ થાય છે. આપણે એટલું જ કહી શકીએ કે દેશીઓમાં માત્ર ધાર્મિક અને નૈતિક ભાવના ઉત્પન્ન કરનારી વિગતો વર્તમાનપત્રોમાં આપવી જોઇએ. થોડા સમય માટે આટલેથી જ વર્તમાનપત્રકારોએ સંતોષ માનવો. જોઇએ એવું આપણે ધારીએ તો પણ થોડો વખત બાદ, તેઓ આપણી અને તેઓની વચ્ચેનો ભેદ તપાસવાનું કાર્ય હસ્તગત કરશે અને આવી રાજ્યદ્વારી ચલવળ ઉભી કરી આપણા હકને નુકશાન કરશે....."

આ મૂજબ તેનો જે વિચાર દર્શાવવામાં આવ્યો છે, તે ઘણો લાંબો છે, પરંતુ સ્થળસંકોચન અંગે તે હું આખો લઇ શક્યો નથી, જો કે અત્રે આપણને એટલું તો કબુલવું પડશે કે "બેટા મોટો થા કે પરણાવીશ" એમ કહેનારા કરતાં સર થોમસ મનરોએ પોતાના આ વિચારો હિમ્મતથી દર્શાવ્યા છે તે માટે તેને શાબાશી ઘટે છે.

સર થોમસ મનરોના વિચારો ઘણા અમલદારોને તે સમયે ગ્રાહ્ય હતા, અને તેના પરિણામે ઇ. સ. ૧૮૨૩ ના એપ્રિલની તા. ૫ મી એ એક ઠરાવ પસાર કરવામા આવ્યો હતો, જેનો ઉદ્દેશ એવો હતો કે પરવાના (લાયસન્સ) વગર છાપખાનું કાઢી શકાય નહિં અને કેટલીક છાપેલી ચોપડીઓ તેમજ પત્રોના ફેલાવા ઉપર પણ અંકુશ રાખી શકાય. પરંતુ તે વખતે આ ઠરાવ માત્ર બંગાળા ઇલાકાને જ લાગુ પડતા હતા, અને તથી ૧૮૨૭ ના જાન્યુઆરીમા તેવોજ ઠરાવ મુંબઇ સરકારે પણ બ્હાર પાડયો. આ ઠરાવના મુખ્ય નિયમો નીચે મુજબ હતાઃ—

૧. સરકારના પરવાના સિવાય છાપખાનું માંડી શકાય નહિં. અને પરવાના સિવાય ચોપડી અગર પત્ર છાપી શકાય નહિં.

---

* સર થામસ મનરો અને બીજા હોદ્દેદારોના લખાણો સર એલેકઝાન્ડર આર્બુથનોટે લખ્યા છે તેના બીજા ભાગમા આ લખાણ આખુ આપવામા આવ્યું છે.

૨. પરવાનો લીધા બાદ જે ચોપડીઓ અથવા પત્રો છાપ્યાં હોય તે સરકારની તપાસ માટે મોકલવા જોઇએ.

૩. ગવર્નમેન્ટ ગેઝેટમાં જાહેરાત આપીને કોઇપણ ચોપડી અથવા પત્રનો ફેલાવો સરકાર અટકાવી શકે.

આ ફેરફાર સાથનો કાયદો તા. ૧૫ મી સપટેમ્બર ૧૮૩૫ સુધી ચાલ્યો, પરંતુ તે જ વખતે ૧૮૩૫ નો ૧૧ મો નવો કાયદો અમલમાં મૂકાયો. તે વખતના ભલા વાઇસરોય લૉર્ડ વિલિયમ બેન્ટીકના મનમાં છાપખાનાને વધુ છૂટ બક્ષવી એવું ઉદ્ભવ્યું હતું. તેના આવા વિચારો તરફ અંગ્રેજી વર્તમાનપત્રોએ વિરૂદ્ધ પડવામાં કંઇ બાકી રાખી નહોતી કારણકે તે પત્રો દેશીઓને મળતી છૂટથી વિરૂદ્ધ હતા લૉર્ડ-વિલિયમ બેન્ટીક ૧૮૩૫ માં ચાલી ગયો અને તેની જગ્યાએ સર ચાર્લ્સ મેટકાફ કામ ચલાઉ ગવર્નર-જનરલ નિમાયો. અને તેણે છાપખાનાને વધુ છુટ બક્ષી, જે તેના કાર્યમાં તેની કાઉન્સિલના કાયદાના સભ્ય લૉર્ડ ( તે વખતે મી૦ ) મેકોલેએ તેને સંપૂર્ણ ટેકો આપી મદદ કીધી.

આ કાયદો (૧૮૩૫ નો ૧૧ મો) જે જુના કાયદાની બદલ ઘડવામાં આવ્યો હતો તે તદ્દન સિધો હતો, પરંતુ તે ( કૉર્ટ ઑફ ડાયરેકટરર્સ ) રાજ્યના માર્ગોપદેશકોને રૂચ્યો નહિં, અને સર ચાલ્સ મેટકાફ પછી આવેલા વાઇસરાય લૉર્ડ ઑકલેન્ડના સમયમાં તે ફેરવવા માટે ઘણી તજવીજ કરવામાં આવી. પરંતુ તેમ થયું નહિં. અને તે રીતે સ્વતંત્રતાનો કાયદો બાવીસ વર્ષ સુધી ચાલુ રહ્યો.

### મધ્યકાળ.

ઇ. સ. ૧૮૫૭ માં હિંદુસ્તાનનો યાદગાર બળવો જાગ્યો, અને તે વખતે સરકારી હોદ્દેદારોએ એવો વિચાર કર્યો કે જો છાપખાનાંઓને છુટ આપવાની ચાલુ રાખવામાં આવશે તો તેનું પરિણામ વિપરીત નિપજશે. તેથી ૧૮૫૭ ના જુનની ૧૩ મી તારીખે નવો કાયદો ઘડાયો જે ૧૮૫૭ નો પંદરમો કાયદો (Act XV of 1857) હતો. આ કાયદો હિંદ સમસ્તને લાગુ પડતો હતો અને તેમાં ઘણી વિગતો ૧૮૨૩ ના જેવીજ હતી. પરંતુ તે માત્ર એક વર્ષ માટે જ ઘડવામાં આવેલો હતો, અને તે જણાવવું અગત્યનું થઇ પડશે કે બળવા પછી જોઇએ એવી શાન્તિ ફેલાઇ નહોતી, છતાં તે કાયદો વર્ષ બાદ પાછો અમલમાં મૂકાયો નહોતો.

ત્યાર બાદ છાપખાનાંને લગતો જે બીજો કાયદો ઘડાયો તે ૧૮૬૭ નો ( Act XXV of 1867 ) હતો, અને તે કાયદામાં થોડોક સુધારો કરવામાં આવ્યો હતો જે ૧૮૯૦ માં ( Act XX of 1890 ) થયો હતો. આથી ૧૮૩૫ નો અગીઆરમો કાયદો નવીન સ્વરૂપમાં પાછો જન્મ પામ્યો હતો.

હવે આપણે વર્તમાનપત્રનો યાદગાર સમય એટલે ૧૮૭૦ ના વર્ષની વસ્તુસ્થિતિ તપાસીશુ. આજ વર્ષમાં પેલી રાજ્યદ્રોહને લગતી ૧૨૪ ( એ ) કલમ લોક વાયકાએ ચઢી હતી. આ કલમ ફોજદારી ગુન્હાઓને લગતા કાયદાઓ ( Penal

code ) ને લગતી છે. તે પ્રથમ ૧૮૩૭ માં લૉર્ડ મેકોલેએ ઘડી હતી, પરંતુ તેનો અમલ ૧૮૬૦ સુધી થયો હતો નહિ. ૧૮૭૮ માં આ કાયદો જ્યારે દેશી વર્તમાનપત્રોને લાગુ પાડવા માટે પસાર કરવામાં આવ્યો ત્યારે તેની મતલબ એ હતી કે લૉર્ડ લીટન (તે વખતનો વાઈસરૉય) અફઘાનીસ્થાનનાં ઇસ્લામી વર્તમાનપત્રોપર અંકુશ મૂકવા માંગતો હતો. તે વખતે ધારાસભામાં પ્રજા તરફના સભ્યો બેસતા નહોતા, અને આ કાયદો જે સમયે પસાર થયો ત્યારે ધારાસભામાં માત્ર એક જ દેશી– ઑન. મહારાજ કુમાર જ્યોતિન્દ્ર મોહન ટાગોર—સભાસદ હાજર હતા. આ કાયદો પસાર કરવા માટે ધારાસભા સમક્ષ ખરડો મૂકનાર સર એલેકઝાન્ડર આર્બુથનૉટે તેના ટેકામાં નિચલાં કારણો દર્શાવ્યાં હતાં:—

(૧) દેશી વર્તમાનપત્રોનાં રાજ્યદ્રોહી લેખ આવે તે સામે અંકુશ મૂકવા અને (૨) કેટલાક સ્વાર્થી અને લાંચીઆ દેશી વર્તમાનપત્રકારો જે લોકોને ધમકાવીને પૈસા કઢાવતા હતા તેમની સામે રક્ષણ આપવું. આ કાયદાની મુખ્ય નેમો નીચેની હતી:—

૧. સ્થાનિક સરકારની રજા પ્રથમ મેળવીને મેજીસ્ટ્રેટ કોઇ પણ પત્રકાર અથવા છાપનારને બોલાવી તેની પાંસેથી એક બૉન્ડ લખાવી લઇ શકે કે તે પોતાનાં પત્રમાં એવી વસ્તુ નહિં છાપે કે જે સરકાર અને પ્રજા વચ્ચે કલેશ ઉત્પન્ન કરે, અથવા જાતજાતમાં કે ધર્મમાં ભેદ પડાવનારા લેખો પ્રકટ નહિ કરે કે પૈસા કઢાવવાનો જોગવાઇ કરશે નહિં. આ ઉપરાંત ખતના બદલ મેજીસ્ટ્રેટ ચોક્કસ રકમ (ડીપોઝીટ) અનામત પણ મૂકાવી શકે.

૨. કોઈ પણ વર્તમાન પત્ર (કે જેની પાસેથી 'બૉન્ડ' લેવામા આવ્યું હોય કે નહિં) તે જો ઉપર જણાવેલી વિગતાનુસાર પૈસા કઢાવવાની તજવીજ કરશે, તો સરકાર તેને સરકારી ગેઝેટમાં જાહેરાત આપી ચેતવણી આપે અને તે ચેતવણી બાદ પણ જો તેવીજ વર્તણુંક ચાલુ રાખે તો તેનો સઘળો સામાન જપત કરવા સરકાર હુકમ કાઢી શકે, અથવા તો અનામત લેવામાં આવી હોય તો તે ('ફોરફીટ') જપત કરે.

આ શિવાય ઉપલા કાયદામાં સ્થાનિક સરકારોને રાજ્યદ્રોહી જણાતી ચોપડીઓ, પત્રો વગેરે જપત કરવાનો અથવા હિંદ બ્હાર છપાએલાં પરંતુ હિંદમાં ફેલાતાં પુસ્તકો અને પત્રોનો અટકાવ કરવાની સત્તા આપવામાં આવી હતી.

આ કાયદાએ ધારવા મુજબ ઘણી ચકચાર જગાડી—હિંદમાંજ નહિં, પરંતુ ઇંગ્લંડમાં પણ તે માટે ચકચાર જાગી. હિંદી પ્રધાનની કાઉન્સીલના ઘણા સભાસદો આ કાયદાની વિરૂદ્ધ હતા, તેમજ પાર્લામેન્ટમાં પણ ૧૫૦ જેટલા સભાસદોએ તે તરફ પોતાનો અણગમો જાહેર કીધો હતો. આમાં હિંદી પ્રધાન મી. ગ્લેડસ્ટને આગળ પડતો ભાગ ભજવ્યો હતો. તેણે પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે:—

"હિંદના લોકોને ફરીઆદ કરવાનાં ઘણાં કારણો છે. અને હું કહું છું કે તેમાં પણ આ 'પ્રેસ એક્ટ' એ મુખ્ય છે......"

આ પછી ૧૮૭૮ના ઑકટોબરની ૧૬ મી તારીખે કાયદામાં એક નવો સુધારો ઘડવામાં આવ્યો [ જે the vernacular press act amendment Bill હતું ] તે પસાર થયો અને ઉપલા વાંધાઓ પાછા ખેંચી લેવામાં આવ્યા, છતાં 'દેશી વર્તમાન પત્રોને લગતો કાયદો' ત્રણ વર્ષ સુધી કાયમ રહ્યો. તે પછી લૉર્ડ લીટનની જગ્યાએ માર્કવીસ ઑવ રીપન વાઇસરૉય તરીકે આવ્યો અને તેણે નવો ખરડો ૧૮૮૧ ના ડીસેમ્બરની ૭ મી એ રજુ કર્યો, અને તેની રૂએ 'દેશી વર્તમાનપત્રોનો કાયદો' નષ્ટ થયો. પંદર વર્ષ સુધી આમ ચાલ્યું. પણ ૧૮૯૮માં તે કાયદો સખ્ત કરવામાં આવ્યો. તેનું કારણ એ થયું કે ૧૮૯૬માં મુંબઈ ઇલાકામાં જોરમાં મરકી ફાટી નિકળી, અને લોકોમાં અતિ ત્રાસ ફેલાયો તેમાં વળી અંગ્રેજ સીપાઇઓને તપાસ કરવા માટે સરકારે મૂકયા જેથી લોકો વધુ ઉશ્કેરાયા અને ઉશ્કેરાણીને લીધે પુનામાં બે અંગ્રેજ અમલદારો જેઓ સરકારી મહેલમાંથી જતા હતા તેઓનાં ખુન કરવામા આવ્યાં. સરકારે એમ ધાર્યું કે આ ખુનો છાપામાં આવેલા તીક્ષ્ણ પ્રકારના લખાણોને અંગે હતાં, અને તેથી 'કેસરી' ના અધિપતિ મી૦ બાળ ગંગાધર તિલક અને અન્ય અધિપતિઓ સામે કામ ચલાવી તેઓને સજા કરવામાં આવી. તેથી સંતોષ ન પામતાં સરકારે કાયદામાં નિચલા ફેરફાર કીધાઃ—

(અ) ફોજદારી ગુન્હાની ૧૨૪Aમી કલમમાં ફેરફાર.
(આ) " " ૫૦૫ " " "
(ઇ) " ,,માં ૧૫૩Aમી કલમનો ઉમેરો.
(ઇ) " " ૧૦૮—નવો વિભાગ.

આ નવી કલમો ઉમેરવામાં આવી ત્યારે ઑન. મી. (હમણાં સર ગંગાધરરાવ) ચિટનવીસ, સ્વ. ઑન. મી૦ આનંદા ચાર્લુ; સ્વ. ઑન૦ પંડીત બીસન નારાયણ ધાર, સ્વ૦ ઑન૦ મી૦ સયાની વીગેરે તેની વિરૂદ્ધ પડયા હતા, છતાં તેઓ ન ફાવ્યા અને બહુ મતિએ સરકારે ઉપલી કલમો પસાર કરી હતી. આ ફેરફાર પહેલાં ૧૨૪ (એ) કલમ નીચે મુજબ હતીઃ—

Section 124 A of the Penal Code as it stood before its amendment in 1898 was as follows:—

"Whoever by words, either spoken or intended to be read, or by signs or by visible representations or otherwise, excites or attempts to excite feelings of dissatisfaction against the Government established by Law in British India shall be punished with transportation for life, or for any term, to which fine may be added, or with imprisonment for a term which may extend to 3 years to which fine may be added, or with fine.

Explanation:—Scuh a disapprobation of the measures of the Government as is compatible with a disposition to render obedience to the lawful authority of the Government against unlawful attempts to subvert or resist that authority, is not disaffection. Therefore the making of comments on the measures of the Government, with the intention of exciting this species of disapprobation, is not an offence within this clause."

૧૮૯૮ માં તેમાં સુધારો થયો તે પહેલાં ધ્યાન ખેંચે તેવા બે બનાવો બન્યા હતા.

(૧) ૧૮૯૧ નો પ્રખ્યાત 'બંગ બાસી' વાળો મુકરદમો, જે બંગાળના મુખ્ય ન્યાયાધીશ સર સી. પેથારામે તપાસ્યો હતો, તે ચાલ્યો ત્યારે જુરીમાં મતભેદ પડયો હતો, તેથી એક જુરી બરખાસ્ત કરી નવી જુરી દ્વારા પાછો મુકરદમો ચલાવ્યો હતો, એટલામાં અધિપતિએ માફી માંગવાથી તેની સામેથી મુકદમો ખેંચી લેવામાં આવ્યો હતો.

(૨) ૧૮૯૭ માં (તે વખતના ઓન.) મી. તિલક તે 'કેસરી' ના અધિપતી સામે મુકરદમો ચલાવવામાં આવ્યો અને તેને દોઢ વર્ષની સખ્ત કેદની સજા કરવામાં આવી.

ઉપલા મુકદમાઓ વખતે ૧૨૪ એ કલમને બહુ રીતે મારી મચડીને બંગાળના જજ સર સી. પેથારામે સમજાવી હતી, અને ત્યારબાદ તેવીજ રીતે તેનો અમલ અત્રેના જજ મી. સ્ટ્રેચીએ કર્યો હતો. આથી કરીને ૧૨૪ (એ) કલમમાં સરકારે જે ફેરફાર કીધો તે નીચે મુજબ હતો —

Section 124 A as amended runs as follows —

"Whoever by words either spoken or written, or by signs or by visible represoration or otherwise, brings or attempts to bring onto hatred or contempt, or excites or attempts to excite disaffection towards Her Majesty or the Government established by law in British India, shall be punished with transportation for life or any shorter term, to which fine may be added, or with imprisonment which may extend to three years, to which fine may be added, or with fine

Explanation:—1–The expression "disaffection" includes disloyalty and all feelings of enmity.

Explanation:—2- Comments expressing disapprobation of the measures of the Government with a view to obtain their alteration by lawful means, without exciting or attempting to exoite hatred, contempt or disaffection, do not constitute an offence under this section.

Explanation:—3–Comments expressing disapprobation of the administrative or other action of the Government without exciting or attempting to excite hatred, contempt or disaffection, do not constitute an offence under this section."

## સાંપ્રતકાળ.

આગળ કહી જવામાં આવેલા બનાવો પછી રાજ્યદ્વારી ગુન્હાઓને લગતા મુકદ્દમાઓ તપાસવાની રૂઢીમાં પણ થોડોક ફેરફાર કરવામાં આવ્યો. અગાઉ આવા ગુન્હાઓ માત્ર 'સેશન્સ' માં જ તપાસવામાં આવતા, પરંતુ ૧૮૯૯ માં 'ક્રિમીનલ પ્રોસિજ્યૉર કોડ' માં જે ફેરફાર કરવામાં આવ્યો તેથી તેની તપાસ ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટો તેમજ પહેલા વર્ગના મેજીસ્ટ્રેટો કરી શકે એમ ઠર્યું. ઉપર ટપકેથી વખતપર એમ જણાય કે આથી ગુન્હેગારને જે ભારે ખર્ચમાં ઉતરી બચાવ કરવો પડતો હતો તેમાં સવળતા મળી. પરંતુ કયાસ કરતાં જણાશે કે 'સેશન્સ' હજુર 'જ્યુરી' મારફતે જે તપાસ ચાલતી હતી, આમ ન્યાયની વિશાળ રીતિનીતિનો સંકોચ થયો. અને તેથી રાજ્યદ્વારી બાબતોમાં પ્રજાહિતાર્થે શું ઠહ્યું છે તેની તપાસ પ્રજાવર્ગ તરફથી જ થવી જોઇએ એ હક નષ્ટ થયો.

નાશકના 'ભારત સેવક' પત્રના અધિપતિ મી. આર. જી. પ્રધાન બી. એ., એલએલ., બી. આ માટે એક બીજો અગત્યનો મુદ્દો ઉભો કરે છે, કે ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ અને પહેલા વર્ગના મેજીસ્ટ્રેટ પાસે રાજ્યદ્વારી ગુન્હાઓની તપાસ વધુ એટલા માટે અયોગ્ય છે કે તેવા ગુન્હાઓ ઘણું ખરૂં પ્રથમથી ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટની રજા સિવાય ચલાવવામાં આવતા નથી. તેથી જે શખ્સ તેવો ગુન્હો તપાસવાનો હુકમ કાઢે છે તે જ તેની તપાસ પણ ચલાવે છે, અને પછી તેવી તપાસને અંગે જ્યારે એક માસથી વધુ સમયની શિક્ષા ન કરવામાં આવે ત્યારે તેના ઉપર 'અપીલ' થઈ શકતી નથી, એ વળી વિશેષ અયોગ્ય જણાશે.

રાજ્યદ્વારી ગુન્હાઓને લગતા કાયદા (Sedition law of 1898) માં જે બીજો ધ્યાન ખેંચનારો ફેરફાર હતો તે ૧૫૩ (એ) કલમ–Section 153 A—ને લગતો હતો, કે જેને અંગે નામદાર શહેનશાહની પ્રજાના જુદા જુદા લોકોમાં દુશ્મનાવટ ફેલાવવાનું કાર્ય કરનાર દોષિત ઠરે એવું સૂચન કરવામાં આવ્યું હતું.

કલમ ૫૦૫ (Section 505) કોઇ પણ બાબતની સાંભળેલી અથવા ખુમાટા વાળી વિગત છાપતાં અટકાવે છેઃ (અ) અથવા તો કોઈ પણ અમલદાર, 'સોલજર' કે 'સેલર' ને ફિતુર મચાવતાં ઉશ્કેરણી કરનારૂં અથવા તો તેને પોતાના કાર્યમાં ભંગાણ પાડનારૂં (બ) અથવા તો જાહેરમાં લોકોની અંદર ઉશ્કેરણી કરે અથવા તો તેને અંગે ઉશ્કેરણી કરવા લલચાય (ક) અથવા તો એક વર્ગની બીજા પ્રત્યે અયોગ્ય લાગણી પ્રેરે–એવાં લખાણોનો સમાવેશ કરે છે.

ફોજદારી ગુન્હાને લગતા કાયદા (Criminal Procedure Code Section 108) ની ૧૦૮ મી કલમ ભવિષ્યમાં કોઇ પણ શખ્સ સારી વર્તણુક ચલાવે તે માટે લેખી અથવા વચનથી જામીનગીરી માગવાની નામદાર સરકારને સત્તા આપે છે. જેમાં (૧) કોઇ પણ રાજ્યદ્વારી વસ્તુને લગતી બીના (૨) ઇન્ડીઅન્ પિનલ કોડની ૧૫૩ (એ) કલમને લગતી કોમકોમમાં કુસંપ જગાડવાને લગતી અથવા (૩) ન્યાયાધીશના મનમાં જે બીના એવી જણાય કે જે ફોજદારી ગુન્હો કરવા જેવી અથવા જાહેર પ્રજાને હલકું પમાડનારી છે તે સઘળાંનો સમાવેશ થાય છે. આ કલમની રૂએ કોઇ પણ પત્રના અધિપતિ, માલેક, છાપનાર અથવા તો પ્રસિદ્ધિ કરનાર ઉપર નામદાર સરકાર તરફથી તે કાર્યની તપાસ કરવા ખાસ નિમેલો અમલદાર કામ ચલાવી શકે છે.

ઈ. સ. ૧૮૯૯ માં લખનો ખાતે ભરાયલી પંદરમી ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસમાં પ્રમુખ સ્થાનેથી સ્વર્ગસ્થ બાબુ રોમેશ ચંદ્ર દત્ત, સી. આઇ. ઈ. એ આ(Sedition Law of 1898) કાયદો અયોગ્ય છે એમ જણાવ્યું હતું.

ત્યારબાદ દશ વર્ષ સુધી આ કાયદામાં કશોએ અગત્યનો ફેરફાર થયો નહિં, પરંતુ ઈ. સ. ૧૯૦૬ ના જુન માસની ૮ મી તારીખે 'વર્તમાન પત્રનો કાયદો' (The Newspaper-Incitements to Offences-Act) પસાર કરવામાં આવ્યો. જોકે પત્રકારોના સ્વાતંત્ર્ય માટે ૧૮૯૯ પછી દર વખતે 'કોંગ્રેસમાં બોલાતું હતું અને તેને લગતા ઠરાવો પણ પસાર થતા હતા છતાં લૉર્ડ કર્ઝનની સરકારને આ કાયદો ઘડી અમલમાં લાવવાનું ડહાપણભર્યું લાગ્યું હતું. લોર્ડ કર્ઝનના અમલનાં છેલ્લાં વર્ષ દરમિયાન બંગાળમાં જે ભારે ચલવલ ચાલી હતી તે હિંદુસ્થાનનાં ઇતિહાસમાં મોજુદ છે, કારણકે ગમે તેવી સખ્તાઇ છતાં ઉશ્કેરણી જે નરમ થવી જોઇએ તે ત્યાં દિન પ્રતિદિન વધતીજ ગઇ હતી. ૧૮૯૭ માં પુનામાં જે બે ખૂનો થયાં હતાં તે તો માત્ર અપવાદ રૂપજ હતાં, પણ ઇ. સ. ૧૯૦૮ માં મુઝાફરપુર ખાતે બૉમ્બ ફાટવાના જ્યારે લોકોએ સમાચાર જાણ્યા ત્યારે પ્રજા દિગ્મુંઢજ થઇ ગઇ હતી. આનું કારણ શોધી તેનો ઉપાય કરવાને બદલે લોર્ડ કરઝનની સરકારે વધુ સખ્ત ઉપાયો જેમ લેવા માંડયા. તેમ ખેદની વાત છે કે ઉશ્કેરણી વધતીજ ચાલી. આ ઉશ્કેરણી દાબવા માટે જાહેર મેળાવડાઓ ભરવા સામે ઉપાયો યોજાયા અને તેને પરિણામે ૧૯૦૭ ના નવેમ્બર માસની ૧ લી તારીખે (Prevention of Seditious meetings Act) ફિતુર ફેલાવનારી જાહેર સભાઓ ઉપર પ્રતિબંધન મૂકનારો કાયદો પસાર કરવામાં આવ્યો. અને તે બાદ વર્તમાન પત્રો ઉપર સખ્તાઇ નાંખનારો ઉપર સૂચવવામાં આવેલો ૧૯૦૮ ના જુન માસમાં પસાર થયો. એટલુંજ નહિ પણ બે વર્ષ બાદ ૧૯૧૦ માં તે 'છાપખાનાને લગતો કાયદો' Press act તરીકે જન્મી છુટ ઉપર વધુ પ્રતિબન્ધ મૂકનારો નિવડયો.

'ન્યુસપેપર એકટ' ની કાયદામાં દશ કલમો છે, અને તેનું તાત્પર્ય એ છે કે જાહેર વર્તમાન પત્રોમાં ખુન અથવા એવા ગુન્હાઓને જન્મ આપવામાં આવે

એવી ચળવળ કરનારાં લખાણો ન આવવાં જોઇએ. વળી છાપખાનું જપ્ત કરવાને લગતી આ કાયદામાં નામદાર સરકારને સત્તા આપવામાં આવેલી છે, અને તેને લીધે જો કે અમુક રીતિએ પરંતુ કોઇ પણ કારણ દર્શાવ્યા વિના સરકાર છાપવાનું જપ્ત કરી શકે. આવાં પગલાં સામે પંદર દિવસની અંદર વડી અદાલત (High Court) ને અપીલ થઇ શકે, અને જ્યારે જપ્તીને લગતો ઠરાવ સંપૂર્ણ રીતે છેવટનો ઠરાવવામાં આવે ત્યારે નામદાર સરકાર જપ્ત કીધેલાં મુદ્રાલયમાં છપાતાં પત્ર અથવા ગમે તે પ્રસિદ્ધ કરવામાં આવતી વસ્તુ હોય તેનો ફેલાવો અટકાવી શકે.

આ કાયદો પસાર કરતી વખતે ધારાસભામાં હિંદના હિતૈષી લૉર્ડ મીન્ટોએ કબુલ કીધું હતું આ કાયદો એક અપવાદ રૂપજ છે. પરંતુ કેટલાક ભયાનક પત્રો સામે તુરતમાં પગલાં લઇ શકાય એટલા માટેજ ઘડવામાં આવ્યો છે. આ કાયદો ૧૯૧૦ ના ફેબ્રુઆરીમાં તારીખ ૪ થી એ 'પ્રેસ બીલ' દ્વારા લાવવામાં આવ્યો હતો, અને તે ફેબ્રુઆરીની તારીખ ૮ મી એ કાયદા તરીકે પસાર થયો હતો. આ ચાર દીવસ દરમ્યાન તેની વિરૂદ્ધ તેમજ પક્ષમાં ઘણાં વિવેચનો થયાં હતાં અને તે સઘળાં જે સરકારી ગેઝેટમાં છાપવામાં આવ્યાં છે તેના લગભગ એકસો પાનાં ભરીને તેનો અહેવાલ પ્રકટ થયો છે. આ કાયદા સામે ૨૩ જેટલા સુધારા લાવવામાં આવ્યા હતા, અને તેમાં સ્વર્ગસ્થ ઑન૦ મી૦ ગોપાળ કૃષ્ણ ગોખલે સી. આઇ. ઈ. એ કહ્યું હતું કે જો કાયદો કરવાની જરૂરીઆતજ હોય તો તે માત્ર ત્રણ વર્ષ માટેજ ઘડવો. તેમનો આ સુધારો, તરફેણમાં પડેલા ૧૬ અને વિરૂદ્ધમાં પડેલા ૪૨ મતે ઉડી ગયો હતો. ઑનરેબલ મેસર્સ મધોળકર અને ભૂપેન્દ્રનાથ બાસુએ પણ તેવાજ પ્રકારના સુધારા મૂક્યા હતા. પણ તેનો ઘાટ મી. ગોખલેના સુધારા જેવોજ થયો હતો. આ પ્રેસ એકટમાં ધ્યાન ખેંચનારી કલમો નીચલી છેઃ—

૧. કાયદાની ત્રીજી કલમ (Section 3 of the Act) ની રૂએ કોઇપણ છાપખાનાના માલેક પાસેથી મેજીસ્ટ્રેટ ઓછામાં ઓછી રૂ. ૫૦૦ અને વધતામાં વધતી રૂ. ૨૦૦૦ ની રકમની જામીનગીરી માંગી શકે. કાયદો પસાર થયો તેની પહેલાં જે મુદ્રાલયો અસ્તિત્વમાં હોય તેને જામીનગીરી પ્રથમ આપવાની જરૂરીઆત નથી, પરંતુ તેવાં મુદ્રાલયો જ્યારે કંઇક અયોગ્ય લખાણ પ્રકટ કરે છે એવું નામદાર સરકારને લાગે ત્યારે કાયદાની ચોથી કલમમાં જણાવવા મુજબ ઓછામાં ઓછી રૂ. ૫૦૦ અને વધુમાં વધુ રૂ. ૫૦૦૦ ની જામીનગીરી નામદાર સરકાર માંગી શકે.

૨. આઠમી કલમ વર્તમાનપત્ર માટે આવી છુટ સરકારને આપે છે.

૩. વળી ચોથી કલમ જામીનગીરી આપનારાં મુદ્રાલયો વાંધા પડતું લખાણ કરે, છાપે અથવા પ્રસિદ્ધ કરે એવું સરકારનેલાગે તો તેની જામીનગીરીની રકમ, ચોપડી,પત્ર એ સઘળું જપ્ત કરવાનો હક નામદાર સરકારને બક્ષે છે.

૪. કલમ ૯ મી વર્તમાનપત્રો માટે તેવોજ હક આપે છે.

૫. પાંચમી કલમ એવું દર્શાવે છે કે છાપખાનાને લગતા તેમજ ચોપડીઓની નોંધણી કરવાને લગતા ૧૮૬૭ ના કાયદા મૂજબ નવું જાહેરનામું (Declaration) કરવામાં આવે તો ઓછામાં ઓછી રૂ. ૧૦૦૦ ની અને વધુમાં વધુ રૂ. ૨૦૦૦ ની જામીનગીરી તેના માલેક પાસેથી સાથે ધારે તો મેજીસ્ટ્રેટ માંગી શકે.

૬. દશમી કલમ આ જ હક વર્તમાનપત્રનું જાહેરનામું બ્હાર પાડનાર ઉપર આપે છે.

૭. ૬ઠ્ઠી કલમ એવું સૂચન કરે છે કે તેવી જામીનગીરી આપનાર છાપખાનું અયોગ્ય લેખો પ્રકટ કરે છે એવું સ્થાનિક સરકારને લાગે તો તેના માલેક પાસેથી (૧) વધુ જામીનગીરી માંગવામાં આવે અથવા (૨) પ્રેસ તેમજ (૩) પ્રકટ થયેલા લખાણોની સર્વે નકલો જપ્ત કરવામાં આવે.

૮. આજ બીના વર્તમાનપત્ર માટે અગીઆરમી કલમમાં સમાવવામાં આવી છે.

૯. બારમી કલમ સ્થાનિક સરકારને કોઈ પણ વર્તમાનપત્ર, ચોપડી, અથવા પત્ર, ચોપાનિયું, અથવા ગમે તે છાપેલી વસ્તુ જપ્ત કરવાનો હક આપે છે.

૧૦. કલમ તેરમી અંગ્રેજી સલ્તનતમાં હિંદ ખાતે આવતાં પેકેટ કસ્ટમમાં ખોટી રાખવાનો ત્યાંનાં (કસ્ટમના) અમલદારોને હક આપે છે, કારણ કે ઉપર ૪થી કલમમાં જણાવવામાં આવેલી ચીજો તેમાં હોય તેની તેઓ શોધખોળ કરી શકે.

૧૧. પંદરમી કલમ તેવો જ હક ટપાલ ઓફીસના અમલદારોને બક્ષે છે.

ઉપલો કાયદો ઘડવાની યોજના નામદાર સરકારના કાયદા ખાતાનાં અમાત્ય ઓન. મી. (હમણાં સર સત્યેન્દ્ર પ્રસન્ન) સિન્હાએ બહુજ કુશળ રીતિએ ધારાસભા હજુર રજુ કીધી હતી. તેને લગતું સ્પષ્ટ વિવેચન કરતાં તેમણે જણાવ્યું હતું કે મેજીસ્ટ્રેટ જો માંગશે તો ઘણી જુજ રકમ માંગશે. આના જવાબમાં ઓન૦ મી૦ ગોખલેએ જણાવ્યું હતું કે મી. સિન્હા કહે છે તે બધું સાચું પરંતુ જામીનગીરીની રકમ માંગનાર નામદાર સરકારનો કાયદાખાતાંવાળો અમાત્ય નહિ પણ મેજીસ્ટ્રેટ હશે અને તે તેવે વખતે પોતાના ફાંટા મુજબ અમલ ચલાવશે.

આટલું બધું છતાં તે કાયદો વધુ મતે પસાર થયો અને તે હજી કાયદા પોથીમાં છે.

ઇ. સ. ૧૯૧૩ના ડીસેમ્બર માસમાં અઠાવીસમી કૅાંગ્રેસ જે કરાંચી ખાતે ભરાઇ હતી તેમાં 'પ્રેસ એકટ' ના સબંધે બાબુ ભુપેન્દ્રનાથ બાસુએ (કૅાંગ્રેસનો આઠમો) ઠરાવ મુકતાં જણાવ્યું હતું કેઃ—ઇ. સ. ૧૮૩૭માં સર ચાર્લસ મેટકાફે હિંદુસ્થાનનાં છાપખાનાઓને સ્વતંત્રતા બક્ષી હતી. તે બાદ ૧૮૭૮માં લૉર્ડ લીટનની સરકારે દેશી પત્રો ઉપર અંકુશ મુકયો હતો જે મી. ગ્લેડસ્ટને નષ્ટ કીધો હતો અને હાલમાં જે પ્રેસ એકટ અસ્તિત્વમાં આવ્યો છે તેનો અમલ કરતાં

હરબર્ટ રીઝલીએ ૧૯૧૦ માં યુગાંતર જેવાં કેટલાંક વર્તમાન પત્રોનો અટકાવ કીધો હતો અને પોકાર કીધો હતો કે જુના કાયદાનુસાર જે ૪૭ મુકરદમાઓ સરકારે ચલાવ્યા હતા તેમાંથી દરેક મુકરદમો દોષને પાત્ર ઠર્યો હતો. તો પછી વધારે જરૂર આ કાયદાની શી હતી? પરંતુ સરકારના કાયદાના અમાત્યે વડી અદાલતને અપીલ થઇ શકે એમ ભાર મુકીને જણાવ્યું હતું, છતાં આપણે થોડા વખત ઉપર જોઇ ગયા છે કે હાઇકોર્ટ આવા વિષયમાં વચ્ચે પડવાનો હક્ક ધરાવતી નથી, અને તેથી જેમ તેમ ઉતાવળથી આ ધારો પસાર કરવામાં આવ્યો હતો. મી. બાસુના આ ઠરાવને ટેકો આપતાં મી. દળવીએ કોમ્રેડ પત્રના મુકરદમામાં બંગાળના વડા ન્યાયાધીશ સર લૉરેન્સ જેન્કીન્સના શબ્દોમાં જણાવ્યું હતું કે કોઇ કુશળ (Ingenious mind) માણુસ આવા કાયદાની સખ્તાઇ ક્યાં સુધી ચલાવે જાય એ કહી શકાય નહિં.*

ઇ. સ. ૧૯૧૫ માં મુંબઇ ખાતે ભરાયેલી કૉંગ્રેસની બેકઠ પછી મુંબઇના બૉમ્બે ક્રોનીકલ વર્તમાનપત્રના અધિપતિ (કે જેઓ એક સમયે કલકત્તાના 'સ્ટેટસમેન' પત્રના ઉપતંત્રી હતા,) તેમના પ્રમુખપદ નીચે 'પ્રેસ એસોસીએશન' સ્થાપવામાં આવ્યું છે. છાપખાનાના માલેકો, લેખકો અને પ્રકાશકો હવે પોતાના આ મંડળદ્વારા પોતાનો પોકાર નામદાર સરકારને જાહેર કરી શકશે. ગયે વર્ષે જ્યારે મદ્રાસના ન્યુ ઇન્ડીઆ અધિપતિ મીસીસ એની બીસેન્ટ સામે મુંબઇની સરકારે મુંબઇ ઇલાકાની હદમાં ન આવવાને હુકમ બ્હાર પાડયો, અને તેમના તેજ પત્ર ની જામીનગીરી જપ્ત કરી નવી જામીનગીરી માંગવામાં આવી ત્યારે આ મંડળે પોતાની લડત રીતસર ફરીયાદનામાં દ્વારા નામદાર સરકાર સમક્ષ રજુ કીધી હતી.

## ઉપસંહાર.

હિંદુસ્થાનનાં પત્રકારો તેમજ છાપખાનાઓને વધારે પ્રમાણમાં સ્વતંત્રતા આપવી જોઇએ, એવી પ્રજા તરફની પહેલવહેલી રીતસરની માંગણી ઇ૦ સ૦ ૧૮૨૪ માં બંગાળ તરફથી કરવામાં આવી હતી. હિંદના સાહિત્યોદ્યાનમાં મશહુર થએલા ટાગોર કુટુંબના તે વખતના અગ્રગણીઓ ચંદ્રકુમાર અને દ્વારકાનાથ ટાગોર અને રાજા રામમોહન રૉયે તેને લગતી એક અરજી બંગાલની સુપ્રીમ કોર્ટના કામ ચલાઉ જડજ ધી ઑનરેબલ સર ફ્રાન્સીસ મેકનોટનને કીધી હતી. તે અરજી ઉપર બંગાલના નિચલા છ સુપ્રસિદ્ધ ગૃહસ્થોની સહીઓ દ્રશ્યમાન થાય છેઃ—

(૧) ચંદ્રકુમાર ટાગોર.
(૨) દ્વારકાનાથ ટાગોર.
(૩) રામમોહન રૉય.

* આ માટે વધુ વિગતાર્થે જુઓ મીસીસ એની બીસેન્ટ કૃત "How India wrought for fredom" પાનાં ૫૫૯–૬૦.

( ૪ ) હરિશ્ચંદ્ર દાસ
( ૫ ) ગૌરીચરણુ બેનરજી.
( ૬ ) પ્રસન્નકુમાર ટાગોર.

આ ઉપરાંત એક અરજી* નામદાર શહેનશાહને (King-in-council) મોકલવામાં આવી હતી. આમ કરવાનું તે વખતે કારણ એ ઉદભવ્યું હતું કે હિંદના તે સમયના કામચલાઉ ગવર્નર જનરલના હોદ્દા ઉપર આવનાર ઑાન. મી. જ્હૉન એડમની સરકારે હિંદના મુદ્રાલયોને દાબી દેનારો કાયદો બ્હાર પાડયો હતો. ત્યાર બાદ હિંદના છાપખાનાઓને લગતા એક પછી એક કાયદાઓ કેવી રીતે અમલમાં આવતા ગયા તે આગળ જણાવવામાં આવ્યું છે. ઑાન. સર રીસલી અને મી. ( સર સત્યેન્દ્ર પ્રસન્ન ) સિન્હાએ પણ કહ્યું હતું, અને જેમ સ્પેકટેટર પત્રે કબુલ્યું હતું કે તે પ્રમાણે:—

"We must always look upon such measures as temporary precautions. India cannot be governed by a series of restirctions which contain no seed of progress, no possiblity or fructification.

[ ભાવાર્થ:—આવા જાપ્તાઓને માત્ર થોડાક વખત માટેના અંકુશ તરીકે આપણે લેખવા જોઇએ. અને જેમાં ઉત્ક્રાંતિ અને સફલતામાં કંઇ બીજ નથી તેવા અંકુશો મૂકે હિંન્દુસ્થાનનું રાજ્ય ચલાવી શકાય નહિ. ]

ઉપલા શબ્દો ટાંકી રા. પ્રધાને હિંદહિતૈષી લૉર્ડ હાર્ડીન્જની સરકારને સૂચના કીધી હતી કે હિંદના મુદ્રાલયો ઉપર મૂકવામાં આવેલા અંકુશનો કાયદો દૂર કરવો. ખેદની વાત છે કે તે નામદારની સરકારના સમયમાં તેવો અમલ થયો ન હોતો.

જેમ 'પ્રજા થકી રાજા' તેમ રાજ્યની શુભ વાંચ્છનામાં પ્રજાનું હિત સમાયેલું છે. તે જોતાં પ્રજાની માંગણીનો સ્વીકાર કરવો એ જેમ રાજ્યનો ધર્મ છે, તેમ રાજ્યને વફાદાર રહેવું એ પ્રજાની ફરજ છે. આ ધર્મ અને આ ફરજ ઉભય પક્ષ પરિપૂર્ણ રીતે સમજતાં થશે તેમ જે વિકટ પંથ આપણને કાપવાનો છે તેમાં પડેલા અને ઉગેલા કાંટાઓ એની મેળે દૂર થશે. હિંદ કેળવણીમાં અતિ પછાત છે, આપણને હિંદના બાળકોને કેળવવાં છે અને આપણને આપણું શ્રેય સાધવું છે, તે જોતાં પરસ્પર વૈરભાવ ઉત્પન્ન કરવો એ ઇષ્ટ નથી. કારણ કે જો આપણો સુશિક્ષિત વર્ગ અથવા તો પત્રો પોતપોતામાંજ ખોડખાપણ કાઢશે ત્યારે જે પછાત વર્ગ છે તે શું કહેશ ?—" These doctors fight amongst them selves and preach to others."—આપણો વિદ્વાન વર્ગ પોતપોતાના છિદ્રો શોધે છે તો તે અન્યને કેમ શિખવશે ? અમૂક ભાઇએ અમારા અમૂક મિત્રને હાથ તાળી આપી માટે અમારાં વર્તમાનપત્રમાં અમૂક ભાઇને ગાળ દેવીજ જોઇએ. ફલાણા ભાઇ અમારા પંથના નથી માટે તેમનું નામ અમારા પત્રમાં જોઇએ જ નહિ, તેમનાં

* આ બન્ને અરજીઓ વિગતવાર વાંચવી હોય તો જુઓ રા. રા. પ્રધાનકૃત "The Freedom of the press in India." માનાં ૧ થી ૩૬.

પુસ્તકો અમને કમળાની આંખ પેઠે પીળાં જ ભાસે છે. આવાં અંગત કારણોને દુર કરી હિંદના વર્તમાન પત્રો ખરી રીતનીતિ જ્યારે સાચવશે ત્યારે હું નથી ધારતો કે તેઓ જે સ્વતંત્રતા માંગે છે તે મેળવી નહિં શકે.

દુનિયા ઉપર આવી રહેલાં દારૂણ યુદ્ધના સમયમાં નામદાર અંગ્રેજ સરકાર ઉપર આવી પડેલી ગંભીર ફરજોનું તોલન કરી, નામદાર સરકારને મદદ આપવામાં હિંદનાં વર્તમાન પત્રો, મુદ્રાલયો અને લેખકોએ જે સહાય આપી છે, તેનું દિગ્દર્શન કરી આપણે ઇચ્છીશું કે પરમાત્મા નામદાર સરકારને પોતાની પ્રજાની માંગણી સ્વીકારવાની તક આપો, અને હિંદના લાભાર્થે રાજા અને પ્રજામાં આનંદની ઉર્મિ ફુટે, એટલું જ નહિં પણ વર્તમાન પત્રોની સાથે હિંદની પ્રજાને અંગ્રેજી રાજ્યની છાયા નીચે જ સ્વરાજ્ય પ્રાપ્ત થાવ !

જે. એલ. બારભાયા.

---

# મુંબઈની સર જમશેદજી જીજીભાઈ સ્કુલ ઑફ આર્ટસ

અને

## આર્ટ વર્ક શોપ.†

### ટુંક ઈતિહાસ.

૧૮૫૧ માં ઇંગ્લાંડમાં એક મોટું પ્રદર્શન થયું અને તે ઉપરથી આર્ટ સ્કુલો સ્થાપવા સંબંધે હીલચાલો થઈ તેમજ આ અરસામાં હિંદુસ્તાનમાં પણ એવી સ્કુલો ઉઘાડવા સૂચનાઓ થઈ. મુંબઇમાં આ હીલચાલ પ્રથમ ઉપાડી લેનાર પહેલા બેરોનેટ સર જમસેદજી જીજીભાઇએ ૧૮૫૩ ની મેની ૯ મી તારીખે મુંબઇ સરકાર સાથે એ વિષે એક પત્રથી વાત ઉપાડી—સ્કુલ ઉપાડવાના વિવિધ કારણો જણાવ્યા બાદ તેમણે પોતાની તરફથી એક વિજ્ઞપ્તિ મુકી કે "જો સરકાર તરફથી જાત જાતની કારીગરી અને હુન્નરો શીખવવાને વર્ક શોપ તેમજ કલાસ માટે મકાનો આપવાનું કબુલ થાય તેમજ ડ્રોઇંગ ડીઝાઇન અને માટી કામના ઉંચા વર્ગો માટે શિક્ષણ આપવાને ઇંગ્લાંડથી એક બાહોશ અને લાયક (Master) ઉસ્તાદ બોલાવવામાં આવે અને જે જે જાતની કારાગરીઓ શીખવવાની છે તે દરેક માટે એકેકો લાયક કારીગર મેળવી આપે તો હું એવી સંસ્થા માટે રૂપીઆ ૧૦,૦૦,૦૦૦ આપવા કબુલ થાઉં છું; તે સાથે આખું અગર તેના વ્યાજમાંથી વિદ્યાર્થીઓ કે શીખાઉના સારા નિભાવ માટે પુરૂં થાય એટલું વ્યાજ આપું. આ દાન તેઓ કમાવાને શક્તિમાન થાય ત્યાં સુધી મળે અને જે કંઇ રકમ વધે તે સ્કુલના બીજા ખર્ચોમાં પુરવણી કરવાને સરકાર ભલે વાપરે." મુંબઈ સરકારે આવી સૂચનાને ટેકો આપ્યો પણ લંડનની કોર્ટ ઑફ

† સ્કુલ તરફથી બહાર પડેલા એક પ્રોસપેક્ટસ ઉપરથી લખ્યા છે.

ડીરેકટર્સને જણાવ્યા સિવાય તે ઉપાડી લઇ શકાઇ નહિ. એ માટે १८५३ ની મેની १० મી તારીખના મુંબાઈ સરકારના જનરલ ડીપાર્ટમેન્ટના એક ઠુમારમાં આ વાકયથી જણાય છે કે સરકારને ભારે ખર્ચમાં ઉતારે એવી સરતો છતાં સર જમશેદજીનું ઉદાર દાન સ્વીકારવાનું અમારા હાથમાં નહિ હોવાથી તેમની ઉદાર વૃત્તિને માન આપતાં અમે તેમને જણાવ્યું છે કે અમે તેમની એ દાનગી વિષે આપ નામદાર કોર્ટનો વિચાર અને ખુલાસો પૂછ્યો છે.

કોર્ટ ઑફ્ ડીરેકટર તરફથી १८५४ ના એપ્રીલ २७ મીએ એક ઠુમારમાં આ યોજનાની મંજુરી મળી પણ સાથે સૂચના મુકવામાં આવી હતી કે પહેલા અખતરા ખાતર નાના પાયા ઉપર શરૂઆત કરવી. એ ઉપરથી સર ડબલ્યુ ચાર્લીના પ્રમુખપદ નીચે યુરોપીઅન અને ચાર દેશી મેમ્બરોની કમીટી નીમવામાં આવી તેમાંથી પાછી એક સબ કમીટી બનાવીને તેને આખી યોજના ઘડી કહાડવાનું સોંપ્યું. એ કામ કરવામાં અને સગવડ પડતું મકાન સોંપવામાં કેટલોક સમય થયો હશે કારણ કે १८५६ ની જાન્યુઆરીમાં જ પહેલ વહેલા ડ્રાઇંગ કલાસ ઉઘાડવામાં આવ્યા. મી० પેઇટનની કામ ચલાઉ શિક્ષક તરિકે નીમણુંક થઇ. તેમણે એલફીન્સ્ટન ઇનસ્ટીટયુશનમાં રોજ સવારના ७ થી १० શીખવવું એમ ઠર્યું. યુરોપમાંથી મી० ટેરી કરીને પહેલા ઉસ્તાદ નીમાયા. કોર્ટ ઓફ્ ડીરેકટર્સ તરફથી તેમને માસ્તર ઓફ્ ડ્રાઇંગ અને વુડ એનગ્રેવીંગનું સ્થાન આપ્યું. તેઓ १८५७ ના જુલાઈમાં મુંબાઈમાં આવ્યા. તે વખતથી મી. ક્રાઉ ( Crowe ) જેઓ ઘણા વખત આગળથી હિંદમાંજ હતા, તેમને એજ વર્ષના ઓગસ્ટમાં કમીટીએ સુપરીન્ટેન્ડેન્ટની જગ્યા આપી.

१८६० સુધી અભ્યાસનો સમય એનો એજ હતો પણ પછી આખો દિવસ કલાસ ચલાવવાની દરખાસ્ત મુકાઇ. એલફીન્સ્ટનમાં એટલા વખત માટે ગોઠવણ નહિ થઇ શકે એમ હોવાથી સર જમશેદજી જીજીભાઇએ અબદુલ રહેમાન સ્ટ્રીટમાંનું પોતાનું એક મકાન તે કામના વપરાશ માટે સોંપ્યું. १८६२ માં મી० ટેરી સ્કુલને માટે કેટલોક સાજ અને પ્લાસ્ટર કાસ્ટ લેવાને ઇંગ્લાંડ ગયા અને १८६३ માં તે પાછા આવ્યા તે પહેલાં સ્કુલનું કાર્યક્ષેત્ર વધારવાની વાત મુકવામાં આવી એટલે કે સ્કુલને અંગે (artistic) ધાતુકામ, પુતળાં કામ અને સુશોભિત કામની વર્કશોપ કે સ્ટુડીઓ ( અભ્યાસગૃહ ) ઉઘાડયા. આ વાતનો અમલ કરવાને સર જમસેદજી જીજીભાઇના ભાઇ મી. રૂસ્તમજીએ ત્રણ વરસ માટે રૂપીઆ ७५०० આપ્યા. મી. હીજીન્સ, આર્ટ મેટલ વર્કર; મી. લોક વુડ કીપ્લીંગ, મોડેલર; અને મી. મેન ગ્રીફીથ્સ, ડેકોરેટીવ પેન્ટર—આ ગૃહસ્થોને ઇંગ્લાંડથી આ વર્ગોમાં શિક્ષણ આપવા ત્રણ વર્ષની બંધી સાથે બોલાવ્યા. તેઓ १८६५ માં મુંબાઇ આવી પહોંચ્યા અને એક નોંધ લેવા જેવી બીના છે કે મી લોકવુડ કીપ્લીંગ મુંબઇમાં મોડેલીંગની જગ્યાપર હતા, ત્યારે જે કમ્પાઉન્ડમાં હાલ સ્કુલ છે ત્યાં જ

એક ન્હાના મકાનમાં તેમના પ્રખ્યાત પુત્ર લેખક રૂડયાર્ડ કીપ્લીંગનો જન્મ થયો હતો. ડ્રોઈંગ સ્કુલ હજુ પણ અબદુલ રહેમાન સ્ટ્રીટવાળા મકાનમાં જ હતી પણ સ્ટુડીઓ માટે ત્યાં પુરતી જગ્યા નહિ હોવાથી સરકારે હાલ સ્કુલ છે તે જગ્યાની બાજુમાં કામ ચલાઉ મકાન કરી આપ્યાં. ત્રણ વર્ષની અસલ મુદ્દત પુરી થતાં મી૦ હીજીન્સ, મી૦ કીપ્લીંગ, અને મી૦ ગ્રીફીથ્સની નોકરીઓ ચાલુ લેવાનું નક્કી કર્યું અને આખી સંસ્થાનું ખર્ચ સરકારે પોતાને માથે લઇ લીધું. ૧૮૬૭ માં હાલ સ્કુલ છે તે જમીનવાળો કકડો ખાસ સ્કુલ ઑફ આર્ટ માટે સરકારે એલાયદો રાખ્યો અને ડ્રોઈંગ સ્કુલને સેખ અબ્દુલ રહેમાન સ્ટ્રીટમાંથી જ્યાં ધાતુ કારીગરીના, મોડેલીંગના અને સુરમ્ય ચિત્રકામની સ્ટુડીઓ હતી તેની જોડમાં જ કામચલાઉ મકાનમાં આણી. આજ વર્ષમાં મી૦ હીજીન્સ આર્ટ મેટલ વર્કરનું મરણ થયું. અને તેમની વર્કશોપ કેટલાક વર્ષ સુધી બંધ રહી. અત્યાર સુધી ડ્રોઈંગ સ્કુલ અને સ્ટુડીઓ વર્કશોપનો વ્યવહાર તદન નીરાળો જ ચાલતો હતો તે ૧૮૭૧ માં મી૦ ટેરીની દેખરેખ નીચે ભેગા મુકવામાં આવ્યા.

૧૮૭૮ માં મુખ્ય મકાન રૂપીઆ ૧,૭૧,૪૭૦ ના સરકારી ખર્ચે તૈયાર થઇ ગયું અને ડ્રોઇંગ, ચિત્રકામ અને મોડેલીંગના કલાસ તેની હાલની જગ્યામાં લઇ જવામાં આવ્યા. ૧૮૮૦ માં મી૦ કીપ્લીંગ લાહોરની આર્ટ સ્કુલમાં પ્રીન્સીપાલ નીમાયા તેથી થોડા વખત માટે પુતળાકામ બંધ રહ્યું પણ થોડાજ વખત પછી મી. ગોમ્સ નામના પોર્ટુગીઝ સીલ્પીની સહાયથી મી. ગ્રીફીથ્સે તે કલાસનું શિક્ષણ ચાલુ કર્યું. એ વખતે મુંબાઇમાં જે મોટા જાહેર મકાનો બંધાયાં હતાં તે માટે શિલ્પ કૃતિઓની ઘણી જરૂર હતી. વીકટોરીઆ ટર્મીનસ અને હાઇ કોર્ટ ઉપરના ઘણા નમુનાઓ ફોર્ટ સ્કુલ ઑફ આર્ટના સીલ્પ વિદ્યાર્થીએ કરેલાં છે. એ જ વખતમાં મી. ટેરી તેમની જગ્યાએથી ફારગત થતાં મી. ગ્રીફીથ્સ તેમની જગ્યાએ આવ્યા. મી. ટેરીએ ફારગત થયા બાદ સ્કુલ ઑફ આર્ટના કમ્પાઉન્ડમાં માટીના કામ કરવાનું શરૂ કર્યું અને તે માટે ભઠ્ઠીઓ કરી તે વેપારી લાઇન ઉપર મૂકવાને યત્ન કર્યો, મુલતાન અને સીંધના હાલના નમૂના પ્રમાણે વાસણો બનાવવા લાગ્યા, અને મી. ટેરીએ વળી અજંટાના ચિત્રોવાળા કુંજાઓ અને બરણી દાખલ કરી. આ ખાતામાં બનેલા વાસણોનું કેટલાક વર્ષો સુધી સરસ વેચાણ ચાલ્યું. તે વાસણો મોટાં જથ્થામાં ઇંગ્લાંડ ચઢતા પણ તે ઉપરનો રંગ છિદ્રવાળો હતો અને વાસણનો દર, નરમ રહેતો. તેથી થોડા વખતમાં તેપરનો ભાવ ઓછો થઇ ગયો. અને આ તમામ ખાતું મી. ટેરી પાસેથી સરકારે પોતાને હાથ કર્યું. જે વર્કશોપ બંધાવેલી હતી, તેમાં કુંભાર કામ શીખવાનો ઉપયોગ કર્યો. ૧૮૮૭ માં ડ્રોઇંગના શિક્ષકો તૈયાર કરવાનો એક કલાસ સ્કુલ ઑફ આર્ટસની અંદર જ શરૂ થયો. અને ઇંગ્લાંડમાં જેમ સામાન્ય અને આર્ટનાં ખાતાં સર્વે સ્કૂલોની પરીક્ષા લે છે તેજ ધોરણે બધી શાળામાં ડ્રોઇંગની પરીક્ષા લેવાની રીત દાખલ કરી અને આ વિષયના ઉત્તેજનની ખાતર મુંબાઇ ઇલાકાની સર્વે સ્કુલોને ગ્રાન્ટ ઇન એઇડ આપવી શરૂ કરી. ૧૮૯૧ માં હિંદના કલાત્મક ઉદ્યોગ ઉપર પુનઃ જુજ ધ્યાન

બંધાયું. તે વખતે સ્કુલ ઑફ આર્ટસમાં કલાસંબંધક હુન્નરો (Applied arts) માટે વધારે સગવડની જરૂર છે, તે વાત સરકારની નજરે મૂકાઇ. એ વખતે મુંબઈના ગવર્નર લોર્ડ રે એ વિષયમાં ઘણું ધ્યાન આપતા અને તેનું ફળ એ થયું કે ૪૫,૦૦૦ રૂપીઆના ખર્ચથી નવીન વર્કશોપો ઉભી કરવામાં આવી. અને તેમાં Cabinmaking (સુતારી કામ) Wood carving (લાકડાં કોતરકામ,) Carpet wearing (શેતરંજીની બનાવટ) Ornamental Iron working (સુશિભત લોઢાની કારીગરી) Jewellery (આભૂષણ બનાવવાનું) અને metal work (ધાતુ કામ)ના વર્ગો ચલાવવામાં આવ્યા. લોર્ડ રેના નામ ઉપરથી વર્કશોપનું નામ રે વર્કશોપ પડયું.

૧૮૯૬ માં મી. જોન ગ્રીફીથ્સ ફારગત થયા તેમની જગ્યાએ મી. ગ્રીનવુડ આવ્યા પણ નાદુરસ્ત પ્રકૃતિને લઇને તેઓ ૧૯૦૧ માં વિલાયત જઇ રહ્યા. તેમની પછી મી. સેસીલ એલ. બર્નસ આવ્યા, જેઓ હાલ પણ સ્કુલના પ્રીન્સીપાલ તરીકે છે. સ્કુલ ઑફ આર્ટ અને રે આર્ટ વર્કશોપ હવે તદન સરકારી ખર્ચે ચાલે છે અને કેળવણી ખાતાને લગતાં ગણાય છે. સ્ટાફમાં મુખ્ય પ્રીન્સીપાલ, વાઇસ પ્રીન્સીપાલ, ડીઝાઇન આર્કીટેક્ચર એનેટોમી વગેરેના ૩૪ ભાષણ કર્તાઓ આસીસ્ટંટ માસ્તરો અને કારકુનો છે. સ્કુલના કમ્પાઉન્ડમાં છેલ્લામાં છેલ્લું મકાન સર જ્યોર્જ કલાર્ક સ્ટુડીઓઝ અને ટેકનીટલ લેબોરટરી (હુન્નર માટે રસાયણશાળા) નું બંધાયું છે. આ મકાનમાં તેના બે નામ પ્રમાણે કામ પણ બે પ્રકારનું થાય છે. લેબોરેટરીમાં રીસર્ચ વર્ક (શોધન કાર્ય) અને શિક્ષણ કાર્ય (Instruction) કરવામાં પ્રોફેસરો રોકાયલા રહે છે અને તે પ્રોફેસરો માટીકામ (Pottery) ચીનાઇ કામ અને સુશોભિત ચાકલર કે શેતરંજીની બનાવટ કે વણતર અગર સુશોભિત ધાતુ કામ (Ornamental work) માં વપરાતાં દ્રવ્યો અને રીતોમાં સુધારા વધારા કરતા રહે છે એ સાથે સ્ટુડીઓમાં ડીઝાઈનરો, પોટરો, મોડેલરો અને પેઈન્ટરોની એક ટોળી થોડા ચુનંદા વિદ્યાર્થીઓને સાથે રાખી ઉપરોક્ત સુધરેલા પદાર્થો અને રીતોનું સરસમાં સરસ કારીગરોમાં ઉપયોગ કરવા યત્નશીળ રહે છે. વિદ્યા અને હુન્નર વ્યવહાર ચલાવવા માટે એક સાથે જેમાં શીખવાય એવી સંસ્થાની જરૂરીઆત જણાય છે. તેમાં એવી રીતે જણાયું કે હિંદુસ્તાનના હોશિયાર કારીગરો પોતાના ધંધાની વિષે કળાત્મક હુન્નરોને આગળ વધારવામાં મોટી આડ કરે છે. આવા અજ્ઞાનથી સર્વ પ્રકારની પ્રગતિ તો અટકી છે પણ કેટલાક પુરાણા ઉદ્યોગો તદન નાબૂદ થયા છે, કેટલાક ઘટી ગયા છે અને જ્યારે જ્યારે કારીગરો પશ્ચિમની વિદ્વતા અને ચતુરાઇ સાથે કામ કરવા રોકાય છે ત્યારે એકદમ દિગ્મૂઢ બની રહે છે અને નવી વસ્તુ ઉપાડી લઈ શકતા નથી. જો પ્રગતિ કરવી હોય તો યુરોપમાંથી કળાના અને હુન્નરના ઉસ્તાદોને લાવવા જોઇએ અને તે મોટા ખર્ચ સિવાય બને નહિ. જુદે જુદે પ્રસંગો સરકાર તરફથી નાણાં મળતાં ગયા છે. અને તેમાંથી આ નવું મકાન બંધાયું છે, ઉપરાંત પૉટરી, વણાટકામ, ધાતુકામ, લક્કડકામ, વગેરેના કેળવાએલા અને બાહોશ ઉસ્તાદો નીમવાની મંત્રીઓ તરફથી મંજુરી મળી છે. એમાંથી હાલ તુરત કુંભારકામનો ઉસ્તાદ થોડાએક વખતથી કામ કરે છે. સ્ટુડીઓ

અને લેબોરેટરીની રચના મી. જોન બેગ અને સ્કુલના પ્રીન્સીપાલે વિચારપૂર્વક ઘડી હતી. મી. બેગે મકાનની રચના માટે રીનેસાંસ પદ્ધતિ પ્રમાણે સુરમ્ય અને રસિક આકૃતિ ઘડી છે. તે તેના હેતુસર અને મુંબઇનાં હવાપાણીની ખાસ જરૂરીઆતો મુજબ કરવામાં આવી છે. આ મકાન ઉપર અત્યાર સુધીમાં રૂપીઆ ૯૮૦૦૦ ખર્ચાયા છે અને હજુ તો તેમાં કોતર કામ, અને બીજું શોભા કામ બાકી છે, જે થઇ રહેતાં બધો ખર્ચ ૧૦,૨૦૦ ને આંકડે પહોંચશે તેમાં પણ મોટી ભઠ્ઠીઓ અને બીજા ઘણા જરૂરી સાધનો હજુ દાખલ કરવાનાં છે. એ આવી જશે ત્યારે પોટરી, સ્ટુડીઓ અને લેબોરેટરીનું પ્રમાણ વધશે, પણ શોધન અને શિક્ષણનું કાર્ય તો યુરોપની એવી કોઇ પણ સંસ્થાની બરોબર થઇ રહેશે અને યુરોપમાં જેમ આવી સંસ્થામાં થતાં કામથી બ્હારના કારીગરોની પર જેમ અસર થઇ છે તેમ અહીંના રસાયણીઓની કળાના કામપર થશે. આ કમ્પાઉંડમાં સરકાર તરફથી કળા અને તેની અનેક શાખાઓના અભ્યાસ અર્થે જે મકાનો બંધાયાં છે, તેમાંના છેલ્લા વધેલા મકાનોને નામદાર સર જ્યૉર્જ કલાર્કનું નામ જોડવામાં આવ્યું છે. આ રીતે પેઇન્ટીંગ, મોડેલીંગ, અને ડીઝાઇનની સ્કુલોમાં પ્રથમના દાનેશ્વરીનું નામ મૂકાયું છે, અને પછીની બે સંસ્થાઓ પર વિજ્ઞાન અને શિક્ષણને અંગે સુવિખ્યાત મુંબઇના બે ગવર્નરોના નામ મૂકાયાં છે.

સ્કૂલ ઑફ આર્ટ અને તેને લગતી સર્વ સંસ્થાઓનો એટલો ટુંક ઇતિહાસ આપ્યા બાદ હાલ આ સ્કૂલમાં કયા ધોરણે કામ ચાલે છે તેની થોડી વિગતો ઉપયોગી જણાશે.

સ્કૂલ ઑફ આર્ટમાં ખાસ ત્રણ વિષયો શીખવાય છેઃ ચિત્રકામ, સ્થાપત્ય, અને શિલ્પ. આમાંના કોઇ પણ કામના કલાસમાં દાખલ થવા પહેલાં વિદ્યાર્થીએ ડ્રોઇંગ કલાસના પ્રાથમિક ધોરણો પસાર કર્યાં હોવાં જોઇએ. એ કલાસોમાં શિક્ષણમાં ડ્રોઇંગની કેટલીક સામાન્ય કેળવણી વિદ્યાર્થીની જીવનદિશા નક્કી કરે છે. એવું દરેકના સંબંધમાં હોતું નથી. વિજયને માટે કેટલીએક સ્વાભાવિક શક્તિઓની પણ જરૂર પડે છે, અને એવી શક્તિઓ વિદ્યાર્થીઓના અગાઉના સંજોગોમાં એટલી ન હોય તો એને માટે શાળા ઘણું કરી શકતી નથી. ચિત્રકામ, સ્થાપત્ય, અને શિલ્પ તે ત્રણે કામનો અભ્યાસક્રમ ચાર વર્ષ સુધી લંબાય છે અને છેવટે સરકારી સર્ટીફીકેટ મળતાં વિદ્યાર્થીઓને તેના ધંધા માટે લાયક ગણવામાં આવે છે. સ્થાપત્ય (Architecture) ના કલાસ ઉપર એક અનુભવી અને ચાલુ કામગીરી ઉપર એવા સરકારી સ્થપતિની દેખરેખ રહે છે અને અભ્યાસક્રમ બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યો છે. ઉપલો વિભાગ અને નીચલો વિભાગ. નીચેના વર્ગમાં બે વર્ષ સુધીનો ક્રમ રાખવામાં આવ્યો છે. તેમાં એન્જીનીઅરની ઑફીસના બરના "ડ્રાફ્ટસમેન"ના કામને લાયક વિદ્યાર્થીઓ થઇ શકે છે. એટલે કે ગૃહયોજના Building construction

શીખવાય છે. ઉપલા વિભાગમાં બધા વિષયો ઉંચા ધોરણ પર લેવામાં આવે છે, જેમાં મકાનના પ્લાન કરવાનું, ડીઝાઇન કરવાનું શીખવાય છે. હિંદુસ્તાન અને યુરોપની વિવિધ બાંધણીની ઢબ ઉપર વ્યાખ્યાનો અપાય છે અને વિગતવાળા ભાગોનું ઘડતર અને સુશોભિત ઘાટ હાથથી કરવાના હોય છે. એ વર્ગ ખાસ કરીને જેઓ ડ્રાફ્ટમેન તરીકે કોઇ ઑફીસમાં નોકરી કરતા હોય અથવા જેઓએ નીચેના વર્ગની પરીક્ષા પસાર કરી હોય અને ધંધાથી આર્કીટેક્ટ—ધંધાયોગ્ય સ્થપતિ બનવા ચાહતા હોય તેવા માટે છે. અને તે માટે સ્કૂલનો અભ્યાસસમય સવારના ૭ થી ૯ નો રાખવામાં આવ્યો છે. અને તેનો લાભ લઇ ઘણા વિદ્યાર્થીઓ સવારના ભણે છે. અને બપોરે કોઇ પણ ઑફીસમાં નોકરી કરતા હોય છે અથવા ખાનગી કામ પણ મેળવતા હોય છે. ઘણાઓ તો માસિક ૪૦ રૂપીઆ કમાતા હોય છે અને ઉપલા વર્ગમાં અભ્યાસ કરતા જાય છે. એ જ કામ ભણવામાં અને એ જ કામ કમાવામાં હોવાથી અભ્યાસ વિશેષ ફળદાયક થાય છે. અને હાલ તે કામ જાણનારની મોટી જરૂર હોવાથી ઘણા વિદ્યાર્થીઓ તેમાં જવા લાગ્યા છે તે એટલે સુધી કે બે વર્ષ પહેલાં સરકારને નિયમ કરવો પડયો કે મેટ્રીક કે સ્કુલ ફાઈનલ પાસ થએલો હોય તેવા વિદ્યાર્થીનેજ આ શાળામાં દાખલ કરવો, અગર તેણે માર્ચ માસમાં સ્કુલ તરફથી જે પ્રવેશક પરીક્ષા લેવાય છે તે પાસ કરવી જોઇએ. આ નિયમ કરવાનું બીજું પણ એક કારણ છે કે અભ્યાસના વિષયના બધા પુસ્તકો અંગ્રેજીમાં લખાએલા છે, પ્રોફેસરો અંગ્રેજીમાં ભાષણ કરે છે, અને ધંધામાં પણ અંગ્રેજી રીતો ચાલે છે. આ શાળા બધી રીતે ચાલુ વ્યવહારમાં ઉપયોગી હોવાથી વિદ્યાર્થીઓને આજીવિકા સહેજ મળી રહે છે. અંગ્રેજી ભણેલા અનેક વિદ્યાર્થીઓ પાંચ કે છ વર્ષને અંતે ૨૦૦ થી ૩૦૦ ની આવક કરતા નજરે પડે છે, પણ આમાંથી કોઈએ આ વિષયમાં જનસમાજને રસ લેતો કરવા યત્ન કર્યો જણાતો નથી. ચિત્રકળામાં વિદ્યાર્થીઓને દાખલ થવાનો કશોએ પ્રતિબંધ નથી, પણ સ્થાપત્યના વિદ્યાર્થીઓ જેટલા લાભો તેમને માટે નીમાયા જણાતા નથી; છતાં તેમને સ્કૂલમાં રોજ દશથી ચાર સુધી હાજરી આપવી પડે છે. આખો દિવસ હાથ અને આંખને કેળવવા કામ ચાલુ રાખવું પડે છે. તેમને વાંચવાનું કશુંજ હોતું નથી પણ તેને લીધે તેઓમાંથી કોઈકજ માનસિક વિકાસ કરવા યત્ન કરે છે, અને તેનું ફળ ઘણી વાર એવું આવે છે કે વિચાર વિના કે હેતુ વિના અભ્યાસ કરતાં આગળ ઉપર કામ કરવાની શક્તિ જડ માત્ર બની રહે છે અને શાળા છોડયા પછી તેનાથી કશું ઉપયોગી કામ બની શકતું નથી, અને વ્યવહારમાં તેનું પદ હલકું રહે છે. આ સ્થિતિ સુધારવા અનેક અખતરા થયા છે અને થાય છે; પરંતુ Pictural Art (ચિત્રકામ) માં સૌથી વધારે વિશાળ દૃષ્ટિ, ભાવગ્રાહી હૃદય અને નિઃસીમ તૈયારી હોય તો જ અભ્યાસ ફળદાયક થાય છે તેમજ કંઇ પણ અસર થતી જણાય છે. બધેથી પાછા ફરેલા વિદ્યાર્થીઓ અહીં કાંઈ પ્રતિબંધ નહિ હોવાથી આવી શકે છે. પણ તે સાથે જે ખંતથી અભ્યાસની આતુરતા, ચોકખાઇ કે સાવધાનતાના જે ગુણો જોઇએ તે હોતા નથી એટલે

મોટા ભાગના વિદ્યાર્થીઓના સમય અને દ્રવ્ય નકામાં જાય છે. સાધારણ મહેનત કરી જનાર વિદ્યાર્થી સ્થાપત્યમાં હોય તો ત્યાં તે ધોરણસર પુસ્તકો વાંચીને ઓજારોનું કામ કરવાનું હોવાથી સેહજે ઉપયોગી માણસ તો થાય જ પણ ચિત્રકળામાં તેવું કાંઇ નથી. હાથ અને આંખ ખંત રાખીને કેળવે છતાં સાથે જો વિચારશીળતા, અને તે પણ બહુ ઉંચા પ્રકારની ન હોય તો તેના નસીબમાં ભીખ માગતો કારીગર રહેવાનું સરજાએલું હોય છે. ચાલુ વ્યવહારમાં તેનો ઉપયોગ કે સત્કાર નહિ હોવાથી સમાજમાં તેને પદ મળતાં પણ મુશ્કેલી રહે છે. અસાધારણ કે સ્વયં પ્રતિભાવાળો વિદ્યાર્થી જ પોતાનો માર્ગ કરવા સમર્થ થાય છે.

ચિત્રકળાના અભ્યાસક્રમમાં પદાર્થો, કુદરત, જીવંત મનુષ્યો અને પ્રાણીઓનાં ચિત્રો કરવાનું, ફૂળ પાનનાં ડીઝાઇનો, વોલપેપર્સને માટે અગર શેતરંજીઓ માટે અગર કોઇ પણ કાપડ કે વસ્તુઓ માટે ડીઝાઇનો કરવાનું, વગેરે રાખવામાં આવ્યું છે. ચાર વર્ષનો અભ્યાસ પૂરો કરે તે દરમ્યાન ત્રણ સરકારી સર્ટીફીકેટો મળે છે. અભ્યાસને માટે સ્કુલમાં મોટે ખર્ચે સામગ્રી ઉંચા પ્રકારની સંઘરવામાં આવી છે. યુરોપના મોટા ઉસ્તાદોની કૃતિઓ અને હિંદની કારીગીરીનાં પુતળાંઓ વિગેરે મ્યુઝીયમમાં કરેલો સંગ્રહ અતિ ઉપયોગી છે. છેલ્લા વર્ષમાં પ્રીન્સીપાલ જાતે ધ્યાન આપે છે અને ચિત્રકામની વિવિધ પદ્ધતિઓનું જ્ઞાન આપવામાં આવે છે.

શારીરિક રચનાનો વિદ્યાર્થીઓએ બારીક અભ્યાસ કરવો પડે છે અને તે ઉપર પરીક્ષામાં ખાસ એક લેખિત પ્રશ્નપત્ર મૂકાય છે. અંગ્રેજી ફરજીઆત નહિ હોવા છતાં અંગ્રેજીના જ્ઞાનવાળો વિદ્યાર્થી ઘણી બાબતોમાં બીજા કરતાં સરસાઇ ભોગવી શકે છે. એક તો તેની નજર વધારે પહોંચે, બીજું યુરોપના કળા ઉદ્યોગનાં ઉત્તમ પુસ્તકો વાંચી વધારે સંગીન સિદ્ધાંતપર કામ કરી શકે. સ્કૂલને અંગે એક કિમતી ગ્રંથોથી ભરપુર લાયબ્રેરી છે, જેના લાભ વિદ્યાર્થીઓ છેલ્લા વર્ષમાં મેળવી શકે છે. આ શાળામાં હેડમાસ્તર તરીકે મુંબઇના જાણીતા કલાકાર મી. ધુરંધર છે. વિદ્યાર્થીઓ ઘણા આવે છે, સ્વબળથી, ખંતથી વિચારપૂર્વક કામ કરનાર થોડા વિદ્યાર્થીઓ છે.

પહેલાંના વખતમાં દરેક વિદ્યાર્થીને સ્થાપત્ય, ચિત્ર અને શિલ્પ એ ત્રણ વર્ગોમાં થોડો થોડો અભ્યાસ કરવાનું હતું પણ પછી એક જ વિષયમાં ખાસ પ્રવીણતા મળે એવા હેતુથી બધી શાળાઓ જુદી કરવામાં આવી છે. શિલ્પના વર્ગમાં સૌથી થોડા વિદ્યાર્થીઓ છે. કારણ કે તે કામનો હજુ આપણી સમાજમાં ખપ જાગ્યો નથી. જાણીતા મી. મહાત્રે અને તેમની પછી ઘણા વર્ષે હમણાં બીજા એક બે સારા શિલ્પીઓ નીકળ્યા કાર્યનો સ્થાપત્યની જોડે ઘણો નિકટનો સંબંધ હોવાથી તૈયાર થયેલા માણસોનો વ્યવહારૂ ઉપયોગ સારો થાય છે. મુંબાઇના ઘણાં મકાનોપરના ગાળા ભરવાને કોરણી કામના ડીઝાઇનને માટે ઘણીવાર સ્કુલોમાં ઓર્ડરો મળે છે. હજુ આ શાળાઓ યુરોપની શાળાઓ જેટલી અભ્યાસની ઉંચી કક્ષાએ પહોંચી નથી.

ઉપરની ત્રણે શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓના ઉત્તેજન ખાતર પ્રતિવર્ષ ઇનામો અને સ્કોલરશીપો જુદા જુદા પ્રસંગે શ્રીમાનો અને રાજાઓ તરફથી આપવામાં આવે છે. ગુજરાતી વિદ્યાર્થીઓ માટે ખાસ કોઇજ સ્કોલરશીપો નથી. ભાવનગરના નાગર અને તે ન હોય તો ભાવનગરની કોઇ રૈયતને માટે સ્વ. દિવાન ગવરીશંકર ઉદયશંકરે અંકે રૂપીઆ ૧૦ ની સ્કોલરશીપ સ્થાપી છે. હાલ અસલ રકમના વ્યાજમાંથી રૂપીઆ ૮ ની સ્કોલરશીપ નીકળે છે. તે સ્કોલરશીપને માટે પ્રતિબંધ છતાં ઘણીવાર દક્ષિણી વિદ્યાર્થીઓને આપેલી જણાય છે. એ વિષે મૂળ દાતાના વંશજો તરફથી પણ ધ્યાન અપાયું નથી. બીજી એક સ્કોલરશીપ કચ્છની પ્રજા માટે કચ્છના રાવ તરફથી છે. એટલે ખાસ ગુજરાતને નામે કાંઇ જ ઉત્તેજક પગલું લેવાયું નથી.

જ્યારે નિજામ સ્ટેટમાંથી, મૈસુરના રાજ્યમાંથી કે ઇંદોર તરફથી ૫૦ કે ૧૦૦ રૂપીઆ સુધીની સ્કોલરશીપો સાથે વિદ્યાર્થીઓ આવે છે, ત્યારે ગુજરાતી વિદ્યાર્થીઓમાં માંડ સ્કુલ ઑફ આર્ટ તરફ વળતા શીખ્યા છે. જો કળા દેશનું ભાવી ઘડવામાં કંઇ પણ સહાય કરે છે એવું અગ્ર જનોને માન્ય હોય તો આ વિષયમાં હજુ મોટા ઉત્તેજક પ્રયાસો થવાની અગત્ય છે.

એ આર્ટ વર્કશૉપમાં કળાની છાયા નીચેના હુન્નરો અને કારીગીરીઓ શીખવાય છે: જેવી કે વૉલડેકોરેશન (ભીંત ચિત્રકામ) સલાટકામ, સુતારકામ, કારીગરીવાળું ફીટર કામ, ઘરેણાંના ઘાટો ઘડવાનું કામ, લાકડાપર નકસીકામ. દરેકના જુદા વર્ગો છે અને હોશિઆર કારીગર શિક્ષકો શીખવે છે. પણ અહિંઆં અંગ મહેનતની જરૂર હોવાથી માત્ર ગરીબ વિદ્યાર્થી કે કારીગરના છોકરાઓ નાની ઉમરથી દાખલ થાય છે. તેઓને સાથે સાથે સામાન્ય ડ્રોઇંગનું પણ જ્ઞાન અપાય છે, આથી તેઓ પોતાની કારીગીરીના નિયમો સમજી શકે છે, સુધારી શકે છે અને ઘણી વાર તેવા રૂપમાં લાવી શકે છે. અહિંઆં એક બે કે વધુમાં વધુ ત્રણ વર્ષમાં દરેક છોકરો ચાલાક અને હોશિઆર કારીગર બની જાય છે. દુનિયામાં અંગ મહેનત કરનાર કારીગરોનો ઘણો ખપ હોવાથી તેને આજીવિકા ઉત્પન્ન કરવામાં મુશ્કેલી નડતી નથી. મુંબઇના ઝવેરીઓની દુકાનોમાં, વર્કશોપમાં, નાટકશાળાઓમાં, ફરનીચરના કારખાનામાં તેઓને સારી રોજી મળે છે. સારો કારીગર ઘણીવાર પાંચ પાંચ રૂપીઆ સુધીનું રોજ લેતો જાણવામાં આવેલ છે. સાધારણમાં સાધારણ કારીગર એક રૂપીઆના રોજમાંથી જતો નથી. આ કલાસોમાં ઘણો ભાગ માફી હોય છે, અગર જુજ ફી આપવાની હોય છે.

સ્કુલના નિયમો, ફીનો દર, જોઇતાં સાહિત્યો, વિગેરે જાણવાને સ્કુલ તરફથી દર વર્ષે બ્હાર પડતા પ્રોસ્પેકટસમાં સંપૂર્ણ વિગતો આપવામાં આવે છે.

ર. મ. રાવળ.

---

# રાજા.

[ Bjornson કૃત The King ઉપરથી. ]

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

(દૃશ્ય—ગમનરામનાં કારખાનામાં વિશાળ દીવાનખાનું. ભીંતો ખાલી છે. ડાબી તરફ, આસરે અર્ધોઅર્ધ આગળ નાનું પ્લેટફોર્મ છે. રેલ્વે કંપનીના ભાગીદારોની સભા ચાલે છે. પ્લેટફોર્મની સંમુખ ભદ્ર લોકો બેઠા છે: પ્રાકૃત લોકો મુખ્યત્વે ખેડુતો અને મજૂરો, જ્યાં જગ્યા મળી ત્યાં બેઠા અથવા ઉભા છે. જમણી તરફ મ્હોટી બારીઓ ઉઘાડી છે; બહારથી સાંભળતું લોકોનું બીજું ટોળું બારીઓમાંથી દેખાય છે. પ્લેટફોર્મની કોર આગળ ગમનરામ ઉભા છે અને સભાને સંબોધે છે.)

ગમનરામ—અને, આપણા શહેર પાસે થઈ રેલ્વેની મુખ્ય લાઈન નહિ જઈ શકે એવું લાગ્યું ત્યારે, અમે અમારી બધી મહેનત ધૂળધાણી થવા દેવા કરતાં, અમારી જોખમદારીથી પેટા લાઈન બાંધવાનું નક્કી કર્યું. આ ઉદ્યોગના ડીરેક્ટરોના મંડળના સભાપતિ ચૂંટાવાનું માન મને મળ્યું છે. અમારા જેટલી અમર્યાદિત સત્તા કોઈ ડીરેક્ટરોને કદી સોંપવામાં નહોતી આવી–વખતે, કયે રસ્તે લાઈન નાંખવી તે વિશે બે મત નહોતા એ કારણથી હશે; જમીનની કુદરતી રચનાપરથી રસ્તો સ્પષ્ટ રીતે જણાતો હતો. માત્ર જ્યારે રોલીંગ સ્ટોકની ખરીદીનો સવાલ ઉઠયો ત્યારેજ મતભેદ થયો—ડીરેક્ટરોમાં નહિ, પરંતુ ભાગીદારોમાં. તેમનો મ્હોટો ભાગ ખેડુતો અને મજૂરોનો હોવાથી એક જ વર્ગની ગાડીઓ સામાન્ય થઈ ક્લાસ ગાડીથી સ્હેજ વધારે આરામદાર જાતની ગાડીઓ ખરીદવાનું અમે નક્કી કર્યું હતું. અમારો ગુન્હો હોય તો તે આ! આ બાબત સંબંધે સામાન્ય લાગણી કેવી છે તે આજની સભાથી કદાચ જણાશે. અમારી સત્તાઓ નિર્મર્યાદિત હોવાથી આ સંબંધમાં કોઈની પણ સલાહ લેવા અમે બંધાએલા નહોતા; પણ, તેમ છતાં, ભાગીદારોની સભા બોલાવી તેમની આગળ આ પ્રશ્ન રજૂ કરવાનું અમે ઠરાવ્યું. અને ડીરેક્ટરોની તરફથી, આવડી સંખ્યામાં હાજરી આપવા માટે ભાગીદારોનો ઉપકાર હું માનું છું; જુવાન અને વૃદ્ધ, સ્ત્રીઓ અને પુરૂષો, ભાગીદારોના ત્રીજા ભાગે આજે હાજરી આપેલી લાગે છે. હવે સભાનું પહેલું કામ પ્રમુખ ચૂંટવાનું છે. (બેસી જાય છે.)

નગરશેઠ:—(અટકીને). હું દરખાસ્ત મૂકું છું કે મે. રા. રા. કલ્યાણદાસભાઈ, આપણા સર ન્યાયાધીશ સાહેબ, જેમણે આ સભામાં પધારી આપણને માન આપ્યું છે અને જેમને આંહિ હાજર જોતાં આપણને સૌને આનંદ થાય છે. તેઓ સાહેબ પ્રમુખસ્થાન લેવાની મેહરબાની કરશે.

ગમનરામ:—સભા આગળ એવી દરખાસ્ત છે કે સર ન્યાયાધીશ સાહેબે પ્રમુખસ્થાને બિરાજવું. એ સૌને મંજૂર છે એમ માનું? (નિઃશબ્દતા.)

નગરશેઠ:—હા. (હસવાનો ખડખડાટ.)

ગમનરામ:—પક્ષાપક્ષીથી નિર્લિપ્ત લાગતા બીજા કોઈને સભા ચૂંટે તો વધારે સારૂં.

અહલટ:—(અર્ધો ઉઠીને, હાથમાં ચશ્મા પકડી.) ત્યારે તો આ પ્રદેશમાં નહીં વસતો હોય એવા કોઈને બોલાવી મંગાવવો પડશે! એવો નિર્લિપ્ત જણ કોઇ આંહિ રહ્યો નથી! (હસાહસ, બેસી જાય છે.)

શાસ્ત્રી:—સર્વે સત્તાનો પ્રવાહ ઉપરથી પડે છે. આપણી ઉપર સત્તા ચલાવવા જેઓ નીમાએલા છે તેમનો બોલ પાળવો તે પરમેશ્વરની આજ્ઞાને આધીન થવા જેવું છે. પરંતુ આજકાલ લોકો આજ આજ્ઞાધીનતાની સામે બંડ ઉઠાવે છે.

ગમનરામ:—આપણા ઉપર સત્તા ચલાવી શકે એવા જાણીને જ ચૂંટતા માંગીએ છીએ. હાલ એવો સત્તાધીશ કોઇ નથી.

શાસ્ત્રી:—ના, તે જ છે ને. આજકાલ હરેક સભા પોતાની મેળે સત્તાને માટે હક કરતી લાગે છે. ખરેખરી સત્તા પ્રત્યે, ચાલો, સન્માન બતાવો—આપણું બાપ તરફ બતાવીએ તેવું. (બેસી જાય છે.)

ગમનરામ:—ત્યારે, સ્થિતિ હું જેટલી કળી શકું છું તે પ્રમાણે સર ન્યાયાધીશ સાહેબ માટે દરખાસ્ત થઇ છે અને તેને અનુમોદન મળ્યું છે?

શાસ્ત્રી:—હા.

ગમનરામ:—કોઇ બીજા માટે દરખાસ્ત કરવા કોઈની મરજી છે? (શાંતિ.)

અહલટ:—સર ન્યાયાધીશ સાહેબ આપને પ્રમુખાસન પર બિરાજવા વિનંતિ કરૂં?

કલ્યાણરાય:—(ઉભા થઇને) આ રીતે ચૂંટાવામાં મ્હોટું માન હોય કે કેમ તે હું જાણતો નથી; પણ આસનપર બેસીશ, સભાના કામનો વ્યવહાર ચલાવી શકાય એટલા ખાતર જ (પ્લેટફોર્મ ઉપર પોતાને આસને બેસે છે. અને ટેબલપર મોગરીથી ટપટપ કરે છે.) સભાનું કામ ચાલુ કરવા ફરમાવું છું.

ગમનરામ:—(ઉભા થઇને.) પ્રમુખ સાહેબ!

કલ્યાણરાય:—ગમનરામ શેઠ સભાને સંબોધે છે.

ગમનરામ:—ડીરેક્ટરોએ સૂચવેલો ઠરાવ આ પ્રમાણે છેઃ "સામાન્ય થર્ડ ક્લાસ ગાડીથી સેજ વધારે આરામવાળી ફક્ત એકજ વર્ગની રેલ્વે ગાડીઓ ખરીદવામાં આવશે." (લખેલો ઠરાવ પ્રમુખને આપી બેસી જાય છે.)

કલ્યાણરાય:—સભા સમક્ષ આ ઠરાવ રજૂ થયો છે. (વાંચી બતાવે છે.) ઠરાવ ઉપર કોને બોલવું છે? (શાંતિ.) ચાલો, ઉઠો, કોઇએ બોલવું જોઇશે—નહિ તો પરબારા મારે મત લેવા પડશે. (શાંતિ, અહિંતહિં હસાહસ પછીથી.)

શાસ્ત્રીઃ—પ્રમુખ સાહેબ !

કલ્યાણરાયઃ—શાસ્ત્રીજી સભાને સંબોધે છે.

શાસ્ત્રીઃ—આ મેળાવડામાં, ઘણા જુવાન માણસોને, ઘણી જુવાન સ્ત્રીઓને પણ જોઉં છું; અને મારે પ્રશ્ન કરવો પડે છે શું જુવાનોને અને યુવતીઓને પણ કાર્ય-વ્યવહારમાં સામેલ થવા દેવામાં આવશે ?

કલ્યાણરાયઃ—ઉમ્મર લાયક થએલા કોઇ પણ ભાગીદારનો એ હક છે.

શાસ્ત્રીઃ—પણ શાસ્ત્રો સ્પષ્ટ મના કરે છે: સ્ત્રીઓએ જાહેર સ્થળોમાં બોલવું નહિ.

કલ્યાણરાયઃ—ઠીક, તેઓ તેમની જીભને વશ રાખશે, ત્યારે. (હસાહસ.)

શાસ્ત્રીઃ—પ્રકૃતિ અને શાસ્ત્રો જે વિનય અને લજ્જા સ્ત્રીઓનાં લક્ષણ તરીકે લેખે છે તદનુસાર રેલ્વેની સભામાં તેઓ મત આપે એ હકીકત પણ મને ઠીક લાગતી નથી. ખોટા રસ્તાપર એ પહેલું પગલું છે એવું મારું માનવું છે. શાસ્ત્રો કહે છે—

કલ્યાણરાયઃ—પોતાની મેળે એ બાબતનો નિકાલ એમને જ કરવા દો. બીજું કોઇ–?

શાસ્ત્રીઃ—(વચમાં બોલી ઉઠે છે.) પ્રમુખ સાહેબ, જો શાસ્ત્રોનો આધાર નહિ આપવા દો તો, પોતાના બાપની સામે જુવાન મત આપે, અથવા પોતાના ધણીની સામે સ્ત્રી મત આપે એ દેખાવ વિશે, કાંઇ નહિ તો મને કહેવા દો—

કલ્યાણરાયઃ—મને કહેશો કોણ એની મના કરી શકે ? બીજા કોઇને બોલવું—?

શાસ્ત્રીઃ—(વચમાં બોલી ઉઠે છે.) શાસ્ત્રો મના કરે છે, પ્રમુખ મહાશય !—શાસ્ત્રો, જે માનવાને આપણે સૌ બંધાએલા છીએ, જોકે—

ગમનરામઃ—(ઉભા થઇ વચમાં બોલે છે) પ્રમુખ સાહેબ !

કલ્યાણરાયઃ—ગમનરામ શેઠ સભાને સંબોધે છે.

ગમનરામઃ—હું એટલુંજ પૂછવા ઇચ્છું છું કે—

શાસ્ત્રીઃ—પણ સભાને હું સંબોધતો હતો !

કલ્યાણરાયઃ—ગમનરામ શેઠ ભાષણ કરે છે.

શાસ્ત્રીઃ—એ રૂલીંગ સામે હું વાંધો લઉં છું !

અલ્લરઃ—(અર્ધી ઉઠીને) શાસ્ત્રી મહારાજે સત્તાને આધીન થવું જોઇએ. (હસાહસથી વચ્ચે બેસી જાય છે.)

શાસ્ત્રીઃ—અન્યાય કરે ત્યારે નહીં ! હું સભાને અરજ કરૂં છું !

કલ્યાણરાયઃ—બહુ સારૂં !—શાસ્ત્રીજીના સંભાષણની તરફેણમાં હોય તેઓ મહેરબાની કરી ઉભા થશે ? (કોઇ ઉઠતું નથી; અને જે પૂર્વે ઉભા હતા તેઓ પણ વાંધા

વળી જાય છે. (હસાહસ) શાસ્ત્રીજીએ ભાષણ ન કરવું એવું સર્વાનુમતિથી મંજૂર (શાસ્ત્રી બેસી જાય છે.) ગમનરામ શેઠ સભાને સંબોધશે.

**ગમનરામઃ**—(ઉભા થઇને) હું મારો હક જવા દઉં છું! (ફરીથી હસાહસ)

**નગરશેઠ**—(ઉભા થઇને) પ્રમુખ સાહેબ!

**કલ્યાણરાયઃ**—નગરશેઠ સભાને સંબોધે છે.

**નગરશેઠઃ**—થોડામાં ઘણું કહું તો, ડીરેક્ટરોની આ દરખાસ્ત ઘણા માણસોને અસામાન્ય લાગે છે અને એ માણસોમાંનો એક હું છું. શું તેમની એવી દરખાસ્ત છે કે મારા કુટુંબની બાનુઓ—મારી જાતને એમાંથી બાતલ રાખીશ કારણ કે રાજપુરૂષ તરિકે મારે બધી વર્ણના લોકો સાથે મળવું પડે છે—હે, શું તેમની એવી દરખાસ્ત છે જે જેમનો મૃદુ ઉછેર છે એવી બાનુઓ શામજી ભામજી ભુદ્દાચોરો સાથે મુસાફરી કરશે?—કદાચ જેલમાં લઇ જવાના કેદીઓ સાથે કે હાડીઆઓ સાથે? શું સર ન્યાયાધીશ સાહેબ પોતે જેઓને રાજ્યરત્નનો માનવંતો ખિતાબ મળ્યો છે તેઓ સાહેબ પોતે દારૂડીઆ કોળી વાઘરી સાથે મુસાફરી કરશે? ધારો કે હજુર સાહેબ પોતેજ આ ખુશનુમા પ્રદેશની મુલાકાતે પધારે,—રાજનગરના ઘણા સારા માણસોએ અહિં બંગલા બાંધ્યાં છે ત્યારથી આ પ્રદેશની એવી સારી આબરૂ થઇ છે—એટલે, શું તેઓ નામદારે પણ આવી થર્ડ કલાસ ગાડીમાં મુસાફરી કરવી? અને ભોગ લાગે તો છાણની દુર્ગંધ મારતાં ગોવાળોની સોબતમાં?—એવા લોકો સાથે, જે હમેશાં ગંદા,—પણ, સભ્યતાની ખાતર હું આગળ બોલતો નથી, અહિં બાનુઓ હાજર છે એટલે (હસાહસ). "કરકસર" સૂચવતું કોઇને હું સાંભળું છું. આજ કાલ એ શબ્દ બહુ માનીતો થઇ પડ્યો છે. પણ મને કોઇ સમજાવશો કે આપણા કપડાં બગાડવાથી શું બચાવીશું? (હસાહસ) શું ફર્સ્ટ કલાસ ગાડી થર્ડ કલાસ ગાડી કરતાં વહેલી નકામી થઇ જાય છે? અલબત, એનું ખરચ વધારે થાય છે પણ ભારે દર રાખવાથી ખરચ તરતજ વળી જાય છે. વેપારી નજરથી ગમે તેમ તપાસું છું છતાં મને આ દરખાસ્ત માટે કોઇ પણ વાજબી કારણ જડતું નથી. એ સમજવા માટે, આ બાબતના રાજ્યદ્વારી સ્વરૂપ પ્રત્યે નજર નાંખવાની છે; રાજ્યનીતિને ઘસડી લાવવા હું આનાકાની કરૂં છું. અંતે, હું એટલુંજ કહી શકીશ કે જેમણે આ દરખાસ્ત આણી છે તેઓ એમાંથી નફો મેળવાની આશા રાખે છે; રેલ્વેને ખરેખર બિલકુલ મળવાનો નથી. (બેસી જાય છે.)

**કલ્યાણરાયઃ**—છેલ્લા શબ્દો બીજાઓને ગુન્હેગાર ઠરાવવા જેવા જરા—

**નગરશેઠઃ**—(ઉભા થઇને) જે સર્વેના દિલમાં છે તેનું મેં માત્ર સૂચન કર્યું છે. (બેસી જાય છે.)

**કલ્યાણરાયઃ**—કોઇ પણ વકતા અન્યોપર દોષારોપણ કરવામાં 'ઓરડર' માં નથી રહેતો, પછી ભલેને દરેક જણના દિલમાં તે હોવાનું ધારી લેવાય તો પણ—બાહ્ય અલ્લટ બોલવા ઇચ્છે છે એવું હું જોઉં છું.

**અલ્લટઃ**—મનુષ્ય સ્વભાવ ભંગુર છે. આવી દરખાસ્ત કેવી રીતે આપણી સંમુખ રજૂ થઇ તેનો પુરતો ખુલાસો એથી થઇ જાય છે. પણ પ્રમાણિકતાથી—કારણ કે આપણે બધાએ પ્રમાણિક થવું જોઇએ! મને એમ લાગે છે કે આથી જે કાંઇ દેખીતો લાભ થશે તેનો ભંગ પ્રતિષ્ઠાની હાનિથી વળી રહેશે. (બુમાબુમ) છેલ્લાં થોડાં વર્ષો થયાં આપણે ત્યાં જુદોજ પવન વાય છે—કારખાનાઓ અને પરદેશી મજૂરો, અને ઉનાળામાં હવા ખાવા આવતા લોકોને લીધે. પૂર્વે આવી ગડબડ નહોતી અથવા "સમાનતા" ની આટલી બધી વાતો થતી નહોતી. અને હવે, આપણે એવો દેખાવ કરીએ કે અહિં સમાજનો એકજ વર્ગ છે—અને તે પણ ત્રીજો વર્ગ—તો હું જાણું છું કે એથી ખોટું લગાડવામાં હું માત્ર એકલો નથી. ખરેખર અમે અમારા મજુરોના ખોળામાં બેસવા ઇચ્છતા નથી; અને એવીજ રીતે તેમને અમારા ખોળામાં બેસાડવા માગતા નથી. (બેસી જાય છે.)

**ગમનલાલઃ**—આપણા મિત્ર નાગરશેઠને પોતાની રાજનિષ્ઠાની વાત કરવાનો બહુ શોખ છે; છતાં આ બાબતમાં પણ હજુર સાહેબનું નામ એમણે ખેંચી આણ્યું છે તેથી મને બહુ જ અજાયબી થાય છે. એમના જેવી ઉંચી સ્થિતિના મહા રેલ્વે ગાડીમાં મુસાફરી કરશે તે સંબંધમાં—ઠીક, કદાચ આપણી ગાડીઓ સારી નહીં હોય, તો જણાવું છું કે એ નામદારનું ખાનગી સલૂન મ્હોટી લાઇનની માફક આપણી લાઇન ઉપર વાપરી શકાશે. અને આપણા જેવા સાધારણ માણસોને પ્રાકૃત વર્ગ સાથે ભેળભેળ થવાની દહેસત લાગતી હોય તો તેઓ સૌ સરખા એકઠા થઇ એક એક ગાડીમાં બેસી શકશે. આપણા ગામડીઆઓ જેરજુલમથી તેમની વચ્ચે આવી બેસશે એવી દહેસત મને તો જરા પણ લાગતી નથી. તેઓ તો હોવા જોઇએ તેથી પણ વધારે બ્હીકણ અને શરમાળ છે. બધી નાની લાઇનો ઉપર–અરે કેટલીક મ્હોટી લાઇનો ઉપર પણ-વધારે આરામ અને અપેશવાળી ગાડીઓનું ખરચ ઓછા આરામ અને અપેશવાળી બીજા અને ત્રીજા વર્ગની ગાડીઓ ભરે છે; પહેલા વર્ગનું ખરચ ત્રીજા વર્ગના મુસાફરોના પૈસાથી નભે છે. માટે જ ઓછા આરામથી મુસાફરી કરનારાને ખરચે કેટલાક મુસાફરો વધારે આરામથી મુસાફરી કરે એજ સ્થિતિ અમારે આણવી નથી. (પ્રશંસા). આપણા એક વૃદ્ધ જને અમારા ઉપર એવો અપવાદ મૂકયો છે કે અમે જૂના રીવાજો ફેરવી નાંખવા માંગીએ છીએ. સારૂં, આપણા એક જુના રીવાજથી—શેઠો અને નોકરોની વચ્ચે જુદાઇની ખાડી છે તે તેથી વધારે પહોળી થતી હોય તો મારે એટલુંજ કહેવાનું છે કે એ નવાબી રીવાજ જલદી નાબુદ થાય તેમ સારૂં; કારણ કે એ સારો રીવાજ નથી; અરે એ તો હાનિકારક છે. (ગડગડાટ) અને આ પ્રશ્નના રાજ્યદ્વારી સ્વરૂપ સંબંધે—

**કલ્યાણરાયઃ**—આંહિ રાજ્યદ્વારી ચર્ચા બાતલ રાખીએ તો કેમ? તમને કેમ લાગે છે?

**ગમનરામઃ**—(હસતો નમે છે) પ્રમુખ સાહેબ, હું એજ કહેવા જતો હતો; આપણે રાજ્યદ્વારી ચર્ચા બાતલ રાખવી જોઇએ. (હાસ્ય અને પ્રશંસાના ધ્વનિમાં

બેસી જાય છે. શ્રોતાઓમાં પહેલા જુવાનો અને પછી વૃદ્ધ બેઠુતો એક બીજા સાથે અંદર અંદર આ બાબતની ચર્ચા કરે છે, વધારે ને વધારે ઉંચા અવાજથી.)

**કલ્યાણરાયઃ**—જ્યાં લગી આ કામ પત્યું નથી ત્યાં લગી શાંત રહેવા સભાને હું વિનંતિ કરૂં છું. નગરશેઠ બોલવા ઇચ્છે છે.

**નગરશેઠઃ**—હું કબૂલ કરૂં છું કે હું રાજનિષ્ઠ છું.

**કલ્યાણરાય**—બહારવાળા લોકો શાંત રહેશો!

**અલ્લટઃ**—(બારીએ જઇને) ગરબડ નહીં કરો!

**નગરશેઠઃ**—હું કબૂલ કરૂં છું કે હું રાજનિષ્ઠ છું. જ્યારે આ રેલ્વેની યોજના કરી ત્યારે, એ અગત્યના પ્રસંગે આપણને પ્રથમ વિચાર થયો કે કદાચ નામદાર હજુર સાહેબ આપણે ત્યાં પધારવાની ઇચ્છા જણાવવાની મહેરબાની કરે. એ હકીકત એમને કાને જાય એમાં આ પ્રદેશના વતની તરીકે હું માન સમજું છું. આપણને એમ કહેવામાં આવ્યું છે, "એનું ખાનગી સલુન એને વાપરવા દો"! નહીં, પ્રમુખ સાહેબ, નામદાર હજુર સાહેબ વિશે બોલવાની આ રીત નથી! અને એમના અમલદાર વર્ગનું કેમ? શું તેઓ પણ બીજા વર્ગની ગાડીમાં બેસશે? મારૂં એટલું કહેવાનું છે કે એમની રેલ્વે ગાડી—એમના અમલદારોનો અનાદર કરવાથી આપણે ખુદ હજુર સાહેબનો અનાદર કરીએ છીએ. તેથી એ આગળ જવા દો. નામદાર હજુર સાહેબના અમલદારો એમના પ્રતિનિધિ છે અને એમના પ્રત્યે યોગ્ય આદર ન બતાવવો એ નામદારશ્રીનું વધારે અપમાન કરવા જેવું છે. મને ખબર છે કે શ્રોતાઓમાં ઘણાંકને આ કઠતું લાગે છે, રાજસેવકને બીજાઓ કરતાં વધારે માન આપવું જોઇએ એવું તેઓ માનતા નથી. બહુમતિ અમલ ચલાવે છે અને બહુમતિ માત્ર પોતાના અને પોતાના ખાંધીઆઓના સ્વાર્થોનોજ વિચાર કરે છે. પણ છતાં આપણી સમાજમાં થોડાક એવા છે જેઓ સમાજના કાર્યવ્યવહારનો ભાર વહન કરે છે અને એની આબરૂ જાળવે છે, અને એવા અમે, જે "સમાનતા"ના ગારામાં આપણામાંના પ્રત્યેકને ગરકાવી દેવા માંગો છો તેમાં ઘસડાવા કદી પણ અમારી સંમતિ આપીશું નહીં! (બુમાબૂમ.)

**કલ્યાણરાયઃ**—વકતા સાહેબ રાજ્યશાસ્ત્ર પર આક્રમતા હોય એમ મને લાગે છે—

**નગરશેઠઃ**—કદાચ કરતો હઇશ. પ્રમુખ સાહેબ! પણ કયો પ્રમાણિક માણસ સત્યને છાંડી શકે છે? જેવું સર્વ હોવું જોઇએ તેવું આદિ હતું ત્યારની સ્થિતિ અને હાલની આપણી સ્થિતિની જ માત્ર સરખામણી કરોને; જ્યારે રાજા અને તેના અમલદારો પ્રત્યે માન બતાવાતું; આવાં લોકોપયોગી કામો કરતાં જેમને આવડતું હતું તેમનાં હાથમાં હતાં, જ્યારે કલગીતોરાની મેહફિલો જામતી, બળદની સરતો રમાતી, અને એવા બીજા મઝેના ગમ્મતતહેવારો ઉજવાતા અને—હું—ઠીક—સરખાવો ત્યારની સ્થિતિ અને આજની સ્થિતિ—એટલે "લોકો" વિશેની આ બધી વાત સાથે; દાખલા તરીકે—

**કલ્યાણરાયઃ**—ચર્ચાનો વિષય રેલ્વેના ડબ્બાઓ છે.

**નગરશેઠઃ**—બરાબર! પણ, પ્રમુખ સાહેબ, આ દરખાસ્તનો મુદ્દો શો છે? શું એનો જન્મ વિનાશના, બધાંને સરખાં કરી દેવાના આવેશમાંથી નથી થતો? જેનો ઉદ્દેશ રાજસત્તા નાબૂદ કરવા, સર્વે સત્તાનો ધ્વંસ કરવા—

**શાસ્ત્રી:**—અને ધર્મનો પણ, શેઠજી!

**નગરશેઠ:**—અને ધર્મનો, તદ્દન સાચી વાત છે! હા, તેમ ધર્મ અને—

**કલ્યાણરાયઃ**—ચર્ચા રેલ્વેના ડબ્બાઓ વિશે ચાલે છે.

**નગરશેઠ:**—કબૂલ પણ મારા જેવો વૃદ્ધ રાજ્યપુરૂષ, એક વેળા જે સન્માન પાત્ર હતો, તે જ્યારે સમાજના સ્તંભ ખળભળી જતા જુવે છે અને જેને દારૂણમાં દારૂણ યંત્રણા દુઃખની થાય છે—

**કલ્યાણરાયઃ**—છેલ્લીવાર ધ્યાન ખેંચું છું. રેલ્વેના ડબ્બાઓ વિશે ચર્ચા ચાલે છે!

**નગરશેઠ:**—(લાગણીઓથી આવિષ્ટ થઈને). મારે વધારે કહેવાનું નથી. (બેસી જાય છે.)

**કલ્યાણરાયઃ**—ભાઇ અલ્લટ બોલવા ઇચ્છે છે.

**અલ્લટ:**—(ઉભા થઈને). સભા આગળનો પ્રશ્ન જાતે નજીવો છે પણ મને દહેસત એનાં ફળોની લાગે છે. હવે આવી જ જાતની અનેક દરખાસ્તો આવવાની આપણે આશા રાખવાની. "સમાનતા" ના આ વાવટા નીચે આવવા આપણો સમાજ ઉત્કંઠ હતો એવું કદી પણ કહેવાઓ. એવા માટે એની આબરૂ જોઈએ એટલી વૃદ્ધ અને સંમાનવાળી છે! પણ એક વાત મારે કહેવી છે. આની પૂર્વે, આપણી વચ્ચે સૌથી શ્રીમંત ગૃહસ્થને વસેલો જોવાથી માન અને આબરૂ સમજતા હતા. પણ જ્યારે આવી જાતની 'લોકહિતૈષી' દરખાસ્તનું સમર્થન કરવામાં એમનેજ ઘણાજ ઉત્કંઠ જોઈએ, ત્યારે, બધી રીતે. મારાથી સમજાતું નથી કે કેવી રીતે–અરે, ઠીક, આપણા પ્રમુખ સાહેબ જેને 'દોષારોપણ' કહે છે તે કરવાનું જોખમ હું નહીં વ્હોરૂં; હું બેસી જઇશ અને જીભ સખણી રાખીશ કોઇપણ રીતે એમ વર્તવાનો મને હક નથી. (બેસી જાય છે.)

**કલ્યાણરાયઃ**—ગમનરામ શેઠ બોલે છે.

**ફાલ્ગુનઃ**—ગમનરામ શેઠને માટે 'થ્રી ચીઅર્સ,'! (લગભગ આખી સભા તાળીઓથી વધાવી લેછે. કલ્યાણરાય તેમને બેસાડી દેવા નાહકની બૂમો મારે છે અને ટેબલપર મોગરી ઠપકારે છે.)

**કલ્યાણરાયઃ**—(શાંતિ આવી ત્યારે). સભાએ પોતાના પ્રમુખ પ્રત્યે આદર રાખવો જોઇએ એટલી હું વિનંતિ સૌને કરૂં છું. નહીં તો મારે ખુરસીનો ત્યાગ કરવો પડશે.—ગમનરામ શેઠ સભાને સંબોધશે.

ગમનરામ:—જે યોજના રજૂ થઇ છે તે તદ્દન નવી નથી. લાંબા વખતથી એ પ્રચારમાં છે. અમેરિકામાં—

શાસ્ત્રી, અલ્લટ અને બીજાઓ—હા, અમેરિકામાં!

નગરશેઠ:—(ઉભા થઇને) પ્રમુખ સાહેબ, છેવટે રાજદ્વારી ચર્ચા કરવાની છે?

કલ્યાણરાય:—અમેરિકાનું નામ દેવું એટલે રાજ્યદ્વારી ચર્ચા કરવી એવું મને લાગતું નથી.

નગરશેઠ—જો અમેરિકાથી નહીં તો શેને આપ રાજ્યદ્વારી ચર્ચા ગણો છો?

કલ્યાણરાય:—રાજ્યદ્વારી ચર્ચા કરવી એટલે—ઉદાહરણ તરિકે—આપ સાહેબે જે દલીલો વાપરી ચર્ચા કરી તે. ગમનરામ શેઠ ચલાવો.

ગમનરામ:—શાસ્ત્રીજી બોલવા ઇચ્છે છે. એમને બોલવા દેવા ઘણી ખુશીથી હું બેસી જઇશ.

કલ્યાણરાય:—શાસ્ત્રીજી સભાને સંબોધશે.

શાસ્ત્રી:—આ મેળાવડામાં હું ઘણાને જોઉં છું જેઓ મારા યજમાન છે. ગૃહસ્થો, આપની સૌની ખાતર હું આવ્યો છું. તમે તમારે કાને સાંભળ્યું છે—આખો પ્રશ્ન રાજ્યદ્વારી છે; અને સુજ્ઞ સનાતનીઓ, રાજ્યદ્વારી ચર્ચાથી અળગા રહેવાનો હું તમને આગ્રહ કરૂં છું! આપણાં શાસ્ત્રોમાં શું કહ્યું નથી: "સંસારથી નાસો"? આ સ્વતંત્રતા, આ સમાનતા, જેની આ બધા વાતો કરે છે એ આત્માની સ્વતંત્રતા નથી, નથી એ સમાનતા—

કલ્યાણરાય:—શાસ્ત્રી મહારાજ! કથા કરવા બેસો ત્યારે આ ઉપદેશ આપવા આપને મારી ભલામણ છે. હમણાં તો માફ કરો. (સ્હેજ હસાહસ)

શાસ્ત્રી:—પ્રસંગ પરત્વે અને પ્રસંગ ન હોય ત્યારે પણ કર્તવ્યનો બોધ કરવો જોઇએ; એટલે—

કલ્યાણરાય:—આગળ બોલવાની હું મના કરૂં છું.

શાસ્ત્રી:—શાસ્ત્રો કહે છે "મનુષ્યો કરતાં ઇશ્વરની આજ્ઞા માનજો"! મારા સુજ્ઞ યજમાનો, ચાલો આ સભાનો ત્યાગ કરો! ચાલો કોણ બ્રાહ્મણનો સથવારો કરે છે? (દરવાજા ભણી થોડાં પગલાં ભરે છે પણ કોઇ એમની પાછળ આવતું નથી. હસાહસ. ઉંડો નીસાસો મૂકી પોતાની જગ્યાએ બેસી જાય છે)

કલ્યાણરાય:—હવે કોઇને બોલવું ન હોય તો—

વિનાયક:—પ્રમુખ સાહેબ!

કલ્યાણરાય:—વિનાયકરાવ બોલવા ઇચ્છે છે.

વિનાયક:—આજના કામકાજથી મને ચીનનું અને ચીનાઇ મેંડેરીનોનું સ્મરણ થઇ આવે છે. એ મેંડેરીનો પોતાથી હલકા માણસોને પોતાની પાસે આવવા દેતા નથી—અલબત કેટલીક વાર એવું પણ મને થયું છે કે હું હજૂ આપણા દેશમાં છું અને કોઇ મ્હોટી સત્તા, દિલ્હીના મુગલ બાદશાહોથી પણ વધારે મ્હોટી સત્તાની હજુરમાં છું—જે

પોતાની પાસે નથી તે બીજાઓ પણ ન વાપરે એવી આકૂત વર્ગની અદેખાઇ વિશે મારો નિર્દેશ છે. બન્ને પક્ષનું સમાધાન કરવા આ પ્રમાણે સૂચના કરવાનું મને મન થયા છે. ઘણીવાર થાય છે તેમ ડબ્બાઓ બે માળના કરો. જેમને એકલા મુસાફરી કરવી હશે તે ઉપલે માળે બેસશે; અને બીજાઓને પણ સંતોષ થશે કારણકે આખરે સૌ એક જ ડબ્બામાં મુસાફરી કરશે ને. ( જબરી હુસાહુસ. )

કલ્યાણરાય:—જો કોઇની બોલવાની ઇચ્છા ન હોય ( ગમનરામ તરફ જુવે છે, પણ તે માથું હલાવી ના પાડે છે ) તો હવે હું દરખાસ્ત ઉપર મત લઇશ. ડીરેકટરોએ રજૂ કરેલી દરખાસ્ત, જે આપણી સભા પાસે મોજુદ છે, તે આવી છે—

નગરશેઠ:—માફ કરો, પણ હુજુરશ્રીને માટે સલૂન રાખવાની મારી દરખાસ્તનું શું થયું ?

કલ્યાણરાય:—આપની સૂચના કાયદેસરની દરખાસ્ત હતી એમ હું સમજ્યો નહોતો.

નગરશેઠ:—પણ તે હતી.

કલ્યાણરાય:—ત્યારે, ડીરેકટરોની દરખાસ્ત ઉપર મત લેવાઇ રહ્યા પછી એના ઉપર મત લઇશ.

નગરશેઠ:—હુજુરશ્રીને લગતી જે દરખાસ્ત હોય તે સૌથી પહેલી હાથમાં લેવાવી જોઇએ.

કલ્યાણરાય:—રાજા પણ તર્કશાસ્ત્રના નિયમોને વશ છે. ડીરેકટરોની દરખાસ્ત છે: "સામાન્ય થર્ડ કલાસથી સેજ વધારે આરામવાળી ફક્ત એક જ વર્ગની રેલ્વે ગાડીઓ ખરીદવામાં આવશે." જેઓ તરફેણમાં હોય તેઓ મહેરબાની કરી ડાબી બાજુએ જશો—ખંડની આ બાજુએ; વિરૂદ્ધમાં હોય તેઓ, જમણી બાજુએ.

( લગભગ બધા ડાબી બાજુ જાય છે. બહારથી તાળીઓના ગડગડાટ અને ધીમે ધીમે અંદર પણ ગડગડાટ થવા લાગ્યા. કલ્યાણરાય મોગરી ઠપકારે છે ) ઓરડર, સાહેબો. ( ગડગડાટ બંધ પડે છે પણ ઉશ્કેરાએલી વાતચિત ચાલે છે. ) ડીરેકટરોની દરખાસ્ત મંજુર થઈ !

નગરશેઠ:—( બૂમ પાડીને ) મત આપવાની પદ્ધતિ દરેક જણના સમજવામાં નહોતી આવી એવી મારી ખાતરી છે !

કલ્યાણરાય:—(મોગરી ઠપકારતાં) ઓરડર, ઓરડર, ( શાંતિ શનૈઃ શનૈઃ આવે છે ). આપ શું કહો છો ?

નગરશેઠ:—મત આપવાની રીત કેટલાક નહીં સમજ્યા હોય; કારણ કે મારી પુત્રી નિષ્ઠા, જે પણ ભાગીદાર છે તેનેએ હું ખંડની સામી બાજુએ જોઉં છું. અલબત, એણે ભૂલ કરી છે.

નિષ્ઠાઃ—ના, ના, બાપુ, મેં નથી કરી. ( જોરથી હુસાહુસ અને તાળીઓ. )

શાસ્ત્રીઃ—ગરીબ બીચારા મારા યજમાનો, મારે તમારે માટે જપ અનુષ્ઠાન કરવાં પડશે !

નગરશેઠઃ—ઓરડર !—નગરશેઠની દરખાસ્ત—

અલ્લટઃ—મારી સૂચના છે કે નગર શેઠે તે પાછી ખેંચી લેવી. આવી સભામાં એની શી દશા થશે તે ચોખ્ખું ચટ જણાઇ આવે છે.

કલ્યાણરાયઃ—જ્યાં લગી પ્રમુખસ્થાને હું છું, ત્યાં લગી સભાનું અપમાન થવા દઇશ નહીં. શું નગરશેઠનો હજુ એમની દરખાસ્ત માટે આગ્રહ છે? ( નગરશેઠ પ્રત્યે ધીમી સૂચના “ ના કહો ! ” )

નગરશેઠઃ—ના.

કલ્યાણરાયઃ—ઠીક, ત્યારે હવે કોઇને બોલવું નથી એટલે હું સભા બરખાસ્ત કરૂં છું. ( દરેક જણ ચાલવા માંડે છે અને ખુબ ઉમંગ અને ગરમાગરમીથી આજના કામકાજની ચર્ચા કરે છે.)

અલ્લટઃ—( પોતાના પુત્ર વલ્લભને ) કેમ દીકરા આ બધાની સાથે, આ વહી ગએલાઓની સાથે, તારા બુઢા બાપની સામે મત આપવાની તારી મકદૂર છે?

વલ્લભઃ—પણ, બાપુ, મને પ્રમાણિકપણે લાગતું.........

અલ્લટઃ—ઘેર જઇએ ત્યાં લગી રાહ જો!

વલ્લભઃ—હં, એમ છે? તો હું ઘેર જઇશ નહીં, લો થયું ! હું અહિં રહીશ અને દારૂ ઢીંચીશ, જાઓ ખુબ પીશ.

અલ્લટઃ—હેં, ચાલ, ચાલ !

વલ્લભઃ—ઠીક, જાઓ, નહીં આવું ! હું તો અહીંજ રહીશ અને દારૂ ખુબ પીશ!

અલ્લટઃ—પણ, વલ્લભ, મારૂં સાંભળ તો ખરો ! ( તેનો હાથ પકડે છે. એવામાં એક અજ્ઞાત પુરૂષે કલ્યાણરાય અને ગમનરામના હાથ પકડ્યા—તેમની પ્રકટ અજાયબી સાથે—ટોળામાંથી તેમને મોખરે આણ્યા છે. તેમની સામે બરાબર તાકીને તે એક ક્ષણ જોતો ઉભો રહે છે એટલે એકદમ કલ્યાણરાય ચમકે છે અને બૂમ પાડે છે. “ હજુર શ્રી ! ” )

રાજાઃ—ચૂપ !

ગમનરામઃ—ખરેખર એ— !

રાજાઃ—( ગમનરામને ) તમારૂં ઘર આંહિ છે; એક ઓરડામાં અમને લઇ જાઓ અને કાંઇ ખાવા પીવાનો બંદોબસ્ત કરો. ચુનાની ભઠ્ઠી જેવું મારૂં ગળું સોસવાણું થઇ ગયું છે !

( પડદો. )

રણજીતરામ વાવાભાઇ.

# મુંબઈમાં પ્રાથમિક શિક્ષણ સંબંધી ચળવળ

ઘણા કારણોના સંયોગે મુંબઈ જેવી અલબેલી નગરીમાં પ્રાથમિક શિક્ષ પ્રગતિ નાના શહેરો કરતાં થોડી છે. ઉત્પન્નના પ્રમાણમાં આ શિક્ષણ માટે ખર્ચના ટકા સરખાવીએ, કે નિશાળે જતા બાળકોનાં પ્રમાણ સરખાવીએ, સંખ્યાના માથા દીઠ થતો ખર્ચ સરખાવીએ કે નિશાળના મકાનોની સ્થિતિ સ વીએ, દરેક રીતે તપાસતાં મુંબઈ શહેર સુરત, પુણા, નડીઆદ, ભરૂચ, સાતારા અનેક શેહેરો કરતાં પશ્ચાત છે. આખા હિંદુસ્થાનમાં પ્રથમ પદ ધરાવવાનો દાવે નાર શેહેર માટે આ સ્થિતિ નીચું જોવડાવનારી છે. આવી સ્થિતિ હોવાના કારણો નીચે પ્રમાણે છે.

### "બગડે બે"

(૧) ૧૮૯૦ થી ૧૯૦૮ સુધીના અઢાર વર્ષ સુધી મુંબઈ શહેરની પ્રા નિશાળોનો વહીવટ એક સહિયારી (Joint) કમિટીથી ચાલતો. તે કમિટીમાં સભાસદ સરકારના અને ચાર મ્યુનિસીપાલીટીના હતા. ખર્ચ પણ સરખે કરવાનો હતો. સરકાર વિશેષ ખર્ચ કરે નહીં અને તેનું દેખીને મ્યુનિસીપા પણ કરે નહીં. "પાડા વઢે ત્યાં ઝાડનો ખે." બંને માતબર ખાતાં, પણ ખર્ચે નહીં તેથી નાનકડા શેહેરોની ગરીબડી મ્યુનિસિપાલીટીઓ કરતાં પણ વર પ્રમાણમાં ઘણો ઓછો ખર્ચ થતો હતો.

૧૯૦૯ થી એકલી મ્યુનિસીપાલીટીના હાથમાં પ્રાથમિક કેળવણીની જવાબ સોંપવામાં આવી છે, અને ત્યારથી વાર્ષિક ખર્ચ વધીને અઢી લાખથી આજે પાંચ લા થયો છે. પરંતુ દસ લાખ થવો જોઈએ તેને બદલે પાંચ લાખ થાય છે તેથી થવી જો તેટલી પ્રગતિ થઈ નથી અને બીજા શેહેરોની બરોબરીમાં હજુ મુંબઈ આવી શક્યું

### વસ્તીમાં મજુરોનું મોટું પ્રમાણ.

(૨) મુંબઈ, અમદાવાદ, કરાંચી, શોલાપુર એ જાતના શેહેરોની વસ્તી પુણા, સુ નડીઆદ, હૈદરાબાદ (સીંધ) એ શેહેરોથી જુદા પ્રકારની છે. મુંબઈ વગે કાપડ વગેરેની મોટી મીલો હોવાથી તથા અન્ય કારણોથી પેહેલા પ્રકારના શેહે મજુર વર્ગનું પ્રમાણ ઘણું મોટું રહે છે. બીજા પ્રકારના શેહેરોમાં મજુર થોડા અને ઉજળી વર્ણના લોકો વધારે. ઉજળા વર્ણોમાં શિક્ષણ લેનારા ઘ લગભગ બધા; મજુર વર્ગમાં ઘણાજ થોડા, ભાગ્યે સોએ પાંચ દસ હોય આ કારણથી જ્યાં મજુર વર્ગનું પ્રમાણ વધારે ત્યાં શિક્ષણ એકંદરે પ્રાથમિક શિક્ષણ આપણે ત્યાં મરજીયાત મટી ફરજીયાત થયું નથી. પુણ જ્યારે ફરજીયાત થશે ત્યારે ઉજળો વર્ણ અને મજુર વર્ગ આ બાબતમાં

પંક્તિએ આવશે. ત્યાં સુધી તો બંનેમાં મહદ્ અંતર રહેવાનો જ. અને તે જ કારણથી ઔદ્યોગિક અને મોટા શેહેરો ફક્ત ઉજળી વર્ણની વસ્તીવાળા નાના શેહેરો કરતાં પછાત રહેવાનાં અને છે.

મુંબઇની પોણાદસ લાખની વસ્તીમાં લગભગ છ લાખ મજુરી કરનારા અથવા મેહેનતનો ધંધો કરનારા અથવા તેમના કુટુંબીઓ છે. મજુરો પોતાના બાળકોને બીલકુલ નિરક્ષર રાખી મુકે છે. તેમને સમજાવવાને અથવા તેમના બાળકોને ખાસ સગવડ કરી આપવાને આપણે ત્યાં મંડળો બંધાયાં નથી, અને સરકાર તો કહે છે કે હજુ ફરજીયાત શિક્ષણનો કાયદો બાંધવાનો વખત આવ્યો નથી. પરિણામ એ આવે છે કે મજુરનાં બાળકો પણ નિરક્ષર મજુર જ રહે છે.

## પચરંગી મુંબઇ.

(૩) મુંબઇની વસ્તી પચરંગી તેમજ અનેકભાષી છે. સૌને પોતાના બાળકો માટે પોતાની ભાષા શીખવનારી શાળાઓ જોઇએ. તે ન હોય તો બાળકો અભણ રહે, પણ પરભાષા શીખવા ન મોકલે. ગુજરાતીની પડોશમાં ગુજરાતી નિશાળ ન હોય અને મરાઠી હોય તો ગુજરાતી પોતાના છોકરાને મરાઠો બનાવવા ન મોકલે. તેમજ અલાહબાદ અથવા કાનપુર જીલ્લાના ભૈયાજીની પડોશમાં ગુજરાતી અથવા ઉર્દુ નિશાળ હોય તો તે પોતાના છોકરાને ગુજરાતી અથવા મુસલમાની ન બનાવે. અને તેમાં તેનો દોષ ન કાઢી શકાય. હાલમાં મ્યુનિસિપાલીટી તરફથી ફકત ત્રણ જ ભાષાની શાળાઓ છે. મરાઠી, ગુજરાતી અને ઉર્દુ. આ ત્રણ ભાષા બોલનારાઓનાં બાળકો માટે શાળાની પુરી સગવડ છે તેમ માનીએ તો પણ બાકીની વસ્તી—જેની સંખ્યા લગભગ દોઢથી પોણા બે લાખની છે તે—ને માટે શિક્ષણનું કશું સાધન નથી. હિંદી, તામીળ, કાનડી, તેલગુ વગેરે ભાષાઓની નિશાળોની મુંબઇમાં ઘણી અગત્ય છે. તે ખોટ કાં તો ખાનગી ગૃહસ્થો અથવા મંડળોએ પુરી પાડવી જોઇએ, અથવા મ્યુનિસિપાલીટીએ. મ્યુનિસિપાલીટીમાં લોકોના જ પ્રતિનિધિઓ છે અને તે લોકોની પાસેથી લીધેલા કરના પૈસા વાપરે છે તો આ ફરજ મ્યુનિસિપાલીટીની છે.

## કૉર્પોરેશનમાં ખળભળાટ.

ઉપર જણાવેલા તથા તેવા જ બીજા કારણોથી મુંબઇ શહેર આ બાબતમાં પછાત રહેલું છે. હાલ થોડા વખતથી મુંબઇ શેહેરમાં તે સંબંધી જાગૃતિ આવી દેખાય છે, તથા મ્યુનિસિપલ મંડળ તથા તેની નિશાળ ખાતાની કમિટી તે સંબંધી વાતો કરવા લાગી છે. ગઇ સાલના જુન માસમાં સદરહુ મંડળના એક સભાસદ મિ. બેપ્ટીસ્ટાએ તે મંડળ પાસે એવી દરખાસ્ત રજુ કરી હતી કે પ્રાથમિક શિક્ષણનું કામ સંતોષકારક નથી અને તે સંબંધી રીપોર્ટ નિશાળ ખાતાની કમિટી પાસેથી માગવો. આ સંબંધી વાદવિવાદ છ બેઠક સુધી ચાલ્યો. કમિટી કહે કે આખા મંડળનો વાંક છે, કારણ કે આખું મંડળ (કોર્પોરેશન) અમારા તરફ બેદરકાર છે અને અમને વધારે પૈસા આપો તો અમે વધારે કામ કરીએ. મંડળ તરફથી કહેવામાં આવ્યું કે તમે પૈસા માગ્યા

ક્યારે અને અમે ન આપ્યા ક્યારે ? એમ અરસપરસ વાંક કાઢીને છેવટે કામટી પાસેથી રીપોર્ટ માગવો એમ ઠરાવ્યું. તે વાતને આઠ મહિના થઇ ગયા છે છતાં હજી સદરહુ કમિટીએ રીપોર્ટ મોકલ્યો નથી. મોટાં ખાતાંની મોટી ઢીલ "એમ મોટાં તણું સર્વ મોટું;" પરંતુ આટલી વાત સંતોષકારક થઇ છે કે ૧૯૧૭-૧૮ નું બજેટ મંજુર થયું તેમાં પ્રાથમિક શિક્ષણના ખર્ચ માટે તેની આગલી-એટલે ચાલુ-સાલ કરતાં એક લાખ રૂપીઆની વધારે રકમ મંજુર કરવામાં આવી છે. ચાલો, રીપોર્ટની સાથે આપણે બહુ નિસબત નથી, વિશેષ પૈસા મળ્યા તેથી નવી નિશાળો તો સ્થપાશે.

છેલ્લા જાનેવારી માસમાં બીજા એક સભાસદ મિ. રાજારામ તુકારામ પ્રાથમિક શિક્ષણ બીલકુલ મફત કરવું એવી દરખાસ્ત લાવ્યા હતા. હાલ કેર્પોરેશનને ફીની ઉત્પન્ન રૂ. ૩૭,૦૦૦ થાય છે તેટલું આ ઠરાવ પાસ થાય તો નુકસાન થાય. મિ૦ રાજારામ પોતે એક પછાત-ભંડારી-કોમના છે, અને પછાત વર્ગોના શિક્ષણમાં ફીની નડતર હોવાથી તેઓ પુરેપુરો લાભ ઉઠાવી શકતા નથી એવી તેમણે દલીલ કરી. આ વાતને એક કમિટીને સોંપી હાલ તુરત તો બાજુ ઉપર નાંખી છે.

## પ્રજામાં ખળભળાટ.

મુંબઇ શેહેરની ડિસ્ટ્રિક્ટ કૅાંગ્રેસ કમિટીઓએ હાલમાં આ બાબત ઉપાડી લીધી છે. શેહેરના જુદા જુદા ભાગોમાં આ સંબંધી લોકમત જગાવવા તથા કૉર્પોરેશન પર દબાણ કરવા સભાઓ એકઠી કરે છે અને તેમાં ઠરાવો પસાર કરી કૉર્પોરેશન પર મહીનામાં ત્રણ ચાર પત્રો તેમના ડોળા પાસે, ક્રાફર્ડ માર્કેટનો ફેરીઓ રસ્તે ચાલનારની આંખ પાસે બુતાન અથવા ચશ્મા ધરે તેમ, પરાણે ધરે છે. દરેક સભામાં જુદા જુદા વજનદાર પ્રમુખ અને જુદા જુદા વકતાઓ તથા જુદા જુદા સાંભળનારાઓ, આ બધાની સામટી અસર થયા વગર રહે જ નહીં. ચળવળ કરવાનો હુન્નર હિંદુસ્થાનમાં હજુ કેળવાયો નથી. મુંબઇ શેહેરમાં આવી પાંચ દશ તો શું પણ સો સભાઓ થાય તો પણ ઓછું જ છે. દસ લાખની વસ્તીને માટે સો સભા, એનો અર્થ દસ હજાર ને માટે એક સભા. દસ હજારના શેહેરમાં એક સભા થાય તો તેથી શું તે સભામાં ચર્ચાએલી બાબત તે શેહેરના નાના મોટા, બ્રાહ્મણ વાણીઆ, કોળી નાળી સૌને કાને જાય ? ન જ જઇ શકે. મુંબઇમાં ભરાતી આ સભાઓમાં નીચેની મતલબના ઠરાવો પસાર થયા છે.

૧. હાલમાં મુંબઇમાં પ્રાથમિક શિક્ષણ માટે જે નિશાળો છે તે થોડી છે માટે તેની સંખ્યામાં વધારો કરવો.

૨. ગરીબ વર્ગના છોકરાઓને તદન મફત શિક્ષણ આપવું તથા અંત્યજ જેવી પછાત કોમને તો પુસ્તક પાટી પણ મફત આપવાં.

૩. મોટી ઉમરના પુરૂષો તથા સ્ત્રીઓને પ્રાથમિક શિક્ષણ લેવાનું બની શકે તે માટે રાત્રિશાળાઓ તથા બપોર પછીના વર્ગો મ્યુનિસિપાલીટીએ ચલાવવા.

૪. પ્રાથમિક શિક્ષણ કાયદાથી મફત તથા ફરજીયાત કરવાના સંબંધમાં કૉર્પોરેશને બનતી તાકીદથી ઉપાયો લેવા, એટલે કે સરકારને તે સંબંધી આગ્રહ કરવો.

## જુદી જુદી સભાઓ.

પ્રથમ સભા પરેલમાં મીલોમાં કામ કરતા મરાઠા મજુરોની ભરાઈ હતી. પ્રમુખસ્થાને રા. નારાયણ માધવ સમર્થ હતા. સભામાં કૉર્પોરેશનના બે ત્રણ સભાસદો પણ હાજર હતા, તથા એક સભાસદે તો આવી ચળવળ જોરથી ચાલુ કરવાનો આગ્રહ કર્યો હતો.

બીજી સભા ગુજરાત કાઠીઆવાડના મેઘવાળો—જેઓ મુંબઈમાં મેલું કાઢી લઈ જવાનો ધંધો કરે છે તેઓની—મહાલક્ષ્મી કચરાપટ્ટી પર ભરાણી હતી. પ્રમુખસ્થાને ના. લલ્લુભાઈ સામળદાસ સી. આઇ. ઇ. હતા. એક વકતાએ આ સભાને નરસીંહ મેતાની જુનાગઢના ઢેડવાડાની ભજન મંડળી સાથે સરખાવી હતી. અંત્યજ ભાઈઓ પણ શૂરમાં આવ્યા હતા. ફરજીયાત કાયદો પસાર થાય તો શું હાડમારી વેઠવી પડશે તેનો તેમને પૂર્ણ ખ્યાલ આપવામાં આવ્યો ત્યારે તેમનામાંથી એકે જવાબ આપ્યો કે અમારા છોકરાઓ હાલ હાડકાં ચીંથરાં વીણવા રસ્તામાં રખડે છે અને વખતે કોઈનું કપડું કે બીજી કોઇ ચીજ ચોરવાને લલચાય છે અને પોલીસને હાથ જાય છે તેના કરતાં નિશાળે ન જવા માટે પોલીસને હાથ જાય તો તે વધારે સારૂં છે.

ત્રીજી સભા ગીરગામ લત્તાના ઉજળા--પાંઢરપેશી—લોકોની મળી હતી. પ્રમુખસ્થાને ગૌરવર્ણ દાકતર મેકીકન, વિલ્સન કૉલેજના માન્ય પ્રિન્સિપાલ હતા. તેમણે હર્ષથી જણાવ્યું કે તમો ફરજીયાત શિક્ષણનો કાયદો તમારા માટે નથી માગતા પણ તમારા અજ્ઞાન ભાઈઓના લાભ માટે માગોછો તેથી તમારા ઉપર કોઇ સ્વાર્થનો દોષારોપણ કરી શકે તેમ નથી. સ્કોટલેંડમાં ત્રણ સેંકડાથી એવો વહિવટ છે કે જ્યાં દેવળ હોય ત્યાં શાળા હોવી જ જોઈએ. આ રીવાજ હોવાથી ઇંગ્લંડ કરતાં પણ સ્કોટલેંડ કેળવણીમાં આગળ ને આગળ જ રહ્યું છે. આપણે ત્યાં હવેલી, ઉપાશ્રય, શિવાલય, મંદિરની સાથે શાળા હોય તે તો " આકાશ કુસુમવત્ " જ. મુંબઇની પ્રાથમિક શિક્ષણના શાળાગૃહો વિષે પ્રમુખે બહુ કડવી ફરિયાદ કરીને કહ્યું કે કૉર્પોરેશનના વાવટા ઉપર " હિંદુસ્થાનનું પ્રથમ શેહેર " એ અક્ષરો છે તે હાલ તુરત ભુંસી નાંખવા જોઇએ અને બચ્ચાંઓના શાળાગૃહો સુંદર બનાવે ત્યાર પછી જ સદરહુ અક્ષરો પાછા લખવા.

ચોથી સભા રાણીના બાગની પછવાડે ઘોડપદેવની એક વાડીમાં મરાઠા ગાડા હાંકનારાઓ તથા મજુર વર્ગની ભરવામાં આવી હતી. પ્રમુખસ્થાને સર નારાયણરાવ ચંદાવરકર હતા. સર ચંદાવરકરની માતૃભાષા મરાઠી નથી—કારવાડી છે—છતાં મરાઠીમાં ગાડાવાળાઓની સાદી અને ગ્રામભાષામાં તેમણે અચ્છું વિવેચન કર્યું હતું અને પોતાના બાળકોનું ભવિષ્ય ન બગાડવા સર્વને આગ્રહ કર્યો હતો.

આવી બીજી થોડી સભાઓ ભરવાનો બંદોબસ્ત ચાલુ છે. સદરહુ કૉંગ્રેસ કમિટિનું અનુકરણ કરીને શેહેરની બીજી કેટલીક સંસ્થાઓએ પણ આ પ્રશ્ન સંબંધી સભાઓ ભરી ઠરાવો પસાર કરી કૉર્પોરેશનને આગ્રહ કરવાનું કામ ઉપાડી લીધું છે. ઇશ્વર આ પ્રશ્નનો જલદી સારો નીવેડો લાવો !

અ. વિ. ઠક્કર.

---

# વડોદરામાં જાહેરજીવન.

રાજ્ય તરફથી અને વ્યક્તિ તરફથી જે કાંઇ પ્રજાના સેવા હિતનાં કાર્ય થાય છે, તેનો સમાવેશ આ લેખમાં કર્યો નથી; પણ પ્રજાજનો સરકારની મદદ વગર અથવા મદદ સાથે જનસમાજની પ્રગતિને વાસ્તે કામ કરે છે તેનું વર્ણન કરવામાં આવ્યું છે. વખતને અનુસરીને દરેક રાજકારભારમાં બિનઅધિકારી વર્ગની મદદથી ઘણાં કામ થાય છે અને ધીમે ધીમે તે વધતાં જશે. જુદાં જુદાં કામને માટે જેટલી યોજના ઘડાઇ છે, તે બધી હાથમાં લેવામાં આવી નથી; એટલે તેમાંની કેટલીકનું કામ શરૂ પણ થયું નથી અને થોડીએક મુકી દીધી છે. મુશ્કેલીઓ અને નિષ્ફળ થવાનાં કારણો ખુલ્લી રીતે દર્શાવ્યાં છે, એવા હેતુથી કે બીજા શહેરના કાર્યવાહકોને આ શહેરના અનુભવનો લાભ મળી શકે.

**સાહિત્ય સેવા:—**ગુજરાતી સાહિત્યનો પ્રસાર વધારવાને અને અભ્યાસ કરવાને વાસ્તે **સાહિત્ય સભા** હાલમાં જ સ્થપાઇ છે અને તે અવાર નવાર કાર્ય કરશે એવું લાગે છે. ભાષણોની ગોઠવણ થઇ છે અને તેમાંથી પહેલું રા. "લલિતે" કવિ પ્રેમાનંદ ઉપર કર્યું હતું અને બીજું રા. ચંદ્રશંકર પંડ્યાએ "ગુજરાતી સાહિત્ય અને સુશિક્ષિત વર્ગ" ઉપર થોડા દિવસ ઉપર જ આપ્યું હતું.

મરાઠી સાહિત્યના પ્રચારને અંગે સદ્‌વિચારિણી સભા છે, તે ઘણા વર્ષોથી હયાતીમાં છે.

**સન્ડે રીડીંગ કલાસ:—**આ વર્ગ અઠવાડીઆમાં એક વખત ધાર્મિક અથવા નૈતિક વિષય ઉપર વાંચવાને વાસ્તે સ્ટેટ લાયબ્રેરીમાં મળે છે. તે સાધારણ રીતે સમર્થની કલાસ તરીકે ઓળખાય છે, અને કોઇ વખત તેજીમાં, કોઇ વખત બીલકુલ મંદીમાં કામ ચાલે છે. દી. બા. સમર્થ હમેશ હાજર હોય છે અને શ્રોતાવર્ગ મોટો હોય નાનો હોય કે હોય જ નહીં તોપણ વાંચન કરે છે. મળવાની જગ્યા કૉલેજથી સાધારણ દુર અને વર્ગનો વખત સહવારનો તેને લીધે હાજરી ઓછી તો થાય, પણ એમ પણ સંભળાય છે કે મી. સમર્થ બાઇબલમાંથ વાંચે છે તે યુવાન વર્ગને પસંદ નથી. જો આ કારણ ખરૂં હોય તો આવી સંકુચિત દૃષ્ટિને વાસ્તે ખરેખર દિલગીર થવા જેવું છે.

સેવા મંડળ તરફથી પણ અંગ્રેજી તથા ગુજરાતી ભાષણોની ગોઠવણ થાય છે, તેમજ કૉલેજના વિદ્યાર્થીઓની બે સંસ્થા છે તેમની મારફત પણ સ્થાનિક તેમ જ બહારના વક્તાઓને બોલાવીને ભાષણ થાય છે. કૉલેજની ડીબેટીંગ સોસાયટી અને જુદા જુદા વિષયોની સંસ્થા છે, તે ઉપરાંત કૉલેજ સ્ટુડંટસ એસોસીએશન અને સ્ટુડંસ યૂનીયન છે તે પણ ભાષણો કરાવે છે અને સમ્મેલન કરે છે અને રજાના દિવસોમાં પ્રજા સેવાનું કામ પણ ઉપાડી લે છે.

સ્ત્રીઓને વાસ્તે સ્ત્રી સમાજમાં ભાષણો ગોઠવાય છે અને જૈન સ્ત્રીઓને વાસ્તે કોઠી પોળ આગળ બીજી જૈન સ્ત્રી સમાજ છે ત્યાં પણ આરોગ્ય, સાહિત્ય વિગેરેના ઉપયોગી વિષયો ઉપર ભાષણોની યોજના થાય છે.

કલબ—શહેરમાં નાની મોટી કલબ તો ઘણી હશે અને ખાનગી રીતે મિત્રોની બેઠક ઘણી જગ્યાએ થતી હશે, પણ જાહેર કલબ તરીકે ત્રણ ધ્યાનમાં આવે છે. મરદોને માટે સયાજી વિહાર કલબ અને સ્ત્રીઓને માટે કમીટી બાગમાં લેડીઝ કલબ અને શહેરમાં સ્ત્રી સમાજ. મરદોને વાસ્તે બીજી સારી કલબ કહાડવાનો વિચાર ચાલે છે, પણ શહેરની નજીકમાં જોઈતી ખુલ્લી જગ્યા મળવાની મુશ્કેલીને લીધે કામ ધીમે ચાલે છે. સ્ત્રી સમાજમાં રમત ગમત શિવાય, ભાષણો થાય છે, તેમાં શહેરની બીજી સ્ત્રીઓને આમંત્રણ કરીને બોલાવવામાં આવે છે. એમ્બ્યુલન્સ, નર્સીંગ અને આરોગ્યતાના વિષયો પણ શીખવે છે અને સભ્યોની મારફત જનસેવાનું કામ પણ થાય છે. દાખલા તરીકે પ્રસૂતી ફંડના કામમાં મદદ કરવાનું કામ સભાસદોને સોંપવામાં આવ્યું છે અને સેનીટરી એસોસીએશનનાં ભાષણો પોતપોતાના લત્તામાં ગોઠવાય એવી વ્યવસ્થા તેમની તરફથી થાય છે. સ્ત્રી સમાજમાં મેમ્બરોની સાથે છોકરાં પણ જાય છે તેમને વાસ્તે ખાસ કલાસ રાખી છે જેમાં જુદા જુદા પ્રકારની રમતો શીખવવામાં આવે છે.

ઉદ્યોગ શાળા—ગરીબ બૈરાંને કામ ધંધો શીખવવાને વાસ્તે શ્રી મહારાણી સાહેબ તરફથી આ ઉદ્યોગ શાળા ખોલી છે, તેમાં શીવવાનું, ગુંથવાનું, મોજાં કરવાનું, ચોપડીઓ બાંધવાનું વિગેરે કામ કરાવાય છે અને નફો સ્ત્રીઓને અપાય છે. આ શાળામાં ન જઇ શકે એવી સ્ત્રીઓને પોતપોતાને ઘરે કામ કરી શકાય એવો હુન્નર શીખવાની માગણી થઇ હતી તેના ઉપરથી કાર્ડ બોર્ડના જુદા જુદા આકારની પેટીઓ બનાવવાનું શીખવવામાં આવતું હતું. હાલ કાર્ડ બોર્ડનો ભાવ ઘણો વધી ગયો છે અને કીમતમાં વધઘટ થયાં કરે છે માટે તે પડતું મુકવામાં આવ્યું છે.

શહેરમાં વેપારી મંડળ છે અને તે વર્ષમાં દસ બાર વખત મળીને વેપારી વર્ગને નડતી અડચણો વિગેરે બાબતનો વિચાર કરીને સરકાર તેમજ મ્યુનિસિપાલીટી જોડે લખાણ કરીને મુશ્કેલીઓ દૂર કરવા પ્રયત્ન કરે છે.

વિદ્યાર્થી વર્ગને માટે સરકારી વસતિગૃહો શિવાય બીજાં ઘણાં છે અને તેમાંની દેખરેખ ધીમે ધીમે સુધરતી જાય છે. ન્યાતવાર તેમનાં યુવાન મંડળો પણ ઘણાં છે, જ્યાં અઠવાડિક સભામાં ભાષણો થાય છે અને ન્યાતના સુધારા સંબંધી વિચાર પણ ચલાવાય છે.

કૉલેજ, કળાભવન અને બીજી બધી શાળાઓમાં શિખતા ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવાને વાસ્તે, તેમાં ખાસ કરીને ચોપડીઓ મફત આપવાને ઉપાય લેવામાં આવ્યા છે પણ તે બહુ સફળ થયા નથી. ચોપડીઓ ઘણી બદલાય છે અને હજી કોઇ પણ એવી મોટી સંસ્થા નથી થઇ કે જે બધા વિદ્યાર્થીઓને મદદ કરી શકે. સેવા મંડળ તરફથી થયેલા પ્રયત્ન આગળ કહેવામાં આવશે.

પ્રજાનું શરીર કેળવવાને માટે ખાનગી અખાડા સાતેક છે; અને તેમાંના ચાર તો ઘણા સારા ચાલે છે. આખા ગુજરાતમાં આવા સારા અખાડા નથી અને બધી વ્યવસ્થા પણ અહીંયા ઉત્તમ પ્રકારની છે. બીજા ગામોમાં નીચ વૃત્તિના લોકોએ અખાડામાં જઇને તેનું નામ હલકું પાડી નાખ્યું છે, તેમ વડોદરામાં નથી અને વિદ્યાર્થી વર્ગ ( વાણીઆ પણ ) ખુશીથી જાય છે. તેમાંથી એકમાં તરવાનું પણ શિખવાય છે.

**સેવા મંડળ**—છેલ્લાં બે વર્ષથી સેવા મંડળ નામની સંસ્થા સ્થપાઇ છે, તેની મારફત વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ અને યોજનાઓનું કાર્ય થયું છે. શરૂઆતમાં કહ્યું છે તે પ્રમાણે કેટલાંક કામ હાથમાં લેવાયાં પણ નથી અને કેટલાંક થોડા કે વધારે અંશે નિષ્ફળ નિવડયાં છે.

વિદ્યાર્થીઓને બપોરનો નાસ્તો મળે તો તેમના શરીરને ફાયદો થાય છે એમ યુરોપ વગેરે દેશના અનુભવ ઉપરથી સિદ્ધ થાય છે. તેનો અખતરો અહીં કરવાને માટે એક ગૃહસ્થે સારી રકમ આપવાનું કબૂલ કર્યું. તેટલા ઉપરથી આશરે છ મહિના સુધી બ્રાન્ચ સ્કુલમાં બપોરની રજામાં ખોરાક આપ્યો. છોકરાંની સંખ્યા ૬૦૦થી ૮૦૦ સુધીની હતી. ખર્ચ થોડોક ફીમાંથી અને બાકીનો સેવા મંડળે કહાડેલા ફંડમાંથી થયો હતો. જુદી જુદી કમિટીઓમાં શહેરના આગેવાન ગૃહસ્થોએ ભાગ લીધો હતો અને આખરે રીપોર્ટ બહાર પાડયો હતો. એકંદરે વિદ્યાર્થીઓની શારીરિક અને માનસિક સ્થિતિમાં ફાયદો થયો છે, એમ પુરવાર કરી બતાવ્યું હતું.

ઘડીઆળી પોળમાં જનાના સ્કુલ છે, તેમાં વધારે સ્ત્રીઓ જાય તેટલા માટે તેની તપાસ થઇ હતી અને પછી કમિટી પણ નીમાઇ હતી; જો કે તે કામ ઘણું અગત્યનું છે પણ સફળ થઇ શકયું નથી. કારણ કે તેમાં સ્ત્રીઓ જ સારૂં કામ કરી શકે એમ છે. મરહો તરફથી પણ જોઇતી સહાનુભૂતિ બતાવવામાં આવી નથી. શહેરમાં સ્ત્રીઓને વાસ્તે કલબ "સ્ત્રી સમાજ" શરૂ કરી, તેને આશરે બે વર્ષ થયાં અને તે હાલ લગણ તો ઘણી સારી ચાલે છે. ફંડ નથી પણ શ્રી. અ. સૌ. મહારાણી સાહેબ પેટ્રન થયાં છે, તે સમાજને ઉત્સાહ આપશે એવી આશા છે.

વિદ્યાર્થીઓને માટે ટેકસ બુકો, લુગડાં, વિગેરે એકઠાં કરવાનું શરૂ થયું હતું, તે તેના સેક્રેટરી વડોદરા બહાર ગયાથી બંધ રહ્યું છે. પણ કૉલેજના એક પ્રોફેસરે પાછું તે કામ હાથમાં લીધું છે. કળાભવનમાં દૂર દેશથી છોકરાઓ આવે છે તેમાં કેટલાકને તો ઘેરથી મદદ પણ મળતી નથી. સેવા મંડળ તરફથી આવા આઠેકને મીલમાં કામ આપવામાં આવ્યું હતું. અમેરીકામાં (Self supporting) સ્વાશ્રયી વિદ્યાર્થીઓ હોય છે તેવો પ્રસંગ તેમને મળ્યો હતો.

ફરતાં પુસ્તકાલયો સરકાર તરફથી મોકલાય છે તેની સંખ્યા વધારવાને કમિટીએ કામ શરૂઆતમાં કર્યું હતું. હાલમાં તે કામ થતું નથી. તેમ એક પોળમાં

વાચનગૃહ પણ ખોલ્યું હતું, પણ તે બંધ થયું છે. પૈસા થોડા અને સ્વયંસેવકોનો ઉત્સાહ ટુંકો એવું કારણ જણાયું.

યુવાન ગુન્હેગારોને વાસ્તે વસતિગૃહ છે, તેમાં જઇને વિદ્યાર્થીઓ જોડે રમવાનું અને રમતગમત મારફત શિક્ષણ આપવાનું કામ ઘણી સારી રીતે થયું હતું; પણ તે કામ કરનાર ગૃહસ્થ વડોદરા છોડી ને ચાલ્યા ગયા એટલે બીજા કોઇએ તે ઉપાડી લીધું નથી.

બહારગામના ગૃહસ્થોને ભાષણ કરવા બોલાવવા હોય છે તો ઘણુંખરૂં સેવા મંડળ જ તેમનાં ભાષણો ગોઠવે છે. રાજદ્વારી બાબત શિવાયની સભાઓ—સારા કે માઠા પ્રસંગોની—ગોખલે જયંતિ, ફીરોઝશાહ મેહેતાને વાસ્તે સભા વગેરે આ મંડળ તરફથી યોજાઇ હતી.

કૉલેજના વિદ્યાર્થીઓને વાસ્તે બ્રધરહુડ અથવા સભા પણ મંડળ તરફથી સ્થપાઇ હતી, તે કોઈ કોઇ વાર સજીવન થઇને કામ કરે છે. રજાના દીવસોમાં પણ કેટલાક વિદ્યાર્થીઓ સમાજ સેવાનું કાર્ય ઉપાડી લે છે.

કૉલેજના વિદ્યાર્થીઓની નાટક કંપનીને ખેલ કરવો હતો તેમાં વ્યવસ્થા કરી, ટીકીટ ખપાવી ને ભજવવાની ગોઠવણ આ મંડળે કરી હતી, ત કંપની તરફથી સાડી ચારસો રૂપીઆ મંડળને મળ્યા હતા.

રાત્રી શાળાઓ બે કહાડી હતી તે બન્ને સુઇ ગઇ છે. પૈસાની સગવડ હતી, પણ અણધારી મુશ્કેલી નડી હતી.

ગાહમદવાડીના વિદ્યાર્થીઓ ટ્રામમાં સ્કુલ કૉલેજ જતા તેમને વાસ્તે ટીકીટના દરમાં સ્હેજ ઘટાડો કરાવ્યો હતો.

નાની ઉમરના ગરીબ વિદ્યાર્થીઓ કસરતશાળામાં જતા હતા, તેમને વાસ્તે ત્રણ દુધની સ્કાલરશીપ કહાડી પણ તેનો ઉપયોગ પણ થયો નહિ.

છેલ્લાં બે વર્ષથી હોલીકા સમ્મેલન થાય છે અને ઘણે ખર્ચે સ્પોર્ટસ, રમતગમતોની વ્યવસ્થા કરાય છે. ગયે વર્ષે આશરે ૯૦૦ છોકરા હરિફાઇમાં ઉતર્યા હતા. હોળીને દિવસે વ્યાયામના ફાયદા વિષે ભાષણો પણ શહેરમાં કરવામાં આવ્યાં હતાં અને આ વર્ષે આ બધી ગોઠવણ વધારે મોટા પાયા પર કરવાનો વિચાર છે.

અમદાવાદમાં જ્ઞાતિ પરિષદ ભરાયું તેની પહેલાં અહિં વિચાર કરવામાં આવેલો, પણ અહિંના કેટલાક લોકોમાં એ બાબતની ગેરસમજુત જબરી છે. તેમનું માનવું એવું છે કે સરકારનો ખ્યાલ જ્ઞાતિ કહાડી નાખવાનો છે તેની શરૂઆત આમાંથી થશે. સરકાર અને સેવામંડળ તદ્દન જુદાં છે તે જાણવાની દરકાર તેમને શું કરવાને હોય? સામાજિક વિષયો શિવાય બીજા કોઇ હાથમાં લેવાનો ઇરાદો નથી અને અમદાવાદમાં સમસ્ત જ્ઞાતિમંડળ ઢીલું પડી ગયું છે તેમ જ અહિં ન થાય તેની સાવચેતી રાખીને કામ કરવાનું છે. કાર્ય ઘણું જ મુશ્કેલ છે પણ ઘણા મહિનાઓથી સમજાવવાનું કામ ચાલે છે.

આરોગ્ય સમાજ અથવા સેનીટરી એસોસિએશન ઘણા વખતથી ચાલે છે, તેમાં સરકાર અને મ્યુનિસિપાલીટીની મદદ છે, પણ સંસ્થા સરકારી નથી, અને તેનું કાર્ય એક કમિટીની મારફત થાય છે. ભાષણોને વાસ્તે એક સબ આસીસ્ટંટ સરજન બાઇને રોક્યાં છે અને તે પોળોમાં જઇને દરેક ઘરની તપાસ કરે છે અને જોઇતી સલાહ આપે છે. તે શિવાય જુદા જુદા વિષયો ઉપર હસ્ત પત્રકો (leaflets) મફત વહેંચવામાં આવે છે.

ગરીબ સ્ત્રીઓને પ્રસૂતિ વખતે ખોરાક, લુગડાં, દવા વિગેરે આપવાને વાસ્તે પ્રસૂતિ ફંડ છે, અને તેની વ્યવસ્થા પણ કમિટી માર્ફત થાય છે. આ ફંડનું કામ ઘણી સારી રીતે ચાલે છે, અને સ્ત્રી સમાજના સભ્યો તરફથી ફંડના કામમાં મદદ થાય છે. સમાજની સભાઓ સેનીટરી એસોસીએશનનાં ભાષણો પોતાના લત્તામાં કરાવવાની ગોઠવણ કરે છે અને આસપાસની સ્ત્રીઓને બોલાવીને મોટી સંખ્યા એકઠી કરે છે.

સુમંત બટુકરામ મહેતા.

---

# ગુજરાતનું જાહેરજીવન.

## અમદાવાદ.

**ગુજરાત સભાઃ**—તા. ૩૦–૧–૧૭ ના રોજ રા. બા. રમણભાઇના પ્રમુખપદ નીચે, રા. કાળીદાસ જસકરણ ઝવેરી બી. એ., એલએલ. બી. એ, “ મ્યુનિસિપાલીટીઓ અને લોકલ બોર્ડો ” યાને “ સ્થાનિક સ્વરાજ્ય ” એ વિષે (ગુજરાત સભા વ્યાખ્યાનમાળા નં. ૩) એક નિબંધ વાંચ્યો હતો. દર વખતની માફક એ વિષયનું પુસ્તક તૈયાર થઇ ગયેલું હોવાથી એ ભાષણનો પણ લાભ અમદાવાદ શિવાય અન્ય સ્થળોએ લઇ શકાશે. “ ગીરમીટીયા મજુરી ” પર લોકમત જાગૃત કરવા મી. એન્ડ્રુસ અને મી. પોલોક અત્રે આવેલા તે વખતે પણ ગુજરાત સભા તરફથી સ્ત્રીપુરૂષનો ભેગો ગંજાવર મેળાવડો પ્રેમાભાઇ હૉલમાં થયો હતો. તે વખતે તે ગૃહસ્થો શ્રીયુત ગાંધી, સૌ. શારદાબ્હેન, રા. બા. રમણભાઇ, રા. જીવણલાલ બેરીસ્ટર વગેરેનાં ભાષણો થયાં હતાં. સભામાં મી. એન્ડ્રુસનાં હૃદયભેદક વચનોનું ગુજરાતીમાં સૌ. વિદ્યાબ્હેને એક કાવ્ય બનાવેલું તે સ્ત્રીઓએ ગાયું હતું. શ્રીમતી સરોજીની નૈડુનું ભાષણ ઇંગ્રેજી તથા ગુજરાતી બન્ને ભાષાઓમાં તૈયાર કરીને વ્હેંચવામાં આવ્યું હતુ અને ગીરમીટીયા મજુરી એકદમ બંધ કરવા વિષે ઠરાવો કરવામાં આવ્યા હતા. રા. ઇન્દુલાલ યાજ્ઞિકનાં “ કોંગ્રેસ અને સ્વરાજ્ય ” તથા “ સામ્રાજ્યમાં હિન્દની પદવી ” એ વિષયો પર બે જાહેર ભાષણો થયાં હતાં. શ્રીમતી સરોજીની નૈડુ તરફથી આનન્દ ભુવન થીએટરમાં શેઠ અંબાલાલ સારાભાઇના પ્રમુખપદ નીચે “ શેહેરી જીવનના આદર્શો ” એ વિષે સ્ત્રીપુરૂષ

મળીને ૩૦૦૦ શ્રોતાઓ સમક્ષ જાહેર ભાષણ થયું હતું. આવા મેલાવડા સમક્ષ પેહેલીજ વાર શ્રીયુત ગાંધી સાહેબે શ્રીમતી નૈડુ પાસે હિન્દુસ્તાનીમાં ભાષણ અપાવરાવ્યું અને શરીરમાં તાવ છતાં એ મહાન છટાદાર વકતા બહુ સુન્દર રીતે બોલી શક્યાં. અત્યાર સુધી એ બાઇ કેવળ ઇંગ્રેજી ભણેલાઓને જ ઉપયોગી હતાં તે આ પ્રસંગ પછી આખા દેશને ઉપયોગી થઇ પડયાં છે.

**ગોખલે સોસાઈટી:**—ગઇ તા. ૧૯-૨-૧૭ ને રોજ મહાન દેશભકત સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલેની જયંતિ બેરીસ્ટર જીવણલાલ વ્રજરાય દેસાઇના પ્રમુખપદ નીચે આનંદ ભુવન થીએટરમાં બહુજ લાગણીપૂર્વક ઉજવવામાં આવી હતી. તેમાં ગોખલે સોસાઇટીનો રીપોર્ટ વંચાયો હતો. આવતા વર્ષની અંદર સ્વ ગોખલેનાં ભાષણોનું ગુજરાતી ભાષાંતર કરવા યોજના થઇ હતી. એ સંબંધે શ્રીયુત ગાંધીનો સંદેશો પણ વંચાયો હતો. રા. ચંદુલાલ દવેએ મુખ્ય ભાષણ કર્યું હતું અને દેશભક્તિનાં કાવ્યો ગાવામાં આવ્યાં હતાં. એ રીપોર્ટ તથા ગાંધી સાહેબનો સંદેશો નીચે પ્રમાણે છેઃ—

## અમદાવાદ ગોખલે સોસાઇટીનો પ્રથમ વર્ષનો વાર્ષિક રીપોર્ટ.

ગયા વર્ષની ફેબ્રુઆરીની ૧૯ મી તારીખે મહાન દેશભકત ગોપાળ કૃષ્ણ ગોખલેની મૃત્યુ તિથિ હતી તેજ પુણ્ય દિવસથી અત્રે એમના સ્મરણાર્થે "ગોખલે સોસાઇટી" નામની સંસ્થા દાદાભાઇ લાયબ્રેરીના મકાનમાં સ્થાપવામાં આવી છે. આજ એનું પ્રથમ વર્ષ પુરૂં થવાથી એ મહા પુરૂષની જયંતિના ઉત્સવ સાથે અમારો વાર્ષિક વૃત્તાંત પણ નીચે પ્રમાણે રજુ કરવા મને આજ્ઞા થઈ છે.

### ઉદ્દેશ.

સદ્ગત ગોખલેની અંતિમ ઇચ્છા એવી હતી કે મ્હારી પાછળ મ્હારી યાદગીરી રાખવાને બાવલાં કરવાં કે જીવનચરિત્રો લખવામાં કાળક્ષેપ નહીં કરતાં, મ્હારા દેશબંધુઓ માતૃભૂમિની સેવા જ કરે તો સારૂં. એ અંતિમ ઇચ્છાનો વિચાર કરતાં તથા એમના પરાક્રમી જીવનના મુખ્ય સિદ્ધાન્તો તારવતાં અમને એમ માલમ પડયું કે બીજી મ્હોટી વાતો રેહેવા દઇને "**અભ્યાસ અને સેવા**" એ બે જ મંત્રો અમે લઇ શકીશું તો એમના આત્માને સંતોષ થશે. તેથી,

૧. હિન્દુસ્તાનની અને મુખ્યત્વે કરીને ગુજરાતની આર્થિક, રાજકીય અને કેળવણીને લગતી તથા સામાજિક સ્થિતિનો અભ્યાસ કરવો અને કરાવવો.

૨. ઉપરના વિષયોનું જ્ઞાન જનસમાજમાં ફેલાવવું.

૩. સમાજસેવાનાં કામ કરવાં.

આ ત્રણજ સાદા અમારા ઉદ્દેશો રાખ્યા છે અને હવે એને અનુસરીને અમે આ વર્ષમાં જે કંઈ કરવા ભાગ્યશાળી થયા છીએ તે આપની આગળ નિવેદન કરીશું.

### ગોખલે સોસાઇટીની સભાઓ.

ગયા વર્ષમાં લગભગ દર શનિવારે સાંજના ૭ થી ૮-૮ાા સુધી દાદાભાઇ લાઈબ્રેરીમાં અમારા સભાસદો તથા મિત્રો મળતા અને સમાજ સેવાની, અમારા કાર્યક્રમ સંબંધની તથા દેશની સામાજિક, રાજકીય અને અન્ય પ્રવૃત્તિઓ વિષે પદ્ધતિસર વાદવિવાદનો અમે પુષ્કળ લાભ લીધો છે. પ્રથમ તો શેહેરમાં, આવું ગંભીર વિષયો પર વાતચીત કરવાનું કોઈ સ્થાનજ નહોતું અને તેથી શેહેરના તેમજ બહારના અભ્યાસકો વિચારકો કે સમાજ સેવકોને અન્યોન્યનો જોઇએ તેવો લાભ

મળતો ન્હોતો. બીજું, શેહેરમાં તથા ગુજરાતમાં સ્થળે સ્થળે છુટક છુટક દેશોન્નતિનાં ઘણાં બળો વેરાયલાં છે. ન્હાનાં ન્હાનાં ઘણાં સ્ત્રી પુરુષો એક બીજાથી સ્વતંત્રપણે પોતપોતાથી બને એવું દેશ સેવાનું કામ કરે છે; આ બળો અને આવાં મનુષ્યો એકત્રિત થવાની ઘણી જરૂર હતી અને આ બન્ને કાર્ય કંઈક અંશે સફળ કરવા અમારૂં મંડળ ભાગ્યશાળી થયું છે. ગયા વર્ષમાં આવી અઠવાડીક સભાઓ ૪૮ થઇ છે અને સભાના સ્થાનિક સભાસદો ઉપરાંત કેટલાક બીજા દેશહિતૈષી જનો પણ વખતો વખત તેમાં હાજર રહ્યા હતા.........

## મહિલાવિદ્યાલય.

પ્રો. કર્વેના અત્રે આવી ગયા બાદ કન્યા હાઇસ્કુલની શેહેરમાં ઘણીજ જરૂર માલમ પડેલી અને એ કાર્ય અમારે કરાવવું એમ અમારી સોસાઇટીએ નિશ્ચય કર્યો હતો. અમારા એક ઉત્સાહી સભાસદ ભાઇ કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈએ, આ કાર્ય હાથમાં લીધું હતું અને જણાવતાં ઘણોજ હર્ષ થાય છે કે વનિતા વિશ્રામનાં વ્યવસ્થાપક બ્હેન સુલોચના અને સૌ. શારદાબ્હેનને આ ઉત્તમ કાર્ય માટે તાજી "મહિલા વિદ્યાલય" અસ્તિત્વમાં લાવવા ભાઈ કેશવપ્રસાદે એ બન્ને પરોપકારી બ્હેનો સાથે મળી ઘણી મ્હેનત લીધી છે. તેમ છતાં આ વિદ્યાલય સ્થાપવાનો અને નભાવવાનો બધો યશ વનિતાવિશ્રામ તથા બ્હેન શારદાને જ ઘટે છે. અમારી સભાએ માત્ર એ ખાતે આંગળી દેખાડવા જેટલું જ અલ્પ કાર્ય કર્યું છે.

## યુવકમંડળ.

આ સોસાઇટીને અંગે, મ્હેં એક યુવકમંડળ કહાડવા વચન આપ્યું હતું. હાઇસ્કુલો અને કોલેજોના વિદ્યાર્થીઓના સમાગમમાં આવવું, એમની દોસ્તી કરવી અને વર્તમાનપત્રો, માસિકો અને ઉત્તમ પુસ્તકો વાંચવા તરફ એમને વાળવા એ કાર્ય મ્હને બહુજ અગત્યનું લાગે છે. કેવળ પરીક્ષાઓ જ પાસ કરવાથી અને પાઠ્ય પુસ્તકોના અભ્યાસથી બરાબર વિદ્વતા આવતી નથી કે સારા દેશજન થવાતું નથી એ મ્હેં બહુ દીલગીરીની સાથે જોયું છે. ચારિત્ર્ય બળ, સ્વદેશ ભક્તિ, ધાર્મિકતા, રસિકતા અને કુદરત તરફ પ્રીતિ ઉત્પન્ન કરાવવાના તથા સમાજ સેવા માટે લાયકાત મેળવવાના વિદ્યાર્થીઓ ભણતા હોય છે તે જ વખતે ઘણા સારા પ્રયત્નો આવાં મંડળો દ્વારા બહુ સારી રીતે થઈ શકે છે એવો મ્હને કંઈક અનુભવ છે. આવું એક યુવક મંડળ ગોખલે સોસાઇટી તરફથી અમે કહાડ્યું છે. એના ઉદ્દેશો આ પ્રમાણે છે: વિદ્યાર્થીઓનું જ્ઞાન વધે અને ચારિત્ર્ય સુધરે તથા તેઓ સમાજ સેવાનાં યથાશક્તિ કામો કરવા કેળવાય એ ઉદ્દેશથી આ મંડળ સ્થાપન કરવામાં આવ્યું છે. હાઇસ્કુલો તથા કોલેજના વિદ્યાર્થીઓને આ મંડળના સભાસદ થવા આગ્રહપૂર્વક વિનંતિ છે.

## સભાસદોને લેવાની પ્રતિજ્ઞાઓ.

૧. હું મ્હારા નિત્યના અભ્યાસમાં કોઇ પણ વિષયની કચાશ નહીં રાખતાં ઉત્તમ વિદ્યાર્થી થવા પ્રયત્ન કરીશ. ૨. નવરાશનો કેટલોક વખત વર્તમાન પત્રો, માસિકો તથા ઉત્તમ પુસ્તકો વાંચવામાં ગાળીશ. ૩. ચારિત્ર્ય શુદ્ધ કરવા યત્નશીલ રહીશ. ૪. વર્ષમાં ઓછામાં ઓછા બે વિષયોપર પૂર્ણ વિચાર કરી એ વિષે મ્હારા વિચારો મંડળ સમક્ષ રજુ કરીશ. ૫. સમાજ સેવાના એકાદ કાર્યમાં તન મન અને ધનથી જોડાઈશ

## મંડળમાં કામ કરવાની રીત.

૬ અઠવાડીયામાં એક વખત યુવક મંડળીની સભા થશે તે વખતે હું હાજર રેહેવું એ મ્હારી ફરજ સમજીશ. ત્યાં પેહેલેથી નક્કી કરેલા વિષયપર ભાષણ અગર વાદવિવાદ કે ચર્ચા થશે. કોઇ વખત ઉત્તમ પુસ્તક, કાવ્ય કે નિબંધો પણ વંચાશે. ઉપરના નિયમો મ્હેં વાંચ્યા છે અને એ પ્રમાણે વર્તવા હું શુદ્ધ અંતઃકરણથી બંધાઉં છું.

લી. વગેરે.

( સભાસદની સહી. )

આ મંડળ દર રવિવારે બપોરના ત્રણથી ચાર માટે ત્યાં મળે છે. એની આ વર્ષમાં ૩૦ મીટીંગો થઇ હતી. અને તેમાં નીચે પ્રમાણે વિષયો ચર્ચાયા હતા:

૧. યુનાઇટેડ સ્ટેટસના ઇતિહાસ અને ત્યાંની લોકસ્થિતિ. ૨. જાપાનના આધુનિક વિકાસ. ૩. આયર્લેન્ડનો સ્વરાજ્ય મેળવવાનો પ્રયત્ન. ૪. પ્રાચીન ભારત. ૫ અર્વાચીન ભારત. ૬. સુખ. ૭. કર્ત્તવ્ય. ૮. બુદ્ધિ સ્વાતંત્ર્ય. ૯. વખતનો સદુપયોગ ૧૦. પુસ્તકો. ૧૧. આરોગ્ય. ૧૨. ધન દોલત. ૧૩. મહત્ત્વાકાંક્ષા. ૧૪. ગુજરાતી કવિતાનો ઇતિહાસ અને પ્રો. બ. ક. ઠાકોરના "આરોહણનું" વાચન. ૧૫. રવીન્દ્રનાથ ટાગોરનું જીવન અને ગીતાંજલીનું વાચન. ૧૬. પ્રો. આનન્દશંકર ધ્રુવના "આપણો ધર્મ" માંથી કેટલાક નિબંધોનું વાચન. ૧૭. નેશનલ કોંગ્રેસ. ૧૮. "પ્રભુમય જીવન" નું પ્રથમ પ્રકરણ. ૧૯. રેતીના રણમાં દટાઇ ગયેલાં શેહેરો (ટાકલાં માકન વગેરે.)

(ઉપરના વિષયો મ્હેં રજુ કર્યા હતા અને આરોગ્ય અને પ્રભુમય જીવનપર વિદ્યાર્થીઓ પોતે લેખો લખી લાવ્યા હતા.) "સમાજ સેવા વિદ્યાર્થીઓએ કેમ કરવી" એ વિષે રા. કેશવપ્રસાદ દેસાઇ અને ડૉ. સુમન્તે બોધ કર્યો હતો.

વિદ્યાર્થી બંધુઓ! ઉપર પ્રમાણેનું યુવક મંડળનું પ્રથમ વર્ષનું કામ થયું છે. વધારેમાં વધારે ૨૫ અને ઓછામાં ઓછા ૩ વિદ્યાર્થીઓ હાજર રહ્યા છતાં અમે આ કાર્ય એકનિષ્ઠાથી જારી રાખ્યું છે અને આવતા વર્ષમાં આ જ રીતે કામ કરીશું. આ ઉપરાંત બધા સાથે કંઇ મુસાફરીએ જવાનું, ઉજાણીઓ કરવાનું અને ફરવા જવાનું પણ આ મંડળ દ્વારા રાખીશું. આ મંડળ જુદું કહાડયું તે પહેલાં લગભગ ત્રણ વર્ષ, આવું એક "ટૉન સોસાયટી" નામનું મંડળ મ્હેં ચલાવેલું છે અને તેથી મ્હારી ખાત્રી છે કે ફક્ત વિદ્યાર્થી બંધુઓને આ વાત પસંદ પડે અને સારી સંખ્યામાં તેઓ જોડાય તો એનું ભવિષ્ય ઘણુંજ સારૂં થઇ શકે છે એવી મ્હને તો ખાત્રી છે.

## નાત જાતનાં મંડળોનું પરિષદ.

સામાજિક સ્થિતિનો અભ્યાસ કરવાનો અમારો જે ઉદ્દેશ છે તેને અનુસરીને અમદાવાદનાં નાત જાતોનાં મંડળોનું પરિષદ અમારી તરફથી ભાઇ કેશવપ્રસાદે મેળવ્યું હતું. સાક્ષર શ્રી ઉત્તમલાલ ભાઈ એના પ્રમુખ હતા અને ત્રણ દિવસ સુધી એનું કામ સુવ્યવસ્થાપૂર્વક ચાલ્યું હતું. પ્રથમ પ્રશ્ન પત્રો દ્વારા અને પછી પેટા મીટીંગોથી ઘણી ઉપયોગી માહીતી પ્રજા સમક્ષ મુકાઇ હતી અને સંસાર સુધારા પરિષદો કરતાં કંઇક જુદી રીતે, નાતોને સાથે રાખીને—ઓછામાં ઓછો વિરોધ નડે એ માર્ગે સામાજિક સુધારાના વિચારો પ્રસારવામાં આવ્યા હતા. પરિષદ માત્ર ૩ દિવસનો તમાશો ના રહેતાં કંઇ સતત કાર્ય કરે એ ઉદ્દેશથી એનું જુદું મંડળ કાઢવામાં આવ્યું છે અને તે અમારી સોસાયટીથી સ્વતંત્રપણે યથાયોગ્ય કાર્ય કરવા શક્તિમાન થાવ એવી અમારી પ્રભુ પાસે પ્રાર્થના છે.

"કેળવણીને લગતી સ્થિતિનો અભ્યાસ કરવો અને કરાવવો તથા એ વિષયોનું જ્ઞાન જનસમાજમાં ફેલાવવું" એવો જે અમારો ઉદ્દેશ છે તેને અનુસરીને ઑ. ચીમનલાલ હરીલાલ સેતલવાડના પ્રમુખપદ નીચે "કેળવણી પરિષદ" ફતેહમંદ રીતે મેળવવા અમે ભાગ્યશાળી થયા હતા. આ પરિષદને અંગે અમારે પ્રશ્નપત્રો કહાડવાનું, પુષ્કળ પત્ર વ્યવહાર ચલાવવાનું, કમીટીઓ અને પેટા કમીટીઓ નીમવાનું, પ્રાથમિક, માધ્યમિક અને સ્ત્રી કેળવણીને લગતાં સંમેલનો કરવાનું એવું શરૂઆતનું ઘણું કામ કરવાનું હતું; પરન્તુ તે બાબત અમારા સેક્રેટરીઓએ જે ઉત્તમ કાર્યદક્ષતા, પદ્ધત્તિ અને સુવ્યવસ્થાપૂર્વક બધું કામ કરવાની જે લાયકાત બતાવી છે, તે અમે બીજાં કામોમાં પણ અનુકરણ કરવા યોગ્ય ગણીએ છીએ. અને ગોખલે સોસાયટી તરફથી એ ભાઈઓનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનવાની આ જાહેર તક લઇએ છીએ. આ પરિષદનો વિગતવાર રીપોર્ટ તૈયાર થવા આવ્યો

## કેળવણી પરિષદ.

છે; જુદું કેળવણી મંડળ પણ હવે એને અંગે સ્થપાઇ ગયું છે તેથી એ સંબંધમાં ઘણી ઇચ્છા છતાં વિશેષ લખવું લંબાણ થઇ જવાના ભયથી રહેવા દેવું પડે છે."

## ઉદ્યોગ હુન્નરની તપાસ.

દેશની આર્થિક સ્થિતિનો અભ્યાસ કરવો એ પણ અમારો ઉદ્દેશ હોવાથી આપણા દેશમાં હાલ જે ઉદ્યોગ હુન્નરને લગતું કમીશન પોતાની બેઠકો સ્થળે સ્થળે કરે છે તે વખતે મુંબાઇની "ધી ઇન્ડીયન ઈકોનોમીક સોસાયટી" તરફથી અમારા ઉપર કેટલાક પ્રશ્નો મોકલવામાં આવ્યા હતા. તે ખાતે અમારી સોસાઇટી તરફથી રા. કંચનલાલ વાસુદેવ મહેતા. બી. એ., એલએલ. બી. રા. હરિપ્રસાદ મહેતા, રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇ એમ. એ., એલએલ. બી: અને આ શહેરના જુના સ્વયંસેવક, ખરા સ્વદેશ ભક્ત અને સઘળાં પ્રજા ઉપયોગી કામોમાં શુદ્ધ અંતઃકરણપૂર્વક તદ્દન સ્વાર્થત્યાગથી છુપી રીતે કામ કરનાર મ્હારા મિત્ર રા. કીરપાશંકર બ્હેચરલાલ પંડિતને નીમવામાં આવ્યા હતા. એમણે હાથની શાળો, કાગળ બનાવવાનો આપણો અમદાવાદનો જુનો હુન્નર અને ઇસ્લામ મેચ મેન્યુફેકચરીંગ કંપનીના દીવાસળીઓ બનાવવાનો હુન્નર એ ત્રણ ઉદ્યોગોની સંપૂર્ણ તપાસ કરી હતી અને એનો રીપોર્ટ સરવન્ટ ઓફ ઇન્ડીયા સોસાયટીવાળા, ઇકોનોમીક સોસાયટીના સેક્રેટરી મી. દેવધર ઉપર તથા તથા મુંબઈ સરકાર પર મોકલવામાં આવ્યો હતો. ગુજરાતીમાં એ રીપોર્ટનો સાર "નવજીવન અને સત્ય"ના જાન્યુઆરી ના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

આ સાથે મ્હેં તથા મ્હારા મિત્ર રા. હરિપ્રસાદ મહેતાએ મળીને, બીજી એક ફરજની ખાતર અમદાવાદના જુના તથા નવા ઉદ્યોગોની તપાસ કરી હતી. તેને પરિણામે અમને જે વિચારો થયા છે તે અત્રે રજુ કરવાની જરૂર જણાય છે.

અમદાવાદની હાથની શાળોનો ઉદ્યોગ **સ્વદેશી**ની પ્રતિજ્ઞા ફરી પાછી તાજી કરીને આપણે તન મન અને ધનથી મદદ કરવા જેવો છે. એ માલમાં હજી ટકાઉપણું, ઉત્તમતા અને ટેક રહેલાં છે. જર્મની, જાપાન અને વિલાયતી માલના ખોટા ઝગઝગાટમાં અંજાઈ, આપણી સ્ત્રીઓ જે ફેશનના પ્રવાહમાં તણાય છે તેમને આજને પુણ્ય દિવસે "**સાચા સ્વદેશી**" થવા વિનંતિ કરીશું. **સ્ત્રીઓ જ્યારે સ્વદેશી થશે ત્યારે જ સ્વદેશી હીલચાલની પુરી ફત્તેહ થશે.**

હાથની શાળો ઉપરાંત કલાની દ્રષ્ટિથી ઉત્તમ સુતારી કામ, શિલ્પ કામ અને સોના રૂપાનું સુન્દર કામ હજી આપણા શહેરમાં થાય છે. કારચબ અને રેશમનું ભરત ગુંથણ હજી અસ્તિત્વમાં છે. મનોહર ચિત્રકારો. મીઠા ગાયકો અને રડ્યા ખડ્યા બુદ્ધિપૂર્વક તરેહ તરેહવારમાં કામ કરનારા, પશ્ચિમની હરીફાઈ છતાં હજી છેક નાબુદ થયા નથી. કલાકૌશલ્ય એ દેશનું પણ ધન છે અને એનો જો નાશ થવા દઇશું તો ભવિષ્યની પ્રજા આપણા જમાનાને જરૂર દોષ દેશે. શાહપુરમાં બનતા ગાલીચા યુરોપ, આફ્રીકા અને અમેરીકાનાં બજારોમાં વેચાય છે, હાજીસાવાડાની શાળોમાં નવા જમાનાને પસંદ પડે એવું પટણીઓનું કામ થાય છે અને અમને જોઇને અભિમાન ઉત્પન્ન થયું છે કે રાજકીય, આર્થિક, સાંસારિક વગેરે અગણિત મુસીબતો છતાં આપણા શેહેરના કેટલાક કારીગરો હજી પોતાનું સ્વતંત્ર જીવન વેચી બેઠા નથી.

આમ છતાં આ આશાજનક ચિત્ર લાંબો વિચાર કરતાં બહુ વાર ટકી શકતું નથી. વ્યાપાર ઉદ્યોગની ખીલવણીમાં પરાધીનતા અસહ્ય છે અને જ્યાં સુધી નિકાસ અને આયાત ઉપરની જકાત આપણા હાથમાં પુરેપુરી આવે નહીં ત્યાં સુધી આપણી વ્યાપાર ઉદ્યોગ અને હુન્નરની દુર્દશા મટી શકે એમ લાગતું નથી.

## મીલ મજુરોની સ્થિતિની તપાસ.

રા. કંચનલાલ વાસુદેવ મહેતાએ, આ કામ માથે લીધું હતું. તે સંબંધે શેહેરના જુદા જુદા ભાગોમાં ફરી ૩૦ કુટુંબોના એમણે તપાસ લીધી છે, પરન્તુ આર્થિક શિવાય આ કેળવણીને લગતી, આરોગ્યની કે નાતજાતના રીતરીવાજો તથા વ્યસન સંબંધી કંઇ હકીકત મેળવાઇ નથી. એટલે એ કામ હજુ અધુરૂં છે અને વિશેષ કાર્ય આ વર્ષમાં કરવા ધારીએ છીએ. જનસમાજની ખરી સ્થિતિનું પ્રત્યક્ષ જ્ઞાન હોવાની સમાજસેવકોને ઘણીજ જરૂર છે.

## ગામડાંની હાલત.

ગામડાંની દશા પણ દિનપરદિન બગડતી જાય છે. ખરી દેશસેવા કરનાર હવે કેવળ શેહેરોમાં રહી, આરામ ખુરશીઓમાં પડે પડે પુસ્તકો વાંચીને કે પુસ્તકો લખીને લોક કલ્યાણ કરી શકતા નથી માટે ગામડાંમાં ફરવું, ત્યાંના દેશબંધુઓના સમાગમમાં આવવું, અને એમનાં સુખ દુ:ખ જાતે જોવાં એ કાર્ય અમારા કેટલાક સભાસદોએ માથે લીધું હતું. પણ એ ખાતે બહુ થઇ શક્યું નથી. ફક્ત રા. રતિલાલ જીવણલાલ લાખીયાએ "આરોગ્ય" સંબંધી અને મહેં ગામડાંમાં પઠાણ લોકો જે ધીરધાર કરે છે તેથી ગરીબ લોકોપર જે ત્રાસ વર્તે છે તે સંબંધમાં થોડીક માહિતી આપી હતી.



## રાજકીય અભ્યાસના વર્ગો.

રાજકીય વિષયોના અભ્યાસને અર્થે અમે કેટલોક વખત દર બુધવારે કલાક કલાક કંઇ વાંચવું એમ નિશ્ચય કર્યો હતો. અને એ કામ રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ તથા હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ માથે લીધું હતું. લખનૌ કોન્ગ્રેસ વખતે ફેમસ થયેલા, "રાઉન્ડ ટેબલવાળા" મી. કરટીસનું "પ્રોબ્લેમ ઓફ ધી કોમનવેલ્થ" ગયા નવેંબર મહિનાથી અમે વાંચવા માંડયું હતું અને લડાઇ પછીની બ્રીટીશ સામ્રાજ્યની રચના વિષેના, મી. કરટીસના જે વિચારો પર દેશનાં સભાસ્થાનોમાંથી અને વર્તમાનપત્રોદ્વારા જે ટીકાઓ થઈ તેવી ટીકાઓ કરવા અમે આ વાંચનને પ્રતાપે વ્હેલા તૈયાર થઈ શકયા હતા. અભ્યાસ માટેના આ મેળાવડા પાછા આવતા બુધવારથીજ શરૂ થવાના છે અને એમાં ભાગ લેવા આપ સર્વેને અમારી સભા તરફનું હમેશને માટે નિમંત્રણ છે.

## અમદાવાદ પાર્લામેન્ટ

અમારા પ્રમુખ સાહેબે આ આકર્ષક સંસ્થા કહડાવી છે અને એ દ્વારા ભવિષ્યમાં સારા વકતાઓ, અભ્યાસીઓ અને લેખકો ઉત્પન્ન કરવા અમે આશા રાખીએ છીએ. આ કાર્ય હજી નવું છે અને એને વિષે જોઇએ એટલું વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયેલું હોવાથી વિસ્તાર કેહેવાની જરૂર નથી.

આ પ્રમાણેની ગત વર્ષની અમારી પ્રવૃત્તિ છે અને આપ સર્વેની સદ્ભાવનાથી ભવિષ્યના વર્ષોમાં અમે હજી પણ વિશેષ સેવા કરવા સમર્થ થઇએ એજ ઈશ્વર પાસે માગીએ છીએ.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો! હવે આ રીપોર્ટ પુરો થયો છે અને અંતમાં આપણી માતૃભૂમિ જેની સેવામાં સદ્‌ગત કર્મવીર ગોપાળ કૃષ્ણ ગોખલે જેવાએ દેહ સમર્પણ કર્યો હતો એની ઉત્તરોત્તર ઉન્નતિ થાવ એટલી પ્રાર્થના કરીશું.

વન્દેમાતરમ્.

તા ૧૯-૨-૧૭.
અમદાવાદ.

લી. સેવક,
ડા. હરિપ્રસાદ વ. દેસાઈ.
મંત્રી ગોખલે સોસાઇટી

આ સભાને શ્રીયુત ગાંધીએ નીચેનો સંદેશ મોકલ્યા હતો:—

## મર્હુમ મહાત્મા ગોખલેની જયંતી પ્રસંગે એક અગત્યની સૂચના.

મર્હુમ મહાત્મા ગોખલેની વરસી સંબંધે મને વિચાર આવ્યા જ કરે છે કે આપણે મહાત્માઓના ગુણોનું અમુક વખતે સ્તવન કરીને બેસી રહીએ તેમાંથી કંઇ મળતું નથી. જેને આપણે પૂજ્ય ગણીયે તેના ગુણોને માની ગોખી રાખીયે તો તેટલો બોજો આપણે મગજને નકામો આપ્યા બરાબર છે પણ તેના ગુણોમાંથી એકને પણ આપણે આપણા જીવનમાં ગુંથીયે તો એ તેની ખરી સ્તુતિ છે ને તેમાં આપણો અર્થ સરે છે.

મહાત્મા ગોખલેના જીવનનાં ઘણાં સ્મરણીય પ્રકરણો છે. તેમાંના કોઇ પણ પ્રકરણને આપણે આ પવિત્ર પ્રસંગે આપણું કરીયે તો બહુ ઠીક થાય એમ લાગે છે. કોઇ પણ પ્રકારે પ્રજા કેળવણી મેળવે એ એમને બહુ પ્યારું હતું. આપણા સાહિત્યમાં ઘણાં પુસ્તકોની ખામી છે. ઘણાં એવાં છે કે જેના તરજુમો પણ આપણને જરૂરના છે. તેમનાં ભાષણોના તરજુમાથી આપણે શરૂ કરવું યોગ્ય જણાય છે. તે અથવા તો બીજા કોઇ પણ સારાં પુસ્તકોના તરજુમા કરશો એ કેળવણીને સહાયક પગલું છે. આ યોજના કિમતી બનાવવાને બે ત્રણ શરતો જાળવવી જોઈશે. એક તો એ કે તે દર વરસે અમલમાં મેલાવી જોઇએ એટલે કે હરેક વરસે એકએક પુસ્તક બહાર પાડવાનો ઠરાવ પસાર કરી તેના પૈસા એકઠા કરવા જોઇયે. બીજું એ કે સભામાં આવનાર એટલે પૂજારી વર્ગને તે ભારે પડતી યોજના ન હોવી જોઈએ. બળાત્કારે કરવામાં પૂજાની ભાવનાને હાની પહોંચશે. ત્રીજું એ કે જે આ વરસે આપણે મુકરર કરીયે તેવા જ પ્રકારનું કાર્ય પ્રતિ વર્ષ કરતા રહેવું. એટલે કે જો આપણે પુસ્તકો બહાર પાડવાનું કાર્ય પસંદ કરીયે તો દરેક વર્ષે નવીન પુસ્તકો બહાર પાડવાની યોજના કરવી જોઇશે. ચોથું એ કે આ વર્ષે ઠરાવેલું કાર્ય બીજી સંવતસરી વખતે પૂરૂં થવું જ જોઇએ. આ પ્રમાણે સેંકડો સ્થળે સહુ દરેક વર્ષે યથાશક્તિ મહાત્મા ગોખલેના જીવનનાં કંઈક કંઈક પ્રકરણોને અમલમાં મૂકતાં થાય તો આપણે થોડા વર્ષમાં ઘણું કરી શકીયે એ તો સહુ કોઈ સમજી શકે એવું છે. આ વર્ષને સારૂ ભાઇ શંકરલાલ ઘેલાભાઇ બેંકરે રૂા. ૧૦૦) મોકલીને પહેલ કરી છે. મહાત્મા ગોખલેના પૂજારીને મારી સલાહ છે, મારી વિનંતિ છે કે ઉપરની વસ્તુનો તેઓ સ્વીકાર કરશે.

**મોહનલાલ કરમચંદ ગાંધી.**

**અમદાવાદ પાર્લામેન્ટ**—પ્રાથમિક કેળવણીનો ઠરાવ મફત અને ફરજીઆત કરવા સંબંધીનો પુષ્કળ વાદવિવાદ અને ચર્ચાને અંતે બહુમતે પસાર કરવામાં આવ્યો છે.

**હોમરૂલ લીગ**—રા. લક્ષ્મિશંકર જોષીએ, "લોકલ બોર્ડસ" વિષે ચર્ચા શરૂ કરી હતી.

**ગુજરાત સાહિત્ય સભા.**—ડૉ. હરિપ્રસાદે, "ડૉ. લૉડર બ્રંટનનું જીવન અને એમની વૈદક વિદ્યાની શોધો" એ વિષે રા. ડાહ્યાભાઈ લક્ષ્મણના પ્રમુખપદ નીચે એક લેખ વાંચ્યો હતો.

**સ્ટુડન્ટસ બ્રધરહુડ**—પ્રો. કોમીસેરીયટે, "ચંદ્રગુપ્ત અને અશોક પારસી હતા" એ વિષે અને પ્રો. જે. જે. મસાનીએ "માંકડાં અને વાંદરાં આપણાં પૂર્વજો હતાં?" એ વિષે પ્રેમાભાઇ હૉલમાં જાહેર ભાષણો આપ્યાં હતાં. આનન્દભુવન થીયેટરમાં સૌ. વિદ્યાબ્હેનના પ્રમુખપદ નીચે શ્રીમતી સરોજીનિ નૈડુએ "ઉછરતી પ્રજા" એ વિષે જાહેર ભાષણ આપ્યું હતું, અને એ પ્રસંગે ઉત્તમ કાસ્કેટમાં એ મહાન દેશભક્ત અને કવિને અત્રેના વિદ્યાર્થી વર્ગ તરફથી એક માનપત્ર પણ એનાયત કરવામાં આવ્યું હતું.

**મહિલા મંડળ**—ડૉ. ચુનીલાલ ઝ્હેરાવાળાએ "માંદાની માવજત કરવાની રીતો" વિષે સપ્રયોગ ભાષણ આપ્યું હતું. અમદાવાદની તમામ સ્ત્રીઓ તરફથી ગીરમીટીયા મજુરીથી ફીજીમાં સ્ત્રીઓને જે દુઃખ પડે છે તે બાબત સખ્ત નાપસંદગી દર્શાવવાનો ઠરાવ કરી, લેડી ચેમ્સફોર્ડ પર મદદ માગવાનો તાર કરવામાં આવ્યો હતો અને શ્રીમતિ સરોજીનિ નૈડુનો આ શેહેરની સ્ત્રીઓ તરફથી જાહેર સત્કાર કરવાનો મેલાવડો કરવામાં આવ્યો હતો. તે પ્રસંગે મીસીસ નૈડુએ ગીરીમીટીયા મજુરી વિષે જ ઉત્તમ ભાષણ કર્યું હતું.

**સંસ્કૃત પાઠશાળા**—અત્રેની સંસ્કૃત પાઠશાળાની જુદી જુદી પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓને ઇનામો આપવાનો મેલાવડો તા૦ ૨૫-૨-૧૭ ને રોજ પ્રેમાભાઈ હૉલમાં કરવામાં આવ્યો હતો.

**વૈદ્ય સભા**—તા૦ ૧૮-૨-૧૭ ને રોજ ગુજરાત આયુર્વેદ ફારમસીમાં વૈદ્યરાજ જટાશંકર લીલાધરના પ્રમુખપદ નીચે વાર્ષિક મેળાવડો થયો હતો. તે પ્રસંગે પુનામાં મળનાર આઠમા વૈદક સંમેલનના પ્રતિનિધિઓ નીમવામાં આવ્યા હતા અને આ સભાના સ્થાપક ધ્રાંગધ્રા રાજ્યના વૈદરાજના મરણ માટે શોક પ્રદર્શિત કરવામાં આવ્યો હતો.

**ગુજરાત કેળવણી મંડળ**—રા૦ ઉત્તમલાલ કેશવલાલ ત્રીવેદીના પ્રમુખપદ નીચે આ મંડળના નિયમો વગેરે ઘડવા એક સભા મળી હતી. **"ગુજરાતી"**

---

## ભરૂચ.

**ભરૂચ કેળવણી મંડળની સભા:**—તા. ૨૮-૧-૧૯૧૭ ને રવિવારના રોજ ખા. બ. આદરજી મંચેરજી દલાલના પ્રમુખપણા નીચે આ મંડળની એક સભા ભરવામાં આવી હતી જેમાં ઉક્ત કેળવણી મંડળના કાચા નિયમોના સંબંધમાં આવેલા જુદા જુદા અભિપ્રાયો વાંચી બતાવવામાં આવ્યા હતા. ત્યાર બાદ મંડળના સેક્રેટરીઓને, યોગ્ય મસલત ચલાવી સદરહુ નિયમો પસાર થયલા જાહેર કરવા સૂચવવામાં આવ્યું હતું. મંડળના સભાસદની વાર્ષિક ફી રૂ. ૩) ઠરાવવામાં આવી હતી અને મંડળમાં રૂ. ૫૦) એકી વખતે આપનાર ગૃહસ્થને આજીવંત સભાસદ ગણવા તથા વોલન્ટીઅર (સ્વયંસેવક) નો વર્ગ કમી કરવા સર્વાનુમતે ઠર્યું હતું. પુના શિક્ષા વિચાર મંડળ તરફથી આવેલો કાગળ રજુ થતાં સર્વાનુમતે ઠરાવ કરવામાં આવ્યો કે માતૃ ભાષા દ્વારા જ ઉચ્ચ શિક્ષણ અપાવું જોઇએ એવો આ મંડળનો અભિપ્રાય છે અને અત્રે મ્યુનીસીપાલીટી હસ્તક ગુજરાતી નિશાળો ચલાવવામાં આવે છે તેના ચોથા, પાંચમા અને છઠ્ઠા ધોરણોમાં અંગ્રેજી પહેલા, બીજા તથા ત્રીજા ધોરણો શીખવવાનું બની શકે એમ છે કે કેમ તે પૂછાવેલું તેના જવાબમાં જણાવવામાં આવ્યું હતું કે ઉત્તર વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટરની પરવાનગી સિવાય એ સંબંધમાં મ્યુનીસીપેલીટી કશું કરી શકે એમ નથી તે ઉપરથી મ્યુનીસીપાલીટી પાસે ઉપર મુજબ પરવાનગી મંગાવવા મ્યુનીસીપાલીટીને વિનંતિ કરવા સર્વાનુમતે ઠરાવ થયો હતો.

**ભરૂચ સેનીટરી એસોસીએશનની હીલચાલ.** તા. ૧૬ મી ફેબ્રુઆરી ૧૯૧૭ ને દિવસે સાંજે અત્રેના સર શાપુરજી ભરૂચા હાલમાં એસોસીએશન તરફથી મ્યુની-સીપાલીટીના મેમ્બરો, તંદુરસ્તી ખાતાના નોકરો ગુજરાતી તથા ઇંગ્રેજી ૫-૬-૭ ધોરણોના વિદ્યાર્થીઓ અને અત્રેની જાહેર પ્રજા સન્મુખ, કેટલીક ફીલ્મો બતાવવામાં આવી હતી જે ખરેખર બોધક અને આનંદદાયક થઇ પડી હતી. **'ભરૂચી.'**

## સુરત.

**ગીરમીટ સામે ઠરાવ:** ગયા માસમાં નગીનચંદ ઇન્સ્ટીટયુટમાં એક જાહેર સભામાં મળી આ શહેરના રહીશોએ એવો ઠરાવ પસાર કર્યો હતો કે ગીરમીટની પદ્ધતિ જરા વિલંબ વિના રદ કરવી જોઇએ.

# સામ્રાજ્યના બંધારણમાં હિન્દનું સ્થાન.

( ૨ )

સામ્રાજ્ય પરિષદના ઇતિહાસનું સંક્ષેપમાં અવલોકન કરીને હવે આપણે સામ્રાજ્યના ભવિષ્યના બંધારણની યોજનાઓ વિચારપૂર્વક તપાસી શકીએ. પણ આ યોજના મુખ્યત્વે કરીને સંસ્થાનોના હક અને જવાબદારી વધારવાના ઉદ્દેશથી રચાએલી છે અને તે સંસ્થાનોમાં જ પ્રથમ ઉદ્ભવી છે. માટે આજ સુધીનો સંસ્થાનોનો રાજકીય વિકાસ આપણે ઉતાવળથી નીરખવો જોઇએ. કારણ કે તે શિવાય હવે તે જે પદવીની માગણી કરે છે તે બરાબર સમજી શકાશે નહિ.

### સંસ્થાનોનો રાજકીય વિકાસ.

સંસ્થાનો હાલ જે સ્વરાજ્ય ભોગવે છે તેની શરૂઆત લૉર્ડ ડર્હામના રીપોર્ટથી થઇ—અથવા તો દક્ષિણ કૅનૅડામાં પેપીનોએ અને ઉત્તર કૅનૅડામાં મેકેન્ઝીએ જગાવેલાં બંડથી થઇ—એ તો જાણીતું છે. એ બંડ થયાં તે પહેલાં પણ કૅનૅડામાં એક પાસ પ્રજાના પ્રતિનિધિઓથી ભરેલા ધારાસભાના એક વિભાગ અને બીજી પાસ સરકારે નીમેલા બીજા વિભાગ અને બિનજવાબદાર કારોબારી મંડલ વચ્ચે વારંવાર સખ્ત વિરોધ જામતો હતો અને પ્રજામાં અસંતોષ વધારે ને વધારે તીવ્ર બનતો હતો. પેપીનો અને મેકેન્ઝીનાં બંડ થયાં ત્યારે પરાકાષ્ટા આવી અને તે શમાવવા તેમજ કાયમનું સમાધાન કરવા માટે સુધારા સૂચવવા લૉર્ડ ડર્હામને મોકલવામાં આવ્યા. તેમણે જે ખરીતો રજુ કર્યો હતો તે હાલ પણ ઘણો મનન કરવા યોગ્ય છે. કારણ કે તેનો મુખ્ય મુદ્દો એવો હતો કે પ્રજાને જવાબદાર થાય એવી રાજસંસ્થા responsible goverment ) કૅનેડામાં સ્થાપ્યા શિવાય ખરૂં સમાધાન થવું અશક્ય છે. આથી સન ૧૮૪૧ માં એક કાયદો બ્રિટિશ પાર્લામેન્ટમાં પસાર કરવામાં આવ્યો જેથી ઉત્તર અને દક્ષિણ કૅનેડા જોડી દેવામાં આવ્યાં અને પ્રજાકીય ધારાસભાને રાજ્યના

સર્વ વિષય પર નિર્ણય કરવાનો હક મળ્યો. તે કાયદામાં પણ એમ તો લખ્યું નથી કે ધારાસભામાં જે પક્ષની વધુ સંખ્યા હોય તેમાંથી પ્રધાનોની નીમણુક કરવી; પણ લગભગ ૧૮૪૭ માં આ બ્રિટિશ શિરસ્તો અનુસરવાની સ્પષ્ટ સૂચના સંસ્થાનોના પ્રધાન તરફથી કૅનેડાના ગવર્નરને કરવામાં આવી. આવી જ રાજ્યસંસ્થા પછીથી કૅનેડાના બીજા વિભાગોમાં, ઑસ્ટ્રેલીયાનાં સંસ્થાનોમાં, ન્યુઝીલેન્ડમાં અને કેપ કોલોની અને નાતાલમાં રચવામાં આવી અને જ્યારે ત્રણે દેશમાં જુદાં જુદાં સંસ્થાનોને એકત્ર (unions) કરવામાં આવ્યાં ત્યારે તેમને પણ આ જ નિયમ લાગુ પાડવામાં આવ્યો. આ રીતે સર્વે સંસ્થાનોએ સામ્રાજ્યમાં સ્વરાજ્ય મેળવ્યું.

### બે વધુ હક.

આમ પોતાના દેશની આન્તર વ્યવસ્થામાં સંસ્થાનોને લગભગ પૂરી સ્વતંત્રતા મળી; પરંતુ સામ્રાજ્ય અથવા બીજા દેશોની સાથે જે વિષયને કંઇ પણ સંબંધ હતો તે ઉપર નિર્ણય કરવાનો સંસ્થાનોની સરકારને જરા પણ હક ન હતો એમ લૉર્ડ ડર્હામે સ્પષ્ટ રીતે જણાવ્યું હતું. છતાં અત્યાર સુધીમાં સંસ્થાનોએ એવા બે વિષયો ઉપર બ્રિટિશ સરકારની મંજુરીથી કાયદ. પસાર કર્યા છે કે જેની સાથે સંસ્થાનોનો સ્વાર્થ ગાઢ રીતે સંધાએલો હોવા છતા જે ખરી રીતે સામ્રાજ્યસત્તાને હસ્તક હોવા જોઇએ: (૧) આયાત નિકાશ ઉપર કર અને (૨) પરદેશીઓના પ્રવેશપર અંકુશ. પહેલા વિષયનો પ્રશ્ન સન ૧૮૫૯ માં ઉપસ્થિત થયો. તે વર્ષમાં કૅનેડાની ધારાસભાએ એક એવો કાયદો પસાર કર્યો કે જેથી કૅનેડાના ઉદ્યોગનું રક્ષણ કરવાના હેતુથી ગ્રેટબ્રિટનથી આવતા માલ ઉપર કર નાંખવાની સત્તા સરકારને આપવામાં આવી. સ્વાભાવિક રીતે ઇંગ્લંડનાં વેપારી મંડળોએ આ કાયદાની સામે મજબૂત પોકાર કર્યો અને તે નામંજુર કરવા સંસ્થાનોના પ્રધાનને તેમણે વિનંતિ કરી. આ માગણીનો અસ્વીકાર કરતે કરતે આ પ્રધાને કંઇક આનાકાની દર્શાવી. આથી કૅનેડાના વડા પ્રધાને એક વજનદાર પત્રમાં સ્પષ્ટ રીતે જણાવ્યું કે પોતાના કરની વ્યવસ્થા કરવાની સત્તા કૅનેડાની ધારાસભાને હોવાથી અમુક કર વડી સરકારના પ્રધાન મંડળને ગમે તેટલો ગેરવ્યાજબી લાગતો હોય અને તેથી ઇંગ્રેજ પ્રજાને નુકસાન થતું હોય તો પણ તે નામંજુર કરવાની સલાહ શાહેનશાહને આપી શકાય જ નહિ; નહિ તો સંસ્થાનોનું સ્વરાજ્ય નષ્ટ થાય અને સંસ્થાનોના રહીશોની અવગણના કરીને તેનું રાજ્ય ચલાવવાની જવાબદારી વડી સરકારને લેવી પડે. આ પછી બીજાં સંસ્થાનોએ પણ આયાત નિકાશ ઉપર કર નાંખવાનો હક અજમાવ્યો છે અને તે વિષે ભાગ્યે જ કંઇ વાંધો લેવામાં આવ્યો છે. સંસ્થાનોને સ્વરાજ્ય મળેલું હોવાથી તેઓ કેમ ઇંગ્લાંડના માલ ઉપર કર નાંખી શક્યાં અને હિન્દ પરાધીન હોવાથી ઇંગ્લંડના સુતરના માલ ઉપર ૩½ ટકાનો કર નાંખતાં ઇંગ્રેજ વેપારીઓના શોરબકોરથી તેટલો જ કર આપણી મીલોમાંથી નીકળતા માલ ઉપર કેમ નંખાયો એ તો સુજ્ઞ વાંચકો સમજી શકશે.

પરદેશીઓના—અને ખાસ કરીને એશીઆના રહીશોના પ્રવેશ ઉપર પ્રતિબંધ મૂકવાનો હક પણ સંસ્થાનોએ મેળવ્યો છે અને તેનો ભાર મુખ્યત્વે કરીને આપણા જ

દેશબંધુઓ ઉપર પડયો છે એ આપણા તીખા અનુભવ ઉપરથી જાણીએ છીએ. જો આયાત માલ ઉપર કર નાંખવામાં કૅનેડાએ શરૂઆત કરી તો એશીઆના રહીશોને આવતા બંધ કરવાના હેતુથી કાયદા પસાર કરવામાં દક્ષિણ આફ્રિકાએ આગેવાની કરી. તે સંસ્થાનમાં ત્યાંના મૂળવતનીઓની સંખ્યા ગોરા લોકો કરતાં ચાર ઘણી છે અને તે ઉપરાંત કાળા ગોરાની વર્ણસંકર પ્રજાની પણ મોટી સંખ્યા છે. આ સ્થિતિમાં ત્યાંની સરકારે એવી દલીલ યોજી છે કે જો અમને અમારી પ્રજામાં જુદા જુદા તત્વોનું પ્રમાણ નિયત કરવા દેવામાં ન આવે તો અમારૂં સ્વરાજ્ય લગભગ વ્યર્થ જ થઇ પડે; કારણ કે તેમના ધારવા પ્રમાણે બધા પરદેશીઓને આવવાની છૂટ આપવામાં આવે તો ધીમે ધીમે કાળી પ્રજાનું પ્રમાણ વધતું જાય અને એવો દિવસ આવે કે જ્યારે—હિન્દમાં છે તેમ—ઇંગ્રેજો રાજ્યતંત્રમાં અને વેપારમાં માત્ર ઉંચામાં ઉંચી પદવીઓમાં નજરે પડે. બીજી પાસ એક સામ્રાજ્યના રહીશોને તેના કોઇ પણ ભાગમાં જવાનો હક હોવો જોઇએ અને સામ્રાજ્યમાં જાતિદ્વેષ ઉત્પન્ન થાય એવાં કોઇ પગલાં ન લેવાવાં જોઇએ એ વિચાર શરૂઆતમાં ઘણા જોરથી ઇંગ્લંડમાં પ્રવર્તતા હતા, પણ તે સંસ્થાનોની સબળ વકીલાત આગળ ઓગળી ગયા અને પરીણામે દક્ષિણ આફ્રિકા, કૅનેડા, ઑસ્ટ્રેલીઆ, ન્યુઝીલેન્ડ વગેરે બધાં સંસ્થાનોએ એશીઆના રહેવાસીઓના પ્રવેશ ઉપર પ્રતિબંધ મૂકયા છે. આ સંબંધમાં જાણવા જેવી બીના એ છે કે જાપાનની સાથે કૅનેડાએ વેપારી સંધિ કરીને દર વર્ષે જાપાનીઝોની અમુક સંખ્યા દાખલ કરવાનું વચન આપ્યું હતું એટલે દેખીતી રીતે ચીનાઓ અને ખાસ કરીને હિન્દીવાનોની સ્હામે જ ત્યાંનો કાયદો યોજવામાં આવ્યો છે એમ કહી શકાય. આ સંબંધમાં કૅનેડાનાં બ્હારામાં કોમા ગાટા મારૂને મળેલો આવકાર અને દક્ષિણ આફ્રીકાના "એશીયાટીક ઑર્ડીનન્સ" સ્હામે શ્રીયુત ગાંધીએ કરેલી ચળવળનું વાચકને સ્મરણ કરાવવાની કયાં જરૂર છે?

### દેશાંતરીય રાજનીતિ ( foreign policy ) પર અંકુશ.

આમ સંસ્થાનોએ પોતાના દેશની આન્તર વ્યવસ્થામાં સ્વરાજ્ય મેળવ્યું છે એટલું જ નહિ પણ સામ્રાજ્યસત્તાને અધીન ગણાય એવા બે વિષયો ઉપર કાબુ મેળવ્યો છે. થોડુ ખાવાથી ભૂખ વધારે ઉઘડે છે એ નિયમ અનુસાર સંસ્થાનો હવે આટલા હકથી સંતોષ પામતાં નથી. તેમને હવે એક એવા ક્ષેત્રમાં પ્રવેશ કરવાની ઇચ્છા થઇ છે કે જે વડી સરકારનું જ ગણાયું છે–તે ક્ષેત્ર દેશાંતરીય રાજનીતિના અને સંધિવિગ્રહના સવાલોનું છે. હાલનો વિગ્રહ શરૂ થયો તે પહેલાં પણ સામ્રાજ્ય પરિષદની સભાઓમાં તેમ જ બીજી રીતે પરદેશીય રાજનીતિમાં વ્યાજબી હિસ્સો લેવાની આકાંક્ષા સંસ્થાનોએ દર્શાવી છે, અને તેને પરિણામે હવે એવો વ્યાવહારિક નિયમ અનુસરવામાં આવે છે કે કોઇ સંસ્થાનને લગતી બાબતમાં પરરાજ્ય સાથે સંધિ કરવાની હોય ત્યારે તેની સરકાર સાથે તે વિષે મસલત કરવામાં આવે છે. ઉપરાંત સન ૧૯૧૧–૧૨ માં દેશાંતરીય રાજનીતિના બધા સવાલોમાં સંસ્થાનો સાથે મસલત કરવાની (ઇંગ્લંડ તરફથી) મી. હાર્કોર્ટની દરખાસ્ત ન્યુઝીલેન્ડ શિવાય કોઈ સંસ્થાનોએ કબૂલી ન હતી. વધારામાં આપણે એ

પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે પોતાના જેવી સરખી પાયરીપર સંસ્થાનોને સામ્રાજ્યના એકતંત્રમાં દાખલ કરવાની નામરજી ઇંગ્લંડે દર્શાવી છે અને ઇંગ્લંડ તથા સંસ્થાનોના પ્રતિનિધિરૂપ સામ્રાજ્યસત્તા સ્થાપવાની સર જોસફ વૉર્ડની દરખાસ્તને કોઇ મોટાં સંસ્થાનોના પ્રતિનિધિઓએ ટેકો આપ્યો ન હતો.

પણ આ વિગ્રહે આખી સ્થિતિમાં મોટો ફેરફાર કર્યો છે એ તો સ્પષ્ટ છે. હિન્દની માફક સંસ્થાનોએ સામ્રાજ્યના રક્ષણ માટે ધનની અને માણસોની અઢળક સહાય આપી છે અને આપ્યે જાય છે અને લોનોનું વ્યાજ ઉપજાવવા માટે નવા કર પણ તેમણે પોતાની પ્રજા ઉપર નાંખ્યા છે. હવે સંસ્થાનો જે સ્વરાજ્ય ભોગવે છે તેનો તો એવો મૂળ સિદ્ધાન્ત છે કે "પ્રતિનિધિત્વ શિવાય કર નંખાય નહિ" (No taxation without representation) અર્થાત્ જે સભામાં તેમના પ્રતિનિધિ બિરાજતા નથી તેના નિર્ણયને અંગે તેમના ઉપર કર નંખાય નહિ. પણ આ વિગ્રહ તો બ્રિટિશ ટાપુએ એ ચુંટેલી પાર્લામેન્ટે જાહેર કર્યો છે અને છેવટની સુલેહ પણ મુખ્યત્વે કરીને તેની અને તેને જવાબદાર પ્રધાનોની સંમતિથી જ થશે, જ્યારે તે વિગ્રહના નિભાવને અંગે સંસ્થાનોને આડકતરી રીતે વર્ષો સુધી કર ઝીલવા પડશે. આ સ્થિતિ ઉપરના મૂળ સિદ્ધાન્તથી વિરૂદ્ધ છે અને તેથી હવે સંધિ વિગ્રહના નિર્ણયમાં કંઈ અસરકારક હિસ્સો સંસ્થાનોને આપવો જોઈએ એ દલીલ વ્યાજબી રીતે રજુ કરવામાં આવી છે. વધારામાં એ પણ સૂચવવામાં આવ્યું છે કે ભવિષ્યમાં સામ્રાજ્યના રક્ષણ માટે વધારે મોટા પાયા પર વ્યવસ્થા કરવી પડશે અને તેના ખર્ચમાં સંસ્થાનો પોતાનો યોગ્ય ફાળો ખુશીથી આપશે. પણ આ દરખાસ્ત પણ સંસ્થાનો ધ્યાનમાં ત્યારે જ લે કે જ્યારે દેશાંતરીય રાજનીતિના નિર્ણયમાં તેમને કંઇ પણ ભાગ મળે ત્યારે.

આ વિચારસરણિ આપણે વ્યાજબી ગણીશું-જો હિન્દને પણ તે લાગુ પાડવામાં આવે તો. કારણ કે સંસ્થાનો કરતાં ઘણી રીતે આપણે સામ્રાજ્યને વધારે સહાય આપી છે અને હમણાં જ દોઢ અબજ રૂપીઆની જે લોન ઇંગ્લંડને ભેટ તરીકે આપવામાં આવનાર છે તેને અંગે આપણને દર વર્ષે ૯ કરોડ રૂપીઆ કરમાંથી આપવા પડશે. આથી સંધિવિગ્રહના સવાલોની મસલતમાં ભાગ લેવાનો હક હિન્દે પણ બરાબર સિદ્ધ કર્યો છે.

## સામ્રાજ્યના બંધારણનો વિકાસ.

દેશાંતરીય રાજનીતિમાં સંસ્થાનો ભાગ લઇ શકે અને એકંદર સામ્રાજ્યનું બંધારણ વધારે દૃઢ અને ચોક્કસ થાય એ માટે શો માર્ગ લેવો જોઇએ?—એ પ્રશ્ન ઉપર આપણે હવે આવ્યા છીએ અને તેના જે જવાબ આપવામાં આવ્યા છે તે સ્પષ્ટ રીતે બે વિભાગમાં વ્હેંચી શકાય એમ છે: (૧) સામ્રાજ્યની એકતા સાધવાને માટે જે મંડલો—સામ્રાજ્ય પરિષદ અને સામ્રાજ્ય સંરક્ષણ કમિટી—હાલ હયાતીમાં છે તેનો વિકાસ કરવો અને (૨) સામ્રાજ્યનું એક નવું જ બંધારણ રચવું જેમાં સંસ્થાનોને યોગ્ય સ્થાન મળે. પહેલા માર્ગની વકીલાત કરનારના આગેવાન ડૉ. કીથને ગણી શકાય—જેમણે સંસ્થાનોની

સ્વરાજ્યપ્રાપ્તિ વિષે ત્રણ દળદાર પુસ્તકો લખ્યાં છે અને જેમણે "સામ્રાજ્યની એકતા અને સંસ્થાનો" એ વિષે હમણાંજ લખેલા પુસ્તકમાં આખા સવાલની બારીક તપાસ કરી છે. અત્યાર સુધીમાં રચાએલા માર્ગે આગળ વધવાનું ડહાપણ તો સામાન્ય રીતે સમજી શકાય એમ છે. ઇંગ્રેજ ઇતિહાસકારો અને રાજ્યપુરૂષોની મોટી મગરૂરી છે કે ઇંગ્લંડનું રાજ બંધારણ અમેરીકા કે ફ્રાંસની માફક કલમના શેરાથી રચાયું નથી પણ ઘડાયું છે—છેલ્લા અનેક શતકોમાં ખીલ્યું છે, વિકસ્યું છે. હાલનો વિગ્રહ ઘણો જંગી છે પણ ઇંગ્લંડે પહેલાના દિવસોમાં જંગી ગણાયલા વિગ્રહો પણ જોયા છે અને તેથી એમ દલીલ કરી શકાય કે આ વિગ્રહને અંતે નવેસર સામ્રાજ્યનું બંધારણ કાગળ પર રચવાનો પ્રયત્ન કરવો એ તો કેવળ મૂર્ખાઇ જ છે. તેમ આખા સામ્રાજ્યના પ્રતિનિધિ રૂપ એક પરિષદ છેલ્લાં વીશ વર્ષમાં રચાઇ છે અને હાલની જરૂરીઆતો પ્રમાણે તેનો વિકાસ કરવામાં જ આપણું શ્રેય રહેલું છે.

બીજી દિશામાં જે યોજનાઓ રચવામાં આવી છે તે પ્રમાણમાં નવીન—કંઇક ચમત્કારી છે, અને તેને અંગે હિન્દની પદવીનો પ્રશ્ન વધારે તીવ્ર રૂપમાં ઉપસ્થિત થાય છે માટે તેનું જરા વિસ્તારથી અવલોકન કરીશું. આ વિષે મી. કર્ટીસે સૂચવેલી વિચારસરણિ નીચે પ્રમાણે સમજાવી શકાય:—

(૧) બ્રિટિશ પાર્લામેન્ટ બ્રિટિશ ટાપુઓના પ્રતિનિધિઓની બનેલી છે અને બ્રિટીશ પ્રધાનમંડળ તેને જવાબદાર છે. આ બન્નેની બનેલી સરકારને હસ્તક સામ્રાજ્યની સત્તા છે—અર્થાત્ દેશપરદેશની રાજનીતિના અને સંધિ વિગ્રહના નિર્ણયો સમગ્ર સામ્રાજ્ય માટે તે સરકાર કરે છે. તેમ—કેટલાંક સંસ્થાનો લશ્કર કે નૌકાસૈન્યના ખર્ચમાં જે થોડો ફાળો આપે છે તે બાદ કરતાં—બ્રિટિશ ટાપુઓની જ પ્રજા બ્રિટીશ લશ્કર અને નૌકાસૈન્યના ખર્ચનો ભાર ઝીલે છે. આમ સામ્રાજ્યનો એક જ ભાગ—બ્રિટિશ ટાપુઓ—સંધિ વિગ્રહનો નિર્ણય કરે છે અને તેના રક્ષણનો ખર્ચ પણ ઝીલે છે. આ સ્થિતિ બન્નેને માટે અન્યાયી અને વિષમ છે અને તેમાં બે રીતે સુધારો થવો જોઇએ. એક પાસ સામ્રાજ્યના રક્ષણના ખર્ચનો યોગ્ય ફાળો બધાં સંસ્થાનોએ રીતસર આપવો જોઇએ અને બીજી પાસ સંધિ વિગ્રહના નિર્ણયમાં સંસ્થાનોના પ્રતિનિધિઓને ભાગ આપવો જોઇએ. આમ બ્રિટિશ ટાપુઓના હક અને જવાબદારીમાં સંસ્થાનોને હિસ્સેદાર બનાવવાં જોઇએ.

( ૨ ) આ હેતુ સામ્રાજ્ય પરિષદ જેવા સલાહકાર મંડળના વિકાસથી નહિ પણ સામ્રાજ્યના પ્રતિનિધિ રૂપ નિયમિત રાજસત્તાના સ્થાપનથી જ સિદ્ધ થઇ શકે. તો પહેલું તો એમ સૂઝવાય કે હાલની બ્રિટિશ પાર્લામેન્ટનું બંધારણ કાયમ રાખવું પણ પ્રધાનમંડળમાં સંસ્થાનોના પણ થોડા પ્રધાનોને નીમવા અને તેઓ સંસ્થાનોની તેમ જ બ્રિટિશ પાર્લામેન્ટને જવાબદાર રહે. પણ આ અશક્ય છે. એમ ધારો કે સામ્રાજ્યના રક્ષણનું ખર્ચ બ્રિટિશ ટાપુઓ અને સંસ્થાનો વચ્ચે પ્રધાનમંડળે ફાળવી આપ્યું.

છતાં એવું બને કે એક કે બે સંસ્થાનોની પાર્લામેન્ટ પોતાનો ફાળો આપવાનું કબૂલ કરે અને બાકીની કબૂલ ન કરે તો શું થાય? સામાન્ય નિયમ પ્રમાણે તો જો પાર્લામેન્ટ જોઇતો ખર્ચ મંજુર ન કરે તો પ્રધાનમંડળ રાજીનામું આપે. પણ કેટલીક પાર્લામેન્ટ પોતાનો ફાળો મંજુર ન કરે તો શું પ્રધાનોએ રાજીનામું આપવું? દેખાતી રીતે જો કોઇ સંસ્થાન પોતાનો હિસ્સો આપવાની ના પાડે તો બ્રિટિશ પ્રજાને જ એટલો વધારે બોજો સહન કરવો પડે-અર્થાત્ છેવટે તો હાલની માફક બ્રિટિશ પ્રજા જ સામ્રાજ્યના રક્ષણ માટે જવાબદાર રહે. બીજી પાસ, જો બ્રિટિશ પાર્લામેન્ટ વધુમતે અંદાજપત્ર કે લશ્કરી ખર્ચ નામંજુર કરે તો પ્રધાનમંડળ રાજીનામું આપે—સંસ્થાનોની પાર્લામેન્ટ પોતાનો ફાળો આપવાને તૈયાર હોય તો પણ. આ ઉપરથી સમજાય છે કે પાંચ પાર્લામેન્ટને જવાબદાર થાય એવું સામ્રાજ્યનું પ્રધાનમંડળ નીમી શકાય નહિ.

(૩) તેવી જ રીતે બ્રિટિશ ટાપુની સાથે સંસ્થાનોના પ્રતિનિધિઓને હાલની પાર્લામેન્ટમાં સ્થાન આપવાથી પણ મૂળ હેતુ સરે નહિ. દેખીતી રીતે સંસ્થાનોને માત્ર બ્રિટિશ ટાપુને લગતી બાબતોમાં મત આપવાનો અધિકાર આપવામાં ન આવે એટલે સંભવિત છે કે માત્ર ઇંગ્લંડના અને સામ્રાજ્યના સવાલો માટે બે જુદી જ પાર્લામેન્ટ થાય અને તેમાં જુદા જુદા પક્ષની બહુમતિ થાય, તો પછી પ્રધાન મંડળે કેવી રીતે વર્તવું? હાલ પણ બે જુદા જુદા મહત્વના સવાલો ઉપર આવી વિચિત્ર સ્થિતિ બનવા જોગ છે; પણ તો પાર્લામેન્ટ બરખાસ્ત કરીને પ્રધાનો નવી ચુંટણીનો હુકમ કરે અને નવી પાર્લામેન્ટમાં એક કે બીજા પક્ષની વધુ સંખ્યા સ્પષ્ટ રીતે તરી આવે-અર્થાત્ પ્રજા બે સવાલોમાંથી એકને ગૌણ બનાવી મહત્વના પ્રશ્નમાં અનુકૂળ પક્ષની વધુ સંખ્યા પસંદ કરે. પણ આ વ્યવસ્થામાં તો આમ બને નહિ. પાર્લામેન્ટ બરખાસ્ત કરવાથી મુશ્કેલીનો નીવડો આવે નહિ. કારણ કે બે જાતના સવાલો માટે લગભગ જુદી પાર્લામેન્ટ હોવાથી —એકમાં સંસ્થાનોના સભાસદો મત આપતા હોવાથી અને બીજામાં ન આપતા હોવાથી દરેકમાં જુદા જુદા પક્ષનું પ્રાધાન્ય હોવાની હમેશાં વકી રહે છે.

(૪) આ ઉપરથી મી. કર્ટીસ એવા નિર્ણય ઉપર આવે છે કે કેવળ સામ્રાજ્યના વિષયોનો નિર્ણય અને કારભાર કરવા માટે બ્રિટિશ ટાપુ અને સંસ્થાનોના પ્રતિનિધિઓની એક નવી પાર્લામેન્ટ રચાવી જોઇએ અને તેને જવાબદાર થાય એવું નવું પ્રધાનમંડળ નીમાવું જોઇએ—જેમાં જુદાં જુદાં સંસ્થાનોના એકેક પ્રધાન નીમાય. આ પ્રધાનોમાં નાણાંનો નૌકાનો, વિગ્રહનો, પરદેશીય ખાતાનો, અને સંસ્થાનોનો એકેક પ્રધાન હોવો જોઇએ એ તો સ્પષ્ટ છે. કારણ કે આ બધાં ખાતાં સામ્રાજ્યની દૃષ્ટિથી જરૂરી છે. આનું એક પરિણામ એ આવે કે ઇંગ્લંડ, સ્કૉટલંડ, આયર્લેંડ વગેરેને જ લગતા સ્થાનિક વિષયોની વ્યવસ્થા માટે સંસ્થાનોના જેવી સ્થાનિક સત્તા ધરાવતી પાર્લામેન્ટ અને પ્રધાનમંડળ સ્થાપવાં જોઇએ. હાલની પાર્લામેન્ટ કાયમ રાખીને સામ્રાજ્યની નવી પાર્લામેન્ટ સ્થપાય કે હાલની પાર્લામેન્ટમાં સંસ્થાનોના પ્રતિનિધિઓને બેસાડીને ઇંગ્લંડ માટે નવી પાર્લામેન્ટ

રચાય—ગમે તેમ થાય તો પણ માત્ર ઇંગ્લંડની રાજસત્તા તો સંસ્થાનોની સરકારના જેવું જ પદ મેળવે એ તો સ્પષ્ટ જ છે.

(૫) આથી આગળ વધીને જે બે મુદ્દા મી. કર્ટીસે ઉપજાવ્યા છે તે ખાસ ધ્યાનમાં લેવા લાયક છે. પોતાના આખા પુસ્તકમાં તેઓ આ વાત તો ભૂલી જ ગયા છે કે હિન્દે પણ સામ્રાજ્યની સેવામાં ધન અને સૈનિકો અર્પણ કરીને પહેલાંના કરતાં વધારે ઉંચું પદ પ્રાપ્ત કર્યું છે. આથી તેઓ નવી સામ્રાજ્યસત્તા બ્રિટિશ ટાપુઓ અને સંસ્થાનોના પ્રતિનિધિરૂપ જ બનાવવા માગે છે—હિન્દ, ઇજીપ્ત કે બીજા પરાધીન વિભાગની નહિ. પણ હિન્દ સામ્રાજ્યનો એક વિભાગ હોવાથી તેના રક્ષણનો સવાલ નવી સામ્રાજ્યસત્તાને હસ્તક રહેશે. પરિણામે તેના હુકમ પ્રમાણે હિન્દી સરકારને સામ્રાજ્યના રક્ષણના ખર્ચમાં ફાળો આપવો પડશે. "પ્રતિનિધિત્વ શિવાય કર નંખાય નહિ"—એ નિયમ હવે સંસ્થાનોને પણ પૂરેપૂરો લાગુ પાડવાનો છે—પણ હિન્દને તો જરા પણ નહિ.

(૬) આ કરતાં પણ વધારે ત્રાસદાયક ચીજ એ છે કે મી. કર્ટીસના અભિપ્રાય પ્રમાણે હિન્દની આન્તર રાજ્યવ્યવસ્થા પણ આ સામ્રાજ્યસત્તાને જ સોંપવી જોઇએ. તેઓ જરા પણ અચકાયા શિવાય જણાવે છે કે સંસ્થાનો હિન્દના રક્ષણ માટે જવાબદારી ત્યારે જ લઇ શકે કે જ્યારે તેની આન્તર વ્યવસ્થામાં પણ તેમને હિસ્સો મળે ત્યારે; કારણ કે હિન્દની આન્તર અને દેશાન્તરીય રાજનીતિના સવાલો ભાગ્યે જ જુદા પાડી શકાય. આમ હિન્દની બન્ને પ્રકારની રાજ્ય વ્યવસ્થા એક એવી રાજસત્તાને સોંપાવી જોઇએ કે જેમાં તેનો કોઇ પ્રતિનિધિ બિરાજે નહિ અને જેમાં બ્રીટીશ ટાપુના જ નહિ પણ સંસ્થાનોના પણ પ્રતિનિધિઓ હોય. આથી એક પ્રજાના મટીને પાંચ પ્રજાના તાબેદાર આપણે બનીએ એ તો દરેક માણસ સમજી શકશે. (અપૂર્ણ.)

ઇં. ક. યાજ્ઞિક.

---

# પુસ્તક પરિચય.

---

**નિર્ગુણલક્ષ્મી** અને **સદ્‌ગુણલક્ષ્મી** તથા અન્ય લેખો—લેખક સ્વ. સૌ. વસન્તબા ચન્દ્રશંકર પંડયા, સંયોજક રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા બી. એ., એલએલ. બી., કિંમત ૧૦ આના, પૃષ્ટ ૧૨૭

આ લઘુ પુસ્તક વિષે કંઇ લખતા પહેલાં તેનાં લેખક બ્હેન વસંતબા વિષે એક અક્ષર લખવાની લાગણી રોકી શકાતી નથી. તેમના વિદ્વાન અને—તેમના અવસાનથી ખરેખર દુખી થએલા—પતિએ પોતાના મર્મભેદક ઉપોદ્‌ઘાતમાં આપણને જેમ તેમનું કૌટુમ્બિક ઓળખાણ આપ્યું છે તેમ તેમની જીવનકલાનો વિકાસ સંક્ષેપમાં

વર્ણવ્યો છે. તે ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે બુદ્ધિ અને હૃદયના જે ગુણો તેમને તેમનાં માતા પિતા તરફથી મળ્યા હતા અને જે બાળપણમાં કરેલા અભ્યાસથી પોષાયા હતા તે કુટુંબની તથા વ્યાવહારિક અનેક મુશ્કેલીઓ છતાં, તેમજ વારંવાર રોગ અને દર્દને અધીન થવા છતાં મોટી વયે તેમણે કેવી રીતે ખીલવ્યા અને સ્ત્રી-મંડળોની અને સાહિત્યની સેવામાં તે કેવી રીતે સમર્પ્યા. લગભગ છેલ્લાં ૧૦ વર્ષમાં તેમના અંગત પરિચયમાં આવી તેમનું જીવન સમીપથી નીરખવાનો લાભ અમને મળ્યો હતો અને તેમણે પોતાનું ઘર સ્નેહ અને વિશ્રાંતિનું કેવું સુંદર ધામ બનાવી મૂક્યું હતું તેની તેમના કુટુંબના સર્વે સંબંધીઓ અને મિત્રો એકે અવાજે સાક્ષી પૂરશે. તેમણે ઘણાં વર્ષો પૂર્વે લખેલી આ સુંદર વાર્તાનું એકજ ફોર્મ છપાયા પછી એ બ્હેને યુવાવસ્થામાં સ્વર્ગવાસ કર્યો એ બીના અંગત સ્નેહની તેમજ સ્ત્રી સમાજના હિતની દૃષ્ટિથી અમારા અતઃકરણને અતિશય સાલે છે અને હવે તો તેમના આત્માને ઉપકાર અને માનની નમ્ર અંજલિ અર્પીને જ અમે સંતોષ પામીએ છીએ.

"નિર્ગુણલક્ષ્મી અને સદ્દગુણલક્ષ્મી" એ વાર્તા જે આ પુસ્તકનાં ૮૭ પાના રોકે છે તે "મેરાતુલ અરૂસ" નામના એક પારસી ગુજરાતીમાં અનુવાદિત પુસ્તક ઉપરથી હિન્દુ સંસારને અનુસરે એવી રીતે રચવામાં આવી છે. તે બે પાત્રો બ્હેનો હતી અને તેમના ગુણ તેમના નામ પ્રમાણે જ હતા. સદ્દગુણલક્ષ્મી ખરાબ પતિને પરણેલી છતાં તેને સુધારીને કેવી રીતે સારા માર્ગ ઉપર દોરે છે અને પોતાનો અભ્યાસ વધારીને બીજી બાલિકાઓને ભણાવવાને કેવા પ્રયત્નો કરે છે એ આ વાર્તામાં બહુજ સરલ અને મનોગમ શૈલીમાં દર્શાવવામાં આવ્યું છે. ખરેખર તે વાંચતાં કોઇને ભાગ્યે જ એમ લાગે કે આ પુસ્તક પારસી પુસ્તક ઉપરથી લખવામાં આવ્યું છે.

આ ઉપરાંત રામજયન્તી, જુગાર, પુનાની એક ન્હાનકડી સ્હેલ, અનાથ બાલિકા વગેરે ભાષણો અને લેખોને આ પુસ્તકમાં સમાવવામાં આવ્યાં છે અને તે ઘણાં ખરાં લેખકની હયાતીમાં જ પ્રકટ થયાં હતાં. પોતાના જીવનનાં છેલ્લાં ત્રણ ચાર વર્ષોમાં જે સાહિત્યવિષયક અને જાહેર પ્રવૃત્તિ લેખકે આદરી હતી તેના આ સુંદર નમુના છે અને તે વાંચતાં તેમના અવસાનથી થતા શોકમાં ઉમેરો થાય છે.

**દુઃખમાં દિલાસો.** લેખક રા. અમૃતલાલ સુંદરજી પઢીઆર, કિંમત ૮ આના પૃષ્ટ ૭૯.

"દુઃખથી હારી ગયેલાઓને દિલાસો મળે, નિરાશ થઇ ગયેલાઓના મનમાં નવી આશાનાં કિરણો ફૂટે, રોનારાંઓનાં આંસુ લુછાય, નિસાસા નાંખનારાઓના નિસાસા બંધ પડે, અને હારી ગયેલાઓના મનમાં પાછી હિંમત આવી જાય એવા હેતુથી..... આ પુસ્તક લખવામાં આવ્યું છે." ધર્મમાં અને પ્રભુના સ્મરણમાં દિલાસો મેળવવા લેખક અનેક રીતે વાચકોને શીખામણ દે છે અને તેમની રીત પ્રમાણે તેઓ કેટલાક

વ્યાવહારિક દાખલા પણ આપે છે. પુસ્તકને છેડે મનને શાંતિ આપે એવા થોડાં ભજનો આપવામાં આવ્યાં છે. જે ઉચ્ચ ભાવનાપ્રવાહમાં હમેશાં રા. પઢીઆર લીન રહે છે તેનું આ એક નાનું સ્રોત છે અને તેનું પાન કરવાથી સર્વેને આધ્યાત્મિક શાંતિ મળશે એવી અમારી આશા છે.

**સ્ત્રીઓ અને સમાજસેવા.** મહાત્મા ગાંધીજીની પ્રસ્તાવના સાથે, ભગિની સમાજ પુસ્તકમાળા નં. ૧ લેખક રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ, કિંમત ૬ આના પૃષ્ઠ ૧૫૨.

આ વિષયને લગતા અનેક મુદ્દાઓ—દાખલા તરીકે 'સ્ત્રીઓ સ્વતંત્ર છે' 'ગૃહસેવા–દેશસેવા' 'ગરીબો પ્રત્યે ફરજ' 'વિધવા પ્રત્યે ફરજ' 'જાહેરજીવન અને સ્ત્રીઓ' વગેરે ઉપર સંવાદો યોજીને લેખકે ઘણીજ ઘરગથ્થુ રીતે પોતાના બોધદાયક વિચારો જણાવ્યા છે. તેમની લખાવટ વિષે શ્રીયુત ગાંધી આ પ્રમાણે પ્રસ્તાવનામાં લખે છેઃ "સુંદર ને સરળ ભાષામાં અને ટુંકાણમાં ભાઇ દીવેટીઆએ સ્ત્રીઓને લગતા ઘણા વિષયોને ચર્ચ્યા છે. પોતાના વિચારો આગ્રહપણે મૂકવાને બદલે તે સૂચના રૂપેજ મૂક્યા છે એ ભાઇ દીવેટીઆના લખાણની મને ખૂબી જણાઇ છે."

શ્રીયુત ગાંધીની પ્રસ્તાવના આ પુસ્તકની કિંમતમાં ઘણો જ ઉમેરો કરે છે. તેમનાં બધાં લખાણોની માફક તે મિતાક્ષરી અને માર્મિક છે. આ પુસ્તકની એક ખૂબી તેમને એ લાગે છે કે "લેખકે પોતાના સંવાદોમાં પુરૂષને પોતાની સ્ત્રીનો શિક્ષક આલેખ્યો છે." વધારામાં તેઓ જણાવે છે કેઃ

હજારો કન્યા બાર વર્ષની ઉમ્મરે બાળલગ્નના ભોગ થઇ આપણી નજરેથી અલોપ થઇ જાય છે. તેઓ ગૃહિણી બને છે! આ પાપી રીવાજ આપણામાંથી જ્યાં સુધી નહિ જાય ત્યાં સુધી પુરૂષોને સ્ત્રિ શિક્ષકો થતાં શીખવું પડશે.........આપણી સ્ત્રિઓ આપણા વિષયનું પાત્ર મટી આપણી સહચરી આપણી અર્ધાંગના આપણા સુખ દુઃખની ભાગીયણ ન બને ત્યાં લગી આપણા સર્વ પ્રયાસ મિથ્યા જણાય છે. કોઇ પોતાની સ્ત્રિને પશુ સમાન ગણે છે........બીજી તરફથી વિષયાંધ થઇ આપણામાંના કેટલાક સ્ત્રિને ઢીંગલી દેવી ગણી તેની પૂજા કરે છે ને જેમ ઠાકોરજીને આપણે પહોરે પહોરે નવીન આભૂષણોથી શણગારીએ છીએ તેમ શણગારે છે. આ પૂજાદોષમાંથી પણ આપણે નીકળી જવું જરૂરનું છે. છેવટે તો જેમ શંકરને ઉમા, રામને સીતા, નળને દમયંતી હતાં તેમ આપણી સ્ત્રિઓ આપણી ગોષ્ઠિમાં ભાગ લેતી, આપણી સાથે વાદવિવાદ કરતી, આપણા ઉદ્‌ગારો સમજતી, તેને પોષતી, પોતાની અલૈકિક પ્રેરણાશકિતથી આપણી આધિવ્યાધિને સાનમાં સમજી તેમાં ભાગ લેતી આપણને શીતલતામય શાંતિ દેતી થશે ત્યારે જ—પણ તે પહેલાં નહિ—આપણો ઉદ્ધાર સંભવે છે.

**મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડો યાને સ્થાનિક સ્વરાજ્ય** (ગુજરાત સભા વ્યાખ્યાનમાળા નં. ૩) લેખક રા. કાળીદાસ જસકરણ ઝવેરી બી. એ., એલએલ બી., કિંમત ૨ આના, પૃષ્ઠ ૬૪.

આ લેખમાં ઉત્સાહી લેખકે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના ઇતિહાસનું રેખાદર્શન કરાવ્યું છે અને પછી તેના મુખ્ય દોષ ઉપર સખ્ત અને સ્પષ્ટ ટીકા કરી છે. બન્ને સંસ્થાઓમાં પ્રજાકીય તત્વ વધવું જોઇએ, તેને વધારે પૈસા અને સત્તાઓ આપવા જોઇએ અને મ્યુનિસિપલ કમીશનરોના ત્રાસમાંથી મોટી મ્યુનિસિપાલીટીને મુકત કરવી જોઇએ એ આ લઘુ લેખનો સાર છે. તે ધ્યાનથી વાંચવા સર્વેને વિનંતિ છે.

**આધુનિક કેળવણી.** (સ્વ. ભાઇ હીરજી ટોપણ સ્મારક નિબંધમાળા નં. ૩) લેખક રા. કાનજી હરગોવિંદ ભટ્ટ, કિંમત ૪ આના, પૃષ્ઠ ૬૧.

શરૂઆતમાં પ્રાચીન કેળવણીની પદ્ધતિનું વર્ણન આપીને લેખકે આધુનિક કેળવણીનો ઈતિહાસ સંક્ષેપમાં વર્ણવ્યો છે. તેમાંજ તેની ખુબીઓ અને ખામીઓનું વિચારપૂર્વક નિરૂપણ કર્યું છે અને તેના સુધારા માટે કેટલીક સુચનાઓ કરી છે. અંતમાં સ્ત્રી કેળવણી, ધાર્મિક કેળવણી વગેરે કેટલાક ખાસ વિષયો ઉપર ટુંક વિવેચન કર્યું છે. જાહેર સવાલોના અભ્યાસની જે શરૂઆત આવાં લઘુ પુસ્તકોમાં કરવામાં આવે છે તે ઘણી આદરણીય છે.

**સ્ત્રીઓના સમય અને સાધનનો સદુપયોગ.** (ભગિની સમાજ પત્રિકામાળા નં. ૧૭) લેખક રા. પ્રાણલાલ કિરપારામ દેસાઇ, કિંમત ૧ આનો, પૃષ્ઠ ૧૬.

રા. દેસાઇ ઘણીજ સરલ શૈલીમાં એ પ્રશ્ન ચર્ચે છે કે પુરૂષોના પ્રમાણમાં ઓછી સ્ત્રીઓ સમાજ-સેવામાં કેમ ભાગ લે છે? દેખીતી રીતે તેનું કારણ સ્ત્રીઓનું અજ્ઞાન જ છે અને તે દૂર કરવા નાનાં ગામડામાં શિક્ષણ વર્ગો—પુસ્તકાલયો વગેરે સ્થાપવા, અને કન્યાશાળાઓની શિક્ષિકાઓની આ કાર્યમાં મદદ લેવા લેખક સુશિક્ષિત સ્ત્રીઓને વિનંતિ કરે છે.

**સ્ત્રીઓ અને જાહેરજીવન.** (ભગિની સમાજ પત્રિકામાળા નં ૧૬) લેખક રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ બી. એ., એલએલ. બી., કિંમત ૧ આનો, પૃષ્ઠ ૨૨.

શરૂઆતમાં સ્ત્રી કેળવણીના થોડા આંકડા ટાંકીને લેખક જણાવે છે કે હાલ કોલેજોમાં અને હાઇ સ્કુલોમાં ૪૫૪૪ કન્યાઓ ભણે છે અને તેઓ અભ્યાસવૃત્તિ રાખે તો દેશસેવા કરી શકે. જાહેર સેવા માટે સ્ત્રીઓને સમય નથી એ દલીલનો અસરકારક રદીઓ લેખક આપે છે અને કેટલાક સાંસારિક રીતરીવાજોમાં સુધારા કરીને વધારે વખત મેળવવા તેમને સૂચવે છે. પછી સ્ત્રીઓને અનુકૂળ જાહેર જીવનના કેટલાક માર્ગ લેખક દર્શાવે છે—દાખલા તરીકે અનાથાશ્રમો અને બાળાશ્રમોની દેખરેખ, મોટા શહેરમાં બાળકોની સ્થિતિમાં સુધારો, સ્ત્રી કેળવણી વિષે પ્રજામતની જાગૃતિ વગેરે. આ લેખના બીજા વિભાગમાં હિન્દના રાજ્યબંધારણનું સરલ—સ્ત્રીઓથી સમજાય એવું—વર્ણન લેખકે આપ્યું છે એ હાલના સમયમાં સ્ત્રીઓને ઘણું ઉપયોગી થઈ પડશે.

**ગુજરાતી પ્રાયમરી ટીચર્સ ફંડનો વાર્ષિક રીપોર્ટ.** (૧૯૧૫-૧૬) પૃષ્ઠ ૧૦.

આ રીપોર્ટની તેમજ આ ફંડના ઉદ્દેશ અને નિયમોની નકલ અમને મળી છે. આ ફંડનો ઉદ્દેશ "મુંબાઇની મ્યુનિસિપાલીટીની ગુજરાતી શાળાના શિક્ષકો (વગેરે)......જેઓ આ ફંડમાં દાખલ થાય તેમની હયાતીમાં માંદગી અગર બીજે કોઈ જરૂરીઆતને પ્રસંગે તેમને પોતાને અને તેમની હયાતી બાદ તેમનાં છોકરાંઓને મદદ રૂપ થવાનો" છે. આમાં સભાસદ થતા શિક્ષકો પોતાને દર માસે મળતા પગાર વગેરે-માંથી દર રૂપીએ ત્રણ પાઇ અથવા કંઇ વધારે આપે છે અને તેમની હયાતી બાદ તેમના વારસને કે તેઓ રીટાયર થાય ત્યારે તેમને, તેમના નામમાં ત્યાં સુધી જમાં થયેલી બધી રકમ અને છેલ્લા વર્ષના કુલ ફંડના વ્યાજની ફાળે આવતી રકમ મળી શકશે. પહેલા વર્ષમાં સભાસદો ૩૧ થી વધીને ૬૮ થયા છે એ આ સંસ્થાની ઉપયોગિતા અચૂક રીતે દર્શાવે છે. અમે તેને અંતઃકરણપૂર્વક ફતેહ ઈચ્છીયે છીયે.

---

# નોંધ.

## સ્વરાજ્ય અને સ્વરક્ષણ.

સર્વે જમાનામાં જે પ્રજાઓએ કોઇ પણ પ્રકારનું સ્વરાજ્ય ભોગવ્યું છે તેમણે સ્વરક્ષણ કરવાની શક્તિ પણ કેળવી છે. અને આ ઘણું જ સ્વાભાવિક છે. બીજા દેશોના ઘસારા સામે પોતાની પ્રજાનું રક્ષણ કરવું એ સર્વે રાજ્ય સંસ્થાઓનો મોટામાં મોટો ઉદ્દેશ છે અને તેથી જે પ્રજા પરરાજ્યસત્તાને અધીન ન હોઇ આણીને સમયે તેના રક્ષણ ઉપર આધાર રાખતી નથી તેને તો પોતાના રક્ષણ માટે વીર મર્દાનીના ગુણ અને આયુધ વાપરવાની શક્તિ શહેરીઓમાં ખીલવવી પડે છે. તેમ તરત ઉપયોગી થાય એવી લશ્કરી વ્યવસ્થા પણ રાખવી પડે છે. આથી ઉલટું પોતાના કુટુંબ અને માતૃભૂમિનું રક્ષણ કરવાને જેઓ અશક્ત હોય છે તેઓ સ્વતંત્ર રાજકીય અસ્તિત્વ સ્વાભાવિક રીતે લાંબા વખત સુધી ટકાવી શકતા નથી અને કોઇ પ્રબળ રાજકીય સત્તાના ચક્રમાં આવતાં તેમાં લય પામે છે—તેને પરાધીન થાય છે. આમ સ્વરક્ષણ એ સ્વરાજ્યનો અચળ અને આવશ્યક આધાર છે,—સ્વરાજ્ય એ સ્વરક્ષણની શક્તિનું એક મૂર્ત સ્વરૂપ છે.

આ સિદ્ધાંત રાજ્યવ્યવસ્થાના જેટલો ઘણો જુનો છે અને જેટલો જુનો છે તેટલો જ નવો છે. દરેક સ્વતંત્ર રાજ્યે યુદ્ધ માટે થોડું ઘણું સ્થાયી લશ્કર હમેશાં રાખ્યું છે; પરંતુ છેવટે દેશના રક્ષણ માટે તેના ઉપર જ આધાર રાખવામાં આવ્યો નથી. પૂર્વમાં તેમ જ પશ્ચિમમાં, પ્રાચીન તેમ જ અર્વાચીન કાળમાં જ્યારે જ્યારે વિગ્રહો લંબાયા છે અને સ્થાઇ લશ્કર સહજમાં ખપી જવાનો સંભવ જણાયો છે ત્યારે ત્યારે રાજ્યના દરેક સશક્ત રહીશે હાથમાં તલવાર લઇ અને ખાંધ ઉપર બંધુક મૂકી દેશના રક્ષણ માટે સજ્જ થવાનો ધર્મ સ્વીકાર્યો છે; અને યુદ્ધને પ્રસંગે તેઓ આ દારૂણ કાર્ય માટે તૈયાર થઇ શકે તે માટે શસ્ત્રો વાપરવાની, દશ્ય યુદ્ધો રમવાની, શિકાર કરવાની વગેરે વિવિધ પ્રકારની છૂટ તેમને આપવામાં આવી છે. વેદના વારામાં અનાર્યો સ્હામે કંઇ પણ ભેદ શિવાય બધા આર્યો લ્હડતા હતા તેના પુરાવા છે. કુરૂક્ષેત્રના યુદ્ધ વખતે પણ બન્ને પક્ષના સર્વે અનુયાયીઓ અને બધા યાદવો લ્હડયા હતા—તે વખતે તો હાલની વયની મર્યાદાઓ પણ ભાગ્યે જ પાળવામાં આવતી હતી. રોમ અને ગ્રીસના ઇતિહાસમાં મહાયુદ્ધને પ્રસંગે બધા શહેરીઓ રણક્ષેત્રમાં ઉતરી પડતા જોવામાં આવે છે. છેલ્લાં બે હજાર વર્ષના અવનતિના કાળમાં પણ હિન્દમાં આ શિરસ્તો લગભગ સર્વત્ર સચવાયો હતો અને પોતાના રાજગઢ શત્રુના હાથમાં જતા પહેલાં દરેકે દરેક રજપૂત કેસરીઆં કરી રણજંગમાં ઉતરતો હતો એ તો જાણીતું છે. હાલના સુધરેલા જમાનામાં પણ હરીફાઇ, વિરોધ અને વિગ્રહની વૃત્તિઓ નાશ પામેલી ન હોવાથી આ જ સિદ્ધાન્ત વધારે વ્યવસ્થિત રીતે—જુદા જુદા દેશમાં કંઇક જુદી જુદી રીતે અનુસરવામાં આવે છે. બધા દેશમાં થોડું ઘણું સ્થાયી લશ્કર રાખવામાં આવે છે; પણ અણીને

સમયે લશ્કરમાં લ્હડવાનો ધર્મ દરેક સશક્ત પુરૂષને શિરે રહે છે. જર્મની, ફ્રાન્સ, વગેરે દેશમાં લશ્કરી શિક્ષણ અને જરૂર પડે ત્યારે લશ્કરી નોકરી દરેક યોગ્ય માણસ માટે ફરજીયાત છે. ઇંગ્લંડ સંસ્થાનો વગેરે દેશોમાં સ્વયંસૈનિકો તરીકે શહેરીઓ લશ્કરી તાલીમ લે છે પણ હાલના વિગ્રહે દર્શાવ્યું છે તે પ્રમાણે તેવા દેશોમાં કટોકટીને સમયે લશ્કરી સેવા પ્રજાના અમુક અથવા બધા વર્ગો માટે ફરજીયાત કરવામાં સરકાર અને જનસમાજ એકમત થાય છે. આમ બધી સ્વતંત્ર પ્રજાઓ સ્થાયી લશ્કર કરતાં પણ શહેરીઓની ફરજીયાત લશ્કરી નોકરી ઉપર કે સ્વેચ્છા સૈનિકોના (Volunteers) દળ ઉપર સ્વરક્ષણ માટે ઝઝુમે છે.

હિન્દમાં ઇંગ્રેજી રાજ્યની શરૂઆત થઇ ત્યાર પછી તરત પ્રજાનાં શસ્ત્ર લઇ લેવામાં આવ્યાં ન હતાં—જોકે દેશના રક્ષણ માટે શહેરીઓનું દળ ઉત્પન્ન કરવાને કંઇ પ્રયત્ન કરવામાં આવ્યો ન હતો. આથી લોકોમાં કંઇક લડાયક જુસ્સો અને યુદ્ધનાં કંઇક સ્વપ્ન રહ્યાં જેથી જરૂર પડે તો થોડી તાલીમ આપીને એક જંગી લશકર પ્રજામાંથી ઉભું કરી શકાય. પણ ૧૮૫૭ના બળવા પછી તો સરકારે પહેલાંના કરતાં પણ વધારે તીક્ષ્ણ અવિશ્વાસની પદ્ધતિ સ્વીકારી—તે એટલે સુધી કે સમગ્ર પ્રજાનું શસ્ત્રહરણ કરવામાં આવ્યું એટલું જ નહિ પણ ૧ ઇંગ્રેજે ૨ હિન્દી સીપાઇઓ—અને વધારે નહિ—રાખવાનો નિયમ કરવામાં આવ્યો અને આથી લશ્કરની જે નવી વ્યવસ્થા થઇ તે પહેલાના કરતાં વધારે ખર્ચાળ થઇ. એક પાસ સ્થાઇ લશ્કરમાં વખતો વખત વધારા કરવામાં આવ્યા ત્યારે બીજી પાસ સ્વેચ્છાસૈનિકોના સંબંધમાં આશરે ૩૦ વર્ષ ઉપર જે કાયદો કરવામાં આવ્યો હતો તેની રૂએ (૧) યૂરોપીયન અથવા યૂરેઝીયન કોમના પુરૂષો અથવા (૨) પરદેશી છતાં નોંધણીથી થએલા આ દેશના વતનીઓ જ તેનો લાભ લઇ શકતા. આમાં શુદ્ધ હિન્દવાસીઓને સ્વેચ્છા સૈનિક થતા અટકાવવાનો ઇરાદો સ્પષ્ટ હતો, અને તે અત્યાર સુધી કાયમ રહ્યો.

હિન્દ રક્ષક સૈન્યનો કાયદો. (Defence of India Force Act.)

પરિણામે વિગ્રહ શરૂ થયો ત્યારથી હિન્દના પ્રતિનિધિઓએ અને મંડળોએ એકે અવાજે માગણી કરી છે કે આ અણીને સમયે તો હિન્દનું અને સામ્રાજ્યનું રક્ષણ કરવામાં ભાગ લેવાની તક હિન્દીવાનોને આપો. આ માગણી કરતાં આપણો ઘાંટો બેસી ગયો અને યુદ્ધનું જોર પણ ક્રમે ક્રમે વાધ્યું ત્યારે છેવટે ગયા માસની શરૂઆતમાં જ નામદાર વાઇસરૉયે જાહેર કર્યું કે હિન્દમાં લશ્કરી નોકરી માટે એક દળ ઉત્પન્ન કરવામાં આવનાર છે અને તેમાં દાખલ થવાની બધા યૂરોપીઅનોને ફરજ પડશે તથા હિન્દીવાનો તેમાં સ્વેચ્છાથી દાખલ થઇ શકશે. આ વચનને કેવો ઉત્સાહભર્યો આવકાર હિન્દના બધા ભાગમાં આપવામાં આવ્યો છે તેનો ખ્યાલ તો ગયા માસની શરૂઆતથી આ વિષે બધાં વર્તમાનપત્રોનાં લખાણ અને સ્થલે સ્થલે લશ્કરમાં જોડાવા યુવાનોને સંબોધવા મળેલી સભાઓના વૃત્તાંત જોવાથી જ મળી શકે.

ગયા માસની ૨૧ મી તારીખે સેનાધિપતિ સર ચાર્લ્સ મનરોએ જે કાયદો ધારાસભામાં રજુ કર્યો હતો અને જે કેટલાક ફેરફાર સાથે ૨૮મી તારીખે સર્વા-

નુમતે પસાર થયો હતો તે તરફ હવે આપણે વળીશું. તેના મુખ્ય બે વિભાગ પાડી શકાય. ( ૧ ) યુરોપીઅન બ્રિટિશ રહીશો સંબંધી અને ( ૨ ) હિંદીઓ સંબંધી.

પ્રથમ બ્રિટિશ રહીશો વિષે. આ વર્ષના ફેબ્રુઆરી માસની પહેલી તારીખે જેઓ યુરોપીઅન બ્રીટીશ રહીશ તરીકે ગણાતા હોય અથવા જેઓ પછીથી તે પદવી પ્રાપ્ત કરે તેમાંથી ૧૬ અને ૫૦ વર્ષની વચ્ચેની વયના સર્વે પુરૂષો માટે (આ કાયદા પ્રમાણે જેમને અપવાદરૂપ ગણવામાં આવે તેમના શિવાય) લશ્કરી નોકરી ફરજીયાત કરવામાં આવી છે. આ સર્વના મુખ્ય બે વર્ગ પાડવામાં આવ્યા છે. ( ૧ ) જેમને સ્થાનિક નોકરી ( Local service ) કરવાની હોય તેઓ અને ( ૨ ) જેમને આખા હિન્દમાં કોઇ પણ ભાગમાં નોકરી ( Active service ) કરવાની ફરજ પડે તેઓ. પહેલા વર્ગના પુરૂષોના બે પ્રકાર છે. ( ક ) ૧૬ થી ૧૮ વર્ષની વયના યુવાનોને લશ્કરી કવાયત કરાવવામાં જ આવશે--તે શિવાય બીજી નોકરી તેમની પાસે લેવામાં આવશે નહિ ( ખ ) ૪૧ થી ૫૦ વર્ષની વયના પુરૂષો પાસેથી અમુક સ્થાનમાં જ લશ્કરી નોકરી લેવામાં આવશે. બાકી, ૧૮ થી ૪૧ વર્ષની વયના પુરૂષોને હિન્દના કોઇ પણ ભાગમાં નોકરી કરવાની ફરજ પડશે.

૧૮ કલમના આ કાયદામાં હિન્દીઓ વિષે એક જ કલમ (૧૨) છે અને તે આ પ્રમાણે છે: "યૂરોપીઅન બ્રિટિશ રહીશો ન હોય એવા જે પુરૂષો નિયત શરતો પ્રમાણે (લશ્કરી નોકરી માટે) લાયક હશે અને જેઓ આ કાયદાની શરૂઆતથી છ માસમાં સામાન્ય લશ્કરી નોકરી માટે પોતાનું નામ નોંધાવશે તેમને ઇન્ડીઅન ડીફેન્સ ફોર્સમાં દાખલ કરવા માટે, અમુક સ્થળમાં ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સીલ ગેઝેટ ઑફ ઇન્ડીઆમાં જાહેરાત આપીને ટુકડીઓ ( corps or unit ) ઉભી કરી શકશે." આ કલમ ધ્યાનથી સમજવાની જરૂર છે. પ્રથમ તો, યુરોપીઅનોની માફક આપણે હાલ તરત જ નામ નોંધાવી શકીએ એમ નથી. જો અને જ્યારે આ કાયદો સરકારી ગેઝેટમાં જાહેરાતથી આપણા પ્રાંતને લાગુ પાડવામાં આવે તો અને ત્યારેજ આપણે કંઇ પણ પગલાં ભરી શકીએ. બીજું સ્પષ્ટ રીતે--જે પ્રાંતમાંથી સામાન્ય લશ્કરને માટે સીપાઇઓ લેવામાં આવે છે તેને બાદ કરીએ તો પણ—આ કાયદો હિન્દના કેટલા ભાગને લાગુ પાડવો એ સરકારની મુન્સફી ઉપર રહે છે. ત્રીજુ કાયદાની શરૂઆત થાય ત્યારથી છ માસ સુધીમાં જ, હિન્દીઓ પોતાનાં નામ નોંધાવી શકશે. ચોથું આ સૈન્યમાં જોડાતા હિન્દીવાનો પાસે હિન્દના કોઇ પણ ભાગમાં નોકરી લેવામાં આવશે. ૧૬ થી ૧૮ વર્ષની અથવા ૪૧ થી ૫૦ ની વયના હિન્દીવાનોને આ દળમાં દાખલ નહિ કરવાના હોવાથી તેને માટે સ્થાનિક નોકરીની યોજના કરવામાં આવી નથી. ૧૮ થી ૪૧ વર્ષની વયના જ હિન્દીઓ સ્વેચ્છા સૈનિક થઇ શકશે--અને નામદાર સેનાધિપતિએ જણાવ્યું છે કે ઘણું કરીને ૧૮ થી ૩૧ વર્ષની વયના હિન્દીવાનોને જ પેહલા લેવામાં આવશે.

આ કાયદો રજુ કરતાં સર ચાર્લ્સ મનરોએ બે અગત્યની બાબતો જણાવી હતી તેનો ઉલ્લેખ કરવો જ જોઇએ. પ્રથમ આ કાયદાનો ઉદ્દેશ સમજાવતાં તેમણે જણાવ્યું

હતું કે આ વસંતઋતુ ઉઘડતાં શત્રુનો ઘણો સખ્ત ધસારો બધાં રણક્ષેત્ર ઉપર થશે એમ માનીને અને તેટલું સ્થાયી લશ્કર હિન્દમાંથી રવાના કરવાનું હિન્દી સરકારે કબૂલ કર્યું છે. પરિણામે હિન્દના રક્ષણ માટે નવું દળ ઉત્પન્ન કરવાની જરૂર પડી છે, અને તેમાં બ્રિટિશ અને હિન્દી સૈનિકોનું હમેશનું પ્રમાણ રાખવાનું પણ નક્કી થયું છે. હવે, ઈંગ્રેજો માટે લશ્કરી નોકરી ફરજીયાત કરવાથી જ તેઓ સારી સંખ્યામાં મળી શકે એમ જાણીને જ તેમને માટે ખાસ કલમો ઘડવામાં આવી છે. બીજી પાસ હિન્દીવાનોની સંખ્યા ઘણી જ મોટી છે એટલે તેમનામાંથી સ્વેચ્છા સૈનિકોની સારી સંખ્યા મળી શકશે એમ ધાર્યું છે. બીજી વાત લશ્કરી નોકરીના પ્રકાર વિષે છે. આખા હિન્દમાં નોકરી કરે એવા જે ઇંગ્રેજોની અને હિન્દીઓની ટુકડીઓ હશે તેમાંના મોટા ભાગને (Active Companies) પોતાના જ જીલ્લાઓમાં કવાયત અને કામ આપવામાં આવશે; અને પ્રમાણમાં થોડા ભાગને ( Service Companies ) નિયમિત લશ્કર (regulars) તરીકે દેશનાં જુદાં જુદાં સ્થળોનાં રક્ષણ માટે મૂકવામાં આવશે. બીજા પ્રકારની નોકરી કરતાં તો દરેક સ્વેચ્છાસૈનિકને પોતાનો સામાન્ય ધંધો છોડી દેવો પડે માટે જુદી જુદી ટુકડીઓને અથવા ટુકડીઓના ભાગને તે કામ ઉપર વારાફરતી મૂકવામાં આવશે, જેથી સામાન્ય ધંધા વેપારમાં ઓછામાં ઓછી અડચણ થાય. સર ચાર્લ્સ મનરોએ વધારામાં જણાવ્યું હતું કે આ વાત ઇંગ્રેજ તેમજ હિંદી ટુકડીઓને લાગુ પડશે. આમ છતાં જે હિન્દીવાનોને આ દળમાં જોડાવું હશે તેમણે તો થોડા વખત માટે પોતાનો ધંધો છોડવાને તૈયાર રહેવું જ પડશે; કારણ કે અમુક જુજ સ્થળે જ લશ્કરી કવાયત આપી શકાશે અને દેશના બીજા કોઇ ભાગમાં પણ ક્યારે મોકલવામાં આવે એ કેવળ અનિશ્ચિત જ રહેશે.

## જાતીય ભેદ.

વડી ધારાસભામાં આ કાયદાનો સત્કાર કરતાં આપણા પ્રતિનિધિઓએ જે એક ફરીયાદ વધારેમાં વધારે જોરથી કરી હોય તો તે જાતીય ભેદની હતી. અત્યારે સ્થાયી લશ્કરમાં ઇંગ્રેજ અને હિંદી સીપાઇઓના પગાર, પ્રમોશન વગેરેમાં ઘણુંજ અંતર છે અને તે તો આ નવા દળમાં દૂર કરવું જોઇએ એવી ખાસ માગણી તેમણે ઘણી જ વ્યાજબી રીતે કરી હતી. અત્યાર સુધીમાં અનેક નોકરીઓમાં અને અધિકારમાં સરકારે સીધી અને આડકતરી રીતે ઇંગ્રેજ અને હિન્દીવાનો વચ્ચે ભેદ કર્યા છે અને પરિણામે બન્નેમાં જાતિદ્વેષની લાગણીઓ વારંવાર ઉછળે છે. આ સ્થિતિ રાજ્યની તેમ જ પ્રજાની દૃષ્ટિથી અતિશય હાનિકારક છે. કારણ કે તેમની પરસ્પર સમજ અને સમભાવમાં જ ભવિષ્યની ઉન્નતિનાં બીજ રહેલાં છે. તો જ્યારે હાલને અણીને પ્રસંગે પોતાના દેશનું રક્ષણ કરવા ખાસ કરીને ઉંચા વર્ગના હિન્દીઓને કહેણ મોકલવામાં આવ્યું છે તે વખતે તો ઇંગ્રેજ અને હિન્દી સૈનિકો વચ્ચે જરા પણ ભેદ રાખવો ન જોઇએ. આ વિષે સેનાધિપતિએ કંઇ કહ્યું નથી તેમ કાયદામાં પણ કંઈ નથી; પણ સન ૧૯૧૧ ના લશ્કરી કાયદા આ નવા સૈન્યને લાગુ પડવાના હોવાથી એમ માનવામાં આવ્યું છે કે થોડો ઘણો ભેદ તો જરૂર પાડવામાં આવશે.

આ અતિશય અનર્થકારક છે અને યુદ્ધનો સમય ન હોત તો આપણા પ્રતિનિધિઓ તે વિષે મજબુત લડત ચલાવત. પણ અતિશય આત્મસંયમથી તેમણે જણાવ્યું છે કે આ જાતીય ભેદનાં ઝેરી તત્વ નવા દળમાં રાખવામાં આવશે તો તે સહી લઇને પણ તેમાં જોડાવાને અમે અમારા દેશબંધુઓને કહીશું. પણ સીલેકટ કમીટીમાં યૂરોપીયન બ્રિટિશ રહીશોની વ્યાખ્યાનો વિસ્તાર કરી તેમાં (૧) આવા રહીશ તરીકે ૩ જી માર્ચ સુધીમાં નામ નોંધાવનાર અને (૨) હાલ પહેલાના કાયદા પ્રમાણે સ્વેચ્છા સૈનિક તરીકે જોડાયેલા સર્વેનો સમાવેશ કર્યો ત્યારે તો આપણા સભાસદો ધીરજ રાખી શકયા નહિ અને ઑ. મી. શ્રીનીવાસ શાસ્ત્રીએ એવી દરખાસ્ત મૂકી કે આ વ્યાખ્યામાં કરેલો વધારો રદ કરવો જોઇએ. દેખીતી રીતે નવા લશ્કરમાં ઈંગ્રેજો હિન્દીઓ કરતાં ઉંચી પદવી ભોગવશે અને તે જ આપણને ઘણું અપમાનકારક છે. પણ ૩ માર્ચ સુધી યૂરોપીઅન તરીકે નામ નોંધાવનાર યુરેઝીયનોને અને હાલ "વોલંટીયર" તરીકે જોડાએલા ઇંગ્રેજ શિવાયના બીજા પરદેશીઓને અને જુજ પારસીઓને પણ તેવી જ જુદી પદવી આપવામાં આવે એ તો અસહ્ય જ ગણાય. મી. શાસ્ત્રીએ ખરૂં જ કહ્યું હતું કે " વાઇસરોયે અમારી સલાહ અને સહકાર માંગ્યાં છે અને હું પોતે સલાહ આપવા અને સહકાર કરવા આવ્યો છું અને મારી સલાહ એવી છે કે 'આ (નવો) ભેદ ન કરો'...આ કાયદાની એવી છાપ ન પડવા દો કે 'અમે તો જ તમારા ઉપર વિશ્વાસ રાખીએ જો તમે યૂરેઝીયન હો અથવા તમારો ધર્મ બદલો."

## હિન્દીઓ માટે કમીશન.

હાલ લશ્કરમાં હિન્દીવાનોને કમીશન મળતાં નથી--તેમને અમલદારો તરીકે કેળવવામાં કે નીમવામાં આવતા નથી. લડાઇ પછી હિન્દી લશ્કરમાં શરૂઆત તરીકે થોડા પણ વીર હિન્દીવાનોને અમલદાર તરીકે નીમવાની માગણી થઇ છે પણ તે વ્યર્થ ગઇ છે. પણ જ્યારે નામદાર વાઇસરોયે ગયા માસની શરૂઆતમાં પોતાના ભાષણમાં જણાવ્યું કે હિન્દીવાનોની ખાસ જુદી ટુકડીઓ બનાવવામાં આવશે ત્યારે એવી આશા રાખવામાં આવી હતી કે તેમાં બનતાં સુધી અમલદાર તરીકે હિન્દીવાનોની જ નીમણુક થશે. ઉપરાંત જ્યારે હિન્દી વજીર મી. ચેમ્બરલેને જણાવ્યું કે ધીમે ધીમે જે હિન્દીઓ યોગ્ય હશે તેમને અમલદાર તરીકે નીમવામાં આવશે ત્યારે એ આશાને પોષણ મળ્યું. અને છતાં જ્યારે તેજ મુદ્દાનો ઠરાવ ઑ. મી. બી. એન. શર્માએ વડી ધારાસભામાં રજુ કર્યો ત્યારે સરકારે વિરૂદ્ધ પક્ષ લીધો. અર્થ એટલો જ લાગે છે કે સરકાર આ બાબતમાં જરા પણ બંધાવા માગતી નથી અને પોતાની કારોબારી સત્તા ઉપર ધારાસભાના ઠરાવનો અંકુશ તેને પસંદ નથી. ખરેખર, જે રાજસત્તા નથી હિન્દી પ્રજાને જવાબદાર અને જે પાર્લામેન્ટને નામની જ જવાબદાર છે તેને ખુદ પોતાનાં વચનો પણ અંકુશરૂપ લાગે છે !

ઑ. પંડિત મદન મોહન માલવીયે ત્રીજો એ ઠરાવ રજુ કર્યો હતો કે ૧૬થી ૧૮ વર્ષની વયના હિન્દી યુવકોને લશ્કરી તાલીમ માટે લશ્કરમાં દાખલ થવાની રજા આપવી. આનો તો જવાબ પણ આપવાની સેનાધિપતિએ તસ્દી ન લીધી.

ફક્ત સીલેકટ કમિટીના રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે હાલના સંયોગોમાં આવા યુવકોને તાલીમ આપવાનું શકય નથી. પણ આપણને સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે ભવિષ્યમાં સીપાઇઓ બનાવવાને જો ઇંગ્રેજોને તાલીમ આપવામાં આવે તો હિન્દી યુવકોને તે શા માટે ન આપવી જોઇએ? અહીંયા પણ જે જાતીય ભેદ અને અવિશ્વાસની વૃત્તિ દર્શાવવામાં આવી છે તે આપણને સાલે છે અને તેને જ પરિણામે મી. માલવીયના ઠરાવની તરફેણમાં ૨૨ સભાસદોએ મત આપ્યા હતા.

આમ ઇંગ્રેજ અને હિન્દી સૈનિકો વચ્ચેના પેહલાના ભેદ કાયમ રાખવામાં આવનાર છે એટલું જ નહિ પણ યુરેઝીઅનો વગેરેને પણ આપણા કરતાં વધારે ઉંચી પાયરી પર બેસાડવાના છે. તેમ હિન્દી ટુકડીઓમાં હિન્દી અમલદારો મેળવવાની પણ આપણી આશા લગભગ નિષ્ફળ થઇ છે. ઉપરાંત આ કાયદાની રૂયે કેવા નિયમો ઘડવામાં આવનાર છે તેની તો અમને આ લખતી વખતે કંઇ ખબર નથી. પણ તે છતાં સ્વદેશના રક્ષણમાં ભાગ લેવાની આ અમૂલ્ય તકને આપણા આગેવાનોએ વધાવી લીધી છે તેમ આપણા યુવાનોએ કંઇ પણ શરત મૂકયા શિવાય તેનો પૂરેપૂરો લાભ લેવાને તૈયાર થવું જોઇશે. શ્રીયુત ગાંધીએ ખરેખરૂં જ કહ્યું છે કે જે સ્વરાજ્યની આપણે માગણી કરીએ છીએ તેનો આ એક ઘણો જ અગત્યનો હિસ્સો છે અને જો આપણે રાજ્યવ્યવસ્થા ઉપર કાબુ મેળવવા ઇચ્છીએ છીએ તો આ કઠિન પ્રસંગે દેશનું રક્ષણ કરવાને કમર કસવી પડશે. પગાર વગેરેની આકરી શરતોથી અચકાનાર સર્વેએ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે જો આપણે મોટી—ઘણી મોટી સંખ્યામાં સૈનિકો તરીકે નામ નોંધાવીશું અને માતૃભૂમિના રક્ષણમાં શરીર અર્પવાની મરજી દેખાડીશું તો જ આપણને ભવિષ્યમાં વધારે સારી શરતો મળશે અને સ્વરાજ્ય માટે આપણી યોગ્યતા સિદ્ધ થશે આથી ઉલટું જો નામર્દ અને નાહિંમત થઇને જો આપણે આ તકનો અંગીકાર છ માસની ટુંકી મહેતલમાં નહિ કરીએ તો અમૂલ્ય પ્રસંગ બરબાદ જશે અને બ્રિટિશ સામ્રાજ્યમાં તો શું પણ આખી દુનીયામાં આપણે નિર્માલ્ય ગણાઇશું. માટે અમારા ગુજરાતી બંધુઓમાંથી જેઓ બીજી રીતે લાયક હોય તેમને લશ્કરના આ સ્વર્ગદ્વારમાં દાખલ થવાની અમે અન્તઃકરણપૂર્વક વિનંતિ કરીએ છીએ.

## ૩૧ મી મે.

ગીરમીટ તરીકે હિન્દીઓને પરદેશ મોકલવાની પદ્ધતિ સામે છેલ્લા બે માસથી પોકાર થયા કરે છે અને તે નામદાર વાઇસરૉયના ભાષણથી શમવાને બદલે વધ્યા છે. એ ભાષણમાં જણાવવામાં આવ્યું છે કે કલમના એક શેરાથી તરત તે પદ્ધતિ બંધ કરી શકાય એમ નથી અને જ્યારે સંસ્થાનોની સલાહથી હિન્દીવાનોને મજુર તરીકે પરદેશ મોકલવાની બીજી કોઇ પદ્ધતિ યોજવામાં આવશે ત્યારે જ તે નાબૂદ કરી શકાશે. આ વિચારથી તો આપણા હૃદયને ઘણી જ ઝાળ લાગે છે. ફીજી વગેરે સંસ્થાનોનાં જે હુન્નરઉદ્યોગો અત્યાર સુધીમાં સેંકડો હિન્દીવાનોની મજુરીથી—તેમનાં શરીર અને નીતિનું સત્વ ચુસીને—જામ્યા છે તે કાયમ રાખવા

માટે શું આપણા દેશમાંથી કોઇ પણ શરતે હમેશાં સેંકડો પુરૂષો અને સ્ત્રીઓને જવું જ પડશે? તે જ સંસ્થાનોમાં બીજા હુન્નરો ત્યાંના ગોરા કે કાળા મજુરોથી નભી શકે છે તો પછી હિન્દીઓને ગુલામીખતથી ત્યાં શા માટે ખેંચી જવા જોઇએ? અલબત ગોરાઓ કરતાં હિન્દીઓને ઓછા પગાર આપવા પડે છે અને તેથી હિન્દીઓની મજુરી કેટલાક ઉદ્યોગના માલીકોને માફક આવી છે. પરંતુ તેમને આવો ગેરવ્યાજબી નફો મળે માટે સેંકડો હિન્દીઓએ નીતિ અને આત્મમાનની લાગણીઓ બાજુએ મૂકી એક યે બીજી જાતની ગુલામગીરી શા માટે કરવી જ જોઇએ?

આ પદ્ધતિ વિષે જે ઠરાવો ગયા માસ દરમ્યાન ઘણે સ્થળે પસાર કરવામાં આવ્યા છે તેમાં તેને સામાન્ય શબ્દોમાં સત્વર નાબુદ કરવાનો નહિ પણ ૩૧ મી મે સુધીમાં તે રદ કરવાનો મુદ્દો સમાયેલો છે. સરકારે જણાવ્યું છે કે હિન્દ અને સંસ્થાનોનાં ખાતાની એક પરિષદ મે મહિનામાં લંડનમાં મળવાની છે અને તેથી જ મેના છેલ્લા દિવસ સુધી સરકારને મહેતલ આપવામાં આવી છે. શ્રીયુત ગાંધીએ અનેક સ્થલે જણાવ્યું છે તે પ્રમાણે હવે આપણે ૩૧ મી મેના દિવસ ઉપર આપણી નજર નિરંતર રાખીશું; જો તે પહેલાં ગીરમીટની પદ્ધતિ નાબૂદ થશે તો આપણે બ્રિટીશ રાજ્યનીતિને અભિનંદન આપીશું. પણ જો તેમ ન થાય તો સર્વે સાચા હિન્દીવાનોએ વધારે પુરૂષો અને સ્ત્રીઓને ગીરમીટથી પરદેશ જતા અટકાવવાનાં હેતુથી દુઃખ સહન કરવાને-જરૂર પડે તો પ્રાણાર્પણ કરવાને તૈયાર થવું પડશે.

આ સંબંધમાં બીજી બે સૂચનાઓ વારંવાર કરવામાં આવી છે. પ્રથમ તો ૩૧ મી મે સુધીમાં ફક્ત પરણેલાં સ્ત્રીપુરૂષોને જ સાથે મોકલવાવા જેથી અનીતિ વધવાનો સંભવ ન રહે. બીજું, જે સંમેલન મે માસમાં લંડનમાં મળવાનું છે તેમાં હિન્દના પ્રતિનિધિ તરીકે કેટલાક હિન્દીવાનોને નીમવા જોઇએ અને તે સંમેલનની સૂચનાઓનો અમલ થાય તે પહેલાં જાહેર પ્રજાના અભિપ્રાય માટે તે પ્રકટ કરવી જોઇએ.

## પ્રાથમિક કેળવણી ફરજીઆત કે મરજીઆત?

ગયા માસની (ફેબ્રુઆરીની) તા. ૨૮ મીએ વાઇસરૉયની ધારાસભામાં મદ્રાસના ના. બી. એન. શર્માએ નીચે પ્રમાણે ઠરાવ રજુ કર્યો હતોઃ "આ સભા ગર્વનર જનરલને ભલામણ કરે છે કે (અ) પ્રાથમિક કેળવણીનો હવે પછી થનારો તમામ ખર્ચ પ્રાંતિક સરકારોને બદલે હિંદુસ્થાનની સરકારે કરવો તથા (બ) પંદર વર્ષની મુદતમાં આખા દેશમાં પ્રાથમિક શિક્ષણ સાર્વત્રિક, મફત અને ફરજીયાત થાય તેને માટે યોજના ઘડી કાઢવી અને લડાઈ પુરી થયા પછી બનતી તાકીદે અમલમાં મૂકવી." પોતાની દરખાસ્તના સમર્થનમાં ના. શર્માએ કહ્યું કે મ્યુનિસિપાલીટીઓ તેમજ લોકલ બોર્ડોની નાણાં સંબંધી સ્થિતિ એટલી તંગ હોય છે કે તેમને માથે પ્રાથમિક શિક્ષણની જે ફરજ નાખવામાં આવી છે તે તેમનાથી પુરેપૂરી બજાવી શકાય તેમ નથી-બજાવી શકાઇ નથી, અને બજાવી શકાશે પણ નહિ. છેલ્લાં પાંચ વર્ષમાં પ્રાથમિક શિક્ષણમાં જે વધારો થયો છે તેના આંકડા

ટાંકીને તેમણે બતાવ્યું કે આ વધારો બીલકુલ સંતોષકારક નથી. સરકાર તરફથી સર શંકરન નાયર આ ઠરાવની સામા થયા હતા અને સામા થાય તેમાં નવાઇ પણ શું? સરકારે તો ૧૯૧૩ ના ઠરાવમાં ચોકખું જણાવી દીધું છે કે "હજુ આ દેશમાં પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાનો સમય આવ્યો નથી." કયારે આવશે અથવા કયારે આવ્યો જાણી શકાય તે કહેવાની તસ્દી લીધી નથી. એક નન્નો સો હકારને હણે. વેદાંતની નેતિનેતિની દલીલ કરવામાં આપણી સરકાર પ્રવીણ છે. પરંતુ સર શંકરનની દલીલોથી તો વધારે નિરાશા અને દુ:ખ થાય છે. દેશમાં લોકો તરફથી ફરજીયાત ધોરણ કરવા માટે જોરદાર માગણી થઇ નથી અને કૉંગ્રેસ તથા મુસ્લીમ લીગ તો એવી માગણી કરે તેમાં નવાઇ શું? બહુ થોડી જ મ્યુનિસિપાલીટીઓ તથા લોકલ બૉર્ડોએ આ નિયમની માગણી કરી છે. મરહુમ મિ૦ ગોખલેની ૧૯૧૧ ની માગણી કરતાં પણ આજની માગણી વધારે ગરમ છે, તે વખતે પૈસાની તાણ હતી તો હાલ તો તેથી પણ વધારે છે. પાંચ વર્ષમાં દેશની સ્થિતિમાં એવો શું ફેરફાર થયો છે કે તે વખતની રાજનીતિ બદલવાને સરકારને જરૂર જણાય. આવી નિર્માલ્ય અને ધારાશાસ્ત્રીને અયોગ્ય એવી દલીલોથી શોચ થાય છે.

નામદાર ડા. સપ્રુ (અલાહબાદના) એ ઠરાવને ટેકો આપતાં કહ્યું કે શીતળા કઢાવવામા ફરજીઆત ધોરણ દાખલ કરવાથી હુલ્લડ થાય છે છતાં પણ સરકાર તે તત્વની જરૂરીયાત સ્વીકારે છે. વળી ગરીબ ગામડાના લોકો પાસે સરકારી અમલદારો ફરજીયાત વેઠ કરાવે છે તેમાં ફરજીયાત તત્વ સરકારને માન્ય છે, અને લોકોના લાભની કેળવણીની બાબત તેમાં જ માન્ય નથી! તમામ આગળ વધેલા દેશોમાં આ તત્વનો ઉપયોગ કરવામાં આવ્યો છે અને તેથી જ નિરક્ષરતા નાબૂદ થઇ શકી છે. ના. શ્રીનિવાસ શાસ્ત્રી (હિંદ સેવક સમાજના પ્રમુખે) કહ્યું કે સર શંકરનની ટીકા વિનાશક છે, ઘટનાત્મક નથી તે દિલગીરી ભરેલું છે. જ્યારે મિ૦ ગોખલેએ ૧૯૧૧ માં પોતાનુ બીલ રજુ કર્યું હતું ત્યારે સરકાર તરફથી કહેવામાં આવ્યું હતું કે પ્રાથમિક શિક્ષણ સાર્વત્રિક થાય તેની અમો વિરૂદ્ધ નથી, પણ તેમ કરવાનો માર્ગ એ છે કે પ્રાંતિક સરકારોએ તેમ કરવાની સત્તા મ્યુનિસિપાલીટીઓ તથા લોકલ બૉર્ડોને કાયદાથી આપવી. અમો જ્યારે પ્રાંતિક સરકારોની પાસે આ સંબંધમાં દરખાસ્તો લઇ ગયા ત્યારે તેમણે કહ્યું કે આ તો વડી સરકારનું કામ છે, અમો તેમાં કાંઇ કરી શકીએ નહિ! તેથી અમો ફરીને વડી સરકાર પાસે આવ્યા છીએ. આમ બે ઘરનો પરોણો ભૂખે મરે છે. પરોણાને ભૂખ્યો રાખવાનો માર્ગ તો આ ઉત્તમ છે. પણ સરકારને પોકારી પોકારીને કહેતા નથી ત્યાં સુધી સરકાર દાદ દે નહિ. કેળવણી ખાતાના ના. શાર્પે કહ્યું કે ના. શાસ્ત્રી ધારે છે તેમ કેળવણી ખાતું હાથ જોડીને બેસી રહ્યું નથી. અમારૂં કામ રાજનીતિની રેષાઓ આંકવાનું છે, તે અમે કીધું છે, અને પ્રાંતિક સરકારોને યોજનાઓ તૈયાર કરવાનું લખ્યું છે. લડાઇ પહેલાંના ત્રણ વર્ષોમાં દર વર્ષે ત્રણ લાખ નિશાળીઆઓનો વધારો થયો છે અને મિ. ગોખલેના આદર્શને પહોંચતાં તે હિસાબે બીજા ફક્ત ૨૩ વર્ષ લાગશે.

પંડિત મદન **મોહન માલવીયે** જણાવ્યું કે આ સવાલમાં હિન્દનું હિત સમાયું છે તેટલું બીજા કોઈ સવાલમાં નથી. જો સરકાર આ પ્રશ્નનું મહત્વ અને વિશાળતા ધ્યાનમાં લે તો પછી પૈસા ક્યાંથી લાવવા એ સવાલનો ફેંસલો આપોઆપ થશે. રૂશિયા જ્યારે જાપાનથી હાર્યું ત્યારે તેને શીખામણ મળી કે પ્રજાકીય કેળવણીની અગત્ય લડાઇ માટેના સૈન્ય તથા યુદ્ધ સામગ્રી કરતાં ઓછી નથી. તે દેશમાં પ્રાથમિક કેળવણી સાર્વત્રિક કરવાને લડાઈ પછી તરત જ ઉપાયો યોજાયા તે પાછળ થતો ખર્ચ બેવડો કરવામાં આવ્યો અને ૧૯૨૨ માં પૂર્ણ પણે સાર્વત્રિક થશે એમ આશા છે. આર્થિક હરીફાઇમાં હિંદના કારીગરોને જાપાનના કારીગરો ઘણા પાછળ મૂકી દે છે, અને જાપાનીઓ મનહરણ સુશોભિત વસ્તુઓ બનાવી શકે છે તે જાપાનની સાર્વત્રિક કેળવણીને લીધે જ છે. આ સંબંધમાં હજુ સરકારની આંખ ઉઘડી નથી, પણ જ્યારે ઉઘડશે ત્યારે તેની ખાત્રી થશે કે દેશરક્ષણના સૈન્ય તથા સામગ્રી પાછળ ખર્ચ કરવાની જરૂર છે તેટલી જ જરૂર પ્રાથમિક કેળવણી પાછળ ખર્ચની છે. તેમણે **ના. શર્માના** ઠરાવમાં સુધારો કર્યો કે આ સવાલ એક કમિટીને સોંપવો અને તે પોતાનો રીપોર્ટ આવતા શિયાળામાં રજુ કરે. ઠરાવ અને સુધારો બંને ઉડી ગયા હતા—સરકાર પક્ષે ૩૪ મત પડયા હતા અને લોક પક્ષે ૨૧ હતા. મિ. ગોખલેના બીલ વખતે લોક પક્ષે ૨૧ પણ મત ન હતા અને આજે આપણો પક્ષ થોડો પણ સબળ થયો છે એટલો દુઃખમાં દીલાસો છે. આ સવાલ સંબંધે જેટલી ચળવળ કરવામાં આવે તેટલી ઓછી જ છે. દરેક પ્રાંતની ધારા-સભા પાસે પ્રજાકીય સભાસદોએ ઠરાવો અને કાયદાના ખરડાઓ રજુ કરીને સરકારને ત્રાહિ તોબા કરાવવાની જરૂર છે. ગયા ડીસેમ્બરમાં મુંબઈની ધારાસભામાં ના. વિઠ્ઠલભાઈ **પટેલે** આ સંબંધી એક ઠરાવ રજુ કર્યો હતો, પણ થોડાજ મત-ફેરથી ઉડી ગયો હતો. તેઓ હવે પછી સ્થાનિક મ્યુનિસિપાલ કાયદાઓમાં યોગ્ય વધારો સુધારો કરાવવાને કાયદાના ખરડા રજુ કરવાના છે, ત્યારે ચર્ચામાં રંગ જામશે અને પ્રજાપક્ષ વધારે સબળ થશે એમ આશા રાખીશું. વાઇસરોયની ધારાસભામાં તો સરકારી સભાસદોની બહુમતિ છે જ તેથી ત્યાં કોઈ દિવસ ફાવવાનો સંભવ નથી. પ્રાંતિક ધારાસભાઓમાં પ્રજા તરફથી ચુંટાએલા તથા સરકારે નીમેલા હિંદી સભાસદો તમામ એકમત થાય તો સરકારને પ્રાથમિક શિક્ષણ ફરજીયાત કરવાની ફરજ પાડી શકે, કારણ તે સભાઓમાં પ્રજાકીય સભાસદોની થોડી બહુમતિ છે. પણ "વો દીન કહાંસે કે મીયાં કે પાઉમેં જુતીયાં !"

અ. વિ. ઠ.

મદ્રાસના છેલ્લા ઑલ ઇન્ડિયા આયુર્વેદિક પ્રદર્શનમાં

આખા મુંબાઇ ઇલાકામાં સોનાનો ચાંદ એકલા મેળવનાર

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ.

શાસ્ત્રીય રીતે દવા બનાવનારા અને વેચનારા.

### મન્દાગ્નિ વટી.

અનાજનું પાચન બરાબર ન થતું હોય, સાફ દસ્ત ન આવતો હોય, અને હાજતની ઇચ્છા રહ્યા કરે, ખાવાની રૂચી ન થાય, યાને જેને Dyspepsia જેવું જણાતું હોય, તમને માટે આ એક ઉત્તમ અને અકસીર ઇલાજ છે. ૦। રતલની કી. રૂ. ૧–૦–૦

### ચંદ્રપ્રભા ગુટિકા.

લોહભસ્મ—શીલાજીતવાળી.

નામ પ્રમાણે ગુણમાં ઘણીજ શીતળ છે. પેસાબમાં થતી બળતરા, સ્વપ્નાવસ્થામાં થતો વીર્યસ્રાવ, જુનો પ્રમેહ, તથા પેસાબના તમામ રોગને તાત્કાલિક મટાડી આરામ આપે છે. તોલા ૧ ની બાટલીના કી. ૧–૦–૦

શાસ્ત્ર પ્રમાણે બનાવેલી ભસ્મો, રસાયણો, અવલેહ, આસવ, શરબતો, મુરબ્બાઓ, વગેરે બધી જાતની દવાઓ તૈયાર મળશે.

**કારખાનું—**

એલફીન્સ્ટન રોડ, મુંબાઇ; ટેલીફોન નં. ૨૨૦૮.

**મુખ્ય દુકાન—**કાલબાદેવી રોડ, જુની મહાજન વાડીના નવા મકાનમાં

ટેલીફોન નં. ૨૨૦૯.

**શાખાઃ નં. ૨—**માંડવી બંદરને રસ્તે, દબહાગલીને નાકે.

**શાખાઃ નં. ૩—**બોરી બંદર સામે સ્વદેશી–સ્ટોર.

પૂના, સુરત, ભરૂચ, અમદાવાદ, જામનગર વગેરે સ્થળોની અમારી શાખાઓ ઉપરથી પણ બધી જાતની દવાઓ મળી શકશે.

આ માસિક મુંબઈ નં ૧૩, ચીંચપોકલી, પરેલ રોડ પર લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ ધી ઈ. એન. સેલર પ્રેસમાં ઘોંડીબા નારાયણ વનારસેએ છાપ્યું છે અને ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે સરવન્ટસ ઓફ ઇન્ડિયા સોસાયટી બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગીરગામ, મુંબઇ નં. ૪ માં પ્રસિદ્ધ કર્યું છે.

# યુરોપના રાજ્ય-વિચારોમાં પરિવર્તન.

જગતના ઇતિહાસ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે કે મોટાં અને સમર્થ રાજ્યો ઘણે અંશે લોભી અને સ્વાર્થી હોય છે. તેમની પ્રજા સુખી હોય, તેમના હુન્નર ઉદ્યોગ આબાદ હોય, તેમનો વેપાર ધમધોકાર ચાલતો હોય, તેમની દુનિયા ઉપરની સત્તા બીજા ઘણાં રાજ્યો કરતાં વધારે હોય તો પણ તેમને તેથી સંતોષ થતો નથી. દુનિયામાં થોડાંક રાજ્યો તેમનાથી કાંઇક મોટાં છે, કે તેમના બરોબરીમાં છે એ વિચારથી તેમને એક પાસથી અદેખાઇ તો બીજી પાસથી ભય ઉત્પન્ન થાય છે. અને ઉભય તેમને લડાઇને માટે તૈયારી કરવા પ્રેરે છે. પોતાની સાથે હરીફાઇ કરતા મોટા રાજ્યોને હરાવવાના, તેમની સત્તા તોડી પાડી, તેમને નબળાં કરવાના, તથા નવા મુલકો, વેપાર, કે લડાઇ માટે ઉપયોગી થઇ પડે એવાં મથકો મેળવવાના ઉદ્દેશથી તેઓ લશ્કર અને નૌકાબળ વધાર્યો જાય છે, અને તે માટે રાજ્યના લાખો કરોડો રૂપીઆ બરબાદ કરે છે. પણ તેમની આ વૃત્તિથી માત્ર તેમની જ પ્રજાને નહિ પણ દુનિયાં આખીને ખમવું પડે છે. તેમનો લોભ દુનિયામાં સર્વત્ર ભય ફેલાવે છે. અમુક રાજ્યનો આપણા ઉપર ડોળો છે, તે આપણો મુલક પચાવી પાડવા ઇચ્છે છે, કે તે આપણા ઉપર અમુક સત્તા મેળવવા માંગે છે માટે આપણે બચાવને માટે તૈયાર જ રહેવું જોઇએ, એ વિચારથી બધા દેશોમાં શાંતિના સમયમાં પણ લશ્કર, વહાણો અને લડાઇનાં સાધનો ઉપર લાખો રૂપીઆ ખર્ચાય છે. રાજ્ય નાનું હોય, મોટું લશ્કર કે નૌકાબળ ઉભું કરવાને અશક્ત હોય, તો તે બીજા રાજ્યનું રક્ષણ શોધે છે—ખરીદે છે, અને મોટાં રાજ્યો પણ પરસ્પરના ભયને લીધે એક બીજા સાથે લડાઇ સમયે મદદ મળે એ ઉદ્દેશથી

સંધિ કરી રાખે છે. આથી પરિસ્થિતિ એવી ઉભી થાય છે કે નાનામાં નાની ચીણગારી ઉડતાં આસપાસ લડાઈરૂપી આગ સળગી ઉઠે છે. જગતમાં આજે વર્ષો થયાં આવી સ્થિતિ પ્રચલિત છે અને મોટાં અને લોભી
રાજ્યોને નામે અનેક લડાઈ [illegible] પ્રોનો વિનાશ થયો છે. હાલ
યુરોપમાં ચાલી રહેલી લડા[illegible] લોભ અને તેથી ઉભી થતી
પરિસ્થિતિ જ છે. આ લ[illegible] કહેવામાં આવે છે, અને
તેમાં કાંઇ સત્ય પણ સમાયે[illegible] ૧૨૭ મી૦ લોવેસ ડીકીન-
સન કહે છે તેમ આ લડાઈ [illegible] જ્યોની લોભવૃત્તિ જ છે.
તેઓ તેમના "યુરોપીઅ[illegible] પછી લખાયેલા પુસ્તકમાં
જણાવે છે કે "લડાઈ [illegible] મેળવવા માટેની મોટાં
રાજ્યોની હરીફાઈને લીધે [illegible] ભાગો ઉપર સત્તા મેળવવા માટેની ફ્રાંસ અને જર્મની વચ્ચેની તકરાર, બાલકન દ્વીપકલ્પ માટેની ઓસ્ટ્રીઆ અને રશીઆ વચ્ચેની તકરાર, અને ટર્કી માટેની જર્મની અને બીજા રાજ્યો વચ્ચેની તકરાર એજ લડાઇનાં કારણો છે" એમનો આ વિચાર સર્વાંશે સત્ય છે. આ લડાઈ તે મોટાં રાજ્યોની પાપબુદ્ધિનું જ પરિણામ છે.

હાલની લડાઇને આજે લગભગ ત્રણ વર્ષ થવા આવ્યાં છે અને તે દરમીયાન લાખો માણસો અને કરોડો રૂપ્યાનો નાશ થયો છે. લડાઈથી થયેલી ભયંકર હાની વિષે લંડનમાં લીગ ઓફ નેશન્સ સોસાયટીની એક સભા આગળ બોલતાં સાઉથ આફ્રીકાના સુપ્રસિદ્ધ પ્રતિનિધિ જનરલ સ્મટ્સે મે મહીનાની અધવચમાં કહ્યું હતું કે "આ લડાઈમાં લગભગ ૮૦ લાખ માણસો મરણ પામ્યા છે એવી ગણત્રી થઇ છે, અને તે કરતાં પણ વધારે મોટી સંખ્યા હમેશને માટે હાથ પગ વગરની થઇ પડી છે......જો આવી લડાઈઓ ફરી ફરી થવા દેવામાં આવે તો જગતની સંસ્કૃતિનું આખું બંધારણ જોખમમાં આવી પડે." એમના આ કથનમાં સ્હેજ પણ અતિશયોક્તિ નથી. આ લડાઇથી અનેક પ્રજાઓને--લાખો ગરિબ નિર્દોષ માણસોને અસહ્ય દુઃખો ખમવાં પડયાં છે. પણ એ દુઃખોથી આજે જગતમાં શાંતિને માટે અસાધારણ રાગ ઉત્પન્ન થયો છે. મી. સ્મટ્સ કહે છે કે "આ લડાઈથી શાંતિને માટે જે રાગ ઉત્પન્ન થયો છે તે રાજ્ય કે દ્રવ્યલોભ કરતાં વધુ બળવાન નિવડશે, અને મનુષ્ય પ્રયત્નથી બની શકે ત્યાં સુધી તો આવી લડાઈ ફરીથી કદી પણ સહન નહિ થવી જોઇએ એવી મારી માન્યતા છે. છતાં માણસોના હૃદયમાં ગંભીર ફેરફાર થાય નહિ ત્યાં સુધી સંધિઓમાં અતિશય શ્રદ્ધા રાખવામાં જોખમ છે. પણ મને લાગે છે કે એવો ફેરફાર થતો જાય છે."

મી. સ્મટ્સની માન્યતા આધાર રહિત નથી. તેઓ કહે છે તેવા ફેરફાર યુરોપની પ્રજામાં થતા જણાય છે અને લડાઇમાં ભાગ લેતાં મોટાં રાજ્યોના મંત્રીઓ પણ પોતાના ભાષણમાં આવા ફેરફારની સાક્ષી પૂરે છે. આ ફેરફાર સાચો હોય, સ્થાયી હોય તો તે જગત્‌ને માટે, માનવજાતિના સુખને માટે અત્યંત આશાજનક છે અને તેનું સ્વરૂપ સમજવું અગત્યનું છે.

# યુરોપના રાજ્ય-વિચારોમાં પરિવર્તન.

**હાલની લડાઇથી યુરોપીયન રાજ્ય વિચારોમાં થયેલા ફેરફાર સમજવાને માટે પ્રથમ લડાઇ પહેલાંની જુદા જુદા મોટા રાજ્યોની પરસ્પરવિરોધી એવી લોભી રાજનીતિ સમજવાની જરૂર છે. તેમની આ રાજનીતિનાં લક્ષણો તથા તેથી ઉત્પન્ન થતી પરિસ્થિતિનું યથાર્થ જ્ઞાન મેળવવાને માટે વધારે નહિ તો ગઇ સદીનો સમસ્ત યુરોપનો ઇતિહાસ જાણવાની જરૂર છે. પરંતુ આ લેખના વિષયને માટે તો માત્ર તેની રૂપરેખાજ બસ થશે. હાલની ભયંકર લડાઇમાં આગળ પડતો ભાગ લેનાર યુરોપનાં મોટાં રાજ્યો પાંચ છેઃ—ઓસ્ટ્રીઆ, જર્મની, રશીઆ, ફ્રાંસ અને ઇંગ્લાંડ, અને આ રાજ્યોની લડાઇ પહેલાંની, અને લડાઇને માટે અનુકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન કરનારી પરદેશ સંબંધી રાજનીતિ તથા પ્રવૃત્તિઓ નીચે મુજબ છે.**

આ લડાઇને માટે પ્રસંગ આણનાર તો ઓસ્ટ્રીઆ જ છે એ સૌ કોઇ જાણે છે. પણ એ પ્રસંગ કેવી રીતે ઉભો થયો તેનો ખુલાસો નીચે મુજબ છે. ઓસ્ટ્રીઆ એક રાજ્ય છે—રાષ્ટ્ર નથી. તે અનેક પ્રજાઓનું બનેલું છે, અને તે પ્રજાઓ વચ્ચે કોઇ પણ જાતનો કુદરતી સંબંધ નથી, બલ્કે અનેક પ્રકારના વિરોધ છે; એટલે તે પ્રજાઓને એકત્ર—એક રાજ્ય હેઠળ રાખવામાં આવી છે તે માત્ર બળ અને કળથી જ. પરિણામે ઓસ્ટ્રીઆનું રાજકીય ઐક્ય અસ્થિર છે, અને એની અસ્થિરતા બાલકન રાજ્યોના સંબંધમાં અત્યંત જોખમભરેલી થઇ પડી છે. બાલકન દ્વિપકલ્પમાં સર્વીઆને સ્વતંત્ર રાજ્ય મળ્યું ત્યારથી તે ઓસ્ટ્રીઆની સ્લાવ રૈયતને પોતાના તરફ ખેંચે છે. હવે આ ઓસ્ટ્રીઅન સ્લાવો જો બળવો ઉઠાવે અને તે ફત્તેહમંદ નિવડે તો તેથી ઓસ્ટ્રીઆનાં રાજ્યમાં સડો પેશી જાય અને તે ભાંગી પડયા વગર રહે નહિ. તેથી ઓસ્ટ્રીઆને સર્વીઆ સામે વિરોધભાવ ઉત્પન્ન થાય એ અત્યંત સ્વભાવિક છે. હવે સર્વીઆનું રાજ્ય ઓસ્ટ્રીઆના પ્રમાણમાં અત્યંત ન્હાનું છે, તેને લડીભરમાં ઓસ્ટ્રીઆ કચરી નાંખી શકે એમ છે; છતાં તે તેમ કરી શકતું નથી અને તેનું કારણ રશીઆ છે. રશીઅન પ્રજા સર્વીઅન પ્રજાની માફક સ્લાવોનીક છે. અને તેથી રશીઆ સર્વીઆને સર્વાંશે મદદ કરવા તૈયાર છે. આથી ઑસ્ટ્રીઆ અને રશીઆ વચ્ચે વિરોધનું એક કારણ ઉભું થાય છે.

ઑસ્ટ્રીઆ સાથેના રશીઆન વિરોધનું બીજું કારણ તુર્કસ્તાન છે. તે દેશ આજે વર્ષો થયાં હાલ હવાલ દશામાં છે અને તેનો વિનાશ થયો નથી તે યુરોપીઅન રાજ્યોની પરસ્પર હરીફાઇને લીધે જ. યુરોપનાં બધાં મોટાં રાજ્યો તેના ઉપર નજર રાખી બેઠાં છે, પરંતુ કોઇ એક પણ બીજાના કરતાં વધારે લાભ મેળવી નહિ જાય તે માટે તેઓ સંભાળ રાખે છે. હવે ૧૮૭૮ ની સાલમાં બર્લીનની કૉંગ્રેસે તુર્કસ્તાનની માલેકીના બોસ્નીઆ અને હેરઝેગોવીના ઑસ્ટ્રીઆને રક્ષણ માટે સોંપ્યા હતા. પરંતુ ઑસ્ટ્રીઆએ ૧૯૦૯ ના તુર્કસ્તાનના બળવાનો લાભ લઇ તેને પોતાના રાજ્ય સાથે જોડી દીધાં. ઑસ્ટ્રીઆની આ ચાલ સામે રશીઆએ વાંધો ઉઠાવ્યો; પરંતુ ઓસ્ટ્રીઆએ સર્વીઆ અને મોન્ટીનીગ્રો ઉપર હુમલો કરવા તૈયારી કરી, અને જર્મનીએ તેને ટેકો આપવાને વલણ બતાવ્યું એટલે રશીઆનું કાંઇ ચાલ્યું નહિ અને ઓસ્ટ્રીઆનું કાર્ય સર્યું. પરંતુ આ વાત રશીઆ ભૂલ્યું નથી. અને તે તેના ઓસ્ટ્રીઆ સામેના વિરોધનું બીજું કારણ છે.

રશીઆ અને ઓસ્ટ્રીઆ વચ્ચેનો વિરોધ જુનો છે. પણ આજે કેટલાંક વર્ષો થયાં રશીઆને જર્મનીથી પણ નારાજ થવાનું કારણ મળ્યું છે. રશીઆને જર્મન સ્વભાવ રૂચતો નથી છતાં તેને વર્ષો સુધી જર્મની સાથે સારો સંબંધ હતો. એ સંબંધનું કારણ તેમની સામાન્ય રાજનીતિ હતી. બન્ને રાજ્યો પ્રજાકીય હીલચાલની વિરૂદ્ધ હતાં અને ખાસ કરીને પોલેંડના સ્વતંત્રતા માટેના પ્રયત્નો તોડી પાડવાને બંધાયલાં હતાં. તે ઉપરાંત રશીઆનો અધીકારી વર્ગ જર્મન ભાવનાઓથી પ્રેરાએલો હતો એટલુંજ નહિ પણ તે અમુક અંશે જર્મન વંશના માણસોનો બનેલો હતો. વળી જર્મની શરૂઆતમાં બાલકન રાજ્યોની ખટપટથી નિરાળું રહેવા માગતું હતું અને બીસ્માર્કે એક વખત એમ પણ કહ્યું હતું કે રશીઆની કોન્સ્ટેન્ટીનોપલ મેળવવાની ઇચ્છા ફળીભૂત થતી જોવાને હું ખુશી છું. પણ થોડાંક વર્ષો થયા આ રાજનીતિમાં અગત્યનો ફેરફાર થયો છે. ૧૮૭૯ ની સાલમાં ઓસ્ટ્રીઆ સાથે સંધિ થવાથી જર્મની તેને બાલકન્સમાં મદદ કરવા ઉત્સુક છે. અને પૂર્વના મુલકોમાં પગ પેસારો કરી સત્તા મેળવવાના લોભને લીધે તે રશીઆની કોન્સ્ટેન્ટીનોપલ માટેની ઇચ્છા વિરૂદ્ધ થતું ગયું છે. ટુંકમાં રૂશો–જર્મન તકરાર રૂશો–ઓસ્ટ્રીઅન તકરાર કરતાં કોઇ પણ રીતે ઓછી જોખમભરેલી નહોતી.

જર્મનીનો રશીઆ સાથેનો વિરોધ માત્ર કોન્સ્ટેન્ટીનોપલ તથા પૂર્વના મૂલકોને માટેની રાજનીતિને લીધે જ નહોતો; પરંતુ રશીઆનો ફ્રાન્સ સાથેનો સંબંધ પણ તેનું એક મજબુત કારણ હતું. ૧૮૯૪ માં રશીઆ અને ફ્રાન્સ વચ્ચે થયેલી સંધિની સરતો જણાયેલી નથી. અને જોકે એમ ધારવામાં આવે છે કે તે રશીઆને નાણાં સંબંધી મદદને માટે જ હતી, છતાં તેનો ખરો આશય તો જર્મની સાથે લડાઇ થતાં એક બીજાને મદદ કરવાનો હતો.

જર્મની અને ફ્રાંસ વચ્ચેનાં વિરોધનું મુખ્ય કારણ આલસેસ–લોરેન છે એ સૌ કોઇ જાણે છે. પણ તે ઉપરાંત બીજું કારણ તો બન્ને રાજ્યોની આફ્રીકા સંબંધીરાજનીતિ છે.

૧૮૮૧ ની સાલમાં ફ્રાંસે ટયુનીસ લઇ લીધું, અને ત્યાર પછી ધીમે ધીમે મોરોક્કો લેવાનો પણ વખત આવી લાગ્યો. પરંતુ ફ્રાંસના સંસ્થાનો માત્ર ઈંગ્લાંડ કરતાં જ ઉતરતાં હતાં અને તેથી ફ્રાંસની પ્રવૃત્તિઓથી તેને ઈંગ્લાંડ સાથે વિરોધ થાય એ સ્વાભાવિક હતું. વસ્તુતઃ તેવી સ્થિતિ ઉત્પન્ન પણ થઇ હતી. અને ૧૯૦૪ ની સાલ સુધી ફ્રાંસનો ઇંગ્લાંડ સાથેનો સંબંધ સંતોષકારક નહોતો. પરંતુ તે અરસમાં જર્મની પણ સંસ્થાનો મેળવવાને પ્રયત્ન કરવા લાગ્યું. અને ટુંક વખતમાં તેને ફ્રાંસ સાથે મોરોક્કો સંબંધી ખટપટ ઉભી થઇ. આ ખટપટમાં ઈંગ્લાંડે ફ્રાંસનો પક્ષ ખેંચ્યો અને જો કે જર્મની સાથે તેને આફ્રીકામાં કોન્ગો આપવાથી તેમની સમજૂતી થઇ, પણ ત્યારથી જર્મનીને ઇંગ્લાંડ સાથે વેર બંધાયું.

જર્મનીના ઇંગ્લાંડ તરફના વેરભાવનું મુખ્ય કારણ તો ઇંગ્લાંડનું નૌકાબળ અને તેની દેશ બહારની સત્તા હતી. જર્મની ગઇ સદીના છેલ્લા વર્ષો પહેલાં સંસ્થાનો

વગેરે મેળવવાની ખટપટમાં ખાસ ભાગ લેતું નહોતું. અને જ્યારે રશીઆ ફ્રાંસ અને ઇંગ્લાંડ મોટી લડાઇઓ કરી નવો મૂલક સર કર્યાં જતા હતા ત્યારે જર્મનીની પ્રવૃત્તિ માત્ર, પોતાના આફ્રીકાના સંસ્થાનોની દેશી પ્રજા તથા બીજ સામે લડવામાં સમાપ્ત થઇ હતી. પરંતુ છેલ્લા ત્રીસ વર્ષ થયાં જર્મનીની વસ્તિમાં બે કરોડ ઉપર વધરો થવાથી—તથા બીજાં અનેક કારણોને લીધે થોડાક વખત ઉપર જર્મનીમાં પણ મોટાં સંસ્થાનો વગેરે મેળવવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. એ ઇચ્છા પરીપૂર્ણ કરવામાં જમીન ઉપર જેમ ફ્રાંસ અને રશીઆ તેને અડચણરૂપ હતાં, તેમ પાણી ઉપર ઇંગ્લાંડનું નૌકાબળ તેને માટે મુશ્કેલીઓ ઉભી કરે એમ હતું. તેથી જર્મનીને ફ્રાંસ અને રશીઆ માટે મોટું લશ્કર અને ઇંગ્લાંડ માટે નૌકાબળ ઉભું કરવાની જરૂર લાગી સંસ્થાનો મેળવવા માટે નવું લશ્કર તથા નૌકાબળ ઉભા કરવા માટે જર્મની લોભી ગણાય એ વાત કોઇ ના પાડતું નથી. પરંતુ વર્ષો પહેલાં મોટી લડાઇઓ કરી અનેક મુલકો પચાવી પાડનાર રશીઆ વગેરે રાજ્યો કરતાં તે વધારે ગુન્હેગાર નથી—એમ તો સૌ કોઇ કબુલ કરશે.

યુરોપના આ ચાર રાજ્યોથી ઇંગ્લાંડની રાજનીતિ કંઇક જુદીજ છે. ઇંગ્લાંડે પંદરમી સદીથી અત્યાર સુધીમાં યુરોપનો કોઇ પણ પ્રદેશ મેળવવાને પ્રયત્ન કર્યો નથી, ઉલટું નાનાં કે નબળાં રાજ્યોને તેમના ઉપર હુમલો કરનાર મોટાં રાજ્યો સામે મદદ કરી છે. આ પરથી ઇંગ્લાંડ પોતે શાંતિનું હીમાયતી તથા લોભી રાજ્યનું વેરી છે એમ દાવો કરે છે. પરંતુ નિષ્પક્ષપાત વિચારકોના અભિપ્રાય પ્રમાણે એ દાવો સર્વાંશે ટકી શકે એમ નથી. બ્રિટીશ સામ્રાજ્યનો વિસ્તાર બીજાં બધાં રાજ્યો કરતાં મોટો છતાં તેને તેવા પ્રદેશની ઇચ્છાજ નથી એમ સાબીત કરવું મુશ્કેલ છે—અશકય છે. જાણીતા અંગ્રેજ લેખક મી. ડીકીનસન પોતેજ કહે છે કે "છેલ્લાં પચાસ વર્ષમાં આપણે (અંગ્રેજોએ) ઇજીપ્ટ, સુડાન, અને સાઉથ આફ્રીકાના પ્રજાસત્તાક રાજ્યો મેળવવાને લડાઇઓ કરી છે, અને ઝુલુલેંડ, રોડેશીઆ, નાઇજીરીઆ અને યુગેન્ડાને માટે કરવી પડેલી નાની લડાઇઓ વિષે તો કશું કહેવાની જરૂર નથી. ઘણા અંગ્રેજોને વિચિત્ર લાગે છે, અને હું માનું છું કે તેમને ખરેખર વિચિત્ર લાગે છે, છતાં યુરોપમાં આપણે જગતના સૌથી લોભી રાજ્ય તરીકે ગણાઇએ છીએ....માટે પરદેશીઓ આપણા શાંતિના હીમાયતી હોવાના ઉદ્ગાર માને એની આશા રાખી શકાય નહિ." પરંતુ છેલ્લાં પંદર વરસને માટે તો આ ઉદ્ગાર સાચા જ હતા એમ માનવાને કારણ છે, છતાં આ શાંતિને માટેની બ્રીટીશ ઇચ્છા ચોકસ સરતો ઉપર આધાર રાખે છે અને તે સરતો એજ કે બ્રિટીશ નૌકાબળની શ્રેષ્ઠતા તથા દુનિયાનાં રાજ્યોની હાલની સ્થિતિ કાયમ રહે. પરંતુ હાલ થોડોક વખત થયાં ઉત્પન્ન થયેલાં અને પોતાના પરાક્રમથી મોટા રાજ્યોની સંઘમાં આવવા ઇચ્છતાં રાજ્યો આ વસ્તુસ્થિતિથી સંતોષ પામે એ અશકય છે. અને તેઓ એ સ્થિતિમાં પોતાની સત્તા વધે એવો ફેરફાર ઇચ્છે અને તે માટે પ્રયત્ન કરે, એટલે શાંતિને માટેનો બ્રિટિશ ઇચ્છાનો પોતાની મેળે અંત આવે એ દેખીતુંજ છે. આ દૃષ્ટિબિંદુથી ઇંગ્લાંડનો અસલનો રશીઆ અને ફ્રાંસ સાથેનો વિરોધ અને આજનો જર્મની સાથેનો વિરોધ સમજવો સ્હેલ છે.

આ હકીકત ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે લડાઇ પહેલાં આ રાજ્યોની રાજનીતિ થોડે કે ઘણે રાજ્યલોભથી પ્રેરાયલી હતી. બીજાં રાજ્યોના પ્રમાણમાં તેમની સ્થિતિ આબાદ હોવા છતાં તેમને નવા દેશો–નવી સત્તા મેળવવાની અભિલાષા હતી અને એ અભિલાષા સંતોષવામાં તેમણે પ્રજાના સુખની દરકાર કરી નહતી. પણ હવે એ સ્થિતિ બદલાઇ ગઈ છે. આ ભયંકર લડાઈના કડવા અનુભવની તેમના ઉપર અસર થઈ છે અને આજે તેમના વિચારો પ્રમાણમાં ઉદાર જણાય છે. આ ફેરફાર તેમની આંતર તેમજ બાહ્ય રાજનીતિમાં નજરે પડે છે.

યુરોપના બધા રાજ્યોમાં રશીઆ ઉપર જ લડાઇની સૌથી વધુ અને ઉત્તમ અસર થઇ છે. રશીઆ પોતે સ્વતંત્ર હતું એટલે કે તેના રાજ્યાધિકારીઓ રશીઅનો જ હતા છતાં લડાઈ પહેલાં તેના રાજ્યકાર્યમાં તેની પ્રજાને પણ સ્થાન નહોતું. પરંતુ આજે બે મહિના થયાં રશીઆનું જુનું પૂરાણું રાજ્યતંત્ર પ્રજાના પ્રતિનિધિઓના—પ્રજાનાજ હાથમાં છે. આ નવાં પ્રજાકીય રાજ્યતંત્રની રાજનીતિ જૂની રાજનીતિથી તદ્દન ઉલટી જ છે. એ રાજતંત્રે આ પ્રજા ઉપરના બંધનો દૂર કરી સમસ્ત પ્રજાને સ્વતંત્રતા, તથા દેશનું રાજ્યબંધારણ નક્કી કરવાના હક આપ્યા છે. વળી તેના અમલ હેઠળની પોલેંડ અને ફીનલેંડની પ્રજાને તેમના દેશની આંતર વ્યવસ્થા સોંપી દેવાનો ઠરાવ કર્યો છે અને તે ઉપરાંત આ લાખો માણસોનો વિનાશ કરાવનારી લડાઇનો અંત લાવવાના ઉદ્દેશથી લડાઇમાં ભાગ લેનાર કોઈ પણ રાજ્યનો કોઇ પણ પ્રદેશ નહિ જપ્ત કરવાની તથા કોઇ પણ રાજ્ય પાસે કાંઇ પણ દંડ નહિ લેવાની રાજનીતિ જાહેર કરી છે. રશીઆની આ રાજનીતિ સર્વાંશે ડહાપણભરેલી હોય કે નહિ પરંતુ તે અત્યંત ઉદાર અને જગતમાં તેની પ્રતિષ્ઠા વધારનારી છે. લડાઇ પહેલાં રશીઆ યુરોપમાં સૌથી સાંકડા વિચારનું અને પછાત રાજ્ય ગણાતું પરંતુ આજે તે જગતના સુધરેલા ગણાતા દેશો કરતાં પણ વધારે ઉદાર વૃત્તિવાળું છે એમ કહેવામાં સ્હેજ પણ અતિશયોક્તિ નથી.

રશીઆની આ આવકારદાયક સ્થિતિ જેટલી લડાઇને આભારી છે તેટલી જ કે તેથી પણ વધારે તે તેની પ્રજાની સ્વતંત્રતા માટેની રાષ્ટ્રીય ચળવળને આભારી છે; પરંતુ ઓસ્ટ્રો–જરમન રાજ્યનીતિમાં જણાતો ફેરફાર તો માત્ર લડાઇની મુશ્કેલીઓને લીધે જ છે, એમાં જરા પણ શંકા નથી. લડાઇની શરૂઆતમાં ઓસ્ટ્રીઆ તથા જર્મનીને મિત્ર રાજ્યોને હરાવી તેમની પાસેથી લાભદાયક સરતો મેળવવાની ઇચ્છા અને સંપૂર્ણ આશા પણ હતી. પરંતુ હવે તે સ્થિતિ બદલાઇ ગઇ છે. આજે તેની અનીતિથી ભરેલી વિચિત્ર ચાલને લીધે તુર્કસ્તાન અને બલગેરીયા સિવાય દુનિયાંના સર્વે રાજ્યો તેની વિરૂદ્ધ છે. અને જોકે આજે પણ મિત્રરાજ્યોનો ઘણો પ્રદેશ તેના કબજામાં છે, તો પણ લડાઇ થોડોક વધુ વખત ચાલે તો તેમને માટે અત્યંત વિકટ સ્થિતિ ઉભી થવાનો સંભવ છે. આ સંયોગોમાં જર્મની તથા ઓસ્ટ્રીઆ સલાહને માટે ઇંતેજાર હોય એમાં કશું નવાઇ જેવું નથી. આજથી છ મહીના

ઉપર એ રાજ્યોએ અમેરીકા મારફતે પોલેંડ અને લીથુઆનીઆ સ્વતંત્ર ગણાય તે શિવાય લડાઈ પહેલાંની સ્થિતિ કાયમ રહે એ સરતે સલાહ મેળવવા પ્રયત્ન કર્યો હતો; પરંતુ તે નિષ્ફળ જવાથી આજે એ રાજ્યો તેમના સોશીયલીસ્ટ આગેવાનો મારફતે વધારે અને વધારે વ્યાજબી સરતો આપવાની ખુશી બતાવે છે. રશીઅન રાજ્યક્રાંતિનો લાભ લઇ જર્મન સોશીયલીસ્ટોએ ૮ મી મે એ રશીઅનો ઉપર નીચલી શરતો મોકલાવી હતી. "રાષ્ટ્રીય વિકાસને માટે સ્વતંત્રતા, આપવી રાજ્યો વચ્ચેના વાંધાઓ ભવિષ્યમાં કોઈ મધ્યસ્થને સોંપવાની ફરજ સ્વીકારવી, જર્મનીના કબજામાં આવેલો પ્રદેશ પાછો આપવો, રશીઅન પોલેંડના સવાલોનો ફડચો તેની પ્રજાની બહુમતી ઉપર છોડવો, બેલ્જીયમ, સર્વીઆ, અને રૂમાનીઆને તેમની સ્વતંત્રતા પાછી બક્ષવી, બલ્ગેરીઆને મેસીડોનીઆનો બલ્ગેરીએન પ્રદેશ પાછો આપવો, સર્વીઆને એડ્રીઆટીક સમુદ્ર ઉપર સ્વતંત્ર બંદર આપવું, અને લોરેન સરહદના સવાલ ઉપર સમજુતી કરવી." આ સરતો ગમે તેટલી ઉદાર હોય તોપણ તેથી હવે કાંઈ જગત્ ભોળવાય એમ નથી. તે સારી રીતે સમજે છે કે જર્મની અને ઑસ્ટ્રીઆ આજે સલાહ માંગે છે તે હમેશને માટે શાંતિ મેળવવાને નહિં પરંતુ ફરીથી વધારે ફત્તેહમંદ લડાઇ ઉભી કરવાની તૈયારી કરવા માટે જ. આ સંબંધમાં સ્હેજ પણ સ્વાર્થ વગર આ લડાઈમાં હાલ દાખલ થયેલા અમેરિકાના પ્રેસીડંટ વુડરો વીલસનનો અભિપ્રાય જાણવા જેવો છે. તેમણે આજે થોડાક દિવસ ઉપર જ કહ્યું છે કે "જર્મનીના રાજ્યાધિકારીઓ થોડોક વખત થયાં તેમના આશય અમારી માફક ઉદાર અને ન્યાયી હોવાનો ડોળ કરે છે, પણ તે માત્ર જર્મનીમાં તેમણે જમાવેલી સત્તા, તથા બર્લીનથી બગદાદ અને તેથી પણ વધારે દૂરના પ્રદેશમાં સત્તા મેળવવાની તેમની પોતાની યોજનાઓને માટે અન્યાયપૂર્વક મેળવેલા લાભો જાળવી રાખવા માટે જ છે." ટુકમાં માત્ર ઈંગ્લાંડ કે ફ્રાંસ જ નહિં પરંતુ આખું જગત્ જર્મની કે ઓસ્ટ્રીઆના હાલના રાજ્યાધિકારીઓના વચન ઉપર વિશ્વાસ મૂકતાં ડરે છે, અને જ્યાં સુધી તે દેશોની પ્રજા તેમના હાથમાંથી રાજ્યસત્તા છીનવી લઈ પોતાના તથા પરદેશી પ્રજાઓના વિશ્વાસને પાત્ર થઇ પડે એવું રાજ્યતંત્ર સ્થાપે નહિ ત્યાં સુધી છેવટની હારજીત પહેલાં તેમની સાથે સલાહ થાય એ સંભવિત નથી. પરંતુ હમણાં થોડોક વખત થયાં રશીઅન રાજ્યક્રાંતિની અસરથી એ દેશોમાં પ્રજાકીય ચળવળ પાછી પગભર થઇ છે અને ઓસ્ટ્રીઆમાં તો તેણે મજબુત રૂપ ધારણ કર્યું છે, એટલે કાળે કરી તેમના હાલના રાજ્યતંત્રો રશીઆના જુના રાજ્યતંત્રની માફક ઉથલાઇ પડે અને તેને બદલે પ્રજાકીય રાજ્ય સ્થપાય એ તદન અશક્ય નથી.

જર્મનીની માફક ફ્રાંસની રાજનીતિમાં પણ કંઇ ખાસ અગત્યનો ફેરફાર થયેલો જણાતો નથી. તે પહેલાંની માફક તેના દુશ્મનોને હરાવી આલસેસલોરેન મેળવવા માંગે છે. પરંતુ તેની આ ઇચ્છા કોઈ પણ રીતે અન્યાયયુક્ત નથી. આલસેસલોરેન વર્ષો સુધી ફ્રાંસના કબજામાં હતું, ત્યાંની પ્રજા પણ ફ્રેંચ પ્રજા સાથે પાછી ભળી જવા માંગે છે, અને તેથી ફ્રાંસ તે પ્રદેશ પાછો મેળવવા ઇચ્છે એ અત્યંત સ્વાભાવિક છે, પરંતુ આલસેસ લોરેન સિવાય લડાઇથી બીજો કોઇ પણ પ્રદેશ ફ્રાંસને જોઇ લો.

નથી, અને તે તેના દુશ્મનને પણ વેરભાવથી કોઈ પણ રીતે હેરાન કરવા ઇચ્છતું નથી. હાલ થોડાક વખત ઉપર ભાષણ કરતાં ફ્રાંસના પ્રેસીડંટ મી. રીબોએ કહ્યું હતું કે "અમે આ લડાઇ ચાલુ રાખશું પરંતુ તે જીત કે નવા પ્રદેશ મેળવવાની વૃત્તિથી નહિ, પણ માત્ર અમારો પોતાનો પ્રદેશ પાછો મેળવવા માટે જ. અમે કોઈ પણ પ્રજા ઉપર જુલમ ગુજારવા માંગતા નથી, અમારા દુશ્મનો ઉપર પણ નહિં, કારણ કે અમે બધી પ્રજાની સ્વતંત્રતા સ્વીકારીએ છીએ."

ફ્રાંસની માફક ઇંગ્લાંડ પણ છેવટ સુધી લડવા માંગે છે, પરંતુ તેને પ્રશીઅન સત્તાનું જોર તોડવાની ઇચ્છા છે. તે માને છે કે જ્યાં સુધી પ્રશીઅન સત્તા જર્મનીમાં સર્વોપરી છે ત્યાં સુધી તેને કે જગતને માટે શાંતિ જ નથી. ઇંગ્લાંડની આ માન્યતા સાચી હોય કે નહિ, પરંતુ તેની જર્મનીનાં જીતી લીધેલાં સંસ્થાનો રાખવાની વૃત્તિ જગતને સાવ નિઃસ્વાર્થિ તો નહિજ લાગે. છતાં જે કારણસર ઇંગ્લાંડ તેને પોતાના અમલ હેઠળ રાખવા ઇચ્છે છે તે કારણ જો સાચું હોય તો તે કોઇ પણ રીતે નિંદ્ય નથી. અને તે કારણ થોડાક વખત ઉપર લૉર્ડ રોબર્ટ સેસીલે દર્શાવ્યું હતું. તેમણે રશીઆના નવા રાજ્યતંત્રની સલાહને માટેની—કોઈ પણ રાજ્યનો કોઇ પણ પ્રદેશ જપ્ત કરવો નહિ—એ સરત વિષે આમની સભામાં કહ્યું હતું કે: "અલબત્ત, આપણે જર્મન સંસ્થાનો ઉપર ચઢાઇ કરી, તે ત્યાંની દેશી પ્રજાને જુલમમાંથી છોડાવવાના ઉદ્દેશથી તો નહિજ, પરંતુ હું પૂછું છું કે છોડાવ્યા પછી શું આપણે તેમને જર્મનીના હાથમાં પાછી સોંપી દઇશું?" મી. એસ્કવીથે પણ એ પ્રસંગે એવાજ અર્થના ઉદ્દગાર કાઢ્યા હતા. તેઓ બોલ્યા હતા કે: "ગુલામગીરીમાં પડી ગયેલી, અને જુલમથી બેહાલ થતી પ્રજાના છુટકારા માટે કોઇ દેશ લઇ લેવો પણ પડે, અને તે પગલું વ્યાજબી છે, એટલું જ નહિ, પરંતુ જ્યાં સુધી આ છુટકારાનું કાર્ય મિત્રરાજ્યો સંપૂર્ણ રીતે કરી શકશે નહિં ત્યાં સુધી જે આશયથી આ લડાઇમાં આપણે તરવાર ખેંચી છે તે પરીપૂર્ણ થશે નહિં." આ દલીલ સમજી શકાય એવી છે, પરંતુ, તે જગતને ગળે ઉતરશે કે નહિ એ કહેવું મુશ્કેલ છે.

ઇંગ્લાંડની પરદેશ સંબંધી રાજનીતિ કોઇને કદાચ સંતોષકારક નહિ લાગે પરંતુ તેની આંતર રાજનીતિ તો વધારે ઉદાર થતી જાય છે એમ સૌ કોઇ કબુલ કરશે. લડાઈ પહેલાં ઇંગ્લાંડ સ્ત્રીઓને મત તથા આયરલેંડને સ્વરાજ્ય આપવા આનાકાની કરતું હતું, પરંતુ આજે કેટલોક વખત થયાં તેણે સ્ત્રીઓને મત આપવાનો ઠરાવ કર્યો છે, અને આયરલેંડને સ્વરાજ્ય આપવાને પણ તે તૈયાર છે. વળી એ સ્વરાજ્ય માટેની યોજના ઘડવાનું કામ પણ હવે તે આયરલેંડનેજ સોંપવા માગે છે અને તે માટે આયરીશ પ્રજાના પ્રતિનિધિઓની સભા બોલાવવાનું તેણે નક્કિ કર્યું છે. આ સભા બોલાવવા વિષેના ઠરાવ ઉપર ભાષણ કરતાં વિલાયતના વડા પ્રધાન મી. લૉઇડ જ્યોર્જે કહ્યું હતું કે: "આયરીશ સવાલનો નિકાલ કરવા માટેના અત્યાર સુધીના જે પ્રયત્નો નિષ્ફળ ગયા છે, તે સર્વેમાં એક વસ્તુ સામાન્ય હતી, અને તે એજ કે તે માટેની યોજનાઓ બ્રિટિશ સરકાર તરફથી રજુ થઇ

હતી. પરંતુ હવે પ્રધાન મંડળે આયરીશ પ્રજાને જ તેની માગણીઓ રજુ કરવાને આમંત્રણ કરવાનું નક્કિ કર્યું છે.” આ સભામાં આયરલેંડના સીન ફેનસથી માંડીને હોમરૂલના અત્યાર સુધીના વિરોધી અલસ્ટરના યુનીયનીસ્ટો સુધી સર્વ પક્ષના પ્રતિનિધિઓ ભાગ લે એવી વ્યવસ્થા થઇ છે, અને એ સભાનું કાર્ય સર્વાંશે સંતોષકારક નિવડશે એવી આશા છે.

પરંતુ ઇંગ્લાંડ માત્ર આયરલેંડ તરફજ ન્યાયી બન્યું નથી. તેના હીંદ માટેના વિચારો પણ બદલાયા છે, અને તે આજે હીંદીવાનોને માત્ર તાબેદાર રૈયત તરીકે નહિ પણ એક જ સામ્રાજ્યમાં ભાગીદાર પ્રજા તરીકે લેખે છે. હાલ કેટલાક વખત થયાં હિંદમાં મુંબઇ, પંજાબ અને મદ્રાસ ઇલાકાની સરકાર રાષ્ટ્રીય ચળવળ બંધ કરવા અને બંધ નહિં થાય તો તેને નરમ પાડવા મહેનત કરી રહી છે અને મદ્રાસના ગવર્નરે લૉર્ડ પેટલેંડે તો કૉંગ્રેસ તથા હોમ રૂલ લીગને ધમકી આપવા માંડી છે એટલે આ વાત કદાચ કોઇના માનવામાં નહિ પણ આવે-છતાં તે વસ્તુતઃ ખરી છે આપણે અહીંની સરકાર ગમે તે કહે—ગમે તે કરે, પણ તે સરકારની પણ સરકારના બ્રિટિશ પ્રધાનમંડળના મુખ્ય લોઇડ જ્યોર્જે થોડાક વખત ઉપર એક ભાષણમાં સ્પષ્ટ રીતે કહ્યું છે કેઃ—

“આ વિગ્રહ દરમીયાન જર્મનીને સૌથી મોટી નિરાશા હીંદ તરફથી મળી છે. જર્મનીને ઘણી નિરાશાઓ મળી છે; પણ હીંદ તરફથી જે નિરાશા તેને મળી છે તે ઘણી જ ખરાબ છે. જર્મનીએ ત્યાં ફીતુર, કલહ, દ્વેષ અને અરાજનિષ્ઠા જગાવવાની ધારણા રાખી હતી. હિંદમાં એ સર્વેને દાબી દેવાના, અને તાબે કરવાના કામમાં ઇંગ્લાંડને પોતાના સઘળા બલ કામે લગાડવા પડશે, એવી તેની ધારણા હતી. પરંતુ તેને બદલે તેને ત્યાં શું માલમ પડ્યું? હીંદ તરફથી સામ્રાજ્યને આતુર ઉત્સાહભરી અને રાજ્યનિષ્ઠ સહાયતા. મને લાગે છે કે આ રાજ્યનિષ્ઠ અસંખ્ય લાખો લોકોને પોતે બ્રિટીશ સામ્રાજ્યની તાબેદાર પ્રજા નથી પણ ભાગીદાર પ્રજા છે, એમ લાગે એવા સુધારાની માગણી કરવાનો તેમને હકક છે. આ પ્રશ્નના નિર્ણયમાં હિમ્મતભરી મુસદ્દીગીરીની અપેક્ષા છે. કમહિમ્મત, હીચકારાપણું અને હૃદયની દુર્બલતા સુલેહ કે વિગ્રહના સમયમાં તિરસ્કારને પાત્ર છે.” આ પરથી એમ કહી શકાય કે બ્રિટિશ પ્રજા મી. બાલફર કહે છે તેમ “ખાત્રીપૂર્વક માને છે કે રાજ્યતંત્રનું ખરેખર એકજ રૂપ હોઇ શકે અને તેને ગમે તે નામ આપવામાં આવે, પણ તેમાં છેવટે સત્તા લોકોના જ હાથમાં રહેવી જોઈએ.”

આ ચર્ચા ઉપરથી એટલું તો જણાશે કે યુરોપનાં મોટાં રાજ્યોની રાજનીતિમાં લડાઇ પછી અગત્યનો ફેરફાર થયો છે. લડાઇ પહેલાં રશીઆનું આપખુદી સત્તાવાળું રાજ્યતંત્ર તેની પ્રજાને માટે અત્યંત જૂલ્મી હતું, અને દેશ બહાર તે કોન્સ્ટેન્ટીનોપલ વગેરે નવો પ્રદેશ મેળવવાને ઉત્સુક હતું પરંતુ આજે રશીઆનું નવું રાજ્યતંત્ર પ્રજાના જ પ્રતિનિધિઓનું બનેલું છે, અને તે નવો પ્રદેશ મેળવવાને ઇચ્છતું નથી. એટલું જ નહિં, પરંતુ તેણે પોતાના અમલ હેઠળના પોલેંડ. ફીનલેંડ, વગેરે દેશોની પ્રજાને એ દેશોની આંતર વ્યવસ્થા સોંપી દેવાનો ઠરાવ કર્યો છે. રશીઆની માફક

ઇંગ્લાંડ તથા ફ્રાંસ પણ આજે રાજ્યલોભથી રહિત હોય એમ જણાય છે—ફ્રાંસ આલ્સેસ લોરેન મેળવવા માંગે છે. પરંતુ તે તો વરસોથી તેની જ માલીકીનું હતું, અને ઇંગ્લાંડ આફ્રીકામાં જર્મન સંસ્થાનો વગેરે લેવા ઇચ્છે છે તે માત્ર તે સંસ્થાનોની દેશી પ્રજાના કલ્યાણને જ માટે. અને ઇંગ્લાંડ આજે તેની સ્ત્રી પ્રજાને મત આપવાનું, તથા આયરલેંડને હમણાં જ અને હિંદને કાળે કરીને સ્વરાજ્ય આપવાનું નક્કી કર્યું છે. જર્મની તથા ઑસ્ટ્રીઆના હાલના રાજ્યતંત્ર ઉપર કોઇ વિશ્વાસ મૂકે એમ નથી, છતાં એ રાજ્યો પણ રશીઆની માફક પોતાના રાજ્યલોભ બાજુએ મૂકી, તેમની સત્તા કમી થાય એવી શરતે પણ સલાહ કરવા તૈયાર છે. આ ફેરફાર કોઇ પણ રીતે તુચ્છકારવા જેવો નથી, પરંતુ જગતની શાંતિના દૃષ્ટિબિંદુથી જોઈએ, તો રશીઆને બાદ કરતાં, એક પાસથી ઇંગ્લાંડ અને ફ્રાંસ અને બીજી પાસથી જર્મની અને ઑસ્ટ્રીઆ એ બન્ને પક્ષો વચ્ચેની લાગણીમાં કંઇ પણ સુધારો થવા પામ્યો નથી—બલ્કે તે લાગણીઓ વધારે કટુ અને જોખમભરેલી થઇ પડી છે, અને જ્યાં સુધી એ પક્ષો વચ્ચેનો વિરોધ દૂર થઇ તેમને એક બીજાની સાથે મિત્રાચારીભર્યો સંબંધ બંધાય નહિં ત્યાં સુધી સ્થાયી શાંતિને માટે આશા રાખવી નિરર્થક છે.

શંકરલાલ જી. બેંકર.

---

# રાજ્યસત્તા અને સમાજ સુધારો.

ગુર્જરેશ ગાયકવાડ સરકારે ન્યાત સંબંધી નવો કાયદો પસાર કરી હિંદુઓમાં ખળભળાટ મચાવી મૂકયો છે. આપણા પૂર્વજોએ નક્કી કરેલી પ્રણાલીકાઓ વિરૂદ્ધ કોઇ જરા પણ જાય તો તેહને ન્યાતો દંડે છે અને ન્યાત બ્હાર મૂકી લોકોપર જુલમ ગુજારે છે. અને કેટલાક નજીવા કારણસર જો ન્યાત આવો જુલમ કરે તો તેહમાંથી લોકોને બચાવવાના ઉદ્દેશથી આ કાયદો અમલમાં મૂકવામાં આવ્યો છે. આ કાયદાની રૂએ આવા જુલમનો ભોગ થઇ પડેલો કોઇ પણ ગાયકવાડી પ્રજામાંનો શખ્શ ન્યાતની સ્હામે પગલાં લઇ તેહને સીધી કરવાનો પ્રયત્ન કરી શકે એમ છે. આ કાયદો ઘણાજ ઉંચા ઉદ્દેશથી પસાર કરવામાં આવ્યો હશે એમ માનવું કાંઇ ખોટું નથી; આ કાયદાએ જે જે પ્રણાલીકાઓ વખોડી છે તે ખરેખર હાનીકારક છે એ વાત નિર્વિવાદ છે, એ ઉપરાંત સયાજીરાવ મહારાજે એમ પણ ધાર્યું હશે કે આ લોકોના હિતની વાત છે; અને તેહમને એવો પણ ખ્યાલ આપવામાં આવ્યો હશે કે તેમ્હની પ્રજામાંનો કેળવાયલો વર્ગ આવા કાયદાની વાટ એકે પગે જુએ છે. પણ આ કાયદો કરવો ઘટતો હતો કે કેમ તેહનો નિર્ણય માત્ર શુભ ઉદ્દેશોથી કરવાનો નથી. રાજ્યસત્તા અને પ્રજાનો પરસ્પર સંબંધ, પ્રત્યેકના હક્ક અને ફરજ, લોકોની માનસિક અને સામાજીક સ્થિતિ, રાજ્યસત્તાનું બંધારણ, આવા આવા અનેક મુશ્કેલી

ભર્યા પ્રશ્નો આ કાયદા ઘડવામાં વચ્ચે આવે છે; અને સર્વ સત્તાધિકારી ( autocrat ) સિંહાસનપરથી આ પ્રમાણે શાસન કહાડવું એ આપણી સ્થિતિ ધ્યાનમાં લેતાં ઘણુંજ ઉતાવળભર્યું અને ભયંકર પગલું છે. રાજ્યસત્તા ક્યાં સુધી અને કયા ક્ષેત્રમાં સામાજિક પ્રશ્નોમાં હાથ ઘાલી શકે એ પ્રશ્ન કઠણ છે; ત્હેનાપર વિદ્વાનો કે સત્તાધીશો એક મત થઈ શકયા નથી; અને આપણા સમાજ માટે ત્હેનો આ પ્રમાણે નિર્ણય આવે એ ઘણુંજ શોચનીય છે.

આ શોચનીય પગલાંના લાભમાં અનેક દલીલો આપવામાં આવે છે; અને ત્હેમાંથી નીચેની કેટલીક વિચારવા જેવી છે.

(૧) અસલના જમાનામાં સામાજિક બાબતોમાં પણ આપણે રાજાને " कालस्य कारणम् " માનતા આવ્યા છીએ.



(૨) સમાજને વ્યક્તિ ઉપર જુલમ કરતાં અટકાવવો એ રાજસત્તાની ફરજ છે.

(૩) હાલની યૂરોપીય પ્રજામાં રાજ્યસત્તા સમાજના પ્રશ્નોમાં વચ્ચે પડે છે.

(૪) પ્રજાના પિતા તરીકે કેળવાયલા મતને કાયદાનું સ્વરૂપ આપવું એ પ્રજાની ઉન્નતિ સાધવાનું એક મ્હોટું સાધન છે.

(૧) આપણા અસલના વખતમાં તેમજ આપણા મધ્યકાલમાં રાજાઓ સમાજના પ્રશ્નોમાં વચ્ચે પડી કાયદાઓ ઘડતા; પણ તેથી તેજ સત્તા આપણા હાલના રાજાઓ વાપરે તો તેવો જ ફાયદો થાય એમ માનવું ભૂલભરેલું છે.

અંગ્રેજ સરકારે તો પહેલેથી જ સામાજિક પ્રશ્નોમાં હાથ ઘાલવાનું છોડી દીધું છે. તે પરદેશી સત્તા છે, તે આપણા પ્રશ્નો સ્હમજવાનો દાવો કરતી નથી, અને લોકોને પોતાની સામાજિક પંચાતો નજરમાં આવે તેમ ચૂકવવાનો હક્ક આપે છે. પણ આપણા દેશી રાજ્યોમાં સર્વોપરી સત્તા સ્વદેશીજન પાસે છે તે કારણથી આપણી અસલની પદ્ધતિ ત્યાં શરૂ રાખવી જોઈએ એમ કહેવામાં આવે છે.

આપણા અસલના અને મધ્યકાલના નરેશો પાસે જે કોઇ સત્તા હતી તેવી જ સત્તાનો જો આજકાલના દેશી રાજ્યના રાજાઓ ઉપયોગ કરે તો મહા વિપરીત પરિણામ આવે.

પહેલાના રાજ્યતંત્રમાં અને હાલના રાજ્યતંત્રમાં ઘણો ફેર છે. પહેલાં રાજા સ્વદેશમાં જ રહી, કોઇ લોકમાન્ય ગુરૂને ઘેર રહી સ્વધર્મ, અને સ્વસંસ્કાર પ્રાપ્ત કરી પોતાની પ્રજાના આદર્શો સ્હમજતા. હમણાંના રાજાઓ કેળવાય છે વિદેશી પ્રોફેસરોને હાથે અને પોતાના સ્વજન, પોતાના સંસ્કારો અને પોતાના રીતરીવાજોને ધિક્કારતાં શીખે છે; રાજકુમાર કૉલેજોમાં રહી પ્રજાના પિતા થવાને બદલે ત્હેને પોતાના મોજશોખના સાધન ગણતાં શીખે છે; કોમળ વયમાં વિલાયત જઈને ત્યાંના વિલાસમાં સ્વદેશને તુચ્છ માનતાં શીખે છે. તે નથી સ્હમજતા પોતાની પ્રજાને, નથી સ્હમજતા ત્હેની

સંસ્કૃતિને, અને નથી માન આપતાં શીખતા લોકમતને. આવા રાજાઓ જો પોતાની સ્વેચ્છા પ્રમાણે કાયદો ઘડે તો પછી અસલના આર્યસંસ્કારોથી કેળવાયલા રાજાઓ સાથે તેમની કેમ તુલના થાય? શ્રી સયાજીરાવ આવા નથી એ અમ્હે કબુલ કરીશું; પણ તેથી ત્હેમણે ભરેલું પગલું વાસ્તવિક છે એમ કહેવાય નહિં. કાલે ઉઠીને એમ્હને પગલે ચાલી કોઇ "બડા સાબ" થઇ ગયેલા હિન્દુ નરેશ ગમે તેવા કાયદા કરી આપણા સમાજનું સત્યાનાશ વાળે તો પછી ત્હેમાં પણ શું ખોટું? પચ્ચીશ વર્ષે રહીને કોઇ એવા કાયદા કરે કે કોઇ હિન્દુ મુસલમાની પરણે, અને ન્યાતવાલાઓ તેને ન્યાત બ્હાર મૂકે તો તે તેમને શિક્ષા કરાવી શકે તો શું ખોટું? હિન્દુ રાજાઓ સામાજિક બાબતોમાં કેટલે અંશે પડી શકે ત્હેની પછી ક્યાં મર્યાદા રખાય? અને આજકાલની વિચિત્ર સ્થિતિ જોતાં અસલના રાજાઓની માફક હાલના દેશી રાજાને કેમ તેવા જ હક્ક હોઈ શકે? પરદેશી કેળવણીએ ત્હેમને પ્રજાથી જુદા બનાવ્યા છે. હાલના રાજા નથી પ્રજાના પ્રતિનિધિ કે નથી તેમ્હના પિતા; અને જે કોઇ પ્રજાના પ્રતિનિધિ તરીકે ત્હેમના હક્ક હોય તે ત્હેમની પાસે રહ્યા નથી.

એ ઉપરાંત અસલના રાજ્યબંધારણમાં સામાજિક કાયદા આ રીતે થતા. પ્રજામાં કેટલાક રીવાજો કાલ જતાં બદલાતા; તે ફેરફાર ધ્યાનમાં લઇ કોઇ સમાજે માનેલો મુનિવર સ્મૃતિ રચતો; અને રાજાઓ માત્ર ત્હેને સંમતિ આપી કાયદાનું સ્વરૂપ આપતા. સ્મૃતિઓ કોઇ રાજાઓ કરતા નહિં; પણ માત્ર સ્વીકારતા. પણ તેમ્હાં જે ફેરફાર થતો ત્હેનું મૂલ રાજા નહિં–પણ પ્રજામત અને ત્હેનો પ્રતિનિધિ સ્મૃતિકાર એજ હતા. પણ હાલના દેશી રાજાઓ પ્રજામતનો કે ત્હેના પ્રતિનિધિનો હિસાબ ગણતા હોય એમ દેખાતું નથી.

વળી અસલનું રાજ્યતંત્ર એવા પ્રકારનું હતું કે લોકોના આગેવાનોની સંમતિથી કાંઇ પણ કાયદો થઇ શકતો. તે વખતે રાજા નામનો સર્વસત્તાધિકારી કહેવાતો; પણ ત્હેના સલાહકારો ઉંચી કોમના, બુદ્ધિશાળી, પુરૂષો હતા. કાયદો અમલમાં મૂકનારા ભાડુતી અમલદારો ન્હોતા પણ વંશપરંપરાના પટેલો હતા; ન્યાયાસને વિરાજતા પુરૂષો શાસ્ત્રસંપન્ન વિદ્વાનો હતા. આ કારણોને લીધે લોકોને નાપસંદ હોય એવો કાયદો થાય નહિ; અને થાય તો અમલમાં મૂકાય નહિ. આજે આવા પુરૂષો રાજ્યતંત્રમાં છે? ઘણે ઠેકાણે દિવાન પરધર્મી હોય, ન્યાયાધિશ વિદેશી હોય કે વિદેશી સુધારાના શિખરે કુદી ચ્હડેલો ગ્રેજ્યુએટ હોય, અમલમાં મુકનારાઓ ભાડુતી હોય, આ બધામાં લોકોની મરજી સાચવવાનું સાધન ક્યાં રહ્યું?

સામાજિક કાયદો એ સમાજમાં મનાતી નીતિનો વિભાગ છે; લોકને જરૂર જણાય તેવા નિયમનો સત્કાર કરી, ત્હેનો ભંગ કરનારને શું શિક્ષા કરવી તે નક્કી કરવું તેટલુંજ કાયદાનું ક્ષેત્ર છે. કાયદો બનાવવાની સત્તા રાજાઓને ઇશ્વરે આપેલી નથી; પણ જ્યાં સુધી તેઓ લોકોના પ્રતિનિધિ હોય ત્યાં સુધી જ ત્હેમની પાસે હોય છે. જ્યાં સુધી આપણા દેશી રાજાઓ કેળવણીથી, સંસ્કારથી, સલાહકારોથી આ પ્રતિ-

નીધિપણું પામ્યા નથી ત્યાં સુધી આવા કાયદા કરવાનો હક માથે લઈ લેવો એ પ્રજાની નિર્માલ્યતાપર રાચવા જેવું છે. અસલમાં ગમે તે હોય, હાલના રાજાઓનો અધિકાર સમાજની સત્તામાં વચ્ચે પડવાનો નથી.

(૨) બીજી દલીલ વ્યકિતસ્વાતંત્ર્યની છે. કેટલાક માણસો જુદા વિચારના થાય તો ત્હેમને મારી ઠોકી ન્યાત શા સારૂ જુની પ્રણાલીકામાં રાખે ? આ દલીલ પ્હેલી નજરે વાસ્તવિક લાગે છે.

આપણી કેળવણીએ ઘણા જાદુ કર્યા છે. ત્હેમાંનો એક એ છે કે આપણે કેવું ચોક્કસ માની બેઠા છીયે કે જો ન્યાતોના બંધનો જાય, તો વ્યકિતસ્વાતંત્ર્ય વધે અને આપણે અમરાપુરીને અવની પર લાવી મુકીયે. અને આ કાયદો કરવામાં આ વિચાર પણ સમાયલો લાગે છે. આ કાયદાની શરૂઆતમાં જ કહેવામાં આવ્યું છે કે કેળવાયલા વર્ગને ન્યાતના જુલમમાંથી બચાવવાના હેતુથી આ કાયદો કરવામાં આવ્યો છે; અને ત્હેમાં એક ફરમાન એવું પણ છે કે ન્યાતનો ચોથો ભાગ જો કોઇ રીવાજને ન માને તો તે રીવાજ ગેરકાયદેસર ઠરી શકે. આનો અર્થ આટલોજ કે કેળવાયલાને વ્યકિત-સ્વાતંત્ર્ય હોય અને બીજાને નહિ હોય ? સુધારામાં માનનારા માણસમાં અને બાકીના ઢોર ? જો એક સુધરેલાને સ્વાતંત્ર્યનો શોખ હોય તો તે ન્યાત બ્હાર ભલે રહે; પણ તેથી ન્યાતમાં રહી અણસુધરેલાના સ્વાતંત્ર્યને શા માટે કચરી શકે ? વ્યકિત સ્વાતંત્ર્યની દૃષ્ટિએ સુધરેલાને તેમજ અણસુધરેલાને સ્વાતંત્ર્યનો હક્ક સમાન છે. એક જણ પારકી ન્યાતની પરણી લાવે તો બીજા એમ પણ કહી શકે કે ત્હારી સાથે જમીશું નહિં અને કન્યાવ્યવહાર પણ નહિ રાખીશું ! સોમાંથી પચ્ચીશ માણસ જુદા મતના હોય તો તેઓ બાકીના પોણોસો મરજી વિરૂદ્ધ ત્હેમના અભિપ્રાયો ખોટા ઠેરવી શકે એવું પરિણામ આવે એનું નામ વ્યકિત સ્વાતંત્ર્ય ? આખી સુધરેલી દુનિયામાં વધુમતે પસાર કરેલા નિયમ કાયદેસર ગણાય છે; આ કાયદા પ્રમાણે ચારમાંથી એક કહે તે ખરૂં અને ત્રણ કહે તે ખોટું ! ધારો કે એક ભલી ન્યાત હોય કે જેમાં ૭૫ જણ સુધરેલા છે; તો ત્હેમના રિવાજો ૨૫ અણસુધરેલા ગાયકવાડી કચેરીમાં જઇ ગેરકાયદેસર ઠેરવી શકે !

વ્યકિતસ્વાતંત્ર્ય રક્ષવા માટે આવા કાયદાની જરૂર જણાતી નથી. ન્યાતો પ્હેલાં જેવી દુરાગ્રહી નથી; દહાડ દહાડે રિવાજો ઘણા બદલાતા જાય છે; ત્હેમની અવગણના કરનારા તરફ લોકો આંખ આડા કાન કરે છે. આ વધતા સ્વાતંત્ર્યની નીશાની છે અને લોકો જુદા મતના હોઇ ન્યાતમાં રહે છે, ત્હેને કોઇ જોરજુલમથી રાખતું નથી. પણ તે પોતે જ નબળાઇથી પોતાના સગાવ્હાલાંના સ્નેહથી કે તેમ્હને સુધારવા ન્યાતમાં રહે છે. સંપૂર્ણ સ્વાતંત્ર્ય તો મનુષ્યમાં મળવું અઘરૂં છે. દુનિયામાં કયો સુધરેલો દેશ છે કે જ્યાં સમાજની સત્તા નથી, રિવાજની નિશ્ચલતા નથી, બહિષ્કારની શિક્ષા નથી? અને સમાજમાં જુલમથી લોકોને બચાવવાનો આવો કાયદો એ અમ્હારી જાણમાં પહેલવ્હેલો છે. વ્યકિતસ્વાતંત્ર્યના મ્હોટામાં મ્હોટા હિમાયતીઓ સામાજિક બાબતોમાં રાજ્યસત્તા-ને પડવાનો સ્પષ્ટ નિષેધ કરે છે. જોન સ્ટુઅર્ટ મીલ અને હરબર્ટ સ્પેન્સર જેવાના

લેખો જ્હેણે જરાયે વાંચ્યા હશે તે આ વાત નિર્વિવાદ લેખ્યા વિના રહ્હશે નહિ. સ્વાતંત્ર્યનો અર્થ આટલો જ: દરેક જણને જે ગમે તે વિચાર કરવાનો, દર્શાવવાનો અને તે પ્રમાણે ચાલવાનો હક્ક છે, અને તે હક્ક દર્શાવતાં કે અમલમાં મૂકતાં બીજાઓના તેવા જ હક્કને રોકણ કે હાની થવી નહિ જોઇએ; અને રાજ્ય કાર્યભારે તો આ રોકણ કે હાની ન થાય એટલું જ જોવાનું છે. આ આદર્શથી જોતાં આ કાયદો વ્યક્તિસ્વાતંત્ર્યના નિયમની વિરૂદ્ધ જાય છે. એક જણને ન્યાતના કેટલાક રિવાજો નહિ પાળવાનો હક્ક ખરો; પણ તેથી બીજાઓને તે તરફ અણગમો દેખાડવાનો હક્ક નહિ!

જે દેશમાં વ્યક્તિસ્વતંત્ર્યના સાધારણમાં સાધારણ નિયમનું ઠેકાણું નહિ, જ્યાં રાજ્યસત્તા આચરણના, છાપખાનાના, કે લોકશાસનના નજીવામાં નજીવા હક્કો આપતી નથી, ત્યાં આટલો બધો સ્વતંત્ર્યનો શોખ વધી પડ્યો કે સમાજના બંધારણમાં પણ હાથ ઘાલવાની જરૂર જણાઇ!

(૩) એમ કહેવામાં આવે કે જોન મીલ અને સ્પેન્સરના અભિપ્રાયો હવે નકામા ગણાય છે અને યૂરોપીય રાજ્યસત્તા સમાજના કાર્યભારમાં પડે છે; તો પછી આપણાં રાજ્યો શામાટે નહિ? યૂરોપમાં એવા ઘણા વિચારશીલ પુરૂષો છે કે જે હજુ ઉપર દર્શાવેલા સ્વાતંત્ર્યના સિદ્ધાન્તને માન આપે છે. પણ એમ નહિ હોય તો પણ યૂરોપીય રાજ્યસત્તાની સરખામણી શું આપણા રાજ્યો સાથે થઇ શકશે? શું આપણા દેશમાં પ્રજાની સત્તા સર્વશ્રેષ્ઠ છે? શું આપણે ત્યાં બધી સત્તાનું મૂલ લોકો છે? શું આપણી સત્તા લોકોએ ચૂંટેલા પ્રતિનિધિઓ પાસે છે? લોકમતમાં થતા ન્હાનામાં ન્હાના ફેરફારનું પ્રતિબિંબ રાજ્યનીતિ પર પડે છે? કોણ કહી શકશે કે આ કાયદા ઉપર જો ગાયકવાડી પ્રજાનો કે ખરી રીતે ચૂંટાયેલા ત્હેમના પ્રતિનિધિઓનો મત લીધો હોત તો એ પસાર થઇ શકત અને જ્યાં સુધી આવું થાય નહિ ત્યાં સુધી પ્રજાની રાજ્યસત્તા પ્રતિનિધિ નથી; અને આવા પ્રતિનિધિત્વ વિનાના રાજ્યો સામાજિક કાર્યભારમાં પડે એ રાજ્યનીધિની નજરે જુલમ ગણાય. નહિ તો, મુસલમાન બાદશાહો મારીને મુસલમાન કરતા હતા ત્હેમાં શું અન્યાય?

(૪) ચોથી દલીલ ઘણી જ સરસ લાગે છે; અને રાજ્યસત્તાના ઉપર ટીકા કરવી એ કેળવાયલા વર્ગને જ માથે પડેલું હોવાથી આ દલીલ તે વર્ગનું સ્વમાન સંતોષવાનો પ્રયત્ન કરે છે. પણ ખરૂં જોતાં, આ કાયદા માટે કેળવાયલા વર્ગનો મત લેવામાં આવ્યો નથી; અને આવ્યો હોત તો એ કાયદો સ્વીકારાત નહિ; છતાં કેળવાયલો વર્ગ કોને કહેવો, આધુનિક કેળવણી પામેલામાંના કેવા વિચારના પુરૂષોના અભિપ્રાયને અનુસરીને સામાજિક કાયદાઓ ઘડવા, આ પ્રશ્નો એવા મુશ્કેલ છે કે જો એનો જરા પણ વિચાર કરવામાં આવ્યો હોત, તો શ્રી ગાયકવાડ સરકાર આ બાબતમાં હાથ ઘાલતજ નહિ અને આ પ્રશ્નોનો જ્યાં સુધી નિર્ણય થાય નહિ, ત્યાં સુધી ફલાણો કેળવાયલા વર્ગનો મત છે એમ ધોરણ બાંધી

કાયદા કરવા એ સમાજની પ્રગતિને ભયંકર રીતે ઉંધી ઘસડી જવાનો પ્રયત્ન કરવા જેવું છે. "કેળવાયલા"—એટલે જુની પદ્ધતી પ્રમાણે જેણે જ્ઞાન મેળવ્યું હોય—પછી ભલે શાસ્ત્રી હોય કે મહામહોપાધ્યાય હોય—તે બધાને તો બાતલજ કરવાના. પણ આધુનિક કેળવણી પામેલામાં આ બાબતપર એકમત છે? આ વર્ગમાંના કેટલાક એમ માને છે કે જ્યાં સુધી બટલરથી માંડી બાઇબલ સુધી પાશ્ચાત્ય સંસ્કૃતિ આપણામાં પેસે નહિ ત્યાં સુધી આપણે માણસમાં આવીએ નહિં, કેટલાક માને છે કે વિદેશી સંસારવિભાગો વ્યક્તિને સુદૃઢ બનાવે છે માટે તેના આપણે રચવા; અને જેમ બને તેમ જલ્દી ન્યાતિબંધો તોડી જેને જેમ કરવું હોય તેમ કરવા મંડી જવું. કેટલાક આવુંજ અંતિમ લક્ષ્ય રાખી ધીમે ધીમે આગળ વધવા કહે છે હેમને ન્યાતો છોડી જવું નથી; તેમ ન્યાતનું કહ્યું માનવુંએ નથી. હેમને લોકોને સાથે લેવા છે; અને તે માટે હેમને ન્યાતમાંજ રહી પછાત પડી રહેલા લોકોના માનસિક વિકાસ સાધવા છે. કેટલાક કેળવાયલા જોયા પણ છે કે જેમને ન્યાતને પહેલાં સુધારવી છે; હેમાં પહેલાં કેળવણીનો પ્રચાર કરી લોકોને ઉત્કૃષ્ટ સ્થિતિપર આણવા છે; અને જ્યાં સુધી તે થાય નહિ ત્યાં સુધી ન્યાતને તોડવી નથી. ઘણા કેળવાયલા એવા પણ છે કે જે ન્યાતમાં માને છે; જેઓને ન્યાતોની શ્રેષ્ઠતામાં શ્રદ્ધા છે; જેઓ પાશ્ચાત્ય સમાજ-વિભાગના કટ્ટા દુશ્મન છે. આ શંભુમેળામાં કયા વર્ગનો કેળવાયલો ગણવો? દરેક પક્ષમાં મહા વિદ્વાન, મહાસમર્થ નેતાઓ છે. કોને બીન કેળવાયેલા કહીશું? વિલાયતી જીવનના વિલાસી સત્યેંદ્ર પ્રસન્ન સિંહને કે મહાત્મા મદનમોહનને અને લોકમાન્ય બાલગંગાધર તિલકને? જ્યાં સુધી કેળવાયલા વર્ગના પ્રતિનિધિઓ મળી કાંઇક રસ્તો કહાડે નહિ, ત્યાં સુધી એક જ વર્ગના અભિપ્રાયે અથવા પોતાના અભિપ્રાય પ્રમાણે કાયદા ઘડી લોકોની સ્વાભાવિક પ્રગતિમાં આડે આવવું એ ઘણું શોચનીય પગલું છે.

મ્હારી જાણમાં એક બીજા દેશી રાજ્યનો દાખલો છે જે આ વિષયમાં ધ્યાન લેવા યોગ્ય છે. પાટીદારોના કેટલાક આગેવાનોએ રાજપીપલા સ્ટેટને અરજી કરી પોતાની કન્યાઓની આપલે માટે કાયદો કરાવ્યો; અને કાયદો તોડનારને રાજ્ય તરફથી શિક્ષા કરવી; અને લોકોની સંમતિ લેવાઇ, કે લીધી એમ ગણાઇ; બીજે વર્ષે એકડાઓમાં મારામારી જાગી, કોઇને કાયદો ફાવ્યો કોઇને નહિ ફાવ્યો, કોઇને દંડ થયો, કેટલાક નીકળી નાઠા; પરિણામે બૂમરાણ થયું, અરજીઓ થઇ, મહારાજાની મુલાકાતો લેવાઇ થયેલો કાયદો ફેરવતાં યુગોના યુગ વહી જાય; કેટલાક કાયદાની તરફેણમાં હતાં, કેટલાક વિરૂદ્ધ હતા; પરિણામ વિનાની કોન્ફરંસો થઇ; અને છેલ્લાં પાંચ વર્ષ થયાં આ કાયદો થતાં આખી ન્યાતનો સુખનો જીવ દુઃખમાં પડયો છે. ન્યાત સુધારવી તો કોરે રહી; પણ પાછી નીરાંત ક્યારે વળશે તે પ્રભુ જાણે.

દેશી રાજ્યો લોકોને સુધારવા મથે તે બહુ સ્તુત્ય છે; પણ સુધારાનો અર્થ લોકોને પૂછવો જોઇએ, રાજાઓએ પોતાના કોષમાંથી ન કહાડવો જોઇએ. આખો હિંદુ સમાજ નવા તત્વો આજે ગ્રહે છે, અને એને પરિણામે હેમાં મ્હોટા ફેરફારોની આશા

રખાય છે. ગમે તે ફેરફારો થાય, પણ તે એટલી ઉતાવળથી નહિ થવા જોઇએ કે એક સમાજ તરીકે, એક સંસ્કૃતિ તરીકે આપણી અસ્મિતા જતી રહે. આજે જોર જુલમથી ફેરફારો દાખલ કરશો, કાલે બધા છે છે એટલું પણ સ્વમાન ખોઇ બેસશે. આપણે નવી રાષ્ટ્રીય પ્રણાલીકાઓ ઉભી કરીયે, આપણા હિન્દુ સંસ્કાર નવા યુગમાં રસવા અને ખીલવવાના સાધનો બનાવીયે ત્યાં સુધી તો હાલની ન્યાતોએ પોતાનું કર્તવ્ય બજાવ્યું છે; અને મ્હોડી વ્હેલી તે ફેરવાઇ જશે; પણ અધીરા થઇ ત્હેને કમોતે મારવામાં ફાયદો શો ? જ્યારે આર્ય સંસ્કૃતિ બીજી સંસ્કૃતિઓ જોડે બેસવા જેટલી પુનર્જીવિત થશે, જ્યારે એક સમાજ તરીકે, એક મહાપ્રજા તરીકે આપણામાં અસ્મિતા પ્રગટશે, ત્યારે ન્યાતો નિર્મૂલ ભલે થાય પણ હાલ ન્યાતો લઇ લેશો. તો આપણી ગરીબ રાંકડી પ્રજા પાસે શું રહેશે ? ફેશનેબલ કલબો, ચહા કાફીની ગંદી દુકાનો ? સ્વચ્છંદ, કે અધમતા ? ન્યાતો સુધારવી હોય તો રસ્તા સરલ છે. શા સારૂ દેશી રાજ્યો તે લેતાં નથી ? જે સંસ્થા મુસલમાનના જુલમે દૃઢ થઇ, અજ્ઞાને કઠણ થઇ, અને જુલમના ધાકે સશકત બની રહી ત્હેને કહાડવા માટે ત્હેનાં મૂલ કારણો ઉચ્છેદવા જોઇએ. લોકોમાં કેળવણી પ્રસારો, સાહિત્યનો પ્રચાર વધારો, ત્હેમનામાં સ્વાતંત્ર્ય બુદ્ધિ ખીલવવા રાજકીય હક આપો, લોકશાસન, અને રાજ્યસત્તા સોંપો— કાલે સંહારે ન્યાતો અદીઠ થતી જશે. જ્યાં રાજ્યસત્તામાં લોકોનો અવાજ નથી, જ્યાં પ્રજાને રાજ્યદ્વારી બાબતમાં વ્યકિત સ્વાતંત્ર્ય નથી ત્યાં ન્યાતો કદી જવાની નથી; અને ન જાય તે જ સારૂં કે સમાજમાં તો લોકશાસન રહે. દિવાની દાઝે માત્ર કોડીયાં ફરડવામાં શો ફાયદો ?

ઘનશ્યામ વ્યાસ.

---

# રશીઆની રાષ્ટ્રીય ચળવળ.

(૨)

કોઇ પણ રાષ્ટ્રીય હીલચાલનું સાચું સ્વરૂપ સમજવાને માટે પ્રથમ તે દેશનું પ્રજાજીવન સમજવાની જરૂર છે. રશીઅન પ્રજા, સાધારણ રીતે, તેના સ્થિતિ સ્વભાવ અનુસાર બે વિભાગમાં વ્હેંચાઇ જાય છે—(૧) ખેડુત વર્ગ તથા તેમાંથી હાલ થોડાક વર્ષો થયાં ઉત્પન્ન થયેલો મજુર વર્ગ અને (૨) શિક્ષિત વર્ગ કે જેમાં સરકારી અમલદારો તથા રાજકીય સુધારકો બન્નેનો સમાવેશ થઇ જાય છે. આમાંથી પ્રથમ વિભાગના ખેડુત વર્ગની આર્થિક સ્થિતિ વિષે જરૂર કેટલીક હકીકત ગયા અંકમાં અપાઇ ગઇ છે, એટલે હવે આપણે તે વર્ગના ગુણ દોષ તરફ વળીશું.

રશીઅન ખેડુતના સ્વભાવ વગેરે વિષે રશીઆમાં મુસાફરી કરનારાઓ તેમજ તે દેશનાજ લેખકોમાં મતભેદ છે, પરંતુ એટલું તો સૌ કોઇ કહે છે કે રશીઅન ખેડુત અત્યંત ભલો, મળતાવડા સ્વભાવનો, અને વિવેકી છે; વ્યવહારમાં તે બુદ્ધિ કરતાં હૃદયથી જ દોરાય છે, અને તેનું હૃદય સરલ અને લાગણીભરેલું છે. વળી એ પણ નિર્વિવાદ છે કે તે મોજીલો અને લ્હેરી છે, અને તેની વાણીમાં તે અમુક પ્રકારની મીઠાસ તથા તેની વાતમાં અસાધારણ રસ બતલાવે છે. છતાં મનુષ્યસ્વભાવની તેની સાદી પણ સાચી સમજ તથા એક પ્રકારની વિનોદી પ્રકૃતિને લીધે તે સાધારણ રીતે ચતુર અને પહોંચેલ ગણાય છે.

રશીઅન ખેડુતના આનંદી સ્વભાવથી ખેંચાઇને રશીઆ વિષે લખનારા પરદેશીઓ પોતાના લખાણોમાં તેના તરફ અસાધારણ મમતા દર્શાવે છે, તેના દોષોને આછા રંગમાં ચીતરે છે, અને વખતે તેમને ગુણોનું રૂપ પણ આપે છે. રશીઅન ખેડુતના બધાં લક્ષણમાં તેની ધાર્મિકતાએ બધા પરદેશીઓનું ધ્યાન ખેંચ્યું છે. રશીઅન ખેડુત અત્યંત શ્રદ્ધાળુ છે. ઇશ્વર, તેની શક્તિ અને તેના ડહાપણમાં તેને અખૂટ વિશ્વાસ છે અને એ વિશ્વાસ, એ શ્રદ્ધાને બળેજ તે અસહ્ય દુઃખો ધીરજ અને સંતોષથી ખમી રહે છે. દુઃખ ખમવાનું જાણે નશીબમાંજ લખ્યું હોય, તેમ તે તેમાંથી છુટવાને પ્રયત્ન સરખો પણ કરતો નથી. અને અનાયાસે કે કોઇની મદદથી છુટે તો સંજોગો કે છુટકારો કરનારને નિમિત્ત માત્ર ગણી તે નશીબ કે ઇશ્વરનોજ આભાર માને છે. ઇશ્વર કે નશીબમાં શ્રદ્ધા એ જો ધર્મની કસોટી હોય તો રશીઅન ખેડુત ખરેખર ધાર્મિક છે, પરંતુ એના ધર્મમાં પુરૂષપ્રયત્નને અવકાશ નથી—બલ્કે એનો ધર્મ એજ એના આળસનું કારણ છે.

આ નશીબવાદ કે આળસના કરતાં પણ રશીઅન ખેડુતનો મોટો દુર્ગુણ તો તેની હઠીલાઇ હતી. વંશ પરંપરાથી ઉતરી આવેલા રીત રીવાજ તથા આચાર વિચાર માટે સ્વાભાવિક રીતે દરેક પ્રજાને અમુક પ્રકારનું માન તો હોય. પણ રશીઅન ખેડુત એ જૂના વિચારોના વાતાવરણમાં એટલો તો સંતુષ્ટ હતો કે તે શિવાય બીજું કાંઇ જાણવા, સમજવાની તેને ઇચ્છાજ નહોતી. જો તેને તેના સાંકડા સાદા જીવન ઉપરાંત કોઈ ચીજ માટે દરકાર હતી તો તે માત્ર સરકાર માટેજ. સરકારને તે સમસ્ત પ્રજાના તથા પોતાનાજ ધર્મના પ્રતિનિધ રૂપ સમજતો, અને સરકારનો આધાર પોતે તથા પ્રજાજનોજ છે એમ તે માનતો. સરકારથી જે કોઇ વિરૂદ્ધ હોય તે તરફ તે સરકાર કરતાં પણ વધારે વિરોધભાવ રાખતો. ટુંકમાં તે કાયદા અને ન્યાય માટે બીલકુલ બેદરકાર હતો. સરકારના હુકમને તાબે થવું એ પોતાની ફરજ સમજતો, અને સરકારને ફાવે તેમ કરવાનો હક્ક છે એમ તે માનતો. ખેડુતની સરકાર તરફની આ અંધભક્તિને લીધે શિક્ષિત સુધારકો તેના તરફ તિરસ્કારની નજરે જોતાં, તેમના મનથી તો તે "મજૂરી કરી, દારૂ પી, કુતરાની માફક પડી રહેનાર કેવળ પશુજ" હતો, અને તેઓ તેને રાષ્ટ્રીય હીલચાલ ઉપર એક જડ બોજા સમાન જ લેખતા.

રાષ્ટ્રીય હીલચાલ તરફની આ બેદરકારી માત્ર ગામડાઓમાં રહેનાર ખેડુતોમાંજ નહિ પણ શહેરાના મજૂર વર્ગમાં પણ સર્વત્ર જણાતી. 'રશીઆ અને સુધારો' નામના રશીઆ વિષેના જાણીતા પુસ્તકના લેખક બર્નાર્ડ પેરીસ લખે છે કે ૧૯૦૪ માં પણ કારખાનામાં કામ કરતાં મજૂર વર્ગને ઉશ્કેરવાના સુધારકોના પ્રયત્નો નિષ્ફળ જતા. તેને તે સંબંધી હકીકત એકઠી કરવામાં મદદ કરનાર એક નિખાલસ હૃદયનો અમલદાર જણાવે છે કે "જ્યારે કોઈ સુધારક કારખાનામાં જાય છે, ત્યારે મજૂરો તેને હસે છે, અને વાતો કરે છે કે 'તે આપણામાંનો નથી,' અને વખતે તેને ધક્કો મારી બહાર પણ કાઢે છે. માણસોને માત્ર કામ કરવાના કલાકો ઓછા થાય અને પ્રમાણમાં પગાર વધારે મળે તે માટે જ કાળજી હોય છે; રાજકીય બાબતોમાં તે કશો પણ ભાગ લેતા નથી."

છતાં આ નિરાશાજનક સ્થિતિ પણ ટુંક વખતમાં બદલાઈ ગઈ, અને ૧૯૦૫માં મી૦ પેરીસને પોતાનેજ ખેડુતોનીજ સુધારાને માટેની એક સભામાં હાજર રહેવાનું મળ્યું. આ સભામાં કેળવણી, ગરીબ તવંગર સર્વેને માટે એકજ કાયદાની સ્થાપના, કરોની વ્યવસ્થામાં સુધારો, જમીનની ન્યાયસર વહેંચણી, છાપા, સભા, ભાષણો વગેરેને માટે છુટ મજુરોને માટે રોજના આઠજ કલાકનું કામ, અને સમસ્ત પ્રજાના મતથી ચુંટાએલી રાષ્ટ્રીય સભા વગેરે માટે પોકાર કરનારા ઠરાવો પસાર થયા હતા. આ સભાના કાર્યની હકીકતને અંતે મી. પેરીસ લખે છે કે "મને પોતાને તો શિક્ષિત વર્ગના શુષ્ક સિધ્ધાંતો કરતાં ખેડુતોના ચતુર વિચારોમાં રાજકીય તુલનાશકિતને માટે વધારે આશાજનક વસ્તુ દેખાય છે; અને હું માનું છું કે કોઈ દિવસે આ ખેડુતો કે જેઓ પોતાની જુની બેદરકારી જલદીથી ખોતા જાય છે, તેઓ રશીઆનું રાજકીય ભવિષ્ય સુરસ્તે દોરવવામાં ઉપયોગી થઇ પડશે."

રશીઆનો શિક્ષિત વર્ગ સંખ્યામાં નાનો પણ રશીઆની પ્રગતિની દૃષ્ટિએ અત્યંત અગત્યનો છે. આ વર્ગ એક પાસથી રશીઅન સરકારને અમલદારો પૂરા પાડે છે, તો બીજી પાસ તે રાજકીય ચળવળને માટે સુધારકો આપે છે. આ વર્ગના શિક્ષણના ધોરણની દૃષ્ટિએ બે વિભાગ પડી જાય છે. પ્રથમ વિભાગ ઉંચી કેળવણી પામેલા, સ્વતંત્ર ધંધાથી ગુજરાન ચલાવતા, વકીલો, ડાકટરો, પ્રોફેસરો, લેખકો, પત્રકારો વગેરેનો બનેલો છે, અને ખરી રીતે તો તેઓ જ માત્ર શિક્ષિત વર્ગના નામને લાયક છે. બીજા વર્ગમાં સાધારણ કે નજીવી કેળવણી પામેલા મધ્યમ સ્થિતિના કે મજુર વર્ગના બધા લોકોનો સમાવેશ થઇ જાય છે, અને તેને રશીઆ વિષે લખનારાઓ અર્ધશિક્ષિત વર્ગની ઉપમા આપે છે. આ વિભાગ પાડવા જરૂરના છે કારણ કે તેથી અર્ધશિક્ષિત વર્ગના દોષોથી રહિત એવા શિક્ષિત વર્ગના ગુણ દોષોની સાચી તુલના કરવાનું બની શકે છે.

રશીઆના શિક્ષિત વર્ગના ગુણદોષોનો વિચાર કરતા પહેલાં એક વાત સમજવાની જરૂર છે અને તે એજ કે એ વર્ગ ગમે તેટલું ઉંચું શિક્ષણ પામેલો હોય છતાં પણ તે રશીઅનોનો જ બનેલો છે, અને તેથી રશીઅન પ્રજાના સ્વભાવિક ગુણ દોષોનો અંશ

તેનામાં પણ હોવો જ જોઇએ. બીજા રશીઅનોથી જો આ શિક્ષિત વર્ગ જુદો હોય તો તે એટલા જ પૂરતો કે તે કેળવણીને લીધે વધારે માહીતગાર, સંસ્કારી અને કર્ત્તવ્ય-પરાયણ બન્યો છે.

આ વર્ગ, અંગ્રેજ લેખકોના મત પ્રમાણે ઉત્તમ કેળવણી પામેલો છે અને સાધારણ અંગ્રેજની સરખામણીમાં તો તેનું જ્ઞાન ઘણું વિશાળ તેમજ ઉંડું છે અને તેમાં કશું અજબ થવા જેવું નથી. સાધારણ રીતે એમ કહેવાય છે કે રશીઅનોની બુદ્ધિ અતિ તીવ્ર હોય છે, તે હરેક બાબત સ્હેલાઇથી-ઝડપથી સમજી શકે છે. તે ચંચળ, ગ્રાહક, અને ગમે તેવા વિષયમાં ઉતરવાની શકિત ધરાવે છે. અને તેથી અનુકૂલ સંજોગોમાં ઉદ્યોગી અને ગંભીર પ્રકૃતિવાળા રશીઅનો પોતાના જ્ઞાનનો વિસ્તાર વધારી શકે એ સ્હેલાઇથી સમજી શકાય એમ છે. પરંતુ તેમનું જ્ઞાન તેમની બુદ્ધિ ઉપરાંત તેમના શિક્ષણક્રમને પણ આભારી છે. બીજા દેશોની સરખામણીમાં રશીઅન શિક્ષણ-ક્રમ સર્વદેશીય અને વિશાળ છે. રશીઅનો માટે ગણિત, અર્થશાસ્ત્ર, રસાયણ આદિ શાસ્ત્રો, યુરોપનો ઇતિહાસ વગેરે આવશ્યક વિષયો છે, અને આ સર્વ વિષયોના અભ્યાસથી તેઓ સંસ્કારી બને એ અત્યંત સ્વભાવિક છે.

વ્યવહારમાં સુશિક્ષિત રશીઅન રશીઅન ખેડુતોની માફક અત્યંત નીખાલસ હૃદયનો માલમ પડે છે. તેનામાં દંભ, ડોળ કે તુમાખીપણાનો છાંટો પણ હોતો નથી. સ્વભાવે તે મીલનસાર, વીનોદી અને વિવેકી હોય છે. વાતો વિનોદ કે વાદ વિવાદનો તે ભારે શોખીન ગણાય છે. શિક્ષિત કુટુંબોમાં રાજદ્વારી કે પછી બીજા કોઇ વિષય સંબંધી થોડી રાત સુધી વાતો તો થતીજ હોય છે. વાતોના રસમાં વખતની કોઇને પણ દરકાર નથી.

રશીઆનો શિક્ષિત વર્ગ અસાધારણ રીતે બુદ્ધિશાળી હોવા છતાં તેની હાલની નામાંકિત વ્યકિતઓ કે તેમની કૃતિઓ યુરોપના બીજા દેશોની ઉત્તમ વ્યકિતઓની બરાબરી કરી શકે એમ નથી. અને તેનું કારણ ઘણે અંશે તેમની રાજકીય પરિસ્થિતિ જ છે. ૧૮૬૦ના સુધારાના સમય પછી સરકારનાં બંધનો, તથા જુલમથી આ વર્ગને જ ઘણું ખમવું પડયું છે, અને રાજ્યક્રાંતિને માટેની હીલચાલ પણ આ વર્ગ-માંથીજ ઉત્પન્ન થઈ છે. રાજ્યક્રાંતિને માટેની હીલચાલથી અલગ રહે તેમને તો માત્ર અમુક પુસ્તકો કે વિચારો સામેના સરકારી બંધનોથી જ નુકશાન થતું પણ એ હીલચાલમાં સીધી કે આડકતરી રીતે ભાગ લેનારને તો જેલજાત્રા વગેરે અનેક વિટંબણાઓ વેઠવી પડતી. અને છતાં આ વર્ગમાંથી સેંકડો માણસોએ આ હીલચાલ ઉપાડી લઇ, જે કાંઇ ખમવું પડે તે ખમ્યું છે. તેમનો આત્મભોગ ધાંધળ કે આડંબરથી રહિત હતો. જેલમાં જવાથી, દેશનિકાલ થવાથી દેશને લાભ થશે એ વિચારથી તેઓ વર્ષોનાં વર્ષો સુધી જેલ કે દેશપાર ખુશીથી જતા. જેલમાં કેદીઓને માટેના નિયમો નહિ જળવાય, તો ભુખમરો વેઠતા—તે નિયમો અમલમાં મૂકાવવાને માટે, જેલમાંથી છુટવા માટે નહિ. ગમે તે થાય પણ તેઓ પોતાનો શાંત પણ દૃઢ નિશ્ચય છોડતા નહિ. જીંદગીમાં જે કોઇ વ્હાલું હોય

તે સર્વે મૂકી દેવાને તેઓ તૈયાર હતા અને છતાં તેમને કીર્તિની અભિલાષા નહોતી. તેઓ અજ્ઞાત રહેવાથી જ સંતુષ્ટ હતા. તેઓ તેમનાં શરીર સરકારને ખુશીથી કચડી નાંખવા આપતા—એ વિચારથી કે દેશની ઉન્નતિનો અને ભવિષ્યની પ્રજાનો માર્ગ સરલ થાય. ખરે! તેઓએ જે ભોગ આપ્યા છે, જે દુઃખો ખમ્યાં છે, જે ભાવથી તે ખમ્યાં છે—તેથી તેઓ આજે જગતમાં વીર સ્ત્રી પુરૂષો તરીકે અમર છે; તેમની રાજકીય પ્રવૃત્તિને લીધે તેઓ ઉતમ પુસ્તકો, કાવ્યો, કે ચિત્રો ઉત્પન્ન કરી શકયા નથી તેથી શું! તેમની કિંમત કોઇ પ્રજાની સ્વતંત્રતા કરતાં વધારે તો નથીજ. આજ જગત આખું સુખ શાંતિ તથા કલાને બાજુએ મૂકી મનુષ્ય જાતિઓની સ્વતંત્રતા માટે લડી રહ્યું છે, અને તેને એ સ્વતંત્રતાના રશીઅન ઉપાસકો સર્વાંશે વંદનીય છે.

રશીઆના શિક્ષિત વર્ગની દેશભકિત તથા સ્વાર્થત્યાગની વૃત્તિ અસાધારણ છે એમ કહ્યા પછી એટલું તો કબૂલ કરવું જોઇએ કે તે વર્ગ વ્યવહારમાં જોઈએ તેટલો ઉપયોગી થઇ શકયો નથી. પરંતુ તે માટે એ વર્ગના નેતાઓ કરતાં એ દેશનું રાજ્યતંત્ર જ વધારે દોષને પાત્ર છે. વર્ષો સુધી એ રાજ્યતંત્રે પોતાની સાંકડી બલ્કે જુલમી રાજ્યનીતિથી ઉદાર અને સ્વતંત્ર વિચારના શિક્ષિત વર્ગને રાજ્યકાર્યથી વિમુખ રાખ્યો હતો, અને રાજ્યકાર્યના વ્યવહારૂ અનુભવથી રહિત એવો શિક્ષિત વર્ગ ૧૯૦૬ માં પહેલી જ વાર ભરાએલી રાષ્ટ્રીય સભા ડુમાનું કાર્ય ચલાવી શકયો નહિ એમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી. છતાં એ વર્ગે પોતાની ખામીઓને માટે બીજાને દોષ દીધો નથી. તે માટે તેણે પોતાની જવાબદારી સ્વીકારી છે, તે પહેલી બે ડુમા નિષ્ફળ જવા માટે એ શિક્ષિત વર્ગમાંથી એની સામે થયેલા ટીકા પરથી જણાઇ આવે છે. ત્યાર પછી આજે દશ વર્ષ થયાં એ વર્ગ પોતાની ખામીઓ દૂર કરવા પ્રયત્ન કરી રહ્યો છે, અને તે પ્રયત્ન ઘણે અંશે સફળ નીવડયો છે, એમ આ વર્ષના રશીઅન બળવાની હકીકત ઉપરથી જણાય છે.

રશીઆનો અર્ધશિક્ષિત વર્ગ, મધ્યમ સ્થિતિના કેળવણી પામેલા કારકુનો તથા હલકા પગારના નોકરીઆત વર્ગ, નીચલા ધોરણના વિદ્યાર્થીઓ તથા આજે કેટલેક અંશે લખતાં વાંચતા શીખેલા મજુર અને ખેડુતોનો બનેલો છે. આ વર્ગના વિચારો સાધારણ રીતે અસ્તવ્યસ્ત અને તેમની ચાલ ઉદ્ધત લાગે એવી હોય છે. પશ્ચિમ યુરોપના પ્રસિદ્ધ લેખકોના ગંભીર અને ઉંડા વિચારો તથા સિદ્ધાંતો પૂરેપુરા સમજ્યા વગર, અહિં તહીંથી તે પકડી લઈ, તેઓ તેને નામે નવો મત ઉભો કરી ઝુંડો ઉઠાવે છે, અને પોતાના તે સ્વતંત્ર, હીમ્મતભર્યા અને પ્રગતિકારક વિચારો માટે મગરૂર થાય છે. વ્યવહારમાં પોતે નાસ્તિક છે, સ્વતંત્ર વિચારના છે, એમ જણાવે છે. નાસ્તિકતા તે કપડાં લત્તાંની માફક એક ભૂષણ છે, તે વગર કેળવાયલા માણસને ચાલેજ નહિ, એવો તેમનો મત છે. માણસ નાસ્તિક નહિ તે કેળવાએલો પણ નહિ એમ તેઓ માને છે. તેમની સામાજિક અને રાજકીય ભાવના તે સોશીયલીઝમ અને અરાજકતા (anarchism) જ છે. જો કોઇ માણસ સોશીઅલીસ્ટ કે અરાજક વૃત્તિનો ન હોય તો તે જરૂર સરકારની કાળી

ટોળીનો જ હોવો જોઇએ એમ તેઓ ધારે છે. એકંદરે તેમના વિચારો ઢંગધડા વગરના અને અવ્યવસ્થિત હોય છે પરંતુ એમાં કશું નવાઇ જેવું નથી. નવીન અને પ્રબળ વિચારોના સંસર્ગમાં આવનાર લગભગ દરેક સાધારણ માણસ એ કફોડી સ્થિતિમાં આવી પડે છે, અને તેમાંથી ઉંડા અભ્યાસ કે સુશિક્ષિત વર્ગના સમાગમ વગર ભાગ્યેજ બહાર નિકળી શકે છે. પરંતુ રશીઆના અર્ધશિક્ષિત વર્ગને કમનશીબે તેને વધારે અભ્યાસની અનુકૂળતા હોતી નથી, અને સાધારણ રીતે તે સુશિક્ષિત વર્ગના સમાગમમાં આવતો નથી એટલે જીંદગીપર્યંત તે આ શોકજનક સ્થિતિમાંજ પડી રહે છે. રશીઆના શિક્ષિત વર્ગ સામેની ઘણી ટીકા આજ પ્રકારના દોષોને લીધેજ છે.

રશીઆના શિક્ષિત વર્ગ વીષેનું આ પ્રકરણ બંધ કરતા પહેલાં રશીઆના અધિકારી વર્ગ માટે બે શબ્દો કહેવાની જરૂર છે. અમે ઉપર જણાવી ગયા તેમ રશીઆનો શિક્ષિત વર્ગ રાષ્ટ્રીય હીલચાલની સાથે રશીઅન સરકારને પણ માણસો પૂરા પાડે છે. શિક્ષિત વર્ગની સ્વાભાવિક ભાવનાઓ સરકારની રાજનીતિથી તદ્દન વિરૂદ્ધ છે અને ઉદાર વૃત્તિવાળા સ્ત્રી પુરૂષો સરકારી નોકરીથી દૂર જ રહે છે; પરંતુ બધા વિદ્યાર્થીઓની ભાવના દૃઢ હોતી નથી અને તેથી આર્થિક સંજોગોના દબાણથી ઘણા મધ્યમ સ્થિતિના કે ગરીબ વિદ્યાર્થીઓને આજીવિકા માટે સરકારી નોકરી સ્વીકારવી પડે છે. વળી એક વાર એ નોકરીમાં પડયા પછી ટુંક વખતમાં દેશભક્ત વિદ્યાર્થી અત્યંત તાબેદાર અને સ્વાર્થી અમલદારમાં બદલાઇ જાય છે. આ ફેરફાર કેટલેક અંશે સ્વાભાવિક છે. સરકારી નોકરીમાં દાખલ થનારની ચઢતી લાગવગ અને ખુશામતી ઉપર આધાર રાખે છે, અને સુધારકોથી છુટો પડી ગયેલો તથા પોતાની સ્થિતિ સુધારવાને ઉત્સુક વિદ્યાર્થી–અમલદાર તે જ માર્ગ લે છે. રશીઆમાં એક કહેવત છે કે "રશીઆમાં જન્મે તો ગુલામ જ જન્મજે, બહાદુર નહિં."

હાલના સમયમાં પ્રજાના તેની આર્થિક વગેરે સ્થિતિ અનુસાર ત્રણ વિભાગ થાય છેઃ—(૧) ખેડુત અને મજૂર વર્ગ (૨) મધ્યમ વર્ગ કે જેમાં વેપારીઓ વગેરેનો સમાવેશ થઇ જાય છે અને (૩) અમીર ઉમરાવો. આમાંથી રાજસત્તાની દૃષ્ટિએ અમીર ઉમરાવોનો વર્ગ અત્યંત મહત્વનો છે છતાં આપણે રશીઅન પ્રજા વિષે ચર્ચા ચલાવતાં તે વર્ગ વિષે કાંઇ પણ કહ્યું નથી. અને તેનું કારણ એટલું જ છે કે રશીઆમાં બીજા દેશોની માફક એવો વંશપરંપરાથી ઉતરી આવેલા સત્તાધારીઓનો વર્ગ છે જ નહિ. આનો અર્થ એમ નથી કે રશીઆમાં પુરાણા અને નામાંકિત કુટુંબોના વંશજો નથી, પરંતુ તેમની સંખ્યા અને સત્તા પ્રમાણમાં અત્યંત નજીવી છે.

રશીઆમાં ઉમરાવને માટે વપરાતો શબ્દ 'ડ્વોરીઆનીન' નો અર્થ દરબારને લગતો માણસ—દરબારી એટલો જ છે. રશીઅન ઉમરાવ તે વસ્તુતઃ દરબારનો નોકર જ છે. માત્ર તે સરકારની સેવા બજાવે છે તેના બદલામાં તેને વંશપરંપરાની પદવી

ઉપર હક્ક છે. સરકારી અમલદાર તરીકે બીજી નોકરીમાં 'શીન' નામથી ઓળખાતી પદવીએ તે પહોંચતાંજ ઉમરાવપદ પામે છે. અને સરકારી નોકરીના દ્વાર સર્વેને માટે ખુલ્લાં જ છે, એટલે એ ઉમરાવ પદમાં કશી મહત્તા રહી નથી. રશીઆમાં આવા ઉમરાવોની સંખ્યા લગભગ ૬ લાખ જેટલી છે.

આ ઉમરાવ વર્ગ મોટે ભાગે સરકારી અમલદારોનો બનેલો છે અને સરકારી નોકરોના ગુણદોષો વિષે ઉપર વિવેચન થયેલું છે એટલે ઉમરાવો સંબંધી ખાસ કશું જાણવાનું નથી.

શંકરલાલ જી. બેંકર.

---

# કાન્ત અને કાન્તા.*

## નાટકનાં પાત્રો.

જયન્ત. એક રાજા.
જયદેવી. કાન્ત ને સુમન્ત ઉભયની માતા.
કાન્ત. } જયન્તના પૌત્રો.
સુમન્ત. }
કાન્તા.
કુંજ. સુમન્તનો બાલપુત્ર (પ્રથમ લગ્નથી.)
વૈદ્ય.
દરવાન, નોકરો, ભિક્ષુકો વિગેરે.

## અંક પ્હેલો.

(દ્રશ્ય પ્હેલું-કિલ્લાનો દરવાજો)

દાસીઓ— (અંદરથી) દરવાજો ઉઘાડો ! દરવાજો ઉઘાડો !

દરવાન—(અંદરથી) કોણ છે ? ત્હમે શા માટે આવીને મ્હને જગાડો છો ? ન્હાને દરવાજે થઈને બ્હાર જાઓ; જોઇએ તેટલા છે !...

દાસી—(અંદરથી) અમે દેહલી, દરવાજો અને પગથીયાં સાફ કરવા આવ્યાં છીએ; ઉઘાડો, ત્યારે ! ઉઘાડો !

બીજી દાસી—(અંદરથી) મ્હોટા બનાવો બનવાના છે !

ત્રીજી દાસી—(અંદરથી) મ્હોટા ઉત્સવો થવાના છે ! એકદમ ઉઘાડો !...

દાસીઓ—ઉઘાડો ! ઉઘાડો !

દરવાન—ઉભાં રહો ! ઉભાં રહો ! મ્હારાથી એ ઉઘડી શકશે કે કેમ તે તો કોણ જાણે;...એ કદી પણ ઉઘાડવામાં આવતો નથી...અજવાળું થાય ત્યાં સુધી રાહ જુઓ....

---

* બેલ્જીયમના પ્રખ્યાત લેખક મૉરિસ મેટરલિંકકૃત " Pellas and Melisande " નામક નાટકનું ભાષાન્તર.

**પ્હેલી દાસી**—બ્હાર તો જાણે એટલું અજવાળું છે; ફાટમાંથી હું સૂર્યનું અજવાળું દેખું છું....

**દરવાન**—આ રહી મોટી કુંચીઓ...અરે ! અરેરે ! આગળો અને તાળાં કેટલાંક સંઘટ્ટ થઇ ગયાં છે ! મને મદદ કરો ! મ્હને મદદ કરો !...

**દાસીઓ**—અમે ખેંચીએ છીએ; અમે ખેંચીએ છીએ....

**બીજી દાસી**—એ નહીં ઉઘડે. ...

**પ્હેલી દાસી**—અહા ! અહા ! એ ઉઘડે છે ! એ ધીમેથી ઉઘડે છે !

**દરવાન**—કેટલો અવાજ કરે છે ! કેટલો અવાજ કરે છે ! એ દરેકને ઉઠાડશે...

**બીજી દાસી**—(દેહલી આગળ દેખાઇ) અહા, બ્હાર તો ક્યારનું યે કેટલું બધું અજવાળું છે !

**પ્હેલી દાસી**—સાગર ઉપર સૂર્યનો ઉદય થાય છે !

**દરવાન**—ઉઘડયો...દરવાજો પૂરેપૂરો ઉઘડયો !...

(બધી દાસીઓ દેહલી આગળ દેખાઇ તે પરથી પસાર થાય છે.)

**પ્હેલી દાસી**—હું તો પ્હેલાં દેહલી સાફ કરીશ....

**બીજી દાસી**—આ બધું આપણાથી કદી સાફ નહીં થઇ શકે.

**અન્ય દાસીઓ**—પાણી લઇ આવો ! પાણી લઇ આવો !

**દરવાન**—હા, હા; પાણી રેડો; પાણી રેડો; પૂરનું બધું પાણી રેડી દો ! ત્હમને એનો અન્ત જ નહીં જણાય......

દૃશ્ય બીજું—જંગલ એક ઝરણાની બાજુમાં કાન્તા જાણાય છે.

આવે છે.

**સુમન્ત**—આ જંગલમાંથી હું ફરીથી બ્હાર કદી પણ નહીં નીકળી શકું.—પેલા જંગલીએ મ્હને ક્યાં આણ્યો છે એ તો પ્રભુ જાણે. અને છતાં મ્હને એમ જ હતું કે એ મર્યો ત્યાં સુધી મ્હેં એને ઘાયલ કર્યો; અને આ રહ્યા લોહીના ડાઘા. પરંતુ હવે તો એ મ્હારી નજર બ્હાર ગયો છે; મ્હને લાગે છે હું પોતે જ ભૂલો પડયો છું—મ્હારા કુતરાઓ મ્હને ખોળી કાઢી શકતા નથી—હું પાછો ફરીશ—કોઇને રોતું સાંભળું છું......અરે ! અરે ! બ્હાણે પાણીની બાજુએ શું છે?......પાણીની બાજુમાં રોતી એક ન્હાની બાળા? (એ ખોંખારો ખાય છે.)—એ સાંભળતી નથી. મ્હારાથી એનું મ્હોં નથી દેખાતું. (એ પાસે જાય છે અને કાન્તાના ખભાને અડકે છે.) તું કેમ રૂએ છે? (કાન્તા ધ્રૂજે છે, ચમકે છે, અને ન્હાસવા જાય છે)—તું ગભરાઇશ નહીં. ત્હારે કંઇ ગભરાવાનું કારણ નથી. તું અહીં એકલી કેમ રૂએ છે?

**કાન્તા**—મ્હને અડકશો નહીં ! મ્હને અડકશો નહીં !

**સુમન્ત**—ગભરાઇશ નહીં......હું ત્હને કંઇ નહીં કરૂં...અહા, તું તો રમણીય છે !

**કાન્તા**—મ્હને અડકશો નહીં ! મ્હને અડકશો નહીં ! નહીં તો પાણીમાં પડતું મૂકીશ !......

સુમન્ત—હું ત્હને નહીં અડકું......જો, હું અહીં ઝાડને અઢેલીને ઉભો રહીશ. ગભરાઇશ નહીં. કોઇએ ત્હને ઇજા કરી છે શું?

કાન્તા—અરે! હા! હા! હા!......(એ ખૂબ ડુસકાં ખાય છે.)

સુન્મત—ત્હને કોણે ઇજા કરી છે?

કાન્તા—દરેક જણે! દરેક જણે!

સુમન્ત—એઓએ ત્હને શું કર્યું છે?

કાન્તા—હું નહીં કહું! મ્હારાથી નહીં કહી શકાય!......

સુમન્ત—ચાલ, આમ રડ નહીં. તું ક્યાંથી આવે છે?

કાન્તા—હું ન્હાસી છૂટી છું!.... .ન્હાસી છૂટી.....ન્હાસી છૂટી......

સુમન્ત—વારૂ; પણ તું ક્યાંથી ન્હાસી છૂટી છે?

કાન્તા—હું ભૂલી પડી છું!......ભૂલી પડી છું!......અરેરે! અરેરે! અહીં ભૂલી પડી છું......હું અહીંની નથી......હું અહીં જન્મી નહતી......

સુમન્ત—તું ક્યાંથી આવે છે? તું ક્યાં જન્મી હતી?

કાન્તા—અહા! અહા! અહીંથી ઘણે દૂર!......ઘણે દૂર... . ઘણે દૂર......

સુમન્ત—પાણીને તળીયે પેલું આટલું બધું શું ચળકે છે?

કાન્તા—ક્યાં?—અહા! એ તો મ્હને આપેલો મુગટ છે. હું રોતી હતી એવામાં એ પડી ગયો......

સુમન્ત—મુગટ?—કોણે ત્હને મુગટ આપ્યો?—હું એ લેવા પ્રયત્ન કરી જોઉં...

કાન્તા—ના, ના; મ્હારે હવે એ જરા યે નથી જોઇતો! મ્હારે હવે એ જરા યે નથી જોઇતો!...મ્હને તો મરી જાઉં એમ થાય છે...એકદમ મરી જાઉં......

સુમન્ત—હું એ સ્હેલાઇથી ખેંચી કાઢી શકીશ. પાણી બહુ ઉંડું નથી.

કાન્તા—મ્હારે હવે એ જરા યે નથી જોઇતો! ત્હમે જો એને બ્હાર કાઢશો તો, હું એને ઠેકાણે અંદર ઝુકાવીશ!......

સુમન્ત—ના, ના; હું એને ત્યાંજ રહેવા દઇશ. છતાં યે, એને સ્હેલાઇથી પ્હોંચી શકાય એમ છે. એ બહુ સુંદર દેખાય છે—ત્હને ન્હાસી છૂટયાને ઘણો વખત થયો?

કાન્તા—હા, હા!......ત્હમે કોણ છો?

સુમન્ત—હું કુમાર સુમન્ત. વૃદ્ધ રાજા જયન્તનો પૌત્ર છું......

કાન્તા—અરે, ત્હમને તો ધોળાં પણ આવી ગયાં છે......

સુમન્ત—હા. અહીં લમણા આગળ કેટલાએક......

કાન્તા—અને ત્હમારી દાઢીને પણ......ત્હમે આમ મ્હારી સ્હામુ કેમ જુઓ છો?

સુમન્ત—હું ત્હારી આંખ સ્હામું જોઉં છું—તું ત્હારી આંખ કદી પણ બંધ કરતી નથી?

કાન્તા—અરે હા; રાત્રે હું બંધ કરૂં છું......

સુમન્ત—તું આમ અચંબો પામી હોય એમ કેમ જુએ છે ?

કાન્તા—ત્હમે રાક્ષસ છો ?

સુમન્ત—હું તો અન્ય જેવો માણસ છું......

કાન્તા—ત્હમે અહીં કેમ આવ્યા છો ?

સુમન્ત—મ્હને પોતાને ખબર નથી. હું જંગલમાં શિકાર કરતો હતો. હું એક જંગલી ડુક્કરની પાછળ પડયો હતો. હું રસ્તો ભૂલી ગયો—તું બહુ ન્હાની લાગે છે. ત્હને કેટલાં વરસ થયાં ?

કાન્તા—હું ટાઢી થઈ જવા આવી છું......

સુમન્ત—તું મ્હારી સાથે આવીશ ?

કાન્તા—ના, ના; હું તો અહીં જ રહીશ......

સુમન્ત—ત્હારાથી અહીં એકલાં ન રહી શકાય. ત્હારાથી અહીં આખી રાત ન રહી શકાય......ત્હારૂં નામ શું ?

કાન્તા—કાન્તા.

સુમન્ત—ત્હારાથી અહીં ન રહી શકાય, કાન્તા. મ્હારી સાથે ચાલ......

કાન્તા—હું અહીં રહીશ......

સુમન્ત—એકલાં, ત્હને બ્હીક લાગશે. અહીં શું હશે તે આપણે જાણતા નથી...... આખી રાત......એકલી અટુલી......એ તો બને જ નહીં. કાન્તા ચાલ, લાવ ત્હારો હાથ......

કાન્તા—અરે, મ્હને અડકશો નહીં !......

સુમન્ત—ચીસ પાડીશ નહીં......હું ત્હને ફરી નહીં અડકું. પરંતુ મ્હારી સાથે ચાલ. રાત્રી અત્યંત અંધારી અને ઠંડી રહેશે. મ્હારી સાથે ચાલ......

કાન્તા—ત્હમે કયાં જાઓ છો ?......

સુમંત—કોણ જાણે......હું પણ ભૂલો પડયો છું......

( જાય છે. )

દૃશ્ય ત્રીજું—કિલ્લામાંનો એક ખંડ. જયન્ત ને જયદેવી જણાય છે.

**જયદેવી**:—એ પોતાના ભાઈ કાન્તને લખે છે તે આ રહ્યું: “ જે જંગલમાં હું ભૂલો પડયો હતો ત્યાંના એક ઝરણ પાસે એક સાંઝે મ્હને એ રોતી રોતી જડી આવી. મ્હને એની ઉમ્મરની ખબર નથી તેમજ એ કોણ છે, કયાંથી આવે છે તે પણ હું જાણતો નથી, અને મ્હને એને પૂછવાની હિંમત નથી. કારણ કે એને ભયંકર બીતિ લાગી હોવી જોઇએ; અને એને શું થયું છે એમ જ્યારે એને પૂછીએ છીએ, ’ત્યારે એક બાળકની માફક એ એકદમ રડવા મંડી પડે છે અને એવાં જોરથી ડુસકા ખાય છે કે આપણને બ્હીક લાગે. ઝરણ આગળ એ મ્હને મળી તે અરસામાં એના માથા પરથી સોનાનો એક મુગટ સરી જઇ પાણીને તળીયે જઇ બેઠો હતો. તે ઉપરાંત, એણે એક રાજકુંવરીનાં કપડાં પ્હેર્યાં હતાં, જો કે કાંટાથી એનાં કપડાં ફાટી ગયાં હતાં. હું એને

પરણ્યો ત્હેને આજે છ મહિના થયા, છતાં જે દિવસે અમારો મેળાપ થયો તે દિવસે જેટલું એની બાબત મ્હને જ્ઞાન હતું તેથી વધુ અત્યારે નથી. તે દરમ્યાન વ્હાલા કાન્ત, તું, કે જેને હું ભાઈ કરતાં પણ વધારે ચાહું છું—જો કે આપણે એકજ પિતાના પુત્રો નથી તો પણ—મ્હારા પ્રત્યાગમન માટે તૈયાર રહેજે......મ્હારી ખાત્રી છે કે મ્હારી માતા મ્હને માફ કરશે, પરંતુ હું આપણા પૂજ્ય પિતામહ રાજાથી બ્હીઉં છું, હું જયન્તથી બ્હીઉં છું—એ માયાળુ છે છતાં—કારણ કે આ વિચિત્ર લગ્નથી રાજ્યની એમની યોજનાઓ નષ્ટ થઇ છે, અને મ્હને બ્હીક રહે છે કે એમના જેવા પ્રજ્ઞ પુરૂષની આંખે કાન્તાનું સૌંદર્ય પણ મ્હારી ભૂલની માફી આપવા બસ નહીં થાય. છતાં પણ જેમ પોતાની પુત્રીને એ આવકાર આપે એવો આવકાર એને આપવા જો એઓ કબૂલે, તો આ કાગળ મળે ત્હેની ત્રીજી રાતે સાગર ઉપર થઈને દેખાતી કિલ્લાની ટોચ ઉપર દીવો સળગાવજે. અમારા વહાણની બાજુ પરથી હું એ જોઈશ; નહીં તો હું ફરીથી આઘે આઘે ચાલ્યો જઇશ અને ફરી કદી પાછો નહીં ફરૂં......" ત્હમારો એ બાબતમાં શું અભિપ્રાય છે ?

**જયંત**—કંઇ જ નહીં, એણે કદાચ જે કર્યું હોત તેજ એણે કર્યું છે. હું બહુ વૃદ્ધ છું અને તે છતાં એક પળવાર પણ મ્હેં મ્હારા પોતાનામાં દ્રષ્ટિ કરી નથી—કરી નથી; બીજાઓ જે કરે તે બાબત નિવેડો આણવો એની તું કેમ આશા રાખી શકે ? હું મૃત્યુથી દૂર નથી, અને મ્હારી પોતાની બાબત નિવેડો આણવામાં હું ફાવી શકતો નથી.........માણસ પોતાની આંખ બંધ કરતો નથી ત્યારે હમેશાં ભૂલ કરે છે. આપણને એ વિચિત્ર પણ લાગે; પણ એટલુંજ. લગ્ન કરવા જેટલી એની ઉમ્મર થઇ છે, અને એ એક બાળકની માફક કોઇ ઝરણુ આગળથી જડી આવેલી ન્હાની બાળા સાથે લગ્ન કરે છે.........આપણને તો એ વિચિત્ર લાગે, કારણ કે વિપરીત દૈવત સિવાય આપણે બીજું કશું કદી જોતા નથી......આપણું પોતાનું પણ વિપરીત...... અત્યાર સુધી એણે હમેશાં મ્હારી શિખામણ માન્ય રાખી છે; કુમારી ઉર્વશીના હાથની માંગણી કરવા એને મોકલી સુખી કરવા મ્હેં વિચાર રાખ્યો હતો.........એનાથી એકલા રહી શકાયું નહીં, એની પત્નીના મૃત્યુ પછી એકલો રહેવાથી એ શોકમગ્ન રહે છે; અને એ લગ્નથી લાંબા વિરહોનો અને પુરાણા ધિક્કારનો અંત આવ્યો હોત...... એને એ ન ગમ્યું. એને જેમ ફાવે તેમ કરવા દ્યો; મ્હેં કદી પણ દૈવને વિલોમ કર્યું નથી; એના ભવિષ્ય વિષે મ્હારા કરતાં એ વધારે સારી રીતે જાણે છે. દુનિયામાં કદાચ કોઇ પણ નકામા બનાવો બનતા નથી.........

**જયદેવી**—એ હંમેશાં બહુ ગંભીર અને બહુ દૃઢ રહ્યા છે......જો કાન્તની બાબત હોત તો હું સ્હમજી શકત......પરંતુ એ......આટલી ઉમ્મરે......અહીં કોની એ ઓળખાણ કરાવવાનો છે ?—રસ્તેથી મળી આવેલા કોઈ અજ્ઞાતનું......એની પત્નીના મૃત્યુ પછી, એના ન્હાના પુત્ર, બાલચન્દ્ર સિવાય અન્ય કોઇને માટે એ જીવ્યો નથી, અને જો એ ફરીથી લગ્ન કરવા તૈયાર થયો હોય, તો ત્હેનું કારણ માત્ર એજ કે ત્હમારી

એવી ઈચ્છા છે......અને હવે......જંગલમાંની એક ન્હાની બાળા......એ બધું ભૂલી ગયો છે......આપણે શું કરીશું?......

(કાન્ત આવે છે.)

**જયન્ત**—એ કોણ અંદર આવે છે?

**જયદેવી**—એ તો કાન્ત છે. એ રોયો છે.

**જયન્ત**—કોણ તું, કાન્ત?—જરા વધારે પાસે આવ, કે ત્હને અજવાળામાં જોઈ શકું......

**કાન્ત**—પિતામહ, મ્હારા ભાઈના જેવો જ એ જ વખતે મ્હને બીજો કાગળ મળ્યો; એ કાગળ મ્હારા મિત્ર ધીમન્ત તરફથી આવ્યો છે......એ મૃત્યુ પામવાની તૈયારીમાં છે અને મ્હને બોલાવે છે. મૃત્યુ પામ્યા પ્હેલાં એને મ્હને મળવાની ઇચ્છા થઈ છે......

**જયન્ત**—ત્હારા ભાઈના આવ્યા પ્હેલાં તું જઇશ?—કદાચ ત્હારો મિત્ર ધારે છે તે કરતાં ઓછો માંદો હશે......

**કાન્ત**—એનો કાગળ એટલો શોકભર્યો છે કે એમાંથી મૃત્યુનો અર્થ સ્હેજ થઇ શકે એમ છે......એ કહે છે કે કયે દિવસે એ મૃત્યુ પામવાનો છે તે પણ એ જાણે છે......એ કહે છે મ્હારી મરજી હોય તો હું વખતસર જઇ પ્હોચું એમ છું, પણ હવે વધારે વખત ગાળવા જેવો નથી. મુસાફરી બહુ લાંબી છે, અને જો સુમન્તના આવવાની હું વાટ જોઉં તો કદાચ બહુ મોડું થઇ જશે......

**જયન્ત**—છતાં ત્હારે થોડો વખત રોકાવું પડશે......એના આવવાથી અમારા નશીબમાં શું હશે ને શું નહીં ત્હેની અમને ખબર નથી. અને તે ઉપરાંત, ઉપર ત્હારા પિતાજી ત્હારા મિત્ર કરતાં વધારે માંદા નથી શું?......પિતા અને મિત્ર એ ઉભયમાંથી કોને પસંદ કરીશ? (જાય છે.)

**જયદેવી**—આજ સ્હાંજથી પેલો દીવો સળગતો રાખવાનું ધ્યાનમાં રાખજે, કાન્ત...

(ઉભય જાય છે.)

દશ્ય ચોથુ—કિલ્લા આગળ જયદેવી અને કાન્તા આવે છે.

**કાન્તા**—બગીચામાં તો બધું ઉદાસી છે. અને શાં જંગલ, શાં જંગલ આ મહેલોની આજુબાજુ બધે!......

**જયદેવી**—હા; હું અહીં આવી ત્યારે મ્હને પણ અચંબો લાગ્યો હતો; એથી દરેક જણ અચંબો પામે છે. કેટલીએક જગ્યા એવી છે કે ત્યાંથી તો સૂર્ય પણ દેખાય નહીં. પરંતુ માણસ બહુ ત્વરાથી પરિચિત થઇ જાય છે......ઘણા વખતથી, ઘણા વખતથી......આજે લગભગ ચાલીશ વર્ષથી હું અહીં રહું છું......બીજી બાજુ જો, ત્હને સાગરનું અજવાળું દેખાશે......

**કાન્તા**—આપણી નીચે હું કંઇ અવાજ સાંભળું છું......

**જયદેવી**—હા; કોઇ આપણી તરફ આવતું જણાય છે......અહા! એ તો કાન્ત છે......ત્હારી બહુ બહુ વાટ જોવાથી હજી પણ એ થાકી ગયેલો જણાય છે......

**કાન્તા**—એણે આપણને જોયાં નથી.

**જયદેવી**—મ્હને લાગે છે એણે આપણને જોયાં છે, પરંતુ એણે શું કરવું ત્હેની એને સૂઝ પડતી નથી.....કાન્ત, કાન્ત, કોણ તું છે?.........

(કાન્ત આવે છે.)

**કાન્ત**—હા!......હું સાગર તરફ આવતો હતો.......

**જયદેવી**—અમે પણ ત્યાં જ જતાં હતાં; અમે અજવાળું ખોળતાં હતાં. અન્ય સ્થળ કરતાં અહીં અજવાળું સ્હેજ વધારે છે; અને છતાં સાગર શોકમગ્ન છે.

**કાન્ત**—આજે રાત્રે તોફાન થવાનું છે. કેટલાક વખતથી દર રાત્રે એક તોફાન થાય છે, અને છતાં અત્યારે તો બધું બહુ શાંત છે......જો કોઇ ભોગજોગે નૌકારોહણ કરે તો કદી પાછો આવે જ નહીં.

**કાન્તા**—બારામાંથી કંઇ જાય છે.......

**કાન્ત**—એ તો કોઇ મ્હોટું વહાણ હશે......દીવાઓ બહુ ઉંચે છે, હમણાં થોડી વારમાં આપણને એ દેખાશે—જ્યારે અજવાળામાં આવશે ત્યારે......

**જયદેવી**—મ્હને નથી લાગતું કે આપણે એ જોઇ શકીએ......સાગર ઉપર હજુ ઝાકળ રહ્યું છે.........

**કાન્ત**—ઝાકળ ધીમે ધીમે અદૃશ્ય થતું જણાય છે.........

**કાન્તા**—હા, મ્હેં ન્હાતો જોયો તે ન્હાનો દીવો, હવે મ્હણે મ્હારાથી દેખાય છે......

**કાન્ત**—એ તો દીવાદાંડી છે; હજી આપણે જોઇ નથી શકતાં એવા બીજા દીવા હજી છે.

**કાન્તા**—પેલું વહાણ અજવાળામાં આવ્યું.......એ તો ક્યારનુંએ આઘું ચાલ્યું ગયું.......

**કાન્ત**—એ પરદેશી વહાણ છે. આપણા વહાણ કરતાં એ મ્હોટું લાગે છે......

**કાન્તા**—એ તો જે વહાણમાં હું અહીં આવી તે જ!......

**કાન્ત**—એ પૂર જોરમાં ચાલ્યું જાય છે......

**કાન્તા**—એ તો જે વહાણમાં હું આહીં આવી તે જ. એને સ્હડ મ્હોટા છે...... એના સ્હડથી મ્હેં એને ઓળખ્યું.

**કાન્ત**—આજે રાત્રે દરિયો તોફાની થશે.

**કાન્તા**—આજે રાત્રે એ કેમ ચાલ્યું જતું હશે?......ભાગ્યે જ આપણાથી હવે એ દેખાય છે......કદાચ એ નષ્ટ થશે......

**કાન્ત**—રાત્રિ બહુ વ્હેલી વ્હેલી પડે છે......

(સ્હેજ શાંતિ)

જયદેવી—કોઈ વધારે બોલતું નથી હવે ?......ત્હમારે એક બીજાને કાંઇ વધારે કહી લેવું નથી ?......અંદર જવાનો વખત થયો છે. કાન્ત, કાન્તાને રસ્તો બતાવ, મ્હારે થોડો વખત બાલચન્દ્રને મળવા જવું જોઇએ.

(જાય છે.)

કાન્ત—સાગર ઉપર હવે કાંઇપણ દૃષ્ટિએ પડતું નથી......

કાન્તા—હું વધારે દીવાઓ દેખું છું

કાન્ત—એ તો બીજી દીવાદાંડીઓ છે......તું દરિઓ સાંભળે છે ?......એ તો પવન છૂટયો છે......ચાલ, આ રસ્તેથી આપણે જઈએ. ત્હારો હાથ મ્હને આપીશ ?

કાન્તા—જુઓ, જુઓ, મ્હારા હાથ ભરેલા છે......

કાન્ત—હું ત્હને કાંડેથી પકડીશ; રસ્તો સીધો નીચો છે, અને પેલી તરફ બહુ અંધારો છે......કદાચ આવતી કાલે હું જતો રહીશ......

કાન્તા—અરેરે !......ત્હમે શા માટે જતા રહોછો ? (જાય છે.)

(અપૂર્ણ.)

ભરત.

---

# સ્વ. રણજિતરામ વાવાભાઈ મહેતા.

"નવજીવન" ના વાંચકોને ગયો અંક વાંચતાં ચોકસ એમ થયું હશે કે હવે પછીના નવા અંકમાં રણજિતરામના હાથે લખાયેલા લેખો વાંચવાનો લાભ ઝટ મળે તો ઠીક. કોઇ વાંચકને સ્વપ્ને પણ ખ્યાલ હોઇ શકે નહિ કે નવા અંકમાં તો "રણજીતરામ" શબ્દની આગળ "સ્વર્ગસ્થ" વિશેષણ લગાડવાનો અસહ્ય અને દોયલો પ્રસંગ પ્રાપ્ત થશે. રણજિતરામ ગયા—ઓચિંતા ગયા—કેટલીક વણમ્હોરી ઉમદા મુરાદોનો ખજાનો લઇને ગયા—ઘણાને રડતા મૂકી ગયા—ઘણાને સુકાનહિન કરતા ગયા—ઘણાની આશાના ઇંડુપર અહણ મૂકતા ગયા—ઘણાના હૃદયમાં સાત્વિક શોકની ઉર્મીઓનું તોફાન મચાવતા ગયા—માતા ગુજરાતને જરા પણ ચેતવણી આપ્યા વિના માતા ગુજરાતનું કારભારૂં પડતું મૂકી રણજિતરામ ગયા.

રણજિતરામનો જન્મ એવી ભૂમિમાં થયેલો કે તેના નશીબમાં યુદ્ધના રણ જિતવાનું સર્જાયુંજ નહોતું, તોપણ તેના નામની સાર્થકતા અન્ય પ્રકારના રણક્ષેત્રમાં વિજય મેળવી તેમણે સિદ્ધ કરી જ હતી. એ રણની વાતો રૂટરના તારદ્વારા છાપામાં છપાય તેવી નહોતી તેથી સામાન્ય ચક્ષુના પથમાં તે કદાચ આવી ન હોય. પણ રણજિતરામે અનેક રણો જિત્યાં હતાં તે તો ચોકસ. રણજિતરામ ગુજરાતનું રત્ન હતું.

છેવટના કેટલાક સમયથી ઘણાની જીભે બોલાવા લાગ્યું કે રણજિતરામ ગુજરાતનું ઢાંકયું રત્ન છે. એ સ્વરની એકત્ર અસર એટલી તો થવા પામી કે મેઘની ગર્જના જેવી બરાડો પાડતા રત્નાકરને કાને પણ એ અવાજ પહોંચ્યો અને અનેક કીમતી રત્નોનો સંગ્રહ પોતા પાસે હોવા છતાં રણજિતરામ જેવું અમૂલ્ય રત્ન પોતાને ત્યાં સંગ્રહી લેવાનો લોભ રત્નાકર અટકાવી શકયો નહિ—રત્નાકરને કયાં ખબર હશે કે ગુજરાતને આ કૃત્ય બહુ જ નિર્દય લાગ્યું છે—જુહુનો દરીઓ ગુજરાત માટે તો કમકમાટ ઉપજાવે તેવું સ્મરણ સદા ઉપજાવશે.

૨

રણજિતરામના પિતા અમદાવાદની મ્યુનિસિપાલિટિમાં ઇજીનીઅર તરીકે કામ કરતા હતા. મકાનો બાંધવાની, રસ્તાઓ યોજવાની, અને શારીરિક સુખાકારી વિષે વિચારો કરવાની જે બુદ્ધિ પિતામાં હશે તે પુત્રમાં ઉતરી ખરી, પણ માત્ર જ્યાં સ્થૂળ સમૃદ્ધિને સ્થાન હતું ત્યાં સૂક્ષ્મ સમૃદ્ધિ બેસી ગઈ, મકાનો બાંધવાની શકિત સંસ્થાઓ સ્થાપવામાં ખરચાઇ, રસ્તાઓ યોજવાની શકિત દેશોદ્ધારક માર્ગો યોજવામાં વપરાઇ, શારીરિક સુખાકારીના વિચાર કરવાની આવડત માનસિક અને સામાજિક સુખાકારીના વિચારો ઘડવામાં રોકાઇ.

અમદાવાદમાં રણજિતરામનો કેટલોક અગત્યનો વિદ્યાભ્યાસ થયો હતો. ગુજરાતના પાટનગરમાંથી જે પરાગ તેમણે સંચ્યો હતો તેમાંથી ઉત્પન્ન થતું ફળ—ગુજરાતના પ્રેમ શિવાય બીજું શું હોઇ શકે? રણજિતરામ ગુજરાત પ્રત્યે પ્રેમથી તરબોળ રહેતા.

કૉલેજમાં—ગુજરાત કૉલેજમાં—અભ્યાસ કરતાં કરતાં ગુજરાતી સાહિત્યનું પરિચય અને પરિશિલન કંઇક અજબ રીતે રણજિતરામે કર્યું હતું. બહુજ નાની વયમાં અમદાવાદમાં સાહિત્યસભાના બીજ રોપવામાં એમનો હાથ હતો. સાહિત્યસભાને જાગતી-જ્યોત બનાવવામાં તે તત્પર રહેતા. અમદાવાદમાં "સાહિત્ય" નામનું માસિક પહેલાં પ્રકટ થતું. તેમાં ઉપયોગી સાહિત્ય પ્રકટ કરવાનો અને કરાવવાનો તેમને ખંત હતો. "લોકગીત"નો સંગ્રહ કરવા તરફ નવા યુગમાં તો રણજિતરામે જ પ્રેરણા કરી હતી. ફાર્બસ સાહેબના પ્રયાસથી "રાસમાલા" છપાયા પછી પણ ગુજરાતના જૂના વિદ્વાનોનો અડગ પ્રયાસ તે દિશાએ ઢળયો નહોતો એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ! રણજિતરામની એ ઇચ્છા સદા જીવતી રહી હતી. કાઠીઆવાડમાંથી કે, ગુજરાતમાંથી યુવતીઓ પાસેથી કે ડોશીઓ પાસેથી, માસ્તરો પાસેથી કે ખેડુતો પાસેથી, ભાટ ચારણ પાસેથી કે ગાગરીઆ ભટ પાસેથી—"લોકગીત" એકત્ર કરવાનો પ્રસંગ રણજિતરામ જતો કરતા નહિં. આવા પ્રયાસના પરિણામનું માપ એમની નોટ બુકો પરથી ભવિષ્યમાં થશે. સાહિત્ય સભાને કામ કરતી સ્થિતિમાં મૂકી સંસ્થાઓ ઉભી કરનાર રણજિતરામને-સ્થપતિને સ્વપ્ના આવે છે તેમ-ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની ઝાંખી થઇ. તેવી પરિષદ્ ઊભી કરવાને યુવાન રણજિતરામ સોલ્લાસ પ્રયાસ કરવા મંડયા. "ગધ્ધા પચ્ચિશી" ના તત્ત્વને સ્વીકારનાર વયોવૃદ્ધ ગુજરાતી વિદ્વાનોને આ કાર્ય તરફ ઢળતા કરવા માટે યુવાન રણજિતરામને શું કરવું પડયું હશે તેનો વિચાર અત્યારની સ્થિતિથી નહિ

પણ એક દશકા પહેલાંની સ્થિતિથી જો કરવામાં આવે તો યુવાન રણજિતરામ માટે કેવળ માન ઉપજ્યા વિના રહે તેમ નથી. યુવાનને યશોષણાનો મોહ કામિનીના મોહ કરતાં પણ વધારે ઉગ્ર થઇ પડે છે. રણજિતરામ તે મોહના પાશમાં કદિ જ ફસાયા નથી. બી. એ. કે એલએલ. બી. ની પરીક્ષા આપીને પરીક્ષાનું પરિણામ જણાયા પહેલાં પદવીના લાંબા અક્ષરોસહ પોતાના નામનાં વિઝિટ કાર્ડ છપાવી મૂકનારા યુવાનો શહેરે શહેર મળે તેમ છે. રણજિતરામ પોતાના નામની પાસે " બી. એ. " એ શબ્દ કદિ લખતા નહિ, લખેલો જોવા ઇચ્છતા પણ નહિ. રણજિતરામના ઘણા યુવાન પ્રશંસકોને શરૂઆતના પરિચયમાં એવીજ સમજ રહી હતી કે તે એક બાહોશ સાહિત્ય–સેવક અન્ડર ગ્રેજ્યુએટ છે. પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ને અમદાવાદમાં મળતી જોઈ તેના અંતરાત્માને એટલું તો જોર આવ્યું કે ત્યાર પછી પોતાના જીવનમાં તેઓ નિરાશાવાદી બન્યાજ નહોતા.

ગુજરાતને ઘડનાર ગોવર્ધનરામ જોઈ શક્યા કે રણજીતરામ પણ ગુજરાતને ઘડશે. ગુજરાતના ભૂષણરૂપ પ્રો. ટી. કે. ગજ્જર ગુજરાત માટે યોજનાઓના તરંગો પોતાના માનસસરમાં ઉછાળતા હતા. એ તરંગો કાર્યરૂપે મૂકવાને પ્રોફેસરને સારા સેક્રેટરી જોઇતા હતા. ગુજરાતના ઘડનાર ગોવર્ધનરામે તરફથી રણજિતરામની ભલામણ થઈ. પ્રો. ગજ્જર અને રણજિતરામનો સુયોગ થયો. પુસ્તકોના પરિમળના લોભી ભ્રમરને પુસ્તકોનું ઉપવન સોંપવામાં આવ્યું. રણજિતરામ સાર ચૂસવા લાગ્યાં અને જીવનમાં જીરવવા લાગ્યા. આ સમયે જીરવેલો સાર ગુજરાતની સેવામાં સાદર અર્પવાનો સમય હમણાજ પ્રાપ્ત થયો હતો તેમ સૌ જોઇ શકતું હતું પણ......કાળનો પડદો વહેલો પડયો. પ્રો. ગજ્જરની અનેક શુભ યોજનામાં રણજિતરામની દેશપ્રીતિ ડોકીઆં કરે છે. દૃષ્ટાને જ તે દેખાય.

પ્રો. ગજ્જર પાસેથી ભાવનગરના તે સમયના દીવાન શ્રી. પ્રભાશંકર પટ્ટણી. (હાલના ઑ. સર પ્રભાશંકર પટ્ટણી) ના સેક્રેટરી તરીકે કામ કરવા રણજિતરામ ગયા. ઑ. સર પટ્ટણી આધુનિક ઉન્નત સ્થિતિએ પહોંચવા જે જે પગથીએથી ચડયા છે તે પગથીઆ પર રણજિતરામની હાજરી હતી. ભાવનગરમાં તેમના પ્રોત્સાહનથી અનેક શુભ કાર્યો યોજાયાં છે. સમાજશાસ્ત્રનો અભ્યાસ રણજિતરામે જેટલો કર્યો હતો તેટલો ગુજરાતમાં (એમના મિત્ર પ્રો. બળવંતરાય ઠાકોરને બાદ કરીએ તો) બીજા કોઈએ ઘણું કરીને તો નહિં જ કર્યો હોય. રણજિતરામ કોઇ ન્યાતનો, કોઇ પંથનો, કે કોઇ વાડાનો પક્ષપાત કરતા નહિં છતાં દરેક ન્યાતના સજ્જનો, દરેક પંથના આગેવાનો તેમનો સારો સત્કાર કરતા હતા. આમ હોવાનું ખાસ કારણ એજ હતું કે તેણે સમાજ શાસ્ત્રી તરીકે અધ્યયન કરવાનું કામ માથે લીધું હતું. કાઠીઆવાડના પ્રશ્નોરા, નડીઆદના નાગરો, ચરોતરના પાટીદારો, નવસારીના પારસી, અને મુંબઇના ભાટીઆ–રણજિતરામના ખાસ અભ્યાસક્રમમાં આવી ગયેલી જ્ઞાતિઓ છે. ભાવનગરમાં સમાજ સેવા તરફ તેમની વૃત્તિ નમી હતી.

સાહિત્ય ઉપરાંત કેળવણી એમના વિચારનો વિષય બન્યો હતો. ભાવનગરમાં શ્રી દક્ષિણામૂર્તિવિદ્યાર્થીભવન ઉઘડવાનું માન રણજીતરામને ઘટે છે. મહાત્મા શ્રી નથુરામ શર્માના શિષ્યોને એમના ધ્યેયને અનુરૂપ થાય તેવી કેળવણીની યોજના બતાવી તેમની પાસે આવી બોર્ડીંગ ઉઘડાવીને રણજિતરામ બેસી રહ્યા નહિ—પણ તે સંસ્થામાં જે વર્ગ ઉઘાડ્યો હતો તે વર્ગમાં રીતસર અમુક કલાકો શીખાવવાનું કામ તેઓ જાતે કરવા જતા. આ સંસ્થાને અત્યારે તો એક ભવ્ય મકાન પણ સ્વતંત્ર મળી ચુકયું છે, અને તેને અંગે સ્વતંત્ર શાળા પણ યોજવાની વાત ચાલી રહી છે. રણજિતરામ ઑ. સર પ્રભાશંકર પટ્ટણીના સેક્રેટરી તરીકે લાંબો વખત કામ કરે છતાં કાઠીઆવાડના એકાદા રજવાડાના કારભારી, કે દીવાન બનવા ન પામે એનું કારણ એટલું જ કે રણજિતરામ તે રણજિતરામ જ હતા. દેહનું અભિમાન તેમને બિલકુલ નહોતું—યશેષણા કે લોકૈષણાનો શિકાર તેમણે કદિ ઇચ્છયો નહોતો. તો પછી કારભારીનો શિકાર શો ઇચ્છે ? ગુજરાતની સેવા કરવા તત્પર બનેલાં મગજને ઑ. સર પટ્ટણીનો પોર્ટફોલીઓ અનુકૂળ ન પડયો.

આ બધા સમયમાં સાહિત્ય પરિષદ્‌ને વિસારે પાડવાનું તેમને પરવડે તેમ નહોતું. સુરતની સાહિત્ય પરિષદ્ વાસ્તે ઑ. સર પટ્ટણી પાસેથી ખાસ સમય મેળવી લાંબો વખત સુરતમાં રહી—સુરત કૉંગ્રેસ જેવી સુરત સાહિત્ય પરિષદ્‌ની દશા થતી અટકાવી રણજિતરામે ઘણુંજ ઉમદા કાર્ય કરી બતાવ્યું હતું. જેમને ઘેર લગ્નનો ઉત્સવ ઉજવાતો હોય તેમના ઘરના બૈરાંઓનો કંઠ લગભગ બેસી ગયો હોય છે; કારણ કે ઘણો ખરો કારભાર તેમને શિર હોય છે. રણજિતરામનો કંઠ પોતાને ઘેર આવેલી સુરત સાહિત્ય પરિષદ્ વખતે એવાજ ઉલ્લાસના પરિણામે બેસી ગયો હતો; અને એ ઘોઘરા અવાજે—સબ્જેક્ટ કમિટીમાં પોતાને હાથે ઘડેલા ઠરાવો એક પછી એક એમણે વાંચ્યા હતા તે ચિત્ર નજર આગળ તરવરે છે. લગ્ન મ્હાલવા આવેલા ઉજળાં કપડાંથી અને ઘરેણાથી નથી શોભતાં તેટલાં લગ્ન ઉજવનાર ઘરના બૈરાં મેલાં કપડાંથી પણ શોભે છે. તેમ સુરતમાં તો સાહિત્ય પરિષદ્ વખતે ખમીસના ઉપર સાદા કોટથી જ રણજિતરામ શોભી રહ્યા હતા.

પહેલી ગુજરાત કેળવણી પરિષદ્ અમદાવાદમાં ભરાઇ. રણજિતરામ તો પોતાનું સ્થાન હમેશાં સંભાળી લેતા જ; પરંતુ અહિં સેવાધર્મની ખફની ઓઢનારા રા. ઇંદુલાલ અને રા. ઠક્કર બોન્ને ઉઠાવવા તૈયાર હતા તેથી તેમની અંગતોડ મહેનતની જરૂર જણાઇ નહોતી. તોપણ કેળવણી પરિષદ્‌ની સબ્જેક્ટ કમિટી રાતે બેઠી હતી ત્યારે એક ખૂણામાં બેઠા બેઠા બધી ચર્ચાનો સાર ખેંચતા રણજિતરામ કોના સ્મરણપટપર નહિં આવતા હોય ?

મુંબઇ ગુજરાત સભાની બેઠકોમાં રસથી ભાગ લેનારા પૈકી રણજિતરામ એક હતા. ઑ. સર પટ્ટણીનો આશ્રય મૂકયા પછી સર નરોતમ મોરારજી ગોકળદાસને ત્યાં રણજિતરામ રહ્યા હતા. મુંબઇમાં તેમના વિચારોના મંથનનું નવનીત નીકળવાનો યોગ

હતો. સાહિત્યમાંથી કેળવણી પર તેઓ આવ્યા હતા અને કેળવણી પરથી રાજ્ય તંત્રના પ્રશ્નો પર તેમણે વિહરવાનું શરૂ કર્યું હતું. સમાજસેવક તરીકે રચ્યા પછી લેખક તરીકે રચવાનું નસીબ ઉઘડવા લાગ્યું હતું—ગુજરાતની સાત્વિક પ્રીતિ ભરત ખંડની ઉન્નત પ્રીતિના રૂપમાં પરિણમવાની સંધિ આવી ચુકી હતી. પરંતુ મનુષ્યોની ગણતરી હમેશાં ખરી પડવી જ જોઇએ એવો પટ્ટો હજુ કુદરતે કયાં લખી આપ્યો છે ?

૩

## રણજિતરામના લેખ સંબંધી.

લોકો પૂછે છે કે રણજિતરામનું (Magnus Opus) મુખ્ય પુસ્તક કયું ? શા આધારે તેમને એક ઉત્તમ સાહિત્યકાર ગણવામાં આવે છે? ઉત્તર ઘણો જ ટુંકો છે. ઉપર જણાવેલી પરિસ્થિતિમાં આવ્યા છતાં કોઇ પણ પુસ્તકના કર્તા તરીકે પોતાનું નામ છાપવાની લાલસાને અટકાવી રાખી—તેથીજ તેમને એક ઉત્તમ સાહિત્યકાર ગણવામાં આવે છે રણજિતરામના લેખોમાં—(૧) કાવ્યોના મર્મની ચર્ચા (૨) પુસ્તકોનાં અવલોકન (૩) ઇતિહાસની દૃષ્ટિથી ઉપયોગ થઇ પડે તેવી જુના પુસ્તકની વસ્તુ સંબંધી ચર્ચા (૪) જુના અતિહાસિક પુસ્તકોના સાર (૫) પ્રોત્સાહક વ્યાખ્યાનો, (૬) ઉન્નત ભાવથી નીતરતી ટુંકી વાર્તાઓ અને નાટકો અને (૭) પરદેશી સાહિત્યની અભિવૃદ્ધિના ઈતિહાસ અને તે અભિવૃદ્ધિનું માપ બતાવનાર લેખો—એ મુખ્ય વિષયો છે.

"કાવ્યમાધુર્ય" ગુજરાતને બહુ ગમ્યું છે તેમાં રણજિતરામનો હાથ કેટલો છે તે તો રા. હિંમતલાલ અંજારીઆ જાણતા હશે; તો પણ રા. અંજારીઆ તરફથી ઉપકાર સાથે તેમની સાહાય્યની નોંધ લેવાઇ છે. કાવ્યોના મર્મ સંબંધી વિસ્તૃત ચર્ચા હાલમાં બહુ થતી નથી અને જ્યાં થાય છે ત્યાં અંગત લાગણીથી પ્રેરાઇ જવાય છે. તોપણ જે ફકરાઓ "કાવ્યમાધુર્ય" માં રણજિતરામની સહિવાળા ઉતારવામાં આવ્યા છે તે પરથી જોઇ શકાશે કે તેમની દૃષ્ટિ કેટલી બધી વિવેચક હતી.

પુસ્તકોનાં અવલોકન, રા. માણેકલાલ દ્વિવેદી અને રા. બા. રમણભાઇ લખતા હતા; તેવાં અવલોકનનું દર્શન ફરી રણજિતરામ કરાવવા મંડ્યા હતા. પણ તે દર્શનનો યોગ લાંબો ટકયો નહિં.

અમદાવાદમાં ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઇટીની લાયબ્રેરીમાંથી કે પુનાની ડક્કન કૉલેજના હસ્તલેખ ભંડારમાંથી—જ્યાંથી તક મળે ત્યાંથી જૂના પુસ્તકો ગુજરાતને લગતાં મેળવી તેનો અભ્યાસ ગુજરાતીની દૃષ્ટિથી રણજિતરામ કરતા અને તેનું પરિણામ "બુદ્ધિપ્રકાશ" દ્વારા પ્રજા સમક્ષ મૂકતા. પોતે જે કામ ન કરી શકતા તે બીજા સમર્થ મિત્રોને સોંપી દેતા. રા. ચીમનલાલ દલાલ એમ. એ વડોદરા રાજ્ય તરફથી જૂના પુસ્તકની શોધખોળ માટે કામ કરી રહ્યા છે તેમને ઘણીવાર રણજિતરામ તરફથી સારાં

સૂચનો થયાં છે. તેમનાં કેટલાંક ઉજાત નાટકો અને વાર્તાઓ "નવજીવન"માં અને "સમાલોચક"માં પ્રસિદ્ધ થયાં છે.

એમના લેખોમાં ગુજરાતનું ઐક્ય જ્યાં ત્યાં ડોકીઆં કરે છે. જ્ઞાતિપત્રના અંકમાંનો લેખ હોય કે વિદ્યાર્થીઓની પરિષદ્‌માંનું વ્યાખ્યાન હોય, પુસ્તકનું અવલોકન હોય કે પુસ્તકનો સાર હોય–બધા લેખમાં ગુજરાતીપણું સ્પષ્ટ તરવરે છે. રણજિતરામે પોતાની વાતોથી અને લેખથી જે નવા યુવાનોને એ વાતોના મર્મજ્ઞ બનાવ્યા છે કે તે વિદ્યાર્થીઓથી ગુજરાત વિસરી શકાય તેમ નથી. પુનામાં ભણતા ગુજરાતી વિદ્યાર્થીઓમાં ગુજરાતીપણું મૂકવાની તક એમને ઑ. સર પ્રભાશંકરની સાથે પુનામાં રહેવાનો પ્રસંગ મળે ત્યારે મળતી હતી. તેનો ઉપયોગ સંપૂર્ણ થતો હતો.

રણજિતરામના લેખોને—ચુંટાયેલા લેખોને પુસ્તકના રૂપમાં સ્મારક તરીકે પ્રકટ કરવાની યોજના થઇ ચુકી છે. તેથી તેમના લેખોના વિષયની યાદિ ટાંકવાની જરૂર નથી. તેમનું સ્મારક પુસ્તકથીજ સંપૂર્ણ થઇ શકે નહિ—ગુજરાતના યુવાનો રણજિતરામના ઉચ્ચ આદર્શને પોતાના જીવનમાં વાણાતાણાની પેઠે ગુંથી દે તોજ તેનું યોગ્ય સ્મારક થયું કહેવાય. ગુજરાતના ગામેગામ રણજિતરામની યાદગારી માટે સાહિત્યની વાચન સભાઓ સ્થાપવામાં આવે—ગામે ગામે ગુજરાતી સાહિત્યના ઉમદા પુસ્તકો વંચાય—કૉલેજોમાં ગુજરાતી સાહિત્યના રસ રેલાય—તોજ રણજિતરામનો આત્મા સંતુષ્ટ બની શકે.—શાંતિઃ શાંતિ.

**કલ્યાણરાય નથુભાઈ જોશી.**

---

# ઈસ્લીંગટન રીપોર્ટ સંબંધી ભાષણ.

### ઑ. **મી.** ભૂપેન્દ્રનાથ બસુનું ભાષણ.

સરકારી નોકરી માટે કમીશનના રીપોર્ટ સંબંધી પંડીત માલવીયાએ જે ઠરાવ તા. ૨૦ મી માર્ચ ૧૯૧૭ ને દીને વડી ધારાસભામાં રજુ કર્યો હતો, તે ઉપર ઑ. મી. બસુએ કરેલાં ભાષણનો સંપૂર્ણ હેવાલ નીચે મુજબ છે.

**સાહેબ,**

હું આ સવાલ ઉપર બોલવા ઉભા થવાની સૌથી પહેલીજ તક લઉં છું કે જેથી કરીને ઠરાવને નામે અમારી સામે ટીકા થયા પછી ઠરાવ પાછો ખેંચી લઇ, અમને જવાબ આપવા અટકાવવાની હીચકારી વર્તણુક માટે ઠરાવ રજુ કરનાર દોષિત થાય કે તેને થવા દેવામાં આવે નહિં. મારી ખાત્રી છે કે મારા મિત્ર પંડીત માલવીયા આવી ચાલ ચલાવેજ નહિં પણ છતાં પ્રમુખ મને પછી વાંધો કાઢી બોલતો અટકાવે નહિ, તે માટે હું પહેલીજ પળે બોલું છું. આપણી આગળ જે ઠરાવ લાવવામાં આવ્યો છે તે સંબંધી હું થોડીક ટીકા કરીશ.

સાહેબ, આ કમીશન કેવા સંજોગોમાં, શા માટે સ્થપાયું હતું ? હિંદના દરેક ભાગમાંથી એક સરખો પોકાર—ચાલુ પોકાર ઉઠી રહ્યો હતો કે અમને હિંદીવાનોને અમારા દેશની ચઢતા પગારની નોકરીમાંથી જે ભાગ વ્યાજબી રીતે મળવો જોઇએ તેમાંથી અમને અયોગ્ય રીતે અને અન્યાયપૂર્વક બ્હાર રાખવામાં આવ્યા છે, અને સાહેબ, આ પોકારને માટે એક સાચું અને સારૂ કારણ હતું. રાજ્યકર્તાઓ આવે અને જાય, વાઇસરાયો આવે અને જાય,—હું તેમને વિષે માનપૂર્વક બોલું છું,—પણ તેઓ અમારા રાજ્યકારભારની પ્રવૃત્તિના સ્વરૂપ ( પ્રકૃતિ ) ઉપર માત્ર સ્હેજ સ્હાજ છાપ મુકી જાય છે. ધારાસભાના સભાસદો સભામાં બેસે, વાતો કરે, એક બીજાને ગાળો દે, અને પછી તેમને નાશી જવાની રજા પણ મળે. પરંતુ તેઓ પણ હાલના બંધારણ પ્રમાણે, વ્યવહારૂ રીતે કશી ગણત્રીમાં નથી. પણ હિંદી સનદી નોકરી, કે જે સંસ્થા હંમેશ ટકી રહે છે, તેજ ખરેખર અગત્યની છે. માણસો આવે અને માણસો જાય, પણ મારા મિત્રો, સનદી નોકરીના સભ્યો કહે છે કે તેઓ અને તેમનો સંપ્રદાય કે જે માટે તેઓ વ્યાજબી રીતે મગરૂર છે, તે હંમેશ સુધી રહેશે જ. પણ અફસોસ ! તેઓ મમતી અને જડ થઇ જાય છે. તેઓ ભલા માણસો છે, હિંદના લોકોને માટે તેમનાથી જે કાંઇ થઇ શકે તે સઘળું કરવાના એકજ સિદ્ધાંત ( ઉદ્દેશ ) થી તેઓ પ્રેરાયેલા છે—આ સઘળું આપણે એકદમ કબુલ કરીએ છીએ. પણ હિંદમાં લોકો કે જેના ભલાને માટે તેઓ મથી રહ્યા છે, તેમના ઉપર તેમના રાજ્ય કારભારની શું અસર થાય છે તે તેઓ કોઇ કોઇ વખતે જોઇ શકતા નથી. સાહેબ, તેથી દેશના રાજ્ય કારભારમાં હિંદીવાનોને પૂરતો ભાગ મળવો જોઈએ, તેમને સનદી નોકરીમાં દાખલ થવાની સગવડ કરી આપવી જોઇએ—એ મોટો નિયમ સ્વીકારાવવાને અમે હીંદીવાનો લાંબો વખત થયા આગ્રહ કરીએ છીએ—તે અમારે માટેજ નહિં કે તે નોકરીઓને માટે નહિં કે તે મોટા પગારોને માટે નહિ પણ સરકારના રાજતંત્રમાં અમારો હક્ક નોંધાવવાને માટે, તેમાં અમારા તરફથી કાંઇક ભાગ લેવા માટે.

માટે, સાહેબ, આ કારણ સર અમે વિલાયતની સાથે હિંદમાં પણ સનદી નોકરીને માટે પરીક્ષા લેવાય એમ માંગીએ છીએ. જરા વિચારો, સાહેબ, કે જો અંગ્રેજ યુવકોને એમ કહેવામાં આવે, કે વિલાયતની સનદી નોકરીને માટે લાયકાત મેળવવા કામસ્ચાટકા જાઓ, ત્યાંની ભાષા—તેઓ કઇ ભાષા બોલેછે તે મને ખબર નથી—પણ ત્યાંની ભાષા શીખો, ત્યાંની ભાષામાં જ પરીક્ષાઓ પસાર કરો, અને પછી વિલાયતમાં કારભાર ચલાવવા પાછા જાઓ, તો તે વ્યવસ્થા તરફ અંગ્રેજોની વૃત્તિ કેવી હોય ? અમારી વાત પણ તેવી જ છે. મેં એક અંતિમ દાખલો લીધો છે—તે બન્ને સંજોગો તદન સરખાજ છે એમ જણાવવા નહિ, પણ હાલની વ્યવસ્થાથી ઉભી થતી મુશ્કેલી—બલ્કે તેનું બેહુદાપણ, બતલાવી આપવાને જ. તમે હિંદી યુવકોને તમારી પોતાની ભાષામાં મુશ્કેલ પરીક્ષાઓ પસાર કરવાનું કહો છો; તમે ઘડીભર પણ સમજી શકો છો કે આ ભાષાની કસોટીથી તમે અમારા ઉપર કેટલો ભારી બોજો નાંખ્યો છે ? તમે તેથી પણ કેમ સંતોષ પામતા નથી તે

અમે સમજી શકતા નથી. તમારી ભાષા ઘણી મુશ્કેલ છે છતાં તે શીખવાનો બોજો અમારી ઉપર નાંખીને તમને સંતોષ થતો નથી, પણ તમે આગળ વધીને અમને પરીક્ષા આપવાને તમારે દેશ જવાનું કહો છો. અમે અમારા દેશમાં જ તમારી પરીક્ષાઓની કસોટીમાંથી પાર ઉતરવાને બનતું કરીએ, અને અંગ્રેજ યુવકોના બરોબરીઆ ગણુવાને લાયક ઠરીએ તો પછી અમે પૂછીએ છીએ કે, "અમને સનદી નોકરીમાં શા માટે દાખલ નહિ કરો?" કમીશનરોનો રીપોર્ટ કહે છે કે "તે બસ નથી, બીજી વાતોનો પણ વિચાર કરવાનો છે." હું તે ના પાડતો નથી. તમે કહોછો કે "અમારે માત્ર તમારી ભાષાજ શીખવાની નથી પણ અમારી પરીક્ષાઓ પસાર કરવાને વિલાયત જવાની જરૂર છે." વારૂ સાહેબ, આ વાત વ્યાજબી હોય કે નહિ, આવી વ્યવસ્થા માનવ જાતિની ઉંચી અદાલતમાં ન્યાયી ઠરે કે નહિ પણ અમે તે સ્વીકારી છે; તે સામે વાંધો ઉઠાવીને સ્વીકારી છે, અને અમે કહીએ છીએ કે જો તમે એમ ધારતા હો કે સરકારી નોકરીમાં દાખલ થવા ઇચ્છતા યુવકોને જોઇતો અનુભવ મેળવવાને માટે વિલાયતમાં રહેવાની જરૂર છે તો અમે તેમને ત્યાં રાખીશું; પણ તેમને આ દેશમાંજ તેમની પરીક્ષાઓ પસાર કરવા દઈ, સનદી નોકરીમાં દાખલ થવાની ખાત્રી સાથેજ જવા દો. આ અમારો મુદ્દો છે. સાહેબ, કમીશને અમારે માથે આ ૨૨ મોટા પુસ્તકો ફેંકયા છે, પણ તેથી વળ્યું શું? જો તમે અમને હિંદીવાનોને તક આપી હોત, તો અમે તમારી ભાષા શીખીને—થોડે ઘણે અંશે પણ શીખીને હરીફાઇ કરી શકત.

પણ કમીશન અમારા હક તપાસે છે અને ચુકાદો કરતાં કહેછે કે: "અમે દરવાજા ઉપર તાળાં પર તાળાં માર્યાં છે, અમે પરીક્ષાને માટે ૨૨ ની ઉમર કમી કરીને ૧૭ ની ઉમર કરી છે, કારણ કે ૧૭ ની ઉમર અમારા નિશાળ છોડી જતાં યુવકોને અનુકુળ છે—તમને અનુકુળ નહિં હશે પણ અમને છે. અમે વધારે પણ કર્યું છે—અમે કહ્યું છે કે પરીક્ષા પહેલાં ઉમેદવારે વિલાયતની જાહેર સ્કુલમાં ત્રણ વરસ રહેવું જોઇએ. અમે તેથી પણ વધારે કર્યું છે—અમે (પરીક્ષા માટેની) ભાષાઓમાંથી સંસ્કૃત, અરબ્બી અને ફારસી કાઢી નાંખી છે. તમને સંતોષ નથી થતો? મહારાણીના ઢંઢેરાને અગવડ ભર્યા કાગળીયાં તરીક તદન બાજૂએ મૂકયો છે, છતાં અમે તમારી બધી તકો લઇ લીધી નથી. તેથી તમને સંતોષ થતો નથી? અમે તમને હિંદમાં હરીફાઇ કરવાને માટે ૭ જગ્યાઓ આપી છે, શું તમને તેથી સંતોષ નથી થતો?" હું તમને પૂછું છું, સાહેબ, હું સનદી નોકરીઓના પ્રતિનિધિઓ કે જેઓ મારી વિરૂદ્ધ છે- નહિ, તેમની માફી ચાહું છું-મારી વિરૂદ્ધ નહિ, પણ મારી સામે બેઠેલાછે એમ કહીશ-હું તેમને પૂછું છું કે અંગ્રેજ યુવકો માટે આવી વ્યવસ્થા સૂચવી હોત તો તેઓ વિલાયતમાં કોઇ પણ અંગ્રેજ પાસે તે સ્વીકારાવવાની આશા રાખી શકત? પણ જે તેઓ તેમને પોતાને માટે સ્વીકારે નહિ, તે શું તેઓ અમે હિંદમાં સ્વીકારીએ એવી આશા રાખે છે? આને લગતું કમીશન-કે જેનો ખરચ કોણુ જાણે કેટલા હજાર પાઉંડ થશે પણ જે બેશક, તેના સભાસદોને ખેતાબો અપાવશે—તે કમીશનના રીપોર્ટમાંની આતો માત્ર એક જ વાત છે. પણ આ વાત, આ એક જ વાતથી સાફ જણાતું નથી કે

કમીશનરોએ જે કાંઇ કર્યું છે તે હિંદના લોકો સ્વીકારે તેમ નથી. તે તેમની સમજશક્તિને એક અપમાન બરાબર છે; તે તેમના હક્કોનો નકાર છે. અમને સાફ સાફ ભાષામાં કહેવામાં આવે કે "તમારે માટે સનદી નોકરી બંધ છે" તો અમે સમજી શકીએ. સાફ સાફ વાત અમે સમજી શકીએ પણ આ ઢોંગ, અમે સમજતા નથી.

હું કહું છું કે આ હિંદની સમજ શક્તિને અપમાન છે. સાહેબ, આ કમીશનનો ઉપયોગ શું? હિંદમાં માત્ર સાત નોકરીઓ માટે પરીક્ષા લેવાય તે સારૂ આ પૈસા આ શક્તિનો વ્યય કર્યો હતો અને આ સાત નોકરીને માટે પણ કેવી સરતો? આ સાત નોકરીઓ આપવાની પણ તે જાહેર ખુલ્લી હરીફાઇથી નહિ, પણ આપણી યુનીવર્સીટીની પસંદગી પ્રમાણે! વારૂ સાહેબ, આ પણ એક અમને દૂર કરવાનો પ્રયત્ન છે હું આ વખતે આ સભામાં કમીશનની ભલામણો વિષે ચર્ચા કરવા માંગતો નથી; હું તો માત્ર એક મારી ચેતવણી આપવા ઉભો થાઉં છું અને તે એ જ કે કમીશનનો રીપોર્ટ છોડી દેવો જ બહેતર છે, કારણ કે હવે સંજોગો બીલકુલ બદલાઇ ગયા છે. લડાઇના બે વરસથી હિંદની સ્થિતિ લગભગ ૫૦ વરસ જેટલી આગળ વધી છે. આ કમીશન તો કાલક્રમથી વિરૂદ્ધ છે. તેને પડતું મૂકો, તેથી હિંદ દલગીર થશે નહિ; પણ જો હિંદની લાગણી તપાસ્યા વગર, હિંદના લોકોને કમીશનની ભલામણો કેટલે સુધી સ્વીકારવા લાયક લાગે છે તે શોધી કાઢયા શિવાય, અને જે વર્ગને માટે આ કમીશન નીમવામાં આવ્યું હતું, તે વર્ગને આ ભલામણો કેટલી નામંજૂર છે તે જાણ્યા વગર તમે આ કમીશન ઉપર કામ લેશો તો તમે એક મોટું જોખમ ખેડશો. ખરે! તમે અસંતોષની વાત કરો છો. મારા આ મિત્ર શરીરના બંધનને માટે કાયદા ઘડે છે; પણ બુદ્ધિના બંધનને માટે ઘડતા નહિ. તમે અસંતોષની વાત કરો છો, તમે બેદીલી વિશે બોલો છો પણ એ અસંતોષ, એ બેદીલી વધે, મજબુત થાય એવાં પગલાં લો નહિ. પ્રભુને ખાતર એવું કાંઇ પણ કરો નહિ કે જેથી કરીને હાલના સંજોગોમાં હિંદી સરકારના ઇરાદા માટે જે કાંઇ શક છે, તેથી પણ વધારે શક ઉભો થાય. કારણ કે, સાહેબ, હોમ રૂલ મળે કે નહિ, સંસ્થાનોના જેવું સ્વરાજ્ય આવે કે નહિ, વીસ વર્ષમાં આવે કે પચાસમાં આવે પણ અમને તો લાગશે, અમને હરરોજ લાગે છે કે, ભવિષ્યમાં ગમે તે થાય પણ જો તમે સનદી નોકરીમાં હિંદીવાનોને વધારે સંખ્યામાં લઇને હિંદને દેશના રાજ્ય કારભારમાં વધારે ભાગ આપશો, તો બીજા સવાલો બાજૂએ મૂકતાં, તમે તમારૂં રાજ્યબંધારણ હાલ છે તે કરતાં વધારે રૂચિકર પ્રિય બનાવશો. માટે, સાહેબ હું ધારૂંછું કે મારા માનવંતા મિત્ર, પંડીત માલવીયાએ જે વિનંતિ કરી છે કે આ સભાના સભાસદોનો અભિપ્રાય ખુલ્લા વાદ વિવાદથી મેળવ્યા વગર તથા જાહેર પ્રજાનો મત જાણ્યા વગર આ કમીશનના રીપોર્ટ ઉપર કોઇ પણ પગલાં લેવા નહિં તે અતિ મધ્યમસરની છે.

કારણ કે, સાહેબ, જો તમે આમ નહિ કરો, તો શું થશે? કમીશન સનદી નોકરીના સભાસદોને વધારે પગાર, રજા અને પેનશનને માટે વધારે સગવડો, અને નોકરી ઉપર વધારે સત્તા આપે છે. પણ તે નોકરીમાં દાખલ થનાર હિંદીઓ ઉપર વધારે

બંધનો નાંખે છે. શું તમે જ તમારા હકનો ન્યાય કરશો? તમે કરી શકો છો. તમે આબરૂદાર અને પ્રમાણિક છો, પણ પોતે જ પોતાના હકનો ન્યાય કરવાની કોણ, હીંમત કરી શકે–અને સાહેબ, તે પણ આ બાબતમાં કે જેમાં વાંધો વ્યવહારૂ રીતે અમારી અને સનદી નોકરી વચ્ચે જ છે તેમાં? જાહેર ટીકા જાહેર ચર્ચાથી આ બાબત ઉપર જે પ્રકાશ પડી શકે તે વગર, તમને જ તમારા હકનો ચુકાદો આપવાની ગંભીર સત્તા સોંપવામાં આવે તે વ્યાજબી છે? સાહેબ, મારાથી કાંઇ તપીને બોલાઇ ગયું હશે અને જો બોલાઇ ગયું હોય તો હું તે માટે આ સભાની અંતઃકરણપૂર્વક માફી માંગું છું. તે ઘણે અંશે તો આજે સવારના બનાવોથી મને જે સંતાપ થયો હતો તેને લીધે હશે. પણ તે કદાચ આ કમીશન કે જેના તરફથી અમને ઘણી આશા હતી, તેની ભલામણોથી અમને જે નાશીપાશી થઇ છે તેને લીધે પણ હોય. પણ તે બધું બાજુએ મૂકી, મને હિંદના એક નમ્ર પ્રતિનિધિ વક્તા તરીકે ગણી, હુ વકીલ વગરના ન્યાયની અદાલત આગળ હાજર થાઉં ત્યારે મને જેટલી છુટ આપો, છો તેટલી જ આપશો–મને માત્ર હિંદની કારોબારી સરકાર આગળ અરજ કરનાર શખ્સ તરીકે લેખશો. હું આશા રાખું છું કે તમે મને એટલી છુટ આપશો, અને મારો પક્ષ રજૂ કરવામાં જે કાંઇ ખામીઓ હોય તે દરગુજર કરશો. મને આશા છે કે તમે મારા માનવંતા મિત્ર પંડીત મદન મોહન માલવીયાએ કરેલી અરજ ધ્યાનમાં રાખશો અને હું એટલું જ કહીશ કે, તમને ગમે તે કરો, પણ તે કરતાં પહેલા વિચાર કરો, અને દેશને તેના ચુંટી કાઢેલા પ્રતિનિધિઓ મારફતે પોતાના મત દર્શાવવાની તક આપો.

---

# મનંતરાય અને દિકરી.

"આ તમારે કીકીને કાંઇ નથી જ કહેવું? મોટી મેટ્રીકમાં પાસ થઇ છે તે જાણે એના મનથી તો મિજાસ પણ માતો નથી. પણ સમજતી નથી કે આમ નાતજાતથી વેગળા રહેવું તો છોકરાઓને પાલવે. બૈરાંઓને તો બધુંએ કરવું પડે. કોઇ માંદુ હોય તે જોવાએ જવું પડે, અને કુટવા ઉભા ના થયા હોઇયે તો ત્યાં અમસ્તા જોવા પણ જવું પડે. સારૂં થયું કે કૉલેજમાં મેં એને જવા જ ના દીધી. નહિ તો કોણ જાણે શુંયે કરતે! કુટતી વખતે નથી આવતી તે તો જાણે સમજ્યા, પણ કોઇ માંદુ હોય ત્યારે જોવા આવવાનીયે ના કહે છે. માટે હવે તમે એને કાંઇ કહો કે નાતમાં તો ઢંગે રહેવું પડે; હજી તો લગ્ન કરવા છે. મોટી વીસ વરસની તો થવા આવી, તો પણ કાંઇ ભાન નથી. આ એના મોં ઉપર કહું છું."

મંનતરાય રાત્રે વાળુ કરવા બેઠા હતા તે વખતે આ ભાષણ એમના પત્ની ધનલક્ષ્મિએ સંભળાવ્યું. સાથે જ તેમની દિકરી સરોજ અથવા કીકી પણ જમવા બેઠી હતી. મનંતરાય

એક દઢ નિશ્ચયવાળા ગૃહસ્થ હતા. અને પોતાની પત્ની અને બીજા સગાંનો વિરોધ હતો તોપણ, પુત્રીને તેમણે મેટ્રીક સુધી ભણાવી હતી. છોકરી ઘણી ચાલાક હતી. મેટ્રીકમાં સારે નંબરે પાસ થઈ હતી. વળી સારાં બાઈ શિક્ષકોના સહવાસથી એને વાંચનનો શોખ ઘણો થયો હતો. તે સાથે તે સ્વભાવે નમ્ર અને સુશીલ હતી. અને બનતાં સુધી માતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરતી નહોતી. મેટ્રીક પાસ થઇ ત્યાં સુધી તો મનંતરાય પોતાના નિશ્ચયમાં ફાવ્યા. પણ ત્યારપછી સગાંઓનો વિરોધ જબરો આવ્યો. બધાંયે કહ્યું કે નિશાળની વાત જુદી છે અને કૉલેજની વાત જુદી. નિશાળમાં તો બધી છોકરીઓ જ આવે પણ કૉલેજમાં તો નર્યા છોકરાઓ જ. વળી પ્રોફેસરો પણ બધા પુરૂષો જ. તેમાં આવી મોટી ઉમરે આવેલી છોકરીને મોકલવી તે સારૂં નથી. વળી લોકો ગમે તેમ વાતો કરે, અને જો છોકરી એકવાર ઉતરી પડે તો પછી ગોઠવાતા વાર લાગે. કેમે કર્યું કોઇ સારૂં ઘર મળે નહિ અને જન્મારો પસ્તાવું પડે. આ જાતની દલીલો બધાં સગાંએ કરી અને ધનલક્ષ્મીયે તો ખરેખરૂં યુદ્ધ જ માંડયું. આ સ્થિતિ થઇ એટલે મનંતરાયનો નિશ્ચય ટકયો નહિ. અને છોકરીને કૉલેજમાં મોકલવાનો વિચાર બંધ રાખવો પડયો. સરોજની બાઈ શિક્ષક મીસ. ફ્લૉરા એને કૉલેજમાં મોકલવા બાબત ખાસ આગ્રહ કરવા પણ એકવાર ઘેર આવી ગયાં. અને કહ્યું કે ચાર વર્ષમાં બી. એ. થઇ જશે. અને પછી પસ્તાવાનું શું છે. છેવટે કાંઈ નહિ તો પોતાની સ્કુલમાં પોણાસોનો પગાર એ મેળવી શકશે. પરંતુ મનંતરાયે એને બધી સ્થિતિ વાકેફ કરીને કહ્યું કે હવે કૉલેજમાં તો નહિ જ મોકલી શકાય, ત્યારબાદ તેમણે એવી વ્યવસ્થા કરી કે અઠવાડીયામાં ત્રણ કલાક સરોજે મીસ. ફ્લૉરા પાસે જઇને પોતાનો અભ્યાસ આગળ વધારવો. પોતે પણ દરરોજ એના અભ્યાસની પુછપરછ કરતા હતા અને સૂચનાઓ આપતા હતા.

મનંતરાય એક છાપખાનાના માલીક હતા. તે સાથે એક અઠવાડીક પત્ર પણ કાઢતા હતા. તેમાં રાજકીય અને સંસાર સુધારા સંબંધી બાબતો ચર્ચાતી હતી. તે ઉપરાંત એક માસિકના પણ તેઓ તંત્રી હતા. અને તેમાં ઘણા ગંભીર લેખ આવતા હતા. આ કારણોથી તેમને ત્યાં જાત જાતનાં પુસ્તકોની સંખ્યા સારી હતી. તથા આખા દેશના મુખ્ય મુખ્ય વર્તમાનપત્રો પણ તેમને ત્યાં આવતાં હતા. આ કારણોથી સરોજને ઘણો લાભ થયો. મૂળ તો તે ચાલાક હતી. તેમાંયે વળી એના પિતા વારંવાર કોઇ સારૂં પુસ્તક અથવા વર્તમાનપત્રમાં આવેલો સરસ લેખ, તેને પાસે રહીને વંચાવતા હતા. એટલે તેનો શોખ વધ્યો. વાંચવા ઘણું માંડયું. અને સામાન્ય જ્ઞાનનો ભંડાર ઘણો વધી ગયો. વળી છાપખાનું માલિકીનું હતું. અને તે ઘરની પાડોશમાં જ હતું એટલે સરોજ પિતાની ઓફીસમાં પણ વારંવાર જતી હતી. કોઇવાર પ્રુફ સુધારવાનું કે એવું કાંઈ કરવાનું મનંતરાય તેને સોંપતા પણ હતા. તે સાથે તે જિજ્ઞાસુ હોવાથી ઘણાં ખરા સાંચા કામથી પણ માહિતગાર થઇ ગઈ હતી. મીસ ફ્લૉરાના સહવાસથી તથા આ બધાં કારણોથી મેટ્રીક પછીના બે ત્રણ વર્ષમાં તો એક ગ્રેજ્યુએટને પણ કોરાણે મૂકે તેટલું સામાન્ય જ્ઞાન તેણે મેળવ્યું હતું. ગુજરાતી સાહિત્યનો શોખ પણ તેને હતો. અને તેના પિતા એ તે પોષ્યો

હતો. આ સાથે ઘરમાં પણ તે માતાને થોડી ઘણી મદદ કરતી હતી. વસ્તાર ઓછો હોવાથી ઘરમાં કાંઇ મહત્વનું કામ તો હતુંજ નહિ. પણ એની માતા દરરોજ બેથી ત્રણ કલાક દર્શન કરવા, અથવા તો નાતમાં કોઇ માંદું હોય તેને જોવા જવા, અથવા એમને એમ કોઇ મળવા કે બેસવા જવા, કે કોઈ સમયે જ્યાં કથા હોય ત્યાં ડોકીઉં કરવા જતી હતી. આ ઉપરાંત કોઇ ઠેકાણે માતા વાવવાના હોય, વડી કે પાપડ હોય, વ્હેંચણ વ્હેંચવાની હોય, ત્યાં દુરનું સગું હોય, તોપણ તે હાજર થતી. અને પોતાની સાથે સરોજને લઇ જવા મથતી. સરોજને આ ગમતું નહોતું અને તે જવાની ના પાડતી હતી. આવોજ એક પ્રસંગ તાજો બન્યો હતો તેથી તેની માએ આ ફરિઆદ નોંધાવી હતી.

**મનંતરાય**—કેમ કીકી, આ ફરીઆદ શેની છે? માંદાને જોવા જવું તે તો આપણો ધર્મ છે.

**સરોજ**—મોટાભાઇ એવું તો કાંઇ હોય તો હું જવાની ના કહું કે? પણ હું તો એકવાર મારી બા જોડે ગઇ હતી, ત્યારે બધો તાલ જોયો છે. મેના માશીની તનુને સુવાવડ હતી તે વખતે મારી બા મને જોવા લઇ ગઇ હતી. પંદર વીસ બૈરાં બેઠાં હતાં, અને આખા ગામની વાતો ચાલતી હતી. તેમાં અંદર અંદર એક બીજાને મ્હેણાં પણ મારતાં હતાં. અને ઘરનાને ખોટું લાગે તેવા બોલ પણ બોલતા હતા. મારી બા તો કેમે કરી ઉઠેજ નહિ. અને એક બે વાર તો અવાજ પણ એટલો બધો વધી ગયો કે માશીનો નાનુ કહેવા પણ આવ્યો કે દાકતર સાહેબે બહુ ઘાંટા પાડવાની ના કહી છે. ત્યાં અમે ખાસ્સો એક કલાક બેઠાં. ત્યાર પછી મેં તો નક્કી કર્યું છે કે બા સાથે કદિ કોઇને જોવા જવું નહિ. કોઇ પાસેનું સગુ હોય છે તો હું એકલી જ ગમે તે વખતે જઇને ખબર કાઢી આવું છું. પા કલાકમાં તો પાછી આવું છું. કલાકના કલાક ગાળી નાંખુ તો મારૂં બીજું કામ કયારે કરૂં?

**મનંતરાય**—ખરી વાત છે. હું આ બધું જાણું છું. માંદાના ઘરમાં બૈરાંઓ એમની કલણ જ કરે છે. અને ઉલટા ઉપાધિ રૂપ થઇ પડે છે. એમ તો તારી બાનું કહ્યું નહિ માનવાની મેં તને રજા આપી જ છે.

**ધનલક્ષ્મી**—આપી રજા. તમે જ છોકરીને ફટવી છે, પરમેશ્વરે પણ કોણ જાણે એને છોકરો ઘડતાં છોકરી ઘડી છે. એને કાંઇ જોવાનું પણ મન થતું નથી. કાલે ખાસ્સો મહાદેવનો વરઘોડો ચઢયો હતો. તે મ્હેં એને કહ્યું કે લુંગડું બદલી નાંખ અને આપણે કોઇને ઓટલે જઇને બેશીયે. તોએ એણે મારૂં માન્યું નહિં. અને કહ્યું કે છાપામાં લખવાનું થોડું બાકી છે તે પૂરૂં કરવાનું છે. એને તે કોણુ જાણે આ શું લત લાગી છે. આપણે બાયડીઓને તે વળી એ શી પીડા! ખાસ્સો બેશ કેવો સારો વરઘોડો હતો. મહિં પરીયો કરીતી, અને મહાદેવની પાલખી પાછળ કેવી ઈંદ્રાણીઓ બની હતી. ભોગ એના ના જોયો તો મારે શું?

**સરોજ**—મોટાભાઇ; આજે અત્યારે જગતની ભૂગોળ શીખવવા માટે મીસ ફ્લોરાએ સીનેમેટોગ્રાફની યોજના કરી છે. આ સંબંધી મેં ઘણું વાંચ્યું છે. તેથી

મારે તે જોવાનુ મન છે. તેમ મીસ. ફ્લોરાયે પણ કહેવડાવ્યું છે કે આવજે. તમે કહો તો હું જાઉં. પાડોશમાંથી સરલા પણ જવાની છે દસેક વાગે પૂરૂં થશે. અને વળી તે સંબંધી થોડીક નોંધ પણ આપણા પત્રને માટે લખવા ધારૂં છું, તે પણ લખી શકાશે.

**ધનલક્ષ્મી**—વરઘોડા જોવાનું તો મન થતું નથી અને આવું આવું જોવા માટે અત્યારે ક્યાં જવું છે?

**મનંતરાય**—સરલા વગેરે બધાં જતાં હોય તો જવાની કાંઇ અડચણ નથી. પ્રેસમાં પણ રીપૉર્ટર માટે ટીકીટ આવી છે. પણ તું જ જજે. મારે કોઇ બીજાને મોકલવાની માથાકુટ પણ નહિ કરવી પડે.

**ધનલક્ષ્મી**—તમે જ એને ચઢાવી મૂકી છે તો.

જમીને સરોજ ગઇ. ધનલક્ષ્મી પણ પરવારીને મનંતરાય પાસે ગયાં. જઇને બોલ્યાં કે હવે તમારે આ સરોજનું કાંઇ નથી કરવું? દહાડે દહાડે મોટી થાય છે. તમારી આંખમાં ખૂપે એવા પણ એક બે ઘર અને વર છે. આપણે ફક્ત બે દીકરીઓનો વસ્તાર છે. બીજી તો હજી નાની છે. માટે આનું ગમે તેમ કરીને ગોઠવી દેવું જોઇયે. ગોં બધે શુકન તો નાંખ્યો છે. પણ ચુંક પૈસાની છે. આપણો પણ હાથ પહોંચતો છે તો ગમે તેમ કરીને પણ એ બેમાંથી એક ઘર બોટી દેવું જોઇયે. છોકરીઓના સુખને માટે જ પૈસા ખરચવાના છે ને? એમાં પાછું જોવું જોઇયે નહિ.

**મનંતરાય**—સરોજનો શો વિચાર છે?

**ધનલક્ષ્મી**—એનો વળી વિચાર શો? આપણે એના સુખ માટે તો બધો વિચાર કરીયે છીયે કની? એમ છોકરીને મોંયે ન ચઢાવશો.

**મનંતરાય**—પણ તું કળેકળે પૂછજે તો ખરી.

**ધનલક્ષ્મી**—ના. હું તે તમારી છોકરીને પૂછી શકીશ નહિ. ગમે તેમ જવાબ આપે અને મને તો લાગે ખોટું. અને પાછું તમે એનું ઉપરાણું લ્યો. પૂછવું હોય તો તમે પૂછજો.

**મનંતરાય**—ઠીક હું આજે જ એને પૂછી જોઇશ. તમે જઇને સૂઇ જાવ.

ધનલક્ષ્મી બબડતાં બબડતાં ગયાં. અને નાની છોકરી સુશીલા લેસન કરવી હતી તેને નિશાળની પૂછપરછ કરી, અંદર લઇ જઇને કાંઇ કામે લાગ્યાં. મનંતરાય વિચારમાંને વિચારમાં થોડીવાર બેસી રહ્યા. પછી સરોજના ઓરડામાં ગયા. સરોજને જુદો ખંડ આપ્યો હતો. પણ તેને તાળુ વાસી બહાર જવાનો હુકમ નહોતો. એના ખંડમાં જઇ કબાટમાંની ચોપડીઓ જોવા માંડી. એમની નજરે બધાં જ ઉત્તમ પુસ્તકો પડયાં. ટેબલ ઉપર તો વળી બધાં છાપખાનાને લગતાં જ પુસ્તકો હતા. "How to manage a Printing Press." "How to succeed as a Publisher" "Book writing and Book Publishing" "Newspaper world." "Story of a Foundary" વગેરે પુસ્તકો હતા. વળી એક મોટી નોટ બુક અડધી લખેલી પડી હતી. "અને આપણું

છાપખાનું શી રીતે ખીલવવું" એ નામે લેખ લખેલો હતો. તેમાં ઘણીજ ઉપયોગી સૂચનાઓ કરેલી હતી. આમાંથી થોડુંક વાંચતાં તો મનંતરાય અજાયબ થઇ ગયા અને બબડયા કે આ છોકરી આટલી હોંશીયાર હશે તેનો તો મને ખ્યાલજ નહોતો. વળી એક બીજી નોટ પડી હતી તેમાં "મારી અભિલાષા" નામે લેખ લખેલો હતો. તેમાં સેવામાંજ જીવન ગાળવાનો નિશ્ચય હતો. લેખ ભાવનામય હતો. એટલે બધી બાબતોનો વિચાર તેમાં દર્શાવ્યો દેખાતો નહોતો. ફક્ત એકાદ ઠેકાણે જ ઇસારો હતો કે શું "લગ્ન સુખ, સંસાર સુખ, કરતાં સાહિત્ય સેવાનું સુખ કમ છે?" "માણસને આત્મ પોષણ અર્થે કેટલા રૂપિયાની જરૂર છે? ખાલી ફેશન, અને ઢોંગ સોંગ, કે નકામા ભપકાનું ખર્ચ બાદ કરતાં જુજ રકમની જરૂર છે; અને એટલાતો ગૌરવ સહિત મળી શકે તેમ છે તો સાહિત્ય સેવામાં જીવન સમર્પણ કેમ ના કરવું ?"

આ વાંચીને મનંતરાયના મનમાં કાંઇક નવાજ વિચાર આવવા માંડયા. આજે જ પોતાની પુત્રીને પોતે ઓળખી એમ તેમને લાગ્યું. તેની અભિલાષા કાંઇક સમજવા લાગ્યા. પણ વળી પાછો મનમાં વિચાર આવ્યો કે છોકરીના આવા અભિલાષ પૂરા પાડી શકાશે કે? છોકરીને વળી લગ્ન વિના ચાલે? ના કેમ ચાલે? સંસ્કારી પુત્રી હોય તો ભય શાનો? વિધવાને કાંઇ ભય હોય છે? પણ ભવિષ્યમાં પરણવાનું મન થાય તો નાતમાં વર કયાંથી લાવે? સારા હશે તે તો ખોટાઇ જશે. પણ ભવિષ્યમાં કાંઇ વિના કારણે લગ્નની મરજી થવાની છે? કોઈ સુપાત્રને લીધે જ તેવી મરજી થવા સંભવ છે. અને તેમ હોય તો તેને લગ્ન કરતા વાંધો પણ શો છે? એ સમજણી છે. પરનાતમાં પરણશે તોપણ શી હરકત છે? આમને આમ વિચારમાં સરોજ ઓરડામાં આવી તેનું પણ તેમને ભાન રહ્યું નહિં. સરોજ પણ પિતાને પોતાના ખંડમાં જોઇને અજાયબ થઇ અને મનમાં ધાર્યું કે આજે કાંઇ ખાસ કારણ હોવું જોઇયે. એને આવેલી જોઇ એટલે મનંતરાય પોતાના વિચારોમાંથી જાગ્રત થયા. એને વ્હાલથી બોલાવી, અને શું જોઇ આવી તે પૂછયું. પછી મનંતરાયે પૂછયું કે "સરોજ, આ બધાં છાપખાનાં સંબંધી પુસ્તકોમાં તને રસ પડે છે?"

સરોજ—હા મોટાભાઈ, એ બધાં જ મ્હેં વાંચ્યા છે. એન્સાઇ કલોપીડીયામાંથી પણ છાપખાના સંબંધમાં મેં ઘણું વાંચ્યું છે. અને આપણા છાપખાના સંબંધી શું કરવું જોઇયે, તે ગાંડુ ઘેલું મેં બધું લખી રાખ્યું છે; તે તમને સુધારવા માટે આપવાની છું.

મનંતરાય—પણ સરોજ આમ તે કયાં સુધી ચાલશે? તારી બાતો તારે માટે ઘણીજ અધીરી થઇ ગઇ છે. માટે હવે એ કંઇ તેમાંથી એકાદ ઘર પસંદ કરીને તું ગોઠવાઇ જા.

સરોજ—મોટાભાઇ! થઈ રહેશે એ તો બધું. એની શી ઉતાવળ છે?

મનંતરાય—ઉતાવળ તો ખરીસ્તો! હવે કાંઇ તું નાની છું!

સરોજ વિચારમાં પડી ગઇ. તેના આનંદી મુખ ઉપર ગંભીરતા છવાઇ ગઇ. અને જાણે નિરાશ થઇ હોય તેમ એક ખુરશીમાં બેસી ગઇ. આ જોઇ મનંતરાય બોલી ઉઠયો.

"સરોજ! મેં તને કોઇ દિવસ દુભવી નથી. આજે પણ તું નકામી દુભાઇશ નહિ, તારા મનમાં જે હોય તે સુખેથી કહે."

**સરોજ**—મોટાભાઇ! તમે મારા બધા કોડ હમેશાં પૂરા પાડયા છે. તેમજ મને વાંચવા લખવાનો શોખ પાડયો છે. મેં આ બધી વાતોનો બહુ બહુ વિચાર કર્યો છે. અને મને એમ લાગે છે કે હું જાણે સંસારી–પરણેલી–જીંદગી ગુજારવાને માટે ઘડાયલી જ નથી. હું જરા ધુની છું. હું કોઇને સંતોષ આપી નહિ શકું. કોઇથી સંતોષ પામી નહિ શકું એમ મને લાગે છે.

**મનંતરાય**—પણ એમ કાંઇ ચાલે? લગ્ન તો કરવું જ જોઇયેને? પતિ એજ સ્ત્રીનો પોષક છે. તેજ સ્ત્રીનો રક્ષક છે. અને લગ્ન વડેજ મનુષ્ય જાતિનું નીતિમય અસ્તિત્વ છે. વળી આપણે છેક આજનો કે અત્યારનો જ વિચાર કરવાનો નથી. ભવિષ્યનો પણ વિચાર કરવાનો છે. હાલના જેવું મન કાંઇ સદાકાળ રહે છે?

સરોજ—પતિ તે રક્ષક અને પાળક છે તે વાત તો ખરી. એક નિયમ તરીકે તો લગ્નની સંસ્થા ઘણીજ માનપાત્ર છે તે પણ હું કબૂલ કરૂં છું. પરંતુ સ્વભાવે ફેર છે. અને વળી સંજોગો પણ સૌના સરખા નથી હોતા. માટે લગ્નના સામાન્ય નિયમમાંથી કોઇને બાદ પણ રહેવા જેવું હોય. વળી ખરી વસ્તુસ્થિતિનો વિચાર કરીયે તો તો તરતજ જોઇ શકાય છે કે પતિ તે પાળક છે, રક્ષક છે, એ તો બધું કહેવાનુ. ઘણાયે પતિઓને પતિધર્મનું, પતિની જવાબદારીનું ભાનજ નથી હોતું. ઘણા પોતે જ પરતંત્ર હોય છે. ઘણા પતિ થવાને પણ નાલાયક હોય છે. રોગિષ્ટ યુવક યુવતીઓના પણ લગ્ન થાય છે. કજોડા પણ જોઇયે છીયે.

**મનંતરાય**—એ ખરૂં, પણ તને હું કયાં ગમે ત્યાં ઝંપલાવી દેવાનું કહું છું. આપણી નાતમાંથી તો જરૂર કોઇ લાયક મળી આવશે. અને હું ગમે તે ભોગે પણ તે મેળવવાને પ્રયત્ન કરીશ. અને તારા જેવી કન્યાઓ પણ કાંઇ નાતમાં ઘેર ઘેર નથી.

**સરોજ**—એતો મોટાભાઇ તમે મારા નકામા વખાણ કરો છો. ખરૂં પૂછો તો હું ઘર કરતાં તમારા છાપખાનાને લાયકની વધારે છું. મને ઘર કામમાં ગમ પડતી નથી. મને રસોઇમાં રસ પડતો નથી. બૈરામાં બેસવું ફાવતું નથી. એવા તે કોના ભોગ લાગ્યા હશે કે મારી સાથે પાનુ પાડી ઘરની હરાજી બોલાવશે. ના, ના હું કોઇને ખાડામાં નહિ પાડું એમાં એને સુખ નહિ થાય અને મને પણ સુખ નહિ થાય.

**મનંતરાય**—પણ ભવિષ્યનો વિચાર કર્યો?

**સરોજ**—કરેલો છેસ્તો. મૂખ્ય વિચાર બે. રક્ષક અને પોષકનો. એક પેટને તે કેટલું જોઇએ? એટલું તો તમારે પ્રતાપે કુટી કાઢું. અને તે પણ ઝાઝી અથડામણ વિના. તમારાજ પ્રેસમાં મને નોકર રાખો અને યોગ્ય પગાર આપો તો મારે બીજું કાંઇ

નહિ જોઇયે. અને રક્ષા તો તમે છો ત્યાં સુધી કરશોસ્તો. પછી અંગ્રેજનું રાજ્ય છે, અને આવું મોટું શહેર છે. મને કોઇની બ્હીક નથી. સંસારસુખની મને અપેક્ષા નથી. તેની મને તૃષ્ણા નથી. હું તો સદાય સરસ્વતીની પૂજારણ રહીશ. સરસ્વતી માતા પણ બાળકુમારાજ કહ્યાં છે.

**મનંતરાય**—પણ બ્હેન! મન ચંચળ છે. તેનો શો વિશ્વાસ? તેની અસ્થિરતા અટકાવવા માટે લગ્નની જરૂર છે ને?

**સરોજ**—મન અસ્થિર હશે તો પ્રયત્નથી દૃઢ થશે. ઉદ્યોગી મનને અસ્થિર થવાનો અવકાશજ નહિ રહે. અને છતાંયે દૃઢતા પ્રાપ્ત નહિ થાય તો હું ક્યાં આખા જીવનની જોગણ થઇ છું? જે સમયે જે યોગ્ય લાગશે તે કરીશ. તે વખતે લગ્ન કરીશ. પાપમાર્ગે તો નહિ જ પળું. સંસ્કારી પિતાની સંસ્કાર પામેલી હું પુત્રી છું. મોટાભાઇ! મારા અભિલાષોને તમે નહિ પોષો? સ્ત્રીઓને પુરૂષોએ પરાવલંબીજ કલ્પી છે, તે મ્હેણું ટાળવાનો પ્રસંગ મને નહિ આપો? પુરૂષો અમને વ્હેમથી જ જુવે છે તેમની આંખો મને ખોલવા નહિ દો? મારા મનમાં ઘણા ઘણા મનોરથો છે તે તમે નહિ પૂરો? બોલો બોલો, મને બંધનમાંથી છોડો. મારે માટે લગ્ન નથી. લગ્નને લાયક હું નથી.

**મનંતરાયઃ**—સરોજ! હું નિરૂત્તર છું. તારા કોડ હું પૂરીશ. દૃઢતા ધારણ કરી હું તારો પક્ષ કરીશ.

આ વાત ચાલતી હતી તેટલામાં ધનલક્ષ્મી ત્યાં આવી પહોંચ્યા તેમને મનંતરાયે બધી વાત સમજાવી. સરોજે વાંચેલી ચોપડીઓ, અને લખેલી નોંધો સંબંધી પણ કહ્યું અને બોલ્યા કેઃ "થોડા દિવસ ઉપર જ મને કલેશ થયો હતો કે મારે દિકરો નથી. મનમાં એમ થયું હતું કે એક મોટો છોકરો હોત તો મારો ધંધો સંભાળી લેત અને વૃદ્ધ વયે મને મોકળો કરી કુટુંબનું પોષણ કરત પણ હવે મારી આંખ ખુલી છે. મારી સરોજ મારો દિકરો છે તે મારો ધંધો બરોબર સંભાળી લેશે અને તેનું પોતાનું તો શું, પણ આખા કુટુંબનું તે પોષણ કરી શકશે, તેવી મારી ખાત્રી થઇ છે. હું હવે કોઇનું સાંભળવાનો નથી. દુનિયાથી ડરવાનો નથી. આજથી આ છાપખાનાના માલિક "મનંતરાય અને દિકરી" છે. Manant Roy & Daughter નું પાટીયું કાલથી છાપખાના ઉપર, આવી જશે."

* * *

ઉપલા બનાવ પછી વર્ષો વહી ગયાં છે. મનંતરાય હાલમાં નિવૃત્તિ નિવાસ ભોગવે છે. Manant Roy & Daughter ની પેઢીની સઘળી વ્યવસ્થા મિસ. સરોજિની જ કરે છે. પહેલાં હતું તે કરતાં છાપખાનું વિશાળ થઇ ગયું છે. તેનું કામ વખણાય છે. પત્ર તથા માસિક હોંસે વંચાય છે. અને તેના માલિકો ઉપર લક્ષ્મીની મહેર છે. હજી સુધી તો બાપ કે દિકરીને પસ્તાવાનું કારણ મળ્યું નથી. નાની દિકરીએ ધનલક્ષ્મીનું મન ઠાર્યું છે. તેનો વર સંસ્કરી છે. અને તેની બાળક પુત્રી સરોજને જીવન પ્રાણ છે.

---

# આપણાં છાત્રાલયો—બૉર્ડિંગ હાઉસો.

આજકાલ આપણા ગુજરાતમાં છાત્રાલયો એટલાં બધાં થઇ ગયાં છે કે ગુજરાતની કેળવણીનો વિચાર કરતી વખતે એ છાત્રાલયોને વિસારી શકાય તેમ નથી. આપણાં યુવકોનો અમુક ભાગ એવી સંસ્થાઓમાં રહે છે અને આપણું ભવિષ્ય એ યુવકોના હાથથી ઘડાવાનું છે તો એ સંસ્થાઓનો વિચાર કર્યા વિના કેમ ચાલશે? જતે દિવસે આપણી માધ્યામિક કેળવણીમાં આવા બૉર્ડિંગ હાઉસોની મોટી આવશ્યકતા ઉભી થશે અને દ્રવ્યપૂજાના આ જમાનામાં ઘણાં માબાપોને પોતાની પ્રજાની કેળવણી માટે આવી સંસ્થાઓ શોધવી પડશે. આ રીતે આ છાત્રાલયોનો પ્રશ્ન ઘણો મહત્ત્વનો છે. આવાં છાત્રાલયો તરફ હજી આપણા કેળવાયેલા વર્ગનું લક્ષ જોઇએ તેટલું ખેંચાયું નથી અને એ પ્રશ્નને યોગ્ય ન્યાય પણ મળ્યો નથી.

અત્યારે આપણે ત્યાં ત્રણ પ્રકારનાં બૉર્ડિંગ હાઉસો છે. ૧. સરકારી કે ખાનગી હાઇ સ્કૂલોનાં બૉર્ડિંગ હાઉસો; ૨. જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે જુદી જુદી જ્ઞાતિઓ તરફથી સ્થપાએલાં બૉર્ડિંગ હાઉસો; ૩. જ્ઞાતિના નાના જેવા ભેદ વિના વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય ઘડવાના ઉદ્દેશથી સ્થપાયેલ બૉર્ડિંગ હાઉસો. આ ત્રણ પ્રકારમાં પહેલા પ્રકારનાં અને ત્રીજા પ્રકારનાં હાઉસો ગણ્યાં ગાંઠ્યાં છે. સરકારે વિદ્યાર્થી—જીવનને વધારે નિયંત્રિત કરવાના હેતુથી સુરત, ભરૂચ, ગોધરા વિગેરે સ્થળોએ હાઇ સ્કૂલોની સાથે જ હોસ્ટેલો બંધાવી છે અને શ્રીમંત ગાયકવાડ સરકાર જેવા ઉદાર રાજાઓએ પણ એ રીતિનું અનુકરણ કર્યું છે. આવી બૉર્ડિંગોની વ્યવસ્થા ઘણે ભાગે હેડ માસ્તરને હાથ હોય છે અને આખી નિશાળના ભાર સાથે આ ભાર પણ વહન કરવો પડે એટલે એ હોસ્ટેલમાં જીવનના વિકાસપર સ્વભાવિક રીતે ઓછું ધ્યાન જાય એ બનવા જેવું છે. જ્યાં જ્યાં આવાં હોસ્ટેલો છે ત્યાં ત્યાં તેની વ્યવસ્થા માટે એક એલાયદા સંસ્કારી ગ્રેજ્યુએટને જ રોકવામાં આવે તો એ સંસ્થાઓની વ્યવસ્થા વધારે સારી થાય એમ સૌ કોઇ કહી શકશે. અત્યારે તો એ હોસ્ટેલોની વ્યવસ્થા મનમાનતી નથી એટલું જ કહી વિરમશું.

બીજા પ્રકારનાં જ્ઞાતિઓના બૉર્ડિંગો ગુજરાતમાં સંખ્યાબંધ છે. જુદી જુદી જ્ઞાતિઓમાં એક કે વધારે શ્રીમંતોના દ્રવ્યથી સુરત, અમદાવાદ, રાજકોટ, ભાવનગર, અમરેલી વગેરે સ્થળોમાં આવી સંસ્થાઓ ચાલે છે. પોતાનું કમાયેલું દ્રવ્ય જ્ઞાતિના ગરીબ વિદ્યાર્થીઓનાં હિતમાં વાપરવું એવી જ્ઞાતિવત્સલતા સાધારણ રીતે આવી સંસ્થાઓમાં બીજભૂત હોય છે.—પરંતુ, આવા શ્રીમંતો સાધારણ રીતે અશિક્ષિત હોઇને આવી સંસ્થાઓમાં જે પ્રકારની કેળવણીની દૃષ્ટિ આવવી જોઇએ તે તેઓમાં હજી આવી નથી. આથી કરીને પુષ્કળ દ્રવ્યસામગ્રી હોવા છતાં, આવી સંસ્થાઓ કેળવણીમાં તો રાંક જ રહી છે અને એ રાંક જેવી સંસ્થાઓ ક્યારે સમૃદ્ધ થશે એ જોવાનું છે.

આવાં છાત્રાલયોનું શરીર કેવી રીતે બાંધવું વગેરે વિચારો પ્રસ્તુત લેખમાં આપણે કરશું.

સૌથી પ્રથમ તો આવાં છાત્રાલયોનો ઉદ્દેશ કયો ? મારા માનવા પ્રમાણે આવી સંસ્થાઓનો મુખ્ય ઉદ્દેશ ચારિત્ર્ય ઘડવાનો હોવો જોઇએ પછી, ભલે એ મુખ્ય ઉદ્દેશની સાથે બીજા નાના મોટા હેતુઓ હોય. નાની વયમાં વિદ્યાર્થીઓનું ચરિત્ર્ય બંધાય એટલે ભવિષ્યમાં તેઓ પોતાને માથે આવતી અનેક ફરજો યોગ્ય રીતે અદા કરી શકે, પોતાની જાત તરફ, કુટુંબ તરફ, દેશ તરફ પોતાનાં કર્તવ્યો બજાવી શકે એ વિચાર તો કેળવણીમાં અતિ આવશ્યક છે અને આવી સંસ્થાઓ જો એ ઉદ્દેશને સિદ્ધ કરવા પ્રયત્ન ન કરે તો એ સંસ્થાની ઉપયોગિતા રહેતી જ નથી. આપણી ઘણીખરી સંસ્થાઓમાં આ વિચાર લક્ષ બહાર જાય છે અને તેથી કરીને એ છાત્રાલયો ઉદાર શ્રીમંતોની પાંજરાપોળો જેવી થઇ રહે છે. વિદ્યાર્થી જીવનના વિકાસ માટે સ્થપાયેલી આવી સંસ્થાઓમાં સેવા સંયમ અને સ્વાશ્રય એ ત્રણ મુખ્ય મંત્રોછે અને એ ત્રણેની બરાબર સિદ્ધિ થઇ શકે તેવા પ્રકારની અંતર બહાર વ્યવસ્થા કરી આપવી એ છાત્રાલયોના નેતાઓનું મુખ્ય કર્તવ્ય છે.

આપણી વસ્તુસ્થિતિ તપાસીએ. જ્ઞાતિના છાત્રાલયો ચારિત્ર્ય ઘડવાના ઉદ્દેશથી નીકળેલાં હોતાં નથી. અલબત, વિદ્યાર્થીઓ સારા થાય એવી શુભ વાસના એવાં છાત્રાલયોને સ્થાપનાર શ્રીમંતોના હૃદયમાં હોય છે ખરી, પણ એ વાસના પણ ઘણીજ શિથિલ અને લુલી જેવી હોય છે, આગ્રહવાળી હોતી નથી. આથી કરીને આવાં બોર્ડીંગોની વ્યવસ્થા રાખવા માટે અને ચારિત્ર્યવિકાસના ઉદ્દેશની સિદ્ધિ માટે એક સુશિક્ષિત સંસ્કારી માણસની સીધી દેખરેખ નીચે એ સંસ્થા મૂકવી એ વિચાર સરખો પણ ઘણીવાર તો આવતો નથી. આવાં બોર્ડિંગોની વ્યવસ્થા ઘણે ભાગે તો શેઠના બંગલાનું શાકઆદિ લાવનાર મહેતાને હાથે હોય છે. આશા કયા પરિણામની રાખી શકાય ! શું વ્યવસ્થા એટલે રસોડા માત્રની દેખરેખ ? શું વ્યવસ્થા એટલે હિસાબ, રોજમેલ, વીઝીટ બુક, ડેડ સ્ટૉક વગેરેની સાચવટ અને ચોખવટ એટલુંજ ? નહિ. નહિ. આ બધું નિરૂપયોગી છે એવું મારૂં કહેવાનું નથી. પરંતુ કેળવણીની સંસ્થામાં તો આ પ્રકારની વ્યવસ્થાની પાછળ જે દૃષ્ટિ ( spirit ) કાર્ય કરતી હોય તે દૃષ્ટિની કિંમત છે, નહિ માત્ર બાહ્ય સ્વરૂપની. માટે સૌથી પહેલું તો એવી જાતની દૃષ્ટિ જાતે રાખી શકે અને બીજાઓના જીવનમાં ઉતારી શકે તેવા માણસની સીધી દેખરેખ નીચે આપણાં છાત્રાલયો મૂકાવાં જોઇએ. અત્યારે તો આપણાં છાત્રાલયોમાં દેખરેખ રાખનારા સુપ્રિન્ટેન્ડન્ટો જ કયાં છે ? જ્યાં છે ત્યાં પણ સંસ્કારવાળા સુશિક્ષિત તો કેટલા થોડા ? એવા યોગ્ય સુપ્રિન્ટેન્ડેન્ટોને છાત્રાલયોમાં કાર્ય કરવાની જે પ્રકારની સ્વતંત્રતા જોઇએ તે આપવા શ્રીમંતો ખુશી છે ? કેળવણીના વિષયમાં એ સુપ્રિન્ટેન્ડન્ટ વધારે સમજી શકે એવું સ્વીકારવા શ્રીમંતો તૈયાર છે ? જ્યાંસુધી આવી સંસ્થાઓમાં દ્રવ્યની સાથે સુવિદ્યાનો યોગ કરવામાં નહિ આવે ત્યાં સુધી તે સંસ્થાઓ સુધરશે નહિ એ નિઃસંશય વાત છે અને તેટલા માટે એવી સંસ્થાઓના ચાલકો આ બાબતપર પૂરતું લક્ષ આપે એ ઘણું જરૂરનું છે.

આ રીતે આવાં છાત્રાલયોનો મુખ્ય આધાર યોગ્ય સુપ્રિન્ટેન્ડન્ટ ઉપર રહે છે. જ્યારે દ્રવ્યાદિ બાહ્યસામગ્રીનો મુખ્ય આધાર શ્રીમંતો ઉપર રહે છે ત્યારે

આખા છાત્રાલયના આંતર વિકાસનું જોખમ સુપ્રિન્ટેન્ડન્ટ ઉપર રહે છે. આવા સુપ્રિન્ટેન્ડન્ટનાં ખાસ આવશ્યક લક્ષણો કયાં? અલબત, કોઇ પણ ક્ષેત્રમાં કાર્ય કરનારમાં જો એ કાર્યને માટે સ્વાભાવિક વલણ હોય તો જ એ કાર્યની ફતેહ થાય છે; પરંતુ, આવી સહજ શક્તિને પણ વિકાસનો અવકાશ તો રહે છે જ અને એ રીતે બીજાં ક્ષેત્રોની માફક આ ક્ષેત્રમાં પણ કાર્ય કરનારને યોગ્યતા પ્રાપ્ત કરવા માટે તૈયાર થવું પડે છે, અને તૈયાર થવું એ કર્તવ્ય છે.

સૌથી પ્રથમ તો સુપ્રિન્ટેન્ડન્ટનું પોતાનું જીવન નમુનેદાર હોવું જોઇએ. જે વ્યક્તિના સહવાસમાં અને છાયામાં વિદ્યાર્થીઓનો વિકાસ થવાનો છે તે વ્યક્તિની જીવન ભાવના ઉચ્ચ ન હોય તો પછી તેમની પાસેથી કશી આશા જ ન રાખવી. મનુષ્યનું ચારિત્ર્ય એ એવી ઝીણી તથા અટપટી વસ્તુ છે કે તેનો સ્પષ્ટ નિર્દેશ સર્વ પ્રકારે થઇ ન શકે. છતાં પણ, ચારિત્ર્યમાં જે જે સનાતન ધર્મનીતિનાં સૂત્રોનો સમાવેશ થાય છે તે આપણે સાધારણ રીતે સમજીએ છીએ, અને આ સૂત્રો આ વ્યક્તિના જીવનમાં ઓતપ્રોત થયાં હોવાં જોઇએ. અલબત્ત, માણસ આખરે માણસ છે છતાં પણ તેણે જેટલો પોતાના પશુભાવ ઉપર સંયમ મેળવ્યો હોય તેટલી આ ક્ષેત્રમાં તેની યોગ્યતા વધે છે. આથી કરીને સુપ્રિન્ટેન્ડન્ટે સૌથી પહેલું તો પોતાની જાતને સુધારવાનું કામ કરવાનું છે.

સુપ્રિન્ટેન્ડન્ટનું બીજું—કદાચ પહેલાથી પણ વધારે અગત્યનું—લક્ષણ વિદ્યાર્થીઓ ઉપર સહજ પ્રેમ છે. ખરી રીતે તો કેળવણીના કોઇપણ પ્રદેશમાં કાર્ય કરનાર મનુષ્યમાં આવો પ્રેમ આવશ્યક છે, પરંતુ આવાં છાત્રાલયોમાં તો તે વિના ચાલી શકે જ નહિ. આવાં છાત્રાલયો એક રીતે બોલીએ તો ગૃહનાં પ્રતિનિધિઓ છે. માતપિતાના ખોળામાંથી આળોટી ઊઠતાં વિદ્યાર્થીઓ આવાં સ્થાનોમાં પ્રવેશ કરે છે ત્યાં તેમને ગૃહજીવનની વિશિષ્ટ ભાવનાઓ મેળવી જોઇએ અને કુટુંબસ્નેહ એ સર્વનું મૂળ છે. આખું છાત્રાલય એક કુટુંબ તરીકે રહે અને આખી સંસ્થાના દરેક અવયવને એકસાં મળી શકે તેથી આ રીતે વધારે પોષણ મળી શકે તો જ એક સંસ્થા તરીકે તેની ઉપયોગિતા છે. આવા કુટુંબભાવના પોષણ માટે સુપ્રિન્ટેન્ડેન્ટમાં આવો સહજ પ્રેમ જરૂરનો છે અને મારા પોતાના અનુભવથી તો એમ લાગે છે કે સુપ્રિન્ટેન્ડેન્ટનાં બીજાં લક્ષણો અભ્યાસથી પણ પ્રાપ્ત કરી શકાય છે પરંતુ આવો સ્નેહભાવ તો કુદરતની જ બક્ષીસ છે. જેનામાં એ ભાવ ન હોય તેણે સુપ્રિન્ટેન્ડેન્ટનું સ્થાન લેવું એ થોડું જોખમ ખેડવા જેવું છે.

સુપ્રિન્ટેન્ડેન્ટ માટે ત્રીજી આવશ્યક વસ્તુ ચારિત્ર્યવિકાસનું જ્ઞાન છે. ચારિત્ર્ય એટલે શું, કેવા કેવા અભિલાષો અને ઉચ્ચગ્રાહો કઇ ઉમ્મરે જાગે છે, જુદાં જુદાં idealsમાં કેવું તારતમ્ય છે, એ સર્વ ખીલવવા માટે કેવાં સાધનો ઉપયોગ કરવો, વિકાસમાં ઉતાવળ ન કરતાં માત્ર વિદ્યાર્થીને દૂરથી વિકાસવાનો માર્ગ માત્ર કરી આપવો ઇત્યાદિ જે અનેક પ્રશ્નો કેળવણીના ગંભીર પ્રદેશમાં ઊઠે છે તેનું તેને ભાન હોવું જોઇએ. વિદ્યાર્થીઓએ મૃત વસ્તુઓ નથી પણ જીવતાં જાગતાં ભિન્ન ભિન્ન સંસ્કારોવાળાં મનુષ્યો છે એ વાતનું કદિ વિસ્મરણ નજ થવું જોઇએ. આથી કરીને, સુપ્રિન્ટેન્ડેન્ટને માનશાસ્ત્રનો થોડો ઘણો પરિચય જોઇએ.

આ ત્રણ ઉપરાંત બીજાં ઘણાં લક્ષણો ગણાવી શકાય, આપણા દેશમાં અત્યારે એવો પવન વાય છે કે સૌ કોઈએ સેવા કરવી એજ જરૂરનું છે. કેળવણીના ક્ષેત્રમાં પણ આ શુભ ભાવના પ્રસરતી ચાલી છે, અને તેથી કરીને ઘણા ઉત્સાહી યુવકો ઉછરતી પ્રજાનું ચારિત્ર્ય ઘડવા માટે બોર્ડીંગ જેવી સંસ્થાઓમાં સાક્ષાત કે પરંપરાથી જોડાય છે. પરંતુ આ શુભ ભાવનાનો યથાર્થ અમલ કરવા માટે જે સાધનસંપત્તિની જરૂર છે તેની ઉપેક્ષા કરવામાં આવે છે તેમ થવું ન જોઇએ. સેવાનો ઉત્સાહ જેટલો આદરણીય છે તેટલીજ બલ્કે તેથી વિશેષ આદરણીય સેવા માટે સામગ્રીની તૈયારી છે. આપણાં છાત્રાલયોમાં પણ જે જે ઉત્સાહી યુવકો જોડાય તેમણે આ પ્રકારની ઉચ્ચ દેશસેવા કરવા માટે જે જે પ્રકારની યોગ્યતા મેળવવી ઘટે તે તરફ અનાદાર ન દર્શાવતાં એ યોગ્યતા મેળવી સેવાની ભાવનાને વધારે ઉચ્ચ અને મૂલ્યવાન્ કરવી જોઇએ.

આપણે છાત્રાલયોનો ઉદ્દેશ, તેના વ્યવસ્થાપકો તથા સુપ્રિન્ટેન્ડન્ટ વિષે થોડું જોયું. ઉદ્દેશની સિદ્ધિ માટે શું શું જરૂરનું છે તે સામાન્ય રીતે જોયું, પરંતુ આ સર્વમાં છાત્રાલયના સૌથી વધારે અગત્યના અવયવનો તો આપણે વિચાર પણ ન કર્યો, અને તે છાત્રાલયના છાત્રો. ઉદ્દેશનો નિર્દેશ થાય, વ્યવસ્થાપકો મળે, સુપ્રિન્ટેન્ડન્ટ મળે અને છતાં ચારિત્ર્ય વિકાસને સ્થાન ન મળે એ બનવા જોગ છે. કારણ કે, ખરો વિકાસ તો અંદરથી ઉદ્ભવે છે, બહારથી આવતો નથી. સારામાં સારો ગુરૂ પણ બહારથી કાંઇ રેડી શકતો નથી; બહુ કરે તો અંદરના વિકાસને અનુકૂળતા કરી આપે, વિકાસમાં આવતા અંતરાયોને દૂર કરે વગેરે. આવા આંતર વિકાસને માટે વિદ્યાર્થીઓને યોગ્ય સ્વતંત્રતા આપવી એ અતિ અગત્યનું છે. વિદ્યાર્થીઓના મનોભાવોને યોગ્ય આદર મળે, તેઓનાં પોતાનાં કાર્યોમાં અમુક હદસુધી તેમને છૂટ રહે, પોતપોતાની જોખમદારી સમજતા થાય ઇત્યાદિ બાબતોપર છાત્રાલયોમાં ખાસ ધ્યાન આપવું જોઇએ. આવા પ્રકારની સ્વતંત્રતા વિકાસનું મૂળ છે, પરંતુ એ સ્વતંત્રતા એટલે ઉચ્છૃંખલતા નહિ. સુપ્રિન્ટેન્ડન્ટો વિદ્યાર્થીઓને નિરંતર દાબી રાખે અને ગુલામોની માફક તેમની પાસેથી કામ લે એ જેમ ક્ષંતવ્ય નથી તેમ વિદ્યાર્થીઓ સ્વતંત્રતાને નામે નિરંકુશતામાં ઉછરે એ પણ ઇષ્ટ નથી. એ બેની વચ્ચેનો મધ્ય માર્ગ ગ્રહણ કરવો જોઇએ. ખરી રીતે તો છાત્રાલયોની વ્યવસ્થામાં વ્યવસ્થાપકો અને સુપ્રિન્ટેન્ડન્ટ જેમ અગત્યના તત્ત્વો મનાય છે તેમ વિદ્યાર્થીઓ પણ ગણાવા જોઇએ અને એ રીતે તેઓએ સંસ્થાઓમાંથી પરદેશી જેવા મટી જવા જોઇએ. બોર્ડિંગ જેટલી વ્યવસ્થાપકોની છે, જેટલી સુપ્રિન્ટેન્ડન્ટની છે તેટલી જ બલ્કે તેથી વધારે વિદ્યાર્થીઓની થવી જોઇએ. આ ભાવના જગાડવા માટે વિદ્યાર્થીઓને યોગ્ય સ્વતંત્રતા મળવી જોઇએ. છાત્રાલયની વ્યવસ્થા સુપ્રિન્ટેન્ડન્ટો કરે અને વિદ્યાર્થીઓ આજ્ઞાને અનુસરે તેના કરતાં બની શકે તેવી વ્યવસ્થા વિદ્યાર્થીઓ જાતે જ કરે અને જરૂર પડે ત્યાં મુરબ્બી તરીકે સુપ્રિન્ટેન્ડન્ટ સલાહ લે એ જરૂરનું છે.

આ પ્રમાણે છાત્રાલયો માટે આપણે થોડા વિચારો કર્યા. આ વિષયમાં ઘણી ઘણી વિગતો ઉપર ઘણું કહી શકાય એવું છે માટે આ વિષય ઉપર ગુજરાતના કેળવણીમાં રસ લેનારા ગૃહસ્થો વધારે ઉહાપોહ કરી સમાજમાં જાગૃતિ લાવશે એવી આશા રાખી હું વિરમું છું.

**નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટ.**

---

# ગુજરાતનું જાહેર જીવન.

## અમદાવાદ.

તા. ૨૨-૬-૧૭.

**ગુજરાત સભા.** આ મહિનામાં ગુજરાત સભાની એક સામાન્ય સભાની સભા બેરીસ્ટર જીવણલાલ વ્રજરાય દેસાઇના પ્રમુખપદ નીચે મળી હતી. તે વખતે નીચેના વિષયપર ઠરાવો વગેરે કરવામાં આવ્યા હતા.

૧. માહારાજા બિકાનેર તથા સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહાના માગ્યા મુજબ લડાઇ પછીના રાજકીય સુધારાનું જાહેરનામું ઇંગ્રેજ સરકારે તાકીદે બ્હાર પાડવું. ૧૯ પ્રજાકીય સભાસદોએ, જે માગણીઓ કરી છે અથવા સ્વરાજ્ય વિષે લખનૌ, કૉંગ્રેસ અને ઑલ ઇન્ડીયા મોસ્લેમ લીગે જે ઠરાવો કર્યા છે તેનો સમાવેશ ઉપર કહેલા જાહેરનામામાં સરકારે કરવો.

૨. મદ્રાસના ગવર્નર લૉર્ડ પેન્ટલેન્ડે સ્વરાજ્ય વિરૂદ્ધ જે ભાષણ કર્યું છે તેને આ સભા સખ્ત રીતે વખોડી કાઢે છે; અને વડા પ્રધાને વારંવાર દર્શાવેલા વિચારોનું એ ઉલ્લંઘન કરતું હોવાથી વડી સરકારને સ્વરાજ્યની ભાવના કબુલ કરવા આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

૩. મુંબાઈ સરકારે વિદ્યાર્થીઓને રાજકીય સભાઓમાં નહીં જોડાવવા જે ફર્માન કાઢયું છે તેની સામે આ સભા સખ્ત વિરૂદ્ધતા દર્શાવે છે અને એ વિરૂદ્ધ તાકીદે આખા શેહેરની જાહેર સભા બોલાવવા ઠરાવ કરે છે.

૪. ગુજરાત કૉલેજમાં ફી વધારમાં આવી છે તે વિરૂદ્ધ મુંબાઇ સરકારને અરજી કરવા આ સભા મંત્રીઓને સત્તા આપે છે.

૫. મુંબાઇમાં મળનારી કેળવણી પરિષદ્‌માં પ્રતિનિધિઓ નીમવા.

૬. ગોધ્રામાં મેળવવાની ગુજરાત રાજકીય પરિષદ્‌નો વિચાર મંજુર કરવો.

૭. સભા તરફથી "સ્વરાજ્ય" ને લગતું સાહિત્ય તથા લૉર્ડ પેન્ટલેન્ડનું ભાષણ વગેરે પ્રસિદ્ધ કરવા સંબંધી વિચાર થયો.

૮. અને છેવટે સભાનું ફંડ વગેરે ઉઘરાવવા એક કમીટી નીમવામાં આવી.

**ગુજરાત સાહિત્ય સભા**—સદ્‌ગત ભાઇ રણજીતરામ આ સભાના સ્થાપક હતા અને એમણે જ સાહિત્ય પરિષદ્‌ની પણ સ્થાપના કરી હતી. ગઇ તા૦ ૯ મી જુનને દિવસે તેની ખાસ સભામાં નીચેના ઠરાવો કરવામાં આવ્યા છે.

**ઠરાવ ૧.** "આ સભા બહુ દિલગીરી સાથે નોંધ લે છે કે, રા. રા. રણજીતરામ વાવાભાઇ મહેતાના દુઃખદાયક અને અણધાર્યા મૃત્યુથી ગુજરાત સાહિત્ય સભાએજ નહિ પણ સમસ્ત ગુજરાતે એક વિચારશીલ અને પ્રતિભાશાળી વિદ્વાન અને સાહિત્ય સેવક ગુમાવ્યો છે. દેશ માટે એમને અત્યંત

મમતા અને પ્રીતિ હતાં અને તેની પ્રગતિ અને ઉન્નતિ માટે તે હરહમેશ કાઇને કાઇ કામમાં ગુંથાયેલા રહેતા. નવીન યુવક વર્ગના તે માનનીય નેતા હતા અને તેમનું જીવનકાર્ય આદર્શ-રૂપ હતું. ખરેખર તેમની પ્રવૃત્તિ વિવિધ પ્રકારની હતી અને ગુજરાતને ભૂષણરૂપ હતી. એમના સાલસ વર્તન અને વિનયથી એમણે સર્વનાં મન વશ કર્યાં હતાં, અને એમની રહેણી સાદી પણ ઉન્નતને સંસ્કારી હતી. એમના મૃત્યુથી ગુજરાતે—બલ્કે આખા દેશે એક સાચો સમાજ સેવક, મહત્વાકાંક્ષી, આશાજનક અને ઉત્સાહી પુત્ર ખોયો છે. પરમાત્મા એમના આત્માને શાંતિ આપો.”

ઠરાવ ૨. સ્વ. રણજીતરામ વાવાભાઇ મહેતાનું સ્મારક કરવા એમના નામથી એક સ્મારક ગ્રંથ ગુજરાત સાહિત્ય સભા તરફથી પ્રસિદ્ધ કરવો અને તે ગ્રંથમાં એમના પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ લેખોમાંથી પસંદ કરેલ લેખો, પત્રો અને અન્ય મિત્રો તથા વિદ્વાનો તરફથી એમના સંબંધી લખાઈ આવેલાં સ્મરણો અને નોંધો છપાવવાં–વગેરે.

તે માટે ફંડ ઉઘરાવવા અને કામ કરવા એક કમિટી નીમવામાં આવી છે:—

તા. ૨૫ મી મેને રોજ, સાંજના છ વાગે પ્રેમાભાઈ હૉલમાં રા. જીવણલાલ બેરીસ્ટરના પ્રમુખપદ નીચે રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયાએ “સાહિત્ય અને રાષ્ટ્રીય જીવન” એ વિષે પ્રેમાભાઇ હૉલમાં જાહેર ભાષણ આપ્યું હતું.

**હોમરૂલ લીગ**—તા. ૨૬ મી મેને રોજ, રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયાએ અત્રેના હોમરૂલ લીગ તરફથી “ગુજરાતીઓ અને રાજકીય જીવન” એ વિષે પ્રેમાભાઇ હૉલમાં જાહેર ભાષણ આપ્યું હતું. મીસીસ એની બીસેન્ટના નજર કેદના ઠરાવથી અત્રે ઉગ્ર વિરોધ પ્રકટી નીકળ્યો છે અને અત્યાર સુધી હોમરૂલ લીગમાં નહીં જોડાયલા ઘણા સજ્જનો એક પછી એક સભાસદો થતા જાય છે.

**સત્યાગ્રહ આશ્રમ**—શ્રીયુત્ ગાંધી અત્રે ચાર દિવસ આવી ગયા હતા. સત્યાગ્રહ આશ્રમને માટે લેવાયલી નવી જમીન, રાષ્ટ્રીય શાળાનો અભ્યાસક્રમ, નવા જોડાયલા ગ્રેજ્યુએટો વગેરે સંબંધમાં જાતે કેટલો બંદોબસ્ત કરી પાછા બિહાર તેઓ ઉપડી ગયા છે. સ્વામી સત્યદેવ આશ્રમમાં રાષ્ટ્રીય શાળા માટે શિક્ષક તરીકે રહ્યા છે અને એમણે હિન્દી અભ્યાસના વર્ગો સત્યાગ્રહ આશ્રમમાં જ ચાલુ કર્યા છે.

શનિવાર તા. ૨૩–૬–૧૭ ને રોજ સવારના ૮॥ વાગે ગુજરાત સભાની વ્યવસ્થાપક મંડળની એક મીટીંગ સત્યાગ્રહ આશ્રમમાં મળી હતી. તે વખતે મીસીસ એની બીસેન્ટને પરહેજ કરવામાં આવી તે બાબત અમદાવાદમાં શું કરવું તે વિષે શ્રીયુત્ ગાંધી સાથે લંબાણ મસલત થઇ હતી.

**અમદાવાદ મ્યુનિસીપાલીટી**—અમદાવાદનો મ્યુનિસિપલ કમીશનર મ્યુનિસિપલ બૉર્ડના તાબાનો હોય એમ વર્તતો નથી. એજ જાણે અનિયંત્રિત સત્તા ધરાવતો હોય એમ સમજી વારંવાર જનરલ બૉર્ડની કે મેનેજીંગ કમીટીના ઠરાવોનો અમલ કરતો નથી. “પ્રજાબંધુ” પત્ર એના સામી તથા મ્યુનિસિપાલ વહીવટ સંબંધી સામાન્ય ચર્ચા સારી કરે છે માટે એણે એ પત્રને મ્યુનિસિપાલીટીની જાહેર ખબરો વગેરે આપવાનું બંધ કર્યું છે. સામાન્ય સભાએ એ પત્રને હવેથી જાહેર–ખબરો આપવી જોઇએ

એવી મતલબનો ઠરાવ કર્યો તે માનવા કમીશનર ના પાડે છે. ચંડોળા તળાવ અને આસપાસનો ભાગ મ્યુ૦ હદનો છે એવું રેવન્યુ કમીશનરે ઠરાવ્યું તથા બૉર્ડે કબુલ્યું છતાં મ્યુ૦ કમીશનર એનો ચાર્જ લેવા ના પાડે છે અને મ્યુનિસિપાલીટીને મ્હોટા નુકસાનમાં ઉતારે છે. આ બધાં કારણોથી અમારી મ્યુનિસિપાલીટીએ "આ મ્યુ. કમીશનરની જરૂર નથી" એવો ઠરાવ બહુમતે કર્યો છે.

**શ્રી સરસ્વતી પુસ્તકાલય.** તા. ૩૧ મી મેથી દરીયાપુર જીલ્લામાં ચકલાની અંદર સદરહુ જીલ્લાના વિદ્યાર્થી મંડળ તરફથી આ પુસ્તકાલય જાહેર પ્રજાના લાભ અર્થે ખુલ્લું મુકવામાં આવ્યું છે.

**દાકતરોનાં મંડળો.**—અત્રે, ઑલ ઇન્ડીયા સબઍસીસ્ટન્ટ સરજન્સ એસોસીએશનની ગુજરાતની શાખા એ એક, અને અમદાવાદ મેડીકલ સોસાઇટી એ બીજું, એ રીતે દાકતરોનાં બે મંડળો છે. બન્નેની વાર્ષિક સામાન્ય સભાઓ આ મહિનામાં થઇ હતી. મેડીકલ સોસાઇટીમાં લગભગ ૪૦ એક સભાસદો છે. દરેક સભાસદને વાર્ષિક પાંચ કે દસ રૂપીઆના લવાજમથી ૨૦૦-૩૦૦ રૂપીયાની કિંમતનાં ઉત્તમ વૈદક પત્રો ઘેર બેઠે વાંચવા મળે છે. સોસાઇટી પાસે થોડાં પણ ચુંટી કાડેલાં કિંમતી પુસ્તકોની લાયબ્રેરી પણ થઇ છે અને એ પુસ્તકો પણ સભાસદો ઘેર વાંચવા લઇ જઇ શકે છે.

**સંસાર સુધારા સમાજ**—વડોદરા જ્ઞાતિ રીવાજને ટેકો આપવા અત્રેના સંસાર સુધારા સમાજ હોલમાં એક જાહેર સભા થઇ હતી. તે વખતે પ્રમુખસ્થાન રા. બા. રમણભાઇને આપવામાં આવ્યું હતું.

**સમસ્ત ગુજરાત પૈસા ફંડ મંડળ**—આ મંડળ તરફથી ચાલતી દીલ્હી દરવાજા રાત્રીશાળાનો વાર્ષિક સભારંભ શેઠ દુર્ગાપ્રસાદ મ્હેચર લશ્કરીના પ્રમુખપદ નીચે ડાહ્યાભાઇની વાડીમાં ઉજવવામાં આવ્યો હતો. ઓનરરી પ્રીન્સીપલ મી. લાહેરે વાર્ષિક રીપોર્ટ વાંચ્યો હતો એમાં જણાવવામાં આવ્યું હતું કે આ શાળાના ગુજરાતી અને અંગ્રેજી એવા બે વિભાગ છે. ઇંગ્રેજીમાં ૧૮૦ અને ગુજરાતીમાં ૧૨૦ વિદ્યાર્થીઓ હાલ ભણે છે. ત્રણ વર્ષમાં શરૂઆતથી ભણનારા હાલ ઇંગ્રેજી છઠ્ઠા ધોરણમાં આવ્યા છે. હાજરી સંતોષકારક રહે છે. સામાન્ય જ્ઞાન આપવાની ગોઠવણ દર અઠવાડીયે ભાષણો કે વાતચીતદ્વારા કરેલી છે અને તેથી આ શાળામાં ભણતા વિદ્યાર્થીઓ વિદ્યાવિલાસી અને ચારિત્ર્યવાન બને એવો ઉદ્દેશ છે. ત્યારબાદ આશરે ૮૦ રૂપીયાની કીંમતના ઉત્તમ ગુજરાતી અને અંગ્રેજી પુસ્તકો ઇનામમાં અપાયાં હતાં. આ સ્કુલને અંગે અને એ જીલ્લાને માટે એક ન્હાની લાયબ્રેરીની શરૂઆત પણ તે દિવસથી કરવામાં આવી છે.

આ મંડળની નરોડામાં જે ઇંગ્રેજી નિશાળ ચાલે છે તેને અનુસરીને અડાલજ ને ઉંવારસદ ગામોથી પણ ઇંગ્રેજી નિશાળો કઢાવવા માગણી થઇ છે. બન્ને ગામોએ મંડળના વ્યવસ્થાપકો જઇ શરૂઆતની ગોઠવણો કરી આવ્યા છે અને આવતા જુલાઇ મહિનામાં આ શાળાઓ કાઢવા નક્કી કર્યું છે.

**જુદી જુદી ન્યાતની પ્રવૃત્તિ**—શ્રી વીસા ઓસવાળ કલબનો વાર્ષિક ઉત્સવ નગરશેઠ વિમળભાઇ મયાભાઈ પ્રેમાભાઇના પ્રમુખપદ નીચે ઉજવવામાં આવ્યો હતો. વિસાનાગર

વણીક વિદ્યોત્તેજક મંડળ તરફથી મી૦ ભવાનીદાસ નારણદાસ મોતીવાળાના પ્રમુખપદ નીચે વિદ્યાર્થીઓને ઇનામો તથા માનપત્રો એનાયત કરવામાં આવ્યાં હતાં. ખમાર જ્ઞાતિ બંધુ મંડળ તરફથી "આપણી સ્થિતિ" ઉપર જાહેર ભાષણ થયું હતું. ધી ખડાયતા એજ્યુકેશન સોસાઇટી સ્થપાઇ છે. એણે અમદાવાદમાં એક બોર્ડીંગ સ્થાપ્યું છે. વિદ્યાર્થીઓને મદદ અર્થે પુસ્તકો, સ્કોલરશીપો વગેરે ઉત્તેજનની પાકી ગોઠવણો કરી છે અને કોમમાં સાંસારિક સુધારા તથા જ્ઞાન ફેલાવવા માટે પ્રયત્નો કરવા માંડયા છે. દશા શ્રીમાળી મેશ્રી વણિક મિત્ર મંડળનો બીજો વાર્ષિક સમારંભ રા. હીરાલાલ મૂળચંદ બી. એ.ના પ્રમુખપદ નીચે તા૦ ૩૧-૩-૧૭ ને રોજ ઉજવવામાં આવ્યો હતો. વિદ્યાર્થીઓમાં જ્ઞાન વધે અને ચારિત્ર્ય સુધરે એવા પ્રયત્નો મંડળ તરફથી સારા થાય છે. બાળકોની કેળવણી માટે તથા સ્ત્રી કેળવણી માટે ફંડો સ્થપાયાં છે. નિરાધાર વિધવાઓને ઘેરબેઠે મદદ આપવાના તથા ફરતી લાયબ્રેરીઓનાં પુસ્તકો ઘેરઘેર પહોંચાડવાના ઉત્તમ પ્રયત્નો થાય છે.

**ગુજરાત કેળવણી મંડળ**—આ મંડળની એક સભા ગયા અઠવાડીયામાં થઇ હતી. સા. કેશવલાલ ધ્રુવ રા. અમૃતલાલ ઠક્કર વગેરે સભ્યો હાજર હતા. ૧૧ ગામોમાં મંડળની લાયબ્રેરીઓ ઉઘાડવાનો, ખેડા જીલ્લાના એક ગામમાં નમૂનેદાર પ્રાથમિક શાળા ખોલવાનો; રા. રણજીતરામના મરણને માટે શોકનો તથા અમદાવાદમાં નિશાળે જઇ શકે એટલી ઉમ્મરના બાળકોનું વસ્તી પત્રક કરવાની યોજના ઘડી કાઢવા વગેરેના ઠરાવો થયા હતા.

**ગોખલે સોસાઇટી**—નાતજાતનાં મંડળોની બીજી પરિષદ્ ભરવા એક કમીટી નીમવામાં આવી છે. ગોધરામાં ગુજરાત રાજકીય પરિષદ્ મેળવવાના કામને પસંદ કરવામાં આવ્યું છે અને સોસાઇટી તરફથી વિદ્યાર્થીઓનું યુવક મંડળ દર અઠવાડીયે મળે છે.

## ભરૂચ.

તા. ૧૯-૬-૧૯૧૭.

૧. **ભરૂચ થીઓસોફીકલ સોસાયટી**—આખા હિંદની થીઓસોફીકલ સોસાયટીના જનરલ સેક્રેટરી મી. રામચંદ્રરાવે તા. ૯-૫-૧૯૧૭ ને બુધવારે સાંજના ૫-૩૦ કલાકે અત્રેના 'દાદાભાઇ હૉલ'માં "થીઓસોફી અને હિંદુત્વ" એ નામના વિષય ઉપર અંગ્રેજીમાં એક ઉત્તમ વિચારપૂર્ણ ભાષણ આપ્યું હતું.

૨. **બઝમે જશને રૂઝે બહેરામ તરફથી** આપવામાં આવેલાં વ્યાખ્યાનો—તા. ૨૨-૫-૧૯૧૭થી તા. ૨૪-૫-૧૯૧૭ સુધી અત્રેના 'સર શાપુરજી ભરૂચા હૉલ'માં સાંજના પાંચ વાગે મુંબઇના જાણીતા વકતા મી. જેહાંગીરજી જમશેદજી વીમાદલાલે (૧) "અશોઝરથુસ્ત્ર, તેમનો મહાન દરજ્જો, તેમનું શિક્ષણ," (૨) "જીંદગીની નેમ," અને (૩) "પારસીપણું જાળવવાની જરૂર" એ વિષયો ઉપર, અસરકારક છટાદાર રીતે, ભરૂચી પારસીઓ અને ભરૂચની જાહેર પ્રજાની ગંજાવર સભાઓમાં ઉચ્ચવકતૃત્વવાળાં સુંદર ભાષણો કરી, સારો બોધ આપ્યો હતો.

૩. **નામદાર શહેનશાહ પાંચમાં જ્યૉર્જની જન્મતીથિ**—તા. ૪-૬-૧૯૧૭ ને રોજ ભરૂચમાં વસતી જુદી જુદી કોમોએ પોતાના દેવમંદિરોમાં ઇશ્વરપ્રાર્થના કરી તથા સમ્રાટ જ્યૉર્જને અભિનંદી, દીર્ઘાયુષ્ય ઇચ્છયું હતું અને હાલના આ મહાભારત યુદ્ધમાં આપણા બ્રિટીશ તથા મિત્રરાજ્યોનો સત્વર વિજય થવા માટે અભ્યર્થના કરવામાં આવી હતી અને 'ભરૂચ ડીસ્ટ્રીકટ ઍસોસીએશન' આદિએ મુબારકબાદીના તાર નામદાર વૉઇસરાય ઉપર મોકલી આપ્યા હતા તથા એ શુભ દિવસની ઉજવણી નિમિત્તે, 'ભરૂચ દશાલાડ મિત્ર મંડળે' "ગોવિંદ ભુવન" થીએટરમાં, અત્રેના લોકપ્રિય ડીસ્ટ્રીકટ જડજ મી. એમ. એસ. અડવાણીના પ્રમુખપણા નીચે, જ્ઞાતિના અભ્યાસ કરતા બાળક બાળકીઓને ઇનામો આપવાનો જાહેર મેળાવડો કર્યો હતો.

૫. **ભરૂચ ડીસ્ટ્રીકટ ઍસોસીએશન તરફની જાહેર સભા**—તા. ૧૧-૬-૧૯૧૭-ને સોમવારે સાંજના ૬ કલાકે અત્રેના "સર શાપુરજી ભરૂચા હૉલ" માં, સરદાર રાવ બહાદુર મોતીલાલ ચુનીલાલ દેસાઇના પ્રમુખપણા નીચે, નામદાર વૉઇસરાય લૉર્ડ ચેમ્સફર્ડના પુત્ર લેફ્ટેન્ટ ધી ઑાનરેબલ ફ્રેડરીક થેસીગર અને અત્રે જજ તરીકે આવી ગયેલા મી. મોહસીન બદરૂદ્દીન તૈયબજીના શોકજનક મરણો માટે દિલગીરી દર્શાવવા ભરૂચ ડીસ્ટ્રીકટ તથા શહેરના ગૃહસ્થોની એક જાહેર સભા ઉપરોક્ત સંસ્થા તરફથી બોલાવવામાં આવી હતી જેમાં મરહુમોના સંબંધમાં યોગ્ય વિવેચન થઇ ઘટતા દિલસોજીના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

૬. "**વૉર લોન ડે" ની ઉજવણી**—તા. ૧૪-૬-૧૯૧૭ ને રોજ, અત્રેની મ્યુનીસીપેલીટીના તાબાની પ્રાથમિક નિશાળોને બાળક બાળકીઓનો એક સુંદર કૉન્સર્ટ, સાંજના પાંચ વાગે, અત્રેના 'સર સાપુરજી ભરૂચા હૉલમાં,' અમલદારો અને ભરૂચના સંભાવિત ગૃહસ્થો સમક્ષ, "વૉર લોન ડે" ના ઉત્સવ નિમિત્તે, થયો હતો અને કૉન્સર્ટમાંથી ઉપજેલી આવકની વૉર લોન ખરીદનાર છે. ભરૂચ શહેરમાંથી ત્રણ લાખ રૂપીઆની અને ભરૂચ ડીસ્ટ્રીકટમાંથી ર લાખ મળી કુલ પાંચ લાખ રૂપીઆની વૉર લોન ભરાઇ છે.

(૨)

૭. **ભરૂચ સીટી મ્યુનીસીપાલીટીએ** પ્રાથમિક કેળવણી પોતાની નિશાળોમાં મફત આપવા દેવા માટે અને ઉપલાં ગુજરાતી ધોરણોમાં પહેલા ત્રણ અંગ્રેજી ધોરણો ઘટતે સ્થળે શીખવવા દેવા પરવાનગી માંગી છે.

૮. **ભરૂચ સેનીટરી ઍસોસીએશનની જાહેર પ્રવૃત્તિઃ**—તા. ૧૬ જુન સન ૧૯૧૭ ને રોજ સાંજના ૫ કલાકે, અત્રેની 'દશાલાડવાડી' માં, તંદુરસ્તીને લગતું એક આકર્ષક અને ઉપયોગી પ્રદર્શન, અત્રેના એસીસ્ટન્ટ કલેકટર મી. એચ. કે. કીરપલાનીને મુબારક હાથે, ભરૂચ સેનીટરી ઍસોસીએશને, ખુલ્લું મૂકાવ્યું હતું. પ્રદર્શનનો લાભ ભરૂચ શહેરના સ્ત્રી પુરૂષોએ ઘણા સારા પ્રમાણમાં લીધો હતો અને તે તા. ૧૭-૬-૧૯૧૭ ને રોજ પણ જોવા માટે ખુલ્લું રહ્યું હતું. પ્રદર્શનમાં

અકસ્માતમાં તાત્કાલિક મદદ સંગીત સાથે કરી બતાવવામાં આવી હતી અને "આરોગ્ય માટે શહેરીની ફરજ" એ વિષય ઉપર વકીલ મી. સાકરલાલે ડૉકટર બરજોરજીના પ્રમુખપણા નીચે એક બોધક લાગણીભર્યું ભાષણ આપ્યું હતું. ભરૂચ સેનીટરી ઍસોસીએશને અંકલેશ્વર, આમોદ અને જણુંસરમાં આવાંજ તંદુરસ્તીના પ્રદર્શનો ભરી આરોગ્યતા સંબંધી જ્ઞાનનો પ્રસાર કર્યો હતો અને આરોગ્યના મહત્વ પ્રતિ લોકમત જાગ્રત કર્યો હતો.

૯. તા. ૧૮-૬-૧૯૧૭ ને સોમવારે સાંજના ૬ વાગે, વકીલ મી. મોતીલાલ સાકરલાલ ઠાકોરના પ્રમુખપણા નીચે, જુના 'લોકહિતેચ્છુ સ્કુલ'વાળા મકાનમાં, ભરૂચ શહેરની મ્યુનીસીપાલીટીએ તા. ૧૩-૬-૧૭ ની જનરલ બોર્ડમાં "હલાલખોર સેસ" દાખલ કરવા ઠરાવ કર્યો તે સામે વાંધો દર્શાવવા ભરૂચ શહેરના શહેરીઓની એક જાહેર સભા ભરવામાં આવી હતી. સભામાં, 'હલાલખોર સેસ' દાખલ થયે પ્રજાને જે વધુ અગવડ, હેરાનગતી અને દુઃખ ખમવાં પડશે તે યથા સ્થિતપણે વર્ણવવામાં આવ્યાં હતાં અને આવા બોજારૂપ કર સામે સખત વાંધો દર્શાવવામાં આવ્યો હતો અને પ્રજાના જે ચુંટાયલા પ્રતિનિધિઓએ કર દાખલ થવા સામે મત આપ્યા હતા તેમને ધન્યવાદ આપવામાં આવ્યા હતા અને જે ચુંટાયલા પ્રતિનિધીઓએ પ્રજામત વિરૂધ્ધ કર દાખલ કરવાની તરફેણમાં મત આપ્યા હતા તેમના કૃત્ય તરફ નાપસંદગી દર્શાવાઇ હતી.

૧૦ **ભરૂચ ડીસ્ટ્રીક્ટ કૉન્ફરન્સ** તા. ૩ જી નવેંબરના રોજ, ભરૂચ ડીસ્ટ્રીક્ટ ઍસોસીએશનની વાર્ષિક સભા તા. ૪ થી નવેમ્બરના'રોજ અને કોઓપરેટીવ કૉન્ફરન્સ' તા. ૫ અને ૬ નવેંબરના રોજ ભરાશે.

'ભરૂચી.'

## સુરત.

૨૨-૬-૧૭.

સુરતમાં પ્લેગનો ઉપદ્રવ જોરમાં ફાટી નીકળવાને લીધે શહેરનું જાહેર જીવન સુસ્ત થઇ ગયું હતું. પ્લેગ નરમ પડતાંજ બધી પ્રવૃત્તિઓ પાછી શરૂ થઇ છે.

**નેક નામદાર મનુભાઇને માનપત્ર**—પ્રથમ જાહેર પ્રવૃત્તિ, તા. ૩ જી જુનને દિવસે સુરત નાગર એસોસીએશન પોતાના વાર્ષિક સ્નેહ સંમેલન સમયે વડોદરા રાજ્ય જેવા અગ્રગણ્ય રાજ્યનું દિવાન પદ પ્રાપ્ત કરવા માટે પોતાના એક સભાસદ રા. રા. મનુભાઇ નંદશંકરને માનપત્ર આપી શરૂ કરી.

**સુરત સ્ત્રી સમાજ**—આ સમાજનો પ્રથમ વાર્ષિક મેળાવડો જાણીતાં વિદુષી બ્હેન શારદા મ્હેતા બી. એ. ના પ્રમુખપણા નીચે તા. ૪ થી જુને થયો. વર્ષ દરમ્યાન સુરત જેવા શહેરમાંથી ૯૨ સ્ત્રીઓ સભાસદ તરીકે દાખલ થઇ છે એ સ્ત્રી જાતિની ઉન્નતિનું શુભ ચિન્હ છે. ગુજરાતના સારા વિદ્વાનોને આમંત્રી તેમની પાસે વ્યાખ્યાનો અપાવવા ઉપરાંત સારા ઉપયોગી લેખો વાંચવાની પ્રથા ચાલુ છે. ફરતાં પુસ્તકાલયની યોજના બહુ ફતેહમંદ નીકળી નથી. સનાતન ધર્મની પરીક્ષામાં બેઠીલી સમાજની બધીબાળાઓ ફતેહમંદ નીવડી છે. સૌ બ્હેન શારદાનું પ્રમુખ તરિકેનું ભાષણ બહુ

સુશ્રાવ્ય બોધપ્રદને નીતિ અને દેશાભિમાનથી ઉછળતું હતું. દેશની ધબકતી નાડી સાથે જ્યારે સ્ત્રીઓની નાડી પણ ધબકશે ત્યારેજ દેશનું નવજીવન સંપૂર્ણ રીતે પ્રગટશે અને જે કોઇ પુરૂષો એક બે હાથે ન કરી શકયા તે સ્ત્રીઓ પોતાના બળ અને હઠને લીધે ઝપાટાબંધ ઉકેલી શકશે આવું કાંઇક એમનું કહેવું હતું.

રા. ન્હાનાલાલ કવિએ પોતાના કાવ્યોનો પ્રસાદ આ સમાજને તા. ૧૩ મી ને દિવસે ચખાડયો હતો.

**સાર્વજનિક સોસાયટી**—આ મંડળનો વાર્ષિક મેળાવડો રવિવાર તા૦ ૧૦ મીને દિવસે થયો હતો. સુરત કોલેજની બધી તૈયારી કર્યા છતાં પણ સેનેટમાંથી વખતસર રજા ન મળવાથી આ વર્ષે કૉલેજ નીકળી શકી નહિ અને તેથી શહેરમાં નિરાશા ફેલાઇ છે. કૉલેજના સ્ટાફની નીમણુંક સંબંધમાં કેટલાકને ફરીયાદનું કારણ રહેવાથી આપણે આશા રાખીશું કે લોકોની યોગ્ય ફરીયાદ તરફ પોતાનું લક્ષ દોડાવી કાર્યકર્તાઓ યોગ્ય ફેરફાર કરશે.

**મહિલા વિદ્યાલય**—મંગળવાર તા૦ ૧૨ મી જુનને દિવસે આ વિદ્યાલયની વાર્ષિક સભા થઇ હતી; તે પરથી જણાય છે કે એક વર્ષની ટુંક મુદત દરમ્યાનમાં મહિલા વિદ્યાલયે પોતાની ઉપયોગિતા બતાવી આપી છે. વર્ષની છેવટે ભણવા આવનાર છોકરીઓની સંખ્યા ૨૩૪ની છે. અને જો બાળવર્ગમાં દાખલ થતાં અટકાવ કર્યો નહોત તો આથી પણ વધારે સંખ્યા થાત. સૌ. સુલોચના તથા રા. શિવસુતરામની નિઃસ્વાર્થી સેવા માટે મહિલાવિદ્યાલયમંડળે તેમનો ખાસ આભાર માન્યો હતો. ચાલુ વર્ષથી અભ્યાસક્રમમાં ફેરફાર કરવામાં આવ્યો છે. રા. શ્રીકાન્ત મુકુન્દરામ મહેતા બી. એ. એ મહિલા વિદ્યાલયમાં સ્વયંસેવક તરીકે જોડાઇ વિદ્યાલયની તેમજ પોતાની પ્રતિષ્ઠામાં વધારો કર્યો છે. આશા છે કે આવા નિઃસ્વાર્થી સેવકો વધુ સંખ્યામાં બ્હાર આવશે. મહિલા વિદ્યાલયની આર્થિક સ્થિતિ સંગીન કરવા માટે પ્રયત્ન ચાલુ છે. સ્ત્રી કેળવણીની કદર કરનારા સુરતના શહેરીઓ આવા ઉપયોગી ખાતાને પૈસાની તંગીને લીધે સુઇ જવા નહિ દે.

**સમાજ સેવા મંડળ**—સોમવાર તા. ૧૧ મી ને દિવ આર્યસમાજ મંદિરમાં રા. બ. ખંડુભાઇ ગુલાલભાઇના પ્રમુખપણા નીચે એક જાહેર સભા બોલાવવામાં આવી હતી, જેમાં શહેરના ઘણા સંભાવિત ગૃહસ્થો હાજર હતા. સુરત શહેરના વતની જાણીતા સાક્ષર સદ્‌ગત રણજિતરામ વાવાભાઇના દુઃખદાયક અવસાન માટે નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો હતો:

સુરત શહેરની આ જાહેર સભા આ શહેરના વતની, જાણીતા વિદ્વાન, અને સાહિત્ય દ્વારા ગુજરાતમાં નવજીવન રેડનાર, મી. રણજીતરામ વાવાભાઇના અકાળ અને દુઃખદાયક મરણ માટે અત્યંત શોકની લાગણી જાહેર કરે છે; અને એમના કુટુંબપર આવી પડેલી આફત માટે ઉંડી દિલસોજી બતાવે છે.

આ ઠરાવપર સાર્વજનિક હાઇ સ્કુલના હેડ માસ્તર મી. ઇશ્વરલાલ પ્રા. ખાનસાહેબ, મી. મોહનલાલ પા. દવે. મી. જટાશંકર ત્રી જાની, નંદુલાલ મા. મહેતા બોલ્યા હતા.

બીજા ઠરાવમાં સ્વર્ગસ્થનું યોગ્ય સ્મારક કરવા માટે એક વગવાળી કમિટી નીમવામાં આવી હતી, અને તેમાં શહેરના સાક્ષરો તથા સંભાવિત ગૃહસ્થોનાં નામ દાખલ

કરવામાં આવ્યાં હતાં. આ કમિટીએ ટુંક મુદ્દતમાં રૂ. ૨૫૦ (અઢીસેં) ભેગા કર્યા છે, અને હજુ પૈસા ભેગા કરવાનું કાર્ય ચાલુ છે.

ઉપલી સભામાં સુરત મહિલા વિદ્યાલયને મદદ કરવા માટે સ્વયંસેવકો ઉભા કરી શહેરમાં ઉઘરાણું કરવાનો ઠરાવ થયો હતો.

**રાજકીય જીવન**—સુરત-ડીસ્ટ્રીકટ એસોસીએશનની એક સભા તા. ૧૫ મી ને દિવસે ગુજરાત રાજકીય પરિષદ્ સ્થાપવી કે કેમ તે સંબંધે વિચાર કરવા, તથા મ્યુનીસીપાલીટી અને લોકલ બોર્ડની એક પરિષદ પુણા ખાતે જુલાઇ મહિનામાં ભરાવવાની છે, તેમાં રજુ કરવાના ઠરાવોનો ખરડો પસાર કરવા માટે મળી હતી. ગુજરાત રાજકીય પરિષદ્ બોલાવવાની ખાસ જરૂર નથી એવો ઠરાવ સર્વાનુમતે (ડા. હોરાએ મત આપ્યો નહોતો) કરવામાં આવ્યો હતો. પુનાની પરિષદ્ આગળ રજુ કરવાનો ખરડો કેટલાક ફેરફાર સાથે પસાર કરવામાં આવ્યો હતો.

**મીસીસ બેસન્ટ**—મદ્રાસના ગવરનરના છેલ્લા ભાષણ—જેણે આખા દેશને ખળભેળાવી મૂકયો છે—તેણે સુરતમાં પણ અસર કરી છે. અને મીસીસ બેસન્ટ અને તેના સહાયકોપર નજર કેદના હુકમના સમાચાર મળતાં લોકોના ક્ષોભમાં વૃદ્ધિ થઇ છે. આ ભલી બાઇપર આવી પડેલી આફત તરફ સર્વ ઠેકાણે સહાનુભૂતિ અને સરકારના પગલાં તરફ નાપસંદગી દર્શાવવામાં આવે છે. દેશના રાજકીય જીવનના ત્રીસ વર્ષના ઇતિહાસમાં ૧૯૦૭ પછીના આ અદ્વિતીય પ્રસંગે સમગ્ર દેશને ખળભળાવી મૂકયો છે અને એ શું થાય છે તે માટે હરેક પ્રકારની લોકવાયકાઓ ચાલી રહી છે.

**જાહેર સભાઓ**—મદ્રાસની સરકારના કાર્ય સામે વાંધો દર્શાવવા પ્રથમ આ શહેરની મહિલાઓ બ્હાર આવી છે. શનિવાર તા૦ ૨૪ મીને દિવસે સ્ત્રીઓની એક જાહેર સભા ગંગાસ્વરૂપ બ્હેન હીરાગવરી હરીસુખરામ મુનસફના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં મીસીસ બેસન્ટની સેવાઓની સ્તુતિ કરી સરકારના પગલાંને વખોડનારો એક સખ્ત ઠરાવ કર્યો હતો.

એજ દિવસે ડા. ટી. આર. ખંભાતી એમ. બી. બી. એસ.ના પ્રમુખપણા નીચે સુરત હોમ રૂલ લીગની એક સભા મળી હતી, જેમાં લૉર્ડ પેન્ટલૅન્ડના છેલ્લા ભાષણ વિરૂદ્ધ. મીસીસ બેસન્ટ, અને મેસર્સ એરંડેલ અને વાડીઆ સામે નજર કેદના થયેલા હુકમ વિરૂદ્ધ, તેમજ આ હુકમ તરફ ખિન્નતા બતાવવા માટે સ્વદેશીવ્રત લેવાનો. દેશના જે આગેવાનો આ બારીક સમયમાં હોમ રૂલ લીગમાં દાખલ થયા તેમનો આભાર માનવાનો તેમજ જેઓ હજી દાખલ થયા નહોય તેમને હોમ રૂલના રાષ્ટ્રીય વાવટા નીચે સરકારને ઐક્યતા બતાવવા ખાતર લીગમાં જોડાવવાનો ખાસ આગ્રહ કરનારો ઠરાવ.—આવા પાંચ ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. વળી મુંબઈ સરકારે વિદ્યાર્થીઓ માટેનો જે નવો હુકમ કહાડયો છે તેને માટે વાંધો બતાવવાનો ઠરાવ પસાર કર્યો હતો.

સુરત શહેરમાં કવચિતજ જોવામાં આવતી ગંજાવર સભા આર્યસમાજ હોલમાં રવિવાર તા. ૨૪ મી ને દિવસે અત્રેના જાણીતા વકીલ રા. રા. ડાહ્યાભાઈ કલ્યાણજી દેસાઇ બી. એ. એલએલ. બી. ના પ્રમુખપણા નીચે મળી હતી. હૉલ ચિકાર ભરાઇ

જવાથી સેંકડો માણસોને પાછા ફરવું પડયું હતું. સભામાં સ્ત્રીઓએ પણ હાજરી આપી હતી. સભાએ લૉર્ડ પેન્ટલેન્ડના ભાષણ વિરૂદ્ધ, મીસીસ બેસન્ટ તથા મેશર્સ એરંડેલ તથા વાડીઆને નજર કેદના થયેલા હુકમ વિરૂદ્ધ-એમ બે સખ્ત ઠરાવ પસાર કર્યા હતા. એઓની પ્રવૃત્તિઓ સામ્રાજ્ય અને હિન્દ વચ્ચેનો સંબંધ ગાઢો કરનારી છે, અને આમની સભામાં હીન્દી વજીરે આપેલો જવાબ ખોટો છે એવો ઠરાવ કર્યો હતો. ચોથો ઠરાવ એવા મુદ્દાનો હતો કે મીસીસ બેસન્ટ અને તેના સહાયકો જે કાર્યમાં સતત પ્રવૃત રહ્યા હતા તે કાર્યમાં મદ્રાસની સરકારના નજર કેદના હુકમથી રાજકીય બળ સાથે અધ્યાત્મિક બળ ઉમેરાશે અને તેથી મીસીસ બેસન્ટને સંતાપ મળશે આ સભાને અંતે હોમરૂલ લીગમાં લગભગ વીસ સભાસદો દાખલ થયા હતા—અને હજી સભાસદોની સંખ્યા વધતી જાય છે.

સાંભળ્યા પ્રમાણે ડીસ્ટ્રીકટ એસોસીએશનની એક સભા આજ સંબંધમાં વાંધો બતાવવા એક બે દિવસમાં મળવાની છે.

કરસુખ વી. હોરા.

---

# નોંધ.

### ઇંગ્લાંડમાં સામ્રાજ્ય પરિષદના હિન્દી પ્રતિનિધિઓ.

જ્યારથી બ્રિટનની રાજ્યસત્તા લીબરલ પક્ષના કાર્યકુશળ પણ ઠંડા સ્વભાવના આગેવાન મી. એસ્કવીથના હાથમાંથી સરી તેના એક વખતના સરદાર મી. લૉઇડ જ્યોર્જના હાથમાં આવી છે, ત્યારથી બ્રિટનના રાજ્યકાર્યમાં નવું ચેતન, નવું બળ આવ્યું છે. યુરોપીઅન લડાઇમાં મિત્રરાજ્યોની ફત્તેહ થવી જ જોઇએ એવો મી. લૉઇડ જ્યોર્જનો દૃઢ નિશ્ચય છે, અને તે ફત્તેહ મેળવવા માટે બ્રિટને જે કાંઇ કરવું જોઇએ તે ખંત, હીંમત અને ઉત્સાહથી કરવા મી. લૉઇડ જ્યોર્જ તૈયાર છે. લડાઇને માટે માણસો, દારૂગોળા, અને ખોરાક તૈયાર કરવા અને તે લડાઇનાં મેદાન પર મોકલવાં એ પહેલી જરૂર છે, અને તે કામ લૉઇડ જ્યોર્જના પ્રધાનપદ પર આવ્યા પછી પહેલાંના કરતાં દશ ઘણી વધારે ઝડપથી થાય છે. પણ લડાઈમાં ફત્તેહ મેળવવા માટે માત્ર બ્રિટનના પ્રયત્નો જ બસ નથી. તે માટે બ્રિટિશ સામ્રાજ્યના બધાં અંગોની મદદની જરૂર છે. આ વાત મી. લૉઇડ જ્યોર્જ સારી રીતે સમજે છે એટલું જ નહિં, પણ તે મદદ મેળવવા પોતાથી બનતું કરી રહ્યા છે. રાજ્યકારભાર પોતાના હાથમાં લીધા પછી તેમણે બ્રિટીશ તાજ હેઠળના બધા દેશોના સાધન મેળવવા સંસ્થાનોના પ્રધાન તથા મુખ્ય રાજ્યદ્વારી પુરૂષોને સામ્રાજ્યની વિગ્રહ સંબંધી પરિષદમાં તથા પ્રધાનમંડળમાં ભાગ લેવા આમંત્રણ કર્યું અને તેમના જ દૂરઅંદેશી ભરેલા વિચારોને લીધે જ હિંદ, કે જેને અત્યાર સુધી સામ્રાજ્ય પરિષદમાંથી બાતલ રાખવામાં આવ્યું હતું, તેને પણ આડકતરી રીતે આ પરિષદમાં ભાગ લેવાની તક અપાઇ. આ પરિષદમાં હિંદનો પક્ષ રજુ કરવા હિંદી વજીર મોજૂદ હોવા છતાં, તેને મદદ કરવાને નિમિત્ત હિંદી સરકારના પ્રતિ-

નીધી તરીકે, સર જેમ્સ મેસ્ટન ઉપરાંત, બીકાનેરના મહારાજા તથા સર સત્યેન્દ્ર સિંન્હાને પણ બોલાવવામાં આવ્યા. આ પરિષદ્‌ની મસ્લત મુખ્યત્વે કરીને લડાઇ સંબંધી જ હતી, છતાં તેમાં બ્રીટીશ રાજનીતિના, લડાઈ પછીની વ્યવસ્થાના, સંસ્થાનો તથા હિંદ વચ્ચેના સંબંધ વગેરેના પ્રશ્નોની ચર્ચા થઇ છે. આ ચર્ચાને અંગે એ સભામાં હિંદના પ્રતિનિધિઓએ હિંદનો પક્ષ કેવી રીતે રજૂ કર્યો તે જાણવાને આપણી પાસે હકીકત નથી, એટલે એ સભામાં એમના કાર્ય વિષે તો એ ચર્ચાના પરિણામરૂપ ઠરાવો ઉપરથી આપણે માત્ર અનુમાન જ કરવાનું છે. પરંતુ પરિષદની બહાર અનેક પ્રસંગે એમણે હિંદની સ્થિતિ, તેના હક્કો. તેની આશાઓ વિષે ભાષણો આપ્યાં છે, અને તે પરથી તેમની વૃત્તિ સમજાય છે.

બીકાનેરના મહારાજા તથા સર સિંન્હાને સામ્રાજ્ય પરિષદ તથા પ્રધાનમંડળના કાર્યમાં ભાગ લેવા સરકારે પસંદ કર્યા હતા–પ્રજાએ ચુંટી કાઢયા નહોતા–એટલે તેમના ઉદ્‌ગારોથી આપણે બંધાયેલા નથી. તેમાં વળી બીકાનેરના મહારાજાને તો બ્રીટીશ હિંદ સાથે કંઇ પણ સંબંધ નથી. એટલે જોકે તેમણે અનેક પ્રસંગે બ્રીટીશ હિંદના પ્રતિનિધિ તરીકે બોલવાનો દાવો કર્યો છે, છતાં તેમને બ્રીટીશ હિંદની પ્રજાને નામે કાંઇ પણ વિચાર દર્શાવવાનો હક્કજ નથી, એટલું કહી તેમના ભાષણો તપાસીશું.

તેમણે સૌથી અગત્યનું ભાષણ એમ્પાયર પાર્લામેંટ લીગ તરફથી અપાયેલા ખાણાને પ્રસંગે અપાયું હતું. સામ્રાજ્ય પરિષદમાં ભાગ લેવાની હિંદને આપવામાં આવેલી તક માટે ઉપકાર માની, તથા હિંદની શહેનશાહત તરફની વફાદારી વિષે ખાત્રી આપી, તેમણે હિંદની સ્વરાજ્ય મેળવવાની આકાંક્ષા વિષે વિવેચન કર્યું હતું. હિંદ આજે ઘણું બદલાયું છે. ગ્રેટબ્રીટન સાથેના વરસો સુધીના સંબંધને લીધે, પાશ્ચાત્ય કેળવણી તથા સંસ્કૃતિના પ્રતાપે હિંદ આજે સ્વરાજ્ય માંગતું થયું છે અને તેમની એ માંગણી અત્યંત સ્વાભાવિક અને વ્યાજબી છે એમ તેમણે જણાવ્યું હતું. પરંતુ આ હીંમત ભર્યા ઉદ્‌ગારો ઉપર તે પછીના ચારજ વાકયોમાં તેમણે પાણી ફેરવી નાંખ્યું હતું. "હિંદ આજે સંપૂર્ણ રીતે સ્વરાજ્યને માટે તૈયાર છે એવી તકરાર કોઇપણ સમજુ માણસ કરશે નહિ......હિંદીવાનોને ધીરજની જરૂર છે, જવાબદારીની સમજની જરૂર છે, જે મળી શકે એમ હોય છે તે ઉપર જ લક્ષ આપવાની જરૂર છે" વગેરે વિચારો તેમણે આજ ભાષણમાં દર્શાવ્યા હતા. એમના આ વિચારો પ્રમાણિક હશે, તેમાં કાંઇ સત્યનો પણ અંશ હશે, પરંતુ તે વિચારો લંડનમાં દર્શાવવામાં તેમણે ડહાપણ કર્યું હોય એમ અમને લાગતું નથી. પશ્ચિમની પ્રજા આગળ આપણા દોષો વિષે બોલવું એ કસાઇ વાડે ગાય લઇ જવા જેવું છે. કારણ કે પશ્ચિમની ગોરી પ્રજાનો એવો મમત છે—વ્હેમ છે કે તેમના શિવાયની દુનિયાંની સર્વે પ્રજાઓ જંગલી ચારિત્ર વગરની તથા રાજ્ય કાર્યને માટે નાલાયક છે. હિંદીવાનો જંગલી નહિ તો અભણ, અજ્ઞાન, તથા ગુલામગીરીને જ લાયક છે એમ બ્રિટીશ પ્રજા માને છે—બલ્કે તેને એમ સમજાવવામાં આવ્યું છે. તો પછી તેમની આગળ આપણા ગુણો, આપણા હક્કો, તે માટેની આપણી લાયકાત વિષે બોલી, તેમના વ્હેમો દૂર કર-

વાને બદલે, નહિં હોય ત્યાંથી આપણે માટે દોષો ઉભા કરી, તેમના ભૂલભરેલા વિચારો મજબૂત કરવા એ મૂર્ખાઇ છે.

સર એસ. પી. સિંન્હાએ પણ બીકાનેરના મહારાજાની માફક સરકારે પોતાના જ વિચારો દર્શાવવાને પસંદ કર્યું હતા. છતાં તેઓ આપણી રાષ્ટ્રીય હીલચાલમાં જોડાયેલા છે, તેઓ એક વખતે કોંગ્રેસના પ્રમુખપદે વિરાજ્યા છે, અને જો કે તેમના તે વખતના ભાષણ ઉપર સખ્ત ટીકા થઇ છે, છતાં તેઓ દેશની લાગણી અને આશાઓ સમજે છે; અને તેથી તેઓ વિલાયતમાં સંપૂર્ણ રીતે નહિ તો પણ ઘણે અંશે તે બ્રીટીશ પ્રજા આગળ રજુ કરી શકયા છે. વિલાયત જતાં પહેલાં જ તેઓએ પોતાના વિચારો ક્રીશ્ચીયન સાયન્સ મોનીટર નામના એક અમેરીકન છાપાના પ્રતિનિધિ આગળ દર્શાવ્યા હતા, અને તે સર્વાંશે સંતોષકારક છે એમ સૌ કોઇ કબુલ કરશે. હિંદની વફાદારી, બ્રીટીશ રાજ્યથી થયેલા ફાયદા વગેરે વિષે યોગ્ય વિચારો દર્શાવી તેમણે આપણી સ્વરાજ્ય માટેની માંગણી નીચલા શબ્દોમાં દર્શાવી હતી.

"અલબત્ત, હિંદને જોઇતું હતું તેમાંથી ઘણું મળ્યું છે. સામાજીક, ઔદ્યોગિક સુધારાના પ્રદેશમાં તે મક્કમપણે આગળ વધે છે, અને દૂરના ઝાંખા ભવિષ્યમાં તેને સ્વરાજ્ય મેળવવાની આશા છે. પરંતુ તે બસ નથી. જે ક્ષણે હિંદ અમૂક હદની બ્હાર વધવાની ઇચ્છા કરે છે તે જ ક્ષણે તેની સામે થનારા સખ્ત બંધનોનું તેને દુઃખમય ભાન થાય છે. હિંદના આત્મવિકાસના વિચારો કંઇક જુદા જ છે. એક વાર તે વિચારો તમે દાબી દો, અને તેને બદલે તમે અમને તમારા વધારે સુંદર વિચારો આપો તો પણ તમે અમારો વિકાસ અટકાવશો જ. દાખલા તરીકે રાજ્યતંત્રની બાબતમાં, અમારા દૃષ્ટિબિંદુથી અમને ઉત્તમ રાજ્યતંત્ર મળે તે કરતાં અમે જ અમારો રાજ્ય કારભાર ચલાવીએ એ વધારે અગત્યનું છે." હિંદ સ્વરાજ્ય મેળવી બ્રીટન સાથેનો સંબંધ તોડી નાંખવા ઇચ્છતું નથી તે બ્રીટીશ સામ્રાજ્યના અંગ તરીકે જ રહેવા ઇચ્છે છે તે સ્પષ્ટ રીતે જણાવી, બ્રીટને હિંદની લાયકાત વગેરે સંબંધી વ્યર્થ ચર્ચા કર્યા વગર હિંદને હીંમતથી સ્વરાજ્ય આપવાનો નિશ્ચય કરવો જોઇએ એમ તેમણે કહ્યું હતું.

"બ્રીટીશ સરકારને અમારા રાજ્ય કારભાર ઉપર જોઇએ તેટલો અંકુશ આપો, પરંતુ એ અંકુશ મૂકયા પછી, અમને સંસ્થાનો જેવાં સ્વરાજ્યનો હિસ્સો આપો અને તેનો પાયો અમારી લાયકાતનાં પ્રમાણમાં વગર વિલંબે બને તેટલો વિશાળ કરો. અલબત અમે ભૂલો કરીશું—ઘણી મોટી ભૂલો કરીશું. કદાચ અત્યાચાર પણ થશે, પણ તેથી અમારા ઉપર વિશ્વાસ મૂકવામાં તમે ભૂલ કરી છે એમ કાંઇ કરશો નહિં. માત્ર હીંમતથી પગલું ભરો, અને તેથી હિંદ સંતોષી અને આબાદ થશે એટલું જ નહિ પરંતુ તે બ્રીટનને આજે છે તે કરતાં દશ ઘણું વધારે ઉપયોગી થઇ પડશે."

વળી સ્વરાજ્ય તે નામનું જ નહિ, પણ સાચું—લોકોને, લોકોના પ્રતિનિધિઓને સત્તા મળે તેવું હોવું જોઇએ એમ કહેવાની તેમને જરૂર જણાઇ હતી. "હું કાંઇ માત્ર અમુક વ્યક્તિઓ તરફ વધારે સારી વર્તણુંક ચલાવવામાં આવે એટલું જ ઇચ્છતો નથી. અમુક માણસને તમારા રાજયતંત્રમાં સારી પદવી મળે તે બસ નથી. તમારે તો અમને સાચા સ્વરાજ્ય માટેની સત્તા જ આપવી જોઇએ."

અને એ સ્વરાજ્ય આપવામાં ઢીલ નહિ થવી જોઇએ. ઢીલ થશે તો તેથી હાની થશે એમ પણ તેમણે સાફ કહ્યું હતું. "અંગ્રેજો સ્વભાવે સાવચેતીથી કામ કરવાવાળા છે. પરંતુ અસાધારણ સાવચેતી પણ કાંઇ ઓછી નુકશાનકારક નથી."

ટૂંકામાં બ્રીટનને તેમનો સંદેશો એટલોજ હતો કે "હિંદ ઇચ્છે છે કે તમે તેના ઉપર વિશ્વાસ મૂકો. એ વિશ્વાસ ઉપર હવે તેનો હક્ક સાબીત થયો છે."

સર એસ. પી. સિંન્હાના વિલાયતમાંના ભાષણો આજ વિચારો ઉપર રચાયેલાછે અને જો કે તેમણે હિંદની માંગણી જેટલા આગ્રહથી રજુ કરવી જોઇએ તેટલા આગ્રહથી કરી નથી છતાં હિંદને ક્રમમાં ક્રમ શું મળવું જોઇએ તે તેમણે સ્પષ્ટ રીતે જણાવ્યું છે. ખાસ કરીને હિંદના આર્થિક પ્રશ્નો ઉપર તેમણે જે સ્પષ્ટતાથી હિંદની લાગણી દર્શાવી છે તે ખરેખર આવકારદાયક છે. લંડન ચેમ્બર ઓફ કોમર્સના હિન્દી વિભાગ તરફથી તેમને અપાયેલા ખાણાને પ્રસંગે તેમણે સાફ જણાવ્યું હતું કે "હિંદના સાધનોનો સામ્રાજ્યના બીજા ભાગોને માટે નહિ પરંતુ હિંદના જ લાભને માટે ઉપયોગ થવો જોઇએ. હિંદની આબાદી અને સુખ એ જ પ્રથમ ઉદ્દેશ ગણાવો જોઇએ, અને તેથી સામ્રાજ્યને પણ સૌથી વધારે લાભ થશે."

આ ઉપરાંત ખુદ પરિષદમાં આ હિંદીવાનોએ શું ભાગ ભજવ્યો છે તે જાણવાને આપણી પાસે પૂરતાં સાધન નથી. આ પરિષદે હિંદને લગતા કેટલાક સવાલો વિષે વિચાર ચલાવી ઠરાવો કર્યા છે, અને જો કે તે સર્વાંશે સંતોષકારક નથી છતાં તે માટે બધી હકીકત જાણ્યા વગર આ હિંદી પ્રતિનિધિઓને દોષિત ગણવા એ વ્યાજબી નથી. પરિષદે પસાર કરેલા ઠરાવોમાંથી નીચલા ત્રણ હિંદને માટે અગત્યના છે.

૧. આ પરિષદનો એવો મત છે કે ૧૯૦૭ ની સામ્રાજ્ય પરિષદના ઠરાવમાં એવો ફેરફાર કરવો કે જેથી ભવિષ્યની પરિષદમાં હિંદના પ્રતિનિધિઓ ભાગ લઇ શકે અને એ ફેરફારને માટે બધા સંસ્થાનોની સરકારોની સંમતિ મેળવવી.

૨. આ પરિષદ એવો મત જાહેર કરે છે કે સામ્રાજ્યના જૂદા જૂદા ભાગો વચ્ચેના સંબંધનો પ્રશ્ન એટલો તો અગત્યનો અને વિકટ છે કે તેનો લડાઇના સમયમાં નિર્ણય થઇ શકે તેમ નથી. માટે તે લડાઇ પછી તરત જ સામ્રાજ્ય પરિષદની એક ખાસ સભામાં ચર્ચાવો જોઇએ. પણ આ પરિષદ જણાવે છે કે એ ભાગોની આંતર વ્યવસ્થા માટેની સંપૂર્ણ સત્તા તથા સ્વરાજ્યના હાલના અધિકાર જાળવીને, એ પૂનર્ઘટના કરવામાં સંસ્થાનો સામ્રાજ્યના સ્વરાજ્ય ભોગવતાં અંગો છે તથા હિંદ એ સામ્રાજ્યનું એક અગત્યનું અંગ છે એ સ્વીકારાવું જોઇએ, તથા સામ્રાજ્યની પરદેશ સંબંધી રાજનીતી તથા પરદેશ સાથેના સંબંધમાં હિંદ તથા સંસ્થાનોને યોગ્ય ભાગ આપવો જોઇએ.

૩. હિંદના પ્રતિનિધિઓએ સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં હિંદીઓના હક્ક વિષે રજૂ કરેલો ખરડો તપાસીને આ પરિષદ એવો સિદ્ધાંત સ્વીકારે છે કે જે રીતે સંસ્થાનો હિંદ તરફ વર્તે તેજ રીતે હિંદ સંસ્થાનો તરફ વર્તી શકે, અને આ ખરડા તરફ યોગ્ય ધ્યાન આપવા સંસ્થાનોની સરકારને પરિષદ ભલામણ કરે છે.

S. B.

## લૉર્ડ પેન્ટલેન્ડનું ઉભરણ.

છેલ્લાં થોડાં અઠવાડીઆમાં જો હિન્દનું રાજકીય વાતાવરણ ઘોર ધુમસથી શ્યામ બન્યું છે તો તે લૉર્ડ પેન્ટલેન્ડના મશહુર ભાષણને અને મીસીસ બેસન્ટ સામે આપખુદી હુકમને આભારી છે. ઉટાકામંડમાં તા. ૨૪ મી મેને દિવસે ધારાસભાની બેઠક સમાપ્ત કરતાં તે નામદારે જે ભાષણ કર્યું હતું તેમાં સ્વરાજ્યની ચળવળ વિષે એવાં અસહ્ય વચનો કહ્યાં હતાં અને તેની આગીવાની કરનારનાં મ્હોં બંધ કરવાની એવી ધાક આપી હતી કે જેથી તેની સામે આખા દેશમાં જુસ્સાદાર પોકાર થયો છે. "સ્વરાજ્ય એ બ્રીટીશ સામ્રાજ્યનું મુખ્ય સત્વ છે" અને "હિન્દના વહીવટમાં વધતો જતો હિસ્સો લેવાની ઈચ્છા અને શકિત હિન્દીવાનોમાં વધવાનાં ચિહ્નો" સર્વેને આવકારદાયક લાગશે,—એવાં ઉડતાં વચનો કહ્યા પછી તેમણે જણાવ્યું કે લડાઈ પછી તરત જ સંપૂર્ણ જવાબદાર સ્વરાજ્ય—હોમરૂલ મેળવવા માટે હાલ મજબૂત હીલચાલ ચાલી રહી છે એ ઘણી જ દુર્ભાગ્યની બીના છે. તેમની વ્યાખ્યા પ્રમાણે "પ્રજાકીય પ્રતિનિધિઓની વધુ સંખ્યાવાળી ધારાસભાઓના સીધા અને સંપૂર્ણ અંકુશ નીચે કારોબારી સત્તાનાં બધાં ખાતાં મૂકાય" એ હોમ રૂલ છે. વધારામાં તેઓ જણાવે છે કે આવા હોમ રૂલની દરખાસ્તો પ્રજા આગળ વારંવાર મૂકવામાં આવી છે અને સરકારી અમલદારો ઉપર અયોગ્ય અને સખ્ત ટીકાઓ કરીને તે લોકોના મનમાં ઠસાવવામાં આવે છે. આ ચળવળ માટે હાલનો સમય ઘણો જ પ્રતિકૂલ છે અને તેને લીધે લડાઈ પછીના રાજકીય સુધારા વિષે જે મોટી આશાઓ ઉત્પન્ન કરવામાં આવી છે તે નિષ્ફળ થતાં તીવ્ર અસંતોષ થવાનો સંભવ રહે છે. છેવટે આવી ચળવળને કચરી નાખવાને માટે તેઓ જે પગલાં લે તેને ટેકો આપવા તેમણે સર્વે સભાસદોને સૂચવ્યું હતું.

હવે પ્રથમ તો સ્વરાજ્યની જે ચળવળ આ દેશમાં ચાલી રહી છે તેની ગંભીર ગેરસમજ આ ભાષણમાં લૉર્ડ પેંટલેંડે બતાવી છે. કારણ કે લખનૌમાં કૉંગ્રેસ મળી તે પહેલાં સ્વરાજ્યની ગમે તે યોજનાઓ તરફ જુદા જુદા રાજકીય આગેવાનોએ પક્ષપાત જણાવ્યો હોય પણ તે પછી તો ગયે વર્ષે કોંગ્રેસ અને મોસ્લીમ લીગે સ્વરાજ્યના પ્રથમ પગલાં રૂપ સુધારાની જે યોજના પસાર કરી છે તેની સિદ્ધિને માટે એકજ ચળવળ આખા હિંદુસ્થાનમાં પ્રવર્તે છે. કોંગ્રેસની યોજના સંપૂર્ણ સ્વરાજ્યની નથી તેમ તો તેને ઉપલક રીતે વાંચનાર પણ જોઈ શકે; કારણ કે ધારાસભાના વધુ મત અનુસાર પ્રધાન મંડળ રાજીનામું આપે કે સત્તા ભોગવે એવી કલમ તેમાં નથી—ચોકકસ મુદત સુધી કારભારી મંડળ ધારાસભાનો ગમે તે મત હોય છતાં કાયમ રહે એમ યોજનામાંથી ફલિત થાય છે. પણ લૉર્ડ પેંટલેંડે મીસીસ બેસંટ સાથેના મેળાપમાં જણાવ્યું હતું તે પ્રમાણે તો તેમણે કોંગ્રેસની યોજના વાંચી પણ નથી એટલે તેઓ હાલની ચળવળને ભયાનક સ્વરૂપમાં ચીતરે એ સ્વાભાવિક છે. મીસીસ બેસંટની હોમ રૂલની ચળવળ પર તેમનો કટાક્ષ આખા ભાષણમાં દેખીતો છે; પણ તે બાઈએ તો અનેક વાર જણાવ્યું છે કે કોંગ્રેસે પસાર કરેલી યોજનાને માટે જ તેઓ ચળવળ કરે છે અને તેને જ તેઓ સ્વરાજ્ય તથા હોમ રૂલ કહે છે. છતાં લૉર્ડ પેંટલેંડ હોમ રૂલની એવી

વ્યાખ્યા આપે છે કે જે મીસીસ બેસંટની યોજનાને લાગુ નથી પડતી એટલુંજ નહિં પણ આયર્લેંડને જે હોમ રૂલ આપવાના કાયદો પસાર કરવામાં આવ્યો છે તેને પણ લાગુ પડતી નથી. કારણ કે પોલીસ વગેરે કેટલાંક ખાતાં હોમ રૂલના કાયદા પ્રમાણે પણ આયરલેન્ડના નહિં પણ બ્રિટીશ પ્રધાનમંડળના હાથ નીચેજ રહેશે. આમ અનેક અર્થમાં વપરાતો હોમરૂલ જેવો જે શબ્દ મીસીસ બેસંટની ચળવળમાં વારંવાર વપરાયો છે તેને તેમની નહિં પણ પોતાની વ્યાખ્યા લગાડવી અને પછી ગંભીર ગેરસમજીને વશ થઈને જે ચળવળ હસ્તી ધરાવતી નથી તેને દાબી દેવાને કાયદાનો દંડ ઉગામવો એ રાજકીય અન્યાયની પરાકાષ્ઠા છે. ખરેખર આ નામદાર ગવર્નરે એક કાલ્પનિક રાક્ષસને સ્વપ્નમાં રચીને તેના ઉપર નિરર્થક પ્રહાર કરવામાં અસાધારણ અપયશ અને અપ્રીતિ સંપાદન કર્યાં છે.

છતાં એમ ધારો કે હિંદમાં એક રાજકીય પક્ષ એવો હોય કે જે લડાઇ પછી સંપૂણ સ્વરાજ્ય માગવાની ચળવળ કરે છે. પણ તે જ્યાં સુધી કાયદાનું ઉલ્લંઘન કરતી ન હોય ત્યાં સુધી તેને દાબી દેવાનો સરકારને શો હક છે? જ્યારે લગભગ દરરોજ બ્રીટીશ પ્રધાન અને બ્રિટીશ રાજપુરૂષો સ્વતંત્રતા અને સ્વરા-રાજ્યનાં ગુણગાન કરે છે અને વિગ્રહ માટે અહિંયાંના કરતાં હજારો ઘણો વધારે ભાર બ્રિટીશ રાજતંત્ર પર પડે છે છતાં પણ આયરલેંડને સ્વરાજ્ય આપવા માટે વારંવાર પગલાં ભરવામાં આવે છે તે વખતે તેજ હકની વેગભરી પણ કાયદેસર માંગણીને ગેરકાયદેસર કે અયો-ગ્ય કેમ ગણી શકાય, એ અમલદારો શિવાય બીજાથી સમજી શકાતું નથી. લડાઈને માટે આખા બ્રીટીશ સામ્રાજ્યની માફક હિંદમાં પણ અનેક જવાબદારીઓ સરકારને માથે પડી છે; પરંતુ જે રાષ્ટ્રીય બળને લીધે હજારો વીર યોદ્ધાઓ રણભૂમિ પર જીવન સમર્પે છે અને ગરીબ અને તવંગર સો મળી કરોડો રૂપીઆની લોનો ભરે છે તેણેજ આ પછાત દેશની અંદર સ્વરાજ્યની હીલચાલ જગાવી છે અને જ્યાં સુધી તે બ્રીટન સાથેના સંબંધમાં કે વિગ્રહના કાર્યમાં અંતરાયરૂપ થાય નહિં ત્યાં સુધી તેના અમુક ચોક્કસ પગલાંને અયોગ્ય ગણી તેને દબાવી દેવાનો કોઇ પણ સત્તાધારીને હક નથી. જે વખતે રૂશિયાની પ્રજાએ ઝારની સૈકાઓથી જડ ઘાલી બેઠેલી આપખુદીસત્તાને ઉઠલાવીને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું છે અને તેણે પોલેન્ડ અને ફીન્લેન્ડને સંપૂર્ણ સ્વરાજ્ય આપવાની મરજી બતાવી છે.—સ્વતંત્રતાના સિદ્ધાંતની જ ખાતર યુનાઇટેડ સ્ટેટસે આ યુદ્ધમાં ઝંપલાવી હજારો માણસો અને કરોડો ડોલરનો ભોગ આપવાની તત્પરતા દર્શાવી છે.—ખુદ ઈંગ્લેન્ડે પણ આયરર્લેન્ડને હોમરૂલ આપવાનું અને સ્ત્રીઓ તથા સીપા-ઈઓને મત આપવાનો નિશ્ચય કર્યો હોય એમ જણાય છે—અને બેલ્જીઅમ અને આલ્સેસલોરેન, સર્વિઆ અને રોમાનિયાને, જર્મની તથા ઓસ્ટ્રીઆના બંધમાંથી છોડવાને માટે આ લડાઇ લંબાવવામાં આવે છે ત્યારે હિંદુસ્થાનમાં સ્વરાજ્યની એક વિચારપૂર્ણ યોજનાની ચળવળમાં ભૂલથી સંપૂર્ણ સ્વરાજ્યની માંગણી સમજી લઇ તેને કચરી નાંખવામાં પ્રજાના પ્રતિનિધિઓની સંમતિ ગંભીરપણે એક મોટા પ્રાન્તના ગવર્નર તરફથી માગવામાં આવે એના કરતાં આપણી રાજ્યસત્તાના આપખુદીપણાનો વધારે સારો દાખલો શો હોઇ શકે. ?

## મીસીસ એની બેસંટ નજરકેદ.

પોતાના ભાષણ પર તેમજ તેના ખુલાસામાં પ્રકટ કરેલી નોંધ પર આખા દેશમાંથી જે સખ્ત અને આવેશભરી ટીકા થઇ તેથી ન અચકાતાં લોર્ડ પેંન્ડલેંડે આખરે પોતાની ધમકી અમલમાં મુકી અને મીસીસ એની બેસંટ અને તેમના દેશ ભક્ત સહાયકો મી. બી. પી. વાડીઆ અને મી. જી. એસ. એરૂન્ડેલને નજર કેદ કરવાનો જુલમી હુકમ કર્યો. આ વાત જાણતાં જ પહેલી તો તીવ્ર શોક અને ઉંડી નિરાશાની છાયા આપણા મન ઉપર પડે છે. જે પ્રતાપી બાઇએ પોતાના જીવનની ઉત્તરાવસ્થામાં આપણા દેશની સ્વતંત્રતા માટે સ્વરાજ્યની વેગભરી ચળવળ ચલાવી છે અને લગભગ ત્રણ વરસના અરસામાં સર્વે સમજુ હિંદીઓનાં હૃદયમાં તે વિષે મજબુત ધૂન જગાવી હિંદ માટે લડત કરનાર વીરોમાં જેણે પ્રથમ સ્થાન મેળવ્યું છે તેની લખવાની અને બોલવાની સ્વતંત્રતા પર એકદમ અન્યાયી અંકુશ મુકાતાં આવી લાગણીઓ આપણે અનુભવીએ એ સ્વાભાવિકછે. જે લેખો દરરોજ હજારો વાંચકોના મનને પોતાની સાંકડી સ્વાર્થી જીંદગીમાંથી દેશભક્તિ અને દેશમુક્તિના વિચારો તરફ ખેંચતા હતા તે હવે કયારે વાંચીશું ! અને જે જુસ્સાદાર છતાં અત્યંત કલાવંત ભાષણો કવચિત્ કવચિત્ હજારો શ્રોતાઓની કલ્પના અને હૃદય સચેતન કરી રાષ્ટ્રીય વ્હેણમાં વાળતાં હતાં તે હવે કયારે સાંભળીશું ! તેમ તેમની કલમ કપાઇ જતાં અને જીભ બંધ થતાં સ્વરાજ્યની લડતને પણ કેટલો ધોકો પહોંચશે અને તેથી સંગીન રાજકીય સુધારા મેળવવાની આપણી આશા પણ કેટલી વ્યર્થ થશે !

પરંતુ સદ્ભાગ્યે આ દુર્બલ લાગણીઓ લાંબો વખત ટકી નથી અને તરતજ તીવ્ર રોષ અને અડગ નિશ્ચયના ભાવોએ પ્રજાના અંતઃકરણમાં સામ્રાજ્ય મેળવ્યું છે. જો હોમ રૂલ લીગને દબાવવાને સરકારે આ હુકમ કર્યો હોય તો ખાસ કરીને મુંબાઇ, સંયુકત પ્રાંત અને બિહારમાં કેટલાક આગેવાનોએ અને બીજા સેંકડો આબરૂદાર માણસોએ તે સંસ્થામાં જોડાઇ સરકારનો ઇરાદો નિષ્ફળ કર્યો છે. પ્રેસ એકટના ક્રુર ઘાથી પણ જે ન્યુ ઇંડીઆ અને કોમન વીલનો નાશ થયો નથી તે બંધ કરવાને જો લોર્ડ પેંટલેંડે પોતાની સત્તાનો આ દુરૂપયોગ કર્યો હોય તો મી. પી. કે. તેલંગ અને મી. રહીએ આ બન્ને પત્રોની જોખમદારી બહાદુરીથી પોતાને શિર લઇને અને મુંબાઇ તથા મદ્રાસના મિત્રોએ ઉદાર આત્મત્યાગથી આર્થિક સહાય આપીને તે ગવર્નરને નિરાશ કર્યા છે. ખરેખર ન્યુ ઇંડીઆનું પુનર્જીવન જોઇને તેના હજારો વાચકો અને આખી હીંદી પ્રજા જો સાનંદાશ્ચર્યમાં લીન થયાં છે તો તેથી મદ્રાસની આપખુદી સરકારને પણ લાબાં વખત સુધી ગણુગણે એવો આબાદ જવાબ મળ્યો છે. પરંતુ કદાચ હિંદના સત્તાધારીઓને વધારેમાં વધારે આશ્ચર્ય તો એ જોઇને થયું હશે કે તેઓ ધારતા હતા તેમ કોંગ્રેસના અને હોમરૂલ લીગના—જુના રાજ પુરૂષોના અને મીસીસ બેસંટ અને મી. તીલકના—એમ બે પક્ષો નથી પરંતુ સ્વરાજ્ય અથવા હોમરૂલ સત્વર મેળવવાને આતુર થયેલો અને તેનો એક મોટો હિસ્સો લડાઇ પછી તરત પોતાના હક તરીકે માગતો એક જ રાષ્ટ્રીય પક્ષ આખા હિંદુસ્તાનમાં રચાયો છે. સરકારની સખ્ત ઇતરાજી વહોરી લઇને હોમરૂલ લીગની ઘણી ખરી

શાખાઓ સરકારના આ હુકમ સામે મજબુત વાંધો ઉઠાવે એ સ્વાભાવિક છે. બધા પ્રાન્તોના હિંદી પત્રો લોર્ડ પેંટલેંડના ભાષણની માફક આ હુકમની પણ વિરૂદ્ધ પોતાનો બધો દારૂગોળો અજમાવે અને નાના મોટા સંખ્યાબંધ શહેરોમાં ઉત્સાહી અને ગંજાવર સભાઓ આ હુકમ સામે પોકાર કરે એ મીસીસ બેસંટ માટે સર્વ સામાન્ય અને અસાધારણ માન સૂચવે છે. છતાં તેને પણ લાગણીનો માત્ર ઉભરો ગણી શકાત. પરંતુ આથી પણ વધારે આશ્ચર્યકારક બીનાઓ તો એ છે. પ્રથમ તો અનેક કૉંગ્રેસ કમીટીઓએ અને તે સંસ્થાઓ તરફથી ભરાયલી સભાઓએ તેમજ સર દીનશા વાચ્છા અને પંડિત મદનમોહન માલવીયા, મી. સુરેન્દ્રનાથ બેનરજી અને મી. એલ. એ. ગોવિંદ રાઘવ આયર મી. એસ. શ્રીનીવાસ શાસ્ત્રી અને સી. વાય. ચિન્તામણિ જેવા કૉંગ્રેસના ચુસ્ત આગેવાનોએ પણ તેની સામે એક કે બીજી રીતે પોતાનો સખ્ત વિરોધ દર્શાવ્યો છે. મુંબાઇની પ્રેસીડન્સી અસોસીશન અને મદ્રાસની મહાજન સભા જેવાં જુનાં પ્રતિષ્ઠિત રાજકીય મંડળોએ પણ આ હુકમ રદ કરવા વિશે આગ્રહપૂર્વક ઠરાવ કરી તે હીંદી વજીરને તારથી મોકલી આપ્યો છે. સરકારને આથી પણ વધારે ચોંકાવનાર બનાવ તો એ છે કે કૉંગ્રેસના કેટલાક આગેવાનોએ હોમ રૂલ લીગમાં જોડાઇને કૉંગ્રેસ અને લીગના અનુયાયીઓ વચ્ચે આ પ્રસંગે તુટ પડવાનો સંભવ પૂરેપૂરો નષ્ટ કર્યો છે. મીસીસ બેસંટ નજરકેદ થયાનો ખબર હિંદુસ્તાનમાં ફેલાઇ કે થોડાજ દિવસમાં મુંબાઇમાં મી૰ એમ. એ. ઝીણા અને મી૰ જહાંગીર પીટીટ સંયુક્ત પ્રાંતમાં પંડીત મોતીલાલ નેહ્રુ, ડૉ. તેજબહાદુર સપ્રુ અને મી. સી. વાય. ચિંતામણિ અને હમણાં જ બિહારમાં મી. હસન ઇમામ અને મી. સચ્ચિદાનંદ સિંહા હોમ રૂલ લીગમાં જોડાયા છે અને તેમની આગેવાની નીચે અનેક સ્થળે સેંકડો વકીલો, ડૉકટરો, અને વેપારીઓ, આ જોખમ ભરેલી ગણાતી સંસ્થામાં દાખલ થયા છે. કૉંગ્રેસના સાગરની પાસે લીગનું જાણે જુદું સરોવર નવયુગના ચેતનથી રચાયું હોય એવો કાંઇક દેખાવ આ બનાવ પહેલાં થતો હતો અને મીસીસ બેસંટ અને મી. તીલક સ્વરાજ્યની ચળવળને માટે પંકાયલા હોવાથી તે સરોવર કદાચ સાગરમાં ખળભળાટ મચાવ્યા વિના પુરી શકાશે એવો ખ્યાલ કેવળ કાલ્પનિક ગણાય એવો નહોતો. પરંતુ છેલ્લાં બે અઠવાડીઆના બનાવોથી પુરવાર થયું છે કે સાગર અને સરોવરએક જ માતૃભૂમિ હૃદયમાં રહેલા છે—દેખીતા જુદા જુદા પક્ષોમાં એક જ રાષ્ટ્રીય હૃદય ધબકે છે અને સરોવરને પુરવા જતાં સાગરમાં એકલા મોટા તરંગો આવ્યા છે કે જેથી બંને જલસંચય પુરેપૂરા એકાકાર થઇ ગયા છે. ખરેખર ૧૯૦૬ ની માફક ફરીથી પક્ષાપક્ષીના કલહમાંથી બચી જઇ એક મહાન રાષ્ટ્રીય કસોટીમાંથી પસાર થવા માટે આપણે લૉર્ડ પેન્ટલેન્ડનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

આ વાત અહીંયા અટકતી નથી. મી. ચેમ્બર્લેને આમની સભામાં જણાવ્યું છે તે પ્રમાણે મીસીસ બેસંટનો સ્વરાજ્યની વેગભરી હીલચાલ બંધ કરવા માટે જ તેમને નજર કેદ કરવામાં આવ્યાં છે. શ્રીયુત ગાંધીએ વાતચીતમાં ખરૂં જ કહ્યું હતું કે સરકારે મીસીસ બેસંટને નજર કેદ નથી કરી પરંતુ હોમરૂલને—તેની ચળવળને—નજર કેદ કરી છે. હવે જે ચળવળની આગેવાની તે પરોપકારી બાઇએ કરી છે તે

કરવાનો આદેશ લખનૌમાં મળેલી કોંગ્રેસે બધી કોંગ્રેસ કમીટીઓને, હોમરૂલ લીગને, અને અન્ય રાજકીય મંડળોને કર્યો છે અને તેથી આખા દેશમાં જેઓ એક કે બીજી રીતે આ મહાન રાજકીય લડતમાં જોડાયા છે અને જેઓ આ સંસ્થાઓના સભાસદ અથવા તેના અનુયાયી હોય તેમનો આ કઠિન પ્રસંગે સરકારને એક જ જવાબ હોઇ શકે અને પ્રજા તરફ એકજ ધર્મ હોઇ શકે. દારૂણ યુદ્ધમાં જ્યારે સેનાધિપતિ ઘવાય ત્યારે જે ફરજ સીપાઇઓની અને નાના અમલદારોની છે તે આ સમયે આપણા આગેવાનોના અને આપણી છે. હવે સ્વરાજ્યની ચળવળમાં મીસીસ બેસંટની ખોટ ન જણાય એટલું જ નહિં પરંતુ તે વધારેને વધારે બળવાન થાય અને પરિણામે નાના—ઘણાંજ નાનાં ગામોમાં જોસથી પ્રસરે એ માટે આપણે કમર કસવી જોઇએ. અત્યારે આપણે નાના મતભેદ અને અંગત રાગદ્વેષ ભૂલી જઇશું, એક બીજાની લખવા બોલાવાની અને ચોકકસ શબ્દો વાપરવાની ખામીયતાને સહી લઇશું અને એક જ વિચાર સેવીશું કે હિંદુ હોય કે મુસલમાન હોય કોંગ્રેસ કમીટીના કે હોમરૂલ લીગના સભાસદ હોય અથવા કોઇ પણ રીતે સ્વરાજ્યની ભાવના ધરાવતા હોય તે સર્વ એક જ મહા સૈન્યના સીપાઇઓ છે અને જ્યાં સુધી વિજય મળે નહિ ત્યાં સુધી સાત્વિકપણે અને દૃઢ રીતે તેમણે આ લડત ચલાવવાની છે. મીસીસ બેસંટને નજર કેદ કરવામાં સરકારે સ્વરાજ્યની ચળવળને સખતમાં સખત ફટકો લગાડવાનો ઇરાદો રાખ્યો છે. આનો યોગ્ય જવાબ તો એજ કે સ્વરાજ્ય સૈન્યે સ્વરાજ્યની આ ચળવળને જોસથી પસારવી અને વિજય પર્યંત કાયમ રાખવી. આમ થતાં કદાચ સરકાર પોતાની સાંકડી દૃષ્ટિને અનુસરીને બીજા માણસોને નજરકેદ કરશે, કોઇને કેદ કરશે. કે બીજી શિક્ષા કરશે; પરંતુ દુઃખનાં ડુંગર ઓળંગ્યા શિવાય કયા દેશને સ્વતંત્રતા મળી છે?

સામાન્ય રીતે આપણે આટલેથી જ અટકત—મદ્રાસની સરકારના હુકમની વિરૂદ્ધ સભાઓ ભરત, અને સખ્ત ઠરાવો પસાર કરત તથા મદ્રાસના ગવર્નર, હિન્દના વાઇસરોય ઉપર તાર મોકલત અને વધારામાં સ્વરાજ્યની હીલચાલને બને તેટલા વેગથી ચલાવત. પણ મીસીસ બેસન્ટ નજરકેદ થવાથી જે લાગણી આખા દેશમાં જોસથી ઉભરાઇ છે તેથી હવે જરૂર સ્વરાજ્યની ચળવળમાં વધારે જોશ અને આવેશ આવશે એ તો સ્પષ્ટ છે. પરંતુ ધીમે ધીમે છતાં સ્પષ્ટ રીતે એ વિચાર જાગૃત થતો જાય છે કે શું આટલેથી જ આપણે સંતોષ માનીશું? જે વખતે આખી સુધરેલી દુનિયામાં સ્વતંત્રતાની અને પ્રજાસતાક રાજ્યની ભાવનાના ધબકારા સંભળાય છે અને તેની સિદ્ધિને અર્થે કરોડો રૂપીઆ અને લાખો જીંદગીઓ ખુવાર થાય છે તે વખતે આપણા હકની વધારેમાં વધારે સબળ હીમાયત કરનાર પરદેશી બાઇની સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકાય ત્યારે શું આપણે ક્રોધ અને અરજના સામાન્ય ઉદ્ગારોથી જ સંતોષ માનીશું? એમ લાગતું જાય છે કે હિન્દની રાજકીય ચળવળમાં હવે એવી ભૂમિકા પ્રાપ્ત થઇ છે કે જ્યારે વિચાર અને ઉચ્ચાર ઉપરાંત આચારની—સંગીન કર્મની પણ જરૂર છે. આખા જગતનું વલણ આપણા પક્ષમાં છે અને આપણો આત્મા પણ સરકારના આ પગલાથી કકળી ઉઠયો છે. એટલે સત્યાગ્રહી કર્મ માટે આ યોગ્ય ક્ષણ છે એમ પણ માનવામાં આવે છે. પરિણામે કેટલાંક પત્રોમાં એવી સૂચના થઇ છે કે બોલ ઇન્ડીઆ કોંગ્રેસ

કમીટી અને મૌસ્લેમ લીગની એકઠી અસાધારણ સભાઓએ હાલની સ્થિતિ વિષે ચર્ચા કરીને આગેવાન દેશભક્તોનું એક ડેપ્યુટેશન તરત જ વિલાયત ખાતે મોકલવાની વ્યવસ્થા કરવી જોઈએ. આથી પણ વધારે આગળ પડતી સૂચના એ છે કે વડી અને પ્રાન્તિક ધારાસભાના પ્રજા તરફથી ચુંટાએલા સભાસદોએ—કાં તો હમણાં જ અથવા વડી ધારાસભાની સપ્ટેમ્બરની બેઠકમાં સરકાર તરફથી અસંતોષકારક જવાબ મળે તો—પોતાની જગ્યાનું રાજીનામું આપવું. મીસીસ બેસન્ટ નજરકેદ થયાથી સર્વે સાચા હિન્દીવાનોના આત્મભાનનો ભંગ થયો છે એ દર્શાવવાને બધી મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડના ચુંટાએલા સભાસદોએ રાજીનામું આપવું જોઈએ એ પણ ફલિત થાય છે. આટલે સુધી કદાચ જમાનાનાં સત્વોને સમજનાર સર્વે નિર્ભય દેશભક્તો કબૂલ થાય. પણ કાયદેસર ચળવળના માર્ગ ઉપર આપણે આથી આગળ વધી શકીશું? આપણે જે આવેશમાં આ હુકમ સામે પોકાર કરીએ છીએ તે ક્ષણિક કે નિઃસત્વ નથી પણ ઉંડો અને સાચ્ચો છે એ સરકારને જણાવવાને શ્રીયુત્ ગાંધીએ સત્યાગ્રહનો જેવી લડત દક્ષિણ આફ્રિકામાં સફલ રીતે ચલાવી હતી તે અનુસરીને આપણે અતિશય દૃઢતાથી અને સંપૂર્ણ શાન્તિથી અગણિત દુઃખ સહન કરવાને તૈયાર થઈશું? આ પ્રશ્ન આપણી સમક્ષ આવીને ઉભો છે અને તેનો યોગ્ય જવાબ આપવાને તો આપણા અગ્રણીઓ જ યોગ્ય છે. પણ તે જવાબ ઉપર આપણા રાજકીય ભવિષ્યનો ઘણો આધાર રહેશે એ તો નિર્વિવાદ છે.

## સ્વ. રણજીતરામ વાવાભાઈ.

સ્વ. ભાઇ રણજીતરામના અવસાનની નોંધ લેતાં અમારૂં હૃદય શોકથી સ્તબ્ધ થઇ જાય છે. જુઇના તોફાની દરિયામાં ભરતીનો એક મોટો ઓચીન્તો હોડો, તેટલી જ ત્વરાથી નીચે પાછું ફરતું મોજું અને સ્વ. રણજીતરામનો દેહ હતો ન હતો થઇ ગયો. એ દિવસને લગભગ એક માસ થવા આવ્યો છે છતાં તે આપણા હૃદયમાં તાજો જ છે—એમના ગુણકર્મની તેમજ પ્રશાંત, સૌમ્ય પ્રેમાળ, દેશાનુરાગી વ્યકિતત્વની સ્મૃતિ આપણા મનમાં લીલી જ છે. જેમને તેમના અંગત પરિચયમાં આવવાનો અને વિશેષે કરીને કોઇ પણ જાહેર કાર્યમાં તેમની સાથે કામ કરવાનો પ્રસંગ મળ્યો હશે તેમના હૃદયને તો તેમના સ્વભાવે એવી મોહિની લગાડી હશે કે તેઓ ભાગ્યે જ મનને મનાવી શકતા હશે કે તેમની સૌમ્ય આકૃતિ હવે સદાને માટે અદૃશ્ય થઇ છે, અને તેમનો ઉત્સાહી છતાં સંયમિત સાહૃદય સ્વર હંમેશને માટે બંધ થયો છે. પરંતુ તેમનો દેહ નષ્ટ થયા છતાં અમે એમ માનવાને અસમર્થ છીએ કે તેમના પૂણ્યાત્માની સંસ્કૃત અને પવિત્ર અસર પૂરેપૂરી લુપ્ત થઇ છે, અને અમારી ખાત્રી છે કે જ્યાં સુધી તેમનું જીવન ચરિત્ર. લેખો, લેખ સંગ્રહ, સ્મરણો, તેમના બુદ્ધિ અને હૃદયની ઉંડી ગુફાઓમાં ગુર્જર પ્રજાને વીહરાવશે ત્યાં સુધી ગુજરાતમાં તેમની અસર કાયમ રહેશે.

સ્વ. રણજીતરામ એક વિદ્વાન લેખક હતા, અને તે રીતે જ આખી ગુર્જર પ્રજા તેમને મુખ્યત્વે કરીને ઓળખે છે. તેમના લેખો ઉપર ઉપલક નજર નાખનાર જોઇ શકશે કે તેના વિષયોમાં અસાધારણ વૈવિધ્ય હતું—કાવ્ય, સાહિત્ય, ઇતિહાસ, કેળવણી, રાષ્ટ્ર-

ભાવના, રાજનીતિ, લોકપયોગી સંસ્થાઓ, આ તેમના લેખના કેટલાક વિષયો હતા. ઉપરાંત તેમણે કેટલીક સુંદર વાર્તાઓ અને નાટકો લખ્યાં છે. પરંતુ તેમની સાહિત્ય-પ્રવૃત્તિ કરતાં પણ તેમની એક બીજી પ્રવૃત્તિ વધારે ઉન્નત હતી અને તે સંસ્થાઓના અને મનુષ્યોના પ્રેરનાર તરિકે. અમદાવાદમાં તેમણે ગુજરાત સાહિત્ય સભાને અને પછી સાહિત્ય પરિષદ્‌ને જન્મ આપ્યો હતો અને ગુજરાત કેળવણી પરિષદ્‌ની ભાવનાને ઘણા વખત સુધી અંતરમાં ભાવથી સેવીને તેને મૂર્તિમન્ત કરવામાં તેમણે મંત્રીઓને પગલે પગલે ઉત્તમ સલાહ તથા સહાય આપી હતી. આ ઉપરાંત બીજી નાની મોટી સંસ્થાઓને ઉત્પન્ન કરવામાં કે ન્ચવામાં તેમણે કેટલી સહાય આપી હશે તે તો તેમના વિષે સ્મરણસંગ્રહ પ્રકટ થશે ત્યારેજ જણાશે. ગુજરાત અને કાઠીઆ-વાડમાં જે અનેક સાહિત્યસેવકોના તેમજ કાર્યકર્તાઓનાં મિત્રમંડળ તેમને પોતામાંના એક ગણતા હતા તે જેમ એક પાસથી તેમના મનની સર્વદેશીયતા સૂચવતાં હતાં તેમ બીજીપાસ લખવામાં કે કાંઇક કામ કરવામાં યુવકોને પ્રોત્સાહન આપવાનો અને દિશા સૂચવાનો—અર્થાત સાહિત્ય સેવકો અને દેશભક્તો તૈયાર કરવાનો તેમનો અદ્વિતીય શોખ જણાવે છે. તેમના સ્નેહભર્યા પ્રોત્સાહન અને માર્ગદર્શક સમાગમની વાતો કહેવાને અત્યારે કેટલાંએ શોકાર્ત હૃદય ઉભરાતાં હશે! એક રણજીતરામ ગયા પણ વિવિધ ક્ષેત્રમાં પ્રવૃત્તિ કરનાર અનેક નાનામોટા કાર્યકર્તાઓને પાછળ મૂકી ગયા એ પણ શું એક આશ્વાસન નથી!

સ્વ. રણજીતરામ સાહિત્ય સેવક હતા છતાં પોતાની પાછળ બે અપૂર્ણ વાર્તાઓ શિવાય કોઇ પુસ્તક પાછળ મૂકતા ગયા નથી. અનેક સંસ્થાઓના પ્રેરક હોવા છતાં સાહિત્ય પરિષદ્ શિવાય ભાગ્યે જ બીજી કોઇ સંસ્થાના તેઓ અધિકારી હતા. સૌ કોઈને સહાય આપવાને અને સૌના પાસેથી કાંઇ શીખવાને તૈયાર અને પોતાના વિશાળ અન્તઃકરણને જે સંસ્થા રૂચે તેને પોતાના દિવસો અને મહિના અર્પવાને તત્પર વર્તમાન સાહિત્ય અને પ્રજાવિકાસમાં ઉંડો રસ લેનાર અને અનેકાનેક પ્રાસંગિક લેખો લખનાર આ સજ્જનના જીવનની એક પરમ કરૂણતા છે કે આશરે પાંત્રીશ વર્ષની ઉમરે પકવ બુદ્ધિથી ગુજરાતના ઇતિહાસનાં અનેક સાધનોનો સંચય કરી તે વિષે એક સંગીન પુસ્તક લખવાની તેઓ તૈયારી કરતા હતા અને કેળવણીની એક દેશોપયોગી સંસ્થાને પોતાનું જીવન અર્પવાને તેમને થોડા જ માસ હતા તે વખતે પોતાના કાર્યને અધુરૂં મુકી તેઓ સદાને માટે વિરામ્યા. તેમના આત્માને પરમ શાંતિ પ્રાપ્ત થાઓ!

## ગ્રામીય પુસ્તકાલયો.

ગઇ સાલના અકટોમ્બર માસમાં અમદાવાદમાં મળેલી ગુજરાત કેળવણી પરિષદ્‌ની પહેલી બેઠક વખતે **ગુજરાત કેળવણી મંડળનો** જન્મ થયો. આ મંડળ અનેક રીતે જન સમાજ માટે કાર્ય કરવા ઇચ્છા ધરાવે છે, તેમાંથી એક નાના નાના ગામોને પુસ્તકાલયો વસાવી આપવાની યોજના છે. આ યોજના કાર્યરૂપે અમલમાં મુકવાની શરૂઆત થઇ છે, તેથી તે સંબંધી વિગતો તથા અંતિમ હેતુ અત્રે રજુ કરવામાં આવે છે.

પ્રાથમિક શિક્ષણ વાંચવા લખવાની કળા શીખવવા માટે છે. તે કળા આવડયા પછી હરરોજ ઉપયોગમાં લેવાય અને તેને ખીલવાય તો જ તેનો ખરો ઉપયોગ થાય; તેનો ક્વચિત્ જ ઉપયોગ થાય, વરસે દહાડે એકાદું પુસ્તક ચોપાન્યું પણ ન વંચાય, અને એકાદો કાગળ કે લેખ કે નામું લખવાનો પ્રસંગ પણ ન આવે તો ભણ્યું ભુલી જતાં વાર લાગતી નથી. વસ્તીપત્રકના આંકડાઓ ઉપરથી સિદ્ધ થાય છે કે સેંકડો બલ્કે હજારો લોકો આવા મળી આવે છે કે જેઓ નાની ઉમ્મરમાં ત્રણ ચાર ધોરણો ભણેલા હોય છે પણ મોટી ઉમરે પહોંચતાં કાગળનો કટકો પણ લખી શકતા નથી, અને નિરક્ષરની સંજ્ઞામાં ગણાય છે. આવી અનિષ્ટ સ્થિતિ ગામડાવાસી ભાઈઓની ન થાય તેને માટે ગામેગામ નાનાં નાનાં પુસ્તકાલયો થવાની જરૂર છે. પુસ્તકો ઉપરાંત વર્તમાનપત્રો તેમાં રાખવાથી તથા વંચાવાથી હિંદુસ્થાનના ખુણા ખાચરામાં તથા અન્ય દેશોમાં શું બને છે તેના વર્તમાન જાણવાનું સાધન તમને મળે, અને તેઓ પણ મુંબઈવાસીઓ અથવા લંડનવાસીઓના જેટલા જ આ મહારાજ્યના ભાગી છે તેનું તેમને જ્ઞાન થાય.

પુસ્તકાલયોને થોડાં વર્ષથી સરકારના કેળવણી ખાતાએ રજીસ્ટર કરવાનું–નોંધ રાખવાનું–શરૂ કર્યું છે. કોઇ પણ પુસ્તકાલયને સરકારમાં નોંધાવવામાં આંટીકુટી શું છે તે સમજવાની જરૂર છે. નોંધાવવાથી લાભ એ થાય છે કે સરકારી રીપોર્ટો–બ્લુ બુકો–મફત મળે છે. ગેરલાભ એ છે કે સરકારની સૂચના આવે કે અમુક વર્તમાનપત્ર કે માસિક કે પુસ્તક તમારે તમારા પુસ્તકાલયમાં રાખવું નહીં તો તે રખાય નહીં. તે ઉપરાંત બીજો ગેરલાભ એ છે કે એક વખત નોંધાવ્યા પછી સરકારી નોંધમાંથી નીકળી જવું હોય તો મફત લીધેલી બ્લુબુકોની કિંમત પોસ્ટેજ વિગેરે સરકાર પાઈએ પાઇ મજરે લે છે, આનો અર્થ એટલોજ થાય કે એક વખત જે પુસ્તકાલયના ગળામાં ફાંસો લગાવવામાં આવ્યો તે પાછો નીકળવો મુશ્કેલ, અને વરસો વરસ વધારે સખત થયો જાય. સરકાર તરફથી થોડા રીપાર્ટોની લાલચ બહુ ઉંડા પાણીમાં ઉતારનારી છે, અને એક વખતે નોંધાણી તે કાયમને માટે નોંધાણી એમ સમજવું. આવા નોંધાએલા પુસ્તકાલયોની સંખ્યા ૨૮૦ ની છે.

કેળવણી મંડળે મારફત સ્થપાનારા પુસ્તકાલયો સ્વાશ્રયના ધોરણ ઉપર કાઢવામાં આવે છે. સાધારણ નિયમ એવો રાખ્યો છે કે પુસ્તકાલયનો કુલ ખર્ચ વાર્ષિક રૂ. ૩૦ ને આશરે રાખવો, તેમાં પુસ્તકોનો વર્તમાનપત્રોનો તથા પરચુરણ ખર્ચ તમામનો સમાવેશ થાય. આમાંથી અરધી રકમ ગામલોક આપે અને અરધી મંડળે ઉભા કરેલાં ખાસ ફંડમાંથી આપવામાં આવે. ગામલોક વધારે આપી શકે તો સારૂં પણ મંડળતો રૂ. ૧૫ થી વિશેષ ન આપી શકે. પુસ્તકાલય ગામની કોઇ સાર્વજનિક જગ્યામાં, અથવા તે ન હોય તો ભાડાની જગ્યામાં, અથવા તેમ ન બને તો કોઇ શુભેચ્છકના ઘરમાં રાખવામાં આવશે, અને યોગ્ય સમયે ખાસ મકાન સંપડાવવાનો પ્રયત્ન થશે. પુસ્તકાલયની વ્યવસ્થા ગામના ૩ થી ૭ પ્રતિષ્ઠિત ગૃહસ્થોનું મંડળ કરશે. સદરહુ મંડળના મંત્રી કેળવણી મંડળના મંત્રીને માસિક રીપોર્ટ મોકલશે, અને મંડળના ઇન્સપેકટર પુસ્તકાલયોની વરસમાં એક અથવા બે વખત ભેટ લઇને હકીકત મંડળના મંત્રીઓને જણાવશે. પુસ્તકાલય ગામના તમામ પુરૂષ તથા સ્ત્રીઓને મફત વાંચવાને

માટે ખુલ્લું રહેશે. સરકારમાં આમાંથી કોઇ પુસ્તકાલય કોઇ વખતે નોંધાવવામાં આવશે તો તેને મંડળ તરફથી મદદ મળતી બંધ થશે. પુસ્તકો તથા વર્તમાનપત્રોની પસંદગી ગામની વ્યવસ્થાપક મંડળની સાથે મળીને કરવામાં આવશે.

હાલ તુરત કુલ પચાસ ગામોમાં—પાંચે જીલ્લાના દસદસ ગામોમાં—આ પ્રમાણે પુસ્તકાલયો સ્થાપવા માટે તે રકમ મુંબાઇના રા. જમનાદાસ દ્વારકાદાસ અને રા શંકરલાલ જી. બેંકર પાસેથી મળી ચુકી છે. કેટલાએક ગામોની અરજીઓ આવેલી તેમાંથી સરતોને અનુસરીને અગ્યાર ગામને માટે તે મંજુર કરવામાં આવી છે, તથા બે ત્રણ મહિનાના અરસામાં પચાસે પુસ્તકાલયો ખોલવાની ઉમેદ છે. વિશેષ પુસ્તકાલયોને માટે રકમો મળતી જશે તેમ તેમ વધારે ગામોને આ યોજનાનો લાભ અપાશે. ગુજરાતના પાંચે જીલ્લામાં કુલ આશરે ૩૩૫૦ ગામો છે, અને તેમાંથી આશરે ૧૩૫૦ ગામોમાં નિશાળો છે. નિશાળવાળા તમામ ગામોમાં પુસ્તકાલયો સ્થાપવાની કોળવણી મંડળ ઉમેદ રાખે છે. આ ઉમેદને ગુજરાતના શ્રીમંતો, મંડળના સભાસદોનું આત્મબળ તથા સર્વ શક્તિમાન પ્રભુ પાર પાડશે. "કોઇ ગામ શાળા વગરનું ન રહે" એ જાપાનના બાદશાહનું સૂત્ર ગુજરાતને લાગુ પાડવામાં આવે તે પહેલાં જે જે ગામોમાં નિશાળ છે, એટલે જ્યાં જ્ઞાનના કીરણો પહોંચી ચુકયા છે તેને સતેજ કરવા, તેની પૂર્તિ કરવા આ પુસ્તકાલયોની જરૂર છે, અને આશરે દસ વર્ષના અરસામાં મંડળ આટલું કામ કરી શકે તો ઠીક કામ કર્યું કહેવાશે. દરેક પુસ્તકાલય પાછળ મંડળને મદદના રૂ. ૧૫ તથા દેખરેખના આશરે રૂ. ૫ મળી કુલ રૂ. ૨૦ નો વાર્ષિક ખર્ચ થશે. તે હીસાબે ૧૩૦૦ ગામોને માટે વાર્ષિક ખર્ચ રૂ. ૨૬,૦૦૦ થાય. આ રકમ કાંઇ મોટી નથી અને ગુજરાતમાંથી તો તેટલી મળવી સ્હેલ છે. ધનિક લોકો પોતપોતાની સંપત્તિ પ્રમાણે એકથી દસ સુધીની સંખ્યામાં પુસ્તકાલયો માટે જોઇતી રકમ આપવાનું માથે લે, તથા આ કામની ગામેગામ ફરીને દેખરેખ રાખનાર વિદ્વાન ઉત્સાહી યુવાનો, પગારી યા બીન પગારી, મળી આવે અને મળી આવશે એમ આ લખનારને ભરોસો છે, તો આ નાના પુસ્તકાલયોનું જાળું પાથરવાનું સ્વપ્નું થોડા વર્ષમાં ખરૂં પડશે.

---

જુદા જુદા દેશની રાષ્ટ્રીય સ્વતંત્રતા અને મુક્તિના ઇતિહાસ વિષે તેમજ તેમાં પ્રસિદ્ધ થએલા વીરપુરૂષોનાં અને વીરસ્રીઓનાં જીવનચરિત્ર વિષે આ માસિકનાં આશરે ૨૦ થી ૩૦ પાનામાં સમાવ એવા જે લેખ અમને મળશે અને આ પત્રમાં પ્રકટ થશે તેને માટે યોગ્ય રકમ લેખકને આપવામાં આવશે.

તંત્રી.

# નોટીસ.

**દરેક રેલ્વે ઉતારૂને જાણવાની જરૂર છે કેઃ—**

( ૧ ) તે ઉતારૂના ડબ્બામાં ધારા કરતાં વધારે માણસ ભરવાની કોશેશ કરતાં રેલ્વે પોલીસના માણસ કે રેલ્વે નોકરની સામે થવાનો તેને હક છે.

( ૨ ) આ હકથી અજ્ઞાન એવા બીજા ઉતારૂઓમાં તે વિષે માહિતી ફેલાવવી એ દરેક સુશિક્ષિત ઉતારૂની ફરજ છે.

( ૩ ) પોતાના તથા પોતાની સાથે મુસાફરી કરતા બીજા કમનસીબ ઉતારૂઓના લાભને ખાતર—આ હકનો ઉપયોગ કરવાની દરેક સુશિક્ષિત ઉતારૂની ફરજ છે.

( ૪ ) પહેલા કે બીજા વર્ગમાં મુસાફરી કરતો દરેક હિંદીવાન, ત્રીજા વર્ગના મુસાફરો ઉપર જુલમ થતો જોઇ તેમની મદદે જવા ચૂકશે નહિ એમ આશા છે.

---

# મિસિસ બેસંટનો છેલ્લો સંદેશો.

જાહેરમાં અને ખાનગી રીતે બીજાઓને માટે, મારી લાંબી જીંદગીમાં કામ કર્યા પછી મધ્ય કાળના ("Middle Age")ના જેવી નજર કેદમાં મને નાંખવામાં આવે છે એવો મારો શો ગુન્હો છે? મારો ખરો ગુન્હો તો એજ છે કે હિંદુસ્તાનમાં સુષુપ્તિ પામેલી રાષ્ટ્રીય સ્વમાનની વૃત્તિ મેં જાગૃત કરી છે અને 'પરાધીન પ્રજા' રહીને સંતોષ માનવો એ અપમાન છે એવી લાગણી મેં હજારો કેળવાયેલા માણસોમાં ઉત્પન્ન કરી છે. મી. લૉઇડ જ્યોર્જે ખરી રીતેજ કહ્યું હતું કે આયર્લૅંડનો અસંતોષ આર્થિક કારણોને લીધે ન હતો પણ રાષ્ટ્રીય સ્વમાનની લાગણી દુઃખાવાથીજ થયો હતો અને તેથી તે આબાદાનીથી પણ શમશે નહિ. આપખુદી સત્તા નીચે રહેવું, ગવર્નરો અને કલેક્ટરોની આસપાસ ભમવું, પોતાની સંમતિ શિવાય પોતાની ઉપર રાજ ચલાવવા દેવું અને કર ભરવા, પોતાના ઉપર રાજ ચલાવવાને પોતે લાયક નથી એવું વારંવાર સાંભળવું, સરકારી નોકરીઓમાં અનુભવી હિંદીઓ કરતાં જુવાન અંગ્રેજોને વધારે ઉંચી પદવી અપાતી જોવી, દેશીઓને માટે રાખવામાં આવેલી પ્રોવિન્શિયલ સર્વિસના માણસો ઉપર પરદેશીઓને માટે મુકરર કરવામાં આવેલી ઘણુંજ વધારે પગારની નોકરીના માણસોને દાબ રાખતા જોવા . . . . દેશીઓ પોતાના દેશના ખરેખરા માલેક હોવા છતાં . . . . આ અને બીજી આવી બેહુદી બીના અસહ્ય છે અને તેનો અંત આવવો જોઇએ, એવી લાગણી મેં કેળવાયેલા વર્ગમાં જગાવી છે.—જીંદગી, પૈસા અને કપડાં, મોટરકાર અને ગાર્ડનપાર્ટી [illegible]ના આમંત્રણમાં સમાપ્ત થતી નથી. સ્વતંત્રતા, આત્મગૌરવ, આત્મમાન, સાચી મહેચ્છા, દેશભક્તિ અને ઉદાર જીવન એજ જીવનનું સાર્થક છે. જ્યાં આ નથી ત્યાં જીવન વ્યર્થ છે. એવું જીવન તે ઇશ્વરની પ્રતિકૃતિ રૂપ, મનુષ્યનું જીવન નથી પરંતુ તેના વાડામાં ખુબ ખવડાવેલા પશુના જીવન જેવું છે.

હું આટલું સ્પષ્ટ રીતે લખું છું કારણ કે આ મારો છેલ્લો શબ્દ છે—હું હિંદુસ્તાનને ચાહું છું અને ઘણું મોડું ન થઇ જાય તે પહેલાં તેને જાગૃત કરવાને મેં પ્રયત્ન કર્યો છે તેથી ફરજીયાત મૌન ધારણ કરી હું કેદમાં જાઉં છું. અન્યાયને વશ થવા કરતાં સહન કરવું એ વધારે સારૂં છે. જાત ખોવા કરતાં સ્વતંત્રતા ખોવી એ બેહતર છે.

હું વૃદ્ધ છું પણ હું એમ માનું છું કે મારા મરણ પહેલાં હિંદુસ્તાનને સ્વરાજ્ય મળેલું જોવા હું પામીશ—એ ભવ્ય આશાની સિદ્ધિમાં મેં કંઇ પણ સહાય આપી હોય તો મને ઘણો સંતોષ થશે.

ઇશ્વર હિંદનું રક્ષણ કરો. વંદે માતરમ્.

તા. ૧૬ જુન ૧૯૧૭. એની બેસંટ.

આ [illegible] નં. [illegible], [illegible], પટેલ રોડ પર [illegible] હિંદુ હોમરૂલ [illegible] [illegible] ઓફીસ. [illegible] ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે [illegible] [illegible] ગીરગામ, મુંબઇ નં. ૪ માં છાપ્યું છે.

## નવજીવન અને સત્યની સૂચનાઓ.

૧. આજ્ઞુ વર્ષથી નવજીવનના **પાના** ૪૮ ને બદલે ૬૪ કર્યાં છે.

૨. પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહકોએ પોતાનો નંબર લખવો.

૩. મનીઑર્ડરના કુપનમાં મોકલનારનું નામ અને પૂરેપૂરૂં શરનામું ( ગામના નામ ) સાથે લખવું.

૪. કોઈ અંક ન મળે તો તે વિષે અમને મોડામાં મોડી ખબર બીજો અંક મળેથી આપવી.

૫. હિંદુસ્તાન તથા સીલોનની બહાર વી. પી. જઈ શકાતું નથી તથા ટપાલનો દર દર પેકેટ દીઠ એક આનો પડે છે: તેથી ત્યાં આ પત્ર, અગાઉથી વર્ષના લવાજમના તથા ટપાલના મળી રૂા ૨-૯-૦ આગમચથી **પોસ્ટલ ઓર્ડર**થી મોકલી આપ્યા પછીજ, તેમનું **ગ્રાહક** તરીકે નામ નોંધવામાં આવશે.

૬. કોઇ પણ માસથી ગ્રાહક થઇ શકાય છે.

૭. **વાર્ષિક લવાજમ** ( પોસ્ટેજ સાથે ) રૂા. ૨ રાખવામાં આવ્યું છે.

૮. આ પત્રમાં શુદ્ધ ભાષામાં, પત્રની એક બાજુએ, શાહીથી, તરત વાંચી શકાય એવા અક્ષરે લખેલા લેખો તથા ચર્ચાપત્રો ઉપરજ લક્ષ આપી શકાશે.

૯. લખનારાઓ અમારી અંગત જાણ માટે પોતાનું ખરૂં નામ, ઠેકાણું સાથે લખી મોકલશે નહીં તો તેમના લખાણ ઉપર લક્ષ અપાશે નહીં.

૧૦. રદ કરેલા લેખો તથા ચર્ચાપત્રો પાછા મોકલવા હમે બંધાતા નથી. જેમણે જોઇએ તેમણે તે સારૂ પોસ્ટેજની ટીકીટ મોકલી મંગાવી લેવા.

## જાહેર ખબરના ભાવ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| આખું પાનું | એક વર્ષ | રૂા. ૪૦ | આખું પાનું | છ માસ | રૂા. ૨૫ |
| અડધું પાનું | ,, | ૨૫ | અડધું પાનું | ,, | ૧૮ |
| ૫ા પાનું | ,, | ૧૮ | ૫ા પાનું | ,, | ૧૨ |

પૂઠા ઉપરના ખાસ ભાવ માટે લખો:—

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક,
બી. એ. એલએલ. બી.
તંત્રી અને પ્રકાશક, **નવજીવન** અને **સત્ય**

સર્વન્ટસ ઓફ ઇન્ડિયા સોસાયટી બીલ્ડીંગ,
સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ—**મુંબાઇ.**

---

---



---

# નવજીવન
અને
# સત્ય.

પુસ્તક ૩. ઑગષ્ટ ૧૯૧૭. અંક ૨.

## સ્વાતંત્ર્યનો વિકાસ.*

### ૧—સ્વાતંત્ર્ય એટલે શું ?

સઘળા ભાવનામય નામોની માફક સ્વાતંત્ર્ય શબ્દની વ્યાખ્યા આપવી કઠણ છે અને જ્યારે તે આપણી નજરે પડે છે ત્યારે આપણે તેને જાણી શકીએ છીએ ખરા તો પણ તે સંબંધી આપણું જ્ઞાન ઘણું જ અનિશ્ચિત છે. ઉપર ઉપરથી જોતાં આપણે નીચેની વ્યાખ્યા કદાચ બાંધીએ :—“ બહારના દબાણની ગેરહાજરીમાં પોતાને જે ગમે તે કરવાની સત્તા.” દાખલા તરિકે, આપણે કહીએ છીએ કે “ પવન જેવો સ્વતંત્ર ”, કારણ કે આપણે એમ ધારીયે છીયે કે પવન પોતાને ફાવે ત્યાં વાય છે. આમ ધારવું તે પણ ખોટું છે; કારણ કે સૂર્ય, સમુદ્ર, બરફ, રણ, વગેરે અનેક કારણો ઉપર પવન ફરવાનો આધાર રહે છે. છતાંયે આ વ્યાખ્યા, જનસમાજથી તદ્દન જ વેગળો વસતો, હિમાલયના યોગી જેવો કોઇ પુરૂષ જે સ્વતંત્રતા ભોગવતો હોય તેવી સ્વતંત્રતાને લાગુ પાડી શકાય. પરંતુ આ જાતની સ્વતંત્રતા, જે ભોગવવા મનુષ્યને એક બીજાથી અલગ રહેવું પડે, તે જો ઇચ્છવા લાયક હોય તો પણ મેળવી શકાય તેવી નથી; કારણ કે પૃથ્વીની સપાટી આ સઘળા વૈરાગીઓનો સમાવેશ કરવા જેટલી મોટી નથી. એકેએકે રાની પશુઓ એમનો ઘાત કરે નહિં ત્યાં સુધી તો નહિં જ. વળી કુટુંબના પ્રથમ દર્શન સાથે જ આ એકાકીપણાનું સ્વાતંત્ર્ય તુટી પડે, અને જ્યારે જ્યારે આપણે મનુષ્ય સંબંધી વાત કરતા હોઇયે, ત્યારે એટલું તો આપણે ધારવું જ જોઇયે કે મનુષ્ય જાતિ સાચવવા જેવી તો છે જ, અથવા છેવટે, અસ્તિત્વમાં રહેવાની તો છે જ. માટે કુટુંબ તો થશે જ એ વાત પણ ગણત્રીમાં લેવી જોઇએ.

* The growth of Freedom by H. W. Newinson ના પ્રથમ બે પ્રકરણોનું ભાષાંતર.

આ એકાકી સ્વાતંત્ર્ય આપણે ત્યારે ગણત્રીમાં લઇ શકીએ નહિ. કદાચ તે ઇચ્છવા-લાયક પણ નથી. અલેક્ઝાંડર સેલ્કર્કે કહ્યું હતું કે તેની સ્વતંત્રતા ઉપર કોઇ પણ તરાપ મારે નહિ તેવા એકાંતમાં રહેવા કરતાં તો ભયની વચ્ચોવચ પણ વસ્તિમાં રહેવાનું વધારે સારૂં છે. આપણે ઉપર બાંધેલી વ્યાખ્યા પ્રમાણે તે સ્વતંત્ર હતો. બહારના દબાણની ગેરહાજરીમાં પોતાને જે ગમે તે કરી શકે તેમ હતું. છતાંયે તે સમાજ-વ્યવસ્થાના બંધનોમાં આવવા તલસતો હતો. આ મુજબ જ કવિ વર્ડ્ઝવર્થે પણ ફરીઆદ કરી હતી કે તદ્દન જ 'અનિયંત્રિત છુટાપણું' કંટાળો આપે છે. પોતાને ગમે તે કરવાની છુટ હોય છે તો પણ, ઘણાએ લોકોને અબાધિત એકાંત, નિરંકુશ નવરાશની માફક જ, કંટાળાભર્યું અને અધોગતિસૂચક લાગે છે. છતાંયે, વ્યવસ્થા કે જનસમાજ એમ તો ફક્ત એક જ બીજા માણસનો સહવાસ આપણે કબૂલ રાખીએ છીએ, તે જ ક્ષણે આપણી સ્વતંત્રતાની હદ બાંધીએ છીએ, અને મરજીથી કે કમરજીથી બહારના દબાણમાં આપણે આવીએ છીએ. આ કારણથી આપણે આપણી પહેલી વ્યાખ્યા સુધારવી પડશે. કારણ કે સમાજનું બંધન હોય છે છતાંયે 'સ્વાતંત્ર્ય' શબ્દ આપણે વાપરીએ છીએ, તેથી જ્યાં સ્વતંત્રતા હશે ત્યાં પણ, ગમે તે સ્વરૂપમાં બહારનું દબાણ તો હશેજ. અંગ્રેજોની પ્રાર્થનામાળામાં એક વાકય છે કે "જેની સેવા તેનું જ સંપૂર્ણ સ્વાતંત્ર્ય છે" તે જ બતાવી આપે છે કે તેમના સ્વાતંત્ર્ય વિષેના ખ્યાલમાં દેવનું દબાણ તો કબૂલ રાખવામાં આવ્યું જ છે. એ જ પ્રમાણે કવિ મિલ્ટન પોતાના 'કોમસ' નામના નાટકમાં સદ્ગુણ તરફ પ્રેમ રાખવા કહે છે, કારણ કે "ફક્ત તે જ સ્વતંત્ર છે" એટલે કે સદ્ગુણી માણસ જ સ્વતંત્ર છે; પરંતુ કેવળ યોગીઓની વાત બાજુ ઉપર રાખતાં, જ્યાં સદ્ગુણ સ્વીકારીએ છીએ, ત્યાં સમાજનું અસ્તિત્વ પણ સ્વીકારવું પડે છે. એટલે કે સમાજ વિના સદ્ગુણ સંભવતો જ નથી, સહવાસ વિના સદ્ગુણની પરીક્ષા થતી જ નથી. એટલે સદ્ગુણી મનુષ્યને પણ આ બંધનો છે.

આ રીતે આપણી વ્યાખ્યાનો કેટલોએક ભાગ આપણે મૂકી દેવો પડે છે; તેથી આપણે નવી વ્યાખ્યા તરફ નજર દોડાવવી જોઇએ. "જેની સેવા તેનું જ સંપૂર્ણ સ્વાતંત્ર્ય છે" તે વાકયમાંથી આપણને આ વ્યાખ્યા મળી આવશે. આવી 'સેવા'માં બહારની સત્તાને તાબે થવાનું જ નહિ પણ તે સત્તાની સાથે મળી જવાનું—તેની સાથે સંપૂર્ણ સહકાર કરી દેવાનું—સમાઇ જાય છે. અને તે પણ તે 'સત્તા' ઘણી શક્તિમાન છે તેટલા માટે નહિ, પણ તેની સાથે સહકાર કરવો તે જીવનનો ઉત્તમોત્તમ રસ્તો છે માટે જ. સ્વીફ્ટે કહ્યું છે કે પ્રજાની અનુમતિ વિના ચાલતી રાજ્યસત્તા તે ગુલામગીરીની વ્યાખ્યા જ છે. તો સ્વતંત્રતાની વ્યાખ્યામાં આનાથી વિરોધી ભાવ આવવો જ જોઇએ. જે સેવામાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય છે તે સેવામાં બુદ્ધિ અને આંતર આવેગ એકઠાં થઇને એક એવા અંકુશ નીચે રહીને કાર્ય કરે છે કે જે અંકુશના અસ્તિત્વનું પણ તેમને ધ્યાન હોતું નથી; તો પણ તેના સઘળા આદેશો આનંદથી પાળવા તેઓ એકત્ર થાય છે. કારણ કે બુદ્ધિ, આવેશ, અને અંકુશ એ ત્રણે એકતાન જ થઇ ગયેલાં હોય છે. જ્યારે આંતર મન અને બહિર

અંકુશ વચ્ચે ભેદ પાડી શકાતો નથી. અને તેમની વચ્ચેનો એખલાસ એવો તો સંપૂર્ણ થઇ જાય છે કે બહારનું દબાણ તે દબાણરૂપ લાગતું જ નથી, ત્યારે સંપૂર્ણ સ્વાતંત્ર્યની સ્થિતિ પ્રાપ્ત થાય છે. આમાં પ્રભુની 'મરજી'ને તાબે થવાનું પણ સૂચવાતું નથી પરંતુ ખરેખરા, બુદ્ધિયુક્ત અને સાનંદ, સહકાર યા એકતાન, એવો તો થવો જ જોઇયે કે સ્વાતંત્ર્ય તે સુખનું એક આવશ્યક કારણ થઇ પડે. કારણ કે આવા સ્વાતંત્ર્ય વિના વ્યક્તિત્વનો ઉચ્ચતમ વિકાસ અશક્ય જ છે. અને એક ઉપયોગી સુખની વ્યાખ્યા આપણને કહે છે કે વિકાસને માટે સંપૂર્ણ શક્યતા અર્પનાર જીવનમાં ઉત્તમોત્તમ માર્ગે મનુષ્યની સઘળી શક્તિઓનો સતત ઉપયોગ કરવામાં જ સુખ રહેલું છે. બીજી રીતે કહીએ તો મનુષ્યના વ્યક્તિત્વના બને તેટલા ઉત્તમ વિકાસમાં જ સુખ સમાયલું છે.

સંપૂર્ણ સુખની માફક સંપૂર્ણ સ્વાતંત્ર્ય પણ કદાચિત જ મળી આવશે. તકેની મોટી સંખ્યામાં, કોઇ પણ દેખીતા બહારનાં દબાણ વિના, વર્તન શુદ્ધ રાખવું એ, ઘણી જ સશક્ત બુદ્ધિ કે ઉચ્ચ આંતર આવેગ હોવાનો ભાગ્યે જ સંભવ છે. કોઇક કોઇક ઇશ્વરપ્રેરિત ચારિત્ર્યવાન મહાત્માઓ પોતાનું વર્તન પોતે જ નિયમબદ્ધ કરીને ઉચ્ચતર કાયદાઓની ભૂમિકામાં પ્રવેશ કરી સ્વાતંત્ર્યનો વિકાસ કરી શકે ખરા, પરંતુ ઘણાખરા તો આવો પ્રયત્ન કરવા જતાં નીચે જ પડે છે. કારણ કે વર્તમાન નિયમો પોતે પાળી શકે તે કરતાં તેમને કઠણ પડે છે, કારણ કે તેઓ પોતે છે તેના કરતાં નિયમો ઉચ્ચ કોટિના છે અને વળી જ્યારે આત્મા આજકાલના નહિ પણ અનાદિ કાળથી ચાલી આવતા સત્ય અને શાશ્વત નિયમને અનુસરીને સ્વાતંત્ર્યની માગે છે, ત્યારે બુદ્ધિના આદેશ તથા આંતર પ્રેરણાઓ, ભાગ્યેજ બહારના દબાણ એકતાન થઇ જાય છે. આ રીતે સ્વાતંત્ર્યની આપણી વ્યાખ્યા એવી ઉચ્ચ બનતી જાય છે કે આપણે તો ફક્ત લગભગ તેનો અર્થ જ સમજાવવાની આશા રાખી શકીએ.

સ્વાતંત્ર્યના સિદ્ધાંતો ઘણાં દૃષ્ટિબિંદુવાળા છે તે પણ સ્પષ્ટ છે. કારણ કે સમગ્ર જીવનના દરેક વિભાગમાં સ્વાતંત્ર્યનો સંચાર છે. કોઇ મનુષ્ય સાંસારિક કે કાયદા તરફથી [illegible] અડચણ ભોગવતો હોય નહિ, અને પોતે ફાવે તે રીતે વિચારી શકે, બોલી શકે કે [illegible] તેમ હોય, પોતાને ગમે તે ધંધો કરી શકે, કાયદાની દૃષ્ટિએ બીજા પ્રજાજન સાથે સરખી કોટીમાં ઉભો રહી શકે, અને પોતાની બુદ્ધિમાં ઉતરે તે ધર્મ [illegible] શકે તેમ હોય, તો તેને આપણે સ્વતંત્રતા ભોગવનાર માણસ કહીએ છીએ. જ્યારે સમાજના સઘળા ઉમર લાયક મનુષ્યોનો તે સમાજની વ્યવસ્થામાં હાથ હોય છે, અને પોતાના વિચારો બીજાના મન ઉપર ઠસાવીને વિના ભયે તે સમાજના કાર્યનો [illegible] બદલાવાનો તે પ્રયત્ન કરી શકે તેમ હોય છે, ત્યારે તે સમાજને આપણે સ્વતંત્ર કહીએ છીયે. જ્યારે કોઇ પ્રજા, પોતાની જ સરકાર મારફતે પોતાના સઘળા કાર્યોનો બંદોબસ્ત કરે છે, તથા કોઇ પણ બીજી પ્રજાની તરફથી દખલ, ગુલામી કે હુકમો વિના પરદેશી પ્રજા સાથે પોતાનો સંબંધ રાખી શકે છે, ત્યારે તે પ્રજાને આપણે સ્વતંત્ર કહીએ છીએ.

ઉપરાંત પણ સ્વાતંત્ર્યના બીજા અનેક પ્રકાર છે. કૌટુંબિક સ્વાતંત્ર્ય, આર્થિક સ્વાતંત્ર્ય, અમૂક લોકાચારમાંથી સ્વાતંત્ર્ય વગેરે. આ સઘળા પ્રકારોમાં વિકાસ થયો છે, અને ઘણાખરામાં હજી પણ થવાનો બાકી છે. એક પ્રકારનું સ્વાતંત્ર્ય હોય ત્યાં બીજા પ્રકારનું હોય જ તેમ કાંઇ નથી. દાખલા તરીકે ઇંગ્લાંડમાં રાજકીય સ્વાતંત્ર્ય રૂશિયા કરતાં ઘણુ જ વિકાસ પામ્યું છે, તો પણ રૂશિયામાં ઇંગ્લંડ કરતાં વિચારસ્વાતંત્ર્ય અને સાંસારિક સ્વાતંત્ર્ય વધુ પ્રમાણમાં છે. આપણે રાજકીય સ્વાતંત્ર્યના ઉલ્લેખ કરતી વખતે પ્રજાના આંતર સ્વાતંત્ર્યનો તથા વિચાર સ્વાતંત્ર્યનો ઉલ્લેખ પણ કરીશું. કારણ કે તે વિના રાજકીય સ્વાતંત્ર્ય સંભવતું જ નથી. અને વિચાર સ્વાતંત્ર્યે તો રાજકીય છુટાપણાના કાર્યમાં ઘણી મદદ કરેલી છે.

## ૨—સત્તાનું મૂળ.

"સાંસારિક કરાર" નામના પોતાનાં પુસ્તકની શરૂઆતમાં રૂસો લખે છે કે "મનુષ્ય જન્મે છે સ્વતંત્ર પણ દેખાય છે સર્વત્ર શૃંખલામાં." આ પ્રખ્યાત કથનને ઉલટાવી નાંખવાનું મન થાય છે, તથા એમ વિચાર આવે છે કે મનુષ્ય શૃંખલાબદ્ધ જન્મે છે, અને પૃથ્વીના કોઇક કોઇક ભાગોમાં જ તે ધીમે ધીમે સ્વતંત્ર થતો જાય છે. અધિકારનું પ્રથમ સ્વરૂપ અનિશ્ચિત લાગે છે. સિંહ, મરઘાં, તથા મનુષ્યની નજદીકમાં વસતાં અન્ય જીવોમાં આપણે જોઇએ છીએ તેમ, માતાની તેમજ થોડેક અંશે પિતાની પણ, પોતાના સંતાન ઉપર રક્ષણ કરવાની જે સત્તા છે, તેમાંથી તે ઉદ્ભવ થયો હશે, એમ ધારવું તે સ્વાભાવિક છે. બીજી પાસ એમ પણ કહી શકાય કે, કીડી મંકોડા કે મધમાખ જેવા, મનુષ્યથી ઘણાજ ઉતરતા ગણાતા જંતુઓએ, જ્યારે મનુષ્યનો પૃથ્વી ઉપર જન્મ પણ નહોતો ત્યારથી પોતાની મોટી મોટી ટોળીયો કરી છે; અને જો કે તેમનો હેતુ કુટુંબનું રક્ષણ કરવાનો હતો તો પણ તેમની રાણી માતા, કાંઇ પણ સત્તા ચલાવતી હતી તેમ કહી શકાય નહિ. તો પછી જે નરને પિતાનું કામ સોંપીને પછી મારી નાંખવાને તૈયાર કરવામાં આવતા હતા તેમની તો સત્તા ક્યાંથી જ હોય? છતાયે મનુષ્યની બાબતમાં આપણે એમ કહી શકીએ કે માતાપિતા 'સત્તા'ના પ્રથમ સ્વરૂપ હતા અને તેમની સત્તાનો આધાર, પોતાના બાળકનું પોષણ કરવાની, રક્ષણ કરવાની, ભયમાંથી બચાવવાની, અને પોતાનો મિજાજ જાય ત્યારે તેને મારઠોક કરવાની શકિત ઉપર હતો. બાળકો પોતાના નિરાધારપણાને લીધે, તેમજ ભૂખ તથા ટાઢ તેમજ જાનવર અને જંગલી લોકોના ભયને લીધે, તેમનું કહ્યું માનતાં હતાં; ઘણે અંશે તો માતાપિતા તરફના જ મારના ભયથી કહ્યું માનતાં હતાં; ઇતિહાસના પણ પહેલાના સમયમા, સત્તાના અસંખ્ય સ્વરૂપો બીજરૂપે અસ્તિત્વમાં હશે. આજે પણ, અસલ જંગલી જાતો સત્તા વગર પ્રગતિમાન થયાનું જાણ્યામાં કે ધાર્યામાં પણ આવી શકતું નથી.

ખોરાક શોધવાને અર્થે, અથવા તો સંખ્યાના બળથી સલામતી મેળવવાને માટે, જેમ ઘેટાં, વરૂ, હરણ, અને કાગડાનાં ટોળાં બંધાય છે, તેમ એક જ વંશમાં

જન્મ લેવાને લીધે, પરસ્પર લગ્નના સંબંધને લીધે, અથવા તો સગપણને લીધે, જુદાં જુદાં કુટુંબોનાં સ્વાભાવિક ટોળાં બંધાયાં. આ ટોળાંઓમાં જે સર્વથી બળવાન અને હોંશિયાર વ્યકિત કે કુટુંબ હોય, તે જ કોઇના ઉપર હુમલો કરતી વખતે કે કોઇના હુમલાથી બચાવ કરતી વખતે, આગેવાની લેતું હતું. પ્રાથમિક જીવનકાળમાં, ખોરાક મેળવવાના કાર્યથી બીજા જ નંબરના અગત્યના ગુણ, તે લડાયક હોશિયારી અને હિંમત છે. આ ગુણોથી માન વધારે મળે છે. કારણ કે ખોરાક માટે તો જાણુકની અને ધીમી મહેનત કરવાની છે. પણ લડાઇની આફત તો એકાએક આવી પડે છે અને તેમાંથી જીવન રહેશે કે મૃત્યુ થશે, તે વિચાર પણ સાથે સાથે જ આવે છે. અને જે ભય સર્વને છે, તે એક બીજા વચ્ચે ઐકય ઉત્પન્ન કરાવનાર સબળ બંધ છે. કરાર, સામાન્ય ઢોર ચારા, અથવા ખેતીવાડી કરતાં, હુમલો કે બચાવ કરવામાં જે ભય રહેલા છે, તેનાથી કુટુંબમાંથી ટોળાં, અને ટોળાંમાંથી પ્રજા, વધારે જલદીથી ઉત્પન્ન થાય છે. આ કારણોને લીધે જ, જે માણસ, શત્રુની સામે પોતાનાં ટોળાંની સરસ સેવા કરતો હતો, તેને ખાસ માન, હક્ક અને મિલ્કતથી નવાજવામાં આવતો હતો. તેની જ આસપાસ ધાર્મિક ક્રિયાઓ રચાતી હતી. ઇશ્વરની મરજી શી છે તે, તથા હોમ કરાયલા બલિના હાડપિંજરો ઉપરથી આવતી લડાઇનું પરિણામ શું આવશે તે, ખોળવાનું કાર્ય પણ તે જ કરતો હતો. જયારે તે બીજાં ટોળાં ઉપર વિજય મેળવતો હતો ત્યારે તો તેની શકિતની અદ્ભુતતા ઘણી જ વધતી હતી. અને ખાસ કરીને જીતાયલાં ટોળાં, જેઓ તે એક બાળક હતો ત્યારે તેને ઓળખતાં ન હોતાં, તેઓ તો તેને એક અદ્ભુત પુરૂષ જ માનતાં હતાં. છરીઓ, લાકડીઓ, અને બીજા શણગાર તેને ધરાવવામાં આવતા હતા. આમને આમ જ રાજાની તલવાર, રાજદંડ, અને મુકુટ સ્થાપવામાં આવ્યા. આ રીતે રાજાનું પદ ઉત્પન્ન થયું.

દરેક જાતિઓને શરૂઆતમાં કાંઇક ઉપર પ્રમાણેના જ અનુભવ થયેલા. એક જાતિ, જે પ્રાથમિક અવસ્થાથી તો ઘણી પાર થયેલી હતી, તેનો દાખલો આપણી પાસે મોજુદ છે. આ જાતિયે ધર્મગુરૂઓની અને ધાર્મિક કાયદાઓની અસરને લીધે લાંબા કાળ સુધી રાજાની સત્તા આવતી સંભાળથી અટકાવી હતી. દૈવી કાયદાઓ, અને ભવિષ્યવાણી જેવી ડહાપણભરી ચેતવણી છતાંયે, આઇઝરલાઇટ જાતિએ 'બીજી પ્રજાઓ માફક' રાજા માટે માંગણી કરી. રાજા આવવાથી તેમની કેવી સ્થિતિ થશે તે સંબંધી સેમ્યુઅલે તેમને જણાવ્યું કે: તમારા પુત્રો રાજાના સૈનિકો અને કામદાર થશે, તમારી દિકરીઓ રાજાની રસોઇણો બનશે, તમારી જમીનો રાજાની કહેવાશે અને તેના ઉપર તથા ઢોર ઉપર રાજા વેરો લેશે. અને પરિણામે તમે સઘળા રાજાના ગુલામ બનશો. પરંતુ આ સત્ય ભવિષ્યવાણી છતાંયે લોકોએ 'બીજી પ્રજાઓની માફક' પોતાના ન્યાય ચૂકવવા તથા લડાઇઓ લડવા માટે રાજાની માંગણી કરી અને તે ભવિષ્યવેત્તાએ પોતાની નામરજી છતાં પણ તે માંગણી સ્વીકારી. રાજ્ય તે રાજા અને વચ્ચે થયલા કરારનું પરિણામ છે, એવી કેટલાએક તત્ત્વવેત્તાઓની ધારણા છે, તે મૂખ્યત્વે કાલ્પનિક જ છે. ફક્ત ઉપર દર્શાવ્યા છે તેવા કેટલાએક બનાવો જ

તેના ઐતિહાસિક પાયારૂપ છે. હૉબ્સ આવા તત્ત્વવેત્તાઓમાંનો એક છે. અને એ પોતાની ધારણા મજબૂતીથી અને દલીલો સહિત રજુ કરે છે. તે કહે છે કે રાજ્ય અથવા સરકાર તરફ અપૂર્વ આજ્ઞાધીનતા દર્શાવવાની ફરજ છે. કારણ કે રાજા વિના મનુષ્યનું જીવન "એકાકી, કંગાળ, હલકું, તોફાની, તથા ટુંકું" થઇ જાય છે અને તે કારણને લીધે જ તથા શાંતિ તેમ જ બચાવને અર્થે એક ઉપરી સત્તા સ્થાપવાનું મનુષ્યોએ કબૂલ કર્યું હતું.

હૉબ્સ કહે છે કે:—"રાજ્ય સંબંધી કરાર કરવાની રીત એ છે કે, દરેક માણસ બીજાને કહે કે હું મારો મારી જાત ઉપર રાજ કરવાનો હક્ક છોડી દઉં છું અને તે અમૂક માણસને યા મંડળને આપું છું, એટલી જ શરતે કે તું પણ તારા સઘળા હક્ક તે માણસ કે મંડળને સોંપી દે. આ પ્રમાણે એકઠા થયેલા લોકોનું એક રાજ્ય થાય." વળી તે રાજાને "મર્ત્ય પ્રભુ" કહે છે.

હૉબ્સ જો કે મંડળનું નામ પણ જણાવે છે, તો પણ એક રાજાના રાજ્ય સિવાય કોઇ પણ જાતની પ્રજાકીય સત્તાનો ખ્યાલ તેની ધારણામાં હતો નહિઃ અને ઐતિહાસિક કાળ પહેલાં વ્યક્તિઓએ પોતાની સત્તા અમૂક માણસને કેવી રીતે સોંપી દીધી હતી, તથા તેના ઉપર કેવું માન નવાજ્યું હતું, તે આ ધારણા ઉપરથી કાંઇક માલુમ પડી આવે છે." રાજાને 'મર્ત્ય પ્રભુ' નામ આપવાથી, છેક અસલના વખતથી તેની સત્તાનો ખ્યાલ લોકોને કેટલો બંધો હતો તેનો વિચાર આપણને આવે છે. આ ખ્યાલ હજી સુધી પણ પૃથ્વીના મોટા ભાગમાં અસ્તિત્વમાં છે અને આ ખ્યાલને લીધે રાજા, રાજાનું શરીર, અને રાજાનું કુટુંબ બધું જ દિવ્ય છે -પવિત્ર છે— એમ મનાયું છે. આને લીધે જ તેમને શાંતિ કે વિગ્રહ અને જીવન તથા મૃત્યુની સઘળી સત્તા સોંપવામાં આવેલી છે. તેને લીધે જ તેમને તેમની મરજી મુજબ કાયદાઓ કરવાનું સોંપવામાં આવ્યું છે, તેમ જ તેમની મોજ મુજબ થયેલો કાયદાઓનો ભંગ સાંખવામાં આવ્યો છે. તેમના સંબંધમાં માલિકીપણાની એવી વાતો ચલાવવામાં આવી છે કે તેઓએ પોતે પોતાની રૈયતના તેમ જ સઘળી જમીનના માલિક જ ગણ્યા છે. રાજ્ય અને રાજાને એટલા તો એકરૂપ કરી નાંખવામાં આવ્યાં છે કે એક કહેશે હું "ફ્રાન્સ" બીજો "સ્પેન" અને ત્રીજો કહેશે હું "ઈંગ્લાંડ" છું ચૌદમા લુઇ રાજાએ જ્યારે કહ્યું કે "રાજ્ય? હું જ રાજ્ય છું" ત્યારે કોઇ પણ કહેતું નહોતું કે એ ગાંડો થઇ ગયો છે. રાજા નામની આસપાસ એવો જાદુ ફેલાવ્યો છે, એવી જાળ પાથરી છે કે, હિંમતવાનમાં હિંમતવાન મનુષ્ય પણ તેને નમન કરી દે છે, અને સાધારણ માણસ તો તેના સામું જોઇ પણ શકતો નથી. યુરપ અને અમેરિકાની બહાર તો, યુરોપિયન રાજ્યો સામે જાપાને જીત મેળવ્યા પછી, કૉન્સ્ટંટીનોપલથી તે પેકીન સુધી, સ્વતંત્રતા મેળવવા ચળવળ ચાલી, ત્યાં સુધી રાજા માટે ઉપર પ્રમાણેની જ ભાવના હતી. હજી પણ જાપાનના જાહેર દસ્તાવેજોમાં તેમની જીતનું કારણ તેમના રાજાની હોંશિયારી, અને અંગત સદ્ગુણો જ છે, એમ લખવામાં આવે છે. યુરોપમાં પણ હજી રાજા માટેની આ ભાવના ચાલે છે. આ ભાવનાને લીધે જ આખા ખંડ

ઉપર કચસરે અનેક અડચણો ઉભી કરી છે તથા કાયદાથી બાધિત રાજાઓના પણ, જુની પવિત્રતાના સ્મરણોના ખ્યાલથી, વખાણ કરવામાં આવે છે; તથા તેમનામાં દિવ્ય સદ્ગુણોનું આરોપણ કરવામાં આવે છે.

જુદા જુદા દેશો આવી જાતના ખ્યાલોથી કેમ મુક્ત થયા તેનો અભ્યાસ કરવો જરૂરનો છે. આ બહારની સર્વોત્તમ સત્તા, જે રાજ્યને નામે સઘળું વર્તન કરે છે, અને જે પ્રજાને કોઇ પણ જાતનું પ્રતિનિધિત્વ આપ્યા વિના, તેમના ઉપર અધિકાર ચલાવે છે-તેમનો નાશ પણ કરે છે-તે કોઇક વાર "રાજા" નું સ્વરૂપ લેતી પણ નથી. ધર્મગુરૂઓ, અમુક કુટુંબ, કે સર્વ હક્ક સ્વાધીન લઇ બેઠેલી શહેરીઓની નાની મંડળી પણ કોઇવાર આવી સત્તા ભોગવે છે. પરંતુ સામાન્ય રીતે તો આવી સત્તાનું સ્વરૂપ "રાજા" જ હતા. આપણે જોયું છે કે ઇઝરલાઇટ લોકોએ અદેખાઇથી કહ્યું હતું કે બધી પ્રજાઓને રાજા છે માટે અમને આપો. આ રીતે શરૂઆતમાં તો, જ્યાં એક જાતિ બીજી જાતિના તાબામાં હતી નહિ ત્યાં, રાજાને સઘળી સત્તા, લોકોના કલ્યાણ માટે, પ્રજા તરફથી આપવામાં આવતી હતી. અને પ્રજાની મરજીથીજ તેની સત્તા ચાલુ રહેતી હતી. પાછળથી કોઇ જુલમી રાજાના જુલમથી ત્રાસતી કોઇ પ્રજાના દુઃખના પોકાર જો નોંધ લેનારો દેવદૂત સાંભળે, તો તે કહી શકે કે "આ સઘળું તમે પોતે જ નોતરેલું છે." ઇનામની આશા, નવાઇનો પ્રેમ, જાતજાતના વ્હેમ, લશ્કરી સત્તા અને ચાલતું હોય તેમ ચાલવા દેવાના મનુષ્ય સ્વભાવને લીધે રાજાની સત્તા વધી ગઇ છે. પરંતુ મૂળ તો રાજાની સ્થાપના સામાન્ય સેવા કરવા માટે થઇ હતી. "રાજા" શબ્દનો અર્થ ઘણું કરીને "પિતા" થાય છે. અને ઝાર જેવા જુલમી રાજ્યમાં પણ, ખેડુત લોકો તેને "નાનો પિતા" કહીને પોતાની જાતને એમ મનાવવાના ફાંફાં મારતા હતા કે તેની જુલમી સત્તામાં પણ કોઇક ઠેકાણે કલ્યાણ વસેલું હશે.

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.

---

# ખાણના મજુરોની સ્થિતિ.

આશરે ત્રીસેક વર્ષથી આપણા દેશમાં કોયલા (ખનીજ કોયલા)નો વ્યાપાર ચાલે છે. રાણી ગંજરીઆ વગેરે સ્થાને કોલસાની ખાણો છે. આપણી ઔદ્યોગિક ઉન્નતિ સાથે આ કોલસાનો ખપ વધ્યો છે. આ વ્યાપારની શરૂઆતમાં આપણા દેશબન્ધુઓએ ઘણું સહન કર્યું છે, પરન્તુ હવે ધીમે ધીમે આ વ્યાપાર ખીલતો જાય છે. આપણા દેશબન્ધુઓ કરતાં પરદેશી વ્યાપારીઓ વધારે મુડી રોકી શકવાના અને અન્ય કેટલાક કારણથી વધારે ફાવી ગયા છે. સારામાં સારો કોયલો આ પરદેશીઓએ હસ્તગત કર્યો છે અને બાકીનો બીજો ભાગ આપણા દેશબન્ધુઓના હાથમાં છે. યુરોપીઅનો, બંગાળીઓ અને ગુજરાતીઓ આ વ્યાપારમાં વધારે રોકાયા છે. કચ્છ, કાઠીઆવાડ અને ગુજરાતને

ભિન્નભિન્ન ગણવાનો આ સમય ન હોવાથી અત્રેના વ્યાપારીઓ કચ્છી મીસ્ત્રીવર્ગના તથા ભાટીઆઓ છે. છતાં ગુજરાતીઓ એ નામથીજ અત્રે ઉલ્લેખ કર્યો છે. જરીઆમાં ગુજરાતીઓની વસતી ઘણી છે અને લગભગ બધી જાતના બીજા ધંધાદારીઓ અત્રે આવ્યા છે.

## કુલીઓ.

કોયલાની ખાણોના માલીક વર્ગ વિષે કંઇક કહ્યા પછી આપણે કોયલો ખોદી કાઢનાર લોક પ્રતિ વળીએ. આપણી બાજુએ જેને આપણે 'મજુર' અથવા 'હમાલ' કહીએ છીએ તેને આ બાજુએ 'કુલી' કહેવાય છે. આ લોકો સેન્ટાલ અને કોલ્સ જાતના હોય છે. બેલચારી, ચમાર, મલા વગેરે જાતના લોકો પણ હોય છે. ઘણુંખરૂં આ લોકો ગયા, મોરભંજ વગેરે જીલ્લામાંના સાધારણ ખેડુતો હોય છે. આ લોકો પોતાના કુટુમ્બો સાથે વર્ષના આઠ માસ ખાણોમાં કામ કરવા આવે છે. રંગે વધારે કાળા, મજબૂત બાંધાના અને સાધારણ કદના એ આપણા દેશબન્ધુઓ છે. એ લોકોમાં એક માણસ 'સરદાર' કહેવાય છે, તે બીજા પોતાની ટોળીના માણસોના ઉપરી જેવો હોય છે. એક ટોળીના માણસો લગભગ એક જ ગામના અને એક જ જાતના હોય છે, અને ઘણુંખરૂં એકજ ખાણમાં કામ કરે છે, અને એજ ખાણ પાસે બંધાવેલાં ધાવડાંમાં રહે છે.

## ધાવડાં.

ખાણની બાકીની જમીનપર આ કુલીઓને રહેવાને માટે ન્હાનાં ઝુંપડાઓ બાંધવામાં આવે છે તેને "ધાવડાં" અથવા "ગુફા" (Caves) કહેવામાં આવે છે. આ ધાવડાં એક ઢાળીઆં ઝુપડાં છે. બહારથી અંદર જવા માટે ફક્ત એક જ ન્હાનું બારણું હોય છે, અને એને કમાડને બદલે પતરાંનું ઢાંકણ કરેલું હોય છે. અંદર જતી વખતે નીચા વળવું પડે છે અને કેટલીક વખત તો બેસીને અંદર જવા જેવો પ્રસંગ આવે છે. બીજું એક પણ બારણું કે જાળીયું એમાં હોતું નથી. એક ઝુંપડી સારૂ છ ફુટથી નવ ફુટની લંબાઇ પહોળાઇ રાખવામાં આવે છે એક બાજુ રાંધવાનો ચુલો, એક બાજુ પાનીઆરૂં, સુવાનો ખાટલો (હોય તો) અને બીજું રાચરચીલું એ ધાવડામાં જોવામાં આવે છે. આપણે બહારથી અંદર જઇએ ત્યારે લગભગ એકાદ મીનીટ કશું જોઇ શકીએ નહી કારણ કે એમાં એટલું અંધારૂં હોય છે. મારા ધંધાને લીધે મારે ઘણી વખત એમાં જવું પડે છે ત્યારે અંદર દીવો કરાવી જવું પડે છે. કેટલીક વખતે વરસાદનું પાણી ધાવડામાં આવે છે. આવા ઘરમાં કુલી કુટુમ્બ (બે ત્રણ છોકરાં પુરૂષ અને સ્ત્રી) સુખ અને સન્તોષથી રહી શકે છે એમ અમલદાર વર્ગ ધારતો લાગે છે. નહી તો વધારે સારાં ઘરો બાંધવાને ખાણના માલીકોને આજ્ઞા કર્યા સિવાય એ લોકો રહેત નહી.

## આર્થિક સ્થિતિ.

રહેવાનાં ઘરની સ્થિતિ જોઇ તે પછી એ લોકોની આર્થિક સ્થિતિ જોઇએ. પ્રત્યેક કુલી એક અઠવાડીઆમાં છ દીવસ કામ કરે છે. એક દિવસમાં એક કુલી અને તેની

રી થઇને દોઢથી બે ટન કોયલો કાપે અને ગાડીમાં ભરે. એક ટન કોયલો કાપે અને ભરે ત્યારે એને સાડા પાંચથી સાત આના સુધી પૈસા મળે, એટલે છ દીવસમાં એક કુલી અને કામીન ચારથી સાડા પાંચ રૂપીઆ કમાય છે, એમાંથી આગળથી આપેલા પૈસા ( યાચન ) વગેરે ખાણુના માલીકો પાછું લઇ લે તેના કપાય, એટલે કુલી પાસે ત્રણથી ચાર રૂપીઆ રહી શકે. કુલી કુટુમ્બને માસિક રૂપીઆ બારમાં સર્વ નીભાવવું પડે. આટલાથી એમનું પુરૂં થતું નથી તેથી એ લોકો કાબુલીઓમાંથી પૈસા લે છે, અને જ્યારથી કાબુલીના પંજામાં એ કુલી સપડાય છે ત્યારથી મરે ત્યાં સુધી એમાંથી નીકળી શકતો નથી. આ લોકોનું વ્યાજ ઘણું વધારે છે. એક રૂપીએ એક રોજનો એક પૈસો વ્યાજ અને મહીનાની આખરે વ્યાજ સાથે નાણાં પુરાં કરવાની શરત હોય છે. આમ પૈસા પૂરા ન થાય તો કાબુલીઓ માર મારી પૈસા અદા કરે છે અને એ લોકોને પોલીસ અથવા અમલદારોનો બહુ ડર નથી. આ બાબતમાં સરકારે પગલાં ભરવાની જરૂર છે અને આ કાબુલી શેઠીઆઓને તેમના દેશમાં જ જઇને ધંધો કરવા કહેવું જોઇએ. ઇંગ્લાંડમાંથી જયુ લોકોને એમ જ કરવામાં આવ્યું હતું.

### ખોરાક.

આ લોકો બે વખત ચોખા ખાય છે. કેટલાંક કુટુમ્બો એક સમયે જ ખાય છે. શાકભાજી તથા મળે તો માંસાદિ પણ ખાય છે. દર રવિવારે અત્રે બજાર ભરાય છે. તે સમયે આસપાસની ઘણી કોલીઅરીના મજુરો સાત દિવસનો ખોરાક લેવા આવે છે.

### દારૂ.

સાધારણ રીતે ખાણુમાં કામ કરનાર મજુરોમાંના ઘણા દારૂ પીએ છે. સારૂ પોષક ખાવાનું નથી મળતું અને કામ તો કરવું જ જોઈએ ત્યારે આ લોકો દારૂનો વધારે ઉપયોગ કરે છે. રવિવારે એટલે જ્યારે એ લોકોને અઠવાડીઆના કામ માટે પૈસા મળે છે ત્યારે સાંજના દારૂ પીધેલા માલકટા રસ્તામાં ફરતા જોવામાં આવે છે. ખાણુના માલીકો જ્યારે વધારે કામ કરાવી લેવાની ઇચ્છા રાખતા હોય છે ત્યારે દારૂની બોટલની લાંચ આપવામાં આવે છે. કોલીઅરીમાં ફરતા અથવા અનુભવી માણસને "દારૂકા એક બોટલ" સાંભળવાના ઘણા પ્રસંગ આવે છે. આમ ટેવ પડી જવાથી અત્રેનું કામ છોડી જ્યારે એ લોકો પોતાને ઘેર પાછા જાય ત્યારે પણ દારૂ પીએ છે. આમ દારૂને ઉત્તેજન અપાય છે. ટેમ્પરન્સ એસોસીએશનવાળા ગૃહસ્થોએ ખરૂં કાર્ય અત્રે કરવાનું છે; સભાઓ ભરીને દારૂ ન પીતા ગૃહસ્થોને ભાષણો સંભળાવીને નહિ. ખાણુના માલીકો પર અંકુશ મૂકવામાં ન આવે ત્યાં સુધી કાંઇ લાભ થવા સંભવ નથી.

### ખાણુમાંનું કામ અને હવા.

કુલીઓને ખાણુમાં કામ કરવું પડે છે. ખાણુમાં કામ કરવું એટલે સાઠ સીતેર ફુટના કુવામાં ઉતરીને ભોંયરાંઓમાં કામ કરવું એ છે. ખાણુમાં બીલકુલ અંધારૂં

હોય છે તેમાંથી બચવા શેક ઑઇલના વગર ચીમનીના દીવા રાખવામાં આવે છે. પ્રત્યેક 'મલકટા' પાસે એક આવો દીવો હોય છે. તેમાંથી અતિશય ધુમાડો નીકળે છે. ખાણમાં રાત દીવસ સરખુંજ છે તેથી ત્યાં બન્ને સમય કામ કરવામાં આવે છે. દીવાનો ધુમાડો હોય છે તે ઉપર પાણી ખેંચવાનો વરાળનો 'પમ્પ' હોય છે તેમાંથી વરાળ બહાર નીકળ્યાં કરે છે. આવી હવામાં કુલીઓ કામ કરે છે. આપણે અંદર ઉતરીએ તો હવા વિના જરા ગુંગળાતા હોઇએ એવું લાગે. ખાણમાં સ્ત્રીઓ, પુરૂષો અને છોકરાંઓ પણ હોય છે. ન્હાનું બાલક બાજુમાં સુતું હોય, અને બાપ કોલસો કાપતો હોય અને ટોપલાઓ ભરી ભરી માતા લઇ જતી હોય અને જ્યાં ટાલી ( Trolly ) ઉભી હોય તેમાં નાંખતી હોય. એક ટન કોલસો કાપીને ટાલીમાં ભરાય ત્યારે આ લોકોને પાંચ છ આના જેટલું મળે. હવા, ખોરાક વગેરેની તંગીને લીધે એ લોકોની શારીરિક સ્થિતિ બહુ સારી નથી રહેતી અને મારા સાંભળવા પ્રમાણે અને અત્રે વસતા જુના માણસોને પૂછતાં એમ જણાય છે કે વીસ વર્ષ પૂર્વે જેવા મજબૂત માલકટા મળતા તેવા હાલમાં દેખાતા નથી. આ ઉપરથી સમજી શકાશે કે વીસ વરસમાં આ કુલીઓની તન્દુરસ્તી પર કેવી અસર થઇ છે, અને હવે પછી કેવી થશે.

### વૈદકીય સાહાય્ય.

હવે આપણે એ લોકોને વૈદકીય સાહાય્ય કેવી મળે છે એ જોઈએ. યુરોપીઅન માલીકોની ખાણમાં તેઓ ઘણુંખરૂં એક સાધારણ સારો દાકતર રાખે છે અને દવાઓ પણ રાખે છે. એથી પોતાની સારવાર સારી રીતે થઇ શકે અને બચેલા વખતમાં કામદાર વર્ગ અને છેલ્લે 'માલકટા' પર દેખરેખ રાખવામાં આવે. આપણા દેશ બન્ધુઓની માલીકીવાળી ખાણોમાં એવું કાંઇ ખાસ નથી. આ લોકો જુજ દવાઓ રાખે છે. દસ બાર ખાણ વચ્ચે એકાદો દાકતર રાખે છે; અને બહારથી આવેલા કૉમ્પાઉન્ડરો અથવા ન ભણેલા બીજાઓ અત્રે દાકતર બાબુ થાય છે. પોતાનું ગુજરાન ચલાવવા આવા માણસોએ સારા દાકતરોને આવવા દીધા નથી અને બહુ ટુંકા પગાર માટે કોઇ ભણેલો દાકતર કાંઈ કારણ સિવાય અત્રે આવે પણ નહિ. આવા કૉમ્પાઉન્ડર મહાશયોએ કોલીઅરીમાં દરરોજ જવાનું રાખ્યાથી અને માસિક ત્રણ ચાર રૂપીઆમાં ત્રીસ વખત અને કામ પડે તો દરરોજ બે ત્રણ ધક્કા ખાવાનું પસંદ કર્યાથી દાકતરી ધંધાની કીમત બહુ ઓછી કરી નાંખી છે. બાબુને જરાક માથું દુખ્યું "બોલાવ દાકતરને" બાબુને જરાક અપચો થયો "બોલાવ દાકતરને" આમ ચપરાસીને હુકમ છુટે છે. સાધારણ એવો નિયમ છે કે બાબુઓ દાકતરને પોતાને ત્યાં આવતા દેખે એટલે રોજમાંદા પડી જાય છે. એ લોકો દવા અને દાકતર માત્ર કાયદામાં ફસી ન પડવા જેટલી હદ સુધી રાખે છે, પણ મલકટાની સંભાળ માટે રાખવામાં આવતા નથી. કોલેરા વગેરે ફાટી નીકળતા રોગના સમયમાં બહુ અડચણ પડે છે; પણ પાછા સારા વખતે એ વાત ભુલી જવાય છે. સાધારણ જોનારને સહજ લાગે કે બાબુઓ પોતાના કામની અને પૈસાની વધારે દરકાર રાખે છે. અકસ્માત વખતે સરકારને જવાબ દેવાની જોખમદારી માટે અને પોતાના મનને સન્તોષ આપવા માટે દાકતરની નીમણુંક થતી લાગે છે. આ વિષયમાં સરકારનુ ધ્યાન ખેંચે-

વાના પ્રયત્નો હાલમાં થવા લાગ્યા છે આ બાબતમાં જેટલું વધારે થાય તેટલું કરવું જોઇએ અને નવા કાયદાઓ થાય નહિ ત્યાં સુધી ખાણના માલિકો કાંઈ કરી શકે એમ નથી.

### ઉપસંહાર.

આપણે કુલીઓ, ધાવડાં, આર્થિક સ્થિતિ, કુલીઓનો ખોરાક, દારૂ, ખાણનું કામ, ત્યાંની હવા વગેરે તથા એ લોકોને મળતી વૈદકીય સાહાય્ય વગેરે સર્વ જોયું. આમાંની એક પણ પરિસ્થિતિ આપણને સન્તોષ આપે એમ નથી. દારૂ પીવાને મળતું ઉત્તેજન એ સર્વથી વધુ ખરાબ વસ્તુ છે. અસન્તોષ અને દયા એ બે લાગણી આપણા મનમાં થઇ આવે છે. આ લોકોની ઉન્નતિ કરવા ઇશ્વર કોઇને પ્રેરણા કરે અથવા આ લોકોની સ્થિતિ તપાસી અને સરકાર તથા જનસમૂહ આગળ મૂકવા લોકમાન્ય શ્રીયુત ગાંધી જેવાની નજર આ પ્રતિ દોરાય તો જ આ લોકની સ્થિતિ સુધરે. ખાણના માલીકો આમાં કાંઇ કરી શકે એમ નથી અસ્તુ.

કનુભાઇ અચાભાઈ દેસાઈ,

એલ. એમ. એન્ડ. એસ.

નેશનલ.

---

# કાન્ત અને કાન્તા.

## અંક બીજો.

દૃશ્ય પ્હેલું.—બગીચામાંનો એક પુવારો.

કાન્ત અને કાન્તા આવે છે.

**કાન્ત**—હું ત્હને ક્યાં લાવ્યો તે તું નથી જાણતી?—બગીચામાં જ્યારે બહુ જ ગરમી હોય છે ત્યારે ઘણુંખરૂં બપોરને વખતે અહીં બેસવા આવું છું. આજે તો ઝાડોની છાંય નીચે પણ બહુ ઉકળાટ થાય એવું છે.

**કાન્તા**—અહા, પાણી કેટલું સ્વચ્છ છે!......

**કાન્ત**—એ શીયાળા જેટલું ટાઢું છે. એક જુનું વિસરાયલું ઝરણું છે. એ કોઇ ચમત્કારિક ઝરણું હોય એમ લાગે છે,—એનાથી આંધળાની આંખ ઉઘડી હતી,—લોકો એને "અંધ જનનું ઝરણું કહે છે."

**કાન્તા**—હવે એ આંધળાની આંખ નથી ઉઘાડતું?

કાન્ત—રાજા પોતે જ્યારથી આંધળો થયો ત્યારથી હવે કોઈ આવતું નથી......

કાન્તા—અહીં કેટલું એકાંત છે !......કંઈ અવાજ પણ નથી.

કાન્ત—અહીં હંમેશાં અજબ શાંતિ હોય છે......પાણી ઉંઘતું હોય તે પણ કોઈ સાંભળી શકે......આરસપ્હાણના આલવાલની કોર પર તું બેસીશ ? એક સ્થાન તો એવું છે કે ત્યાં કોઈ દિવસ સૂર્ય દેખા દેતો નથી......

કાન્તા—હું તો આરસપ્હાણ પર સુઈ જઇશ—પાણીનું તળીયું જોવાનું મ્હને મન છે......

કાન્ત—કોઈએ એ કદી જોયું નથી—કદાચ એ સાગર જેટલું જ ઉંડું છે.—એ ક્યાંથી ઉતરી આવે છે એ હજી જણાયું નથી-કદાચ એ પૃથ્વીને તળીયેથી આવે છે......

કાન્તા—તળીયે કંઇ ચળકતું હોય તો કદાચ કોઇથી જોઈ શકાય એમ છે......

કાન્ત—આમ વાંકી ન વળીશ......

કાન્તા—પાણીને અડકવાનું મ્હને મન થયું છે......

કાન્ત—સરી ન પડે એ ધ્યાનમાં રાખજે......લાવ ત્હારો હાથ પકડી રાખું.

કાન્તા—ના, ના, મ્હારા બન્ને હાથ પાણીમાં બોળવાનું મ્હને મન છે......ત્હમને એમ લાગશે કે મ્હારા હાથ આજે માંદા છે......

કાન્ત—અરે ! અરે ! ધ્યાન રાખ ! ધ્યાન રાખ ! કાન્તા !......કાન્તા !......—અરે ! ત્હારા વાળ !......

કાન્તા—(ઉભી થઈને) નથી પ્હોંચાતું,... મ્હારાથી નથી પ્હોંચાતું......

કાન્ત—ત્હારા વાળ પાણીમાં બોળાયા......

કાન્તા—હા, એ મ્હારા હાથ કરતાં વધારે લાંબા છે......એ મ્હારા કરતાં વધારે લાંબા છે...... (શાંતિ.)

કાન્ત—તું એને કોઈ ઝરણને કિનારે જ મળી આવી ?

કાન્તા—હા......

કાન્ત—ત્હને એણે શું કહ્યું ?

કાન્તા—કંઈ નહીં;—મ્હને હવે યાદ નથી......

કાન્ત—એ છેક ત્હારી નજીક આવ્યો હતો ?

કાન્તા—હા; એણે મ્હને આલિંગન આપ્યું હોત.

કાન્ત—અને ત્હારી મરજી ન હતી ?

કાન્તા—ના.

કાન્ત—કેમ મરજી ન હતી ?

કાન્તા—અરે! અરે! પાણીને તળીયે કંઇ પસાર થતું મ્હેં જોયું......

કાન્ત—ધ્યાન રાખ! ધ્યાન રાખ!—તું પડીશ! તું શેની સાથે રમત કરે છે?

કાન્તા—એણે મ્હને જે વીંટી આપી હતી ત્હેની સાથે......

કાન્ત—ધ્યાન રાખ; તું એ ખોઇશ......

કાન્તા—ના, ના; મ્હારા હાથની મ્હને ખાત્રી છે......

કાન્ત—આટલા ઉંડા પાણી નજીક આમ રમત ન કર......

કાન્તા—મ્હારા હાથ ધ્રુજતા નથી.

કાન્ત—તડકામાં એ કેવી ચળકે છે!—હવામાં તેને આટલી બધી ઉંચી ઉછાળ નહીં......

કાન્તા—અરેરે!......

કાન્ત—કેમ પડી ગઇ?.........

કાન્તા—એ પાણીમાં પડી ગઇ!......

કાન્ત—ક્યાં છે? ક્યાં છે?......

કાન્તા—હું એને ડુબતી દેખતી નથી......

કાન્ત—મ્હને લાગે છે હું એને ચળકતી દેખું છું......

કાન્તા—મ્હારી વીંટી?

કાન્ત—હા, હા; નીચે પેલી તરફ......

કાન્તા—અહા! અહા! આપણાથી એ કેટલી બધી આઘી છે!...ના, ના, એ એ નથી......એ એ નથી......એ ખોવાઇ ગઇ......ખોવાઇ ગઇ......પાણી ઉપર મ્હોટા કુંડાળા સિવાય હવે બીજું કંઇ રહ્યું નથી......આપણે શું કરીશું? હવે આપણે શું કરીશું?—...

કાન્ત—એક વીંટી માટે આટલી બધી ગભરાવાની જરૂર નથી. એમાં કંઇ નહીં... આપણને ફરી જડશે, કદાચ. અને નહીં જડે; બીજી લાવીશું......

કાન્તા—ના, ના; આપણને એ ફરી નહીં જડે; બીજી કોઇ પણ આપણને કદી નહીં મળી શકે..... અને છતાં મ્હને લાગ્યું હતું કે એ મ્હારા હાથમાં જ હતી......મ્હેં મ્હારા હાથ ક્યારના એ બંધ કર્યા હતા, અને તે છતાં એ પડી ગઇ......સૂર્ય તરફ મ્હેં એ બહુ ઉંચે ઉછાળી......

કાન્ત—ચાલ, ચાલ, આપણે બીજે કોઇ દિવસે પાછા આવીશું;......ચાલ, વખત થઇ ગયો છે. એ લોકો આપણને મળવા આવશે. વીંટી પડી તે જ વખતે બપોરના બારના ટકોરા થતા હતા.

કાન્તા—"એ ક્યાં છે" એમ આપણને સુમન્ત પૂછશે તો આપણે શું જવાબ આપીશું?

કાન્ત—સત્ય જ, સત્ય જ, સત્ય જ

(જાય છે.)

**દૃશ્ય બીજુ**—કિલ્લામાંના એક ખંડ પથારી પર સુતેલો સુમન્ત જણાય છે, પથારી પાસે કાન્તા ઉભી છે

**સુમન્ત**—અહા! અહા બધું ઠીક જ ચાલે છે; એની કંઇ કીંમત નથી. પરંતુ એ બન્યું કેવી રીતે ત્હેની મ્હને સહમજણ નથી પડતી. હું જંગલમાં શાંતિથી શિકાર કરતો હતો. એકદમ અચાનક મ્હારો ઘોડો વિના કારણ ન્હાસી છુટયો. એણે કંઇ અસાધારણ જોયું હશે?...બપોરના બારના ટકોરા મ્હેં તરત જ સાંભળ્યા હતા, બરોબર બારમે ટકોરે એ ચમકયો અને કોઇ આંધળા ગાંડા માણસ એક ઝાડ સાથે અથડાયો. મ્હેં વધારે કંઇ સાંભળ્યુંજ નહીં. શું થયું હતું ત્હેની હજી મ્હને ખબર નથી. હું પડયો, અને એ મ્હારા ઉપર પડયો હશે, મ્હને લાગ્યું કે આખું જંગલ મ્હારી છાતી પર આવી પડ્યું કે શું! મ્હને લાગ્યું કે મ્હારૂં હૃદય દબાઇ ગયું! પરંતુ મ્હારૂં હૃદય હૃષ્ટપુષ્ટ છે. એ કંઇ નથી, દેખીતી રીતે.........

**કાન્તા**—થોડું પાણી લેવાની ઇચ્છા છે?

**સુમન્ત**—ના, ના; મ્હને તરશ નથી લાગી.

**કાન્તા**—બીજો તકીયો જોઇશે કે?... આ તકીયા ઉપર લોહીનો ન્હાનો ડાઘ છે.

**સુમન્ત**—ના, ના, કંઇ જરૂર નથી, એમાં કાંઇ નહીં. હમણાં મ્હારા મ્હોંમાંથી લોહી પડ્યું હતું. ફરીથી લોહી પડશે, કદાચ...

**કાન્તા**—ત્હમારી ખાત્રી છે?...ત્હમને બહુ દરદ નથી થતું ને?

**સુમન્ત**—ના, ના, આવા તો બીજા ઘણાયે અનુભવ્યા છે. હું લોઢનો અને લોહીનો બન્યો હતો...આ કંઇ એક ન્હાના બાળકના હાડકા નથી; તું ગભરાઈશ નહીં...

**કાન્તા**—ત્હમારી આંખો મીંચો અને ઉંઘવાનો પ્રયત્ન કરો. હું અહીં આખી રાત રહીશ...

**સુમન્ત**—ના, ના; તું આમ ત્હારી જાતને શ્રમ આપે એવી મ્હારી ઇચ્છા નથી. મ્હારે કંઇની જરૂર નથી; હું એક બાળક માફક ઉંઘીશ શું થયું, કાન્તા! એકદમ તું રડવા કેમ મંડી પડી?...

**કાન્તા**—( અશ્રુપાત કરીને ) હું...હું પણ માંદી છું......

**સુમન્ત**—તું પણ માંદિ છે?...ત્હને શું દરદ થાય છે, ત્યારે; ત્હને શું દરદ થાય છે, કાન્તા?...

**કાન્તા**—મ્હને ખબર નથી...હું અહીં માંદી છું...આજે ત્હમને કહી નાખવાનું મન થયું છે; મ્હારા પ્રભુ, મ્હારા પ્રભુ, હું અહીં સુખી નથી......

સુમન્ત—કેમ, શું થયું છે, કાન્તા ? શું છે ? ..અને મ્હને તો કંઇ શક નથી... શું થયું છે ?...કોઇએ ત્હને ઇજા કરી ?...ત્હારૂં કોઇએ અપમાન કર્યું ?

કાન્તા—ના, ના; મ્હને કોઇએ કંઇએ ઇજા નથી કરી...એવું કંઇ નથી...એવું કંઇ છેજ નહીં...પણ મ્હારાથી અહીં વધારે વખત નહી રહી શકાય. શા માટે તે કંઇ સ્હમજાતું નથી...મ્હને એમ થાય છે કે જાણે ન્હાસી જાઉં, ન્હાસી જાઉં !...હું અહીં રહીશ તો હું મરી જઇશ......

સુમન્ત—પણ કંઇ થયું છે ખરૂં ? તું મ્હારાથી કંઇ છાનું રાખતી હઇશ ?......મ્હને ખરેખરૂં કહી દે કાન્તા......રાજાએ ? મ્હારી માતાએ ? કાન્તે ?......

કાન્તા—ના, ના. કાન્તે નહીં. કોઇએ નહીં......ત્હમે મ્હને સ્હમજી ન શકયા......

સુમન્ત—શા માટે ન સ્હમજું ?......તું મ્હને કંઇ જ ન કહે તો પછી તું મ્હારી પાસે શું કરાવવા માંગે છે ! .....મ્હને બધું કહે એટલે હું બધું સ્હમજીશ.

કાન્તા—શું છે તે હું પોતે સ્હમજતી નથી......શું છે તે જ હું સ્હમજી શકતી નથી.. ..મ્હારાથી કહેવાતું હોત તો હું ત્હમને કહેત... ..મ્હારા કરતાં કંઇ બલવત્તર છે ખરૂં......

સુમન્ત—ચાલ; સ્હમજુ થા, કાન્તા—તું મ્હારી પાસે શું કરાવવા માગે છે ?—તું હવે ન્હાની બાળક નથી —તું મ્હને છોડી જવા માગે છે ?

કાન્તા—અરેરે ! ના, ના; એવું કંઇ નથી......હું ત્હમારી સાથે ન્હાસી જાઉં એમ થાય છે......અહીં જ માત્ર મ્હારાથી વધારે વખત નહીં રહી શકાય......મ્હને લાગે છે કે હું વધારે વખત જીવી શકીશ નહીં.. ...

સુમન્ત—પણ તેમ છતાં કંઇ કારણ હોવું જોઇએ. ત્હને કોઇ ગાંડી ગણશે. લોકો આને બાળકનું સ્વપ્ન ગણશે —ચાલ, કદાચ કાન્ત તો નહીં હોય ?—મ્હને લાગે છે કે એ ત્હારી સાથે ઘાણુંખરૂં બોલતો નથી.

કાન્તા—હા, હા, કોઇક વાર એ મ્હારી સાથે બોલે છે. મ્હને લાગે છે કે હું એને ગમતી નથી; મ્હેં એ એની આંખમાં જોયું છે......પરંતુ જ્યારે એ મળે છે ત્યારે મ્હારી સાથે બોલે છે.....

સુમન્ત—તું એની સાથે ખોટું ન લગાડીશ. એ હંમેશનો એવો જ છે. એ જરા વિચિત્ર છે. અને હમણાં એ દિલગીર છે; પોતાનો મિત્ર, કે જે મરવાની અણી પર છે અને જેને મળવા એનાથી જઇ મકાતું નથી તે પોતાના મિત્ર બાબત એ વિચાર કરે છે......એ બદલાશે; એ બદલાશે, તું જોઇશ; એ યુવાન છે......

કાન્તા—પણ એવું કંઇ છે જ નહીં......એવું કંઇ છે જ નહીં......

સુમન્ત—શું છે, ત્યારે ?—અહીં જે જીવન ગાળવામાં આવે છે ત્હેની ત્હારાથી ટેવ પાડી શકાતી નથી ? અહીં ગમગીન લાગે છે ?—એ ખરૂં છે કે આ કિલ્લો બહુ જુનો અને મલિન છે......એ બહુ શીત અને બહુ ઉંડો છે. અને એમાં જે જે

રહે છે, તે બધા ક્યારનાએ વૃદ્ધ થઇ ગયા છે જંગલવાળો—અજવાળા વિનાનાં જુનાં જંગલવાળો—પ્રદેશ પણ ગમગીન લાગતો જ હશે. પરંતુ આપણી ગરજી હોય તો એ બધું જાગૃત કરી શકાય. અને પછી હર્ષ, માણસનેએ હરરોજ મળતો નથી; બનાવો જેવા આવે તેવા સ્વીકારવા જોઇએ. પણ મ્હને કંઇ કહે; કંઇ નહીં, ગમે તે; ત્હારી મરજી હશે તે ગમે તે હું કહીશ......

કાન્તા—હા, હા; ખરી વાત છે ....અહીં આકાશ તો કોઇથી કદી દેખાતું જ નથી, આજે સ્હવારે મ્હેં એ પ્હેલી વાર જોયું......

સુમન્ત—ત્યારે શું એને લીધે તું રડે છે, મ્હારી દીન કાન્તા?—બસ એટલું જ, ત્યારે?—આકાશ ન દેખી શકવા માટે તું રડે છે?—ચાલ, ચાલ, આવી બાબતમાં રડી પડે એવી હવે ત્હારી ઉમ્મર રહી નથી......અને વળી, ઉન્હાળો નથી બેઠો શું? તું હરરોજ આકાશ દેખીશ—અને પછી, આવતે વર્ષે.. ...ચાલ, ત્હારો હાથ મ્હને આપ, મ્હને ત્હારા બન્ને ન્હાના હાથ આપ. (એ એના હાથ લે છે.) અહા! અહા! આ જ એ ન્હાના હાથ કે જેને હું ન્હાનાં ફુલ પ્રમાણે દબાવી શકું છું......—ઉભી રહે! મ્હેં ત્હને જે વીંટી આપી હતી તે ક્યાં છે?

કાન્તા—પેલી વીંટી?

સુમન્ત—હા, આપણી લગ્ન વીંટી, ક્યાં છે એ?

કાન્તા—મ્હને લાગે છે......મ્હને લાગે છે એ પડી ગઇ......

સુમન્ત—પડી ગઇ?—ક્યાં પડી ગઇ?—ત્હેં ખોઇ તો નથી ને?

કાન્તા—ના, ના, એ પડી ગઇ......એ પડી ગઇ હોવી જોઇએ......પરંતુ એ ક્યાં છે તે હું જાણું છું......

સુમન્ત—ક્યાં છે?

કાન્તા—ત્હમે જાણો છો......ત્હમે સારી રીતે જાણો છો..... કે દરીયા કિનારે ગુફા છે?

સુમન્ત—હા.

કાન્તા—વારૂ ત્યારે, એ ત્યાં છે......એ ત્યાં જ હોવી જોઇએ, એ ત્યાં જ છે...... હા, હા; મ્હને યાદ છે......આજે સ્હવારે આપણા કુંજ માટે હું છીપ વણવા ત્યાં ગઇ હતી......કેટલી ઘણી સારી છીપો હતી..... એ વીંટી મ્હારી આંગળીએથી સરી પડી......પછી દરીયામાં ભરતી થઇ; અને એ જડે તે પ્હેલાં તો મ્હારે બ્હાર નીકળી આવવું પડ્યું.

સુમન્ત—ત્હને ખાત્રી છે કે એ ત્યાં છે?

કાન્તા—હા, હા; પૂરેપૂરી ખાત્રી છે......એ સરી પડી તે મ્હને જણાયેલું..... પછી, એકાએક, દરીયાનાં મોજાંનો અવાજ......

સુમન્ત—ત્હારે એની ખોળ માટે હમણાં જવું જોઇએ.

કાન્તા—મ્હારે એની ખોળ માટે જવું જોઇએ?

સુમન્ત—હા.

કાન્તા—હમણાં જ?—એકદમ?—અંધારામાં?

સુમન્ત—હમણાં જ, એકદમ, અંધારામાં. ત્હારે એની ખોળ માટે એકદમ જવું જોઇએ. એ વીંટી ખોવાય ત્હેના કરતાં મ્હારી પાસે બીજું જે કંઈ હોય તે ખોવાય ત્હેનું કંઇ નહીં. એ શું છે તે તું જાણતી નથી. એ ક્યાંથી આવી તે તું જાણતી નથી. આજે રાત્રે દરીયામાં ખુબ પૂર આવશે. તું એને લેવા જાય તે પ્હેલાં દરીયો જ એને લેવા આવી પ્હોંચશે......ઉતાવળ કર. ત્હારે એની ખોળ માટે એકદમ જવું જોઇએ......

કાન્તા—મ્હારી હિંમત નથી ચાલતી......એકલી જવાની મ્હારી હિંમત નથી ચાલતી......

સુમન્ત—જા, ત્હને ફાવે ત્હેની સાથે જા. પણ ત્હારે જવું જોઇએ એકદમ, સ્હમજી? —ઉતાવળ કર; કાન્તને ત્હારી સાથે આવવા કહે.

કાન્તા—કાન્ત? કાન્તની સાથે?—પણ કાન્ત નહીં આવે......

સુમન્ત—તું જે કહીશ તે કાન્ત કરશે, ત્હારા કરતાં હું કાન્તને વધારે સારી રીતે ઓળખું છું. જા, જા; ઉતાવળ કર! વીંટી નહીં મળે ત્યાં સુધી મ્હને ઉંઘ નહીં આવે.

કાન્તા—અરેરે! અરેરે! હું સુખી નથી!......હું સુખી નથી!......

(રોતી રોતી જાય છે.)

દૃશ્ય ત્રીજું—ગુફા આગળ કાન્ત અને કાન્તા આવે છે

કાન્તા—(બહુ ઉશ્કેરાઇને બોલે છે). હા; એ અહીં જ છે; આપણે અહીં આવ્યાં. એટલું બધું અંધારૂં છે કે સમસ્ત અંધારામાં ગુફામાં જવાનો રસ્તો કયો છે તે કહી શકાય તેમ નથી......આ બાજુ કોઇ તારા જ નથી. પેલા મ્હોટા વાદળના ફાટ્યા પછી ચંદ્ર બ્હાર આવે ત્યાં સુધી આપણે વાટ જોઇએ; એથી આખી ગુફામાં અજવાળું અજવાળું થઇ રહેશે, એટલે પછી આપણે ભય વિના અંદર જઇ શકીશું કેટલીક જગ્યા ભયાનક છે, અને હજી જેનું તળીયું જણાયું નથી એવાં બે સરોવરો વચ્ચેનો રસ્તો બહુ જ ન્હાનો અને સાંકડો છે, મશાલ કિંવા દીવો લાવવાનું મ્હેં ડહાપણ વાપર્યું નહીં, પરંતુ મ્હને લાગે છે કે આકાશનું અજવાળું આપણે માટે પુરતું થઈ રહેશે—તું આ ગુફામાં કદી ગઇ નથી?

કાન્તા—ના......

કાન્ત—ચાલ આપણે અંદર જઇએ;......એ ક્યાં ગઇ એવો એ સવાલ કરે તો ત્હારાથી એ જગ્યાનું વર્ણન કરી શકાવું જોઇએ......ગુફા બહુ મ્હોટી અને બહુ રમણીય છે. કેટલાક પદાર્થો છોડવા અને માણસો જેવા લાગે છે. ભૂરી ચીજોથી તો એ ભરપૂર છે. છેક છેડે સુધી કોઇએ એમાં શોધખોળ કરી નથી. મ્હને લાગે છે કે એમાં મ્હોટો ખજાનો છૂપાઇ રહ્યો છે. ઘણાં વર્ષો પર વહાણો અથડાઇને નષ્ટ થયેલાં ત્હેના ખંડીયેર પણ ત્યાં ત્હારી નજરે પડશે. પરંતુ નેતા વિના અંદર બહુ ઉંડા જવું નહીં. કેટલાક લોકો તો કદી પાછા બ્હાર આવ્યા જ નથી. બહુ આઘે

અંદર જવાની મ્હારી પોતાની હિંમત ચાલતી નથી. દરીયાનું કે આકાશનું અજવાળું પડતું બંધ થશે કે તરત ત્યાં આપણે અટકી પડીશું. ત્યાં જરાક અજવાળું પડગે તો ત્હને એમ જ લાગશે કે જાણે આકાશ પેઠેમ ત્યાં પણ ગુફા તારાઓથી ઢંકાઇ ગઇ ન હોય ! પેલા ખડકોમાં આટલા બધા ચળકે છે તે સ્ફટિકના કે મીઠાના કટકા હશે એમ લોકો કહે છે.—જો, જો, મ્હને લાગે છે કે આકાશ સ્વચ્છ થવા લાગ્યું છે......મ્હને ત્હારો હાથ આપ; ધ્રૂજીશ નહીં, આમ ધ્રૂજીશ નહીં. કંઇ ભય નથી; આકાશનું અજવાળું દેખાતું બંધ થશે કે તરત આપણે અટકી પડીશું......ગુફામાં સંભળાતો અવાજ ત્હને આટલી બધી ગભરાવે છે શું ? એ તો રાત્રિનો અવાજ છે, અથવા શાન્તિનો અવાજ છે......આપણી પાછળ દરીયાનો અવાજ ત્હારે કાને પડે છે ?—આજે રાત્રિ કંઇ સારી લાગતી નથી......અહા ! જો, અજવાળું થયું !......

(ગુફાના મુખમાં અને અંધારાવાળા થોડા ભાગમાં એક પૂરેપૂરું અજવાળું પ્રસારે છે; અને થોડા ઠાણમાં ધોળા વાળવાળા એક બીજા પાસે બેઠેલા એક એક બીજાને અઢેલતા અને એક સ્થળે અઢેલી ઊંઘતા ત્રણ વૃદ્ધ ભિક્ષુકો દેખાય છે.)

**કાન્તા**—અહા !

**કાન્ત**—શું છે ?

**કાન્તા**—એ તો......એ તો......

( ત્રણ ભિક્ષુકો તરફ એ આંગળી કરે છે.)

**કાન્ત**—હા, હા; મ્હેં એઓને પણ જોયા છે......

**કાન્તા**—ચાલો આપણે જઇએ !......ચાલો આપણે જઇએ ! .....

**કાન્ત**—હા......એ તો બીચારા ત્રણ વૃદ્ધ માણસો ઉંઘી ગયા છે......આ પ્રદેશમાં દુષ્કાળ પડયો છે....એઓ અહીં સુવા કેમ આવ્યા હશે ?......

**કાન્તા**—ચાલો આપણે જઇએ !......ચાલો, ચાલો.... ચાલો આપણે જઇએ.........

**કાન્ત**—જોજે;આટલું જોરથી બોલતી નહીં.....આપણાથી એ ઉઠે એ ઠીક નહીં......હજી એઓ ભર ઉંઘમાં છે......ચાલ.

**કાન્તા**—મ્હને છોડો, મ્હને છોડો; હું એકલા ચાલવું પસંદ કરૂં છું......

**કાન્ત**—આપણે બીજે કોઇ દિવસે પાછા આવીશું.......

( જાય છે. )

દૃશ્ય ચોથું—કિલ્લામાંનો એક ખંડ. જયન્ત અને કાન્ત જણાય છે.

**જયન્ત**—ત્હમે જોયું હશે કે હાલ તુરત તો બધી તરફથી ત્હમને અહીં રોકી રાખવાનું જણાય છે અને આ નકામી મુસાફરી કરવા ના કહેવાય છે. અત્યાર સુધી અમે ત્હમારા પિતાની સ્થિતિ ત્હમારાથી છાની રાખી છે; પરંતુ કદાચ એ નિરાશામય છે; ત્હમને ઉંબરેથી જ અટકાવી રાખવાને એટલું જ બસ થઇ રહેવું જોઇએ. પરંતુ બીજાં ઘણાં યે કારણો છે......જે વખતે આપણા શત્રુઓ જાગૃત થયા છે, અને ભૂખે મરતા

લોકો આપણી આસપાસ બબડે છે તે વખતે અમને છોડી ચાલ્યા જવાનો ત્હમને હક્ક નથી; અને વળી આ મુસાફરીની શી જરૂર છે ? મૃત્યુ પામ્યો છે; અને સ્મશાનની મુલાકાત કરતાં જીવનમાં ગંભીરતર અન્ય ધર્મો છે જ. ત્હમે કહો છો કે ત્હમે ત્હમારા આળસુ જીવનથી કંટાળ્યા છો; પરંતુ ઉદ્યોગિતા અને ધર્મ રસ્તેથી મળી આવતાં નથી. ઉંબરે ઉભા ઉભા એઓની વાટ જોવી જોઇએ. અને એઓ પસાર થાય ત્યારે એઓને અંદર દાખલ કરવાં જોઇએ; અને એઓ તો હરરોજ પસાર થાય છે જ. ત્હમે એઓને કદી જોયાંજ નથી શું ? હું પોતે પણ ભાગ્યે જ હવે કદી એઓને જોઉં છું; પરંતુ એઓને જોતાં હું ત્હમને શીખવીશ, અને જે દિવસે એઓ તરફ ત્હમે ઇશારત કરશો તે દિવસે હું ત્હમને એ બતાવીશ. તે છતાં, હું કહું છું તે સાંભળો; ત્હમારા જીવનનાં ઉંડાણમાંથી આ મુસાફરી ત્હમેજ માગી છે એમ ત્હમે માનતા હો તો હું ત્હમને એ મુસાફરી કરવા ના નથી કહેતો, કારણ કે ત્હમારા જીવનમાં અને ત્હમારા નશીબમાં કયા બનાવ બનવા હોવા એ વિષે મ્હારા કરતાં ત્હમે વધારે સારી રીતે જાણી શકો એમ છો. થોડા વખતમા શુ બનવું જોઇએ એ હું જાણી લઉં ત્યાં સુધી ત્હમને માત્ર રાહ જોવા જ હું કહીશ......

કાન્ત—મ્હારે કેટલો વખત રાહ જોવી પડશે ?

જયન્ત—થોડાં અઠવાડીઆં; કદાચ થોડા દિવસો......

કાન્ત—વારૂ હું રાહ જોઇશ......

( અપૂર્ણ ) ( જાય છે. )

ભરત.

---

# *એની બેસન્ટ—એક મહામૈયાની જીવનકથા.

સન્નારીઓ—હું બહુ ન્હાનો હતો ત્યારે એક દિવસે મેં સાંભળ્યું કે કાશીમાં એક મડમ આવી છે, તે હિન્દુ ધર્મનાં બહુ વખાણ કરે છે, હિન્દુ ધર્મનો તે અભ્યાસ કરે છે, રૂદ્રાક્ષની માળા ધારણ કરે છે, આસન વાળીને બેસે છે, યોગની ક્રિયાઓનો પણ અભ્યાસ કરે છે અને યોગની સિદ્ધિઓ પણ તેને પ્રાપ્ત થઇ છે, ત્યારે મને અચરજ લાગ્યું કે આ મડમ તે કોણ હશે, કેવી હશે, એની પાસેથી આપણને પણ શીખવાનું મળે તો કેવો આનંદ આવે! તેની સાથે એમ પણ મને લાગ્યું કે આપણે હિન્દુ કહેવાઇએ છીએ, સનાતન ધર્મમાં આપણે જન્મ લીધો છે છતાં આપણા ધર્મમાં શું શું છે

* ભગિની સમાજમાં તા. ૪ થી ઓગસ્ટને રોજ આપેલું ભાષણ.

તે આપણને ન આવડે અને સાહેબ લોકો અને મઠમો આપણાં શાસ્ત્રો હોંસથી વાંચે અને શાસ્ત્રની આજ્ઞાનું ઉમંગથી પાલન કરે! તે વખતે પંડિત મેક્ષમુલરની લોકો બહુ વાતો કરતા—કે મેક્ષમુલરે વિલાયતમાં બેઠાં બેઠાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો અને આપણાં વેદ શાસ્ત્ર, પુરાણ, શ્રુતિ, સ્મૃતિ, વગેરેનાં ભાષાંતરો ઇંગ્રેજી ભાષામાં છે. વિશેષ એમ પણ સાંભળ્યું હતું કે આપણા ચારે વેદ જર્મનીમાં છપાય છે અને ત્યાંથી તે આપણા લોકો મંગાવે છે. આવી વાતો સાંભળવાથી મનને ઘણો અસંતોષ થતો, મને લાગતું કે આપણે—હિન્દુ પ્રજા—તદન નિર્માલ્ય થઇ ગયાં છીએ, પણ જ્યારે હું સ્વામી વિવેકાનંદે અમેરિકામાં આપણા ધર્મનો ડંકો વગાડ્યો એમ સાંભળતો ત્યારે મારૂં હ્રદય ઉછળતું અને ધર્મના ગૌરવથી હું મલકાતો, અને જોરથી વિવેકાનંદ, રામતીર્થ, અને વીરચંદ ગાંધીનાં નામ પુકારતો અને આનંદ માનતો; પણ મૈયા એની બેસંટનું નામ મેં સાંભળ્યું ત્યારે તો મને કંઇક અલૌકિક ચમત્કાર લાગ્યો.

સંસારનાં ઘણા મહાપુરૂષોનાં અને મહાન સ્ત્રીઓનાં મેં ચરિત્ર વાંચેલાં–મોટા શૂરવીરો, મહાન પંડિતો, દાનેશ્વરીઓ, પરોપકારી પુરૂષો, મહાન કવિઓ, પયગમબરો, ભક્તજનો, અને યોગીઓ તેમ જ સતી સ્ત્રીઓ, વીરાંગનાઓ, વિદુષીઓ, રાજ્યકર્તીઓ, યોગિનીઓ, રૂષિકુમારીઓ, અને મીરાંબાઇઓ–આખું "મહાજન મંડળ" "ચરિત્ર ચંદ્રિકા" "ભક્તમાળ" નારાયણ હેમચંદ્રનાં પુસ્તકો અને "સતી મંડળ" હું વાંચી ગયો હતો, પણ તેમાંથી મિસિસ એની બેસંટનું જીવન કોને મળતું આવે છે એ શોધવું બહુ મુશ્કેલ હતું. કાશી જઇ આવેલ કોઇ પણ માણસ મને મળે કે તુરત તેને પુછતો કે આ બાઇને તમે જોયાં છે? એક વખત તેમનો ફોટોગ્રાફ જોયો. કંઇક માનની લાગણી ઉત્પન્ન થઇ પણ કંઇ બરાબર વાત સમજાઇ નહિ, કારણ કે કેટલાક અશ્રદ્ધાળુ લોકો અને નિંદાખોર એમ પણ કહેતા કે એ બાઇ બહુ લુચ્ચી છે, દાંભિક છે. હિન્દુ ધર્મ ઉપર પ્રીતિ રાખવાને બ્હાને ભોળા ભાવિક હિન્દુઓને ભમાવે છે અને ઉત્તમ અણસમજુઓ એટલી હદ સુધી જતા કે એ તો મીશનરી છે અને લોકોને ગુપ્ત રીતે ખ્રિસ્તી ધર્મમાં વટલાવવાને માટે જ રૂદ્રાક્ષની માળા ધારણ કરે છે. આવા લોકની જોડે હું લડતો, પણ મારી સમજ અધુરી હતી, મારૂં જ્ઞાન અપૂર્ણ હતું.

એમ કરતાં કરતાં મૅટ્રિક્યુલેશનની પરિક્ષા આપવા હું અમદાવાદ ગયો. રસ્તામાં ટ્રેઇનમાં એક સુશિલ પારસી ગૃહસ્થ મળ્યા અને મિસિસ બેસન્ટ, "થીઓસોફી" અને "થીઓસોફીકલ સોસાઇટી"ની વાતો નીકળી. મારી થોડી ઘણી શંકાઓનું સમાધાન તેમણે કર્યું અને મને બે ત્રણ પુસ્તક વાંચવા આપ્યા, તથા જણાવ્યું કે આપણે મનુષ્યમાત્ર બધા ભાઇઓ છીએ અને આપણે ભાઇઓની પેઠે સંસારમાં રહેવું જોઇએ એવો સિદ્ધાંત પાળનારૂં મંડળ આખા જગતમાં આ એકજ છે. મિસિસ બેસન્ટનાં ગુરૂ મેડમ બ્લાવાટ્સ્કીની ઘણી વાતો કરી તેમજ તેમના સહાધ્યાયી કર્નલ આલકોટનાં બહુ વખાણ કર્યાં અને જણાવ્યું કે

મિસિસ બેસન્ટને હિન્દુસ્તાનમાં આવ્યાંને બહુ વરસ થયાં નથી એટલામાં તો હિન્દુ ધર્મનો તેમણે બહુ સારો અભ્યાસ કરી લીધો છે અને તેમનાં વ્યાખ્યાનો અતીશય બોધક અને મનોહર છે. મેં આ પારસી ગૃહસ્થનો બહુ ઉપકાર માન્યો અને હું અમદાવાદ આવ્યો.

મેં એમ સાંભળ્યું હતું કે મિસિસ બેસન્ટનો આખા જગતની સ્ત્રી વક્તાઓમાં પ્હેલો નંબર છે, એટલુંજ નહિ પણ પુરૂષ વક્તાઓમાં પણ એમના જેવા બોલ-નારા થોડા છે. એમની બોલવાની છટા, એમની વાણીનો અસ્ખલિત પ્રવાહ, શ્રોતાજનોને તલ્લીન બનાવી દેવાની કળા, એમના રસની જમાવટ તથા જે વિષય ઉપર ભાષણ આપે તે વિષયનું તાદૃશ્ય સ્વરૂપ ખડું કરવાની અદ્‌ભુત શક્તિ વિષે અનેક વાર સાંભળેલું હોવાથી અને ખાસ કરીને આપણા ધર્મના વિધવિધ વિષયો ઉપર પણ ઉત્તમ પ્રકારનાં વ્યાખ્યાનો આપે છે, એ વિચારથી તેમનાં ભાષણો સાંભળવાની મને ઘણી ઉત્કંઠા હતી. પણ મારી પરિક્ષાના વખત પર તેઓ અમદાવાદ આવે એમ ન હતાં અને હું કાશી જઇ શકું એમ ન હતું. પણ પરિક્ષા પૂરી થયા બાદ મિસિસ બેસન્ટના એક શિષ્ય સખારામ ગણેશ પંડિત થીઓસોફી, કર્મ, પુનર્જન્મ, અવતાર, વિગેરે વિષયો પર ભાષણો આપવાના છે એમ જ્યારે સાંભળ્યું ત્યારે કંઇક આનંદ થયો. એમના શિષ્યનાં ભાષણો સાંભળવાથી મને કંઇક ઓર મોહિની લાગી. તેમને ઘેર હું મળવા જતો અને જ્યારે તેમની પાસેથી સાંભળ્યું કે પોતે પરણવાના નથી તથા મિસિસ બેસન્ટની સાથે રહી આખી જીંદગી સંસા-રમાં પરમાર્થનું કામ કરવું છે ત્યારે મને થયું કે જે મૈયાના બોધથી આવો એક ઋષિ કુમાર જેવો માણસ પોતાનું આખું જીવન જનહિતાર્થે અર્પણ કરવા તત્પર થયો છે તે મૈયા કોઇ મહા ભગવતી હોવી જોઇએ. મને મિસિસ બેસન્ટનાં લખેલાં થોડાં એક પુસ્તકો અમદાવાદમાં ભેટ તરીકે મળ્યાં અને ઘેર જઇ નીરાંતે વાંચવા મંડયો. આ વાત સત્તર અઢાર વરસ પ્હેલાંની છે.

મને જે પુસ્તકો મળ્યાં હતાં તેમાં શ્રીમત ભગવદ્‌ગીતાનું મિસિસ બેસન્ટે ઇંગ્રે-જીમાં કરેલું સરળ ભાષાંતર હતું. મને સંસ્કૃત હજી પણ બરાબર આવડતું નથી પણ ઇંગ્રેજી ભાષાંતરની સહાયતા વડે હું ગીતાનો અભ્યાસ કરવા લાગ્યો. આ વખતે મિસિઝ બેસન્ટ બનારસ એટલે કાશીમાં થાણું રાખી થીઓસોફીકલ સોસાઇટીનું કામ કરતાં. તેમનાં ગુરૂ માડામ બ્લાવાટસકી સમાધીસ્થ થયાં હતાં અને તેમનું અધુરૂં કાર્ય મિસિસ બેસન્ટે ઉપાડી લીધું હતું. થીઓસૉફીકલ સોસાઇટીનું એક મોટું આશ્રમ મદ્રાસથી બે ત્રણ માઇલ દૂર અધ્યાર નદિના મુખ આગળ સમુદ્ર કિનારે એક મોટા બગીચામાં હતું અને બીજું કાશીમાં હતું. મદ્રાસમાં કર્નલ ઑલકૉટ અને તેમના થોડાએક દેશ વિદેશનાં અનુયાયીઓ રહેતાં અને કાશીમાં મિસિસ બેસન્ટની સરદારી હેઠળ સાધુ જીવન ગાળનારાની એક નાની સરખી મંડળી હતી, તેમાં બાબુ ભગવાનદાસ, બાબુ ઉપેન્દ્રનાથ વસુ અને બીજા સમર્થ વિદ્વાનો અને સફેદ વસ્ત્રધારી સાધુઓ રહેતા.

મિસિસ બેસન્ટની કામ કરવાની શકિત ઘણી અદ્દભૂત છે. ખાનગી અભ્યાસ કરવો, જાહેર વ્યાખ્યાનો આપવા, ન્યુસ્પેપરમાં લેખો લખવા, અઠવાડીક તથા માસિક પત્રો ચલાવવાં, દરરોજ સવારે સાંજે કથા, વાર્તા તથા શાસ્ત્રની ચર્ચા કરવી, આશ્રમની નાણાં સંબંધી વ્યવસ્થા રાખવી અને દુનીઆના જુદા જુદા દેશોના અગ્રગણ્ય થીઓસોફીસ્ટો જોડે પત્રવ્યવહાર ચલાવવો એ કંઇ જેવું તેવું કામ નથી. ઉપરાંત દર વરસે એક યાત્રા આખા હિન્દુસ્થાનની તથા એક ચક્કર વિલાયત, અમેરિકા વિગેરે દેશોમાં મારી આવીને પોતાનાં મૂળ કાર્યને સબળ તથા સુદ્દઢ બનાવવું એ એમનું નિત્યકર્મ હતું. વિશેષમાં વરસે બે ચાર મોટાં ગ્રંથ રચવાના એ તો જુદું.

પણ એ બધું કામ તો કંઇ હિસાબમાં નહિ. કાશીપુરીમાં વસવાટ કર્યા પછી તુરતજ એમને લાગ્યું કે હિન્દુ બાળકોને સરકારી શાળાઓ તથા કોલેજોમાં જે કેળવણી મળે છે તે અધુરી છે, ખામીવાળી છે અને તેમાથી ઘણો ભાગે કાચા માસ્તરો, પંતુજીઓ તથા કારકુનો બને છે. મને લાગતું કે જે કેળવણીનો પાયો ધર્મના અભ્યાસ ઉપર નથી તે કેળવણી નિરર્થક છે. બાળકને મહાન બનાવવાને બદલે તેની બુદ્ધિને સંકુચિત કરે છે. સાહેબ લોકો આપણા મુલકમાં આવ્યા બાદ તેમના ખ્રીસ્તી ધર્મગુરૂઓ ઇસ્પીતાલો, શાળાઓ, કૉલેજો, ઉદ્યોગશાળાઓ વિગેરે ખોલવા મંડયા અને પોતાનાં જાહેર વ્યાખ્યાનોમાં અન્ય ધર્મોનાં દૂષણ બતાવી પોતાના ધર્મની મહત્તાનું જોસભેર સમર્થન કરવા મંડયા. આમ કરવામાં તેમનો મુખ્ય હેતુ પરધર્મીઓને પોતાના ધર્મમાં વટલાવવાનો હતો. આ હેતુ ખ્રીસ્તી ધર્મગુરૂઓ કંઇક અંશે પાર પાડી શકયા હતા. તેઓ એમ જ માને છે અને સમજાવે છે કે ભગવાન ઇસુ ખ્રીસ્તને ભજનારા લોકો સ્વર્ગમાં જશે અને બાકી બીચારા લોકો નર્કની યાતના સહન કરશે. આવી જાતની માન્યતા તેમની હોવાથી તે પોતાના ઇંગ્લાંડ, પોરટુગાલ, અમેરિકા આદિ ધનવાન દેશોમાંથી ધર્મનો ફેલાવો કરવાના અને અધમ મનુષ્યોને ભગવાન ઇસુ ખ્રીસ્ત મારફત મુકિત અપાવવાને બહાને લાખો રૂપીઆ ધનવાન લોકો પાસેથી લાવી હિન્દુસ્થાનમાં પોતાનાં દેવળો, મંઠ, અને આશ્રયો સ્થાપતા અને હિન્દુ ધર્મની તથા બીજા ધર્મોની ખુલ્લી રીતે મશ્કરી કરતા. ઉપરાત ઇસ્પીતાલોમાં દર્દીઓના સારવાર કરતા અને શાળાઓમાં ખ્રીસ્તી ધર્મ શીખવતા, બાઇબલનો અભ્યાસ કરાવવા અને સૌથી વધારે ઉદ્યોગશાળાનાં મકાનો બાંધી હલકા વર્ગના હિંદુ તથા મુસલમાનોને વટલાવી, સાહેબ લોક જેવાં કપડાં પહેરાવી તેમના ખાવા પીવા તથા પહેરવા ઓઢવા તથા રહેવા કરવાનાં સાધનો પુરા પાડતા અને થોડા ઉંચા વર્ણના માણસો પણ તેમના બોધથી મોહ પામી વટલી જતા. પણ આવી સ્થિતિની સામે આર્ય સમાજે લઢવાનું શરૂ કર્યું અને ભટ્ટ મેક્ષમુલરે તથા બીજા જર્મન અને ઇંગ્રેજ વિદ્વાનોએ આપણાં, ધર્મશાસ્ત્ર, અને તત્વજ્ઞાનનાં વખાણ શરૂ કર્યાં તેથી લોકોને કંઇક અસર થઇ ખરી પણ મિસિસ બેસન્ટે જ્યારથી ઝુંડો ઉપાડયો ત્યારથી એ ખ્રીસ્તી મીશીનરીઓ એટલે ધર્મગુરૂઓનું કામ બહુ ધીમું પડી ગયું છે. મિસિસ બેસન્ટને એ લોકો બહુ ગાળો ભાંડવા મંડયા અને હજીએ તેમને લાગ ફાવે ત્યારે મિસિસ બેસન્ટની ઝાટકણી તેઓ કાઢે છે, પણ આ બાઇ કંઇ ડરી જાય કે પોતાનું કાર્ય મુકી દે એવાં ન હતાં.

વિલાયતમાં મિસિસ બેસન્ટે ખ્રીસ્તી ધર્મનો ત્યાગ સને ૧૮૭૪ ની સાલમાં લગભગ ૨૭ વરસની ઉમરે કર્યો હતો. પોતાને ધર્મ જીજ્ઞાસા અતિશય હોવાથી પોતાના પતિ રેવરંડ મી. બેસન્ટ ને જુદી જુદી જાતના સવાલો પૂછી કંટાળો આપતાં. પ્રભુ કયાં છે? પ્રભુ કેવો છે? પ્રભુનું સ્થાન કયાં? પ્રભુ દયાળુ છે તો પછી સંસારમાં પાપી લોકોનું શું કામ છે? પ્રભુ ન્યાયી છે તો એક સુખી અને બીજો દુઃખી શું કામ છે? પ્રભુ સર્વ શકિતમાન છે તો જુલમગારોથી નબળાઓનું રક્ષણ કેમ કરતા નથી? માણસ જન્મ પહેલાં કયાં હોય છે અને મરણ પછી કયાં જાય છે? શું કામ જાય છે? અને પછી તેનું શું થાય છે? આવી જાતના પ્રશ્નો પુછનારી સ્ત્રીથી ધર્મગુરૂ મીસ્ટર બેસન્ટ કંટાળતા અને પ્રશ્નોનો ઉત્તર આપી ન શકે માટે પોતાની સ્ત્રીને ગાળો ભાંડતાં. પણ ગાળો ખાઇને શાંત બેસી રહે એવી ગરીબડી ગાયના ગુણ મિસિસ બેસન્ટમાં ન હોતા. એ તો મીરાબાઇનો અવતાર એટલે રાણાજી ગભરાયા અને કોરટની રજાથી એ પતિ પત્નિની રાજીખુશીથી જુદાં રહેવાં મંડયાં. તે વખતે તેમને એક દીકરો અને એક દીકરી હતાં, છતાં તેમનો ધર્મનો અભ્યાસ પુર જોસમાં ચાલુ હતો, પણ તેમનું શંકા સમાધાન કરનાર કોઇ ન હતું તેથી તે વખતના મહાન નાસ્તિક અને હિંદુસ્થાનના પરમ મિત્ર મી ચાર્લ્સ બ્રાડલો નામના મહાપુરૂષના નિરીશ્વર વાદમાં તેઓ જોડાયા, અને તેમની જોડે અનેક પરમાર્થના કામમાં સહાય કરી. વિલાયતની રાજકીય હીલચાલમાં, સાંસારિક સવાલોમાં, ગરીબ લોકોની વ્હારે ચઢવામાં--ભાષણો આપીને તથા છાપાં કાઢીને તથા વર્તમાન પત્રોમાં લખાણ કરીને—તે ઉમંગ ભર્યો ભાગ લેવા મંડયાં અને દરમ્યાન તેમણે રસાયનશાસ્ત્ર, વીજળીશાસ્ત્ર, સ્વર પ્રકાશ અને વાયુશાસ્ત્ર, તથા ગતીશાસ્ત્ર, અર્થશાસ્ત્ર એવા કઠણ વિષયોનો અભ્યાસ કર્યો તથા કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓને શિક્ષણ આપી પોતાનો ઉદર નિર્વાહ મુશ્કેલીથી ચલાવતાં. આવી રીતે કામ કરતાં તેમને ઘણા મોટા માણસોના સમાગમમાં આવવું થયું અને તેમની ખ્યાતી વધી, પણ ચુસ્ત ખ્રીસ્તી લોકો અને ટુંકી બુદ્ધિના ધર્માંધ માણસો તેમને નાસ્તીક કહીને બહુ ગાળો ભાંડતા, શાસ્ત્રાર્થ કરવામાં તેમનો નંબર પહેલો હોવાથી મહાત્મા ગ્લાડસ્ટન જેવા મુખ્ય પ્રધાન જેવા માણસોની સાથે પણ વાદવિવાદ ચાલતો અને આ બુદ્ધિમાન મહામાયાના પ્રભાવનો સર્વત્ર પ્રતાપ પડતો. છેવટે ૧૮૮૯ ની સાલમાં તેમને મેડમ બ્લાવટસ્કીની સાથે ઓળખાણ થયું અને ત્યારથી તેમનાં પગલાં આપણા દેશ તથા આપણા ધર્મ તરફ વળ્યાં.

આવી એક અદ્ભુત સ્ત્રીથી ખ્રીસ્તી ધર્મગુરૂઓ ત્રાસ પામે એમાં નવાઇ ન હતી. પણ માત્ર ભાષણ આપીને બેસી રહેવું એ વાત મિસિસ બેસન્ટને ગમતી ન હોતી. તેથી શ્રી કાશી ક્ષેત્રમાં હિન્દુ ધર્મ શીખવનારી શાળા તેમણે સને ૧૮૯૮ માં કાઢી. આ સ્કુલને માટે પૈસા લોકો પાસેથી ઉઘરાણું કરીને મેળવ્યા અને જુદા જુદા પ્રાંતોમાંથી સાધુ જીવન ગાળનારા માણસોને શિક્ષક તરીકે નીયત કર્યા. તે દરમ્યાન ઇગ્રેજીમાં વિદ્યાર્થીઓ માટે તથા માણસો માટે આપણા ધર્મના સિદ્ધાંતો સમજાવનાર પુસ્તકો યોજાવી, પંડિતો પાસેથી સુશોધન કરાવી બ્હાર પાડયાં અને અપૂર્વ મહેનતથી સેંટ્રલ

હિંદુ સ્કુલ માટે નાણાં મેળવી તેમાંથી કૉલેજ બનાવી અને રૂપીઆ પંદર લાખ એકઠા કરી કૉલેજને ઉત્તમ સ્થિતિમાં મુકી, અને દેશ દેશાવરના હિંદુઓને જાગૃત કર્યા. રાજા રજવાડા પાસેથી, ધનાઢ્ય શહેરીઓ પાસેથી અને સામાન્ય સ્થિતિના માણસો પાસેથી પણ મુસાફરીઓ કરી, વ્યાખ્યાનો આપી, ટાઢ તડકો સહન કરીને આવું ઉત્તમ પરિણામ આણ્યું.

મિસિસ બેસન્ટનો મોટો અભિલાષ એ હતો કે કાશીમાં હિન્દુ વિદ્યાર્થીઓને ધર્મના જ્ઞાન ઉપરાંત સર્વ પ્રકારનું વ્યવહારિક જ્ઞાન ઉંચામાં ઉંચું જેવું વિલાયતમાં મળે છે તેવું મળે તે માટે એક હિન્દુ યુનિવર્સીટી (વિશ્વવિદ્યાલય) સ્થાપવું. આ કાર્યનું તેમણે બીજ રોપ્યું અને પ્રયાગરાજવાળા પંડિત મદનમોહન માળવીયા તથા દરભંગાના મહારાજાની સહાયતાથી રૂ. એક કરોડનું ફંડ ભેગું થયું છે અને તે આજે સંપૂર્ણ કળાથી શ્રી કાશીક્ષેત્રમાં ચાલુ છે. આ વિશ્વવિદ્યાલયની ભાવના જાગૃત કરવાનું અને તેનો પાયો નાંખવાનું માન આ જગતજનનીને છે. વિશ્વવિદ્યાલયના પાયામાં જે શ્લોકો લખાયા છે તેમાં વસંતી મૈયાના ગુણગાનને અગ્રસ્થાન આપ્યું છે.

આ વખત દરમ્યાન મદ્રાસમાં અડ્યાર ખાતે થીઓસોફીકલ સોસાઇટીના આદ્ય પ્રમુખ કર્નલ ઑલકોટે દેહ છોડયો અને મિસિસ બેસન્ટને સર્વ દેશોની સોસાઇટીની શાખાઓના બહુ મતથી તેમની પછી પ્રમુખ તરીકે ચૂંટી કાઢવામાં આવ્યાં. પ્રમુખ તરીકે તેમને કાશી છોડીને અડ્યાર ખાતે રહેવાનું થયું અને તેમના પ્રમુખપદ દરમ્યાન સોસાઇટીનું કાર્ય ઘણું આગળ વધ્યું છે. મેમ્બરો વધ્યા, શાખાઓ વધી, સાહિત્ય વધ્યું અને સામાન્ય જનસમાજની જીજ્ઞાસા પણ વધી આજે એવો એક પણ શીખેલો કે ભણેલો પુરૂષ દુનીઆના કોઇ પણ ભાગમાં નહિ હોય કે જે થીઓસોફી અથવા થીઓસોફીકલ સોસાઇટીના કામથી વાકેફ ન હોય. પોતે મહા કર્મયોગીની હોઇ, બીજાઓને કર્મયોગી બનાવે છે અને તેમના અડ્યારના આશ્રમમાં આજે એકસોથી વધારે કર્મયોગીઓ રહે છે અને પોતાના આત્માનું તથા પરનું કલ્યાણ સાધે છે. સોસાઇટીના મેમ્બરોમાં મોટા મોટા અમીરો, ધનાઢ્ય માણસો, વિદ્વાનો તેમજ સામાન્ય સ્થિતિના માણસો છે. કોઇ ધર્મની નિંદા ન કરવી, સર્વ ધર્મમાં સારૂં શું છે તેની શોધ કરવી, પોતપોતાનો ધર્મ એકનિષ્ઠાથી પાળી બીજાના ધર્મને માન આપવું, મનુષ્યમાત્ર સૌ ભાઇ છે તેમાં કાળો ગોરો કોઇ નથી, સૌ એક કુટુમ્બના પરિવાર છે તેમ માનવું તથા આપણી આધ્યાત્મિક શક્તિઓને ખીલવી પરમપદે પહોંચવું એ આ સોસાઇટીનાં ત્રણ મુખ્ય મંતવ્યો છે. પણ સોસાઇટીએ નવો પંથ સ્થાપ્યો, કે નવો વાડો બનાવ્યો છે એવું કંઇ નથી. આ સોસાઇટીના સર્વ મેમ્બર બંધુ ભાવનો સ્વીકાર કરે છે પણ બાકી સઉ વાતોમાં સ્વતંત્ર છે.

આવી રીતે હિંદુસ્થાનમાં રહીને, ધર્મ, સાહીત્ય, સંસારિક વિષયો અને બીજી બાબતોમાં જાગૃતિ ફેલાવતાં એમને લાગ્યું કે હિંદુસ્થાનની રાજ્યસંસ્થામાં ઘણા સુધારાની જરૂર છે અને દુનીઆના દેશોમાં હવે પછીના જમાનામાં હિંદુસ્થાન તથા

હિંદુસ્થાનની પ્રજા બહુ આગેવાની ભર્યો ભાગ ભજવશે એવી તેમને અચળ શ્રદ્ધા હોવાથી તેમણે પોતાનો રાજકીય બાબતોનો અભ્યાસ આગળ વધાર્યો. પણ દરમ્યાન એક વાત એવી થઈ કે જેમાથી બાર મહિના સુધી કોર્ટ દારબારે તેમને ચઢવું પડ્યું. એક મદ્રાસી બ્રાહ્મણના બે પુત્રો તેમની પાસે રહેતા અને તેમની દેખરેખ હેઠળ તેમનો અભ્યાસ ચાલતો. મિસિસ બીસાન્ટ એમ માને છે અને તેના ઘણા અનુયાયીઓ પણ એમ માને છે કે આ લડાઈ પછી મહાવિષ્ણુનો એક અવતાર થશે અને તે અવતાર જગતનો ઉદ્ધાર કરશે. આ બે બ્રાહ્મણ પુત્રો એ અવતાર પ્રસંગે મહાન કાર્ય કરશે એવી શ્રદ્ધાથી તેમને વિશેષ અભ્યાસ માટે વિલાયત મોકલ્યા. ત્યાર પછી તે બાળકોના પિતાએ મિસિસ બેસન્ટ સામે કેસ માંડયો અને છેવટે તે કેસમાં પિતા નહિ જીતવાથી એ વાતનો અંત આવ્યો.

આ કેસમાંથી ફારેગ થઈને તેમણે રાજકાર્યમાં માથું માર્યું. પ્રથમ તો આપણા દેશના રાજ્યમા સુધારા કરવાની નેમથી આજે ત્રીસ વરસ થયાં દેશના જુદા જુદા ભાગમા જે મહા પુરૂષોનો વાર્ષિક મેળાવડો થાય છે, તથા જેને નૅશનલ કાગ્રેસ કહેછે તેની તમામ સૂચનાઓ તથા ફરીઆદો તથા ઠરાવોનો અભ્યાસ કરી તેનું એક પુસ્તક બહાર પાડ્યું અને ત્યાર પછી દેશના જુદા જુદા ભાગમાં ફરી આગેવાનો સાથે મસલત ચલાવી ખરી સ્થિતિથી વાકેફગાર થયાં અને પોતાના વિચારો વિલાયતની સરકાર, વિલાયતની પાર્લામેન્ટ, વિલાયતની પ્રજા તથા અત્રેના સરકારી અધિકારીઓ અને પ્રજાજનોનાં ધ્યાનમાં ઉતરે તેટલા માટે પ્રથમ સને ૧૯૧૪થી એક અઠવાડીક પત્ર મદ્રાસમાં ચાલુ કર્યું. તેનું નામ ધી કૉમન વીલ (સૌનું કલ્યાણ) એમ રાખ્યું અને વિલાયતમાં તેમજ અત્રે ભાષણો આપવાની શરૂઆત કરી. ત્યાર પછી તરત જ તેમણે ઈંગ્રેજીમાં એક રોજનું પત્ર 'ન્યુ ઇંડીઆ' નામે ચાલુ કર્યું અને તેમાં દેશને તથા પ્રજાને શું શું જોઈએ છે, દેશીજનોને મોટા હોદ્દા શું કામ નથી મળતા, બીજા દેશો સાથે સરખાવતાં હિંદુસ્થાન કેટલો ગરીબ છે, એ ગરીબીનાં કારણો શું શું છે. કરનો બોજો કેટલો વધારે છે, દુકાળો દેશમાં શા માટે પડે છે અને દુકાળને વખતે લોકો પોતાનો નિભાવ કેમ નથી કરી શકતા, લોકો શું કામ શક્તિહીણ થઇ ગયા છે, લશ્કરમાં તથ. લડાઇની સ્ટીમરોપર આપણા લોકોને મોટા હોદાપર 'શા વાસ્તે દાખલ નથી કરતા' કાળા અને ગોરા વચ્ચેનો ભેદ ના. મહારાણી વીકટોરીઆએ મના કર્યા છતાં શું કામ રાખવામાં આવે છે? મોટા પગારવાળા ગોરા કરતાં ઓછા પગારના પણ વધારે શક્તિવાળા દેશીને શું કારણ નથી નીમતા? પ્લેગ, કોલેરા, મલેરીઆ વિગેરે રોગો તથા ઉપદ્રવો લોકોને કેમ સતાવે છે તથા તેના ઉપાયો શું શું છે, કલેકટરોને ન્યાયનું કામ શું કામ સોંપવામાં આવે છે, તથા દેશમાંથી સમૃદ્ધી પરદેશ ઘસડાઇ જવાથી લોકો ગરીબ બની ગયા છે તે ગરીબી અટકાવવાના શું શું ઉપાયો છે અને એવા બીજા હજારો સવાલો પોતાના પત્રમાં ચરચી સરકારનું ધ્યાન ખેંચી, લોકોને જાગૃત કરી સરકારની ભૂલ હોય ત્યાં ભૂલ બતાવી લોકોની ખામી હોય ત્યાં ખામીઓ દર્શાવી તેમણે આ મહાભારત કામ ઉઠાવ્યું.

એટલેથી સંતોષ નહિ પામતાં તેમણે મુંબઈ પૂના વિગેરે સ્થળોએ જઇ સર ફીરોજશા મહેતા, દાદાભાઇ નવરોજી અને બીજા મહાપુરૂષોની મુલાકાત લઈ તીલક પક્ષવાળા તથા ગોખલે પક્ષવાળા જોડે સમજુતી કરાવી અને કોન્ગ્રેસ તથા મુસલમાન ભાઇઓની મહાસભા જેને મોસ્લેમ લીગ કહે છે તેનું જોડાણ કર્યું. વળી લડાઇના પ્રસંગમાં સરકારને પ્રજા પાસેથી નાણાંની તેમ જ બીજી મદદ અપાવવામાં પણ પોતાનાં ભાષણો તેમજ છાપાંદ્વારા મહેનત કરી અને મદ્રાસ તથા મુંબઇની કોન્ગ્રેસમાં ભગીરથ પ્રયત્ન કરી આગેવાનોને જાગૃત કીધા.

લડાઇ પછી હિંદુસ્થાનને લાભ ન મળે અને ટુંકી બુદ્ધીવાળા સાહેબ લોકોની સલાહથી તથા મહેનતથી હિંદી પ્રજાને જે સુધારા જોઇએ છે, તે ન મળે તે માટે કેન્ગ્રેસ સ્વરાજ્યની દરખાસ્ત મુંબઇ તથા લખનૌમાં પસાર કરાવી અને કોન્ગ્રેસનું કાર્ય બારે માસ ચાલુ રહે, લોકો પોતાના હક શુ છે તે શીખે તથા સંભાળે તે માટે લોકોને જાગૃત કરવા માટે "હોમરૂલ લીગ" નામની સંસ્થા ઉભી કરી તેની શાખાઓ ઠેર ઠેર સ્થાપી કામ કરવા લાગ્યાં.

પણ સરકારી અમલદારોને ભય લાગ્યો કે આવી ઝુમ્બેશથી લોકો ઉશ્કેરાશે અને કોણ જાણે શુ થશે તેથી તેમના રોજંદા પત્રપર પહેલા અંકુશ મૂક્યો, ન્યુ ઇન્ડીઆ પાસેથી જામીનગીરીના. રૂા. ૨,૦૦૦ લીધા, પછી તે જપ્ત કરી બીજા રૂા. ૧૦,૦૦૦ લીધા અને તે પત્ર બંધ કરાવવા કોશેશ કરી પણ તે બાબતનો કેસ હજી વીલાયતની પ્રીવીકાઉન્સીલમા ચાલુ છે. તેથી પત્ર હજી ચાલુ છે અને હરાણું રત્ન ન્યાયમુર્તી કાશીનાથ તેલંગના સુપુત્ર તે ચલાવે છે. ઉપરાંત તેમના બધા છાપખાના પાસેથી જામીનગીરી લીધી છે અને વરસ એક દીવસ પહેલાં મધ્યપ્રાંતની સરકાર તથા મુંબઇની સરકારે તેમને પોતાના પ્રાંતમાં જવાનો મનાઇ હુકમ કર્યો. પણ છતા એ તેમનુ કામ વધતું ચાલ્યું ત્યારે તા. ૧૬ મી જુનને દહાડે મદ્રાસની સરકારે તેમને હુકમ ફરમાવ્યો કે તેમણે મદ્રાસ છોડી જવું તથા સરકારના હુકમ વગર તેમણે કોઇને મળવું નહિ કાંઇ છાપાવું કે છપાવવું નહિ. ભાષણ આપવાં નહિ, પોતાના રહેઠાણનું ગામ છોડી ક્યાં જવું નહિ, તથા સરકારની દેખરેખ હેઠળ નજરકેદ રહેવું. સીત્તેર વરસની ઉમરે આવી રીતે ના. સરકાર તેમના ઉચ્ચ અભિલાષો સમજી શકી નથી એ ખરેખર દીલગીરીભર્યું છે, સ્ત્રી જાતીપર આવી રીતે અંકુશ મુકવાથી ઘણાંના મન ખિન્ન થયાં છે.

આજકાલ મિસિસ બેસન્ટનું નામ જગતભરીશીએ ચઢેલું છે. જ્યાં જુઓ ત્યાં એની બેસન્ટનું છાપામાં કે ભાષણોમાં, નાના અથવા મોટાની વાતચિતમાં, લોકો એ બાઇની બહુ વાતો કરે છે. નામદાર મદ્રાસની સરકારે એમને તથા એમના બે ચેલાઓને નજરકેદ કર્યા છે. તેને લીધે આપણા દેશના બધા કેળવણી પામેલા માણસો બહુ ગુસ્સે થયા છે. અને તેને માટે આપણા દેશના મોટા મોટા મુત્સદ્દી પુરૂષો હમણાં જ

આપણા શહેરમાં મસલત કરવા એકઠા મળ્યા હતા અને થોડા દિવસ પર એ લડાઈને માટે ચિના બાગમાં દશ હજાર માણસોની એક મોટી સભા ભરાઇ હતી. આવી રીતે આપણા દેશના દરેક ભાગમાં ગામેગામ સભાઓ ભરાય છે અને સભામાં ઠરાવ પસાર કરી લોકો નામદાર સરકાર પાસેથી માંગણી કરે છે કે મિસિસ ઍની બેસન્ટ અને તેના સંગાથીઓને છૂટા કરવા. પ્રજા જવાબને માટે આતુરતાથી વાટ જુએ છે!!

મિસિસ બેસન્ટને આ પ્રમાણે નજરકેદ કરવાથી દેશમાં હોમરૂલની પ્રવૃત્તિને અત્યંત ઉત્તેજન મળ્યું છે. સેંકડો ભારતવાસીઓ હોમરૂલ લીગના સભાસદો થતા જાય છે અને ઠામેઠામ હોમરૂલ લીગની શાખાઓ ઉઘડતી જાય છે. એમના નજરકેદ થવાથી સ્વરાજ્યની હિલચાલ પૂર્ણ જોસમાં હવે ચાલુ થઇ છે.

માવજી ગોવિંદજી શેઠ

---

# ગુજરાતમાં રાજકીય જાગૃતિ.

ભારતવર્ષના રાજકીય ઇતિહાસમાં ૧૯૧૬ ના ડીસેમ્બર માસમાં લખનામાં ભરાયેલી ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ હમેશને માટે સ્મરણીય રહેશે. હિન્દને સ્વરાજ્ય મળવું જોઇએ તેની નિશ્ચિત સ્વરૂપમાં માગણી તે કોંગ્રેસમાં કરવામાં આવી હતી, અને સ્વરાજ્યના પ્રથમ પગથીયા તરીકે લડાઈને અન્તે હિન્દના રાજ્યતંત્રમાં શું શું સુધારા કરવાની જરૂર છે તેની એક યોજના કોંગ્રેસ તથા મોસ્લેમ લીગે એકમતે ઘડી કહાડી હતી. એટલું જ નહિ પણ આ દેશના સદભાગ્યે ૩૧ વર્ષના પાકા અનુભવ પછી રાજકીય ચેતન સર્વ દિશામાં પ્રસરે તથા હિન્દની સ્વરાજ્યની માગણી વિષે લોકમત સંગીન રીતે કેળવાય તે માટે કોંગ્રેસે ડિસ્ટ્રિક્ટ કૉંગ્રેસ કમીટીઓ, હોમરૂલ લીગો અને અન્ય રાજદ્વારી સંસ્થાઓને આખું વર્ષ સ્વરાજ્યની માગણી જનસમાજને સમજાવવાની તથા તે વિષે તેઓના મત કેળવવાની આજ્ઞા કીધી હતી. આ ઠરાવ જેટલો દીર્ઘદૃષ્ટિવાળો હતો તેટલોજ સ્વરાજ્યની લડતને સંગીન પાયાપર મૂકનારો હતો. કૉંગ્રેસના આ ફરમાનને માન આપી, હોમરૂલ લીગોએ સ્વરાજ્યની યોજના સંબંધી લોકમત કેળવવાની પ્રવૃત્તિઓ શરૂ કરી હતી, તે માટે ખરેખર તેઓને ધન્યવાદ ઘટે છે.

૧૯૧૬ ની આખરે કૉંગ્રેસે અને લીગે સ્વરાજ્યની યોજના ઘડી કહાડી ત્યાર પછી હિન્દનું રાજકીય વ્યોમ અનેક અભ્રોથી છવાવા માંડ્યું. એક પાસથી ૧૯૧૭ ની શરૂઆતમાં ઇમ્પીરિયલ વૉર કૉન્ફરન્સમાં હિંદના નિયુક્ત કરેલા પ્રતિનિધિઓએ પોતાનાં વર્તન તથા વિચારથી હિન્દનું ગૌરવ વધાર્યું અને ઇંગ્લાંડના સ્વાતંત્ર્યપ્રેમી પ્રધાનોએ હિન્દની અભિલાષાઓ તથા માગણીઓ પ્રતિ સમભાવ દર્શાવનારાં આશાજનક વચનો ઉચ્ચારવા

માંડયાં. બ્રિટનના વડા પ્રધાન લૉઈડ જ્યોર્જે પોતાનાં ભાષણમાં જણાવ્યું કે હવે તો હિન્દ "equal partner of the Empire" થવાને લાયક છે. બીજી પાસથી સ્વરાજ્યની યોજના વિષે લોકમત કેળવવાની પ્રવૃત્તિઓ હોમરૂલ લીગોએ વેગભર શરૂ કીધી અને તેના આત્મારૂપ મિસિસ બીસેન્ટે સ્વરાજ્યનો સંદેશ હૃદયે હૃદયે પ્હોંચાડવાને પોતાના પત્ર "ન્યુ ઇન્ડિયા"માં પ્રોત્સાહક લેખમાળા શરૂ કીધી. અવાચક હિન્દ વાચામય બન્યું. તેનું રાજકીય જીવન નૂતન ચેતનથી પ્રકાશવા લાગ્યું. સ્વરાજ્યનો ઉદ્‌ઘોષ દેશના સર્વ ભાગોમાં નિશદિન સંભળાવા માંડયો. સ્વરાજ્યનું પ્રોત્સાહક સંગીત ગૃહે ગૃહે ગવાવા લાગ્યું. સ્વરાજ્યની માગણી માત્ર મૂઠીભર લોકોની માગણી છે એ સ્વાર્થી આરોપ ખોટો છે એમ દેશે સાબીત કર્યું. એક પાસથી બ્રિટનના પ્રધાને હિન્દની વ્યાજબી માગણીઓ પ્રતિનો સમભાવ અને બીજી પાસથી આ દેશમાં આવેલું નવું ચેતન તથા હિન્દી પ્રજાને ફૂટેલી નવી હિમ્મતભરી વાણી—આ સર્વથી બ્યુરૉક્રસીનાં કબુતરખાનાંઓ ખળભળી ઉઠ્યાં અને હિન્દ પોતાના હકની માંગણીઓનો સુર બ્રિટનની સ્વાતંત્ર્યપ્રેમી પ્રજાને પ્હોંચાડે તે પૂર્વે તેની વાણી અને તેટલી રોતં બંધ કરવાના પ્રયાસો બ્યુરૉક્રસીએ શરૂ કર્યા. હિન્દની સ્વરાજ્યની માગણીને વ્યવસ્થાપૂર્વક દાબી દેવાનાં પગલાંઓ એક પછી એક લેવાવા માંડયાં. માઇકલ ઑડાયરે તેનું મંગલાચરણ (!) કર્યું! લૉર્ડ પેંટલૅન્ડે હિન્દની મોંઘી આશાઓને નષ્ટ કરનારી તથા સ્વરાજ્યની માગણી અવ્યવહારૂ દર્શાવનારૂં ઢોલ ઉટીની ઠંડી હવામાં જોરથી વગાડયું અને તેનાં પરિણામે ભારતમાતાની અનન્ય પ્રેમથી સેવા કરનારી વિદુષી સન્નારી બીસન્ટને ડીફેન્સ ઑફ ઇંડિયા ઍકટની રૂએ નજરકેદ કરી! તેની વાણી બંધ કરી, તેના લેખો બંધ થયા, તેનું દર્શન બંધ કર્યું. પરંતુ તેના આત્માએ હિન્દના આત્માને આપેલો અમૂલ્ય સંદેશ જેવો ને તેવો રહ્યો! ડિફેન્સ ઑફ ઇન્ડિયા ઍકટ સ્વરાજ્યના સંદેશને નજરકેદ કરી શકયો નહિ! એક બાજુથી હોમરૂલ લીગના મુખ્ય નેતાને નજરકેદ કીધી અને બીજી બાજુથી હિન્દના ભાવિની ઉજ્જવલ આશારૂપ વિદ્યાર્થિઓને રાજકીય જીવનથી, રાજકીય સભાઓથી રાજકીય વિચારોથી દુર રાખનારાં બંધનો વધારે સખ્ત બનાવ્યાં. લૉર્ડ પેન્ટલૅન્ડની સરકારનાં સરક્યુલરનો પ્રતિધ્વનિ લૉર્ડ વિલીંગડનની સરકારે આપ્યો. લૉર્ડ રોનાલ્ડશેએ તથા સર જેમ્સ મેસ્ટને સ્વરાજ્યનું મંદિર દૂર દૂર–સુદૂર–અતિદૂર છે અને ત્યાં પ્હોંચવાનો માર્ગ ઘણો વિકટ છે, એમ જણાવી લૉર્ડ પેન્ટલૅન્ડની ધમકીને થોડી ઘણી મોળી બનાવી. પરંતુ દેશના સર્વ ભાગોમાં હિન્દની સ્વરાજ્યની માગણી સામે બ્યુરૉક્રસીની વેગભરી લડત શરૂ થઇ ચુકી. ડીફેન્સ ઑફ ઈંડિયા ઍકટ સરકારનો કૂબ્જો! બ્રિટનને વફાદાર, બ્રિટનના શત્રુઓ સામે સખ્ત પોકાર કરનાર, સામ્રાજ્યને સર્વ રીતે મદદ કરવાને હિન્દને ઉપદેશ આપનાર સન્નારી નજરકેદ! કોઇએ સભાઓ બંધ કરી, કોઇએ સભાના રીપોર્ટો છાપવાની મના કરી, કોઇએ સભામાં હાજર રહેનાર દેશભકતોની ખબર લીધી! અને આ સઘળું સંરક્ષણ હિન્દના કાયદાની રૂએ કર્યું!

દેશની આ ગંભીર રાજકીય સ્થિતિએ નેતાઓનું ગંભીર ધ્યાન ખેંચ્યું અને તે સામે સર્વ ઠેકાણેથી સખ્ત પોકાર થયો. પણ તેની અસર બ્યુરૉક્રસી પર કંઇ પણ થઇ નહિ. અને

તેઓએ હિન્દનો સૂર બ્રીટનની પ્રજાને પ્હોંચે નહિ તેવા પ્રયત્નો જારી રાખ્યા અને હોમરૂલ પ્રતિ પોતાની સખ્ત નાપસંદગી દર્શાવી. પંડિત મદનમોહન માલવીયા જેવા ઠરેલ દેશભકત દેશના સર્વ ભાગોમાં ફરવા મંડયા અને તેમણે હિન્દના રાજકીય જીવનની નાડ તપાસી, સ્થિતિ અતિશય ગંભીર છે, એમ જણાવ્યું. હિન્દના જીવનમાં અણીનો પ્રસંગ આવ્યો છે—હિન્દ કસોટીમાંથી પસાર થાય છે એ સંદેશ દેશભકત હૃદયને પ્હોંચાડયો. કાયદેસર પદ્ધતિથી પણ અનુપમ દઢતાથી સ્વરાજ્યની યોજનાને વળગી રહેવાની જરૂર છે એવો પ્રોત્સાહક ઉપદેશ સ્થળે સ્થળે કર્યો. પ્રશ્ન એટલો જ છે કે હિન્દ બ્યૂરૉક્રસીના હાથમાં જે સત્તા છે તેમાંથી કેટલીક પોતાના પુત્રોને અપાવવા માંગે છે. બ્યૂરૉક્રસી ના પાડે છે. હિન્દ પોતાની માંગણીને દાબી નાંખનારા જે પ્રયત્નો બ્યૂરૉક્રસીએ વ્યવસ્થાપૂર્વક આદર્યા છે તેથી હિમ્મત હારી અવાચક બનશે કે સ્વરાજ્યની માગણીમાં પૂરતી શ્રદ્ધા રાખી તેને માટે દઢતાપૂર્વક સતત લડત ચલાવશે? આ અણીના પ્રસંગ ઉપર હિન્દ જેવું ચારિત્ર્ય દાખવશે તેવું સ્વરાજ્ય તેને મળશે.

હિન્દની આવી બારીક રાજકીય સ્થિતિ અવલોકી તથા કૉન્ગ્રેસે પોતે ઘડી કહાડેલી યોજના વિષે લોકમત કેળવવાના આપેલા ફરમાનને માન આપી મુંબઇના હોમરૂલ લીગે ગુજરાતનાં જુદાં જુદાં શહેરોમાં ડેપ્યુટેશન મોકલી ત્યાંના રાજકીય જીવનમાં નવું ચેતન લાવવાના શુભ પ્રયાસ આદર્યા છે. આવી રીતે શહેરે શહેરે ડેપ્યુટેશન મોકલવામાં લીગના ત્રણ મુખ્ય ઉદ્દેશો છે. પ્રથમ તો ગુજરાતમાં એવો એક પણ માણસ કે સ્ત્રી એવાં નહિ રહેવાં જોઇએ કે જેને હાલની રાજકીય સ્થિતિની સાચી માહિતી નહિ હોય. આ ઉદ્દેશ પાર પાડવાને માટે ઠરેલ જવાબદાર વકતાઓ પાસે ભાષણો અપાવે છે. બીજો ઉદ્દેશ એ છે કે દરેક સ્થળે હોમરૂલ લીગની શાખા સ્થાપી લોકોના રાજકીય ઉત્સાહને તથા જીવનને થાયી સ્વરૂપ આપવું. ત્રીજો ઉદ્દેશ એ છે કે કૉન્ગ્રેસે ઘડી કહાડેલી યોજના વિષે લોકમત કેળવવો અને તેમ કરવાને માટે તે તે સ્થળે વ્યાખ્યાનમાળાની ગોઠવણ કરવી. એક સારૂં પુસ્તકાલય તથા એક ફ્રી રીડીંગ રૂમ કહાડવાં તથા રાજકીય વિષયોની સાચી માહિતી આપવાને માટે અભ્યાસવર્ગો ખોલવા. કાયદેસર પદ્ધતિથી પણ દઢતાથી મુંબાઇના હોમરૂલ લીગે ગુજરાતમાં આ કાર્ય કરવાનો નિશ્ચય કર્યો છે. હોમરૂલ લીગના હાલના કાર્યકર્તાઓ સમજે છે કે તેઓના કરતાં હિન્દ માતાની સેવામાં વૃદ્ધ થયેલા રાજદ્વારી નેતાઓ આ કાર્યને માટે વધારે લાયક છે. અત્યાર સુધી તેઓએ જે કાંઇ કાર્ય કર્યું છે તે માટે હમારૂં હૃદય ઉપકારવશ છે. પરંતુ હિન્દના રાજકીય જીવનના આ અણીના પ્રસંગે તેઓનું મૌન હમને સાલે છે. હમને તો કૉંગ્રેસના ફરમાન મૂજબ સ્વરાજ્યની યોજના વિષે લોકમત કેળવવાનો હમારો ધર્મ છે. હમારા નેતાઓ એ કામ કરવા બ્હાર પડતા હોય તો હમે ખુશીથી તેમને પગલે તેમની પાછળ ચાલશું; પરંતુ તેઓનો તેમ નહિ કરવાનો ઠરાવ હશે—તેઓના મૌન ઉપરથી હમને તેવું લાગે છે—તો હમે તો હાથમાં લીધેલું કાર્ય હિમ્મતથી કર્યા જઇશું, અને તેઓ તરફથી માત્ર આશીર્વાદની જ આશા રાખશું. આવી રીતે અત્યાર સૂધીમાં હોમરૂલ લીગે ગુજરાતમાં જે કાર્ય કર્યું છે તેની ટુંકી માહિતી નીચે આપી આ લેખ બંધ કરીશું.

સુરતઃ—

તા. ૧૫ મી મુંબાઇથી સુરત ખાતે મી. હૉર્નિમૅન, મી. જમનાદાસ દ્વારકાદાસ, હોમરૂલ લીગના બુદ્ધિશાલી અને વ્યવસ્થા કરવામાં કુશળ મંત્રી મી. બંકર, મી. વિભાકર અને મી દેવભાણકર—આ સર્વનું ડેપ્યુટેશન ગયું હતું. તેઓ સુરતના નેતાઓને મળ્યા હતા. એક ઇંફોરમલ સભામાં હાલની સ્થિતિ તેઓને સમજાવી હતી સાંઝના "હાલની રાજકીય સ્થિતિ" ઉપર મી. વિભાકર, મી જમનાદાસ તથા મી. હાર્નિમૅન બોલ્યા હતા. સભામાં લગભગ ૧૦૦૦ પુરૂષો તથા ૧૦૦ સ્ત્રીઓ હાજર હતાં. હોમરૂલ લીગમાં નવા ૧૦૦ સભાસદો દાખલ થયા હતા. પુસ્તકાલય તથા ફ્રી રીડીંગરૂમ વધારે વ્યવસ્થિત બનાવ્યા હતા તથા અભ્યાસવર્ગો ખોલવાની ગોઠવણ કરી હતી. લોકોનો ઉત્સાહ ઘણો હતો.

ભરૂચ —

શેઠ રતનસી ધરમસી હોમરૂલ લીગના અતિ ઉત્સાહી પ્રૉવિન્શીયલ સેક્રેટરી મી. ચન્દ્રશંકર પંડ્યા, મી. કનૈયાલાલ મુનશી તથા મી. મનસુખલાલ માસ્તર—એમનું એક ડૅપ્યુટેશન તા ૧૫ મીના ભરૂચ ગયું હતું. મી. કનૈયાલાલ મુનશીને ત્યાં શેઠ રતનસીના માનમાં ચાહપાર્ટી કરવામાં આવી હતી. અમલદાર વર્ગની ઇચ્છા ન હોવા છતાં ત્યાંના નેતાઓ આ પાર્ટીમાં આવ્યા હતા. તેમની અનેક મુશ્કેલીઓ તથા શંકાઓ ડૅપ્યુટેશને દૂર કરી હતી. સાંઝના દાદાભાઇ હૉલમાં "હાલની રાજકીય સ્થિતિ" ઉપર મી. માસ્તર, મી મુનશી તથા મી. પંડ્યાએ અસરકારક ભાષણ કર્યા હતાં. લગભગ ૫૦૦ પુરૂષો હાજર હતા. હૉલ ન્હાનો હોવાથી બીજા લોકોને ચાલી જવું પડ્યું હતું. સર શાપુરજી હૉલ દરેક સાર્વજનિક કામને માટે બાંધવામાં આવેલો હોવા છતાં મળ્યો નહિ હતો. સભામાં ઘણોજ ઉત્સાહ હતો અને ઘણા પુરૂષો હોમરૂલ લીગમાં જ—સભામાં દાખલ થયા હતા. લાયબ્રેરી અને અભ્યાસવર્ગોની ગોઠવણ પણ કરી હતી.

નડિયાદ :—

તા. ૧૮ મીએ મી. ચન્દ્રશંકરે નડિયાદમાં લગભગ ૧૨૦૦ માણસ સમક્ષ રા. બ. ટુશંકર ગિરધરલાલના પ્રમુખપદ નીચે અમલદારોની હાજરીમાં "હાલની રાજકીય સ્થિતિ" ઉપર એક અતિ પ્રોત્સાહક અને જવાબદાર ભાષણ આપ્યું હતું અને તેને પરિણામે ૧૦૦ નવા સભાસદ હોમરૂલ લીગમાં જોડાયા હતા

ગોધરા :—

તા ૨૧ મી જુલાઇના સવારના હોમરૂલ લીગના મંત્રી મી. બૅન્કર, મી. ચન્દ્રશંકર તથા મનસુખલાલ માસ્તર ગોધરે આવી પહોંચ્યા હતા. મી. હલસુખભાઇ વકીલની ઑફીસમાં ત્યાંના નેતાઓ ભેગા થયા હતા. તેઓને હાલની સ્થિતિ સમજાવી હતી અને હોમરૂલ લીગની ત્યાં સ્થાપના કરી હતી. સાંઝના ડૅપ્યુટી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટની હાજ-

રીમાં લગભગ ૫૦૦ પુરૂષો સમક્ષ—જેમાં લગભગ ૫૦ મુસલમાનો હતા—મી. માસ્તર તથા મી. પંડયા "હાલની રાજકીય સ્થિતિ" ઉપર બોલ્યા હતા. મી. પંડયાનું ભાષણ એટલું બધું તો પ્રોત્સાહક અને જવાબદાર હતું કે તરત જ સભામાં જ ૧૫ માણસો હોમરૂલ લીગમાં દાખલ થયા હતા. લાઇબ્રેરી તથા અભ્યાસવર્ગોની ગોઠવણ કરવાનું કામ ત્યાંના એક ઉત્સાહી નેતા મી વામનરાવ મુકાદમને સોંપવામાં આવ્યું છે. ડેપ્યુટેશનની મુલાકતથી ત્યાંના રાજકીય જીવનમાં કંઇક નવો જ વેગ આવ્યો હતો.

અમદાવાદ:—

તા. ૨૨ મીની સવારના શેઠ રતનસી, મી. જમનાદાસ દ્વારકાદાસ, મી એન્કર, મી. ચન્દ્રશંકર પંડયા, મી. મનસુખલાલ માસ્તર અમદાવાદ આવ્યા હતા. તેમને સ્ટેશન ઉપર શેઠ અંબાલાલ સારાભાઇ, મી. જીવનલાલ દેસાઇ, મી. મગનભાઇ પટેલ વિગેરે અમદાવાદના નેતાઓએ આવકાર આપ્યો હતો. બપોરના શેઠ અંબાલાલ સારાભાઇને ગૃહે અમદાવાદના નેતાઓને બોલાવવામા આવ્યા હતા અને ડેપ્યુટેશનના સભાસદો સાથે તેઓએ હાલની સ્થિતિ વિષે વાતચાત કીધી હતી. સાંઝના આનન્દભુવન થીયેટરમાં એક ગંજાવર સભા ભરાઇ હતી—લગભગ ૨,૦૦૦ માણસોની સંખ્યામાં ત્યાંની પ્રતિષ્ઠિત સન્નારીઓએ હાજરી આપી હતી. સભાનું પ્રમુખસ્થાન ત્યાંના જાણીતા શહેરી રા. બ રમણભાઇ મહિપતરામે લીધુ હતું. મી. માસ્તરે, મી. ચન્દ્રશંકરે તથા મી. જમનાદાસે અસરકારક ભાષણો કર્યા હતાં. શેઠ મંગલદાસ ગિરધરદાસ જેવા ત્યાંના મુખ્ય શહેરી અને મોટા મીલમાલકે તેઓનો આભાર માનતાં હોમરૂલ લીગમાં જોડાવાને શ્રોતાજનને વિનંતિ કરી હતી. પ્રમુખે પણ અસરકારક ભાષણ કર્યું હતું, અને સરકારની હાલની રાજ્યનીતિને વખોડી કહાડી હતી. લોકોમાં ઉત્સાહ ઘણો હતો. લગભગ ૧૦૦ નવા સભાસદો જોડાયા હતા.

હોમરૂલ લીગે આ પ્રમાણે દ્રઢતાથી, વ્યવસ્થાપૂર્વક પોતાનુ કાર્ય શરૂ કીધું છે અને ગુજરાતમાં ગૃહે ગૃહે સ્વરાજ્યનો સંદેશ પહોંચાડવાની પ્રતિજ્ઞા લીધી છે. ગુજરાતમાં જાગૃતિ આવી છે. હિન્દના અણીના પ્રસંગમા ગુજરાત પોતાનું ગૌરવ જાળવશે તથા તેના રાજકીય જીવનના ચેતનમાં પોતાના ચેતનનો ફાળો આપશે, એવી આશા છે.

---

# હિંદની વર્ત્તમાન રાજકીય સ્થિતિ.

જ્યારથી ફ્રાન્સની રણભૂમી તરફ હિંદી લશ્કર રવાના થવા માંડ્યું ત્યારથી હિંદનું રાજકીય વાતાવરણ દિન પ્રતિદિન આશા-જનક થતું જતું હતું. બ્રિટિશ સામ્રાજ્યના એક સરખા ભાગીદાર તરીકે હવે હિંદની ગણત્રી બહુ ત્વરાથી થશે એમ સર્વત્ર વાતો ચાલી રહી હતી. બ્રિટિશ પ્રધાનો, સંસ્થાનોના અગ્રગણ્ય અમલદારો, ઇંગ્લંડના લોકનાયકો, અને જાહેર છાપાંઓ એક અવાજે હિંદની વફાદારી, સ્વાર્થત્યાગ, અને સામ્રાજ્યના ભાગીદાર તરીકે હિંદની લાયકાત માટે પરોક્ષ તેમજ અપરોક્ષ રીતે ગુણગાન ગાઈ રહ્યા હતા. જે હિંદ પા સૈકાની લડત અને અથાગ પરિશ્રમથી પોતાની મહેચ્છાઓ અને સામ્રાજ્યની સેવા કરવાના અભિલાષો સિદ્ધ કરી શક્યું નહોતું તે આંખના ચમકારામાં સિદ્ધ થવાની અણી ઉપર આવ્યું. આ અપૂર્વ પગલું ભરવાની હિમ્મત, દીર્ઘદૃષ્ટિ અને ઉદારતા માટે સર્વ માન લૉર્ડ હાર્ડિંગનેજ ઘટે છે. તેણે હિંદ પર અથાગ વિશ્વાસ મૂક્યો: હિંદે તે વિશ્વાસ દિલોજાનીથી પરિપૂર્ણ કર્યો. વિશ્વાસ પરિપૂર્ણ થયો તેનું એક કારણ લૉર્ડ હાર્ડિંગનું ઉદાર અને ન્યાયશીલ રાજતંત્ર, અને બીજું કારણ હિંદની વફાદારી અમીરી તથા એક નિષ્ઠા. હવે હિંદ તરફ બ્રિટનનો "દૃષ્ટિકોણ" બદલાયો છે એમ ઠેર ઠેર વાતો થવા માંડી. કર્તવ્યનિષ્ઠ હિંદ પોતાની નિઃસ્વાર્થતાની અને સામ્રાજ્ય સેવાની કદર થતી જોઇ મલકાયું—વધારે ઉત્તેજિત બન્યું—અને તેથી સામ્રાજ્યની ખાતર માણસો તેમજ દોલતનો અપરિમિત ભોગ આપવાને તૈયાર બન્યું.

સામ્રાજ્યના હિતની ખાતર બ્રિટન ચાહે તે હિંદ પાસેથી માગી લીએ એવી સામ્રાજ્યને કોરે પાને સહી કરી આપનાર પરતંત્ર પ્રજા તરીકે જગતના ઇતિહાસમાં હિંદ સિવાય કોઇ બહાર પડ્યું હોય એમ આપણા જાણવામાં નથી. છતાં હજુ તો રણસંગ્રામો ઉપર તોપોની ગર્જનાઓ શમી નથી, એરોપ્લેનોના સુસવાટો બંધ થયા નથી, અગ્નિની જ્વાળાઓ સમી નથી, બહાદૂર વફાદાર હિંદી સિપાઇઓનાં ખુન સૂકાયાં નથી, અને હિંદે આપેલા કરોડો રૂપિયાના સરવાળા પણ મૂકાયા નથી, ત્યાંજ હિંદને કેવો બદલો મળે છે? બદલો! બદલાનું નામ ઉચ્ચારતાં કેટલાક અતિ શાણા, ડાહ્યા, ઠરેલ, ઠંડાગાર, લોકોની ભ્રકુટી ઉંચી ચ્હડી જાય છે, તેઓ કહે છે કે, "સામ્રાજ્ય માટે પ્રાણ પાથરો, પણ બદલાની વાત ન કરો!"

**कर्मण्येवाधि कारस्ते मा फलेषु कदाच न** સેવાનાં ફલની વળી ઇચ્છા રખાય કે? કેવી સંકુચિત, ક્ષુદ્ર, સ્વાર્થમય, સંસારી, પાપી દૃષ્ટિ!! આશ્ચર્યની વાત તો એ છે કે આ ડહાપણભરેલું તત્વજ્ઞાન સામ્રાજ્યના ચાલકો, કે બ્રિટિશ પાર્લામેંટના મેમ્બરો કે બ્રિટિશ પ્રજા તરફથી આપણને શિખવવામાં નથી આવતું, પરંતુ જેઓ હિંદના નોકરો છે અને હિંદનું લૂણ ખાય છે, છતાં જેઓ નથી સામ્રાજ્યના

પ્રતિનિધિઓ કે નથી હિંદના પ્રતિનિધિઓ તેઓ આ સોંઘા બ્રહ્મજ્ઞાનની દુકાનદારી કરી રહ્યા છે.

બદલો કહો, ન્યાય કહો, વિવેક કહો, ફરજ કહો કે ધર્મ કહો—ગમે તે કહો, પરંતુ દરેક બુદ્ધિશાળી માણસ સમજી શકે છે કે માત્ર આકાશના બાચકા ભરવાની ખાતર અથવા તો પોતે મરણશરણ થવા બાદ પોતાની કબર ઉપર કીર્તિસ્તંભ રોપવાની ખાતર કોઇ પણ પ્રજા બીજી પ્રજા માટે પોતાનાં લોહી રેડી શકતી નથી આવી પ્રજાનાં સાહસો અને બલિદાનો બિલકુલ નિરર્થક હોઇ શકેજ નહિ અલબત્ત, ટુંકા સ્વાર્થની દૃષ્ટિ ધિક્કારવા યોગ્ય છે, પરંતુ અંતિમ મોક્ષની અભિલાષા રાખવી એ કાંઇ ક્ષુદ્ર બદલાની આશા રાખ્યા બરાબર નથી. મોક્ષને માટે દરેક વ્યક્તિ અને દરેક પ્રજા તરફડિયાં મારી રહેલ છે. અમે પણ અમારૂં સર્વસ્વ યાહોમ કર્યું તે એટલા માટે કે સામ્રાજ્યના સ્વતંત્ર વાવટા નીચે અમે પણ અમારા મોક્ષનો ન્હાનો સ્વતંત્ર વાવટો આજકાલ ઉડાડી શકીશું. જો અમને આટલો પણ બદલો માગવાનો હક્ક ન હોય, તો સામ્રાજ્યે અમારી પાસેથી આ આત્મભોગની આશા શી મિશાલે રાખી હતી વારૂ? ભારતવર્ષની પ્રજાનાં જાનમાલની આટલાં વર્ષ રક્ષા કરવા માટે? કબૂલ. એ રક્ષણના ફલની આશા રાખવાનો સામ્રાજ્યને સંપૂર્ણ હક્ક હતો. પરંતુ એવી આશા રાખવી એનુ નામ જ બદલો અને દુકાનદારી. અને એ સામાજિક દુકાનદારી કોઇ રીતે અધર્મ્ય નથી, પરંતુ ધર્મ્ય તેમ જ અનિવાર્ય છે એમ બ્રિટનના તેમ જ હિન્દના અગ્રગણ્ય લોકનાયકો કબૂલ રાખે છે. આ કારણસર સામ્રાજ્યની છાયા નીચે પોતાનો મોક્ષ જલદીથી મેળવવાનો હિંદનો હક્ક અપૂર્વ રીતે મજબૂત બન્યો છે.

છતાં આજ અરસામા એક કમનસીબ દિવસે શાન્ત, આશાવાદી, વફાદાર મદ્રાસને લૉર્ડ પેન્ટલૅન્ડે પોતાના દુદુંભિનાદથી ખળભળાવી મૂક્યું અને કાડી તાડીને કહ્યું કે "તમારી આશાઓ નિષ્ફળ છે. સ્વરાજ્યના તમારાં સ્વપ્નઓ લાંબા સમય સુધી સ્વપ્નાંઓ જ રહેવાનાં છે. તમે હજુ સ્વરાજ્યને લાયક ક્યાં છો? લડાઇને વખતે તમે અમને મદદ કરી તેથી તમારી લાયકાતમા શી રીતે વધારો થયો?"—આ એક દૃષ્ટિકોણ!

પંજાબમાંથી સર માઇકલ ઓડવાયર પણ એ દિશામાં જ વિકર્યો, અને એ નામદારે હિન્દની આશાઓ અને મહેચ્છાઓ ઉપર ચીલ મારીને જણાવ્યું કે "સ્વરાજ્ય માટેની તમારી ચળવળ અમને નાપસંદ છે એટલું જ નહિ પણ જાહેર સહીસલામતીને નુકશાનકારક છે!" આ બીજો દૃષ્ટિ કોણ!

મુંબઇ હિંદનું નાક છે તેથી આ દિશામાં શુભ મંગલાચરણ કરવાનો હક્ક તો લૉર્ડ વિલિંગ્ડનનો જ હતો, અને તે હક્કનો ઉપયોગ એમણે અચ્છી રીતે કર્યો. મિસીસ બેસંટને પવિત્ર મુંબઇ ઇલાકામાં પ્રવેશ નહિ કરવાનો હૂકમ કહાડવાનું અપૂર્વ માન લૉર્ડ વિલિંગ્ડનને જ ઘટે છે. ત્યાર બાદ તો અનેક પ્રાંતોના "નવાબો" તરફથી અનેક પરાક્રમો ભજવવામાં આવ્યાં. છેવટે આ નવાબોને જણાયું કે અરધું કામ કરવામાં

મઝા નથી. મારવો તો મીર મારવો; ન્હાનાં અટકચાળાંથી હિંદના ઉછાળા મારતો આશાપ્રવાહ અટકવાનો નથી. છેવટે–ઘણો વિચાર કરીને–બહુ સંભાળપૂર્વક–જબરદસ્ત તૈયારી કરીને–લૉર્ડ પેન્ટલૅન્ડે ઉટીથી મદ્રાસ સુધીની મુસાફરી કરવાની તકલીફ ઉઠાવીને બૉમ્બ છોડયો, અને હોમરૂલના આત્માને મેહુ આતો. મિસીસ બેસંટ ગયાં એટલે હોમરૂલ ગયું એમ લૉર્ડ પેન્ટલૅન્ડની ખાત્રી હતી. છતાં એમનું મ્હોડું બંધ રાખવા ઉપરાંત એમના હાથપગ પણ બાંધી દેવાની સાવચેતી રાખવાનું ગવર્નર સાહેબ ચૂકયા નહિ તેથી મિ. ઍરન્ડેઇલ તથા મિ. વાડીઆને પણ નજર કેદ કર્યા.

હિંદના આશાપ્રવાહને અટકાવવાનો આ પ્રયત્ન કેટલો સફલ થયો છે તે હવે સમસ્ત દુનિયા જાણી શકી છે. મિસીસ બેસંટનો દેહ બંદિવાન છે, છતા તેનો આત્મા મુક્ત છે એ આર્ય તત્ત્વજ્ઞાન લૉર્ડ પેન્ટલેન્ડ કયાંથી સમજી શકે? જ્યાં છ મહીનાની જહેમતથી હોમરૂલ લીગના ૩૫૦ મેમ્બર માંડ માંડ થઇ શકયા હતા, ત્યાં આજે દશ દિવસમાં ૧૦૦૦ મેમ્બરો મળ્યા છે, જ્યાં ૫ નો આંકડો હતો ત્યા ૫૦ નો થયો છે, જ્યાં ૫૦ નો હતો ત્યાં ૫૦૦ નો થયો છે, જ્યાં ૫૦૦ નો હતો ત્યા ૫૦૦૦ નો થયો છે, અને જ્યાં ૫૦૦૦ નો હતો ત્યાં ખુદાની મ્હેરબાનીથી તા૦ ૧૬ મી જુન સને ૧૯૧૮ માં પચાસ હજારનો થશે. જ્યાં હોમરૂલ ફંડની અમુક મોમાં ગણત્રી થતી હતી, ત્યાં લાખોની વૃષ્ટિઓ થવા માંડી છે. જ્યાં વિનીત અને ઉદ્દામના ભેદ હતા ત્યાં રાષ્ટ્રીયતા અને ઐકતાના જયઘોષ સંભળાઇ રહ્યા છે. જ્યાં નિદ્રા હતી ત્યાં જાગૃતિ થઇ છે. જ્યાં દુશ્મનાઇ હતી ત્યાં મિત્રતા ઉદ્ભવી છે. જ્યાં " મ્હારૂં " અને " ત્હારૂં " બોલાતું હતું ત્યાં " આપણું " બોલાય છે. ટુંકામાં કાશ્મીરથી કન્યાકુમારી પર્યન્ત, અને પેશાવરથી બ્રહ્મદેશ પર્યન્ત, " હોમ રૂલ ", " હોમ રૂલ ", " હોમ રૂલ "ની ગર્જનાઓ થઇ રહી છે

દીર્ઘાયુ થાઓ લૉર્ડ પેન્ટલૅન્ડ અને લૉર્ડ વિલિંગ્ડન! દીર્ઘાયુ થાઓ, સર માઇકલ ઑડવાયર અને મી. હિમ્લી! અને દીર્ઘાયુ થાઓ લૉર્ડ ચેમ્સફર્ડ! કે જેઓએ અમારાં સોનેરી સ્વપ્નાંઓની ઉપર આડે આવનારાં વાદળાંઓ આટલી ઝડપથી ખસેડી મૂકયાં છે!

બસ આ હિંદની વર્તમાન રાજકીય સ્થિતિ. પરંતુ એ સ્થિતિ માત્ર જાણવાથી જ ફલ નથી. એ સ્થિતિનો ઉત્તમ ઉપયોગ કરી લેવા એમાં જ આપણી કાર્ય કુશળતા, આપણી સ્વદેશ પ્રીતિ, આપણી વફાદારી અને આપણા ચારિત્ર્યની ખરી કસોટી છે. કેટલાક અંગ્રેજ અમલદારો, તેમજ ઍંગ્લો ઇંડિયન દોસ્તો આપણી મહત્વાકાંક્ષા સામે આક્ષેપો મૂકે છે તે વિચારવા જેવા છે. તેઓ કહે છે કે સ્વરાજ્ય માટે ચળવળ કરનારા માત્ર મુઠ્ઠીભર કેળવાયેલાઓ જ છે. અને જો કે એ કેળવાયેલાઓ સમસ્ત હિંદની આશાઓના પ્રતિનિધિ છે એ ભૂલી જવાનું નથી, છતાં આપણા ટીકાકાર મિત્રોની ટીકાનો ખરો ઉત્તર તો એ જ છે કે હિંદના ખૂણે ખૂણામાં જાગૃતિ કરી સ્વરાજ્ય માટે દરેક હિંદીની આંતર ઇચ્છા પ્રકાશમાં લાવવી

કે જેથી આપણા એંગ્લો ઇંડિયન મુરબ્બીઓને સંતોષ થાય. એટલું યાદ રાખવાનું છે કે છેવટે હિંદના ભવિષ્યની કુંચી બ્રિટિશ પાર્લામેન્ટ અને બ્રિટિશ પ્રજાના હાથમાં છે, અને નહિ કે બ્રિટિશ સલ્તનતના મુસાફર એજંટોના હાથમાં. અને તે સાથે એમ પણ સ્મરણમાં રાખવાનું છે કે બ્રિટિશ પ્રજા સ્વતંત્રતા અને મોક્ષની ઉપાસક છે. બ્રિટન હિંદને સામ્રાજ્યનું મજબૂત, સક્રિય, ચેતનમય અંગ જોવાને ખુશી છે, અને નહિ કે પક્ષાઘાતથી નકામું થઇ ગયેલું હાડ- પિંજર. તેવી જ રીતે આપણે પણ બ્રિટન સામ્રાજ્યના માનનીય ભાગીદાર બની હજુ પણ સામ્રાજ્યની અપૂર્વ સેવાઓ બજાવી સામ્રાજ્યને સોહાવવા માગીએ છીએ. તેટલા માટે કોઇની મગદૂર નથી કે આપણી વફાદારી માટે રજ પણ શંકા બતાવી શકે. આપણે આપણા લોહીથી બ્રિટિશ સામ્રાજ્યના દસ્તાવેજ ઉપર સહી કરી આપી બ્રિટન સાથે લગ્ન કર્યું છે. યુરોપ અને અમેરિકામાં ભલે છૂટાછેડા છૂટથી થતા હોય, પરંતુ હિંદની પ્રાચીન આર્યસંસ્કૃતિ તો જીવનમાં એક જ લગ્ન સ્વીકારે છે, એટલુંજ નહિ પણ મૃત્યુ બાદ પણ એ લગ્નબંધન પવિત્ર તેમ જ અમર માને છે. તેટલા માટે સામ્રાજ્યની સોડમાં રહીને આપણે મોક્ષની આશા નહિ કરીએ તો ક્યારે કરીશું ? લગ્ન મોક્ષ માટે છે, નહિ કે પરાધીનતા માટે.

તેથી એ મોક્ષ મેળવવાના પ્રયત્નમાં કોઇ પણ પ્રકારની ભીતિ રાખવાની નથી. અદેખા પ્યાર કરનારાઓથી નથી છેતરાવાનું કે નથી ડરવાનું. પવિત્ર મોક્ષ એ આપણું જીવનલક્ષ્ય છે, એ આપણું સાધ્ય છે. એ મોક્ષ એનું નામ જ હોમરૂલ. તેટલા માટે “ હોમ રૂલ ” ના નામ માત્રથી ભડકવાનું નથી. હોમ રૂલ માગવું અને હોમ રૂલ માટે જીવન અર્પવું એ પાપ નથી, એ ગુન્હો નથી. હોમ રૂલ એ પ્રજામાત્રનું પોષણ છે—ચેતન છે—જીવન છે. હોમરૂલ મેળવવા પ્રયત્ન ન કરવો તે દેશદ્રોહ તેમ જ રાજ્યદ્રોહ છે. જેઓ બ્રિટીશ સામ્રાજ્યના ખરા દોસ્તો અને શુભેચ્છકો હશે તેઓ જ એકદિલથી હિંદને માટે હોમ રૂલ મેળવવાની હિમ્મત બતાવી શકશે. કારણ કે ભૂલી જવાનું નથી કે હોમ રૂલ વિનાનું હિંદ બ્રિટનનું એક અપંગ અંગ છે; ત્યારે હોમરૂલ સહિત હિંદ માત્ર બ્રિટનના માથાનો મુકુટ છે એટલુંજ નહિ પણ તેની જમણી બાંહ્ય છે. માત્ર બ્રિટીશ સામ્રાજ્યના શત્રુઓ જ હિંદના હોમરૂલના માર્ગમાં જરા પણ વિઘ્ન નાંખવાને તત્પર થશે.

હોમ રૂલ માટે હિંદની લાયકાતની મૂર્ખાઇ ભરેલી દલીલોના જવાબ દેવામાં આપણે આપણો સમય ગુમાવવાનો નથી. હિંદ અનેક બાબતો માટે નાલાયક ગણાતું આવ્યું છે, છતાં તક મળ્યે હિંદ જ્યારે જ્યારે પોતાનું પાણી બતાવે છે, ત્યારે લાયકાતના બીજા પ્રદેશો આપણા હિતૈષીઓએ શોધી કહાડવા પડે છે. હજુ ૧૯૧૪ ની સાલ સુધી હિંદી સિપાઇઓ યૂરોપીય સિપાઇઓના સાથમાં કે વિરૂદ્ધમાં લડવાને બિલકુલ નાલાયક હતા ! ૧૯૧૫ માં એ લાયકાત આસમાનમાંથી ઉતરી ! થોડાં જ વર્ષ પહેલાં ઇંડિયા કૌંસિલમાં બેસવાને કોઇ પણ હિંદી લાયક ન હોતો. એ નાલાયકીની છેલ્લી ઘડી પછીની ઘડીએ એક લાયક હિંદી જન્મ્યો ! ત્યાર બાદ ઘણો વખત સુધી ઇંડિયા કૌંસિલ માટે હિંદમાં બે લાયક માણસ જન્મ્યા જ નહિ. પરંતુ એક રળીયામણી સવારે આપણા પરીક્ષકોને માલુમ પડ્યું કે હિંદમાં બે લાયક માણસ છે. આખરે સને

૧૯૧૭ ના જુલાઇ માસના મંગલાચરણમાં ઇંડિયા કાઉન્સીલ માટે ત્રણ લાયક હિંદી હોવાની આપણને ખાત્રી મળી છે. એ જ રીતે પ્રાંતિક કૌંસીલ તથા વાઇસરૉયની કૌંસિલમાં પણ ધીમે ધીમે લાયક હિંદીઓ વધારે સંખ્યામાં જન્મતા જાય છે. અને એટલું ચોક્કસ સમજવું કે જે દિવસે હિંદ માટે હોમ રૂલનો ડિસ્પેચ વિલાયતથી રવાના થશે તે જ દિવસે હિંદમાં પરમાત્માની કૃપાથી અનેક લાયક હિંદીઓનો ૨૪ કલાકમાં જન્મ થઇ જવાનોજ ! ! આપણા ઍન્ગ્લો-ઈંડિયન ભાઇઓને ભલે શ્રદ્ધા ન હોય, પરંતુ આપણે અશ્રદ્ધા રાખવી પોષાય તેમ નથી. बहुरत्ना वसुन्धरा । Nothing Succeeds like success. બસ, હોમ રૂલ સામેની સર્વ દલીલોનો ઉત્તર આ જુની પુરાણી કહેવતો સચોટ રીતે પૂરો પાડે છે.

નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર.

# ગુજરાત અને સ્વદેશી વ્રત.

બંગાળના ભાગલા પાડી, દેશમા નવ ચેતન પ્રગટાવવાનું માન લૉર્ડ કર્ઝન સાહેબ ખાટી ગયા છે. તે વખતે સમસ્ત હિંદમાં જે સ્વદેશાભિમાનની લાગણીઓ ફુટી નીકળી હતી, તેમાંથી દેશમાં નવો જુસ્સો, નવું બળ અને નવીન ઉત્સાહ પ્રકટી નીકળ્યા હતા. લૉર્ડ કર્ઝનને તે વખતે સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે તે પોતે ધારેલા કાર્યમાં નિષ્ફળ નિવડશે, અને પોતાના કાર્યની અસર ધાર્યા કરતાં ઉલટી થશે. બંગાળની પ્રજામાં કુસંપ ઉત્પન્ન કરવા અખત્યાર કીધેલી રાજ્યનીતિની ઉલટી અસર એ થઇ કે લોકોમાં ઐક્યતા વધી, તેઓએ એકે અવાજે તે રાજ્યનીતિને વખોડી કાઢી અને બંગાળના ભાગલા રદ કરી તેને જોડી દેવા ઘણાજ જુસ્સાથી માંગણી કરી. તે વખતની એ ચળવળને વધારે બળ આપવા બંગાળની પ્રજાએ 'સ્વદેશી'ના હથીઆરનો ઉપયોગ કર્યો હતો. સુરેંદ્રનાથ બેનરજીએ તે અરસામાં મુંબઇમાં આપેલા એક ભાષણમાં કહ્યું હતું તેમ એ 'સ્વદેશી'ની ચળવળ કંઇ તે વખતે નવીન ઉત્પન્ન થઇ ન્હોતી. સ્વદેશમાં બનેલી ચીજનો ઉપયોગ કરી, સ્વદેશી કળા તથા ઉદ્યોગને ઉત્તેજન આપવાનો જુસ્સો બંગાળના ભાગલા પડયા પહેલાં પણ ત્યાં હતો જ. પરંતુ તે જુસ્સાને ઉત્તેજીત કરનાર તથા વધારનાર તો બંગાળના ભાગલા પડયા તે પ્રસંગ જ હતો. બંગાળના લોકોને ગેરઇન્સાફ થયો હતો તેથી બંગીય પ્રદેશમાં એ જુસ્સો પ્રકટયો હતો, એટલુંજ નહિ પરંતુ તે જુસ્સાએ સમસ્ત દેશમાં તે વખતે આછાં આછાં દર્શન દીધાં હતાં. એ 'સ્વદેશી' જુસ્સાનું મૂળ આ હતું. પરંતુ 'સ્વદેશી' એટલે શું એ પ્રશ્ન કેટલીક દિશામાં ઉઠે છે.

પહેલું ધ્યાનમાં લેવાનું એ છે કે 'સ્વદેશી'ની ચળવળ એ કોઇ પણ જાતની રાજકીય ચળવળ નથી. તે એક આર્થિક ચળવળ છે; અને તેનો પાયો સ્વદેશાભિમાન યાને સ્વદેશ પ્રેમ ઉપર રચાયલો છે. 'સ્વદેશી'નો સાંકડો અર્થ કરીએ તો એમ થાય કે

સ્વદેશમાં બનતી જ ચીજનો ઉપયોગ કરવો તે 'સ્વદેશી'; વિશાળ અર્થમાં 'સ્વદેશી' એટલે સ્વદેશમાં બનતા માલનો ઉપયોગ કરવો એટલું જ નહિ પરંતુ 'સ્વદેશી', એટલે જીવનની દરેક પ્રવૃત્તિમાં 'સ્વદેશી' રહેવું. પછી તે પ્રવૃત્તિ કેળવણી બાબત હોય, તે પછી પહેરવેશની બાબત હોય, ખાવામાં, બોલવામાં, લખવામાં, કેળવણી લેવામાં, જીવનની દરેક પ્રવૃત્તિમાં 'સ્વદેશી' બનવું. કેટલાક અંગ્રેજ લોકો 'સ્વદેશી'ની પ્રવૃત્તિને એક રાજકીય પ્રવૃત્તિ ગણી વખોડી કાઢે છે, પરંતુ તેમ કરવામાં તેઓ ભ્રમિત થયલા છે એમ કહેવું બીલકુલ ખોટું નથી. કારણ કે ઉપર કહ્યું તેમ તે એક આર્થિક ચળવળ છે અને હિંદ જેવા મ્હોટા ઉદ્યોગો વિનાના અને ગરીબડા દેશને માટે તે ચળવળ અત્યંત આવશ્યક છે. એ 'સ્વદેશી' જુસ્સો અને તેની ચળવળ કેટલોક વખત થયાં થોડે ઘણે અંશે શાંત થઇ ગયાં હતાં. હાલના આપણા સમ્રાટ પંચમ જ્યોર્જ જ્યારે હિંદમાં આવ્યા ત્યારે તેણે બંગાળાના ભાગલા રદ કર્યા હતા અને તેને પરિણામે તે જુસ્સો નરમ પડી ગયો હતો. પરંતુ હાલ એ જુસ્સો મદ્રાસના લાટ સાહેબ લોર્ડ પેન્ટલેન્ડના [illegible]-સોથી પાછો સમસ્ત દેશમાં પ્રકટી નીકળ્યો છે. લોર્ડ પેન્ટલેન્ડ સાહેબે પહેલું સાહસ એ કીધું કે મદ્રાસની ધારાસભામાં જાહેર કીધું કે હિંદની પ્રજાએ જલદીથી સ્વરાજ્ય મેળવવાના સઘળા વિચારો બાજુએ મૂકવા. કોઇને પ્રશ્ન ઉઠશે કે આને 'સાહસ' કેવી રીતે ગણી શકાય? તો તેનો જવાબ આ છે. યુરોપમાં ચાલતા ભયંકર યુદ્ધે સમસ્ત દુનિયામાં જે નવિન ભાવનાઓ અને આશાઓ ઉત્પન્ન કરી છે, તે નવિન ભાવનાઓ અને આશાઓમાં હિંદે પણ ભાગ લીધો છે. બ્રિટીશ સલ્તનતની ખાતર હિંદે જે લોહી રેડ્યું છે અને જે પૈસાની રેલમછેલ કરી છે. તેથી હિંદની પ્રજામાં પોતાના રાજકીય હક્કોની સિદ્ધિને માટે નવી આશાઓ ઉત્પન્ન થઇ છે. જ્યારે સમસ્ત દુનિયાના રાજ્યોની રાજ્યપદ્ધતિમાં મ્હોટા મ્હોટા ફેરફારો થશે ત્યારે હિંદ પણ જે અન્યાયી રાજ્યપદ્ધતિ તળે ચગદાય છે તેમાં ફેરફાર થવાની આશા રાખે તો તે બીલકુલ પણ ખોટું કહેવાય નહિ. અને આ આશા હિંદ રાખે છે તે તેની હાલની રાજકીય પ્રવૃત્તિઓ અને ચળવળ ઉપરથી સૌ કોઈને માલમ પડી આવે છે. એ આશા તે 'સ્વરાજ્ય'ની આશા છે. અને એ આશા ધીમે ધીમે ફળીભૂત થશે એમ જ્યારે હિંદી પ્રજાની ખાત્રી હતી ત્યારે 'તે આશા ખોટી છે,' એમ કહેવું એ ખરેખર એક જાતનું સાહસ જ છે. અને તે લોર્ડ પેન્ટલેન્ડનું પહેલું સાહસ હતું. આ સાહસથી જ સમસ્ત હિંદની પ્રજા ખળભળી ઉઠી હતી. તેમાં વળી તે લાટ સાહેબે બીજું સાહસ કરવાની હિંમત ભીડી. અને તે સાહસે તો ખરેખર સમસ્ત હિંદનું હૃદય વલોવી નાંખ્યું છે. તે સાહસ બીજું કોઇ નહિ પરંતુ પોતાની જાતની એક વિદુષી અને વયોવૃદ્ધ બાઇને અને તેના બે જોડીયા ભાઇબંધોને નજરકેદ કરવાનું હતું. હિંદુસ્થાનના સ્વાતંત્ર્યને ખાતર તન, મન અને ધનથી કામ કરનાર આ ત્રણ વ્યકિતઓ હતી. અને તેથી હિંદમાં લોર્ડ પેન્ટલેન્ડના એ કાર્ય વિષે એટલો બધો ક્રોધ ઉત્પન્ન થયો છે કે તે ક્યારે સમશે તે કોઇ કહી શકે નહિ. આ કાર્યો પ્રસંગે પાછો સ્વદેશી જુસ્સો દેશના એક ખુણાથી બીજા ખુણા સૂધી જાગ્યો છે અને ઠેકઠેકાણે પુરૂષો

તેમજ સ્ત્રીઓએ સ્વદેશી વ્રત લેવા માંડયાં છે. એ એક ઘણીજ શોકજનક બાબત છે કે બંગાળાના ભાગલા વખતે ફક્ત બંગાળામાં જ ખાસ કરીને સ્વદેશી વ્રત લેવાયું હતું; હાલ પણ ઉપરના કાર્યો જાણે ફક્ત મદ્રાસની જ પ્રજાને લાગતા વળગતાં હોય તેમ મદ્રાસમાં ખાસ કરીને એ સ્વદેશી વ્રતો લેવાય છે.

પ્રિય પાઠક! આ લેખ લખવાનો ખાસ હેતુ એ જ છે કે આ પરિસ્થિતિ કોઇ પણ રીતે બદલાવી જોઇએ. એ 'સ્વદેશી વ્રત' ફક્ત મદ્રાસમાં જ નહિ પરંતુ બંગાળામાં. પંજાબમાં, ગુજરાતમાં અને ટુંકામાં કહીએ તો સમસ્ત દેશમાં જ લેવાવું જોઇએ. જ્યારે મદ્રાસની લલનાઓએ પણ એ વ્રત ધારણ કર્યું છે, જ્યારે મીસ અરૂન્ડેલ જેવી એક પરદેશની અબળાએ પણ એ વ્રત લીધુ છે, તો શું એ શરમભર્યું નથી કે દેશના બીજા ભાગોના લોકો એમને એમ બેસી રહે? ભલે દેશના બીજા લોકો હાથ જોડી બેસી રહે, પરંતુ શુ ગુજરાતનુ એ આદ્ય કર્તવ્ય નથી કે ત્યાના લોકોએ પણ એ વ્રત પૂર ઉત્સાહથી અને સાચા અંતઃકરણથી લેવું જોઇએ. સ્વદેશના શ્રેયની ખાતર, સ્વદેશના પ્રેમની ખાતર એ વ્રત સમસ્ત ગુજરાતમા લેવાવું જોઇએ જે ગરવી ગુર્જર ભૂમિ નર્મદ અને ગાંધી જેવા સ્વદેશાભિમાની સુપુત્રોને જન્મ આપવા ભાગ્યશાળી થયેલી છે, તે ગરવી ગુર્જરભૂમિ શું આ બાબતમાં આગળ પડતો ભાગ લેવા પાછી પાની કરશે? હે ગુર્જર બંધુ! જો ત્હારા હૃદયમાં સ્વદેશ પ્રેમના જ્વલન્ત દીપક જલી રહ્યા હોય, જો તારૂ હૃદય સ્વદેશાભિમાનના જુસ્સાથી હુલમસી રહ્યુ હોય, તો ભારતી મૈયાના એક સુપુત્ર તરીકેનુ કર્તવ્ય કરવા તૈયાર થા. એ વ્રતમાં આપણા દેશનો મોક્ષ છે. સ્વદેશી ઉદ્યોગો, ઉત્તેજન ન મળવાથી, એમને એમ મૃત્યુ પામ્યા છે. સ્વદેશી કળાઓ અસ્ત થતી જાય છે પારકા દેશો ઉપર આપણે જીવનની દરેક જરૂરિયાતો માટે આધાર રાખવો પડે છે, દેશમાંથી પૈસો ચાલ્યો જાય છે. જો તારે ત્હારી વ્હાલી માતૃભૂમિમાં ઉદ્યોગો ખીલવવા હોય, જે અખુટ ધન દેશમાંથી બ્હાર ચાલ્યું જાય છે તેને અટકાવવું હોય, જો દેશની કળાઓને તારે ઉત્તેજન આપવું હોય, તો આ સ્વદેશી વ્રત લઇ ને પ્રમાણે વર્ત. એ સ્વદેશી વ્રતમાં જ દેશના રાજકીય મોક્ષનો પાયો છે. ભારતિ મૈયાના દરેક પુત્ર અને પુત્રોની એ ફરજ છે અને 'ગુલામગીરી' અને 'પરાધીનપણા'માંથી છુટવાનો એ એક માર્ગ છે. ગરવી ગુજરાતની પ્રજા પોતાનું આ કર્તવ્ય કરવામાં ચૂકશે નહિ એવી આશા રાખવામાં છે.

બંગાળના સ્વદેશભક્ત બાબુ સુરેંદ્રનાથના શબ્દોમાં કહીએ તો "એ સ્વદેશી હિલચાલની આસપાસ તમે ફરી વળો અને તેનો વાવટો ઉરાડો. દરેકે દરેક ગામમાં, દરેકે દરેક તાલુકામાં, દરેકે દરેક શહેરમાં એનો પ્રચાર કરો અને ત્યાંની પ્રજામાં એ આનંદનો સંદેશ પહોંચાડો. 'સ્વદેશી' આપણને દુષ્કાળ અને મરકીમાંથી અને કંગાળીયતપણાના અનેક ભયોમાંથી બચાવશે. સ્વદેશી વ્રત લો અને તેથી તમે તમારા રાજકીય અને ઔદ્યોગીક છુટાપણાનો સબ્બર પાયો નાંખશો, દરેક બાબતમાં સ્વદેશી થાવ, તમારા વિચારોમાં, તમારા કાર્યોમાં, તમારા આદર્શોમાં તમારી ભાવનાઓમાં સર્વમાં સ્વદેશી થાવ. પ્રાચીન સમયના સ્વાત્મભોગ અને

સાધુત્વના જુસ્સા પાછા તમારામાં આણો. પ્રાચીન સમયના આર્યાવર્તને કે જ્યાં ઋષિઓ પરમાત્માના ગાનતાનમાં અને લોકોનું શ્રેય કરવામાં મશગુલ હતા—તેને પાછું તેની અસલની સ્થિતિએ લાવો. સમસ્ત એશિયામાં નવજીવન આવ્યું છે. પૂર્વમાં સૂર્ય ઉગ્યો છે. જાપાને તે ઉગતા સૂર્યને નમન કર્યું છે. તે સૂર્ય તેના માધ્યાન્હિક પ્રતાપમાં, આપણા દેશમાંથી પસાર થશે. માટે હે સ્વદેશ બાંધવો, તે દિવસના આગમનને માટે તૈયાર થાઓ. સ્વાત્મભોગ આપી તમારી માતૃભૂમિની સેવા કરો. આ મહાન અને પ્રાચીન ભૂમિની સેવામાં તમારૂં જીવન અર્પી દો.”

ગુજરાતમાં ઘેર ઘેર ‘સ્વદેશી’નો અમર વાવટો ઉડે એ આવશ્યક છે. ગુજરાતને આંગણે આંગણે ‘સ્વદેશી’ના ચોકના ડાંકા—એ જેટલું ગુજરાતને માટે માનપ્રદ ગણાશે તેટલું જ તે અભિમાનપ્રદ પણ તેને માટે લેખાશે. ગુજરાતના હૃદયે નવજીવનનો દીપક પ્રકટ્યો છે, ગુજરાત સમસ્ત હિંદમાં પ્રકટી નીકળેલા નવચેતનને પોતાને હૃદયે ઝીલી રહ્યું છે તો હે ગુર્જર બંધુ! ત્હારી ફરજ છે કે સ્વદેશી વ્રત લઈ એ નવજીવનને અને એ નવા ચેતનને વધારે ઉત્તેજીત કરવું, વધારે બળ આપવું. ‘સ્વદેશાભિમાન’ની વીર હાક પાડનાર વીર કેસરી નર્મદના જુસ્સાથી ગુજરાત ફરીથી એકવાર રેલાઈ જાય, ‘યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે’ એ મંત્રની દીક્ષા લઈ, ગુર્જર પુત્ર ‘સ્વદેશી’ના રણાંગણમાં ઝઝુમે, એમ ખરેખર આ પળે આવશ્યક છે; અને તે માટે ઉલ્લાસ હૃદયથી, પૂર ઉત્સાહથી, આશાથી, ઉમંગથી સ્વદેશી વ્રત લેવું એ આપણું કર્તવ્ય છે.

કંચનલાલ મગનલાલ ખાંડવાળા.

---

# હિંદ દેવીનો દરબાર.

એક સ્વપ્ન.

---

ગિરિઓના ગિરિરાજ હિમાલયના પ્રદેશના મહાન નિર્જન્ય શાંત એકાંત અરણ્યની વચ્ચે એક અતિ કંગાળ સાદી ઝુંપડીમાં વયોવૃદ્ધ દેવી હિંદ ધ્યાનાવસ્થામાં વિરાજેલાં દૃષ્ટિગોચર થાય છે. મનુષ્યની પગરવ ભાગ્યે જ ત્યાં થાય છે. કુદરતી અલૌકિક લીલાઓથી ભરપૂર અતિરમ્ય મનોહર આ ઉપવનમાં દેવી હિંદ અતિ શોકાતુર વદને ધ્યાનાવસ્થામાં બેઠેલા જોવામાં આવે છે. અતિ વૃદ્ધ અવસ્થાને લીધે તેમનું શરીર જર્જરીત થઇ રહેલું દીસે છે. ધ્યાનાવસ્થામાંથી જાગૃત થઇ દેવી અતિ મંદ સ્વરે પ્રભુ પ્રાર્થના કરતાં બોલ્યાં, હે દીનાનાથ, શરણાગત પ્રભુ! આ સૃષ્ટિમાં મારાં બાળકોનો હજી પણ શો દોષ છે? પરાધીનતાની બેડીમાં મારાં બાળકોને તું ક્યાં સુધી સડવા દઇશ? મહાન અનેરી આશાઓ બાંધી સુખી બ્રિટાનીઆ સાથે મેં મૈત્રી બાંધી. હું લોભાઇ હતી કે સખી બ્રિટાનીઆના પુત્રો સ્વાધીનતાપ્રિય છે—સ્વતંત્રતાને

માટે પ્રાણાર્પણ કરનાર છે તેની સાથે સંબંધમાં આવી મારા પુત્રો સ્વતંત્રતાપ્રિય બની સુખમાં વિચરશે. મારો સર્વ રાજ્યવહિવટ તેના હાથમાં એ જ ઉદ્દેશથી મૂક્યો કે મારા પુત્રો સર્વ વાતે નિપુણ બને. બન્ને એક બીજાના પરિચયમાં આવી પ્રેમથી રહી ઈંગ્લાંડ અને હિંદ બન્નેને ઈંદ્રપુરી બનાવે; પરંતુ મારી આ કલ્પના ખોટી પડતી હોય તેમ માલુમ પડે છે. મારાં બાળકો તો હજી જે દશામાં મુકાએલાં હતા તેમાં જ સડ્યા કરે છે. અરે, ઝારના જુલમી રાજ્યકારોબાર નીચે સબડતી પ્રજાને જીવનમુક્તિ તેં આપી છે. બ્રિટાનીઆના પુત્રો તેમને તેમના આ વિજય માટે અભિનંદન ઉપર અભિનંદનના તારો છોડવા લાગ્યા છે. સંસારમાં હવે તો માત્ર મારાં જ બાળકો એવાં રહ્યાં છે, તેં રાખ્યા છે કે જેઓને સ્વતંત્રતા શું તેનું ભાન નથી. પ્રભુ! મારાં પ્રિય સંતાનો સાથે તું આમ શા માટે નિર્દય બને છે? તેમને કર્તવ્યનું ભાન કરાવ. સ્વતંત્રતાને માટે હવે કંઈક પ્રેમ તું મારાં બાળકોના હૃદયમાં ઉદ્‌ભવિત કર. આટલાં વાક્યો ધીરે ધીરે નીકળતાં દેવી તદ્દન શાંત થઈ ગયાં. તેના તેજસ્વી મુખારવિંદ ઉપર ગ્લાનિ છવાએલી દેખાઈ આવતી હતી. દેવીએ એક શોકોદ્‌ગાર કાઢી આંખ ઉઘાડી આભ સામે ઊંચું જોયું. પળવારમાં દૃષ્ટિ પાછી ખેંચી લઈ આંખ બંધ કરી. જોનારને તરત જણાઈ આવતું હતું કે બંધ કરેલી દેવીની આંખોમાંથી અશ્રુધારાઓ ચાલી રહી હતી.

ઉપર મુજબનો પ્રકાર હિંદમાતાની કંગાળ ઝુંપડીમાં ચાલી રહ્યો છે, એટલામાં દૂરથી કોઈ ચાર યુવાન રમણીઓ પૂર વેગમાં ચાલી આવતી મારી દૃષ્ટિએ પડી. આ ચારે તરુણીઓ ભર યૌવનાવસ્થામાં વિચરતી હતી. તેઓ ચારે જણીએ પોતાના લાંબા ઝુલતા કેશો પવનમાં સ્વચ્છંદ રીતે ઉડતા મૂકી દીધેલા હતા. ચારે જણીનાં સ્વરૂપ અતિ રમ્ય પરંતુ નજદીકથી જોનારને વિકાળ લાગતા હતા. ચારે જણી જેમ જેમ નજદીક આવતી ગઈ તેમ તેમ વિચાર થતો ગયો કે આ દેવાંગના જેવી તરુણીઓ હશે કોણ? શું એ કોઈ આ નિર્જન અરણ્યમાં નિર્ભયતાથી વિચરતી પવનની દેવીઓ હશે યા કોઈ ખપ્પર જોગણીઓ હશે! કારણ કે હિંદ દેવીના ઝુંપડાંની લગભગ નજીક આવી ત્યારે માલુમ પડતું હતું કે ચારે જણીના હાથોમાં ખડગ અને ત્રિશૂળ ધારણ કરેલાં હતાં. તેમનાં સુકોમળ દીસતાં બદન એટલાં તો વિકાળ લાગતાં હતાં કે તેની સામે જોતાં જ એકદમ ભય ઉત્પન્ન થતો હતો. આંખો ક્રોધથી એકદમ લાલચોળ થઈ રહેલી હતી. અને તેમાંથી અગ્નિની જ્વાળા વરસાવ્યા કરતી ન હોય એમ જોનારને સૂચન થતું હતું. હવે તેઓ ઝુંપડીની તદ્દન નજીક આવી પહોંચ્યાં. દેવી હિંદ હજી પોતાની અસલની ધ્યાનાવસ્થામાં જ છે. આ ચારે તરુણીઓ ઝુંપડીના દરવાજા પાસે આવી ઉભી અને હાથમાંના ખડગ તથા ત્રિશૂળ એક બાજુએ રાખી દીધાં. દેવી હિંદની દિવ્ય શાંત મૂર્તિના દર્શન કરતાં જ તેઓ સૌમ્યતાની સુંદર મુર્તિઓ ન હોય તેવી જણાવા લાગી. આ ચાર તરુણીઓમાંની એકે આગળ આવીને શાંતિનો ભંગ કર્યો. તેણીએ બીજીઓને સંબોધીને કહ્યું: બ્હેનો, જુઓ વૃદ્ધ માતા ધ્યાનાવસ્થામાં બેઠેલાં જણાય છે. તેમના મુખ ઉપર શોક છવાઈ રહેલો ખુલ્લો

દેખાય છે. આ બંધ કરી મૂકેલી આંખોમાંથી પણ અશ્રુસરિતા વહી રહી છે. એમને આપણા શિવાય બીજી ચિંતા હોય જ શેની? આપણા પુત્રોની દીન અવસ્થા ઉપર આ એમની અશ્રુધારાઓ વહે છે ચાલો અંદર જઇ તેના ચરણોમાં પ્રથમ આળોટીએ. ચારે જણીએ દેવીની નજીદીક જઇ જમીન ઉપર લાંબા સુઈને સાષ્ટાંગ દંડવત્ કર્યાં. દેવી ધ્યાનાવસ્થામાંથી તરત જાગૃત થયાં અને આ તરૂણ યુવતીઓને જોઇ તેને અત્યંત પ્રેમ ઉસન્ન થયો. દેવીએ આલીંગન આપી ચારેને ઉઠાડી પોતાની નજીક બેસાડયાં અને અત્યંત સ્નેહથી પૂછવા માંડયું. ‘વહાલી પુત્રીઓ, તમે ચારે જણીઓ આજે સાથે આવીછો તેથી મને અત્યંત હર્ષ થાય છે.’ મને તરતજ ખ્યાલ આવ્યો કે આ ચારે તરૂણીઓ બીજી કોઇજ નહિ પરંતુ તેઓ હિંદ મૈયાની પુત્રીઓ દેવી મદ્રાસ, બંગાળ, પંજાબ તથા ગારવી ગુર્જર હતાં. હિંદ દેવીએ મદ્રાસ દેવીના સામું તાકી તાકીને જોઇ પ્રશ્ન કર્યો. ‘પુત્રિ તારૂં શરીર કૃષ થએલું કેમ લાગે છે? તારી સાંદર્યતા સર્વ કયાં ઉડી ગઇ? તારૂં મુખ નિસ્તેજ થએલું શા માટે દીસે છે? એવી તારા ઉપર શી આફત આવી પડી છે તે મને સત્વર દર્શાવ.’



મદ્રાસ દેવી—માતા, આફતની વાત હું આપને શું કહું? વાત કરતાં પહેલાં મારો કંઠ રૂંધાઇ જાય છે અને ગળું સુકાઇ જાય છે. માતા, આપને સુવિદિત છે કે અમારા પુત્રો આજે કેટલાક વર્ષ થયાં બ્રિટીશ સામ્રાજ્યમાં સ્વરાજ્ય મેળવવા ભગીરથ પ્રયત્નો કરી રહેલા છે. હાલમાં જ સ્વર્ગસ્થ થએલા અમારા માનીત. પુત્ર મહર્ષિ દાદાભાઇ નવરોજીએ ૧૯૦૬ની કલકત્તાની કોંગ્રેસમાં પૂર્ણ વેગથી એ મંત્ર ફુંકયો હતો અને અમારા સર્વ બાળકોએ એ મંત્રને વધાવી લઇ સ્વરાજ્ય મેળવવા પૂર્ણ પ્રયત્નો આદર્યા હતા. બ્રિટન દેવીએ ૧૮૫૮ના ઢંઢેરામાં જ અમારા પુત્રોને મહાન વચનો આપ્યાં હતાં તે આપનાથી માતા કયાં અજાણ્યું છે? સ્વર્ગસ્થ મહારાણી વિકટોરીઆ, તેના પછી તેમના સ્વર્ગસ્થ પુત્ર મહારાજા એડવર્ડ અને તેના પુત્ર હાલના મહારાજાધિરાજ જ્યોર્જ એઓએ પણ આ વચનો ગાદીએ બેસતી વખતે ફરી ફરી અમારા બાળકોને સંભળાવ્યાં છે. એટલું જ નહિ પરંતુ બ્રિટનના અનેક રાજ્યદ્વારી પુરૂષો વચન માત્ર કાગળ ઉપર જ ન રહી જાય તેને માટે ઉદ્‌ગારો કાઢતા આવ્યા છે. પરંતુ કમનસીબે તે આજ પર્યંત કાગળ ઉપર જ રહ્યાં છે. મારા બાળકોને પોતાના ઘરની વ્યવસ્થા કરવા દેવાનો અધિકાર પણ બ્રિટાનીઆ દેવીએ આપવા ઇચ્છા ન જ દર્શાવી અને મારા પુત્રો પર અનેક જાતનાં અન્યાયો થવાના શરૂ જ રહ્યા. ન મળે દેશના હુન્નરઉદ્યોગને ખીલવવાના ઉત્તેજન, ન મળે મારા પુત્રોને કેળવવાના પુરતાં સાધન. સરકારે જોખમદાર મોટા હોદ્દાઓ માત્ર બ્રિટાનીઆના પુત્રોને માટે જ હોવા જોઇએ એવી સીલ મારી. લશ્કર વધારવા પાછળ કરોડો પૈસાનો પ્રતિ વર્ષે વ્યય થવા લાગ્યો. ખેડુતોને માથે અબજો રૂપીઆનું દેવું થઇ રહ્યું. અને મહેસુલ કુદકે અને ભુસ્કે દર વર્ષે ખેડૂતોને માથે વધવા જ લાગ્યું. અમારા પુત્રોને કહેવામાં આવે કે તમે માત્ર મજુરી કરી કાચો માલ તૈયાર કરી અમને સોંપી દો અમે તેના જીંદગીમાં જરૂરી જોઇતાં સાધનો બનાવી આપી તમને આપીશું. આ પ્રમાણે કરોડો રૂપીઆનો નફો અમારા પુત્રોની મહેનતમાંથી તેઓ મેળવવા લાગ્યા. અત્રે નોકરી કરી ગએલાઓને વિલાયતમાં પેન્શન વિગેરેમાં, લાખો રૂપીઆ ખરચાય છે. સરકાર

એટલી બધી ખરચાળ છે કે, દુનિયાના કોઇ પણ દેશની સરકાર એટલી ખરચાળ નથી. જો અમારા પુત્રોને અંદરના રાજ્ય કારોબારની વ્યવસ્થામાં છૂટથી ભાગ લેવા દે તો તેઓ પોતાની સ્થિતિ સુધારી શકે; પરંતુ અત્રેની બ્યુરોક્રસી તેમની સત્તા ચાલી જવાના ડરથી અમારા પુત્રોની અભિલાષાઓને આગળ પડવા દેતી નથી. માતા, અમારા પુત્રોએ ૧૯૦૬ ની સાલથી જ સ્વરાજ્યની ચળવળ પૂર્ણ જોસથી ચાલુ રાખી. સુભાગ્યે કહો યા દુર્ભાગ્યે કહો બ્રિટાનીઆને જોરાવર દુશ્મન જરમન સામે યુદ્ધમાં ઉતરવું પડ્યું. યુરોપના એ કારૂણુ યુદ્ધથી આખા સંસારમાં ખળભળાટ મચી રહ્યો. બ્રિટાનીઆને આવા મુશ્કેલ સંજોગોમાં આવી પડેલી જોઇ મારા પુત્રો એકદમ સજ્જ થયા અને તને તન, મન, ધનથી પૂર્ણ મદદ આપવા લાગ્યા. ભલા વૉઇસરૉય લૉર્ડ હાર્ડિંજે મારા લાખો વીર લડવૈયાને ફ્રાન્સની સંગ્રામભૂમિમાં મોકલી આપ્યા ત્યાં તેઓ જરમનો સામે કેશરીઆ કરી ઝુઝ્યા અને અમારી તથા તમારી કૃપને તેઓએ ફ્લેન્ડર્સના મેદાનમાં ઉજ્જવળ કર્યું. બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વરાજ્ય ભોગવનાં સંસ્થાનો જેવાં કે ઑસ્ટ્રેલિઆ, કેનેડા, સાઉથ આફ્રિકા વિગેરે પણ વર્તમાન યુદ્ધમાં સામ્રાજ્યને મદદ કરી રહ્યાં છે. પરંતુ અમારા પુત્રોએ જે રાજ્યભક્તિ—જે વફાદારી અને ભોગો આપ્યા છે તેવા એ સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોએ આપ્યા નથી. માતા, આપની એ જાણ બહાર તો ન હોય કે ઇગ્લાંડની મુશ્કેલીના સમયે સાઉથ આફ્રિકાના ડચ લોકોએ મોટો બળવો જગાડ્યો હતો અને બ્રિટિશ વાવટાને ઉરાડી મૂકી રિપબ્લિકન વાવટો ઉરાડવાના ભગીરથ પ્રયત્નો તેમણે કર્યા હતા. ત્યાંના હજારો લોકોનો બળવાખોર થઇ બહાર પડ્યા હતા. સદ્‌ભાગ્યે તે સર્વ બળવાખોરોને દાબી દેવામાં આવ્યા હતા. બળવાખોરોના આગેવાનોને પકડી કારાગૃહમાં કેદ કર્યા હતા અને તેમને તરત જ પાછા છોડી મૂકવામાં આવ્યા હતા. ત્યાંના એક જાણીતા આગેવાને તો જાહેર રીતે ઉચ્ચાર્યું હતું કે:—

"England's difficulties are our own opportunities"

આયરલાંડની પ્રજાએ પણ બળવો જગાડ્યો હતો તે જગતથી અજાણ્યું નથી. છતાં સામ્રાજ્યના વડા પ્રધાન લૉઇડ જ્યોર્જે આજે સર્વ આઇરિશ બળવાખોરોને બંધન મુક્ત કર્યા છે. આયરલાંડને કેવું સ્વરાજ્ય જોઇએ છે તેનો ખરડો આઇરિશ પ્રજા જ જાતે ઘડી લાવે એવી સૂચના કરી છે. તે શિવાય ઑસ્ટ્રેલીઆ, કેનેડા આદિ સંપૂર્ણ સ્વરાજ્ય આજે ભોગવે છે. છતાં તેઓ યુદ્ધમાં મહાન ભોગો આપી રહ્યાં છે તે બદલ મોટા લાભો મેળવવાની અભિલાષા દર્શાવી રહ્યાં છે. તેઓ દર્શાવે છે કે અમારા સૈનિકો જે આત્મ બળીદાન આપી રહ્યા છે, જે રક્ત રેડી રહ્યા છે તે વ્યર્થ નથી. યુદ્ધ બાદ સામ્રાજ્યની નવેસરથી યોજના ઘડાવી જોઇએ. આજ પર્યંત ઇગ્લાંડ પોતાના સ્વેચ્છાથી સંસ્થાનોની સંમતિ સિવાય કોઇ પણ પ્રજા સાથે યુદ્ધમાં ઉતરી શકે છે તેમજ સંધીઓ કરી શકે છે પરંતુ હવે પછી સંસ્થાનવાસીઓની સંમતિ સિવાય તેમ થવું ન જોઇએ એવા ઉદ્‌ગારો તેઓ કાઢી રહ્યાં છે. તેમ જ સામ્રાજ્યની યુદ્ધ બાદ થનાર નવી ઘટનામાં તેમને યોગ્ય સ્થાન મળવું જોઇએ એવી ચળવળમાં તેઓ પડ્યા જ રહેલા છે. માતા, યુદ્ધના સમયમાં સામ્રાજ્યમાં ચાલી રહેલી આ સર્વ પ્રવૃત્તિઓ જોઇ અમારા પુત્રો શાંત કેમ બેસી શકે? માતા, અમારા પુત્રોને એમ કહેવામાં આવે છે કે જર્મની યુરોપનાં નાનાં નાનાં

રાજ્યોને કચરી મારવા પ્રયત્ન કરી રહ્યું છે આ નાનાં રાજ્યોની સ્વતંત્રતા માટે ઈંગ્લાંડ યુધ્ધમાં ઉતરેલું છે. એ જ સ્વતંત્રતાને માટે મારા પુત્રો પણ બ્રિટનો સાથે આત્મ બળીદાન આપે છે. ત્યારે શું અમારા પુત્રોએ અત્રે સ્વતન્ત્રતા માટે માગણી ન કરવી? યુદ્ધ દરમ્યાન સામ્રાજ્યમાં ચાલી રહેલી સર્વ પ્રવૃત્તિઓને જોઇ અમારા પુત્રોએ પણ સામ્રાજ્યમાં યુધ્ધ પછી હિંદને તરત જ સ્વરાજ્ય આપવું એવી માગણી પૂર્ણ વેગથી કરવા માંડી. મારે ત્યાં શ્રીમતિ. વિદુષી મીસીસ બેસન્ટે હોમરૂલની ચળવળ પૂર્ણ જોસથી કરી. ઠામ ઠામ હોમરૂલ લીગોની સ્થાપના કરી અને મારે ત્યાં જ નહિ પરંતુ સર્વ સ્થળે એક નવીન ચૈતન્ય અમારા પુત્રોમાં રેડ્યું. 'ન્યુ ઇન્ડીઆ' નામનું એક દૈનિક પત્ર કાઢી તેણે તે મારફતે સ્વરાજ્યનો એવો તો ઝુંડો ફરકાવ્યો કે સર્વત્ર હોમરૂલ સિવાય બીજી કોઈ વાત સાંભળવામાં જ ન આવી. સ્વરાજ્ય એ સર્વનું સર્વસ્વ થઇ પડ્યું. કૉન્ગ્રેસમા પડેલા બે મહાન મતો લખનૌની કૉંગ્રેસમાં જોડાઈ ગયા. મુસ્લીમ લીગે પણ કોંગ્રેસની જ માફક સ્વરાજ્ય પોતાનું ધ્યેય રાખ્યું. મુસ્લીમ લીગ અને કોંગ્રેસના આગેવાનોએ એકત્ર મળી સ્વરાજ્યની એક યોજના ઘડી કહાડી અને તે હિંદી તથા વડી સરકારને અર્પણ કરી. દીલ્હીની ઇમ્પેરીઅલ લેજીસ્લેટીવ કાઉન્સિલમાં બિરાજતા મારા ૧૯ પુત્રોએ એક અરજી સ્વરાજ્ય સંબંધી તૈયાર કરી વૉઇસરૉયને અર્પણ કરી. સ્થળે સ્થળે સ્થાપન થએલી હોમરૂલ લીગોની મારફતે પ્રજાએ દેશના રાજદ્વારી વિષયો ઉપર પેમ્ફલેટો બહાર પાડી પુરતું શિક્ષણ મળતા લાગ્યું. માતા, આ સર્વ પ્રવૃત્તિ હિંદના અધિકારી-વર્ગને ન રૂચી અને એ પ્રવૃત્તિને દાબી દેવા માટે તેઓએ શરૂઆત કરી. મારે ત્યાંના ગવર્નર લોર્ડ પેટલન્ડે પોતાની કાઉન્સિલમાં ખુલ્લી રીતે પ્રજા સમક્ષને ચેતવણી આપી કે 'સ્વરાજ્યના તરંગો તમારા મગજમાંથી કાઢી નાંખજો.' તેમણે એ પ્રમાણે કાઉન્સિલમા જાહેર કર્યા બાદ જુલમની રાજનીતિ શરૂ કરી અને અમારે ત્યાં પૂર્ણ ઉત્સાહથી કાર્ય કરતાં હોમરૂલ લીગનાં આત્મા વિદુષી બિસેન્ટદેવીને તેમના સાથી મી. અરૂંડેલ તથા મી વાડીઆ સાથે નજરકેદ કર્યાં. આ જોહુકમી ચલાવનાર અમલદારે ધાર્યું હશે કે 'ન્યુ ઇન્ડિયા' પત્ર મારફતે મિસિસ બેસન્ટ હોમરૂલનું વિષ સર્વત્ર ફેલાવી રહ્યાં છે. માટે તેમને ફટકો મારી 'ન્યુ ઇન્ડિયા'નું મૃત્યુ નીપજાવવાથી સર્વ પ્રવૃત્તિ સમાઇ જશે.

મદ્રાસદેવી પૂર્ણ છટાથી, જોસથી તેમજ ઉત્સાહભેર આ સર્વ વૃત્તાંત સહજ પણ અટક્યા સિવાય વર્ણવી જતાં હતાં એટલામાં તો ઝુંપડીના દ્વાર સામે એક અતિ વૃદ્ધ પુરૂષ આવી ઉભા રહ્યા અને 'વંદે માતરમ'ના વીર ગર્જના કરતા તે અંદર દાખલ થયા. વંદે માતરમ્‌નો ધ્વનિ સાંભળી સર્વની દૃષ્ટિ તેના તરફ ખેંચાઇ. હું વિચારમાં પડ્યો કે આ વૃદ્ધ વીર કોણ હશે? એમ વિચારૂં છું એટલામાં તો તે વૃદ્ધ પ્રથમ મદ્રાસ દેવીના ચરણે નમી બીજી દેવીઓને નમી લાંબા થઈ હિંદદેવીના ચરણે લોટ્યા. હું હવે સમજી શક્યો કે આ વૃદ્ધ વીર બીજા કોઇ જ નહિ પરંતુ પ્રજામાં પ્રિય થઇ પડેલા નર કેસરી સર સુબ્રમણ્ય આયર હતા.

હિંદ દેવીએ સ્નેહથી આ વૃદ્ધ પુરૂષને ઉઠાડ્યા. દેવી મદ્રાસે તરતજ પ્રશ્ન પૂછ્યો 'કેમ પુત્ર, તારૂં આવવું અચાનક કેમ થયું?'

**સર આયર**—માતા, મને સ્વાભાવિક જ પ્રેરણા થઇ કે આપ અતિ ઉદાસ અને નિરાશ થઇ વૃદ્ધ દાદીમા પાસે આવ્યાં છો અને તેમની આગળ સર્વ રોદણા રડતાં હશો. આપ કદાચ પુરતી રીતે દાદીમા પાસે સર્વ ભયંકર સ્થિતિ રજુ કરી ન શકો તો તેમાં પુરતી કરવા આ યોગ્ય સમય સાધી હું અત્રે આવ્યો છું.

**મદ્રાસ દેવી**—પુત્ર, આજ પર્યંતની આપણી રાજકીય પરિસ્થિતિનું દર્શન માતાને હું કરાવી ચુકી છું. ( હિંદ દેવીને સંબોધીને ) માતા, 'ન્યુ ઇન્ડીઆ'ને ફટકો મારી મિસિસ બેસન્ટ તેમજ તેના સહચારીને નજરકેદ કરી લાર્ડ પેટલંડે સર્વત્ર ત્રાસ વર્તાવ્યો. આ મારા વૃદ્ધ પુત્રે જે સમયસુચકતા વાપરી છે તે હવે તેના જ મુખે સાંભળો.

**હિંદ દેવી**—પુત્ર, તારે જે કહેવું હોય તે હવે મને દર્શાવ.

**સર આયર**,—માતા, અમારે માટે હવે સમય એટલો બધો બારીક આવ્યો છે કે હવે તો અમારે ગમે તે સ્થિતિમાં દુઃખો સહન કરવાના આગ્રહને વળગ્યા સિવાય છૂટકો જ નથી.—કાયદાની હદમાં રહી શાંતપણે અમે સ્વરાજ્યની હિલચાલ કરતા આવ્યા છીએ. યુદ્ધ શરૂ થયું ત્યારથી તો મારી ખાત્રી જ હતી કે બ્રિટીશ પ્રજાની અમારા પ્રત્યે હવે લાગણી ખેંચાઇ જ છે. કારણ કે બ્રિટનને ખાતર અમારા બંધુઓ સમરાંગણમાં સ્વતંત્રતા માટે પ્રાણાર્પણ કરી રહ્યા છે તો તે જ સ્વતંત્રતા અમે અત્રે માગીએ તેના ઉપર તો અંકુશ ન જ મુકાશે. માતા, અમે એવી જાતની સ્વતંત્રતા નથી માગતા કે જેથી ઇંગ્રેજોને ગાંસડાંપોટલાં બાંધી અત્રેથી વિદાય થવું પડે. અમે એટલું જ માગીએ છીએ કે જે દેશમાં અમે જન્મેલા છીએ તે દેશના રાજ્યવહિવટમાં અમને સંપૂર્ણ સત્તા મળવી જોઇએ. સ્વરાજ્ય એ અમારો જન્મસિદ્ધ હક છે તે અમને શા માટે ન મળવું જોઇએ? સંસ્થાનો સંપૂર્ણ સ્વરાજ્ય ભોગવે છે. અમને તેવું સ્વરાજ્ય શા માટે ન મળે? આ જ અમારી માગણી છે. અને એ માગણી અમે જોરપૂર્વક કરવા માંડી એટલે અત્રેના અધિકારીઓ ચમકી ઉઠ્યા અને અમારી એ ચળવળને દાબી દેવાના રસ્તા લેવા માંડ્યા. માતા, મારી શક્તિ અનુસાર મેં સામ્રાજ્યની સેવા બજાવી છે. મારી આજ પર્યંતના રાજકીય જીવનથી અત્રેના સત્તાધીશોને ચિંતાગ્રસ્ત થવું પડ્યું નથી. સ્વરાજ્ય અમોને મળવું જ જોઇએ એવો મારો દૃઢ આગ્રહ હોવાથી હોમરૂલ લીગના પ્રમુખ તરીકે કાર્ય કરવાનું વ્રત મેં ગ્રહણ કર્યું હતું. માતા, હું હવે વૃદ્ધ થયો છું છતાં આપની મટ્ટીથી મારી આ દેહ બંધાયેલી છે તો મારા જીવનના અંતકાળ પર્યંત આપની સેવા બજાવવી એ મારૂં પરમ કર્તવ્ય હોવાથી મિસિસ બેસંટ આદિ આગેવાનોના નજરકેદ થવાથી મારા ઉપર જોખમદારીઓ વધુ પ્રમાણમાં આવી પડી. વૃદ્ધ છતાં હું સજ્જ થયો. મેં નિશ્ચયપૂર્વક મારા બંધુઓને જાહેર કર્યું કે સરકારી અમલદારોની હોમરૂલ લીગ પ્રત્યે ગમે એટલી અવકૃપા થાય, કદાચ હોમરૂલ લીગની ચળવળને ગેરકાયદેસર ઠરાવે તો પણ લીગનું સુકાન આ બાહુએ ધરેલું છે તે ગમે તેવા સંજોગોમાં ન છોડીશ તે ન છોડીશ. ગમે તેવાં કારાગૃહનાં દુઃખો આ વૃદ્ધ કાયા ઉપર આવી પડે તો તે પણ સહન કરીશ; પરંતુ હોમરૂલના નાવને ન છોડીશ. આવા દૃઢ નિશ્ચયથી હું મારા જીવનના અંતકાળના દિવસો પસાર કરૂં છું.

**હિંદ દેવી**—શાબાશ, મારા વીર પુત્ર, તને ધન્ય છે. તારા સુદૃઢ નિશ્ચયથી તેં અણીના સમયના મામલાને અત્યંત બળ આપ્યું છે. તારા પગલે તારા લાખો બંધુઓ ચાલો એવી મારી તને આશિષ છે. વયોવૃદ્ધ સર આયર માતાને વંદી એક બાજુએ બેઠા એટલે તેમનું સ્થાન દેવી બંગાળે લીધું.

**બંગાળ દેવી**—પુજ્ય માતા, જાપતાની રાજ્યનીતિ મારે ત્યાં એટલી બધી વધારી દીધી છે કે આજકાલ મારા સેંકડો પુત્રોને પરહેજ કરવામાં આવ્યા હશે સી આઇ. ડી.નો ત્રાસ એટલો બધો વધારી મુકેલો છે કે મારા કોઇ પણ આબરૂદાર પુત્ર પણ નિરાંતથી બેસી શકતા નથી. માતા, મારા પુત્રોને 'એનાર્કીસ્ટો'નું કલંક ચોંટાડવામાં આવ્યું છે મારા પુત્રો અંગ્રેજી કેળવણી લઇ સ્વતંત્રતા તે શું તે શિખ્યા. મીલ્ટન, મોરલે, બર્ક, શેક્સપીઅર, હેમ્પડન અને શેલી આદિ ઇંગ્લાંડના મહાન રાજ્યદ્વારી પુરૂષોના અભ્યાસક બન્યા અને તેમનામાં અનેક અભિલાષાઓ પોતાની જન્મભૂમિ માટે ઉત્પન્ન થઇ. આ અભિલાષાને પોષવાને બદલે અધિકારી વર્ગ તેમના પ્રત્યે કડક થવા લાગ્યા. તેમની ઉગતી આશાઓને પગ નીચે છુંદી દેવા લાગ્યા. વિદ્યાર્થીઓના ઉપર અંકુશ મૂકાયા. રાજ્યદ્વારી સભાઓમાં **ન જવું** એવાં ફરમાન થયાં. તેમની જ જન્મભૂમિના મહાન દેશસેવકો—નેતાઓનાં ભાષણ સાંભળવા ન જવું એવા અંકુશો મૂકયા. અનેક અનેરી આશાઓના પ્રવાહમાં ઉછાળા મારતા મારા પુત્રોની લાગણીઓ દાબી દેવાના પ્રયત્નથી તેઓ નિરાશ—અત્યંત નિરાશ થઇ ગયા. તેઓ ધીરજ અને વિશ્વાસ ખોઇ બેઠા. કેટલાકોએ નિશ્ચય કર્યો કે ચમત્કાર સિવાય નમસ્કાર આ જગતમાં છે જ નહિ. એમ સમજી ખુનામરકીના માર્ગે ચાલ્યા. પરંતુ માતા, હું આપને પૂછું છું કે એમાં મારા પુત્રોનો શો દોષ છે? તેમની યોગ્ય અભિલાષાઓને પગ નીચે કચરી નાંખવાની કંઇ જરૂર? ઉમ્મરે પહોંચેલા મારા અનેક ડરેલ પુત્રો—યુવાનોને આ રસ્તેથી વાળી લેવા ભગીરથ પ્રયત્નો આદરી રહેલા છે. માતા, જાપ તાની આવી અસહ્ય રાજનીતિનો ફેલાવો થતો અટકાવવાની ખાસ જરૂર છે. સ્વરાજ્ય એ અમારૂં અંતિમ ધ્યેય છે. તેને માટે અમારી ચળવળ કોઇ પણ ભોગે રહેશે જ એ અધિકારી વર્ગે સમજવું જ જોઇએ. ચિતામાં બાળવા મૂકેલી મારા પુત્રોની દેહ પણ એક વાર ઉઠી પોકાર પાડશે કે સ્વરાજ્ય આપો, અમોને સ્વરાજ્ય આપો. તમો ન આપશો તો પણ અમો લઇશું જ. અમારે ત્યાંના હાકેમ લૉર્ડ રેનોલ્ડશેના ઉદ્‌ગારો પણ એટલા બધા નિરાશાજનક છે કે તેઓ શાણી શિખામણ આપે છે કે હિંદને સ્વરાજ્ય તો મળશે પરંતુ તે હાલમાં તો નહિ જ. અમારાં વર્તમાનપત્રો ઉપર છાપાના અંકુશનો સખત કાયદો ઝઝુમી રહ્યો છે. જાહેર મીટીંગો ભરતી અટકાવવાના કાયદાનો અમલ પણ સ્થળે સ્થળે થાય છે. અને કાયદેસરની અમારી ચળવળને આમ તોડી નાંખવામાં આવે છે જેને પરિણામે અશાંતિનું સામ્રાજ્ય ફેલાવા પામી રહ્યું છે. આવા અતિ દુઃખદ સંજોગો આવેલા હોવા છતાં અમારો દૃઢ આગ્રહ છે કે અમારી કાયદેસરની ચળવળને જીવને જોખમે પણ અમે ચાલુ જ રાખીશું. આટલું બોલી દેવી બંગાળ, મદ્રાસ દેવીની સાથમાં જઇ બેઠાં અને તેનું સ્થાન પંજાબ દેવીએ લીધું.

**પંજાબ દેવી**—માતા, મારાં રોદણાં પણ એવાં જ છે. અમારે ત્યાંના હાકેમે પણ ઉપલા હાકેમોના જેવા જ ઉદ્‌ગાર કહાડ્યા છે. અમોને કેવા સુધારાઓ યુદ્ધ બાદ આપવા તેની તપાસ કરવા રાઉન્ડ ટેબલવાળા મી. કરટીસ અત્રે આવેલા તેમણે અમલદાર વગેરેની મુલાકાત લઈ પોતાના મંડળ આગળ ભરડી માર્યું કે હિંદ સ્વરાજ્યને લાયક નથી! તેઓ સાહેબ તો એટલે સુધી ગયા હતા કે પાંચ સ્વતંત્ર પ્રજાઓએ સાથે મળીને યુદ્ધ બાદ સામ્રાજ્યનો કારભાર કરવો એટલે કે આજ સુધી ઇંગ્લાંડ એકલું સત્તા ધરાવતું. યોજના પ્રમાણે સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો પણ અમારા ઉપર હકુમત ભોગવે. આવી અધમ વૃત્તિ આવા લોકોની સવેળા બહાર પડી ગઈ અને અમારા પુત્રોએ આવી વાતો કરનારાઓની સખત ઝાટકણી કહાડી. આશ્ચર્ય જેવું તો એ હતું કે મી. કરટીસના વિચારો સાથે અત્રેના અમલદારો પણ સહમત થયા હતા. અમોને ગુલામગીરીના વધુ ઉંડાણમાં ઉતારવાના ખાડામાં ફેંકી દેવાના પ્રયત્નો જે પ્રસંગે અમારા પુત્રો ઇંગ્લાંડને ખાતર પ્રાણાર્પણ કરી રહ્યા છે તેવે પ્રસંગે થાય છે ત્યારે માતા, અમારૂં લોહી ઉકળી આવતું હોય તેમાં આશ્ચર્ય કંઇ છે? ડીફેન્સ ઑફ ઇન્ડીઆ ઍક્ટ યુદ્ધ શરૂ થયા પછી અત્રે પસાર કર્યો. કોઈ પણ દુશ્મન પ્રજા અત્રે આવી ધાલમેલ ન કરે તેના બચાવ માટે આ કાયદો વૉર મેઝર તરીકે પસાર કર્યો છે એમ કહેવામાં આવ્યું. હવે તેનો ઉપયોગ સ્વરાજ માટે ચળવળ કરતા અમારા પુત્રો સામે કરવામાં આવે છે. માતા, મારી બ્હેને ઘણું કહી ગઇ છે છતાં એમ થાય છે કે શું કહું અને શું રહેવા દઉં? વિશ્રામ અને શાંતિનું કોઇ સ્થાન અમારે માટે રહેલું લાગતું નથી. આપ હવે યોગ્ય માર્ગ અમને બતાવો, માતા. આટલું કહી દેવી પંજાબે પોતાની બેઠક લીધી—અને ગરવી ગુર્જર દેવી માતાને પ્રણામ કરી બોલવા લાગ્યાં: માતા, મારા પુત્રો મોટે ભાગે વેપાર ઉદ્યોગમાં જ મચ્યા રહેતા હતા. હાલની આ વિકટ દશા નિહાળી તેઓએ પણ હવે કમર કસી છે અને સર્વત્ર હોમરૂલ લીગ સ્થાપી સ્વરાજ્ય માટે તેઓ પોકાર પાડી રહ્યા છે. તેઓ તો હવે નિશ્ચય ઉપર આવ્યા છે કે દુઃખો સહન કર્યા સિવાય કોઇ વાતનો આરો આવે એમ છેજ નહિ. અમારા પુત્રોની વફાદારી ઉપર પાણી ફરી વળે છે. ઈંગ્લાંડ ઉપર કરેલા ઉપકારનો બદલો જો માતા આવો જ અમોને મળવાનો હોય તો અમારૂં એ ખરેખર દુર્ભાગ્ય જ છે. ગુર્જર દેવી આ પ્રમાણે કહી રહી છે એટલામાં તો ઉંચે આકાશમાં ભારે સુસવાટા થતા હોય તેમ સંભળાવા લાગ્યું. મારી દૃષ્ટિ સહજ આકાશ તરફ વળી તો માલુમ પડ્યું કે પુર વેગમાં હિંદ મૈયાની ઝુંપડી તરફ એક એરોપ્લેન નીચે ઉતરે છે. જોતજોતામાં તો તે ઝુંપડી નજીક જમીન ઉપર આવી ઉભું રહ્યું. એરોપ્લેન આવીને જમીન ઉપર ઉતર્યું કે તેમાંથી પ્રથમ ગોરવર્ણી દેવી બ્રિટાનીઆ બહાર નીકળી. તેની જ પાછળ મી. લૉઇડ જ્યોર્જ તથા મી. મોન્ટેગુ મંદ ગતિથી પ્રયાણ કરતા જોઇ હું એકદમ આનંદાશ્ચર્ય પામ્યો અને મેં વિચાર્યું કે હવે જ ખરેખરી ગમ્મત જોવાની મળે એમ છે. દેવી બ્રિટાનીઆ હિંદ મૈયાના ઝુંપડામાં દાખલ થયાં અને હિંદ દેવીને જોઈ હર્ષમાં તેણે કહ્યું:—વહાલી સખી, કેમ કુશળ અને આનંદમાં તો છો ને? હિંદ દેવી (એક કટાક્ષ ફેંકી):—કુશળ યા તો આનંદમાં હોઉં કે ન હોઉં તેની તો શી ગરજ છે? મહેરબાની ખાતર હવે તું એટલું કર કે મીઠા મીઠા શબ્દો તારે મારી આગળ

બોલી મને કરોળીઆની માફક જાળમાં ન ફસાવ. તારે તારાં આજ સુધીનાં વચનોથી મોહઇ, લોભાઇ હું જગતની દૃષ્ટિમાં મૂર્ખ ઠરી છું. મારાં વહાલાં સંતાનોની હાય ટળતી નથી. અરે, પરમાત્મા તારે ખાતર મેં શું કરવાનું બાકી રાખ્યું ? મારા સર્વસ્વનો ભોગ મેં આપ્યો. મારાં પ્રિય સંતાનોએ તારે ખાતર પ્રાણાર્પણ કર્યાં. છતાં તારા દીલમાં દયાનાં ઝરણુ ન વહ્યાં. તેમની સ્વરાજ્યની અભિલાષાને તું ન પોષી શકી. મારા જીવનને ધિક્ક છે. મારૂં સર્વ કરેલું પાણીમાં ગયું. તારા તુમાખી પુત્રોએ જાપ્તાની જે રાજનીતિ ગ્રહણ કરી છે, તેનું તને કંઇ ભાન છે? જગત તારે માટે શી વાતો કરશે તેની તને કંઇ પરવા છે ખરી? આટલે દરજ્જે તું પહોંચશે એમ હું કદી માનતી ન હતી. આ તારા ઉદાર દીલના પુત્ર મી. લોઇડ જ્યોર્જ તારે ત્યાં રહી કહે છે કે હિંદ હવે સામ્રાજ્યમાં સમાન ભાગીદાર લેખાશે. તેનાં વચનોની અત્રેના અધિકારી વર્ગને કંઇ પરવા છે ખરી? જો નથી તો તારા આવા જોખમદારી ભોગવતા પુત્રને કહી દે કે આવા આશાજનક વાક્ય નિરર્થક ન ઉચ્ચારવા. એક બાજુ તે આવાં વાક્યો ઉચ્ચારે છે, બીજી બાજુ હિંદમાં અમલદાર વર્ગ કહે છે કે સ્વરાજ્યના વિચાર મગજમાંથી દૂર કરો. અમે તો રૂશિયન રાજ્યપદ્ધતિ તમારે માટે ગ્રહણ કરીશું. મિસિસ બેસંટને નજરકેદમાંથી મુક્ત કરવા મારા પુત્રોએ પ્રાર્થના ઉપર પ્રાર્થનાઓ એમને ગુજારી છે, તારો ઉપર તારો છોડ્યા છે. તું જરા પૂછ તો ખરી એમને, કે તે તારો એમને મળ્યા ખરા? મળ્યા હોય તો ચૂપ કેમ બેસી રહ્યા છે? મી. ચેમ્બરલેન ગયા આ મી. મોન્ટેગુ આવ્યા. એમને માટે કંઇક આશા મારા પુત્રો બાંધી બેઠા છે. પરંતુ નીવડ્યે ખરૂં. તમે મહેરબાની કરી મારી આગળથી આવ્યાં ત્યાં પાછાં જાઓ. મારાથી સહન નથી થતું—પણ શાંતિથી જેટલું સહન કરવું પડવાનું હશે તેટલું કરવા દો. પ્રતિઉત્તર પણ મારે જોઇતો નથી.

(**બ્રિટાનીઆ દેવી**—રાણી, વહાલી સખી, આમ ઉતાવળી, બ્હાવરી બની નિરાશ ન થા. મને પણ હૃદય છે. હું સર્વ સમજું છું. તારા ઉપકારો હું વિસરૂં એમ નથી. દરેક વસ્તુને માટે આ સંસારમાં સમય હોય છે. તારે માટે પણ સમય આવશે. પ્રભુ પર શ્રદ્ધા રાખ અને તારા પુત્રોને કર્તવ્યપરાયણ થવાનું શિખવ. કસોટીએ ચઢ્યા શિવાય પ્રજા ઘડાયેલી મેં સાંભળી, જોઇ નથી. આત્મભોગ અને સ્વાર્થત્યાગ અને સતત ઉદ્યોગ વિના મુક્તિ જગતમાં સાંભળી છે! તે કરવાનું તારા પુત્રને શિખવ, તો જગતમાં હું એવી કોઇ શક્તિ જોતી નથી કે જે તારા પુત્રોની પ્રગતિ અટકાવી શકે. વધુ શું કહું? ટુંકમાં આટલું કહેવું બસ છે. હું તને સારૂં લગાડવા મીઠા શબ્દો બોલવા આવી નથી. ત્હને દુઃખી અને નિરાશ થતી જોઇ મને તારી મુલાકાત લેવા પ્રેરણા થઈ તેથી આવી છું. એક વાર ફરી તારો આભાર માનું છું. અને તારાં બાળકોને મેં દર્શાવ્યું તે શિક્ષણ આપવાનો બંદોબસ્ત કર.

**હિંદ દેવી**—વારૂ બેન, હવે મારા પુત્રો એ જ ઉદ્દેશાનુસાર ચાલશે. સ્વાશ્રય, એ જ જગતમાં ઉન્નતિનું મૂળ તે પ્રથમ શિખવીશ.

**દેવી બ્રિટાનીઆ**—એ જ માર્ગે કલ્યાણ થશે. એ જ માર્ગ તારા પુત્રો ગ્રહણ કરો એવી આશિષ આપું છું. (**મદ્રાસ, બંગાળ** આદિ દેવી તરફ નિહાળીને)

પુત્રીઓ દુઃખી ન થશો. મારૂં કહેલું તમારા પુત્રો પાસે અમલમાં મુકાવો એટલે તમારા ઉન્નતિ છેજ, છેજ. આટલું કહી દેવી બ્રિટાનીઆએ વિદાય માગી. હિંદ દેવી પણ વળાવવા ઉઠયાં. ઉઠતાંની સાથેજ મારો આંખો પણ ઉઘડી. સ્વપ્નસૃષ્ટિ જોઇ આશ્ચર્ય થયું સ્વાશ્રય, આત્મભોગ, સ્વાર્થત્યાગ અને સહન કરવાની શક્તિ એજ રાજકીય મુક્તિ મેળવવાના માર્ગ છે તે નિહાળ્યું અને અનુભવ્યું. પ્રભુ ભારતવાસીને એ બળ સમર્પો એવી અંતિમ પ્રાર્થના છે. અસ્તુ. વંદે માતરમ્

પરાગજી ખંડુભાઈ.

---

# ઉમરેઠમાં જાહેરજીવન.

---

જાહેર સંસ્થાઓ—કેળવણીને માટે આ શહેરમા એક ઈંગ્રેજી હાઇસ્કુલ છે, જેમાં લગભગ પાણી ચારસો વિદ્યાર્થી અભ્યાસ કરે છે; મ્યુનિસિપાલીટીની પ્રાથમિક મુખ્ય એક શાળા અને પ્રાન્ત્ય ત્રણ શાળાઓ છે; કન્યાશાળા મુખ્ય અને પ્રાન્ત્ય મળી બે છે. સંસ્કૃત વ્યાકરણ તથા વેદાધ્યયન માટે એક ખાનગી સંસ્થા કામ કરે છે. સ્ત્રીઓને માટે એક વનિતાવિશ્રામ નામક સંસ્થા ચાલે છે. ગામમાં એક જાહેર લાયબ્રેરી છે, જેમાં પેપર વાંચવાની દરેક ગૃહસ્થને છૂટ છે. પુસ્તકો માટે મેમ્બરની યોજના છે. વળી "શ્રી ગોખલે સ્મારક લાયબ્રેરી" છે, જેનાં ઘણાં ઉત્તમ પુસ્તકોનો વિદ્વાનોની સલાહ લઈ સંગ્રહ કર્યો છે. આ "શ્રી ગોખલે સ્મારક લાયબ્રેરી"માં ખાસ કરીને ઐતિહાસિક, આર્થિક અને રાજકીય પુસ્તકો છે, જેની ઉમરેઠમાં પહેલાં ઘણી જ ખોટ હતી. બીજી એક ખાનગી પણ જનસમાજને માટે મુફત લાયબ્રેરી છે, જેનું નામ શ્રી પરમાનંદ લાયબ્રેરી છે. આ શિવાય કેટલાંક ન્હાના ન્હાના સામાજિક મંડળોની લાયબ્રેરીઓ છે. ઉમરેઠમાં એક "યુવક મંડળ" નામક નવી સંસ્થા છે, જે સામાજિક વિષયો તથા શારીરિક અને માનસિક કેળવણી હાથ ધરે છે. વળી તાલુકા કોન્ગ્રેસ કમિટી સ્થપાયાનું હાલમા સાંભળ્યું છે. "હરિ" સભા નામક એક જુની સંસ્થા છે, તે હાલમાં સુસ્ત છે.

હુન્નર ઉદ્યોગ અને વેપારમાં પણ આ શહેર છેક પછાત નથી. તુવેરની દાળ અત્રેથી બહાર ગામ જાય છે. દર વર્ષે લગભગ ૨૫,૦૦૦ કળસી દાળ બહાર ગામ જતી હશે. કઠોળની નિકાસ પણ સારી છે. અત્રે વણાટકામ માટે હાથની ચ.રેક શાળ ચાલે છે, જેમાં પહેરણ તથા પંચીઆં માટે કપડું તૈયાર થાય છે. સુતર મહાત્મા ગાંધીજીના આશ્રમ દ્વારા પુરૂ પાડવામાં આવે છે. પીતળનાં તાળાનું કારખાનું બહુ સારૂં અને ટકાઉ

કામ કરે છે. કપાસ પીલવાનાં બે જીન છે. સ્વદેશી માલ માટે અત્રે એક સ્વદેશી સ્ટોર થોડા વખતમાં ખોલવામાં આવનાર છે. જેના ડીરેકટરો વિગેરે થોડા વખતમાં નક્કી થયેથી હીલચાલ બહાર પડશે. તેની સહી માટેની માગણીઓ થવા માંડી છે.

મ્યુનિસિપાલીટીમાં છ ચુંટાયલા અને છ સરકારે નીમેલા મેમ્બરો છે. તેમાં સરકારે નીમેલા મેમ્બરોમાં ત્રણ સરકારી નોકર પહેલેથી હતા અને એક ચોથા મેમ્બરના દેવલોક પામવાથી, જે મેમ્બર નીમાયા છે તે પણ સરકારી નોકર હોવાથી કુલ્લે ચાર સરકારી નોકરો મેમ્બર છે. આમ હોવાથી હાલની મ્યુનિસિપાલ કાઉન્સીલ વાંધા ભરી ગણાય ખરી. આવી કાઉન્સીલે તેના પ્રમુખની ચુંટણીનો પ્રસંગ પ્રાપ્ત થતાં અટપટી રીતે પ્રમુખની ચુંટણી કરી લીધી છે. મ્યુનિસિપાલીટીએ રૂ. ૬૦) સાઠના દરમાયાથી એક સેક્રેટેરી રોકયો છે; છતાં કાંઇ શહેર સુધારણામાં ખાસ ફેરફાર જોવામાં આવતો નથી. રસ્તાઓમાંની ગંદકી માટે હજી પણ બૂમ મારવી કાયમ જ રહી છે. કેળવણી બાબતમાં ઉમરેઠની મ્યુનિસિપાલીટી, તેની આવકનો સારો ભાગ વાપરે છે. દવાખાનું છે, પણ લોકોને બરાબર સગવડ હોવાનું ભાન થતું નથી. દવાઓમાં સારો ખર્ચ મ્યુનિસિપાલીટી કરે છે, પણ લોકને સંતોષકારક દવા મળવાના ઉદ્‌ગાર સંભળાતા નથી. તળાવ અને કુવાઓની નજીક ઘણી જ ગંદકી હોય છે. ઉમરેઠનાં હવાપાણી સારાં ગણાતાં હોવા છતાં, આ કારણથી તંદુરસ્તીમાં હાની પહોંચે છે.

રમતગમ્મત માટે, રેવન્યુ ખાતા તરફથી એક જમીનનો ટુકડો મળ્યો છે, જ્યાં ક્રીકેટ ટીમ્સ તેનો લાભ લે છે; છતાં આ જગોની આજુબાજુ ઘણી જ ગંદકી રહે છે. આજુબાજુ ખાડા ખાબોચીઆં હોઇ હવામાં બીગાડ થાય છે, અને કેટલાક ભાગમાં ઉકરડા વિગેરે છે, જે ઉપડાવવા મ્યુનિસિપાલીટી તરફથી બીલકુલ તજવીજ થતી નથી. ઉમરેઠના ભવિષ્યના શહેરીઓના લાભ માટે મ્યુનિસિપાલીટીએ આ બાબતમાં ખાસ ધ્યાન આપવું જોઇએ.

ઉમરેઠવાસી.

---

# ગુજરાતનું જાહેર જીવન.

## ભરૂચ.

તા. ૨૦-૭-૧૯૧૭.

**સ્થાનિક મ્યુનિસિપાલીટી સામે જુસ્સો:**—ભરૂચ શહેરની સુધરાઇએ 'હલાલખોર સેસ' અત્રે દાખલ કરવા ઠરાવ કરેલો અને શહેરના ભસમ બાજરૂ પુરાવી નાંખી, લેવાના બાજરૂ કરાવવા વિચાર રાખેલો તે વિરૂધ્ધ પોકાર કરવા તા. ૨૪-૬-૧૯૧૭ ને રવિવારે 'દશાલાડની વાડીમાં' શહેરના લોકોની એક ગંજાવર સભા, ભરૂચ "મહાજન" ના શેઠ, મજમુદાર મોતીલાલ તુલજારામના પ્રમુખપણા નીચે, સાંજના ૫ કલાકે ભરવામાં આવી હતી. સભામાં સુધરાઇના અસ્તવ્યસ્ત કારોબાર પર સખ્ત વિવેચન થઇ, શહેરમાં થવા જોઇતા તાત્કાલિક આવશ્યક સુધારા પ્રથમ કરવા જોસભેર

માંગણી થઇ હતી અને ‘ હલાલખોર સેસ ’ ના બીન જરૂરીપણા અને ભારેપણા બાબત તીવ્રપણે લોકમત ઠકળી ઉઠયો હતો. ‘ હલાલખોર સેસ ’ દાખલ થયે લોકોમાં ખળભળાટ વધશે માટે ઉક્ત કર અમે દાખલ ન કરવા તથા દટણ જાજરૂને બદલે લેનાના જાજરૂ નહિ કરવા વિષેના ઠરાવો નામદાર ગર્વનર, મે. ઉત્તર વિભાગના કમીશનર સાહેબ, અત્રેના કલેકટર સાહેબ અને મ્યુનિસિપાલીટીના પ્રમુખ તથા સભાસદો ઉપર મોકલી આપવામાં આવ્યા હતા.

તા. ૨૬–૬–૧૯૧૭ ને મંગળવારે સાંજના ૫–૩૦ મિનિટે, ભરૂચ શહેરના ‘ ડી ’ વૉર્ડમાં વસતા લોકો તરફથી, તે વૅર્ડમાં માત્ર ૮૦ ભસમ જાજરૂ હોવાને સબબે, સુધરાઇ, તે એકદમ, અખતરા માટે પુરાવી નાંખવા ઉભી થઇ છે, તે સામે સખ્ત નાપસંદગી દર્શાવનારા ઠરાવો યોગ્ય રીતે પસાર કરી ઘટતે સ્થળે મોકલવા, મહમદપુરા આગળની ઘાંચીની વાડીમાં, રા. જગજીવનદાસ ગુલાબદાસ મોદી બી. એ., એલએલ. બી. ના પ્રમુખપણા નીચે શહેરના લોકોની એક જાહેર સભા બોલાવવામાં આવી હતી. શહેરના લોકોની આ જબરી ચળવળનું પરિણામ એ આવ્યું છે કે, મ્યુનિસિપાલીટીમાં, ‘ ભસમ જાજરૂ પુરાવી નહિ દેવા ’નો રા. દીનકરરાવ નરભેરામ દેશાઈ એમ. એ., એલએલ. બી. કાઉન્સીલરનો સુધારો વધુ મતે પસાર થયો છે.

૨. **ભરૂચ થીઓસોફીકલ સોસાયટીનો વાર્ષિકોત્સવઃ**—તા. ૧–૭–૧૯૧૭ ને રવિવારે સાંજના ૫ કલાકે થીઓસોફીકલ સોસાયટીના મકાનમાં આ મંડળનો જાહેર વાર્ષિક મેળાવડો સરદાર રાવબહાદુર મોતીલાલ ચુનીલાલ દેશાઇના પ્રમુખપણા નીચે થયો હતો. મંડળના સેક્રેટરીએ વાર્ષિક રીપોર્ટ વાંચી સંભળાવ્યો હતો અને સોસાયટીની ઉપયોગિતા દીનપ્રતિદીન કેમ વધે તે સંબંધી મનનીય ભાષણો થયાં હતાં.

૩ **‘ હિંદના દાદા ’ માટે ખેદઃ**—મહાન દેશભકત, મહર્ષિ દાદાભાઇ નવરોજજી સ્વર્ગસ્થ થયાના શોક સમાચાર સાંભળતાં જ, મરહુમના માનમાં અત્રેની ‘ દાદાભાઇ નવરોજજી ફ્રી રીડીંગ રૂમ અને લાયબ્રરી ’ ૨ દિવસ બંધ રાખવામાં આવી હતી અને લાયબ્રેરીના પ્રમુખે દિલગીરી દર્શાવનારો તાર મરનારના કુટુંબ પર મોકલ્યો હતો. શહેરમાં મરહુમના માનાર્થે દુકાનો બંધ રાખવામાં આવી હતી તેમજ મ્યુનિસિપલ નિશાળો પણ બંધ રાખવામાં આવી હતી. તા. ૨–૭–૧૯૧૭ ને રોજ સાંજના ૫ વાગે જમશેદ બાગમાં બહેરતીનું ઉઠમણું થયું હતું અને અગીઆરીમાં ધાર્મિક ક્રિયા થયા બાદ, ખા. બ. આદરજી મંચેરજી દલાલના પ્રમુખપણા નીચે મરહુમના સંબંધમાં એક જાહેર શોકસભા ભરવામાં આવી હતી જેમાં પારસી ઉપરાંત હિંદુ મુસલમાનોએ પણ ભાગ લીધો હતો. સભામાં મરહુમના આદર્શ જીવનની સ્તુતિ થઇ તેમના પગલે ચાલવા બોધ આપવામાં આવ્યો હતો. અગીઆરીમાં મરહુમની તસ્વીર રાખવા, પાક ભણતરમાં તેમનું નામ જોડવા અને તેમની ‘ બાજ ’ ને દિવસે, તેમના સ્મરણાર્થે, સભા વર્ષોવર્ષ ભરવા ઠરાવો થયા હતા.

તા. ૬–૭–૧૯૧૭ ને રોજ સાજના ૫–૩૦ મિનિટે અત્રેના ‘ દાદાભાઈ નવરોજજી હૉલમાં ’ ભરૂચ ડીસ્ટ્રીકટ ઍસોસીએશન તરફથી, ભરૂચ ડીસ્ટ્રીકટના લોકોની એક જાહેર સભા, ડૉ. દાદાભાઇ નવરોજજી એલએલ. ડી. ના શોકજનક મરણ માટે દિલગીરી દર્શા-

વવા તથા નામદાર મદ્રાસની સરકારે મિસિસ એની બેસન્ટ અને તેમના બે જોડીઆઓને નજરકેદ કરી સામ્રાજ્યમાં હિંદ માટે સ્વરાજ્ય મેળવવાની કાયદેસર હીલચાલને ધમકીથી દબાવી દેવા જે રાજનીતિ અખત્યાર કરી છે તે સામે નાપસંદગી દર્શાવવા મી. એ. એન. અંકલેસરીઆ બી. એ. બાર-ઍટ-લૉના પ્રમુખપણા નીચે બોલાવવામાં આવી હતી જેમાં સભાના ઉદ્દેશને અનુસરતા યોગ્ય ઠરાવ પસાર થઇ તે ઘટતે સ્થળે મોકલવા સર્વાનુમતે ઠર્યું હતું.

તા. ૮-૭-૧૯૧૭ ને રોજ અત્રેના 'ભરૂચા હૉલમાં' સાંજના ૫ કલાકે સરદાર રા. બ. મોતીલાલ ચુનીલાલ દેશાઇના પ્રમુખપણા નીચે, ભરૂચના શહેરીઓની એક જાહેર સભા, દેશના દાદાના દિલગીરીભર્યા મરણ માટે તેમજ સર જ્યૉર્જ બર્ડવુડ ગુજર્યા તે માટે શોક પ્રદર્શિત કરવા ભરવામાં આવી હતી. સભામાં મરહુમો વિષે યોગ્ય વિવેચન થઇ ઘટતા ઠરાવો થયા હતા અને પુજ્ય દાદાભાઇના સ્મારક માટે ફંડ ઉઘરાવવા એક વગવાળી કમિટી નીમાઇ હતી.

૪. **ભરૂચ હોમ રૂલ લીગ તરફનું ભાષણ**:—તા. ૧૫-૭-૧૯૧૭ ને રવિવારે સાંજના ૫-૩૦ કલાકે અત્રેના 'દાદાભાઇ હૉલમાં' ભરૂચ હોમરૂલ લીગ તરફથી, મુંબઇ હોમરૂલ લીગના ડેપ્યુટેશન દ્વારા, 'વર્તમાન રાજકીય સ્થિતિ' વિષે, એક હમ્મેશ માટે યાદગાર રહી જાય એવું જાહેર ભાષણ, શ્રીમાન શેઠ રતનસી ધરમસી મોરારજીના પ્રમુખપણા નીચે, અપાવવામાં આવ્યું હતું. અત્રેના વતની રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, બી. એ., એલએલ. બી. ઍડવોકેટે ઉક્ત ડેપ્યુટેશનનો અત્રે આવવાનો શો ઉચ્ચ ઉદ્દેશ છે તે પોતાની લાક્ષણિક શૈલીમાં સભા સમક્ષ વર્ણવ્યો હતો. રા. મનસુખલાલ આત્મારામ માસ્તર એમ. એ. એ ઐતિહાસિક દૃષ્ટિએ ભાષણનો વિષય વિદ્વતા ભરી રીતે ચર્ચ્યો હતો. સાક્ષર શ્રી ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા બી. એ., એલએલ. બી. હાઇકોર્ટ વકીલે ઉત્તમ વકતૃત્વ શકિતથી વિષય પરત્વે ભાષણ કરી અજબ અસર ઉપજાવી હતી. સામ્રાજ્યમાં હિંદ માટે સ્વરાજ્ય મેળવવાની કાયદેસર માંગણી બરોબર રીતે થઇ શકે તેટલા માટે આ લડત ઉપાડી લેવા અને તેનો ઘોષ ગામડાના એકકે એક આદમીને પુગાડવા જબરી જોસભેર અપીલ સભામાં કરવામાં આવી હતી જેની સચોટ અસર અને પરિણામ રૂપે સભામાં કેટલાક હોમ રૂલ લીગના સભાસદો થયા હતા. અત્યાર સુધીમાં અત્રે આશરે ૫૦ હોમ રૂલ લીગના સભાસદો થયા છે અને જીલ્લામાં પણ ૩ હોમ રૂલ લીગની શાખાઓ સ્થપાઇ છે.

૫. **ભરૂચ કેળવણી મંડળની જાહેર પ્રવૃત્તિ**:—તા. ૧૮-૭-૧૯૧૭ ને રોજ સાંજના ૬ કલાકે, અત્રેના 'દાદાભાઇ હૉલમાં' ખા. બ. આદરજી મંચેરજી દલાલ બી. એ. ના પ્રમુખપણા નીચે, "ગુજરાત કેળવણી પરિષદ" ની બીજી બેઠક અત્રે આવતા ઑકટોબર માસમાં થનાર છે, તે ભરવા અને તેની વ્યવસ્થા કરવા માટે, એક શરૂઆતની જાહેર સભા, વિચાર કરવા ભરાઇ હતી. સર્વન્ટસ ઑફ ઇન્ડીઆ સોસાયટીવાળા રા. અમૃતલાલ વી. ઠક્કર મુંબઇથી ખાસ અત્રે પધાર્યા હતા અને પરિષદ સંબંધી સંક્ષિપ્ત પણ માર્ગસુચક ઉપયોગી માહિતી તેમના તરફથી સભામાં રજુ

થઇ હતી અને પરિષદનું સર્વ કાર્ય તેમની અને રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકની સહાનુભૂતિ અને દેખરેખ નીચે થશે એમ જાહેર થયું હતું. સભામાં, સન્માનકારિણી સભાના પ્રમુખ, ઉપપ્રમુખો, સેક્રેટરીઓ અને વ્યવસ્થાપક મંડળના સભાસદો નીમવામાં આવ્યા હતા. પરિષદ અત્રે ઑકટોબર માસમાં હાઇકોર્ટ વેકેશન પુરી થાય તે પહેલાં અનુકૂળ તારીખોએ ભરવામાં આવનાર છે.

૬. તા. ૫ અને ૬ નવેંબર ૧૯૧૭ ને રોજ અત્રે મળનારી 'કો-ઓપરેટીવ કૉન્ફરન્સ' ના પ્રમુખ તરીકે ઑનરેબલ મી. લલ્લુભાઇ સામળદાસ મહેતાને નીમવામાં આવ્યા છે.

'ભરૂચી.'

## અમદાવાદ.

**હોમરૂલ લીગ**—મીસીસ બેસન્ટ, અરૂન્ડેલ અને વ્હાડીયાને નજરકેદ કર્યા તે બાબત વિરોધ દર્શાવવા, અત્રેની હોમરૂલ લીગની અસાધારણ સભા રા. હરિલાલ નાથાભાઇ વકીલ બી. એ., એલએલ. બી. ના પ્રમુખપદ નીચે રા. મગનભાઇ ચતુરભાઇની, ઓફીસે મળી હતી. મદ્રાસ સરકાર વિરૂદ્ધ તથા નજરકેદ થયેલાની પ્રસંશાના ખાસ ઠરાવો કર્યા બાદ સભાસદોએ હોમરૂલ લીગમાં સભાસદો વધારવા અને મીસીસ બેસન્ટના મદદમાં ફંડ ઉઘરાવવાની ગોઠવણ કરી હતી આ ફંડ લગભગ રૂા. ૬,૦૦૦ નું ભરાયું છે અને સભાસદોની સંખ્યા કુલ ૩૧૮ ની થઇ છે. અને હજી દરરોજ વધ્યે જાય છે. ત્યાર બાદ વડા પ્રધાન પર હિન્દ રક્ષણના કાયદાનો અત્રે આવો દુરૂપયોગ થાય છે તે વિષે ખાસ 'કેબલ' ઠરવામાં આવ્યો હતો.

આનન્દ ભુવન થીએટરમાં હોમરૂલ લીગ તરફથી એક ગંજાવર જાહેર મેળાવડો થયો હતો. તે પ્રસંગે પ્રમુખસ્થાન રા. બા. રમણભાઇને આપવામાં આવ્યું હતું. મુંબાઇથી એ પ્રસંગપર રા. મનસુખભાઇ માસ્તર, ચંદ્રશંકર પંડયા, જમનાદાસ દ્વારકાદાસ અને શંકરલાલ બૅન્કર તથા શેઠ રતનશી મોરારજી ખાસ પધાર્યા હતા. પહેલાં ત્રણે "આપણી હાલની સ્થિતિ" એ વિષે વિદ્વત્તાવાળાં અને અસરકારક ભાષણો કર્યા હતાં. સ્વામી સત્યદેવે પ્રસંગને અનુસરતું ન્હાનું પણ છટાદાર ભાષણ કરતાં જણાવ્યું કે "અમે ખુશી છીએ કે ઇશ્વરે અમને આ કસોટીનો પ્રસંગ આપ્યો છે. આત્માને શસ્ત્રો ભેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી અને પાણી ડુબાડી શકતું નથી એ હવે અમે વર્તનથી સાબીત કરી બતાવીશું." પ્રમુખે પણ નિડર, સ્પષ્ટ અને ઉત્તમ ભાષણ આપ્યું હતું. સભામાં શેઠ મંગળદાસ ગીરધરદાસ, મિસિસ અને શેઠ અંબાલાલ સારાભાઈ, અનસૂયા બ્હેન શેઠ અને મિસિસ બકુભાઇ વગેરે તમામ સંભાવિત સજ્જનો હતાં. 'એકસ્ટ્રીમીસ્ટ' કે 'મોડરેટ' અથવા હોમરૂલર્સ કે બીજા એવા કોઇ રાજદ્વારી ભેદો અમારે અહીં નથી. સર્વે પ્રકારનું રાજદ્વારી કામ ઉત્તમ પ્રકારના સંપથી અને સંઘશક્તિથી પ્રશંસનીય રીતે પાર પાડવામાં આવે છે.

**શાહેર સમસ્તની જાહેર સભા**—રા. બા. રમણભાઇના પ્રમુખ પદ નીચે, મિસિસ બેઝન્ટ, અરૂન્ડેલ અને વ્હાડીયાને નજરકેદ કર્યા તે સામે સખ્ત વિરોધ દર્શાવવા પ્રેમાભાઇ હૉલમાં એક ગંજાવર જાહેર સભા થઇ હતી. ડૉ. બેન્જામીન, શેઠ મંગળદાસ, શેઠ ગોવ-

ર્ધન ઇશ્વરભાઇ પટેલ તથા બેરીસ્ટર જીવણલાલ અને મગનભાઇ વગેરેએ સમયોચિત ઉત્તમ ભાષણો કર્યાં હતાં. મિસિસ બેઝન્ટની છબીને સુંદર ફુલોથી શણગારી મધ્યમાં ગોઠવવામાં આવી હતી. અને એમનું નામ બોલાતાં સભામાં વારંવાર તાળીઓની ગર્જના થઇ રહેતી હતી. એક તરફ મ્હોટા કાગળમાં નીચેનું કાવ્ય લટકાવવામાં આવ્યું હતું:—

"દીવાલ પથ્થરની ભલે
નહીં કેદખાનું થઇ શકે
સળિયા ભલે લોઢા તણા
પિંજર કદી નહીં લાગશે.
મન જો હશે નિર્દોષ મ્હારૂં
શાન્ત ચિત્તે ધારશે
એ પિંજરૂ એ કેદખાનું
તીર્થ જેવું માનશે.
જો પ્રેમ અંતરમાં હશે
સ્વાતંત્ર્યમાં દીલ ઝુકશે
રે, અંતરીક્ષે દેવ જેવું
હૃદય છુટું થઇ જશે."

**ગુજરાત સભા**—નગરશેઠ કસ્તુરભાઇના પ્રમુખપદ નીચે પ્રેમાભાઇ હૉલમાં સ્વ. ડૉ. દાદાભાઇ નવરોજીના મૃત્યુનો શોક પ્રદર્શિત કરવા ગુજરાત સભા તરફથી સમસ્ત શહેરીઓની જાહેર સભા બોલાવવામાં આવી હતી. રીત મુજબના ઠરાવો થયા બાદ અત્રેની દાદાભાઇ લાયબ્રેરીને સંગીન મદદ કરી એ મહાન દેશભકતનું નામ સદાકાળ કાયમ રાખવાની યોજના કરવા એક વગવાલી કમીટી નીમવામાં આવી છે.

**ગોખલે સોસાઇટી**—ગોખલે સોસાઇટીના પ્રમુખ રા. જીવણલાલ બેરીસ્ટરે અમદાવાદમાં રાષ્ટ્રીય કૉલેજ કહાડવા તજવીજ કરવા માંડી છે. નાતજાતનાં મંડળોની બીજી પરિષદ્ ભરવા અને વિદ્યાર્થીઓની કોન્ફરન્સ કરવા વિચાર ચાલે છે. શહેરની ધર્મશાળાઓ, મંદીરો તથા અન્નક્ષેત્રો કયાં કયાં છે અને એમનો નાણાં સંબંધી વ્યય કેમ થાય તે તપાસવા એક કમીટી નીમવામાં આવી છે.

**ગુજરાત સાહિત્ય સભા**—પ્રો. સાકળચંદ જેઠાલાલ શાહ, એમ. એ. ના પ્રમુખપદ નીચે પ્રો. કાન્તિલાલ પંડયા એ "વિજ્ઞાન અને પ્રજાજીવન" એ વિષે જાહેર ભાષણ આપ્યું હતું.

એમણે દેશનું આરોગ્ય સુધરે, આર્થિક ઔદ્યોગિક અને ખેતીવાડીના વિષયમાં દેશ આબાદ થાય; જ્ઞાન પ્રાપ્તિમાં ચોકસાઇ વધે, સત્યની શોધ માટે જનસમાજમાં પ્રીતિ થાય તે માટે વિજ્ઞાનના અભ્યાસની આવશ્યકતા બતાવી હતી. ડૉ. હરિપ્રસાદે ચર્ચા કરતાં જણાવ્યું કે વિજ્ઞાનનો અભ્યાસ કૉલેજોમાં કે હાઇ સ્કુલોમાં માત્ર 'ફારસ' જેવો જ થાય છે. ટાટાની બાદશાહી ભેટને સરકારે રખડાવી છે. ખેતીવાડીની કૉલેજોના

ગ્રેજ્યુએટો પણ સારા ખેડુતો બની શકયા નથી માટે ભવિષ્યના ટાટાઓએ કે ચીનુભાઇઓએ સરકારમાં પૈસા નહિં સોંપતાં પ્રજાની જ સ્વતંત્ર પ્રયોગશાળાઓ અને રાષ્ટ્રીય કોલેજો કહાડવી જોઇએ.

**સાહિત્યના અભ્યાસની પરિક્ષા.**—પ્રેમાભાઇ હૉલમાં તા. ૧૪ અને ૧૫ મી જુલાઇએ લેવાઇ હતી. ૨૩ પુરૂષ અને ૨ સ્ત્રી વિદ્યાર્થીઓ એ પરીક્ષામાં બેઠાં હતાં.

સાહિત્ય સભાનો વાર્ષિક સમારંભ પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવના પ્રમુખપદ નીચે ઉજવાયો હતો. સેક્રેટરી રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખે સાહિત્ય તથા કેળવણીની પ્રગતિનો ગયા વર્ષનો અહેવાલ વાંચ્યો. પ્રમુખે માતૃભાષા દ્વારા જ્ઞાન આપવાની ચર્ચા હાલના ઉચ્ચ કેળવણીના ક્રમમાં બંધબેસ્તી નથી એમ જણાવી પ્રો. લીમયેની દરખાસ્તની વિરૂદ્ધ અભિપ્રાય આપ્યો. ગુર્જર વાંચકોમાં ઘણી નાતો હોવાનું જણાવ્યું અને ભવિષ્યનું કાર્ય પદ્ધતિસર સુવ્યવસ્થા પુર્વક કરવાની જરૂર જણાવી ગ્રેજ્યુએટોને એમની શક્તિનું ભાન કરાવવાની અગત્ય બતાવી હતી.

**સેનીટરી એસોસીએશન**—પ્રોપ્રાયટરી હાઇસ્કુલના ૧૬૦૦ વિદ્યાર્થીઓની શારીરિક તપાસનું કાર્ય ડૉ. તળવલકર, ડૉ. ભગવત પ્રસાદ ભગત, ડૉ. બ્હેરાવાળા, ડૉ. હરિપ્રસાદ અને ડૉ. અજોધ્યાસિંગે પુરૂં કર્યું છે. મંડળ તરફથી ડૉ. કાનુગાએ હસ્તપત્ર 'આંખની સંભાળ' વિષે લખ્યું છે. એની પાંચ હજાર નકલો જુદી જુદી શાળાઓ તથા પાઠશાળાઓમાં છુટથી વ્હેંચવામાં આવી છે.

**મહિલા મંડળ અને ભગિનીવિદ્યોત્તેજક સમાજ**—મહિલા મંડળમાં ડૉ. બ્હેરાવાળા શરીરવિદ્યા, માંદાની માવજત વગેરે વિષયોપર અઠવાડીક ભાષણો આપે છે. સ્વ. દાદાભાઇ નવરોજજીના મૃત્યુથી દેશને જે ખોટ ગઈ છે તે માટે શોક પ્રદર્શિત કરવા, સૌ. રૂક્ષ્મણી બ્હેનના પ્રમુખપદ નીચે સ્ત્રીઓનો જાહેર મેળાવડો કરવામાં આવ્યો હતો.

ભગિની વિદ્યોત્તેજક સમાજમાં બ્હેન જયવતી વ્રજરાયે "રૂશિયાનો બળવો" એ વિષે એક લેખ વાંચ્યો હતો.

**સમસ્ત ગુજરાત પૈસા ફંડ મંડળ:**—ઉત્તર દસક્રોઇના ગામ ઊંવારસદ અને અડાળજમાં ઇંગ્રેજી નિશાળો ખોલવા આ મંડળના સભાસદો તથા મિત્ર અમદાવાદથી ગયા હતા. ગામના લોકો સામૈયાં કાંઢીને ભાગોળે વાજતે ગાજતે સતકાર કરવા આવ્યા હતા. બન્ને ઠેકાણે મ્હોટા મેળાવડાઓ થયા હતા. કેળવણીના ફાયદા, સંપ, આરોગ્ય વગેરે વિષયોપર ભાષણો થયાં અને નિશાળો ખુલ્લી મેલવામાં આવી હતી.

ખાડીઆમાં આવેલી મંડળની ગુજરાતી અને ઇંગ્રેજી રાત્રીશાળાઓનો વાર્ષિક સમારંભ પ્રો. આનંદશંકર ધ્રુવના પ્રમુખપદ નીચે પૂર્ણ ધામધુમથી ઉજવાયો હતો "અવેજી કારભારી" અને "કાળીઘાટ પર" એ નામના સંવાદો વિદ્યાર્થીઓએ બહુ ઉત્તમ રીતે ભજવ્યા હતા. હિંદમાતાની આરતી ઉતારવામાં આવી હતી અને દેશભક્તિનાં ગીતો વાજીંત્રો સાથે ગવાયાં હતાં. આનરરી પ્રીન્સીપાલ મી. લક્ષ્મીશંકર જોષીએ આ શાળાઓનો રીપોર્ટ વાંચ્યો હતો. એમાં ૧૦૦) વિદ્યાર્થીઓ ભણે છે. સામાન્ય જ્ઞાનનાં અઠવાડીક ભાષણો અપાય છે અને શહેર બ્હાર કાકરીયા ઉપર એક

વખત આખા શિયાળાના વિદ્યાર્થીઓને ફરવા લઈ જવામાં આવ્યા હતા તેનું વર્ણન કર્યું હતું. પ્રમુખે દેશભકિતમાં કર્મ, જ્ઞાન અને ભકિત ત્રણેનું મિશ્રણ કરવાની ભલામણ કરી અને કાળી ઓસ્ટ્રીયન ટોપીઓનો મ્હોટો દરિયો દરરોજ કૉલેજમાં જોતાં એમને જે દુઃખ થાય છે તે દર્શાવી સ્વદેશી થવા આગ્રહ કર્યો.

**સત્યાગ્રહ આશ્રમ**—રાષ્ટ્રીય શાળામાં પ્રો. સાંકળચંદ શાહ એમ. એ., રા. નરહરિ દ્વારકાદાસ પરીખ બી. એ., એલએલ. બી. અને રા. મશરૂવાળા બી. એ., એલએલ. બી. એ ત્રણ ગુજરાતીભાઇઓ હમેશને માટે જરૂર જોગા પગારથી જોડાયા છે. એમની આવી સેવા માટે ગુજરાતે મગરૂર થવાનું છે અને અમે પણ એમને ખરા અંતઃકરણથી મુબારક બાદી આપીએ છીએ.

ડૉ. મ્હેતાએ માતૃભાષાદ્વારા જ્ઞાન આપવાની સજ્જડ હિમાયત કરતું એક ચોપાનીયું પ્રસિદ્ધ કર્યું છે. શ્રીયુત ગાંધીએ એની પ્રસ્તાવના લખી છે અને આ ચોપાનીયું સ્થળે સ્થળે મોકલવાનું કામ આશ્રમમાં ગયા મહિનામાં ચાલી રહ્યું હતું.

**સંસાર સુધારા સમાજ**—ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનો વિધવાવિવાહનો કાયદો અમલમાં મૂકાયાની તથા સ્વ. કરશનદાસ મૂળજીની જયંતીની મીટીંગ બેરીસ્ટર જીવણલાલના પ્રમુખપદ નીચે સંસાર સુધારા હૉલમાં મળી હતી. આવતા વર્ષમાં સુધારા સંબંધમાં કાર્ય કરવાની યોજના કરી, અનાથાશ્રમ તથા પુનર્લગ્ન બાબત ગયા વર્ષમાં સભાએ કરેલા કામની હકીકત વગેરે કહી સભા વિસર્જન થઈ હતી.

**એમ્બ્યુલન્સ બ્રીગેડ**—અકસ્માત વખતે મદદ કરવાનું શીખેલા યુવકો અને ગૃહસ્થોનું એક સુવ્યવસ્થિત મંડળ અત્રે કેટલાક વખતથી સ્થાપ્યું છે. એમનું લશ્કરી બેન્ડ દર અઠવાડીએ બે વખત અમારા જાહેર બાગોમાં વગાડવામાં આવે છે. એ મંડળ વાર્ષિક સભા નિમિત્ત એક સંભાવિત ગૃહસ્થોનો મેળાવડો ગયા મહિનામાં ભરવામાં આવ્યો હતો.

**ગુજરાત કેળવણી મંડળી**—સ્વ. દિ. બા. અંબાલાલે સ્થાપેલી આ સંસ્થાનો વાર્ષિક રીપોર્ટ વગેરે માટે એ મંડળના સભાસદોની એક સભા પ્રેમાભાઇ હૉલમાં મળી હતી. એ સંસ્થા તરફથી એક નિશાળ ચાલે છે, એની હકીકત તથા મંડળના અન્ય કાર્ય વગેરેનો એહેવાલ રજુ કરી મે. સંપતરાવ ગાયકવાડને પ્રમુખ નીમવામાં આવ્યા હતા.

**ગુજરાત કેળવણી મંડળ**—અડાળજમાં એક લાયબ્રેરી આ મંડળ તરફથી ખોલવામાં આવી છે. એના સેક્રેટરી ચંદુલાલ દવેએ ગામ લોકને એ પ્રસંગે જમાનાની પાછળ નહીં પડી જવાનો અને વર્ત્તમાન પત્રો તથા માસિક પત્રો વાંચવાનો બોધ કર્યો હતો. અને દરરોજ ગામલોક એકઠા થઇ લાયબ્રેરીનો લાભ લેશે અને ભણેલાઓ નહીં ભણેલાને વાંચી સંભળાવશે તો બહુ ફાયદો થશે એમ જણાવ્યું હતું.

બીજાં સાત ગામમાં નવી લાયબ્રેરીઓ માટે વર્તમાન પત્રો વગેરે મોકલવામાં આવ્યાં છે.

**અન્ય જ્ઞાતિ મંડળો**—શ્રી મેશ્રી વીસા પોરવાડ મિત્રમંડળ, પોતાની નાતમાં

ફરતી લાયબ્રેરીનાં પુસ્તકો મોકલે છે. અન્ય જ્ઞાતિના વિદ્વાનો પાસે પ્રસંગોપાત ભાષણો અપાવે છે અને એક ત્રિમાસિક કહાડવાની ગોઠવણુમાં છે.

**જૈન મહિલા સમાજ**—શ્રીમતિ ગંગા બ્હેનના અધ્યક્ષપણા નીચે ઝબકબ્હેન વ્રજપાળ કપાશીએ "જૈન મહિલાઓનું કર્ત્તવ્ય" એ વિષે જાહેર ભાષણ આપ્યું હતું.

**ઉપાશ્રયમાં ભાષણ**—લુણસાવાડા મોટી પોળના ઉપાશ્રયે મુનિ વિજયવિજયજી એ 'સદ્ભાવના' એ વિષે જાહેર ભાષણ કર્યું હતું. શ્રોતાઓની સંખ્યા સુમારે હજારેકની હતી. 'ગુજરાતી.'

# વિવિધ વિષય.

**વિશ્વવિદ્યાસંગ્રહ**—જાણીતા બંગાળી માસિક પ્રવાસીના શ્રાવણ માસના અંકમાં ઇંગ્રેજી આલમમાં જાણીતી હોમ યુનિવર્સિટી લાઇબ્રેરી (Home University Library) અને કેમ્બ્રિજ મૅન્યુઅલ્સ ઑફ સાયન્સ અન્ડ લિટરેચર (Cambridge Manuals of Science and Literature) નામક પુસ્તિકામાલાઓના નમૂના ઉપર એવી જ એક બંગાળી પુસ્તિકામાલાની યોજના, સુપ્રસિદ્ધ ઇતિહાસિક પ્રોફેસર યદુનાથ સરકારની સહીથી પ્રસિધ્ધ થઇ છે, જે હિન્દના ભાગોમાં દેશહિતચિન્તકોએ ધ્યાનમાં લેવા જેવી હોવાથી ટુંકામાં ઉતારી છે.

હાલના જમાનામાં સઘળા સુધરેલા દેશોમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ તેમ ગંભીરમાં ગંભીર બધા વિષયોનું જ્ઞાન સુજ્ઞ માણસોની ટોળાબંધ સહકારિતાથી ઝપાટાબંધ ફેલાતું અને વધતું જાય છે. અને આ જ્ઞાન જનસમૂહ સુગમતાથી મેળવી શકે તેને માટે યુરોપની ભાષાઓમાં મનમાનતી સુવ્યવસ્થા છે. દરેક યુરોપીય ભાષામાં દરેક વિષય ઉપર છેલ્લામાં છેલ્લી શોધો અને ચર્ચાના ભરેલા વિદ્વદ્‌ભોગ્ય ગ્રન્થો વધતા જાય છે તેની સાથે સાથે સામાન્ય વાચક વર્ગને સમજ પડે એવી સરલ ભાષામાં અને સ્પષ્ટ ઢબમાં રચાતી નહાની નહાની ચોપડીઓ અને માલાઓ પણ વધતી જાય છે. વળી જે મજૂરાદિ વર્ગોને ફુરસદનો વખત ઓછો, તેઓ પણ આ જ્ઞાનવૃદ્ધિનો થોડો ઘણો લાભ યથારૂચિ મેળવી શકે એવા આશયથી યુનિવર્સિટી એક્સટેન્શન (University Extension) જેવી યોજનાઓ વડે અતિ સરલ ભાષણો અને વ્યાખ્યાનો પણ અપાયા જ કરે છે. આપણા દેશમાં આજ સુધી આવી કશી જ વ્યવસ્થા જન્મેલી નથી. હવે યુરોપ અને આપણા દેશ વચ્ચે જે મોટું અંતર પડી ગયું છે તે આપણા દેશનો સામાન્ય વર્ગ યુરોપના સામાન્ય વર્ગથી જ્ઞાનમાં ઘણો પાછળ હોવાને લીધે જ છે, એટલે આપણા દેશમાં તો આવી વ્યવસ્થા યુરોપના કરતાં ઓછી નહીં પરન્તુ ઘણી વધારે આવશ્યક છે. આપણા દેશની ઘણી ખરી ભાષાઓમાંનું વાઙ્મય હજી ઘણું જ અસમૃદ્ધ છે. આપણે અહીં તો એવા આગ્રહી પ્રયાસ કરવા જરૂરના છે, કે તેથી કરીને આપણે લાંબા કાળથી પડતી આવેલી ખોટ થોડા જ વખતમાં ભરી કહાડવા સમર્થ થઇએ. આપણે આ નહીં

કરી શકીએ તો વર્તમાન યુગના તીવ્રતર થતા જતા જીવનસંગ્રામ ( struggle for existence ) માં આપણે વધારે વધારે પાછળ પડતા જવાના એ નિઃસંશય છે. જ્ઞાન જ શક્તિ છે. આપણા દેશનો ઉધ્ધાર જ્ઞાન ફેલાવવા અને વધારવાથી જ છે. માટે સામાન્ય જનસમૂહને અનેક વિષયોનું વિશ્વસનીય જ્ઞાન પોતાની માતૃભાષામાં સરલ રીતે આપવાના ઉદ્દેશથી આ "વિશ્વવિદ્યાસંગ્રહ" નામની પુસ્તિકામાળાની યોજના કરીએ છીએ."

આ મતલબની પ્રસ્તાવના કરીને પ્રો. યદુનાથ સરકાર એ માલાની નિયમાવલિમાં જણાવે છે કે દરેક ચોપડી ડબલ ક્રાઉન ૧૬ પેજી ૨૦૦ થી ૨૫૦ પાનાની થશે, તે દરેકને રચવા માટે કર્તાને રૂ. ૨૦૦)નું પારિતોષિક આપવામાં આવશે, તે બદલ ગ્રન્થસ્વામિત્વ આ માલાના તંત્રી મંડલનું રહેશે, અને દરેક ચોપડી રૂ. ૦-૧૨-૦ ની કીંમતે વેચાશે. તંત્રીમંડલે હાલ તરત છ વિષયો ઉપર ચોપડીઓ રચાવવા ધાર્યું છે. (૧) ફિલસુફીના તંત્રી ડાકતર વ્રજેન્દ્રનાથ શીલ અને ડૉકતર નરેન્દ્રનાથ સેનગુપ્ત, (૨) વિજ્ઞાનના રામેંદ્રસુંદર ત્રિવેદી અને પ્રશાંતચંદ્ર મહલાનવિસ, (૩) ઇતિહાસ ભૂગોલ અને અર્થનીતિના પ્રો. યદુનાથ સરકાર પોતે, (૪) સાહિત્ય, સાહિત્યનો ઇતિહાસ અને ભાષાના પ્રમથ ચૌધુરી, (૫) કલાના અર્ધેન્દ્રકુમાર ગાંગુલી અને સુરેન્દ્રનાથ ઠાકુર અને (૬) શિક્ષા વિજ્ઞાનના કામચલાઉ તંત્રી સર રવીન્દ્રનાથ ઠાકુર જેવા પોતપોતાના વિષયોમાં ધુરંધર વિદ્વાનો હોવાથી માલાની કેટલીક ચોપડીઓ તો ખરેખર સારી થશે અને હિંદની બીજી ભાષાઓમાં તરજુમો થવા લાયક નીવડશે એમ ધારીએ છીએ.

આ મોટી યોજનાને જાહેરમાં મુકતાં પ્રો. સરકાર પોતાના વિષયને લગતી બાવન ચોપડીઓ માટેની ગોઠવણ કરવામાં ગુંથાએલા છે. તેમાંની કેટલીક કર્તાઓને સોંપાઈ ગઇ છે તેઓના નામ આપીને વિરમે છે. આપણે આશા રાખીશું કે (ક) બીજા પાંચ વિષયો માટેની ગોઠવણો પણ ત્વરાથી થાય, (ખ) આવી મહાભારત યોજના લાંબા વખત સુધી એક સરખી ઉત્સાહથી આગળ વધે અને એકંદરે વિજયી નીવડે, અને ( ગ ) તેથી કરીને બીજી ભાષાઓના વિદ્વાનોને માટે પણ સામાન્ય વાચક વર્ગની એ જ પ્રકારની સેવા કરવાનો માર્ગ સરલ થાય.

* * *

**સન ૧૯૧૯ નું દિગ્દર્શન**—સ્વ. રણજીતરામ વાવાભાઈ મહેતાએ સ્થાપેલી અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાના કાર્યક્રમમાં કેટલીક નવીનતાઓ પ્રથમથી જોવામાં આવતી હતી, તેમાંની એક કરતાં વધારે હવે પ્રયોગદશામાંથી નીકળી એવી સભાઓએ સામાન્ય રીતે પોતાના કર્તવ્યમાં ગણવાની વસ્તુઓના વર્ગમાં દાખલ થઇ ચુકેલી છે. તેમાં આવી સભામાં દર વર્ષે એક વખત આગલા વર્ષના બનાવોમાંથી અમુક એક વર્ગના બનાવોનું સિંહાવલોકન કરવું એ વિષયને અમે ખાસ અગત્યનો ગણીએ છીએ. બેશક એવું સિંહાવલોકન તે તે બાબતના અનુભવી, જાણીતા અને ઠરેલ વિદ્વાનોને હાથે થવું જોઇએ, તેમ આવા સિંહાવલોકનને માટે કેળવણી—સાહિત્ય—અગર સાહિત્યમાં પણ—નાટકો—નવલકથાઓ—વૈજ્ઞાનિક વાઙ્મય—ભાષાંતરો—સાહિત્ય—વર્તમાનપત્રો—

એમ દરેક વિષયનો સ્વતંત્ર રીતે અને પૂરતી વિગત સાથે ઊહાપોહ થવો જોઇએ. રા. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ એમ. એ. એઓએ કેળવણી અને સાહિત્ય એ બંનેનું ભેગું સિંહાવલોકન કર્યું તેથી વખત સંકોચને લીધે એઓ તેમાંથી એકે વિષયને પૂરતો ન્યાય આપી ન શકે એ દેખીતું છે. હવે પછી એઓ બંને વિષયો જુદા જુદા રાખશે તો કેળવણીમાં સિંહાવલોકનના વર્ષમાં ખાતાંએ કરેલી પ્રગતિ અને પ્રયત્નો તથા જાહેર ફંડો અને દેશસેવકો વડે ઉઘડતી નવી સંસ્થાઓ વગેરે અનેક બાબતોની પોતાના સિંહાવલોકનમાં નોંધ લઇ તે વિષે યોગ્ય ચર્ચા પણ કરી શકશે આ પ્રમાણે ઠેકાણે ઠેકાણે અનેક સભાઓમાં અનેક વિદ્વાનોને હાથે થવું જોઇએ એ તો સૌ સ્વીકારશે. કેળવણીના પ્રદેશમાં આજ સુધીમાં ઘણું થયું છે એ કબૂલ રાખીએ; પણ આ વિષય વિશે લોકોનો આગ્રહ અને લોકોની તૈયારી હવે એટલાં તો વધ્યાં છે કે હવેના દશ વર્ષમાં છેલ્લાં વીશ પચ્ચીશ વર્ષમાં બની આવ્યું છે તે કરતાં વધારે કામ વધારે સંગીન પાયા ઉપર થશે એવાં દરેક ચિહ્નો હોવાથી આવી બાબતમાં લોકોને રસ વધતો જાય છે એ દેખીતું છે, અને તેથી કરીને ડગલે ડગલે દરેક બાબતની સિધ્ધાંત ઉપયોગિતા કરકસર વગેરે અનેક દૃષ્ટિએ ગણાતી આવે અને લોકમત કેળવાતો આવે એ અતિ આવશ્યક છે; અને એ શુભ પરિણામ આણવાને માટે આવાં સિંહાવલોકનો અને ચર્ચાઓ એક ઉત્તમ સાધન પુરૂં પાડે છે. નવી યોજનાઓ નવી સંસ્થાઓ વગેરેના હિમાયતીઓ તેમ જ જૂની પણ વધારે આગળ વધવા ઇચ્છતી સંસ્થાઓના ચાલકો આવાં સંમેલનો અને ચર્ચાઓ દ્વારા પોતાની માગણીઓ પ્રજા આગળ સકારણ રજૂ કરી શકે અને તે માટે આશ્રય મેળવવાને માટે પ્રયાસ કરી શકે, એ પણ આવી ચર્ચાઓનો નહાનો લાભ ગણવાનો નથી.

રા. રા. પારેખે કરેલાં ૧૯૧૬ ના સાહિત્યના સિંહાવલોકન તરફ વળતાં લાગે છે કે, આવાં સિંહાવલોકનોની ઉંડી તપાસમાં પણ વ્યાખ્યાતા વચ્ચે વચ્ચે જરા વધારે ઉંડા ઉતરે એ વધારે ઇચ્છવા યોગ્ય છે. દાખલા તરીકે રા. રા. પારેખે જ બુદ્ધિપ્રકાશમાં રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી કૃત 'માઇલસ્ટોન્સ (Milestones)'નું જે અવલોકન કર્યું હતું તેમાં ગુણદોષ બંને નોંધવાનું પ્રમાણ એમણે બહુ સારી રીતે જાળવેલું હતું; રા. ઝવેરી જેવા જૂના સાહિત્ય સેવકની કૃતિ પ્રતિ જે આદર દેખાડવો જોઇએ, તેમ જાહેર ચર્ચા કે લખાણોમાં જે હદમાં રહેવું જોઇએ, તે સારી રીતે અદા કરીને પણ રા. પારેખે એ અવલોકનમાં કર્તાની કૃતિમાં પોતાને જે ખામીઓ અને દોષો જોવામાં આવ્યાં તે સૂચવેલા હતા. ત્યારે આ સિંહાવલોકનમાં એ પુસ્તકને "કીમતી" કહી એનો "ગુજરાતી અનુવાદ જલદી પ્રસિધ્ધ થવાની જરૂર છે" એટલાથી જ એઓ સંતોષ માને છે. વ્યાખ્યાન વખતે આથી વધારે એઓ ન કહી શકયા તોપણ જ્યારે એમણે એ વ્યાખ્યાન એક સ્વતંત્ર ચોપાનિયાના રૂપમાં છાપ્યું છે ત્યારે એમણે તેમાં એક ટિપ્પણની પંકિત વડે એમના અમે ઉપર જણાવેલાં અવલોકનનો નિર્દેશ તો કરવો જોઇતો હતો એમ લાગે છે. બીજો દાખલો લઇએ. આમાં કવિતા વિભાગમાં રા. પારખે 'દિવાને સાગર'ની નોંધ લીધી છે. પણ તે માત્ર નોંધ છે. એ કવિતાગ્રંથનું

જોઇએ એવું અવલોકન આપણા કોઇ માસિક કે સપ્તાહમાં પ્રકટ થયેલું અમારી સ્મૃતિમાં નથી. આ સિંહાવલોકનમાં રા. પારેખે એ મહત્ત્વના પદ્યગ્રંથને યથાવકાશ લાંબું કે ટૂંકું અવલોકન કરવાની તસ્દી લીધી હોત તો બેશક એમનું વ્યાખ્યાન વધારે ઉપયોગી થઇ પડત. આ કાંઇ લાંબી થઇ ગયેલી નોંધમાં એક ત્રીજો દાખલો ઉમેરી અટકશું. રા. પારેખ આપણા ઉછરતાં અને પ્રતિભાશાળી 'ઘનશ્યામ" કૃત 'પાટણની પ્રભુતા'ની સ્તુતિ કરીને આગળ વધતાં "ગુજરાતી" એ પોતાની વાર્ષિક 'ભેટો' (?) માં આપેલી ઐતિહાસિક નવલ કથા માળા વિશે વિવેકના મીઠા બે બોલ કહી તે જ પ્રમાણે રા. ચુનીલાલ વર્ધમાન શાહને પણ એમની કૃતિઓને માટે સાકર પીરસે છે. 'પાટણની પ્રભુતા,' 'ઔરંગઝેબ અને રાજપુત્રો' (જે ઘણું કરીને તરજુમો છે,) અને રા. રા. ચુનીલાલ વર્ધમાન શાહની કંઇ અનુવાદ, કંઇ ગપાષ્ટક અને કંઇ થીગડાં થઇને બનતી પચરંગી કૃતિઓને એક જ પંક્તિમાં બેસાડવાં, એ પદ્ધતિ સાંસારિક વિવેકની હો વા ન હો પરન્તુ આવી તુલનાઓમાં શાસ્ત્રીય વર્ગીકરણ કે સાહિત્ય-વિવેચન બહુ ઓછું બને કે નહીં જેવું જ હોઇ શકે એમ કહેવું પડે છે.

નવજીવન-ઑફીસ.

---

# પુસ્તક પરિચય.

મેટરલિંકના નિબંધો. (શ્રી ગુજરાત ફાર્બસ સભા ગ્રંથમાળા નં. ૩.) ભાષાન્તર કર્તા રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા, એલ. ઇ. ઇ. કીંમત ૬ આના. પૃષ્ઠ ૮૬.

મૌન, પૂર્વજીવન અને સ્ત્રીઓ—આ ત્રણ વિષયના નિબંધો આ પુસ્તકમાં છે. મેટરલિંક એવા, "બેલજીઅન કવિ નાટકકાર ફિલસુફ નિબંધકાર" છે કે જે આત્મા અને જીવનનાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને ગહનમાં ગહન રહસ્યોને શોધે છે. અને અદ્ભુત રસશક્તિથી અને કવિત્વ ભરી શૈલીથી જગત આગળ રજુ કરે છે. તેમના નાટકો સાહિત્ય દૃષ્ટિથી પણ ઘણાં સુંદર છે અને તેમાં સામાન્ય માનુષી તત્વ છે, તેથી તેમાં સાધારણ વાચકને પણ રસ પડી શકે, જો કે તે તેના ઉંડા ભાવને તો ભાગ્યેજ સમજી શકે. પણ તેમના નિબંધો લેખનકળાના ઘણા ઉંચા નમુના હોવા છતાં ખરેખર ગહન છે. અને તેને સમજવા ઇચ્છનાર સંસ્કારી વાંચકોનું મન તેમાં રહેલા ભવ્ય અનુભવો અને વિચારોની સીમાઓ ઉપર રમે છે, પણ ભાગ્યેજ તેમાં એકતાન થઇ શકે છે. વિચારોની સાથે ભાષા પણ ગહન લાગે છે, અને તે અતિશય કળામય હોવા છતાં ઘણીવાર અટપટી અને મુશ્કેલ હોય છે.

આથી ભાષાન્તર કર્તા વાજબી રીતે કહે છે કે "ગુજરાતી ભાષામાં યુરોપીય ભાષાના પુસ્તકો ઉતારવાં એ કાર્ય મુશ્કેલ છે; તેમાં પણ મેટરલિંક જેવા લેખકના નિબંધોનો

તરજુમો કરવો એ વધુ મુશ્કેલ હોય એ સહજ જાણી શકાય તેમ છે.” પણ અમને જણાવતાં અત્યંત આનંદ થાય છે કે આ અતિશય વિરલ અને ગહન પુસ્તકનું ભાષાન્તર કરવામાં રા. ધનસુખલાલે જે વિજય મેળવ્યો છે તેની કોઇ પણ ભાષાંતરકાર અદેખાઇ કરી શકે. આ લેખકની સરળ સુંદર અને મોહક શૈલીથી ગુજરાતી માસિકોના વાંચકો પરિચિત છે અને તેથી તેમને આ પુસ્તકનું ભાષાન્તર સોંપવામાં આવતાં આપણે જે આશા રાખી હતી તે સંપૂર્ણ રીતે સફળ થઇ છે. અમે આગળ જઇને કહીશું કે આ નિબંધોની અગાધ, ફિલસુફી અને ઉંડા અનુભવોને આપણી પ્રમાણમાં કંગાળ ભાષામાં ઉતારતાં તેમણે એક પાસ શબ્દો અને શૈલીનું અવનવું લાલિત્ય દાખવ્યું છે અને બીજી પાસ તેમણે પોતે કાંઇક નવો યશ સંપાદન કર્યો છે. આ ભાષાન્તરનાં વખાણ કરવામાં સંયમ રાખવો ખરેખર મુશ્કેલ છે, અને અમે ધારીએ છીએ કે નીચેના ઉતારાઓ વાંચી વાચક પણ અમારી સાથે સંમત થશે.

મૌન વિષે:—સૌથી દુર્ભાગી મનુષ્યોના જીવનમાં પણ એવી પળ હોય છે કે જ્યારે જાણે દેવોના જેટલું જ્ઞાન પોતે સંપાદન કર્યું હોય તેમ તે પળે શું કરવું તે તેઓ જાણે છે. જે દિવસે ત્હમે ત્હમારાં પ્રથમ મૌનને હૃદયમાં કાંઇ પણ ભીતિ વિના મળો તે દિવસ સ્મરણમાં રાખો. અતિ વિષમ સમય આવી પહોંચે છે; મૌન ત્હમારા આત્માને મળે છે. જીવનના અવશ્ય ઉંડાણમાંથી, ભય અથવા અંતરના સમુદ્રના ઉંડાણમાંથી ઉભા થતાં મૌનને ત્હમે જૂઓ છો પરન્તુ ત્હમે ન્હાસતા નથી......સ્વગૃહે આવતાં વિખુટાં પડવાની ક્ષણે, અદ્ભુત આનન્દની વચ્ચે, મૃત્યુના બિછાના સન્મુખ અથવા તો ભયાનક દુઃખના આગમન વેળા મૌન ઉત્પન્ન થયું હોય છે, તે વેળાએ ત્હમારામાં અનેક છુપાં રત્નો ઝઘઝધાટ કરી રહે છે અને નિદ્રિત સત્યો જીવન ધારણ કરે છે ત્હેનો વિચાર કરી અને પછી મ્હને કહો કે શું એ મૌન પવિત્ર અને આવશ્યક ન હતું? જે શત્રુના આલિંગનોથી ત્હમે નિરંતર દૂર ન્હાસતા હતા તે આલિંગનો સ્વર્ગીય ન હતાં? દુર્દશાની નિઃશબ્દતાના ચુમ્બનો—અને બહુધા દુર્દશાને વળગેલી નિઃશબ્દતા આપણા પ્રત્યે વ્હાલ દાખવે છે—કદી ભૂલી શકાય તેમ નથી. અને તેથી કરીનેજ જે મનુષ્યોને આ પ્રકારનાં વધુ ચુમ્બન મળ્યાં હોય તે અન્યના કરતાં વધુ સત્કાર પાત્ર છે.

કાર્લાઇલ—જે જીવનની રાજ્યસભા નીચે આપણે છીએ ત્હેને જે યથાર્થ રીતે સમજતો હતો તે—પુનઃ બોલી ઉઠે છે: “મૌન, તારાઓ કરતાં પણ વધુ ઉંચું અને મૃત્યુના રાજ્ય કરતાં વધુ ઉંડું મૌનનું સામ્રાજ્ય!......મૌન અને મૌનધારી મહા પુરૂષો!......તેઓ સૌ સૌના ક્ષેત્રમાં મૌન ધારણ કરીને વિચાર કરતા, મૌન ધારણ કરીને કાર્ય કરતા, અહિં તહિં વિખરાયલા પડયા છે.

સ્ત્રીઓ વિશે: આ પ્રદેશમાં પણ હજીસુધી નથી જણાયા તેવા અગમ્ય કાયદાઓ છે. આપણાથી ઘણે ઉંચે, આકાશના મધ્યબિંદુમાં આપણા નિર્મિત પ્રેમનો તારો પ્રકાશે છે; અને છેક અંતકાલ સુધી આપણને હલમલાવનાર પ્રત્યેક વિકાર તેજ તારાના વાતાવરણમાં અને ત્હેના કિરણોથી પ્રકાશતો, જીવન પામે અને આપણે ગમે તે દિશામાંથી ઉંચાણમાંથી કે ઉંડાણથી પસન્દ કરીએ અને આપણા ના સર્વ કાર્યો આસપાસ દોરાયલાં અગમ્ય વર્તુલને તોડવાના પ્રયત્નમાં આપણને ગતિ અર્પનાર કર્મને આઘાત કરીએ અને ભાવિનાં નિર્માણથી વિરૂદ્ધ જઇને અન્યને સ્વીકારવાને ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ અંતે તો જે સ્ત્રીને આપણે પસન્દ કરી હશે તે સ્ત્રી તે અસલ તારાના પ્રદેશમાંથીજ આવી હશે. અને કદી ડૉન જ્યુઅનની માફક આપણે એક હજાર અને ત્રણ તરૂણીઓને આલિંગન અર્પ્યાં હશે તોપણ જે સાંજે હસ્ત છુટા થશે અને ઓષ્ઠ જુદા પડશે તે સાંજે આપણને જણાશે કે આપણી સન્મુખ ઉભેલી સ્ત્રી, સારી કે ખરાબ, નમ્ર કે ક્રુર, પણ પેલી એકજ સ્ત્રી છે.

મૂળ લેખકના લખાણના તેમજ રા. ધનસુખલાલના ભાષાન્તરના આ ઉતારા નમુના રૂપ છે. છતાં શૈલી જેવી સરળતાથી આપણે વખાણી શકીએ છીએ તેવી સહેલાઇથી તેમાં રહેલા ભાવને આપણે પીછાણી શકતા નથી. ખરેખર જે ઉંડા આધ્યાત્મિક અનુભવનો સાર આ લખાણમાં ઉતારવામાં આવ્યો છે તેમની ઝાંખી પણ જેમને નહિં થઇ હોય તેઓ તેને કેમ સમજી શકે ?

ભાષાન્તરની શરૂઆતમાં રા. ધનસુખરામે મેટરલિંકના જીવનનો સંક્ષિપ્ત હેવાલ આપ્યો છે. અમારે જણાવવું જોઇએ કે આ હેવાલ જીવનચરિત્રની વિગતોની દૃષ્ટિથી ઘણોજ ટુંકો છે, તેમજ મૂળ લેખકના સાહિત્ય વિશે રસિક ભાષાન્તર કર્તા પાસેથી સવિસ્તર વિવેચન મેળવવાની આશા પણ અધૂરી રહે છે. અંતમાં અમે આશા રાખીએ છીએ કે રા. ધનસુખલાલ આવી અને અન્ય પ્રકારની અનેક કૃતિઓ પ્રકટ કરી ગુર્જર સાહિત્યને સમૃદ્ધ કરશે અને આ પુસ્તકનો સારો સત્કાર કરીને ગુર્જર પ્રજા તેમને આ માર્ગમાં સારૂ ઉત્તેજન આપશે.

સ્ત્રીઓના સંદેશ—સંપાદક સૌ. દેવકીબાઈ મૂળજી વેદ કીંમત રૂ. ૧–૮–૦ પૃષ્ટ ૧૯૫.

મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ તરફથી બેસતા વર્ષ નિમિત્તે ગુજરાતના આગેવાનરૂપ સ્ત્રી પુરૂષો પાસેથી સ્ત્રીઓ સંબંધી બે બોલરૂપે જે લેખો સં. ૧૯૬૪ થી આજ સુધીમાં મેળવવામાં આવ્યા છે તેનો સંગ્રહ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે તે ઉપરાંત "ભારતની દેવીઓને આમંત્રણ" અને "બ્હેનોને અક્ષર પસલી" એ મથાળા વાળા રા. મૂળજી દુર્લભજી વેદે સેવાસદન નિમિત્તે લખેલા લેખ આ પુસ્તકના બીજા ભાગમાં આપવામાં આવ્યા છે.

કહેવાની ભાગ્યેજ જરૂર છે કે આ પુસ્તક આપણને અતિશય ઉપયોગી અને આવકારદાર થઇ પડશે. જે સંગ્રહમાં સ્વ. દી. બ. અંબાલાલ સાકરલાલ અને રા. નાનાલાલ કવિ, હરગોવિંદાસ કાંટાવાળા અને રા. ઉત્તમલાલ ત્રિવેદી, સ્વ. રણજીતરામ વાવાભાઈ અને સૌ. શારદા મહેતા—એવા ઉચ્ચ અને જુદી જુદી પ્રકૃતિવાળા સ્ત્રીપુરૂષોના સ્ત્રીઓના મહાન પ્રશ્નો વિશે ઉદ્દગારો એકજ પુસ્તકમાં રજુ થવાથી આપણને અનેક રીતે લાભ થાય. એક વખતે વર્તમાનપત્રમાં ઉતાવળથી જે અમુલ્ય ભાષણ આપણે જોઇ ગયા હોઇએ તે પુસ્તકના આકારમાં આપણી પાસે રહે. વળી વધુ વર્ષોપર અપાયલાં ભાષણ તો ઘણાને યાદ પણ નહિં હોય અને ઉછરતા યુવાનોએ વાંચ્યાં પણ નહિં હોય. તેમજ જુદા જુદા દૃષ્ટિબિંદુથી અનેક પ્રૌઢ અને અનુભવી વિચારકોએ જે ભાવનાઓ અને દલીલો રજુ કરી હોય તે એક જ પુસ્તકમાં રજુ થવાથી આ વિષયના અભ્યાસીને પણ ઘણો ફાયદો છે. આ પુસ્તક આપણા હાથમાં મુકવા માટે આપણે સૌ. દેવકીબાઈનો આભાર માનીશું અને અમે ઇચ્છીશુ કે ગુર્જર પ્રજા તેનો પુરતો લાભ લેશે.

રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતાની પ્રસ્તાવનાથી આ પુસ્તકની કીંમતમાં ઉમેરો થાય છે. તેની શરૂઆતમાં "બે બોલ"ના જુદા જુદા લેખકોના મુખ્ય મુદ્દા એક એક

વાક્યમાં તારવ્યા છે. પછી તેઓ સ્ત્રીજીવનની અને સ્ત્રીશિક્ષણની ભાવનાની ચર્ચામાં ઉતરે છે. "સ્ત્રીએ પોતાનું શરીરબળ ઉત્તમ રીતે કેળવી અનેક સુપુત્રોને જન્મ આપી તેમને દેશસેવા માટે અર્પણ કરવા જોઇએ" એ સૂત્ર જેમ નેપોલીઅનને અને તેમ રા. કેશિકરામને પણ માન્ય હોય તેમ લાગે છે. શરીર સંવર્ધન માટે તાત્કાલિક ઉપાયોનું જ્ઞાન ફક્ત બસ નથી પણ આયુર્વેદના અને પાશ્ચાત્ય વિજ્ઞાનના મૂળ તત્વો પણ સ્ત્રીઓએ શીખવા જોઇએ; સાહિત્યમાં ગુજરાતી તો શીખવવું જોઇએ અને ઈંગ્રેજી કરતાં સંસ્કૃતને પ્રાધાન્ય આપવું જોઇએ; રસોઇ અને ગૃહવ્યવસ્થા બાળકોનું લાલનપાલન અને શિક્ષણ —એ બધું સુધરે એ માટે સ્ત્રીઓએ સામાન્ય વિજ્ઞાન પણ શીખવું જોઈએ; "પુરૂષના ભણતર અને સ્ત્રીના ભણતરમાં આસમાન જમીનનો ફેર છે," વિશેષે કરીને એટલા માટે કે છોકરીની કેળવણી છોકરા કરતાં વહેલી સમાપ્ત થાય છે અને "કન્યાકાળ પણ જોઇએ તે કરતાં વધારે લંબાવવાથી અનર્થ થાય છે;" રા. કેશિકરામના આ મુદ્દા તેમની વિચાર સરણિ જણાવવાને બસ છે. આ દરેક પ્રશ્ન વિશે ચર્ચા અહિંયાં કરી શકાય એમ નથી. તેમ કરવાને તેમના જેવડો અથવા તેમનાથી પણ વધારે લાંબો લેખ લખવો પડે. પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે હાલ કન્યાઓને વધારે ને વધારે મોટી ઉમ્મરે પરણાવવાનું અને નિશાળોમાં અને બની શકે તો કૉલેજોમાં તેમને કેળવણી આપવાનો જે વિચાર ધીમે ધીમે ફેલાતો જાય છે તેની સામે રા. કેશિકરામને અણગમો હોય અને સ્ત્રીઓએ તો સારી ગૃહીણીઓ, માતાઓ, અને પત્નીઓ તરિકે જ ધર્મ બજાવવાના હોવાથી બુદ્ધિ અને લાગણીના જે વિશાળ ક્ષેત્રમાં રસ લેવામાં અને યશ પ્રાપ્ત કરવામાં પુરૂષો પોતાની મોટાઇ સમજે છે, તેમાંથી સ્ત્રીઓને દૂર રાખવા તેઓ અધીરા બન્યા હોય એમ—તેમના કેટલાક વિશાળ ભાવનાં વાક્યો છતાં પણ—અમને લાગે છે. અમે ઇચ્છીએ છીએ કે આ પ્રતિષ્ઠિત લેખકે સ્ત્રીઓને સ્ત્રીઓ ઉપરાંત મનુષ્ય તરીકે પણ વધારે અંશે કલ્પી હોત અને સ્ત્રીજીવન અને સ્ત્રીશિક્ષણનો વધારે સર્વ દેશીય ખ્યાલ રચ્યો હોત.

**સ્ત્રીઓનો વૈદ્ય—ભાગ ૨. (વૈદ્યકલ્પતરૂના ૨૨ મા વર્ષની ભેટ) વૈદ્ય અમૃતલાલ પ્રાણશંકર પટણી કિંમત રૂ. ૧. પૃષ્ટ ૨૨૯.**

આ ભાગમાં સ્ત્રીઓનાં સર્વાંગ દરદો, અને ગર્ભિણી, ગર્ભ તથા સુવાવડનાં દરદો વિષે લખવામાં આવ્યું છે. દરેક વ્યાધિ વિષે તો સ્થલસંકોચને લીધે લેખક વિસ્તારથી લખી શક્યા નથી પણ બને ત્યાં સુધી દરેકનાં કારણ, લક્ષણ, ચિકિત્સા, અને ઉપાય આપવામાં આવ્યાં છે. એ પણ સંતોષની બીના છે કે તેમણે આયુર્વેદનાં પુસ્તકો અને વૈદકનાં ઇંગ્રેજી પુસ્તકોમાંથી ઘણું જ્ઞાન સંપાદન કર્યું છે; અને તેથી તેઓ સ્થલે સ્થલે દરદો માટે જરૂરી ઇંગ્રેજી દવા જણાવી શક્યા છે એટલુંજ નહિ પણ શસ્ત્રપ્રયોગનું (surgery) પણ વિગતવાર વર્ણન કરી શક્યા છે. આપણા બાહોશ અને અનુભવી વૈદ્યો જો ઈંગ્રેજીમાં વૈદકનું પણ જ્ઞાન મેળવે તો તેમને કેવો લાભ થાય એ આ વિદ્વાન લેખકના દાખલા ઉપરથી જણાશે.

અલબત આવાં પુસ્તકો કંઇ દાક્તરોની ગરજ સારતાં નથી. પણ સામાન્ય સ્ત્રી પુરૂષો તબીબ ન હોય ત્યારે તાકીદથી કંઇ ઉપાય કરી શકે છે. તેમજ રોગના સારા જ્ઞાનથી તે તેઓ સાવચેત રહે છે અને દર્દ થાય ત્યારે તેની સમજ હોવાને લીધે નકામા ગભરાઇ જતાં નથી એટલુંજ નહિ પણ દાક્તરના કાર્યમાં ઘણી રીતે સહાયક થઇ શકે છે. આમ જે મર્યાદિત અંશે આવું પુસ્તક ઉપયોગી થઈ શકે તેટલે અંશે તે ગુજરાતી પ્રજાને અને ખાસ કરીને સ્ત્રીઓને આશીર્વાદરૂપ થશે.

**નડીઆદ હિંદુ અનાથાશ્રમનો તા. ૧-૮-૧૫ થી ૩૧-૭-૧૬ સુધીનો વાર્ષિક રીપોર્ટ. પ્રકાશક મંત્રી છોટુશંકર ગીરધરલાલ મહેતા.**

આ મશહુર સંસ્થાનાં સંગીન કાર્યના રીપોર્ટનો સ્વીકાર કરતાં અમને ઘણો આનંદ થાય છે. પરંતુ આ સંસ્થા આટલી જાણીતી હોવા છતાં અને તેનું કાર્ય આપણી પ્રજાની ધાર્મિક વૃત્તિને રૂચે એવું હોવા છતાં તે કાયમના સાધનરહિત છે એ જણાવતાં અમને ઘણો ખેદ થાય છે. મંત્રી તેમના પત્રમાં લખે છે કે: "આ આશ્રમ વગર ફંડે ઉભું થયું છે, અને હજી તે બાળવયમાં હોવાથી તેની પાસે **સ્થાયી ફંડ માત્ર નામનું જ** છે. બાકી અનાથોના પોષણનો આધાર દાતાઓ તરફથી મળતા દાન ઉપરજ નિર્ભર છે," કાયમી ફંડ વધારવા ઉપરાંત બે યોજનાઓ સિદ્ધ કરવાથી પણ આશ્રમમાં ચિંતા શિવાય ૨૦૦ અનાથોને પોષી શકાય: (૧) રૂ. ૨૦૦ ના અન્નદાનની અને (૨) પાલકની. રૂ. ૨૦૦ ના વ્યાજમાંથી ૧૦૦ અનાથ એક દિવસ સામાન્ય ખોરાક લઈ શકે માટે સામટા રૂ. ૨૦૦ આપનારનું નામ તેણે આપેલા જમણની ચોક્કસ તારીખ સાથે પત્થરની તકતીમાં કોતરવામાં આવે છે. આવાં અન્નદાન અત્યાર સુધીમાં ૧૦૭ મળ્યાં છે અને ૨૫૮ દિવસો ખાલી રહ્યા છે. તે જો પૂરાય તો ૧૦૦ દિવસનો અનાથનો નિર્વાહ થઈ શકે; ઉપરાંત સો ગૃહસ્થો એક એક અનાથને પોતના કુટુંબના માણસ તરીકે પાળવાનું કબૂલ કરે તો ૨૦૦ કુલ અનાથનું પોષણ થાય. આ બંને યોજનાઓ સિદ્ધ થાય તો પણ કાયમી ફંડની તો જરૂર રહેશે. નિશાળના અને હુન્નર ઉદ્યોગના શિક્ષણ માટે તેમજ પરચુરણ ખર્ચ ખાતે વધારે ને વધારે રકમની જરૂર પડશે. માટે અમે ગુજરાતની સામાન્ય પ્રજાને નાની રકમોના દાનનો પ્રવાહ કાયમ રાખવાને તેમજ વધારવાને અને ખાસ કરીને ધનાઢ્ય પુરૂષોને મોટી રકમોનું દાન આપી આશ્રમને વધારે ને વધારે પગભર કરવા અન્તઃકરણપૂર્વક વિનંતિ કરીએ છીએ.

---

# નોંધ.

### ઓલ ઈન્ડીઆ કોન્ફરંસ.

સમસ્ત ભારત વર્ષમાં હાલમાં જે અતિ ગંભીર અને ચિંતાગ્રસ્ત રાજ્યદ્વારી સ્થિતિ સરકારની જાપતાની રાજ્યનીતિથી ઉત્પન્ન થવા પામી છે તે ઉપર વિચાર ચલાવવા ઓલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટી તથા ઓલ ઇન્ડિયા મોસ્લેમ લીગની કાઉન્સીલની એકત્ર સભા ગયા માસમાં મુંબઈમાં મળી હતી. દરેક પ્રાંતના અગ્રગણ્ય નેતાઓએ મોટી સંખ્યામાં આ સભામાં હાજરી આપી હતી. આ એકત્ર કોન્ફરંસમાં જે ઠરાવો પસાર કરવામાં આવ્યા છે તે ઉપરથી સુવિદિત થાય છે કે સરકારે જાપતાની જે રાજ્યનીતિ ગ્રહણ કરી છે તેની સામે આગેવાનો ગંભીર પગલાં લેવા વિચાર કરી રહ્યા છે. વર્તમાન યુરોપીય યુદ્ધના અંત બાદ હિંદને હોમરૂલ મળવું જ જોઈએ એવી તીવ્ર લાગણી પૂર્ણ જોસથી પ્રજામાં ફેલાઈ રહેલી છે. સ્વરાજ્યના વિષય ઉપર સમસ્ત હિંદે જે એક મત દર્શાવ્યો છે તેનો અનાદર કરવાનું પગલું અધિકારી વર્ગે ભરવાથી દેશમાં સંતાપની લાગણી પ્રકટી નીકળે તેમાં આશ્ચર્ય શું? બ્રિટિશ સામ્રાજ્ય પ્રત્યે હિંદે અપૂર્વ વફાદારી બતાવી છે. સામ્રાજ્યને માથે આવી પડેલી વિપત્તિમાં તન, મન અને ધનથી હિંદે મદદ આપી સામ્રાજ્યના એક ભાગ તરીકે તેને માથે રહેલી જોખમદારીની ફરજ પૂર્ણપણે સમજી તે બજાવી છે.

હિંદની આ મહાન મદદને માટે ઈંગ્લાંડની પ્રજાએ તેના પ્રત્યે આભારની લાગણીથી જોયું છે. પાર્લામેંટના વડા પ્રધાન મી. લોઈડ જ્યોર્જે હિંદ વિષે ઉદ્‌ગારો કહાડયા છે કે હિંદ સામ્રાજ્યમાં હવે એક સમાન ભાગીદાર લેખાશે. જે હિંદના પુત્રોએ સ્વતંત્રતાને ખાતર યુરોપની ભૂમિમાં પોતાનું રક્ત રેડ્યું છે તે હિંદને રાજકીય સ્વતંત્રતા ન હોવી જોઇએ એવી દલીલ આજે કોઇથી પણ થઇ શકે એમ નથી. એક બાજુ હિંદને માટે સહેજે જ માર્ગ મોકળો થઇ રહેલો દૃષ્ટિગોચર થાય છે ત્યારે બીજી બાજુ હિંદનો અમલદાર વર્ગ હિંદની અભિલાષાને પગ નીચે રગદોળી નાંખતાં જરાપણ આંચકો ખાતા નથી. કાયદાની હદમાં રહી સ્વરાજ્યની ચળવળ પૂર્ણ ઉત્સાહથી આગળ વધારનાર સ્વદેશ સેવકોની સ્વતંત્રતા છીનવી લઇ, તેમના ઉપર કોઇ પણ જાતનો ગુન્હો સાબીત કરી આપ્યા સિવાય જહાંગીરી ચલાવી તેમને નજરકેદ કરવામાં આવે એ સ્થિતિ દેશના નેતાઓ તેમજ દેશના પ્રજાજનોને અસહ્ય થઇ પડે તેમાં કંઇ જ અજાયબી ભરેલું નથી.

## હિન્દી પ્રધાનને મોકલેલી અરજી.

વર્તમાન પરિસ્થિતિનું પુર્ણ રીતે દીગ્‌દર્શન થઇ શકે એવી એક અરજી ઘડી કોન્ફરન્સે હિંદી પ્રધાનને મોકલી આપી છે અને કાયદાની હદમાં રહી રાજકીય સુધારાઓ માટે હિંદ જે ચળવળ શાંતિથી કરી રહ્યું હતું તેની વિરૂદ્ધ જાપતાની રાજ્યનીતિ ધારણ કરી તે ચળવળને દાબી દેવાના પ્રયત્નો થયા છે તે પ્રત્યે કોન્ફરન્સે મજબુત રીતે વાંધો ઉઠાવ્યો છે અને એ રાજ્યનીતિને જો તરત અટકાવવામાં ન આવે અને હિંદની વાજબી માંગણી ઉપર બ્રિટિશ પ્રજા ધ્યાન ન આપે તો દેશમાં અત્યંત અસંતોષ ઉત્પન્ન થશે અને સ્થિતિ ખેદજનક થશે એમ ખુલ્લી રીતે અરજીમાં દર્શાવી આપવામાં આવ્યું છે. કોંગ્રેસ અને લીગના આગેવાનોએ કોઇપણ જાતના મતભેદ વિના હિંદની માગણીની કોઇપણ જાતનો ગુંચવાડો ઉભો ન થાય તેવી રીતે રજુઆત કરી છે. લખનૌની ઐતિહાસિક કોંગ્રેસે હિંદના નેતાઓને એકત્ર બનાવ્યા. વિનીત અને ઉદ્દામના ભેદો ત્યાં ભાંગ્યા. હિંદુ અને મુસલમાનો પોતાની સન્મુખ એક અમુલ્ય તક આવી ઉભેલી છે તે નિહાળી એકત્ર થયા અને કોંગ્રેસ તથા લીગ બંન્નેએ મળીને હિંદનું ભાવિ ઘડી કહાડી તેને જોઇતા સુધારાઓની રચના કરી. હિંદને જોઇતું સ્વરાજ્ય સ્પષ્ટ રીતે પ્રજા સન્મુખ રજુ કર્યું. અને સ્વરાજ્યના વિષય ઉપર પ્રજાને યોગ્ય કેળવણી આપવાનું કામકાજ હાથમાં લેવાનો ઠરાવ થયો. હોમરૂલ લીગો ઉભી થઇ. તે મારફતે દેશને લગતા ભિન્ન ભિન્ન રાજ્યદ્વારી વિષયો ઉપર દેશના વિદ્વાન વર્ગે લેખો લખી, સભાઓ ભરી, ભાષણો આપી, જાહેર પ્રજામતને સ્વરાજ્ય વિષે કેળવણી આપવી શરૂ કરી. સ્વરાજ્યની ચળવળ વધતી જતી જોઇ અધિકારી વર્ગ શાંત કેમ બેસે ? હિંદી સરકારે એક ખાનગી સરક્યુલર કાઢી પ્રાંતિક સરકારોને પહોંચાડયો અને પોત-પોતાના પ્રાંતમાં આ ચળવળને દાબી દેવા જાપતાની રાજ્યનીતિ ગ્રહણ કરવાની આજ્ઞા ફરમાવી. પંજાબ, બંગાળ અને મદ્રાસના ગવર્નરોના ઉદ્‌ગારોથી સમસ્ત હિંદ ખળભળી ઉઠયું. વિદુષી મિસિસ એની બેસંટ અને તેમના સાથી મી. વાડીઆ અને અરૂન્ડેલને લોર્ડ પેટલાંડ નજરકેદ કર્યાં. મિસિસ બેસંટ

અને લોર્ડ પેટલંડ વચ્ચે થએલી વાત જેઓએ વાંચી છે તે ઉપરથી જોઇ શકાય છે કે મદ્રાસના આ હાકેમ સ્વરાજ્ય સંબંધી યોજના શું છે તે હજી જાણતા પણ નથી. જો દેશમાં ચાલી રહેલી એક મહાન ચળવળ વિષે શહેનશાહના એક નોકર તરીકે તેઓ અજ્ઞાનતા બતાવતા હોય તો સ્ટેટ સેક્રેટરીને કંઇ બાબતથી તેઓ જાણીતા રાખતા હશે એ જાણવું જરા અજાયબી ભરેલું થઇ પડશે. મિસિસ બેસંટને નજરકેદ કરવામાં આવ્યાં તે સંબંધી બ્રિટિશ પાર્લામેન્ટના સભાસદોએ ફરાગત થએલા હિંદના પ્રધાન મી. ચેમ્બર્લેનને જે પ્રશ્નો પુછ્યા છે, અને તેના જે જવાબો આપ્યા છે તેથી હિંદની સમસ્ત પ્રજા નારાજ થઇ છે. મી. ચેમ્બર્લેન હિંદની વાસ્તવિક સ્થિતિથી માહિતગાર નથી એ તે ઉપરથી સ્પષ્ટ થાય છે. મી. ચેમ્બર્લેન ફરાગત થયા અને તેના સ્થાને મી. મોન્ટેગુ હિંદી પ્રધાન તરીકે આવ્યા છે. મી. મોન્ટેગુએ હિંદ માટે આશાજનક ઉદ્ગારો કાઢેલા છે. અમને આશા છે કે તેઓ હિંદી સરકારે કાઢેલો ખાનગી સરક્યુલર ખાસ જોશે, અને પ્રાંતિક સરકારની જાપતાની રાજ્યનીતિથી જે અશાંતિ ઉત્પન્ન થવા પામી છે તેનો વાસ્તવિક ખ્યાલ તે ઉપરથી તેમને આવી શકશે. બ્રિટિશ પાર્લામેંટના વડા પ્રધાન તેમજ બીજા ઇંગ્લાંડના રાજ્યાધિકારીઓ જાહેર રીતે જ્યારે ઉચ્ચારે છે કે હિંદને હવે સામ્રાજ્યમાં એક સમાન ભાગીદાર તરીકે લેખવું જોઇએ ત્યારે હિંદનો અધિકારી વર્ગ સામ્રાજ્યના છત્રની નીચે કાયદેસર સ્વરાજ્યની માગણી હિંદી પ્રજા કરે છે તે માગણીને પગ નીચે છુંદી નાંખી જાપતાની રાજ્યનીતિ ધારણ કરે છે! આવી પરસ્પરની વિરોધી ચાલથી હિંદની પ્રજાને અજાયબી થાય છે કે શું હિંદનું ભાવિ હિંદના આ હાકેમોના હાથમાં જ સોંપી દેવામાં આવ્યું છે? અને બ્રિટિશ પાર્લામેંટના વડા પ્રધાનના મ્હોમાંથી નીકળતા શબ્દો તે માત્ર રમતના જ શબ્દો છે? આ પ્રશ્નો હિંદની પ્રજાને ઉદ્ભવે તેમાં કંઇ નવાઇ જેવું નથી.

## સત્યાગ્રહ વિષે ઠરાવ.

હિંદની પ્રજા કહે છે કે કોંગ્રેસે અને મુસ્લીમ લીગે ઘડી કહાડેલી યોજના પ્રમાણેનું સ્વરાજ્ય યુધ્ધ બાદ તરતજ અમને મળવું જોઇએ. હિંદના અધિકારી વર્ગે જાહેર કર્યું છે કે સ્વરાજ્યના ખ્યાલો તમારા મગજમાંથી દુર કરજો અને જો ચળવળ તમે ચાલુ રાખશો તો જાપતાની રાજ્યનીતિ ગ્રહણ કરી તને દાબી દેવાનાં સખ્ત પગલાં અમે ભરીશું. આ આપણી વર્તમાન રાજ્યદ્વારી સ્થિતિ ઉપર કૉન્ફરન્સમાં એકત્ર થએલા નેતાઓએ વિચાર કરી તેની સામે પગલાં ભરવા શું કરવું તે બાબત ચર્ચા કરી છે. કૉન્ફરન્સે બીજો ઠરાવ પસાર કર્યો છે તેમાં દર્શાવ્યું છે કે જે સ્થિતિ ઉભી થઇ છે તેની સામે સત્યાગ્રહની લડત ઉઠાવી શકાય કે કેમ તે બાબત પ્રોવીન્શીઅલ કોંગ્રેસ કમીટી અને મુસ્લીમ લીગની કાઉન્સીલને તપાસ કરવા અરજ કરવી. અને દરેક પ્રોવીન્શીઅલ કોંગ્રેસ કમીટીએ છ અઠવાડીઆમાં એ બાબતનો પોતાનો મત જાહેર કરવો. આ મત મળી ગયા પછી તે ઓલ ઇંડીયા કોંગ્રેસ કમીટી તેમજ મુસ્લીમ લીગની કાઉન્સીલના સભાસદોને જાહેર કરવો અને અકટોબર માસના પહેલા અઠવાડીઆમાં આ બન્ને સંસ્થાની એક એકત્ર સભા અલ્હાબાદ ખાતે એ વિષયપર વિચાર કરવા ભરવી.

અમે માનીએ છીએ કે હિંદમાં વર્તમાન સમયમાં જે રાજ્યદ્વારી વાતાવરણ પ્રસરી રહેલું છે તે જોતાં આવા મહત્વના પ્રશ્ન ઉપર વિચાર ચલાવવામાં આવે એ તદ્દન વાસ્તવિક છે. અમારા વિચાર પ્રમાણે મોસ્લીમ લીગ અને કૅાંગ્રેસ કમિટીના સભાસદો કૉન્ફરંસમાં એકત્ર મળ્યા હતા તેજ કૉન્ફરંસમાં સત્યાગ્રહ વિષે છેવટનો નિર્ણય કરી નાંખવો હતો. એ કૉન્ફરંસમાં દેશના દરેક પ્રાંતના જોખમદાર નેતાઓએ હાજરી આપી હતી. સમસ્ત દેશમાં જાપતાની રાજનીતિથી ગુસ્સાની લાગણી પ્રકટી નીકળેલી છે એવા સમયમાં આપણી પ્રવૃત્તિને બીલકુલ મંદ પાડવી જોઇએ નહિ. મહાત્મા ગાંધીજીની સલાહ છે કે આવી સ્થિતિમાં સત્યાગ્રહ સિવાય બીજો કોઇ રસ્તો આપણી પાસે છે જ નહિ. કમનસીબે મહાત્મા ગાંધીજી બિહારમાં રોકાઇ ગએલા છે એટલે આ વિષયમાં આગેવાનોને વિચાર કરવામાં વ્યર્થ સમય ગાળવો પડે છે. અમારી ખાત્રી છે કે તેઓ શ્રી જો આ કૉન્ફરંસમાં હાજર હતે તો આ ઠરાવ તરતજ ત્યાં પસાર કરાવત. છ અઠવાડિયા સુધી વિચાર ચલાવી આ બાબતને ઢીલમાં નાંખવાનો આ સમય નથી. છતાં હવે કૉન્ફરંસે આવો ઠરાવ પસાર કર્યો જ છે એટલે હવે કોઇ બીજો ઉપાય નથી. જ્યારે અલ્હાબાદમાં કૉન્ફરંસ મળે ત્યારે એ ઠરાવ સર્વાનુમતે પસાર થાય એવી અમારી ખાત્રી છે. ત્યારે હવે એ સત્યાગ્રહ શું છે તે ઉપર આપણે વિચારીશું.

## સત્યાગ્રહ શું છે?

સત્યાગ્રહ શું છે અને એ સાધનથી કેવી રીતે લડી શકાય વિગેરે સવાલો ઉપર વિચાર કરવો એ અગત્યનું છે. કોઇ પણ જુલમ કે અન્યાયની સામે શારીરિક બળનો ઉપયોગ કર્યા સિવાય સામે થવું એનું નામ સત્યાગ્રહ છે. શારીરિક બળની સામે પ્રેમબળ યાને આત્મબળથી લડવું તેનું નામ સત્યાગ્રહ છે. કેટલાકો એવી દલીલ કરે છે કે એ હથિયાર નબળાઓ માટે છે. આ પ્રમાણે કહેનાર સત્યાગ્રહનું રહસ્ય સમજતા નથી. સંગ્રામભૂમિમાં જઇ હાથમાં હથિયાર ધારણ કરી દુશ્મન સામે લડી પોતાનો દેહ આપવો તેમાં જે હિંમત જોઇએ છે તેના કરતાં દુશ્મન પ્રત્યે સ્નેહ રાખી તેના પ્રત્યે આપણું માથું આપી દેવું તેમાં વધુ હિમત જોઇએ છે.

દક્ષિણ આફ્રિકામાં જઇ વસેલા આપણાં દેશ બંધુઓ ત્યાં અનેક જાતની હાડમારીઓ ભોગવતા હતા, તેમના ઉપર અનેક તરેહના જુલમો ત્યાં થતા હતા. તેઓને માટે એવી જાતના જાતિભેદવાળા કાયદાઓ ત્યાંની સરકારે ઘડયા હતા કે સ્વમાન સમજનારી પ્રજા તેવા કાયદાને પ્રાણાંતે પણ વશ ન થઇ શકે. મહાત્મા ગાંધીજીની સરદારી નીચે એકત્ર થઇ આપણા હજારો દેશબાંધવો, સ્ત્રીઓ તથા બાળકો સાથે કારાગ્રહમાં ગયાં છે પરંતુ તેમના ઉપર જે જાતીય અપમાન મુકવામાં આવ્યાં હતાં તેને તેઓ શરણે થયા ન હતા. ગીરમીટીઆ મજુરો ઉપર નાંખવામાં આવેલો વાતકી ૩ પાઉંડનો કર તેઓએ રદ કરાવ્યો હતો. ૧૯૦૭ નો એશીયાટીક લોકોને માટે ઘડેલો જે ખુની કાયદો કાયદાની પોથીમાં ચઢયો હતો અને જેના ઉપર વજ્રસીલ મરાઇ હતી તે તેઓએ કબુલ ન રાખી, તેની સામે થઇ વારંવાર તેઓ કારાગ્રહમાં સેંકડોની સંખ્યામાં ગયા છે

અને વજાની સીલ મરાએલો તે ખુની કાયદો તેમણે સરકાર પાસે રદ કરાવ્યો હતો. હિંદના જુદા જુદા ધર્મો પ્રમાણે થએલાં હિંદી લગ્ન કાયદેસરનાં નથી, માત્ર ખ્રીસ્તી ધર્મ પ્રમાણે થએલાં લગ્નો જ કાયદેસરનાં દક્ષિણ આફ્રિકામાં ગણાય એવો ચુકાદો ન્યાયની કોર્ટમાં ત્યાં આપવામાં આવ્યો હતો અને તેની સામે પણ આપણાં દેશ બંધુઓ ત્યાં ઝઝુમ્યા હતા અને લગ્નના કાયદામાં ફેરફાર કરાવ્યો હતો. આ સર્વ આપણા બંધુઓ ત્યાં આગળ કેમ કરાવી શકયા તે, આપણે સારી રીતે સમજીએ છીએ. દુઃખો સહન કર્યા સિવાય કોઇપણ પ્રજા ગુલામીમાંથી છુટેલી સાભળી નથી. વિલાયતમાં સ્ત્રીઓ મત લેવાને માટે આજે કેટલાક વર્ષો થયાં લડતી હતી અનેક નાજુક અબળાઓએ વારંવાર ત્યાં કારાગ્રહનાં દુઃખો સહન કર્યા છે. ત્યારે આજે આપણે જોઇ શકયા છીએ કે વોટ માટે લડતી સ્ત્રીઓનો ત્યાં વિજય થયો છે અને તેમને વોટ આપવામાં આવ્યા છે આયર્લાંડની પ્રજા હોમરૂલને માટે સેંકડો વર્ષથી ઝુંબેશ ઉઠાવતી આવી છે. અનેકવાર આઇરીશ લોકોએ પોતાનાં પ્રાણનાં બળીદાન આપ્યાં છે ત્યારે આજે આઇરીશ પ્રજાને વિનંતિ કરી કહેવામા આવ્યું છે કે આયર્લાંડને જે પ્રકારનું સ્વરાજ્ય જોઇતું હોય તે સર્વ પક્ષ એકત્ર મળી ખરડો ઘડી લાવો, એટલે આઇરીશ પ્રજા ટુંક સમયમાં હોમરૂલ મેળવે એ ચોખ્ખું દેખીતું જ છે. રાજ્યદ્વારી હકો મેળવવા ખાતર ખાસ ઇંગ્રેજી મહિલાઓને જે બ્રિટિશ પ્રજા, સામે બાથ ભીડવી પડે તે ઠરાવો પસાર કરવાથી, સભાઓ ભરવાથી અને અરજીઓ મોકલવાથી ભારતવાસીઓને સ્વરાજ્ય આપી દે એ માનવું ભુલ ભરેલું છે. વિલાયતી સફ્રેજીસ્ટોની વોટ માટેની લડત અને આઇરીશ પ્રજાની હોમરૂલની લડત જો આપણે સત્યાગ્રહની લડતની દૃષ્ટિએ જોઇએ તો તેમા પવિત્રતા રહેલી છે એમ ન માની શકાય સત્યાગ્રહની લડતમા શારીરિક બળ વાપરવાનું સ્થાન હોતુ જ નથી. એ લડત સાત્વિક ભાવનાથી પવિત્રપણે લડવાની હોય છે. તેમા મારફાડની વાત સમાતી જ નથી. તેમા લૂટફાટ સ્વપ્ને પણ સંભવે નહિ. સભાને એટલે વિરોધપક્ષને દુઃખ દેવાનુ યા રંજાડવાનું કદી પણ હોઇ ન શકે. એક સત્યાગ્રહી સત્યને વળગી રહે છે, અને પોતાના અતઃકરણને એક કાયદો અન્યાયી કે જુલમી લાગ્યો કે તેની સામે તે થાય છે અને કાયદાને તાબે ન થઇ તેમાં જે સજા ફરમાવી હોય છે તે ઉઠાવી લઇ જાતે આનંદપુર્વક દુઃખો સહન કરે છે. વિલાયતી સફ્રેજેટો કાયદાનો ભંગ કરી કારાગ્રહમા જતી હતી ખરી પરંતુ તેઓ શારીરિક બળનો પણ ઉપયોગ કરી લેતી હતી. તેઓ જાહેર પ્રજાની શાંતિનો ભંગ કરતી, મકાનોની બારીઓ ભાંગી પોલીસોને હેરાન કરતી, જાહેર વકતાઓ તેમ જ સરકારી પ્રધાનો ભાષણો આપતા હોય ત્યાં જઇ ઘોંઘાટ કરી તેમાં ખલેલો નાખતી. આઇરીશ પ્રજાએ તો હથિયાર ઉપાડી બળવો કર્યો હતો. આ સર્વ સત્યાગ્રહની લડતમાં ન હોઇ શકે. સત્યાગ્રહી તો અન્યાયી કાયદાનો ભંગ કરી તેની સજા વધુમાં વધુ સજા-કાયદો ફરમાવતો હોય તેની માગણી ન્યાયધીશ પાસે માગી લઇ સત્ય અને રામ નામને સાથે લઇ કારાગ્રહને પવિત્ર મંદિર માની તેમા બીરાજે છે. ન્યાય મંદિરોમાં જઇ વકીલો પાસે કાયદાની બારીકી શોધાવી તે પોતાનો બચાવ શોધતો નથી. અન્યાયી

કાયદાનો ભંગ કર્યો એટલે તે તો તેમાં સહેલી સજાજ ન્યાયાધીશ પાસે માંગી લે છે. આવી જાતના સત્યાગ્રહીઓનો જેમ સમૂહ મોટો તેમ વિજય જલદી હોય છે. તેમ એક ખરો સત્યાગ્રહી બીજાની મદદ યા તો સહાનુભૂતિની વાટ જોતો નથી. તે પોતાના અંતરાત્માના ઉદ્ગારની વાટ જુએ છે. જ્યાં જ્યાં પોતાની સ્વતંત્રતા ઉપર તરાપ પડે ત્યાં ત્યાં તે વીરતાપૂર્વક સામે થઇ જાય છે અને પોતાની જાત ઉપર દુઃખો સહન કરી લે છે. તેને ફળની ઇચ્છા હોતી નથી તેને માત્ર ફરજનો જ સવાલ વિચારવાનો હોય છે. આવી રીતે દૃઢ સંકલ્પવાન એકજ વીર સત્યાગ્રહી હોય તો તે આખા જગતને હલમલાવી મુકે છે. એક ખરો સત્યાગ્રહી માત્ર સરકારના જ અન્યાય કે જુલમની સામે થાય છે એમ નથી પરંતુ તે પોતાની ન્યાત, દેશ કે કુટુંબની સામે પણ થઇ શકે છે. જો એક સત્યાગ્રહી ન્યાત, કુટુંબ, સરકાર કે દેશની સામે ખોટી રીતે લડતો હોય તો તેની લડતથી પારકાને સહન કરવાનું હોતું નથી. ખોટી રીતની લડત લડવાથી તેને જાતે જ સહન કરવું પડે છે. અમેરિકાની નીગ્રો પ્રજાની ગુલામી માટે મહાન અમેરીકન થોરોએ એ જ સરકારને કર આપવાની ના પાડી હતી. જે સરકાર ગુલામીનો ધંધો કરવાનું ઉત્તેજન આપે છે તે સરકારને કર આપી તેને નિભાવવી એ તેના અંત:કરણને વિરૂધ્ધ લાગ્યું અને તેણે તરત જ સરકારને કર આપવાની ધસીને ના પાડી અને જેલમાં જઇ તે બેઠો. બીજાઓ શું કરશે તેની તે વાટ જોતો નહિ. બીજાઓ મારી સાથે સહાનુભૂતિ દર્શાવશે કે નહિ, મને મદદ આપશે કે નહિ એવું બાયલાપણું સત્યાગ્રહીનામાં ન સંભવે. મહાત્મા ગાંધીજીને બીહાર છોડી ચાલ્યા જવાની નોટીસ મળી તે સમયે તેઓ વિચાર કરવા બેઠા ન હતા. તેમના અંતઃકરણમાં સૂચન થઇ ગયું કે આ હુકમ અન્યાયી છે, તેમની સ્વતંત્રતા ઉપર ત્રાપ મારે છે અને જે કામ માટે બીહાર ગયા હતા તે દુઃખીઓને દિલાસો આપવા માટે હતું. તેઓ કેવા જુલમ નીચે કચરાય છે તે જોવા માંગતા હતા, તે માટે જો સરકાર તેમને અટકાવે તો તે વીર સત્યાગ્રહી કેમ સાંખે? તેમણે બીહાર છોડી ચાલ્યા જવાની ના પાડી અને હુકમનો અનાદર કરવા જે સજા કાયદામાં ફરમાવી હોય તે સહન કરી લેવા જણાવ્યું. પરિણામ એ આવ્યું કે નોટીસ પાછી ખેંચી લેવાઇ. અને સત્યનો જય થયો. તે મહાત્માએ એક પત્રમાં લખ્યું હતું કે જે ભૂમિમાં શ્રી રામચંદ્રજી લક્ષ્મણ, સીતાજી અને ભરતજી ફરેલા છે તે ભૂમિમાં મને જેલ જવાનું મળશે તેથી હૃદય પ્રફુલ્લિત થાય છે. કેવી ઉન્નત ભાવના! કેવો અગાધ સ્વદેશ પ્રેમ! એક સત્યાગ્રહીએ નીચેના નિયમોનું ખાસ પાલન કરવું જોઇએ. (૧) સત્યનો આગ્રહ (૨) પ્રાણાંતે પણ શારીરિક બળ ન વાપરવાની પ્રતિજ્ઞા (૩) ક્ષમા વૃત્તિ (૪) દુશ્મનો પ્રત્યે પણ સ્નેહ (૫) નિર્ભયતા (૬) દુ:ખો સહન કરવાની શકિત (૭) બ્રહ્મચર્ય (૮) વ્યસનથી દુર રહેવું. આ નિયમો પાળવાનું કામ સહેલું નથી. પરંતુ દેશસેવા કરવાની અભિલાષા ધરાવનાર સત્યાગ્રહી માટે એ આવશ્યક નિયમો છે. હિંદમાં જે રાજકીય સ્થિતિ ઉભી થએલી છે તેની સામે ઝઝુમવા એક જ વીર સત્યાગ્રહી લડત ઉપાડશે તો હિંદની રાજદ્વારી પરતંત્રતાની સાંકળની કડીઓ એક પછી એક જરૂર ત્રુટવા માંડશે. આ સંસારમાં પ્રત્યેક મનુષ્યને પોતાના વિચારો જાહેર કરવાની છુટ છે, ઇશ્વરદત્ત હક્ક છે. હિંદમાં

આપણા એ ઇશ્વરદત્ત હક્ક ઉપર કાયદો અંકુશ મુકી આપણી સ્વતંત્રતાનું હરણ કરે છે. વર્તમાનપત્રો ઉપર છાપાના અંકુશનો કાયદો મુકી પ્રજાના એક પવિત્ર હક્ક ઉપર ત્રાપ પડેલી છે. જાહેર સભા ભરતી અટકાવવામાં આવે છે. એક સુધરેલા સામ્રાજ્યમાં આપણી ગુલામી દશાનું આ એક ખેદકારક ઉદાહરણ છે. સામ્રાજ્યમાં સ્વતંત્ર અને માનનીય શહેરીના સ્થાને બેસવા જતાં આપણને અટકાવવામાં આવે છે. આપણી સ્વરાજ્યની ભાવનાને પગ નીચે અધિકારી વર્ગે રગદોળવા કમર કસી છે. પ્રજા પુછે છે હવે આપણે શું કરવું? આપણા નેતાઓ વિચારે છે કે આપણે શું કરવું? જવાબમાં અમે ઉપર સમજાવી ગયા છીએ કે સત્યાગ્રહી બની દુઃખો સહન કરવાં તે શિવાય આપણી મુકિત નથી-ભારત માતાની મુક્તિ નથી. અમે ઇચ્છીએ છીએ કે પ્રત્યેક હોમરૂલર આજથી સત્યાગ્રહી બનવાની પ્રતિજ્ઞા લેશે અને આપણા નેતાઓને દર્શાવી આપશે કે હિંદ મૈયાની મુક્તિ માટે —સ્વરાજ્ય માટે—અમે દુઃખો સહન કરવા તૈયાર છીએ. આ પ્રતિજ્ઞાનું જ્યારે પાલન થશે ત્યારે જગતમાં એવી કોઇ શક્તિ નથી કે જે આપણાં સ્વરાજ્યની સામે આવી ઉભી રહે. મહાત્મા ગાંધીજી જેવા વીર સત્યાગ્રહી આપણી પાસે છે એ આપણાં ખરે અહોભાગ્ય છે. પરમાત્મા ભારતીય સંતાનોને આત્મબળ આપી માતૃભૂમિના ઉદ્ધારાર્થે પ્રેરે એવી અમારી અંતિમ પ્રાર્થના છે.

## કલકત્તામાં જાહેરસભા બંધ.

મિસિસ બેસન્ટ, મી. વાડીયા અને મી. અરૂન્ડેલને નજરકેદ કર્યાં તેની સામે પોકાર ઉઠાવવા કલકત્તા શહેરના શેરીફે એક જાહેર સભા બોલાવી હતી. આ સભાનું પ્રમુખસ્થાન પ્રજા અને સરકારમાં માન પામેલા અગ્રણીય નેતા સર રાશબિહાર ઘોષને આપવામાં આવેલું જાહેર થયું હતું. આ સભા ભરાતી અટકાવવાનો મનાઇ હુકમ બંગાળની સરકારે કહાડી સભા ભરતી અટકાવે છે બંગાળની સરકારનાં આ કૃત્યથી સમસ્ત હિંદમાં ગુસ્સાની લાગણી પ્રગટી છે. દિનપ્રતિદિન સરકાર આ મુજબ જાપતાની રાજ્યનીતિ ગ્રહણ કરતી જાય છે. હિન્દની પ્રજા આવી સ્થિતિ હવે શું શાંતિથી ચલાવી લઇ શકશે? બંગાળના એક નેતા મી. પૃથ્વીશચંદ્ર રાયે વર્તમાન પત્ર મારફતે એક જાહેર અરજ ગુજારી હતી કે બંગાળ સરકારના આ અન્યાયી હુકમ સામે જો કોઇ બાર બંગાળી ઉમેદવારો બહાર પડે તો ટાઉન હોલમાં સભા ભરવાની ના પાડી છે ત્યાં જઇ હું સભા ભરીશ. હજી સુધી બંગાળમાંથી એવા બાર ઉમેદવારો નીકળ્યા જણાયા નથી અને સભા ભરાઇ નથી. અમને લાગે છે કે મી. પૃથ્વીશચંદ્ર રાયે આટલેથીજ બેસી રહેવું જોઇતું નથી. એક સત્યાગ્રહી તરીકે તેઓએ એવું વલણ લેવું જોઈતું હતું કે અમુક દિવસે તેઓ પોતે એકલા ટાઉન હોલમાં જશે અને મિસિસ બેઝંટ, મી. વાડીયા અને અરૂન્ડેલને નજરકેદ કર્યા તેની સામે પોકાર ઉઠાવશે. આવી ખબર આપી તેમણે મુકરર કરેલા દિવસે ટાઉન હોલમાં જવું હતું. જેઓનામાં ઉત્સાહ અને જાહેર હિમત હોત તેઓ સભામાં આવત અને જો કોઇ ન આવત તો ટાઉન હોલની ખાલી ખુરસીઓ પાસે જઈ ભાષણ આપવું હતું. તે અવાજ સર્વ શકિતવાન પ્રભુએ તો સાંભળ્યો જ હોત.

આવી રીતે આ અન્યાયની સામે તેઓ પોતે એકલા પણ ઝઝુમી શક્યા હોત. અજાના પૈસાથી બંધાએલા ટાઉન હોલમાં સભા ન ભરવા દેવી એટલું જ નહિ પરંતુ સભા ભરતી જ બંધ કરવાનો હુકમ કાઢવો એ પ્રજાના એક પવિત્ર હક્ક ઉપર ત્રાપ મારવા જેવું હતું. એ કર્તવ્યની સામે કંઇ પણ પગલાં ભર્યાં સિવાય બેસીજ રહેવામાં આવશે તો આપણને લાગવું જ જોઇશે કે જાપતાની રાજ્યનીતિમાં સરકારને ફત્તેહ મળશે. શાંત રીતે કોઈને પણ હરકત ન કરતાં જાતે દુઃખો સહન કરી સત્યાગ્રહના સાધનથી લડવું એ લડત કાયદે પુરઃસરની છે એમ સર્વત્ર જાહેર થએલું છે. હિંદના માજી વોઈસરૉય લોર્ડ હારડીંજે દક્ષિણ આફ્રિકામાં આપણાં દેશ બાંધવો સત્યાગ્રહની લડત લડતા હતા ત્યારે મદ્રાસ ખાતે જે શબ્દો ઉચ્ચાર્યાં હતા તેની યાદી અમે આ પ્રસંગે આપીશું. "તમારા દેશ બંધુઓ અન્યાયી કાયદાની સામે સત્યાગ્રહની લડત ચલાવી રહ્યા છે તે તરફ આપણે ધ્યાન આપીએ છીએ અને તેમના એ મત સાથે મળતા થઇએ છીએ. તેઓ જાણી જોઇને કાયદાનો ભંગ કરે છે, કાયદાનો ભંગ કરવાથી શું સજા થાય છે તે તેઓ સમજે છે અને હિંમત તેમજ ધીરજથી તે સજાઓ તેઓ સહન કરે છે, આ સર્વમાં તેમને હિંદની પુરી દીલસોજી છે. તેમની આ લડતમાં માત્ર એકલા હિંદની જ નહિ પરંતુ મારા જેવા માણસ કે જે હિંદી નથી તેના તરફથી પણ દીલસોજીની લાગણી છે" તા. ૧૨ જુનના 'ન્યુ ઇન્ડીઆ'માં સર સુબ્રમણ્ય આયરે જે પત્ર લખ્યો હતો તે આપણે ભુલવો ન જોઇએ. તેમણે લખ્યું હતું કે 'હું મારાં પગલાં પાછળ હઠાવી શકતો નથી. જો હોમરૂલ લીગો ગેરકાયદેસર છે એવું જાહેર કરવામાં આવે તો પણ હોમરૂલ લીગના અમલદાર તરીકે હું મારૂં રાજીનામું આપીશ નહિ. મારા આ નિર્ણયથી કોઈ પણ સજા મારે ભોગવવી પડે તો હું તે ભોગવવા તૈયાર છું. હોમરૂલનું સંરક્ષણ કરવું એ મારો ધર્મ છે એટલું જ નહિ પરંતુ તે મારી ફરજ છે અને તે ફરજ હું બજાવીશ" જ્યારે આપણાં દેશના વૃદ્ધમાં વૃદ્ધ આગેવાનો પણ દુઃખો સહન કરવા તૈયાર થાય તો યુવાનોનું કર્તવ્ય છે કે સરકારના અન્યાયી હુકમો સામે હવે શાંતિથી બેસી રહેવું એ આપણે માટે લજ્જાસ્પદ છે. સર રાશ બિહારી ઘોષ જેવા નેતાના પ્રમુખપણાં નીચે જ્યારે બંગાળમાં સભા ન ભરી શકાય તો તેનો અર્થ એમ એક જ કરીએ છીએ કે કાં તો સરકારના એ અન્યાયી હુકમની સામે થઇ સભા ભરવી યા તો તે ન થઇ શકે તો રાજ્યદ્વારી કામ નિર્માલ્ય બની કરવાનું છોડી દેવું. બંગાળ હજી પણ આ સભા માટે કંઇ કરશે એમ અમે અંતઃકરણથી ઇચ્છીએ છીએ.

હમણાં જ જાણવામાં આવ્યું છે કે સુરેન્દ્રનાથ બેનરજી અને બીજા કેટલાક આગેવાનો બંગાળના ગવર્નર સાહેબને મળ્યા હતા અને જવાબદારીની બુદ્ધિથી સભા ચલાવવાનું વચન આપવામાં આવે તો સભા ભરવા દેવામાં આવશે એમ તેમને જણાવવામાં આવ્યું છે.

---

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૩. ઑક્ટોબર ૧૯૧૭. અંક ૪.

## સત્યાગ્રહનું રહસ્ય.

( ગતાંકના પાના ૧૮૮ થી ચાલુ. )

### મહાત્મા ગાંધીના સ્મર્ણીય પ્રસંગો.

આ મહાન લડતના મેઝીની મહાત્મા ગાંધીજીએ જે અપ્રતિમ શૌર્ય નીડરતા, સ્વદેશ પ્રેમ, ક્ષમા વૃત્તિ અને સત્યના આગ્રહ માટે દ્રઢ નિશ્ચયો બતાવ્યા છે તેથી અત્રધિ થઇ ગઇ છે. તેનું વર્ણન ટુંકમાં ભાષણ દ્વારા ન થઇ શકે છતાં જે બે ત્રણ ચાર પ્રસંગો મનનીય છે તે અત્રે આપવા યોગ્ય ધાર્યું છે:—

પ્રજાની આગેવાની લઇ તેને શુદ્ધ અને સત્ય માર્ગે દોરવવાનું કર્ત્તવ્ય બજાવવાનું જે પુરૂષના સદ્‌ભાગ્યમાં લખાયલું છે, તેનામાં ચારિત્ર્ય બળ કેટલું હોવું જોઇએ તેનો દાખલો આધુનિક સમયના હિંદી આગેવાનોમાં તો સાધુ મોહનદાસે જ બતાવી આપ્યો છે. પ્રજાની સેવા કરવી એટલે તેઓ એમ જ માને છે કે પરમાત્માની સેવા કરવી. પ્રજાસેવા અને પ્રભુસેવા એમાં તેઓ ભિન્નતા જોતા નથી. પવિત્ર આર્યાવર્તની સેવા બજાવવા ઇચ્છનારાઓને તેમજ ભારતના આગેવાનોને તે ખાસ અનુકરણીય હોવાથી તેમના જીવનના કેટલાક અપ્રસિદ્ધ પ્રસંગો અત્રે આપવા અસ્થાને ગણાશે નહિં.

* * *

(૧) અગાધ પ્રેમ અને સ્વદેશ વાત્સલ્યથી ઉભરાઇ જતું એક દ્રશ્ય આ પ્રસંગે સુજ્ઞ વાચકો સમક્ષ રજુ કરૂં છું:—સત્યાગ્રહની મહાભારત લડતના ઇતિહાસમાં તા. ૨૨–૧૨–૧૯૧૩ સોમવારનો દિવસ ન વિસરાય એવો હતો. ડરબન શહેરમાં પારસી

રૂસ્તમજી–હિંદીઓના કાકાજી અને એક વયોવૃદ્ધ સત્યાગ્રહી–નું ઘર હિંદીઓથી તે દિવસે ઉભરાઇ રહેલું હતું. ઘરને લગતા વાડામાં સેંકડો હડતાળીઆઓ પોતાની સ્ત્રીઓ તેમ જ બાળકોને લઇને બેઠા હતા. હડતાલના સમયે બંદુકોની ગોળીઓના બહારથી ઘાયલ થએલાઓ પણ ત્યાં હાજર હતા. મૃત્યુને વશ થએલા હડતાલીઆઓની વિધવા થએલી સ્ત્રીઓ પોતાનાં નાનાં બાળકોને સોડમાં સમેટીને ત્યાં બેઠેલી હતી. સાંજના ચાર વાગ્યાને સુમારે મહાત્મા ગાંધી ત્યાં આવ્યા. તેમને કારાગ્રહમાંથી છુટયાને માત્ર બે જ દિવસ થયા હતા. તેઓ ત્યાં આવી આ ગીરમીટીઆનાં ટોળામાં દાખલ થયા. વાડામાં એક ખુણામાં જ્યાં મર્હુમ સુઝાઇ અને સેલ્વનની (ગોળી બહારથી માર્યા ગએલા ગીરીમીટીઆ) વિધવાઓ બેઠી હતી તેમની પાસે તેઓ ગયા. તે વિધવાઓના હૃદયમાં આ સાધુ પુરૂષને જોઈ ઉત્સાહ આવ્યો, અને તેઓ તેના ચરણમાં જઇ લોટી પડી. તેમણે મહા મહેનતે અત્યંત સ્નેહથી તેમને ઉઠાડયાં. સામે ઉભેલી એક વિધવાના ખભા ઉપર હાથ મુકી તેના તરફ એક જ દૃષ્ટિએ જોઇ રહ્યા. આ વખતે તેમના હૃદયના ભાવ કેવા અલૌકિક હશે તેનો ખ્યાલ તેમને નજરે જોનારને જ આવી શકે. વિધવાઓની આંખમાંથી અશ્રુધારા વહી જતી હતી. આ દીન અને દુ:ખી વિધવાઓના રૂદનમાં સકળ હિંદીકોમની દુ:ખી અને અતિ દીન સ્થિતિ આ મહાન પુરૂષે જોઇ. તે મહાન પુરૂષના ચહેરા ઉપરથી એમ જ લાગતું હતું કે અતિ કંગાળ સ્થિતિમાં ખુદ હિંદદેવી જ ઉભાં હોય અને તેના કંગાળ દીકરા સામે આમ હૃદયભેદક રૂદન કરતી ન હોય!! ‘સકલ સંસારનાં જુલમને પગ નીચે કચરી નાંખું’ એવી ભીષ્મપ્રતિજ્ઞા જાણે ન લીધી હોય એવું તેમની આંખોના ભાવ જણાવતા હતા. વિધવા દેવીના ખભાપર હાથ મુકી તેમણે એક તામીલ ભાષા જાણનાર મદ્રાસીને દુભાષીઆનું કાર્ય કરવા બોલાવ્યો. અને ધીરતાથી તેના મુખમાંથી સ્વાભાવિક પરંતુ અત્યંત ભારે અને સચોટ શબ્દો એક પછી એક નીકળવા લાગ્યા. દુભાષીઓ તામીલમાં સમજાવતો હતો:–

‘માતા, છાની રહે; તું રડ નહિ. મારાથી નથી રહેવાતું; તારો પતિ જે જુલમગારોના હાથે માર્યો ગયો છે, તે હાલમાં પ્રભુના ખોળે જઇ બેઠો હશે. તેણે પોતાના દેશની ખાતર પોતાના દેહની કુરબાની આપી છે. તેનું નામ અમરત્વને પામ્યું છે. તે પથારીવશ રહી કોઇ વ્યાધિથી પીડા પામી મૃત્યુવશ થયો હત, તો આજ હું આમ તારી સમક્ષ આવી ઉભો ન હત. સંસાર પણ તેને વિષે કંઈ ન જાણત તેવી સ્થિતિમાં મરવા કરતાં આમ કીર્તિવંત રીતે તે મૃત્યુને આધીન થયો તેથી તે મહા પુણ્યશાળી ગણાય. માટે હવે તું છાની રહે. જૂલમગારોના હાથે તારી માફક જ મારી હજારો માતાઓ, ભગિનીઓ, અને પુત્રીઓ વૈધવ્યદશાને પ્રાપ્ત થશે, ત્યારેજ હિંદ માતાનું કલ્યાણ થશે; ચુપકીથી નહિ. આ મારૂં શિર મેં હિંદને અર્પેલું છે. તેને જૂલમગારો આ ધડથી જુદું કરી નાંખે અને મારી પત્ની પણ તારી માફકજ એક કંગાળ દુ:ખી વિધવા બને તો હું મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ સમજીશ. તો જ મારા અંતરાત્માને શાંતિ વળશે! માટે માતા, તું દુ:ખી ન થા. તારે ખોળે હું મારૂં શિર મુકું છું. તને આવી વૈધવ્યદશાને

પ્રાપ્ત કરાવનાર પણ હું જ છું. મને માફ કર અને છાની રહે”—આટલું કહેવડાવી તે સાધુ પુરૂષ તે વિધવાને નમ્યા અને ત્યાંથી ચાલ્યા ગયા. આસપાસના પ્રેક્ષકો આ અદ્‌ભુત શબ્દો અને દેખાવ જોઇ, સાંભળી રોયા. કેટલાકથી આ બનાવ ન જોઇ શકાયો તે ત્યાંથી દૂર વિખરાઇ ગયા. ભારતના પ્રજાપ્રિય આગેવાનોમાં જ્યાં સુધી આવા વિશુદ્ધ સ્નેહનો સંચાર ન હોય ત્યાં સુધી પ્રજાસેવા શુદ્ધભાવે ન જ થઇ શકે.

* * *

બીજું દૃશ્ય આ મહાત્માની ક્ષમાવૃત્તિ વિષે છે. તેઓ હમેશાં કહેતા આવ્યા છે સત્યાગ્રહીઓએ ક્ષમાવૃત્તિ રાખવી જોઇએ, વેર લેવાનો કદી પણ વિચાર રાખવો ન જોઇએ; અને તે માફક જ્યારે તેમણે જીવી બતાવ્યું ત્યારે ગોરાંગ પ્રજાઓમાં તેમ જ પોતાના સ્વદેશી બંધુઓમાં તેમના ઉચ્ચ ચારિત્રની અપૂર્વ છાપ પડી. સત્યાગ્રહની પ્રથમ વારની લડતના સમયે કેટલી ગેરસમજુતી ઉભી થઇ હતી અને તેને લીધે પઠાણોએ તેમનાપર મહાઘાતકી હુમલો કર્યો હતો. તે મૃત્યુવશ પથારીએ પડયા હતા તે સમયે પોલીસ ગુનેગારોને શિક્ષા કરાવવાના હેતુથી આ મહાત્માની જુબાની લેવા રેવ. જે. જે. ડોકના ઘરમાં કે જ્યાં તેમની સાર વાર તે ભલા પાદરી કરતા હતા ત્યાં આવ્યા. આ સમયે તે સાધુના હૃદયમાંથી દયાના અમીઝરણા વહ્યાં. પોલીસને તેમણે જણાવ્યું કે ‘મારા દેશી બંધુની સામે હું કામ ચલાવવા માગતો નથી’ આમ જણાવી જુબાની આપવા ના પાડી પોલીસ નિરાશ થઇ ચાલ્યા ગયા. એક ખ્રીસ્તી પાદરીના ઘરમાં પૂર્વની જંગલી પ્રજા—કુલીઓ—ના નેતાએ ભગવાન ઇસુ ખ્રીસ્તની આજ્ઞા ‘Love your enemy as you love your self’ ‘તમારી જાતને ચાહો છો તેટલું જ દુશ્મનને પણ ચાહો’ એનું પાલન કર્યું. આ બનાવ જોઇ તે ઘરનાં ખ્રીસ્તી ધર્મનાં અનુયાયીઓને કેટલો આનંદ થયો હશે ! !

આ સાધુ પુરૂષ કહે છે કે “પોતાના સ્વદેશી બંધુના હાથનો માર ખાવો એ જેના ભાગ્યમાં લખાયું હોય તે ખરો પુણ્યશાળી છે; મારા તે ભાઇને લાગ્યું કે હું ખોટું કરૂં છું તો તેણે મને વિચાર પ્રમાણે શિક્ષા કરી તેમાં હું તેનો દોષ કેમ કહાડું ?” ધન્ય છે આવા સ્વદેશ પ્રેમને અને ક્ષમા વૃત્તિને ! !

તેમને મારનાર પઠાણ જાતે મુસલમાન હતો, તેથી હિંદુ મુસલમાનનો સવાલ ઉત્પન્ન ન થાય અને બંને કોમ વચ્ચે કંઇ કડવાશ ઉત્પન ન થાય એટલા ખાતર એક જાહેર પત્ર તેમણે ‘ઇન્ડીઅન ઓપીનીઅન’માં લખ્યો હતો તે મનન કરવા યોગ્ય હોવાથી અત્રે આપ્યો છે:—

“સાહેબો, મારી તબિયત સારી છે, મી. અને મીસીસ ડોક મારા ઉપર મરી પડે છે, અને થોડા દિવસમાં હું પાછો નોકરીપર ચઢીશ. જેઓએ મને માર માર્યો છે તેનાપર મને ગુસ્સો નથી. તેઓએ અણસમજથી આ કામ કર્યું છે. તેમના પર કામ ચલાવવાની જરૂર જોતો નથી. જો બીજાઓ શાંત રહેશે તો આ કિસ્સાથી પણ આપણને લાભ થશે; હિંદુઓએ મનમાં જરાપણ રોષ રાખવાનો નથી. આમાંથી હિંદુ મુસલમાન

વચ્ચે ખટાશ થવાને બદલે મિઠાશ થાય એમ ઇચ્છું છું. અને ખુદા-ઇશ્વરની પાસે માગું છું કે માર પડયો અને વધારે પડે તો પણ હું તો એક જ સલાહ આપીશ તે એ કે ઘણે ભાગે બધાએ દશ આંગળાં આપવાં તેમાં જ કોમનું અને ગરીબોનું ભલું તથા રક્ષણ થાય છે. જો આપણે ખરા સત્યાગ્રહી હોઇશું તો મારથી યા ભવિષ્યના દગાથી જરાએ ન ડરશું. હું ઇશ્વર પાસે માગું છું કે કોમનું તે ભલું કરે, તેને સત્ય રસ્તે ચડાવે, અને હિંદુ તથા મુસલમાનને મારા લોહીના પાટા વડે સાંધે."

લી૦ હિંદનો સેવક,
**મોહનદાસ કરમચંદ ગાંધી.**

* * *

ત્રીજો પ્રસંગ આ સાધુ પુરૂષની નિર્ભયતાનો છે. તેમણે ખરા સમયે જે નિર્ભયતા બતાવી છે તે જોઇ દુશ્મનો પણ આશ્ચર્યચકિત થઇ જાય છે. આંગળાની છાપ આપવા બાબત તેમના ઉપર માર પડયા બાદ તે વિષેની ચર્ચા ઘણી જગ્યાએ થયાજ કરતી હતી. મી. ગાંધી સારા થઇ ગયા અને પાછા કર્ત્તવ્યક્ષેત્રમાં ઘુમવા લાગ્યા. લડતની પ્રથમવાર સમાધાની થઇ તે વિષે કેટલાક તોફાનીઓને ડરબનમાં અસંતોષ ઉત્પન્ન થયો હતો, તેમાંના ઘણા એવા હતા કે પોતે કાર્ય ન કરવું પણ બીજા કરે તેમાં ભૂલ કાઢી તોફાન મચાવવું. આવા લોકોએ એક સભા ભરી મી. ગાંધીને તેમાં આવવાનું આમંત્રણ મોકલ્યું, અને કેટલાક સવાલોનો ખુલાસો કરવા સૂચવ્યું. સભાનું નામ સાંભળી ઘણાઓને ખાત્રી હતી કે આ સભા માત્ર તોફાનને ખાતર જ ભરવામાં આવનાર છે. તેમ જ તોફાનીઓએ મી. ગાંધીને મારવાનો ઇરાદો રાખ્યો હતો. ઘણાએ મી. ગાંધીને આ સભામાં ન જવા સૂચવતા હતા. તેમને તેઓ ભારપૂર્વક દર્શાવતા કે "મારા ભાઇઓની સમક્ષ જવામાં જો હું ડરતો હોઉં તો કોમની આગેવાની આ જ ક્ષણે મારે ત્યજવી જોઇએ. જે કોમની સેવા કરવાનું હું અભિમાન ધરાવતો હોઉં તેનાં જ માણસોથી હું વેગળો રહી ડરૂં તો મારા જેવો બાયલો બીજો કોઇ જ નથી." ન જવાની ભલામણ કરનારાઓ આવા પ્રત્યુત્તરથી મહાત થઇ જતા અને તેમની સાથે દોરાતા. રાત્રે સભા ભરાઇ. સામી બાજુના માત્ર તોફાન કરવા જ આવ્યા હતા. સભામાં એક બોલનારને પ્રમુખે વધુ સમય આપવાનું નિયમથી બહાર જણાવ્યું. આ બનાવ બનતાં જ હોહા થઇ રહી. વીજળીની બત્તીઓ બુઝાવી નાંખવામાં આવી. રીવોલ્વરના અવાજ થયા. નાસાનાસ થઇ રહી. પોલીસ એકદમ આવી પહોંચ્યા. મી. ગાંધી સહીસલામત બહાર નીકળ્યા. સામી બાજુવાળા કે જેની નેમ મી. ગાંધીને મારવાની હતી તેમની પાસે જઇ પોતાનું મસ્તક ધરવાનો આગ્રહ કરતા હતા. તેમના સાથીઓએ ત્યાં જતા તેમને અટકાવ્યા. પોલીસ ગાડી લઇને આવ્યા અને મી. ગાંધીને તેમાં બંદોબસ્તપૂર્વક બેસાડી મુકામ ઉપર સહીસલામત પહોંચાડી આવ્યા.

* * *

એકવાર એક વસ્તુને સત્ય માની તેમાં જ કોમનું હિત છે એમ ખાત્રી થઇ તો પછી તે વિચાર પ્રમાણે વર્તતાં કદાચ બ્રહ્મા આવી અટકવા સુચના કરે તો તે સુચનાનો

પણ સ્વીકાર થાય એ અસંભવિત છે. પોતાનો વિચાર ખોટો છે એવું જો એક બાળક પણ સમજાવી દે તો તે બાળકના વિચારને પણ અનુસરશે એવું સુકોમળ તેમ જ દૃઢ નિશ્ચયવાળું અંતઃકરણ મહાત્મા ગાંધીનું છે, તે વિષેનો એક દાખલો આપવો બસ થશે.

છેલ્લી લડતમાં હજારો ગીરમીટીઆ તેમ જ બીજા હિંદીઓ—સ્ત્રી—બાળકો વગેરે જેલમાં ગયાં અને આખી દુનીઆમાં ખળભળાટ થઇ રહ્યો. હિંદના ભલા વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજે સત્યાગ્રહની લડતને ઉત્તેજન આપ્યું. વડી સરકારે પણ હિંદીઓની લડાઇ કાયદેસર છે એમ જાહેર કર્યું. આવી સ્થિતિમાં દક્ષિણ આફ્રિકાની સરકાર વધુ આગળ પગલું ભરી શકે એમ ન હતું. વડી સરકાર અને હિંદી સરકારના આગ્રહથી હિંદીઓનાં દુઃખોની તપાસ કરનારૂં કમીશન યુનીઅન સરકારે નીમ્યું. કમીશનના બે સભાસદો મી. વાયલી અને મી. એસલીન બન્ને હિંદી કોમની વિરૂદ્ધના માણસો હતા. તેમની પાસેથી ન્યાય મળવાની આશા રાખવી વ્યર્થ છે એમ કોમ સમજતી હતી. વળી એ જ અરસામાં ગોરાઓએ જે વખતે રેલ્વેની હડતાળ પાડી હતી ત્યારે તેઓનાં દુઃખોની તપાસ કરવા કમીશન નીમવામાં આવ્યું હતું તેમાં તેમના ખાસ પ્રતિનિધિને નીમવામાં આવ્યા હતા. ગોરા હડતાળીઆઓએ તો મારફાડ ચલાવી જોહાન્સબર્ગમાં મોટો બળવો જગાડી મુકયો હતો, પ્રજાની જાહેર શાંતિમાં ખલેલ નાંખી હતી. છતાં કમીશન નીમ્યું તેમાં તેમનાં પ્રતિનિધિને ખાસ જગ્યા આપી. જ્યારે હિંદીઓ, શાંતપણે કાયદાની હદમાં રહી, જાતે દુઃખો સહન કરી પોતાનું કર્તવ્ય બજાવતા હતા તેમનાં દુઃખોની તપાસ કરવા માટે તેમના વિરોધીઓને જ કમીશન ઉપર બેસાડવામાં આવે એ હિંદી કોમ કેમ સહન કરે? આગેવાનોને છોડી મુકયા પછી તરત જ ચાર હજાર માણસોની એક ગંજાવર સભા ડરબનમાં મળી, જેમાં પ્રતિજ્ઞા લેવામાં આવી કે એક પણ હિંદીએ કમીશન આગળ જુબાની આપવા જવું નહિં. આવી સભાએ આ મતલબનો ઠરાવ પસાર કર્યો તે અગાઉ સરકારને ચેતવણી આપવામાં આવી હતી. હિંદીઓએ છેવટે એવી પણ માંગણી કરી હતી કે જે ગૃહસ્થોને નીમ્યા છે તેઓને ભલે રહેવા દો, પણ એક ત્રીજા એવા યુરોપીઅનને કમીશનમાં જગ્યા આપો કે જેનું નામ હિંદી કોમ આપે. સરકારે આ ન્યાયયુકત માગણીનો પણ તિરસ્કાર કર્યો! ત્યારે જ કોમે કમીશન આગળ ન જવાની પ્રતિજ્ઞા કરી. આ પ્રતિજ્ઞા જયારે જાહેરમાં આવી ત્યારે સર્વત્ર ખળભળાટ થઇ રહ્યો! અનેક મુશીબતોને અંતે કમીશન નીમાયું ત્યારે કોમે તેની આગળ જુબાની આપવા ન જવું એવી પ્રતિજ્ઞા લીધી! આવા વિચારથી હિંદુસ્તાનમાં અને વિલાયતમાં સર્વ કોઇ ચમકી ગયા, પણ હિંદી કોમ તો સારી રીતે સમજતી હતી કે તેઓ પોતાના જ બળ ઉપર લડે છે. આખી લડતનો હેતુ ખરી રીતે પ્રજાનું સ્વમાન જાગવવાનો હતો. જુબાની ન આપવાના ઠરાવની ખબર પડતાં જ ભલા વાઈસરાય લૉર્ડ હાર્ડિંજે તેમ ન કરતાં જુબાની આપવી એવી જાહેર રીતે સૂચના કરી. બીજી તરફથી શ્રીયુત ગોખલેએ પણ તેવી જ સલાહ આપી. વિલાયતથી ભલા મિત્ર લોર્ડ એમ્થીલે પણ કમીશનને માન્ય રાખવાની સૂચના કરી. આમ ત્રણ ત્રણ બાજુએથી એક જ સલાહ અને આગ્રહ થયો. સમય પણ એવો હતો કે જો એ સલાહને માન્ય રાખવામાં ન આવે તો કોમ

દીલસોજી પણ ગુમાવી બેસે. પ્રસંગ ખરો કસોટીનો હતો. આ સમયે આ મહાન વીર પુરૂષે જે ધૈર્ય, દૃઢ નિશ્ચય, અને પ્રતિજ્ઞાનું પાલન કરવાનો આગ્રહ બતાવ્યો તે અદ્દભુત છે. તેમણે ચોખ્ખું દર્શાવ્યું કે કમીશનની સામે કોમની ફરિયાદ તદ્દન વાસ્તવિક છે. કોમે એકવાર એકત્ર થઇ સત્ય માની જે પ્રતિજ્ઞા કરી તેના ઉપર પાણી ફેરવવું એમાં કોમની હાંસી થવા જેવું છે. કદાચ આથી પણ વધુ દીલસોજીને જતી કરવી પડે તો તેને આપણે દીલગીરીથી જતી કરીશું પરંતુ લીધેલી કોમી પ્રતિજ્ઞાને કદી ન તોડશું. કોમે આખરે કમીશન આગળ જુબાની ન જ આપી. આ વખતે મી. એન્ડ્રુસ-પણ ત્યાં હાજર હતા. કોમની ટેક અને લાગણી સમજી અને અનુભવી તેઓ આશ્ચર્ય ચકિત થયા. ધીર પુરૂષની કસોટી ખરા અણીના સમયે જ થાય છે. મહાત્મા ગાંધીએ તે કસોટીમાંથી પાર ઉતરી હિંદી પ્રજાના સ્વમાનને દક્ષિણ આફ્રિકામાં ઉજવળ કર્યું છે.

* * *

એમના ખાનગી જીવનમાં પણ એઓ ખરા સત્યાગ્રહી રહે છે. અન્ન વગેરે ત્યજી મહાત્માજી ફળાહાર ઉપર કેવી રીતે આવ્યા તે પ્રસંગ રમુજી હોવાથી અત્રે આપવા યોગ્ય ધાર્યું છે. તેમનાં પત્ની શ્રીમતી કસ્તુર બેનની તબિયત તેમને અમુક પ્રકારનું દરદ હોવાથી નરમ રહ્યા કરતી હતી. નિમકથી લોહીમાં સુધારો થતો નથી પણ તે ઉલટું લોહીનું પાણી કરી નાંખે છે, મીઠાથી શરીરને કંઇ પોષણ કે ફાયદો થતો નથી તેમ જ ફળ વગેરે વસ્તુઓમાં જેટલા પ્રમાણમાં નિમક જોઇએ તેટલા પ્રમાણમાં કુદરતે જ તેમાં રાખેલું છે એટલે નિમક ખાવાની માણસને જરૂર રહેતી નથી આવી માન્યતા મહાત્મા ગાંધીએ કેટલાક પુસ્તકો વાંચ્યા પછી બાંધી હતી. પોતાનાં પત્નીને મહાત્માજીએ એક દિવસ કહ્યું કે "તારી તબિયત સારી નથી રહેતી, તું જો મીઠું ખાવાનું છોડી દે તો તબિયત સુધરી જાય." તે સમયે શ્રીમતી કસ્તુરબેને જણાવ્યું કે, "મીઠા સિવાય કાંઇ ચાલે? મીઠા સિવાય કાંઇ ખાઇ શકાતું હશે કે?" ગાંધીજીએ જણાવ્યું કે, "હા, શા માટે ન ખવાય? મીઠા સિવાય પણ ચાલી શકે" તરત જ શ્રીમતી કસ્તુરબેને કહ્યું કે "આપ જ પ્રથમ મીઠું ખાવાનું છોડી જુઓને, ત્યારે ખબર પડે" આ વાક્ય નીકળતાંજ મહાત્માજીએ દર્શાવ્યું કે "તારી સાથે મારે પણ આજથી મીઠું ન ખાવું" અને ત્યારથી તેમણે નિમક છોડયું છે તે સદાને જ માટે છોડી દીધું છે. ત્યાર બાદ પોતાના ખોરાકમાં સુધારો કરતાં કરતાં છેવટે આજે લગભગ પાંચ છ વર્ષ થયાં તેઓ માત્ર ફળાહાર કરે છે. ઘી, દુધ, દહિં જેવી વસ્તુઓ પણ તેમણે ત્યજી દીધી છે.

* * *

તેમની સાથે રહેનારા વિદ્યાર્થીઓ તેમ જ બાળકો પણ તેમનું જોઇ અમુક સમય મીઠું ન ખાવું અને અલુણો ખોરાક લેવો એવાં વ્રતો લઇ લે છે. તેમને તેઓ ઉત્તેજન આપે છે. વિદ્યાર્થીઓએ પોતે કરેલો નિશ્ચય બરાબર અમલમાં મુકવો જ જોઇએ એવી તેમની તીવ્ર ઇચ્છા હોવાને લીધે તે નિશ્ચય પળાય છે કે કેમ તેનો તેઓ જાતે જ દેખરેખ રાખે છે. મીઠું

ન ખાવું એવો આગ્રહ કોઈ પણ વિદ્યાર્થીને કરવામાં નથી આવતો, પણ જેઓ પોતાની રાજીખુશીથી અને ઉત્સાહથી આવીને કહે કે અમુક સમય સુધી હું મીઠું ન ખાઇશ તો તે પણ પાળવું જ જોઇએ. એ સંબંધમાં એક રમુજી બનાવની નોંધ અત્રે લેવાય તો તે અસ્થાનને ન લેખાશે. તેમના સહુથી નાના પુત્ર દેવીદાસ કે જેની ઉમર તે વખતે લગભગ તેર વર્ષની હશે તેણે એક વાર પણ લીધું અને કહ્યું કે 'બાપુ, મારે એક અઠવાડીઆ સુધી અલુણો ખોરાક ખાવો છે'. તેની વિનંતિ કબૂલ રાખવામાં આવી. ત્રણેક દિવસ બાદ એક દિવસ તે રસોડામાં ઉભો હતો. નિમકવાળો સરસ ખોરાક જોઇ તે બાળકનું દીલ પલળી ગયું અને તેણે નિમકવાળું શાક ખાવાની માગણી કરી. સર્વ બાળકો તેમ જ બીજાઓને મહાત્મા ગાંધી પોતાને હાથે હમેશાં રસોઇ કરી પીરસે છે. દેવીદાસે કરેલી માગણીનો સ્વાભાવિક રીતે અસ્વીકાર થયો, એટલે તેણે ખાવાનું ન લેતાં રોવાનું શરૂ કર્યું, અને ભૂખે જ રહેવા ધાર્યું. મહાત્મા ગાંધી કયાં ખોટો પ્રેમ બતાવે એવા હતા? તેમણે પણ પ્રતિજ્ઞા કરી કે દેવીદાસ આવીને કહે કે 'બાપુ જમો અને હું પણ જમું છું તો જ ભોજન લેવા બેસું.' એક તરફ બાળહઠ, બીજી બાજુ પિતાની પ્રતિજ્ઞા! સમય ઘણો જ રમુજી હતો. બાળકે હઠ પકડી પોતે બપોરે ન ખાધું, અને પિતાને પણ ખાવાનું ન કહ્યું. બન્ને જણ અપવાસી બન્યા. જોડેના વિદ્યાર્થીઓએ દેવીદાસને ઘણું એ સમજાવ્યો; પરંતુ તેણે તે વખતે બાળહઠ ન છોડી. પછી સાંજે તે નમ્ર બની પિતા પાસે ગયો અને કહ્યું, 'બાપુ, હું અલુણું ખાઇશ, તમે પણ જમો.' સાંજે પિતા પુત્ર ભેળા બેસી જમ્યા. બાળક તથા બીજા વિદ્યાર્થીઓ ઉપર છાપ પડી કે એકવાર લીધેલું પણ પુરૂં કરવું એ ધર્મ–કર્તવ્ય–છે.

* * *

વિદ્યાર્થીઓ સાથેના તેમના જીવનનો એક વધુ દાખલો આપી આ ભાષણ પૂરૂં કરૂં છું. વિદ્યાર્થીઓને બીલકુલ શિક્ષા ન કરવી એમ મહાત્મા ગાંધી માને છે. શરીર બળ વાપરવું એ સત્યાગ્રહીનું કામ નથી. એકવાર અમુક વસ્તુ ન કરવાની વિદ્યાર્થીઓને સૂચના આપી હતી; પરંતુ તે જ વસ્તુ છુપી રીતે તેમણે કરી. વાત આખરે ફુટી. છતાં ખરી વાત કહેતાં કેટલાકો ડરતા હતા. આવી સ્થિતિ જોઇ મહાત્મા ગાંધી બહુ દુ:ખી થયા અને વિદ્યાર્થીઓની હાજરીમાં જ પોતાના જ ગાલ ઉપર જોરથી બે ત્રણ તમાચા ચોડી કહાડયા, અને કહ્યું કે મારામાં જ કંઇ ખામી હશે કે સત્ય વાત કરતાં મારી આગળ તમને ડરવું પડે આની એવી તો અપૂર્વ છાપ તેઓ ઉપર પડી કે તરત જ સત્ય બીના જાહેરમાં આવી. એમનું આખું જીવન એવા અદ્ભુત પ્રસંગોથી ભરેલુંજ છે.

આ પ્રમાણે આપણા સ્વદેશી બંધુઓએ ઘણાં વિકટ સંકટો સહન કરી દક્ષિણ આફ્રિકાની એક મહાન યુનીઅન સરકારને 'સત્યાગ્રહ' વડે મહાત કરી વિજય મેળવ્યો.

આપણા દેશની રાજકીય સ્થિતિ હાલમાં અતિ ગંભીર થઇ રહી છે. હોમરૂલ અને સ્વરાજને માટે ચળવળ કરતાં વિદુષી માતા મિસિસ બેસંટને નજરકેદ કર્યાં છે

તેમને છોડવવાં એ ભારતીય પ્રજાને માથે ફરજ છે. આપણા દેશના નેતાઓ ' સત્યાગ્રહની લડત ' વિષે ચર્ચા કરી રહ્યા છે એવા સમયમાં જાપતાની રાજનીતિ સામે એ હથિયારનો ઉપયોગ કરવા આપણે સજ્જ રહેવું જોઇએ. પ્રત્યેક હોમરૂલરે સત્યાગ્રહી પ્રથમ થવું જોઇએ. સત્યાગ્રહી થનારાઓએ નીચેના નિયમોનું ખાસ પાલન કરવું જોઇએ. (૧) સત્યનો દૃઢ આગ્રહ રાખવો, (૨) ગમે તેવા પ્રસંગોમાં પણ શારીરિક બળનો કદી પણ ઉપયોગ ન કરવો, (૩) ક્ષમાવૃત્તિ, (૪) નીડરતા અને (૫) દુઃખો સહન કરવાની શકિત. સત્યાગ્રહી થનારાએ આ પાંચ ગુણોને ખાસ કેળવવા જોઇએ. પરમાત્મા એ ગુણો કેળવવાનું બળ આપ સર્વને તથા મને આપો એમ ઇચ્છી હું મારૂં ભાષણ પુરૂં કરૂં છું. અસ્તુ.

પરાગજી ખંડુભાઈ.

---

# સ્વદેશી.

હરેક વર્ષ ઉપર આપણા ઇલાકામાં સ્વદેશીના સપથ—પણ—લેવા લોકોને આગ્રહ કર્યો હોત તો કેળવાયલામાંનો મોટો વર્ગ પણ એમ જ કહેત કે કે " જુઓ તો ખરા, મોટા સ્વદેશીના ' ખાં ' નીકળ્યા છે, સ્વદેશીના હિમાયતીનું મ્હોડું—સીક્કલ તો જરા તપાસો," વગેરે પ્રકારનું બોલી આપણી ટીકા કરી આપણો ઉપહાસ કરતે. રાજદ્વારી વાતાવરણ એક દાયકામાં એટલું બદલાયું છે કે એવા ટીકાખોરો જ સ્વદેશીના કયાં તો ચુસ્ત હિમાયતી અને સાચા ભક્ત બન્યા છે. અથવા નિદાન ઉપાસક તો થયા છે જ.

સ્વદેશીના પ્રચાર માટે આવા સુયોગ ઓછા જ આવે છે અને તેવે વખતે લોકનાયકો, માલ બનાવનારાઓ, શ્રીમંતો તથા વેપારી મંડળોની ફરજ લોકોના તે ઉત્સાહને પોષણ આપી, સતેજ રાખી, એમની જરૂરીઆતો તરફ લક્ષ આપી પોતાને ધ્યેયે પહોંચાય તેમ કરી આપવાની છે.

મારે સખેદ એટલું તો કહેવું જ જોઇએ કે સ્વદેશીના પ્રચાર માટે કરવો જોઇતો પ્રયાસ આપણા દેશમાં થયો નથી. તદ ઉપરાંત હિન્દ જેવા કેળવણીથી વિમુખ રખાયલા દેશમાં બીજા દેશો કરતાં વધારે ખંતથી પ્રયાસ કરવો જોઇએ.

પ્રસ્તુત લેખ માટે હું બે વર્ગ પાડું છું. આપણા દેશમાં જ બનેલી વસ્તુઓ વાપરનાર સામાન્ય જનસમૂહનો એક વર્ગ તથા જનસમૂહને વપરાસમાં જોઇતી બધી ચીજો બનાવી પુરી પાડનાર કારખાનાવાળા વગેરે પૈસા ટકાથી મદદ આપનાર શ્રીમંત વગેરે પોતાના જાખલાથી પ્રોત્સાહન આપનાર લોકનાયકો વગેરે તથા વેપારી મંડળો (Bureaus, Chambers) જે હરેક જાતની હકીકત ભેગી કરી પુરી પાડનારો છે તેઓ વગેરેનો બીજો વર્ગ. આ બે પ્રકારના વર્ગમાં પ્રથમ વર્ગ માટે હાલ લખવું મોકુફ રાખી હું બીજા વર્ગ સંબંધી જ ટુંકમાં થોડુંક લખીશ.

(૧) પ્રથમ માલ બનાવનારાઓ આપણા દેશમાં હાલ જે જે પ્રકારના જેટલાં કારખાનાં છે તેઓના માલીકની પ્રથમ ફરજ તો આપણા દેશી બંધુઓને શું અને કેવી કેવી

વસ્તુઓ જોઈએ છે તે જાણવાની છે. જરૂરીઆતો જાણીને તે વસ્તુઓ બનાવવાની કોશિષ કરવાની છે અને તેની સાથે પરદેશથી આયાત થતી ચીજો સાથે તે સફાઇ વગેરેમાં સ્પર્ધા કરી શકે, તથા કિમ્મતમાં પણ સસ્તી પડે તેમ થવું જોઇએ. માલ બનાવનારાઓએ મનમાં એમ ન લાવવું જોઈએ કે મારા દેશબંધુઓ દેશી જ માલ વાપરનાર છે તો ભલેને હું બે આના કિંમત વધારે રાખીશ તો એ હરકત નથી, કારણ પરદેશી બનાવટનો માલ તેઓ લેનાર નથી અને મને વધુ નફો થશે; આવો ખ્યાલ છોડી દેવો જોઇએ. હાલનો દેશકાળ જોતાં મને તો લાગે છે કે યોગ્ય નફા કરતાં વિશેષ મેળવવાની લોલુપતા રાખી ભાવ ઉંચા રાખવામાં તેઓ આપણા ગરીબ બંધુઓને પૈસે ટકે નીચોવે છે, તથા સ્વદેશીની હીલચાલને મોટો ધોકો પહોંચાડે છે. લોકોનાં મન સ્વદેશી જ વાપરવું એવાં દૃઢ થયાં નથી ત્યાં સુધી, વધુ માલ ખપાવીને જ મોટા નફાની આશા રાખવી એ બરોબર છે અને થોડી ખપત કરાવવાનું કારણ બની ઉંચા ભાવ રાખી વધારે નફો મેળવવાની ઉત્કંઠા તો દબાવી દેવાની—ત્યજવાની—જરૂર છે. છેવટે એ જ કારખાનાવાળાઓને સ્વદેશીની ચળવળથી મોટો લાભ છે તે ભૂલી જવું ન જોઇએ.

બીજો મુદ્દો ધ્યાનમાં રાખવાનો છે તે પ્રમાણિકપણાનો છે. ઇમાનદારી ઉપર હું હાલ કંઇ નિબંધ લખવા નથી માંગતો પણ એ વાત તો સુવિદિત છે કે એક વાર અમુક કારખાનાનો અમુક નંબર કે છાપનો માલ લોકોમાં ઠીક ઉપડવા માંડે છે એટલે તેઓ તે જાતના પ્રમાણમાં ફેર કરી નાખી માલ ઉતારી નાંખે છે. આથી લોકોમાં એમને માટે જ નહીં પણ સ્વદેશી વસ્તુઓ માટે અવિશ્વાસ ઉત્પન્ન થાય છે અને એ રીતે તેઓ ખરેખર સ્વદેશીના કટ્ટા શત્રુ બને છે. આ સંબંધમાં બંગાળાની સ્વદેશીની ચળવળ વખતનો અમદાવાદની મીલોનો દાખલો રજુ કરી શકાય એમ છે.

ત્રીજું—મારી સ્વદેશીની ભાવના દેશમાં જ સર્વ વસ્તુઓ બને તેટલેથી જ પૂરી થતી નથી. દેશી કારખાનાંઓ હોય ત્યાં દેશનાં જ માણસો કામ કરતાં હોવાં જોઇએ. આપણને અમુક ઉદ્યોગની આવડત ન હોય ત્યાં લગણુ પરદેશી ભાડુતી માણસો લાવી કામ ચલાવવું પડે તેની હું અવગણના કરતો નથી, પણ એ સ્થિતિ વધારે વખત ટકવી તો ન જ જોઇએ અને તે સાથે જેમ બને તેમ વધારે પ્રમાણમાં આપણા દેશનાં જ માણસો એવું કામ શીખવાને તૈયાર થાય તેમ કરવું જોઇએ. દાખલા તરીકે કોઇ એક એજન્ટ પાસે ૧૦–૧૫ મીલોનો કારભાર ચાલતો હોય તો, એ એજન્ટની ફરજ છે કે દર વર્ષે પાંચ દશ યુવકોને—ઉછરતી પ્રજાને પોતાને ત્યાં કામકાજનો અનુભવ લેવા દે, અને એમને તે બાબતનું જ્ઞાન આપવાની સઘળી ગોઠવણ કરે. એવા માણસો શીખી જશે તેમાં કોઇનું કાંઇ બગડવાનું નથી. ઉલટું એવા શીખી તૈયાર થયલા કુશળ દસ આદમીઓ પરદેશીઓને દૂર કરશે. વળી તમારા હાથ તળેનો કોઇ ઉમેદવાર અતિશય બુદ્ધિશાળી, લાગે તો તેને ઉચ્ચતર કેળવણી માટે પરદેશ મોકલવાની સગવડ કરી આપી એની આવડત અને વિદ્યાનો લાભ લેવાનું રાખવું જોઇએ. આંગળી બતાવવાના પુન્યથી કદી વિમૂખ થશો નહીં, રસ્તા ઉપરનું પાટીયું તમારી સાથે આવી

તમોને દોરવતું નથી, પણ રસ્તો બતાવે છે; તેમ તમે જોકે બધાઓને શ્રીમંત ન બનાવી શકો પણ વિદ્યારૂપી દાન આપી શ્રીમંતાઇનો પંથ બતાવી શકો. આ પ્રમાણે કેળવાયલો વર્ગ હમેશાં એ કારખાનાવાળાઓનો ઋણી રહેશે અને સાંપ્રત સમયમાં તેઓએ એ ભાવનાથી આગળ પડવું જરૂરનું છે.

ચોથું—કારખાનાં તૈયાર કરવા, ઉભા કરવા સારૂ મુડી–થાપણ પણ દેશ બાંધવો–હિન્દવાનોની જોઇએ. પરદેશની આણેલી થાપણથી કદી આપણું શ્રેય થવાનું નથી. ધંધામાં થતો બધો નફો આથી પરદેશ ઘસડાઇ જાય છે, એટલે એક બાજુ પોતાના જ લોકોને ચૂસીને સંપાદન કરેલી લક્ષ્મી સરખીનો પણ અત્રે ભોગવટો ન થતાં પરાયા દેશમાં ઘસડાઇ જઇ ત્યાં ઘીકેળાં થાય એ વસ્તુસ્થિતિ અસહ્ય છે. આપણી આંખ આગળ રેલ્વે કુંપનીનો દાખલો મોજુદ છે. આગગાડી ચલાવવામાં થતો અઢળક નફો અને તે માટે આણેલી મુડીનું વ્યાજ બન્ને આપણે ત્યાંથી પરદેશ ઘસડાઇ જાય છે. શા માટે? કારણ મુડી આપણી નથી, એટલે વ્યાજ અને નફાના ભાગીદાર આપણે નથી.

પાંચમું—સ્વદેશીની પૂર્ણ ફત્તેહ થઇ ત્યારે જ મનાય કે જ્યારે સ્વદેશી વસ્તુ બનાવી આપનાર સાંચાકામ પણ આપણા દેશમાં જ બની, પરદેશી સાંચાકામ આવતું બંધ થાય ત્યારે. આપણામાં એટલે સુધી ચિવટ હોવી જોઇએ કે સ્વદેશી વસ્તુ બનાવવા સારૂ પરદેશી સાંચો નકામો છે. યંત્રોની જરૂરજ છે તો, તે પણ અમે અમારા દેશમાં બનાવી લઇ પારકા ઉપર આધાર નહીં રાખશું. હાલમાં લડાઇને લીધે હિન્દુસ્તાનમાં એવાં કેટલાંક કારખાનાં છે કે જે સાંચાકામ, યંત્રોના કેટલાક જરૂરીઆતના ભાગ શિવાય બંધ પડયાં છે; અને એ શોકની વાત છે.

છઠ્ઠું—કયા કયા પરાયા દેશોથી માલ આવે છે, આપણા દેશમાં તેનો પ્રચાર કેમ વધ્યો અથવા ઘટયો, ત્યાં આગળ તે વસ્તુઓ તૈયાર કરનારને સરકાર તરફથી કઇ જાતની મદદ મળે છે અથવા એવા શું કુદરતી કારણો એમની તરફેણમાં છે, પાકો તૈયાર માલ લાવવા લઇ જવાની સગવડ શું છે અને શું સગવડ કરી આપવામાં આવી છે, જગાતનીતિ કેવી અને કયા ધોરણ પર છે, આપણી ખામી કયા પ્રકારની છે, એ દરેક બાબત ઉપર બારીક અવલોકન કરી, જરૂર પડતાં સરકારને એક સરખી રીતે અરજીથી, પ્રતિનિધિઓ મારફત તે તરફ એમનું લક્ષ ખેંચી આગળ વધવા પ્રયાસ કરવો જોઇએ. તે ઉપરાંત વેપારી મંડળો સ્થાપી તે દ્વારા જેટલું કાર્ય બને તેટલું કરવા ખંતથી મંડયા રહેવું જોઇએ. વેપારી મંડળો બાબત હું ચોથા મુદ્દામાં તે હકીકત ચર્ચીશ.

સાતમું—સાહસ હોવાની જરૂર છે. એક વાર બે વાર પાછા પડાય પણ ખંતથી મંડયા રહેતાં છેવટ વિજય આપણો છે. આપણું જ્ઞાન–આવડત ઓછા હોવાથી કદાચ દરેક દિશામાં એક સરખી ફત્તેહ ન મળે પણ તેથી નાસીપાસ થવાની જરૂર

નથી. જર્મન, અમેરિકન કે ફ્રેંચ પ્રજાઓએ કેટલાક ઉદ્યોગોને પોતાના કર્યા છે. ત માટે પુષ્કળ પૈસો બરબાદ કર્યો હતો ત્યારે જ એકહથ્થુ સત્તા મેળવવા ભાગ્યશાળી થયા. માટે સાહસમાં પાછા પડેથી હેતુ સરસે નહીં, સ્વદેશીનો વિજય પણ થશે નહીં.

## ૨. શ્રીમંત વર્ગ.

હિન્દ દેશ જો કે એકંદરે ગરીબ છે, છતાં પ્રમાણમાં દેશમાં થોડાઘણા શેઠશાહુકાર પણ છે. દરેક દેશમાં, શ્રીમંત વર્ગ દેશની આબાદીનું ફળ અને કારણ છે (Cause and effect) અને તેથી કરીને એ વર્ગની અવગણના કોઇ પણ રીતે થઇ શકે એમ નથી. ધંધા રોજગાર માટે પૈસો જોઇએ; બહારથી મુડી નહીં લાવવા માટે તો ઉપર મેં લખ્યું, તો પછી પૈસો લાવવો ક્યાંથી? માટે જ ધનવાનોને હરેક રીતે સ્વદેશી માલ વગેરે બનાવવાના કારખાનાંમાં, સ્વદેશી વસ્તુના પ્રચાર માટેના મંડળોમાં, સ્વદેશીનો વિજય થાય એવી બાબતોમાં એમનું ધન રોકે એવી ફરજ પાડવી જોઇએ. બધા પાસથી થોડું થોડું લઇ એ લોકોની ભેગી થયેલી થાપણ ઉપર આપણો પણ થોડોક હક છે અને તેટલા પુરતો એ શ્રીમંત જનો પાસે આપણા ધંધારોજગારમાં પૈસો રોકાય તેમ કરવું જોઇએ.

૨. ઘણીવાર શ્રીમંત લોકો પૈસાની સલામતી જોઇ ફક્ત ઘણા જાણીતા જ ધંધામાં નાણું રોકે છે અને બીજી પ્રવૃત્તિ તરફ દુર્લક્ષ આપે છે.

આથી કયાં તો નવા ઉદ્યોગોનો પાયો મંડાતો નથી અથવા તો દેશના ઉદ્યોગોને પોષણ મળતું નથી. આટલા માટે શ્રીમંત વર્ગે તો સાહસિક થવાની જરૂર છે; જો તેઓ દેશની જરૂરીઆત વિચારે નહીં, પૈસા ટકાથી નવા ઉદ્યોગો ખીલવવા કોશિષ કરે નહીં તો શું રસ્તામાં ચાલતા લોકો કે મહોલ્લાને નાકે બેઠેલા દુકાનવાળા એ કામ કરશે? જર્મની, અમેરિકા વિગેરે દેશોમાં શ્રીમંત લોકોએ જ લાખો રૂપીઆ આવાં કામો માટે પ્રથમ વાપર્યા હતા જેનો લાભ તે દેશની સમસ્ત પ્રજા હાલ લે છે.

૩. તેઓએ પોતાના પુત્રોને ઉદ્યોગ ધંધે વળગાડવાની કોશિષ કરવી જોઇએ. સ્વદેશીનો તેના પર પણ આધાર રાખે છે. શ્રીમંતોના ફરજંદો સાંસારિક તથા આર્થિક મુશીબતો ઓછી હોવાને લીધે, કેળવણી માટે વધારે વખત ગાળી શકે તથા પરદેશમાં જઇ ઉચ્ચતર કેળવણી પ્રાપ્ત કરી શકે એમ છે. માટે તેમણે તો હુન્નર ઉદ્યોગ સંબંધી અહિં મળતું જ્ઞાન સંપાદન કરી વધારે અભ્યાસ માટે બહાર જઇ ત્યાં આગળથી ઉદ્યોગ હુન્નરની કુંચીઓ જાણી લાવવી જોઇએ.

૪. સ્વદેશીને ખરો આશ્રય આપનાર પણ એ જ વર્ગ છે. મધ્યમ સ્થિતિના લોકો અથવા તો ખેડુત અને મજુર વર્ગની જરૂરીઆતો ઘણીજ ઓછી અને સંકુચિત હોવાથી તેમનો સ્વદેશી વસ્તુઓની વપરાશમાં ફાળો પણ એટલો મર્યાદીત હોય છે, જ્યારે શ્રીમંતોની જરૂરીયાત પ્રમાણમાં ઘણો વધારે હોય છે, તેઓ કળા કૌશલ્યને પોષે છે, અને શોખની અનેક વસ્તુઓ માટે પણ ખર્ચ કરી શકે છે. તેમને સ્વદેશીના હિમાયતી બનાવવાની જરૂર છે અને તેમને માટે તો ખસુસ ઉપલી લીટીઓ લખાઇ છે. તેઓએ

પોતાના દાખલાથી, ચારિત્રથી, સ્વદેશીને ટેકો આપવો જોઇએ, સ્વદેશીનો ઝુંડો ઉઠાવી મોખરે આવી ઉભા રહેવું જોઇએ.

### ૩. લોકનાયકો.

અમારો ઉદય, અમારૂં શ્રેય, અમારી કીર્ત્તિ, સ્વદેશીની ચળવળમાં અમારી સાફલ્યતા અમારા દેશના ચુસ્ત, પ્રમાણિક, દૃઢ મનોબળવાળા, ઉચ્ચ ચારિત્ર તથા ભાવનાવાળા લોકનાયકો ઉપર આધાર રાખે છે. લોકનાયકો જો સ્વદેશીની ચળવળને સીધે અને યોગ્ય રસ્તે દોરી, દેશના વેપારી તથા હુન્નર ઉદ્યોગની આબાદીનો પાયો નહિં નાખે તો તેઓ દેશની ગરિબાઇ, અને ગરીબોના દુ:ખો માટે જવાબદાર રહેશે. ચળવળને ફત્તેહ મળતાં યશોગાન ગવાશે તો તે પણ એવા નેતાઓના, અમારી સ્થિતિ સુધરશે નહીં અને એમના દોષો સિદ્ધ થતાં જે ધીટકાર થશે તે પણ એવા નેતાઓનો જ. માટે જ કરી મેં પ્રથમ જણાવ્યું તેમાં અમારો આદેશ સિદ્ધ કરવા માટે, અમારા ધ્યેયે નિર્વિઘ્ને પહોંચવા માટે અમે અમારા નેતાઓ તરફ, આગેવાન પુરૂષો તરફ, નજર ફેંકીએ છીએ. કર્મવીર ગાંધી જેવા દેશભક્ત માં જ હવેની પ્રજા વિશ્વાસ મૂકી શકશે. જેમના વિચારો ડામાડોળ છે, જે પ્રસંગ જોઈ ગત રમી જાણનાર છે, જેમની કથની અને ચારિત્રમાં મહાસાગરના બે કાંઠા જેટલું અંતર છે, જેમનું ખાનગી જીવન બાહ્ય જીવન કરતાં સાવ નિરાળું અને વિરોધાભાસ ઉત્પન્ન કરે એવું છે તેવા લોકનાયકો અમારે નથી જોઈતા, તેવા પોકળ પંડિતોથી અમારૂં શ્રેય થયું અમે જોવાના નથી. જેઓ મન, વચન અને કર્મથી શુદ્ધ છે એવા નાયકો જ સ્વદેશીનો પ્રચાર સાબુત કરી શકશે. અજ્ઞાન તિમિરમાં સડતા પ્રજાવર્ગને રસ્તો બતાવનાર, તેઓને ઉપદેશથી શા માટે સ્વદેશીના સપથની જરૂર છે તે સમજાવનાર કોઈક તો જોઈએજ. ગુરૂ વગર જ્ઞાન ક્યાંથી પ્રાપ્ત થશે ? પશુ પણ ગરડમાં પડતા એક સરખાં ચાલ્યા જાય છે તો આ બુદ્ધિવાળા, પણ યોગ્ય રસ્તે નહીં ચઢેલા એવા સજ્જનોને દેશહીતના આ માર્ગે ચઢાવવાને એવા નેતાઓની જરૂર છે, કે જેઓ પોતાના અડગ નિશ્ચય તથા ચારિત્રથી તેમનામાં શ્રદ્ધા રાખનાર જનસમૂહને તે જ રસ્તે દોરે અને આ પ્રકારના નેતા મળતાં સ્વદેશીની ફત્તેહ સૈકા પછી નહિં પણ આજે જ સાંભળીશું.

બીજું, લોકનાયકોએ લોકોમાં જે શ્રદ્ધારૂપી મોટો સદ્ગુણ છે તેનો ઉપયોગ કરી કામ લેવું જરૂરનું છે. મધ્યમ કે સામાન્ય વર્ગમાં થોડુંક કાર્ય કરવાની શક્તિ કે શ્રદ્ધા હોય તો તે મજબૂત અને દૃઢ કરી પાયો ચણવાની જરૂર છે, નહીં કે તેમની શક્તિની અવગણના કરીને, શ્રદ્ધા તોડી નાંખીને. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુન પ્રત્યે કરેલા ઉપદેશનું અત્રે ટાંચણ કરવું અસ્થાને નહીં ગણાય. "**न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम्**". વળી સામાન્ય વર્ગમાં હરેક બાબતની તુલના કરી વસ્તુસ્થિતિ જોવાની શક્તિ હોતી નથી એટલે તેઓ તો લોકનાયકોને પગલે પગલે ચાલનાર છે.

"**यद्यदाचरति श्रेष्ठस्तत्त देवेतरोजनः**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते.**"

## ૪. વેપારી મંડળો વગેરે.

કામની વહેંચણી કરવાથી કામ સારૂં અને સરળતાથી થાય છે. તે જ પ્રમાણે દેશમાં અમુક સંસ્થા વિચારવાનું, હકીકત, આંકડા વગેરે ભેગું કરવાનું માથે લે અને બીજી સંસ્થા તે હકીકતનો ઉપયોગ કરી કારખાના વગેરે કઢાવે તો કામ સરળ રીતે થાય. વેપારી મંડળ જેવી સંસ્થાએ આ જવાબદારી ઉપાડી શકે અને ખરૂં જોતાં તો આ જાતની પ્રવૃત્તિઓ બહુ કરીને તેઓએ જ હાથ ધરવી જોઇએ. યુરોપ અમેરિકામાં એક બે સંસ્થાઓ જ આવું કામ કરી રહી છે એમ નથી, પણ ત્યાં તો દરેક ધંધાને અંગે એવા મંડળો સ્થપાય છે. અને તેઓ શું અને કેવી રીતે કામ કરે છે તે જ્યારે આપણા જાણવામાં આવે છે ત્યારે એમ જ થાય છે કે હિન્દનું નસીબ ક્યારે ખુલશે ! ! તે દેશોની વેપારી સભાઓ દરેક ધંધાની હકીકત સંપૂર્ણ એકઠી કરે છે, દેશપરદેશના વેપારને લગતા કાયદાકાનુનનો અભ્યાસ પણ તેઓ કરે છે, કયો માલ કયાં બને છે અને કયાં તેની ખપત છે તે આંકડા સહિત જણાવી શકે છે. એ સંસ્થાઓની વ્યવસ્થા કેટલી સંપૂર્ણ હોય છે તેનો ફક્ત એક જ દાખલો આપીશ. લન્ડનના Department of Commercial Intelligence of the Board of trade નામના મંડળને, એક વેપારીએ પોતે એક પ્રસંગે એક કારખાનું જોયલું પણ તે કયાં છે અને શું કરે છે તેનું વિસ્મરણ તેને થઇ ગયું હતું, પણ નસીબ જોગે એની પાસે એ કારખાનાનું ફક્ત એક ચિત્ર હતું કે જે ઉપર ઠામ ઠેકાણું ન હતું, એવું તે ચિત્ર મોકલી આપી પુછાવ્યું કે આ કારખાનું કયાં છે, શું કરે છે અને નામ શું છે તે મને લખી જણાવો. તપાસ કરતાં આ સંસ્થા પાસે એ કારખાના સંબંધી સઘળી હકીકત તૈયાર હતી અને એમની પાસે કારખાનાઓની જે છબીઓ હતી તેની સાથે આવેલું ચિત્ર સરખાવી, માંગેલી સઘળી હકીકત તે વેપારીને પુરી પાડી. જે દેશોમાં આવી જાતનું Organisation-સુવ્યવસ્થિતપણું હોય તો પછી ત્યાંના લોકો આપણી સાથે સ્હેલાઇથી હરીફાઈ કરી શકે એમાં નવાઇ નથી. અસ્તુ.

(અ) આ કહેવામાં મારો મુદ્દો એટલો જ છે કે આપણે ત્યાં આ પ્રકારના મંડળો ન હોય તો સ્થાપવાં અને તેમની ફરજ નીચે લખેલી બાબતો ઉપર આંકડા સહિત સંપૂર્ણ હકીકત ભેગી કરવાની હોવી જોઇએ.

(૧) દેશમાં કાચો માલ શું શું અને કયાં કયાં બને છે.

(૨) કાચો માલ કયાં કયાં જાય છે, અને દેશમાં કેટલો વપરાય છે.

(૩) પરદેશથી પાકો તૈયાર બનાવેલો માલ કેટલો આવે છે અને તેમાં અહીંથી ગયેલો કાચો માલ તૈયાર થઇ કેટલો આવ્યો.

(૪) શા કારણથી કાચો માલ ઉપડી જાય છે; શા માટે તે જ માલ ત્યાં જઇ તૈયાર બની કરી Finished Product તરિકે અહીં આવે છે.

(૫) બીજા દેશની જગાતનીતિ કેવી છે, અહીંઆ કેવી છે.

(૬) બીજા દેશોનું ચલણ કેવું છે અને બેન્કો શું સગવડ આપે છે.

(૭) સરકાર શું અને કેવા પ્રકારની મદદ કરે છે.

(૮) આપણે ત્યાં આપણા ઉદ્યોગો પડી ભાંગવાનું કારણ શું અને તેને ફરી સજીવન કરવાને શું સુશીબતો છે, ચાલુ ઉદ્યોગોને પગભર થતાં કઇ કઇ મુશ્કેલીઓ નડે છે.

તે ઉપરાંત જગાત કે કરના પ્રશ્નોનો ફડચો કરવાનો, તે સંબંધી મત દર્શાવવાનું કામ પણ એમની પાસે જ આવશે અને તે માટે હરહમેશ તત્પર રહેવું જોઇએ.

(ख) એમની બીજી મુખ્ય ફરજ માલ વાપરનાર ઘરાકો અથવા તૈયાર માલ વેચનારા વેપારીઓ વગેરેને તથા માલ બનાવનારને હરહમેશ એકઠા કરી કઇ ચીજોનો ખપ છે અને કોણ તે બનાવી શકશે તે બાબતનો ઉહાપોહ કરવાની ગણાવી જોઇએ. દાખલા તરીકે માનચેસ્ટર મીલના ધોતીઆં, કે જાપાનીસ રમકડાં, કે ફ્રાન્સની સાડીઓના નમૂના ભેગા કરી તે વાપરનાર અથવા વેચનાર લોકોની સમક્ષ અત્રેના કારખાના તથા તેવા પ્રકારના માલ બનાવનારાઓને તે નમૂના વગેરે બતાવી જો કોઇ તેમાંનું કંઇ બનાવી શકે એમ હોય તો તેમને તથા તેવા માલ વેચનારનું અરસપરસ ઓળખાણ કરાવી આપવું; આથી એ બે જુદી દિશામાં કામ કરનારાઓ એકત્ર ભેગા થતાં કઇ બાબતની શી ખામી છે તેનો વિચાર કરી શકશે અને દેશમાં તેટલા ઉદ્યોગો વધશે. આજ ઉદ્દેશથી નાના મોટા પ્રદર્શનો દરેક સ્થળે થવાની જરૂર છે.

(ग) સ્વદેશીના શ્રેય ખાતર જે ત્રીજું કાર્ય હાથ ધરવું જોઇએ તેની રૂપરેખા મારી સમજ મુજબ નીચે પ્રમાણે છેઃ—

(૧) દેશમાં શું શું બને છે તેની લોકોને ખબર આપવી; વળી પરદેશી માલ કરતાં તે જો ઉંચા પ્રકારના હોય તો તે તરફ ખાસ ધ્યાન ખેંચવું.

(૨) સ્વદેશીના પ્રચાર માટે લેખો લખાવવા તથા ભાષણો અપાવવા. આથી લોકોમાં જાગૃતિ આવશે.

(૩) ગામેગામ નાના મોટા નમૂના સાથે તે બાબતનું જ્ઞાન ફેલાવવા માણસો મોકલવા.

(૪) પરાયા દેશોમાં હુન્નર ઉદ્યોગ માટે ત્યાંની પ્રજા શું કરી રહી છે, કેવી રીતે કામ કરે છે, કેટલો શ્રમ વેઠે છે, પૈસાનો વ્યય કેટલો કરે છે તે હકીકત હરહમેશ રજુ કરી, કેળવાયલા અને શ્રીમંત વર્ગનું ધ્યાન ખેંચવું તથા જનસમૂહને તે બાબતોની ખબર ફક્ત ભાષણ કરીને નહીં પણ સાથે સાથે મેજીક લેન્ટર્ન સીનેમા બતાવીને આપવી.

(घ) ચોથું કાર્ય એમને જે હાથ ધરવાનું છે તે ડામીજોને શિક્ષા કરવાનું છે. જો કોઇ પણ વેપારી કે કારખાનાવાળો પરદેશમાં બનેલી ચીજો સ્વદેશી તરીકે પસાર કરતો હોય અને તે પ્રમાણે ઉંચા ભાવ ખાઇ લોકોને

ઠગતો હોય, લુંટતો હોય તો તેને તે માટે શિક્ષા કરાવવી જ જોઇએ. આ સારૂ પ્રજામત પણ એટલો જ મજબૂત થવો જોઇએ જેથી આવા વેપારી-મંડળના હાથ નીચા ન પડે. પ્રમાણિકપણે પરદેશી માલ વેચી બે પૈસા ભેગા કરવા માટે કોઇને વાંધો નથી પણ લોકોને ખોટું સમજાવી, ખોટું સમજવાનું કારણ આપી તેમની સાથે દગો રમી, તેમને છેતરી, પરદેશી માલ સ્વદેશી તરીકે ખપાવવા ખાતરજ નહીં, પણ એ જાતના કુડકપટ માટે એમને કાયદેસર શિક્ષા કરાવી એમની જુઠાઇ બહાર પાડવાની ફરજ વેપારીમંડળની હોવી જ જોઇએ. એક જ્ઞાતિ કે સમાજમાં જેમ તેના કાનુનો ભંગ કરતાં તે વ્યક્તિ શિક્ષાને પાત્ર ઠરે છે તેમ પ્રમાણિક રીતે વેપાર કરનારાઓ, માલ બનાવનાર તથા વેચનારાઓમાં એવા અપ્રમાણીક કાળા મેંઢારૂપી માણસો હોય તો તેમનો ફીટકાર કરી, કાયદાસર શિક્ષા કરવામાં દેશનું જેટલું ભલું થશે તેટલું ભલું તે પોકળ ઢાંકવામાં તથા છેતરપીંડી ચાલુ રાખવાથી થશે નહીં.

આવું પોકળ ઢાંકવાથી સ્વદેશીને કેટલો ધોકો લાગે છે તે તો વિચાર કરનારનેજ ખબર પડશે. વિલાયતનો બનેલો માલ અત્રે મંગાવી તેને ધોવડાવી કરી તે પર પોતાનો માર્કો લગાવવાથી કે પારકા દેશમાંથી તેલ કે સહીના પીપ મંગાવી, અત્રે નાના ડબ્બામાં ભરી તે ઉપર પોતાની ચોઠી ચોંટવાથી તે વસ્તુ સ્વદેશી થતી નથી; અને આ પ્રકારનો ધંધો આપણા દેશોમાં ધમધોકાર ચાલે છે અને દુનિયા આગળ સજ્જન અને પ્રમાણિકપણાના ડોળ ઘાલનારા શ્રીમંતો તથા લોકનાયકો હસ્તકજ એવું કાર્ય થતું જાણી અમોને ઘણો ક્ષોભ થાય છે. એવા લોકોને લીધે જન-સમૂહની શ્રદ્ધા સ્વદેશી પ્રત્યે શિથિલ થાય છે અને આટલા માટે જ તેમને કાયદેસર શિક્ષા થવાની જરૂર છે.

આપણી આબાદી કે પડતી, આપણું શ્રેય કે સત્યાનાશ આપણા હાથમાં જ છે, આપણે આપણું નસીબ સાથે જ લઇ ફરીએ છીએ, અને આપણા પોતાના કે આપણામાંના કોઇના દોષોથી ખમવી પડતી હાનિ માટે ભાવી જવાબદાર નથી. આપણા ચારિત્રો એટલા ઉંચા પ્રકારનાં હોવાં જોઇએ કે જેથી કોઇ આંગળી કરી શકે નહિ અને જ્યારે એવી પ્રજા તૈયાર થશે કે દેશ માટે સ્વાર્થનો ભોગ આપશે, નેકી અને પ્રમાણિકપણા માટે કોઇને અંદેશો આવે એવું થતાં પહેલાં મોત માંગશે, આંટની ખાતર લાખો રૂપીઆ ઉપર લાત મારશે ત્યારે સ્વદેશીના વિજયના જયઘોષથી આપણા હિત શત્રુઓના હૃદય, ગીતામાં કહ્યા મુજબ, કંપી ઉઠશે.

(અપૂર્ણ).

ધીરજલાલ છગનલાલ.

# સ્વાતંત્ર્યનો વિકાસ.

## (૪) ખ્રીસ્તિધર્મ અને ફ્યુડલ રાજનીતિ.

રોમના ઍન્ટોનાઇન મહારાજાઓના મૃત્યુ પછી તે લાભદાયક મહારાજ્યની કંટાળાભરેલી શાંતિ લાંબો કાળ ટકી નહિ. શાંત દેખાતી બહારની સપાટી નીચે વિરોધી જીવંત તત્વો કામે લાગેલાં હતાં. ખ્રીસ્તિ ધર્મે બહારની સત્તાને કેટલી મજબૂત કરી છે, અથવા તો સ્વાતંત્ર્યના પક્ષને કેવો સમૃદ્ધ કર્યો છે, તે તો યુરોપના ઇતિહાસનો એક અનિર્ણિત સામાન્ય પ્રશ્ન છે. અત્યાર સુધી તો બહારની સત્તાને તેણે વધુ મજબૂતી આપી હોય તેમ કદાચ દેખાઇ આવે તેમ છે; કારણ કે કોઇ પણ પક્ષના ધર્મગુરૂઓ, જોકે પોતાનાં હક્ક ઉપર કાંઇ તરાપ આવે તો વારંવાર સામે થઇ જતા હતા ખરા, તો પણ સાધારણ રીતે તેઓએ રૈયત કે કામદાર વર્ગની વિરૂદ્ધ જઈને ઝાર, મહારાજા, રાજાઓ, કે ધનવાનોનું ઉપરીપણું જાળવવા માટે પોતાના લાગવગની સઘળી સત્તા વાપરી છે. પરંતુ ખ્રીસ્તિ ધર્મની મૂળ શરૂઆત વખતે, જ્યારે તે ધર્મ પોતાના અસ્તિત્વને માટે જ ફાંફાં મારતો હતો, તે વખતે તો તેના સિદ્ધાંતો, ઉથલપાથલ કરાવનારા અને અરાજકવૃત્તિને ઉત્તેજનારા લેખવામાં મહારાજાઓ વ્યાજબી હતા. દરેક વ્યક્તિગત આત્માને પરમાત્મા સાથેના સંબંધની બાબતને તેઓએ પોતાના સિદ્ધાંતોનું કેન્દ્ર બનાવ્યું હતું. અને અંતઃકરણની ગુપ્ત અને આત્મિક બાબતની સરખામણીમાં તો, દરેક બહારની સત્તા, તથા સઘળી ઉપર ઉપરની ધાર્મિક ક્રિયાઓ નજીવી લાગે તેમાં નવાઇ નહોતી. આ વિચાર પ્રસર્યા પછી જુના ધાર્મિક કાયદાઓ અને રોમન નિયમો એ સઘળા દૂર થવા માંડયા. તેમનો નાશ કરવાની જરૂર નહોતી; પરંતુ તેમનું કામ તેમણે કર્યું હતું, અને હવે તે પૂરૂં થયું હતું. હવે તો "ઇશ્વરી રાજ્ય તમારા અંતરમાં છે" એવી ભાવના પ્રસરવા માંડી હતી અને આ ભાવનાની શોધમાં જ, ખ્રીસ્તિ ધર્મની પૃથ્વી ઉપર થયેલી સુંદર અસરનું જીવંત બીજ રહેલું હતું. કાયદાઓ મનુષ્યને માટે ઘડવામાં આવ્યા હતા, મનુષ્ય કાંઇ કાયદાઓ માટે સરજાયલો નહોતો. વર્તનને માટે કે શ્રદ્ધાને સારૂ આત્મા તો ભિન્ન અને અમર્ત્ય હતો; તેનું ઉપરીપણું શાશ્વત પ્રભુ પાસે જ હતું. હવે છેલ્લી દાદ રાજા પાસેથી નહિ પણ પ્રભુ પાસેથી મેળવવાની હતી.

દરેક મનુષ્ય–વ્યક્તિની અગણિત કિંમત અંકાવી તે જ ખ્રીસ્તિ ધર્મની, સ્વાતંત્ર્યના ઇતિહાસમાં મોટામાં મોટી સેવા હતી. તેને પરિણામે રાજસત્તાની વિરૂદ્ધ તો કોઇ થયું નહિ પણ તે તરફ બેદરકારી પુષ્કળ વધી. શાશ્વતતાની સમીપ ઉભેલા, અને પ્રભુના પુત્રથી ઉદ્ધાર થયેલા આત્માની સરખામણીમાં, કાયદાઓ, ઉપરીઓ, અમલદારો, અને મહારાજાઓ પણ સંકોચાયલા અને ક્ષુદ્ર લાગવા માંડયા. દરબારોની દુર્દશાના વિચારોમાં જ દગ્ધ થયેલા ઇતિહાસકારોએ પ્રથમ તો ખ્રીસ્તિ ધર્મને યાહુદી ધર્મ સાથે ભેળાયલો જ લેખવા માંડયો. પરંતુ તેના સ્થાપકના મૃત્યુના થોડા વર્ષ બાદ તો યાહુદી પ્રજાત્વથી તે

ધર્મ આગળ વધી ગયો અને તેના સાધુ પુરૂષોએ પોકારીને કહ્યું કે: "ખ્રીસ્તિ ધર્મમાં કોઇ મિત્ર નથી. કોઇ શત્રુ નથી, કોઇ ગુલામ નથી, કોઇ સ્વતંત્ર નથી. તે ધર્મમાં તો આખી મનુષ્ય જાતિ ભ્રાતૃભાવ તથા સમાનભાવથી એકઠી મળેલી છે. ગુલામ કે રાજસભાનો સભાસદ, ભીખારી, કે રાજ્યાધિકારી, સઘળા ઇશુખ્રીસ્તની નજરમાં તો સમાનજ છે." આ રીતે ફક્ત રાજ્યાધિકારનોજ નહિ પણ, દ્રવ્ય, દરજ્જો અને કેલવણી વગેરેની અસમાનતા, જે નિત્ય જીવનમાં કાયદા કે રાજકીય નિયમો કરતાં પણ વધારે ગણકારવી પડે છે, તેનો પણ નાશ કરવાની વૃત્તિવાળો આ નવો ધર્મ નીવડયો. ઇશુખ્રીસ્તે ખરેખરી આગાહી કરી હતી કે પૃથ્વી ઉપર પોતે શાંતિ લાવતા નથી પણ સમશેર લાવે છે. આંતર અને આત્મિક રાજ્ય; પ્રભુની નજરમાં સઘળાનું સરખાપણું; સમૃદ્ધિ, વ્યવહાર, સાંસારિક દરજ્જો અને જ્ઞાન પ્રત્યે બેદરકારી; આટલા સિદ્ધાંતો જ રોમના મહારાજ્યના દરેક પ્રાંતમાં, તથા ભૂમધ્ય સમુદ્રના કીનારા ઉપરના દરેક કીલ્લામાં કજીયા ઉભા કરવા માટે પૂરતા હતા.

જો આ સઘળા સિદ્ધાંતો ખરેખરી રીતે કદી પણ સ્વીકારાયા હોત તો, દૈવિ અરાજકતાની સ્થિતિ—સંપૂર્ણ સ્વાતંત્ર્યની સ્થિતિ, જેમાં સઘળા કાર્યો પ્રેમથી જ નિયત થતાં હોત, અને જેમાંથી કાયદો, સરકાર, અને બીજા સસત્તાક અધિકાર ઉપયોગ વિનાના થઇ પડવાથી નષ્ટ થયા હોત, તેવી સ્થિતિ પ્રાપ્ત થઇ હોત. અને ત્યાર પછી રાજ કરનારાઓના નાશથી જ રાજનો ખરો ઉચ્ચ આદર્શ સફળ થાત, અને મનુષ્ય જાતિને માથેથી, વિગ્રહનાં, મહારાજ્યોનાં, ધર્માલયોનાં, રાજનીતિનાં, આર્થિક અડસટાનાં, અને ગરીબાઇનાં દુઃખ દૂર થાત. પરંતુ મનુષ્ય હૃદયની કઠીનતાને લીધે, તેવો સુંદર કલ્યાણકારી ઉપદેશ મનુષ્યજાતિ ગ્રહણ કરી શકી નહિં. તરતજ આ ઉપદેશમાં દેખાતા વિરોધાભાસને દૂર કરવાના, તેના સિદ્ધાંતોમાં બાંધછોડ કરવાના, તેમાંથી નવા નવા અર્થ ઉઠાવવાના પ્રયાસ થવા લાગ્યા. અને મહારાજ્યના વિકાસ વિરોધી શાંતિકાળમાં "ધર્મ સંસ્થા" ની સત્તા જેમ જેમ વધતી ગઇ, તથા વધીને રોમના યશસ્વી નામ નીચે જેમ જેમ એક નવીન ધર્મગુરૂત્વ દાખલ થતું ગયું, તેમ તેમ ઉપરના પ્રયાસો વધારે પ્રબળ થવા લાગ્યા. અને આ ધર્મની જીવંત શ્રદ્ધાથી દોરાઇને, તથા રાજકીય દૃષ્ટિથી તેની ઉપયોગીતા ધ્યાનમાં લઇને ઇ. સ. ૩૨૪ માં જ્યારે મહારાજા કૉન્સ્ટેંટાઇને તેને રાજધર્મ તરીકે સ્થાપ્યો ત્યારે તો આ પ્રયાસોની હદજ રહી નહિ.

પ્રથમ તો રાજ્યતંત્ર અને ધર્મતંત્ર વચ્ચે કાંઇ ભેદ સ્વીકારવામાં આવ્યો ન હોતો, અને "પ્રોન્ટીફિકસ મેકસીમસ" ના રાજાના ઇલકાબથી ધર્મગુરૂઓ ઉપર તેમ જ રૈયત ઉપરનું પણ ધાર્મિક ઉપરીપણું સૂચવાતું હતું. પરંતુ ઇ. સ. ૩૩૦ માં પાટનગર કૉન્સ્ટૅન્ટીનોપલથી બાઇઝેન્શીયમ ખસેડવામાં આવ્યું, તેને પરિણામે પૂર્વ અને પશ્ચિમ સામ્રાજ્યો જુદાં પડયાં, અને છેવટે ૪૯૩માં પશ્ચિમ સામ્રાજ્ય પડી ભાંગ્યું. આ બધા કારણોથી રાજાનો હક્ક નરમ પડયો, અને હજી સુધી પણ રોમની ગત કીર્તિ અને કથાઓ જાળવી રાખનાર ધર્મતંત્રનું માન વધવા લાગ્યું અને ધાર્મિક બાબતોમાં તેમના ઉપરીપણાના હક્ક સ્વીકારાવા માંડયો.

આ રીતે સામ્રાજ્યની ખાલી પડેલી જગા ધર્મ-સંસ્થાએ લીધી, અને તેના મુખ્ય ધર્મગુરૂના નામ માત્રથી જ જે માન અને તાબેદારી અત્યાર સુધી રાજાઓને મળતાં, તે ધર્મ સંસ્થાને મળવાં માંડયાં. ધર્મ સંસ્થાએ સામ્રાજ્યના ધોરણ ઉપર પોતાનું આખું તંત્ર બાંધ્યું અને તેની ધાર્મિક તેમ જ ભૌતિક સત્તાઓ સાથે સાથે જ વિકાસ પામી. ધર્મ સંસ્થાની સ્વાતંત્ર્ય ઉપર કેવી અસર થઇ છે તે બાબતમાં આપણે એટલું જણાવી શકીએ કે જ્યારે જ્યારે ખ્રીસ્તિ ધર્મની ધાર્મિક વિષયોમાં ચઢતી હતી, અને ધર્મગુરૂઓએ ધર્મક્રિયાની બાબતોમાં, પોતાની લાયકીની બાબતમાં તથા પોતાની અદ્દભુત સત્તા વિષે, દબાણ કર્યાં છે, ત્યારે ત્યારે ધર્મ—સંસ્થાયે માનસિક તેમજ રાજકીય વિષયોમાં પણ સત્તાને જ—સત્તા ચલાવનારાઓને જ—ટેકો આપ્યો છે. બીજી પરંતુ ધાર્મિક બાબતોમાં, આત્માના પ્રભુ સાથેના સંબંધને ઘણો જ કીમતી લેખવામાં આવતો હતો તેથી કરીને સ્વાતંત્ર્યનો તે રીતે વિકાસ થતો હતો. "ખાનગી નિર્ણય"--Private Judgement—નામના ધર્મ સિદ્ધાંતના પરિણામ ઘણીવાર અણગમતા અને નકામા જેવા આવતા હતા તો પણ તેનાથી ધાર્મિક ઉપરાંત બીજી બાબતોમાં પણ સ્વાતંત્ર્યનો વિકાસ ઘણો જ થયો. તેનાથી ટીકા કરવાની, તથા ઉંડા ઉતરી તપાસ કરવાની ટેવને ઉત્તેજન મળ્યું, બંધારણવાળા અધિકારનું તેજ ભેદાઈ ગયું તથા છેવટે પોતાપણું જાળવવાની મનને ટેવ પડી કે જેથી કરીને આ સિદ્ધાંતથી જે કાંઇ ભૂલો થતી હતી તેમાંથી ઘણીનો બદલો વળી ગયો.

ગુલામગીરી—એટલે કે સ્ત્રી અને પુરૂષ ઉપર, ફરજીયાત મજુરી કરાવવા માટેની માલીકી, અને મિલ્કત તરિકે તેમનું વેચાણ—આ રીતને અણમાનીતી બનાવવા માટે શરૂઆતના ખ્રીસ્તિ ધર્મના જુસ્સાએ ઘણી મદદ કરી હતી. રોમના નીતિવેત્તાઓમાં પણ ગુલામગીરી એ અધોગતિસૂચક તથા અમાનુષી છે એવી લાગણી ફેલાવા માંડી હતી. ઇટાલીમાં એમ પણ મનાવા માંડયું હતું કે ગુલામગીરીથી ખેતીવાડીને તથા વસ્તિની વૃદ્ધિને નુકશાન થાય છે. રોમના સામ્રાજ્યમાં પણ તેના વિનાશ તો થાત, પણ ખ્રીસ્તિ ધર્મના સિદ્ધાંતો, જેવા કે 'પ્રભુની નજરમાં સૌ સમાન છે' 'ઇશુખ્રીસ્તે સર્વનો છુટકારો કર્યો છે' વગેરેને લીધે તો "પ્રકૃતિથી ગુલામ," "જીવતાં ઓજારો" વગેરે ઍરિસ્ટોટલની વ્યાખ્યાઓ પળવાર પણ વધારે ન સ્વીકારાય તેવી થઈ ગઇ. જ્યાં સુધી ખ્રીસ્તિ ધર્મ સિદ્ધાંતો ઉપર ખરા મનથી શ્રદ્ધા રહી હતી ત્યાં સુધી તો ગુલામગીરી ધીમે ધીમે અને અજ્ઞાત રીતે ઓછી થતી જ ગઈ. જુદા જુદા પ્રકારો, તથા સ્વરૂપો પામી છેવટે તેનો ઉપયોગ બંધ પડી ગયો. ગુલામોનો છુટકારો કરવાનું કામ પ્રભુને પણ પ્રિય લેખવામાં આવતું હતું. અને ઇંગ્લાંડ તથા યુરોપના સ્વાતંત્ર્યના ઈતિહાસમાં, એથેન્સ તથા રોમની માફક, મોટી ગુલામ પ્રજા-સંબંધી મુશ્કેલીઓ ઉભી થવા પામી નહોતી. ગુલામગીરીનાં છેલ્લાં અવશેષો તો પ્લેગ અને આંતરવિગ્રહોને લીધે જ ઈંગ્લાંડમાંથી નાશ પામ્યા, તથા આફ્રિકાના લોકોને ખ્રીસ્તિ કરવાની લાલચથી ધર્મસંસ્થા તેમને ગુલામ બનાવવાની તરફેણમાં હતી તે વાત ખરી છે. પરંતુ એક સામાન્ય નિયમ તરિકે તો મધ્ય કાળનાં યુગોમાં તેમ જ

વર્તમાન યુગમાં પણ ખ્રીસ્તિ ધર્મ ગુલામગીરીની સામે તત્પરતાથી થયો છે. જો કે ગરમ પ્રદેશોમાં હજી પણ ફરજીઆત મજુરીનો પ્રશ્ન ઉકેલવાની બાબત આપણી આગળ છે તો પણ ફરજીયાત મજુરીની રૂઢી દૂર કરવામાં તેનાં દુઃખ ઉપરાંત ખ્રીસ્તિ ધર્મના સિદ્ધાંત પણ ધ્યાનમાં લેવા આગ્રહ થાય છે. અને ભૂમધ્ય રેખાની આજુબાજુના પ્રદેશોમાં એક યા બીજે પ્રકારે આ રૂઢી પ્રચલિત છે, તોપણ ભાગ્યે જ કોઇ ખ્રીસ્તિ લોકો ખુલ્લી રીતે તેનો બચાવ કરે છે.

રોમન દુનિયાની અંદર જે હાનિકારક શાંતિ પ્રસરેલી હતી તેને સતાવનારૂં એક બીજું પણ જીવંત તત્વ ખ્રીસ્તિ ધર્મને રાજ્યધર્મ કરવાથી ઉભું થયું. કેટલેક સૈકાથી જંગલી લોકોનાં ટોળાં સામ્રાજ્યની સરહદ ઉપર ચઢી આવતાં હતાં, અને કેટલીએક સરહદના પ્રાંતોનો તેમણે વાસ્તવિક કબજો પણ લઇ લીધો હતો. તેમના હુમલાના કેન્દ્રસ્થાન તો ઇટલી અને રોમ જ હતાં. સરહદનાં પ્રાંતોની દુઃખી સ્થિતિ, ભાડુતી લશ્કરની નબળાઇ તથા બેદરકારી, અને સર્વથી વધારે તો લોકોની પોતાની જ બેદરકારીને લીધે આ હુમલાઓ કરવાની તેમને સગવડ થઇ હતી. કર લેવાને માટે, સામ્રાજ્યના સઘળા સ્વતંત્ર જન્મેલા શહેરીઓને શહેરી તરીકેના હક્ક કેરાકેલા નામના રાજાએ (૨૧૧ થી ૨૧૭) આપ્યા હતા તે વાત ખરી છે. પરંતુ મોટા સામ્રાજ્યની અંદર થોડા ઘણા હક મળે તેથી કાંઇ પ્રજાત્વ ખીલતું નથી. અને જ્યારે રણભૂમિ ઉપર દેહ સમર્પવા જેટલી દેશભક્તિ ખીલવવી હોય ત્યારે થોડાઘણા કર ઉપર સત્તા આપવા ઉપરાંત વિશેષ હક્ક આપવાની જરૂર છે. જંગલી લોકોના હલ્લાઓના ભયની વચ્ચે, તથા સૈકાઓ સુધી પ્રસરી રહેલા અંધકારની વચ્ચે, થઇ ગયેલા રક્તપાત, યુદ્ધ, અને શિષ્ટ સૌંદર્ય અને ડહાપણના ખજાનાના વિનાશનો બદલો વાળવાની આશા, બહારથી આવતી પવનની લહેરની માફક, ખ્રીસ્તિ ધર્મના જુસ્સાદાર નવજીવને આપી. સુખદાયી સામ્રાજ્યની શાંતિ, ઇતિહાસકારો કહે છે તેવી જ ગંભીર અને સહિષ્ણુતાવાળી હોય તો પણ, મનુષ્ય જાતિની મહેચ્છાઓ દબાવ્યા વિના, તથા જીવનરસને આળસમય સંતોષમાં ફેરવી નાંખ્યા વિના, રહે જ નહિ. ઍન્ટોનાઇન મહારાજાઓના સમય પછી આવી સ્થિતિનો ભય ઉભો થયો હતો, તે ખ્રીસ્તિ ધર્મ અને જંગલી જુથોએ મળીને ઉભા કરેલા કલહથી દૂર થઇ ગયો. ધાર્મિક વ્યક્તિત્વ સ્વીકારવું જોઇએ તેવો દાવો ખ્રીસ્તિ ધર્મે કર્યો, અને જંગલી જુથોએ કહ્યું કે મનુષ્ય જાતિ કોઇની—રોમની પણ—મધ્ય સત્તા સ્વીકારશે નહિ જ. આ બન્ને બાબતો નવી અને સબળ હતી અને તેથી આખું યુરોપ જાગૃત થઇ ગયું અને વ્યક્તિત્વ અને પ્રજાત્વનાં સિદ્ધાંતો સાબિત કરવા લાગ્યું.

પૂર્વ અને પશ્ચિમ રાજ્યવિભાગો જુદા પડી ગયા તોપણ, રોમ વધુ અને વધુ અસહાય્ય થતું ગયું તો પણ, ફ્રૅંક, સેક્ષન, અને બીજી જર્મન જાતિઓ પોતાની જુની સરહદની અંદર વધુ અનેવધુ બળવાન બનતી ગઇ તો પણ, સર્વવ્યાપક સામ્રાજ્યની ભાવના સૈકાઓ સુધી ટકી રહી. જંગલી લોકનાં ટોળાં પોતે જ રોમના નામ પ્રત્યે લગભગ વ્હેમયુક્ત આદર ધરાવતાં હતાં તેથી, તથા પાશ્ચાત્ય જર્મન રાજા શાર્લમાનના તથા પૂર્વીય જર્મન રાજા ઑટોના ધર્મપૂર્ણ મહાત્વાકાંક્ષાથી પ્રેરાઇને રોમના તખ્ત ઉપર બેસીને રોમનું

મહારાજ્ય પહેલાંની માફક ફરી ચાલુ કરવાના પ્રયત્નોને લીધે. આ સામ્રાજ્ય ભાવનાને ઘણે અંશે ટેકો મળ્યો હતો. મહાન ચાર્લ્સ રાજાને મહાન ધર્મગુરૂ પોપે ઇ. સ. ૮૦૦ ની સાલમાં ગાદીએ બેસાડયો હતો. તથા મહાન રાજા ઑટોને ઇ. સ. ૯૬૨ માં રોમના નાથ તરિકે તખ્તનશીન કર્યો હતો. ઇ. સ. ૧૧૫૨ માં રોમના રાજ્યને "પવિત્ર રોમનું મહારાજ્ય" કહેવાનું શરૂ કરવામાં આવ્યું હતું. અને ધીમે ધીમે તે બાબતનો ઉત્સાહ મંદ થતો હતો તો પણ ઈ. સ. ૧૮૦૬ માં ઑસ્ટ્રીઆના ફ્રાન્સીસ બીજાએ, નેપોલીઅને પોપને હાથે પારીસમાં રોમના મહારાજાનું પદ ધારણ કર્યા પછી એ વર્ષમાં જ, ખુલ્લી રીતે અવગણ્યો ત્યાં સુધી યુરોપમાં "પવિત્ર રોમના મહારાજ્ય"ની ઝાંખી આબરૂ ટકી રહી હતી. હેપ્સબર્ગ વંશના રાજાઓનો એક ઇલ્કાબ હજી પણ 'પવિત્ર રોમના મહારાજ્યના નાથ,' એવો છે.

બીજા પણ એટલા બધા રાજાઓને "મહારાજા" પદ ધારણ કર્યા વિના અસંતોષ રહેતો હતો કે ધીમે ધીમે મહારાજા પદ જ કાંઇક સામાન્ય પદ્વીનું લેખાવા માંડયું. પરંતુ મધ્યયુગના ઉત્તમ સૈકાઓમાં તો, આ દુનિયાની બાબતોમાં પ્રભુની ઇચ્છા દર્શાવતા, ખ્રીસ્તિ દુનિયાના મહારાજાની ભાવના, તેમજ પરલોકના વિષયોમાં પ્રભુની ઇચ્છા દર્શાવતા, પોપ–ધર્મગુરૂની ભાવના, ઘણી આદર્શમય અને ધર્મતત્ત્વથી ભરપૂર, લાગતી હતી; જો કે તેમ લાગવાનો કાંઇ પણ સબબ હતો નહિ. છતાંયે તે સમયના ઉત્તમોત્તમ બુદ્ધિવાળા મનુષ્યો પણ સુલેહયુકત સ્વાતંત્ર્યના સંરક્ષણ માટે મહારાજા તરફ દૃષ્ટિ નાંખતા હતા. ઇસુ ખ્રિસ્તના આ બે પ્રતિનિધિઓ–રાજા અને ધર્મગુરૂ–ની વચ્ચે સરસાઇ વધી, અને જેમના સંપી કારોબારથી પૃથ્વી શાંતિથી આગળ વધવી જોઇતી હતી, તેમની વચ્ચે તકરારો થઇ; આ તકરારોમાં એકંદરે રાજાઓએ સ્વાતંત્ર્યનો વિકાસ સારો કર્યો. ઘણીવાર નિષ્ફળતા મળ્યા છતાંએ, પોપના જુલમની સામે થઇને ઘણા રાજાઓએ સ્વાતંત્ર્યની ખરેખરી સેવા બજાવી. છતાંએ રાજાઓની બાબતમાં આમ કહીને કેટલાએક ધર્મગુરૂઓએ પણ સામાન્ય વર્ગમાં સ્વાતંત્ર્યનો પાયો નાંખીને ખાસ કરીને ઇગ્લાંડમાં જે મહાન સેવાઓ કરી છે, તેની અવગણના કરવી જોઇએ નહિ.

રાજાને સામ્રાજ્યપરનો હક્ક પરમેશ્વર તરફથી મળેલો છે, એમ ધારવું તે શાર્લમાન રાજાના વંશજોના વખતમાં ચાલુ થયેલી ફ્યુડલ નીતિ સાથે પણ બંધબેસ્તું થઇ પડતું હતું. આ નીતિમાં મહારાજા, પરમેશ્વર પછી સર્વનો ઉપરી હતો. તેના હાથ નીચે બીજા રાજાઓ હતા અને આ રાજાઓની નીચે જુદા જુદા દરજ્જાના ધર્મગુરૂઓ તથા ઉમરાવો હતા. ઉમરાવોના હાથ નીચે બીજા જમીનદારો હતા. આમ ને આમ છેક કામદાર વર્ગ અને ગુલામો સુધી બધી ગોઠવણી હતી. આ પ્રમાણે ફ્યુડલ નીતિની રચના હતી. આ રચના બધી બુદ્ધિયુક્ત અને સાફ હતી અને જો ઉપરીઓના જુલમ અને નીચેનાની જકને પરિણામે આ નીતિ પડી ભાંગી ના હોવ તો હિંદુઓની નાતો જેવી તે જડ થઇ જાત. મોટા રાજા અને ઉમરાવો એક બીજા ઉપર ઉપરીપણું ભોગવવા માટે વારંવાર લઢી પડતા હતા, અને તેમ કરીને અણધારી રીતે અને મરજી વિરૂદ્ધ પણ

સામાન્ય પ્રજાના સ્વાતંત્ર્યમાં વધારો કરતા હતા. તેઓ જ્યારે લઢતા હતા ત્યારે નાના ઉમરાવો, કારીગરો, અને ખેડુતોને પણ પોતાના યોગ્ય હક્ક મળી જતા હતા.

આ ફ્યુડલ સમયમાં જે ઉમરાવો મોટા થઇ ગયા હતા તેમને લીધે આખા યૂરોપને ઘણું ખમવું પડ્યું છે, અને ઇંગ્લંડ તો હજી પણ આ ઉમરાવોને લીધે ખમે છે. આ ફ્યુડલ નીતિને પરીણામે ઇંગ્લાંડમાં એક નાનો પણ સત્તાવાળો જમીનદાર વર્ગ ઉભો થયો છે. જેમ જેમ દેશ સમૃદ્ધિવાન થતો ગયો—ખાસ કરીને લંડન અને બીજા ગામોનો વ્હેપાર વધતો ગયો—તેમ તેમ આ વર્ગ વિના મ્હેનતે અને લોકસેવાની કાંઇ પણ જોખમદારી સ્વીકાર્યા વિના જ ઘણો સમૃદ્ધિવાન થઇ ગયો. વિજયી (કૉન્કરર) વિલ્યમ, જેણે આ નીતિ ઇંગ્લાંડમાં ચાલુ કરી હતી તેના મનમાં કાંઇ એમ નહોતું કે પરિણામ આવું આવશે. ફ્યુડલ ઉમરાવો ઘણા સત્તાવાન ના થઇ જાય તેથી એણે તો આવું જાહેર કર્યું હતું કે સઘળી જમીનનો માલીક તો રાજા પોતેજ છે, અને લશ્કરી સેવા કે તેવા જ કાંઇ કામ કરવા માટે ઉમરાવોને આ જમીનનો ઉપયોગ કરવા રાજા તરફથી મળેલી છે. જો આ લાભકારક રીત ચાલુ રહી હોત તો ધીમે ધીમે સઘળી જમીનની માલિકી રાજ્ય પાસે જ આવી જાત; કારણ કે રાજા અને રાજ્ય વર્તમાનકાળમાં એક જ લેખાવા માંડયાં છે. આ રીતે આ જમીનદાર વર્ગ ઉભો થાત નહિ, અને સામાન્ય વર્ગને આ વર્ગ પાસેથી કેવી રીતે લાભ અપાવવો તેના ઉપાય ખોળવાની માથાકુટ પણ રહેત નહિ. ફ્યુડલ નીતિથી જમીન પોતાની માલિકીની કરી બેસવાથી પ્રજાવર્ગમાં મિલકતની અયોગ્ય વ્હેંચણી થઇ ગઇ તે કરતાં પણ વધારે નુકશાનકારક તો તેને પરિણામે જે જીવનઆદર્શ વ્યાપ્યો છે તે થયો છે. સૈકાઓ સુધી આ ઉમરાવો મોટી મોટી જમીનોના ધણી થઇ પડયા હતા, તેઓએ તેમના ભાડવાત, મજુર, અને ખેડુતના જીવન અને અભિપ્રાયોમાં માથાં માર્યાં છે, તેમના પ્રદેશોમાં ફેશનોના નેતા થઇ પડયા છે, અને સામાન્ય પ્રજા વર્ગના મનમાં એમ જ ઠસાવી દીધું છે કે ઉમરાવ વર્ગની રહેણીકરણી ઉત્તમ અને અનુકરણીય છે. જો કે ખરી રીતે તો તે લોકો રમતગમતથી ઉત્તેજીત મોજમઝામય તથા ગમ્મત ખાતર જ કાયદા કરવાની ચિંતાવાળું આનંદપૂર્ણ જીવન જ ગાળે છે.

બીજા હાથ ઉપર, લશ્કરી મદદ કરવાની, શરતે આ જમીન આ ઉમરાવોને મળી હતી, અને જે શરત ટયુડર રાજાઓના વખતમાં ફ્યુડલ નીતિ પડી ભાંગી, તે સમયે આ ઉમરાવોએ તોડી નાંખી, તે શરતને લીધે રાજાની મધ્યસ્થ સત્તા ઉપર ઘણો અંકુશ રહ્યો હતો. અમુક સંખ્યાથી વધારે રાજ્યલશ્કર નહિ હોવાને લીધે, સત્તાવાળા એક વર્ગની સાથે પણ, તેમના તરફની લશ્કરી મદદ મેળવવાના હેતુથી, રાજાને સારો સંબંધ રાખવો પડતો હતો. આ પ્રમાણે રાજાની સત્તાને અંકુશમાં રાખવા માટે, તથા દરેક શાખામાં રાજા જ ઉપરી છે, તથા રાજ્ય એટલે રાજા જ, એવા વિચારો ઇંગ્લાંડમાં પ્રસરાતા અટકાવવા માટે આપણે ફ્યુડલ રાજનીતિના જ આભારી છીએ. ઉમરાવ વર્ગ નાનો અને જૂલમી હતો, છતાંયે

તે વર્ગમાં તો વ્યક્તિસ્વાતંત્ર્ય ખીલ્યું અને તેથી પણ વધુ ઉપયોગી સ્થાનિક સ્વાતંત્ર્યનો તેમને લીધે વિકાસ થયો. આને પરિણામે, એકવાર ફ્રાન્સમાં પ્રવર્તેલું, અને છેક અત્યાર સુધી રૂશિયામાં જોવામાં આવતું, મધ્યસ્થ અમલદાર વર્ગનું રાજ્ય, જે સ્વાતંત્ર્યનું ઘણું જ વિરોધી થઈ પડે છે, તે સબળ થતું અટક્યું.

ફ્યુડલ વખતના માનસિક બંધારણના એક અંશમાં શીવલ્રી–સ્ત્રીબહુમાન–ને સ્થાન મળ્યું હતું, તેથી થયેલા લાભની નોંધ પણ લેવી જોઇએ. અત્યારે તો આ શબ્દ મશ્કરીવાળો અને કેવળ ભાવનાવાળો લેખવામાં આવે છે, તો પણ આ સ્ત્રીબહુમાનનું વલણ પ્રથમ થવા માડયું તે વખતે ઉમરાવ વર્ગની સ્ત્રીઓની આસપાસ માન, અદ્ભૂતતા અને નાજુકાઇની ભાવનાઓ વણવામાં આવી હતી. જો કે આ ભાવનાઓ સામાન્ય વર્ગની સ્ત્રીઓ સુધી કદિ પણ પહોંચી નહોતી, તોપણ ઉમરાવજાદિઓ અને રાણી-ઓના વખાણ કરતાં કરતાં, સ્ત્રીબહુમાનવાળા સૈનિકો અને કવિઓએ સ્ત્રીત્વ અને સ્ત્રીના સદ્‌ગુણ, અને સૌંદર્યના ગાન કર્યાં અને તેની અસર સામાન્ય વર્ગની સ્ત્રીઓ ઉપર પણ થઈ. ગમે તેટલી અતિશયોક્તિ ભરેલી પણ ઉદાત્તતાથી દર્શાવેલી માનની લાગણી, પશુવૃત્તિ દબાવાનું કાર્ય કરતી હતી. પાદરીઓની મઠ સ્થાપનાને લીધે સ્ત્રીઓની અવગણના થતી હતી, તથા સાધુવૃત્તિ પ્રસરતી હતી તે આથી અટકી અને સ્ત્રીઓના મઠોની બધી વ્યવસ્થા સ્ત્રીસાધુના જ હાથમાં હોવાથી, વ્યવસ્થા કરવામાં તેમની ઉત્તમ બુદ્ધિની જાણ તો લોકોને થઇ જ હતી. આ પ્રમાણે કાંઇક સમાનતા જળવાઇ મધ્ય યુગમાં સ્ત્રીને એક પાસથી દેવી તરિકે પૂજવામાં, તથા બીજી પાસથી મનુષ્યને લાલ-ચમાં ફસાવનાર રાક્ષસી તરિકે અવગણવામાં, આવ્યા પછી, તે ઇલીઝાબેથના સમયના નાટકોમાં આલેખ્યા પ્રમાણે એક સ્ત્રી તરિકે જ–એક મનુષ્ય તરિકે જ–સ્વીકારાઇ. જો પ્યૂરિટન લોકોના મતને લીધે, તથા બાઇબલના કેટલાએક વાક્યોનો અક્ષરશઃ અર્થ કરવાને લીધે, સાધારણ પુરૂષો, અને સાધારણ સ્ત્રીઓની પણ નજરમાં સ્ત્રીવર્ગની કિંમત હલકી પડી ગઇ હોત નહિ, તો અત્યાર સુધીમાં તો સ્ત્રીવર્ગ ક્યારનોએ પુરૂષ વર્ગની જોડે સમાન હક ભોગવતો હોત. અપૂર્ણ.

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.

---

# રશિયાની રાષ્ટ્રીય ચળવળ.

૪

૧૮૬૩ ના પોલેંડના બળવા પછી, ઝાર અલેકઝાંડરે એક પાસથી રાજકીય ચળવળને દાબી દેવાને પગલાં લેવાં માંડયાં, અને બીજી પાસથી પોતાની આપખુદી સત્તા વડે દેશમાં સુધારા કરવાની રાજનીતિ ચાલુ રાખી. પરંતુ ૧૮૬૬ માં તેની જીંદગી લેવાનો પ્રયત્ન થયો ત્યારથી તેણે સખ્ત જાપ્તાની રાજનીતિ અખત્યાર કરી. પ્રથમ તો તેણે જાહેર કર્યું કે નીહીલીસ્ટોની પ્રવૃત્તિથી દેશની શાંતિ, અંગત મિલ્કત, અને ધર્મ જોખમમાં આવી પડયાં હતાં અને તેને બચાવવાને માટે સરકાર ઉમરાવ વર્ગ તથા જૂના વિચારના માણસોની ઉપર આધાર રાખે છે. તે પછી તેણે તરત જ અંતીમ વિચારની હીમાયત કરનારા બે ચોપાનીઆં સદાને માટે બંધ કર્યાં, અને ગ્રામ્ય મંડળો રાજકીય બાબતોમાં મધ્યમ વિચાર ધરાવનાર પક્ષની માંગણીઓની તરફેણમાં પણ પોતાનો મત જાહેર ન કરે તે માટે ખાનગી રીતે પગલાં ભર્યાં. તે ઉપરાંત તેને તપાસ કરતાં જણાયું કે રાજ્યક્રાંતિને માટેની ચળવળનું મૂળ તો વિદ્યાર્થીઓ જ હતા, અને વધારામાં તેને એવું કહેવામાં આવ્યું કે વિદ્યાર્થી વર્ગમાં રાજ્યક્રાંતિ માટેનો જુસ્સો વિજ્ઞાન (સાયન્સ) આદિના અભ્યાસથી જ ઉત્પન્ન થયો હતો. આપણે આગળ જોઇ ગયા તેમ નીહીલીસ્ટો કોંતના અનુયાયી હોઇ, સમાજશાસ્ત્રને બધા શાસ્ત્રોમાં પ્રધાનપદ આપતા, અને તેના પાયા તરીકે વનસ્પતિ આદિ શાસ્ત્રોના (નેચરલ સાયન્સ) અભ્યાસને અગત્યનો લેખતા. આ ઉપરથી એ શાસ્ત્રોના અભ્યાસને જ ઉદ્ધત વિચારોના કારણરૂપ માની, કેળવણી ખાતાના ઉપરી કાઉન્ટ ડીમીત્રી ટૉલસ્ટૉયે, એ વિષયોને શિક્ષણક્રમમાંથી બાતલ કરી, તેને બદલે ગ્રીક અને લેટીન ભાષા તથા સાહિત્યના વિષયને દાખલ કર્યા, અને તે ઉપરાંત વિદ્યાર્થીઓને અંકુશમાં રાખવાના હેતુથી તેમના ઉપર અનેક બંધનો નાંખ્યાં. આ પગલાંથી વિદ્યાર્થી વર્ગમાં ખળભળાટ તો થઇ રહ્યો, પરંતુ ત્યાર પછીના ત્રણ ચાર વરસ રશિયાના રાજકીય વાતાવરણમાં શાંતિ રહી. છતાં એ શાંતિ શિક્ષણ સંબંધી નવીન રાજનીતિને જ આભારી હતી એમ કહેવું એ તો અતિશયોક્તિ ભરેલું જ ગણાય, કારણ કે તેનાં કારણો જૂદાં જ અને વધારે પ્રબળ હતાં. પરંતુ એ સંબંધી વિગતમાં અહિં ઉતર્યા વગર એટલું જ જણાવવું બસ થશે કે એ શાંતિ પણ સાચી કે સ્થાયી નહોતી. જાપ્તાની રાજનીતિથી નીહીલીઝમનો અંત આવ્યો એ ખરૂં હોય તો પણ રાષ્ટ્રીય ચળવળ કે જેનું નીહીલીઝમ તો માત્ર એક રૂપ જ હતું, તેનું જોર કોઇ પણ રીતે તુટયું નહોતું. તે ચળવળ તો પાછી ટુંક વખતમાં નવીન અને વ્યવહારૂ રૂપમાં, પહેલાંના કરતાં પણ વધારે જોરથી પગભર થઇ.

કાઉન્ટ ટૉલસ્ટૉયના શિક્ષણ સંબંધી સુધારાનું પરિણામ દેશને માટે તો લાભદાયક જ નીવડયું, એ સુધારાને લીધે જ રાજ્યક્રાંતિના તરૂણ હીમાયતીઓ પશ્ચિમ

યુરોપના સોશિયલીસ્ટોના પરિચયમાં આવ્યા. નવીન શિક્ષણ પદ્ધતિ તથા સરકારી જાસુસપણાથી કંટાળી અનેક વિદ્યાર્થીઓ અભ્યાસ માટે પરદેશ ચાલી નિકળ્યા અને સ્ત્રી વિદ્યાર્થીઓ પણ અનેક મુશ્કેલીઓ છતાં તેમાં સામેલ થઈ. પરદેશ જવાને માટેના પરવાના માટે જરૂરની રજા માબાપ તરફથી ન મળતાં, તેઓ પોતાના પરદેશ જતા મિત્રો સાથે નામનાં જ લગ્ન કરી નીકળી પડતી, અને કદાચ કોઇ મિત્ર આવાં લગ્ન કરવાની ના પાડે તો તેનો જીવ લેવા લગીની ધમકી આપી તેને લગ્ન કરવાની ફરજ પાડવા પણ મુકતી નહિ. આ વિદ્યાર્થીઓનો મોટો ભાગ ઝયુરીચમાં હતો, કારણ કે ત્યાં વૈદક શાળામાં સ્ત્રી વિદ્યાર્થીઓને પણ દાખલ કરવામાં આવતી. એ શહેરમાં તેમને દેશ પરદેશના અનેક પ્રખ્યાત સોશિયલીસ્ટ સાથે ઓળખાણ થતી, અને તેમના સમાગમમાં આવતાં, પ્રુડોમ, લાસાલ, બ્યુશનર, માર્કસ વગેરેનાં પુસ્તકો વાંચી, તેઓ સર્વાંશે સંપૂર્ણ એવાં સામાજિક બંધારણનાં સ્વપ્નો રચતાં. એ સમયે તેમના જ દેશનો, સાઈબીરિયાથી નાશી છુટેલો પ્રખ્યાત એનાર્કીસ્ટ બાકુનીન પણ ત્યાં સ્વીટઝર્લૅંડમાં જ હતો. તે સરકાર તેમ જ સમાજનો કટ્ટો શત્રુ હતો, અને બધાં રાજ્યતંત્રોને તોડી પાડી, જુના સામાજિક બંધારણોને તિલાંજલી આપી, જીંદગીને માટેની જરૂરની વસ્તુઓ તૈયાર કરનારાઓની સ્વેચ્છાથી બનેલા મંડળોને આધારે જ એક નવીન સમાજ ઉત્પન્ન કરવાનો તેનો આશય હતો. એ નવીન સમાજમાં જમીન ખેડુતો વચ્ચે સરખી રીતે વ્હેંચી નાંખવાની તથા તે ખેડવા વગેરે માટેના, તથા બીજી અનેક વસ્તુઓ બનાવવા માટેના સાધનો સહકાર મંડળોને સોંપી દેવાની તેની યોજના હતી. આવા અસાધારણ ફેરફાર સિવાય માત્ર રાજકીય સુધારાથી પ્રજાનાં દુઃખો ટળવાનાં નથી એવી તેની દૃઢ માન્યતા હતી. તેના આ વિચારોની રશિયન વિદ્યાર્થીઓ ઉપર મોટી અસર થતી. પરંતુ તેના સંસર્ગથી તેમને થયેલો મોટો લાભ તો જૂદા જ પ્રકારનો હતો. પ્રજાના સુખને માટે રાજકીય સુધારાની સાથે સામાજિક પુનર્ઘટનાની જરૂર છે એ તો સ્હેલાઇથી સમજાય એમ હતું. પરંતુ તે સુધારા વાતો કર્યાથી આવવાના નથી, તે માટે તો અનેક ભોગો આપી દેશમાં જંગી તૈયારી કરવી જોઇએ એમ તેમને બાકુનીનના સમાગમથી સમજાયું અને પરિણામે તેઓ દેશમાં પાછા ફરતાં એ તૈયારીને અંગે 'ઇલીગલ્સ'ની ચળવળમાં ઝંપલાવી તેને નવું બળ આપવાને શક્તિવાન થયા.

બાકુનીને પોતાના વિચારના પ્રચાર માટે ૧૮૬૮ માં પ્રજાહીત (કૉઝ ઓફ ધી પીપલ) નામનું પત્ર કાઢયું. આ પત્રની સેંકડો નકલો છુપી રીતે રશિયામાં જતી એ પત્રનો હેતુ તરૂણ રશિયાને વિચારોના વમળમાંથી ખેંચી રાજ્યક્રાંતિને માટે વ્યવહારૂ પગલાં લેવાને તૈયાર કરવાનો હતો, પરંતુ બે વરસ પછી નાણાંની તંગીને લીધે તેને એ પત્ર બંધ કરવું પડ્યું. છતાં છુટક લેખો, ચોપાનીઆં તથા બીજા સાહિત્ય મારફતે તેણે પોતાની ચળવળ ચાલુ રાખી અને તેના આ પ્રયત્નથી તથા પોતાના અનુભવથી રશિયામાં રહેલા રાજ્યક્રાંતિના હીમાયતીઓ પોતાના હેતુની સિદ્ધિ અર્થે સમસ્ત પ્રજાને તૈયાર કરવાની જરૂર સ્વીકારવા લાગ્યા. તરૂણ વિદ્યાર્થીઓ ગ

તેટલા ઉત્સાહી હોય, તેમની સંખ્યા ગમે તેટલી મોટી હોય તો પણ સમસ્ત પ્રજાની મદદ વગર સરકાર આગળ કશુંયે ચાલવાનું નથી એમ તેઓ સમજવા લાગ્યા. અને તેથી તે મદદ મેળવવા માટે આખા દેશમાં મજબૂત ચળવળ કરવાને પગલાં લેવા માંડયાં.

'ઇંટીગલ્સ'-શરૂઆતમાં આ ચળવળ કેવી રીતે ચલાવવી તે વિષે મતભેદ હતો. બાકુનીનના અનુયાયીઓની એવી માન્યતા હતી કે જો પ્રજા એક વખત સમજે કે તે સરકારના જૂલમની ભોગ થઇ પડી છે તો તેની લાગણી સ્હેલાઇથી ઉશ્કેરી શકાય, અને પછી તો માત્ર પ્રજાની મદદથી બળવો ઉઠાવી, સરકારને તોડી પાડવાનુંજ રહે. પરંતુ લાવરોવ તથા બીજા ઘણાઓને આ વાત પસંદ નહોતી. અજ્ઞાન પ્રજાને ઉશ્કેરી બળવો ઉઠાવવાથી કાંઇ પણ સારૂં પરિણામ આવવાનું નથી એમ તેઓ માનતા હતા. અને તેથી પ્રથમ પ્રજાને તેની સ્થિતિનું ભાન કરાવી, તેને તેના હક્કો સમજાવી, એ સ્થિતિ સુધારવા માટે—એ હક્કો મેળવવા માટે—પ્રજામત કેળવવાનું તેઓ વધારે અગત્યનું ગણતા. આ બેમાંથી રાજ્યક્રાંતિકારોનો મોટો ભાગ લાવરોવનાં મતનો જ હતો, અને તેથી તેના વિચાર પ્રમાણે દેશમાં સર્વત્ર રાજકીય ચળવળનું કામ શરૂ થઇ ગયું. સેંટપીટર્સબર્ગ, મોસ્કો, અને બીજાં મોટાં શહેરોમાં વિદ્યાર્થીઓનાં મંડળો આ ચળવળના મથકરૂપ થઇ પડયાં, અને સેંકડો વિદ્યાર્થીઓ—સ્ત્રીઓ અને પુરૂષો—પ્રજાને સ્વતંત્રતાના પાઠ પઢાવવા—તેમના હક્કો સમજાવવા નિકળી પડયા. લોકોના મન ઉપર અસર થાય તે માટે તેમની સાથે ભળી જવા તેઓ ગામડાંમાં મહેતાજીઓ, વૈદ્યો, અને દાઇઓનો ધંધો લઇ ઘર માંડી રહેવા લાગ્યા અને શહેરોના મજૂર વર્ગમાં પગપેસારો કરવા માટે પોતે જ કારખાનામાં મજૂર તરીકે જોડાવા લાગ્યા. કારખાનામાં હલકી નોકરી મેળવવા તથા પોતાનો હેતુ બહાર જણાઇ ન જાય તે માટે તેઓ ખોટા પરવાના પણ લેતા અને ગામડાંમાં પણ તેઓ નવાં નામો ધારણ કરી વસતા. આ રીતે ટુંક વખતમાં રાજ્યક્રાંતિને માટેની પ્રથમ તૈયારી કરવાના હેતુથી દેશમાં સર્વત્ર ચળવળ કરવાનો ધંધો લઇ બેઠેલા સેંકડો વિદ્યાર્થીઓનું એક જંગી મંડળ ઉભું થઇ ગયું, અને તેમાં જોડાએલા સર્વ ઇંટીગલ્સના નામથી ઓળખવા લાગ્યા. લોકોની સાથે નિકટ સંબંધમાં આવી નવીન વિચારો ફેલાવવાની આ જંગી હીલચાલ ટુંક વખતમાં નવી પ્રજામાં અત્યંત પ્રિય થઇ પડી અને સેંકડો તરૂણ સ્ત્રીપુરૂષો, એ કાર્યમાં જોડાવા લાગ્યાં. પરંતુ એ હીલચાલને વધુ જોર તો અણધારી રીતે સરકાર તરફથી જ મળ્યું. ૧૮૭૩ માં સરકારે બાકુનીન વગેરેની ઝેરી અસરમાંથી બચાવી લેવાના હેતુથી પરદેશ ગયલા વિદ્યાર્થીઓને પાછા ફરવાનો હુકમ કર્યો, અને તેઓ સઘળા આવતાંને વાર આ ચળવળમાં જ પડયા.

રશિયન પ્રજાની આ ચળવળ ઘણે અંશે શાંત પ્રકારની હોઇ એના હેતુ તથા કાર્યપદ્ધતિમાંથી આપણે પણ કાંઇક શીખવાનું છે, અને તેથી તે સંબંધી થોડીક વિગત અત્રે અસ્થાને નહીં ગણાય. એ વિગત ૧૮૭૫ માં એ હીલચાલ સંબંધી કૉર્ટમાં ચાલેલી એક તપાસમાં બહાર આવી હતી. એક કારખાનામાં મજૂર તરીકે રહેલા કેટલાક વિદ્યાર્થીઓ રાજ્યક્રાંતિ સંબંધી સાહિત્ય જે મજૂરોમાં વહેંચતા હતા, તેમાંથી એકે તે સંબંધી પોલીસને ખબર આપી. પરિણામે તપાસ થતાં માલમ પડયું કે એ

વિદ્યાર્થીઓ એક મોટા છુપા મંડળના સભાસદો હતા, અને મંડળનું મુખ્ય મથક મૉસ્કોમાં અને તેની શાખાઓ આઇવેનોવો, તુલા, અને કીફ઼માં હતી. એ મંડળના સભાસદોની સંખ્યા કેટલી હતી તે કહી શકાય એમ નથી, કારણ કે તેમાંનો ઘણો મોટો ભાગ પોલીસની નજર બહાર હતો, પરંતુ જે માણસોને પકડવામાં આવ્યાં હતાં, તેમાંથી ૪૭ ને શિક્ષા થઇ. આમાંથી ૧૧ ઉમરાવ વર્ગના હતા, ૭ પાદરીઓના પુત્રો હતા અને બાકીના સાધારણ સ્થિતિના હતા. આમાં પંદર તો સ્ત્રીઓ હતી અને તેમાંની બે તો એવી સુંદર હતી કે તેઓ રાજ્યક્રાંતિમાં ભાગ લે એવું તો તેમને જોઇને કોઇ પણ કહે જ નહિ.

આ મંડળના મુખ્ય સિદ્ધાંતો પ્રમાણે મંડળના બધા સભાસદો એકસરખા જ ગણાતા. તેમની વચ્ચે કોઇ પણ પ્રકારનો ભેદ રાખવામાં આવતો નહિ, અને મંડળના કાર્યને માટે તેમના ઉપર પરસ્પર સંપૂર્ણ જવાબદારી બતલાવવાની તથા એક બીજા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવાની ફરજ નાંખવામાં આવી હતી. મંડળમાં દાખલ થવાની સરતો નીચે મુજબ હતી:

(૧) ઉમેદવારે રાજ્યક્રાંતિને માટેની પ્રવૃત્તિને જ પોતાની જીંદગી સપુરત કરી દેવી જોઇએ.

(૨) દેશહિતની આ ચળવળ માટે સંસારના સર્વ બંધનો તજી દેવાં જોઇએ.

(૩) તેનામાં મોટા ભોગો આપવાની તથા અનેક વાત છાની રાખવાની શક્તિ હોવી જોઇએ.

(૪) જરૂર પડે ત્યારે કારખાનામાં હલકા મજૂર તરીકે કે ગામડાંમાં ખેડુત તરિકે રહેવાને હા પાડવી જોઇએ.

એ મંડળનો હેતુ જૂનું રાજ્યતંત્ર તથા સામાજિક બંધારણ તોડી પાડી તેને બદલે દોલત કે જન્મજાતના ભેદ વગરની નવી સમાજ ઉભી કરવાનો હતો. અને તે હેતુની સિદ્ધિને માટે બે પ્રકારના સાધનો યોજવામાં આવ્યાં હતાં:—(૧) ચળવળ (પ્રોપેગેંડા) અને (૨) ઉશ્કેરણી (એજીટેશન). ચળવળનો હેતુ પ્રજાને તેની સ્થિતિ, તેના હક્કોનું ભાન કરાવી, રાજ્યક્રાંતિની જરૂર, તેનું સાચું સ્વરૂપ સમજાવવાનો હતો જ્યારે ઉશ્કેરણીનો હેતુ વ્યક્તિ કે પ્રજામંડળોને ગેરકાયદેસર ગણાતા કાર્યો કરવાને ઉશ્કેરવાનો હતો. ચળવળને માટે સંજોગોને અનુકૂળ ઉપાયો યોજવાની સભાસદોને છૂટ આપવામાં આવી હતી. પરંતુ બીનઅનુભવીઓને, લોકો સાથે વાતો કરી, તેમને ચોપાનીઆંઓ કે બીજું સાહિત્ય આપી, તેમનામાં અસંતોષ ઉત્પન્ન કરવાને, નવાં મંડળો સ્થાપવાને, તથા લાયબ્રેરી કે બીજી પ્રવૃત્તિઓ માટે પૈસા એકઠા કરવાને કહેવામાં આવતું. ઉશ્કેરણીનું કાર્ય તે માટે ખાસ તૈયાર કરેલા માણસોની ટુકડીઓ મારફતેજ થતું. એ ટુકડીઓ હરેક રીતે સરકાર કે અમીર ઉમરાવોને ભય પમાડવાને, અધિકારીઓનું બીજી પ્રવૃત્તિઓ પરથી પોતાના તરફ ધ્યાન ખેંચી લેવાને માટે, લોકોમાં જુસ્સો ઉત્પન્ન કરી રાજ્યક્રાંતિ માટે તેમને તૈયાર કરવાને, તથા રાજદ્વારી ગુન્હેગારોને

છોડવવા પ્રયત્ન કરતી. અને જો કોઈ ઠેકાણે લોકો બળવો ઉઠાવે તો તેમને મદદ કરવા તથા તે બળવાને સોશિયલીસ્ટ ચળવળનું રૂપ આપવા ચુકતી નહિં.

એ મંડળ તરફથી બહાર પાડવામાં આવેલા સાહિત્યના નમૂના તરીકે એક જાણીતા ચોપાનીઆંનો સાર નીચે આપવામાં આવ્યો છે. એ ચોપાનીઆનું નામ 'કપટી યંત્ર' રાખવામાં આવ્યું છે અને આ ચોપાનીઆઓમાં આપવામાં આવતાં વિચારોને તે સારો ખ્યાલ આપે છે.

શરૂઆતમાં બે ખેડુતો સ્ટીવન અને આંદ્રે એક દારૂની દુકાનમાં મળે છે, અને સાથે બેસીને દારૂ પીએ છે. સ્ટીવન ભણેલો હોંશિયાર અને મુસાફરીમાં અનેક માણસોના સમાગમમાં આવી પાવરધો થયેલો છે. તે મજૂરોની સાથે અત્યંત ભલમનસાઈથી વર્તે છે; પરંતુ મેનેજર કે કારભારીઓ સાથે દમથીજ વાતો કરે છે. તેનો સૌથી મોટો ગુણ તો એ છે કે જાતે ભણેલો હોઇ બીજાને સમજાવવાને હર હંમેશ તયાર હોય છે. અભણ આંદ્રે સ્ટીવનને દારૂ પીવા બોલાવે છે, પરંતુ તે જવાબ આપે છે કે ઝાર, અમીર ઉમરાવ અને વેપારીને લીધે તે દારૂ પી શકતો નથી. આ વાત આંદ્રેને સમજાતી નથી. એટલે સ્ટીવન સમજાવે છે કે જો ઝાર, અમીર ઉમરાવ કે વેપારીઓ ન હોય તો એક ગ્લાસને માટે આપવા પડતા પૈસામાંથી તો પાંચ ગ્લાસ જેટલો દારૂ મળે. આ ઉપરથી સ્વાભાવિક રીતે વાત વધે છે અને સ્ટીવન એક ન્હાનકડું ભાષણ આપે છે. તે કહે છે કે:—

"સરકારને મળતો કર મોટે ભાગે સામાન્ય લોકો જ આપે છે, અને દેશનું કામ પણ બધું તેઓ જ કરે છે. તેઓ જ ખેતરો ખેડે છે, ઘર બાંધે છે, દેવલો બાંધે છે, મીલો અને કારખાનાઓમાં કામ કરે છે, અને બદલામાં તેમને વ્યવસ્થાપૂર્વક લૂંટવામાં અને મારવામાં આવે છે. અને તેમની પાસેથી લેવામાં આવતા પૈસાનું શું થાય છે? પ્રથમ તો તેમાંથી લગભગ અડધા પ્રાંતના ખાવાના ખરચ જેટલા ૯૦ લાખ રૂબલ તો શહેનશાહ પોતે જ લઇ લે છે. અને તે પોતાના મોજશોખ માટે વાપરે છે. પણ તે માત્ર પૈસા લઇને જ અટકતો નથી. તેણે તો દેશને માથે મોટું દેવું હોરી આપણાં બાળબચ્ચાંઓને પણ વેચી દીધાં છે. વળી તે આપણા છોકરાંઓને પણ લઇ જાય છે, તેમને સીપાઇ બનાવે છે, બરાકમાં રાખે છે, અને તેમના દીલ એવાં તો પથ્થર જેવાં કરી નાંખે છે કે વખત પડે તેઓ આપણને મારવાને માટે પણ ના નહિં પાડે. અમીર ઉમરાવ અને વેપારીઓ પણ ગરીબ ખેડુતોને લૂંટે છે. ટુંકમાં ઝાર, અમીરો, અને વેપારીઓએ એવું યંત્ર શોધી કાઢયું છે કે જેથી ખેડુતની પાસેથી તેમના મોજ-શોખના પૈસા કઢાવી શકાય.

છતાં લોકો એક દિવસ જાગશે અને એ યંત્રના ટુકડે ટુકડા કરી નાંખશે અને જ્યારે તે દિવસ આવે ત્યારે તેના દરેક ભાગના ટુકડા થવા જોઈએ, અને તેમ નહિં થાય તો એક ભાગમાંથી પાછું આખું યંત્ર ઉભું થઇ જશે. આમાં બળ તો બધું ખેડુતોની બાજુ પરજ છે, પણ તે કેમ વાપરવું તે તેમને આવડતું નથી. કાળે કરીને આવડશે, અને આવડશે ત્યારે આ યંત્રના ચુરેચુરા થઇ જશે. બધાં દુઃખોનો ઉપાય એક ભ્રાતૃ-

ભાવ છે. આપણે લોકોએ તો મારૂં તારૂં કર્યા વગર ભાઇઓની માફક રહેવું જોઈએ. જ્યારે આવો ભ્રાતૃભાવ ઉત્પન્ન થશે ત્યારે દોલત કે ચોર બેમાંનું એક પણ રહેશે નહિં."

આ ચળવળને મળેલી ફત્તેહ કામ કરનારાઓની સંખ્યા કે ઉત્સાહના પ્રમાણમાં કોઇ પણ રીતે સંતોષકારક લેખી શકાય નહિં અને તેનાં કારણ પ્રજાનું અજ્ઞાન તથા ઉદાસીનતા અને પોલીસ ખાતાંની સખ્તાઇજ હતાં. આમાંથી પોલીસના જાપ્તાને લીધે તેમને વધારે ખમવું પડ્યું હતું. ૧૮૭૩ ના અંતમાં આ ચળવળના સેંટપીટર્સબર્ગના મથક ઉપર પોલીસે દરોડો પાડ્યો અને તેના ઘણાએક માણસોને પકડ્યા અને ત્યાર પછીના વરસના બે મહીનામાં સારાટોવ પ્રાંતમાં લગભગ ૮૦૦ માણસો પકડ્યાં, અને તેમાં લગભગ ૧૫૦ તો સ્ત્રીઓજ હતી. બીજાં પ્રાંતોમાં પણ એમજ બન્યું અને વરસની આખરે તો રાજકીય ચળવળ કરનારાઓની મોટી સંખ્યા જેલમાં ગઇ અને ચળવળને માટે મથકો જેવું કાંઇ રહ્યુંજ નહિ. ધીમે ધીમે આ ચળવળ કરનારાઓમાંના અત્યંત આશાવાદીઓને પણ સમજાવા લાગ્યું કે પોલીસની આવી સખ્તાઇ સામે શાંતિમય ચળવળ તો અશક્યજ હતી, અને તે માટેના પ્રયત્નો નિષ્ફળ નીવડી તેથી ઉત્સાહી દેશભક્તોના વ્યર્થ ભોગ અપાતા હતો. અપૂર્ણ.

શંકરલાલ જી. બેંકર.

---

# કાર્લ માર્કસ—અર્વાચીન ઋષિ.

ગરીબોને ઉપદેશ આપવામાં આવ્યો છે

—સેઈન્ટ મેથ્યુ.

---

જેને અર્વાચીન સમયમાં યૂરોપના હજારો મનુષ્યો પૂજે છે, એવા એક સાધુ પુરૂષની કથા આ લેખમાં આલેખવાની ધારણા છે. એ મહાત્માના જીવનથી આપણને જણાશે કે ધાર્મિક મંત્રો ઉચ્ચારવામાં અને ભકિતનાં ગીત ગાવામાં જ સાધુતા સમાયેલી નથી, અને ઉગ્રમાં ઉગ્ર તપ વનની બહાર તડકાની અંદર ઉભા રહ્યા વિના અથવા અગ્નિની ધુણીમાં રહ્યા સિવાય પણ તપી શકાય છે. તેથી જો આપણે માનવ સુખદુ:ખના અતિશય અગત્યના પ્રશ્નો સમજી શકીશું, અને તે સંબંધી વિચાર કરતા થઇશું તો આપણને સમજાશે કે રાષ્ટ્રની માનસિક, શારીરિક, નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિના પ્રશ્નોના નિરાકરણને માટે ફક્ત રામાનુજ, શંકરાચાર્ય, અને કણાદનાં પુસ્તકોનું વાંચન બસ નથી, પરન્તુ આપણે યૂરોપના સમર્થ વિચારકોનાં પુસ્તકોનું અધ્યયન કરવું જોઇએ. અર્વાચીન સંસ્કૃતિની ઇમારત પ્રવૃત્તિશીલ મનુષ્યોના નાયકોના અથાગ શ્રમનું પરિણામ છે, અને માર્કસ એવા સમર્થ ચિન્તકો અને કાર્યશીલ પુરૂષોમાંનો એક હતો. ત્હેનું નામ આખા યૂરોપમાં ઘરગથ્થુ થઇ પડ્યું છે. માર્કસના જીવનને સારી રીતે

સમજવા માટે આપણે વિચારશીલ સ્થિતિમાં મૂકાવું જોઇશે. તેથી કરીને આપણી પોતાની દૃષ્ટિએ દેખાય એવી રીતે વિશ્વને જોઇ શકીશું. આપણામાંથી દરેક અમુક દૃષ્ટિકોણથી વિશ્વને જુએ છે. ઉપદેશકને જગત્ પાપીઓથી ભરપૂર જણાશે, મોચીને સુધારવા લાયક પગરખાં જ જણાશે, અને રાજાને સર્વ સ્થળે પ્રજા જ નજરે પડશે. માર્કસે જગત્‌ને પોતાના દૃષ્ટિબિન્દુથી જોયું, અને ત્હેના જીવનને તથા કાર્યને સ્હમજી શકીએ તે પહેલાં તે દૃષ્ટિબિન્દુ સ્હમજવું જોઇએ.

કાર્લ માર્કસે પોતાનું સમગ્ર જીવન દારિદ્રયના પ્રશ્નના નિરાકરણમાં જ હોમ્યું. દરિદ્રતા સારી દુનિયાનું મ્હોટામાં મ્હોટું દુઃખ છે. તે માનવ જાતિને શિરે એક પાપ છે. તે નૈતિક ઉન્નતિને અટકાવે છે અને માનસિક શકિતનો નાશ કરે છે. ગુલામગીરી અને રોગનું તે મૂળ છે. છેક પ્રાચીનકાળથી તે સંસ્કૃતિ અને ઉન્નતિનો પ્રબળ શત્રુ છે. દરિદ્રતાનાં ઘણાં કારણ હોય છે. ગ્રીન્લેંડ અને સાઈબિરીઆની પેઠે તે ભુગોળ વિષયક પરિસ્થિતિને કારણે ઉદ્‌ભવી હોય, ચીનની માફક વસ્તીના હદ ઉપરાંત વધારાથી પણ ઉદ્‌ભવે, કેટલીક વાર હિન્દુસ્થાન અને મેકિસ્કોની પેઠે લોકોના અજ્ઞાનને લીધે પણ હોય છે. દક્ષિણ અમેરિકાના કેટલાંક પ્રજાસત્તાક રાજ્યોમાં હોય છે ત્હેવી અરાજકતા અને ભયંકર સામાજિક અશાન્તિનું પરિણામ પણ તે હોય. મધ્યકાળના ફ્રાન્સ અને એશિયાના કેટલાક પ્રદેશોની પેઠે તે રાજકીય પરિસ્થિતિનું અનિવાર્ય પરિણામ પણ હોય, અથવા અર્વાચીન યૂરોપની પેઠે દ્રવ્યના ઉત્પન્ન અને ત્હેની વહેંચણીની અસમાનતાને લીધે પણ હોય.

દારિદ્રયનાં આ કારણો પરસ્પર તદ્દન ભિન્ન હોતાં નથી. એક જ દેશના લોકોને એક બાજુથી તીડ અને દુષ્કાળ પજવતાં હોય, શાહુકારોના ભારે વ્યાજથી ચૂસાવવું પડતું હોય અને પરદેશી લુટારૂઓથી પીડાવું પડતું હોય; પરન્તુ શાસ્ત્રીય અભ્યાસમાં દરેકે દરેક કારણનાં સર્વાંશે પૃથક્કરણની આવશ્યકતા છે.

કાર્લ માર્કસે આ સર્વ કારણોનો અભ્યાસ કરવાનું કાર્ય સ્વીકાર્યું ન હોતું. ત્હેને મન તો એક જ પ્રશ્ન હતો કે અર્વાચીન યૂરોપમાં હજારો સ્ત્રીપુરૂષો ભૂખમરાનું કષ્ટ કેમ વેઠતાં હશે. અને ત્હેણે જે દેશોમાં મ્હોટાં મ્હોટાં કારખાનાં સ્થપાયાં હતાં તે દેશોનાં લોકો તરફ જ પોતાનું સમગ્ર ધ્યાન રોકયું.

દારિદ્રયનો પ્રશ્ન સૃષ્ટિના આરંભ કાળથી જ ઉપસ્થિત થયેલો છે. ડાર્વિન આપણને શીખવે છે કે સૃષ્ટિમાં પેદા થતા દરેક જીવને માટે પોષણ પુરૂં પાડતી નથી. આપણા વિજ્ઞાનશાસ્ત્રીઓ આ પ્રમાણે આપણને શીખવે છે કે જગતનું પોષણ પૂરૂં પાડવાની પદ્ધતિ દુઃખદાયક રીતે અપૂર્ણ છે. પશુઓ ભયંકર દુષ્કાળ અને તેથી પરિણમતા આન્તર વિગ્રહમાં જ જીવન ગાળે છે.

માણસ પણ ઇતિહાસના આરંભના યુગથી એવી જ સ્થિતિમાં રહે છે. તે સમયે શિકાર એકલો જ ખોરાક મેળવવાનું સાધન હતું, અને જેમ તે અન્યનો

ભોગ લેતો તેમ તે પોતે પણ હિંસક પ્રાણીનો ભોગ થઇ પડતો. પરન્તુ ગોવાળનું જીવન શરૂ થતાં વસ્તુસ્થિતિ બદલાઇ; અને જ્યારે કૃષિનો તાવીજ હાથ લાગ્યો, અને એક મૂઠીમાંથી ઘણું અન્ન પકવતાં આવડયું, ત્યાર પછી તો દારિદ્રય ભૂતકાળની વસ્તુ થઇ પડી. સર્વસ્થાને લીલાલહેર થઇ.

પરન્તુ નસીબદેવી ત્હેની આશા તરફ હસતી હતી, કારણ કે કૃષિના જાદુથી અઢળક ધાન્ય પકવવા છતાં પણ કેટલાંક મનુષ્યો અતિશય દારિદ્રાવસ્થામાં પડી રહેવા લાગ્યાં. ગ્રીસ, રોમ, ચીન, ઇરાન અને બીજી પ્રાચીન પ્રજાઓ એ ભયંકર દેખાવ જોયા છતાં શાન્ત બેસી રહી; હિન્દુસ્થાનના તત્ત્વચિન્તકોએ એ પ્રશ્ન તરફ લક્ષ આપવાનું યોગ્ય ધાર્યું નહિ. તેઓ ખેડુતોના પકવેલા ધાન્યથી પોતાનું પોષણ કરતા, પરન્તુ ત્હેમને ધનધાન્ય જેવી સ્થૂળ વસ્તુના પર આસક્તિ રાખવાને માટે ઠપકો આપતા. ત્હેમને એમ માહિતી નહોતી કે સવ તત્ત્વજ્ઞાનનો આધાર ખાતર પર હતો. પરંતુ જે તત્ત્વજ્ઞાન અર્થશાસ્ત્રના ચિન્તનને સ્વીકારતું નથી, તે પાયા વિનાના ઉંચા ટાવર સમાન છે. કારણ કે માણસ મોક્ષ, નિર્વાણ, વૈકુંઠ વગેરે પ્રાપ્ત કરી શકે તે પહેલાં ત્હેણે આ વિશ્વમાં જન્મવું જોઇએ, અને ખોરાકથી પોષાઇ વયે પહોંચવું જોઇએ. અર્વાચીન યુરોપે આ સત્ય સ્વીકાર્યું છે, અને માનવ ઇતિહાસમાં અર્થશાસ્ત્રની અગત્ય દર્શાવી કાર્લ માર્કસે સમગ્ર વિશ્વને પોતાનું ઋણી બનાવ્યું છે.

જેવી રીતે કૃષિની શોધ પછી પણ મનુષ્યો ભૂખમરાના પંઝામાંથી છૂટાં થઇ ન શકયાં, ત્હેવી રીતે આ યન્ત્રશાસ્ત્રના યુગમાં પણ કે જ્યારે માણસે સર્વ કુદરતી શક્તિઓને ગુલામ બનાવી પોતાની ઉત્પાદક શક્તિને હજારો ગણી વધારી દીધી છે, ત્યારે પણ તેના નસીબમાંથી ભૂખમરાનું દુઃખ દૂર કરી શકાયું નથી. જગત્ સમૃદ્ધિવાન થવા છતાં પણ ગરીબાઇ કેમ વાસો કરી રહી છે? અર્વાચીન યુરપનો આ પ્રશ્ન ઉકેલવો એ માર્કસના જીવનનું કાર્ય હતું. કારણ કે સ્વપ્ને પણ પહેલાં કોઇએ નહિ ધાર્યું હોય ત્હેના કરતાં કૃષિ અને અન્ય ઉદ્યોગનું ઉત્પન્ન હજારોગણું વધારી દીધાથી દારિદ્રયને વસવાનો બીલકુલ હક્ક નથી. પરન્તુ માર્કસના સમયમાં લોકો દારિદ્રયના સાગરમાં ડૂબેલા હતા, અને તે જ વસ્તુસ્થિતિ અત્યારે પણ હયાત છે. કારણ કે માર્કસને થઇ ગયાંને બહુ સમય થયો નથી. ત્હેનો જન્મ ૧૮૧૮ માં થયો હતો અને મૃત્યુ ૧૮૮૩ માં થયું હતું.

હિન્દના શિક્ષિત વર્ગને યૂરોપના જનસમૂહની ભયંકર દારિદ્રાવસ્થાની માહિતી નહિ હોય. દિલ્હીના મોગલ બાદશાહોએ પોતાની સત્તાથી ગર્વિત થઈ પોતાના મહેલ પર નીચે અદ્‌ભુત વાકય કોતરાવ્યું. "જો પૃથ્વી પર કોઇ પણ સ્થળે સ્વર્ગ હોય, તો તે અહિં છે, અહિં છે, અહિં છે." પારિસ અને ન્યૂયૉર્કના ગરીબ લત્તાઓમાં ફરતાં સહજ ફેરફારવાળું આ જ વાકય યાદ આવ્યા વિના રહે નહિ. "જો પૃથ્વી પર કોઈ પણ સ્થળે નર્ક હોય તો તે અહિં છે, અહિં છે, અહિં છે." અમેરિકામાં એક વરકૃ

એંડ્રુ કાર્નેગી જેવા કરોડાધિપતિઓ કરોડો રૂપિયા ધર્માદામાં વાપરી શકે છે, ત્યારે એક વાર ન્યૂયૉર્કમાં ભટકતા લુચ્ચાઓને પકડવામાં આવ્યા હતા, ત્હેમાંથી ૪૪ જણ પાસે ફક્ત કુલે રૂ. ૫)ની જ બધી મિલ્કત હતી. ઈંગ્લંડ દુનિયામાં સર્વથી વધારેમાં વધારે સમૃદ્ધિશાલી દેશ હોવા છતાં, પણ ત્યાંની પ્રજાના ત્રીજા ભાગને બારે માસ ભૂખમરામાં રહેવું પડે છે. ઈંગ્લંડની આયાત નિકાશ દર વર્ષે કુદકે ને ભુસકે વધતી જાય છે, છતાં કેટલાએ માણસો શિયાળાની અંદર ખોરાકના અભાવે પોતાનાં બાળકોને મારી નાંખે છે, અને આત્મહત્યા પણ કરે છે. ઈંગ્લાંડના વિશાલ સામ્રાજ્યમાં સૂર્ય આથમતો નથી, ત્હેવી રીતે ત્હેના ગરીબ વતનીઓના નિવાસોમાં ક્ષુધાની જ્વાલા પણ સમતી નથી. આ બધા પ્રશ્નો કાર્લની દૃષ્ટિ સમક્ષ અહોરાત્ર તરવરતા, અને ત્હેણે યુરોપના મજુર વર્ગની ભયંકર દારિદ્રાવસ્થા દૂર કરવાના પ્રયત્નો ખાતે પોતાનું જીવન અને ઝળહળતું ભાવિ સર્વ સમર્પ્યાં.

પરંતુ આ મહા પ્રશ્નનું આ એક જ દૃષ્ટિબિન્દુ છે. આપણે વિચાર કરવો જોઇએ કે આખો દિવસ કામ કર્યા છતાં મજૂરને છ સાત આના જ કેમ મળે છે, જ્યારે કોઇ મીલનો એકાદ શેર ધરાવનાર એક સ્થળે બેસી રહ્યા છતાં હજારો રૂપિયા દર વર્ષે કેમ મેળવે છે? સમગ્ર વિશ્વને પોષનાર ખેડુત પોતાનું જ પોષણ કેમ કરી શકતો નથી? ગામડાંનો નાણાવટી દુકાનમાં પગ પર પગ ચઢાવી આખો દિવસ દુકાનમાં જ બેસી અને પ્રસંગોપાત ચોપડામાં જ લખવાની મહેનત કરીને અલમસ્ત બને છે, જ્યારે તાપ, ટાઢ અને વૃષ્ટિમાં આખો દિવસ મજૂરી કર્યા છતાં ત્હેને કેમ ભૂખ્યા સૂઈ રહેવું પડતું હશે, અને દેવામાંથી કેમ તે કદી મુક્ત થતો નહિ હોય? દરિયામાં ડુબકી મારી જીવને જોખમે મોતી બહાર કાઢનાર મજૂર એ મોતી કદી ધારણ કરી શકતો નથી, પરન્તુ સદાકાળ ઝુપડામાં જ પડયો રહે છે, જ્યારે એજ મોતીને મુંબાઇ અથવા કલકત્તાના બજારમાં વેચનાર વ્યાપારી ભવ્ય અને સુશોભિત બંગલામાં નિવાસ કરે છે, એ વિચિત્રતા કેમ જોવામાં આવે છે? ઈંગ્લંડ અથવા હિન્દની કોલસાની ખાણમાંથી કોલસા બહાર લાવનાર મજુરો આખી જીંદગી ગંદા, કંગાળ અને દુ:ખી રહે છે, જ્યારે એ કમ્પનીના ભાગીદારોએ જાતે કદી પણ ખાણ જોઇ હોતી નથી, છતાં વર્ષ પ્રતિવર્ષ સમૃદ્ધિશાલી થતા જાય છે, એટલે સુધી કે લક્ષાધિપતિમાંથી કોટયાધિપતિ બને છે, એનું કારણ શું હશે? સખતમાં સખત અને ભયંકરમાં ભયંકર જગાઓમાં કામ કરનારને ઓછામાં ઓછી મજુરી કેમ મળતી હશે? આ વિચિત્ર પ્રશ્નો ગમે તે રીતે ઉકેલવા જોઇએ.

પ્રાચીન કાળમાં આ ભૂલભૂલામણીમાંથી માર્ગ શોધી શકાયો નહિ, તેથી મહાત્માઓએ ધનવાનોને ઉદાર થવાનો અને ગરીબોને ધૈર્ય ધારણ કરવાનો ઉપદેશ આપ્યો, અને ગરીબોને તો દુ:ખના બદલામાં સ્વર્ગ મળશે એવી આશાથી શાન્તવન આપ્યું, સાથે સાથે તત્ત્વજ્ઞાનીઓ જગતનો તિરસ્કાર દર્શાવે એવો ઉગ્ર વિરાગ તથા આત્મકષ્ટ ઉપદેશ્યાં. લક્ષ્મી ચંચળ છે; તે સરખી રીતે વહેંચી શકાય નહિ; રાજાઓના લોભમાંથી અને ચોરોની યુક્તિમાંથી ત્હેને જાળવી શકાય તેમ નથી. તેથી કરીને ત્હેમણે

ત્હેનો નાશ કરવાનું ઉગ્ર વ્રત આદર્યું. પરંતુ તેઓ પોતાના સિદ્ધાન્તોને સર્વાંશે આચારમાં મૂકી શક્યા નહિ, કારણ કે તેમ થતાં તો પ્રાણી માત્રનો નાશ જ નક્કી થાત. તેઓએ સર્વ આર્થિક પ્રવૃત્તિનો નિષેધ કર્યો, છતાં બીજાની આર્થિક પ્રવૃત્તિઓના ઉત્પન્નથી પોતાનો નિર્વાહ કર્યો. ત્હેમણે સંસારની પ્રવૃત્તિઓમાંથી અશક્ય અને મૂર્ખ નિવૃત્તિને મહાન વિજય કહ્યો. ફક્ત ચોખાના થોડા દાણા પર જ નિર્વાહ ચલાવનાર જોગીને પ્રાણ ધારણ કરવા અને ડાંગેર પકવનારાં ખેડુતોની અવગણના કરવા થોડા પણ અનાજની જરૂર હતી જ. આ પ્રમાણે પ્રાચીન દુનિયાએ રોગ દૂર કરવાને મૂર્ખ ઉપાયો સૂચવ્યા. કેટલાકે એ રોગનું કારણ પૂર્વ જન્મનાં કર્મો ગણ્યાં. પરંતુ અર્વાચીન દુનિયા એ વિચિત્રતાનો વધારે મજબૂત ઉપાય શોધે છે. કોઇ પણ સાધુ પુરૂષ તત્ત્વજ્ઞાની ભાવનાઓ અથવા દેવી પ્રાસાદપર નિર્વાહ ચલાવી શકે નહિ. કોઇ પણ મહાત્માને ઓછું ખાવાનું મળવાથી દુર્બળતા પ્રાપ્ત થતાં તે પ્લેગ, ક્ષય કે એવા મહામારીના રોગમાંથી બચી શકે નહિ. શરીરની કુદરતી આવશ્યકતાઓ મહાત્મા તેમજ પાપીને સરખું દુ:ખ દે છે, અને વેદાન્તી પણ ચોવીસ કલાકમાં થોડોક ખોરાક તથા થોડુંક પાણી લીધા સિવાય જીવી શકે નહિ. અરે, શરમ છે અમને કે અમારે મુક્તિ અને ખોરાકને જોડવાં પડે છે. પરંતુ સત્ય તે સત્ય જ છે, અને હજુ સુધી એવો કોઇ મહાત્મા જોવામાં આવ્યો નથી કે જે કેવળ હવા, ન્યાય અને જાતની વસ્તુઓ પર જીવી શક્યો હોય. અર્વાચીન જગતે એ ક્રૂર રાક્ષસ સાથે બાથ ભીડવા કેવી રીતે કેડ બાંધી છે; તે જાણવા માટે કાર્લ માર્કસના જીવનનો અને ત્હેના વિચારોનો આપણે ખ્યાલ કરવો જોઇએ.

કાર્લ માર્કસ ૧૮૧૮ ના પાંચમી મે ના દિવસે જર્મનીના ટ્રીવ્ઝ શહેરમાં જન્મ્યો હતો. ત્હેનો પિતા પ્રખ્યાત વકીલ હતો, અને ત્હેણે યાહુદી ધર્મનો ત્યાગ કરી ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો હતો. ત્હેના સર્વ પુત્રોમાં કાર્લ સર્વથી વધારે હોંશિયાર હતો, અને ત્હેના તરફથી પિતાએ ઘણી સારી આશાઓ રાખી હતી. કાર્લને બર્લિન અને બોનનાં વિશ્વવિદ્યાલયોમાં તત્ત્વજ્ઞાન અને ધારાશાસ્ત્રનો અભ્યાસ કરવા મોકલવામાં આવ્યો હતો કે જેથી તે કોઇ પણ પ્રકારના શિષ્ટ ગણાતા ધંધામાં (Profession) પડે. આ અદ્દભુત છોકરો તો કાવ્યો રચવામાં અને નવલકથાઓની યોજના કરવામાં જ મશગુલ રહેતો, પરન્તુ ત્હેને જલદીથી માલુમ પડ્યું કે કવિ બનવાને તે સર્જાયો નહોતો. ત્હેણે વિવેચકની દૃષ્ટિથી તત્ત્વજ્ઞાનનું અધ્યયન શરૂ કર્યું, પરન્તુ પાછળથી નરી ભાવનાઓનો ત્હેણે ત્યાગ કર્યો. ત્હેને માનસિક અને આધ્યાત્મિક મન્થનાવસ્થામાંથી પસાર થવું પડ્યું હતું. એવા મન્થન પછી જ ઘણા મહા પુરૂષોએ પોતાના સ્વભાવાનુસાર શાન્ત જીવન પ્રાપ્ત કર્યું છે. પરન્તુ ત્હેના વિચારોથી ત્હેના પિતાને ઘણું દુ:ખ થતું, અને તે વૃદ્ધ પિતાને પોતાના તત્ત્વચિન્તનમાં મશગુલ રહેનાર પુત્રને સાંસારિક સુખ તથા મ્હોટાઇ તરફ દુર્લક્ષ કરવા માટે વારંવાર ઠપકાના પત્રો લખવા પડતા, સંસારવ્યવહારમાં સફળતા પ્રાપ્ત કરનાર પિતા પોતાના પુત્રને પણ તે જ સ્થિતિમાં જોવા ઇચ્છતો હતો. પરન્તુ કાર્લ કોઇ ઉચ્ચતર કાર્યને માટે જ સર્જાયો હતો. દ્રવ્યની અગત્ય સમજાવવા લખેલો નીચેનો ઉપદેશ વાંચતાં આપણાં રોમાંચ ખડાં થાય છે:

"તદ્દન ગેરવ્યવસ્થા, વિજ્ઞાનની સર્વ શાખાઓમાં મૂર્ખ ભ્રમણ, બળતા દીપ વિષે અર્થહીન વિચારણા, શિક્ષણનું ઝનુન. પરંતુ એક બાબતમાં ત્હારા વિચાર મ્હને જણાયા નથી, અને ત્હેના સંબંધમાં મૌન ધારણ કરવાનું ડહાપણ બતાવે છે. હું તે દ્રવ્ય વિષે બોલું છું કે જેની અગત્ય કુટુમ્બવાળા માણસને કેટલી બધી છે તે ત્હને સ્હમજાતી નથી......છતાં તું ગેરવ્યાજબી રીતે કહે છે કે હું પોતે તે સ્હમજાતો નથી, અથવા તો હું પૂરેપૂરો સ્હમજી શકતો નથી."

કાર્લે પોતાના આચારવિચારમાં જરા પણ ફેર કર્યો નહિ. ઉલટું ત્હેણે એક એવો સિદ્ધાન્ત પ્રતિપાદન કર્યો હતો કે જેને લઇને કેટલાં વર્ષથી અથાગ શ્રમ લઇ જે ઉપાધિ મેળવવાને પ્રયત્ન કરતો હતો તે ન મળી હોત. ત્હેના વિપ્લવકારી વિચારોને લીધે અમલદાર વર્ગમાં તે અપ્રિય થઇ પડયો હતો, તેથી વિશ્વવિદ્યાલયમાં પ્રોફેસરનું પદ મળે એમ નહોતું. પોતાના પુત્રને રાજકીય અને તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં ભ્રમણ કરતો જોઇને પિતાને જે નિરાશા થઇ હશે તે તો વર્ણવ્યા કરતાં કલ્પનાથી વધારે સમજી શકાશે. ત્હેની માતાને પણ એનો આઘાત ભારે લાગ્યો. તે તો હમેશાં રાહ જ જોતી હતી કે કાર્લ પોતાના અનુપમ બુદ્ધિસામર્થ્યથી ક્યારે દ્રવ્ય ઉપાર્જન કરી રાજ્યમાં ઉચ્ચ પદ પ્રાપ્ત કરે. ત્હેને બીચારીને સ્વપ્ને પણ ખ્યાલ નહિ આવ્યો હોય કે ત્હેના વ્હાલા પુત્ર કાર્લને દેશવટાનું અસહ્ય દુઃખ ભોગવવું પડશે, અને તેનો દેહ કુટુંબના કબરસ્તાનથી કેટલે દૂર એકાંત જગ્યાએ દટાશે. પરન્તુ માબાપની લાગણી અને યુવાવસ્થાની ભાવનાઓ વચ્ચેનો વિરોધ અસામાન્ય બનાવ નથી. દરેક યુવાન તત્ત્વજ્ઞાનીના નસીબમાં તત્ત્વજ્ઞાની પિતા હોતો નથી. હિન્દુસ્તાનમાં પણ આવા દૃષ્ટાન્ત બનેલાં છે કે જેમાં એક કુટુમ્બમાં શોક દુઃખ વસેલું હોય પણ તેથી દેશમાં ચોતરફ આનંદ આનંદ પ્રસરે છે. આ શાશ્વત વિરોધનું દૃષ્ટાંત મહાત્મા બુદ્ધનું જીવન જ નથી? કાર્લ પણ એનાં માતાપિતાનાં હૃદય શોકથી ચીરવા પરન્તુ સાથે સાથે જગતને આનંદ આપવા જન્મ્યો હતો. જે સ્વને સેવે છે તે કુટુંબનો વિચાર કરી શકતો નથી; જે કુટુંબનો જ સ્વાર્થ જુએ છે, તે જગતને માટે કંઇ કરતો નથી. ઘણાં જણને આનંદ, સુખ અને સંતોષ આપવા હોય તો કોઇક એક જણને તો રડાવવું જ જોઇએ.

૧૮૪૩ માં કાર્લ જેના બર્થા જુલી જેની વૉન વેસ્ટફેલન નામની એક રૂપવતી કન્યા સાથે પરણ્યો. તે ત્હેની બાળપણથી જ રમતમાં સોબતી હતી, અને ત્હેના કોમળ હૃદયના ભાવ સંપૂર્ણ રીતે ઝીલી શકે ત્હેવી સ્નેહાળ હૃદયવાળી હતી. ત્હેણીને આ લગ્નમાં સામાન્ય સ્થિતિનો ભોગ આપવો પડયો હતો, કારણ કે ત્હેનો પિતા ધનવાન હતો, જ્યારે કાર્લ પાસે વિશ્વવિદ્યાલયની ઉપાધિ સિવાય રોકડ એક પાઇ પણ નહોતી. પરંતુ સ્નેહ સંસારવ્યવહારથી બલવત્તર છે. આ લગ્ન સુખી નીવડયું, અને ૩૮ વર્ષની પરિમિત જીંદગી દરમિયાન જેની પોતાના પતિની ખરેખરી વિપત્તિના પ્રસંગોમાં સહભાગી થઇ હતી. કાર્લ જો કે વીર પુરૂષ હતો, પરંતુ ત્હેની પત્ની ત્હેના કરતાં વધારે

બહાદુર હતી, અને દેશવટાનું અને અનહદ ગરીબાઇનું અવર્ણ્ય દુઃખ ત્હેના સ્નેહાળ અને નમ્ર સ્વભાવથી જ તે ખમી શકતો. આગળ આપણે જોઇશું કે જેનીને પણ કાર્લના જેટલું જ મજુરોનું દુઃખ લાગતું, અને ત્હેમની ખાતર ત્હેણે પોતાનાં બે બાળકોનો અવર્ણ્ય વીરતાથી ભોગ આપ્યો.

૧૮૪૨ માં માર્ક્સે આજીવિકા મેળવવાને તથા પોતાના રાજકીય વિચારો જનસમૂહમાં પ્રસારવાને રાજદ્વારી વિષયો ચર્ચતું પત્ર પ્રસિદ્ધ કરવા માંડયું. જર્મનીમાં તે સામે પ્રશિયાના રાજાની સરદારી નીચે જુલ્મી અધિકારીઓનું સામ્રાજ્ય ચાલતું હતું. લોકોને જરા પણ સ્વાતંત્ર્ય હતું નહિ. જર્મનીના સર્વ સમર્થ વિચારકો સરકારની આવી જુલ્મી અને જવાબદારી રહીત પદ્ધતિ સ્હામે ચળવળ ચલાવી રહ્યા હતા. માર્ક્સ એમનામાં ભળી ગયો, અને રેનિશ ગેઝેટમાં પ્રસિદ્ધ થતા ત્હેના લેખો જનસમૂહમાં વધારે વંચાવા લાગ્યા. તે તે પત્રનો મુખ્ય તંત્રી બન્યો, અને ત્હેણે પોતાનું પત્ર હિંમત અને કુશળતાથી ચલાવ્યું. સરકારપર કરેલા ઘણુના ધડાકાથી પોલિસનું લક્ષ ત્હેના તરફ ખેંચાયું. ૧૮૪૩ માં ત્હેનું પત્ર બંધ કરવામાં આવ્યું. કાર્લે પોતાના મિત્ર અને એ જ દિશામાં કાર્ય કરનાર રૂજને લખ્યું—"ઉદ્દામવાદનો વાવટો ઉતારી લેવામાં આવ્યો છે, અને સર્વશકિતમાન આપખુદ સત્તા સારી દુનિયામાં સ્પષ્ટ રીતે દૃષ્ટિએ પડે છે." રૂજે ઉત્તર વાળ્યો, "એક બે અમલદારોથી અથવા રાજા સુધ્ધાથી પણ જર્મનીનાં બધાં વર્તમાનપત્રો બંધ કરી શકાશે નહિ. જો વર્તમાનપત્રકારો પોતાના વિચારો જાહેરમાં મૂકવા માગતા હોય તો ત્હેમણે પરદેશ વેઠવો જોઇએ."

માર્ક્સને હવે સ્હમજાયું કે દેશમાં રહી તે કશું કરી શકશે નહિ. ત્હેનું લક્ષ ફ્રેન્ચ લેખકો તરફ ખેંચાયું હતું, કારણ કે તેઓ યૂરોપના મજુરવર્ગની સ્થિતિ સુધારવાને સામાન્ય સ્વામિત્વ (communism) ના સિદ્ધાન્તનો ઉપદેશ કરતા હતા. ત્હેણે અર્થશાસ્ત્ર અને ફ્રેન્ચ સામાન્ય સ્વામિત્વવાદીઓના સિદ્ધાન્તોનો અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો. તેથી તે સ્વાતંત્ર્ય પ્રેમીઓનું મક્કા, જ્ઞાન અને કળાનું કેંદ્રસ્થાન, અને જગતની અબળ નૈતિક પ્રયોગશાળા પારિસમાં ગયો. પારિસના નિવાસ પછીથી ત્હેના જીવનનું બીજું દૃશ્ય શરૂ થયું.

તે જર્મન રાજકીય ચળવળની પ્રગતિને અર્થે પારિસમાં પ્રકટ થતા ઉદ્દામ મતવાદી પત્રનો તંત્રી થયો. ત્હેણે પ્રશિયાની સરકાર પર સખ્ત પ્રહાર કરવા માંડયા. પ્રશિયાના અધિકારી વર્ગે ભડકી જઈ ફ્રેન્ચ સરકારને તે પત્ર બંધ કરાવવા પ્રાર્થના કરી. આપખુદ સત્તાધિકારીઓ પરસ્પર સહાય આપવાને હમેશાં તૈયાર હોય છે; ફ્રાન્સમાં આ સમયે લુઇ ફિલિપ્પીનું અધમ શાસન ચાલતું હતું. ૧૮૪૫ ના જાન્યુઆરીમાં ત્યાંના મુખ્ય પ્રધાન ગીઝોએ માર્ક્સને અને ત્હેના પત્રના બીજા લેખકોને દેશમાંથી કાઢી મૂક્યા. માર્ક્સ પોતાની સ્ત્રી તથા બાળક સાથે બ્રસેલ્સ ગયો. ત્યાં તે જર્મનીના બીજા દેશવટો ભોગવતા માણસોના સહવાસમાં આવ્યો. ત્હેના ત્રણ વર્ષના નિવાસ દરમિયાન તે જર્મન સામાન્ય સ્વામિત્વવાદનાં મંડળો સાથે જોડાયો. ત્હેણે જર્મન મજુર

વર્ગનું મંડળ સ્થાપ્યું. હેણે મજુરવર્ગ આગળ અર્થશાસ્ત્ર પર વ્યાખ્યાનો આપ્યાં, અને ફ્રાન્સ અને જર્મનીના ઉદ્દામવાદના અગ્રેસરો સાથે ઘણો પત્રવ્યવહાર ચલાવ્યો. વળી હેણે છૂટક છૂટક સામાન્ય સ્વામિત્વવાદની મંડળીઓનું એક મહામંડળ યોજ્યું. લંડનમાં જર્મન સામાન્યસ્વામિત્વવાદીઓએ સ્થાપેલા મંડળના અગ્રેસરોને બ્રસેલ્સમાં પોતાનું મુખ્ય સ્થળ રાખવાનો આગ્રહ કર્યો કે જેથી તે પોતે પણ હેમને સહાયભૂત થઇ શકે. તે પછી હેણે કૉમ્યુનીસ્ટ મહામંડળની સ્થાપના કરી, અને પોતાના મત જાહેરમાં મૂકયા, જે આજે પણ કૉમ્યુનિસ્ટ મેનિફેસ્ટોને નામે મશહૂર છે.

પ્રશિયન સરકારે માર્કસને બેલ્જીયમમાંથી પણ હાંકી કઢાવવા બેલ્જીયમની સરકારને આગ્રહ કર્યો, પરન્તુ હેના સર્વ પ્રયત્નો ત્યાં નિષ્ફળ ગયા. આખરે ૧૮૪૮ ના ફેબ્રુઆરીમાં સામાન્ય સ્વામિત્વવાદના સિદ્ધાન્તોના પ્રસારથી બ્હી જઇ બેલ્જીયમ સરકારે કાર્લ માર્કસને પકડી પોતાની હદ બહાર કાઢી મૂકયો.

પરન્તુ નસીબદેવી આ વેળા હેના પર પ્રસન્ન હતી. ૧૮૪૮ માં થયેલી રાજ્યક્રાન્તિથી તે પારિસમાં જઇ શકયો. વસ્તુતઃ એક સભાસદની મારફત ફ્રાન્સની નવી સરકારે વીર અને રાજ્યભક્ત માર્કસને તે દેશમાં આવવાનું કહેણ મોકલ્યું હતું. કારણ કે આપખુદ સત્તાને તો દેશમાંથી તદ્દન હાંકી મૂકવામાં આવી હતી, અને માનવજાતિના ભ્રાતૃભાવના પવિત્ર કાર્યને માટે કાર્યશીલ રહેલા સર્વને ત્યાં સત્કારવામાં આવતા હતા. થોડો સમય ત્યાં રહી તે જર્મનીમાં પાછો ફર્યો અને ન્યુ રેનિશ ગૅઝેટ નામનું પત્ર પ્રકટ કરવા માંડ્યું. પરન્તુ આ નવું પત્ર પ્રશિયન સરકારને જુના પત્રના જેટલું જ અકારૂં લાગ્યું. ૧૮૪૮ ના ગ્રીષ્મમાં લોકસત્તાવાદીઓની પરિષદ્ કોલોનમાં ભરાઇ. માર્કસે એમાં બહુ આગેવાનીભર્યો ભાગ લીધો હતો. ઑલ્બર્ટ બ્રિસ્બેન નામનો એક અમેરિકન સર્વસ્વામિત્વવાદી (Socialist) તે પ્રસંગે હાજર હતો. હેણે માર્કસનું શાબ્દિક ચિત્ર આલેખ્યું છે. હેમાંથી નીચેનો ફકરો ઉતારવામાં આવે છે:

"મ્હેં ત્યાં જનસમૂહની ચળવળના નેતા કાર્લ માર્કસને જોયો હતો. મૂડી અને મહેનત વિષે દર્શાવેલા હેના વિચારોની અસર સર્વ સ્વામિત્વવાદીઓ પર બીજા કોઇ પણ લેખક કરતાં વધારે પ્રબળ હતી. તે તે જ સમયમાં ખ્યાતિમાં આવતો હતો. હેના ચ્હેરાપર જ અતિશય ઉત્સાહ અને શકિતની છાપ દેખાતી હતી, અને જોકે બ્હારથી શરમાળ દેખાતો હતો છતાં હેના દૃઢ આત્માનું ઉગ્ર તેજ ઝળહળી રહ્યું હતું. ધનવાનોની સત્તા, હેમની અનીતિ, મજુર વર્ગને ગુલામગીરીમાં રાખવાની પદ્ધતિ વગેરે તરફ સખ્ત અણગમો એ હેની ભાવનામાં સ્પષ્ટ જણાઇ આવતો હતો. જ્યારે હું તે યુવકને આપણી આધુનિક આર્થિક બંધારણ વિરૂદ્ધનો પોકાર દર્શાવતા શબ્દો ઉચ્ચારતા યાદ કરૂં છું, ત્યારે મ્હને એમ થાય છે કે મેં થોડી જ કલ્પના કરેલી કે એ માણસના વિચારો સારા જગતમાં ફેલાઇ અત્યાર સુધી માનનીય થઇ પડેલી સાંસારિક સંસ્થાઓને તોડી નાખવાને સાધનભૂત થશે."

પ્રશિયન સરકારે આ પત્રકાર અને રાજકીય ચળવળ કરનાર પર અને ત્હેના મિત્રો પર સરકારી વકીલ તથા પોલિસ અમલદારો પર ખોટા આરોપ મૂકયા બદલ કામ ચલાવ્યું. માર્કસે પોતાનો બચાવ પોતે જ કર્યો, અને લગભગ એક કલાક વ્યાખ્યાન કર્યું. ત્હેના ભાષણમાં પ્રધાનમંડળ પર પુષ્કળ દોષારોપણ હતું. અન્તમાં ત્હેણે નીચેના યાદગાર શબ્દો કહ્યા હતા:

"જર્મનીની સામાન્ય સ્થિતિથી જ નહિ, પરંતુ પ્રશિયાની વસ્તુસ્થિતિને લીધે સરકારની હરેક પ્રવૃત્તિને અવિશ્વાસની દૃષ્ટિએ તપાસવાની અને તે પદ્ધતિના સહજ પણ અનિષ્ટ કાર્યને લોકોમાં જાહેર કરવાની ફરજ અમારે શિરે રહેલી છે. જુલાઇ માસમાં જ અમારે ત્રણ અન્યાયી કૃત્યો પ્રત્યે અમારો વાંધો દર્શાવવો પડયો હતો. પીડિતોને માટે અને ત્હેમના પ્રયત્નોને સહાય આપવા ખાતર બહાર પડવું એ પત્રકારોની પવિત્ર ફરજ છે. અને ગૃહસ્થો, ગુલામગિરીની ઈમારતને જીવતા મનુષ્ય—ત્હેના ખાનગી જીવનના નિકટ સંબંધમાં આવતા હલકા દરજ્જાના સરકારી અને સામાજિક અધિકારીઓનો આધાર છે. સામાન્ય આપત્તિ અને મ્હોટા અમલદારો સાથે જ બાકરી બાંધવી એટલું બસ નથી. વર્તમાનપત્રોએ પોલિસ, ન્યાયાધીશ અથવા સરકારી વકીલનાં દુષ્કૃત્યો સ્હામે થવાને માટે પણ તૈયાર રહેવું જોઈએ. માર્ચ માસના વિપ્લવમાં નિષ્ફળતા કેમ મળી? ત્હેનાથી ઉપરી અમલદારોમાં સુધારો થયો, પરંતુ નીચલા અધિકારીઓ તો એમને એમ રહ્યા. હવે આધુનિક રાજપદ્ધતિના ટેકાને તોડી નાખવા એ વર્તમાનપત્રકારોની પ્રથમ ફરજ છે."

આ બચાવથી પ્રેરાઇ જ્યુરીએ માર્કસને અને ત્હેના સાથીઓને ગુન્હામાંથી મુક્ત કર્યા. પરન્તુ બે દીવસ પછી જ રાજસત્તા સામે લોકોને હથિયાર પકડવાના આરોપસર માર્કસ અને ત્હેના મિત્રો પર કામ ચલાવવામાં આવ્યું. માર્કસના અસરકારક ભાષણથી ફરીથી પણ જ્યુરીએ તેમને નિર્દોષ ઠરાવી છોડી મૂકાવ્યા. એટલું જ નહિ પણ ત્હેણે એક સભાસદને માર્કસના ઉપદેશપૂર્ણ ભાષણ બદલ આભાર દર્શાવવા ત્હેની પાસે મોકલ્યો; પરન્તુ ડ્રેસ્ડનમાં કેટલાંક હુલ્લડ થવાથી પ્રશિયાની સરકારે હુકમ કાઢી ત્હેના પત્રને બંધ કરાવ્યું, અને માર્કસને દેશ બ્હાર જવાની સજા કરી.

માર્કસ દેશ છોડી પારિસમાં ગયો. ત્યાંની હકીકત ત્હેની પત્નીના શબ્દોમાં જ સારી રીતે કહી શકાય તેમ છે. ત્હેની નોંધપોથીમાંથી અતિ દુઃખદાયક દારિદ્રયને લીધે કુટુંબને વેઠવાં પડેલાં દુઃખનો આબેહુબ ચિતાર નીચેના ફકરામાંથી આપણને મળે છે.

"અમે પારિસમાં એક માસ રહ્યાં. અહિયાં પણ અમારે નસીબે સુખથી રહેવાનું નહોતું. એક સુંદર પ્રભાતે પોલીસે આવી અમને હુકમ બતાવ્યો કે કાર્લે પોતાની સ્ત્રી સાથે પારિસ ૨૪ કલાકની અંદર છોડી દેવું. મ્હેં ફરીથી મ્હારી થોડી વસ્તુઓ એકઠી કરી લંડનમાં આશ્રય શોધવા પ્રયાણ કર્યું. કાર્લ તો અમારા પહેલાં જ ત્યાં જઇ રહ્યો હતો."

માર્ક્સની પત્ની ૧૮૪૯ ના જુન માસમાં લંડન પહોંચી, અને જુલાઇ માસમાં ત્હેના ચોથા બાળકનો જન્મ થયો. આ બનાવ વિષે લખતાં જે સ્પાર્ગો નામનો માર્ક્સ ચરિત્રનો લેખક જણાવે છે કે "તે બાળક જન્મથી જ દારિદ્રયરૂપી રાક્ષસના પંજામાં આવી પડયો હતો, અને બીજા ગરીબોની બાળકોની માફક થોડા જ સમયમાં મૃત્યુવશ થયો."

આ બાળક ૧૮૫૨ માં ગરીબાઇનો ભોગ થઇ મરણ પામ્યું. સ્પાર્ગો મહાશય ખરૂં જ કહે છે કે "મૃત્યુદેવે પ્રથમ જ વાર એ કુટુંબની મુલાકાત લીધી હતી, અને માતા પિતાને એ ઘા સખ્ત લાગ્યો, કારણ કે તેઓ જાણતાં હતાં કે ત્હેમના ન્હાના બાળકે જન્મથી જ ભૂખે મરતી માતાના સ્તનમાંથી ધાવણને બદલે લોહી જ ચુસ્યું હતું, અને ખરી રીતે દારિદ્રે ત્હેનો વધ કર્યો હતો."

લંડનમાં નિવાસ કર્યા પછી શરૂઆતનાં વર્ષોમાં તે કુટુંબને અતિશય ભૂખમરો વેઠવો પડયો હતો. ઘણીવાર ભાખરી એકલી જ ખાવા મળતી અને કાર્લને તો પોતાનો ભાગ બાળકોને પૂરતું ખાવાનું મળે એટલા માટે આપી દેવો પડતો હતો. ક્ષુધા અને ટાઢથી પીડાતો પીડાતો તે લંડનના સંગ્રહસ્થાનમાં જઇ વાંચવા બેસતો. ત્હેણે માસિકોમાં લેખ લખી આજીવિકાનું સાધન પ્રાપ્ત કરવા માંડયું. જીવનકલહ બહુ તીવ્ર હતો. એક વાર ત્હેણે રેલ્વેમાં કારકુનની જગાને માટે અરજી કરી હતી, પરંતુ ખરાબ અક્ષરોને લીધે ત્હેને પસંદગી મળી નહોતી. ભવિષ્યના જમાના યાદ કરશે કે જર્મનીનો મહાન્ તત્ત્વજ્ઞાની અને સમર્થ લેખક રેલ્વેમાં કારકુન થવાને માટે પણ નાલાયક થયો હતો. પાછળથી તે ન્યૂયૉર્કના ટ્રીબ્યુન પત્રનો લંડનનો ખબરપત્રી થયો, અને તે બદલ ત્હેને દર અઠવાડિયે એક પાઉન્ડ મળતો હતો. કેટલાએ માસ સુધી આ જ આખા કુટુંબની સઘળી આવક હતી. આટલી નજીવી રકમમાં લંડન શહેરમાં રહી નિર્વાહ ચલાવવો એ કેટલું મુશ્કેલ છે, તે ઇંગ્લંડ જઇ આવેલા માણસો સારી રીતે સ્હમજી શકે તેમ છે. આ દંપતી બે ઓરડીમાં વસતાં હતાં. એક ત્હેમનું શયનગૃહ હતું અને બીજી ઓરડીમાં રસોડું, દીવાનખાનું અને અધ્યયનસ્થાન હતું. મ્હોટા મ્હોટા પુરૂષો ત્હેના પ્રતિનો પોતાનો પૂજ્યભાવ દર્શાવવા અથવા રાજકીય અને આર્થિક વિષયોમાં ત્હેની સલાહ લેવા ત્હેને આ જ મકાનમાં મળતા. માર્ક્સની પત્નીની નોંધપોથીમાંથી ત્હેમના લંડનના નિવાસ સંબંધીની હકીકત નીચે પ્રમાણે છે:

"વર્ષો સુધી અમારે શું શું ખમવું પડયું હતું, અને અમારે શો ભોગ આપવો પડયો હતો તે સંબંધી અમે જરા પણ બરબડાટ કર્યો હોય એવું કોઇ પણ કહી શકશે નહિ. અમારી અંગત સ્થિતિ, અથવા અમારા દુઃખો જરા પણ બહાર પડવાં દીધાં નથી......રેનિશ ગૅઝેટની ત્હેના મિત્રોની કીર્તિ સાચવવાની ખાતર કાર્લે સર્વ જોખમ પોતાને માથે વ્હોરી લીધું, અને પોતાની સર્વ મિલ્કતનો ભોગ આપ્યો. નીકળતી વખતે છાપખાનામાં કામ કરતા દરેક આદમીનો પગાર

પૂરેપૂરો ચુકવી આપવામાં આવ્યો હતો.—અને ત્હેને સરકારે જુલમથી દેશમાંથી હાંકી કાઢયો હતો. ત્હમે જાણો છો જ કે અમે અમારે માટે કશું જ બચાવ્યું નહોતું. હું મ્હારાં ચાંદીનાં ઘરેણાં ગીરો મુકવા ગઇ, એ જ અમારી મુડી હતી. કોલોનમાં અમે અમારૂં ઉપસ્કર વેચ્યું .....લંડન અને ત્હેની સ્થિતિની તો ત્હમને સારી રીતે માહિતી છે. ત્રણ બાળક અને ચોથાનો જન્મ ! એકલા ભાડા પેટે જ અમારે રૂા. ૯૪ાા દર માસે આપવા પડતા હતા. આથી અમારી પાસે જે કંઇ થોડું ઘણું સાધન હતું તે પણ જતું રહ્યું......મ્હારા બચ્ચાંની ખાતર ધાવ રાખવાનો તો વિચાર કરવા જેવું જ નહોતું, તેથી મ્હારી પીઠે અને છાતીમાં અસહ્ય વેદના થતી હતી છતાં ત્હેને ધવરાવવાનું મ્હેં જાતે જ રાખ્યું. પરંતુ તે ન્હાના બાળકે મ્હારી પાસેથી ચિંતા રૂપી જ દૂધ પીવા માંડયું કે જેથી તે જન્મથી જ રોગી રહ્યું......આવી સ્થિતિમાં એક દિવસ હું બેઠી હતી, ત્યાં અમારા ઘરનું ભાડું લેનાર બાઇ એકદમ અંદર આવી, ત્હેને શિયાળામાં જ અમે રૂા. ૫૬૨–૮–૦ તો આપ્યા હતા, અને ત્હેની સાથે કરાર કર્યો હતો કે બાકીની રકમ અમારે ઘરના મૂળ માલીકને આપવી. પરંતુ ત્હેણે આ કરારનો ઇનકાર કર્યો, અને અમારી પાસેથી રૂા. ૭૫ ની માંગણી કરી, અને અમારી પાસે એટલી રકમ પણ આપવાની નહિ હોવાથી બે કૉન્સ્ટેબલો અમારા મકાનમાં દાખલ થયા, અને મ્હારી ન્હાની પથારીઓ, કપડાં વગેરે સર્વ વસ્તુઓ જપ્ત કરી, અરે મ્હારા ન્હાના બચ્ચાનું પારણું, મ્હારી ન્હાની કન્યાઓનાં રમકડાં સુદ્ધાં; અને મ્હારી કન્યાઓ પાસે જ રડતી કકળતી ઉભી હતી. ત્હેમણે ધમકી આપી કે એકાદ બે કલાકમાં તેઓ એકેએક વસ્તુ લઇ જશે...... હું ત્યાં મ્હારાં ટાઢથી થરથરતાં બાળકો સાથે કઠણ જમીન પર પડી રહી. બીજે દિવસે જ અમારે ઘર બહાર નીકળવું પડયું. તે દિવસે ટાઢ, વરસાદ અને વાદળાં બહુ હતાં. મ્હારો પતિ ઘરની શોધમાં ફરતો હતો. ચાર બાળકની વાત સાંભળતાં જ સર્વ કોઇ અમને રહેવા દેવા રાજી નહોતાં. અંતે એક મિત્રે અમને મદદ કરી. દવાવાળાનાં, ભઠીઆરાનાં, ખાટકી તથા દૂધવાળાનાં નાણાં ચુકવવા મ્હેં મ્હારૂં પાથરણું વેચ્યું. અમારી બધી મીલકત વેચી ત્યારે જ અમે સર્વનું ઋણ પતાવી શકયા પરંતુ જરા પણ એમ ન ધારશો કે આ બધાં દુઃખોને લીધે અમારૂં મન બદલાયું હતું. હું એટલું તો સારી રીતે જાણું છું કે અમે એકલાં જ દુઃખ ખમનાર નહોતાં, અને મ્હને તો આનંદ થાય છે કે એવાં થોડાં ભાગ્યશાળીમાં અમે પણ હતાં. વળી મ્હારા જીવનનો આધાર, મ્હારો પતિ હજુ મ્હારી સાથે જ હતો.”

જાતે જ વર્ણવેલી સ્રીની આવી વીરકથામાં કંઇ પણ વિવેચન કરવું એ તો ધર્મમન્દિરમાં પ્રવેશ કરી પાપ કરવા સમાન છે.

૧૮૫૨ માં ત્હેમનું ન્હાનું બાળક મરણ પામ્યું. માતાની નોંધપોથી તે સમયની કુટુમ્બની ભયંકર નિરાધાર સ્થિતિનું વર્ણન કરે છે. અત્રે એક ફકરો નોંધવામાં આવે છે, જે કોઇ દિવસ મજુર વર્ગની મુક્તિના ધર્મપુસ્તકમાં ઋષિના વચનરુપ લેખાશે.

"૧૮૫૨ નાં ઈસ્ટરમાં અમારૂં ન્હાનું બાળક મરણ પામ્યું. ત્રણ દિવસ તો ત્હેને અસહ્ય દુઃખ પડયું હતું. ત્હેનો મૃતદેહ પાછળની ઓરડીમાં પડયો હતો; અમે સર્વ આગળની ઓરડીમાં ગયાં. રાત્રિ પડતાં અમે અમારી પથારી જમીન પર કરી, મ્હારાં ત્રણ બાળકો પણ સાથે જ સૂઇ ગયાં. અમારા વ્હાલા બાળકનું મૃત્યુ અમારી છેક કંગાળ સ્થિતિને સમયે આવી પડયું. અમારા જર્મન મિત્રો આ સમયે અમને સહાય કરી શકે તેમ નહોતા—હૃદય ચીરાતે ચીરાતે હું ફ્રાન્સમાંથી નાસી આવી ત્યાં રહેનાર પાસે ગઇ. તે અમારી પ્રત્યે મિત્રભાવથી વર્તતો હતો. ઘણીવાર તે અમને મળવા આવતો હતો. મ્હેં ત્હેને મ્હારૂં દુઃખ વર્ણવ્યું, કે તરતજ ત્હેણે મ્હને ૨ પાંડ આપ્યા. તે વડે મ્હારા બાળકને માટે જોઇતું શબ ઢાંકવાનું કપડું આણ્યું."

આ વખતે એક ગીરો રાખનારની હાસ્યજનક હકીકત બની. માર્ક્સ પાસે ત્હેની પત્નીને પિતા પાસેથી મળેલા ચાંદીના ચમચા ગીરો મૂકવાના હતા. ત્હેના પર આર્જાઇલના કુટુમ્બની છાપ હતી. ગીરો રાખનારને વહેમ પડયો કે એવા કંગાળ જર્મન પાસે એવી સુંદર અને પુરાણી વસ્તુઓ ચોરીથી જ આવી હશે. તેથી ત્હેણે પોલિસને બોલાવી. માર્ક્સ મહા મુશ્કેલીએ કેદમાં જતો બચ્યો. મેઝિનીના ચરિત્રમાં પણ ગીરો રાખનાર અગત્યનો ભાગ ભજવે છે. ખરેખરી રીતે યૂરોપ આવા વ્યાપારીઓનું ઘણું ઋણી છે, કારણ કે અણીને પ્રસંગે સ્વાતંત્ર્યને માટે તપ કરનારાઓને એમના તરફથી જ મદદ મળેલી હતી. માર્ક્સને કોઇ કોઇ વાર નાણાં કરજે લાવવાં પડતાં. પરન્તુ એ નાણાં પર ત્હેને ૨૦ થી ૫૦ ટકા જેટલું ભારે વ્યાજ આપવું પડતું. કુટુમ્બને ખમવું પડતું દુઃખ જોઇ એક બે વાર માર્ક્સે ધંધામાં પડવા વિચાર કરેલો પરંતુ ત્હેની વીરપત્નીએ તેને તેમ કરતાં અટકાવેલો. જો તેમ થયું હોત તો ત્હેણે શરૂ કરેલી ચળવળને સખ્ત ફટકો લાગ્યો હોત. ત્હેણે ત્હેને લેખકના કાર્યને વળગી રહેવામાં પ્રોત્સાહન આપ્યું. ૧૮૬૧ ના માર્ચની ૧૧ મી એ મિસિસ વિડિમિયરને લખેલા પત્રમાં ત્હેણે જણાવ્યું હતું:

"અહિં નિવાસ કર્યા પછી શરૂઆતનાં વર્ષો બહુ દુઃખદ સ્થિતિમાં પસાર થયાં હતાં, પરંતુ તે વિષે, અથવા મ્હારા વ્હાલા બાળકના મૃત્યુ વિષે હું કંઇ કહેવા માગતી નથી......એવામાં જ અમેરિકામાં આન્તર વિગ્રહ જાગ્યો, અને તેથી અમારી આવક અર્ધી થઇ ગઇ. અમારૂં ખર્ચ ફરીથી ઘટાડવું પડયું, અને કેટલીક વાર તો અમારે દેવું પણ કરવું પડયું.......મ્હને અતિશય સખ્ત તાવ લાગુ પડયો, અને એક દાક્તરને બોલાવવો પડયો. ત્હેણે આવી મ્હારૂં શરીર બહુ કાળજીપૂર્વક તપાસ્યું, અને પછી એકદમ તે બોલી ઉઠયો, 'મ્હારાં વ્હાલાં મિસિસ માર્ક્સ, તમને શીતળાનો રોગ લાગુ પડયો છે.—બાળકોએ તુરત જ આ ઘરનો ત્યાગ કરવો જોઇશે.' મ્હારૂં એ વેળાનું દુઃખ ત્હમે જ કલ્પી લેશો. અને હું પૂરેપૂરી સાજી થઇ નહોતી એટલામાં તો મ્હારો પ્રાણપ્રિય પતિ કાર્લ માંદો પડયો. દરેક પ્રકારની અતિશય ભીતિ, ચિન્તા અને અસુ-

ત્રણથી તેને પથારીવશ થવું પડ્યું. પરન્તુ ઇશ્વરનો ઉપકાર કે એક જ માસમાં તેને આરામ થયો. દરમિયાન ટ્રીબ્યુન પત્રે અમારી આવક અર્ધી કરી દીધી હતી........ ત્હમારા પ્રત્યે મ્હને બહુ જ ભાવ છે. આ કસોટીના દિવસોમાં ત્હમે અડગ અને ધીર બનશો. આ જગત ધૈર્યશીલ મનુષ્યોને માટે છે. તમારા વ્હાલા પતિનાં સાચાં પ્રેમાળ મિત્ર બનશો, અને મન તથા હૃદયને સર્વ પ્રસંગોએ શાન્ત રાખશો. હું છું ત્હમારી વ્હાલી જેની માર્કસ."

આ સાદા ચિત્રમાં એક જ દૃષ્ટિથી આપણે સર્વ પરિસ્થિતિ દારિદ્રય અને રોગથી પીડાતું, ચિન્તાથી ઘેરાતું, પણ સ્નેહની જ્યોતિથી પ્રકાશિત અને પ્રેમાળ બાળકોના નિર્દોષ આનંદથી ગાજી રહેલું ન્હાનું કુટુંબ જોઇએ છીએ. અને તેઓ સુખી હતાં. સમર્થ વિચારક, અને ત્હેની પત્ની કે જે પોતાનું કર્તવ્ય અડગ ધૈર્યથી બજાવી રહી હતી. ઘણી વાર તેઓ હાથમાં હાથ મીલાવી ઓરડામાં આંટા મારતાં અને બાળપણમાં મંડપ નીચે જે સ્નેહનાં ગીત જર્મનીમાં ગાયાં હશે, તે ત્યાં ગાતાં.

"અરે ઓ સ્ત્રી! અમારા ચઢતીના દિવસોમાં તું નિશ્ચય વિનાની, શરમાળ, અને દુરારાધ્ય હોય છે. પરંતુ દુઃખ અને દરદ આવી પડતાં તું આશ્વાસક દેવદૂત તુલ્ય છે."

આટલી બધી ગરીબાઇ છતાં પણ માર્કસ મજુરો સમક્ષ આપેલાં અર્થશાસ્ત્રનાં સિદ્ધાંતો વિષેનાં ભાષણો બદલ કદી પણ દ્રવ્ય સ્વીકારતો નહિ. જે ગરીબ મજુર વર્ગનો તે સેવક બન્યો હતો, ત્હેની પાસેથી કંઇ પણ લેવાનો તે વિચાર સુદ્ધાં પણ કરતો નહિ. આવી ખરી કસોટીના પ્રસંગે બિસ્માર્કે માર્કસને લોકોના પક્ષમાંથી છૂટો પાડી ત્હેમની ચળવળ મંદ કરવા પરોક્ષ લાંચ આપવા પ્રયાસ કર્યો. બિસ્માર્ક આ કાર્યને માટે માર્કસના જુના મિત્ર બુચરને યોજ્યો. આ માણસે લોકોના પક્ષનો ત્યાગ કરી સરકારનો પક્ષ સ્વીકાર્યો હતો, અને તે સમયે બિસ્માર્કનો તે ખાસ માનીતો થઇ પડ્યો હતો. બુચરે સરકારી નોકરી સ્વીકાર્યા પછી પણ માર્કસની સાથે સંબંધ જારી રાખ્યો હતો. ત્હેણે લખ્યું:

"નાણાં બજાર કેવું ચાલે છે ત્હેની માહિતી રાજ્ય તરફથી પ્રસિદ્ધ થતા 'સ્ટેટ ઇન્ટેલિજન્સર' નામના પત્રને માટે જોઇએ છીએ. એ લેખોની મર્યાદા બીલકુલ આંકી નથી......આપ તે સ્વીકારવાને તૈયાર હો તો તે તથા તે બદલ શો પગાર લેશો તે જણાવવા મહેરબાની કરશો......પ્રગતિ ત્હેના જીવન દરમિયાન ઘણી વાર બદલાય છે, તેથી કરીને જે જીવતાં દેશસેવા કરવા માંગતો હોય ત્હેણે સરકારના પક્ષમાં ભળી જવું જોઇએ."

પત્રમાં રહેલો દંશ પાછલા ભાગમાં છે. પણ માર્કસ કાબેલ પુરૂષ હતો. તે પત્રનો મર્મ સ્હમજી ગયો. તે જાણતો હતો કે રાજ્ય તરફથી પ્રસિદ્ધ થતા પત્રમાં સ્વતંત્ર લેખક તરીકે દ્રવ્ય ઉપાર્જન કરવાથી ત્હેના અનુયાયીઓ ત્હેનાપર અવિશ્વાસથી જોશે. તેથી કરીને જો કે પૈસાની ત્હેને ઘણી જરૂર હતી છતાં માંગણી પાછી વાળી.

આરંભેલી પ્રવૃત્તિને જરા પણ હાનિ કરે એવું કાર્ય પોતાને ગમે તેટલો લાભ કરે ત્હેવું હોય છતાં પણ તે તે કરવાને તૈયાર નહોતો. સિદ્ધાન્તની છાયાને પણ તે અંગત મુશીબતો કરતાં વધારે માન આપતો. આથી લોકોના નેતાને લાંચથી પોતાના પક્ષમાં લેવાની બિસ્માર્કે જે બાજી રચી હતી ત્હેમાં તે નિષ્ફળ ગયો.

૧૮૬૪ માં માર્ક્સે કેટલાક મિત્રોની સહાયતાથી ઇન્ટરનૅશનલ વર્કિંગમૅન્સ એસોસિએશન ( દેશપરદેશના મજુરોનું મહામંડળ ) નામની સંસ્થા સ્થાપી. છ સાત વર્ષ સુધી તો આ મંડળ યૂરોપની રાજદ્વારી બાબતોમાં મ્હોટી સત્તા સમાન હતું. મેઝીની પણ આ મંડળમાં ઇટાલિના મજુરોના પ્રતિનિધિ તરિકે એમાં જોડાયો હતો. પરંતુ મંડળના સર્વ સિદ્ધાન્તોની સાથે તે સંમત નહિ થવાથી છુટો પડયો. ત્હેની વાર્ષિક સભાઓ ભરાતી, ત્હેમાં ઠરાવ પસાર કરવામાં આવતા, તેમને કાર્યમાં ઉતારવા યોજનાઓ કરવામાં આવતી. પરંતુ તેની ખરી સેવા તો વિધવિધ દેશના મજુર વર્ગની એકતા સાધવામાં હતી. માર્ક્સે ઉઠાવેલો પોકાર "દેશેદેશના મજુરો, એક થાઓ" એ આખા યૂરોપમાં ગર્જી રહ્યા. ટાઇમ્સે એ ચળવળ વિષે લખેલું કે પ્રાચીન સામ્રાજ્યની પડતી અને ખ્રિસ્તી ધર્મની સ્થાપનાના સમયથી મજુરવર્ગની જાગ્રતી જેવો બીજો કોઇ મ્હોટો બનાવ જોયો નથી." પરંતુ માર્ક્સના અને રૂશિયન તત્ત્વજ્ઞાની માઇકેલ બાકુનીનના પક્ષ વચ્ચે વિરોધ પડવાથી તથા ૧૮૭૧ માં ફ્રાન્કો–પ્રશિયન વિગ્રહ શરૂ થતાં ફ્રાન્સના અગ્રેસરો ત્હેમાંથી છૂટા પડવાથી એ મંડળનો અંત આવ્યો.

માર્ક્સનું લેખનકાર્ય વિશાળ હતું. ત્હેણે જુદા જુદા વિષયો પર છૂટક લેખ, ન્હાનાં ન્હાનાં પુસ્તકો, નિબંધો વગેરે પ્રસિદ્ધ કર્યાં હતાં. એમાંનાં કેટલાંક તો પ્રસંગને માટે જ હતાં. કેટલાંક માર્ક્સના નામને ન છાજે ત્હેવાં છે. પરંતુ કેટલાંક જેવાં કે અર્થશાસ્ત્રનું વિવેચન (A Critique of Political Economy) મૂલ્ય નફો (Price, Value and Profit) નામનાં પુસ્તકો કાયમનાં છે. પરંતુ ત્હેની કીર્તિ જેના પર અવલંબી રહેલી છે તે મૂડી (The Capital) નામનું પુસ્તક તો સર્વસ્વામિત્વવાદની ગીતા છે. ત્હેનું પ્રથમ પુસ્તક પોતાના જીવન દરમિયાન જ ત્હેણે પ્રસિદ્ધ કર્યું હતું. બીજો અને ત્રીજો ભાગ ત્હેના મૃત્યુ પછી ત્હેના મિત્ર, સાથી અને અનુયાયી એન્જેલે પ્રસિદ્ધ કર્યાં છે. એન્જલ માર્ક્સ પ્રત્યે બહુ ભક્તિભાવ ધરાવતો હતો. ત્હેની ઉદારતાથી જ માર્ક્સના પછીના જીવનમાં મુશીબતો ઓછી થઇ હતી. એન્જેલનું નામ માર્ક્સના નામ સાથે કાયમનું જોડાયલું છે. અને માર્ક્સનો વિચાર કરતા એન્જેલનું નામ તરત યાદ આવે છે. મૂડી નામનું પુસ્તક તો એક શાસ્ત્ર સમાન છે. સર્વસ્વામિત્વવાદનો તે બુદ્ધિવિષયક ભંડાર છે. મૃત્યુ પહેલાં તે ગ્રંથ સંપૂર્ણ થઇ શકયો નહોતો તેથી માર્ક્સને ઘણું દુઃખ થતું.

૧૮૮૧ માં માર્ક્સની પત્ની સ્વર્ગસ્થ થઇ. ૧૮૮૩ ના માર્ચની ચૌદમી તારીખે તે પણ આરામ ખુરશીમાં હસ્તો હસ્તો આ લોકમાંથી સિધાવી ગયો. છેલ્લાં તેર વર્ષ તો

રોગથી ત્હેને ઘણું સહન કરવું પડયું હતું. અનહદ કાર્ય, ખરાબ ખોરાક, ચિન્તા અને મગજમારીથી ત્હેનું શારીરિક બંધારણ ખરાબ થયું હતું, કલેજામાં થતા દુ:ખથી અને અનિદ્રાના રોગથી ઘણાં વર્ષથી ત્હેની તબીઅત બગડી હતી. નાદુરસ્ત તબીઅત મહાબુદ્ધિ શકિતનો દંડ છે. રૂસો, ડાર્વિન, હર્બર્ટ સ્પેન્સર, કૅાન્ટ અને એવા મહાન તત્ત્વચિન્તકો પણ એ જ રોગના ભોગ થઇ પડયા હતા. કેટલાંક વર્ષ ત્હેનું સ્મારક ઉભું કરવાની ચળવળ ચાલી હતી. તે સમયે ત્હેના એક અનુયાયીએ કહેલું કે માર્કસને સ્થૂળ સ્મારકની બીલકુલ આવશ્યકતા નથી. આખી દેશપરદેશની સર્વ સ્વામિત્વવાદની ચળવળ એ ત્હેનું સ્મારક છે, અને તે પક્ષની દરેક જીતથી તે મહાન બનતું જાય છે.

કાર્લ માર્કસની સર્વોત્તમ સેવા અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો પર પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો જ નથી, અથવા ત્હેણે સ્થાપેલાં વિધવિધ મંડળો નથી. ત્હેણે ભલે માની લીધું હોય કે એ પ્રવૃત્તિને લીધે ખાસ કરીને ત્હેણે દુનિયાને ઋણી બનાવી છે. પરન્તુ આપણે ત્હેની મહત્તા વધારે સારી રીતે સ્હમજી શકીએ તેમ છીએ. ઘણા જ થોડા પુરૂષો પોતાને જાણી શકયા છે. માર્કસ મનુષ્ય જાતિનો કલ્યાણકર્તા છે. કારણ કે અર્વાચીન યૂરોપનો તે પ્રથમ વિચારક હતો, અને ત્હેને મજુર વર્ગમાં શ્રદ્ધા હતી. ત્હેના પહેલાં થઇ ગયેલા સર્વ સ્વામિત્વવાદીઓ એમ માનતા હતા કે સામાન્ય સ્વામિત્વ શિષ્ટ અને શિક્ષિત તત્ત્વજ્ઞાનીઓએ ગરીબ અજ્ઞાન મજુર વર્ગ પર વરસાવવાનો આશીર્વાદ હતો. તેઓની માન્યતા એવી હતી કે એ સુધારો ઉચ્ચ વર્ગમાંથી શરૂ થવો જોઇએ. મજુર વર્ગની મુકિત ત્હેમના પોતાના જ બળથી થવી જોઇએ એ સિદ્ધાન્તનો પ્રથમ પ્રચાર કરનાર માર્કસ જ હતો. "પોતાનાં બન્ધનો તોડવાની ઇચ્છાવાળાએ જાતે જ પ્રથમ ઘા કરવો જોઇએ". ત્હેનો મહાન ઉપદેશ મજુર વર્ગના હૃદયોને, ત્હેમને માલુમ નહિ એવા ત્હેમનામાં સુષુપ્ત રહેલા મનુષ્યત્વને ઉદ્દેશીને હતો. "સર્વ દેશના મજુરભાઇઓ, એક થાઓ. તેથી ત્હમારાં બન્ધનો સિવાય કશું જ જવાનું નથી. અને ત્હમને વિજયમાં સારી દુનિયા મળશે." આ વચનો ઉચ્ચારાયાંને વર્ષો વહી ગયાં. ત્યાર પછી અનેક મનુષ્યો આવ્યાં અને ગયાં; પરન્તુ અજ્ઞાન અને મેલા મજુર વર્ગમાં શ્રદ્ધા રાખનાર નેતાની આવેગભરી હાક હજુ પણ ત્હેમને ઉન્નતિ તરફ—ખરા મનુષ્યત્વ તરફ દોરે છે. આવી ઉંડી દૃષ્ટિ કોઇ પણ મહાન કાર્યની ખાતર સ્વાર્પણ કરનારને જ મળેલી હોય છે. આરામ ખુરશીમાં પડયા રહેનાર સુધારકોને અથવા વાંચવાની જ લહેરમાં જીવન ગાળનાર અધ્યાપકોને એ બક્ષિસ મળેલી હોતી નથી. દુ:ખ અને દારિદ્રયની પ્રજ્વલિત ભઠ્ઠીમાં પ્રખર તપ તપ્યા પછી જ સ્હમજાયું કે રસ્તાઓમાં ચીંથરેહાલ રખડતા ગરીબ માણસનામાં પણ ઉચ્ચ નીતિનાં બીજ ઢંકાયલાં હોય છે. સામાજિક ઉત્ક્રાંતિના દરેક યુગમાં માનવસમાજના નેતાએ આ જ મહાન સેવા કરી છે. ત્હેને પોતાને ત્હેમની શકિતમાં શ્રદ્ધા છે, એટલે તે આત્મશ્રદ્ધા રાખવી એવું ત્હેમને શીખવે છે. જે માણસો પોતાને દુર્બળ માને છે ત્હેમને તે પોતાને સશકત માનતાં શીખવે છે. સર્વ નૈતિક પ્રગતિની આ જ ચાવી છે. જ્યારે ઇસુ ખ્રીસ્તે એક રોગીને સાજો કર્યો, ત્યારે ત્હેણે ત્હેને પૂછેલું, "મ્હારામાં ત્હને શ્રદ્ધા છે." પરન્તુ જ્યારે ત્હેણે પાપીને પાપના કાદવમાંથી બ્હાર આણ્યો, ત્યારે ત્હેણે કહેલું, "ત્હને ત્હારામાં શ્રદ્ધા છે." બુદ્ધ મહાત્માએ હજામને

કહ્યું, 'હા, તું મ્હારી સાથે ચાલ." અને તે હજામનું હૃદય એટલી ઉચ્ચતા પ્રાપ્ત કરી શક્યું, એટલા જ કારણે કે ગુરૂદેવે ત્હેને પાત્ર ગણ્યો. રૂસોએ અરાઢમી સદીના અજ્ઞાન, બીકણ, પીડિત ફ્રાન્સના ગુલામોને કહ્યું કે 'ત્હમે જ ખરેખર રાજા છો.' આ શબ્દો હાસ્યપાત્ર જણાયા. પરન્તુ એ શબ્દોએ એમની અંદર ગુપ્ત રહેલું મનુષ્યત્વ બહાર આવ્યું, અને એ અજ્ઞાન, જડ, ભૂખે પીડાતા અમીર વર્ગના ગુલામો એક જ જમાનામાં વીર, સ્વમાન સમજનારા, ખરા નાગરિક બન્યા. મહમદે આરબ લોકોને કહ્યું કે 'ત્હમે આખી દુનિયાને જીતી શકશો' અને ત્હેમણે પણ તે કર્યું. જે મહાત્મા એમ જોઇ શકે છે કે ગરીબમાં ગરીબ અને અજ્ઞાનમાં અજ્ઞાન પણ ઉન્નત નૈતિક જીવન પ્રાપ્ત કરી શકે તેમ છે, તે જ સમાજનો ખરો ઉદ્ધારક છે. તે જ માનવ સ્વભાવનું ખરૂં રહસ્ય સમજે છે. તે દુર્બળ દેખાતા પુરૂષોમાં વીરત્વ પ્રકટાવે છે; તે ધૂળમાંથી સોનું બનાવે છે. અને તેથી જ કરીને ઇસુ ખ્રિસ્ત ગરીબનો, પાપીનો, પતિતનો, મિત્ર હતો; અને માછીમારોનો, જ્ઞાતિ બહાર થયેલાઓનો અને દોષિત ભગિનીઓનો નેતા હતો. આ જ કારણથી બુદ્ધ ભગવાને પ્રાકૃતમાં ઉપદેશ કર્યો, અને તત્ત્વચિન્તકોએ જેમનો સામાન્ય સ્ત્રીપુરૂષો તરીકે ઉપહાસ કર્યો હતો, ત્હેમને પોતાના મંડળમાં દાખલ કર્યાં. આથી જ આ મહાવાક્ય ઉચ્ચારવામાં આવ્યું છે:—"કડીઆઓએ મકાન ચણતાં જે પથ્થરને બાજુ પર નાખી દીધો હતો તે ખુણાનો મુકુટ બન્યો."—"અને ઇશ્વરે સબળને મર્યાદામાં રાખવા નિર્બળનો પક્ષ લીધો છે, અને ડાહ્યા ગણાતા પુરૂષોને યોગ્ય રસ્તે દોરવા મૂર્ખ માણસોને પસંદ કર્યા છે."

રૂસોએ અરાઢમા સૈકામાં યૂરોપને માટે જે કાર્ય કર્યું તે માર્ક્સે ઓગણીસમી સદીમાં કર્યું. ત્હેની દીર્ઘદૃષ્ટિ એ ત્હેની ઉચ્ચ નીતિ દર્શાવે છે, કારણ કે તે વિદ્વાન અને ધનવાનને ત્યાં જન્મ્યો હતો; અને ત્હેણે હલકા જડ જેવા ગરીબ મજુર વર્ગનો ત્યાગ કર્યો હોત, એમ ધારીને કે ઉચ્ચ અને શિષ્ટ વર્ગને સમજાવવાથી સર્વ વાના સારાં થશે. તે નીતિનો બળીઓ હતો, અને સમજતો હતો કે સામાન્ય મનુષ્યો સ્નેહ, બન્ધુભાવ, વીરત્વ એશઆરામમાં પડયા રહેનાર દંભી શિક્ષિત વર્ગ કરતાં વધારે સારી રીતે સમજે છે. સામાજિક અને રાજકીય સુધારણા સ્નેહ અને ભક્તિથી જન્મે છે, નહિ કે દંભ અને ભાષણથી. માર્ક્સે પીડિત અને અવગણના પામેલા મજુર વર્ગને મહત્વાકાંક્ષાથી પ્રોત્યાહન આપ્યું. આ પ્રમાણે અર્વાચીન ખરેખરી સામાજિક પ્રજાસત્તા જન્મી. આ પ્રમાણે જ સદુપદેશ ગરીબ વર્ગને કરવામાં આવ્યો હતો.

માર્ક્સનાં વચનો અને કાર્યોની ટીકા કરતાં આપણે ડૉક્ટર જોન્સને ગોલ્ડસ્મીથ વિષે બોલતાં કહેલા શબ્દો હમેશાં ધ્યાનમાં રાખવા લાયક છે:—"ત્હેના દોષ યાદ કરશો નહિ, તે મહાપુરૂષ હતો." માર્ક્સનું નામ ભાવિ જમાનાઓ યાદ કરશે. અને ત્હેની સ્ત્રી તથા ત્હેનાં બાળકો ત્હેની કીર્તિમાં ભાગ પડાવશે. જ્યારે આખી દુનિયામાંથી દારિદ્રય અને ગુલામગીરી દૂર થશે, જ્યારે મૂડી ભુતકાળના ઇતિહાસના પાનામાં જ લખાશે, ત્યારે માનવ જાતિ યાદ કરશે કે જેમના પરિશ્રમથી આ અદ્ભુત પરિણામ

આવ્યાં છે ત્હેમને પેટપૂરતું ખાવાનું પણ મળતું નહોતું. માતાઓ પોતાનાં બાળકોને એ વીરમાતાની કથા કહેશે કે જેણે ભાવિ બાળકોનું જીવન આનંદમાં જાય, જોઇતો પૌષ્ટિક ખોરાક તેઓ મેળવી શકે, એટલા ખાતર પોતાના પ્રિય બાળકોનો ગરીબાઇની વેદિપર ભોગ આપ્યો હતો. સારી દુનિયાને જો સુખ આપવું હોય તો કોઇકે તો રડવું જ જોઇએ. વાચક, તું એમાંનો એક થઇશ.*

---

# કાન્ત અને કાન્તા.

(અનુસંધાન પૃષ્ટ ૧૬૫ થી.)

## અંક ચોથો.

દૃશ્ય પ્હેલું—કિલ્લામાંની એક પરશાળ કાન્ત અને કાન્તા આવીને મળે છે.

**કાન્ત**—તું ક્યાં જાય છે? મ્હારે આજે રાત્રે ત્હારી સાથે વાત કરવી છે. હું ત્હને મળું ખરો?

**કાન્તા**—હા.

**કાન્ત**—હું હમણાંજ મ્હારા પિતાજીના ખંડમાંથી આવું છું. એમની તબિયત સુધારા પર છે. વૈદ્યે કહ્યું છે કે એ બચી ગયા છે......તે છતાં આજે સ્હવારે તો મ્હને આજે સાંઝે કંઇક અશુભ થશે એવી શંકા થયેલી. થોડા વખત સુધી મ્હારા કાનમાં દુર્દૈવની અફવાઓના પડઘા પડતા હતા......પછી એકાએક મ્હોટો ફેરફાર થઇ ગયો; આજે તો માત્ર સમયનો જ સવાલ રહ્યો છે, બીજું કાંઇ નહીં. ખંડની બધી બારીઓ ઉઘાડી નાખવામાં આવી છે. એ બોલે છે; એ સુખી હોય એમ લાગે છે. હજી એ સાધારણ માણસ માફક બોલતા નથી, તો પણ અત્યારે એમના વિચારો પરભવમાંથી આવતા જણાતા નથી .....એમણે મ્હને ઓળખ્યો. એમણે મ્હારો હાથ પકડયો, અને પછી, માંદા પડયા ત્યારથી જે વિચિત્ર દેખાવ પોતે કરે છે તે દેખાવ રાખી મ્હને કહ્યું, "કોણ તું, કાન્ત! કેમ, કેમ, મ્હેં તો કંઇ અગાઉ એના ઉપર ધ્યાન આપ્યું ન હતું, પરંતુ જે લોકો વધારે જીવવાના ન હોય ત્હેના જેવી ત્હારી ગંભીર અને મિત્રની દૃષ્ટિ હતી......ત્હારે મુસાફરી કરવી જોઇએ; ત્હારે મુસાફરી કરવી જોઇએ......" છે તો વિચિત્ર; છતાં હું એને આધીન થઇશ......મ્હારી માતાએ એમને સાંભળ્યા, અને એ હર્ષથી રોઇ પડી—ત્હને એ વાતની ખબર નથી?--આખું ઘર પુનર્જીવિત થયું હોય એમ લાગે છે; જ્યાં ત્યાં શ્વાસોચ્છ્વાસ, વાતોના તડાકા, અને હરફર થતી સંભળાય છે......સાંભળ; પેલા બારણા પાછળ કોઇને હું બોલતું સાંભળું છું. ઉતાવળ કર, ઉતાવળ કર! એકદમ જવાબ આપ! હું ત્હને ક્યાં મળું?

---

* ૧૯૧૨ ના માર્ચ માસના મૉડર્ન રિવ્યૂપરથી અનુવાદ.

કાન્તા—ત્હારી ક્યાં મળવાની ઇચ્છા છે?

કાન્ત—બગીચામાં; "અંધ પુરૂષનું ઝરણું" છે ત્હેની પાસે-આવશે?-તું આવશે?

કાન્તા—હા.

કાન્ત—એ આપણી છેલ્લી રાત્રિ હો!—મ્હારા પિતાજીએ કહ્યું તે પ્રમાણે મ્હારે મુસાફરી કરવાની છે. તું પછી મ્હને ફરીથી નહીં મળે......

કાન્તા—એવું ન બોલો, કાન્ત હું ત્હમને હમેશાં મળીશ; હું હમેશાં ત્હમારો જ વિચાર કર્યાં કરીશ......

કાન્ત—એવો વિચાર કરવો એ નકામું છે......હું એટલે બધે આઘે હોઇશ કે તું મ્હને જોઈ શકીશ જ નહીં......હું દૂર દૂર ચાલ્યા જવાનો પ્રયત્ન કરીશ......હું હર્ષથી ભરપૂર છું અને તું તો એમજ કહેશે કે આજે તો મ્હારા શરીર ઉપર આકાશનો અને પૃથ્વીનો બધો ભાર આવી રહ્યો છે......

કાન્તા—શું થયું છે. કાન્ત!—ત્હમે શું કહોછો તે હું હવે નથી સ્હમજતી......

કાન્ત—જા, જા; આપણે છૂટાં પડીએ. પેલા બારણાની પાછળ કોઇને હું બોલતું સાંભળું છું...એ તો આજે સ્હવારે આ કિલ્લામાં આવેલા પરદેશીઓ છે...એ લોકો બ્હાર જાય છે...આપણે જઇએ; એ તો પેલા પરદેશીઓ...

(બન્ને જૂદાં જૂદાં જાય છે.)

દૃશ્ય બીજું—કિલ્લામાંનો એક ખંડ.

જયન્ત અને કાન્તા જણાય છે.

જયન્ત—હવે જ્યારે કાન્તના પિતા બચી ગયા છે, અને મૃત્યુની વૃદ્ધ દાસી માંદગી કિલ્લામાંથી ન્હાસી ગઇ છે, એટલે સ્હેજ હર્ષ અને સ્હેજ તડકો આખરે ઘરમાં ફરીથી આવશે...વખત થયો હતો!—કારણ, તું આવી ત્યારથી આપણે બંધ બારણે ગણગણતાં ગણગણતાં જીવન ગાળ્યું છે...ખરેખર મેં ત્હારાપર દયા ખાધી છે. કાન્તા...રજાના દિવસની ખબર પડતાં બાળક જેમ હર્ષિત થાય તેમ તું અહિં પૂરેપૂરી હર્ષભરી આવી હતી. જે પ્રમાણે એક બહુજ ઉદાસી અને બહુજ ઠંડી ગુફામાં બપોરી વખતે જ્યારે આપણે ઉતરીએ ત્યારે આપણી વિરૂદ્ધ આપણો સીનો જે પ્રમાણે બદલાઇ જાય છે તે પ્રમાણે જ્યાં તું ખાડામાં પડી કે તરત ત્હારો સીનો બદલાતાં મ્હેં જોયો—અને કદાચ ત્હારો આત્મા પણ...અને એ બધાને લીધેજ હું ઘણી ખરી વખત ત્હને સ્હમજી શકતો ન હતો. કદાચ ત્હારી બેધ્યાન સ્થિતિમાં, પણ જાણે કોઇ મહાન દુ:ખની રાહ જોઈ રહી હોય એવી ત્હારી વિચિત્ર અને બ્હેબાકળી દૃષ્ટિથી તડકામાં એક રમણીય બગીચામાં મ્હેં ત્હને ધારી ધારીને જોઇ છે...હું બરાબર સ્હમજાવી શકતો નથી...પણ ત્હને જોઇને હું શોકમગ્ન થઇ ગયો હતો; કારણકે તું એટલી બધી ન્હાની અને રમણીય છે કે ત્હારાથી મૃત્યુના રાજ્યમાં રાત્રિ દિવસ રહી શકાયજ નહીં. પણ હવે એ બધું બદલાઇ જશે. મ્હારી ઉમ્મરે—અને કદાચ એ જ મ્હારા જીવનનું ખાત્રીવાળું ફળ છે—મ્હારી ઉમ્મરે બનાવોની આસક્તિમાં વિશ્વાસ બેઠો છે, પણ હું જાણતો નથી કે કેટલો; અને

મ્હેં હમેશાં જોયું છે કે દરેક ન્હાનું અને રમણીય પ્રાણી પોતાની આસપાસ ન્હાના અને રમણીય અને સુખી બનાવો ઉત્પન્ન કરે છે અને જે નવા યુગની છાયા મ્હારી નજરે કોઇકવાર પડે છે ત્હેને માટે રસ્તો કરી આપનાર હવે તું જ છે...આમ આવ. કંઇ પણ જવાબ આપ્યા વિના અને ત્હારી આંખો ઉચકયા વિના ચાલ; ત્યાં આગળ ઉભી કેમ રહી છે?—અત્યાર સુધીમાં મ્હેં ત્હને માત્ર એક જ વાર ઓષ્ઠાલિંગન આપ્યું છે—તું આવી તે દિવસે પરંતુ જીંદગીની નૂતનતામાં વિશ્વાસ બેસાડવાને અને તર્જના દૂર કરવાને વૃદ્ધ પુરૂષોને પોતાના ઓષ્ઠો સ્ત્રીના કપાળ ઉપર અથવા બાળકના ગાલ ઉપર કોઇકવાર લગાડવાની જરૂર રહે છે...તું મ્હારા વૃદ્ધ ઓષ્ઠોથી બીએ છે? આજ આટલા મહિનાથી મ્હને ત્હારાપર કેવી દયા આવે છે!...

**કાન્તા**—દાદાજી, હું દુઃખી નથી રહી......

**જયન્ત**—જે લોકો જાતે જાણ્યા વિના દુઃખી રહે છે તેમાંની તું કદાચ એક હોઇશ... અને એવા લોકો અત્યંત દુઃખી હોય છે...આમ છેક પાસે ત્હારી સ્હામું ઘડીભર એકી ટશે મ્હને જોવા દે;...આપણને તો મૃત્યુની સ્હોડમાં આવી સુંદર રમણીની બહુજ જરૂર છે.

સુમન્ત આવે છે.

**સુમન્ત**—કાન્ત આજે રાત્રે જાય છે.

**જયન્ત**—ત્હારા કપાળ ઉપર લોહી છે—ત્હેં શું કંઇ કર્યું છે?

**સુમન્ત**—કંઇ નહીં કંઇ નહીં...કાંટાની વાડમાં થઇને હું પસાર થયો હતો.

**કાન્તા**—ત્હમારૂં માથું સ્હેજ નીચું નમાવો પ્રભુ...હું ત્હમારૂં કપાળ ધોઇ નાંખું...

**સુમન્ત**—(એને તરછોડીને) તું મ્હને અડકે એવી મ્હારી મરજી નથી, સ્હમજી? જા, જા, હું ત્હારી સાથે વાત નથી કરતો—મ્હારી તરવાર ક્યાં છે?—હું મ્હારી તરવાર શોધવા આવ્યો હતો......

**કાન્તા**—આ રહી; પ્રાર્થના-મેજ ઉપર.

**સુમન્ત**—લાવ [જયન્તને]—સાગરને કિનારે ભૂખથી મરી ગયેલો એક ખેડુત લોકોની નજરે હમણાં જ પડયો;—કહીએ તો એમ જ કહેશો કે એ બધા લોકોએ ત્હમારી આંખ આગળ મરી જવાનું ધાર્યું છે.—[કાન્તાને] કેમ, મ્હારી તરવાર? તું આમ ધ્રુજે છે કેમ?—હું ત્હને મારી નાંખવાનો નથી. હું તો સ્હેજ ધાર તપાસું છું. હું મ્હારી તરવાર આવા ઉપયોગમાં લેતો નથી. મ્હને એક ભિખારી માફક તું કેમ તપાસ્યાં કરે છે?—હું ત્હારી પાસે કંઇ ભિક્ષા માગવા નથી આવ્યો. ત્હારી આંખમાં હું કંઇ પણ ન જોઇ શકું પણ તું મ્હારી આંખમાં કાંઇ જોવાની આશા રાખે છે, એમ?—શું તું ધારે છે કે હું કંઇક જાણી શકું?—[જયન્તને] પેલી મ્હોટી આંખો ત્હમે જુઓ છો?—જાણે કે એ પોતાના બાહુલ્યનો ગર્વ કરતી હોયની!......

**જયન્ત**—હું તો એમાં માત્ર મ્હોટી નિર્દોષતા જોઉં છું......

**સુમન્ત**—મ્હોટી નિર્દોષતા!......આંખો તો નિર્દોષતા કરતાં પણ મ્હોટી છે!... એ તો ઘેટાંની આંખો કરતાં વધારે શુદ્ધ છે...એ તો ઇશ્વરને પણ નિર્દોષતાના પાઠ

પઢાવે એવી છે! મ્હોટી નિર્દોષતા! સાંભળો: હું એટલો બધો એઓની પાસે છું કે એની પાંપણો મીંચાય છે ત્યારે એની નૂતનતા હું અનુભવું છું; અને છતાં એ આંખોની ન્હાનામાં ન્હાની ખાનગી બાબતો કરતાં પરભવની મ્હોટી બાબતોથી ઓછો જાણીતો છું!......મ્હોટી નિર્દોષતા!...નિર્દોષતા કરતાં પણ વધારે! કહો કે સ્વર્ગના દેવો પણ એમાં અખંડ પૂજા ઉજવી રહ્યા છે!...હું એ આંખોને જાણું છું! મ્હેં એઓને પોતાને કામે લાગેલી જોઇ છે! બંધ કર! બંધ કર! નહીં તો હું હમેશને માટે એ બંધ કરી દઇશ!...આમ ત્હારા ગળા ઉપર ત્હારો જમણો હાથ મૂક નહીં; હું તો એક સાદી વાત કરૂં છું...મ્હને કંઇ અંદરખાનેથી બીજો વિચાર નથી...અને જો એવું કંઈ હોય તો મ્હારે એ કહેવું કેમ નહીં? અહા! અહા!—ન્હાસી જવાની કોશિષ ન કર!—આમ જો!—પેલો હાથ મ્હને આપ!—અરે! ત્હારા હાથ તો બહુ જ ગરમ છે...ચાલી જા! ત્હારૂં માંસ મ્હને કંટાળો આપે છે!...આમ જો! હવે ન્હાસી જવાનો કંઇ સવાલ જ નથી!—[ વાળ ઝાલીને એને પકડે છે. ]—ત્હારે ત્હારે ઘુંટણીએ મ્હારી પાછળ પાછળ આવવું પડશે! ઘુંટણીએ પડ!—મ્હારી આગળ ઘુંટણીએ પડ!—હાસ! હાસ! ત્હારા લાંબા વાળનો આખરે કંઇ અર્થ સર્યો ખરો!...જમણો,...ડાબો!—ડાબો,...જમણો!—અદબ! અદબ— ટટ્ટાર! નીચી! આગળ! પાછળ! જમીન પર! જમીન પર!...જોયું, સમજી; હું તો ઘરડા માણસ માફક ક્યારનો હસ્યા કરૂં છું......

જયન્ત—(દોડી આવીને) સુમન્ત!......

સુમન્ત—(એકાએક શાંતપણાનો ઢોંગ કરીને.) ત્હમે ત્હમને ફાવે તેમ કરજો, સહમજ્યા.—મ્હારે એની દરકાર નથી.—હું જોઈએ તે કરતાં વધારે ઘરડો થયો છું; અને તે ઉપરાંત હું પ્રણિધિ નથી. હું વખત આવવાની વાટ જોઇશ; અને પછી......અહા! પછી!......કારણ માત્ર એટલુંજ કે એવો રિવાજ છે; કારણ માત્ર એટલુંજ કે એવો રિવાજ છે...... (જાય છે.)

જયન્ત—એને શું દુ:ખ છે?—એ બીધેલો તો નથી ને?

કાન્તા—(રોતી રોતી) ના, ના; એ હવે મ્હને ચાહતા જ નથી......હું સુખી નથી!......હું સુખી નથી!......

જયન્ત—હું ઇશ્વર હોત તો હું માણસનાં હૃદય ઉપર દયા લાવત......

દૃશ્ય ત્રીજું—કિલ્લાની એક અગાશી. જંગી પથરો ઉંચકવા પ્રયત્ન કરતો કુંજ દેખાય છે.

કુંજ—અંહ, આ પથરો તો ભારે છે!......એ મ્હારા કરતાં વધારે ભારે છે......જે કંઇ બન્યું છે તે હરેકના કરતાં એ વધારે ભારે છે......ભેખડ અને આ જક્કી પથરા વચ્ચે પડેલો મ્હારો સોનેરી દડો હું જોઉં છું, છતાં એને મ્હોંચી શકતો નથી......મ્હારો ન્હાનો હાથ જોઇએ તેટલો લાંબો નથી,......અને આ પથરો નહીં ઉંચકાય......મ્હારાથી એ નથી ઉંચકાતો......અને કોઇથી એ નહીં ઉંચકાય......એ તો આખા ઘરના કરતાં વધારે ભારે છે;.....ત્હમને તો એમ જ લાગશે કે એને જમીનમાં મૂળીઆં છે કે શું!...

[આઘે કંઇ ટોળાંનો બેંબેં અવાજ આવે છે.]—અહા! અહા! હું ઘેટાંને રોતાં સાંભળું છું......[અગાશીની કોરે એ જોવાને જાય છે.] અરે! સૂરજ દેખાતો જ નથી... એઓ આવે છે......પ્હેલાં ન્હાનાં ઘેટાં...એઓ આવે છે......એક મ્હોટું ટોળું તો છે!......એક મ્હોટું ટોળું તો છે!......એઓ અંધારાથી બ્હીએ છે......એઓ એક ટોળે વળે છે! એઓ એક ટોળે વળે છે......એઓ હવે ભાગ્યેજ આગળ ચાલી શકે છે......એઓ રૂએ છે! એઓ રૂએ છે! અને એઓ ઉતાવળે જાય છે!......એઓ ઉતાવળે જાય છે!......એઓ ચાર રસ્તે ક્યારનાં જઇ પ્હોંચ્યાં. અહા! અહા! હવે ક્યાં જવું એ એઓ જાણતાં નથી....એઓ હવે રોતાં નથી...એઓ ઉભાં રહ્યાં છે. એઓમાંના કેટલાંકને જમણી બાજુએ જવું છે......બધાંને જમણી બાજુએ જવું છે...... એઓથી જવાતું નથી!...... રખેવાળ એઓ તરફ ઢેખાળાં ફેંકે છે......અહા! અહા! એઓ અહીં થઇને જવાનાં છે......એઓ તાબે થાય છે! એઓ તાબે થાય છે! એઓ અગાશીની નીચે થઇને જવાનાં છે......એઓ ટેકરીઓની નીચે થઇને જવાનાં છે......એઓ ટેકરીઓની નીચે થઇને જવાનાં છે......હું એઓને, પાસે આવશે ત્યારે, જોઇશ......અહા! અહા! કેટલાં બધાં છે!......કેટલાં બધાં છે!...... આખો રસ્તો એઓથી ભરાઇ ગયો છે......હવે એઓ બધાં નરમ થઇ ગયાં છે......રખેવાળ! રખેવાળ! એઓ હવે કેમ નથી બોલતાં?

**રખેવાળ**—(અદૃશ્ય રહીને) કારણ કે આ રસ્તો હવે કંઇ તબેલે જવાનો નથી.

**કુંજ**—એઓ ક્યાં જાય છે?—રખેવાળ! રખેવાળ!—એઓ ક્યાં જાય છે?—એ તો હવે મ્હારૂં કહ્યું સાંભળતો નથી. એઓ તો ક્યારનાં યે આઘે આઘે પ્હોંચી ગયાં...... એઓ ઉતાવળે જાય છે. એઓ હવે કંઇ ઘોંઘાટ નથી કરતાં......આ રસ્તો હવે કંઇ તબેલે જવાનો નથી......એઓ આજે રાત્રે ક્યાં સુવાનાં હશે?—અરે! અરે! અંધારૂં બહુ થયું છે......હું કોઇને કંઇ કહેવા જાઉં છું.........

(જાય છે.)

દૃશ્ય ચોથું—બગીચામાંનો એક ફુવારો.

કાન્ત આવે છે.

**કાન્ત**—આ છેલ્લી જ સંધ્યા...છેલ્લીજ સંધ્યા. એ બધાનો હવે અંત આવવો જોઇએ. જે વસ્તુ મ્હેં અનુમાની ન્હોતી તે બાબત મ્હેં એક બાળક માફક રમત કર્યા કરી છે... ભાવિની જાળ વિષે હું સ્વપ્નાવત રમ્યો છું...મ્હને એકાએક કોણે જાગૃત કર્યો? પોતાના બળતા ઘરમાંથી જેમ કોઇ આંધળો માણસ ન્હાસી જાય તેમ હું હર્ષ અને શોક માટે બૂમ પાડતો ન્હાસી જઇશ...હું તો એને કહીશ કે હું ન્હાસી જવાનો છું...મ્હારા પિતાજીને હવે કંઇ ભય નથી; અને મ્હારી જાતને જૂઠાણું કહેવાનું કંઇ કારણ નથી...વખત તો વહી ગયો છે; એ તો આવતી નથી—એને ફરી મળ્યા વિના હું ચાલ્યો જાઉં તો વધારે સારૂં...આ વખતે તો હું બરોબર બારીકીથી નિહાળીશ ......કેટલીક બાબતો તો હું હવે સંભારતો જ નથી......કેટલીક વખતે તો મ્હને એમ

લાગે છે કે જાણે હું એને સો વર્ષથી મળ્યો જ નથી......અને હજી મ્હેં એની દૃષ્ટિ તરફ નજર કરી નથી......હું જો આમ ચાલ્યો જાઉં તો પછી કંઇ બાકી રહેતું નથી. અને પેલાં બધાં સંભારણાં......જાણે કે હું એક સુંવાળી કોથળીમાં સહેજ પાણી લઇ જવાનો ન હોઉં!......હું છેક ઘરાઇ જાઉં ત્યાં સુધી છેલ્લી છેલ્લી વખત એક વાર હું એને મળી લઇશ......મ્હેં એને જે કદી કહ્યું જ નથી તે મ્હારે એને કહી નાખવું જોઇએ.

(કાન્તા આવે છે.)

**કાન્તા**—કાન્ત!

**કાન્ત**—કાન્તા!—કોણ તું, કાન્તા?

**કાન્તા**—હા.

**કાન્ત**—આમ આવ; જ્યોત્સ્નાની કોરે ઉભી ન રહે—આમ આવ; આપણે એક બીજાને બધું બહુ કહેવાનું છે......આ ઝાડના છાંયડામાં આમ આવ.

**કાન્તા**—મ્હને અજવાળામાં ઉભી રહેવા દો......

**કાન્ત**—[ ]નારાની બારીમાંથી આપણે કોઇ જોઇ જશે. આમ આવ; અહીં, આપણે કશું બ્હીવાનું નથી—સંભાળજે; આપણને કોઇ જોઇ જશે......

**કાન્તા**—મ્હને કોઈ જોય એમ હું ઇચ્છું છું......

**કાન્ત**—કેમ ત્હને શું દુઃખ છે?—કોઈની નજરે પડયા વિના તું અહીં આવી શકી?

**કાન્તા**—હા; ત્હમારા ભાઇ ઉંઘી ગયા......

**કાન્ત**—વખત બહુ વહી ગયો છે.—એક કલાકમાં તો એઓ દરવાજા બંધ કરી દેશે. આપણે ધ્યાન રાખવાનું છે. તું આટલી બધી મોડી કેમ આવી?

**કાન્તા**—ત્હમારા ભાઇને ખરાબ સ્વપ્નું આવ્યું હતું. અને વળી પાછું મ્હારૂં લુગડું દરવાજાના ખીલામાં ભરાઇ ગયું હતું; જુઓ ફાટયું પણ છે. એ બધો મ્હારો વખત નકામો ગયો, એટલે હું દોડી......

**કાન્ત**—મ્હારી દીન કાન્તા!—હું ત્હને અડકતાં જાણે કે બ્હીઉં છું......કોઇ પક્ષી પાછળ શિકારી પડયો હોય તે જેવું હાંફી જાય તેમ તું હજી હાંફે છે......શું મ્હારે માટે—મ્હારે માટે—તું આટલું બધું કરે છે? ત્હારૂં હૃદય જાણે મ્હારૂં હોયની? એમ ધબકતું હું સાંભળું છું......આમ આવ......હજી વધારે પાસે, હજી મ્હારી વધારે પાસે...

**કાન્તા**—ત્હમે હસો છો કેમ?

**કાન્ત**—હું હસતો નથી,—અથવા તો કહે કે હું મશ્કરી કરતો નથી પણ હર્ષ માટે હસું છું......ખરૂં જોતાં તો આ રોવાની વાત હતી......

**કાન્તા**—આપણે અહીં અગાઉ આવ્યાં હતાં......મ્હને યાદ આવે છે......

**કાન્ત**—હા...હા...મહિનાના મહિના અગાઉ.—હું તે વખત જાણતો ન હતો ..... ત્હને આજે રાત્રે અહીં આવવાને મ્હેં કેમ કહ્યું તે તું જાણે છે?

**કાન્તા**—ના.

કાન્ત—કદાચ આ છેલ્લીજ વખત ત્હને મળી લઉં છું...મ્હારે હમેશને માટે જતા રહેવાનું છે.........

કાન્તા—ત્હમે હમેશાં કેમ જતા રહેવાનું કહ્યાં કરો છો ?......

કાન્ત—તું જે જાણે છે જ તે મ્હારે ત્હને કહેવું પડશે એમ ?——હું ત્હને શું કહેવા માગું છું તે તું જાણતી નથી ?

કાન્તા—ના, વળી; ના, વળી; હું કંઇ નથી જાણતી—......

કાન્ત—મ્હારે આઘે કેમ જતા રહેવાનું છે તે તું જાણતી નથી,...તું નથી જાણતી; એનું કારણ એ કે...[એકાએક એને આશ્લિંગન આપે છે] હું ત્હને ચાહું છું.........

કાન્તા—(ધીમે સ્વરે) હું પણ ત્હમને ચાહું છું.........

કાન્ત—અહા ! અહા ! શું કહે છે, કાન્તા ?......મ્હેં સાંભળ્યું નહીં !......જાણે કે અન્ય સૃષ્ટિમાંથી કંઇ અવાજ આવતો હોયની ! એમ તું તો બોલે છે !...ત્હેં શું કહ્યું તે મ્હેં કંઇ સાંભળ્યું નહીં.....તું મ્હને ચાહે છે ?—તું મ્હને પણ ચાહે છે ?...તું કયારથી મ્હને ચાહે છે ?.........

કાન્તા—પ્હેલેથીજ...મ્હેં ત્હમને જોયા ત્યારથીજ......

કાન્ત—અહા ! તું શું કહે છે !...ત્હારો સુર વસંતમાં દરિયા ઉપર થઇને વાતો હોય એમ લાગે છે !...મ્હેં હજી સુધી એ સાંભળ્યો નથી,......જાણે કે મ્હારા હૃદય ઉપર વરસ્યો હોયની !...તું કેટલી બધી ખુલ્લા દિલથી વાત કરે છે !...જાણે કોઈ સ્વર્ગદૂતને પ્રશ્ન કર્યો હોયની !...હું તો નથી માની શકતો, કાન્તા !...તુ મ્હને શા સારૂ ચાહે, વારૂ ?—ના, ના, તું મ્હને કેમ ચાહે છે ?—તું કહે છે તે શું ખરૂં છે ? તું મ્હારી મશ્કરી તો નથી કરતી ને ? મ્હને હસાવવાને તું સ્હેજ જૂઠું તો નથી બોલતી ને ?

કાન્તા—ના, હું કદી જૂઠું બોલતી નથી; હું માત્ર તમારા ભાઈને જૂઠું કહું છું......

કાન્ત—અહા ! તું શું કહે છે ?...ત્હારો સૂર ! ત્હારો સૂર !...પાણી કરતાં પણ વધારે ઠંડો અને વધારે નિર્મલ !...જાણે મ્હારા હોઠ ઉપર નિર્મલ પાણી પડયું !... જાણે મ્હારા હાથ ઉપર નિર્મલ પાણી પડયું...આપ, આપ, મ્હને ત્હારા હાથ આપ !... અહાહા, ત્હારા હાથ કેટલા ન્હાના સરખા છે !...હું ન્હોતો ધારતો કે તું આટલી બધી રમણીય હોઇશ !...ત્હારા અગાઉ મ્હેં આવું રમણીય કંઇ કદી જોયું જ નથી...હું તો અધીરો જ બની ગયો હતો; હું આખા ઘરમાં ખોળી વળ્યો...હું આખા પ્રદેશમાં ખોળી વળ્યો...છતાં મ્હને સૌંદર્ય ન જ મળ્યું......અને હવે તું મ્હને મળી !...મ્હેં ત્હને ખોળી કાઢી છે !...હું નથી ધારતો કે પૃથ્વી ઉપર ત્હારા કરતાં કોઇ વધારે રમણીય બીજી સ્ત્રી હોય !...તું કયાં છે ?—હવે હું ત્હને શ્વાસ લેતી સાંભળતો નથી......

કાન્તા—કારણ કે હું ત્હમારી તરફ જોઇ રહી છું......

કાન્ત—તું મ્હારા તરફ આમ ગંભીરતાથી કેમ જોઇ રહી છે ?——આપણે છાંયડામાં જ છીએ—આ ઝાડ તળે અંધારૂં અતિશય છે. ચાલ અજવાળામાં આવ. આપણે

કેટલાં સુખી છીએ તે આપણે જાતે જ જોઇ નથી શકતાં. ચાલ, ચાલ, હવે બહુજ થોડો વખત બાકી છે.........

**કાન્તા**—ના, ના; આપણે અહીંજ ઉભા રહીએ...અંધારામાં જ હું ત્હમારી પાસે ઉભી રહી શકું છું.........

**કાન્ત**—ત્હારી આંખો કયાં છે?—તું મ્હને હાથતાળી તો નથી આપવા માગતીને?—હમણાં તો તું મ્હારા વિચાર નથી કરતી.

**કાન્તા**—હા, હા; હા, હા; હું માત્ર ત્હમારા જ વિચાર કરૂં છું......

**કાન્ત**—તું તો કંઇ બીજી તરફ જોતી હતી......

**કાન્તા**—મ્હેં ત્હમને બીજે ઠેકાણે જોયા......

**કાન્ત**—ત્હારો આત્મા કંઈ આઘે ગયો છે...ત્હને શું દુઃખ થાય છે, ત્યારે?—મ્હને લાગે છે કે તું સુખી નથી......

**કાન્તા**—હા, હા; હું સુખી છું, પણ હું ઉદાસી છું......

**કાન્ત**—માણસ ચાહે છે ત્યારે ઘણું ખરૂં ઉદાસી રહે છે......

**કાન્તા**—હું ત્હમારો વિચાર કરૂં છું ત્યારે હંમેશાં રોઉં છું......

**કાન્ત**—હું પણ...હું પણ, કાન્તા...હું ત્હારી છેક પાસે છું; હું હર્ષથી રોઉં છું, અને છતાં...[ફરીથી એને આશ્લાલિંગન આપે છે.]—હું ત્હને આમ આશ્લાલિંગન આપું છું ત્યારે તું વિચિત્ર લાગે છે...તું એટલી રમણીય છે કે કોઇ તો એમ જ ક્હેશે કે તું મૃત્યુના મુખમાં આવી રહી છે......

**કાન્તા**—ત્હમે પણ......

**કાન્ત**—એમ, એમ,...આપણી મરજી પ્રમાણે આપણે કરતાં નથી...મ્હેં ત્હને પ્હેલી જ વાર જોઇ ત્યારે હું ત્હને ચ્હાતો ન્હોતો...

**કાન્તા**—હું પણ...હું પણ...હું બ્હીતી હતી...

**કાન્ત**—હું ત્હારી આંખો સ્વીકારી શકયો નહીં...હું તો તરત ચાલ્યો જ જાત...અને પછી...

**કાન્તા**—અને હું,—હું આવત નહીં...હું હજી નથી સમજી શકતી કે કેમ,—હું આવતાં બ્હીતી હતી...

**કાન્ત**—માણસ ઘણી બધી બાબતો કદી સ્હમજી શકતો નથી. આપણે હંમેશ રાહ જોઇ બેઠા હોઇએ છીએ; અને પછી...એ અવાજ શેનો?—એઓ દરવાજા બંધ કરે છે!......

**કાન્તા**—હા, એઓએ દરવાજા બંધ કરી દીધા......

**કાન્ત**—હવે આપણાથી પાછાં નહીં જઇ શકાય?—પેલી સાંકળો દેવાઇ તે ત્હેં સાંભળી?—સાંભળ! સાંભળ...પેલી મ્હોટી સાંકળો! .....પેલી મ્હોટી સાંકળો!...વખત બહુ વહી ગયો; વખત બહુ વહી ગયો છે!......

કાન્તા—ઘણું સારૂં થયું! ઘણું સારૂં થયું! ઘણું સારૂં થયું!...

કાન્ત—તું...? જો, જો,...કંઇ આપણી જ એવી ઈચ્છા નથી!...બધું જ ગયું, બધું જ બચ્યું! આજે રાત્રે બધું બચ્યું છે!—ચાલ, ચાલ...મ્હારૂં હૃદય ગાંડા માણસ માફક ધબકે છે,—છેક મ્હારા ગળા સુધી...[એઓ ભેટે છે.] સાંભળ! સાંભળ! મ્હારૂં હૃદય મ્હને લગભગ રૂંધી નાંખે છે...ચાલ! ચાલ!..અહા, છાંયડામાં એ કેવું રમણીય લાગે છે!......

કાન્તા—આપણી પાછળ કોઇ છે!...

કાન્ત—હું તો કોઇને દેખતો નથી...

કાન્તા—મ્હેં કંઇ અવાજ સાંભળ્યો...

કાન્ત—અંધારામાં માત્ર ત્હારૂં હૃદય હું સાંભળું છું......

કાન્તા—સુકાં પાંદડાંનો ખડખડાટ થતો મ્હેં સાંભળ્યો ..

કાન્ત—કારણ કે પવન એકાએક બંધ પડી ગયો તે......આપણે આશ્લેષાલિંગન આપતાં હતાં તેવામાં એ બંધ પડી ગયો...

કાન્તાઃ—આજે રાત્રે આપણાં પડછાયા કેટલા લાંબા છે?...

કાન્તઃ—બગીચાને છેક છેડે એઓ ભેટે છે. અહા આપણી આઘે આઘે એ કેવા આશ્લેષાલિંગન આપે છે!... જો! જો!......

કાન્તાઃ—(ગળગળે અવાજે) અ-હ હ!—તેમ તો ઝાડની પાછળ ઉભો છે!

કાન્તઃ—કોણ?

કાન્તાઃ—સુમન્ત!

કાન્તઃ—સુમન્ત!—ક્યાં?—હું તો કંઇ દેખતો નથી...

કાન્તાઃ—પેલી તરફ...આપણા પડછાયાને છેડે...

કાન્તઃ—હા, હા; મ્હેં એને જોયો....આપણે એકાએક ફરી ન જવું હો!...

કાન્તાઃ—એના હાથમાં તરવાર છે...

કાન્તઃ—મ્હારી પાસે પણ છે...

કાન્તાઃ—એણે આપણને આશ્લેષાલિંગન આપતાં જોયાં...

કાન્તઃ—આપણે એમને જોયો છે એમ એ જાણતો નથી...હાલતી ના; ત્હારૂં માથું ફેરવી દેતી ના;...એ આપણા ઉપર એકદમ ધસી આવશે....આપણે જાણતાં નથી એમ જ્યાં સુધી એ ધારશે ત્યાં સુધી એ ત્યાં જ ઉભો રહેશે. એ આપણને તાકી તાકીને જુએ છે...હજી એ સ્થિર જ ઉભો છે......જા, આ તરફ થઇને એકદમ ચાલી જા...... હું એની વાટ જોઇને ઉભો છું......હું એને અટકાવીશ......

કાન્તાઃ—ના, ના, ના!......

કાન્તઃ—જા! જા! એણે બધું જોયું છે!... એ આપણને મારી નાખશે!......

કાન્તા:— બહુજ સારૂં ! બહુજ સારૂં ! બહુજ સારૂં !......

કાન્તઃ—એ આવે છે. ! એ આવે છે !......ત્હારૂં મ્હોં !......ત્હારૂં મ્હોં !......

કાન્તા:—હા !......હા ! હા ......

( હિંમત ધરી એઓ ઓષ્ઠાલિંગન આપે છે. )

કાન્તઃ—અહા ! અહા ! બધા તારાઓ ખરે છે !......

કાન્તા:—મ્હારા ઉપર પણ ! મ્હારા ઉપર પણ !......

કાન્તઃ—ફરીથી ! ફરીથી !......આપ ! આપ !......

કાન્તા:—બસ ! બસ ! બસ !......

[ હાથમાં તરવાર લઈને સુમન્ત એઓ ઉપર ધસી આવે છે અને કાન્તને મારે છે; કાન્ત ફુવારાની કોર આગળ પડે છે. કાન્તા ગભરાઈને ન્હાસી જાય છે. ]

કાન્તા:—( ન્હાસતાં ન્હાસતાં ) અરેરે ! અરેરે ! મ્હારામાં હિંમત નથી !...... મ્હારામાં હિંમત નથી !......

[ એકાન્તમાં સુમન્ત એની પાછળ જંગલમાં થઈને ન્હાસે છે. ]

( અપૂર્ણ )

ભરત.

# મુંબાઈ શહેર અને ગુજરાતમાં હોમરૂલની ચળવળ.

## ૧. મુંબાઇ શહેર.

મિસિસ બેસંટના નજરકેદ થયા પછી હોમ રૂલની ચળવળને માટે પ્રજાએ જે ઉત્સાહ બતાવ્યો હતો, તે શમ્યો નથી અને હજુ પણ દરરોજ લીગના સભાસદોની સંખ્યામાં સારો વધારો થતો જાય છે. ગયા મહીનાની શરૂઆતમાં સભાસદોની સંખ્યા ૩૩૨૨ ની હતી, તે હવે વધીને ૩૯૨૮ થઇ છે.

૧. ગયા મહીનામાં તા૦ ૧૬ મીએ મિસિસ બેસંટના નજરકેદના દીવસે મી૦ એસ. આર. બમનજીના પ્રમુખપણા હેઠળ કાંદાવાડીમાં એક જાહેર સભા ભરવામાં આવી હતી. સભામાં લગભગ ૮૦૦૦ માણસો હતાં. અને મી૦ ખાપરડે, મી૦ જમનાદાસ, મી૦ હોર્નીમેન, મી૦ ભુલાભાઇ દેસાઇ, મી૦ બાડીલકર વગેરે જાણીતા વક્તાઓએ ભાગ લીધો હતો. સભામાં નીચલો ઠરાવ પસાર થયો હતો.

(અ) ગયા ત્રણ માસ દરમ્યાન સર્વત્ર એકે અવાજે પ્રકટ થયેલા લોકમતને માન આપી, સરકારે મિસિસ ઍની બેસંટ, મી. અરૂંડેલ અને મી. વાડીઆને મુકત કરવાનું જે પગલું લીધું છે તે માટે હોમ રૂલ લીગોની મુંબાઇની શાખાઓના આશ્રયતળે મળેલી મુંબઇના નાગરિકોની આ સભા પોતાનો હર્ષ પ્રકટ કરે છે; અને મુકત થયેલાંઓને, દેશને માટે તેમણે બજાવેલી સેવા બદલ પોતાની સહાનુભૂતિ, અભિનંદન અને કદર દર્શાવવા ઇચ્છે છે.

(બ) વળી આ સભા, મિસિસ ઍની બેસંટને આ પ્રાંતમાં આવવા માટે કરેલા સરકારના નિષેધ માટે, પોતાનો ખેદ દર્શાવે છે, અને વિશ્વાસ રાખે છે કે નામદાર લૉર્ડ વિલિંગ્ડનની સરકાર તે નિષેધનો હુકમ પાછો ખેંચી લેવાનાં સત્વર પગલાં લેશે.

૨. ગયા મહીનામાં આ શાખા તરફથી ૬ વ્યાખ્યાનો થયાં હતાં તેની વિગત નીચે મુજબ છે.

| નંબર. | તા. | વખત | વકતા | પ્રમુખ | વિષય | સ્થળ | લોકોની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૪ | સાંજના ૬–૩૦ | મી૦ બી. જી. હોર્નીમન. | મી૦ ભુલાભાઇ દેસાઇ એડવોકેટ | મેસોપોટેમીઆ અને તેનું રહસ્ય ૧ | મોરારજી ગોકળદાસ હૉલ. | ૭૦૦ |
| ૨ | ૧૨ | ૬–૪૫ | ,, | મી૦ એસ. જી. વેલીનકર બાર. એટ–લો. | ,, ૨ | ,, | ,, |
| ૩ | ૧૩ | રાતના ૯–૩૦ | મી૦ નૃસિંહદાસ વિભાકર બાર–એટ–લો | મી૦ ત્રીભોવનદાસ માલવી. | હોમરૂલ માટે તૈયારી | ,, | ૧૨૦૦ |
| ૪ | ૧૯ | ,, | મી૦ ચંદ્રશંકર પંડયા. | મી૦ જમનાદાસ દ્વારકાદાસ. | સ્વરાજ્યની ચળવળ | માંડવી | ૮૦૦ |
| ૫ | ૨૭ | ૯–૩૦ | ,, | મી૦ રતનસી ધરમસી | સ્વરાજ્યની યોજના અને હિન્દી પ્રધાનને અરજી | મોરારજી ગોકળદાસ હૉલ | ૧૨૦૦ |
| ૬ | ૨૮ | ૯–૩૦ | રા. મનસુખલાલ માસ્તર, | મી૦ જમનાદાસ દ્વારકાદાસ. | સ્વરાજ્યની યોજના | માંડવી | ૮૦૦ |

૩. ગયા મહીનામાં આ શાખા તરફથી નીચલું ગુજરાતી સાહિત્ય બહાર પાડવાનું નક્કી થયું હતું.

૧. મી૦ દાદાભાઇ નવરોજીનું ૧૯૦૬ ની કૉંગ્રેસના પ્રમુખ તરીકેનું ભાષણ.

૨. મી૦ મૉન્ટેગ્યુનું મેસોપોટેમીઆ કમીશનના રીપોર્ટ ઉપરની ચર્ચા વખતનું ભાષણ.

૩. કૉંગ્રેસ અને મોસ્લેમ લીગે મંજૂર કરેલી સુધારાની યોજના.

૪. સત્યાગ્રહનું રહસ્ય–લેખક રા. પરાગજી ખંડુભાઇ દેસાઇ.

૪. ગયા મહીનામાં આ શાખા તરફથી માંડવી લત્તામાં એક લાયબ્રેરી ખોલવામાં આવી હતી. તે ખુલ્લી મૂકવાની ક્રિયા તા. ૧ લીએ મી૦ જમનાદાસ દ્વારકાદાસે કરી હતી.

૫. ગયા મહીનામાં ગુજરાતમાં હોમ રૂલની ચળવળને પુષ્ટિ આપવા આ શાખા તરફથી ગયેલાં ડેપ્યુટેશનોની વિગત નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | તા. ૨ | ભરૂચ. | મી. હૉર્નીમેન, મી. વિમાકર, મી. ઉમર સોબાની. |
| ૨ | તા. ૬ | મહીર | રા. પરાગજી ખંડુભાઇ દેશાઇ. |
| ૩ | તા. ૯ | નડિયાદ. | મી. હૉર્નીમેન, મી. રતનશી ધરમશી, મી. ચંદ્રશંકર પંડ્યા. |
| ૪ | તા. ૯ | વલસાડ. | મી ભૂલાભાઇ દેશાઇ, મી. છોટુભાઇ વકીલ, મી. કનૈયાલાલ મુનશી, રા. પરાગજી ખંડુભાઇ, મી. એસ. જી. બેંકર. |
| ૫ | તા. ૧૦ | ઉમરેઠ. | મી. ચંદ્રશંકર પંડ્યા. |
| ૬ | તા. ૧૬ | ગોધરા. | મી. સૈયદ હુસેન, મી. ઇંદુલાલ યાજ્ઞિક. |
| ૭ | તા. ૧૦ | હાલોલ. | મી. ઇંદુલાલ યાજ્ઞિક. |
| ૮ | તા. ૧૧ | કાલોલ. | ,, ,, |
| ૯ | તા. ૧૨ | વેજલપુર. | ,, ,, |
| ૧૦ | તા. ૨૩ | કલ્યાણ. | મી. જમનાદાસ દ્વારકાદાસ. |
| ૧૧ | તા. ૨૩ | વલસાડ. | મી. ચંદ્રશંકર પંડ્યા, મી. એસ. જી. બેંકર. |
| ૧૨ | તા. ૨૩ | ડાકોર | મી એમ. એ. માસ્તર, મી. ઇંદુલાલ યાજ્ઞિક. |
| ૧૩ | તા. ૧૫ | ઠાસરા. | રા. ઇન્દુલાલ યાજ્ઞિક. |
| ૧૪ | તા. ૨૬ | ખેડા. | ,, |
| ૧૫ | તા. ૨૭ | માતર. | ,, |
| ૧૬ | તા. ૨૭ | પારડી. | રા. પરાગજી ખંડુભાઈ. |
| ૧૭ | તા. ૨૮ | અગ્રામા. | |
| ૧૮ | તા. ૨૯ | પરીઆ. | |
| ૧૯ | તા. ૨૯ | મહુધા. | રા. ઇન્દુલાલ યાજ્ઞિક. |
| ૨૦ | તા. ૨૯ | કપડવંજ. | ,, |
| ૨૧ | તા. ૩૦ | બોરસદ. | ,, |

૬. હિંદી પ્રધાન રાઇટ ઑ. મૉન્ટેગ્યુ અહિં પધારે તે વખતે તેમને આપણી સ્વરાજ્યની (કૉંગ્રેસ અને મોસ્લેમ લીગે મંજૂર કરેલી) માંગણીઓ માટે લાખો માણસોની સહીઓ સાથેની એક અરજી અર્પણ કરવાની મહાત્મા ગાંધીની સૂચના હોમરૂલ લીગે પણ ઉપાડી લીધી છે. અને ગાંધી સાહેબે ઘડી કાઢેલી અરજી ઉપર શહેરમાં સહીઓ લેવાનું શરૂ થઇ ચૂક્યું છે. તે ઉપરાંત ગુજરાતમાં પણ લીગની શાખાઓને સહીઓ લેવાના કામમાં અહિંની શાખાના વ્યવસ્થાપક મંત્રીઓ રા. ઇંદુલાલ યાજ્ઞિક તથા રા. પરાગજી ખંડુભાઇ મદદ કરી રહ્યા છે.

## ૨. સુરત જીલ્લો.

### ૧. સુરત.

આ શાખાનું કાર્ય દિવસે દિવસે આગળ વધતું જાય છે. આજ સુધીમાં ૪૫૦ સભાસદો જોડાયા છે અને દીન પ્રતિદીન ૧૦ થી ૧૫ નો તેમાં ઉમેરો થતો જાય છે.

રવિવાર તા૦ ૯ મી સપ્ટેમ્બરે આ શાખાનું એક ડેપ્યુટેશન વલસાડ મુકામે મુંબાઇની શાખાવાળાઓ સાથે કામ કરવા ગયું હતું જે પ્રસંગે વલસાડના વતની મુંબાઇના

જાણીતા ધારાશાસ્ત્રી મી૦ ભૂલાભાઇ જીવણજી એડવોકેટના પ્રમુખપણા નીચે રા. કનૈયાલાલ મુનશી તથા રા. જમનાદાસ દ્વારકાદાસે હોમ રૂલ સંબંધી ભાષણો આપ્યા હતા. સભામાં લગભગ ૨૦૦ મેમ્બરો થયા હતા. લોકોનો ઉત્સાહ ઘણો હતો.

આ શહેરની ચાલાક પોલીસે લીગના પ્રમુખ રા. ડાહ્યાભાઇ ટ્રેઝરર, રા. મનંત કૃષ્ણસુખરાય તથા એક આગ્રગણ્ય મેમ્બર રા. કનૈયાલાલ નાનાભાઇ દેસાઇના ઘોડાવાળાઓ ઉપર માળવીની વાડીની ગલીમાં ગાડીઓ ઉભી રાખી રસ્તાનું રોકાણ કરવાના વાંક માટે ફરિયાદ નોંધાવી છે. વર્ષો થયાં સેંકડો મીટીંગોમાં સેંકડો ગાડીઓ આવીજ રીતે બાજુપરથી ઉભી રહે છે છતાં હોમ રૂલ લીગના ઉપલા નાયકોના ઘોડાવાળાને કોરટે ઘસડવાથી શહેરમાં સ્વાભાવિક ખળભળાટ ઉઠયો છે અને આ નજીવા કેસે લોકોમાં ઠીક ઉત્સાહ ઉપજાવ્યો છે. કેસના ૪ હીઅરીંગ થયાં છે. હજી ચાલુ છે.

તા૦ ૫-૯-૧૭ ને બુધવારે સાંજના ૫-૩૦ વાગે અમદાવાદવાળા શ્રીયુત મગનભાઇ ચતુરભાઇ પટેલ બાર-ઍટ-લૉએ દશાલાડ વાડીમાં રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ બી. એ., એલ. એલ. બી. ના પ્રમુખપણા નીચે "સ્વરાજ્ય અને વ્યાપાર" એ વિષય ઉપર એક મનોહારી ભાષણ લોકોની જંગી સભા સમક્ષ આપ્યું હતું.

તા૦ ૧૬-૧૬-૧૭ ને રવિવારે સાંજના ૬ વાગે દશાલાડ વાડીમાં, વિદુષી મિસિસ બેસન્ટ અને તેમના અનુયાયીઓને નજરકેદમાંથી છૂટકારો કરવાનો હુકમ થયો છે તે ખુશખબર જાણી ૨,૦૦૦ લોકોની એક જાહેર સભા મિસિસ બેસન્ટ અને મેશર્સ એરન્ડેલ અને વાડીઆને અભિનંદન આપવા તથા મેશર્સ મહમદઅલી અને શૌકતઅલી વગેરેને છોડી મૂકવા માટે વિનંતિ કરવા વગેરે ઠરાવો પસાર કરવા મળી હતી.

## ૨ વલસાડ.

હોમરૂલ લીગ સ્થાપવા માટેની જાહેર સભા અહિં ગઇ તા૦ ૧૧ મીએ ધર્મશાળામાં મુંબઇના જાણીતા એડવોકેટ મી૦ ભૂલાભાઇ દેશાઇના પ્રમુખપદે મળી હતી. પ્રમુખે હાલની સ્થિતિ સંબંધી બોલતાં કહ્યું હતું કેઃ—રાજ્યના બંધારણમાં હવે ફેરફાર થવાનો છે. પહેલાંની માફક અધિકારીઓ તરફથી ચલાવવામાં આવતા અમલથી પ્રજા શાંત બેસી રહેતી તેવું હવે રહ્યું નથી. આધુનિક સમયમાં સર્વ સ્થળોએ છૂટાપણા માટે પ્રગતિ થતી જોવામાં આવે છે. આખું યુરોપ સ્વાતંત્ર્યની પ્રાપ્તિને અર્થે વિગ્રહમાં પોતાનો ભોગ આપી રહ્યું છે. હિન્દુસ્થાનમાં પણ વર્તમાન સમયમાં લોકો પોતાના છૂટાપણા માટે વ્યાજબી અને કાયદેસર મથનો કરે છે. પ્રજાકીય બંધારણ હવે અમલદારી દોરમાંથી છૂટું થવા માગે છે. બેલજીયમનું સ્વાતંત્ર્ય જાળવી રાખવાના હેતુથી લાખો માણસો હાલ રણયજ્ઞમાં હોમાયા છે, અને પૈસાની તો નીકો વહે છે, તો હિન્દને માટે આ જ હેતુ શા માટે રાખવામાં નથી આવતો? હિન્દી વજીર મી૦ મૉન્ટેગ્યુ અહીં પધારી આપણી મુશ્કેલીઓ તપાસી પાર્લામેંટમાં તે રજુ કરનાર છે. અત્યાર સુધી હિન્દ શાન્તપણે બેસી રહ્યું

હતું. હવે પ્રજા પોતાનું સ્થાન સમજી છે, પોતાની મહત્તા તે જોઇ શકી છે, અને સ્વાતંત્ર્ય મેળવવા માટે પ્રયત્નો પ્રજાએ હવે ઉત્સાહથી કરવા માંડ્યા છે. સુભાગ્યે મી૦ ચેમ્બરલેને રાજીનામું આપ્યું અને આપણી દાઝ જાણનાર મી૦ મૉન્ટેગ્યુ હિન્દી વજીર નિમાયા છે, તેથી આપણી સફળતાની આપણને પૂર્ણ આશા છે. તે પછી તેમણે લોકોને હોમરૂલમાં દાખલ થવા, તથા પ્રાથમિક કેળવણી દાખલ કરવાથી થતા ફાયદાની સમજુતિ આપી હતી. તેમણે જણાવ્યું હતું કે જેમ જેમ રાજકીય સુધારાવધારા થશે, તેમ તેમ પ્રજાને માથે વધુ જવાબદારી આવી પડશે અને તેવે પ્રસંગે સર્વેને યથાયોગ્ય પૈસાની પણ મદદ આપવી પડશે. તે પછી તેમણે સભામાં હાજરી આપનારાઓનો આભાર માન્યો હતો. મી૦ કનૈયાલાલ એમ. મુનશી, દેશાઇ પરાગજીભાઇ ખંડુભાઇ વગેરેએ બહુ સચોટ અને પ્રોત્સાહક ભાષણો આપ્યા બાદ પ્રમુખ વગેરેનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

હિન્દી પ્રધાન મી. મૉન્ટેગ્યુને કાગ્રેસે મંજૂર કરેલા સુધારા માટે આપવાની અરજી સંબંધી લોકોને સમજણ આપવાને રવિવાર તા. ૨૩ મી સપ્ટેંબરની સાંજના ધર્મશાળામાં વલસાડના લોકપ્રિય વકીલ મી. ડાહ્યાભાઇ વસનજીના પ્રમુખપણા હેઠળ એક મોટી સભા મળી હતી. સભાનું કામ શરૂ થતાં મુંબઈથી આવેલા જાણીતા સાક્ષર અને વકતા મી. ચંદ્રશંકર પંડ્યાએ સ્વરાજ્યની જરૂરિયાત તથા કૅાગ્રેસ અને મોસ્લેમ લીગે મંજૂર કરેલી સુધારાની યોજના તથા તે સંબંધી મી. મૉન્ટેગ્યુને લાખો માણસોની સહી સાથની એક અરજી આપવાની અગત્યતા વિષે લંબાણથી વિવેચન કર્યું હતું, અને એ અરજી ઉપર પ્રજાને એ યોજના વિષે માહીતિ આપી સહીઓ લેવાનો આગ્રહ કર્યો હતો. પ્રમુખે ઉપસંહાર કરતાં એ અરજી ઉપર સહીઓ લેવાનું કામ શરૂ કરી દેવાને માટે સભામાં હાજર રહેલામાંથી સ્વયંસેવકો માટે માંગણી કરી હતી, અને એ માંગણીના જવાબમાં પચ્ચીસેક સભ્યો અને બે સ્ત્રીઓ બહાર પડ્યાં હતાં. ત્યારબાદ પ્રમુખનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી. આ સભાને પરિણામે વલસાડ તાલુકાના દરેકે દરેક ગામમાં સહીઓ લેવાની વ્યવસ્થા કરવાનું નક્કી થઇ ગયું છે.

૩ મંદીર, ૪ સીસોદરા, ૫ સુલતાનપૂર—હોમરૂલ અને સ્વરાજ્યની ચળવળ સામે એવો આક્ષેપ થાય છે કે તે ચળવળ માત્ર શહેરના મુઠ્ઠીભર કેળવાયલા માણસો તરફથી જ થાય છે. પરંતુ એ આક્ષેપમાં કાંઇ પણ વજૂદ નથી એ તો સુરત જીલ્લાના જલાલપુર તાલુકાએ બતાવી આપ્યું છે. એ તાલુકામાં ગયા મહિનાની શરૂઆતમાં હોમ રૂલ લીગની ૬ શાખાઓ હતી અને ગયા મહીનામાં ત્યાં બીજી ત્રણ શાખાઓ મંદીર, સીસોદરા અને સુલતાનપુર ખાતે ખોલવામાં આવી છે. મંદીર ખાતે તે માટે તા૦ ૬ ઠી સપટેંબર ગુરૂવારને રોજ રા. વસનજી ભાણાભાઇના પ્રમુખપણા હેઠળ સભા મળી હતી. રા. પરાગજીભાઇએ 'હિન્દની વર્તમાન રાજકીય સ્થિતિ' એ વિષય ઉપર એક લંબાણ ભાષણ આપી હોમરૂલ લીગના ઉદ્દેશો સમજાવી મંદીર ગામે લીગની શાખા સ્થાપવા અરજ કરી હતી જેને પરિણામે સભામાં ૨૫ ગૃહસ્થોએ મેંબર તરીકે પોતાનાં નામો નોંધાવ્યાં હતાં. રા. ડાહ્યાભાઈ નીછાભાઇને લીગના મંત્રી તરીકે ચુંટવામાં આવ્યા હતા.

૬ અબ્રામા—ગયા માસની તા. ૨૮ મીએ વલસાડ તાલુકાના અબ્રામા ગામે રા. પરાગજી ખંડુભાઈ ગયા હતા. ગામના લોકોની એક સભા રાત્રે રા. સુરભાઇ વલ્લભભાઈના પ્રમુખપણાં હેઠળ મળી હતી. ગામના ઘણાં ગૃહસ્થોએ સભામાં હાજરી આપી હતી. રા. પરાગજીભાઇએ 'હોમ રૂલ લીગ યાને સ્વરાજ' એ વિષય ઉપર એક ભાષણ આપ્યું હતું અને હોમ રૂલ લીગની એક શાખા સ્થાપવા ખાસ વિનંતિ કરી હતી. સભામાં એકંદર ૩૦ ગૃહસ્થો લીગના સભાસદ થયા હતા. રા. દુર્લભભાઇને સેક્રેટરી તરીકે ચુંટી કહાડવામાં આવ્યા હતા.

૭ હાંસાપુર—જલાલપુર તાલુકાના હાંસાપુર ગામના લોકોના આમંત્રણથી રા. પરાગજી ખંડુભાઇ તા. ૨૨ મી એ ત્યાં ગયા હતા. રાત્રે રા. પરાગજી છીમાભાઇના પ્રમુખપણાં હેઠળ ગામના લોકોની એક સભા મળી હતી. રા. પરાગજીભાઇએ 'હિંદની હાલની રાજકીય સ્થિતિ' એ વિષય ઉપર એક ભાષણ આપ્યું હતું અને ગામમાં લીગ સ્થાપવા અરજ કરી હતી. લગભગ ૧૫ ગૃહસ્થો લીગમાં જોડાયા હતા. રા. મગનભાઇ ભીમભાઇને સેક્રેટરી તરીકે ચુંટી કહાડવામાં આવ્યા હતા.

મી. મોન્ટેગ્યુને આપવાની અરજી ઉપર સહીઓ લેવાની વ્યવસ્થા કરવા રા. પરાગજી ખંડુભાઇ પારડી ગયા હતા. પારડી, ઉમરસાડી, શોનવાડા, ડુંગરી, વાઘછીપા વીગેરે ગામોમાં સહીઓ લેવાનું કામ ચાલે છે. ઉમરસાડી ડુંગરી તથા પરીઆ ગામે સભાઓ ભરી રા. પરાગજી ભાઇએ 'સ્વરાજ' એ વિષય ઉપર ભાષણો આપ્યાં હતાં.

## ૩ ભરૂચ જીલ્લો.

### ૧ ભરૂચ.

આજે કેટલોક વખત થયાં હોમરૂલની ચળવળ ગુજરાતમાં અનેક સ્થળે ઉપાડી લેવામાં આવી છે. પરંતુ તે સર્વેમાં ભરૂચ અગ્ર સ્થાન ભોગવે છે. એ શહેરના કહેવાતા નેતાઓએ આ હીલચાલ તરફ ઉદાસીન વૃત્તિ ધારણ કરી છે, છતાં ત્યાંની શાખામાં આજે ૨૦૦૦ ઉપર સભાસદો જોડાયા છે, અને તેમનો ઉત્સાહ દીન પ્રતિદીન વધતોજ જાય છે. એ સર્વેને માટે ખરો ધન્યવાદ તે શાખાના મંત્રી. રા. હરિભાઇ અમીનનેજ ઘટે છે. તેમની દેશભક્તિ તો આ ચળવળ પહેલાંજ ભરૂચ જીલ્લામાં જાણીતી હતી. પરંતુ આ ચળવળને અંગે અસાધારણ ઉત્સાહ અને ખંતથી એમણે જે કાર્ય કરી બતાવ્યું છે તેથી તો ભરૂચની શાખા આજે ગુજરાતમાં, અને ખુદ મુંબાઇને માટે પણ આદર્શ રૂપ થઇ પડી છે.

એ શાખા તરફથી હોમરૂલ લાયબ્રેરી માટે ઑગસ્ટ મહીનામાં જ વ્યવસ્થા થઇ ગઇ હતી. પરંતુ તે ખુલ્લી મૂકવાની ક્રિયા ગયા મહિનાની ૨ જી તારીખે 'મુંબઇ ક્રોનિકલ'ના અધિપતિ મી૦ હૉર્નીમનને હાથે થઇ હતી. એ પ્રસંગે મુંબઇથી મી૦ હૉર્નીમનની સાથે મી૦ ઉમર સોબાની તથા મી૦ ચંદ્રશંકર પંડ્યા પણ હતા. સ્ટેશન ઉપર તેમનો સત્કાર કરવાને બસેં ઉપર માણસો બેંડ સાથે હાજર હતા. અને ત્યાર પછી તેમને અઢી હજાર માણસો સાથે ભવ્ય વરઘોડો કાઢી દશા લાડની વાડીમાં લઇ જવામાં આવ્યા.

વાડીમાં લગભગ ત્રણ હજાર માણસ એકઠું થયું હતું, તેમની સમક્ષ લાયબ્રેરી સંબંધી રીપોર્ટ મી૦ અમીને વાંચી સંભળાવી મી૦ હૅાર્નીમનને લાયબ્રેરી ખુલ્લી મૂકવાને વિનંતિ કરી હતી. જે પછી મી૦ હૅાર્નીમને લાયબ્રેરીના મકાન આગળ જઇ તાળું ખોલી લાયબ્રેરી ખુલ્લી મૂકાયલી જાહેર કરી હતી તથા લાયબ્રેરીની વ્યવસ્થા વિષે સંતોષ જાહેર કર્યો હતો. તે પછી વાડીમાં પાછા ફરી મી૦ હૅાર્નીમને ભરૂચની પ્રજાએ તેમને જે માન આપ્યું હતું તે માત્ર તેમનેજ નહિં પણ આખી લીગને છે એમ જણાવી પ્રજાજનોનો ઉપકાર માન્યો હતો. તે પછી મી૦ પંડયા તથા ભરૂચના બીજા ગૃહસ્થોએ પ્રસંગોપાત વિવેચન કર્યા પછી મેળાવડો વિસર્જન થયો હતો. તે જ દિવસે સાંજના મી૦ હૅાર્નીમનના અધ્યક્ષપણા હેઠળ મી૦ પંડ્યાએ એક ઘણુંજ છટાદાર અને અસરકારક ભાષણ આપ્યું હતું. લગભગ પાંચ છ હજાર માણસોએ ભાષણમાં હાજરી આપી હતી. અને ભાષણને અંતે લગભગ ૩૦૦-૪૦૦ નવા સભાસદો લીગમાં જોડાયા હતા, અને તેમાં કેટલીક સ્ત્રીઓ પણ હતી.

લોકમાન્ય મી૦ તિલકની ભરૂચમાં પધરામણી—ગઇ તા૦ ૧૫ મી ને શનિવારે ભરૂચની હોમરૂલ લીગના આમંત્રણને માન આપીને લો. મા. મી૦ તિલક ભરૂચ સીધાર્યા હતા. તેમની સાથે ડૅા. ચંદુલાલ, મી. વિભાકર, રા. વામન મલ્હાર જોશી, રા. સીતારામપંત લલિત વગેરે હતા. સ્ટેશન ઉપર તેમને સેક્રેટરી મી૦ હરિભાઈ અમીને હાર પહેરાવ્યો હતો, અને તે પછી તેમને ગાડીમાં બેસાડી લોકો ઘોડા છોડી નાંખી તેમની ગાડી ખેંચી ગયા હતા. ગાડી આખા શહેરમાં ફેરવ્યા પછી વિઠ્ઠલ મીલ પાસેના ખેતરમાં સભા ભરવામાં આવી હતી. આ સભામાં બારથી પંદર હજાર શ્રોતાઓ હાજર હતા. અને ત્યાં તેમણે જગ્યા લીધા પછી સેક્રેટરી મી૦ હરિભાઇ અમીને સભા સમક્ષ શ્રીયુત્ તિલકને ચાંદીના સુંદર દાબડામાં એક રેશમના કપડાપર છાપેલું માનપત્ર અર્પણ કર્યું હતું. માનપત્રનો અંગ્રેજીમાં જવાબ આપતાં તેઓએ જણાવ્યું હતું કે મને અફસોસ થાય છે કે ગુજરાતી હું જાણતો નથી. એમના ભાષણનો તરજુમો મી૦ નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકરે સર્વ સમજી શકે તે માટે કર્યો હતો. તેમણે કહ્યું હતું કે મી૦ તિલક જણાવે છે કે ભરૂચની પ્રજાએ મને જે અપૂર્વ માન આપ્યું છે તેના ઉપર મારો હક્ક નથી, તેથી હું એ માન હોમરૂલ લીગને અર્પણ કરીશ. હું માન મેળવવા નહોતો આવ્યો, પરંતુ એક યાત્રાળુ તરીકે અધિક માસનો લાભ લઇને દેશમાં સ્વરાજ્યની ગંગા રેલાઇ રહી છે અને તેનું એક ઝરણું અહીં વહે છે, તેમાં સ્નાન કરવા આવ્યો છું. આજે જે જુસ્સો તમારામાં છે, તેવો જ હમેશ જાગ્રત રાખજો. જો હમણાં એ હિલચાલ તમે પડતી મૂકશો તો કદી પણ વખત આવવાનો નથી. સ્વરાજ્યની પ્રાપ્તિ ગરીબ તેમ જ તવંગર સર્વને એકસરખી જ લાભકર્તા છે. તે પછી મી૦ વિભાકરે પ્રસંગોપાત વિવેચન કર્યા બાદ સેક્રેટરીએ સર્વનો આભાર માન્યો હતો. તે દિવસે સાંજે વિશાળ ખેતરમાં ગંજાવર સભા ભરવામાં આવી હતી આશરે ૨૫,૦૦૦ પુરૂષોએ તથા ૨,૦૦૦ સ્ત્રીઓએ સભામાં હાજરી આપી હતી. સંખ્યા એટલી બધી મોટી હતી કે પાસેના માણસો સિવાય ભાષણ કોઇ સાંભળી

શકતું ન હતું. આથી જુદે જુદે છ ઠેકાણે જુદા જુદા વક્તાઓએ ભાષણો કર્યાં હતાં. સ્ત્રીઓ સમક્ષ ગં. સ્વ. બાઇ ગંગાબાઇએ એક અસરકારક વ્યાખ્યાન આપ્યું હતું. શ્રીયુત તિલકનું હોમરૂલ સંબંધી ભાષણ રાત્રિના સાડાઆઠ વાગે સમાપ્ત થયું હતું. આવું ભાષણ ભરૂચની પ્રજા સમક્ષ પહેલી વખતે જ થયું છે, એમ કહેવાય છે. કૉંગ્રેસ કરતાં બે ગણી સંખ્યા સભામાં હાજર હતી.

તેમના માનમાં સેક્રેટરીએ એટહોમ પાર્ટીનો મેળાવડો રાત્રે ૯ વાગે કર્યો હતો.

## ૨ અંકલેશ્વર.

સોમવાર તા૦ ૧૭ મી સપ્ટેમ્બરને દિવસે મી૦ ચુનીલાલ હરજીવનદાસ દીવાવાળાના પ્રમુખપદ હેઠળ એક જંગી જાહેર સભા મળી હતી. સભામાં લગભગ પાંચેક હજાર માણસોએ હાજરી આપી હતી. સભા સમક્ષ અમદાવાદના જાણીતા દેશભક્ત રા. મગનભાઇ પટેલ તથા રા. જીવણલાલ દેસાઇ તથા ભરૂચની શાખાની ઉત્સાહી મંત્રી રા. હરિભાઇ અમીને ઉત્સાહક ભાષણો કર્યાં હતાં. અંતે અંકલેશ્વર ખાતે હોમ રૂલ લીગની શાખા ખોલવામાં આવી હતી, અને તે શાખામાં તરતજ ૨૦૦ સભાસદો જોડાયા હતા.

ગઇ તા. ૨૯ મીએ અહીંની હોમરૂલ લીગની શાખા તરફથી "સ્વરાજ્યની યોજના અને નામદાર મોન્ટેગ્યુ સાહેબને અરજી" એ વિષય ઉપર ભાષણ આપવા મુંબઇના પ્રતિનિધિ રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા આવ્યા હતા. ભરૂચથી રા. હરિભાઇ ઝવેરભાઇ અમીન તથા અન્ય ગૃહસ્થો પણ આવ્યા હતા. સભાનું પ્રમુખપદ એક જાણીતા જૈન શહેરી રા. છોટાલાલ ઘેલાભાઇને અપાયું હતું. પ્રમુખ સાહેબે મુંબઇથી પધારેલા પરોણાઓનો આભાર માની ભાષણના વિષય ઉપર સહેજ વિવેચન કર્યું હતું. બાદ રા. ચન્દ્રશંકર પંડ્યાએ ઉપર જણાવ્યા મુજબના વિષયનું પોતાનું અસરકારક ભાષણ સરળ ભાષામાં કર્યું હતું. હિંદ હોમરૂલ શા માટે માગે છે એના ચાર કારણો આપ્યા પછી, રા. ચંદ્રશંકરે સુધારાની યોજનાના ત્રણ આધારભૂત સિદ્ધાંતો વિસ્તારથી સમજાવ્યા હતા. તે સુધારા આપવાની જે અરજી શ્રીયુત ગાંધીજીએ મી. મોન્ટેગ્યુ ઉપર મોકલવા તૈયાર કરી છે તે ઉપર સહી કરવા, હોમરૂલ લીગમાં દાખલ થવા અને ગોધરે ભરાનાર પ્રથમ રાજકીય પરિષદમાં સકુટુમ્બ સપરિવાર પધારવા સર્વેને વિજ્ઞપ્તિ કરી રા. ચન્દ્રશંકરે પોતાનું અસરકારક ભાષણ તાળીઓના અવાજ વચ્ચે સમાપ્ત કર્યું હતું. સભામાં લગભગ ત્રણ હજાર માણસો તથા પચાસ સ્ત્રીઓએ હાજરી આપી હતી. તે પછી રા. નગીનલાલ વકીલે બે દરખાસ્તો મૂકી હતી. તેમાં પહેલી એ હતી કે મિસિસ એની બેસન્ટને મુંબઇ ઇલાકામાં આવવાની પરવાનગી મળી તે માટે તેમને મુબારકબાદીનો તાર કરવો તથા બીજી દરખાસ્ત એ હતી કે મેસર્સ મહમદઅલી અને શૌકતઅલીને જલદી છોડી મુકવા વિનંતિ કરવાનો તાર નામદાર વાઇસરૉય ઉપર મૂકવો.

## ૩ જંબુસર.

જંબુસરમાં ભરૂચની હોમરૂલ લીગની શાખા તરફથી ગઇ તા૦ ૧૮ મી સપ્ટેંબરે મહાજનવાડીમાં અમદાવાદના જાણીતા વક્તા શ્રીયુત મગનલાલ ચતુરભાઇ પટેલ બેરિ-

સ્ટર એટલોના પ્રમુખપણા નીચે જાહેર સભા મળી હતી. જેમાં ૨૦૦૦ પુરૂષો તથા ૨૦૦ સ્ત્રીઓએ ભાગ લીધો હતો. સ્વામી શ્રી પરમાનંદ, વૈદ્યરાજ ધીરજલાલ, ગંગાબાઇ, પંડયા હિંમતરામે હોમરૂલ લીગ સંબંધી અસરકારક વિવેચનો કર્યાં હતાં. પ્રમુખના ઉપસંહાર બાદ લીગમાં જોડાવાનો આગ્રહ થતાં ૨૫૦ માણસો સભાસદો થયાં હતાં અને પછી પ્રમુખ વગેરેનો ઉપકાર માની સભા વિસર્જન થઈ.

ભરૂચ જીલ્લામાં આજ સુધીમાં ૩૬ શાખાઓ સ્થપાઇ ગઇ ગઇ છે, અને તેમનાં નામ તાલુકા વાર નીચે મુજબ છે.

ભરૂચ તાલુકો—૧ ભરૂચ, ૨ ઝાડેશ્વર, ૩ નિકોરા, ૪ શુકલતીર્થ, ૫ દેહેગામ ૬ મનુબર, ૭ સામલોદ, ૮ ત્રાળસા, ૯ મંગલેશ્વર, ૧૦ શાહપુરા, ૧૧ આવદ, ૧૨ ટંકારીઆ, ૧૩ દયાદ્રા, ૧૪ ત્રાળાણી, ૧૫ સીમલીઆ, ૧૬ લંબુસર, ૧૭ જ્વરખેત, ૧૮ કેલોદ.

અંકલેશ્વર તાલુકો—૧ અંકલેશ્વર, ૨ કાંસીઆ, ૩ સજોદ, ૪ ઓભા, ૫ હાંસોટ.

આમોદ તાલુકો—૧ આમોદ, ૨ સરભોણ, ૩ વેડછા, ૪ બુવા, ૫ રોધ,

જંબુસર તાલુકો—૧ જંબુસર, ૨ કબઠ, ૩ ગજેરા, ૪ અણુવી, ૫ વાવલી.

વાગરા તાલુકો—૧ વિલાયત, ૨ વાગરા, ૩ કેરવાડા.

## ૪ અમદાવાદ જીલ્લો.

### ૧ અમદાવાદ.

પ્રેમાભાઇ હૉલમાં, અત્રેની હોમરૂલ લીગ શાખાની પેટા કમિટિઓના સભાસદો તથા કામ કરનારાઓની એક સભા મળી હતી. તે વખતે શહેર તથા જીલ્લાનું કાર્ય ગોઠવી જાહેર સભાઓમાં વ્યવસ્થા માટે સ્વયંસેવકો નીમવામાં આવ્યા હતા.

**જાહેર સભા**—હોમરૂલ લીગ તરફથી તથા હોમરૂલ લીગની સ્ત્રી શાખા તરફથી ગઈ તા૦ ૧૬ મીએ મી૦ જીવણલાલ દેસાઇના પ્રમુખપદે મળી હતી. આશરે ૫૦૦૦ માણસોએ હાજરી આપી હતી. પ્રમુખે શરૂઆતમાં સભા મેળવવાનો હેતુ જણાવ્યા બાદ કહ્યું હતું કે "આપણે સંપૂર્ણ સ્વરાજ્યને માટે યોગ્ય નથી એમ હું પણ કહું છું, પરન્તુ તે દિશાએ પગલું ભરવાને જે પ્રાથમિક યોજના તૈયાર કરવામાં આવી છે તેને માટે પણ આપણે લાયક નથી એવું કહેનારાઓ ગંભીર ભૂલ કરે છે. તે જ યોજના પ્રમાણેના હક્કો મેળવવાને મિસિસ બેસન્ટે ઝુંડો ઉઠાવ્યો છે, ત્યારે કેટલાક અમલદારો તેની સામે જાસા મૂકવા લાગ્યા છે. ખરી રીતે હોમરૂલની હીલચાલ ઉપર જ અંકુશ મેળવાની એ હીલચાલ છે. હિંદમાં ભારે જુલમ ચાલે છે એવી ઇંગ્લાંડની પ્રજાની ખાત્રી થઇ છે. મી. મોંટેગ્યુ હિંદી પ્રધાન થયા છે અને થોડા વખતમાં તે હિંદની હાજતો જાણવાને અહીં આવવાના છે. મિસિસ બેસન્ટના સંબંધના કાગળો હિંદી પ્રધાને મંગાવ્યા છે, પણ તે પહેલાં આજે એવા ખબર આવ્યા છે કે મિસિસ બેસન્ટને તથા તેમના સહાયકોને છૂટા કરવામાં આવ્યા છે. પણ ડીફેન્સ ઑફ ઇન્ડિયા એકટ પ્રમાણે બંગાળામાં ૧૦૦૦ અને પંજાબમાં ઘણા માણસોને પકડેલ રાખવામાં આવ્યા છે. મી. મહમદઅલી તથા મી. શૌકતઅલીને પણ

નજરકેદ કર્યાં છે. તેઓમાંના જેઓ ગેરવ્યાજબી રીતે સજા ભોગવતા હોય તેઓને છૂટા કરાવવા આપણે લડત ચાલુ રાખવી જોઇએ."

ત્યારબાદ મી. જી. આર. ડાભોલકરે નીચેનો ઠરાવ રજુ કર્યો હતો: "મિસિસ બેસન્ટ, મી. એરન્ડેલ અને વાડીઆને મુક્ત કરી થોડાક સમયથી શરૂ કરેલી રીપ્રેસિવ પોલીસીને ફેરવવા ના. સરકારે જે પગલું ભર્યું છે તેથી આ સભા સંતોષ માને છે અને ના. મુંબઈ સરકારને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે કે મિસિસ એની બેસન્ટને મુંબઈ ઇલાકામાં ન આવવા દેવા બાબત જે ઠરાવ કરવામાં આવ્યો છે તે જલ્દીથી રદ કરી આ ઇલાકાના લોકોની લાગણીને શાન્ત કરે. આ સભા દિલગીર છે કે હજી સુધી મી. મહમદઅલી તથા શૌકતઅલી અને બીજા અન્યાયથી દુ:ખી થતા આપણા દેશબંધુઓને મુક્ત કરવામાં આવ્યા નથી અને હિંદી સરકારને આગ્રહપૂર્વક વિનતિ કરે છે કે ના. હિંદી પ્રધાન મી. મોંટેગ્યુ અત્રે પધારે તે અગાઉ એ બધાઓને મુક્ત કરી હિંદનું રાજદ્વારી વાતાવરણ શાન્ત કરે. મિસિસ બેસંટે આ દેશના આવા ઐતિહાસિક સમયે દેશને સારૂ જે દુ:ખ સહન કર્યું છે તે સારૂ આ સભા તે બાઇનો અંત:કરણપૂર્વક આભાર માને છે. અને પ્રાર્થના કરે છે કે હિંદના સ્વરાજ્યના કાર્યમાં સહાયરૂપ થવા પ્રભુ એમને દીર્ઘાયુષ્ય બક્ષો." રા. ડાભોલકરે એ ઠરાવ વિષે બોલતાં જણાવ્યું હતું કે મિસિસ બેસન્ટ કાયદાને ઉલ્લંઘીને વર્ત્યાં નથી અને તેથી તેમને છૂટાં કરીને છેવટે સરકારે પોતાની ભૂલ કબૂલ કરી છે. રા. નગીનદાસ પુ. સંઘવીએ એ ઠરાવને ટેકો આપ્યો હતો.

પછી રા. વલ્લભભાઇ જે. પટેલે નીચેનો ઠરાવ કર્યો હતો. "આ સભાની એવી માન્યતા છે કે નૅશનલ કૉંગ્રેસ અને મોસ્લેમ લીગે એકત્ર થઇને ઘડી કાઢેલી સ્વરાજ્યની યોજના સમસ્ત હિંદની એકે અવાજે થએલી માંગણી છે અને બ્રિટિશ છત્રછાયા નીચે રહી સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવાના તેમના ઉદ્દેશનું પહેલું પગથીઉં છે, અને તે માંગણી બ્રિટિશ સરકાર સંપૂર્ણ રૂપમાં માન્ય કરે તેટલા માટે ટુંક વખતમાં અહીં આવતા ના. હિંદી પ્રધાનને ગુજરાતની પ્રજા તરફથી કરવાની જે અરજી મહાત્મા ગાંધીજીએ ઘડી કાઢી છે, તે ઉપર પોતાની સહીઓ કરી આપી તેને ટેકો આપવા તમામ દેશી ભાઇઓને વિનંતી કરે છે."

મી૦ જી. કે. માવલંકરે તેને ટેકો આપતાં જણાવ્યું હતું કે, દરેક લડતની પુનરાવૃત્તિ થવી જ જોઇએ, અને તે વિના ઇષ્ટ હેતુની પ્રાપ્તિ થતી નથી, કારણકે જાગૃતિનું રહસ્ય જ લડાઇની પુનરાવૃત્તિ છે. હિંદ તલવારથી જીતાયું છે અને તેને તલવારથી જ રાખવામાં આવશે એવું કેટલાક અંગ્રેજો કહે છે; તો પછી આપણે પુછીશું, કે જર્મનીએ બેલજીઅમને તલવારથી જીત્યું છે તેને તેની પાસેથી છોડવવાને શા માટે મથવું જોઇએ ? નિર્બળનું રક્ષણ કરવું અને નાની પ્રજાઓને પણ સ્વતંત્રતા ભોગવવા દેવી એ પવિત્ર રાજ્યશાસનનું તત્ત્વ છે, તો પછી બેલજીઅમને જો સ્વતંત્રતાની જરૂર છે તો હિંદને પણ હોવી જ જોઇએ. હક્ક એ જ ખરૂં બળ છે, પણ બળવાનને સર્વ હક્ક છે એ

નિયમ પ્રવર્તવો ન જોઇએ. આપણા દેશની સ્થિતિ ઘણી દીન-હીન છે. એક કેદીને
જેટલું ખોરાકી ખર્ચ જોઇએ તે કરતાં અર્ધી આવક પણ આપણા દેશીની નથી.
જે દેશના લોકોની સ્થિતિ સારી ન હોય તે દેશના રાજયશાસનનાં મૂળમાં કાંઇ ગંભીર
દોષ હોવો જોઇએ એવો સિદ્ધાંત છે, તો હિંદના રાજ્યશાસનમાં પણ સુધારો થવો
જરૂરનો છે. ન્યુઝીલાંડ ૧૫ લાખની વસતીવાળો દેશ હોવા છતાં પરરાજ્યની હીલચા-
લોમાં માથું મારવાની માંગણી કરે છે ત્યારે હિંદને સ્વરાજ્ય પણ મળતું નથી. તેટલા
માટે આપણે સ્વરાજ્યને માટે જ એકત્ર અવાજ ઉઠાવવો જોઇએ અને આપણે ઢોર
મટીને મનુષ્ય થયા છીએ એવું બતાવી આપવું જોઇએ. ત્યાર પછી સ્વદેશી હીલચાલ
વગેરે સંબંધી કરવામાં આવ્યા બાદ પ્રમુખ વગેરેનો ઉપકાર માની સભા વિસર્જન થઇ.

## (૨) વીરમગામ (૩) મોડાસા (૪) પ્રાંતિજ.

તા૦ ૧૬ મીએ વીરમગામ અને તા૦ ૨૨ મીએ મોડાસા તથા પ્રાંતિજ અમદાવાદની
શાખાના સભાસદો ભાષણો માટે ગયા હતા. ત્રણે સ્થળે શાખાઓ સ્થાપવામાં આવી છે.
પ્રાંતિજનો મેળાવડો બહુજ ફત્તેહમંદ થયો હતો. મેળાવડો બરાબર ૨॥ વાગે મ્યુ-
કાઉન્સિલર શેઠ ચુનીલાલ મનસુખરામના પ્રમુખપદ નીચે મહાજનની વાડીમાં મળ્યો
હતો. પ્રમુખે ગામ લોકને નિડર થવા બોધ કર્યો. મગનભાઈએ 'સ્વરાજ્ય' વિષે ઉત્તમ
ભાષણ કર્યું. ડૉ. હરિપ્રસાદે કૉન્ગ્રેસ લીગની યોજના સમજાવી હતી, મી૦
હરિપ્રસાદ મહેતાએ પણ મ્યુનિસિપલ વહીવટ, કેળવણી અને વ્યાપાર બધું
"સ્વરાજ્ય" હોય તો કેમ સુધરે તે કહ્યું. રા. ન્હાનાલાલે પણ સમયોચિત ભાષણ
કર્યું અને ત્યાંજ ૩૦ સભાસદો સહિત હોમરૂલ લીગની શાખા ખોલવામાં આવી.
ગુજરાત સભાની સ્વરાજની અરજીઓ ઉપર સહીઓ લેવામાં આવી અને એ માટે
સ્વયં સેવકો નીમવામાં આવ્યા છે. હોમરૂલની ચળવળને માટે ફરનાર દરેક જણને
આ અનુભવ થાય એવું છે કે શેહેરો, ગામો બધાં જ તૈયાર છે. પ્રજામાં સર્વત્ર જાગૃતિ
ફેલાઇ છે. છુટક છુટક બળો વેરાયલાં પડ્યાં છે એને એકત્ર કરવાની જ માત્ર વાર છે.

## ૫ ખેડા જીલ્લો.

### ૧ નડીઆદ.

ગઇ તા૦ ૯ મીએ નડીઆદ શહેરમાં મુંબઇથી 'ક્રોનિકલ' પત્રના તંત્રી મી૦
હૉર્નીમન, તથા મી૦ રતનશી ડી. મોરારજી તથા મી૦ ચંદ્રશંકર પંડ્યા સ્વરાજ
વિશે વ્યાખ્યાન આપવા આવ્યા હતા. તેમને માટે સ્ટેશન ઉપર દબદબા ભરેલા
સરઘસની તૈયારીઓ થઇ હતી. ધોધમાર વરસાદમાં સેંકડો માણસો સરઘસમાં ભાગ
લેવાં હાજર રહ્યા હતા, આશરે ચાર પાંચ હજાર સાંભળનારાઓની સંખ્યા હતી.
તેમાં ૨૦૦ સ્ત્રીઓ પણ હતી. સભાના કાર્યની શરૂઆત ચાર વાગ્યે કરવામાં આવી
હતી. રા. ગોકળદાસ તલાટીએ મહેમાનોનું નડીઆદ તરફથી સ્વાગત કર્યું હતું
પછીથી નડીઆદના વતની અને અમદાવાદની હોમરૂલ લીગના સેક્રેટરી મી૦ મગન

ભાઇ ચતુરભાઇ પટેલ બી. એ., એલ. એલ. બી. બાર–એટ–લૉને પ્રમુખપદ આપવામાં આવ્યું હતું. બાદ મી૦ રતનસી ધરમસી તથા મી૦ ચંદ્રશંકર પંડ્યાના પ્રસંગોપાત વિવેચન પછી મી૦ હોર્નીમેને ભાષણ કરતાં જણાવ્યું હતું કેઃ—"મને ઘણા પુછે છે કે તમે અંગ્રેજ થઈને હિંદના લોકોની સ્વરાજ્યની ચળવળમાં કેમ જોડાવ છો? તેનાં ત્રણ કારણો છે. પહેલું એ કે બ્રિટિશ સામ્રાજ્યના નાગરિક તરીકે જેવા અંગ્રેજ લોકો છે તેવાજ હિંદીઓ છે. જો હિંદને સ્વતંત્રતા ન મળે તો તે બ્રિટિશ મહારાજ્યને કલંકરૂપ છે તેથી હું હોમ રૂલમાં જોડાયો છું. વળી અગીઆર વરસથી હું હિંદમાં વસ્યો છું. તેનું નીમક ખાધું છે. જેનું નીમક ખાધું તે હરામ કરવું મને પસંદ નથી. બીજું કારણ જે તેની માનો સાચો જણેલો અંગ્રેજ હોય તેને સ્વતંત્રતા શિવાય બીજી વાત ગમેજ નહી. અંગ્રેજ બચ્ચાને ગલથુથીમાંજ સ્વરાજ્ય પાવામાં આવે છે. હું અંગ્રેજ છું, સ્વતંત્રતાનું ધાવણ ધાવ્યો છું તેથી જો હું હિંદ માટે હોમરૂલ ન માગું તો એક અંગ્રેજ તરીકે મને શરમભરેલું છે. ત્રીજું કારણ તે હિંદને સ્વરાજ્ય આપવામાં ધર્મભેદનું બ્હાનું છે. તે પછી લૉર્ડ ચેમ્સફર્ડે જે ઠીક ઠીક ભાષણ કર્યું તે માટે સંતોષ બતાવી હિંદી પ્રધાનના ભાષણ વિષે વિવેચન કરતાં કહ્યું કે, મોન્ટેગ્યુ કહે છે કે સ્વરાજ્યની ગતિ કેમ કરવી તેનું માપ અમારા હાથમાં રહેશે. અમે કહીએ છીએ કે તેનો ગજ અમારા હાથમાં રહેવો જોઇએ. સામ્રાજ્યમાં હિંદને સ્વરાજ્ય મળ્યું નથી ત્યાં સુધી ચળવળ સતત ચાલુ રાખવાની છે. છેવટે પ્રમુખે યોગ્ય શબ્દોમાં ઉપસંહાર કર્યા બાદ પ્રમુખનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

## ૨ ઉમરેઠ.

તા૦ ૧૦ મીએ અહિંની શાખા તરફથી મી૦ છગનલાલ મથુરભાઇના પ્રમુખપદે એક જાહેર સભા મળી હતી; સભામાં આશરે ૧૦૦૦ માણસોએ હાજરી આપી હતી. શરૂઆતમાં રા. જયશંકર ચાંગાંકરે પ્રસંગને અનુસરતું વિવેચન કર્યું હતું. તે પછી મી૦ ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા એ 'નવીન રાજ્યકીય પરિસ્થિતિ અને આપણું કર્તવ્ય," એ વિષય ઉપર બહુ સબારંજની ભાષણ આપ્યું હતું. ચારૂતર બ્રહ્મચર્યાશ્રમના વ્યવસ્થાપક શ્રીયુત્ જનાર્દન શર્માએ બુલંદ કંઠે કેટલાંક કીર્તનો ગાયાં હતાં. હોમરૂલ લીગમાં જોડાવાના વકતાના અસરકારક આગ્રહથી ૫૦ ગૃહસ્થોએ તેમનાં નામ નોંધાવ્યાં હતાં.

## ૩ ડાકોર.

રવિવાર તા. ૨૩ મી સપ્ટેંબરે નડીઆદની શાખાના કેટલાક જાણીતા સભ્યો મી. મનસુખલાલ માસ્ટર તથા મી. ઇંદુલાલ યાજ્ઞિક, સાથે ડાકોર ગયા હતા, અને ત્યાંનાં નેતાઓની સાથે વિચાર ચલાવી સાંજના આંબાવાડીમાં એક મોટી જાહેર સભા ભરી હતી. સભાનું પ્રમુખસ્થાન મી. માધવલાલ યાજ્ઞિકને આપવામાં આવ્યું હતું. અને મી. માસ્ટર તથા મી. યાજ્ઞિકનાં પ્રોત્સાહક ભાષણો બાદ ડાકોરમાં લીગની શાખા સ્થાપવામાં આવી હતી. અને તેમાં ત્યાં સભામાં જ ૪૭ સભાસદો જોડાયા હતા.

## ૪ મહેમદાવાદ, ૫ ખેડા, ૬ માતર.

નડીઆદની શાખાના પ્રતિનિધિઓ રા. મુલચંદ શાહ અને રા. માધવલાલ દ્વિવેદી તા. ૨૫ મી સપ્ટેમ્બરને દિવસે મહેમદાવાદ ખાતે ગયા અને ત્યાં જો કે પહેલેથી કંઇ ગોઠવણ કરવામાં આવી ન હતી અને ગામમાં પ્લેગ ચાલતો હોવાથી અસાધારણ મુશ્કેલીઓ ઉભી થઇ હતી તો પણ સાંજે રા. જમનાપ્રસાદ રીટાયર્ડ મેજીસ્ટ્રેટના પ્રમુખપણા નીચે જાહેર સભા ભરવામાં આવી હતી ત્યાં તેમણે ભાષણો કર્યાં હતાં અને લીગની શાખાની સ્થાપના પણ કરવામાં આવી હતી, જેમાં ગામના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો જોડાયા હતા ત્યાંથી ૨૬ મીની સવારે ખેડે ગયા તે વખતે રા. ઇન્દુલાલ યાજ્ઞિક પણ તેમને મળ્યા હતા અને તે દિવસે સાંજે અમદાવાદના જાણીતા વકીલ રા. હરિલાલ નાથાભાઇના પ્રમુખપણા નીચે ખેડાના શહેરીઓની એક જંગી સભા મલી હતી જેમાં રા. મગન ચતુરભાઇ બેરીસ્ટર, રા. યાજ્ઞિક, રા. માધવલાલ તથા રા. મુલચંદે ભાષણો કર્યાં હતાં અને સભા પૂરી થતાં આશરે ૫૦ ગૃહસ્થો લીગમાં દાખલ થયા હતા. ખેડાના કરતાં તેની પાસે આવેલા તાલુકા ગામ માતરનો ઉત્સાહ વધારે દીપી નીકળ્યો હતો કારણ કે ૨૭ મી તારીખે સભા થવાની છે એમ ખબર મળતાં આસપાસનાં ઘણાં ગામડાંના માણસોને એ માહીતી પહોંચાડવામાં આવી હતી અને પરિણામે તે દિવસે સ્હાંજે વિશાળ ધર્મશાળામાં આશરે ૪૦૦ માણસો ભાષણો સાંભળવાને ભેગા થયા હતા. અને જો કે વચમાં વરસાદ પડયો હતો તોપણ ભાગ્યે જ કોઇ માણસ સભા છોડીને ગયો હતો. ગામના કેટલાક પ્રતિષ્ઠિત માણસો ત્યાંની શાખામાં નહિ જોડાયલા હોવાથી ફકત સાત જ સભાસદો તેમાં જોડાયા હતા પણ પાસેના એક લીંબાસીના આશરે ૧૨ સભાસદો તે જ શાખામાં જોડાયા હતા વધારામાં એટલું ઉમેરવું જોઇએ કે તે દિવસે સવારે માતરના લોકોએ ડેપ્યુટેશનમાં આવનાર ગૃહસ્થોને સારો જાહેર આવકાર આપ્યો હતો.

## ૭ મઉધા. અને ૮ કપડવંજ

તા૦ ૨૯ ની રાતે રા. યાજ્ઞિક અને નડીઆદની શાખાના રા. નાનુભાઇ દેસાઇ મઉધે ગયા હતા અને બીજે દિવસે આશરે સાત સભાસદથી ત્યાં એક શાખા સ્થાપવાને શક્તિમાન થયા હતા. બપોરે કપડવંજ જતાં રા. માધવલાલ અને મુલચંદ તેમની સાથે ભળ્યા હતા અને જો કે ત્યાં પણ સભા ઉતાવળથી એક ખુલ્લા બાગમાં ભરવામાં આવી હતી તોપણ આશરે ૨૦૦ માણસોએ હાજરી આપી હતી. ડેપ્યુટેશનના સભાસદોએ કંઇક વધારે તીખા ભાષણો એટલા માટે કર્યાં હતાં કે ગામના કેટલાક પ્રતિષ્ઠિત માણસોએ આ કાર્યમાં કંઇ પણ ભાગ લેવાને આનાકાની કરી હતી. અહીંઆ પણ જે શાખા ખોલવામાં આવી હતી તેમાં આશરે સાત સભાસદો જ જોડાયા છે એટલે માતર, મઉધા અને કપડવંજ—એ ત્રણે ગામોમાં હજી ખાસ પ્રયત્નની જરૂર રહે છે.

## ૯ બોરસદ.

૧૯૦૬ અને ૧૯૦૭ ની ચળવળ વખતે નડીયાદને જો કોઇ ગામના હિંમતવાન વતનીઓએ અમૂલ્ય સહાય આપી હોય તો તે બોરસદ ગામના જ હતા. અને ત્યાંના

જાહેરજીવનનો વિશેષ પુરાવો તો એ છે કે મીશનરીઓને હાથે અપાતી કેળવણી તે ગામના છોકરાઓને ન લેવી પડે તે માટે એક ખાનગી હાઇસ્કુલ રખાવવામાં આવી છે અને તેને માટે રૂ. ૪૦,૦૦૦ બ્હારની જરા પણ સહાય વગર એકઠા કરીને તેમાંથી એક અતિશય સુંદર મકાન, અને વસતિગૃહ બાંધવામાં આવ્યાં છે. આથી નડીયાદનું ઉપર જણાવેલા ગૃહસ્થોનું ડેપ્યુટેશન અને તેની સાથે અમદાવાદના જાણીતા બેરીસ્ટર મી. વલ્લભભાઇ પટેલ ૩૦ મી તારીખે બોરસદ આવ્યા તે પહેલાંજ લીગની શાખા ત્યાં સ્થાપવાને કેટલીક ચળવળ કરવામાં આવી હતી પણ કેટલાક આગેવાનોના ઉત્તેજનને અભાવે તેનું કંઇ પરિણામ આવ્યું ન હતું. ડેપ્યુટેશનમાં આવનાર ગૃહસ્થોને જે ઉત્સાહ ભર્યો આવકાર આપવામાં આવ્યો હતો તેની પણ તૈયારીઓ કેટલાક યુવાનોએ જ કરેલી હતી અને વિશેષે કરીને રા. વલ્લભભાઇના આવવાથી તે દિવસનું કાર્ય અડચણ વગર સફલ થયું એમ કહેવામાં કાંઇપણ અતિશયોક્તિ નથી. તેમણે જ ઘણી ખુબીથી કેટલાક આગેવાનોને લીગની શાખામાં દાખલ થવા સમજાવ્યું અને તેથી બીજા વતનીઓનો માર્ગ ખુલ્લો થઇ ગયો: સાંજે આશરે ૧૦૦૦ માણસો સભા મંડપમાં ભેગાં થયાં અને રા. વલ્લભભાઈએ તેમજ રા. યાજ્ઞિક રા. માધવલાલ અને રા. પુલચંદે સ્વરાજ્યની ચળવળ વિષે ભાષણો કર્યાં હતાં. અસુખ સાહેબે ઘણી જ સાદી ભાષામાં અને ઘણી જ વ્યવહારૂ રીતે હોમરૂલ લીગના ઉદ્દેશો અને તેની મારફત કરવાનું કામ સમજાવ્યાં હતાં. સવારના સરઘસ વખતે વાજીંત્ર વગાડનાર માણસોએ કંઇ પણ પૈસો લેવાની ના પાડી હતી તેથી તેમને રૂપાનો એક ચાંદ આપવામાં આવ્યો હતો. સભામાં ઘણો ઉત્સાહ પ્રવર્ત્યો હતો અને શાખામાં તેજ સ્થળે ૬૦ સભાસદો જોડાયા હતા અને રાત્રે બીજા ૨૦ માણસો જોડાયા હતા. ડેપ્યુટેશને ખેડા જીલ્લાના બધા તાલુકાનાં શહેરોમાં ફરવાની જે યાત્રા આદરી હતી તે બોરસદમાં પૂરી થઇ હતી અને ત્યાંના અસાધારણ ઉત્સાહથી પ્રોત્સાહિત થઇને ડેપ્યુટેશન પહેલી અકટોબરને દિવસે પાછું ફર્યું હતું.

### ૧૦ ઠાસરા

તા. ૧૫ મી સપ્ટેમ્બરે રા. ઇન્દુલાલ યાજ્ઞિકે ખેડા જીલ્લાના ઠાસરા ગામમાં જઈને રા. હરિલાલ નંદલાલ અને રા. હિંમતલાલ મથુરાદાસ—તેઓ ત્યાંની શાખાના મંત્રીઓ થયા છે—તેમની મદદથી એક શાખા સ્થાપી હતી અને તેમાં આશરે ૨૭ સભાસદો જોડાયા હતા, સાંજરે જાહેર સભા આગળ રા. યાજ્ઞિકે સમયોચિત વિવેચન કર્યું હતું.

## ૫ પંચમહાલ જીલ્લો

### ૧ ગોધરા

તા૦ ૧૬ મીએ અહિંની શાખા તરફથી મી૦ કેશવલાલ મોતીલાલના પ્રમુખપદે એક જાહેર સભા શ્રીમાળીની વાડીમાં મળી હતી; આશરે ૨૦૦૦ માણસોએ હાજરી આપી હતી, અને તેમાં ૫૦૦ તો મુસલમાનો હતા. મી૦ સૈયદ હુસેને ઉર્દુ ભાષામાં 'સ્વરાજ્યનો અર્થ' એ વિષય ઉપર બહુ અસરકારક ભાષણ આપ્યું હતું. રા. ઇન્દુલાલ

કનૈયાલાલ યાજ્ઞિક અને મી૦ મુકાદમે ટેકો આપવાથી મી૦ સૈયદ હુસેનનો નીચેનો ઠરાવ પસાર થયો હતો:—આ સભા સરકારે મિસિસ બેસંટ આદિને તથા મહમદઅલી અને શૌકતઅલીને છૂટા કરવા માટે કરેલી જાહેરાતથી સંતોષ થયો છે અને વિનંતિ કરે છે કે એ જાહેરાત સત્વર અમલમાં મૂકાવી જોઇએ. કારણ કે વધુ ઢીલથી પ્રજાના હિત ઉપર આઘાત થવાનો સંભવ છે. સંખ્યાબંધ લોકો હોમ રૂલ લીગમાં જોડાયા હતા.

## ૨ હાલોલ ૩ કાલોલ ૪ વેજલપુર.

ગોધરાની લીગની શાખાના રા. કેશવલાલ, રા. દલસુખભાઇ, રા. પુરૂષોત્તમદાસ અને મુંબાઇના રા. ઇન્દુલાલ યાજ્ઞિકે ૧૭ મી સપ્ટેમ્બરે હાલોલ ગયા હતા. તેઓ ત્યાં પહોંચ્યા તે પછી અડધા કલાકમાં ૧૨ સભાસદો હાલોલની શાખામાં જોડાયા હતા, સભા શરૂ થઇ તે પહેલાં ૩૫ સભાસદો જોડાયા હતા અને રા. કેશવલાલના પ્રમુખપણા નીચે સભા ભરવામાં આવી તેમાં પ્રમુખે તેમ જ બીજા બે વકતાઓએ ભાષણો આપ્યાં તે પછી આશરે ૫૦ સુધી સભાસદોની સંખ્યા પહોંચી હતી. ૧૧ મીની સવારે આ ડેપ્યુટેશન કાલોલ પહોંચ્યું અને ત્યાં કેટલાક આગેવાનો લીગમાં ન જોડાયા તેથી ત્યાં કાર્ય સફલ નહિ થાય એવી શંકા લાગી હતી. પણ સાંજે રા. ફુલચંદ જમનાદાસ નામના એક આગેવાન વેપારીના પ્રમુખપણા નીચે સભા મળી અને ત્યાં રા. યાજ્ઞિક રા. મુકાદમ રા. પુરૂષોત્તમદાસ અને રા. કેશવલાલે ભાષણો કર્યાં ત્યારે આશરે ૨૦૦ માણસો હાજર હતા અને તે પછી આશરે ૨૬ ગૃહસ્થો લીગમાં જોડાયા હતા. ડેપ્યુટેશને આ ગામ છોડયું તે પછી લીગમાં સભાસદોની ભરતી ચાલુ રહી છે એમ જણાવવામાં આવ્યું હતું. ૧૨ મી તારીખે આ ગૃહસ્થો વેજલપુર ગયા હતા અને ત્યાં જો કે બહુ ઉત્સાહની આશા રાખવામાં આવી ન હતી તોપણ કેટલાક આગેવાનો થોડાજ વખતમાં જોડાયા પછી સભાસદો સારી સંખ્યામાં જોડાવા લાગ્યા હતા અને ગામના એક પ્રતિષ્ઠિત શેઠના પ્રમુખપણા નીચે આશરે ૩૦૦ માણસોની સભામાં ડેપ્યુટેશનના ગૃહસ્થોએ ભાષણો આપ્યાં તેથી સભાસદોની સંખ્યા આશરે ૫૦ જેટલી થઇ હતી.

અહિં રવિવાર તા. ૩૦—૯—૧૯૧૭ ને દિવસે ધર્મશાળામાં ગંજાવર સભા ભરવામાં આવી હતી. આસપાસનાં ગામડાંઓમાંથી ખેડુત લોકો બહુ મોટી સંખ્યામાં હાજર થયા હતા. વેજલપુર તથા બહારનાં માણસો થઇ શ્રોતાઓની સંખ્યા લગભગ ૧૫૦૦ ની થઇ હતી. સ્ત્રીઓએ પણ હાજરી આપી હતી. રા. પુરૂષોત્તમ વૈદ્ય પ્રમુખસ્થાને હતા. રા. ચંદ્રશંકરે સર્વને સ્હેલાઇથી સમજ પડે અને રસ પડે એવું અસરકારક અને છટાદાર વ્યાખ્યાન આપ્યું હતું. હોમ રૂલની માગણી એ વફાદાર અને કાયદેસર છે, એમ તેમણે દાખલાદલિલોથી સમજાવ્યું હતું. તેમના જુસ્સાદાર ભાષણથી શ્રોતાજનો ઉપર બહુ અસર થઇ હતી. પ્રમુખનો અને મ્હેમાનોનો ઉપકાર મનાયા બાદ સભા વિસર્જન થઇ હતી.

આ પછી ગોધરાની લીગના કેટલાક આગેવાનોએ કાંકણપુર જઇને ત્યાં એક શાખા સ્થાપી છે.

---

# ગુજરાતનું જાહેર જીવન.

## ૧ અમદાવાદ.

**હોમ રૂલ લીગ**---આ સંસ્થાની પ્રવૃત્તિ સંબંધી હકીકત ગુજરાતમાં હોમ રૂલની ચળવળ હેઠળ જ આપવામાં આવી છે.

**ગુજરાત સભા**—વિદ્યાર્થીઓને રાજદ્વારી સભાઓમાં ભાગ નહીં લેવા દેવા સામે સખ્ત વિરોધ દર્શાવવા ગુજરાત સભાની આગેવાની નીચે એક જાહેરસભા પ્રેમાભાઇ હોલમાં મળી હતી. ત્યારબાદ નામદાર હિન્દી પ્રધાન હિન્દુસ્તાનમાં પધારે, તે વખતે સમસ્ત ગુજરાતી પ્રજા તરફથી લાખો માણસોની સહીઓ સાથે મોકલવાની અરજી ગુજરાત સભાએ તૈયાર કરી છે. એમાં કોન્ગ્રેસ-લીગે કરેલા સુધારા લડાઇ પછી હિન્દને મળવા જોઇએ એમ જાહેર કરવામાં આવ્યું છે. એ આખી યોજના લોકોની જાણ માટે સભાએ પ્રસિદ્ધ કરી છે, ફોર્મ્સ તયાર કર્યાં છે, સ્વયંસેવકો, નીમવામાં આવ્યા છે, અને શેહેર તથા ગાંમડાઓમાંથી દરરોજ હજારો સહીઓ આવતી જાય છે.

ગુજરાત સભા અને હોમરૂલ લીગ તરફથી ગામે ગામ સભાઓ ભેગી જ યોજાય છે અને હોમરૂલ લીગ કાઢવાનું તથા સ્વરાજ્યની અરજીઓ પર સહીઓ કરાવવાનું કામ ધમધોકાર ચાલે છે. તા. ૨૩ મીએ, બપોરના બે વાગે વીસાનાગરની વાડીમાં મી. ડાભોલકરના પ્રમુખપદ નીચે ગુજરાત સભાએ એક મેલાવડો કર્યો હતો. તે વખતે સ્વરાજ્યના ઉપર મી. વલ્લભભાઇ બેરિસ્ટરે મુખ્ય ભાષણ કર્યું હતું. એમનું ભાષણ બહુ જ સ્પષ્ટ, વિદ્વત્તાપૂર્ણ અને નીડર હતું. સેંકડો સહીઓ સભામાં તથા બ્હાર લેવામાં આવી હતી.

લોકમાન્ય માલવીઆજીનું સ્વરાજ્ય વિષેનું ભાષણ સભાએ ગુજરાતીમાં છપાવ્યું છે અને પૈસે પૈસે વેચવામાં આવે છે.

**નૅશનલ કૉલેજ**—તા. ૨૩ મીએ સાંજના પ્રેમાભાઇ હોલમાં બૅરિસ્ટર વલ્લભભાઇના પ્રમુખપદ નીચે બેરિસ્ટર જીવણલાલે નૅશનલ કૉલેજનું કાર્ય અત્યાર સુધી કેમ પ્રગતિ કરે છે તે જાહેર કર્યું હતું. પાંચ વર્ષ સુધી આ કાર્ય નભે એટલી પૈસાની સવડ એ કરી શકયા છે તથા પ્રોફેસરો વગેરેની પણ ઘણી અરજીઓ આવી છે અને એમાંથી ચુંટણીનું કાર્ય ચાલે છે એમ એમણે જણાવ્યું. મંડળના વહીવટ સભાસદોના નિયમો વગેરે છાપેલાં વ્હેંચવામાં આવ્યાં હતાં. પ્લેગને લીધે પ્રવેશક પરીક્ષા હાલ મુલતવી રાખવામાં આવી છે.

**દાદાભાઈ લાઇબ્રેરી**—આ પુસ્તકાલયનો વાર્ષિક રીપોર્ટ તા. ૧-૧૪-૧૫ થી તા. ૩૧-૩-૧૭ સુધીનાં બે વર્ષોનો એના આસિસ્ટંટ સેક્રેટરી રા. કૃપાશંકર વ્હેચરલાલ પંડિત તરફથી બ્હાર પડયો છે. એ ઉપરથી જણાય છે કે લાયબ્રેરીએ ૮ વર્ષ પુરાં

કરી હવે ૯ મા વર્ષમાં પ્રવેશ કર્યો છે. દરરોજ સરેરાશ ૨૦૦ માણસો આ દ્વારા મળતા મફત વાંચનનો લાભ લે છે. પત્રો તથા વર્ત્તમાનપત્રોની કુલ સંખ્યા ૫૭ છે અને પુસ્તકો પ્રથમ વર્ષમાં ૬૦૦ હતાં તે હાલ ૩૦૦૦ થયાં છે. લાયબ્રેરી માટે મકાનફંડ એકઠું કરવા જે કમિટી નીમવામાં આવી છે તેણે પોતાનું કામ ૫૦૦૦ રૂપિયા ભરાવી શરૂ કર્યું છે.

**સત્યાગ્રહ આશ્રમ**—આ આશ્રમ, હવે કોચરબમાંથી ખસી સાબરમતી સ્ટેશન નજદીક, ચંદ્રભાગ અને સાબરમતિના પવિત્ર સંગમસ્થાન ઉપર ગયો છે. આ સ્થાન પૌરાણિક કાળથી પ્રસિદ્ધ છે. દધિચિઋષિનો અહીંજ આશ્રમ હતો એમ કહેવાય છે. અને દધિચિઋષિ દેવા થઇ ગયા તે શ્રીયુત ગાંધીજીનો આશ્રમ જ્યારે ત્યાં ગયો છે ત્યારે ફરી સ્મરણસ્થાનમાં તાજું થઇ જાય છે. પ્રાચીન કાળમાં જ્યારે દેવ અને દાનવોનું યુદ્ધ થતું હતું ત્યારે દાનવોએ દેવોને હરાવી દીધા. છેવટે કંઇ જ ઉપાય રહ્યો નહીં ત્યારે વિષ્ણુ ભગવાને કહ્યું કે દધિચિઋષિ જો પોતાનાં હાડકાં આપે તો દેવોએ એનું વજ્ર બનાવી દાનવો સાથે વિજય મેળવી શકે; નહીં તો ઉપાય નથી. દેવો ઋષિ પાસે ગયા અને હાડકાં માગ્યા. ઋષિએ કહ્યું આવા ઉત્તમ કાર્યમાં મ્હારાં હાડકાં કામ આવે છે તો લ્યો, લઇ જાવ. આથી વધારે સારો ઉપયોગ એનો શોધવાનો છે? હાડકાં કહાપી લીધ કે કાગડા ચૂસી જાશે એમ કહી એમણે પોતાનો દેહ છોડયો અને જીવન કૃતાર્થ કર્યું.

આ આશ્રમમાં પણ આ કળિયુગને વિષે દધિચિઋષિનો જ અવતાર થયો છે. સત્ય દેશસેવાની ખાતર કળિયુગના આ ઋષિએ, હાડકાં ઘસવા તો કયારનાંયે માંડયાં છે. દેવ દાનવનું યુદ્ધ પણ સનાતન કાળથી ચાલે છે. ગાંધીજી કહે છે કે "**હાડકાં આપવાનો પણ કોઈ દિવસ વખત આવશે તો એ સ્થાન ફરી બનશે.**"

**સ્ટુડન્ટસ બ્રધરહુડ**—ગયા મહિનામાં આ મંડળે, પોતાનો વાર્ષિક સમારંભ રા. બ. રમણભાઇના પ્રમુખપદ નીચે ઉજવ્યો હતો. રા. રમણભાઇએ "**સ્વદેશભક્તિ અને** બંધુભાવ" એ વિષે ભાષણ આપ્યું હતું. વાજીંત્રો, ગીતો, રીફ્રેશમેન્ટ તથા મિત્રમેળાપ વગેરેનો ઉત્તમ સંયોગ આ પ્રસંગે યોજાયો હતો.

સ્વામીસત્યદેવે હિન્દી શીખવાના વર્ગો કેટલોક વખત બ્રધરહુડમાં ચલાવ્યા હતા. અને ત્યાર બાદ ગુજરાતી સાહિત્યના અભ્યાસના વર્ગો પણ ખોલવામાં આવ્યા છે. ગયા મહિનામાં ડૉ. હરિપ્રસાદ ના પ્રમુખપદ નીચે બી. એ. કલાસના સ્ટુડન્ટ રા. ચંપકલાલ ન્હાનાલાલના જયા જયન્તપર એક સુન્દર લેખ વાંચ્યો હતો અને એના ઉપર બહુ રસભરી ચર્ચા થઇ હતી. ડૉ. હરિપ્રસાદે ગુજરાતી સાહિત્ય, પ્રાચીન અને નવીન કવિતા, નરસીંહરાવ, કલાપિ તથા ન્હાનાલાલનાં કાવ્યો વિષે ટુંકામાં માહિતી આપ્યા બાદ ન્હાનાલાલના "રાજરાજેન્દ્રને" એ અખંડ કાવ્યનાં બહુજ વખાણ કર્યાં. જયાજયન્તનો અંતર્ગત ઉદ્દેશ દેશસેવાને માટે આત્માનાં લગ્નથી જયા અને જયન્ત આશ્રમો કાઢેછે એમાં રહેલો છે એમ જણાવ્યું અને ગુજરાતી કવિતામાં હજી રાષ્ટ્રની ઉન્નતિના ભાવ કવિવર રવીન્દ્રનાથ જેવા આપવાની જરૂર જણાવી હતી.

**ગુજરાત કૉલેજ ડીબેટીંગ સોસાઇટી**—આ મંડળ તરફથી પ્રેમાભાઇ હૉલમાં, ત્રણ ચાર બહુ ઉત્તમ ભાષણો થયાં હતાં. તેમાં સૌ. શારદા મહેતાના પ્રમુખપદ નીચે જસ્ટીસ તૈયબજીએ "સ્ત્રીત્વ" ઉપર અને સૌ. વિદ્યા નિલકંઠે પ્રો. ધ્રુવના પ્રમુખપદ નીચે "ઇંગ્રેજી સાહિત્યની ગુજરાતી સાહિત્ય ઉપર અસર" એ વિષય ઉપર આપેલાં ભાષણ મુખ્ય હતાં.

ગુજરાતી.

## ભરૂચ.

૧. બાઇ જીવીબાઇ પેસ્તનજી અસલાજી ડુંગાજી મ્યુનિસિપલ કન્યાશાળા ખુલ્લી મૂકવાની ક્રિયા:—તા. ૨૯–૮–૧૯૧૭ ને બુધવારે સાંજના ૫–૩૦ વાગે ભરૂચના વેજલપોરમાં ઉપરોક્ત કન્યાશાળા અત્રેના લોકપ્રિય કલેકટર સાહેબ સી. એચ. બ્લેથવેટના મુબારક હાથે ખુલ્લી મૂકવાનો જાહેર મેળાવડો થયો હતો.

૩. ભરૂચમાં વિદ્યાર્થી બંધુ મંડળ તરફથી શ્રીયુત મગનભાઇ ચતુરભાઇ પટેલે તા. ૬–૯–૧૭ ને ગુરૂવારે સાંજના ૫–૩૦ વાગે અત્રેની દશાલાડ વાડીમાં 'વિદ્યાર્થી જીવન' એ વિષય ઉપર રા. મોતીલાલ ઠાકોરનાથ પ્રમુખપણા નીચે એક સુંદર જાહેર ભાષણ આપ્યું હતું.

'ભરૂચી'

## સુરત.

અનાવિલ આશ્રમમાં રવિવાર તા. ૧૨ મી ઑગષ્ટ ને દિવસે સુરત જીલ્લાના ૩૦ થી ૪૦ ગામના વિદ્યાર્થીઓનું એક સંમેલન ડૉ. કરસુખ વી. હોરાના પ્રમુખપણા નીચે ભરાયું હતું. જેમાં ૧૨૫ થી ૧૫૦ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. સ્વદેશી વૃત્તની પ્રતિજ્ઞા, બાળલગ્ન ન કરવાની પ્રતિજ્ઞા, બાળલગ્ન થતાં હોય તેમાં ભાગ ન લેવાની પ્રતિજ્ઞા વગેરે ઘણા ઉપયોગી ઠરાવો થયા હતા. વિદ્યાર્થીઓનો સ્વદેશી માટેનો ઉત્સાહ અત્યંત હતો અને ગમે તેટલો ભોગ આપવો ઘટે તો તે આપીને પણ આપેલી પ્રતિજ્ઞાઓ પાળવાનો ઉત્સાહ હિંદુસ્થાનની ભાવિ પ્રભુતાનું સુચિહ્ન સૂચવનારો હતો.

રા. ચંદ્રશંકરે સુરત સ્ત્રીસમાજમાં રવિવાર તા. ૨૬ મી ને દિવસે શેઠ રતનશીના પ્રમુખપણા નીચે "તમારા જીવનમાં શું ભરશો" એ વિષયપર બહુ બોધપ્રદ ભાષણ આપ્યું હતું. વરસાદ ઘણો હોવા છતાં સ્ત્રીઓની સંખ્યા ઘણી સારી હતી.

શેઠ રતનશી ધરમશીના માનમાં ડૉ. કરસુખ વી. હોરા તરફથી એ જ દિવસે ૪–૩૦ કલાકે ચાહ પાણીનો મેળાવડો કરવામાં આવ્યો હતો જે પ્રસંગે હોમરૂલ લીગમાં વેપારીઓને જોડવા માટે ઉપયોગી સૂચનાઓ થઇ હતી.

કરસુખ વી. હોરા.

## વડોદરા.

**આ માસ દરમિયાન અહીં મરકીનું જોર વધી ગયેલું હોવાથી જાહેરપ્રવૃત્તિ બહુ જ મન્દ રહી હતી. છતાં કેટલાંક જાણવા જોગ જાહેરભાષણો થયેલાં ત્હેની નોંધ નીચે આપી છે.**

**સ્ટુડન્ટ્સ યુનિયન** તરફથી તા. ૧–૯–૧૭ ને રોજ રા. એમ. એમ. ઝાલા એમણે "યુવાનો અને તેમની જવાબદારી" એ વિષય ઉપર જ્ઞાનદાયક ભાષણ આપ્યું હતું.

**સાહિત્ય સભા** તરફથી તા. ૨–૯–૧૭ ને રોજ શાંતાબાઇ પાલેકર એમણે "સ્ત્રીઓનું સાહિત્ય" એ વિષય ઉપર સ્ત્રીઓને બોધદાયક ભાષણ આપ્યું હતું.

**ઈન્ડસ્ટ્રિયલ ક્લબ** અહીં સારી ચાલે છે. ઇન્ડિયન ગિલ્ડ ઑફ સાયન્સ ઍન્ડ ટેક્નૉલૉજીની આ શાખા છે, અને એ તરફથી અહિંના ધર્માધ્યક્ષ મી. ચૅટર્જીએ તા. ૨–૯–૧૭ ને રોજ "લિટરેચર ઍન્ડ ઇન્ડસ્ટ્રિયૅલિઝમ" એ વિષય ઉપર અંગ્રેજીમાં ઉપયોગી ભાષણ આપ્યું હતું.

**શ્રી વિદ્યોત્તેજક સમાજ** તરફથી તા. ૭–૯–૧૭ ને રોજ રા. કવિ લલિત એમણે "પુરૂષોત્તમ માસની મહત્તા" વિષે સંગીતસહ બોધદાયક ભાષણ આપ્યું હતું.

**જૈન મહિલા મંડળ** તરફથી તા. ૯–૭–૧૭ ને રોજ રા. કવિ લલિત એમણે "મામેરૂં" એ વિષય ઉપર રસિક અને સંગીતસહ વિવેચન કર્યું હતું.

**જ્ઞાતિ સુધારાનો કાયદો** જે ગયા માર્ચ માસમાં પ્રજાની જાણ માટે પ્રસિદ્ધ થયો હતો, અને જેના ઉપર અનેક ટીકાઓ તથા ઘણો ઉહાપોહ થયાં હતાં, તેને જૂદા સ્વરૂપમાં નહીં ઘડતાં, હાલના આ રાજ્યના દીવાની કાયદામાં જ તેહેનો સમાવેશ કરીને સુધારા વધારા સાથેનો નવો કાયદો હાલમાં બ્હાર પડયો છે.

રા. નારાયણરાવ કુળકર્ણીએ તા. ૬–૯–૧૭ ને રોજ "કોઑપરેટિવ ટ્રેડિંગ ઍન્ડ કમર્શિયલ ઇન્સ્ટિટ્યૂટ્" એ વિષય ઉપર, તા. ૧૩–૯–૧૭ ને રોજ "શબ્દ કરતાં કાર્યનું બલિષ્ટપણું" એ વિષય ઉપર ઉપયોગી ભાષણો આપ્યાં હતાં.

ભરત.

---

# માતૃભાષા—દ્વારા કેળવણી સંબંધી પ્રૉ. ધ્રુવના ઉદ્‌ગારો ઉપર વિચાર.

સાહિત્ય સભાના વાર્ષિક સમ્મેલનમાં પ્રમુખપદેથી ભાષણ કરતાં, પ્રૉ. આનંદશંકર બાપુભાઇ ધ્રુવે માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાની હીલચાલ ઉપર કેટલુંક વિવેચન કર્યું હતું.(×) તે ઉપર વિચાર કરવાની જરૂર ધારી આ વિષય હાથમાં લેવાનું યોગ્ય ધાર્યું છે.

**એક "વિષય માતૃભાષાદ્વારા જ સેહેલાઇથી અને સંગીન રીતે શીખી શકાય છે......એમ માનવું શુદ્ધ શિક્ષણ શાસ્ત્રની દૃષ્ટિએ તદ્દન ખરૂં છે," એમ સ્વીકારી પ્રૉ. ધ્રુવ કહે છે.**

---

(× જુઓ "વસંત"નો સં. ૧૯૭૩ ના આષાઢ માસનો અંક: પા. ૩૪૧).

"પણ આ શિક્ષણ શાસ્ત્રની દૃષ્ટિને દેશની સમસ્ત પરિસ્થિતિની દૃષ્ટિથી છેક છૂટી પાડી શકાતી નથી. અને ધ્યાનમાં રાખવાનું છે કે માતૃભાષાની હિમાયતમાં પણ શુદ્ધ શિક્ષણ શાસ્ત્રની દૃષ્ટિ ઉઘાડનાર અંજનરૂપ સ્વભાષાનું અભિમાન અને પરભાષાનો અણગમો રહેલાં જ છે. આમ છે ત્યાં, હિંદુસ્થાનના સર્વ મહા પ્રશ્નોમાં કરવું પડે છે તેમ, હિંદુસ્થાનના બ્રિટિશ રાજ્ય સાથેના સંબંધરૂપ મહા પરિસ્થિતિ વિચારીને જે નિર્ણય બાંધવામાં આવે છે, તે જ ખરા–વાસ્તવિકતાવાળા–નીપજે છે. આ મહા પરિસ્થિતિમાંથી ફલિત થતું એક postulate યાને સહજ જ સ્વીકારીને આગળ ચાલવા જેવું સત્ય એ છે કે—**આપણે અંગ્રેજી ભાષા ઉપર પ્રભુતાની બહુ જરૂર છે**" (છેલ્લાં વાક્યનાં અક્ષરોને મ્હારી તરફથી કાળાં કરવામાં આવ્યા છે).

મ્હને લાગે છે કે કાળા અક્ષરે છાપેલું વાક્ય એક સહજ જ સ્વીકારી લેવા જેવું સત્ય છે, એમ આપણે કબુલ કરી શકીશું નહીં. અત્યાર સુધી હિંદુસ્થાનમાં ફેલાવવામાં આવેલી શિક્ષણ પદ્ધતિને લઇને, અને કેટલેક અંશે બ્રિટિશ રાજ્ય સાથેના આપણા સંબંધ રૂપ પરિસ્થિતિને લઇને, અંગ્રેજી ભાષાના જ્ઞાનની હાલ કેટલેક સમય સુધી ઉચ્ચ શિક્ષણ મેળવવા અને વધારવા માટે સહાયક તરીકે જરૂર રહેશે, એટલું તો આપણે ગ્રાહ્ય રાખીશું, પણ તેથી, તે ભાષા ઉપર પ્રભુતા મેળવવાની જરૂર છે, એ જરા વધારે પડતું કથન થશે.

આપણને ફ્રેંચ, જર્મન અને એવી બીજી યુરોપની ભાષાઓ શિવાય ચાલશે, આપણને ચીની, જપાની જેવી એશિયાની ભાષાઓ શિવાય ચાલશે, આપણને હિંદુસ્થાનની અન્ય ભાષાઓ શિવાય ચાલશે, પણ અંગ્રેજી વિના—આપણે અંગ્રેજોને કાઢી મુકયા શિવાય—નહિ ચલાવી શકીએ, એ પરિસ્થિતિ તો ઘણી દયાજનક જ કહેવાય. એવી દયાજનક સ્થિતિમાંજ કાંતો આપણે રહેવું પડે, અથવા અંગ્રેજોને કાઢી જ મુકવા પડે, એવી મ્હારી ખાત્રી થઇ શકતી નથી.

પ્રો. ધ્રુવ કહે છે કે, "સ્વરાષ્ટ્રવાદીઓ એક તરફ કેસરી ચલાવે છે, તો તેજ સાથે 'મરાઠા' પણ રાખે છે, અને દેશને જાગૃત કરવા માટે 'ન્યુ ઇન્ડિયા,' 'યંગ ઇન્ડિયા' ઇત્યાદિ પત્રો અંગ્રેજીમાં જ કાઢે છે—એ સર્વ પત્રનો હેતુ માત્ર સરકારને કાને અમુક વાતો નાંખવી એમ જ હોતો નથી; લોકમત કેળવવો એ એમનો પ્રધાન હેતુ હોય છે."

કથન ઠીક છે. પણ એવો સંજોગ હોવાનું કારણ શું છે? અત્યારસુધી ચાલી આવેલી શિક્ષણ પદ્ધતિ જ. શું કોઇ એમ કહી શકશે કે જે શિક્ષણ પદ્ધતિ માટે અંગ્રેજ સરકાર જોખમદાર છે, તે શિક્ષણ પદ્ધતિમાં શરૂઆતથી અંગ્રેજી ઉપર જ સર્વ ભાર ઢોળી પાડવામાં ન આવતાં, દેશની જ કોઇ એક ભાષાને હિંદુસ્થાનની માધ્યમ ભાષા તરીકે શીખવી હોત, તો લોકમત કેળવવા માટે ઉપર પ્રમાણેનાં અંગ્રેજી પત્રોની જરૂર રહેતે? જો દેશની વરિષ્ઠ ન્યાય કચેરીઓમાં અને ધારાસભાઓમાં સર્વ કાર્ય અંગ્રેજી મારફતે ન થતાં દેશની જ એકાદી ભાષામાં અથવા દરેક પ્રાન્તની સ્વભાષામાં ચલાવવાનું યોજ્યું

હોત, તો અંગ્રેજી ઉપર પ્રભુતા મેળવવા માટે જે ફાંફાં મારવાં પડે છે, તેની જરૂર રહેતે? તો શું કૉંગ્રેસનું કાર્ય અંગ્રેજીમાં કદી પણ ચાલતે? તો શું એવો બળાપો કરવો પડતે કે "ગૂજરાતી આપણી માતૃભાષા હોવા છતાં, ગૂજરાતી ઉપર આપણો કાબુ કમી જોવામાં આવે છે?"

જો એમ સ્વીકારવામાં આવે કે હાલ છે તેવી શિક્ષણપદ્ધતિને બદલે ઉપર પ્રમાણેની પ્રણાલિકા ચાલી હોત તો અંગ્રેજી ઉપર પ્રભુતા મેળવવાની જરૂર ન રહેત, તો આપણો હવે પછીનો કર્તવ્ય–પથ સીધો છે. જે કારણોને લીધે આપણે અંગ્રેજી ઉપર નિર્ભયતા રાખવી પડે છે, તે કારણો ટકી ન શકે એવા ઉપાયો લેવા.

માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાથી અંગ્રેજી ઉપરનો આપણો કાબુ કમતી થઇ જશે, એમ હું કબુલ કરી લઉં છું; માતૃભાષા દ્વારા શિક્ષણ લીધેલા વિદ્યાર્થીને અંગ્રેજી બરોબર પરીક્ષા આપતાં નહિ આવડે, એ પણ હું કબુલ કરી લઇશ, પણ તેથી હું કોઇ હાનિ જોઇ શકતો નથી. "અંગ્રેજોના જેટલો જ" અંગ્રેજી ઉપર કાબુ મેળવવાની દેશને જરૂર છે, એમ હું ધારી શકતો નથી, અને તેની શકયતા પણ સ્વીકારી શકતો નથી. અપવાદરૂપ દેશજનો અંગ્રેજીની ઉપર અંગ્રેજો જેટલો કાબુ મેળવવાનો પ્રયત્ન કરી લે, તો તે અયોગ્ય થશે એમ મ્હારૂં કહેવું નથી. પણ ઉચ્ચ શિક્ષણ મેળવતાં બહુજનો પણ શબ્દકોષોની કે અન્ય પુસ્તકો કે મનુષ્યોની સહાયથી–પોતાને જે વિષયનું અધ્યયન કરવું છે, તે વિષય ઉપર અંગ્રેજીમાં લખાયલું કોઇ પુસ્તક વાંચી લે અને સમજી લે: (જેવી રીતે સંસ્કૃત કે દ્વિતીય ભાષા તરીકે શીખનારો સાધારણ ગ્રેજ્યુએટ કરી શકે છે તેમ): અથવા જરૂર પડે કોઇ પણ અંગ્રેજને તદ્દન સાદી અંગ્રેજી ભાષામાં પોતાનો અભિપ્રાય સમજાવી દે: ઇંગ્લંડ અને અમેરિકામાં વિશેષ અડચણ વગેરે ફરી શકે: એટલુંજ અંગ્રેજી આવડે તો હું કોઇ જાતની અડચણ જોતો નથી. ઘણું ઉત્તમ અંગ્રેજી ન આવડવાને લીધે, શેક્સપિયર કે મેકૉલેમાંથી અવતરણ ટાંકી ન શકે, રેનૉલ્ડ્સની નવલકથાઓનો ઉપયોગ ન કરી શકે--તેથી હું કાંઇ આપત્તિ જોતો નથી. કદાચિત એથી સરકારની અગવડો વધે. ભલે તેમ થાઓ; એ અગવડ સરકાર સહેલાઇથી મટાડી શકે;–આપણે તેમ કરવા સરકારને ફરજ પાડી શકીએ.

કેટલાએ જપાની ગ્રૅજ્યુએટો હિંદુસ્થાનમાં વેપારને અર્થે આવે છે; તદ્દન સાદી અંગ્રેજીમાં તેઓ પોતાનો વ્યવહાર ચલાવે છે: અંગ્રેજો જોડે હળે છે, મળે છે, કામ લે છે: તેમની અંગ્રેજી ઉપર પ્રભુતા નથી હોતી, એ તેમને ખબર હોય છે; પણ તેથી તેઓ અંગ્રેજો જોડે વાતચીત કરતાં પ્રભુત્વ મેળવેલાં હિંદીઓ માફક ખંચાતાં નથી; તેઓ પોતાનાં અંગ્રેજી માટે શરમાતાં નથી, અને હિંદીઓ શિવાય તેમને કોઇ હસતું નથી; કારણ કે તેઓ જાણે છે અને અંગ્રેજો પણ જાણે છે કે અંગ્રેજી એ કાંઇ તેમની માતૃભાષા નથી: ફક્ત હિંદીઓજ એટલું મિથ્યાભિમાન ધરાવે છે કે અંગ્રેજો જેવું તેઓ શુદ્ધ અંગ્રેજી બોલી શકે; તેમના ઉચ્ચારો અને બોલવાના 'ઝોંક'નું યથાર્થ અનુકરણ કરી શકે; મૅકોલેનાં જેવું ગદ્ય અને મિલ્ટનનો blank verse ઝમાવી

શકે; અને છતાં ગાડેગાડાં ભૂલ કરી તે ન જાણી શકે. બહેતર છે કે એવું મિથ્યાભિમાન ધરવાનો વિદ્યાર્થીઓને પ્રસંગ જ ન મળે, અને તેઓ પહેલેથી જાણી જ લે કે અંગ્રેજી અમારે જાણવાની છે, તે અમારૂં કામ નીભાવી લેવા માટેજ:—જેમ જપાન જતાં પહેલાં કામ નીભાવી લેવા પૂરતી જપાની ભાષા શીખી લેવી પડે,—તેમ દેશીભાષામાં ન મળતાં પુસ્તકો વાંચી લેવા, રાજ્યકર્તાઓ સાથે વિચારોની આપલે કરી લેવા અંગ્રેજી શીખી લેવાનું છે.

અંગ્રેજી ભાષા કદી પણ દેશની સાધારણ રીતે સમજાતી ભાષા થઇ શકવાની નથી, એ તો હું ધારૂં છું કે બધા જ કબુલ કરશે: થઇ શકે એમ હોય તો પણ તેવી પરિસ્થિતિને કોઇ વધાવી લેશે નહીં જ, અંગ્રેજી જ સારી આવડવાને લીધે, અંગ્રેજી માટે સ્વભાષાનો પણ ભોગ આપવો પડતો હોવાને લીધે, અંગ્રેજી શીખેલો વર્ગ પોતાના દેશબંધુઓથી કેટલો અળગો થઇ ગયો છે; દેશબંધુઓના વિચારો અને લાગણીઓને સમજી લેવામાં કેટલો અશક્ત થઇ ગયો છે; તેમના ઉપર પોતાનો વિશ્વાસ બેસાડવા માટે કેટલો નાલાયક થયો છે, તે જેઓ સાધારણ જનોમાં કાર્ય કરતાં હશે—કર્યું હશે—તે સારી પેઠે જાણતા હશે. જેમ ડૉ. દાદાભાઇ નવરોજજીએ, ના. ગોખલેએ, ન્યાયમૂર્તિ રાનાડેએ કે સર ફિરોઝશાહ મહેતાએ અંગ્રેજી સંસ્કૃતિને સેવી છે, તેમ લોકમાન્ય તિલકે પણ સેવી છે. તે છતાં સેંકડો ગુજરાતીઓ અને દક્ષિણીઓ એવા મળશે કે જેઓએ પોતાના પ્રાન્તવાસી નેતાઓના નામ પણ સાંભળ્યા નથી; ખુદ અમદાવાદમાં ગાંધી કોણ એમ પૂછનારા મ્હને મળ્યા છે: પણ મહારાષ્ટ્રમાં તિલકના નામથી કોઇક જ અજાણ્યું હશે; તિલકને જાણનારાઓએ તેમની મારફતે ગોખલેને જાણ્યા હશે, પણ ગોખલેની સ્વતંત્ર રીતે કદર કરી ન શકનારા ઘણા હશે: માત્ર તિલક જ સભાઓ ગજાવી જાણે છે; ગામેગામ ફરીને વ્યાખ્યાનો આપી જાણે છે એમ કોઇ કહી શકશે નહીં; પણ તિલકે જે કર્યું છે તે દેશી ભાષા મારફતે જ કર્યું છે, તેઓએ પોતાના પ્રાન્તવાસીઓ ઉપર વિશ્વાસ બેસાડવાનો, તેઓની લાગણીઓ સમજવાનો, તેમની વાણીરૂપ થવાનો પ્રયત્ન તેમનામાં ખૂબ ભળી, તેમની ભાષાને જ પોતાની ભાષા બનાવીને કર્યો છે. લો. તિલકના પ્રતિપક્ષીઓ બીજો કોઇ ઉપદેશ તેમના ચરિત્રમાંથી ગ્રહણ ન કરતાં આટલો જ લેશે તો પણ ઓછું નથી.

"અંગ્રેજી ઉપર કાબુ મેળવવાની ક્રિયામાં આપણું ઘણું માનસિક બળ ખપી જાય એ બહુ અનિષ્ટ છે" એટલું તો પ્રૉ. ધ્રુવ પણ કબુલ કરે છે; (અને કરે જ, કારણ કે પ્રૉ. ધ્રુવ તો નિષ્પક્ષપાતપણે આ વિષયનો વિચાર કરી રહ્યા છે); પણ મ્હારા ધારવા પ્રમાણે એ ક્રિયાનું એટલું જ અનિષ્ટ પરિણામ આવતું નથી. એ ક્રિયા અને તેથી આપણા મન ઉપર થતાં સંસ્કારો આપણે યુરોપીય બનાવી રહ્યા છે; આપણું હિંદીત્વ નષ્ટ થતું જાય છે; અંગ્રેજી ભાષાનો આપણી ભાષાઓ ઉપર વિજય થવાંની સાથે અંગ્રેજી સંસ્કૃતિનો આપણી સંસ્કૃતિ ઉપર બળાત્કાર થશે. અંગ્રેજી સંસ્કૃતિ ભારતીય સંસ્કૃતિને પાછળ હઠાવતી જાય છે—જશે. આપણી સર્વ ક્રિયાઓ માટે, વ્યવસ્થાઓ

માટે, કે ધ્યેયો માટે આપણો આદર્શ ઈંગ્લાંડ બની જશે-બનતો જાય છે જ. લૉર્ડ ચેમ્સફર્ડે કેળવણી ખાતાના ડિરેક્ટરોની છેલ્લી પરિષદમાં ભાષણ કરતાં આગાહી કરી છે કેઃ—

"અંગ્રેજી ભાષાએ આખા હિંદુસ્થાનમાં શિક્ષિત વર્ગની પરસ્પરના સંબંધાર્થે એ અત્યાર સુધીમાં સાધારણ ભાષા થઈ ગઇ ન હોય તો પણ તે જલદી જ થતી જાય છે.......વળી, પેઢી દર પેઢીએ અંગ્રેજીનો વધતો અને વધતો પ્રચાર શાળાઓમાં થશે, એટલું જ નહિ, પણ ગૃહસંસારના નિત્ય વ્યવહારમાં પણ તેનો જ ઉપયોગ થશે."*

હું ધારું છું કે કોઇ પણ સ્વાભિમાની હિંદી આ આગાહી ખરી પડેલી જોઈ હરખાશે નહીં. એ પરિસ્થિતિને "સહન કરીને જ માર્ગ કાઢવાનો વિચાર" કરશે નહિ પણ એ પરિસ્થિતિને જ કાઢવાનો વિચાર કરશે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા.

---

# નોંધ.

## આપણી ફતેહ.

યુરોપમાં ચાલી રહેલી ભયંકર લડાઈમાં હિંદે બ્રિટનને પૂર્ણ વફાદારીથી મદદ કરી, અને તેની અસર હેઠળ બ્રિટનના જવાબદાર રાજપુરૂષોએ જાહેર કર્યું કે બ્રિટન હવે હિંદ તરફ જુદીજ નજરે જોશે. પરંતુ હિંદી સરકાર તથા અમલદાર વર્ગના વિચારો તેથી જુદાજ હતા. તેમની ઈચ્છા તો હિંદને હાલની સ્થિતિમાંજ કાયમ રાખવાની હતી. જો માર્ચ મહિનાના સરક્યુલર સંબંધી કેટલીક વાતો સાચી હોય તો હિંદી સરકારને આપણી માંગણીઓ માટે કાંઇ પણ દીલસોજી નહોતી એટલુંજ નહિં પરંતુ તેણે તો આપણી સ્વરાજ્યની ચળવળને કોઈ પણ રીતે સદંતર દાબી દેવાનો નિશ્ચય કર્યો હતો, અને લૉર્ડ પેંટલેંડનું ભાષણ તથા મિસિસ બેસંટ વગેરેને નજરકેદ કરવાના હુકમ તો માત્ર તે રાજનીતિના આરંભ રૂપે જ હતાં. છતાં આજે તે સ્થિતિ બદલાઈ ગઇ છે, અને હિંદી સરકારને ખરેખર ન્યાયી રાજનીતિ સ્વીકારવાની ફરજ પડી છે. આ ફેરફારનું મુખ્ય કારણ તો હિંદી પ્રજાની લડતજ છે. સરકારની જાસાની રાજનીતિના પહેલાંજ પગલાંને તેણે સ્વપ્ને પણ નહિં ધારેલા એવા

---

* English is on the high road to become if it has not already become, among the educated classes the *lingua franca* all over India......Moreover with each generation, English will come more and more to be learnt not in the Schools, but in the every-day intercourse of the home.

ધીટકાર અને ગુસ્સાથી હિંદી પ્રજાએ વધાવી લીધાં, અને એ રાજનીતિનો સત્વર અંત આણવાને હિંદના દરેક પ્રાંતના ઠરેલ અને જવાબદાર નેતાઓએ અસાધારણ જૂસ્સાભેર ચળવળ કરવા માંડી અને મદ્રાસના વયોવૃદ્ધ દેશભક્ત સર સુબ્રમણ્ય આયર જેવા કેટલાકોએ તો સત્યાગ્રહી થઇ છેવટ સુધી સરકારની એ અનીતિ ભરેલી રાજનીતિ સામે લડત ચલાવવાનો નિશ્ચય પણ કર્યો. ટૂંકમાં એ ચળવળને પરિણામે દેશમાં એવી તો ગંભીર સ્થિતિ ઉત્પન્ન થઇ કે એ રાજનીતિનો અંત આણ્યા સિવાય હિંદ જંપવાનું નથી એમ તો સરકારની પણ ખાત્રી થઇ હશે. છતાં આ લડતની ફત્તેહ કેટલેક અંશે અનુકૂળ સંજોગોને પણ આભારી છે એમ તો સ્વીકારવું જ જોઇએ. મિત્રરાજ્યોની લડત સ્વતંત્રતા અને નાના રાજ્યોના હક્કો માટે જ છે એમ ખાત્રી થતાં લડાઇમાં જોડાયેલું અમેરિકા તથા પ્રજાસત્તાક રાજ્ય મેળવવાને ભાગ્યશાળી થયેલું રશિયા એ બન્નેના આગ્રહ કે શરમને લીધે બ્રિટનને પોતાના સામ્રાજ્યની વ્યવસ્થા ન્યાય અને નીતિને ધોરણે કરવાની જરૂર જણાઇ ન હોત તો આપણી લડતને આવી ફત્તેહ આટલી જલદી મળત એમ તો માની શકાય જ નહિં. છતાં અનુકૂળ સંજોગોને લીધે પણ આપણી લડત સરકારને ન્યાયી રાજનીતિ ગ્રહણ કરવાની ફરજ પાડવાને શકિતવાન થઇ તે માટે સંતોષ માની એ નવીન રાજનીતિના પ્રથમ ઉદ્ગારરૂપ નામદાર વાઇસરૉય લૉર્ડ ચેમ્સફર્ડના સીમલાના ભાષણની નોંધ લઇશું.

## નામદાર વાઇસરૉયનું ભાષણ.

નામદાર વાઇસરૉયના ભાષણની નોંધ લેતાં પ્રથમ આપણે એટલું તો કબુલ કરવું જોઇએ કે આપણી રાજકીય સુધારા માટેની માંગણીઓની બાબતમાં તેમના ઉદ્ગારો સર્વાંશે સંતોષકારક છે. તેમણે કહ્યું છે કે "બ્રિટીશ હિંદને બ્રિટીશ સામ્રાજ્યના એક અંગ તરિકે સ્વરાજ્ય બક્ષવાનો બ્રિટીશ રાજ્યનો અંતિમ હેતુ છે એવા ઠરાવ ઉપર હમે આવ્યા છીએ અને નામદાર શહેનશાહની સરકારે ચોક્કસ શબ્દોમાં જે રાજનીતિ જાહેર કરી છે તે હું કહું છું કે અમને હિંદી સરકારને મુખ્ય બાબતોમાં વ્યવહારૂ રીતે અમે સૂચવેલી રાજનીતિથી જુદી હોય એમ લાગતું નથી." તે ઉપરાંત એ હેતુની સિદ્ધિ અર્થે સત્વર પગલાં લેવાં જોઇએ એ પણ તેઓ કબુલ કરે છે. સ્થાનિક સ્વરાજ્ય અને જોખમદારીભર્યાં ઉંચા હોદ્દા હિંદીવાનોને આપવાના સાથે તેમણે કહ્યું છે કે ધારાસભાની બાબતમાં પણ "આગળ વધવુંજ જોઇએ એમ અમે હિંદી સરકાર સંપૂર્ણ રીતે સ્વીકારીએ છીએ, અને નામદાર શહેનશાહની સરકારે તેમના જાહેરનામામાં દર્શાવેલા અંતિમ હેતુ સંબંધી એવો ઠરાવ કર્યો છે કે તે હેતુની સિદ્ધિ અર્થે સંગીન પગલાં બને તેટલાં જલદી લેવાવાં જોઇએ." નામદાર વાઇસરૉયના આ ઉદ્ગારો લૉર્ડ પેંટલૅંડ તથા બીજા પ્રાંતિક ગવર્નરોના અને ખુદ વાઇસરૉયના જ પહેલાંના ભાષણોથી જૂદા પડી જાય છે, અને જો તેમના વિચારોમાં ખરેખર ફેરફાર થયો હોય તો તે ખુશી થવા જેવું ગણાય, પરંતુ તેમ ન હોય અને બ્રિટીશ સરકારના દબાણથીજ હિંદી સરકારને પોતાની રાજનીતિ ફેરવવી પડી હોય તો તેમાં આપણે તો સંતોષજ માનવાનો છે.

આ ઉપરાંત જે બીજી બાબત ઉપર પ્રજાનું મન ઉશ્કેરાયલું હતું તે મિસિસ બેસંટ વગેરે સામે સરકારે કાઢેલા નજરકેદના હુકમ હતા. એ હુકમો અન્યાયી હતા. કોઇ પણ રીતે ન બચાવી શકાય એવા હતા, અને તે પાછા ખેંચી લેવાવા જ જોઇએ એવો પોતાનો મત સમસ્ત પ્રજાએ સ્પષ્ટ રીતે દર્શાવ્યો હતો. એ મત સર્વાંશે સાચો જ હતો, અને તે પ્રમાણે જો આ નવી રાજનીતિને અંગે એ હુકમો રદ થયાં હોત તથા મિસિસ બેસંટ વગેરેને વગર ઢીલે છોડી મૂકવામાં આવ્યા હોત તો તેથી પ્રજામાં ભારે સંતોષ ફેલાત, અને જે શાંતિમય સ્થિતિ માટે નામદાર વાઇસરૉયે પોતાના ભાષણમાં ઇચ્છા દર્શાવી છે તે સ્થિતિ ઉત્પન્ન કરવામાં તે મદદગાર થઇ પડત. આ વાત સરકાર નહિં સમજી હોય એમ તો માની શકાયજ નહિં, છતાં મમત કે પછી ગમે તે કારણને લીધે એ હુકમ રદ કરવામાં તેણે એક અયોગ્ય સરત નાખવાનું પસંદ કર્યું અને તેથી એ પગલાંની પ્રજા ઉપર જે અસર થાય તે નષ્ટ કરી. નામદાર વાઇસરૉયે પોતાના ભાષણમાં કહ્યું છે કે સર વિલિયમ વિન્સેન્ટના ખુલાસા પછી એ બાબતમાં વધુ બોલવાની જરૂર નથી, પણ સર વિન્સેન્ટના જવાબને પ્રજા સંતોષકારક લેખતી નથી. સર વિન્સેન્ટનો જવાબ નીચે મુજબ હતો "મિસિસ બેસંટ વગેરે ઉપર ડિફેન્સ ઑફ ઇન્ડિયાની કલમો હેઠળ જે બંધનો મૂકાયેલા છે તે દૂર કરવાની મદ્રાસની સરકારને ભલામણ કરવા હિંદી સરકાર તૈયાર છે," પણ તે એ શરતે કે "હિંદી સરકારની ખાત્રી થાય કે તેઓ હવે લડાઇ દરમિયાન રાજકીય ચળવળ ગેરકાયદેસર તથા ઝનુની રીતે ચલાવવાથી દૂર રહે." મિસિસ બેસંટ ઉપર ગેરકાયદેસર રીતે ચળવળ કરવાનો આરોપ પૂરવાર થયો નથી, તેમણે તેવી રીતે ચળવળ કરી જ નથી, તેવી ચળવળ તેમને પસંદ પણ નથી તે તો તેમણે સરકારના અન્યાયી હુકમોને પણ તાબે થઇ બતાવી આપ્યું છે, તો પછી તેમની પાસે બીનકાયદેસર રીતે નહિ વર્તવાની ખાત્રી માંગવી એ તો કેવળ તેમનું અપમાન કરવાને માટે જ હોય એમ લાગ્યા વગર રહેતું નથી. અને જો કે મિસિસ બેસંટે આ બાબતમાં કેટલેક અંશે નમતું મૂકી, સરકારને સંતોષ આપવાનું યોગ્ય ધાર્યું છે, પણ સરકારે તો એ શરત મૂકી પોતાને દુરાગ્રહી જ ઠરાવી છે.

આ બાબતમાં અમારી ટીકા કોઇ પણ રીતે વધારે પડતી નથી તે તો આવાજ સંજોગમાં બ્રિટિશ સરકારે આયરલેંડમાં કેવું પગલું લીધું હતું તે પરથી જણાશે. બ્રિટન લડાઇમાં ગુંથાએલું હતું તેનો લાભ લઇ આયરિશ પ્રજાના એક ભાગે સ્વતંત્રતા મેળવવા માટે બ્રિટિશ સરકાર સામે બળવો ઉઠાવ્યો હતો અને એ બળવો સરકાર લશ્કરની મદદથી દાબી દેવાને શક્તિવાન થઇ એ તો આપણે જાણીએ છીએ. પણ આ બળવો દાબી દીધા પછી પણ હાલના સમયમાં પ્રજાની સહાનુભૂતિ વગર રાજ્ય ચલાવવું અશકય જ છે એ વાત સમજી બ્રિટિશ સરકારે આયરિશ પ્રજાને તેમના દેશના રાજ્યતંત્રના સંબંધમાં સંતોષ આપવાને એ દેશના બધા પક્ષોના પ્રતિનિધિઓની એક પરિષદ્ બોલાવવાનો ઠરાવ કર્યો અને તે પરિષદનાં કાર્યમાં કોઇ પણ જાતની કડવાશથી ખલલ નહિ પહોંચે તે માટે બળવાખોર કેદીઓને પણ વગર સરતે છોડી મૂકવાનું ઠરાવ્યું. આ બાબત ઉપર કોન્ઝરવેટીવ પક્ષ કે જેમની આયરિશ હોમરૂલ માટેની

વિરૂદ્ધવા જગજાહેર છે, તે પક્ષના વડા મી. બોનર લૉએ પણ પાર્લામેંટમાં ભાષણ કરતાં જે વચનો કહ્યાં હતાં તે આપણે માટે ખાસ જાણવા જેવાં છે. તેમણે કહ્યું હતું કે આ પરિષદથી "સંયુક્ત રાજ્ય અને સામ્રાજ્ય સાથેના આયરલેંડના સંબંધમાં એક નવો યુગ શરૂ થાય છે, અને એ પરિષદ્ શાંતિ; અને સહાનુભૂતિના એવા વાતાવરણમાં મળે કે જેમાં બધા પક્ષો સહેજ પણ કચવાટ વગર જોડાઇ શકે એ અત્યંત ઇચ્છવા જેવું છે. જો આ પરિષદનું કાર્ય શરૂઆતમાંજ કોઇ પણ જાતના કડવાશથી બગડે અને તેથી આપણે આશા રાખીએ છીએ તેવા (બધાને પસંદ પડે એવા) નિર્ણય ઉપર આવવામાં હરકત થાય તો તેથી વધારે દલગીરી ભરેલું બીજું કાંઇ પણ ગણાય નહિ. આ સંજોગોમાં નામદાર શહેનશાહની સરકાર એવા ઠરાવ ઉપર આવી છે કે, જે ગંભીર ગેરસમજુતી સંબંધી તેમને પગલાં લેવાનો અધિકાર છે તે ગેરસમજુતીનું મુખ્ય કારણ દૂર કરવાના કરતાં, તે જે વૃત્તિથી આ મહાન પ્રયોગ ઉપાડી લે છે, તે વૃત્તિનો વધારે સારો પૂરાવો આપી શકે નહિ. માટે તેણે નિશ્ચય કર્યો છે કે આયરલંડના બળવાનાં સંબંધમાં હાલ જેઓ કેદમાં છે તેમને સઘળાને વગર શરતે છોડી દેવા."

આનું નામ તે ખરી ઉદારતા, ખરૂં રાજદ્વારી ડહાપણ. આની સરખામણીમાં આપણી સરકારનું પગલું કેવું ગણવું તે તો વાંચકની મુનસફી ઉપર છોડીશું.

આ સિવાય, હિંદી લશ્કરને માટેના પગાર, ખોરાક, ઇસ્પીતાલો, તથા ચઢતા હોદ્દા સંબંધના સુધારા, વીરમગામની જગાત કાઢી નાંખવાનો ઠરાવ, તથા રૂની જકાત અને મુદતબંદી મજૂરોની સંસ્થા ફરીથી ઉભી કરવાની નહિં અપાયેલી ખાત્રી માટે તો સંતોષ જ માનવાનો છે. ઇન્ડિયન ડીફેન્સ ફોર્સમાં જોઇએ તેટલા માણસો જોડાયાં નથી એ સંબંધી નામદાર વૉઇસરોયે જાહેર કરેલી દલગીરીથી પણ આપણે ખોટું લગાડવાનું નથી. એ લશ્કરમાં કેળવાયેલો વર્ગ જોઇએ તેટલી સંખ્યામાં જોડાયો નથી તેનું કારણ તો સરકારની રાજનીતી જ છે. અને આજે એ રાજનીતિ બદલાઇ છે તો અમે માનીએ છીએ કે જો સરકાર એ લશ્કર સંબંધી દેશી અમલદારો વગેરે માટેની પ્રજાની માંગણી સ્વીકારી એ લશ્કરમાં નવા માણસો લેવાનું જાહેર કરશે તો સરકારને ફરિયાદ કરવાનું કારણ નહિ રહે.

નામદાર વૉઇસરોયે પોતાના ભાષણના અંતમાં શાંત વાતાવરણ માટે ઇચ્છા દર્શાવીછે. હિંદી પ્રધાન અહિં આવવાના છે. તેમની સાથે બધાએ મળીને દેશના રાજ્યતંત્ર સંબંધી વિચાર ચલાવવાનો છે, માટે આપણે જૂની ગેરસમજૂતીઓ ભૂલી જવી, બધો અવિશ્વાસ દૂર કરવો એવો એમનો આગ્રહ છે. તેમણે કહ્યું છે કે "આ સવાલોનો વિચાર પરસ્પર વિશ્વાસ અને સહકારના વાતાવરણમાં વિવેક વૃત્તિથી થવો જોઇએ. માટે આપણે કોઇ પણ જાતનો અવિશ્વાસ ન રાખતા, આપણો જૂનો ઐતિહાસિક સંબંધ ધ્યાનમાં રાખી, મિત્રો તરીકે સાથે બેસી, આ મહાન પ્રશ્નોનો કેવળ ન્યાય, વ્યવહાર અને તે કરતાં પણ વધારે તો નીતિની દૃષ્ટિએ વિચાર ચલાવવો જોઇએ!! હિંદી પ્રજા તો આજે વરસો થયાં ન્યાય અને નીતિને માટે પોકાર કરી રહી છે, અને આજે સરકાર

પણ તેની માંગણીનો ન્યાય અને નીતિસર વિચાર કરવા ઇચ્છે છે તો તે તે કાર્યમાં મદદ કરવા ચૂકશે નહિ. પરંતુ પ્રજાની અવિશ્વાસની લાગણી તો ત્યારેજ દૂર થશે કે જ્યારે સરકાર ન્યાય અને નીતિની વાતો કરવાને બદલે તેમને તેના રાજ્યકારભારના પાયા તરીકે સ્થાપશે.

## મિસિસ બેસંટનો છુટકારો.

બરાબર ત્રણ મહીનાની હાડમારી ખમ્યા પછી મિસિસ બેસંટ તથા તેના સાથીઓ નજરકેદમાંથી છૂટયા છે તે માટે અમે અમારો હર્ષ પ્રદર્શિત કરીએ છીએ, અને તેમણે દેશની જે જે સેવાઓ બજાવી છે તે માટે દેશ તેમનો સદાને માટે આભારી રહેશે જ એવી ખાત્રી દર્શાવી અમે તેમના દીર્ઘાયુષ ઇચ્છીએ છીએ. તે સાથે આ દેશની આવી આપખુદી સત્તાવાળી સરકાર સામે લડત ચલાવી આટલા ટુંક વખતમાં તેનને છોડવવા માટે હિંદી પ્રજા તથા તેના નેતાઓને અભિનંદન પણ ઘટે છે. હિંદી પ્રજાએ આજ સુધી ઘણા દુઃખો ખમ્યાં છે, તેણે તેના દેશભક્તિથી રસબસ થયેલાં જુવાન અને વૃદ્ધ દેશબાંધવોને, નેતાઓને, કેદમાં જતાં, દેશપાર થતા, અને પ્રાણ પણ અર્પતાં જોયેલાં છે, અને શરમની સાથે કહેવું જોઇએ કે તેમને માટે તે કશું પણ કરી શકી નથી. છતાં આજે એ સંતોષની વાત છે કે હિંદી પ્રજા એટલી તો માનરહિત થઇ નથી કે તેના હિતને માટે લડત ચલાવનાર ૭૨ વરસની પરદેશી બાઇને નજરકેદનાં દુઃખો સ્હેતી સાંખી શકે. આ બાબતમાં હિંદની ફરજ તો ચોખીજ હતી, અને એ ફરજ બજાવવાનો માર્ગ બતાવનાર કર્મવીર ગાંધીજી હતા. ચંપારણ્યમાંથી છુટાં થતાં, બાંકીપુર, અલાહાબાદ અને મુંબઇના નેતાઓને તેમણે સ્પષ્ટ રીતે જણાવી દીધું હતું કે મિસિસ બેસંટને તો ગમે તેમ કરીને પણ છોડાવવા જ જોઇએ. સરકારને તે માટે પ્રથમ આગ્રહ કરવો અને જો સરકાર અમુક મુદ્દત પહેલાં ન છોડે તો સત્યાગ્રહી થઇ લડવું જોઇએ. ત્યાર પછી દેશમાં તે સંબંધી સર્વત્ર ચળવળ થઇ રહી, અને સત્યાગ્રહ કરવો કે નહિ તે સંબંધી કાંઇક ગેરસમજુતી થતાં તેમણે જાહેર લખાણ કરી જણાવ્યું હતું "કે વિદુષિ બાઇ મિસિસ બેસંટ અને તેમના સહાયકોને છોડવવામાં સત્યાગ્રહ વાપરવાની આપણી ફરજ છે" કારણ "કે તેઓ નજરકેદના દુઃખો ભોગવે એ તો પ્રજાને માટે અસહ્ય છે. અને અસહ્ય દુઃખોનો ઇલાજ સત્યાગ્રહ જ છે." એમનો એ ઇલાજ ઉપાડી લેવાં પહેલાં કેટલોક વધુ વખત નિકળી જતે, અને ઉપાડી લેવાનું નક્કિ થયા પછી પણ હિંદી પ્રજા તેનો પ્રયોગ એમની ઇચ્છા મુજબ કરી શકતે કે નહિ તે કહેવું તો મુશ્કેલ છે, પરંતુ જો હિંદી પ્રજાની લડતથી સરકાર પર કોઇ પણ અસર થઇ હોય તો તેમાં આ ઇલાજને અંગે થયેલી ચળવળે અગત્યનો ભાગ ભજવ્યો છે એમાં શંકા નથી. અને તેથી એ ચળવળના સાચા હિમાયતીઓને વિશેષ ધન્યવાદ ઘટે છે એમ અમારૂં માનવું છે.

## સ્વરાજ્યની માંગણી.

કેટલાક અંતીમ વિચાર ધરાવનારા રાજપુરૂષોનો એવો મત છે કે જ્યાં સુધી દેશ ઉપર ભારે જુલમ નહિ થાય, પ્રજા ઉપર અતિશય દુઃખ નહિં પડે ત્યાં સુધી પ્રજા જાગૃત થવાની નથી. તેનામાં સ્વમાન કે ચારિત્ર આવવાના નથી, અને દેશનો ઉદ્ધાર થવાનો

નથી. આ સંબંધમાં તેઓ વિલાયતના રાજા જોન, પહેલા ચાર્લ્સ, તથા બીજા જેમ્સની રાજનીતિના પરિણામને દાખલા તરીકે રજુ કરે છે; અને ખુદ હિંદમાં પણ લૉર્ડ કર્ઝનના કારભારને જ હાલની રાષ્ટ્રીય ચળવળના કારણરૂપ માને છે. એમના આ વિચારોમાં કાંઇક સત્ય તો સમાયેલું છે. આપણે આજે વધારે નહિં તો દશ વરસ થયાં સ્વરાજ્ય માટે માંગણી કરીએ છીએ, તે વગર આપણુને ચાલવાનું નથી, એમ જણાવીએ છીએ, અને છતાં જ્યારે હાલની લડાઇમાં બ્રિટનને પૂર્ણ વફાદારીથી મદદ કીધા પછી લૉર્ડ હાર્ડિંજ જેવા ભલા અને શાણા વાઇસરોયના અમલ હેઠળ ખાસ ગેરસમજુતી ઉભી કર્યા વગર આપણે આપણા હક્ક માટે ભારે ચળવળ કરી શકયા હોત, ત્યારે આપણે નિરાંત કરી બેસી રહ્યા; અને પછી હાલના વાઇસરૉય નામદાર લૉર્ડ ચેમ્સફર્ડના અમલ હેઠળ મદ્રાસ, પંજાબ અને કલકત્તામાં જાસાની રાજનીતિ શરૂ થઇ કે તરતજ આપણે અણધારી રીતે સરકારની રાજનીતિનો અંત લાવવા, તથા આપણા હક્કો ઉપર પડતી તરાપ અટકાવવા આપણે મરણીયા થઇ નિકળી પડયા. આજે એ લડતને પરિણામે પાછી સરકારને પોતાની રાજનીતિ ફેરવવી પડી છે; તેણે મિસિસ બેસંટ વગેરેને છોડી મૂકયા છે, તથા હિંદને સ્વરાજ્ય આપવાનો અંતીમ હેતુ સ્વીકાર્યો છે, અને તે માટે સત્વર સંગીન પગલાં લેવાનું વચન પણ આપ્યું છે. આથી પ્રજામાં પાછો સંતોષ ફેલાયો છે અને તે સર્વાંશે સ્વાભાવિક છે. પરંતુ એ સંતોષની સાથે બેદરકારી ન આવે તે વિષે કાળજી રાખવાની જરૂર છે. સરકારે હિંદને સ્વરાજ્ય આપવાને માટે સંગીન પગલાં લેવાનું વચન આપ્યું છે, પણ તે સદ્‌ભાવે પળાશે જ એમ માની લેવું એ ભૂલભરેલું છે. કારણ કે અત્યાર આગમજ આપણુને મહારાણી તથા શહેનશાહ અને સરકાર તરફથી આપણુને ઘણી કબુલાતો મળેલી છે, અને તેનો અમલ કેવી રીતે થયો છે તે આપણે સારી રીતે જાણીએ છીએ. હવે અનુભવથી આપણામાં જો કાંઇ પણ ડહાપણ આવ્યું હોય તો આપણે આપણી હાલની માંગણીઓને માટે સરકારના વચન ઉપર કે નેતાઓના વર્ગ તથા સરકાર સાથેની તેમની મસલત ઉપર આધાર રાખી બેસી રહેવું જોઇએ નહિ. આપણે તો તે માંગણીઓ મુદ્દાસર સમજી લઇ તેને ચીવટાઇથી વળગી રહી તે મેળવવાને માટે ભારે ચળવળ કરવી જોઇએ. આપણે માંગીએ છીએ તે સુધારાઓ આપણી યોગ્યતા કે જરૂરિયાતના પ્રમાણમાં વધારે પડતા નથી એટલું જ નહિં પરંતુ તે ખાસ અધિકારી વર્ગ તથા એંગ્લો ઇન્ડિયનોની આપણા તરફની વિરૂદ્ધતાથી સરકારને માટે ઉભી થતી મુશ્કેલીઓનો બહુ બારીકીથી વિચાર ઘડી કાઢવામાં આવ્યા છે. અને હાલના સંજોગોમાં તે ન મળે તો આપણી પ્રગતિનો માર્ગ બંધ જ રહે એવા છે, એટલે કે તે વગર આપણુને ચાલે એમ જ નથી, અને તેથી તે મેળવવા માટે લો. મા. તિલક કહે છે તે પ્રમાણે આપણે આપણાં તન, મન, અને ધન ખર્ચી નાંખવા જોઇએ.

આ સુધારાના સંબંધમાં એક પાસથી હિંદી પ્રજાને આવી અસાધારણ ચળવળને માટે તૈયાર કરવાને તથા બીજી પાસથી સરકારને તે વાતથી વાકેફ રાખવાને ગાંધીશ્રીએ હિંદી પ્રધાન અહિં આવે ત્યારે તેમને લાખો સહીઓ સાથની એક અરજી આપવાની યોજના ઘડી કાઢી છે, અને તે અરજીનો ખરડો નીચે મુજબ છેઃ—

"નેક નામદાર મહેરબાન

ઈ. એસ. મૉન્ટેગ્યુ સાહેબ બહાદુર,

ધી સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇન્ડિયા

મુંબાઈ ઇલાકાની બ્રિટિશ પ્રજાની નમ્રતાપૂર્વક અરજ

એ છે કેઃ—

(૧) ઑલ ઇન્ડિયા મૉસ્લેમ લીગની કાઉન્સિલે તથા ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટીએ હિન્દ-સ્વરાજ્યને લગતી જે યોજના ઘડી છે અને જે યોજના ઇન્ડિયન નેશનલ કૉંગ્રેસે અને ઑલ ઇન્ડિયા મૉસ્લેમ લીગે ગયે વર્ષે સર્વાનુમતે કબુલ રાખી છે તે વિષે અમ્હેં વિચાર કર્યો છે અને તે અમ્હેં સમજ્યા છીએ.

(૨) એ યોજનાને અમ્હારી સંમતિ છે.

(૩) અમ્હારી નમ્ર માન્યતા પ્રમાણે હિન્દના તેમજ સામ્રાજ્યના ભલાને માટે ઉપરની યોજનામાં સૂચવેલા સુધારા સર્વથા જરૂરના છે.

(૪) અમ્હેં અરજદારો એમ પણ માનીએ છીએ કે એ સુધારા થયા વિના હિન્દમાં ખરી શાન્તિનો યુગ આવવાનો નથી.

આ કારણોથી અમ્હારી આપ નામદાર પ્રતિ અરજ છે કે આપ મજકુર યોજના ઉપર પૂરતું ધ્યાન આપી, ત્હેમાં સૂચવેલા સુધારા મંજુર કરી, આપે અહિંયાં આવવામાં ઉઠાવેલો શ્રમ સફલ કરશો અને હિન્દની પ્રજાની આશા પરિપૂર્ણ કરશો.

આપના એ દયાળુ કાર્યને માટે અમ્હેં આપના અરજદાર હમેશના આભારી રહીશું."

આ અરજી અત્યંત સાદી અને સરલ છે, સૌ કોઈ સમજી શકે એમ છે, અને દેશ સ્વરાજ્ય ભોગવતો થાય એવી ઇચ્છાવાળા સર્વ દેશબંધુઓ અને બ્હેનો તેના ઉપર સહી આપશે. એમાં શંકા નથી. પરંતુ આપણી ફરજ એ અરજી ઉપર સહી કરવાથી પૂરી થતી નથી. તે ઉપર સહી કરવાથી તો આપણે માથે સીધી રીતે એક નવી જવાબદારી ઉત્પન્ન થાય છે. એ અરજી મારફતે આપણે જણાવીએ છીએ કે કૉંગ્રેસ તથા લીગે મંજૂર કરેલા સુધારાઓ દેશના હિતને માટે જરૂરના છે, અને તે દેશને મળવા જ જોઇએ પરંતુ તે સાથે આપણે એમ પણ કહીએ છીએ કે એ સુધારાઓ થયા વિના દેશમાં શાન્તિનો યુગ આવવાનો નથી. આનો ખરી રીતે તો એક જ અર્થ થઇ શકે અને તે એજ કે સુધારા થયા વિના આપણને પ્રજાને શાંતિ મળવાની નથી, તે મેળવ્યા વગર આપણે જંપવાના નથી. થોડાક વખત ઉપર મિસિસ બેસંટ નજરકેદ હતા ત્યારે દેશમાં સર્વત્ર તેમને છોડવવા માટે સત્યાગ્રહ કરવાની વાત થઇ રહી હતી, અને તે સર્વાંશે યોગ્ય જ હતું. પરંતુ આ સુધારાઓમાં તો એકનું નહિ પણ લાખોનું હિત સમાયેલું છે. પૂજ્ય ગાંધીજીએ એ અરજીને માટે લખેલાં સૂચનાપત્રમાં જણાવ્યું છે તેમ

ા સુધારા મંજૂર થાય તો "તેનું પરિણામ એ આવે કે રાજ્યકારભારની
ગામ કેટલેક અંશે આપણે જ પસંદ કરેલા આપણા ભાઈઓના હાથમાં આવે
ને આપણે ખમવાં પડતાં દુઃખો દૂર કરાવવાને તેઓની મદદ વડે આપણને સહેલું
ડ. આ સ્વરાજ્ય નથી પણ એમાં સ્વરાજ્યનું બીજ રહ્યું છે. છેવટનો મુદ્દો
વો છે કે ઈંગ્રેજી રાજ્ય નીચે સ્વતંત્ર સત્તા આપણે હિંદુસ્તાનમાં ભોગવવાની
. એટલે કે આપણા નાણાંનો વહીવટ, આપણી કેળવણીની રચના, અને તેનો
સાર, આપણી ખેતીનો વહીવટ, આપણા હુન્નરોની વ્યવસ્થા અને આપણી એક
જાને લગતી હીલચાલની દોરી આપણા હાથમાં રહેશે." આવા સુધારા મેળવવાને
ાપણે અસાધારણ પ્રયત્ન કરવો જોઈએ, મોટા ભોગો આપવા જોઈએ, અને
રૂર પડે તો તે માટે સત્યાગ્રહ કરવાને પણ તૈયાર થઈ રહેવું જોઈએ. આ
ાઈને અંગે મોટા ફેરફારો થયા છે—થવાના છે. રશિયાને પ્રજાસત્તાક રાજ્ય
ળ્યું છે. ફીન્લૅંડને સ્વતંત્રતા મળી છે. પોલેંડને સ્વતંત્રતા મળવાની છે. આયર-
ડને હોમરૂલ આપવાનો નિશ્ચય થયો છે. બ્રિટીશ સંસ્થાનોને સામ્રાજ્યની
ઃદેશ સંબંધી રાજનીતિમાં ભાગ લેવાનો હક આપવાની વાતો થાય છે, અને ખુદ
લાંડમાં સ્ત્રીઓને પણ આજે મત આપવાનો હક મળી ચુકયો છે. તો શું
ંદ, પોતાના શ્રેયને માટે અત્યંત જરૂરના એવા આ સુધારા મેળવવા માટેની
ત ચલાવવામાં પાછી પાની કરશે?

S. B.

× × ×

## મી. મહમદ અલી અને મી. શૌકત અલી હજી નજરકેદ.

ગયા જુલાઈ માસની આખરે મળેલી ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટી અને ઑલ
ન્ડયા મોસ્લેમ લીગની કાઉન્સિલની એકત્ર સભાએ મિસિસ એની બેસન્ટ મી.
રૂંડેલ અને વાડીઆને તેમજ બે વર્ષથી નજરકેદ થએલા મુસલમાન આગેવાનો
. મહમદ અલી અને મી. શૌકત અલીને મુક્ત કરવા સરકારને વિનંતિ કરી હતી. તે
ી જ્યારે જ્યારે દેશના જુદા જુદા ભાગમાંથી મિસિસ બેસન્ટને છોડવાને ઠરાવો
ાર કરવામાં આવ્યા હતા ત્યારે સામાન્ય રીતે આ બે મુસલમાન ભાઈઓને છોડવાને
ાર કરવામાં આવ્યા હતા. મીસીસ બેસન્ટના છુટકારા પહેલાં થોડા દિવસ ઉપર
ારે આ ભાઈઓની વૃદ્ધ છતાં બહાદુર માતાની અને આપણા વીર વૃદ્ધ આગેવાન સર
ાહ્મણ્ય આયરની વચ્ચેનો લાગણીભર્યો પત્રવ્યવહાર પ્રકટ થયો હતો ત્યારે તે ભાઈઓ
ર થયેલા જુલમથી આપણું અન્તઃકરણ દાઝયું હતું. વડી ધારાસભામાં જ્યારે એમ
ાવવામાં આવ્યું હતું કે ભવિષ્યમાં માત્ર કાયદેસર ચળવળ કરવાનું બિનજરૂરી વચન
ને મિસિસ બેસન્ટ અને તેમના સહાયકોની સાથે મી. મહમદ અલી અને મી. શૌકત
ીને છોડી મૂકવામાં આવશે ત્યારે આપણા અન્તઃકરણમાં આશાનું કિરણ ઉગ્યું હતું
ણ કે આપણને એમ લાગ્યું કે સ્વરાજ્ય વિષે જાહેરાત બહાર પાડીને સુધારા વિષે

મસલત કરવાને જો મી. મૉન્ટેગ્યુ હિન્દુસ્થાન આવનાર છે તો તેમની મુલાકાત માટે અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરવાને અને તેથી હિન્દના ઉકળેલા હૃદયને શાન્ત કરવાને તેમની તરફથી તેમજ હિન્દી સરકાર તરફથી યોગ્ય ઉપાયો લેવામાં આવશે. મિસિસ બેસન્ટે કંઇક કબૂલાત આપી છે એમ સરકારે જણાવ્યું છે અને તેથી તેમને નજરકેદમાંથી મુક્ત કરવામાં આવ્યાં છે એટલું જ નહિ પણ મુંબાઇ અને મધ્યપ્રાંતની સરકારે તેમની ઉપર પસાર કરેલા બહિષ્કારના હુકમો પણ રદ કર્યા છે. પરંતુ આ બનાવથી જે હર્ષ આપણને થયો તેમાં હજુ સુધી મી. મહમદ અલી અને તેમના ભાઇ ન છૂટતાં ભંગ થયો છે અને જ્યારે સર વીલીઅમ વિન્સેન્ટે વડી ધારાસભામાં જણાવ્યું કે તપાસ કરતાં તેમના પહેલાંના વિચારોમાં કંઇ ફેર ન જણાતાં તેમને છોડવામાં આવનાર નથી ત્યારે આપણને શોક અને આશ્ચર્યની લાગણીઓ હતી. પણ પછીથી સરકારી તપાસનો આખો ઇતિહાસ અને બીજા પત્રો તે ભાઇઓની બહાદૂર માતાએ બહાર પાડયા તેથી તો બે ઉમદા અને દેશભક્ત આગેવાનોને થતા અન્યાય અને જુલમની સામે આપણું અન્તઃકરણ પૂર જોસથી ઉછળીને પોકાર કરે છે.

સરકારી કૃત્યોની ટીકા કરતાં અમર્યાદિત ભાષા વાપરવાને માટે નહિ પણ તુર્કી સામે વિગ્રહ સંબંધમાં તેમના લખાણને લીધે મી૦ મહમદ અલી અને મી૦ શૌકત અલીને નજરકેદ કરવામાં આવ્યા છે એ કાંઇ છાની વાત નથી. પણ તેમને છોડવાનો ઠરાવ કરવાને આ માસની ત્રીજી તારીખે ભરાએલી સભામાં તેનાં પ્રમુખસ્થાનેથી મી૦ ભૂલાભાઈ દેશાઇએ જણાવ્યું હતું તે પ્રમાણે તુર્કસ્તાને જર્મનીની બાજુએ ઝંપલાવ્યું તે પછી એક લેખમાં મી૦ મહમદ અલીએ સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે "ગ્રેટ બ્રિટન અને તુર્કી વચ્ચે લડાઇ જાગતાં, હિન્દુસ્થાનના મુસલમાનોએ શાહેનશાહ તરફ અડગ રીતે વફાદાર રહેવું જોઇએ અને હિન્દુસ્થાનના અને તુર્કસ્તાનના મુસલમાનોના માર્ગ હવે જુદા પડયા છે." જો આવા ભાવનું વાકય મી. મહમદ અલીએ એક વખતે લખ્યું હોય તો પછી પહેલાંના વિચારોમાં કેવો ફેરફાર સરકાર તેમની પાસે માગે છે? આ સંબંધમાં જે કંઇ શંકાઓ અને ભ્રમ આપણા મનમાં સરકારી સભાસદના કથનથી ઉત્પન્ન થવાનો સંભવ હતો તે મી. મહમદ અલીની માતાએ પ્રકટ કરેલી હકીકતથી નષ્ટ થયા છે; અને તેથી જો એક પાસ આ બે ભાઇઓ અને તેમની માતાની પ્રમાણિકતા અને વીરતા વિષે ઘણું જ વધારે માન ઉત્પન્ન થયું છે તો બીજી પાસ સરકારની સંકુચિત અને આપખુદી રાજનીતિ ઘણા જ વધારે પ્રકાશમાં આવી છે.

આ બે ભાઈઓનો ખુલાસો લેવાનું કામ સરકાર અને પ્રજાના માનીતા હિન્દી આગેવાન રાજા સાહેબ ઑફ મહમુદાબાદે પોતાને માથે લીધું હતું અને તે અનુસાર તેઓ તેમને મળ્યા અને પછી તેમણે મી. ઝીણાને એવી મતલબનો તાર કર્યો કે તેમની અડગ વફાદારી વિષે તેમને કંઇ જ શંકા રહેતી નથી. દરમ્યાન સી. આઇ. ડી. ના—છુપી પોલીસના—એક અમલદારને આ અતિશય નાજુક કામ દુર્ભાગ્યે સોંપવામાં આવ્યું અને સર ચાર્લસ ક્લીવલેન્ડે ઘડેલી કબૂલાત ઉપર તેણે તે ભાઇઓની સહીઓ માંગી. આના ઉપર સહી ન કરતાં તેમણે પોતે એક કબૂલાત ઘડીને તે ઉપર સહી કરવાની

પોતાની મરજી દેખાડી—જે કબૂલ ન કરવાનું ફરમાન મળતાં પોલીસનો અમલદાર પાછો ગયો. હવે સરકારે અને મી. મહમદ અલીએ ઘડેલી કબૂલાતોમાં એકજ ફરક સ્પષ્ટ રીતે જણાય છે કે ઇસ્લામી ધર્મની માન્યતાને અડચણ ન થાય એવી રીતે સરકારને વફાદાર રહેવાનું વચન આપવા આ ભાઇઓ ખુશી હતા જ્યારે સરકારને આ કલમ ઘણીજ વાંધાભરેલી લાગી. પોતાના અન્તઃકરણમાં ધર્મની આ શરત છૂપાવીને મી. મહમદ અલી અને મી. શૌકત અલી સરકારની કબૂલાત ઉપર સહી કરી શકયા હોત અને તે પછી પોતાની શરત પ્રકટ કરી શકયા હોત. પણ સામાન્ય રાજદ્વારી માણસો આવે પ્રસંગે જે રસ્તો લે તે એક સત્યનિષ્ઠ અને પ્રમાણિક ઇસ્લામી અને હિંદીવાન તરીકે તેમણે લીધો નથી, પણ આવું માનભર્યું પગલું ભરવાથી કદાચ વર્ષો સુધી નજરકેદ ભોગવવી પડે તો તે ભોગવવાનો તેમણે અડગ નિશ્ચય કર્યો છે અને તેમને આમ કરવાને તેમનાં માતુશ્રીએ પણ હુકમ આપ્યો છે એ જોઇને સર્વે સાચા હિન્દીઓને તેમને માટે જ નહિ આખા ભારતવર્ષના પુરૂષત્વ અને સ્ત્રીત્વ માટે ઘણું માન અને શ્રદ્ધા ઉપજ્યા વિના રહેશે નહિ.

ધર્મ વિષે જે કલમ મી. મહમદ અલી ઉમેરવા માંગતા હતા તે સરકાર કબૂલ ન કરે એ જોઇને આપણો જીવ ઉકળી ઉઠે છે. શું મહારાણી વિકટોરીઆના ઢંઢેરામાં અને તે પછીનાં શહેનશાહ એડવર્ડ અને શહેનશાહ જ્યોર્જના જાહેરનામામાં એવું વચન નથી આપવામાં આવ્યું કે હિન્દી પ્રજાની વિવિધ ધાર્મિક માન્યતાઓમાં સરકાર કંઇ પણ અન્તરાય નાંખશે નહિ? આવું વચન સામાન્ય સંયોગોમાં પાળવું એ તો રમત છે. સરકારના અન્તઃકરણમાં એ વચન ઉંડું વસે છે કે નહિ—તેને મન તે પવિત્ર છે કે નહિ તેની ખરી કસોટી તો હાલના જેવા અસાધારણ પ્રસંગે જ થાય. સર્વે કબૂલ કરશે કે તુર્કસ્તાને ઇંગ્લંડની સામે લડાઇમાં ઝંપલાવ્યું તેથી હિન્દ સુધ્ધાંત અનેક દેશોમાં પ્રસરેલી આખી મુસલમાન કોમ જે તુર્કસ્તાનના રાજાને પોતાનો ખલીફ-ધર્મગુરૂ માને છે તે ઘણીજ કઢંગી સ્થિતિમાં મૂકાઇ છે, અને તે વખતે પહેલાંનાં ઢંઢારામાં આપેલાં વચનને અનુસરીને મુસલમાન કોમનું ધાર્મિક ગૌરવ સચવાય અને તેની સાથે સરકારને તેઓ પૂરેપૂરા વફાદાર રહી શકે અને લડાઇ ચલાવવામાં મદદ કરી શકે એવો વચલો રસ્તો કાઢવાનો સરકારનો ધર્મ છે. આખા હિન્દુસ્તાનના મુસલમાનોએ તુર્કસ્તાન સામે લડાઇ શરૂ થઇ અને મેસોપોટેમિયામાં આપણા લશ્કરે પ્રવેશ કર્યો ત્યાર પછી પણ પહેલાંની માફક સરકાર તરફ પૂરેપૂરી વફાદારી બતાવી છે અને ખુદ મેસોપોટેમિયામાં હજારો મુસલમાનો લશ્કરી સીપાઇ, સરદારો અને દીવાની અમલદારો તરીકે સરકારની નોકરી કરે છે. પરંતુ એક લોહી અને એક ધર્મની પ્રજાઓ વચ્ચે આમ યુદ્ધનો પ્રસંગ આવે ત્યારે તેમના બન્નેના અન્તઃકરણમાં કંઇક કલેશ થાય અને કેવળ ધર્મના વિષયોના નિરાકરણમાં લડાઇની શત્રુવટને આડે ન આવવા દે એ સ્વાભાવિક છે. તુર્કીનો વધારે ને વધારે પ્રદેશ જીતાતો જાય છે, તેમ ધર્મના કોઇ સવાલો ઉત્પન્ન થવાનો સંભવ છે અને આખી મુસલમાન કોમના ખલીફનો પક્ષ તો ખડો જ છે. આ બાબતોમાં કેવળ

રાજકીય નહિ પણ ઇસ્લામની શુદ્ધ ધાર્મિક દૃષ્ટિથી વિચાર કરવાની અને લખવાની છૂટ મી૦ મહમદ અલી અને મી૦ શૌકત અલી માંગે છે. પરંતુ આથી અમારા મત પ્રમાણે તેમની વફાદારીમાં ક્ષતિ થતી નથી પણ ઉલટી તે દીપી નીકળે છે. અને છતાં આવી વફાદારીથી સંતોષ ન પામતા સરકારે તો તેમની ધાર્મિક દૃષ્ટિ છીનવી લેવાનો અધર્મ્ય હેતુ સેવ્યો છે તે તેની અત્યાર સુધીની નિષ્કલંક ધાર્મિક રાજનીતિ ઉપર એક દૂષણરૂપ છે. હવે દરેક ઇસ્લામી વિચાર કરશે કે જો તે ખરેખરો ઇસ્લામી હશે તો તે સરકારના મત પ્રમાણે પુરો વફાદાર ગણાશે નહિ અને જો સરકારની ગણત્રી પ્રમાણે વફાદાર રહેવું હશે તો તેને ઇસ્લામ તરફની દૃઢ ભક્તિ ઉપર રાજકીય ઢોળ ચઢાવવો પડશે. આવા સંશયમાં આખી મુસલમાન કોમ પડશે તો તે કોમના અનુયાયીઓનો અને સર્વે હિન્દીઓની સરકારમાં શ્રદ્ધા ડગવાનો અને તેથી સરકારને અને પ્રજાને ઘણું નુકસાન થવાનો સંભવ રહે છે.

મી. મહમદ અલી અને મી. શૌકત અલીની નજરકેદ વિષે અમારો આવો મત હોવાથી અમે સર્વે સાચા હિન્દીવાનોને અને સર્વે રાજકીય મંડલોને તેમની મુક્તિ માટે પોકાર કરવાની આગ્રહપૂર્વક વિનંતિ કરીએ છીએ. પોતાના મુસલમાન ભાઇઓ સામે તેમના દર્દની આ ક્ષણમાં દીલસોજી બતાવવાની અને માત્ર હિન્દુ નહિ પણ સાચા હિન્દીવાન બનવાની ખરી તક હિન્દુ ભાઇઓને પ્રાપ્ત થઇ છે. મિસિસ બેસન્ટને છોડવવાને જેવી ચળવળ કરવામાં આવી હતી તેવી-બલ્કે તેથી પણ જાસ્તી ચળવળ મુસલમાન ભાઇઓ સાથે હાથમાં હાથ મીલાવીને હિન્દુઓએ કરવી જોઇએ જેથી હિન્દુ મુસલમાનની એકેતા કેવળ સ્વાર્થના ક્ષુદ્ર સાંધણથી નહિ પણ ધર્મના અચળ ભાવથી ચિરકાળ માટે સંધાશે.

---

# ☛ સ્વરાજ ☚

## હિંદના દાદા દાદાભાઇ નવરોજીનો સંદેશો.

" મારા દેશ અને દેશબંધુઓ માટે સ્નેહ અને શ્રદ્ધાનો એક શબ્દ જો હું મૂકતો જાઉં તો કહું છું કેઃ એક થાઓ, મંડ્યા રહો અને સ્વરાજ (સેલ્ફ ગવર્નમેન્ટ) મેળવો, કે જેથી ગરીબી, દુકાળ અને મરકીના ભોગ થતા લાખો લોકો, અને માત્ર અલ્પ અન્નને લીધે ભૂખે ટળવળતા કરોડો જીવોને બચાવી શકાય, અને જગતની મોટામાં મોટી અને સંસ્કારી પ્રજાઓમાં પોતાનું અસલનું ગૌરવ એકવાર ફરીથી હિન્દુસ્તાન પ્રાપ્ત કરે."

(કલકત્તાની કૉંગ્રેસ–૧૯૦૬.)

**દેશની સેવાને માટે, અને તમારા ગૌરવને ખાતર, તમારૂં સ્વમાન સાચવવા અને ઈશ્વરદત્ત આપણા સર્વ હક્કો મેળવવા માટે હોમરૂલ લીગ એટલે આપણા દેશને માટે સ્વરાજ્ય પ્રાપ્ત કરવાને સતત પ્રયાસ કરનારી સંસ્થામાં જોડાઇ તમારી ફરજ બજાવો. અંતરમાં આવેલી શુભેચ્છા પાછી ન ઠેલતાં આ ઘડીએ નીચેને શરનામે લીગના સભાસદ થવાને લખો.**

## ☛ હોમરૂલ લીગના ઉદ્દેશો

૧. કાયદેસર હીલચાલથી હિન્દ માટે હોમરૂલ એટલે સ્વરાજ્ય મેળવવું.

૨. શાહેનશાહ પંચમ જ્યૉર્જ અને તેના વારસોના તખ્ત હેઠળ બ્રિટિશ સામ્રાજ્યમાંજ સ્વતંત્ર પ્રજા તરીકેના હક મેળવી ગ્રેટબ્રિટન સાથેનો સંબંધ જાળવવો.

૩. હિન્દ સ્વરાજ્ય માટે ૩૦ વરસથી પ્રયાસ કરતી નૅશનલ કૉંગ્રેસના કાર્યને ટેકો આપી, એ સંસ્થાને મજબુત કરવી.

૪. હિન્દ માટે હોમરૂલની જરૂરિયાત સંબંધી પ્રજામત કેળવવા સતત ચળવળ કરવી.

આ ઉદ્દેશો જેમને સંમત હોય તેવા ૧૮ વરસની ઉપરના સ્ત્રીપુરૂષો આ સંસ્થાના સભાસદ થઇ શકશે. અંડર ગ્રેજ્યુએટ વિદ્યાર્થી કેવળ અભ્યાસને માટે જ આ સંસ્થામાં એસોસીએટ તરિકે દાખલ થઇ શકશે.

સભાસદો તથા એસોસીએટો માટે લીગમાં દાખલ થવાની ફી રૂા. ૧) છે.

લીગમાં દાખલ થવાની ફી રૂા. ૧) છે અને તે આપતાં લીગનો કાર્ડ, રૂપાનો ચાંદ અને સ્વરાજ્ય વિષે સાહિત્ય મળશે. તેની વાર્ષિક ફી તરિકે अ, ब, क અને ड વર્ગના સભાસદો માટે અનુક્રમે રૂા. ૨૫, ૧૨, ૬ અને ૧ આપી શકાશે, પણ તેમના હક્ક સરખા ગણાશે.

તમારા ગામમાં લીગની શાખા ન હોય તો ત્યાં ત્રણ માણસો સભાસદ થવાને તૈયાર થતાં તેની શાખા સ્થાપવા માટે લખો:—

| | |
|---|---|
| ૨૫૧, હૉનબી રોડ, | મંત્રીઓ |
| એશો કુંપની ઉપર | હોમરૂલ ફૉર ઇન્ડિયા લીગ, |
| ફૉર્ટ—મુંબાઇ. | મુંબાઇ શાખા. |

**આ સંસ્થામાં જોડાવા ઇચ્છતા સર્વેએ સેક્રેટરીઓને નીચલે શરનામે લખવું.**

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૩. નવેમ્બર ૧૯૧૭. અંક ૫.

## બીજી ગુજરાત કેળવણી પરિષદ્‌ના પ્રમુખ મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીનું ભાષણ.

વ્હાલા ભાઇઓ અને બ્હેનો,

આ પરિષદ્‌નું પ્રમુખપદ આપી મને આપ સહુએ આભારી કર્યો છે. એ પદ શોભાવવા સારૂ જોઇતી વિદ્વતા મારામાં નથી એ હું જાણું છું. દેશસેવાનાં બીજાં ક્ષેત્રોમાં હું જે કંઇ ભાગ લઉં છું તેથી મને આ પદની લાયકાત નથી મળી શકતી એનું પણ મને ભાન છે. મારી લાયકાત એક જ હોઇ શકે; ગુજરાતી ભાષાના પ્રેમની હદિફાઇમાં પહેલા દરજ્જા વિના સંતોષ નજ પામું એમ મારો આત્મા સાક્ષી પુરે છે ને એ માન્યતાને લીધે જ મેં આ જવાબદારીભર્યું પદ સ્વીકાર્યું છે. જે ઉદાર વૃત્તિથી આપે મને આ પદ આપ્યું છે તેજ વૃત્તિથી આપ મારી ખામીઓ દરગુજર કરશો. ને આપના અને મારા આ કાર્યમાં પૂરી મદદ કરશો એવી આશા રાખું છું.

### ગુજરાત કેળવણી મંડળને ધન્યવાદ.

આ પરિષદ્ એક વર્ષનું બાળક છે. પુત્રના પગ પારણામાં વરતાય છે તેમ આ બાળકનું જોવામાં આવે છે. ગયા વર્ષના કાર્યનો અહેવાલ હું વાંચી ગયો છું. એ ગમે તે સંસ્થાને શોભાવે એવો છે. મંત્રીઓ વેળાસર પરિષદ્‌નો કિંમતી અહેવાલ બહાર પાડી શક્યા છે તેથી તેઓને ધન્યવાદ ઘટે છે. એવા મંત્રીઓ આપણને મળ્યા છે એ આપણો ભાગ્યોદય સૂચવે છે. એ અહેવાલ જેઓએ ન વાંચ્યો હોય તેઓને મેળવી વાંચવા તથા મનન કરવાની હું ભલામણ કરૂં છું.

## રા. રા. રણજીતભાઈ વાવાભાઈ.

રા રા. રણજીતરામ વાવાભાઇનું યમરાજાએ ગત વર્ષમાં બળિદાન લીધું છે તેથી આપણને મોટી ખોટ આવી છે. તેમના જેવા સાક્ષર તરૂણ વયમાં ચાલી નીકળ્યા એ શોચનીય તેમ જ વિચારણીય છે. તેમના આત્માને ઇશ્વર શાન્તિ આપો અને તેમના કુટુંબને, તેમના દુ:ખમાં આપણે ભાગીદાર છીએ એ જ્ઞાનથી, આશ્વાસન મળો એમ ઇચ્છું છું.

## ગુજરાત કેળવણી મંડળના ઉદ્દેશ

જે મંડળે આ પરિષદ્ બોલાવી છે તેણે ત્રણ ઉદ્દેશ રાખ્યા છેઃ—

(૧) કેળવણીના પ્રશ્નો વિષે પ્રજામત કેળવવો ને દર્શાવવો.

(૨) ગુજરાતમાં કેળવણીના પ્રશ્નોની સતત ચળવળ કરવી.

(૩) ગુજરાતમા કેળવણીના વ્યવહારિક કાર્યો કરવાં.

ત્રણે ઉદ્દેશો વિષે મેં યથામતિ જે વિચારો કર્યા છે ને મત બાંધ્યા છે તે અહીં રજુ કરવા પ્રયત્ન કરીશ.

## કેળવણીનું વાહન.

કેળવણીના વાહનનો વિચાર કરી નિશ્ચય કરવો એ આપણું આ દશામા પહેલુ કાર્ય છે એ તો સહુને સ્પષ્ટ લાગવું જોઇએ. તે વિના બીજા બધા પ્રયાસો લગભગ નકામા જેવા થઇ જવાનો સંભવ છે. કેળવણીના વાહનનો નિશ્ચય કર્યા વિના કેળવણી અપાયે જાય તે વગર પાયે ચણતર કરવાના પ્રયત્ન જેવો પરિણામે થાય.

આમાં બે મત જોવામાં આવે છે. એક પક્ષ કહે છે કે કેળવણી માતૃભાષા (ગુજરાતી) દ્વારા અપાવી જોઇએ. બીજો પક્ષ કહે છે કે અંગ્રેજીદ્વારા અપાવી જોઇએ ઉભય પક્ષના હેતુ પવિત્ર છે. બન્ને દેશના હિતચિંતક છે. પણ પવિત્ર હેતુ કાર્યસિદ્ધિને સારૂ બસ નથી. પવિત્ર હેતુ અપવિત્ર જગ્યાએ ઘણી વેળા લઇ જાય છે, એવો દુનિયાનો અનુભવ છે તેથી આપણે તો બન્ને મતના ગુણદોષ તપાસી, બની શકે તો એકમત ઉપર આવી, આ મહાન્ પ્રશ્નનો નિશ્ચય કરવો ઘટે છે. પ્રશ્ન મહાન્ છે એ નિ:શંક છે એટલે તેને સારૂ જેટલો વિચાર કરાય તેટલો ઓછો છે.

આ પ્રશ્ન આખા ભારતવર્ષનો છે, પણ દરેક ઇલાકો કે પ્રાંત પોતાને સારૂ નિશ્ચય કરી શકે છે. હિંદુસ્તાનના બધા ભાગ એકમતના થાય ત્યાં સુધી એકલી ગુજરાત આગળ પગલું ન ભરી શકે એવી કંઇ સ્થિતિ નથી.

છતાં બીજા પ્રાંતોમાં શી ચળવળ થઇ છે એ તપાસવાથી આપણે કંઇક ગુંચવણો ઉકેલી શકીએ છીએ. બંગાળમાં ભાગલાને સમયે જ્યારે સ્વદેશી જુસ્સો ઉછળી રહ્યા હતો ત્યારે બંગાળી મારફત શિક્ષણ આપવાનો પ્રયત્ન થયો. રાષ્ટ્રીય શાળા પણ સ્થપાઇ. રૂપૈયાનો વરસાદ વર્ષ્યો. પણ એ અખતરો નિષ્ફળ ગયો છે. મારી નમ્ર માન્યતા છે કે વ્યવસ્થાપકોને પોતાના અખતરા વિષે શ્રદ્ધા ન હતી. તેવી જ દયામણી દશા શિક્ષકોની હતી. બંગાળમાં શિક્ષિત વર્ગને અંગ્રેજી ઉપર ભારે મોહ છે. બંગાળી સાહિત્ય વધ્યું છે તેના

કારણમાં બંગાળી લોકનો અંગ્રેજી ભાષાપરનો કાબુ છે એમ સૂચવવામાં આવ્યું છે. હકીકત આ દલીલને તોડે છે. સર રવીન્દ્રનાથ ટાગોરનું ચમત્કારિક બંગાળી તેમના અંગ્રેજીને આભારી નથી. તેમની ચમત્કૃતિ તેમના સ્વભાષાભિમાનમાં છે. ગીતાંજલી પ્રથમ બંગ ભાષામાં લખાઇ. આ મહાકવિ બંગાળામાં બંગાળી ભાષાનોજ ઉપયોગ કરે છે. તેમણે થોડા દિવસ પહેલાં હિંદની આધુનિક સ્થિતિ પર કલકત્તામાં ભાષણ આપ્યું તે બંગભાષામાં આપ્યું હતું. તે સાંભળવા બંગાળનાં અગ્રગણ્ય પુરૂષો અને સ્ત્રીઓ ગયાં હતાં. સાંભળનારાઓએ મને કહ્યું કે દોઢ કલાક સુધી લાવણ્યની ધારાથી તેમણે શ્રોતાવર્ગને રસબોળ કરી મુકયો હતો. તેમણે પોતાના વિચારો અંગ્રેજી સાહિત્યમાંથી નથી લીધા. તેઓ કહે છે કે મેં તે વિચારો આ દેશના વાતાવરણમાંથી લીધા છે. ઉપનિષદોમાંથી દોહી કહાડયા છે; હિંદુસ્તાનના આકાશમાંથી તેમની ઉપર વિચારવૃષ્ટિ થઇ છે. એજ સ્થિતિ બીજા બંગાળી લેખકોની હું સમજ્યો છું.

હિમાલય જેવા પ્રૌઢ લાગતા મહાત્મા મુન્શીરામજી જ્યારે હિંદીમાં પોતાનાં વ્યાખ્યાન આપે છે ત્યારે બાળક, બૈરાં ને મોટા સહુ તેમનું રસિક ભાષણ સાંભળે છે ને સમજે છે. તેમનું અંગ્રેજી તેઓ કેવળ અંગ્રેજી મિત્રોને સારૂ સાચવી રાખે છે. અંગ્રેજી શબ્દોનો તરજુમો કરી પોતાનું ભાષણ કરતા નથી.

ગૃહસ્થાશ્રમી છતાં જેણે દેશને સ્વાર્પણ કર્યું છે એવા માનનીય મદનમોહન માલવીયાજીનું અંગ્રેજી ચાંદી જેવું ચળકી ઉઠે છે એમ કહેવાય છે. તે બોલે છે તે વાઇસરોયને વિચારવું પડે છે. જો તેમના અંગ્રેજીનો ચળકાટ ચાંદી સમો છે. તો તેમને હિંદી ધોધ તો ગંગાના પ્રવાહ જેવો છે ને માનસરોવરમાંથી ઉતરતી ગંગા જેમ સૂર્યનાં કિરણોથી સુવર્ણ સરખી ઝગી રહે છે તેમ તેમના હિંદી વ્યાખ્યાનનો પ્રવાહ શુદ્ધ કાંચન સમો ચળકે છે.

આ ત્રણ વક્તાઓની શકિત એમના અંગ્રેજી જ્ઞાનમાંથી નથી આવી, પણ એમના સ્વાભાષા પ્રતિના પ્રેમને લઇને રહી છે. સ્વામીશ્રી દયાનન્દે જે હિંદી ભાષાની સેવા કરી છે તે કાંઇ અંગ્રેજી જ્ઞાનને લીધે નહતી. તુકારામ અને રામદાસે મરાઠી ભાષાને દીપાવી છે તેમાં અંગ્રેજી ભાષાનો કશો હિસ્સો નથી. પ્રેમાનન્દે અને સામળ ભટે તથા છેક આધુનિક કાળમાં દલપતરામે ગુજરાતી સાહિત્ય વધાર્યું તેનો જશ અંગ્રેજી ભાષા લઇ શકે તેમ નથી.

ઉપરના દાખલાઓ પરથી એમ સિદ્ધ થતું જણાય છે કે માતૃભાષાના વિકાસને સારૂ અંગ્રેજી ભાષાના જ્ઞાન કરતાં માતૃભાષા ઉપરના પ્રેમની—તેની ઉપર શ્રદ્ધાની—જરૂર છે.

ભાષાઓ કેમ ખીલે છે એ વિચારતાં પણ એજ નિર્ણય ઉપર આવશું. ભાષાઓ તે તે લોકોના ચારિત્ર્યનું પ્રતિબિંબ છે. દક્ષિણ આફ્રિકાના સીદી લોકોની ભાષા જાણનાર તેઓના રીતરિવાજ વગેરેનું જ્ઞાન મેળવી લે છે. ગુણકર્મ પ્રમાણે ભાષા બંધાય છે. જે ભાષામાં વીર્ય, સત્ય, દયા આદિ લક્ષણ નહિ હોય તે ભાષામાં વીર, દયાવાન અને સત્યવાદી પુરૂષો નહિ થાય એમ આપણે બેધડકપણે કહી શકીશું. આવી ભાષામાં

બીજી ભાષામાંથી વીરરસના કે દયાના શબ્દો મરડી મચડીને આણવાથી તે ભાષાનો વિસ્તાર નથી થવાનો, ને ભાષા બોલનારાઓ વીર થવાના નથી. પાણી કોઇનું દીધું નથી ચઢતું પણ પોતામાં હોય તો કટાઇ ગયેલું છતાં કાટનું આવરણ ઉતર્યે પ્રકાશી નીકળે છે. આપણે ઘણા કાળ સુધી દાસત્વ ભોગવ્યું છે, તેથી આપણામાં વિનયની અતિશયતા સૂચવનારા શબ્દોના ભંડાર ઘણો વધારે જોવામાં આવે છે. અંગ્રેજી ભાષામાં જે નૌકાને લગતા શબ્દો છે તેટલા બીજી ભાષામાં ભાગ્યેજ હોય. કોઇ સાહસિક ગુજરાતી નૌકા પુસ્તકોનું ભાષાંતર ગુજરાતીઓ પાસે મૂકશે તેથી કંઇ આપણી ભાષામાં વૃદ્ધિ નથી થવાની ને આપણે નૌકાનું વિશેષ જ્ઞાન પણ મેળવવાના નથી. પણ જો આપણે વહાણ વગેરે બનાવતા થઇશું ને નૌકાસૈન્યની પણ રચના રચીશું તો નૌકાપરિભાષા સાહજે ઉત્પન્ન થશે. આજ વિચાર મરહુમ રેવરંડ ટેલરે તેમના વ્યાકરણમાં મુકયો છે. તેઓ સાહેબ કહે છે:—

“ગુજરાતી પૂરી કે અધુરી, એ વિષે વિવાદ કોઇ વેળા સાંભળવામાં આવે છે. કહેવત છે કે, **यथा राजा तथा प्रजा यथा गुरुस्तथा शिष्यः** તેમજ કહેવાય કે, **यथा भाषकस्तथा भाषा** જેવો બોલનાર તેવી બોલી. શામળ ભટાદિક કવિઓ, પોતાના મનના વિવિધ વિચાર બોલતા ગુજરાતી અધુરી છે એવું જાણીને અટકયા એવું જણાતું નથી; પણ નવા જુના શબ્દની ગોઠવણીમાં પોતાનો વિવેક એવો પ્રગટાવ્યો કે તેમનું કહેલું ભાષામાં ચાલ્યું.

“વિચારના તો બધી ભાષાઓ અધુરીઓ છે. માણસની ટુંકી સમજણમાં નહિ આવે એવી વાતો,—એટલે ઇશ્વર વિષે કે અપારતા વિષે વાત કરીએ, તો બધી ભાષા અધુરીઓ છે. માણસની બુદ્ધિને આશ્રયે ભાષા ચાલે છે: માટે જ્યારે બુદ્ધિ ટુંકી પડે છે, ત્યારે ભાષા અધુરી નિવડે છે. ભાષાનો સાધારણ નિયમ એ છે, કે લોકોના મનમાં જેવા વિચાર ભરેલા છે, તેવાજ તેમની ભાષામાં બોલાય છે. જો લોક વિવેકી તો તેમની વાચા વિવેક ભરેલી, જો લોક મૂઢ, તો વાચા તેમના જેવીજ. અંગ્રેજીમાં કહેવત છે, મૂઢ સુથાર વાંસલાનો વાંક કહાડે; ભાષાનો દોષ ઠરાવનાર કોઇ વેળા એવા હોય છે. જે વિદ્યાર્થીના હાથમાં અંગ્રેજી ભાષાનું અને અંગ્રેજી વિદ્યાનું કંઇ આવ્યું છે, તેમને ગુજરાતી ભાષા અધુરી જેવી લાગતી હોય, કેમકે અંગ્રેજીમાંથી ભાષાંતર કરવું કઠણ છે. એમાં વાંક ભાષાનો નહિ, પણ લોકોનો છે. નવો શબ્દ, નવો વિષય, ભાષાનું કંઇ નવું વલણ, વાપરીએ, તો વિવેકથી સમજી લેવાનો અભ્યાસ લોકોમાં નથી, માટે બોલનાર અટકે છે, કેમકે બહેરાની આગળ ગાતા છાતી કેમ ચાલે વારૂ? અને જ્યાં લગી લોક સારૂં નરસું, નવું જૂનું પરખી મૂલ્ય ઠરાવી નથી શકતા, ત્યાં લગી બોલનારનો વિવેક કેમ પ્રફુલ્લિત થાય?

અંગ્રેજીમાંથી ભાષાંતર કરનારામાંના કોઇ એવું ધારતા દેખાય છે, કે અમે તો માના દુધની સાથે ગુજરાતી ભાષાનું જ્ઞાન ધાવ્યા, અને અંગ્રેજી શીખ્યા છીએ, માટે સાક્ષાત દ્વિભાષી બની ગયા, ગુજરાતીનો અભ્યાસ શા વાસ્તે કરવો! પણ પરભાષાના

સંપાદનના શ્રમ કરતાં, સ્વભાષામાં પ્રવીણતા મેળવવાનો અભ્યાસ અધિક છે. શામળાદિક ગુજરાતી કવિઓના ગ્રંથમાં જુઓ, તુકે તુકે અભ્યાસનાં પ્રમાણ દેખાય છે. મનોયત્ન કર્યા પૂર્વે ગુજરાતી કાચી દેખાય, પણ પછી ખરી પાકી જણાશે. યત્નકારી અધુરો તો તેની ભાષા પણ અધુરી; પણ જો વાપરવારના યત્ન સંપૂર્ણ, તો ગુજરાતી પણ સંપૂર્ણ, હા, શણગારેલી પણ દેખાય. ગુજરાતી,–આર્યકુળની,–સંસ્કૃતની પુત્રી,–ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સગી! તેને કોણ કહી અધમ કહે?

પ્રભુ એને આશીર્વાદ દજો. જુગના અંત લગી એની વાણીમાં સદ્‌વિદ્યા, સદ્‌જ્ઞાન, સદ્ધર્મનો સુબોધ હોજો. અને પ્રભુ–કર્તા, માતા, શોધક–એનું વખાણ સદા સુણાવજો."

એટલે આપણે જોઇએ છીએ કે બંગાળમાં બંગાળી મારફતે બધી કેળવણી આપવાની ચળવળ વ્યર્થ ગઇ લાગે છે તેનું કારણ ભાષાની ન્યૂનતા અથવા તો એ પ્રયાસની અયોગ્યતા નથી. ન્યૂનતા વિષે આપણે વિચાર્યું. બંગાળીના પ્રયાસમાંથી અયોગ્યતા સિદ્ધ થતી નથી. પ્રયાસ કરનારની અયોગ્યતા અથવા અશ્રદ્ધા ભલે કહો.

ઉત્તરમાં જો કે હિંદી ભાષા ખીલી રહી છે, છતાં હિંદી ભાષાને કેળવણીનું વાહન કરવાનો સતત પ્રયત્ન માત્ર આર્યસમાજીઓએજ કરેલો જોવામાં આવે છે. ગુરૂકુળોમાં તે પ્રયાસ ચાલુ છે.

મદ્રાસમાં દેશીભાષા મારફતે શિક્ષણ દેવાની હિલચાલ થોડાં જ વર્ષ થયાં શરૂ થઇ છે. તામીલ કરતાં તેલગુ વર્ગમાં વિશેષે જાગૃતિ છે. તામીલ શિક્ષિત વર્ગની ઉપર અંગ્રેજીની એટલી બધી અસર થઇ છે કે તેઓ તામીલ મારફતે પોતાનું કાર્ય સાધવા જેટલો ઉત્સાહ નથી ધરાવતા. તેલગુ ભાગમાં અંગ્રેજી શિક્ષણે એટલો પ્રવેશ નથી કર્યો. તેથી લોકો માતૃભાષાનો વિશેષ ઉપયોગ કરી રહ્યા છે. તેલગુ વિભાગમાં કેવળ તેલગુ મારફતે શિક્ષણ આપવાનો પ્રયોગ ચાલે છે એટલું જ નહિં પણ તેલગુ ભાઇઓએ હિન્દુસ્તાનની ભાષા દીઠ વિભાગ કરવાની હિલચાલ શરૂ કરી છે. આ વિચારનો પ્રચાર થોડાજ સમયમાં શરૂ થયો છે છતાં તેઓનો પ્રયત્ન એવો શૌર્યભર્યો છે કે ટુંક મુદતમાં આપણે તેનો અમલ થયો જોવા પામશું. તેમના કાર્યપ્રવાહમાં ખડકો ઘણાં છે પણ તેને તોડવાની શકિત તેઓ ધરાવે છે એવી મારી ઉપર તેઓના નેતાઓએ છાપ પાડી છે.

મહારાષ્ટ્રમાં તે પ્રયાસ ચાલું છે. સાધુચરિત અધ્યાપક કર્વે એ પ્રયાસના હિમાયતી છે. ભાઇ નાયકનુ તેજ દષ્ટિબિંદુ છે. ખાનગી શાળાઓ એ કાર્યમાં રોકાઇ છે. અધ્યાપક વિજાપુરકરે મહાકષ્ટો સહન કરીને પોતાના સાહસનો જીર્ણોદ્ધાર કર્યો છે ને થોડા સમયમાં આપણે તેમની શાળા સ્થપાએલી જોઇશું. તેમણે પાઠય પુસ્તકો લખવાની યોજના રચી હતી. કેટલાંક પુસ્તકો છપાયાં છે ને કેટલાંક લખેલાં તૈયાર છે. તે શાળાના શિક્ષકોએ કદી અશ્રદ્ધા બતાવી નથી. જો તેમની શાળા કમનસીબે બંધ ન થઇ હતે તો અત્યારે મરાઠી મારફતે ઉંચામાં ઉંચુ શિક્ષણ આપી શકાય કે નહિ એવો પ્રશ્ન રહેત જ નહિં.

ગુજરાતમાં માતૃભાષા મારફતે કેળવણી દેવાની હિલચાલ થઇ ચૂકી છે. એ વિષે આપણે રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાના લેખમાંથી જાણી શકીએ છીએ. અધ્યાપક ગજ્જર અને મરહુમ દિવાન બહાદુર મણિભાઇ જસભાઇ તે વિચારના નેતા ગણી શકાય. એમણે રોપેલા બીજને પોષવું કે નહિ એ વિચાર આપણે કરવાનો રહ્યો છે. મને તો લાગે છે કે તેમાં જેટલી ઢીલ થાય છે તેટલું આપણને નુકસાન જ છે.

અંગ્રેજી ભાષા મારફતે કેળવણી લેવામાં ઓછામાં ઓછાં સોળ વર્ષ લાગે છે. તેજ વિષયો માતૃભાષાદ્વારા શીખવામાં આવે તો વધારેમાં વધારે દશ વર્ષ લાગે એવો અભિપ્રાય ઘણા પ્રૌઢ શિક્ષકોએ આપ્યો છે. હજારો વિદ્યાર્થીઓનાં છ વર્ષ બચે એટલે તેટલા હજાર વર્ષો પ્રજાને મળ્યા જેવું થાય.

પરભાષા મારફતે શિક્ષણ લેવામાં જે બોજો મગજ ઉપર પડે છે તે અસહ્ય છે. એ બોજો આપણાં જ બાળકો ઉચકી શકે પણ તેનો બદલો તો તેઓએ વેઠેજ છુટકો. તેઓ બીજો બોજો ઉપાડવાને અસમર્થ થાય છે. આથી આપણા ગ્રેજ્યુએટ ઘણે ભાગે નિઃસત્વ, નબળા, નિરૂત્સાહી, રોગી ને કેવળ નકલી બને છે. શોધકશક્તિ, વિચારશક્તિ સાહસ, ધૈર્ય, વીરતા, નિર્ભયતા વગેરે ગુણો ક્ષીણ થઇ જાય છે તેથી આપણે નવી યોજનાઓ રચી શકતા નથી, રચીએ છીએ તો પાર ઉતારી શકતા નથી. કેટલાક જેઓ ઉપરના ગુણો બતાવી શકે છે તેઓ અકાળ મૃત્યુનો ભોગ થઇ પડે છે. એક અંગ્રેજે લખ્યું છે કે શાહિચુસ કાગળ જેમ અસલ લેખને વિષે છે તેમ યુરોપ બહારની પ્રજા યુરોપી પ્રજાને વિષે છે. આ વિચારમાં જેટલું સત્ય હશે તે કંઇ એશિયાની સ્વાભાવિક અયોગ્યતાને લીધે નથી. આ પરિણામનું કારણ કેળવણીના વાહનની અયોગ્યતા જ છે. દક્ષિણ આફ્રિકાની સીદી પ્રજા સાહસિક, શરીરે કદાવર ને ચારિત્ર્યવાન છે. જે બાળલગ્નાદિ ખામીઓ આપણામાં છે તે તેઓમાં નથી છતાં જે સ્થિતિ આપણી છે તે તેઓની છે. તેઓમાં શિક્ષણનું વાહન ડચ છે. તેઓ પણ આપણી જેમ ડચ ઉપર તુરત કાબુ મેળવે છે ને આપણી જેમ તેઓ પણ કેળવણીને અંતે શક્તિહીન બને છે, ઘણે ભાગે માત્ર નકલ કરનારા નીવડે છે. અસલ વસ્તુ તો તેઓમાં પણ માતૃભાષાની સાથે અસ્ત થએલી જોવામાં આવે છે. અંગ્રેજી કેળવણી પામેલા આપણે જ આ નુકસાનનું ખરૂં માપ કરવા અશક્ત છીએ. પ્રજા વર્ગ ઉપર આપણે કેટલી ઓછી અસર કરી છે તેનું માપ કહાડીએ તો કાંઇક ખ્યાલ આવી શકશે. આપણા માબાપો કેટલી વેળા આપણી કેળવણી વિષે ઉદ્ગાર કહાડે છે તે વિચારવા યોગ્ય હોય છે. આપણે બોઝ ને રોયની ઉપર મોહાંધ થઇ પડીએ છીએ. મારી ખાત્રી છે કે જો આપણે માતૃભાષા મારફતે ૫૦ વર્ષ સુધી કેળવણી લીધી હોત તો આપણામાં એટલા બોઝ ને રોય હોત કે તેમનું અસ્તિત્વ આપણને આશ્ચર્ય ન પમાડત.

જાપાનનો ઉત્સાહ જે દિશામાં ચાલે છે એ યોગ્ય છે કે નહિ એ વિચાર એક બાજુ રાખીએ તો આપણને જાપાનનું સાહસ સ્તબ્ધ કરે તેવું જણાશે. તેઓએ પ્રજાજાગૃતિ પોતાની ભાષા મારફતે કરી છે, તેથી તેઓના દરેક કાર્યમાં નવીનતા જોવામાં આવે છે.

તેઓ શિક્ષકને શીખવતા થઇ ગયા છે. તેઓએ હાહીચુસ કાગળની ઉપમા ખોટી પાડી છે. પ્રજાનું જીવન કેળવણીને લીધે ઉછળી રહ્યું છે, ને જગત્ વિસ્મયપૂર્વક જાપાનની પ્રવૃત્તિ જોઇ રહ્યું છે. પરભાષાની મારફતે શિક્ષણ લેવાની પદ્ધતિથી પારાવાર નુકસાન છે.

માતાના ધાવણની સાથે જે સંસ્કાર મળે છે ને જે મધુર શબ્દો મળે છે તેની અને શાળાની વચ્ચે જે અનુસંધાન હોવું જોઇએ તે પરભાષા મારફતે કેળવણી લેવામાં તૂટે છે. તે તોડનારના હેતુ પવિત્ર હો છતાં તે પ્રજાના દુશ્મન છે. આપણે તેવા શિક્ષણના ભોગ થવામાં માતૃદ્રોહ કરીએ છીએ. પરભાષાદ્વારા મળતા શિક્ષણમાં નુકસાન એટલે જ નથી અટક્યું. શિક્ષિત વર્ગ અને પ્રજાવર્ગ વચ્ચે અંતર પડી ગયું છે. પ્રજાવર્ગને આપણે નથી ઓળખતા. પ્રજા આપણને નથી ઓળખતી. આપણને તો તે સાહેબલોક તરીકે ગણી કાહાડે છે; આપણાથી ડરે છે; આપણો અવિશ્વાસ કરે છે. જો આ સ્થિતિ લાંબો સમય ચાલે તો શિક્ષિત વર્ગ પ્રજાવર્ગના પ્રતિનિધિ નથી એવો લૉર્ડ કરઝનનો આરોપ ખરો પડવા વખત આવે.



સદ્ભાગ્યે શિક્ષિત વર્ગ મૂર્છામાંથી જાગ્રત થતો જોવામાં આવે છે. જનસમાજની સાથે મળવા જતાં મજકુર દોષનો સાક્ષાત્ અનુભવ કરે છે. પોતે જે જુસ્સો મેળવ્યો છે તે પ્રજાને કેમ આપી શકે? અંગ્રેજીમાં તો નજ ચાલે. ગુજરાતીમાં આપવાની શક્તિ ઓછી છે અથવા નથી. પોતાના વિચાર માતૃભાષામાં મૂકતાં મહાસંકટ પડે છે. આ ઉદ્ગારો હું હંમેશાં સાંભળી રહ્યો છું. આ અંતરાય પડી જવાથી પ્રજાજીવનનો પ્રવાહ અટક્યો છે. અંગ્રેજી કેળવણી આપવામાં મૅકૉલેનો શુદ્ધ હેતુ હતો. તેને આપણા સાહિત્ય પ્રતિ તિરસ્કાર હતો. તે તિરસ્કારનો ચેપ આપણને પણ વાગ્યો, ને આપણે ભાન ભૂલ્યા. ચેલા ગુરૂ કરતાં આગળ વધે છે તેમ આપણું થયું છે. પાશ્ચાત્ય સભ્યતાનો પ્રચાર આપણે પ્રજામાં કરનારા થઇએ એ મૅકૉલેનો ઉદ્દેશ હતો. તેની કલ્પના એવી હતી કે આપણામાંના કેટલાક અંગ્રેજી શીખી, આપણા ચારિત્ર્યમાં વૃદ્ધિ કરી, પ્રજાને નવા વિચારો આપશું (એ આપવા યોગ્ય હતા કે નહિ તેના વિચાર અહીં અસ્થાને છે. આપણે તો માત્ર શિક્ષણના વાહનનોજ વિચાર કરવાનો છે.) આપણે તો અંગ્રેજી કેળવણીમાં ધનપ્રાપ્તિ જોઇ એટલે તે ઉપયોગને પ્રધાનપદ આપ્યું. કેટલાકે સ્વદેશાભિમાન પોષ્યું. એમ મૂળ વિચાર ગૌણ થયો ને અંગ્રેજી ભાષાનો પ્રચાર મૅકૉલેની ધારણા કરતાં વધ્યો તેમાં આપણે ખોયું છે.

જો આપણા હાથમાં સત્તા હોત તો આપણે તુરત તે દોષ જોઇ શકત. આપણાથી માતૃભાષાનો ત્યાગ ન કરી શકાત. અમલદારવર્ગે નથી કર્યો. ઘણાને વખતે ખબર નહિં હોય કે આપણી કચેરીની ભાષા ગુજરાતી ગણાય છે. સરકાર કાયદાઓ ગુજરાતીમાં પણ તૈયાર કરાવે છે, દરબારોમાં વંચાતાં ભાષણોના તરજુમા તેજ વેળા વંચાય છે. ચલણી નોટોમાં અંગ્રેજીની સાથે ગુજરાતી વગેરેનો ઉપયોગ જોવામાં આવે છે. માપણીદારને શીખવાનું ગણિત વગેરે કઠિન હોય છે પણ તે કાર્ય જો અંગ્રેજી મારફતે

થતું હોત તો મહેસુલ ખાવાનું કામ બહુ ખરચાળ નીવડત. તેથી માપણીદારને સારૂ પરિભાષા ઉત્પન્ન કરવામાં આવી છે. તેમાં લીધેલા શબ્દો આપણને સાનંદાશ્ચર્ય ઉપજાવે એવા છે. આપણામાં ભાષા પ્રતિ ખરી પ્રિતિ હોય તો આપણને જે સાધનો છે તેનો તો આજેજ ઉપયોગ કરી શકીએ. વકીલો જો પોતાનું કાર્ય ગુજરાતી ભાષા મારફતે લેતા થઈ જાય અસીલોનો ઘણો પૈસો બચે. અસીલોને કાયદાની જરૂર પડતી કેળવણી મળે ને અસીલો પોતાના હક્ક સમજતા થઇ જાય. દુભાષીઆનું ખર્ચ બચે. ભાષામાં કાયદાના શબ્દો પ્રચલિત થાય. આમાં વકીલોને થોડો સરખો પ્રયાસ કરવો પડે તેમ છે ખરૂં. તેઓના અસીલને તેથી હાનિ નહિ થાય એ મારી ખાત્રી છે, મારો અનુભવ છે ગુજરાતીમાં કરેલી દલીલનો પ્રભાવ ઓછો પડશે એ ભય રાખવાનું જરાએ કારણ નથી. આપણા કલેકટરો વગેરેને ગુજરાતી જાણવું ફરજીયાત છે. પણ આપણા અંગ્રેજી ઉપરના મિથ્યામોહને લીધે આપણે તેઓના જ્ઞાનને કાટ ચઢાવીએ છીએ.

એવી શંકા કરવામાં આવી છે કે ધનપ્રાપ્તિને સારૂ અને સ્વદેશાભિમાનને સારૂ જે ઉપયોગ થયો તેમાં કંઇ દોષ ન હતો. આ શંકા કેળવણીના વાહનનો વિચાર કરતાં વાસ્તવિક નથી. ધનપ્રાપ્તિને અર્થે કેટલાક અંગ્રેજી શીખે અથવા દેશનું ભલું કરવા સારૂ શીખે તેને આપણે વંદશું. પણ તેથી કંઇ અંગ્રેજી ભાષાને કેળવણીનું વાહન નહિ કરીએ. ઉપલા બે બનાવોથી અંગ્રેજી ભાષાએ વાહન તરીકે ઘર કર્યું એ દુઃખદ પરિણામ આવ્યું એજ બતાવવાનો અહીં આશય છે. કોઇ કહે છે કે અંગ્રેજી જાણનારાજ સ્વદેશભક્ત થયા છે. થોડા માસ થયાં આપણે જુદુંજ જોઇ રહ્યા છીએ. છતાં અંગ્રેજીનો આ દાવો કબુલ કરતાં એટલું કહીં શકાય કે બીજાને તક જ મળી નથી. અંગ્રેજી સ્વદેશાભિમાન ચેપી નથી નીવડયું. ખરૂં સ્વદેશાભિમાન વ્યાપક હોવું જોઇયે. તે ગુણ આમાં નથી જોવામાં આવ્યો.

એવું કહેવામાં આવ્યું છે કે ઉપરની દલીલો ગમે તેવી હોય છતાં તે બધી હાલ અવ્યવહારૂ છે. "અંગ્રેજી ખાતર બીજા વિષયોએ જરા પણ સહન કરવું પડે એ દુઃખદ સ્થિતિ છે. અંગ્રેજી ઉપર કાબુ મેળવવાનીજ ક્રિયામાં આપણું ઘણું માનસિક બળ ખપી જાય એ બહુ અનિષ્ટ છે. પણ અંગ્રેજી પરત્વે આપણી જે સ્થિતિ છે એ ધ્યાનમાં લેતાં આ પરિણામ સહન કરીનેજ માર્ગ કહાડયા વિના છુટકો નથી એવી મારી અલ્પ મતિ છે." આ ઉદ્‌ગાર જેવા તેવા લેખકના નથી. એ વચન ગુજરાતના સાક્ષરોમાં પહેલી પંક્તિએ બિરાજનારના છે; સ્વભાષાપ્રેમીના છે. અધ્યાપક ધ્રુવ જે કાંઇ લખે છે તે આપણે વિચાર્યા વગર ચાલેજ નહિ. તેમણે મેળવેલો અનુભવ થોડાનીજ પાસે છે. તેમણે સાહિત્યની તેમજ કેળવણીની ભારે સેવા કરી છે. તેમને સલાહ દેવાનો ને ટીકા કરવાનો સંપૂર્ણ અધિકાર છે. આવી સ્થિતિએ મારા જેવાને ઘણું વિચારવું પડે છે. વળી આ ઉદ્‌ગાર આનંદશંકરભાઇના એકલાના જ નથી. તેમણે મધુર ભાષામાં અંગ્રેજી ભાષાના હિમાયતીઓના વિચાર આપ્યા છે. તે વિચારોને આપણે માન આપવું એ આપણી ફરજ છે.

વળી મારી પોતાની સ્થિતિ કંઈક વિચિત્ર છે. તેઓ સાહેબની સલાહથી, તેમની નજર તળે રાષ્ટ્રિય કેળવણીનો અખતરો હું અજમાવી રહ્યો છું. ત્યાં માતૃભાષાદ્વારાજ શિક્ષણ અપાય છે. આવો નિકટ સંબંધ વર્તે છે ત્યાં કંઈ પણ ટીકા રૂપે લખતાં હું અચકાઉં છું. સદ્‌ભાગ્યે અધ્યાપક ધ્રુવે અંગ્રેજી ભાષાદ્વારા તેમજ માતૃભાષાદ્વારા શિક્ષણ—આ બન્નેને અખતરા રૂપેજ જોયાં છે. એમાંથી એકે વિષે તેમણે ચોક્કસ અભિપ્રાય દર્શાવ્યો નથી. એટલે એમના વિચાર વિરૂદ્ધ કંઈ કહેતાં મને ઓછો સંકોચ જણાય છે.

અંગ્રેજી પરત્વે આપણી પરિસ્થિતિ ઉપર, જોઈએ તે કરતાં વધારે વજન આપણે દઈયે છીએ. આ વિષય આ પરિષદમાં પૂરી છૂટથી ન ચર્ચાય એ મારા ખ્યાલ બહાર નથી. જેઓ રાજ્યપ્રકરણી વિષયોમાં હાથ નથી ઘાલી શકતા તેઓને પણ આટલું વિચારવું કે કહેવું અયોગ્ય નથીઃ તે એ છે કે અંગ્રેજી સંબંધ કેવળ હિંદના હિતાર્થે છે. બીજી કોઈ કલ્પનાથી એ સંબંધનો બચાવ થાય તેમ નથી. એક પ્રજા બીજી પ્રજાની ઉપર રાજ્ય ભોગવે એ વિચાર બન્નેને સારૂ અસહ્ય છે, અનિષ્ટ છે ને બન્નેને હાનિકારક છે, એમ અંગ્રેજી રાજ્યાધિકારીઓએ કબુલ કર્યું છે. જ્યાં પરોપકારી દૃષ્ટિએ વિવાદ ચાલતો હોય ત્યાં એ વાત સિદ્ધાંતરૂપે કબુલ થાય છે. આમ હોઈને રાજ્યકર્ત્તા તેમજ પ્રજા બન્નેને જો એવું સાબીત થાય કે અંગ્રેજીદ્વારા શિક્ષણ આપતાં પ્રજાનું માનસિક બળ હણાય છે તો એક ક્ષણભર પણ થોભ્યા વિના શિક્ષણનું વાહન ફેરવવું જોઈયે. આમ થવામાં જે જે વિઘ્નો હોય તે દૂર કરવામાં આપણો પુરૂષાર્થ રહેલો છે. જો આ વિચાર સ્વીકારવામાં આવે તો અધ્યાપક ધ્રુવની જેમ માનસિક બળની હાની કબૂલ કરનારાઓને બીજી દલીલ આપવાનું નથી રહેતું.

માતૃભાષાદ્વારા કેળવણી આપતાં અંગ્રેજી ભાષાના જ્ઞાનને ધકકો પહોંચશે કે નહિં એ વિચાર કરવાની આવશ્યકતા હું સ્વીકારતો નથી. એ ભાષાની ઉપર બધા કેળવાયેલા હિંદીને પ્રભુતા મેળવવાની જરૂર નથી એટલુંજ નહિ પણ એ પ્રભુતા મેળવવા ઉપર રૂચિ ઉત્પન્ન કરવાની પણ જરૂર નથી એવી મારી નમ્ર માન્યતા છે.

કેટલાક હિંદીઓએ અંગ્રેજી જરૂર શીખવું પડશે. અધ્યાપક ધ્રુવે કેવળ ઉચ્ચ દૃષ્ટિથી આ પ્રશ્નને વિચાર્યો છે. પણ આપણે બધી દૃષ્ટિથી વિચારતાં જોઈ શકીશું કે બે વર્ગને અંગ્રેજીની જરૂર જણાશે.

(૧) સ્વદેશાભિમાની, જેઓમાં ભાષા શીખવાની શક્તિ વિશેષ છે, જેઓને વખત છે, ને જેઓ અંગ્રેજી સાહિત્યમાંથી શોધખોળ કરી તેનાં પરિણામ પ્રજાની પાસે મુકવા ઇચ્છે છે અથવા રાજ્યકર્તાની સાથેના સંબંધમાં તેનો ઉપયોગ કરવા ઇચ્છે છે તેવા; અને

(૨) જેઓ અંગ્રેજી જ્ઞાનનો ધનસંપાદન ખાતર ઉપયોગ કરવા ઇચ્છે છે તેવા.

આ બન્નેને સારૂ અંગ્રેજીને મરજીયાત વિષય ગણી તે ભાષાનું સારામાં સારૂ જ્ઞાન આપવામાં કંઈ બાધ નથી એટલુંજ નહિ, પણ તેવી સગવડ કરવી એ જરૂરનું છે. આ ક્રમમાં કેળવણીનું વાહન માતૃભાષાજ રહેશે. અધ્યાપક ધ્રુવને ભય છે કે જો આપણે

અંગ્રેજી મારફતે બધું શિક્ષણ નહી લઇયે પણ તેને એક પરભાષા તરીકે શીખશું તો જેવું ફારસી, સંસ્કૃત વગેરેનું થાય છે તેવું અંગ્રેજીનું થશે. મારે માનપૂર્વક કહેવું જોઇએ કે આ વિચારમાં કંઇક ખામી છે. ઘણા અંગ્રેજો પોતાની કેળવણી અંગ્રેજીમાં મેળવ્યા છતાં ફ્રેંચ વગેરેનું ઉંચું જ્ઞાન ધરાવે છે ને તેનો પોતાના કાર્યમાં પૂરતો ઉપયોગ કરી શકે છે. હિંદુસ્તાનમાં એવા હિંદી પડયા છે જેઓએ શિક્ષણ અંગ્રેજી મારફતે લીધું છે છતાં ફ્રેંચ ઇત્યાદિ ઉપર તેમનો કાબુ જેવો તેવો નથી. હકીકત તો એવી છે કે જ્યારે અંગ્રેજી પોતાને સ્થાને જશે ને માતૃભાષાને તેમનું પદ મળશે ત્યારે આપણાં મન જે અત્યારે રૂંધાઇ રહ્યાં છે તે કેદખાનામાંથી છૂટશે. ને કેળવાયેલાં, ખેડાયેલાં, છતાં તાજાં રહેલાં મગજને અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવાનો બોજો ભારે નહિ લાગે. અને મારી માન્યતા તો એવી પણ છે કે તે પ્રસંગે શીખાયેલું અંગ્રેજી આપણા આજના અંગ્રેજી કરતાં વધારે શોભીતું હશે અને બુદ્ધિ તીવ્ર હોવાથી તેનો વધારે સારો ઉપયોગથઇ શકશે. લાભાલાભની દૃષ્ટિએ આ માર્ગ સર્વ અર્થને સાધનારો જણાશે.

જ્યારે માતૃભાષા મારફતે આપણે કેળવણી લેતા થઇશું ત્યારે આપણા ઘરમાં આપણે જુદોજ સંબંધ રાખશું. અત્યારે આપણે આપણી સ્ત્રીઓને આપણી ખરી ભાગીયણ નથી કરી શકતા. તેઓને આપણી પ્રવૃત્તિનું ઓછું ભાન હોય છે. આપણા માબાપને આપણા ભણતરની કંઇ ખબર નથી હોતી. આપણા ધોબી, હજામ, આપણા ભંગી, આ બધાને આપણે જો આપણી ભાષા મારફતે બધુ ઉંચું જ્ઞાન લેતા હોઇયે તો સ્હેજે કેળવણી આપીયે. વિલાયતમાં હજામત કરાવતાં હજામની સાથે આપણે રાજ્યતંત્રની વાત કરીએ છીએ. અહીં એવું આપણા કુટુંબમાં નથી કરી શકતા. તેનું કારણ આપણા કુટુંબીઓ કે હજામો અજ્ઞાન છે એ નથી. પેલા અંગ્રેજી હજામના જેટલા જ્ઞાની તો તેઓ છેજ. તેઓની સાથે આપણે મહાભારત, રામાયણ, તીર્થક્ષેત્ર વગેરેની વાતો કરીયે છીએ, કેમકે પ્રજાકેળવણી એ દિશામાં વહે છે. પણ નિશાળોમાં લીધેલું ઘેર નથી જઇ શકતું કેમ કે આપણે અંગ્રેજી મારફતે શીખેલું આપણા કુટુંબીઓને કહી શકતા નથી.

અત્યારે આપણી ધારાસભામાં બધો કારભાર અંગ્રેજીમાં ચાલે છે. ઘણા મંડળોમાં એજ દશા વર્તે છે. તેથી કંજુસની માફક વિદ્યાધન દાટી મૂકયા જેવું થઇ રહ્યું છે. અદાલતોમાં પણ એજ દસા છે. ન્યાયાધીશો હંમેશાં શિક્ષાવચન કહી સંભળાવે છે. અદાલતમાં જનારો વર્ગ તે સાંભળવા તત્પર હોય છે પણ તેઓને ન્યાયાધીશોના છેવટના શુષ્ક હુકમ સિવાયનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. પોતાના વકીલોનાં ભાષણ પણ તેઓ નથી સમજી શકતા. અંગ્રેજી શાળામાંથી નીકળેલા તબીબોની પણ એજ હાલત છે. તેઓ દરદીને જોઇતું જ્ઞાન દઇ શકતા નથી. તેમને શરીરનાં અવયવોનાં ગુજરાતી નામ તો આવડે નહિ. એટલે ઘણે ભાગે તેમને માત્ર દવાચિઠી લખવા ઉપરાંત દર્દી સાથે લેવા દેવા હોતી નથી. એમ કહેવાય છે કે હિન્દુસ્તાનમાં શિખરો ઉપરથી ચોમાસામાં પાણીના ધોધ પડે છે, તે આપણે અવિચારને લીધે નકામા જવા દઇએ છીએ. સુવર્ણમય ખાતર આપણે લાખો રૂપિયાનું હંમેશાં પેદા કરીએ છીએ ને પરિણામે રોગો વ્હોરી લઇએ

છીએ. તેમજ અંગ્રેજી ભાષા ભણવાના બોજાથી કચરાઇ ગયેલા આપણે દીર્ઘદૃષ્ટિને અભાવે ઉપર પ્રમાણે પ્રજાને જે મળવું જોઇએ તે દઇ શકતા નથી. આ વાકયમાં અતિશયોકિત નથી પણ તે મારી તીવ્ર લાગણી દર્શાવનારૂં છે. માતૃભાષાનો જે અનાદર આપણે કરી રહ્યા છીએ તેનું ભારે પ્રાયશ્ચિત આપણે કરવું પડશે. તેથી પ્રજાએ ઘણું સહ્યું છે. તેમાંથી પ્રજાને હવે છોડવવી એ શિક્ષિતવર્ગની પહેલી ફરજ સમજું છું.

નરસિંહ મહેતાની જે ભાષા છે, જેમાં નંદશંકરે પોતાનો કરણઘેલો લખ્યો, જેમાં નવલરામ, નર્મદાશંકર, મણિલાલ, મલબારી વગેરે લેખકો લખી ગયા છે, જે બોલીમાં મરહુમ રાજચંદ્ર કવિએ અમૃતવાણી સંભળાવી છે, જે ભાષાની સેવા કરી શકે એવી હિંદુ, મુસલમાન ને પારસી જાતિઓ છે, જેના બોલનારામાં પવિત્ર સાધુ થઇ ગયા છે, જે વાપરનારામાં ધનાઢયો છે, જેમાં પરદેશ ખેડનારા વહાણવટીઓ થઇ ગયા છે, જેમાં મુળુ માણેક ને જોધા માણેકના શૂરાતનના પડઘા આજ પણ બરડા ડુંગરમાં સંભળાય છે તે ભાષાના વિસ્તારની સીમા હોય નહિ. તે ભાષાની મારફતે ગુજરાતીઓ કેળવણી ન લેય તો તેઓ બીજું શું ઉજાળશે? આ પ્રશ્નને વિચારવો પડે છે એજ ખેદ છે.

આ વિષય બંધ કરતાં ડાકતર પ્રાણજીવણદાસ મહેતાએ જે લેખો લખ્યા છે તેની ઉપર આપ સહુનું ધ્યાન ખેંચું છું. તેનું ગુજરાતી ભાષાંતર બહાર પડી ચૂકયું છે ને તે વાંચી જવા મારી ભલામણ છે. તેમાં ઉપરના વિચારોને ટેકો આપનારા ઘણા અભિપ્રાયો જોવામાં આવશે.

માતૃભાષાને કેળવણીનું વાહન કરવું એ ઇષ્ટ હોય તો તેનો અમલ થવા સારૂ આપણે શાં પગલાં ભરવાં જોઇએ એ વિચારવું જોઇએ. દલીલો આપ્યા વગર એ પગલાં મને જેવાં સુજે છે તેવાં લખી નાંખું છું.

(૧) અંગ્રેજી જાણનાર ગુજરાતીએ, જાણ્યે અજાણ્યે પણ પરસ્પર વ્યવહારમાં અંગ્રેજીનો પ્રયોગ ન કરવો.

(૨) જેને અંગ્રેજી અને ગુજરાતી બંન્નેનું સારૂં જ્ઞાન છે તેણે અંગ્રેજીમાં જે સારાં ઉપયોગી પુસ્તકો કે વિચારો હોય તે પ્રજા આગળ ગુજરાતીમાં મૂકવાં.

(૩) કેળવણી મંડળોએ પાઠય પુસ્તકો તૈયાર કરાવવાં.

(૪) ધનાઢય પુરૂષોએ ગુજરાતી મારફત કેળવણી આપવાની શાળાઓ જગાએ જગાએ સ્થાપવી.

(૫) ઉપલી પ્રવૃત્તિની સાથેજ સરકારને પરિષદોએ અને કેળવણી મંડળોએ અરજી કરવી કે બધી કેળવણી માતૃભાષા મારફતેજ અપાવી જોઇએ. અદાલતોમાં ને ધારાસભામાં વહેવાર ગુજરાતી મારફતે થવો જોઇએ. ને પ્રજાનું બધું કાર્ય તેજ ભાષામાં થવું જોઇએ. અંગ્રેજી જાણનારનેજ સારી નોકરી મળી શકે છે તે પ્રથા બદલી નોકરોને લાયકાત પ્રમાણે ભાષાભેદ રાખ્યા વિના પસંદ કરવા

જોઇએ. ગુજરાતી ભાષામાં તેઓને જોઇતું જ્ઞાન મળે એવી શાળાઓ સ્થપાવી જોઇએ એવી અરજી પણ સરકારને જવી જોઇએ.

ઉપરની યોજનામાં એક આપત્તિ જોવામાં આવશે. તે એ છે કે ધારાસભામાં તો મરાઠી, સિંધી ને ગુજરાતી સભાસદો છે ને વખતે કાનડી પણ હોય. આપત્તિ મોટી છે પણ અનિવાર્ય નથી. તેલગુ વર્ગે એ વિષયની ચર્ચા શરૂ કરી છે ને કોઇક દિવસે પણ ભાષા પ્રમાણે નવા વિભાગો થવા જોઇશે એમાં શંકા નથી; પણ તેમ થતા સુધી હિન્દિ અથવા સભાસદની પોતાની ભાષામાં ભાષણ આપવાનો અખતિયાર તેને મળવો જોઇએ. આ સૂચના અત્યારે હાસ્યરૂપે જણાય તો ક્ષમા માગી એટલુંજ કહીશ કે ઘણી સૂચનાઓ પ્રથમ દ્રષ્ટિએ ને આરંભમાં હાસ્યજનક જણાય છે, દેશની ઉન્નત્તિનો આધાર કેળવણીના વાહનના શુદ્ધ નિર્ણય ઉપર રહેલો છે એવો મારો અભિપ્રાય છે. તેથી મને મારી સૂચનામાં ભારે રહસ્ય માલમ પડે છે. માતૃભાષાની કિંમત વધશે, તેને રાજ્યપદ મળશે ત્યારે તેમાં આપણે નથી કલ્પી તેવી શક્તિઓ જોવામાં આવશે.

## રાષ્ટ્રીય ભાષા.

જેમ કેળવણીના વાહનનો વિચાર કરવો પડયો તેમજ આપણે રાષ્ટ્રીય ભાષાનો વિચાર કરવો યોગ્ય છે. જો અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થવાની હોય તો અંગ્રેજીને જરૂરિઆત સ્થાન મળવું જોઇએ.

અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થઇ શકે ? કેટલાક વિદ્વાન સ્વદેશાભિમાની કહે છે અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થવી જોઇએ, એવો પ્રશ્નજ અજ્ઞાન દશાસૂચક છે: અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થઇ ચૂકી છે. આપણા નામદાર વાઇસરાય સાહેબે ભાષણ કર્યું છે, તેમાં તેમણે માત્ર તેવી આશા બતાવી છે. તેમનો ઉત્સાહ તેમને ઉપર્યુક્ત શ્રેણીએ નથી લઇ જતો. વાઇસરૉય સાહેબ માને છે કે અંગ્રેજી ભાષા દહાડે દહાડે આ દેશમાં વિસ્તાર પામશે, આપણા કુટુંબોમાં તે પ્રવેશ કરશે, અને છેવટે રાષ્ટ્રીય ભાષાની ઉચ્ચ પદવી ભોગવશે, અત્યારે ઉપર ટપકે વિચારતાં આ ખ્યાલને ટેકો મળે છે, આપણા શિક્ષિત વર્ગની દશા જોતાં અંગ્રેજી વિના આપણો કારભાર અટકી પડે એવો આભાસ આવે છે. એમ છતાં જરા ઉંડા ઉતરીશું તો માલમ પડશે કે અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા ન થઇ શકે, ન થઇ શકે, ન થવી જોઇએ.

## રાષ્ટ્રીય ભાષાનાં શાં લક્ષણો હોવાં જોઇએ ?

(૧) તે ભાષા અમલદાર વર્ગને સારૂ સહેલી હોવી જોઇએ.

(૨) તે ભાષાની મારફત ભારતવર્ષનો પરસ્પર ધાર્મિક, આર્થિક અને રાજ્ય પ્રકરણી વ્યવહાર શક્ય હોવો જોઇએ.

(૩) તે ભાષા ભારતવર્ષના ઘણા લોકો બોલતા હોવા જોઇએ.

(૪) તે ભાષા રાષ્ટ્રને સારૂ સહેલી હોવી જોઇએ.

(૫) તે ભાષાનો ખ્યાલ કરતાં ક્ષણિક કે અલ્પસ્થાયી સ્થિતિ ઉપર વજન ન મૂકવું જોઇએ.
અંગ્રેજી ભાષામાં આમાંનું એક પણ લક્ષણ નથી.

પહેલું લક્ષણ છેલ્લું મૂકવું જોઇતું હતું, પણ મેં પહેલું મૂક્યું છે. કેમકે તે લક્ષણ અંગ્રેજી ભાષામાં હોય એવો આભાસ આવે છે. વધારે વિચાર કરતાં આપણે જોઇશું કે હાલ પણ અમલદાર વર્ગને સારૂ તે સહેલી ભાષા નથી. અહીંના રાજ્ય બંધારણની કલ્પના એવી છે કે અંગ્રેજી વર્ગ ઓછો થશે, તે એટલે સુધી કે છેવટે વાઇસરોય અને બીજા આંગળીના વેઢાપર:ગણી શકાય તેટલા અમલદાર અંગ્રેજ રહેશે. મોટો વર્ગ આજે હિન્દીજ છે, ને તે વધતોજ જશે. તે વર્ગને સારૂ ભારતવર્ષની ગમે તે ભાષા કરતાં અંગ્રેજી મુશ્કેલ છે એમ તો સૌ કોઇ કબુલ કરશે.

બીજું લક્ષણ વિચારતાં આપણે જોઇએ છીએ કે અંગ્રેજી ભાષા જનસમાજ બોલતી થઇ જાય એ શકય ન હોય ત્યાં લગી આપણો ધાર્મિક વ્યવહાર અંગ્રેજીમાં નહિજ ચાલે. એટલે દરજ્જે અંગ્રેજી ભાષા સમાજમાં પ્રસરે એ અશકય જણાય છે.

ત્રીજું લક્ષણ અંગ્રેજીમાં ન હોઇ શકે કેમકે તે ભારતવર્ષની મોટી સંખ્યાની બોલી નથી.

ચોથું લક્ષણ પણ અંગ્રેજીમાં નથી કેમકે આખા રાષ્ટ્રને સારૂ પ્રમાણમાં તે સહેલી નથી.

પાંચમા લક્ષણનો વિચાર કરતાં આપણે જોઇએ છીએ કે અંગ્રેજી ભાષા જે સત્તા આજે ભાગવે છે તે ક્ષણિક છે. ચિરસ્થાયી સ્થિતિ તો એ છે કે હિન્દુસ્તાનમાં પ્રજાના રાષ્ટ્રીય કાર્યમાં અંગ્રેજી ભાષાની જરૂરીઆત થોડીજ પડશે. અંગ્રેજી સામ્રાજ્યના વ્યવહારમાં તેની જરૂર પડશે. ને સામ્રાજ્યના રાજ્ય વ્યવહારની (ડિપ્લોમસિની) ભાષા હશે એ જૂદો પ્રશ્ન છે. તે વ્યવહારને સારૂ અંગ્રેજીની જરૂર રહેશે. આપણે કયાંએ અંગ્રેજી ભાષાનો દ્વેષ નથી કરતા. માત્ર તેને તેના સ્થાન બહાર જવા દેવા નથી માગતા એજ આગ્રહ છે. સામ્રાજ્યની ભાષા તો અંગ્રેજી હશે ને તેથી આપણા માલવિયાજી, શાસ્ત્રીઆર, બેનરજી વગેરેને એ ભાષા શીખવાની ફરજ પાડશું. અને તેઓ હિન્દની કીર્તિ બીજા દેશોમાં જગવશે એમ ખાત્રી રાખીશું. પણ રાષ્ટ્રની ભાષા અંગ્રેજી ન હોય. અંગ્રેજીને રાષ્ટ્રીય ભાષા બનાવવી એ એસ્પેરેન્ટો દાખલ કરવા જેવું છે. અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થાય એવી કલ્પના આપણી નિર્બળતા સૂચવે છે. એસ્પેરેન્ટોનો પ્રયાસ માત્ર અજ્ઞાન સૂચવશે. ત્યારે કઇ ભાષા પેલાં પાંચ લક્ષણોવાળી છે? હિન્દી ભાષામાં એ બધાં લક્ષણો છે એમ કબુલ કર્યા વિના ચાલશેજ નહિ.

હિન્દી ભાષા હું એને કહું છું કે જે ઉત્તરમાં હિંદુ તથા મુસલમાન બોલે છે ને દેવનાગરી અથવા ઉર્દૂ લિપિમાં લખે છે. આ વ્યાખ્યા સામે કંઇક વિરોધ જોયો છે.

એવી દલીલ થતી જોવામાં આવે છે કે હિન્દી અને ઉર્દૂ બે નોખી ભાષા છે. આ દલીલ વાસ્તવિક નથી. ઉત્તર વિભાગમાં મુસલમાન અને હિન્દુ બંને એકજ ભાષા

બોલે છે. ભેદ શિક્ષિત વર્ગે પાડયો છે. એટલે કે હિંદુ શિક્ષિત વર્ગે હિન્દીને કેવળ સંસ્કૃતમય કરી મૂકી છે, તેથી કેટલાક મુસલમાન તે નથી સમજી શકતા. લખનૌના મુસલમાન ભાઇઓ ફારસીમય ઉર્દૂ બોલીને તે હિંદુથી ન સમજાય તેવી કરી મૂકે છે. આ બંને પરિભાષા છે ને તેને પ્રજાવર્ગમાં કયાંએ સ્થાન નથી. હુ ઉત્તરમાં રહ્યો છું, હિંદુ મુસલમાન સાથે ખૂબ ભળ્યો છું ને મારૂં હિન્દી ભાષાનું જ્ઞાન ઘણું ઓછું હોવા છતાં મને તેમની સાથે વ્યવહાર રાખવામાં જરાએ અડચણ નથી આવી. જે ભાષા ઉત્તર વિભાગમાં જનસમાજ બોલે છે તે તો ઉર્દૂ કહો કે હિન્દી, બંને એકજ છે. ઉર્દૂ લિપિમાં લખો તો તે ઉર્દૂ નામે ઓળખો, તેજ વાકયો નાગરીમાં લખો તો હિન્દી કહેવાશે.

હવે રહ્યો લિપિનો ઝઘડો, હાલ તુરત મુસલમાન છોકરો જરૂર ઉર્દૂ લિપિમાં લખશે. હિંદુ ઘણે ભાગે દેવનાગરીમાં લખશે. "ઘણે ભાગે" શબ્દનો પ્રયોગ કરૂં છું કેમકે હજારો હિંદુ આજ પણ પોતાનું હિંદી ઉર્દૂ લિપિમાં લખે છે, ને કેટલાકતો દેવનાગરી લિપિ જાણુતા પણ નથી. છેવટે જ્યારે હિંદુ મુસલમાન વચ્ચે જરાપણ શંકાની નજર નહિ રહે, જ્યારે અવિશ્વાસનાં બધાં કારણો દૂર થયાં હશે, ત્યારે જે લિપિમાં જોર રહેશે તે લિપિ વધારે ભાગે લખાશે, ને તે રાષ્ટ્રીય લિપિ થશે. દરમિઆન મુસલમાન ભાઇઓ અને હિંદુ જેને ઉર્દૂ લિપિમાં અરજી લખવી હશે તેની રાષ્ટ્રના સ્થાનમાં કબુલ થવી જોઇશે.

પાંચ લક્ષણો ધારણ કરવામાં આ હિન્દીની હરિફાઇ કરનારી બીજી એકે ભાષા નથી. હિન્દીથી બીજી પદવી બંગાળી ભોગવે છે. છતાં બંગાળી ભાઇ પણ બંગાળ બહાર હિન્દીનો ઉપયોગ કરે છે. હિન્દી બોલનારો જ્યાં જાય ત્યાં હિન્દીનો ઉપયોગ કરે છે ને તે કોઇને આશ્ચર્યકારક નથી લાગતું. હિન્દી ધર્મપ્રચારકો, ઉર્દૂ મોલવીઓ, આખા હિન્દુસ્તાનમાં પોતાનાં વ્યાખ્યાનો હિન્દીમાંજ આપે છે. ને અભણ પ્રજા તે સમજી લેય છે. અભણ ગુજરાતી પણ ઉત્તરમાં જઇ હિન્દીનો પ્રયોગ થોડો ઘણો કરી લે છે ત્યારે ઉત્તરનો ભૈયો મુંબઇના શેઠની દરવાનગી કરતો છતો ગુજરાતીમાં બોલવાનો ઇનકાર કરે છે, ને શેઠ ભૈયાની સાથે ભાગ્યુંતુટયું હિન્દી બોલી નાંખે છે. મેં જોયું છે કે છેક દ્રાવીડ પ્રાંતમાં પણ હિન્દીનો ધ્વનિ સંભળાય છે. મદ્રાસમાં તો અંગ્રેજીથી વ્યવહાર ચાલે એ કહેણુ બરાબર નથી. ત્યાં પણ મેં મારો વ્યવહાર હિન્દીમાં ચલાવ્યો છે. સેંકડો મદ્રાસી ઉતારૂને મેં ઇતર વર્ગ સાથે હિન્દીમાં બોલતા સાંભળ્યા છે. વળી મદ્રાસના મુસલમાન ભાઇ તો બરોબર હિન્દી બોલી જાણે છે. સમસ્ત હિંદુસ્થાનના મુસલમાન ઉર્દૂ બોલે છે એ અહીં ધ્યાનમાં રાખવા જેવું છે ને તેઓની સંખ્યા બધા પ્રાન્તોમાં નાનીસૂની નથી.

આમ હિન્દી ભાષા રાષ્ટ્રીય ભાષા તરીકે નિર્માણ થઇ ચૂકી છે. તેને આપણે ઘણાં વર્ષો પૂર્વે રાષ્ટ્રિય ભાષા તરીકે વાપરી છે. ઉર્દૂની ઉત્પત્તિ પણ હિન્દીની એ શક્તિમાં રહેલી છે.

મુસલમાની પાદશાહો ફારસી કે આરબ્બીને રાષ્ટ્રીય ભાષા નહિ બનાવી શક્યા. તેમણે હિન્દી વ્યાકરણ કબૂલ રાખી ઉર્દૂ લિપિ વાપરીને ફારસી શબ્દોનો વિશેષ ઉપયોગ કર્યો. પણ જનસમાજની સાથેનો વ્યવહાર તેનાથી પરદેશી ભાષાવડે ન થઈ શક્યો. આ દશા કાંઇ અંગ્રેજી રાજ્યકર્તાને અજાણી નથી. જેને લડાયક વર્ગનો અનુભવ છે તે જાણે છે કે સિપાહી વર્ગને સારૂ સંજ્ઞાઓ હિન્દી કે ઉર્દૂમાં રાખવી પડી છે.

આમ હિન્દીજ રાષ્ટ્રીય ભાષા થઇ શકે એમ આપણે જોઇએ છીએ, છતાં મદ્રાસના શિક્ષિત વર્ગને સારૂ એ સવાલ મુશ્કેલીભર્યો છે.

દક્ષિણી, ગુજરાતી, સિંધી, બંગાળીને તો તે ઘણું સહેલ છે. થોડા માસમાં તેઓ હિન્દી ઉપર સારો કાબુ મેળવી રાષ્ટ્રીય કારભાર તેમાં ચલાવી શકે છે. તામિલ ભાઇઓને તેટલું સહેલ નથી. તામિલાદિ દ્રાવિડ વિભાગની ભાષાઓ છે ને તેની રચના તેનું વ્યાકરણ સંસ્કૃતથી જૂદાંજ છે. માત્ર શબ્દોની એકતા સિવાય બીજી એકતા સંસ્કૃત ભાષાઓ અને દ્રાવિડ ભાષાઓ વચ્ચે જોવામાં આવતી નથી. પણ આ મુશ્કેલી માત્ર વર્તમાન શિક્ષિત વર્ગને સારૂ છે. તેઓના સ્વદેશાભિમાન ઉપર આધાર રાખવાનો ને વિશેષ પ્રયાસ કરી હિન્દી શીખી લેવાની આશા રાખવાનો આપણને અધિકાર છે. ભવિષ્યને સારૂ તો જો હિન્દીને તેનું પદ મળે તો દરેક મદ્રાસી નિશાળમાં હિન્દી દાખલ થાય અને મદ્રાસને બીજા પ્રાન્તો વચ્ચે વિશેષ પરિચય થવાનો સંભવ પ્રાસ થાય. અંગ્રેજી ભાષા દ્રાવીડ પ્રજામાં પ્રવેશ નથી કરી શકી. પણ હિન્દીને પ્રવેશ કરતાં સમય લાગે તેમ તેથી. એ પ્રયાસ તેલગુ જાતિ તો આજે પણ કરી રહેલ છે. જો આ પરિષદ રાષ્ટ્રીય ભાષા કઇ થવી જોઇએ એ વિષે પણ એક વિચાર કરી શકે તો તે કાર્યને સાધવાના ઉપાયો યોજવાની આવશ્યકતા જણાશે. જે ઉપાયો માતૃભાષા વિષે સૂચવ્યા છે તેવા, જોઇતા ફેરફાર સાથે, રાષ્ટ્રીય ભાષા વિષે પણ લાગુ પડી શકે છે. વિશેષમાં ગુજરાતીને કેળવણીનું વાહન કરવામાં આપણેજ મુખ્ય પ્રયાસ કરવો રહેશે. પણ રાષ્ટ્રીય ભાષાની ચળવળમાં તો આખું ભારતવર્ષ ભાગ લેશે.

## કેળવણીના વિષયોનો વિચાર.

કેળવણીના વાહનનો, રાષ્ટ્રીય ભાષાનો અને તેમાં અંગ્રેજીના સ્થાનનો વિચાર આપણે કર્યો. આપણી શાળાઓમાં અપાતી કેળવણીમાં ન્યૂનતા છે કે નહિ એ વિચારવાનું રહ્યું.

આ વિષયમાં મતભેદ નથી. સરકાર, પ્રજામત બધા ચાલુ બંધારણને વખોડે છે. શું ત્યાજ્ય છે ને શું ગ્રાહ્ય છે એ વિષે સારી પેઠે મતભેદ છે. એ મતભેદોમાં ઉતરવા જેટલું મારૂં જ્ઞાન નથી. મેં જે વિચારો કર્યા છે તે આ પરિષદની સમક્ષ મૂકવાની ધૃષ્ટતા કરૂં છું

કેળવણી એ મારૂં ક્ષેત્ર ન કહેવાય તેથી મને કંઇ પણ કહેતાં સંકોચ રહે છે. અનધિકારી પુરૂષ કે સ્ત્રી પોતાના અધિકાર બહાર વાત કરે છે ત્યારે હું તેનું ખંડન કરવા તૈયાર થાઉં છું ને અધીરો બનું છું. વૈદ્ય વકીલ થવા બેસે તો વકીલને રીસ ચઢે એ યોગ્યજ છે. તેમજ કેળવણીને વિષે જેણે કંઇ અનુભવ નથી લીધો તેને તેની ટીકા કરવાનો અધિકાર નથી એમ હું માનું છું. તેથી મારે બે શબ્દ મારા અધિકાર વિષે કહેવા પડશે.

આધુનિક કેળવણી ઉપર હુ પચીશ વર્ષ પહેલાં વિચાર કરતો થઇ ગયો. મારા હાથ તળે મારા ને મારાં ભાઇ બેનનાં છોકરાં આવ્યાં. આપણી શાળાઓની ન્યૂનતા મને જણાએલી તેથી મારાં છોકરાની ઉપર મેં પ્રયોગો શરૂ કર્યા. મેં તેઓને રખડાવ્યાં પણ ખરાં. કોઇને કયાંય તો કોઇને કયાંય બીજી જગાએ મોકલ્યાં. મેં પોતે પણ કોઇને ભણાવ્યાં. હું દક્ષિણ આફ્રિકામાં ગયો ત્યાં પણ મારો આ અસંતોષ તેવોને તેવો રહ્યો અને મારે વિશેષ વિચારો કરવા પડયા. ત્યાં "હિન્દી કેળવણી સમાજ" નો કારભાર ઘણી મુદત સુધી મારા હાથમાં હતો. મારાં છોકરાંને મેં નિશાળમાં કેળવણી નથી આપી. મારા સર્વથી મોટા છોકરાએ મારી જૂદી જૂદી અવસ્થાઓ જોએલી. તેણે મારાથી નિરાશ થઇ થોડી મુદત અમદાવાદની શાળામાં કેળવણી લીધી. તેને તેથી લાભ થયો એમ તેને ભાસ્યું નથી. જેઓને મેં નિશાળે નથી મોકલ્યા તેઓને નુકશાન નથી થયું ને તેઓને સરસ શિક્ષણ મળ્યું છે એવી મારી માન્યતા છે. તેમાં ન્યૂનતા જોઇ શકું છું, પણ તેનું કારણ એજ છે કે મારા પ્રયોગોની શરૂઆતમાં તે ઉછર્યાં એટલે જો કે બધા પ્રયોગોની સંકલના એકજ હતી તો પણ તેમાં થયેલા ફેરફારોના તે ભોગ થઇ પડયા, સત્યાગ્રહને સમયે મારા હાથ નીચે લગભગ પચાસ છોકરા એક વેળા ભણતા હતા. એ શાળાની રચના મોટે ભાગે મારે હાથે થઇ હતી. તેને અન્ય શાળાઓની સાથે કે સરકારી ધોરણ સાથે સંબંધ ન હતો. અહીં પણ એવોજ પ્રયાસ ચાલુ છે. ને અધ્યાપક ધ્રુવ તથા બીજા સાક્ષરોના આશીર્વાદ મેળવી એક રાષ્ટ્રીય શાળા અમદાવાદમા સ્થાપી છે તેને પાંચ માસ થયા છે. તેના મુખ્ય ગુજરાત કૉલેજના માજી અધ્યાપક સાંકળચંદ શાહ છે. તેમણે અધ્યાપક ગજ્જરના હાથ નીચે તાલીમ લીધેલી છે, ને તેમની સાથે બીજા ભાષાપ્રેમી પુરૂષો છે. યોજનાને સારૂ મુખ્યત્વે હું જવાબદાર છું. પણ તેમાં આ બધા શિક્ષકોની સંમતિ છે, ને તેઓએ પોતાની હાજતો પૂરી થાય એટલુંજ વેતન લઇ આ કાર્યને પોતાનું જીવન અર્પ્યું છે. સંજોગોને લઇને હું પોતે આ શાળામાં શિક્ષણનું કાર્ય નથી કરી શકતો પણ તેની પ્રવૃત્તિમાં મારૂં મન હમેશાં પરોવાયલું રહે છે. એટલે મારૂં કાર્ય કેવળ ઘરવણાઉ છે, છતાં છેક વિચાર રહિત નથી એમ માનું છું ને એ ધ્યાનમાં રાખીને મારી ટીકા ઉપર વિચાર કરશો એમ ઇચ્છું છું.

આધુનિક શિક્ષણમાં આપણી કૌટુમ્બિક વ્યવસ્થા ઉપર ધ્યાન દેવામાં આવ્યું નથી એમ મને હમેશાં લાગ્યા કર્યું છે, તેની રચના કરવામાં આપણી હાજતોનો વિચાર કરવામાં નથી આવ્યો એ સ્વાભાવિક હતું.

મૅકૉલેએ આપણા સાહિત્યને તિરસ્કાર્યું, આપણને વહેમી ગણ્યા. યોજકોમાંના ઘણાખરાને આપણા ધર્મ વિષે ગાઢ અજ્ઞાન હતું. કેટલાકે તેને અધર્મ માન્યો આપણા ધર્મ-ગ્રંથો વહેમનો સંગ્રહ મનાયા. આપણી સભ્યતા ખામીવાળી લાગી. આપણે પડેલી પ્રજા, તેથી આપણાં બંધારણોમાં ખામી ખૂબ હોવી જોઇએ એમ મનાયું. તેથી શુદ્ધ ભાવે ભૂલ ભરેલું બંધારણ રચાયું, નવી રચના કરવાની હતી ત્યાં યોજકોને તો નજીકનીજ સ્થિતિ હાથ લાગે. રાજ્યકર્તાને મદદ કરનાર વકીલો, તબીબો, મહેતાઓ જોઇશે, આપણને બધાને નવું જ્ઞાન જોઇશે, આ વિચારથી બધી રચના થઇ. એટલે આપણા સંસારનો વિચાર કર્તા વિનાનાં પુસ્તકો રચાયાં અને ઇંગ્રેજી કહેવતનો તરજુમો કરીએ તો ઘોડા આગળ ગાડી મૂકાઇ.

મલબારી કહી ગયા છે કે જો ઇતિહાસ ભૂગોળ શિખવવાં હોય, તો પ્રથમ છોકરાંનાં ઘરનાં ઈતિહાસ અને ભૂગોળ શિખવવાં જોઇએ. મને તો યાદ છે કે મારે નસીબે ઇંગ્લંડના 'કાઉન્ટી' ગોખવાનું પહેલું આવેલું. જે વિષય મને ઘણો રસિક છે તે મારે સારૂં ઝેર સમાન થઇ પડયો હતો. ઇતિહાસમાં મને ઉત્સાહ આવે એવું કંઇ મેં જોયું નહતું. ઇતિહાસ સ્વદેશાભિમાન શિખવાનું સાધન હોય છે. આપણી શાળાની ઇતિહાસ શિખવવાની પદ્ધતિમાંથી મને આ દેશના વિષે અભિમાનનું કારણ નથી મળ્યું. તે શિખવા મારે બીજાંજ પુસ્તકો વાંચવા પડયાં છે.

અંકગણિતના આદિ વિષયોમાં પણ દેશી રૂઢિને સ્થાન થોડુંજ આપવામાં આવ્યું છે. જૂની પદ્ધતિનો લગભગ ત્યાગ થયો છે. આંક શિખવવાની દેશી પદ્ધતિ જતાં આપણા વડવાઓમાં દાખલા ગણવાની જે ઝડપ હતી તે આપણામાં નથી રહી.

વિજ્ઞાન શુષ્ક છે. તેના જ્ઞાનનો ઉપયોગ બાળકો કરી શકે એવું હોતુંજ નથી. ખગોળ જેવાં શાસ્ત્રો બાળકોને આકાશ બતાવીને શિખવી શકાય તે માત્ર પુસ્તકોમાંથી શિખવવામાં આવે છે. કોઇ પણ નિશાળીઆને નિશાળ છોડયા પછી પાણીના ટીપાનું પૃથક્કરણ કરતાં આવડતું હોય એવું હું જાણતો નથી.

આરોગ્યનું શિક્ષણ કંઇજ નથી એમ કહેવામાં અતિશયોક્તિ નથી. સાઠ વરસની કેળવણીને અંતે આપણે મરકી વગેરે રોગોમાંથી બચતાં આવડયું નથી. આપણા દાક્તરો તે રોગોને દૂર નથી કરી શકયા એ આપણી કેળવણી ઉપર હું મોટામાં મોટી આક્ષેપ સમજું છું. આપણાં ઘરોની અંદર આરોગ્યના નિયમોએ પ્રવેશ કર્યો હોય એવો અનુભવ મેં સેંકડો ઘરો જોયા છતાં મેળવ્યો નથી. સર્પાદિ કરડે તો શું કરવું એ આપણા ગ્રેજ્યુએટો કહી શકે એ વિષે મને પૂર્ણ શંકા છે. જો આપણા દાક્તરોને નાની ઉમરથી દાક્તરી શિખવાનો પ્રસંગ મળી શકયો હોત તો અત્યારે દીન સ્થિતિ તેઓની વર્તે છે તે ન જ હોત. આ આપણી કેળવણીનું ભયંકર પરિણામ છે. દુનિયાના બીજા બધા ભાગોમાંથી મરકીને ત્યાંના લોકો કાઢી શકયા. અહીં તો તે ઘર કરી રહી છે, ને હજારો હિંદી વગર મોતે મર્યે જાય છે. આપણી ગરીબાઇ એ જો તેનું કારણ કહેવામાં આવે તો ગરીબાઇ સાઠ વર્ષની કેળવણીને અંતે કેમ છે તેનો જવાબ પણ કેળવણીખાતા તરફથી મળવો જોઇએ.

હવે જે વિષયોની કેળવણી મુદ્દલ નથી અપાતી તે વિચારીએ. કેળવણીનો મુખ્ય હેતુ ચારિત્ર્ય હોવો જોઇએ. ધર્મ વિના ચારિત્ર્ય કેમ બંધાય એ મને સૂઝી શકતું નથી. આપણે यतो भ्रष्टस्ततो भ्रष्टः । થતા જઇએ છીએ એનું ભાન હજુ હવે થશે. આ વિષય ઉપર હું વધારે નથી લખી શકતો. પણ સેંકડો શિક્ષકોને હું મળ્યો છું; તેમણે પોતાના અનુભવો નિ:શ્વાસ નાંખી મને સંભળાવ્યા છે. એનો ગંભીર વિચાર આ પરિષદને કર્યા વિના ચાલે તેમ નથી. જો નિશાળીઆની નીતિ ગઇ તો સર્વસ્વ ગયું છે.

આ દેશમાં ૮૫ થી ૯૦ ટકા સ્ત્રીપુરૂષ ખેતીના ધંધામાં રોકાએલાં છે. તે ધંધાનું જ્ઞાન જેટલું હોય તેટલું ઓછું ગણાવું જોઇએ. છતાં તેને આપણી હાઇસ્કૂલ સુધીના ક્રમમાં સ્થાનજ નથી. આવી કફોડી સ્થિતિ અહીંજ નભી શકે.

વણાટનો ધંધો નષ્ટ થતો જાય છે. ખેડુતોને સારૂ અવકાશનાં સમયનો તે ધંધો હતો. તે ધંધાને આપણા ક્રમમાં સ્થાન નથી. આપણી કેળવણી કેવળ મુત્સદ્દી વર્ગ પેદા કરે છે ને તેનું વલણ એવું છે કે સોની, લુહાર, કે મોચી પણ જો શાળામાં સપડાયો તો તે પણ મુત્સદ્દી બની જાય છે. સારી કેળવણી તો સઉ લે એમ આપણે ઇચ્છવું જોઇએ. આપણી કેળવણીને અંતે બધા મુત્સદ્દી થાય તો?

આપણી કેળવણીમાં ક્ષત્રિય કળાને સ્થાન નથી. મને પોતાને તે દુ:ખની વાત નથી. મેં તો અનાયાસે પ્રાપ્ત થયેલું સુખ માની લીધું છે. પણ પ્રજાને હથીઆર વાપરતાં શિખવું છે. જેને શિખવું હોય તેને તે પ્રસંગ મળવો જોઇએ. પણ તે તો કેળવણી-ક્રમમાં વિસરાઇ ગયેલુંજ જણાયું છે.

સંગીતને ક્યાંએ સ્થાન નથી જોતો. સંગીતની અસર આપણી ઉપર બહુ થાય છે. એનો આપણને આબેહુબ ખ્યાલ નથી રહ્યો. નહિ તો સંગીત આપણાં બાળકોને ગમે તેમ કરીને આપણે આપ્યું હત. વેદોની રચના સંગીત ઉપર થયેલ જોવામાં આવે છે. મધુર સંગીત આત્માના તાપને શાંત કરી શકે છે. હજારો માણસોની સભામાં આપણે કેટલીક વેળા ખળભળાટ જોઇએ છીએ; તે ખળભળાટ હજારો કંઠમાંથી એકસુર કોઇ રાષ્ટ્રીય ગીત ચાલે તો બંધ થઇ શકે. શૂરાતન ચઢાવવાને સારૂ બાળકો એક અવાજે વીર રસવાળું કાવ્ય ગાઇ શકે એ જેવું તેવું નથી. ખલાસી અને બીજા મજુરો 'હરિહર' 'અલ્લા બેલી' વગેરે ધ્વનિ એકી અવાજે કહાડે છે ને તેથી તેઓ પોતાનું કાર્ય કરી શકે છે એ સંગીતની શક્તિનો દાખલો છે. અંગ્રેજી મિત્રોને મેં ગાયન ગાઇ પોતાની ટાઢ સમાવતા જોયા છે. નાટકનાં ગાયનો ગમે તેમ, ગમે તેવે અવસરે, આપણાં બાળકો ગાતાં શિખે છે, બેસૂરાં હારમોનિયમ, વાજાં વગેરે ઠોકે છે તેથી તેઓને નુકસાન થાય છે. જો સંગીતનું શુદ્ધ શિક્ષણ મળે તો નાટકનાં ગાયનો ગાવામાં ને રાગડા તાણવામાં સમય નહિ ગાળે. ગવૈયો જેમ બેસૂરૂં કે કવખતે નથી ગાતો તેમ શુદ્ધ સંગીત શિખનાર મેલા સંગીતને હાથ નહિ અડાડે. પ્રજાજાગૃતિને સારૂ સંગીતને સ્થાન હોવું જોઇએ. આ વિષય ઉપર દાક્તર આનંદકુમાર સ્વામીના વિચારો મનન કરવા લાયક છે.

## વ્યાયામ.

આ શબ્દમાં રમતો ઇત્યાદિનો સમાવેશ કર્યો છે. તેનો પણ ભાવ પૂછાયો નથી. દેશી પદ્ધતિનો ત્યાગ થયો છે અને ટેનિસ, ક્રિકેટ ને ફુટબૉલનું સામ્રાજ્ય સ્થપાયું છે. આ ત્રણે રમતોમાં રસ છે એમ કબૂલ કરવામાં બાધ નથી. પણ જો આપણે પાશ્ચાત્ય વસ્તુઓથી મોહાઇ ન ગયા હત તો આપણે એટલીજ રસિક, ખરચ વિનાની રમતો, જેવી કે ગેડીદડો, મોહદાંડીઓ, ખોખો, મગમાટલી, હુડતુતુ, ખારો પાટ, નવ નાગેલીઓ, સાત તાળી વગેરેનો ત્યાગ ન કરત. કસરત જેમાં આઠે અંગને પુરતી તાલીમ મળે છે અને જેમાં ઘણું રહસ્ય રહ્યું છે તેનો અને કુસ્તીના અખાડાનો લગભગ લોપ થઇ ગયો છે. જો કોઇપણ પાશ્ચાત્ય વસ્તુની નકલ કરવી યોગ્ય હોય તો 'ડ્રિલ' ની નકલ કરવા જેવું છે એમ મને લાગે છે. એક મિત્રે ટીકા કરેલી કે આપણને ચાલતાં આવડતુંજ નથી. અને એકઠા થઇને રીતસર ચાલવાની તો મુદ્દલ ખબર નથી. હજારો માણસો તાલબંધ ચુપકીથી ગમે તે દશામાં બબ્બે ચાર ચારની હાર બાંધી ચાલી શકે એ શક્તિ આપણામાં નથી. આવી 'ડ્રિલ'નો કેવળ લડાઇમાંજ ઉપયોગ છે એવું કાંઇ નથી. ઘણાં પરોપકારી કામોમાં 'ડ્રિલ'નો ભારે ઉપયોગ થઇ શકે છે, જેમકે આગ હોલવવામાં, ડુબેલાને મદદ કરવામાં, માંદાને ડોલીમાં લઇ જવામાં 'ડ્રિલ' બહુજ કિંમતી સાધન છે. આમ આપણી શાળાઓમાં દેશી રમતો, દેશી કસરતો, અને પાશ્ચાત્ય પદ્ધતિની ડ્રિલ દાખલ કરવાની આવશ્યકતા છે.

## સ્ત્રી શિક્ષણ.

જેમ પુરૂષ શિક્ષણને સારૂ ચાલતી રચના ખામીઓથી ભરેલી છે તેમજ સ્ત્રીશિક્ષણનું છે. ભારતવર્ષમાં સ્ત્રીપુરૂષોનો શો સંબંધ છે, સ્ત્રી જનમંડળમાં શું સ્થાન ભોગવે છે, તેનો વિચારજ કરવામાં આવ્યો નથી.

પ્રાથમિક કેળવણીનો ઘણો ભાગ બંને વર્ગને સામાન્ય હોઇ શકે, તે ઉપરાંત બધે બહુ અસમાનતા છે. પુરૂષ સ્ત્રી વચ્ચે જેમ કુદરતે ભેદ રાખ્યો છે તેમજ કેળવણીમાં ભેદની આવશ્યકતા છે. સંસારમાં બન્ને સરખાં છે. પણ તેમના કાર્યમાં વિભાગ જોવામાં આવે છે. ગૃહનું રાજ્ય ભોગવવાનો અધિકાર સ્ત્રીનો છે. બહારની વ્યવસ્થાનો અધિષ્ઠાતા પુરૂષ છે. પુરૂષ આજીવિકા લાવનાર છે, સ્ત્રી સંગ્રહ કરનાર અને વ્યય કરનાર છે. સ્ત્રી બાળકનું પોષણ કરનારી છે, તેની વિધાતા છે, તેની ઉપર બાળકના ચારિત્ર્યનો આધાર છે, તે બાળશિક્ષિકા છે, તેથી તે પ્રજાની માતા છે. પુરૂષ પ્રજાનો પિતા નથી. અમુક મુદત પછી પિતાની અસર પુત્ર ઉપર થોડી રહે છે. માતા પોતાનો દરજ્જો કદી છોડતીજ નથી. બાળક પુરૂષ અવસ્થાએ પહોંચ્યા પછી પણ માતાની પાસે બાળકની જેમ ગેલ કરે છે. પિતા સાથે એવો સંબંધ નથી રાખી શકતો.

આ યોજના કુદરતી હોય, યોગ્ય હોય તો સ્ત્રીને સારૂ સ્વતંત્ર કમાણી કરવાનો પ્રબંધ નહોય. જ્યાં સ્ત્રીઓને તાર માસ્તરનું કે ટાઇપીસ્ટનું કે બીબાં ગોઠવવાનું કામ

કરવું પડે ત્યાં સુવ્યવસ્થાનો ભંગ થએલો હોવો જોઇએ, તે પ્રજાએ પોતાની શક્તિનું દેવાળું કાઢ્યું છે, તે પ્રજા પોતાની થાપણ ઉપર રહેવા લાગી છે એવી મારી માન્યતા છે.

એટલે એક તરફથી આપણે સ્ત્રીને અંધકારમાં ને અધમ દશામાં રાખીએ તે ખોટું છે. તેમજ બીજી તરફથી સ્ત્રીને પુરૂષનું કામ સોંપવું તે નિર્બળતાની નિશાની છે ને સ્ત્રીની ઉપર જુલમ કર્યા જેવું છે.

એટલે સ્ત્રીઓને સારૂ અમુક વર્ષ પછી નોખી ઘટનાની જરૂર છે. તેમને ગૃહવ્યવસ્થાનું, ગર્ભકાળની માવજતનું, બાળને ઉછેરવા વગેરેનું જ્ઞાન આપવાની જરૂર છે. આ યોજના રચવી બહુ મુશ્કેલીનું કાર્ય છે. શિક્ષણના ક્રમમાં આ નવો વિષય છે. તેમાં શોધખોળને નિર્ણય કરવા સારૂ ચારિત્ર્યવાન્ જ્ઞાનવાન્, સ્ત્રીઓ અનુભવ પામેલ પુરૂષોની મંડળી નીમી તેમની પાસેથી કંઇ યોજના ઘડવાની જરૂર છે.

ઉપરની કામ કરનારી મંડળી કન્યાકાળથી શરૂ થતી કેળવણીનો ઉપાય શોધશે. પણ જે કન્યાઓ કન્યાકાળમાં પરણી ચૂકી છે એવીની સંખ્યાનો પાર નથી. વળી તે સંખ્યા વધતી જાય છે. પરણ્યા પછી તો તે લોપ થઇ જાય છે. તેને વિષે મેં મારા વિચાર ભગિનીસમાજ પુસ્તકમાળાના પ્રથમ પુસ્તકની પ્રસ્તાવનામાં આપ્યા છે તે જ અહીં ઉતારૂં છું:

આ કેળવણીને આપણે માત્ર કન્યાકેળવણીથીજ પહોંચી વળવાના નથી. હજારો કન્યા બાર વર્ષની ઉમ્મરે બાળલગ્નનો ભોગ થઇ આપણી નજરેથી અલોપ થઇ જાય છે. તેઓ ગૃહિણી બને છે! આ પાપી રિવાજ જ્યાં સુધી આપણામાંથી નહિ જાય ત્યાં સુધી પુરૂષોને સ્ત્રીશિક્ષક બનતાં શિખવું પડશે, તેઓની આ વિષયની કેળવણીમાં આપણી ઘણી આશાઓ છુપાયલી પડી છે. આપણી સ્ત્રીઓ આપણા વિષયનું પાત્ર અને આપણી રસોયણ મટી આપણી સહચરી, આપણી અર્ધાંગના, આપણા સુખ દુ:ખની ભાગિયણ ન બને ત્યાં લગી આપણા સર્વ પ્રયાસ મિથ્યા જણાય છે. કોઇ પોતાની સ્ત્રીને પશુ સમાન ગણે છે. આ સ્થિતિને સારૂ કેટલાંક સંસ્કૃત વચનો, તુલસીદાસનો એક પ્રસિદ્ધ દુહો, બહુ જવાબદાર છે. તુલસીદાસજીએ એક જગ્યાએ લખ્યું છે કે **ढार गंवार शुद्र अरु नारी, ये सब ताडनके अधिकारी.** તુલસીદાસજીને હું પૂજુંછું. પણ મારી પૂજા આંધળી નથી. કાંતો ઉપરનો દુહો ક્ષેપક છે, અને જો તુલસીદાસનોજ હોય તો તેણે વગર વિચાર્યે પ્રચલિત રૂઢિને અનુસરી જોડી કહાડેલો હોવો જોઇએ. સંસ્કૃત વચનો વિષે તો એવો વહેમ પેસી ગયેલો જોવામાં આવે છે કે સંસ્કૃતમાં લખાયેલા શ્લોકો તો કેમ જાણે શાસ્ત્રકથન જ હોય નહિ! આ વહેમ દૂર કરીને આપણામાં સ્ત્રીને હલકી ગણવાની જે પ્રથા પડેલી છે તેને જડમૂળથી ઉખેડવી જોઇશે. બીજી તરફથી વિષયાંધ થઇ આપણામાંના કેટલાક સ્ત્રીને ઢીંગલીદેવી ગણી તેની પૂજા કરે છે ને જેમ ઠાકોરજીને આપણે પહોરે પહોરે નવીન આભૂષણોથી શણગારીએ છીએ તેમ શણગારે છે. આ પૂજાદોષમાંથી પણ નીકળી જવું જરૂરનું છે. છેવટે તો જેમ શંકરને ઉમા, રામને સીતા, નળને દમયંતી હતાં તેમ આપણી સ્ત્રીઓ

આપણી ગોષ્ટીમાં ભાગ લેતી, આપણી સાથે વાદવિવાદ કરતી, આપણા ઉદ્‌ગારો સમજતી, તેને પોષતી, પોતાની અલૌકિક પ્રેરણાશક્તિથી આપણી બાહ્યોપાધિઓને સાનમાં સમજી તેમાં ભાગ લેતી આપણને શીતળતામય શાંતિ દેતી થશે ત્યારેજ આપણો ઉદ્ધાર સંભવે છે; તે પહેલાં નહિ. એવી દશા હાલ તુરતમાં કન્યાશાળા મારફતે પ્રાપ્ત થવાનો ઘણોજ થોડો સંભવ છે. જ્યાં લગી બાળલગ્નની હાંસડી આપણે પહેરવી સરજી હશે, ત્યાં લગી પુરૂષોએ પોતાની સ્ત્રીઓના શિક્ષક બનવું પડશે, અને એ શિક્ષણ માત્ર અક્ષરનુંજ નહિ. ધીમે ધીમે રાજ્યપ્રકરણી, સંસારસુધારાના વિષયોમાં તેઓને પ્રવેશિત કરી શકાય છે. આ કરતાં પહેલાં અક્ષરજ્ઞાનની જરૂર જણાતી નથી, આવા પુરૂષે પોતાનું સ્ત્રીપ્રત્યેનું વલણ ફેરવવું પડશે: સ્ત્રી પુખ્ત ન થાય ત્યાં લગી શિક્ષાવસ્થામાં રહે અને ત્યાં લગી પુરૂષો તેમની પ્રત્યે બ્રહ્મચર્ય પાળે તો, આપણે જડતા (ઇનર્શિયા) રૂપી શક્તિના દાબ તળે કચરાયેલા ન હોઇએ તો આપણે બાર કે પંદર વર્ષની બાળા ઉપર કદી પ્રસવની મહાવ્યથાનો બોજો ન જ મુકીએ. એ વિચાર કરતાં પણ આપણને કંપારી છુટવી જોઇએ.

પરિણિત સ્ત્રીઓને સારૂ વર્ગો કાઢવામાં આવે છે, તેઓને સારૂ ભાષણો થાય છે. આ બધું સરસ છે. આવી પ્રવૃત્તિ કરનાર પોતાના વખતનો ભોગ આપે છે એ આપણા જમે પાસમાં નોંધાય છે. પણ તેની સાથે ઉપર બતાવેલી પુરૂષોની ફરજ જ્યાં સુધી સિદ્ધ ન થાય ત્યાંસુધી આપણે બહુ સારાં પરિણામો નહિં મેળવી શકીએ એમ જણાય છે. સહેજ ઉંડો વિચાર કરતાં સહુને આ સ્વયંસિદ્ધ વાત જણાશે."

## શિક્ષકો.

જ્યાં જ્યાં નજર કરીએ છીએ, ત્યાં ત્યાં કાચા પાયા ઉપર ભારે ચણતર કરી મુકેલું જોવામાં આવે છે. પ્રાથમિક કેળવણીને સારૂ પસંદ કરેલા શિક્ષકો વિનયની ખાતર ભલે શિક્ષક કહેવાય પણ હકીકતમાં તેઓને એવી ઉપમા આપી શિક્ષક શબ્દનો દુરપયોગ કરીએ છીએ. વિદ્યાર્થીનો બાલ્યકાળ સર્વથી અગત્યનો છે. એ સમયે મળેલું જ્ઞાન કદી ભુલાતું નથી. એજ સમયે તેને ઓછામાં ઓછી મુદત મળે છે, અને ગમે તેવી ચાલ-ચલાઉ નિશાળમાં તેને ગોંધવામાં આવે છે. મારી માન્યતા છે કે કૉલેજ હાઇસ્કૂલ વગેરેના શણગારોમાં આ ગરીબ દેશથી ન સહન થઇ શકે એવો ખર્ચ કરવામાં આવે છે, તેને બદલે જો પ્રાથમિક કેળવણી, સૃષ્ટિસૌન્દર્યનો કોઇપણ ખ્યાલ રહ્યો હોય અને આરોગ્યની સંભાળ રહેતી હોય એવી જગ્યાએ સુશિક્ષિત, પીઢ અને નીતિમાન શિક્ષકો મારફત આપવામાં આવે તો થોડી મુદતે આપણે ઘણાં મહત્વનાં પરિણામો જોઇ શકીએ. આવો ફેરફાર કરવા સારૂ ચાલુ શિક્ષકોને પગાર દર માસે બેવડાવ્યો હોય તોપણ હેતુ પાર પડવાનો નથી. મોટાં પરિણામો એવા જૂજ ફેરફારથી ન આવી શકે. પ્રાથમિક કેળવણીનું સ્વરૂપ બદલાવુંજ જોઇએ. હું જાણું છું કે આ વિષય ઘણો કઠિન છે તેમાં વિઘ્નો ઘણાં છે એમ છતાં 'ગુજરાત કેળવણી મંડળ'ની શક્તિ બહાર એનો ફડચો હોવો ન જોઇએ.

પ્રાથમિક શાળાના શિક્ષકોનો દોષ કાઢવાનો મારો હેતુ નથી એ કહેવું કદાચ જરૂરનું છે. તેઓ પોતાની શક્તિ ઉપરાંત પરિણામ બતાવી શકે છે એ આપણી ભવ્ય સભ્યતાનું ફળ છે એમ હું માનું છું. જો તે જ શિક્ષકોને પૂરી લાયકાત અથવા પૂરૂં ઉત્તેજન મળે તો જે પરિણામ આવે તેનું માપ કાઢી શકાય તેમ નથી.

### ફરજીયાત વિ. મરજીઆત.

કેળવણી મફત અને ફરજીઆત હોવી જોઇએ કે કેમ તે વિષે મારે કંઇ પણ કહેવું અનુચિત ગણું છું. મારો અનુભવ થોડો છે. વળી કોઇ પણ પ્રકારની ફરજ પ્રજાની ઉપર નાખવી એ મને વસમું લાગે છે, ત્યાં આ અદકી ફરજ કયાં નાખવી એ વિચાર ખટકયા કરે છે. હાલ આપણે કેળવણી મફત અને મરજીઆત રાખી તેના અખતરા કરીએ એ સમયને વધારે રૂચિકર જણાય છે. જ્યાં સુધી આપણે જોહુકમ કાળમાંથી નથી નીકળી ગયા ત્યાંસુધી કેળવણી ફરજીઆત કરવામાં ઘણાં વિઘ્નો નજરે તર્યાં કરે છે. નામદાર ગાયકવાડની સરકારના અનુભવ આ વિચાર કરતાં કંઇક અંશે મદદગાર હોવાનો સંભવ છે. મારી તપાસનું પરિણામ ફરજીઆત કેળવણીની યોગ્યતા વિરૂદ્ધ આવ્યું. પણ તે તપાસ નહિ જેવી હોવાથી તેમની ઉપર વજન નથી દઇ શકાતું. આ વિષય ઉપર પરિષદ્‌માં આવેલા સભ્યો આપણને વજનદાર માહિતી આપશે એમ ધારી લઉં છું.

### ઉપાયો.

આ બધી ખામીઓ દૂર કરવાનો ધોરી રસ્તો અરજી નથી એમ મારી ખાત્રી છે. મહત્વના ફેરફાર રાજ્યકર્તાથી એકાએક થઇ શકતા નથી. એ સાહસ પ્રજાના આગેવાનોએજ કરવાં જોઇએ. અંગ્રેજી બંધારણમાં પ્રજાનાં સ્વયં સાહસને ખાસ સ્થાન છે. સરકાર આપે તોજ થાય એમ વિચારીશું તો આપણને આપણું ધાર્યું કરતાં યુગો વીતવાનો સંભવ છે. જેમ ઇંગ્લંડમાં તેમજ અહીં સરકાર પાસે અખતરા કરાવતા પહેલાં આપણે કરી બતાવવા જોઇએ. જેને જે દિશામાં ન્યૂનતા જણાય ત્યાં ન્યુનતા દૂર કરી પોતે શુભ પરિણામ લાવી, સરકાર પાસે ફેરફાર કરાવી શકે છે. આવા સાહસને સારૂ દેશમાં કેળવણીની અનેક ખાસ સંસ્થાઓની સ્થાપના કરવી ઘટે છે.

તેમાં એક મહાવિઘ્ન છે. આપણને 'ડીગ્રી' નો ભારે મોહ છે. ઉત્તીર્ણ થવા ઉપર આપણા જીવનનો આધાર રાખીએ છીએ. આથી પ્રજાને ભારે નુકશાન થાય છે. 'ડિગ્રી' એ સરકારી નોકરીઆત વર્ગનેજ કામની છે એ આપણે ભૂલી જઇએ છીએ; પણ પ્રજાની ઇમારત કંઇ નોકરીઆત વર્ગ ઉપર ચણવાની નથી; તેમ સૌને નોકરી વિના ઘણીજ સારી ધનપ્રાપ્તિ થઇ શકે છે, એમ આપણે ચોમેર જોઇ શકીએ છીએ. અભણ જેમ પોતાની હોંશિયારીથી કરોડાધિપતિ થઇ શકે છે, તેમ ભણેલ વર્ગ કેમ ન થઇ શકે ? જો ભણેલ વર્ગ ભીતિ છોડે તો તેઓમાં અભણ જેટલું સામર્થ્ય તો જરૂર આવી શકે.

જો 'ડિગ્રી' નો મોહ છૂટે તો દેશમાં ખાનગી શાળાઓ ઘણી ચાલી શકે છે. કોઇ રાજ્યકર્તા પ્રજાની બધી કેળવણી સાચવી શકતા નથી. અમેરિકામાં તો મુખ્યત્વે ખાનગી સાહસજ છે. ઇંગ્લાંડમાં અનેક સંસ્થાઓ ખાનગી સાહસથી જ ચાલે છે. તેઓ પોતાનાં જ પ્રમાણપત્રો આપે છે.

આ કેળવણીને સારા પાયા ઉપર મૂકવાને સારૂ ભગીરથ પ્રયત્નની જરૂર પડશે તેમાં ધનનું, મનનું, તનનું અને આત્માનું અર્પણ થવું જોઇશે.

અમેરિકામાંથી આપણે થોડુંજ શિખી શકીએ એવું મને ભાસ્યું છે. પણ એક વસ્તુ તો અનુકરણ કરવા જેવી છે. ત્યાંની કેળવણીની મહાન સંસ્થાઓ એક મોટા ટ્રસ્ટની દ્વારા ચાલે છે. તેમાં કરોડો રૂપીઆની આપણ ધનાઢ્ય લોકોએ આપી છે. તે ટ્રસ્ટની મારફતે અનેક ખાનગી શાળાઓ નભે છે. તેમાં જેમ ધન એકઠું થયું છે તેમ શરીર સંપત્તિવાળા, સ્વદેશાભિમાની વિદ્વાન ગૃહસ્થો એકઠા થયા છે. તેઓ બધી સંસ્થાઓ તપાસે છે અને તેઓનું રક્ષણ કરે છે. તેઓને યોગ્ય લાગે ત્યાં ને તેટલી મદદ આપે છે. એ મદદ અમુક બંધારણ કબુલ કરે એવી સંસ્થાઓ સહેજે મેળવી શકે છે. આ ટ્રસ્ટ વડે ઉત્સાહી હીલચાલથી અમેરિકાના ઘરડા ખેડુતોને ખેતીની નવીન શોધોવાળું જ્ઞાન મળી શક્યું છે. આવી કંઇક યોજના ગુજરાતમાં થઇ શકે તેમ છે. ધન છે, વિદ્વતા છે, ધર્મવૃત્તિનો હજુ લોપ નથી થયો, બાળકો તો વિદ્યાની વાટ જોઇ રહ્યાં છે. આ સાહસ થાય તો થોડાં વર્ષમાં આપણે સરકારને બતાવી શકીશું કે આપણો પ્રયાસ ખરો છે. પછી સરકાર તેનો અમલ કરવામાં નહિ ચૂકે. હજાર અરજીઓ કરતાં આપણે કરી બતાવેલું કાર્ય વધારે દીપશે.

ઉપરની સૂચનામાં 'ગુજરાત કેળવણી મંડળ' ના બીજા બે ઉદ્દેશોનું અવલોકન આવી જાય છે. આવા ટ્રસ્ટની સ્થાપના તે કેળવણીના પ્રચારની સતત ચળવળ છે અને તે કેળવણીનું વ્યવહારિક કાર્ય છે.

પણ એ કાર્ય થાય તો બધું થયા જેવું છે. એટલે એ સહેલું ન હોય. જેમ સરકાર તેમજ ધનિક તેને તો સતાવીએ ત્યારેજ તે જાગૃત થાય છે. તેને સતાવવાનું એકજ સાધન છે. તે તપશ્ચર્યા છે. તપશ્ચર્યા ધર્મનું પહેલું અને છેલ્લું પગલું છે. તે તપશ્ચર્યાની પ્રતિમા 'ગુજરાત કેળવણી મંડળ' છે એમ હું માની લઉં છું. તેના મંત્રીઓ અને સભાસદોમાં જ્યારે પરોપકારવૃત્તિ જ વાસ કરશે ને વિદ્વતા પણ તેવીજ હશે ત્યારે લક્ષ્મી પોતાની મેળે ત્યાં આવી પડશે. ધનાઢ્ય માણસો હમેશાં શંકાયુક્ત રહે છે. શંકાનાં કારણો હોય છે, એટલે આપણે જો લક્ષ્મીદેવીને આરાધવા માંગતા હોઇશું તો પાત્રતા સિદ્ધ કરવી પડશે.

પણ ધનની જરૂર છે છતાં તેની ઉપર ભાર દેવાની જરૂર નથી. જેને રાષ્ટ્રીય કેળવણી દેવી છે તે શિખ્યો નહિ હોય તો મજુરી કરતાં શિખશે. શિખીને એક વૃક્ષની

નીચે જેને વિદ્યાદાન જોઈતું હશે તેને આપશે. આ બ્રાહ્મણ ધર્મ છે, જેને આચરવો હોય તે આચરી શકે છે. એવા બ્રાહ્મણો ઉત્પન્ન થશે તેને લક્ષ્મી અને સત્તા બંને નમશે.

આવી અચળ શ્રદ્ધા ગુજરાત કેળવણીમંડળને હોય એવું ઈચ્છું છું. એવું વિશ્વકર્ત્તા પાસે માગું છું.

કેળવણીમાં સ્વરાજ્યની ચાવી છે. રાજ્યપ્રકરણી આગેવાનો ભલે મોંટેગ્યુ સાહેબની પાસે જાય. તે ક્ષેત્ર આ પરિષદને ભલે ઉઘાડું ન હો. પણ શુદ્ધ કેળવણી વિના સર્વ પ્રયાસ મિથ્યા છે. કેળવણી એ આ પરિષદનું ખાસ ક્ષેત્ર છે. તેમાં જો આપણે વિજય પામીશું તો સર્વત્ર વિજય જ છે.

---

# નોટીસ.

નવજીવન અને સત્ય સારૂ સર્વ પત્રવ્યવહાર ૨૫૧, હૉર્નબી રોડ, ફોર્ટ, મુંબાઇ એ શરનામે કરવા વનંતિ છે.

# બીજી ગુજરાત કેળવણી પરિષદ્‌ની સન્માનકારિણી સભાના પ્રમુખ

## ખા. બ. આદરજી મંચેરજી દલાલનું ભાષણ.

**બીજી ગુજરાત કેળવણી પરિષદના પ્રતિનિધિભાઈઓ, બાનુઓ અને સદ્‌ગૃહસ્થો!**

આ પરિષદની આવકાર દેનારી સભાના પ્રમુખ તરીકે સેવકને ચુંટી જે માન આપ્યું છે તે માટે હું તેમનો અંતઃકરણપૂર્વક આભારી છું. સાહિત્યકાર કે ભાષાશાસ્ત્રી થવાનો હું દાવો ઉઠાવતો નથી એટલે એ માન અને સ્થિતિને હું લાયક નીવડીશ તે માટે મને શક છે. વળી ધર્મે જરથોસ્તી છું. પરંતુ આચારવિચાર, હિત અને પ્રેરણામાં દેશના તેત્રીસ કરોડ હિંદીઓમાંનો હું એક છું. "પારસી ગુજરાતી" ઉપર ઘણી ટીકા થાય છે. તે ટીકા કુદરતી રીતે મારા ભાષણ ઉપર ન થાય માટે મને કેટલાક વિદ્વાન્ મિત્રોએ મારા વિચારો તેઓની શુદ્ધ ભાષામાં જણાવવા મને ભલામણ કરેલી, પણ મેં ધાર્યું કે મારીજ "પારસી ગુજરાતી" માતૃભાષામાં મારા નમ્ર વિચારો આ મંડળ અને સભા હજુર રજુ કરવા; પણ તેમાં ભૂલ થાય તો તે માટે સેવકને ક્ષમા કરશો.

મારા મિત્ર રા૦ રાવ સાહેબ મલજીએ ગુજરાતની પાયતખ્ત નગરામાં પહેલી પરિષદમાં, બીજી પરિષદ ભરૂચ જેવા એક ગામડામાં લાવવા વિનંતિ કરેલી, તે નોતરૂં સ્વીકારી તમો અત્રે પધાર્યા છો તે માટે હું તમારો આભાર માનું છું અને સર્વે સન્નારીઓ, સદ્‌ગૃહસ્થોને તથા પ્રતિનિધિઓને આવકાર આપું છું. આ શહેરમાં બીજા ગુજરાતના નામાંકિત શહેરો જેવા વિદ્વાનો, શાસ્ત્રીઓ અને દેશભકતો નથી. પણ પુરાતન વખતના ઇસુખ્રિસ્તના જન્મના હજારો વર્ષની પૂર્વે આ પવિત્ર નદીને તીરે સેંકડો મંદિરો, યાત્રાનાં સ્થળો, ગુરૂકુળો, વેદવિદ્યાનાં ધામો ચાલતાં હતાં અને આખા દેશની નદીઓનાં પવિત્રમાં પવિત્ર નર્મદા નદી જે શંકરની પુત્રી થાય છે અને જેના તીરે જેટલાં "કંકર એટલા શંકર" ગણાય છે તે પવિત્ર નદીનાં દર્શન કરવા તમને બોલાવીને અને તેવાં બીજાં વિદ્યાનાં મંદિરો આપણા ગુજરાતના શહેરોમાં બંધાય અને તેની યોજના આ પવિત્ર નદીના પવિત્ર ધામ ભૃગુપુરમાં રચાય તે શુભ કાર્ય માટે આજે હમારા શહેરને તમોએ જે શોભા આપી છે તે માટે આ શહેર તરફથી ખુશાલી પ્રદર્શિત કરૂં છું. આ પરિષદથી હમારા શહેરમાં અને જીલ્લામાં જે વિદ્યાની ચળવળ થશે અને તેથી જે લાભ પ્રાપ્ત થશે તેને માટે પણ અમે સર્વે તમારા આભારી છીએ. મારૂં ભાષણ મુદ્દાની બાબતો વિષે શરૂ કરતા પહેલાં મરહૂમ ડૉકટર દાદાભાઇ નવરોજજી, "હિંદના દાદા," આ સાલમાં દેવલોક પામ્યા તેમના મૃત્યુથી જે ન પૂરાય તેવી ખોટ આપણા દેશને ગઇ છે તે માટે આ પ્રસંગે આ પરિષદે પોતાની દિલગીરી જાહેર કરવી જોઇએ. સેંકડો સભાઓ હિંદ દેશમાંજ નહીં પણ યુરોપ, આફ્રિકા, ચીન, જાપાન વગેરે જ્યાં જ્યાં

આપણા હિંદી બંધુઓ વસે છે, ત્યાં ત્યાં તેઓએ પોતાની દિલગીરી જાહેર કરી છે. ડૉકટર દાદાભાઈએ પોતાની કીર્તિનો કોટ પ્રથમ કેળવણીના અગ્રેસર તરીકે બાંધ્યો હતો અને તે માટે આ સભાને ખાસ એમના મરણની નોંધ લેવાની જરૂર છે. એ મહાપુરૂષની કારકીર્દિનું વર્ણન કરવાની જરૂર નથી. તે તો આપણા સર્વેના હૃદયમાં વસી ગયેલું છે અને દાદાભાઈ તે કેળવણી, દાદાભાઈ તે દેશભકિત અને દાદાભાઈ તે સત્યત એ આપણામાંના એકે એક સમજે છે અને જાણે છે. તેમના આત્માને પરમકૃપાળુ પરમેશ્વર શાન્તિ બક્ષો! અને તેમના પગલે ચાલવા આપણ સર્વેને તે સહાય થાઓ!

## કેળવણી.

કેળવણીના ફાયદા અને તેની જરૂરીઆત ઉપર કંઈ પણ વિવેચન કરવાની જરૂર નથી. આપણે અને સરકારે ઘણો વખત ગાળી નાંખ્યો છે અને દુનિયાની બીજી પ્રજાઓમાં આપણો દરજ્જો પૂરતી કેળવણીની ગેરહાજરીને લીધે જળવાતો નથી. અંગ્રેજી કેળવણી તો રહી, પણ આપણી માતૃભાષા લખતાં વાંચતાં જે દેશનો ૯૦ ટકા ભાગ બેનસીબ રહે તે વિષે શો ઠરાવ કરવો? દેશની દરિદ્રતા, રોગો, અપચારો, ગુનાહો, રાજ્યાસનમાં નીચી પદવી, મોતની સંખ્યા બીજા દેશો કરતાં અતિ ભારી, ખેતીની કમખીલવણી, વ્યાપારની કમવૃદ્ધિ, એ સર્વે કેળવણીના અંધકારનું પરિણામ છે. કેળવણીના પ્રકાશ વગર ગમે તેવા સુધારા કરો તે નકામા છે. માટે આપણા હિંદી બંધુઓએ આ મહત્વના સવાલને આગળ ધરીને પ્રતિજ્ઞા લેવી જોઈએ કે મારા ગામમાં–મારા શહેરમાં–મારા દેશમાં–જેમ બને તેમ જલદી દરેક બાળક પાંચ–છ વરસનું થાય કે તે લખી વાંચી શકે તેવી નિશાળો સ્થાપવી. તે માટે સરકારને વારંવાર કાયર કરવી, અને દેશના દોલતમંદ પુરૂષોને આગળ પાડીને કેળવણીનો પ્રચાર વધારવો. ગૃહસ્થો, માણસને ખોરાક વગર ચાલે, પણ કેળવણી વગર કેમ ચાલે? અને આવી કંગાલ હાલત આપણે કયાં સુધી સહન કરવી? બેશક થોડાં વરસ થયાં તેમાં નામદાર શહેનશાહ જ્યોર્જ પંચમ હિંદમાં પોતાનાં મુબારક કદમ લાવ્યા ત્યારથી તેનો કંઇક ઝરો વધવા માંડયો છે. પણ તે વધારો નિર્જીવ છે. તેમાં સંગીન વધારાની ઘણી જરૂર છે. તેમાં જેટલો પૈસો, મહેનત અને શક્તિ વાપરશો તે થોડી છે. આ મહાન્ યુદ્ધમાં અંગ્રેજ સરકારને કેટલો ખર્ચ લડાઇ પાછળ થાય છે તેનો આંકડો ગણી શકાય તેમ નથી. તે પૈસા કેમ ઉભા થયા અને કયાંથી આવ્યા તેનું ભાન આપણને થતું નથી. તેવા કટોકટીના વખતમાં પણ ઇંગ્લાંડના હાલના કેળવણીના પ્રધાન મિ. ફિશર કેળવણી પાછળનો ખર્ચ ઘટાડવાને બદલે કરોડો રૂપીઆનો વધારો કરવાને બાથોબાથ લડે છે. અને તે પૈસા તેને બજેટમાં પાર્લમેન્ટે આપવા હા પાડી છે. ઇંગ્લાંડ કેળવણીમાં શ્રેષ્ઠ પદવી ધરાવે છે છતાં આવા ખર્ચો કરવા આવી લડાઇ વખતે પણ પાર્લામેન્ટ પૈસા આપે છે. હવે તે સાથે આપણા દેશની હાલત સરખાવો, તેની કેળવણીનો અંધકાર તપાસો અને દેશની નાણાં સંબંધી હાલત જોશો તો તમને માલમ પડશે કે જેટલી તકરાર નાણાંની કમજોગવાઇની આગળ ધરાય છે તે તકરાર વ્યાજબી નથી. પાંચ દસ વર્ષમાં આખો દેશ ભણેલો થઇ જાય એવું આપણે કહેવા માગતા નથી; તેમ થવું મુશ્કેલ છે. પરંતુ હાલથી જો જોશભેર ચર્ચા નહીં ચલાવશું તો ૨૫–૫૦ વરસ સુધી એજ મુદ્દા આગળ ધરવામાં આવશે. મ્યુનિસિપાલિ-

ટિઓએ, લોકલ બૉર્ડોએ અને પ્રોવિન્શ્યલ અને ઇમ્પીરિયલ લેજિસ્લેટિવ કાઉન્સિલોએ કેળવણીનો વધારો કરવામાં પુષ્કળ પૈસા સરકાર પાસેથી અપાવવા પોતાની પવિત્ર ફરજ સમજવી જોઇએ.

પ્રજાનો અવાજ સરકાર ધીમે ધીમે વધારે સાંભળતી જાય છે અને પ્રજા તરફના પ્રતિનિધિઓનું પણ તત્ત્વ દરેક સંસ્થામાં પ્રબળ થતું જાય છે અને વધારે પ્રબળ થવા સંભવ છે. માટે દેશના અગ્રેસરોએ સર્વે ચર્ચામાં કેળવણીનો વિષય આગળ પાડવો અને તેમાં સરકારનો તેમજ પ્રજાનો વધતામાં વધતો ફાળો આપવા-અપાવા પોતાની ફરજ સમજવી. પહેલી પરિષદ્‌ના સુકાનીઓએ અને પ્રમુખે પોતાના ભાષણોમાં આંકડાઓ તથા મુદ્દાઓ ઘણી બાહોશીથી બતાવ્યા છે માટે તે આંકડા અને તે વિચારો ફરીને આ સ્થળે મારા ભાષણમાં રજુ કરી તમારો વખત લેવા માંગતો નથી.

આપણા સારા નસીબે મુંબાઇની પ્રોવિન્શ્યલ લેજિસ્લેટિવ કાઉન્સિલે આખા હિંદુસ્તાનને એક ઉત્તમ પાઠ શીખવ્યો છે. અને તેનું માન આપણા બંધુ ઑનરેબલ મિ. પટેલને ઘટે છે. અને પોતાનું બિલ પસાર કરાવવામાં જે શ્રમ અને બાહોશી તેમણે વાપર્યાં છે તેને માટે તેમને ધન્યવાદ આપવાની ફરજ છે. નામદાર સરકારે પણ તે બિલની અગત્ય સ્વીકારી તેને ટેકો આપ્યો છે. માટે સરકારનો પણ આભાર માનવો જોઇએ. એ બિલ આપણી કેળવણીને આગળ વધારવાનું પહેલું પગથિયું છે. હવે મ્યુનિસિપાલિટિઓ અને લોકલ બૉર્ડો કેવી રીતે તેનો લાભ લે છે તે આપણે તપાસવા આતુર થઇશું. આ શહેરની મ્યુનિસિપાલિટિએ પોતાના શહેરની મ્યુનિસિપલ નિશાળોની કેળવણી મફત કરવાનો પહેલો ઠરાવ કીધો છે એ સંતોષની વાત છે અને તેનું પગલું વખાણને પાત્ર છે. આશા છે કે બીજી મ્યુનિસિપાલિટિઓ પણ પોતાની સ્થિતિ તપાસી કેળવણી આગળ વધે તેમ કરશે.

ગૃહસ્થો, આપણે બધો આધાર સરકાર પર રાખી શકીએ નહીં. સરકારને જાગૃત કરવાનું કામ પ્રજાના અગ્રેસરો કર્યા જશે અને એ સવાલ હમેશાં ગરમાગરમ સરકાર રૂબરૂ આગળને આગળ રાખશે. અને જેટલો વધુ ફાળો કેળવણી વધારવામાં જોઇશે તેટલો માગશે. પણ સરકારથી બધું બની શકે નહીં માટે શું આપણે બીજી રીતે બાકીના પૈસા ઉભા નહીં કરી શકીએ? સરકાર નાણાં ફાજલ પાડે ત્યાં સુધી શું આપણે બેસી રહેવું? આપણો દેશ ગરીબ છે. તેની સરાસરી આવક માત્ર ત્રીસ રૂપરડી છે એટલે નિર્ધનતામાં આપણો નંબર પહેલો છે. પણ તે છતાં આપણી પ્રજામાં ઘણા સદ્‌ગુણો અસલના બુઝર્ગો અને મુનિઓ અને ઋષિઓના પુણ્યથી, આપણા ધર્મના બોધથી અને પરમેશ્વરની કૃપાથી આપણું આત્મિક બળ બીજા દેશો કરતાં વધારે મજબૂત છે. આપણો દેશ કરકસરીઓ છે. માટે જે આસ્તાથી આપણે હિંદીઓ કરોડો રૂપીઆ ધર્માદામાં ખરચીએ છીએ, મંદિરો, તીર્થો, મસજીદો, અને આતસ બહેરામો બંધાવી લાખો રૂપીઆ કાઢી આપીએ છીએ, બ્રાહ્મણો, સાધુ સન્યાસીઓ, મોબેદો, દસ્તુરોને વધા મુલ્લાં ફકીરોને જમાડી અન્નદાન, વસ્ત્રદાન કરીએ છીએ, એ સર્વે તેના પ્રમાણમાં ઠીક છે. પણ તે આત્મિક બળ ખીલવીને જે સર્વમાં ઉત્તમદાન વિદ્યાદાન તે આપણે કરતા નથી. માટે આગેવાન

ગૃહસ્થોએ, તમો સર્વ સન્નારીઓએ, તમારા ખરા પરસેવાનો પૈસો થોડે યા ઘણે દરજ્જે વિદ્યાદાનમાં વાપરવાની જરૂર છે. કોઇ ન્યાતના વરાઓ, લગ્નના ખર્ચો ઓછા કરીને દારૂનિષેધક મંડળીઓ સ્થાપીને જે કરોડો પૈસા પાણીમાં ચાલ્યા જાય છે તે જો વિદ્યાનો પ્રસાર કરવામાં વાપરીએ તો હિંદ દેશ કેટલો બધો આબાદ થાય? મારી પોતાની પારસી કોમ કેળવાયલી ગણવાનો દાવો કરે છે; પરંતુ અદ્યાપિ સુધી જે કેટલાક ખોટા રીવાજો જડ ઘાલી બેઠા છે અને જે ગહેમ્બારો (ઓચ્છવની ન્યાતો) પાછળ આ ન્હાની કોમમાં લાખો રૂપીઆનાં ફંડો પડેલાં છે તેનો ઉપયોગ કેળવણીમાં કરતા નથી. કરે તો કોમની આર્થિક ને નૈતિક સ્થિતિમાં કેટલો સુધારો વધારો થાય? ભરૂચ શહેરના પારસીઓની ૨,૨૦૦ માણસની ટુંક વસતિમાં એવા ફંડોનો ભંડોળ રૂપીઆ સવાથી દોઢ લાખનો છે. કેળવણી મોંઘી થતી જાય છે. ખર્ચ વધે છે છતાં આ ફંડો એવાં બીનજરૂરી કામમાં વાપરવામાં કોમને તેમજ દેશને ગેરલાભ છે. એજ ટીકા હિંદુ ભાઇઓ તથા મુસલમાન બીરાદરોને પણ લાગુ પડે છે. તે પૈસા ધીરે ધીરે કરકસર કરીને જરૂર કેળવણીમાં વપરાવા જોઇએ અને તે ઉપરાંત આખા દેશમાં National Education Fund" "રાષ્ટ્રીય કેળવણી ફંડ" સ્થાપવું જોઇએ. તેમાં ગરીબ માણસ પણ પોતાનો ફાળો એક પૈસાનો પણ આપે તે પણ સ્વીકારી એ ફંડ ગંજાવર સંગીન કરવું જોઇએ. અને તે ફક્ત પ્રાથમિક કેળવણી વધારવાના કામમાંજ વાપરવું જોઇએ. હાલમાં હિંદુસ્તાનની વસતિનો ૧૦ ટકા જેટલો ભાગ ભણેલો છે તેના ખર્ચ માટે આપણને વળખાં મારવાં પડે છે તો આપણે તમામ આખા દેશને કેળવવામાં અને તેની સાથે સાથે માધ્યમિક કેળવણી, ઉંચી કેળવણી, હુન્નર ઉદ્યોગની શાળાઓ, વૈદક પાઠશાળાઓ વગેરેમાં આપણને દર વર્ષે કરોડો રૂપીઆ જોઇશે તે ગંજાવર બોજો ઉપાડવામાં હિંમતથી કામ લેવાની જરૂર છે.

**મ્યુનિસિપાલીટિઓ અને ડિસ્ટ્રિક્ટ બોર્ડોએ નાણાં કર નાંખી ઉભાં કરવાં જોઇએ.**

મ્યુનિસિપાલિટિઓએ કેળવણીનો કર પોતાની હદમાં નાંખીને તે કરમાંથી નિશાળો વધારીને મફત કેળવણી આપવી. ડિસ્ટ્રિક્ટ લોકલ બૉર્ડોની હાલત લગાર કઢંગી છે: કારણ કે ઉપજ નક્કી થઇ ચુકી છે. તેમાં વધારો થઇ શકતો નથી અને તેના હિસ્સા પ્રમાણે ખર્ચ કયા અને કેટલા પ્રમાણમાં કરવો તે વિષે આપણે કાયદાથી બંધાઇ ગયા છીએ. તે કાયદો સુધરે નહીં અને આપણે વધુ કર કેળવણીનો ખર્ચ ઉપાડવા નાંખીએ નહીં, અગર સરકાર ઉદાર ફાળો આપે નહીં ત્યાં સુધી લોકલ બૉર્ડોની સંપૂર્ણ દિલસોજી છતાં ગામડાંઓમાં શાળાઓ વધારવા એ બૉર્ડો ઝાઝું કરી શકશે નહીં. પહેલો પાયો ગામે ગામ અગર બે ત્રણ ગામ વચ્ચે એક નિશાળ સ્થાપવાની છે. માટે એનો ખર્ચ ઉપાડવા આપણા અગ્રેસરોએ હિંમતથી તૈયાર થવું જોઇએ. સરકારની ફરજ પ્રાથમિક કેળવણીનો ખર્ચ ઉપાડવાની પહેલી છે, તે સરકારથી ના પાડી શકાય નહીં. પણ હાલના સંજોગો સરકાર એકદમ મોટી ગ્રાન્ટ આપી શકે નહિં તથાપિ સરકાર અને પ્રજા ધીરે ધીરે બન્ને સાથે સાથે મળીને એ બોજો ઉપાડે તો કેળવણીનું કામ ઝડપથી આગળ વધે. બીજી અડચણ જે સરકાર અને કેટલાક કેળવણીના અનુભવીઓ બતાવે છે તે એ છે કે ટ્રેઇન્ડ (Trained) થયલા શિક્ષકો મળતા નથી. નિશાળોનાં સારાં મકાનો બાંધવાનો ખર્ચ ઉપાડી શકતો નથી. મારા અધીન મત પ્રમાણે

આ તકરાર પૂરતી વજનદાર નથી. ટ્રેઇન્ડ શિક્ષકોની અછત છે તે વાત ખરી છે. ટ્રેઇન્ડ શિક્ષક મળે ત્યાં સુધી "અન ટ્રેઇન્ડ" શિક્ષક ન રાખવા એ સારી વાત છે. પણ તેવા ન મળે ત્યાં સુધી શું બેસી રહેવું ? ભયંકર દરદ હોય તો મ્હોટી પદવીનો વિલાયતનો પાસ થયલો ડૉકટર આવે ત્યાં સુધી આપણી દેશી દવાઓના દેશી ઉપાયો ન કરવા ? અસલના વખતમાં ગુરૂકુળોમાં તથા મહોલ્લાઓની નિશાળોમાં (Street open air Schools) કયાં ટ્રેઇન્ડ મહેતાજીઓ હતા? તે વખતના આપણા પૂર્વજો શું ભણતા નહોતા? ટ્રેઇન્ડ શિક્ષકો પેદા, કરો ટ્રેઇનીંગ કૉલેજો (Training Colleges ) જીલ્લે જીલ્લે સ્થાપો, પણ તેમની સંખ્યા નહીં મળે તો જે હથીઆરો હાલ આપણી પાસે હાજર હોય તેનો ખરો અને રૂડો ઉપયોગ કરો. નિશાળોનાં મકાનો પણ સારાં શોભીતાં, હવા ઉજાસવાળાં, સારા "ફરનિચર" સાથનાં હોય તોજ નિશાળો સ્થપાય એવી એવી બાબતો આવવાથી પ્રાથમિક કેળવણીનો સવાલ અઘરો માલમ પડે છે. જેટલા પૈસાની સગવડ હોય તે પ્રમાણમાં દેશકાળની સ્થિતિ તપાસી આપણે કામ લેવું જોઇએ. ગામડાંઓમાં ચોરામાં અગર ઘર અને ચોરા ન હોય તો તે મળતાં સુધી બેસી રહેવા કરતાં ૨૦–૨૫ છોકરાંને ઓટલા ઉપર અગર ઝાડોના શીતળ છાંયડા તળે ભેગાં કરીને એક મહેતાજીથી નિશાળ શરૂ કરો. અને ધીરે ધીરે જેમ પૈસાની સગવડ થાય તેમ કામ આગળ વધારો. હાથ જોડી બેસી રહેવું અને સરકાર અગર બીજા પુરૂષો કહે કે હજુ વખત આવ્યો નથી તો ડોકું ધુણાવી જેમ ચાલે છે તેમ ચાલવા દેવું એમાં કંઇ આપણો શુક્કરવાર થવાનો નથી. આપણા ગુજરાતના માજી લોકપ્રિય કમિશનર સર ફ્રેડરિક લેલિ ખુલ્લી રીતે કહે છે કે નિશાળોનાં મકાનો પાછળ પૈસા બરબાદ કરવા કરતાં તે પૈસાથી ખુલ્લા સૂર્યમાં, પવનમાં અને ઝાડની ઘટામાં નિશાળના વર્ગો ઉઘાડી ગરીબોને ભણાવો. ગામડાંનાં છોકરાંમાંથી થોડાક ભણેલા થશે તે જ પાછા શિક્ષકો તરીકે કામ લાગશે. તેમને ઓછા પગારે ગ્રામપંચાયતો રાખીને પોતાના પાકમાંથી થોડો ભાગ આપીને, તેનું પોષણ થાય તેટલો દાણો, અનાજ, કપાસ વગેરે ખુશીથી આપશે. અને સરકાર તરફથી તેનો પગાર ટુંકો હોય તો જેમ કુંભારો, સુથારો અને લુહારોને પસાયતાની જમીનો અપાય છે તેમ નિશાળના શિક્ષકોને પણ સરકારે આપવી જોઇએ. એટલે ખર્ચમાં ઉગારો થાય અને ભણેલાઓ ખેતી કરે તેથી ખેતીમાં પણ સુધારો થાય. ગામડાંઓમાં સાદી ટુંકા ખર્ચની નિશાળો કાઢવી જોઇએ અને સારી મ્હોટી શાળાઓ, તેના ભપકાદાર મકાનો, સારાં રાચરચીલાંઓ એવી ખર્ચાળ મોંઘી યોજનાઓ મુલતવી રાખવી જોઇએ. મ્હોટા વસતિવાળા તાલુકા કે કસ્બાઓમાં સારી નિશાળો, સારા શિક્ષકો રાખવા વાસ્તવિક છે. લોકલ બૉર્ડોએ નિશાળો ચલાવવામાં મારા અધીન મત પ્રમાણે, સ્વતંત્ર રીતે કેળવણી ખાતાની મદદ વગર ફતેહમંદ નિવડશે નહીં માટે એનો કારભાર કેળવણી ખાતાને ૧૦–૧૫ વરસ ચલાવવા દેવો અને કામ આવે એવી સાદી કેળવણીનો ક્રમ ગોઠવવો. આંક, દેશી હિસાબ, વાંચન, કાગળપત્ર લખવાની રૂઢી, ખેતીના પાઠો, શરીર અને ગામડાંઓનું આરોગ્ય જાળવવાનું થોડુંક શિક્ષણ એવો ઉપયોગી ક્રમ ગોઠવવો. ખેતીના વખતે છોકરાઓને ખેતરમાં જરૂર પડે તો થોડીક વાર જવા દેવા અને નિશાળનો વખત તે પ્રમાણે ગોઠવવો જોઇએ. જેમ નિશાળોમાં છોકરાઓ આકર્ષાય

અને કાયદા કાનુનો ગામના લોકને અને તેમના વિચારોને રૂચે એવા બાંધવા અને તેમ થવાથી કહેવાતા અભણ પણ દુનિયાદારીમાં પાકટ ગામડાંનાં લોકો પોતાનો કાયદો સમજી બાળકોને રાજી ખુશીથી નિશાળોમાં મોકલશે.

## ભીલ-તળાવીઆઓની જુદી શાળાઓ.

ભીલો, તળાવીઆ એવા નીચા ગરીબ વર્ગોને લાયકની જુદી શાળાઓ સ્થપાવી જોઇએ, ને તેમને ચોપડીઓ-સ્લેટો તદન મફત પૂરી પાડવી જોઇએ. તે નિશાળો ખુલ્લી હવામાં ઝાડો નીચે તુરત શરૂ કરવી અને ભીલોની રાહ-રીતિને માફક આવે તેવી છૂટ તેમને આપવી જોઇએ. આ કેળવણી વગરનો વર્ગ અપરાધ કરવામાં અને દારૂમાં પૈસા બગાડવામાં પહેલે નંબરે છે. એ વર્ગ કેળવાશે તો ગુનાહ ઓછા થશે અને એ ચપળ બુદ્ધિના ભીલો ઉદ્યોગમાં, ચાકરીમાં ઘણા ઉપયોગી થઇ પડશે.

## કન્યાશાળાઓ.

છોકરીઓની નિશાળો જુદી કરવી નહીં. ત્રીજા ચોથા ધોરણ સુધી ૧૦ વરસની નાની બાળાઓ ૧૦-૧૧ વરસના છોકરાઓ સાથે સાથે ભણે તેમાં કોઇ રીતનો વાંધો આવશે નહીં. શહેર કરતાં ગામડાંમાં છોકરા છોકરીઓ સાથે રમેછે, ફરે છે, તો પછી નિશાળોમાં સાથે ભણતાં શો બાધ આવવાનો છે? સર્વ કામ સાદું, ટુંકા ખર્ચથી ચલાવવું જોઇએ. આપણે પાકે પાયે ઉંચા ખ્યાલો અને યોજનાઓના આધાર બાંધીશું તો આપણું કામ ઝડપથી ચાલશે નહીં. ધીરે ધીરે નાણાંની સગવડ થતાં અંગ્રેજી ધોરણો ગુજરાતી શાળાઓમાં દાખલ થઇ શકશે અને શહેરો તથા તાલુકાઓની મોટી છોકરાઓની નિશાળોમાં બીજા ત્રીજા અંગ્રેજી ધોરણ સુધી શીખી શકાશે. દરેક તાલુકાના મુખ્ય કસ્બામાં એક ખેતીવાડીના અખતરાઓ બતાવવાનું ખેતર જોડવું જોઇએ અને દરેક જિલ્લાના મુખ્ય શહેરમાં ખેતીવાડીની એક નિશાળ સ્થાપવી જોઇએ.

## માધ્યમિક કેળવણી.

કેળવણીનો મૂળ પાયો પ્રાથમિક કેળવણીનો વધારો કરી તેને સંગીન કરવાનો છે. તેનું બીજું પગથિયું માધ્યમિક કેળવણી છે. તેની માગણી વધતી જાય છે. માગણીના પ્રમાણમાં હાઇસ્કૂલો પૂરી પાડી શકાતી નથી. સરકાર તે કામ ઉપાડે તે પહેલાં દરેક શહેરમાં એક એક કેળવણી મંડળ ઉભું કરીને તે મંડળના કાર્યવાહકોએ એ કામ ઉપાડવું જોઇએ. પુના અને મહારાષ્ટ્રનો દાખલો આપણા ગુજરાતે લેવાનો છે, દક્ષિણ કરતાં આપણી ગરવી ગુજરાતની આર્થિક સ્થિતિ ઘણી સારી છે. મ્યુનિસિપાલિટિઓ પાસે ધીરે ધીરે એક એક હાઇસ્કૂલ ઉઘડાવવી જોઇએ. એવી રીતે એ ત્રણ દિશાએથી પ્રયાસ થાય તો માધ્યમિક કેળવણીને પણ ટેકો મળતો જાય. માધ્યમિક કેળવણી લેભાગુ હાલહવાલ સ્થિતિમાં કદી પણ આપવી નહીં. તેમ થવાથી પૈસા બરબાદ જાય છે, માટે ખાનગી સાહસથી સ્થપાયલા ખાતાંવાળાઓએ પોતાના લાભ ઉપરાંત જાહેર પ્રજાનો લાભ અને હિત હૈયે ધરવાં જોઇએ. હાઇસ્કૂલનો વિદ્યાર્થી કાચે પાયે શીખે તો તેનો વખત અને પૈસા બરબાદ જાય છે, માટે

તેનો કિંમતીમાં કિંમતી વખત બચે અને તે સારો શહેરી બને તે માટે નિશાળોના મુતવલ્લીઓ અને સ્થાપકોએ બહુજ કાળજીપૂર્વક કામ કરવાનું છે. જર્મનિમાં વિદ્યા અને કેળવણીનો સવાલ અભ્યાસ કરવા લાયક છે. ખર્ચમાં પણ દેશ કરકસરથી ઉત્તમ કામ બજાવે છે. ત્યાંના અધ્યાપકોને પગાર થોડા મળે છે પણ તેમનો મોભો રાજ્યમાં તેમજ લોકોમાં માન ભરેલો ગણાય છે. માન અને ચાંદો તેમને હિસ્સે વધારે જાય છે. તેમને બીજા શહેરીઓ કરતાં કેટલાક વિશેષ હકો આપેલા છે, કેટલાક કરોમાંથી તેમને મુક્ત કરેલા છે. માટે સારા શિક્ષકો પેદા કરવામાં પ્રજા અને સરકાર જો વધારે સારા મુસારા ન આપી શકે તો તેમના માન અને દરજ્જામાં બેશક વધારો કરી આપવો જોઇએ. કૈસરની દરબારમાં એક અધ્યાપકને એક 'કાઉન્ટ' જેટલું માન મળે છે. જર્મનિ આપણો દુશ્મન છે, પણ તેની કેટલીક સંસ્થાઓ રાજ્યપ્રકરણ, કેળવણી, વેપારની કળા અને કરો નાંખવાની રૂઢિઓ હિંદને ગ્રહણ કરવા લાયક છે. તેના લોભને, તેના દયાહીન અસહ્ય લશ્કરી જોરને આપણે ધિક્કારીએ છીએ, પણ તેનો અથાગ ઉદ્યોગ, પાકટ બુદ્ધિબળ અને હુન્નરકળાની શ્રેષ્ઠતા માટે તેનો દાવો આપણાથી નાકબૂલ થઇ શકે નહીં.

## નિશાળોમાં કેળવણી કઇ ભાષામાં આપવી?

આ સવાલ હાલ ખૂબ જોરથી ચર્ચાય છે અને આ પરિષદ્ પણ પોતાની બેઠકોમાં એ સંબંધી ચર્ચા-વાદવિવાદ અપક્ષપાતપણે કરે તો ઘણો ફાયદો થાય. મારો નમ્ર મત એવો છે કે જે ભાષા આપણે આપણા ઘરમાં બોલીએ છીએ, વાપરીએ છીએ, જેમાં સ્વપ્નાં જોઇએ અને જે ભાષાના પહેલા અક્ષરો 'મા' 'બા' બચપણથી ઉચ્ચરીએ છીએ તેજ ભાષામાં શિક્ષણ આપવામાં ફાયદો છે. અંગ્રેજી નિશાળોમાં ચોથા પાંચમા ધોરણ સુધી માતૃભાષામાં શિક્ષણ આપવાથી છોકરાઓની સમજશક્તિ વધે છે. વિષયોના ભાવાર્થ પોતાની ભાષામાં તે બરાબર સમજે છે. અને આપણો મૂળ હેતુ એવો છે કે કોઇપણ વિષય, પછી ઇતિહાસ, વિજ્ઞાન કે હરકોઇ બાબત તેના મગજમાં બરાબર ઉતરે અને તેથી તેનું મગજ કસાય તેવી રીતે તેને શીખવવું. તેની પોતાની ભાષામાં શીખવતાં તે સ્પષ્ટ સમજી શકે છે અને ત્યાર પછી તે અંગ્રેજીમાં વાંચતાં તેને સહેલું થઇ પડે છે. એવીજ રીતે ભાષા ખરી રીતે શીખાય છે. કદાચ તે પટ પટ અંગ્રેજી એકદમ બોલતો નથી કે જે તેણે મોંઢે ભરડીને તૈયાર કીધું હોય છે, પણ તેની વિચારશક્તિ વધારે ખીલે છે. અને ધીરે ધીરે ખીલવાથી તે અંગ્રેજી ભાષા સાદી સમજ પડે તેવી પોતાની ભાષા તરીકે તે લખતાં બોલતાં શીખે છે. અંગ્રેજી ભાષાદ્વારા કેળવણી આપતાં તે ફક્ત પાઠ્ય પુસ્તકને વળગીને તેના રહસ્યમાં ઉતરતો નથી. તેની વિચાર કરવાની શક્તિનો ઉપયોગ જોઇએ તેવો કરી શકતો નથી. ખરી વાત છે કે આપણી પાસે હજુ આપણી ભાષાઓમાં જોઇએ તેવાં પુસ્તકો તૈયાર નથી. અને હિંદમાં કંઇ બે-ચાર-પાંચ માતૃભાષાઓ નથી. પરંતુ જે મુખ્ય ભાષા હોય તેમાં પાંચ છ ધોરણ સુધી તો શિક્ષણ માતૃભાષામાં આપવું જોઇએ. જેમ તે આગળ વધે તેમ જે ભાષા તે શીખવાનો હોય તે ભાષાદ્વારા તેને ધીરે ધીરે શિક્ષણ આપવું. મૂળ મુદ્દો એ છે કે ગમે તે ભાષાદ્વારા તેને શિક્ષણ આપો, પણ જે ભાષામાં તે વિચાર કરે છે તેમાંજ

તેને પહેલે પગથીએથી જ્ઞાન આપતાં તેને વધારે લાભ થવાનો સંભવ છે. સ્મરણ-શક્તિ ખીલવવા કરતાં વિચારશક્તિ–તર્કશક્તિ ખીલવવાની વધારે જરૂર છે.

## આર્થિક, નૈતિક, શારીરિક, અને આત્મિક કેળવણી.

આપણે યાદ રાખવું જોઇએ કે આપણી કેળવણીનો મૂળ હેતુ આપણા દેશની આર્થિક, નૈતિક, શારીરિક અને આત્મિક શક્તિઓ વધારવાનો અને ખીલવવાનો છે. એકના ભોગે બીજાઓને પુષ્ટિ આપવાથી સંગીન કેળવણી મળતી નથી. ચારે દિશાએ સરખા પ્રમાણમાં તેનું બળ વધે તે રીતે કેળવણીના ક્રમ ગોઠવવાની જરૂર છે. માટે આપણે મૂળ હેતુ ચારે પાસા સમતોલ રાખીને આપણાં બચ્ચાંને કેળવવાનાં છે. અત્યાર સુધી આપણે ધર્મની આસ્થા અને આત્મિક બળ ઉપર વધારે આધાર બાંધતા કંઇક વ્યાપારિક, ઔદ્યોગિક અને શારીરિક કેળવણીમાં પાછળ પડેલા માલમ પડીશું. માટે જેમાં ખામી હોય અને જે શાખા અપૂર્ણ હોય તેને પૂર્ણ કરી ખોટ પૂરી પાડવી જોઇએ. ચાર પ્રકારની કેળવણીની શાખાઓ ઘણીજ અગત્ય ધરાવે છે.

હુન્નરકળા, ઉદ્યોગ, ખેતીવાડી અને વેપારી કેળવણીની ખીલવણી વગર દેશની દોલતમાં વધારો થતો નથી, દેશની આબાદી થતી નથી. તે શાખાઓમાં આપણે પશ્ચિમના દેશો કરતાં અને જાપાન કરતાં ઘણા પાછળ છીએ. એ દિશાએ આપણું ધ્યાન લગાડવું જોઇએ. દરેક જિલ્લામાં એક હુન્નર અને ઔદ્યોગિકશાળાની જરૂર છે. હિંદની ધરતી માતાના પેટમાં અખૂટ ખજાનાનો ભંડાર છે. પણ કળાભવનો અને ઔદ્યોગિક શાળાઓ વગર આપણે દ્રવ્ય પ્રાપ્ત કરી શકતા નથી. અને તે જ કારણથી કરોડો રૂપીઆ પરદેશમાં ઘસડાઇ જાય છે તે ખાસ ધ્યાનમાં આપવા જેવું છે.

## ખેતીવાડીની નિશાળો.

ખેતીવાડીની નિશાળોની તેટલીજ અગત્ય છે. આપણા દેશનો મૂળ આધાર અને દોલત ખેતીના ધંધામાં સમાય છે. જે કરોડો એકર જમીનનો પાક આપણે ઉગાડી શકીએ છીએ તે ખેતીવાડીની નિશાળો–કૉલેજો–અને પ્રયોગશાળાઓ કાઢવાથી આપણી પેદાયશો બેવડી કરતાં વધારે થઇ શકશે.

## અંગ્રેજી પાંચમા છઠ્ઠા ધોરણ પછી ઉદ્યોગહુન્નરની કેળવણી જુદી પાડવી.

આપણો હેતુ એવો રાખવો કે પાંચમા છઠ્ઠા ધોરણ સુધી છોકરાઓ હાઇસ્કૂલોમાં ભણાવવા. પણ શિક્ષકોએ અને માબાપોએ છોકરાઓની મગજશક્તિ અને વલણ ધ્યાનમાં લઇને તેને ઉદ્યોગશાળામાં યા વેપારી શાળામાં મૂકવા અને જો તેની બુદ્ધિ ઉંચી માલમ પડે તો જ તેનો અભ્યાસ આગળ વધારીને તેને ઉંચી કેળવણી માટે જેવી કે કાયદા–વૈદ્દુ અને સાહિત્યના અભ્યાસ માટે જવા દેવો. પણ તેમ થવા સારૂ જિલ્લે જિલ્લે હુન્નર, ઉદ્યોગ, ખેતીવાડી અને વ્યાપારીશાળાઓ સ્થપાવી જોઇએ. તેમ થાય તોજ દેશની ઉન્નતિ થાય. જે હુન્નર ઉદ્યોગને તે લાયક હોય તે હુન્નર શીખવવામાં તેને સવેળા નાંખવો જોઇએ, અને જેટલી જરૂર વૈદોની તથા ઇજનેરી તથા કાયદાની પાઠશાળાઓની છે તે કરતાં હુન્નરઉદ્યોગ, વેપાર અને ખેતીવાડીની નિશાળોની ઘણી જ વધારે જરૂર છે.

તે વિષે કેળવણીમાં હિત ધરાવનારાઓએ અને દેશના હિતચિંતકોએ ચર્ચા અને ચળવળ કરવાની જરૂર છે.

### નૈતિક કેળવણી.

નીતિના પાઠમાં અને વિચારમાં આપણો દેશ બીજા દેશ કરતાં ઉતરતો નથી. પણ જે ગર્વ આપણા દેશને માટે, આપણા પોતાને માટે આપણે રાખવો જોઇએ તેટલો રાખતા નથી. એ બોધ આપણા બાળકોને આપવાની જરૂર છે.

### દેશ તે ધર્મ.

દેશસેવા અને જનસેવા જે પ્રમાણમાં પશ્ચિમના લોકો સમજે છે, જે દેશભક્તિના ગુણો જાપાનના લોકોમાં છે અને જેના બળથી તેઓ આજે દુનિયામાં શ્રેષ્ઠ પદવી ભોગવે છે તેના ગુણો આપણા દેશમાં ખીલવવાની જરૂર છે. સ્વાર્થ તજીને દેશને સેવા અર્પણ કરવામાં દેવળ અને મંદિરો બાંધવા કરતાં વધારે પુણ્ય છે એ પાઠ બચ્ચાંને નાનપણથી આપવાનો છે. તે સિવાય દેશસેવકો વધવાના નથી. ગોખલે સોસાયટિના ધોરણપર દેશસેવકોની સોસાયટિ આપણા ગુજરાતમાં શહેરે શહેરમાં સ્થપાવી જોઇએ. પણ એવા ઉપદેશક થઇ આપણો ખરો ધર્મ શામાં છે અને આપણે દુનિયામાં કેમ આગળ વધીએ એનો પાઠ શીખવાનો છે. આપણું ઉંચું ચારિત્ર્ય બંધાયા વગર ફક્ત વિદ્યા, હુન્નર, દોલત અને વ્યાપારથી આપણે બીજી મ્હોટી પ્રજાઓની બરોબરીમાં આવવાના નથી. માટે એકત્ર હિન્દ ઉપરાંત આપણું ચારિત્ર્ય બંધાય એવા શિક્ષણની ઓછી અગત્ય નથી. તેના દાખલા આપણી નજર સમક્ષ છે. આજની પરિષદની ફત્તેહ તેના કુશલ કાર્યવાહકોને પ્રતાપે છે. અને તે કરતાં જે પ્રમુખ આ પરિષદના તમે મુકરર કરવાના છો તે મહાપુરૂષના જીવતા જાગતા દાખલાથી મારા વિચારને ટેકો મળે છે.

### શારીરિક કેળવણી.

શારીરિક કેળવણીનાં ફાયદા તમને દર્શાવવાની કંઇ જરૂર નથી. મન્દુરસ્તી સાથે તન્દુરસ્તીનો આધાર રહેલો છે. તેને માટે કસરતશાળાઓ અને અખાડાઓની દરેક નિશાળ સાથે ખાસ અગત્ય છે. ખુલ્લા ચોકમાં આપણી દેશી કસરતો મગદળ, દંડ પીલવા, દોડવું, ગીલ્લીદંડા, પટા ખેલવા, ઝાડપર ચઢવું, તરતાં શીખવું વગેરે વગેરે કરવાં જોઇએ. આથી સ્નાયુ અને શરીર પુષ્ટ અને કઠણ બનશે. કદાચ મન ખીલેલું હોય, ચારિત્ર્ય પણ સારૂં હોય, નીતિમાન પણ હોય, પણ દુર્બલ-માંદું-શરીર દુનિયાને શો લાભ કરી શકે? તે દુનિયાને માથે પડે. શારીરિક કેળવણી હું ઓછી કિંમતની ગણતો નથી. છોકરા છોકરીઓ બેઉને એ કસરત કરાવવાની છે. છોકરીઓથી બીજી કસરત ન થાય તો પાણી ખેંચવું, તાલ સાથે ગરબા ગાવા, દળવું, એવી એવી કસરત તેમને ઘણી કામની છે. આપણે ગ્રીસ અને રોમના ઇતિહાસમાં વાંચીએ છીએ કે ગ્રીસ પ્રજાની બુલંદ ધજાનો મુખ્ય આધાર તેના શરીરની કેળવણી ઉપર રખાતો હતો. જે પહેલી પંક્તિએ આવે તેને દેશનું અનુપમ માન મળતું હતું. અસલ યુનાની પ્રજાનો બાંધો, તેની ખૂબસુરતી, તેની કાવ્યશક્તિ, હુન્નરઉદ્યોગો, તેના કારીગરી, શિલ્પકળા વગેરેનો આધાર, તે પ્રજાની શારીરિક ઉત્તમ કસરતો પર હતો. એ વિષય જેટલો

આપણા દેશબંધુઓઓમાં ચર્ચાવો જોઇએ તેટલો ચર્ચાયો નથી, તે ઉપર હું આપણા ગુજરાતી અને પારસી બન્ધુઓનું ધ્યાન ખેંચું છું. પૂર્વના રહીશો સામાન્ય રીતે હિંદુસ્તાનના બીજા ભાગો કરતાં વધારે ખુબસુરત અને ચંચળ છે. અને શારીરિક શક્તિ દક્ષિણ અને ઉત્તર કરતાં ઘણી ઓછી છે. નિશાળો સાથે ખુલ્લા ચોકોમાં રમતગમતનાં સાધનો અને શરીર ખીલવવાનાં સાધનો વસાવીને નિશાળોની અગત્યમાં વધારો કરી આપવાની જરૂર છે. આધ્યાત્મિક કેળવણીની ખોટ આપણને નથી, પણ બીજી શાખાઓમાં ધ્યાન આપવા જતાં તેનો પ્રવાહ ઓછો થવો ન જોઇએ. જે પ્રજા દોલત, વ્યાપાર, કળાકૌશલ્ય, વિદ્યાહુન્નર અને સાહિત્ય ઇત્યાદિમાંજ પ્રવીણ થઈ લીન થઈ જાય છે તે પ્રજા, પોતાનું આધ્યાત્મિક બળ ખોઇ બેસે છે. તેને જમે ઉધાર હિસાબ પાછળ આપવો પડે છે. અને તેનું બળ અને પ્રવાહ કમી ન થાય માટે તે કેળવણી ઘરમાં અને શાળામાં આપવાની જરૂર છે. જર્મનિનો હાલનો, ફ્રાન્સનો પહેલાંનો રેવોલ્યુશન તથા ઇરાની સાસાનિઅન પ્રજા, ગ્રીક અને રોમની પ્રજાઓની તવારીખ આ દાખલા પૂરા પાડે છે. હિંદુસ્તાન આધ્યાત્મિક બળથી ટકી રહ્યું છે અને ટકી રહેશે.

## ઉંચી કેળવણી.

જેમ જેમ પ્રાથમિક અને માધ્યમિક કેળવણીનો પ્રચાર વધે તેમ તેમ તે સાથે ઉંચી કેળવણીનો પણ ઘણો અગત્યનો સહો અને ત્રીજો મજલો રચવામાં આપણે પાછળ પડવું નહીં જોઇએ. હાલમાંજ કૉલેજોની અછત માલમ પડે છે. અને ગુજરાતના વિદ્યાર્થિઓ માટે બીજી ઘણી કૉલેજોની જરૂર છે. સુરતમાં એક કૉલેજની ખરી અગત્ય છે અને બીજી વિશેષ એક કૉલેજ અમદાવાદમાં પણ આપણા પોતાના બળથી કાઢવી જોઇએ. પૂનાના દક્ષિણીઓએ આપણને ઘણાંક વરસથી દેખાડી આપ્યું છે કે દેશની સેવા કરવાવાળા કેટલું કરી શકે છે. અમદાવાદ અને સુરત એક એક સંપૂર્ણ આર્ટસ કૉલેજ (Arts College) કાઢી શકે એટલું દૈવત તે બન્ને શહેરોમાં છે. પૈસા છે, હોશીઆરી છે, બુદ્ધિબળ છે પણ ખામી સ્વયંસેવકોની છે. ટુંકા પગારે ભણેલા-પાસ થયલા-વિદ્વાન યુવકોએ એ કામ ઉપાડવું જોઇએ અને જે કીર્તિ પૂનાએ મેળવી છે અને જેની ગેરહાજરીમાં આપણે પાછળ છીએ તે કલંક એમના પ્રયાસથી દૂર થવું જોઇએ. શ્રીમંત મહારાજાશ્રી ગાયકવાડ સરકાર કેળવણીના મુરબ્બી છે. તેમની ઉદારતાથી તેમના પાયતખ્ત શહેરમાં એક મેડિકલ કૉલેજ સ્થપાય તો ગુજરાતને લાભ મળે. અમદાવાદમાં પણ હોસ્પિટલો છે અને ત્યાં પણ એક વૈદક કૉલેજ સ્થાપી શકાય, વૈદક અભ્યાસ માટે મુંબઇમાં ગ્રાન્ટ મૅડીકલ કૉલેજમાં જગ્યા નથી, પણ જે સગવડ શ્રીમંતશ્રી સયાજીરાવ મહારાજના વડોદરા શહેરમાં છે તેવી ગુજરાતના કોઇ શહેરમાં નથી, અને હાલમાં સરકાર નાણાંની સગવડની ગેરહાજરીમાં બીજી વૈદક કૉલેજ નીભાવે તેવો સંભવ નથી. માટે આપણી ગુજરાતની નજર હાલ તો વડોદરા તરફ દોડે છે. આખા ઇલાકામાં ઇજનેરી કેળવણી આપવા માટે એકજ પાઠશાળા પૂનામાં છે અને જેમ હુન્નરઉદ્યોગ, બાંધકામ રેલ્વે વધે છે તેમ તેમાં તેને માટે કારીગરો અને ઇજનેરો તૈયાર કરવા જોઇએ. તે માટે એવી નવી સંસ્થાઓ એક કરતાં અનેક સ્થાપવી જોઇએ. તેનું સ્થાન ગુજરાતના પાટનગર અમદાવાદમાં થાય તે જોવા અને તે ચળવળ કરવા આપણે બનતું કરીશું.

## સ્ત્રીકેળવણી.

સ્ત્રીકેળવણીની અગત્ય આપણે હવે ખરી રીતે સમજવા લાગ્યા છીએ. અને જ્યાં સુધી આપણી હિંદની ભવિષ્યની માતાઓ પૂરી રીતે કેળવાશે નહીં ત્યાં સુધી આપણો દેશ ઉંચી પંક્તિએ પહોંચશે નહીં. પૂર્વ કાળમાં સ્ત્રીઓ ભણેલી હતી પણ રાજ્યના ફેરફારમાં જ્યાં મરદની કેળવણીની ખામી પડી, નિર્ધનતા આવી, ત્યાં પછી સ્ત્રીઓને શી રીતે કેળવાય ? તેમને આંકડા તપાસવા હું વિનંતિ કરીશ. આપણા દેશમાં સરેરાસ ૪૫ થી ૫૦ ગામડે ફક્ત એક કન્યાશાળા છે. ઇલાકામાં હજાર સ્ત્રીઓમાં ફક્ત ૨·૧ લખી વાંચી જાણે છે. પણ તે સંખ્યા ગુજરાતમાં ૦·૯ છે. ઉપલા આંકડા સર્વને સ્પષ્ટ રીતે જણાવશે કે આપણે આપણી આ હાલત તુરત સુધારવી જોઇએ. આપણને આપણા વહેમો અને રીવાજો આડે આવે છે તે કુનેહ અને ખંત રાખીને આપણે દૂર કરવા જોઇએ. સ્ત્રીકેળવણીનો મ્હોટો આધાર આપણા પોતાના ઉપરજ છે. સરકાર ઉપર આધાર રાખવાથી આપણો દહાડો વળવાનો નથી. દરેક શહેરમાં ગુજરાતી નિશાળો ઉપરાંત એક છોકરીઓની અંગ્રેજી નિશાળ પણ જોઇએ. હમારી પોતાની કોમના દાખલા ઉપરથી માલમ પડશે કે સરકાર ઉપર આધાર બાંધી પારસીઓ પોતાની સ્ત્રીકેળવણીનો ફડચો પોતે ન કરત તો તેની હાલત બીજા હિંદુ-મુસલમાન જેવીજ રહેત. મુસલમાન તથા હિંદુ બંધુઓએ એ ખોટ પૂરી પાડવા યત્ન કરવો જોઇએ. ગામડાની નિશાળોમાં ૮ થી ૧૦ વરસની ઉમરની છોડીઓને છોકરાઓની નિશાળમાં ભણવા માટે મેં પ્રથમ વિચારો દર્શાવ્યા છે. શહેરોમાં ગુજરાતી મોટી કન્યાશાળાઓમાં અંગ્રેજી વર્ગ ઉઘડાવવા કોશિષ કરવી જોઇએ અને શહેરના નામાંકિત ગૃહસ્થોએ એક અંગ્રેજી શાળા પોતે ઉઘાડીને ચલાવવી જોઇએ. આ શહેરમાં છોકરીઓની એક અંગ્રેજી હાઇસ્કૂલ છે. તે ભરૂચ પારસી પંચાયત ચલાવે છે. તેમાં આશરે ૧૭૫ છોકરીઓ ભણે છે. તેમાં હિંદુમુસલમાન છોકરીઓ માટે પૂરતી જગ્યા છે એટલુંજ નહીં પણ તેમને આકર્ષવા સ્કોલરશિપો-ઇનામો-મુસલમાન તથા હિંદુબાળાઓ માટે ખાસ રાખવામાં આવ્યાં છે, પણ દિલગીરીની વાત છે કે તેનો લાભ તેઓ લેતી નથી. રૂા. ૧૦ દસ હજારના ખર્ચે તે નિશાળ ચાલે છે અને મેટ્રિક સુધીના તેમાં વર્ગો છે. પ્રથમ એનો ખર્ચ રૂા. ૩૦૦ બાર મહીને થતો હતો. સરકારની મદદ વગર ધીરે ધીરે તે નિશાળ વધતી ગઇ. તેનું પોતાનું રૂા. ૨૨,૦૦૦ નું મકાન થયું તે બસ નહીં પડવાથી બીજા બે ભાડાનાં મકાનો રાખવાં પડે છે. પારસીઓની વસતિ આ જિલ્લામાં ૨૫૦૦ થી ૩૦૦૦ માણસની છે. તે રૂા. ૧૦,૦૦૦ દસ હજાર ખર્ચીને એક નિશાળ ચલાવે છે. તો હિંદુ મુસલમાન બંધુઓમાં ઘણા દ્રવ્યવાળા આગેવાન અને દેશાભિમાની પુરૂષો છે અને તેઓ પોતાના વર્ગમાં એવી એક નિશાળ પોતાના બળ ઉપર ઉભા રહીને નહીં કાઢી શકે ? સરકાર ગ્રાંટ આપે છે.

## સ્ત્રીકેળવણીનો ક્રમ.

શિક્ષણ છોકરીઓને આપવા માટે ક્રમ એવો ગોઠવવો જોઇએ કે ૧૫ થી ૧૬ વર્ષ સુધીમાં તેમને સાધારણ જ્ઞાન મળી શકે. ઘરસંસાર અને દુનિયાના કારભારમાં જે જ્ઞાનનું તેમને કામ ન પડે તે વિષયોમાં તેમનો વખત ગાળવો વાજબી નથી. આપણા

દેશના રીવાજ મુજબ ૧૫-૧૬ વર્ષની મોટી ઉમરની છોકરીઓ મોટે ભાગે પરણેલી હોય છે અને તેઓ વધારે વખત નિશાળમાં રહી શકતી નથી. સાધારણ આંક, લેખાં, હિસાબ, ગાયન, શીવણ ગુંથણ, સારી ભાષામાં લખી વાંચી શકે તેટલું જ્ઞાન અને ઘર-સંસારમાં ઉપયોગી થઇ પડે તેટલા માટે આરોગ્યવિદ્યાનાં મૂળતત્વો, માંદાની માવજત, બાળઉછેર, ઘર, રસોડું અને મ્હોલ્લા સાફસૂફ રાખવાના ફાયદા, થોડુંક વ્યાજ, નૃત્ય અને સંગીત: એવા વિષયો શીખવવા જોઇએ. પાકશાસ્ત્ર અને ધોવાનો હુન્નર આપણી છોડીઓને નિશાળમાં શીખવવા હાલમાં ઘણી જરૂર નથી, કારણકે મ્હોટા અથવા નાના સર્વે ઘરોમાં તે જ્ઞાન પોતાના ઘરોમાં તેમને મળે છે. રોજના ખર્ચનો હિસાબ ઉધાર પાસે શી રીતે રાખવો, પોતાના ધણી અગર માંબાપ જે પૈસા આપે તે જમે શી રીતે કરવા, એવું વહેવારૂ હિસાબી જ્ઞાન આપવું જોઇએ. જે સ્ત્રીઓ વધારે અભ્યાસ કરવા આતુર હોય તેમને સ્કોલરશિપો આપીને ભણાવવી જોઇએ. કારણકે દરેક તાલુકામાં અંગ્રેજી સ્કૂલો કાઢવા હાલ તરત બને નહીં. પણ હવે વખત આવી લાગ્યો છે કે દરેક ઇલાકા માટે એક કોલેજ ફકત સ્ત્રીઓ માટે કાઢવી જોઇએ એને તેમ થવાથી સ્ત્રીકેળવણીના ઉંચા તબકકને ઘણું ઉત્તેજન મળશે. માધ્યમિક કેળવણીમાં બીજી ભાષા તરીકે ફ્રેંચને બદલે હિંદુને સંસ્કૃત અને પારસી મુસલમાનોને ફારસી અથવા ઝંદ શીખવા ઉત્તેજન આપવું કે જેમ થવાથી સર્વેના ધર્મનાં સાહિત્યો તરફ તેમનું લક્ષ ચોંટે. પ્રીસીઆરીઓમાર કેળવણીને ટેકો મળવાથી સંગીન લાભ થતો નથી. નિશાળમાં ધર્મના પાઠો, ગીતા, કુરાન અને અવસ્તાના બોધો માસ્તરો આપે તો અઠવાડીઆમાં ૨-૩ વાર તે ક્રમમાં ગોઠવવા વ્યાજબી છે. આપણને આજની દેખાદેખીની, બહારના ભપકાની કેળવણી સ્ત્રીને આપતાં અટકવું જોઇએ. ૧૦૦ માંથી ૯૦ ટકા મધ્યમ તથા ગરીબ વર્ગનાં હોય છે. તે પોતાનો સંસાર કરકસરથી સુખમાં ચલાવે અને તેના આચાર, વિચાર, નીતિ, રહેણી કરણી સારી થાય એવી કેળવણીની જરૂર છે. અંગ્રેજી ન ભણે તો ફીકર નહીં પણ ગુજરાતી જ્ઞાન તેને ધણીઆણી અમે માતા તરીકે મદદ કરે તેવું મળવું જોઇએ.

હાલમાં દરેક નિશાળમાં અકસ્માત્ વખતે તાત્કાલિક મદદના પાઠો અપાય છે અને દરેક મ્યુનિસિપાલિટિની તથા તાલુકાની સ્કૂલોમાં તેના વર્ગો ઉઘડાવીને તે છોકરા છોકરીઓને તેનું જ્ઞાન આપવું જોઇએ અને તેમાં ફતેહમંદ થયા પછી અને સર્ટિફીકેટો મળ્યા બાદ દરદોની સારવાર અને માવજત અને ઘરની સુઘડાઇ એ બાબત ઉપર ભાષણો અપાવી તેમાં પણ સર્ટિફિકેટો અપાવવાં જોઇએ. એ વર્ગો ફરજિયાત રાખવા. એનું જ્ઞાન બીજા કોઇપણ જ્ઞાન કરતાં સ્ત્રીઓને ઓછું ઉપયોગી નથી. પોતાની પરણેલી જીંદગીમાં તેને જે ફરજ માતા તરીકે બજાવવાની છે અને પોતાનાં બચ્ચાંને ઉછેરવાનાં છે તેવું જ્ઞાન બીલકુલ હાલમાં અપાતું નથી. તે છૂટથી અપાય તો જે ભયંકર મૃત્યુ નાનાં બચ્ચાંનું કસુવાવડના રોગોથી થાય છે તેમાં ઘટાડો થાય. જો કે આ વિષય આરોગ્યવિદ્યાને લગતો છે તો પણ કેળવણીના પ્રકરણમાં તેનો સમાસ થાય છે, માટે તે કેળવણીના ક્રમમાં આપવો જોઇએ. શહેરોમાં સૅનટરિ એસોસિએશનો સારા પાયા ઉપર સ્થાપવી જોઇએ. તેની શાખાઓ

તાલુકામાં કાઢીને ભાષણો અને પ્રયોગોથી એ બાબતમાં જ્ઞાન મળવું જોઇએ. લોકલ-બૉર્ડો-સરકાર–મ્યુનિસિપાલિટિઓએ સર્વે સંસ્થાઓએ એવી એસોસિએશનોને ઉદાર રીતે મદદો આપવી જોઇએ. એના બે ફાયદા છે. ખરી કેળવણી મળે છે, મૃત્યુ, દુઃખ દરદો ઓછાં થાય છે અને જીંદગીની સરાસરી ઉમર વધવાથી આપણી આર્થિક સ્થિતિમાં પણ સુધારો વધારો થાય છે. સ્ત્રીકેળવણી વગર મરદની ગમે એવી ઉંચી કેળવણી અધુરી છે. દેશની ૧૫ કરોડ કોમળ સ્ત્રીઓને અજ્ઞાનતામાં રાખીને દેશની ઉન્નતિ કરવી અશક્ય છે. દેશની આબાદી મરદ તેમજ સ્ત્રીના બન્નેના ગુણો ખીલવીને કરવાની છે. જે વખતમાં શિક્ષણ સારી રીતે લેવાની જરૂર છે તેવીજ વખતે તે નિશાળો છોડી જાય તો કેળવણીનો તેને પૂરો લાભ મળે નહીં. એ વિષે જેમ જેમ વખત જશે તેમ સુધારો થશે. મ્હોટી ઉમરની છોકરીઓને નિશાળોમાં વધુ વખત રહેવા સ્કોલરશિપો, ઇનામો આપવાં જોઇએ.

## છોકરાંની શારીરિક તપાસણી.

આ બાબત ઉપર પણ મ્યુનિસિપાલિટિઓ અને કેળવણીખાતાંએ વગર ઢીલે ધ્યાન આપવું જોઇએ. કેટલાંક બાળકોમાં દાંત, આંખ અને છાતીમાં જન્મથી ખોડ હોય છે. તે તુરત તપાસવાથી તેના ઉપાયો થઇ શકે છે અને તેનો જન્મારો સફળ થાય છે. કોઇ બાળકો શારીરિક દુર્બલતાને લીધે અભ્યાસ કરવા લાયક હોતા નથી. દાંત અને આંખ ઉપર જીંદગીનો મોટો આધાર રહે છે. યુરોપમાં તથા બીજા સુધરેલા દેશોમાં એ તપાસણી થાય છે અને તે આપણી હિંદની શાળાઓમાં પણ શરૂ કરવી જોઇએ.

મારા આજના ભાષણની તારીજ અથવા તાત્પર્ય સંક્ષેપમાં નીચે પ્રમાણે છેઃ—

૧. અગ્રેસરોએ કેળવણીનો સવાલ સર્વે સવાલોમાં આગળ લાવવો—સરકારમાં સ્થાનિક બૉર્ડો તથા મ્યુનિસિપાલિટિઓમાં.

૨. સરકાર તથા બૉર્ડો તથા મ્યુનિસિપાલિટિઓ એકદમ ઝડપથી આગળ વધે માટે આંટો વધારે મેળવવા લડવું.

૩. કેળવણી મફત અને ફરજિયાત કરવા, પોતાના ઉપર કરો નાંખવા પડે તો ખુશીથી ઉપાડવા અને તેટલા પૈસા સરકાર પાસે માગવા.

૪. કરો દારૂના વ્યસનોની ઉપર, જંગલખાતાની પેદાશો ઉપર, ઘરવેરો, આવકવેરો વગેરે ઉપર નાંખવા, અને તે કરો ફક્ત કેળવણીના વધારામા ખર્ચવા.

૫. ટ્રેઇન્ડ શિક્ષકો અને સારાં મકાનો ન મળે ત્યાં સુધી નિશાળો સ્થાપવા બેસી રહેવું નહીં. ગામડાંમાં ૧૫ થી ૨૦ છોકરાં થતાં વર્ગ ઉઘાડીને ચોરામાં–ઓટલાપર–અગર ઝાડના છાયા નીચે નિશાળ કરવી.

૬. ભીલ, કોળી, તલાવીઆ વર્ગોને માટે તેમના આચારવિચારને રૂચે એવા વર્ગો ખુલ્લા મેદાનમાં કાઢવા અને મ્યુનિસિપાલિટિઓ તથા લોકલબૉર્ડોએ તેમાં મદદ કરવી.

૭. મ્યુનિસિપલ ગુજરાતી નિશાળોમાં ૪ થા ધોરણથી અંગ્રેજી વર્ગો ઉઘાડવા.

૮. મ્યુનિસિપાલિટિએ જુદી સરકારી સ્કૂલ ઉપરાંત છોકરી અથવા છોકરાની અંગ્રેજી સ્કૂલો ઉઘાડવી.

૯. માધ્યમિક કેળવણી ૫ થી ૬ ઠ્ઠા ધોરણ પછી જુદી પાડીને હુન્નરઉદ્યોગ, ખેતીવાડીની કેળવણીની દિશામાં જુદી પાડવી. તે માટે દરેક જિલ્લાના મુખ્ય શહેરોમાં એક કળાભવન અથવા ઉદ્યોગભવન, કૃષિશાળા અને એક વ્યાપારશાળા કઢાવવી.

૧૦. સ્કૂલોમાં છોકરા-છોકરીઓને પ્રાથમિક મદદ સારવાર અને ગૃહઆરોગ્યનાં ભાષણો અપાવવાં અને તે ફરજિયાત કરવાં.

૧૧. ઇલાકાના શહેરમાં સ્ત્રીઓ સારૂ એક ઇલાયદી કૉલેજ સ્થાપવી.

૧૨. એક સુરતમાં અને અમદાવાદમાં એક બીજી આર્ટસ કૉલેજ જેમ બને તેમ જલ્દી સ્થાપવી.

૧૩. વડોદરા અથવા અમદાવાદમાં એક વૈદક કૉલેજ સ્થાપવા પ્રયાસ કરવો.

૧૪. દરેક શહેરમાં સેનિટરિ એસોસિએશનો સ્થાપવી અને તેને સારી ગ્રાંટો આપી તેની પાસે ભાષણો અપાવવાં.

૧૫. એક બીજી એન્જિનિયરિંગ કૉલેજ અમદાવાદમાં કઢાવવા પ્રયાસ કરવો.

૧૬. શહેરસુધરાઇના આરોગ્યખાતાંએ છોકરા છોકરી નિશાળમાં દાખલ થાય તે પહેલાં તેના શરીરની તપાસ કરવી. આંખ, દાંત, છાતી વગેરે તપાસવાં અને તેવી તપાસ વર્ષમાં એકવાર કરવા ફરજ પાડવી.

૧૭. માતૃભાષામાં કેળવણી જેમ બને તેમ આપવી. વિશેષ કરીને અંગ્રેજી પાંચમા-છઠ્ઠા ધોરણ સુધી અંગ્રેજીને બદલે ગુજરાતીમાં શિક્ષણ આપવું. ત્યારબાદ ધીરે ધીરે અંગ્રેજી ભાષાદ્વારા આપવું. તે માટે તેવાં પુસ્તકો ધીરે ધીરે તૈયાર કરાવવાં.

૧૮. શહેરોમાં અને ગામડાંમાં પુસ્તકાલયો સ્થાપવાં અને તે સંસ્થાઓને સરકારે તથા સ્થાનિક સ્વરાજ્ય મંડળોએ નાણાંની મદદ આપવી ને ફરતાં પુસ્તકાલયો સ્થાપવાં.

૧૯. શરીર ખીલે તેવી કસરતશાળા-અખાડા-સ્થાપવા અને શરીરની કેળવણીને આગળ પડતું સ્થાન આપવું.

૨૦. બીજી રીતે જેમ આપણા દેશનો મ્હોટો ભાગ કેળવાયલો થાય એવો દરેક ઉપાય યોજવો અને તેને અમલમાં મૂકવો.

સદ્‌ગૃહસ્થો, મારી અલ્પબુદ્ધિ પ્રમાણેના વિચારો મારી માતૃભાષા "પારસી ગુજરાતી" માં તમોએ ધીરજથી સાંભળ્યા માટે હું તમારો ઉપકાર માનું છું અને મારૂં ભાષણ સમાપ્ત કરતાં આજની પરિષદના પ્રમુખ સાહેબને નીમવા આ પરીષદને અરજ કરૂં છું. આવો ગંજાવર મેળાવડો મારૂં ભાષણ સાંભળવા માટે ભેગો થયો નથી, પણ આજના નિમાવાના જગતપ્રસિદ્ધ માનવંત કર્મવીર મહાપુરૂષ પ્રમુખ સાહેબનાં દર્શન કરવા, તેમના ઉમદા ઉદ્‌ગારો સાંભળવા, ગ્રહણ કરવા અને તેમની ઉત્તમ જનસેવા માટે તેમને માન આપવા આજની આ ઠઠ મળી છે.

---

# અધિકારી શાસન.

જ્યારે ઇંગ્લંડથી સિવિલ સર્વિસનો નવો પાસ થયેલો અધિકારી હિન્દમાં આવે છે ત્યારે તેને પોતાની માનસિક શક્તિસંપત્તિનું અભિમાન હોય છે. તે પોતાને દૈવી સલાહકાર તરીકે મોકલવામાં આવેલો સમજે છે. અને જ્યારે અજ્ઞાનતાપૂર્ણ જનસમૂહ તરફથી તેને અપૂર્વ માન આપવામાં આવે છે અને ખુશામતના શબ્દોની ભેટ આપવામાં આવે છે ત્યારે તેને પોતાની માન્યતામાં સત્યતા લાગે છે. તેના વિચારો ઘણા સંકુચિત અને અનુદાર હોય છે. આ ઉપરાંત અધિકારી રાજતંત્ર તેને ઘડી ઘડીને વિશેષ કુશળ બનાવે છે અને તેનામાં અધિકારપ્રિયતાનું આરોપણ કરવામાં આવે છે. તે પોતાના હાથ નીચેના અમલદારોને ટુંકા અને ચાલાકીભર્યા ફરમાનો કરવામાં અને પોતાના ઉપરી અધિકારીને ત્વરિત લાંબા રીપોર્ટો લખવામાં પોતાનું મહદ્ કાર્ય સમજે છે. તે જનસમૂહ તરફ સાધારણ રીતે સમભાવ અને ઉદારવૃત્તિ દાખવે છે પણ તેના હુકમનો અનાદર કરવામાં આવે છે તો તેની વૃત્તિઓમાં ઘણું પરિવર્તન થઇ જાય છે, તેનો સમભાવ દ્વેષભાવમાં રૂપાંતર પામે છે. તે પોતાના નિર્ણયને દૈવી નિર્ણય સમજે છે. પોતાની નિર્ણયાત્મક બુદ્ધિનું છે તેને ઘણુંજ અભિમાન હોય છે. તેની આજ્ઞાપર ટીકા અને વેગ ભરી ચર્ચાને તે અપમાનિત અને અસહ્ય લેખે છે કારણ કે તે પોતાની નીચેના દરજ્જાના જનસમૂહ પાસેથી ટીકાની આશાએ હુકમ કરતો નથી. આ ચર્ચા અને આ ટીકાને તે એક મુઠ્ઠીભર નિશાળીઆઓ પોતાના શિક્ષકને શિક્ષણ વખતની વહેંચણી કેમ કરવી એ બતાવવા જેવી ગણે છે. તેના હુકમમાં જો કાંઈ સુધારા સૂચવવામાં આવે છે તો તેની અવગણના કરે છે અને જણાવે છે કે પ્રજાનો લાભ હમો સારી રીતે સમજીએ છીએ. બિચારી રાંક પ્રજા આવા વિશ્વસનીય સૂત્રોથી મુંગે મોઢે બેસી રહીને પોતાના હિતાહિતનો સવાલ તેમની ન્યાયબુદ્ધિ પર મુકતી હતી. આ અંધાધુંધી હિન્દનો જનસમૂહ જ્યારે અજ્ઞાન રૂપી મોહ નિદ્રામાં પડેલો હતો ત્યારે વધુ વખત ટકતી. પણ વર્તમાન સમયમાં હિંદના રાજદ્વારી પ્રકરણમાં નવી જાગૃતિ અને નવચેતનાના પ્રવેશથી આવી અંધાધુંધી સામે પોકાર ઉઠે છે. તેમની રાજનીતિ બાબત પ્રજા પોતાના પ્રતિનિધિઓ દ્વારા પ્રશ્નો ઉઠાવે છે. આ અધિકારીઓનું લાક્ષણિક વર્તન એ હોય છે કે જે સંસ્થા અથવા મંડળ તેમને નમ્રતા અને આધીનતાનું દર્શન કરાવે છે, તેના તરફ તેઓ મિત્રાચારીના ભાવથી જુએ છે. અને તેમાં પોતે ઇચ્છાનુસાર ભાગ પણ લે છે. પણ કેટલેક અંશે આવી સંસ્થાનો પવન દેશમાંની બીજી ઉધરતી સંસ્થાઓને લાગે છે અને તેઓ પણ તેના વિચારો અને ભાવનાઓથી ચેપિત થઇ અધિકારીશાસનપ્રિય થઇ જાય છે. આથી દેશની વિચારશ્રેણીમાં ઉલટી જ રીતે પરિવર્તન થઇ જાય અને તેનાં અંગો–સભ્યો–જોકે પાશ્ચાત્ય કેળવણીથી વિભૂષિત થાય છે છતાં પણ તેમના વિચારો અસાધારણ રીતે ભિન્ન અને અન્ય નવા વિચારકોની તુલનાથી અલાભપ્રદ હોય છે. આવા વિચારકો સ્વાભાવિક રીતે અધિકારીઓના મિત્ર

થાય એમાં કાંઇ નવાઇ નથી. અધિકારીઓ પ્રજાની ધાર્મિક લાગણીઓમાં કાંઇ પણ વિટમ્બણા ઉપસ્થિત નથી કરતા તેમાં તેમની સ્વાર્થબુદ્ધિ છે. સનાતન–ઇસ્લામ અને બૌદ્ધ ધર્મો પાર્થિવ અધિકારીઓ તરફ નમ્રતા અને વિનયયુક્ત માનની લાગણીથી વર્તન કરવાનું પ્રતિપાદન કરે છે. કિન્તુ આવા વર્તનને અધિકાર મતાવલંબીઓ અને અન્ય વિચારકો જૂદા જૂદા લક્ષ્ય બિંદુથી ભિન્ન ભિન્ન રૂપમાં સમજે છેઃ—

"All religions are equally false to the philosopher, equally true to a man in the street, equally convenient to the magistrate" અંગ્રેજ શાસકો સ્વાર્થબુદ્ધિથી પ્રેરાઇને આવા મતને અનુમતિ આપનારા ન હતા. સને ૧૮૫૭માં આર્મી સપ્લાઇ ડીપાર્ટમેન્ટના અમુક અવિચારી પગલાંથી ધર્મનું ઝનુન ઉશ્કેરાયું હતું. અને મહારાષ્ટ્ર હિન્દુઓએ તેથી પણ આગલા બે સૈકા પૂર્વે શિવાજીની છાંય નીચે ધર્મ ઝનુનથી પ્રેરાઇને સ્વદેશાભિમાનની લાગણીઓ વિકસિત કરી હતી. અને શીખલોકોએ પણ રણજીતસિંહના વખતમાં એમ કર્યું હતું. પણ આવા ખળભળાટથી અંગ્રેજી રાજસત્તાને વધારે ખમવું પડેલું ન હતું. કાળવ્યતીત થતાં આ ખળભળાટ શાંત થયો હતો. અને આગળના જેવી લોકોની રાજસત્તા તરફ લાગણીની દૃઢતા સ્થપાઇ હતી. શાંત આધીનત્વ નિરંકુશ રાજ્યશાસનને–ગમે તો તે અધિકારી શાસન હોય વા સ્વાયત્ત અધિકારી શાસન હોય–વધારે પ્રિય હોય છે. દેશી ધર્મો પ્રત્યે તેઓએ સહિષ્ણુતાની રાજનીતિ ગ્રહણ કરી હતી તેથી સર્વત્ર શાંતિ પ્રસારણ સાથે તેમના માર્ગદર્શક સિદ્ધાંતોને અનુમતિ મળતી. આવી રાજનીતિ તેઓ સ્વલાભના સંરક્ષણ અને પ્રગતિને માટે ધારણ કરતા હતા. હાલ દેશી ધર્મો અને તેમના દેવાલયોનું રક્ષણ કરવામાં અપવાદરૂપે માત્ર આર્ય સમાજ છે જેના સિદ્ધાંતો મુખ્યત્વે કરીને સ્વતંત્રતાના પ્રેરક તરીકે અધિકારપ્રિય શાસકોને ખુંચે છે અને તેથી તેના અનુયાયીઓને તિરસ્કાર ભાવથી જોવામાં આવે છે અને આવતા હતા. અને તેમના કાર્યો તરફ ખાસ લક્ષ આપવામાં આવતું હતું

બીજું એક મંડળ જેના તરફ અભાવ અને અણગમાની લાગણીથી જોવામાં આવે છે તે હિન્દી રાષ્ટ્રીય પરિષદ્ છે, કે જેણે રાજકીય બાબતમાં હિન્દમાં નવું ચેતન અને નવો જુસ્સો આણેલાં છે. લોકોને મોહનિદ્રામાંથી જાગૃત કર્યા છે અને રાજશાસ્ત્ર પરત્વે વિચાર કરતાં શિખવ્યું છે. વાસ્તવિક રીતે આ મંડળ પાશ્ચાત્ય શિક્ષણ અને વિચારોનું ફળ છે. તેણે આધીન હિન્દને સ્વતંત્ર વિચારનું ભાન કરાવ્યું છે અને શાસકોની પાસે તત્સંબંધે સુધારા કરવાની અરજ કરતાં અને તે સુધારા શી રીતે પ્રાપ્ત કરવા તે શિખવ્યું છે. તેની માંગણીઓ ઈંગ્લાંડમાં વિનીત પક્ષની માંગણીઓ જેવી છે. આ માંગણીઓનો અધિકારપ્રિય શાસકોએ સારો સત્કાર કરેલો નથી. તેમની પ્રવર્તતી રાજનીતિ બાબત શાસિત પ્રજા સવાલો પુછે અને પોતાના મતનું દર્શન કરાવે એ તેમને અસહ્ય લાગે છે અને તેને તેઓ ધમકીથી અને જાપતાની રાજનીતિથી દાબી દેવા માગે છે. તેના ઠરાવોને તેઓ બેવફાદારી અને અશાન્તિ ઉત્પાદક તરીકે ગણે છે. મી. હુટન તે સંબંધે લખતાં જણાવે છે કેઃ

"The epithet 'disloyalty' which under a bureaucracy has the same taint as the medieval 'heresy' an epitome, in fact, of all that is irretrievably damnable—was freely bandied about with referance to its proceedings," આવી રીતે તેના કાર્યો અને તેના ઠરાવો પર આક્ષેપો કરવામાં આવે પણ આ ઠરાવો અને આવી ચર્ચાઓ બ્રિટિશ પાર્લામેન્ટના વાદવિવાદના કાનુનોથી કોઈ પણ રીતે વિરૂદ્ધ પદ્ધતિ પર કરવામાં આવતાં નથી. મી. હુટન આગળ ચાલતાં કહે છે કે:

"The National Congress has met from the official dom but the welcome of war-knives." અધિકારીઓએ તેને લગતી નજીવી ચીજ પર અણગમો બતાવવો બાકી નથી રાખ્યો. તેઓ એમ પણ જણાવે છે કે બ્રિટિશ રાજ્યબંધારણને ઉથલાવી પાડવાને તે મંડળ પ્રયત્ન કરે છે. અને અસંતોષની લાગણી ફેલાવે છે માટે તે ભવિષ્યમાં ભયંકર પરિણામ લાવે તે પહેલાં તેને તરત દાબી દેવું જોઇએ. જો હિન્દનો કોઇપણ વતની તેમના શાસનમાં ખોડખાંપણ કાઢે અને તે પર ચર્ચા કરે તો તેને અશાંતિ ફેલાવનાર તરીકે ગણે છે, અને નવો બળવો ઉત્પન્ન કરનાર ગણીને આ લાયક માણસો માનુષિક સ્વતંત્રતા અને બેવફાદારીના અર્થનો ગોટાળો કરી ગેરસમજુતી ઉત્પન્ન કરે છે. રાષ્ટ્રીય પરિષદે આટલાં વર્ષ દરમ્યાન કાંઇ પણ મહત્વનું ફળ નથી મેળવી શકી તેનું મુખ્ય કારણ એ છે કે હિંદમાં વર્તમાન પત્રો અને અધિકારીઓ વચ્ચે એક સંપ અને સમભાવ નથી. બન્ને સહકાર્ય કરતાં નથી. અધિકારીઓ પત્રો તરફ અનુદાર વૃત્તિથી જુએ છે.

વર્તમાન સમયની સ્થિતિ બરોબર સમજવાને માટે વર્તમાન પત્રો સંબંધી કેટલુંક વિવેચન કરવું આવશ્યક છે. હિંદમાં પહેલી કક્ષામાં આવતાં કેટલાંક ઈંગ્રેજી વર્તમાન પત્રો છે જે માતૃભૂમિના ધોરણપર પોતાના વિચારો બિનઅધિકારી લક્ષબિંદુથી પ્રદર્શિત કરે છે. કિન્તુ જ્યાં દેશીઓના લાભાલાભનો સવાલ ઉપસ્થિત થાય છે ત્યાં તેઓ ભિન્ન ભાવથી અને જાતીય દૃષ્ટિબિંદુથી તેની ચર્ચા કરે છે. જ્યાં પોતાના વાણિજ્ય વિષયક લાભોનો સવાલ આવે છે ત્યાં તેઓ અધિકારીઓના કાર્યોની ચર્ચા સચોટ અને નીડર શબ્દોમાં કરે છે. અને જો અધીકારીઓ કાંતો ઇંગ્લંડમાં ચાલતી રાજનીતીના દબાણથી અથવા કોઇ બીજા પ્રકારના દબાણથી હિન્દીઓને સમાન ભાગ આપવાનો પ્રયત્ન કરે છે, તો તેઓ અડગ ધૈર્યથી તેમની સામે લડત ચલાવે છે. બીજી કક્ષામાં ઉચ્ચ કોટીનાં દેશી વર્તમાન પત્રોની ગણના થાય છે. આ પત્રો હિન્દના ભદ્રપ્રદ ભવિષ્યના આગમનનું સૂચન કરે છે. તંત્રીઓ અને વ્યવસ્થાપકો મુખ્યત્વે કરીને પાશ્ચાત્ય વિચારો અને ઉચ્ચ કેળવણીથી વિભૂષિત વ્યકિતઓ હોય છે. તેઓની રાજકીય દૃષ્ટિ સામાન્ય રીતે વિલાયતમાં જ્યારે સ્થિતિચુસ્ત મંડળનો અમલ ચાલતો હોય છે, ત્યારે ઉદાર વૃત્તિવાળું રાજમંડળ જેમ તેમની ચર્ચા કરે છે તેવી રીતની હોય છે. તેઓ જનસમાજ અને લોકસમૂહના વિચારો પ્રદર્શિત કરે છે. ત્રીજી કક્ષામાં આવતાં સાધારણ વર્ગના સ્થાનિક વર્તમાન પત્રો છે અને તેના અધિપતિઓ મુખ્યત્વે કરીને દેશીઓ

અથવા અંગ્રેઝીઅનો હોય છે. આ પત્રો પોતાના વિચારોનો આધાર ઉપર બતાવેલી બે કોટીનાં વર્તમાનપત્રો પર રાખે છે. ઘણી વખતે તેઓ અસત્તાવાર ગપગોળાને ભવ્ય રૂપ આપે છે અને તેથી કેટલાક સિદ્ધાન્તોની સત્યતાને હાનિ કરીને પોતાના તરફ તેમજ તેથી ઉચ્ચ કોટીના દેશી વર્તમાન પત્રો તરફ સરકારની ઇતરાજી ઉત્પન્ન કરે છે. આથી પ્રગતિના વિરોધીઓ પ્રગતિ વિરૂદ્ધ લડવાને સશસ્ત્ર થઇ વધારે બળવત્તર બને છે. આવી કક્ષાના પત્રોથી હિન્દની માગણીઓને અને તેના લાભોને વધારે વિટમ્બણાઓ ખમવી પડે છે. ઉચ્ચ કોટીનાં દેશી વર્તમાનપત્રો તરફ અધિકારીઓ અભાવ અને અવિશ્વાસ મિશ્રિત ભાવથી જુએ છે તેમ છતાં પણ આ વર્તમાનપત્રોની ચર્ચા અને તે દ્વારા પ્રસિદ્ધ થતી લોક માગણીઓનો અનાદર થતો નથી, કારણ કે તેમાં ઘણું સત્ય સમાયલું છે. તેઓ સમજે છે કે આ વર્તમાન પત્રો કાંઇ ફાયદા વગરનાં નથી. અંગ્રેજ અધિપતિઓથી ચાલતાં વર્તમાન પત્રોના અભિપ્રાય પર અધિકારીઓ સામાન્ય રીતે વધારે વજન રાખે એ માનવા જેવું છે. તેમ છતાં પણ દેશી વર્તમાન પત્રોના અભિપ્રાયોને તેમને કેટલે દરજ્જે માન આપવું પડે છે. કારણ કે તેઓ લોકમતને જાણે છે અને દર્શાવે છે. મિ. બર્નાડ હુટન કહે છે કે, "The Indian press is the Catfish of the Government of India." પ્રાણીવિજ્ઞાનશાસ્ત્રીઓ જણાવે છે કે આ માછલી–'Catfish' બીજી માછલીઓને કરડીને અને તેમને ક્રોધિત કરીને હમેશાં પ્રગતિના માર્ગપર રાખે છે. આવી વસ્તુસ્થિતિમાં હિન્દીઓ તરફ અધિકારીઓનો અણગમો હોય તો તે સંભવિત છે. અધિકારીઓ એમ જાહેર કરે છે કે હમો પ્રજાના લાભને માટે હમારી રાજનીતિનું ધોરણ વારંવાર બદલીએ છીએ અને પ્રજાના લાભોનું સંરક્ષણ કરવું એ હમારી પ્રથમ ફરજ છે. આ માત્ર તેમના ઉદ્ગારોજ છે. જો તેમનું લક્ષબિંદુ ખરેખર પ્રજાના લાભનું સાધ્ય હોય તો તેઓ ફરજીઆત કેળવણી અને સ્વતંત્ર વિચારની બક્ષિસ પ્રજાને આપવા માટે પ્રગતિ અવરોધનાં રાજકીય બંધનો કેમ દૂર કરતા નથી? પણ તેમનું લક્ષ આથી ઉલટી તરફજ છે. પ્રગતિ માર્ગને અવરોધ કરતાં રાજકીય બંધનો તોડવાને બદલે ઉલટા તેઓ તેમને વધારે સખત અને સંઘટિત કરે છે અને કોઇ પણ રીતે પ્રગતિ ન થાય એવા માર્ગ હસ્તગત કરે છે. જે પ્રજા મુંગે મોઢે તેમના કાયદાકાનુનો અને ઠરાવોનો સ્વીકાર કરે છે તે રંક પ્રજાપર શાસન ચલાવવું એ ઘણું સહેલું છે. હિન્દની પ્રજાએ આવીજ રીતે મુંગે મોઢે આધિનત્વ સ્વીકાર્યું અને તેથીજ પ્રગતિના પંથપર તે ચઢી શકી નથી.

પ્રજાની રાજકીય વિચારની સ્વતંત્રતા છીનવી લેવી અને મુંગે મોઢે આધિનત્વ સ્વીકારવા ફરજ પાડવી એ ઘણું અનુદાર વર્તન છે. કારણ કે તેથી વર્ષો વ્યતીત થતાં પ્રજાની ઉત્સાહની લાગણીઓ મંદ પડી જાય છે. અને તેમાં માનસિક, શારીરિક અને નૈતિક દુર્બળતાનો સંચાર થાય છે; બીજું એકે પ્રજાને હમેશાં શૈશવાવસ્થામાં રાખવી, તેને બાળક માફક ગણવી, તેની વૃત્તિઓને માટે માર્ગ ખુલ્લા ન રાખવા, અને સ્વતંત્ર વિચારને ખીલવા ન દેવા એના જેવું દૂષણ શાસકોને બીજું એકે નથી. શાસકોએ એમ નથી સમજવાનું કે આથી મહદ્કાર્ય થયું. તેઓએ સમજવું જોઇએ કે મનુષ્યત્વ

તરફ આ એક અઘોર અને અક્ષમ્ય અન્યાયવૃત્તિ છે. તે માણસને શ્રંખલાબદ્ધ કરીને પછી અફીણ ખવરાવવા જેવું છે. કાયદેસર પ્રગતિ અને ઉન્નતિના માર્ગો ખુલ્લા અને નિષ્કંટક હોય છે અને પ્રજાની વૃત્તિઓને વિહરવાનું ક્ષેત્ર વિશાળ હોય છે, ત્યારે રાષ્ટ્રીય ઉન્નતિ થાય છે. જ્યારે પ્રજા ઉન્નતિદ્વારમાં પ્રવેશ કરવાને ઉત્સુક અને આકાંક્ષી હોય છે ત્યારે તેને એમ કહેવામાં આવે છે કે તમારો ઉન્નતિપંથ ક્યારે ખુલ્લો કરવો અને પ્રગતિ માર્ગને બંધન મુક્ત ક્યારે બનાવવો તે વિષે અધિકારીઓ હમેશાં વિચાર ચલાવે છે.

જ્યારથી આપણા માનવંતા રાજાએ એમ જણાવ્યું કે પ્રજા અને શાસકો વચ્ચે સમભાવની ન્યૂનતા છે ત્યારથી મુખથી સમભાવ દર્શાવવાની અધિકારીઓની રાજનીતિનું પ્રકરણ ખુલ્યું છે. મિ. હક્કના શબ્દોમાં જણાવીએ તો "We get an enormous amount of sympathy from the official side and afterwards they (proposals) are thrown out unceremoniously. વસંતઋતુની સખત અને તીવ્ર વેગવાળી વાયુલ્હેરીઓ જેમ ઉગતી પુલની કળીઓનો વિનાશ કરે છે તેમ અધિકારીઓનો શાંત બહિરાડંબર પ્રજાની વફાદારીની લાગણીઓને નષ્ટ કરે છે. પ્રજા એક યંત્રની માફક ભક્તિભાવ અને વફાદારી દાખવે છે. આંતર ઉત્સાહનું તેમાં ઘણે અંશે નામ હોતું નથી. પ્રજા રેલ્વેના વખતના કોઠાનુસાર તેમને માન આપે છે.

રાજકીય માર્ગ વિષે આટલું વિવેચન કર્યા પછી કેળવણીના વિષયપર હવે આપણે જોવું જોઇએ. હિન્દે આટલાં વર્ષો બ્રિટિશ છત્રછાયા નીચે ગાળ્યા પછી કેળવણી વિષયમાં કેટલી પ્રગતિ કરી એનું અવલોકન કરવું જોઇએ. અધિકારીઓ સંકુચિત વિચારના હોઇને કેળવણીપ્રચાર વધુ પ્રમાણમાં ન થવા દે એ સંભવિત છે. તેઓ પોતે— ઓક્સફર્ડ અને કેમ્બ્રિજના વિશ્વવિદ્યાલયોમાં કેળવણી લઇને આવેલા હોય છે. નિષ્પક્ષપાત દૃષ્ટિથી જોતાં આ ઉભય વિશ્વવિદ્યાલયો જનસમૂહની કેળવણીને માટે ખાસ પ્રખ્યાત નથી. તેમાંથી સ્વાયત્ત અધિકારીશાસકો ઉત્પન્ન થાય છે અને તેમની ભરતી અનેક સરકારી ખાતાઓમાં થાય છે. કેળવણીને માટે તેમનો સામાન્ય રીતે એવો અભિપ્રાય હોય છે કે તે, નિપુણ માણસો દ્વારા ઘણી સંભાળથી અપાવી જોઇએ. કેળવણીને તેઓ અસરકારક દવાની માફક સમજે છે. આવી રીતે અધિકારીઓનો કેળવણી પ્રત્યેનો વિરોધ પેઢી ઊતાર આવેલો છે. જો તેઓ નિરંકુશથી મજુરવર્ગમાં કેળવણી પ્રસારણ કરે અને ગામે ગામ નિશાળો સ્થાપે તો અધિકાર પ્રાપ્ત કરવાના વિચારો કેળવણી લીધેલા જનસમૂહમાં ઉદ્‌ભવે, અને તે તેમનાં કાર્યો પર ટીકા કરવાવાળો અને તેમને અપ્રિય માર્ગો પર સ્વતંત્ર વિચાર કરતો થાય એવી અધિકારીઓની માન્યતા છે. આ સર્વ તદ્દન ખોટું છે, બીન પાયેદાર છે. અધિકારીઓને એટલુંજ પ્રિય હોય છે કે પ્રજા તેમના તરફ સંપૂર્ણ દાસત્વ દાખવે અને તેઓ હંમેશાં તેનું હિત સાધવામાં તત્પર રહે. હાલ પ્રવર્તતી અશાંતિનું મૂળ કેટલાક અધિકારીઓ કેળવણીને સમજે છે. કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટરો એક તરફ નિશાળમાં થયલાં કાર્યના વખાણ કરે છે અને બીજી તરફ ભલામણ કરે છે કે ખાતાએ તેમને માટે જે પરિસીમા બાંધેલી છે તેથી વધારે

પ્રગતિ કરાવવાને પ્રયત્ન ન કરવો જોઇએ. તેમની પ્રગતિ કરવી નહિ, તેમનામાં ઉચ્ચ ભાવનાઓનો પ્રાદુર્ભાવ થવા દેવો નહિ, તેમનામાં સ્વતંત્ર વિચાર અને માનુષિક ચપળતાના ગુણોનો સંચાર થવા દેવો નહિ, પણ માત્ર નમ્ર, મુંગી અને અસ્ખલિત આધીનતા બતાવતા બનાવવા એજ તેમનો ઉદ્દેશ અને એજ તેમનુ લક્ષબિંદુ.

મિ૦ ગોખલેના પ્રાથમિક કેળવણીના બીલથી અધિકારીઓનો કેળવણી તરફ કેવો ભાવ છે તે સત્વર જણાઇ આવશે. આ બીલ અમુક પસંદ કરેલા ભાગોમાં પ્રાથમિક કેળવણી મફત આપવાને માટે એટલું સંભાળપૂર્વક ઘડવામાં આવ્યું હતું કે જો વડી સરકારે તેને અનુમતિ આપી પસાર કર્યું હોત તો તે અમલ થયા વિના એક નકામા કાગળની માફક સરકારી દફતરોમાં પડી રહેતે. મિ૦ હુટનના નીચેના કોઠાપરથી અધિકારીઓના અભિપ્રાયોનું ધોરણ સમજાશે—

| | તરફેણમાં. | વિરૂદ્ધમાં. |
|---|---|---|
| બિન અમલદારો | ૯૫ ટકા. | ૫ ટકા. |
| હિન્દી અમલદારો | ૩૯ ટકા. | ૨૬ ટકા. |
| અંગ્રેજ અમલદારો | ૫૧ ટકા. | ૧૧૯ ટકા. |
| સ્થાનિક સરકારો | એકે નહિ | બધા. |

ઉપલા કોઠા પરથી પ્રજાપક્ષ અને અધિકારીઓના મત કેળવણીપ્રસારણ પ્રત્યે કેવા છે તે વધારે સ્પષ્ટ થશે. સર્વે સ્થાનિક સરકારો મિ. ગોખલેની દરખાસ્તની વિરૂદ્ધ હતી. આવા સંકુચિત વિચારોની પ્રબળતા આગળ હિન્દમાં કેળવણીનું ધોરણ વધે એ આકાશ કુસુમવત છે. લૉર્ડ મીન્ટો જ્યારે પ્રાથમિક કેળવણી મફત ઠરવાની તરફેણમાં હતા ત્યારે સ્થાનિક સરકારોએ તેને નકારી હતી. સને ૧૮૮૨ થી ૧૯૦૭ સુધીમાં વસ્તીના ધોરણ પ્રમાણે નિશાળે જતા વિદ્યાર્થીઓનું પ્રમાણ ૧.૨ થી ૧.૭ થયું. સનંદી ખાતાંઓનો ખર્ચ આ વર્ષો દરમ્યાન વધીને ૧૦ કરોડ થયો. લશ્કરી ખાતાંનો ૩૨ કરોડ થયો ત્યારે કેળવણી ખાતું માત્ર ૯૩ લાખ–પુરો એક કરોડ પણ નહિ–મેળવતું હતું. આ પ્રમાણ જોતાં સને ૧૮૫૪ નું કૉર્ટ ઑફ ડાયરેકટરનું જાહેરનામું "પ્રજાની કેળવણી એ હમારી ધાર્મિક ફરજ છે" એ કેટલે અંશે સત્ય નીવડયું છે અને સફળ થયું છે એ જાણવું કઠણ નથી. મિ. ગોખલેના બીલ બાબત ટીકા કરતાં મી૦ હુટન જણાવે છે કે; "It is not, however, the people who require education in this matter, it is the officials and in particular the Secretariates" ઉપલા વર્ષો દરમ્યાન હિન્દની નાણાં વિષયક સ્થિતિ એવી કફોડી અથવા તંગીવાળી નહોતી કે જેથી હિન્દી સરકાર કેળવણી વિષયક પ્રગતિ ન કરી શકે. માત્ર સને ૧૮૮૯ માં સરહદ પરની કેટલીક છૂટીછવાયી લડાઇઓ પર કેટલો ખરચ થયો હતો. આમ છતાં પણ જો સરકારની મરજી હોત તો કેળવણી વિષય પર વધારે છુટથી નાણાં વાપરી શકત. પોતાની પ્રજાની અભણ અને અજ્ઞાનતાપૂર્ણ સ્થિતિથી જે કલંક સરકારને લાગે છે તેને ધોઇ નાંખવાને બદલે રાજતંત્રના અંગોના પગારો વધારવાનું અને અમુક વધારે

જગાઓ કાઢવાનું તેમને વધારે આવશ્યક લાગતું. સર ઍડવર્ડ બેકરે સને ૧૯૦૭ માં એક પ્રસંગે વાત કરતાં કહ્યું હતું કે મારી પાસે હમેશાં ચાલુ ખરચમાં વધારો કરવાને દરરોજ અરજો આવતી. એક પ્રાંતિક ઇન્સ્પેક્ટર જનરલને પોલીસ કમીશન વખતે તેને કાંઇ સૂચનાઓ કરવાની હોય તે બાબત પૂછતાં તેણે જણાવ્યું કે મારા પગારના વધારા સિવાય મારે કાંઈ સૂચના કરવાની નથી. આ પરથી સ્પષ્ટ રીતે વિદિત થશે કે અધિકારીઓનું પ્રજાના લાભા લાભના સવાલ પરત્વે કેટલું લક્ષ છે. આમ જો વસ્તુસ્થિતિ હોય તો આવું સ્વાર્થપ્રિય અધિકારીમંડળ હિન્દમાં ન રહેવું જોઇએ. પ્રજા સંતોષ દર્શાવે એવી રાજનીતિ ચલાવતાં તેમણે શિખવું જોઇએ. આવી રાજનીતિ અને આવી સૂચનાઓથી હિન્દમાં નિશાળોને મળતો વધારો અન્ય માર્ગ પર ખરચાઇ જાય છે. સાધારણ રીતે કેળવણી પ્રસારણ તરફ અધિકારીઓની મનોવૃત્તિ દોડતી જ નથી.

હિન્દમાં પ્રથમ પ્રાથમિક શાળાઓની સંખ્યા કરતાં હાલ કાંઇ વધારો થયો છે તેનું માન સ્વ. મિ. ગોખલેને ઘટે છે. તેમની હાડતોડ મહેનત અને તેમના અથાગ પરિશ્રમને આ વધારો આભારી છે. થોડા વર્ષો પૂર્વે કેળવણી સંબંધીનો એક પણ સભ્ય વડીધારા સભામાં ન હતો. પણ લશ્કરી ખાતાના સભ્યો બિરાજતા હતા. હિન્દમાં કેળવણી પ્રસારણનું મહત્વ આજ સુધી ગૌણ લેખવામાં આવતું હતું. હિન્દમાં કમાન્ડર ઇન્ ચીફ કેબિનેટના લડાઇ ખાતાના સેક્રેટરી કરતાં વધારે સત્તાવાન છે. જ્યારે એક વખતે તેણે જણાવ્યું કે જાપાનના હાથે સખત પરાભવ પામ્યા છતાં પણ રૂશિયા હિન્દને વધારે ભયકારક છે ત્યારે આ અધિકારી વર્ગે આ અવિચારી દલીલ મુંગે મોઢે સ્વીકારી હતી. અને સરહદપરના અને સામાન્ય લશ્કરની જરૂરીઆતો પૂરી પાડવાને નાણાંની નદી વહેવડાવામાં આવી હતી. જ્યારે કેળવણીના વિસ્તારને માટે સચોટ અને વાસ્તવિક સૂચનાઓ કરવામાં આવે છે ત્યારે અધીકારીઓ તે તરફ દુર્લક્ષ આપે છે; ત્યારેજ નાણાંની તંગીનો સવાલ ઉપસ્થિત થાય છે. લશકરી ખાતમાં ૩૨ કરોડ એટલે કુલ મહેસુલનો આશરે બે પંચમાશ ભાગ વપરાય છે. હિન્દ ઇંગ્લંડની માફક ધનાઢ્ય નથી. હિન્દમાં પ્રત્યેક વ્યકિતની આવક દર વર્ષ રૂા. ૩૦ ગણાય છે જ્યારે ઇંગ્લંડમાં રૂ. ૩૦૦ ગણાય છે. આમ દેખીતો દશ ગણો તફાવત છે. લશ્કરી અને અન્ય ખાતાઓમાં આટલો ખર્ચ કરવો એ હિન્દી કેળવણીને દારિદ્રયાવસ્થામાં જ સડવા દેવાની રાજનીતિ છ:–પણ હિન્દના તમામ નુકસાનનું મૂળ રશિયા છે. કારણ કે તે હમેશાં વિગ્રહની ખોટી ધમકી આપી હિન્દને દહેશતના પાશમાં દબાવતું અને હિન્દી તીજોરીમાંથી નકામો ખર્ચ કરાવતું.

રાજકીય યંત્રની પુનર્વ્યવસ્થા–Re-organisation–અથવા નમ્ર ભાષામાં કહીએ તો સંખ્યા અને વેતનમાં વધારો—એમાં હિન્દી ઉપજનો ઘણો ભાગ ચુસાઇ જાય છે. સેક્રેટરીએટો પણ પોતાની અધેલી લેવામાં પછાત પડતા નથી. તેઓ દિનપ્રતિદિન વધારે સત્તાવાળા અને નિર્બંધ ગહનતાવાળા થતા જાય છે. જ્યારે રાજકીય યંત્રની સિદ્ધિ કરવાની હોય છે ત્યારે નાણાંની તંગીનો સવાલ નથી જોવામાં આવતો. સને ૧૮૯૨ માં કરારથી બંધાયલા સિવિલીઅનોની સંખ્યા ૫૫ ની હતી જ્યારે સને ૧૯૧૦ માં તે વધીને ૮૫ ની થઇ અને હાલ તેથી પણ વધારે હશે. તેમનાં ખાતામાં થતો ખર્ચ લગભગ ૩૩

લાખ રૂપીઆ છે. લેફ્ટનન્ટ ગવર્નરો અને અન્ય અધિકારીઓ સેક્રેટેરીએટમાંથી ચુંટાય છે જેથી આ અધિકારીઓ પોતાના સંકુચિત વિચારોનું પોતાના હોદ્દાની મુદત દરમ્યાન દર્શન કરાવે છે. લોકોની માગણીઓ કરતાં પોતાની સગવડ અને હોદ્દાના ક્રમ પોતાના અભિપ્રાયો અને મતદર્શનનું મહત્વ તેઓ વધારે સમજે છે. તેઓ આટલેથી જ પોતાનું કાર્ય સમાપ્ત નથી કરતા પણ દર વર્ષે ઘણો વખત ટેકરીઓપર શાંત જગામાં રહેવામાં ગાળે છે એ બાબત હિન્દી વર્તમાન પત્રોને ખાસ મહત્વની લાગે છે. અને તે પર ઘણી પ્રબળ અને વેગભરી ચર્ચાઓ થયેલી છે. આથી સરકાર અને લોકો વચ્ચે ભિન્નત્વ ઉત્પન્ન થાય છે અને લોકસમૂહની સમભાવશીલ લાગણીઓમાં સ્ખલન થાય છે. જ્યારે આ બાબત પર તેમને પૂછવામાં આવે છે ત્યારે તેઓ જણાવે છે કે શાંત સ્થળો પર વાયુ લ્હેરીઓના આવજાવથી મગજમાં શાંતિનું રાજ્ય પ્રસરેલું રહેછે અને મગજની શાંતિને લીધે તેઓ બહુ સારી રીતે કામ કરી શકે છે અને તેથી જનસાધારણના હિતને વધારે ફાયદો થાય છે. આ દલીલનું બારીક નિરીક્ષણ કરતાં તે કેટલે દરજ્જે સત્ય છે તે સમજવું સહેલ પડશે. વાસ્તવિક રીતે જોતાં ત્યાં કાંઇ નજીવુંજ કામ થય છે. ટેકરીઓ પર મોજમઝાથી જ કામ કરાય છે તે દરમ્યાન તેમના પગાર ચાલુ રહે છે. કિન્તુ એ તો સત્ય છે કે સ્વાર્થસિદ્ધિના પ્રશ્ન આગળ દરેક વ્યક્તિ નિષ્પક્ષપાત ન્યાય વિશે નથી નીવડતી. લગભગ અડધા વર્ષ સુધી તેઓના પ્રજાથી નોખા પડવાના કારણથી લોકોના તેમના પ્રત્યે અભાવની વૃત્તિએ ઉત્પન્ન થાય છે. અને તેથી સરકારને પણ આનો ચેપ લાગે છે અધિકારીઓની વર્તણુક સાધારણ રીતે મઠના ધર્માધિકારીઓ જેવી છે. સાધારણ પંક્તિના સાધુઓ હમેશાં લોકસમૂહમાં રહે છે એટલે તેમને લોકહિતાહિતનું વધારે જ્ઞાન હોય છે પણ મહાન ધર્માધિકારીઓ જેઓ લોકસમૂહથી નિરાળા રહે છે તેમને પોતાના મઠના ઉત્કર્ષ વિના બીજું કાંઇ કર્તવ્ય વધારે પ્રિય નથી હોતું. લોકસમૂહની ઇતરાજી અથવા અસંતોષની લાગણીઓ સાધુઓ તરફ નથી હોતી. પણ ધર્માધિકારીઓ પરજ હોય છે. હિન્દી વર્તમાનપત્રો સીમલાના અધિકારીઓને ધર્માધિકારી સત્તાક મંડળ—Hierarchye ના સબ્યો કહે છે તેમાં લેશમાત્ર પણ અતિશયોક્તિ નથી. અધિકારી શાસન અને ધર્માધિકારી શાસનમાં કાંઇ ભિન્નત્વ માલમ પડતુંજ નથી.

બીજી કનિષ્ઠ બાબતો તરફ વળતાં સરકારી અમલદારો ગામડાઓનાં મુસાફરી દરમ્યાન વાપરતા બંગલા અને નિવાસસ્થાનો બાબતપર કાંઇ વિવેચન કરવું આવશ્યક છે. આ નિવાસસ્થાનો ઘણું કરીને જીલ્લા કરોના ફંડમાંથી બંધાયેલા હોય છે. આ ફંડના કર ભરનારાઓના કેળવણી તરફ રૂપીઆ ન ખરચાતાં અધિકારીઓની સગવડને માટે આવા ફંડના નાણાંનો વ્યર્થ વ્યય કરવામાં આવે છે. તેના પર વાસ્તવિક રીતે જોતાં મુસાફરોનો હક્ક છે. મુસાફરોની સગવડને માટે જ તે બાંધવામાં આવેલા છે. તાંજોરની ડીસ્ટ્રીક્ટ કાઉન્સિલને ધન્યવાદ છે કે તેણે એક વખતે આવા નકામા ખર્ચનો બોજો ઉઠાવવાને ઘસીને ના પાડી હતી. આનું અનુકરણ દરેક બોર્ડોએ કરવું શું આવશ્યક નથી?

આ સિવાય હિન્દી રાષ્ટ્રીય પરિષદ અને વર્તમાન પત્રોનો પ્રશ્ન ન્યાય અને કારોબારી ખાતાને છુટા પાડવાનો છે. આ બેની સંયુક્ત ફરજોથી ઘણી ગેરસમજુતી થાય છે, જનસમાજના ન્યાયાધિશો તરફના અભિપ્રાયોમાં ભિન્નત્વ પેદા થાય છે અને તેમનો ન્યાયાધિશો પરથી વિશ્વાસ ઉઠી જાય છે. જ્યારે એકજ વ્યક્તિ પોતાની કારોબારી સત્તાની રૂએ પોતાના જીલ્લામાં અથવા પ્રાંતમાં વ્યવસ્થા જાળવવાને માટે જોખમદાર હોય છે ત્યારે વ્યવસ્થાના માર્ગમાં અવરોધ કરનારા ગુન્હેગારોને સખ્તાઇથી શિક્ષા કરે એમાં કાંઇ નવાઇ નથી. કેટલીક વખત જ્યારે બરોબર સાબીતિ હોય છે અને બરોબર જુબાનીઓ હોય છે ત્યારે અધિકારીઓ કોઇ પણ ન જણાવા જેવા કારણથી પ્રેરાઇ પ્રતિવાદીને ન્યાય ન આપતાં ફરીઆદીના પક્ષમાં નિર્ણય આપે છે. રંગુનમાં એક મુખ્ય ન્યાયાધિશે એક પ્રસંગે એવું જણાવ્યું હતું કે ઉલટો નિર્ણય સરકારને અગવડ કર્તા થઇ પડશે. કેવો સરસ ન્યાય? લૉર્ડ મીન્ટોએ આ બે ખાતાંઓને જુદાં પાડવાને પોતાની સંમતિ દર્શાવી હતી પણ નાણાંની તંગીના સબબથી આ સુધારો થતો અટકી ગયો પણ તે તુરત થશે એમ ધારવામાં આવે છે.

કાઉન્સીલોના વિસ્તાર બાબત અધિકારીઓનો મત અનુદાર હતો. આ દરખાસ્ત વખતે તેઓએ ધુરકીઓ કરવામાં કચાસ રાખી નહોતી પણ હિન્દના સુભાગ્યે તેમની આવી સંકુચિત અને સ્થિતિ ચુસ્ત વૃત્તિઓથી કાંઇ ન નીપજ્યું. આ સુધારા-ને માટે હિન્દ લૉર્ડ મોરલીને સહૃદય આભારી છે. મિ. ગોખલેએ આ કાઉન્સિલોના બંધારણ માટે કાંઇ પણ કરવામાં કચાશ રાખી નહોતી. અધિકારીઓએ આ વિસ્તારને સંકુચિત કરવા ઠરાવો કર્યા પણ તે નિરર્થક ગયા. સને ૧૮૮૩ માં ઇલ્બર્ટ બીલ વખતે જાતીય ભિન્નત્વ અને જાતીય તિરસ્કારની વૃત્તિઓ જેટલી તીવ્ર હતી તેટલી હાલ નથી. જો કે દેશીઓના હાથમાં વધતી જતી સત્તા તેમની આંખમાં કાંકરાની માફક ખુંચે છે પણ હવે હિન્દને માટે સ્વાયત્ત શાસનનો માર્ગ ખુલ્લો અને નિષ્કંટક કર્યા વગર છુટકો નથી નહિ તો હિન્દમાં ભારે અશાંતિ ફેલાશે એમ ધારીને આ અધિકારીઓ અધિકાર પ્રિય વૃત્તિઓની લગામ સાધારણ ઢીલી મુકે એ બનવાજોગ છે. છતાં પણ જાપતાની રાજનીતિ એક તરફ અલાવાય છે અને પ્રજાને બીજી તરફથી મોટી આશાઓ અાપવામાં છે. હિન્દ હવે મુખરૂદ્દગારોમાં વિશેષ વિશ્વાસ રાખે તેમ નથી કારણ કે તે માર્ગે હિન્દને ઘણું ખમવું પડેલું છે. હવે શબ્દોનો અને અધિકારીઓના મુખ સમભાવના ઉદ્દગારોનો અમલ ત્વરિત થાય એમ હિન્દ માગે છે. જાપતાની રાજનીતિ શાંત થયેલી જણાય છે. હિન્દને કાંઇ મહત્વના સુધારાની બક્ષિસો મળશે એવી આશાના અંકુરો હિન્દુસ્તાનના અંતઃકરણમાં લૉર્ડ મોન્ટેગ્યુના ઉદાર ઉદ્દગારોથી અને વડા પ્રધાનના હિન્દની સેવાને માટેના ઉદ્દગારોથી આજ ફુટેલા જણાય છે. પ્રભુ આપણી મહેચ્છાઓ અાપણને અપાવશે અને એ ઉદાર શકિતનું આવવું હિન્દ સફળ અને લાભદાયી ગણશે.

હિંમતલાલ મોહનલાલ શાહ.

# પ્રજા અને રાજકીય ચળવળ.



આપણા દેશની રાજ્યદ્વારી ચળવળ અંગ્રેજી ભણેલા અને પાશ્ચાત્ય વિચારો અને ભાવનાઓમાં રસબસ થયેલાઓમાં જન્મ પામી છે, અને અત્યાર સુધી તેમનાથી જ પોષાઇ છે. એ ચળવળમાં અંગ્રેજી ભાષાથી બીનવાકેફ પરંતુ માતૃભાષાદ્વારા વ્યવહારૂ શિક્ષણ પામેલો પ્રજાનો મોટો ભાગ અત્યાર સુધી જોડાયલો નહોતો અને તે માટે તો એ ચળવળનાં નેતાઓ જ દોષિત છે. કારણ કે અંગ્રેજી નહીં પણ દેશીભાષા જ લખીવાંચી જાણનારાઓના દેશાભિમાન અને દેશભકિત કોઇ પણ રીતે તેમના કરતાં ઉતરતાં નહોતાં, બલ્કે પશ્ચિમની પ્રજાની સરખામણીમાં આપણી પ્રજા તરિકેની ન્યૂનતાઓ કેટલી બધી અને કેટલી મોટી છે. તે ન સમજવાને લીધે તેમની લાગણીઓ પ્રમાણમાં વધારે જ્વલંત હતી અને દેશને ખાતર, નવીન વિચારો સમજવાને, રાજદ્વારી બાબતો ઉપાડી લેવાને, તેઓ તૈયાર હતા. પરંતુ કમનસીબે આપણા નેતાઓની નજર સરકાર તરફ હતી—પ્રજા તરફ નહીં. તેઓ પ્રજાના દુઃખો જાણતા હતા, તે દૂર કરાવવાને તેઓ આતુર હતા, અને તે માટે વખતો વખત સરકારને અરજી કરવા ચુકતા નહીં. પરંતુ તે અરજીઓથી કશું વળતું નહીં અને પ્રજા દુઃખમાં જ સબડતી રહેતી. એ સંજોગોમાં શું કરવું તે તેમને સુઝતું નહીં. સાધારણ રીતે તેઓ પોતાના વિચાર-લાગણી દર્શાવી બેસી રહેતા. કોઇ પણ રીતે સરકારને અન્યાયો દૂર કરવાની ફરજ પાડવા જેટલા પ્રજાના દુઃખો તેમને સાલતાં નહીં યા તો પ્રજાબળ વડે તેમ થઇ શકે એટલી તેમને પ્રજામાં શ્રદ્ધા જ નહોતી. પરંતુ આ બાબતમાં પ્રજાનો વાંક કાઢી શકાય એમ નથી. અજ્ઞાન પ્રજા નેતા વગર શું કરી શકે? છતાં પ્રસંગોપાત પ્રજાએ પોતાનો જુસ્સો બતાવી આપ્યો છે. બંગાળના ભાગલા થયા પછી તે રદ કરાવવા તે માટે જે ચળવળ થઇ તે પ્રજાએ ઉત્સાહભેર ઉપાડી લીધી હતી અને અંતે નેતાઓને જશ અપાવ્યો હતો. આપણી બાજુપર ખુદ મુંબઇમાં પણ પ્રજાની લાગણી વિષે શંકા કરવાને કારણ નહોતું. આજથી દસ વરસ ઉપર લો. તિલકને સજા થઇ ત્યારે વિદ્યાર્થીઓ ઉપરાંત કેશરીના વાંચનાર તથા સાંભળનાર મીલ મજુરો અને સાચા દેશભકતોના ઉપાસક મારકીટના કાપડીઆઓએ હડતાળ પાડી પોતાના દેશાભિમાનનો સુંદર પુરાવો આપ્યો હતો. છતાં તેથી આપણા નેતાઓની નજર સરકાર તરફથી પ્રજા તરફ વળી નહોતી આમ કહેવામાં કોઇ પણ જાતની અતિશયોકિત નથી; કારણ કે ત્યાર પછી પણ રાજદ્વારી ચળવળને અંગે જે કંઇ કાર્ય થતું તેમાં પ્રજાને ભાગ લેતી કરવા બલ્કે પ્રજાને ભાગ લેવાની તક આપવા કંઇ પ્રયત્નો થયા નથી. આપણી રાજકીય પરિષદનું કાર્ય તો અંગ્રેજી ભાષામાંજ થાય છે અને હજી હિંદી ભાષા આખા દેશને માટે રાષ્ટ્રીય ભાષા તરિકે સ્વીકારવામાં નથી આવી ત્યાં સુધી તેમ થાય એ સમજી શકાય છે. પરંતુ આપણી પ્રાંતિક પરિષદોના ભાષણો આજે પણ અંગ્રેજીમાંજ થાય છે એ અત્યંત શોચનીય છે. તે ઉપરાંત આપણી ચળવળને હમેશ

મદદ કરનાર છાપાંઓમાં પણ અંગ્રેજીમાં લખાતાં છાપાંઓજ મહત્વના ગણાય છે. મુંબઈમાં ક્રૉનિકલ, મધ્ય પ્રાંતમાં લીડર, બંગાળમાં બંગાળી અને પત્રિકા અને મદ્રાસમાં હિંદુ અને ન્યુ ઇન્ડીઆ રાજદ્વારી બાબતોમાં પ્રજામતના પ્રતિનિધિ તરીકે ગણાય છે. પુનાનું કેસરી તો એક અપવાદરૂપજ છે. વળી પરિષદો અને છાપાંઓ સિવાયની ચળવળ મોટે ભાગે શહેરોમાંજ થતી અને તેમાં પણ અંગ્રેજી ભણેલા વકીલ બેરિસ્ટરોજ આગળ પડતો ભાગ લેતા જોવામાં આવતા અને એ ચળવળને અંગે ભરાતી સભાઓમાં હાજરી આપનારાઓ પણ મોટે ભાગે અંગ્રેજી કેળવણી લેતા વિદ્યાર્થીઓજ હતા. આ સર્વે ઉપરથી એમ જણાય છે કે નેતાઓનો ઉદ્દેશ પ્રજાને તેમના હકો સમજાવવાનો, તેમના દુઃખોનું તેમને ભાન કરાવવાનો અને તે હકો મેળવવા તથા તે દુઃખો દૂર કરાવવા એક થઈ સરકારની સામે લડવાનો નહોતો પરંતુ માત્ર પ્રજાના હકો તથા દુઃખો સરકારના ધ્યાન પર લાવી સરકારની પાસેથી મહેરબાનીની રાહે ન્યાય મેળવવાનો હતો.

આજે દેશસ્થિતિ બદલાઇ ગઇ છે. પરંતુ તે માત્ર યુરોપની લડાઈને લીધે ઉભી થયેલી પરિસ્થિતિને લીધે જ નહીં. ખરૂં છે કે લડાઇ પછી અસાધારણ ફેરફાર થયો છે, લોકોમાં નવો જુસ્સો આવ્યો છે અને રાજકીય સુધારા માટે ભારે ચળવળ થઇ રહી છે. પરંતુ એ ચળવળ આજે માત્ર અંગ્રેજી ભણેલાઓમાં નહીં પરંતુ અંગ્રેજી નહી જાણનારા વેપારીઓ, મહેતાજીઓ, મજુર અને ખેડુતો, માત્ર શહેરમાં જ નહીં પરંતુ નાના ગામડાંઓમાં પણ ચાલી રહી છે અને તે માટે દેશ મહાત્મા ગાંધીજીને આભારી છે. એમનું સાદું જીવન, દેશી ભાષાઓ માટેનો એમનો આગ્રહ, પ્રજા સમસ્ત માટેની એમની લાગણી તથા તેમનામાં એમની શ્રદ્ધા, એ સર્વથી રાજદ્વારી ચળવળને અંગે ઉભા થયેલા નવા પક્ષની નજર પ્રજા તરફ વળી છે. ખાસ કરીને ગયા માર્ચ મહીનામાં ગીરમીટીયા મજુરો સંબંધી જે ચળવળ એમણે દેશના એક નાકાથી બીજા નાકા વેર ચલાવાં હતી, જે રીતે એમણે દેશની તમામ પ્રજાને—શિક્ષિત અશિક્ષિત સ્ત્રી પુરૂષોને—તે બાબતમાં પોતાથી બનતા પ્રયત્ન કરવાને પ્રેરી હતી, અને એમના આ પ્રયાસને ટુંક વખતમાં જે ફત્તેહ મળી હતી, તેથી આજે પ્રજાબળ વડેજ સરકારને મ્હાત કરવાની કાર્યપદ્ધતિ જ સર્વત્ર અનુકરણીય થઇ પડી છે. રાજદ્વારી ચળવળને અંગે અમુક અંશે આપણી બાજુપક એ પધ્ધતિ દક્ષિણમાં પ્રચલીત તો હતીજ; પરંતુ તે આજે મિસિસ બેસંટની હોમરૂલ લીગને પણ પ્રિય થઇ પડી છે. એ સંસ્થાના પ્રયાસને પરિણામે આજે મુંબઇમાં મારકેટ, માંડવી અને કોલાબાનો ગુજરાતી વેપારી વર્ગ ચળવળમાં ભાગ લેતો થઇ ગયો છે એટલુંજ નહીં પરંતુ અસાધારણ ઉત્સાહ અને સ્વાર્થત્યાગથી એ ચળવળને મદદ કરી રહ્યો છે. તે ઉપરાંત આજે ગુજરાતમાં પણ ઠેકઠેકાણે માતૃભાષાદ્વારા આપણા હકો તથા ફરીઆદો સંબંધી જે ચળવળ ચાલી રહી છે અને જે કેટલેક અંશે ખેડુત વર્ગ તરફથી પણ ઉપાડી લેવામાં આવી છે તે પણ એ પ્રેરણાનેજ આભારી છે. આપણા પ્રાંતમાં રાજદ્વારી બાબતોમાં ગુજરાતીઓ અત્યાર સુધી નજીવો ભાગ લેતા હતા પરંતુ આજે ટુંક વખતમાં તે દક્ષિણીઓની બરોબરી કરી શકે બલ્કે તેમને ટક્કર પણ મારે એ સ્થિ-

તિએ પહોંચ્યા છે. આ સવ ઉપરથી જણાય છે કે આપણી પ્રજા નિર્જીવ કે નિર્માલ્ય નથી. તેને પણ બીજી પ્રજાઓની માફક દેશને માટે લાગણી છે અને દેશના હિતને માટે, દેશના ગૌરવને માટે મહેનત કરવા ભોગ આપવા પણ તૈયાર છે. માત્ર નેતાઓની ન બચાવી શકાય એવી બેદરકારી કે અશ્રદ્ધાને લીધે જ તે વર્ષો સુધી મૃતપ્રાય જેવી પડી રહી હતી. પરંતુ મહાત્મા ગાંધી જેવા સાચા દેશભક્ત અને નેતાની પ્રેરણાથી આજે તે સતેજ થઇ હિંદનું ભવિષ્ય ટુંક વખતમાં ઉજવળ કરવાની આશા આપે છે.

દેશનો વેપારી, મજુર અને ખેડુત વર્ગ અત્યાર સુધી રાજદ્વારી ચળવળથી વિમુખ હતો તે આજે તેમાં ભાગ લેતો થયો છે અને તે માત્ર તેમની દેશભક્તિને લીધે જ. આજે આપણો દેશ પરાધીન છે, દુનિયામાં બીજી પ્રજાઓ જે હકો ભોગવે છે તે આપણી પ્રજાને મલ્યા નથી, તથા આપણને આપણા દેશમાં જ ઓશીઆળા થઇ રહેવું પડે છે, એ વિચારથી દુભાઇને દેશની સ્થિતિ સુધારવાના કામમાં પોતાના ફાલો આપવા તેઓ બહાર પડયા છે અને તે અત્યંત સ્વાભાવિક છે. વળી તેઓ જાણે છે કે દેશમાં દારિદ્રય, દુકાળ, રોગ અને અજ્ઞાન પ્રવર્તે છે તે પણ દૂર કરવાને રાજ્યતંત્ર પ્રજામતને આધીન થાય એ જરૂરનું છે. પરંતુ તે સાથે એ વર્ગોમાંના દરેકને પણ હાલના રાજ્ય કારભારથી અનેક અન્યાયો, અનેક દુઃખો ખમવાં પડે છે એ સર્વે તેમની જાણમાં આવે, તેમના હક્કોનું તેમને ભાન થાય અને તે હક્કો મેળવવાને માટે હાલની ચળવળ કેટલી જરૂરની છે તે તેમને સમજાય તો તે ચળવળ તરફ તેઓ કેવળ દેશભક્તિથી જે સહાનુભૂતિ દર્શાવે છે તેને અનેરૂ બળ મળે. એ વિચારથી એ વર્ગોને હાલ ખમવા પડતા અન્યાયો તથા દુઃખો સંબંધી થોડીક હકીકત અત્રે આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

## વેપારી વર્ગની ફરિયાદો.

આપણા દેશમાં અંગ્રેજ ઉપરાંત અનેક પરદેશી પેઢીઓ વેપાર ચલાવે છે, અને જ્યારે તેમને સર્વેને તેમના વ્હેપાર માટે ખાસ સગવડ તથા લાભો મળે છે ત્યારે આપણા દેશી વેપારીઓને, તેમની ચામડીના વર્ણને લીધે કે પછી પરાધીન પ્રજા હોવાને લીધે અનેક અન્યાયો સ્હેવા પડે છે. આ અન્યાયોથી સૌ કોઇ પોતાના અંગત અનુભવથી કે પછી વેપારીઓની કડવી વાતોથી માહીત તો હશેજ. છતાં નીચે આપવામાં આવેલી રૂપરેખાથી તે અન્યાયો કેટલાં અસહ્ય છે તે સમજાશે.

**કાચો માલ મેળવવાના સંબંધમાં:**—૧. ખાણ—ખનીજ પદાર્થોને માટે તપાસ કરાવવાને તથા ખાણો ખોદી તે બહાર કાઢવાને માટે પરવાનગી મેળવવામાં હિંદી વેપારીઓને અનેક મુશ્કેલીઓ પડે છે અને તેના પુરાવામાં એટલું જ જણાવવું બસ છે કે હિંદુસ્તાનની ખાણોનો મોટો ભાગ હાલ યુરોપીયનોને હાથ છે.

૨. **જંગલો:**—લાકડાં, છાલો કે હુન્નરઉદ્યોગને માટે ઉપયોગી થઇ પડે એવા પદાર્થો સરકારી જંગલોમાંથી મેળવવાને માટેના પરવાના યુરોપીયનો કરતાં દેશીઓનો લાગવગ કમી હોવાને લીધે દેશીઓને મેળવતાં ઘણી મુશ્કેલી પડે છે.

**૩. કાચા માલની ખરીદી:**—દેશની અંદરના ભાગમાં કાચા માલની ખરીદીને માટે બેંકો, રેલ્વે અને ઘણીએકવાર સરકારી અમલદારો યુરોપીયન પેઢીઓના માણસોને ખાસ મદદ આપે છે જ્યારે તેવી મદદ હિંદીઓને મળતી નથી.

**મજુરો મેળવવાના સંબંધમાં:**—ખેતી સિવાયના ઉદ્યોગોમાં યુરોપીઅનો જ સૌથી વધારે માણસોને રોકે છે. રેલ્વે, ખાણો, ચહા, કૉફી ગળી વગેરેના ખેતરો અને કલકત્તાની જુટ મીલો સઘળાં હાલ યુરોપીઅનોના જ હાથમાં છે. અને તેમને તેમના ઉદ્યોગોને માટે અસંખ્ય માણસોની જરૂર પડે છે; તે માણસો મેળવવામાં સરકાર તેમને ઘણી મદદ કરે છે. જ્યારે દેશી ઉદ્યોગોને માટે મજુરો મેળવવામાં પડતી મુશ્કેલીના સંબંધમાં સરકાર કશું કરતી નથી એવી આપણા વેપારીઓની ફરીઆદ છે. વળી મજુરોના લાભ સાચવવા માટે ઘડવામાં આવેલા કાયદા કાનુનોના અમલમાં પણ દેશી અને યુરોપીઅનોના ઉદ્યોગો વચ્ચે ભેદ થતો જણાવવામાં આવે છે.

**વ્યવહાર (કમ્યુનિકેશન):**—૧. **પોસ્ટ અને તારખાતું:**—પ્રજાને પૈસે ચાલતા પોસ્ટ અને તારખાતામાં પણ દેશી અને યુરોપીઅનો વચ્ચે ભેદ થતો જોવામાં આવે છે. વિલાયત તથા પરદેશના મેલના કાગળો વહેંચવામાં અસાધારણ સંભાળ લેવાય છે જ્યારે દેશની અંદરની દેશી પેઢીઓના કાગળોના સંબંધમાં તેમ થતું નથી. આનો પુરાવો તો થોડાક વખત ઉપર મુંબઇના પોસ્ટલ ખાતામાં પડેલી હડતાળને પ્રસંગે પ્રજાને મળ્યો હતો. એ ખાતામાં થઇ રહેલી અસાધારણ ગેરવ્યવસ્થા છતાં યુરોપીઅન પેઢીઓને તેમના કાગળો સાધારણ રીતે નિયમસર મળ્યા જતા હતા જ્યારે દેશી પેઢીઓને તેમની હુંડીઓ તથા અગત્યના કાગળો ગેરવલ્લે જવાથી અનેક મુશ્કેલીઓ ખમવી પડી હતી.

**૨. રેલ્વે:**—માલ અને ઉતારૂઓના સંબંધમાં રેલ્વેનો કારભાર જે વર્ણભેદ કરે છે તેથી પ્રજાનું દિલ એટલું તો દુભાયું છે કે તે વિષે જાહેરમાં પણ ચર્ચા થઇ રહી છે. ઉતારૂઓના સંબંધમાં સૌ કોઇ જાણે છે કે જ્યારે ગમે તેવા સાધારણ ગોરાને ટ્રેનમાં જગ્યા મેળવી આપવાને માટે અમલદાર વર્ગ આતુર હોય છે ત્યારે શ્રીમંત પણ દેશી વેપારીની કોઇ દાદ ફરીઆદ લેતું નથી. અને છતાં રેલ્વે ખાતાની નાણાં સંબંધી જવાબદારી હિંદી કર આપનારઓનોજ માથે છે. માલ લઇ જવા લાવવાના સંબંધમાં રેલ્વે ખાતાના દર દેશી ઉદ્યોગને નુકશાન કરે તથા પરદેશથી તૈયાર થઇ આવેલા માલને ઉત્તેજન આપે એવા છે. દાખલા તરીકે મધ્ય પ્રાંતમાંથી કલકત્તા કે મુંબઇ બીઆં કે અનાજ લઇ જવાનો દર તેલ કે આટા કરતાં ઓછો છે. રેલ્વે કારભારનાં સંબંધમાં હિંદી વેપારીઓની ફરીઆદ સાંભળવા વિલાયતના રેલ્વે કમીશનર્સ જેવા સ્વતંત્ર માણસોની સંસ્થા નથી અને તેથી તે સહેલાઇથી દૂર થાય એમ દેખાતું નથી.

**ન્યાય અને લવાદનામાં:**—ન્યાયની અદાલતોમાં યુરોપીઅન પેઢીઓના ચોપડાઓને દેશીઓના કરતાં વધારે વજન આપવાનું વલણ પડી ગયું છે અને તેથી યુરોપીઅન અને દેશી વચ્ચેના કજીઆઓમાં ઘણીવાર દેશીઓને અન્યાય થાય છે. વેપાર

સંબંધી ટંટાઓમાં કજીઆઓનો ફેંસલો લવાદોથી થાય છે પરંતુ આ લવાદોની નીમણુક તથા તેમનું કાર્ય તે ધંધાને લગતાં વેપારી મંડળોના નિયમ અનુસાર થાય છે. એ મંડળો મોટે ભાગે યુરોપીઅનોના હાથમાં વર્ષો થયાં જઇ પડયાં છે અને તેમના કારભારથી દેશીઓને ઘણીવાર અન્યાય થાય છે એવું લોકોનું માનવું છે. મુંબઇના રૂના વેપારીઓના મંડળનો ઇતિહાસ આ બાબતમાં એક અગત્યના દાખલા સમાન છે.

**ઈન્કમટેક્ષ, કસ્ટમ,** એકસાઇઝ પોર્ટ વગેરે ખાતાંઓમાં પણ દેશી વેપારીઓને યુરોપીઅન વેપારીઓ જેટલી સગવડ મળતી નથી.

**બેંકો:**—બેંકોનો વહીવટ પણ દેશી વેપારીને થતા અન્યાયનો એક વધુ દાખલો છે. દેશની આયાત નિકાશની નાણાં સંબંધી વ્યવસ્થા એકસચેંજ બેંકો તરફથી થાય છે અને જો કે એ બેંકામાં મોટે ભાગે દેશી નાણુંજ જમા થાય છે છતાં તેઓ તેમના યુરોપીઅન ઘરાકોના ઉપર વધારે વિશ્વાસ મુકે છે અને તેમને દેશીઓના કરતાં વધારે સગવડ કરી આપે છે. દાખલા તરિકે આયાત થતાં માલના સંબંધમાં માત્ર ગણી ગાંઠીજ દેશી પેઢીઓને પૈસા પહેલેથી આપ્યા સિવાય કાગળીઆંઓ મળે છે જ્યારે બાકીના સર્વેને તો પૈસા પહેલેથી જ આપવા પડે છે, પરંતુ સર્વે યુરોપીઅન વેપારીઓને આ સગવડ સહેલાઇથી મળે છે. પરદેશ જતા માલનો વેપાર પણ આવીજ રીતે હિંદીઓના હાથમાંથી પરદેશીઓના હાથમાં ઘસડાઇ જાય છે.

**ઇલાકાની બેંકો:**—ઇલાકાની બેંકો સરકારી નાણાંનો મફત ઉપયોગ કરે છે છતાં મુંબઇ સિવાય બીજે કોઇ પણ ઠેકાણે એ બેંકોના ડિરેકટર તરિકે હિંદીને નીમવામાં આવતો નથી. આ બેંકોમાં પણ દેશી નાણું જ જમા થાય છે છતાં દેશીઓને મળતા લાભો યુરોપીઅનના પ્રમાણમાં નજીવા છે.

**મ્યુનિસિપાલીટી, રેલ્વે, સ્ટોર્સ અને લશ્કરી ખાતું વગેરે સંબંધીના કોન્ટ્રાકટો:**—મ્યુનિસિપાલીટી તથા લશ્કરી ખાતાંને માલ પુરો પાડવાના કોન્ટ્રાકટો બને ત્યાં સુધી યુરોપીઅનોનેજ આપવામાં આવે છે. અને યુરોપીઅન ન હોય ત્યારે જ દેશી વેપારીને તેનો લાભ મળે છે.

**એલચી ખાતું:**—એ ખાતું વિલાયતની બૉર્ડ ઓફ ટ્રેડના હાથમાં છે અને એમાં હિંદી સરકારનો કંઇ પણ અવાજ નથી. એ ખાતાને અંગે પરદેશમાં નીમાયેલા માણસો હિંદી હોતા નથી એટલું જ નહી પરંતુ હિંદના લાભના બચાવને માટે કામ પણ લાગતા નથી. દાખલા તરિકે જાપાનમાં જાપાનીસો જોડે વેપાર સંબંધી ટંટો થતાં હિંદીને સરકાર તરફથી કંઇ પણ મદદ મળતી નથી. હિંદીવાનો કેટલા નિરાધાર અને પરાધીન છે તે તો તેમના દુનિયા સાથેના વેપાર સંબંધમાં જણાઇ આવે છે.

**વેપાર સંબંધી રાજ્યનીતિ:**—સરકારની ખુલ્લા દરવાજાની વેપાર સંબંધી રાજ્યનીતિથી હિંદના વેપાર તથા વેપારીઓને ઘણું ખમવું પડયું છે એ સૌ કોઇ જાણે છે. બ્રિટનના સંસ્થાનો વેપાર ઉદ્યોગની બાબતમાં તેમને અનુકૂળ પડતી રાજ્યનીતિ અખત્યાર કરે છે જ્યારે માત્ર હિંદમાંજ વિલાયત પોતાને માફક આવતી રાજ્યનિતિનો અમલ કરે

છે. લેંકેશાયરના રૂના ઉદ્યોગના લાભાર્થે હિંદુસ્થાનમાં નંખાયેલી રૂની જકાતથી આપણને ઘણું ખમવું પડયું છે. અને આજે જો કે તે દૂર કરવામાં આવી છે છતાં તેથી થયેલો અન્યાય ભૂલાય એમ નથી. વળી એજ વેપાર સંબંધી રાજ્યનીતિથી આપણા દેશમાં ખાંડના ઉદ્યોગનો પણ નાશ થયો છે. પરદેશી સાકરની હરિફાઇથી દેશના કારખાના નાશ ન પામે તે માટે પરદેશી સાકર ઉપર જકાત નંખાઇ નથી એટલુંજ નહીં પરંતુ એ ઉદ્યોગને માટે વેપારીઓને જમીન વગેરે સંબંધી જે મદદ મળવી જોઇએ તે મળી નથી. બ્રિટીશ સરકાર માટે એમ કહેવામાં આવે છે કે તે વેપાર રોજગાર કે હુન્નર ઉદ્યોગની બાબતમાં વચ્ચે પડવા માંગતી નથી પરંતુ તે સર્વાંશે સત્ય નથી. તે આજે કોલસાની ખાણો, લોખંડના કારખાનાઓ, રેલ્વે, વગેરે લઇ લે છે. તે રંગના કારખાનાને આજે મુંડી પુરી પાડે છે. અને ખુદ હિંદમાં પણ બ્રિટીશ કૉટન ગ્રોઈંગ એસોસીએશનને લાંબા તારનું રૂ ઉગાડવાને અનેક સગવડો કરી આપે છે. એટલે સાધારણ રીતે ગોરી પ્રજાના લાભ માટે સરકાર પોતાની કહેવાતી વેપારી રાજ્યનીતિમાં ફાવે તેમ ફેરફાર કરે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પરંતુ આ બાબતમાં તો રૂની જકાત વગેરે સંબંધી ચાલેલી ચળવળથી પ્રજામત સારી રીતે કેળવાયલો છે અને તેથી જ વેપાર સંબંધી રાજ્યનીતિ પ્રજામતને આધીન રહે એમ તે ઇચ્છે છે.

**કરંસી પોલીસી:**—સરકારની કરંસી અને એકસચેંજ પોલીસીથી વેપારી વર્ગને જે ખમવું પડે છે તે લંબાણથી આપી શકાય એમ નથી પરંતુ નીચેની બાબતો ઉપર ખાસ ધ્યાન ખેંચવાની જરૂર છે.

૧. વટાવનો દર—એકસચેંજ રેઇટ સ્થાયી રાખવાને માટે ખાસ કાળજી રાખય છે અને તે માટે યોજાયેલા ઉપાયોથી દેશમાં ભાવતાલ ઉપર ગમે તેવી માઠી અસર થાય તોપણ પરદેશી વેપારીઓના લાભમાં એકસચેંજમાં ઝાઝો ફેરફાર થવા દેવામાં આવતો નથી.

૨. પરદેશી વેપારીઓની સગવડને માટે કાઉન્સિલ બીલો છુટથી વહેંચવામાં આવ્યાં હતાં જો કે તેથી હિંદી તીજોરીને નુકશાન ખમવું પડયું અને હિંદમાં સોનું આવતું અટક્યું.

૩. ચીન સાથેજ વેપાર કરતાં વેપારીઓને નુકશાન થવા છતાં ચાંદી ઉપર ભારે જકાત નંખાઇ.

૪. હિંદી સરકારના વગર કારણે વિલાયતમાં રાખવામાં આવતાં નાણાં એકસચેંજ બેંકોને તથા બ્રિટીશ વેપારીઓને સસ્તે દરે આપવામાં આવે છે; જ્યારે હિંદનું નાણાં બજાર નાણાંની તંગીને લીધે હંમેશાં અગવડ ભોગવતું રહે છે.

૫. ચાંદીના ભાવો વધવાથી સરકારને એકસચેંજનો દર વધારવો પડયો છે અને તેથી હિંદના નિકાશને વગર કારણે ભારે ધોકો પહોંચ્યો છે.

ટુંકમાં સરકારની નાણાં સંબંધી રાજ્યનીતિ ઢંગધડા વગરની છે અને તેથી દેશને ઘણું ખમવું પડયું છે.

## મજુરોના દુઃખો.

મજુરોની સ્થીતી માટે કેવળ સરકારનોજ વાંક કાઢી શકાય એમ નથી કારણ કે આપણા દેશના શ્રીમંતો કે જેમના કારખાના વગેરેમાં જે સેંકડો મજુરો કામ કરે છે તેમને પણ અનેક દુઃખો ખમવાં પડે છે અને તે દુઃખો દૂર કરવા માટે તેમના તરફથી કંઇ પણ પ્રયત્ન થતા નથી. છતાં કેટલેક અંશે તે સ્થિતિ આપણા રાજ્યતંત્રને પણ આભારી છે એમ કહી શકાય. બીજા સુધરેલા દેશોમાં સરકાર ગરીબ અને નિરાધાર મજુરોની સ્થિતિ અસહ્ય થતી અટકાવવા અનેક ધારાઓ બાંધે છે, તથા ખાસ અમલદારો નીમી તે ધારાઓનો અમલ થાય છે કે નહિ તે વિષે અસાધારણ ચોકસી રાખે છે. પરંતુ આ દેશની સરકાર એ બાબતમાં પ્રમાણમાં બેદરકાર છે. આનું એક કારણ તો એ કહેવાય છે કે હાલ દેશમાં કામ કરતાં મજુરો મોટે ભાગે યુરોપિયન પ્રજાના હાથ નીચેજ છે. રેલ્વેના કારખાનાઓ, બંગાળની જુટ મીલો, કોલસા વગેરેની ખાણો, ચાહ, કૉફી, ગળી વગેરેના બગીચાઓ, યુરોપિયન માલીકીના અથવા તો યુરોપિયન ઉપરીના હાથ નીચે હોય છે અને તેમના તરફથી કંગાળ કાળા મજુર ઉપર થતા જુલમ તરફ અધિકારીઓનું ધ્યાન ક્યાંથી ખેંચાય? આ કથન કદાચ અતિશયોક્તિ ભરેલું લાગે પરંતુ તે સત્યથી વેગળું નથી. કારણ કે આપણે જાણીએ છીએ કે બંગાળના જમીનદારોના જુલમમાંથી ખેડુત વર્ગને બચાવવાને સરકાર ટેનન્સી એકટ ઘડવા અચકાઇ ન હોતી તેમજ લેંકેશાયરના મીલવાળાઓના પોકારને માન આપી તેમની હરિફાઇ કરતી મુંબઇની મીલોના મજુરો વધારે કલાક કામ ન કરે તે માટે ફેકટરી એકટ ઘડવાની તેણે જરૂર જોઇ હતી. પરંતુ આસામના ચાહના બગીચાઓ કે બિહારનાં ગળીના ખેતરોમાં મજુરો અને ખેડુતો ઉપર થતા જુલમને માટે તેને કંઇ પણ પગલાં લેવાની જરૂર જણાઇ નહોતી અને મહાત્મા ગાંધીએ બિહારમાં તપાસ શરૂ કરી ત્યારે પણ તેમની સાથે મળીને કામ કરવાને બદલે ઉલટું તેમને ત્યાંથી હાંકી કાઢવાની વૃત્તિ થઇ આવી હતી. આ ઉપરથી સહેજે સમજાશે કે અધિકારી વર્ગ જો કે પોતાને ગરીબ પ્રજાના બેલી તરીકે ઓળખાવે છે છતાં તેમને તેના સુખદુઃખ માટે સહેજ પણ ચિંતા હોય એમ જણાતું નથી.

જો દેશમાં અધિકારીઓને તેમની આંખ આગળ વસતા મજૂરોની સ્થિતિ સંબંધી કાળજી ન હોય તો પછી દૂર દેશ જતા હિંદી મજૂરોની સ્થિતિ સંબંધી તેઓ બેદરકાર રહે એમાં નવાઇ શી? બ્રિટીશ સંસ્થાનોને તેમની ખાણો, ખેતરો કે બગીચાઓ માટે જોઇતા મજૂરો હિંદમાંથી ગમે તેમ એકઠા કરી મોકલી આપ્યા પછી, ત્યાં તેમના શા હાલ થાય છે તે જોવાની જરૂર શી? અને એ બાબતથી તો ખુદ હિંદી પ્રજા પણ વરસો સુધી અજ્ઞાન હતી. પરંતુ જ્યારથી મહાત્મા ગાંધીજીએ પરદેશમાં વસેલા હિંદીઓના હક્કો માટે લડત ચલાવી, કરારનામાથી પરદેશ મજૂરો મોકલવાની પદ્ધતિની બદીઓ તરફ પ્રજાનું ધ્યાન ખેંચ્યું, ત્યારથી હિંદી પ્રજા પોતાના પરદેશ જતા કે પરદેશમાં વસેલા ભાઇઓને માટે પોકાર ઉઠાવી રહી છે અને એ પોકારની સરકાર પર અસર પણ થવા પામી છે. છતાં સરકારને મજૂરોના સુખદુઃખ કરતાં

સંસ્થાનોના વેપાર ઉદ્યોગ માટે વધારે કાળજી છે એમ કહેતાં અમે અચકાતા નથી કારણ કે ફીજી ટાપુમાં હિંદી મજુરો મોકલવાનું બંધ થયા પછી પણ તે નવીન પદ્ધતિસર ફરીથી સંસ્થાનોમાં મજુરો મોકલવાની ઇચ્છા રાખે છે.

આ વિવેચનથી એમ કહેવાનો આશય નથી કે સરકાર મજુરોને દુઃખી જોવા ઇચ્છે છે પરંતુ માત્ર એટલુંજ કે હિંદી સરકાર બીજા દેશોની સરકારની માફક મજુરોના હિતને માટે કાળજી ધરાવતી નથી એટલે ગોરા અને કાળા શ્રીમંતો મજુરોને ફાવે તેમ રગડે છે અને તેમાં પણ ગોરાઓ પોતાના વર્ણ તથા સત્તાના પ્રભાવને લીધે વધારે છુટ લઇ શકે છે. જો સરકાર પ્રજામતને આધીન હોય અને પ્રજામાં અમે શ્રીમંત અને ગરીબો સર્વેનો સમાવેશ કરીએ છીએ તો મજુરો ઉપર જુલમ ન થાય તથા તેમની પાસેથી યોગ્ય શરતેજ કામ લઇ શકાય એવા કાયદાઓ ઘડાય અને એ કાયદાઓનો સંતોષકારક રીતે અમલ થાય તે માટે પણ ચોકસી રખાય.

## ખેડુતોનાં દુઃખો.

ખેડુતોના દુઃખો વેપારીઓને ખમવી પડતી મુશ્કેલીઓ કે મજુરો ઉપર થતા જુલમ કરતાં વધારે અગત્યનાં છે અને તે એટલાજ માટે કે આપણા દેશની પ્રજાનો એંશી ટકા જેટલો ભાગ ખેડુતોનો જ બનેલો છે.

ખેડુત એજ દેશની પ્રજા છે અને જો આપણે દેશની આબાદી, દેશની ઉન્નતિ ઇચ્છતા હોઇએ તો તે આપણા ખેડુતોને દારિદ્રયમાંથી બહાર લાવીને તેમને સુખી અને સબળ બનાવીને જ સાધી શકીશું. પરંતુ એ સાધ્ય આજે તો ઘણું દુર લાગે છે. ખેડુતોની હાલની સ્થિતિ અત્યંત શોકજનક છે. આપણા દેશનો ખેડુત અસહ્ય બોજા નીચે દબાઈ ગયેલો છે.

(૧) પ્રથમ તો તેના ઉપર મહેસુલનો બોજો અત્યંત ભારી છે, તેની ઉપજના પ્રમાણમાં તેની પાસેથી લેવાતો કર બીજા કોઇ પણ દેશના કરતાં વધારે છે સ્વ. ગોખલેએ એમના એક બજેટના ભાષણમાં જણાવ્યું હતું કે વિલાયતને માટે એ પ્રમાણ ૮.૩, ફ્રાન્સને માટે ૪.૮, જર્મની ૩.૦, ઑસ્ટ્રીઆ ૪.૯, બેલ્જીઅમ ૨.૮, ત્યારે હિંદને માટે તે મોટે ભાગે ૧૫ થી ૨૦ જેટલું હતું.

(૨) મહેસુલના બોજા ઉપરાંત એમણે જે બીજી વાત જણાવી હતી તે એ હતી કે હિંદમાં ખેડુત પાસે મુડી નથી, તેની આંટ પણ અત્યંત નજીવી છે, અને તેથી તે તેની જમીનમાંથી જોઇએ તેટલું ઉપજાવી શકતો નથી. તેની જમીનની ઉપજ દિવસે દિવસે ઘટતીજ જાય છે, તે દર એકરે માત્ર આઠ કે નવજ બુશલ છે એટલે કે દુનિયાના બીજા દેશોની સરખામણીમાં તે સૌથી ઓછી છે.

(૩) વળી ખેડુતને સરકારની નાણાં સંબંધી રાજનીતિથી પણ ઘણું ખમવું પડયું છે. રૂપાની કીંમત ઘટતાં તેની બચાવેલી નજીવી મત્તાની કીંમત પણ ઓછી થઇ છે.

(૪) જંગલોના કેટલાક મોટા ભાગ સરકારી રાજ્યનીતિ અનુસાર બંધ કરેલા હોવાથી ઢોરો ચરાવવાની અસહ્ય મુશ્કેલીઓ પડતી જાય છે તે તરફ અમલદારોનું ધ્યાન ખેંચાયા છતાં તેનું નિવારણ કરવામાં આવતું નથી.

(૫) તે ઉપરાંત તેમની મજુરી—તેમની ખેતીના પરિણામનો આધાર વરસાદ ઉપર રહેલો છે. અને વરસાદ વખતસર જોઇતા પ્રમાણમાં ન આવતાં તેની મહેનત વ્યર્થ જાય છે; અને વગર દોષે તે તથા તેનું કુટુંબ દુકાળનો ભોગ થઇ પડે છે. આ દુઃખમાંથી ખેડુતોને બચાવવાને માટે નહેરો અને કુવાઓની સર્વત્ર વ્યવસ્થા થવી જોઇએ. પરંતુ તે માટે હાલનું રાજ્યતંત્ર પૂરતા પૈસા ખરચતી નથી. આ સંબંધમાં પટેલ બન્ધુનાં તંત્રીના ગયા અંકની ટીકા તરફ અમે વાંચકનું ધ્યાન ખેંચીએ છીએ. તેઓ લખે છે કે :—

“ કુદરતનાં તત્ત્વોને પોતાને આધીન કરી તેની પાસે માણસ જાતની સેવા કરાવવાના આ જમાનામાં પણ હિંદનો ખેડુત કુદરત ઉપર જ આધાર રાખતો, વરસાદની ફાટે ડોળે વાટ જોતો બેસી રહે છે. દર ત્રીજે ચોથે વર્ષે દુષ્ટ દુકાળ ડોળા ઘુરકાવતો દેખા દે છે અને હજારો ઢોરઢાંક અને માણસોનો પ્રાણનો બલિ લે છે. તેનાથી બચવાને નહેરો અને જળાશયોની જાળ દેશમાં પથરાઇ ગઇ હોય તો કેટલા અનર્થો ઓછા થાય? કાઠિયાવાડનું ગોંડલ જેવું ૧૨ લાખની મહેસુલની ઉપજવાળું નાનકડું રાજ્ય પોતાના ખેડુતો માટે કુદરતી ખાસ અનુકૂળતા સિવાયના પ્રદેશમાં પાણીનાં ગંજાવર બાંધકામ અને નહેરો પાછળ તેર લાખ રૂપિયા ખરચી શકે અને પરિણામે છપ્પનના ભયંકર દુકાળ વખતે પણ રાજ્ય તરફથી ખેડુતો એક પાઇની પણ તકાવી લેવા ના પાડે એવી સ્થિતિમાં તેમને મુકી શકે; જ્યારે મોટી નદીઓની અનુકૂળતા અને કરોડોની મહેસુલનાં સાધનવાળા આપણે કુદરતની દયા ઉપર જ જીવીએ !”

(૬) હજી આ દુઃખો જાણે ઓછાં હોય તેમ તેને માથે તેના લેણદારોની ધમકીઓ અને જુલમ ઝઝુમતાં હોય છે. હિંદી ખેડુત જન્મથીજ દેવાદાર હોય છે અને તે તે દેવું ચુકવી શકતો નથી એટલું જ નહીં પરંતુ તે દિવસે દિવસે વધતું જ જાય છે.

(૭) ખરેખર પટેલ બંધુના તંત્રી કહે છે તેમ ખેડુતોના દુઃખોનો પાર નથી અને માત્ર તેના વર્ણનથી સુખી જીવોને તેનો ખ્યાલ આવે એમ નથી. બીજા બધા દેશોના પ્રમાણમાં આ દેશની સરકારની આવકનો મોટો ભાગ ખેડુતો પાસેથી મેળવાયલો હોય છે છતાં સરકારની વ્યવસ્થા, હોંશિયારી કે કાબેલિયતનો લાભ ખેડુતને મળતો નથી. પ્રજાના બીજા ભાગને માટે સરકારી નાણું છૂટથી ખરચાય છે ત્યારે ખેડુતોને ભયંકર દુકાળમાંથી બચાવવાને પુરતા પ્રમાણમાં નહેરો અને તળાવો બંધાવવાને નાણાં મળતાં નથી; વળી શહેરીઓ, શ્રીમંતોને માટે સુંદર રસ્તાઓ બંધાય છે, વેપારને માટે રેલ્વે માટે લાખો રૂપીઆ ખરચાય છે પરંતુ ખેડુતોના વ્યવહારને માટે રસ્તાની જરૂર જણાતી નથી. તેમને તેથી ખમવી પડતી હાડમારીનો ખ્યાલ તો પટેલ બંધુમાંથી લીધેલા નીચેના ઉતારા પરથી આવે છે.

"આપણા રસ્તાઓ જુઓ! રેલ્વે અને મોટરગાડી દોડાવવા કરોડો રૂપીઆના ખર્ચે ચપટી ધૂળ પણ ન મળે એવા રસ્તા બાંધવાના આ જમાનામાં આ દેશના ભીતરમાં પેસીને જુઓ, તો માલમ પડશે કે હિંદની ૨૫ કરોડ ગામડાની પ્રજાના ઉપયોગ માટેના રસ્તાઓની કેવી દુર્દશા છે! ચોમાસું આવે એટલે થોડા અપવાદ બાદ કરતાં લગભગ દરેક ગામોનો વ્યવહાર બંધ! એકબીજા ગામ સાથેનો વ્યવહાર ફરજીઆત તોડવોજ પડે. ગાડાં ચાલવાની વાત તો દૂર રહી પણ પગે ચાલીને પણ ઘણે ઠેકાણે જવું અશકયજ થઇ પડે, કારણ કે નદી, નાળાં કે ખાડી કોતરો છલાછલ ભરાયલાં હોય અને તેના ઉપર હજારે ૯૯૯ દાખલામાં પૂલ જેવું કશું હોતુંજ નથી. ચોમાસામાં આપણું દરેક ગામ કાદવકીચડના મહાસાગરમાં ઉભેલા બેટ જેવુંજ થઇ રહે છે. આવી સ્થિતિમાં પણ આપણને ઘુંટણ જેટલો કાદવ પોંદીને અને છાતીસમા પાણીના વહેળીઆં ઉતરીને વાવણી વગેરેની તક સાચવવા જવુંજ પડે છે. આ દુ:ખોનો ખ્યાલ શહેરોમાં વસનારાઓ કે કોરી મોસમમાં ગામડે ફરવા નીકળતા અમલદાર સાહેબોને કયાંથી આવી શકે? શું ખેડુતોનાં શરીર એવાં વજ્રસમાન ઘડયાં હશે કે તેને દરેક ગામની આસપાસ વિંટળાઇ વળેલાં ગંધાતાં પાણીનાં ખાબોચીઆંની હવાથી મેલેરીઆ લાગુ ન પડી શકે. ઘુટણભર કાદવ પાણીમાં જતાં તેને કાંટા કાંકરા વાગે નહિ કે શરદી પણ થાય? હિંદમાં મેલેરીઆના તાવથી થતાં સંખ્યાબંધ મરણો બતાવે છે કે આ બધું બીજા મનુષ્યોની પેઠે તેમને પણ અસર કરી શકે છે."

(૮) અને એથી પણ વધારે મોટું એમનું દુ:ખ તો અધિકારી વર્ગને માટે કરવી પડતી ગુલામી—વેઠ છે. એમના દુ:ખોથી પ્રજા અજ્ઞાન નથી અને તેની લાગણીના પ્રમાણમાં તે એ દુ:ખો દૂર કરાવવા પોકાર કરી રહી છે, પરંતુ રાજ્યસત્તા પ્રજાના તેમના ચુંટાયલા પ્રતિનિધિઓના હાથમાં આવે ત્યાં સુધી તેમની સ્થિતિમાં સંતોષકારક સુધારો થાય એમ જણાતું નથી.

શિક્ષિત વર્ગમાં જન્મ પામેલી સ્વરાજ્યની ચળવળમાં હાલ જોડાતા વેપારી, ખેડુત અને મજૂર વર્ગોને ખમવાં પડતાં અન્યાયો કે દુ:ખોની આ કાંઇ સંપૂર્ણ યાદી નથી. તેવી યાદી તો એ દુ:ખોના અનુભવવાળા એ વર્ગનાજ સભ્યો આપી શકે, પરંતુ આ ચર્ચા ઉપરથી એટલું તો જણાશે કે હાલના રાજ્યતંત્રથી માત્ર શિક્ષિત વર્ગનેજ ખમવું પડતું નથી. પરંતુ પ્રજાના બધા અંગોને અનેક અન્યાયો સહેવા પડે છે. અને તેનું મુખ્ય કારણ તો એજ છે કે એ રાજ્યતંત્ર, બીજા સુધરેલા દેશોમાં છે તેમ તેમને આધીન નથી. સ્વરાજ્યની ચળવળ દેશનું રાજ્યતંત્ર પ્રજાનું હિત સાચવતુ, પ્રજા મતનેજ માન આપતું થાય તે માટે છે અને હાલની વ્યવસ્થાથી પીડાતા સર્વ પ્રજાજનોને તે વાત સમજાવવામાં આવે, તો તેઓ એ ચળવળમાં ઉત્સાહભેર ભાગ લેતા થાય એમાં સ્હેજ પણ શંકા નથી.

M. S. & S. B.

---

# રશિયાની રાષ્ટ્રીય ચળવળ.

૫

ઇન્સરેકશ્યનીસ્ટ અને ટેરરીસ્ટ—સમસ્ત પ્રજાને તેમના હક્ક સમજાવી તેમની મદદથી રાજ્યતંત્રને તોડી પાડવાના ઇલીગલ્સના પ્રયત્નો નિષ્ફળ જતાં, રાષ્ટ્રિય હીલચાલ ઇન્સરેકશ્યનીસ્ટ (બંડખોરો)ના નામથી ઓળખાયેલા અંતીમ વિચારના રાજપુરૂષોના હાથમાં ગઇ. એમની એવી દૃઢ માન્યતા હતી કે રાજ્યક્રાંતિને માટેની શાંત ચળવળ પોલીસના તથા સત્તાધારીઓના જૂલમને લીધે અશક્ય થઇ પડી હતી, અને તેથી તેમની સામે સખ્ત પગલાં લીધાં શિવાય છુટકો નહોતો. કાવત્રાં રચવાં, ઠેક ઠેકાણે હુલ્લડો કરાવવાં તથા લોહીની નદીઓ વહેવડાવવી એ તેમનાં કાર્યક્રમમાં સૌથી અગત્યનાં ગણાતાં. શરૂઆતમાં એમણે એમનું કામ દક્ષિણમાં પૂર ઉત્સાહભેર ચલાવ્યું, પરંતુ ટુંક વખતમાં પૈસા અને માણસોની તંગી તથા જાહેર પ્રજાની ઉદાસીનતાથી તેમની ખાત્રી થઇ કે તેમણે ઉઠાવેલું કાર્ય તો ચળવળના કરતાં પણ વધારે મુશ્કેલ હતું. આથી તેઓ મધ્યમ વિચારના સુધારકોની સાથે મળીને કામ કરવાની તજવીજ કરવા લાગ્યાં. પરંતુ એ અરસામાં નોરડોવોલ્ટસીના નામથી જણાયેલા અધીરા બંડખોરો એ વિચાર સામે પોકાર ઉઠાવી, તેને બદલે સ્વતંત્ર રીતે સરકારી અમલદારોમાં ત્રાસ વર્તાવી સરકારને ઠેકાણે લાવવાનું સુચવવા લાગ્યા. તેમનો વિચાર એવો હતો કે રાષ્ટ્રિય ચળવળની સામે સૌથી વધારે જુસ્સાથી કામ કરનાર અધીકારીઓને ચુંટી ચુંટીને મારવા જોઇએ, અને સરકારના દરેક જુલ્મી પગલાંનો દેશાભિમાની બંડખોરોએ આ ન્યાયથી જવાબ આપવો જોઇએ. આ બાબત ઉપર નરમ પડી ગયેલા બંડખોરો તથા આ વર્ગ વચ્ચે ઘણી તકરાર થઇ પણ અંતે એ વર્ગે સુચવેલો માર્ગ જ સ્વીકારવામાં આવ્યો. એ વર્ગના વિચારો તેમના તરફથી બહાર પાડવામાં આવેલા એક જાહેરનામામાં બહુ સારી રીતે સમજાવવામાં આવ્યા છે અને તે નીચે મુજબ છે:—

" રશિયામાં રાજ્ય ક્રાંતિને માટેની હીલચાલ " પ્રજામાં જવું " એ નામથી જણાયેલી ચળવળથી શરૂ થઇ. રશિયાના રાજ્યક્રાંતિકારો પ્રથમ એમ ધારતા હતા કે પ્રજા પોતેજ પોતાની સ્વતંત્રતા મેળવી શકે અને તે માટે પ્રજાએ માત્ર સોસીયલીસ્ટ વિચારોજ સમજવાની જરૂર હતી. પરંતુ પ્રજા તેમના આ મિત્રોના વિચારો નહિ સમજી શકવાથી તેની જ સામે થતી જણાઇ. ગુલામગીરીમાં જન્મેલી સંસ્થાઓ નવીન બંધારણના પાયા તરીકે કામ લાગી શકે નહિ, અને ગઇ કાલના ગુલામો જોકે હુલ્લડમાં ભાગ લઇ શકે, તો પણ સમજપૂર્વક રાજ્યક્રાંતિનું કાર્ય કરવાને લાયક ગણાય નહિ એ વાત સાચી ઠરી. દુઃખી હૃદયે રાજ્યક્રાંતિ કારોને કબુલ કરવું પડયું કે પ્રજા ઉપર આશા બાંધવામાં તેઓ ઠગાયા હતા.........આ સંજોગોમાં એક છેલ્લી આશા ઉદ્દભવી, અને તે ડુબતો માણસ તણખલાંને પકડે એ પ્રકારની હતી: ઇશ્વર કરે તો કદાચ થોડાંક

શૂરા સ્વાર્થ ત્યાગી માણસો પોતાના બળેજ રશિયાને તેના જૂલ્મી બંધનમાંથી મૂક્ત કરવાનું મુશ્કેલ કામ પાર ઉતારે. ખરે! એ કાર્ય તેમને પોતાનેજ કરવાનું હતું. કારણ કે બીજો કોઇ માર્ગજ રહ્યો નહોતો. તેમનાથી તે થઇ શકશે? પરંતુ આ સવાલ તેમને માટે હતોજ નહિં. તેમનો આપખુદી સત્તા સામેનો પ્રયત્ન તો દરદીના સારા થવાની સ્હેજ પણ આશા ન હોય ત્યારે ડૉક્ટર જે અસાધારણ ઉપાય યોજે તેના જેવોજ હતો. સરકારી અમલદારોમાં ત્રાસ વર્તાવવો એજ એક રસ્તો બાકી હતો; અને તે હૃદયમાં પૂરાઇ રહેલી લાગણીઓને બહાર પાડવાની તથા સરકારના ઘાતકી જૂલમની સામે થવાની તક આપતો હતો. તે માટે નેશનલ વીલ (રાષ્ટ્ર સંકલ્પ) નામનો પક્ષ ઉભો કરવામાં આવ્યો, અને (તેની પ્રવૃતિને પરિણામે) વરસોસુધી ઇતિહાસમાં નહિં જણાયેલા એવા બનાવો દુનિયાં જોવા લાગી. એ પક્ષના સભાસદોની સંખ્યા તો નજીવી હતી, પરંતુ તેનો જુસ્સો અસાધારણ હતો, અને તેણે એકલે હાથે રશિયાની સમર્થ સરકાર સામે લડત ચલાવી. દેશવટો, જેલ, સખ્ત મજૂરી, કે ફાંસીથી પણ એ રાજ્યક્રાંતિ કારોનો ઉત્સાહ નષ્ટ થઇ શકયો નહિ. આપખુદી કાર્ય, તથા જૂલમના સાથી દૂરાગ્રહી પ્રતિનીધીઓ એક પછી એક તેમના ગોળી બારનો ભોગ થઇ પડવા લાગ્યા......”

એક વરસમાં તો આ પક્ષ તરફથી અનેક ગુનાહો થયા. કીવમાં સરકારી વકીલની જીંદગી લેવાનો પ્રયત્ન થયો, સેંટ પીટર્સબર્ગમાં રાજદ્વારી પોલીસના વડાને ધોળે દિવસે ધોરી રસ્તા ઉપર ઠાર મારવામાં આવ્યો, અને તેની પછી આવનારાની જીંદગી લેવાનો પણ તેવોજ પ્રયત્ન થયો. ખારકોલમાં ગવર્નરને તેના ઘરને જ આંગણે મારવામાં આવ્યો, અને તે ઉપરાંત બીજા અનેક માણસોના જીવ લેવામાં આવ્યા. છતાં આ હીલચાલની ધારેલી અસર થઇ નહિં. ટેરરીસ્ટોની આ પ્રવૃત્તિથી ગભરાઇ નમતું મૂકવાને બદલે અધીકારી વર્ગ ઉલટો વધારે અંતીલો અને જૂલ્મી બન્યો. સને ૧૮૭૮-૯ માં સેંકડો માણસો પકડાયા, અને ખુદ સેંટ પીટર્સબર્ગ માંજ ૨૦૦૦ માણસો પોલીસે હાથ કર્યા. પરંતુ આથી બંડખોરોનું જોર કાંઇ શમ્યું નહિ. તેમણે તો આથી અધિકારીઓને મારવાનું નકામું ગણી, બધા પાપના મૂળ તરીકે ખુદ ઝારનેજ મારવાનો નિશ્ચય કર્યો. અને જો કે તેમના બે ત્રણ પ્રયત્નો નિષ્ફળ ગયા, પણ અંતે ૧૮૮૧ ના માર્ચ મહીનાની ત્રીજી તારીખે તેનો જીવ લીધો. પરંતુ આ પગલાનું પરિણામ તો તેમને માટે ઘાતક નિવડ્યું. ઝારને માર્યા પછી શું કરવું તેનો બંડખોરોને ખ્યાલજ નહોતો, અને તેથી તેઓ ઝારના ખુનનો લાભ લેવાને અશક્તિવાન જણાયા એટલુંજ નહિ પરંતુ ઉશ્કેરાયલા અમલદાર વર્ગના અસાધારણ પ્રયાસથી તેમની પ્રવૃત્તિનો અંત આવ્યો. તેમના કારોબારી મથકો બંધ થયા અને તેમના નેતાઓ પોલીસને હાથ પડ્યા. તેમાંથી ખુનીઓને ફાંસીની સજા થઇ, અને બીજા સેંકડોને જેલ કે દેશબહાર મોકલવામાં આવ્યા.

સોશીયલ ડેમોક્રેટસ અને રેવોલ્યુશનરીસ—આ બનાવ પછી એ હીલચાલ ફરીથી પગભર કરવા પ્રયત્ન થયા પરંતુ તે સર્વે નિષ્ફળ ગયાં. અને એકંદરે સંજોગો એટલા

તો વિકટ હતા કે અમુક એક નિર્ણય ઉપર આવવું પણ મુશ્કેલ થઇ પડયું હતું. પરંતુ કાળે કરીને એ રાજ્યક્રાંતિકારોના વિચારશીલ પક્ષને એમ લાગવા માંડયું કે પ્રજાની અજ્ઞાન દશામાં એ પૂરાણા અને સમર્થ રાજ્યતંત્ર તથા સમાજ બંધારણને એકજ સપાટે તોડી નાંખવા અશકય હતાં, અને તેથી તે માટે વ્યર્થ પ્રયત્ન કરવાને બદલે પ્રથમ તો સરકાર પાસેથી બને તેટલા હક્કો મેળવી પ્રજામાં અંતિમ વિચારના પ્રચાર માટે અનુકુળ પરિસ્થિતિ ઉત્પન્ન કરવા તરફ ધ્યાન આપવું જોઇએ. આ કામ મધ્યમ વિચારના સુધારકો સાથેજ મળીને કરવાનું હતું, પરંતુ તે માટે નવીન સમાજની તેમની ભાવનામય યોજનાઓને હંમેશને માટે તીલાંજલી આપી દેવાની જરૂર નહોતી. રાજ્યતંત્રમાં સુધારા થાય, પોલીસ અને સત્તાધારીઓનો દોર કમી થાય, પ્રજાને હક્ક મળે, તેમની સત્તા વધે અને સરકાર તરફથી ખાસ હરકત વગર સોશીયલીસ્ટ વિચારો ફેલાવવા માટે ચળવળ થઇ શકે એવા સંજોગો ઉત્પન્ન થાય ત્યાં સુધીજ માત્ર કોન્સ્ટીટયુશનનાલીસ્ટો સાથે સહકાર કરવાનો હતો. પરંતુ ત્યાર પછી તો બન્ને પક્ષને છુટા પડવાનું જ હતું એ તો બન્ને પક્ષો સારી રીતે સમજતા હતા. મધ્યમ વિચારના સુધારકો સાથે મળી કામ કરવાની ઇચ્છાવાળો આ વર્ગ સોશીયલ ડેમોક્રેટસના નામથી ઓળખાતો. તેમની ચળવળ મોટે ભાગે શહેરમાં રહેનારા મજૂર વર્ગમાં જ હતી, અને તે તેઓ શાંતીથી જ ચલાવતા જોકે ટેરરીસમ સિવાયના બીજા તોફાન કે બંડો પ્રજાને તૈયાર કરવાને માટે જરૂરના ગણી તે તરફ તે સંપૂર્ણ સહાનુભુતિ દર્શાવતો. પરંતુ આ વિચારો સોશીયલ રેવોલ્યુશનરીઓના નામથી ઓળખાયેલા આકળા વિચારના રાજ્યક્રાંતિકારોને પસંદ નહોતો. તેમને તો બોંબ અને રીવોલ્વરથી અધિકારીઓને ઠાર મારી સરકારને ત્રાસ આપવામાં જ શ્રદ્ધા હતી. તેમણે પોતાની ખુની પ્રવૃત્તિ ચાલુ જ રાખી હતી, અને ઘણા એક મોટા અમલદારો તેના ભોગ થઇ પડયા હતા. છતાં સોશીયલ ડેમોક્રેટોની માફક તેઓ ખેડુતો અને મજૂરોમાં ચળવળ પણ કરતાં.

આ નવી ટોળીઓની મહેનતનું પરિણામ આગળ થઇ ગયેલી ચળવળની સરખામણીમાં સંતોષકારક ગણી શકાય. તેમના પ્રયત્નથી મજૂર વર્ગમાં જે અસંતોષ ઉત્પન્ન થયો તેથી સરકારને તેમની સ્થિતિ સંબંધી તપાસ કરાવી તેમના લાભમાં અનેક ધારાઓ પસાર કરવા પડયા. છતાં તેથી એ અસંતોષ દૂર થયો નહિ કારણ કે તેમના પગાર હદ બહાર કમતી હતાં, અને તે વધારવાને માટે એકત્ર થઇ ચળવળ કરવાની કે હડતાળ પાડવાની તેમને મનાઇ હતી. એ અરસામાં સરકારની રાજનીતી પણ વધારે અસંતોષકારક બની હતી. ૧૮૯૪ માં બીજા નીકોલસે ગાદી ઉપર આવતાં જ જાહેર કર્યું કે તેના પીતાની માફક તે પણ એક હથ્થુ સત્તાના સિદ્ધાંતને દૃઢતાથી જાળવી રાખશે, અને એ જાહેરનામાને માટે પ્રધાનમંડળજ જોખમદાર હતું એમ જણાતાં અધીકારી વર્ગ તરફ લોકોની લાગણી ઉશ્કેરાઇ ૧૯૦૨ માં આંતર વ્યવસ્થાને માટે મી. પ્લેવની નીમણુંક થતાં, એ લાગણીને અસાધારણ બળ મળ્યું, અને તે દાબી દેવાને માટે સરકારે હજારો સ્ત્રિ પુરૂષો દેશ નિકાલ કર્યાં પણ પરિણામે ટુંક વખતમાં મી. પ્લેવનો ટેરરીસ્ટોને હાથે નાશ થયો. એ સમયે જાપાન સાથે લડાઇ ચાલતી હતી, અને તેથી પ્રજામાં શાંતી ફેલાવવા તેની જગ્યા ઉપર મી.

મીરસ્કી નામના ઉદાર વિચારના રાજપુરૂષની નીમણુક થઇ. પરંતુ એ નીમણુકનો લાભ લેવા મધ્યમ વિચારના સુધારકો તરતજ બહાર પડયા અને ગ્રામ્ય મંડળોનાં પ્રતિનિધીઓએ સેંટ પીટર્સબર્ગમાં મળી સુધારાને માટે એક અરજી ઘડી કાઢી. એ અરજીની આધારભૂત દલીલ એ હતી કે પ્રજાને જાહેર બાબતની વ્યવસ્થામાં ભાગ લેતી અટકાવવાની ઇચ્છાવાળું આપખુદી સતાવાળું, અધીકારી શાસન પ્રજા અને શહેરશાહની વચ્ચે આવી પડયું હતું, અને તેથી ન્યાયી રાજ્ય સ્થાપવાને માટે એ હાનીકારક અડચણને એકદમ દૂર કરવાની જરૂર હતી. તે માટે અરજદારોની માંગણી નીચે મૂજબ હતી:—

૧ શરીર અને મિલ્કતની સલામતી અટલે કે સ્વતંત્ર ન્યાયાધીશના હુકમનામા સીવાય કોઇને પણ પોલીસ હાથ લગાડી શકે નહિ, અને ધારા સરની તપાસ વગર કોઇને શીક્ષા થઇ શકે નહિ.

૨ અંતઃકરણ, ભાષણ, અને છાપાનું છુટાપણું અને સાથે જાહેર સભાઓ ભરવાનો તથા મંડળો સ્થાપવાનો હક્ક.

૩ ગ્રામ્ય અને શહેરના સ્થાનિક સ્વરાજ્ય માટે વધારે સ્વતંત્રતા અને વધતી જતી પ્રવૃત્તિ.

૪ સ્વતંત્ર રીતે ચુંટાયેલા પ્રતિનિધીઓનું મંડળ અને તેને માટે ધારા ઘડવાના કાર્યમાં તથા રાજ્ય કારભારમાં ભાગ લેવાનો હક્ક.

૫ આ રૂપરેખા અનુસાર કોન્સ્ટીટયુશન ઘડી કાઢવાને માટે પ્રજા મંડળ બોલાવવાનો તાત્કાલીક હુકમ.

આ માંગણીઓમાંથી છેલ્લી બે સૌથી અગત્યની ગણાતી કારણકે શિક્ષિત વર્ગની સાચાં પ્રતિનીધી મંડળો માટેની ઇચ્છા એટલી તો તીવ્ર હતી કે તે નાના સુધારાઓ કે સલાહકારક મંડળોથી સંતુષ્ટ થાય એમ નહોતું. પરંતુ એક મહીના સુધી સરકારે તે માંગણીઓની સ્હેજ પણ ખબર લીધી નહિ, અને પછી જ્યારે પ્રજાને અમુક સુધારા તથા હક્કો આપવાનો હુકમ કાઢયો ત્યારે ઝેમસ્ટવોના (ગ્રામ્ય મંડળો) પ્રતિનીધીઓની હીલચાલને સખ્ત શબ્દોમાં વખોડી કાઢી. આથી લોકોમાં ભારે અસંતોષ ફેલાયો અને સરકારના હુકમની દરકાર કર્યા વગર પ્રજા મંડળો લડાઇની સામે તથા સુધારાની માંગણીની તરફેણમાં સભાઓ ભરી પોકાર ઉઠાવવા લાગ્યા, અને મોસ્કોની સ્ત્રીઓ તથા અનેક શહેરના વિદ્યાર્થીઓએ પણ અરજીઓ કરી તથા હડતાળ પાડી પ્રજાની માગણીઓ તરફ સહાનુભુતિ દર્શાવવા લાગ્યા. પરંતુ આ ચળવળને સૌથી વધારે બળ તો મજૂર વર્ગ તરફથી મળ્યું. ડેમોક્રેટોના પ્રયત્નથી ઠેક ઠેકાણે મજૂર વર્ગના મંડળો બંધાયા હતા અને તે જાપાન સાથેની લડાઇને લીધે ખમવી પડતી તંગીથી તથા આસપાસના વાતાવરણથી ઉત્તેજીત થઇ હડતાળ પાડવા લાગ્યા. ૧૯૦૫ ના જાનેવારીની ૧૫ મી તારીખે પ્યુટેલોવના લોખંડ કામના કારખાનામાં હડતાળ શરૂ થઇ અને બીજેજ દિવસે લગભગ ૪૫,૦૦૦ હજાર મજૂરોએ કામ છોડયું. આ હડતાળનો ડેમોક્રેટો લાભ લેવા ચૂકયા નહિં, અને અનેક તકો સાધી મજૂરોને તેમની આર્થિક

મુશ્કેલીઓ માટે શહેનશાહજ જવાબદાર છે એમ સમજાવવા લાગ્યા–પરંતુ એ અરસામાં સરકારના લાભાર્થે મજૂર વર્ગમાં મંડળો તથા કલબો સ્થાપી કામ કરનાર ગેપોન પાદરી તથા તેના સાથીઓ હડતાલીયાઓને ડેમોક્રેટોના હાથમાં જતાં અટકાવવા ભારે પ્રયત્નો કરવા લાગ્યા. લડાઇ તથા બીજા દુઃખો માટે શહેનશાહ નહિ પણ તેના પ્રધાનોજ જોખમદાર હતા અને તેથી પ્રધાનોને બરતરફ કરાવી શહેનશાહ પાસેથી દુઃખો દૂર કરાવી શકાશે એમ મજૂરોના મન ઉપર ઠસાવી તેમને રવીવારને દિવસે સરઘસના આકારમાં શહેનશાહ પાસે વિનંતી કરવા જવાનું સમજાવી શક્યા. પરંતુ શહેનશાહે તેમને મળવાની ના પાડી, અને લોકમત પોતાને આધીન છે એ વિચારથી મદમાં આવી ગયેલો ગેપોન હજારો મજૂરોને સરકારના હુકમ વિરૂદ્ધ રાજમહેલ તરફ લઇ જવા લાગ્યો. પરંતુ સરકાર તેથી ડગી નહિ અને લશ્કરને ગોળીબાર કરવાનો હુકમ થતા અનેક સ્ત્રિ પુરૂષોનો નાસ થયો. આ બનાવથી દેશમાં બધે ખળભળાટ થઇ રહ્યો. લોક લાગણી સરકાર સામે મજબુત થતી ગઇ, અને અત્યાર સુધી માત્ર શીક્ષીત વર્ગને આધારે ટકી રહેલી ચળવળમાં મજૂર વર્ગ પણ જોડાયો. આ પરિણામથી સરકારને પણ ભય ઉત્પન્ન થયો, અને તે દૂર કરવા તે ચાંપતા ઉપાયો લેવા લાગી. એક પાસથી તેણે મજૂર મંડળો વગેરેને દાબી દઇ મજૂરોની સ્થિતિ સુધારવા પ્રયત્ન આદર્યા, અને બીજી પાસથી પ્રધાન મંડળને સુધારાની યોજના તૈયાર કરવાની તાકીદ કરી. નવા ધારા સંબંધી વિચાર ચલાવવાને ટુંક વખતમાં પ્રજાના પ્રતિનીધીઓની સભા બોલાવવાનો ઇરાદો જાહેર કર્યો, અને પ્રજાને તેના વિચારો દર્શાવવાને આમંત્રણ કર્યું. એ અરસામાં એટલે કે ૧૯૦૫ના જૂન મહીનામાં પૂર્વ ભણી મોકલેલો નવો કાફલો શશીમા આગળ નાશ પામ્યાની ખબર આવી અને તેથી ઉશ્કેરાયેલી પ્રજા અધીરી બની, અમલદાર વર્ગ સામે પોકાર ઉઠાવી, પ્રજાના પ્રતિનીધીઓની સભા વગર વિલંબે બોલાવવાનો આગ્રહ કરવા લાગી. એક દરે સ્થિતિ એટલી તો ગંભીર થઇ પડી હતી કે ઝારને પણ રાષ્ટ્રીય સભા બોલાવવાના તેના નિશ્ચય સંબંધી ખાત્રી આપી, પ્રજાનો સહકાર માંગવાની ફરજ પડી. ત્યાર પછી ઓગસ્ટ મહીનામાં પ્રધાન મંડળે તૈયાર કરેલો ખરડો બહાર પાડવામાં આવ્યો, પરંતુ તેમાં સરકારની આપખુદી સત્તા કાયમ રાખી પ્રજાના પ્રતિનીધીઓનું માત્ર એક સલાહકારક મંડળજ નીમવાનો ઠરાવ હોવાથી પ્રજામાં પાછો અસાધારણ ખીજવાટ ઉત્પન થયો. અને જો કે મધ્યમ વિચારના સુધારકો તેને એક પ્રથમ પગથીયાં તરીકે સ્વીકારવાનો વિચાર કરવા લાગ્યા. પણ રાજ્યક્રાંતિકારોએ તો ફરીથી વધારે મોટા પાયા પર ચળવળ કરી, હડતાળો પાડી સરકારને ઠેકાણે લાવવાનો નિશ્ચય કર્યો. આ નિશ્ચય બહાર પડતાંજ ડેમોક્રેટો અસાધારણ ઉત્સાહથી કામ કરવા મંડી પડયા અને તેમના એ કાર્યમાં મજૂર વર્ગ તથા જાહેર પ્રજાએ સંપૂર્ણ સહાનુભૂતિથી મદદ આપી. આ સમયે પ્રજાને એક બાહોશ અને બહાદુર નેતાની જરૂર હતી અને તે જરૂર મી. ક્રુસ્ટાલેવે પૂરી પાડી. તેણે મજૂર વર્ગની અભિલાષાઓને રૂપરંગ આપવાને તેમના પ્રતિનિધિઓનાં એક મૂખ્ય મંડળની યોજના કરી, અને તે યોજના અનુસાર મજૂર પ્રતિનીધી મંડળ નામની સંસ્થા સ્થાપી તેને નામે દેશના તમામ મજૂરોને એક ગંજાવર હડતાળમાં જોડાવાને

આગ્રહ પૂર્વક વિનંતી કરી. આ વિનંતીને સર્વત્ર સારો જવાબ મળ્યો અને ટુંક વખતમાં ૭૫૦,૦૦૦ માણસોએ કામ બંધ કર્યું. આ ચળવળમાં રેલવે તથા કારખાનાના માણસો પણ જોડાયા અને સંટપીટર્સબર્ગમાં તો દુકાનો, ટ્રામવે, તથા વિજળીના ખાતાઓ પણ બંધ થઇ ગયાં, અને શહેર જાણે ઘેરાને માટે તૈયાર થઇ જતું હોય એમ લોકોએ ખોરાક ભરી રાખવાનું શરૂ કીધું. આ ગંભીર સ્થિતિમાંથી બહાર નિકળવાને શહેનશાહે જાપાન સાથે સલાહ સંબંધી મસલત ચલાવી અમેરીકાથી પાછા ફરેલા મી૦ વીટની સલાહ માની પ્રજાને હક્કો બક્ષવાનો નિશ્ચય કરી, ૧૯૦૫ ની ૩૦ મી ઓકટોબરે એક જાહેરનામું બહાર પાડયું. એ જાહેરનામાંમાં શહેનશાહે જણાવ્યું કે દેશમાં શાંતી જાળવવા તથા પ્રજાની સલામતી માટે જે ઉપાયો લેવા ઘટે તે લેવાની સાથે નીચલા ઠરાવો અમલમાં મૂકવાનો પ્રધાનોને હુકમ થયો હતોઃ—

૧ પ્રજાને શહેરી સ્વતંત્રતાના સ્થિર પાયારૂપ શરીરની સલામતી, અંતઃકરણની સ્વતંત્રતા ભાષાનું છુટાપણુ અને જાહેર સભાઓ ભરવાના અને મંડળો સ્થાપવાન હક્કો બક્ષવા.

૨ રાજ્યસભામાં મત આપવાના અધીકાર વગરના વર્ગોના પ્રતિનીધીઓ પણ દાખલ કરવા.

૩ રાજ ડુમાની સંમતી વગર કોઇ પણ કાયદો પસાર થાય નહિ એવો નિયમ જાહેર કરવો, અને કાયદેસર રીતે અધીકારીઓ વર્તે છે કે નહિ તે તપાસવાનો પ્રતિનીધીઓને હક્ક આપવો.

આ હકકોથી પ્રજા સંતોષ પામશે એવી કાઉન્ટ વીટની માન્યતા હતી. અને જો તે પોતે ડહાપણથી વર્ત્યો હોત તો એ માન્યતા સાચી પણ ઠરતે. પરંતુ આ હક્કો આપવાના જાહેરનામાથી પ્રજામા ઉત્પન્ન થયેલા વિશ્વાસને દીલસોજી ભરેલાં ભાષણોથી મજબુત કરવાને બદલે, પોતાની જોખમદારીના વધારે પડતા વિચારથી, આ હક્કો આપવામાં ઘણો વિલંબ થશે એમ લોકોને જણાવવાની તેણે જરૂર જોઇ. અને તેનો રાજ્યક્રાંતી કારોએ યોગ્ય ઉપયોગ કરી, પ્રજામાં અસંતોષ ફેલાવી ફરીથી ચળવળ શરૂ કરી. અને જો કે તે શહેરોમાં પહેલાંના જેટલી ફતેહમંદ નીવડી શકી નહિ પરંતુ દેશનાં નવીજ વાતાવરણથી ઉત્તેજીત થયેલા ખેડુતોની હડતાળો તથા બંડોથી ટકી રહી, અને પરિણામે કાઉન્ટ વીટના પ્રયત્નો નિષ્ફળ ગયા અને તેને પ્રધાનપદ છોડવું પડયું. દેશમાં ફેલાયલી અશાંતી તથા તેના રાજીનામાનો લાભ લઇ, મદોન્મત્ત સત્તા ધારીઓ શહેનશાહને રાષ્ટ્રીય સભા ભરવાનો વિચાર માંડી વાળી, વરસોથી ઉતરી આવેલી પદ્ધતિસર સખ્તાઇથી પ્રજાને દાબી દેવાનું સુચવવા લાગ્યા, પરંતુ તેમની સલાહનો ઇન્કાર કરી શહેનશાહે ૧૯૦૬ નાં મે મહીનામાં પોતાનું વચન પાળી ઇમ્પીરીયલ ડુમા ખુલ્લી મૂકવાની ક્રીયા કરી, રશીયામાં પ્રજાકીય રાજ્યતંત્રનો પાયો નાંખ્યો.

શંકરલાલ જી. બેંકર.

# મુંબાઈ શહેર અને ગુજરાતમાં હોમરૂલની ચળવળ.

## ૧. મુંબાઇ શહેર.

૧. **સભાસદો**—સભાસદોની સંખ્યા ૩૯૨૮ થી વધીને ૪૫૪૦ થઇ છે.

૨. **જાહેર સભા**—૩ જી અકટોબરે રા. ભુલાભાઇ દેશાઇના પ્રમુખપણા હેઠળ મેસર્સ મહમદઅલી તથા શૌકતઅલીને મુકત કરવાની માંગણી કરવા માટે જાહેર સભા ભરવામાં આવી હતી. સભામાં ૮૦૦૦ માણુસો હાજર હતાં.

૩. **વ્યાખ્યાનો**—

ગયા મહીનામાં આ શાખા તરફથી ૬ વ્યાખ્યાનો થયાં હતાં તેની વિગત નીચે મુજબ છે.

| નં. | તા. | વખત. | વક્તા. | પ્રમુખ. | વિષય. | સ્થળ. | લોકોની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૯–૦ રાત્રે | | લો. તિલક. | સ્વરાજ્યની યોજના અને હિંદી પ્રધાનને અરજ. | મોરારજી ગોકુળદાસ મીલ, પરેલ | ૧૨,૦૦૦ |
| ૨ | ૩ | સાંજના. ૬–૪૫ | લો. તિલક, મિ. સૈયદ હુસૈન, રા. જમનાદાસ, મિ. હોર્નિમન વિગેરે. | રા. ભુલાભાઇ જે. દેશાઇ, બા–એટ–લૉ | મેસર્સ મહુમદ અલી અને શૌકતઅલીને છુટા કરવાની માગણી કરવા માટે | શાંતારામની ચાલ, કાંદાવાડી | ૮,૦૦૦ |
| ૩ | ૧૧ | ૬–૩૦ | મિસિસ બેસન્ટ. | મિ. એસ. આર. બમનજી. | હાલની રાજકીય પરિસ્થિતિ. | ,, | ૨૦,૦૦૦ |
| ૪ | ૧૬ | ૬–૪૫ | મિ. બી. પી. વાડીઆ. | મિ. બી. જી. હોર્નીમન. | ,, | પદમશી નેનજીની વાડી, કાંદાવાડી. | ૬૦૦ |
| ૫ | ૧૭ | રાતના. ૯–૩૦ | ,, | રા. જમનાદાસ દ્વારકાદાસ. | ,, | ,, | ૬૦૦ |
| ૬ | ૨૭ | ૯–૦ | પંડિત નેકીરામ શર્મા. | | | મોરારજી ગોકુળદાસ હોલ. | ૩૦૦ |

૪. **મીસીસ બેસન્ટનું આગમન**—મીસીસ બેસન્ટ તથા મેસર્સ એરૂન્ડેલ અને વાડીઆ અહિં તા. ૧૦ મી ઓકટોબર થી તા. ૧૩ મી ઓકટોબર સુધી હતા. તે દરમિયાન મુંબઇની પ્રજા તરફથી તેમનો ભારે સત્કાર થયો હતો.

૫. **ગુજરાતમાં ચળવળ**—ગયા મહીનામાં શાખાઓ તરફથી ગુજરાતમાં ૧૩ વ્યાખ્યાનો અપાયાં હતાં તે સંબંધી વિગત નીચે આપવામાં આવી છે.

## ૨. સુરત.

૧. મીસીસ બેસન્ટનું સુરત સ્ટેશને સ્વાગત—મીસીસ બેસન્ટ અને મી૦ અરૂન્ડેલ તા૦ ૧૩ મીએ મુંબઇથી સીમલે જતાં હતાં, તે વેળા સુરતના જાણીતા આગેવાન ગૃહસ્થોએ સ્ટેશને તેમને માન આપ્યું હતું. લગભગ ૨,૦૦૦ સ્ત્રીપુરૂષોની સંખ્યા હાજર હતી.

૨. સુરત જીલ્લામાં અપાયેલાં વ્યાખ્યાનોની વિગત નીચે મુજબ છે.

| નં. | તા૦ | સ્થળ | વક્તા | વિષય |
|---|---|---|---|---|
| ૧ | ૨૩ | સાંધીએર | સુરતનું ડેપ્યુટેશન | સ્વરાજ્યની અરજી |
| ૨ | ૨૫ | વલસાડ | રા. પંડયા રા. વિભાકર, રા. પ્રાગજી. રા. માસ્તર. | મેસર્સ મહમદ અલી અને શૌકત અલીને મુક્ત કરવા સારૂની માંગણી. ( મસ્જીદમાં ભાષણ ) |
| ૩ | ,, | ,, | ,, | સ્વરાજ્ય. |
| ૪ | ,, | રાંદેર | સુરતનું ડેપ્યુટેશન | ,, |
| ૫ | ૨૮ | ભદેલી | રા. માસ્તર. રા. પંડયા. | સ્વરાજ્ય એટલે શું ? |

૩. નવી શાખાઓ—ગયા મહીનામાં નીચલે સ્થળે નવી શાખાઓ સ્થપાઇ છે.

૧. સાંધીએર, ૨. સુપા કુરેલ, ૩ રાંદેર. આ ઉપરાંત બીજી શાખાઓ સ્થપાયેલી હોવાથી આ જીલ્લામાં કુલ ૩૦ શાખાઓ થઇ છે.

## ૩. ભરૂચ જીલ્લો.

૧. આ જીલ્લામાં ભરાયેલી સભાઓની વિગત નીચે મુજબ છે.

| નં. | તા. | સ્થળ. | વકતાઓ. | વિષય. |
|---|---|---|---|---|
| ૧ | ૧૬ | ભરૂચ. | મીસીસ દેશાઇ, મીસીસ માસ્તર | હોમ રૂલ. |
| ૨ | ૧૭ | ,, | રા. પ્રાગજી. | ગાંધીજીની દેશસેવા |
| ૩ | ૧૮ | ,, | ,, | દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની સ્થિતિ. |
| ૪ | ૨૨ | ,, | મિ. સૈયદ હુસેન, રા. જમનાદાસ વગેરે | મેસર્સ મહમદ અલી અને શૌકત અલીને મુક્ત કરવા માટેની માંગણી |
| ૫ | ૨૩ | જંબુસર. | રા. પંડયા, રા. પ્રાગજી. | હોમ રૂલ. |
| ૬ | ૨૪ | અંકલેશ્વર. | રા. વિભાકર, રા. માસ્તર. | ,, |

૨. તા. ૧૩ મી ઓકટોબરે મીસીસ બેસંટને મુંબઇથી સીમલે જતાં ભરૂચ સ્ટેશન ઉપર એ શહેરના વતનીઓ તરફથી અનહદ માન મળ્યું હતું.

૩. તા. ૨૨ મી એ મેસર્સ મહમદઅલી તથા શૌકત અલીને મુકત કરવાની માંગણી કરવા ભરૂચમાં જાહેર સભા રા. મોતીલાલ ચુનીલાલ દેશાઇના પ્રમુખપણા હેઠળ ભરવામાં આવી હતી. સભામાં મી. સૈયદ હુસેન, રા. જમનાદાસ દ્વારકાદાસ વગેરે તરફથી ભાષણો થયાં હતાં.

# ૪. ખેડા જીલ્લો.

૧. આ જીલ્લામાં અપાયેલાં વ્યાખ્યાનોની વિગત નીચે મુજબ છે.

| નં. | તા. | સ્થળ. | વિષય. | વક્તા. | પ્રમુખ. |
|---|---|---|---|---|---|
| ૧ | ૧૩ | પીપલાવ | સ્વરાજ્ય | રા. ચન્દુલાલ નંદલાલ દેસાઈ | રા. દ્વારકાદાસ શંકરભાઈ |
| ૨ | ૧૫ | ઉમરેઠ | ,, | રા. મગનલાલ ચતુરભાઈ | |
| ૩ | ૧૬ | ઓડ | હોમરૂલ | રા. મગનભાઈ ચતુરભાઈ વગેરે | |
| ૪ | ૨૬ | બોરસદ | ,, | રા. ચંદ્રશંકર પંડયા. રા. પરાગજી ખંડુભાઈ વગેરે | રા. છનુભાઈ રામેશ્વર |
| ૫ | ,, | ,, | મેસર્સ મહમદઅલી અને શૈકતઅલીને છૂટા કરવાની માંગણી કરવા માટે (આ વિષયમાં મસીદમાં પણ ભાષણો કરવામાં આવ્યા હતાં) | ,, રા. માધવલાલ દ્વિવેદી રા. ફુલચંદ શાહ | |
| ૬ | ૨૭ | આણંદ | હોમરૂલ | રા. ચંદ્રશંકર પંડયા, રા. પરાગજી ખંડુભાઈ | રા. ચીમનલાલ |
| ૭ | ,, | ,, | મેસર્સ મહમદઅલી અને શાકતઅલીને છૂટા કરવાની માંગણી કરવા માટે (આ વિષે મસીદમાં પણ ભાષણ કરવામાં આવ્યું હતું) | ,, | |
| ૮ | ૨૩ | બાલેજ | હોમરૂલ | રા. માધવલાલ નભુભાઈ, રા. ફુલચંદ બાપુજી, રા. કંથારીઆ વગેરે | |
| ૯ | ૨૮ | ઓડ | ,, | રા. ઇન્દુલાલ યાજ્ઞિક | |
| ૧૦ | ૨૯ | ખાનકુવા | ,, | ,, | વિષ્ણુશંકર ગિરિજાશંકર |
| ૧૧ | | અજરપુરા | ,, | રા. માધવલાલ, રા. ફુલચંદ, રા. કંથારીઆ વગેરે | |

૨. બાલેજ, ખાનકુવા અને અજરપુરા, ત્રણોલ અને કુંજરાવમાં હોમરૂલ લીગની શાખા ખોલવામાં આવી છે. આ ઉપરાંત બીજી શાખાઓ પણ ખોલવામાં આવી છે.

નડિયાદ લીગની શાખામાં અત્યાર સુધીમાં ૩૫૦ સભાસદો દાખલ થયા છે અને ૧૫૦ જણે તેમાં દાખલ થવાની ઈચ્છા બતાવી પોતાનાં નામ કાચા લીસ્ટમાં નોંધાવ્યાં છે. લીગનું રાજર્ષિ દાદાભાઈના સ્મારકમાં એમના નામથી મફત વાંચનાલય અને પુસ્તકાલય લીગની ઑફીસમાં કાઢવામાં આવ્યું છે. વાંચનાલયમાં અંગ્રેજી, ગુજરાતી, મરાઠી, હિંદી ભાષાનાં સંખ્યાબંધ દૈનિક, સાપ્તાહિક અને માસિક પત્રો આવે છે અને એ શિવાય સઘળાં ગામના ગૃહસ્થો તરફથી આપવામાં આવે છે.

અંગ્રેજી અને ગુજરાતી ભાષાનાં કેટલાંક પુસ્તકો મુંબાઇની હોમ રૂલ લીગ તરફથી ભેટ મળેલાં છે. પુસ્તકાલયના નિભાવ માટે લીગ તરફથી એક ફંડ પણ એકત્ર કરવામાં આવે છે જેમાં ૮૦૦ ની રકમ લખાઇ છે અને થોડા જ સમયમાં ત્રણેક હજાર રૂપીઆ ભરાવાની આશા છે.

હોમરૂલ લીગની ઓફીસમાં અઠવાડિયામાં બે દિવસ બુધવાર અને રવિવારે પાંચ વાગતાં અભ્યાસના વર્ગ ચલાવવામાં આવે છે, અને તેમાં સ્વરાજ્યના વિષય સંબંધી પ્રવચન થાય છે. આ વર્ગો ઉપયોગી હોવાથી તેને વિશેષ આકર્ષક બનાવવાની અગત્ય છે. નડિયાદમાં ગઇ નવરાત્રીના દીવસોમાં પાડા પોળ વગેરે કેટલીક જગાએ સ્ત્રીઓએ રાતના હોમરૂલના ગરબા ગાયા હતા, જે સાંભળવા લોકોની સારી ઠઠ જામતી હતી. સ્ત્રીઓ પણ હોમરૂલમાં રસ લેતી થાય એ દેશના સુભાગ્યનું ચિહ્ન છે.

## ૫. અમદાવાદ જીલ્લો.

૧. આ જીલ્લાઓમાં અપાયેલાં વ્યાખ્યાનોની વિગત નીચે મુજબ છે.

| નં. | તા० | સ્થળ. | વિષય. | વક્તા. | પ્રમુખ. |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ | અમદાવાદ. | મિસિસ બેસન્ટની વર્ષગાંઠ નિમિત્તે મુબારક બાદી આપવા. | ડૉ. હરિપ્રસાદ, રા. લક્ષ્મીશંકર વગેરે. | રા. જીવણલાલ બતરાય દેશાઇ. |
| ૨ | ૧૮ | વિરમગામ. | હિન્દ શું માંગે છે અને શા માટે માંગે છે ! | રા. ચંદ્રશંકર પંડ્યા. | રા. હલસુખભાઇ. |
| ૩ | ૨૯ | અમદાવાદ. | મેસર્સ મહમદઅલી અને શૌકતઅલીને છુટા કરવાની માંગણી કરવા માટે. | રા. કાળીદાસ, રા. જસકરણ ઝવેરી, રા. હરિપ્રસાદ પીતાંબરદાસ વગેરે. | રા. વલ્લભાઇ ઝવેરભાઇ. |
| ૪ | ૧ નવેમ્બર | બરવાળા. | સ્વરાજ્ય (શાખા સ્થપાઈ). | રા. પ્રાણનારાયણ ગીરધરલાલ ભટ. | |
| ૫ | ૨ ,, | રોજીદ. | સ્વરાજ્યની યોજના. | ,, અને બીજા. | |

# ગુજરાતનું જાહેર જીવન.

## * અમદાવાદ.

૧. ગયા માસમાં ગુજરાત સભા તરફથી હિન્દી પ્રધાન મી. મૉન્ટેગ્યુને મોકલવાની અરજી ઉપર સહીઓ લેવા માટે નીચે પ્રમાણે જુદા જુદા ગૃહસ્થો અનેક સ્થળે ગયા હતા:—

| તારીખ. | સ્થળ. | ડેપ્યુટેશનના સભાસદો. | પ્રમુખ. |
|---|---|---|---|
| ૮ | જેતલપુર. | | |
| ૯ | ગોધાવી. | રા. બાઇલાલ દેસાઇ, રા. જાદવજી ગાંધી. | રા. બાલાભાઇ જમનાદાસ નાણાવટી. |
| ૧૦ | વસાણા (ધોળકા.) | રા. જેસંગભાઈ દલાલ. | |
| | અલોદા. | | |
| | પ્રાંતિજ. | રા. કાલીદાસ ઝવેરી, રા. કેશવલાલ શાહ. | રા. ઝવેરભાઇ જેઠાભાઇ. |
| ૧૦ | વીરમગામ. | રા. કૃપાશંકર પંડિત, રા. ચંદુલાલ સાકરલાલ | રા. ઇશ્વરલાલ દેવશંકર. |
| ૧૪ | ગોમતીપુર. | રા. જીવણલાલ દેસાઇ, રા. નગીનદાસ સંઘવી. | |
| ૧૪ | બોરીઆવી. | રા. લલ્લુભાઇ પટેલ. | |
| ૧૮ | ખેડા. | રા. ઝવેરી રા. ગજાનન માવલંકર, રા. ગાંધી. | રા. બાઇલાલ અમૃતલાલ |
| ૧૯ | ઠાસરા. | રા. વલ્લભભાઇ બેરીસ્ટર, રા. શિવાભાઈ પટેલ, રા. ગજાનન માવલંકર, રા. ગાંધી. | રા. બાળલાલ નંદલાલ. |
| | બોચાસણ, ખાનપુર, જંત્રાલ. | રા. કલ્યાણભાઇ કાશીભાઇ પટેલ. | |
| | ભાત, વીસલપુર, કાસીંદ્રા. | રા. ઉત્તમલાલ રણછોડલાલ. | |
| | સાણસોલી, કલીઆણા, જંત્રાલ, ઝરડકા, મોકલ, કાનોડ. | | |
| | દેદરડા. | રા. કાશીભાઇ ઝવેરભાઇ પટેલ, રા. મણિલાલ નગીનલાલ વકીલ, રા. કેશવલાલ છોટાલાલ વકીલ, | |
| | હિરાપુર, શાસ્ત્રા, બાંચ, બાકરોલ. | રા. છોટાભાઇ મોતીભાઇ પટેલ. | |
| ૨૨ | ખજુરડી. | રા. વિઠલભાઇ કલ્યાણજી પટેલ. | રા. સુખાભાઈ પ્રેમાભાઇ પટેલ |
| | ધંધુકા. | રા. લાલચંદ લલ્લુભાઇ આફુવાલા. | |
| | આગરવા. | રા. બાઇલાલ દેસાઇ, રા. ચીમનલાલ મહેતા, રા. હરિભાઇ પટેલ, રા. મંગલભાઇ પટેલ. | |

* **હોમરૂલ લીગ**—આ સંસ્થાની પ્રવૃત્તિ સંબંધી હકીકત ગુજરાતમાં હોમરૂલની ચળવળ હેઠળ જ આપવામાં આવી છે.

ઉપર ગણાવેલાં ગામ ઉપરાંત અશલાલી, લારેજા, ધોળકા તથા ધંધુકા તાલુકાનાં અનેક ગામો વલાદ, દામીજ, આણંદ વગેરે ગામોએ સહી લેવા માટે અનેક ગૃહસ્થો ગયા હતા. આ બધી પ્રવૃત્તિને પરિણામે ગુજરાત સભાએ બધા જીલ્લામાંથી આ અરજી ઉપર ૩૦,૦૦૦ મેળવી છે એ ઘણી સંતોષની વાત છે.

**મહમદ અલી તથા શૌકત અલી સંબંધી જાહેર સભા:**—ગુજરાત સભાના મકાનમાં, ગુજરાત સભાના મંત્રીઓ તથા હોમ રૂલ લીગની સ્ત્રી તથા પુરૂષોની શાખાઓના મંત્રીઓની ભેગી સહીથી અત્રેના હિન્દુ મુસલમાનનો એક મેળાવડો કરવામાં આવ્યો હતો. પ્રમુખસ્થાન વલ્લભભાઇ બેરીસ્ટરને આપવામાં આવ્યું હતું. એ માનવંત ભાઇઓને તાકીદે મુકત કરવા બાબત ઠરાવ કરી સભા વિસર્જન થઇ હતી.

**ભરૂચ કેળવણી પરિષદ્ તથા ગોધરાની રાજકીય પરિષદોમાં** સેંકડો પ્રતિનિધિઓ અત્રેથી ગયા હતા અને એમાં કેટલાકોએ બહુ આગળ પડતો ભાગ લીધો હતો.

**ના. મોન્ટેગ્યુની હિંદની મુલાકાતઃ**—મુંબઇમાં એ સાહેબ પગ મૂકે તે જ દિવસે ગુજરાત તથા મુંબઈ ઇલાકાનાં બને એટલાં ગામોમાં લોકોની જાહેર સભાઓ કરી, કોંગ્રેસ લીગની સ્વરાજ્યની માંગણી કરવી એવી યોજના શ્રીયુત ગાંધીના આશ્રમમાં ગુજરાત સભા તરફથી કરવામાં આવી છે.

ગુજરાતી.

## *ભરૂચ.

૧. તા. ૭–૧૦–૧૯૧૭ ને રવિવારે સાંજના ૬ કલાકે અત્રેના 'ગોવિંદભુવન' થીએટરમાં, ખા. બ. આદરજી મંચેરજી દલાલના પ્રમુખપણા નીચે, ભરૂચ કેળવણી મંડળ તરફથી "રાષ્ટ્રીય શિક્ષણ" સંબંધી ચર્ચા ચલાવવા એક જાહેર સભા બોલાવવામાં આવી હતી. અમદાવાદના બેરીસ્ટર રા. જીવણલાલ વૃજરાય દેશાઇ, રા. નરહરી પરીખ બી. એ., એલએલ. બી., રા. અંબાલાલ પુરાણી, રા. સી. પી. શાહ, રા. સા. મલજી અને રા. ઇન્દુલાલ યાજ્ઞિકે ઉપરોક્ત ચર્ચામાં વિદ્વત્તા ભર્યો ભાગ લઇ રાષ્ટ્રીય શિક્ષણને લગતી જુદી જુદી યોજનાઓ ઉત્તમ રીતે સમજાવી હતી.

૨. તા. ૧૪–૧૦–૧૯૧૭ ને રવિવારે સાંજના ૬–૩૦ મિનિટે અત્રેના 'પીરૂભીઆના થીએટરમાં,' રા. અંબાલાલ પ્રાણલાલ મૌલા બી. એ., એલએલ. બી. વકીલના પ્રમુખપણા નીચે, ભરૂચ કેળવણી મંડળ તરફથી, ઑન. મી. વી. જે. પટેલના પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવા વિષેના બીલ પર ચર્ચા કરવા માટે એક જાહેર સભા મેળવવામાં આવી હતી. ઉકત બીલ પરત્વે રા. કેશવપ્રસાદ સી. દેસાઇ બી. એ., એલએલ. બી., રા. સા. મલજી વિગેરે એ યોગ્ય ઉહાપોહ કરી બીલની ૧૮ મી કલમ રદ થવા જરૂર જણાવી હતી. ઑન. મી. વી. જે. પટેલ આ બીલ ધારાસભામાં આણી શક્યા તે બદલ તેમને યોગ્ય અભિનંદન આપવામાં આવ્યું હતું અને પ્રાથમિક કેળવણીની મહત્તા લોકોમાં ઠીક ઠસવાઇ હતી.

---

* **હોમરૂલ લીગ**—આ સંસ્થાની પ્રવૃત્તિ સંબંધી હકીકત ગુજરાતમાં હોમરૂલની ચળવળ હેઠળ જ આપવામાં આવી છે.

૩. તા. ૧૫-૧૦-૧૯૧૭ ને સોમવારે સાંજના ૬-૧૫ મિનિટે અત્રેની 'દશાલાડ વાડીમાં' રા. ઠાકોરલાલ ચીમનલાલ મુનશી વકીલના પ્રમુખપણા નીચે, ભરૂચ કેળવણી મંડળ તરફથી 'આ કેળવણી'ના વિષય સંબંધી ચર્ચા કરવા માટે એક જાહેર સભા બોલાવવામાં આવી હતી. રા. કેશવપ્રસાદ સી. દેશાઇ, રા. ચંદુલાલ કે. દવે બી. એ. એલએલ. બી., ગંગા સ્વરૂપ ગંગાબાઇ વિગેરેએ ઉક્ત વિષયપર રસભરી વિદ્વત્તા ભરેલી ચર્ચા કરી હતી.

૪. તા. ૧૯-૧૦-૧૯૧૭ ને શુક્રવારે સાંજના ૫-૪૫ મિનિટે ડીરેકટર ઑફ ઍગ્રિકલ્ચર ડૉકટર હેરોલ્ડ મૅને 'ગુજરાતમાં ખેતી કેમ ખીલવી શકાય' એ વિષય પર અત્રેના 'ભરૂચા હૉલમાં' એક છટાદાર ભાષણ અંગ્રેજીમાં આપ્યું હતું.

૫. તા. ૧૯-૧૦-૧૯૧૭ ને શુક્રવારે સવારે ૮-૪૫ ની ટ્રેનમાં બીજી ગુજરાત કેળવણી પરિષદ્‌ના પ્રમુખ કર્મવીર મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીનું અત્રે આવાગમન થતાં તેમનો યોગ્ય સત્કાર સ્ટેશન પર કરવામાં આવ્યો હતો અને તેમના માનમાં તેમને સરઘસના આકારમાં આખા શહેરમાં લોકદર્શન માટે ફેરવવામાં આવ્યા હતા. સાંજના કુરજા પર તેઓશ્રીને વેપારીઓ તરફનું માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું. વેપારીઓને તેઓશ્રીએ સ્વદેશી વ્રત પાળવા, સંપૂર્ણપણે પ્રમાણિક થવા અને એ રીતે સ્વરાજ્ય માટે યોગ્ય થવા બોધ આપ્યો હતો.

૬. તા. ૨૦-૧૦-૧૯૧૭ તેમ જ તે પછીને બીજે દિવસે ગુજરાત કેળવણી પરિષદ્‌નું દ્વિતિય અધિવેશન ભરૂચમાં મહાત્મા ગાંધીજીના પ્રમુખપણા નીચે થયું હતું. કેળવણી પરિષદ્‌માં પ્રમુખશ્રીનું ભાષણ ખરેખર સર્વાંગ સુંદર હતું અને પરિષદ્‌ની વિષય વિચારણી સભાઓ બહુ રસિક ચર્ચાભરી નીવડી કેળવણીને લગતા અતિ અગત્યના અને ઉપયોગી ઠરાવો વિદ્વાનોના વિદ્વત્તાપૂર્ણ ભાષણો થયા બાદ યોગ્ય રીતે પસાર થયા હતા. આ પરિષદ્‌નું મહદ્ કાર્ય સર્વાંશે સફળ થયું હતું. તા. ૨૦ મીની રાત્રે ૯-૩૦ મિનિટે પ્રમુખશ્રીને ઉતારે રાષ્ટ્રીય શિક્ષણ સંબંધી તેમ જ ધાર્મિક શિક્ષણ અને પાઠ્ય પુસ્તકો સંબંધી સારી ચર્ચા ચાલી હતી. તા. ૨૧ મીએ બપોરના ૩ કલાકે ગુજરાત કેળવણી મંડળના સભ્યોની સભા થઇ હતી અને મંડળનો ગત વર્ષનો રીપોર્ટ મંજુર કરવામાં આવ્યો હતો. પરિષદ મંડપમાંથી મહાત્મા ગાંધીજીની રાષ્ટ્રીયશાળાને રૂા. ૩૫૦ ની મદદ મળી હતી તેમજ તેઓ શ્રીને માનપત્રો અર્પણ થયા તે વખતે પણ તેમની ઉપરોક્ત શાળાને ભેટમાં સારી રકમ મળી હતી. મહમદપરા આગળની વાડીમાં મોઢઘાંચી કોમ તરફથી તેમજ અત્રેની મોઢવાડીમાં વણિક મોઢકોમે તેમજ અત્રેની પાટીદાર કોમે તેઓશ્રીને માનપત્રો અર્પણ કર્યાં હતાં. અત્રેની દશાલાડ વણિક કોમના કેટલાક ગૃહસ્થોએ પણ સારી રકમ એકઠી કરી રાષ્ટ્રીયશાળાની મદદ અર્થે મહાત્મા ગાંધીજીને અર્પણ કરી હતી. મહાત્મા ગાંધીજીએ તા. ૨૧ મીએ રાતના મળેલી અંત્યજ વર્ગની જાહેર સભામાં પણ હાજરી આપી તેમને સારો બોધ આપ્યો હતો અને ભંગીઓને હલકા નહિ ગણવા સુચના કરી હતી. મહાત્મા ગાંધીજીના શુભ હસ્તે કેળવણી પરિષદ્‌ના સ્વયંસેવકોને ચાંદ આપવાની ક્રિયા પણ થઇ હતી.

૭. ચાલુ માસની તા. ૧૦ અને ૨૧ મીએ બપોરના 'જીવદયા' કૉન્ફરન્સ અત્રે કેળવણી પરિષદ્‌ના મંડપમાં અધ્યાપક રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ એમ. એ., એલ. એલ. બી. ના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. અધ્યાપક ધ્રુવનું ભાષણ વિદ્વત્તા ભરેલું હતું અને જીવદયાને લગતા ઠરાવો મહત્વના હતા તેમજ તે પરના વિવેચનો શ્રેષ્ઠ હતાં.

૮. ચાલુ માસની તા. ૨૨ અને ૨૩ મી એ ભરૂચ જીલ્લાની પ્રથમ રાજકીય પરિષદ મુંબાઇ નિવાસી શ્રીમાન શેઠ જમનાદાસ દ્વારકાદાસ બી. એ. ના પ્રમુખપણા નીચે અત્રે, કેળવણી પરિષદના મંડપમાં, મળી હતી. પ્રમુખ મહાશયનું ભાષણ અત્યુત્તમ હતું અને જીલ્લાની હાજતોને ઉદ્દેશી કૉન્ફરન્સમાં મહત્વના ઠરાવો યોગ્ય વિવેચનો સાથે પસાર કરવામાં આવ્યા હતા.

૯. તા. ૨૪-૧૦-૧૭ ને બુધવારે સાંજના ૫ કલાકે પારસી સુવાવડખાનું અત્રે ખુલ્લું મુકવાની ક્રિયા થઇ હતી અને ચાલુ માસની તા. ૨૩ થી ૨૫ સુધી અત્રેની આર્ય સમાજ તરફથી બ્રહ્મચારી બ્રહ્મભટે 'ગોવિન્દ ભુવન' થીએટર અને મંડપમાં ભાષણો કર્યાં હતાં.

'ભરૂચી.'

---

# નોંધ.

### માતૃભાષા દ્વારા શિક્ષણ.

બીજી કેળવણી પરિષદ્‌ની જે બેઠક ભરૂચમાં ગયા માસની તા. ૨૦ અને ૨૧ મીએ મળી હતી તે ગુજરાતની વિચાર પ્રગતિમાં હમેશાં યાદગાર રહેશે. કારણ કે બધું શિક્ષણ માતૃભાષા દ્વારા આપવાનો—પ્રજાનો તેમજ સરકારનો ધર્મ જેમ—તેના પ્રમુખશ્રી મોહનદાસ ગાંધીએ સચોટ ભાષામાં અને ઝીણી દલીલોથી પુરવાર કર્યો હતો તેમ પરિષદે તે વિષે જે ઠરાવ હિંમતભેર અને નિશ્ચયપૂર્વક પસાર કર્યો હતો તેમાં નીચેના મુદ્દા સમાયેલા છે:—

(૧) બધી કેળવણી માતૃભાષા દ્વારાજ અપાવી જોઇએ.

(૨) સાક્ષર વર્ગ, ધનાઢ્ય વર્ગ, અને સમસ્ત પ્રજાએ આ માટે મહા પ્રયત્નો કરવા જોઇએ.

(૩) જુદાં જુદાં સરકારી ખાતામાં માતૃભાષાઓનો ઉપયોગ સંપૂર્ણતાથી કરવાની શરૂઆત સરકારે કરવી જોઇએ અને સરકારી નોકરીના ઉમેદવારને અંગ્રેજી ભાષાનું અજ્ઞાન તેની ઉન્નતિને હાનિકારક છે એ દશા દૂર કરવી જોઇએ.

(૪) આ કાર્ય ઝપાટાથી પાર પડે માટે નીચેની કારભારી કમિટી નીમવી.

આ વિષયની ચર્ચાનું કંઇ પણ જ્ઞાન જેમને હશે તેઓ જોઇ શકશે કે આમાંને પહેલો અને વધારેમાં વધારે અગત્યનો મુદ્દો એવી વિચારદશા સૂચવે છે કે

જે તાજેતરમાં આખા હિન્દુસ્થાનમાં બીજા કોઇ મંડળે દર્શાવી હોય એમ જાણવામાં નથી. અલબત હરદ્વારનાં અને તેવાંજ બીજાં ગુરૂકુળોમાં, બોલપુરના શાન્તિનિકેતનમાં અને બીજી જુજ સ્વતંત્ર સંસ્થાઓમાં બધું શિક્ષણ માતૃભાષા દ્વારા અપાય છે અને ૧૯૦૫—૬ માં જ્યારે બંગભંગને લીધે સ્વરાજ્ય અને સ્વદેશની સાથે રાષ્ટ્રીય કેળવણીની ભાવના ખીલી ત્યારે પણ માતૃભાષા દ્વારા બધી કેળવણી આપવી જોઇએ એવો વિચાર જન્મ પામ્યો હતો. પણ બંગાળમાં જે રાષ્ટ્રીય કૉલેજો, નિશાળો વગેરે સ્થપાઇ તેને અધુરી ફત્તેહ મળ્યા પછી આ વિચારનો વેગ શમ્યો હતો. સને ૧૯૧૫ માં ગાંધી સાહેબ આપણા પ્રાંતપર આવ્યા ત્યારથી ગુજરાતી ભાષા વિષે તેમનો પણ આગ્રહ જણાવા અને પુજાવ્યા લાગ્યો હતો. પણ આ વિષે વ્યાવહારિક અને વેગભરી ચર્ચા ઉત્પન્ન કરવાનું માન તો પૂનાના પ્રો. નાયક અને તેમના મંડલને ઘટે છે કારણ કે માતૃભાષાને માધ્યમિક શાળામાં શિક્ષણનું વાહન બનાવવાની મજબૂત દલીલ ત્હેમણે ગયે વર્ષે બ્હાર પાડી ત્યારથી તેનું ઘણું મંથન થયું છે—એક પાસથી ઘણી ખરી માધ્યમિક શાળાઓએ અને અનેક ભાષાભિમાની ગૃહસ્થોએ તેને ટેકો આપ્યો છે ત્યારે કેટલાક વિચારકોએ તે વિષે અનેક પ્રકારની શંકા અને ભય દર્શાવ્યા છે. આવી સ્થિતિમાં કેળવણી પરિષદ્‌ની પહેલી બેઠક અમદાવાદમાં મળી હતી પણ વિષય વિવાદગ્રસ્ત લાગવાથી તે વિષે ઠરાવ પસાર કરવામાં આવ્યો ન હતો.

તે પછી બધા પ્રાંતોમાં કેળવણી ખાતાના વડા અધિકારીઓ સમક્ષ ભાષણ કરતાં આપણા નામદાર વાઇસરોય સાહેબે જણાવ્યું કે કેળવણી માતૃભાષા દ્વારા અપાય એજ આવશ્યક અને સ્વાભાવિક છે. આથી ઘણાની આંખ ખરેખર ઉઘડી અને વિચારનો વેગ આગળ વધ્યો. તે પછી માધ્યમિક શિક્ષણ વિષે વિચાર કરવાને થોડા માસ પર સીમલામાં પરિષદ્ મળી હતી તેની સમક્ષ વાઇસરોય સાહેબે જે ભાષણ કર્યું તેમાં स्थितस्य स्थितिः समर्थनीया—એ ન્યાયે તેમણે જે ઉદ્‌ગારો કાઢયા હતા તે પહેલાંના ભાષણના સ્પષ્ટ રીતે વિરોધી હોવાથી અસરકારક નીવડયા નથી. છતાં તે પરિષદમાં એવો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે મેટ્રિક્યુલેશન પરીક્ષાના પ્રશ્નપત્રોના જવાબ માતૃભાષામાં આપવાની છૂટ વિદ્યાર્થીઓને આપવામાં બાધ નથી—જો કે આ વિષે છેવટનો નિશ્ચય કરવાની સત્તા તો યુનિવર્સિટીના જ હાથમાં રહે. પ્રો. નાયકની અને તે પછી સેનેટમાં પ્રો. લીમયેની માંગણી આ પ્રકારની મર્યાદિત હતી—તે મેટ્રિક્યુલેશન પરીક્ષાને અને તે દ્વારા માધ્યમિક શિક્ષણને જ લાગુ પડતી હતી. પણ માધ્યમિક, ઉંચી ઔદ્યોગિક—સર્વ પ્રકારની કેળવણી માતૃભાષા દ્વારા આપવી જોઇએ એવી માંગણી કરવાનું માન તો આ પરિષદ્‌ને જ ઘટે છે.

આ વિષે દલીલો આપવાની જરૂર નથી—આ અંકમાં પ્રકટ કરેલા પ્રમુખ સાહેબના ભાષણમાં તે વિષય લંબાણથી ચર્ચેલો છે. છતાં આના સંબંધમાં એક બે બાબતોનું આપણે નિરંતર રટન નહિ કરીએ તો માતૃભાષાને કેળવણીનું વાહન કરવાનો જે આગ્રહ ઠરાવમાં જણાવેલો છે તે આપણી રગમાં આવશે નહિ. ઠરાવમાં જણાવ્યું છે કે (આ સુધારો) "આજ સુધી નહિ થવાથી પ્રજાને અતિશય નુકશાન થયું છે." આ

નુકશાન મુખ્યત્વે કરીને બે રીતે થયું છે, પ્રથમ તો અંગ્રેજી પાંચમા છઠ્ઠા ધોરણથી માધ્યમિક શાળાઓમાં, કૉલેજોમાં અને અન્ય સંસ્થાઓમાં આપણા વિદ્યાર્થીઓએ જે કેળવણી લીધી છે તેઓ—ઈંગ્રેજી શિક્ષણનું વાહન હોવાથી—ઈંગ્રેજીમાં શિખેલા વિષયો ઉપર ઈંગ્રેજીમાં જ વિચાર કરતા થઇ ગયા છે. બીજી પાસ તેઓ પોતાના કુટુંબનો અને જીવનનો ઘણો ખરો સાંસારિક, ધાર્મિક વગેરે વ્યવહાર તેઓ ગુજરાતીમાં ચલાવે છે. ગુજરાતી સંસાર અને જીવનની વચ્ચે તેઓ મગજના એક ખુણામાં કેટલાક મહત્વના વિચારો અને ભાવનાઓ ઈંગ્રેજી ભાષામાંજ લઇને ફરે છે, આથી તેમને બેવડું નુકશાન થાય છે. પ્રથમ તો માતૃભાષામાં મેળવેલા વિચારોમાં જે ચોકસાઇ, વ્યાવહારિકતા અને કાણુ આવે છે તે ઈંગ્રેજીમાં આકૃતિ પામેલા વિચારોમાં આવતા નથી. તે કાલ્પનિક અદ્ધર, દેશ કાળ સાથે અસંબદ્ધ રહે છે—પાણી ઉપર તેલની માફક રહે છે. આથી ઉલટું ઉંચામાં ઉંચા વિચારો પણ માતૃભાષામાં રચવાની ટેવ પડી જાય તો પર-ભાષાના વિચારો આપણા પોતાના જ કરતાં આપણને આવડે. ભાષાપરત્વે મગજના પણ બે વિભાગ પડવાથી તેની શક્તિઓ ક્ષીણ થાય છે અને નવા વિચારો ઉપજાવ-વામાં અને નવી શોધ કરવામાં જે બુદ્ધિનો વ્યય થવો જોઇએ તે થોડા વિચારો પરભાષામાં સાચવી રાખવામાં ઉડાઉપણે ખર્ચાય છે, એ બીજો ગેરલાભ છે. જન-સમાજને પણ આથી નુકશાન છે કારણ કે કેળવાયલો વર્ગ અંગ્રેજીમાં સંઘરેલા વિચારો થોડેજ અંશે માતૃભાષામાં ઉતારી શકે છે—તેમ કરવાનો ઉત્સાહ પણ જુજ જ હોય છે.

આથી પણ વધારે ગંભીર નુકશાન તો આપણી આખી સંસ્કૃતિને છે. જે યુવકવર્ગ આખા જગતના અમૂલ્ય ચેતનમય વિચારોને પરભાષામાં જ મેળવે અને ઘોળી રાખે તેનું મન–ગમે તેટલા અપવાદો છતાં પણ–ધીમે ધીમે પણ અચૂક રીતે પોતાના સંસાર, સાહિત્ય, પ્રજા, વિચાર ઉપરથી ઉઠી જવાનું અને જે દેશની ભાષાઓમાંથી તે પ્રેરણા અને જીવન મેળવે છે તેના કાલ્પનિક તેજથી તેની આંખો વધારે ને વધારે અંજાઇ જવાની. પરિણામે પરભાષા અને પરદેશ તેના મનનું કેન્દ્રસ્થાન થાય અને રાષ્ટ્રીય અભિમાન ખીલવું જોઇએ તે ઉલટું નષ્ટ થાય. જે કેળવાયલા દેશભકતોએ માતૃભૂમિની અમૂલ્ય સેવા કરી છે તેનું કીર્તન કરતે કરતે પણ આ દીવા જેવી દેખાતી વસ્તુસ્થિતિની અવગણના થઇ શકે એમ નથી. આમ આપણા જ્ઞાન અને સંસ્કૃતિને હાલની વિપરીત અને અસ્વાભાવિક પદ્ધતિથી જે ભારે નુકશાન થયું છે તે આપણા મનમાં આપણે વધારે ને વધારે ઘુંટીશું તેમ આ ઠરાવની કીંમત વધારે ને વધારે કળીશું અને તેને અમલમાં મુકાવવાને કટિબંદ્ધ થઇશું.

જણાવવાની ભાગ્યેજ જરૂર છે કે આ ઠરાવનો અમલ એક પગલે થઇ શકે નહિ. નીચેના ધોરણથી આ સુધારો શરૂ કરીને વર્ષે વર્ષે તે આગળના એક એક ધોરણમાં દાખલ કરવો જોઇએ એવો જ ભાવાર્થ છે. પ્રો. હીમથેના ઠરાવની સામે વાંધો લેવાય છે કે મેટ્રિકમાં માતૃભાષા દ્વારા સવાલોના જવાબ આપનાર વિદ્યાર્થી કૉલેજનાં ધોરણમાં ઇંગ્રેજીમાં ઘણો કાચો રહેશે—તે આ ઠરાવને લાગુ પડતો નથી. કારણ કે આ ઠરાવનો બરોબર

અમલ કરવાને તો મેટ્રિક પછી પ્રીવીયસ, ઇન્ટર, બી. એ. એ બધાં ધોરણમાં—યોગ્ય પાઠ્યપુસ્તકો ઝપાટાબંધ તૈયાર કરાવીને—કેળવણી માતૃભાષા દ્વારા આપવી જોઇએ. આ આખો સુધારો ક્યાં પગમાંથી કરવો તે વિચારવાનું કામ યુનિવર્સિટીનું છે. આપણે તો આ સુધારાની હીમાયત જ આગ્રહપૂર્વક કરી શકીએ.

## રાષ્ટ્રીય ભાષાનું શિક્ષણ.

કેળવણીના વાહન પછી રાષ્ટ્રીય ભાષાના શિક્ષણને ગાંધી સાહેબે પોતાના ભાષણમાં ઘણું મહત્વ આપ્યું હતું—તે વિષે તેમનો આગ્રહ જાણીતો છે—એટલે પરિષદ્‌માં તે વિષય ચર્ચાય એ સ્વાભાવિક હતું. આ વિષે પણ માતૃભાષાને કેળવણીનું વાહન બનાવવા વિષે તેવો ઠરાવ પસાર કરવામાં આવ્યો છે તેવો જ અંતિમ ઢબનો ઠરાવ વિષયવિચારિણી કમિટી આગળ ચર્ચા માટે રજુ કરવામાં આવ્યો હતો. પરંતુ માતૃભાષા વિષે કંઇક પહેલાં થયેલી લાંબી ચર્ચાથી, કંઇક ઉગતી પ્રતીતિથી અને કંઇક પ્રમુખમહાશયના નૈતિક પ્રભાવથી કમિટીએ ઠરાવ કરવાનું કબૂલ કર્યું તેમ આમાં થયું નહિ. અને એ સ્વાભાવિક અને યોગ્ય જ હતું. જો કે ગયે વર્ષે લખનૌમાં એક ભાષા અને એક લીપીની પરિષદ્ ભરવામાં આવી હતી અને ખાસ કરીને આર્યસમાજના ઉપદેશકો હિન્દીને રાષ્ટ્રીય ભાષા ગણવાનો આગ્રહ દર્શાવે છે છતાં આ વિષયના પ્રમાણમાં ઓછી જ ચર્ચા થઇ છે અને તેથી "હિન્દી અને તેનું અંગ ઉર્દુ એજ હિન્દુસ્થાનની રાષ્ટ્રીય ભાષા થઇ શકે કે નહિ. એ વિષે આગામી પરિષદ્‌ને સારૂ રીપોર્ટ તૈયાર કરવા" કમિટી જ નીમવાનું બની શક્યું.

આ કમિટીનો રીપોર્ટ ઘડાય તે દરમ્યાન આ વિષયમાં રસ લેતા સર્વેએ તે વિષે ઘણો જ ઉંડો વિચાર કરવાની જરૂર છે. ગાંધી સાહેબે આ વિષયની ઘણી ચર્ચા કરી છે છતાં એક દૃષ્ટિબિન્દુ રજુ કરવાની લાલચ રોકી શકાતી નથી. એમ કહેવામાં આવે છે કે હાલ ઇંગ્રેજી કેટલેક અંશે રાષ્ટ્રીય ભાષાની ગરજ સારે છે તેને બદલે હિન્દીને તે સ્થાન આપવાનો પ્રયત્ન કરવામાં આવશે. જુદા જુદા પ્રાંતની ભાષાના વૈવિધ્યને લીધે સમસ્ત પ્રજાની વધતી જતી એકતાને નુકશાન પહોંચશે. આ દલીલ અમને ઘણી છુછલ્લી લાગે છે. ખરેખરો રાષ્ટ્રવાદી એ વિચાર કરશે કે ઇંગ્રેજો આ દેશમાં આવ્યા તે પહેલાં જુદા જુદા પ્રાંતો વચ્ચે વેપારનો, અને સમાજનો, ધર્મનો અને યાત્રાનો વ્યવહાર કેવી રીતે જળવાતો હતો? જો હિન્દુસ્તાનના ચારે ખુણા વચ્ચે વેપાર સૈકાંઓથી ચાલતો આવ્યો છે, જો અનેક ધર્મગુરૂઓએ દેશના પ્રાંત પ્રાંત ફરીને પોતાના ધર્મનો દિગ્વિજય કર્યો છે અને પોતાના સિદ્ધાંતોના બીજ ચારે દિશામાં ફેંક્યાં હતાં અને જો હરદ્વારથી સેતુબંધ રામેશ્વર સુધી શ્રદ્ધાળુ ભક્તજનો યાત્રા કરતા હતા તો તેઓ કેવી રીતે—કઇ—ભાષામાં પોતાનું કામ ચલાવી લેતા હતા? આનો જવાબ એકજ હોઇ શકે—આ બધો વ્યવહાર સૈકાઓથી હિન્દીમાં—કદાચ ભાંગી તુટી હિન્દીમાં—ક્વચિત્ વ્રજભાષામાં ચાલતો આવ્યો છે અને આજે પણ ચાલે છે. હિન્દુસ્થાનની બધી ભાષાઓનાં ગર્ભમાં સંસ્કૃત ભાષા—અને તેની દ્વારા હિન્દી પણ રહેલી છે તેથી સ્વાભાવિક રીતે હિન્દુસ્થાન અનેક વિધ લોકો હિન્દી ભાષાથી સંધાઇ

રહેલા છે—એક બની રહ્યા છે. જે ભાષાથી આમ હિન્દની એકતા સચવાઇ રહી છે તે ભવિષ્યમાં પણ રાષ્ટ્રીય વ્યવહારનું વાહન બનવું જોઇએ એમ આપણી સામાન્ય બુદ્ધિ સૂચવે. આથી ઉલટું ઇંગ્રેજી પરદેશી ભાષા છે—અને તે મુઠ્ઠીભર હિન્દીઓ શિખ્યા છે. તે રાજ્યભાષા હોવાથી તેને અયોગ્ય મહત્વ અપાયું છે અને તેથી આ જમાનાની કેટલીક રાષ્ટ્રીય હીલચાલો ઇંગ્રેજીમાં ચલાવતા આપણે થઇ ગયા છીએ. આથી એવી ભ્રાંતિ ઉત્પન્ન થઇ છે કે ઇંગ્રેજી ભાષા રાષ્ટ્રીય ભાષા બનતી અટકે તો આપણું રાષ્ટ્રીયત્વ નષ્ટ થાય. આપણે ભૂલી જઇએ છીએ કે પચાસેક વર્ષથી જે તદ્દન જુદા પ્રકારની પરદેશી ભાષાનું જ્ઞાન દેશના થોડાજ લોકોએ મેળવ્યુ છે તે કૃત્રિમ—બાહ્ય એકતા જ સાધી શકે જ્યારે હિંદુસ્થાનની બધી ભાષાઓની જે બ્હેન પણી—હિન્દી ભાષાએ આપણી રાષ્ટ્રીય એકતા સૈકાઓથી આજ પર્યંત સાચવી રાખી છે તે જ આખા દેશમાં ખરી આન્તરિક એકતા અને ખરો દેશાનુરાગ ખીલવી શકે.

## પહેલી ગુજરાત રાજકીય પરિષદ્.

આ પરિષદ્‌માં વિચાર કરનારને તેનું બે પ્રકારનું મહત્વ સ્પષ્ટ રીતે જણાઇ આવશે. ગુજરાતમાં ચોમેર ચાલી રહેલી રાજકીય ચળવળથી જે ઉત્સાહ સ્ફુર્યો હતો તેને એકત્ર કરવાની સુંદર તક આ પરિષદે આપી હતી અને તેની બેઠકમાં જેમણે હાજરી આપી હશે તેઓ ગુજરાતનાં શહેરો અને ગામડાંઓમાંથી આવેલા નવીન ઉત્સાહ અને જોશથી પ્રફુલ્લિત થયેલાં હજારો માણસોને જોયા હશે—આ પરિષદના ગંજાવર સમારંભમાં તેમણે નવીન ગુજરાતનો ઉદય જોયો હશે. જે બારીક સમયમાંથી આપણે પસાર થઇએ છીએ તેથી આ પરિષદને ઘણું મહત્વ મળ્યું છે, સ્વરાજ્યની જે હીલચાલને તોડતાં વધી પડી છે તેના ઉભરાતા પૂરની ટોચ ઉપર અને હિન્દની રાજકીય સ્થિતિની તપાસ કરવા હિન્દી પ્રધાન આવે તેના પહેલાં થોડા દિવસ ઉપર જે પરિષદ્ મળે તેણે ખરેખરો કાળ સાધ્યો છે એમ કહી શકાય. ગુજરાતી પ્રજાની અને ગુજરાતી ભાષામાં જ કાર્ય કરનાર પરિષદ્ તરીકે પણ તેનું ઘણું જ મહત્વ હતું. જ્યારે રાજકીય ઉત્સાહ બુદ્ધિશાળી કહેવાતા વર્ગોની બ્હાર જાય ત્યારે રાજદ્વારી સભામાં દેશી ભાષાનો ઉપયોગ અવશ્યક બને છે એમ આપણે છેલ્લા થોડા માસમાં જોતા આવ્યા છીએ. આ સિદ્ધાંત ઉપર આ પરિષદ્ રચાઇ અને ગાંધી સાહેબ તેવા સ્વભાષાનુરાગી દેશભક્ત પ્રમુખ તરીકે મળ્યા એમાં જ તેની અસાધારણ સફલતા અપાઇ છે.

પ્રમુખસાહેબના ભાષણનો એકેએક શબ્દ મનન કરવો યોગ્ય છે. તે એટલી સાદી ભાષામાં અને મુદ્દાસર લખાયું છે કે તેના ઉપર ટીકાનો અવકાશ રહેતો નથી. ફક્ત તેની વિશેષતા જે મુદ્દામાં રહેલી છે તેની નોંધ લઇને સંતોષ માનીશું. "રાજકીય" એ શબ્દનો અર્થ કરતાં તેઓ જણાવે છે કે:—

આ શબ્દનો ઘણો ભાગે સંકુચિત અર્થ કરવામાં આવે છે, પણ મને લાગે છે કે તેનો વિસ્તૃત અર્થ રાખવાથી વિશેષ લાભ છે. જો આવી પરિષદોના કાર્યની સમાપ્તિ માત્ર રાજા પ્રજાના સંબંધના વિચારમાંજ થઇ જાય તો એ કાર્ય અધરૂં રહે ને એ સંબં-

ધનો પુરો ખ્યાલ પણ આપણને ન આવે. દાખલા તરીકે મહુડાનો પ્રશ્ન ગુજરાતના કેટલાક વિભાગને બહુ અગત્યનો છે, તેનો વિચાર રાજ્ય પરત્વે જ કરતાં કઠવું પરિણામ આવી શકે, અથવા ધાર્યું પરિણામ આપણે ન લાવી શકીએ, પણ જો મહુડાના કાયદાની ઉત્પત્તિનો વિચાર કરી આપણું જે અંગત કર્તવ્ય હોય તેનો પણ આપણે સાથે સાથે વિચાર કરીએ તો આપણી સરકારની સાથેની લડતમાં પહેલા ફાવવાનો સંભવ છે, ને આપણને લઢવાની ચાવી પણ સહેલથી હાથ આવે.

આ સિદ્ધાંતમાં તેમના આખા ભાષણનું રહસ્ય છે. "હિન્દુસ્થાનમાં ગરીબાઈ વધતી ચાલી છે." "હિન્દુસ્થાનમાં (ઇંગ્લંડના જેવી) પાર્લામેન્ટ હશે ત્યારે......આપણો ભુખમરાનો ઇલાજ સહેજે હાથ લાગશે." "પાર્લામેન્ટ આજે જ જોઇએ. તે લેવા આપણે આજે જ લાયક છીએ...'આજે જ' કયારે આવશે તેનો આધાર આપણા ઉપર છે," "આપણી લાયકાત આપણને હવે સ્વરાજ્ય ભોગવવાની તીવ્ર ઇચ્છા થઇ છે તેમાં રહી છે," અને "સ્વરાજ્ય વિના હવે હિન્દુસ્તાનમાં શાંતિ સંભવતી નથી"—એ વિચારસંકલના રજુ કર્યા પછી તેઓ કહે છે કેઃ—

"પણ જો આપણે ચળવળ સભાઓ ભરીને જ કરીએ તો પ્રજાને હાનિ થવાનો સંભવ છે. મેળાવડા અને ભાષણો યોગ્ય સ્થાને યોગ્ય વખતે શોભી શકે છે. પણ માત્ર મેળાવડા અને ભાષણોથી પ્રજા ઘડાતી નથી.

"જે પ્રજામાં સ્વરાજ્યના તરંગો ઉછળી રહ્યા હોય તેમાં સર્વ દિશામાં જાગૃતિ હોય.........

"એવો પણ ધ્વનિ સંભળાય છે કે એક વખત આપણા હાથમાં ભારતવર્ષના કારભારની સત્તા આવવા દો પછી બધાં રૂડાં વાનાં થશે. પછી બધાં રૂડાં વાનાં થઇ રહેશે. આના જેવો બીજો ભારે વહેમ નહિ હોય. કોઇ પ્રજા એમ સ્વતંત્ર નથી બની. વસંતની બહાર ખીલે છે ત્યારે દરેક ઝાડમાં તેની છાયા પડે છે. નવયૌવન આવી ભૂમિને વિષે જોવામાં આવે છે. તેમજ આપણે જ્યારે સ્વરાજ્યરૂપી વસંતઋતુમાં પ્રવેશ કરતા હોઇશું ત્યારે કોઇ આવી ચડેલો મુસાફર દરેક સ્થળે નવયૌવન ભાળશે. અનેક પ્રકારની સાર્વજનિક પ્રવૃત્તિઓમાં પ્રજાના સેવકો પોતાની શકિત અનુસાર અનેક કાર્યોમાં રોકાયલા જોવામાં આવશે."

તેમનો આવો વ્યાવહારિક મત હોવાથી તેઓ હાલ સલાહ આપણને આપે છેઃ "આપણે હિન્દની પ્રજા પાસે સ્વરાજ્ય માગવું રહ્યું છે. આપણી અરજી તેની કને છે. જ્યારે હિન્દુસ્થાનના ખેડુત જાણશે કે સ્વરાજ્ય શું છે ત્યારે કોઇ સ્વરાજ્ય રોકી શકનાર નથી."

"પ્રથમ પગથીઉં તો આપણે આપણી (ઇંદ્રીઓ) ઉપર રાજ્ય ભોગવતાં શિખવું એ છે."

"અવિભકત એટલે કૌટુમ્બિક સ્વરાજ્ય ભોગવનારાં કુટુંબો ઝગડાને લીધે વિભકત બને તો આપણે સ્વરાજ્યને સારૂ કેમ લાયક બનીએ ?"

"જ્ઞાતિઓ પોતાનો કારભાર ન ચલાવી શકે......આટલું સંકુચિત સ્વરાજ્ય આપણે ન ચલાવી શકીએ તો રાષ્ટ્રીય સ્વરાજ્ય કેમ ચલાવી શકીએ ?

"આપણાં શહેરોનો કારભાર આપણે ન ચલાવી શકીએ...શહેરનો કારભાર ચલાવનાર નિઃસ્વાર્થી શહેરી ન નીકળી પડે, જે કારભાર ચલાવતા હોય તે બેદરકાર અથવા સ્વાર્થી હોય તો આપણને વિશેષ સત્તા લેવાનો શો અધિકાર છે? શહેરના કારભારમાં સ્વરાજ્યની ચાવી છે."

"પોતાના અંગત સાહસથી સેંકડોને કેળવણી આપવાની આપણી ચોક્ખી ફરજ છે."

"શહેરોમાં દારૂનું વ્યસન વધે છે......તેનો ઉપાય આપણે ન કરી શકીએ તો આપણે સ્વરાજ્ય કેમ લઇએ?

"આપણે સ્વરાજ્ય લઇ શકીએ તે પહેલાં સ્વદેશી પ્રત્યે પ્રેમ તો ખરો પણ રાગ સુદ્ધાં થવો જોઇએ......સ્વરાજ્યની રચના જ આપણું એકંદર ઘણું સારૂં છે એવી કલ્પના ઉપર બંધાઇ શકે......સ્વદેશી ચળવળ આ દેશમાં મોટા પાયા ઉપર થવી જોઇએ."

અને છેવટે દુરાગ્રહથી નહિ પણ સત્યાગ્રહથી રાજકીય લડત ચલાવવા સર્વેને વિનંતિ કરી હતી.

## ઠરાવો.

લખનોમાં મળેલી કાગ્રેસ અને મુસ્લીમ લીગની બેઠકમાં સ્વરાજ્યની જે યોજના પસાર કરવામાં આવી છે તેને સબળ ટેકો આપવામાં આવ્યો હતો, અને બીજા ઠરાવથી સ્વરાજ્યની ચળવળ ખંતથી કરવા તેમજ મૉન્ટેગ્યુ સાહેબને મોકલવાની તે અરજી ઉપર આજે સહીઓ લેવાય છે તે ઉપર વધારે ને વધારે સહીઓ લેવા સર્વે રાજકીય મંડળોને વિનંતિ કરવામાં આવી હતી. ભાઇ મહમદ અલી અને ભાઈ શૌકત અલીને છોડવા વિષે ઠરાવ ઘણા જુસ્સાભર અને આગ્રહી ભાષામાં રજુ કરવામાં આવ્યો હતો, અને આ પરિષદ્‌નું કાર્ય વર્ષ પર્યંત કરવાને કાર્યવાહક મંડળ નીમવામાં આવ્યું છે તેને આ ઠરાવ અમલમાં મૂકાય તે માટે સબળ પ્રયત્ન કરવા ખાસ સૂચના કરી હતી.

ગુજરાતની દૃષ્ટિથી જે ઠરાવો ઘણા મહત્વના છે તે નીચે ટાંક્યા છે:—

લોકલબૉર્ડ, મ્યુનિસિપાલીટીઓ, સેનેટરી કમિટીઓ અને નોટીફાઇડ એરીઆ કમિટીઓ લોક કલ્યાણમાં પુરે અંશે સહાયભૂત થાય તેમજ તે દ્વારા પ્રજાને સ્વરાજ્યની પાકી તાલીમ મળે તે માટે તેમાં સ્થાનિક સ્વરાજ્યનું સંપૂર્ણ તત્વ દાખલ કરવું જોઇએ એવો આ પરિષદ્‌નો અભિપ્રાય છે અને આ દિશામાં તરતના જરૂરી સુધારા તરીકે આ પરિષદ્ ભલામણ કરે છે કે:—

(૧) આ બધાં મંડળોના બધા સભાસદો પ્રજા તરફથી ચુંટાવા જોઇએ; અને વિશેષે કરીને સૂચવવામાં આવે છે કે જે મ્યુનિસિપાલીટીઓને ૩/૪ ભાગના વધુ મતથી પ્રમુખ નીમવાની સત્તા આપવામાં આવી હોય તેમાં ૩/૪ ભાગના સભાસદો પ્રજાના મતથી ચુંટાયલા હોવા જોઇએ એવા મુદ્દાનો નામદાર વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલે મુંબાઇની ધારાસભામાં રજુ કરેલો અને પસાર થયેલો ઠરાવ સરકારે તરતજ અમલમાં મુકવો જોઇએ.

(૨) તે મંડળ અને પોતાના પ્રમુખ અને ઉપપ્રમુખ તેના બિન અમલદાર સભ્યોમાંથી ચુંટવાની સત્તા મળવી જોઇએ.

(૩) આ મંડળોને પોતાના મુખ્ય અધિકારીઓ બીન શરતે નીમવાની અને બરતરફ કરવાની સત્તા આપવી જોઇએ તેમજ તે અધિકારીઓના પગાર વગેરેના નિયમો નિયત કરવાની સત્તા પણ સદરહુ મંડ-

ર્ડોને આપવી જોઇએ અને તે અનુસાર સને ૧૯૦૧ ના મ્યુનિસિપલ એક્ટમાં ૧૩ અ નું જે પ્રકરણ ઉમેરવામાં આવ્યું છે તે રદ કરવું જોઇએ.

(૪) લોકલબૉર્ડની આવકમાં સંગીન વધારો થાય તે માટે આબકારી જેવી મોટી અને વધતી જતી આવકવાળા ખાતાના મહેસુલનો અમુક હિસ્સો જીલ્લા લોકલબૉર્ડને મળવો જોઇએ.

ગામ પંચાયતો સ્વરાજ્યની આખી ઇમારતના દૃઢ અને સંગીન પાયારૂપ બને તે હેતુથી તેનો પુનરોદ્ધાર કરવો જોઇએ અને તે માટે ગામ તરફથી બધા ચુંટાયલા પ્રતિનિધિઓની પંચાયત સ્થાપવાને કાયદો કરવાની તેમજ તેવી નીમાયેલી પંચાયતોને અમુક રકમ સુધીની દીવાની અને અમુક રકમ સુધીની ફોજદારી સત્તા આપવાની આ પરિષદ્ સર્વેને ભલામણ કરે છે.

ફોજદારી ન્યાયનાં ખાતાંને કારોબારી ખાતાંથી તદન જુદું રાખવાની જે માંગણી સમસ્ત હિંદમાં ઘણાં વર્ષો થયાં કરવામાં આવેલી છે તેનો સ્વીકાર હજી સુધી નથી થયો તેને સારૂ આ પરિષદ્ અતિશય દીલગીરી જાહેર કરે છે અને નામદાર હિંદી સરકારને આગ્રહ કરે છે કે પ્રજાની ઉપરની માંગણી તરત સ્વીકારી પ્રજાને ન્યાય આપે.

(અ) ગુજરાતમાં ઢોરોને ચારવા માટે જુના વખતથી દરેક ગામે ગોચર રાખવામાં આવતાં હતાં તે ગોચરો ધીમે ધીમે સરકાર તરફથી કમી કરી નાખવામાં આવે છે અને તેથી ઢોરની સ્થિતિ ઘણી ખરાબ થઇ છે માટે આ પરિષદ્ સરકારને વિનવે છે કે દરેક ગામમાં આવાં ગોચરને માટે સારા વિસ્તારવાળી જમીન છુટી મુકી રાખવી જોઇએ.

(આ) પંચમહાલ અને ગુજરાતના બીજા ભાગોમાં જ્યાં જંગલો સાચવી રાખવામાં આવે છે ત્યાં ચરાઉ જમીનની તંગાસને લીધે અને સરહદની ચોખવટના અભાવે એવા જંગલમાં ઢોર પેશી જવાથી તેમના ઉપર ગુજરાન કરનાર લોકની સ્થિતિ ભારે દંડ ભરી કે જેલની શિક્ષા ખમી ખમી કંગાલ થઇ ગઇ છે તેથી આ પરિષદ્ સરકારને વિનંતિ કરે છે કે આવા જંગલના ચરાઉ ભાગમાં વધારો કરવો જોઇએ અને ગરીબ અને ખેડુત વર્ગને ખેતીના અને બળતણના કામને માટે જોઇતું લાકડ લેવા છુટી આપવી જોઇએ તેમજ એવા જંગલને સાચવવા કરેલા નિયમો તથા તેમનો થતો અમલ બહુ ઉદાર રાખવા પાકો બંદોબસ્ત થવો જોઈએ.

ગુજરાતમાં સરકારી જમીન ખેડુતોને જે નવી સત્તાપ્રકાર પ્રમાણે આપવામાં આવે છે તેથી ખેડુતોને જુની સત્તા પ્રમાણે મળતા કોઇપણ હક ન મળવાથી તેઓ ખેતીમાં સુધારો કરતા નથી અને નાસીપાસ થયેલા જોવામાં આવે છે. તેમજ તે જુના હકોની રૈયતને ખાસ જરૂર છે માટે આ પરિષદ્ સરકારને ખાસ ભલામણ કરે છે કે નવી સત્તાનો કાયદો એટલે કે જમીન મહેસુલના કાયદાનો સને ૧૯૦૧ નો સુધારો રદ કરવો જોઇએ.

હમેશના રીવાજ મુજબ જમીન મહેસુલ બે હપતે ખેડુતો પાસેથી ન લેતાં એકજ હપતે લેવામાં આવે છે તેથી ગરીબ ખેડુતોને ઘણીજ હાડમારી ભોગવવી પડે છે અને પોતાના ખાસ ગુજરાનનાં સાધન વેચીને મહેસુલ ભરવું પડે છે તેથી બે હપતેથીજ જમીન મહેસુલના પૈસા વસુલ કરવા અને હપતા લેવાનો સમય પાકની સ્થિતિ જોઇને ઠરાવવા આ પરિષદ્ સરકારને વિનંતિ કરે છે.

ખેડુત વર્ગની પાસેથી તેમજ અનાજના દુકાનદાર પાસેથી અમલદાર વર્ગ જબરાઈથી વેઠ અને વારા કરાવે છે તે એમની ખેતીના તથા ધંધાના કામમાં ઘણી અડચણ કરતા હોવાથી તેમજ તેમની પ્રતિષ્ઠાને કીમ્મત લગાડનાર હોવાથી તે તદન બંધ કરવા આ પરિષદ સરકારને વિનંતિ કરે છે.

મહેસુલી વહીવટમાં તેમજ જીલ્લાનો સલાહસંપ જાળવવામાં કલેકટરોને હાલમાં મામલતદાર કે પોલીસની એકતરફી હકીકતના ઉપર વર્તન કરવાનું રહે છે તેથી ઘણી વખત જીલ્લાના વહીવટમાં ઘણી મોટી ભૂલો થાય છે અને લોકને અન્યાય ખમવા પડે છે તેથી આ પરિષદ્ સરકારને એવી ભલામણ કરે છે કે જીલ્લાવાર લોકના ચુંટાયલા સભાસદોનું સલાહકારક મંડળ નીમવું જોઇએ

થોડા સમય થયાં ગુજરાતની અંદર પુખ્ત વિચાર કર્યા વિના અને પ્રજાસમૂહનો ખ્યાલ કર્યા વિના કેટલાક ગૃહસ્થોએ દુધ એકઠું કરી દુધમાંથી બનતા પદાર્થો બનાવવાનાં કારખાનાં કાઢયાં છે અને તે જ પ્રમાણે સરકારી દુધના સંચા પણ નીકળ્યા છે તથા પ્રજા કે જેનો મોટે ભાગે વધારેમાં વધારે પૌષ્ટિક ખોરાક દુધજ રહેલો છે તેને ઘણું નુકશાન થયેલું છે અને ઘણા માણસો જેમને દુધ ઘીની આદત રહેલી છે તેઓને પણ એ પદાર્થોનો ત્યાગ કરવો પડયો છે અથવા ઘટાડો કરવો પડયો છે. તેમ (આ પરિષદ્ ઉમેદ રાખે છે કે જે ગૃહસ્થો આ કાર્યની અંદર રોકાયા છે તેઓ અને સરકાર, પ્રજાનું હિત વિચારી દુધના સંચા બંધ કરશે.

આબકારી એકટનો મહુડાં સંબંધી કાયદો ગયે વર્ષે ખેડા જીલ્લાને લાગુ પાડવામાં આવ્યો છે તેથી જે ગરીબ લોકો મહુડાંને પોતાના તેમજ ઢોરના ખોરાક તરીકે વાપરે છે તેમને ઘણું નુકસાન અને હાડમારી પહોંચે છે તેથી તે કાયદો સત્વર રદ કરવા આ પરિષદ્ નામદાર સરકારને વિનંતિ કરે છે. (આ) પંચમહાલ જીલ્લામાં હાલ જંગલ ખાતા તરફથી જંગલ કાપવાના અપાતા ઈજારામાં ખાસ કરીને મહુડાંના ફળાઉ ઝાડ નહીં કાપવા એવી બંધી નહી હોવાથી અને આ ક્રમ થોડા વર્ષ ચાલુ રહે તો ખેડા જીલ્લાના જેવી હાડમારી આ જીલ્લાની ગરીબ રૈયત ઉપર થવાનો સંભવ રહે છે માટે આ પરિષદ્ સરકારને વિનંતિ કરે છે કે તે ઝાડ કપાતાં બંધ કરવાં.

આમાંના ચાર ઠરાવો અમને ઘણા અગત્યના લાગે છે. ઢોર ચરાવવા વિષે અને દુધના સંચાને લીધે જે હાડમારી આપણા ખેડુત વર્ગને ભોગવવી પડે છે તે અસહ્ય છે. ઢોરના ઉપર ખેતીનો આધાર છે. જો ઢોરોને ઘાસ ચરવાના સાંસા હોય તો ખેતીને દેખીતી રીતે નુકશાન થાય. દુધના સંચા સ્થળે સ્થળે નીકળવાથી દુધ આપનારના, તેમના બાળકોના અને ગરીબ વર્ગના મ્હોંમાંથી દુધ જાય છે અને આથી તેમના શરીરબળને હાનિ થવાનો સંભવ રહે છે.

ફોજદારી ન્યાય અને કારોબારી ખાતાં જુદાં નહિં પાડવામાં આવેલાં હોવાથી વકીલોને, અસીલોને, સાક્ષીઓને સર્વને અપાર વિપત્તિ પડે છે; કારણ કે મહેસુલ વગેરેના કામને લીધે કલેકટરો, આસિસ્ટન્ટ કલેકટરો, મામલતદારો વગેરેને ગામેગામ ફરવું પડે છે અને તેમની આગળ તેમને ફોજદારી મુકદ્દમો ચલાવવો હોય તેમને પણ સાથે ફરવું પડે છે. વળી, આ અમલદારોને પોલીસ ખાતા સાથે સંબંધ હોય છે. આરોપી સાથે સંબંધ ધરાવનાર વ્યક્તિ ખરો ન્યાય ન જ આપી શકે—જે ન્યાય આપે તેના ઉપર વિશ્વાસ ન આવે—એ દેખીતું છે.

વેઠમાં ગુલામગીરીનો અંશ રહેલો છે. અમલદારો ગામડાંમાં મુસાફરી કરે તે વખતે તેમને ગાડાં આપવાને અને તેમની સાથે દુકાનો ફેરવવાને લોકો અમુક વારા પ્રમાણે બંધાએલા ગણાય એ ગુલામી જ કહેવાય. અમલદારોને મુસાફરી કરવી પડે માટે કેટલીક સગવડો જોઇએ એ સમજી શકાય એમ છે. પણ તે માટે આ વ્યવસ્થા તો ન જ સાંખી શકાય. આનો બોજો ગામડાંની સારી વસ્તી ઉપર નહિ પણ ઘણા ગરીબ વર્ગ ઉપર પડે છે અને તેનો લાભ કેટલીક ઉંચી અને સત્તાવાન કોમો લે છે તેથી તે કોમોની મદદ વેઠ સાથે ચળવળ કરતાં ન મળે એવો સંભવ છે. અને છતાં આ પદ્ધતિ દૂર થાય ત્યાં સુધી આપણે જંપીને બેસી શકવાના નથી.

આ બધા વિષયો સંબંધી જે ઠરાવો પસાર કરવામાં આવ્યા છે, તે અમલમાં મૂકાય તે માટે પરિષદનું કાર્યવાહક મંડળ સબળ પ્રયત્નો કરશે અને ગુજરાતની પ્રજા તેને બનતી સહાય આપશે એવી અમારી આશા છે.

## ગુજરાત સંસાર સુધારા પરિષદ્.

અનેક વિઘ્નોને વટાવીને આ પરિષદ્ ઘણી ફત્તેહમંદ થઇ તે માટે તેના કાર્યકર્તાઓને અને તેનાં પ્રમુખ સૌ. શારદા બ્હેનને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. તેમના હિંમત ભર્યાં અને પ્રોત્સાહક ભાષણોમાં સત્ય અને ન્યાયના જે સિદ્ધાંતો આજે રાજકીય વિષયોમાં લગાડવામાં આવ્યા હતા તે બેધડક સામાજિક પ્રશ્નોને—અને ખાસ કરીને સ્ત્રીઓને લગતા પ્રશ્નોને લગાડવામાં આવ્યા છે. સ્ત્રીઓની હાલની સ્થિતિ સામે નીચેના શબ્દોમાં સખ્ત પોકાર ઉઠાવ્યો છે તે દરેક પુરૂષોને પોતાના અંતઃકરણમાં કોતરી રાખવાની જરૂર છે.

સામાજિક વ્યવહારમાં સ્ત્રીઓનો હાથ એટલો બધો હોય છે કે પુરૂષ એકલે હાથે ગમે તેટલું કરવા માગે તો કદી થઇ શકે નહીં. વ્યવહારમાં સ્ત્રીનો હિસ્સો ઘણોજ છે તે વાત ભુલી જવાય છે, અને સ્ત્રીએ તો માત્ર પ્રજા ઉત્પન્ન કરવાનું સાધન, લાગણીવાળી નોકર અથવા નવરાશનું રમકડું ગણવામાં આવે છે, તેથીજ પુરૂષનું કાર્ય સફળ થતું નથી. પુરૂષો શું કરે છે. સભામાં જઇને શેનાં ભાષણો કરે છે, કયા ગહન વિષયોમાં તેમનાં મન રોકાયલાં છે, એ સંબંધી તેમની પત્ની કે બ્હેનો કે માતાઓ તો કેટલે બધે અંશે અજ્ઞાન હોય છે. પુરૂષો ભાષણોમાં આર્યાવર્તની સ્ત્રીઓ વિષે શાસ્ત્રકારોના શ્લોકો બોલે છે, લોકો તાળીઓ પાડે છે. મનુ, નેપોલીઅનના શબ્દો બોલી સાંભળીને થાકી ગયાં, પણ ત્યારે તે આદર્શ ગૃહસંસારમાં વ્યવહારમાં મુકવાનો વખત આવે છે ત્યારે વાત બદલાઇ જાય છે. સ્ત્રીઓ કાંઇક જાણવા માગે, માથું ઉંચું કરે તો તેને પુરૂષો દાબી દે છે. સ્ત્રીઓ પણ મનુષ્ય છે એ વાત તેમને યાદ રહેતી નથી, એટલે તેને તો રહેંસી નાખવામાં, કચરી નાખવામાંજ પુરૂષો મોટાઈ માને છે. સત્તાનો મદ એવો વસમોજ છે. એક વાર હાથમાં સત્તા આવી તે કોઇને છોડવી ન ગમે;

સંસાર સુધારા માટે સત્યાગ્રહની સોનેરી ચાલનો ઉપયોગ કરવો જોઇએ એમ પણ તેમણે પોતાના ભાષણમાં સૂચવ્યું છે, પણ તે ઉપર બીજા ભાષણ કર્તાઓએ જોઇએ તેવો ભાર મૂક્યો ન હતો. સમાજની બદી ઉપર જ્યારે વક્તાઓ ટીકાઓ કરતા હતા ત્યારે તેઓ તેમજ શ્રોતાજનો એમ માની લેતા જણાતા હતા કે મંડળની બ્હાર રહેલી દુનિયાને જ તે લાગુ પડે છે અને તેથી કવચિત કવચિત તાળીઓ પણ સાંભળવામાં આવતી હતી. ખરૂં જોતાં વક્તાઓ, શ્રોતાઓ અને આખી સમાજ જે અનર્થકારક રૂઢીઓના જાળમાં ફસાઇ રહેલી હોય છે તેમાંથી કેમ છુટવું એનો વિચાર કરવાને આવી પરિષદ્ મેળવવામાં આવે છે અને ગુજરાતની જ મર્યાદામાં તેને કામ કરવાનું છે એટલે તો સુધારાની કેટલીક ચોક્કસ પગથીઓ પણ દોરી શકાય. પણ ધોરી રસ્તો તો સત્યાગ્રહનો છે—જે ઠરાવો પસાર કરવામાં આવે તેનો નાતજાત કુટુંબ એ સર્વેનો બધો વિરોધ સહન કરીને આગ્રહપૂર્વક અમલ કરવો. આ પ્રકારની પ્રતિજ્ઞા પરિષદ્‌નાં સર્વે—અથવા મોટા ભાગનાં સ્ત્રી પુરૂષો લેશે તે દિવસે તેનો હેતુ સફળ થયો ગણાશે.

## અંત્યજ પરિષદ્.

આ માસની પાંચમી તારીખે ગોધરામાં અંત્યજોની અને ઉંચવર્ણના લોકોની જે મિશ્ર સભાને મહાત્મા ગાંધીજીએ અંત્યજ પરિષદ્‌નું નામ આપ્યું હતું તે અંત્યજો વિષે પસાર કરવામાં આવેલા ઠરાવને અમલમાં મૂકવાને પ્રથમ પગથીઆ રૂપ હતી. એવું દૃશ્ય તો કદાચ ગુજરાતમાં પહેલીજ વાર જોવામાં આવ્યું કે જ્યાં શેઠીઆઓ, વકીલો, વેપારીઓ અને એવા બીજા ગૃહસ્થો ઢેડ અને ભંગી લોકોની સાથે એક

સભામાં હળીમળીને ભેગા થયા. ગાંધીસાહેબે ખરૂં જ કહ્યું હતું કે કદાચ રાજકીય કે સામાજિક પરિષદ્‌માં ઇશ્વર હાજર રહ્યા ન હોય પણ તેઓ જરૂર અંત્યજ પરિષદ્‌માં તો હાજર હોવાજ જોઇએ કારણ કે જ્યાં આધ્યાત્મિક દૃષ્ટિથી કંઇ પણ ભેદ શિવાય માનવ બંધુઓ મળે ત્યાં ઇશ્વરનો આવાસ હોવોજ જોઇએ.

આ મેલાવડાનું એક શુભ પરિણામ એ આવ્યું કે ગોધરાના અંત્યજ બાળકોના શિક્ષણ માટે એક શાળા કાઢવા સારૂ રૂ. ૧,૭૦૦ ની રકમ ભરાઇ ગઇ. આવી શાળાઓ સ્થળે સ્થળે કાઢવામાં આવે અને ગોધરાના જેવા મિશ્ર સંમેલનો વારંવાર થાય તો જ સૈકાઓથી જે પાપ આ વર્ગની સામે આપણે કરતા આવ્યા છીએ તેનું નિવારણ થાય.

### મિ. મોન્ટેગ્યુનું આગમન.

નામદાર હિંદી વજીર મિ. મોન્ટેગ્યુ આપણે ધારતા હતા તે પહેલાં—આ માસની શરૂઆતમાં આવી પહોંચ્યા છે અને તેમના મન ઉપર હિન્દના એક મતની છાપ પાડવાને અનેક સભાઓ યોજવામાં આવે છે, તેની સામે આપણા એંગ્લો ઇન્ડીઅન બંધુઓ અને કેટલાક નાના મોટા હિન્દીઓ તેમ જ કેટલાક કોમો અને મંડલો કંઇક જુદો સૂર કાઢે છે. આ પ્રસંગે દરેક સાચા હિન્દીવાનની તો એકજ ફરજ છે. દેશના હિન્દુ મુસલમીન બધી કોમના આગેવાનોએ મળીને સ્વરાજ્યની જે યોજના ઘડી છે અને જે લખનૌમાં મળેલી કોંગ્રેસ અને મુસ્લીમ લીગની બેઠકમાં પસાર કરવામાં આવી છે તેને ઘણી શ્રદ્ધાથી વળગી રહેવું અને બને તેટલી અને તેવી રીતે તે શ્રદ્ધા જાહેર કરવી. દરેક રાજકીય અને વેપારી મંડળે, દરેક શહેર અને ગામડાંની સભાએ આ શ્રદ્ધા મોન્ટેગ્યુ સાહેબને કાને પહોંચાડવી એ તેમની દેશ પ્રત્યે ફરજ છે.

આ પ્રસંગ અણીનો છે. જેમ દુનિયામાં આવો વિગ્રહ ફરી ફરીને ઉત્પન્ન થવાનો નથી તેમ હિન્દની પ્રજાકીય જાગૃતિ હમેશાં એક જ ટોચે રહેવાની નથી તેમ ઇંગ્લંડની અને તેના વડા પ્રધાન તેમજ હિન્દી વજીરની આવી સહાનુભૂતિ આપણે વારંવાર મેળવી શકવાના નથી. "લોઢું તપ્યું છે તે વખતે જ તેના ઉપર હથોડાનો પ્રહાર કરો અને તેનો જોઇએ તેવો ઘાટ ઘડો" એ સૂત્ર હવે તો દરેક હિન્દીવાને સાનમાં સમજવું જોઇએ અને સ્વરાજ્યની યોજનાને બેધડક રીતે ટેકો આપવા તૈયાર થવું જોઇએ—અને તેમ કરવાના એક માર્ગ તરીકે મોન્ટેગ્યુ સાહેબને મોકલવાની જે અરજી ઉપર સહીઓ લેવાય છે તેના ઉપર વધારે ને વધારે સહીઓ કરાવવી જોઇએ. આપણા માર્ગમાં કેટલીક લાલચો પણ છે. પોતાની કેટલી લાગણીથી ખેંચાઇ જઇને પોતાના ખાસ પ્રતિનિધિ ધારાસભામાં વિરાજવા જોઇએ એવી માંગણી કેટલાક કરે છે. આવી માંગણી કરવાનો હક અંત્યજ વર્ગના લોકોને છે—અને તે આપણે સ્વીકારવો જોઇએ બીજાને નથી. આપણા કેટલાક અંગ્રેજ હિતશત્રુઓએ આપણા લાભની દેખાય તેવી સુધારાની બીજી યોજનાઓ ઘડી છે પણ તેમાં આપણે માગીએ છીએ તે મુદ્દા ન હોવાથી નકામી છે. જેઓ આવી કોમી માગણીઓ કરશે કે જુદી યોજનાઓને ટેકો આપશે તેઓ દેશના શત્રુ ગણાશે એ નિઃસંદેહ છે.

ફરીથી મોન્ટેગ્યુ સાહેબ મુંબાઇ ઇલાકામાં આવે ત્યારે સ્વરાજ્યની યોજનાની તરફેણમાં એક અવાજે પોકાર ઉઠાવવા ગુજરાતી બંધુઓને ખાસ વિનંતિ છે.

# ☞ સ્વરાજ ☜

## હિંદના દાદા દાદાભાઈ નવરોજીનો સંદેશો.

"મારા દેશ અને દેશબંધુઓ માટે સ્નેહ અને શ્રદ્ધાનો એક શબ્દ જો હું મૂકતો જાઉં તો કહું છું કેઃ એક થાઓ, મંડયા રહો અને સ્વરાજ (સેલ્ફ ગવર્નમેન્ટ) મેળવો, કે જેથી ગરીબી, દુકાળ અને મરકીના ભોગ થતા લાખો લોકો, અને માત્ર અલ્પ અન્નને લીધે ભૂખે ટળવળતા કરોડો જીવોને બચાવી શકાય, અને જગતની મોટામાં મોટી અને સંસ્કારી પ્રજાઓમાં પોતાનું અસલનું ગૌરવ એકવાર ફરીથી હિન્દુસ્તાન પ્રાપ્ત કરે."

(કલકત્તાની કૉંગ્રેસ-૧૯૦૬.)

**દેશની સેવાને માટે, અને તમારા ગૌરવને ખાતર, તમારૂં સ્વમાન સાચવવા અને ઈશ્વરદત્ત આપણા સર્વ હક્કો મેળવવા માટે હોમરૂલ લીગ એટલે આપણા દેશને માટે સ્વરાજ્ય પ્રાપ્ત કરવાને સતત પ્રયાસ કરનારી સંસ્થામાં જોડાઈ તમારી ફરજ બજાવો. અંતરમાં આવેલી શુભેચ્છા પાછી ન ઠેલતાં આ ઘડીએ નીચેને શરનામે લીગના સભાસદ થવાને લખો.**

## ☞ હોમરૂલ લીગના ઉદ્દેશો

**૧. કાયદેસર હીલચાલથી હિન્દ માટે હોમરૂલ એટલે સ્વરાજ્ય મેળવવું.**

**૨. શહેનશાહ પંચમ જ્યૉર્જ અને તેના વારસોના તખ્ત હેઠળ બ્રિટિશ સામ્રાજ્યમાંજ સ્વતંત્ર પ્રજા તરીકેના હક મેળવી ગ્રેટબ્રિટન સાથેનો સંબંધ જાળવવો.**

**૩. હિન્દ સ્વરાજ્ય માટે ૩૦ વરસથી પ્રયાસ કરતી નૅશનલ કૉંગ્રેસના કાર્યને ટેકો આપી, એ સંસ્થાને મજબૂત કરવી.**

**૪. હિન્દ માટે હોમરૂલની જરૂરિયાત સંબંધી પ્રજામત કેળવવા સતત ચળવળ કરવી.**

આ ઉદ્દેશો જેમને સંમત હોય તેવા ૧૮ વરસની ઉપરના સ્ત્રીપુરૂષો આ સંસ્થાના સભાસદ થઇ શકશે. અંડર ગ્રેજ્યુએટ વિદ્યાર્થી કેવળ અભ્યાસને માટે જ આ સંસ્થામાં એસોસીએટ તરિકે દાખલ થઇ શકશે.

સભાસદો તથા એસોસીએટો માટે લીગમાં દાખલ થવાની ફી રૂ. ૧) છે

લીગમાં દાખલ થવાની ફી રૂ. ૧) છે અને તે આપતાં લીગનો કાર્ડ, રૂપાનો ચાંદ અને સ્વરાજ્ય વિષે સાહિત્ય મળશે. તેની વાર્ષિક ફી તરિકે अ, ब, क અને ड વર્ગના સભાસદો માટે અનુક્રમે રૂ. ૨૫, ૧૨, ૬ અને ૧ આપી શકાશે, પણ તેમના હક્ક સરખા ગણાશે.

તમારા ગામમાં લીગની શાખા ન હોય તો ત્યાં ત્રણ માણસો સભાસદ થવાને તૈયાર થતાં તેની શાખા સ્થાપવા માટે લખો:—

| | |
|---|---|
| ૨૫૧, હૉર્નબી રોડ, | મંત્રીઓ |
| બેશો કુંપની ઉપર | હૉમરૂલ ફૉર ઇન્ડિયા લીગ, |
| ફૉર્ટ—મુંબાઇ. | મુંબાઇ શાખા. |

**આ સંસ્થામાં જોડાવા ઇચ્છતા સર્વએ સેક્રેટરીઓને નીચલે શરનામે લખવું.**

# બૉસ્સ ચૂલો.

કદ કરી રહ્યા છે. શાંત બળે, ઘર સ્વચ્છ રાખે, રસોડું ગરમ ન
ધુમાડો નહીં, મેશ નહીં, વાસ નહીં, કરકસર થાય, ને
રસોઇ જલદ તૈયાર થાય. એક બચ્ચું પણ
એને રાંધતાં આનંદ આનંદ થાય.

૧૬૦.

ચીજથી માંડી સાંચા કામ માટે પણ વિદેશપર આધાર રાખવો પડે છે; આંખના પલકારામાં કે એકાદ દાયકામાં આપણી આવી સ્થિતિ થઇ નથી, પણ દિવસે દિવસે આપણે પોતે આપણે ત્યાં બનતા માલ માટે અનાદર બતાવવા માંડયો, વિદેશી સસ્તી ચીજો જોઇ તે લેવા લોભાયા તેથી કરી અત્રે માલ બનતો ઓછો થતો ગયો; અને હાલમાં તો ઘણા ઉદ્યોગો છેક નષ્ટપ્રાય થઇ ગયા છે; સ્વદેશી ચળવળ આમનો પુનરોધ્ધાર કરે એમ છે, અને તેટલા માટે લોકોની ફરજ છે કે સ્વદેશી વસ્તુઓજ વાપરવા તરફ ધ્યાન આપવું; આજ બધી ચીજો નહીં બનતી હોય પણ આપણી એ દિશામાં સતત માંગણી રહેશે તો બે કે પાંચ વર્ષમાં તે વસ્તુઓ અત્રે બન્યા વગર રહેશે નહીં, પણ આપણે ગાફલ રહ્યા તો જે પરાધીનતા હાલ ભોગવીએ છીએ તેમાંથી કદી બહાર આવવા પામીશું નહીં. પરાધીનતા એ શબ્દજ શા માટે જોઇએ? શું આપણે આપણા પોતાના બળપર ઉભા રહેવા શક્તિમાન નથી? શું કાચો માલ અત્રે બનતો નથી? શું આપણામાં ખંત નથી કે દિન પડે જે મ્હોડું વિકાસી પરદેશીઓ સામા દીનતાથી જોયાજ કરવું પડે! આપણી પાસે ઘણું છે, પણ તેનો લાભ લેતા નથી, આપણાથી ઘણું થઇ શકે એમ છે પણ આપણું સ્વદેશાભિમાન મોળું છે, આપણે ધારીએ તો દસ વર્ષમાં સ્વાશ્રયી થઇ શકીએ પણ મનોબળ એટલું દૃઢ નથી. આપણી એબ ઢાંકવા, આપણા પોતાના બળપર ઝઝુમવા સ્વદેશી આપણને સામર્થ્ય આપશે. જ્યાં સુધી પ્રજા સ્વદેશી ચીજોની માંગણીનો પોકાર નહીં કરે ત્યાં સુધી સ્વદેશી વસ્તુઓ મળનાર નથી, ત્યાં સુધી સાહસીક વેપારીઓ બહાર પડશે નહીં, ત્યાં સુધી ગરીબોના દુઃખ ઓછાં થશે નહીં, ત્યાં સુધી પરાધીનતામાંથી આપણો છૂટકો પણ થશે નહીં. જો તમારી સમક્ષ આંકડાઓ રજુ કરવામાં આવે-પ્રસ્તુત લેખ લાંબો થાય તે બીતિથી આમાં તે આપવામાં આવ્યા નથી, તો તમોને અચંબો થશે કે દિવસે દિવસે પરદેશી અંસરી કેટલી અંગીકાર કરી છે, પરદેશીઓ આપણને કેમ ફોલી ખાય છે, અરે, આપણે તેમના હાથમાં કેવા સપડાઇ ગયા છીએ! સાવરણી અને ઝાડુ માટેની સામગ્રી અહીંથી પરદેશ જઇ, ત્યાં તેના પર કાંઇક કરામત થઇ તે પાછાં આવે તે આપણે વાપરીએ, અત્રે નકામાં ગણાતા રૂની વેસ્ટ (waste) ની ગાંસડીઓ ત્યાં જાય અને તેની ધાબળી બની આવે ને આપણે વાપરીએ, 'રાખ' જેવી વસ્તુઓના ડબ્બા ત્યાંથી ભરાઇ આવે એ શું હિન્દવાનોને નીચું જોવડાવનાર નથી. આપણી બેદરકારીથી એ પરિણામ આવ્યું છે. હવે આંખ ખુલી છે, સત્ય સમજાય છે અને માટે જ સ્વદેશીની પૂર્ણ આવશ્યકતા છે.

(બ) આટલું છતાં પણ કેટલીક વસ્તુ હાલ અત્રે ન જ મળે એમ હોય તો અમારૂં માનવું છું કે તે વસ્તુઓને જરૂરીઆત વસ્તુના પત્રકમાંથી કમી કરવી. જ્યારે તે નહોતી ત્યારે ચાલી શકતું હતું, સ્વદેશીની ખાતર જ્યાં સુધી તે દેશમાં બનશે ત્યાં સુધી એમ માનીશું કે અમારે માટે તે ચીજો બની જ ન હતી. ઘણાને માટે આ બહુ અશક્ય સિદ્ધાંત લાગશે. પણ ખરૂં સ્વદેશી વ્રત ત્યારે જ પૂર્ણ થયું મનાશે. સાંચાકામ વિ. બાદ કરતાં, મોજશોખની પણ એવી ઘણી ચીજો છે કે જેનો ઉપભોગ મુલતવી રાખીએ તો કંઇ ખોટું થાય એમ નથી.

(૪) દુષ્કાળનીતીવ્રતા, સખતાઇ, ભયંકરતા, સ્વદેશીથી જ ઘટશે.

ગુજરાત પ્રાન્તમાં હું ફરતો હતો ત્યારે મને કેટલાક તળાવો અને બીજી જગ્યાઓ બતાવી કહેવામાં આવેલું કે આ તળાવમાં પાણી એટલું રહેતું હતું કે બાર વર્ષ વરસાદ ન આવે તો પણ ગામને પુરૂં પડી રહે, આ અનાજ ભરવાના કોઠારો હતા, ગામની ચારે બાજુ ઘેરો હોય કે દુષ્કાળ પડે તો પણ ત્રણ વર્ષ સુધી અનાજની ટાંચ ન પડે એટલો દાણો એમાં રહેતો વિ. શબ્દો હું ભુલી શકયો નથી અને જ્યારે તેનો વિચાર કરૂં છું ત્યારે એમ લાગે છે કે અનાવૃષ્ટિ એ કુદરતી કામ હોઇ શકે પણ તે કંઇ કારમા દુષ્કાળનું કારણ ન હોવું જોઇએ. જો એમ જ હોત તો પછી પ્રાચીન કાળમાં દુષ્કાળની ભયંકરતા એ પ્રમાણે માલુમ કેમ નથી પડતી? આંકડાઓ તપાસતાં સર વીલીઅમ ડીગ્બી અને મરહુમ શેઠ દાદાભાઇ નવરોજીના પુસ્તકો તો એમ બતાવે છે કે કુંપની સરકારના રાજ્ય અમલ પછી દુકાળો ઉપરા છાપરી પડે છે, અને તેની અસર ઘણી જ પસરાયલી હોય છે. આના ત્રણ મુખ્ય કારણ છે. (૧) કુંપની સરકારનું રાજય સ્થાપિત થવા સાથે આપણા દેશમાં બનતા માલ તરફ આપણી પ્રીત ઘટી; સરકાર કેટલેક અંશે તે સ્થિતિ લાવવા જોખમદાર છે તે વાત બાજુએ મુકી, આપણે પોતે જ વિદેશી માલને ઉત્સાહ ભર્યો આવકાર આપી, સ્પર્ધામાં ઉભા ન રહી શકે તેવા ઉદ્યોગોના વિનાશનાબી રોપ્યાં, ટુંક સમયમાં એવી સ્થિતિ આવી છે કે દેશના જાણીતાઅને મશહુર ઉદ્યોગોનાશ પામ્યા છે, આથી નિર્ધનતા વધી, અને કોઇ પણ સંકટના સમયે તે સામે ટકી રહેવાની શકિત ખોઇ. (૨) હદ કરતાં ઝાઝા પ્રમાણમા ખેતીવાડી ઉપર પ્રજાનો આધાર વધ્યો. (૩) સારા વર્ષમાં પણ નબળા વર્ષ સારૂ દાણો ભરી રાખવા જેટલી આર્થિક સ્થિતિ રહી નહીં, સરકારનો કર, વ્યાજુ નાણાએ બધું ભરવા સારૂ ખેડુતને દર સાલની ઉત્પન્ન તુરતજ વેચી નાંખવા ફરજ પડી તે એટલે સુધી કે વર્ષના બાકીના દિવસ ગાળવા સારૂ પાછું દેવાદાર બનવું પડે છે.

આપણા જેવી સ્થિતિમાં બીજી કોઇ પણ પ્રજા વધારે વખત નીભી શકી નહીં હોત, એવો દેશ પણ નહીં હોય કે જ્યાં ફકત ખેતી ઉપર જ ૮૦ ટકા વસ્તી આધાર રાખતી હોય. આપણે ત્યાં એ પ્રમાણે છે તેથી નબળું વર્ષ આવતા ઘેરે ઘેર દુઃખ અને ભુખમરો શરૂ થાય છે, ખેતી જ ફકત ગુજરાનું સાધાન હોવાથી જો સરકારી મદદ મળે તો ઠીક નહી તો પછી મોતને શરણ થયા વગર દુકાળ પીડિત જનો માટે બીજો ઉપાય રહેતો નથી.

ત્યારે ઉપાય શું? જે સ્થિતિમાં ભારતવર્ષ આવી પડયું છે તે જોતાં ફકત ખેતી-પરજ મોટા પ્રમાણમાં વસ્તીએ આધાર રાખવો એ મોટી ભૂલ છે. ખેતી નિષ્ફળ નિવડતાં બીજાં એવા સાધન હોવા જોઇએ કે જે પર એમનો ગુજારો થાય. એવા ઇતર માણસો જોઇએ જે ખેતી શિવાય અન્ય ધંધામાં લાગેલા હોય, આટલા માટે સ્વદેશીની જરૂર છે. સ્વદેશીથી કરીને જે લોકો કામના અભાવે ખેતી તરફ વળ્યા છે તે પાછા ધંધે લાગશે. અને ઉદ્યોગધંધાને ફરી ચેતન મળશે. ખેડુતોનો જે વધારો થઇ

ગયો છે તે ઓછો થતાં સમતોલપણું જળવાશે. સ્વદેશીથી કરીને આ પરિણામ આવશે (અ) દુકાળ જેવા પ્રસંગોએ ખેડુત વર્ગને ખેતી ઉપરાંત બીજું કામ કરવાનું મળતાં રોજી મળશે—નિર્વાહ પુરતો પૈસા કમાઇ શકશે, કે જેનીજ મુખ્યત્વે તાણ હોય છે, (બ) ખેડુત વર્ગ ઉદ્યોગધંધામાં લાગેલા મનુષ્યોને આધારે ટકી રહેશે, (ક) પરદેશ ઘસડાઇ જતો પૈસો અત્રે રહેતાં અત્રેની આર્થિક સ્થિતિ સુધરશે જેથી કુદરતી રીતેજ દુકાળની ભયંકરતા પાછી અદૃશ્ય થશે. (ડ) કાળાકૌશલ્યના આપણે જે પોષક હોવા જોઇએ તેને બદલે ઉચ્છેદક બન્યા છીએ એવો જે શ્રાપ આપણે માથે છે તે દૂર થશે.

શું તમારી અલ્પ સેવાનું આ પરિણામ—આ ફળ ઓછું ગણો છો? તમે તમારી જાતને સારૂ જે કરવા ના પાડો તે દેશ અને દેશબંધુઓ ખાતર શું ના પાડી શકશો?

(૫) ગૃહઉદ્યોગોના પોષણ માટે સ્વદેશીની જરૂર છે.

બીજાના રાજમહેલો જોઇ આપણી ઝુંપડી પાડી નાંખવી પરવડે નહી; અને તેમ કરવા કારણ નથી. પરદેશમાં લાખો કરોડો પાઉંડથી ચાલતા કારખાનાંના વૃત્તાંત સાંભળી આપણે નિરાશ બનવા કારણ નથી, કારણ આપણે ત્યાં જુદાજ પ્રકારની વ્યવસ્થા અત્યાર સુધી ચાલી આવેલી છે. આપણી આબાદાનીની ગણત્રી દેશમાં કેટલી મીલો થઇ કે વરાળ અને વિજળીથી ચાલતા કારખાના છે તે ઉપરથી કરવાની નથી, કારણ કે આપણો ગરીબ દેશ તેમ કરી શકવા આજ શક્તિમાન નથી. વળી એવા કારખાનામાં કામ કરનારા કારીગર અને મજુર વર્ગનું પ્રમાણ ઉદ્યોગ પાછળ મંડ્યા રહેલા મનુષ્યો કરતાં ઘણું ઓછું છે, બલ્કે ઘણું નજીવું છે. આટલા માટે સ્વદેશી ચળવળની ખાસીજ આવશ્યકતા છે કે જેનો આત્મા ગૃહઉદ્યોગ છે. ગૃહ ઉદ્યોગને લીધેજ આપણા દેશમાં ઉદ્યોગ ધંધા ટકી રહ્યા, એટલુંજ નહીં પણ આર્થિક અવનતિમાં સપડાતા બચ્યા અને જેને પરિણામે શેરીને ખૂણે રહેતાં વિધવા અશક્ત ડોસી, અપંગ ડોસો કે તેના પાંચ વર્ષના બાળકને પણ કોઇને કોઇ ઘરમાં ને ઘરમાં કામકાજ મળતું, ઉદ્યોગ મળતો, રોજીનું સાધન મળતું, પ્રમાણિક મહેનતુ જીવન ગાળી શકાતું. ગૃહ ઉદ્યોગો કે જે હજુ ગામડા ગામોમાં અને પછાત પડેલી કોમોમાં નષ્ટ થતા થતા પણ સચવાઇ રહ્યા છે તે કુટુંબના સર્વે માણસોને કોઇને કોઇ રૂપમાં કામ આપી આપે છે અને મીલો કે કારખાના માફક નહીં કે ફક્ત સશક્તનું કામ અને ઘરડા, નબળા, કે બાળકને માટે ઉદ્યોગગૃહ, સરકારની મહેરબાની, કે અનાથાશ્રમોનો આસરો લેવો પડે.

ગૃહઉદ્યોગોનો પુનરોદ્ધાર સ્વદેશીથી થશે એટલે જો આપણે ફરીથી ફક્ત દેશમાંજ બનતી ચીજો લેવા માટે આગ્રહ રાખીશું, તેમાં દ્રઢતાથી મક્કમ વળગી રહીશુ તો ફરીથી પ્રાન્તે પ્રાન્તમાં ગામેગામમાં અને શેરીએ શેરીએ કારીગરો પોતાને કામે વળગી પડશે, તેમાં કૌટુંબિક જનોના મ્હોડાપર પણ તેથી લાલી આવશે, ઘરના છોકરાંને કેડે—પગે—કદોરા સાંકળાં દર્શન દેશે, નિરૂદ્યોગી વર્ગ જે હાલ સમાજને બોજારૂપ છે તે સદાને માટે અદૃશ્ય થશે. ગૃહઉદ્યોગના પોષણની ખાતર પણ સ્વદેશીની જરૂર છે.

(૯) પરદેશી મોહજાળમાંથી બચવા સારૂ સ્વદેશી જ ઉપાય છે.

પરદેશી પ્રજાના હકુમતના ગેરલાભ તુરત ધ્યાનમાં આવી શકે છે; આપણી રાજકીય ચળવળનો સહજ ખ્યાલ કરવાથી તે ધ્યાનમાં આવશે પણ પરદેશી પ્રજાઓ આપણા પર વેપારને બ્હાને જે સર્વોપરિ સત્તા ભોગવે છે, આપણને મુંગા યંત્રવત્ અને નિરાધાર બનાવ્યા છે તે એકાએક ધ્યાનમાં નથી આવતું. સ્વદેશી ચળવળ તે બાબતમાં આંખે આવેલા પડળ દૂર કરે છે.

પરાયી પ્રજા આપણા વિનાશની જે બાજી રમે તેમાં સપડાવું કે છૂટા રહેવું તે આપણા હાથમાં છે. ગોળનો બનાવેલો લાડુ એજ વિષ સાથે આપવામાં આવે તે ખાવો કે રહેવા દેવો એ આપણી સત્તાની વાત છે; પરદેશી ઇંદ્રવાયણા રૂપી ચીજોમાં મોહ પામવું વા તેનો ત્યાગ કરવો તેમાં અન્ય કોઇની સહાયતાની જરૂર નથી. એકવાર મોહ વશ થયા એટલે ધીમે ધીમે તેમાં રાગ વધે, ને તે રાગ પરિપૂર્ણ ન થાય તો આપણી ઇચ્છાઓ બીજું રૂપ લે અને આપણા વિનાશનું બીજ રોપાય એ સ્વાભાવિક છે, માટે એવા મોહ વશ થતાં પહેલાં જ અટકવું, વિચાર કરવો એ આપણું કર્તવ્ય છે. પરદેશી માલનો ફેલાવો એવી સીફતથી કરવામાં આવ્યો છે કે પહેલાં તો આપણને તેની ખબર જ પડી નહીં, ધીમે ધીમે તે બાબતથી ટેવાતાં તે જીવનની જરૂરિયાતો ગણાવા માંડી અને તે વગર ચાલે નહીં એમ મનથી પણ થવા માંડયું. પરદેશી ચીજોથી બહારથી જ ફકત શરીર વિભૂષિત થયું એટલું નહીં પણ મનોવૃત્તિ પણ એ દિશામાં ફેરવાઇ, પછી આપણી અધોગતિનું પૂછવું શું? એ પરદેશી મોહજાળમાં આપણે માછલાં રૂપે બરાબર સપડાતાં જાળ ખેંચવા માંડી અને જ્યારે પાણીની સપાટી પર આવી જળ વગર તરફડવા માંડયું અને આપણી સ્થિતિનો ખ્યાલ આવ્યો ત્યારે માછીમાર પાસે માગી લીધું કે "તું અમોને મુકત કર; અમે તારી તાબેદારી ઉઠાવી જેટલું શ્રેય કરીશું તેટલું તારૂં શ્રેય અમોને બહાર કાઢી, મારી નાંખી કે નીચોવી, થનાર નથી. અમે મન વચન અને કર્મથી તારી ગુલામગીરી માથે ચઢાવીએ છીએ, અમારી કેળવણી અને અમારા વિચારો હે માછીમાર! એવા રાખીશું કે ગૃહ–સ્વદેશ તરફ નજર નાંખતા નાલાયકી અને અકુશળતા માલુમ પડે અને તારૂં સ્મરણ જ અમોને તારાપર આફ્રીન, આફ્રીન, ફીદા, ફીદા, કરી નાંખશે. અમારી વિનંતિ સાંભળ અને વિચાર કર કે અમોને જીવતા મુકવામાં તને લાભ છે કે પાણીની સપાટી પર લાવવામાં લાભ છે" માછીમારે પોતાનો સ્વાર્થ જોઇ જતા મુકયા અને માછલાં રૂપે આપણે એ પરદેશીતાને તાબે રહેલા છીએ.

આ ખોટો મોહ છે, એમાંથી સત્વર જ છૂટીએ તેમ સારૂં છે; આપણું માથું બીજાને ખોળે હોય તે ગમે તે વારે ધડથી જુદું થાય તેની ખાત્રી શી? સ્વાર્થ પૂર્ણ થતાં બીજો ધપ્પો મારે તો જઇશું કયાં, ફરિયાદ કયાં કરીશું? આજે પરદેશી વસ્તુઓનો જ મોહ છે. કાલે આપણી આસપાસના મનુષ્યો માટે એવો ખ્યાલ આવતાં શું તેમનો ત્યાગ કરીશું? આપણી સ્ત્રીઓ પણ પછી તો 'વીલાયતી' હોય તોએ શું?

એમની રંગ વગરની ચામડી, ચપળતા, વાકચાતુર્ય અને સ્વતંત્ર મોજીલો સ્વભાવ દેશની દેશી સ્ત્રીઓ કરતાં ભવિષ્યમાં આપણને મોહ પમાડે તો નવાઇ નથી.

ભાવી પ્રજાના ઉદય ખાતર, હિન્દના ગૌરવ ખાતર, માતૃભૂમિની ખાતર એ મોહ નષ્ટ થવો જોઇએ. અને તે કાર્ય સ્વદેશીથી પાર પડશે. સ્વદેશીવ્રત લેતાં સારૂં નરસું પણ તે સ્વદેશી તો છે કેની, જાડું પાતળું પણ સ્વદેશી જ, વિદેશીની સરખામણીમાં ચઢે કે ઉતરે તો પણ સ્વદેશી જ, એમ હૃદયમાં થઇ રહેશે. સ્વદેશી ચળવળ આ ભાવના દરેકના હૃદયમાં લાવી શકે એમ છે. તમોને શું તે ભાવના પ્રિય નથી? તે આદર્શે પહોંચવા શું તમારા હૃદયમાં ઉર્મી નથી આવતી? એ મોહમાંથી છૂટવા, એને તિલાંજલી આપવા, પૂર્વની સ્વતંત્રતા મેળવવા તમારૂં હૃદય જાણે કુદકા મારતું હોય એમ લાગે છે?

( ૭ ) સ્વદેશી સ્વાશ્રયી અને આત્મબળવાળા બનાવશે.

આ દેખીતું જ છે. સ્વદેશી શબ્દજ બતાવી આપે છે કે આપણે આપણા પગ-પર ઝઝુમવાનું છે એટલે કુદરતી રીતે આપણા મગજમાં પરાયી મદદના આશાના ખ્યાલને સ્થાનજ નહીં મળે; અમે સ્પર્ધામાં ઉભા રહી શકીશું, અમે પણ એવા સફળ પ્રયત્નો કરીશું કે જેથી એમનીજ સામગ્રીથી એમને મહાત કરીશું એવું આત્મબળ સ્વદેશી લાવશે. એકવાર અમુક બાબતમાં આત્મબળ—આત્મશ્રદ્ધા મેળ-વવા ભાગ્યશાળી થયા કે તે જ આત્મબળના પ્રભાવે અનેક પ્રકારના બીજા કામો માથે ઉપાડી લઇ તેનો નિકાલ કરવા શક્તિમાન બનીશું; ભીરૂતા અને કાય-રતા સહજજ દૂર થશે; ખંત અને ચપળતાને જુદું નોતરૂં દેવા જરૂર નહીં પડે, આ બધું તો સ્વદેશી પોતાની પાછળ લેતી આવશે, અને તેટલા સારૂંજ 'નવજીવન' દ્વારા એ સંદેશો દરેક શિક્ષિત તથા તેમના પરિચયમાં આવતા અશિક્ષિત વર્ગને પહોંચાડવા આ લેખનું પ્રયોજન છે.

( ૮ ) સ્વદેશી ખાતર સ્વેચ્છા કર પણ આપીશું. સ્વેચ્છાકર એટલે વળી શું? પરદેશી વસ્તુઓના ભાવની સરખામણી અને હરીફાઇમાં દેશી માલ જ્યારે જ્યારે મોંઘો પડે તે છતાં પણ તેના વધુ દામ અમે અમારી જાતપર એટલો રાજી ખુશીથી, સ્વદેશી ખાતર, બોજો નાંખી–કર નાંખી આપીશું; આ જાતનો અમોએ રાજીખુશીથી અમારા દેશ માટે, સ્વદેશી, ગરીબ દેશબંધુ માટે જે પૈસા રૂપે ભોગ આપવાનું માથે લઇએ છીએ તેને સ્વેચ્છા કર કહીએ છીએ. વળી અમારા મનમાં અમને એટલી પણ ખાત્રી છે કે હાલમાંજ જો આપણું રાજ્ય થાય તો આપણા દેશનાં ઉદ્યોગના રક્ષણની ખાતર વિદેશથી સસ્તા આવતા માલપર કર નાંખવાની રક્ષક રાજનીતિ અખત્યાર કરવા જરૂર પડે. આથી કરીને તે તે વસ્તુના ભાવ વધી જાય અને મોંઘી થાય; તે દિવસ નથી આવ્યો માટે તેની રાહ ન જોતાં અમારા દેશની જરૂરીઆત તથા હિત વિચારતાં અમે અમારી થોડી પણ સ્વતંત્રતાનો ઉપયોગ કરી મોંઘું મળવા છતાં પણ વધુ દામ આપી આજથીજ સ્વદેશી લઇશું. વિદેશી

માલની તે દિવસે થનાર ભાવની સરખામણી ખાતર, થોડીક વ્યક્તિઓના સુખ-સગવડ અને ખરચના સવાલે ગૌણરૂપ લેવુંજ જોઇએ. જે કાર્ય સરકારી કાયદો કરી શકે તે અમે કાયદા વગર પણ સારી રીતે અમલમાં મુકી શકીએ એમ છીએ માટે અમલમાં મુકીશું એમ સ્વદેશીવ્રત તમારી પાસે ખાસ ચાહે છે.

સ્વદેશીના ફાયદાનું વધારે શું ટીપ્પણ કરવું? એ એક પેટન્ટ દવા છે કે જેથી દેશમાં ફેલાયલા ઘણા દરદો-રોગો સારા થઇ શકે એમ છે; કુશળ ડાકટરની મદદ આવે ત્યાં સુધી કેટલાક દરદોનું વધુ જોર ફેલાતું તેથી અટકે એમ છે: કેટલાક રોગો સારૂ વ્હાડ કાપનો પ્રસંગ આવે તોપણ તેની વેદના સહન કરી શકાય એટલી શકિત એ ઉપચારથી હિન્દવાનોમાં આવી શકે એમ છે.

સ્વદેશાભિમાન આપણને, સ્વાશ્રયી અને આત્મબળ વાળા બનાવશે, પારકાની દયા અને દીલસોજીને બદલે તેમનો સ્નેહ અને સહકાર મેળવશે, આર્થિક અવનતિમાંથી ઉદ્ધાર કરશે, ઝુંપડાંમાં રહેતા કંગાળના હૃદયમાં આશા અને સુખના કિરણ પ્રકટાવશે, ઝુંપડામાં વસતા કારીગરને માટે ઉદ્યોગો ઉપસ્થિત કરશે, જુનાને નિભાવશે, ચાલુ -ઉદ્યોગને દૃઢ બનાવશે. દુષ્કાળની ગંભીરતા અને સખતાઇ તે દૂર થશે, દુકાળો પણ તેથી ઘટશે. વિદેશી પ્રજાઓની સાથે વેપારની બાબતમાં ગૌરવથી માથું ઉંચું રાખી શકવાનું તે શકય કરશે. તે સ્વરાજ્યની માગણીને પોષણ આપશે, ખેડુતની કંગાળ સ્થિતિમાં સુધારો કરવા કારણ બનશે જેથી ઉપરાછાપરી આફતો આવે તો પણ તે સામુ ટકી રહી શકે એવું બળ આપશે.

હિન્દના અભ્યુદયનો મુખ્ય આધાર કેળવણી અને ઔદ્યોગિક ખીલવણી ઉપર અવલંબી રહ્યોછે; અને આ બીજી બાબતમાં ઉપર જણાવ્યા મુજબ સ્વદેશી ચળવળ, સ્વદેશીનો સ્વીકાર, સ્વદેશી વ્રત, દેશ માટે, પ્રજા માટે, દેશીબંધુઓ માટે અને આબાળવૃદ્ધ માટે ઘણું કરી શકે એમ છે. એ બાબતમાં આપણી ખંત અને દઢતાને પરિણામે જે સ્થિતિ આજથી પચાસ વર્ષ પછી આવે એમ લાગતું હશે તે પાંચ વર્ષમાં આવશે એમાં કોઇ જાતની શંકા નથી. આપણે જો આપણી જાતનેજ છેતરીશું નહીં, આપણે આપણા પોતાનામાં આત્મશ્રદ્ધા રાખીશું, પુરૂષાર્થ અજમાવીશું, આપણા આશયે પહોંચવા નેકીથી અને પ્રમાણિકપણે કર્ત્તવ્ય-કર્મ કરીશું તો આપણું શ્રેય કરવું એ આપણા હાથમાં છે. આપણું ભાવી જેવું ઇચ્છીશું તેવું બનાવીશું, અને જો આ અમૂલ્ય તક જવા દીધી તો આપણી સ્થિતિ કેવી થશે તેનો ખ્યાલ લાવતાં કંપારી છુટે છે! એ ભાવી ચિત્રનો આભાસ પણ હૃદયમાં ભય ઉપજાવે છે!!

શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે અમદાવાદમાં ૧૯૦૨ માં ઉચ્ચારેલા યાદગાર શબ્દોનું ટાંચણ કરી આ લેખ પુરો કરીશું.

"Famine, increasing poverty, widespread disease-all these bring home to us the fact, that there is some radical weakness in our system, and that something must be done to remedy it. But there is another and larger aspect of the matter,—and that is that this economic problem is our last ordeal as people. *It is our last chance.*

Fail there, and what can the future bring us? We can only grow poorer and weaker,—more dependent on foreign help. We must watch our industrial freedom fall into extinction and drag out a miserable existence as hewers of wood and drawers of water to any foreign power which happens to be our master.

Solve this problem, and you have a great future before you, the future of a great people, worthy of your ancestors and of your old positions among nations."

"દુષ્કાળ, વધતી જતી ગરીબાઇ, સર્વત્ર પ્રચાર પામેલો રોગ,-આ બધું એટલી તો ચોક્કસ હકીકત ધ્યાનપર લાવે છે કે આપણી કાર્યપદ્ધતિમાં કંઈ ગંભીર દોષ છે અને તે સુધારવા કંઇક પણ કરવું જોઇએ. પણ આ બાબતમાં બીજું અને વિશાળ દર્શન (aspect) છે અને તે આ કે એક પ્રજા તરીકે આ આર્થિક પ્રશ્ન એ આપણી છેલ્લી કસોટી છે. એ આપણી છેવટની તક છે.

(તે બાબતમાં) નિષ્ફળ નીવડો અને આપાણું ભવિષ્ય શું થશે? આપણે ફક્ત વધારે ને વધારે ગરીબ અને નબળા બનતા જઇશું અને બહારની મદદ પર વધારે આધાર રાખતા થઇશું. આપણી ઔદ્યોગિક સ્વતંત્રતા નષ્ટ થતી જોતા રહેવી પડશે અને જે કોઇ પરદેશી હાકેમ આપણા સ્વામી તરીખે હશે તેના તાબામાં લાકડા વહેરનાર અને પાણી ભરનારા તરીકે કંગાળ જીવન જેમ તેમ નિર્ગમન કરવું પડશે.

આ પ્રશ્નનું નિરાકરણ કરો અને તમારૂં ભવિષ્ય આશાવંત છે, તમારા પૂર્વજોને છાજે તેવું અને પ્રજાઓમાં તમારી જે અસલ પંકિત હતી તેવું એક મહાન પ્રજાને છાજતું (તમારૂં) ભવિષ્ય છે."

ધીરજલાલ છગનલાલ.

# લાઈકરગસ.

યૂરોપની દક્ષિણે આવેલા ગ્રીસ નામના ન્હાના દેશમાં સ્પાર્ટા નામનું એક ન્હાનું રાજ્ય હતું. ઇસ્વી સનની આઠમી નવમી સદી પહેલાં ગ્રીસના લોકોને પોતાની શારીરિક ઉન્નતિનો પૂરેપૂરો ખ્યાલ હતો. એમણે માનસિક ઉન્નતિ તો પાછળથી સાધી. એ વખતે ગ્રીસનાં ઘણાં ન્હાનાં ન્હાનાં રાજ્યો હતાં, અને તે બધાં અંદર અંદર લઢી મરતાં હતાં. આ લડાઈથી ગ્રીસનાં લોકો શારીરિક બળની કદર કરતાં શીખ્યાં. એટલે તેમણે આખા દેશમાં જ્યાં ત્યાં અાખડા સ્થાપ્યા. ગ્રીસ-નિવાસી આ અખાડામાં કુસ્તી મુક્કામુક્કી વિગેરે વ્યાયામની રમતો શીખતો. દર ચાર વર્ષે ઍલિસ રાજ્યના ઑલિમ્પિયા શહેરમાં શારીરિક બળની પરીક્ષા કરવા માટે એક સંમેલન થયાં કરતું.

ગ્રીસમાં જેમ જેમ સભ્યતાનો પ્રચાર થતો ગયો તેમ તેમ ગ્રીસના લોકોનું ધ્યાન શારીરિક ઉન્નતિ તરફથી પાછું હડતું ચાલ્યું. છેવટે શારીરિક ઉન્નતિને બદલે માનસિક ઉન્નતિ સ્થપાઇ ગઇ. આથી રહેણી-કરણીમાં બધાં રાજ્યોમાં મ્હોટો ફેરફાર થઇ ગયો. પણ સ્પાર્ટાના રહેવાશી પોતાની શારીરિક ઉન્નતિ પણ સાધતા રહ્યા: તે એટલે સુધી કે સ્પાર્ટાની ભૂમિ દુનિયામાં વીર-પ્રસૂના નામથી પ્રસિદ્ધ થઇ ગઇ. સ્પાર્ટા-નિવાસી પણ શારીરિક ઉન્નતિનો વિચાર છોડી દઇને બીજાં રાજ્યો માફક થોડા વખતમાં માનસિક ઉન્નતિ સાધવા તરફ દોરાયા. પણ આ વખતે વીરપુરૂષ લાઇકરગસે ઉત્પન્ન થઇને એ લોકોને પોતાના પૂર્વવત પર દ્રઢ રાખ્યા.

લાઈકરગસના જીવન અને કામ સંબંધી એટલી બધી વિવિધ વાતો આપવામાં આવે છે કે એના વિષે હજી સુધી કોઇ ઇતિહાસકાર કંઇ પણ નિર્ણય ઉપર આવી શકયો નથી. છતાં જ્યાં સુધી ખાત્રીદાયક કથન મળે નહીં, ત્યાં સુધી પ્રચલિત મત્તાનુસાર એના જીવન અને કૃત્ય વિષે લખવું અયોગ્ય કે અસ્થાને નહીં ગણાય. લાઈકરગસનો જન્મ ઇ. સ. પૂર્વે નવમી સદીમાં થયો હતો. પ્રાચીન ઐતિહાસિક સમયમાં સ્પાર્ટાના લોકો ઉપર એજીએડિ અને યુરિપૅાન્ટિડિ નામનાં બે જૂદાં જૂદાં કુટુંબોમાંથી ઉતરી આવેલા બે રાજાઓ રાજ્ય ચલાવતા હતા. એવા બે રાજાઓ પૈકી લાઇકરગસનો બાપ પણ એક હતો. બાપના મરણ પછી લાઇકરગસનો ભાઇ પૅાલિડેકટસ રાજા થયો, પણ તે થોડા વખતમાં મરી જવાથી પછીથી લાઇકરગસ રાજા થયો.

ગાદી ઉપર બેસતાંની સાથે લાઇકરગસને, પોતાની ભાભી સગર્ભા હોવાનું, માલૂમ પડયું. આથી એણે એવો નિશ્ચય કીધો કે ",જો પુત્ર અવતરશે તો હું સિંહાસનનો ત્યાગ કરી દઇશ, અને બાળક રાજા થવા લાયક થાય ત્યાં સુધી મંત્રી માફક „રાજ્યકાર્ય કરતો રહીશ." એની ભાભીને આ વાતની ખબર પડી, એટલે તેણે ખાનગી રીતે એને એમ કહેવડાવ્યું કે "જો ત્હમે મારી સાથે લગ્ન કરી લો, તો પછી ગાદી મેળવવા બાબત

ત્હમને કંઈ વાંધો નડે નહીં. બાળકનો જન્મ થશે કે તરત હું એને મારી નાંખીશ.” આ વાતથી લાઇકરગસના હોંસકોસ ઉડી ગયા. તોપણ શાંત થઇને તેણે વિચાર કીધો કે આવે વખતે ક્રોધ પ્રકટ ન કરતાં, અંદરખાનેથી કામ કરવું એ વધારે ઇષ્ટ છે. આથી તેણે પોતાની ભાભીનું કહેણ સ્વીકાર્યું.

હવે લાઇકરગસને એ ચિંતા ઉભી થઈ કે ભાવિ બાળકનું રક્ષણ કેવી રીતે કરવું? એને મરતું કેવી રીતે બચાવવું? આથી તેણે ગુપ્ત-ચર નિયુક્ત કીધા; એ લોકો પૉલિડેક્ટસની સ્રીના ઘરની પળે પળની ખબર એને પહોંચાડવા લાગ્યા. આ ગુપ્ત-ચરોએ પૉલિડેક્ટસની સ્રીના નોકરોને પૈસાની લાંચ આપીને પોતાની તરફેણમાં જીતી લીધા. એક દિવસ લાઇકરગસ રાજ્યના મ્હોટા મ્હોટા અધિકારીઓ સાથે બેઠા બેઠા જમતો હતો. એવામાં એના કેટલાએક ગુપ્ત-ચરોએ આવીને પિતા-હીન નવીન જન્મેલા બાળકને ત્હેના ખોળામાં લાવીને મૂક્યો. બાળકને સહિ-સલામત જોઇને લાઇકરગસ ખુશ ખુશ થઇ ગયો. એ વખતે એણે એ બાળકને પોતાના હાથમાં ઉઠાવીને રાજ્યના અધિકારીઓને તથા બીજા ઉપસ્થિત જનોને મ્હોટે સ્વરે કહ્યું: “આ બાળક ત્હમારો રાજા છે!” સ્પાર્ટાના લોકોએ ત્હેનો સત્કાર કર્યો, અને એથી લાઇકરગસની કીર્ત્તિ દેશ વિદેશ ફેલાઇ ગઇ; પણ પૉલિડેક્ટસની સ્રી અને ત્હેના સહાયકો એનાં કટ્ટાં દુશ્મન બન્યાં. એ લોકોએ પ્રજાને એવું કહેવા માંડયું કે લાઇકરગસનો વિચાર તો નવીન બાળકને મારી નાંખીને જાતે રાજા થઇ બેસવાનો હતો, પણ સારે નશીબે કોઇએ આ વાત માની નહીં, કારણ કે લોકો લાઇકરગસની ઉદાર પ્રકૃતિ જાણતા હતા. આખરે લાઇકરગસનાં શત્રુઓએ એના ઉપર જૂદાં જૂદાં અન્ય દોષારોપણ કીધાં. એ સર્વથી કંટાળી લાઇકરગસ સ્પાર્ટા છોડી દઇને દેશાટન કરવા ચાલતો થયો.

લાઇકરગસ ક્રીટ જઇને ત્યાંના સુપ્રસિદ્ધ કવિ થેલેટસને મળ્યો; ચિઑસ જઇને હોમરને મળ્યો; અને ઇજીપ્ટ જઇને ત્યાંના આગેવાનોને મળ્યો. ક્રીટ બેટ તે વખતે ઘણો સમૃદ્ધ હતો. ત્યાંની શાસનપદ્ધતિ પણ બીજા કરતાં જૂદી હતી. ત્યાં રહીને એણે ત્યાંની શાસનપદ્ધતિ, તેમજ ત્યાંના રહેવાશીની રહેણીકરણી ધ્યાન દઇને જોઇ. ત્યાંથી તે એશિયાના અનેક દેશોમાં ભમ્યો, અને તે પછી ગ્રીસનાં બીજા બધાં રાજ્યોમાં ફરતો રહ્યો, તેમજ ત્યાંની શાસનપ્રણાલી જોતો રહ્યો.

આ તરફ લાઇકરગસની ગેરહાજરીમાં સ્પાર્ટાના રાજ્યમાં બધું કામ ઢીલું થઇ ગયું. ચોર વિગેરે લોકોનાં ધાડાં આવવા લાગ્યાં. બધો વ્યવહાર મન્દ થઇ ગયો. લોકો કાયદાને રદ્દી માનવા લાગ્યા. ટુંકામાં, બધે અરાજકતા ફેલાઇ ગઈ. એનું પરિણામ એ આવ્યું કે રાજ્યના કરમાં ઘટાડો થયો, પ્રજા ભૂખથી મરવા લાગી, અને જ્યાં ત્યાં દુરાચાર વધી પડયો. આવા વખતમાં લોકોની નજર લાઇકરગસ તરફ વળી. ત્યારથી પાછા ફરીને શાસનપ્રણાલી સુધારવા માટે લોકોએ લાઇકર-

ગસને વારંવાર વિનવ્યો. આખરે લાઇકરગસ પાછો તો ફર્યો; પણ તેણે સ્પાર્ટાના રહેવાશી પાસેથી એવું વચન માંગી લીધું કે પોતે જે કાયદા ઘડે તે બધાએ માનવા જ.

એ વખતમાં ગ્રીસના ડેલ્ફી નગરમાં એપોલો નામના દેવતાનું મંદિર પ્રસિદ્ધ હતું. સાધારણ રીતે કોઈ પણ કામ કરતાં પહેલાં દરેક માણસ આ મંદિરમાં એપોલોની અનુમતિ માગવા જતો હતો. મંદિરના પૂજારી અને ત્યાંની પૂજારિણી દેવતાના નામથી અનુમતિ આપતાં હતાં. એમનાં એ વચન ઉપર ગ્રીસના લોકોનો પૂરેપૂરો વિશ્વાસ હતો, એટલે પોતાના હાથમાં શાસનપદ્ધતિમાં સુધારાવધારા કરવાનું કામ હાથે ધરવા પહેલાં આ મંદિરમાં જઇ એપોલોની અનુમતિ લઇ લેવી એ લાઇકરગસને ઇષ્ટ જણાયું. એમ કરવામાં એનો ઇરાદો અંદરખાનેથી એવો હતો કે જો ત્યાંથી અનુમતિ મળી જશે તો સ્પાર્ટાના લોકો પોતાની વાત ન માનવાનું સાહસ ખેડશે નહીં. આથી તે ડેલ્ફી ગયો. એને તો અનુમતિ મળી, એટલું જ નહીં, પણ એમ પણ કહેવામાં આવ્યું કે "ભવિષ્યમાં ત્હારા ઘડેલા કાયદા પ્રમાણે જો સ્પાર્ટાના લોકો કામ કરશે તો સ્પાર્ટા-રાજ્ય સમૃદ્ધ અને સુખી થઇ શકશે" સ્પાર્ટામાં આવીને લાઇકરગસે રાજ્યના બધા અમલદારોને અને બીજા મુખ્ય મુખ્ય મનુષ્યોને એકઠા કરીને એક જંગી સભા ભરી. આ સભામાં એણે પોતાના ઘડેલા કાયદા વાંચી સંભળાવ્યા. એ કાયદાનો સારાંશ લઇ લેવો એ ઇષ્ટ ગણું છું.

"પ્રાચીન સમયથી સ્પાર્ટામાં બે રાજા થતા આવ્યા છે. એ પ્રથા એમને એમ રહેશે. ભવિષ્યમાં હાલના રાજાઓનાં સંતાન સ્પાર્ટાના રાજા થતા રહેશે. હાલના રાજાઓનું જોર બહુ વધી પડ્યું છે. માટે એને ઓછું કરવું એ જરૂરનું છે. ત્રીસ માણસોની એક સભા બનાવવામાં આવશે. બન્ને રાજાઓ એના સભાપતિ ગણાશે. બાકીના અઠ્ઠાવીસ માણસો પ્રજામાંથી ચુંટી કાઢવામાં આવશે. જે માણસ સાઠ કરતાં ઓછી ઉમ્મરનો હશે તે એ સભાનો સભાસદ થઇ શકશે નહીં. દરેક સભાસદે પોતાની જીંદગી સુધી સભાનું કામ ખરા દિલથી કરવું પડશે. કોઇ સભાસદના મરણથી જગ્યા ખાલી પડશે તો પ્રજામાંથી કોઇ પણ માણસને ચુંટી કાઢી તે જગ્યા ઉપર ત્હેને નીમવામાં આવશે."

"આ સભાનું નામ જેરૂસિયા રહેશે. એનું કામ કાયદા ઘડવાનું અને ન્યાય કરવાનું રહેશે. આ સભા જે કાયદા ઘડશે તે બધા લોકો સમક્ષ રજૂ કરવામાં આવશે, અને ત્હેમની અનુમતિ લેવામાં આવશે. બન્ને રાજા આ સભાના સભાપતિ તરીકેનું કામ તો કરશે પરંતુ તે ઉપરાંત રાજ્યના લશ્કરના સેનાપતિ બનવાનું અને ધાર્મિક કામોમાં મહાપૂજારી તરીકે કામ કરવાનું પણ એમને માથે રહેશે. પ્રશ્નોના નિર્ણય કરવાની સત્તા પ્રજાના હાથમાં રહેશે, પણ થિયોપૉમ્પસે એમાં દાખલ કીધેલા સુધારા માન્ય ગણવા પડશે. પ્રજા જો ખોટા નિર્ણય પર આવશે તો સભાસદો અને સભાપતિઓ તે ફેરવી શકશે. રાજ્યના શાસનનું કામ રાજા અને સભાદ્વારા થશે; પણ બન્ને મળી જઇને પોતાને મળેલી સત્તાનો દુરૂપયોગ કરે અને પ્રજા ઉપર

અત્યાચાર વર્તાવે એ શકય છે, માટે એમ થતું અટકાવવાને પાંચ માણસોની એક ન્હાની સભા (કૉલેજ ઑફ્ એફ્રેર્સ) નીમવામાં આવે છે. આ ન્હાની સભાના હાથમાં, કાયદાનું ઉલ્લંઘન કરનારાને–પછી તે રાજા હો કે પ્રજા હો, તો પણ જે હો ત્હેને––સજા કરવાની સત્તા રહેશે.

"અત્યારે રાજ્યમાં ઉડતાળીસ હજાર સ્વતંત્ર કુટુંબો વસે છે. આથી રાજ્યના ઉડતાળીસ હજાર ભાગ કરીને એકેક ભાગ પ્રત્યેક કુટુંબને વહેંચી આપવામાં આવશે. પ્રત્યેક કુટુંબને જેટલા ખોરાકની જરૂર રહેશે તેટલો ખોરાક આટલા ભાગમાં જરૂર ઉત્પન્ન થશે. પોતાની પાસે વધારે પૈસો હોય તે માણસ અભિમાની અને દમ્ભી થઇ જાય છે અને તવંગર લોકો ગરીબ લોકો ઉપર અત્યાચાર ગુજારે છે. આ નવીન પ્રબન્ધથી સ્પાર્ટા આવા અત્યાચારમાંથી બચી શકશે.

"કુટુંબોમાં પણ અંતર રહે છે. કોઇ કુટુંબ એકદમ મ્હોટું થઇ જાય છે, તો કોઇ છેક ન્હાનું રહી જાય છે. કોઇ ન્હાનું કુટુંબ પોતાની જમીનની પેદાશથી થોડા વખતમાં એકદમ તવંગર થઇ જઇને વિલાસી બની જાય એ પણ બને એમ છે. આવા અયોગ્ય ભેદથી બચવા માટે સ્પાર્ટામાં લોખંડના સિક્કા ચલાવવામાં આવશે. આ સિક્કાને પારકા દેશમાં કોઇ માણસ સ્વીકારશે નહીં. આવી રીતે ચલણી નાણું એક આપણું જ થવાથી પરિણામ એ આવશે કે જે બધી વસ્તુઓ પરદેશથી આપણા દેશમાં આયાત થાય છે તે બધી આવતી બંધ થઇ જશે. કદાચ કોઇ કંજુસ સ્પાર્ટા-નિવાસી આ લોખંડના સિક્કા એકઠા કરીને આખરે પોતાના દેશ-ભ્રાતા ઉપર અત્યાચાર કરે એમ પણ બની શકે. એટલા માટે આ લોખંડના સિક્કાઓ એવી જાતના પાડવામાં આવશે કે ત્હેના ઉપર વધારે દબાણ પડે તો તરત તૂટી જાય, અને થોડો વખત એમને એમ રહેવા દીધાથી ત્હેના ઉપર કાટ ચઢીને તે નકામાં થઇ પડે.

"મિષ્ટાન્ન ખાવાથી માણસમાં સ્વાસ્થ્ય અને આરોગ્ય આવતાં નથી. માટે દરેક માણસે સાદું ભોજન કરવું જોઇએ. ઘેર બેસીને ખાધાથી માણસ સાથે સાથે પોતાના મનનું પણ ભોજન કરે એવી ભીતિ રહે છે. એટલા માટે રાજ્યની અંદર એક એવું ભોજનાલય ખોલવામાં આવશે કે જેમાં દરેક સ્પાર્ટા-વાસીએ વિધિનિર્દિષ્ટ ભોજન કરવું પડશે. ભોજનાલયનું ખર્ચ ચલાવવા માટે ભોજન કરનારા લોકો એમાં ભોજન-સામગ્રી પહોંચાડયાં કરશે. માણસ ભૂખ્યો હોય કે ન હોય, તોપણ રાજ્યના ભોજનાલયમાં ભોજનને વખતે દરેક માણસે હાજર રહેવું જ પડશે. ભોજન કરતી વખતે કોઇ પણ માણસથી મ્હોટે ઘાંટે બોલી શકાશે નહીં. એ વખતે જો કોઇ પણ માણસ અસભ્ય વર્તન રાખશે તો ત્હેને દંડ કરવામાં આવશે.

"સ્પાર્ટાના લોકો ઉપર પરદેશી લોકોનો પ્રભાવ બહુ ખરાબ પડે છે. એટલા માટે બધા પરદેશી લોકોને આ રાજ્યમાંથી એકદમ હાંકી કાઢવામાં આવશે. વળી સ્પાર્ટાના લોકો બીજા કોઇ પણ દેશમાં જઇ શકશે નહીં.

"બધા સ્પાર્ટા-નિવાસી બળવાન થાય એ બહુ જરૂરનું છે. આપણે ત્યાં નિર્બળ માણસોનું કંઇ જ કામ નથી. જ્યારે કોઇ બાળકનો જન્મ થાય, ત્યારે ત્હેને રાજ્યના અધિકારી પાસે લાવવું. એ અધિકારી જો તે બાળકને બળવાન ગણશે, તો તે એને દાઇઓને સુપ્રત કરી દેશે. આવી દાઇઓ બાળકનું પાલન કરવા માટે તથા ત્હેના શરીરને કસવા માટે રાજ્ય તરફથી નીમવામાં આવશે. જો નવીન જન્મેલું બાળક નિર્બળ જણાશે તો ત્હેને નિર્જન જંગલમાં ફેંકાવી દેવામાં આવશે.

"સાત વર્ષની ઉમ્મરથી બાળકનું શિક્ષણ શરૂ થશે. બાળકોની ન્હાની ન્હાની ટોળી બનાવવામાં આવશે. દરેક ટોળીનો સૌથી વધારે મજબૂત છોકરો પોતાની ટોળીનો નાયક થશે. જો કોઇ છોકરો બ્હીકણપણું બતાવશે તો ટોળીના નાયકને ત્હેનો દંડ કરવાનો અધિકાર રહેશે. આ બાળકો સહિષ્ણુતા અને સાદાઇ શીખશે; ગુરૂજનનો આદર કરતાં શીખશે; પરિશ્રમી યોદ્ધા અને સ્વદેશભક્ત બનતાં શીખશે. યુવાન થતાં દરેક વ્યક્તિને એથી પણ વધારે મ્હેનત લેવી પડશે. ઘોર ઝાંડોમાં ઉઘાડે પગે ચાલવું પડશે, અને માત્ર એકજ પાતલું કપડું એને પહેરવા મળશે, પછી તે એ કપડું ફાવે તો પહેરે કે ફાવે તો ઓઢે. એ કપડું ફાટી જાય કે ખોવાઇ જાય, તો પણ વર્ષની અંદર એને બીજું કપડું નહીં મળી શકે. એને નરકુલની પથારી ઉપર સુવું પડશે. જે વસ્તુથી શારીરિક બળને હાનિ પહોંચે એવી કોઇ પણ વસ્તુ એને ખાવા આપવામાં આવશે નહીં. છોકરાઓને રોજ અંદર અંદર કુસ્તી લડવી પડશે. અને જે છોકરો સૌથી વધારે કુસ્તી જીતશે ત્હેને યોગ્ય ઇનામ આપવામાં આવશે. જે પ્રકારથી એનું શરીર સુદૃઢ અને ઘાટીલું બને એવા બધા પ્રકાર એણે કરવા પડશે.

"યુવકોને ચાલાકીનું કામ પણ બતાવવામાં આવશે. અર્થાત્ એમને ચોરી કરતાં પણ શીખવવામાં આવશે. ચોરી કરતાં કરતાં જો કોઇ યુવક પકડાઇ જશે તો એને સખ્ત દંડ કરવામાં આવશે. ચોરી કરવાને માટે દંડ કરવામાં નહીં આવે, પણ યુક્તિ વાપરવામાં કચાશ રાખવા માટે તથા અસાવધાન રહેવા માટે દંડ કરવામાં આવશે. ચોરી કરતાં જે નહીં પકડાય ત્હેની ચાલાકી પ્રશંસનીય ગણાશે.

"શિક્ષણ લેવાનો કાળ પૂરો થયા પછી સ્પાર્ટા-વાસીઓને સૈનિક બનવું પડશે. દેશનું અને રાષ્ટ્રનું શુભ-ચિન્તન કરવું એજ એનો પવિત્ર જીવનોદ્દેશ ગણાશે. દેશને અને રાષ્ટ્રને માટે પોતાનું જીવન પોતાની હથેળીમાં રાખી મૂકવું એ એમનો પરમ ધર્મ ગણાશે. પોતાની જાતની બાબતો રાષ્ટ્રની કે દેશની બાબતો કરતાં વધારે કિંમતી ગણવામાં મહાપાપ ગણાશે. દેશના યુવકોએ હમેશાં સૈનિક કામોમાં એકઠા થવું પડશે. નવરાશને અને શાંતિને વખતે તેઓ પોતાનો સમય કુસ્તી લડવામાં, શિકાર કરવામાં, દોડવામાં, પટા ખેલવામાં ગાળશે.

"પુરૂષો માફક સ્ત્રીઓને પણ શારીરિક કસરત કરવી પડશે. માત્ર ત્હેમને માટે કસરત કરવાનું સ્થાન જૂદું આપવામાં આવશે. વચ્ચે વચ્ચે સ્ત્રીઓ પુરૂષોની કસરત જોશે અને શીખશે, તેમજ પુરૂષો સ્ત્રીઓની કસરત જોશે અને શીખશે. સ્ત્રીઓને દોડતાં,

કુસ્તી રમતાં, ભાલાં ફેંકતા અને પટા રમતાં શીખવવામાં આવશે. અમારૂં માનવું એવું છે કે બલવતી માતા જ બલવાન બાળકોને જન્મ આપી શકે છે."

લોકો લાઇકરગસના આ કાયદાની સ્હામે પડયા. પણ પોતે અગાઉથી વચન આપીને બંધાઇ ગયેલા હોવાથી, તથા ડેલ્ફીના મંદિરની ભવિષ્યવાણીને લીધે, તેઓ કંઇ પણ કરી શકયા નહીં. તેમ છતાં કેટલાક માણસો એના શત્રુ થઇ પણ ગયા; એક દિવસ લાઇકરગસ એકલો જતો હતો એવામાં અલર્કેન્ડર નામના એક માણસે ત્હેના ઉપર હલ્લો કીધો. સમયસૂચકતા વાપરીને લોકો ત્યાં આગળ આવી તો પહોંચ્યા ખરા, પણ આ ઝપાઝપીમાં લાઇકરગસની એક આંખ ફુટી ગઇ. યુવક અલર્કેન્ડરને પકડીને લાઇકરગસ સ્હામે ખડો કરવામાં આવ્યો. પણ લાઇકરગસે એને માફી આપી, એટલું જ નહીં, પણ પોતાના મધુર ભાષણથી એને એવો મુગ્ધ બનાવી દીધો કે તે લાઇકરગસને પગે પડયો અને પશ્ચાત્તાપ કરવા લાગ્યો. આ વાતથી સ્પાર્ટાના રહીશોનાં મન ઉપર સજજડ છાપ પડી. એ લોકો લાઇકરગસના અનન્ય ભકત બની ગયા, અને એના ઘડેલા કાયદા અનુસાર કામ કરવા લાગ્યા.

આ પ્રમાણે થોડો વખત વીતી ગયા બાદ લાઇકરગસને એક દિવસ એવો વિચાર આવ્યો કે "કદાચ એવો પણ વખત આવે કે સ્પાર્ટાના રહીશો મ્હારા ઘડેલા કાયદાની ઉપેક્ષા કરવા માંડે!" આથી ત્હેણે એક સભા ભરી, અને એમાં એણે જાહેર કર્યું કે 'હું એક બાબત માટે એપોલોની અનુમતિ લેવા ડેલ્ફી જવા માગું છું. ત્હમે બધા સમ ખાઇને મ્હને વચન આપો કે જેથી જ્યાં સુધી હું પાછો ન ફરૂં ત્યાં સુધી ત્હમે મ્હારા કાયદા અનુસાર કામ કરો." એથી બધા લોકોએ વિધિપૂર્વક સમ ખાધા. લાઇકરગસ ડેલ્ફી પહોંચ્યો. ત્યાં એપોલોની ભવિષ્ય-વાણી-દ્વારા એને માલુમ પડયું, કે "જ્યાં સુધી સ્પાર્ટા-નિવાસી લોકો ત્હારા કાયદાને માન્ય રાખી તે મુજબ કામ કરશે ત્યાં સુધી સ્પાર્ટા દેશ આખી દુનિયામાં સૌથી વધારે સશકત અને સમૃદ્ધ રહેશે." લાઇકરગસે આ વાતની ખબર સ્પાર્ટાના લોકોને એક દૂત દ્વારા કહેવડાવી, અને પોતે સીધો ક્રીટ બેટમાં ચાલ્યો ગયો. સ્પાર્ટા ન જવાનું કારણ એ હતું કે કદાચ ત્યાં ગયા પછી સ્પાર્ટા-નિવાસી લોકો પોતે ખાધેલા સમ છૂટી ગયેલા માનીને કાયદાનું ઉલ્લંઘન કરવા પ્રેરાય. ક્રીટમાં પણ બહુ દિવસ જીવતા રહેવાનું એને ઠીક ન લાગ્યું. આથી ત્હેણે તરત જ શરીરનો ત્યાગ કરવાનો નિશ્ચય કરીને ખાવાપીવાનું છોડી દીધું. આ મત એફોરસનું છે. પરંતુ કેટલાક ગ્રંથકારોનું મત એવું છે કે તે ઝેર ખાઇને મરી ગયો. કોઇ સ્પાર્ટા-નિવાસી એના શબને સ્પાર્ટા લઇ જઇને પોતે ખાધેલા સમ છોડવી ન દે, એ હેતુથી લોકોએ એનાં છેલ્લાં વાકયો પ્રમાણે એના શરીરને અગ્નિદાહ દીધો, અને એની રાખને દરિયામાં ફેંકી દીધી.

લાઇકરગસનું જીવન અને લાઇકરગસનાં કૃત્યો ઉભય અદ્ભુત છે. સામાન્યતઃ એને વિષે બે પ્રશ્ન પૂછવામાં આવે છેઃ (૧) લાઇકરગસ નામનો કોઇ શાસક આ દુનિયા ઉપર જન્મ્યો હતો? (૨) લાઇકરગસે ખરૂં જોતાં સ્પાર્ટા માટે શું કીધું હતું? પહેલો

પ્રશ્ન તો હજી પ્રશ્નજ રહ્યો છે. પરંતુ આપણે એટલું કહીશું ખરા, કે ગ્રીસના પ્રાચીન ઈતિહાસ ઉપરથી એમ માલૂમ પડે છે કે જ્યારે જ્યારે કોઈ સુપ્રયુક્ત શાસનપદ્ધતિ દાખલ કરવામાં આવી છે, ત્યારે ત્યારે ત્હેને જન્મ આપનાર કોઇ પણ શાસક હોવાનું જણાતાય છે, તેમ જ તે શાસનપદ્ધતિ એક ખાસ કાયદાની રૂએ અમલમાં મૂકવામાં આવેલી જાણવામાં છે. તો પછી આવી સુપ્રયુક્ત શાસનપદ્ધતિને જન્મ આપનાર લાઇકરગસ હોય એ શાથી આપણે અગ્રાહ્ય ગણી શકીએ? જે લોકો એમ માને છે કે બીજા કોઇ પણ દેશ કરતાં ગ્રીસમાં સબળ અને જ્ઞાની વ્યક્તિની પ્રભા ઑર પડે છે તે લોકો તો લાઇકરગસના અસ્તિત્વ વિષે વ્હેમાય એમ છે જ નહીં. એના અસ્તિત્વ વિષે ન માનનારા માત્ર ચાર લેખકો જાણવામાં છે. ગેલ્કર, ગિલ્બર્ટ, સ્ટૉટસૅાલ્ટ, અને વૉ વિલેમોવિટ્ઝ મોલનડૉર્ફ. એ પકી વૉ મોલનડૉર્ફ એમ માને છે કે લાઇકરગસને એક કુલીન રાજ્યતંત્રના સંસ્થાપક તરીકે માન નહીં મળી શક્યું હોય, કારણ કે એક જાતિ કોઇ પણ રીતે કૃતજ્ઞતા બતાવે એ બની શકે એમ નથી. પરંતુ એમનો આ વિચાર ભૂલ ભરેલો છે એમ મ્હારે કહેવું જોઇએ; કારણ કે જેમનામાં કૃતજ્ઞતાનું અને લાગણીનું ઐક્ય હોય છે તેઓ જ ઘણે ભાગે વીર-પૂજા સેવનારા હોય છે; તે ઉપરાંત તે જાતિ પોતાના સરદારનાં ગુણગાન કરે તો એથી ત્હેને એટલો ફાયદો થાય, કે તે સરદારે તે જાતિની તરફેણ રહીને દાખલ કીધેલી સંસ્થા સુદૃઢ થાય. વળી વૉ મોલનડૉર્ફ બીજે એક સ્થળે જણાવે છે કે સામાન્ય સંપ્રદાય લાઇકરગસને કંઇ ઉમરાવોના પ્રતિનિધિ તરીકે નથી સ્વીકારતો, પરંતુ એક રાજતંત્ર ( monarchy ) ના પ્રતિનિધિ તરીકે સ્વીકારે છે; પરંતુ આ દલીલ પણ અસત્ય છે, કારણ કે ન્યાયી એક રાજતંત્રને અને ન્યાયી ઐક્યને પોતપોતાના હક્કો મળેલા જ હોય છે તેમ જ બન્ને અનુગુણ હોય છે; વળી એ બન્ને વચ્ચે સંપ્રદાય કોઇ પણ પ્રકારના ભેદ સ્વીકારતો નથી. બીજા પ્રશ્નના જવાબ ઉપર આપેલા એના કાયદા પૂરેપૂરી રીતે પૂરા પાડે છે. હેરોડોટસ કહે છે તે પ્રમાણે સ્પાર્ટાના પ્રજાસત્તાક રાજ્યની લગભગ બધી ખાસિયતોનું મૂળ લાઇકરગસ હતો. પરંતુ ઍરિસ્ટોટલ એનાથી જૂદો મત ધરાવે છે. તે કહે છે કે જે કૉલેજ ઑફ એફર્સ ( પાંચ સભાસદોની ન્હાની સભા ) સ્પાર્ટામાં સ્થપાઇ હતી ત્હેને સ્થાપનાર લાઇકરગસ નહોતો પણ ત્હેની પછીનો રાજા થીઓપૉમ્પસ હતો. જૂદા જૂદા લેખકોનું ધારવું ગમે તે હો, પરંતુ એટલું તો ખરૂજ છે કે એક કુલીન લડાયક જાતિની સર્વોપરિ સત્તાને સુદૃઢ કરનાર લાઇકરગસ જ હતો.

લાઇકરગસે સ્પાર્ટામાં જે જે સંસ્થાઓ સ્થાપી હતી ત્હેનો મૂળ મુદ્દો એક જ હતો. અને તે એ કે નાગરિકોને બને તેટલા રાષ્ટ્રની સેવામાં તત્પર થાય એવા બનાવવા. યુદ્ધાભ્યાસ બધાને કરવો પડતો. એમ કરવાનો હેતુ શરીરે સશક્ત નાગરિકો ઉત્પન્ન કરવાનો હતો. આ હેતુ પાર પાડવા માટેજ લાઇકરગસે સાત વર્ષના બાળકને રાષ્ટ્રની દેખરેખ નીચે લઇ લેવાનો કાયદો કાઢ્યો હતો. લોકોના ખોરાકમાં ઘટાડો કરવા ઉપરાંત, તેઓ દુ:ખ ખમવા શક્તિમાન થાય એટલા માટે છોકરાઓને વખતો વખત આર્ટેમિસ ઑર્થિયાની વેદિ આગળ ચાબખા મારવામાં આવતા હતા.

લાઈકરગસે સ્ત્રીઓ તરફ પણ અદૃષ્ટિ કરી નહોતી. કાયદાની રૂએ દરેક સ્ત્રીને અંગકસરત કરવી પડતી હતી. ત્હેમનાં લગ્ન પણ આવશ્યક હતાં. જે જે માણસની પાસે અમુક જમીનની મિલકત હોય ત્હેને લગ્ન કરવું જ પડતું. એ લગ્નથી જો પરિવાર થતો નહીં તો છૂટાછેડા કરવાની છૂટ હતી. આટલા સુપ્રયુક્ત કાનુનોમા આ છૂટ એક દૂષણ ગણાય એવું છે. સ્ત્રીને શારીરિક કેળવણી આપવાનો મૂળ હેતુ ત્હેને પુરૂષની સાથે બરોબરીમાં ઉતરવા શક્તિમાન કરવાનો હતો. આથી સ્પાર્ટામાં સ્ત્રીઓનો પ્રભાવ એટલો જબરો બેસી ગયો હતો કે, કેટલીક વખત સ્ત્રીશાસન (Petticoat Government) નું દૂષણ આ પ્રભાવને લગાડવામાં આવતું હતું.

સ્પાર્ટાનું રાજ્ય સંપૂર્ણ રીતે એક કાયદાની—એક સત્તાની સત્તા નીચે આવી રહ્યું. સ્પાર્ટાના નાગરિકો શારીરિક વ્યાયામ કરવામાં, ઉપયોગી ચર્ચા ચલાવવામાં, અને શિકાર કરવા માટે થોડી મુદતના પ્રવાસ કરવામાં પોતાનો ઘણો ખરો સમય ગાળતા. સાંજની વખતે દરરોજ સામાન્ય ભોજનમાં ભાગ લેવા તેઓ જતા. આ ભોજનમાં બગાડો થઈને દારૂ પીવાના પીઠા જેવી સ્થિતિ થયેલી હજી સુધી જાણવામાં નથી. ત સાથે સ્પાર્ટાના સંરક્ષણ માટે શહેરની આસપાસ ઉંચી દિવાલ બાંધવાની પણ જરૂર રહી નહોતી. કેમ કે આટલી સશક્ત વ્યવસ્થાના મુખ્ય શહેરમાં પગપેસારો કરવાની કોઈ પણ દુશ્મન હિમ્મત ધરે એમ હતું નહીં.

જે રાષ્ટ્રનો મૂળ હેતુ એક જ હોય—અસ્તિત્વ ધરાવતી સંસ્થાઓનું સંરક્ષણ કરવાનો હોય—અને તે સાધવાને જ્ઞાનથી તેમ જ શક્તિથી ત્હેની પાછળ જે મંડ્યું રહે, તે રાષ્ટ્ર શું શું કરી શકે છે ત્હેનો સ્પાર્ટા એક આદર્શભૂત નમૂનો છે. જીવનનું એ દૃષ્ટિબિંદુ એકતરફી હતું એ કબૂલ છે, તોપણ એથી ગ્રીસને અનહદ ફાયદો થયો છે. પોતાની કળાથી અને પોતાના વિજ્ઞાનથી ગ્રીસે જે પ્રમાણે સર્વ દેશોમાં સર્વ કાળમાં નામના ધરી રાખી છે તેવું સ્પાર્ટામાં ભાગ્યે જ કંઈ પણ અસ્તિત્વ ધરાવતું હતું. તેમ છતાં પણ, પહેલું તો એ કે, એથી [illegible] ગ્રીસથી બહુ બ્હીવા લાગ્યા એટલે પરિણામે પોતાના સંરક્ષણના માર્ગે ગ્રીસને ખુલ્લા થઈ પડયા. બીજું એ કે સ્પાર્ટાની આ ઉત્ક્રાન્તિ થઈ ન હોત—લાઈકરગસે પોતાની [illegible] ક્રૂર કહેવડાવીને પણ તે સ્થાપી ન હોત—તો ગ્રીક લોકોની જે [illegible] આટલી બધી પ્રખ્યાત થઈ પડી હતી અને છે તે કદી પણ અસ્તિત્વમાં [illegible] ન હોત. ઑલિમ્પિયામાં દર ચાર વર્ષે જે રમતો રમાતી હતી ત્હેને સ્પાર્ટા [illegible] બહુ બળ મળ્યું હોય એમ જણાય છે; અને એટલું તો નિર્વિવાદ છે કે આ રમતો સિવાય ગ્રીસનું કોતરકામ કદી પણ અસ્તિત્વમાં આવ્યું ન હોત.

સ્પાર્ટાનું રાજ્યતંત્ર અને સ્પાર્ટાનું શિક્ષણ-ઉભય માત્ર એક કેળવણી આપનારી સંસ્થાઓ હતી એ વાત ખરી છે, તોપણ બન્ને બાબતો આટલી આદર્શભૂત સ્વરૂપમાં સાધવા માટે શાં શાં સાધનોનો આશ્રય લેવામાં આવ્યો હતો?

મનુષ્યના સ્વભાવમાં ઉદાર અને ઉમદા સત્વનું સિંચન કરવું, આત્મસંયમ રાખવો, જીવન ગાળવામાં સાદાઇને પ્રાધાન્ય આપવું, પ્રચલિત રાજ્યસત્તાને સર્વ કાળે આધીન થવું, અને સામાજિક તેમજ નૈસર્ગિક ઉપરી અધિકારીઓને તાબે રહેવું, એ સર્વ વર્તન કાયદાની રૂએ પ્રત્યેક સ્પાર્ટા-વાસીએ અવશ્ય રાખવાં પડતાં. કુદરતના કોઇ પણ દૃશ્યનું ચિત્ર આકર્ષક બનાવવા માટે જે પ્રમાણે ત્હેમાં તેજ-છાયાનાં તત્ત્વ દાખલ કરવાં પડે છે, અને તે દાખલ થાય છે તો જ એવું નિસર્ગ-ચિત્ર દર્શનીય બની સ્તુતિપાત્ર થાય છે, તે જ પ્રમાણે ગ્રીસના નૈસર્ગિક ચિત્રને દર્શનીય અને સ્તુત્ય બનાવવામાં સ્પાર્ટા જ સાધનભૂત હતું. સ્પાર્ટાના અસ્તિત્વ વિના ગ્રીસનું નીતિ-ચિત્ર અધૂરૂં જ રહ્યું હોત; અને લાઇકરગસે જોરજુલમથી દાખલ કરેલા ઉપરોક્ત કાનુનો સ્પાર્ટામાં આવશ્યક ન કર્યા હોત, તો સ્પાર્ટાનું એવું અસ્તિત્વ શકયજ થયું ન હોત.

આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે આ અદ્ભુત લાઇકરગસનાં અદ્ભુત કાર્યોનું પરિણામ પણ અદ્ભુત જ આવ્યું હતું. સ્પાર્ટાએ પાઇથૅગોરસ, સોલન, પ્લેટો, ઍરિસ્ટૉટલ, ડેમૉક્રિલસ જેવી વિદ્વાન વ્યક્તિઓ ઉત્પન્ન કીધી નથી. તેમ છતાં પૅરિસના બાદશાહોની લ્હડાઇઓમાંથી ગ્રીસને અણીને સમયે બચાવી લેનાર વીર વ્યક્તિઓ સ્પાર્ટામાંથી જ ઉત્પન્ન થઇ હતી. લિયોનીડૅસ અને ત્હેના ત્રણસેં વીર યોદ્ધાઓ, જેમને અસાધારણ આત્મોત્સર્ગ પ્રકટ કરીને અને અનન્ય આત્મબળ વાપરીને ગ્રીસને પૅરિસની પરતંત્રતા રૂપી બેડીમાં ઝંપલાઇ જતું અટકાવ્યું હતું, તે બધા સ્પાર્ટાની જ વીર-પ્રસૂ ભૂમિના સુપુત્રો હતા. સ્પાર્ટાની જ સુધીર અને શુરવીર સ્ત્રીઓ પોતાના વીર-પતિઓને રણસંગ્રામે વિચારતાં બળ આપતી કે "With the shield or on the shield!" અર્થાત્

> વ્હાલા! રણઘેલા રણધીર હો!
> પધારો રણસંગ્રામ!
> પાછા વળજો ઢાલ સહિત હો!
> વિજય મેળવી નાથ!
> નહીં તો પાળજો ઢાલ ઉપર હો!
> યમ-કિંકરની સાથ!—વ્હાલા! ૦

ભરતરામ ભાનસુખરામ મહેતા.

# નવલતા.

( ગયા અંકના ૪૯૩ પૃષ્ઠ થી ચાલુ. )

કાન્ત ન્હાનકડા પુસ્તકાલયમાં, બારી પાસેના ખુણામાં અતિ ઉંડા વિચારમાં ગર્ક થઇ ગયો હોય એમ બેઠો હતો. એનો કૉલેજનો વિદ્યાભ્યાસ પૂરો થયો હતો. અનેક વિચાર-ક્ષેત્રમાં એ અનાશ્રિત આથડતો હતો. થોડાક સમય થયાં ઘરના વાતાવરણમાં કાંઇક અગમ્ય નવીન તરંગોનો પરિચય થવા માંડયો હતો. નવલતા શાંત લાગતી—બ્હાર મ્હોંપર તરત જ દેખાઇ આવે એવા ફેરફાર જણાતા ન્હોતા—છતાં એના પરિચયમાં રહેનાર એની પ્રકૃતિ સ્હમજનાર કાન્તને એના મનની સ્થિતિ સ્હજ સમજાતી. ફુઇ-જીનાં પરોક્ષ બાણ હવે વધારે સ્પષ્ટ, વધારે માર્મિક, વધારે તીવ્ર, વધારે સચોટ બન્યાં હતાં. ફુઇજીએ ટીકાકારનું શાંત સ્થાન છોડયું હતું. એમની વર્તણુંક વધારે દુષ્ટ બની હતી.

સ્વપ્નદર્શી, સામાજિક તરંગના સામર્થ્યથી અજ્ઞાન કાન્તને ખબર ન્હોતી કે સામાન્ય લૌકિકપ્રવાહમાં ન તણાનાર વિરોધી વ્યક્તિનું અસ્તિત્વ જનસમૂહને અસહ્ય થઇ પડે છે, તેના વ્યક્તિત્વનો નાશ કરવા જનસમૂહ સર્વદા અતિ તત્પર બને છે. લૌકિકપ્રવાહ ફુઇજીમાં સાક્ષાત્ ઉતર્યો હતો. ફુઇજી જાગ્રત હતાં. નવલતાનો અભ્યાસ અટકાવવાનો પ્રયત્ન નિષ્ફળ નીવડયો. ફુઇજી એમાં પરાજ્ય પામ્યાં એ ખરૂં પણ તેથી એ કાંઇ નિરાશ ન્હોતાં થયાં. એમને બીજા વિષયમાં વિજય મેળવવાની આશા માત્ર નહિ, પણ ખાત્રી હતી. તે માટે એ તૈયારજ રહેતાં, દરેક તકનો લાભ લેવા ચુકતાં નહિ. નવલતાના અભ્યાસ માટે એમનો પરાજય થયો હતો, પણ તેના વિવાહ માટે એમની સલાહ અને સહાય આવશ્યક કરી બતાવવાં એ ફુઇજીનું કર્તવ્ય હતું. ફુઇજી અને એના જેવા શુષ્ક આત્માના હાથમાં અસંખ્ય કોમળ, નિર્દોષ જીવનના ભવિષ્યને મલિન કરવાની સત્તા અંધ જનસમૂહ પ્રમત્ત બની આપ્યે જાય છે. વિવાહ જાણે જેને માટે હોય તેને તો તદ્દન નિર્જીવ વસ્તુ હોય તેમ તે સંબંધી માહિતી અને વિચાર અનુચિત લેખવામાંજ લૌકિકચાતુર્ય પરાકાષ્ટાએ પ્હોંચે છે. જીવનની સર્વથી અહત્વની ઘટના વિષે, જનસમૂહથી ધકેલાતા, કોમળ અજ્ઞાન આત્મા બહુધા અંધારા-માંજ રહે છે. તેની આંખે જનસંપ્રદાયના ક્રૂર પાટા બંધાયા હોય છે. કદાચ એ ક્રુર પાટા ચીરી નાંખવાનો અધિકાર મેળવવા કોઇ નિર્ભય આત્મા પ્રયત્ન કરે તો તરત જ જનસમૂહ ફુઇજી જેવા શસ્ત્રોને હાથે એવા અવળાની સમૂહક્રમનું ઉલ્લંઘન કરનાર આત્માના વ્યક્તિત્વને ભુસી નાંખવા સર્વદા તૈયાર જ હોય છે. નવલતા હવે "મોટી થઇ—" એટલે ફુઇજીએ એમ માન્યું. અન્ય નિસ્પૃહી ગણાતા લોકોએ એમના અભિપ્રાયને અનુમોદન આપ્યું. એકવાર હાર ખાધેલી હોવાથી હવે વિજય મેળવવાની આશાએ એ માન્યતા દ્રઢ કરી. જે લોકો "સારૂં ઘર" શોધતા હતા, જે લોકોને ફુઇજીએ પોતાની સત્તા પર પૂર્ણ શ્રદ્ધા રાખી આશા આપી હતી એ લોકો

હવે સ્હેજ અધીરા બન્યા. ફૂઇજીની સત્તા માટે સ્હેજ શંસય બતાવવા લાગ્યા. પોતાની સત્તાનું પ્રમાણ પ્રકાશમાં લાવવાની તૃષ્ણા, અને પોતાની પ્રતિષ્ઠા વધારવાની લાલસાએ એમનો વેગ વધાર્યો. સાવધાન બની એમણે જાળ પાથરવા માંડી.

"ભાઇ ત્હમને તો સમજણ ન પડે પણ મ્હારે તો કહેવું જોઇએ. નવલતા હવે કાંઈ ન્હાની નથી. ત્હમને નહિ લાગે પણ......લોકો તો પુછે હોં. હવે કાંઇ વિવાહનો વિચાર કરો તો સારૂં......ને......લતા, આ કાન્ત સાથે બહુ બોલે ચાલે—તે એ ખોટું કહેવાય. આપણે સમજીએ પણ જગતને મ્હોંએ ઢાંકણું છે? લોકો તો વાત કરેસ્તો." સૂચનાત્મક શબ્દોથી ફૂઇજીએ પોતાના કાર્યનું મંગળાચરણ શરૂ કર્યું.

ભાઇએ ફૂઇજીની ગંભીર સૂચના ઉપાડી લીધી. પુત્રીના ભવિષ્યના વિચાર કરવા માંડયા—ગણત્રી કરી લીધી. જનસમૂહ અને તેના સંહારક સંપ્રદાયના અસ્તિત્વનું નવલતાને પ્રથમ ભાન કરાવ્યું. "લતા, ત્હને મ્હારે કહેવું તો ન જોઇએ...... તું સમજુ છે, અત્યાર લગી તું બાળક હતી હવે તું મોટી થઇ, ત્હારે હવે સંભાળવું જોઇએ......લોકોને કહેવું ન જડે અ...ને એ-કાન્ત સાથે પણ બહુ જોગો પરિચય... કાન્ત સુશિક્ષિત છે એ હું જાણું છું તોયે લોકો......" જનસમૂહના, વાવાઝોડા સમાન, સંપ્રદાયના સામર્થ્યથી અજ્ઞાન નવલતા લોકોને દરેક વ્યકિતના જીવનમાં માથું મારવાનો શો અધિકાર છે તે સમજી નહિ. "લોકો—હું ગમે તેમ કરૂં તેમાં લોકોને શી પંચાત. હું ગમે તેમ બોલું ચાલું તેની નોંધ લોકોએ શા માટે રાખવી જોઇએ? લોકોનું અનુમોદન મેળવવા મ્હને સ્હેજ પણ આકાંક્ષા નથી. તેમની પ્રતિષ્ઠાના મૃગજળ પાછળ મ્હારે દોડવું નથી. મ્હારા જીવનને મૃત્યુવત્ બનાવવાનો અધિકાર હું તેમના હાથમાં સોંપવાની નથી. ત્હમે કાન્તને સુશિક્ષિત ગણતા હો, અને કાન્ત તરફથી નાખુશ થવાનું કારણ ન હોય, તો બસ. મારે લોકોની શી પરવા—લોકો માટે મારૂં વર્તન ફેરવું? તેમને માટે કાન્તનું અપમાન હું નહિ કરી શકું." પિતા પુત્રીને ઘણીવાર મતફેર થતા ઘણીવાર ઉશ્કેરાતાં, પણ આ વખત નવલતાના વચને પિતાના મનમાં કાંઇક કચવાટ ઉત્પન્ન કર્યો, કાંઇક અગમ્ય ભયના ભણકારા થયા. નિદ્રાવશ રહેલ આત્માને પરાજયની કલ્પના થઇ. એક સાધન—માત્ર આશ્વાસન—હાથ લાગ્યું "એની મેળે સમજશે. હજુ કાંઇ જોયું નથી......અનુભવ શીખવશે" આશ્વાસનથી મન શાંત થયું. "બસ તારી જેવી ઇચ્છા મ્હારે કહેવું જોઇએ એટલે કહ્યું તું સંભાળ રાખશે એ હું જાણું છું જ." આ પ્રમાણે પુત્રી પ્રત્યે ઉદાર મનોવૃત્તિ જાહેર થઇ.

આસપાસના વાતાવરણનો પ્રથમ પરિચય થયો. જનસમૂહના અંકુશે સ્પર્શ કર્યો. મન અસ્વસ્થ થયું. આત્મસ્વાતંત્ર્ય ક્રોધથી થનથનાટ કરવા લાગ્યું. નવલતાના હૃદયે દરેક દિશામાં "શા માટે" બૂમ પાડી. પ્રશ્નના પ્રત્યુત્તર તરીકે ફૂઇજી જેવા આત્માના કટુ હાસ્યના જ પડઘા કાને પડતા.

કાન્ત, પુસ્તકાલયમાં, નવલતાની વિચિત્ર સ્થિતિ અને અસ્વસ્થતા પર ચિન્તન કરતો ભિન્ન ભિન્ન વિચાર તરંગમાં ઘસડાતો. નવલતાની વાત અને વર્તનમાં સ્પષ્ટ ફેરફાર

થયા હતા. માત્ર નવલતામાં જ નહિ, પણ ફૂઇજી અને શેઠમાં પણ ફેરફાર દેખાતો. નવલતાનો નિર્દોષ હર્ષ ઉડી ગયો હતો અને જો કે પહેલાંની પેઠે કાન્ત સાથે વાર્તાલાપ કરવાનો પ્રયત્ન કરતી અને થોડેક અંશે વિજયી થઇ તો પણ તેની કૃત્રિમતા કાન્ત તરત સમજી ગયો. શેઠ હવે કાન્ત તરફ વિરોધભાવ દર્શાવતા. કાન્ત સાથે ચર્ચામાં ઉતરતા જ નહિ. ઉભય બહુધા વાર્તાવિનોદના પ્રસંગનો અવકાશ રાખતા જ નહિ. ફૂઇજીનાં વાગ્બાણ વધુ તીક્ષ્ણ બન્યાં હતાં, અને એના હાસ્યમાં કાંઇક નીચ વિજય તરી આવતો. આ ફેરવાયલા અગમ્ય વિરોધી વાતાવરણના કારણો શોધવા કાન્ત નિષ્ફળ પ્રયત્ન કરતો. એ ફેરફારનું અસ્તિત્વ જ ન હોય તેમ નવલતા, એ સંબંધી કાન્તના પ્રશ્ન ઉડાવી દેતી. કાન્ત લાચાર બન્યો. માત્ર અટકળ જ કરી શકતો. એ અટકળ અને ફૂઇજીના કેટલાંક માર્મિક વચન અત્યંત શોક ઉત્પન્ન કરતાં. રખે ફૂઇજીએ કાંઇક સાહસ કર્યું હોય! "રખે" હવે સાધારણ બન્યું. "રખે"એ કાન્તના મનોરાજ્યમાં પ્રધાનપદ મેળવ્યું. કાન્તની વ્યથાનો "રખે" અર્થસૂચક શબ્દ હતો.

કાન્તની હૃદયભકિત, તીવ્ર કલ્પના, જીવનના સર્વોત્કૃષ્ટ આદર્શ અનુભવવાની અતિ વિલક્ષણ ઉત્કંઠા, પોતાના નિઃસ્વાર્થ પરિશ્રમના પરિણામ જાણવાની અધીરાઇ—એ સર્વ કહો કે નવલતાના આત્મપ્રભાવ, તેની દ્રઢતા, હૃદયવિકાસ અર્થે જીવનની દરેક ઘટનામાંથી કાંઇક કાંઇક ઉચ્ચતમ જાણી ઉપાડી લેવાની તત્પરતા, નિઃસ્વાર્થ મનોવૃત્તિ, જીવનના કૂટ પ્રશ્ન ઉકેલવાની આકાંક્ષા, કે સ્વાતંત્ર્ય કહો–ગમે તે કહો, કાન્ત નવલતાને સામાન્ય સ્રીસમુદાયમાં મુકી શકતો નહિ. કાન્તની તીવ્ર કલ્પના નવલતાને મેઘમનુષ્યના મોહક રંગમાં વિંટાળી દેતી, નવલતાના દિવ્ય આત્મામાં ઉત્તમ સૂત્રો પ્રત્યક્ષ કરતી. એની મૃદુતા, ગુણસંપત્તિ, આત્મસૌન્દર્ય સ્મરણ કરતાંજ શ્રમિત આત્મા શાંત થતાં. નવલતાને કોઇ કાંઇ કહેતું, નાખુશ કરતું, કે તે વાતે અસ્વસ્થ બનતી, તે કાન્તથી સાંખી શકાતું નહોતું. ફૂઇજીની કેટલીક અગમ્ય પ્રવૃત્તિ પરથી કાન્તે અનુમાન કર્યું હતું કે નિઃસ્વાર્થ મનોવૃત્તિથી ઉભરાઇ જતાં ફૂઇજી નિર્દોષ નવલતાને પોતાની જાળમાં ખેંચી સંસારના બંધનમાં નાંખવા અનેક કાર્યક્રમ ઉથલાવતા. ફૂઇજીની યુક્તિ અને પ્રપંચ માટે બ્હારથી પણ કાંઈક ખબર પડી હતી. નવલતા માટે ફૂઇજીએ "સારો વર" શોધી ક્હાડયો હતો. ફૂઇજી શેઠની મનોવૃત્તિ જાણતાં હવાં. વર "સારા ઘર" નો હતો, જનસમૂહ ચમકે એવા ખાસ અવગુણ તેનામાં હતા નહિ. કેળવણીની કાંઇક ઝાંખી થઇ હતી એથી વધુ—શ્રીમંત હતો. નવલતાના ભવિષ્ય માટે આટલી કાળજી બસ હતી. અહિં જ તે સમાપ્ત થઇ. શેઠને "સોદો" અનેક કારણોથી અત્યંત આકર્ષક લાગ્યો. પોતે પણ એ જ વ્યકિતને કયારની નજરમાં રાખી હતી. પોતાનાં તથા ફૂઇજીનાં ચાતુર્ય માટે હર્ષ થયો. ફૂઇજીના શોધેલા "સારા વર" માટે નવલતાને તિરસ્કાર હતો. કોઇકવાર એ "સારા વર" પોતાને ત્યાં આવતા ત્યારે એની વાતથી નવલતા હમેશ કંટાળતી. તેના દરેક વર્તનમાં લક્ષ્મીની કૃત્રિમ પ્રભા જણાઇ આવતી. તેનું સંકુલ હૃદય, તેના સંકુચિત વિચાર, તેની અર્ધદગ્ધ પ્રવૃત્તિ, ગમે તેવા વિનયના ઢાંકણથી ઢંકાતા નહિ. કેળવણી સાથે જે થોડો ઘણો વ્યવહાર હતો તેનો બહુધા કેળવણીનો

તિરસ્કાર કરવામાં જ ઉપયોગ થતો. એની પંક્તિમાં બેસનાર એના જેવા જ અર્ધદગ્ધ, એની લક્ષ્મીને હાજી હા કહેનાર એના સહાયાયીઓમાં એ, ગરીબને હસી કાઢવા માટે તથા કેળવાયલી સુશિક્ષિત સ્ત્રીઓ અને તેને ઉત્તેજન આપનારાઓની કુથળી કરવા માટે, એ એક નાયક જેવો ગણાતો.

( અપૂર્ણ )

---

# હિંદ અને બ્રિટીશ પ્રજા.

હાલ યુરોપમાં ચાલી રહેલી ભયંકર લડાઇથી લાખો માણસો અને કુટુંબો ઉપર અસહ્ય દુઃખ પડે છે અને તેનો બદલો કશાથી પણ વળે એમ નથી છતાં આ લડાઇથી યુરોપનું રાજકીય વાતાવરણ કેટલેક અંશે સ્વચ્છ અને ન્યાયી થતું જાય છે એમ તો સ્વીકારવું જોઇએ. આ લડાઇમાં રોકાયેલા યુરોપનાં બધાં રાજ્યોની પ્રજા હવે આ લડાઇથી કાયર થઈ ગઇ છે, તેઓ સર્વ સલાહને માટે આતુર છે અને સલાહ થયા પછી ભવિષ્યમાં આવી લડાઇ ન ઉત્પન્ન થાય તે માટે યોગ્ય વ્યવસ્થા ઇચ્છે છે; અને એ સમય જર્મન લશ્કરી અમલના અંતથી જ આવશે. પરંતુ આ લડાઇથી એકલા યુરોપને જ નહીં પણ આખા જગતની પ્રજાને માટે આવકારદાયક પરિસ્થિતિ ઉત્પન્ન થઇ છે. આ લડાઇને અંગે નાની મોટી સર્વ પ્રજાઓની સ્વતંત્રતા તથા તેમના રાજ્યતંત્રના સ્વરૂપ નક્કી કરવાના તેમના હક બધાં મિત્રરાજ્યો સ્વીકારે છે. અને એજ રાજનીતિ આફ્રિકા તથા એશિયાના સંબંધમાં અમલમાં મુકાશે એમ જાહેર થયું છે. એ સંબંધમાં હિંદ તરફ બ્રિટનની વૃતિમાં શું ફેરફાર થયો છે?

હાલની લડાઇને લીધે ઉત્પન્ન થએલી-બલ્કે તેથી સતેજ થએલી ઉદાર ભાવનાઓથી હિંદ ઉપર રાજ્ય ચલાવતી પ્રજાની વૃત્તિમાં થએલા ફેરફારની તપાસ લેતાં અત્રે એટલું જણાવવું જરૂરનું છે કે એ ફેરફાર જેટલે અંશે આવકારદાયક છે તેટલે અંશે તે માત્ર વિલાયતના ઇંગ્રેજોમાં જ જોવામાં આવે છે—સ્વાર્થી અંગ્લો ઇન્ડીઅનોમાં નહીં જ. લડાઇ પ્હેલાં પોતાના વ્યવસાયમાં મચી રહેલી બ્રિટીશ પ્રજા તથા તેના નેતાઓ હિન્દી રાજ્યકારભારના સંબંધમાં કેવળ બેદરકાર જ હતા. હિંદી સરકાર ઉપર તેમણે સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો હતો અને તે જે રીતે રાજ્ય ચલાવે છે તેથી તેઓ સંતુષ્ઠ હતા. તેના ઉપર નજર રાખવાની તેમને ઇચ્છા કે ફુરસદ પણ નહોતી. પરંતુ લડાઇ પછી આ વૃત્તિમાં ફેરફાર થયો છે. લડાઇના કાર્યના અસાધારણ ભારને લીધે હિંદી કારભાર ઉપર ધ્યાન આપવાની આજે પણ તેમને ફુરસદ તો નથી જ; પરંતુ હિંદ સંબંધી તેમની પહેલાંની બેદરકારી જતી રહી છે અને બનતા સુધી હિંદની હાલત સમજી તેને ન્યાય આપી સંતુષ્ટ કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે. પરંતુ

આ ફેરફાર કેવળ ઉદાર લાગણીનું પરિણામ નથી, તેને જોઇએ તે કરતાં વધુ વખત લાગ્યો છે, અને તે સર્વાંશે સંતોષકારક નથી; છતાં તે સંબંધી ખેદ કરવા કરતાં અત્યારે તેની રૂપરેખા તપાસવી વધારે અંગત્યની છે.

પ્રથમ તો લડાઇ શરૂ થતાં હિંદમાં શું થશે તે વિષે તેમને શંકા હતી પરંતુ હિંદ શાંત રહ્યું છે અને વફાદારીથી તેમની સાથે દુશ્મનો સામે લડે છે તેથી બ્રિટીશ પ્રજા પોતાને ભાગ્યશાળી જ નહીં પણ હિંદને આભારી માને છે. અને એ આભારની લાગણી દર્શાવતાં હિંદને ન્યાય આપવાની વૃત્તિ પણ બતાવે છે. હિંદ તરફથી જર્મનોએ ધારેલાં ફિતુર કે બંડને બદલે "ઉત્સાહભરી અને રાજ્યનિષ્ઠ સહાયતાજ" મળી છે એમ જણાવતાં મી૦ લૅાઇડ જ્યૅાર્જે કેટલાક માસ ઉપર કહ્યું હતું કેઃ—

"મને લાગે છે કે આ રાજ્યનિષ્ઠ અસંખ્ય લોકોને પોતે બ્રિટીશ સામ્રાજ્યની તાબેદાર પ્રજા નથી પણ ભાગીદાર પ્રજા છે એમ લાગે એવા સુધારાની માગણી કરવાનો તેમને હક છે. આ પ્રશ્નના નિર્ણયમાં હિમ્મતભરી મુસદ્દીગીરીની અપેક્ષા છે. કમ હિમ્મત, હિચકારાપણું અને હૃદયની દુર્બળતા સુલેહ કે વિગ્રહના સમયમાં તિરસ્કારને પાત્ર છે."

લડાઇથી સતેજ થયેલી સ્વતંત્રતાની ભાવના અને સ્વમાનથી પ્રેરાએલું હિંદ આ ઉદ્‌ગારની વાટ જોઇ બેસી રહ્યું નહોતું. તેણે તો ત્યાર પહેલાં બ્રિટીશ સામ્રાજ્યની ભાગીદાર પ્રજા તરીકે પોતાના હકની—સ્વરાજ્યની માગણી કરી હતી—તે મેળવવા નિશ્ચય કર્યો હતો અને તે માટે હિંદમાં તેમજ વિલાયતમાં ભારે ચળવળ ચલાવી રહ્યું હતું. પરંતુ તે તરફ હિમ્મત ભરી મુસદ્દીગીરીની વૃત્તિ ધારણ કરવાને બદલે બ્રિટીશ પ્રજાના અહીંના પ્રતિનિધિઓએ તિરસ્કારને પાત્ર હૃદયની દુર્બળતા બતાવી હતી. સ્વરાજ્યની ચળવળ દાબી દેવાને પ્રાંતિક સરકારોએ તથા સ્વાર્થી ઍંગ્લો ઇન્ડીઅનોએ કેવા નિર્લજ પ્રયત્નો કર્યા હતા તે અત્રે જણાવવાની જરૂર નથી કારણ કે હિંદ સમસ્તે એ ચળવળ તથા તેના નેતાઓની હારમાં રહી બહાદુરી ભરી લડતથી તે પ્રયત્નો નિષ્ફળ કરી પોતાની સ્વરાજ્ય માટેની લાયકાત પુરવાર કરી આપી છે.

પરંતુ આ પ્રકરણમાં હિંદી પ્રજાને મળેલી અસાધારણ ફત્તેહનું એક અગત્યનું કારણ તો બ્રિટીશ પ્રજાનું ફેરવાયેલું વલણજ હતું. હિંદમાં ઉત્પન્ન થયેલા ભારે અસંતોષને પરિણામે એ ચળવળના નેતા મિસિસ બેસંટ છુટયાં તે પહેલાં મેસેપોટેમીઆ કમીશનના રીપોર્ટથી બ્રિટીશ પ્રજામાં હિંદી સરકારને માટે અવિશ્વાસની લાગણી ઉત્પન્ન થઇ હતી અને તે લાગણી કેટલી હદ સુધીની હતી તે તો હાલના હિંદી પ્રધાન મી. મૉન્ટેગ્યુના તે પ્રસંગ ઉપરના ભાષણ ઉપરથીજ સમજાશે. હિંદી રાજ્યતંત્રના સંબંધમાં તેમણે કહ્યું હતું કેઃ—"તે એટલું બધું જડ કઠણ વજ્ર જેવું અને જીર્ણ છે કે આપણા હાલના હેતુ સાધવા માટે તે કેવળ નિરૂપયોગી છે" અને વળી "ગત કાળમાં તમે જે અયુક્ત રાજ્યપદ્ધતિથી હિંદમાં અમલ ચલાવ્યો છે તેને ચાલુ રાખવાનો તમારો મોટો

દાવો એ છે કે તે પદ્ધતિ કાર્યસાધક હતી. તે પદ્ધતિ કાર્યસાધક નથી એમ હવે સાબીત થયું છે. હિંદી પ્રજાની ઇચ્છા દર્શાવવાને તેમને લડાયક પ્રજા બનાવવાને તે અનુકૂળતાવાળી નથી એમ સાબીત થયું છે.”

પણ કેવળ હિંદી રાજ્યતંત્ર સામેના અને તે પણ બ્રિટીશ પ્રધાન મંડળના વિરોધીની ટીકા ઉપર હિંદ માટે મોટી આશા બાંધી શકાય નહીં. પરંતુ તેમણે તેમના ભાષણમાં હિંદ તરફ ખાસ દીલસોજી અને ન્યાય આપવાની ઇચ્છા પણ દર્શાવી છે. તેમના ભાષણનાં અંતમાં તેમણે કહ્યું હતું કેઃ—

“આ લડાઇના ઇતિહાસથી જણાઇ આવે છે કે હિંદી પ્રજાની બ્રિટીશ સામ્રાજ્ય પ્રત્યેની વફાદારીની અગાઉ કદી તમે ભલે શંકા રાખી હોય પણ હવે તે બાબત તમે નિઃશંક રહી શકો એમ છો. જો તમારે તે વફાદારીનો ઉપયોગ કરવો હોય તો હિંદમાં ધર્મરૂપે મનાએલી દેશભક્તિનો તમારે લાભ લેવો જોઇએ, તેમના ભાવિક સુકાન તેમના હાથમાં સોંપવાનો અધિક લાભ તેમને આપવો જોઇએ અને તે નહીં કે કામ કરવાને બિલકુલ અશક્ત એવી કાઉન્સિલો આપીને પરંતુ કારભાર ચલાવનાર મંડળ ઉપર વધતા જતા અંકુશની સત્તા આપીને.”

મી૦ મૉન્ટેગ્યુના આ ઉદ્‌ગારો એક વ્યક્તિ તરીકેના જ હતા. તે કોઇપણ રીતે બ્રિટીશ સરકાર ઉપર બંધનકારક તો નહિં જ પણ તેની રાજ્યનીતિ સૂચવનારા તરીકે પણ ગણી શકાય નહીં. જો કે લીબરલ પ્રધાન મંડળના અમલ દરમ્યાન હિંદના મદદગાર મંત્રી તરીકેના તેમના હિંદ સંબંધી અનુભવને લીધે તે મનનીય તો હતા જ. પરંતુ આ ભાષણ પછી એક મહીનામાં જ બ્રિટીશ સરકારે હિંદ માટે પોતાની રાજ્યનીતિ જાહેર કરી અને તે લડાઇથી ઉત્પન્ન થયેલી નવીન વૃત્તિનું પહેલું શુભ પરિણામ ગણી શકાય. વીસમી ઑગસ્ટના એ જાહેરનામામાં એમ જણાવવામાં આવ્યું હતું કેઃ—

“હિંદી સરકાર સાથે એકમત થઇને બ્રિટીશ સરકાર હિંદના વહિવટની દરેક શાખામાં હિંદીઓને વધારે અંશે જોડવાની અને બ્રિટીશ સલ્તનતના એક ભાગ તરીકે હિંદમાં જવાબદાર સ્વરાજ્ય સ્થાપવાના અંતીમ હેતુથી સ્વરાજ્યની સંસ્થાઓનો ક્રમે કરી વિકાસ કરવાની રાજ્યનીતિ સ્વીકારે છે અને તેમણે (બ્રિટીશ અને હિંદી સરકારે) એવો નિર્ણય કર્યો છે કે આ દિશામાં સંગીન પગલાં બને તેટલાં સત્વર લેવાં જોઇએ. વળી નામદાર શહેનશાહની સમ્મતિથી બ્રિટીશ સરકારે એવો ઠરાવ કર્યો છે કે નામદાર વાઇસરૉય અને હિંદી સરકાર સાથે આ વિષયની મસલત કરવા માટે નામદાર વાઇસરૉય સાથે રહીને સ્થાનિક સરકારોના મત ઉપર વિચાર કરવા માટે અને પ્રતિનિધિરૂપ મંડળોની અને બીજાઓની સૂચના તેમની સાથે ધ્યાનમાં લેવા માટે હિંદુસ્થાન આવવાનું નામદાર વાઇસરૉયનું આમંત્રણ મારે સ્વીકારવું.”

આ જાહેરનામું હિંદી ચળવળના જવાબ તરીકે તો અતિ મોડું અને અસંતોષકારક જ લેખાય. કારણ કે લખનૌ કૉન્ગ્રેસની માગણી તો સ્વરાજ્ય સંબંધી શાહી હુકમ

માટેની હતી અને તે તરફ ચોક્કસ પગલાં તરીકે તેણે વિચારપૂર્વક નક્કી કરેલા સુધારાઓ પણ માંગ્યા હતા. છતાં આ જાહેરનામું બ્રિટનની હિંદ માટેની નવીન રાજ્યનીતિના મંગળાચરણ તરીકે અગત્યનું છે. કારણ કે જે બ્રિટીશ પ્રધાનમંડળ તરફથી તે બહાર પડયું છે તે મંડળમાં માત્ર લીબરલ, વડા પ્રધાન અને મજુર વર્ગના સભાસદ જ નહોતા પરંતુ તેમની સાથે લૉર્ડ કરઝન, લૉર્ડ મીલ્નર, અને સર એડવર્ડ કારસન જેવા યુનીઅનીસ્ટો પણ હતા. વળી તે જાહેરનામું બ્રિટીશ પાર્લામેન્ટે વગર વાંધાએ સ્વીકાર્યું છે. એટલે તે બ્રિટીશ સરકારની ચોક્કસ રાજ્યનીતિ તરીકે જરૂર લેખી શકાય. એકંદરે આ જાહેરનામું બ્રિટીશ રાજ્યપુરૂષોના હિંદ સંબંધી વિચારોમાં અગત્યનો ફેરફાર સૂચવે છે. ચતુર બ્રિટન, બેલ્જીઅન કે પોલાંડ વગેરે પ્રજાઓના હકની હીમાયત કરે કે રશીઅન રાજ્યક્રાન્તિને વધાવી લે અને સુધરેલી દુનીઆમાં અને ખાસ કરીને અમેરિકામાં પોતાનો ન્યાયી પ્રજા તરીકેનો દાવો સાચો ઠેરવવા આઇરિશ પ્રજાને સંતોષે એમાં કશું પણ અજબ થવા જેવું નથી. પરંતુ જે ઉદાર સિદ્ધાન્તોની યુરોપની ગોરી પ્રજા માટે હીમાયત થતી હોય તે જ સિધ્ધાંતોનો એશીઆમાં પણ અમલ કરવાનું જાહેર થાય ત્યારે તો બ્રિટીશ પ્રજા ખરેખર નીતિ અને ન્યાય તરફ વળી હોવી જોઇએ કે પછી કદાચ યુરોપમાં ગંભીર થઇ પડેલી સ્થિતિમાં મુસદ્દીગીરીને માટે તેમ કરવાની ફરજ પડી હોય. ગમે તેમ હોય પરંતુ હિંદ માટે ન્યાય ભરેલી રાજ્યનીતિ અખત્યાર કરવાની જરૂર તો સર્વે વિચારશીલ એંગ્લો ઇન્ડીઅનોને સ્વીકારવી પડી છે. સાંકડા વિચારના લૉર્ડ સીડનહૅમ તથા તેમના મળતીઆઓને બાતલ કરીએ તો સર વેલન્ટાઇન શિરોલ અને સર બેમ્ફીલ્ડ ફુલર જેવા હિંદના વિરોધીઓને પણ તેમના અસલી વિચારો મુકી દેવા પડયા છે. હિંદી પ્રધાન મી. મૉન્ટેગ્યુના અહીં આવવાના સંબંધમાં લંડન ટાઇમ્સમાં છપાએલા તેમના પત્રમાં તેમણે લખ્યું છે કેઃ—

"જે સામાન્ય સિદ્ધાંતોને આધારે દબાએલા રાષ્ટ્રોના હકો તથા પ્રજાકીય સ્વતંત્રતા માટે ગ્રેટબ્રિટન અને મિત્રરાજ્યોએ આ જગતવિગ્રહમાં ઉતરવાની જરૂરીઆત સાબીત કરી આપી છે તે જ સિધ્ધાંતોને પોતાના ઉદ્દેશના લાભમાં હિંદી રાષ્ટ્રીય ચળવળે ખેંચ્યા છે એ વાત નિર્વિવાદ છે. અને હિંદી હોમરૂલ ચળવળ કે જે રશીઅન રાજ્યક્રાંતિને પરિણામે વધારે વેગવાળી બની છે તેણે હિંદી રાજ્યદ્વારી બાબતમાં એવું તો સ્થાન મેળવ્યું છે કે હવે તેને વધુ વખત તુચ્છકારી શકાય નહી.

આ ચળવળને પરિણામે ઉત્પન્ન થયેલી અસાધારણ પરિસ્થિતિને પહોંચી વળવા ના. વૉઇસરૉયે હિંદી પ્રધાનને હિંદ આવવા આમંત્રણ કર્યું હોય તો તેમાં કંઇ ખોટું નથી એમ જણાવી તેમણે મી. મૉન્ટેગ્યુના કાર્યની મુશ્કેલી સંબંધી વિવેચન કર્યું છે. પરંતુ અંતમાં તેમણે સ્વીકાર્યું છે કે મોર્લી મીન્ટોના સુધારા નિષ્ફળ નિવડયા છે અને તે એટલાજ કારણથી કે હિંદીવાનોને જાહેર બાબતમાં વધારે ભાગ આપવાનો

ઉદ્દેશ હોવા છતાં તે સુધારાથી હિંદીવાનોની જવાબદારીમાં વધારો થયો નથી એવા નિર્ણય ઉપર તેઓ આવ્યા છે. અને "જો કે હિંદીવાનો સ્વરાજ્ય માટે કેટલી હદ સુધી લાયક છે તે સંબંધી યુરોપીઅનો અને હિંદીઓમાં પણ મોટો મતભેદ હોય તોપણ અમુક હદમાં હિંદીવાનોને સાચી જવાબદારી તો મળવી જ જોઇએ." આ નિર્ણય તેમને લડાઇ પહેલાં તો અશક્યજ લાગતો હતો એમ તેઓએ જણાવ્યું છે.

સર બેમ્ફીલ્ડ ફૂલરનો પત્ર તો આથી પણ વધારે આવકારદાયક છે અને તે ખુલ્લા દીલથી લખાયેલો હોવાથી પ્રશંસાને પાત્ર છે. તેઓ કહે છે કેઃ—

"હિંદમાં બે રસ્તાઓ ખુલ્લા છેઃ કાંતો હિંદી સરકારનો મરતબો જાળવી રાખો કે પછી હિંદને તેનો કારભાર ચલાવવા દો અર્થાત્ (રાજ્યતંત્રથી) હાથ દૂર રાખો ની રાજ્યનીતિ કે હોમરૂલ. તેમાં પહેલા માર્ગને માટે આશા નથી એટલે હવે સવાલ એજ છે કે આયર્લાંડની માફક ધિક્કાર અને કડવી લાગણીથી હોમરૂલ આપણા હાથમાંથી ઝુંટવી લેવા દેવું કે અને તેટલી લાયકીથી ખુલ્લી રીતે તે આપવું."

એમનું આ નિર્ણય ઉપર આવવાનું કારણ પણ જાણવા જેવું છે.

"જો પરદેશી રાજ્યના બળની ખાત્રી થઇ હોય તો તેના અમલને માણસો ખુશીથી તાબે થશે પરંતુ જ્યાં મતનો સવાલ હોય ત્યાં તો તે પોતાનીજ સરકાર પસંદ કરશે. હિંદીઓ બ્રિટીશ સત્તાની કીમત સમજે છે અને તેને માન આપે છે પરંતુ આપણા ડહાપણમાં તેને વિશ્વાસ રાખવાનું કહેવું એ વધારે પડતું છે."

બંગાળના ભાગલા પછી પૂર્વ બંગાળના લેફટનન્ટ ગવર્નર તરીકે હિંદી મુસલમાન વચ્ચે વિરોધ કરવાને માટે પ્રજામાં અપ્રિય થઇ પડેલા સર ફુલર આવા વિચાર દર્શાવશે એમ કોઇએ ધાર્યું નહોતું પરંતુ લડાઇને લીધે યુરોપમાં પ્રવૃતિ રહેલા ઉદાર વિચારોની અસાધારણ અસરનો આ એક ખાસ ધ્યાન ખેંચનારો પૂરાવો છે. આ વિચારો આ જાહેરનામું અને તેને પરિણામે આજે દિલ્હીમાં હિંદી પ્રધાન તથા અહિંના અધિકારીઓ વચ્ચે ચાલી રહેલી મસલત એ આપણી ફતેહ જ છે. પરંતુ એ ફત્તેહ હજી અધુરી છે. આપણો સ્વરાજ્યનો હક્ક સિદ્ધ થયો છે—સ્વીકારાયો છે. પરંતુ તે સંબંધી સુધારાઓ કેટલા પ્રમાણમાં અને કયારે થાય તે તો બ્રિટીશ અને હિંદી સરકાર જ નક્કી કરે એમ જાહેર થયું છે. તે સંબંધી જાહેરનામાના વચનો નીચે મુજબ છેઃ—

"પ્રગતિના દરેક પગલાંનો નિર્ણય કરવાનો હક્ક તો બ્રિટીશ સરકાર અને હિંદી સરકારને જ છે કારણ કે હિન્દીઓના હિત અને ઉન્નતિની જવાબદારી તેમને શિર રહેલી છે."

આ વાત આપણે કોઇપણ રીતે સ્વીકારી શકીએ નહીં. આપણા હિતની જવાબદારી તેમને શિરે રહેલી ભલે તેઓ માને પણ અમને તેમની કર્તવ્યબુદ્ધિમાં એટલો બધો વિશ્વાસ નથી અને કદાચ હોય તોપણ અમારૂં હિત અમનેજ સાચવવા

દેવામાં આવે એમ અમે ઇચ્છીએ છીએ. આ બાબતમાં ગઇ કૉન્ગ્રેસમાં દેશભક્ત સુરેન્દ્રનાથ બેનરજીએ કહ્યું હતું કે:—

" આ બાબતમાં બ્રિટીશ પ્રજા કે હિંદી સરકાર કરતાં અમારૂં હિત વધારે સમાયલું છે. એમ બાબતના નિર્ણયમાં અમારો અવાજ સંભલાવવાનો અમને હક છે– અમારો એ દાવો છે. "

એક ભાષણ દરમ્યાન બ્રિટનના વડા પ્રધાને કહ્યું હતું કે લડાઇ પછી જ્યારે પુનર્ઘટનાનો વિચાર આવે ત્યારે " પ્રજાની ઇચ્છાનેજ પ્રથમ સ્થાન મળનાર છે." એ શબ્દો ટાંકી મી. બેનરજીએ આપણા આ હકને મક્કમપણે વળગી રહેવાનો આગ્રહ કર્યો હતો. એમનો આ આગ્રહ કોઇ પણ રીતે અસ્થાને નથી–કારણ કે આપણો હક સાચો છે અને સ્વાર્થી અધિકારીઓ કે ઍંગ્લો ઇન્ડીઅનો ગમે તે કહે પણ તે જવાબદાર બ્રિટીશ રાજ્યપુરૂષોની ન્યાયી રાજ્યનીતિને અનુસરીનેજ છે. લડાઇની શરૂઆતમાં ઉદાર ઉદ્ગારોના સંબંધમાં એવો ભેદ કરવામાં આવતો હતો કે તે માત્ર યુરોપની સુધરેલી ગોરી પ્રજાનેજ લાગુ પડી શકે પરંતુ હવે તો તેવા બ્હાનાને માટે પણ અવકાશ નથી કારણ કે ગયા મહીનાની શરૂઆતમાં બ્રિટીશ પ્રજાના અને ખાસ કરીને મજુર વર્ગના સંતોષ માટે લડાઇનો ઉદ્દેશ તથા સલાહની શરતો વિષે બ્રિટીશ વડા પ્રધાને કરેલા સ્પષ્ટિકરણમાં તેમણે આફ્રિકાના જર્મન સંસ્થાનોના સંબંધમાં જે ઉદ્ગારો કાઢ્યા હતા તે પછી શંકા કરવાને કારણ નથી. તેમણે જણાવ્યું હતું કે:—

" જર્મન સંસ્થાનોના સંબંધમાં મેં ફરી ફરીને કહ્યું છે કે તેઓ હાલ કોન્ફરન્સના હાથમાં છે પરંતુ તેનો નિર્ણય કરવામાં ત્યાંની દેશી પ્રજાની ઇચ્છા તથા હિતના વિચારનેજ પ્રથમ સ્થાન અપાશે, આ પ્રદેશમાં યુરોપીઅનો વસ્તા નથી એટલે તેમના સંબંધમાં સર્વોપરી વિચાર તો એજ હોવો જોઇએ કે ત્યાંના રહીશોને કબુલ હોય એવા રાજ્યતંત્ર હેઠળ તેમને મૂકવા જોઇએ અને એ રાજ્યતંત્રનો મુખ્ય હેતુ એ હોવો જોઇએ કે તે રાજ્યતંત્રના યુરોપીઅન ધીરનારાઓને માટે તેમનો ઉપયોગ થતો અટકાવે."

ઉપરના વચનોમાં દેશી પ્રજાની ઇચ્છા સમજવાના સંબંધમાં કંઇ પણ ગેરસમજુતિ ન થાય તે માટે તેઓ આગલ જણાવે છે કે " દેશી પ્રજાના પણ તેમના મુખી તથા સભાઓ હેઠળ કોમી મંડળો હોય છે અને એ મુખી કે સભાઓ એ કોમ તથા તેના સભાસદો સાથે મસલત ચલાવવાની તથા તેમના તરફથી બોલવાની લાયકાત ધરાવે છે એટલે કે તેમનામાં આ ( તેમના આ રાજ્યતંત્ર સંબંધી ) નિર્ણય માટે તેમની ઇચ્છા તથા હિત રજુ કરવાની યોગ્યતા છે. માટે રાષ્ટ્રનો પોતાના હિતનો પોતેજ નિર્ણય કરવાનો સામાન્ય સિદ્ધાંત યુરોપીઅનોથી વસાએલા પ્રદેશની માફક તેમને પણ લાગુ પડે છે."

આફ્રિકાની પછાત નહીં પણ જંગલી (!) કહેવાતી પ્રજાના મંડળો તેમના રાજ્યતંત્રનું સ્વરૂપ નક્કી કરે અને હિંદને માટે તે હિંદી સરકાર કે બ્રિટીશ પ્રજાની મુનસફીપર છોડવામાં આવે એનો અર્થ શું ? શું આફ્રિકાની સરખામણીમાં પણ હિંદ પછાતજ છે ? શું હિંદ આજે એવી અધમ દશાએ પહોંચ્યું છે કે તેની રાંક પણ ધર્મ અને નીતિને માન આપનારી પ્રજા પોતાનું હિત પણ સમજવાને નાલાયક ગણાય ? નહીંજ. કપટી દુશ્મનો ગમે તેમ કહે પણ હિંદ આજે જાગૃત છે, તે પોતાના હક સમજે છે, પોતાનું હિત શેમાં છે તે જાણે છે, અને હિંદી સરકાર કે બ્રિટીશ પ્રજાના વિચાર ગમે તે હોય પરંતુ તે હિત સાધવાનો તેણે નિશ્ચય કર્યો છે અને તે કશાથી પણ અટકવાનું નથી.

પરંતુ આ બાબતમાં જેવી હિંદી અધીકારીના વર્તનને માટે આપણને ખાત્રી છે તેમ બ્રિટીશ પ્રજાની સહાનુભૂતિ માટે આશા રાખવાને કારણ પણ છે. આપણને ખરેખર સમજવાની જરૂર છે કે બ્રિટીશ પ્રજા અગાઉની માફક બેદરકાર નથી. લડાઇથી તેની આંખ ઉઘડી છે અને ખમવાં પડેલાં દુઃખોથી તે ન્યાયી બની છે. આ કથન માત્ર માની લેવાનુંજ નથી પણ તેના પૂરાવા આપણી આંખ આગળ મોજુદ છે. આપણે જોઇ ગયા તેમ એ પ્રજાનો યુનીઅનીસ્ટ પક્ષ કે જે આટલા વખત સુધી સખ્ત હાથનો કારભાર એટલે કે આપખુદી સત્તાની હિમાયત કરતો હતો તેમાં ભંગાણ પડયું છે અને લોર્ડ કર્ઝન તથા મિલ્નર જેવા તોરી પુરૂષોને પણ નમતું નાંખવું પડયું છે. ઉદાર વિચારનો દાવો કરનાર લિબરલ પક્ષ સુધારાની તરફેણમાં હોય તેમાં કંઇ નવાઇ નથી પરંતુ તે પક્ષમાંથી હિંદી રાજ્યતંત્ર ઉપર જે ટીકાઓ થઇ છે તેવી તો આપણા નેતાઓ તરફથી પણ થઇ નથી. અને સંતોષની વાત તો એ છે કે એ ટીકા કરનારજ હિંદી પ્રધાન તરીકે નીમાયા છે. તે ઉપરાંત એ પક્ષનાજ મી૦ લૉઇડ જ્યૉર્જ બ્રિટનના વડા પ્રધાને પછાત પ્રજાનાં મંડળોનો તેમનું રાજ્યતંત્ર નકકી કરવાનો હક સ્વીકારી જગતની પ્રજાઓને માટે ન્યાયી રાજ્યનીતિનો પાયો નાંખ્યો છે. પરંતુ આપણી મોટી આશાનું સ્થાન તો બ્રિટનમાં દરરોજ બળવત્તર થતો જતો મજુર વર્ગ છે. એ વર્ગમાં આજે વરસેક થયાં લંડનની હોમરૂલ લીગ ચળવળ કરી રહી છે અને તેનું પરિણામ સુંદર નીવડયું છે. એ લીગે યોજેલાં ભાષણોથી તથા વહેંચેલાં સાહિત્યથી બ્રિટીશ મજુર વર્ગ આજે હિંદની હાલતથી વાકેફ બન્યો છે અને પોતાના તરફ થયેલા અન્યાયના અનુભવથી હિંદની ન્યાય માટેની ચળવળ સમજે છે, તેને મદદ કરવા તૈયાર છે.હોમરૂલ લીગો તરફથી ત્યાં ગયેલા મી. બેપ્ટીસ્ટા તથા મી. આયરની ચળવળને તેમણે વધાવી લીધી છે. અને તેની સહાનુભૂતિના પૂરાવા તરીકે તે પક્ષના એક અતિ વિશ્વાસુ નેતા મી. લેન્સબરીએ ગઇ કૉંગ્રેસને પ્રતિનિધિ મોકલવા તથા સ્વીકારવાની ઇચ્છા દર્શાવનારો પત્ર લખ્યો હતો અને તે અનુસાર કૉન્ગ્રેસે પાર્લામેન્ટમાં હિંદને જવાબદાર રાજ્યતંત્ર આપનારો ધારો પસાર કરાવવા માટે મજુર વર્ગે જે મદદ આપવાની ઇચ્છા દર્શાવી છે તે માટે મી. બેપ્ટીસ્ટા તથા મી. પોલાકને તેમનો ઉપકાર માનવાની સત્તા આપવાનો ઠરાવ પસાર પણ કર્યો છે.

આ બાબતમાં મી. બેપ્ટીસ્ટાનો મત પણ એવો જ છે. તેઓ લખે છે કેઃ—

" મજુરવર્ગમાં ધમધોકાર ચળવળ કરવાની જરૂરીઆત હું તમારા મન ઉપર ભાર મુકી ઠસાવવા માગું છું. એક વખત તે જાગૃત થશે તો તેથી આપણા પક્ષને મોટું બળ મળશે. તેમને આપણે માટે અતિશય સારી લાગણી છે આ લાગણીના સંસર્ગમાં રહેવાની ખાસ જરૂર છે. એ લાગણી આપણે ઠંડી પડવા દેવી જોઇએ નહીં. અત્યાર સુધીમાં લીડસ, મેનચેસ્ટર, બ્રેડફર્ડ, શેલફર્ડ, શેફીલ્ડ, લીવરપુલ, બ્રિસ્ટલ, બરમીંગહામ, ડોનકેસ્ટર, સ્વાન્સી, કાર્ડીફ, હલ, એડીનબરો અને ગ્લાસગોએ હિંદી ચળવળને મદદ કરનારા ઠરાવ પસાર પણ કર્યા છે. અને આ મહીનામાં ભરાનારી મજુર પરિષદની વાર્ષિક બેઠકના કાર્યક્રમમાં પણ એવો ઠરાવ મૂકાયો છે."

આ સર્વે ખરેખર આશાજનક છે અને બ્રિટીશ પ્રજા માટે હલકા વિચાર બાંધતાં અટકાવે છે. બ્રિટીશ પ્રજા સ્વાર્થી છે અને ન્યાયનો તો માત્ર ડોળ કરે છે એવું માનવાને થોડોક વખત ઉપર આપણને કારણ હતું પરંતુ હકીકત માત્ર તે બેદરકારજ હતી અને ખરી સ્થિતિથી વાકેફ થતાં તે ન્યાયપૂર્વક વર્તશે એમ લાગે છે. જો આ વિચારમાં કાંઇપણ વજુદ હોય તો એ પ્રજાને ખરી હકીકતથી વાકેફ કરવાને આપણે અસાધારણ પ્રયત્ન કરવા જોઇએ. આપણો ઉદ્ધાર આપણેજ હાથે થવાનો છે. પારકાને હાથે નહીં એ તો સર્વથા સત્યજ છે. પરંતુ આપણી લડત કાયદેસર હોઇ સ્વરાજ્યને માટે પાર્લામેન્ટમાં ધારો પસાર કરવાની જરૂર છે તે ધ્યાનમાં લેતાં આ મદદ તુચ્છકારી કાઢવામાં ડહાપણ નથી.

આ બાબતમાં ખાસ હિમાયત કરવાની જરૂર તો હોવી જોઇએ જ નહીં કારણ કે આજે વર્ષો થયાં કૉન્ગ્રેસે વિલાયતમાં ચળવળ કરવાની જરૂરીઆત સ્વીકારી છે અને ગઇ કૉન્ગ્રેસમાં પણ તે માટે ઠરાવ પસાર થયો છે. પરંતુ કૉન્ગ્રેસના ઠરાવ ઘણીવાર કાગળ પર જ રહે છે. અને આ બાબતમાં જો તેમ થાય તો આપણને મોટું નુકશાન થવા સંભવ છે. કારણ કે આજે વસ્તુસ્થિતિ ઘણી બદલાઇ છે પહેલાં તો આપણે માત્ર ત્યાંના અજ્ઞાન કે બેદરકારી સામે જ લડવાનું હતું પરંતુ આપણા વિરોધીઓ આજે આપણી લડત સામે ત્યાં ભારે ચળવળ ચલાવી રહ્યા છે. મદ્રાસ મેલના પ્રયત્નને ઘણી ફત્તેહ મળી નથી પરંતુ લૉર્ડ સીડનહેમ વિગેરેની મહેનતથી ઇન્ડો બ્રિટીશ એસોસીએશન નામની સંસ્થા સ્થપાઇ છે. અને મી૦ બેપ્ટીસ્ટા લખે છે કે તે "હિંદને સ્વરાજ્ય કે તેનો કંઇ પણ હિસ્સો આપવાથી ભયંકર પરિણામ આવશે એમ બ્રિટીશ પ્રજાને કહી રહી છે." એ સંસ્થાએ જંગી લડત ચલાવવાનો નિશ્ચય કર્યો છે એમાં શંકા નથી કારણ કે તેણે હિંદના ઍંગ્લો-ઇન્ડીઅન વેપારીઓ તથા 'વફાદાર' (!) હિંદીઓને તેના ચળવળ માટે, પૈસાની મદદ મોકલવાનો આગ્રહ કર્યો છે. અને આપણે જો આપણા આ વિરોધીઓને હિંદ સંબંધી ખોટા વિચારો ફેલાવવા દઇશું તો આપણી ઉન્નતિના માર્ગમાં મોટી મુશ્કેલી ઉભી થશે. હાલનો વખત ખરેખર કટોકટીનો અને સંજોગો આપણા

કાર્યને માટે અનુકૂળ છે. પરંતુ જો આપણે દુરઅંદેશી થઇ એ સંજોગોનો લાભ લેવાને બદલે હાથ જોડી બેસી રહીશું તો આપણા દુશ્મનો ફાવશે અને આવેલી તક હાથથી જશે. માટે આ ચળવળનું મહત્વ સમજી પદ્ધતિસર વિલાયતમાં જંગી ચળવળ ચલાવવા વેપારી ધોરણે વ્યવસ્થા કરવી જોઇએ.

બ્રિટીશ પ્રજાને આપણી હાલતથી વાકેફ કરી આપણી માગણીઓ સમજાવી તેમનો મત આપણી તરફ વાળવા માટે બધાં સાધનોનો ઉપયોગ કરવો જોઇએ. પ્રથમ તો હિંદના સવાલ તરફ તેમનું ધ્યાન ખેંચવાને માટે સ્થળે સ્થળે ભાષણો કરીને લોકમત અને લાગણી જીતી લે એવા વક્તાઓ મોકલવાની જરૂર છે. આ સંબંધમાં છેલ્લા છ મહીના થયાં દેશમાં વિચાર ચાલે છે અને ઑલ ઇન્ડીઆ કૉન્ગ્રેસ કમિટીએ તે માટે બે વાર ડેપ્યુટેશનના સભાસદોના નામ પણ નક્કી કરી તેમને મોકલવાના ઠરાવ કર્યા છે પરંતુ તેનું હજી કંઇ પણ પરિણામ આવ્યું નથી. માત્ર આપણા સાચા દેશભક્ત લો. મા. તિલકના આગ્રહ તથા કાળજીથી વિલાયત ગયેલા મી. બેપ્ટીસ્ટા એકલે હાથે પોતાથી બને તેટલા પ્રયત્નો કરી રહ્યા છે. અને તેઓ પણ લખે છે કે "વધારે માણસોની હાલ ખાસ જરૂર છે અને તેમને આવતા માર્ચ મહીના સુધી પણ વખત લાગે તો તેથી નુકશાન થશે" તેઓ કહે છે કે "મને એક દિવસની પણ ફુરસદ નથી. મારે સ્થળે સ્થળે ફરવું પડે છે. હિંદથી માર્ચ મહીના સુધી કોઇ પ્રતિનિધિ નહીં આવશે એ જાણી દીલગીર છું તેથી આપણું એક વરસ નકામું જશે. એ ખરેખર ભારે ખોટ છે."

કૉન્ગ્રેસ માર્ચ મહિનામાં પણ કોઇને મોકલે એમ દેખાતું નથી પરંતુ આપણે સદ્‌ભાગ્યે લો. મા. તિલકના મનમાં આ વાત વસી ગઇ છે અને તેમણે તો સ્વતંત્ર રીતે મી. કેલકર વગેરેને મોકલવાનો નિશ્ચય કરી દીધો છે અને પોતે પણ સર શીરોલ સામેના પોતાના દાવાને લીધે જનાર છે, એટલે મી. બેપ્ટીસ્ટાને હાલ તુરત તો થોડી મદદ મળી રહેશે. પરંતુ આ બાબતમાં ઑલ ઇન્ડીઆ હોમરૂલ લીગની મુંબાઇની શાખાએ પણ પોતાનો ફાળો આપવો જોઇએ. તેને પૈસા કે માણસનો તોટો નથી અને તેને બનતી ત્વરાએ પોતાના તરફથી વકતાઓ મોકલવાજ જોઇએ. પોતાના અસીલોનુંજ ભલું કરવામાં રોકાયેલા પ્રથમ પંક્તિના નેતાઓ જો સબમરીનના જોખમ ખેડી જવાને તૈયાર ન હોય તો પછી ઓછી પ્રસિદ્ધિ પામેલા પણ આપણી ચળવળ અસરકારક રીતે બ્રિટીશ પ્રજા આગળ રજુ કરવાની લાયકાત ધરાવનારાઓને ખંચકાયા વગર મોકલવા જોઇએ. પરંતુ આપણા પ્રાંતમાંથી મી. જીન્હા, મી. શાસ્ત્રી અને મી. તેલંગ વગેરે જશે જ એમ મારી ખાત્રી છે.

પરંતુ વિલાયતની સમસ્ત પ્રજા આપણી માંગણીઓ મંજુર કરે તેવી તેમના ઉપર અસર કરવાને ફકત દશ બાર વકતાઓ જ પુરતા નથી. તેઓ તો જુદે જુદે સ્થળે જઇને હિંદ સંબંધી પ્રશ્નોમાં રસ લેવાની પ્રેરણા કરી શકે. પરંતુ બાકીનું કામ તો વર્તમાન

પત્રોદ્વારા જ થવું જોઇએ. ત્યાંની કૉંગ્રેસ કમિટી તરફથી ઇન્ડીઆ પત્ર બહાર પડે છે પરંતુ તેનો ફેલાવો નામનો જ છે, અને રહેશે. આ કાર્ય માટે તો જનસમૂહ તરફથી નિયમિત રીતે વંચાતાં તેમના જુદા જુદા પક્ષોનાં પત્રો જેવાં કે ટાઇમ્સ, ડેલી ન્યુસ, ડેલી મેલ, મેન્ચેસ્ટર ગાર્ડીઅન, પોલમોલ ગેઝેટ, વેસ્ટમીનીસ્ટર ગેઝેટ વગેરેમાં વારંવાર હિંદ સંબંધી લેખો તથા ચર્ચાપત્રો આવવાં જોઇએ; અત્યાર સુધી હિંદના પ્રશ્નમાં કોઇ રસ લેતું નહોતું અને તે સંબંધી સાધારણ રીતે કશું લખાતું પણ નહોતું. પરંતુ આજે તે સ્થિતિ બદલાઈ છે. હિંદના પ્રશ્ન તાત્કાલિક અગત્યના થઇ પડયા છે અને ત્યાંના વર્તમાન પત્રો આજે પણ તે ચર્ચી રહ્યાં છે. જો અત્યારે ત્યાં આપણો પક્ષ સચોટ રજુ કરે એવા લેખકો હોય તો તેઓ એ ચર્ચામાં ભાગ લઇ આપણી ચળવળને પુષ્ટિ આપી શકે. આ કાર્ય ખરેખર અત્યંત અગત્યનું છે. અને તે માટે આપણા તરફથી અત્યારે ત્યાં કામ કરનાર કોઇ જ નથી. જો આપણા પ્રાંતના લોકો આ સાધનના ઉપયોગનું મહત્વ સમજતા હોય તો તેમણે ક્રોનિકલના એસિસ્ટંટ અધિપતિ મી૦ સૈયદ હુસેન અને બને તો ખુદ મી૦ હોર્નીમેનને ત્યાં મોકલવા વ્યવસ્થા કરવી જોઇએ તથા તેમને યોગ્ય લાગે તો આપણા વિચારને અનુકૂળ થઇ પડે એવાં છાપાઓમાં નિયમિત રીતે હિંદ સંબંધી લેખો છપાય તે માટે તેમને અમુક હદ સુધી પૈસા પણ આપવાની સત્તા આપવી જોઇએ. આ કાર્યને અંગે ઉપલા સભ્યોની સાથ નાશિકના મી૦ પ્રધાનને મોકલવામાં આવે તો તેઓ પણ ઉપયોગી થઇ પડશે. કારણ તેઓ કેટલાક વખત સુધી ત્યાંના ન્યુ સ્ટેટસમેન પત્રમાં હિંદ સંબંધી લખતા હતા. વર્તમાન પત્રોમાં ચળવળ કરવાની સાથે ત્યાંના લોકોના મત ઉપર ખાસ અસર કરે તેવી રીતે લખાવી ખાસ તૈયાર કરેલું સાહિત્ય છુટે હાથે વહેંચવાની જરૂર છે. આ કાર્ય ત્યાંની હોમ રૂલ લીગ કરી રહી છે પણ તે જંગી ધોરણે થવાની જરૂર છે.

બ્રિટીશ પ્રજાની સહાનુભૂતિ ઉપર આપણી ફત્તેહનો આધાર રહેલો છે એટલે તે માટે અનુકૂળ પરિસ્થિતિને ઉત્પન્ન કરવાને માટે મી. બેપ્ટીસ્ટા કહે છે તેમ "રોરીંગ" ધમધોકાર ચળવળ કરવાની જરૂર છે. પરંતુ અંતે એ પ્રશ્નનો સંતોષકારક નિર્ણય તો પાર્લામેન્ટ પાસે જ કરાવવાનો છે અને તે માટે ત્યાંના રાજપુરૂષો અને પાર્લામેન્ટના સભાસદો સાથે મસલત ચલાવવાની જરૂર છે. આ કામ જોખમદારી ભરેલું છે અને તે બુદ્ધિશાળી કુનેહબાજ અને વગવાળા નેતાઓથી જ પાર પડી શકે એમ છે. આવા નેતાઓ આપણે ત્યાં આંગળી ઉપર ગણી શકાય એટલા જ છે અને મુંબઇમાં મળેલી ઑલ ઇન્ડીઆ કૉન્ગ્રેસ કમિટી તથા મોસ્લેમ લીગની સભાએ સૂચવેલા નામમાં સુધારો થઇ શકે એમ નથી. એ સભામાં હાલ વિલાયત જઇ શકે એવામાંથી મી. જીન્હા, મી. શાસ્ત્રી, મી. સપ્રુ, મી. વઝીર હુસેન, અને મી. સી. પી. રામસ્વામી આયરનાં નામ પસંદ થયાં હતાં અને તેમાં બંગાલ તરફથી મી. સી. આર. દાસનું નામ ઉમેરાવું જોઇએ. આ સંબંધમાં ઉતરતી પંકિતના માણસો મોકલવાથી નુકશાન જ થવાનો સંભવ છે માટે આ સભ્યોને ગમે તે રીતે પણ દેશ તરફથી જવાનો આગ્રહ થવાની જરૂર છે અને મારી ખાત્રી છે કે તેઓ દેશ આજ્ઞાનો અનાદર નહીં કરે.

બ્રિટીશ પ્રજામાં ચળવળ કરવા માટે ઉપર સૂચવેલા કાર્યને અંગે એક મોટું ફંડ થવાની જરૂર છે. હિંદ સમસ્ત તરફથી તેવું ફંડ ન થાય તો આપણા પ્રાંતને માટે તો થવું જ જોઇએ. અરધો ડઝન સારા વકતાઓ તથા બે ત્રણ સારા લેખકોને આ પ્રશ્નનો નીવેડો આવતાં સુધી ત્યાં રાખવાની તથા તેમના કાર્યને અંગે થતો ખર્ચ પૂરો પાડવાની વ્યવસ્થા થવી જ જોઇએ. સાધારણ ધોરણે ગણત્રી કરતાં તે માટે ઓછામાં ઓછા ૧૫,૦૦૦ પાઉંડ એટલે ૨ થી સવા બે લાખ રૂપીઆ સુધીની રકમ થવી જોઇએ. આ રકમ આપણી ચળવળનું અસાધારણ મહત્વ જોતાં કોઇપણ રીતે વધારે નથી. આપણી લડત સ્વરાજ્ય માટે છે અને આપણી યોજનામાં આપણે દેશના આવક તથા ખરચ ઉપર અંકુશ માગીએ છીએ. એ આવક વરસે દિવસે અત્યારે લગભગ સવા અબજ જેટલી થવા જાય છે. આ સઘળાં નાણાંનો વહીવટ મેળવવા માટે પ્રાંત દીઠ બે લાખ તો શું પણ દશ લાખનો ખરચ પણ ધંધાદારીની સમજ પ્રમાણે વધારે નહીં ગણાય. પરંતુ આમાં માત્ર પૈસાનો જ સવાલ નથી. આ ચળવળમાં તો દેશની સર્વદેશીય ઉન્નતિનું મૂળ છે. મહાત્મા ગાંધી કહે છે તેમ આપણો મુદ્દો એવો છે કેઃ—

"ઇંગ્રેજી રાજ્ય નીચે સ્વતંત્ર સત્તા આપણે હિંદુસ્થાનમાં ભોગવવાની છે એટલે કે આપણે આપણા નાણાંનો વહીવટ, આપણી કેળવણીની રચના અને તેનો કારભાર આપણી ખેતીના વહીવટ, આપણા હુન્નરોની વ્યવસ્થા અને આપણી એક બીજાને લગતી દોરી આપણા હાથમાં રહેશે." આ મુદ્દા માટે લો. મા. તિલકના આગ્રહ પ્રમાણે આપણે "આપણાં તન, મન અને ધન ખર્ચી નાંખવા તૈયાર રહેવું જોઇએ."

શંકરલાલ જી. બેંકર.

---

# स्वाधिकार-प्रमत्तः*

આજ દોઢસો વરસ થયાં સમગ્ર ભારતવર્ષની ઉપર ઇંગ્રેજ અમલ ચાલી રહ્યો છે. આ અમલથી ભારતનું કલ્યાણ થયું છે કે નહીં, તેનાં ધનદોલત, માલમિલ્કત, કળાકૌશલ્ય, વેપારવણજ વધ્યાં છે કે નહીં, અથવા તો તેનાં આત્મબળ અને આત્મશાસન વિકસવા પામે એવી અનુકૂળતાનો વિસ્તાર થયો છે કે નહીં, એ તર્કથી આપણને કાંઇ લાભ નથી. એ તર્કથી નથી ભૂતકાળ ભૂંસાવાનો, કે નથી વર્તમાનકાળનું દુઃખ ટળવાનું. ઐતિહાસિક કુતુહળના તરફથી જોતાં પણ એની કીમત ઘણી વધારે નથી. કારણ કે એવી ઘણી હકીકતો છે, જે ખાનગીમાં તથા મૂંગેમોઢે સિવાય બીજી કોઇ રીતે યાદ કરી રાખવાનો આપણને હુકમ નથી. એટલા માટે, એવી ચર્ચાની આપણને જરૂરજ શી, જેનું પરિણામ સારૂં અને સંતોષકારક ન નીવડે.

---

* સર રવીન્દ્રનાથ ટાગોરના, માઘ માસના પ્રવાસીના અંકમાં આવેલા, લેખનો અનુવાદ.

પરંતુ એક બાબત એવી છે, જેના સંબંધમાં કશો ઢાંકપીછોડો નથી. આ વાત તો સૌ સ્વીકારે છે કે આટલા વખતનો સંબંધ હોવા છતાં પૂર્વ અને પશ્ચિમ સંધાયા નહીં, ઉલટું તેમની વચ્ચેનું અંતર વધતું ચાલ્યું. જ્યારે બે જાતિને એક બીજીની સાથે વ્યવહાર કરવાની ફરજ પડે છે અને તે છતાં બન્નેની વચ્ચે ખરેખરો મેળ થવો અસંભવિત બને છે, ત્યારે આ સંબંધથી ગમે તેટલો ઉપકાર ભલેને થાય પણ તેનો બોજો ઘણો ભારે થઇ પડે છે. એટલા માટે, જ્યારે આપણે કહીએ છીએ કે આ અસ્વાભાવિક જૂદાપણાના જડભારથી ચગદાઇને અમારાં હાડ અને માંસ એક થઇ ગયાં છે, ત્યારે આપણે આ વાત આપણા શાસનતંત્રના ઉદ્દેશ કે તેની પદ્ધતિ વિરુદ્ધ ફરિયાદ તરીકે કહેતા નથી. આજના વખતમાં એ વાત આપણા ભારતવર્ષના સારામાઠાની હદ ઓળંગી બહુ દૂર પહોંચી ગઇ છે. આપણે આપણી પોતાની વ્યથામાંથી સમજી શકીએ છીએ કે આજ એક એવી પ્રબળ સંસ્કૃતિ જગતભરમાં પોતાની જાળ ફેલાવી રહી છે, જે શોષણ કરી શકે છે, શાસન કરી શકે છે, પરંતુ જેનામાં મનુષ્યની સાથે મનુષ્યનો મેળ કરી દે એવી આધ્યાત્મિક શક્તિ નથી; જે અવજ્ઞાની સાથે બહારથી આપણા માથા ઉપર ઉપકાર વરસાવે છે અને તે છતાં ઉદ્ધતાઇથી આપણા અન્તરની કૃતજ્ઞતાનો દાવો કરતી રહે છે, અર્થાત્ જે દાનના ભેળું દિલ દેતી નથી અને તે છતાં પ્રતિદાનની સાથે દિલની કીંમત માગી બેસે છે.

એટલા માટે આ વાત સ્વીકારવી પડશે કે આ સંસ્કૃતિમાં બુધ્ધિસંપદ્ ગમે તેટલી હોઇ શકે છે, પરંતુ તેમાં એક એવા સત્યની ઉણપ છે, જે મનુષ્યની મોટામાં મોટી વસ્તુ છે. આથી એમ બન્યું છે કે જે જે જાતિ આ આધુનિક સંસ્કૃતિને હાથે ઘડાવા પામી છે તે તે જાતિ કોઇપણ મુશ્કેલીમાં સપડાતાં બહારની બાજુએ ફાંફાં મારવા મંડે છે; તેઓ માને છે કે તેમની ઑફિસની અંદર, તેમની કાર્યપદ્ધતિમાં કાંઇક નુકસાન થયું છે અને એ પદ્ધતિને સુધારી લીધી કે બસ તેઓ છૂટયા; તેઓ માને છે કે મનુષ્યનો સંસાર એ એક શતરંજનો ખેલ છે, પ્યાદાને બુદ્ધિ વાપરી ચલાવવાથી બાજી મ્હાત કરી શકાય છે. તેઓ આટલું સમજતા નથી કે આ બુદ્ધિના ખેલમાં જે જીત કહેવાય છે તે મનુષ્યના બાબતમાં મોટામાં મોટી હાર હોઇ શકે છે.

મનુષ્ય એક દિવસ, સ્પષ્ટ હો કે અસ્પષ્ટ હો, પરંતુ આ એક માન્યતા સુધી આવી પહોંચ્યો હતો કે કોઇ એક એવી સત્તા છે, જેની સાથે સંબંધ હોવાથી જ આપણો પરસ્પરનો સંબંધ સત્ય બન્યો છે. એ દિવસથી માંડીને તેનો ઇતિહાસ શરૂ થયો છે. યૂરોપની વૈજ્ઞાનિક બુદ્ધિ કહે છે કે આ માન્યતાનું મૂળ ભૂતની માન્યતાની અંદર છે. પરંતુ આપણે જાણીએ છીએ કે એ વાતમાં કાંઇ માલ નથી. મનુષ્યમાં એક બીજાની મધ્યે એક પ્રકારનું ઊંડું ઐક્ય છે, એ ઐક્યના બોધની ભીતર જ આ વિશ્વાસનું મૂળ છે, અને આ ઐક્યબોધ જ

મનુષ્યની કર્તવ્યબુદ્ધિના પાયારૂપ છે. આ એક સત્યની ઉપલબ્ધિએજ મનુષ્યની તમામ સૃજનશકિતમાં પ્રાણ અને જ્યોતિનો સંચાર કર્યો છે. આથી જ તેણે પોતાની આત્માનુભૂતિમાં અસીમના સ્પર્શને પ્રાપ્ત કર્યો છે.

સ્વાભાવિક રીતે જ ઇતિહાસના આરંભમાં મનુષ્યનો ઐક્યબોધ એક એક જાતિના કુંડાળાની અંદર બંધાઇ રહેલો હતો. જેવી રીતે ડાંગરના મોટા ખેતરમાં નાનાં છોડ ફેરવતાં પહેલાં નાના ખેતરમાં બી વાવવાં પડે છે, તેવીજ રીતે આનું પણ સમજવું. આથી એમ બન્યું કે શરૂઆતમાં મનુષ્ય પોતાની દેવતાને પોતાની જાતિની ખાસ દેવતા તરીકે જ ગણતો અને તેના કર્તવ્યની જવાબદારી ખાસ કરીને તેની પોતાની જાતિની હદની અંદરજ સંકોચાઇ રહેતી.

આર્યો જ્યારે ભારતમાં આવ્યા ત્યારે તેઓ જે દેવતા તથા પૂજાવિધિ સાથે લેતા આવેલા તે જાણે તેમની પોતાની ખાસ સંપત્તિના જેવી જ હતી. અનાર્યોની સાથે તેમને લડાઇ થઇ—એ લડાઇ કોઇ રીતે મટેજ નહીં. છેવટે જેવો આર્ય-સાધકોએ સર્વભૂતમાં સર્વભૂતાત્માને ઉપલબ્ધ કરી એ સત્યનો પ્રચાર કર્યો કે તરતજ ભીતરની બાજુએથી વિરોધનું મૂળ કપાઇ ગયું. હૃદયમાં મનીષા જાગ્યા વિના વિભિન્નતાની અંદર અભિન્નતા ઘટેજ શી રીતે?

મુસલમાનો જ્યારે ભારતમાં રાજ્ય કરતા હતા ત્યારે આપણા રાષ્ટ્રચાંચલ્યની ભીતર એક આધ્યાત્મિક જાગૃતિનું કાર્ય ચાલી રહ્યું હતું. આથી કરીને જ બૌધયુગના અશોકની માફક મોગલ શહેનશાહ અકબરે કેવળ રાષ્ટ્રસામ્રાજ્ય નહીં પરંતુ એક ધર્મસામ્રાજ્ય સ્થાપવાનો મનસૂબો કર્યો હતો. આથી કરીને જ એ કાળમાં એક પછી એક એવા કેટલાય હિંદુ સાધુ અને મુસલમાન સુફીઓ પેદા થયા હતા, જેમણે હિંદુ અને મુસલમાન ધર્મના અંતરતમ મિલનક્ષેત્રમાં એક મહેશ્વરની પૂજાને પહોંચાડી હતી. અને આવી જ રીતે બહારના સંસારની બાજુએ જ્યાં અનૈક્ય વર્તી રહ્યું હતું ત્યાં અન્તરાત્માની બાજુએ પરમ સત્યના પ્રકાશ વડે સત્ય અધિષ્ઠાન આવિષ્કૃત થતું હતું.

ભારતમાં એ આધ્યાત્મિક સત્ય સંબંધની સાધના આજના વખતમાં પણ બંધ પડી ગઇ નથી. તેથીજ આ વાત ભાર દઇને કહી શકાય કે રામમોહન રાયનો જન્મ અને તેની તપસ્યા આધુનિક ભારતના બધા બનાવોમાં સૌથી મોટો બનાવ છે; કેમકે પૂર્વ અને પશ્ચિમ પોતાની અવિચ્છિન્નતાનો અનુભવ કરે તેની જરૂર આજ દુનિયામાં બધા કરતાં મોટી છે. પશ્ચિમ જ્યારે ભારતના બાર ઉપર ટકોરા કર્યા ત્યારે ભારતે સૌથી પહેલાં રામમોહન રાયની મારફત જ એ ટકોરાનો ખરેખરો જવાબ આપ્યો હતો. તેણે ભારતની તપસ્યાલબ્ધ આધ્યાત્મિક સંપદની અંદર જ, અર્થાત્ પરમાત્મામાં સર્વ આત્માનું ઐક્ય

રહેલું છે એ વિશ્વાસની અંદર જ તમામ માનવજાતિના મિલનની સત્યતા ઉપલબ્ધ કરી હતી.

એ ઉપરાંત બીજા ઘણા મોટા માણસો અને બુદ્ધિશાળી જનો આપણે આપણા વખતમાં જોયા છે. તેઓએ પશ્ચિમના વિદ્યાલયમાં શિક્ષણ લીધું છે. આ પશ્ચિમના વિદ્યાલયમાં પોતાની જાતિની હયાતીને અત્યંત તીવ્ર રીતે અનુભવતાં શીખવાય છે. આ શિક્ષણથી જે સ્વદેશ-અભિમાન જન્મે છે તેનો પાયો અન્ય જાતિ તરફ અવજ્ઞાપરાયણ પાર્થક્યબોધ ઉપર રહેલો છે. આથી કરીને, આ શિક્ષણ જગતમાં જ્યાં જ્યાં પહોંચ્યું ત્યાં ત્યાં પરજાતિ પ્રત્યે સંદેહભરી વિરૂદ્ધતા જાગી છે, ત્યાં ત્યાં મનુષ્ય બીજા દેશના મનુષ્યને છળેબળે હડસેલી દુનિયાની બધી અનુકૂળતા પોતે પૂરેપૂરી હાથ કરવાને માટે પોતાની તમામ શકિતને સજ્જ કરી રાખે છે. આ જે એક મોટા વ્યૂહબદ્ધ અહંકાર અને સ્વાર્થપરતાનો અભ્યાસ છે, આ જે મનુષ્યને ખરે રૂપે જોવાની દૃષ્ટિને જાણી જોઈને વિકૃત કરવાનો પ્રયત્ન છે, તે આજ વિલાયતી દારૂ તથા બીજા માલની સાથે ભારતમાં આવી પહોંચેલ છે. આ શિક્ષણમાંના વિપુલ અને પ્રબળ મિથ્યાની અંદર જે કાંઇ સત્ય છે તે આપણે લેવું પડશે; નહીં તો આપણી પ્રકૃતિ એકતરફી થઇ જવાની. પરંતુ તેથી સાથે આ વાત પણ આપણે યાદ રાખવી પડશે કે ભારતે જો કોઇ ખાસ સત્ય ઉપલબ્ધ કર્યું હોય, ને તેના અભાવે અન્ય દેશની સંસ્કૃતિ પોતાનું સમતોલપણું ખોઇ ડગમગવા માંડી હોય, તો તે સત્યને આજ જોરથી જાહેર કરવું એજ ભારતનું સૌથી મોટું કામ છે.

આજ પશ્ચિમ મહાદેશના લોકો ઓચિંતા દુનિયાની બીજી બધી જાતિના સમાગમમાં આવી પડયા છે. આવા મોટા બનાવને માટે તેમની ધર્મબુદ્ધિ પૂરેપૂરી તૈયાર થઇ નથી. આમ હોવાથીજ ભારતનો પ્રાચીન વ્યાપાર આજ પાયમાલ થયેલો, ચીન ઝેરના વ્યસનથી જીર્ણ થયલું, ઇરાન પગતળે છૂંદાયેલું છે; આથી જ આફ્રિકે કોંગોમાં યૂરોપિયન વ્યાપારીઓની દાનવલીલા અને પેકિનના બૉક્સર યુદ્ધમાં યૂરોપિયનની કમકમાટી ઉપજાવનારી નિર્દયતા જોઇ છે. આનું કારણ એ છે કે યૂરોપિયનો પોતાની જાતિને બીજા બધીના કરતાં વધારે સત્ય તરીકે માનતાં શીખ્યા છે. આ માન્યતાએ તેમને કેટલેક દૂર સુધી પહોંચાડયા છે એ ખરૂં, પણ એ તેમને છેવટ સુધી પાર નહીં ઉતારે. નાનપણમાં એક પ્રકારનું તોફાની આપમતલબીપણું હોય તે એટલું બધું અજુગતું ન બને; પણ ઉમ્મરે પહોંચતાં સામાજિક જવાબદારી સ્વીકારવાનો વખત આવી પહોંચે છે, તે વખતે પણ જો માણસ બીજાને માટે વિચાર કરતાં ન શીખે તો તેથી જેમ બીજાને અગવડ થાય તેમ તેની સગવડ કંઇ કાયમ ટકી ન રહે.

આજ તેથી એવો વખત આવ્યો છે, જ્યારે પશ્ચિમના લોકોને પોતાના ઘરની અંદરજ સારી રેતે સમજવાનું મળ્યું છે કે સ્વજાતિ-અભિમાન, એનો અર્થ શો થાય છે. આટલા દિવસ જે સ્વજાતિ-અભિમાનની બધી સગવડો એ લોકોએ

પોતે ભોગવેલી અને બધી અગવડોનો બોજો તેઓ બીજી જાતિની ગરદનપર લાદતા આવેલા, તેનો ધક્કો આજ તેમના પોતાના ઘરની દિવાલ ઉપર આવી પડ્યો છે.

આજ સુધી આ લોકો મનુષ્ય કહેતાં ખાસ કરીને પોતાનેજ સમજેલા. આથી કરી તેમની આત્મોપલબ્ધિ આ ટુંકી હદની અંદર પ્રચંડ રૂપે પ્રબળ થઇ પડેલી, અને આ હદની બહાર પોતાની સગવડ-અગવડ પ્રમાણે પોતાના ફાવતા ગેરશેપઠોનું માપ કહાડી આ લોકો ધર્મબુદ્ધિને ઘટાડી વધારી ખૂબ સહેલી બનાવી દઇ શકેલા.

પરંતુ સગવડના માપથી માપી સત્યની આપણે કાપકુપ કરવા જઇએ તો સત્ય સામી આપણી કાપકુપ કરવા આવે. કેટલાક દિવસ અને કેટલેક દૂર સુધી સત્ય આપણી અવજ્ઞા સાંખી રહે. પણ પછી એક દિવસ ઓચિંતું એ પોતનું લેણું વ્યાજ સાથે વસુલ કરવા માટે આવીને ઉભું રહે. એવે વખતે આવે, જે વખત બહુજ કફોડો હોય; એવે બહાને આવે, જે બહાનું સાવ માલ વગરનું હોય. તે વખતે આ બનાવને આપણે વિધાતાના અન્યાય તરીકે ગણીએ. અધર્મના પૈસાથી જે માણસે શિષ્ટસમાજમાં માનમર્તબાથી ઝિંદગી ગુઝારી હોય તેનો ચોપડો એક દિવસ ઓચિંતો પકડાઇ જાય તો એ બનાવને તે ગેરવ્યાજબી જુલમ જ ગણે. મોટી મોટી સુધરેલી પ્રજા પોતાની સમૃદ્ધિને એવી તો સ્વાભાવિક અને સુસંગત ગણે છે કે માઠો દિવસ આવી જ્યારે તેમને તેમની એ સમૃદ્ધિના સંબંધમાં ખુલાસો પૂછે ત્યારે એ બનાવને તેઓ ખરા ઇન્સાફ તરીકે માની શકે જ નહીં.

આથી કરી આપણે જોઇએ છીએ કે યૂરોપ જ્યારે ભારે સંકટમાં આવી પડે છે, ત્યારે તેને વિધાતાના રાજ્યમાં આવું દુઃખ શા માટે પડવું જોઇએ, એ કોઇ રીતે કળ્યામાં આવતું નથી. પણ ત્યારે દુનિયાના બીજા ભાગના લોકો સુદ્ધાં શી બાબત દુઃખ અને અપમાન ભોગવે એ પ્રશ્ન વિધાતાને કે પોતાને તેઓ એટલા જ જોરથી પૂછતા નથી. ખેર. પરંતુ આ સહજ સત્યને તેમણે સારી રીતે જાણવાની જરૂર હતી કે મનુષ્યત્વ એ વસ્તુ એક અખંડ સત્ય છે, આખી માનવજાતને લઇને એ હસ્તી ધરાવે છે. તેને જ્યારે કોઇ સ્વાર્થની કે સ્વજાતિની ખાતર ખંડન કરે છે ત્યારે વ્હેલોમોડો પણ તેનો ધક્કો ખંડન કરનારની છાતીને લાગ્યા વિના રહેતો નથી. આ મનુષ્યત્વની ઉપલબ્ધિ કેટલા પ્રમાણમાં ખરેખરી થઇ છે તેના વડે જ સંસ્કૃતિની પરીક્ષા થવાની—નહીં તો, કાંઇ તેની આયાત-નિકાસનું બહોળાપણું, તેના લડાયક બખ્તરોની લંબાઇ, તેના તાબેના દેશનો વિસ્તાર, તેની રાષ્ટ્રનીતિની કુનેહ, એનાથી નથી થવાની. ઇતિહાસની આ પરીક્ષાની અંદર આપણે પૂર્વ દેશના લોકો મુખ્ય સાક્ષી છીએ. આપણે વગર સંકોચે સત્ય કહેવું જોશે; પછી ભલે તેનું ફળ આપણા સંબંધમાં ગમે તેટલું વસમું અને બીજાના સંબંધમાં ગમે તેટલું અણગમતું નીવડો. આપણી વાણી પ્રભુત્વની વાણી નથી; તેની પીઠે શસ્ત્રનું બળ નથી. આપણે એ ઉંચા રાજતખ્ત ઉપર ઉભા નથી, જ્યાંથી દેશવિદેશ ઝુકેલે શિરે હુકમ ઉઠાવતા હોય. આપણે તો રાજસભાની બહાર એ માર્ગની કોરે ઉભા છીએ, જે માર્ગે

યુગયુગાન્તની યાત્રા ચાલી રહી છે; જે માર્ગે અનેક જાતિ પ્રભાતમાં જયધ્વજા ઉડાવતી દશે દિશાને ધૂળથી છાઇ દેતી બહાર પડેલી અને સંધ્યા વેળાએ તેમણે ભાંગેલ દંડ અને ફાટેલી કંથાભેર યાત્રા પૂરી કરેલી; કંઇ કંઇ સામ્રાજ્યના અહંકારના આ માર્ગની ધૂળમાં કાળના રથચક્ર તળે, ચૂરા થઇ ગયેલા અને આજ તેન સન–તારીખના ભાંગેલા ટુકડા ભેળા કરી ઇતિહાસવેત્તા તેમને ઉલટપાલટ કરી સાંધવાને મથી મરે છે. આપણી વાણી વેદનાની વાણી છે, આવતા જગમાં એનું [illegible] છે એક દિવસ એ બીજી બધી ગર્જનાથી ઉંચે ઇતિહાસવિધાતાના સિંહાસન આગળ જઇ પહોંચશે.

એક દિવસ એવો હતો, જ્યારે યૂરોપ પોતાના આત્માને શોધવા નીકળેલો ત્યારે જૂદા જૂદા પ્રકારના ચિત્તવિક્ષેપની મધ્યે પણ તે આ વાત સમજ્યો હતો, કે બહારના લાભ વડે નહીં પરંતુ અંતરમાં સત્ય બનીને માણસ પોતાની છેવટની સંપદ પામે છે. એ જાણતો હતો કે આ લાભનુ મૂલ્ય કાંઇ આપણું કપોલકલ્પિત નથી એ તો તે પરમ પ્રેમની મધ્યે છે, જે હમેશાં માણસના સંસારની અંદર ક્રિયા કરી રહ્યા છે. તે પછી એવો દિવસ આવ્યો, જ્યારે વિજ્ઞાને બહિર્જગતનો મહિમા પ્રકટ કરી દીધો અને યૂરોપની નિષ્ઠાને આત્માની બાજુએથી વસ્તુની બાજુએ જબરદસ્તીથી ખેંચી લીધી.

માણસના ઇતિહાસમાં વિજ્ઞાનનો એક બહુ મોટો અર્થ છે. પ્રકૃતિના નિયમની સાથે માણસના જ્ઞાનની સહયોગિતા છે એજ વિજ્ઞાન સાબીત કરે છે. પ્રકૃતિના નિયમની સહાયતાથી જ 'પ્રાકૃતિક નિર્વાચન'ની (Natural Selection) તાબેદારીમાંથી છૂટો થઇ માણસ પોતાના ધર્મવિવેકના સ્વતંત્ર નિર્વાચનનું ગૌરવ મેળવી શકે છે એ જ વિજ્ઞાનનુ શિક્ષણ છે. પ્રકૃતિ કાંઇ માણસના પરિપૂર્ણતા મેળવવાના માર્ગમાં અંતરાય રૂપ નથી પ્રકૃતિની સાથે સત્ય વ્યવહાર કરીએ ત્યારેજ આપણે આપણા ચિન્મયને રૂપ આપી તેની વાસ્તુ–પ્રતિષ્ઠા કરી શકીએ એ સત્યનો પ્રચાર કરવાનો યૂરોપના ઉપર ભાર છે.

વિજ્ઞાન જ્યાં જનસમાજનાં દુઃખ અને અભાવ ટાળવાને કામે લાગે છે જ્યાં તેનું દાન વિશ્વજનની પાસે જઇ પહોંચે છે, ત્યાં જ તેનું મહત્વ સંપૂર્ણ બને છે પરંતુ જ્યાં તે ખાસ વ્યકિત અથવા ખાસ જાતિને ધનવાન કે બળવાન બનાવવાના કામમાં ખાસ કરી રોકાય છે ત્યાં તો તેનું ભયંકર પતન થાય છે. કારણ કે આવા કામમાં પડવાનું પ્રલોભન એટલા બધા પ્રચંડ રૂપે પ્રબળ હોય છે કે આપણી ધર્મબુદ્ધિ તેની પાસે પરવશ બની જાય છે અને સ્વજાતિ–અભિમાન અને સ્વદેશ–અભિમાન વગેરે મોટાં નામોનાં બખ્તર પહેરી પોતાની જ શકિતની સામે ઉભી રહી લડાઇ કરે છે આથી કરી, આજ દુનિયાભરમાં એક જાતિનો બીજી જાતિ સાથેનો સંબંધ દુર્બળની બાજુએ દલનબંધન દ્વારા ભારગ્રસ્ત અને પ્રબળની બાજુએ ઘાતકીપણાની કાયમની હરીફાઇથી ઉદ્ધત બનતો જાય છે. બધા દેશમાં યુદ્ધ અને યુદ્ધની તૈયારી કાયમના બની ગયાં છે અને 'પોલિટિકલ' મહામારીનું વાહન જે રાષ્ટ્રનીતિ તે નિર્દયતા અને દગલબાજીએ કરી ભીતરમાં ને ભીતરમાં બગડતી ચાલી.

તોપણ એવી આશા રહે છે કે યૂરોપની આટલા દિવસની તપસ્યાનું ફળ આજ વસ્તુલાભ માટેના દારૂણ યુધ્ધની મધ્યે પડી પગ તળે છુંદાઇ ધુળ મળી નહીં જાય. આજના દિવસના ઘોર સંકટની વસમી વેળાએ યૂરોપ બીજી કોઇક નવી પધ્ધતિ અને બીજી કાઇક નવી રાષ્ટ્રનૈતિક વ્યવસ્થાની શોધમાં ફરે છે. પરંતુ વારંવાર મૃત્યુની પાઠશાળામાં શિક્ષણ મળ્યા બાદ યૂરોપને આજ નહીં તો હવે પછી એક દિવસ આ વાત માનવી જ પડશે કે કાર્યપદ્ધતિના 'પિરામિડ' રચવા પ્રત્યે આસ્થા રાખવી એ અંધ મૂર્તિપૂજા છે; કે બહારની પદ્ધતિને નહીં પણ અંદરના સત્યને પ્રાપ્ત કરવાની જરૂર છે; કે લાગલાગટ વાસના-હુતાગ્નિનું હવ્ય સંઘર્ષે જવાથી એક દિવસ દુનિયાભરમાં ફરી વળનારી આગ સળગી ઉઠયા વિના રહે નહીં. એક દિવસ જાગી ઉઠી યૂરોપને તેની લુબ્ધતા અને ઉન્મત્ત અહંકારની હદ બાંધી દેવી પડશે; તે પછી તે શોધ કરી શકશે કે ઉપકરણ કાંઇ સત્ય નથી, અમૃત જ સત્ય છે.

ઇર્ષાથી આંધળા બની આપણે યૂરોપનું મહત્વ કબૂલ ન રાખીએ એ નહીં ચાલે. એનાં સ્થાનસમુદાય, હવાપાણી જાતિસંઘ-એની રચના જ એવા પ્રકારની થઇ છે કે સ્હેજે જ એનો ઇતિહાસ શકિત સૌંદર્ય અને સ્વાતંત્ર્યપ્રિયતાએ સંપત્તિવાન બની ગયો છે. ત્યાંની પ્રકૃતિમાં કઠોરતા અને મૃદુતાનો એક એવો મેળ છે કે તે એક તરફ માનવની સમગ્ર શકિતને દ્વંદ્વયુધ્ધમાં બોલાવી લાવે તો બીજી એક તરફ તેના ચિત્તને પરવશ કરી નિકૃષ્ટ અદષ્ટવાદની દીક્ષા આપે, એમ નથી બનતું. એક તરફ તેણે યૂરોપનાં સંતાનોનાં ચિત્તમાં એવું તો તેજ ભભુકાવી દીધું છે કે તેઓનાં ઉદ્યમ અને સાહસ પોતાના દાવાની ક્યાંય પણ કોઇ પણ જાતની હદ સ્વીકારવા ચાહતાં નથી; તો બીજી તરફ તેણે તેમની બુદ્ધિમાં અચૂકપણાનો, તેમની કલ્પનાવૃત્તિમાં સુસંયમનો, તેમની બધી રચનામાં પ્રમાણસરતાનો અને તેમના જીવનના લક્ષ્યની અંદર વાસ્તવતા-બોધનો સંચાર કર્યો છે. તેઓ એક એક કરી વિશ્વના છૂપા ભેદો બહાર કાઢતા જાય છે અને તેમને માપી તાળી કાબુમાં લેતા જાય છે. તેઓએ પ્રકૃતિની અંદર ઊંડું ઊંડું જે એક ઐકયતત્ત્વ શોધી કાઢયું છે તે ધ્યાનયોગે કે તર્કના બળે નહીં, પણ બહારનો પડદો ચીરીને, વૈચિત્ર્યની દિવાલ તોડીને, તેઓ પોતાની શકિતથી અંધકાર ઉઘાડી નાખી પ્રકૃતિના મહાશકિતભંડારની અંદર જઇ પહોંચ્યા છે અને લુબ્ધ હાથે એ ભંડાર લૂટી રહ્યા છે.

પોતાની આ શકિત સંબંધમાં યૂરોપનો દંભ ખૂબ વધી ગયો છે તેથી જ એ પોતાની ન્યૂનતા કયાં છે તેનો વિચાર કરતો નથી. બાહ્ય પ્રકૃતિનું રૂપ જે દેશમાં બેહદ મોટું કે પ્રચંડ હોય છે તે દેશમાં જેવી રીતે મનુષ્યનું ચિત્ત તેની આગળ આભું બની પોતાનું ભાન ભૂલી જાય છે, તેવી જ રીતે મનુષ્ય પોતાના કરેલાં વસ્તુસંચય અને બાહ્યરચનાની અતિવિપુલતા આગળ માહ્યા ઘરાઇ હારી જાય છે. રોમ પોતે એક દિવસ પોતાના સામ્રાજ્યની વિપુલતા દ્વારા જ વિહ્વળ થયું હતું. વસ્તુના અમાપ બૃહત્-સ્વરૂપની આગળ તેનું સત્ય પ્રતિદિન પરાભવ પામતું હતું

તેનો તેને પોતાને ખ્યાલ સુદ્ધાં નહોતો. એથી ઉલટું, તે દિવસે યાહુદી જાતિ રાષ્ટ્રવ્યાપારમાં પરતંત્ર અને અપમાનિત હતી; પરંતુ એજ પરાધીન જાતિના એક અપ્રસિદ્ધ અને દરિદ્ર જને જે સત્યની સંપદ્ ખુલ્લી કરી દીધી તેણેજ ઢગલાબંધ વસ્તુ-સંચય ઉપર વિજય મેળવ્યો હતો. યાહુદીએ ઉદ્ધત રોમને આટલી જ વાતનું સ્મરણ કરાવી દીધું હતું કે 'તારા આત્માને તું તારા ધન કરતાં મોટો જાણ.' આટલી સરખી વાતથી પૃથ્વીમાં નવો યુગ પ્રવર્ત્યો.

દરિદ્રની વાતથી મનુષ્યને પોતાના ઉપર શ્રદ્ધા જન્મી અને તે આત્માની પ્રાપ્તિ કરવાને માટે બહાર પડયો. બહાર તેની આડી અડચણો પુષ્કળ હતી તોપણ પોતાની સાથે લડાઇ કરતે કરતે અમૃતલોકની દિવ્યસંપદ્ મેળવવાને માટે તે આગળ વધતો હતો. એવે સમયે તેની તપસ્યાનો ભંગ કરવાને માટે બહારથી પાછું પ્રલોભન આવ્યું. બહારના જગત્‌ને ઉપાડીને તેના હાથમાં મૂકી દેવા સારૂ વિજ્ઞાન તેના મોં આગળ આવી ઉભું રહ્યું. યૂરોપને વળી પાછો આત્માના કરતાં પોતાનો વસ્તુસંગ્રહ વધારે મોટો દેખાવા લાગ્યો. જોતજોતામાં વસ્તુ ચોતરફ વધતી ચાલી.

પરંતુ આ જ અસત્ય છે. ગમે તેમ કરી ગમે તે નામ આપીને આ વસ્તુના મહિમાને આપણે ભલેને વધારી દઇએ, પણ એ કાંઇ આપણને બચાવી શકનાર નથી. ક્રમેક્રમે કરી વ્હેમ, ઇર્ષા, વિરોધીભાવ, છેતરપિંડી, અંધ અહંકાર અને છેવટે અપમૃત્યુની મધ્યે મનુષ્યને તે લઇ જશે જ જશે. કારણકે મનુષ્યની બાબતમાં બીજાં બધાં કરતાં મોટું સત્ય આ છેઃ-" तदेतत् प्रेयो वित्तात् अन्तरतरं यदयमात्मा " અન્તરતર એવો જે આ આત્મા તે બહારના સઘળા વિત્ત કરતાં પ્રિય છે.

યુરોપમાં ઇતિહાસે એક દિવસ નવેસરથી પોતાને ઘડ્યો હતો તેનો મૂળ-પાયો કોઇ પણ નવી કાર્યપદ્ધતિમાં, કોઇ પણ નવા રાષ્ટ્રતંત્રમા નહોતો. મનુષ્યનો આત્મા બીજા બધા કરતાં સત્ય છે એ તત્ત્વનો તેના મનને સ્પર્શ થતાં જ તેની સૃજનશક્તિ બધી દિશાએ જાગી ઉઠી. આજની ઘોર વસમી વેળાએ આ જ વાત તેને ફરી એકવાર યાદ કરવી જોઇશે. નહીં તો એક પછી એક મૃત્યુબાણ તેને વાગ્યે જશે.

અને આપણે આજ આ મૃત્યુબાણે-વીંધાયલા પશ્ચિમની પાસેથી સ્વતંત્રતાની ભિક્ષા માગવાને દોડાદોડ કરી આવ્યા છીએ. પરંતુ આ મુમુર્ષુ આપણને શું આપી શકે એમ છે? પહેલાં એક જાતનું રાષ્ટ્રતંત્ર હતું તેને બદલે બીજી એક જાતનું રાષ્ટ્રતંત્ર? વારૂ. પણ માણસ શું કોઇ પણ ખરેખરી મોટી વસ્તુ સામાના હાથમાંથી પોતાના હાથમાં ઉપાડી લઇ શકે ખરો? માણસ જે કોઇ સત્યસંપદ્ લે છે તે મનની ભીતર જ લે છે, બહાર નહીં. ભિક્ષાના દાને આપણે સ્વતંત્ર નથી થવાના-કોઇ રીતે નહીં. સ્વાતંત્ર્ય અંતરની સામગ્રી છે.

યૂરોપ કેમ આપણને મુક્તિ દઇ શકતો નથી? કારણ કે તેનું પોતાનું મન મુક્તિ પામ્યું નથી. એના લોભનો થોભ ક્યાં છે? જે હાથવડે તે કોઇ સત્યવસ્તુ દઇ શકે એમ

છે તે હાથ તેનો લોભે બાંધી રાખ્યો છે. સાચી રીતે દેવાનું તેનાથી બને એમ જ નથી. એ પોતે રિપુનો દાસ છે. જે મુક્ત હોય છે તે જ મુક્તિ આપે છે.

જો તે વ્યવહાર–બુદ્ધિથી પ્રેરાઇને આપણને કાંઈ આપવા આવશે તો તે પોતાના દાનને પોતે કેવળ ખંડિત કરશે. એક હાથે કરી જેટલું દેશે તેના કરતાં વધારે બીજે હાથે કરી લઇ લેશે. સ્વાર્થના દાનને તપાસી લેતી વેળાએ આપણને દેખાશે કે એમાં એટલાં તો છિદ્ર છે કે એ આપણને તરતા રાખતું'તું શું, એને પોતાને તરતું રાખવું જ કઠણ છે.

તેથી જ કહું છું કે, બહારની બાજુએથી સ્વતંત્રતા મળી શકે એમ માનવાની ભૂલને આપણે વળગી રહેશું તો ભારે દુ:ખની અંદર એ ભૂલ ભાંગશે. ત્યાગને માટે આપણે તૈયાર થઇ શકયા નથી તેથી જ અંદર અને બહાર આપણને બંધનો છે. જે હાથ દઇ શકે તે જ હાથ લઇ શકે. આપણા દેશને આપણે જૂજ જ દઇએ છીએ તેથી જ આપણા દેશને આપણે પામ્યા નથી. બહારનો કોઇ જણ આપણા દેશને ઉપાડીને આપણા હાથમાં મૂકી દેશે તો જ આપણે તેને પામશું એમ જેઓ કહે છે તેઓ દાન મેળવવા પામશે તોપણ તેને સાચવી નહીં શકે. પોતાના લોકોને દુ:ખ દઇએ છીએ, એમનું અપમાન કરીએ છીએ, એમની અવગણના કરીએ છીએ, એમને છેતરીએ છીએ, એમનો અણવિશ્વાસ કરીએ છીએ તેથી જ પોતાનાં પરાયાં થયાં છે; બહારના કોઇ પણ આકસ્મિક કારણથી નહીં.

યાહુદી જાતિ જયારે પરાધીન હતી ત્યારે તેને રોમના હાથથી દક્ષિણા તરીકે સ્વતંત્રતા મળી નહોતી. પછી એવું બન્યું કે યાહુદી જાતિ દેશવગરની બની વિદેશમાં વેરાઇ ગઇ. તેને રાષ્ટ્ર નથી, રાષ્ટ્રતંત્રે નથી. પરંતુ તેના ઇતિહાસમાં આ જ કાંઇ સૌથી મોટી વાત નથી. એના કરતાં ઘણી મોટી વાત આ છે કે, તેનો પાસેથી પ્રાણના બીજે ઉડી આવી યૂરોપને નવા મનુષ્યત્વનું દાન કર્યું છે. તેણે જે આપ્યું છે તેમાં જ તેની સાર્થકતા છે. જે ખોયું છે, જે મેળવ્યું નથી, તેના છતાં પણ એ જાતિ મોટી છે, તેની સાબીતી ઇતિહાસમાં મોજૂદ છે.

બહારના માપથી મનુષ્યત્વને માપવાનું નથી એ વાત જો કે આપણે વારંવાર ભૂલી જઇએ છીએ પરંતુ તે આપણને વારંવાર યાદ કરવી પડશે. ચીન દેશને યૂરોપે હથિયાર-બળે હરાવી તેને ઝેર ખવરાવેલું એ મોટી વાત નથી; પરંતુ મોટી વાત તો એ છે કે ભારતે એક વખત હથિયારબળ વગર ચીનને અમૃતનું પાન કરાવેલું. ભારત આજ સમુદ્રને તળીએ ડૂબી જાય તોપણ જે તેણે દાન કર્યું છે તેના જોરે જ તે મનુષ્યના ચિત્ત-લોકમાં રહેવાનું; તેણે જે ભીખીને લીધું છે, સંઘરો કરી રાખ્યું છે, ચોરીને લીધું છે, તેના જોરે નહીં.

તપસ્યાના બળે આપણે એ દાનનો અધિકાર પામશું, ભિક્ષાનો અધિકાર નહીં, એ વાત આપણે કોઇ પણ પ્રલોભનથી ન ભૂલીએ તો સારૂં. માણસ જે કારણે માણસ છે તે કારણે તે વસ્તુ દ્વારા બચતો નથી, સત્યદ્વારા જ બચે છે. આ જ સત્ય તેનું છે કે, "तमेव विदित्वातिमृत्युमेति, नान्यः पन्था विद्यते अयनाय"—તેને જાણીને જ

માણસ મૃત્યુને ઓળંગે છે, માણસના ઉદ્ધારનો બીજો કશો ઉપાય નથી. આ સત્યનું દાન કરવાને માટે આપણને નિમંત્રણ છે. મૉન્ટેગ્યુએ પાડેલી હાક ખૂબ મોટી છે એ વાતને લઈને આજ ભારતની અંદર સભા ઉપર સભામાં અને વર્તમાન પત્ર ઉપર વર્તમાન પત્રમાં ઢંઢેરો પીટાઈ રહ્યો છે. પરંતુ આ ભિક્ષાની હાકથી આપણે મહ બનવાના નથી. આપણા પિતામહો અમરલોકમાંથી આપણને સાદ કરે છે, તેઓ કહે છે:—"તમે અમૃતના પુત્ર છો એ વાત જાણો અને એ વાત જણાવો. મૃત્યુની છાયાથી ઘેરાયલી પૃથ્વીને આ સત્યનું દાન કરો કે, કોઈ પણ કર્મપદ્ધતિથી નહીં, રાષ્ટ્રતંત્રથી નહીં, વાણિજ્યવ્યવસ્થાથી નહીં, યુદ્ધ-અસ્ત્રની ભયંકરતાથી નહીં, પણ तमेव विदित्वाति मृत्युमेति, नान्यः पन्था विद्यते अयनाय."

भगवानलाल गिरिजाशंकर भट्ट,
मोहनलाल मकनदास महेता.

---

# મુંબાઈ ધારાસભાના બિનસરકારી સભ્યો.

મુંબાઈની ધારા બાંધનારી સભામાં પ્રજાના પ્રતિનિધિઓ કોણ કોણ છે, તથા તેઓ પ્રજાપક્ષે કેવું કામ કરે છે તેનો સાધારણ ઓળખ વાંચકને કરી આપવાને આ લેખ લખાયો છે. ગોરો અધિકારી વર્ગ (અને મોટો અધિકારી ક્વચિતજ કાળો હોય છે) સાધારણ રીતે પ્રજાપક્ષની માગણીઓ, ઠરાવો તથા આકાંક્ષાની વિરૂદ્ધજ હોય છે. કોઈ પણ ઠરાવ પ્રજાકીય સભાસદ રજુ કરે તેને જો અધિકારી વર્ગનો-સરકારનો—ટેકો મળે તો તે ઠરાવ પસાર થયોજ સમજવો. જો સરકાર પક્ષનો વિરોધ હોય (અને અત્રે કહેવું જોઈએ કે ના. ગવર્નરની કારોબારી સભાના અમલદારનો જેવો મત હોય તેવો જ મત સરકારી તમામ અધિકારીઓનો હોવો જોઈએ એવો અપ્રમાણિક અલિખિત નિયમ છે) તો તે ઠરાવનું મરણ નક્કી સમજીજ લેવું: તે ક્વચિતજ પસાર થાય. ૧૯૧૦ ની શરૂઆતમાં નવેસરથી ધારાસભાનું બંધારણ થયું ત્યારથી ૧૯૧૭ ની આખર સુધીમાં એટલે આઠ વર્ષમાં કોડીબંધ ઠરાવો પૈકી ફક્ત ચારજ સરકારના વિરોધ છતાં પસાર થયા છે. તે પૈકી બે ના. પરાંજપેના, શાળાઓને પુસ્તકો વાપરવાની છૂટ બાબતનો તથા મોડી લીપી સરકારી દફતરે ચાલુ રાખવા બાબતનો; એક મોલવી રફીઉદ્દીનનો, માધ્યમિક નિશાળોમાં માફી છોકરાઓના ટકા ૧૦ ના ૧૫ કરવા બાબતનો; અને એક ના. પટેલનો, કેટલાંક શહેરસુધારા (મ્યુનિસિપલ) મંડળોના ⅔ સભાસદો પ્રજાને ચુંટવાનો હક આપવા બાબતનો. આવી કફોડી સ્થિતિમાં આપણે મોકલેલા સભાસદોને ત્યાં લડત કરવી પડે છે અને વાઘના મ્હોંમાંથી કાંઈ ચીજ કઢાવવી જેટલી મુશ્કેલ પડે છે તેટલીજ મુશ્કેલી તેમને પોતાની ઇચ્છા પ્રમાણે ઠરાવ પસાર કરવામાં પડે છે.

૨. આપણી ધારાસભાના બંધારણની વિગતો અત્રે આપવી અસ્થાને થશે નહીં. ના. ગવર્નર, તેમની કારોબારીસભાના ત્રણ સભ્યો અને ઍડવોકેટ જનરલ ( સરકારી બૅરિસ્ટર ) એ પાંચ ગૃહસ્થો તેમના હોદ્દાની રૂએજ સભાસદો બને છે. તે ઉપરાંત જે વિષય સંબંધી કાયદો ઘડવાનો હોય તેમાં નિષ્ણાત થયેલા બે ગૃહસ્થોને નીમવાનો ના. ગવર્નરને હક છે. ગયા અક્ટોબર માસમાં ડાકતરોની નોંધણીના કાયદામાં દુરસ્તી કરવાનો ના. પટેલના ખરડા ઉપર વાદવિવાદ થયો હતો ત્યારે ડૉ. સર નરીમાનને તથા ડૉ. રાવને નીમ્યા હતા તે આ નિયમે. પરંતુ આવા ગૃહસ્થો તેટલા કામ પુરતાજ સભાસદ હોય છે, તે કામ પુરૂં થાય કે તરત તેમને સભા છોડી ચાલ્યા જવું પડે છે; એમને આપણે બે હંગામી સભાસદો કહીશું.

ઉપર ગણાવેલા પાંચ ઉપરાંત ૨૧ સભાસદો પ્રજાકીય મંડળો તરફથી ચુંટાઇને અને ૨૧ ગવર્નર તરફથી નીમાઇને આવે છે. ૨૧ નીમાએલા ગૃહસ્થો પૈકી ઓછામાં ઓછા સાત સરકારી નોકર ન હોય તેવા જોઇએ, એટલે કે સરકારી નોકરો વધારેમાં વધારે ચૌદ નીમી શકે. આવા સાત બિન-નોકર સભાસદને બદલે હાલમાં બાર બિન-નોકર સભાસદ નીમેલા છે, પણ તેમાંના કેટલાએક તો નોકરીઆત સભાસદ કરતાં પણ પ્રજાપક્ષના વધારે વિરોધી હોય છે. ચુંટણીથી ૨૧ સભાસદો આવે છે તે નીચે પ્રમાણેઃ—

| | |
|---|---|
| ૧. મુંબાઇના શહેરસુધારામંડળ તરફથી | ૧ |
| ૨. મુંબાઇની વિશ્વવિદ્યાલય તરફથી | ૧ |
| ૩. દક્ષિણના સરદારો તરફથી | ૧ |
| ૪. ગુજરાતના સરદારો તરફથી | ૧ |
| ૫. સિંધના જાગીરદારો અને જમીનદારો તરફથી | ૧ |
| ૬. ચાર વિભાગના શહેરસુધારામંડળો તરફથીઃ ઉત્તર, મધ્ય, દક્ષિણ અને સિંધ દરેક વિભાગનો એક | ૪ |
| ૭. ચાર વિભાગના જીલ્લાના સ્થાનિક મંડળો તરફથીઃ ઉત્તર, મધ્ય, દક્ષિણ અને સિંધ, દરેક વિભાગનો એક | ૪ |
| ૮. ઉત્તર, મધ્ય અને દક્ષિણ વિભાગના તથા મુંબાઇ શહેરના મુસલમાન મતદારો તરફથી | ૪ |
| ૯. હિંદી વેપારીમંડળો તરફથી | ૧ |
| ૧૦. મુંબાઇના ઇંગ્રેજી વેપારીમંડળ તરફથી | ૧ |
| ૧૧. કરાંચીના ,, ,, | ૧ |
| ૧૨. મુંબાઇ, અમદાવાદના મીલમાલેકોના મંડળો તરફથી વારાફરતી | ૧ |
| | ૨૧ |

આ ૨૧ પૈકી બે તો ઇંગ્રેજ વેપારીઓ હોય છે. ઇંગ્રેજ વેપારીઓનો સ્વાર્થ ઇંગ્રેજ અધિકારીઓની સાથે રહેવામાં હમેશાં હોય છે, તેઓ ચુંટાએલા હોવા છતાં પ્રજાકીય બનતા નથી. તેમના બે મતો પ્રજાપક્ષને જરાએ કામ લાગતા નથી, એટલુંજ નહીં પણ હમેશાં સરકાર પક્ષે જાય છે તેથી તે પક્ષને તેટલો લાભ થાય છે, અને આપણને બેવડો ગેરલાભ થાય છે.

૩. ના. ગવર્નરે બિન–નોકર ૧૨ સભાસદો નીમેલા છે તેમનાં નામોઃ

મુંબાઇવાસી—(૧) ના. સાલેભાઇ વડોદરાવાળા, (૨) ના. ડૉકતર ફરનાન્ડીસ. (૩) ના. મહમદભાઇ, (૪) ના. લલ્લુભાઇ મહેતા, (૫) ના. ફીરોઝ શેઠના, (૬) ના. પુરૂષોત્તમદાસ અને (૭) ના. જેન્કીન્સ.

પૂનાવાસી—(૧) ના. સીતારામ કામત અને (૨) ના. દીવાન બહાદુર ગોડબોલે.

કર્ણાટકવાસી—ના. રાવબહાદુર નાયક.

સિંધવાસી—(૧) ના. રાવબહાદુર ટેકચંદ અને (૨) ના. પીરબક્ષ.

ઉપરના બારમાંથી એક યૂરોપિયન વ્યાપારી છે. તેનો મત ઘણોખરો સરકાર તરફજ પડે, તેથી બેવડું નુકસાન થાય. ખરી રીતે તો બારને બદલે દસજ આપણને કદાચ ઉપયોગી થઇ પડે તેવાં ગણવા જોઇએ.

૪. હવે ચૂંટાએલા હિંદી ૧૯ સભાસદો પૈકી દરેકની થોડી થોડી ઓળખાણ ક્રમવાર આપીશું.

(૧) ના. ચુનીલાલ વ્રીજભુખણદાસ મહેતા–મુંબાઇની મ્યુનિસિપાલીટી પ્રતિનિધિ. ગર્ભશ્રીમંત, ક્રીકેટની રમતના શોખી, કાયદાની પરીક્ષામાં પાસ થયેલા, ઉગતા નાયક છે. તેમનો જાહેર સવાલોનો અભ્યાસ સાધારણ છે. વકતૃત્વશક્તિ સારી છે, પણ અભ્યાસની ખામીને લીધે દીપી નીકળતી નથી. મોટે ભાગે પ્રજાપક્ષે હોય છે.

(૨) ના. પુરૂષોત્તમ રઘુનાથ પરાંજપે—વિશ્વવિદ્યાલય તરફથી. તેમનું નામ ન જાણનાર વાંચક વર્ગમાંથી ભાગ્યેજ કોઇ નીકળશે. કોકણના નાના ગામડામાં જન્મી, ઉત્તમ કેળવણી લઇ, મોટા ગણીતવેત્તાની માનવંતી પદ્વી મેળવી, મોટો સ્વાર્થત્યાગ કીધો છે, અને હજુ વધારે સેવાની આશા આપણે તેમની પાસેથી રાખીએ છીએ. પૂનાની ૧,૨૦૦ વિદ્યાર્થીની કૉલેજનું વડપણ તેઓ કરે છે તેથી જાહેર સવાલોમાં ઇચ્છીએ તેટલો ભાગ તેઓ લઇ શકતા નથી, પણ ૬–૭ વર્ષ પછી જ્યારે કૉલેજ સાથેનો તેમનો સંબંધ પુરો થશે ત્યારે ના. ગોખલેની માફક દેશને દોરવવામાં ઘણા ઉપયોગી થઇ પડશે.

(૩) ના. સરદાર શ્રીનિવાસ કુપુસ્વામી મુદલિયાર—દક્ષિણના સરદારોના પ્રતિનિધિ. પૂનાના વતની છે. ધારાસભામાં થોડું બોલે છે, પ્રજાપક્ષે રહે છે, પણ મહેતાજી મારે પણ નહીં અને ભણાવે પણ નહીં તેવી પ્રકુતિના છે.

(૪) ના. દુલાભાવા રાયસિંહજી, કેરવાડાના ઠાકોર સાહેબ—ગુજરાતના સરદારોના પ્રતિનિધિ. ધારાસભામાં થોડું પણ જોસદાર બેલે છે, પ્રજાપક્ષે હમેશાં રહે છે, ધર્મે મુસલમાન છે, મોટા જમીનદાર છતાં અધિકારીઓથી નિડર રહે છે. ભરૂચમાં તથા તે જ જીલ્લાના કેરવાડા ગામમાં વસે છે.

(૫) ના. ગુલામ મહમદ વલદ વલીમહમદ ભુર્ગ્રી—સિંધના જાગીરદાર તથા જમીનદારોના પ્રતિનિધિ. શ્રીમંત છે, બૅરિસ્ટર છે, સિંધની તમામ પ્રજાકીય ચળવળમાં અગ્રેસર હોય છે, ધારાસભામાં સારૂં વકતૃત્વ બતાવે છે અને ચુસ્ત પ્રજાહકના હિમાયતી છે. ૧૯૦૯ થી મુંબાઇની ધારાસભામાં બીરાજે છે. કેટલાક મુસલમાન સભાસદોની માફક તમામ સવાલોને કેવળ કોમીદૃષ્ટિથી જોનારા નથી. કૉંગ્રેસના ભકત છે. હૈદરાબાદના વતની છે.

(૬) ના. ગોકુળદાસ કહાનદાસ પારેખ—ઉત્તર વિભાગના શહેરસુધારામંડળોના પ્રતિનિધિ. ગુજરાતના પિતા, ગરીબ ખેડુતોના બેલી, ધારાસભાના ઘણા લાંબા વખતના અનુભવી, જમીન મહેસુલના સવાલોની બાબતમાં તેઓ એક્કા છે. વકતૃત્વ સારૂં ન હોવાને લીધે તેમના જ્ઞાનની તથા માહીતિની પૂર્ણ અસર સભા ઉપર થતી નથી. વય ૭૦ વર્ષની છે. કોઇ લાયક યુવાન ગૃહસ્થે તેમનો બોજો ઉપાડી લેવો જોઇએ છે.

(૭) ના. શ્રીધર બાલકૃષ્ણ ઉપાસની—મધ્ય વિભાગના શહેરસુધારામંડળોના પ્રતિનિધિ. પૂર્વાશ્રમમાં સરકારી નોકરીમાં દિવાની ન્યાયાધીશ (સબ-જજ) હતા. ચુસ્ત પ્રજાપક્ષી છે, પોતાના વિભાગના સવાલોને કાળજીપૂર્વક આગળ ધરે છે. વાનપ્રસ્થ હોવાથી દરેક બાબતનો સારો અભ્યાસ કરી શકે છે. જીભમાં કુદરતી ખામી હોવાથી, તેમનું ભાષણ ચાલતું હોય ત્યારે ભાગ્યે અર્ધા સભાસદો પોતાની ખુરસી ઉપર હોય છે. ધુલીઆમાં નિવાસ કરે છે.

(૮) ના. દત્તાત્રય વ્યંકટેશ બેલવી—દક્ષિણ વિભાગના શહેરસુધારામંડળોના પ્રતિનિધિ. વકત. સાર. પણ વકીલાતના ધંધામાંથી ફુરસદ થોડી મળે છે. બુદ્ધિમાન છે, પણ તે બુદ્ધિને તેમના મતદારોના લાભ અર્થે થોડી વાપરે છે. ચુસ્ત પ્રજાપક્ષી, સાફ સાફ કહી દેનારા અને અધિકારીઓને બહુ કડવા લાગે તેવા છે.

(૯) ના. હરચંદરાય વિષ્ણુદાસ—સિંધ વિભાગના શહેરસુધારામંડળોના પ્રતિનિધિ. કરાંચીના આગેવાન શહેરી. વકીલ તથા શહેરસુધારામંડળના પ્રમુખ છે. કૉંગ્રેસના તથા પ્રજાપક્ષના ભકત છે. સિંધ, મુંબાઇ પૂનાથી દૂર હોવાને લીધે તથા ધંધો વકીલાતનો હોવાને લીધે સભામાં હાજરી નિયમિત રાખી શકતા નથી. વકતા ઘણા સારા છે, નિડર છે પણ કોઇક વખતે અધિકારીઓની શેહમાં દબાઇ જાય છે.

(૧૦) ના. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલ—ઉત્તર વિભાગના જીલ્લામંડળોના પ્રતિનિધિ છે પરંતુ આખા ઇલાકાના પ્રતિનિધિનું કામ કરે છે. શહેરોને માટે ફરજીયાત કેળવણીનું બીલ પસાર કરાવીને આખા ઇલાકા ઉપર મોટો ઉપકાર કર્યો છે. સ્થાનિક

સ્વરાજ્ય તેમનો પ્રિય વિષય છે. સ્થાનિક સ્વરાજ્યના પ્રશ્નો સંબંધી તો અધિકારીઓને તોબા પોકરાવે છે. જાહેર સવાલોના ઉત્તમ અભ્યાસી છે, અને પોતાના ખાસ સવાલોને આગમચથી સારી તૈયારી કરીને જ ધારાસભામાં રજુ કરે છે. ખેડુતના જેવા સ્પષ્ટવકતા, નિડર અને ખોટી શરમ છોડીને વાત કરનારા છે. હાજર જવાબી છે. વકતૃત્વની ખામીને લીધે વિરોધીઓને ઉત્તર આપવામાં કચાશ રહે છે. તેમના જ શબ્દોમાં કહીએ તો "કાંઇ ધરાળ કે ઉલાળ નથી" તેથી કોઇની પરવા રાખતા નથી. ખેડા જીલ્લાના કરમસદના વતની છે અને મુંબાઇ પાસે વાંદરામાં એકાંતે રહે છે.

(૧૧) ના. સિદ્ધનાથ ધોંડદેવ ગરૂડ—મધ્ય વિભાગના જીલ્લામંડળોના પ્રતિનિધિ. ધુલીઆના શ્રીમંત જમીનદાર. જાહેર સવાલોનો પૂર્ણ અભ્યાસ કરવાની ફુરસદવાળા છે. વકતા સારા છે, પ્રજાપક્ષીય છે, વિશેષ મહેનત લે તોજ વધારે ઉપયોગી થઇ પડે તેવા છે.

(૧૨) ના. પાંડુરંગ અનંત દેસાઇ--દક્ષિણ વિભાગના જીલ્લામંડળોના પ્રતિનિધિ. બીજાપુરના આગેવાન વકીલ છે; વયોવૃદ્ધ છે, પણ અવાજ ખણખણિત છે અને ભાષા ઉપર સારો કાબુ છે. ચુસ્ત પ્રજાપક્ષી છે. વકતા ઠીક છે.

(૧૩) ના. શેખ ગુલામહુસેન હિદાયતલ્લા— સિંધ હૈદરાબાદના વકીલ તથા સરકારી મદદનીશ વકીલ. તેઓ પ્રથમ મુસલમાન અને પછીજ હિંદી છે. દરેક સવાલને કોમી દૃષ્ટિથીજ જોઇ શકે છે, પ્રજાકીય દૃષ્ટિ તેમને છે કે નહીં તે કોણ જાણે? વકતા ઠીક છે. સિંધ વિભાગના જીલ્લા મંડળોના પ્રતિનિધિ છે. કદી સરકાર પક્ષે તો કદી પ્રજાપક્ષે હોય છે.

(૧૪) ના. સૈયદ અલી એદ્રુસ—ઉત્તર વિભાગના મુસલમાનોના પ્રતિનિધિ. સુરતના વતની છે, અને મુસલમાનોના પીરના વંશજ છે. કાયમ સરકાર પક્ષે રહે છે. હાજરી અનિયમિત આપે છે. હાજર હોય છે ત્યારે પણ કવચિત બોલે છે. પ્રજાપક્ષને જરાએ ઉપયોગના થઇ પડતા નથી, તથા પોતાની કોમના સવાલોમાં પણ મત આપવા સિવાય વધારે ઉપયોગી નથી. ચુંટાએલા છે, પણ તેથી તો કેટલાક નીમાયલા સારા છે.

(૧૫) ના. ઇબ્રાહીમ હારૂન જાફર--મધ્ય વિભાગના મુસલમાનોના પ્રતિનિધિ. પૂનાની સદર બજારમાં મોટા વેપારી છે. મુસલમાન ભાઇઓની કેળવણી વધારવાને ઘણા ખંતીલા છે. દરેક પ્રશ્ન અથવા કાયદાના ખરડાને કોમી દૃષ્ટિથી બહુ જુએ છે. નિયમિત રીતે હાજર રહીને, પોતાની કોમને લાભ મેળવવાની કોઇ પણ તક જવા દેતા નથી.

(૧૬) ના. અબદુલકાદર ઇબ્રાહીમખાન પઠાણ—દક્ષિણ વિભાગના મુસલમાનોના પ્રતિનિધિ. ધારવાડમાં વકીલાત કરે છે, બોલવામાં ઘણા ધીમા છે તથા પોતાનો કેસ સારી રીતે માંડી શકતા નથી. પ્રજાપક્ષે રહે છે. કેળવણીના સવાલોમાં અને વિશેષે પોતાની કોમી કેળવણીમાં રસ લે છે. નિયમિત હાજરી આપે છે.

( ૧૭ ) ના. શરીફભાઈ દેવજી કાનજી—મુંબઇ શહેરના મુસલમાનોના પ્રતિનિધિ. આગળ આવવાની ખંતવાળા, વિશાળ દૃષ્ટિવાળા અને પ્રજાપક્ષે રહેનારા છે. ઇંગ્રેજીનું જ્ઞાન કાચું હોવાથી ઘરેથી લખી લાવેલું ધારાસભામાં વાંચે છે.

( ૧૮ ) ના. મનમોહનદાસ રામજી—હિંદી વેપારી કોમના પ્રતિનિધિ. મીલમાલેક તથા મોટા વ્યાપારી છે. પ્રજાપક્ષે રહીને સ્વતંત્રપણે વર્તે છે. હુન્નર ઉદ્યોગ તથા વ્યાપારી સવાલોના સારા અભ્યાસી છે. વકતા સાધારણ છે.

( ૧૯ ) ના. સર દીનશા માણેકજી પીટીટ—મુંબાઇની મીલમાલેકોની મંડળીના પ્રતિનિધિ–શ્રીમંત, સારા કેળવાએલા, ઉચ્ચ ખાનદાનના અને સારા વકતા છે, પણ બહુ થોડું બોલનારા છે. પ્રજાપક્ષે રહે છે, તથા નિડરપણે જે કહેવું હોય તે કહી નાખે છે.

૫. હવે ના. ગવર્નરે પોતાની જ ઇચ્છાથી નીમેલા ૧૧ હિંદી સભાસદોની જરા ઓળખાણ કરીએ. ઉપર જણાવ્યા પ્રમાણે આ ૧૧ માંથી ૬ મુંબઇવાસી, ૨ પૂનાવાસી, ૧ કર્ણાટકવાસી અને ૨ સિંધી ગૃહસ્થો છે. ગુજરાતને આમાં સ્થાન જ મળ્યું નથી. અર્ધા ઉપરાંત સંખ્યા મુંબાઇમાંથી જ નિમાય છે, એ ઇલાકાના બીજા ભાગોને અન્યાય છે. ગવર્નર સાહેબને મુંબાઇમાં રહેવું વધારે તેથી તેમની ઓળખાણનો લાભ મુંબાઇ વાસીને વિશેષ મળે છે.

( ૧ ) ના. સાલેભાઇ કરીમભાઈ વડોદરાવાળા—સરકારી નોકર કરતાં પણ સરકારના વિશેષ ભકત છે. ક્વચિત જ બોલે છે, અને બોલે ત્યારે સરકારના મતને સમર્થન કરવા. શ્રીમંત વ્યાપારી છે. કોઇ પણ મતદારના સંઘને જવાબદાર નથી.

( ૨ ) ના. ડૉકતર ફરનાન્ડીસ—ગોવાની ખ્રિસ્તી કોમના, અને નામીચા ડૉકતર છે. વૈદ્યકી સવાલો શિવાય ક્વચિત જ બોલે છે. ધારાસભા પાસે આવતા જાહેર સવાલોની ચર્ચામાં ભાગ લેવાની તસ્દી લેતા નથી. સરકાર પક્ષે ઘણે ભાગે હોય છે.

( ૩ ) ના. મહુમદભાઈ હાજીભાઇ લાલજી—ગર્ભશ્રીમંત વ્યાપારી. ધારાસભામાં બોલવાની તસ્દી લેતા નથી, પણ નિયમિત હાજરી આપે છે. ૧૯૧૮ ની સાલ માટે મુંબાઇ શહેરના શેરિફ નીમાયા છે, દુધ દહીં બંનેમાં પગ રાખનાર છે.

( ૪ ) ના. લલ્લુભાઈ શામળદાસ મહેતા—કાઠીઆવાડના નાગર ગૃહસ્થ. ત્રીજી વખત ત્રણ વર્ષને માટે ના. ગર્વનર તરફથી નિમાયા છે. પ્રજાકીય સભાસદો સરકાર સંબંધી કાંઇ ભૂલ કરે તો સુધારવાને ઘણા ઉત્સુક રહે છે. સરકારપક્ષે ચુસ્તપણે રહે છે. વકતા ઠીક છે.

( ૫ ) ના. ફીરોઝ કાવસજી શેઠના—ઉત્તમ વકતા છે. ઘણે ભાગે સરકાર પક્ષે રહે છે. સારા અભ્યાસી છે.

( ૬ ) ના. પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ—શ્રીમંત, રૂના વ્યાપારી છે. સારા વકતા છે. સરકાર પક્ષે ઘણે ભાગે રહે છે, પણ સ્વતંત્રપણું કોઇ વખત દેખાડે છે.

(૭) ના. બાલકૃષ્ણ સીતારામ કામત—સારી કેળવણી પામેલા, પૂનાના વ્યાપારી. વકતા સારા, અભ્યાસી પણ સારા. હમેશાં પ્રજાપક્ષે, અને સ્વતંત્ર. નીમાએલા છતાં કેટલાએક ચુંટાએલા કરતાં બહેતર છે.

(૮) ના. દીવાન બહાદુર ગોડબોલે—વાનપ્રસ્થ થયેલા સરકારી એંજીનીઅર–૭૦ વર્ષના હોવા છતાં શરીરે સશકત અને તીવ્ર બુધ્ધિવાળા. ઉદ્યોગો, રેલ્વે તથા નહેરો સંબંધી સારા અભ્યાસી છે. હમણાંજ પૂના જીલ્લામંડળના પ્રમુખ નીમાયા છે. વકતા સાધારણ છે, મતે સ્વતંત્ર છે.

(૯) ના. રાવબહાદુર વ્યંકટેશ શ્રીનિવાસ નાયક—ધારવાડ જીલ્લાના રાણે બેન્નુર કસ્બાના આગેવાન ગૃહસ્થ. સરકારપક્ષ તરફથી પ્રજાપક્ષ તરફ વધારે વધારે જતા જાય છે. લખી લાવેલું વાંચે છે. બધી બાબતોમાં સાધારણ છે.

(૧૦) ના. રાવબહાદુર ટેકચંદ ઉદ્ધવદાસ–સિંધ હૈદરાબાદના વતની અને વાન–પ્રસ્થ થયેલા કેળવણીખાતાના અમલદાર છે. ધારાસભામાં સિંધી અમિલોની પાઘડી પહેરનારા તેઓ એકલાજ છે. ઘણે ભાગે સરકાર પક્ષે, થોડે ભાગે પ્રજાપક્ષે હોય છે. હાજરી અનિયમિત ભરે છે. વકતા ઠીક છે.



(૧૧) ના. ખાનબહાદુર પીરબક્ષ મીઆં મહમદ—સક્કરના શહેરસુધારા મંડળના સરકારે નીમેલા પ્રમુખ છે, તથા વાનપ્રસ્થ થયેલા સરકારી મહેસુલી ખાતાના નોકર છે. સરકાર માબાપના મતથી જુદો મત ધરાવવો તેને પાપ સમજે છે. સરકારના પૂર્ણ ભક્ત છે. પુરાણમતવાદી છે, અને ના. પટેલના ફરજીયાત કેળવણીના બીલમાં શહેર-સુધારામંડળોને યોગ્ય લાગે ત્યારે પણ છોકરાઓને ફરજીયાત નિશાળે મોકલાવવાની સત્તા આપવાની વિરૂદ્ધ હતા.

૬. ઉપરના ૧૯+૧૧=૩૦ સભાસદો ઉપરાંત સરકારે નીમેલા, સરકારી નોકર, એવા એક હિંદી સભાસદ છે. તેમનું નામ ના. રાવબહાદુર ગણેશ કૃષ્ણ સાઠે છે. શોલાપુરમાં તેઓ વકીલાત કરે છે, તેમજ સરકારી વકીલ છે. ધારાસભામાં બાહોશીથી પોતાનું કામ કરે છે. કોઈ વખત સરકારપક્ષે તો કોઇ વખત પ્રજાપક્ષે તેઓ રહે છે. બહુ સારા વકતા છે, તથા સારા અભ્યાસી છે. સરકારી નોકર છતાં બિનનોકર માફક વર્તે છે. ખરી રીતે પૂર્ણ નોકર નથી.

૭. બે યૂરોપીય ચુંટાએલા તથા એક નીમાએલા, કુલ ત્રણ સભાસદો બિનનોકર છે. તે ઉપરાંત નવ યૂરોપીય સરકારી નોકર સભાસદો છે. તે ઉપરાંત કારોબારી મંડળના સભ્યો—ના. ચૌબલ, ના. કાર્માઇકલ અને ના. કર્ટિસ—ધારાસભાના સભાસદો છે. તે ઉપરાંત ના. ગવર્નરસાહેબ, જેઓ પોતાના હોદ્દાની રૂએ ધારાસભાના પ્રમુખ થાય છે. ના. ચૌબલ ઉપપ્રમુખ છે. આ પ્રમાણે આ સોળ સભાસદો પૂર્ણપણે સરકાર પક્ષના—એક મતના–હોય છે. સોળેના એકઠા એક સાથે એકજ બાજુએ હોય છે. પરંતુ કુલ ૩૧ હિંદી સભાસદમાંથી ફક્ત ૧૪–૧૫, બધા હાજર હોય તો, ચુસ્તપણે પ્રજાપક્ષ

મત આપનાર હોય છે. બાકીના ૧૬-૧૭ માંથી કેટલાક સ્વતંત્ર મતના, કેટલાક અનિશ્ચિત અને ૮-૯ પૂર્ણપણે સરકાર પક્ષે હોય છે. કુલ ૪૭ સભાસદમાંથી ૧૬+૮=૨૪ સરકારપક્ષે હોયજ છે, તથા ૧૪-૧૫ પ્રજા પક્ષે પક્કા હોય છે. બાકીના ૮ યા ૯ બધાએ પ્રજાપક્ષે ભલે તો કદાચ પ્રજાપક્ષને વિજય મળે. પણ આગળ જણાવ્યા પ્રમાણે આવો સુયોગ આઠ વર્ષમાં ચારજ વખત આવ્યો છે. હાલની બીનસરકારી સભાસદોની બહુમતી ફક્ત નામની છે તે ઉપર આંકડાઓથી બતાવ્યું છે. કોઈપણ કારોબારી ખાતા સંબંધી ઠરાવ, અથવા બજેટમાં ફેરફારનો ઠરાવ સરકારની ઇચ્છા શિવાય પાસ થઇ શકતો નથી. આવી સ્થિતિમાં કેટલાક સભાસદો નાસીપાસ થઇ જાય અને ધારાસભામાં બેસવું તે કેવળ વખતનો નિરૂપાયોગી વ્યય છે એમ સમજે તો તેમાં તેમનો દોષ શું? આશા રાખીશું કે રાજ્યબંધારણમાં માગેલા સુધારાઓ જલદી મળે અને ચૂંટેલા સભાસદો જલદીથી મોટી (૧૨૫ સભાસદોની બનેલી) નવી ધારાસભામાં બીરાજે! અસ્તુ!

તટસ્થ.

---

# મુંબાઈ શહેર અને ગુજરાતમાં હોમરૂલની ચળવળ.

## ૧. મુંબાઇ શહેર.

૧. સભાસદોની સંખ્યા ૫૧૯૦ થી ૫૩૫૯ થઇ છે

૨. વ્યાખ્યાનો:—

ગયા મહિનામાં આ શાખા તરફથી ૨ વ્યાખ્યાનો થયાં હતાં તેની વિગત નીચે મુજબ છે.

| નં. | તા. | વખત. | વકતા. | પ્રમુખ. | વિષય. | સ્થળ. | લોકોની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨૧ | સાંજના ૬-૩૦ | મી. હૉર્નીમેન | રા. પી. કે. તેલંગ | હાલની રાજકીય સ્થિતિ. | મોરારજી ગોકુળદાસ હૉલ, કાલ્હેલ સ્ટ્રીટ. | ૮૦૦ |
| ૨ | ૨૫ | રાતના ૯-૩૦ | રા. શંકરલાલ જી. બૅન્કર | રા. જમનાદાસ દ્વારકાદાસ | બ્રિટીશ પ્રજા અને હિન્દ | ,, | ૫,૦[illegible] |

૩. ગુજરાતમાં ચળવળ:—ગયા મહિનામાં શાખાઓ તરફથી ગુજરાતમાં વ્યાખ્યાનો અપાયાં હતાં તેની વિગત નીચે મુજબ છે.

## ૨. સુરત જીલ્લો.

૧. **જાહેર સભા**—હોમરૂલ લીગના આશ્રય નીચે મળેલી સભામાં સર વિલિયમ વેડર્બર્નના અવસાન માટે શોક પ્રદર્શિત કર્યા બાદ સભાએ ગુજરાત સભાની ખેડા જીલ્લાને લગતી હિલચાલ પ્રતિ સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવી હતી, તથા સરકારના એ સભા ઉપરના આક્ષેપો સામે સખ્ત વિરોધ જાહેર કર્યો હતો. ઉપરાંત સભાએ પાકની સ્થિતિ જાણવા માટે અમલદાર તથા બિનઅમલદારોની કમિટી નીમવા સરકારને સૂચવ્યું હતું.

## ૩. ભરૂચ જીલ્લો.

૧. ભરૂચ જીલ્લાના ટંકારી ગામે રા. છત્રપતિ વગેરેનું ડેપ્યુટેશન ગયું હતું અને ત્યાં સ્વરાજ્ય વિષે ભાષણ આપ્યા બાદ હોમરૂલ લીગ લાયબ્રેરી અને ફ્રી રીડીંગરૂમ ખુલ્લી મુકી હતી.

## ૪. અમદાવાદ જીલ્લો.

૧. **સરસપુર હોમરૂલ લીગ**—અમદાવાદ હોમરૂલ લીગનું ડેપ્યુટેશન સરસપુર ગયું હતું. ત્યાં મગનભાઈ ચતુરભાઈ પટેલના પ્રમુખપદ નીચે સ્રીપુરૂષોનો મેળો મેળાવડો કરવામાં આવ્યો હતો. દક્ષિણ આફ્રિકાવાળા મી. પરાગજી, કાળીદાસ જસકરણ તથા મગનભાઈનાં ભાષણો ઉપરાંત એ ગામના યુવકોનાં પણ ભાષણો થયાં હતાં. ડૉ. ભગવતલાલ ભગત, તથા ડૉ. ગુસ્તાદજી એ શાખાના સેક્રેટરીઓ નીમાયા છે અને ૪૦ એક નવા સભાસદો નીમવામાં આવ્યા છે.

૨. **અમદાવાદ હોમરૂલ લીગની** વાર્ષિક સભા—બૅરિસ્ટર જીવણલાલના પ્રમુખપદ નીચે અમદાવાદ હોમરૂલ લીગની વાર્ષિક સભા પ્રેમાભાઈ હૉલમાં મળી હતી. સભામાં સેક્રેટરી મગનભાઈએ વર્ષના કામના રીપોર્ટ વાંચ્યો. ૧૨૦૦ સભાસદો થયા છે, અને ૮ શાખાઓ થઇ છે તથા સભાસદોએ ગામેગામ ફરી સ્વરાજ્ય વિષે તથા ગાંધીજીની અરજી ઉપર સહીઓ કરાવવા વિષે પ્રયાસો કરેલા તેની હકીકત રીપોર્ટમાં રજુ થઇ હતી.

૩. **જાહેર સભા**—હોમરૂલ લીગ તરફથી એક જાહેર સભા પ્રેમાભાઇ હૉલમાં શેઠ ગોવર્ધન ઇશ્વરભાઇ પટેલના પ્રમુખપદ નીચે ખેડા જીલ્લામાં નિષ્ફળ થયેલા પાકોથી રૈયતનું મહેસુલ મુલતવી રાખવાની સરકારને ભલામણ કરવા તથા ગુજરાત સભાના કાર્યને અભિનંદન આપવા અને સરકારની એ સંબંધી "પ્રેસનોટ"ની ઢબ સામે વિરોધ દર્શાવવા મળી હતી. ડૉ. હરિપ્રસાદ, શેઠ બચાભાઇ, ડૉ. ગુસ્તાદજી, રા. જાદવજી ગાંધી વગેરેએ ભાષણો કર્યાં હતાં.

# ૫. ખેડા જીલ્લો.

૧. ખેડા જીલ્લામાં અપાયેલાં ભાષણોની વિગત નીચે મુજબ છેઃ—

| નં. | તા. | સ્થળ. | વિષય. | વકતા. | પ્રમુખ. |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ | પણસોરા | સ્વરાજ્ય, મહુડાંનો માર અને ખેડા જીલ્લામાં ખળભળાટ. | રા. ચંદ્રશંકર પંડયા અને રા. ફુલચંદ બાપુજી | |
| ૨ | ,, | રાશનેલ | ,, | ,, | |
| ૩ | ,, | કુંજરાવ | ,, | ,, | |
| ૪ | ૨ | ખેડવા | ,, | ,, | |
| ૫ | ,, | *વડતાલ | સ્વરાજ્ય | મી. ચાંગાકર | |
| ૬ | ,, | સામરખે | ,, | રા. ચન્દ્રશંકર અને રા. ફુલચંદ બાપુજી | |
| ૭ | ૩ | કરમસદ | ,, | ,, | પટેલ કાશીભાઇ જીજીભાઇ |
| ૮ | ,, | સુણાવ | ,, | ,, | |
| ૯ | ૪ | ઠાસરા | ,, | ,, | |
| ૧૦ | ૧૦ | *ખેડા | ,, | રા. ચાંગાકર | |
| ૧૧ | ,, | *મહેમદાવાદ | ,, | ,, | |
| ૧૨ | ૧૧ | *નવાગામ | ,, | રા. ચાંગાકર, રા. કંથારીઆ અને રા. ખુશાલભાઇ | રા. સોમાભાઇ રણછોડભાઇ |
| ૧૩ | ૧૨ | *નાયકા | ,, | ,, | રા. રણછોડભાઇ રામદાસ |
| ૧૪ | ૧૪ | *રડુ | ,, | રા. ચાંગાકર | |
| ૧૫ | ,, | *વાસણા | ,, | ,, | પા. બાબરભાઇ ડુંગરભાઇ |
| ૧૬ | ,, | *નાપાડ | સ્વરાજ્યની સમજણ | રા. જેઠાલાલ દેવશંકર દવે | |
| ૧૭ | ૧૫ | કાસાર | સ્વરાજ્ય | રા. નારણદાસ | રા. દાજીભાઈ ભાઇજીભાઇ પટેલ |
| ૧૮ | ,, | માતર | સ્વરાજ્ય અને આપણી વર્તમાન સ્થિતિ | રા. ચાંગાકર | રા. છોટાલાલ મોહનલાલ |
| ૧૯ | ,, | *વાસદ | સ્વરાજ્ય | ,, | |
| ૨૦ | ,, | પોરડા | ,, | રા. ચાંગાકર | |

* આ સ્થળોએ લીગની સ્થાપના થઇ હતી.

| નં. | તા. | સ્થળ. | વિષય. | વકતા. | પ્રમુખ. |
| --- | --- | --- | --- | --- | --- |
| ૨૧ | ૨૦ | લીંબાશી | ,, | ,, | |
| ૨૨ | ,, | †ખશંટી | ,, | ,, | |
| ૨૩ | ૨૧ | ખાંધલી | સ્વરાજ્ય અને દુધના સંચા | ,, | રા. કુબેરભાઇ લલ્લુભાઇ |
| ૨૪ | ,, | કંથારીઆ | સ્વરાજ્ય મહુડાં, ગોચર અને દુધના સંચા | રા. ફુલચંદ, અને રા. માધવલાલ | પટેલ બાપુભાઈ જેસંગભાઇ |
| ૨૫ | ,, | ડુમરાલ | સ્વરાજ્ય | રા. ચાંગાકર | |

# ગુજરાતનું જાહેરજીવન.

## સુરત.

૧. **સુરત આર્ટ કોલેજ**—સુરત સાર્વજનિક સોસાયટી તરફથી એક સભા રેવ. ડૉ. સ્કોટના પ્રમુખપણા હેઠળ નગીનચંદ ઇન્સ્ટિટયૂટમાં મળી હતી. જે પ્રસંગે મી. ચુનીલાલ વકીલે સેકંડ ગ્રેડ આર્ટ કોલેજ સુરતમાં કાઢવાના સંબંધમાં કરવામાં આવેલા કામકાજનો રીપોર્ટ રજુ કર્યો હતો અને પ્રીન્સીપાલ તથા પ્રોફેસરો નક્કી કરવામાં આવ્યા હતા. અત્યાર સુધીમાં રૂ. ૩॥ લાખ ભરાયા છે.

૨. સાર્વજનિક સભા તરફથી મોંઘવારી ઓછી કરવાના પગલાં ભરવાં, સત્તાવાળાઓને ભલામણ કરવા એક જાહેર સભા બોલાવવામાં આવી હતી.

## ભરૂચ.

૧. **ઉત્તર વિભાગના તલાટીઓની પરિષદ્**:—તા. ૨૯ અને ૩૦ ડીસેમ્બર સને ૧૯૧૭ ને રોજ જંબુસર મુકામે વકીલ મી. મણીશંકરના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી જે પ્રસંગે પરિષદ્‌માં નામદાર શહેનશાહ પ્રત્યે વફાદારી દર્શાવનારા, હાલના મહાભારત યુદ્ધમાં બ્રિટીશ અને મિત્રરાજ્યોનો સત્વર સંપૂર્ણ વિજય ઇચ્છનારા અને તલાટીઓનો આવા સખત મોંઘવારીના બારીક સમયમાં, પગારમાં વધારો કરવા વિનંતિ કરનારા ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા.

૨. **તંદુરસ્તીનો જલસો**—તા. ૧ અને ૨ જાનેવારી સને ૧૯૧૮ ને રોજ બપોરના ૩ કલાકે ગોવિંદભુવન થીએટરવાળા કંપાઉન્ડમાં ભરૂચ સેનીટરી એસોસીએ-

† આ સ્થળોએ લીગની સ્થાપના થઇ હતી.

શન તરફથી ડૉ. બરજોરજી સોરાબજી મુનસફના પ્રમુખપણા નીચે મીલોના કામદારોના લાભાર્થે તંદુરસ્તીનો જલસો કરવામાં આવ્યો હતો જેમાં આવા જલસાની અગત્ય સમજાવવામાં આવી હતી તથા "પ્લેગ થવાનાં કારણો, અટકાવના ઇલાજો અને રસીના ફાયદાઓ" વિષે અત્યુપયોગી મહત્વનું વિવેચન થયું હતું.

૩. પ્રાર્થનાનો દિવસ:—તા. ૯-૧-૧૯૧૮ ને રોજ જીલ્લામાં વસતી જુદી જુદી કોમોએ પોતાના મંદિરોમાં, હાલના વિશ્વવ્યાપી મહાનયુદ્ધમાં નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જ તથા મિત્ર રાજ્યોનો સત્વર સંપૂર્ણ વિજય ઇચ્છવા, પ્રાર્થના કરી હતી.

૪. તા. ૧૫-૧-૧૮ને રોજ "દશા લાડવાડી" માં સર્વન્ટસ ઑફ ઇન્ડીઆ સોસાયટીવાળા રા. અમૃતલાલ વિ. ઠક્કરે "ફરજીઆત પ્રાથમિક કેળવણી" એ વિષયપર દાખલા દલીલો અને જાણવા જોગ આંકડાઓ રજુ કરી એક મનનીય ભાષણ રા. હરિભાઇ ઝવેરભાઇ અમીનના પ્રમુખપણા નીચે આપ્યું હતું અને સ્થાનિક મ્યુનિસિપાલીટી આ પ્રશ્ન સત્વર ઉપાડી લે એ હેતુથી મ્યુનિસિપલ પ્રમુખ તથા મેમ્બરો જોડે વિષય ચર્ચા કરી હતી જેના સુપરિણામે તા. ૨૧-૧-૧૮ ના રોજ મ્યુનિસિપલ જનરલ બોર્ડની મીટીંગમાં પ્રાથમિક શાળાઓમાં નિશાળે જતા છોકરા છોકરીઓનું ઉમરવારી વસ્તીપત્રક તૈયાર કરવા અને આ સવાલનું સંતોષકારક નીરાકરણ કરવા એક કમિટી નીમવાનો ઠરાવ થયો હતો.

૫. તા. ૧૭-૧-૧૮ ને રોજ સાંજના ૫ કલાકે 'ભરૂચા હૉલમાં' ડૉ. બરજોરજીએ સીવીલ સર્જન ડૉ. પોરેડીના પ્રમુખપણા નીચે "પ્લેગ" સંબંધી ઘણું જાણવા જોગ ભાષણ આપ્યું હતું અને સભામાં શહેરમાં ઠેકાણે ઠેકાણે વીજીલન્સ કમિટીઓ નીમાવા માટે ભાર દઇ આગ્રહ કરવામાં આવ્યો હતો.

૬. ભરૂચ ડીસ્ટ્રીક્ટ ઍસોસીએશનની સામાન્ય વાર્ષિક સભા તા. ૨૦-૧-૧૮ ને ને રોજ ૫ કલાકે "દાદાભાઇ હૉલ" માં રા. સા. મલજી સાહેબના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી જે પ્રસંગે કારોબારી કમિટી, રીપોર્ટ વંચાઇ, ચુંટી કાઢવામાં આવી હતી.

'ભરૂચી.'

## અમદાવાદ.

**સાહિત્યસભા**—નવા વર્ષની સાહિત્યની પરીક્ષા નક્કી કરવા તથા સાહિત્ય પરિષદ અમદાવાદમાં ભરવા સંબંધી વિચાર કરવા સાહિત્ય સભાની એક મીટીંગ મળી હતી.

**મહિલામંડળ**—રા. લલિતે, મહિલામંડળ તરફથી સ્ત્રીઓની જાહેર સભામાં એક "કિર્ત્તન" કર્યું હતું. ડૉ. વ્હેરાવાળાએ "માંદાની માવજત" ના વર્ગો શરૂ કર્યા છે.

**ગુજરાત સભા**—ખેડા જીલ્લામાં પાક નિષ્ફળ નીવડયો તે બાબત અને અમદાવાદમાં પાણીની તાણ રહે છે તે બાબત ગુજરાત સભાના મંત્રીઓએ કમીશનર મી. પ્રાટની

મુલાકાત લીધી હતી. ખાસ ડેપ્યુટેશનો ખેડા જીલ્લાની સ્થિતિની તપાસ માટે મોકલ્યાં હતાં અને લોકોને અમુક સંજોગોમાં મહેસુલ નહીં ભરવા તથા સરકારના જાહેરનામાંનો જવાબ આપવા જાહેરનામાં કહાડયાં હતાં.

**સેનીટરી એસોસીએશન**—આ મંડળે પોળે પોળે ફરી સ્વચ્છતા બાબત ઉપદેશ કરી પોળો તથા ઘરો સાફ કરાવવા માંડયાં છે.

ગુજરાતી.

---

# નોંધ.

## સ્વરાજ્ય અને બ્રિટીશ મજુર પક્ષ.

આપણી સ્વરાજ્ય માટેની ચળવળ કાયદેસરની છે અને તેથી હિંદ સ્વરાજ્ય ભોગવતું થાય તે માટે હિંદી પ્રજાને જે હકો મળવા જોઇએ તે હકો આપનારો ધારો બ્રિટીશ પાર્લામેન્ટમાં પસાર થવાની જરૂર છે. આ જરૂરીઆત સ્વીકારીને કલકત્તામાં મળેલી ૩૨ મી કૉંન્ગ્રેસે નીચેનો ઠરાવ પસાર કર્યો છે:—

"ટૂંક સમયમાં હિંદમાં જવાબદાર રાજ્યતંત્ર સ્થપાય એવી મતલબનો ધારો પાર્લામેન્ટમાં પસાર થવાની જરૂર છે એવો આ કૉંન્ગ્રેસનો મજબૂત આગ્રહ છે અને હિંદને સંપૂર્ણ સ્વરાજ્ય ક્યારે મળે તે પણ તે ધારામાં નિશ્ચિતપણે જણાવવું જોઇએ.

આ કૉંગ્રેસનો એવો અભિપ્રાય છે કે કૉંગ્રેસ—લીગની સુધારાની યોજના આ ધારાથી એ ક્રમમાં પ્રથમ પગલાં તરીકે તુરત જ અમલમાં મૂકવી જોઇએ."

આ ધારો પાર્લામેન્ટમાં પસાર કરાવવા માટે બ્રિટીશ પ્રજાની સહાનુભૂતિની જરૂર છે અને તે મેળવવા માટે ઇંગ્લંડમાં અત્યાર સુધીમાં થયેલાં કાર્ય ઉપરથી સાફ જણાઇ આવે છે કે એ કાર્યમાં આપણને સૌથી વધારે મદદ મજુરપક્ષ તરફથી જ મળશે. અને લડાઇથી ઉત્પન્ન થએલી નવીન પરિસ્થિતિમાં એ મદદ ખરેખર કીમતી થઇ પડશે. કારણ કે આ પક્ષ જો કે લડાઇ પહેલાં બીજા પક્ષોના પ્રમાણમાં નબળો હતો અને પાર્લામેન્ટના ૫૬૦ સભાસદો માટે માત્ર ૮૦ એક ઉમેદવાર બહાર પાડી શકતો પરંતુ લડાઇની શરૂઆતથી તે વધુ અને વધુ બળવાન થતો ગયો છે, તેની જુદી જુદી સંસ્થાઓ વચ્ચેના ભેદો તુટતા જાય છે અને હાલ બધાં મંડળો એકત્ર થઇ એક બળવાન મજુરપક્ષ ઉભો કરવાની હીલચાલ થઇ રહી છે. આ સંબંધમાં એ પક્ષના પ્રખ્યાત નેતા મી. એન્ડરસન કે જેઓ થોડાક વખત હાલના સર્વોપરી બ્રિટીશ પ્રધાન મંડળમાં પણ હતા તેમણે તેમના એક ભાષણમાં જણાવ્યું હતું કે "હવે પછી બે મોટા પક્ષોજ રહેશે. શરીર અને બુદ્ધિબળથી કામ કરનારાઓ, પ્રજાતંત્રના અનુયાયીઓ

કદાચ મજુરપક્ષના નામ હેઠળ જ એકત્ર થશે. તેમની સામે શ્રીમંતોના પહેલાંના કરતાં પણ વધારે સુવ્યવસ્થિત પક્ષ થશે;" અને એજ ભાષણમાં તેમણે જણાવ્યું હતું કે "જો બધી મજુરસંસ્થાઓ એકત્ર થશે તો મજુરપક્ષ દેશમાં સૌથી બળવાન થઇ પડશે." એમની આ ગણત્રી ખરી પડે અને જો એમના પ્રયાસ ફત્તેહમંદ નીવડે તો આપણી લડતને પણ અસાધારણ બળ મળશે. કારણ કે જુદા જુદા મજુરમંડળોએ આપણી સ્વરાજ્ય માટેની ચળવળને વધાવી લીધી છે એટલું જ નહીં પરંતુ નોટીંગહામ મજુરપરિષદે પણ તેની તરફેણમાં ઠરાવ પસાર કીધો છે. પૂનાની હોમરૂલ લીગને મી. બેપ્ટીસ્ટા તરફથી આ મહીનાની શરૂઆતમાં આ પરિષદ્ સંબંધી નીચેનો સંદેશો મળ્યો હતો.

"હિંદને સુંદર આવકાર મળ્યો છે. ઇન્ડો-બ્રિટીશ એસોસીએશનના જુઠાણાથી ભરેલા લખાણ છતાં નોટીંગહામ મજુરપરિષદે એકમતે નીચલો ઠરાવ પસાર કર્યો કે મજુર પક્ષની આ પરિષદ્ હિંદ માટે હોમરૂલની રાજ્યનીતિને ટેકો આપે છે. અને સાઉથ આફ્રિકા, ઑસ્ટ્રેલીઆ અને બીજા બ્રિટીશ ડુમીનીઅનોની સાથે એક સરખી રીતે હિંદના બધા ભાગમાંના અમારા બંધુઓને તેમના પોતાના વહીવટ ઉપર અંકુશ રાખવાને શકિતવાન ગણવાનો વખત આવ્યો છે એમ અમે માનીએ છીએ અને આ ઇચ્છિત સુધારાઓ અમલમાં મૂકાવવાને આ પરિષદ્ હરેક રીતે બનતી મદદ કરવાનું આ ઠરાવથી વચન આપે છે. વિશેષમાં અમારી એવી ઇચ્છા છે કે બ્રિટીશ હાઉસ ઑફ કોમન્સમાંના સઘળા મજુરપક્ષના સભાસદો હિંદીવાનોને તેમના વ્યાજબી હકો—કે જે તેમને કયારનાએ મળવા જોઈતા હતા—એટલે કે સ્વરાજ્યના હકો તેમને આપવામાં આવે તે માટે હાલની સરકાર ઉપર વગર ઢીલે દબાણ કરવા માટે પોતાથી બનતું કરે."

વિલાયતમાં સ્વરાજય સંબંધી અત્યાર સુધી થએલી ચળવળનું આ પરિણામ સર્વાંશે સંતોષકારક હોઇ, એ ચળવળ ખંતભેર ચાલુ રાખવાનું એક સબળ કારણ ગણાશે.

  

## ઇન્ડો-બ્રિટીશ એસોસીએશન.

આપણી સ્વરાજયની ચળવળથી વ્યાકુળ થઇ ગયેલા રીટાયર્ડ સિવિલિયનો તથા વેપારીઓ એકત્ર થઇ બ્રિટીશ પ્રજા તથા સત્તાધારીઓને આડે રસ્તે દોરવાને ભારે પ્રયાસ કરી રહ્યા છે. તેમણે આજે કેટલાક મહીના થયાં આ કાર્ય માટે ઇન્ડો-બ્રિટીશ એસોસીએશન નામની સંસ્થા સ્થાપી છે અને તેનો ઉદ્દેશ "હિંદમાં બ્રિટીશ અને હિંદીઓના (!) લાભ જાળવવાનો" છે એમ તેઓ જણાવે છે. આ સંસ્થાની સ્થાપના વખતે મળેલી સભામાં કૉંગ્રેસ, મોસ્લેમ લીગ, હોમરૂલ લીગ, અને સમસ્ત હિંદી પ્રજા ઉપર અનેક સાચી જૂઠી ટીકા થઇ હતી અને એ સંસ્થાની ચળવળનું રૂપ સમજવાને તેમાંથી કાંઇક અત્રે આપવાની જરૂર છે.

એ સંસ્થાના પ્રમુખ આપણા માજી ગવર્નર લૉર્ડ સીડનહામે કૉંગ્રેસ તથા લીગ વિષે નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢ્યા હતા. "તમારામાંના ઘણાએક હિંદમાં હતા અને તમે સારી રીતે જાણોછો કે નૅશનલ કૉંગ્રેસના નામથી ઓળખાતી સંસ્થા વ્યક્તિઓએ પોતાની મેળે જ ઉત્પન્ન કરેલી છે અને તે કોઈ પણ રીતે હિંદના સાચા લાભો રજૂ કરતી નથી. તે ખેડુત વર્ગ કે જે હિંદી પ્રજાનો સૌથી મોટો ભાગ છે તેના હિત માટેના ઉપયોગી ધારાઓ સામે કાનુની ટીકા કરવા માટે જ ભૂતકાળમાં જાણીતી થઈ છે." આનો જવાબ તો કૉંગ્રેસના મહેસુલ સંબંધી ઠરાવોમાં જ મળી આવશે. પરંતુ અત્યારે તો આપણા પ્રાંતમાં કૉંગ્રેસની ફાઈલો તપાસવાની પણ જરૂર નથી. સરકારી અમલદારો અને કૉંગ્રેસના ભક્તો એ બેમાંથી ખેડુતના સાચા મિત્રો કોણ છે તે તો હાલ ખેડા જીલ્લામાં ચાલી રહેલી ખટપટ પરથીજ જણાઈ આવે છે.

મોસ્લેમ લીગ માટે કોઈ એક નામાંકિત (!) મુસલમાનના શબ્દો ટાંકી એમણે કહ્યું છે કે:-"એ લીગ મુસલમાનોનું લીગજ નથી. એ તો એક થોડાક એકતરફી વિચારના માણસોનું નાનકડું મંડળ છે અને તમારામાંના જેઓએ હિંદમાં તેનું કાર્ય જોયું છે તેઓ આ વાતને ટેકો આપશે." લીગ કૉંગ્રેસનું વીરોધી નીવડશે એમ લાગતું હતું ત્યારે તે તરફ અંગ્લો ઇન્ડિયનોની નજર રહેમની હતી. પરંતુ હવે સ્થિતિ બદલાઇ ગઈ છે એટલે તે સંસ્થા પણ ટીકાને પાત્ર થઇ પડી છે.

પરંતુ કૉંગ્રેસ અને લીગ ઉપર ટીકા કરી સંતોષ ન જ પામતાં એમણે તો પૂર્વની બધી પ્રજાઓ માટે એક આકરો સિદ્ધાંત બાંધી દીધો છે. "પૂર્વના મૂલકમાં જે સરકારમાં હિમ્મતની ખામી જણાય, કે જે સરકાર ખટપટી પક્ષના કહ્યા પ્રમાણે વર્તે તે તેના ઉત્તમ મદદગારો જરૂર ખોઇ બેસે, અને મોડે વહેલે તેનો નાશ થયા વગર રહે નહિ." આનો અર્થ એમજ સમજાય છે કે પશ્ચિમમાં ન્યાય અને સ્વતંત્રતા અને પૂર્વમાં અન્યાય અને જૂલમ જ હોવાં જોઇએ.

હોમરૂલ ચળવળ વિષે બોલતાં તેમણે કહ્યું છે કે:-"હિંદમાં હોમરૂલરો જે ઉદ્દેશથી અને જે પ્રકારે ચળવળ ચલાવી રહ્યા છે તેની સામે ખુદ હિંદીઓમાં વિરૂધ્ધતા વધતી જ જાય છે-અને તેઓ સંપૂર્ણ રીતે સમજે છે કે હિંદને હોમરૂલ આપવાથી સત્તા માત્ર બ્રાહ્મણોના હાથમાં જ જશે." આનો જવાબ તો ઘણો વખત થયાં અપાઇ ગયો છે, અને હિંદી પ્રજા સારી રીતે સમજે છે કે અંગ્લો ઇન્ડિયન બ્રાહ્મણો કરતાં દેશી બ્રાહ્મણો દેશ માટે વધારે પસંદ કરવા યોગ્ય છે.

પરંતુ એમની પછી બોલનાર મી. શોરોકના અહંકારની તો હદ જ નથી. તેમણે તો કહ્યુ છે કે "પ્રજાકીય રાજ્યતંત્રની બાબતમાં તો હિંદીઓ બાળક સમાન છે. તેમનાં પોતાના તો કંઇ સંપ્રદાય છેજ નહીં અને તેમની ભાવનાઓ સર્વાંશે પશ્ચિમમાંથી જ ઉછીની લીધેલી છે. રાજ્યદ્વારી ચળવળ કરનારાઓ હોમરૂલ માટે બૂમ મારે છે પરંતુ તેમને દેશમાં કશું ખોવાનું નથી અને તેમની સંખ્યા તો અંગ્લો ઇન્ડીઓનો કરતાં પણ

ઓછી છે જ્યારે તેમની બુદ્ધિ કે સમજશક્તિ તો તેમના કરતાં ઘણીજ ઉતરતી છે ........હિંદને સ્વરાજ્ય આપવું તે જવાબદાર વહીવટ અને એ મોટા દેશનું ભવિષ્ય એક નાનકડી ટોળીને સોંપવા બરાબર છે અને તેમના કારભારમાં સૌથી આપખુદી સત્તાવાળા પૂર્વના રાજ્યકર્તાના સૌથી ખરાબ જૂલમો અને તે પણ એ વ્યક્તિની કોઇ કોઇ વખતની મહેરબાની વગર જોવામાં આવશે. સમસ્ત વેપારી વર્ગને હિંદી અને અગ્લો-ઇન્ડીઅનને હિંદની વડી સરકારની સત્તા ચુંટાએલા મંડળને સોંપવી અને ખાસ કરીને પૈસાના સંબંધમાં એ આર્થિક અને રાજકીય દૃષ્ટિયે ભારે તોફાનની સ્થિતિ ઉત્પન્ન કરવા જેવું છે."

હિંદના કર અને વેપારથી પોષાતા પરદેશીઓના આ ઉદ્ગાર અસહ્ય લાગે પરંતુ તે માત્ર આપણી ફત્તેહથી ઉત્પન્ન થયેલા ભય તથા ખીજવાટના ચિહ્નરૂપ છે. કારણ કે એજ સભામાં સર જોન હ્યુએટે સાફ જણાવ્યું હતું તેમ તેઓ માને છે કે "અંતીમ વિચાર ધરાવનાર હિંદીઓએ સરકારને ગભરાવી પોતાને હાથ કરી છે." પરંતુ તેમ હોય તોપણ હિંદની સ્થિતિથી અજ્ઞાન એવી બ્રિટીશ પ્રજા ઉપર ખોટી અસર ન થાય તે માટે તેનું જોર તોડી પાડવા યોગ્ય પ્રયત્ન થવા જોઇએ.

* * *

## નામદાર વાઇસરૉયનું ભાષણ—

આ મહીનાની શરૂઆતમાં દીલ્હીમાં મળેલી વડી ધારાસભામાં નામદાર વાઇસરૉયના ભાષણમાં બજેટની પદ્ધતિ, હિંદ રક્ષક સૈન્ય તથા સુધારાઓ સંબંધી ઉદ્ગારો ખાસ જાણવા જેવા હતા.

હાલની બજેટ માટેની પદ્ધતિ એવી છે કે ધારાસભામાં જ્યારે પ્રથમ આવક-ખરચ સંબંધી પત્રક રજૂ થાય છે ત્યારે તે વખતે તે સંબંધી સામાન્ય ચર્ચા થઇ શકતી નથી, પરંતુ જ્યારે તે પત્રક બેઠકની આખરે તેના છેવટના રૂપમાં અંદાજ પત્રક તરીકે રજૂ થાય છે ત્યારેજ તેને અંગે સરકારની નાણાં સંબંધી રાજનીતિ વગેરેના સંબંધમાં ચર્ચા કરવા દેવામાં આવે છે. આ ચર્ચા ખરેખર નિરર્થક અને હાસ્યજનક જ ગણાય; કારણ કે અંદાજપત્રકનું છેવટનું રૂપ નક્કી થઇ ગયા પછી તે સંબધી ચર્ચા કરી તેમાં ફેરફાર કરાવી શકાય નહિ. આ પદ્ધતિના સંબંધમાં નામદાર વાઇસરૉયે જણાવ્યું છે કે તેમાં યોગ્ય ફેરફાર કરવામાં આવનાર છે અને હવે પછી આવક–ખરચનું પહેલું પત્રક સભામાં રજૂ કરી તે સંબંધી વિચાર કરવા માટે સભાસદોને યોગ્ય સમય આપી ઠરાવેલે દિવસે તે સંબંધી ચર્ચા ચલાવવામાં આવશે અને એ આખા પત્રક કે તેના આધારભૂત કોઇ પણ સિદ્ધાંત ઉપર સભાસદો ટીકા કરી શકશે. તે પછીની ચર્ચામાં હાલની પદ્ધતિસર સભાસદો ઠરાવો લાવી શકાશે. અને અંતે સભાસદોના અભિપ્રાય પ્રમાણે જરૂર જણાય તો એ પત્રકમાં ફેરફાર કરી ફાઇનાન્સ મીનીસ્ટર તે અંદાજપત્રક તરીકે સભા આગળ રજુ કરશે. આથી માત્ર એટલું થશે કે અંદાજ પત્રક તૈયાર થતાં પહેલાં તે સંબંધી સભાસદોને પોતાના વિચારો દર્શાવવાની તક મળશે,

પરંતુ તેથી પ્રજાને કાંઈ ખાસ લાભ થશે એમ માનવાનું નથી. કારણ કે આપણે સારી રીતે જાણીએ છીએ કે પ્રજાનાયકો ગમે તેટલી ટીકા કરે, ગમે તે ઠરાવો લાવે પરંતુ તેની અધિકારી વર્ગ ઉપર કાંઇ પણ અસર થતી નથી. અને તેથી ધારાસભામાં જ્યાં સુધી ખરેખર પ્રજાના ચુંટાયેલા પ્રતિનિધિઓની બહુમતી થાય નહીં અને તેને અંદાજપત્ર નકારવાનો હક ન મળે ત્યાં સુધી દેશની આવકનો વ્યય પ્રજાના હિતમાં થવાનો નથી એ વાત ચોક્કસ છે.

હિંદ રક્ષકસૈન્યના હિંદી વિભાગના સંબંધમાં તેમણે જણાવ્યું છે કે ૯,૦૦૦ માણસોએ અરજી કરી હતી, પરંતુ તેમાંથી માત્ર ૩,૦૦૦ માણસો જ લાયક નીવડયા છે. પરંતુ એ સૈન્યમાં જોડાવા માટે પ્રજાને વધારે તક આપવાનો સરકારે નિશ્ચય કર્યો છે અને તેથી સરકાર ફરીથી ગેઝેટમાં જણાવે ત્યાં સુધી એ સૈન્ય માટે માણસો લેનાર છે. સરકારનો આ ઠરાવ આવકારદાયક છે પરંતુ જ્યાં સુધી એ સૈન્યના હિંદી વિભાગને સર્વાંશે યૂરોપિયન વિભાગના જેવા જ હકો વગેરે નહિ મળે ત્યાં સુધી તે પૂરતા માણસોને ખેંચી શકનાર નથી એમ માનવાને કારણ છે.

સુધારા સંબંધી એમના ઉદ્‌ગારોમાં કશું નિશ્ચિત નથી. તેમણે માત્ર એટલું જ જણાવ્યું છે કે "મને પૂરી આશા છે કે હિંદીપ્રધાન ભવિષ્યનાં પગલાંની રૂપરેખા સાથની ડહાપણ ભર્યા અને ઠરેલ સુધારા માટેની યોજના વિલાયત લઇ જઇ શકશે કે જેથી કરીને ૨૦ મી ઑગસ્ટના જાહેરનામામાં આગ્રહપૂર્વક ઇચ્છેલો સહકાર મળતાં આપણે જવાબદાર રાજ્યતંત્ર સાધવા તરફ વધી શકશું." પરંતુ તેમણે એટલી તો ફરીથી ખાત્રી આપી હતી કે "પાર્લામેંટ આગળ રજૂ થનાર એ સુધારાઓ સંબંધી જાહેર ચર્ચા માટે પૂરતી તક આપવામાં આવશે," અને વિશેષમાં જણાવ્યું છે કે "જો શાહી સરકાર એ સુધારાઓ છાપવાની હમારી અરજી કબૂલ રાખશે તો પછી તેમાં જેનું હિત સમાયેલું છે એવા જૂદી જૂદી કોમોના પ્રતિનિધિઓ એકત્ર થઇ તે સંબંધી વિચારવંત અભિપ્રાયો મારા ઉપર મોકલાવશે અને તે હું નામદાર શહેનશાહની સરકાર ઉપર મોકલીશ." અત્રે એટલું પણ જણાવવું જરૂરનું છે કે કૉંગ્રેસ-લીગની સુધારાની યોજનાના સંબંધમાં વિલાયત જતાં ડેપ્યુટેશનને માટે જોઇતી સગવડ તથા સલાહ નામદાર વાઇસરૉય ખુશીથી આપનાર છે.

---

# પુસ્તક પરિચય.

સ્વ.ગોપાળ કૃષ્ણ ગોખલેનાં વ્યાખ્યાનોઃ—પુસ્તક પહેલું. ભાષાન્તર કર્તા રા. મહાદેવ હરિભાઇ દેસાઇ, બી. એ. એલએલ. બી; પ્રકાશકઃ ઑલ ઇંડીઆ હામરૂલ લીગ, મુંબઇ મુલ્ય ૦-૧૦-૦ આ પુસ્તકની પ્રસ્તાવના કર્મવીર મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીએ લખી છે. પ્રસ્તાવનામાં મ. ગાંધીજી કહે છે કે "ભાષાંન્તર કર્તા ગુર્જર સાહિત્યના પ્રેમી છે અને સ્વ. ગોખલેના હજારો પુજારીમાંના એઓ એક છે. પોતાનું કાર્ય એમણે અતિ ઉત્સાહથી અને પ્રેમભાવથી કર્યું છે એટલે આશા રાખી શકાય છે કે આ અનુવાદ ગુર્જર સાહિત્યમાં સ્થાન મેળવશે." ભાષાંતર ઘણુંજ સરળ રીતે રા. દેસાઇએ કર્યું છે. પ્રથમ પુસ્તકમાં સ્વ. ગોખલેએ આપેલાં ભાષણો પૈકી (૧) સ્વ. ડૉ. દાદાભાઇ નવરોજી, (૨) સ્વ. મહાદેવ ગોવિંદ રાનડે. (૩) સ્વ. સર ફિરોજશાહ મહેતા, (૪) સ્વ. વ્યોમેશચંદ્ર બેનરજી, (૫) સ્વ. શિષિરકુમાર ઘોષ, (૬) સ્વ. ભગિની નિવેદિતા, (૭) સ્વ. મી. એ. ઓ. હ્યુમ; (૮) સ્વ. સર વિલિયમ વેડર્બર્ન, (૯) લૉર્ડ નોર્થ બ્રુક અને હૅામ ચાર્જીસ વગેરે વિષેનાં ભાષણોનો અનુવાદ કરવામાં આવ્યો છે. હિંદુસ્થાનનાં સ્વર્ગસ્થ ખેરખાંઓની જન્મ તિથી ઉજવતી વખતે કિંવા મૃત્યુ તિથી વેળાએ સ્વ. ગોખલેએ ઘણાં ભાષણો આપેલાં હતાં તે પૈકી થોડાકનાં ભાષાંતર આ પ્રથમ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યાં છે. હવે પછીનાં પ્રકટ કરવામાં આવનારાં પુસ્તકોમાં બીજાં ભાષાંતર ઘણી સારી સંખ્યામાં પ્રકટ થશે અને અમે આશા રાખીએ છીએ કે બીજા ભાગો જલદી પ્રકટ થશે. આ પુસ્તકની બાંધણી પાકી છે. હાલમાં કાગળની મોંઘવારી ચાલે છે છતાં પણ પુસ્તકમાં કાગળ ઘણા સારા વાપરવામાં આવ્યા છે. અને તેમાં સ્વ. ગોખલે, હિંદના દાદા, મુંબાઇના તાજ વગરના મહારાજા મર્હુમ ફિરોજશાહ, સ્વ. મી. હ્યુમ, સ્વ. મી. વેડર્બર્ન, સ્વ. બેનરજી, ભગિની નિવેદિતા વગેરેનાં ચિત્રો આપવામાં આવ્યાં છે. છતાં પણ આ પુસ્તકની કિંમત માત્ર ૦-૧૦-૦ જ રાખવામાં આવી છે. અમને આશા છે કે આ પુસ્તકને ગુજરાતી ભાષા જાણનારી પ્રજા સારા પ્રમાણમાં ઉત્તેજન આપશે.

---

૮ ઓ.

શ્રી.

# " કિલડાયન્સ "




**ટૉનીક સોલ્યુશનઃ**—એના પદાર્થો " ગ્લિસરો ફોસફેટ " સહેલાઈથી લોહીમાં મળી જાય છે, અને તેથીજ જ્ઞાનતંતુની નબળાઇ તેમજ બીજા રોગો દુર કરવામાં ઘણી સારી છે. રૂ. ૨—૦—૦ અને ૧—૨—૦

**દંતમંજનઃ**—ફીનાઈલ જેવી નુકશાનકારક દવાઓથી નિરાળો અને ફાયદાકારક જલદ પ્રાણવાયુ ( ઑકિસજન ) ઉત્પન્ન થવાથી મ્હોંનાં સઘળાં જંતુઓ નાશ પામે છે અને દાંત ઉજળા થાય છે.

રૂ. ૦—૬—૦ અને ૦—૪—૦

## ધી આયોનિક ફાર્મસી.

સર્વન્ટસ, ઑફ ઇન્ડિયા સોસાયટીનું બીલ્ડીંગ, પહેલે માળે સેન્ડહર્સ્ટ રોડ, ગીરગામ—મુંબઈ.

# નિરાશ થવાની જરૂર નથી.

પરંતુ જો અન્ય વીશીઓમાં, ભોજન ગૃહોમાં કે ભપકાદાર લૉજોમાં, અને ખુદ પોતાને ઘેર પણ, અહીંના જેવી સ્વાદિષ્ટ યાને ટેસ્ટફુલ રસોઇ જમવાની આશા રાખશો તો જરૂર નિરાશ થવું પડશે. એક વખત પધારો અને ખાત્રી કરો.

## ધી સૌરાષ્ટ્ર બોર્ડીંગ હાઉસ,

ઠે. મુમ્બાદેવી પોસ્ટની પાછળ, મુંબઈ નં. ૨

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૩. માર્ચ ૧૯૧૮. અંક ૯.

## સર્વોદય.

[ હાલના સંજોગોમાં જ્યારે સ્થળે સ્થળે શેઠોને નોકરોથી અને નોકરોને શેઠોથી અસંતોષ થઇ રહ્યો છે, અને નોકરોનો અસંતોષ ઘણીકવાર મોટી મોટી હડતાલનું રૂપ લઇ રહ્યો છે ત્યારે એજ વિષય સંબંધે અર્થશાસ્ત્રનાં મૂળતત્વોના ઉંડા અભ્યાસી રસ્કીનના Unto the last નામના પુસ્તકમાં દર્શાવેલા વિચારો બંને પક્ષને, ખાસ કરીને શેઠ વર્ગને બહુ ઉપયોગી થઇ પડવાનો સંભવ છે. આ પુસ્તકના મુખ્ય આધારે મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીએ સને ૧૯૦૮ માં 'સર્વોદય' નામથી એક સ્વતંત્ર પુસ્તક તૈયાર કર્યું હતું. તેમાંના કેટલાક બહુ ઉપયોગી ભાગ અહીં પ્રસિદ્ધ કરવામાં આવે છે. 'સર્વોદય' એટલે સર્વનું ( ઘણાનું નહિ પણ સર્વનું ) શ્રેય. સર્વોદય શબ્દમાં રહસ્ય રહેલું છે. જેમ બને તેમ વધારેનું શ્રેય સાધવું એ નીતિ યુરોપીય સમાજમાં પ્રવર્તેલી છે, તેમાં અમુકનું શ્રેય સાધવામાં અમુકનું અહિત થાય તો ચિંતા નહિ એ વિચાર પણ આવી જાય છે. વળી બીજો એક સિદ્ધાન્ત 'બળીઆના બે ભાગ'નો છે. તે પણ આજે તો યુરોપમાં દાવાનલ પ્રગટાવી રહ્યો છે. રસ્કીને આ બંને સિદ્ધાન્ત સમાજના બંધારણ માટે ખોટા છે, એમ આ ગ્રંથમાં પ્રતિપાદન કરવા ધાર્યું છે. હિંદ જ્યાં, ખેતરોમાં દાણા વાવતી વખતે પશુ પક્ષીઓને ચરી જવાના દાણાની પણ ખેડુતો ગણત્રી કરે છે, તે 'બળીઆના બે ભાગ'ના સિદ્ધાન્તને ન સ્વીકારે. આથી સામાન્ય અર્થ, રાય, રંક, શેઠ, નોકર વિગેરે દેખીતા પરસ્પરવિરોધી હિતવાળા સર્વ વર્ગોની વૃદ્ધિ, ઉન્નતિ, શ્રેય ઉપરાંત પણ એમાં ઉપર કહેલો તે વિશાળ અર્થ આવી જાય છે. ]

અનેક માણસોની જીંદગી અને અનેક માણસોના પૈસાને જોખમમાં નાંખનારી ભયંકર હડતાળો જ્યારે જ્યારે પડે છે ત્યારે ત્યારે કહેવાતું અર્થશાસ્ત્ર નકામું થઇ પડતું જણાય છે. અર્થશાસ્ત્રના નિયમોમાંથી એક પણ મુશ્કેલી ઉકલી સકાતી નથી. શેઠો એક વિચાર કરે છે, નોકરો બીજો વિચાર કરે છે અને અર્થશાસ્ત્ર તેમના ભેદ ભાંગી શકતું નથી. માણસો માથાકુટ કરી બતાવવા માગે છે કે નોકર શેઠનો સ્વાર્થ એકજ દિશામાં હોય છે. પણ તેઓ કંઈ સમજતા નથી. ખરી વાત તો એ છે કે એક બીજાનો સ્વાર્થ એકજ

ન હોય છતાં એક બીજાના સામેવાડીઆ થવાની જરૂર નથી. ધારો કે ઘરમાં મા અને તેનાં છોકરાં હોય, બધાંની વચ્ચે એકજ રોટલીનો ટુકડો હોય, અને બંને ભૂખે મરતાં હોઇ બંનેનો જીવ રોટલી ઉપર તલપાપડ થતો હોય. આ પ્રસંગે માદીકરાંનો સ્વાર્થ—ખાવાનો સ્વાર્થ—સામસામો છે. મા ખાય તો છોકરાં ભૂખે મરે, ને છોકરાં ખાય તો મા ભૂખે રવડે. છતાં કંઇ મા અને છોકરાં વચ્ચે અંતર નથી; તેઓ સામેવાડીઆં નથી, મા વધારે જોરાવર હોવાથી પોતે રોટલીનો ટુકડો ખાઇ જતી નથી. આ જ પ્રમાણે માણસ વચ્ચેના સંબંધમાં સમજવું ઘટે છે.

કદાપિ આપણે એમ ધારીએ કે મનુષ્ય અને પશુ વચ્ચે કાંઇ તફાવત નથી, અને આપણે પશુઓની માફક એક બીજાના સ્વાર્થને સારૂ લડવુંજ જોઇએ, તોપણ આપણે ચોક્કસ કહી શકતા નથી કે તેવી સ્થિતિમાં પણ શેઠ અને નોકર વચ્ચે હમેશાં અંતર રહેશે યા તો ન રહે. સ્થિતિ પ્રમાણે સબંધમાં ફેરફાર થયા કરવાનો. જેમકે કામ સારૂં થવું જોઇએ અને કીંમત પૂરી મળવી જોઇએ, એ તો બંનેનો સ્વાર્થ છે. પણ નફો વહેંચતાં એકનો લાભ તે બીજાનો ગેરલાભ હોય એમ બની શકે છે. નોકરો માંદા અને નમાલા રહે એટલો ઓછો દરમાયો આપવામાં શેઠનો સ્વાર્થ નથી સચવાતો, અને કારખાનું બરોબર ન ચાલતું હોય તોપણ ભારે પગાર માગવો, તેમાં નોકરનો સ્વાર્થ નથી સચવાતો. જો શેઠની પાસે, પોતાના સંચાનું એક ચક્કર દુરસ્ત કરાવવા પુરતા પૈસા ન હોય તો નોકરે આખો પગાર કે બિલકુલ પગાર માગવો એ દેખીતું ખરાબ ગણાય છે.

આથી આપણે જોઇએ છીએ કે આપલેના ધોરણ ઉપરથી આપણે કાંઈ વહેવારના નિયમો ઘડી શકતા નથી. ઇશ્વરી નિયમજ એવો છે કે પૈસાની વધઘટના ધોરણ ઉપર માણસોનો વહેવાર ન ચાલવો જોઇએ. તે વહેવારનો આધાર ન્યાયના ધોરણ ઉપર છે. એટલે માણસોએ સમો વર્તાને નીતિએ કે અનીતિએ પોતાનું કામ કાઢી લેવાનો વિચાર તદન છોડવોજ જોઇએ. અમુક રીતે વર્તવાથી છેવટે શું થશે એ કોઇપણ માણસ હમેશાં ભાખી શકતો નથી. પણ અમુક કાર્ય ન્યાયી છે કે અન્યાયી છે એટલું તો આપણે ઘણે ભાગે હમેશાં જાણી શકીએ છીએ. વળી આપણે એટલું પણ કહી શકીએ છીએ કે નીતિ માર્ગે ચાલવાથી પરિણામ સારૂંજ આવવું જોઇએ. તે પરિણામ શું અથવા કેવી રીતે આવશે તે આપણે કહી શકતા નથી.

નીતિ—ન્યાયના નિયમમાં મનુષ્ય મનુષ્યની લાગણીનો સમાશ થઇ જાય છે, અને તે લાગણી ઉપર શેઠ નોકરના સંબંધનો આધાર રહે છે. આપણે ધારી લઇએ કે શેઠ પોતાના નોકરની પાસેથી બને તેટલું કામ વધારે લેવા ઇચ્છે છે. નોકરને ઘડીની નવરાશ નથી આપતા, તેઓને ઓછો પગાર આપે છે, તેઓને ભોંયરાં જેવાં ઘરોમાં રાખે છે, ટુંકામાં નોકર માત્ર દેહ અને જીવ ભેળા રાખે એટલુંજ તેને આપે છે. આમ કરવામાં કોઇ કહેશે કે શેઠ કાંઇ અન્યાય કરતો નથી, નોકરે અમુક પગારે પોતાનો આખો વખત શેઠને આપ્યો છે ને શેઠ તે લે છે, કામ કેવું લેવું આકરૂં લેવું તેની હદ બીજાઓને જોઇને શેઠ બાંધે છે. જો નોકરને બીજે ઠેકાણે વધારે સારો પગાર મળે તો બીજી નોકરી લેવાની છુટ છે. આને આપલેના ધારા ઘડનારા અર્થશાસ્ત્ર કહે છે, અને તેઓ જણાવે

છે કે આમ વધારેમાં વધારે કામ ઓછા પૈસાથી કરાવતાં શેઠને લાભ મળે છે, છેવટે આખી કોમને લાભ મળે છે અને તેથી છેવટમાં નોકરને પણ લાભ મળી રહે છે.

પણ વિચાર કરતાં આપણને જણાશે કે આ વાત બરાબર નથી. જો નોકર એક યંત્ર કે સંચો હોત અને તેને ચલાવવામાં માત્ર કોઇ જડ શક્તિનુંજ કામ હોત તો એ હિસાબ લાગુ પડત. પણ **અહીં તો નોકરને ચલાવનારી શક્તિ તેનો આત્મા છે.** અને આત્માનું બળ અર્થશાસ્ત્રીઓના બધાએ નિયમોને ઉંધા વાળે છે અને ખોટા પાડે છે. મનુષ્ય રૂપ યંત્રમાં પૈસારૂપ કોલસા ભરવાથી વધારેમાં વધારે કામ નહિ લઇ શકાય. મનુષ્ય તો પોતાનું સરસ કામ ત્યારેજ આપશે કે જ્યારે તેના [illegible]ની લાગણીને ધ્યાનમાં લેવામાં આવશે, તેને સંતોષવામાં આવશે, અને શેઠ નોકરની વચ્ચે પૈસાની નહિ પણ પ્રીતિની ગાંઠ બંધાશે.

સાધારણ રીતે એમ બને છે કે જ્યારે શેઠ હુંશીઆર અને ઉત્સાહી હોય છે ત્યારે દબાણથી નોકર ઘણે ભાગે પોતાનું કામ કરે છે. વળી એમ પણ બને છે કે જ્યારે શેઠ આળસુ ને નબળો હોય છે ત્યારે નોકરનું કામ જોઇએ તેવું ને જોઇએ તેટલું નથી થતું. પણ ખરેખરો નિયમ તો એ છે કે હુંશીઆરીમાં એક સરખા બે શેઠ લઇશું ને નોકરો બંને સરખા લઇશું તો લાગણીવાળા શેઠના નોકર લાગણી વિનાના શેઠના નોકર કરતાં વધારે ને સરસ કામ કરશે.

કોઇ કહેશે કે એ નિયમ બરાબર નથી. કેમકે માયા અને મહેરબાનીનો બદલો ઘણી વેળા ઉલટોજ મળે છે ને નોકર માથે ચઢે છે; પણ એવી દલીલ વાજબી નથી. જે નોકર માયાના બદલામાં બેદરકારી બતાવે છે તે નોકર જ્યારે તેની ઉપર સખતી વાપરવામાં આવશે ત્યારે ખારીલો બનશે. ઉદાર દિલના શેઠ તરફ જે નોકર અપ્રમાણિક હશે તે નોકર અન્યાયી શેઠને નુકશાન પહોંચાડશે.

એટલે દરેક વખતે ને દરેક માણસની તરફ પરોપકારી નજર રાખવાથી સારૂંજ પરિણામ આવે છે. અહીં આપણે લાગણીનો એક જાતના બળ તરીકેજ વિચાર કરીએ છીએ. માયા એ સરસ છે; તેથી હમેશાં વાપરવી, એ એક જુદીજ વાત છે, તેનો આપણે અહીં વિચાર નથી કરતા. આપણે તો અહીં એટલુંજ બતાવીએ છીએ કે કે અર્થશાસ્ત્રના સાધારણ નિયમોને માયા—લાગણી—રૂપી બળ બરબાદ કરે છે એટલુંજ નહિ પણ લાગણી એ એક જુદાજ પ્રકારનું જોર હોવાથી અર્થશાસ્ત્રના બીજા નિયમો સાથે નથી નભતું, પણ તે નિયમોને એક કોરે મૂકીનેજ નભી શકે છે. જો શેઠ ત્રાજવાં સાહી હિસાબ કરે ને બદલો મળવાના ઇરાદાથીજ માયા બતાવે, તો તેને નિરાશ થવાનો સંભવ છે. માયા તે માયાને ખાતરજ બતાવાય અને બદલો વગર માગ્યે પોતાની મેળેજ આવે છે. કહેવાય છે **કે આપ મેળવતાં આપેજ મરવું જોઇએ, અને આપને રાખતાં આપ જાય છે.** પલટણ અને તેના સરદારનો દાખલો લઇએ. જો કોઇ સરદાર અર્થશાસ્ત્રના નિયમો લાગુ પાડીને પોતાની પલટણના સીપાઇઓ પાસેથી કામ લેવા માગશે તો ધારેલું કામ તે નહિ કરી શકે. ઘણા દાખલાઓમાં જોઇએ છીએ કે જે પલટણનો સરદાર પોતાના સીપાઇના સંબંધમાં આવે છે, તેઓની સાથે માયાથી વર્તે છે, તેમના ભલાથી રીઝે છે, તેઓના

દુઃખમાં ભાગ લે છે, તેઓના જાનની રખવાળી કરે છે, ટુંકામાં તેઓની તરફ લાગણી ધરાવે છે તે સરદાર સીપાઇઓની પાસેથી ગમે તેવું અઘરૂં કામ હશે તે લઇ શકશે. ઐતિહાસિક દાખલા લેતાં આપણે જોઇએ છીએ કે જેમાં સીપાઇઓ સરદારને ચ્હાતા નથી ત્યાં ભાગ્યેજ લડાઇ જીતાયલી જોવામાં આવે છે. આમ સરદાર અને સીપાઇની વચ્ચે લાગણીનો સંબંધ એ ખરો સંબંધ છે. આમ છતાં, સરદાર અને સીપાઇઓની વચ્ચે લાગણીનો સંબંધ કલ્પવો જેવો સ્હેલો છે તેટલો કારખાનામાં મજુરો અને શેઠ વચ્ચે કલ્પવો સ્હેલો નથી. લુંટારૂઓની ટોળીમાં સરદારની તરફ લુંટારૂઓની પૂરી લાગણી હોઇ શકે છે. ટોળીનો દરેક [illegible] સરદારને માટે પોતાના પ્રાણ અર્પણ કરવાને તૈયાર હોઇ શકે છે; પણ કારખાનાના [illegible] નોકર વચ્ચે આવો ગાઢ સંબંધ આપણે જોતા નથી. તેનું એક કારણ તો એ છે કે આવાં કારખાનાંઓમાં નોકરોના પગારનો આધાર લેવડદેવડના ધારા ઉપર રહે છે. એટલે શેઠ નોકરની વચ્ચે માયાથી વર્તવાને બદલે અમાયાથી વર્તે છે, અને લાગણી—ભાવને બદલે અભાવ જોવામાં આવે છે. ત્યારે આ સંજોગોમાં આપણે બે સવાલોનો વિચાર કરવો રહે છે.

એક તો એ કે નોકરોનો પગાર મજુરીના ખપની ગણત્રી કર્યા પછી કેટલે દરજ્જે ઠરાવી શકાય.

બીજું એ કે જેમ જૂના કુટુંબમાં નોકરો હોય છે અને શેઠ નોકર વચ્ચે સંબંધ રહે છે અથવા તો પલટણમાં સરદાર સીપાઇ વચ્ચે સંબંધ રહે છે તેમજ કારખાનાંઓમાં નોકરની અમુક સંખ્યા ગમે તેવો વખત આવે છતાં વધઘટ કર્યા વિના કેવી રીતે રાખી શકાય.

પહેલા સવાલનો વિચાર કરીએ. એ અજાયબીની વાત છે કે અર્થશાસ્ત્રીઓ કારખાનાના કામદારોના પગારની હદ રાખી શકાય એવું કરતાજ નથી. છતાં આપણે જોઇએ છીએ કે ઇંગ્લંડના વડા પ્રધાનના પદનું લીલામ કરીને વેચાણ કરતા નથી, પણ ગમે તેવો માણસ હોય છતાં તેને એકજ પગાર અપાય છે. તેમજ જે ઓછામાં ઓછો પગાર લે એવા માણસોને પાદરી બનાવતા નથી. વૈદ વકીલોની સાથે પણ સાધારણ રીતે એવો સંબંધ રાખતા નથી. એટલે આપણે જોઇએ છીએ કે ઉપર મુજબના દાખલામાં આપણે અમુક હદ પ્રમાણેજ પગાર આપીએ છીએ. ત્યારે કોઇ કહેશે શું સારા અને ખરાબ મજુરને એકજ પગાર હોય? હકીકતમાં તો એમજ જોઇએ. પરિણામ એમ આવશે કે જેમ આપણે વૈદ વકીલની એકજ ફી હોવાથી સારા વકીલ અથવા વૈદની પાસે જઇશું તેમજ એક દર મજુરોનો હોવાથી સારા કડીઆ સુતાર પાસેજ જઇશું. સારા કામદારનું ઇનામ એજ કે તેને પસંદ કરવામાં આવે. એટલે કુદરતી અને ખરો નિયમ એજ છે કે બધા વર્ગોમાં તે તે વર્ગોના કામના આધારે પગારની હદ બાંધવી જોઇએ. જ્યાં આવડત વગરનો માણસ ઓછો દરમાયો લઇને શેઠોને ભૂલાવામાં રાખી શકે છે ત્યાં અંતે પરિણામ ખરૂંજ આવે છે. હવે બીજા સવાલનો વિચાર કરીએ. તે એ કે વેપારની ગમે તે સ્થિતિ હોય છતાં કારખાનાંઓમાં જેટલાં કામદારને અસલ રાખ્યા હોય તેટલાને રાખવાજ જોઇએ. જ્યારે અનિશ્ચિત રીતે કામદારોને કામ મળે છે ત્યારે તેઓને વધારે પગાર માગવો પડે છે.

પણ જો કોઇ પ્રકારે તેઓને ખાતરી થાય કે તેઓની નોકરી જીવત જાગૃત ચાલશે તો તેઓ બહુ ઓછા પગારથી કામ કરશે. એટલે જોવાનું છે કે જે શેઠ પોતાના નોકરોને કાયમને સારૂ રાખે છે તેને છેવટે ફાયદોજ થાય છે; અને જે નોકરો કાયમની નોકરી કરે છે, તેમને પણ ફાયદો થાય છે. આવાં કારખાનાંમાં મોટા નફા થઇ શકતા નથી, મોટાં જોખમ ખેડી શકાતાં નથી, મોટા હોલ બાંધી શકાતા નથી. સીપાઇ સરદારને સારૂ મરવાને તૈયાર થાય છે, તેમજ સીપાઇનો ધંધો સાધારણ મજુરના ધંધા કરતાં વધારે માન લાયક ગણાયો છે. ખરૂં જોતાં સીપાઇનો ધંધો કતલ કરવાનો નથી, પણ બીજાનો બચાવ કરતાં પોતે કતલ થવાનો છે. જે સીપાઇ થયો તે પોતાનો જાન પોતાના રાજ્યને સોંપી દે છે. તેજ પ્રમાણે વકીલ વૈદ અને પાદરીનું આપણે સમજીએ છીએ તેથીજ તેઓ તરફ માનની નજરે જોઇએ છીએ. વકીલે પોતાની જીંદગી જતાં પણ ન્યાયનેજ માટે લડવું ઘટે છે, અને પાદરીએ ગમે તેમ થાય તોપણ પોતાની ... ને બોધ આપવાનું અને તેઓને ખરો રસ્તો બતાવવાનું કામ કરવું ઘટે છે. ( અપૂર્ણ ).

મોહનદાસ કરમચંદ ગાંધી.

---

# હિંદમાં ખેતીના પ્રશ્નો.

## કેટલાક અગત્યના આંકડાઓ.

હિંદી પ્રજાનો સૌથી અગત્યનો ઉદ્યોગ ખેતી છે. હિંદની કુલ વસ્તીનો ૭૨ ટકા એટલે કે ¾ કરતાં પણ વધારે ભાગ પોતાના ગુજરાન માટે ખેતી ઉપર આધાર રાખે છે —૬૯ ટકા સાધારણ ખેતી અને ૩ ટકા ઢોર ઉછેર, બાગ અને જંગલની પેદાશ ઉપર જીવે છે. ખેતી ઉપર ગુજરાન ચલાવનારા ૨૨ કરોડ ૭૦ લાખમાંથી ૮૦ લાખ જમીનદારો છે; ૧૬ કરોડ ૭૦ લાખ પોતાની માલકીની કે ભાડુતી જમીન ખેડે છે. ૪ કરોડ ૧૦ લાખ ઉપર ખેડુતના મજુરો વગેરે છે, અને લગભગ ૧૦ લાખ જેટલા મિલ્કતના એજંટો, મેનેજરો અને તેમના હાથ હેઠળના માણસો છે.

ખેતીના પ્રશ્નોનું ગાંભીર્ય તથા મહત્વ આ આંકડાઓ ઉપરથી સમજાશે, અને તે ઉપર બીજી બધી બાબતો કરતાં વિશેષ ધ્યાન આપવાની જરૂર જણાશે. ખેતી દેશને માટે અસાધારણ ઉદ્યોગ છે, પરંતુ તે ખરેખર લાભકારક છે? ખેડુતો જોઇએ તેટલા આબાદ છે? છેલ્લાં સાઠ વરસમાં યૂરોપ અમેરિકાના દેશોની આબાદી વધતીજ ગઈ છે. તો તે દરમિયાન આપણા ખેડુતોની સ્થિતિ કેટલે દરજ્જે સુધારી છે? આપણી સરકાર સર્વાંશે કુશળ અને ભલી ગણાય છે, તો તેણે ખેતીના વિકાસ માટે શું કર્યું છે?

આ અને આવા સવાલોના સાફ જવાબો નિડરપણે આપવાનો વખત આવી લાગ્યો છે. આ લેખનો હેતુ સત્તાવાર આંકડાની મદદથી ખેતીનાં ખાસ લક્ષણો તપાસી છેલ્લાં આઠ વરસમાં ખેતી માટે જે કાંઇ થયું છે, તથા જે જે કરવાનું રહી ગયું છે, તેનો અહેવાલ આપવાનો છે, તથા ખેતી સંબંધી સરકારની હાલની રાજનીતિ ખાસ કરીને

ખેડુતોની આંટ તથા મહેસુલની પ[illegible] એકંદરે ખેતીના ઉદ્યોગની ગેરવ્યવસ્થાથી પ્રજાને ખમવાં પડતાં દુઃખો દર્શાવી, [illegible]તી ઉપર નિર્વાહ કરતા લાખો જીવોની સ્થિતિ સુધારવાને માટે ખાસ અગત્યના સુધારાઓની રૂપરેખા આપવાનો છે.

હિંદમાં બીજા ઉદ્યોગોની સરખામણીમાં ખેતીનો ઉદ્યોગ અસાધારણ અગત્યનો છે, તે હિંદી પ્રજાને તેના ગુજરાનના સાધનરૂપ ધંધાવાર વહેંચી નાખવાથી જણાય છે. એવી વહેંચણી નીચેના કોઠામાં કરવામાં આવી છેઃ—

**વસ્તીની ધંધાવાર વહેંચણી ( ૧૯૧૧ નું વસ્તીપત્રક. )**

| ધંધો કે ગુજરાનનું સાધન. | કુલ્લે સંખ્યા. | બ્રિટિશ હિંદ. | દેશીરાજ્યો. | કુલ્લે વસ્તીના ટકા. |
|---|---|---|---|---|
| ખેતી વગેરે | ૨૨૭૦ લાખ | ૧૮૦૦ લાખ. | ૪૭૦ લાખ | ૭૨ ટકા |
| હુન્નર ઉદ્યોગો. | ૩૫૦ લાખ | ૨૭૦ લાખ. | ૮૦ લાખ | ૧૧ ટકા |
| વેપાર વણજ વગેરે. | ૨૩૦ ,, | ૧૮૦ ,, | ૫૦ ,, | ૭ ટકા |
| જાહેર નોકરી, વકીલાત વગેરે ધંધાઓ, હલકી નોકરી. | ૧૬૦ ,, | ૧૧૦ ,, | ૫૦ ,, | ૫ ટકા |
| પરચુરણ. | ૧૩૦ ,, | ૯૦ ,, | [illegible] ,, | ૫ ટકા |
| કુલ. | ૩૧૪૦ લાખ. | ૨૪૫૦ લાખ | ૬૯૦ લાખ | ૧૦૦ |

આમાંથી જાતે ધંધામાં રોકાયેલા માણસોની સંખ્યા ૧૫ કરોડ ૩૦ લાખની ( આમાંથી ૪ કરોડ ૮૦ લાખ સ્ત્રીઓ છે ) લગભગ ગણાય અને તેમાંથી ૧૦ કરોડ ૭૦ લાખ ખેતીમાં, ૧ કરોડ ૯૦ લાખ ઉદ્યોગમાં, ૧ કરોડ ૨૦ લાખ વેપાર વગેરેમાં ૫૦ લાખ લશ્કર સહિત ઉંચા ધંધાઓમાં અને બાકીના ૧ કરોડ ૧૦ લાખ હલકી નોકરી સાથે બીજાં કામોમાં રોકયલાં છે. આ આંકડાઓ સરખામણી બીજા દેશાન્તરો સાથે નીચેના કોઠામાં કરેલી છે.

**મુખ્ય દેશોમાં ધંધાવાર કામ કરતી વસ્તી.**

| દેશો. | ખેતી. | હુન્નર ઉદ્યોગ ખાણ વગેરે. | વેપાર ધંધો. | ઉંચાધંધા તથા સરકારી નોકરી. | બીજાઓ |
|---|---|---|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ, (૧૯૧૦) | ૧૩૦ લાખ | ૧૨૦ લાખ | ૬૦લાખ | ૨૦ લાખ | ૫૦લાખ |
| જર્મની. (૧૯૦૭) | ૧૦૦ લાખ | ૧૧૦ ,, | ૪૦ ,, | ૨૦ ,, | ૩૦ ,, |
| ફ્રાંસ. (૧૯૦૬) | ૯૦ લાખ | ૬૦ ,, | ૩૦ ,, | ૨૦ ,, | ૧૦ ,, |
| ઇટલી. (૧૯૧૧) | ૯૦ લાખ | ૪૦ ,, | ૧૫ ,, | ૧૫ ,, | ... |
| હંગરી. (૧૯૧૦) | ૬૦ લાખ | ૧૫ ,, | ૫ ,, | ૫ ,, | ૩૦લાખ |
| હિંદુસ્તાન. (૧૯૧૧) | ૧૦૭૦ લાખ | ૧૯૦ ,, | ૧૨૦ ,, | ૫૦ ,, | ૧૧૦ ,, |

બીજા ઉદ્યોગ જાતે કરનારા માણસોની સંખ્યાના પ્રમાણમાં ખેતીમાં જાતે કામ કરનારાઓની સંખ્યા બીજા દેશોની સરખામણીમાં હિંદુસ્તાનમાં ઘણી વધારે છે અને ઉદ્યોગો રોકાયેલાઓની સંખ્યા બહુ નાની છે. પહેલેથીજ આ દેશમાં જમીન ઉપરનો ભાર મોટો છે, અને તે છેલ્લાં પચાસ વરસ દરમિયાન વધતોજ ગયો છે.

હિંદનું કુલ ક્ષેત્રફળ ૧૮ લાખ ચોરસ મૈલ છે, એટલે કે ૧,૧૫,૨૦ લાખ એકર છે. બ્રિટિશ હિંદનું ક્ષેત્રફળ ૬૨,૦૦ લાખ એકર છે, અને તેમાંથી ૮,૩૦ લાખ એકર એટલે કે લગભગ ૧૩ ટકા જેટલો ભાગ જંગલોથી રોકાયેલો છે. ૧૪,૭૦ લાખ એકર એટલે કે ૨૪ ટકા જેટલો ભાગ વેરાન, રસ્તાઓ, પાણી કે મકાન વગેરેથી રોકાયેલો હોઇ ખેતીને માટે નિરૂપયોગી છે. બાકીના ૩૯ કરોડ એકર એટલેકે ૬૩ ટકા જેટલો ભાગજ ખેતીને માટે કામ આવે એવો છે. હવે ૧૯૧૩–૧૪ માં ૨૧,૯૦ લાખ એકરમાં વાવણી થઇ હતી, અને તેમાંથી માત્ર ૪, ૭૦ લાખ એકર માટેજ પાણીની નહેરો વગેરેની સગવડ હતી. એટલે કે લગભગ ૧૭,૧૦ લાખ એકર જેટલી જમીન નિરૂપયોગી અને પડી રહેલી પણ ખેડી શકાય એવી છે, અને તે ખેતી કામના વિકાસને માટે કેટલો અવકાશ છે, તે બતાવે છે.

આ સંબંધમાં પશ્ચિમના દેશો સાથેની સરખામણી ખાસ ધ્યાન ખેંચનારી છે. ઑસ્ટ્રીઆમાં ૭૪૦ લાખ એકરમાંથી ૩૯૦ લાખ એકરમાં વાવણી થાય છે, હંગરીમાં ૮૧૦ લાખમાંથી ૪૩૦ લાખ, ફ્રાંસમાં ૧૩૦૦ લાખમાંથી ૮૫૦ લાખ, જર્મનીમાં ૧૩૪૦ લાખમાંથી ૭૪૦ લાખ, અને ઇટલીમાં ૭૧૦ લાખમાંથી ૪૪૦ લાખ. આ આંકડાઓ ઉપરથી જણાય છે કે બ્રિટિશ હિંદની ખેડી શકાય એવી જમીનનો પશ્ચિમના મુલકોની માફક ખેતી માટે પૂરેપૂરો ઉપયોગ કરવા પ્રયત્ન થતા નથી.

આ સ્થિતિ સુધારી, વધારે જમીન ખેડાતી કરવાની કેટલી જરૂર છે તે તો ખેડાતી જમીનની ખેડુતોમાં વહેંચણી કરતાં દરેક માણસને ભાગે કેટલી જમીન આવે છે તેની તપાસ કરતાંજ સમજાશે. આ સંબંધમાં પ્રથમ યુરોપ અમેરીકાના આંકડા ધોરણ બાંધવા માટે જરૂરનાં છે. ૧૯૧૦ માં યુનાઇટેડ સ્ટેટસમાં ખેતીમાં રોકાયેલ દરેક માણસ દીઠ ૩૭ એકર જેટલી સુધારેલી જમીન હતી. જરમનીમાં દરેક ખેડુત દીઠ ૭ એકર કરતાં વધારે છે. ફ્રાંસ, હંગરી અને ઇટલીમાં ખેડુત દીઠ ૯ાા, ૭ અને પાંચ એકર જેટલી ખેડાયલી જમીનનો આંકડો આવે છે. જ્યારે બ્રિટિશ હિંદ કે જ્યાં દરેક ખેડુત પોતેજ જમીન ખેડે છે, તેને ભાગે માત્ર ૨ાા એકર જેટલીજ જમીન આવે છે અને આ આંકડો પણ જમીન બધી ખેડુતોનાજ હાથમાં હોય તો સાચો ગણાય. પણ હકીકતે ૧૨૦૦ લાખ એકર જેટલી ખેડાતી જમીન થોડાક—દશ લાખ કરતાં વધારે નહિંજ—જમીનદારોના હાથમાં છે. અને બાકીના માટે માત્ર ૧૦ કરોડ એકર જમીનજ રહે છે. એટલે ખેતી કરનાર દી[ઠ] માત્ર એકાદ એકર કરતાં કાંઇક વધારે જમીન આવે છે. અને જો બ્રિટિશ હિંદની સમસ્ત પ્રજાને ખેતી ઉપરજ ગુજરાન ચલાવવાનું હોય, તો તો દરેક માણસનાં ગુજરાનને મા[ટે] અડધા એકરનીજ ઉપજ મળે !

મુખ્ય પાકની એકર દીઠ ઉપજના આંકડાઓ ઉપરથી સાફ જણાય છે કે અ

દેશમાં જમીનમાંથી વધારેમાં વધારે પાક મેળવવાને પ્રયત્ન થતા નથી. હિંદમાં ઘઉંની એકર દીઠ સરેરાસ ઉપજ ૯ થી ૧૨ બુશલ છે. જ્યારે આયર્લેંડમાં ૩૭, સ્કોટલેંડમાં ૩૯, ઈંગ્લાંડ અને વેલ્સમાં ૩૧, કેનેડામાં ૨૦ થી ૩૦, ન્યુ ઝીલાંડમાં ૩૪, યુનાઇટેડ સ્ટેટ્સમાં ૧૭, ઑસ્ટ્રીઆમાં ૨૦, હંગરીમાં ૨૧, ફ્રાંસમાં ૨૦, જર્મનીમાં ૩૨, પ્રુશીઆમાં ૪૦, સેક્ષનીમાં ૪૫ છે. અત્રે એટલું જણાવવાની જરૂર છે કે હિંદની સાધારણ સરેરાશ ખરેખર તો ૧૨ બુશલ કરતાં પણ ઓછી છે, કારણ કે સરકારી ગણત્રીમાં નહેરોવાળી જમીનનો પણ સમાવેશ થયેલો છે.

દેશની દોલત અને આવક સંબંધી આંકડાઓ હિંદની અર્થિક સ્થિતિ ઉપર વધારે અજવાળું નાંખે છે. એ સંબંધમાં હિંદ જગતના મુખ્ય દેશોની સરખામણીમાં સઉથી ઉતરતું છે.

કુલ્લે અને માણસ દીઠ દોલત અને આવક.

| દેશ. | દેશની. કુલ્લે દોલત. લાખ પાઉંડ | દેશની કુલ્લે આવક લાખ પાઉંડ | માણસ દીઠ દોલત. પાઉંડ | માણસ દીઠ આવક પાઉંડ |
|---|---|---|---|---|
| યુનાઈટેડ સ્ટેટ્સ | ૩૯,૧૨,૪૦ | ૫,૦૦,૦૦ | ૩૯૧ | ૫૦ |
| ,, કીંગ્ડમ | ૧૬,૫૦,૦૦ | ૨,૧૪,૦૦ | ૩૬૬ | ૪૫ |
| ન્યુ ઝીલાંડ | ૩૨,૦૦ | ૪,૦૦ | ૩૨૦ | ૪૦ |
| ઑસ્ટ્રેલીઆ | ૧,૩૧,૨૦ | ૧૬,૦૦ | ૨૬૨ | ૩૩ |
| કેનેડા | ૨,૦૭,૨૦ | ૨૫,૯૦ | ૨૫૯ | ૩૨ |
| ફ્રાન્સ | ૧૧,૬૭,૫૦ | ૧,૪૬,૦૦ | ૨૯૨ | ૩૮ |
| જર્મની | ૨૦,૦૦,૦૦ | ૨,૦૦,૦૦ | ૨૯૪ | ૨૯ |
| ઑસ્ટ્રીઆ-હંગરી | ૧૨,૫૦,૦૦ | ૧,૪૦,૦૦ | ૨૪૦ | ૨૭ |
| ઇટલી | ૮,૦૦,૦૦ | ૮૦,૦૦ | ૨૨૮ | ૨૩ |
| રશીઆ | ૧૩,૦૦,૦૦ | ૧,૬૦,૦૦ | ૭૬ | ૯ |
| હિંદ. | ૩,૫૦,૦૦ | ૬૦,૦૦ | ૧૧ | ૧.૯ |

હિંદમાં મનુષ્યના આયુષ્યની સરેરાશ એ પણ આ દેશની આર્થિક સ્થિતિનું એક ચોંકાવનારૂં લક્ષણ છે.

આ દેશમાં સ્ત્રી પુરુષોના આયુષ્યની સરેરાશ ૨૨·૫૯ અને ૨૨·૩૧ છે. જ્યારે ઇંગ્લાંડમાં તે ૪૬·૦૪ અને ૫૦·૨ છે. વળી જ્યારે વિલાયતમાં પુરુષની જીંદગીની સરેરાશ ૧૯૦૧ માં ૪૪·૦૭ થી વધીને ૧૯૧૧ માં ૪૬·૦ થઇ છે ત્યારે હિંદમાં તે સરેરાશ વરસો વરસ ઓછીજ થતી જાય છે. ૧૮૯૧ માં તે ૨૪·૫૯ હતી, ૧૯૦૧ માં ૨૩·૬૭ અને ૧૯૧૧ માં ૨૨·૩૧ હતી.

હિંદની પાકવાર જમીન, તેની ઉપજ, તથા નિકાસ વગેરે આંકડા નીચેના કોઠામાં આપવામાં આવ્યા છેઃ—

| પાક. | એકર જમીન. | ઉપજ. | નિકાશ. | નિકાશની કીમત. |
|---|---|---|---|---|
| ચોખા | ૭૭૦ લાખ | ૨૮૦ લાખ ટન. | ૨૫ લાખ ટન. | ૧૭૭.૫ લાખ પૌંડ |
| ઘઉં | ૨૩૦ લાખ | | ૧૨.૫ ,, | ૮૭૦.૫ ,, |
| જવાર | ૨૧૦ લાખ | ૮૪ | } ૫ ,, | ૩૦ ,, |
| બાજરી,મકઈ,ચણા | ૩૮૦ લાખ | ૪૦ | | |
| શેરડી | ૨૭ લાખ | ૯૦ | | |
| રૂ. | ૧૬૦ લાખ | ૫૮ લાખ ગાંસડી | ૫ ,, | ૨૭૫ ,, |
| શણ. | ૩૦ લાખ | ૮૯ ,, | ૭.૫ ,, | ૨૦૫ ,, |
| કરીયાણાં | ૧૫૦ લાખ | ૨૫ લાખ ટન. | ૧૫ ,, | ૧૭૦ ,, |

ઉપરના આંકડાઓ ઉપરથી સમજાશે કે હિંદમાં જમીનની ખોટ નથી પરંતુ જોઇએ તેટલી જમીન ખેડાતી નથી, અને જે જમીન ખેડાય છે, ત્હેમાં જોઇએ તેટલી ઉપજ નથી, એટલે માણસ દીઠ આવક બીજા દેશોની સરખામણીમાં બહુજ કમી રહે છે, અને તેથી ઉપજતી તંગીને પરિણામે માણસની જીંદગી પણ ટુંકી થતી જાય છે. આ સ્થિતિ અત્યંત દુઃખદ છે; અને તે સુધારવાને સત્વર પગલાં લેવાની જરૂર છે. આ દેશનો ખેડુત બીજા દેશોની સરખામણીમાં કોઇપણ રીતે ઉતરતો નથી. તે ખરેખર હુંશીયાર અને મહેનતુ છે, પરંતુ જે સંજોગોને લીધે તે વધુ ઉત્પન્ન કરી શકતો નથી, તે સંજોગો ઉપર તેનો કાબુ નથી. ડા. વેલકરે હિંદી ખેતીના સુધારાના સંબંધમાં કરેલા રિપોર્ટમાં જણાવ્યું છે કે " ઉત્તમ હિંદી ખેડુત બ્રિટિશ ખેડુત જેટલોજ સારો છે; અને કેટલેક અંશે તો તેના કરતાં પણ ચઢીયાતો છે, અને તે ખરાબ હાલતમાં હોય ત્યારે એટલુંજ કહી શકાય કે તે હાલતને કારણ મોટે ભાગે સુધારાને માટે જરૂરની સગવડનો અભાવજ છે, અને તેવી મુશ્કેલી તો કદાચ બીજા કોઇ પણ દેશમાં હશે. " આ સગવડો શોધી કાઢી, તે ખેડુતો માટે મેળવવી, એ આપણા નેતાઓની પહેલી ફરજ છે.

નવજીવન—ઓફિસ.

---

# નવલતા.

( ગતાંકથી ચાલુ. )

કાન્ત એ જાણતો હતો. પુરાણા વિચારના, સંકુચિત દૃષ્ટિના અને વ્હેમી પણ સરળ હૃદયના આત્મા કરતાં આવી અર્ધદગ્ધ વ્યક્તિઓ સમાજ પ્રગતિને પાછળ ધકેલે છે! પ્રફુલ્લમાં પુરાણા સંસ્કાર ન્હોતા તેમ નવીન ઉત્સાહ એ ન્હોતો. હૃદય સરળ તો ન્હોતુંજ. તેના અસ્તિત્વનું પણ કેટલીકવાર વિસ્મરણ થતું. પ્રફુલ્લની અર્ધદગ્ધ કેળવણી અને પ્રમત્ત

લોભી વાતાવરણનું; આ અતિ સામાન્ય પરિણામ હતું. નિઃસ્વાર્થવૃત્તિ, વા પ્રગતિના વિચાર સ્વપ્ને પણ તેને દેખાતા નહિ. ફૂઇજીના માર્મિક વચન અને બ્હારથી સાંભળેલી વાતપરથી કાન્તને સંશય ઉત્પન્ન થતો હતો. ફૂઇજીનાં પરાક્રમ માટે તેને કાંઇક ભીતિ પણ લાગી, કારણ જનસમૂહના વિચાર પ્રમાણે પ્રફુલ્લમાં સર્વ "પ્રતિષ્ઠિત" ગણાતા ગુણ ઉતર્યા હતા. નવલતા જાણતી હશે? નવલતા એ સંબંધી વાત ન્હોતી કરતી, તેની અસ્વસ્થતા માટે કાન્ત વાત કરતો ત્યારે એ હસી કહાડતી, તેથીજ કાન્તની મુંઝવણને હદ ન્હોતી રહી. નવલતાએ ફૂઇજીની "શોધ" સ્વીકારી હશે—સ્વીકારવી પડી હશે? શેઠે કબુલ કરાવ્યું હશે! નવલતા હૃદયના ઉચ્ચતમભાવ ભૂલી ગઇ હશે! ઉત્કૃષ્ટ આદર્શ ફૂઇજીના પ્રપંચ સ્હામે થઇ શકયા ન હોય—ટકી શકયા ન હોય! પ્રથમ પ્રહારેજ આત્મબળ પરાજય પામ્યું હશે! નીતિ ધૈર્ય જરૂર વખતેજ ખુટી ગયું હશે! નવલતાના હૃદયના સંસ્કાર ભુસાઇ ગયા હશે! લક્ષ્મીથી વા પ્રતિષ્ઠાની પ્રભાથી છેતરાઈ હશે!—પળવાર એ ક્રૂર સંશયને સ્થાન મળ્યું, તત્ક્ષણ નીચે ગબડી ગયો. અસંભવિત! નવલતા સામાન્ય ન્હોતી. એનો આત્મા જુદોજ હતો, ત્યારે ફૂઇજીના વિજયી હાસ્યકટાક્ષનો શો અર્થ? નવલતાના ફેરફાર—મૌનનું કારણ શું? શેઠનો અગમ્ય વિરોધ શા કારણે? નવલતા શામાટે કહેતી નહોય! શરમાતી હશે! શરમાળ શામાટે! ફૂઇજીની શોધ સ્વીકારવી પડી હશે? એ જાણતી હશે કે નહિં! આ સર્વ પ્રશ્નના ઉત્તર મેળવવામાંજ કાન્ત રાત્રિદિવસ ખુટાડતો.

અત્યાર લગી પોતાના અંતર વિલાપ કાન્ત કાંઇક શમાવી શકતો. જનસમૂહાયની ક્રૂરતા અને અન્યાય માટે શોક કરતો, અસ્વસ્થ થતો, પણ આટલી અકલામણ, અતિ તીવ્ર અસહ્ય વેદના પ્રથમ કોઇ દિવસ અનુભવી નહોતી.

ઉચ્ચત્તમ, ગિરિ શૃંગે ઉડનારી નવલતાને જનસમૂહાયના ઝેરી વાતાવરણનો સ્પર્શ સરખોગે થશે, એ કાન્ત સ્વપ્ને પણ કલ્પી શકયો ન્હોતો. જનસમૂહના અનેક પ્રશ્નો ઉકેલતાં કોઈક વખત નવલતાની પણ એ દૃષ્ટિબિન્દુથી તુલના કરવી પડશે એ વાતનું સ્વાભાવિક વિસ્મરણ થયું હતું, આજ સુધી તો નવલતાની વ્યક્તિ એની કલ્પનામાં તટસ્થ રહી જતી. જનસમૂહનો સ્પર્શ એને પણ થશે, તેના પ્રહાર એને પણ ખમવા પડશે, એને પણ એટલાજ દુઃસહ લાગશે, એ વિચારને અવકાશ ન્હોતો. સુશિક્ષિત, સંસ્કારી, ઉત્સાહી યુવક અજ્ઞાન શુષ્ક વિચારની યુવતિ સાથ જોડાતાં તેઓનો જીવન માર્ગ કેટલો મુશ્કેલ બને છે, એવા વિચિત્ર સંયોગ—એવા અપૂર્ણ શસ્ત્રો જનસમૂહના પ્રાકૃત વાતાવરણ સ્હામે પરાજય પામે, તે એ સ્હમજ્યો હતો—એ સંબંધી વારંવાર ફરિયાદ કરતો, પરંતુ સુશિક્ષિત, સંસ્કારી, કોમળ હૃદયની, નિરાધાર યુવતિને શુષ્ક હૃદયના, સંકુચિત વિચારના, અર્ધદગ્ધ યુવક સાથ બંધાતાં જીવન કેટલું નિર્માલ્ય, અસહ્ય, મૃત્યુવત્ બને એ વિચાર—તરંગ પ્રથમ સ્ફુરવા લાગ્યો. તે સાથેજ અસંખ્ય વ્યથાનાં દૃશ્ય ઉઘડતાં ગયાં. એનાં ઉચ્ચ સ્વપ્ન જાણે પૃથ્વીપર પછડાયાં. નવલતાની પાંખ સરી જતી લાગી. અવ્યક્ત ભીતિ ઉત્પન્ન થઇ. જનસમૂહનાં ક્રૂર બંધન શૂળ પેઠે ખુંચવા લાગ્યાં. તેના મલીન સ્પર્શથી આસપાસનું સર્વ વાતાવરણ મલીન બની ગયું. આત્મા જાણે એ મલીન વાતાવરણથી ગુંગળાઈ ગયો. સ્વપ્ન રહ્યું નહિ. તટસ્થતા હવે ભુસાઇ ગઇ. સ્વતંત્ર તટસ્થ વ્યક્તિત્વના આકર્ષક

રંગપર જનસમૂહના વાતાવરણના પડછાયા પડયા, એનું રંગ–સ્વરૂપ બદલાયું. કાન્તે એ વિશુદ્ધ આકર્ષક રંગ પાછા લાવવા પ્રયત્ન કર્યા. એ જનસમૂહના બંધન તોડી નાંખવા અતિ ઉતાવળો બન્યો. અસહ્ય અસ્વસ્થતાનેજ સંપૂર્ણ અવકાશ મળ્યો. એ કાર્યમાં ભલે પોતાનો નાશ થાય! ભલે જીવનના સ્વાભાવિક વા પ્રતિદિન નિયમોનું ખંડન થાય! પણ જનસમૂહને નવલતાની પાંખ છીનવી લેવાનો શો અધિકાર? તેના સ્વાતંત્ર્યને છેડવાનો શો અધિકાર!

ફુઇજીના કેટલાક માત્ર શબ્દોએ સ્વપ્નદર્શી કાન્તની લૌકિકદષ્ટિએ પોતાની સ્થિતિ અને અધિકારનું ભાન કરાવ્યું હતું. નવલતાને મુક્ત કરવા જનસમૂહને, લૌકિક સંપ્રદાયને સ્હામે થવા એને શો અધિકાર? એ કોણ? એ સંપ્રદાય સામે માથું ઉંચકે તો તેની શિક્ષા તૈયારજ હતી. જનસમૂહ–ના રાજ્ય–જેટલી ઉત્કંઠા, શાસનનો અધિકાર મેળવવા (કે "પ્રતિષ્ઠા" સાચવવા) દર્શાવે છે–અને તેનો જેટલો ઉપયોગ કરે છે, તેટલી ઉત્કંઠા દુઃખ ઓછાં કરવાના અધિકાર મેળવવા વા તેનો ઉપયોગ કરવા દર્શાવતાં નથી. નવલતાએ મૌનવ્રત ધારણ કર્યું હતું. એ જાણતી નહોતી કે જાણીને બોલતી નહોતી. કાન્ત આથીજ ગભરાયો હતો. તેથીજ એનો ઉદ્વેગ વધ્યો હતો. ફુઇજીના કટાક્ષ ખરેખર અસહ્ય હતા. એની સ્થિતિ વિચિત્ર હતી. શું કરવું? નવલતાને પૂછવું! નવલતાને કહેવું કે નહિ? શા માટે ન પૂછવું? પણ નવલતા ન પૂછે તો મ્હારે શા માટે પૂછવું! ફુઇજીની "શોધ" સ્વીકારી હશે કે સ્વીકારવી પડી હશે તેથી આ વિચિત્ર ફેરફાર હશે! ન પૂછીને આ કઢંગી સ્થિતિમાં ક્યાં લગી રહેવું? શોકના વિરોધનું, નવલતાના મૌનનું, અને ફુઇજીના કટાક્ષનું કાંઇ પણ કારણ હોવું જોઇએ.

"કાન્ત કેટલાક બ્રહ્માંડની ચિંતા ઉકેલી?" નવલતા કેટલોક વખત થયાં ધ્યાનગ્રસ્ત કાન્તને જોતી પુસ્તકાલયના બારણામાં ઉભી હતી. એ કાન્તને ખબર નહોતી. નવલતાએ કાંઇક ઉલ્લાસથી એને જાગ્રત કર્યો.

"લતા! મ્હારા પોતાનાજ બ્રહ્માંડને હું સ્હમજીએ શકતો નથી, તો બીજાની ચિંતા ઉકેલી કેમ શકું? કેટલોક વખત થયાં ઉલટું ત્હમે મ્હારા કરતાં વધારે વિશ્વની વેદનાનો ભાર ઝીલતાં હો, એમ લાગે છે. આજ વળી એ સદ્‌ભાગ્ય કે આટલા યુગ પછી આ રીતે વાત કરવાના વખત મેળવ્યો છે." કાન્તે મૌનની ફરિયાદ નોંધાવી.

"તમે નાદાનજ રહી ગયા અને રહેશો. હું હવે મોટી થઇ." નવલતાએ ફુઇજીનું એટલે લૌકિકનીતિના સિદ્ધાન્તનું સ્વરૂપ ઉકેલવા માંડયું "એ ત્હમને ખબર ન હોય. સ્ત્રીઓ એકદમ "મ્હોટાં" થઇ જઇ શકે–થવુંજ જોઇએ. "મોટા" થવાની હમારામાં જે અતિ વિલક્ષણ શકિત છે, તે પુરૂષોમાં નથી. તેને "મ્હોટા" થવાની આવશ્યકતા પણ નથી. "મ્હોટાં થવું" એટલે જનસમૂહનો સંપ્રદાય સ્વીકારવો. એનો અર્થ એમ નહિ કે આત્મવિકાસના પ્રયત્ન કરવા. "મ્હોટાં" થયાં એટલે હમારે તરતજ કહેવાતા સતી ધર્મ સંપૂર્ણ ગ્રહણ કરવા જોઇએ. એ વિષય પરના ભલા લોકોએ લખેલાં અસંખ્ય પુસ્તકો ઉથલાવવાં. ગમે તેવો અન્યાય થતો હોય, ગમે તેવાં દુઃખ સહન કરવાં પડે, તો પણ સતી સીતાના માત્ર નામથીજ હમારી સ્વર્ગની કુંચી હમને જડી જાય છે. સ્વર્ગના

ભંડાર સહસા ખુલી જાય અને તત્ક્ષણુ હમારા ખાસ સ્વર્ગને દ્વારે હમે ઉભાં રહીશું. એ સર્વ હમારે સમજવું જોઇએ, ન સમજાય તો સતી દૃષ્ટાંત તો ખોળી રાખવાંજ જોઇએ. પુરૂષો ગમે તે ઉમ્મર લગી નાદાન રહી શકે. પુરૂષો પતિ ધર્મની ઝાંખી કરવાની લેશ માત્ર આકાંક્ષાયે ન દર્શાવે તો કાંઇ નહિ. સ્ત્રીઓએ સતી સીતા જેવાં થવું જોઇએ. પુરૂષોએ રામ જેવા થવાની જરૂર નથી. પતિધર્મનાં પુસ્તકો શાં ? એનો ઉપયોગ શો ? એમાં ગૌરવ શું ? યુદ્ધમાંથી નાશી જનાર પતિ ધર્મનું ભાન કરાવી, શરમાવી તેની સાથે યાહોમ કરી કુદી પડનાર વીર ક્ષત્રાણીનું સતીત્વ અને આત્મબળ આજ ઇતિહાસમાંજ રહી ગયાં છે. ગમે તેવા કોમળ હૃદયની, સ્નેહાળ, સુશિક્ષિત, કુલીન, નિઃસ્વાર્થી યુવતી હોય તો પણ તેને જીવનનો અધિકાર નહિ; સુખનો અધિકાર નહી, મૃદુશબ્દનોયે અધિકાર નહી. મૃત્યુવત્ જીવનમાં, નિરર્થક દુઃખમાં, પોતાનાં વ્યક્તિના અનંત વિસ્મરણમાંજ તેનો સ્ત્રીધર્મ સમાપ્ત થાય, તેમાંજ તેનું સ્વર્ગ કલ્પી શકાય. યુવતીયોએ "વિનયની વાળી" "શિયળની સાડી" "હેતનો હાર" ધારણ કરવાં. પુરૂષો ભલે પાષાણ હૃદય ધારણ કરે, ભલે નિર્દોષ નિરાધાર આત્મા સામે સ્વચ્છંદ કટાર ઉગામે ! લગ્ન............" "લગ્ન !" કાન્ત બોલી ઉઠયો–" લગ્ન કોણ કરે છે ? લગ્ન કયાં આવશ્યક છે ? હૃદયની ઉર્મિઓ, અન્યોઅન્ય આત્માનું ઐક્ય, શાન્તિ વા સુખના અધિકારના વિચાર ઉદ્ભવેજ નહિ, અને જો તેમ થાય તો તેના વિસ્મરણમાંજ ચાતુર્યનો ભંડાર ખુટી જાય. ગણત્રીમાં તો અન્ય વસ્તુઓનો સમાવેશ થાય, કોઇ વાર પ્રતિજ્ઞાના પ્રેતને સન્માન મળે, કોઇવાર લોકાચારની આજ્ઞા સ્વીકારાય, કોઇવાર અંધમલિનતા રૂઢ ધર્મ તરફ ધકેલે, કોઇવાર વડીલોનો પક્ષપાત ઉમેરાય તો કોઇવાર ગમે તેવા સ્વતંત્ર વિચારને પણ નીચ આત્માની બ્હીકથી તેના અધિકારને નમ્યું આપવું પડે, તેને માન મળે, અસંખ્ય નિર્દોષ આત્માનું લક્ષ્મીને યાહોમ બલિદાન અપાય, તેના ધુમાડામાં કોમળ હૃદય ગુંગળાય–તોએ તેને ધર્મ કહેવાય. શ્રીમંત થવા વા કૃતિમ પ્રતિષ્ઠા જાળવવા, દરેક યુક્તિ, દરેક યોજના ને કર્તવ્યનું નામ આપતાં સ્હેજ પણ સંકોચ ન થાય. પુરૂષોને–ખાસ કરીને સુશિક્ષિત યુવકોને પોતાના સ્વતંત્ર વિચારને અમલમાં મૂકવાનો કાંઇક અવકાશ છે ખરો, જોકે તે છતાં, એ સ્વાતંત્ર્ય કે અવકાશનો ઉચ્ચતમ આદર્શ માટે આત્મભોગ આપનારની સંખ્યા નહિ જેવી છે–સ્ત્રીઓને તો એ સંબંધી કોઇ પણ પ્રકારના અધિકારની ઝાંખી સરખીએ થાય છે કયાં ? સ્ત્રીઓના વળી વિચાર શા ? સ્ત્રીઓ સ્વતંત્ર વિચાર કરીજ કેમ શકે ? સ્ત્રીઓની સંમતિની શી આવશ્યકતા ? વડીલની આજ્ઞા એજ એમનો આદર્શ, એજ એમનું સુખ. જો તેમના વિચાર પ્રમાણે કાર્ય થાય તો પછી વડીલ શા કામના ? તેમનો અનુભવ શા કામનો ? શું વડીલ તેમના સુખનો વિચાર ન કરી શકતા હોય ! આત્મભોગ, વ્યક્તિ અને પ્રજાની પણ પ્રગતિને કારણે અતિ આવશ્યક પ્રથમ લક્ષણ છે. ઉચ્ચતમ આદર્શો માટે વ્યક્તિ વા પ્રજાએ કેટલો આત્મભોગ આપ્યો છે, તે પરથી તેની પ્રગતિ કહી શકાય. કેટલો આત્મભોગ આપી શકે છે, આપવાને તૈયાર છે–તે પરથી તેના ભવિષ્યની પ્રગતિની આશા બાંધી શકાય. સુશિક્ષિત યુવકોના અસંતોષનું તેઓના કાયમાં રૂપાંતર થયું નથી, ત્યાં સુધી પ્રગતિના વિચાર વ્યર્થજ ગણી લેવા, એ રૂપાંતર માટે આત્મભોગ આવશ્યક છે. સુશિક્ષિત યુવકોએ ના પાડવાનું ધૈર્ય અને આત્મભોગ શીખવા જોઇએ. તેઓએ નિશ્ચય

કરવો જોઇએ કે જ્યાં લગી પોતાના ઉચ્ચતમ આદર્શો સંપૂર્ણ છુટથી અમલમાં મૂકવામાં ન આવે, જ્યાં લગી યુવક અને યુવતીના પણ અધિકારની ઝાંખી ન થાય, જ્યાં લગી તે બન્નેની સંમતિ લેવામાં ન આવે, તેમના સુખનો, પ્રેમનો વિચાર કરવામાં ન આવે, ત્યાંલગી પોતે એવાં કહેવાતાં લગ્ન માટે ના પાડે; ભલે પછી લોકાચારનો અનાદાર થાય, પ્રતિષ્ઠાના મૃગજળ અદૃશ્ય થાય, રૂઢિ–ધર્મનાં બંધન તુટે, નિર્દોષ આત્માને બદલે ભલ લક્ષ્મીની કૃત્રિમ પ્રભાનું બળીદાન અપાય. વડીલોના પક્ષપાત અને પ્રમત્ત આજ્ઞાનું ભલે ઉલ્લંઘન થાય.

" પાપ માટે, દુષ્ટ કર્મ માટે–અરે! ન્હાનામાં ન્હાના દોષ માટે, "વડીલની આજ્ઞા" નો બચાવ આરોપી કરી શકતો નથી. ન્યાયસભા તે સ્વીકારતી પણ નથી. પોતાના કર્મ માટે દરેક વ્યક્તિ પોતે જવાબદાર છે. એ ન્યાય સિદ્ધાંત સર્વમાન્ય છે, છતાં અતિ આશ્ચર્યની વાત છે કે કોમળ, નિર્દોષ આત્માને મૃત્યુવત્ બનાવી દેવાના, તેના જીવનને ઉજ્જડ કરી નાખવાના, અતિ ગંભીર પાપ માટે " વડીલની આજ્ઞા " ના બચાવનો લાભ લેવા, લેશમાત્ર સંકોચ વિના, સુશિક્ષિત યુવકો પણ આકર્ષાય છે. નીચ આત્માઓનો અધિકાર નાશ કરવા માટે નીતિ, ધૈર્ય, ચારિત્ર્ય અને વ્યક્તિત્વના વિકાસ અર્થે, તથા પરિણામે જન સમાજની પ્રગતિ કરવા માટે સ્વાર્થત્યાગ–આત્મભોગ–અતિ આવશ્યક તત્વ છે. એ કારણેજ જીવનના કેટલાક ચિત્રવિચિત્ર પ્રસંગો વખતે–ના પાડવાનું સામર્થ્ય અમૂલ્ય થઇ પડે છે. સુશિક્ષિત યુવકોએ જો જનસમાજની પ્રગતિનું કાર્ય ઉપાડી લીધું હોય, સુશિક્ષિત યુવકો દેશને પ્રગતિને પંથે દોરવાની અભિલાષ રાખતા હોય, તો એ સામર્થ્ય, એ નીતિ ધૈર્ય એમનામાં સ્ફુરવાં જોઇએ. દિન પ્રતિદિન તેનો એમનામાં વિકાસ થવો જાઇએ–એ સત્યાગ્રહી યુદ્ધ સતત ચાલુ રખાવું જોઇએ......"

નવલતા અને કાન્ત આ પ્રમાણે આવેશથી વાદવિવાદ કરતાં હતાં. શા કારણથી એઓ ઉશ્કેરાયાં હતાં, તે પૂછાયું હોત તો તેઓ એકદમ જવાબ આપી શકે તેમ નહોતું. બન્ને પોતપોતાની આંતરવેદનાને માર્ગ આપતાં, પરંતુ એ વેદનાનું ખરું સ્વરૂપ એ બેમાંથી કોઇને પણ બરાબર સ્પષ્ટ થયું નહોતું. તેઓ કાંઇ અન્યોન્ય લડતાં નહોતાં. કોઇક અજાણ્યા શત્રુ–કોઇક અગમ્ય શક્તિ સ્હામે લડતાં હતાં. વર્ષો થયાં જડમૂળ નાંખી રહેલા મહાસાગરમાંના ઉંડા રાક્ષસી વેલામાં તેઓના પગ ગુંચવાતા હતા–ડૂબતા બચવા માટે લડતાં હતાં. સર્વથી વધુ હિમ્મત આપનારને નિર્દોષ યુવતીઓના આત્મા સ્વાધીન કરવાની પદ્ધતિ સ્હામે, સ્વામિત્વની સ્વાભાવિક માનવપ્રકૃતિ સ્હામે, કુટુમ્બની સાંકળ સ્હામે, માત પિતાના અધિકાર સ્હામે, લોકાચાર સ્હામે, તેની પ્રતિજ્ઞા સામે તેના સ્નેહની કૃત્રીમ ભાવના સ્હામે, તેઓ લડતાં હતાં. ગાઢ અંધકારમાં માત્ર એક ઝાંખી રશ્મિનો પ્રકાશ હતો–સમર્થ ચારિત્ર્ય, વ્યક્તિત્વ, સ્વાતંત્ર્ય.

બારણા પાછળ કાન દઇ ઉભાં રહેલ કર્તવ્યપરાયણ ફૈઇજીને આ વાદ વિવાદ બહુજ અમુલ્ય હતો. એવાજ કાંઇક પ્રસંગ માટે ફૈઇજી ફાંફાં મારતાં હતાં. ફૈઇજી વાદ વિવાદ સમજ્યાં ન્હોતાં. કાન્તે ".લગ્ન માટે ના પાડવી ". એમ કહ્યું એ એમને કાને પડયું. એટલુંજ બસ હતું. બીજું સમજવાની જરૂર ન્હોતી કાન્ત નવલતાને લગ્ન માટે

ના પાડવાનું સમજાવતો હતો એ આથી વધારે સ્પષ્ટ કેવી રીતે થાય—" કાનો કાન સાંભળ્યું "! ફૂઇજીનું કાર્ય અતિ સરળ થઇ ગયું. ફૂઇજીની યોજનામાં હવે કશું બાકી ન રહ્યું. નવલતાના વિરોધનું કારણ કાન્તજ હતો. કાન્તજ એને ઉશ્કેરતો. શેઠને ફૂઇજીએ એ સર્વ સમજાવી દીધું. શેઠ અને ફૂઇજીએ નિશ્ચય કર્યો કે—હવે જેમ બને તેમ જલદી નવલતાના સ્વાતંત્ર્યને અવકાશ ન મળે, એવી વ્યવસ્થા થવી જોઇએ.

૭.

બીજેજ દિવસે ફૂઇજીએ નવલતાને પિતાશ્રીની આજ્ઞા સાંભળવા હાજર કરી. પિતાશ્રીએ જાણે અતિ હર્ષ અને કાંઇક ચાતુર્યથી ગંભીર સ્વરે નવલતાને સમજાવવા પ્રયત્ન કર્યો. નવલતાના વિચાર અને વિરોધ એઓ જાણતાજ ન્હોતા. પોતાની આજ્ઞાને નવલતા જાણે અતિ હર્ષથી વધાવી લેશે, એમ માની લેવાનો ઢોંગ કર્યો. પરંતુ હૃદયને એથી સંતોષ ન મળ્યો. એ પરિણામ કલ્પી શકાતું નહોતું " હું........લતા......આ ફૂઇજી કાંઇ...વાત લાવ્યાં છે. હું તો હા પાડું છે પણ મ્હારે ત્હને સ્હેજ કહેવું...ખબર...... આપવી જોઇએ. "

" હા, એ ત્હમે તેથી વળી એટલુંયે......" ફૂઇજીએ યથાયોગ્ય શેઠને અનુમોદન આપ્યું. " ભાઇ, પણ વાત શી છે તે તો કહો? " નવલતાએ ફૂઇજીનું અસ્તિત્વ ન સ્વીકાર્યું. ફૂઇજીનું વાકચાતુર્ય તરતજ બંધ કર્યું.

" જો જો કેટલી ઉતાવળી થાય છે? " ફૂઇજીએ હાસ્યનો પ્રયત્ન કર્યો. નવલતાના સંશય દૃઢ થયા. ક્રોધથી શાંત રહી. ફૂઇજીના હાસ્યને પ્રત્યુત્તર ન મળ્યો. પિતાશ્રીને પોતાનું કાર્ય વધારે મુસ્કેલ લાગ્યું. વાતાવરણ સ્પષ્ટ રીતે પ્રતિકૂળ હતું. આખરે ફૂઇજી સ્હામું જોઇ ઝંખવાળ્યું—" નવલતા હમે........એમ છે કે...........ત્હારે માટે...... સારૂં ઘર......સારા વર......નો વિચાર......ત્હારા વિવાહનો નિશ્ચય કર્યો છે. છોકરો શ્રીમંત, કુલિન અને પ્રતિષ્ઠ કુટુમ્બનો છે."

" કુટુમ્બ—હશે—પણ એ પોતે........."

" એ પણ કાંઇ........ખોટો નહિ—કાંઇ શીખ્યો પણ છે. આપણા પરિચયમાં પણ આવ્યો છે......તું ક્યાં પ્રફુલથી અજાણી છે? પ્રફુલના પિતા મને મિત્રના હકથી પ્રફુલ માટે ત્હારી માંગણી કરે છે...."

" ભાઇ......" નવલતા આવેશમાં વધુ બોલી શકી નહિ તેનો અર્થ જુદો થયો.

" બાળ—તારે કહેવું હોય તે-બેશક કહે—શરમાય છે શેની? હું કહુંછું ને?" આરોપીને શિક્ષા નક્કી કર્યા પછી તેના બચાવ માટે ખોટો વિવેક પ્રદર્શિત થયો. નવલતાથી હવે ચૂપ રહેવાથી તેમ નહોતું. આ પ્રસંગ અને ફૂઇજીના પ્રપંચનુ ગંભીર રહસ્ય, એ સમજી ગઇ હતી. મનસંકોચનો સમય ન્હોતો, " ભાઇ એમનાથી હું અજાણી નથી, એ મ્હારૂં સદ્‌ભાગ્ય. એમના સદ્‌ગુણ અને લક્ષણનું મ્હે કાંઇ અવલોકન કર્યું છે. જે થોડી ઘણી વિદ્યા એમણે મેળવી છે, તેનો એ દુરૂપયોગજ કરી શક્યા છે વિદ્યા અને વિદ્યા-

ભ્યાસીને અનેક શાપ આપવામાંજ એમનું વિદ્યાધન ખર્ચાય છે. લક્ષ્મીને પ્રતાપે ગરીબ સ્થિતિનાને તિરસ્કારની દૃષ્ટિથી જોવાનો જાણે એમને ઇશ્વરદત્ત અધિકાર મળ્યો હોય ? લક્ષ્મીના પ્રતાપમાં એમને એટલી બધી શ્રદ્ધા છે કે એમની સામાન્ય વાતમાં પણ એ ઝળકી ઉઠે છે. યુવતિઓના કલ્યાણર્થે તો એમના ઉત્સાહ અને પરિશ્રમ જાણીતા છે. કોઇ-પણ સુશિક્ષિત યુવતિ એમના પ્રહારથી બચી શકે તેમ નથી, તેમજ સુશિક્ષિત યુવકને મૂર્ખ ગણી લઇને મુશ્કેલ સ્થિતિમાં ક્યારે આવે, એ આશા તેમને અતિ આકર્ષક અને સ્વાભાવિક લાગે છે." "લતા એ તો એમ કહે તેથી...એના ઘર સાથેનો આપણો સંબંધ."

"ના, ના, ભાઇ ત્હમે એમને ત્હમારા મિત્રના પુત્ર તરીકે ઓળખ્યા છે. મ્હેં એમની પ્રવૃત્તિઓ તપાસી છે, એમના વિચાર એમની પાસે ઘણીવાર સાંભળ્યા છે. એમનું વર્તન, ચારિત્ર્ય પણ કાંઇક જાણું છું...ત્હમારા મિત્ર.....આપણો સંબંધ...ત્હમારી સ્વાભાવિક ઉત્કંઠા હું જાણું છું. સમજી શકું છું. પરંતુ જેને લક્ષ્મી સર્વસ્વ હોય, ગરીબના જીવનમાં શ્રીમંતના દાસત્વનોજ સમાવેશ થયો છે એવા જેના વિચાર હોય, સુખની અભિલાષા, સ્વાતંત્ર્ય અને સ્વમાનની આકાંક્ષા ગરીબ રાખીજ ન શકે-તે સર્વ શ્રીમંતનેજ પ્રીય હોવા જોઇએ, તે ભોગવવાનો તેમનોજ અધિકાર હોય એવી જેમની માન્યતા હોય, ગરીબના હૃદયના અસ્તિત્વનું ચિન્હ સરખુંયે જેઓથી સાંખી ન શકાય, અન્યના સ્વમાન અને સ્વાતંત્ર્ય માટે જેને તિરસ્કાર હોય તેને મ્હારૂં જીવન સોંપી શકતી નથી. લક્ષ્મીથી પ્રાપ્ત થતી સગવડ-વિલાસ પોતે ભલે ભોગવે, પરંતુ એમના માની લીધેલા અધિકારને હદ હોવી જોઇએ. અન્યના જીવનને નિર્માલ્ય બનાવવાની એમની નીચ પ્રકૃતિનો નાશ થવો જોઇએ. મ્હને વિદ્યા અને આત્મવિકાસ માટે અતિ તીવ્ર ઉત્કંઠા છે. લક્ષ્મી સર્વસ્વ નથી-તેથી જીવનમાં કાંઇક સગવડ મળતી હશે, કાંઇક સરળ બનતું હશે પણ તેથી વધુ ? દરેક માનવ બાળને, રાય કે રંક, સુખની અભિલાષા, સ્વમાન, સ્વાતંત્ર્યની આકાંક્ષા હોય છેજ અને હોવીજ જોઇએ એમ હું માનું છું. સર્વને એ સરખાંજ પ્રિય છે. અને સર્વને એ ભોગવવાનો સરખો અધિકાર છે. માત્ર પુરૂષોને ખાસ કરીને શ્રીમંત પુરૂષોનેજ હૃદય હશે, એમ હું માની શકતી નથી. પ્રભુએ હૃદયનું વેચાણ કર્યું નથી. ગરીબ અને સ્ત્રીઓના હૃદયના અસ્તિત્વ માટે ઘણાને સંશય હશે, મ્હને તેમ નથી. સુશિક્ષિત સ્ત્રીઓ માટે, તેમના સ્વમાન, અને સ્વાતંત્ર્ય માટે જેમને તિરસ્કાર હોય તેમના પ્રત્યે મ્હને પણ ઓછો તિરસ્કાર નથી. એવા નિચ, સંકુચિત શુષ્ક આત્માને ક્ષુદ્ર હૃદયને ઉત્તેજન વા વિજયનો અવકાશ આપવો એ હું પાપ...એવાને "

"લતા, તું બહુજ ઉતાવળી છે, આખરી છે. એક આંખે જુએ છે. તું ન્હાની છે. સર્વ વસ્તુ.....સર્વ સંજોગોના વિચાર......આપણે કાંઇ આજને આજ વિચાર... નિશ્ચય કરવો નથી...ત્હારે વિચાર કરવા વખત છે. ધીમી થા શાંત થા વિચાર કરી જો."

"નહિતો પછી..." કૃષ્ણજીને યુક્તિથી સુચના ઉમેરવાનો પ્રસંગ આવ્યો.

"નહિતો પછી શું ?" નવલતાએ અતિ આવેશથી મોટે ઘાંટે પૂછ્યું.

"હા કેરવીજ પડશે" કૃષ્ણજીનો-ઓઠાચારનો કૂર પ્રત્યાઘાત થયો.

"ભાઇ, વધુ વિચારની જરૂર નથી વધુ વિચાર મ્હારાથી થઇ શકે તેમ નથી અને કરવાનીયે નથી. મ્હારો નિશ્ચય થઇ ગયો. દ્રઢ છે–અચળ છે. મ્હારી ના ની કોઇથી પણ હા કરી શટાય તેમ નથી......" સ્વમાન અને આત્મસ્વાતંત્ર્ય એ વિના સંકોચે લોકાચારને પ્રત્યુત્તર દીધો. પુરાણા શસ્ત્રો નવીન અનિવાર્ય આત્મબળ સ્હામે ટકી શકયાં નહિ–નકામાં થઇ ગયાં. વિદેહી સુશિક્ષિત સંસ્કારી પત્નીના થોડા ઘણા પરિચયનો પ્રભાવ હશે, નવલતાપર નિરંકુશ વાત્સલ્યનું પરિણામ હશે, કે નવલતાના આત્મબળના સામર્થ્યની અસર હસે, ગમે તેમ હો પણ ફુઇજીની સુચના અમલમાં મુકાઇ નહિ. શેઠથી નવલતાને વધુ કહેવાયું નહીં. નવલતા બ્હાર દોડી ગઇ, કોઇથી રોકાઇ નહિ. પિતાશ્રીએ ફુઇજી સ્હામુ જોયું. ફુઇજીની યુક્તિ હાલ તરતતો નિષ્ફળ થઇ. આ સર્વ મુશ્કેલીનું કારણ કાન્ત હતો એ હવે પુરવાર કરવાનું રહ્યું નહિ, નિઃસંશયજ હતું નવલતાએ કોઇનું ખુન ન્હોતું કર્યું. ઘરને આગ ન્હોતી લગાડી, એતો દરરોજ સાંભળીએ, એતો સામાન્ય ઘટના હતી. નવલતાએ તદ્દન અસાધારણ મહાપાપ વ્હોરી લીધું હતું. વર્ષો થયાં પ્રતિષ્ઠા પિતાશ્રી અને લોકાચારની આજ્ઞાનું લોકાચારનીતિનું ઉલ્લંઘન કર્યું હતું. પિતાશ્રી, ફુઇજી અને લોકાચારે "શોધી કહાડેલા" પતિ પ્રત્યે તિરસ્કાર દર્શાવવાનું બીડું ઝડપ્યું હતું. કારણ—કાન્ત.

પુત્રી તરફ શેઠને અતિશય સ્નેહ હતો. જનતાં સુધી તેને કોઇ દિવસ નાખુશ ન્હોતા કરતા. નવલતાના ચારિત્ર્ય અને બુદ્ધિપર તેને અનંત શ્રદ્ધા હતી, અને આટલાએ વિરોધનાં કારણ એમની "સોદો" કરવાની પ્રકૃતિ, લોકાચારપર દ્રઢ માન્યતા—તેની ભીતિ, એમના વિચાર પ્રમાણે પ્રફુલની સંપુર્ણ યોગ્યતા, મિત્રના પુત્ર પ્રત્યે સ્વાભાવિક પક્ષપાત. નવયુગના નવીન ઉચ્ચતમ આદર્શની અગત્ય અને અપેક્ષા સમજાવાનું તેની કલ્પનાશક્તિથી બહાર હતું. "હમે શું એનું શ્રેય સમજી નથી શકતા" એમ માનનાર, એજ કારણે પુત્રીને ગમે ત્યાં ગોઠવી દેવાનો સંપૂર્ણ અધિકારનો દાવો કરનાર, નવલતાના હૃદયની અપેક્ષા અને વિરોધનું સ્વરૂપ ન સમજી શકે એ સ્વાભાવિક હતું. વિરોધ સમજી ન શકાય એટલુંજ નહિં પણ તેનું અસ્તિત્વ સરખું પણ કેમ મનાય? નવલતાનો વિરોધ હતોજ નહિ. હોઇજ શકે નહિ. ખરો વિરોધ તો–કાન્તનોજ. કાન્તજ નવલતાને ઉશ્કેરતો હશે સંશયની વાત ન્હોતી. ફુઇજીએ પુરવાર કર્યું હતું કે કાન્ત નવલતાને "લગ્ન માટે ના પાડવી" એવું સમજાવતો હતો. નવલતાના પ્રત્યુત્તરથી એમને અત્યંત શોક ઉત્પન્ન થયો હતો. પણ નવલતાના નિશ્ચયનું સ્વરૂપ અને આત્મબળનું પરિણામ પરિચયને લીધે, એઓ કાંઇક કલ્પી શકયા હતા એટલે નવલતાને વધુ કહેવાને એની સ્હામે વિરોધનો વિચાર માંડીજ વાળ્યો. ક્રોધનાં બાણ હવે સ્વાભાવિક રીતે કાન્ત તરફજ ફેંકાવા લાગ્યાં. ફુઇજીની બળની સૂચનાના ઉપયોગથી અનિશ્ચિત પરિણામ વ્હોરી લેવામાં ભય હતો. વ્યાપારી પિતાને વ્યાપારી યુક્તિજ જડી. કાન્ત પોતાની ઇચ્છાથી ઘરમાંથી ખસી જાય તો સર્વ વ્યથા મટી જાય. એ માટે યુક્તિથી કાન્તના લોભને આકર્ષવાનો નિશ્ચય કર્યો. સારી જગ્યા આપવાનું કાંઇક વચન આપીશું કાંઇક આશા આપીશું. મ્હારે કયાં મુશ્કેલ છે......એ ખસી જશે એટલે નવલતા બધું એની મેળે ભુલી જશે. એનો વિરોધ ઉડી જશે." આ "સોદા"થી વ્યાપારી પિતાને અત્યંત સંતોષ થયો.

કાંઇક ફેરફાર થયો હતો તે એ જાણતો હતો, પણ તેનું ખરેખરૂં આંતર સ્વરૂપ પ્રકટ થયું ન્હોતું. ખાસ કરીને નવલતાનું વિલક્ષણ વર્તન દિનપ્રતિદિન વધુ અનિર્ણિત બનતું જતું હતું. ઘડીમાં ગંભીર હર્ષ, ઉલ્લાસ અને ઉત્સાહ તેની મુખાકૃતિપર સ્ફુરતા, તો ઘડીમાં કાંઇક ઉંડા નિશ્વાસ અને શોકની છાયા ત્યાં નજરે પડતી. જાણે કાન્તને ચ્હીડવતી હોય, તેને દુ:ખ દેવામાંજ આનંદ માનતી હોય, કાંઇક મહત્વની વસ્તુ કાન્તથી ગુપ્ત રાખી મુકી હોય તેમ એ વર્તતી. નવલતાના આત્મબળના સામર્થ્ય અને તેના હૃદયની પ્રવૃત્તિ કાન્ત પણ સંપૂર્ણ તો સમજ્યોજ નહોતો. નવલતાનું ચિત્ત અસંખ્ય અગમ્ય લહરીઓથી વ્યાકુલ હતું અને અસહ્ય વ્યથાથી એ પણ અતિ અસ્વસ્થ બની હતી તેમ છતાં સ્ત્રીત્વના એક દિવ્ય લક્ષણના વિરલ પ્રભાવે ઉદ્ભવતી પ્રેરણાએ, તેને પોતાની સર્વ શક્તિનું સામર્થ્ય પ્રેમ અને આત્મભોગના નાદને ઉત્કૃષ્ટ સ્થાને ખેંચી લઇ જવા, જનસમૂહ સ્હામે આરંભ કરેલા યુદ્ધમાંજ સંઘટિત કરવાનો અચળ નિશ્ચય કરાવ્યો. તે એટલે લગી કે એ કારણે કોઇને કહ્યા વિના જાણે એજ પોતાનો અમુલ્ય અધિકાર હોય તેમ સર્વ સહન કરવાની તેને અનિવાર્ય ઉત્કંઠા થતી. એજ કારણે કાન્ત નવલતાની પ્રવૃત્તિઓ સમજી શક્યો નહિ, એજ કારણે એ અંધકારમાં હતો. કાન્તની સ્થિતિ વિચિત્ર હતી. જીવન કંટાળારૂપ લાગ્યું, મુંઝાયો. ઉત્કૃષ્ટ આદર્શ અને જીવનક્રમના અંતરની વ્યથા અસહ્ય લાગી. ધૈર્ય હવે રહ્યુંજ નહિં. મન અને હૃદય હવે શાંત થઇજ શકતાં ન્હોતાં. નવલતા તે કહ્યા વિના ચાલી ગઇ...પણ નવલતાને કહેતાં અસાધારણ સંકોચ થતો.

૧૦.

સૂર્યાસ્તને વાર હતી. જીવનની બાહ્ય પ્રવૃત્તિઓ મંદ પડતી ગઇ. સંધ્યાએ શિથિલ હૃદયને ઉશ્કેરી જાગ્રત કરવા પ્રયત્ન આરંભ્યા. ગગનપટપર દરેક પળે રંગ બદલાતા ગયા. નીચે માનવબાળના હૃદય રંગ પણ ફેરવાતા ગયા. જાગ્રત હૃદય જીવન રહસ્ય શોધવા તત્પર થયું. કોઇકે નિરાશાના પાષાણવત્ પડની પેલી બાજુ આશાનું અસ્તિત્વ માની લઇ આશ્વાસન લીધું. માનવબાળની વ્યર્થ પ્રવૃત્તિઓના અતિ કરૂણસ્વરથી કોઇક આકર્ષાયું. કોઇકને અતિ ઉત્કૃષ્ટ અનન્ય આદર્શ તરફ ઉંચે ઉડવાની પ્રેરણા થવા માંડી. કોઇકને બ્રહ્મનાદના ગંભીર ધ્વનિનો પરિચય થયો. સૂર્યે પોતાની સત્તાની મર્યાદા બાંધવા માંડી—અસ્વસ્થ, થાકેલા, કંટાળેલાં, અધીરાં માનવબાળને નવ પ્રભાતનાં નવાં કાર્યો નવાં આદર્શ માટે તૈયાર થવા રાત્રિની શાન્તિને અવકાશ અર્પણ કરવા નિશ્ચય કર્યો.

દીવાનખાનામાં શેઠ આરામ ખુરશીપર આરામ લેતા હતા. કાન્ત થોડેક દૂર સ્હામે ખુરશીપર બેઠો હતો. પાસેના સોફાપર નવલતા પડી હતી. ફૈજી બારણા પાસે માળાના મણકા ગણતાં હતાં.

“પછી કાન્ત, દેશસેવા કે સમાજસેવા કે પેટસેવા. ત્યાગી કે અનુરાગી, વૈરાગી કે સંસારી–શા વિચાર—કેવા......કેટલાક કિલ્લા બાંધ્યા...” ઘણે દિવસે શેઠને આવી રીતે વાત કરવાનું મન થયું એ જોઇ કાન્ત સ્હેજ આશ્ચર્ય પામ્યો. કારણ કેટલોક વખત થયાં કાન્તને તેમના મૌન વિરોધનો અનુભવ સાધારણ થયો હતો. શેઠના આશય, યુક્તિ કાન્ત શું જાણે ? શેઠને પોતાની અપૂર્વ યોજના અમલમાં મુકવી હતી જોકે હૃદયને તો મિત્રના

સ્વમદર્શી પુત્રને “ઠેકાણે પાડવાનું” આશ્વાસન અપાયું. “ કિશા ! મ્હારા વિચારને હું કિશાનુંયે નામ કે સ્વરૂપ આપી શકતો નથી. દેશસેવા, સમાજસેવા કે પેટસેવા એવા વર્ગ હું પાડી શકતો નથી. એટલું તો ખરૂં કે ત્હમે જેને પેટસેવા કહો છો તેને જીવનના આદર્શ તરીકે કે જીવનની સર્વ પ્રવૃત્તિના કારણ તરીકે સ્વીકારવા હું તૈયાર નથી. મ્હારા વિચાર પ્રમાણે જીવનરહસ્ય માત્ર પેટસેવામાં સમાપ્ત થતું નથી......”

“ એમ સમજો કે ત્હમે પુષ્કળ કમાઓ અને પુષ્કળ સારી સંસ્થાઓને મદદ કરો તો......” “ પ્હેલાં તો પુષ્કળ કમાવવાની રીત......હશે...માત્ર પુષ્કળ કમાવું, એ આદર્શ તો હોઇજ શકે નહિ. સંખ્યાબંધ સંસ્થાને માત્ર ચેક લખી આપવાથી તો મ્હારા આત્માને સંતોષ નજ વળે. જીવનના સર્વ વ્યવસાયની પ્રેરક બે પ્રવૃત્તિ ગણી શકાય. એક તો કંઇક ઉત્પન્ન કરવાની માનવ જીવનના સુખની સામગ્રી વધારવાની પ્રવૃત્તિ: અને બીજી પોતાના આત્મ સંતોષ માટે અનેક વસ્તુ મેળવવાની–પોતાની કરવાની પ્રવૃત્તિ. ” “ એ સર્વ હું સમજતો નથી. ત્હમે હવે હવામાં છલંગ ન મારો ” શેઠના વ્યાપારી સ્વભાવને કાન્તનું ભાષણ સ્હેજ “ વધારે પડતું ” થયું. ધીમે ધીમે એમનું ધૈર્ય ઓછું થતું ગયું. કાન્ત પોતાનો સ્વાર્થ પણ સમજી ન શકે તે માટે આશ્ચર્ય લાગ્યું.

“ બે કામ સાથે થાય કે નહિ ?” શેઠે પાછો સમજાવવાના પ્રયત્ન કર્યો, “ એમ સમજો કે આપણી મીલમાં ત્હમને “ મેને [illegible] આપીએ, ત્હમને મીલના કામગાર વર્ગને સુધારવાની છુટ આપીએ, તેમને માટે કેળવણીની કાંઇક સગવડ કરી આપીએ. ધર્માદા દવાખાનું રાખીએ, તહેવારોપર મેળાવડા માટે મીલ તરફથી વાર્ષિક મદદ અપાય, તો ત્હમે એ જગ્યા સ્વીકારો કે નહિ ? એથી ત્હમારે એક પંથ ને બે કાજ. ત્હમારો સ્વાર્થ પણ સચવાય ને કાંઇક સમાજ સેવા પણ થાય ..”

“ ના ” કાન્તે વિના સંકોચે જવાબ આપ્યો. “ કારણ ? ” શેઠ ક્રોધથી ઉશ્કેરાઇ જઇ પૂછ્યું. પોતાના આદર્શ સ્વપ્ન તરંગ માટે આટલી હઠ મૂર્ખાઇજ કહેવાય. શેઠ આવેશ રોકવા પાસેના ન્હાના ટીપાય પર ગોઠવેલા જાપાનીઝ વાઝમાંથી ફુલ વિખેરવા લાગ્યા–કેટલાકને વાઝમાંથી ખેંચી આવેશમાં ગાલીચાપર ફેંક્યાં, નવલતા વધુ જાગૃત થઇ ફૈઇજીની માળા ફરતી અટકી. કાન્ત બેધડક બન્યો.

“કારણ ! મીલમાં કામ કરનારને સુધારવાની તક મેળવવા મને બહુ આકાંક્ષા છે. મ્હોટા પગારની લાલચથી, મ્હારા સ્વાર્થથી કે તેમને થોડી ઘણી કેળવણી, દવાખાના, કે મેળાવડાની સગવડથી આશા કે લોભથી હું મીલ માલેકોને તેમના કર્તવ્ય સમજાવવાના કાર્યમાંથી હાથ કહાડી નાંખું એ આશા ખોટી. મીલના કામ કરનારાઓને થોડાક સગવડના ટુકડા નાંખી અન્યાય સ્વીકારી લેવાનું મ્હારાથી સમજાવાય નહિ...” ફૈઇજીને, કાંઇક વિજયની ઝંખના થવા માંડી.

ફૈઇજી જાણે કાન્તના વિચાર અને મૂર્ખાઇપર તિરસ્કાર દર્શાવતા હોય તેમ ત્યાંથી ઉઠી ગયાં. પરંતુ તેમને કાન્તના પરાજય માટે ઓછી લાલસા ન્હોતી. ત્યાંથી ઉઠી બારણા પાછળ ઉભાં રહ્યાં.

“ એટલે ” શેઠના ક્રોધની લગામ હવે હાથમાંથી છુટી. ગર્વથી હવે એમણે ચીસજ

પાડવા માંડી " એટલે એથી વધારે શું...કાલે તમે એમ કહેશો કે એ કામ કરનારને મીલનો કારભાર સોંપવો, તેની આવકમાંથી ભાગ આપવો...જેનું તેઓ ખાય તેનુંજ ખોદે ...રવડતા રઝળતાનાં પેટ ભરીએ તે હમારાં કર્ત્તવ્ય સમજવાં..."

" રવડતા રઝળતાના સદાવ્રત તરીકે તમે મીલ નથી ચલાવતા, રવડતા રઝળતાની ખરી મ્હેનત, ખરા પરસેવા, રાત્રિ દિવસની વેઠ, તેના કચડાયલા આત્મા, મૃત્યુવત જીવનના બદલામાં તમે કરો છો, તેમ તમે માત્ર તેમનાં "પેટ" ભરો છો–તે યે કોણ જાણે ? હજારો આત્માનો ભોગ–બળિદાન તે ત્હમારી ડીવીડન્ટ માટે, ત્હમારી નિવૃત્તિ માટે, તમારા વિલાસ માટે, ત્હમારો જીવન માર્ગ અનુકુળ કરી આપવા માટે...ત્હમા......"

" શું? " એકદમ આવેશમાં જાપાંનીઝ વાઝ કાન્ત તરફ ફેંક્યું. " તમારા જેવા ભણેલા ભિખારીઓને પણ એમજ..." વાક્ય પૂરૂં ન થયું. વાઝ કાન્ત પર પડયું નહિ. નવલતા સ્હામું જોતાંજ શેઠ સ્તબ્ધ થઇ ગયા. આસપાસની વસ્તુઓ અને લક્ષ્મીનો પ્રભાવ ઝાંખો થયો. એમનું આત્મસ્વરૂપ નાનકડું બની ગયું, અનેક બ્હાને આશ્વાસન આપી વર્ષો થયાં ઘેનમાં નાંખેલા આત્માનું ઘેન ઉડવા માંડયું, એ ઘેનના પરિણામરૂપ આત્મશ્રદ્ધાનું અચળ ગણાયેલું સ્થાન ડગમગવા લાગ્યું–કોઇક મહા શક્તિએ ઉખેડી નાંખ્યું. નવા, અગમ્ય, અનિવાર્ય સામર્થ્ય સ્હામે પુરાણા પ્રયોગ નિષ્ફળ નિવડયા. આત્મા જાગૃત થતાં અનન્ય વિચારોને સ્થાન મળ્યું. વિચારથી માનવબાળ જેટલા ગભરાય છે તેટલા બીજા કશાથી ગભરાતા નથી. તેટલા વિનાશથી કે મૃત્યુથી પણ ગભરાતા નથી. વિચાર ઉથલ પાથલ કરનાર, વિનાશિન, પરિવર્તનશીલ અને ભયંકર છે. વિચાર અને અધિકાર સ્થાપિત સંસ્થાઓ, અને સ્વસ્થ, સુગમ ટેવો તરફ હમેશ નિષ્ઠુર બને છે. વિચાર નીતિ રહિત છે, નિયમને વશ નથી, સત્તાનું સાંભળતો નથી, સેંકડો યુગ થતાં પ્રાપ્ત થયેલ જ્ઞાન તરફ બેદરકાર હોય છે. વિચારે શેઠના હૃદયમાં પ્રવેશ કર્યો. માત્ર વધારે પૈસા અને વધારે જડ વસ્તુઓના વિલાસ કરતાં વધારે સ્વાતંત્ર્ય, વધારે સ્વાનુવર્તન, વધારે ઉત્પાદક પ્રવૃતિના અવકાશની માનવ બાળ અભિલાષા રાખે છે તે માટે અસંખ્ય પ્રયાસ કરે છે એની કાંઇક ઝાંખી થઇ. ગત સમયની વિટંબણા, અભિલાષ, અનુભવનું સ્મરણ થયું.

વિદેહી સુશિક્ષિત પત્નીના સંસ્કાર જાગ્રત થયા. અંતે પુત્રી વાત્સલ્યે ગણત્રીનું મહત્વ ઓછું કર્યું. કાન્ત તરફનો વિરોધ અર્થહીન લાગ્યો. પોતાની યુક્તિઓનું નીચ સ્વરૂપ સ્પષ્ટ થયું. કાંઇજ બોલી શકયા નહિ. ભુલનું પ્રાયશ્ચિત સ્વીકારી લીધું. શાંત સમ્મતિ અપાઇ ગઇ.

કાન્ત પણ પ્રથમ સ્તબ્ધ થઇ ગયો. નવલતાના અતિ અકલ્પિત અને આકસ્મિક વર્તનથી એ પણ થોડીવાર જડ રહ્યો. લોહિની કાંઇક છાંટ હાથપર પડતાં એ જાગ્રત થયો. સમય અને સંજોગ, હૃદયના અનિવાર્ય સામર્થ્યને, આકસ્મિક રીતે અકલ્પિત દિશામાંથી સહસા પ્રકટ કરે છે એ ઘણી વખત એના વાંચવામાં આવ્યું હતું. શત્રુની બુમ પડતાં " ભાસ્કરાચાર્યે ગણીતની પાટી બાજુએ ભેરવી, પાણિનીએ 'ખ, ફ, છ, ઠ.' માંથી ડોકું બ્હાર કહાડયું, તુલસીએ તાળ છોડી અને તાનસેને તાન બંધ કર્યાં " એ સત્યનો અનુભવ પ્રથમ થયો. ગત સમયની તુલના બરાબર થઇ. ઇતિહાસના રહસ્યમાં નવો રંગ ઉમેરાયો.

કંઇક ચિત્રો કેટલીક ઘટના, અતિ જાગ્રત થએલ કલ્પનાએ આગળ ધકેલ્યાં.—ફ્રાન્સમાં ઐક્ય નહોતું. મૂર્ખ છોકરવાદી ડોફેંનું પ્રધાનમંડળ અશક્ત હતું. ત્રાયની સલાહથી ડોફેંની માતા પર લોકોનો અને અમીર ઉમરાવોનો સંશય વધુ દૃઢ થયો. ઓરલીયાંપર દુશ્મનોએ ઘેરો ઘાલ્યો હતો. ફ્રાન્સે આશા છોડી હતી. દોમ્રહી ગામડામાં પણ યોદ્ધાઓની આવજા થતી ત્યાં પણ લડાઇની ધમાલ નજરે પડતી. એ સમયે એક ખેડુતની પંદરેક વષની છોકરી એક મ્હોટા વૃક્ષ નીચે બેઠી કાંતતી હતી સ્વપ્ન તરંગમાં ઘસડાતી હતી. પૃથ્વીપર પ્રભાતના પ્રથમ પ્રકાશ જેમ અનન્ય હૃદય—તરંગ એ ન્હાનકડા આત્માપર નૃત્ય કરતા. વસંતનું સામ્રાજ્ય હતું. સ્વપ્નને અનુકુળ વખત હતો. કુમારિકા કશાનો વિચાર ન્હોતી કરતી. યુવાવસ્થાનું આશ્ચર્ય ભોગવતી હતી. વિચાર જાગ્રત થતા પણ સ્પષ્ટ ન્હોતા. એવામાં આકાશમાં થતા કાંઇક ફેરફારથી એની દ્રષ્ટિ આકર્ષાઇ; એકાએક દેવાલય અને પોતાની વચ્ચે કદી ન જોયેલ એવી વિસ્મયકર જ્યોતિનો પ્રકાશ થયો. તેના અંતરમાંથી એટલોજ વિસ્મયકર ધ્વનિ કાને પડયો "ઝાંદાર્ક, ત્હારે ફ્રાન્સને સહાય આપવી જોઇએ...તુંજ એનું રાજ્ય પાછું મેળવી આપશે." અપૂર્વ, અસંભવિત સૂચના એના હૃદયમાં રોપાઇ. અનેક વિટંબણા અનેક વિરોધ, રાજ્ય દરબારી, અને ઘણાક કુશળ લશ્કરી અમલદારોની ઇર્ષ્યા સ્પષ્ટ હતાં, છતાં આ સ્વપ્નદર્શી કુમારિકાનો પ્રભાવ, તેનું સામર્થ્ય અનિવાર્ય હતાં. નિરાશ થયેલ લશ્કરમાં તેણે નવું જોમ રેડયું. અંતે દુશ્મનોને હરાવ્યા. ઓરલિયાંના ઘેરાનો અંત આણ્યો, મુર્ખ, છોકરવાદી, વ્હેમી અને અશક્ત ડૉફેંને, ફ્રાન્સની ગાદીએ બેસાડયો. અનુભવી સેનાપતિઓને જે અસંભવિત લાગતું હતું, જેની તેઓએ સ્વપ્ને પણ આશા ન્હોતી રાખી તે આશ્વેત કવચમાં સજ્જ થયેલ સ્વપ્નદર્શી મહાશ્વેતા—૧૭ વર્ષની ખેડુતની કુમારિકાએ કરી બતાવ્યું. આ વીર કાર્ય આ અપૂર્વ દેશભક્તિનો બદલો, જે દુસ્મનો એ કુમારિકા સ્હામે લડી ન્હોતા શક્યા, જે દુસ્મનો એનો વિજય છીનવી ન્હોતા શક્યા તે દુશ્મનોએ થોડાંક વર્ષ પછી તેના પર અનેક ગંભીર આરોપ મુકી તેની અપૂર્વ દેશભક્તિના બદલામાં તેનું બળિદાન આપવાનો નિશ્ચય કર્યો. એ નિશ્ચય નિષ્ફળ ન થયો. આખરે આ વીર—બાળ કુમારિકા અગ્નિમાં હોમાઇ. તેની ચિતા નીચે આ શબ્દો હતા—'ઝાં જેને કુમારિકા કહે છે, જુઠ્ઠી, લોકને શાપ આપનારી, દેવ ગણાતી, પ્રભુના નામને કલંક લગાડનારી, ઘાતક, વ્હેમી...' ન્યાય અને ધર્મને બ્હાને આ ભોગ અપાયો. ન્યાયાધીશ અને ધર્મગુરૂઓએ પોતાના નામને સર્વકાળ માટે લાંછન લગાડયું...જોકે... આજ આ બાળકુમારિકાનાં પવિત્ર પગલાં ફ્રાન્સમાં સર્વત્ર પુજાય છે. આજે એ મહાશ્વેતાના સ્મરણ માત્રથી ફ્રેંચ હૃદયમાં અલૌકિક અપૂર્વ થનથનાટ મચી રહેછે. આજ ફ્રાન્સ ઝાંદાર્કની ભૂમિ તરીકે ઓળખાય છે...બોયડીશીઆએ બ્રીટનના શત્રુ રોમનોને હરાવ્યા હતા. એગ્રિપિનાએ ક્રૂર ટાઇબીરીયસને હંફાવ્યો હતો. પેરીક્લીસને એસ્પેઝીઆની સ્હાય...સ્રીત્વના સામર્થ્યનું ખરૂં જ્ઞાન કાન્તને આજલગી પ્રાપ્ત થયું ન્હોતું. એણે પણ સ્રીઓને, સામાન્ય કલ્પનાની ગણત્રી પ્રમાણે દુઃખી, રાંક, અને સહનશીલ પ્રાણી ધાર્યાં હતાં. પુરૂષ જ્યારે નિરાશ થાય, તેનું ધૈર્ય, તેનાં શસ્રો જ્યારે ખુટે, જે કાર્ય તેને અસંભવિત લાગે તે વખતે સ્રીઓ તેની નિરાશાને આશામાં ફેરવી નાંખે, તેના ધૈર્યને ટકાવી રાખે, પોતાના આત્મબળ અને હૃદય—સામર્થ્યથી નિર્માલ્ય થઇ ગયેલ શસ્રોમાં નવું જોમ રેડે, અને અસંભવિતને સંભવિત

બનાવે એ સ્ત્રીત્વના સામર્થ્યની કાંઇક તુલના, કાંઇક ઝંખના કરી શક્યો. જાગ્રત થયેલ કલ્પનાએ સ્ત્રીત્વના અપૂર્વ સામર્થ્યની કથા ઇતિહાસમાંથી શોધી ક્હાડી......મૈત્રેયી, કુન્તી, દમયંતી, ગાંધારી, સીતા, સાવિત્રી, રાણાનો તિરસ્કાર કરનાર મીરાં, ઈંદોરની અહલ્યા બાઇ, શિવાજીને અમર કરનાર જીજી, ચાંદબીબી, ચિત્તોડની પદ્મિનિ—આ ભૂમિપર નજર પડતાંજ કાન્તનું ધૈર્ય ખુટવા માંડયું. અહિં જ્યાં જુએ ત્યાં અનેક પ્રકારના દિવ્ય સ્ત્રીત્વના પ્રભાવના દશ્યો દ્રષ્ટિ સ્હામે ઉભરાવવા લાગ્યાં. ભારતના અપૂર્વ સ્ત્રીત્વના અસંખ્ય ચિત્રોથી કાન્તની કલ્પના થાકી ગઇ. ભારતની રજકણુમાંજ એ દિવ્યાંશ મળી ગયો છે, તેથીજ તેનું ગૌરવ જળવાયું છે. ભારતબાળકો એ સામર્થ્ય, એ શકિત, એ દિવ્યાંશથી બહુધા અજ્ઞાન છે. ભારતની અજ્ઞાન ગણાતી સ્ત્રીઓને ન્યાય નથી મળ્યો. તેના સામર્થ્યની પુરેપુરી તુલના કોઇ કલ્પીએ શકયું નથી તો તેના સંપૂર્ણ વિકાસના વિચારનો સંભવજ કયાં ? ભારતનું સ્ત્રીત્વ કટાઇ ખવાઇ નથી ગયું. સ્વાર્થ, બેદરકારી, અને નિર્દય લોકાચારના પડ નીચે દબાઇ ગયું છે. સ્વાર્થત્યાગ, સતત પ્રયાસ અને સ્ત્રીત્વના સામર્થ્ય સંપૂર્ણ જ્ઞાનજ એ પડ ફોડી શકે તેમ છે. કાન્તને પોતાના ગર્વ, અજ્ઞાન, અને નિર્બળ શ્રદ્ધા માટે પશ્ચાતાપ થયો. નવલતાના શબ્દોથી હર્ષઘેલો થઇ ગયો. ભારતના સ્ત્રીત્વના સામર્થ્યની ઝંખના માત્રથી જાણે જીવનના સર્વ અભિલાષ પ્રાપ્ત કર્યા. બસ, હવે બીજી કાંઇ ઇચ્છા ન્હોતી...મૃત્યુને પણ અત્યારે વધાવી લેવા તૈયાર હતો........એની આંખ તો કયારની લોહિની છાંટપર સ્થિર ચ્હોંટી ગઇ હતી.

અમુક વખતે, અમુક સંજોગોમાં પ્રત્યક્ષ થતી, આકસ્મિક લાગતી, આધ્યાત્મિક શક્તિ નિઃસંગ આત્માઓની ન્યાય માટેની તૃષ્ણા, સત્ય માટે અવર્ણનીય વેદના વ્યથા, ભાતૃભાવની વૃત્તિ, ભવિષ્યના ચમત્કારી, વિલક્ષણ સ્વપ્નદર્શનની વિશુદ્ધ ઉપાસના એ સર્વ સામર્થ્યના યુગ પરંપરાથી વધતા જતા સંચયનું પરિણામ હોય છે. ધીમે ધીમે ટીપે ટીપે એ ચેતનના ઝરણાનો વિસ્તાર વધતો જાય છે. અનિવાર્ય સામર્થ્યના મૂળરૂપ વિરલ નિઃસંગ આત્માઓના અચળ તપથીજ એ ઝરણાં સતત વહી શકે. નવલતાએ ગણત્રી ન્હોતી કરી, તેમજ કોઇક ક્ષણિક સૂચનાને યંત્ર જેમ વશ ન્હોતી થઇ. કાંઇ પણ નિયત વસ્તુ પર આધાર ન્હોતો રાખ્યો. કાંઇક વધુ અપ્રમત્ત, વધુ અનિશ્ચિત, અને વધુ પ્રબળ શકિત એને દોરતી હતી.

નવલતાની આંખ અગમ્ય આવેશથી ચમકી, શેઠે જેવું વાઝ ઉગામ્યું કે એકદમ સહસા નવલતાએ કાન્ત તરફ કુદકો માર્યો. વાઝ કાન્તપર ન પડતાં નવલતાના હાથપર અથડાઇ ત્રુટી ગયું. નવલતાના હાથપર સ્હેજ ઘસારો પડયો, લોહિની ઝીણી પટી પડી અને કાન્તના હાથપર પણ એ લોહિ સ્હેજ પડયું. "શું કર્યું" એમ શેઠને અને "શું થયું" એમ કાન્તને વિચાર ઉત્પન્ન થયા. નવલતાની આંખમાંથી આંસુ ટપકતાં હતાં. હોઠ ધ્રુજતા હતા. એ પળની અગાધ શાન્તિમાં ઘડીકમાં પોતાના સાહસના વિચારથી ઘડીકમાં વિદેહી માતાના સ્મરણથી, ઘડીકમાં પિતાના વાત્સલ્યના સ્મરણથી એનું હૃદય ડુબવા લાગ્યું. પોતાને અને પાસે ઉભેલા કાન્તને જાણે મૃત્યુ ગુંગળાવતું હોય ! એ પળની વિચિત્ર શાન્તિમાં એનું હૃદય એવી સ્થિતિમાં હતું કે આકસ્મિક પાંદડાનો કે કાળ ભાગ-

વાનો કે એવો સ્હેજ પણ અવાજ એના કાનપર પડત તો એ કદાચ કારમી ચીસ પાડી ઉઠત. પરંતુ કુમતા હૃદયને ખેંચી કહાડવા—ઉત્કૃષ્ઠ સ્થાને ઉચકી લેવા મહા યત્ન કર્યા. પવિત્ર સંસ્કાર, અનિવાર્ય આત્મબળ અને આધ્યાત્મિક શક્તિનો વિજય થયો.

આંખમાંથી આંસુ ટપકતાં હતાં. પરંતુ શબ્દો અપ્રમત્ત અને અતિ સ્પષ્ટ હતા. "ભાઇ, આજથી હું આ ભિખારીની થઇ છું." શેઠની ગણત્રી ભુલાવનાર, વાત્સલ્યનું સ્મરણ કરાવનાર પવિત્ર સંસ્કારને જાગ્રત કરનાર, અને અંતે શાંત સંમતિ અપાવનાર, કાન્તના અજ્ઞાનને પ્રકટ કરનાર અને સ્ત્રીત્વના અનિવાર્ય સામર્થ્યને પુરવાર કરનાર આ શબ્દો હતા,

ફૈઇજી બારણા પાછળથી "આ જમાના" ને અનેક શાપ આપતાં અલોપ થયાં—સાથે લૌકિક નીતિનું સામર્થ્ય પણ અલોપ થયું.

સૂર્યે પોતાની સત્તાનો અંત આણ્યો.

કનૈયાલાલ હુરદેવરામ વકીલ.

---

# સ્વાતંત્ર્યનો વિકાસ.

---

## (૮) પ્રજાકીય રાજ્ય પ્રતિ.

ઇંગ્લંડના ઘણાખરા લોકો ઓગણીસમી સદીના પ્રારંભમાં, સામાન્ય વર્ષોમાં અગાઉ કામદાર વર્ગની સ્થિતિ હતી, તેના કરતાં વધારે દુઃખદાયક સ્થિતિ સામે થયા. ત્રણુસો વર્ષ ઉપર ત્યાંના લોકોમાં જે ખળભળાટ થયો હતો તેના કરતાં પણ વધારે સામાજિક અને ઔદ્યોગિક ફેરફારીનો તે સમય હતો. અગાઉના સમયમાં જે લોકોએ દેવળનાં ધન પચાવ્યાં હતાં, તેમનાં વારસોએ ગરીબોને લુંટીને અન્યાયની પૂર્ણાહૂતિ કરી. ઇ. સ. ૧૭૬૦ પછી લગભગ પચાસ વર્ષમાં તો, જમીનદાર વર્ગના ટેકાથી, ખેતીના સુધારાને નામે, પાર્લામેંટમાં પસાર થયેલા કાયદાની રૂએ, પચાસ લાખ એકર જમીન સાર્વજનિક મટીને ખાનગી માલિકીની થઇ ગઇ. આથી સુધારો તો થયો તેમના (જમીનદારના) ખીસામાંજ, અને ગામડાના વિભાગોમાં સર્વત્ર દુઃખદાયક, વિનાશની સ્થિતિજ પ્રસરી. ખેડૂત વર્ગ નાશ પામવા લાગ્યો, અને તેમની મોટી સંખ્યાને ગુન્હાઓ માટે પશ્ચિમ ગોળાર્ધમાં દેશનિકાલ કરવામાં આવ્યા. બાકીના, કાંતો પેટીયા મજૂરી માટે જમીનદારને ત્યાં રહ્યા, અથવા તો મોટા શહેરો અને ખાણુના પ્રદેશો, જ્યાં તરતનાં દાખલ થતાં સાંચાકામને લીધે, સસ્તી મજૂરીની તાણુ હતી, ત્યાં ઉભરાવા માંડયા. મોટાં કારખાનાં સાથે સ્પર્દ્ધામાં ઉભા રહી ન શકવાથી, હાથની શાળાઓના ગૃહઉદ્યોગનો નાશ થવાથી, ગ્રામ્યજીવનને એક વધુ ફટકો પડયો. જમીનદારો અને કારખાનાના માલિકો, જેઓ પોતાના લોભને તરતના શોધી કહાયલા સગવડભર્યાં, અચળ આર્થિક સિદ્ધાંતોના

પડદા નીચે સંતાડી રાખતા હતા, તેમની દયાએ, બંધારણ કે પ્રતિનિધિત્વ વિનાનો અને કાયદા કે મહાજનના રક્ષણ વગરનો મજૂર વર્ગ પડયો હતો. બાપ અને છતના સખ્ત કાયદાથી, અપ્રતિબદ્ધ સ્પર્દ્ધાથી, વચ્ચે ન પડવાની નીતિથી, અને સસ્તી મજુરીથી, રાષ્ટ્રીય સંપત્તિ એટલી તો વધી કે તેથી લોભનાં સ્વપ્ન પણ ખરાં પડવા જેવાં દેખાયાં, પરંતુ તેને મજૂર વર્ગનો એક મોટો ભાગ એવી પશુવત સ્થિતિમાં આવી ગયો હતો, કે તેની સરખામણીમાં નાઇજીરીયન જંગલીપણું તો ફકત વૈભવસંપન્નજ નહિ પણ નીતિવર્ધક પણ હતું.

દુઃખને પરિણામે, તે સામે વાંધો દર્શાવવા, બંડ થયાં. કર ના આપવા માટે હેમ્પડન કલબ નામે મંડળો ઉભાં થયાં. "લડાઇટ્સ" નામે મંડળે સાંચાકામ તોડી નાંખીને, તથા મજૂરોએ પોતાની ગંજી બાળી મૂકીને, શત્રુનો પરાજય કરવા આશા રાખી. માંચેસ્ટરમાં એક મોટું પણ સમાધાનીવાળું ટોળું મળ્યું હતું તેને લશ્કરી બળથી વિખેરી નાંખવામાં આવ્યું, અને સામે નહિ થયેલાં આ ટોળાં ઉપરની જીતને પેટરલુ (૧૮૧૯) નું નામ આપવામાં આવ્યું. દક્ષિણ અને ઇશાન પ્રદેશોમાં થયેલાં છુટાં છવાયાં બંડ અગાઉના ખેડૂતોના બળવાની યાદ આપતાં હતાં. ફરીથી સ્થાપિત થયેલા બૂરબોં વંશને હાંકી કાઢીને "શહેરીઓમાંથીજ રાજા નિમવા માટેના" ફ્રાંન્સના સફળ બળવાથી (૧૮૩૦), ગ્રીક સ્વાતંત્ર્યના વિજયથી, દક્ષિણ અમેરિકાના બંડથી, અને હબસી ગુલામોના છુટકારા માટેની હિલચાલથી, સર્વ દેશોમાં સ્વાતંત્ર્યની હિમાયતને ઉત્તેજન મળ્યું. ઇંગ્લાંડમાં પણ કૅથોલિક પંથને, આંતર વિગ્રહની ધમકીથી, છુટાપણું મળ્યું (૧૮૨૯) તેની પણ ઉપર મુબ્બજ અસર થઇ. પરંતુ ઇંગ્લંડમાં તો પાર્લામેંટમાં સુધારા કરવા માટેની માંગણીની બૂમમાં બીજા સર્વ દુઃખ દબાઇ ગયાં હતાં. વ્હીગ પ્રધાન મંડળે કેટલાંએક ચુંટણી સંબંધી સુધારાઓ કરવા માટે તથા ઔદ્યોગિક કેંદ્રોને પ્રતિનિધિત્વ આપવા માટે સુધારાનો ખરડો રજુ કર્યો, તેની સામે ઉમરાવોની સભા થઇ; પરંતુ બ્રીસ્ટલ, ડર્બી, અને નૉટીંગહામમાં થયેલા સખ્ત બંડમાં આંતરવિગ્રહ ઉભા થવાના ચિન્હ દેખાયા તેથી અંતે ઉમરાવોએ નમ્યું આપ્યું અને આ સુધારાનો ખરડો પસાર થયો. આ રીફૉર્મ બીલથી (જૂન ૧૮૩૨)—સુધારાના ખરડાથી—ઉમરાવ વર્ગની લઘુમતિવાળી રાજ્યપ્રથાનો અંત આવ્યો, અને ધારા બાંધવા સંબંધી સત્તા મધ્યમ વર્ગોના હાથમાં આવી.

મધ્યમ વર્ગોએ કરેલા કાયદાઓ, ઉપર દર્શાવેલા, અર્થશાસ્ત્રના, તથા કોઇ કોઇવાર પરોપકારી દયામિશ્રિત નિયમોનાં ધોરણ ઉપર રચાયલાં હતાં. અબાધિત સ્પર્દ્ધા, અને વચ્ચે ન પડવાની નીતિ, જે સુડિના લાભના સ્થાપિત સિદ્ધાંતો તરિખે કબૂલ રાખવામાં આવતી હતી, તેને પરિણામે મજુર વર્ગોમાં—ખાસ કરીને બાળકમજુરોની બાબતમાં—એવી સ્થિતિ ઉત્પન્ન થઇ કે સામાન્ય મનુષ્યત્વમાં રહેલો પ્રેમી દયાભાવ, તે સાંખી શકયો નહિ. લૉર્ડ એશ્લી (શૅફ્ટસબરી) ના કારખાના અને ખાણો સંબંધી કાયદાઓએ, તથા લૉર્ડ બ્રૂહામના સામાન્ય કેળવણી માટેના પ્રાથમિક પ્રયત્નોએ, એટલું તો સાબિત કર્યું કે, કંગાળ મજૂરીના દરની સામે રક્ષક સત્તા તરિખે વચ્ચે પડવામાં સરકાર વ્યાજબી છે. દાણા સંબંધી કાયદાઓ નિર્મૂળ થવાથી, (૧૮૪૬) ખોરાકમાં અબાધિત નીતિ દાખલ થઇ તેનો લાભ

મૂડીવાળા અને તેમના મજૂર વર્ગને સરખોજ મળશે એમ લાગતું હતું. પરંતુ અસરકારક હડતાળો પાડવા માટે વ્યાપારી મહાજનોની વ્યવસ્થા કરીને, વારંવાર બંડ ઉઠાવીને,—ખાસ કરીને મીડલેંડ તથા દક્ષિણ વેલ્સમાં વારંવાર બંડ ઉઠાવીને,—તથા લોક હક્ક માટે અરજીઓ કરીને (૧૮૪૨ અને ૧૮૪૮) મજૂર વર્ગે પોતેજ, પોતાની અધમ અને દયાજનક સ્થિતિ તરફ વધતા જતા અણગમાના પૂરાવા આપ્યા છે.

છતાંયે સામાન્ય વર્ગનો પક્ષ બહુજ ધીમે ધીમે પ્રગતિ પામ્યો. લોક હક્ક માટેની અરજીમાંના પાંચે મુદ્દાઓ હાલમાં તો મળ્યા છે, તોપણ તે વખતે તેમાં નિરાશા ઉત્પન્ન થઇ હતી અને તેનું કારણ કાંઇક અંશે તેમના નેતાઓનાં હિંમતની ખામી હતી તે હતું. ૧૮૪૮ નું સંક્રાંતિવાળું વર્ષ, જેમાં પારીસમાં અર્ધસમષ્ટિવાદિ સરકાર સત્તામાં આવી, અને જે વર્ષમાં યૂરોપના બધા રાજાઓની જૂલમી સત્તા ધ્રુજાવવામાં આવી, તે વર્ષમાં ઈંગ્લાંડને કાંઇ હરકત આવી નહિ. આયર્લેંડમાં ભયંકર દુકાળ પડવાને લીધે, ત્યાંની વસ્તી અડધી થઇ ગઇ હતી, તેથી રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય માટેની ચળવળ દબાઇ ગઇ હતી. યુરોપમાં પણ ૧૮૪૮ પછી પ્રત્યાઘાતનાં વર્ષો આવ્યાં, અને રૂશીયા સાથે વિગ્રહ, હિંદનો ભયંકર બળવો, ગુલામગીરીના પ્રશ્ન ઉપર યુનાઇટેડ સ્ટેટ્સનો આંતર વિગ્રહ, અને તેને પરિણામે લેંકેશાયરમાં પડેલો રૂનો દુકાળ, તથા ડેન્માર્ક અને ઑસ્ટ્રીઆને કચરી નાંખવાના પ્રશીયાના બે યુદ્ધ, વગેરે બાબતોને લીધે ગહન સામાજીક દુઃખો તરફથી ધ્યાન ખસીને બીજી બાબતોમાં પરોવાયું. વ્હેપારથી ઉદ્‌ભવતી સંપત્તિ વધવા લાગી, પરંતુ નફાનો ભાગ મધ્યમ વર્ગો વધુ પ્રમાણમાં લઇ જતા હતા. અને હાઇડપાર્કમાં થયેલા તેમજ બીજા તોફાનો અને સરઘસોને લીધે છેક ૧૮૬૬ માં ફરીથી જનસમુદાયની હીલચાલો તરફ સર્વનું ધ્યાન દોરાયું.

આ પ્રસંગે જે કટોકટનો સમય ઉભો થયો હતો તેને પહોંચી વળવા માટે તથા વ્હીગ પક્ષનું બળ તોડવાના હેતુથી, તથા કારખાનાના માલેકોનું બળ તોડવા માટે ડીઝરાયલીયે નાનાં ગામોના સઘળા મરદ ઘરધણીઓને મતનો અધિકાર આપ્યો. (૧૮૬૭) આ પછી થોડાજ સમયમાં, ગ્લેડસ્ટનની સરકારે (૧૮૭૦–૧૮૭૪) ફરજીયાત કેળવણીનો કાયદો, વ્હેપારી મંડળોને કાયદેસરના ઠરાવવાનો કાયદો, મત માટે યુનિવરસીટીની ડીગ્રીઓની જરૂરીયાત તોડનારો કાયદો, આયર્લેંડમાં સુધારાના પ્રયત્નો કરવાના કેટલા એક કાયદા, તથા સાર્વજનિક ધોરણ ઉપર લશ્કરની નવી રચનાનો કાયદો વગેરે પસાર કર્યા.

ઉમર વધવા સાથે સ્વાતંત્ર્ય પ્રીતિ વધે તેવા ઘણાજ થોડા મનુષ્ય હોય છે. તેમાંનો એક ગ્લેડસ્ટન હોવાથી, દસ વર્ષ પછી મતનો અધિકાર તેમણે ગામડાના વિભાગોમાં લંબાવ્યો, અને તે ખેડુત ઘરધણીને બક્ષ્યો. (૧૮૮૪). સાધારણ રીતે મતાધિકારનો વિકાસ થતાં પહેલાં જે તોફાનો થાય છે, તે આ પ્રસંગે ગેરહાજર હતાં; છતાંએ ઉમરાવોની સંમતિ મેળવવા માટે બર્મિંગહામથી તે લંડન સુધી મજૂર વર્ગના મોટાં મોટાં ટોળાંઓની કુચ કરાવીશું, તથા બીજી સખ્ત ચળવળ કરીશું, એવી ધમકી આપવી પડી હતી, અને તેને પરિણામે અમુક બંધનો સાથે તેમની સંમતિ મળી હતી.

વધતાજતા અતિનિશ્ચિતત્વની સત્તા નીચે ઉમરાવોની સભા, જે લીબરલ પક્ષના પગલાં

સામે હંમેશાં અડચણો ઉભી કરતી હતી, પણ કૉન્ઝરવેટીવ પક્ષને દબાણમાં રાખી શકતી ન હતી કે તેમની દરખાસ્તોને પણ સંગીન મદદ કરી શકતી ન હતી, તેની સ્થિતિ નભી શકે તેવી રહી નહોતી. લીબરલ પ્રધાનોએ પોતાનો પક્ષ સબળ કરવા, અને પોતાને મદદ આપનાર દાનવીરોને બદલો આપવા, ઉમરાવ પદોની બક્ષીસ કરી, પણ તે સર્વ ફોકટજ ગયું. નવા ઉમરાવોને જૂનાનો ચેપ લાગતાં વાર લાગી નહિ, અને જે લોકોને મોટા બનાવવામાં આવે છે તેઓ, જે લોકો જન્મથીજ ઉમરાવો હોય છે, તેમની નકલ કરતાં વાર લગાડતા નથી. અંતે ઉપજ ખર્ચના અડસટ્ટાની એક દરખાસ્ત ઉમરાવોની સભાએ નામંજુર કરી (૧૯૦૯) અને કટોકટનો સમય ઉભો થયો. પૈસા સંબંધીની સત્તા જેની પાસે હોય છે, તેજ રાજનીતિની સત્તા પણ ધરાવે છે. અને આપણે વારંવાર જોયું છે તેમ, ઈંગ્લાંડના અણલખાયલા બંધારણના મૂળમાં પ્રતિનિધિ સભાજ ( Honse of Commons ) પૈસા આપવાની કે અટકાવવાની સત્તા ધરાવે છે. ૧૬૭૮ માં એક ઠરાવ કરીને તથા ૧૮૬૦ માં કાગળ ઉપરની જકાત સંબંધીની ચર્ચા વખતે આ સિદ્ધાંત સામાન્ય સભાએ સ્પષ્ટ રીતે પ્રતિપાદન કર્યો હતો. જો ઉમરાવોની સભાનો હક્ક કબુલ કરવામાં આવ્યો હોત, તો સરકારનું સઘળું કામ અટકાવીને, ગમે તે પ્રધાનમંડળને રાજીનામું અપાવવાનું કાર્ય, ચુંટાયા વિનાના ઉમરાવો કરી શકત. પરંતુ આનો ઉત્તર પાર્લામેંટમાં એક કાયદો કરીને (૧૯૧૧) આપવામાં આવ્યો. આ કાયદાથી પૈસા સંબંધીના સઘળા ખરડા ઉપર ઉમરાવોની સભાનો કાંઇજ અધિકાર નથી એમ ઠરાવવામાં આવ્યું તથા તેનાથી એમ પણ ઠર્યું કે કોઇ પણ ખરડો સામાન્ય સભામાં લાગટ ત્રણવાર પસાર થાય તો ઉમરાવોની સભા તેને પસાર કરે કે ન કરે તો પણ, તે કાયદાનું સ્વરૂપ લે. અમુક બીજા બંધનોને પરિણામે આ પાછલી કલમ તદ્દન કામચલાઉ હતી. પરંતુ જન્મ, જમીન, કે જરને લીધે, જૂના ચાલી આવતા અધિકાર ઓછા કરવાના પ્રયાસમાં આ કાયદાએ ઘણી પ્રગતિ કરી.

સાથે જાતિ–લિંગને લીધે ભોગવાતા અધિકાર ઉપર પણ હુમલા આવ્યા, લીબરલ સરકારે પોતે તો આ હુમલાની સાથે સહકાર કરવાની ના પાડી. ૧૭૭૫ માં અમેરિકા સંબંધી બોલતા બર્કે જણાવ્યું હતું કે " સંસ્થાનોની ફરિયાદ એ છે કે બ્રિટિશ રાજ્યના જે વિશિષ્ટ હક્ક છે તે તેમને મળ્યા નથી, તેમની ફરીયાદ એ છે કે તેમના ઉપર એવી પાર્લામેંટ કર નાંખે છે કે જેમાં તેમનું પ્રતિનિધિત્વ નથી. " આ પ્રમાણેજ સ્ત્રીઓ પાસેથી જો કે પુરૂષોની માફકજ કર લેવામાં આવતા હતા, તથા તેઓ પણ પ્રજાજન તરિખે પુરૂષોની માફકજ સઘળા પાર્લામેંટના કાયદાઓના અમલમાં હતી, તો પણ તેમને મતાધિકારથી વિમુખ રાખવામાં આવી હતી. તે અન્યાય જોન સ્ટુઅર્ટ મીલે, જ્યારે ડીઝરાયેલીએ પાર્લામેંટના સુધારાની દરખાસ્ત કરી (૧૮૬૭) ત્યારે બતાવી આપ્યો હતો. ત્યાર પછી દર વર્ષે એક વિદ્યા વૃદ્ધિની ચર્ચા માફક સ્ત્રીઓના મતાધિકારનો પ્રશ્ન ચર્ચાય છે, પરંતુ પાર્લામેંટમાં તે સબંધી બહુમતિ હોય કે ન હોય તેની કાંઈજ અસર થતી નહોતી, કારણ કે કોઇ પણ રાજદ્વારી, એવો સિદ્ધાંત કે ઝીણી નજરવાળો હતો નહિ કે જે આ પ્રશ્નને સરકાર તરફના પ્રશ્ન તરિખે રજુ કરે. ૧૯૦૫ માં જ્યારે લીબરલ પક્ષ દેખીતી રીતે એક લાંબા સમય માટે સત્તામાં આવતો હતો તે વખતે, લગભગ ચાલીસ વર્ષ ઘુંધવાયા પછી, આ પ્રશ્ને એક અગત્યના

પ્રશ્નનું સ્વરૂપ ધર્યું. ત્યાર પછી દર વર્ષે એમ લાગતું ગયું કે પ્રજાના એક મોટા વિભાગની સંમતિ વિનાજ રાજ્ય કારભાર ચાલતો હતો. મોટા સરઘસોથી, અસંખ્ય સભાઓ ભરીને, તોફાની મેળાવડા મેળવીને, બારીઓ ભાંગી નાંખીને, તથા ખાસ કરીને મતથી વિમુખ રાખેલા વર્ગો પરાપૂર્વથી જે જે રીતે પોતાનો ગુસ્સાભર્યો અસંતોષ દાખવે છે, તે સઘળી રીતો અંગીકાર કરીને, આ ચળવળે પોતાનું રૂપ પ્રકાસ્યું. પરંતુ આ માંગણી કેવળ રાજકીય કરતાં વિશેષ હતી, અને આવેશભરી ભક્તિથી તે રજુ કરવામાં આવતી હતી; અને ઇંગ્લાંડના ઇતિહાસના અતિ વિરલ પ્રસંગો બાદ કરતાં કોઇ પણ સમયે તેની બરોબરી થઇ નથી. આ દુઃખ દુર કરવા માટે પ્રતિનિધિસભામાં એક પછી એક ખરડો બીજી વારના વાંચનમાંથી પસાર થયો. પરંતુ આ પ્રશ્નને સંસારી નહિ પણ ખાનગી જાહેર કરીને, તે તરફ સરકારે દુર્લક્ષ્ય કર્યું. આ સબંધી વધતી જતી માંગણીના ઉત્તરમાં, તથા સ્ત્રીઓને મતાધિકાર બક્ષવા માટે ૧૬૭ મતની બહુમતિથી પસાર થયલા એક "ખાનગી" ખરડાના (૧૯૧૧) ઉત્તરમાં મી. એસ્કવીથે જાહેર કર્યું કે, (નવેંબર ૧૯૧૧) "પુરૂષના મત આપવાના અધિકારનો આધાર તેના શહેરીપણા ઉપર હતો;" અને આ ઉશ્કેરનારા શબ્દોથી તેણે સ્ત્રીઓના શહેરીપણાના હક્ક ઉપર પણ તરાપ મારીને પછી જાહેર કર્યું કે:—૧૯૧૨ માં પુરૂષ માત્રને મતાધિકાર મળે તેવો ખરડો હું પાર્લામેંટમાં આણીશ. અને તે સમયે જો કોઈ ખાનગી ગૃહસ્થની દરખાસ્ત ઉપરથી સ્ત્રીઓને પણ બહુમતિ આપવાનો સુધારો, મારી પોતાની વિરૂદ્ધતા છતાંયે પસાર થશે તો, સરકાર તે કબુલ રાખશે. પરંતુ તેજ સમયે તેણે કહ્યું કે તેમ થશે તો ઉમરાવોની સભા એ સુધારા સાથેની પુરૂષ મતાધિકારની આખી દરખાસ્તજ કદાચ ઉડાવી દેશે. આ (અંગ્રેજી) પુસ્તક લખાયું ત્યાં સુધીની (જાન્યુઆરી ૧૯૧૨) સ્થિતિ આ પ્રમાણે હતી.

બ્હીકણપણાને લીધે, અથવા તો વધતા જતા ગુસ્સા તરફ આંખ મિંચામણી કરવાને લીધે, પુરૂષ અને સ્ત્રીને સામાન્ય અને સરખોજ મતાધિકાર આપવાની બાબત કદાચ થોડોક સમય સુધી મૂલતવી રહેશે. પરંતુ પુખ્ત વયે મતાધિકાર આપવો જોઇયે એવા અભિપ્રાયને, ૧૯૦૬ માં એક સબળ પક્ષ તરિખે પાર્લામેન્ટમાં દાખલ થયલા મજૂરપક્ષે ટેકો આપ્યો છે, તથા એંશીની સાલથી આપણા રાજકીય વિચારોમાં જે સમષ્ટિવાદી સિદ્ધાંતો પ્રાધાન્ય ભોગવે છે, તેમનો પણ એ મતને ટેકો છે. આ બાબત હવે વધારે વાર મૂલતવી રાખી શકાશે નહિ. વંશપરંપરાથી ઉતરી આવતા અધિકારને દબાવવામાં આવ્યો છે, અને તે હવે લાંબો કાળ ટકશે નહિ. ધાર્મિક હક્ક તથા ધાર્મિક અડચણો પણ ધીમે ધીમે તોડી પાડવામાં આવે છે. કૅથોલીક લોકોને ૧૮૨૯ માં સંપૂર્ણ શહેરીપણું મળ્યું, જ્યૂ લોકો ૧૮૫૮ માં, અને ફ્રીથીંકર્સને ૧૮૪૬ માં મળ્યું. ૧૮૬૯ માં આઇરીશ ધર્મપંથને નિર્બળ કર્યો અને વેલ્શ પંથને પણ અત્યારે ધમકી મળી ચૂકી છે. સ્થાનિક સ્વરાજ્ય આખા રાજ્યમાં પ્રસર્યું છે. દક્ષિણ આફ્રિકાને તેમજ, ઑસ્ટ્રેલીયા, કૅનેડા, અને બીજા સંસ્થાનોને સ્વરાજ્ય મળ્યું છે. આયર્લેંડને તે માટેનું વચન આપવામાં આવ્યું છે. અને કદાચ વેલ્સ, સ્કૉટલેંડ અને ઇંગ્લંડને પણ તેમની પોતપોતાની અંદરની બાબતોમાં તેવું સ્વરાજ્ય મળશે. રાજગાદી ફક્ત શોભાની અને ભાવનાનીજ છે, અને જ્યાં સુધી તે શોભા અને ભાવના માટે રહેશે ત્યાં સુધીજ તે લોકપ્રિય

રહેશે. ગરીબમાં ગરીબ વર્ગો માટે પાર્લામેંટના દ્વાર ઉઘડયાં છે, કારણ કે તેમને પૂરતું ભથ્થું આપવાની દરખાસ્ત પસાર થઈ છે. રાજબંધારણ સંબંધી વિચાર કરતાં એમ લાગે છે કે ઇંગ્લાંડમાં પ્રજાકીય રાજ્ય પરિપૂર્ણતા પામવાના ચિન્હ દેખાવા માંડયાં છે.

ઓછી સંસ્કૃતિ પામેલી દુનિયાના, વધારે આગળ વધેલા પ્રદેશોમાં પણ, પ્રજાકીયતાનો આવોજ જુસ્સો નજરે પડે છે. યૂરોપ અને અમેરિકાના સર્વ રાજ્યો હવે એક યા બીજા પ્રકારની પ્રતિનિધિત્વવાળી રાજપદ્ધતિ ભોગવે છે, જો કે ઘણા ખરામાં આ પદ્ધતિ ઇંગ્લાંડની પદ્ધતિ કરતાં, ખાસ કરીને પ્રધાન મંડળ નિમવાની પદ્ધતિમાં ભિન્ન છે. કેટલાએક રાજ્યોમાં પુખ્ત વયનાને મતાધિકાર આપવાનો સિદ્ધાંત કબૂલ થઇ ગયો છે; બાકીનામાં પુખ્ત વયનાં સર્વ સ્ત્રીપુરૂષોને મતાધિકાર આપવાની માંગણી વધતી જાય છે. ફ્રાન્સ ચાળીસ વર્ષથી પ્રજાસત્તાક થયું છે. ટર્કીમાં ૧૯૦૮ માં, લગભગ લઢાઇ વિનાના બળવાથી, એકહથ્થુ સત્તા તોડી, પ્રતિનિધિત્વવાળી રાજપદ્ધતિ દાખલ કરવાનો પ્રયત્ન થયો હતો. પોર્ચુગલમાં પણ રક્તપાત થયા વિનાજ રાજસત્તાને ઉથલાવી નાંખી ૧૯૧૦ માં પ્રજાસત્તા જાહેર થઇ હતી. રૂશીયા—જ્યાં સામાજિક સ્વાતંત્ર્ય વિશેષ છે પણ જે ચાલુ સમયની સખ્તમાં સખ્ત સરકારના ભાર નીચે દબાયલું છે—તે રૂશીયામાં પણ ૧૯૦૫ માં સામાન્ય હડતાળોથી અને ઉત્ક્રાંતિની હિલચાલથી મેળવાયલી, ચુંટી કઢાયલી ડુમાનો બહારનો દેખાવ હજી જાળવી રાખવામાં આવ્યો છે. એશીયા ખંડમાં પણ જાપાનમાં ૧૮૮૯ ના રાજ્યબંધારણથી, બે સભાઓ મળીને એક રાજસભા રચવામાં આવી છે અને તેનો ઉપરી ત્યાંનો રાજા છે. ચીન પણ ધીમે પગલે આગળ વધતું હતું તેવામાં ત્યાં થયેલા બળવાને લીધે પ્રગતિ જોરમાં થઇ અને આ ( મૂળ ) પુસ્તક લખાય છે તે વખતે ત્યાં પ્રજાકીય સત્તા જાહેર કરવામાં આવી છે, ( જાન્યુ. ૧૯૧૨ ). હિંદમાં લૉર્ડ મોર્લીની સુધારાની યોજનાથી (૧૯૦૯) ધારા સભામાં પ્રતિનિધિત્વનો સિદ્ધાંત વિકાસ પામ્યો છે. પર્શીયામાં પણ ત્યાંના જૂલમી શાહને પદભ્રષ્ટ કરી મીજલીસ અથવા પાર્લામેંટ સ્થાપવામાં આવી હતી (૧૯૦૯); અને તે અંદરનું સ્વાતંત્ર્ય જાહેર કરવાની તૈયારીમાં હતું તેવામાં રૂશીયાએ તેની અરક્ષિત લશ્કરી અવસ્થાનો લાભ લઇને તથા પોતાના લોભ અને સ્વાતંત્ર્ય વિરોધથી પ્રેરાઇને પર્શીયા ઉપર હુમલો કર્યો; અને ઇંગ્લંડ જે રૂશીયાની માફકજ પર્શીયાનું સ્વાતંત્ર્ય જાળવવા બંધાયલું હતું, તેને પણ પોતાની જોડે સામેલ રાખ્યું.

હેગની પહેલી સુલેહની પરિષદ (૧૮૯૯) પછી રાજનીતિજ્ઞ મંડળોમાં જીતનો જે લોભ ઉભો થયો છે, તેનો આ સ્વાતંત્ર્યનો ઉગતાજ ધ્વંસ કરવાનો, બીજો દાખલો હતો. છુટા પડી ગયલા અને અસહાય પ્રદેશો, જેમની તરફથી ઘણા વિરોધનો ભય રહેતો નથી, તેમના ઉપર હુમલા કરવાને તેઓ લલચાય છે, અને છેલ્લા સૈકામાં ઉદાત્ત રાજનીતિજ્ઞોએ પ્રજાત્વનો જે જુસ્સો સ્થાપવાનો પ્રયત્ન કર્યો હતો તેનો તેઓ નાશ કરે છે. આ રીતે ઇંગ્લાંડ, અણધારી રીતે લંબાયલા વિગ્રહને અંતે, દક્ષિણ આફ્રિકાના પ્રજાકીય તંત્રો પચાવી પડયું છે; (૧૯૦૨) અને વારંવાર ખાલી કરી જવાના અપાયલા વચનો છતાં પણ ત્રીસ વર્ષથી તે ઇજીપ્તનો કબજો છોડતું નથી. એલ્જીસીરાસના કાયદાની રૂએ, ફ્રાન્સ અને બીજા રાજ્યો મોરોક્કોનું સ્વાતંત્ર્ય જાળવી રાખવા બંધાયલા હતા, તેનો ભંગ ફ્રાન્સે ફેઝનો

કબજો લઇને (૧૯૧૧) કર્યો છે. જબરાઇથી ત્રીપોલીને કબજે કરવા માટે ઇટલીયે બ્હાનું સુદ્ધાં આપવાની દરકાર કરી નથી. (૧૯૧૧) આબીસીનીયા જે સામે થવાની શક્તિ ધરાવે છે, તે સિવાયનું આખું આફ્રીકા બીજા રાજ્યોએ અંદર અંદર વ્હેંચી લીધું છે. બોસ્નીયા અને હર્ઝેગોવિનાને પોતાની સાથે જોડી દઇને (૧૯૦૮) ઓસ્ટ્રીયાએ બર્લીનની સુલેહ (૧૮૭૮) નો ભંગ કર્યો છે. અને ફીન્લેંડના સ્વાતંત્ર્ય ઉપર વારંવાર તરાપ મારીને (૧૯૦૬ થી ૧૯૧૧) રૂશીયાએ બોર્ગોની રાજસભા (૧૮૦૯) પછીના સઘળા ઝારોના વચનોનો ભંગ કર્યો છે. એશીયામાં જાપાને કોરીયા લઇ લઇને (૧૯૧૧) કોરીયાને સ્વતંત્ર રાખવાનો કરાર (૧૯૦૪) તોડયો છે, એજ વર્ષના અંતમાં રૂશીયા અને ઇગ્લંડે ૧૯૦૭ માં કરેલા કરારનો ભંગ કરીને રૂશીયાએ પર્શીયાનું સ્વાતંત્ર્ય નષ્ટ કર્યું. અર્વાચીન ઇતિહાસમાં ૧૯૧૧ ના વર્ષ જેવી શરમ વિનાના લોભથી થએલી લુંટાલુંટી બીજા કોઇ સમયે ભાગ્યેજ થઇ હશે, અને હવે ઇંગ્લાંડ તેમજ યૂરોપની પરદેશ ખાતાની ઓફીસો એટલું જાણી ગઇ છે કે, ગંભીરમાં ગંભીર દેશ પરદેશ વચ્ચેની સુલેહો, શરતો કે કરારો પણ ત્રણ ચાર વર્ષ કરતાં વધારે કિંમતી નથી.

સાંપ્રત સમયની પ્રજા સત્તાની એક નબળાઇ અહિં ખુલ્લી પાડી છે. પરદેશ ખાતાના પ્રધાનો અને રાજ્યનયજ્ઞો ઉપર, સામાન્ય લોકમતની કાંઇ અસર થતી નથી. ઘણું કરીને કોઇપણ દેશની પ્રજા મોટે ભાગે, બીજા દેશના મજૂરોની કતલ કરવાની, ગરીબોને દબાવવાની, વચનો તોડવાની, કે બીજા ઉપર અણુવિશ્વાસ રાખવાની વલણ ધરાવતી નથી. પરંતુ જ્યાં સુધી એ પ્રજામતને અવગણી શકાય તેમ હોય છે, ત્યાં સુધી તેની દરકાર કરવામાં આવતી નથી, અથવા તો તે પુછવામાં પણ આવતું નથી. જે ગુન્હા સામાન્ય જીવનમાં તિરસ્કારયુક્ત લેખવામાં આવે છે, તેનોજ દેશ પરદેશની રાજ્યનીતીમાં છુપીરીતે આશ્રય લેવાય છે, અને સઘળું પાર પડે છે, અથવા લગભગ પાર પડવા આવે છે, ત્યાં સુધી પ્રજાને તેથી અજાણુજ રાખવામાં આવે છે. ત્યાર બાદ "છુટકો ન હતો," "સ્વરક્ષણ," "આબરૂ," "ધડો બેસાડવો", "ખરી ભૂતદયા માટે કદાચ ક્રૂરતા દેખાડવી પડે" "યોગ્ય હોય તેજ ટેક" અથવા "ધર્મ, સંસ્કૃતિ અને વ્હેપારના વધારા અર્થે" આવા આવા શબ્દ પ્રયોગો વાપરીને સામાન્ય પ્રજાના મનને સ્હેલાઇથી મેળવી લેવામાં આવે છે. આવા ખેંચાણકારક અને ખાત્રી આપનારા શબ્દ પ્રયોગો, મોટી લોનો ફેલાવવાની ઇચ્છા રાખનારા શરાફો, લશ્કરી અસબાબમાં હિત ધરાવનાર મુડીવાળાઓ, નવા નફા તરફ નજર રાખનાર, કંપનીઓ કાઢનારા, માલ ખપાવવા તરફ દૃષ્ટિ રાખનાર વ્હેપારીઓ' તથા પોતાના છોકરાઓ માટે ધંધાના ક્ષેત્ર ખોળનાર અમલદારો, મુખ્યત્વે કરીને વાપરે છે. લઢાઇ અથવા પરપીડન માટેની પૈસાદાર વર્ગની માંગણી સામે થવાનું છાપાવાળાઓ માટે મુશ્કેલ છે, કારણ કે તેમનો આધાર પૈસાદાર વર્ગોમાં થતા તેમના છાપાના ફેલાવા ઉપર, અથવા તેમની જાહેર ખબરો ઉપર હોય છે. તેઓ પોતાની ટીકાઓજ નહિ પરંતુ ખબરો પણ માંગણી મુજબ અથવા તો કોઇ પ્રધાન તરફથી જાત જાતના લાભની આશા હોય તો તે તેના મત મુજબ રંગે છે. પોતાના દૈનિક લાભમાં રોકાયલો, અને પરદેશી જીવન, તથા ભવિષ્યના બનાવોની કલ્પના કર-

વામાં અણુકેળવાયલો, ભૂખ્યો પ્રજાવર્ગ, આ સંબંધમાં પારકા ઉપર આધાર રાખે છે, અને તેને છેતરવામાં આવે છે.

અજ્ઞાનમાં રાખેલી પ્રજાના દાબ તળેથી, જેમ દેશ પરદેશ સાથેના સંબંધની બાબત દૂર રાખવામાં આવી છે તેજ પ્રમાણે આપની પ્રજાસત્તા તરફની પ્રગતિને બાધક એક બીજો ભય પણ છે. આ ભય તે પ્રધાનમંડળની એકહથ્થુ સત્તાનો છે. "પક્ષ તરફની વફાદારી" ને લીધે, તથા સામાન્ય સભામાં ( House of Commons ) સ્થાનિક અને સામ્રાજ્ય સબંધી કામના વધતાં જતાં દબાણને લીધે, પ્રધાનમંડળ પ્રજાના દાબ તળેથી, અને ટીકામાંથી પણ બચી જાય છે. ખાનગી સભાસદનો એક વોટ–મત ગણાય છે, પણ તેનો અવાજ—અભિપ્રાય–ધ્યાનમાં લેવાતો નથી. અધકચરી અને વિચારપૂર્ણ રીતથી રજુ ન કરાયલી દરખાસ્તો પણ પસાર કરાવીને તેને કાયદાનું સ્વરૂપ આપવામાં આવે છે; કારણ કે જો તે દરખાસ્ત નિષ્ફળ જાય તો સત્તામાં હોય તે પક્ષને રાજીનામું આપવું પડે. ફરીથી એક ખર્ચાળ ઇલેક્શન–ચુંટણી–થાય, અને કદાચ આ પક્ષને ટેકો આપનારા-ઓમાંના કોઇ વિભાગે અમુક કાયદાઓ પસાર કરાવવા ધાર્યા હોય તે પડતા મૂકવા પડે, કોઇ ગુંચવણભર્યો ખરડો, જેની અસર પ્રજાના નિત્યજીવન ઉપર થાય તેમ હોય છે, પણ પ્રજાને જે માટે માંગણી કરી નથી હોતી, તથા તેની સંમતિ લેવાનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો નથી હોતો, તેવા ખરડાને, તેની અસરોનો કે વિગતોનો વિચાર કર્યા વિના, પોતાના ભવિષ્યના કોઇક ઉદ્દેશના સમર્થન અર્થે, સરકારપક્ષને ટેકો આપનારાઓની મદદથી પસાર કરાવી દેવામાં આવે છે. રાજકીય જીવનના વેગમાં, જે પ્રધાનના હાથમાં આ ખરડો હોય છે તેને તો તે સબંધીના આંકડા અને વિગતની બાબતમાં કોઇક સર-કારી ખાતાના અમલદાર ઉપરજ આધાર રાખવો પડે છે, અને આ અમલદારોની બિન જવાબદાર સલાહ મુજબ પગલાં ભરીને, ભવિષ્યના કોઇક સુધારાથી પોતાની શુભેચ્છા દેખાઇ આવશે એવી આશામાં, દેશને ગળે એ કાયદો વળગાડી દેવામાં આવે છે.

આજના સમયમાં સ્વાતંત્ર્યને ભયમાં નાખનાર રાજા, ઉમરાવ વર્ગ કે ધનિક વર્ગ કરતાં પણ, અમલદાર વર્ગ વિશેષ છે. લીસ્બનથી માંડીને સેંટપીટર્સબર્ગ [ પેટ્રોગ્રેડ ] સુધીની યુરોપની સઘળી રાજધાનીઓમાં કાળ સમાન થઇ પડેલો, વ્યક્તિગત જીવનમાં માથું મારનાર અમલદાર વર્ગ, અત્યારે આખી પૃથ્વી ઉપર બળવાન થઇ પડશે તેવો ભય રહે છે. "કુશળ અનુભવી" ના દાબ અને સલાહ કબુલ રાખવાનું અને રાજ્ય કારભા-રની છેલ્લી કસોટી તરિખે "કાર્યદક્ષતા" સ્વીકારવાનું આપણને કહેવામાં આવે છે. રાજાની સત્તાવાળી રાજ્ય પદ્ધતિ અથવા તો બીજી કોઇ પણ પદ્ધતિમાં રહેલાં જોખમો, આ શીખામણમાં રહેલાં છે. "કાર્યદક્ષ" તો મધમાખ અને કીડીઓ પણ છે, પરંતુ તેમની પ્રગતિ અટકી ગઇ છે–મૃત્યુ તુલ્ય—અટકી ગઇ છે; અથવા તમારે "કાર્યદક્ષ" સરકાર જોઇતી હોય તો કુતરાના કાબુ નીચેનો કાયદો અને શાંતિ જાળવતું ઘેટાનું ટોળું તપાસો. અમલદારો ઘણું ખરૂં ખરાબ રીતેજ રાજ્ય કરે છે, કારણ કે સ્વાભાવિક રીતેજ તેઓ પોતાના હોદ્દાના કાર્યને મોટું સ્વરૂપ આપે છે, અને જે કાંઇ વસ્તુસ્થિતિ પોતાના નિત્યના કાર્યમાં કે, પોતાના આરામમાં પણ, વચ્ચે આવે છે, તેને તેઓ અયોગ્ય હરકત

કર્તા લખે છે. પરંતુ તે પદ્ધતિની ખરાબમાં ખરાબ બાબત કાંઇ આ નથી. કાર્યદક્ષ અધિકારી શાસનની રૂઢીમાં રહેલતનું વ્યક્તિત્વને અપમાનજનક નુકશાન પહોંચે છે. અને જો વ્યકિતત્વ તથા ભિન્નતાને નુકશાન પહોંચતું હોય તો, ગમે તેવી યંત્રની માફક સંપૂર્ણ સુલેહ સચવાતી હોય, કે ગમે તેવા સુંદર પરિણામમાં આરામ અને સદ્‌ગુણની વ્યવસ્થા થતી હોય, તો પણ તે આફતકારક છે. "સ્વરાજ્ય તે સુરાજ્ય કરતા ઉત્તમ છે" અને સ્વરાજ્ય એટલે ભૂલ કરવાનો હક. બીજા પાસેથી મેળવેલી કાર્યદક્ષ સલાહ નીચે રહીને વાંધા વિનાની યોગ્યતા પ્રાપ્ત કરવી, તેના કરતાં પોતાનાજ સ્વાભાવિક સત્ત્વ અને બળ વડે ઉત્તમતા પ્રાપ્ત કરવી,—ગમે તેવી આંધળીયા રીતે કે આશા વિના પણ—મહેનત કરવી તે એક મનુષ્યની બાબતમાં તેમજ એક પ્રજાની બાબતમાં પણ વધારે ઉત્તમ છે. ઇંગ્લંડ વિષે બોલતા બીશપ મૅગીએ જણાવ્યું હતું કે; ડાહ્યા થવા કરતા સ્વતંત્ર થવું તે વધારે સારૂં છે.

અત્યાર સુધી—ઇ. સ. ૧૯૧૨ ની શરૂવાત સુધી—મનુષ્ય જાતિની સ્વાતંત્ર્ય પ્રતિ માટેની લાંબી લડાઇમાં બહુ મહેનતે મેળવાયલી જીતોમાંની મૂખ્ય જીતો, અને ધીમી પ્રગતિની મૂખ્ય બાબતો આપણે અનુક્રમે તપાસી છે. ભવિષ્ય કથન કરવા માંડીયે તો કદાચ એમ ધારી શકાય કે આ તકરારની અંદર હવે એવી સ્થિતિ આવશે કે દરેક જણને વિકાસ સારૂ સરખી તક મળે તે માટે હવે જબરી રસાકસી થશે. "બુદ્ધિશાળીને દાખલ થવા માટે સઘળા દ્વાર" ખુલવા જોઇયે એવી ભાવના નેપોલીયનના સિદ્ધાંતની હતી. પણ નેપોલીયનના સમય પછી એક સદી વહી ગઇ છે, તો પણ આ સિદ્ધાંત અમલમાં મૂકાયા વિનાનોજ રહ્યો છે. વંશ, જન્મ, અને આસપાસના સંજોગોથી સ્વતંત્રપણે, દરેક સ્ત્રી પુરૂષને આગળ વધવા માટે સરખીજ તક હોય તેવું પ્રાપ્ત કરવાનું હજી બાકી છે. ફુરસદવાળા અને કામવાળા, તથા ગરીબ અને તવંગર વચ્ચેનાજ નહિ, પણ તેથીયે વધારે ગંભીર, કેળવાયલા અને અભણ વચ્ચેના ભેદ હજી અસ્તિત્વમાં છે, અને તે દૂર નજ થાય તેવા લાગે છે. આ છેલ્લો ભેદ દરેક દેશમાં દેખાય છે, અને આ બે વર્ગો વચ્ચે એક સામ્યતા નથી કે ખરેખરી સમજુતી પણ નથી. મોટા પક્ષને વધારે ખમવું પડે છે, અને એકંદરે બન્ને પક્ષને ખમવું પડે છે. એક વિભાગ, બુદ્ધિગત વિકાસ અને સૂક્ષ્મ પ્રકારના આનન્દ ખૂવે છે; બીજો પક્ષ ચારિત્ર્ય બળ, શરીર બળ, અને બહોળો ભ્રાતૃભાવ ગુમાવે છે. પૂરેપૂરા વિકાસ પામેલા જીવનમાં જે આત્મપૂર્ણતા પ્રાપ્ત કરવાનો સ્વાતંત્ર્યનો ઉદ્દેશ છે, તે પ્રાપ્ત કરવાની તક આ બન્ને વિભાગો સરખી રીતે ગુમાવે છે.

આવી તક આપવામાં આવશે ત્યારેજ જે જે ચીજો માટે આપણે સ્પૃહા રાખી છે, તે સર્વમાં ખરા નિર્ણયવાળી પ્રજાની આશા આપણે રાખી શકીશું. આ પ્રજાનો નિર્ણય એવો હશે કે તેને ઉદારતા તરફ પ્રેરણા થશે. અને તે ઉચ્ચ અને માનવાળા પંથમાંજ રહેશે, તથા લાંબા સમય સુધીની ચાલુ લડાઇ પછી પોતે પ્રાપ્ત કરેલા સ્વાતંત્ર્યના સિદ્ધાંતો, અને પ્રજાઓની બાબતમાં પણ તે સ્વીકારશે. પરંતુ જો આવી પ્રજા સંબંધીનો ખ્યાલ થોડા સમયમાં ખરો પડે તો પણ આપણી લડાઇનો અંત આવશે નહિ હાર્યા પછી શત્રુ છુપી રીતે ફરી દાખલ થાય છે, તેના ધસારા સતત આવ્યા કરે છે. ફરી ફરીને આપણાં

હથીયાર તૈયાર કરવાં જોઇએ, અને આગળ વધવા માટે ટુકડી તૈયાર કરવી જોઇએ, આ ક્ષેત્રમાં આરામ નથી, અટકવાનું નથી, જીતનો સંતોષ ભોગવવા માટે વિષ્કંભક નથી. સ્વાતંત્ર્યનું સૈન્ય તો " સુખી લડવૈયા " જેવું છે કે,

પૂર્વે મળેલાં માનથી સંતોષ પામે જે નહિં,
ને નિરખતો આગળ મહેનત કરીને ફરી ફરી,
પામવાને શ્રેષ્ટતા અદકો થતો વળી નીજથી.

કારણ કે સ્વાતંત્ર્ય માટેનાં યુદ્ધમાં શાંતિ ચિરસ્થાયી નથી, કે સુલેહ થવાની નથી. કદાચ કોઇ દૂર દૂરના યુગમાં, ગ્રીક અને ખ્રિસ્તી ભાષામાં જાણીતા થયલાં વિશ્વકર્માએ ઘડેલા સ્વર્ગીય શહેરના પ્રકાશમાન દ્વાર આપણી આગળ પ્રગટ થાય તોજ આ સંભવિત બને.

સમાપ્ત.

ભાષાંતર કર્તાનું કાર્ય અત્રે પૂરૂં થાય છે. મૂળ પુસ્તકની ભાષા ઘણીજ અર્થપૂર્ણ હોવાથી, તથા વિષય પણ લગભગ વૈજ્ઞાનિક હોવાથી, તેમજ વાંચક પાસેથી પૂર્વજ્ઞાનની અપેક્ષા રહેતી હોવાથી, ભાષાંતર પણ જરા કિલષ્ટ લાગે તેવું છે. છતાંયે જેઓને ઈંગ્લાંડનો ઇતિહાસ વાંચ્યો છે, અને યૂરોપના ઇતિહાસનો જેમને ઝાંખો પણ ખ્યાલ છે, તેઓ, જો ધીરજથી વાંચશે તો જરૂર સમઝણ પડશે.

હોમરૂલની હીલચાલથી હિંદના દરેકે દરેક વિભાગમાં—ગુજરાતી બોલનારી પ્રજામાં પણ—અપૂર્વ જાગૃતિ આવી છે. રાજકીય બાબતમાં થોડા ઘણા વિદ્વાનોજ નહિ પણ સમસ્ત જનસમૂહ—સ્ત્રીઓ સહિત—રસ લેતો થયો છે. પરંતુ ખાલી ઉત્સાહથી તો ફક્ત રસ ઉત્પન્ન થશે, તે કાંઇ ટકી રહેશે નહિ કે સંગીન લાભદાયક પણ થઇ શકશે નહિ. તેમ થવા માટે તો અભ્યાસ—સતત ગંભીર અભ્યાસની જરૂર છે. આ બાબત તરફ સ્વરાજ્ય સિદ્ધાંતના પ્રચારકોનું તેમજ જાગૃત થયલા સામાન્ય પ્રજાવર્ગનું પણ, ધ્યાન દોરવાની જરૂર છે.

આવા અભ્યાસમાં ઇતિહાસનો વિષય ઘણોજ ઉપયોગી છે. શુદ્ધ ઇતિહાસનો અભ્યાસ કર્યા પછી, રાજનીતિના, તેમજ રાજ્યપદ્ધતિના પુસ્તકોનો અભ્યાસ થવો જોઇયે. આ પ્રકારના અભ્યાસ માટે અંગ્રેજીમાં તો અસંખ્ય પુસ્તકો છે. પરંતુ આપણી ગુજરાતી ભાષામાં તે સબંધી પુસ્તકો હજી જોઇયે તેવાં, અને જોઇયે તેટલાં નથી. હવે નવીન જાગૃતિને પરિણામે અંગ્રેજી પુસ્તકો ન વાંચી શકે તેવો પણ મોટો વર્ગ રાજકીય વિષયોમાં રસ લેતો થયો છે. આ વર્ગ બુદ્ધિમાન છે, હોંશીલો છે, ઉત્સાહી છે, તો તે સાથે અભ્યાસી પણ થશે તેવી આશા છે. અગાઉ જણાવ્યું તેમ ઇંગ્લાંડનો ઇતિહાસ જેમણે વાંચ્યો હશે તેમને આ પુસ્તક વાંચવું કપરૂં નહિ પડે. અને રાજકીય વિષયમાં રસ લેતો કોઇપણ મનુષ્ય ઈંગ્લાંડના ઇતિહાસથી બિનવાકેફ રહે તે તો બનવુંજ ન જોઇયે. સ્વરાજ્યની હિલચાલ, જેના મૂળમાં સ્વાતંત્ર્યનોજ સિદ્ધાંત રહેલો છે, તેના સમર્થન અર્થે સ્વાતંત્ર્યનો વિકાસ જૂના કાળથી શી રીતે થતો આવ્યો છે, તે જાણવું અગત્યનું છે. તે જાણવામાં આ ભાષાંતર ઘણું મદદગાર નિવડશે તેમ આશા છે. આશા છે કે આવા બીજા

અનેક પુસ્તકો ગુજરાતી ભાષામાં નિકળીને દેશની સ્વરાજ્ય ભાવનાના પોષણમાં મદદ રૂપ થશે.

એક ખુલાસાની જરૂર છે. મૂળ પુસ્તક લખાયા પછી પૃથ્વી ઉપર ઘણાજ અગત્યના બનાવ બની ગયા છે, અને જર્મની સાથેના યુદ્ધથી વાંચનાર વાકેફ છે. હિંદમાં પણ લૉર્ડ મોર્લીના સુધારા કરતા વધારે પ્રતિનિધિત્વવાળું તંત્ર જોઇયે એમ ઇંગ્લાંડના રાજદ્વારીઓને પણ લાગ્યું છે. છેલ્લું પ્રકરણ વાંચતી વખતે કોઇક ઘણું જુનું પુસ્તક આપણે વાંચતા હોઇયે તેમ લાગે છે, છતાંયે ઐતિહાસિક અગત્ય ધ્યાનમાં લઇને, ભાષાંતર કરતી વખતે કાંઇ ફેરફાર કર્યો નથી.

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.

---

# સ્વરાજ્યની એક યોજના.

ખરેખર તમે શું એમ નથી ઇચ્છતા, કે આપણને—બધા હિંદવાસીઓને—સ્વરાજ્ય—સાથે સાથે સારૂં રાજ્ય—મળવું જોઇએ ? આજકાલ કોઇ પણ સ્વરાજ્યની વિરૂદ્ધ નહિ હોય, પરંતુ જે સ્વરાજ્ય સૌથી વધારે ઇચ્છવા જોગ છે, તે ખરૂં સ્વરાજ્ય હોવું જોઇએ. નહિ કે નામનું; એવું બનશે ત્યારેજ સારૂં રાજ્ય નીવડી શકશે. માટે ખરૂં સ્વરાજ્ય શું છે તે વીચારવું એ જરૂરનું છે.

ખરા સ્વરાજ્યની પદ્ધતિ તળે દરેક માણસ એક રીતે રાજ્યકર્તા હોવો જોઇએ. કોઇ પણ માણસને પોતાની મરજી વિરૂદ્ધ કાંઇ પણ કરવાની ફરજ પડતી હોય તો તે ખરૂં સ્વરાજ્ય ન કહેવાય. જે રાજ્ય રાજ્ય કરનારા અને રાજ્ય ભોગવનારા—એ બે વર્ગો વચ્ચેના તીવ્ર અંતરને વૃદ્ધિ પામવા દે છે તે રાજ્ય ખરૂં સ્વરાજ્ય નથી. દરેક માણસને પોતાને જે કહેવું હોય તે કહેવા દેવું જોઇએ, તેને પોતાની હાજતો સાદર કરવાનો, તથા તે હાજતો દૂર કરાવવાનો, અથવા તો વિચારશીલ રીતે તેનો વિચાર કરવાનો હક હોવો જોઇએ. જે રાજ્યપદ્ધતિ દરેક વ્યક્તિનું કહ્યું સાંભળે નહિ, અને દરેક વ્યક્તિનું સહકાર્ય સ્વીકારે નહિ તે ખરી સ્વરાજ્ય પદ્ધતિ ન કહેવાય, પછી ભલે તેના અધિકારીઓ પરદેશી ન હોતાં સ્વદેશી હોય. જે રાજ્ય બધા લોકોનું સહકાર્ય સ્વીકારવા પ્રયત્ન કરે છે તે સૌથી વધારે હિતાવહ કહેવાય. એક કુટુંબમાં આપણે બધા એક સાથે ભાઇબંધીથી રહીએ છીએ, અને દરેક માણસની દરકાર લેવામાં આવે છે, જો આખર આવે છે તો જરૂર પડયે સમજાવીને પણ બાળકને અથવા મૂર્ખ વ્યકિતને સંતોષી રાખવામાં આવે છે. તો પછી સવ રાજ્ય માટે—ગામડાના, શહેરના, તાલુકાના, જીલ્લાના, પ્રાંતના કે આખા દેશના રાજ્ય માટે—આ કુટુંબ—રાજ્ય શા માટે એક આદર્શ ન ગણાય ? ભલે અમુક માણસની જાતિ, તેનો ધર્મ, અને તેનું કુળ ગમે તે હોય, ભલે સંખ્યાની દૃષ્ટિએ તેની જાતિ, તેનો ધર્મ, અને તેનું કુળ ગમે તેટલાં ક્ષુદ્ર હોય, છતાં પણ તે માણસના હિતનાં સાધન આપણે શા માટે પુરાં ન પાડવાં ? કોઇ પણ જાતિના કે વર્ગના તથા કોઇ પણ સ્થળના દરેક માણસને એમ લાગવું જોઈએ કે રાજ્ય પોતાનું છે, કારણ કે પોતાને તેમાં ભાગ હિસ્સો છે,

અને પોતે જે વિચારશીલ ફરિયાદ પ્રમાણિકપણે રજૂ કરશે તે ખાત્રીથી સહાનુભૂતિ તથા સ્નેહ સાથે સંભળાશે અને સંતોષકારક રીતે નિર્ણય પામશે, એવો બંદોબસ્ત પણ રાખવામાં આવ્યો છે. એટલા માટે આપણને **ખરૂં સ્વરાજ્ય** ધરાવનારી રાજ્યપદ્ધતિની જરૂર છે. આવા રાજ્યમાં પ્રજાની દરેક વ્યક્તિને એમ લાગવું જોઇએ કે તે ચલાવવામાં પોતાનો ખરો હિસ્સો છે, પોતાની માહિતીનો, પોતાના જ્ઞાનનો, પોતાના અનુભવનો અને પોતાના વિચારોનો લાભ આપવા માટે ખરો અવસર મળેછે. એ રીતે પ્રજાના ભવિષ્યને દોરવાનો અવસર મળેછે, પોતાની ફરિયાદ સંભળાવવાનો તથા તેને યોગ્ય રીતે દૂર કરાવવાનો ખરો હક્ક પણ મળે છે, અને પોતે રાજ્યકર્તા છે તેમ જ રાજ્યભોક્તા પૈકી એક છે, એમ તેને પોતાને ખરેખર જણાય છે.

એટલા માટે અમે સૂચના કરીએ છીએ કે આપણને–હિન્દવાસીઓને–જે ઉપાયો સૌથી વધારે હિતાવહ નીવડે તે ઉપર ચર્ચા કરવા માટે હિન્દુસ્થાનના બધા ભાગોમાંથી અહીં કલકત્તામાં એકત્ર થયેલા સર્વ આગેવાનોએ આવી રાજ્યપદ્ધતિ ઘડી કાઢવી જોઇએ. લગભગ એક વંશાવધિ થયાં રાષ્ટ્રીય સભા સરકારને આમ કે તેમ કરવાની વિનંતિ કરનાર, અનિયંત્રિત શાસનપદ્ધતિની અમુક વર્તણુક કે ક્રિયા વિરૂદ્ધ કોઇક વખત વાંધો ઉઠાવનાર, પોતાની સુધારણા માટે લોકોએ પોતે શું કરવું જોઇએ તે બાબત તેમને ભાગ્યે સલાહ આપનાર, એક વિચારકારક તથા વિજ્ઞપ્તિકારક સંસ્થા તરીકે વર્તી રહી છે. **જેઓ પોતાની જાતને મદદ કરે છે તેમને ઈશ્વર મદદ કરે છે.** જે બાબતો આપણા પોતાના હાથમાં છે તે તરફ આપણે હિન્દવાસીઓએ શા માટે ધ્યાન ન આપવું? અને આપણા પોતાના ઘરને વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન કેમ ન કરવો? આપણા કામ માટે આપણે વધારે સત્યાગ્રહી થવું જોઇએ અને સામાજીક દૃષ્ટિએ આપણી જાતને આપણે કેવી રીતે વ્યવસ્થિત કરી શકીએ તે, તથા સામાજીક ઘનતા કેવી રીતે પ્રાપ્ત કરી શકીએ તે ખોળી કાઢવું જોઇએ.

આપણે એવી પરિસ્થિતિમાં મૂકાઈ ગયા છીએ કે સરકાર તરફથી સહકાર મળ્યા વિના, તેમ જ નવી સામાજીક ઘટના અમલમાં મૂકવાને જે રાજકીય વ્યવસ્થા જરૂરની થઇ પડનાર છે તે મંજુર થયા શિવાય સામાજીક વ્યવસ્થાનું આ કામ પણ બરોબર પાર પાડી શકાય એમ નથી. પરંતુ છેક ઉપરથી તે નીચે સુધીના સંપૂર્ણ પરસ્પર સહકારના પાયા ઉપર ટકી રહેલું ખરૂં સ્વરાજ્ય જેનો ખરો આત્મા છે, એવી આ નવી સામાજીક પદ્ધતિમાંથી જે સઘન સામાજીક વ્યવસ્થા તથા જે અત્યંત **નૈતિક અને આર્થિક હિત** પરિણમશે તેની ઉપયોગિતા આપણા આગેવાનો સમજે એ સૌથી પહેલું તો જરૂરનું છે. આવી પદ્ધતિમાંથી પરિણમતી સામાજીક ઘનતાના ફાયદા જ્યારે આપણે બધા સમજીશું અને સ્વીકારીશું ત્યારે જ આની સામાજીક પુનર્વ્યવસ્થાની રજા અને મંજુરી આપવાની જરૂરિયાત આપણે એકમતે સરકારના મગજમાં ઠસાવી શકીશું. માટે અમે પ્રાર્થના કરીએ છીએ કે અમારા આગેવાનો અમારી સૂચના ઉપર ધ્યાનપૂર્વક વિચાર કરશે. આવી સામાજીક પુનર્ઘટના જો અમલમાં મૂકાય તો અમને આશા છે કે, ભેદ વિવાદ, જાતિઓ તથા વર્ગો વચ્ચેનો પરસ્પરનો તિરસ્કાર, સામાજીક ઘનતાનો અને શક્તિનો અભાવ, છેક નજીવી બાબતોમાં પણ સરકાર ઉપરની હાલની અયોગ્ય પરતંત્રતા તથા પરિણામે સમાજમાં ભિન્ન ભિન્ન વર્ગોમાં જણાતી આત્મશ્રદ્ધાની ન્યૂનતા વિગેરે વિગેરે જેવી અસંખ્ય દુઃખદ આફતો

દૂર કરવાને અમે શક્તિમાન થઇશું. જે સ્વરાજ્ય અમે આપણા સમાજના હલકામાં **હલકા થરમાં મૂળ ઘાલીને તેમાંથી જ ઉભું કરવા** સૂચવીએ છીએ તે જ ખરૂં સ્વરાજ્ય, **દેશના દરેકે દરેક કુટુંબના છેક ઘરની અંદર જઇ પહોંચેલું** તથા એ રીતે સામાજીક, નૈતિક તેમજ આર્થિક ઉત્તમોત્તમ હિત સાધનારૂં થઇ પડનારૂં છે એમ અમે માનીએ છીએ.

આ સામાજીક વ્યવસ્થાને અમલમાં મૂકી શકે એવી રાજકીય પુનર્ઘટનાની અલબત્ત એક અધૂરી યોજના અમે રજૂ કરીએ છીએ.

**ગ્રામીય મંડળ**—દરેક ગામનું સ્વરાજ્ય ચલાવનારૂં જ્ઞાતિરૂપે હોવું જોઇએ. એકાદ કુટુંબને એકાંક (unit) ગણવું જોઇએ. **જાતિની દરકાર કર્યા વિના દરેક કુટુંબ** પોતાના એકાદ પુખ્ત ઉમ્મરના માણસથી પ્રતિનિધિત્વ પામવું જોઇએ, પછી ભલે તે માણસને વાંચતાં લખતાં આવડતું હોય કે ન આવડતું હોય. કુટુંબને જેમ ફાવતું પડે તેમ હમણાં એક તો પછી બીજો કોઇ માણસ તેનું પ્રતિનિધિત્વ ભોગવે. જુની ગામ પંચાયતો માફક ગામને લગતા બધા પ્રશ્નો ઉપર ચર્ચા કરવાને, જરૂર જણાય તે પ્રમાણે દર રોજ, કે અઠવાડિયામાં બે વખત, કે અઠવાડિયે અઠવાડિયે આ પ્રતિનિધિઓએ એકઠા થવું જોઇએ. રસ્તાઓ સમરાવવા, રસ્તે રસ્તે દિવાઓ ગોઠવવા, રક્ષણના ઉપાયો યોજવા, પ્રાથમિક શિક્ષણ આપવું, એવું તથા એવા બીજા ગામના પ્રજાકીય ખર્ચનું પોષણ કરવા માટે બધાં કુટુંબોને પોતાની જાત ઉપર કર નાંખવાનો **હક્ક** મળવો જોઇએ. આ ગ્રામીય મંડળે દીવાની કામોના તથા ન્હાની ન્હાની ફોજદારી ફરિયાદોના ચુકાદા પણ આપવા જોઇએ. બધાં દીવાની કામોમાં મંડળે ખુલ્લા દિલથી વાત કરીને ખરી બાબત જાણી લેવાની છે, તે બાબતો વિષે બન્ને પક્ષોને એકમત કરવાના છે અને બન્ને પક્ષોને સંતોષ મળે એવી રીતે પોતાનો ચુકાદો આપવાનો છે. મંડળનું કામ માત્ર તે કામના **ન્યાય**નો નિર્ણય કરવાનું છે; જો કે મંડળના મત પ્રમાણે અમુક કામનો પોતાનો આપેલો નિર્ણય બન્ને પક્ષો માટે યોગ્ય તેમ જ નિષ્પક્ષપાતી જણાતો હોય; છતાં કંઇ આખર આવે ત્યારે ગ્રામીય મંડળના ચુકાદા સાથે ઉભય પક્ષો સમ્મત થતા ન હોય તેવે વખતે એ કામ નિર્ણિત થવા માટે તાલુકા મંડળ તરફ મોકલી આપવું જોઇએ. તાલુકા મંડળે એ કામનો ચુકાદો એવી રીતે આપવાનો છે કે બન્ને પક્ષો વચ્ચે સારાસારી થાય અને તેઓ સમાધાન ઉપર આવે.

આ મંડળોમાં અભિપ્રાય એકમત હોવો જોઇએ. કોઇપણ મતભેદ ધરાવનાર ગૃહસ્થનાં પ્રમાણ સંભળાવાં જોઇએ, અને જો **સિદ્ધાન્ત** વિષે મતભેદ થયેલો જણાય તો એવાં પ્રમાણો બરોબર વિચારવાં જોઇએ.

વધુમતિથી ચુકાદો આપવો એટલે કે માથાદીઠ ગણત્રીથી વધુમતિ ગણી નિર્ણય આપવો એ જુલમનું બીજું સ્વરૂપ છે, અને વધુમતિ ઉપર જોરોતોરો કરવો, એ બધુ ખરા સ્વરાજ્યમાંથી બાતલ થાય છે.

ભલે કોઇ પણ કુટુંબની જાતિ, તેનો ધર્મ અને તેનું કુળ તથા તેની સામાજીક પદવી ગમે તે હોય તોપણ એવું દરેક કુટુંબ આ ગ્રામીય મંડળમાં પ્રતિનિધિત્વ પામવાનું હોવાથી

તેને પોતાનું કહેવું સંભળાવવાનો હંમેશ પ્રસંગ મળશે. આથી આવી ગોઠવણથી બધી જ્ઞાતિઓના સીધા પ્રતિનિધિત્વને અવકાશ રહેશે. ઉચ્ચ મંડળોમાં, ભિન્ન ભિન્ન સ્થળની ભિન્ન ભિન્ન જાતિઓનાં કુટુંબો પોતાના વિચારો વિવિધ ગ્રામીય મંડળોના પ્રતિનિધિઓ દ્વારા પહોંચાડી શકે. આથી જાતિવાર પ્રતિનિધિત્વની ગુંચવણ કે મુશ્કેલી જરાપણ ઉભી થઇ શકશે નહિ.

**નગરમંડળ ( અથવા સુધરાઈ )**—દરેક નગર (અથવા શહેર)નું એક નગરમંડળ હોવું જોઇએ, અને તેમાં વિવિધ લત્તાઓના પ્રતિનિધિઓ હોવા જોઇએ. દરેક લત્તો એક ગામડું ગણાય, અને કેટલાક આવશ્યક અને યોગ્ય ફેરફાર સાથે ગ્રામીય મંડળોને અનુસરીને દરેક લત્તાનું પોતાનું મંડળ રહે.

**તાલુકામંડળ**—તાલુકા મંડળમાં તે તાલુકાનાં બધાં ગામોના તથા નગરોના પ્રતિનિધિઓ હોવા જોઇએ. આ પ્રતિનિધિઓ ગ્રામીય મંડળોએ તથા નગર મંડળોએ ચુંટેલા હોવા જોઇએ. વસ્તીનો પ્રશ્ન બાજૂએ રાખીને દરેક ગામે તથા નગરે એક પ્રતિનિધિ ચુંટી કાઢવો ( અથવા જો એક પ્રતિનિધિ પૂરતો ન લાગે તો પ્રતિનિધિઓ તેટલી જ સંખ્યામાં ચુંટી કાઢવા ). તાલુકાના નગરનું પોતાનું નગર મંડળ રહેશે, અને તે તાલુકામાંનાં બીજાં નગર મંડળો માફક આ નગર મંડળનો પોતાનો પ્રતિનિધિ તાલુકા મંડળમાં રહેશે જ.

**પ્રતિનિધિઓ ચુંટવાની રીત**—જે ગૃહસ્થમાં મંડળના બધા સભાસદોને વિશ્વાસ હોય, એટલે કે અમુક લત્તાના લોકોનો જે ગૃહસ્થ વિશ્વાસુ અને તેથી ખરો આગેવાન હોય તે ગૃહસ્થને ગ્રામીય મંડળે કે નગરમંડળે પોતાના પ્રતિનિધિ તરીકે પસંદ કરવો જોઇએ. તે ગૃહસ્થને પોતાના **તાલુકાની ભાષા** લખતાં તથા વાંચતાં આવડતું હોવું જોઇએ. તે કોઇપણ જાતિનો કે ધર્મનો હોઈ શકે. તેણે એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે નહિ, પરંતુ **માત્ર એલચી** તરીકે વર્તવાનું છે. એનું કામ માત્ર એટલું જ છે કે તેના નિયોજકો અર્થાત્ ગ્રામીય મંડળ કે નગર મંડળ તેને **જે કંઈ સોંપે તે બધું** તેણે સામાન્ય માણસો કરતાં વધારે સારા સ્વરૂપમાં રજૂ કરવું.

દરેક પ્રતિનિધિની મુદત ત્રણ વર્ષની હોવી જોઇએ. મંડળનો એક તૃતીયાંશ ભાગ દર વર્ષે ફારગત થાય; એટલા માટે તાલુકાઓનો પર્યાય હંમેશને માટે નક્કી કરી લેવો.

એક ગામથી બીજે ગામ લઈ જતા રસ્તા આદિ જેવા ગ્રામીય મંડળના કે નગરમંડળના કાર્યપ્રદેશમાં ન આવતા હોય એવા સમસ્ત તાલુકાને લગતા પ્રશ્નો વિષે, તથા જીલ્લામંડળો માટે જૂદાં રાખેલાં ફોજદારી કામો સિવાયનાં બધાં જરૂરી ફોજદારી કામો વિષે તાલુકામંડળે ચર્ચા કરવી જોઇએ. વળી બન્ને પક્ષો વચ્ચેના બારીક મતભેદને લીધે ગ્રામીય મંડળ કે નગરમંડળ જે દીવાની કામો ઉપર બન્ને પક્ષોને સંતોષકારક હોય એવો ચુકાદો ન આપી શક્યું હોય તે દીવાની કામો પણ આ મંડળે ઠેકાણે પાડવાં જોઇએ, તે એવી શરતે **કે સિધી બાબતો વિષે પણ વિવાદથી ભરેલું એકપણ કામ ન હોવું જોઇએ,** અને ગ્રામીયમંડળ કે નગરમંડળ એ પ્રશ્નનો સંતોષકારક રીતે નિવેડો આણી શક્યું નથી એવી મતલબનું પ્રમાણપત્ર બન્ને પક્ષોએ મજકુર ગ્રામીયમંડળ કે નગરમંડળ તરફથી મેળવી લાવવું જોઇએ, જ્યારે આવા પ્રમાણપત્રની માગણી કરવામાં આવે ત્યારે આવા નિમ્નમંડળે

પોતાના શેરા સહિત એવું પ્રમાણપત્ર આપવું પડે. છેક આખર વળી હોય એવાં કામોની બાબતમાં તાલુકામંડળે સાક્ષીઓને બોલાવીને અને એ રીતે જુઠાણાની ગુંથણીને ઉત્તેજન આપીને નહિ, પરંતુ ગ્રામીયમંડળને કે નગરમંડળને પૂછાવીને સિદ્ધ બાબતોની સત્યતા વિષે ખાત્રી કરી લેવી જોઇએ; ગ્રામીયમંડળમાં કે નગરમંડળમાં બન્ને પક્ષોને પોતાને **જે કંઈ કહેવું હોય તે** કહેવાની છૂટ રહેશે.

ગ્રામીયમંડળો કે નાગરમંડળોની માફક તાલુકામંડળોનો અભિપ્રાય પણ જરૂરી કામોમાં એકમત થવો જોઇએ. ન્હાની બાબતોમાં ચાર પંચમાંશની વધુમતિ હોવી જોઇએ. બધાં કામોમાં **સિદ્ધાન્તમાં** જણાતો મતભેદ હંમેશાં પૂરેપૂરો રાખવો જોઇએ, અને એ રીતે બધાનું પરસ્પર અને મરજીયાત સાહચર્ય જાળવી રાખવું જોઇએ.

તાલુકાનાં કામો માટે પ્રાન્તિક સરકારે ઉપજનું અમુક નિશ્ચિત પ્રમાણ તાલુકામંડળને આપવું જોઇએ. જો સામાન્ય અનુમતિથી કોઇ અસાધારણ કામ હાથે ધરવામાં આવે, તો તાલુકામંડળને જાતે કર નાંખવાનો હક્ક રહે, પરંતુ આવી બાબતોમાં અભિપ્રાય એકમત હોવો જોઇએ.

**જીલ્લામંડળ**—જીલ્લામંડળ તાલુકામંડળોના પ્રતિનિધિઓનું બનેલું હોવું જોઇએ. **ભલે** કોઇ પણ **તાલુકાની વસ્તી ગમે તેટલી હોય**, અથવા તેનાં ગામો ગમે તેટલાં હોય, પરંતુ દરેક તાલુકા મંડળે પોતાનો **એક** પ્રતિનિધિ મોકલવો જોઇએ. આવો પ્રતિનિધિ તે તાલુકામંડળનો **ખરો** અને **વિશ્વાસુ** આગેવાન હોવો જોઇએ, પછી ભલે તેની જાતિ કે ધર્મ ગમે તે હોય ( અને જ્યારે તે આવો આગેવાન છે, તેમજ તાલુકા મંડળ **જે કંઈ તેને સોંપે તે બધુ** રજૂ કરનાર **એક એલચી તરીકેજ માત્ર** તેને વતવાનું છે, તો પછી તેની જાતિની કે તેના ધર્મની કંઇ ગણત્રી રહેશે નહિ.) **તાલુકાની માતૃભાષાની** તેણે **સંપુર્ણ સામાન્ય** કેળવણી લીધી હોવી જોઇએ. એના અભ્યાસક્રમમાંના વિષયો પૈકી **પૌરવિદ્યા** ( civics )નો વિષય હોવોજ જોઇએ એ તો સમજી લેવાનું છે. તેને અંગ્રેજી ભાષાનું જ્ઞાન વધારે હોય, એ ઇચ્છવા યોગ્ય છે, પરંતુ તે આવશ્યક ન હોવું જોઇએ.

મંડળના સભાસદોનો એક તૃતીયાંશ ભાગ દર વર્ષે ચુંટાવો જોઇએ. આખા મંડળે એક સાથે શરગત ન થવું જોઇએ. કારણ કે એથી નવા મંડળમાં આવા કામથી છેક્જ અપરિચિત હોય એવા માણસો ભરાવાનો સંભવ છે. આ કામ માટે તાલુકાનો પર્યાય હંમેશને માટે નક્કી કરી લેવો જોઇએ.

જે બાબતોમાં કાર્યદક્ષ જ્ઞાનની જરૂર હોય તે બાબતો માટે પોતાને રસ્તો બતાવનાર કાર્યદક્ષ સભાસદોનું સહકાર્ય સ્વીકારવાની સત્તા જીલ્લા મંડળને હોવી જોઇએ.

અગાઉ જણાવ્યા પ્રમાણે આ મંડળમાં અભિપ્રાય એકમત હોવો જોઇએ, અને **સિદ્ધાન્તમાં** જણાતો મતભેદ હમેશાં પૂરેપૂરો વિચારવો જોઇએ.

જીલ્લાના કામો માટે પ્રાંતિક ઉપજનો અમુક નિશ્ચિત હિસ્સો જીલ્લામંડળને મળવો જોઇએ. પ્રાથમિક કેળવણી, જાહેર રસ્તા અને એવી બીજી જે જે બાબતો તાલુકામંડળોના

અને પ્રાંતિકમંડળોના કાર્યપ્રદેશમાં ન સમાઇ જતી હોય તે બાબતો જીલ્લામંડળોના તાબામાં હોવી જોઇએ. વળી તાલુકામંડળો તરફથી આવેલી અરજીઓ (appeals), તથા ઉંચામાં ઉંચા પ્રકારનાં ફોજદારી કામો પણ જીલ્લામંડળોના તાબામાં હોવાં જોઇએ.

**પ્રાન્તિકમંડળ**—પ્રાંતિકમંડળ જીલ્લામંડળોના પ્રતિનિધિઓનું બનેલું હોવું જોઇએ. **ભલે કોઇ પણ પ્રાન્તની વસ્તી ગમે તેટલી હોય,** અથવા તેના તાલુકા ગમે તેટલા હોય, પરંતુ દરેક જીલ્લામંડળે પોતાના સભાસદો પૈકી એકને પ્રતિનિધિ તરીકે મોકલવો જોઇએ. આવો પ્રતિનિધિ તે જીલ્લામંડળનો **ખરો** અને **વિશ્વાસુ આગેવાન** હોવો જોઇએ. અગાઉ જણાવ્યા પ્રમાણે તેની જાતિની કે તેના ધર્મની ગણત્રી રહેવી ન જોઇએ. જીલ્લામંડળદ્વારા તેનો જીલ્લો જે વિચારો, હિત તથા ફરિયાદો તેને સોંપે તે **બધા** વિચારો, **બધાં** હિત, **બધી** ફરિયાદો રજૂ કરવાનું તેનું કામ રહે.

દરેક જીલ્લા પ્રતિનિધિએ પદવીધારીને યોગ્ય કેળવણી લીધી હોવી જોઇએ, પરંતુ છેલ્લી પદવી લીધીજ હોવી જોઇએ, એમ ન હોવું જોઇએ. મહાપાઠશાળાના અભ્યાસ ક્રમમાં, રાજતંત્રનું શાસ્ત્ર તથા તેની કળા, તેમજ હિંદુસ્તાનનું રાજ્યબંધારણ એ બન્નેનો ફરજીયાત વિષયો તરિકે, સમાવેશ થયેલો હોવો જોઇએ એ તો સમજી લેવાનું છે. તેણે અંગ્રેજી ભાષા પણ જાણવી જોઇએ.

પ્રાન્તિકમંડળના સભાસદો પાંચ વર્ષ સુધી પોતાના અધિકાર ઉપર ચાલુ રહેવા જોઇએ. કુલ સંખ્યાનો એક પંચમાંશ ભાગ દર વર્ષે ફારગત થાય; આને માટે જીલ્લાઓનો પર્યાય હંમેશને માટે નિશ્ચિત કરી લેવો.

આ જીલ્લા-પ્રતિનિધિઓ ઉ ાંત સરકારનાં જુદાં જુદાં ખાતાંનું પ્રતિનિધિત્વ ધરાવતા સામાન્ય સભાસદો પણ આ મંડળમાં હોવા જોઇએ. પોતપોતાના ખાતાને લગતા જ્ઞાનમાં તેઓ ખાં (expert) હ ા જોઇએ; દાખલા તરીકે, આરોગ્યખાતા માટે વૈદ્ય, ન્યાયખાતા માટે વકીલ, મુલકીખાતા માટે કરગ્રાહક (collector) વિગેરે વિગેરે. આથી જે પ્રશ્નો માટે કાર્યદક્ષ રીતની જરૂર હોય તેવા પ્રશ્નો આ મંડળી હાથે ધરી શકશે. આ સભાસદોએ માત્ર પોતાના જ્ઞાનનો લાભ આપવાનો છે, પણ પોતાનો મત આપવાનો નથી.

મતોની સંખ્યાની ગણત્રી રહેવી ન જોઇએ. નાના પ્રશ્નો સિવાય અભિપ્રાય એકમત હોવા જોઇએ. કાર્યદક્ષી ગૃહસ્થો સિવાયના ચુંટાયેલા સભાસદોની કુલ સંખ્યાના ચાર પંચમાંશ જેટલા સભાસદો આવા ન્હાના પ્રશ્નો ઠેકાણે પાડે. પરંતુ બધાં કામોમાં સિદ્ધાન્તનો મતભેદ સ્વીકારવો જોઇએ, અને તેનો પૂરેપૂરો વિચાર કરવો જોઇએ.

**તા. ક.** વિશિષ્ટ સભાઓ (select committees) ના સભાસદો મુજબ આ મંડળના સભાસદોએ પોતાની માહિતીને, પોતાના જ્ઞાનને, પોતાના અનુભવને, પોતાના વિચારોને સામાન્ય હિતને ખાતર સંયુક્ત કરવાનાં છે.

પ્રાન્તિકમંડળમાં રજૂ કરવાનો દરેક ખરડો, પહેલાં તો બધાં ગ્રામીયમંડળોમાં, તાલુકામંડળોમાં તથા જીલ્લામંડળોમાં અમુક નિશ્ચિત સમયની હદની અંદર બધા પોતપોતાના અભિપ્રાય તેમાં દાખલ કરે તે માટે, ફેરવવો જોઇએ. અને તે પછી નિમ્નમંડળોના અભિપ્રાય સાથેનો એ ખરડો બરોબર ચર્ચાવો જોઇએ, અને પસાર થવો જોઇએ.

દરેક પ્રાન્તિકમંડળના તાબામાં એક **કારોબારીમંડળ** હોવું જોઇએ, જે સરકારી નોકરોએ પોતપોતાના ખાતામાં ઓછામાં ઓછા દશ વર્ષ સુધી કામ કીધું હોય અને એ રીતે જેઓ પોતાના કામ માટે સંપૂર્ણ અનુભવથી સજ્જ થયા હોય તેવા ગૃહસ્થોનું આ કારોબારીમંડળ હોવું જોઇએ, પરંતુ આ મંડળે કાયદામંડળના અર્થાત્ પ્રાન્તિકમંડળના **હાથ નીચે** કામ કરવું જોઇએ. એણે તો માત્ર પ્રાન્તિકમંડળે કરેલા ચુકાદા અમલમાં મૂકવાના છે. કારોબારીમંડળમાં પ્રાન્તિક સરકારના દરેક મુખ્ય ખાતાનો એક સભાસદ હોવો જોઇએ. પ્રાન્તિકમંડળે દોરેલી રેખાઓને અનુસરીને આ સભાસદે પોતાના ખાતાનો વહીવટ ચલાવવાનો છે.

આખા હિંદુસ્તાનને લગતા પ્રશ્નો શિવાય દરેક પ્રાન્ત સંપૂર્ણ સ્વરાજ્ય ભોગવતો હોવો જોઇએ. ઉપજનાં અમુક ખાતાં હંમેશને માટે પ્રાન્તિક સરકાર માટે જુદાં રાખવાં જોઇએ અને બાકીનાં હંમેશને માટે સર્વોપરિ સરકારને સોંપવાં જોઇએ.

ભાષાના પાયા ઉપર પ્રાન્તો રચવા જોઇએ, અને જો તરતજ બની શકે એમ ન હોય તો નિદાન જે તે પ્રજાની માતૃભાષાદ્વારા કેળવણી આપવી જોઇએ અને રાજ્યતંત્ર ચલાવવું જોઇએ.

દરેક પ્રાન્ત ઉપર ઈંગ્લાંડથી આવેલા ગવર્નર હોવો જોઇએ. તે કાયદામંડળની તથા કારોબારી મંડળની ચર્ચા—સભાનો પ્રમુખ રહે, પરંતુ તેને પ્રતિનિષેધ (veto) નો હક્ક હોવો જોઇએ. તેની ગેરહાજરીમાં મંડળોએ પોતાનો જાતનો પ્રમુખ ચુંટી કાઢવો જોઇએ.

**સર્વોપરિ મંડળમાં** દરેક પ્રાન્તે પોતાનો પ્રતિનિધિ મોકલવો જોઇએ. પ્રાન્તિકમંડળે પોતાના સભાસદોમાંથી કે બીજા જાણીતા આગેવાનોમાંથી તેને ચુંટી કાઢવો જોઇએ. પ્રાંતિકમંડળનો તે ખરો અને વિશ્વાસુ આગેવાન હોવો જોઇએ. **કોઇ પણ પ્રાન્તની વસ્તીને,** તથા કોઇ પણ જાતિ કે ધર્મને **ધ્યાનમાં લીધા વિના,** દરેક પ્રાન્તનો એક પ્રતિનિધિ હોવો જોઇએ. જો રાજકીય પ્રશ્નોની ગુંચવણને લીધે દરેક પ્રાન્ત માટે એક કરતાં વધારે પ્રતિનિધિની જરૂર જણાય, તો વધારે સંખ્યા ૩ કે ૫ સુધીની ઠેરવવી, પરંતુ દરેક પ્રાન્તના પ્રતિનિધિઓની સંખ્યા **સરખી** હોવી જોઇએ. આ પ્રતિનિધિઓએ કોઇ પણ એક પ્રશ્ન બધી દૃષ્ટિથી ચર્ચવો જોઇએ, અને દરેક પ્રાંતિક અભિપ્રાય તરીકે પોતાનો મત રજૂ કરવો જોઇએ. સંખ્યાની નહિ, પરંતુ તે પ્રશ્નના સર્વાંગી ગુણોની ગણના થવી જોઇએ.

આ પ્રતિનિધિઓ પાંચ વર્ષ સુધી પોતાના અધિકાર ઉપર ચાલુ રહેવા જોઇએ. કુલ સંખ્યાનો એક પંચમાંશ ભાગ દર વર્ષે ફારગત થવો જોઇએ અને તે માટે પ્રાન્તોનો પર્યાય હંમેશને માટે નિશ્ચિત કરી લેવો જોઇએ.

**જો કોઈ પ્રતિનિધિ માત્ર આગેવાન ગૃહસ્થ હોય તો તે પદવીધારી હોવો જોઇએ. કાયદાનું અને રાજ્યશાસ્ત્રનું ઉંડું જ્ઞાન ધરાવતો હોવો જોઇએ અને તાલુકામંડળમાં તથા જીલ્લામંડળમાં તેણે આ કામનો અનુભવ લીધો હોવો જોઇએ.**

દરેક પ્રાન્તિક ખાતા માટે કાર્યદક્ષ સભાસદોનું સહકાર્ય મેળવી શકાય, પરંતુ મતોની સંખ્યા નહિ, પણ તેમની કાર્યદક્ષ સલાહ ગણત્રીમાં લેવામાં આવે.

અભિપ્રાય એકમતિથી હોવો જોઇએ, અને સિદ્ધાન્તનો મતભેદ હંમેશાં પૂરેપૂરો વિચારવો જોઇએ. લઘુમતિને પણ ધ્યાનમાં લેવી જોઇએ. અને તેનાં હિત, જો જુદાં હોય તો, તેને માટે વ્યવસ્થા કરવી જોઇએ. બધા સભાસદોએ સહકાર્યથી ચાલવાનું છે—પોતાનું જ્ઞાન, પોતાનો અનુભવ વિગેરે સંયુક્ત કરવાનાં છે.

પંદર વર્ષ કરતાં ઓછો નહિ એટલો જે સરકારી અમલદારોને અનુભવ હોય તેવા અધિકારિઓનું **કારોબારીમંડળ** બનેલું હોવું જોઇએ, સર્વોપરિ મંડળે જે કુનેહ અને નિર્ણય ઠરાવ્યાં હોય તેને અનુસરીને તેમણે જુદાં જુદાં દરબારી ખાતાંઓ ચલાવવાં જોઇએ.

ગવર્નર જનરલ ઇંગ્લાંડમાંથી નીમાવો જોઇએ. તેણે કાયદામંડળના તેમજ કારોબારીમંડળના પ્રમુખ થવું જોઇએ, પરંતુ તેને પ્રતિનિષેધ (veto)નો હક્ક ન હોવો જોઇએ. તેની ગેરહાજરીમાં મંડળે પોતાનો પ્રમુખ ચુંટી લેવો જોઇએ.

લશ્કરી અને પરદેશીય પ્રશ્નો સિવાયના બધા પ્રશ્નોમાં હિન્દુસ્તાનની સરકાર સ્વરાજ્ય ભોગવતી હોવી જોઇએ. લશ્કરી અને પરદેશીય પ્રશ્નો સામ્રાજ્યની ધારાસભાના હાથમાં હોવા જોઇએ. હિન્દુસ્તાનની સરકાર હિન્દીવજીર દ્વારા સામ્રાજ્યની ધારાસભાને સીધેસીધી જવાબદારી હોવી જોઇએ. હિન્દીવજીરનું મંડળ નાબુદ થવું જોઇએ.

## બંધારણના નિયમો.

(૧) નોકરીઓ ઉપર માત્ર હિન્દવાસીઓ જ સંપૂર્ણતઃ નીમાવા જોઇએ, અને મુખ્યતઃ હિન્દવાસીઓ માટે હિન્દુસ્તાન—એ બંધારણના પ્રથમ સિદ્ધાન્ત તરીકે મુકવો જોઇએ.

(૨) 'હિન્દુસ્તાન' શબ્દમાં હિન્દુ, મુસલમાન, પારસી, બૌદ્ધધર્મી, કિરસ્તાન (ખ્રીસ્તી) કે એવા જે કોઇ જાત **અહીં ઘર કરી રહી હોય** તે સર્વનો સમાવેશ થવો જોઇએ; વળી અંગ્રેજ ઓલાદના જે લોકો હિન્દુસ્તાનને પોતાનું **કાયમનું** રહેઠાણ ગણે, એટલે કે અહીં જ માલમિલકત જમાવે, અહીં જ પરણે, અહીં જ છોકરાં ઉછેરે અને અહીં જ હંમેશને માટે વસવાટ કરે, તે લોકોનો પણ 'હિન્દુસ્તાન' શબ્દમાં સમાવેશ કરવો જોઇએ.

(૩) આ હિન્દવાસીઓને દીવાની—સેવા—પરીક્ષા (Civil service examination)ની માફક પ્રજા—સેવા—પરીક્ષા દ્વારા પસંદ કરવા જોઇએ. આ પ્રજા—સેવા—પરીક્ષા માત્ર હિન્દમાં જ લેવાવી જોઇએ, **અને કલમ (૨) માં જે હિન્દવાસીઓની વ્યાખ્યા આપી છે** તે સર્વને માટે તે પરીક્ષા ખુલ્લી હોવી જોઇએ; જાતિભેદને કે ધર્મભેદને આધારે પગારનો કંઇ પણ ભેદ રાખવો નહિ.

## સામાન્ય શેરા.

એટલું તો ધ્યાનમાં આવશે કે ઉપરની યોજનામાં વધારાને અને સુધારાને અવકાશ છે; તેમાં ખાસ કરીને નિમ્ન તથા ઉચ્ચમંડળો વચ્ચે વહેંચી આપવાના કામને લગતી તપસીલો પૂરવા માટે સ્થાન છે. આપણા આગેવાનોમાંથી ચૂંટેલા કેટલાક કાયદક્ષ ગૃહસ્થો જો એક સાથે મળીને વિચાર ચલાવે તો આ બની શકે એમ છેઃ પરંતુ પહેલાં તો આ

યોજનાના મૂળ રૂપે રહેલા સામાન્ય સિદ્ધાન્તો બાબત તેમનામાં **એકમતિ હોવી જ જોઇએ.** આ યોજના **દેશના દરેક યુવકને હસ્તપ્રાપ્ય ખરા સ્વરાજ્યની** ખાત્રી કરી આપે, તથા **સાથે સાથે રાજ્યતંત્રની કળામાં પ્રજાનું શાસન અને શિક્ષણ સંયુક્ત કરે,** તેટલા માટે આ પાયા રૂપ સિદ્ધાન્તો જાળવી રાખવા જોઇએ.

આ સિદ્ધાન્તો નજર બ્હાર ન જાય, એટલા સારૂ નીચે ટુંકમાં આપ્યા છેઃ—

(૧) દરેક કુટુંબે સીધી રીતે ગ્રામીયમંડળમાં અને આડકતરી રીતે ઉચ્ચતર મંડળોમાં પ્રતિનિધિત્વ પામવું જોઇએ.

(૨) કોઇપણ કુટુંબના, ગામના, લત્તાના, નગરના, તાલુકાના, જીલ્લાના કે પ્રાન્તના **પ્રતિનિધિની ચુંટણી** હાલ થાય છે તેમ અંકગણિતના સિદ્ધાન્તોને આધારે, એટલે કે તેની તરફેણમાં અને વિરૂદ્ધ પડતા **મતોની સંખ્યા ગણીને થવી ન જોઇએ.** પરંતુ **કુદરતી પસંદગીની પદ્ધતિથી** થવી જોઇએ; એટલે કે જે ગ્રામીયમંડળમાં કે લત્તામંડળમાં દરેક મંડળના નૈતિક તેમ જ માનસિક ગુણો સમસ્ત મંડળના ખાસ (patent) હોય તેમાં **દરરોજની પ્રજા–પરીક્ષાની તથા દરરોજના અનુભવની પદ્ધતિથી** એવી ચુંટણી **થવી** જોઇએ; અને એ તો ખુલ્લું જ છે કે જે માણસ **સર્વને** માટે ખડા થવાને, તથા **સર્વના** વિચારો તથા સર્વના હિત, પ્રતિનિધિ તરીકે રજુ કરવાને નાલાયક હોય તે કદીપણ ખરા અને વિશ્વાસુ આગેવાન હોવાનો દાવો કરી શકે નહિ. દરેક લત્તામાંથી આવાં માણસો ગાળી કાઢવાથી તેઓ વધારે ને વધારે ઉચ્ચ મંડળોમાં કામ કરવામાં ઉપયોગી થઇ પડશે.

(૩) પોતાના નિયોજક, જો તેનાં કોઇ વિવિધ હિત હોય તો તે સાથે, જે કંઇ પોતાને મોઢે કહેવડાવવા માગે તે **બધું** કહેવું, અને તે પણ પોતાને પસંદ કરનારા માણસો કરતાં વધારે સારી અને યોગ્ય રીતે કહેવું, એ જ મુખ્યત્વે કરીને આ પ્રતિનિધિનું કામ હોવું જોઇએ. જો કોઇ વ્યક્તિગત મતભેદી કુટુંબને કે સભાસદને કંઇપણ રવાના કરવું હોય તો તેવી અપવાદ ગણવા લાયક બાબતમાં તેવું રવાના કરેલું કહેણ તેવું ને તેવું રજૂ કરવું એ પ્રતિનિધિની ફરજ રહેશે.

(૪) સંખ્યા (અર્થાત્ બહુમતિ) નહિ પરંતુ અક્કલ (અર્થાત્ જ્ઞાન, અનુભવ, કાર્યદક્ષ સલાહ) અને પ્રજાહિત જ નિર્ણયાત્મક સિદ્ધાન્ત હોવા જોઇએ, અને બધાએ તેને નમતું આપવું જોઇએ. સાર્વલૌકિક સહકાર્યથી–સમાજના (કે મંડળના) દરેકે દરેક ભાગીદારના જ્ઞાનના, તેની દલીલના, તેના અનુભવના તેના વિચારોના સંયોજનથી–આપવામાં આવેલા ચુકાદાની કિંમત ઘણી જ ઉચ્ચ આલેખાય છે.

(૫) સિદ્ધાન્ત (૧) ના ઉપસિદ્ધાન્ત તરીકે એટલું કે, જાતવાર પ્રતિનિધિત્વની ગુંચવણ ભરેલો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. **કારણ કે દરેક જ્ઞાતિના દરેક કુટુંબને પ્રતિનિધિત્વ આપવામાં આવેલું હોય છે.**

સિદ્ધાન્ત (૪)ના ઉપસિદ્ધાન્ત તરીકે એટલું કે, યોગ્ય અને પ્રમાણુસર પ્રતિનિધિત્વની બાબતના બધા વિવાદનો અંત **આવે છે. દરેક માણસનું કહ્યું** સંભળાવાનું **છે, પછી ભલે તેની** જ્ઞાતિ ગમે તેટલી હલકી હોય.

(૬) સિદ્ધાન્ત (૨) ના ઉપસિદ્ધાન્ત તરીકે એટલું કે, ખરૂં જોતાં **એક રીતે સાર્વલૌકિક મતાધિકાર** હોવાથી, કોઇ ખર્ચાળ ચુંટણી નહિ થાય, ઘણા જ સુશિક્ષિત ઉમેદવારોમાં પણ દૃષ્ટિએ પડતી અયોગ્ય અને ભ્રષ્ટકારક હરીફાઇ નહિ થાય, કોઇ વ્યક્તિગત વિવાદો નહિ થાય, મત આપનારા ગૃહસ્થો બાબત, તેમની લાયકાત બાબત, મત નોંધવા બાબત કોઇ ગુંચવણ ભરેલા નિયમો નહિ રહે; અને સિદ્ધાન્ત (૪) ના ઉપસિદ્ધાન્ત તરીકે એટલું કે પક્ષ તરફના કોઇપણ કજીઆ કે તેમની કોઈપણ ખાનગી મસલતી સભાઓ રહેશે નહિ.

(૭) દરેક હાજત સંભળાવી જોઇએ તેમ જ યોગ્ય રીતે પૂરી પડવી જોઇએ; કાંતો તેના ઉપાય યોજવા જોઇએ, અથવા તો કોઇ જીવંત કાયદાથી તેને પૂરી પાડવામાં આવેલી બતાવવી જોઇએ, અથવા તો તે અન્યાયી કે અયોગ્ય છે, એમ બતાવવું જોઇએ. દરેક માણસનું ઇષ્ટ સહકાર્ય મેળવવું એ અંતિમ હેતુ હોવો જોઇએ; અને બને ત્યાં સુધી કોઇ પણ માણસના હિતને ધોકો પહોંચવો જોઇએ નહિ.

(૮) સિદ્ધ બાબતો વિષે કોઇપણ કાયદેસર વિવાદ થતો ન હોવો જોઇએ; તેવી બાબતોના પરિણામમાં જે ન્યાય કે અન્યાય હોય તે વિષે જ એવો વિવાદ હોવો જોઇએ. **જે દિવાની કામની બાબતમાં બન્ને પક્ષો બનેલી વાત વિષે એકમત ન થતા હોય તે કામ દાખલ કરવું જ ન જોઇએ.** ખતની કેપટરચના કરવા લલચાવું, ખોટા સાક્ષીઓ ઉભા કરવા, વિવાદ ઉભા કરવા, એ બધાં આપણા સમાજનાં જે જરૂરી અહિત છે તેનો અંત આણવાનો આ એક જ રસ્તો છે.

ચોખ્ખે ચોખ્ખા સામાજીક અને ધાર્મિક પ્રશ્નો રાજકીય સભાઓના કાર્યપ્રદેશની બહાર રહે છે એ તો અથથી ઇતિ સુધી સમજી લેવાનું છે. રાજકીય સભાઓએ માત્ર રાજકીય અને આર્થિક પ્રશ્નો જ હાથે ધરવાના છે. ચોખ્ખે ચોખ્ખા સામાજીક તેમ જ ધાર્મિક પ્રશ્નો જે તે જ્ઞાતિઓને પોતાને જ સોંપવાના છે.*

---

*નોંધઃ—રા. જ. વિ. ઓક, એમ. એ. તંત્રી "લોકશિક્ષણ"; વૈદ્ય પં. કૃ. શા. કવડે, બી. એ.; રા. રા. દા. દેસાઇ, બી. એ.; જમીનદાર રા. વા. બ. કેળકર; ડૉ. ગો. સ. પરસુલે, એચ. એલ. એમ. એસ.—એ પાંચ તથા અન્ય પુનાવાસીઓએ સ્વરાજ્યની આ એક નવી યોજનાનો ખરડો તા. ૨૧ ડિસેમ્બર ૧૯૧૭ ને રોજ પુના શહેરની "લોકશિક્ષણ" માસિકપત્રની કચેરીમાંથી પ્રસિદ્ધ કર્યો હતો, તેના ધ્યાનપૂર્વક વાંચન માટે તથા મિત્રવર્ગમાં ફેલાવા માટે અંગ્રેજીમાંથી ગુજરાતીમાં ઉતારી અત્રે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ભારત.

# ગુજરાતનું જાહેર જીવન.

**હોમરૂલ લીગ**—દરિયાપુર કડવા પોળમાં ગજાનન માવલંકરના પ્રમુખપદ નીચે અમદાવાદ હોમરૂલ લીગની એક શાખા ખોલવામાં આવી હતી. ડૉ. હરિપ્રસાદ, રા. નગીનદાસ સંઘવી, કેશવલાલ અમથાશા વગેરે ગૃહસ્થોએ સ્વરાજ્ય વિષે ભાષણો આપ્યા હતા અને રા. કેશવલાલ પાલખીવાળા તથા રા. માણેકલાલ વસ્તારામે "સ્વદેશી" સંબંધમાં વિવેચન કર્યું હતું. કેટલાંક સ્વદેશભક્તિનાં ગીતો ગવાયા બાદ મેળાવડો રાતના ૧૧ વાગે વિસર્જન થયો હતો. કડવા પોળમાં એ સમયે ધ્વજા તોરણો બાંધવામાં આવ્યાં હતાં અને સ્ત્રીપુરૂષો થઇને કુલ ૧૦૦૦ માણસો એ સભામાં હાજર હતા.

**મીસીસ બીસેન્ટનું આવાગમન**—અત્રેની હોમરૂલ લીગના ખાસ આમંત્રણથી મીસીસ બીસેન્ટ તા. ૧૩-૩-૧૮ ને રોજ અત્રે પધાર્યાં હતાં, અને તેમણે સ્હવારે 'રાષ્ટ્રીય કેળવણી' વિષે અને સાંજે 'રાજકીય કર્તવ્ય' વિષે ભાષણો આપ્યાં હતાં. બન્ને ભાષણોમાં આશરે દશ હજાર માણસો હાજર હતા.

**અમદાવાદના પ્રતિનિધિ**—મુંબાઇ હોમરૂલ લીગની વ્યવસ્થાપક કમીટીમાં, અમદાવાદ તરફથી ૩ પ્રતિનીધિઓ મોકલવાનું ઠર્યું હતું તે માટે અત્રેના ૩ પ્રતિનિધિઓ નીમવાને એક સભા પ્રેમાભાઇ હોલમાં બેરીસ્ટર જીવણલાલના પ્રમુખપદ નીચે મળી હતી. રા. મગનભાઇ ચતુરભાઇ પટેલ, રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇ અને બ્હેન અનસૂયાને પ્રતિનિધિ તરીકે પસંદ કરવામાં આવ્યાં છે.

**ખેડા જીલ્લાના પાકની તપાસ**—મહાત્મા ગાંધીજી અને ગુજરાત સભાના સભાસદો તથા નડીયાદ અને ગુજરાતના અન્ય ભાગોના મિત્રોની મદદથી ખેડા જીલ્લાના પાકની વિગતવાર તપાસ ચાલે છે. તપાસ કરનાર તથા ખેડુત વર્ગ બન્નેને અરસપરસ પુષ્કળ શીખવાનું મળી રહ્યું છે અને તપાસ અંતે ગાંધીજી તરફથી જે અહેવાલ બ્હાર પડશે તે રાજાપ્રજા બન્નેને બહુજ બોધક થઇ પડશે. આ તપાસ શરૂ કરતાં પેહેલાં બેરીસ્ટર વલ્લભભાઇને ઘેર સાત રાત્રી સુધી દરરોજ ગુજરાત સભાની કમીટીની સભાઓ મળતી હતી. ઓનરેબલ પારેખ, પટેલ અને સરવન્ટ્સ ઓફ ઈન્ડીયા સોસાઇટીવાળા મી. દેવધર, મી. જોશી અને મી. ઠક્કર પણ એમાંની કેટલીક સભાઓમાં હાજર હતા.

**વાર્ષિક સામાન્ય સભા**—તા. ૧૧ મી ને રવિવારે પ્રેમાભાઇ હોલમાં ગુજરાત સભાની વાર્ષિક સામાન્ય સભા મળી હતી. સભાના રીપોર્ટમાં મી. મોન્ટેગ્યુ ઉપર મોકલવામાં આવેલી સ્વરાજ્યની અરજી તથા ખેડા જીલ્લાની તપાસ એ બે મુખ્ય કાર્યો ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો. મેસર્સ એન્ડરૂસ, અને પોલોક તથા શ્રીમતી સરોજીનિ નૈડુનાં જાહેર ભાષણો તથા શહેરમાં પ્રસંગોપાત બોલાવવામાં આવેલી જાહેર સભાઓનો પણ ઉલ્લેખ હતો. પ્રમુખસ્થાનેથી ગાંધીજીએ કહ્યું કે—" આ બધાં કાર્યો અનાયાસે પ્રાપ્ત થએલાં છે, પણ ઇરાદાપૂર્વક કરેલાં નથી. આપણા હાલના મંત્રીઓ બને તેટલો વખત આ કાર્યમાં ગાળે છે પણ તેઓ વધારે સમય આપી શકે તો જ સભા વધારે કામ કરી શકે. મુખે (મ્હારે) પણ ગુજરાત સભાની સેવા કરવી હોય તો એણે ચંપારણમાં અને બીજે

ઠેકાણે રખડવું ના જોઇએ, અને છતાં દેશની સેવા જરાએ ઓછી ના થાય. પણ જો બીજા મંત્રી કે પ્રમુખ ન મળે તો પણ સભાસદો કાર્યમાં વધારે રસ લઇને સભાનુ કામ વધારે દીપાવી શકે. ”

ત્યારબાદ લોકમાન્ય તિલક હોમરૂલના ડેપ્યુટેશનમાં વિલાયત જાય છે, એમને અભિનંદન મોકલવાની સભાઓ ગામે ગામ ભરવાની વ્યવસ્થા કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

**મીલ મજુરોની હડતાલ**–પ્લેગ નરમ પડયા બાદ મીલ એજન્ટોએ મજુરોને પ્લેગ બોનસ તરીકે આશરે ૫૦–૭૦ ટકા જેટલો વધારે મળતો હતો તે બંધ કરવાની નોટીસો ચ્હોડી. વણકર લોકોએ પહેલા દર કરતાં ૫૦ ટકા વધારે મેળવવાનો આગ્રહ દેખાડયો. આથી ભયંકર હડતાલ પડવાની અફવાઓ ચાલી રહી. અહીંઆના કલેક્ટરે મહાત્મા ગાંધી સાથે આ સંબંધી મસલત કરી અને લવાદથી આ વાંધાનો નીકાલ કરવાનું નક્કી થયું. પણ બીજા કેટલાક કારણોથી મીલોમાં હડતાલ પડવાથી લવાદનો પ્રયત્ન મીલગ્રુપે નિષ્ફળ કર્યો. પછી ગાંધીજીએ અને મજુરો તરફના બીજા ત્રણ પ્રતિનિધિઓએ ૩૫ ટકા વધારો મેળવવા જાહેર કર્યું તે ઉપરથી ૪૮ મીલના એજન્ટોએ વણકર લોકો માટે મીલો બંધ–"લૉક આઉટ" કરી. વણકરવર્ગ કુલ ૧૧૦૦૦ ની સંખ્યામાં છે, એ બધા મહાત્મા ગાંધીજીની સલાહ પ્રમાણે ચાલવા તૈયાર થયા. ગાંધીજીએ એમને સત્યાગ્રહ ચલાવવાની સલાહ આપી છે અને આજ ૧૮ દિવસ થયા વણકર લોકો ટકી રહ્યા છે. મીલ એજન્ટોએ મીલો ઉઘાડી અને ૨૦ ટકા લેવા જે રાજી હોય એમને આવવા રજા આપી છતાં કોઇ ગયું નથી. દરરોજ સાંજના શાહપુર દરવા[illegible] બ્હાર આ તમામ સત્યાગ્રહિઓની મેદની ભરાય છે અને દરરોજ ગાંધીજી, બ્હેન [illegible] અને રા. શંકરલાલ ઘેલાભાઇ બેન્કર એમને ઉત્સાહ આપવા જાય છે. [illegible] થઈ પડેલાને સત્યાગ્રહ આશ્રમમાં કામ આપવામાં આવે છે અને ગાંધીજી દરરો[illegible] લોકોને નાના પ્રકારનો ઉપદેશ આપે છે. જે કળાથી ગાંધીજી આફ્રીકાના ૩૦,૦૦૦ [illegible] માને વશ કરી શકયા હતા તેજ અદ્દભુત કળાથી આ તોફાની વર્ગને નિયમવશ [illegible] છે. આવી મ્હોટી હડતાલ છતાં કોઇ પ્રકારનું બંડ કે ફીસાદ નથી. મનથી પણ શે[illegible] લોકોનું અહિત ઇચ્છવા દેવામાં નથી આવતું. નવરાશનો વખત સન્માર્ગે ગાળવાના માર્ગ [illegible]વામાં આવે છે. આ બધા પોતપોતાના ગજા પ્રમાણે ટેકની ખાતર દુઃખ વેઠવા તૈયાર થયા છે અને આ રીતે દેશનું નૈતિકબળ ગાંધીજી એકત્ર કરી રહ્યા છે. દુઃખ ભોગવ્યા વગર પ્રજા કદી આગળ વધતી નથી, એ સૂત્ર બરાબર ધ્યાનમાં રાખી આ કાર્યને માટે સ્થળે સ્થળથી મળતી મદદ છતાં ગાંધીજી વગર વિચારે એક પાઇ પણ ખર્ચી નાખતા નથી. ખેડાની તપાસમાં અને મજુરવર્ગના આજકાલ ચાલતા સત્યાગ્રહમાં અમે અમદાવાદવાસીયો ગાંધીજીની ધીરવીરતા અને મહત્તા પ્રત્યક્ષ જોવા ભાગ્યશાળી થયા છીએ. આ છપાયા પછી આ લડતનું સમાધાન થયું છે અને તે વિષે વિગતવાર હકીકત આવતા અંકમાં આપવામાં આવશે.

**સમસ્ત ગુજરાત પૈસા ફંડ મંડળ**—આ સંસ્થાનો, ૧૬–૧૭ મા વર્ષનો બીજો રીપોર્ટમાં હાલમાં બ્હાર પડયો છે. એમાં ઇંગ્રેજી તથા ગુજરાતી મળીને કુલ પાંચ રાત્રી

શાળાઓ, એક દિવસની વાઘરીવાડની નિશાળ અને ત્રણ એંગ્લો વર્નાક્યુલર સ્કુલો મળીને ૯ નિશાળોના વહીવટ વગેરેની તમામ હકીકત સવિસ્તર આપવામાં આવી છે. આ શાળાઓના ખર્ચ ઉપરાંત રૂ. ૩૨૫) જુદી જુદી સ્કુલો અને કાલેજોમાં ભણતા વિદ્યાર્થીઓને મદદરૂપે આપવામાં આવ્યા છે. રૂ. ૭૫) દાદાભાઇ લાયબ્રેરીને મદદમાં અપાયા છે. અને રૂ. ૧૪૭૫ શીલક છે.

આટલાં બધાં ખાતાંમાં વર્ષે ૨૦૦૦ રૂપીઆનુંજ ખર્ચ થયું છે, તે મંડળની કરકસર અને સારી દેખરેખનો પુરાવો છે. પૈસો પૈસો કરીને ઉઘરાવેલા બે વર્ષમાં ૪૨૮૬ રૂપીયા આવ્યા છે, અને ૨૬૩૭ ઉદાર ગૃહસ્થો તરફથી મળેલી ભેટોના છે. ભવિષ્યમાં આ મંડળ આથી પણ વધારે સુવ્યવસ્થા અને નિયમિતપણાથી કામ કરશે અને આટલી પ્રવૃત્તિથી સંતોષ પામીને બેસી ન રહેતાં પોતાનો કાર્ય પ્રદેશ વધારે વિશાળ અને સુંદર બનાવશે એવી આશા રાખીશું.

**દરિયાપુર વિદ્યોત્તેજક મંડળ**—ઉત્સાહી યુવક વર્ગ તરફથી આ મંડળ લગભગ એક વર્ષ થયાં સ્થાપવામાં આવ્યું છે. એની તરફથી એક લાયબ્રેરી અને એક રાત્રીશાળા ચાલે છે. દરિયાપુર વિભાગની પોળોમાં રાત્રીને વખતે અઠવાડીએ અઠવાડીએ વિદ્વાનો તરફથી સ્ત્રી પુરૂષોને માટે જ્ઞાનના વિધવિધ વિષયપર ભાષણો અપાવવમાં આવે છે. નવા તળીયાની પોળમાં રા. ગીરધરલાલ ઉત્તમલાલ વકીલના પ્રમુખપદ નીચે ડૉ. હરિપ્રસાદે "આરોગ્ય" વિષે જાહેર ભાષણ આપ્યું હતું તે વખતે પ્રમુખે રૂ. ૫૦) નાં પુસ્તકો લાયબ્રેરીને ભેટમાં આપ્યાં હતાં.

**ગોખલે સોસાઇટી**—આ મંડળ તરફથી સંસારસુધારા હોલમાં તા. ૨૨ મી ફેબ્રુઆરીને રોજ ગોખલે જયંતિ નિમિત્ત એક ઉત્સવ કરવામાં આવ્યો હતો. રા. ઇન્દુલાલે સમયોચિત ભાષણ કર્યું હતું. એજ સમય નિમિત્ત ખાસ યોજવામાં આવેલા "સ્વદેશ ગીતામૃત" નામના સ્વદેશભક્તિના કાવ્યોમાંથી કેટલાંક નવાં ગીતો "રાષ્ટ્રીયશાળા"ના સંગીત શિક્ષકે સતાર સાથે ગાયાં હતાં અને મહાત્મા ગાંધીજીની દેખરેખ નીચે તૈયાર કરવામાં આવેલ "ગોખલેનાં ભાષણો" (પ્હેલો ભાગ)નું પુસ્તક પ્રસિદ્ધ થએલું જાહેર કરવામાં આવ્યું હતું.

**ગુજરાતી.**

## ભરૂચ.

૧. હાલમાં અત્રે પ્લેગ તથા કોલેરા ચાલતો હોવાથી તથા મોંઘવારી હદ બહાર વધી ગએલી હોવાને લીધે, ભરૂચા હૉલ'માં, રા. મોતીલાલ સાકરલાલ ઠાકોર બી. એ. એલ.એલ. બી.એ વકીલના પ્રમુખપણા નીચે ચાલુ મહિનામાં શહેરના લોકોની સ્થિતિ સંબંધી વિચાર કરવા, એક જાહેરસભા બોલાવવામાં આવી હતી જેમાં જુદી જુદી નાતોના મુખીઓએ પણ હાજરી આપી હતી. અનારોગ્ય લત્તાઓમાંથી લોકો ખસી જાય તેની સમજુતી અર્થે, શહેર બહાર વસવા માટે ઝુંપડાઓ બંધાવી આપવા સોઇ કરાવી આપવા વિષે, શહેરમાં વધતી જતી ચોરીઓ અટકે તે માટે વિશેષ પોલીસ જાપતો શહેરમાં થવા સારૂ તથા મોંઘવારીના સંકટને પુગી વળવા સસ્તા દરે અનાજની દુકાનો ખોલવા તથા ફુડ પ્રાઇસ કમીટી અને નામદાર સરકાર દ્વારા

ખાધા ખોરાકી અને જરૂરી ચીજના મધ્યમસરના ભાવો નક્કી કરાવવા સંબંધી ઠીક ઉહાપોહ થયો હતો.

૨. તા. ૩–૨–૧૯૧૮ ને રવિવારે સવારના ૯ કલાકે ન્યુ મોફીસલ ઓઈલ મીલવાળા કંપાઉન્ડમાં, એસ. આર. કારૂપાકુલાની કંપનીએ અત્રેની ઓઇલ મીલ એક વર્ષ માટે ચલાવવા ભાડે રાખેલી તેને ખુલ્લી મુકવાનો એક જાહેર મેળાવડો, રા. મોતીલાલ સાકરલાલ વકીલના પ્રમુખપણા નીચે કરવામાં આવ્યો હતો જે પ્રસંગે આ ફડચામાં ગએલી મીલ પુનઃ સજીવન થઈ તે માટે આનંદ દર્શાવાઇ, સ્વદેશી ઉદ્યોગોને આવી શુભ રીતે ઉત્તેજવા ઉત્તમ વિવેચનો થયા હતા.

૩. તા. ૯–૨–૧૯૮ ને રોજ સાંજના ૫–૩૦ મિનિટે અત્રેની 'નથ્થુ થોભણ' નો વાડીમાં ભરૂચ હોમરૂલ લીગના સભાસદોની એક સભા સરદાર રાવબહાદુર મોતીલાલ ચુનીલાલ દેશાઇના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી જે પ્રસંગે લીગનું બંધારણ નક્કી થઇ કારોબારી કમીટી ચુંટી કાઢવામાં આવી હતી. સર વિલીઅમ વેડરબર્નના શોકજનક મરણ સંબંધી દિલગીરીનો ઠરાવ કરવામાં આવ્યો હતો તથા સ્થાનિક કેટલીક ઉપયોગી બાબતો સંબંધી પણ ઠરાવો થયા હતા.

૪. અત્રેના જુના બજારમાંથી એન. જે. પટેલના સ્તુત્ય પ્રયાસથી 'ધી બ્રોચ કમર્શીયલ સ્કુલ' એ નામની, વેપારી કેળવણી આપનારી એક નવીન સંસ્થા તા. ૧૧–૨–૧૯૧૮ ના રોજથી અત્રે ખોલવામાં આવી છે.

૫. તા. ૧૧–૨–૧૮ ને રોજ અત્રે કોટન કમીશનની બેઠક થઇ હતી જે પ્રસંગે રા. સા. મલજી સાહેબ તથા રૂ કપાસ સાથે સંબંધ ધરાવતા અન્ય ગૃહસ્થોની જુબાનીઓ કમીશન રૂબરૂ લેવામાં આવી હતી.

૬. તા. ૧૩–૨–૧૮ ને રોજ, છેલ્લી નેશનલ કોંગ્રેસના માનવંતા પ્રમુખ વિદુષી એનીબીસેન્ટની અત્રે સવારના પોણાનવની ટ્રેનમાં પધરામણી થતાં તેમનો સ્ટેશનપર યોગ્ય સત્કાર થઇ તેમના માનમાં સરઘસ કાઢી આખા શહેરના લોકોને તેઓશ્રીના વંદનીય દર્શનનો લાભ આપવામાં આવ્યો હતો. સવારના ૧૦ કલાકે 'ભરૂચા હોલ'માં સરદાર રા. બ. મોતીલાલ સાહેબના પ્રમુખપણા નીચે તેઓશ્રીના "રાષ્ટ્રીય કેળવણી" તથા સાંજે ૫ કલાકે ઓઇલ મીલના કંપાઉન્ડમાં "આપણું હવેનું કામ" એ વિષયોપર ઉત્તમ વકતૃત્વશકિતથી ભરપૂર પ્રભાવશાળી વ્યાખ્યાનો લોકોની ગંજાવર મેદનીમાં અપૂર્વ મનોહારી સુંદરતાથી આપવામાં આવ્યા હતા, તથા અત્રેના થીઓસોફીસ્ટો સમક્ષ પણ એક ધાર્મિક ભાષણ પોતાની લાક્ષણિક શૈલીમાં આપ્યું હતું ને તેમના માનમાં રા. અમીને એટહોમનો મેળાવડો કર્યો હતો.

'ભરૂચી'

## સુરત.

### જિલ્લાના શિક્ષકોની હડતાલ.

યુરોપખંડમાં સળગેલી યાદવાસ્થળીને લીધે હિંદમાં અત્યંત મોંઘવારીનો જમાનો ચાલુ થએલો છે. જીવનમાં વપરાશને માટે જોઇતી સર્વ વસ્તુઓના ભાવ એટલા બધા

વધી ગએલા છે કે એવો જમાનો હિંદે અગાઉ ભાગ્યે જ અનુભવ્યો હોય. સરકારી લગભગ સર્વ ખાતાઓના નોકરોને મોંઘવારી ભથ્થું આપવામાં આવ્યું છે યા તો નોકરોના પગારમાં વધારો કરી આપવામાં આવ્યો છે. કેળવણી ખાતાના નોકરોને સરકાર તરફથી કોઇપણ જાતનો વધારો આપવામાં આવ્યો નથી. જે નોકરોના મોટા પગાર છે તેઓ તો પોતાનું ગુજરાન સુખચેનથી કરી શકે પરંતુ જેઓને માત્ર નામનો જ પગાર મળે છે, એવા હલકા પગારવાળાઓને આવા અપૂર્વ મોંઘવારીના સમયમાં પોતાનું ગુજરાન કેમ ચલાવવું એ એક ચિંતાતુર પ્રશ્ન થઈ પડે છે. કેળવણીખાતામાં નોકરી કરતા અનટ્રેન્ડ શિક્ષકોને રૂપીઆ ૯ પગાર મળે છે. નવ રૂપીઆમાં પોતાનું તેમ જ પોતાનાં કુટુંબનું પોષણ આવા મોંઘવારીના સમયમાં થઇ શકતું ન હોવાથી સુરત જીલ્લાના અનટ્રેન્ડ શિક્ષકોએ ગયા વર્ષના નવેમ્બર માસની શરૂઆતમાં એક અરજી મહેરબાન ડીરેકટર સાહેબને કરી હતી, તે અરજીમાં આ શિક્ષકોએ આવા મોંઘવારીના જમાનામાં તેઓને ગુજરાનમાટે પડતી મુશ્કેલીનું વર્ણન કરી તેમના પગારમાં વધારો કરવાની માગણી કરી હતી. અરજીમાં મુખ્ય બે માગણી ઉપર ખાસ ભાર મુકયો હતો. પ્રથમ તેમને માત્ર ૯ રૂપીઆ પગાર મળે છે તેમાં વધારો કરી રૂપીઆ ૧૫ પગાર કરવો તેમ જ તેમની સરવીસ પેન્શનેબલ ગણવી. તે સિવાય બીજી કેટલીક માગણીઓ કરી સરકાર પાસે દાદ માગી હતી. શિક્ષકોએ અરજીના અંતમાં દર્શાવ્યું હતું કે જો એક માસની મુદતમાં તેમને કોઇ પણ જાતનો સંતોષકારક જવાબ આપવામાં ન આવશે તો કેળવણીખાતાને નિર્માલ્ય ગણી જાનેવારી માસની તા. ૧ લીથી તેઓ નોકરી ઉપર હાજર થશે નહિ. કહેવાની ભાગ્યેજ જરૂર હોય કે આ અરજીનો કોઇ પણ જાતનો ખુલાસો કેળવણીખાતાએ કર્યો નહિ અને આખરે સુરત જીલ્લાના લગભગ ૭૦૦ શિક્ષકોએ હડતાળ પાડી. આખા જીલ્લામાં લગભગ ૧૦૦ શાળાઓ બંધ પડી. જ્યારે હડતાળ પડી ત્યારે તેઓને સમજાવી દાદ આપવાનું કાર્ય એક બાજુએ રહ્યું પરંતુ કેળવણીખાતાના અમલદારો જુદા જુદા તાલુકાઓમાં નીકળી પડયા. તેઓ ગામેગામ ફરવા મંડી ગયા અને હડતાળપર ચડેલાઓને સમજાવવા લાગ્યા યા તો તેઓની જગ્યાએ નવા માણસોને રાખવા માંડયા. ઘણીખરી જગ્યાએ તો છઠ્ઠા યા પાંચમા ધોરણના વિદ્યાર્થીઓને શિક્ષકનું કામ સોંપવામાં આવ્યું. વળી રેવન્યુ ખાતાના અમલદારોની મદદ મારફત દરેક ગામમાં શિક્ષકોને લાગવગ વાપરી પાછા નોકરીએ ચઢાવી હડતાળ તોડવાના ભગીરથ પ્રયત્નો ચાલુ જ રહ્યા. ચાલુ માસની શરૂઆતમાં છાપા મારફતે સમાચાર જાણવામાં આવ્યા કે જે શિક્ષકોનો પગાર રૂ. ૯ છે તેને રૂ. ૧૦ અને બે વર્ષ પછી રૂ. ૧૨ તથા ૧૫ વરસની નોકરીવાળાઓને રૂપીઆ ૧૫ ગયા વર્ષના એપ્રિલ માસથી આપવામાં આવશે. આ સમાચારથી ઘણાં શિક્ષકોએ પાછા નોકરીએ ચઢવાની અરજી કરી. શિક્ષકોની નબળાઇનો લાભ લઇ કેળવણીખાતા તરફથી એક માફીપત્ર કાઢવામાં આવ્યું જેની અંદર એ મતલબ સમાવવામાં આવી હતી કે આ હડતાળમાં મેં ભાગ લીધો છે એ મારી ભૂલ થઇ છે, હવે હું મારી ભૂલ સમજ્યો છું, અને ફરીથી આ તોફાનમાં હું ભાગ ન લઉં અને સરકાર મને જે સજા ફરમાવશે તે સહન કરવા હું તૈયાર છું. આવી જાતના માફીપત્ર પર સહી કરાવી શિક્ષકોને પાછા નોકરી ઉપર રાખવામાં આવે છે. ઘણા શિક્ષકો આથી અત્યંત નારાજ છે. તેઓ પગારમાં વધારો થયેલો હોવાથી નોકરીએ ચઢવા રાજી છે પરંતુ આ માફીપત્રો

પાછાં ખેંચી લેવાય તે જોવા ચાહે છે. આથી તેઓ સુરતના મહેરબાન ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની મુલાકાતે વાતચીત કરવા ગયા. મે. ડે. એ. ઇન્સ્પેક્ટર સાહેબ વલસાડ મે૦ ડાયરેક્ટર સાહેબને મળવા ગયા હતા ત્યારે આ શિક્ષકોએ તાર કરીને મળવા માટે પુછાવ્યું. તેમને બીલકુલ જવાબ આપવામાં આવ્યો નહિ. સુરતના ડે. ઇન્સ્પેક્ટર સાહેબ આવેલા હતા તેમની મુલાકાત લેતાં તેમણે માફીપત્રો ખેંચી લેવાની ચોખ્ખી ના પાડી. એટલે તેઓ નિરાશ થઈ પાછા ચાલ્યા ગયા. હજી સુરત જીલ્લામાં ઓછામાં ઓછા ૧૦૦ શિક્ષકો હડતાળ પર છે. કેળવણીખાતાના શિક્ષકોની આ દુર્દશા અત્યંત ખેદકારક છે. આ શિક્ષકોની ફરિયાદ તદ્દન વાસ્તવિક હતી. તેમને સંતોષી હડતાળનો અંત આણવાની સરકારની ફરજ હતી, એટલું જ નહિ પરંતુ આવા માફીપત્રો કઢાવી શિક્ષકોના હૃદયની લાગણી દુઃખવી તેમના આત્માને નીચા પાડવામાં કેળવણીખાતાને શું ફાયદો થયો છે, તે અમે સમજી શકતા નથી. હજી પણ આ માફીપત્રો પાછાં ખેંચી લઇ હડતાળ ઉપરના બાકી રહેલા શિક્ષકોને તેમની જગ્યાએ પાછા ચઢાવવાનું ડહાપણ કેળવણી ખાતું વાપરશે, એવી અમે આશા રાખીએ છીએ.

પ્રાગજી ખંડુભાઈ દેસાઇ.

સુરત આર્ટ્સ કૉલેજ માટે ૪ લાખ ઉપરાંત ફંડ ભેગું થયું છે. ધરમપોરના મહારાણા શ્રી મોહનદેવજી નારણદેવજીએ સદરહુ કૉલેજના હૉસ્ટેલમાં ૧ બ્લૉક બાંધવા માટે રૂ. દશહજાર આપ્યા છે.

**જાહેર સભા.** સર વિલિયમ વેડર્બર્નના શોકજનક મૃત્યુ માટે જાહેર સભા મેળવી શોક પ્રદર્શિત કરવામાં આવ્યો હતો, અને ખેડા જીલ્લાના સંબંધમાં ના. સરકારે જે પ્રેસ નોટ બહાર પાડી છે, તેની સામે પોકાર કરવામાં આવ્યો હતો.

# પુસ્તક—પરિચય.

**સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયની ઉત્પત્તિ, સ્થિતિ અને ભવિષ્ય**—સંવત્ ૧૯૭૨ સુધીનાં દશ વર્ષના અહેવાલ અને હિસાબ સાથે—પ્રકાશક ભિક્ષુ અખંડાનંદ, અમદાવાદ કિં. ૦—૫—૦ પૃષ્ઠ ૩૬૪.

**ગુજરાતી સાહિત્યમાં અને તેનાં સસ્તી કિંમતે પ્રસારમાં રસ ધરાવનાર સૈ કોઇ આ અહેવાલ વાંચીને આનંદ અને આશ્ચર્યમાં ડૂબી જશે. મુંબઇની હનુમાન ગલીની એક ચાલના ભોંયતળીઆમાં જે સંસ્થાની નાની શરૂઆત સંસારમાંથી વિરક્ત થએલા, પણ ધર્મ અને દેશભક્તિની સાચી લાગણીથી પ્રેરાએલા એક ભિક્ષુએ કેવી રીતે કરી હતી. વારંવાર તે બંધ કરી તેમાંથી છૂટવાની વૃત્તિ ભિક્ષુના મનમાં સ્વાભાવિક રીતે ઉઠતી હોવા છતાં તેમણે કેટલી વ્યવહાર કુશળતાથી, અસાધારણ ધૈર્ય અને શ્રમથી તથા ઉંડી દેશદાઝથી લગભગ અચાનક તે સંસ્થાને વધારી કેવી રીતે અનેકાનેક સુંદર પુસ્તકો ગુજરાતની સેવામાં રજુ**

કર્યા, કેટલાંક છુટકો પુસ્તકો ઉપરાંત—કેમ જાણે અનાયાસે—વિવિધ ગ્રંથમાળા, ચરિત્રમાલા અને બૃહદ્ગ્રંથમાલાના મણકા એક પછી એક અને એકમાંથી બીજા રચાતા ગયા અને તે બધાના મેરૂ રૂપે આ પુસ્તક બ્હાર પાડવાનો મનોરથ ઘણાં વર્ષથી હોવા છતાં તેમ કરવામાં કેમ વિલંબ થયો અને—જે આ સૌથી વધારેમાં વધારે અગત્યની બાબત છે—કેવા સંયોગોમાં આ પ્રવૃત્તિમાંથી મુક્ત થઇ પ્રકાશક ભિક્ષુ આધ્યાત્મિક શાંતિ મેળવવા ઇચ્છે છે અને આ સંસ્થાનું કામ વધારેમાં વધારે સારી રીતે આગળ ચાલી શકે, તે માટે તેમની કેવી યોજના છે—આ બધી અત્યંત રસિક અને બોધપ્રદ હકીકત આ પુસ્તકમાંથી મળી શકે છે. પણ ભિક્ષુના આત્માને આટલું લખીને સંતોષ થયો નથી અને તેથી આપણા જનસમાજનો ૯૯ ટકા જેટલા જે ભાગને સામાન્ય મોટી ચળવળો અને સંસ્થાઓથી નહિ જેવોજ લાભ થાય છે તેમનાં મન અને જીવનને ધર્મમય અને ચેતનમય કરવાને, સસ્તા સાહિત્યનાથી પણ કદાચ વધારે વિશાળ પાયાપર કેવી કેવી યોજનાઓ કરી શકાય, તે વિષે પણ તેમણે પોતાનું મન ઠાલવ્યું છે. આ સંસ્થાની રજા લેવાની ઇચ્છાથી જાણે તેઓ ગુર્જર પ્રજાની પણ રજા લેતા હોય, તે પોતાની અસાધારણ દેશભક્તિ અને કલ્પનાશક્તિથી ઉત્તેજીત થએલા મગજમાં ધસમસતી ઉત્તમ યોજનાઓ તેઓ ગુજરાત સમક્ષ રજુ કરતા હોય—જે મહત્કાર્ય પોતે કર્યું છે તેના વિકાસ વિષે અને તેવાંજ બીજા કામ કરવાને વિષે ઉછરતા ગુજરાતીઓના લાભ માટે સાહિત્યનું એક વસીયતનામું બ્હાર ન પાડતા હોય—એમ લાગે છે.

આ સંસ્થાએ દશ વર્ષમાં—એટલે સંવત્ ૧૯૭૨ સુધીમાં વિવિધ ગ્રંથમાળાનાં ૭૨, ચરિત્રમાળાના ૬૦, બૃહદ્ગ્રંથમાળાનાં ૧૧ અને પરચુરણ ૧૨ અંકો ગુજરાતને અર્પણ કર્યા છે. પુનરાવૃત્તિઓ સાથે બધાં પુસ્તકોની મળીને ૪,૩૧,૨૫૦ નકલો તેમાં છપાઇ છે અને તેમાંથી ૩,૮૧,૧૩૫ નકલો વેચાઇ છે. જે પુસ્તકો પ્રકટ કરવામાં આવ્યાં છે તેની યાદી અત્ર આપવાની જરૂર નથી—તેમાંનાં ઘણાં ખરાં જાણીતાં અને લોકપ્રિય થયાં છે. અત્ર તો એટલુંજ જણાવી શકાય કે ચરિત્રમાળાને બાદ કરીએ તો ધર્મના પુસ્તકો પ્રાધાન્ય ધ્યાન ખેંચે છે અને તે ઘણી ઉદાર દૃષ્ટિથી પસંદ કરવામાં આવ્યા છે. તેમાં એક તરફ ભગવદ્ગીતાનું ભાષાંતર અને જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા, ભાગવત અને યોગવસિષ્ઠ, શાંતિપર્વ અને એકાદશ સ્કંધ જેવાં નિત્ય પાઠ કરવા યોગ્ય પુસ્તકો પ્રકટ કરવામાં આવ્યાં છે. તો બીજી પાસ હાલ જીર્ણ અને કંઇક ભ્રષ્ટ થએલા ધર્મ સિદ્ધાંતોને નવો સંસ્કાર અને અને તેજ આપનાર સ્વામી વિવેકાનંદ અને રામતીર્થ જેવા ઉપદેશકો વિષે સંખ્યાબંધ પુસ્તકો રજુ કર્યાં છે. વળી સ્વ૦ કલાપીએ રચેલો કાશ્મીરનો પ્રવાસ તેમના સંવાદો તથા સ્વીડનબોર્ગના ધર્મ વિચારો અને રા. રામમોહનરાયે રચેલી યોગિની જેવાં સાહિત્યનાં પુસ્તકો, નવાયુગની વાતો, સામાજીક સેવાના સન્માર્ગ સંસારમાં સુખ ક્યાં છે, સાચું સ્વર્ગ વગેરે સામાજીક પુસ્તકો અને આર્યભિષક્ જેવો વૈદકનો ઉત્તમ ગ્રંથ પણ નજરે પડે છે. ચરિત્રમાળાનાં પુસ્તકો તો પૂરેપૂરી અર્વાચીન છાપનાં છે. ભારતનાં સ્ત્રીરત્નો તથા ભારતની દેવીઓ, અને ભારતના મહાન્ વીર અને સંતપુરૂષોની સાથે સોક્રેટીસ અને બુકર. ટી. વૉશીંગ્ટન, જોન ઓફ આર્ક અને મહાન્ અલેકઝેંડર, મહાન્ અકબર અને રાજા રામમોહનરાય, શ્રી શિવાજી છત્રપતિ અને નેપોલીયન—એમનાં જીવનચરિત્રો પ્રકટ કરવામાં આવ્યાં છે. આવાં પુસ્-

કોની લગભગ ચાર લાખ નકલો પડતર કિંમતે ગુજરાતી પ્રજાના હાથમાં મૂકનાર સંસ્થાના ગુણ કયા શબ્દોમાં ગાવા ?

દરેક ઘરમાં અને પુસ્તકાલયમાં રાખવા યોગ્ય પુસ્તકો કેટલે સોંઘે ભાવે સંસ્થા તરફથી પ્રકટ થયાં છે તે નીચેના કોઠાપરથી જોઇ શકાશે.

| | સંસ્થા તરફનું મુલ્ય. | બીજે શું મૂલ્ય હતું. |
|---|---|---|
| શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા. | ૧—૧૦—૦ | ૫—૦—૦ |
| શ્રીમદ્ભાગવત ભાષાંતર. | ૨—૦—૦ | ૪—૮—૦ |
| રાજસ્થાનનો ઇતિહાસ ગ્રંથ ૧ લો. | ૨—૮—૦ | ૫—૦—૦ |
| આર્યભિષક. | ૧—૮—૦ | ૫—૦—૦ |
| દાસબોધ. | ૧—૪—૦ | ૪—૦—૦ |
| શાન્તિપવ. | ૨—૮—૦ | ૮—૦—૦ |

આ સંસ્થાને સ્થાયી અને વ્યાવહારિક બનાવવા માટે જે યોજના ભિક્ષુ અખંડાનંદ આપણી સમક્ષ રજુ કરી છે તે ઘણીજ મહત્વની હોવાથી તેના મુખ્ય મુદ્દા નીચે ટાંકવા જોઇએ. આ સંસ્થાની લોકસેવા સિદ્ધ થઇ ચૂકી છે તેથી હવે તે ફર્ગ્યુસન કૉલેજ હિન્દ સેવક સમાજ વગેરે સંસ્થાઓની માફક પ્રજાના દાન અને આશ્રયથી ચાલવી જોઇએ એવી ભાવનાને આધારે આ યોજના રચાઇ છે.

૧. કાર્યકર્તા તરીકે ચાર સુયોગ્ય સ્વયંસેવકોની જરૂર છે. ભિક્ષુ પોતે સંસ્થાની રજા લે, અને સંસ્થાનું કામ હજી પણ વધારવું હોય તો સંસ્થાનું સાહિત્ય, વ્યવસ્થા, છપાઇ વગેરે સંબંધી કાર્ય કરવા માટે ચાર સ્વયંસેવક તો ઓછામાં ઓછા જોઇએ. દરેક સ્વયંસેવકનો કુટુંબનો, વીમાનો મુસાફરીનો વગેરે ખર્ચ ગણતાં તે માસિક રૂ. ૧૦૦ નો થાય અને એ રીતે ગણતાં ચાર સ્વયં સેવકો માટે વર્ષે રૂ, ૫૦૦૦ જોઇએ. આટલી વાર્ષિક આવક માટે રૂ, ૧ લાખનું ફંડ જોઇએ.

૨. સંસ્થાનું પોતાનું છાપખાનુ જોઇએ. સંસ્થાને જોઇતુ કામ સારામાં સારા છાપખાનાં નથી આપી શકયાં અને તેથી તેને નુકશાન થયું છે એ જોતાં જુદુ છાંપખાનું પણ જરૂરીજ છે. તેને માટે પણ એક લાખ રૂપીઆ જોઇએ.

૩. સંસ્થાને મકાનની પણ ઘણી અગવડ પડી છે અને જે મકાનનો તે હાલ ઉપયોગ કરે છે તે પહેલાના કરતાં ઘણું સારૂં હોવા છતાં સાંકડુ પડે છે. મકાન ખાતે રૂ. ૫૦,૦૦૦ મુકવામાં આવ્યા છે અને તે કોઈ સારા ગામનો પાસે નાના, નાના સ્ટેશનવાળા ગામમાં બાંધવું જોઇએ એવી સુચના કરવામાં આવી છે.

૪. કામના વધારાના પ્રમાણમાં પુસ્તકો તથા કાગળોની શીલીક વધારે રહે તે પાછળની રોકાણ ખાતે રૂ. ૫૦,૦૦૦

આમ સંસ્થાને સ્થાયી કરવાને ભિક્ષુ અખંડાનંદ પોતાની ભગવી ઝોળી પાથરી ગુજરાતના ધનાઢયો અને સાહિત્યપ્રેમી જનો પાસેથી કુલ ત્રણ લાખ રૂપીઆ માગે છે; અને વધારામાં સાહિત્યની સેવા કરવા ઇચ્છનાર ચાર ગૃહસ્થોને આ સંસ્થાના સ્વયંસેવક થવાને આમંત્રણ આપે છે. ગુજરાતમાંથી આ બન્ને માગણીનો પૂરો નહિ તો ઘણે ભાગે

પણ સ્વીકાર થશે તોજ ગુજરાતે ભિક્ષુના નિઃસ્વાર્થ પરોપકારી કામની કદર કરી છે એમ ગણાશે.

**ફિરિશ્તાકૃત ગુજરાતનો ઇતિહાસ—( મુસલમાની સમયનો )** ભાષાંતર કર્તા રા. આત્મારામ મોતીરામ દીવાનજી બી. એ. પ્રકાશક પ્રો. બળવતરાય કલ્યાણરાવ ઠાકોર બી. એ. મંત્રી ગુજરાતી સાહિત્ય પરિષદ ભંડોળ કમીટી મુલ્ય રૂ. ૧. પૃષ્ટ ૨૧૫.

આ પુસ્તકના લેખક અને પ્રકાશકે ગુજરાતના ઐતિહાસિક સાહિત્યમાં કિંમતી ઉમેરો કર્યો છે. ઇતિહાસના અભ્યાસીઓ જાણે છે કે ઇતિહાસના જે મૂળ ગ્રંથો પરથી તેનાં ન્હાનાં મ્હોટાં પુસ્તકો લખાય છે તે જેમ વધારે પ્રકાશમાં આવે તેમ તે ઉપરથી અને તેની સાથે શિલાલેખો વગેરે બીજાં સાધનો પરથી ઉત્તમ ઇતિહાસ રચી શકાય. ગુજરાતનો ઇતિહાસ હજી ગુજરાતી–હિન્દીવાનની રાષ્ટ્રીય દૃષ્ટિથી લખાયો નથી અને જે માણસ તે કાર્ય કરવાનું બીડું ઝડપીને તેને અણિશુદ્ધ પાર ઉતારશે તે આપણા સાહિત્યમાં-કદાચ આપણા વિચારપ્રવાહમાં નવો યુગ પ્રવર્તાવશે. પણ જ્યાં સુધી આ કાર્ય નથી સિદ્ધ થયું ત્યાં સુધીમાં તેના આધારરૂપ મુળ પુસ્તકો પ્રકટ કરી તે વિષય તરફ વિદ્વાનોનું ધ્યાન ખેંચવાનું કાર્ય તો રહેલુંજ છે. ફિરસ્તાનો ઇતિહાસ એ એવો આધારરૂપ ગ્રંથ છે જો કે તે પણ બીજા પુસ્તકોને આધારે રચવામાં આવ્યો છે. આમ જે મંદિર રચવાનું છે તેના પગથીયારૂપે આ પુસ્તક અત્યંત આવકારદાયક છે.

ભાષાંતર એકંદર સરલ અને સુગમ શૈલીમાં લખાયું છે. પણ પુસ્તકમાં કેટલીક ઉણપ રહી ગઇ છે. ભાષાંતર આપતા પહેલાં જે સમયથી તે શરૂ થાય છે તેનાથી આગળના સમયના ઇતિહાસનું સંક્ષિપ્ત દિગ્દર્શન ઉપોદ્‌ઘાતરૂપે લખવામાં આવ્યું હોત તો સામાન્ય વાંચકવર્ગથી તે વધારે સારી રીતે સમજી શકાત. ફીરસ્તાએ જે હકીકત લખી છે તેમાં પુરવણી કે સુધારા રૂપે બીજા ગ્રંથમાંથી મળી આવતું હોય તે પણ ઉપોદ્‌ઘાતમાં ટાંકી શકાત. બીજું, ભાષાંતર પોતાના નિવેદનમાં જણાવે છે કે "આ તરજુમો લખવામાં મૂલ ગ્રંથને ફીરસ્તાના બીજા ઇતિહાસ સાથે પણ સરખાવેલો છે અને જ્યાં જ્યાં ગુજરાતના ઇતિહાસને લગતી બીનાઓ વિષેનું આ ઇતિહાસમાંનું વર્ણન ફીરસ્તાના એ બીજા ઇતિહાસોમાં આપેલા આજ બનાવોના વર્ણનથી જુદું પડે પડે છે ત્યાં ત્યાં એ ફીરસ્તાના ગ્રંથો વચ્ચેના પૂર્વાપર ગ્રંથો વચ્ચેના વિરોધની ટુંકામાં નોંધ લીધી છે." આવી જુદી નોંધ અમને પુસ્તકમાં કોઇ ઠેકાણે દેખાતી નથી. કેટલેક ઠેકાણે કૌંસમાં લખ્યું છે કે "બીજી પ્રતમાં લખ્યું છે કે..." આનો અર્થ શો સમજવો—આ લખાણ ફીરસ્તાનું કે ભાષાંતરકર્તાનું? અને જો ભાષાંતરકર્તાનું હોય તો તે ફીરસ્તાના આ ઇતિહાસની બીજી લેખિત પ્રત ( reading ) વિષે છે? જો તેમ ન હોય પણ ફીરસ્તાના બીજા પુસ્તક વિષે કહેવાનું હોય તો શબ્દો અર્થસૂચક નથી. આવી ઝીણી બાબતોનો નિર્દેશ જાડી રીતે–ભાષાંતરના લખાણની વચ્ચે કૌંસમાં પોતે લખીને–નહિ કરવો જોઇએ પણ તે પાનાની નીચે ખાસ નોંધમાં ભાષાંતર કર્તાની સહી સાથે કરવો જોઇએ જેથી તે મુળ લખાણથી જુદું પાડી શકાય.

કેટલાક ફારસી શબ્દો અને કહેવતોનું ભાષાંતર બેડોળ ભાષામાં આપવામાં આવ્યું છે અને જો કે અર્થ પણ કૌંસમાં આપ્યો છે, પણ તે અમને અયોગ્ય લાગે છે. કેટલાક ફારસી શબ્દો જે ગુજરાતી ભાષામાં પ્રચલિત નથી તેના અર્થ આપવામાં આવ્યા નથી.

જો પાનાની નીચે અથવા પુસ્તકને છેડે બધા અઘરા ફારસી શબ્દોનો અને કહેવતોનો કોશ આપવામાં આવ્યો હોત તો તે એકંદર વધારે સુગમ થાત.

**મ્હારી કમલા અને બીજી વાતો,** કર્તા રા. કનૈયાલાલ માણેકલાલ બી.એ.એલ. એલ. બી. મુનશી એડવોકેટ. પ્રકાશક પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર બી. એ. મંત્રી ગુજરાત સાહિત્ય પરિષદ્ ભંડાળ કમિટી. પૃષ્ઠ ૧૩૪.

રા. મુનશીએ કંઇક નવી ઢબની ટુંકી વાર્તાઓ વખતોવખત માસિકોમાં લખીને ગુજરાતી વાચકવર્ગને મોહિત કર્યો છે તેનો આ એક સંગ્રહ છે. 'મ્હારી કમલા' 'કોકિલા' 'એક પત્ર'—એ પ્રેમના સારા માઠા અનુભવનાં અસાધારણ કલ્પના અને ભાવથી રંગાયેલાં ચિત્રો છે–કોકિલામાં ચિતરેલો ભાવનાશીલ આધ્યાત્મિક પ્રેમ ( platonic love ) અને બીજામાં વર્ણવેલી આપણી સમાજની હૃદયભેદક બીનાઓ વાંચકના અંતઃકરણમાંથી ભાગ્યેજ ભૂસાશે. 'ગોમતિ દાદાનું ગૌરવ' 'મ્હારો ઉપયોગ' 'હું શું કરું' 'મ્હારા બચાવમાં' એ વાતોમાં ખીલતો હાસ્યરસ તેને સાહિત્યમાં ઉંચુ સ્થાન આપશે. 'શામળશાહનો વિવાહ' 'ગુજરાતનો શ્રેષ્ટ કવિવર' 'નવી આંખે જુના તમાસા' વગેરે વાતોમાં પણ હાસ્યરસના પ્રયોગ છે; પણ તે કંઇક કૃત્રીમ અને પ્રમાણસર નહિ હોવાથી કંઇક બે ડોળ બની જાય છે અને તેથી સફલ લાગતા નથી.

આ બધી વાતો સંસ્કૃતમયી છતાં સરલ અને ઘણે ભાગે વાતચીતની શૈલીમાં લખાએલી છે. આ સંગ્રહનો રસ ચાખવા અમે સર્વેને ભલામણ કરીયે છીએ.

**શ્રી રામકથામૃત**—( કાવ્ય—પટેલબંધુની નવમા વર્ષની ભેટ ) લેખક રા. ગોવર્ધનદાસ ડાહ્યાભાઇ એન્જીનીયર બી. એ. કિંમત ૦–૬–૦ પૃષ્ટ ૯૨.

પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ તરફથી આ વિષે પાંચસોથી એક હજાર લીટી સુધીની ઉત્તમ કવિતા લખનારને માટે ઇનામો આપવાનું જાહેર કર્યું હતું અને લેખકના આ કાવ્યને ઉત્તમ ગણીને તેમને પહેલું ઇનામ આપવામાં આવ્યું હતું. ખરેખર, આ કાવ્ય એકંદર રસિક અને સુંદર ભાષા અને છંદોમાં રચાયેલું છે અને કેટલાક ભાગ તો અત્યંત મનોહર છે. લેખક જણાવે છે તે પ્રમાણે આ કાવ્ય સંસ્કૃત પુસ્તકોને આધારે લખાયેલું છે તેથી તેની શૈલી સંસ્કૃતમય છે એટલુંજ નહિ પણ શબ્દરચના, કલ્પના અને ભાવો પણ બને તેટલે અંશે સંસ્કૃત પુસ્તકોમાંથી ઉતારેલાં છે. શરૂઆતના ભાગપર રઘુવંશની અને સીતાપરિત્યાગના ભાગપર ઉત્તરરામચરિતની છાપ સ્પષ્ટ રીતે બેઠેલી છે.

લેખકનો પહેલો પ્રયત્ન આટલો સફલ થયો છે એથી તેઓ ધન્યવાદને પાત્ર છે. ભવિષ્યમાં આથી પણ વધારે રમણીય કવિતાથી તેઓ ગુજરાતી વાંચક વર્ગને મોહિત કરશે એવી અમારી આશા છે.

**માબાપને બે બોલ**—( શ્રી સયાજી સાહિત્ય માલા–પુષ્પ ૫ મું. ) ભાષાંતર કર્તા રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા. કિંમત ૦–૪–૦ પૃષ્ટ ૫૫.

દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી વડોદરાના નરેશ મહારાજા સયાજીરાવ ગાયકવાડે બે લાખ રૂપીયાની રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી

જે સાહિત્યમાળા પ્રકટ કરવામાં આવે છે તેનું આ પાંચમું પુષ્પ છે. રા. વિનાયક સીતારામ સરવેટ કૃત **आइबापांस चार शब्द** નામના મરાઠી પુસ્તકનું આ ભાષાંતર છે.

જે પુરૂષો અને સ્ત્રીઓ બાળકોના માતાપિતા થાય છે તેમણે તે બાળકોના ઉછેર માટે પોતાની ગંભીર જવાબદારી અને ધર્મ સમજવાં જોઇએ અને પોતાની વૃત્તિને નિરંકુશપણે વશ ન થતાં બાળકો તરફ પ્રેમથી અને બુદ્ધિપૂર્વક વર્તવું જોઇયે, એ આ પુસ્તકનો સાર છે. પુસ્તકની શૈલી ઘણીજ રસિક અને સુગમ છે અને તેમાં ન્હાના ટુચકાઓ આપીને મહત્વના સિદ્ધાંતો સમજાવવામાં આવ્યા છે. ભાષા નિર્મલ, અને સરલ છે અને આખું પુસ્તક વાંચતાં ઘણો રસ અને બોધ મેળવાય છે. તે વાંચવા અમે સર્વે ગૃહસ્થો અને ગૃહિણીઓને ભલામણ કરીએ છીએ. ભાષાંતરકર્તાએ લખેલું આમુખ—તેને પ્રસ્તાવના કહી શકાત—પણ સુયોગ્ય અને સારરૂપ છે.

ઘણાં માબાપ એમ ધારે છે કે પોતાનાં બાળકોને મારી નાંખવા શિવાય તેનું તેઓ ગમે તે કરી શકે અને તેથી તેઓ કવચિત ઘણી દુષ્ટ રીતે વર્તે છે. લેખક સૂચવે છે કે જ્યાં આવું બને ત્યાં રાષ્ટ્રના સત્તાધારીઓ બાળકનો અંકુશ પોતાના હાથમાં લઇ શકે એવો કાયદો હોવો જોઇએ. આ વિષે વિચાર કરવો ઘટે છે.

**મહાકવિ પ્રેમાનંદ કૃત બભ્રુવાહન આખ્યાન**—( પ્રાચીન સાહિત્ય ) પ્રકટ કર્તા રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા. મુલ્ય ૦—૧૨—૦ પૃષ્ટ ૯૬.

વડોદરા રાજ્યના પહેલા ગુજરાતી દીવાન સાહેબ દી. બ. મણિભાઇ જશભાઇની દીવાનગીરી દરમ્યાન રાજ્યાશ્રયથી ગુજરાતી પ્રાચીન કાવ્યમાલાનાં ઘણાં પુસ્તકો રા બા. હરગોવિંદદાસ કાંટાવાલાએ પ્રકટ કર્યાં હતાં. તે પછી આ કામ ઢીલું પડયું છે. તેમ છતાં પોતાનીજ મહેનતથી કોઇના આશ્રય વિના આ કાવ્યની છ પ્રતોમાંથી શ્રમપૂર્વક સંશોધન કરી તેને ઉપોદ્ઘાત અને ટીકા સાથે પ્રકટ કરવા માટે રા. ભાનુસુખરામને ધન્યવાદ ઘટે છે. તેમના આ કાર્ય વિષે રા. બ. હરગોવિંદદાસ કાંટાવાલાએ અને રા. નંદનાથ દિક્ષિતે જે અભિપ્રાયો આપ્યા છે તે પણ પ્રકાશકના શ્રમની સફલતા વિષે આપણને ખાત્રી આવે છે. સાહિત્યના આ હજી અણખેડાયલા ક્ષેત્રમાં રા. ભાનુસુખરામ મંડયા રહીને મહાકવિનાં બીજી સુંદર કાવ્યોનો રસ ચખાડશે એવી આશા છે.

---

## નોંધ.

---

### ઇંગ્લાંડમાં સ્વરાજ્યની લડત.

છેલ્લાં ૩૨ વર્ષની આપણી સ્વાતંત્ર્યની લડતમાં એ સિદ્ધાંત તો સમજાયો છે કે જો એક પાસ પ્રજા પોતે રાજકીય હકની માગણી સમજીને કરે—પ્રજામાં રાજકીય જાગૃતિ ફેલાય તે માટે પહેલી તો હિન્દમાં રાજકીય ચળવળ પૂરજોશથી કરવાની જરૂર છે તો બીજી પાસ હિન્દના રાજબંધારણમાં સુધારો કરવાની સત્તા બ્રીટીશ પાર્લામેન્ટને હોવાથી અને તે સભાના એક—અને વધારે સત્તાવાન—મંડળમાં બ્રીટીશ ટાપુઓની પ્રજાના

પ્રતિનિધિઓ બિરાજતા હોવાથી તે પ્રજાને આપણી સ્થિતિ અને માગણી સમજાવવાને પણ ચળવળ કરવી જોઇએ. ભૂતકાલમાં જ્યારે જ્યારે કોન્ગ્રેસની માગણી ચોક્કસ અને આતુર બની હતી, અને બ્રીટીશ સરકાર તે સંબંધમાં કંઇ પગલાં લે એવો સંભવ જણાયો હતો ત્યારે ત્યારે આપણા ઘણા બાહોશ આગેવાનોને હિન્દના ડેપ્યુટેશન તરીકે ઇંગ્લંડ મોકલવામાં આવ્યા હતા. તેમણે જે સંગીન સેવા અને અસરકારક કાર્ય કર્યું હતું તે તો જાણીતાં છે; તેમ શ્રીયુત્ દાદાભાઇ નવરોજી, શ્રી. લાલમોહન ઘોષ, શ્રી. સુરેન્દ્રનાથ બેનરજી અને શ્રી. ગોખલેએ વર્ષો સુધી ઇંગ્લંડમાં જાહેર ચળવળ કરીને, પાર્લામેન્ટના સભાસદોને મળીને અને ક્વચિત્ હિન્દી પ્રધાન અને બીજા પ્રધાનો સાથે પત્રવ્યવહાર કરીને અને તેમને મળીને આપણી રાજકીય પ્રગતિમાં જે સહાય આપી છે તે જાણીતી છે. હિન્દના રાજ્યબંધારણ સંબંધી સત્તાનાં મૂળ જે પ્રજામાં રહેલાં છે તેના પર જળસિંચન કરવાની જરૂર રહે અને તેથી તે ફલદાયક થવાનો સંભવ રહે એ દેખીતું છે.

આપણી રાજકીય લડતમાં ફરીથી એકવાર કટાકટીનો પ્રસંગ આવ્યો છે. ગયે વર્ષે મીસીસ બેસન્ટને સ્વરાજ્યની જોશભેર ચળવળ કરવા માટે નજરકેદ કરવામાં આવ્યાં તે પહેલાં પણ કોંગ્રેસની માગણીઓની અતિશયોક્તિ કરીને તેની ગેરસમજ ફેલાવવાનું કામ લોર્ડ સીડનહામે શરૂ કર્યું હતું અને અહીંઆના ઍંગ્લો-ઇન્ડીઅનો ચડભડવા માંડયા હતા. પણ મીસીસ બેસન્ટ નજરકેદ થયાં, તે પછી ૨૦ મી ઑગસ્ટને દિવસે બ્રીટીશ પ્રધાનમંડળ તરફથી મી. મોન્ટેગ્યુએ હિન્દ સ્વરાજ્યનું જાહેરનામું બહાર પાડયું અને રાજનીતિના આ ફેરફારની રૂએ મીસીસ બેસન્ટને મુક્ત કરવામાં આવ્યાં ત્યારથી તો પહેલાંની માફક આપણી માગણીઓને હસી કાઢવાને કે તેની સામાન્ય ટીકા કરવાને બદલે અહીંયાના ઍંગ્લો-ઇન્ડીયનોએ અને ઇંગ્લાંડમાં લૉર્ડ સીડનહામના મંડળે તેની સ્હામે દારૂણ ટક્કર ઝીલવાને કમર કસી છે. દરમ્યાન સદ્‌ભાગ્યે મી. મોન્ટેગ્યુ પોતે અહીંઆ આવીને બધા પક્ષના આગેવાનોને મળ્યા છે અને તેમની અરજીઓ અને વાતચીત સાંભળી છે; આથી અલબત્ત આપણું કાર્ય પ્રમાણમાં સહેલું થયું છે, પણ આપણે ભૂલી જવું ન જોઇએ કે રાજકીય લડતની શેતરંજમાં ઘણા મ્હોરાં સ્હામસ્હામા ચાલે છે અને એક મ્હોરાંના એક દાવપરજ પૂરો આધાર રાખનાર માણસને પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આવે હાલ જગતના ઇતિહાસમાં નહિ થયેલો એવો દારૂણ વિગ્રહ હાલ ચાલે છે અને તેમાં અમેરિકા અને ઇંગ્લંડ અને જાપાન સુધીની આખી આલમે ઝપલાવ્યું છે. જેમ વિગ્રહ મ્હોટો છે તેમ તેનું કારણ પણ મ્હોટું છે—ન્હાના દેશોની સ્વતંત્રતા અને સ્વરાજ્ય અને જર્મન સંસ્થાનોના જંગલી કાફરાઓ અને મેસોપોટેમીઆમાં રહેતા આરબોને પોતાનું રાજકીય ભવિષ્ય બાંધવાની છૂટ. આથી જો એક પાસ ઇંગ્લંડમાં અને બીજા દેશોમાં લડાઇની તૈયારીઓ મ્હોટામાં મ્હોટા પાયાપર ચાલી રહી છે તો બીજી પાસ રાજકીય વિચારો અને પક્ષોમાં મ્હોટાં પરિવર્તન થઇ રહ્યાં છે. દાખલા તરીકે ઇંગ્લાંડમાં જે મજુરવર્ગ પહેલાં કંઇક સત્તાવાન હોવા છતાં પણ જે પ્રમાણમાં પાછળ હતો તે જાણે એકાએક ઘણો આગળ આવ્યો છે. વળી ચુંટણીના સંબંધમાં પસાર થયેલા નવા કાયદાની રૂયે નવા લાખો પુરૂષો અને સ્ત્રીઓને પણ મત

આપવાનો અધિકાર મળ્યો છે; આથી પણ મજુરવર્ગને થોડા વખતમાં ઘણું વધારે જોર મળશે એમાં કાંઇ શંકા નથી. થોડા દિવસપર મીસીસ બેસન્ટે અમદાવાદમાં ભાષણ આપતાં કહ્યું હતું કે મજુરવર્ગનો આગેવાન મી. હેન્ડર્સન આવતી ચુંટણી વખતે વડા પ્રધાનની જગ્યા માટે ઉમેદવાર બને એવો મોટો સંભવ છે!

ઇંગ્લંડમાં આમ બધું બનતું હોય ત્યારે આપણે શું કરવું જોઇએ—શું કરવાથી લાભ છે? સદ્‌ભાગ્યે આ પ્રશ્ન કાલ્પનિક રહ્યો નથી; કારણકે મી. બેપ્ટીસ્ટાએ છેલ્લા થોડા માસમાં મજુરપક્ષના આગેવાનો સાથે મસલત કરીને અને તેમની સહાયથી મજુરોની ઘણી સભાઓ આગળ ભાષણો કરીને તે પક્ષને એટલે સુધી કેળવ્યો છે કે નોટીંગહામમાં મળેલી મજુર-પક્ષની પરિષદે, હિન્દ—સ્વરાજ્ય વિષે એક અંતિમ ઠરાવ પસાર કર્યો, અને હિન્દના પ્રતિનિધિ તરીકે મી. પોલાકને ઉત્સાહપૂર્વક આવકાર આપ્યો. તેમજ પોલાકને અને મી. બેપ્ટીસ્ટાને હિન્દના પ્રતિનિધિ તરીકે એ પરિષદમાં મોકલવાનો ઠરાવ ગઇ કોંગ્રેસે કર્યો હતો અને મજુરપક્ષની સહાય માટે તેનો ઉપકાર માનવાની પણ સૂચના તેમને કરવામાં આવી હતી. આટલી સમજ ધરાવનાર કોંગ્રેસે સ્વાભાવિક રીતે ઇંગ્લંડમાં પહેલી તકે હિન્દીઓનું ડેપ્યુટેશન મોકલવાનો ઠરાવ કર્યો અને તે સંબંધી વ્યવસ્થા કરવાનું કામ ઑલ—ઇન્ડીઆ કોંગ્રેસ કમિટીને સોંપ્યું.

### ઑલ—ઇન્ડીયા—કોંગ્રેસ કમિટીનો ઠરાવ.

અને છતાં ગયા માસની ૨૭ મી તારીખે દીલ્હીમાં મળીને આ કમિટીએ એવો ઠરાવ કર્યો કે રાજકીય સુધારા વિષે સરકારની યોજના બહાર પડે અને તે વિષે વિચાર કરવાને કોંગ્રેસની ખાસ બેઠક મળે ત્યાર પછી કોંગ્રેસ તરફથી એક ડેપ્યુટેશન વિલાયત મોકલવું. હવે સુધારાની યોજના વિષે જેવો એકમત આખા હિન્દમાં ફેલાયો છે તેવો જ એકમત સરકારની યોજના વિષે પણ ફેલાય એ માટે જરૂરનું છે કે તે યોજના બહાર પડયા પછી થોડા દિવસમાં જ કોંગ્રેસની—અને મુસ્લીમ લીગની—ખાસ બેઠક ભરવી જોઇએ. એ પણ ઇષ્ટ છે કે સરકારની યોજના વિષે કોંગ્રેસમાં જે મત નિર્ણિત થાય તે બ્રિટિશ પ્રજા આગળ રજુ કરવાને કોંગ્રેસનું એક ડેપ્યુટેશન વિલાયત જાય. પણ પ્રશ્ન એ છે કે જ્યારે બન્ને હોમ રૂલ લીગે લગભગ દર માસ બે ચાર પ્રતિનિધિઓને ઇંગ્લંડ મોકલવાનો નિશ્ચય કર્યો છે.—મદ્રાસના ત્રણ ગૃહસ્થો તો ઇંગ્લાંડ જવાને ઉપડી ગયા છે અને લોકમાન્ય તિલક, શ્રી કેલકર, શ્રી કરંડીકર વગેરે ગૃહસ્થો આ માસની આખરમાં મુંબઇથી ઉપડીને સીલોન થઇને ઇંગ્લાંડ જનાર છે—ત્યારે કાંગ્રેસે હાલ તરત બે ત્રણ માણસોને પણ મોકલવાનો નિશ્ચય કેમ ન કર્યો? કાંગ્રેસ એ આખા હિન્દમાં એકજ સર્વમાન્ય રાજકીય સંસ્થા છે અને ઓલ ઇન્ડીઆ કમીટી પોતાના સભાસદોમાંથી અથવા બ્હારના અનુયાયીઓ પૈકી બે ત્રણને તરત ઇંગ્લાંડ જવાનો હુકમ કરી શકત. પણ અમારા જાણવામાં આવ્યું છે આગેવાનોના એક પક્ષનો એવો મત છે,—અને ઓ. મી. શ્રીનીવાસ શાસ્ત્રીના તંત્રીપણા નીચે પ્રકટ થતા 'સર્વન્ટ ઓફ ઇન્ડીઆ' નામના પત્રમાં તે મત રજુ કરવામાં આવ્યો છે—કે હાલ ડેપ્યુટેશન મોકલવાની જરૂર નથી. તે લેખમાં અનુક્રમે ત્રણ પ્રસંગો ધારવામાં આવ્યા હતા. (૧) મી. મોન્ટેગ્યુની યોજના બ્હાર પડે, (૨) તે યોજનાનો અમલ કરવાને એક કાયદો પાર્લામેન્ટમાં દાખલ કરવામાં આવે

અને (૩) તે કાયદો પસાર કરવામાં વિરૂદ્ધ પક્ષ તરફથી હરકત પહોંચાડવામાં આવે. લેખક એમ માને છે કે મી. મોન્ટેગ્યુ હિન્દ આવ્યા છે એટલે પહેલાં બે સંયોગોના સબંધમાં તો ઈંગ્લાંડમાં જઇને કંઇ કરવાની જરૂર નહિ પડે, અને ફક્ત જ્યારે સરકારે રજુ કરેલા ઉદાર બીલ સ્હામે લોર્ડ સીડનહામનો પક્ષ ઝુંબેશ મચાવશે ત્યારેજ કોંગ્રેસના વડાઓને ત્યાં જઇને સરકારી બીલને ટેકો આપવાને અને તેમાં કંઇ સુધારા કરાવવાને ચળવળ કરવાની જરૂર પડશે. પણ આ વિચારમાં વધારે પડતી આશા–સરકારમાં વધારે પડતી શ્રદ્ધા જણાવવામાં આવી નથી? એમ ધારો કે મી. મોન્ટેગ્યુનું મન આપણી માગણી તરફ પુરૂં વળેલું છે અને તે અનુસાર પોતાની યોજના ઘડવા તેઓ પ્રેરાશે–જો કે તેમના છેવટના આવા વલણ વિષે કેટલા આગેવાનોની પાકી ખાત્રી થઇ હશે, તે અમે જાણવા ઇચ્છીયે છીએ. પણ આપણા વાઇસરોય સાહેબના, તેમની કારોબારી સભાના સભાસદોના અને પ્રાંતના બધા વડાઓના અન્તઃકરણમાં આપણે કેટલો ચંચુપ્રવેશ કરી શક્યા છીએ–અને જો તેમના બેતાલ સંગીતમાં ઘણા સુર વાગશે તો કયા સૂર વધારે જોરથી સંભળાશે, અને વધારે વજનદાર હશે તેને વિષે પણ આપણે શું જાણીએ છીએ? અને કદાચ વાઇસરોય સાહેબ અને મોન્ટેગ્યુ સાહેબ એકમત થઇને કંઇ સારી યોજના ઘડશે તો તેને અકબંધ બ્રીટીશ પ્રધાનમંડળ પસાર કરશે એવો ભરૂસો કોને છે? મી. લોઇડ જ્યોર્જ હમણાં તો વારંવાર પ્રજાઓના પોતાનું ભવિષ્ય ઘડવા (right of self–determination) ના હક વિષે બોલે છે, અને કદાચ તેઓ મી. મોન્ટેગ્યુની યોજનાને પસંદ કરે તો પણ તેમની આગળ લોર્ડ મીલ્નર અને લોર્ડ કર્ઝન–શિક્ષક આગળ નિશાળીઆ બેસી રહે તેમ–છાનામાના બેસી રહીને બધું કબુલ કરશે? બ્રીટીશ રાજ્યતંત્રના આ બધાં ચક્ર આપણને અનુકૂળ થાય એવી રીતે સાંગોપાંગ ફરશે એમ કહેનાર માણસ ખરેખર ઘણોજ–કંઇક વધારે પડતો હિંમતવાન–સાહસિક હોવો જોઇએ.

બીજી પાસ આ રાજતંત્ર નીચે–અથવા ઉપર બ્રીટીશ પ્રજા અને બ્રીટીશ વર્તમાનપત્રો છે. એ તો દેખીતુંજ છે કે ઈંગ્લાંડ જેવા પ્રજાધાન રાજ્યના દરેકે દરેક કાર્યપર પક્ષો, અને પત્રોની સર્ચલાઇટના જેવી ઝીણી અને તીક્ષ્ણ ટીકા થતી હોવાથી આ બન્ને સરકારની ભવિષ્યની યોજનાઓને ક્ષણે ક્ષણે નવો મરોડ આપી શકે છે. આપણા સંબંધમાં પણ એક પાસનો મરોડ મજુરપક્ષ અને મી. બેપ્ટીસ્ટા લંડનનું હોમ રૂલ લીગ વગેરે આપે છે તો બીજી પાસનો મરોડ લોર્ડ સીડનહામ અને તેમના નિમકહરામ અનુયાયીઓની બનેલી ઇન્ડો–બ્રીટીશ એસોસીએશન આપે છે. ત્યાંના મજુર વર્ગનાં કેટલાંક વતમાનપત્રો આપણી તરફેણમાં લખે છે, તો બીજી પાસ ધી ટાઇમ્સ અને બીજાં ઘણાં વગવાળાં વર્તમાનપત્રો આપણી વિરૂદ્ધ લખે છે, કારણ કે તે પૈસાદાર અને ઉમરાવ વર્ગના કાબુમાં છે, અને તેમના વિચારોનો પડઘો તે પાડે છે. વળી લોડ સીડનહામ જેવા આપણા વિરોધીઓને સમગ્ર પ્રધાનમંડળના અને લોર્ડ કર્ઝન અને લોડ મીલ્નર જેવા પ્રધાનોના નિકટ સંબંધમાં આવવાની જે તક મળી શકે તે આપણા સારામાં સારા આગેવાનોને પણ ન મળી શકે. આ બધુ વિચારતાં હિન્દના થોડા પ્રતિનિધિયોને ઈંગ્લાંડમાં રહીને હંમેશાં કામ કરવાની જરૂર છે; તો પછી આવે કટોકટીને પ્રસંગે જ્યારે બ્રીટીશ સલ્તનતની નીચેના આપણા ઇતિહાસમાં આપણે રાજકીય પ્રગતિમાં મ્હોટામાં મોટી ફાળ ભરવા માગીએ છીએ

—અને કાળનું પ્રમાણુ થોડા માસમાં તો કદાચ બીજાં વીશ ત્રીશ વર્ષને માટે ચોકસ થઇ જશે—તે વખતે કોંગ્રેસની કમીટીને બે ત્રણ આગેવાનોના ન્હાના ડેપ્યુટેશનને મોકલવાની જરૂર ન લાગી એ માન્યુ મનાતુ નથી.

એવું કહેવાય છે કે હોમ રૂલ લીગના ઘણા અગ્રેસરોએ અને મીસીસ બેસન્ટે પોતે પણ ડેપ્યુટેશન મોકલવાની સ્હામે પોતાનો મત આપ્યો હતો. બીજી પાસ મીસીસ બેસન્ટ અને તેમના સહાયકો હોમ રૂલ લીગ તરફથી દર માસે ડેપ્યુટેશન મોકલવાના છે. આ બે વાતો શી રીતે ઘટાવી શકાય? કોઇ તરત એવા નિર્ણયપર આવી જાય કે લીગને ડેપ્યુટેશનો મોકલવાનું માન ખટાવવાને આમ કરવામાં આવ્યું છે; પણ આમાં ટુંકી દષ્ટિ દેખાય છે. અમને વધારે યોગ્ય અનુમાન એ લાગે છે કે કોંગ્રેસના વયોવૃદ્ધ આગેવાનોને તરત ડેપ્યુટેશન મોકલવાનો વિચાર ન રૂચતો હોવાથી અને તેઓ કે ત્હેમના અનુયાયીઓ પૈકી કોઇ ગૃહસ્થ હાલ તરત પ્રતિનિધિ તરીકે જવાને તૈયાર ન હોવાથી મીસીસ બેસન્ટ અને તેમના પક્ષે આવો મત આપ્યો હશે.

આમ છતાં હિન્દ મૈયાની સેવાનું કામ આ દિશામાં શરૂ થયું છે અને આગળ વધે છે, એ જોઇને અમારૂં હૃદય પ્રફુલ્લ થાય છે. આ અણીને સમયે જીવનું જોખમ વ્હોરી લઇને જે ત્રણ મદ્રાસી ભાઇઓ ઈંગ્લાંડ જવાને ઉપડી ગયા છે, તેમને હજારો ધન્યવાદ ઘટે છે. લોકમાન્ય ટિળકે આ વૃદ્ધ વયે અને ખરાબ તબીયતની સ્હામે પણ લ્હડીને છેલ્લા ત્રણ માસમાં હજારો માઇલ મુસાફરીને સ્વરાજ્યનાં ભાષણો આપ્યાં છે, અને ડેપ્યુટેશન માટે લાખથી વધારે રૂપીઆ ભેગા કર્યાં છે; અને હવે—જાણે પોતાની જીવનકૃતિના મંદીર પર તેઓ સોનાનો ઝગઝગતો કળશ મુકતા હોય તેમ—પોતાના જીવનભરના સહાયકોની સાથે આ માસની ૨૭ મી તારીખે સીલોન થઇને વીલાયત જવા ઉપડી જાય છે. તેમની સફર સલામતીથી થાય અને તેમનું કાર્ય સિદ્ધ થાય એજ પ્રાર્થના છે.

## હિન્દના ભાષાવાર વિભાગ.

ગયા માસની છઠ્ઠી તારીખે ઓ. મી. શર્માએ એવો ઠરાવ રજુ કર્યો હતો કે એકજ ભાષા બોલનાર લોકાના પ્રાંત રચાય એ પ્રમાણે હાલના પ્રાંતોની નવી વહેંચણી કરવી. જોકે ઠરાવની ભાષા અમર્યાદિત હતી પણ તેમના ભાષણમાં તેમણે ત્રણ શરતોથી નવી વહેંચણી કરવાની દરખાસ્ત મુકી હતીઃ—(૧) તે પ્રાંતના લોકોને આવો સુધારો પસંદ હોય, (૨) તેઓ પુરતી સંખ્યામાં હોવા જોઇએ અને (૩) તેઓ એક ભાષા બોલતા હોવા જોઇએ. આ ઠરાવ વિષે જે અનેક ટીકાઓ કરવામાં આવી હતી તેમાંની એક અમને વ્યાજબી લાગે છે. તે એ છે કે આવા સામાન્ય ઠરાવથી તેમાં રહેલો સિદ્ધાંતજ ચર્ચાઇ શકે તો પણ અમુક પ્રાંત માટેજ દરખાસ્ત લાવવામાં આવી હોત તો નવા સિ-દ્ધાંતથી જે કાલ્પનિક ધાસ્તીઓ ઉત્પન્ન થાય છે તેને માટે અવકાશ ન રહેત. દાખલા તરીકે તેલુગુ ભાષા બોલનાર લોકોની વસ્તી મદ્રાસ ઇલાકાના જે ભાગમાં—આંધ્ર દેશમાં વિશેષ છે તેનેજ ઠરાવ મર્યાદિત કરવામાં આવ્યો હોત તો સિદ્ધાંત પણ વધારે સભા-સદોને ગળે ઉતારી શકાત અને આંધ્ર પ્રાંતના ચોકસ સવાલ તરફ ધ્યાન ખેંચી શકાત. આમ ઠરાવના સ્વરૂપમાં સુધારો કરી શકાત. છતાં પણ ઘણાખરા સભાસદો તેના સ્વરૂપને

કળી શકયા નહિ અથવા તેની કદર કરી શકયા નહિ એ શોકની બીના છે. સ્વરાજ્યની ભાવના, સ્વદેશ અને સ્વદેશીની ભાવનામાંથી સ્ફુરે છે—સ્ફુરવી જોઇએ અને સ્વભાષા જે દેશનાં રાજકારભારમાં, નિશાળોમાં, સાહિત્યમાં અને સર્વ પ્રજાવ્યવહારમાં પૂર બહારમાં ન ખીલી ઉઠે તેને માટે સ્વદેશની ભાવના કેમ હોઇ શકે? હવે સ્વભાષાનો આવો પૂરો અને બહોળો ઉપયોગ ત્યારેજ થઇ શકે કે જ્યારે એક પ્રાંતમાં એકજ ભાષા અથવા બહુજ સરખી ભાષા બોલતા લોકો વસતા હોય. હાલ જો દેશી ભાષાની તરફેણ કરીએ તો લગભગ દરેક પ્રાતમાં પૂછવામાં આવશે કે કઇ ભાષામાં કારભાર કરવો?—દાખલા તરીકે મુંબાઇ ઇલાકામાં ગુજરાતી, મરાઠી, કેનેરી કે સિંધીમાં વ્યવહાર અને રાજકારભાર ચલાવવો? આમ જેમને ઇંગ્રેજી ભાષા તરફ ઘણો ઉંડો પક્ષપાત હોય છે તેઓ આ વ્યાવહારિક મુશ્કેલીઓ બતાવીને ઇંગ્રેજીનો પક્ષ મજબૂત કરે છે. આવી સ્થિતિમાં દેશી ભાષાનો પ્રેમી બે રસ્તા લઇ શકે: (૧) મદ્રાસ શિવાય બીજા પ્રાંતોમાં હિન્દી ભાષાના ઉપયોગની હીમાયત તે કરશે અથવા (૨) બને ત્યાં સુધી ભાષા પ્રમાણે પ્રાંતોની નવી રચના કરવાની દરખાસ્ત રજુ કરશે. આ વિચારસરણિ સ્વીકારનારને ઓ. મી. શર્માના ઠરાવની પાછળ ભારે રહસ્ય જણાશે.

ઓ. મી. શાસ્ત્રીને તો એમ લાગ્યું કે રાજકારભારમાં અને ધારાસભામાં દેશી ભાષાઓનો ઉપયોગ કરવાની સૂચના ઘણી ધાસ્તીભરેલી હતી! તેમણે જણાવ્યું કે "હિન્દના હિતની ખાતર જે બ્રીટીશ રાજ્યશાસ્ત્ર હિન્દમાં સ્થપાયું છે તે મુખ્યત્વે કરીને ઇંગ્રેજી ભાષાદ્વારાજ આપણને પહોંચ્યું છે અને તેઓ એમ માનવાનું પસંદ કરતા હતા કે આવતાં વીસ વર્ષ સુધી તો પ્રાંતિક તેમજ વડી સરકારનો કારોબાર ઇંગ્રેજી ભાષામાંજ ચલાવવો એ સૂચવામાં ઘણું વજુદ હતું." વીસ વર્ષ પછી દેશી ભાષા રાજકારભારનું વાહન બને એ કલ્પનામાં તો મી. શાસ્ત્રીને ધાસ્તી નથી લાગતી એટલું આપણને આશ્વાસન છે. પણ તે પહેલાં તેમ બને તો શું થાય? તેથી એમ ન બને કે ઇંગ્રેજી રાજશાસ્ત્ર આપણી માતૃભાષામાં તેટલું વહેલું ઉતરે અને તેથી તેનું જ્ઞાન મુઠ્ઠીભર કેળવાયેલા લોકોમાંજ નહિ પણ બહોળા જનસમૂહમાં પણ ફેલાશે? ઓ. મી. શાસ્ત્રીનો ઇંગ્રેજી ભાષાપર અસાધારણ કાબુ છે; અને છતાં તેમના જેવા પૂજ્ય દેશભકતને ઇંગ્રેજી ભાષાપર કંઇક વૃથા મોહ અને દેશી ભાષાપર આટલી ઓછી શ્રદ્ધા છે એ જોઇને ખેદ થાય છે. રાજ્યશાસ્ત્ર દેશી ભાષામાં હજી પણ વધારે ખીલી ઉઠશે અને તે હિન્દની બુદ્ધિને અને આત્માને તે રૂપમાં વધારે અનુકૂળ થઇ પડશે એવી શ્રદ્ધા દરેક સ્વદેશાભિમાની—સ્વભાષાભિમાની મનુષ્યના અન્તઃકરણમાં હોવી જોઇએ.

ઓ. મી. શર્માનો ઠરાવ રદ ગયો છે—તેને લગભગ હસી કાઢવામાં આવ્યો છે, આ સ્વાભાવિક છે, કારણ કે હજી કોંગ્રેસમાં પણ આવો ઠરાવ પસાર થયો નથી. પણ અમારી ખાત્રી છે કે આ હાર એ ભવિષ્યની જીતનું પ્રથમ પગથીઉ છે એમ સમજીને આપણા પ્રયત્ન જારી રાખવા જોઇએ—લોકમત કેળવવો જોઇએ, પરિષદો અને કોંગ્રેસોમાં તે વિવિધ ઠરાવો પસાર કરાવવા જોઇએ અને તે પછી સરકારને અરજી કરવી જોઇએ.

### નાગરિક હક સંરક્ષણ કમીટી.

સર સુબ્રહ્મણ્ય આયર, હિન્દુ પત્રના અધિપતિ મી. કસ્તુરીરંગ આયંગર, મીસીસ

ઍની બેસંટ, મી. સી. પી. રામસ્વામી આયર, અને 'સ્વદેશ મિત્રમ્'ના અધિપતિ મી. એ. રંગસ્વામી આયંગરે, ન્યુ ઇન્ડીયામાં એક પત્ર બ્હાર પાડીને જાહેર કર્યું છે કે હિન્દના નાગરિકોના હકનું રક્ષણ કરવાને-ખાસ કરીને પોતાના વિચારો જણાવવામાં જાહેર સવાલોની ચર્ચામાં અને આપણું દુઃખ વિષે અરજી કરવામાં પૂરી છૂટ મળે તે માટે લડત કરવાને મદ્રાસમાં એક કમીટી નીમાઇ છે. આ પત્રમાં જણાવ્યું છે કે સન ૧૯૦૯ માં જ્યારે ખાસ કરીને બંગાળના ઘણા દેશભક્ત આગેવાનોને દેશપાર કરવામાં આવ્યા હતા અને બીજાં સખ્તાઇનાં પગલાં અખત્યાર કરવાની તૈયારીઓ ચાલી રહી હતી ત્યારે ઇંગ્લાંડમાં મી. મેકાર્નેસના પ્રમુખપણા નીચે આવી એક કમીટી સ્થાપવામાં આવી હતી; અને જ્યારે લોર્ડ મોર્લીની સુધારાની યોજના આમની સભામાં રજુ કરવામાં આવી હતી ત્યારે મી. મેકાર્નેસે એવો સુધારો રજુ કર્યો હતો કે એ યોજનાને સભા અન્તઃકરણપૂર્વક વધાવી લે છે તો પણ તે એમ માને છે કે હિન્દના ઘણા રહીશો પર કંઇ આરોપ લાગ્યા શિવાય તેમને કેદ કે દેશપાર કરવામાં આવે છે તેથી આ સુધારાની સફળતાને ઘણી હાનિ પહોંચવાનો સંભવ રહે છે. આ સુધારો વધુ મતે નપાસ થયો હતો તો પણ થોડાજ વખતમાં લાલા લજપતરાય, કૃષ્ણકુમાર મિત્ર, અશ્વિનીકુમાર દત્ત વગેરે દેશભક્તોની સ્હામે પસાર કરવામાં આવેલા બહિષ્કારના હુકમ રદ કરવાની લોર્ડ મોર્લીએ લોર્ડ મીન્ટોને ફરજ પાડી હતી. હાલ હિન્દના નાગરિકોના હક જાળવવાને તેવીજ ચળવળ કરવાની આપણી ખાસ ફરજ છે.

હાલ આખા હિન્દુસ્થાનમાં અને કંઇક ઇંગ્લંડમાં પણ હિન્દના રાજ્યબંધારણના સવાલો ચર્ચાય છે, પણ રાજ્યબંધારણના સુધારાને પરિણામે હિન્દના પ્રતિનિધિઓના હાથમાં રાજસત્તા આવે તે દરમ્યાન હિન્દની ઘણીખરી સરકાર અને ખાસ કરીને બંગાળની સરકાર પોતાની નિરંકુશ ઇચ્છા મુજબ સેંકડો યુવકોને, મોટી વયના પુરૂષોને અને કવચિત્ સ્ત્રીઓને પણ નજરકેદમાં અને કેદમાં નાંખે છે અને દેશપાર કરે છે. કંઇ કાયદેસર આરોપ મૂકવામાં આવતો નથી કે કોઇ કોર્ટમાં તેની તપાસ ચાલતી નથી. જો ઇન્ડીયન ડીફેન્સ એક્ટ-હિન્દ સંરક્ષણના કાયદાનો આવો ઉપયોગ થાય છે અને બંગાળ સંબંધી ૧૯૧૮ માં પસાર થયેલા એક જીર્ણ કાયદાને હાલ સજીવન કરવામાં આવે છે તો બીજી ખાસ છાપખાનાના આપખુદી કાયદાનો પણ સખ્તાઇથી અને અવિવેકથી અમલ કરવામાં આવે છે. મી. મહમદઅલી અને શૌકતઅલીને છોડવાને આખા હિન્દુસ્થાને અને સારી મુસલમાન કોમે પોકાર કર્યો છતાં તેમને હજી છોડવામાં આવ્યા નથી; ન્યુ ઇન્ડીયા અને બોમ્બે ક્રોનીકલ જેવા કાયદેસર ચર્ચા કરતાં પત્રો પાસેથી જામીન લેવામાં આવ્યા છે-અને આ તથા આવા હુકમો ખુદ લડાઇ દરમ્યાન અને મી. મોન્ટેગ્યુ આ દેશમાં સુલેહના કાર્ય માટે આવ્યા છે તે વખતે પણ પસાર કરવામાં આવ્યા છે. આમ જો નાગરિકોના પવિત્રમાં પવિત્ર હક છીનવી લેવાને-તેમની જીભ બંધ કરવાને અને તેમની કલમ કાપવાને કોઇ પ્રસંગને અયોગ્ય ગણવામાં આવતો નથી તો આપણે શું કરવું જોઇએ? અત્યાર સુધી તો વર્ષમાં બે ચાર વખત જાહેર સભાઓ મેળવીને, કોંગ્રેસ કે પરિષદોમાં ઠરાવો પસાર કરીને અને વખતો વખત વર્તમાનપત્રોમાં લખીને આપણે સંતોષ માન્યો છે. પણ જો આપણે આ દારૂણ દુઃખનો અંત આણવાને તત્પર થયા હઇએ તો મદ્રાસના જેવી

કમીટીઓ દરેક પ્રાંતમાં અને પછી દરેક જીલ્લામાં સ્થાપવી જોઇએ. પ્રાંતની કમીટી પોતાના પ્રાંતમાં—અને મુખ્ય કમીટી આખા હિન્દમાં પસાર થતા આવા હુકમોની નોંધ લે, તેમાંના દરેક વિષે બને તેટલી તપાસ કરે, તે વિષે સરકાર સાથે પત્રવ્યવહાર અને અરજીઓ કરે અને પછી નિયમિત રીતે જાહેર ચળવળ કરે. આમ આપણી લડત વધારે વ્યવસ્થિત બનશે તો તે વધારે સફળ થશે એવી આપણે ખાત્રી નાખી શકીએ.

## મુંબઈની યુનિવર્સિટીનું બંધારણ.

રાષ્ટ્રીય કેળવણીના સૂત્રનો એક તંતુ એ છે કે રાષ્ટ્રના બાળકોની કેળવણી રાષ્ટ્રના આગેવાનો—પ્રતિનિધિયોના હાથમાં હોવી જોઇએ. હવે કેળવણીનાં જે ક્ષેત્રો સીધા સરકારના હાથમાં છે તેને આ સિદ્ધાંત લાગુ પાડતાં મુશ્કેલી પડે. પણ યુનિવર્સિટી-કે જે કેળવણીના અગ્રેસરોના સ્વતંત્ર મંડળ તરીકે સ્થાપવામાં આવી છે તેમાં તો આ સૂત્ર વણવાનું સહેલાઇથી બની શકે. હવે હાલના કાયદા મુજબ લગભગ ૮૦ ટકા જેટલા યુનિવર્સિટીની સેનેટના સભાસદો સરકાર નીમે છે અને બાકીના અમુક અમુક વિષયોમાં પારગત વિદ્વાનો (faculties) તરફથી અને રજીસ્ટર થએલ ગ્રેજ્યુએટો તરફથી ચુંટાય છે. હવે સરકાર જે વિદ્વાનો નીમે તેમથી વિદ્વત્તા વિષે કદાચ આપણને બહુ કહેવાનું ન હોય પણ સરકારના મતને ઘણે ભાગે ટેકો આપવાને તેઓ બંધાએલા હોવાથી અથવા તેમાંના ઘણાખરા એમ ધારતા હોવાથી તેમની સ્વતંત્ર વિચારશક્તિનો પૂરો લાભ આપણને મળતો નથી. તેમ બંધારણમાં બીજી કેટલીક ન્યૂનતાઓ જણાવાથી તેમાં સુધારા સૂચવવાને રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યની દરખાસ્તથી સેનેટે થોડા વખતપર કમીટી નીમી હતી.

તે કમીટીનો રીપોર્ટ હવે બ્હાર પડયો છે અને તે સેનેટે મંજુર પણ કર્યો છે. તે અનુસાર કોલેજોના અધ્યાપકો અને વ્યાખ્યાનકારો તરફથી ૨૫ સભાસદો, રજીસ્ટર થએલી હાઇસ્કુલો તરફથી ૫, રજીસ્ટર થએલા ગ્રેજ્યુએટો તરફથી ૨૫, 'ફૅકલ્ટી' તરફથી ૧૦, જાહેર મંડળો તરફથી ૧૦ અને સરકાર તરફથી બાકીના ૩૦ સભાસદો નીમવા જોઇએ. પટણા યુનિવર્સિટીની સેનેટમાં ૭૦ સભાસદોમાંથી ૫૦ ચુંટાય એ સરકારે નક્કી કર્યું છે. તો પછી મુંબઈની સેનેટમાં ૧૦૦ માંથી ૭૦ ચુંટવાની દરખાસ્ત અયોગ્ય તો નજ ગણાય?

ઓ. મી. પરાંજપેએ આ રીપોર્ટ વિષે બોલતાં જણાવ્યું હતું કે, જાહેર મંડળોમાં, મુંબઇ અને અમદાવાદની મીલ ઓનર્સ એસોસીએશનો, વેપારી મંડળો વગેરેનો સમાવેશ થાય છે. અમે સૂચવીએ છીએ કે આપણા ઇલાકામાં કેળવણીના વિષયોની ચર્ચા કરવાને જે મંડળો સ્થપાયાં છે—જેમાં મુંબઇનું પ્રાંતિક કેળવણી મંડળ, પુનાનું શિક્ષાવિચાર મંડળ, ગુજરાત કેળવણી મંડળ—તેમને પણ એક એક પ્રતિનિધિ મોકલવાનો હક્ક હોવો જોઇએ.

કલકત્તાની યુનિવર્સિટીના સુધારા વિષે વિવેચન કરવાને હાલ એક કમીશન નીમાયું છે; તેનો રીપોર્ટ બ્હાર પડયા પછી સરકાર યુનિવર્સિટીઓને લગતા ૧૯૦૧ ના કાયદામાં સુધારા કરશે, અને મુંબઇની તેમજ બીજી યુનિવર્સિટીઓના બંધારણમાં જોઇતા સુધારા દાખલ કરશે, એવી આશા પડે છે.

## દારૂનો નિષેધ.

દારૂનો પૂરેપૂરો નિષેધ કરવાનો બ્રીટીશ રાજનીતિનો અંતિમ હેતુ છે, એવું જાહેર

કરવાની સરકારને ભલામણ કરવાને જે ઠરાવ ઓ. મી. શર્માએ વડી ધારાસભામાં રજુ કર્યો હતો તેનું ગંભીર મહત્વ સમજવાની જરૂર છે. ઓ. પંડિત મદનમોહન માલવીઆ અને ઓ. સર દીનશા વાચ્છાએ આંકડાથી જણાવ્યું હતું કે, હાલની રાજનિતિને પરિણામે દારૂની ખપત અને તેમાંથી નીપજતું મહેસુલ વધતાં જાય છે. આપણા જનસમુદાયને સામાન્ય રીતે દેશી કે વીલાયતી દારૂ પીવાની પહેલેથી ટેવ હતી કે છે એમ તો નહિજ કહી શકાય. જે પ્રજા મોટે ભાગે ગામડામાં રહે છે, અને ખેતી કરે છે, જે પુષ્કળ ઢોર રાખીને દુધ, દહીં, છાશ અને ઘી જેવા સાત્વિક પદાર્થોમાંથી જીવનસત્વ મેળવે છે—હવે તો મેળવતી હતી એમ પણ કહી શકાય—અને જેનો દેશ સમશીતોષ્ણ કટીબંધમાં આવેલો છે તેને દારૂની જરૂર પણ શી અને તેથી ફાયદો પણ શો ? દારૂ ગાળવા અને વેચવાના કામપર કર નાંખીને સરકારે લોકોને દારૂ પાવાનો ધંધો પોતાને હસ્તક કર્યો છે એમ કહી શકાય. આથી આપણે એમ આશા રાખત કે શહેરના જે મુઠ્ઠીભર અંગ્રેજોને દારૂની આદત રહેલી છે તેમને તે પુરો પાડીનેજ સરકાર સંતોષ પામત. પણ મોટાં શહેરોમાં તો બધા લત્તાઓમાં—ગરીબમાં ગરીબ લોકોના લત્તામાં—સરકારે દુકાનો ખોલી છે, એટલુંજ નહિ પણ જીલ્લાનાં અને તાલુકાનાં ગામોમાં અને સેંકડો, હજારો ન્હાનાં ગામડાંમાં દુકાનો ખોલીને સરકાર પોતાનું મહેસુલ વધાર્યે જાય છે. આ ભ્રષ્ટ ધંધામાં સરકારની સાથે દુકાનો રખનારાઓ અને દારૂ ગાળનારાઓ પણ કમાય છે અને તેને લીધે પ્રજાના શરીર અને મનને જે ભયંકર નુકશાન થાય છે તેની જવાબદારી અને પાપ મુખ્યત્વે કરીને સરકારને શિર છે.

આમ જ્યારે દારૂની નહિ જેવી આદતવાળી પ્રજાને તે વધારે ને વધારે પીવડાવવામાં આવે છે ત્યારે દારૂની આદતવાળી પ્રજાઓનો આ વિગ્રહમાં શો અનુભવ છે? ઇંગ્લાંડ, ફ્રાંસ, રશીઆ વગેરે દેશોમાં દારૂના ઉપયોગપર સખ્ત અંકુશ મૂકવામાં આવ્યા છે. અને તે દેશોની અને હિંદની સ્થિતિ વચ્ચે ગમે તેવા ભેદ દર્શાવવામાં આવે પણ એ તો દેખીતુંજ છે કે દેશની બધી શક્તિ અને ધનની કરકસર કરવાના એક પહેલા પગલા તરીકે દારૂનો લગભગ પૂરો નિષેધ યૂરોપના ઘણા દેશોમાં કરવામાં આવ્યો છે. ત્યાં તેમજ અહીંઆ મુખ્ય પ્રશ્ન એ છે કે દારૂથી મનુષ્યના મનુષ્યત્વને—તેની કાર્યશક્તિને (efficiency) નુકશાન થાય છે કે નહિ ? જો આ લડાઇની ભારે ઉથલપાથલ વચ્ચે આ સવાલનો વિચાર કરીને યૂરોપનાં રાજ્યોએ દારૂની બંધી કરી છે ત્યારે દારૂની આદત વગરના દેશમાં દારૂની બદી વધાર્યાનું પાપ વર્ષો સુધી કરીને હવે પણ સરકાર પાછી નહિ જુએ અને 'ભૂલ્યા ત્યાંથી ફરી ગણો, એમ નહિ કહે ?

ઓ૦ મી. શર્માનો આ ઠરાવ પસાર થયો નહિ. ને તે સરકારને ઘણો વિશાળ અને અચોક્કસ લાગ્યો ! પણ થોડાં વર્ષપર નીમાએલી એકસાઇસ કમીટીની સૂચનાઓનો સરકારે પુરેપુરો અમલ કર્યો છે ? તેની એક સૂચના એવી હતી કે દરેક જીલ્લામાં દુકાનો ઉઘાડવાની યોગ્યાયોગ્યતાનો વિચાર કરવાને લોકોએ ચૂંટેલા માણસોની કમીટી રચવી. આ ઇલાકામાં કેટલી કમીટીઓ સ્થાપી છે અથવા લોકલ બોર્ડને આ કામ કેટલે સ્થળે સોંપ્યું છે ? આમ જો સરકારે મી. શર્માનો દૂરગામી સિદ્ધાન્ત કબુલ કર્યો નથી તો બીજી પાસ તેણે ચોક્કસ સૂચનાઓનો અમલ કરવાને તત્પરતા દેખાડી નથી. આથી પ્રજાહિતનો

ભોગ આપીને મહેસુલ વધારવાનોજ ખ્યાલ સરકારે રાખ્યો છે, એવા આરોપને તે પાત્ર બને છે. અને કેળવણી વગેરે બીજી બાબતોની માફક આ બાબતના કારભારમાં પણ સરકાર નિષ્ફળ નીવડી છે અને એ સ્વરાજ્યની માગણીની એક મોટી દલીલ છે.

---

## ૨૨૦ અંબાલાલ મોતીભાઈ પટેલ.

ચરોતર એજ્યુકેશન સોસાઇટીના બાહોશ મંત્રી અને ગુજરાતના એક મોંઘા સ્વયંસેવક ભાઇ અંબાલાલના અકાળ અને અણચીંત્યા અવસાનથી તેમના મિત્રો અને સહકારીઓને જે મહાદુઃખ અને નુકશાન થયાં છે તેનું વર્ણન કરી શકાય એમ નથી. જે ઉગતી સંસ્થાનો મોટો ભાર તેઓ ઝીલતા હતા તેને અને તેની મારફત આખા ગુજરાતને તેમના અવસાનથી જે નુકશાન થયું છે તેનું માપ તો કોણ કાઢી શકે ? તેમણે વિદ્યાર્થીઓને કેળવણી આપવાનું શરૂ કર્યું તે પહેલાં પોતે જીવનની તેમજ બુદ્ધિની અમૂલ્ય કેળવણી પહેલાં તો પેટલાદના વસતિગૃહમાં અને પછી ગિરનારને ચરણે આવેલી બાહુદીન કૉલેજમાં લીધી હતી. પ્રાચીન સમયના ગુરૂ શિષ્યના જેવો જે પવિત્ર ભાવ રા. મોતીભાઇ અમીન અને સદ્‌ગત ભાઇ તથા તેમના બીજા મિત્રો વચ્ચે રચાયો હતો તેના સુંદર સ્મારક રૂપે ચરોતર એજ્યુકેશન સોસાઇટીની સ્થાપના થઇ એ આપણે જાણીએ છીએ. પણ વધારામાં એ જણાયું છે કે રા. અંબાલાલને પોતાને પુનાની ડૅકન એજ્યુકેશન સોસાઇટીના સંસ્કારો નહિ થએલા હોવા છતાં તેમણે પોતેજ સ્વયંભૂ પ્રેરણાથી ચરોતર સોસાઇટી સ્થાપવાની દરખાસ્ત મિત્રમંડળ આગળ રજુ કરી અને પોતાની શાંતિથી પણ આગ્રહથી સમજાવવાની શક્તિથી અને સ્વાર્થ ત્યાગની પોતાની તત્પરતાથી આ બાબતમાં તેમણે સૌનાં મન મેળવ્યાં. તેમણે છેલ્લા સવા દોઢ વર્ષમાંજ આણંદને સોસાઇટીનું મથક બનાવ્યું અને ત્યાં નિશાળ અને વસતિગૃહની રચના કરી; પણ તેટલા વખતમાં તો પોતાની દક્ષતાથી, વ્યવહારબુદ્ધિથી, સાધુવૃત્તિથી, શિક્ષણશક્તિથી અને વધારેમાં વધારે તો સાર્વત્રિક પ્રેમભાવથી વિદ્યાર્થીઓનાં અને તેમનાં વડીલોનાં મન તેમણે હરી લીધાં હતાં. થોડા વખતથી સોસાઇટીનાં મકાન બાંધવાનું કામ શરૂ થયું હતુ અને આણંદમાં પ્લેગ ચાલતો હોવાથી પોતે પણ મકાનની પાસે એક ઝુંપડામાં વાસ કરતા હતા. પણ કોણે જાણ્યું હશે કે તે ઝુંપડીમાં પણ પ્લેગ તેમને વશ કરશે અને—જાણે અચાનક વીજળીના પાતથી—ગુજરાતના ઘણા સેવકોના સગા ભાઇ જેવા ભાઇ અંબાલાલ ત્રણ ચાર દિવસમાં હતા ન હતા થઇ જશે.

આપણી દૃષ્ટિથી સદ્‌ગતનું મરણ દોહ્યલું હતું તો પણ કદાચ તેમનું મરણ તો સુંદર અને દુર્લભ હતું; કારણ કે જેમ તેઓ પોતાની પ્રિય સંસ્થાની સેવા માટે જીવતા હતા તેમ તે સંસ્થાની સેવામાંજ તેઓ મરણ પામ્યા છે. પ્લેગમાંથી છુટવાને ગામની બ્હાર રહેતે છતે પણ સોસાયટીની સેવા માટે પ્લેગ વચ્ચેજ રહેતા હતા; અને જેમ રણક્ષેત્રપર પોતાના સૈન્યનું રક્ષણ કરતે કરતે અને સોબતીઓની સલામ ઝીલતે ઝીલતે સૈનિકનો દેહ પડે—અથવા વધારે યોગ્ય ઉપમા આપીએ તો—જેમ પોતાનો આશ્રમ રચતે રચતે કેઇ કર્મસંન્યાસી—કર્મયોગીનો આત્મા પરલોકવાસી થાય તેમ સોસાયટીના મકાનના ખોદએલા પાયા અને ચણવાના સામાનની નજીકમાં ને સોસાઇટીના ઉજ્વલ ભવિષ્યનાં ભવ્ય સ્વપ્ન રચતો રચતો ભાઇ અંબાલાલનો પુણ્યાત્મા વિદેહ થયો હતો. હવે સોસાઇટી તેમના જીવન અને સેવાથી પાવન થઇ નહિ; પણ તેમના મરણથી તેમના કીર્તિસ્તંભરૂપે હમેશાને માટે પાવન થઇ

ગયા ! તેમના અકાળ અવસાનથી આ સંસ્થાને ભંગીર નુકશાન થવાનો સંભવ હોવા છતાં તે નુકશાન ન થાય પણ તેની ઉત્તરોત્તર પ્રગતિ થાય અને તેમના સહકારીઓ શોકમાંથી મુક્ત થઇ તેમની જીવનકૃતિમાંથી પ્રોત્સાહન મેળવે એજ પ્રાર્થના છે.

---

## એક સુધારો.

સર્વોદય એ મથાળા નીચે જે લેખ આ અંકમાં પ્રકટ કરવા માંડયો છે તે ૬૨૪ મે પાને જણાવ્યું છે તે પ્રમાણે, તે વિષે પ્રકટ કરેલા પુસ્તકમાંથી નહિ પણ ઇન્ડીઅન ઓપીઅનની ફાઇલમાંથી અત્રે છાપવામાં આવે છે, અને તેમાં સ્થળે સ્થળે સુધારા પણ કરવામાં આવ્યા છે.

---



---

આ માસિક અમદાવાદ પાંચકુવા ચાર રસ્તા ઉપર શ્રી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મગનલાલે છાપ્યું છે, અને ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે અમદાવાદ શહેરમાં પ્રસિદ્ધ કર્યું છે.

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૩. અપ્રિલ, ૧૯૧૮. અંક ૧૦.

## સર્વોદય.

[ ગયા અંકથી ચાલુ. ]

### સાચનાં મૂળ.

ઉપર જણાવી ગયા તે ધંધામાં આવું બને છે તો વેપાર વણજમાં કેમ ન થાય? વેપારની સાથે હમેશાં અનીતિ ધારી લીધેલી છે તેનું શું કારણ હશે? વિચાર કરતાં એમ જોવામાં આવે છે કે વેપારીને હમેશાં સ્વાર્થીજ માની લીધેલ છે. વેપારીનું કામ પણ પ્રજાને જરૂરનું હોય તે છતાં એવું આપણે માની લઇએ છીએ કે તેનો હેતુ તો માત્ર પોતાની કોઠી ભરવાનોજ છે. કારદાઓ પણ એવાજ કરવામાં આવે છે કે વેપારીઓ ઝપાટાબંધ કેવી રીતે પૈસા એકઠા કરી શકે. ધોરણો પણ એવાંજ બાંધ્યાં છે કે લેનાર ધણીએ ઓછામાં ઓછું દામ આપવું; અને વેચનારે જેમ બને તેમ વધારે માગવું અને લેવું. આમ વેપારીને ટેવ પાડી છે અને પછી લોકો પોતેજ વેપારીને તેના અપ્રમાણિકપણાને સારૂ હલકો ગણે છે. આ ધોરણ ફરવાની જરૂર છે. વેપારીએ સ્વાર્થજ સાધવો અને પૈસાજ એકઠા કરવા, એવો નિયમ નથી. એવા વેપારને આપણે વેપાર નહીં કહીએ, પણ ચોરી કહીશું. જેમ સીપાઈ રાજ્યને સારૂં મરે છે તેમ વેપારીએ પ્રજાના સુખને અર્થે પૈસો ગુમાવવો ઘટે અને જાન પણ ખોવો ઘટે. બધા રાજ્યમાં,

સીપાઇનો ધંધો પ્રજાનું રક્ષણ કરવાનો છે.
પાદરીનો ધંધો પ્રજાને કેળવણી આપવાનો છે.
વૈદ્યનો ધંધો પ્રજાને તંદુરસ્તીમાં રાખવાનો છે.
વકીલનો ધંધો પ્રજામાં અદલ ઇનસાફ ફેલાવવાનો છે.
અને વેપારીનો ધંધો પ્રજાને સારૂ જોઇતો માલ પુરો પાડવાનો છે.

આ બધા ધંધાદારીઓની ફરજ ઘટતે વખતે પોતાનો જાન આપવાની પણ છે. એટલે કે, પોતાની જગ્યા છોડવાને બદલે સીપાઇએ તે જગ્યામાં મરણ કબુલ કરવું જોઇએ.

મરકીને વખતે ભાગી જવાને બદલે પોતાને મરકી થાય તો પણ વૈદે હાજર રહી દરદીઓની સારવાર કરવી.

ખરૂં શીખવતાં લોકો મારી નાખે તોપણ મરતાં છતાં પાદરીએ ખોટાને બદલે ખરૂંજ શીખવવું.

ન્યાય થતાં મરવું ઘટે તોપણ ન્યાયજ થવા દેવો એમ વકીલે કરવું.

આવી રીતે ઉપરના ધંધાદારીઓને મરવાનો ઘટતો વખત કયો હશે? આ સવાલ વેપારીએ તેમજ બધાએ વિચારવા જેવો છે. જે માણસ ઘટતે વખતે મરવા તૈયાર નથી તે જીવવું શું, એ જાણતો નથી. આપણે જોઇ ગયા કે વેપારીનો ધંધો એ પ્રજાને જોઇતો માલ પુરો પાડવાનો છે. જેમ પાદરીનો ધંધો તે પગાર મેળવવાનો નથી, પણ શિક્ષણ આપવાનો છે, તેમ વેપારીનો ધંધો તે નફો મેળવવાનો નથી પણ માલ પુરો પાડવાનો છે. શીખવનાર પાદરીને રોટી મળી રહે છે, તેમ વેપારીને નફો પણ મળી રહે છે. પણ બેમાંથી એકેનો ધંધો પગાર અથવા તો નફા ઉપર નજર રાખવાનો નથી. બન્નેએ પગાર કે નફો મળે યા ન મળે તોપણ પોતાનો ધંધો—પોતાની ફરજ—બજાવવાનો છે. આ વિચાર ખરો હોય તો વેપારી એ ઉત્તમ માનને લાયક છે. કેમકે તેનું કામ માલ સરસ પેદા કરવાનું અને પ્રજાને પોસાઈ શકે તેવી રીતે પૂરો પાડવાનું છે. તેમ કરતાં તેના હાથ નીચે સેંકડો કે હજારો માણસો હોય છે. તેઓનું રક્ષણ કરવું. તેઓની સારવાર કરવી એ પણ તેનું કામ રહ્યું. આ કરવામાં બહુ ધીરજ, બહુ માયા, અને બહુ ચતુરાઈ જોઇએ. અને જુદાં જુદાં કામ કરતાં તેને પણ બીજાઓની જેમ મરવું ઘટે તો તે પણ પોતાનો જાન આપે. આવો વેપારી પોતાની ઉપર ગમે તે સંકટ પડે, પોતે ભીખારી થઇ જાય તે છતાં માલ ખરાબ નહીં વેચે અને બીજાને નહીં છેતરે. વળી પોતાના હાથતળેના માણસો તરફ અત્યંત માયાથી વર્તશે. ઘણી વેળા મોટાં કારખાનાંઓમાં કે વેપારમાં જુવાનીઆઓ નોકરી લે છે, તેઓ કેટલીક વેળા પોતાના ઘરબારથી દૂર જાય છે, એટલે યાતો શેઠે મા બાપ બનવું પડે છે, અથવા તો જો શેઠ બેદરકાર રહે તો જુવાનીયો વગર માબાપનો થઈ પડે છે. એટલે પગલે પગલે વેપારીએ કે શેઠે પોતાના મનમાં એકજ સવાલ કરવો ઘટે છે—તે એ છે કે:—

"જેમ હું મારા દીકરાઓને રાખું તેમજ મારા નોકરોની તરફ વર્તન રાખું છું કે નહીં?"

એક વહાણના કપ્તાનના હાથ તળે ખલાસીઓ હોય તેમાં તેનો દીકરો પણ દાખલ હોય. કપ્તાનની ફરજ બધા ખલાસીને દીકરાની માફક ગણવાની છે; તેમજ વેપારીની નીચે ઘણા નોકરોમાં પોતાનો દીકરો પણ હોય તો તે ધંધામાં જેમ તે દીકરાની સાથે વર્તે તેમજ તેણે બીજા નોકરોની સાથે વર્તન રાખવું પડશે. આનું નામજ ખરૂં અર્થશાસ્ત્ર કહેવાય. અને જેમ વહાણના કપ્તાનની ફરજ વહાણ જોખમમાં આવી પડે ત્યારે પોતે સહુથી છેલ્લું તે છોડવાની છે, તેમજ દુકાળ વગેરે બીજાં સંકટો આવી પડે ત્યારે વેપારીની ફરજ પોતાના માણસોનો બચાવ પોતાની પહેલાં કરવાની છે. આવા વિચારો કોઇને આશ્ચર્યકારક લાગશે પણ તેમ લાગે એજ આ જમાનાની નવાઈ છે. કેમકે વિચાર કરતાં સહુ કોઇ જોઇ શકશે કે ખરૂં ધોરણ તો આપણે હમણાં કહી ગયા તેજ છે. જે પ્રજા ઉંચે ચડવાની છે તે પ્રજામાં બીજી જાતનું ધોરણ હરગીજ ચાલી શકે નહીં. અંગ્રેજી પ્રજા આજ સુધી નભી રહી છે તેનું કારણ તેમણે અર્થશાસ્ત્રોના નિયમો જાળવેલા છે એ નથી, પણ તે નિયમોનો ઘણા વિરલાઓએ ભંગ કર્યો છે, અને ઉપર બતાવેલ નીતિના નિયમ તેઓએ જાળવેલા છે તેથીજ તે પ્રજા આજ સુધી નભી રહી છે.

સાચનાં મૂળ વિષે ઉપર કહી ગયા તેનો જવાબ અર્થશાસ્ત્રીઓ કોઈ વખત આ પ્રમાણે આપશે: “અરસપરસની લાગણીથી કેટલાક ફાયદો થાય, એ બરાબર છે, પણ એવી જાતના ફાયદાનો હિસાબ અર્થશાસ્ત્રીઓ કરતા નથી. તેઓ જે શાસ્ત્રનો વિચાર કરે છે તેમાં તો કઇ રીતે પૈસાદાર થવું, તેનોજ વિચાર આવે છે. તે શાસ્ત્ર ખોટું નથી એટલુંજ નહીં પણ અનુભવે તે અસરકારક છે એમ જોઇ શકાય છે. જેઓ તે શાસ્ત્ર પ્રમાણે ચાલે છે તેઓ ચોક્કસ દોલતવાન થાય છે. અને જેઓ તે પ્રમાણે નથી ચાલતા તે ગરીબ થાય છે. યુરોપના બધા ધનાઢ્ય માણસોએ આ શાસ્ત્રનાં નિયમો પ્રમાણે ચાલીને પૈસો એકઠો કર્યો છે. આની સામે દલીલો લાવવી તે નકામું છે; દરેક અનુભવી માણસને ખબર છે કે પૈસો કેમ મળે છે ને કેમ જાય છે.”

આ જવાબ બરાબર નથી. વેપારી વર્ગ પૈસા કમાય છે એ વાત ખરી છે; પણ તે બરોબર કમાયા કે નહીં અને તેમાં કોઇનું ભલું થયું કે નહીં? તે તેઓ નથી જાણી શકતા. પૈસાદાર શબ્દનો અર્થ પણ તેઓ ઘણી વેળા નથી સમજતા. જ્યાં તવંગર હોય ત્યાં ગરીબ હોય એ વાતનું તેઓને ભાન હોતું નથી. ઘણી વેળા માણસો ભૂલથી એમ માને છે કે અમુક ધોરણે ચાલીને બધા માણસો તવંગર થઇ શકે. ખરૂં જોતાં તે કુવાના ચક્કરની જેમ છે. (અપૂર્ણ.)

મોહનલાલ કરમચંદ ગાંધી.

# રાજ્યવ્યવસ્થામાં સ્ત્રીઓને મત આપવાનો અધિકાર.*

## દેશનું રાજકીય વાતાવરણ.

અત્યારે આપણા દેશનું રાજકીય વાતાવરણ ઘણુંજ બદલાઇ ગયું છે. લાંબા સમયથી આપણા હાલના રાજકર્તાઓ જાહેર કરતા આવ્યા છે કે, અમે હિંદનો કારોબાર ટ્રસ્ટી તરિકે સ્વીકાર્યો છે અને દેશના ખરા માલિક તો હિંદીઓજ છે. પરંતુ જ્યારે અમે પ્રથમ અહિં આવ્યા ત્યારે દેશની સ્થિતિ ઘણી સારી ન હોવાથી, દેશના અને દેશીઓના કલ્યાણને માટેજ રાજતંત્ર અમે હાથમાં લીધું છે. અને જેમ જેમ દેશીઓ વધારે લાયકાત મેળવતા જશે તેમ તેમ તેમને વધારે હક્ક બક્ષવામાં આવશે. વળી હમણાંજ અંગ્રેજ સરકારે જાહેરનામું બહાર પાડ્યું છે કે હિંદમાં જવાબદાર સ્વરાજ્ય આપવું તે અંગ્રેજોની રાજ્યનીતિનો અંતિમ હેતુ છે, અને તે માટે ધીમે ધીમે પગલાં ભરવામાં આવશે. આ પગલાં શી રીતે ભરવાં, દેશના લોકો કેટલા લાયક થયા છે, આ વિષયમાં તેમનાં જુદાં જુદાં મંડળોના શા અભિપ્રાય છે, તથા દરેક વર્ગોના લાભ શી રીતે સચવાય, તે બધાની તપાસ કરવા હાલના હિંદિ પ્રધાન મી. મોંટેગ્યુ હિંદમાં પધાર્યા છે. આ તકનો લાભ લઇ સઘળાં રાજદ્વારી મંડળોએ પોતાના અભિપ્રાય દર્શાવ્યા છે. તેમજ હિંદી સ્ત્રીઓએ પણ પોતાના તરફની અરજી કરી છે.

## સ્વાતંત્ર્ય મેળવવા હિલચાલ.

આ શિવાય પણ દેશમાં ઘણા વર્ષોથી વધારે રાજકીય હક્ક માગવા માટે હિલચાલ ચાલ્યાજ કરે છે. હિંદની રાષ્ટ્રીય કોંગ્રેસે એક દશકા ઉપર જાહેર કર્યું હતું કે બ્રિટીશ છત્ર નીચે રહીને સંસ્થાનો જેવો સ્વતંત્ર રાજ્યકારભાર હિંદને મળે તે માટે તે પ્રયત્ન કરે છે. ત્યાર બાદ થોડા વર્ષો ઉપર આપણા દેશમાં હોમરૂલ લીગ નીકળી છે. તેમાં ઘણાજ સભાસદો થયા છે અને ગામે ગામ તેની શાખાઓ સ્થપાઇ છે. તેની માગણી પણ હિંદને માટે બ્રિટિશ છત્ર છાયા નીચે રહીને સ્વરાજ્ય મેળવવાની છે. આ સ્વરાજ્ય એટલે શું? પોતાનો કારભાર પોતે ચલાવવો તે એનો ટુંકો અર્થ છે. એટલે સ્વરાજ્યનો અર્થ સ્વતંત્રતા થાય. ત્યારે સ્વતંત્રતા એટલે શું? જ્યારે કોઇ મનુષ્ય સમાજ કે કાયદા તરફથી કોઇ પણ હક્ક ભોગવવામાંથી ખાસ બાતલ રાખવામાં આવેલો નથી હોતો, તથા વિચારમાં, વાણીમાં, કે વર્તનમાં, પોતાની મરજી મુજબ ચાલી શકે તેમ હોય છે, તથા ધંધાની પસંદગીમાં બીજા કોઇપણ શહેરી સાથે સ્પર્ધા કરી શકે તેમ હોય છે, ત્યારે આપણે તેને સ્વતંત્ર મનુષ્ય કહીએ છીએ. જ્યારે કોઇ સમાજમાંનો દરેક પુખ્ત વયનો મનુષ્ય તેના કારભારમાં મત આપી શકતો હોય છે ત્યારે તે સમાજને 'સ્વતંત્ર' કહેવામાં આવે છે અને જ્યારે કોઇ પ્રજા પોતાનો આંતર્ કારભાર કે પરદેશ સાથેનો વ્યવહાર, કોઇના પણ હુકમ વિના, પોતાની મરજી મુજબ ચલાવી શકે છે, ત્યારે તે પ્રજાને આપણે સ્વતંત્ર કહીએ છીએ. અલબત્ત! આ ત્રણે દાખલાઓમાં કેટલાંએક આવશ્યક બંધન હોય

* મુંબઇ-ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળમાં તા. ૨-૨-૧૯૧૮ને રોજ આપેલું ભાષણ.

છે; પણ આપણા કામને માટે તે દાખલા બસ છે. અને સ્વાતંત્ર્ય એટલે શું તે આપણે તે ઉપરથી સમજી શકીશું. આવા સ્વાતંત્ર્યને માટે આપણા દેશમાં હિલચાલ ચાલે છે. રાજ્યવ્યવસ્થામાં પ્રજાના દરેક વિભાગનો મત લેવાય, તે સ્વાતંત્ર્યની નિશાની છે અને તેથી હિંદ માટે જે રાજ્યવ્યવસ્થા ઘડાય તેમાં સ્ત્રીઓની પણ અનુમતિ લેવાનું ન ભૂલાય, તે ખાસ જોવાનું છે.

## પાર્લામેંટનો વિકાસ.

બીજા દેશો કે, જેઓએ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું છે ત્યાં લોકોના મત લેવા માટે શી વ્યવસ્થા છે, તે આપણે તપાસીએ તો આપણું કામ સરળ થાય. લોકમતથી ચાલતી સરકારોમાં ઇંગ્લાંડ મુખ્ય ગણાય છે. ત્યાંની લોક તરફથી ચુંટાયલી સભા—પાર્લામેંટ—ના દાખલાનું અનુકરણ બીજા દેશોએ જુદે જુદે સ્વરૂપે કર્યું હોવાથી, તે પાર્લામેંટની માતા કહેવાય છે. વળી હિંદ અને બ્રિટનનો સંબંધ ગાઢ છે, તથા હિંદના રાજ્યબંધારણમાં ઇંગ્લાંડનુંજ અનુકરણ કરવામાં આવેલું છે, તેથી આપણે ઇંગ્લાંડમાં લોકમતથી ચાલતી–સરકારની વૃદ્ધિ શી રીતે થઇ તે તપાસીશું તો વધારે લાભ થશે.

લોકમતથી રાજ્યવ્યવસ્થા ચલાવવી તે સ્વાતંત્ર્યની નિશાની છે, તે આપણે જોયું છે. પુરાણા કાળમાં પણ તદ્દન એકહથ્થુ સત્તાવાળા રાજાઓ, સલાહ લેવા માટે કાંઇક મંડળ તો રાખતા હતા. પરંતુ તેઓ તેની સલાહ લેવા બંધાયલા નહોતા. મરજીમાં આવે તોજ તેમ કરતા અને સલાહ લીધા પછી પણ તે કાંઇ ખાસ માનતા નહોતા. આવું સલાહ આપનાર મંડળ ઇંગ્લાંડમાં પણ હતું; પરંતુ બીજા હેન્રી રાજાના વખતમાં (ઇ. સ. ૧૧૫૪) 'વીટન' નામે એક લોકોની સભા સ્થપાઇ હતી. તેમાં એવો હક મેળવવામાં આવ્યો કે લોકોની અનુમતિ વિના તેમના ઉપર કર નાંખી શકાય નહિ. આ રીતે હાલની પાર્લામેન્ટનું બી રોપાયું. ત્યાર પછી ઇ. સ. ૧૨૧૫ માં રાજા જોને મેગ્નાકાર્ટા ઉપર સહી કરી વધારે હક આપ્યા, અને રાજા એડવર્ડના વખતમાં "આદર્શ પાર્લામેંટ" અસ્તિત્વમાં આવી. ત્યાર પછી ઉમરાવોની સભા અને સામાન્ય સભા ( House of Commons) એમ બે વિભાગ પડયા. સામાન્ય સભાએ નાણાં ઉપરનો સઘળો અધિકાર પોતાનો છે એમ જાહેર કર્યું (૧૪૦૭). આ સત્તામાં સઘળા અધિકારનું મૂળ છે અને આ નાણાં ઉપરની સત્તાએ ભલભલા રાજાઓને પણ નમાવ્યા છે. સામાન્ય સભાની આ સત્તા છેક ૧૯૧૧ માં લેખિત કાયદાનું સ્વરૂપ પામી છે.

## પ્રતિનિધિત્વનો પ્રચાર.

શરૂઆતની લોકસભાઓમાં લોકોનાં મ્હોટાં ટોળાં આવતાં હતાં. ત્યાર પછી ધીમે ધીમે અમુક વિભાગોને કે મંડળોને પોતાની તરફથી સલાહ આપનાર સભામાં અમુક પ્રતિનિધિઓ મોકલવાનો હક મળ્યો. જ્યારે મ્હોટાં ટોળાં હાજર થતાં ત્યારે તેમનો અભિપ્રાય બરોબર મેળવાતો નહોતો, પરંતુ પ્રતિનિધિ મોકલવાની રૂઢિ દાખલ થઇ ત્યારે લોકોનો મત બરોબર લેવાઇ શકાયો. ધીમે ધીમે આ પ્રતિનિધિઓની સંખ્યા વધી, અને પ્રતિનિધિઓ મોકલી શકે–તેમને ચુંટવામાં મત આપી શકે–તેવાની સંખ્યા પણ વધી. આ રીતે જે લોકો પ્રતિનિધિની ચુંટણીમાં મત આપી શકે, તેઓનો અભિપ્રાય રાજ્યવ્યવસ્થામાં લેવાય

छे, एम लेखी शकाय; नहि तो तेओ ते प्रतिनिधिने मत आपे नहि. अलबत्त एमां बहुमतेथीज काम चाले, अने जे लोको वधुमतिमां होय तेमनो मत राज्यकारोभारमां चाले एम कही शकाय; परंतु व्यावहारिक रीत काम लेवा माटे कांइक रस्तो तो काढवोज पडे, अने कोइक न्हाना पक्षने आम थोडुं खमवुं पण पडे; छतांये ते पक्ष जो सबळ होय तो आग्रहथी पोताना अभिप्रायो जाहेर करीने पाछी पोतानी बहुमति करी शके छे. इंग्लांडमां कोइकवार लीबरल पक्ष, अने कोइकवार कॉन्झरवेटीव पक्ष, सत्तामां आवे छे, ते आनो पुरावो छे.

## स्त्रीओ केम बातल रही.

आ सघळा मताधिकारनो प्रचार पुरुषोमांज वध्यो. प्रथमथी ज राज्यव्यवस्थामां पुरुषोनी सलाह लेवामां आवती हती अने प्रतिनिधि मोकलवानी रूढी थइ त्यारे पण पुरुषोनाज मत लेवाता हता, अने पुरुषोज प्रतिनिधि लेखाता हता. परंतु तेनां कारण देखीतां हतां. ज्यारे मनुष्यो संस्कृतिमान थया नहोतां त्यारे तेमनां अर्ध जंगली टोळां एक भागमांथी बीजा भागमां पोषण माटे भटकया करतां हतां. तेमने राज्यकारोबार जेवुं कांइ हतुं नहि. फक्त बेज बाबत तरफ तेमनुं ध्यान हतुं; लडाइओ करवी अने मुसाफरी करवी. आ बन्ने पुरुषोनेज लायकनी बाबतो हती अने तेथी पुरुषोनीज सलाह तथा मददथी आ कार्य चालतां हतां. स्त्रीओ कुटुंबनी, बाळबच्चांनी, तथा ढोरनी संभाळ राखती हती. आ प्रमाणे धीमे धीमे स्त्री अने पुरुषनां कर्तव्यक्षेत्र बंधाइ गयां हतां. पछी धीमे धीमे राज्यकारोबार संबंधी विचार वृद्धि पाम्या. तेमां पण स्वाभाविक रीते ज आ कार्यक्षेत्र चालु रह्यां. वळी इंग्लांडमां पण मताधिकारना हक्क पुरुषोए शरूआतमां ज लश्करीबळथी लीधा हता. एटले लडायकबळ विनानी स्त्रीओनो तेमने विचार न आवे ते स्वाभाविक छे. त्यार पछी वळी धर्मगुरुओए स्त्रीनुं क्षेत्र तो गृहज छे, अने कोइपण जाहेर हिलचालमां तेओ आवी शकेज नहि, ए मतने वधु दृढ कर्यो. तथा पुरुष धर्मगुरुओए एम प्रतिपादन करवा मांड्युं के–'पतिनी सेवा अने पतिनी आज्ञाज स्त्रीने माटे श्रेष्ठ छे अने ते उपरांतनुं कांइज कार्य तेमणे करवानुं नथी.' आ रीतनी धार्मिक भावना थई एटले पण स्त्रीओने मताधिकारमां कांइ लाभ मळ्यो नहि. आ रीते मत आपनारानी संख्या वधी खरी पण ते आपनार पुरुषोज रह्या.

## स्त्रीओनी जागृति.

परंतु धीमे धीमे केळवणीनो प्रचार विशेष थयो. ज्ञानना पुनर्जीवननो समय युरोपमां आव्यो तेने परिणामे स्त्रीओमां पण बुद्धिविकास थयो, अने केवळ कुटुंबना कार्य उपरांतनां बीजां कार्योमां पण तेओए रस लेवा मांड्यो, अने तेमनुं कर्तव्यक्षेत्र विस्तार पामवा मांड्युं. ते दरमियान वळी पश्चिमनी संस्कृतिए जुदुंज वलण धारण कर्युं. संचाकामनी शोधोने लीधे औद्योगिक क्रांति थइ. गृहउद्योगो नाश पाम्या. गामडानां जीवन भ्रसावा लाग्यां. शहेरोमां पुष्कळ वस्ति वधी अने कारखानानुं जीवन शरु थयुं. गृहउद्योगो तुटवाथी स्त्रीओनी स्थिति कफोडी थइ. तेमने पण शहेरोमां वसवुं पड्युं. कारखानामां जवुं पड्युं अने केळवणीनो प्रचार थयो हतो तेमज वधतो हतो एटले स्त्रीओने पण पोतानी स्थितिनुं भान थयुं. अने हालमां जेम हिंदीओने पोतानी खराब स्थितिनुं

ભાન થયું છે, અને તે દૂર કરવા આપણે વધારે હક્ક માગીએ છીએ, તેમ સ્ત્રીઓએ પણ ઈંગ્લાંડમાં પોતાની સ્થિતિ સુધારવા માટે રાજકીય હક્ક માગવા માંડ્યા તથા રાજસભા માટે મતાધિકારની માગણી કરી.

સ્ત્રીઓના હક્ક માટે પ્રથમ ઝુંડો ઉપાડનાર ઇંગ્લાંડમાં એક સ્ત્રીજ હતી. તેનું નામ મૅરી વુલ્સ્ટન ક્રાફ્ટ ગૉડવીન હતું. તેણે ઇ. સ. ૧૭૯૨ માં Vindication of Rights of Women નામે પુસ્તક લખીને, ત્યાંના રાજદ્વારીઓનું તથા સામાન્ય પ્રજાવર્ગનું ધ્યાન આ પ્રશ્ન તરફ દોર્યું. આ સમયથી સ્ત્રીઓ માટે મતાધિકાર મેળવવાની હિલચાલ ઈંગ્લાંડમાં શરૂ થઇ એમ કહી શકાય. પરંતુ પુરૂષો આ હિલચાલની સ્હામે થયા. તેમણે એમજ જણાવ્યું કે સ્ત્રીનું કાર્યક્ષેત્ર તો ગૃહ છે અને રાજ્યકારોબાર સાથે તેમને કાંઇ લેવાદેવા નથી. ઈંગ્લાંડમાં સ્ત્રીઓએ મત મેળવવા માટે જે જે પ્રયત્નો કર્યા છે તેની ટુંકી નોંધ લેતા પહેલાં જુના કાળથી રાજ્યનીતિની બાબતના તત્ત્વજ્ઞાનીઓએ આ વિષયમાં શું કહ્યું છે, તે આપણે જોઇશું.

## રાજનીતિજ્ઞ તત્ત્વવેત્તાના અભિપ્રાય.

પશ્ચિમ દેશોમાં પ્લેટો અને ઍરિસ્ટોટલ એ બે મુખ્ય તત્ત્વજ્ઞાનીઓ થઇ ગયા છે. રાજ્યકારભાર સારામાં સારો શી રીતે ચાલે, તે સંબંધી યોજના રજુ કરતી વખતે પ્લેટોએ જણાવ્યું છે કે, "Women are to be put on a level of absolute equality with men in the political body" "સ્ત્રીઓને રાજ્યકારોબારમાં પુરૂષોના જેટલાજ હક્ક આપવાના છે." આ પ્રમાણે તેનો મત સ્ત્રીઓની તરફેણમાં છે. ત્યાર બાદ ઍરિસ્ટોટલ આવે છે. એનું ધ્યાન લાયકાત તરફ વિશેષ છે અને સ્ત્રીઓમાં જોઇએ તેવી લાયકાત નથી માટે તેમને રાજ્યકારોબારમાં હિસ્સો ન આપવો, એમ એણે લખ્યું છે. એટલે કે સ્ત્રીઓને આ હક્ક નાજ આપવો એમ એનો સિદ્ધાંત નથી પણ તેમનામાં લાયકાત ના હોય ત્યાંસુધી તે હક્ક તેમને ના આપવો, એમ એનું કહેવું છે. એ પ્રમાણે ઘણા પુરૂષોને પણ તે આવા હક્કમાંથી બાતલ રાખવાની હિમાયત કરે છે. આ રીતે એમ કહી શકાય કે ઍરિસ્ટોટલ એવા મતનો નથી કે સ્ત્રીઓ, તે સ્ત્રીઓ છે માટે તેમને રાજ્યકારોબારમાંથી દૂર રાખવાં જોઇએ. ત્યાર પછી મી. બૅન્થેમે એમ લખ્યું છે કે "બીજાના હક્કને નુકશાન કર્યા વિના, અથવા વધારે લાયકને બાતલ રાખ્યા વિના જેટલા હક્ક ભોગવી શકાય તેટલા હક્ક પુરૂષને આપવા જોઇએ." આ સિદ્ધાંતમાં ઉંડા ઉતર્યા વિના જ આપણે જોઇ શકીએ છીએ કે લાયકાતના ધોરણ ઉપરજ અધિકાર આપવાની તરફેણમાંજ તેઓ હતા. ત્યાર પછી પ્રૉ. સીજ્વીકનો મત તપાસીએ. એઓ એમ પ્રતિપાદન કરેછે કે—"રાજ્યના કાયદા પળાય તે રાજ્યનો હેતુ છે, અને જો લોકોની અનુમતિથી કાયદા પસાર થયા હોય તો લોકો બરોબર પાળે. માટે ધારાસભામાં લોક તરફના પ્રતિનિધિ જોઇએ, અને માનસિક કે નૈતિક નબળાઇવાળા માણસો પોતાનો મત બરોબર આપી શકે તેમ ના હોવાથી તેમને આ અધિકારમાંથી બાતલ રાખવા જોઇએ." આટલો નિષેધ હોય તો બરોબર છે. આમાં સ્ત્રીઓનો નિષેધ થતો નથી. પરંતુ આ પ્રકારની દલીલ આપ્યા પછી એમણે જે સિદ્ધાંત બાંધ્યો તે વિચિત્ર બાંધ્યો. તેમણે જણાવ્યું કે "દરેક ડાહ્યો માણસ જે પોતાનું પોષણ કરતો હોય તેને મતનો અધિકાર આપવો જોઇએ." આમાં પોષણની વાત

નવી ગુસાડી દાખી. તેમનો હેતુ પરણેલી સ્ત્રીઓને બાતલ કરવાનો હતો, પણ જો આ સિદ્ધાંત અમલમાં મૂકાય તો ઘણા ઉચ્ચ બુદ્ધિવાળા પુરૂષો પણ બાતલ થઇ જાય. વળી, નોકરી કરતી પુખ્ત કુમારિકાને મતનો અધિકાર મળે અને તે પરણે અને નોકરી છોડી દે તો તેનો મતાધિકાર જાય તે પણ વિચિત્ર દેખાય છે. માટે આપણે તો તેમની દલીલોજ જોવી જોઇએ અને તેમાંથી સિદ્ધાંત તારવી કાઢવો જોઇએ. તેમ કરતાં સ્ત્રીઓની વિરૂદ્ધમાં કાંઇ જતું નથી. સીજવીકે એક સ્થળે એમ પણ લખ્યું છે કે–"ગરીબ મતાભિલાષીઓ લાયક છે કે નહિ તે જોવા એક પરીક્ષા લેવી જોઇએ." આ મતને મી. હૅાલીઓકે ટેકો આપ્યો હતો. તેણે જણાવ્યું છે કે–"અર્થશાસ્ત્ર અને રાજ્યબંધારણના ઇતિહાસની પરીક્ષા જે આપે તેજ મતનો અધિકારી થાય તેવું કરાવવું જોઇએ. આ પરીક્ષા લેવી તે અશક્યજ હતું. પરંતુ આ ઉપરથી આપણે જોઇએ છીએ કે તેમનો હેતુ નાલાયકને મતમાંથી બાદ રાખવાનો હતો. સ્ત્રીઓ જો લાયક હોય તો તેમની સામે વાંધો નહોતો. જુદા જુદા વિદ્વાનોના અભિપ્રાયો ઉપરથી મી. જૅાસફ મેકબ એક સિદ્ધાંત તારવી કાઢે છે કે–"**જે સઘળા રાજ્યના જીવનમાં ભાગ લે છે, જેઓ રાજ્યના કાયદાના દાબ તળે છે, જેમને રાજ્યના સુખ કે દુઃખથી લાભ કે હાનિ થાય છે, તે સઘળાનો, રાજ્યનીતિ કેવી હોવી જોઇએ તેનો નિર્ણય કરવામાં અભિપ્રાય લેવાવો જોઇએ; ફક્ત જો તેમાંથી કોઈ માનસિક કે નૈતિક નબળાઇવાળા હોય; અને જેમના અભિપ્રાયથી રાજ્યને હાનિ થાય તે દેખીતું હોય તેમનોજ અભિપ્રાય ના લેવાય.**"

## સ્ત્રીઓમાં બુદ્ધિ છે?

ત્યારે આ વિષયમાં હવે જોવાનું એટલુંજ છે કે સ્ત્રીઓની બુદ્ધિ, મત આપવાને લાયકની છે કે નહિ? પ્રથમ એમ કહેવામાં આવતું હતું કે કુદરતેજ સ્ત્રીઓને એવી બુદ્ધિ આપી છે કે રાજકાજના વિષયોમાં તેમને ગમ પડેજ નહિ. પરંતુ છેક જુના કાળથી જુદી જુદી રાણીઓએ ફત્તેહમંદીથી રાજકારોબાર ચલાવ્યો છે તે જાણીતું છે. હિંદુસ્તાનમાં પણ રાણીઓએ રાજ્ય કર્યાં છે. એટલે રાજકાજમાં સ્ત્રીઓને ગમ પડે નહિ તે કહેવું ખોટું છે. વળી તેમની બુદ્ધિ કોઇ પણ રીતે પુરૂષો કરતાં ઉતરતી નથી તે પણ હવે જગજાહેર છે. ઇંગ્લાંડમાં પ્રથમ ફ્લૉરેન્સ નાઇટીંગેલે નર્સનું કામ હાથ લીધું ત્યારે ચારે તરફથી ભયના અવાજ આવ્યા હતા. તે કામ સ્ત્રીઓનું નથી એમ કહેવામાં આવ્યું હતું. વાઢકાપ વખતે લોહી જોતાંજ સ્ત્રીઓ બેભાન થઈ જશે એમ બીક બતાવતી હતી, પણ તે સાધ્વીબાઇએ કેવું સરસ કાર્ય કર્યું હતું, તથા ક્રીમીયાના યુદ્ધ સમયે તેણે લશ્કરી મથકોમાં ઘવાયલાની હાસ્પિતાલમાં કેટલી બધી મદદ કરી હતી તે સૌ જાણે છે. તે બાઇના દાખલાથી નર્સનો ધંધો સ્ત્રીઓ માટે ખુલ્લો થયો છે એટલુંજ નહિ પણ નર્સનું કાર્ય સ્ત્રીઓજ ઉત્તમ કરી શકે એમ સર્વત્ર સ્વીકારાયું છે. સ્ત્રીઓએ દાક્તર થવા માંગણી કરી ત્યારે પણ એમજ કહેવાતું હતું કે તેઓ તે કામ નહિ કરી શકે. પણ અત્યારે એ ધંધાની દરેક શાખામાં સ્ત્રીઓએ પોતાની ઉત્તમતા બતાવી આપી છે. આપણા પાછળ પડી ગયેલા હિંદુસ્તાનમાં પણ ઘણી હિંદી બાઇઓ દાક્તરની પરીક્ષા પસાર કરી સફળતાથી ધંધો કરે છે. વળી યૂનિવર્સિટીની બીજી પરીક્ષાઓ પણ તેઓ ફ્તેહ સાથે પસાર કરે છે અને પુરૂષો કરતાં ઘણીવાર ઉંચે નંબરે આવી ઇનામો જીતી લે છે. આ

સ્થિતિ હોવાથી સ્ત્રીઓ આ કાર્ય માટે કોઇપણ રીતે નાલાયક તો નથીજ; એમ ખાત્રીથી કહી શકાય. પુરૂષોજ પોતે હાથ કરી લીધેલા ધંધાઓમાં તેમને આવવા દેવા નથી માગતા તેથી અડચણો નાંખ્યા કરે છે. હજી ઘણા ધંધાઓ ઈંગ્લાંડમાં પણ સ્ત્રીઓ માટે ખુલ્લા મૂકાયા નથી. છેક હમણાંજ છએક માસ ઉપરજ સ્ત્રીઓને સોલીસીટર તરીકે ધંધો કરવાનો અધિકાર આપવામાં આવ્યો છે. હજી બારિસ્ટરના ધંધાના દ્વાર તેમને માટે બંધ છે. આપણે ત્યાં પણ* હજી સ્ત્રીઓને વકીલાત કરવાનો હક્ક નથી. જો કારોબાર લોકોને જોખમદાર હોય, અને સ્ત્રીઓને મત આપવાનો અધિકાર હોય, તો આવી સ્થિતિ ટકે નહિ. હવે એટલું તો આપણે સાબીત કરી શકયા છીએ કે સ્ત્રીઓમાં રાજકારભારની ગમ છે અને તેમનામાં ઉંચી બુદ્ધિ પણ છે.

### ભય ખોટો નિવડવાનો દાખલો.

આ પ્રસંગે એક બીજો દાખલો ધ્યાનમાં લેવા જોગ છે. ઇંગ્લાંડમાં જ્યારે કારીગર વર્ગ મતને માટે માગણી કરી ત્યારે તેમને એમજ કહેવામાં આવ્યું હતું કે તેઓને રાજકારોબારની ગમ નથી અને એવી ઝીણી બુદ્ધિ પણ તેમનામાં નથી કે તે પોતાના મતનો યોગ્ય ઉપયોગ કરી શકે. પરંતુ તેમને મતનો અધિકાર મળ્યા પછી, જોઇ શકાયું છે કે તેનો તેઓ યોગ્ય ઉપયોગ કરી શકે છે, અને તેમને જોઇએ તેવી ગમ પણ પડે છે. વળી તેમને મળેલા મતાધિકારથી તેમની સ્થિતિ ઘણી સુધરી છે, અને રાજ્યમાં તેઓ એક બળ સમાન લેખાય છે. વળી બીજો દાખલો જોઇએ. હિંદના રહેવાશીઓ રાજ્યકારોબારમાં વધારે હિસ્સો માંગે છે ત્યારે તેમને પણ એજ ઉત્તર આપવામાં આવે છે, કે તેઓ પ્રતિનિધિત્વવાળી રાજ્યવ્યવસ્થાથી અજાણ છે, અને તેમને તે બંધબેસ્તી નહિ આવે, પરંતુ જે જે વધારે હક્ક આપણને મળ્યા છે તે સર્વનો આપણે યોગ્ય ઉપયોગજ કર્યો છે, એટલુંજ નહિ પણ પ્રતિનિધિત્વની સંસ્થા તરફ આપણને વધારે પ્રીતિ થઇ છે, અને તે આપણે હવે વધારે પ્રમાણમાં માગીએ છીએ. તેજ મુજબ સ્ત્રીઓનું થશે. દરેક પક્ષ પોતે સત્તામાં હોય છે તેને એમજ લાગે છે કે બીજો પક્ષ તે કાર્ય બરાબર નહિ કરી શકે, પણ તેમ ન કરતાં બુદ્ધિપૂર્વક વિચાર કરવો જોઇએ. જે મજુરપક્ષે પોતે ઘણી મહેનત લઇને મતનો અધિકાર મેળવ્યો હતો તેજ મજુરપક્ષ સ્ત્રીઓને મત આપવાની વાત આવી ત્યારે સ્ત્રીઓ તેમને લાયક નથી એમ કહેવા મંડી ગયો હતો. હિંદમાં પણ પુરૂષોએ ધ્યાનમાં રાખવું જોઇએ કે જે જોખમદાર રાજ્યવ્યવસ્થા મેળવવા તેઓ મથન કરે છે, તેમાંથી સ્ત્રીઓને બાતલ રાખવાની ભૂલ કરવી જોઇએ નહિ, આ વાત જો અત્યારથી ધ્યાનમાં લેવાશે તો ભવિષ્યની ઘણી મહેનત બચી શકશે.

### મતાધિકારથી સ્ત્રીઓ કર્કશ થઇ જશે ?

કેટલાએક વળી એમ કહે છે કે સ્ત્રીઓને મત આપવાથી સ્ત્રી જાતિને તથા સમાજને પણ નુકશાન થશે. તેઓ કહે છે કે રાજકાજના કામ તો કઠણ, દયાહીન અને ખટપટી છે. તેમાં સ્ત્રીઓ પડશે તો તેમની કોમળતા નષ્ટ થશે. તે ગૃહસ્થોને આપણે એમ ઉત્તર આપી શકીએ કે જો ખરેખરજ આ બધાં કાર્ય ખટપટી હોય તો સ્ત્રીઓની તેમાં વધુ જરૂર છે. તેઓ પોતે કર્કશ નહિ થાય પણ રાજ્યકાર્યોને દયાવાળાં તથા કોમળ બનાવશે. અને જો રાજ્યકાર્યો ખટપટી હોય તો પણ રોજ એકાદ રાજદ્વારી વર્તમાનપત્ર વાંચવાથી કે

વર્ષમાં એકાદવાર મત આપવા જવાથી સ્ત્રીઓમાં કર્કશતા શી રીતે આવનાર છે, તે સમજી શકાતું નથી. આ પ્રમાણે મતાધિકાર મળવાથી તો કારખાનામાં સખ્ત કર્કશ કાર્ય કરતી હજારો સ્ત્રીઓને અનુકૂળ કાયદાઓ પસાર કરાવી તેમની કર્કશતામાં ઘટાડો કરી શકાશે. આ કાર્ય પુરૂષોએ કર્યું નથીજ. સ્ત્રીઓ તે અવશ્ય કરશે.

## ગૃહજીવનને નુકસાન પહોંચશે ?

ત્યાર બાદ બીજો પ્રશ્ન ગૃહજીવનનો આવે છે. રાજકીય વિષયોમાં સ્ત્રીઓ રસ લેશે તો ગૃહજીવન શું અસ્તવ્યસ્ત નહિ થઇ જાય? એવો પ્રશ્ન કરવામાં આવે છે. આ વિચાર જરૂર કરવા જેવો છે. આપણને ગૃહજીવન તરફ પ્રીતિ છે, તેની સુંદર ભાવના નષ્ટ થાય તે ઠીક નથી લાગતું. પરંતુ નવીન સંસ્કૃતિનો, નવા સંજોગોનો, જે ઝોક લાગે છે તેથી ગૃહજીવન જે પ્રકારનું થતું જાય છે, તેથી વિશેષ અડચણ મતાધિકારથી કાંઇ આવવાની નથીજ, તેની ખાત્રી રાખી શકાય છે. ઘર મૂકી કારખાનામાં કામ કરવા હજારો સ્ત્રીઓને હમણાં જવું પડે છે. ઉંચી કેળવણી તથા ધંધા ઉદ્યોગોની કેળવણી પ્રાપ્ત કરવા કેટલી એક સ્ત્રીઓ હાલમાં જાય છે, અને પરિણામે અપરિણિતજીવન તરફ તેઓ ઢળે છે. આથી વિશેષ કાંઇ મતાધિકાર ગૃહજીવનને નુકસાન કરી શકનાર નથી. પુરૂષો કુટુંબ નિર્વાહ માટે ધન પ્રાપ્તિ કર્યા પછી રાજ્યકાર્યો માટે સમય મેળવી શકે છે, તો સ્ત્રીઓ પોતે પણ કૌટુંબિક કાર્યોથી પરવાર્યા પછી તે કાર્યોમાં કેમ રસ નહિ લઇ શકે? વળી આ ઉપરાંત વધારે સમય ગાળી શકે તેવી સ્ત્રીઓ પણ આપણા દેશમાં મળી શકે તેમ છે. ફક્ત તે સર્વને કેળવવાનીજ જરૂર છે. વિધવાઓનાં પુનર્લગ્ન આપણા દેશમાં ઘણી કોમોમાં થતાં નથી, તેમજ ઘણી સ્ત્રીઓને સંતાન નહિ હોવાથી અથવા જુજ સંતાન હોવાથી, તેમને માથે કુટુંબનો ભાર ઘણો હલકો હોય છે. આ સર્વ સ્ત્રીઓ રાજકીય જીવન અને જાહેર જીવન માટે વધારે સમય ફાજલ પાડી શકે તેમ છે. વળી ઉપર જણાવ્યું તેમ રોજનું એકાદ વર્તમાનપત્ર વાંચવાથી, અથવા બાર મહિને એકવાર મત આપવા જવાથી, ગૃહજીવનને નુકશાન કેમ પહોંચશે તે સમજવું મુશ્કેલ છે. સ્ત્રીઓ વધારે કેળવાશે અને ગંભીર બાબતોમાં જેમ જેમ વધારે રસ લેશે, તેમ તેમ અત્યારે ઘણો સમય રોકાતાં અર્થહીન સાંસારિક ઘણા રિવાજો બદલાશે અથવા તો બંધ થશે. તેથી પણ તેમને વધારે સમય મળી શકશે એટલે ગૃહજીવનને કાંઇ ઇજા આવવાનો સંભવ રહેશે નહિ.

## પતિપત્નીમાં વિરોધ પડશે ?

ત્યાર પછી વળી એમ કોઇ કહેનાર નીકળે છે કે સ્ત્રીને મત આપવાનો અધિકાર મળે, અને કદાચ પતિપત્ની બેના મત જુદા પડે તો કુટુંબ કલેશ કેમ ન થાય? એટલામાં પતિપત્ની લઢી પડે તેવાં હશે તો બીજી પણ હજાર બાબતોમાં તેમનાં મત જુદા પડતા હશે, તેમાં તે લઢી ચૂકયાજ હશે, અને આ એક બાબતથી કાંઇ વધારે થવાનું નથી. એમના પ્રેમની સાંકળ જો એટલી બધી નાજૂક હશે તો તે ક્યારનીએ તુટી ગઇ હશે. પરંતુ સ્ત્રી મતના વિરોધીઓનું કહેવું એમ છે કે ધણી જેમ મત આપશે તેમજ સ્ત્રી મત આપશે માટે તેમને જૂદો મત આપવાની જરૂર નથી. તો તેઓએ આમ બે પરસ્પર વિરોધી બાબતોની તરફેણ કરવી જોઇએ નહિ.

સ્ત્રીઓને મતાધિકાર આપવાની વિરૂદ્ધમાં ઉભા કરેલા આ મુદ્દાઓના ઉત્તર આપ્યા

પછી આપણે એટલું કહી શકીએ તેમ છે કે તેમને મત આપવાથી સમાજને કે ગૃહજીવનને કાંઇ પણ નુકશાન થશે નહિ. પરંતુ સ્ત્રીઓની દ્દષ્ટિ મર્યાદા વિશાળ થશે, અને જાહેર પ્રશ્નોની બાબતમાં નિર્ણય કરવાની શકિત તેમની ઉત્તમ થતી જશે. વળી સ્ત્રી ઉપયોગી, બાળક ઉપયોગી અને સાંસારિક પ્રશ્નોનો ઉકેલ કરવામાં તેઓ ઘણી મદદ કરી શકશે, અને કાંઇક દરજ્જે તેમાં થતો અન્યાય દૂર કરાવશે.

## સ્ત્રીઓનાં કર્તવ્યક્ષેત્રનો વિકાસ.

આ સંબંધી આટલું વિવેચન કર્યા પછી સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર તો ગૃહજ છે, તે બાબત ફરી તપાસીએ. આ સિદ્ધાંત આપણે ઉપર જોયું તેમ ઘણું ખરૂં અર્ધ જંગલી સમયમાં, જ્યારે રાજ્યકારભારની ભાવના બહુજ ઓછી હતી ત્યારે બંધાયલો હતો. ત્યાર પછી તેને પુરૂષ ધર્મગુરૂઓએ વધારે સ્થાપિત કર્યો હતો. પરંતુ હવેના સમયમાં કેટલીએક ખાસ બાબતો ઉભી થવાને લીધે આ આદર્શોમાં ફેરફાર થયા છે. એક તો ઔદ્યોગિક ક્રાંતિ થવાથી સ્ત્રીઓનેપણ કારખાનામાં જવું પડયું છે. આથી તેમજ વધતી જતી સ્ત્રી કેળવણીથી, તેમજ શિક્ષક અને વૈદ્યક વગેરે ધંધામાં સ્ત્રીઓ પડી છે તેથી, ગૃહની બહાર સ્ત્રીઓનું કર્તવ્યક્ષેત્ર હોઇ શકે છે, એમ પ્રતિપાદન થવા માંડયું છે. આ ઉપરાંત રાજકીય શિવાયની બીજી ઘણી બાબતોમાં સ્ત્રીઓએ રસ લેવા માંડયો છે, અને ત્યાં તેઓએ સફળતાથી કાર્ય કરવા માંડયું છે. કાંઈક સામાજિક કાર્યો, કાંઇક પારમાર્થિક હિલચાલો, વગેરેમાં સ્ત્રીઓએ ભાગ લીધો છે, અને પુરૂષોએ તે સામે વાંધો લીધો નથી. ફકત રાજદ્વારી હક્ક સ્ત્રીઓ માગે છે ત્યારેજ તે તેમનું ક્ષેત્ર નથી એમ કહેવામાં આવે છે. ગૃહ એ સ્ત્રીઓનું ક્ષેત્ર છે ખરૂં પણ તેની બ્હાર તેમને કાંઇ કર્તવ્ય કરવાનું છે જ નહિ; તે ભાવના હવે જતી માંડી છે. આ ઉપરાંત પુરૂષોએ મતને માટે સબળ પ્રયત્નો કર્યા, અને તેમાં તેઓ ફાવ્યા પણ ખરા! મતમાંજ સ્વાતંત્ર્ય રહેલું છે અને પ્રજાનાં અનુમતિથી જે રાજ્ય ચાલતું હોય તેજ પ્રજાકીય રાજ્ય કહેવાય, એવી ભાવના પ્રસરી છે. આને લીધે સ્ત્રીઓનો મત મેળવવાનો અભિલાષ ઘણોજ વધ્યો છે અને તે તરફ સહાનુભૂતિ ધરાવનારની સંખ્યા પણ વધી છે. આ ઉપરાંત ઇંગ્લાંડમાં રાજદ્વારીઓએ રાજકીય ચુંટણી વખતે સ્ત્રીઓની મદદ મેળવવાની પ્રથા શરૂ કરી. જુદા જુદા ઉમેદવારોની તરફેણમાં સ્ત્રીઓ ભાષણ કરે, તથા ચુંટણીની વ્યવસ્થા કરે. આ રીતે તેમનું કર્તવ્ય ક્ષેત્ર તો બદલાયું જ. તેથી તેઓ પોતે મત માગે ત્યારે ના કહેવામાં આવે તે ઉઘાડો અન્યાય દેખાવા માંડયો. વળી જેમ જેમ સામાજિક જીવનનો વિકાસ થતો ગયો તેમ તેમ સરકારના હાથમાં સાંસારિક વિષયોમાં પણ કાયદા ઘડવાનું આવ્યું. સ્ત્રીઓનું ક્ષેત્ર તે ગૃહ છે, એમ કબૂલ કરવામાં આવે તો પણ ગૃહ સંબંધી કાયદાઓ રચાય ત્યાંજ તેમનો મતાધિકાર નહિ તે વાતથી પણ અન્યાય લાગવા માંડયો. ગૃહ સંબંધના, ગૃહઆરોગ્ય સંબંધના, બાળકેળવણી સંબંધના, મદ્યનિષેધ સંબંધના, શ્વેતાંગ સ્ત્રીગુલામડીઓ સંબંધના, ગરીબ લોકોને નિવાસ પૂરો પાડવાના, તથા વિમા સંબંધીના કાયદાઓમાં, સ્ત્રીઓને પુરૂષ કરતા પણ વધારે લાગતું વળગતું છે, માટે તેમને મતાધિકાર હોવોજ જોઇએ, એમ ધીમે ધીમે લાગવા માંડયું. ગૃહ સંબંધી બાબતોમાં ગૃહિણી વિના ચર્ચા થાય તે કેવો અન્યાય! જે ચોવિસ કલાક ઘરમાં ગાળે છે તેનો ઘર સંબંધી વાતમાં મત નહિ, અને જે બાર કલાક નોકરી ઉપર ગાળી પછી કલબમાં નાશી જાય તેનો મત લેવાય તે કેવું કહેવાય?

## ઇંગ્લંડમાં સ્ત્રીઓની હિલચાલ.

આટલું વિવેચન સિદ્ધાંત સંબંધી કર્યા બાદ, સ્ત્રીઓ માટે મતનો અધિકાર મેળવવાની હિલચાલ ઇંગ્લંડમાં શી રીતે આગળ વધી, તેનો ઇતિહાસ ટુંકમાં તપાસીએ. પ્રથમ ૧૭૯૨ માં મેરી વુલ્સ્ટન ક્રાફ્ટ ગૉડવીને પુસ્તક લખી આ વિષયમાં ધ્યાન ખેંચ્યું. ત્યાર પછી ઘણીજ ધીમી હિલચાલ ચાલતી હતી. ઇંગ્લાંડમાં સામાન્ય મત વિકાસને માટે ઇ. સ. ૧૮૩૨ નું વર્ષ યાદગાર થયું છે. ઘણા પુરૂષોને તેથી મતનો હક્ક મળ્યો પરંતુ જે કાયદાએ પુરૂષોને ફાયદો કર્યો તેજ કાયદાએ સ્ત્રીના હકકમાં નુકસાન કર્યું. મત સંબંધી કાયદામાં તેનો અધિકાર જેઓને આપવામાં આવ્યો તેમાં "મરદ" શબ્દ સ્પષ્ટતાથી લખવામાં આવ્યો એટલે કાઇક મ્યુનિસીપાલીટીની બાબતમાં મત આપવાનો સ્ત્રીઓને અધિકાર હતો તે પણ ગયો. ત્યાર પછી ઇ. સ. ૧૮૫૯ માં લૉર્ડ બ્રુહામે એક કાયદો પસાર કરાવ્યો તેમાં એમ હતું કે જ્યાં નરજાતિ સૂચક શબ્દ લખાયા હોય ત્યાં નારીજાતિસૂચક શબ્દોનો સમાવેશ થઇ જાય છે. આ ઉપરથી જ્યારે ૧૮૬૭ માં મતનો વધારે અધિકાર દેનારો બીજો કાયદો પસાર થયો ત્યારે એમજ ધારવામાં આવતું હતું કે લોર્ડ બ્રુહામના કાયદાનુસાર સ્ત્રીઓને પણ જ્યાંજ્યાંથી તેમને ખાસ દૂર કરવામાં આવ્યાં નથી ત્યાં મતાધિકાર મળશે. પરંતુ મત પત્રક તૈયાર થતી વખતે સ્ત્રીઓનાં નામ પડતાં મૂકાયાં. અને તે ઉપરથી કૉર્ટમાં કેસ ઉભો કરવામાં આવ્યો. આમાં એમ નિર્ણય આપવામાં આવ્યો કે લોર્ડ બ્રુહામના કાયદાની અસર આ ઠેકાણે થતી નથી આનો અર્થ એ થયો કે મત આપતી વખતે સ્ત્રીઓ નહિ, પણ કર આપતી વખતે ખરી. આ રીતે ઇંગ્લાંડના લોકોના મતાધિકાર વિકાસના આ બે પ્રસંગો સ્ત્રીઓ માટે તો નકામાં નિવડયા.

## પાર્લામેંટમાં અરજી.

ઇ. સ. ૧૮૬૬ માં જૉન સ્ટુઅર્ટ મીલ સ્ત્રીઓને મત આપવાની તરફદારી કરનાર તરીકે પાર્લામેંટમાં દાખલ થયો, ત્યારથી આ પ્રશ્નને વ્યાવહારિક રાજ્ય પ્રશ્નોમાં સ્થાન મળ્યું. એણે સ્ત્રીઓ તરફની મત માગનારી અરજી પાર્લામેંટમાં રજુ કરી હતી. ત્યાર પછી પણ આ સંબંધી ઘણી અરજીઓ રજુ કરવામાં આવી હતી. ઇ. સ. ૧૮૭૦ અને ૧૯૦૬ ની વચ્ચે લગભગ ત્રણ હજાર આવી જાતની અરજીઓ રજુ થઇ હશે. અને ૧૮૯૬ ની સાલમાં તો ૨૫૭૦૦૦ સ્ત્રીઓની સહીઓ સાથેની અરજી પાર્લામેંટ સમક્ષ રજુ થઇ હતી, જે વેસ્ટમિનિસ્ટર હૉલમાં આઠ દિવસ સુધી બહાર રાખવામાં આવી હતી. પણ આ અરજીઓનું કાંઇએ પરિણામ આવ્યું નહોતું.

## ચારે તરફથી નિરાશા.

આ દરમિયાન કેટલાએક જાણીતા માણસો આ હિલચાલમાં ભળ્યા. આમાં મી. ફૉસેટ અને ઇંગ્લાંડના વડા પ્રધાન ડીઝરાયેલી પણ હતા. વચમાં વચમાં સ્ત્રીઓને મત આપવા સંબંધી કેટલાંએક બીલ પણ પાર્લામેંટમાં રજુ થયાં હતાં. પણ એક કે બેવારના વાંચન પછી તે સંબંધી કાંઇ પણ સાંભળવામાં આવતું નહિ. તે સંબંધમાં જે ચર્ચા ચાલતી હતી તેને પાર્લામેંટમાંના હાસ્યરસ પ્રધાન નાટકનું નામ આપીએ તો પણ ચાલે તેમ હતું. આ પ્રશ્ન તરફ જાહેર પ્રજા ધ્યાન આપતી ન હતી. વર્તમાનપત્રો તે સંબંધી કાંઇ લખતાં ન હતાં. રાજદ્વારીઓ તેને વેગળો રાખતા હતા. પણ સ્ત્રીઓમાં એ પ્રશ્ન

ઘણો ચર્ચાયો. મત માગનારી સ્ત્રીઓની સંખ્યા દિવસે દિવસે વધતી ચાલી. ઘણી સભાઓ મળવા લાગી. અરજીઓથી, ડેપ્યુટેશનોથી અને તેટલી માંગણીઓ તેઓએ કરી પણ નરમાશથી કરેલા તેમના બધા કામ નિષ્ફળ નિવડયા અને ચોતરફથી તેમને નિરાશાજ મળી! આમને આમ ૧૯૦૫ સુધી ચાલ્યું.

## લડાયક મતાભિલાષિણીઓ.

આ વખતે મતાભિલાષી સ્ત્રીઓમાં એક નવીજ ચર્ચા ચાલી. તેઓને એક વિચાર એ આવ્યો કે જ્યારથી ઇંગ્લાંડને પાર્લામેંટ મળી છે, ત્યારથી જો ઇતિહાસ તપાસીએ તો ચોખ્ખું દેખાઇ આવે છે કે મતનો હક્ક કોઇને ભલાઇથી મળ્યો નથી. રાજા જૉને 'મૅગ્નાકાર્ટા' ઉપર કાંઈ ભલાઇથી સહી કરી ન હતી, પણ જ્યારે પ્રાણ કંઠે આવ્યાં ત્યારેજ કરી આપી હતી. વળી છેક હમણાં ૧૮૩૨ માં પણ જ્યારે મ્હોટો બળવો થવાની બધી તૈયારી થઇ ગઇ હતી, ત્યારેજ વધારે લોકોને મત આપનારૂં 'રિફૉર્મ બીલ' પસાર થયું હતું. ત્યાર પછી ૧૮૬૭ અને ૧૮૮૪ ના બન્ને બીલ પણ દબાણને લીધેજ પસાર થયા હતા. વળી રાજદ્વારી લોકોને ખાસ ન્યાયના પ્રશ્ન ઉપર વિચાર કરવાની ફુરસદ પણ હોતી નથી, એ તો જ્યારે છુટકોજ રહે નહિ, ત્યારે એવા કેવળ ન્યાયના પ્રશ્નો ઉપર ધ્યાન આપે. પાર્લામેંટના દ્વાર બહારના લોકો માટે નરમાશથી કદી પણ ઉઘડયા નથી. એ તો જ્યારે બહારથી ધક્કા મારવામાં આવે છે ત્યારેજ ઉઘડે છે. આ પ્રમાણે પુરૂષોને મતનો અધિકાર મળ્યાનો ઇતિહાસ તપાસી સ્ત્રીઓના પણ એક વિભાગે તેજ પ્રમાણે ધમાધમ અને તોફાનથી મત મેળવવા નિશ્ચય કર્યો. આ વિભાગને લડાયક મતાભિલાષિણીયો ( Militant Suffragist ) કહેવામાં આવે છે. તેઓએ પોતાનો હેતુ સાધવા માટે જે જે કામ, જે જે ધમાધમ, જે જે તોફાન કર્યાં છે, તે ભલભલાની પણ કલ્પનાથી પાર જાય તેવાં છે. મી. ઍસ્કવીથ અને તેની આગળના વડા પ્રધાનની કેબીનેટના એક એક પ્રધાનને તેઓએ સતાવ્યા છે, અને કેટલાએકની ઉપર તો હુમલા પણ કર્યા છે. અસંખ્ય સભાઓની અંદર તોફાન કરવા માટે તેઓને બહાર કાઢવામાં આવી છે. વૅસ્ટમિનિસ્ટર હૉલની લૉબીમાં જઇ તેઓએ તોફાન મચાવ્યાં છે. પેટા ચુંટણીઓમાં પણ તોફાન કરવામાં કે વિરોધી ઉમેદવારોને સતાવવામાં તેમણે બાકી મૂકી નથી. દુકાનોની બારીઓનાં કાચ તેમણે ભાંગ્યા છે; નાટકશાળાઓ સળગાવવાનાં પ્રયત્ન પણ તેમણે કર્યા છે. હાલના વડા પ્રધાન લૉઇડ જ્યોર્જનું ઘર પણ એક વખત તેઓએ સળગાવી મૂકયું હતું. ઘણી દુકાનોમાં, વીશીઓમાં, ઘરોમાં અને ટ્રેનોમાં પણ તેમણે આગ લગાડી છે. સર્વોત્તમ ગણાતા ઘણા ચિત્રોનો તેમણે નાશ કર્યો છે. ટપાલની પેટીઓમાં શાહી અને ઍસીડ રેડયાં છે. તાર અને ટેલીફોનના દોરડાં તોડયાં છે. આગની જૂઠી ખબરો આપી બંબા દોડાવ્યા છે. જાણીતા રાજ્યદ્વારીઓને ઇજા કરી છે અને ઘોડાની ચાબુકો પણ મારી છે. રમવાનાં લીલાં મેદાન ખોદી નાંખ્યાં છે. સેંટપોલનાં જાણીતાં દેવળ ઉપર બોંબ નાખી તેનો નાશ કરવાનો પ્રયત્ન પણ તેમણે કર્યો છે.

## પાર્લામેંટમાં પ્રયત્ન.

આ બધાં તોફાન માટે તેમને કોર્ટમાં ઘસડયાં, ત્યાં તેમને સજા પણ થઇ, અને કેદમાં પણ નાંખ્યાં; છતાંએ જેલમાં ગયા પછી તેમણે ખોરાક લેવાની ના પાડી, અને

કેદમાં રાખી શકાય નહિ તેવી ખરાબ તબિયત, તેમણે ભૂખ વેઠીને કરી, અને તેથી તેમને છોડી મૂકવાની સરકારને ફરજ પડી. આ તેમની રીતોથી કેટલાએક ગુસ્સે થયા. કેટલાએક ચીઢાયા, કેટલાએક કંટાળી ગયા, અને કેટલાએક ચમકી ગયા. પરંતુ કોઇ પણ આ પ્રશ્ન સંબંધી અજ્ઞાન બતાવી શકે કે આંખ મિચામણ કરી શકે તેવું રહ્યું નહિ. આ રીતોથી બીજી કોઇ પણ બાબત કરતાં, તેમને મત આપવાની બાબત સર્વથી વધારે ધ્યાન ખેંચી રહી. છેવટે તે સમયના વડા પ્રધાન ઍસ્કવીથે એમ પણ કબૂલ કર્યું કે કોઇ પણ રાજદ્વારી પક્ષથી સ્વતંત્ર રીતે સ્ત્રીઓને મત આપવા સંબંધી એક બીલ પાર્લામેંટમાં રજુ કરવાની તેઓ રજા આપશે, અને જો એકવારના વાંચનમાંથી તે બીલ પસાર થશે તો પછી તેને પોતાના પક્ષ તરફનો ટેકો અપાવી છેવટનું પસાર કરાવવામાં આવશે. આવું એક બીલ રજુ થયું પણ પાર્ટીથી સ્વતંત્ર થયા પછી પણ પાર્ટીની અસરોથી મુક્ત રહેવું મુશ્કેલ હોવાથી તે પહેલીવારના વાંચનમાંથીજ નિષ્ફળ ગયું. ત્યાર પછી ૧૯૧૧ માં ઍસ્ક્વીથે જાહેર કર્યું કે ૧૯૧૨ માં મતાધિકારનો વિકાસ કરનારૂં બીલ આણવામાં આવશે. આ બીલમાં, પરણેલી સ્ત્રીઓ જેમના પતિને મત આપવાનો અધિકાર હોય—તેમને પણ સાથે સાથે મત આપવાનો સુધારો લૉઇડ જ્યોર્જે મૂકવાનું જાહેર કર્યું. પોતાના આ અભિપ્રાયના ટેકામાં તેણે ભાષણો કરી લોકમત વધારે જાગૃત કર્યો. પણ સ્ત્રીઓને તેથી સંગીન લાભ થયો નહિ.

## અંતે વિજય.

આ દરમિયાન જર્મની સાથે યુદ્ધ જાહેર થયું. મતાભિલાષી સ્ત્રીઓએ એકદમ પોતાના તોફાન વેગળા મૂકી દીધા અને સ્વદેશાભિમાનના જુસ્સાથી સરકાર સાથે સહકાર કરી દરેક રીતે મદદ આપી. નર્સ અને ડાક્તરના કામ ઉપરાંત આ યુદ્ધ સમયે તેમણે દારૂગોળાના કારખાનામાં કામ કર્યું. તથા ખેતીનું કામ પણ હાથ ઉપર લઇ, પુરૂષો રણમાં ગયા હતા તે સમયે દેશને ભૂખમરામાંથી બચાવ્યો. આ બધાની અસર ઘણી સારી થઇ. ફક્ત આનો બદલો વાળવા તરિકે નહિ, પણ લોકોને સ્ત્રીઓની લાયકાતની ખરેખરી ખાત્રી થઇ તેથીજ તેમને મત આપવાનો નિશ્ચય થયો. અને ૩૦ વર્ષ ઉપરની સ્ત્રીઓને મતનો અધિકાર હમણાંજ મળ્યો છે. પુરૂષ અને સ્ત્રી વચ્ચે હવે ફેર એટલોજ રહ્યો છે કે પુરૂષને ૨૧ વર્ષે તે મળે છે, અને સ્ત્રીને ત્રીસ વર્ષે મળે છે. આ સંતોષકારક લેખી શકાય.

આ પ્રમાણે ઇંગ્લાંડમાં અંતે સ્ત્રીઓને મતનો અધિકાર મળ્યો છે. તેમના તોફાનથીજ કાંઇ તેમને અધિકાર મળ્યો નથી, પરંતુ લોકોનેજ એ વાતની ખાત્રી થવાથી તે મળ્યો છે. કેટલાએક બીજા દેશોમાં તથા ઇંગ્લાંડના કેટલાએક સંસ્થાનો, તથા યુનાઇટેડ સ્ટેટસના ઘણા રાજ્યોમાં પણ સ્ત્રીઓને આ હક મળ્યોછે. તેમાં જુદે જુદે ઠેકાણેથી રાખવામાં આવેલા ભય ખોટા પડયા છે, અને સ્ત્રીઓ પોતાનું કર્તવ્ય બરોબર બજાવે છે. ફીન્ડલેંડમાં તો સ્ત્રીઓને ફક્ત મત આપવાનોજ અધિકાર છે તેમ નથી, પણ ત્યાંની ડાયેટ—રાજસભામાં ચુંટાઇને બેસવાનો હક પણ તેમને મળેલો છે, અને ત્યાંના લોકો જણાવેછે કે ઉપયોગી સામાજિક કાયદાઓ પસાર કરવામાં આ સ્ત્રી સભાસદોએ ઘણુંજ ઉત્તમ કાર્ય કર્યું છે. આ ઉપરથી

બોધ લઇ બીજા રાજ્યોમાં પણ સ્ત્રીઓને રાજસભામાં બેસવાનો અધિકાર મળવો જોઇએ.*

## હિંદમાં પણ આ અધિકાર આપવાની જરૂર.

આપણા દેશની રાજ્યવ્યવસ્થાનું ધોરણ પશ્ચિમના ધોરણ ઉપરજ રચાયું છે. પ્રતિનિધિત્વવાળી રાજ્યવ્યવસ્થામાંજ સ્વાતંત્ર્ય છે, એમ અહિં પણ સ્વીકારાયું છે. હિંદને જવાબદાર રાજ્યબંધારણ મળવાનું છે તેમ વચન પણ મળી ચુકયું છે, અને તેમાં મતનો અધિકાર ઉપયોગી ભાગ ભજવશે એની પણ ખાત્રીજ છે. આ મતાધિકાર કોને કોને મળવો જોઇએ, તેની ચર્ચા અત્યારથીજ થવા માંડી છે. તે પ્રસંગે સ્ત્રીઓએ પણ આગળથીજ જાગૃત થવું તે ડહાપણભર્યું છે. બધા વિરોધને વટાવીને પણ ઈંગ્લાંડમાં અંતે લોકોને લાગ્યું છે કે સ્ત્રીઓને મત આપવો તે વ્યાજબી છે. આ ઐતિહાસિક બનાવનો લાભ લઇ, ત્યાંના ઇતિહાસ ઉપરથી શીખામણ લઇ, આપણા દેશમાં પણ સ્ત્રીઓને આ હક્ક મળે તે માટે અત્યારથીજ પ્રયત્ન થવા જોઇએ. આપણા સામાજીક જીવનમાં પાશ્ચાત્ય સુધારાની અસર થઈ છે, અને આપણી ગૃહજીવનની ભાવનાને આ અધિકારથી ઇજા નહિ આવે તે આપણે જોયું છે. વળી હાલની રાજ્યવ્યવસ્થામાં હિંદીઓનું ચલણ નહિ હોવાથી, હિંદની સ્થિતિ જોઇએ તેવી સુધરી નથી, અને તે સુધારવા માટે સ્વરાજ્યની જરૂર છે, એમ આગેવાન રાજદ્વારીઓ કહે છે, તો સ્ત્રીઓની સ્થિતિ પણ સારી થાય તે માટે સ્ત્રીઓનું પણ રાજ્યવ્યવસ્થામાં પ્રતિનિધિત્વ જોઇએ એમ કબુલ કરવું પડશે. હિંદમાં પણ સાંસારિક કાયદાઓ સરકાર તરફથી હાથ ધરવામાં આવ્યા છે. સતિ થવાનો ચાલ બંધ કરવાનો, વિધવાને પુનર્લગ્નની રજા આપનારો, ૧૮૭૨નો લગ્નનો, વગેરે કાયદાઓ આના દૃષ્ટાંતરૂપ છે. પરંતુ ભવિષ્યમાં તો આથી પણ વધારે સામાજિક કાયદા ઘડવા પડશે. અને સ્ત્રીઓની સંમતિ વિના આવા કાયદા ઘડવા તે કેવો અન્યાય છે તે આપણે જોયું છે. ઔદ્યોગિક ક્રાંતિની અસર હિંદમાં પણ થઇ છે. કારખાનાનું જીવન અને મ્હોટાં શહેરો હિંદમાં પણ દાખલ થયાં છે. સ્ત્રી અને બાળકોને આ કારખાનામાં જવાની જરૂરીઆત હિંદમાં પણ ઉભી થઇ છે. અને ગરીબ વર્ગો માટે ઘર બાંધવાનો પ્રશ્ન આપણા દેશમાં પણ ઉભો થયો છે. તેના ઉકેલ માટે પણ સ્ત્રીઓની સલાહની જરૂર છે. વળી, મ્યુનિસિપાલિટીમાં મત આપવાનો અધિકાર અમુક સ્ત્રીઓ ધરાવે છે, યૂનિવર્સિટીની ફેલો સ્ત્રીઓ થઇ શકે છે, અને તે રીતે ધારાસભામાં મત આપવાનો અધિકાર તેમને પ્રાપ્ત થાય છે.

---

*** જુદા જુદા સ્થળોમાંથી સ્ત્રીઓને મતાધિકાર મળ્યો.**

| | | | |
|---|---|---|---|
| વ્યોમીંગ, યુ. સ્ટે. અ....... | ૧૮૬૯ | ન્યુ સાઉથ વેલ્સ............... | ૧૯૦૨ |
| કોલોરેડો. ,, ...... | ૧૮૯૩ | ટાસ્માનીયા .................. | ૧૯૦૩ |
| ન્યુઝીલેંડ.................... | ૧૮૯૩ | ક્વીન્સલેંડ .................. | ૧૯૦૫ |
| સાઉથ ઓસ્ટ્રેલીયા......... | ૧૮૯૩ | ફીન્લેંડ ...................... | ૧૯૦૭ |
| યુટાહ, યુ. સ્ટે. અ......... | ૧૮૯૫ | નૉર્વે ........................ | ૧૯૦૮ |
| ઈડાહો. ,, ...... | ૧૮૯૬ | વીક્ટોરીયા .................. | ૧૯૦૯ |
| વેસ્ટ ઓસ્ટ્રેલીયા ......... | ૧૮૯૯ | વૉશીંગ્ટન .................. | ૧૯૧૦ |
| કૉમનવેલ્થ ઑફ ઓસ્ટ્રેલીયા | ૧૯૦૨ | કેલીફૉર્નિયા .................. | ૧૯૧૧ |

ઇંગ્લાંડ......................... ૧૯૧૮

એટલે મત આપવાની બાબતમાં કાંઇક કેળવણી તેમને મળી છે અને બાકીનું તેઓ અનુભવથી શીખશે. સંસાર સુધારો અને સ્ત્રી કેળવણી વધતાં જાય છે. અને તેને પરિણામે ઘણી સ્ત્રીઓ જાહેર જીવનમાં ભાગ લેતી થઇ છે. વળી છેલ્લી કોંગ્રેસના સ્ત્રીપ્રમુખ મીસીસ બેસંટે હિંદની જાગૃતિમાં સ્ત્રીઓએ કેવો હિસ્સો આપ્યો છે જણાવ્યું છે.* સમાજસેવા પરિ-

---

## સ્ત્રીઓની જાગૃતિ.

પ્રાચીન આર્યદેશમાં સ્ત્રીઓની સ્થિતિ ઘણી ઉંચી હતી. ઘણે ભાગે સ્ત્રીઓ લગ્ન કરતી અને મનુભગવાને કહ્યું છે તેમ ગૃહને દીપાવતી. કેટલીક સંન્યાસી જીવન ગાળતી, અને બ્રહ્મચારિણી રહેતી અને બ્રહ્મજ્ઞાન મેળવતી. નળરાજા જુગટું રમીને પ્રજાને હેરાન કરતા ત્યારે રાજ્યના અધિકારીઓ રાણી દમયંતીની સલાહ લેવા આવતા; રાજાઓ અને યોદ્ધાઓની સભામાં ગાન્ધારી પોતાના આગ્રહી પુત્રોને ઠપકો આપતી. આગળ ઉપર ચિત્તોડની પદ્માવતી, મારવાડની મીરાંબાઈ, તોડાની કવિ તારાબાઈ, અહમદનગરનું રક્ષણ કરનાર ચાંદબીબી, ઈન્દોરની અહલ્યાબાઈ—આ સર્વે અને બીજી અગણિત સ્ત્રીઓની જીવનકથા જાણીતી છે.

માત્ર બસે વર્ષ થયાં સ્ત્રીઓની અવદશા થવા માંડી. સ્ત્રીઓ પુરૂષોની સાથે રહીને જે વ્યવહાર કરતી તે સ્થિતિ બદલાઇ ગઈ અને પુરૂષ વર્ગને એકલે હાથે બહારનું કામ કરવાની જરૂર પડી. હજી પણ પોતાના પતિ ઉપર અને પુત્ર ઉપર તેમની અસર ઘણી છે. પણ જ્ઞાનના અભાવથી તે પાછળ રહે છે. તેમનું બુદ્ધિબળ કાંઇ ઓછું થયું નથી પણ પુરૂષોની ઇંગ્રેજી કેળવણી, સંસ્કૃત અને માતૃભાષા તરફની બેદરકારીને લીધે તેમની અને પુરૂષની સંસ્કૃતિ વચ્ચે મ્હોટો તફાવત પડી ગયો છે, અને તેથી પુરૂષના વિશાળ જીવનમાં અસલના સમયની માફક સ્ત્રીઓથી ભાગ લઇ શકાતો નથી. પુરૂષનું કર્તવ્યક્ષેત્ર ઘણું વિશાળ થયું છે અને સ્ત્રીઓનું ઘણુંજ સંકુચિત થઈ ગયું છે. પુરૂષની વ્યવહારિક બુદ્ધિને લીધે ધર્મશ્રદ્ધા સંકુચિત થઇ છે અને ધર્મશિક્ષણ પાત પાસે લેવાને બદલે પુરોહિત પાસે લેવું પડે છે. તેથી માત્ર ભક્તિમાર્ગ શીખવાય છે, જ્ઞાનનો ટેકો મળતો નથી અને તેથી સમજ્યા વગર માત્ર વહેમ અને બાહ્યાચાર પોષાય છે.

ઇંગ્રેજી કેળવણીથી બાળકો જડવાદી થઇ જાય છે એ દહેશતમાંથી તેમને બચાવવા જોઇએ, એવી માતાઓને લાગણી થઇ આવવાથી કેળવણીમાં હિંદુ ધર્મનું શિક્ષણ દાખલ થવું જોઇએ, એમ તેમને લાગવા માંડયું. આ જમાનામાં તેમણે આ વિષયમાં ઘણીજ ચાનક દેખાડી છે.

ત્યાર પછી હિંદુસ્તાનની બહાર હિન્દવાસીઓને જે દુઃખ ખમવાં પડયાં તેને લીધે પણ હિન્દી સ્ત્રીઓની દયાની લાગણી ઉશ્કેરાઇ અને દક્ષિણ આફ્રિકામાં સ્ત્રીઓનું શિયળ ન સચવાતાં પવિત્ર લગ્નની ગાંઠપર હુમલો થતો જોઇને તેમનાં દુઃખ દૂર કરવાને તેમણે પુકાર કરવા માંડયો.

બંગાળી સ્ત્રીઓએ બંગાળના ભાગલા વખતે સખત પુકાર ઉઠાવ્યો હતો. એક અતિમ વિચારના વર્તમાનપત્રના માલિકને રાજદ્રોહ માટે શિક્ષા કરવામાં આવી હતી, ત્યારે ૫૦૦ બંગાળી સ્ત્રીઓ તેની માતા પાસે તેને મુબારકબાદી આપવા માટે ગઇ હતી, તે તેને સાંત્વન આપવા માટે નહિં પણ બંગાળની શિક્ષિત સ્ત્રીઓની આ પ્રકારની લાગણી હતી.

ગીરમીટીઆ મજુરીમાં સ્ત્રીઓના શિયળનો ભંગ થતો હતો તે જોઇને સ્ત્રીઓમાં ઘણોજ ખળભળાટ થયો અને સ્ત્રીઓ તરફથી વાઇસરોયની આગળ અરજી રજુ થઈ હતી. એ અરજી લઇ જનાર પણ સ્ત્રીઓજ હતી.

સ્ત્રીઓની જાગૃતિનાં આ બધાં બહારનાં કારણો છે. પરંતુ ભારતમાતાની પુત્રીઓના હૃદયમાં માતાનો ધ્વનિ સંભળાયો અને તેની ઉન્નતિ માટે જાગૃત થવાની આજ્ઞા થઈ છે. હિંદની સ્ત્રીઓની પરિપૂર્ણતા આદર્શવાળા પ્રાચીન સાહિત્યની સંસ્કૃતિમાં ઉછરેલી સ્ત્રી જાતિ હિન્દની સ્વતંત્રતાની વિશાળ ચળવળ વખતે ઉદાસીન રહી શકે નહિ. છેલ્લાં થોડાં વર્ષમાં તેમનાં અંતઃકરણમાં ગુપ્ત રીતે બળનો ભારતમાતાના

પદના પ્રમુખ તરીકેના ભાષણમાં મહાત્મા ગાંધીજીએ પણ સ્ત્રીઓને ઢીંગલીઓ અથવા ગુલામ ન ગણતાં તેમને સ્વતંત્રતા આપવાની હિમાયત કરી છે. આ સઘળું જોતાં સ્ત્રીઓને રાજ્યવ્યવસ્થામાં મત આપવાનો અધિકાર આપવાની જરૂર છે જ અને તેથી તે અધિકાર મળે તે માટે પ્રયત્નો થવા જોઇએ.

## હિંદમાં શરૂ થયેલા પ્રયત્નો.

આવા પ્રયત્નો થવા પણ માંડયા છે. હિંદની સ્ત્રીઓ તરફથી મોંટેગ્યુ સાહેબને કરવામાં આવેલી અરજીમાં આ માગણી થઇ છે. છેલ્લી હિંદી સંસાર સુધારા પરિષદે સ્ત્રીઓને આવા હક્ક મળવા જોઇએ, એમ ઠરાવ કર્યો છે. કૉંગ્રેસમાં પણ શ્રીમતી સરોજીની નાઇડુ આ સંબંધી ઠરાવ લાવ્યાં હતાં; પરંતુ આવો ઉપયોગી પ્રશ્ન દેશમાં ચર્ચાયા પછી કૉંગ્રેસ આગળ આવે તો સારૂં એમ કહેવામાં આવ્યાથી તે ઠરાવ તેમણે પાછો ખેંચી લીધો હતો. હવે આપણા સર્વનું કર્તવ્ય એ છે કે આ ઠરાવની તરફમાં લોકમત કેળવવો. તથા ઠેકાણે ઠેકાણે સભાઓ મેળવી તેમાં તે ઠરાવ પસાર કરી ઑલ ઇંડીયા કૉંગ્રેસ કમિટીના પ્રમુખને તથા નામદાર સરકારને તેની નકલો મોકલવી. આની મૂળ અસર થયા વિના રહેશે નહિ. બ્રીટિશ પાર્લામેંટ, જેણે હમણાંજ સ્ત્રીઓને મતાધિકાર આપ્યો છે, તેજ હિંદનું નવું બંધારણ ઘડનાર છે. માટે જો હિંદની સ્ત્રીઓની ઇચ્છા તેની આગળ રજુ કરવામાં આવશે તો, હિંદી સ્ત્રીઓને મતાધિકાર અવશ્ય મળશેજ.

## પ્રતિનિધિ સભામાં બેસવાનો અધિકાર.

પરંતુ ફક્ત મતાધિકાર બસ નથી. પ્રતિનિધિ સભામાં બેસવાનો અધિકાર પણ સ્ત્રીઓને પ્રાપ્ત થવો જોઇએ. આપણે ઉપર રાજનીતિજ્ઞ તત્વવેત્તાના અભિપ્રાય તપાસ્યા છે, અને તેઓ સૌ રાજયવ્યવસ્થામાં લાયકાતનું ધોરણ સ્વીકારવું જોઇએ એમ કહે છે, માટે જાતિ અથવા લિંગનો ભેદ આ સંબંધી કાયદાઓમાંથી દૂર કરવો જોઇએ. અને લાયકાતનું ધોરણજ રાખવું જોઇએ. ભલે આ ધોરણ ગમે તેવું કપરું રાખવામાં આવે; પણ તે સર્વને માટે એકસરખુંજ હોવું જોઇએ. જો કાંઇ પણ છુટછાટ બતાવવાની હોય તો તે સ્ત્રીઓ પરત્વે બતાવવી જોઇએ. કારણ કે તેઓ હજી પછાત છે અને આવી છુટછાટ મુસલમાનોને આપવામાં આવી છે. પરંતુ અત્યારે તો ફક્ત સમાન હક્કજ આપણે માગીએ છીએ. છુટછાટ કાંઇ માંગતાજ નથી એટલે તેમાં તો કોઇને વાંધો હોયજ નહિ. શ્રી૦ સરોજીની નાયડુએ જે શબ્દોમાં ઠરાવ આણ્યો હતો તે કબૂલ રાખવાથી આપણું કાર્ય સરશે. આપણે કાંઇ મુસલમાનોની માફક સ્ત્રીઓ માટે અમુક જગાઓ જુદી રાખવાની માંગણી નથી કરતા. આપણે તો એટલુંજ માગીએ છીએ કે સ્ત્રીઓ તે સ્ત્રીઓ છે તેટલા માટે સામાન્ય ચુંટણીમાં ઉમેદવારી કરતી તેમને અટકાવવી જોઇએ નહિ. આમ

---

પ્રેમનો અગ્નિ, તેમના અતિપ્રિય ધર્મની ઘટતી જતી અસરને લીધે પ્રદીપ્ત થએલો ક્રોધાગ્નિ, પોતાના દેશમાં પરદેશી લોકો રાજ્ય કરે તે માટે સ્વાભાવિક વિરોધની લાગણી, આ સર્વ કારણોને પરિણામે તેમનામાં અદ્ભુત જાગૃતિ આવી છે. સ્વરાજ્યની હિલચાલમાં સંખ્યાબંધ સ્ત્રીઓએ ભાગ લીધો છે તેથી તેના બળમાં દશ ગણો વધારો થયો છે.

( ઍનીબીસાંટનું ભાષણ. )

ઉમેદવારી કરનારની સંખ્યા હંમેશ ઓછી જ હોય. દરેક પ્રાંતમાંથી પાંચ છ હોય તો પણ સ્ત્રીઓના હક્ક સચવાય, તેમનાં દુઃખો સભા આગળ આણી શકાય અને ઉપયોગી કાયદાઓ તરફ જનસમાજનું ધ્યાન દોરી શકાય. આટલી સંખ્યા તો અત્યારની કેળવણીની સ્થિતિમાં પણ મળી શકે તેમ છે. એકલા મુંબઇ શહેરની કૉલેજોમાં એકસો ઉપરાંત સ્ત્રીઓ છે અને હાલમાં વધતી જતી સ્ત્રી કેળવણીને પરિણામે તો આ સંખ્યામાં ટુંક સમયમાંજ ઘણો વધારો થશે. વળી આપણે જોયું છે કે આખા ઈલાકામાંથી દસ કે પંદર બાઇઓ આમ ભાગ લેશે તેથી કાંઇ ગૃહજીવનની ભાવના તુટી નથી પડવાની. ગૃહજીવનમાંથી પરવારેલી પણ અસંખ્ય સ્ત્રીઓ તેમાં ભાગ લેશે. વિધવાઓ અને સંતાન વિનાની સ્ત્રીઓ વગેરે આમાં પૂર્ણ રસ લઇ શકશે. આ રીતે આપણે જોઇ શકીએ છીએ કે ભાગ લેનાર સ્ત્રીઓની સંખ્યા હાલમાં પૂરતી છે અને ભવિષ્યમાં તો હજીએ વધશે.

## ચીનનો દાખલો.

આ સંબંધમાં આપણે જો ચીન દેશનો દાખલો લઇએ તો અયોગ્ય ના ગણાય. ચીન, એ પૂર્વ તરફનો દેશ છે. ત્યાંનો ધર્મ આપણા ધર્મને મળતો છે. સ્ત્રી સંબંધની ત્યાંની ભાવનાઓ પણ આપણા દેશની તે સંબંધી ભાવનાઓના જેવીજ છે. તે દેશમાં નવી રાજ્યવ્યવસ્થા થઇ, પ્રજાસત્તાના ધોરણ ઉપર ત્યાંનું રાજ્યબંધારણ ઘડાયું, ત્યારે ત્યાંના કંતાન પ્રાંતની પાર્લામેંટમાં, દસ સ્ત્રી સભાસદો ચુંટાઇને બેસે એવી ખાસ ગોઠવણ રાખવામાં આવી હતી. તેઓને ચુંટી કાઢનાર તરિકે સ્ત્રીઓને મતનો અધિકાર આપવામા આવ્યો હતો.. જે દસ બાઈઓ પ્રથમ ચુંટણીમાં સફળ થઇ છે, તેમાંથી બે શિક્ષકો છે અને બાકીનામાં મુખ્યત્વે શ્રીમંત વ્યાપારીઓની સ્ત્રીઓ છે. આ દસે બાઇઓ પોતાનું રાજ્યસભામાંનું કર્તવ્ય યથાયોગ્ય બજાવે છે. વારંવાર જુદા જુદા વિષયો ઉપરની ચર્ચામાં તેઓ ભાગ લે છે, અને આ જાતનું કાર્ય કરવાની પોતાની લાયકાત બરોબર પુરવાર કરી આપે છે. આ ચીન દેશના દાખલા ઉપરથી આપણે ઉત્તેજન લેવાનું છે, અને રાજ્યસભામાં ચુંટાઇને બેસવાનો અધિકાર સ્ત્રીઓને આપણા દેશમાં મળે તો તેઓ યોગ્ય કાર્ય કરી શકશે કે નહિ, તેવી શંકા જો કોઇને હોય, તો તે આથી દૂર કરવી ઘટે છે.

## પુરૂષોનું કર્તવ્ય.

આ સંબંધમાં પુરૂષોને પણ કર્તવ્ય પ્રાપ્ત થાય છે. અત્યારે સ્વાતંત્ર્ય મેળવવા માટે જે હિલચાલ તેઓ પોતે કરે છે, તેના લાભમાંથી કોઇ પણ પક્ષને, કોઈ પણ જાતને, કોઇ પણ વિભાગને દૂર રાખવા જોઇએ નહિ. પ્રજાના કોઈ પણ વિભાગનો મત રાજ્યવ્યવસ્થામાં સંભળાતો હોય નહિ, તો તે રાજ્ય પ્રજાકીય કહેવાય નહિ. દરેકે દરેક વ્યક્તિને સ્વાતંત્ર્યનું સુખ આપવું તેમાંજ ખરી સ્વાતંત્ર્ય પ્રિયતા રહેલી છે. પરંતુ પુરૂષો આ કર્તવ્ય પૂર્ણ નહી કરે તેમ ધારવાનું કાંઇજ કારણ નથી. કોંગ્રેસમાં સ્ત્રી પ્રતિનિધિઓને દાખલ કરવામાં આવે છે અને તેના પ્રમુખપદનો અધિકાર પણ સ્ત્રીઓને આપવામાં આવેલો છે, જુદા જુદા ઠરાવો ઉપર સ્ત્રીઓ બોલી પણ શકે છે, તેમજ મુસલમાન લીગના પ્રમુખ

તરીકે પણ આ વખતે એક બાઇ બિરાજ્યાં હતાં. આ રીતે જ્યાં કેવળ હિંદીઓનો કારભાર છે ત્યાંથી તો સ્ત્રીઓને દૂર રાખવામાં નથી આવી અને તેથી જ્યારે રાજકીય હક મેળવવાની વાત આવશે ત્યારે હિંદીઓ પોતાનું કર્તવ્ય નહિ કરે એમ માનવાનું કાંઇજ કારણ નથી. હાલતુરત પુરૂષોને એટલીજ માંગણી કરવાની છે કે તેમણે પોતે પણ પોતાની સભાઓમાં શ્રી૰ સરોજીની નાયડુનો ઠરાવ પસાર કરી, તેની નકલો ઑલ ઇંડીયા કૉંગ્રેસ કમિટી, તથા હિંદી સરકાર ઉપર મોકલી આપવી જોઇએ. ગામેગામની હોમરૂલ લીગ આ વાત હાથ ધરશે એમ આશા છે. જુદા જુદા સ્થળનાં સંસાર સુધારા મંડળોએ પણ આ વાત ઉપાડી લેવી જોઇએ.

ના૰ સરકાર, હિંદી પ્રજા, અને બ્રીટીશ પ્રજા પણ આ બાબતમાં યોગ્ય પગલાં ભરશે એવી ખાત્રી આપણે રાખીશું. સ્ત્રીઓને મતાધિકાર આપવો તેમાં ન્યાય છે, તેમાં શ્રેય છે અને તેમાં સ્વાતંત્ર્ય પ્રાપ્તિ છે. નિડર થઇ, કર્તવ્ય ભાનથી, આ કાર્ય સાધવા માટે યોગ્ય હિલચાલો આદરો, ભવિષ્યની પ્રજાનું શ્રેય સાધો અને સ્વતંત્રતા દેવીના ઉપાસક બનો !

રા. બ. રમણભાઇ નીલકંઠના શબ્દોમાં સંકલ્પ કરો કેઃ—

" સ્ત્રી જાતિની અવદશા પરિહારવાને
" એવો હુતાશન મહા પ્રકટાવીશું કે
" તેની પ્રચંડ ઉંચી જ્વાલની માહિં થાશે
" અજ્ઞાન, સ્વાર્થ, વળી દુર્મતિ, સર્વ ભસ્મ. ( રાઇનો પર્વત ).

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ.

---

# ઇ. સ. ૧૯૧૫—૧૬ નો વેપાર વાણુજ

## અને

## કેટલીક હકીકત.

---

" દેશમાંથી તૈયાર માલના નિકાસના પ્રમાણમાં કાચા માલની કેટલી નિકાસ થાય છે અને બીજું, કાચા માલની આયાતના પ્રમાણમાં તૈયાર માલની કેટલી આયાત થાય છે તે ઉપરથી દેશની ઔદ્યોગીક ખીલવણીની વ્યવહારૂ કસોટી કરી શકાય; દેશની ઔદ્યોગીક આબાદાની, સાધારણ રીતે તૈયાર માલના નિકાસ તથા કાચા માલની આયાત ઉપર સીધી રીતે પરિવર્ત્તન પામે છે, અને કાચા માલની નિકાસ તથા તૈયાર માલની આયાત ઉપર વિપર્યયી રીતે બદલાય છે, એમ કહીએ તો ચાલી શકે. ઔદ્યોગીક અર્થશાસ્ત્રનો આ એક બીનજોખમી તથા ભરોસાપાત્ર કાનુન છે. "

શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ.

સરકારી વેપાર વણજ ખાતા મારફતે દરવર્ષે આપણા દેશના વેપાર ઉદ્યોગના સતાવાર આંકડા બહાર પડે છે; આ હકીકત ભેગી કરી છપાવવા માટે આ ખાતા મારફતે પુષ્કળ ખર્ચ કરવામાં આવે છે, પણ સામાન્ય હિંદવાસીના દુર્ભાગ્યે બધી હકીકતનું એકીકરણ અંગ્રેજી ભાષામાંજ બહાર પડે છે, જેથી કરીને આપણે ત્યાં એ સંબંધી પુરતું લક્ષ ખેંચાતું નથી. આજ આંકડાઓને આધારે સરકાર, અંગ્રેજી છાપાઓ અને બીજા આપણા ખેરખાંઓ હિન્દની આબાદાનીની વાતો કરે છે અને કહે છે કે આ વર્ષે આટલો વેપાર થયો અને પેલે વર્ષે આટલોજ હતો. આયાતમાં આટલો વધારો થયો તે હિન્દની આર્થિક સ્થિતિ સુધરવાનો પુરાવો છે. વિગેરે વિગેરે કહી પરદેશીઓનેજ નહીં પણ સમસ્ત ભારત પ્રજાને દેશની ખરી હકીકતથી ઉંધે રસ્તે દોરવવાનો એમના તરફથી પ્રયત્ન થતો લાગે છે. કવચિત્ કવચિત્ એ ભુલભુલામણીમાંથી ઓ. મી. જોશી, સ્વ. ન્યાયમૂર્તિ રાનાડે, સ્વ. ના. ગોપાળકૃષ્ણ ગોખલે કે સર દીનશા વાચ્છા જેવા આપણને ખરો રસ્તો બતાવે છે અને અધિકારી વર્ગના વાકૃચાતુર્યરૂપ પાણીના પ્રવાહના વમળમાં સપડાતાં બચાવે છે.

કોઇપણ દેશના ફક્ત આયાતનિકાસના આંકડા તે દેશની ખરી આર્થિક સ્થિતિનો પાકો અને સત્ય ખ્યાલ આપી શકતા નથી. જો તેવા આંકડામાંજ સંપૂર્ણ વિશ્વાસ રાખવા જેવું હોત તો હિન્દુસ્તાનની કેટલાક વર્ષોથી આયાત કરતાં નિકાસ વધારે છે તેથી કરીને આપણે ત્યાં વધારે પૈસો આવવો જોઇતો હતો અને તેની અસર સમસ્ત પ્રજાપર થવી જોઇતી હતી. પણ વસ્તુસ્થિતિ તેવી નથી. આયાત કરતાં નિકાસ વધારે છે એ સત્ય છે પણ તેમ હોવાનું ખરૂં કારણ તો હિન્દને માથે જે મોટું દેવુ છે તેનું વ્યાજ—હિન્દે વ્યાજે લીધેલા રૂપીઆનું વ્યાજ—એ રૂપે જે ભરવું પડે છે તથા અંગ્રેજ અમલદારો વિ. ના પેન્શન જે વિલાયતમાં ચુકવવામાં આવે છે અને સનદી નોકરો વિગેરેના પગારમાં જે ખર્ચ થાય છે, તે છે. એટલે કે આયાતનિકાસ ઉપર રચેલો આબાદાનીનો મહેલ આમ અદ્ધરજ ઉડી જાય છે.

આ ઉપરાંત, જે દેશ ફક્ત તૈયાર માલ મંગાવી તેને બદલે કાચા સોનારૂપી કાચો (Raw) માલ મોકલી આપે છે તેના કરતાં જે દેશ કાચો માલ મંગાવી, નિકાસ તૈયાર કે બનાવેલા માલની કરે છે તે ઘણી સારી સ્થિતિએ હોય છે. કાચો માલ મોકલી આપવાથી આપણી પ્રજાને તે બનાવી તૈયાર કરવામાં મળતી રોજી, નફો, વ્યાજ અને વેપારમાં જે ગાળો હોય છે તે મળતો નથી, એટલે કારીગરને રોજી ન મળે, મુડીવાળાને વ્યાજ ન મળે, વેપારીને નફો ન મળે અને તેને પરિણામે એકંદરે દેશપર ઘણી ખરાબ અસર થાય છે; આથી ઉલટું, તૈયાર માલનો જેમ નિકાસ વધે તેમ તેમ આપણા દેશને ઉપરની બધી રીતનો લાભ મળતો હોવાથી, તથા ઉદ્યોગ ધંધા પોસાતા હોવાથી, પૈસો ટકો વધે છે અને એકંદરે દેશની આર્થિક સ્થિતિ સુધરે છે. એજ હકીકત શ્રીમંત ના. સયાજીરાવ ગાયકવાડે કલકત્તામાં ટુંકમાં કહેલી તેનું અવતરણ લેખને મથાળે કર્યું છે.

આટલા ઉપોદ્‌ઘાત પછી આપણા દેશના વેપારના કેટલાક આંકડા તપાસીશું.

લડાઇ પહેલાં અને પછીના આયાત નિકાસના આંકડા નીચે મુજબ છેઃ—

| | | | લડાઇ દરમ્યાનમાં |
|---|---|---|---|
| | ૧૯૧૦–૧ | ૧૯૧૩–૧૪ | ૧૯૧૫–૧૬ |
| | રૂપીઆ. | રૂપીઆ. | રૂપીઆ. |
| કુલ આયાત | ૧૭૩·૪૪ કરોડ | ૨૩૫ કરોડ | ૧૪૯ કરોડ |
| કુલ નિકાસ | ૨૧૭·૦૯ ,, | ૨૫૬ ,, | ૨૦૮ ,, |
| કુલ સરવાળો (સોના ચાંદી તથા સરકારી સામાન સાથે). | ૩૯૦·૫૩ | ૪૯૧ | ૩૫૭ |

લડાઇના હંગામ પહેલાં ઇ. સ. ૧૯૧૦–૧ માં રૂ. ૪૩·૬૫ કરોડ અને ઇ. સ. ૧૯૧૩–૧૪ માં રૂ. ૨૧ કરોડની નિકાસ વધારે હતી અને લડાઇ દરમ્યાનમાં પણ રૂ. ૫૯ કરોડની નિકાસ વધારે હતી અને તે વધારો, પ્રથમ દષ્ટિએ સામાન્ય માણસને ભુલાવામાં નાંખવા પુરતો છે.

માથાદીઠ આયાત નિકાસ નીચે મુજબ છેઃ—

| | આયાત. | નિકાસ. | કુલ. |
|---|---|---|---|
| ઇ. સ. ૧૯૦૦–૧ (વસ્તી ૨૯,૪૦,૦૦,૦૦૦) | રૂ. ૩–૮–૦ | રૂ. ૪–૦–૦ | રૂ. ૭–૮–૦ |
| ઇ. સ. ૧૯૧૦–૧ (વસ્તી ૩૧,૫૦,૦૦,૦૦૦) | રૂ. [illegible]–૮–૦ | રૂ. ૬–૧૪–૪ | રૂ. [illegible]–૬–૪ |

પરદેશોની જાહોજલાલી સાથે સરખાવતાં આપણી માથાદીઠ આવક બહુ ઓછી છે. આ સંબંધમાં કરાંચીવાળા મી. ચંદ્ર નીચે મુજબ માથાદીઠ વેપારની સરખામણી આપે છેઃ–

| | | | |
|---|---|---|---|
| ઓસ્ટ્રેલીઆ | રૂ. ૪૪૧ | જર્મની | રૂ. ૨૦૧–૧૨–૦ |
| કેનેડા | રૂ. ૩૬૨–૪–૦ | ઇટાલી | રૂ. ૯૫–૪–૦ |
| યુનાઇટેડ કીંગડમ (ઇંગ્લાન્ડ વિ.) | રૂ. ૩૪૨ | તુર્કસ્તાન | રૂ. ૪૨–૦–૦ |
| ફ્રાન્સ | રૂ. ૨૧૨–૪–૦ | હિન્દુસ્તાન | રૂ. ૧૩–૮–૦ |

અંગ્રેજ સરકારના ન્યાયી, શાંત અને સુલેહવાળા રાજ્યતંત્ર તળે હિન્દ આવ્યા છતાં પરદેશો સાથે સરખામણીમાં એની શું સ્થિતિ છે, તે આ ઉપરથી વિચારી લેવાનું છે.

લડાઇના કારણથી આયાત નિકાસમાં ઘણો ઘટાડો થયો છે તેથી કરીને છેલ્લા સત્તાવાર આંકડાની સાથે લડાઇ પહેલાં એટલે કે ઇ. સ. ૧૯૧૩–૧૪ માં આપણા દેશનો વેપાર કેટલો હતો તે નીચેના આંકડાપરથી સમજાશે. વધુ ધ્યાન ખેંચે એવું તો એ છે કે લડાઇ હોવા છતાં દિવાસળી, પાના, સાબુ વિગેરેની આયાત વધી છે.

અ. બ. ક. માં જણાવેલી ચીજો આપણે ત્યાં બનાવવાને બહુ મુશ્કેલી પડે એમ નથી. એમાંની કેટલીક આયાત થતી વસ્તુઓનો હિન્દવાનને નીચું જોવડાવનારી છે. મોજ-શોખ પાછળ આપણે કેટલો કર આપીએ છીએ તે ખાસ ધ્યાન આપવા જેવું છે.

| નામ. | ૧૯૧૩—૧૪ વજન અથવા સંખ્યા. | ૧૯૧૫—૧૬ વજન અથવા સંખ્યા. | ૧૯૧૩—૧૪ રૂપીઆ. | ૧૯૧૫—૧૬ રૂપીઆ. |
|---|---|---|---|---|
| અ. | | | | |
| હારમોનીયમ (ઓરગન સાથે) નંગ | ૫૬૮ | ૩૨૧ | ૬૦,૦૦૦ | ૩૦,૦૦૦ |
| પીઆના ,, | ૮૧૮ | ૪૩૭ | ૪,૫૦,૦૦૦ | ૨,૫૦,૦૦૦ |
| ગ્રામોફોન. | | | ૧૦,૭૦,૦૦૦ | ૪,૬૦,૦૦૦ |
| સેંટ. વિ. | | | ૫,૦૦,૦૦૦ | ૩,૩૦,૦૦૦ |
| શણગારની પરચુરણ ચીજો. | | | ૨૨,૦૩,૦૦૦ | ૧૯,૦૨,૦૦૦ |
| રમવાના પાના (ગંજીફા) | | | ૬,૩૦,૦૦૦ | ૮,૦૦,૦૦૦ |
| ઘરગતુ સામન (ફરનીચર) | | | ૩૩,૬૦,૦૦૦ | ૨૫,૩૦,૦૦૦ |
| બાઇસીકલ નંગ | ૩૪૫૭૭ | ૧૯૩૪૨ | ૩૪,૭૨,૦૦૦ | ૨૧,૨૨,૦૦૦ |
| મોટરગાડી તથા સાયકલ અને તેનો સામાન | ૪૪૧૯ | ૪૩૦૪ | ૧,૫૩,૦૦,૦૦૦ | ૧,૨૯,૦૦,૦૦૦ |
| ગાડીઓ—ગાડા નંગ | ૧૩૬૧૮ | ૫૦૭૦ | ૨૫,૩૮,૦૦૦ | ૮,૧૪,૦૦૦ |
| બુટ, શુઝ, જોડી | ૩૨,૯૫,૦૦૦ | ૧૪,૧૯,૦૦૦ | ૭૯,૨૬,૦૦૦ | ૩૭,૫૦,૦૦૦ |
| બોરીઆ બટન | | | જુદી વિગત નથી | ૨૦,૭૦,૦૦૦ |
| કાચના મણકા તથા ખોટા મોતી. હાં. | ૩૨,૦૦૦ | ૧૬,૦૦૦ | ૨૪,૫૦,૦૦૦ | ૧૧,૦૦,૦૦૦ |
| કાચની બંગડી | | | ૮૦,૪૫,૦૦૦ | ૨૩,૧૬,૦૦૦ |
| સાબુ હંડ. | ૩,૬૩,૦૦૦ | ૪,૭૪,૦૦૦ | ૭૫,૦૬,૦૦૦ | ૮૪,૫૩,૦૦૦ |
| છત્રી નંગ | ૧૯,૬૭,૫૬૦ | ૧૦,૫૭,૮૫૯ | ૫૩,૧૦,૦૦૦ | ૩૧,૬૯,૦૦૦ |
| પહેરવાના તૈયાર કપડાં | | | ૮૩,૨૧,૦૦૦ | ૬૫,૪૩,૦૦૦ |
| ટોપી, હેટસ્ વિ. | | | ૨૧,૧૭,૦૦૦ | ૧૨,૧૪,૦૦૦ |
| ઉતરેલા કપડા ( સેકન્ડ હેન્ડ ) | | | ૧૦,૬૪,૦૦૦ | ૬,૭૪,૦૦૦ |
| એલ્યુમીનીઅમનો સામાન. | | | ૨૫,૫૧,૦૦૦ | ૧૪,૩૦,૦૦૦ |
| મીનો ચઢાવલી વસ્તુઓ. | | | ૨૭,૬૭,૦૦૦ | ૮,૬૮,૦૦૦ |
| ઘર વપરાસની લોખંડની ચીજો કાતર, ચપ્પુ વિગરે. | | | ૧૮,૭૦,૦૦૦ | ૭,૬૮,૦૦૦ |
| રમકડા તથા રમવાની ચીજો. | | | ૪૪,૧૭,૦૦૦ | ૩૧,૧૦,૦૦૦ |

| નામ. | ૧૯૧૩-૧૪ વજન અથવા સંખ્યા. | ૧૯૧૫-૧૬ વજન અથવા સંખ્યા. | ૧૯૧૩—૧૪ રૂપીઆ. | ૧૯૧૫—૧૬ રૂપીઆ. |
|---|---|---|---|---|
| (ચાલુ) | | | | |
| (બ.) | | | | |
| બીસ્કીટ સીલ. | ૯૩,૪૫,૦૦૦ | ૬૬,૨૪,૦૦૦ | ૪૪,૮૧,૦૦૦ | ૩૫,૨૭,૦૦૦ |
| ઘટ્ટ દુધ—રતલ. | ૧,૫૬,૮૧,૦૦૦ | ૯૭,૧૦,૦૦૦ | ૪૧,૫૧,૦૦૦ | ૩૩,૩૦,૦૦૦ |
| લોટનો બનેલો તથા 'પેટંટ' ખોરાક (હં) | ૨,૯૮,૦૦૦ | ૨,૫૨,૦૦૦ | ૪૭,૭૫,૦૦૦ | ૪૩,૫૫,૦૦૦ |
| (ડ.) | | | | |
| નળીઆ ઇંટ, | ૨,૫૦,૩૭,૦૦૦ | ૧,૯૨,૪૨,૦૦૦ | ૨૪,૭૦,૦૦૦ | ૨૧,૧૧,૦૦૦ |
| સીસીઓ ગ્રોસ | ૩,૫૭,૦૦૦ | ૩,૩૭,૦૦૦ | ૨૧,૯૩,૦૦૦ | ૧૬,૧૭,૦૦૦ |
| કુલ કાચનો સામાન (બંગડી, મણુકા સાથે) | | | ૧,૯૪,૫૩,૦૦૦ | ૧,૦૬,૪૪,૦૦૦ |
| સીમેન્ટ (હં) | ૨૯,૩૦,૦૦૦ | ૨૬,૩૩,૦૦૦ | ૬૫,૮૫,૦૦૦ | ૭૦,૩૫,૦૦૦ |
| લોખંડની પટી Hooto, ટન | ૩૧,૦૦૦ | ૩૧,૦૦૦ | ૪૩,૧૮,૦૦૦ | ૬૪,૦૦,૦૦૦ |
| ખીલા, સ્ક્રુ વિ. ટન | ૨૭,૦૦૦ | ૨૫,૦૦૦ | ૬૧,૮૭,૦૦૦ | ૭૯,૪૪,૦૦ |
| તાંબાનો સામાન હં. | ૬,૬૭,૦૦૦ | ૯૬,૦૦૦ | ૩,૬૫,૬૭,૦૦૦ | ૬,૨૦,૪૦,૦૦ |
| દિવા અને તેને લગતો સામાન. | | | ૫૨,૪૭,૦૦૦ | ૨૮,૮૩,૦૦ |
| રંગ, રતલ, | ૧,૬૧,૭૩,૦૦૦ | ૭,૧૫,૦૦૦ | ૧,૪૧,૩૯,૦૦૦ | ૪૫,૬૩,૦૦ |
| ટાઇપ રાઇટર્સ નંગ. | ૬,૦૦૦ | ૪,૦૦૦ | ૧૦,૦૫,૦૦૦ | ૭,૬૪,૦૦ |

આયાત થતી બીજી પણ કેટલીક ચોંકાવનારી વિગત નીચેના કોઠામાં આપી છે, આપણા ધનાઢ્યો તે ઉપર ધ્યાન આપે તો અવશ્ય ફાયદો થાય.

| | | | | |
|---|---|---|---|---|
| અ. | | | | |
| બધી જાતના દારૂ ગેલન | ૬૭,૮૬,૦૦૦ | ૪૮,૨૬,૦૦૦ | ૨,૨૩,૭૧,૦૦૦ | ૧,૮૭,૩૪,૦૦ |
| ખાંડ (હંડરવેટ) | ૧૭૯,૩૭,૦૦૦ | ૧૨૮,૫૫,૦૦૦ | ૧૪,૯૫,૬૯,૦૦૦ | ૧૬,૬૧,૭૮,૦૦ |
| દીવાસળી ગ્રોસ. | ૧૩૮,૯૪,૦૦૦ | ૧૮૩,૦૫,૦૦૦ | ૮૯,૬૫,૦૦૦ | ૧૩૮,૩૧,૦૦ |
| મીઠું ટન. | ૬,૦૧૭,૦૦૦ | ૫,૪૯,૦૦૦ | ૮૭,૬૬,૦૦૦ | ૧,૨૫,૦૧,૦૦ |
| પેટન્ટ દવા. | | | ૨૬,૪૦,૦૦૦ | ૨૦,૬૩,૦૦ |
| સીવવા-ગુંથવાના સંચા | | | ૪૦.૧૦,૦૦૦ | ૨૯,૮૨,૦૦ |
| રેલના પાટા માટે લાકડાના કકડા (સ્લીપર્સ) (હંડ્રવેટ) | ૧૦,૫૦,૦૦૦ | ૧,૪૦,૦૦૦ | ૩૮,૨૭,૦૦૦ | ૫,૨૬,૦૦ |
| રેલ્વેની ગાડીઓ તથા તેના ભાગો. | | | ૪,૬૯,૫૯,૦૦૦ | ૧,૪૪,૮૩,૦૦ |
| પેન, પેનસીલ વિ. | | | ૭૦,૦૦,૦૦૦ | ૫૬,૮૦,૦૦ |
| તંબાકુ તથા તેમાંથી બનતા પદાર્થો, રતલ | ૨૪,૫૮,૦૦૦ | ૨૪,૩૭,૦૦૦ | ૧૫,૩૦,૦૦૦ | ૮૦,૧૫,૦૦ |

| નામ. | ૧૯૧૩—૧૪ વજન અથવા સંખ્યા. | ૧૯૧૫—૧૬ વજન અથવા સંખ્યા. | ૧૯૧૩—૧૪ રૂપીઆ. | ૧૯૧૫—૧૬ રૂપીઆ. |
|---|---|---|---|---|
| (અ) | | | | |
| મોજાં, ગંજીફરાક વિ. સુતરાઉ. | | | ૯૧,૭૭,૦૦૦ | ૬૪,૦૦,૦૦૦ |
| રૂમાલ, શાલ, વિ. નંગ | ૩,૮૦,૮૮,૦૦૦ | ૮૩,૦૬,૦૦૦ | ૮૮,૯૨,૦૦૦ | ૧૪,૯૩,૦૦૦ |
| સીવવાનો દોરો રતલ. | ૧,૭૦,૦૫,૦૦૦ | ૧૯,૨૦,૦૦૦ | ૩૯,૦૦,૦૦૦ | ૪૩,૭૬,૦૦૦ |
| ચણીઆ, વિગેરે. (petticoats.) | | | ૫૪,૧૨,૦૦૦ | ૪૩,૬૪,૦૦૦ |
| લેસ. | | | ૬,૩૦,૦૦૦ | ૭,૮૦,૦૦૦ |
| સુતરાઉ સાડીઓ. | | | ૧,૮૪,૧૦,૦૦૦ | ૮૪,૭૫,૦૦૦ |
| સફેત ધોતીયાં, લુંગી. વિગેરે. | | | ૧૬,૬૫,૦૦,૦૦૦ | ૧૧,૦૫,૦૦,૦૦૦ |
| કુલ સુતરાઉ માલ. | | | ૬૬,૫૭,૬૬,૦૦૦ | ૪૩,૩૩,૮૬,૦૦૦ |
| કુલ રેશમી માલ. | | | ૪,૩૭,૧૯,૦૦૦ | ૩,૮૪,૧૮,૦૦૦ |
| ગરમ સાલ નંગ. | ૨૧,૦૧,૦૦૦ | ૨,૬૩,૦૦૦ | ૫૬,૪૨,૦૦૦ | ૭,૪૫,૦૦૦ |
| કુલ ( ઉનનો ) ગરમ માલ. | | | ૪,૦૫,૧૬,૦૦૦ | ૧,૧૯,૧૧,૦૦૦ |

જે માલ આ દેશમાં તાત્કાળીક મળી શકે એમ નથી કે બનાવી શકાય એમ નથી તેની આયાત નીચે મુજબ છેઃ—

| | | | | |
|---|---|---|---|---|
| બીમ્સ—ગર્ડર્સ ટન. | ૯૦,૦૦૦ | ૨૬,૦૦૦ | ૧,૧૫,૫૫,૦૦૦ | ૪૧,૭૦,૦૦૦ |
| તાંબાનાં પતરાં (હંડર.) | ૮૦,૦૦૦ | ૨૦,૦૦૦ | ૪૬,૧૪,૦૦૦ | ૧૨,૧૧,૦૦૦ |
| જર્મન સીલ્વર ,, | ૨૬,૦૦૦ | ૨,૦૦૦ | ૨૨,૧૬,૦૦૦ | ૨,૧૩,૦૦૦ |
| રૂઉ, સણુ, વિગેરેની મીલો માટે સાંચા કામ | | | ૩,૨૭,૯૯,૦૦૦ | ૨,૧૭,૪૯,૦૦૦ |
| બોઇલર્સ. | | | ૩૫,૫૪,૦૦૦ | ૨૧,૨૩,૦૦૦ |
| કુલ સાંચા કામ. | | | ૭,૭૫,૮૩,૦૦૦ | ૪,૭૭,૭૪,૦૦૦ |
| કુલ રેલ્વેનો સાંમન ( ડબ્બા સાથે ) | | | ૧૦,૦૩,૪૭,૦૦૦ | ૪,૨૧,૮૫,૦૦૦ |
| એન્જીન્સ. | | | ૧,૯૦,૩૪,૦૦૦ | ૧,૪૪,૯૨,૦૦૦ |
| [illegible] અને પુંઠા | | | ૧,૫૮,૭૭,૦૦૦ | ૧,૪૪,૨૪,૦૦૦ |
| રબર. | | | ૫૨,૯૦,૦૦૦ | ૯૧,૪૧,૦૦૦ |
| ઘડીઆળ અને તેને લગતો સામાન (નંગ) | ૮,૪૬,૨૭૬ | ૫,૩૫,૩૮૯ | ૨૬,૬૩,૦૦૦ | ૧૯,૯૭,૦૦૦ |

આ સાથે આપણા દેશમાંથી જે નિકાસ થાય છે તે તપાસીએ. ઉપર ટપકે જોનારને પણ માલુમ પડશે કે નિકાસ થતી વસ્તુઓનો મોટો ભાગ કાચો માલજ હોય છે. અ. અને ક. પર ખાસ ધ્યાન આપવું જરૂરનું છે.

| નામ. | ૧૯૧૩–૧૪ વજન. | ૧૯૧૫–૧૬ વજન. | ૧૯૧૩–૧૪ રૂપીઆ. | ૧૯૧૫–૧૬ રૂપીઆ. |
|---|---|---|---|---|
| (અ) | | | | |
| રંગવાને તથા ચામડાં કેળવવાને ઉપયોગી વસ્તુઓ. (હં.) | ૧૪,૬૭,૦૦૦ | ૧૬,૮૦,૦૦૦ | ૧,૦૪,૦૩,૦૦૦ | ૩,૧૩,૦૩,૦૦૦ |
| લાખ (હં.) | ૩,૩૯,૦૦૦ | ૪,૧૭,૦૦૦ | ૧,૯૬,૫૮,૦૦૦ | ૧,૭૧,૭૬,૦૦૦ |
| હાડકાં (ટન્સ) | ૧,૦૫,૦૦૦ | ૫૧,૦૦૦ | ૭૮,૩૩,૦૦૦ | ૩૫,૩૪,૦૦૦ |
| સીંગડાં (હં.) | ૮૦,૦૦૦ | ૨૩,૦૦૦ | ૧૫,૯૦,૦૦૦ | ૫,૮૪,૦૦૦ |
| તંબાકુ (રતલ) | ૨,૭૮,૧૭,૦૦૦ | ૨,૪૨,૫૦,૦૦૦ | ૩૧,૭૭,૦૦૦ | ૩૦,૧૯,૦૦૦ |
| ઘી (રતલ) | ૫૫,૬૯,૦૦૦ | ૫૨,૯૧,૦૦૦ | ૩૪,૯૪,૦૦૦ | ૩૦,૭૭,૦૦૦ |
| કાચીધાતુ (ટન્સ) | ૭,૨૬,૦૦૦ | ૪,૭૮,૦૦૦ | ૧,૫૪,૬૧,૦૦૦ | ૧,૩૯,૧૯,૦૦૦ |
| (બ) | | | | |
| ગાયનાં ચામડાં (હં.) | ૭,૪૩,૦૦૦ | ૬,૮૯,૦૦૦ | ૫,૯૦,૫૫,૦૦૦ | ૫,૬૧,૫૯,૦૦૦ |
| વાછરડાના (હં.) | ૨૬,૦૦૦ | ૩૦,૦૦૦ | ૧૮,૩૧,૦૦૦ | ૨૩,૬૦,૦૦૦ |
| કુલ કાચાં ચામડાં (હં.) | ૧૬,૩૨,૦૦૦ | ૧૩,૩૫,૦૦૦ | ૧૧,૭૨,૨૯,૦૦૦ | ૯,૭૯,૫૩,૦૦૦ |
| ગાયનાં પકવલાં ચાંમડાં (હં.) | ૧,૫૮,૦૦૦ | ૨,૪૭,૦૦૦ | ૧,૪૭,૪૦,૦૦૦ | ૨,૮૩,૮૯,૦૦૦ |
| કુલ પકવેલાં ચામડાં (હં.) | ... | ... | ૪,૨૫,૦૨,૦૦૦ | ૫,૬૩,૮૨,૦૦૦ |
| સણુ (ટન) | ૭,૬૮,૦૦૦ | ૬,૦૦,૦૦૦ | ૩૦,૮૨,૬૪,૦૦૦ | ૧૫,૬૪,૨૦,૦૦૦ |
| સણુના રેસા (હં.) | ૭,૧૨,૦૦૦ | ૬,૦૮,૦૦૦ | ૧,૦૨,૩૫,૦૦૦ | ૧,૦૨,૫૪,૦૦૦ |
| રૂઈ (હં.) | ૧,૦૬,૨૬,૦૦૦ | ૮૬,૫૪,૦૦૦ | ૪૧,૦૪,૨૫,૦૦૦ | ૨૪,૯૨,૮૯,૦૦૦ |
| (ક) | ( હંડરવેટ ) | ( હંડરવેટ ) | | |
| ઘઉં | ૨,૪૦,૪૪,૦૦૦ | ૧,૩૦,૫૮,૦૦૦ | ૧૩,૧૩,૩૪,૦૦૦ | ૮,૪૪,૦૭,૦૦૦ |
| ચોખા–છડેલા તથા ડાંગર | ૪,૯૦,૦૭,૦૦૦ | ૨,૭૩,૪૮,૦૦૦ | ૨૬,૬૦,૬૫,૦૦૦ | ૧૫,૪૫,૫૩,૦૦૦ |
| ચણા | ૧૩,૯૨,૦૦૦ | ૬,૫૦,૦૦૦ | ૬૨,૨૭,૦૦૦ | ૩૩,૬૯,૦૦૦ |
| કુલ અનાજ | ૮,૩૮,૯૫,૦૦૦ | ૪,[illegible] | [illegible],૧૪,૦૦૦ | ૨૯,૦૭,૧૨,૦૦૦ |
| અળસી | ૮૨,૧૭,૦૦૦ | ૩૮,૬૦,૦૦૦ | ૬,૬૮,૭૦,૦૦૦ | ૨,૯૫,૪૨,૦૦૦ |
| સરસવ | ૪૯,૮૦,૦૦૦ | ૧૯,૦૪,૦૦૦ | ૪,૨૭,૭૬,૦૦૦ | ૧,૪૦,૭૯,૦૦૦ |
| ભોંયસીંગ | ૫૫,૫૮,૦૦૦ | ૩૫,૦૯,૦૦૦ | ૪,૮૮,૧૪,૦૦૦ | ૨,૫૦,૩૪,૦૦૦ |
| કપાસીયા | ૫૬,૮૧,૦૦૦ | ૧૯,૧૩,[illegible] | ૨,૧૨,૫૧,૦૦૦ | ૬૬,૭૬ ૦૦૦ |
| કુલ બીઆં | ૩૧૬,૫૩,૦૦૦ | ૧ ૨૯.૬૯.૦૦૦ | ૨૫,૬૭,૫૪,૦૦૦ | ૧૦,૧૨,૨૬,૦૦૦ |

ઇ. સ. ૧૯૧૩–૧૪ માં કુલ રૂ. ૨૩૫ કરોડનો જે માલ આવ્યો તેમાં ઇંગ્લાન્ડ (યુનાઇટેડ કીંગડમ) નો ફાળો, સરકારી સ્ટોર બાદ કરતાં, રૂ. ૧૧૭,૫૮,૨૬,૨૫૫ નો નીચેની મુખ્ય ચીજો મળીને થાય છે. (સરકારી સ્ટોર વિલાયતથી રૂ. ૭,૫૦,૨૦,૫૫૦ નો તેજ મુદતમાં આવ્યો હતો.)

| | રૂપીઆ. | | |
|---|---|---|---|
| રેશમી, ગરમ કાપડ પહેરવાના તૈયાર કપડા સાથે | ૩,૨૨,૩૫,૪૦૫ | દારૂ | ૧,૪૧,૦૩,૬૪૫ |
| સુતરાઉ કાપડ તથા સુતર | ૫૯,૭૫,૧૪,૩૫૦ | કાગળ ચોપડી વિ. | ૧,૮૬,૨૬,૩૨૫ |
| ધાતુ તથા કાચી ધાતુ | ૧૪,૦૪,૯૯,૧૦૫ | દવા વિ. | ૧,૨૩,૨૮,૧૫૫ |
| રેલ્વેનો સામાન | ૯,૩૨,૮૮,૩૪૫ | સાબુ | ૬૮,૫૪,૪૧૫ |
| સાંચાકામ | ૬,૯૫,૭૭,૭૮૫ | મીઠું | ૨૦,૪૪,૮૧૫ |
| હાર્ડવેર–કટલરી | ૨,૪૪,૦૭,૨૩૫ | છત્રી | ૩૦,૩૦,૩૩૦ |

આ સાથે નીચેના પાંચ દેશાવરમાંથી આયત કેટલી કેટલી છેલ્લા ૪૦ વર્ષોમાં વધી તેની સરખામણી અસ્થાને નહીં ગણાય.

| વર્ષ. | યુનાઇટેડ કીંગડમ રૂપીઆ | બેલજીઅમ રૂપીઆ | ઓસ્ટ્રીઆ હંગરી. રૂપીઆ | જર્મની. રૂપીઆ. | જાપાન. રૂપીઆ. |
|---|---|---|---|---|---|
| ૧૮૭૫—૬ | ૩૨,૨૭,૬૧,૦૦૦ | ૨૧૭૦ | ૯,૫૫,૪૦૦ | ૨,૩૫,૨૦૦ | ૫૩,૫૦૦ |
| ૧૮૭૫–૮૪ રાસ | ૩૭,૯૦,૬૬,૦૦૦ | ૫,૦૭,૩૮૦ | ૨૨,૦૪,૧૦૦ | ૬,૨૮,૮૦૦ | ૧૦૬,૪૦૦ |
| ૧૮૮૫–૯૪ રાસ | ૫૧,૮૩,૬૦,૦૦૦ | ૧,૦૧,૬૦,૩૦૦ | ૮૬,૮૯,૫૦૦ | ૯૪,૦૩,૫૦૦ | ૮,૮૦,૩૦૦ |
| ૧૮૯૫—૧૯૦૪રાસ | ૫૬,૪૧,૫૨,૦૦૦ | ૨,૭૧,૧૫,૮૦૦ | ૨૫૬,૬૮,૬૦૦ | ૨૫૩,૨૦,૬૦૦ | ૧૭૩,૭૫,૯૦૦ |
| ૧૯૧૦—૧ | ૮૩,૧૧,૫૧,૦૦૦ | ૫,૮૧,૪૮,૦૦૦ | ૩૧૬,૫૧,૮૦૦ | ૫,૧૫,૭૪,૧૦૦ | ૩,૩૫,૮૬,૦૦૦ |
| ૧૯૧૩–૧૪ | ૧૨૫,૦૮,૪૬,૮૦૦ | ૪,૨૮,૨૩,૦૦૦ | ૪,૨૯,૧૯,૧૦૦ | ૧૨૬૭,૭૧,૫૦૦ | ૪,૭૮,૦૩,૨૦૦ |

આ પ્રમાણે વિદેશી તૈયાર માલ વધુને વધુ આપણા દેશમાં આવતો થયો અને તે પેટે આપણે કાચો માલ નિકાસ કરતા રહ્યા, તેના પરિણામે હિન્દની પ્રજાને ખેતીપર વધારે ને વધારે ગુજારો કરવા ફરજ પડી.

| સાલ | વસ્તીમાંથી | ટકા | ખેતી ઉપર આધાર રાખનારની તે ઉપરથી નીકળતી સંખ્યા. |
|---|---|---|---|
| ૧૮૯૧ માં | ૨૮,૭૦,૦૦,૦૦૦ | ૬૨ | ૧૭,૭૯,૪૦,૦૦૦ |
| ૧૯૦૧ માં | ૨૯,૪૦,૦૦,૦૦૦ | ૬૮ | ૧૯,૯૯,૨૦,૦૦૦ |
| ૧૯૧૧ માં | ૩૧,૫૦,૦૦,૦૦૦ | ૭૧ | ૨૨,૩૬,૫૦,૦૦૦ |

સ્વ. ગોખલે અને બીજા લોકનાયકોના કહેવા મુજબ તો:—

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૧ માં | ૩૧,૫૦,૦૦,૦૦૦ | ૮૦ | ૨૫,૨૦,૦૦,૦૦૦ |

૧૯૧૫–૧૬ ના વેપાર વણજનું અવલોકન કરતાં મી. ફીન્ડલે શીરાસ (ડીરેક્ટર ઑફ સ્ટેટીસ્ટીક્સ) આપણી થઇ પડેલી સ્થિતિ સંબંધી લખતાં નીચેના વિચારો દર્શાવે છેઃ—

"લડાઇ શરૂ થઇ ત્યારથી હિન્દુસ્તાનમાં વેપારની જે વિલક્ષણ સ્થિતિ ચાલુ રહી છે તેથી કરીને નીચેની બે માન્યતા વધારે દઢીભૂત બની છે. પ્રથમ તો આ દેશ પોતાના કાચા માલની નિકાસપર બહુજ આધાર રાખે છે અને બીજું, તૈયાર માલ બનાવવાને કરવી પડતી હુન્નર ક્રિયાઓ સારૂ આ બધી નિકાસની વસ્તુઓનો મોટા પ્રમાણમાં અહીં ઉપયોગ થવો જોઇએ. હિન્દુસ્તાનના લોકો ખેતી ઉપર અનહદ આધાર-આશ્રય રાખે છે, કે જે અવલંબનનું પરિણામ અનાવૃષ્ટિના વર્ષોમાં ઘણુંજ ગંભીર આવે છે અને જેને લીધે બિન રોજગારી વધવાથી દુષ્કાળની સ્થિતિ વધારે તીવ્ર બને છે. એ તો સર્વમાન્ય વાત છે અને તે પરાધીનતા, હુન્નર કારીગીરીની ચીજો બનાવવાના કારખાના ખોલી-નવા ધંધા રોજગાર યોજીને-ઓછી કરવી જોઇએ. કહેવાનો ભાવાર્થ એટલોજ છે કે વેપાર રોજગારની બાબતમાં હિન્દુસ્તાન જે અકુદરતી રીતિ અખત્યાર કરી બેઠું છે તે દૂર કરવી જોઇએ.

આયાત થતા માલના પ્રમાણમાં અહીં કેટલો માલ બને છે તે નીચે દર્શાવ્યું છે. (ઇ. સ. ૧૯૧૩-૧૪)-



| | આયાત થતો માલ. | | અહીં બનતો માલ. | | |
|---|---|---|---|---|---|
| જાત | વજન | કિંમત રૂ. | વજન | કિંમત રૂ. | કારખાનાની સંખ્યા |
| કાગળ | રતલ<br>૧૨,૯૦,૪૦,૦૧૧ | ૧,૬૬,૮૩,૩૮૩ | રતલ<br>૬૦,૦૫,૯૩,૦૦૦ | ૮૦,૩૭,૦૦૦ | ૯ |
| ઊનની બનાવટ (ઊન વગર) | ચોક્કસ વિગત નથી મળતી | ૩,૯૧,૧૯,૬૦૯ | રતલ<br>૫૧,૫૦,૦૦૦ | ૬૧,૬૬,૦૦૦ | ૭ |
| મીઠું | ટન<br>૬,૦૬,૬૪૦ | ૮૭,૬૬,૪૮૩ | ટન<br>૧૪,૭૩,૧૧૬ | ૮૧,૨૧,૦૦૭ | ... |
| કોલસો | ૬,૪૪,૯૩૪ | ૧,૪૮,૦૬,૨૦૨ | ટન<br>૧૬૨,૦૮,૦૦૯ | ૫,૬૯,૭૨,૦૫૫ | ... |
| પેટ્રોલીઅમ | ગેલન<br>૩૬,૮૭૫ | ૪૨,૦૧૫ | ગેલન<br>૨૭,૭૫,૫૫,૨૨૫ | ૧,૫૫,૧૮,૭૯૪ | ... |
| કેરોસીન તેલ | ગેલન<br>૬,૮૮,૪૯,૯૭૪ | ૨,૮૫,૬૪,૫૧૧ | ગેલન<br>૧૦,૬૧,૧૮,૯૯૮ | કિંમત નથી આપવામાં આવી | ... |
| દારૂ | ગેલન<br>૬૭,૮૬,૦૦૦ | ૨,૨૩,૭૧,૨૮૭ | ગેલન<br>૩૬,૫૪,૫૨૧ | ... | ૨૧ |
| સુતર | રતલ<br>૩,૭૩,૫૨,૬૬૭ | ૪,૧૬,૪૨,૪૪૯ | રતલ<br>૬૮,૨૭,૭૬,૮૫૧ | ... | ... |
| સુતરાઉ વણાટ માલ | જુદી ચોક્કસ વિગત નથી | | રતલ<br>૨૭,૪૩,૮૮,૫૫૦ | ... | ... |
| કુલ સુતરાઉ માલ(સુતર વગર) | ... | ૬૧,૭૮,૯૦,૧૬૯ | ... | ૧૬,૦૯,૮૩,૦૫૭ | ૨૧૬ |
| સીસું | ટન<br>૩૯૫૨ | ૧૫,૬૪,૫૬૦ | ટન<br>૫૮૫૮ | ૧૦,૭૨,૬૭૪ | ... |

હિન્દુસ્તાનનો આટલો પણ વેપાર વણજ છે તે કંઇ ફક્ત હિન્દવાસીઓના હાથમાં નથી. લગભગ બધા મોટી મુડીવાળા, સાહસિક અને ઉંચા પ્રકારના શાસ્ત્રીય જ્ઞાનની જરૂરવાળા ઉદ્યોગ ધંધાઓ વિદેશીઓના હાથમાં છે. ઇ. સ. ૧૯૧૩–૧૪ સુધીમાં કુલ ૬૮૮૮ કંપનીઓ અત્રે રજીસ્ટર થઇ હતી તેમાંની ફક્ત ૨૭૪૪ કંપનીઓજ ચાલુ રહી હતી, કે જેની મંજુર થએલી થાપણ રૂ. ૨,૩૩,૩૩,૬૧,૩૯૮ માંથી ફક્ત રૂ. ૮૭,૩૦,૪૩,૪૭૫ ના શેર કઢાયલા અને તેમાંથી રૂ. ૭૬,૫૬,૧૮,૨૭૪ ના શેર ભરપાઇ થઇ ગયલા હતા.

૨૭૪૪ કંપનીઓમાંથી મુખ્ય આ પ્રમાણેની હતીઃ—

| | | |
|---|---|---|
| સંખ્યા | ૫૫૨ બેન્ક તથા સરાફી પેઢીઓ, | રૂ. ૭,૯૧,૫૧,૪૦૦ |
| ,, | ૨૧૪ વીમાને લગતી | રૂ. ૪૬,૦૮,૮૭૧ |
| ,, | ૨૩ નૌકાગમનને લગતી | રૂ. ૧,૨૩,૬૬,૪૮૬ |
| ,, | ૪૩ રેલ્વે અને ટ્રામ્વેને લગતી | રૂ. ૭,૦૬,૪૪,૫૮૨ |
| ,, | ૨૦૯ કાપડ સુતરની મીલ | રૂ. ૧૫,૫૬,૯૮,૧૭૮ |
| ,, | ૩૫ સણની મીલો | રૂ. ૭,૪૪,૯૪,૮૩૦ |
| ,, | ૧૪૫ રૂઉ સણના પ્રેસ | રૂ. ૨,૭૨,૪૪,૫૬૮ |
| ,, | ૧૭ ઉન, રેશમ, વિ. મીલ | રૂ. ૧,૨૮,૯૫,૨૩૨ |
| ,, | ૨૦૧ ચાહ ને લગતી | રૂ. ૪,૦૯,૦૫,૩૯૫ |
| ,, | ૧૩૭ કોલસાને લગતી | રૂ. ૫,૮૬,૫૮,૪૨૯ |
| ,, | ૩૫ જમીન અને બાંધકામને લગતી | રૂ. ૧,૯૧,૫૮,૨૯૮ |

આ ઉપરાંત ૧૯૧૩–૧૪ ની સાલ સુધીમાં આપણા દેશમાં વેપાર કરવાને ૫૭૯ કંપનીઓ સ્થપાયલી છે પણ તેમની મોટી ઓફીસો પરદેશોમાં છે અને ત્યાંજ તે રજીસ્ટર થઇ છે. આ પેઢીઓ જે નફો વિ. કરે તે સ્વાભાવિક રીતેજ હિન્દની બહાર તણાઇ જાય છે. આ વિદેશમાં રજીસ્ટર થએલી ૫૭૯ કંપનીની મંજુર થએલી થાપણ રૂ. ૮,૪૩,૪૭,૪૩,૯૧૫ માંથી રૂ. ૩,૦૦,૭૦,૯૫,૮૮૮ ભરપાઇ વસુલ થઇ છે અને તે ઉપરાંત રૂ. ૮૭,૯૩,૦૨,૧૭૫ ના ડીબેન્ચર્સ કાઢેલા છે.

૫૭૯ કંપનીનો મુખ્ય ફોડ નીચે મુજબ છેઃ—

| | |
|---|---|
| બેન્ક અને સરાફી પેઢીઓ | ૧૫ |
| વીમાને લગતી | ૮૧ |
| રેલ્વે ટ્રામ ,, | ૩૧ |
| નૌકાગમનને લગતી | ૮ |
| રૂઉની મીલો | [illegible] |
| સણની મીલો | ૯ |
| ચાહ તથા કોફીને લગતી | ૧૬૮ |
| સોનું ખાણી કાઢવાને ,, | ૧૭ |
| કોલસાને લગતી | ૯ |

આ જાતના આંખ આંજી નાંખે તેવા આંકડા હોવા છતાં, વેપારવણજ દરસાલ વધતો જતો હોવા છતાં, હિન્દુસ્તાનની આર્થિક સ્થિતિ સુધરવાને બદલે ઉલટી કંગાલ થતી જાય છે. દરિદ્રતા દેશમાં ઘેરઘેર ડોકાયું કરે છે. સર વીલીઅમ ડીગ્બી, આંકડા અને પુરાવા સાથે કહે છે કે ન્યાયી અને સુલેહશાંતિવાળી અંગ્રેજી હાકેમગીરી તળે હિન્દુસ્તાન તો ગરીબ બનતું જાય છે.

બીન સરકારી ગણત્રી મુજબ ઇ. સ. ૧૮૫૦ માં માથાદીઠ દૈનિક આવક બે આના એટલે વાર્ષિક આવક રૂ. ૪૫-૧૦-૦ હતી.

સરકારી અંદાજ મુજબ ઇ. સ. ૧૮૮૨ માં માથાદીઠ દૈનિક આવક દોઢ આનો એટલે વાર્ષિક આવક રૂ. ૩૪-૩-૬ હતી.

જ્યારે દરેક પ્રકારની આવકની પ્રથક્કરણી તપાસ કરતાં ૧૯૦૦ માં માથાદીઠ દૈનિક આવક પોણો આનો એટલે વાર્ષિક આવક રૂ. ૧૭-૧-૯ હતી. લોર્ડ કર્ઝનના વખતની ગણત્રી માન્ય રાખતાં પણ ૧૯૦૨-૩ માં માથાદીઠ દૈનિક આવક લગભગ રૂ. ૦-૧-૩ાા એટલે વાર્ષિક આવક રૂ. ૩૦) કરતાં વધારે નહતી જે બીજા દેશોની સરખામણીમાં સૌથી ઓછામાં ઓછી હોવાનું જાણુમાં છે.

| | | | |
|---|---|---|---|
| હિન્દુસ્તાનમાં | માથાદીઠ | વાર્ષિક આવક | રૂ. ૩૦) |
| ઇટાલી | ,, | ,, | રૂ. ૧૮૩ |
| ઓસ્ટ્રીઆ | ,, | ,, | રૂ. ૨૩૨ાા |
| ફ્રાન્સ | ,, | ,, | રૂ. ૪૧૭ |
| જર્મની | ,, | ,, | રૂ. ૪૬૫ |
| યુનાઇટેડ સ્ટેટસ | | ,, | રૂ. ૬૦૦ |
| વિલાયત (યુનાઇટેડ કીંગડમ) | | ,, | રૂ. ૬૦૦ |

હિન્દમાં ગરીબાઇ વધતી જવાનું તથા હિન્દ ગરીબ થતા જવાનું મુખ્ય કારણ કાચા માલનો નિકાસ છે. કાચો માલ મોકલી પાકો તૈયાર માલ મંગાવાથી દેશને જે જે લાભો મળવા જોઇએ તે મળતા નથી. આ નુકશાન હજાર કે લાખોથી અંકાતું નથી પણ કરોડોથી અંકાય છે અને તે વસ્તુસ્થિતિ કંઇક ધ્યાનમાં આવે માટેજ આ લેખ સાથે નીચેના દાખલા આપ્યા છેઃ—

અત્રેથી દરસાલ રૂપીઆ અગીઆરથી બાર કરોડના વગર પકવેલાં ચામડાની નિકાસ થાય છે. કાચા-વગર પકવેલા ચામડાના નંગની કિંમત રૂ. ૧-૧૨-૦ ગણતા તથા તૈયાર કેળવેલા ચામડાની સરેરાસ ઓછામાં ઓછી કિંમત રૂ. ૭) ગણતાં પ્રતિવર્ષે હિન્દુસ્તાન રૂપીઆ પચાસ કરોડ ગુમાવે છે. આવા પચાસ કરોડ રૂપીઆ પરાયી પ્રજાઓને તાલેવાન કરવાને સમર્થ છે તે તો કોઇ પણ સામાન્ય બુદ્ધિવાળો આદમીએ કહી શકશે.

(૨) કપાસીઆમાંથી તેલ (ઘી) કાઢવા બાબતના ઉદ્યોગ સંબંધમાં રા. સુતરીઆ નીચે મુજબ હકીકત આપે છેઃ—

રૂનો પાક જોતાં દરસાલ ૧૬,૦૦,૦૦૦ ટન કપાસીઆ નીકળે છે, તેમાંથી ૧/૧૦ વાવણી-વાવેતર માટે પવરાતા ગણતા તથા ૨,૫૦,૦૦૦ ટન વિલાયત વિગેરે દેશોમાં નિકાસ થાય છે તે બાદ કરતાં ૧૨,૦૦,૦૦૦, (બાર લાખ) ટન કપાસીયા રહે છે, જેનો મુખ્યત્વે, ઢોરોને ખવડાવવામાં ઉપયોગ થાય છે, એમ માનવા હરકત નથી. હવે આ કપાસીઆનું જો તેલ-ઘી અહીંજ કાઢવામાં આવે તો નીચે મુજબ દેશને ફાયદો થાય. વધુ જાણવા

જેવું તો એ છે કે ઢોરો એકલા કપાસીયા બરાબર પાચન કરી શકતા નથી, તેલ કાઢી લીધા પછી રહેતો ખોળ ઢોરોને ખાવાને લાયક હોય છે, કારણકે કપાસીયામાંથી ફક્ત ૧૨ ટકા જેટલુંજ તેલ નીકળે છે.

નફાની ગણત્રી નીચે મુજબ છે.

| | |
|---|---|
| ૧૨,૦૦,૦૦૦ ટન કપાસીઆમાંથી | |
| ૧,૨૦,૦૦૦ ટન તેલ નીકળે તેના દર ટને રૂ. ૪૫૦ લેખે | રૂ. ૫,૪૦,૦૦,૦૦૦ |
| ૫,૩૦,૦૦૦ ટન તેલ કાઢયા પછી રહેલો ખોળ દર ટને રૂ. ૫૦) લેખે | રૂ. ૨,૬૫,૦૦,૦૦૦ |
| ૫,૫૦,૦૦૦ છોડા વિ. દર ટને રૂ. ૨૦ લેખે | રૂ. ૧,૧૦,૦૦,૦૦૦ |
| કપાસીયામાંથી કુલ ઉત્પન્ન | રૂ. ૯,૧૫,૦૦,૦૦૦ |
| બાદ ૧૨,૦૦,૦૦૦ ટન કપાસીઆની દર ટને રૂ. ૫૦) લેખે કિંમત ગણતા રૂ. | ૬,૦૦,૦૦,૦૦૦ |
| નક્કી નફાની રકમ | રૂ. ૩,૧૫,૦૦,૦૦૦ |

કપાસીઆનો આ મુજબ આપણા દેશમાંજ ઉપયોગ કરતાં રૂ. ત્રણ કરોડ ઉપર ફાયદો થાય છે તો અળસી, સળસી, સરસવ, ભોંયસીંગ, કપાસીયા, વિગેરે મળી કુલ બીઆં (Seeds) રૂ. સાડી પચ્ચીસ કરોડના જે નિકાસ થાય છે તેમાંથી જ તેલ વિગેરે પદાર્થો અત્રેજ કાઢવામાં આવે તો કેટલા કરોડનો નફો દેશને થાય ? ! છ કરોડના કપાસીઆમાંથી જ્યારે ત્રણ કરોડનો નફો થાય છે તો તે ગણત્રીએ પણ લગભગ છવીસ કરોડના બીઆમાંથી બાર તેર કરોડનો નફો નાંખી દેતાં પણ દેશને અવશ્ય થાય, એ સમજવું મુશ્કેલ નથી.

(ક) રૂનો દાખલો લેતાં પણ સ્વદેશના ઉદ્યોગો ખીલવવાની જરૂરીઆત વધારે સ્પષ્ટતાથી ધ્યાનમાં આવે છે: ઇ. સ. ૧૯૧૩–૧૪ માં અત્રેથી ૩૦,૩૬,૦૮૮ ગાંસડી દર ગાંઠે સાડાત્રણ હંડરવેટની રાસ ગણતાં કુલ હંડરવેટ ૧,૦૬,૨૬,૩૧૨, રૂ નિકાસ થયું હતું. આની કિંમત સરકારી દફતરોમાં રૂ. ૪૧,૦૪,૨૪,૮૨૫ અપાઇ છે. રૂની પડતર કિંમત ઉપરથી તેમાંથી બનતા માલની પડતર કિંમતની ગણત્રી કરતાં તે રૂ. ૧૨૩,૧૨,૦૦,૦૦૦ ની થાય છે. એટલે કે તેમાંથી બનેલા માલની કિંમત રૂ. ૧૨૩ કરોડ

બાદ—નિકાસ થએલા રૂની કિંમત ૪૧

વધારો રૂ. ૮૨ કરોડ.

રૂ. ૮૨) કરોડની બચત ! ! ! આપણી ગણત્રીમાં થોડો ઘણો પણ ફેરફાર હોય એમ માની રૂ. ૭૫) કરોડનો વધારો ગણીએ ખોટો નથી. કાચો માલ વેચવા છતાં હિન્દ નિર્ધન વસ્થામાં સડે છે તેનું કારણજ આ છે કે, નફો, વ્યાજ, રોજી વિગેરે મળી જે રૂ. ૭૫) કરોડ, રૂનો નિકાસ ન કરતાં તે કાંતી અત્રેજ વણ્યું હોત તો રહે તે તે, પરાયા મુલકોમાં, પરદેશીના ખીસાં ભરવા સારૂ, વેપારમાં રહેતા ગાળા તરીકે પ્રતિવર્ષે જાણે જાદુઇ રીતે અત્રેથી ઘસડાઇ જાય છે.

આપણા વેપાર ઉદ્યોગની ઉપર મુજબ સ્થિતિ હાલમાં છે. દેશબંધુઓનું તે તરફ લક્ષ ખેંચાય એ આ લેખનું પ્રયોજન છે.

ધીરજલાલ છગનલાલ.

# પિલીગ્રમ્સ ફાધર.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

**૧૬૦૮ ની શરૂઆતમાં.**

[ નોટિંગહામ શાયરમાં સ્ક્રુલી પાસે વિલિયમ બ્યુસ્ટરનું ઘર. ડાબી બાજુ પ્રવેશ સામું ટેબલ અને તેપર કળશો પ્યાલો. બે ખુરશીઓ, પાછળ પેટી. ]

[ વિલિયમ અને મેરી બ્યુસ્ટર પ્રવેશ કરે છે. ]

**વિ૦**—આપણી આપદાઓ વધતી જાય છે. આપણે રાજાનો હુકમ માનતા નથી—જેને આપણે પરમાત્માનું મંદિર કહી ન શકીએ તેવાં દેવળોમાં જતાં નથી, એટલે આપણાં ઘરો ઉપર, રાત દિવસ મહારાજની કરડી આંખ રહે છે અને કોઇવાર તો આપણે કેદખાનામાં પણ પડીએ છીએ.

**મે૦**—આપણી નિષ્ઠાની ખાતર આપણે કેટલું બધું સહન કરવું પડશે એ ક્યાં આપણું અજાણ્યું હતું ? અલબત્ત, આ નિરંતર વધતા જતા ત્રાસનો આપણને ખ્યાલ ન હતો. ( બહાર અવાજ સંભળાય છે. )

**વિ૦**—સાંભળ ! ચૂપ ! કોઇ આવે છે.

( ડાબી બાજુ રાજાનો માણસ પ્રવેશ કરે છે. )

**મા૦**—કેમ, બ્યુસ્ટર ! તમે પ્યુરિટન પંથના છો અને મારે અહિં જરા વિશેષ તપાસ કરવી પડશે.

**વિ૦**—પહેલાં તો આ પ્રમાણે મારા ઘરમાં અચાનક ઘુસી જવાનો તમને શો હક છે ?

**મા૦**—કશોજ નહિ; અને સમર્થ તો બધો હક, નહિતર રાજા તો પંડે બોલી ગયા છે કે આખા દેશમાંથી પ્યુરિટનોને કાઢી મૂકું તોજ હું ખરો. અહિં કોઇને તમે સંતાડ્યો છે ?

**વિ૦**—એ તો તપાસ કરો.

( માણસ ઓરડામાં ચોતરફ જુવે છે, ટેબલ નીચે, ખુરશી પછાડીને )

**મા૦**—હું તો જ્હોન કાર્વરને શોધું છું. એની પાસે થોડો એક બે છે અને તે દંડ ભરી શકે તેમ છે, વળી તમારો પાદરી રોબિનસન, અને પેલો ઓસ્ટર ફીલ્ડનો જુવાન, એ બંનેને પકડવા છે. તેનાં સગાં વહાલાં તો તેની મૂર્ખાઈ પર હસે છે. વળી સામે તો કહે છે કે આ નવા ધર્મનું જ્ઞાન મેળવવા તે દસ માઇલ સુધી ચાલીને જતો, આ બધાને પકડું, તોજ ખરો. જલદી બોલી દો, આમાંથી કોઈ અહિં સંતાયો છે ? ( હસે છે અને પેટી ઉઘાડે છે. )

વિ૦—હું તમને કાંઈ પણ કહેવાનો નથી.

મે૦—આપણે પણ નહિ.

**મા૦**—બરકત નહિ, હું તેમને શાંતિ ભંગ કરવા અને રાજાના હુકમનું અપમાન કરવા માટે વધારે દંડ કરીશ. જેને આ નાસ્તિક ધર્મનું ઝેર ચડયું હોય તેને માટે જેલની બુટ્ટી ' બરાબર હાથ લાગી છે. બ્યુરટર, આ તમારા મિત્રો એકવાર હાથ લાગ્યા કે તાળા કુંચીમાં: ત્યાં તેમને બહુ ગમ્મત પડશે હો.

( ખડખડ હસે છે. )

વિ૦—જેઓ સુખશાંતિથી પોતાના હૃદયને ઇષ્ટ જણાય તે પ્રમાણે પ્રભુને ભજવા પ્રયત્ન કરે તે બિચારાઓને મજો આ પ્રમાણે દમશો ?

**મા૦**—સુખ શાંતિ ! બધા લફંગાઓ ! બધા હરામખોરો ! પણ જોજે, બ્યુરટર, જરા વધારે સખ્ત દંડ કર્યો કે આ બધા ઠેકાણે આવી જવાના—અહિં તો બધું તપાસ્યું-હવે આ ઉંદરડાઓને અન્ય સ્થળે શોધું.

( પેટી જોશથી બંધ કરે છે. )

વિ૦—હવે બસ કર !

**મા૦**—જો વધારે બોલશો તો ધર્મ વિરોધ માટે તમને પણ પકડીશ. તમારૂં ઘર પણ દંડ ભરી શકે તેવું છે.

વિ૦—તો કોણે ના પાડી છે ?

**મા૦**—આ સ્થાનમાં ઘણા કાળ સુધી લુચ્ચાઓને આશ્રય મળ્યો છે. રાજાના અંગત માણસ તરીકે તમે એ લાભ ઘણો લીધો છે.

વિ૦—બેશક નહિ. જેલનો સ્વાદ પણ મેં નથી ચાખ્યો એમ નથી, હો !

**મા૦**—એ તો જ્યારે છાનામાના નાસી જવાની તૈયારી કરી હતી ત્યારે ના ?

મે૦—જ્યારે અમારા નાસી જવાના ખબર ખલાસીઓએ આપી દીધા ત્યારે, અમે બધાં પકડાયાં અને અમને છોડી મૂકવાનો હુકમ થતાં સુધી બોસ્ટન જેલમાં અમે ગોંધાઇ રહ્યાં. ત્યાર પછી પણ મારા સ્વામીને તો મુક્ત નજ કર્યા.

**મા૦**—હવે તમારી સઘળી એ દશા પુનઃ થવાની પણ હમણાં તો કાર્લેસ, ગોફિન અને બ્રેડફોર્ડને પકડવા છે. ( જાય છે. )

મે૦—( હાથ ભેગા કરીને ) આપણે શું કરીશું ?

વિ૦—( આપણી સ્થિતિ કેવી પલટાતી જાય છે ? )

( બહાર અવાજ થાય છે અને ઉઘાડો, ઉઘાડો.

વિ૦ સાંભળે છે અને દ્વાર ઉઘાડે છે. )

( ડાબી બાજુ રોબિંનસન અને પ્રિસિલ્લા પ્રવેશ કરે છે. )

**પ્રિ૦—દયાની ખાતર અમને અંદર આવવા દો. દુષ્ટ માણસોથી અમારૂં રક્ષણ કરો.**

વિ૦—ભલે આવો અંદર, અહિં તમે નિર્ભય છો.

મે૦—દ્વાર બંધ કરો. ( પ્રિ૦ ને ) વ્હાલી ! બેટા !

બ્રિ૦—મને કાંઇ નથી પણ તેમણે માસ્ટર રોબિનસનને પત્થર માર્યો.

મે૦—તેમને અહિં લાવો.

( પાણી લાવે છે, રોબિનસનને ખુરશી પાસે લઇ જાય છે અને તેની આંખો ધુએ છે. )

વિ૦—અમારા પવિત્ર પાદરીને ઇજા કરનારાઓને ધિક્કાર છે.

રો૦—મને કંઇ હરકત નથી. મેરી, તમારો ઘણો ઉપકાર માનું છું, જો જો હો, રખેને એ દુષ્ટો અહીં પહોંચી જાય ! આ સ્થાનમાં દર રવિવારે મળવાના આપણા દિવસો પણ હવે ગણ્યા ગાંઠયા રહ્યા સમજો.

( બહાર અવાજ થાય છે. )

બ્રિ૦—એ આવ્યા હો !

( 'ઉઘાડો, અમે મિત્રો છીએ.' )

વિ૦ દ્વાર ઉઘાડે છે.

( ડાબી બાજુ જ્હોન્ કાર્વર અને વિલ્યમ બ્રેડફોર્ડ ઘરનો સામાન લઇને પ્રવેશ કરે છે. )

બ્રે૦—આપણે ક્યાં જઇશું ? આ વારસો તો થોડા રોજમાં ખલાસ.

કા૦—આ ઘર વકરી અમે સલામતીની ખાતર લાવ્યા છીએ. આપણા પર રોજ ધાડ પડે ત્યાં શું કરવું ?

બ્રિ૦—શું આપણું સર્વસ્વ જશે ?

બ્રે૦—હા. અમલદારો અને ગુપ્તચરોજ હેરાન કરે છે, થોડા વખતમાં, આપણે વિસામાનું સ્થાન સરખું નહિ રહે. (બ્યુ૦ ને) તમે અમને ઘણી મદદ કરો છો, બ્યુસ્ટર !

કા૦—તમે રાજાની નોકરીમાં હતા ત્યાં સુધી તો એ લઇને તમારાથી ડરતા ખરા.

વિ૦—હવે તો, અરે, તમને મદદ કરવાનાં સાધનો મારી પાસે થોડાં છે. મેં તે નોકરી પણ છોડી દીધી છે.

કા૦—અઢાર વર્ષ સુધી ઘણીજ સાવધાનતાથી અને પ્રમાણિકતાથી તમે એ નોકરી કરી છે.

વિ૦—એ દિવસો હવે નથી.

મે૦—આપણે માટે રાજાને કોઇજ કહી ન શકે ?

વિ૦—નહિ, નહિ.

મે૦—આપણે ગરીબ ઘેટાં જેવાં છીએ. જો રહેશું તો કેદમાં પડશું, લુટાશું, નરવાગેને વશ થશું.

વિ૦—આપણે ઇંગ્લાંડમાં તો રહીજ ન શકીએ.

બ્રે૦—અહિં રહી શકશું નહિ, બહાર જવા દેશે નહિ. બધાં બંદરો આપણે માટે બંધ છે.

વિ૦—નાસી જવાનો પહેલો પ્રયત્ન નિષ્ફળ ગયો—પરિણામમાં દંડ અને કેદ. બીજો પ્રયત્ન પણ નિષ્ફળ થાય છતાં પ્રયત્ન તો કરવો. ગ્રિમ્ઝબી અને હલની વચ્ચે કેટલાંક નિર્જન બંદરો છે જ્યાંથી આપણે છુપી રીતે હોલાન્ડ જઈ શકીએ. ( બધા તરફ વળીને ) બંધુઓ, આ મારૂં ઘર હવે તમને આશરો નહિ આપી શકે. હું પણ મારો સરસામાન વેચી નાખીશ અને તમારી સાથેજ નીકળી પડીશ.

કા૦—હું પણ મારી વાડી વેરી નાંખીશ—જો કે પોતાની માતૃભૂમિ છોડી પરદેશમાં સુખે દુઃખે દહાડા કાઢવા એ મને મરણથી પણ અકારૂં થઇ પડે છે.

પ્રિ૦—ખરેખર ! શું આપણે આપણાં ઘરો છોડવાંજ પડશે ?

મે૦—હવે ઇંગ્લાંડ આપણને સંઘરી નહિ શકે. આપણે ઇચ્છા ન હોય તો પણ જવું પડશે, આપણે જોખમ વ્હોર્યું છે અને હવે પાછાં ફરાય તેમ રહ્યું નથી. હવે તો આગળજ. ( પ્રિ૦ રૂવે છે તેને ) આંસુ ન પાડ; નુકસાનનો વિચાર પણ ન કર.

( રો૦ ઉભો થાય છે અને વિ૦ તથા મે૦ નો હાથ ઝાલે છે; બીજાં બન્ને બાજુ ઉભાં રહે છે. )

રો૦—ખરેખર, લેશ પણ ભય વિના આપણે નીકળી પડવું; અહિં આપણે માટે સ્થાન નથી. આપણે આજથી દૂર કોઇ નિર્ભય સ્થાનના યાત્રાળુઓ થઇએ છીએ.

( બધા બહાર નીકળી જાય છે, રો૦ પહેલાં, પાછળ વિ૦, મે૦, કા૦, બ્રિ૦, અને પ્રિ૦. )

[ પહેલો અંક સમાપ્ત. ]

---

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

૧૬૨૦, ઑગસ્ટ, સધમ્પટન.

( ડાબી બાજુ તેમજ જમણી બાજુ એ પ્રવેશો. સ્ટેજના પાછળના ભાગમાં ફલાવર પડ્યું છે. )

( વિ૦, એક કોથળો, થોડાં પીછાં અને કાગળ લઇને પ્રવેશ કરે છે. )

બ્રે૦—અહિં, બાર વર્ષ પછી, પાછા અમે ઇંગ્લાંડમાં ઊભા, પરંતુ...નિવાસ માટે નહિ. માયાળુ ડચ લોકોના દેશમાં બાર વર્ષો ગાળ્યાં. પણ, અમે સાદા ખેડુતો હતા અને શહેરનું જીવન અમને સદ્યુ નહિ. ત્યાં અનેક જાતના વિચારો થતા; રખેને આપણી પ્રજા આપણી માતૃભાષા ભૂલી જાય, પરદેશી ભાષાજ બોલે એવા એવા. મહા મહેનતે અમે અમારૂં પોષણ કરતા અને ગરીબાઇ તો સજ્જ થઇને અમારૂં પડખુંજ ન છોડતી. તો, આ પાછા સધમ્પટન પાસે અમે આવ્યા છીએ. અહિં રહેવાની અમારી મગદૂર નથી. અમારે માટે તો દૂર દૂર એક પ્રદેશ નિર્માણ થયો છે. ઇંગ્લાંડમાં અમારી માલ મિલકત વેચાઇ ગઇ છે, સમુદ્રને ઓળંગી વર્જીનિયા કંપનીના વિશાળ પ્રદેશમાં જઇ ત્યાં વસવાનો અમે ઠરાવ કર્યો છે અને અમારી બધી મુડી અત્રે એ સાહસમાં રોકી છે. અમે રાજાને વિનંતિ કરી છે કે એ સ્થાનમાં અમને ધર્મની સ્વતંત્રતા આપે. આ આવ્યા આપણા મિત્રો કાર્વર અને કુશ્મન.

( ડાબી બાજુ જ્હોન કાર્વર અને રોબર્ટ કુશમન પ્રવેશ કરે છે. )

કુ૦—જો આપણે ત્યાં નવું સ્થાન વસાવીએ તો તો જરા જોવા જેવું થાય હો ! હોલન્ડ છોડવાનો આપણે વિચાર કર્યો અને લંડનમાં આપણા માણસો મોકલ્યા ત્યારથી

રાજાની પરવાનગી લેવા માટે કંપની પાસેથી ફરમાન લેવા માટે આપણે અનેક પ્રકારનાં કષ્ટ વેઠતા આવ્યા છીએ.

કા૦—રાજાએ તો કહ્યું કે અમેરિકા જતાં તમને કોઈ અટકાવશે નહિ.

બ્રિ૦—તમે તો કહ્યું કહો છો પણ આ ઘરના જેવડો મોટો રાજાનો સોલશીક્કો થયો હોય પછી પણ આપણને હેરાન કરવા હોય તો એ બધું ફરી જાય. હું તો એજ કહેતો આવું છું કે જલદી ચાલો, પાછળથી પસ્તાશો. આ આવે બ્યુસ્ટર અને બીજા બધા.

( ડાબી બાજુ વિ૦, મે૦, પ્રિ૦, હાથમાં પોટકાં લઈ આવે છે. તેઓ રંગભૂમિની જમણી બાજુએ ફરે છે. )

મે૦—આ આપણે સધમ્પટન તો આવ્યાં.

વિ૦—અને પેલું રહ્યું મેફ્લાવર; તે આપણને નવા દેશમાં લઈ જશે.

આ અજાણ્યા જેવો કોણ ચાલ્યો આવે છે ?

( કેપ્ટન માઈલ્સ સ્ટેન્ડિશ આવે છે અને વિ. પાસે જાય છે. )

વિ૦—ભાઈ, તમે કોણ છો ?

સ્ટે૦—કેપ્ટન માઈલ્સ સ્ટેન્ડિશ.

વિ૦—અમે હોલન્ડમાં હતાં ત્યારે તમારાં પરાક્રમો વિષે અમે સાંભળ્યું હતું.

બ્રિ૦—હા, ખરૂં.

સ્ટે૦—અને મેં સાંભળ્યું છે કે તમે સાહસિક લોકો છો અને દરિયાની પેલે પાર નવું થાણું જમાવવા માગો છો. જો તમારે વાંધો ન હોય તો હું તમારી સાથે આવું.

વિ૦—અમારી સાથે, કેપ્ટન ?

સ્ટે૦—હા; તમે બધાં ધંધાદારી લોકો છો, તમને લડાઈનું જ્ઞાનજ નથી. ત્યાંના જંગલી લોકો તમને ત્રાસ આપશે. હું લડવૈયો છું અને તમારૂં રક્ષણ કરી શકું.

બ્રિ૦—તમે અમારા મંડલમાં શી રીતે જોડાશો ?

સ્ટે૦—હું મારૂં દ્રવ્ય તમારી સાથે નાંખું. ધારા ધોરણની બાબતોમાં હું તમારે આધીન રહીશ. લડાઈમાં, હું સરદાર થઈશ. આ સમશેર તમારી સેવામાં ( તરવાર ખેંચે છે ), મને લેશો કે નહિં ?

વિ૦—માગણી તો અચ્છી છે, ( બીજાઓને ) શો વિચાર છે ?

કા૦—કેપ્ટન ભલે આપણી સાથે આવે.

સર્વ૦—ભલે આવે.

વિ૦—કેપ્ટન, ( તેનો હાથ ઝાલી ) તમે અમારામાંના એક છો.

સ્ટે૦—ભલે. હું દારૂ, ગોળા અને બંદુક લઈ આવું. તેનો ખપ પડે. ( પ્રિ૦ ને ) તમે પણ જાઓ છો શું ?

પ્રિ૦—અમે બધાં જઈએ છીએ.

સ્ટે૦—સારૂં, સારૂં, ( ડાબી બાજુ જાય છે ).

મે૦—આ બહાદુર માણસ જણાય છે.

પ્રિ૦—પણ છે તેજ હો. તેનો બાંધો નાનો છે અને નાના ચૂલો ઝટ સળગી ઉઠે છે.

મે૦—પ્રિ૦ ! આપણું રક્ષણ કરનારનું એમ ન બોલો. (બ્યુ.ને) પણ, જો જો, હો, આપણો બધો સામાન વહાણમાં ચડે.

વિ૦—મારે જરા ગોઠવવા જવું પડશે. સ્કુબી અને લંડનમાંથી મહામહેનતે જે પુસ્તકો આપણે લાવ્યા છીએ એને વહાણમાં બરાબર મૂકવાં પડશે.

( વિ૦ ને મે૦, જમણી બાજુ ચાલ્યાં જાય છે. )

કા૦—( ટોપલી ઉઘાડે છે ) અરે દૈવ ! આ મારી જુની વાડીની બદામો ! જે સુવૃક્ષો અમે વાવ્યાં તેનાં ફળો પાપીઓ ચાખતા હશે. કેવી સારી છે આ બદામો !

( જમણી બાજુ જાય છે. )

બ્રે૦—હું આ કાગળ તથા કલમ લાવ્યો છું કારણ કે આપણા આ સાહસનો ઇતિહાસ મારે લખવો છે. જતે દિવસે જેમ તેમ ટાંકી લીધેલા આ કાગળો કોઇને ઉપયોગી થશે. પણ વખત જાય છે, પ્રિ૦ આવો છો ?

( ડાબી બાજુ છે. )

( જમણી બાજુ જ્હોન્ એલ્ડન્ સીસોટી વગાડતો આવે છે, પાછો અચકાય છે અને નમે છે. )

( અપૂર્ણ. ) નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ.

---

# સ્વર્ગસ્થ અંબાલાલ મોતીભાઈ પટેલ,

## ૧.
## તેમનો એક પત્ર.

આણંદ, તા. ૯-૨-૧૯૧૮.

પૂજ્ય પિતાશ્રી,

હજી સુધી એક પણ વખત આપની ઈચ્છા વિરૂદ્ધની હકીકત મ્હોંઢામ્હોંઢ જણાવવાની મેં હિંમત કરી નથી. આપને છેલ્લો મળ્યો ત્યારે પણ એક વાત કહેવા આવ્યો હતો, પરંતુ મૂળથી સ્વભાવ પડી ગયેલો તેથી કહી શક્યો નહિ—પણ પત્રદ્વારા જણાવવાની રજા લઉં છું.

મ્હારી ત્રણે બ્હેનોને* આપ સાથે પરણાવવા માગો છો. મેં મુ. હીં........મારફતે મારી લાગણી આપને જણાવી હતી. આપ તેને હિસાબમાં લેતા હો તેમ લાગ્યું નથી. અને લ્યો પણ શામાટે ? હું......આપની ઈચ્છા પ્રમાણે ઘર આગળ રહી શક્યો નથી, એટલે મને પૂછવાનું વા મ્હારા વિચાર જાણવાનું આપને પ્રયોજન નથી છતાં આપે મ્હને ઉછેરી, ભણાવી કંઇક સ્હમજણ આપી છે. આપની વર્ષોની કમાણી આપે મ્હારે ખાતર ખર્ચી છે. એ ભણતર ભલે ખરાબ હોય છતાં મ્હારા હૃદયમાંથી એવો ચણચણાટ રાત્રિ દિવસ થયા કરે છે કે ધીરજ બ્હેનને આટલી નાની વયે ( ફક્ત છ વરસનાં ) પરણાવવાં એ તદ્દન ખોટું છે, એટલું જ નહિ, પરન્તુ એમ થતાં અટકાવવું એ મ્હારી ફરજ છે, અને એમ ન બને તો મ્હારે પોતે એવા લગ્નમાં ભાગ લેતા અટકવું.

આપ કહો છો કે પહેલાં આટલાં ન્હાનાં છોકરાં પરણતાં. પરન્તુ એ જમાનો જુદો હતો. એવાં લગ્ન થતાં હતાં પરન્તુ એક કુટુંબમાં બહુ માણસ સાથે રહેતા એટલે મન, શરીર

---

*આ ત્રણ બ્હેનો ભાઈ અંબાલાલને સાવકી બ્હેનો થાય છતાં બ્હેનો તરફ તેમનો ભ્રાતૃભાવ અનહદ હતો.

બગડવાનો સંભવ ઓછો હતો. આપનો ને મ્હારો દાખલો લ્યો. આપ બાસઠ વર્ષે આટલું બધું કામ કરી શકો છો, ગાઉના ગાઉ ચાલી શકો છો, મ્હારાથી આટલું બધું કામ થતું નથી, આપના જેટલું ચલાતું નથી અને આપના જેટલી ઉંમર હું દેખવાનો નથી, એમ મને સારી રીતે સમજાય છે. છોકરાંઓના શરીર દિન પ્રતિદિન ઓછાં શક્તિ વાળાં થાય છે અને બાળલગ્ન એ આ અશક્તિમાં વધારો કરે છે. એવી અશક્તિ વધારે, એવાં કાર્ય મ્હને ખરાબ લાગે છે અને તેમાં ભાગ લેવો એ એથી પણ વધારે ખરાબ લાગે છે.

આપનો સમય ગમે તેવો હશે પરન્તુ આ સમય સારો નથી. પ્લેગ, કોલેરા જેવા મહામારીના રોગ બીજે ત્રીજે વર્ષે આવે છે અને તે રોગનાં ભોગ મ્હોટાં કરતાં બાળકો વધારે થઇ પડે છે. આ વર્ષના પ્લેગમાં ૧૦, ૧૦ વરસની કન્યાઓ રાંડ્યાના દાખલા મ્હેં જોયા છે અને સાંભળ્યા છે. આવી વાત શુભ કાર્યમાં વિચારવી એ ઠીક નથી. પરન્તુ આંખે જોઇએ છીએ એટલે લાગ્યા વિના નથી રહેતું. આપ કહેશો કે મ્હોટા ક્યાં નથી મરતા! પરન્તુ મ્હોટા કરતાં ન્હાના ન્હાની વયમાં વધારે મરે છે. આંબાપરથી મ્હોટી કેરીઓ ગરે છે તેના કરતાં અનેક ગણી ન્હાની કેરીઓ ગરી પડે છે. ન કરે નારાયણને આવું કંઇક બને તો મ્હેં આ લગ્નમાં હાજર રહી મ્હારી સંમતિ આપી એથી આખી જીંદગીભર પશ્ચાત્તાપ કરવો પડે.

આ જમાનો બાળકોને ભણાવવાનો છે. ભણનારને બીજી કોઇ જાતની ચિંતા હરકત હોવી જોઇએ નહીં. બાળલગ્નથી ભણવામાં અડચણો નડે છે, જોઇએ તેટલું અભ્યાસમાં ધ્યાન આપી શકાતું નથી અને અશક્તિને લીધે અભ્યાસ નબળો પડે છે, આ પણ ખરાબ છે. આપ............મહા મહેનતે ... કળ પરસેવો ઉતારીને ટાઢ તડકો વેઠીને—ભૂખ પણ વેઠીને આટલી સારી સ્થિતિ પ્રાપ્ત .રી શક્યા છો. એટલે પૈસાની કીંમત આપજ સમજી શકો. પરન્તુ એ પૈસો કોને માટે? પોતાના કે પોતાના બાળ બચ્ચાંના સુખને માટે કે એકઠા કરી મૂકવા માટે? પુત્રીના સુખ કરતાં પૈસાની વધારે કાળજી કરવામાં આવે એ કોઇ રીતે ઠીક નહિ. મ્હારે લગ્નમાં હાજર રહેવું એ પણ શા માટે? ફક્ત પૈસાની ખાતર (એટલે કે) હું જો સારે નરસે પ્રસંગે હાજર ન રહું તો આપના તરફથી મળતો વારસો મ્હને ન મળે. એ મેળવવા માટે મ્હારે હાજર રહેવુંજ જોઇએ. પરન્તુ બ્હેનના સુખ કરતાં પૈસા મ્હને વધારે વ્હાલા નથી. આપે ભણાવ્યો છે, એ મને લાખો રૂપીઆની પુંજી કરતાં વધારે સારો વારસો મળ્યો છે. કારણ કે અભણ રહ્યો હોત, તો આપની પુંજી મ્હારી પાસેથી ઉડી જાત! ભણવાથી મને મ્હારો રોટલો મળે છે, **એટલે હાજર રહી પૈસા મેળવવાની લાલસા રાખું તેના કરતાં આ કામમાંથી ગેરહાજર રહું અને ભિખારી રહું એ મને અનેકગણું વધારે સારૂં લાગે છે. પૈસા તો આજ છે ને કાલે નથી પરંતુ કરેલાં કર્મ તો સાથે આવવાનાં છે અને અજાણપણે કરેલાં કર્મ કરતાં જાણી બુજીને ખોટું કરવું, એ વધારે ખરાબ છે.**

× × × × ×

લિ૦ આ. સેવક,
**અંબાલાલના પ્રણામ.**

૨.

## તેમને વિષે તેમના ગુરૂનો પત્ર.

રા. રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક,

ભદ્ર—અમદાવાદ.

આપનો તા. ૨૮—૨—૧૮ નો ભાઇ અંબાલાલના અવસાન માટે સોસાઇટી પ્રત્યે દીલસોજી દર્શાવવાનો પત્ર મળેલો. પ્રત્યુત્તર હજી હું આજેજ લખી શકું છું.

ત્યાગીઓને ત્યાગનું અભિમાન મુકાવે અને ગુણીજનોમાં પોતાના ગુણોથીજ આદર પામે તેવા તે ભાઇની ખોટ સોસાઇટીને કેટલી પડી છે તેનું માપ કોણ કેવી રીતે કહાડી શકે ? તેમની સેવાવૃત્તિ, વિચારશક્તિ અને કાર્યશક્તિ એટલા ઉંચા પ્રકારની હતી કે તેમની જગો સોસાઇટીમાં અને ચરોતરની સેવાવૃત્તિના સમગ્ર પ્રદેશમાં હમેશ માટે ખાલી રહેશે. એક શિક્ષક, વિચારક, યોજક, કાર્યસાધક, ઉત્સાહપ્રેરક, દુઃખીઓનો વૈદ્ય, વિદ્યાર્થીઓનો મિત્ર અને પ્રાણી માત્રનો સાચો સેવક ગયો તે ગયો. હમેશના તેમના અત્યન્ત નિકટ પરિચયમાં હું હતો છતાં તેમના ઘણા સાધુ અને સત્યાગ્રહી નિશ્ચયો અને કાર્યો તો મેં તેમના અવસાન પછીજ જાણ્યાં. હવે તો તેમના ગુણોનું અને કાર્યોનું સ્મરણ, તેમણે શરૂ કરેલાં કાર્યો અને યોજનાઓ આગળ વધારવામાં, આપણ સર્વને પ્રેરણા કરે અને ઇશ્વર તે સર્વ સફળ બનાવે એજ પ્રાર્થના. સોસાઇટી તરફની આપની દીલસોજી માટે આપનો ઉપકાર માનતાં આપ જેવા મિત્રોની સહાય અને સલાહ વડે ભાઇનો આત્મા સંતોષ પામે તેવાં કાર્ય તેમને પ્રાણથી પણ અધિક વ્હાલાં કેળવણી મંડળો, યુવકમંડળો અને સેવા મંડળો દ્વારા થાઓ એજ પ્રબળ ઇચ્છા.

તેમના સંબંધમાં સોસાઇટીની ગવર્નીંગ બોડી તથા કાઉન્સીલે નીચે પ્રમાણે ઠરાવ કર્યા છેઃ—

૧. ચરોતર એજ્યુકેશન સોસાઇટીની કાઉન્સીલની આ સભા સોસાઇટીના સેક્રેટરી રા. રા. અંબાલાલ મોતીભાઇ પટેલના અકાળ સ્વર્ગવાસથી અત્યન્ત ખેદ પ્રદર્શિત કરે છે. આ બનાવથી સોસાઇટીને અને આખા ચરોતર પ્રદેશને એક સાચા, સહૃદય અને હરકોઇ પારમાર્થિક પ્રવૃત્તિમાં કેવળ નિષ્કામવૃત્તિથી કામ કરનાર આદર્શ સ્વયંસેવકની જે ખોટ પડી છે તેની નોંધ લે છે. તેમના વયોવૃદ્ધ માત-પિતા, યુવાન પત્ની અને બાળક પુત્રને આવી પડેલા દુઃખ તરફ દીલસોજી ધરાવે છે. (કાઉન્સીલ)

૨. સોસાઇટીના સ્વ. સેક્રેટરી ભાઇ અંબાલાલના સ્મારક માટે સોસાઇટીએ રૂ. ૫૦૦૦) નું સ્મારક ફંડ ઉભું કરવું અને તેમાં સોસાઇટીના ભંડોળમાંથી રૂ. ૫૦૦૦) ઉમેરી રૂ. ૧૦૦૦૦) ખર્ચી બ્રહ્મચર્ય, સ્વાશ્રય અને સાદાઇના સિદ્ધાંત ઉપર આણંદમાં એક વિદ્યાર્થી આશ્રમ સ્થાપવું. (કાઉન્સીલ)

૩. ચરોતર પ્રદેશના બાળકોને કેળવણી આપવાના પવિત્ર કાર્યમાં પોતાનું સમગ્ર જીવન અર્પનાર ચરોતર એજ્યુ. સોસાઇટીના સેક્રેટરી રા. રા. અંબાલાલ મોતીભાઇ પટેલના એકના એક પુત્રી ચી. શરતની કેળવણીની પૂરતી સંભાળ લઇ શકાય તે માટે તેની પૂરા અઢાર વર્ષની ઉમ્મર થતા સુધી માસિક રૂ. ૧૦) સોસાઇટી ખાતે ચાલુ ફંડમાંથી ખર્ચવા અને સોસાઇટીના સ્વયંસેવક મંડળે તેની કેળવણી ઉપર દેખરેખ રાખવી.

(ગવર્નીંગ બોડી.)

તા. ૨૨—૩—૧૮

લિ. આપનો
મોતીભાઇ ન. અમીન.

# ગુજરાતનું જાહેર જીવન.

## મુંબાઇ.

૧. ફેબ્રુઆરી મહિનામાં હોમ રૂલ લીગના સભાસદોની સંખ્યા ૫૩૫૯ થી ૫૪૨૨ થઇ છે.

૨. વ્યાખ્યાનો :—

ગયા મહિનામાં આ શાખા તરફથી ૩ વ્યાખ્યાનો થયાં હતાં તેની વિગત નીચે મુજબ છે.

| નં. | તા. | વખત. સાંજના. | વક્તા. | પ્રમુખ. | વિષય. | સ્થળ. | લોકોની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૬—૩૦ | મી. સૈયદહુસેન | મી. એસ. આર. બમનજી. | મી. મોન્ટેગ્યુનું મિશન | મોરારજી ગોકુલદાસ હોલ, | |
| ૨ | ૧૬ | ૬—૩૦ | મિસિસ બેસંટ | ઓન. મી. એમ. એ. જીન્હા. | આપણાં ભવિષ્યનાં કાર્યો. | કાન્હેલ, ફ્રેન્ચબ્રીજ | ૫૦૦ ૬૦૦૦ |
| ૩ | ૨૫ | ૯—૩૦ રાતના. | રા. મનસુખલાલ માસ્તર | રા. જમનાદાસ દ્વારકાંદાસ. | મી. મોન્ટેગ્યુની વિદાયગીરી અને આપણાં કાર્યો. | મોરારજી ગોકળદાસ હોલ, કાન્હેલ, | ૩૦૦ |

## માર્ચ.

૩. સભાસદોની સંખ્યા ૨૬ મી માર્ચ સુધી ૫૪૨૨ થી ૫૪૫૭ ની થઇ છે.

૪. વ્યાખ્યાનો.

આ મહિનામાં આ શાખા તરફથી ૧ વ્યાખ્યાન અપાયું હતું તેની વિગત નીચે મુજબ છે.

| નં. | તા. | વખત | વક્તા. | પ્રમુખ. | વિષય. | સ્થળ. | લોકોની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૬ | ૬—૩૦ | મી. સૈયદહુસેન, અને ઉમાભાઇ નારાયણ ભરતુ. | રા. જમનાદાસ દ્વારકાંદાસ. | ઇંગ્લાંડ જતા પ્રતિનિધિ મંડળને શુભાશીર્વાદ. | મોરારજી ગોકુલદાસ હોલ, કાન્હેલ. | ૧૦૦ |

## સુરત.

**પ્લેગનું જોર**—સુરતમાં પ્લેગના ઉપદ્રવે પગ પેસારો કર્યાથી શહેરનું જાહેરજીવન મંદ પડયું છે. લોકો નાસભાગ કરવા લાગ્યા છે. ઠેકાણે ઠેકાણે ઉંદરો પડે છે અને પ્લેગના કેસો થાય છે.

**સુરત કૅાલેજ**—તા. ૧૦-૧-૧૭ ને દીવસે રેવરંડ ડો. સ્કૅાટના પ્રમુખપણા નીચે એક જાહેર સભા અત્રેના નગીનચંદ ઇન્સ્ટીટયુટમાં સુરતની સાર્વજનિક એજ્યુકેશન સભા તરફથી બોલાવવામાં આવી હતી, જેમાં સુરતમાં કૅાલેજ લાવવા માટે કયાં સુધી કાર્ય થયું છે, તેનો થોડો હેવાલ રા. રા. ગાંધી વકીલે આપ્યો હતો; જેમાં જણાવ્યું હતું કે સેનેટ તરફથી તથા સરકાર તરફથી કૅાલેજને માટે રજા મળી ગઇ છે. લગભગ ત્રણ લાખ રૂપીઆના વચનો મળ્યાં છે અને લગભગ લાખેક તો હાથપર પણ આવી ગયા છે, વિગેરે. પ્રૅાફેસરોની નીમણુકના સંબંધમાં કાંઇ પણ ખુલાસો કરવામાં ન આવ્યો હોવાથી ડો. કરસુખરામે પ્રોફેસરોની નીમણુક થઇ છે કે કેમ, થઇ હોય તો કોણે કરી છે અને કેવી રીતે કરવામાં આવી છે? વિગેરે સવાલો, લોકોમાં ચાલતી કેટલીક ગેરસમજુતીઓ દૂર કરવા માટે પુછ્યા હતા. પ્રમુખ મી. સ્કૅાટે પણ તેના ખુલાસા માટે દબાણ કર્યાથી મી. ગાંધીએ યોગ્ય ખુલાસાઓ કર્યા હતા. પ્રો. વાડીઆની પ્રીન્સીપાલ તરીકે નીમણુક થવાની ખબરને સભાએ તાળીઓના અવાજથી વધાવી લીધી હતી. સાંભળવામાં આવ્યું છે કે પ્રૅા. વાડીયા અને સોસાયટી વચ્ચે કાંઇક વાંધો પડવાથી પ્રો. વાડીઆએ પ્રીન્સીપાલનો ઓદ્ધો સ્વીકારવા ના પાડી છે. કોલાપુરવાળા પ્રૅા. દસ્તુરનું નામ પ્રીન્સીપાલ તરીકે સંભળાય છે. પ્રૅા. વાડીઆ જેવા વિદ્યાર્થીઓમાં પ્રિય થઇ પડેલા શિક્ષકની સેવાનો લાભ સુરતને નહિ મળી શકે, એ શોચનીય વાત છે. પ્રૅા. દસ્તુરની પ્રૅાફેસર તરીકેની કારકીર્દી જાણીતી નથી પણ આપણે આશા રાખીશું કે જો તેઓ નીમાય તો તેઓ પોતાના કાર્યમાં ફતેહમંદ નીવડશે.

**સુરત સાર્વજનિક સમાજ**—થોડા વખતપર અસ્તિત્વમાં આવેલા આ મંડળે મોંઘવારી ઓછી કરવા માટે શા ઉપાયો લેવા, તેના સંબંધમાં એક જાહેર સભા મી. અમદાની નામના એક વોરા ગૃહસ્થના પ્રમુખપણા નીચે તા. ૨૪-૧-૧૭ને દિવસે અત્રેની સુર્ય પ્રકાશની નાટકશાળામાં બોલાવી હતી. મોંઘવારી દૂર કરવાને માટે યોગ્ય પગલાં લેવા એક વગવાળી કમિટી નીમાઇ હતી. આ કમિટીએ પોતાનું કાર્ય શરૂ કર્યું અને મોંઘવારીમાં ગરીબોને રાહત મળે તેને માટે સારા પૈસા ભેગા કર્યા છે. સસ્તી કીંમતનાં અનાજની દુકાન ખોલવા માટે ગોઠવણ થાય છે.

**મેડીકલ યુનીયન**—દર મહિને મળતા શહેરના ડાક્ટરોના આ મંડળે બીજું વર્ષ તા. ૧૯-૧-૧૮ ને દિવસે પુરૂં કર્યું છે. પોતાના ધંધાના કાર્યો શિવાયના જાહેરજીવનના બે કાર્યો વર્ષ દરમ્યાન આ મંડળે બજાવ્યા છે. મ્યુનિસીપાલીટીની શાળાઓમાં નિયમસર ડૅાક્ટરી તપાસ રાખવાનું શરૂ કર્યું છે, તથા શહેરમાં હડકાયા કુતરાઓના ત્રાસ ઓછા કરવા માટે એક અરજી કેટલાક ઉપાયો સુચવી અત્રેના કલેક્ટરપર રવાને કરી છે.

**સનાતન ધર્મની પરીક્ષા**—પ્રતિવર્ષે લેવાતી આ પરીક્ષા આ વર્ષે તા. ૨૦-૧-૧૮ ને દિવસે અત્રેની ધી યુનીયન હાઇસ્કુલના મકાનમાં લેવામાં આવી હતી, જેમાં ૧૬૨

વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. અત્રેની સ્ત્રીસમાજ તરફથી ૩૨ સ્ત્રીઓ આ પરીક્ષામાં બેઠી હતી.

**સુરત સ્ત્રી સમાજ**—આ સમાજના અઠવાડિક વર્ગો દર બુધવારે નિયમિત રીતે ચાલે છે. તા. ૩–૨–૧૮ ને દિવસે રા. પરાગજી ખંડુભાઇએ "દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતમાં આપણી હિંદી બ્હેનોએ આપેલો ફાળો," આ વિષયપર એક બહુજ હૃદયદ્રાવક જુસ્સાથી ભરેલું વ્યાખ્યાન આપ્યું હતું. ડૉ. ઠાકોરલાલ ખંભાતી "દર્દીની માવજત"ના વર્ગો દર રવિવારે બપોરે લે છે. આ સમાજ તરફથી ૩૨ બાળાઓએ ચાલુ વર્ષની સનાતન ધર્મની પરીક્ષામાં ભાગ લીધો છે.

**મ્યુનિસીપાલીટી**—ઑ. પટેલનું પ્રાથમિક કેળવણીનું બીલ ધારાસભામાંથી પસાર થયું કે તરતજ અમારી મ્યુનિસીપાલીટીએ તે અમલમાં મુકવા એક કમીટી નીમી હતી. તેણે જરૂર પડે તો ૧૦ °/ₒ જેટલો કર વધારીને પણ કેળવણી ફરજીયાત દાખલ કરવાની ભલામણ કરવાથી ગઇ છેલ્લી સભાએ તે કમીટીની ભલામણ પસાર કરી છે, એટલે ટુંક મુદતમાં અમારે ત્યાં પ્રાથમિક કેળવણી ફરજીયાત દાખલ થશે. ઉત્તર વિભાગના કમિશ્નર એ. મી. પ્રાટે અત્રેની મ્યુનિસીપાલીટીના મેમ્બરોની એક મીટીંગ કરી મુલાકાત લીધી હતી. જેમાં બીજી કેટલીક બાબતો ઉપરાંત મ્યુનિસીપાલ કમિશનરના વહિવટથી શહેરમાં ફેલાયલા અસંતોષ તરફ શહેરના કેટલાક ચુંટાયલા પ્રતિનિધિઓએ ઠીક ધ્યાન ખેંચ્યું હતું.

**સનાતન વૈદિક સભા**—તા. ૨૮ મી ફેબ્રુઆરીને દીવસે રા. રા. મથુરાચ્છરામ બળવન્તરામના પ્રમુખપણા નીચે એક સભા અત્રેના બાલાજીના મંદિરમાં મળી હતી જે વખતે જુદા જુદા વક્તાઓએ ધાર્મિક બાબતોપર વ્યાખ્યાનો આપ્યા હતાં.

**હોમરૂલની ચળવળ**—તા. ૩–૨–૧૮ ને દિવસે આર્ય સમાજના મંદિરમાં અત્રેની હોમરૂલ લીગ તરફથી "ખેડા જીલ્લાના સંકટ સંબંધી ગુજરાત સભાએ ઉપાડેલા કાર્ય તરફ સહાનુભૂતિ બતાવવા તથા તે સંબંધી સરકારે બહાર પાડેલી યાદી તરફ નાપસંદગી બતાવવા" એક જાહેર સભા બોલાવવામાં આવી હતી. સભામાં ગુજરાત સભાના કાર્ય તરફ સહાનુભૂતિ બતાવનારો ઠરાવ થયો હતો, તેમજ સરકારની યાદી તરફ નાપસંદગી બતાવનારો બીજો ઠરાવ થયો હતો.

**મીસીસ બિસેંટનું આગમન**—તા. ૧૨–૨–૧૮ ને દિવસે સહવારે હોમરૂલ લીગના પ્રમુખ, સમગ્ર હિંદુસ્તાનમાં હાલમાં ઘેર ઘેર ગવાઇ ગયેલાં, વિદુષી મીસીસ બિસંટ સુરત આવનાર છે, એ સમાચારે આખા શહેરને ખળભળાવી મુક્યું અને બે દિવસની ટુંક મુદતમાં પોતાનાથી બનતો આવકાર આપવા માટે લોકોએ તૈયારી કરવા માંડી. આખા શહેરે આ વિદ્વાન બાનુને અપૂર્વ આવકાર આપ્યો, અને ૭૦ વર્ષની આ અસાધારણ શક્તિવાળી બાનુએ પોતાની વૃદ્ધ ઉમ્મરે હિંદની જે સેવા બજાવી છે તેની સેવાની યત્કિંચિત્ કદર માટે લોકોના ટોળે ટોળાંઓએ ફુલ તોરાથી સન્માન આપ્યું. રાષ્ટ્રીય કેળવણી પર સવારે ૮ કલાકે અત્રેની સુર્યપ્રકાશ નાટકશાળામાં એક વિદ્વત્તા ભર્યું ભાષણ આપ્યું હતું, અને સાંજના સ્ટેશન રોડ આગળના વિશાળ મેદાનમાં ૧૫૦૦૦ ( પંદર હજાર ) માણસો સન્મુખ "આપણે કરવાનું કાર્ય," એ વિષયપર એક સુશ્રાવ્ય ભાષણ આપી

શ્રોતાજનોના મનપર મજબુત અસર કરી હતી. અત્રેની હોમરૂલ લીગે બેટ દાખલ રાષ્ટ્રીય કેળવણી માટે રૂ. ૧૦૦૦) અંકે રૂપીઆ એક હજારની પર્સ આપવાનું જાહેર કર્યું હતું. બપોરે ત્રણ વાગે મીસીસ બિસેંટે અત્રેના થીઓસોફીકલ સોસાયટીના મકાનમાં એક ભાષણ આપ્યું હતું અને લગભગ પંદર મેમ્બરોને સોસાયટીમાં દાખલ કર્યા હતા.

**હિંદી પ્રચારક કાર્યાલય**—રા. રા. મોતીલાલ રામલાલ ડોક્ટરે હિંદી ભાષા રાષ્ટ્રભાષા થાય અને તેનો પ્રચાર સુરત શહેરમાં વધે એવા ઉદ્દેશથી એક કાર્યાલય ખોલ્યું છે, જેની પ્રથમ શરૂઆત તા. ૧૨–૨–૧૮ ને દીવસે પૂજ્ય મિસીસ બિસંટના મુબારક હસ્તે કરવામાં આવી હતી.

**કરસુખ વી. હેકર.**

## ભરૂચ.

તા. ૨૩–૩–૧૮

1. **લડાઈના સંકટનિવારણ ફંડની અત્રેનાં બાનુઓની શાખાની મિટીંગ:—** તા. ૨૧–૨–૧૯૧૮ને રોજ સાંજના ૪ કલાકે ભરૂચના મહેરબાન કલેકટર સાહેબની ઓફીસમાં લડાઇના સંકટ નિવારણ ફંડની અત્રેની બાનુઓની શાખાની એક સભા ભરૂચના કલેકટર સાહેબ સી. એચ. બ્લેથવેટના પ્રમુખપણા નીચે મળી હતી જે પ્રસંગે મજકુર શાખામાં અત્યાર સુધી અત્રેના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ મી. ઓસ્ક્રાનના ભલા મહેરદાર મીસીસ ઓસ્ક્રાને જે સુંદર કાર્ય બજાવ્યું છે, તે માટે સંતોષ દર્શાવી તેમનો આભાર માનવામાં આવ્યો હતો અને મી. ઓસ્ક્રાન રજાપર પોતાને દેશ જતા હોવાથી મજકુર શાખાનું કાર્ય અત્રેના લોકપ્રિય ડીસ્ટ્રીક્ટ અને સેશન્સ જડજ મી. એમ. એસ. અડવાણીના બાનુ મીસીસ અડવાણીના હાથમાં સોંપવામાં આવ્યું હતું અને મજકુર શાખાને મદદ કરવાના શુભ હેતુથી શહેરના સંભાવિત ગૃહસ્થોની એક સલાહકારક કમિટી નીમવામાં આવી હતી.
2. **અત્રે શહેરમાં સખ્ત પ્લેગ ચાલતો હોવાને લીધે,** તેની સત્વર શાંતિ અર્થે અત્રેના મુસલમાનભાઇઓ તા. ૨૫–૨–૧૯૧૮ ને રોજ પોતાના ધંધાનું બધું કામકાજ બંધ કરી આખા શહેરમાં પોતાના ધર્મ પુસ્તકોમાંથી ભણતા ભણતા ફરવા નીકળ્યા હતા તેમજ અત્રેના બોહરા લોકોએ પ્લેગમાં પોતાની કોમની ખુવારી થાય છે તે અટકાવવા આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિથી કેટલાક સરસ નિયમો યોજ્યા હતા અને તેનો બરાબર અમલ કર્યો હતો.
3. **ઉત્તર વિભાગના મહેરબાન કમીશનર સાહેબ મી. એફ. જી. પ્રાટ** ચાલુ માસમા અત્રે પધાર્યા હતા તેમના માનમાં અત્રેના લોકપ્રિય ડીસ્ટ્રીક્ટ અને સેશન્સ જડજ મી. એમ. એસ. અડવાણીએ તા. ૨–૩–૧૯૧૮ને રોજ સાંજના ૫ કલાકે ઍટ હોમનો એક મેળાવડો કર્યો હતો. જેમાં શહેરના આગેવાન ગૃહસ્થોને હાજરી આપવા આમંત્રણ કરવામાં આવ્યું હતું. તા. ૨–૩–૧૯૧૮ ને રોજ સવારના ૯ કલાકે અત્રેની મ્યુનિસીપાલીટીના હોલમાં મહેરબાન કમિશનર સાહેબે પધારી સ્થાનિક મ્યુનિસીપાલીટીના કાઉન્સીલરોની મુલાકાત લીધી હતી અને શહેર સુધરાઇને લગતી

અગત્યની બાબતો સંબંધી મહત્વની ચર્ચા કરી હતી અને સુધરાઇને ટર્મીનલ ટેક્સ અને દાખલ કરવાની તથા હલાલખોરસેસ સંબંધી ફરી વિચાર કરવાની સૂચના કરી હતી. તા. ૪–૩–૧૯૧૮ ને રોજ સાંજના ૫ કલાકે અત્રેના 'બારૂચા–હોલમાં' ભરૂચ સેનીટરી એસોસીએશન તરફથી એક જાહેર સભા બોલાવવામાં આવી હતી જેમાં મહેરબાન કમીશનર સાહેબે પધારી ભાગ લીધો હતો. પ્લેગ અને કોલેરા શહેરમાંથી એકદમ કેમ નાબુદ થાય તથા આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિથી શહેરની આરોગ્યતા બરોબર જળવાઇ રહે, તે માટે જે જે અગત્યતા હતી તે સર્વ દર્શાવાઇ; તે પર રસ ભરી ચર્ચા થઇ હતી. હાલમાં જે મહાન યુદ્ધ ચાલી રહ્યું છે તેમાં આપણી નામદાર સરકારને મદદ કરવાના શુભ હેતુથી આ કપાસ પકાવનારા જીલ્લામાંથી કપાસના એક ગાડે બે આના લેવા હીલચાલ કરવાનું ઠર્યું છે જે મુજબ વ્યવસ્થા કરવા ડીસ્ટ્રીક્ટ જડજ મી. અડવાણી પાલેજ અને અંકલેશ્વર ચાલુ માસમાં તા. ૬ ઠ્ઠી અને ૭ મીએ પધાર્યા હતા.

'ભરૂચી.'

---

# પુસ્તક–પરિચય.

---

**બીજી ગુજરાત કેળવણી પરિષદ્‌નો અહેવાલ**—પ્રકાશક રા. હરિભાઇ ઝવેરભાઇ અમીન ભરૂચ, કિંમત રૂા. ૧–૦–૦ પૃષ્ટ ૨૯૦.

મહાત્મા મોહનદાસ ગાંધીના પ્રમુખપણા નીચે જે કેળવણી પરિષદ્‌ની બેઠક તા. ૨૦ અને ૨૧ અકટોબર ૧૯૧૭ના રોજ ભરૂચમાં મળી હતી તેનો અહેવાલ બ્હાર પડયો છે. તેના પહેલા ભાગમાં બન્ને દિવસના કાર્યનો હેવાલ અને પરિષદ્‌ને મળેલા નિબંધો છાપવામાં આવ્યા છે. બીજા ભાગમાં પરિશિષ્ટ છે અને તેમાં મુખ્યત્વે કરીને મહાત્મા ગાંધીજીની, મીસીસ એની બેસન્ટની અને રા. છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી તથા રા. કાશીભાઇ ઝવેરભાઇ અમીનની રાષ્ટ્રીય શિક્ષણની યોજનાઓ ખાસ ધ્યાન ખેંચે છે. તે ઉપરાંત ગુજરાતમાં શારીરિક કેળવણીનો સુધારો કરવાની યોજના ઘડવાને, પ્રચલિત ગ્રાંટ–ઇન–એઇડ કમિટીમાં સુધારા સૂચવવાને, વિજ્ઞાન અને ગણિતના અભ્યાસક્રમમાં સુધારા સૂચવવા અને ખેતીવાડીના શિક્ષણની યોજના સૂચવવાને નીમાએલી કમિટીઓના રિપોર્ટ પણ આ વિભાગમાં પ્રકટ કરવામાં આવ્યા છે. લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટીઓના સભાસદોને, દેશી રાજ્યોના કારભારીઓને અને ખાનગી માધ્યમિક શાળાના વ્યવસ્થાપકોને પરિષદ્ તરફથી જે પ્રશ્નાવલીઓ મોકલવામાં આવી હતી અને તેના જવાબમાં જે ઉત્તરો મળ્યા હતા તેનાં તારણ પણ પ્રકટ કરવામાં આવ્યાં છે.

પરિષદ્‌માં થએલા કાર્ય વિષે, આ અહેવાલની પ્રસ્તાવનામાંથી નીચેનો ફકરો ટાંકીશું.

" પરિષદ્‌ની બેઠકના તમામ કાર્ય ઉપર તેના પ્રમુખ મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીના અસાધારણ વ્યક્તિત્વની અને સિદ્ધાંતોની ઉંડી છાપ બેઠી હતી. તેમનું ભાષણ

કેળવણીના સાહિત્યમાં ઉંચું સ્થાન લેશે. જે ઠરાવો પરિષદમાં પસાર થયા હતા તેમાંના બે સૌ વાંચકોનું ખાસ ધ્યાન ખેંચશે. સર્વ પ્રકારની કેળવણી માતૃભાષા દ્વારા જ આપવી જોઇએ, એ મુદ્દાનો નવમો ઠરાવ ગઇ પરિષદના કીર્તિસ્તંભ રૂપે ભવિષ્યમાં પંકાશે. હિન્દી રાષ્ટ્રીય ભાષા થઇ શકે કે નહિ એ વિષે મતભેદ હોવાથી આગ્રહી ઠરાવ પસાર કરી શકાયો નહિ, પણ તે વિષે વિચાર કરી અહેવાલ તૈયાર કરવાનું કામ દશમા ઠરાવથી તેમાં જણાવેલી કમિટીને સોંપવામાં આવ્યું છે. આ બન્ને વિષયોમાં આખા દેશમાં તેમ જ ગુજરાતમાં પ્રજામત જાગૃત થતો જાય છે પણ આ બન્ને ઠરાવો પ્રમુખસાહેબના વિચારબલ અને નૈતિકબલને ઘણે અંશે આભારી હતા એમ કહેવામાં અતિશયોક્તિ નથી. આ બન્ને ઠરાવોથી જે કમિટીઓ નીમવામાં આવી છે તે જો ધાર્યા પ્રમાણે પોતાનું કામ કરશે તો આ ગુંચવાડા ભરેલા સવાલોના નિરાકરણનો દિવસ નજીકમાં આવશે."

અહેવાલ ઉપરથી એ તો સ્પષ્ટ રીતે જણાય છે કે પરિષદ હજી શિશુદશામાં છે. જમાનાના બલથી અને કંઇક કેળવણી પરિષદના અને કેળવણી મંડળોના પ્રયાસથી કેળવણીનું પવિત્ર વાતાવરણ ગુજરાતમાં જામશે તેમ તેમ પરિષદની બેઠકો અને તેના અહેવાલો વધારે શોભી ઉઠશે.

**રાષ્ટ્રીય પડઘા**—લેખક અને પ્રકાશક રા. હરિલાલ માણેકલાલ દેસાઇ બી. એ. અને રા. કલ્યાણરાય નથુભાઇ જોશી બી. એ., વડોદરા. કિંમત રૂ. ૧-૦-૦, પૃષ્ટ ૨૪૭.

"આ પુસ્તકના લેખો...વર્ત્તમાન સમયના આન્દોલનોની પ્રેરણાથી જુદે જુદે વખતે લખાયા હતા અને જુદા જુદા માસિકોમાં કે વર્તમાનપત્રોમાં પ્રકટ થયાહતા તેનો આમાં સંગ્રહ કરવામાં આવ્યો છે." આ જોતાં જ પહેલો વિચાર એ આવેછે કે છુટક છુટક લખાએલા લેખોને પુસ્તકના આકારમાં પ્રકટ કરવા એ ઘણુંખરૂં બિનજરૂરી અને અયોગ્ય હોય છે. ઉંડા અભ્યાસ અને ચિંતનને પરિણામે કાયમી મહત્વના વિષયપર જામેલી શૈલીમાં જે લેખો વર્તમાનપત્રોમાં પ્રકટ કરવામાં આવે તેનો સંગ્રહ વાંચકવર્ગને ઉપકારી થઇ પડે: બાકી નહિ.

પુસ્તકના વિષયો તરફ દૃષ્ટિ કરતાં અને પાનાં ઉથલાવતાં કેટલાક લેખો દૃષ્ટિએ પડે છે કે જે કોઇ પ્રસંગવશાત્ નહિ પણ સ્વયંભૂ વૃત્તિથી અને આખી લેખમાળા તૈયાર કરવાના હેતુથી લખવામાં આવ્યા છે. દાખલા તરીકે બેલ્જીયમ અને રશીઆ વિષે લેખો અહીંઆ પ્રકટ કરી લેખકે તેમાં રહેલી માહિતી સામાન્ય વાંચક વર્ગને સુલભ કરી છે. "કેળવણી કઇ ભાષાદ્વારા" અને "રાષ્ટ્રીય શિક્ષણ" એ લેખો સારા છે. "હિન્દુસ્થાનની ઔદ્યોગિક પ્રગતિ" વિષે મી. ગ્રીન બાર્લોના પુસ્તક ઉપરથી જે લેખમાળા રચવામાં આવી છે તે અતિશય ઉપયોગી છે. બીજી પાસ રાજકીય વર્ણવાળા અને સામાન્ય લેખો જેમાંના કેટલાક તો દૈનિક અને અઠવાડિક પત્રો માટે લખવામાં આવ્યા હતા—તે એકંદર પુસ્તકમાં પ્રકટ કરવા જેવા નથી.

છતાં "ગુજરાતની જાગૃતિ," "ગુજરાતનું રાષ્ટ્રીય જીવન," "ગુજરાતનું આ વર્ષ," વગેરે લેખોમાં અને "રાષ્ટ્રીય પડઘા" એ પુસ્તકના નામમાંથી નૂતન ગુજરાતનું જે સ્વપ્ન

લખકોએ સૂચવ્યું છે અને સેવ્યું છે તે પણ વાંચકના હૃદયને અજવાળશે તો એ કાંઈ ન્હાનો સુનો લાભ નથી.

**સ્વદેશગીતામૃત**—દેશભક્તિના કાવ્યોનો સંગ્રહ—સંગ્રહકર્તા મ્હેતા ક્રાન્તિલાલ અમુલખરાય—અમદાવાદ—કિંમત રૂ. ૦—૪—૦ પૃષ્ટ ૭૬.

જેમ બંગભંગની ચળવળ પછી આશરે દશ વર્ષે સ્વરાજ્યની હિલચાલ આખા દેશમાં ઉભી રહી છે, તેમ તેના ધ્વનિરૂપે આશરે દશ વર્ષે સ્વદેશભક્તિનાં કાવ્યોનો સંગ્રહ બહાર પડયો છે એ જોઇને અમને ઘણો જ આનંદ થાય છે. પહેલાં પ્રકટ થએલ **સ્વદેશ-કીર્ત્તનનું** પુસ્તક સરકારે જપ્ત કર્યું હતું ત્યારપછી તરત જ એવાં અનેક પુસ્તકો પ્રકટ થવા જોઇતા હતા. તો આટલી વાટ જોવડાવીને આ સંગ્રહ બહાર પડયો તેને સૌ કોઇ સ્વરાજ્યવાદી—સ્વદેશાભિમાની ગુજરાતી વધાવી લેશે, એવી આશા છે.

અનુક્રમણિકામાં ગીતના વિષયવાર વિભાગ પાડવામાં આવ્યા છે અને તે પછી કાવ્યના કર્ત્તાઓની યાદી પણ પ્રકટ કરી છે. એકંદરે દેશભક્તિનાં ઘણાંખરાં સારા ગીતોનો સમાવેશ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે. ૧૯—૨—૧૮ ના રોજ **શ્રીયુત ગોખલેની જયન્તિ** નિમિત્તે આ પુસ્તક બહાર પાડવાનો પ્રકાશકે નિશ્ચય કરેલો હોવાથી કાવ્યોની ગોઠવણીમાં અને છપાઇમાં ઘણી ઉતાવળના ચિહ્ન જોવામાં આવે છે. ઘણાં ગીતોનો સમાવેશ આ પુસ્તકમાં ન કર્યો હોત તો તેથી પણ આખા સંગ્રહની કિંમત વધી જાત. આવા દોષો હોવા છતાં આમાંના અનેક ગીતો સર્વ ગુજરાતીઓએ પાઠે રાખવાં જેવાં છે અને તેથી તેનો લાભ લેવા સર્વેને વિનંતિ છે.

---

# નોંધ.

આ માસની શરૂઆતથી જોત જોતામાં જર્મન લશ્કરે ફ્રાન્સના રણક્ષેત્રપર મિત્રરાજ્યોના લશ્કર સામે ભયંકર ધસારો કર્યો છે; અને રૂશિયાએ જર્મની સાથે આત્મવિઘાતક સંધિ કરીને પૂર્વના રણક્ષેત્ર ઉપરના જર્મન લશ્કરને છુટું કર્યું તે પછી પણ ફ્રાન્સમાં આપણા અને આપણા શત્રુઓના દળની સંખ્યામાં બહુ ફેર ન હોવા છતાં, હલ્લો કરવાની શરૂઆત તેઓ કરતા હોવાથી—લડાઇની બાજી તેમને હસ્તક હોવાથી તેમણે લગભગ ૪૦૦ માઇલની સરહદ રોકીને આપણા સૈન્યને ઘણું પાછું હડાવે છે. અંગ્રેજ અને ફ્રેંચ સિપાઇઓએ હદપાર દ્રઢતા અને બહાદુરી બતાવીને કેસરિયાં કર્યા છે તેથીજ લશ્કરોમાં તુટ પડી તેવી સંધાઈ છે અને તેના કોઇ પણ ભાગનો નાશ થયો નથી. આ સ્થિતિએ આપણા મોટામાં મોટા સેનાધિપતિઓને અને પ્રધાનોને ઉંડી ચિંતામાં નાંખ્યા છે. જો ખાસ વધુ પ્રયત્ન કરવામાં ન આવે અને હાલની જ લશ્કર ઉત્પન્ન કરવાની પદ્ધતિ કાયમ રહે તો આપણું લશ્કર ઘણી જ ઘાસ્તિમાં આવી પડે એમ હવે સૌને લાગ્યું છે. પણ આવે અણીને પ્રસંગે બ્રિટિશ પ્રધાનો કે પ્રજા નાહિંમત થઇ પાછા હઠે એવી નથી અને તેથી તેણે તાકીદથી બે રસ્તા લીધા છે. પ્રથમ તો અમેરિકાની સરકારને એક તાર મૂકીને વડા પ્રધાને જણાવ્યું છે કે તે દેશના ભરપૂર સૈન્યથી જ આ લડાઈ જીતી

આશારો અને જે દરેક ક્ષણ જાય છે, તે ઘણીજ ગંભીર હોવાથી લશ્કરને તૈયાર કરી વધારે ને વધારે ઝડપથી ફ્રાન્સ મોકલવાની વ્યવસ્થા કરવી જોઇએ. પ્રે. વિલ્સને શહેનશાહ જ્યોર્જને સંદેશો મોકલીને અમેરિકાની આખી પ્રજાની સહાનુભૂતિ અને મદદ કરવાની તીવ્ર ઇચ્છા જણાવી છે. હમણાંજ થોડા દિવસ ઉપર એક યુદ્ધશાસ્ત્રમાં કુશળ ગૃહસ્થે હાલની લડાઇને જનરલ બ્લુશર રણક્ષેત્ર પર પહોંચ્યો તે પહેલાંની વૉટરલુની લડાઇ સાથે સરખાવીને કહ્યું હતું કે—તે જર્મન ધસારા સામે આપણે મદદ મળતા સુધી અડગપણે ટકી રહીએ અને જો જનરલ બ્લુશર ( એટલે આ પ્રસંગે અમેરિકનો ) ખરેખર પૂરી સંખ્યામાં આપણને મદદ કરવાને આવવાના હોય તો જ આપણો વિજય ચોક્કસ છે.

જેમ એક પાસ અમેરિકાની મદદ માગવામાં આવી છે, તેમ બીજી પાસથી આખા સામ્રાજ્યમાંથી વધારે સિપાઇઓ અને દારૂગોળો મેળવવા માટે ભારે પ્રયત્ન કરવામાં આવે છે. વડા પ્રધાને બધા સંસ્થાનના પ્રધાનોને અને આપણા દેશના વૉઇસરૉયને ખાસ સંદેશો મોકલીને સામ્રાજ્યના આ અણીના પ્રસંગે હજી વધારે મદદ તરતમાં મોકલવાને માગણી કરી છે. સંસ્થાનો અને હિન્દ તરફથી મળેલા તેના જવાબો તો ઘણા પ્રોત્સાહક છે એટલુંજ નહિ પણ થોડા જ દિવસમાં વધારે સિપાઇઓ ઉત્પન્ન કરવાનો કાયદો કેનેડાની પાર્લામેંટમાં પસાર થયો છે, ઓસ્ટ્રેલિઆએ દરમાસ લગભગ બમણા માણસો મોકલવાની તૈયારી કરી છે, ઑસ્ટ્રેલીઅન સ્ત્રીઓની એક ટુકડી પણ લડાઇમાં ભાગ લેવાને ઇન્તેજારી બતાવે છે અને દક્ષિણ આફ્રિકામાં ઘણીજ મોટી સંખ્યામાં લોકો લશ્કરમાં જોડાવા માંડયા છે. ઇંગ્લાંડમાં તો મોટામાં મોટા પાયા ઉપર હાલની સ્થિતિને પહોંચી વળવાને તૈયારીઓ થાય, એ સ્વાભાવિક છે. પચાસ અને એકાવન વર્ષની ઉમર સુધીના પુરૂષોને લડાઇની તાલિમ આપવાને અને બીજા તેવાં જ અનિયમ પગલાં લેવાને તરતજ પાર્લામેંટમાં એક કાયદો રજુ કરવામાં આવ્યો હતો અને તે કાંઇ પણ ચર્ચા વગર પસાર થઇ જાત પણ તેમાં આયર્લૅંડમાં લશ્કરી નોકરી ફરજીયાત કરવાની કલમ મૂકવામાં આવી હતી તેથી આયરિશ સભાસદોએ ખૂબ વાંધો ઉઠાવ્યો હતો. એ તો સ્પષ્ટજ છે કે આયર્લાંડના પ્રજાહૃદયને સંતોષ આપ્યા શિવાય એટલે તેને હોમરૂલ આપ્યા શિવાય આયર્લાંડની પાસે આવી સંગીન મદદની આશા ન જ રાખી શકાય. પણ દરમિયાનમાં આયર્લાંડને માટે હોમરૂલની યોજના ઘડવાને જે પરિષદ બેઠી હતી તેનો રિપોર્ટ તૈયાર થઇને બહાર પડી ચૂક્યો છે અને તેથી આયર્લાંડમાં લશ્કરી નોકરી ફરજિયાત કરવાનો કાયદો પસાર કરીને તરત જ તેને હોમરૂલ આપવાનો કાયદો પાર્લામેંટમાં દાખલ કરવાનું વચન પ્રધાનમંડળે આપ્યું છે. આથી પણ આયરિશ સભાસદો સંતોષ પામ્યા નહિ અને ઘણા સવાલ જવાબ કરીને તેઓ છેવટે સરકાર પાસેથી એવું વચન મેળવી શક્યા છે કે જો કે હોમરૂલનો કાયદો પછી પસાર કરવામાં આવશે તો પણ લશ્કરી નોકરી આયર્લાંડમાં ફરજિયાત થાય તે પહેલાં હોમરૂલ તેને મળવુંજ જોઇએ; ઉપરાંત જો અમીરોની સભા હોમરૂલના કાયદામાં અડચણ નાંખશે તો પ્રધાન મંડળ રાજીનામું આપવા તૈયાર થશે. આથી પણ આઇરિશ સભાસદો સંતોષ પામ્યા નથી. તેમણે એવી દલીલ કરી કે આયર્લાંડને હોમરૂલ મળ્યા પછી આઇરિશ પાર્લામેંટ લશ્કરી નોકરી ફરજિયાત કરશે તો તેનું વધારે સારૂં પરિણામ આવશે. મિ. એસ્કવીથને પણ શરૂઆતમાં એમ લાગ્યું હતું કે આયર્લૅંડને હોમરૂલ આપ્યા સિવાય

લશ્કરી નોકરી ફરજીયાત કરવાથી કદાચ લાભ કરતાં હાનિ વધારે થશે. છેવટે હાલની સ્થિતિની ગંભીરતાનું વાસ્તવ્ય ધ્યાન પ્રધાનોએ કર્યું ત્યારે જ તેમણે આ કાયદાની સામેનો વાંધો પાછો ખેંચી લીધો. આઇરિશ સભાસદોએ તો તેની વિરૂદ્ધ જ પોતાનો મત આપ્યો પણ આખરે તે કાયદો પસાર થઈ ચૂકયો છે.

સૌ સમજુ માણસો જાણે છે કે જેમ હોમરૂલની માગણીમાં તેમ આ યુદ્ધમાં સહાય આપવાની બાબતમાં હિન્દુસ્થાન અને આયર્લાંડ વચ્ચે ઘણી જ સમાનતા છે. આયર્લાંડને કેટલાએ સૈકાઓથી જે કારી ઘા વાગ્યા છે તે હજી રૂઝાયા નથી તેથી જ અત્યાર સુધી તે દેશમાં લશ્કરી નોકરી ફરજીયાત કરાવવાની દરખાસ્ત પણ પ્રધાનમંડળે મૂકી ન હતી. અત્યારે ખરી અણીને પ્રસંગે પણ લશ્કરી કાયદો અમલમાં આવે તે પહેલાં હોમરૂલ આયર્લાંડને આપવાનું વચન પ્રધાનોને આપવું પડયું છે અને આ સ્વભાવિક છે. જ્યાં એક પ્રજા બીજી પ્રજા ઉપર રાજ્ય કરે અને ઉદાર રાજનીતિથી તેના અંતઃકરણને વશ કરવાને બદલે જુલ્મી કાયદાઓથી અને તેના વધારે જુલ્મી અમલથી તે પ્રજાને દુઃખ અને ત્રાસ આપ્યાં કરે ત્યાં રાજ્ય કરનાર પ્રજા ગમે તેવી મુશ્કેલીમાં આવે તે વખતે તેનાથી પીડા પામનાર લોકોનું અંતઃકરણ તેની વ્હારે ધાવાને નજ ઉછળે. અને જો તેની પાસેથી ભરપુર સહાય જોઇતી હોય—તેના અંતઃકરણના ઉંડાણના વ્હેણમાં ન્હાવું હોય—તો તેના ઉપર જે કચરી નાંખે તેવો ભાર મૂકવામાં આવ્યો હોય તે ઉઠાવી લેવોજ જોઇએ. આ વાત જેમ આયર્લાંડને તેમ હિંદુસ્થાનને પણ લાગુ પડે છે. હિન્દુસ્થાને અત્યાર સુધીમાં યુદ્ધમાં કેટલીક સહાય આપી છે તે હિન્દુસ્થાન પોતાના ઉમળકાથી જે મદદ આપી શકે તેના પ્રમાણમાં કાંઇ જ નથી. એ તો સૌ કોઇ જોઈ શકે છે હાલના અણીના પ્રસંગે પણ આગેવાનો ગમે તેટલા મથે અને શુદ્ધભાવથી સામ્રાજ્યની સેવા કરવા લોકોને ઉપદેશ આપે તો પણ પ્રજાના હૃદયને માત્ર શબ્દોથી જ નહિ પણ વ્યાવહારિક કાર્યોથી સંપૂર્ણ સંતોષ આપ્યા શિવાય ખરેખરી મદદ હિન્દુસ્થાન નહિ જ આપી શકે, એ ચોક્કસ છે. હિન્દી પ્રધાન થોડાજ વખત પર આવીયા હતા, અને તેમણે તથા ના. વૉઇસરૉયે હાલની સ્થિતિને વિષે વિચાર કરવા, દેશના કેટલાક દેશી રાજાઓ અને આગેવાનોની સભા ભરવાનું નક્કી કર્યું હતું. અલબત, વધારે લશ્કર અને વધારે દારૂગોળો હિન્દમાંથી ઉપજાવવાને અનેક યોજનાઓ ત્યાં રજુ કરવામાં આવશે તેની સાથે સ્વરાજ્યનું બંધારણ હિન્દને આપવા વિષે અને પ્રજાને ખાસ કરીને સાલે છે એવા કેટલાક સરકારી હુકમો રદ કરવા વિષે ચોક્કસ દરખાસ્ત સરકાર તરફથી રજુ કરવામાં આવશે, એવી કાંઇક આશા પડે છે. તે શિવાય હિન્દુસ્તાન પૂરી સહાય નહીંજ આપી શકે અને જે કંઈ મદદ લેવાશે તે જોર જુલમથી અને દબાણથી જ—એમ આપણા આગેવાનોએ રાજ્યકર્તાઓને સ્પષ્ટ સમજાવવું જોઇએ.

## હોમરૂલ ડેપ્યુટેશનના પાસપોર્ટ રદ !

ઓચિંતા નુકશાનથી માણસ હાંફળો ફાંફળો બને છે અને ગભરાટના આવેશમાં ગંભીર ભૂલો કરે છે. ફ્રાન્સમાં આપણા લશ્કર ઉપર ધસારો થયો અને તે કાંઇક પાછું હઠયું, તેથી સરકારે લોકમાન્ય તિલક, શ્રી ખાપર્ડે, શ્રી કરંદીકર, શ્રી કેળકર વિગેરેના કોલંબો સુધી પહોંચેલા મંડળના અને તે પછી જીબ્રાલ્ટર સુધી પહોંચેલા મી. સૈયદહુસેન અને

શ્રી ઈકબાલ નારાયણ ગુરતુના ઈંગ્લાંડ જવાના પાસપોર્ટ રદ કરવાની ગંભીર ભૂલ બ્રિટીશ સરકારે કરી છે. લો. તિલકે છેલ્લા ત્રણ ચાર માસમાં વિલાયત હોમરૂલ ડેપ્યુટેશન મોકલવા કેટલી બધી ચળવળ કરી છે, સેંકડો માઇલો તેઓ ગાડીમાં અને મોટરોમાં ફર્યા છે, તેને જ પરિણામે કેટલા પૈસા તેમણે ભેગા કર્યા છે અને આ બધા કાર્યમાં આખી પ્રજાએ અને ખાસ કરીને મહારાષ્ટ્ર તથા બિરારના લોકોએ કેટલો બધો રસ લીધો છે, તે આપણે જાણીએ છીએ તેમજ હિન્દી સરકાર પણ કાંઇક સમજે છે. ડેપ્યુટેશન પાછું વળવાથી લોકોના અંતઃકરણને કેટલો આઘાત પહોંચશે, તે પણ અહીંની સરકાર કાંઈ સમજતી દેખાય છે. પરિણામે જ્યારે પહેલી વાર બ્રિટીશ સરકારે જ્યારે પાસપૉર્ટ રદ કર્યા ત્યારે હિન્દી સરકારે કેપ ઑફ હૉપ ગુડ સુધી જવાની ડેપ્યુટેશનને રજા આપી. તે પછી તરતજ બ્રિટીશ સરકારે પણ ફરી ઈંગ્લાંડ જવાની રજા આપી અને હિન્દી સરકારના સંદેશાથી સમજીને બ્રિટીશ સરકારે પોતાની ભૂલ સુધારી એવો સંતોષ આપણને થતો હતો એવામાં તો અન્તે ઇંગ્લાંડ જવાની તેમને ઈંગ્લાંડથીજ મના કરવામાં આવી! આટલેથીજ સંતોષ ન પામી જીબ્રાલ્ટર સુધી પહોંચેલા મિ. સૈયદહુસેન અને શ્રી ગુરતુને પણ તેવોજ મનાઇ હુકમ આપ્યો. અમે નથી સમજી શકતા કે આ બન્ને મંડળો વિલાયત પહોંચ્યા હોત તેથી બ્રિટીશ સરકારને તેના કાર્યમાં શો અંતરાય આવત! અલબત તેઓ ઇંગ્લાંડમાં જઇને સ્વરાજ્યની ચળવળ કરત અને મજુરપક્ષને કદાચ એવી પણ સમજુત આપત કે હિન્દુસ્થાનને તરત સ્વરાજ્ય આપો તો જોઇએ તેટલું મોટું લશ્કર હિંદમાંથી પેદા કરી શકાય. પણ આ સત્યનો બ્રિટીશ પ્રધાન મંડળ અને અહીંની સરકારને પણ થોડે ઘણે અંશે તો સ્વીકાર કરવોજ પડશે. બીજી પાસ આ મનાઇ હુકમ કાઢવાથી આપણા ડેપ્યુટેશનનો જે ભય સરકારે બતાવ્યો છે, તે આખી બ્રિટીશ પ્રજાને કલંક લગાડનાર છે. શું અંગ્રેજ લોકો અને અંગ્રેજ મજુરો એટલા દેશાભિમાની અને પાકી બુદ્ધિના નથી કે થોડા હિન્દીઓ આવીને તેમના પરમ કાર્યમાં તેમના દેશ અને સામ્રાજ્ય પ્રત્યે ધર્મબુદ્ધિમાં અને લશ્કરી તૈયારીમાં રહેજ પણ વિક્ષેપ નાંખી શકે? બ્રિટીશ સરકારે એકવાર મનાઈ હુકમ રદ કરી ફરીથી તેનો અમલ કર્યો, તે એજ જણાવે છે કે તે આ બાબતમાં કાંઇક શંકાશીલ હતી. તો તેણે દેખીતી રીતે હિન્દી સરકારની સલાહ ધ્યાનમાં લેવી જોઇતી હતી. પણ કોણ જાણે શાથી પ્રધાન મંડળમાં આપણા વિરોધીઓનો પાસો પોબાર પડ્યો છે અને ઉદાર રાજનીતિ માટે પંકાએલી સરકારે આ ગેરવ્યાજબી અને બિન જરૂરી તો શું પણ હાનિકારક હુકમ બહાર પાડ્યો છે! હવે આ સંબંધમાં હિન્દુસ્થાનમાં ચળવળ થશે અને લોકોનાં મન ખાટાં થશે તેથી આ પ્રસંગે સહાય આપવામાં કાંઇક કમીના આવશે તો તેની જવાબદારી આ હુકમ કરવાની સલાહ આપનાર પ્રધાનો ઉપર રહેશે.

## ઉંચી નોકરીમાં હિન્દીઓ.

નામદાર શ્રીનિવાસ શાસ્ત્રીએ આ વિષે નીચેના ઠરાવો વડી ધારાસભામાં રજુ કર્યા હતાઃ—

૧. સરકારના બાંધકામના ખાતા માટે તેમજ રેલ્વે માટે ખાસ ઇજનેરો અમુક ચોક્કસ મુદતમાં હિન્દમાંથી જ નીમાવા જોઇએ. સન ૧૮૮૬ ના કમીશનની સુચના પ્રમાણે આ ખાતાના ઉંચા નોકરોના બે ભાગ પાડવામાં આવ્યા છે (૧) ઇમ્પી

રીયલ–હિન્દી અને (૨) પ્રોવીન્શીઅલ–પ્રાંતિક; અને તેમાં દશમા ભાગની જગ્યાઓ હિન્દીઓને આપવામાં આવી. હાલ કુલ ઇજનેરોમાંથી ૭૦½ ટકા જેટલા હિન્દીઓ છે. સન ૧૯૧૪ ના કમીશને આ બે વિભાગને ભેળવી દઇ અડધા ભાગની જગ્યાઓ હિન્દીઓને આપવાની ભલામણ કરી છે. આ કંઈક ઠીક લાગે પણ સંતોષકારક નથી. બધી ઇજનેરી જગ્યાઓ હિન્દીઓને આપવાનું બની શકે એમ છે અને એવું કોઇ રાજનીતિનું કે બીજું કારણ નથી કે જેથી આમ કરવામાં વાંધો લઇ શકાય. રૂર્કીની અને બીજી કોલેજોમાં ઘણા ઉંચા પ્રકારની ઇજનેરી તાલીમ અપાવામાં આવે છે અને તેથી પણ વધારે સારી તાલીમ આપવાની ગોઠવણ કરી શકાય. આ ઠરાવ વિષે સરકાર તરફથી જવાબ આપતાં–સર ક્લૉડ હીલે જણાવ્યું કે ઠરાવની દિશામાં જ હિન્દી સરકાર ધીમે ધીમે પગલાં લેતી જાય છે પણ પાંચ હજાર માઇલ લાંબી અને ૨૦ લાખ એકરને પાણી આપે એવી ચીનાબની નહેર અને તેવાં બીજાં એવાં મોટાં કામ પણ સરકાર ઉપાડે છે–કેમ જાણે તે કામ તો હિન્દીઓથી નહિ પણ અંગ્રેજોથીજ થઇ શકે. સર ક્લૉડ ભૂલી જાય છે કે એક પણ અંગ્રેજે આ પવિત્ર દેશમાં પગ મૂક્યો તે પહેલાં ગંગાજમનાની અને બાજી કેટલીએ સુંદર નહેરો અને કેટલાંએ જંગી તળાવો ખોદાવવામાં આવ્યાં હતાં. આ ઠરાવ નામંજુર થયો હતો.

૨. સર્વે, પોસ્ટ, તાર, મીઠાનું, મહેસુલ, આબકારી–વગેરે જે ખાતાની ઉંચી નોકરીઓમાં સાધારણ રીતે હિન્દમાંથીજ નીમણૂક કરવામાં આવે છે તેમાં મોટે ભાગે હિન્દીઓને જ નીમવા જોઇએ. આ ખાતામાં રૂ. ૨૦૦, રૂ. ૫૦૦ અને રૂ. ૮૦૦ ની નોકરીમાં હિન્દીઓ સેંકડે ૨૮, ૧૧ અને ૭ ટકા જેટલા છે. બાકીના બધા અમલદારો યુરોપીયનો અને એંગ્લો–ઇન્ડીઅનો છે–જેમની કુલ સંખ્યા આ દેશમાં માત્ર બે લાખનીજ છે ! પબ્લીક સર્વીસ કમીશન એવી સુચના કરે છે કે આ નોકરીમાં નીમાતા હિન્દીઓ ગ્રેજ્યુએટ હોવા જોઇએ પણ એંગ્લો–ઇન્ડીયનો સરકાર નક્કી કરે તે ધોરણ સુધી ભણેલા હોવા જોઇએ. એંગ્લો–ઇન્ડીઅનોની નિશાળોમાં વિદ્યાર્થીઓને સાધારણ રીતે સીનીયર કેમ્બ્રીજ પરીક્ષા માટે તૈયાર કરવામાં આવે છે પણ કલકત્તા યુનિવર્સિટી આ પરીક્ષાને ઇન્ટરના સરખી પણ ગણતી નથી. આમ બે કોમને માટે ધોરણનો ફરક રાખવાથી અને પહેલેથી પસંદ કરવામાં આવેલા ઉમેદવારોને પરીક્ષામાં બેસવા દેવામાં આવતા હોવાથી, કર્નલ બુરાન્ડે કબુલ કર્યું હતું તે પ્રમાણે ૭૫ ટકા જેટલી નોકરીઓ એંગ્લો–ઇન્ડીઅનોને આપવામાં આવે છે. હિન્દમાંથીજ જે ખાતામાં નીમણુક થાય તેમાં પણ દેશીઓ જુજ સંખ્યામાં નીમાય અને આંગળી માત્ર જેવી પરદેશી કોમના માણસોજ વધારે ભાગે નીમાય એ સરકારની રાજનીતિને જેટલું કલંકરૂપ છે તેટલું જ હિન્દીઓને અપમાનકારક છે. સન ૧૯૧૪ ના કમીશને સૂચવ્યું છે કે પરીક્ષા માટે પસંદ કરવામાં દર ત્રણ ઉમેદવારે એક તો હિન્દી હોવો જોઇએ, પણ આ સુધારો પુરતો નજ ગણાય. નામદાર શાસ્ત્રીનો ઠરાવ એ આપણી ઓછામાં ઓછી માગણી સૂચવે છે. તેના જવાબમાં સર વીલીયમ વીન્સેન્ટે જણાવ્યુ કે આ ખાતામાં નીમણૂક માટે કેળવણીનુંજ ધોરણ ન રાખવું જોઇએ ! કેળવણી કરતાં સરકારી અમલદારોની સ્વેચ્છા અને પક્ષાપક્ષી એ વધારે સારાં ધોરણ હશે ! આ ઠરાવ પણ નામંજુર થયો હતો.

૩. (અ) પબ્લીક સર્વીસ કમીશનની ભલામણ પ્રમાણે હુન્નર ઉદ્યોગ અને વિજ્ઞાનનાં

ખાતામાં બધી નિમણુંકો હિન્દુસ્થાનમાં જ કરવી જોઇએ અને આ વિષયોમાં ઉંચામાં ઉંચી તાલીમ આપવાને સત્વર નિશ્ચયપૂર્વક પ્રયત્નો કરવા જોઇએ.

(આ) આવતાં દશ વર્ષની મુદતમાં આ ખાતાની નિમણુંકો ઇંગ્લંડમાં કરવાનું બંધ કરવું જોઇએ.

(ઇ) હિન્દમાં આ વિષયોમાં ઉંચી તાલીમ આપવાની વ્યવસ્થા કરવામાં આવે તે દરમિઆન હુંશીઆર ચુંટી કાઢેલા ઉમેદવારોને યૂરોપ અને અમેરિકા તાલીમ લેવાને મોકલવા જોઇએ અને જો તેઓ યોગ્ય તાલીમ લઇ આવે તો તેમને ઉંચી નોકરી આપવી જોઇએ.

(ઈ) હુન્નર ઉદ્યોગોની કેળવણીની સંસ્થાઓમાં વિદ્યાર્થીઓને જોઇતી સંખ્યામાં ખેંચવાને સરકારે એવી કબુલત આપવી જોઇએ કે આ ખાતામાં નવી નિમણુંકો પૈકી ઓછામાં ઓછી અડધી આ સંસ્થાઓમાંથી કરવામાં આવશે.

હાલ ખેતીના ખાતામાં ૬૨ ઉંચા અમલદારો પૈકી બે જ હિન્દી છે, ઢોરના દવાખાનાના ખાતામાં ૩૪ અમલદારોમાં એક પણ હિન્દી નથી, જંગલ ખાતામાં ૨૧૩ અમલદારોમાં ફક્ત બે જ હિન્દી છે, ભૂસ્તર વિદ્યાના ખાતામાં ૨૧ અમલદારોમાં બે જ હિંદી છે, રેલ્વેના ડબ્બા અને માલગાડીના ખાતામાં બધી ૭૭ જગ્યાઓ પરદેશીઓને આપી છે. આ ખાતાની નિમણુંકો માત્ર હિન્દમાં જ કરવાની કમીશનની સૂચના સંતોષકારક છે પણ તે બસ નથી. હિન્દીઓને જુદાં જુદાં ખાતાં સંબંધી વિદ્યા શિખવવાને સત્વર હિન્દમાં જ વ્યવસ્થા કરવી જોઇએ અને તે દરમ્યાન તે માટે હિન્દી ઉમેદવારોને સ્કોલરશીપ આપીને પરદેશ મોકલવા જોઇએ. નામદાર શાસ્ત્રીએ એ બાબતપર ખાસ કરીને ભાર મૂકયો હતો કે આ ઠરાવનો હેતુ ચોક્કસ મુદતમાં બર આવવો જોઇએ અને તેથી જસ્ટીસ અબદુર રહીમની સૂચના પ્રમાણે તેમણે દશ વર્ષની મુદત મૂકી હતી. સર કલૉડ હીલે જવાબમાં જણાવ્યું કે જંગલના વિષયમાં ઉંચામાં ઉંચું શિક્ષણ એકદમ આપવાનું બની શકેજ નહિ અને તેથી તે મેળવવા ઉમેદવારોને પરદેશ મોકલવા જ જોઇએ. વળી તેમના મત પ્રમાણે દશ વર્ષની મુદત પુરતી ન હતી. કમિશનની ભલામણો વિષે પ્રાંતિક સરકારના અભિપ્રાય પણ મળ્યા નહતા અને તે વિષે ચોક્કસ નિર્ણય આપી શકાય પણ નહિ. પણ છેવટે તેમણે એવી ખાત્રી આપી કે નામદાર શાસ્ત્રીના ઉદ્દેશને સિદ્ધ કરવાને સરકાર પ્રયત્ન કરશે. આ ઉપરથી ઠરાવ પાછો ખેંચી લેવામાં આવ્યો હતો.

૪. પંડિત મદનમોહન માલવિયાજીએ પોલિસ ખાતા વિષે એ ઠરાવ રજુ કર્યો હતો કેઃ—

(૧) પોલીસ ખાતાની ઉંચી જગ્યાએ નીમણુક માટે જે પરીક્ષા ઇંગ્લંડમાં લેવામાં આવે છે તેમાં બેસવાની વય ૧૯ થી ૨૧ની છે તે વધારીને ૨૧ થી ૨૩ ની કરવી જોઇએ.

(૨) આ જગ્યાઓના પગાર અને પેન્શન કમીશને સૂચવ્યાં છે તે પ્રમાણે વધારવાં નહિ.

(૩) આ જગ્યા માટે ઉમેદવારો શુદ્ધ યુરોપીઅન જાતિના હોવા જોઇએ એવો હાલનો નિયમ રદ કરવો જોઇએ. અને

(૪) એ પરીક્ષા ઇંગ્લંડમા અને હિન્દમા સાથે લેવાવી જોઇએ અને જો આ છેલ્લી

સૂચના મંજુર કરવામાં ન આવે તો અડધા ભાગની જગ્યાઓ હિન્દુસ્થાનમાં એક હરીફાઇની પરીક્ષા લઇને પૂરવી જોઇએ.

હાલ ૩૯૭ પોલીસ સુપરીન્ટેન્ડન્ટમાંથી માત્ર ૯૮ હિન્દી છે, અને તેથી આપણને ઘણોજ અસંતોષ છે. કમીશને ભલામણ કરી છે કે પરીક્ષાના ઉમેદવારો યુરોપીયન ન હોવાજ જોઇએ પણ પરીક્ષા પહેલાં પાંચ વર્ષ ઉમેદવારે ઇંગ્લંડમાં ગાળવાં જોઇએ. આમ કમીશને એક હાથે જે આપ્યું છે તે બીજે હાથે લઇ લીધું કારણ કે કેટલા હિન્દીઓ—અને તે પણ ૨૧ વર્ષ પહેલાં—પાંચ વર્ષ ઇંગ્લંડમાં ગાળી શકે ? જાતિનું બંધન રદ કરવામાં આવે, ઉમર વધારવામાં આવે અને પાંચ વર્ષ ઇંગ્લંડમાં રહેવાનો નિયમ ન કરવામાં આવે તો જ હિન્દીઓ થોડી પણ જગ્યાઓ મેળવી શકે. કમીશને પોતે પણ જોઇ લીધું છે કે તેની સૂચનાને પરિણામે હિન્દીઓને કંઇજ ફાયદો થશે નહિ અને તેથી સુપરીન્ટેન્ડન્ટની કુલ જગ્યાઓમાંથી તરતજ ૧૦ અને પછી થોડા વખતમાં ૨૦ ટકા જેટલી જગ્યાઓ હિન્દીઓને આપવાની સૂચના તેણે કરી છે. પણ આથી હવે હિન્દ સંતોષ પામે એમ નથી. ઠરાવની ચોથી કલમ પ્રમાણે પરીક્ષા ઇંગ્લંડની સાથે હિન્દમાં પણ લેવી જોઇએ અથવા અડધી નીમણુકો હિન્દમાં પરીક્ષા લઇને કરવાની વ્યવસ્થા કરવી જોઇએ. આ પણ આપણી ઓછામાં ઓછી માગણી છે.

આ વિષે મી૦ કીસ્ટવને જણાવ્યું કે બંગાળમાં ઘણા ખુન, ધાડ વગેરે ગુન્હા થાય છે તેથી યુરોપીયનોને બદલે હિન્દીઓને પોલીસ ખાતામાં નીમવામાં આવે તો યુરોપીયન કોમ ઘણા જોખમમાં આવી પડે ! કર્નલ આલ્પીને જણાવ્યું કે ઠરાવ મંજુર થાય તો સાહિત્યની પ્રવીણતાથી ઉમેદવારો પોલીસ ખાતામાં નીમાય—કેમ જાણે પરીક્ષામાં સાહિત્યના ઉપરાંત ડ્રીલ, કસરત, ગુન્હાતપાસ વગેરે વિષયો ન રાખી શકાય. પણ ઠરાવની સ્હામે ઉંડામાં ઉંડો વાંધો તો એ બતાવવામાં આવ્યો કે પોલીસ ખાતાની ઉંચી નોકરીમાં વધારે ભાગ યુરોપીયનોનો હોવો જોઇએ અને હિન્દની સુલેહ જાળવવા માટે તે નોકરીમાં બ્રીટીશ વાતાવરણ જાળવવું જોઇએ ! જો આ દલીલ આપણે વારંવાર સાંભળતા ન હોત તો આપણને તે અતિશય વિપરીત અને વિચિત્ર લાગે. હિન્દના પોલીસની કે કોઇ પણ ઉંચી નોકરીમાં બ્રીટીશ વાતાવરણ જોઇએ કે હિન્દી ? અને વધારે ભાગના પોલીસ અમલદારો ઇંગ્રેજ હોય તો જ હિન્દની સુલેહ જળવાય એ શોધ ક્યારે અને કોણે કરી ? ઉપરના બધા ઠરાવોના વિરોધનું ખરૂં કારણ તો એ છે કે બ્રીટીશ સરકારે સ્વરાજ્યની ઉદાર રાજનીતિ જાહેર કરેલી હોવા છતાં આ દેશમાં રૂઢ થઇ બેઠેલો જડ—શુષ્ક—સંકુચિત અમલદારી ચક્રવ્યુહ હિન્દીઓના હાથમાં સ્હેજ પણ સંગીન સત્તા જવા દેવાને ખુશી નથી. એ વ્યુહ ઘણે ભાગે તુટે એવી તૈયારી હોવા છતાં પણ તે વખતે પોતાના બરાબમાં ખરાબ દોષો દાખવે એ તેની જુની રૂઢિને અનુરૂપ છે. જે તંત્ર મી. મોન્ટેગ્યુના મત પ્રમાણે લોહવત્ અને કાષ્ટવત્ થઇ ગયું હોય તેની પાસે આવા હાનિકારક જક્કીપણા સિવાય બીજી શી આશા રાખી શકાય ?

## મફત અને ફરજીયાત કેળવણી.

ઓ. મી. શર્માએ વડી ધારાસભામાં એવા મુદ્દાનો ઠરાવ રજુ કર્યો હતો કે લડાઇ પૂરી થયા પછી તરતજ પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત કરવાનો

નિશ્ચય હાલ સરકારે જાહેર કરવો જોઇએ. આખી સુધરેલી આલમમાં તેમ હિન્દમાં એ વિચાર જામી ગયો છે કે વિગ્રહ પછી રાજકીય, આર્થિક અને સામાજીક વગેરે બધા જીવનના ક્ષેત્રોમાં પુનર્વ્યવસ્થા થઇ જોઇશે—જે દિશામાં આપણે ચાલિયે છીએ તેના પર ઘણીએ મોટી છલંગો મારવી પડશે, અથવા નવી દિશામાં પ્રગતિ કરવી પડશે. તેથી જેમ વિગ્રહ પછી રાજબંધારણમાં સંપૂર્ણ સ્વરાજ્ય આપવાના વચનની આપણે સરકાર પાસે માગણી કરી અને ઘણી ચળવળ પછી સરકારે સ્વરાજ્ય વિષે જાહેરનામું બ્હાર પાડી હિન્દને સ્વરાજ્ય આપવાનો અંતિમ હેતુ જાહેર કર્યો તેમ કેળવણીમાં પણ એ માગણી ગેરવ્યાજબી ન જ ગણી શકાય કે વિગ્રહ પછી કેળવણી મફત અને ફરજીયાત કરવાનો નિશ્ચય સરકારે હાલ તરત જાહેર કરવો જોઇએ. આ બાબત તો પ્રમાણમાં ઘણી સહેલી છે તેથી લડાઇ પછી તરત જ તેની શરૂઆત કરીને કેળવણી ફરજીઆત કરવાની યોજના પાંચ કે દશ વર્ષમાં પૂરેપૂરી અમલમાં મૂકી શકાય. વડી સરકારે પણ પ્રાંતિક સરકારને કેળવણી ફરજીયાત કરવાની સત્તા મ્યુનિસિપાલીટીઓને આપવાની રજા આપી છે એટલે હવે તે વિષે ચોક્કસ યોજના વડી સરકાર જાહેર કરે એ યોગ્ય જ છે, અને તેથી આપણને જોઇને નવાઈ ઉપજે છે કે સરકાર તરફથી સર શંકરન નાયરે આ ઠરાવનો સ્વીકાર ન કર્યો એટલું જ નહિ પણ કેટલીક એવી દલીલો રજુ કરી કે જે સરકારના અંતિમ હેતુ વિષે આપણા મનમાં શંકા ઉત્પન્ન કરે. સર શંકરને કહ્યું કે જો સરકાર ગયે વર્ષે આ ઠરાવ સ્વીકારી ન શકી તો આ વર્ષે તો તેથી પણ ઓછો જ સ્વીકાર કરી શકે ! શા માટે?—તે તેમણે કહ્યું નહિ. તેમણે વધારામાં જણાવ્યું કે જો સમયની મર્યાદા મી. શર્માએ સૂચવી ન હોત તો સરકાર ઘણે ભાગે ઠરાવનો સ્વીકાર કરી શકી હોત. પણ સરકારે હવે જાણવું જોઇએ કે અત્યાર સુધી ઘણી ઘણી ગંભીર બાબતોમાં સરકારે જે અનંત વિલંબ કર્યો છે તે પછી મુદતની મર્યાદા નાંખવી આવશ્યક થઇ પડી છે અને તે શિવાયનો આ ઠરાવ પણ લગભગ નકામોજ થઇ જાય. સરકાર એમ તો જરૂર કહી શકત—જો તેને લડાઇ પછી કેળવણી ફરજીયાત કરવાનો ગંભીર ઇરાદો હોય તો—કે લડાઇ પછી બને તેટલી વહેલી આ વિષે યોજના અમલમાં મૂકવાની શરૂઆત કરવામાં આવશે અને પછી થોડા વર્ષમાં તે પૂરેપૂરી અમલમાં આવશે. પણ આથી ઉલટુ સર શંકરને સ્પષ્ટ રીતે જણાવ્યું કે થોડા વખતમાં આ બની શકશે નહિ ! તે પછી અત્યારે જે રકમો કેળવણી પાછળ ખર્ચાય છે તેનું ટિપ્પણ આપવા સર શંકરન આપવા બેસી ગયા જેની કંઈ જરૂર નહતી. વળી તેમણે મી. મોન્ટેગ્યુનો અભિપ્રાય રજુ કર્યો કે કેળવણી લોકપ્રિય હોય તો જ તે ફરજીઆત કરી શકાય. આ ઉપરથી જો એમ કહેવાનું તાત્પર્ય હોય કે પહેલાં કેળવણીની ઇચ્છા ગામોમાં અને ગામડામાં ઉત્પન્ન કરો અને પછી અમે કેળવણી ફરજીયાત કરીશું તો આપણે પૂછીશું કે આમ કયા દેશમાં બન્યુ છે ? છેવટે તેમણે આશ્વાસન આપ્યું હતું કે કેળવણીની એક યોજના કેળવણી ખાતુ ઘડે છે. આમ જ્યારે આપણે રોટી માગી ત્યારે આપણી આગળ પથરા નાંખવામાં આવ્યા.

આપણા પ્રાંતમાં મ્યુનિસિપાલીટીઓને કેળવણી ફરજીઆત કરવાની સત્તા આપવાનો કાયદો પસાર થયો છે અને જે મ્યુનિસિપાલીટીઓને કેળવણી ફરજીઆત કરવા રજા મળે

તેને કુલ ખર્ચનો અડધો ભાગ મદદરૂપે આપવાને આ વર્ષના અંદાજપત્રમાં બે લાખ રૂપીયા કાઢવામાં આવ્યા છે. આ રકમ મોટી તો નથીજ એટલે તેનો પૂરો લાભ મ્યુનિસિપાલીટીઓ આ વર્ષમાં લઇને પોતાનાં ગામને કેળવણી ફરજીઆત કરીને દીપાવે એ ઇષ્ટ છે. અત્યાર સુધીમાં વાંદરા અને સુરતની મ્યુનિસિપાલીટીઓએ તો આ કાયદાનો લાભ લેવાનો ઠરાવ પસાર પણ કર્યો છે. આખા ઇલાકામાં આ વિષે ખાસ ચળવળ કરવાનું કામ એક કમીટીએ હાથ ધર્યું છે જેના પ્રમુખ નામદાર વિઠ્ઠલભાઇ છે અને જેના મંત્રી રા. અમૃતલાલ વિ. ઠક્કર છે. ગુજરાતમાં પણ મ્યુનિસિપાલીટીઓનો અને પ્રજાનો મત જાગૃત કરવાને ગુજરાત કેળવણી મંડળે પગલાં ભરવા માંડયાં છે. અમારી ઉમેદ છે આ બે લાખ રૂપીઆની આખી રકમ ખર્ચવાને મ્યુનિસિપાલીટીઓ પરસ્પર હરીફાઇ કરશે અને નામદાર પટેલે મહામહેનતે પસાર કરાવેલા કાયદાનો હેતુ સફળ થશે.

## દારૂની દુકાનોપર મ્યુનિસિપાલીટીઓનો અંકુશ.

નામદાર વિઠ્ઠલભાઇ પટેલ લગભગ પાંચ વર્ષ સુધી મુંબાઇની ધારાસભામાં તનતોડ મહેનત કરીને, સર ઇબ્રાહીમ રહીમતુલ્લાની જગ્યા વડી ધારાસભામાં ખાલી પડતાં ત્યાં સર્વાનુમતે નીમાયા તેથી આપણી પ્રાંતિક ધારાસભાને નુકશાન પહોંચવાનો સંભવ છે; પણ આપણી ધારાસભાની રજા લેતે લેતે એક મહત્વના સવાલ ઉપર તેમણે એવી સરસ જડ બેસાડી છે અને તેમ કરતાં સરકારને એવી અણધારી થાપ આપી છે કે તે જોઇને આપણને તેમને માટે અત્યંત માન ઉપજ્યા શિવાય રહેતુ નથી. તેમણે પહેલાં એવા મુદ્દાનો ઠરાવ મૂકયો કે પોતાના ગામ કે પ્રદેશમાં દારૂની દુકાનોની સંખ્યા અને સ્થાન મુકરર કરવાની સત્તા મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડને આપવી જોઇએ. પછી નામદાર કામટની સૂચનાથી લોકલ બોર્ડ વિષે શબ્દો ઠરાવમાંથી બાતલ કર્યા. તેમણે અચૂકરીતે બતાવ્યું કે અલેકઝન્ડર વેઇનના મત પ્રમાણે આ દેશના લોકોને દારૂ પીવાની ભાગ્યેજ ટેવ હતી તેમની સમક્ષ દારૂ ધરવાનું કામ સરકારે કર્યું છે અને પરિણામે દર સાલ દારૂની બદી લોકોમાં વધતી જાય છે અને બીજી પાસ આબકારી ખાતાની આયાત પણ વધતી જાય છે. આમ સરકારે તો મહેસુલપર નજર રાખીને જાણ્યે અજાણ્યે પણ પ્રજાને ભારે નુકશાન કર્યું છે અને હજી પણ ભવિષ્યમાં સરકારની રાજનીતિ ફરવાનો કંઇ પણ સંભવ ન લાગતો હોવાથી તે નુકશાન પણ વધવાની વકી રહે છે. જો સરકાર આ અનર્થ ન અટકાવી અથવા ઘટાડી શકે તો તેણે તે કામ પ્રજાનાં પ્રતિનિધિ મંડળોને સોંપવું જોઇએ અને તે માટે શરૂઆતમાં પસંદ કરેલી મ્યુનિસિપાલીટીઓને પોતાના ગામમાં દારૂની દુકાનો કેટલી અને કયાં રાખવી તેનો નિર્ણય કરવાની સત્તા આપવી જોઇએ. નામદાર લોર્ડ વીલીંગ્ડન સાહેબ સુદ્ધાં બધો સરકારી પક્ષ આ દરખાસ્તથી ચકિત થયો—ગભરાઇ ગયો ! જો આ દરખાસ્ત પસાર થાય તો દારૂ પીનાર નીચલા વર્ગના લોકોનો મત મ્યુનિસિપાલીટીઓમાં કોણ રજુ કરશે ! દુકાનો ઘણી ઘટાડી નાંખવામાં આવે તો લોકો ગેરકાયદેસર રીતે દારૂ ગાળીને પીશે એ ધાસ્તી પણ ગંભીરપણે આગળ ધરવામાં આવી. કેમ જાણે શહેરનો ગરીબ અને મજુરીઆત વર્ગ પીઠામાં દારૂ પીવાનો ન મળે તો તરત જ ઘેર દારૂ ગાળવા બેસવાનો હોય ! ગવર્નર સાહેબે ભાર દઇને જણાવ્યું કે બીજા કોઇ દેશમાં મ્યુનિસિપાલીટીઓને

આવી સત્તા આપવામાં આવી નથી—કેમ જાણે હિન્દુસ્થાનમાં આવી સત્તા ન આપવાની આ વ્યાજબી દલીલ હોય. જો હિન્દુસ્થાનની હાલની રાજકીય સ્થિતિ બીજા દેશો કરતાં જુદી હોય તો ત્યાં દારૂની બદી અટકાવવાને પણ જુદા ઇલાજો લેવા પડે એ દેખીતું છે. બધાયે હિન્દી સભાસદો ઠરાવની તરફેણમાં બોલ્યા અને તેપર મત લેવાતાં તેની તરફ ૧૭ અને તેની વિરૂદ્ધ ૧૬ મત નોંધાયા. પ્રજાની લાગણી આ વિષે કેટલી તીવ્ર છે એનું અનુમાન આ ઉપરથી સ્હેજે કરી શકાય.

ઠરાવનો અમલ કરવાને સરકાર હાલના નિયમ પ્રમાણે બંધાયેલી નથી. જો કદાચ અમલ કરવા ધારે તોપણ અમુક મ્યુનિસિપાલીટીને પસંદ કરીને તેને આ સત્તા આપવાની હોવાથી સરકાર ધાર્યું કરી શકશે. માટે આ સંબંધમાં નિરંતર લોકમત કેળવવાની જરૂર છે.

## ખેડા જીલ્લામાં સત્યાગ્રહ.

તા. ૨૨—૩—૧૮ ના રોજ ખેડા જીલ્લાના ખેડુતો આગળ ભાષણ કરીને મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીએ સત્યાગ્રહની લડત શરૂ કરી હતી તેની શરૂઆતમાં તેમણે ખરૂં જ કહ્યું હતું કે "જે પ્રસંગને માટે આપણે આજે મળ્યા છીએ તે એટલો તો કિંમતી છે કે એની યાદી આપણા મનમાં હમેશને માટે રહેશે." આ લડત શરૂ કરતાં પહેલાં આશરે ચાર માસપર મહેસુલ આ વર્ષે મુલતવી રાખવાને આશરે ચૌદ હજાર ખેડુતોની સહીવાળી અરજી નામદાર ગવર્નર સાહેબને અને પછી કલેકટર સાહેબને મોકલવામાં આવી હતી; તે પછી ડીસેમ્બર માસમાં નામદાર ગોકુળદાસ પારેખ અને નામદાર વિઠ્ઠલભાઇ પટેલે જીલ્લામાં આવી પાકની તપાસ કરી, ખેડુતોના આશરે ૪૦ પ્રતિનિધિઓના આગેવાન તરીકે કલેકટર સાહેબ આગળ હાસરા મુકામે પોતાની તપાસનુ પરિણામ અને માગણી રજુ કર્યાં હતાં; જાન્યુઆરી માસમાં હિન્દ સેવક સમાજના ત્રણ સભાસદો રા. દેવધર, રા. જોશી અને રા. ઠક્કરે માતર તાલુકામાં ફરીને પાકની તપાસ કરી પોતાની સૂચનાઓ જીલ્લાના કલેકટર સાહેબ, કમીશનર સાહેબ અને પછી મુંબાઇની સરકાર આગળ રજુ કરી હતી; તે પછી મહાત્મા ગાંધીજીએ "ઘણા જવાબદાર અને પ્રતિષ્ઠિત સહાયકોની મદદ લઇને લગભગ ૪૦૦ ગામડાંના પાક વિષે તપાસ કરી અને આ બધી તપાસનું એકનું એકજ પરિણામ એ આવ્યું કે લગભગ બધાં ગામોમાં ચાર આનીથી ઓછી આવે છે. તેથી સરકારી નિયમ પ્રમાણે મહેસુલ મુલતવી રાખવું જોઇએ; દરમ્યાન મહાત્મા ગાંધી વારંવાર કલેકટર સાહેબને અને કમીશનર સાહેબને મળ્યા હતા અને તેમની સાથે તેમજ નામદાર ગવર્નર સાહેબ સાથે પત્ર વ્યવહાર ચલાવ્યો હતો; પહેલેથી તે આજ પર્યંત સરકારી અમલદારોની અને બિન અમલદાર ગૃહસ્થોની પાકની આંકણી વચ્ચે ઘણો તફાવત પડતો હોવાથી મહાત્માજીએ તટસ્થ પંચ—કમીટી નીમવા સરકારને વિનંતિ કરી હતી; અને મહાત્માજીએ પોતે તપાસ પુરી કરી તે દરમ્યાન અને તે પહેલાં ઘણાં ગામોમાં મહેસુલનો પહેલો હપતો ભરાઇ ગએલો હોવાથી છેવટે તેમણે એવુ સમાધાન પણ સૂચવ્યું કે જો સરકાર બાકી રહેલે બધે ઠેકાણે બીજો હપતો મુલતવી રાખવાનો હુકમ બ્હાર પાડે તો જેમની શક્તિ હોય તેમને મહેસુલ ભરી દેવા તેઓ સમજાવે. આ સમાધાન પણ સરકારે ન સ્વીકાર્યું ત્યારે ગાંધી સાહેબે સત્યાગ્રહનો ઝુંડો તા. ૨૨—૩—૧૮ ને દિવસે નડીઆદમાં ફરકાવ્યો.

મહાત્માજી અત્યાર સુધીમાં હિન્દમાં ગીરમીટની અને ચંપારણની લડત લડી ચૂક્યા છે: પણ તે સલાહથી અને મસલતથી. હિંદમાં સરકાર સામે તેમની અને તેમની સાથે સ્વયંસેવકોની અને ખેડુતોની આ પહેલી સત્યાગ્રહની લડત છે. છતાં તે મહાન્ આગેવાનની આંગળીને વેઢે આવી લડતની કલા એવી સારી રીતે રમી રહી છે અને તેમની લડતની રીતિ એવી સાત્વિક, શાન્ત અને યુક્તિસર છે કે જેથી સાનંદાશ્રયમાં લીન થએલો કોઈ પ્રવાસી અત્યારે જીલ્લામાં ફરતાં ભાગ્યે જ એમ ધારે કે કોઇ અસાધારણ બનાવ ત્યાં બની રહ્યો છે. આ લડત સત્યની—નેકની છે. આ અને આવી અનેક બાબતોમાં પ્રજા કહે તે હમેશાં ખોટું અને સરકારના મુફીભર અમલદારો કહે તે ખરૂં એ અસહ્ય સ્થિતિ નાબુદ કરવાને લોકોએ એકવાર—કદાચ અનેક વાર પોતાનાં ઢોર, રાચરચીલું, વાસણ અને જમીન પણ ખોવાને તૈયાર થવું જોઇએ; કારણ કે એકવાર પુષ્કળ દુઃખ સહન કર્યા શિવાય સુખનો સૂર્ય ઉગવાનો નથી. વળી, લોકો સરકારના ન્હાના મ્હોટા અમલદારોથી હમેશાં બ્હીએ અને ઢોર છોડવાની કે જપ્તી કરવાની કે જમીન ખાલસા કરવાની બ્હીક આપતાં જ ગભરાઇને તેઓ કર ભરી દે એ દયાજનક સ્થિતિમાંથી મુક્ત થવાને સત્યાગ્રહી બની ખેડુતોએ મર્દાની અને મનુષ્યત્વ મેળવવાં જોઇએ. લડતનાં આ સૂત્રો લોકોને સમજાવવામાં આવ્યાં પણ તે કંઇ બસ ન હતું. જેમનામાં પ્રાણાન્તે પણ લડતમાં ટકી રહેવાની હિંમત હોય તેમને પ્રતિજ્ઞાને ખીલડે બાંધી તેમના આધ્યાત્મિક બલને કસવાની અને વધારવાની મહાત્માજીની રીત છે. તેથી અમદાવાદમાં જેમ દરમાં ૩૫ ટકાનો વધારો ન થાય અથવા પંચ ન નીમાય ત્યાં સુધી કારખાને ન જવાની પ્રતિજ્ઞા હજારો કારીગરો પાસે ગાંધીજીએ લેવડાવી હતી, તેમ અહીંઆ પણ પ્રતિજ્ઞાપત્ર બ્હાર પાડીને તે ઉપર લડતનું રહસ્ય સમજી મહેસુલ ન ભરવાનો નેમ લે એવા બહાદુર ખેડુતોની સહીઓ લેવાનું કામ ગામે ગામ શરૂ કરવામાં આવ્યું. અત્યાર સુધીમાં આશરે ૩૫૦૦ ખેડુતોએ પ્રતિજ્ઞા લીધી છે અને તેમના ઉપરાંત ઘણાએ મહેસુલ ભર્યું નથી.

એક પાસ સત્યાગ્રહની લડત શરૂ થઇ, મહાત્માજીએ અને સ્વયંસેવકોએ ગામેગામ જઇને સભાઓ ભરવા માંડી અને આ વર્ષે મહેસુલ ન ભરવાની સલાહ આપીને પ્રતિજ્ઞા પત્રોપર સહીઓ લેવા માંડી ત્યારે બીજી પાસ મહેસુલી અમલદારોએ પણ ધાક આપીને ક્વચિત ગેરકાયદેસર રીતે લોકોનાં ઢોર છોડીને અને બીજા જુલ્મી રસ્તા વાપરીને અને તેટલા ઝપાટાથી મહેસુલ વસુલ કરવા માંડ્યું. જેઓ અક્કડ રહ્યા તેમનામાંના ઘણાપર માગણાની, થોડાપર ચોથાઇની અને તેથી થોડાપર ખાલસાની નોટીસો કાઢવા માંડી અને ગામના પ્રમાણમાં થોડી ઘણી જપ્તીઓ પણ કરવા માંડી. આ તાપની સ્હામે ઘણા ઓગળી ગયા છે પણ એકંદર આખા જીલ્લામાં મળીને સારી સંખ્યામાં લોકો ટક્યા પણ છે. સેંકડો લોકોએ શાન્તિથી પોતાને ઘેર જપ્તી થવા દીધી છે; વડથલ અને તોરણામાં બે ચાર ખેડુતોની અને નાયકામાં ૨૫ ખેડુતોની ૨૦૮ એકર જમીન ખાલસા થઇ તેથી પણ તેઓ ડગ્યા નથી; ઘણાએ ખેડુતોએ તલાટીઓ અને સર્કલ ઇન્સ્પેક્ટરો, મામલતદારો અને એસીસ્ટન્ટ કલેક્ટરો અને છેવટ નડીઆદમાં કમીશનર સાહેબ આગળ પણ મહેસુલ નહિ ભરવાનો નિશ્ચય હિંમતભેર જણાવ્યો છે: અને આથી લગભગ ખાત્રીભેર કહી શકાય કે ભય અને શંકાનું જે ધુમસ આ જીલ્લાના શીરપ્રદેશપર છવાયું હતું તે સત્યાગ્રહના સૂર્યે

જોતજોતામાં વિખેરી નાંખવા માંડ્યું છે. પાટીદાર અને ધારાળાની જે બહાદુર કોમોનાં મન જુલ્મ અને પરતંત્રતાની ધુંસરીથી કદી પણ લીસાં અને પોચાં પડી ગયાં નહતાં પણ તેનાથી ત્રાસતાં અને ગભરાતાં તેને હવે પોતાના અસાધારણ બળની ઝાંખી થઇ છે અને પ્રજા જે જાગૃત છતાં ઘેનમાં હતી તે હવે સચેત થઇ આત્મવિશ્વાસ, આત્મમાન અને આત્મબળની સુખકર લ્હેર અનુભવે છે—દુઃખમાં સુખ, જપ્તીઓ થતાં દેખીતા પરાજયમાં વિજય, અને જમીન ખાલસા થાય તેમાં રસની પરિસીમા માને છે. ખરેખર, પહેલાંની અને આજની લોકોની માનસિક સ્થિતિ વચ્ચેનું અંતર જેમ વધારે ને વધારે વિચારીએ તેમ આપણને લાગ્યા વગર ન રહે કે આ સાચું કે સાચું ?

આ નોંધ લખતી વખતે સરકારના અને સત્યાગ્રહીઓના પાસા નંખાઇ ગયા હોય એમ લાગે છે. આખા જીલ્લામાં ૮૦ ટકા જેટલું મહેસુલ વસુલ થઇ ગયું અને ૨૦ ટકા જેટલું અટક્યું છે. લગભગ એકે એક ગામ અમલદારો અને સ્વયંસેવકો ફરી ચુક્યા. અમલદારોથી વસુલ થયું તેટલું તેમણે વસુલ કર્યું, સ્વયંસેવકોએ પ્રતિજ્ઞાઓ અને સમજુત આપી જેટલું રોકાયું તેટલું રોક્યું; અને જો કે હજી પણ થોડું થોડું મહેસુલ ઘણાં ગામોમાંથી વસુલ થયે જાય છે તોપણ એકંદર સ્થિતિ સ્થિર છે અને જેઓ મક્કમપણે નથીજ ભરતા તેમને ઘેરેઘેર જપ્તી કરવાનું મુશ્કેલ હોવાથી, તેમની જમીન ખાલસા કરવાનો એકજ રસ્તો હઠીલી સરકારને લાગ્યો. સરકારની આ સંકડામણ જાહેર કરવા અને તેની સાથે લોકોને જમીન ખાલસા કરવાની ધમકી આપવાને ગઇ ૧૭ મી તારીખે કમીશનર સાહેબે જીલ્લાના ખેડુતો આગળ ભાષણ કર્યું હતું ધમકીની તો કંઇ અસર થઇ નહિ પણ તેથી હિંમત ન હારીને સરકારે નાવલી ગામપર પોતાનું હથીઆર ચલાવ્યું અને ગામેગામ ખુબ ખાલસાની નોટીસો આપવામાં આવી. ગાંધીજીએ નાવલીના લોકોને જણાવ્યું છે કે તમારી જમીન ખાલસા સરકારી દફતરમાંજ રહેશે અને ચોમાસામાં તમારેજ તમારી જમીનમાં હળ ચાલવાનું છે. જે પ્રજાએ અત્યાર સુધીમાં આટલી વીરતા દાખવી છે તેની જમીન ખાલસા થતાં તેઓ તેજ બેડે એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. તો પછી શું સરકાર આવા બધા સત્યાગ્રહી ખેડુતોને કેદ કરશે? બીજી પાસ હાલ લડાઇનો મામલો ગંભીર બન્યો છે. બીજી ક્ષણે શું બનશે અને સરકાર કેવા ઉતાવળીઆ કે શાણા હુકમો કાઢશે તે કહી શકાતું નથી. આમ ઉપર આકાશના રંગો પળે પળે બદલાય છે અને આખા બ્રહ્માંડને ડુબાવી દે એવાં ભયંકર મોજાં જગત્સાગરમાં ઉછળી રહ્યાં છે તે વખતે આ લડતમાં સામેલ થયેલા પ્રતાપી નાયક, સ્વયંસેવકો અને ખેડુતો પોતાના નિશ્ચલ સત્યના સુકાનપર અડગ શ્રદ્ધા રાખી શાન્તિથી હોડીનાં મારતા નજીકનાં મોજાંપર તેમજ દૂરના કિનારાપર શાન્ત નજર ટકવી રહ્યા છે. (આ નોંધ લખ્યા પછી એમ જણાયું છે કે સરકારે છેવટે હારીને જમીનો ખાલસા કરવાનો વિચાર માંડી વાળ્યો છે અને ઘેરેઘેર જપ્તીઓ કરી મહેસુલ વસુલ કરવાનો વિચાર રાખ્યો છે.)

# નવજીવન
અને
# સત્ય.

પુસ્તક ૩. મે, ૧૯૧૯. અંક ૧૧.

## સર્વોદય.

( ગયા અંકથી ચાલુ )

એક ખાલી થાય છે અને બીજું ભરાય છે. તમારી પાસે એક રૂપિયો હોય તેની સત્તા, બીજા જેની પાસે તેટલું નહિ હોય, તેના ઉપર છે. જો સામેના માણસને તે રૂપિઆની ગરજ નહિ હોય તો તમારી પાસેનો રૂપિયો નકામો છે. તમારા રૂપિઆની સત્તા તે તમારા પાડોશીની તંગી ઉપર છે. જ્યાં તંગી ત્યાંજ તવંગરી નભી શકે. એટલે આનો અર્થ એવો થાય કે એક માણસને તવંગર થવું તો સામેના માણસને તંગીમાં રાખવો.

સાર્વજનિક અર્થશાસ્ત્રનો અર્થ એ છે કે ખરે વખતે અને ખરી જગ્યાએ જરૂરી અને આનંદદાયક વસ્તુઓ ઉત્પન્ન કરવી, તેને સાચવવી અને તેની આપલે કરવી. જે ખેડુત વખતસર પાક ઉતારે છે, જે કડીઓ બરાબર ચણતર કરે છે, જે સુતાર લક્કડકામ બરાબર કરે છે, જે સ્ત્રી પોતાનું રસોડું બરાબર રાખે છે તે બધાને ખરા અર્થશાસ્ત્રી જાણવા. તે બધા પ્રજાની દોલતમાં વધારો કરનાર છે, અને એથી ઉલટું શાસ્ત્ર તે સાર્વજનિક શાસ્ત્ર ન કહેવાય. તેમાં તો માત્ર એક માણસ ધાતુ એકઠી કરે છે અને બીજાને તેની તંગાસમાં રાખી તે ધાતુનો ઉપયોગ કરે છે. આવો ઉપયોગ કરનારા પોતાનાં ખેતરો તથા ઢોર–ઢાંખરના કેટલા રૂપિઆ આવશે, એમ વિચારી તેટલાજ પ્રમાણમાં પોતાને પૈસાદાર માને છે. તેઓ પોતાના રૂપિઆની કિંમત ખેતર અને ઢોર મળી શકે તેટલી છે, એમ વિચારતા નથી. વળી તે માણસો ધાતુનો–રૂપિઆનો–સંગ્રહ કરે છે. તેઓ કેટલા મજુરો મેળવી શકશે એવો વિચાર કરે છે. હવે આપણે ધારી લઇએ કે અમુક માણસ પાસે સોનું–રૂપું–દાણો વિગેરે છે, તેવા માણસને નોકરોની ગરજ પડશે. પણ જો તેના પાડોશીઓમાં કોઇને સોના રૂપાની કે દાણાની જરૂર નહિ હોય તો તેને નોકર મળવો મુશ્કેલ થઇ પડશે, તેને પોતાનાં કપડાં સીવવાં પડશે અને પોતાનેજ પોતાનું ખેતર ખેડવું પડશે. તે માણસને તેના સોનાની કિંમત તેની જમીનમાંની પીળી કાંકરી જેટલી પડશે અને તેનો દાણો સડી જશે. કેમકે તે કાંઇ તેના પાડોશી કરતાં વધારે ખાનારો નથી. એટલે તે માણસને બીજાની માફક સખત મજુરી કરીને પોતાનું ગુજરાન કરવું પડશે. આવી સ્થિતિમાં ઘણા માણસો સોનું–રૂપું કે દાણો એકઠું કરવા નહિ માગે. ઉંડો વિચાર કરીશું તો આપણને

જણાઇ આવશે અને આપણે જોઇ શકીશું કે—પૈસા પ્રાપ્ત કરવા તેનો અર્થ એ છે કે—બીજા માણસોની ઉપર સત્તા મેળવવી. આપણા સુખને માટે ચાકરની, વેપારીની કે કારીગરની મજુરી મેળવવા અને આવી સત્તા સામેના માણસોની ગરીબાઇના પ્રમાણમાંજ આપણને મળી શકશે. એક સુતારને રાખતાં જો તેને રાખનાર એકજ માણસ હશે તો તે સુતાર જે મળશે તે રોજ લેશે અને જો તેને રાખનાર બે ચાર માણસ હશે તો જે વધારે રોજ આપશે તેને ત્યાં તે સુતાર જશે. એટલે પરિણામ એવું આવશે કે પૈસાદાર થવું એનો અર્થ એ થયો કે બને તેટલા માણસોને આપણા કરતાં વધારે તંગીમાં રાખવા. અર્થશાસ્ત્રીઓ ઘણીવેળા માની લે છે કે આ પ્રમાણે રૈયતને તંગીમાં રાખવાથી પ્રજાને લાભ છે. બધા માણસો એક સરખા થાય એમ તો નજ બને, પણ ગેરવ્યાજબી રીતે માણસોમાં તંગી પેદા કરવાથી પ્રજા દુઃખી થાય છે. કુદરતી રીતે તંગી અને ભરાવો રહેવાથી પ્રજા સુખી થાય છે અને સુખી રહે છે.

આમ અમુક પ્રજામાં પૈસાનું ચક્કર તે શરીરમાં લોહીના ફરવાની માફક છે. લોહી ઝપાટાથી ફરે છે તે, યાતો તંદુરસ્તી અને કસરતની નિશાની હોય, અથવા તો શરમ ઉપજવાની કે તાવની નિશાની હોય. શરીરની ઉપર એક જાતની લાલી તે તંદુરસ્તી બતાવે છે, બીજી લાલી તે ખાસણીના રોગનું ચિહ્ન છે. વળી જેમ એક જગ્યાએ લોહીનો ભરાવો થાય તો શરીરને નુકસાન થાય છે તેમ એક જગ્યાએ પૈસાનો ભરાવો થાય તે પ્રજાની નુકસાનીનું કારણ થઇ પડે છે.

ધારો કે—બે ખલાસી વહાણ ભાંગવાથી એક વેરાન કિનારા ઉપર આવી પડ્યા છે. ત્યાં તેઓને પોતાની મહેનતે પોતાનો ખોરાક વિગેરે નિપજાવવો પડે છે. જો તેઓ બન્ને તંદુરસ્ત રહી સાથે કામ કરે તો સારૂં ઘર બાંધે, ખેતર ખેડે અને ભવિષ્યને માટે કાંઇક બચાવી પણ શકે. આને આપણે ખરા દોલત કહી શકીએ. જો તે બન્ને સારી રીતે કામ કરે તો બન્નેના તેમાં સરખા ભાગ ગણાય. એટલે તેઓને જે શાસ્ત્ર લાગુ પડયું તે એજ કે તેઓની મહેનતનાં ફળ તેઓને વહેંચી લેવાનો હક્ક થયો. હવે ધારો કે થોડી મુદ્દત પછી તેમાંથી એક જણને અસંતોષ થયો તેથી તેઓએ જમીનના ભાગ પાડયા. દરેક જણ પોતાને હિસાબે અને પોતાની મેળે કામ કરવા લાગ્યો. વળી ધારો કે અણીને વખતે એક જણ માંદો પડયો. એમ થવાથી તે બીજાને પોતાની મદદે બોલાવશે ત્યારે બીજો કહી શકશે કે—“ હું એટલું કામ તમારે માટે કરવા તૈયાર છું પણ તે એવી શરતે કે જ્યારે કામ પડે ત્યારે તમારે મારૂં તેટલુંજ કામ કરવું ને તમારે મને લખી આપવું પડશે કે જેટલા કલાક હું કામ કરૂં તેટલા કલાક તમારે મારી જમીન ઉપર ખપ પડે કામ કરવું. ”

વળી ધારો કે માંદાની માંદગી લાંબી ચાલી અને દરેક વેળાએ પેલા બીજા સાજા માણસને ઉપર પ્રમાણે લખત કરી આપવું પડયું ત્યારે માંદો સાજો થાય તે વેળા દરેક જણની શી સ્થિતિ થઇ ? એજ કે બન્ને જણ ગરીબ થયા ગણાય. કેમ કે માંદો માણસ ખાટલે રહ્યો તે દરમિઆન તેના કામનો લાભ ન મળ્યો. પેલો ભાઇબંધ ખુબ વધારે કામ કરનારો છે, એમ પણ માની લઇએ છતાં તેણે જેટલો વખત માંદાની જમીનને આપ્યો

તેટલો તેના પોતાની જમીનમાંથી ગયો, એ તો ચોક્કસ વાત ઠરી. એટલે બન્ને જણાની જે મિલ્કત હોવી જોઇએ તેમાં ઘટાડો થયો એટલુંજ નહિ પણ દરેક જણ વચ્ચેનો સંબંધ બદલાયો. માંદો માણસ સાજો માણસનો કરજદાર થયો અને તે પોતાની મજુરી આપીનેજ પોતાનું અનાજ લઇ શકે.

હવે ધારો કે સાજા માણસે પોતાને મળેલા દસ્તાવેજનો ઉપયોગ કરવા ધાર્યું. જો તે તેમ કરે તો પોતે તદ્દન આરામ લઇ શકે, આળસુ થઇ શકે અને તેની મરજી પડે તો સાજા થએલા માણસની પાસેથી બીજું લખત લખાવી લે; આમાં કાંઇ ગેરકાયદેસર થયું એમ કોઇ કહી શકે નહિ: હવે કોઇ પરદેશી ચઢી આવે તો તે જોશે કે એક માણસ પૈસાદાર થયો છે અને બીજો માંદો પડયો છે. તે વળી જોશે કે એક તો એશઆરામ કરતો આળસમાં પડી રહે છે અને બીજો મજુરી કરવા છતાં પણ તંગી ભોગવે છે. આમાંથી વાંચનાર જોઇ શકશે કે બીજાની મજુરી મેળવવાના હક્કનું પરિણામ એ આવે છે કે પૈસાનો ઘટાડો થાય છે.

હવે આપણે બીજો દાખલો લઇએ. ત્રણ જણાએ એક રાજ્ય સ્થાપ્યું અને ત્રણે જણા જુદા જુદા રહેવા લાગ્યા. દરેક જુદો જુદો પાક ઉતાર્યો કે જેનો બધાએ ઉપયોગ કરી શકે. વળી ધારો કે તેમાંથી એક માણસે બધાના વખતનો બચાવ કરવા માટે પોતે ખેતી કરવાનું છોડીને એકનો માલ બીજાને પહોંચાડવાનું માથે લીધું અને તેના બદલામાં અનાજ લેવાનું ઠરાવ્યું. જો આ માણસ નિયમસર માલ લાવે અને લઇ જાય તો બધાને લાભ થાય. હવે ધારો કે આ માણસ માલની આપ લે કરવામાં ચોરી કરે છે. પછી તંગીને વખત આવે છે તે સમયે દલાલ પોતે ચોરેલો દાણો બહુ આકરા ભાવે બીજા તેના બે સાથીઓને આપે છે. આમ કરતાં છેવટે તે માણસ બન્ને ખેડુતને ભીખારી કરી મૂકી શકે અને છેવટે તેઓને પોતાના મજુરો બનાવી શકે.

ઉપરનો દાખલો ચોખ્ખો અન્યાય બતાવે છે છતાં આમજ હાલના વેપારીઓનો મામલો ચાલે છે. વળી આપણે એમ પણ જોઇ શકીશું કે આમ ચોરીના બનાવ બન્યા પછી તે ત્રણે જણાની મિલ્કત એકઠી કરીશું તો તે પેલો માલ લાવ લઇ જવાનું કામ કરનાર માણસ પ્રમાણિક હોત અને થાત તેના કરતાં ઓછી થશે. પેલા બે ખેડુતોનું કામ ઓછું થયું. તેઓને જોઇતી ચીજો નહિ મળવાથી તેઓની મહેનતનું પૂરેપૂરૂં ફળ તેઓ લાવી શક્યા નહીં અને પેલા ચોર દલાલના હાથમાં જે ચોરીનો માલ આવ્યો તેનો પૂરો અને સરસ ઉપયોગ પણ થયો નહિ. એટલે આપણે ગણિતના જેવો હિસાબ કરી શકીએ છીએ કે અમુક પ્રજાની દોલત તપાસતાં તે દોલત તેને કેમ મળી છે, તેની ઉપર તેને પૈસાદાર ગણવો કે નહિ, તેનો આધાર રહ્યો છે. પ્રજાની પાસે આટલા પૈસા છે તેથી તે તેટલી પૈસાદાર છે, એમ કહી શકાય નહિ. અમુક માણસના હાથમાં અમુક પૈસા છે, તે ખંત, હુંશિયારી અને આબાદીની નિશાની હોય, અથવા તો નાશકારક મોજ-મજાહ, અતિશય જુલમ કે દગાની નિશાની હોય.

આવી રીતે હિસાબ કરવો તે માત્ર નીતિ બતાવે છે, એટલુંજ નહિ પણ અંકગણિતથી ગણાય તેવો ચોખો બતાવે છે. એક દોલત એવી છે કે જે પેદા થતાં બીજી દશ

ગણી પેદા થઇ હોય. બીજી એવી છે કે તે એક માણસના હાથમાં આવતાં દશ ગણી દોલતનો નાશ થયો હોય. એટલે નીતિ અને અનીતિનો વિચાર કર્યા વિના દોલત એકઠી કરવાના ધારા ઘડવા, એ તો ફક્ત માણસની મશ્કરી બતાવનારી વાતો થઇ.

“ સસ્તામાં સસ્તું ખરીદી—મોંઘામાં મોંઘું વેચવું, ” એવો જે નિયમ છે તેના જેવું બીજું કશું માણસને નામોશી લગાડનારૂં નથી. “ સસ્તામાં સસ્તું લેવું, ” એ તો સમજ્યા પણ ભાવ કેમ ઘટયા ? આગ લાગ્યા પછી ભારોટીઓ બળીને થએલા કોલસા તે સોંઘા હોઇ શકે છે. ધરતીકંપ થયા પછી પડી ગયેલા ઘરની ઈંટો સોંઘી હોઇ શકે છે. પણ તેથી આગ અને ધરતીકંપ એ પ્રજાના લાભને માટે થયા, એમ કહેવાની કોઇની હિંમત નહીં ચાલે. વળી બીજું—“ મોંઘામાં મોંઘું વેચવું, ” એ પણ સમજ્યા; પરંતુ મોંઘવારી કેમ થઇ અને તેનું કાંઇ કારણ ? રોટીના પૈસા તમને આજે સારા મળ્યા પણ તમે શું તે દામ મરતા માણસની છેલ્લી કોડી લઇને લીધું ? અથવા તો તમે તે રોટી કોઇ શાહુકારને આપી કે જે આવતી કાલે તમારૂં બધું પડાવી લેશે ? કે શું તમે તે કોઇ સિપાઇને આપી કે જે સિપાઇ તમારી બેંક લૂંટવા જનારો છે ? આમાંના એકે સવાલનો જવાબ તમે તે વખતે ન આપી શકો, એવું બની શકે છે, કેમકે તમે જાણતા નથી. પણ તમે વ્યાજબી દામે નીતિસર વેચી કે નહિ, તે તો કહી શકો તેમ છો અને વ્યાજબી ન્યાયનીજ દરકાર રાખવાની જરૂર છે. તમારા કામથી કોઇને દુઃખ ન થાય એટલુંજ જાણવું અને તે પ્રમાણે કરવું, એ તમારી ફરજ છે.

આપણે જોઇ આવ્યા કે પૈસાની કિંમત માણસોના મજુરી, તે વડે મેળવવા ઉપર છે. જો મજુરી મફત મળી શકે તો પૈસાની ગરજ રહેતી નથી પણ માણસોની મજુરી વગર પૈસા મળી શકે એવા દાખલા જોવામાં આવે છે. દ્રવ્યના બળ કરતાં નીતિનું બળ વિશેષ કામ કરે છે એવા દાખલા આપણે જોઇ વાંચી આવ્યા. જ્યાં પૈસા કામ કરી શક્તા નથી ત્યાં સદ્‌ગુણ કામ કરે છે એ પણ આપણે જોયું અને જાણ્યું. ઈંગ્લાંડમાં ઘણી જગ્યાએ માણસોને પૈસાથી ભોળવી શકાતા નથી.

વળી જો આપણે કબુલ કરીએ તો માણસોની પાસેથી કામ લેવાની શક્તિ તે દોલત છે, તો આપણે એમ પણ જોઇ શકીએ કે તે માણસો જેટલે દરજ્જે હુંશિયાર અને નીતિમાન હોય તેટલે દરજ્જે દોલતનું માપ વધ્યું. એમ વિચારતાં આપણે જોઇશું કે ખરી દોલત તે સોનું રૂપું નથી—પણ માણસો પોતે છે ! દોલતની ખોળ ધરતીના આંતરડામાં કરવાની નથી પણ માણસના હૃદયમાં કરવાની છે અને એ વાત ખરી હોય તો અર્થ શાસ્ત્રનો ખરો નિયમ તો એ થયો કે જેમ બને તેમ માણસોને તનમાં, મનમાં અને માનમાં આરોગ્ય રાખવા. એવો અવસર પણ આવે કે—જ્યારે ઈંગ્લાંડ ગોવળકોંડાના હીરાથી ગુલામોને શણગારી પોતાની દોલતનો દેખાવ કરવાને બદલે, ખરા ગ્રીસના નામાંકિત માણસે કહેલું તેની માફક પોતાના નીતિમાન્ મહાપુરૂષોને બતાવી કહી શકે કે—

“ આ મારી દોલત છે !”

### અદલ—ન્યાય.

ઇ. સ. પૂર્વે કેટલાક સૈકા ઉપર એક યહુદી વેપારી થઇ ગયો. તેનું નામ સોલોમન હતું. તેણે ઘણો પૈસો મેળવ્યો હતો અને તે ઘણો પ્રખ્યાત થયો હતો. તેની કહેવતો આજ

પણ યુરોપમાં ચાલી રહેલી છે. વેનિસના લોકો તેને એટલો ચાહતા કે તેઓએ વેનિસમાં તેનું બાવલું ઉભું કરેલું. જો કે એની કહેવતો આ જમાનામાં ગોખી રાખવામાં આવે છે છતાં તે પ્રમાણે ચાલનારા બહુજ થોડા આદમીઓ હોય છે. તે કહે છે કેઃ—

"જેઓ જુઠું બોલીને પૈસો કમાય છે તેઓ મગરૂર છે અને તેઓના મોતની એ નિશાની છે."

વળી બીજી જગ્યાએ તેણે કહ્યું છે કેઃ—

"હરામખોરોની દોલત કાંઇ ફાયદો કરતી નથી. સત્ય એ મોતમાંથી બચાવે છે."

આ બન્ને કહેવતોમાં સુલેમાને બતાવ્યું છે કે અન્યાયથી મેળવેલી દોલતનું પરિણામ મોત છે. આ જમાનામાં જુઠું અને અન્યાય એવી સરસ રીતે બોલવામાં આવે છે કે આપણે સાધારણ રીતે તે કહી શકતા નથી: જેમ કે જુઠી જાહેરખબરો નાખવામાં આવે છે અને વસ્તુઓની ઉપર માણસ ભોળવાય તેવાં નામ ચોંટાડવામાં આવે છે. વિગેરે

વળી તે ડાહ્યો માણસ કહે છે છેઃ—

"જેઓ દોલત વધારવાને માટે ગરીબોને પીડે છે તે છેવટે ભીખ માગતા થશે." વળી તે કહે છે કેઃ—"ગરીબોને સતાવો નહિ. કેમ કે તે ગરીબ છે. વેપારમાં પીડાએલાની ઉપર જુલમ ન કરો. કેમ કે જેઓ ગરીબને સતાવશે તેને ખુદા સતાવશે." છતાં હાલ તો વેપારમાં મુએલા ઉપરજ પાટું મારવામાં આવે છે. જે માણસ ભીડમાં આવ્યો હોય તે માણસ પાસેથી લાભ લેવા આપણે તૈયાર થઇ જઇએ છીએ. ધાડપાડુઓ તવંગરને ત્યાં ધાડ પાડે છે પણ વેપારમાં ગરીબોને લુંટવામાં આવે છે.

વળી સોલોમન કહે છે કેઃ—

"તવંગર અને ગરીબ બન્ને સરખા છે. ખુદા તેઓનો પેદા કરનાર છે અને ખુદા તેઓને જ્ઞાન પણ આપે છે."

તવંગરને ગરીબ વિના અને ગરીબને તવંગર વિના ચાલતું નથી. એક બીજાના ખપ હમેશાં રહેલો છે. એટલે કોઇ કોઇને ઉંચો નીચો કહી શકે તેવું નથી પણ જ્યારે આ બન્ને પોતાનું એક સરખાપણું ભુલી જાય છે અને ખુદા તેઓને સમજ દેનારો છે, એ વાતનું ભાન જતું રહે છે ત્યારે પરિણામ વિપરીત આવે છે.

દોલત એ નદીઓની માફક છે. નદી હમેશાં સાગરની તરફ એટલે નીચાણમાં જાય છે. તેમ દોલત પણ હમેશાં જ્યાં જરૂર હોય તેવી જગ્યાએ જવી જોઇએ, એવો નિયમ છે. પણ જેમ નદીની ગતિમાં ફેરફાર થઇ શકે છે તેમ દોલતની ગતિમાં પણ ફેરફાર થઇ શકે છે. ઘણી નદીઓ જ્યાં ત્યાં વહે છે ને તેની આસપાસ ઘણું પાણી ઠોઇ ઝેરી વનસ્પતિ અને ઝેરી હવા પેદા થાય છે. તેજ નદીઓને બંધ બાંધી તેનું પાણી જ્યાં જરૂર જણાય ત્યાં વહે તેમ કરવામાં આવે તો તેજ પાણી જમીનને રસાળ બનાવે છે અને આસપાસની હવાને સુંદર કરે છે. તેમજ દોલતનો ગમે તેમ ઉપયોગ થાય તો તેથી માણસોમાં દુષ્ટતા વધે, ભૂખમરો ચાલે અને ટુંકામાં તે દોલત ઝેર સમાન ગણાય. પણ જો તેજ દોલતની ગતિને બાંધવામાં આવે અને તેને નિયમસર વાપરવામાં આવે તો બાંધેલી નદીની જેમ તે દોલત સુખાકારી નિપજાવે છે.

અર્થશાસ્ત્રીઓ દ્રવ્યની ગતિ રોકવાના નિયમ ને તદ્દન ભૂલી જાય છે. તેઓનું શાસ્ત્ર તે માત્ર દોલત મેળવવાનું શાસ્ત્ર છે. પણ દોલત તો ઘણી રીતે મેળવાય છે. એક જમાનો એવો હતો કે જ્યારે યુરોપમ. લોકો પૈસાદારને ઝેર આપી તેનો પૈસો લઈ પોતે પૈસાદાર થતા. આ જમાનામાં ગરીબ લોકોને માટે જે ખોરાક તૈયાર કરવામાં આવે છે તેમાં વેપારીઓ ભેળવણી કરે છે. જેમ કે દૂધમાં ટંકણખાર નાંખે છે, આટામાં પટેટાં નાંખે છે, તેમજ કૉફીમાં ચીકરી અને માખણમાં ચરબી વિગેરે.

આ પણ ઝેર દઇ પૈસાદાર થવા જેવું છે. શું આને પણ આપણે પૈસાદાર થવાનો હુન્નર કે તેવું શાસ્ત્ર કહી શકીશું ખરા કે? પણ અર્થશાસ્ત્રીઓ પૈસા લુંટીને પૈસાદાર થવું, એવું કહેતા હોય એમ માનવું ન જોઇએ. તેઓએ કહેવું જોઇએ કે, તેઓનું શાસ્ત્ર 'કાયદેસર અને ન્યાયી રસ્તે પૈસાદાર થવું,' એ છે. ઘણી વસ્તુ કાયદેસર હોય છતાં ન્યાયબુદ્ધિથી ઉલટી હોય એવું આ જમાનામા બને છે એટલે ન્યાયની રીતે દોલત મેળવવી એજ ખરો રસ્તો ગણાય. જો ન્યાયથીજ દોલત મેળવવી એ જો ખરૂં હોય તો માણસનું પ્રથમ કામ ન્યાયબુદ્ધિ શીખવાનું છે. માત્ર આપ લેના કાયદાથી કામ લેવું કે વેપાર કરવો એટલું બસ નથી. માછલાં, વરૂ અને ઉંદર એઓજ આવી રીતે રહે છે. મોટી માછલી નાની માછલીને ખાય છે, ઉંદર નાના જંતુઓને ખાય અને વરૂ માણસને પણ ખાય છે. તેઓનો એજ કાયદો છે અને તેઓને બીજી સમજ નથી. પણ માણસને ઇશ્વરે સમજ આપી છે. તેની રૂએ તેણે બીજાઓને ખાઇ જઇ–તેઓને છેતરી–તેઓને ભીખારી કરી–પોતે પૈસાદાર થવાનું નથી. ત્યારે હવે આપણે જોવાનુ છે કે મજુરોને મજુરી આપવાનો ન્યાય તે શું?

આપણે આગળ ઉપર વાંચી આવ્યા કે મજુરને વ્યાજબી પગાર એ ગણાય કે જેટલી મજુરી તેણે આજે આપણે માટે કરી તેટલી મજુરી આપણે તેને જોઇએ ત્યારે આપવી. જો તેને ઓછી મજુરી મળે તો ઓછો અને વધારે મજુરી મળે તો વધારે બદલો ગણાય.

એક માણસને મજુર જોઇએ છે. તેને બે જણ પોતાની મજુરી આપવા કહે છે. હવે જે ઓછું લે તેને મજુરી આપી હોય તો તે માણસને ઓછું મળશે. જો વધારે માણસ માગનાર હોય અને મજુર એકજ હોય તો તેને મેં માગ્યું દામ મળશે અને તે મજુરને ઘણે ભાગે જોઇએ તે કરતાં વધારે મજુરી મળશે. આ બન્નેની વચ્ચેની એક રકમ તે વ્યાજબી મજુરી ગણાશે.

મને કોઇ માણસ ઉછીના પૈસા આપે અને તે મારે અમુક મુદત પછી તેને તે પાછા આપવાના હોય તો હું તે માણસને વ્યાજ આપીશ. તેમજ આજે મને કોઇ પોતાની મજુરી આપશે તો તે માણસને મારે તેટલી જ મજુરી અને તેથી કંઇક વધારે વ્યાજ બદલ તેને આપવું જોઇએ. આજે મારે માટે કોઇ માણસ એક કલાક કામ કરે તો તેને માટે મારે એક કલાકને પાંચ મિનીટ કે તેથી વધારે કામ કરવાનું વચન આપવું જોઇએ. આમ દરેક મજુર વિષે સમજવું.

હવે જો મારી પાસે બે મજુર આવે અને તેમાંથી એક જે ઓછું લે તેને હું કામે લગાડું તો પરિણામ એ આવે કે જેને મેં કામે લગાડ્યો તે અર્ધો ભૂખ્યો રહેશે અને

જે કામ વિના રહ્યો તે તો એમજ રહેશે. જે મજુરને હું રાખું તે મજુરને બરાબર દામ આપું તો પણ બીજો મજુર ધંધા વિના રહેશે છતાં જેને મેં રાખ્યો તેને ભૂખે મરવાનું નહિ થાય અને મેં મારા પૈસાનો વ્યાજબી ઉપયોગ કર્યો ગણાશે. ખરેખરો ભૂખમરો જ્યારે ઓછું દાડીયું આપવામાં આવે છે ત્યારેજ દાખલ થાય છે. જો હું વ્યાજબી મજુરી આપું તો મારી પાસે નકામી દોલત એકઠી નહીં થાય, હું મોજ-મજાહમાં પૈસો નહિ વાપરૂં અને મારે હાથે ગરીબાઇ પણ નહિ વધે. જેને હું વ્યાજબી દામ આપીશ તે માણસ બીજાને વ્યાજબી આપતાં શીખશે. એમ ન્યાયનો ઝરો સુકાઇ જવાને બદલે જેમ જેમ આગળ ચાલશે તેમ તેમ જોર લેતો જશે. જે પ્રજામાં આ પ્રમાણે ન્યાયની બુદ્ધિ હશે તેજ પ્રજા સુખી થશે અને ઘટતી રીતે આબાદ થશે.

આ વિચાર પ્રમાણે અર્થશાસ્ત્રીઓ ખોટા પડે છે. તેઓ કહે છે કે, જેમ હરીફાઇ વધે તેમ પ્રજા આબાદ થાય. ખરી રીતે જોતાં આ વાત ભૂલ ભરેલી છે. હરીફાઇનો હેતુ મજુરોના દર ઘટાડવાનો છે. ત્યાં પૈસાદાર વધારે પૈસો એકઠો કરે છે અને ગરીબ વધારે ગરીબ થાય છે. આવી હરીફાઇથી અન્તે પ્રજાનો નાશ થવાનો સંભવ છે. આપલેનો કાયદો તો એ હોવો જોઇએ કે—દરેક માણસને તેની લાયકાત મુજબ દામ મળ્યા કરે. આમાં પણ હરીફાઇ રહેશે છતાં પરિણામ એવું આવશે કે માણસો સુખી અને હોંશિયાર થશે. કેમકે પછી તો મજુરી મેળવવાને સારૂ પોતાનો દર ઓછો કરવો પડશે એમ નથી પણ કામ મેળવવાને સારૂ બહુ હોંશિયાર થવું પડશે. આવાજ કારણથી લોકો સરકારી નોકરી મેળવવાને તૈયાર થાય છે. ત્યાં દરજ્જા પ્રમાણે દરમાયા બાંધેલા હોય છે, હરીફાઇ માત્ર હોંશિઆરીની હોય છે. અરજદાર ઓછો પગાર લેવાનું નથી કહેતો પણ પોતાનામાં બીજાના કરતાં વધારે ચાતુરી છે, એમ બતાવે છે. નૌકાસૈન્યમાં અને સિપાઇની નોકરીમાં એવોજ નિયમ જાળવવામાં આવે છે અને તેથીજ ઘણે ભાગે તેવાં ખાતાંઓમાં ગડબડ અને અનીતિ ઓછાં જોવામાં આવે છે. છતાં વેપારમાંજ ખોટી હરીફાઇ રહી છે અને તેને પરિણામે દગો, લુચ્ચાઇ, ચોરી વિગેરે અનીતિ વધી પડી છે. બીજી તરફથી જે માલ તૈયાર થાય છે તે ખરાબ અને સડેલો હોય છે. વેપારી જાણે કે હું ખાઉં, મજુર જાણે કે હું છેતરૂં અને ઘરાક જાણે હું વચમાંથી કમાઇ લઉં ! આમ વ્યવહાર બગડે છે અને માણસોમાં ખટપટ ઉભી થાય છે; ભૂખમરો વધે છે, હડતાલો વધી પડે છે, શાહુકાર લફંગા બને છે અને ઘરાકો નીતિ સાચવતા નથી. એક અન્યાયમાંથી બીજા ઘણા અન્યાય પેદા થાય છે અને અંતે વાણોતર અને ઘરાક બન્ના દુઃખી થાય છે,—પાયમાલ થાય છે ! જે પ્રજામાં આવા રિવાજ ચાલે છે તે પ્રજા અન્તે હેરાન થાય છે અને પ્રજાનો પૈસોજ ઝેરરૂપ થઇ પડે છે. તેથી જ્ઞાનીઓએ કહ્યું છે કે— "પૈસો જ્યાં પરમેશ્વર છે ત્યાં ખરા પરમેશ્વરને કોઇ પૂજતું નથી દોલત અને ખુદાને અણબનાવ છે, ગરીબના ઘરમાંજ ખુદા વસે છે.' આમ અંગ્રેજી પ્રજા મોઢેથી બોલે છે છતાં વ્યવહારમાં પૈસાને સર્વોપરી પદ આપે છે. પ્રજાના પૈસાદાર માણસની ગણતરી કરી પ્રજાને સુખી માને છે અને અર્થશાસ્ત્રીઓ પૈસા જલદીથી કેમ કમાવવા તેને માટે કાયદા ઘડે છે કે જે કાયદા શીખીને પ્રજા પૈસો મેળવે. ખરૂં અર્થશાસ્ત્ર તો ન્યાયબુદ્ધિનું છે. હરેક સ્થિતિમાં રહી ન્યાય કેમ કરવો અને નીતિ કેમ જાળવવી, એ શાસ્ત્ર જે પ્રજા શીખે છે

તેજ સુખી થાય અને બાકી તો ફાંફાં છે ને વિનાશકાળે વિપરીત બુદ્ધિ જેવું બને છે. ગમે તેમ કરી પ્રજાને પૈસાદાર થતાં શીખવવું તે વિપરીત બુદ્ધિ શિખવવા જેવું છે.

## ખરૂં શું ?

આપણે જોઇ આવ્યા કે—અર્થશાસ્ત્રીના જે સાધારણ નિયમો ગણાય છે તે વ્યાજબી નથી. તે નિયમો પ્રમાણે ચાલવાથી માણસો અને પ્રજા દુઃખી થાય છે. ગરીબ વધારે ગરીબ બને છે અને પૈસાદારની પાસે વધારે પૈસો એકઠો થાય છે છતાં પણ બેમાંથી એકે સુખી થતા કે રહેતા નથી.

અર્થશાસ્ત્રીઓ માણસોની વર્તણુંક ઉપર વિચાર નહીં કરતાં જેમ વધારે પૈસો એકઠો થાય તેમ વધારે આબાદાની માને છે અને તેથીજ પ્રજાના સુખનો આધાર માત્ર પૈસા ઉપરજ રાખે છે. તેથી તેઓ શીખવે છે કે જેમ કારીગરી વિગેરેના વધારાથી પૈસો એકઠો થાય તેમ સારૂં. આવા વિચારોના ફેલાવાથી ઇંગ્લાંડમાં અને બીજા મુલકોમાં કારખાનાં વધી પડયાં છે. બહુ માણસો શહેરોમાં એકઠા થાય છે અને ખેતરો છોડી દે છે. બહારની સુંદર અને સ્વચ્છ હવા છોડી દઇ કારખાનાંઓની ગંદી હવા આખો દિવસ શ્વાસમાં લઇ સુખ માને છે. પરિણામે પ્રજા નબળી પડતી જાય છે, લોભ વધતો જાય છે અને અનીતિ વધારે ફેલાય છે. જ્યારે અનીતિ કહાડવાની વાત કરવા બેસીએ ત્યારે ડાહ્યામાં ખપતા માણસો વાત કરે છે કે અનીતિ જાય નહિ અને અજ્ઞાની માણસોમાં એકદમ જ્ઞાન આવે નહિ તેથી જેમ ચાલે છે તેમ ચાલવા દેવું. આવી દલીલ કરતાં તેઓ ભૂલી જાય છે કે ગરીબોના અનીતિનું કારણ તવંગર માણસો છે. તેઓને માટે—તેઓની મોજ મજાહ પૂરી પાડવા માટે—ગરીબ મજુરો રાતદિવસ ગુલામગિરી કરે છે. તેમને શીખવા કે સારૂં કરવા એક પળ પણ મળતી નથી. તવંગરને જોઇ તેઓ પણ તવંગર થવા માગે છે. તેમનાથી તવંગર નથી થવાતું તેથી તેઓ કચવાય છે—ગુસ્સે થાય છે, પછી ભાન ભૂલે છે અને છેવટે પૈસો ન મળવાથી આડે રસ્તે ચઢી જઇ તે દગો કરી પૈસો મેળવવાને ફાંફાં મારે છે. આમ પૈસો અને મજુરી બન્ને ફોકટ જાય છે અથવા દગો ફેલાવવામાં વપરાય છે.

હકીકતમાં ખરી મજુરી એ કે જેથી ઉપયોગી વસ્તુ પેદા થાય અને ઉપયોગી વસ્તુ તે કે જેથી માણસ જાતનું ભરણ પોષણ થાય. ભરણ પોષણ એ કે જેથી માણસને જોઇતું ખાવાનું, ઓઢવાનું તથા પહેરવાનું મળે કે જેથી તે નીતિને માર્ગે રહી જીવે અને જીવતાં સુધી સત્કર્મો કરે. આવો વિચાર કરતાં જે મહાન્ આરંભો થાય છે તે નકામા ગણવા જોઇએ. કારખાનાંઓ કાઢી ધનાઢય થવાના રસ્તા લેવા તે પાપકર્મ જેવું થવા સંભવ છે. પૈસો પેદા કરનારા ઘણા મળે છે પણ રીતસર વાપરનારા થોડા છે. પૈસો પેદા કરી તેથી પ્રજાનો નાશ થતો હોય તો એ પૈસો કામનો નથી છતાં હાલમાં જેઓ કરોડપતિ છે તેઓ મોટી અનીતિવાળી લડાઇઓનું કારણ થઈ પડયા છે. આ જમાનાની ઘણીખરી લડાઇઓનું કારણ પૈસાનો લોભ જોવામાં આવે છે.

માણસો એમ કહેતા જોવામાં આવે છે કે બીજાઓને સુધારવા જ્ઞાન આપવું, એ બનવા જોગ નથી તેથી જેમ રહેવું ઘટે તેમ રહેવું અને પૈસો એકઠો કરવો. આમ કહેનારા પોતે નીતિ સાચવતા નથી. કેમકે જે માણસ નીતિ સાચવે છે અને લોભમાં પડતો

નથી તે પ્રથમ તો પોતાનું મન કાયમ રાખે છે. પોતે ખરા રસ્તામાંથી ખસતો નથી અને પોતાના કાર્યથીજ બીજાની ઉપર અસર કરે છે ! જેની પ્રજા બની છે તેઓ પોતે નીતિના નિયમો ન જાળવે ત્યાં સુધી પ્રજા કેવી રીતે નીતિમાન્ થાય ? આપણે ગમે તેમ વર્તી આપણા પાડોસીની અનીતિને માટે ભૂલ કાઢીએ એથી સારૂં પરિણામ કેમ આવે ?

આવા વિચારો કરતાં આપણે જોઇ શકીએ છીએ કે પૈસો એ માત્ર સાધન છે અને તે વડે સુખ તથા દુઃખ બન્ને મેળવાય છે. જો તે સારા માણસના હાથમાં આવે તો તેથી ખેતરો ખેડાય છે અને અનાજ પાકે છે. ખેડુતો નિર્દોષ મજુરી કરી સંતોષ પામે છે અને પ્રજા પણ સુખી રહે છે. તે ખરાબ માણસના હાથમાં આવવાથી તેમાંથી ( ધારો કે ) દારૂગોળા બને છે અને માણસોનું સત્યાનાશ વાળે છે. દારૂગોળા બનાવનારી પ્રજા અને જેની ઉપર તે વપરાય તે પ્રજા એમ બન્ને હેરાન થાય છે. એટલે આપણે જોઇ શકીએ છીએ કે ખરા માણસો એજ ખરી દોલત છે. જે પ્રજામાં નીતિ છે તે પ્રજા દોલતવાન છે. આ જમાનો મોજ–મજાહનો નથી. દરેક માણસે પોતાથી બનતી મહેનત મજુરી કરવાનો છે. આપણે આગળના દાખલાઓમાં જોઇ ગયા કે જ્યાં એક માણસ આળસુ રહે છે ત્યાં બીજાને બમણી મજુરી કરવી પડે છે. ઇંગ્લાંડમાં જે ભૂખમરો વર્તે છે, તેનું એજ કારણ છે. કેટલાક માણસોના હાથમાં પૈસો એકઠો થવાથી તેઓ ઉપયોગી કામ કરતા નથી અને એમ થવાથી તેઓને માટે બીજા માણસોને મજુરી કરવી પડે છે. આ મજુરી અનુપયોગી હોવાથી મજુરી કરનારને લાભ થતો નથી અને તેમ થવાથી પ્રજાની મુડીમાં ઘટાડો થાય છે. જો કે ઉપર ઉપરથી એમ જણાય કે માણસોને કામ મળે છે પણ ઉંડા ઉતરી તપાસતાં આપણને માલમ પડે છે કે ઘણા માણસોને નકામા બેસી રહેવું પડે છે. વળી અદેખાઇ પેદા થાય છે, અસંતોષનાં મૂળ બાઝે છે અને છેવટે પૈસાદાર તથા ગરીબ–શેઠ અને મજુર બન્ને પોતાની હદ છોડે છે. જેમ બીલાડી અને ઉંદરની વચ્ચે સદાય અણબનાવ રહે છે તેમ પૈસાદાર અને ગરીબ શેઠ અને મજુર વચ્ચે વેરભાવ થાય છે અને માણસ તે માણસ મટી જઇ પશુની સ્થિતિએ જઇ પહોંચે છે.

( સમાપ્ત. )

મોહનદાસ કરમચંદ ગાંધી.

---

# સન્ ૧૯૧૭ નું દિગ્દર્શન.

---

( રાજકીય )

ઇસ્વીસન ૧૯૧૭નું વર્ષ અજાએબી ભરેલું છે. પૂર્વે જે વસ્તુઓ અસંભવિત મનાતી હતી તે શક્ય થયેલી છે; જે બનાવો અશક્ય જણાતા હતા તે પ્રત્યક્ષ થયા છે અને જે વિચારો માત્ર કલ્પનાના પ્રદેશમાં હતા તે વ્યવહારમાં યોજાયા છે. થોડાંક વર્ષો પર લોર્ડ મોરલી જેવા મહાન્ રાજદ્વારી ફીલસુફ હિન્દુસ્તાનની સ્વરાજ્ય માટેની માગણીને, તે

એક હાથમાં ચાંદ પકડવા જેવી ઘેલછા છે એમ જણાવી હસી કહાડતા હતા પણ તા. ૨૦મી ઑગષ્ટ ૧૯૧૭ ના ઐતિહાસિક ફરમાનથી તે વસ્તુ ખરેખર સિદ્ધ થયેલી છે. બ્રિટિશ પ્રધાન મંડળે હિન્દુસ્તાનને જવાબદાર રાજ્યતંત્ર આપવાને જાહેર કર્યું છે. તે શી રીતે અને કેવા ક્રમમાં અમલમાં મૂકવું એજ પ્રશ્ન હવે વિચારવાનો બાકી છે. યુરોપીય મહાન યુદ્ધ શરૂ થયું ત્યારે ભાગ્યેજ કોઇને ખ્યાલ આવ્યો હશે કે આપખુદ ઝારની નિરંકુશ સત્તા નાશ પામી, તેને સ્થાને પ્રજાબળ સર્વોપરિ થશે અને તે મનુષ્યત્વના સમાન હક્ક, સ્વાતંત્ર્ય અને સમાનતા માટે મોટો જયઘોષ કરશે. ઇંગ્લાંડ લડાઇમાં ઉતર્યું તે પહેલાં સ્ત્રી હક્કની હિલચાલથી–લડતથી–તે ખળભળી ઉઠયું હતું અને તે વિફરેલી દેવીને દાબી દેવાને સખ્ત પોકાર થઇ રહ્યો હતો. પણ ચાલુ લડાઇ દરમિઆન કંઇક નવીન ચમત્કાર જણાયો છે. સ્ત્રી જાતિએ પોતાનો મરતબો અને શક્તિ અસરકારક રીતે પ્રદર્શિત કર્યાં છે અને સ્વદેશ સેવાના બદલા રૂપે નહિ પણ ન્યાયની ખાતર બ્રીટીશ પ્રજાએ તેમના સમાન હક્ક અને સ્થિતિ સ્વીકાર્યાં છે અને પાર્લામેન્ટે વળી તેમને મત આપવાનો સુંદર અધિકાર બક્ષ્યો છે. પશ્ચિમની રણભૂમિ પર 'ટેન્ક' નો ઉપયોગ કરી મિત્રરાજ્યોએ દુશ્મનોની ભારે ખુવારી કરી છે અને ખોયેલી ભૂમિ પાછી મેળવી છે પણ તેની કલ્પના પ્રથમ જાણીતા લેખક મી. એચ. જી. વેલ્સને સ્ફુરી હતી અને વાર્તારૂપે તે વિચાર તેમણે કેટલાક વર્ષોપર પ્રસિદ્ધ કર્યો હતો. તેજ પ્રમાણે ઇંગ્લાંડને સબમેરીનના બ્લોકેડથી શી શી હાડમારીઓ અને નુકસાન વેઠવાં પડે તેનો આબેહુબ ચિતાર લડાઇ પૂર્વે શેરલોક હોમ્સના ઉત્પાદક સર ઑર્થર કોનન ડોઇલે સુપ્રસિદ્ધ માસિક સ્ટ્રાન્ડમાં આપ્યો હતો અને તેનું પૂરેપૂરું સત્ય દુશ્મને આદરેલી ઝનુની અને જંગલી સબમેરિનની ઝુંબેશથી પ્રત્યક્ષ અનુભવવામાં આવ્યું છે. આ પ્રમાણે કદિ નહિ ધારેલા અને વિચારેલા, માત્ર કલ્પના રૂપે સ્ફુરેલા અને અસંભવિત દેખાતા બનાવો ઇ. સન ૧૯૧૭ દરમિઆન સિદ્ધ થયેલા છે અને હિન્દુસ્તાન માટે તે વર્ષ ખરેખર મગરૂરી લેવા જેવું છે. તેના ઇતિહાસમાં એ વર્ષ હમેશના માટે સોનેરી અક્ષરે અંકાઇ રહેશે.

લખનૌમાં ભરાએલી કોન્ગ્રેસ અને લીગ–દેશની એ બે મહાન્ પ્રજાકીય સંસ્થાઓએ હિન્દુસ્તાનને માટે સુધારાની એક યોજના એક મતે મંજૂર કરી હતી અને તે માટે દેશમાં ચળવળ કરવા–પ્રજામત કેળવવા–પ્રજાના અગ્રેસરોએ પ્રજાકીય સંસ્થાઓને આજ્ઞા આપી હતી.

પ્રસ્તુત ઠરાવમાં ત્રણ મહત્વનાં મુદ્દાઓ રહેલા હતાઃ—(૧) પહેલીજ વખતે કોન્ગ્રેસે સ્વરાજ્યનો ઠરાવ પસાર કર્યો અને (૨) તે માટે પ્રજામત કેળવવાની રીતિ અખત્યાર કરી અને (૩) હિન્દુ–મુસલમાન–દેશની એ બે મહાન્ પ્રજાઓનું વાસ્તવિક ઐક્ય સિદ્ધ કર્યું.

કોન્ગ્રેસની બેઠક દરમિઆન પ્રસિદ્ધ થયેલા મી. લાયોનલ કર્ટીસના પત્રથી પ્રજાકીય મંડળોમાં ભારે ચર્ચા ચાલતી હતી તે અરસામાં લાંબી મુદત સુધી ખોળંબે નાખેલા પબ્લીક સર્વિસ કમિશનનો રીપોર્ટ (જાહેર સનંદી નોકરી કમિશન) કવખતે પ્રસિદ્ધ થયાથી પ્રજામાં અસંતોષની લાગણી વધી પડી અને તેણે કંઇક કડવાશનું રૂપ ધારણ કર્યું. કેમકે તે રીપોર્ટ ખરેખર અસંતોષકારક છે અને તે સાથે તેમાં ઉપસ્થિત કરેલો કોમી

પ્રશ્ન ભયંકર અને હાનિકારક છે. મહારાણીશ્રી વિકટોરીઆના બાદશાહી ખરીતાથી આપણને બ્રિટિશ પ્રજા તરીકે સમાન હક અને સત્તા પ્રાપ્ત થયેલાં છે. તેમ છતાં પ્રસ્તુત રીપોર્ટમાં કોમી-( racial )-પ્રશ્ન દાખલ કરીને હિન્દી પ્રજાના હિતને મોટું નુકસાન પહોંચાડયું છે. તે પાછળ હઠતું પગલું છે, જે કદાપિ સ્વીકારી શકાય નહિ. તેમજ હિન્દીઓને સનંદી નોકરીઓ આપવાનું જે ધોરણ રજુ કરવામાં આવ્યું છે તે પણ વાજબી નથી. તે ધોરણે હિન્દુઓને લાંબા કાળ સુધી ખરો લાભ નજ મળે. એવી અજુગતી તે વ્યવસ્થા છે. વિશેષમાં, જે ખર્ચાળ રીતિઓ દાખલ કરવા કમિશને ભલામણો કરી છે, તે હિન્દ જેવા ગરીબ દેશ માટે ભારે બોજારૂપ છે અને તે તે ઉપાડી લે એવી એની સ્થિતિ અને શક્તિ નથી. સનંદી નોકરી કમિશનનો આખો રીપોર્ટ વાંધા ભરેલો અને અન્યાય કરનારો છે. તેમાં માત્ર એકજ વાત સંતોષની જણાઇ છે અને તે એ કે કમિશનના એક હિન્દી સભ્ય મી. અબદુલ રહીમની નોંધ છે. એક હિન્દીને છાજે એવી રીતે તેમણે રીપોર્ટપર સહી કરવાની ના પાડી અને પોતે એક સ્વતંત્ર અને જૂદી મિનિટ લખી, જે માટે હિન્દી પ્રજા એમનો સદા એહસાન માનશે. જાહેર સભાઓમાં અને ધારાસભાઓમાં, ન્યુસપેપરદ્વારા અને મેમોરિયલ રૂપે, હિન્દી પ્રજાની માગણીઓ સરકાર સમક્ષ, તે પછી રજુ કરવામાં આવેલી છે અને આપણને આશા રહે છે કે હિન્દી સરકાર તેનો ન્યાયપૂર્વક વિચાર કરશે તથા પ્રજાના વાજબી હક્કો વિના વિલંબે તેને આપશે.

રીપોર્ટથી ફેલાએલા અસંતોષ અને નિરાશાની લાગણીઓ શાન્ત પડયા નહોતા તે અરસામાં, સંસ્થાનોમાં વસતા-ખાસ કરીને ફીઝી ટાપુઓના ગીરમીટીઆના કરાર-બીજા પાંચ વર્ષ માટે લંબાવવાને સંસ્થાનો તરફથી તજવીજ થાય છે, એવી હકીકત પ્રસિદ્ધ થઇ. તે રૂઢિને દૂર કરવાને લોર્ડ હાર્ડિંજે અભિવચન આપ્યું હતું અને પ્રજાને આ વાતની ખબર મળી ત્યારે તે બળતરાથી પોકાર કરી ઉઠી અને તે રૂઢિનો સદંતર નાશ કરવા ભારે હીલચાલ કર્યું. કેમકે તે રૂઢિ અનેક રીતે હિન્દુસ્તાનને નુકસાન કરનારી અને હીનપદ આપનારી છે. તે કલંક દૂર કરવાને, પ્રજાના સ્વમાન માટે સાધુ પુરૂષો એન્ડરૂઝ અને ગાંધીજીએ પ્રજાપક્ષની આગેવાની લીધી અને સંતોષની વાત છે કે તેમાં તેઓ ફતેહમંદ થયા. હિન્દી સરકારે તે રૂઢિ સદંતર કાઢી નાખવાને કબુલ્યું છે. હાલ તરતને માટે નો ડીફેન્સ ઓફ ઇન્ડીઆ એકટના કાયદાની રૂએ મજુરોને પરદેશ જતા અટકાવ્યા છે. આ હિલચાલમાં ખાસ મગરૂર થવા જેવું એ થયું હતું કે હિન્દી સ્ત્રીઓનું એક ડેપ્યુટેશન વૉઇસરાય સમક્ષ ગયું હતું અને આ કલંક આપનાર દુઃખની સામે દાદ ચાહી હતી; જે હિન્દુસ્તાનના ઇતિહાસમાં વાસ્તવિક રીતે એક મહત્વનો પ્રસંગ ગણી શકાય. તે પછી લંડનમાં એક કમિશન બેઠું હતું; જેમાં સંસ્થાનોને કેવા ધોરણપર મજુરો મોકલી આપવા તે પ્રશ્નપર વાટાઘાટ થઇ હતી તથા તેમાં કેટલાક ઠરાવો પસાર થયા હતા; પણ તે ઠરાવો જોઇએ તેવા સંતોષકારક નથી.

જેમના અભિપ્રાય પ્રમાણભૂત લેખાય એવા મેસર્સ ગાંધીજી અને પોલાકે નવા નિયમોનું પોકળ ખુલ્લું કર્યું છે અને ખુલ્લા શબ્દોમાં કહ્યું છે કે તે પદ્ધતિને અમે કોઇ રીતે સંમતિ આપી શકતા નથી. આમ જે તકરારી પ્રશ્નનો અંત આવી ગયેલો આપણે સમજતા હતા તે હજી અપૂર્ણ છે પણ અમને આશા છે કે તેનું સંતોષકારક સમાધાન

ધતાં સુધી, પ્રજાના નાયકો તે ચળવળ ચાલુ રાખશે. આ લડતનું એક સુંદર પરિણામ એ આવ્યું છે કે આખો દેશ એક પ્રજા તરીકે જાગૃત થયો છે, જે જાગૃતિનો કંઈક આભાસ બંગાળાના ભાગલા સમયે નજરે પડયો હતો પણ તે અવાજ અને જાગૃતિ પ્રાંતિક હતાં અને અન્ય પ્રાંતોએ તેના પ્રતિ માત્ર સહાનુભૂતિ દર્શાવી હતી. અત્યારની સ્થિતિ જુદીજ જણાતી હતી. પ્રજાકીય ઐક્ય દૃઢ થયું હતું અને પ્રજાત્વની લાગણી એટલી વિકાસ પામી હતી કે ગીરમીટની રૂઢિથી પોતાનું અપમાન થાય છે, તે પોતાને કલંકરૂપ છે, એવું તેને તીવ્ર ભાન થયું હતું અને તેથી તેનો પ્રસિદ્ધ પોકાર કરવા સમસ્ત પ્રજા ખળભળી ઉઠી હતી. પ્રજાને એટલું ભાન થયું હતું કે આ સમસ્ત પ્રજાનો પ્રશ્ન છે અને સર્વ પ્રાન્તો એકજ પ્રજાનો વિભાગ છે. આ બનાવ બેશક નવીન અને અસાધારણ હતો અને તે પ્રજાનું ઐક્ય સ્પષ્ટ રીતે જાહેર કરે છે.

જ્યારે એક બાજુ ઉપર જણાવેલી હિલચાલ ચાલતી હતી, ત્યારે બીજી તરફથી હિન્દના પ્રતિનિધિઓને સામ્રાજ્યની કોન્ફરન્સમાં ભાગ લેવા નિમંત્રણ કરી, એક પ્રજા તરીકે તેનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. હિન્દુસ્તાનના ઇતિહાસમાં આ પ્રસંગ ખરેખર મહાન ગણાય. પહેલીજ વાર હિન્દી સભ્યોને સામ્રાજ્યની કોન્ફરન્સમાં અને વોર કેબીનેટમાં, બ્રિટિશ સંસ્થાનોની સાથે, હિન્દના પ્રતિનિધિ તરીકે, સમાન સ્થાન અને માન આપવામાં આવ્યાં હતાં. કોન્ફરન્સના કામકાજનો અહેવાલ પ્રસિદ્ધ થયો નથી તોપણ એટલું તો કહી શકાય કે આ પગલું સંતોષકારક જણાયું છે અને તે દૂરઅંદેશી ભરેલું અને હિતકારક હોવા ઉપરાંત ભવિષ્યને માટે તે મોટી આશાઓ આપે છે. પણ તેમાં એક અગત્યનો સુધારો થવાની પ્રથમ જરૂર છે, તે એ છે કે કોન્ફરન્સમાં ભાગ લેવા જે પ્રતિનિધિઓ મોકલવામાં આવે તેની પસંદગી, હિન્દી સરકાર તરફથી નહિ પણ પ્રજાનિયુક્ત ધારાસભાના સભ્યો તરફથી થવી જોઇએ. ત્યારેજ પ્રજાને સંતોષ થશે.*

દરમ્યાન પ્રજાકીય જાગૃતિ વધતી જતી હતી. કોન્ગ્રેસ—લીગે મંજુર કરેલી સુધારાની યોજના માટે પ્રજામત કેળવવા ભારે ઉત્સાહ વ્યાપ્યો હતો. ઠેર ઠેર હોમરૂલ અને સ્વરાજ્યની કેસરી ગર્જનાનો ધ્વનિ સંભળાતો;—એટલે સુધી કે ઠેઠ દૂરનાં નાનાં ગામડાંઓ કે જ્યાં પૂર્વે કશી જાગૃતિ નહોતી. તે આ અપૂર્વ વાદથી નવજીવનને પામ્યા અને તેમની જીવન-સ્થિતિ બદલાઇ ગઇ. એક પાસે નવચેતનને પામી, પ્રજા પ્રગતિવાન થતી હતી. બીજી પાસે ઈંગ્લાંડમાં હિન્દી પ્રતિનિધિઓને ઇમ્પીરિયલ કોન્ફરન્સમાં અને વોર કેબીનેટમાં સમાન સ્થાન આપીને અને સ્થળે સ્થળે તેમને ભારે આવકાર આપીને, બ્રિટિશ પ્રજાએ હિન્દનો મરતબો અને માન વધાર્યાં હતાં. આ બનાવ પણ પ્રજાના અભિલાષાઓને પ્રોત્સાહક હતો.

આમ ફેરવાતી સમાજ—સ્થિતિ જોઇને, રંગેને પોતાની આપખુદ સત્તા ઓછી થઇ

* વોર કેબીનેટના કામકાજનો વાર્ષિક રીપોર્ટ હાલમાં જ ઇંગ્લાંડમાં પ્રસિદ્ધ થયો છે. વોર કેબીનેટમાં અને ઇમ્પીરીયલ કોન્ફરન્સમાં ભાગ લેવા નિમંત્રણ કરવાનો સિદ્ધાંત મી. લોયડે પાર્લામેન્ટમાં રજુ કર્યો છે. તે પ્રમાણે આ વર્ષે પતીયાલાના મહારાજા અને સર સત્યપ્રસન્નસિંહને હિન્દના પ્રતિનિધિ તરીકે પસંદ કરવામાં આવ્યા છે જે પ્રજાકીય દૃષ્ટિએ વાજબી લેખી શકાય નહિ.

જાય એવા ભયથી હિન્દી સનંદી અધિકારીવર્ગ ફિકરમાં પડયો : અને તેણે પ્રજાકીય ચળવળને ઉગતી દાબી દેવાને સખ્તાઈના અને જોહુકમી પગલાં લેવા માંડયાં. આવી શરૂઆત પંજાબના લેફ્ટનન્ટ ગવર્નર સર માઇકલ ઓડવાયરે કરી. તેણે પ્રજાના અભિલાષોની અવગણના કરી અને દેશ—નાયકોપર આક્ષેપો કર્યા. તે પછી સામ્રાજ્યના શુભ દિવસે (Empire—Day) ભાષણ કરતાં મદ્રાસના ગવર્નર લોર્ડ પેન્ટલેન્ડ સાહેબે પણ પ્રજાની સ્વરાજ્ય માટેની માગણી વધારા પડતી અને નિરાશા ઉપજાવનારી છે એમ જાહેર કર્યું. વળી મધ્ય પ્રાંતના કમિશનર સર બેન્જામીન રોબર્ટસને તો સ્થાનિક સ્વરાજ્યથીજ સંતોષ માનવાને બોધ કર્યો. તેમજ મુંબઇ સરકારના પગલે અનુસરીને મિસિસ એનીબિસાન્ટને પોતાની હદની અંદર પ્રવેશ કરવાને પ્રતિબંધ કર્યો. તેજ અરસામાં વિદ્યાર્થીવર્ગ હોમરૂલની ચળવળમાં બહોળો ભાગ લે છે એમ જણાવી તમામ રાજકીય સભાઓમાંથી તેમને હાજરી આપતા અટકાવવાને મદ્રાસની સરકારે એક જહાંગીરી સરક્યુલર કાઢયો, જે સન ૧૯૦૭ ના રીસલી સરક્યુલરને ટપી જાય એટલો સખ્ત છે. મુંબાઇની સરકારે તે હુકમની નકલ કરી; જોકે એવા પ્રતિબંધની અહિં લેશ પણ જરૂર જણાઇ નહોતી.

આ પ્રમાણે પ્રજાના અભિલાષ અને વાજબી હકો અયોગ્ય રીતે દાબી દેવાને ભારે પ્રયાસ થતો જણાયો. તેથી મદ્રાસ પ્રાંતિક કોન્ફરન્સના પ્રમુખસ્થાનપરથી દી. બા. વી. પી. માધવરાવે અને નાશિકમાં ભરાયેલી મુંબાઇ પ્રાંતિક કોન્ફરન્સમાં ઑન. મી. શ્રીનિવાસ શાસ્ત્રીએ, લોકલાગણીનો પ્રતિઘોષ કરતાં, સનંદી અધિકારીઓના આપખુદ વર્તન અને વલણ સામે સખ્ત પોકાર કર્યા હતા; જે બેશક વાજબી હતા. જ્યાં સુધી સનંદી અમલદારોને પ્રજા તંત્રને જવાબદાર નહિ કરવામાં આવે, ત્યાં સુધી રાજકીય સ્થિતિ સુધરવાનો કશો સંભવ નથી.

આવી વિષમ સ્થિતિ હતી એવામાં મદ્રાસની સરકારે એનિબિસાન્ટને અને એમના બે સાથીઓને તા.૧૬.મી જુનને દિવસે નજરકેદ કર્યાં. આ બનાવથી દેશમાં અત્યંત બેચેની અને નિરાશા વ્યાપિ રહ્યાં અને લોકસ્થિતિ ઘણી ગંભીર અને ભયગ્રસ્ત થઇ પેડી. પ્રજા જેમ ઉશ્કેરાતી ચાલી તેમ વડી સરકારે વધારે ચૂપકીદી પકડી. આથી પ્રજાના આગેવાનોની મુંઝવણ અને મુશ્કેલી અત્યંત વધી પડયાં. આવી કટોકટ સ્થિતિમાં પ્રજાહિત સાચવવાને શો માર્ગ લેવો, તે વિષે વિચાર કરવાને, છેવટે, એક કોન્ગ્રેસ અને લીગની ખાસ બેઠક મુંબાઇમાં બોલાવવાનો તેમણે નિશ્ચય કર્યો. તે પહેલાં મુંબાઇ પ્રેસિડેન્સી એસોસિએશને વડા પ્રધાનનું હિંદી મામલાના ગંભીર સ્વરૂપ વિષે ખૂબ ધ્યાન ખેંચ્યું હતું અને ખસુસ કરીને: બ્રિટિશ પ્રધાન મંડળને પોતાની રાજનીતિ એક બાદશાહી ઢંઢેરા દ્વારા પ્રસિદ્ધ કરવા આગ્રહપૂર્વક વિનંતિ કરી હતી. આવાજ ભાવાર્થનો ઠરાવ કોન્ગ્રેસ—લીગની ખાસ બેઠકે પસાર કર્યો; તેમજ મીસીસ બેસન્ટ વગેરેને છોડાવવાને સત્યાગ્રહ કરવો કે નહિ, તે વિષે પ્રાંતિક કોંગ્રેસ કમીટીઓનો મત પૂછવાનો ઠરાવ થયો હતો. રાજકીય વાતાવરણ આમ ઉશ્કેરાયલું અને ઉષ્ણ રહેતું હતું, તેમાં મેસાપોટેમીઆ કમિશનના રીપોર્ટપર પાર્લામેન્ટમાં થયેલી ચર્ચાથી વિશેષ ઉમેરો થયો. તે વિષે બોલતાં હાલના હિન્દી વજીર મી. મોન્ટેગ્યુએ હિન્દી સરકારની કાર્ય પદ્ધતિને જુની ખખ, તદ્દન કઢંગી અને અવ્યવહારૂ જાહેર કરી અને તેની સખ્ત આકરણી કરી. લોર્ડ હાર્ડિંજનો બહાદુરી ભર્યો બચાવ અને સેક્રેટરી ઑફ સ્ટેટ

મી. ચેમબરલેનનું રાજીનામું, એ તે વખતે ઘણા ખેંચાણકારણ અને મહત્વના બનાવો હતા. મી. ચેમબરલેનના જવાથી કોઇના ખુશ થયું નહોતું; જો કે લોર્ડ હાર્ડિંજપર થયેલા આક્ષેપોથી આખું હિન્દ ખળભળી ઉઠ્યું હતું અને તેમને માટે અત્યંત લાગણી, માન અને વિશ્વાસ પ્રદર્શિત કર્યાં હતા. હિન્દુસ્તાનપર આ બનાવોની અસર જેવી તેવી થઇ નહોતી. સંકુચિત અને સખ્તાઇ ભરેલી રાજનીતિથી અને હિન્દી સરકારના ગંભીર મૌનથી સર્વત્ર નિરાશા અને અશાન્તિરૂપી કાળા વાદળો પથરાઇ ગયા હતા અને કાંઇ પણ આશાજનક ચિહ્‌ન જણાતું નહોતું. પણ કવિના શબ્દોમાં બોલીએ તો અતિ અંધકાર ભર્યાં કાળા વાદળોમાં પણ રૂપેરી રૂપરેખા છુપી રહેલી હોય છે, તે પ્રમાણે તા. ૨૦ મી ઓગષ્ટ ૧૯૧૭ ના રોજ મી. મોન્ટેગ્યુ જે હિન્દના સુભાગ્યે મી. ચેમબરલેનની જગાએ આવ્યા હતા તેમણે હિન્દુસ્તાનને જવાબદાર રાજ્યતંત્ર આપવાને બ્રિટિશ પ્રધાન મંડળનો ઠરાવ જાહેર કર્યો. આ સમાચાર મળતાંજ એકદમ ભય અને વિખવાદનું વાદળ વિખરાઈ ગયું અને ઉશ્કેરાયલી લોકલાગણી શાન્ત પડી અને સૌ કોઇ આશા અને ઉલ્લાસમાં નવી પરિસ્થિતિનો વિચાર કરવા મંડયા. તા. ૪થી સપ્ટેમ્બરે સીમલામાં વડી ધારાસભાની બેઠક મળી, તેમાં લોર્ડ ચેમ્સફર્ડ સાહેબે એક કીમતી ભાષણ આપ્યું અને ખાસ ભારપૂર્વક જણાવ્યું કે હિન્દી સુધારાના સંબંધમાં તપાસ કરવાને મી. મોન્ટેગ્યુ જાતે હિન્દુસ્તાનમાં પધારનાર છે, વાસ્તે બધા વિવાદના પ્રશ્નો બાજુએ રાખી, સૌએ સાથે મળીને તે માટે યોગ્ય તૈયારી કરવી. તેજ પ્રસંગે મિસિસ એની બિસાન્ટને છૂટાં કરવાની વધાઇ અપાઇ અને ત્યારથી હિન્દી સુધારાના પ્રશ્ને નવીન સ્વરૂપ ધારણ કર્યું.

હિન્દી સુધારાના વિરોધીઓને હવે જણાયું કે બ્રિટિશ પ્રધાનમંડળે કરેલા ઠરાવની સાથે તેઓ ફાવી શકે એમ નથી એટલે તેમણે નવેસર બાજી રમવા માંડી. અત્યારસુધી કોન્ગ્રેસ–લીગની સુધારાની યોજનાનું તેઓ સમૂળગું નામ લેતા નહોતા. તે પ્રતિ બેદરકાર હતા. લોર્ડ પેન્ટલેન્ડ સાહેબે તો તે વિષે પોતાની અજ્ઞાનતા બતાવી હતી પણ તે પછી વલણ બદલાયું. જૂદી પદ્ધતિ ગ્રહણ કરવામાં આવી. ઈંગ્રેજી પત્રોમાં, તે યોજના ખામી વાળી છે; તે તદ્દન અવ્યવહારૂ છે; તે માટે પ્રજા હજુ જોઇએ તેટલી કેળવાયલી અને તૈયાર નથી; તે એક પક્ષની ચળવળ છે; એમ જણાવી તેને ઉતારી પાડવાને તજવીજ થવા માંડી. તે સાથે તેની વિરૂદ્ધ યુરોપિયન એસોસિએશનને નિંદ્રામાંથી જાગૃત કરી; તેને ગતિમાં મૂકી, ધોંધાટ કરવા માંડયો; એન્ટી–બ્રાહ્મણ ( વિરૂદ્ધ ) કોન્ફરન્સ સ્થાપી; અંત્યજનો પ્રશ્ન આગળ કર્યો; અને નવા ફેરફારથી ઈંગ્રેજ વેપારી મંડળોની મૂડી અને મિલ્કત જોખમમાં આવી પડશે એવા પોકાર કર્યા. વિશેષમાં, તેમાં એવા સખ્ત લખાણો પ્રસિદ્ધ થવા માંડયા કે જે વાંચીને અુચિત્ લાગણી ઉશ્કેરાય; છતાં તેપર પ્રેસ એકટનો લેશ પણ અંકુશ નહિ. લડતની આ એક બાજુ હતી. બીજી બાજુથી, નવા અને જૂદા પ્રકારની સુધારાની યોજનાઓ પ્રજાના લાભ માટે પ્રસિદ્ધ થવા માંડી. ઓક્ષફર્ડમાં વિદ્યાર્થી મંડળ સમક્ષ લોર્ડ ઇસ્લીંગટન સાહેબે, હિન્દી સુધારાપર એક ભાષણ આપ્યું અને નવા સુધારાની રૂપરેખાની ઝાંખી કરાવી. પણ તે યોજના હિન્દીઓને ગ્રાહ્ય થાય એવી નહોતી; આ તકનો લાભ લઇને લંડન ટાઇમ્સે સ્વ૦ ગોખલેએ, એમના મૃત્યુ પૂર્વે તૈયાર કરેલી હિંદી સુધારાની યોજની બહાર પાડી. પણ તે લડાઇ પૂર્વે તૈયાર થઇ હતી અને દરમિઆન લોક

લાગણી અને વિચાર ઘણા આગળ વધ્યા હતા. આગેવાનોએ કોન્ગ્રેસ-લીગની યોજનાનેજ વળગી રહેવાનો નિશ્ચય કર્યો.

આની પહેલાં, સામ્રાજ્ય યુદ્ધમાં ઉતર્યું તે અરસામાં, રાઉન્ડ ટેબલ ગ્રુપ નામના મંડળે "સામ્રાજ્યનો પ્રશ્ન" એ નામ હેઠળ બ્રિટિશ સામ્રાજ્યનું નવેસર બંધારણ રચવાને અને સામ્રાજ્યની રાજનીતિ અને વહિવટમાં સંસ્થાનોને સમાન હક્ક અને અધિકાર આપવાને અને તાબેદાર પ્રજાઓ પર એ સર્વની સામાન્ય સત્તા રહે, એવા પ્રકારની યોજના સૂચવી હતી. પણ તે યોજનાના અભિપ્રાય સાથે ઇંગ્લાંડનો વિચારવંત વર્ગ એકમત નહોતો અને જાણિતા વિદ્વાન મી. હૉબે એક વજનદાર અને પ્રશંસાપાત્ર લેખ લખીને, તે યોજનાની વ્યવહારૂ મુશ્કેલીઓ, તેની અપૂર્ણતા અને અસંગતતા અને તેનું સ્વાર્થી વલણ-એ સર્વ બહુ અસરકારક રીતે દર્શાવ્યા હતા અને તેની નિરર્થકતા સિદ્ધ કરી હતી. તેમજ તે પછી ભરાયેલી સામ્રાજ્યની કોન્ફરન્સમાં અને વોર કેબિનેટમાં હિન્દને સમાન હક્ક અને સ્થાન આપ્યાથી એ પ્રશ્નની કેટલીક ગુંચવણો ઓછી થઇ છે; જો કે સામ્રાજ્યનું બંધારણ અને ઘટનાનું નિરાકરણ, વાસ્તવિક રીતે લડાઇ પછીજ થઇ શકશે.

લખનૌમાં ખુલ્લા પડી ગયેલા મી. કર્ટીસના પત્રમાં ઉપરની યોજનાનું સૂચન થયેલું હતું અને તેથી ભારે ચકચાર થયેલી હતી. પણ ત્યારબાદ મી. કર્ટીસે, તેના ખુલાસા રૂપે હિન્દી પ્રજાને એક ખૂલ્લો પત્ર લખ્યો હતો. તેમાં તેણે પોતાના ટુંક વસવાટ અને મુસાફરી દરમ્યાન પ્રાપ્ત થયેલા અનુભવ અને અભ્યાસના પરિણામે, હિન્દુસ્તાન વિષે તેમના વિચાર અને અભિપ્રાય ફેરવાયા છે, તેમજ અન્ય ભાગો કરતાં હિંદની સ્થિતિ અને સુધારો ભિન્ન અને ઉંચા પ્રકારના છે અને તે સ્વરાજ્ય માટે લાયક છે એવું સૂચન કર્યું હતું.

આ બધો સમય તે હિન્દુસ્તાનમાં હતા અને તે હિન્દી રાજબંધારણ અને રાજ વહિવટનો અભ્યાસ કરતા હતા. તેમણે એ અભ્યાસનો લાભ આપણને Four Studies in Indian Government એ નામનું એક ન્હાનકડું પુસ્તક લખીને આપ્યો છે. સુધારાની યોજના પૂર જોશમાં ચર્ચાઇ રહી હતી અને તે ચર્ચાનું સ્વરૂપ ગંભીર બનતું હતું તે દરમ્યાન કેટલાક ઉદાર વિચારવાળા યુરોપિય ગૃહસ્થોને એમ જણાયું કે તેનું કાંઇક સંતોષકારક સમાધાન આવવું જોઇએ, નહિ તો તેની અસર બહુ માઠી નિપજશે અને કેટલાક સુધારા થવાની ખરી જરૂરજ છે. તેથી તેમણે મી. કર્ટીસને મદદે બોલાવ્યા અને તેઓએ એક નવી સુધારાની યોજના તૈયાર કરી, તેમાં કેટલાક આગેવાન હિંદીઓ પણ જોડાયા.

આ યોજનાની ખૂબી રાખે છે કે તે રાજ વહિવટના અમુક સામાન્ય વિભાગોપર પ્રજાનિયુક્ત મંડળને સ્વતંત્ર અને પૂર્ણ અધિકાર બક્ષે છે. પણ તેમાં ખરી સત્તાનો સમાવેશ થતો નથી. જ્યારે મહત્વના વિભાગોપર હિન્દી સરકારના સનંદી અમલદારોની સત્તા સર્વોપરિ રહે છે. હિંદીઓને અનુભવ મળેથી તેમાં ધીમે ધીમે સુધારા અને સત્તા આપવાનું સૂચવે છે. આથી રાજવહિવટ બે વિભાગમાં વહેંચાઇ જાય છે.

વળી તે યોજનાના સમર્થનમાં-હિંદી પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર આપવાના સંબંધમાં-કેટલાક પત્રો મળી એક પુસ્તકરૂપે પ્રસિદ્ધ કર્યા; જેમાંના ઘણા વિચારો બહુ ઉપયોગી અને મનન કરવા જેવા છે. એટલું સ્વીકારવું જોઇએ કે તે યોજના ઉદાર વિચાર-

ચી યોજાઇ છે; હિન્દીઓને શિક્ષણ લેવાને કેટલાક અવકાશ તેમાં આપવામાં આવ્યો છે. પણ તે પ્રજાના અભિલાષને સંતોષે એવી નથી; તે અધિકાર વિનાની યોજના છે; તેનો વિકાસ સ્વાભાવિક નથી. તેમજ અહિંની પરિસ્થિતિને બંધબેસતી નથી. વળી તે ભારે ખર્ચાળ અને ગુંચવણ ભરેલી છે. આના મુકાબલે કોન્ગ્રેસ–લીગે પસાર કરેલી યોજના વધારે વાસ્તવિક, વજુદવાળી અને વાજબી છે. હિંદી પ્રજા તેને મક્કમ રીતે વળગી એ બધા સંજોગો વિચારતાં, સ્વાભાવિક છે, અને તેથી હિંદી પ્રજા એક અવાજે કોન્ગ્રેસ–લીગે રજુ કરેલી યોજના સુધારાના પહેલા હફતા તરીકે આપવાને સરકારને આગ્રહપૂર્વક વિનવે છે.

હાલમાં, વળી એસોસિએટેડ પ્રેસના મેનેજીંગ ડિરેક્ટર મી. કોટસે, જાણીતા ઇંગ્રેજી માસિક " ઇસ્ટ એન્ડ વેસ્ટ " માં હિંદી સુધારાની એક નવીન યોજના રજુ કરી છે, જે " હિન્દુ " પત્રના શબ્દોમાં જણાવીએ તો હિન્દી અભિપ્રાય જાણવાને સનંદી અમલદાર તરફથી આ જુદી તદબીર છે. ( If people treat Mr, coates' scheme as a beauracratic feeler of Indian opinion* )

કોન્ગ્રેસ–લીગની સુધારાની યોજના વિરૂદ્ધ ચળવળ શરૂ થઇ અને તે પર આક્ષેપો થવા માંડયા કે તુરત હિન્દી આગેવાનો મોખરે આવ્યા અને વિરૂદ્ધ પક્ષની દલીલો તોડવા માંડી અને તે યોજનાના સમર્થનમાં પ્રમાણભૂત રદીઆગો અને સંગીન કારણો આપવા માંડયા.

વડી ધારાસભાના ઓગણીસ પ્રજાનિયુક્ત સભાસદોએ સુધારાનો જે ખરડો વૉઇસ રાય સમક્ષ રજુ કર્યો હતો, તેના બંધારણ પરજ કોન્ગ્રેસ–લીગ યોજના ઘડવામાં આવી હતી. તે પૂર્વે મીસીસ એનીબિસાન્ટે સ્વરાજ્યની યોજના તઇયાર કરી હતી; જ્યારે હોમરૂલ લીગ તરફથી હિંદી રાજકીય સુધારાનું બીલ મી. જોસફ બેપટીસ્ટાએ બહાર પાડયું હતું. પણ અત્યાર સુધીમાં રજુ થયેલી બધી યોજનાઓમાં કોન્ગ્રેસ-લીગની સુધારાની યોજના સર્વોપરિ માલુમ પડી છે અને તેની યોગ્યતા અને વાજબીપણું સપ્રમાણ સિદ્ધ કરી બતાવવામાં આવ્યું છે. તે યોજનામાં રહેલાં તાત્ત્વિક સિદ્ધાંતો, ઑન. મી. શાસ્ત્રીએ બહુ અસરકારક રીતે ચર્ચ્યા છે અને તેનું સમર્થન અને સ્પષ્ટીકરણ, કંઇક વિશાળ ધોરણપર અને દાખલા દલિલો સહિત ઑન. મી. રામચંદ્રરાવે સુંદર રીતે સમજાવ્યા છે. જ્યારે મી. આયંગર બંધારણ અને નાણાંની દ્રષ્ટિએ તેનું વિવેચન કરે છે. શ્રીયુત ગોવિંદદાસની ચર્ચા સ્વતંત્ર રીતે થયેલી છે, તે પણ તેમના વિચાર અને અભિપ્રાય કોન્ગ્રેસ–લીગની યોજનાને અનુમોદન આપે છે. તે સિવાય ટાઇમ્સ ઑફ ઇંડિયામાં અને ઇંડિયન સોશિયલ રીફોર્મરમાં રાજકીય સુધારાના સંબંધમાં સંખ્યાબંધ લેખો છપાયા હતા, જે બધા વિચારવા જેવા અને કીંમતી છે. ખાસ કરીને મી. મોન્ટેગ્યુ સમક્ષ જે આગેવાન ડેપ્યુટેશનો હાજર થયા હતા, તેમના તરફથી તૈયાર થયેલા ખરડા ઘણા વજનદાર અને વજુદવાળા છે અને તે બધાનો આશય કોન્ગ્રેસ–લીગ યોજનાની જરૂરીઆત અને યોગ્યતા સિદ્ધ કરવાનો છે. કોન્ગ્રેસ તરફથી

* ૩ મે. ૧૯૧૮ ( અઠવાડિક આવૃત્તિ. )

રજુ થએલા મેમોરેન્ડમમાં આજદિન સુધીમાં કોન્ગ્રેસે કરેલી માગણીઓ નોંધવામાં આવી છે અને તે સાથે કોન્ગ્રેસ–લીગની યોજના કેટલી બધી બંધબેસ્તી અને અનુકૂળ છે, તેનો વિકાસ ક્રમ કેવો સ્વાભાવિક અને યોગ્ય છે તે બહુ સરસ રીતે પ્રતિપાદન થયું છે. પણ હોમરૂલ લીગનો ખરડો બ્રિટિશ રાજ વહિવટની અપૂર્ણતાઓ અને ખામીઓ બહુ ખૂબી બંધ રજુ કરે છે અને બ્રિટિશ હકુમત કયાં અને કેવી રીતે નિષ્ફળ નિવડી છે, તે પ્રોસ વિષે દલીલ વકીલની પેઠે, બહુ તેના ઐતિહાસિક સ્વરૂપમાં અસરકારક રીતે જોમદાર અને તીખા શબ્દોમાં દ્રઢતાપૂર્વક રજુ કરે છે. તેના સમર્થનમાં ઇંગ્રેજી પુસ્તકોમાંથી પુષ્કળ પુરાવા મળે છે. મદ્રાસ હોમરૂલ લીગ તરફથી સર સુબ્રહ્મણ્ય આયરે રજુ કરેલા ખરડામાં તેનું સ્વરૂપ જુદા પ્રકારનું છે અને તે સાનંદી અમલદારોની આપખૂદ અને જો હુકમી સત્તા નિર્મૂળ કરી, તેને સ્થાને પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર આપવાને આગ્રહ કરે છે. અને વાસ્તવિક રીતે હિન્દને તેનીજ ખરી જરૂર છે.

આ સુધારાની યોજનાના અંગે રાજકિય સાહિત્ય પુષ્કળ તૈયાર થયું છે અને તે ઘણું કીમતી છે. દિલગિરી ખરેખર એજ છે કે તેમાંનું ઘણુંજ થોડું–બલ્કે કંઈજ નહિ–ગુજરાતીમાં ઉતરેલું છે. ગુજરાત સભા તરફથી મી. મોન્ટેગુને સુધારાની યોજના અદા કરવાને પુષ્કળ સહીઓ લેવાનો પરિશ્રમ લેવામાં આવ્યો હતો. આશા છે કે તે મંડળ તરફથી સુધારાની યોજનાના મુખ્ય મુદ્દાઓપર એક સ્વતંત્ર લેખવાળા ગુજરાતમાં રેલ-વામાં આવશે અને તે બેશક, પ્રજાને ઉપકારક થશે. રાજકીય સાહિત્ય ગુજરાતી ભાષામાં નથી એમ કહીએ તો તે ખોટું નથી. તે માટે તે દિશામાં સતત અને વેગભર્યા પ્રયત્ન થવાની જરૂર સૌ કોઇ સ્વીકારશે.

ઉપર જે વિવેચન કર્યું છે તે પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે કોન્ગ્રેસ–લીગે પસાર કરેલી સુધારાની યોજનાથી આપણું ખરૂં હિત સચવાય છે; તેજ આપણને સ્વ-રાજ્યને અને ઉન્નતિને માર્ગ દોરી જાય છે; અને તેથી આપણું કર્તવ્ય છે કે તે યોજનાને આપણે ચુસ્ત રીતે વળગી રહેવું જોઇએ. એટલુંજ નહિ પણ તે મેળવવાને ચાલુ પ્રયત્ન કરવો અને તે મળતાં સુધી સંતોષ માનવો નહિ.

વળી આ ચળવળના અંગે દેશી રાજ્યોનો પ્રશ્ન આગળ આવ્યો છે અને તે ખૂબ ચર્ચાય છે. અત્યાર સુધી તે પ્રશ્નને ચર્ચાથી અલગ રાખવામાં આવતો હતો પણ જમાનાની અસર દેશી રાજ્યો પર પણ થયેલી છે અને તે નવીન વિચાર અને ભાવનાથી રંગાઇ, જુદીજ સ્થિતિ બનાવાને ઇચ્છા ધરાવે છે. બિકાનેરના મહારાજાને આભનંદન આપવાને અને સફળ સફર ( Bon-voyage ) ઇચ્છવાને એક ભવ્ય અને દબદબા ભરેલો મેળાવડો મુંબાઇમાં તાજમહેલ હોટેલમાં થયો હતો અને તે પ્રસંગે જે ઉમદા અને સુંદર ભાષણો થયા હતા, તેના ભણકાર હજી પણ સંભળાય છે ! તેમજ ઇંગ્લાંડમાં હિન્દની પ્રતિષ્ઠા વધારી જે સુંદર સેવા મહારાજાશ્રીએ કરી છે તે બદલ હિન્દી પ્રજા એમની સદા આભારી રહેશે. તેઓ સામ્રાજ્યના વહિવટમાં ભાગ લેવાને ઉત્સુક છે અને સ્વરાજ્યની ભાવના તેમને આપ્ય છે. પણ હિન્દી રાજવહિવટમાં તેઓ માથું મારવા ઇચ્છતા નથી; તે સાથે બ્રિટિશ પ્રજા તેમના કારભારમાં પ્રવેશ કરે તે તેમને પસંદ નથી. લડાઇ દરમિઆન

તેમની સેવા અને મદદ અપ્રતિમ અને હિન્દનું ગૌરવ વધારનારી તથા ભૂષણરૂપ છે. સામ્રાજ્યની પરિષદમાં આમંત્રણ આપીને તેમને ખાસ માન આપવામાં આવ્યું છે અને ગયા બે વર્ષથી દેશી રાજાઓની પરિષદ દિલ્હીમાં મળે છે. આ પ્રગતિ શુભ અને આશાજનક છે. નવા બંધારણમાં તેમને કેવું અને શું સ્થાન આપવું, એ અતિશય નાજુક અને વિવાદગ્રસ્ત પ્રશ્ન છે. છતાં તે વિષે સારો ઉહાપોહ થયે જાય છે. મી. અભ્યંકર અને રા. મનસુખલાલ રવજીભાઇના ખરડાઓ; તેમજ કર્નાટક પત્રમાં પ્રસિદ્ધ થયેલાં પત્રોનો સંગ્રહ, એ બધા લેખો ઘણા ઉપયોગી અને વિચારવા જેવા છે. આ સિવાય, શ્રીયુત ગોવિંદદાસ રચિત હિન્દનું રાજ્યતંત્ર એ પુસ્તકમાં અને ઑ. મી. રામચંદ્રરાવે, હિન્દી રાજ્યવહિવટનો વિકાસ—એ વિષે પુસ્તકમાં દેશી રાજ્યો વિષે ખાસ પ્રકરણો લખ્યાં છે; જેમાંથી આપણને ઘણું નવું જાણવાનું પ્રાપ્ત થાય છે. તેનું નિરાકરણ થવું, ખરેખર મુસ્કેલ પણ તે સાથે એટલું ચોક્કસ છે કે તે પ્રશ્ન જેમ વધારે ચર્ચાશે તેમ તેનું પરિણામ સુંદર અને સારૂં આવશે.

ચાલુ રાજકીય હક્કની લડત દરમ્યાન પ્રજાના આગેવાનોની દૃઢ પ્રતીતિ થઇ છે કે હિન્દની સ્થિતિ સુધારવાનો એકજ સરલ માર્ગ છે અને તે એ કે હિન્દી સનંદી અમલદારોની નિરંકુશ સત્તા કમી કરી, તેમને પ્રજાને જવાબદાર કરવા. જ્યાંસુધી કારોબારી ખાતું—જે સનંદી અમલદારોનો ખાસ ઇજારો છે તે—પ્રજાના અધિકાર હેઠળ નહિ મૂકાય, ત્યાંસુધી કોઇપણ પ્રગતિની આશા રાખવી તે નિરર્થક છે. વાસ્તવિક રીતે તેમનાપર કોઇનો કાબુ કે અંકુશ નથી. તેઓ સાવ આપખુદ અને તુમાખીભર્યા હોય છે અને તે સ્થિતિ એટલી અસહ્ય થઇ છે કે દી. બા. વી. પી. માધવરાવ અને સર સુબ્રહ્મણ્ય આયર જેવા ડરેલ અને અનુભવી ગૃહસ્થોને પણ તે સામે પોકાર કરવા ફરજ પડી છે, અને તેટલા માટે કોન્ગ્રેસ—લીગની યોજનામાં તેપર ખાસ ભાર મૂકાયો છે.

આવા બિન જવાબદાર અને અંકુશ વિનાના કારોબારના પરિણામેજ મેસાપોટેમીઆનું કાર્ય અવ્યવસ્થિત, ખામીવાળું અને દોષિત માલુમ પડયું હતું. લશ્કરમાં જુજ હિન્દીઓને કમિશન આપી, તેમને કંઇક માન આપ્યું છે પણ તે માટેના ભવિષ્યના સામાન્ય નિયમોમાં હજુ જોઇએ તેવા સુધારા કરવામાં આવ્યા નથી, તેથી અસંતોષ રહે એ સ્વાભાવિક છે. તેનું કારણ માત્ર એજ કે સનંદી અમલદાર વર્ગ હિન્દી પ્રજાના હક પ્રતિ બેદરકાર છે. હિન્દી રક્ષક સૈન્યનો કાયદો પસાર કરી, દેશીઓને લશ્કરમાં જોડાવાને છૂટ આપવામાં આવી છે પણ તેના નિયમોમાં છૂટછાટ નહિ મૂકયાથી અને વર્ણના ભેદ રાખ્યાથી હિન્દીઓ મોટી સંખ્યામાં બહાર ન પડે એ વાજબી છે. આમાં પદ્ધતિનો દોષ છે અને તેમાં સુધારો થવાની જરૂર છે. હિન્દુસ્તાન તરફથી ચાલુ લડાઇના ખર્ચ માટે ૧૫૦ કરોડ રૂપિઆ ઇંગ્લાંડને બક્ષિસ અપાયા છે. તે સુંદર કાર્ય હતું પણ તેનો અમલ એવો કઢંગી રીતે થયો હતો કે જે ગમે તે હિન્દીને આવા વર્તન માટે બેશક ઓછું લાવે. છેલ્લો દાખલો ખેડા જીલ્લાની સત્યાગ્રહની લડત પૂરો પાડે છે. આ બધા માટે નિરંકુશ અને આપખુદ પદ્ધતિજ જવાબદાર છે. તે પદ્ધતિ એટલે સનંદી અમલદારોની પ્રતિષ્ઠા અને તપાસ અધિકારનો ઇજારો; પણ તે સ્થિતિ હવે લાંબો કાળ ટકી શકે નહિ. આખા યુરોપીય યુદ્ધનો હેતુ આપખુદ સત્તાની સામે છે. અને તેની લડત

સમાનતા, સ્વાતંત્ર્ય અને ન્યાયને માટે છે. શું તેની કાંઇ પણ અસર અહિંના અધિકારી વર્ગ પર થશે નહિ ? અલબત્ત, તે આપખૂદ સત્તા નહિ પણ બીજાને જવાબદાર પદ્ધતિ હોવી જોઇએ. અને તેમાંજ બ્રિટિશ રાજ્યની કીર્તિ અને નામના રહેલાં છે.

બ્રિટિશ રાજ્યે, એટલું તો નિર્વિવાદ છે કે, આપણને સુલેહ, શાન્તિ અને સુખ બક્ષ્યાં છે અને તે આશિર્વાદ રૂપ લેખાયાં છે. તેનું બંધારણ કાયદા કાનુન અને ન્યાય પર ઘડાયું છે અને તેથી આપણને તેમાં આસ્થા અને આકીન છે. અમે માનીએ છીએ કે હિન્દુસ્તાન અને બ્રિટનનો સંબંધ એ એક દૈવી સંજોગ છે. પણ એકલા સુલેહ અને શાન્તિના મળવાથી કે કાયદા કાનુનના અમલથી પ્રજાનો વિકાસ કે ઉન્નતિ થતાં નથી. વાસ્તવિક રીતે પ્રજા જીવનનો વિકાસ અને ઉન્નતિ પ્રજાને સ્વતંત્રતા મળેથીજ શક્ય છે, પ્રજાને સ્વતંત્રતાની જરૂર છે. સ્વતંત્રતાજ તેનું આવશ્યક અને પોષક તત્વ છે. શાન્તિ અને કાયદાનો અમલ, પ્રો. રામસેમ્યુર કહે છે તેમ, સારી વસ્તુઓ છે: પણ તે પ્રજા સ્વાતંત્ર્યના આવશ્યક પાયારૂપ હોય છે.

Peace and the Reign of Law are good things; but their chief virtue is that they are necessary foundations of liberty)×

અત્યારે જે પ્રજાકીય ઐક્ય અને સ્વતંત્રતા આપણે અનુભવીએ છીએ તે બ્રિટિશ અમલનું સુંદર અને આલ્હાદક પરિણામ છે. તે અંગ્રેજી કેળવણી, અંગ્રેજી સાહિત્ય, વિચાર અને બ્રિટિશ સંસ્થાઓને આભારી છે. વળી હિન્દી પ્રજાને યોગ્ય શિક્ષણ આપીને સ્વરાજ્ય માટે તેમને લાયક કરવા એજ બ્રિટિશ રાજ્યનીતિનું અંતિમ લક્ષ્ય છે અને તે પ્રસિદ્ધ છે.

અમને અત્યંત વિશ્વાસ છે કે જે બહાદુર પ્રજા ન્હાના રાજ્યોના રક્ષણ અર્થે, ન્યાય અને સ્વાતંત્ર્ય માટે, નીતિ અને સુધારા માટે, દારૂણ યુદ્ધ કરી રહી છે અને ભારે આત્મભોગ આપે છે, તે પોતાની જાહેર કરેલી રાજનીતિમાંથી કદાપિ ચળશે નહિ એટલુંજ નહિ પણ તે સ્વાતંત્ર્ય અને ન્યાયપ્રિય પ્રજા પોતેજ ઉત્તેજીત કરેલી હિન્દની સ્વરાજ્યની ઉત્કૃષ્ટ ભાવનાને પોષશે અને સામ્રાજ્યમાં હિન્દને સમાન અને મહત્વનું સ્થાન આપી, તેને સ્વતંત્રતા અને સ્વરાજ્ય બક્ષશે. પરમાત્મા તે આશા પરિપૂર્ણ કરો.

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ.

---

× "The Making of British Indian" by Prof. Ramsay Muir p. 280.

# સ્વ. ગોપાળ ગણેશ આગરકર.*

**क्षुद्राः सन्ति सहस्रशः स्वभरणव्यापारमात्रोद्यताः ।**
**स्वार्थो यस्य परार्थ एव स पुमानेकः सतामग्रणीः ॥**

**( भर्तृहरि )**

પોતાના સ્વાર્થને તૃણુવત્ ગણી જે મહાત્માઓએ પરમાર્થને કાજે પોતાનાં તન મન, અને ધન અર્પણુ કર્યાં છે; પોતાના સ્વાર્થને ભસ્મ કરી દઇ તે ખાખથી પરમાર્થરૂપી વાડીને પ્રફુલ્લિત કરી છે; અને પોતે દુઃખ વ્હોરી લઇ બીજાને સુખી કરવામાં પોતાનું આખું જીવન ગાળ્યું છે; એવા જે થોડા–આંગળીને વેઢે ગણાય તેટલા સત્પુરુષો સંસારમાં થઇ ગયા છે, તે પૈકી મહારાષ્ટ્રવાસી પુણ્ય પુરુષ સ્વર્ગસ્થ અધ્યાપક ગોપાળ ગણેશ આગરકરનું નામ પણુ આદરપૂર્વક લેવા યોગ્ય છે. એ મહાત્માનો પરલોકવાસ થયે ૨૨ વર્ષ વહી ગયાં છે; પરંતુ એમના જીવનના સિદ્ધાન્તો હજી લગી આપણુને બોધદાયક છે. એટલા માટે આશા છે કે, "નવજીવન"ના વાચકોને એમના જીવનનું મહાત્મ્ય રુચિકર થશે.

સાતારા જિલ્લાના ટેંભૂ ગામમાં વિ. સં. ૧૯૧૨ માં આગરકરનો જન્મ થયો હતો. એમનાં માબાપ પૈસે ટકે સુખી નહતાં. ટેંભૂમાં ( હિન્દમાં દરેક ગામમાં નિશાળ હોતી નથી એ વાત જેટલી સાચી છે તેટલીજ દુઃખદાયક છે ) નિશાળના હોવાને કારણે એમને મોસાળ જવું પડયું. આ પ્રમાણે ન્હાનપણુથી જ માબાપથી દૂર રહેવાનો પ્રસંગ એમને પ્રાપ્ત થયો. ત્યાં મામાની સાથે એમણે ભણવાનું શરૂ કર્યું. તે સમયે એમનું આરોગ્ય ઘણું સારૂં હતું. તેથી ઘણો પરિશ્રમ કરી રમવાનું તેમને ઘણું ગમતું હતું. કૃષ્ણા નદી પાસે હતી. તેમાં તેઓ તરતાં શીખ્યા. તે સમયે પણુ તેમના હૃદયમાં નિબન્ધ લખવાની તીવ્ર ઇચ્છા થઇ આવી હતી. ૧૨–૧૩ વરસની ઉમ્મર થઇ એટલે ત્યાંનું શિક્ષણુ સમાપ્ત થયું અને તે સમયથીજ આગરકરના ચરિત્રનો આરંભ થયો.

મામા તો આગળ વિદ્યાભ્યાસ કરવા પુને ગયા અને આગરકર પાસે આગળ અભ્યાસ કરવાનું સાધન ન હોવાથી તેઓ મુન્સફની અદાલતમાં ઉમેદવારી કરવા લાગ્યા. પણુ આ અડચણુથી પોતાનો વિદ્યાભ્યાસ કરવાનો નિશ્ચય વધારે દૃઢ થયો. ઉમેદવારી છોડી દઇ પોતે રત્નાગિરિનો રસ્તો લીધો. વિદ્યાભ્યાસમાં સહાયતા કરવાની શુભ બુદ્ધિથી મુન્સફ સાહેબે આગરકરને રૂા. ૭૫) આપ્યા હતા. તે જમાનામાં રત્નાગિરિ સુધી રેલવે ગાડી ન

* "सरस्वती" ઉપરથી.

* મહારાષ્ટ્રમાં એવો રિવાજ છે કે જે લોક પૈસે ટકે સુખી છે, તેઓ વિદ્યાર્થીઓને પોતાને ત્યાં દરરોજ જમાડે છે. સોમવારે ફલાણા ગૃહસ્થને ત્યાં, મંગળે ફલાણાને ત્યાં, એમ દરેક વિદ્યાર્થી નક્કી કરી મૂકે છે અને એમ આખું અઠવાડિયું જુદે જુદે ઘેર જમે છે. તે ગૃહસ્થોના ગૃહસ્થાશ્રમને ધન્ય છે! ગરવી ગુજરાતમાં–ધનપૂર્ણ ધનમત્ત ગુજરાતમાં–આ રિવાજ ક્વચિત્ જ નજરે પડે છે એ શું શરમાવા જેવું નથી ?

હતી, એટલે ઘણું કરીને આગરકર પગે ચાલીને ગયા હશે. પરંતુ ઘરથી દોઢસો બસો ગાઉ દૂર રત્નાગિરિમાં નિર્વાહ શી રીતે કરવો એ પ્રશ્ન થયો. મહારાષ્ટ્રની પ્રથા પ્રમાણે અમુક અમુક ગૃહસ્થોને ઘેર એક એક દિવસ ભોજન* કરવું એમ ઠરાવ થયો. એમ પણ કહેવાય છે કે ત્યાં તેઓ ભોજનના બદલામાં તે તે લોકનું કંઇ ખાનગી કામ કરી આપતા હતા. એ સમયે એમને જે કષ્ટ વેઠવું પડયું હશે, તેની કલ્પના સારી રીતે થઇ શકે એમછે.

છતાં રત્નાગિરિમાં સરસ્વતીની આરાધના જોઇએ તેવી ના થઇ શકવાથી આગરકર પાછા મોસાળ સિધાવ્યા. ત્યાં જઇ એક દવાખાનામાં કૉમ્પાઉન્ડરનું કામ કરવા માંડયું. એ અરસામાં ન્હાના મામાની સાથે તેમને મ્હોટા મામાને ઘેર આકોલે જવાનું થયું. ત્યાં તેમણે મેટ્રિક્યુલેશન સુધી કેળવણી લીધી. સંવત્ ૧૯૩૧ માં મેટ્રિકયુલેશન પરીક્ષા તેમણે પાસ કરી. આકોલામાં મહારાષ્ટ્ર–સાહિત્યના ભીષ્મ, રાવબહાદુર વિષ્ણુ મોરેશ્વર મહાજનિ,* એમ. એ., ની પાસે તેમણે થોડો સમય અભ્યાસ કર્યો હતો. મહાશય મહાજનિ ત્યાં તે વખતે શિક્ષક હતા. એક દિવસ આગરકર નિશાળમાં મોડા આવ્યા, ત્યારે તે મહાશયે કહ્યું: "તારાથી કંઇ થવાનું નથી; આમ ને આમ વખત ગુમાવ્યા કરજે." વાત તો સાધારણ હતી, પણ આગરકરથી સહન થઇ નહિ. તે બોલ્યા: "હું આપના જેવો એમ. એ. થાઉં તો જ મ્હારૂં નામ આગરકર ખરૂં!" આ ઉત્તર દેતી વખતે તેમની પાસે મેટ્રિકયુલેશન પાસ થવાની પણ સંપત્તિ નહતી. આ પરથી જણાય છે કે અભ્યાસ કરવાનો તેમનો નિશ્ચય કેટલો પાકો હોવો જોઇએ.

જેમ તેમ કરી મેટ્રિકયુલેશન પરીક્ષા તો પસાર કરી. હવે આગળ કૉલેજમાં જવાનું રહ્યું, પરંતુ ધન વિના ત્યાં જવાતું નથી એ સુવિદિત છે. મામા પુનાની ડેક્કન કૉલેજમાં દાખલ થયા હતા અને આગરકરને પણ ત્યાં જવાની ધૂન લાગી રહી હતી. પુનાની ડેક્કન કૉલેજમાંથી એમ. એ. થવાની આગરકરની અભિલાષા સાંભળીને કેટલાક લોક તો મજાક કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે પાસે ફૂટી બદામ ન મળે, ને ડેક્કન કૉલેજમાં ડિગ્રી લેવા ભાઇ ચાલ્યા! પરંતુ જેમણે તેમનો દારિદ્ય–સંગ્રામ તથા દૃઢ નિશ્ચય બરાબર જોયો હતો, તેમને એ વિષયમાં કંઇ સન્દેહ હતો નહિ. શ્રીયુત્ મહાજનિ તથા બીજા બે ગૃહસ્થોએ તેમને રૂ. ૫૦) આપ્યા અને તે વડે કૉલેજમાં નામ દાખલ થયું. તે વખતનું વર્ણન પૂર્વોક્ત મહાજનિના મુખથી જ સાંભળિયે: "મ્હને શ્રદ્ધા હતી કે ભવિષ્યમાં આગરકર નામ કહાડશે. તેથી મ્હેં પુનાના કેટલાક ઉદાર પુરુષોને પત્ર લખ્યા. તે સમયે મ્હારી ઉમ્મર ૨૨ વર્ષની હતી. આકોલામાં મ્હારી પ્રતિષ્ઠા હજી સંપૂર્ણ જામી નહતી. શિક્ષક તરીકે પણ હજી મ્હારી ખ્યાતિ થઇ નહતી. એવી સ્થિતિમાં મ્હારા પત્રોનો કોણ ભાવ પૂછે? મ્હારા એક સહપાઠી મિત્રે ઉત્તર લખ્યો: 'પુના જેવા મ્હોટા નગરમાં ગરીબ વિદ્યાર્થીઓનો નિર્વાહ, ચંચલ* ધર્મ–બુદ્ધિના ભરોંસાપર થઈ શકશે નહિ. માટે એની

---

* અમારા વખતના મેટ્રિક્યુલેશનમાં સંસ્કૃતના બહુ કડક પરીક્ષક [illegible] વ્યાકરણ [illegible] લખતા.

* મ્હોટાં નગરમાં ધર્મબુદ્ધિ ઓછી જ હોઈ શકે, એ સામાન્યતઃ સાચું અનુમાન ખોટું પાડવા [illegible] પ્રયત્ન [illegible] ન જોઈએ?

ગોઠવણુ ત્યાં આકોલામાં જ કરશો.' " પુનાવાસીઓને જ્યારે એમ માલૂમ પડ્યું હશે કે પુના નગરીમાં જે ગોપાળરાવ આગાકરે અંગ્રેજી શિક્ષણુ સસ્તુ કરવાની ગોઠવણુ કરી, તથા આગળ જતાં પોતે ફર્ગ્યુસન કૉલેજની સ્થાપનામાં પ્રધાન ભાગ લીધો, તેને જ અંગ્રેજી ભણાવવાની ગોઠવણુ પુનામાં થઇ શકી નહતી, ત્યારે તેમને કેટલો પશ્ચાત્તાપ થયો હશે ?

જે કષ્ટો આજસુધી આગરકરની સાથે સાથે ચાલતાં હતાં, તેમણે કૉલેજમાં પણુ આગરકરને એકલા મૂકયા નાહ. પચાસ રૂપિઆ વાત કરતામાં ઉડી ગયા; હવે ખર્ચ કેમ નીભાવવું ? પરમેશ્વરની પ્રેરણાથી લોકોમાં વ્યાખ્યાનસમારંભ વખતે એક વ્યાખ્યાન કરવાથી રૂા. ૫૦) પ્રાપ્ત થયા, તેમ જ કોલેજમાં એક નિબન્ધ લખવાથી રૂા. ૫૦)નું ઇનામ મળ્યું. પરંતુ આ પ્રમાણે સરસ્વતીની એકનિષ્ઠ આરાધનાને કારણે, તેમ બીજી પાસથી ઉદરનિર્વાહની ચિન્તાને કારણે, ખૂબ રમતિયાળ તથા કૃષ્ણા નદીમાં તરવાવાળા આગરકરનું સ્વાસ્થ્ય ક્ષીણુ થવા લાગ્યું. આ વખતે પેઢી ઉતાર દમનો રોગ તેમને દમવા લાગ્યો. એમના એક સહાધ્યાયીના કહેવા પ્રમાણે કોઇ વખત મહીના સુધી તેમને એક પહેરણથી જ નીભાવવું પડતું હતું. સ્હવારમાં ધોઇ લે, ને આખો દહાડો પહેરે ! વિદ્યાદેવીને પ્રસન્ન કરવાને માટે આ કેવી તપશ્ચર્યા ! હાલના ટૉપટાપટીની ફેશનને આવશ્યક તથા અનિવાર્ય સમજનાર વિદ્યાર્થીઓએ આગરકર મહાશયના ઉદાહરણપર કંઇક ધ્યાન આપવું ઘટે છે. એફ. ઇ. એ. ની પરિક્ષાના ફોર્મની ફી ભરવાને માટે રૂપિયા જોઇએ, તે સારૂ પોતે એક નાટક લખી રૂપિઆ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરી. પરંતુ ગણિતના અધ્યાપક સ્વર્ગવાસી કેરૂ નાનાને ખબર પડતાં તેમણે પોતે ફી ભરી દીધી અને આગરકરને નાટક લખવાની ઉપાધિમાંથી છોડાવ્યા. સંવત્ ૧૯૩૪ માં પોતે બી. એ. થયા અને દક્ષિણા ફેલોશિપ મેળવી, અને એમ. એ. નો અભ્યાસ શરૂ કર્યો. આટલા ધક્કા ખાધા ત્યારે દુઃખનો અંત આવ્યો એમ લાગ્યું. કોલેજમાં ફેલો થવું એ વિદ્યાર્થી અવસ્થાના સુખની પરિસીમા છે. તે સમયે આગરકરનું દળદર ફીટયું ને બે વર્ષ યથેચ્છ અભ્યાસ કરવાનો સુયોગ મળ્યો. તેમનો ઐચ્છિક વિષય હતો તત્ત્વજ્ઞાન. તેથી કરીને પ્રસિદ્ધ અંગ્રેજ તત્ત્વવેત્તા જોન સ્ટુઅર્ટ મિલના ગ્રન્થોનો તેમને પરિચય થયો. ગયા સૈકાના મધ્યકાળમાં તે સમર્થ તત્ત્વચિન્તકના વિચારોએ ઇંગ્લંડમાં ન્યાય અને સ્વતન્ત્રતાની મ્હોટી ધૂન મચાવી હતી. સુન્દર ભાષા, તર્કસિદ્ધ વિચારપરંપરા, લોકકલ્યાણની ચટપટી, સ્હામા પક્ષના સુવિચાર ગ્રહણ કરવાની તત્પરતા, ઇત્યાદિ ગુણોમાં મિલનો જોટો મળવો સ્હેલ નથી. મિલના ગ્રન્થો વિચાર્યા પછી આગરકરે હર્બર્ટ સ્પેન્સરની ગ્રન્થાવલીનું અધ્યયન કર્યું. આ ગ્રન્થકારોના વિચારો બરાબર સમજ્યા પછી તેમણે દેશકાલાનુરૂપ પોતાના સિદ્ધાન્તોની ઘટના કરી અને તે ઘટના એટલી સુદૃઢ થઇ કે પોતે તેને મનસા-વાચા-કર્મણા પરિપુષ્ટ કરતા રહ્યા.

બી. એ. થતાં પહેલાં તેમનો વિવાહ થઇ ગયો હતો. તેમનાં પત્ની ગં. સ્વ. યશોદાબાઇ હયાત છે. તે પોતાના બે પુત્રો સહિત આકોલમાં રહે છે. જેમણે આગરકરનો ગૃહસ્થાશ્રમ બારીકીથી જોયો છે, તેઓ એમ કહી શકે છે કે એમનો ગૃહસ્થાશ્રમ ઉત્તમ શ્રેણીના સંન્યાસાશ્રમથી પણુ શ્રેષ્ઠ હતો. તેમનો વ્યવહાર એમ સિદ્ધ કરતો હતો કે વૈરા-

એ ચિત્તની વૃત્તિમાં રહે છે, બહારની વાતોમાં નહિ. આપણને સાચા ગૃહી થતાં આવડે તો ગાર્હસ્થ્યજીવન સુધન્ય કરી શકાય છે. " **प्राजायै गृहमेधिनाम्** " કહેનાર કાળિદાસે ગાર્હસ્થ્યના ગુણ ગાયા છે.

કૉલેજમાં જ લોકમાન્ય **બાળ** ગંગાધર તિલક સાથે **આગરકરને** ઘણો **પરિચય** થયો. જે સમયે ઘણા ઘણા વિદ્યાર્થીઓ સેંકડો રૂપિયાના પગારની નોકરીના અભિલાષ કરી રહ્યા હતા, તે સમયે આ બેઉ **મહાપ્રાણ** પુરૂષોએ લોકસેવામાં જીવન ગાળવાનો સંકલ્પ કર્યો હતો. **આગરકર** એમ. એ. થયા અને તિલક એલએલ. બી. થયા. **સ્વર્ગસ્થ ચિપલુણકર** શાસ્ત્રીજી તે વખતે એક હાઇસ્કૂલ ઉઘાડવાની ઇચ્છા કરતા હતા. તે પ્રબન્ધમાં ડેક્કન કૉલેજના આ બંને પદવીધર સામેલ થયા અને સંવત્ ૧૯૩૬ માં પુનામાં ન્યુ ઇંગ્લીશ સ્કૂલની સ્થાપના થઇ. ધીરે ધીરે એ શાળા એવી જામી કે એમાંથી ફર્ગ્યુશન કૉલેજ નીકળી. આ સ્કૂલ તથા કૉલેજની વ્યવસ્થાને માટે ડેક્કન એજ્યુકેશન સોસાઇટી સ્થપાઇ. અને સ્વ. વામન **શિવરામ આપ્ટે** કૉલેજના પ્રિન્સિપલ થયા. તેમના મૃત્યુ પછી એ જગા **આગરકરને** મળી.

ન્યૂ ઇંગ્લીશ સ્કૂલની સ્થાપનાને એક વર્ષ થયા પછી " કેસરી " અને " મરાઠા " એ બેઉ પત્રોનો ઉદ્‌ભવ થયો. " મરાઠા " નું સંપાદન ટિલક કરતા અને " કેસરી " નું **આગરકર**. બી. એ. થતાં સુધીમાં **આગરકરે** દારિદ્રયસાગરમાં પચાસેકવાર ડૂબકાં ખાધાં હતાં. એમ. એ. થયા પછી તેમણે પોતાની માતાને સ્પષ્ટ જણાવી દીધું હતું કે " તમે એમ ન સમઝશો કે હવે હું ખુબ દ્રવ્યાર્જન કરી ધનવાન થવાનો ધંધો કરીશ. " દારિદ્રયમાં રહીને તેમાંથી ન છૂટવા ઇચ્છનાર આ સાહસિક પુરૂષના ધૈર્યની કોણ પ્રશંસા નહિ કરે ? " કેસરી " અને " મરાઠા " ને પ્રકટ થયે બહુ દિવસ થયા ન હતા, તેટલામાં તો તેમને કોલ્હાપુરના એક મામલામાં ફસાવું પડ્યું. જેમની દ્વારા કોલ્હાપુરના સમાચાર એ પત્રોમાં પ્રગટ થયા હતા તેમણે દગો દીધો. તે કારણસર બંને સમ્પાદકોને ૧૦૧ દિવસ સુધી કારાગૃહમાં રહેવું પડ્યું. આ કારાગૃહનિવાસ વિષે **આગરકરે** એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું. તેનું નામ " ડોંગરી તુરંગના અમારા ૧૦૧ દિવસ " એવું છે. એ વાંચવાથી જણાશે કે વિપત્તિમાં પણ એ દઢતા છોડતા ન હતા. તુરંગમાંથી છૂટયા ત્યારે પ્રજાએ બંનેનો ઘણો સત્કાર કર્યો હતો. કોલ્હાપુરની રાજારામ કૉલેજના વિદ્યાર્થીઓએ મુંબઇમાં તેને અભિનન્દન દીધું એ સભામાં સ્વર્ગસ્થ ગોપાળ કૃષ્ણ ગોખલેએ પ્રથમજ જાહેર વ્યાખ્યાન આપ્યું હતું.

" કેસરી " ના લેખો વિષે **આગરકર** અને **તિલક** વચ્ચે મતભેદ પડવા **માંડયો. બંને સજ્જન કેદખાનામાં** હતા, ત્યાં વાદવિવાદ કરતાં બંનેના મત સંસાર **સુધારાના સંબન્ધમાં ઘણા જુદા પડવા લાગ્યા. કેટલીકવાર એકજ** અંકમાં ભિન્ન ભિન્ન **મત પ્રકટ થવા લાગ્યા. આ ઝગડામાંથી બચવાને આગરકરે " કેસરી " થી મુક્ત થઇ સંવત્ ૧૯૪૪ માં " સુધારક " નામનું પત્ર કહાડયું. આ બનાવ પછી થોડે સમયે તિલક ફર્ગ્યુસન કૉલેજથી છૂટા પડયા.**

વિદ્યાર્થી અવસ્થાથી જ આગરકરને દમનો રોગ લાગુ પડયો હતો અને એ રોગે એમનો પ્રાણ લીધો. કોલેજનું કામ અને તેની સાથે પત્ર સંપાદનનું કામ ઘણું ભારે થઇ પડયું. નિન્દાનો તો તેમના પર વરસાદ જ વરસતો હતો. પુણાંના કેટલાક માણુસે તેમનું પૂતળું બનાવી હોળીમાં હોમ્યું ! સંસાર સુધારાનું કામ જ એવું છે ! લોકોને તેમના દોષો દેખાડિયે તે ગમતું નથી. આગરકર જરા પણ ડરે એવા ન હતા અને પેતાનું કાર્ય કર્યે જ ગયા. **निर्वाहः प्रतिपन्न वस्तुषु सतामेतद्धि गोत्रव्रतम् ।** ભર્તૃહરિ કહી ગયા છે કે સજ્જનો ઉપાડેલું કામ પાર પહોંચાડે જ છે. સ્વ. ગોખલે "સુધારક" ના સહાયક સમ્પાદક હતા. મરાઠી વિભાગનું કામ આગરકર કરતા હતા અને અંગ્રેજી વિભાગનું ગોખલે. ફર્ગ્યુસન કોલેજની આંતર વ્યવસ્થા આગરકર પોતે કરતા હતા. તેમના પછી એ કામ ગોખલેને મળ્યું. દમનો રોગ મટાડવાને આગરકરે ઘણા ઘણા ઇલાજ કર્યા પણ લાભ થયો નહિ. એકવાર હસતાં હસતાં તે કહેતા હતા કે મ્હારૂં પેટ સંસારની સમસ્ત ઔષધિઓનું એક દવાખાનું બની રહ્યું છે; મારા મરણ પછી કોઇ એમાંથી ભસ્મ બનાવે, તો કદાચ હેમગર્ભની માત્રા જેવી તેમાંથી માત્રા બને અને તે સંસારને ઉપયોગમાં આવે !

સંવત્ ૧૯૫૧ માં ફર્ગ્યુસન કૉલેજ ગામ બહાર ગઇ. હાલ પણ તેનું મકાન ત્યાં છે. આગરકર પણ ત્યાં ગયા અને પ્રિન્સિપલ માટે બનાવેલા બંગલામાં રહેવા લાગ્યા. હાલના પ્રિન્સિપલ પરાંજપે ત્યાં જ રહે છે. તે વર્ષે આગરકરનું આરોગ્ય છેક બગડયું હતું; છતાં કામ પૂર્વવત જારી જ હતું. તેઓ મિરજ જઇ હવાફેર કરવાનો વિચાર કરતા હતા, તેટલામાં રોગ ખૂબ ઊપડયો. તેમણે જાણ્યું કે હવે જીવન સમાપ્ત થવા આવ્યું. તે બોલ્યા: 'લોકને મ્હારે જે કહેવાનું હતું તે હું કહી ચૂક્યો છું; હવે મરણને માટે તૈયાર છું.' સંવત્ ૧૯૫૧ ના જેઠ મહિનામાં એક દિવસ તબિયત ખૂબ બગડી આવી. આખી રાત ઉંઘ આવી નહિ. ઘરનાં બધાં જાગતાં હતાં. સ્હવારમાં તેમને એક દસ્ત થયો. પછી તેમણે કહ્યું: 'હવે હું સાજો થયો છું, તમે બધાં સુઇ જાઓ.' પોતે પણ સુઇ ગયા. પરંતુ સૂતા તે સૂતા, ફરી ઊઠયા નહિ. સાત વાગે પત્ની ઊઠીને જુએ છે તો દેહ નિષ્પ્રાણ ! તેમના મરણ સમાચાર સાંભળીને ગામમાંથી હજારો લોક આવ્યા અને શ્મશાન સુધી ગયા. જો કે હાડમાંસના બનેલા આગરકરના મરણને ૨૩ વર્ષ થવા આવ્યાં, તોપણ સદ્વિચારોના બનેલા આગરકર હજી પણ મહારાષ્ટ્રમાં જાગતાજોધની પેઠે લોકસેવા કરી રહ્યા છે.

આગરકરનો સ્વભાવ ઘણો સરસ હતો. જ્યારે તેઓ મિત્રમંડળમાં બેસી વાતચીત કરતા ત્યારે તેમના મુખપર પવિત્ર હાસ્ય ઝળકતું. તેમની પ્રસન્ન મુખાકૃતિ કદી બદલાઇ ન્હોતી. તેઓ પોતાનો સંસાર બહુ થોડા ખર્ચમાં નીભાવતા હતા. તેમણે માથે દેવું મૂક્યું નહતું. પોતે એટલા ત્યાગી હતા, તોપણ તેમનો એક સિદ્ધાન્ત એવો હતો કે ભૂખે મરતા અગર અડધું પેટ ભરતા. મનુષ્યને હાથે મહત્ત્વનું કામ થઇ શકે નહિ. પોતે 'સુધારક'માં આપણી જૂની નિન્દ્ય વાતોનું ઘોર ખંડન કરતા હતા છતાં પોતે સારી રીતે સમજતા હતા કે લોકસમૂહ નવી વાતો એક દિવસમાંજ સમજી શકે નહિ. તેમના સ્વભાવ, તેમનના વ્યવસાય તથા વિચારો ઘણી ઊંચી કોટિના હતા. શેકસપિયરના 'હેમ્લેટ' નાટકનો નિબંધ

મરાઠીમાં અનુવાદ કર્યો છે. તેની ભૂમિકા ઘણી સુન્દર છે. તે ઉપરથી જણાય છે કે અંગ્રેજી સાહિત્યમાં તેમની પહોંચ ઘણી હતી. જો કે લોકસમૂહને 'સુધારક' પત્ર પસંદ ન હતું, કેમકે જૂના ખોટા રીતરિવાજ ને જૂના ખોટા વિચારોપર તેમાં સખ્ત ટીકા આવતી હતી, તોપણ સારી ભાષા અને સસ્તાપણાને લીધે તેનો પ્રચાર ઘણો થયો.

શ્રીયુત મહાજનિએ ગ્રન્થકાર મિલની સાથે આગરકરની તુલના કરતાં લખ્યું છે, કે મિલને દરિદ્રતાનો અનુભવ ન હતો, પણ આગરકરની પાછળ તે ખાઇપીને પડી હતી. ન્યૂ ઈંગ્લિશ સ્કૂલમાંથી ફર્ગ્યુસન કૉલેજ ઉદ્દભવી, ત્યારે આગરકરનો પગાર વધ્યો. પરંતુ વધતા પરિવારના ભરણપોષણને માટે તે પૂરતો ન હતો. આગરકરને નાટક જોવાનો ન્હાનપણથી શોખ હતો પણ નાટકની ટિકિટ ખરીદવી એ એમને માટે કઠણ કામ હતું. એકવાર એમના એક મિત્રે કહ્યું: ચાલો, આજે નાટક જોઇ આવીએ. તેમણે કહ્યું: મ્હારી પાસે પૈસા નથી. મિત્રે કહ્યું: કંઇ ફિકર નહિ, હું ટિકિટો લઇ આવીશ. ત્યારે પોતે બોલ્યા: હું પારકા દ્રવ્યનો ઉપભોગ કરવા ઇચ્છતો નથી. છોકરાંની માંદગી તથા પોતાના રોગથી ખર્ચ ઘણું થતું હતું, તેથી નિરન્તર તેઓ ઉદ્યોગ કરતા રહેતા; છતાં બ્હીક રહેતી હતી કે દળદર કદી ફીટવાનું નથી. તેમણે વિચાર્યું કે નિર્ધનતા ગમે તેટલી હો, પરંતુ મ્હારી ઉત્તરક્રિયાનું ખર્ચ મિત્રોપર પડવું ન જોઇએ. આ વિચારથી તેમણે પોતાની પેટીમાં એક પડીકું વાળીને થોડા રૂપિયા મૂકી રાખ્યા હતા અને તે પર લખ્યું હતું—'મ્હારા શબને અગ્નિસંસ્કાર કરવાને માટે!' તેમના મૃત્યુ પછી તેમની મીલ્કતની વ્યવસ્થા કરતાં જ્યારે ગોખલેને આ પડીકું હાથ લાગ્યું ત્યારે તેમને રોવું આવ્યું! નિરન્તર દરિદ્રતા જોડે બાથ ભીડનાર આગરકર વિષયસુખથી દૂર રહેતા અને ભારતીય વેદાન્તીઓની પેઠે, અથવા ગ્રીક તથા રોમન સ્ટોઇક સંપ્રદાયવાળાઓની પેઠે, તેઓ વિષયસુખને જીવનસાફલ્યમાં બહુ આદર આપતા નહિ.

આગરકર નિર્ભય લેખક હતા. તેથી કરીને એમના ધર્મવિષયક લેખોથી જનસમૂહમાં ભારે ખળભળાટ થતો. કોઇ કોઇ વખત ખળભળાટ એટલો બધો વધતો કે તેમના પર ધમકીના પત્રો આવતા અને 'તમારો પ્રાણ લઇશું' એવાં વચનથી તેમને ત્રાસ દેવાતો. એકવાર એવો એક પત્ર મળ્યો, ત્યારે ગોખલેએ તેમને કહ્યું: 'તમે હવે બહુ ફરવા જશો નહિ.' તેઓ વસ્તીની બહાર બે ત્રણ માઇલ ફરવા જતા હતા અને પાછા વળતાં ઘણીવાર રાળીઆળી વખત થઇ જતી. તેથી ગોખલેને ભય રહેતો કે કોઇ પાપી અંધારામાં તેમનો પ્રાણ લેશે. તેમણે ઘણું રોકાણ કર્યું, ત્યારે આગરકર બોલ્યા: 'ભાઇ, તમે મ્હને આ કેવો ઉપદેશ આપો છો? આવી ધમકીઓથી ડરી જઇ હું ફરવા જવાનું છોડી દઉં, તો 'સુધારક'માં એવા લેખ લખવા પણ બંધજ કરવા પડે!' તેમણે ફરવાનું છોડયું નહિ. એ તેમના દૃઢ નિશ્ચયનો એક દાખલો છે.

આગરકરના સ્વાર્થત્યાગ સંબન્ધે એક મિત્રે લખ્યું છે કે તેમને ઇન્દોરમાં ૫૦૦)નો પગાર મળતો હતો, પણ લોકસેવાવ્રતમાં એવી ઊંચી નોકરી વિઘ્નરૂપ સમજી તેમણે તેનો અંગીકાર ન કર્યો. [illegible] તેમના મરણ પછી તેમના મામાએ તેમના પરિવારની સારી સંભાળ લીધી. [illegible] સરકારે તેમના મ્હોટા પુત્રને શિષ્યવૃત્તિ આપી પોતાની

ઉદાસીનતા દેખાડી. આગરકરનું આરંભેલું કાર્ય આગળ ચાલી રહ્યું છે. એક વર્ગ એવો ઊભો થયો છે, જે સમાજસુધારાનું કામ આગળ ધકેલે છે. પરંતુ આગરકર જેથી પ્રખ્યાતિ પામ્યા તે તેજ તેમાં જણાતું નથી. જે 'સુધારક' દ્વારા તેમણે મહારાષ્ટ્રમાં વિચારપરિવર્તન કર્યું હતું, તે તેમનું વ્હાલું 'સુધારક' કેટલીએ વાર બંધ પડી ગયું. એને એવો વીર ન મળ્યો, જે સદૈવ તેને ચલાવે. સૌથી દુઃખની વાત તો એ છે કે જે દિવસે (સંવત ૧૯૭૨ ના જેઠ માસમાં) મુંબઇમાં તેમની જયન્તિ ઊજવાઇ, તે જ દિવસથી 'સુધારક' સદૈવને માટે લુપ્ત થઇ ગયું!

"'સુધારક' પ્રકટ કરવાની આવશ્યકતા" એ મથાળા નીચે આગરકરે જે વિચારો દર્શાવ્યા છે, તેથી વાંચનારને જણાશે, કે તેમની વિચારસરણિ ઘણી પ્રૌઢ હતી. તેમણે લખ્યું હતું:—

"અર્વાચીન પાશ્ચાત્ય સુધારાનું મુખ્ય તત્ત્વ એ છે કે સમાજની ઉન્નતિને માટે બન્ધનોની જરૂર હોય તેટલાં જ રાખવાં. બીજી બાબતમાં વ્યક્તિમાત્ર (સ્ત્રી–પુરુષ)ની સ્વતન્ત્રતા જેટલી વધારી શકાય તેટલી વધવા દેવી જોઇએ. જેના હૃદયમાં આ તત્વ પ્રવેશ પામ્યું છે, તેમને આપણી વર્તમાન સમાજ વ્યવસ્થામાં દોષ દેખાશે જ. 'સુધારક' પત્ર કહાડવાનું એજ કારણ છે કે એ દોષો જનસમૂહને વારંવાર દેખાડાય, એ દોષોનું નિવારણ સૂચવાય, અને વળી યુરોપના સુધારામાંથી શું ગ્રાહ્ય છે તે પણ દર્શાવાય. લોકમત અમુક મર્યાદા સુધી પહોંચ્યો છે, માટે કોઇ પણ વ્યક્તિ અગર સરકારથી એથી આગળ ન વધાય, એ કહેવું વાસ્તવિક નથી. જેટલો સુધારો થયો છે તેટલો બસ છે, હવે વધારેની જરૂર નથી, એમ કહેવું એ પણ વાજબી નથી. સાધારણ બાબતમાં એ ઠીક ગણાય કે વ્યક્તિ અથવા સરકાર લોકમતને અનુસરે અને કાયદા–કાનૂન રચે; પરંતુ ખાસ બાબતોમાં લોકના ઘોર અજ્ઞાન અથવા દુરાગ્રહની પરવા કર્યા વગર વ્યક્તિને સ્વતન્ત્રતાપૂર્વક વ્યવહાર કરવો પડે છે. સરકારને લોકમતની વિરુદ્ધ થઇ વ્યવહાર કરવો પડે છે છતાં સરકારનો વ્યવહાર લોકમતને અનુકૂળ રહે એ સારી વાત છે. જે લોક આ સિદ્ધાન્ત માને છે, તેઓ એમ પણ સ્વીકારે છે કે દિનપ્રતિદિન લોકમત સુધરતો જાય છે. ત્યારે પ્રશ્ન એ છે કે લોકમત શી રીતે સુધરે? જો પ્રત્યેક મનુષ્ય પ્રચલિત લોકમતથી બે ડગલાં આગળ જતાં બ્હીએ, તો લોકમત શી રીતે સુધરે? નેતા પણ એ કામ નહિ કરે તો પછી કરશે કોણ? લોકમતથી હંમેશ ડરતા જ રહીએ તો કોઇ પણ સમાજ ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરે એવો સંભવ નથી. એટલું જ નહિ, પરંતુ પોતાની વર્તમાન સ્થિતિ પણ તે જાળવી શકશે નહિ; ઉન્નતિ નહિ પામે, તો અવનતિ પ્રત્યે પ્રયાણ શરૂ થશે. માટે કોઇને પણ તૈયાર થવું પડશે અને પ્રચલિત લોકમતના દોષ દર્શાવી સમાજના ઘણા લોકને અપ્રિય કિન્તુ પથ્ય વિચાર સૂઝાડવાનું અણગમતું કર્તવ્ય કરવું પડશે. જે સમાજમાં થોડા પણ પુરૂષો એવું કામ કરવાની હિંમતવાળા ન હોય, તે સમાજે પોતાનું ડોકું ઉંચું કરવાની ઇચ્છા સ્વપ્નમાં પણ ન કરવી."

નેતાઓના સંબન્ધે તેમણે લખ્યું હતું—

"કોઇ પણ રૂપમાં અથવા કોઇ પણ પ્રકારમાં જે સમાજનો નેતા ગણાવા લાગે, તેણે સમાજને ખુશ રાખવાની ઇચ્છાથી, અમર સમાજની શાબાશી મેળવવાની મરજીથી,

અથવા પરોપકારને વિષે સ્વાર્થ સાધવાની યુક્તિથી, સમાજના દોષનું મંડન કરવાની ભૂલ કદી કરવી નહિ. લોકોના દોષ તેમને ના દેખાડનાર નેતા તેમને ક્યાં લઇ જઇ પછાડશે તે કળી શકાય નહિ !...............જેઓ સમજે છે કે સમસ્ત પુરાતન શાસ્ત્ર ઇશ્વર પ્રણીત છે; વર્ણોત્પત્તિના વિષયમાં જેમનો વિચાર એવો છે કે જગત્કર્તાના મુખમાંથી, બાહુમાંથી, જાંઘમાંથી તથા પગમાંથી એક એક વર્ણ ઉત્પન્ન થયો; ધાર્મિક વિષયમાં જેમનો વિચાર એવો છે કે પંચામૃતથી અથવા ધુપાદીથી જે પૂજા થાય તે જ ઇશ્વરને પહોંચે છે, તેથી જુદી રીતે અને સારી રીતે ઇશ્વરની પૂજા થઇ શકે નહિ; જે સામાજિક સ્થિતિ છે તે જ અત્યુત્તમ છે, તેમાં બિલકુલ ફેરફાર કરવાની જરૂર નથી; જ્ઞાન સંપાદન કરવું એ પુરૂષોનું કામ છે, બાળબચ્ચાંનું લાલનપાલન કરવું એ સ્ત્રીઓનું કામ છે; પુરૂષ સ્વામી છે, સ્ત્રી તેની દાસી છે; સ્વાતન્ત્ર્ય પુરૂષોના ભાગમાં ગયું છે, અને પરતન્ત્રતાનો પટો સ્ત્રીઓના નામે લખાયો છે; વિવાહ વગર સ્ત્રીનો છૂટકો જ નથી, તેમ ઘર સિવાય તેને માટે બીજું કોઇ સ્થાનજ નથી; વૈધવ્ય એ સ્ત્રીઓને માટે મહાવ્રત છે, અને જ્ઞાનસંપાદન કરવું એ તેમને માટે દુર્ગુણ છે;—જેમના સામાજિક તથા ધાર્મિક વિચાર આવા પ્રકારના હોય, તે નેતા શા કામના ? એવાના ઉપદેશ તથા દૃષ્ટાન્તથી અમને કેવું શિક્ષણ મળવાનું છે ? બીજા સુધરેલા દેશોને જે સુખનો લાભ મળ્યો છે તે અમને શી રીતે મળશે ? જે તત્ત્વોના આશ્રયથી બીજા દેશો અધિકાધિક સુધરતા જાય છે, તેનો સ્વીકાર કરવાને આપણે આનન્દપૂર્વક તૈયાર થવું જોઇએ. મહારાષ્ટ્રની સંમુખ આવા વિચાર ‘ સુધારક ’ વારંવાર પ્રગટ કરશે. એમ કરવામાં વર્તમાન લોકમતની વિરૂદ્ધ થવું પડશે અને જોખમ ખેડવું પડશે પણ તેની તેને પરવા નથી. કેમકે જે લોકમત સારો દેખાય છે, તેની સૂક્ષ્મ તપાસ કરતાં તે કેટલીય બાબતોમાં સ્વીકાર્ય કરતાં ત્યાજ્ય જણાશે. કરોડો નિરક્ષર તથા વિચાર શૂન્ય લોકો અણસમજમાં ભલે ભલું બોલે કે બુરૂં; અજ્ઞાન ને ધર્માંધ લોકોની અધકચરી ધર્મ કલ્પનાઓની તથા સામાજિક વિચારોની પ્રશંસા કરીને દ્રવ્ય પ્રાપ્ત કરનાર સ્વાર્થપરાયણ ઉદરંભરિ લોકો અપશબ્દોનો વરસાદ વરસાવે તો પણ શું થયું ? સારાંશ એ કે મનુષ્યની પૂર્ણતાનું સ્વરૂપ જેમને જ્ઞાત નથી, અથવા પૂર્ણતા કેમ પ્રાપ્ત થાય તે જાણવાની જેમને ઇચ્છા પણ નથી, તેવા લોકોનાં ઝુંડનાં ઝુંડ તુટી પડે—ભલું બુરૂં કહે—તો પણ સાચા વિચારવાળા પુરૂષોએ, લોકકલ્યાણ કરવાની લાલસા રાખનારાઓએ, તથા સત્ય બોલવામાં અને સત્ય આચરવામાં સંતોષ માનનારાઓએ, જે યોગ્ય હોય તેજ લખવું તથા કહેવું જોઇએ. પૂર્વોક્ત લોકોના ક્રોધની, બળાપાની, કે ધમકીઓની કાંઇ પણ પરવા ન કરવી જોઇએ. એ પ્રમાણેના વર્તનથી જ જગતનું કલ્યાણ છે, તથા તેથી જ જન્મ પણ સાર્થક થશે. ”

આગરકરના લેખોએ મહારાષ્ટ્રના લોકમત સાથે ઘોર યુદ્ધ મચાવ્યું હતું. તેમને એવા પાશ્ચાત્ય સુધારા દાખલ કરવા હતા કે જેમાં આપણી ઉન્નતિની તેમને સંપૂર્ણ શ્રદ્ધા હતી. તેમના તે વિચારો ઘણી તીવ્ર ભાષામાં પ્રગટ થતા હતા. કેટલાક લોક તો એવી ઇચ્છાથી આગરકરનાં દર્શન કરવાને આવતા હતા, કે ચાલો જોઇએ તો ખરા એમનાં રૂપ—રંગ—ને રહેણી કરણી કેવાં છે તે તો જોઇ આવીએ. આગરકર મહાશય પોતાના મિત્રોને

એવા લોકના વૃત્તાન્ત સંભળાવતા હતા અને રમુજ કરાવતા હતા. અધ્યાપક સીતારામ ગણેશ દેવધરે એવા એક વૃત્તાન્તનું વર્ણન લખ્યું છે–" આગરકરની ખ્યાતિ સાંભળીને એક સજ્જન તેમને મળવા આવ્યા. તે વખત તેઓ ફર્ગ્યુસન કોલેજના હાલના (પ્રિન્સિપલના) બંગલામાં રહેતા હતા. દરવાજાની પાસે એક ન્હાની ઓરડી પોતાને લખવા વાંચવાને માટે તેમણે બનાવરાવી હતી. એક દિવસ ત્યાં બેઠા બેઠા પોતે તંબાકુ પીતા હતા, તેવામાં એક સજ્જને આવી તેમને પૂછ્યું–" આગરકર ક્યાં છે ?' તેમણે ઉત્તર દીધો– 'તમારે એમનું શું કામ છે ? તેણે કહ્યું–' કંઇ ખાસ કામ નથી; તેમની કીર્તિ સાંભળીને હું તેમને મળવા આવ્યો છું.' એટલે આગરકરે બીડી એક બાજુએ મૂકી કહ્યું–' સુધારકનો સંપાદક આગરકર હું જ છું."

આ ઉત્તર સાંભળી પેલો માણસ ચકિત થયો. તેનું મ્હોં બદલાઈ ગયું પણ તેને વિશ્વાસ પડયો નહિ. તે બોલ્યો–' આપ મશ્કરી શું કરવા કરો છો ? મ્હેરબાની કરીને બતાવોને, એ ક્યાં હશે ?' તેણે દીઠું કે પોતાને આગરકર કહેવડાવનાર માણસનો પોશાક તદન સાદો છે. તે સમયે આગારકરે એક ન્હાનું પંચીયું પહેર્યું હતું; એક બીજું એવું જ માથે બાંધ્યું હતું, જેથી ટાઢ ન વાય અને એક સાદા કપડાની બંડી પહેરી હતી. પેલા આવેલા માણસે જોયું કે એમણે ન્હોતાં પહેર્યાં કોટ–પાટલુન, કે ન્હોતા લગાવ્યા કોલર–નેકટાઇ. માથે પાટિયાં પાડેલા ફેશનબલ બાલ પણ ન્હોતા આવો માણસ સુધારક, પ્રિન્સિપલ આગરકર, એમ. એ. શી રીતે હોઇ શકે ? જે સ્ત્રીઓને પણ જાકિટ પહેરવાની પ્રણાલના પ્રશંસક છે, તે આવાં સામાન્ય વસ્ત્ર ધારણ કરનાર કેમ હોઇ શકે ? માટે તેણે કહ્યું: ' નાહક ઉપહાસ મા કરો, ને દેખાડો કે આગરકર ક્યાં છે.' આગરકરે સમજણ પાડી– ' હું આપનો ઉપહાસ નથી કરતો; ખરેખર હું જ આગરકર છું.' એટલે વિસ્મય સાગરમાંથી નીકળી પેલા સજ્જને કહ્યું: ' ધન્ય છે આપની સાદાઇને ! કેટલા બધા ઉંચા સુધરેલા વિચાર અને કેટલો સાદો સરળ વ્યવહાર ! આપનો આ પોશાક જોઇને કોણ માની શકે કે આપ અંગ્રેજીના ધુરંધર પંડિત છો ને વળી સાથે સુધારક પણ છો ?'

સાકરલાલ અમૃતલાલ દવે.

---

# પીલ્ગ્રીમ્સ ફાધર્સ.

---

( ગતાંકના પૃષ્ઠ ૭૨૦ થી ચાલુ. )

એ૦—ગુડ મોર્સે, પ્રિ૦ ! અમેરિકા જનારૂં મેફ્લાવર ક્યાં છે તે કહેશો ?

પ્રિ૦—એ રહ્યું પેલું. તમે અમારી સાથે આવનારા છો ?

એ૦—મને તમારી સાથે આવવા નોકર રાખ્યો છે.

(જમણી બાજુ નાસી જાય છે, પાછો આવે છે. ત્યારે સ્ટે૦, ચોપાના [illegible] સાથે [illegible] છે. પ્રિ૦ વચ્ચે ઉભી છે.)

( ડાબી બાજુ જોન વિલિંગટન પ્રવેશ કરે છે.)

સ્ટે૦—(એ૦ને) ધીમે જુવાન–આ બેરલમાં એવી વસ્તુ છે કે તે આપણને સર્વને આકાશમાં ઉડાડી દેશે.

બ્રિ૦—ઉડાડી દેશે ! મીસ ! ( થરથરે છે ) આ પીપમાં ? મને માફ કરો ! હું તો તમારી પાછળ ભરાઇ જાઉં.

એ૦—તું કોણ છો ?

બ્રિ૦—જેવો તું તેવો હું. મારી સ્ત્રી સાથે મારે પણ નવા ઇંગ્લાંડમાં જવુંછે–ઇલન, ઇલન !
( નાસી જાય છે. )

( ડાબી બાજુ ઉતાવળમાં ઇલન પ્રવેશ કરે છે. )

ઇ૦—ક્યાં ગયા, ક્યાં ગયા ?

સ્ટે૦—એક લાંબી જીભવાળો મૂરખો ઘડી પહેલાં અહિં હતો.

ઇ૦—એ જ એ જ—અમારો માલ વહાણપર ચડાવવો છે. (એલ્ડનને) ભલા જુવાન, તેને બોલાવી લાવને. હસે છે કેમ ? તેને લાવને ભાઇ.

એ૦—હું નથી હસતો; આ ચાલ્યો.

( જાય છે. )

ઇ૦—( બ્રિ૦ના પોટકાપર પડે છે ) હું તો મારે અહિં બેસીશ–અમે લંડન છોડી તમારી સાથે આવવાનો વિચાર કર્યો ત્યારથી હું તો ફરી ફરીને મરી રહી છું, ત્યાં અમે ભૂખે મરી જશું. ( સ્ટે૦ને ) આ શીશીમાં માંખણ છે ?

સ્ટે૦—એમાં તો દારુ છે, ' લ્યો માંખણ છે ? ' માંખણ બાંખણ નથી.

ઇ૦—દારુને શું કરવો છે ? એ કંઇ ખવાય ?

સ્ટે૦—' એ કાંઇ ખવાય ? ' એ દારુ ન હોય તો ત્યાં જંગલી લોકો તમને ખાઇ જશે. (બ્રિ૦) મારે તમારું સર્વનું રક્ષણ કરવાનું છે, નહિં ?

બ્રિ૦—હા, પણ, જો આ એલ્ડન આવે.

( એલ્ડન હાંફતો હાંફતો આવે છે. )

એ૦—(ઇ૦ને) તમારા પતિ તો દેખાતા નથી.

ઇ૦—( ઉભી થઇ જાય છે ને એલ્ડનને પકડે છે ) તમે તેને નાણી જોઇને જવા દીધો ! થાંથપ થાંથપ તો આવી રહી–ચાલ જઇને શોધી કાઢું.

( દોડી જાય છે. )

એ૦—આ જોડું કમબખ્તી કરશે હો.

પ્રિ૦—એ તો વિના પૂછયે આવ્યો છે–હવે આપણે વહાણપર જવું જોઇએ. ચાલો, હું મારું પોટકું લઇ લઉં,

( પોટકું લેવા વાંકી વળે છે. )

એ૦—લાવો, એ તો હું લઇશ.

સ્ટે૦—તમારું પોટકું હું લઇશ.

પ્રિ૦—( એકથી બીજા પ્રતિ જુવે છે ) તમારો બંનેનો ઉપકાર માનું છું; બેમાંથી એક જણ લઇ શકશો.

એ૦—કેપ્ટન મોટા માણસ છે—હું શી વિસાતમાં, માટે ભલે તે ઉપાડે.
બ્રિ૦—એલ્ડનની માગણી પહેલી છે.
સ્ટે૦—એ તો સાચું—ભલે, તમે પોટકું ઉપાડો—હું દાર લઇને પાછળ આવું છું, આપણે બધાને વહાણપર જવું છે.

( બધાં જમણી બાજુ ચાલ્યાં જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

---

### ૧૬૨૦ સપ્ટેમ્બર

### (પ્લિમથ આગળ મેફ્લાવર ઉપર)

( ડાબી બાજુ, વિ૦, સ્ટે૦, કા૦, બ્રે૦, બ્રિ૦, એ૦ કુ૦, બ્રુ૦, ક્રિ૦, મે૦, બી૦, પ્રવેશ કરે છે. )

( વિન્ને સ્ટે૦ મધ્યમાં બેઠા છે, બીજાઓ બન્ને બાજુ ગોઠવાય છે, કુ૦ રંગભૂમિને છેડે ઉભો રહે છે ),

વિ૦— અત્યારે, આપણે સર્વ ભેગા થયા છીએ, અનુકૂળ પવન વાય છે, આપણે જવા તૈયાર છીએ. સધમ્પટન છોડયા પછી ઘણો કાળ આપણે ગુમાવ્યો કારણ કે આપણું બીજું વહાણ સમારવાને માટે આપણે ડાર્ટસમથમાં નાંગરવું પડયું. હવે તો એકલું મેફ્લાવરજ આપણને નવા દેશમાં લઇ જશે.

હંકારવાનો સમય થવા આવ્યો છે. હવે આપણી પાછળ રહેલા મિત્રોને છેલ્લા રામ રામ કરવા બાકી છે.

મે૦—એ રામ રામ કેમ નીકળે ? પ્રત્યેક દૃષ્ટિપાત પ્રત્યેક શબ્દ હૃદયને વીંધી નાંખે છે.

કુ૦—ખરે, મિત્રો, હવે ધીરજનું કામ છે. મેં તમારે માટે લંડનના વેપારીઓ પાસેથી અનુકૂળતા મેળવવા કેટલી મહેનત કરી છે તે તમે તો જાણો છો. હવે વાંધો આવે તો મારો વાંક નથી. સ્પીડવેલમાં પાણી આવ્યું અને તમારે એ વહાણમાં બેસવું પડયું એ તો વહાણકરનો દોષ. તકરારી માણસોએ મને હેરાન કર્યો. મને એટલી બધી નબળાઇ આવી ગઈ છે કે જો હું તમારી સાથે આવું તો માછલાનેજ ઉપયોગનું મારૂં શરીર રહે.

વિ૦—ત્યારે તમે પાછળ રહેશો ?

કુ૦—અથવા તો મરણવશ થવું.

મે૦—અસ્તુ ! એક દિવસ તે પણ આપણને આવી મળશે.

કુ૦—એમ પણ થાય. મારી દુર્બળતાને ક્ષમા આપશો. મારે કિનારે પાછા જ પડશે ( હાથ મેળવી, રામ રામ કરી, નીકળી જાય છે. )

વિ૦—માત્ર શૂરવીરોજ આ સાહસમાં ટકી શકશે. ( એક પત્ર કાઢે છે) આ રહ્યું આપણા પાદરી રોબિન્સનનું એક પત્ર. જે વૃદ્ધ અને નબળા માણસો લીડનમાં પડયા રહ્યા છે તેની સારવાર કરવા માટે તે ત્યાં રહે છે.

જો. બ્રિ૦—તો તો આપણેય ઘરડા અને માંદા હોત તો ઠીક પડત. મને આ નવું તોફાન નથી ગમતું.

સ્ટે૦—તો તમે પણ પધારોને !

ઇ૦ અમે ? કદી નહિ. અમે અમેરિકા જવા નીકળ્યાં છીએ. ( પોતાના ધણીને ) તમે જાઓ અને ઈંગ્લાંડમાં ભૂખે મરજો: પણ મારે તો સમુદ્રને પેલેપાર જવું છે. હવે કહેવાનું કહી રહ્યા.

વિ૦—ચાલો, ચાલો, રોબિન્સન પોતાના પત્રમાં આપણને તકરાર ન કરવાની સલાહ આપે છે.

જો, બ્રિ૦—હું, તકરાર, સાંભળ, ઇલન.

ઇ૦—સાંભળું છું-તમે મારું સાંભળોને.

સ્ટે૦ (બુમ પાડી ઉઠે છે. ) ચૂપ !

( બી. ધ્રૂજે છે )

વિ૦—તે લખે છે કે જેમ કોઇ પણ નવું ઘર બરાબર બંધાયા પહેલાં તેણે કંપનો આંચકો લાગે તે સારું નહિ તેમજ આપણા નવા સ્થાનમાં આપણે ફાંટા પાડવા ઇષ્ટ નથી

કા૦—એ તો ડહાપણની વાત છે.

વિ૦—વળી રોબિન્સન આપણને ઘણી ધીરજ આપે છે અને લખે છે કે આ સાહસમાં મારી સંપૂર્ણ દિલસોજી છે.

બે૦—આપણો જય થાઓ.

વિ૦—મને પણ એમજ આશા છે.

( સીટી સંભળાય છે. )

પણ હવે ખલાસીઓ આપણને બોલાવે છે. ભરતીની સાથે હંકારવાનો સમય છે. લંગર ઉપાડે છે અને વખત થઇ ગયો છે. આવો આપણે છેલ્લી વાર આ દેશ તરફ દૃષ્ટિપાત કરી લઇએ.

બ્રિ૦—આ ક્ષેત્રો અને ગોચરો, આ સુંદર સદનો અને બાગો, આપણા બાપદાદાનો આ દેશ આપણે હવે ક્યારે જોશું ? (રુવે છે)

બે૦—તાત ! રુદન ન કર. સમુદ્રને પેલેપાર એક નવું ઈંગ્લંડ રોપવા આપણે જઇએ છીએ. ( બધાં ગાય છે. )

× × × × ×

(ધીમેથી જમણી બાજુ નીકળી જાય છે.)

## પ્રવેશ ૩ જો.

( મેફ્લાવર ઉપર. સમુદ્રમાં, ૧૬૨૦ નવેમ્બર )

( ટેબલ પર કાગળ, શાહી, કલમ આદિ રંગભૂમિના પાછળના ભાગમાં )

એ૦—બધા કહે છે કે ખલાસીઓ આપણને આડે રસ્તે લઈ આવ્યા છે. નવ નવ અઠવાડીઆં થઇ ગયાં અને હજી કાંઠાનો પતો નથી. પ્રિ૦ ! તમે ફીક્કા દેખાઓ છો.

પ્રિ૦—અહો ! રાત કેવી તોફાની ગઇ ! આપણે તો બધાં કાળનાં મ્હોમાં ગયાં હતાં. હજી મોજાં કેવાં ભયંકર ઉછળે છે તે જુઓ તો !

એ૦—અને ત્યાં તો આ સામું રહ્યું બીજું તોફાન તૈયાર. આ બિલિંગ્ટન કંઇક બબડતો આવે છે. ડાબી બાજુ જ્હોન બિલીંગ્ટન આવે છે.

પ્રિ૦—કેમ, બિલિંગ્ટન ?

બિ૦—કેમ ? પ્રિ૦, એમ ન બોલો હો, આ આમ તેમ ડોલતા વહાણમાં હું તો અધમુઓ થઇ ગયો છું.

એ૦—એ તો આપણે બધાને થયું છે.

બિ૦—આમતેમ અફળાવાની હું દરકાર નથી કરતો પણ મને તો પેટમાં બળવા માંડ્યું છે—ખાવાનું નથી કાંઇ.

પ્રિ૦—શું અમે બધાં ભૂખ્યાં નથી ?

બિ૦—એમાં મારું શું વળ્યું ? આવી મૂર્ખાઇ ભરેલી મુસાફરી ! પેલા લોફર સ્ટેન્ડિશની રાહે આપણે ન ચાલવું જોઇએ.

એ૦—બસ હવે થયું.

પ્રિ૦—ચુપ ! આ આવે કેપ્ટન.

( ડાબી બાજુ કેપ્ટન સ્ટેન્ડિશ પ્રવેશ કરે છે. )

સ્ટે૦—પ્રિ૦, હવે તોફાન દૂર થયું જણાય છે.

પ્રિ૦—તોફાનની વખતે તો ખલાસીઓ પરસ્પર છાની વાતો કરતા હતા અને મેફ્લાવર મુસાફરીનો ધક્કો ખમી નહિ શકે તેમ લાગતું હતું. આપણે સલામતીથી કિનારે ઉતરશું એમ તમને લાગે છે ?

સ્ટે૦—મેફ્લાવર તોફાન સામે ટક્કર ઝીલશે તેમાં વાંધો નથી. જોકે ઉપરના ભાગોમાંથી પાણી આવી જાય છે તોપણ પાણીમાં કેળવેલા ભાગો મજબુત છે. એ તો વળી એકજ મોટું બાકું નીકળી આવ્યું હતું.

પ્રિ૦—કેપ્ટન, જો પાણીને પેસવા ન દેવાની યુક્તિ તમે શોધી કાઢી નહત તો અમે બધાં ગઇ રાત્રે સ્વાહા થઇ ગયાં હત.

સ્ટે૦—તો તમારે લોઢાના નાના કટકાનો ઉપકાર માનવાનો છે, મારો નહિ. લોઢાના લાંબા કટકાથી આપણે જે લાકડાને પાછું ધકેલ્યું. આપણે ઉત્તરમાં ઘણે દૂર નીકળી ગયા છીએ. આપણે ધાર્યું હતું તે સ્થળે આપણે ઉતરી નહિ શકીએ પણ આ મોજાં ઉપરથી જણાય છે કે કિનારો હવે નજીક છે.

બિ૦—( રાડ પાડે છે ) અરેરે; અરરરર, અરે, મૂર્ખાઇ.

સ્ટે૦—( પાછો ફરે છે અને બ્રિ૦ ને જુએ છે ) કોણ છે? જ્હોન? શું મરી જાય છે?
બ્રિ૦—સમુદ્રમાં ડુબી જવું! મરી જવું! કાંઠે પહોંચીએ ત્યારે જંગલી વાઘના ભક્ષ્ય થવું! હવે તો પાછા ફરાય તો હે પ્રભુ!
એ૦—જુના ઈંગ્લાંડ સુધી તરીને જવું એ તો અઘરૂં ખરૂં. નવું ઈંગ્લાંડ પાસે પડશે.
બ્રિ૦—તરીને ઘેર જવું! એવી મશ્કરી ન કરો હો સાહેબ. ઠંડો પવન ઠંડો પાણી, ઠંડું આકાશ. હું તો ઠરીને મરી ગયો!
સ્ટે૦—આવ ત્યારે જરા મહેનત કર એટલે ગરમી આવે. આપણે જંગલમાં બંદૂકોની જરૂર પડશે. મારી સાથે ચાલ અને આપણે તપાસીએ કે દારૂગોળો ભીનો તો નથી થઇ ગયો.

( બ્રિ૦ ને ખભેથી પકડે છે. )

બ્રિ૦—હું તો થાકી ગયો છું. ફાંકડા રાત્રને લઇજા.
એ૦—આવો, બ્રિ૦.
બ્રિ૦—મને છોડી દ્યો! બસ શું છે, હું થાકી ગયો છું.
સ્ટે૦—હવે ચાલ ચાલ. થાક તો અમને લાગ્યો. ( બ્રિ૦ને પકડે છે ) ચલાવ.
(બ્રિ૦ની ટોપી નીકળી પડે છે. સ્ટે. અને એ. તેને તરફડિયાં મારતો પણ લઇ જાયછે.)
બ્રિ૦—( બુમ પાડે છે ) ઉભા રહો, દુષ્ટો, ઉભા રહો!

(ત્રણે જણ જમણી બાજુ નીકળી જાય છે.)

પ્રિ૦—( હસે છે અને તેમના પાછળ ટોપી ફેંકે છે ) લે પીટ્યા તારી ટોપી! ( નિસાસો મૂકે છે ) આપણે બધાં સલામતીથી કાંઠે પહોંચીએ તો કેવું સારૂં! આપણી આ યાત્રા પુરી થાય ત્યાં સુધી ઘણું ધૈર્ય રાખવું પડશે.

( ડાબી બાજુ વિ૦ અને મે૦ પ્રવેશ કરે છે. )

મે૦—બીજી રાત્રિ પણ વીતી.
વિ૦—સમય વહ્યો જાયછે. આપણો ખોરાક પહોંચશે એમ તને લાગે છે? આપણે પહોંચશું ત્યાં તો શિયાળો હશે.
મે૦—આપણી પાસે થોડું ઘણું તો રહ્યું છે પણ ઘણો ભાગ બગડી ગયો છે. પાણી ખુટી જવા આવ્યું છે અને ડેવનશાયરમાં લીધેલી રોટીને ફગી વળી છે,
વિ—કિનારે પહોંચીએ ત્યાં સુધી બને તેટલું રાખવું.
મે૦—ચાલો આપણે નજર નાંખિયે, સૂર્ય પાછળ છે, આગળ બધા ઝાંખા દેખાય છે, કોઇ દેખાય છે કે નહિ?

( ધારીને જુએ છે )

વિ૦—માત્ર આ ધુમસમાં થઇને સમુદ્ર.
મે૦—મને લાગ્યુ કે મેં કાંઇ કાળું કાળું જોયું-પેલું નીચે, આવે......આવે...... ( બતાવે છે ) તે......જમીન......તો ન હોય?
વિ૦—એવી તો ઘણી વાર નજરો નાંખી છે—પણ, હા—કદાચ આ વખત ખરૂં હોય. ( સાંભળે છે ) હા. સાંભળો. ( બહાર અવાજ સંભળાય છે, "જમીન, જમીન") એ શું?

એ૦—કાંઠો દેખાયો છે.

( વિ૦ અને મે૦ નાચવા માંડે છે. )

( સ્ટે ફરી વખત જમણી બાજુ પ્રવેશ કરે છે. )

સ્ટે૦—આનંદ, આનંદ, ધુમસ ઉઘડી ગયું છે અને આપણે જમીન નજીક આવ્યા છીએ.

( બિ૦ અને ઇ૦ પ્રવેશ કરે છે. )

બિ૦—કાંઠો ? તો તો આપણે ખડક ઉપર અથડાશું !

( ડાબી બાજુ કા૦ અને પ્રિ૦ પ્રવેશ કરે છે. )

કા૦—દૂર બહુજ સારૂં બંદર જણાય છે.

પ્રિ૦—ઠેઠ સમુદ્રના કાંઠા સુધી ઝાડો ઉગતાં જણાય છે.

( જમણી બાજુ એ૦ પ્રવેશ કરે છે. )

એ૦—કિનારો જોવાની કેવી મઝા આવે છે ?

બિ૦—ખરી મુશ્કેલી તો હવે એટી. આપણને રાંધીને ખાઇ જશે લોય મારા બાપ !

સ્ટે૦—ફેંકી દીધો સમજજે હો, ગડબડ કરી તો !

વિ૦—મિત્રો, શાંતિ રાખો, શાંતિ. આપણે આપણા રસ્તામાંથી આડા ઉતરી ગયા છીએ અને આવા તોફાની દરિયામાં આપણે હાલ તુરત દક્ષિણ તરફ હડસન નદીના કિનારામા જઇ શકશું નહિ. આપણી દૃષ્ટિએ નવોજ પ્રદેશ પડે છે અને થોડા સમયમાં આપણે કિનારે ઉતરશું. ધર્મના સંબંધમાં રોબિનસનની આજ્ઞાથી હું તમારો જોતા થઇશ; લડાઇમાં કેપ્ટન સ્ટેન્ડિશ પ્રતિ આપણે નજર નાખશું. અન્ય રાજકીય બાબતોમાં કા૦ ને આપણે ગવર્નર કરશું.

એ૦—દીર્ઘાયુ ગવર્નર કાર્વર.

બિ૦—હું ધારૂં છું કે આપણે બધા દીર્ઘાયુ થઇએ પણ મારે માટે મને એમ છે હો,

વિ૦—હવે અહિં એક ટેબલ, કલમ તથા કાગળ લાવો, ( એ૦ ને બ્રે૦ તે પ્રમાણે કરે છે. ) આ રહ્યો આપણો કરાર–કાગળ.

"મહારાજ જેમ્સની વફાદાર પ્રજા એવા આપણે, ધર્મની વૃદ્ધિ માટે અને આપણા રાજા તથા દેશની કીર્તિની ખાતર વર્જીનિયાના ઉત્તર ભાગમાં નવા દેશની પ્રતિષ્ઠા કરવાનું માથે લીધું છે અને આપણને અનુકૂળ જણાય તેવા જે કાયદાઓ આપણે ઘડીએ તે કાયદાને માન આપવાનું આપણે બધા વચન આપીએ છીએ. દરેક પોતાની સહી કરો.

(દરેક ગંભીર પ્રતિજ્ઞાપૂર્વક પોતાની સહી કરે છે).

એ૦—મિતિ, ૧૬૨૦ ના નવેમ્બરની ૧૧ મી તારીખ, કેઇપ કૅાડ.

કા૦—એ ચાલો કિનારે.

(બધા જમણી બાજુ ચાલ્યા જાય છે).

( અપૂર્ણ ).

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ.

# અમદાવાદના મીલ મજૂરોની સ્થિતિ.

પરદેશી પ્રજાના સંસર્ગમાં આવતાં પહેલાં આ દેશના લોકો સુખી હતા. તે સમયમાં તેમને પોતાના ગુજરાનને માટે હાલની માફક મોટે ભાગે ખેતી ઉપરજ આધાર રાખવો પડતો નહિ. તેઓ અનેક ઉદ્યોગોમાં પ્રવીણ હતા અને તેમાંથી તેઓ સારૂં રળી શકતા. આમાં સૌથી અગત્યનો ઉદ્યોગ તો રૂનોજ હતો. તે એવી તો આબાદ દશામાં હતો કે દેશને માટે જરૂરનું કાપડ બધું અહિંજ તૈયાર થતું એટલુંજ નહિ, પરંતુ પરદેશ પણ મોકલી શકાતું. એમાંથી લાખો માણસોનું પોષણ થતું પરંતુ એ ઉદ્યોગ ઇસ્ટ ઇન્ડીયા કું. ના જૂલમથી તુટી પડયો અને જો કે આજે તે નવે રૂપે પગભર થયો છે, છતાં તે ઉદ્યોગમાં રોકાયેલા કારીગરોની સ્થિતિ શોકજનક થઇ પડી છે.

૧૫૦ વરસ ઉપર રૂના ઉદ્યોગમાં રોકાયેલા કારીગરો સુખી અને સ્વાશ્રયી હતા. તે વખતમાં આપણા દેશનું કાપડ બધે વખણાતું. એનો વેપાર સારો ચાલતો અને તેથી એ ઉદ્યોગમાં પડેલા માણસોને સારી કમાણી થતી. પરંતુ કમાણી કરતાં તો એ કારીગરોના સુખનું કારણ તેમને કામ કરવાના સંજોગોજ હતાં. તે વખતમાં હાલની માફક તેને કામ માટે મીલો ઉપર આધાર રાખવો પડતો નહિ. કામ કરવાનાં સાધનો—ચરખાં, સાળો—વગેરે તેમનીજ માલીકીનાં હતાં, અને તેથી કોઇની ખાસ ખુશામત કર્યા વગર કામ કરી શકતા. વળી સાધનો પોતાનાંજ હોવાને લીધે તે કામ ઘરનાં રહીનેજ કરી શકતા. હવા અજવાળાં વગરનાં હાલનાં ભયંકર કારખાનામાં તેમને જવું પડતું નહિ. કામ ઘેર થતું હોવાને લીધે તે પોતાને અનુકુળ પડે ત્યારે અને જરૂર જણાય તેટલોજ વખત કામ કરતાં, અને તેમાં વખતો વખત તેમનાં કુટુંબીઓની મદદ પણ લઇ શકતાં. હાલનાં કારખાનાંની કામની સાથે સરખાવતાં આ કામ સુખરૂપજ ગણાય. પરંતુ કામના સંબંધમાં આ સગવડો કરતાં ખાસ મહત્વની વાત તો એ હતી કે તે સમયના કારીગરો ખરેખર કારીગરોજ હતા—જડ મજૂરો નહિ. તેમને હલકાં ઉમદાં કામનો ઠીક ખ્યાલ હતો. તેમને પોતાના હુન્નર માટે અભિમાન હતું. તેઓ પોતાની મેળેજ પોતાનું કામ પસંદ કરતા, તે કામમાં તેમને ઉત્સાહ રહેતો અને સારૂં કામ ઉતરતાં તેમને આનંદ થતો. વળી તેઓ પોતાના કામને બીજાની સાથે સરખાવતાં તેઓ ઉત્તમ કારીગરોની બરાબરી કરવા પ્રયત્ન કરતા અને એ પ્રયત્નમાં તેમનાં બુદ્ધી, કલા વિકાસ પામતાં. આ સઘળું અત્યારે નષ્ટ થયું છે—અથવા નષ્ટ થતું જાય છે. ચરખાંઓ, સાળો ઓછાં થઇ ગયાં છે—જ્યાં તે હજુ ચાલે છે ત્યાં અનુકુળ સંજોગોને અભાવે કારીગરોમાં ઉમંગ જણાતો નથી—અને તેની જગ્યાએ મીલો ઉભી થઇ છે. આપણા પ્રાંતમાં લગભગ પોણાબસો મીલો છે. તે વરસે દિવસે હાલ લાખો રૂપીયા રળે છે, અને તેમાંથી લગભગ પોણા બે લાખ માણસોનું પોષણ થાય છે. નવા રૂપમાં પણ જૂનો ઉદ્યોગ પાછો પગભર થયો છે એ આનંદની વાત છે, પરંતુ કારીગરોની સ્થિતિમાં થયેલા ફેરફારનો વિચાર કરતાં ખેદ થયા વગર રહેતો નથી. એમની સ્થિતિ ખરેખર દયાજનક છે, અને તેનો કાંઇક ખ્યાલ અમદાવાદની મીલોમાં કામ કરતા કારીગરો સંબંધી નીચેની હકીકત ઉપરથી આવશે.

મીલોમાં કામ કરતા કારીગરોની સ્થિતિ તપાસતાં પહેલાં એટલું તો જણાવવાની જરૂર છે કે મીલોમાં તેમનું કામ મોટેભાગે એક યા બીજો સાંચો તપાસવાનું હોય છે. તે કામ સાધારણ રીતે Mechanical હોઇ છે તેથી કારીગરની અક્કલ હુંશીયારી વધતાં નથી એટલુંજ નહિ, પરંતુ તેથી તેમનામાં એક જાતની જડતા આવી જાય છે, અને પરિણામે તે કારીગર મટી મજૂર જ બને છે. આ પરિણામ ગમે તેટલું ભયંકર હોય પરંતુ તે ખમી લીધા વગર છુટકોજ નથી. કારણ કે હાલના જમાનામાં પરદેશી ઉદ્યોગની હરીફાઇમાં ટકી રહેવાને માટે મીલોમાં યાંત્રિક બળથી કામ લેવાની જરૂર છે. એટલે તે બાબત બાજૂએ મૂકી મીલમજૂરોની સ્થિતિ સમજવા મીલમાં ચાલી રહેલાં અનેક પ્રકારનાં કામ, તે કામ કરવાની પરિસ્થિતિ, તથા તે માટેના પગાર વગેરે તપાસીએ. પરંતુ તે સંબંધી વીગતમાં ઉતરતાં પહેલાં પ્રથમ મીલોના કામ સંબંધી મજૂરોની સામાન્ય મુસ્કેલીઓ સમજવાની જરૂર છેઃ—

**૧. મીલોમાં હવા વગેરેઃ**—મીલોના મકાનના ઓરડાઓ વિશાળ હોય છે અને તેમાં ઠેક ઠેકાણે કાચની બારીઓ વગેરે હોય છે, પરંતુ તે માત્ર અજવાળાને માટે હોઇ હમેશ બંધ રાખવામાં આવે છે, એટલે બહારની ચોખ્ખી હવા અંદર આવી શકતી નથી. વળી સાંચાઓ ચાલતા હોવાને લીધે અંદરની હવા ગરમ થઇ જાય છે. સાધારણ રીતે બહાર કરતાં અંદર ૧૦ ડીગ્રી વધારે ગરમી હોય છે. એ ગરમીમાં કામ કરવાનું માણસોને માટે અતિશય મુસ્કેલ થઇ પડે છે, અને તેથી તેમના શરીરને પણ નુકશાન થાય છે. આ ગરમી દૂર કરવાને માટે 'હયુમીડીફાયરસ' અથવા પાંજરાઓનો ઉપયોગ થાય છે; પરંતુ તેથી જોઇએ તેટલી ઠંડક થતી નથી અને તેમાં હોજનું મેલું પાણી વપરાતું હોવાને લીધે ઉલટી ગંદકી ફેલાય છે, અને માણસો વધારે હેરાન થાય છે. ઉપરાંત કેટલાંક ખાતાંઓ, જેવાં કે કાર્ડ, શાળ વગેરેમાં હવામાં અમુક અંશે ભીનાશ લાવવાને માટે વરાળ વપરાય છે એ થંડા મૂલકને માટે તો યોગ્યજ છે, કારણ કે તેથી મજૂરોને જરૂરની હૂંફ મળે છે, પરંતુ અહિં તો તેથી માત્ર અસહ્ય ગરમીમાં વધારો થાય છે, અને કારીગર પીડાય છે. આ સંજોગોમાં કારીગરોની શી દશા થાય છે તે તો માત્ર કારખાનામાં જાતે જઇ અનુભવ લેવાથીજ સમજાય છે.

પરંતુ આ મુસ્કેલીઓ દૂર થઇ શકે એમ છે અને દૂર કરવાની જરૂર પણ છે. હાલમાં મજૂરોને માટે સસ્તા પણ સારાં મકાનો સરકાર તથા એજંટો તરફથી બંધાવા જોઇએ એવી ચળવળ થઈ રહી છે, પરંતુ મજૂરને દિવસના ૧૨ કલાક તો મીલમાંજ કાઢવા પડે છે તે જોતાં સાથે સાથે મીલની આ સંબંધી સ્થિતિ સુધારવા પ્રયત્ન થવો જોઇએ. જો બધી મીલોમાં બ્લેકમેનના કે એવી બનાવટના મોટા પંખાઓ ઓરડાના પ્રમાણમાં સંખ્યાબંધ રાખવામાં આવે તો તેથી કામને સ્હેજ પણ નૂકશાન પહોંચાડયા વગર બહારની ચોખી તાજી હવા અંદર આવે અને કારીગરોને રાહત મળે. વળી હયુમીડીફાયરસમાં ચોખું ઠંડુ પાણી વપરાય, તથા હવામાં ભીનાશ લાવવાને માટે વરાળને બદલે પંખા વગેરેની મદદથી થંડા પાણીનોજ ઉપયોગ થાય તો તેથી ઘણો ફેર પડે. આવી અવસ્થા અમદાવાદની જ્યુબીલી મીલના શાળ ખાતામાં કરવામાં આવી છે અને તે ખરેખર અનુકરણીય છે.

**૨. જાજરૂ વગેરે**—કારખાના સંબંધી કાયદાની રૂએ મીલોમાં દર ૫૦ માણસે એક જાજરૂની વ્યવસ્થા હોવી જોઇએ અને તે પ્રમાણે છે પણ ખરી. પરંતુ તે સંબંધી એવી ફરિયાદ થાય છે કે તે બરાબર સાફ નથી રખાતા અને તે કોઇ કોઇ મીલોમાં મકાનની પાસે હોઇ અતિશય બદબો ફેલાવે છે.

**૩. ન્હાવા ધોવા વગેરેની સગવડ**—મીલોમાં કામ કરનાર કારીગરોને માટે શરીર સ્વચ્છ રાખવા, તથા થાક ઉતારવા માટે ન્હાવા ધોવાની સગવડની જરૂર છે. પરંતુ તે માટે કોઇપણ મીલમાં કાંઇ બંદોબસ્ત હોતો નથી. કારીગરો વખતો વખત હોજના મેલા પાણીમાં ન્હાય છે—અને તેમ કરવાની પણ તેમને રજા તો નથી જ—અને તે તેમની તંદુરસ્તીને નુકશાન કર્તા છે.

**૪. જમવા માટેની સગવડ**—કારીગરો [illegible]રના વ્હેલા કામે જાય છે અને સાંજના મોડેથી ઘેર આવે છે, એટલે તેમને માટે ભાગે પો[illegible] દિવસનું ખાણું મીલમાંજ લેવું પડે છે, પરંતુ મીલોમાં જમવા બેસવા માટે કોઇ જાતની સગવડ હોતી નથી. સુધરેલા દેશોમાં તો કારખાનાંઓની પાસે સારી વીશીઓ હોય છે, અને કેટલાક કારખાનામાં તો જમણ પણ તૈયાર મળે છે. એવી વ્યવસ્થા અહિં થઇ શકે એમ નથી પરંતુ માણસો નિરાંતે બેસીને પોતાનો ખોરાક લઇ શકે એવી સગવડ થવી જોઇએ. મદ્રાસની બીનીંગ મીલમાં કારીગરોને જમવા બેસવા માટે મોટાં છાપરાં (શેડ્સ) બાંધેલા છે, અને તે પ્રમાણે અહિં પણ થાય એ જરૂરનું છે.

**૫. કામનો વખત:**—પરંતુ એ બધા કરતાં મજૂરોની મોટી ફરિયાદ તો કામના વખતને માટે છે. હાલના કારખાનાનાં ધારાની રૂએ મજૂરને ૧૨ કલાક કામ કરવું પડે છે, અને સાંજના તેનો છૂટવાનો વખત ૭–૩૦ થી ૮ નો રાખવામાં આવ્યો છે. આ કામ કરવાના કલાક ઘણા વધારે છે, અને છુટીનો વખત પણ બહુ થોડો છે. એથી મજૂરો અતિશય હેરાન થાય છે. પ્રથમ તો કારખાનામાં પૂરાઇ રહી આટલા કલાક કામ કરવાથી તેમના શરીરને નુકશાન થાય છે. વળી તેઓ તેથી એટલા તો થાકી જાય છે કે સ્ફૂર્તિ લાવવાને માટે તેમને દારૂ, બીડી, ચા, પાન વગેરેની લત પડી જાય છે, અને તે એટલે સુધી કે તેમની જરૂરીયાતોને માટેનો પૈસો પણ તેમાં વપરાય છે. તે ઉપરાંત કામથી પરવારી તેઓ ઘેર આવે છે ત્યારે એટલા તો કંટાળેલા હોય છે કે તેઓ તેમના કુટુંબની સાથે આનંદમાં વખત કાઢી શકતા નથી તો પછી રાત્રીની શાળામાં જવાનો કે લાયબ્રેરીનો ઉપયોગ કરવાનો ઉમંગ તો તેમનામાં ક્યાંથીજ હોય? ટુંકમાં તેમનું જીવન સુધરે એમ ઇચ્છતા હોઇએ તો તો તેમના કામ કરવાના વખતમાં ઘટાડો થવો જોઇએ અને સાંજના પણ ૬॥ વાગે તેમને છુટી મળી જવી જોઇએ. આ ઉદ્યોગને નુકશાન કર્યા વગર થઇ શકે એમ લાગે છે. એજંટ અને મેનેજર સૌ કોઇ કહે છે કે મજૂરોને જો કે ૧૨ કલાક કારખાનામાં રાખવામાં આવે છે, પરંતુ તેમનું કામ મોટે ભાગે ૮ કલાકનું જ ઉતરે છે, અને તેમાંથી કેટલાકનો મત એવો છે કે જો મજૂરોને ૧૦ જ કલાક રાખવામાં આવે તોપણ એટલું જ કામ તેમની પાસેથી કરાવી શકાય. જો એ વિચારમાં કંઈ વજૂદ હોય તો સારી મીલોમાં ૧૦ જ કલાક કામ કરાવવાના અખતરા થવા જોઇએ.

જો તેથી નુકશાન ન થતું હોય તો તેથી વધારે વખત મજૂરોને મીલમાં ન રાખવાનો ધારો પસાર કરાવવા પ્રયત્ન થવો જોઇએ.

આ સામાન્ય મુશ્કેલીઓ ઉપરાંત ખાતાવાર મજૂરોને જે અગવડો તથા દુઃખો વેઠવાં પડે છે તે જણાવવાની જરૂર છે. આમાં ખાતાવાર માણસોના પ્રમાણનો ઠીક ખ્યાલ આવે તેટલા માટે કાંઇક ધોરણ રાખવાની જરૂર છે, અને તે ૨૦૦૦૦ સ્પીન્ડલ તથા ૨૫૦ શાળનું રાખવામાં આવ્યું છે.

૧. Mixing (મીક્સીંગ):—કાપડની બનાવટમાં પ્રથમ કામ જાતજાતના રૂનું મીશ્રણ કરવાનું હોય છે—પરંતુ તે કામ અહિં કોન્ટ્રેકટથી થતું હોવાથી તે સંબંધી લખવાની જરૂર નથી.

૨. Blow Room & Card (બ્લો રૂમ અને કાર્ડ):—રૂનું મિશ્રણ થયા પછી તે આ ખાતામાં આવે છે અને તે જૂદાં જૂદાં સાંચામાં પસાર થઇ સાફ થાય છે અને છેવટે તેના લેપ (lap) તથા પુણીઓ બને છે. આમાં બ્લો રૂમમાં ઉપરના ધોરણે ૧૭ સાંચાઓ હોય છે અને તે દરેક ઉપર એક માણસ કામ કરે છે અને તે ઉપરાંત સાંચામાં તેલ પૂરનાર ૧ તથા દેખરેખ રાખવાને માટે ૧ એમ બે માણસો હોય છે. કાર્ડમાં ૬૦ સાંચા હોય છે, અને તે ઉપર આઠ માણસો હોય છે. તે ઉપરાંત સાંચામાંથી ભુસું કાઢી તેને સાફ કરવાને માટે ૪, ધાર કરવાને માટે ૨, તેલ પૂરવાને ૧, લેપ લઇ જવાને ૨, ઝાડુ વાળવાને ૨, તથા દેખરેખ રાખવાને ૧ માણસ હોય છે. એટલા બધા મળીને લગભગ ૪૦ માણસો રોકાય છે. આ ખાતામાં કામ સખ્ત હોવાને લીધે મોટે ભાગે મારવાડી તથા ડાકરડાઓ જ આવે છે.

હવે આ ખાતા સંબંધી મોટી ફરીયાદ તો એ છે કે એ ખાતામાં રૂની કીટી પુષ્કળ ઉડે છે, અને તેથી કારીગરોના ફેંફસાં બગડી તેઓ ક્ષયરોગના ભોગ થઇ પડે છે. આ ફરીયાદમાં કેટલું વજુદ છે તથા રૂની કીટી તથા ભુસાથી શરીરના શું હાલ થાય છે તેનો ખ્યાલ બ્લો રૂમમાં વીલો મશીન આગળ અને કાર્ડમાં સાંચાઓ સાફ થતી વખતે ઉભા રહેવાથી જ આવી શકશે. આ સંબંધમાં એટલું જણાવવું જરૂરનુ છે કે અમદાવાદમાં હાલ ક્ષયરોગથી થયેલાં મરણનો આંકડો અઠવાડીયે ૨૫થી ૩૦ નો આવે છે, અને તે મોટેભાગે આ ખાતાને જ આભારી છે.

આ ખાતાંઓની બીજી ફરિયાદ અકસ્માત સંબંધી છે. આ ખાતાના સાંચાઓ એવા પ્રકારના હોયછે કે તેમાં વીસ વીસ વરસ કામ કરનાર અનુભવી કારીગરોનાં હાથ પગ પણ કપાઇ જાય છે અને કોઇ કોઇ વખતે તેથી મરણ પણ થાય છે. આવા અકસ્માતોમાં કારીગરોની સારવાર માટે મીલો તરફથી સાધારણ રીતે કાંઇપણ થતું નથી અને સારવારનો ખરચ કારીગરને માથે જ પડે છે. વળી અકસ્માતથી કારીગર અશક્ત થઇ પડે કે તેનું મરણ નીપજે તો તેનું કુટુંબ ભારે મુસ્કેલીમાં આવી પડે છે. એમાંથી બચાવવાને આ ખાતાના કારીગરોનો વીમા ઉતરાવવાની જરૂર છે. પરંતુ તેમાટે મીલો તરફથી કાંઇ પણ વ્યવસ્થા થતી નથી.

આ ખાતાનું કામ સખ્ત છે. તેમાં કારીગરો રોગી થાય છે, અને તેમને અકસ્મા-

તથી હાથ પગ કે જાન પણ ખોવાનો ભય રહે છે, એ જોતાં આ ખાતામાં પગારો સારા અપાતા હશે એમ ધારવામાં આવે. પરંતુ હકીકતે તેથી ઉલટું જ થાય છે. આ ખાતાનો પગાર સરેરાસે (જુલાઇમાં) ૯ થી ૧૨ હતો એટલે કડીયાના મજૂર કરતાં પણ ઓછો હતો. પશ્ચિમના સુધરેલા દેશો કે જ્યાં આ ખાતામાં ખાસ સારા પગાર અપાય છે તેની વાત બાજૂએ મૂકી મુંબઇની મીલોના પગાર તપાસીએ તો ત્યાં પણ આ ખાતામાં સાધારણ રીત જુલાઇમાં રૂ. ૧૬–૧૭ અપાતા હતા. અમદાવાદના મીલ એજંટોમાં ન્યાયનો વિચાર નહિ પણ સેજ દયાનો છાંટો પણ હોય તો તેમણે આ ખાતાના માણસોના પગારમાં તરતજ વધારો કરવો જોઇએ.

૩. frame (ફ્રેમ):–આ ખાતાના ચાર વિભાગ છે:—

(૧) Drawing (ડ્રોઇંગ) જેમાં આસરે ૨૧ સાંચા હોય છે અને તે વડે રૂની પુણીઓ બને છે. (૨) Slubbing (સ્લબીંગ) જેમાં ૭ સાંચા હોય છે, અને તે વડે પુણીઓનો તાર બને છે. (૩) Inter જેમાં ૧૪ સાંચા હોય છે અને તે વડે તાર ઝીણો થાય છે. (૪) Roving જેમાં ૨૮ સાંચાઓ હોય છે અને તે વડે તાર વધારે ઝીણો થાય છે. આમાં દરેક સાંચા દીઠ એક એક માણસ હોય છે. તે ઉપરાંત આ ખાતામાં ભરેલાં બોબીનો કાઢી નાંખી ખાલી બોબીનો નાખવાને માટે છોકરાંઓ રાખવામાં આવે છે તેઓ Doffersના નામથી ઓળખાય છે. એમની સંખ્યા ઉપરના સાંચાઓ માટે ૪૫ ની થાય. એટલે જોબરો વગેરે મળીને આ ખાતામાં ૧૨૫ માણસો કામ ઉપર હોય છે અને તેઓ માટે ભાગે દાકરડા, વાઘરી અને મોચી હોય છે. સ્ત્રિઓ પણ આ ખાતામાં કામ કરે છે.

આ ખાતાની મુખ્ય ફરીયાદ પગાર સંબંધી જ છે. તેમને જે પૈસા મળે છે તે રોજ ઉપર નહિ પણ કામ ઉપર મળે છે. હવે અહિની મીલોમાં હલકું રૂ વપરાતું હોવાને લીધે તથા હવા પ્રતિકૂળ હોવાને લીધે (ચોમાસામાં ભીનાશને લીધે ખાસ) તારો ઘણા તુટે છે અને કામ તેથી ઓછું ઉતરે છે અને પરિણામે તેમને પૂરતો પગાર મળતો નથી.

વળી સ્પીનીંગ ખાતામાં માલની તાણ પડે છે, ત્યારે આ ખાતું રાત્રે પણ ચલાવવામાં આવે છે અને કોઇ કોઇ વખતે મજુરોને ૩૬ કલાક કામ કરવું પડે છે એમ તેમના તરફથી જણાવવામાં આવે છે. આ પ્રમાણે જો થતું હોય તો તેથી કાયદાનો ભંગ થાય છે, અને તેની કોઈ જાહેર સંસ્થા તરફથી તપાસ થઇ કારખાનાના ઇન્સ્પેકટરને ચેતવણી અપાવી જોઇએ.

૪. Spining (સ્પીનીંગ–સુતર કાંતવાનુ ખાતુ):—

ઉપરને ધોરણે આ ખાતામાં આશરે ૬૪ સાંચા હોય અને સાંચા દીઠ બે માણસ હોય તે ઉપરાંત તેમની મદદમાં ૬૪ Doffers આખા દિવસના અથવા અડધા દિવસના ૧૨૮ જોઇએ એટલે ખાતામાં કુલ્લે ૧૯૨ થી ૨૫૬ માણસો હોય, એ માણસો મોટે ભાગે ઢેડ તથા વાઘરી હોય છે.

એમની મુસ્કેલી પણ ફ્રેમ ખાતાના માણસોની માફક મીલોમાં વપરાતા હલકી જાતના રૂ તથા પગાર સંબંધીજ છે. એજંટો પ્રતિકૂળ હવામાં પણ હલકા રૂમાંથી ઉંચા નંબરનું સુતર કાઢવા પ્રયત્ન કરે છે એટલે તુટફાટ પુષ્કળ થઇ કારીગરને અતિષય

મહેનત પડે છે મુંબઇમાં જ્યારે તાણાને માટે સાધારણ રીતે ટેસ્ટ ૮૦ પાઉંડનો છે ત્યારે અહિં તે માત્ર ૬૦ પાઉંડનો જ હોય છે, અને તેથી મુંબઇની મીલોનાં આ ખાતામાં અહિંના પ્રમાણમાં તુટફાટ બહુ થોડી જ થાય છે અને કારીગરને પ્રમાણમાં કામ પણ ઓછું રહે છે. છતાં અજાયબીની વાત એ છે કે મુંબઇમાં એજ કારીગરોને પગાર વધારે મળે છે એટલુંજ નહિ પણ તેમની મદદમાં બીજા માણસ પણ મળે છે. મુંબઇની મીલોમાં સાધારણ રીતે તાણાનો અડધો સાંચો એટલે ૧૫૦ સ્પીન્ડલો તપાસનારાને મહીને રૂ. ૧૫ મળે છે, અને બે સાંચા એટલે ૬૦૦ સ્પીન્ડલો દીઠ એક બીજો માણસ મદદ કરવા રોકવામાં આવે છે અને તેને રૂ. ૧૧–૮–૦ જૂલાઇમાં મળતા. એના મુકાબલામાં અહિં ૧૫૦ સ્પીન્ડલ તપાસનારાને મળતા રૂ. ૧૧॥ થી ૧૨ અત્યંત ગેરવ્યાજબી ગણાય.

આ ખાતામાં કામ કરનાર ઢેડ લોકોની બીજી ફરિયાદ એવી છે કે તેઓ જો કે જાતે વણકરો છે છતાં તેમને હલકી જાતના ગણી વીવીંગ ખાતામાં કામ કરવા દેવામાં આવતા નથી. પણ જો તેમને એ છુટ મળે તો તેઓ આ ખાતામાં કામ નજ કરે અથવા તો આ ખાતાનાં પગારમાં યોગ્ય વધારો કરાવી શકે. અડધો વખત કામ કરનાર છોકરાઓને પણ અહિં ઓછો પગાર મળે છે. મુંબઇમાં જ્યારે રૂ. ૬–૮–૦ છે ત્યારે અહિં માત્ર રૂ. ૪ છે.

૫. Reeling Dept (રીલીંગ ખાતુ.):—

આ ખાતાનો માણસોને હાથેજ રીલ ચલાવવાં પડે છે, અને તે રીતે લાંબો વખત સુધી બંધ હવામાં કામ કરવાથી તેમના શરીરને ભારે નુકશાન થાય છે. મજૂરોની એવી સાધારણ માન્યતા છે કે એ ખાતામાં કામ કરવાથી શરીર તુટી જાય છે: છતાં એ ખાતાનો પગાર સંતોષકારક નથી.

વળી આ ખાતાના સંબંધમાં એ પણ જણાવવાની જરૂર છે કે માણસોની તંગીને લીધે આ ખાતાઓ છેલ્લાં પંદર વરસ થયા રાતે પણ ચલાવવામાં આવે છે, અને તેથી અમદાવાદનું રીલીંગ વધુંજ ખરાબ થાય છે. એ કારણને લીધે કેટલેક અંશે ચીન અને ટર્કીના સુતરનું બજાર પણ આપણા હાથમાંથી ગયું છે. દેશના ઉદ્યોગનો વિચાર કરતાં આ પરિણામ માટે એજંટો ઠપકાને પાત્ર છે.

૬. Winding Dept (વાઇન્ડીંગ ખાતુ.):—

આ ખાતામાં સ્પીનીંગના બોબીન ઉપરથી વાઇન્ડીંગના બોબીન ઉપર સુતર ભરાય છે. આ ખાતામાં ચાર સાંચા હોય છે અને સાચા દીઠ આઠ માણસો હોય છે. તેઓ સાધારણ રીતે ઠાકરડા, દક્ષિણી વિગેરે હોય છે. પરંતુ આ ખાતામાં મોટેભાગે સ્ત્રિઓજ કામ કરે છે.

આ ખાતાનો પગાર બહુજ ઓછો હોય છે અને તેથી તે માટે જોઇએ તેટલા માણસો મળતાં નથી. પરિણામે જરૂરને વખતે એ ખાતાઓ રાત્રે ચલાવવામાં આવે છે.

૭. Warping Dept (વોર્પીંગ ખાતુ–તાણાવાળાઓ.):—

આ ખાતામાં બોબીન ઉપરથી બીમો ભરવાનું કામ થાય છે. સાધારણ રીતે ઉપરના ધોરણે મીલમાં ૬ સાંચા હોય અને સાંચા દીઠ એક માણસ હોય છે. આ કામ કરનારા

માણસો મુસલમાન, વાણીયા, બ્રાહ્મણ વગેરે ઉંચી વર્ણના હોય છે, અને તેમની સ્ત્રિઓ કામ ઉપર જતી નથી.

આ ખાતાના સંબંધમાં એટલું જણાવવાની જરૂર છે કે જ્યારે મીલનાં બીજાં ખાતાના પગારોમાં વખતો વખત વધારો થતો ગયો છે ત્યારે આ ખાતાના પગારમાં વરસો થયાં વધારો થયો નહોતો. ગયા વરસમાં પ્લેગના વખતમાં બધા કારીગરોને શરૂઆતમાં બોનસ વગેરે મળ્યાં પણ આ ખાતાના માણસો તેમાંથી બાતલ જ રહ્યા. આનું કારણ મીલ દીઠ તેમની નાની સંખ્યા હતી એમ જણાવવામાં આવે છે. હકીકતે તેમ હતું કે નહિ તેનો વિચાર બાજુએ મૂકી અત્રે એટલુંજ જણાવવું બસ છે કે ગયા ડીસેમ્બર મહિનામાં તેમનું મહાજન બંધાયું અને તેથી આ શહેરમાં મજુરમંડળોની સ્થાપનાની શરૂઆત થઇ. એ મહાજને લડત ચલાવી કારીગરો માટે પગારમાં ૨૦ ટકા જેટલો વધારો મેળવ્યો. આ મહાજન બાંધવામાં તથા તેના કાર્યમાં બ્હેન અનસૂયા સારાભાઇએ આગળ પડતો ભાગ લીધો હતો.

Weaving Dept. ( વીવીંગ ખાતું—શાળ ખાતું ):—આ ખાતામાં વણવાનું કામ થાયછે. ઉપર જણાવ્યા મુજબ જો મીલમાં ૨૫૦ શાળ હોય તો સાધારણ રીતે બે સાંચા દીઠ એક માણસ ગણતાં ૧૨૫ માણસો રોકાય. આ ખાતામાં કામ કરનારાઓમાં મુસલમાનોની સંખ્યા મોટીછે, અને તેઓ મૂળ હાથની શાળો ઉપર કામ કરતા હોવાથી તેમની રહેણીકરણી પણ કેટલેક અંશે મધ્યમ વર્ગના જેવીજ છે. એમની સ્ત્રીઓ કામ કરવા જતી નથી.

આ ખાતા સંબંધી ફરિયાદ એ છે કે અમદાવાદમાં કાપડ ઉપર ૧૦૦ ટકા જેટલી કાંજી ચઢાવવામાં આવે છે અને તેથી કરીને શાળખાતામાં ભીનાશવાળી હવા રાખવી પડે છે. આ ભીનાશવાળી હવામાં આખો દિવસ કામ કરવાથી તેમના શરીરને નુકસાન થાય છે. વળી ઉનાળામાં ૧૧૦ ડીગ્રી તાપ હોય ત્યારે પણ ભીનાશ રાખવાને માટે વરાળ વપરાય છે અને તેથી માણસોને અતિશય દુઃખ ખમવું પડે છે—અંદર રહેવાનું અશક્ય થઇ પડે ત્યારે તો તેઓ બહાર આવે છે—છતાં કોઇ કોઈ વખતે માણસો ગરમીના મારથી બેભાન પણ થઇ જાય છે.

આ ખાતામાં પગાર બીજા ખાતા કરતાં સારો મળેછે પરંતુ તે તેમની રહેણીકરણી જોતાં તેમના ગુજરાનને માટે પૂરતો નથી. પગારના સંબંધમાં તો એમ જ કહી શકાય કે; કોઇપણ ખાતાનો પગાર હાલની મોંઘવારી તથા મીલોની કમાણી જોતાં સંતોષકારક ગણાય નહિં.

મીલમજૂરોને શું દુઃખ સહન કરવાં પડે છે તથા પગાર વગેરેની બાબતમાં એમની સ્થિતિ કેવી છે, તે ઉપરની હકીકત ઉપરથી સમજાશે. એ દુઃખો સ્હેલાઇથી દૂર કરવાનું એજંટોનાજ હાથમાં છે, અને જ્યાં એજંટોના હૃદય સાવ પથ્થર જેવાં થઇ ગયાં નથી, ત્યાં તે સંબંધી વિચાર પણ થાય છે. પરંતુ આ વાત જો એજંટોની દયા તથા તેમની સગવડ ઉપર છોડવામાં આવે તો મજૂરોની સ્થિતિ સુધરતાં વરસો વીતી જાય! એ દુઃખો દૂર કરવાનો સાચો રસ્તો તો મજૂરોને એકત્ર કરી, તેમને તેમની સ્થિતિનું ભાન કરાવી, તેમના મંડળો બાંધી એ મંડળોની મારફતે એજંટો પાસે ન્યાયની માગણી કરવી એછે, અને એ માગણીને જો જાહેર પ્રજા તરફથી ટેકો મળે તો મજૂરોને ન્યાય મળ્યા વગર રહે નહિ.

શંકરલાલ ઘેલાભાઇ બેંકર.

# ગુજરાતનું જાહેર જીવન.

## મુંબઈ શાહેર.

૧. સભાસદોની સંખ્યા ૫૪૪૨ થી વધીને ૫૫૫૩ થઇ છે.

૨. વ્યાખ્યાનો:

ગયા મહિનામાં આ શાખા તરફથી ૨ વ્યાખ્યાનો થયાં હતાં તેની વિગત નીચે મુજબ છે.

| નંબર. | તા. | વખત. | વકતા. | પ્રમુખ. | વિષય. | સ્થળ. | લોકોની સખ્યા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧. | ૮. | સાંજના. ૬—૩૦ | મી. બી. જી. હોર્નિમેન, રા. ખાડીલકર, રા. ભુલાભાઇ દેસાઇ, રા. જમનાદાસ વગેરે. | ઑનરેબલ મી. ઝીણા. | હોમરૂલ લીગના ડેપ્યુટેશના અટકાવ સામે વાંધો દર્શાવવા. | શાંતારામની ચાલ, કાંદાવાડી. | ૫,૦૦૦ |
| ૨ | ૨૭ | રાતના. ૯—૩૦ | રા. કનૈયાલાલ એમ. મુનશી. | રા. કાનજી દ્વારકાંદાસ. | સ્વરાજ્ય અને લોકશાસન. | મોરારજી ગોકલદાસ હોલ કાળ્હેલ. | ૩૦૦ |

## ભરૂચ.

તા. ૩૦—૪—૧૯૧૮.

૧. ભરૂચ હોમરૂલ લીગ શાખાના પ્રતિનિધિઓઃ—મુંબાઇ હોમરૂલ લીગની વ્યવસ્થાપક કમિટીમાં ભરૂચ તરફથી ૩ પ્રતિનિધિઓ મોકલવાનું ઠર્યું હતું તે માટે અત્રેના ૩ પ્રતિનિધિઓ નીમવાને એક સભા ભરૂચ હોમરૂલ લીગ—લાયબ્રેરીના મકાનમાં સરદાર રા. બ. મોતીલાલ ચુનીલાલ દેસાઇના પ્રમુખપણા નીચે મળી હતી. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, રા. હરીભાઇ ઝવેરભાઇ અમીન અને શેખ હુસેન શેખ રસુલને પ્રતિનિધિ તરીકે પસંદ કરવામાં આવ્યા છે.

૨. ખાધખોરાકીની ચીજોના ભાવ નક્કી કરનારી કમિટીની સભાઃ—તા. ૧૧-૪-૧૯૧૮ ને રોજ અત્રેના મેહેરબાન કલેકટર સાહેબના પ્રમુખપદ નીચે, હાલની ખૂનખાર લડાઇ

અને અતિવૃષ્ટિને લીધે, જે અતિ ભયંકર અને સખ્ત મોંઘવારી ચાલે છે, તે સંકટ નિવારવા, ખાદ્યખોરાકીની જણસોના ભાવ નક્કી કરવા, નામદાર સરકાર તરફથી એક વગવાળી કમિટી નીમાયલી, તેની એક સભા મળી હતી. કમિટીના સભાસદો નક્કી કરવામાં આવ્યા હતા અને વ્યવસ્થાપક કમિટીના સભાસદો ચુંટી કાઢવામાં આવ્યા હતા. અત્રેની દુકાળ ફંડ કમિટીના સેક્રેટરી સાથે પત્રવ્યવહાર કરવા ઠર્યું હતું તેમ જ અત્રેની સેનીટરી એસોસીએશન અને સ્થાનિક મ્યુનિસિપાલિટીની મદદ મેળવવા માટે પ્રયાસ કરવા ભલામણ થઇ હતી. કમિટીએ ખાદ્યખોરાકીની ચીજોના ભાવ નક્કી કર્યા છે તેનો બરાબર અમલ થાય છે કે નહિ, તેની ખંતપૂર્વક તપાસ થવાની જરૂર છે અને કમિટીના ઠરાવોનો અનાદર કરનારાઓની સખ્ત ખબર લેવાવાની જરૂર છે. સ્થાનિક મ્યુનીસિપાલિટીએ પણ સસ્તા દરની એક અનાજની દુકાન ખોલવાનું સ્તુત્ય કાર્ય કર્યું છે.

૩. નવી નીકળનારી વૉર લોન લોકપ્રિય કરવાના હેતુથી અત્રેના મહેરબાન કલેકટર સાહેબે તા. ૨૨ અને ૨૩ એપ્રિલ સને ૧૯૧૮ ને રોજ શહેરના સંભાવિત ગૃહસ્થોની એક સભા બોલાવી હતી. કમિટી અને સભાસદો નીમવામાં આવ્યા છે અને આ કામ માટે એક મોટી જાહેર સભા થોડા વખતમાં બોલાવવામાં આવનાર છે.

૪. જાણીતા થીઓસોફીસ્ટ રા. હરજીવનદાસ કાળીદાસ મહેતાએ અત્રે પધારી, તા. ૨૮-૪-૧૮ને રોજ સાંજના ૬ કલાકે અત્રેના દાદાભાઇ હૉલમાં "રાષ્ટ્રિય શિક્ષણના આદર્શો" એ વિષય પર શ્રીયુત્ ઝવેરભાઇ અમીન સાહેબના પ્રમુખપણા નીચે એક સુશ્રાવ્ય વ્યાખ્યાન આપ્યું હતું. તા. ૨૯—૪—૧૮ ને રોજ સાંજના ૬ કલાકે તેઓશ્રીએ "જગતની આધુનિક સ્થિતિ શું સુચવે છે?" એ વિષયપર એક વિચારપૂર્ણ ભાષણ આપ્યું હતું તે ઉપરાંત તેમણે અત્રેની આત્મવિદ્યા લૉજમાં, વિદ્યાર્થીઓ અને સ્ત્રીઓ વગેરે સમક્ષ, જુદા જુદા બોધક ભાષણો કર્યાં હતા.

"ભરૂચી."

---

## વડોદરા રાજ્ય.

**ધારાસભા:**—વડોદરા રાજ્યની ધારાસભાની એક બેઠક તા. ૨૧, ૨૨ માર્ચને રોજ વડોદરામાં મળી હતી. ગામ ઠાણુની જમીનમાં જ્યાં પાયો હોય તેના ઉપર ઘર બાંધવા અથવા તેવા ઘર દુરસ્ત કરવા પરવાનગી મેળવવાની જરૂર નથી, પરંતુ નવા ઘર બાંધવા માટે પરવાનગી મેળવવી પડશે, અને એવા અધિકાર ગામપંચાયતને આપવા ઠર્યું છે. સ્થાનિક પંચાયતોને અને સુધરાઇઓને દારૂની દુકાનો ક્યાં અને કેટલી રાખવી તે ઠરાવવાની સત્તા આપવાનો ઠરાવ મંજુર થયો છે. જે ગામોમાં સુધરાઇ કે વિશિષ્ટ પંચાયત ન હોય

તેવાં ગામોમાં આગ, રેલ, અતિવૃષ્ટિ આદિ ભય અને અકસ્માત વખતે ગામનું રક્ષણ કરવાનો હેતુ સર્વત્ર હોવાથી, આગ આદિનાં સાધનો રાખવાં, વિવિધ હથિયારો સંઘરવાં, વિગેરે મુદ્દાઓના સમાવેશ સાથેનો "ગામરક્ષક નિબંધ" મંજુર કરવામાં આવ્યો છે. વૃદ્ધલગ્ન પ્રતિબંધક મુસદ્દાને માટે પરવાનગી આપવામાં આવી છે. કંપની નિબંધનો મુસદ્દો પણ મંજુર થયો છે. સાથે સાથે પંચથી નિવેડો આણવા બાબતનો મુસદ્દો પણ પસાર કરવામાં આવ્યો હતો. આ મુખ્ય મુખ્ય મુદ્દા છે.

**સસ્તા અનાજની દુકાન:**—હાલમાં ચાલતી ભયંકર લડાઇને પરિણામે ઉદ્ભવેલી અસહ્ય મોંઘવારીના પંજામાંથી ગરીબ લોકોને કંઇક અંશે છોડવાના શુભહેતુથી શ્રી. સૌ. મહારાણી સાહેબના આશ્રય હેઠળ વડોદરામાં થોડા વખતથી એક સસ્તા અનાજની દુકાન ઉઘાડવામાં આવીછે. દરરોજ સરેરાશ ૫૦૦ થી ૬૦૦ કુટુંબો આ દુકાનનો સાનંદ સારીપ લાભ લે છે. આવા પરોપકારના કાર્યમાં પણ સ્વયંસેવકોની અછત વેઠવી પડી છે. દર માણસ દીઠ પૈસાનું મીઠું, આને શેર દાળ, વિગેરે ઓછા ભાવે અનાજ આપવામાં આવે છે.

**હોલિકોત્સવ:**—રાબેતા મુજબ આ વરસે પણ હોલિકોત્સવ ઉજવવામાં આવ્યો હતો. છોકરાઓનું સરઘસ કેટલેક સ્થળે ફર્યું હતું અને રસ્તામાં દેશભક્તિનાં ગીત ગાતું હતું. દરેકના હાથમાં ઝંડો આપવામાં આવ્યો હતો અને તેના ઉપર બોધદાયક વચન લખવામાં આવ્યું હતું. ઇનામ પણ વહેંચાયા હતાં. ભ્રાતૃભાવ વધારવાને આવાં સમ્મેલનો આવશ્યક છે.

**વાઘોડિયા-સેવામંડળ:** તરફથી તા. ૨૬—૩—૧૮ને રોજ દાન-દિન ઉજવવામાં આવ્યો હતો અને એવા ન્હાના ગામમાંથી પણ આશરે ૧૫૨) રૂપીઆ એકઠા કરવામાં આવ્યા હતા. એ મંડળ તરફથી થોડા વખત ઉપર ઉઘાડવામાં આવેલી અંગ્રેજી શાળા ધીમે ધીમે સારા પાયા ઉપર લાવવા ગામલોક સહૃદય પ્રયત્ન કરે છે. કોઇ દાનવીરનો હાથ એ તરફ લંબાય એ ઇચ્છવાજોગછે. ગામમાં હોલિકોત્સવ પણ ઠાઠથી ઉજવાયો હતો,

**માતૃભાષાદ્વારા કેળવણી:** આપવાથી જનસમાજને ફાયદો થશે એવા ઉદ્દેશથી ગુજરાતી ભાષામાં પદવીઓ આપવા એક શારદાપીઠ સ્થાપી તેમાં મુંબાઇઇલાકાના તમામ ભાગમાંથી ઉમેદવારોને હરીફાઇમાં ઉતરવાની છૂટ આપવા, અને બી.એ.ની પરિક્ષા જેમણે પસાર કરી હોય તેવાને એમાં ભાગ લેવાને ખાસ ઉત્તેજન આપવા બાબત એક ઠરાવ આ વખતે ધારાસભામાં રજુ થયો હતો, પરંતુ સરકાર તરફથી જવાબ મળ્યો હતો કે, આ સવાલ મુંબાઇની શારદાપીઠની સત્તાનો છે. આ હીલચાલ વડોદરા રાજ્યમાં થઇ છે. એનો છેવટનો નિકાલ આવું શારદાપીઠ ખોલવાની તરફેણમાં ઉત્તરે એમ ઇચ્છીશું.

"ભારત."

# ચરોતરના ત્રણ ગામનું જાહેર જીવન.

## ભાદરણ.

### વડોદરા સંસ્થાનમાં આવેલું એક આદર્શરૂપ ગામ.

ભાદરણ એ વડોદરા સંસ્થાનના વડોદરા પ્રાંતમાં આવેલા એક પેટા મહાલનું મધ્યસ્થળ છે. જુનામાં જુના ગામોમાંનું એ એક છે. સંવત ૧૨૭૨ ના વૈશાખ શુદ ૧૧ ને દિવસે એ ગામની પ્રથમ વસાયત થઇ હતી એમ કહેવાય છે. ભદ્રકાળી માતાના નામપરથી એ ગામનું નામ ભાદરણ પડયું છે. એ દેવીનું પ્રાચીન દેવાલય હજુ પણ એ ગામમાં છે. ઇ. સ. ૧૯૧૧ ની સાલની વસ્તી ગણત્રી પ્રમાણે એ ગામમાં વસ્તીવાળા ૧૪૧૮ ઘર છે. એકંદર વસ્તી ૪૮૨૩ માણસની છે. એ પૈકી ૨૭૪૨ પુરૂષ અને ૨૦૮૧ સ્ત્રીઓ છે. વસ્તીમાં ૪૪૩૦ હિંદુ, ૨૬૫ મુસલમાન અને ૧૨૮ જૈન છે. હિંદુની વસ્તીમાં મુખ્ય વસ્તિ પાટીદારની છે. એ લોકો બહુ બુદ્ધિશાળી અને ઉદ્યોગી ગણાય છે. એમનો વંશપરંપરાનો ધંધો ખેતીનો છે, અને મુખ્યત્વે એ લોકો એજ ધંધો કરે છે. નામદાર મહારાજા સયાજીરાવ ગાયકવાડની કેળવણી પ્રતિ ઉદાર અને દીર્ઘદર્શી રાજ્યનીતિથી છેલ્લાં વીશ વર્ષમાં ઘણાં લક્ષમાં લેવા જેવાં પરિણામ આવ્યાં છે. એ રાજનીતિના પ્રતાપે હાલમાં વડોદરા સંસ્થાનમાં ભાદરણ એ એક આદર્શરૂપ ગામ બન્યું છે. કેળવણીના પ્રતાપે ભાદરણના લોકોએ જે અદ્‌ભૂત ફળ પ્રાપ્તિ કરી છે તેની ટુંકી હકીકત અહિં આપવામાં આવી છે. આશા છે કે એ હકીકત બીજા ગામના લોકોને એનું અનુકરણ કરવાને ઉત્તેજક થઇ પડશે.

**લાઇબ્રેરી**—એ ગામની જુનામાં જુની અને સૌથી આગળ પડતી સાર્વજનિક સંસ્થા પૈકીની એક સંસ્થા એ ગામની લાઇબ્રેરી છે. પ્રથમ કેળવણી પામેલા યુવક મંડળના પ્રયાસથી એ લાઇબ્રેરી ઇ. સ. ૧૮૯૫ માં સ્થપાઇ હતી એનું મકાન બંધાવતાં રૂ. ૬૦૦૦ ખર્ચ થયો છે. એમાંના રૂ. ૩૦૦૦ એ ગામના મુખ્ય આગેવાન ગૃહસ્થોએ આપ્યા હતા. બાકીના રૂ. ૩૦૦૦ ઉછીતા કે વ્યાજે લીધા હતા. એ નાણાં લગ્ન વગેરે ખુશાલીના પ્રસંગે આપવામાં આવેલી ભેટમાંથી તેમજ બીજી બક્ષીસો અને મેંબરોના લવાજમમાંથી રફતે રફતે પાછાં ભરી દીધા છે. એ લાઇબ્રેરી પ્રથમ પુરૂષવર્ગ અને સ્ત્રીવર્ગ બંનેને માટે સ્થાપન કરવામાં આવી હતી. વાંચનનો શોખ દિવસે દિવસે વધતો ગયો, સ્ત્રીવર્ગે પણ એનો લાભ વિશેષ લેવા માંડયો. આથી સ્ત્રીવર્ગ માટે એક સ્વતંત્ર લાઇબ્રેરી સ્થાપન કરવાની આવશ્યકતા માલમ પડી અને પરિણામે એ ગામમાં મહિલા પુસ્તકાલયની સ્થાપના થઇ. એ પુસ્તકાલયનો પાયો ઇ. સ. ૧૯૧૨ ની સાલમાં વડોદરા રાજ્યના મહેરબાન રેવન્યુ કમિશનર સાહેબ દીવાન ટેકચંદભાઇ આઇ. સી. એસ. ના હાથે નંખાયો. એ મકાન તૈયાર થયું ત્યારે તેનો કુલ ખર્ચ રૂ. ૬૦૦૦ થયો. એમાંથી રૂ. ૨૦૦૦ વડોદરા રાજ્ય તરફથી ગ્રાંટના મળ્યા. બાકીના રૂ. ૪૦૦૦ ગામના

( મોડર્ન રીવ્યું. નવેંબર ૧૯૧૭ લેખક રા. બ. ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઈ. )

લોકોએ આપ્યા. આ વરસે એક ત્રીજી લાઇબ્રેરી "બાલ પુસ્તકાલય" નામથી ખુલ્લી મૂકવામાં આવી છે. એ લાઇબ્રેરી મુખ્યત્વે બાળકોને માટેજ છે. મુંબઇના સખી ગૃહસ્થ શેઠ મગનલાલ દલપતરામ ખખ્ખર જે. પી. ના ઉદાર આશ્રયથી એ લાઇબ્રેરી અસ્તિત્વમાં આવી છે. ભાદરણના લોકોની સામાજિક પ્રગતિ અને સ્વાત્માવલંબનથી પ્રસન્ન થઇ સદરહુ શેઠે પોતાના પિતાએ સંગ્રહ કરેલા બાળકોને વાંચવા લાયક પુસ્તકોની બક્ષીસ એ ગામને કરી છે.

**શાળાઓ**—સરકાર તરફથી પ્રથમ ગુજરાતી છોકરાઓની શાળા તથા કન્યશાળા સ્થાપન કરવામાં આવી હતી. છોકરાઓની શાળા માટે સરકારી મકાન હતું. કન્યાશાળા માટે સ્વતંત્ર મકાન નહોતું પરંતુ કન્યાશાળા માટે હમણાંજ ત્રીશ હજાર રૂપિઆના ખર્ચથી એક ભવ્ય મકાન બાંધવામાં આવ્યું છે. એ પૈકી રૂ. ૬૦૦૦ ગામ લોકોએ આપ્યા. રૂ. ૧૦૦૦૦ એ ગામના એક આગેવાન ગૃહસ્થ રા. રા. તુલશીભાઇ બકોરભાઇએ આપ્યા, અને બાકીના રૂ. ૧૪૦૦૦ સરકારે આપ્યા. વળી એ ગામમાં અંત્યજ વર્ગ માટે છોકરાઓની તથા છોડીઓની મળી બે શાળા છે. એ બંને શાળાઓ માટે ખાસ મકાન બાંધેલાં છે.

એ ગામના થોડા આગેવાન ગૃહસ્થોએ ઇ. સ. ૧૯૦૬ માં પ્રથમનાં બે અંગ્રેજી ધોરણો શીખવવાં શરૂ કર્યાં. સરકાર તરફથી એ અંગ્રેજી શાળાને દર માસે રૂ. ૨૫ ગ્રાંટ મળતી. ઇ. સ. ૧૯૦૯ સુધી દર વરસે એક એક ધોરણ વધારવામાં આવ્યું. અને તેથી છેવટે એ સાલમાં એ ગામની અંગ્રેજી સ્કુલને સરકારે એંગ્લો વર્નાક્યુલર સ્કુલ તરીકે પોતાને હસ્તક લીધી. ગામના લોકોનો ઉત્સાહ આટલાથી અટક્યો નહિ. તેઓએ ખાનગી ખર્ચથી પાંચમા ધોરણનો વર્ગ ઉઘાડયો. કેળવણી પ્રતિના લોકોના ઉત્સાહની કદર કરી સરકારે પોતાની સ્કુલમાં પાંચમા ધોરણનો વર્ગ ઉઘાડયો. લોકોએ પછી ખાનગી ખર્ચથી છઠ્ઠા ધોરણનો વર્ગ ચલાવ્યો. પછી સરકારને અરજ કરી કે જો સરકારી સ્કુલમાં છઠ્ઠા ધોરણનો વર્ગ ઉઘાડવામાં આવે તો લોકો પદરના ખર્ચથી મેટ્રિક્યુલેશનનો વર્ગ નીભાવવા તૈયાર છે. સરકારે એ અરજ પણ સ્વીકારી. એ પ્રમાણે ઇ. સ. ૧૯૧૧ ની સાલમાં ફક્ત ગામ લોકોએ એકત્ર કરેલા ફંડમાંથી ચાલતો મેટ્રિક્યુલેશનનો વર્ગ અસ્તિત્વમાં આવ્યો. સરકાર તરફથી એ વર્ગને દર માસે રૂ. ૬૦ ની ગ્રાંટ મળવા માંડી. આ પ્રમાણે ભાદરણમાં પાંચ છ વર્ષમાં હાઇસ્કુલ સ્થાપન થઇ. એ હાઇસ્કુલ મજબૂત પાયાપર સ્થાપન ન થાય ત્યાં સુધી ગામના લોકોને સંતોષ થયો નહિ. લોકોએ નામદાર સરકારને વળી અરજ કરી કે જો સરકાર એ હાઇસ્કુલને સરકારી હાઇસ્કુલ તરીકે પોતાને હસ્તક લે તો લોકો વીશ હજાર રૂપિયા આપવા ખુશી છે. જે લોકો પોતે પોતાની જાતને મદદ કરે છે તેમને સર્વ પ્રકારની સહાય નામદાર મહારાજા સયાજીરાવ ખુશીથી આપે છે. આથી સરકારે એ સ્તુત્ય પ્રયત્નની કદર કરી લોકોની એ અરજ સ્વીકારી. એટલુંજ નહિ પરંતુ એ ગામની હાઇસ્કુલ માટે રૂ. ૪૫૦૦૦ના ખર્ચથી એક સરકારી મકાન બંધાવ્યું. બહાર ગામના વિદ્યાર્થીઓ માટે એ હાઇસ્કુલ સાથે એક બોર્ડિંગ હાઉસનું મકાન એ ગામના એક ઉદાર ગૃહસ્થ રા. રા. જોઇતાભાઇ નારણભાઇએ પોતાના મર્હુમ પુત્ર શંભુ-

પ્રસાદના સ્મરણાર્થે બંધાવી આપ્યું છે. એ મકાન બંધાવતાં રૂ. ૧૫૦૦૦ ખર્ચ થયો છે. એમાંનો અડધો ખર્ચ તાલુકા લોકલ બોર્ડે આપ્યો છે.

**ક્લોક ટાવર**—રા. રા. લલ્લુભાઇ નામે એક જૈન ગૃહસ્થ પરબડી બંધાવવા માટે રૂ. ૩૦૦૦ સુધી ખરચવા ખુશી હતા. એ ગામના નેતાઓએ એ શેઠને એવી ઇચ્છા દર્શાવી કે પરબડી તરીકે તેમજ ક્લોક ટાવર તરીકે પણ ઉપયોગ થાય એવી રીતે એ મકાન બંધાય તો ગામલોકો તરફથી એ કામમાં રૂ. ૨૦૦૦ આપવામાં આવે. રા. રા. લલ્લુભાઇ શેઠે લોકોની એ ઇચ્છા ખુશીથી સ્વીકારી. આથી ભાદરણ જેવા નાના કસ્બામાં ગામના મધ્યભાગમાં એક ક્લોક ટાવર ઉભો થયો છે. એ ટાવરમાં કલાકે કલાકે અડધા અડધા કલાકે તેમજ પા પા કલાકે ટકોરા વાગ્યા કરે છે.

**દવાખાનું**—ભાદરણના લોકોનાં આવાં સાર્વજનિક શુભ કૃત્યો જોઇ નામદાર મહારાજા સયાજીરાવ ગાયકવાડે પોતાના રાજ્ય અમલની સિલ્વર જ્યુબીલીના ઉત્સાહના પ્રસંગે એ ગામે સાર્વજનિક દવાખાનું બંધાવ્યું. એ મકાન સર્વ પ્રકારની સગવડવાળું છે. એ બંધાવતાં રૂ. ૧૩૦૦૦ ખર્ચ થયો છે. એ ખર્ચનો અડધો હિસ્સો લોકોએ આપ્યો છે.

**સરકારી મકાનો**—ભાદરણ એ પેટામહાલનું મધ્યસ્થળ હોવાથી એ ગામમાં મહાલકરીની, ફોજદારની અને સબ રજીસ્ટ્રારની કચેરીઓનાં તથા પોલીસ લાઇનનાં સગવડ ભરેલાં મકાનો છે. આથી એ કસ્બાની સુંદરતામાં વધારો થયો છે.

**મ્યુનિસિપાલીટી**—એ ગામમાં સરકાર તરફથી મ્યુનિસિપાલીટી પણ સ્થાપન થઇ છે. મ્યુનિસિપાલ બોર્ડમાં અડધા મેંબરો સરકાર તરફથી અને અડધા મેંબરો લોકો તરફથી નીમાય છે. ગામની સુખાકારી સંબંધી સઘળી વ્યવસ્થાપર તેમજ નવા બંધાયલા પાણીના બાંધકામ ઉપર એ મ્યુનિસિપાલીટી તરફથી દેખરેખ રાખવામાં આવે છે.

**વૉટર વર્કસ**—ભાદરણ ગામના કૂવા બહુ ઉંડા છે. એથી પીવાનું તેમજ વાપરવાનું પાણી ભરતાં સ્ત્રીઓને સખ્ત મહેનત પડતી હતી. દરેક બાબતમાં આગળ પડતા વિચાર ધરાવનારા એ ગામના લોકોના મનમાં વોટરવર્કસ બાંધવાનો વિચાર ઉત્પન્ન થયો અને એ બાબત સરકારને અરજ કરી. સરકારે એ માટે લોકોને રૂ. ૨૬૦૦૦ ની લોન ધીરી અને રૂ.૧૨૦૦૦ મદદ તરીકે બક્ષીસ આપ્યા. આટલા ખર્ચથી એ ગામમાં વૉટર વર્કસ તૈયાર થયું છે. એક કૂવો ખોદી તેમાંથી પંપવડે પાણી ખેંચી એક ટાંકીમાં લેવામાં આવે છે, અને ત્યાંથી નળો મારફતે લોકોના ઘરોમાં પાણી પહોંચાડવામાં આવે છે. જે લોકોને પોતાના ઘર સાથે નળનું જોડાણ કરવું હોય તેમને દરેકને ઘર દીઠ રૂ. ૯દર વરસ આપવા પડે છે. જે લોકો રસ્તામાં બંધાવેલી ટાંકીમાંથી પાણી ભરી લાવે છે તેમને દર વરસે ઘર દીઠ રૂ. ૩ આપવા પડે છે. એ કરની આવકમાંથી વૉટર વર્કસનો હમેશનો ચાલુ ખર્ચ તથા લોનના દર વરસે ભરવાના હફતાના નાણાં વસુલ થાય છે. લોનનાં તમામ નાણાં ત્રીશ વર્ષમાં પાછાં ભરી દેવાનો ઠરાવ થયેલો છે.

**લોકલ બોર્ડ**—વળી એ પેટા મહાલ માટે તાલુકા લોકલ બોર્ડ પણ છે. એનું મધ્યસ્થળ ભાદરણ છે. એ લોકલ બોર્ડ આખા તાલુકાનાં ગામોમાં તળાવ, રસ્તા, પુલો

તથા નાળાં ઉપર દેખરેખ રાખે છે.

**ધર્મશાળા**—મુસાફરોને વિશ્રામ કરવા માટે એ ગામમાં એક ધર્મશાળા પણ છે. એ ધર્મશાળાનું મકાન રૂ. ૩૫૦૦ ખર્ચથી હમણાજ સમરાવ્યું છે.

**બાગ**—વૉટર વર્કસની સુગમતાથી સરકારી મકાનોની નજીક એક નાનો બાગ બનાવવામાં આવ્યો છે. એ બાગમાં એક ફુવારો પણ છે. આથી લોકોને ખાસ કરીને સાંજના વખતમાં આનંદ અને વિશ્રાંતિ મળે છે. એ વખતે બાગમાં ઘણા લોકો ભેગા થાય છે અને કલાક બે કલાક બેશી ફરી હરી ખુલ્લી હવાનો તથા પુષ્પોની સુગંધીનો આસ્વાદ લે છે.

**ખેતીવાડીની બેંક**—ભાદરણ ગામની વસ્તી મુખ્યત્વે ખેડુતોની છે. આથી એ ગામમાં ખેતીવાડીની બેંકની ખાસ જરૂર હતી. લોકોની સાહસિક વૃત્તિથી એ બેંકની સ્થાપના પણ ઇ. સ. ૧૯૧૧ માં થઈ. દશ દશ રૂપિઆના પાંચ હજાર શેરોથી પચાસ હજાર રૂપિઆનું ભંડોળ ભેગું કર્યું. એમાંના અડધા શેરો લોકોએ લીધા અને અડધા શેરો સરકારે રાખ્યા. એ બેંકનો વહિવટ ડિરેકટરોની એક બૉર્ડ કરે છે. એ બોર્ડના પ્રમુખ પોતાના હોદ્દાની રૂઇએ એ પ્રાંતના સુબા સાહેબ છે. ખેડુતોને તેમજ પરસ્પર સહાય કરનારી મંડળીઓને એ બેંકમાંથી નાણાં ધીરવામાં આવે છે.

**ખેતીવાડી મંડળ**—ખેતીવાડીમાં સુધારો કરવા માટે એ કસ્બામાં હમણાંજ ખેતીવાડી મંડળની સ્થાપના થઇ છે. સાધારણ મેંબરોની ફી દર વરસે રૂ. ૧ છે. જીંદગી પર્યંતના મેંબરોની ફી રૂ. ૨૫ છે. દર માસે એ મંડળની સભા ભરાય છે અને તેમાં ખેતીવાડીના લાભના વિષયોની ચર્ચા થાય છે.

એક ખેતીવાડીનું સંગ્રહસ્થાન તથા બી અને ખેતીવાડીના સાહિત્યો વેચવાની એક દુકાન સ્થાપન કરવાની હીલચાલ ચાલે છે. લોકોના ઉત્સાહ અને બુદ્ધિથી એ બન્ને સંસ્થાઓ પણ સત્વર અસ્તિત્વમાં આવશે.

**લેકચર હૉલ**—કેળવણી સંબંધી તેમજ બીજી વિવિધ પ્રગતિને લીધે એ ગામના લોકોને પોતાના ગામમાં જાહેર ભાષણ કરવા માટે એક સાર્વજનિક મકાનની જરૂર માલમ પડી. એ માટે સત્તર હજાર રૂપિઆનો ખર્ચ થશે એવો અડસટો થયો. એ સઘળી રકમ મ્યુનિસિપાલીટી, મહાલ પંચાયત અને જીલ્લા લોકલ બોર્ડની મદદથી ભેગી થઇ. મ્યુનિસિપાલીટીએ રૂ. ૨૫૦૦, મહાલ પંચાયતે રૂ. ૮૫૦૦ અને જીલ્લા લોકલ બોર્ડ રૂા. ૬૦૦૦ આપ્યા. મકાનને માટે જમીન ગામ લોકોએ મફત આપી. એ પ્રમાણે એ મકાન તૈયાર કરવામાં આવ્યું છે. સાધારણ રીતે મ્યુનિસિપાલીટીની તેમજ લોકલ બૉર્ડની મીટીંગ ભરવા માટે એ મકાનનો ઉપયોગ થાય છે. એ મકાનનો મધ્યખંડ જાહેર ભાષણ કરવા માટેના સાર્વજનિક દીવાનખાના તરીકે વપરાય છે. એ દીવાનખાનાને ફરતો ઝરૂખો છે. તેમાં ખાસ સ્ત્રીઓને બેસવાની સગવડ રાખી છે.

**કલબ**—આ બધી આવસ્યક સંસ્થાઓ સ્થાપન થયા છતાં એક કલબ વિના ભાદરણ આદર્શરૂપ ગામ ગણાત નહિ. એક ઉદાર ગૃહસ્થ કોઇ પણ સાર્વજનિક કામ માટે રૂા. ૫૦૦૦ બક્ષીસ આપવા ઇચ્છતા હતા. કલબનું મકાન બાંધવા માટે એ રકમ આપ-

વામાં આવે તો ગામ લોકો એ રકમનો સ્વીકાર કરે એવી ઇચ્છા એ ઉદાર ગૃહસ્થને દર્શાવવામાં આવી, અને એ ગૃહસ્થે તે પ્રમાણે કરવા કબુલ કર્યું. આથી એ રકમમાંથી એ ગામમાં હમણા કલબનું મકાન પણ તૈયાર થાય છે.

**કામ કરનારાઓ**—આ બધી ઉપર જણાવેલી પ્રગતિને લીધે છેલ્લા વીશ વર્ષમાં ભાદરણ એક આદર્શરૂપ ગામની ગણત્રીમાં આવ્યું છે તે ઘણે ભાગે એ ગામના ચાર આગેવાન ગૃહસ્થોને આભારી છે. એમાંના એક રા. રા. મોતીભાઇ બી. પટેલ છે. એઓ વડોદરા રાજ્યમાં એક્ઝીક્યુટીવ ઇન્જીનીઅર છે. સર્વ મકાનોના નકશા અને અડસટ્ટા એમણે તૈયાર કર્યા છે. તેમજ એ તમામ મકાન બાંધવામાં એમણે જાતે સંપૂર્ણ દેખરેખ રાખી છે. બીજા રા. રા. રજભાઇ વાઘજીભાઇ પટેલ છે. એઓ સ્થાનિક મ્યુનિસિપાલીટીના તેમજ તાલુકા અને જીલ્લા લોકલ બોર્ડના મેંબર છે. વળી એઓ વડોદરા રાજ્યની કાયદા બાંધનારી સભાના પ્રજા નિયુક્ત મેંબર પણ છે. ત્રીજા રા. રા. તુળશીભાઇ બેકોરભાઇ છે. એએ. જમીનદાર છે અને ચોથા રા. રા. અમથાભાઇ ગોવિંદભાઇ પટેલ છે. એઓ સ્કુલ માસ્તર છે. છેલ્લા ત્રણ ગૃહસ્થો સાર્વજનિક હિત માટે ગામમાં કઇ કઇ સંસ્થાની જરૂર છે તેનો વિચાર કરે છે અને તે માટે ફંડ ભેગું કરે છે. બીજા ઘણા ગૃહસ્થો સ્વેચ્છાથી તેમને એ કામમાં સહાય કરે છે અને ગામના લોકો અંતઃકરણ પૂર્વક એવા સર્વ કામમાં તેમને મદદ કરે છે.

**પશુ દવાખાનું**—નામદાર મહારાજા સયાજીરાવ ગાયકવાડે ખેડુતોને મદદ કરવા માટે પશુ દવાખાનાની એક યોજના તૈયાર કરી છે કે જે લોકલ બોર્ડ એવા દવાખાનાનો ત્રીજા ભાગનો ખર્ચ આપવા તૈયાર થાય તે લોકલબોર્ડના મધ્યસ્થળના ગામમાં સરકાર તરફથી બાકીના બે ભાગનો ખર્ચ આપી એક પશુ દવાખાનું નીભાવવામાં આવે. ભાદરણ ગામના હમેશાં આગળ પડતા વિચાર ધરાવનારા લોકોએ એ યોજનાનો લાભ લઇ પોતાના ગામમાં એવું દવાખાનું સ્થાપવા માટે સરકારને અરજ કરી છે. સરકારે એ અરજ મંજુર પણ કરી છે. આથી ભાદરણ ગામને પશુ દવાખાનાનો પણ સત્વર લાભ મળશે.

**રેલવે સ્ટેશનની ખોટ**--ભાદરણ ગામથી પાસેમાં પાસેનું રેલવે સ્ટેશન વાસદ ત્યાંથી દશ માઇલ દુર છે. ગામમાં રેલ્વેનું સ્ટેશન થાય એજ એક ખોટ હવે એ ગામને રહી છે. એ માટે પણ ગામના લોકો પુરતો પ્રયત્ન કરેછે. ગામના કેટલાક આગેવાન ગૃહસ્થોએ જાતે સીમલા જઇ રેલવે બૉર્ડને અરજ કરી છે કે નવી બાંધવા ધારેલી વાસદ–કઠાણા (Vasad–Kathana–Railway ) રેલ્વે ભાદરણ ગામની નજીકથી લઇ જવામાં આવે.

**પરિણામ**—કેળવણી સંબંધી તેમજ બીજી પ્રગતિને પરિણામે એ ગામમાંથી એક ગૃહસ્થ લંડન યુનિવર્સિટીની એમ. ડી. ની પરીક્ષામાં પાસ થયા છે. એમને વડોદરા રાજ્ય તરફથી સ્કોલરશીપ આપવામાં આવી હતી. બીજા એક ગૃહસ્થ માંચેસ્ટરની મીકેનીકલ ઇન્સ્ટીટ્યુટના એસોસીએટ મેંબર છે. એક ડઝન ગૃહસ્થોએ મુંબઇ યુનિવર્સિટીની બી. એ. અને એલ–એલ. બી. ની પરીક્ષા પસાર કરી છે. સો ઉપરાંત અંડર ગ્રેજ્યુએટો વડોદરા રાજ્યમાં અને એ રાજ્યની બહાર આફ્રિકામાં તેમજ બીજા દૂર દેશોમાં જુદા જુદા ધંધાઓમાં રોજીએ લાગ્યા છે. ડેરીનો ઉદ્યોગ એ પ્રાંતમાં એક અગત્યનો ઉદ્યોગ ગણાય છે. એ

ઉદ્યોગની સંપૂર્ણ તાલીમ મેળવી એક વિદ્યાર્થી હમણાંજ ઈંગ્લાંડથી પાછા આવ્યા છે. આ પ્રમાણે ભાદરણ ગામ, લોકોમાં નૈતિક અને આર્થિક વિકાસ માટે યોગ્ય નેતાઓની સહાયથી તેમજ સરકારની સહાનુભૂતિથી શું શું થઇ શકે છે, તેનું અદ્વિતીય ઉદાહરણ આપે છે.

## ૨ સુણાવ.

બોરસદ તાલુકામાં પેટલાદથી બે ગાઉ દૂર સુણાવ નામનું એક ન્હાનું ગામ છે. છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ત્હેની કુલ વસ્તી લગભગ ૩૨૦૦ માણસની છે. આટલું ન્હાનું ગામ હોવા છતાં નવા જમાનાની નવીન ભાવનાઓથી માણસોનાં મન કેવાં રંગાયેલાં છે તે જાણવાને ખાતર આ ગામનું જાહેર જીવન કેટલેક અંશે જાણવા જેવું છે.

ગામની વસ્તીના પ્રમાણમાં જમીન ઘણી થોડી છે. એટલે લોકો ફક્ત ખેતી પર જ નિર્વાહ કરતા નથી. તમાકુના વ્યાપારનું તે અગત્યનું મથક છે અને એ વ્યાપારમાંથી ગામના લોકોને કેટલોક ભાગ ઘણી સારી સ્થિતિ ભોગવે છે.

ગામમાં લોકલબોર્ડ તરફથી એક શાળા ચાલે છે અને તેનો સોનેરી મહોત્સવ ( golden jubibilee ) ૧૯૧૫ માં શાળાના ઉત્સાહી હેડ માસ્તરે ગામના આગેવાન ગૃહસ્થોની મદદથી ઉજવ્યો હતો. હાલ એ શાળામાં ૩૪૨ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે, અને ત્હેના પોતાના મકાનમાં ત્હેનું કામ ચાલે છે.

ગ્રામ્યજીવનમાં ગુ. શાળાનો મુખ્ય શિક્ષક ઘણો અગત્યનો ભાગ ભજવે છે. તે ગામના લોકોની સાથે વધારે ગાઢા સંબંધમાં આવે છે અને લોકોનો પણ ત્હેના તરફ ઘણો સારો ભાવ હોવાથી ધારે તો તે ત્હેમને અનેક સત્પ્રવૃત્તિમાં દોરી શકે છે. ગામડાઓની સાર્વજાનિક પ્રવૃત્તિઓ ( પુસ્તકાલય, અંગ્રેજી શાળા વગેરે ) ઘણે ભાગે ગુજરાતી શાળાના સારા મુખ્ય શિક્ષકોને આભારી હોય છે.

સુણાવ ગામમાં પણ તેમજ છે. છેક સન ૧૯૦૬ માં ત્યાં અંગ્રેજી શાળાની શરૂઆત થઇ હતી અને કેટલીક મુશ્કેલીઓ વેઠયા પછી હાલ તે એકંદરે સારી સ્થિતિ ભોગવે છે. એ શાળામાં ચાર ધોરણનો અભ્યાસ કરાવવામાં આવે છે. કુલ વિદ્યાર્થીઓની સંખ્યા ૧૦૫ છે અને શાળાના હેડ માસ્તર તરીકે એક ગ્રેજ્યુએટને રોકવામાં આવ્યો છે. આ ઉપરાંત ચિત્રકામ ( Drawing ) ને માટે એક ખાસ શિક્ષક કામ કરે છે. આ શાળાને સરકાર તરફથી મદદ મળે છે. બાકીની ખૂટતી રકમ માટે લગ્ન વગેરે શુભ પ્રસંગે દાન મેળવવામાં આવે છે તથા ગામઇ ઉત્પન્ન પણ શાળાના નિભાવ માટે મળે છે. આજ સુધી આ શાળા ગામની ધર્મશાળામાં બેસતી હતી. એ મકાન શાળા માટે જોઇએ ત્હેવું બીલકુલ નથી. આને માટે ચાલુ સાલે બેસતા વર્ષના દિવસે ભરાયેલી સભામાં વિજ્ઞપ્તિ કરવામાં આવી હતી. ગામના સદ્ગૃહસ્થોએ એ વિજ્ઞપ્તિ સ્વીકારી થોડા જ સમયમાં રૂ. ૭૫૦૦ જેટલી રકમની ટીપ કરી હતી. આ ટીપમાં રૂ. ૧૦૦ અને ઉપરાન્તની રકમથી જ લગભગ રૂ. ૬૫૦૦ નો સરવાળો થાય છે. ન્હાના ગામમાં એક બે કલાકમાં આવી મ્હોટી રકમની ટીપ અમલદાર વર્ગ કે બ્હારના કોઇના દબાણ સિવાય એકઠી થાય એથી જ લોકોનો કેળવણીની સંસ્થા માટે કેટલો બધો ઉત્સાહ હશે તે છે, તે જણાઇ આવે છે.

ગામમાં એક કન્યાશાળા છે અને હાલ ત્યાં લગભગ ૯૩ કન્યાઓ અભ્યાસ કરે છે. કન્યાશાળાની મુખ્ય શિક્ષિકા દક્ષિણી બાઇ છે, છતાં ઘણી ઉત્સાહી છે. ગોમરોના દિવસોમાં કન્યાઓ પરસ્પર ગાળો ભાંડી તથા નકામું કૂટી કેટલાંક અનિષ્ટ શીખે છે, એ અનિષ્ટોમાંથી કન્યાઓને બચાવવાને ગામના ગૃહસ્થોની મદદથી એ બાઇએ અથાક શ્રમ લીધો હતો. ચાર દિવસ સુધી આખી શાળાની કન્યાઓની સાથે રહી તે હેમની પાસે સારા સારા ગરબા ગવરાવતી. તેમ કરતાં કન્યાઓ થાકે ત્યારે તે સતીચરિત્ર, ભારતનાં સ્ત્રી રત્નો વગેરેમાંથી બોધદાયક ચરિત્રો વાંચી સંભળાવતી. જાગરણની રાત્રે પણ એ બાળ કન્યાઓ સાથે જ જાગતી રહી હતી, અને આ રીતે એ પવિત્ર દિવસો કેવી રીતે ગાળવા હેનો સારો પદાર્થપાઠ આપ્યો હતો. આ કાર્યથી ગામના લોકો પણ એ બાઇ પર ઘણો સ્નેહ રાખે છે.

આ ઉપરાંત ત્રણ ખ્રીસ્તી મિશનો તરફથી ગામના અન્ત્યજોને માટે ત્રણ શાળાઓ ચાલે છે અને હેમાં કુલ ૬૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે.

આ રીતે કેળવણી લેનારની કુલ સંખ્યા લગભગ ૬૦૦ની થાય છે, એટલે વસ્તીના ૧૮ ટકા શાળાઓનો લાભ લે છે. આ ઉપરાંત હાઇ સ્કૂલોમાં તથા કૉલેજોમાં અભ્યાસ કરનારની સંખ્યા જુદીજ છે. શાળાઓના વિદ્યાર્થીઓના સંબંધમાં એટલું તો કહી શકાય તેમ છે કે બીડી પીવાની વા હોટેલનાં ચા પીવાની હેમને બીલકુલ ટેવ નથી.

મ્હોટી વયનાં માણસો માટે પુસ્તકાલય એ શાળા છે. એ સંસ્થા પણ ઘણાં વર્ષથી ત્યાં ચાલે છે અને દર વર્ષે રૂ. ૭૫ અને તેથી વિશેષ રકમ તે ખાતે ખર્ચાય છે. આ ઉત્પન્ન ગામના જે વર બહાર પરણવા જાય હેમની પાસેથી દાન તરીકે મેળવવામાં આવે છે. જોકે આ સંસ્થાનું સ્વતંત્ર મકાન નથી, છતાં પાંચ સાત વર્ષે તે કરી શકાય તે માટે અત્યારથી યોજના અમલમાં મૂકવામાં આવી છે. હાલમાં એક ભાડાનું મકાન તે માટે રોકવામાં આવ્યું છે અને અનેક માણસો હેનો લાભ લે છે.

ગામના સાર્વજનિક આરોગ્યને સારૂ સેનિટરી બોર્ડની સંસ્થા પણ ગામના લોકોએ દાખલ કરી છે. હેના ઉત્પન્નને માટે પણ સરકારી અમલદારોની ગામને જરૂર પડી નથી. બેસતા વર્ષને દિવસે ગામના આગેવાન ગૃહસ્થો રહેવાર રહાંજ બે વાર ચોરામાં એકઠા થાય છે અને સાર્વજનિક હિતના પ્રશ્નો વિચારી એકમતે કામ કરે છે. એવી જ એક સભામાં ઠરાવ કરી રૂ. ૫૦૦ વરદીક ફાળવી નાખ્યા અને છેલ્લાં ત્રણ ચાર વરસથી તે પ્રમાણે કામ કરે છે. સરકાર તરફથી ગામના ઉત્પન્નનો ½ ભાગ મદદ તરીકે મળે છે.

ફક્ત મકાનો અને વસ્તીના આંકડાથી ગામની ઉન્નતિ મપાતી નથી. નૈતિક ઉન્નતિ એ જ ખરી ઉન્નતિ છે અને સુણાવ ગામ એ દૃષ્ટિએ ઘણું અનુકરણીય છે.

આજકાલ લોકોનો લડાયક જુસ્સો ફોજદારી તથા મુન્સીફની કચેરીઓમાં નોંધાતા હજારો દાવાથી જણાઇ આવે છે. બંગાળાના સુપ્રસિદ્ધ લેખક પ્રમથનાથ બોઝ જણાવે છે કે "અંગ્રેજી રાજ્યની ખર્ચાળ ન્યાયપદ્ધતિથી હિન્દુસ્થાનના ગરીબ લોકોનું સર્વસ્વ ચૂસાઇ જાય છે અને ગરીબાઇમાં ગરીબાઇ ઉમેરાતી જાય છે. ઘણા ખરા લોકો આ જાળમાં ફસાતા જાય છે, પોતે ખુવાર થાય છે, સરકાર, વકીલ, બેરિસ્ટરોનાં ગજવાં ભરે છે, અને

પોતાના પ્રતિપક્ષીઓને ખુવાર કરેછે." સુણાવ ગામ આ ભયંકર રોગનું ભોગ થતું બચ્યું છે. ગામના વજનદાર ગૃહસ્થોનું કહેવું તો એમ છે કે મેજીસ્ટ્રેટ અને મુન્સફ બોરસદમાં વર્ષોવર્ષ ગાળે છતાં ત્હેમને ભાગ્યેજ ખબર હોય છે કે સુણાવ બોરસદ તાલુકામાં આવ્યું કે પેટલાદ તાલુકામાં ! છેલ્લાં છ વર્ષથી તો ભાગ્યેજ એકાદ કેસ સરકારી કચેરીઓમાં ગયો હશે.

આ ઉપરથી એમ ફલિત થાય છે કે ગામમાં કજીઆ ટંટા ઓછા થતા હશે. આ ઉપરાંત ગામ લોકોના અંદર અંદરના ઠરાવથી આગેવાન માણસોનું પંચ બેસે છે, અને ત્યાં આગળ સ્ટાંપ, વકીલાત, ફી વગેરેના ખર્ચ વિના આરોપી ફરીઆદી પક્ષ હાજર થાય છે. પંચ જે ચૂકાદો આપે તે બન્ને પક્ષ ખુશીથી સ્વીકારે છે, આપણા અગ્રગણ્ય લોકો ગ્રામ્યપંચાયતની સંસ્થા માટે જે પોકાર કરે છે તે જો મળે તો લોકો કેટલી બધી મુશ્કેલી તથા કેટલા બધા નકામા ખર્ચમાંથી બચે ત્હેને માટે આટલુંજ દૃષ્ટાન્ત બસ છે. પરન્તુ તે સરકાર ન આપે ત્યાં સુધી આપણે બેસી રહેવાની બીલકુલ જરૂર નથી. ગામના હિતચિન્તકો જો આ સવાલ સ્વતંત્ર રીતે ઉપાડી લે, અને નિઃસ્વાર્થભાવે કામ કરે તો સરકારનાં દાન સિવાય ખરેખરૂં સ્થાનિક સ્વરાજ્ય પ્રાપ્ત થાય, એટલુંજ નહિ પણ સ્વાશ્રયથી પ્રાપ્ત કરેલું હોવાથી તે ભોગવવામાં પણ ખૂબ આનંદ મળે.

ગોધરાની રાજકીય પરિષદે મહાત્માજીના આગ્રહથી દેશના જીવનનાં પોષક તત્ત્વો દૂધ–ઘી જતાં રહે છે તે માટે સંચા બંધ કરાવવા સંબંધી ઠરાવ કર્યો છે. પરન્તુ જ્યાં સુધી તે હેતુ સિદ્ધ થાય તે અર્થે પ્રયાસ થાય નહિ, ત્યાં સુધી ઠરાવ માત્ર કાગળ પરજ રહેશે. સુણાવ ગામે તો આ દિશામાં કયારનુંય પગલું ભર્યું છે. ગામના કોઇ કોઇ માણસોએ પહેલાં દૂધના સંચા આણેલા, પરન્તુ સુજ્ઞ ગૃહસ્થોની સ્હમજુતીથી ગામે ત્હેમનો બહિષ્કાર કર્યો છે, એટલુંજ નહિ પરન્તુ શરૂઆતમાં ત્હેને લીધે દાખલ થયેલા કુસંપ પણ દૂર થયો છે. હાલ તો આ દિશામાં લોકમાન્યતા એટલી બધી દૃઢ છે કે તે ફરીથી દાખલ થવાનો બીલકુલ સંભવ નથી.

ગામની કેળવણીના હિતની ન્હાની ન્હાની પ્રવૃત્તિઓને પોષવા માટે. રા. રા. મોતીભાઇ નરસિંહભાઇ અમીનની વિદ્યાદાનની પવિત્ર યોજના પુરૂષોત્તમમાસના છેલ્લે દિવસે અજમાવવામાં આવી હતી અને ગામના વિદ્યાર્થીઓએ ઘેરે ઘેર ફરી રૂ. ૨૨૫) જેટલી રકમ એકઠી કરી છે. આમાંથી પુસ્તકાલયને, હોળીના પવિત્ર દિવસોમાં વિદ્યાર્થીઓને મરદાની રમતો રમાડી ઇનામો આપવાને, ગોરોમાં કન્યાઓને ચવાણું આપવાને, અંગ્રેજીશાળામાં કસરતના સાધનો પુરાં પાડવાને કેટલીક રકમ ઇલાયદી કાઢવામાં આવી છે, અને રૂ. ૧૦૦ કાયમ ફંડ ખાતે લેવામાં આવ્યા છે, જે રકમમાં વર્ષોવર્ષ ઉમેરો થઇ થોડાં વર્ષ પછી પુસ્તકાલયના સ્વતંત્ર મકાન ખાતે વપરાશે.

ગામમાં આ ઉપરાંત ભિક્ષુકોના નિભાવાર્થે સદાવ્રતને માટે ત્રણ વર્ષથી સભામાં રૂ. ૮૦૦૦ એકઠા કરવામાં આવ્યાછે. બેશક અત્યારે એ હેતુ નવા જમાનાની દૃષ્ટિએ ઠીક નથી લાગતો, પરન્તુ અનુકૂળ સમયે અને દાન આપનારાના વિચારમાં નવીન ભાવનાઓ દાખલ થતાં એ રકમ વધારે સારે માર્ગે ખર્ચાવવા આશા છે.

સુણાવ ગામના લોકોની નૈતિક ઉચ્ચતાને માટે બીજી રીતે પણ અભિમાન થાય તેમ છે. વીસમી સદીમાં પાશ્ચાત્ય રીતિ રિવાજથી દોરવાઇ ઘણાં ખરાં ગામો હ્હાનાં ભોગ થઇ પડયાં છે. એમાંથી બચેલાં થોડાં જ ભાગ્યશાળી ગામ જોવામાં આવે છે. આ પ્રદેશમાં તો સુણાવ જેટલી વસ્તીવાળાં લગભગ બધાં ગામમાં એ રોગ દાખલ થયો છે, અને શોખીન તથા ઉદ્યમ વિનાના માણસો એને પોષે છે. સુણાવ ગામમાં હજુસુધી એકપણ હ્હાની હૅટેલ નથી. એટલે ફેશનની ફીશીઆરીમાં ફસાઇ પડેલા નિરૂદ્યમી લોકોને માટે સુણાવમાં સ્થળ છે. એથી ઉલટું હૉટેલની ગેરહાજરીથી એમ પણ જણાઇ આવે છે કે સુણાવના લોકો ઘણા ઉદ્યોગી હશે.

હ્હાથી વધારે નુકસાનકારક દારૂ છે અને ઘણાં ખરાં ગામોમાં દારૂ વેચનારની દુકાનો પણ જોવામાં આવે છે. હલકા લોકો ખુલ્લી રીતે ત્યાં જાય છે, અને છાકટા થઇ જાહેર રસ્તામાં તોફાન કરે છે, એટલુંજ નહિ પણ ઉચ્ચ જાતિઓમાંથી પણ કેટલાક ત્હેનો ભોગ થતા જાય છે. સરકાર પણ ઉત્પન્નના લોભથી તે અનિષ્ટમાં પડતી પ્રજાને બચાવી શકતી નથી. પરન્તુ સારે નસીબે સુણાવ ગામમાં એક પણ દારૂની દુકાન નથી; તેમજ ગામમાં એક પણ દારૂડીઓ નથી, એટલુંજ નહિ પરન્તુ અફીણ ખાનાર નથી તથા અફીણ વેચનારની દુકાન નથી.

ગામમાં સંસાર સુધારા માટે એક બંધુસમાજ ચાલે છે તે જનસમૂહમાં સંસાર-સુધારાને માટે યથાશક્તિ પ્રયાસ કરે છે અને ત્હેનો ઉહાપોહ કરે છે. ગામે ગામ આવાં મંડળની જરૂર છે. સંસાર સુધારા પરિષદ્‌ની જેટલી જરૂર છે, તેટલી અને તેથી પણ વધારે આવાં ગ્રામ્યજીવનસુધારક મંડળની જરૂર છે.

ઉપર જણાવેલી સર્વ પ્રવૃત્તિઓ ગામના લોકોએ અંદર અંદરના કરાવથી, ઇચ્છા-પૂર્વક દાનથી અને કાર્યકુશળ પુરૂષોપર લોકોની શ્રદ્ધાથી સારી રીતે ચાલે છે. ગામને પોતાનાં કામને માટે અમલદાર વર્ગ પાસે બીલકુલ જવું પડતું નથી, એટલું જ નહિ પણ બહારના પ્રતિભાશાળી વ્યાખ્યાનકારો પાસે વ્યાખ્યાન પણ અપાવવાં પડતાં નથી. એટલે સ્વરાજ્યને માટે કેવી રીતે લાયકી પ્રાપ્ત થતી જાય છે એ આ પરથી સ્પષ્ટ જણાશે. વડોદરા રાજ્યમાં સરકારની મદદથી અનેક સંસ્થાઓ સારી વા અન્ય કોઇ રીતે ચાલે છે, છતાં અંગ્રેજી રાજ્યના જેટલું ઉજ્વળ જીવન જોવામાં નથી આવતું એનું કારણ તો એ જ લાગે છે કે લોકોને માગણી વિના હક્ક મળ્યાં જાય છે, એટલે એ હક્ક ભોગવવાને જે પાત્રતા જોઇએ તે બરોબર રીતે ખીલતી નથી. અંગ્રેજી રાજ્યમાં પ્રજાની માગણીથી જ થોડા ઘણા હક્ક મળે છે, એટલે એ માગણી કરવામાં જ જનસમૂહ સર્વ રીતે કેળવાઇ તૈયાર થાય છે. આને માટે કોઇપણ એ સ્થળની મ્યુનિસિપાલિટીઓના અથવા મુમ્બાઇ અને વડોદરાની ધારાસભાના જીવન તરફ દૃષ્ટિ નાખવાથી જ ખાત્રી થશે. પરન્તુ આ સર્વ કરતાં લોકો જ પોતાનું પોતાની મેળે ફેંડી લે તો વધારે સારૂં જાહેર જીવન ઘડાઇ તૈયાર થાય. સુણાવ ગામ એ દિશામાં પ્રયાણ કરે છે અને આશા છે કે ભવિષ્યમાં આથી પણ વધારે પ્રગતિ કરી બીજાં ગામોને વધારે અનુકરણીય થઈ પડશે

અન્તમાં એક જ વાત કહેવાની રહે છે. ગામનું જાહેર જીવન આવું સારૂં થયું ત્હેમાં

કારણભૂત જે વ્યક્તિઓ છે ત્હેમનાં નામ સૂચવવાની જરૂર છે. હું સુણાવનો વતની નથી, તેમજ એક બે પ્રસંગ સિવાય સુણાવ ગયો નથી તથા તે પણ એકાદ દિવસ વા થોડા કલાક; એટલે આ નામોથી સમાપ્તિ થતી નથી. જે ગૃહસ્થોને હું ઓળખું છું ત્હેમને ત્હેમના પ્રયાસ બદલ ધન્યવાદ આપવો, એ મારૂં પવિત્ર કર્તવ્ય સ્હમજું છું. ગુજરાતીશાળાના હેડમાસ્તર આ સર્વ પ્રવૃત્તિઓમાં અગ્રેસર છે, એટલું જ નહિ પણ યોજક છે. ત્હેમને મદદ કરનાર અંગ્રેજી શાળાના મેનેજર રા. રા. વલ્લવભાઇ બ્હેચરભાઇએ પણ આ સર્વ પ્રવૃત્તિઓમાં સારો રસ લે છે. લગભગ ૬૦ વર્ષની ત્હેમની વય છે, છતાં યુવાનના જેટલા બળથી અને ઉત્સાહથી ગામના હિતાર્થે કામ કરે છે. રા. કીશાભાઈના ભાઈ રા. ખુશાલભાઇ તથા અંગ્રેજી શાળાના મકાન ફંડમાં રૂ. ૧૦૦૧ ની રકમ આપનાર રા. નારણભાઇ કાશીભાઇ વગેરે તકરારોના ચુકાદામાં પંચ તરીકે કામ કરે છે.

ગામના યુવાન વર્ગમાં રા. મણિભાઇ શંકરભાઇ, રા. સોમાભાઇ વલ્લવભાઇ, રા. ફુલાભાઇ કુબેરભાઇ, રા. ભીખાભાઇ તળસીભાઇ વગેરે છે. પ્રથમના બે ગૃહસ્થો આફ્રિકામાં રહે છે. ત્રીજા ઉમરાવતીમાં અને ચોથા એડનમાં પોતાનું કામ કરે છે. બહાર રહ્યા છતાં એ ચારે જણ ગામની પ્રવૃત્તિઓને અનેક રીતે પોષે છે, અને ઉત્સાહથી યથાશક્તિ પોતાનું કર્તવ્ય બજાવે છે. હાલ યુવાવસ્થામાં કમાણી કર્યા પછી ગામમાં જ્યારે સ્થાયી રહેશે, ત્યારે ઉપરોક્ત વૃદ્ધ મંડળને ઘણી સહાય આપશે એવી આશા રાખવાનાં અનેક કારણો છે. એવા એવા અનેક યુવાનો ગામના કલ્યાણને માટે તૈયાર થાય એજ ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

અંબાલાલ મોતીભાઈ પટેલ.

---

## ૩. ચાંગા.

ચાંગા પેટલાદ તાલુકાનું એક ન્હાનું સાડાત્રણ હજાર માણસોની વસ્તીવાળું ગામડું છે, પરન્તુ ચાંગાએ જે જે કાર્યો કર્યાં છે, તે વસ્તીના—કેળવણીના પ્રમાણમાં એક નવ ચેતન કહ્યા શિવાય ચાલે નહિ. હિન્દુ—મુસલમાનોમાં ઐકયતા પણ બીજા ગામોને અનુકરણ કરવા જેવી છે.

આ ગામમાં પ્રથમ લાયબ્રેરી ભાડાના મકાનમાં ચાલતી હતી અને તેથી સ્વતન્ત્ર મકાન શિવાય જોઇએ તેવો લાભ સમાજ લઇ શકતી નહોતી. આ મુશ્કેલી દૂર કરવાને કેટલાક પ્રતિષ્ઠિત આગેવાનોએ એકત્ર થઇ ઉઘરાણું કરી લાયબ્રેરીનું સ્વતન્ત્ર મકાન જે લગભગ સરકારી મદદ મળી પાંચ હજારનુ તૈયાર થઇ ગયું અને તે ખૂલ્લું પણ મુકાઇ ગયું છે. હાલ એક ધર્મશાળા હોવા છતાં પણ કેટલીક અડચણોને લઇને બીજી ધર્મશાળા બંધાય છે જેમાં આઠથી દશ હજાર રૂપીઆ ખર્ચાશે તેવું પ્રતીત થાય છે.

રૂઢીએ હિન્દુ સંસારમાં એવી તો પગપેસારો ઘાલી બેઠી છે કે જેના વિરૂદ્ધ વર્તન કરવું તે મહા કઠિન—હાનિકર્તા કાર્ય છે; પણ રૂઢિની પરવા નહિ રાખતાં ચાંગાએ અત્યારે આખા ગુજરાતને અનુકરણ કરવા જેવું કાર્ય કરી બતાવ્યું છે: તે એ કે મરણ પાછળ થતા ખર્ચો

બાબત છે. આ વિષય ઉપર ઘણું લખાઇ ગયું છે—બોલાઇ ગયું છે, પણ જાણવા પ્રમાણે તેમાં કંઇ પરિવર્તન કે મિષ્ટાન્ન બન્ધ થયાં હોય તેવું જાણવામાં નથી. છપ્પનના દુકાળ પછી જે મરણો થયાં હોય અને તેમાંથી જેને ખર્ચ કરવાનું બાકી હોય તે એક ખર્ચ પછવાડે સો રૂપીઆ લેવા અને તેમને બારમું (ખર્ચ) કરવાથી મુક્ત કરવા. નવીન જે મરણાં થાય તે પરણેલા–કુંવારા અને ઉમર પ્રમાણે દર રાખેલા છે. પાછલાં (છપ્પનના દુષ્કાળ પછીનાં) બારમા પેટે પચ્ચીશ હજાર રૂપીઆ ભરાવા સંભવ છે અને નવિન બારમાંની આવક તેમાં ઉમેરાતી જશે. પચ્ચીશ હજાર રૂપીઆની વ્યવસ્થા કેળવણીમાં વપરાશે અને તેના વ્યાજમાંથી હાલ પાંચ ધોરણો સુધી અંગ્રેજીશાળા ઉઘાડાશે. પછી હાઇસ્કૂલ કરવા વિચાર છે. આ કાર્યોમાં ઉત્સાહી વિદ્યાર્થીઓ કામ કરનાર છે અને જો બીજા ગામોમાં ગામના આગેવાનો અથવા વિદ્યાર્થી વર્ગ આવાં કાર્યો કરવા તત્પર થશે તો જરૂર તેમાં ફત્તેહમન્દ થશે.

અત્રે દવાખાનું નહોતું જે વિદ્યાર્થીવર્ગે ગામમાં ભીખ માગી લગભગ બસો રૂપીઆ એકત્ર કર્યા અને તેથી હાલ દવાખાનું આશીર્વાદ સમાન આ ગામને તેમજ આજુબાજુના ગામોને થઇ પડયું છે.

કેટલાક યુવકોએ એકત્ર થઇ મિત્રમંડળ નામની સંસ્થા સ્થાપી હતી અને તેના તરફથી દવાખાનું તથા રાત્રિશાળા ચાલતી હતી પણ તે બન્ધ થઇ જવાથી આવાં કાર્યો બન્ધ પડયાં છે. મિત્રમંડળ તરફથી જીવનચરિત્રો પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટ અને વેનેમેકર પ્રસિદ્ધ થયાં હતાં.

રા. રા. ભાઇજીભાઇ તરફથી કે જેઓ બાળકોની બિમારીનું સારૂં જ્ઞાન ધરાવે છે, તેઓના તરફથી **બાળ સરંક્ષણ** નામની ગોળિઓ દરેકને મફત પુરી પાડવામાં આવે છે, પણ આર્થિક સ્થિતિ સાધારણ હોવાથી તે દવાઓનો જોઇએ તેવો પ્રચાર થઇ શકતો નથી. આ દવા અનુભવિ જોતાં બાળકોના પ્રત્યેક રોગો માટે અકશીર જણાઇ છે. રા. ભાઇજીભાઇના સ્તુત્ય કાર્યને ફત્તેહ મળો.

દીવાન.

---

# નોંધ.

---

### આયર્લૅન્ડ માટે સ્વરાજ્યની યોજના.

પશ્ચિમના રણક્ષેત્રપર શત્રુદળના અસાધારણ ધસારાથી અને રૂશીયા જર્મની સાથે ભળી જવાથી હિન્દના મુકુટ રૂપ પર્વતોની ઉપરની ધાર સુધી શત્રુનો માર્ગ ખુલ્લો થયો હોવાથી બ્રીટીશ સામ્રાજ્ય આ સમયે ગંભીર ધાસ્તીમાં આવી પડયું છે અને તેની અંદર આવેલા બધા દેશમાંથી માણસ અને પૈસાની વધારેમાં વધારે જરૂર છે. બ્રીટીશ ટાપુઓ પૈકી ઇંગ્લંડ અને સ્કોટલેંડમાં લશ્કરી નોકરી લગાઇ શરૂ થયા પછી થોડાજ વખતમાં ફરજીયાત કરવામાં આવી હતી તેથી આવા કટોકટીને પ્રસંગે આયર્લૅન્ડને તેજ નિયમ લાગુ પાડ-

વાને કાયદો બ્રીટીશ પાર્લામેન્ટ પસાર કરે એ સ્વાભાવિક છે. દેશના દરેક યુવાન માટે લશ્કરી નોકરી સરલ રીતે ફરજીઆત કરી શકાય પરંતુ જો તે માટે યુવાનોમાં અને આવી પ્રજામાં તે વિષે સાચા જીગરની ઉલટ હોય જે દેશને સૈકાઓથી ઇંગ્લંડે નિરંતર ત્રાસ અને અન્યાય આપ્યો હોય તેને ઇંગ્લાંડ માટે કેટલી દાઝ હોય અને જેને સામ્રાજ્યમાં બીજા દેશોના જેવી સરળ સ્વતંત્ર પદવી ન હોય તેને સામ્રાજ્ય માટે પણ કેટલો ભાવ હોય ? આથી આયર્લૅન્ડમાં લશ્કરી નોકરી ફરજીઆત કરવા સામે આઇરીશ સભાસદોએ પોતાનો મત આપ્યો હતો; અને આ વાત સમજીનેજ બ્રીટીશ પ્રધાનોએ એવું વચન આપ્યું કે જ્યાં સુધી આયર્લૅન્ડને હોમરૂલ મળશે નહિ ત્યાં સુધી ફરજીઆત લશ્કરી નોકરીનો કાયદો અમલમાં મૂકવામાં આવશે નહિ. પ્રધાનો આ કાયદો રજુ કરતી વખતે અને તે પસાર કરતી વખતે ધારતા હશે કે તે પ્રમાણે આયર્લૅન્ડ માટે સ્વરાજ્યની યોજના ઘડવાને ત્યાંના જુદા જુદા પક્ષોના પ્રતિનિધિઓની મળેલી પરિષદ્‌નો રીપોર્ટ થોડા જ દિવસમાં બ્હાર પડયો છે એટલે તેના આધારે તે દેશને હોમરૂલ આપવાનો કાયદો ટુંક વખતમાં પસાર થઇ જશે તે રીપોર્ટનો ઘણો ટુંકો સાર આપણને મળ્યો છે. છતાં હાલ આપણા દેશ માટે સ્વરાજ્યની યોજના આપણે ઘડી તે માગીએ છીએ અને સરકાર પણ ઘડે છે તે વખતે રીપોર્ટમાંથી તરી આવતા મુખ્ય મુદ્દા તપાસીશું.

પહેલી જાણવાજોગ બાબત તો એ છે કે પરિષદ્ તરફથી જે રીપોર્ટ તેના પ્રમુખ સર હોરેસ પ્લંકેટે બ્હાર પાડયો છે તે પરિષદે બહુમતે રીતસર પસાર કર્યો નથી તેમ તેના પર મોટા ભાગના સભાસદોએ સહી કરી નથી, પણ તે પરિષદ્‌ના કાર્યનોજ હેવાલ છે. જ્યારે આ પરિષદ્ ભરવાનું નક્કી થયું ત્યારે ઘણાને એમ લાગ્યું હશે કે અત્યાર સુધીમાં જે તીવ્ર મતભેદ અલ્સ્ટર ના[1] યુનીઅનીસ્ટો (જેઓ ઘણે ભાગે પ્રોટેસ્ટંટ ધર્મના ઇંગ્રેજ વંશના હોવાથી ઇંગ્લંડમાં આયર્લૅન્ડને અને તેમ ન બને તો પોતાના પ્રાંતને હાલની માફક સમાયેલું રાખવા ઇચ્છે છે) અને બાકીના આખા દેશના નેશનેલીસ્ટો (રાષ્ટ્રીય પક્ષ—જે ઇંગ્લંડથી જુદું પોતાનું રાજતંત્ર અલગ કરી સંસ્થાનોના જેવું સ્વરાજ્ય ભોગવવા ઇચ્છે છે), તેમની વચ્ચે રહેલો છે તેજ પરિષદ્‌માં હજી પણ વધારે સ્પષ્ટ સ્વરૂપમાં પ્રકટ થશે અને કોઇ પણ સંગીન સમાધાનને અશક્ય બનાવશે. આ ધાસ્તી છેક ખોટી પડી નથી. કારણ કે અલ્સ્ટરના સભાસદોએ તો પરિષદ્ આગળ રજુ થયેલી બધી યોજનાઓને નામંજુર કરીને અને આયર્લૅન્ડના નવા બંધારણમાં તેમને ખાસ લાભ આપવાની રાષ્ટ્રીય પક્ષની બધી માગણીઓનો અસ્વીકાર કરીને છેવટ સુધીમાં આયર્લૅન્ડના નવા બંધારણમાંથી અલ્સ્ટરને બાતલ રાખવાની એકની એકજ યોજના રજુ કરી છે. પણ પરિષદના બાકીના કોઇ સભાસદોએ આ યોજનાને ટેકો આપ્યો નથી. બીજી ખાસ રાષ્ટ્રીય પક્ષના થોડાક સભાસદોએ જે યોજના રજુ કરી હતી તે મોટા ભાગના સભાસદોએ પસંદ કરેલી યોજના કરતાં એક બાબતમાં જુદી છે. આમ બન્ને અંતિમ પક્ષની યોજનાઓને બાજુએ મૂકીને સ્વરાજ્યની સમાધાન રૂપ યોજના ઘડવામાં રાષ્ટ્રીય પક્ષ, દક્ષિણના યુનીઅનીસ્ટો અને મજુર વર્ગના પ્રતિનિધિઓ એકત્ર થયા હતા. સર હોરેસ પ્લંકેટ ખઇજ કહે છે કે

---

૧. આયર્લૅન્ડના ચારમાંનો એક પ્રાંત.

આયર્લૅન્ડની તવારીખમાં હજી સુધી નહિ જોવામાં આવેલા વધારેમાં વધારે પક્ષોનો એક મત સાધવામાં આ પરિષદ્ સફળ થઇ છે.

અલ્સ્ટરના જેવોજ બીજો કઠિન સવાલ નાણાં સંબંધી સ્વતંત્રતાનો—જકાતનો—હતો. આ સંબંધમાં ત્રણ પક્ષ હતા. અલ્સ્ટરના પ્રતિનિધિઓ ઈંગ્લંડ સાથે નાણાંની બાબતમાં આયર્લૅન્ડ એકત્ર (fiscal unity) રહે એમ ઇચ્છતા. તેમને એમ લાગ્યું કે જકાત નાંખવાની સ્વતંત્રતા આયર્લૅન્ડની પાર્લામેન્ટને આપવામાં આવશે તો તેના પરદેશના વેપારપર ઈંગ્લંડ કંઇ અંકુશ રાખી શકશે નહિ અને જ્યારે બ્રીટીશ ટાપુઓની જકાત અને નાણાંની બાબતમાં નવેસર એક તંત્ર રચવા યોજના થાય ત્યારે આયર્લૅન્ડની તે સંબંધી સ્વતંત્રતા અંતરાય રૂપ થાય. રાષ્ટ્રીય પક્ષે તો જકાતની પૂરી સ્વતંત્રતાની હીમાયત કરી. ઈંગ્લાંડની પાસેજ આયર્લૅન્ડ આવેલ હોવાથી સંસ્થાનોની માફક લશ્કર કે નૌકાસૈન્યની બાબતમાં તે સ્વતંત્ર થઇ શકે નહિ અને તેથી જકાત નાંખવાની સ્વતંત્રતાને સ્વરાજ્યનું કેન્દ્રસ્થાન ગણવામાં આવ્યું. જકાત નાંખવાની સ્વતંત્ર સત્તા શિવાય સંસ્થાનો જેવી રાષ્ટ્રીય પદવી આયર્લૅન્ડને મળી શકેજ નહિ એમ જણાવવામાં આવ્યું. આથી બ્રીટીશ ટાપુઓના વેપારને ઓચિંતો ધક્કો પહોંચે એવી અલ્સ્ટરની દલીલના જવાબમાં ઈંગ્લંડ સાથે જકાત વગર માલની આયાત નીકાસ કરવા વિષે ઈંગ્લાંડ સાથે સંધિ કરવાનું રાષ્ટ્રીય પક્ષે કબુલ કર્યું. આ બે પક્ષ વચ્ચે સમાધાનનો લોર્ડ મીડલટને એવો માર્ગ સૂચવ્યો કે જકાત સુદ્ધાંત બધી સામ્રાજ્યની બાબતો પર બ્રીટીશ પાર્લામેન્ટનો અંકુશ રાખવો અને ન્યાયખાતું, પોલીસ, દેશની અંદર કર અને વહીવટ—એ બાબતો આયર્લૅન્ડની ધારાસભાને સોંપવી. આ સમાધાનને દક્ષિણના યુનીઅનીસ્ટો, રાષ્ટ્રીય પક્ષના કેટલાક અને મજુર પક્ષના વધુ ભાગના પ્રતિનિધિઓનો ટેકો હતો. આટલે સુધી વાત આવી હતી તેવામાં વડા પ્રધાન મી. લોઇડ જ્યોર્જે સર હોરેસ પ્લંકેટને એક કાગળ લખીને જણાવ્યું કે જકાતનો સવાલ ખરેખર ઘણો મુસ્કેલ છે પણ લડાઇ દરમિઆન ઈંગ્લંડ અને આયર્લૅન્ડ વચ્ચેનો નાણાંનો સંબંધ ફેરવવો એ લગભગ અશક્ય છે તેમ જકાત જેવા કર પર આયર્લૅન્ડની પાર્લામેન્ટનો હક પણ છે; અને તેથી તેમણે એવી સૂચના કરી હતી કે લડાઇ દરમિઆન અને તે પછી બે વર્ષ સુધી જકાત પર બ્રીટીશ પાર્લામેન્ટનો અંકુશ રાખવો, આયર્લૅન્ડની પાર્લામેન્ટ રચાય કે તરતજ, આયર્લૅન્ડનું ખરૂં મહેસુલ મુકરર કરવાને બન્ને સભા તરફથી એક મંડળ નીમવું, જકાતનો ખર્ચ કમી કરતાં રહેલી આવકમાંથી સામ્રાજ્યના ખર્ચ—લશ્કર નૌકા વગેરેનો—બાદ કરીને બાકીની રકમ આયર્લૅન્ડની તીજોરીમાં નાંખવી, અને લડાઇ પછી બે દેશ વચ્ચેના નાણાંના સંબંધનો નિશ્ચય કરવાને શહેનશાહી કમીશન નીમવું. આઇરીશ પરિષદે બાદશાહી કમીશન નીમવા શિવાયની બધી સૂચનાઓ માન્ય રાખી—એ શરતે કે લડાઇ પછી સાત વર્ષમાં જકાતના સવાલનો નીવેડો લાવવો જોઇએ. વધારામાં મી. લોઇડ જયોર્જે સૂચવ્યું હતું કે જકાત શિવાયના કર અને વહીવટ આયર્લૅન્ડની ધારાસભાને સોંપવા પણ પોલીસ અને ટપાલખાતાં લડાઇ દરમ્યાન ઈંગ્લંડની સરકારના હાથ નીચે રહેવા દેવા. પણ પરિષદે એવો ઠરાવ કર્યો કે આ બન્ને ખાતાં તરતજ આયર્લૅન્ડ અને ઈંગ્લંડના એકત્ર અંકુશ નીચે મૂકવાં જોઇએ.

પરિષદે વધુ મતે સ્વરાજ્યની જે યોજના ઘડી છે તે અનુસાર આખા આયર્લેન્ડ માટે એક પાર્લામેન્ટ નીમવી જોઇએ અને ઈંગ્લંડની માફક કારોબારી પ્રધાનમંડળ તેને જવાબદાર રહેવું જોઇએ. પાર્લામેન્ટ બે સભાઓની હોવી જોઇએ: (૧) આમની સભા–જેમાં પ્રજા તરફથી ચુંટાએલા ૪૦૦ સભાસદો હોવા જોઇએ, અને (૨) સેનેટ–જેમાં વેપારીઓ, કારખાનાવાળાઓ, મજુરો, કાઉન્ટી કાઉન્સીલો, પાદરીઓ, શિક્ષણસંસ્થાઓ, અને અમીરોના ૬૪ પ્રતિનિધિઓ હોવા જોઇએ. આમની સભાની કુલ સંખ્યામાંથી ૪૦ ટકા જેટલી જગ્યાઓ યુનીયનીસ્ટોને આપવાની રાષ્ટ્રીય પક્ષે મરજી દેખાડી પણ યુનીયનીસ્ટોએ આ લાભ લેવા ના પાડી. બ્રીટીશ પાર્લામેન્ટમાં આયર્લેન્ડના પ્રતિનિધિઓ રાખવાની સૂચનાને રાષ્ટ્રીય પક્ષે સ્વીકારી પણ એવું ઠરાવ્યું કે તે પ્રતિનિધિઓ સીધી ચુંટણીથી નહિ પણ આયર્લેન્ડની પાર્લામેન્ટ મારફત જ પસંદ કરવા.

આમાં બે બાબતો આપણું ખાસ ધ્યાન ખેંચે છે. પ્રથમ તો એ કે અલ્સ્ટરના અને બાકીના આયર્લેન્ડના રહેવાશીઓ વચ્ચે એટલો દ્વેષ છે કે અલ્સ્ટરની વસ્તીના પ્રમાણમાં ઘણું વધારે–૪૦ ટકા જેટલા સભાસદો આમની સભામાં રાખવાનું રાષ્ટ્રીય પક્ષે કબુલ કર્યું છતાં અલ્સ્ટરે તો નવા બંધારણની બ્હાર રહેવાની–બલ્કે આયર્લેન્ડ માટે હોમરૂલ અશકય બનાવવાની જ જીદ પકડી. હિન્દ સ્વરાજ્યનો તીખામાં તીખો વિરોધી પણ કબુલ કરશે કે આ દેશમાં વસતી બે મોટી કોમો–હિન્દુ અને મુસલમાન–વચ્ચે ભેદને ગમે તેટલું મોટું સ્વરૂપ આપવામાં આવે તો પણ મુસલમાનોનો મોટો અને સમજુ વર્ગ હિન્દુઓથી કદી એટલો બધો રીસાયો નથી કે જેથી તે આખા દેશને મળતા રાજકીય હકમાં પોતાનો વ્યાજબી–તેથી કંઇક વધારે પડતો ભાગ મેળવીને સંતોષ ન પામતાં તેમાં અંતરાય નાંખે ! આમ છતાં આપણા વિરોધીઓ આપણને સ્વરાજ્ય ન આપવાની એક દલીલ તરીકે આપણા કોમી ભેદોને આગળ ધરે છે. જ્યારે અલ્સ્ટર અને રાષ્ટ્રીય પક્ષ વચ્ચેનો ભેદ આખા આયર્લેન્ડને સ્વરાજ્ય ન આપવાના કારણ તરીકે રજુ કરવામાં આવતો નથી! આપણે બીજી એ બાબત ધ્યાનમાં લેવાની છે કે જકાત નાંખવાની અને નાણાંનો વહીવટ કરવાની સ્વતંત્રતા પર રાષ્ટ્રીય પક્ષે કેટલો બધો ભાર મૂકયો છે અને આયર્લેન્ડ ઈંગ્લંડથી આટલું નિકટ હોવા છતાં બન્ને દેશની ધારાસભા તરફથી એકત્ર મંડળને જકાતનો વહીવટ સોંપવાની મી. લોઇડ જ્યોર્જ પણ સૂચના કરી છે; આખા સામ્રાજ્યમાં જકાત સંબંધી નવેસર વ્યવસ્થા થાય એ સંભવને સ્વીકારતે છતે પણ આ સૂચના કરવામાં આવી છે. આપણો દેશ તો ઇંગ્લંડથી ૬૦૦૦ માઇલ દૂર છે એટલે આપણે તો નાણાં સંબંધી પૂરી સ્વતંત્રતા માટે જ ઝઝુમવું જોઇએ અને સામ્રાજ્યની નવેસર રચના પછીથી થાય એ વિચારથી ભડકીને જરા પણ ડગવું ન જોઇએ.

આઇરીશ પરિષદના રીપોર્ટનું વધારેમાં વધારે ગંભીર રહસ્ય તો એ છે કે આયર્લેન્ડના બધા રાજકીય પક્ષો મળીને લગભગ એકમતે સ્વરાજ્યની જે યોજના તૈયાર કરે તેને બ્રીટીશ સરકાર અમલમાં મૂકવાને તૈયાર થઈ છે–આયર્લેન્ડના એકમતના પાયાપર તેના ભવિષ્યની ઇમારત રચવાનું બ્રીટને કબુલ કર્યું છે. હિન્દના બધા પક્ષોએ એકત્ર થઇને ઘણી લાંબી ચર્ચા અને વિચાર કર્યા પછી કોંગ્રેસ–લીગની યોજના ઘડી છે તો તેના

ધોરણ પર હિન્દના સ્વરાજ્યની ઇમારત ન્યાયની નિષ્કામવૃત્તિથી ચણવાનો ઈંગ્લંડનો પવિત્ર ધર્મ છે.

હજી આયર્લેન્ડને સ્વરાજ્ય આપવા વિષે ખરડો બ્રીટીશ આમની સભામાં દાખલ કરવામાં આવ્યો નથી અને પરિણામે બ્રીટીશ પ્રધાનમંડળના વચન અનુસાર ત્યાં લશ્કરી નોકરી ફરજીયાત કરવાનું પણ મુલતવી રાખવામાં આવ્યું છે. જ્યાં સુધી આયર્લેન્ડના રાજનગરમાં ત્યાંની આમની સભા મળીને આ પગલાંને ટેકો આપશે નહિ ત્યાં સુધી તે સફળ થવાનો થોડોજ સંભવ છે.

## આગેવાનોનો સંદેશો.

ગયા માસની ૧૮ મી તારીખે સીમલાથી ખબર આપવામાં આવી હતી કે સામ્રાજ્યના અણીને વખતે હિન્દુસ્થાન માણસો અને ધનની ઘણી વધારે મદદ કેવી રીતે કરી શકે, તેનો વિચાર કરવાને દેશી રાજાઓ, પ્રાંતિક સરકારના પ્રતિનિધિઓ, વડી ધારા સભાના બિનઅમલદાર સભાસદો અને બીજા આગેવાનોની એક પરિષદ્ ૨૭ મી એપ્રિલને દિવસે નામદાર વાઇસરોય સાહેબના પ્રમુખપણા નીચે મળશે. આપણો સ્વભાવ વિશેષે કરીને કલ્પનાશીલ અને લાગણીવાળો છે, અને તેથી આખા દેશમાં કંઇક એવો ખ્યાલ ફેલાયો હતો કે હવે તો હિન્દ રાજીખુશીથી જે મોટામાં મોટી મદદ આપી શકે તે મેળવવાને સરકાર આતુર થઇ છે અને આ મદદ લઇ શકાય માટે પ્રજાવર્ગને ઉત્સાહિત અને જાગૃત કરવાને સ્વરાજ્યના તેમજ બીજા સુધારા વિષે ચોક્કસ ઇસારો કરવામાં આવશે. ૨૨ મી એપ્રિલને દિવસે મીસીસ એની બિસેન્ટ, સર સુબ્રહ્મણ્ય આયર, મી. સી. પી. રામસ્વામી આયર, લોકમાન્ય બાલ ગંગાધર તિલક, મી. ઝીણા, મી. વિઠ્ઠલભાઇ પટેલ, મી. સી. આર. દાસ, મી. મોતીલાલ ઘોષ, મી. સૈયદ હસન ઇમામ વગેરે આખા દેશના પ્રતાપી આગેવાનોની સહીથી આ પરિષદ્ના સંબંધમાં જે સંદેશો બ્રીટનની તેમજ હિન્દની સરકારને મોકલવામાં આવ્યો હતો તે વાંચીને પણ આપણે આશાની ઉંચી ટોચે ચઢયા. તે સંદેશામાં સરકારને એવી વિનંતિ કરવામાં આવી હતી કે તેણે પોતાની પ્રતિષ્ઠાનું અભિમાન છોડી દઇ અને હિન્દ સાથે-હિન્દના આગેવાનો સાથે એકરૂપ બની જઇ યુદ્ધની સામગ્રીમાં હિન્દ મોટામાં મોટો ફાળો આપે અને તેથી હિન્દ સામ્રાજ્યમાં અને આખી દુનિયામાં ઉંચુ સ્થાન મેળવે એવાં પગલાં લેવાં. નીચેની બે બાબતો પર સ્વાભાવિક રીતે ખાસ કરીને ભાર મૂકવામાં આવ્યો હતો.

(૧) હિન્દમાંથી જુના વખતના શુરાતનનો હજી લોપ થયો નથી અને બંગાળાના નવ યુવાનોએ સીપાઇઓ થવાની શક્તિ પૂરવાર કરી આપી છે. એ વાતોનો નિર્દેશ કરીને સંદેશામાં જણાવ્યું છે કે "અમે માનીએ છીએ કે હજી કંઇ બહુ મોડું થયું નથી પણ મી. લોઇડ જ્યોર્જે આયર્લેન્ડને વિષે જે કહ્યું હતુ તે અમને હિન્દ માટે પણ ખરૂં લાગે છે. જે ઉંચા સિદ્ધાંતો પોતાના દેશને લાગુ પાડવાની ના પાડવામાં આવતી હોય તે સિદ્ધાંતોની ખાતર લડાઇમાં ઉતરવાનું અમે યુવાનોને કહી શકીએ નહિ. જે જોશ અને શક્તિથી એક સ્વતંત્ર પ્રજા પોતાની અને બીજાની સ્વતંત્રતા માટે લ્હડી શકે તેટલા જોશ અને શક્તિથી એક પરાધીન પ્રજા બીજાને માટે લ્હડી શકે નહિ. જો સામ્રાજ્યના રક્ષણ માટે હિન્દને

થોડા ભોગ આપવાના હોય તો તે સામ્રાજ્યમાં તાબેદાર દેશ નહિ પણ ભાગીદાર હોવો જોઇએ...**કાયદાથી ચોક્કસ કરેલા સમયમાં હિન્દમાં જવાબદાર રાજતંત્ર–સ્વરાજ્ય સ્થાપો, તેના પહેલા પગથીઆ તરીકે કોંગ્રેસ–લીગે ઘડેલું બંધારણ આપો અને આ યુદ્ધનો કાયદો પાર્લામેન્ટમાં તરતજ રજુ કરો.**"

(૨) "અમારા પર વિશ્વાસ રાખો અને અમે તમને દગો દઇશું નહિ. તમે અમારા તરફ વફાદાર બનો અને અમે તમારા તરફ વફાદાર રહીશું...**અમને કવાયત આપો, અમને શસ્ત્ર આપો, અમારાજ દેશ બંધુઓને અમારા લશ્કરી અમલદાર બનાવો, અમારા શહેરીઓનું જંગી દળ બનાવો અને જો તમારી ઇચ્છા હોય તો પરદેશમાં લડવાને અમારા ચુનંદા માણસોને લ્યો.** પણ અમને સ્વતંત્રતાના વાવટા નીચે લડવા દ્યો! કારણકે તે શિવાય અમારા પુરૂષો લડવાને અને અમારી સ્ત્રીઓ ત્યાગ આપવાને પ્રેરાશે નહિ."

સંક્ષેપમાં, સ્વરાજ્ય આપીને અમને સ્વતંત્ર બનાવો અને હાલના જેવું ભાડુતી નહિ પણ શહેરીઓનું દળ બનાવો, તથા તેમાં વિશેષે કરીને હિન્દીઓનેજ અમલદાર નીમો, તો હિન્દનું હૃદય ખુલશે અને તેમાંથી તમને અપાર મદદ મળશે.

## હિંદની યુદ્ધપરિષદ્.

જેમ જેમ પરિષદ્‌નો દિવસ પાસે આવતો ગયો તેમ તેમ શરૂઆતમાં ઉભરાએલું આશાનું પૂર ઉતરવા માંડયું. ઉપર જણાવેલી સલાહ માનવાને સરકાર કેટલે અંશે તૈયાર હતી તેનો પહેલો પુરાવો તો સરકારે એ આપ્યો કે લોકમાન્ય તિલક અને મીસીસ એની બીસેન્ટને પરિષદ્‌માં હાજર રહેવાનું આમંત્રણ આપવામાં આવ્યું નહિ—જે એ આગેવાનોએ આખા દેશનાં શહેર અને ગામડાંમાં સ્વરાજ્ય–હોમરૂલ, એ શબ્દ ઘરગથ્થુ અને લોકપ્રિય બનાવ્યો છે તેમને જ પરિષદ્‌થી દૂર રાખવામાં આવ્યાં! આમ કરવાનું કારણ સમજવું ખરેખર મુશ્કેલ છે. જો સરકારે પ્રજામત જાણવા માટે જ આ પરિષદ્ બોલાવી હતી તો તેમાં બોલાવેલા આગેવાનોના આ બે પ્રસિદ્ધ અને લોકમાન્ય આગેવાનોને બ્હાર કેમ રાખી શકી? વળી, જો પ્રજા પાસેથી કંઇ મદદ લેવા માટે સરકારે જો આ પરિષદ્ બોલાવી હતી તો મદદ આપવાને પ્રજાને વધારેમાં વધારે સારી સમજુત અને જોશ પણ–મહાત્મા ગાંધીજીને બાદ કરીએ તો–આ બે આગેવાનો જ આપી શકે. તેમના વિચારો જાણીતા છે અને તા. ૨૨ મીના સંદેશામાં તે સ્પષ્ટ રીતે જણાવેલા હતા. સ્વરાજ્યની હીમાયત તો પરિષદ્‌માં તેમના અનુયાયીઓએ પણ કરી હતી અને તેમને તેમ કરતાં રોકી શકાયા ન હતા. જે વખતે હિન્દ પાસેથી સંગીન મદદ મેળવવાને પ્રજામાં–તેના આગેવાનોમાં–અતિશય વિશ્વાસ રાખવાની ઉદાર રાજનીતિ અનુસરવી જોઇએ તેજ વખતે પ્રજાના બે મોટામાં મોટા આગેવાનોને આવી પ્રજાકીય કહેવાતી પરિષદ્‌માંથી દૂર રાખીને સરકારે પોતાના કાર્યની અત્યંત અનિષ્ટ અને અમંગલ શરૂઆત કરી હતી.

પરિષદ્‌ના પ્રમુખ તરીકે નામદાર વાઇસરોયે જે ભાષણ કર્યું હતું તે સર્વેને અત્યંત નિરાશાજનક લાગ્યું હતું. તેમાં શબ્દોના પ્રમાણમાં સાર નહોતો; હાલની સ્થિતિ વિષે

શિષ્યોને જ્ઞાન આપવાને પ્રોફેસર ભાષણ આપે એ પ્રકારનું હતું, પણ તેમાં પરિસ્થિતિને પહોંચી વળે અને પ્રજાનું મન હરી લે એવી ઉદારતા રાજ્યકુશળતા કે વ્યાવહારિકતા ન હતી; ઉંચા આસનપર બેઠેલો શેઠ નોકરને હુકમ આપે એવા ભાવનું તે હતું, પણ લોકનાયકો સાથે હાથ મેળાવી ચોકકસ મુદ્દાઓ વિષે તેમના અભિપ્રાયની માગણી તેમાં ન હતી; જાણે હિન્દુસ્થાન માટે ઇંગ્લંડ બધું કરી ચૂકયું હોય અને હિન્દુસ્થાનને જ પોતાનું દેવું પતાવવાનું હોય–જાણે હિન્દુસ્થાનને અત્યારે સામ્રાજ્યના કામ માટે સજ્જ થવાનું કહેતાં તેના રૂઝવવાને હૃદયને સાંધવાને કંઇ કરવાનું ન હોય–એવો તે ભાષણનો ભાવ હતો ! એકંદર આખા દેશમાં જાણે નકરાં શરીર અને કાચું સોનુ હોય અને તે દિલ્હીમાં યંત્રવત્ આવેલા આગેવાનોને ચાવી ચઢાવ્યાથી મળી જાય એમ હોય, એવો ભાસ સીમલાની હવામાં લખેલા તે ભાષણમાંથી આવે છે.

રૂશીયા જર્મનીની બાજુમાં જવાથી શત્રુદળ ઇરાન, અફઘાનીસ્તાન અને હિન્દના સીમાડાપર આવી શકે એમ છે, એ તો વાઇસરોય સાહેબે આપણને કહ્યું, તે પહેલાં આપણે સારી રીતે જાણતા હતા. તેમ પશ્ચિમનો મામલો ગંભીર બન્યો છે એ પણ વર્તમાન પત્રો વાંચનાર અને તે વિષે માહિતી મેળવનાર શહેરના તેમજ ગામડાંના લોકો પણ જાણે છે. વાઇસરોય સાહેબ પાસેથી આપણે જાણવા એ માગતા હતા કે હિન્દમાંથી લડાયક લશ્કર ઉત્પન્ન કરવાના કયા મુદ્દા તેઓ સુચવે છે અને હિન્દના હૃદયમાં સ્વરાજ્યની જે અભિલાષા જોશથી વલોવાઇ રહી છે તેને સંતોષવા વિષે તેમજ હિન્દમાં હાલ થતો ત્રાસ અને જુલમ કમી કરવા વિષે તેઓ શું જાહેર કરે છે ! જો ખરેખર સરકાર પ્રજામાંથી ઝપાટાબંધ મોટું લશ્કર ઉપજાવવાને તૈયાર હોય તો તે શહેરીઓનું લશ્કર ( Citizen army ) સ્વયંસેવક સૈન્ય, ૧૬ થી ૧૮ વર્ષના યુવાનોની લશ્કરી તાલીમ, લશ્કરમાં હિન્દીઓને કમીશન, હથીયારબંધીના કાયદા–વગેરે વિષે કંઇ કંઇ તો આપણે જરૂર સાંભળત, પણ આમાંની એક પણ બાબત વિષે એક અક્ષર પણ નથી. બીજી પાસ મી. મહમદઅલી અને શૌકતઅલીને છોડવા વિષે, કે બંગાળમાં અને બીજે સ્થળે સેંકડો પુરૂષોને નજરકેદ કરવાની રાજનીતિમાં સુધારો કરવા વિષે, કે છાપખાનાનો કાયદો રદ કરવા વિષે આપણે કંઇ પણ સાંભળ્યું નહિ. તાત્પર્ય કે સરકાર તો પ્રજાને જેમ રંજાડવી છે તેમ રંજાડશે છતાં પણ લોકોએ પૂર ઉત્સાહથી પોતાનાં શરીર અને ધન સ્વતંત્રતાનું યુદ્ધ લ્હડવાને સરકારને સોંપી દેવાં ! ફકત સ્વરાજ્ય વિષે કંઇ બોલવાની તસ્દી વાઇસરોય સાહેબે લીધી હતી અને તે ઉત્તેજનના રૂપમાં નહિ પણ ઠપકાના રૂપમાં હતી. તેમણે અધીરા હિન્દ–સ્વરાજ્યવાદીને ચીડાઇને કહ્યું કે " હિન્દની રાજકીય સંસ્થાઓને ઉદાર બનાવવાની મહેચ્છાઓ તૃપ્ત કરી શકાય તે પહેલાં આખી દુનિઆની સ્વતંત્રતા જીતવી જોઇએ. " પણ જો હિન્દ એ દુનિઆનો એક–અને આપણે મન ઘણો મહત્વનો ભાગ છે તો તેને સ્વતંત્રતાનો રસ ચખાડીને–અથવા તો તેને સ્વતંત્રતાનું સ્વપ્ન વધારેને વધારે સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર કરાવીને તેને સ્વતંત્રતાની લડતમાં શા માટે ન ખેંચવું જોઇએ ? અલબત, તેમણે જણાવ્યું કે મી. મોન્ટેગ્યુ અને તેમણે પોતે ભેગા મળી ઘડેલી યોજના લઇને હિન્દી પ્રધાન વિલાયત સીધાવ્યા છે; પણ તે યોજના વિષે શુભાશાનો એક પણ શબ્દ તેમણે ઉચ્ચાર્યો નહિ.

**" સામ્રાજ્યની જરૂરીઆત તે હિન્દની તક છે. "**
**તક કયા છે?**

પરિષદને શાહેનશાહ તરફથી જે સંદેશો મળ્યો હતો તેમાં ઉપરનું વાકય નજરે પડે

છે. તેનો સ્પષ્ટ અર્થ એજ છે કે સામ્રાજ્ય માટે ધાસ્તીનો જે પ્રસંગ ઉત્પન્ન થયો છે તે સામ્રાજ્યની સેવા કરવાની અને તેમ કરી પોતે વધારે ઉન્નત સ્થાન લેવાની ઉત્તમ તક હિન્દને આપે છે. હવે આપણે ઉપર જોઇ ગયા કે હાલના ભાડુતી લશ્કરમાં જોડાયા શિવાય કોઇ ખાસ તક નામદાર વાઇસરોયના ભાષણમાં નજરે પડતી નથી. સૈન્યમાં વધારે માણસોની ભરતી કરવા વિષે વિચાર કરવાને જે કમીટી નીમવામાં આવી હતી તેમાં નીચેના મુદ્દાના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા:—

૧ શહેનશાહતના સંદેશાનો યોગ્ય શબ્દોમાં ઉત્તર આપી જણાવવુ કે હિન્દુસ્તાન ઘણાજ ઉત્સાહ સાથે મદદ કરશે.

૨ પોતાની ઇચ્છાપૂર્વક વધારે ને વધારે માણસોને સૈન્યમાં મેળવવાના કામમાં હિન્દી સરકારને અંતઃકરણપૂર્વક ટેકો આપવો. પેટા કમીટી એવા અભિપ્રાયની હતી કે હિન્દની મરજીઆત મદદજ હાલ મેળવવી જોઇએ અને લશ્કરી નોકરી ફરજીઆત કરવી જોઇએ નહિ.

૩ હિન્દીઓને લશ્કરી અમલદારની પદવીઓ સારી સંખ્યામાં આપવાની અને તેમને જોઇતી તાલીમ આપવાની વ્યવસ્થા કરવાની જરૂરીઆત મજબુત રીતે હિન્દી સરકારના ધ્યાનપર કમીટી લાવે છે.

૪ હિન્દી સીપાઇઓનો પગાર જરા પણ વિલંબ શિવાય વધારવાના સવાલપર વિચાર કરવાની કમીટી સરકારને વિનંતિ કરે છે.

૫ પાંચમો ઠરાવ લડાઇની માહિતી લોકોમાં વધારે સારી રીતે ફેલાવવા વિષે હતો.

સ્વદેશાભિમાની અને સ્વતંત્રતાપ્રિય નાગરિકોને લશ્કરમાં જોડાઇને સરકારને મદદ કરવાની તક કદાચ નામદાર વાઇસરોયના ભાષણમાં સુચવવામાં ન આવે; પણ જો ભરતી વિષે ખાસ કરીને વિચાર કરવાને નીમાએલી કમીટીના ઠરાવોમાં પણ જો તે ન જડે તો મોટા સરકારી અમલદારો અને પ્રજાના આગેવાનોએ પોતાનો ધર્મ બજાવવામાં ગંભીર ભૂલ કરી છે એમ માનવું જોઇએ. બીજા ઠરાવનો અર્થ તો એવો થાય છે કે સીપાઇઓની ભરતી કરવાને સરકાર હાલ જે પગલાં લે છે તેને ટેકો આપવો ! મતલબ કે સામ્રાજ્યની અને હિંદની ધાસ્તીને જાણી તે પ્રસંગે પણ દર માણસ લાવનારને અમુક રૂપીયા આપીને વધારે ને વધારે ભાડુતી લશ્કરથીજ સરકારે અને પ્રજાએ સંતોષ માનવો ! ઘણા સૈકા પછી હિન્દની ઉત્તર સરહદ પરથી શત્રુનો હલ્લો આવવાનો સંભવ જણાય છે તે વખતે શું પવિત્ર માતૃભૂમિ અને પોતાનાં ગામ અને ઘરના રક્ષણ માટે ભાડુતી લશ્કર પર જ આપણે આધાર રાખીશું અને છેલ્લાં પચાશ વર્ષમાં જે લડાયક જુસ્સો આખા દેશમાંથી કટાઇ ગયો છે, તે, રણસંગ્રામના દુંદુભીનાદથી સચેત કરી, બીજા બધા સ્વતંત્ર દેશોની માફક નાગરિકોનું સૈન્ય નહિ બનાવીએ ? જો આજે આવું સૈન્ય બનાવવાનો આપણે પ્રયત્ન નહિ કરીએ તો ક્યારે કરીશું ? લશ્કરમાં થોડાં કમિશન હિન્દીઓને આપવાથી કે હિન્દી સીપાઇઓના પગારમાં થોડો વધારો કરવાથી આવુ લશ્કર શું તૈયાર થશે ? જો આવું સૈન્ય તૈયાર કરવું હોય તો દેખીતી રીતે હથીયારબંધીનો કાયદો ફેરવવો જોઇએ,

સ્વયંસૈનિકોની ટુકડીઓ બનાવવાની છૂટ આપવી જોઇએ, દેશના આગેવાનોને ભરતીનું કામ કરવાની ખાસ સત્તા અને બધી અનુકૂળતા આપવી જોઇએ, સ્થળે સ્થળે ભરતીનાં મથકો રાખવાં જોઇએ અને આ સૈન્યની વ્યવસ્થા, તાલીમ અને નોકરી માટે નિયમો ઘડવા જોઇએ. ભરતીનું ચાલુ કામ આગેવાનો અને પ્રજા તેમાં ઉત્સાહથી ઝંપલાવે એવી વ્યવસ્થા અને વાતાવરણ ઉત્પન્ન કરવાં જોઇએ. પણ આમાંનું કંઇ પણ આ કમિટીના સૂકા અને નિર્જીવ ઠરાવોમાં નજરે પડતું નથી.

આ બધું વિચારતાં આપણને આ પરિષદ્‌નું ખરૂં માપ સમજાય છે. દેશના નાગરિકોનું લડાયક સૈન્ય ઉપજાવવામાં આગેવાનોની સંગીન વ્યાવહારિક મદદ લેવાને આ પરિષદ્ બોલાવવામાં આવી નહતી, એ તો સ્પષ્ટ જ જણાયછે. અલબત, લશ્કરને આમ પ્રજાકીય વર્ણથી રસવું હોય તો હાલના તેના અનુદાર એકહથ્થુ વહીવટમાં પ્રજામતને સ્થાન આપવું પડે અને તેટલે અંશે તેના પર અમલદારોનો કાબુ ઓછો થાય. પણ આવા ગંભીર પ્રસંગે પણ લશ્કર જેવા દેશરક્ષણના મોટા ખાતાની પૂરેપૂરી ખીલવટનો વિચાર કરવાને બદલે જે અમલદારો તેને પોતાની ખાનગી પુંજી ગણી એકહથ્થુ સત્તાના લોભથી જડ દશામાં જાળવી રાખે તે તેઓ દેશના અને સામ્રાજ્યના દ્રોહી છે, પણ તેઓ તેના વફાદાર સેવકો નથી. સીમલાના મહારથીઓના વર્તનથી તો પરિષદ્ શોભાની ખાતર—પ્રજાના પ્રતિનિધિઓ સરકારને સંપૂર્ણ રીતે વફાદાર છે અને તેઓ સરકારની લશ્કર સંબંધી રાજનીતિને અને વહીવટને ટેકો આપે છે, એમ ઇંગ્લંડને, સામ્રાજ્યને અને આખી દુનિઆને દેખાડવાને ખાતર ભરવામાં આવી હતી એમ માનવાની ફરજ પડે છે.

## મહાત્મા ગાંધીનો વાઈસરૉયને પત્ર.

આ પરિષદ્‌ના નાટકમાંથી આધ્યાત્મિક તેજથી જળહળતી સત્યાગ્રહી મહાત્માની મૂર્તિ બ્હાર તરી આવે છે અને આ મહા પ્રસંગે જ્યારે સરકાર અને બીજા આગેવાનો પોતાનો સ્પષ્ટ ધર્મ ચૂક્યા ત્યારે એ મહાપુરૂષે અસાધારણ હિંમત અને દીર્ઘદૃષ્ટિથી ખરી સલાહ આપી છે. મિસિસ બેસન્ટ અને લોકમાન્ય તિલક જેવા સરકારને અપ્રિય થઈ પડેલા આગેવાનો તેમ જ નજરકેદ થયેલા મિ. મહમદઅલી અને મિ. શૌકતઅલીને આવી પરિષદ્‌થી દૂર રાખી શકાય જ નહિ, એમ જણાવીને પરિષદ્‌ને પહેલે દિવસે મહાત્મા ગાંધી હાજર ન રહ્યા! એ પ્રસંગ જેમ ઇતિહાસમાં મશહુર થશે તેમ પરિષદ્ પૂરી થયા પછી જ્યારે ઘણાખરા આગેવાનો જાણે એક ભારે કામનો બોજો માથેથી ઉતારીને ઘેર ગયા ત્યારે તેમણે તીવ્ર ધર્મબુદ્ધિથી અને ધીરતાભરી ચતુરાઇથી નામદાર વાઇસરૉયને જે કાગળ લખ્યો હતો તે પણ આપણી રાજકીય તવારીખમાં અમર રહેશે. તે કાગળ વિષે કંઇપણ ન લખતાં તેમણે પોતે જ તે કાગળનું જે ગુજરાતી ભાષાંતર પ્રકટ કર્યું છે તે અહીંઆ રજુ કરીશું:—

" મહેરબાન સાહેબ,

આપને ખબર છે કે ખુબ વિચારપૂર્વક મારે આપ નામદારને જણાવવું પડ્યું હતુ કે મારા તા. ૨૬ મીના પત્રમાં લખેલાં કારણોસર હું કૉન્ફરન્સમાં આવી શકીશ નહિ,

પણ જે મુલાકાતનો પ્રસંગ આપે મને આપવાની કૃપા કરી હતી, તે પછી કોન્ફરન્સમાં આવવાને મેં મારા મનને મનાવ્યું અને ભલે તેમ કરવાને બીજાં કારણો ન હોય પણ આપ તરફનું મારૂં બહુમાન એ તો જરૂર કારણ હતું.

કોન્ફરન્સનો ત્યાગ કરવાનું એક અને કદાચ સબળમાં સબળ કારણ એ હતું કે લોકમાન્ય તિલક, મિસિસ બેસંટ અને અલીભાઇઓને નોતરવામાં નહોતા આવ્યા. તેઓને હું લોકમતના મહાન નેતાઓમાં ગણું છું. હજુએ મને લાગે છે કે તેઓને નહિ નોતરવામાં ગંભીર ભૂલ થઇ છે અને હું નમ્રતાપૂર્વક સૂચવું છું કે જે પ્રાંતિક કોન્ફરન્સ મારી સમજ પ્રમાણે થવાની છે તેમાં તેમને નોતરીને તેઓની સલાહનો લાભ સરકાર લેશે તો એ ભૂલ કેટલેક ભાગે સુધરી શકશે. હું વિનંતિપૂર્વક કહીશ કે જે આગેવાનો જનસમાજના મોટા સમુદાયોને દોરનારા છે, તેવાઓની કોઇપણ સરકાર અવગણના કરી શકતી નથી. પછી ભલે તે નેતાઓ સરકારથી તદ્દન વિરૂદ્ધ મત ધરાવતા હોય. લોકમાન્ય તિલક આદિ જનસમાજના મોટા સમુદાયોને દોરનારા છે એ નિઃસન્દેહ છે. ઉપર પ્રમાણે કહેવાની સાથે હું એટલું પણ કહી શકું છું તેથી મને ખુશી થાય છે કે કોન્ફરન્સની કમિટીઓમાં બધા પક્ષના મત નિઃસંકોચ બતાવવાની છૂટ આપવામાં આવી હતી. મેં તો જે કમિટીમાં હું નિમાયો હતો, તેમાં અથવા તો કોન્ફરન્સમાં મારા વિચારો જાણી જોઇને ન બતાવ્યા. મને લાગ્યું કે કોન્ફરન્સના ઠરાવોને માત્ર ટેકો આપીને હું તેના હેતુ સારામાં સારી રીતે જાણી શકીશ અને કંઇ અપવાદ રાખ્યા વિના મેં તેવો ટેકો આપ્યો છે. એક બીજા કાગળમાં હું આ કાગળની સાથે જ મારી દરખાસ્ત સરકાર પાસે રજુ કરવાનો છું અને તે દરખાસ્ત સરકાર કબુલ કરે કે તુરત મારા બોલનો અમલ કરવાની આશા રાખું છું. જે સામ્રાજ્યની અંદર કેનેડા ઇત્યાદિ સંસ્થાનોની માફક અમે થોડા સમયમાં હિસ્સેદાર થવાની ઉમેદ રાખીએ છીએ તે સામ્રાજ્યને અણિને સમયે અમારે મોકળે મને અને નિશ્ચયપૂર્વક ટેકો આપવો જોઇએ એ હું સમજું છું. તેવો ટેકો આપવાનો ઠરાવ અમોએ કર્યો છે, પણ એટલું તો સ્હેજે સમજાય એવુંછે કે અમારા સાહાય્ય આપવાના નિશ્ચયનું કારણ સાહાય્ય આપીને વધારે સત્વર અમારા ધ્યેયને સાધવાની આશા, એ છે. પોતાની ફરજ બજાવનારને ફરજની જોડાજોડ રહેવાના હક્કો આપોઆપ મળી જાય છે તેમ અમારી આશાને વિષે કહી શકાય. તરતમાં થનારા જે સુધારાઓ વિષે આપના ભાષણમાં આપે જે ઇસારો કર્યો છે તે સુધારામાં કોંગ્રેસ–લીગની યોજનાના મૂળ મુદ્દાઓ ઘણે ભાગે સચવાશે એવું માનવાને પ્રજાને હક્ક છે, અને સરકારને ઘણા સભાસદોએ પુરા દિલથી ટેકો આપ્યો છે તે આવી શ્રદ્ધાને લીધે છે, એમ મારી ખાતરી છે.

જો મારા ભાઇઓને સમજાવીને હું પાછા પગલાં ભરાવી શકું તો કોંગ્રેસના બધા આગલા ઠરાવો તેમની પાસે પાછા ખેંચાવી લઉં અને લડાઇ દરમિયાન "હોમરૂલ" અથવા "રિસ્પોન્સિબલ ગવર્નમેંટ" એ શબ્દનો ઉચ્ચાર પણ ન કરવા દઉં! સામ્રાજ્યની ભીડને સમયે હિંદના તમામ સશક્ત પુત્રોની હિંદની પાસે આહુતિ અપાવું અને હું જાણું છું કે આ કાર્ય માત્રથી જ હિંદ સામ્રાજ્યમાં વધારેમાં વધારે માનીતો ભાગીદાર થઇ પડે. જાતિભેદ માત્ર એક ભૂત સમયની સ્થિતિની યાદી તરીકે રહી જાય, પણ લગભગ આખા

શિક્ષિત હિન્દે આના કરતાં ઓછો કાર્યસાધક રસ્તો લેવાનું ઠરાવ્યું છે, અને શિક્ષિત હિંદ આમની ઉપર કાંઇ અસર કરી શકતી નથી એ હવે કહેવું શક્ય નથી. દક્ષિણ–આફ્રિકામાંથી હિંદુસ્તાનમાં આવ્યા પછી હું હંમેશાં રૈયત વર્ગના સંબધમાં સારી રીતે આવેલો છું; અને હું આપને ખાતરી આપું છું કે સ્વરાજ્યની ઇચ્છા તેઓમાં ન્હોળા વિસ્તારમાં ખીલેલી છે. છેલ્લી કોંગ્રેસ સમયે હું હાજર હતો. પાર્લામેંટમાં કાયદો કરીને ચોક્કસ ઠરાવેલી મુદત દરમ્યાન હિંદુસ્તાનને પૂરૂં સ્વરાજ્ય મળે એવો ઠરાવ થયો હતો અને તેને અનુમોદન આપનારાઓમાં પણ હતો. હું કબુલ કરૂં છું કે એ ભારે પડતું પગલું કહેવાય પણ મારી ખાતરી છે કે ઓછામાં ઓછી મુદતમાં ફળીભૂત થાય એવી "હોમરૂલ" મળવાની ચોક્કસ આશા શિવાય બીજું કાંઇપણ હિંદી પ્રજાને સંતોષ આપનાર નથી. હું જાણું છું કે હિંદુસ્તાનમાં એવા ઘણાએ છે કે જેઓ, આ હેતુ બર આણવાને સારૂ ગમે તે ભોગ આપતાં અચકાવાના નથી, અને તેઓ એટલા સાવધાન છે કે જે સામ્રાજ્યની અંદર પોતાના અંતિમ ધ્યેયને પહોંચવાની તેઓની આશા અને ઇચ્છા છે, તે સામ્રાજ્યને સારૂ તેટલેજ દરજ્જે ભોગ આપવા તૈયાર રહેવું જોઇએ. એટલે આ તો સિદ્ધ થયું કે હાલ દેખાઇ રહેલા જોખમમાંથી સામ્રાજ્યને છોડાવવાના કાર્યમાં અંતઃકરણપૂર્વક કાંઇપણ ધાંધલ કર્યા વિના રોકાઇ રહીનેજ અમે અમારા આદર્શ ભણીની ગતિનો વેગ વધારી શકીએ છીએ. આવા સાદા સૂત્રને ન ઓળખવું એ તો રાષ્ટ્રીય આપઘાત સમાન ગણાય. સામ્રાજ્યનું રક્ષણ કરવામાં રોકાવાથીજ અમને સ્વરાજ્ય મળી શકે છે, એ અમારે સ્પષ્ટ રીતે સમજવું જોઇએ.

આમ સામ્રાજ્યના બચાવને સારૂ અમારાથી બની શકે તેટલા બધા માણસો અમારે આપવા જોઇએ એ મને સ્પષ્ટ જણાય છે. મને ભય છે કે આર્થિક મદદને વિષે હું તેમ નથી કહી શકતો. રઇયત વર્ગની સાથેના મારા ગાઢ સંબંધે મને સાબીત કરી આપ્યું છે કે હિંદુસ્તાને સામ્રાજ્યના ભંડારમાં પોતાની શક્તિ ઉપરાંત ભર્યું છે. મને ખબર છે કે આમ કહેવામાં હું મારા દેશીભાઇઓના મોટા સમુદાયનો અભિપ્રાય બતાવું છું.

કોન્ફરન્સમાં મેં અને હું માનું છું કે અમારામાંના ઘણાએ આપના અને અમારા હેતુને સારૂ અમારાં જીવન અર્પણ કરવાનું ચોક્કસ પગથીઉં અમે ભર્યું છે, પણ અમારી વિચિત્ર સ્થિતિ છે. અમે મજીઆરાની બહાર છીએ. અમારૂં સ્વાર્પણ વધારે સારા ભવિષ્યની આશા ઉપર નિર્ભર છે. એ આશા શી છે, એ જો સ્પષ્ટ રીતે અને દ્વિઅર્થ વિના જો હું આપને ન જણાવું તો આપને તેમજ મારા દેશને મેં દગો દીધો ગણાય. એ આશા ફળીભુત થવાને સારૂ હું સાટું કરતો નથી, પણ એ આશા આપને જણવી તો જોઇએજ ! એ આશાનો ભંગ અમારી અંગ્રેજી પ્રજા ઉપરની શ્રદ્ધાનો નાશ છે.

એક વસ્તુ હું છોડી શકયો નથી. આપણા કૌટુમ્બિક કજીઆઓ શમાવી દેવાની આપે માગણી કરી છે. જો તેનો અર્થ એમ થતો હોય કે અમલદારોથી થતા જુલમ અને ખોટાં કામોની બરદાસ્ત કરવી, તો હું એ માગણીનો સ્વીકાર કરવા અશક્ત છું. સામુદાયિક જુલમની સામે હું પુરેપુરી રીતે થઇશ. ઉપરની માગણી અમલદાર વર્ગ પાસેથી કરવી ઘટે છે. તેઓ એક માણસની તરફ ગેરવર્તણુંક ન ચલાવે અને પહેલાં કરતાં પણ

વિશેષ રીતે તેઓએ પ્રજામતને જાણુવો જોઇએ અને તેને માન આપવું જોઇએ. ચંપારણમાં લાંબા કાળના જુલમની સામે થઇને મેં બ્રિટિશ ન્યાયનો અંતિમ જય સિદ્ધ કરી આપ્યો છે. ખેડામાં જે પ્રજા સરકારને શાપ દેતી હતી તે હવે સમજે છે કે જ્યારે પોતે સત્યને સારૂ દુઃખ ભોગવવા તૈયાર હોય છે ત્યારે ખરી સત્તા સરકારની નથી, પણ પ્રજાની છે. આમ જાણીને પ્રજા સરકાર વિષેનું પોતાનું ઝેર ઓછું કરતી જાય છે અને કહી રહી છે કે આ સરકાર લોકહિતને સારૂ હોવી જોઇએ કેમકે પ્રજાને અન્યાયી લાગે એવા હુકમોનો મર્યાદા અને માનપુર્વક નિરાદર થાય તેની સરકાર બરદાસ્ત કરે છે. એથી હું માનું છું કે ચંપારણ અને ખેડાનાં મારાં કાર્યો એ લડાઇને અંગે મારી સીધી, ચોક્કસ અને ખાસ ભેટ છે. આ દશામાં મારી પ્રવૃત્તિ અટકાવવાનું કહેવું એ મારૂં જીવન બંધ કરવાનું કહેવા બરાબર છે. પશુબળની જગ્યાએ આત્મબળ અથવા તો તેને બીજે નામે પ્રેમબળના ઉપયોગનો જો હું લોકોની પાસે સ્વીકાર કરાવી શકું તો હું કહું છું કે આખા જગતની સામે ઉભી શકે એવું હિંદુસ્તાન હું તૈયાર કરી શકું. તેથી બધે સમયે આ અનાદિકાળથી ચાલતો આવેલો મહાસંયમનો કાયદો મારા વિષે લાગુ પાડીને હું મારા આત્માને ઘડીશ, એ કાયદાની સર્વોપરી સત્તા જેને ઓળખવી હશે તેને બતાવીશ, અને જો હું બીજી કાંઇ પણ પ્રવૃત્તિમાં ભાગ લઉં છું તો તેમાં હેતુ માત્ર એ રહ્યો છે કે કાયદાનું અનુપમ સ્વરૂપ બતાવવું.

છેવટમાં મુસલમાન રાજ્યો વિષે નામદાર શહેનશાહના દિવાનમંડળે નિશ્ચયપૂર્વક વચનો આપવાનું આપ સુચવો એવી આપને હું વિનંતિ કરૂં છું. દરેક મુસલમાન એ રાજ્યને વિષે ચોક્કસ મત ધરાવનારો છે એ આપ જાણો છો એવી મારી ખાત્રી છે. એક હિન્દુ હોઇને હું મુસલમાનના હિતને વિષે તટસ્થ નથી રહી શકતો. તેઓનું દુઃખ તે અમારૂં દુઃખ હોવું જોઇએ. આ રાજ્યોના હક્કની ઉપર અતિ સ્વચ્છ ધ્યાન આપવામાં અને ઇસ્લામના ધાર્મિક સ્થાનો વિષેની મુસલમાનોની લાગણીઓ ઉપર તેવુંજ ધ્યાન આપવામાં અને હિંદુસ્તાનમાં સ્વરાજ્યના દાવાનો ન્યાયી અને વખતસર ફડચો કરવામાં સામ્રાજ્યની સહીસલામતી રહેલી છે.

આ પત્ર હું લખું છું, કેમકે બ્રિટીશ પ્રજાને હું ચાહું છું અને દરેક હિંદીમાં અંગ્રેજના જેટલી વફાદારી ઉત્પન્ન કરવા ઇચ્છું છું.

હું છું આપનો

વફાદાર સેવક,

**મોહનદાસ કરમચંદ ગાંધી.**

## આપણું કર્તવ્ય.

આ સંયેગોમાં આપણા દેશના યુવાનો અને મ્હોટેરાઓનું કર્તવ્ય તો એજ છે કે તેમણે સરકારની રજા મેળવીને નાગરિકોનું એક જંગી સૈન્ય તૈયાર કરવામાં ભળવું, યુવાનોએ પોતે દાખલ થવું અને આગેવાનો તથા કુટુંબીઓએ તેમને ઉત્તેજન આપવું. સામ્રાજ્યના શહેનશાહ અને વડા પ્રધાને ૬૦૦૦ માઇલથી જે આહ્વાન કર્યું છે તેનો આ રીતેજ યોગ્ય પ્રત્યુત્તર આપી શકાય. પ્રથમ તો આપણે બ્રીટીશ સામ્રાજ્યમાં પરાધીન પ્રજા નહિ પણ સરખા ભાગીદાર થવું છે—તે સામ્રાજ્યમાં રહીને, તેના બીજા દેશો સાથે ભ્રાતૃભાવ રાખીને આપણે રાષ્ટ્રીય સ્વરાજ્ય સંપાદન કરવું છે; તેથી શહેનશાહે કહ્યું હતું તે અક્ષરશઃ ખરૂં છે કે "સામ્રાજ્યની જરૂરીઆત એ હિન્દનો તક છે." આ અણીને વખતે સામ્રાજ્યની સેવામાં અઢળક સૈન્ય સોંપીને હિન્દ પરાધીનતામાંથી સમાનતામાં વહેલામાં વહેલું પ્રવેશ કરી શકશે. બીજું કારણ આથી પણ વધારે ચોખ્ખી રીતે સ્વાર્થી છે. દરેક સ્વતંત્ર અને સ્વરાજ્ય ભોગવતી પ્રજામાં પોતાનું રક્ષણ કરવાની શક્તિ હોવી જોઇએ. સ્વરક્ષણની શક્તિ ધરાવવી એ સ્વરાજ્યની યોગ્યતા અચુક પુરવાર કરે છે અને આ શક્તિવાળી પ્રજાને સ્વરાજ્ય સત્વર પ્રાપ્ત થાય છે. પણ આ બન્ને દલીલોનો આધાર એજ છે કે સામ્રાજ્ય અને સ્વદેશનું રક્ષણ ભાડૂતી લશ્કરથી નહિ પણ દેશભક્તીથી પ્રેરાયલા સ્વતંત્ર નાગરીકોના દળથી થવું જાઇએ. જ્યાં સુધી દેશના અમુક પ્રાંતમાંથી અમુક કોમના માણસોનું લશ્કર બનાવવામાં આવશે ત્યાં સુધી બીજા પ્રાંતના લોકોને ખોટી સલામતીનો ખ્યાલ રહેશે., સ્ત્રીઓની માફક તેમને એમ લાગશે કે "બીજાઓ આપણું રક્ષણ કરનારા છે" અને આમ રણક્ષેત્રપર જીવનસમર્પણ કરતાં જે મર્દાની, વીરતા અને સ્વાર્થત્યાગ શીખાય છે તે શીખવાનો પ્રસંગ ન મળતાં તેઓ એકંદર નિર્માલ્ય અને બાયલા બનતા જશે. ભાડુતી લશ્કરથી જે લોકોનો બચાવ થાય છે તેઓ વધારે ને વધારે નિર્બલ અને ના હિંમત થતા જાય છે અને કદાચ આજે આખી દુનિઆમાં આ વાત આપણને વધારેમાં વધારે લાગુ પડે છે. બીજી પાસ જે દેશમાં લશ્કરી નોકરી ફરજીઆત હોય કે ન હોય પણ અણીને વખતે વિગ્રહમાં ઉતરવાની દરેક શક્તિવાળા યુવાનની ફરજ ગણાય છે તે દેશમાં મનુષ્યત્વ અને શુરાતનના પૂર ઘણા ઉંચા વહે છે અને તેની ટોચપર દેશની પ્રતિષ્ઠા અને કીર્તિ વસે છે અને આ સ્વાભાવિક છે. માતૃભૂમિના રક્ષણ અને માનની ખાતર જ્યારે યુદ્ધ જાહેર કરવામાં આવે ત્યારે અમુક સ્થળના કે કોમના પ્રમાણમાં અજ્ઞાન અને અણુસમજુ માણસોનેજ લડાઇમાં ખેંચવા ન પડે પણ દેશના સર્વસામાન્ય યુવક વર્ગમાંથી—ઉમરાવ અને ખેડુત, ગરીબ અને તવંગર, વિદ્વાન તેમજ કારીગર—એવા હજારો અને લાખ્ખો યુવાનો રણદુંદુભીનો રણકાર સાંભળતાં પોતાનાં શાંત ધંધા અને વ્હાલાં કુટુંબોને છોડીને દેશભક્તિના ઉછળતા ઉત્સાહથી જીંદગીનું સમર્પણ કરવા અને અસહ્ય દુઃખો ખમવા તૈયાર થાય એ જોવાને દેવતાઓ પણ આકાશમાંથી ઉતરી આવે! જે દેશો હાલના યુદ્ધમાં જોડાયેલા છે તે બધામાં—બ્રીટીશ સામ્રાજ્યના બીજા બધા દેશોમાં આ પ્રમાણે લશ્કરમાં ભરતી થાય છે અને માત્ર આપણાજ દેશમાં મહા મહેનતે પ્રમાણમાં ન્હાનું લશ્કર ઉત્પન્ન કરવામાં આવે છે. આપણી આ અયોગ્ય અને શરમાવનારી સ્થિતિથી આપણે એટલા ટેવાઇ ગયા છીએ કે તેજ આપણને સ્વાભાવિક લાગે

છે. જુના વખતના ક્ષત્રીઓ, અને રજપૂતો, મરાઠાઓ તથા શીખલોકો હાલના સુધરેલા લોકોની માફક સામાન્ય શેહેરીઓનુંજ જંગી બળ ઉત્પન્ન કરતા હતા, એ વાત માત્ર સ્મરણાવશેષજ થઇ રહી છે. ફરીથી આપણા દેશના ચારે ખુણામાંથી અને દરેક પ્રાંતમાંથી અને જીલ્લામાંથી માતૃભૂમિની વેદી પર પોતાના શરીરનું બલીદાન આપવા નાગરિકો નીકળી પડે તો જ આપણા મનુષ્યત્વનો ડંકો આપણે સામ્રાજ્યમાં અને આખી આલમમાં વગાડીશું અને રાજકર્તાઓની એક ભેટ તરીકે નહિ પણ હક્કભેર સ્વરાજ્ય લઇશું. બાકી તો આપણે પ્રાણ આપવા તૈયાર નહિ હોઇએ તેને સ્વતંત્ર શું બનાવીશું, અને જો અનાયાસે જે દેશ માટે કંઇક સ્વતંત્રતા મળી હશે તો તેને સાચવીશું કેવી રીતે ?

આ ભાવના સેવનાર માણસ રાજકર્તાઓની સાચ અને કૃતજ્ઞતા વિષે બહુ વિચાર કરવા અટકતો નથી; કારણ કે તેનો ભરૂસો પોતાના આત્મબળ અને બાહુબળપર છે, સરકારી અમલદારો કે પ્રધાનો પર નથી. એટલે ઉપર પ્રમાણે નાગરિકોનું દળ બનાવવાની સરકાર રજા આપે અને તેને તાલીમે આપવાને વ્યવસ્થા કરે એટલુંજ બસ છે. આવી વ્યવસ્થા સરકાર તરત કરશે કે નહિ એ શંકાસ્પદ છે. ગુજરાતમાં મહાત્મા ગાંધીએ અને દક્ષિણમાં મીસીસ એની બેસન્ટે આ કામ અન્તઃકરણપૂર્વક હાથમાં લીધું છે અને જો સરકાર જોઇતી અનુકૂળતાઓ કરી આપશે તો થોડા વખતમાં દેશમાંથી એક જંગી સૈન્ય ઉત્પન્ન થશે અને થોડા દિવસમાં વીર યુવાનોને તેમાં દાખલ થતા આપણે નીહાળીશું.

## બંગાળમાં ગામ—સ્વરાજ્ય.

ચોથી એપ્રીલને દિવસે બંગાળની ધારાસભામાં સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહે ગામડામાં સ્વરાજ્ય ભોગવતાં મંડળો સ્થાપવાનો જે કાયદો રજુ કર્યો હતો તે ઘણોજ આવકારદાયક હતો. "ગામડાંના સાર્વજનિક કામની વ્યવસ્થા કરવા માટે જરૂરી સત્તા અને ફરજોવાળાં અને તે કામ માટે જોઇતાં નાણાં મેળવવાને કર નાખવાની સત્તાવાળાં ગામડાંનાં મંડળોને પાયારૂપે રચી તેનાપર ગામડાંના સ્વરાજ્યની એક ઇમારત ચણવાનો હેતુ સમાવવામાં આવ્યો છે." કાયદો લાગુ પાડવામાં આવશે તે ગામડામાં ૬ થી ૯ માણસોની કમીટી રચાશે અને અને તેમાંનાં ઓછામાં ઓછા ૨/૩ ભાગના સભાસદો લોકમતથી ચુંટાશે, તેમજ પ્રમુખ પણ કમીટી તરફથી ચુંટાશે. "ગામડાંના આરોગ્યની સંભાળ લેવાનું, કચરો અને પાણી સાફ કરાવવાનું, મકાનોની બાંધણીપર દેખરેખ રાખવાનું, પાણી પૂરૂં પાડવાનું, રસ્તા અને પુલ બંધાવવાનું, તેમ જ નિશાળો અને દવાખાનાની વ્યવસ્થા કરવાનું કામ આ કમીટીઓને સોંપવામાં આવશે. ન્હાના દીવાની અને ફોજદારી મુકરદમાનો ન્યાય કરવાનું કામ સરકારને ઠીક લાગે તો તે આ કમીટીઓને સોંપે પણ સામાન્ય કોર્ટને તે મુકરદમા સાંભળવાની સત્તા રહેશે. કમીટીના ચુકાદાપર અપીલ થઇ શકશે નહિ. પણ ફોજદારી કામમાં સબ ડીવીઝનલ મેજીસ્ટ્રેટને અથવા જીલ્લા મેજીસ્ટ્રેટ–કલેકટરને અને દીવાની કામમાં જીલ્લા જજને જો એમ લાગે કે ચુકાદો આપવામાં કમીટીએ ઘણોજ અન્યાય કર્યો છે તો ફરીથી કામ ચલાવવાનો હુકમ આપી શકે. કમીટીના ખર્ચ માટે જીલ્લા બોર્ડની ગ્રાંટ ઉપરાંત, જોઇતી રકમ ગામડામાં મીલ્કત વગેરે પર બધા સંયોગો પ્રમાણે કમીટી કર નાંખી શકશે અને કુલ ઉપજ દફાદાર, ચોકીદાર અને કમીટીના મંત્રીના પગારમાં તેમજ જાહેર બાંધકામમાં ખર્ચાશે.

આ કાયદા પ્રમાણે જે ગામડામાં આવી કમીટીઓ સ્થપાઇ હશે તેનાં સર્કલ રચવામાં આવશે અને દરેક સર્કલ માટે એક કમીટી રચાશે. તેના સભાસદો પૈકી ૨/૩ ભાગ ચુંટણીથી અને ૧/૩ ભાગ કમીશનરની નીમણુંકથી નીમાશે. પ્રમુખ પણ ચુંટણીથી નીમાશે, પણ સભાસદોની વિનંતિથી જીલ્લા મેજીસ્ટ્રેટ પ્રમુખની નીમણુંક કરી શકશે. ગામડાંની કમીટીઓના કામપર દેખરેખ રાખવાનું અને તેમની યોજનાઓ વચ્ચે સમન્વય કરવાનું કામ આ સર્કલ કમીટીઓ કરશે, તેમ જીલ્લા બોર્ડના કહેવાથી ગામડાંની કમીટીને સોંપાએલું કંઇ કામ સર્કલ કમીટી હાથ લઇ શકે.

આ કાયદાથી કમીશનર અને કલેક્ટરને આ કમીટીઓનાં કામ બંધ રખાવવાની, કંઇ ખાસ કામ કરાવવાની અને કમીટીઓને રદ કરવાની વિશાળ સત્તાઓ આપવામાં આવી છે તે અમને આ કાયદાની એક ગંભીર ભૂલ લાગે છે. હાલ લોકલ બોર્ડપર આ અમલદારો આવી સત્તાઓ ભોગવે છે. પણ તેથી તે દોષ નવી ઉદાર ધોરણે રચાતી સંસ્થાઓને લાગુ પાડવાની જરૂર ન હતી. બીજું આ કમીટીઓના મંત્રીઓ તરીકે જો તલાટીઓ કે સર્કલ ઇન્સ્પેક્ટરોને જાળવવાની ફરજ પાડવામાં આવશે તો પણ કાયદાનો હેતુ ઘણે ભાગે નિષ્ફળ થશે! જેવા ઉદાર સિદ્ધાંતોપર આ નવી સંસ્થા રચવામાં આવે છે તેવીજ ઉદાર રીતે જીલ્લાના અમલદારો તેને પોષશે અને ગામડાંના લોકો હિંમત પૂર્વક પોતાના હક્કનો અમલ કરશે તો આ સુંદર પ્રયોગ સફળ થશે.

## સત્યાગ્રહની લડતમાં વિજય.

ઉત્તર વિભાગના કમીશનર સાહેબે ૧૨ મી એપ્રીલને દિવસે નડીઆદમાં ખેડુતોને મહેસુલ ભરી દેવા વિષે ધમકી આપી, તે પછી ખેડા જીલ્લામાં કેવો રંગ જામ્યો છે તે જોતાં પહેલાં તેમની ધમકીનું ખરૂં સ્વરૂપ સમજવાની જરૂર છે. પ્રેટ સાહેબે જણાવ્યું હતું કે જો તમે મહાત્મા ગાંધી વગેરેની સલાહથી દોરાઇ જઇને જમીન મહેસુલ હવે નહિ ભરો તો તે વસુલ કરવાનો અમલદારોને જરા પણ વખત નહિ હોવાથી હવે તમારી જમીન ખાલસા કરવામાં આવશે અને પછી તે તમને તો શું પણ તમારા વંશજોને પણ પાછી આપવામાં આવશે નહિ; કારણ કે સરકાર આવા જક્કી ખાતેદારનાં નામ પોતાના ચોપડાપર ફરીથી ચ્હડાવવા ઇચ્છતી નથી. આનો અર્થ એ થયો કે જે નાનાં મોટાં ગામ આ લડતમાં ટકી રહ્યાં છે, જે ગામમાં થોડી ઘણી બાકી રહી હોય એવા બધા ખેડુતોની જમીન ખાલસા થાય એટલુંજ નહિ પણ તે ફરીથી તેમને કે તેમના વંશજોને ન મળી શકે એમ હોવાથી તેમને ગામજ ખાલી કરવું પડે, અથવા જે નવા માણસોને જમીન આપવામાં આવે તેમના મજુર થવું પડે. હવે કાયદા પ્રમાણે મહેસુલ ન ભરનારની જમીન ખાલસા કરવાને અમલદારોને સત્તા છે; પણ તે પાછી તેને કે તેના વંશજોને ન આપ-આપવાનો હુકમ કરવાની સત્તા કમીશનરને તો શું પણ ખુદ સરકારને કે પાર્લામેન્ટને પણ નથી. આવી પ્રેટ સાહેબની ધમકી અતિશય સાહસિક ગણાય અને તેને ટેકો આપવાને નામદાર ગવર્નર સાહેબનો કાગળ મેળવવામાં તેમણે મોટી ગંભીર ભૂલ કરી હતી તેમજ ગવર્નર સાહેબના નામને ઝાંખ લગાડી હતી એમ કહી શકાય.

ખેડુતોની દૃષ્ટિથી આ ધમકી ઘણીજ ક્રૂર, જુલમી અને ખારીલી ગણાય. તેના જવાબમાં મહાત્મા ગાંધીજીએ યોગ્યજ કહ્યું હતું કે આવા ખાર અને જુલમ સામે લોકો મરણપર્યંત ઝઝુમશે. મહાત્માજીનો બોલ લોકોએ પાળ્યો. કમીશનર સાહેબના મોઢાપરજ કેટલાક બહાદુર ખેડુતોએ તો ગમે તે દુઃખ પડે તોપણ મહેસુલ ન ભરવાનો નિશ્ચય જાહેર કર્યો હતો અને જે ખેડુત વર્ગના પ્રતિનિધિ તરીકે તેઓ આવ્યા હતા તેમણે એ નિશ્ચયને અમલમાં મૂક્યો. ભાષણ થયા પછી ચોથે દિવસ નાયકા ગામમાં ૨૧૮ એકર જમીન ખાલસા કરવામાં આવી અને તે વિષે છેલ્લો સાદ પડાવતાં પહેલાં બે દિવસ સુધી જમીન ખાલસા કરવાની ધમકીનો સાદ પડાવ્યો. પણ આશરે ૨૫-૩૦ ખાતેદારોમાંથી ફક્ત એકજ માણસે ડગીને પૈસા ભર્યા પણ બીજા બધા અડગ રહ્યા અને જમીન ખાલસા થયા પછી તે ગામના લોકોમાં જે શુરાતન અને ઉત્સાહ દેખાતો હતો તે ભાગ્યેજ બીજા કોઇ ગામમાં નજરે પડતો હતો. મહાત્મા ગાંધીને આ બીનાની ખબર પડતાં તેમણે નાયકાના લોકોને એક કાગળ લખીને ધન્યવાદ આપ્યો અને ખાત્રી આપી કે જમીન ખાલસા સરકારી દફતરમાંજ રહેશે અર્થાત્ સત્યાગ્રહીઓએ તો જમીન પોતાનીજ સમજીને ફરીથી તેમાં હળ ઘાલવું અને તેમ કરતાં જે દુઃખ પડે તે સહન કરવું. આમ પ્રેટ સાહેબે નાયકાના લોકોની કસોટી કરી અને જ્યારે તેઓ તેમાં પાર ઉતર્યા, અને ખાલસા થએલી જમીન ફરીથી ખેડવાનો અડગ નિશ્ચય જીલ્લાની આખી પ્રજામાં જોયો ત્યારે સરકારે પાછું ફરીને જોવા માંડયું. જો લોકોએ આવો નિશ્ચય કર્યો હોય તો સરકારે શું કરવું? તેને પહેલો રસ્તો તો એ સુઝે કે જમીન બીજા જમીનદારોને આપવી. પણ આ રસ્તો સરકારને બંધ થએલો જણાયો. ગામના બીજા લોકો જમીન ન ખેડે એવો સંપ જોવામાં આવ્યો અને બીજા ગામનો માણસ ત્યાં આવીને ખેડવાની હિમ્મત કરે એ અશકય જણાયું. વળી, બ્હારનો જમીનદાર જમીન લે પણ ગામનો માણસ ખેડે તો શું કરે? ખાલસા થએલ જમીન બીજાઓ ન લે તે માટે ખાસ ચળવળ થઇ અને જાહેર સભાઓમાં તે વિષે ઠરાવો પસાર થવા માંડ્યા. અમદાવાદ તાલુકાના કરોલી ગામમાં આસપાસના બારગામના પાટીદારોએ ઠરાવ કર્યો કે જે પાટીદાર ખાલસા થયેલ જમીન લે તેને ન્યાત બહાર મૂકવો. નવાગામમાં ૨૫ ગામના ધારાળાઓએ મળીને મહેસુલ ન ભરવાનો, ભરે તેને ન્યાત બ્હાર મૂકવાનો અને ખાલસા થએલ જમીન લે તેને એજ શિક્ષા કરવાનો ઠરાવ કર્યો.

જો લોકો ખાલસા થયેલી જમીન ખેડે તો સરકાર બીજો રસ્તો એ લઇ શકે કે ખેડુતોને કેદમાં નાંખી શકે. તો સત્યાગ્રહી માટે આથી વધારે રૂડું શું હોઇ શકે? છતાં સરકાર પણ સમજે છે કે સેંકડો માણસોને ખાસ કરીને આવે લડાઇને વખતે કેદમાં ન મૂકી શકાય. પણ તેથી જો સરકાર કંઇ પણ ન કરે અને લોકો જમીન ખેડે અને તલાટીઓ ફરજીયાત કરીને ગયા વર્ષની બાકી આપે તેના નામપર જમીન પાછી ચ્હડાવે તો પ્રજાની ચોખ્ખી જીત થાય અને સત્યાગ્રહીઓ તથા તેમના વંશજોને પણ જમીનમાંથી બાતલ રાખવાની પ્રેટ સાહેબની ધમકી ફોકટ જાય. આમ સુડી વચ્ચે સોપારીના જેવી તેમની સ્થિતિ થઇ. જો તેઓ જમીન ખાલસા ન કરે અથવા ખાલસા કર્યા પછી પણ ખેડુતોને ખેડવા દે તો તેમનું વચન મિથ્યા જાય. આમ તા ૧૨ મીના ભાષણથી સરકારી હારવાને બદલે વધી અને તેમાંથી

તેઓ શો રસ્તો કાઢે છે, તે જાણવાને અમે આતુર થયા હતા. એ પરિણામ થોડા જ વખતમાં જણાઇ આવ્યું કે જપ્તીઓ કરીને બાકીનું મહેસુલ વસુલ કરવા હુકમ આપવામાં આવ્યા એટલુંજ નહિ પણ જેમની જમીન ખાલસા કરવામાં આવી હતી તેમને ઘેર પણ જપ્તીઓ કરવામાં આવી. બલ્કે ખાલસાના પસાર થએલા હુકમો રદ થયા અને હવે પછી ખાલસા કરવાનું માંડી વળાયું. નડીઆદમાં પ્રેટ સાહેબે પોતાના ભાષણના ઉપસંહારમાં કહ્યું હતું કે ખાલસા કરવાનો મારો બોલ હું જરૂર પાળીશ. તે ભાષણમાંનો બોલ દશ દિવસ પણ નહોતા વીત્યા એટલામાં તેમણે પાછો ખેંચી લેવો પડ્યો અને ખેડુત પ્રજાનો ટેક જળવાઇ રહ્યો, એજ આ લડતનો સરસમાં સરસ વિજય છે.



ગયા માસની આખરમાં મુંબઇની સરકારે મહેસુલની લડત વિષે એક છાપાજોગ યાદી બ્હાર પાડી પોતાનો બચાવ કરવાને પ્રયત્ન કર્યો છે અને તે બચાવ રૂપજ છે. પહેલી યાદી પ્રકટ થઇ ત્યારે તો સરકારના છેવટના હુકમ ન આવે ત્યાં સુધીમાં મહેસુલ ન ભરવાની ગુજરાત સભાએ ખેડુતોને સૂચના કરી હતી અને તેથી તેનાપર સરકારે ચીડાઇને સખ્ત આક્ષેપો કર્યા હતા. હાલ તો સત્યાગ્રહની લડત પુર જોશમાં ચાલે છે અને જોકે સરકાર ખોટી રીતે એમ માને છે કે આ લડત ગુજરાત સભા ચલાવે છે તો પણ તેના વિષે એક પણ ટીકા કરી નથી. બીજું, પહેલી યાદીમાં મહેસુલ ન ભરનાર પર સખ્તાઇનાં પગલાં લેવાશે એમ ધમકી આપી હતી પણ આ યાદીમાં જમીન ખાલસા કરવાની કે એવી કંઇ પણ ધમકી સરકારે આપી નથી. એનો અર્થ એમજ છે કે પ્રેટ સાહેબની રાજનીતિને સરકારે ટેકો આપ્યો નહિ તેથી તે ફેરવવાની જરૂર પડી. યાદીમાં સરકારે એક એ સિદ્ધાંત રજુ કર્યો છે કે પાકની ખામીઓ અને બીજા સંયોગો ધ્યાનમાં લઇને કયા ગામોમાં કેટલું મહેસુલ મુલતવી રાખવું એનો નિર્ણય કરવાની સત્તા કલેકટરને આપવામાં આવી છે અને મહેસુલ મુલતવી રખાવવાનો દાવો તો પ્રજા કદાપિ કરી શકેજ નહિ. આના જવાબમાં મહાત્મા ગાંધીએ યોગ્ય રીતે જણાવ્યું છે કે ચાર આનીથી ઓછું પાકે તો પણ કલેકટર મહેસુલ લે એમ તો સરકાર પણ કહેતી નથી. ગામડામાં પ્લેગ, મોંઘવારી વગેરે બીજા સંયોગો તો આ વર્ષે ઘણા માઠા છે અને કલેકટર સાહેબને મહેસુલ મુલતવી રાખવા વિષે જે સત્તા આપવામાં આવી છે તે તેમણે ઇચ્છા પ્રમાણે નહિ પણ નિયમોને અનુસરીને વાપરવાની છે. અર્થાત્ કલેક્ટર તે જીલ્લાનો આપખુદ નવાબ નથી પણ નિયમોથી બંધાએલો પ્રજાનો સેવક છે. આ સિદ્ધાંત પણ સત્યાગ્રહની આ લડતના આધારરૂપ છે અને તેટલે અંશે તે સ્વરાજ્યની પણ લડત છે એમ સમજાય છે.

આ નોંધ લખતી વખતે જપ્તીઓનો વર્ષાદ સત્યાગ્રહીઓના પર વર્ષે છે. સત્યાગ્રહનું નાવ વીર સુકાની મહાત્મા ગાંધીજીએ ચલાવવા માંડ્યું એટલે ધીમે ધીમે મોજાં વધારે ને વધારે તોફાની બનવા લાગ્યાં, આકાશ ઘનઘોર થઇ ગયું અને એક ભયંકર તોફાન આખા સમુદ્રપર વાવા લાગ્યું. ધીમે ધીમે તોફાન વીખરાઇ ગયું, વાદળાં વેરાઇ ગયાં અને હવે જે ધીમો વરસાદ પડે છે તેમાંથી ચળકતું સ્વચ્છ આકાશ અને ક્વચિત્ આશાસૂર્યનાં જ્વલંત કિરણો નજરે પડે છે.

પૂર્ણ થશે. પુસ્તકની કિંમત રૂ. ૧-૦-૦ થી ૧-૮-૦ (એક રૂપીઆથી દોઢ સુધી) એ કરતાં
રે થશે નહિ. દરેક પુસ્તક પ્રકટ થવા પહેલાં કાયમના ગ્રાહકોને ૧૦ દિવસ અગાઉથી સૂચના
પત્રામાં આવશે.

**મના ગ્રાહક થવાની રીત—**

આ માળાના કાયમના ગ્રાહક થનારને **આઠ આના પ્રવેશ ફી** આપવી પડે અને ત્યાર બાદ દરેક પુસ્તક તેઓને અર્ધી કિંમતે મળે છે.

પ્રથમ પુષ્પ **રાજપૂતોનો રણયજ્ઞ.** પ્રકટ થઇ ગયું છે.

કિંમત રૂ. ૦-૧૨-૦

આ માળાના કાયમના ગ્રાહક થનારને ઉકત પુસ્તક અર્ધી કિંમતે અપાશે. એટલે તેના ના છ અને પ્રવેશ ફી **આઠ આના** તેમજ બે આના પોષ્ટેજના એમ કુલે રૂ. ૧) મોક-થી અથવા તેટલાનું વી. પી. કરવાનો ઑર્ડર મળવાથી તે વી. પી. સ્વીકારાયા બાદ કાય-ગ્રાહક થઇ શકાય છે. કાયમના ગ્રાહકોએ આ માળામાં પ્રકટ થતાં દરેક પુસ્તકો લેવાં પડશે.

આત્મોન્નતિ અને દેશોન્નતિનાં ઉત્સુક સ્ત્રી પુરૂષોને નજીવી કિંમતમાં મળતો મૂલ્ય લાભ! કામ અને દામની કંઇક તુલના કરો; અને હૃદયાત્મા "હા" કહે ૪ નામ નોંધાવો:—

વ્યવસ્થાપક, વિવિધ વાર્તામાળા.
રાયપુર, અમદાવાદ.

---

પુસ્તક ૩ જું. અંક ૧૨ મો.

# નવજીવન

અને

# સત્ય.

જુન, ૧૯૧૮.




તંત્રી અને પ્રકાશક,

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, બી. એ., એલ.એલ. બી.

ભદ્ર—અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૨—૦—૦, છુટક નકલ આના ૩.

દરેક સજ્જને હવેથી આ માસિક સંબંધી તમામ પત્રવ્યવહાર—વ્યવસ્થાપક નવજીવન અને સત્ય ભદ્ર, અમદાવાદ એ સરનામે કરવા કૃપા કરવી.

# નવજીવન
અને
# સત્ય.

પુસ્તક ૩. જુન, ૧૯૧૮. અંક ૧૨.

## ×નવીન ગુજરાત.

આજ દિવસે ગયે વર્ષે,* જેમને અમારૂં યુવકમંડળ નવીન ગુજરાતના એક આદર્શરૂપ પ્રતિનિધિ તરીકે ઓળખાવવાને મગરૂર હતું, તેમના અકાળ અને દુઃખદાયક અવસાનથી, જેમ મુસાફરીની શરૂઆતમાં એક સાચો રાહબર, મિત્ર અને સ્નેહી ખોવાથી જે દુઃખ અને ગ્લાનિ થાય તે અમે અનુભવ્યાં હતાં. તેમની આગેવાની હેઠળ અમને આશા હતી કે, અમે ઘણું કરી શકત; ખાસ કરીને આ સંક્રાન્તિ યુગમાં નવેસર સમાજ રચનાના વિચારનું મંથન થઇ રહ્યું છે અને વિવિધ પ્રકારની યોજનાઓ ચર્ચાય છે, ત્યારે તેમની ખોટ અમને બહુ સાલે છે. ગુજરાતના ઉત્કર્ષ માટે તે સદા ઉત્સુક રહેતા. ભાવી ગુજરાતનું સ્વરૂપ ઉજ્જવળ અને દેદીપ્યમાન બને તે માટે તે હમેશ ચિંતન કરતા. ગુજરાતનું હિત તેમને હૈયડે વસ્યું હતું. ગુજરાતમાં એવી કોઇપણ સાર્વજનિક પ્રવૃત્તિ નહિ હોય કે જેમાં તેમના સીધો કે આડકતરો સંબંધ નહિ હોય. ગુજરાતનું ઐક્ય અને ઉન્નતિ સાધવાને તે નિરંતર પ્રયત્ન કરતા અને તેના વિચારમાં જ તે મશગુલ રહેતા હતા. આવી રીતે સેવામય પ્રવૃત્તિ અને વિચારમાં તેમનું જીવન પરોવાયલું રહેતું. તેમના મૃત્યુ માટે મિથ્યા શોચ કરવાને બદલે, ઇશ્વર ઇચ્છાને આધીન થઇ, તેમનું સ્મરણ તાજું રાખવાનો ખરો માર્ગ અમને એજ જણાય છે કે, જે વિચાર, ભાવના અને કાર્ય, તેમને પ્રિય અને સુખ આપનારાં હતાં તે પોષવાને અને ઉત્તેજિત કરવાને આપણે બનતો પ્રયાસ કરવો અને તેજ વસ્તુ તેમના આત્માને પરમ સંતોષ અને આનંદ આપશે. તેથી જેના વિશે વિચાર કરતાં તે હમેશ પ્રફુલિત થતા એવો વિષય "નવીન ગુજરાત" તેમના સ્મારક ભાષણ માટે મેં પસંદ કર્યો છે.

આ વિષય પસંદ કરવામાં બીજું પણ ઔચિત્ય રહેલું છે. ગુજરાતમાંથી પેશ્વાઇ સત્તા બદલાઇ, બ્રિટિશ અમલ સ્થપાયે, હાલમાં એક સો વર્ષ પુરાં થાય છે અને તે દરમિયાન સમાજની સ્થિતિમાં ને પ્રજાજીવનમાં કેવા અને શા ફેરફાર થયા છે તેનું દિગ્દર્શન આનંદદાયક થઇ પડશે. સન ૧૯૧૪ માં અમદાવાદ વસે ૫૦૦ વર્ષ પુરાં થતાં હતાં, તે વખતે તે પ્રસંગ યોગ્ય રીતે ઉજવવાને સ્વ. ભાઇ રણજીતરામે 'ગુજરાત સાહિત્ય સભા'ને એક પત્ર લખ્યો હતો, જે મેં મમતાપૂર્વક સાચવી રાખ્યો છે. આજના વિષય નક્કી કરવામાં તે પણ કેટલેક અંશે કારણભૂત છે.

વળી એક પ્રસંગે તેમણે મને કહેલું ખાસ યાદ છે કે, અત્યારે આપણે સમાજ અને

× રણજીતરામ સ્મારક ભાષણ. * મૃત્યુ તીથી; જેઠ સુદ ૧૪, સં. ૧૯૭૩.

જીવનના પ્રશ્નોની ચર્ચા તથા અભ્યાસ કરવાની અત્યંત જરૂર છે. શિક્કા અને શિલાલેખનો સંગ્રહ અને અભ્યાસ બેશક ઉપયોગી છે પણ હાલમાં જ્યારે સમાજનાં બંધનો શિથિલ થતાં જાય છે અને નવીન સંજોગોમાં આપણે મુકાયા છીએ, ત્યારે પરિસ્થિતિનો યોગ્ય વિચાર કરી, નવા ઉદ્દ્ભવતા જીવનના, સુખદુઃખના, વ્યક્તિ અને સમાજ સુધારાના અને ઉન્નતિના પ્રશ્નો ખાસ વિચારવાની અને ચર્ચવાની ખરી જરૂર છે.

વિશેષમાં, ચાલુ દારૂણ યુધ્ધે પશ્ચિમના સમાજનું અને સુધારાનું બંધારણ ઢીલું કરી નાંખ્યું છે અને વાસ્તવિક રીતે ત્યાંની પ્રજા અત્યારે માત્ર આશામાં, **सत्यमेव जयते** એ નીતિસૂત્રના સત્યપર આસ્થા અને ઇશ્વરની શ્રદ્ધામાંજ જીવે છે. દુઃખ અને વિપત્તિમાં તેઓ પોતાના દિવસો પસાર કરે છે, છતાં સ્વાતંત્ર્ય અને સંસ્કૃતિના મૂળ સિદ્ધાંતો માટેની તેમની લાગણી અને ઉત્સાહ સહેજ પણ કમી થયા નથી. પ્રજાજીવન નવીન વિચાર અને ભાવનાથી તરવરી રહ્યું છે. રાષ્ટ્ર અને પ્રજાજીવન, નાના રાજ્યોનું સ્વાતંત્ર્ય અને સમાનતા તથા ભવિષ્યની સુલેહ અને શાન્તિ સાચવવાને સર્વ રાષ્ટ્રોનો સંઘ—A league of nations—એ તેમની લડતનાં જીવનસૂત્રો બન્યાં છે અને ટુંકાણમાં સમગ્ર સુધારો અને સમાજની નવેસર રચના અને બંધારણના મહત્વના પ્રશ્નો, લડાઇનું અત્યંત ભારે દબાણ હોવા છતાં ત્યાં ગંભીર રીતે ચર્ચાઇ રહ્યા છે. છેલ્લાં ચાર વર્ષમાં, ચાલુ લડાઇથી આપણા જીવન પર અને સમાજપર બહોળી અને ઉંડી અસર થયેલી છે અને તેની પ્રગતિ આશ્ચર્યકારક છે. પ્રજા અને સરકાર ઉભયનો દૃષ્ટિકોણ બદલાઇ ગયો છે અને પ્રજા નવા જીવન માટે તલસે છે; તેની અભિલાષાઓ વધી છે. આવા બારીક અને ગંભીર સંજોગોમાં આપણને સુનાસબ છે કે, નવીન સંસ્કૃતિના તાત્ત્વિક સિદ્ધાંતો ધ્યાનમાં લઇ આપણા સમાજ અને રાષ્ટ્રના બંધારણમાં ક્યા તત્ત્વોની ખામી અને જરૂર છે, તેનો વાસ્તવિક રીતે વિચાર કરવો જોઇએ, કે જેથી આપણું જીવન વધારે સુખી ને ઉન્નત થાય. આપણને ઉંચી કેળવણી મળે છે પણ તેનો ઉપયોગ બહુધા પૈસા કમાવા માટે થાય છે; વસ્તુતઃ તે તેનો અંતિમ હેતુ નથી. ખરી રીતે તેનો વ્યય જીવનના અને સમાજના પ્રશ્નોના વિચાર, અભ્યાસ, અને નિર્ણય કરવામાં થવો જોઇએ. આ દૃષ્ટિએ પણ આજનો વિષય પસંદ કરવામાં કંઇક હેતુ રહેલો છે.

ચાલુ લડાઇ દરમિયાન “ રાજકીય ધ્યેય ”—Political Ideals—એ નામનું એક વિદ્વતાપૂર્ણ પુસ્તક પ્રસિદ્ધ થયું છે અને તેના લેખક મિ. સી. ડી. બર્નસના શબ્દોમાં કહીએ તો ઇતિહાસનો હેતુ વર્તમાન સ્થિતિમાંથી વધારે ઉજ્જવલ અને સુંદર ભવિષ્ય રચવાનો છે; અને તેટલા માટે ભૂતકાળની સ્થિતિમાંથી વર્તમાન સ્થિતિ કેવી રીતે ઉદ્દ્ભવી તે સમજવાની જરૂર છે. ભૂતકાળમાં આપણે રસ લઇએ છીએ કેમકે વર્તમાન સ્થિતિ સમજવાને આપણે ઉત્સુક છીએ અને વર્તમાન સ્થિતિ સમજવાની જરૂર એટલા માટે છે કે તેનું જ્ઞાન ભવિષ્યનું બંધારણ ઘડવામાં આપણને સહાયભૂત થઇ પડે. આ સિવાય ઇતિહાસનો અન્ય કાંઇ હેતુ નથી. આ ધોરણે આપણે હવે ગુજરાતનો ઇતિહાસ અવલોકીએ.

ગુજરાતમાં છેલ્લું હિંદુ રાજ્ય કરણ વાઘેલાનું હતું. સન ૧૨૯૭માં અલાઉદ્દીન ખીલજીએ ગુજરાત સર કર્યું ત્યારથી ગુજરાતમાં મુસલમાની અમલ શરૂ થાય છે. તે સમયની લોકસ્થિતિ અને મુસલમાનોના ત્રાસ અને જુલમનો કંઇક ખ્યાલ આપણને કવિ પદ્મનાભ કૃત કહાનડદે પ્રબન્ધમાંથી મળે છે. દિલ્હીની મધ્યસ્થ સત્તા નબળી પડતાં, પ્રાંતિક હાકેમો

સ્વતંત્ર થાય છે. સન ૧૪૧૪ માં ગુજરાતમાં નવીન ગાદી સ્થપાય છે અને અમદાવાદ તેનું પાયતખ્ત બને છે. સન ૧૫૭૩ માં મહાન અકબર ગુજરાત પર ચઢી આવતાં ગુજરાતની સલતનતનો અંત આવે છે. તે પછી મોગલ સત્તા સર્વોપરિ થાય છે. મોગલ શહેનશાહતનો સૂર્ય અસ્ત પામતાં મરાઠાઓનો દોર વધે છે અને ગુજરાતમાં પેશ્વા અને ગાયકવાડની સત્તા જામે છે. મરાઠાઓની ધાડ અને લુંટફાટનું અસરકારક વર્ણન કવિ વિશ્વનાથે "ગનીમના પવાડા"માં કર્યું છે અને તે કાળની સમાજસ્થિતિ જાણવાને તે ઉપયોગી છે. સન ૧૮૧૮માં પેશ્વાઇ પડે છે અને બધી હકુમત તથા સત્તા કંપની સરકાર હસ્તક આવે છે.

આ પાંચસેં વર્ષના ગાળા દરમિયાન જે કાંઇ સાધનો આપણને પ્રાપ્ત થએલાં છે, તે પરથી આપણે એવા નિર્ણય પર આવી શકીએ છીએ અને લોકવાયકા તેને અનુમોદન આપે છે કે, તે સર્વ રાજ્યસત્તા આપખુદ અને જોહુકમી હતી અને પ્રજાજીવન સમૂળગું હતું જ નહિ. જીવનનાં અને વ્યવહારનાં સાધનો તદન સ્થાનિક, સંકુચિત અને અણવિકસેલાં હતાં. "Study of words" "શબ્દોનો અભ્યાસ" એ નામના પુસ્તકમાં મિ. ટ્રેન્ચ બતાવે છે કે, શબ્દોમાં પણ અદ્‌ભુત ઇતિહાસ રહેલો છે. ભૂસ્તરવિદ્યાના જમીનનાં જુદાં જુદાં પડની માફક શબ્દો પણ ગતસમયની સમાજસ્થિતિ પર સારો પ્રકાશ પાડે છે. એ પ્રમાણે ગુજરાતી ભાષામાં રૂઢ થયેલા નવાબી, જહાંગીરી, પેશ્વાઇ અને ગાયકવાડી વગેરે શબ્દોના અર્થ વિચારીશું તો તે શબ્દોના અર્થ–(પ્રમાણે) લક્ષણો–તેમના રાજ્ય વહીવટને ઘણેખરે અંશે લાગુ પાડી શકાશે; આના સમર્થનમાં આપણને બીજા સ્વતંત્ર પુરાવા પણ મળી આવે છે. મુંબાઇ ગેઝિટિયરનો વિદ્વાન લેખક સન ૧૮૫૭ ના બળવા વિશે વિવેચન કરતાં જણાવે છે કે, હિંદી સિપાઇઓ નિષ્ફળ નિવડયા, કારણકે, તેમનામાં નૈતિક ગુણોનો અભાવ હતો. એક બીજામાં વિશ્વાસ અને સંપ નહતાં તેમજ આગેવાનની ખામી હતી. વળી પેશ્વાઇ કેમ પડી, તેનાં કારણો, જાણીતા લેખક વાસુદેવ વામન ખરેએ ગયા માસમાં પ્રસિદ્ધ થયેલા, શ્રીયુત નરસો ચિંતામણ કેલકરના "મરાઠા વ ઇંગ્રેજ" એ નામના પુસ્તકના ઉપોદ્‌ઘાતમાં અસરકારક રીતે દર્શાવ્યા છે અને સંક્ષેપમાં તે નીચે પ્રમાણે છે. "દેશાભિમાનનો તદન અભાવ, સમૂહ રૂપે એકત્ર થઇને કામ કરવાની નાલાયકી, સ્વાર્થ સાધી લેવાની ઉત્સુકતા, આળસ, બેદરકારી, અને સ્વાશ્રયની ખામી ઇત્યાદિ દુર્ગુણો આપણા સમાજમાં જે દાખલ થઇ ગયેલા છે તેજ આપણા રાજ્યના નાશનું કારણ છે."

આ પ્રમાણે પ્રાચીન ઇતિહાસ જોતાં એટલું સ્પષ્ટ થાય છે કે, તે સમયમાં રાજ્ય સત્તા આપખુદ અને જોહુકમી હતી, પ્રજાજીવનનો અવકાશ જ નહોતો, સર્વ વહીવટ અને વ્યવહારનાં સાધનો સંકુચિત, સ્થાનિક અને અણવિકસેલાં હતાં તેમજ એક સાથે મળીને કાર્ય કરવાની અને સ્વદેશાભિમાનની ખામી હતી. જાતિ ઇર્ષા અને કુસંપ જાદે હતાં.

વર્તમાનસ્થિતિ સમજવાને માટે આપણે પેશ્વાઇ અમલ સુધીનો ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ઉપરટપકે જોયો. અને તે કાળનાં મુખ્ય લક્ષણો વિચાર્યાં. હવે વર્તમાન સ્થિતિ તપાસવી જોઇએ કે જેથી આપણે ભવિષ્યને વધારે સુંદર અને સુખકર કરી શકીએ.

બ્રિટિશ અમલનાં છેલ્લાં સો વર્ષનો ઇતિહાસ, તેની આગળના મુસલમાની અને મરાઠી રાજ્યો સાથે મુકાબલે વિચારીશું તો આપણે એટલું ખાત્રીપૂર્વક કહી શકીશું કે, પૂર્વે

જે અંધાધુની, અન્યાય, અવ્યવસ્થા, લુંટ અને ત્રાસ તથા જાનમાલનો ભય રહેતાં હતાં તે તદન દૂર થયાં છે અને અત્યારે સર્વત્ર શાંતિ, કાયદા કાનુન અને વ્યવસ્થાનું સામ્રાજ્ય પ્રવર્તે છે. આ નવીન ફેરફાર અને સુધારાથી, શરૂઆતમાં પ્રજા અતિશય આનંદ, લાગણી અને ઉલ્લાસ પામી હતી. એ લાગણી અને ભાવ તે સમયના સાહિત્યમાં સારી રીતે સચવાઇ રહેલાં છે. તે પછી પ્રજાજીવનનો સારો વિકાસ થયેલો છે, પ્રજાકીય ઐક્ય પ્રાપ્ત થયેલું છે, રાષ્ટ્રની ભાવના ખીલી છે અને હવે પ્રજા જવાબદાર રાજ્યતંત્ર—સ્વરાજ્ય—મેળવાને માગણી કરે છે. આ જેવો તેવો ફેરફાર નથી. આ પ્રગતિ સંતોષકારક અને આનંદજનક છે, અને તે માટે આપણે ખચીત બ્રિટિશ રાજ્યને આભારી છીએ.

વળી આગલી અને હાલની સમાજ સ્થિતિ અને રાજ્ય વહીવટમાં જબરો ફેરફાર થઇ ગયેલો છે. ઓગણીસમી સદીમાં થયેલી વૈજ્ઞાનિક શોધો અને પશ્ચિમના સુધારાનું તે પરિણામ છે. રેલવે, સ્ટીમર, ટેલિગ્રાફ અને વાયરલેસ દાખલ થવાથી, અંતરનો ખ્યાલ તદન નજીવો થઇ પડયો છે. વ્યવહારનાં સાધનોમાં એકદમ સુગમતા અને ઝડપ આવ્યાં છે. આખી પૃથ્વીના સમાચાર આપણે જૂજ સમયમાં મેળવી શકીએ છીએ. મુસાફરી માટે અનેક પ્રકારનાં સુખ સગવડનાં સાધનો વધ્યાં છે. પોસ્ટ ઑફિસની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની છે અને માત્ર નામના ખર્ચથી આપણે પૃથ્વીના છેડા સુધી ખબર મોકલી શકીએ છીએ તથા પત્ર વ્યવહાર કરી શકીએ છીએ. કારખાનાંમાં વરાળ અને વીજળીનો ઉપયોગ થવાથી માલનો પેદાશ મોટા પ્રમાણમાં તૈયાર થાય છે. આને લીધે વેપાર અને હુન્નરો ખૂબ ખીલ્યાં છે. છાપખાનાંને લીધે જ્ઞાનનો પ્રસાર વધ્યો છે અને વર્તમાન પત્રની અસર અદ્ભુત માલમ પડી છે. હાથ મહેનત ઓછી થઇ, જ્યાં ત્યાં યાંત્રિક બળ દાખલ થયું છે અને તેના પરિણામે સુખ સંપત્તિના અને વૈભવ વિલાસનાં સાધનો પુષ્કળ વધ્યાં છે. આ કારણથી વર્તમાન યુગને 'યાંત્રિક યુગ'નું નામ આપવામાં આવ્યું છે. આની છાપ હિંદી રાજ વહીવટ ઉપર પણ પડી છે. હિંદી રાજ્ય વહીવટ વ્યક્તિ રહિત (Impersonal) છે, તેની વ્યવસ્થા યંત્રની માફક ચાલે છે અને એજ તેની મુખ્ય ખામી છે.

નવીન સુધારાનું આપણે આ બાહ્ય સ્વરૂપ જોયું. હવે તેનું આંતર સ્વરૂપ વિચારીએ. પેશ્વાઇ સત્તા હાથ આવતાંજ લોર્ડ એલફિન્સ્ટને હિંદીઓને કેળવણી આપવા માટે યોજના કરવા માંડી હતી અને કંપની સરકાર પર તે માટે કેટલુંક ખરચ કરવાનું ફરજિયાત હતું. સન ૧૮૩૫ માં લોર્ડ મેકાલેની લડતથી ઇંગ્રેજી કેળવણીનો પાયો નંખાયો અને સન ૧૮૫૮ માં યુનિવરસિટીની સ્થાપના થઈ. અદ્યાપિ તેજ કેળવણી પદ્ધતિ ચાલુ છે અને તે પદ્ધતિ સર્વ પ્રાંતોમાં એક સરખી લાગુ પાડી છે. એની ગતિ પણ યુગ બળ પ્રમાણે યાંત્રિક થઇ પડી છે. તે રસ અને જીવ વિનાની વસ્તુ થઇ પડી છે ને એકજ ચીલામાં ચાલે છે. શરૂઆતમાં એવી આશા રાખવામાં આવી હતી કે, આ ઇંગ્રેજી વિદ્યા સંપાદન કરેલો વર્ગ, તે ભાષામાંના જ્ઞાનનો લાભ પાછળ પડેલા પોતાના બંધુઓને માતૃભાષામાં આપશે પણ તે આશા વ્યર્થ ગઇ છે. રાજ્ય તરફથી પ્રજા કેળવણી માટે અન્ય કોઇ પ્રકારની પુરતી સગવડ કે વ્યવસ્થા નહિ હોવાથી પ્રજા સમૂહનો ઘણો મોટો ભાગ અંધકારમાં અથડાય છે, અને નવીન જ્ઞાન સંપાદન કરવાને તેને કશાં સાધન નથી. ઇંગ્રેજી કેળવણીના સંસ્કારવડે આપણે નવજીવનને પામ્યા છીએ, આપણામાં વ્યક્તિત્વનો વિકાસ

થયો છે, જવાબદારી અને કર્તવ્યનું ભાન આવ્યું છે અને જાહેર જીવનમાં વધુ અને વધુ પ્રમાણમાં ભાગ લેતા થયા છીએ. વળી તેજ સંસ્કૃતિની અસરથી આપણે કાયદાને માન આપતાં શીખ્યા છીએ અને રાજકીય હકો માટે માગણીઓ કરીએ છીએ. નૈતિક ભાવના જાગ્રત થઇ છે, સમાજ સેવાની લાગણી તીવ્ર બની છે અને એક બીજાના વિચાર તથા અભિપ્રાય માટે સહિષ્ણુતા બતાવીએ છીએ. રાષ્ટ્ર અને સ્વરાજ્યની ભાવનાનો વિકાસ એ તેનાં જ મીઠાં ફળ છે. પશ્ચિમના ધોરણપર હિંદી રાજ્ય પદ્ધતિ યોજ્યાથી, અગાઉ કરતાં રાજ વહીવટમાં ઉત્તમ પ્રકારની વ્યવસ્થા નજરે પડે છે તથા દેશમાં શાંતિ અને વ્યવસ્થા ( Organisation ) વ્યાપી રહ્યાં છે. પ્રેસ—વર્તમાન પત્ર એ બ્રિટિશ અમલની કીમતી બક્ષીસ છે અને બોલવા તથા લખવાની સ્વતંત્રતા માટે જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી જ છે, ટુંકાણમાં બ્રિટિશ અમલનું આ ઉજ્વળ સ્વરૂપ છે અને છેલ્લાં સો વર્ષ દરમિયાન પ્રજાએ જુદી જુદી દિશામાં વિવિધ પ્રકારની પ્રગતિ કરી છે પરંતુ તે સાથે પ્રાપ્ત થયેલાં નવજીવનના પરિણામે તેની અભિલાષાઓ પણ વધી છે.[1] અને પોતાનો વિકાસ થવાને અને આગળ વધવાને તે ઉત્સુક બની છે, પણ તેના વિકાશ માટે પુરતો અવકાશ અને સ્વતંત્રતા નથી. વ્યવસ્થા અને કાયદાનાં બંધનો, તેની વિરૂદ્ધ એટલાં સખત અને બંધનરૂપ છે કે, પ્રજા બ્રિટિશ વહીવટથી નારાજ થઇ તેની રાજ્ય પદ્ધતિ સામે અસંતોષ અને નિરાશાની લાગણી પ્રદર્શિત કરે છે. પશ્ચિમની પ્રજાઓએ વ્યવસ્થાને એટલે દરજ્જે ખીલવી છે ને, તેની ગતિને એવી યાંત્રિક કરી મુકી છે કે, જે તેના વહીવટનું ભૂષણ હોવું જોઇએ તેજ તેનું દૂષણ થઇ પડયું છે. તે આમ નિષ્ફળ જવાનું કારણ એ છે કે, તે વ્યવસ્થા એકદમ સખત અને નિયમિત છે અને તેનાં બંધનો, એક યંત્રની પેઠે એવાં ગોઠવાયાં છે કે, તે આપણા જીવનને જકડી લે છે અને આપણી ગતિ તથા વિકાશને ખાળે છે. સર રવીન્દ્રનાથ ટાગોરના શબ્દોમાં કહીએ તો—"It is a steam—roller formidable in its weight and power, having its uses, but it does not help the soil to become fertile. When after its enormous toil it comes to offer us its boon of peace, we can but murmur under our breath that "peace is good" but not more so than life, which is God's own great boon.[2]

તેમજ તે પદ્ધતિમાં બીજી શી ઉણપ અને ખામી રહેલાં છે અને ક્યાં મુશ્કેલીઓ નડે છે તેનું વિવેચન સ્વ. ગોખલેએ બહુ અસરકારક રીતે કર્યું છે. તેઓ કહે છે કે, "અમારી મુખ્ય ફરિયાદ એ છે કે, અમને સત્તામાંથી દૂર રાખવામાં આવ્યા છે અને તે સત્તાના અભાવે અમારી સ્વાભાવિક શક્તિઓ દિન પ્રતિદિન ક્ષીણ થતી જાય છે. આમ કુદરતની બક્ષીસનો નાશ એ અમને અત્યંત નુકશાનકારક છે. બીજું દુઃખ આર્થિક છે. છેલ્લાં ચાલીસ વર્ષમાં ૧૫ અબજ રૂપિયાનો માલ, આયાત કરતાં વધારે નિકાશ થયેલો

૧. ઈમ્પીરીયલ ગેઝિટિયરનાં હિંદી સામ્રાજ્યનાં ચાર પુસ્તકો જોવાથી આને લગતી પુષ્કળ જાણવા જેવી ને ઉપયોગી માહિતી મળી આવશે.

૨. Nationality—by Ravindranath Tagore.

છે. કોઇ પણ દેશ—ખાસ કરીને હિંદ જેવો ગરીબ દેશ—આવો ઘસારો ( drain ) સહન કરી શકે નહિ. આવી આર્થિક સ્થિતિને પરિણામે અમારો દેશ વધુ અને વધુ ગરીબ થતો જાય છે. અને આને માટે બ્રિટિશ અમલ જવાબદાર છે.[1]

વર્તમાન સ્થિતિ ઉપર જણાવ્યા પ્રમાણે છે તેમાં હવે કેવા પ્રકારના સુધારાની જરૂર છે તેનો વિચાર કરીએ, જેથી આપણે ભવિષ્યને સુધારી શકીએ અને પ્રજાજીવનનો વિકાસ પણ થાય.

પશ્ચિમના ધોરણ ઉપર આપણો રાજ્ય વહીવટ ઉભો થયેલો છે માટે ત્યાંનો ઇતિહાસ જોવાની જરૂર છે. કાયદો અને સ્વાતંત્ર્ય (Law and Liberty ) એ બે પાશ્ચાત્ય સંસ્કૃતિનાં ખાસ લક્ષણો છે અને તેની પર જ તેનું બંધારણ બંધાયું છે. તેમાંનું એક તેણે રોમ પાસેથી અને બીજું ગ્રીસ પાસેથી લીધાંછે. કાયદો અને વ્યવસ્થાનાં બંધારણ માટે તે રોમને આભારી છે; જ્યારે સ્વાતંત્ર્ય—પ્રજા સત્તાક રાજ્ય—ની ભાવના તે ગ્રીસની બક્ષીસ છે. તે બેનો સંબંધ એટલે બધો ગાઢો છે કે તે એકમેકની મદદ વિના નભી શકે નહિ. યુરોપનો ઇતિહાસ જોતાં, એટલું ખાત્રીપૂર્વક કહી શકાય કે, જ્યાં તે બે સમતોલ માલમ પડયાં નથી ને એક કે બીજાનું પ્રાધાન્ય જણાયું છે, ત્યાં એક વા અન્ય રીતે પ્રજાને મુશ્કેલીઓ અને હાડમારીઓ જ વેઠવી પડી છે. જીવન વિકાસ અને પ્રજા ઉન્નતિને માટે તે બન્ને બહુ જરૂરનાં છે. કાયદો અને સ્વાતંત્ર્ય એ બે મળેથીજ પ્રજા આગળ વધી શકે છે. એકલા કાયદાથી કે એકલા સ્વાતંત્ર્યથી પ્રજાને લાભ થતો નથી; એટલુંજ નહિ પરંતુ સામું નુકશાન થાય છે. પશ્ચિમની પ્રજાઓ અત્યારે સર્વોપરિ સત્તા ભોગવે છે, તેનું વાસ્તવિક કારણ પણ એજ છે કે, તેમની સંસ્કૃતિ કાયદા ને સ્વાતંત્ર્ય એ બે સિદ્ધાંતોથી નિયમિત થાય છે.[2]

આ ન્યાયે આપણને પશ્ચિમની સંસ્કૃતિનો એકજ ભાગ પ્રાપ્ત થયેલો છે અને તે કાયદાનો ભાગ છે. હવે આપણને બાકીનો ભાગ સ્વતંત્રતા જોઇએ છીએ. તે વિના જીવન અધુરૂં અને નિરસ માલુમ પડે છે. તે વિના જીવનનો વિકાસ સંભવિત નથી. કાયદાના અમલથી દેશમાં સુલેહ અને શાન્તિ પ્રવર્તે છે; વ્યવહારમાં વ્યવસ્થા અને નિયમ માલુમ પડે છે. તેની અસર માત્ર જડ વસ્તુઓ સફાઇબંધ અને તૈયાર રાખવામાં જોવામાં આવે છે. પણ તેથી કાંઇ પ્રજામાં જીવન આવતું નથી અથવા તે જીવનનો વિકાસ કે ઉન્નતિ કરતાં નથી. યંત્ર માફક તેનું બધું કાર્ય નિયમિત અને વ્યવસ્થિત હોય છે, એટલીજ તેની ખૂબી છે પણ જીવનની સાર્થકતા માત્ર સુલેહ અને શાન્તિ પ્રાપ્ત કરવામાં સમાપ્ત થતી નથી. જીવનનો હેતુ એથી ઘણો ઉંચો રહેલો છે. ખરી રીતે આપણને જીવન વિકાસની જરૂર છે.

૧ Gokhele's speeches.

2. When the great War opened, there was scarcely a square mile of territory on the face of the Globe which had not passed under the dominion of western civilisation. What has made this remarkable achievement possible is "political superiority of western civilization which is due to its two governing ideas of national law and liberty."

Prof. Ramsay Muir, Nationalism & Internationalism." p. 35

આપણા શાસ્ત્રકારોએ પણ પ્રારબ્ધ રૂપી વ્યવસ્થા સાથે પુરૂષાર્થ રૂપી સ્વતંત્રતાની યોજના કરેલી છે. એક માણસ કે વ્યક્તિ સમૂહ ગમે તેટલો વફાદાર હોય, ઉદ્યમી હોય, હોશિયાર અને બુદ્ધિશાળી હોય પણ તે તાબેદાર સ્થિતિમાં રહેતા હોવાથી તેમનો પૂર્ણ રીતે વિકાશ થશે નહિ, કેમકે સ્વતંત્ર અધિકારના અભાવે, તેને પોતાની ઇશ્વરદત્ત શક્તિઓનો ઉપયોગ કરવાને અવકાશ હોતો નથી અને તેથી તે શક્તિઓ સંકુચિત અને અપૂર્ણ રહે છે. મી. ઝીમરેન કહે છે કે એક માણસ કે પ્રજાની આવી તક છીનવી લેવી અને તેને જવાબદાર રાજ્યતંત્રના પ્રોત્સાહક સંસર્ગમાંથી વિમુખ રાખવા, તે હોમરના શબ્દોમાં જણાવીયે તો, તેનું અડધું મનુષ્યત્વ ખોવા સમાન છે. રાજ્યનો હેતુ માત્ર સુવ્યવસ્થા કે શાન્તિ સાચવવામાંજ પરિપૂર્ણ થતો નથી. પણ તે સામાજીક અને વ્યક્તિ જીવનની ઉચ્ચમાં ઉચ્ચ ભાવનાઓ અને અભિલાષાઓ સિદ્ધ કરવામાં રહેલો છે. જીવનનો ક્રમ નિયમિત કે વ્યવસ્થિત થાય તેટલા માટે રાજ્યસત્તા જોઇતી નથી; પણ જીવનને સુંદર અને ઉન્નત કરવાને તેની જરૂર છે. ફક્ત સ્વતંત્રતાની ભૂમિમાં મનુષ્ય આત્માનો પૂર્ણ રીતે વિકાસ શક્ય છે અને જવાબદાર રાજ્યતંત્ર સિવાયની ગમે તે રાજપદ્ધતિ સામાજિક અને વ્યક્તિજીવનના જે ઉચ્ચ આશયો પ્રાપ્ત કરવાના છે, તેના અંતરાયરૂપ થાય છે* આટલા માટે આપણે જવાબદાર રાજ્યતંત્ર–સ્વરાજ્ય–મળવા દળાણુ કરીએ છીએ. તે વિના આપણી ઉન્નતિ સંભવતી નથી.

બ્રિટિશ અમલ પગભર થયો ત્યારથી શરૂઆતના ઇંગ્રેજ અધિકારીઓનો એવો સંકલ્પ હતો કે હિન્દી પ્રજાને સ્વરાજ્ય માટે તૈયાર કરવી અને તેજ હિન્દી રાજ્ય વહિવટનુ અંતિમ લક્ષ્ય રહેવું જોઇએ. તેમજ હિન્દુસ્તાનનો વહિવટ બ્રિટિશના લાભ માટે થવો નહિ જોઇએ પણ તેથી હિન્દનું હિત સચવાવું જોઇએ. ન્યાય અને વ્યવસ્થા દાખલ કર્યાથી, હિન્દી પ્રજાને કદાચ સંતોષ થાય. પણ તેથી બ્રિટિશ રાજ્યને યશ મળશે નહિ. બ્રિટિશ અમલનો એક જ આશય હોવો જોઇએ અને તે એકે પ્રજાને સ્વરાજ્ય માટે શિક્ષણ આપી લાયક કરવી× '( become sufficiently enlightened to form a regular government for themselves).' તેમજ ઇંગ્રેજ કેળવણી દાખલ કરતી વખતે લોર્ડ મેકોલેના ઉદ્ગારો ખાસ યાદ રાખવા જેવા છે કે જ્યારે હિન્દી પ્રજા પશ્ચિમના ધોરણપર સ્વરાજ્યની સંસ્થાઓ મળવાને માગણી કરશે ત્યારે બ્રિટનના ઇતિહાસમાં તે દિવસ જ્વલંત દીપી ઉઠશે. અને માજી હિન્દી પ્રધાન લોર્ડ મોરલી, હાલમાં પ્રસિદ્ધ થયેલા " પોતાના સ્મરણો " નામના પુસ્તકમાં એક સ્થળે પ્રશ્ન કરે છે કે હિન્દુસ્તાનમાં આપણે શા માટે છીએ? પોતેજ ઉત્તર આપે છે, ખચિત, પશ્ચિમની સંસ્કૃતિના મુળ પાયારૂપ ન્યાય, કાયદા અને મનુષ્યત્વના

* Lord Acton believed, as the Greeks and generations of Englishmen before him, that it is only in the soil of liberty that the human spirit can grow to its full stature and that a political system based upon any other principle than that of responsible Self-Government acts as a bar, at the outset to the pursuit of what he called 'the highest objects of civil society or of private life." Progress & History. p. 168, edited by F. S. Marvin.

× The Making of British India-by Prof. Ramsay Muir.

સિદ્ધાંતો હિન્દી સમાજમાં ધીમેથી, યોગ્યતા પ્રમાણે અને વિવેકપૂર્વક દાખલ કરવાને. વળી ચાલુ મહાન યુદ્ધ, ન્યાય અને સ્વતંત્રતાના સિદ્ધાંતો માટે પુર જોશમાં ચાલે છે. તેનો હેતુ સર્વત્ર પ્રજાસત્તાક રાજ્ય, પ્રજા પસંદ કરે તેવી રાજ્ય પદ્ધતિ—આત્મનિર્ણયનો અધિકાર—( Principle of self-determination ) દાખલ કરવાનો છે. બ્રિટિશ પ્રધાન મંડળે હિન્દને જવાબદાર રાજ્યતંત્ર આપવાને જાહેર કર્યું છે. તે વિશે વિશેષ કાંઇ ન કહેતાં આપણે એટલું જ ઇચ્છીશું કે બ્રિટન હિન્દમાં વિશ્વાસ રાખે; તેનું પરિણામ શુભ જ આવશે. હિન્દને સ્વરાજ્ય આપવામાં—અને તે વેળાસર—ઉભયનું હિત રહેલું છે. તેમાંજ તેમનો વિજય અને કીર્તિ છે. જગતના ઇતિહાસમાં આ બનાવ અપૂર્વ લેખાશે; હિન્દ બ્રિટનનો ઉપકાર કદાપિ વિસરશે નહિ. સ્વરાજ્ય એજ અમારી ઉન્નતિનું દ્વાર છે; તે વિના અમારી મુક્તિ નથી. તેથી બ્રિટિશ પ્રજાને અમારી નમ્ર પ્રાર્થના છે કે તે હિન્દને સ્વરાજ્ય—જવાબદાર રાજ્યતંત્ર—સત્વર આપે.

વર્તમાન સ્થિતિનું આપણે ઉપર અવલોકન કર્યું અને તે પરથી આપણી એટલી ખાત્રી થાય છે કે ભાવિ વિકાસને માટે આપણને સ્વરાજ્યની ખરી જરૂર છે અને તે બેશક મળવું જ જોઇએ. પણ તે સાથે પ્રશ્ન એ ઉદ્દભવે છે કે એકલું સ્વરાજ્ય આપણને ઇચ્છિત સુખ આપશે? ઇચ્છિત સુખ કયું? જીવનસિદ્ધિ શેમાં રહેલી છે? સ્વરાજ્યની ભાવનામાં કે જીવનના વિકાસ અને ઉન્નતિમાં? આ પ્રશ્નોનો વિચાર કરતાં ખુલાસો સહેજ મળે છે કે જીવનનું અંતિમ લક્ષ્ય મનુષ્યની બુદ્ધિ અને શક્તિના વિકાસ અને વૃદ્ધિ કરવામાં રહેલું છે અને તે પૂરેપૂરાં પ્રાપ્ત કરવાને આપણને સ્વરાજ્યની જરૂર છે. તે મેળવવાને સ્વરાજ્ય એક માર્ગ છે; માત્ર તે એક સાધન છે. વસ્તુતઃ જીવનનો વિકાસ તે આવશ્યક અને અગત્યની વસ્તુ છે અને તે મળવામાં અંતરાય ન નડે, તેનો માર્ગ સરલ અને સુગમ થાય તેટલા માટે સ્વરાજ્ય ઉપયોગી અને કીમતી છે.

આપણી સંસ્કૃતિમાં મનુષ્ય જીવનની સાર્થકતા, ધર્મ, અર્થ, કામ અને મોક્ષના બંધારણપર રચાઇ છે અને તેના પાલન માટે ચાર આશ્રમની યોજના થએલી છે. તે ચારને એક સરખી રીતે ખીલવ્યાથી જીવનની સિદ્ધિ સહેલથી પ્રાપ્ત થાય છે અને સુખ મળે છે. પણ તે પૈકી એકને વધુ પ્રાધાન્ય કે અગત્ય આપ્યાથી તેને હાનિ પહોંચે છે અને તેનું બહુ અસરકારક વિવેચન, ચાલુ લડાઇનું ઉદાહરણ આપીને, પૂજ્યશ્રી આનંદશંકરભાઇએ, "વસન્ત"માં પ્રસિદ્ધ થયેલા એમના એક લેખમાં કર્યું હતું. પરન્તુ અત્યારે પશ્ચિમના આચાર વિચાર અને ભાવનાની આપણા જીવન અને સમાજપર પ્રબળ અસર થયેલી છે અને તે ચાલુ જ છે. અને તેના પરિણામે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિ વચ્ચે જબરૂં મંથન થઇ રહેલું છે. જુના બંધનો તુટતા જાય છે. જીવનક્રમમાં અને વ્યવહારમાં ભારે અને મહત્વનાં ફેરફારો થયેલાં છે અને જડ સુધારાનું—સુખસંપતિ, વૈભવ અને વિલાસનું—આકર્ષણ બહોળુ અને આલ્હાદક જણાય છે. તથા સમાજ જીવનની ગતિ અને વલણ નવીન સુધારા,—ભાવના અને વિચાર—પ્રતિ વળે છે. રાષ્ટ્ર અને સ્વરાજ્યની ભાવના એ પશ્ચિમનું સંસ્કૃતિનું સુંદર ફળ છે. એકલા રાજકીય નહિ પણ જીવનના સર્વ પ્રદેશોમાં, પશ્ચિમના વિચારની અસર, વત્તાઓછા પ્રમાણમાં થએલી છે અને આપણે એવી સ્થિતિએ પહોંચ્યા છીએ કે જ્યાં જુની સ્થિતિ અને પરંપરા સમયાનુકૂળ ફેરફાર અને સુધારા સિવાય, લાંબો કાળ

નહી નજ શકે. તેટલા માટે આ મંથન કાળમાં નવી અને જુની સંસ્કૃતિનું ઘર્ષણ સારી પેઠે ચાલી રહ્યું છે, ત્યારે આપણા જીવન અને સમાજના નવેસર બંધારણ અને ઘટના થવાની અત્યંત જરૂર છે. તે સમાજ ઘટના અને વ્યવસ્થાનું કાર્ય—નવીન ગુજરાતના આચાર્ય થવાને સર્વ રીતે યોગ્ય છે તે, પૂજ્યશ્રી આનંદશંકરભાઇ, બહુ દક્ષતાથી અને ઉત્તમ રીતે કરી શકે એમ તેમના લખાણપરથી આપણી પ્રતીતિ થાય છે.

રાજકીય જીવનમાં આપણને શેની જરૂર છે તે આગળ વિચારી ગયા, અને તે એકે આપણને સ્વરાજ્ય જોઇએ છીએ. તેજ પ્રમાણે પરિસ્થિતિનો વિચાર કરતાં આપણા જીવનમાં ફેરફાર અને સુધારા કરવાનું અત્યંત જરૂરનું થઇ પડયું છે અને ચાલુ લડાઇના બનાવો પછી, તેનું મહત્વ ખાસ વધ્યું છે. પણ સમાજ જીવનનાં કેવા પ્રકારના ફેરફાર અને સુધારા કરવા જરૂરના છે, તે બરોબર સમજવાને માટે આપણે પ્રથમ ગયા સૈકાનો યુરોપનો ઇતિહાસ જોવો જોઇએ.

ફ્રેન્ચ રેવોલ્યુશને યુરોપના ઇતિહાસ પર ઉંડી અસર કરેલી છે અને તેના જે પરિણામો આવ્યાં છે તે પૈકી રાષ્ટની ભાવના અને વ્યક્તિ સ્વાતંત્ર્ય, એ બે વિચાર—ભાવનાઓનો પ્રભાવ મુખ્ય છે. આની પૂર્વે જૂદાં જૂદાં રાજ્યોમાં પ્રજાત્વની ભાવના—માત્ર લાગણી રૂપે—જણાતી હતી, પણ તે લાગણી હવે એક રાષ્ટની રાજકીય ભાવનામાં બદલાઇ જાય છે અને સૌ કોઇ પ્રજા—રાષ્ટ્ર—પોતપોતાનું હિત સાચવવાને અને વધારવાને પ્રયાસ કરે છે.

વળી રૂસોના મનુષ્ય હક્ક (Rights of Man) ની ભાવનાથી ઉપરના વિચારને પુષ્ટિ મળી અને જ્યાં ત્યાં વ્યકિતના હક્ક અને સ્વાતંત્ર્ય માટે જબરી માગણી થવા માંડી. તે દરમ્યાન કારખાનાઓનો વૈજ્ઞાનિક શોધોના પરિણામે બહોળો વિકાસ થયો અને વ્યવહારના સાધનોમાં એકદમ સુગમતા મળ્યાથી તેમાં જબરૂં પરિવર્તન થયું.

આમ સમાજ, વિજ્ઞાનની શોધ અને ફ્રેન્ચ રેવોલ્યુશનની અસરથી નવજીવનને પામતું હતું, તે અરસામાં ડાર્વિનની શોધ જાહેર થઇ અને આખા વિચાર પ્રદેશપર તેની પ્રબળ અસર થઇ. તેનો સિદ્ધાંત એ હતો કે સમાજમાં માત્ર ઉત્કૃષ્ટ હોય, તેનોજ નિર્વાહ—નિભાવ થઇ શકે; નબળાનો નાશ—મૃત્યુ—થવો જોઇએ. અને તે કુદરતનું શિક્ષણ છે. આ વિચારની સમાજ જીવનમાં જે શકિતઓ કાર્ય કરી રહી હતી તેનાપર જબરી અસર થઇ અને સર્વ કોઇ પોતપોતાનું હિત—સ્વાર્થ—જોવામાં પડયા. રાજ્યોએ પોતપોતાનો વિકાસ ઇચ્છયો એટલુંજ નહિ પણ અન્યના હિત અને લાભ પર તરાપ મારવા લાગ્યા. તેજ પ્રમાણેનું વર્તન વ્યકિતઓનું થયું. માલિકોએ પોતાના સ્વાર્થ સાધવાને મજુરોના હિત લક્ષમાં વિચાર્યાં નહિ અને તેઓ પોતાનો બચાવ—સૌ કોઇને મરજી મુજબ કરવાની છુટ (doctrine of laisse faire) એ નિયમ મુજબ કરવા માંડયો. પણ આવી બિન અંકુશ છૂટથી ઘણાં અનિષ્ટ પરિણામો આવ્યાં. વળી કુદરત પર કાબુ આવ્યાથી સુખ અને સગવડના, વૈભવ અને વિલાસના સાધનો, વિવિધ પ્રકારનાં થયાં અને પુષ્કળ વધ્યાં.

તથા વિજ્ઞાનની અસરથી ધર્મ અને નીતિની ભાવનાઓ શિથિલ પડી ગઈ અને લોકની તે પરથી આસ્થા ઉડી ગઇ. ટુંકાણમાં જડ સુધારાનો વિજય થયો અને તેનું પરિમળ ખુબ વધ્યું.

ચાલુ યુરોપીય યુદ્ધ તે ઉપર જણાવેલી રાષ્ટની અનિષ્ટ પ્રવૃત્તિનું પરિણામ છે. અને તેથી તેની વિરુદ્ધ ન્હાના રાજ્યોની સ્વતંત્રતા માટે અને રાષ્ટ્રોના સંઘ માટે અત્યારે ચળવળ મજબુત થયેલી છે. વ્યક્તિઓએ પણ, તેજ પ્રમાણે, વ્યકિત સ્વાતંત્ર્યના નામે ખરી છૂટનો દૂરપયોગ કર્યો છે અને તેના પરિણામે તેની વિરુદ્ધ નવીન બળો ઉભા કર્યાં છે. વળી આવી ખોટી છૂટથી વ્યકિતઓને જે હાનિ પહોંચી છે, તે દૂર કરવાને તથા તેમની સંભાળ રાખવાને, તેમના બચાવ અને નિર્વાહ માટે, છેલ્લાં વીસ વર્ષમાં પાર્લામેન્ટને અનેક પ્રકારનાં સામાજિક કાયદાઓ ઘડવાને ફરજ પડી છે. સમાજ સેવાની ભાવના પણ તેને આભારી છે; અને આધુનિક પ્રવૃતિનું લક્ષણ વ્યકિત અને વ્યક્તિ વચ્ચે હરીફાઇ નહિ પરંતુ સહકાર્ય છે.

વળી ધર્મ અને નીતિની ભાવના દોદરી અને નબળી પડવાથી, અત્યારે આખું યુરોપ, પૂર્વે કદિ ન અનુભવેલું એવા દારૂણ યુદ્ધમાંથી પસાર થાય છે અને તેની ભારે ખુહારી થયેલી છે; એટલુંજ નહિ પણ આખી સંસ્કૃતિ ડગડગી ઉઠી છે.

આ પાશ્ચાત્ય વિચાર અને ભાવનાની આપણા જીવન અને સમાજ પર પણ બહોળી અસર થયા વિના રહી નથી. પણ સંતોષની વાત એટલી છે કે ત્યાંના અનિષ્ટ ફળો આપણે અહિં પૂરેપૂરાં વિકાસ્યાં નથી. માત્ર તેની અસર માલુમ પડે છે. દરમ્યાન ચાલુ યુધ્ધે પશ્ચિમની સંસ્કૃતિનું કેટલુંક પોકળ ખુલ્લું કર્યું છે. તેના અનિષ્ટ પરિણામો આપણી સમક્ષ રજુ કર્યાં છે. તે સાથે તેના સારા અંશો પણ સારી પેઠે દીપી ઉઠ્યા છે.

જો કે એ ખરૂં છે કે એક સરખી સંસ્કૃતિ—વિચાર અને ભાવનાની એકતા અને પરંપરા—એ પ્રજાત્વનું મહત્વનું લક્ષણ છે અને હિન્દી પ્રજા પ્રાચીન કાળથી સંસ્કૃત સંસ્કૃતિ અને ધર્મ અને નીતિની ભાવનાથી મજબુત રીતે સંકલાયેલી છે, છતાં તે ભાવનાની જાગૃતિ અને ભાન અર્વાચીન છે અને તે બ્રિટિશ સંસર્ગને આભારી છે. એક બંગાળી, દક્ષિણી કે ગુજરાતી તરીકે ઓળખાવા કરતાં એક હિન્દી તરીકે ઓળખાવાનું આપણે વધારે પસંદ કરીએ છીએ અને તે માટે મગરૂર થઇએ છીએ. એટલુંજ નહિ પણ એક રાષ્ટ્ર તરીકે આપણી ગણના થાય અને આપણને સ્વતંત્ર અધિકાર મળે તે માટે પ્રયાસ કરીએ છીએ. તે પ્રવૃતિ સ્વાભાવિક છે અને તે ઇચ્છવા યોગ્ય છે, કેમકે તે હિતકારક છે. વાસ્તવિક રીતે આપણે સંભાળ રાખવાની એટલી છે કે તે રાષ્ટ્રની ભાવના સામાન્ય પ્રજાત્વની લાગણી ઉલંઘી, એક રાજકીય ભાવના તરીકે, Aggressive રૂપ—પરહિત પર ત્રાપ મારવાની નીતિ—ધારણ ન કરે: નહિ તો, જે અવનત દશા અત્યારે યુરોપની થઇ છે, તેજ સ્થિતિને આપણે પહોંચીશું.

અર્થાત્ પ્રશ્ન એ છે કે પ્રજાઓએ માંહોમાંહે સંપીને, સહકાર્ય કરવો, કે હરીફાઇ કરી, લડવું અને એક બીજાનો નાશ કરવો.

રાષ્ટ્રનો આશય શો છે? બેશક, એજ કે સમાજનું હિત સાચવવું અને વધારવું. અને તે બે પ્રકારે (૧) આર્થિક સંપત્તિની પ્રાપ્તિ અને (૨) જીવનનો વિકાશઃ આત્મિક અને નૈતિક. આમાંનો એક અંશ આપણે કુદરત પર કાબુ મેળવીને, તેને જીતીને મેળવવાનો છે; નહિ કે પોતાના સ્વાર્થ અને સુખની ખાતર પારકાના હિતપર ત્રાપ મારીને અને તેનો

વિનાશ કરીને; જ્યારે બીજા અંશની પ્રાપ્તિ મનુષ્યના આન્તર વિકાશમાં સમાયેલી છે. તેના નૈતિક અને આધ્યાત્મિક જીવનની વૃદ્ધિમાં રહેલી છે. મી. સી. ડી. બર્નસ ખરૂં કહે છે કે ડીપ્લોમસી ( રાજનીતિ ) રાજકીય વિચારને સ્થાન આપે અને રાજખટપટ ઈજીનેરીંગનું કાર્ય હાથમાં લે તો પ્રજાને એક બીજાની મદદની જરૂર તુરત માલુમ પડે અને તે મનુષ્ય જાતિની વૃદ્ધિ માટે, નહિ કે તેના વિનાશ માટે કુદરતનો ઉપયોગ કરશે.*

તેથી દરેક રાષ્ટ્ર પોતપોતાનો વિકાસ, પોતાની પરિસ્થિતિને અનુકૂળ રીતે, કરે તે ઇચ્છવાયોગ્ય છે અને તે વાસ્તવિક છે. પરંતુ તે પ્રવૃત્તિ અન્ય રાષ્ટ્રો પ્રતિ મિત્રતા ભરી હોવી જોઇએ, તેની વૃત્તિ અને પ્રવૃત્તિ લડાયક અને વિનાશ કરનારી હોવી નહિ જોઇએ. તે કોઇ પ્રકારે વાજબી નથી; અને તે અંતે નુકશાન કરનારી છે. અને તેજ પ્રમાણે વ્યક્તિ સ્વાતંત્ર્યનું સમજવું. આપણે અહિ-Obedience—આજ્ઞાનો પ્રભાવ એટલે દરજ્જે વધ્યો છે કે તેના પરિણામે વ્યક્તિનો વિકાસ સમૂલગો દબાઇ જાય છે અને તેનું અસ્તિત્વ કેવળ ઢંકાઇ જાય છે. પણ નવીન વિચાર બળ મળતાં, તેના સંસર્ગથી તે ભાવના સ્પષ્ટ રીતે ખીલી છે અને તે અલબત્ આવકારદાયક છે. શરૂઆતમાં કાયદાઓ લડાયા તે પણ તેજ દિશામાં હતા. અને સંસાર સુધારાનું લક્ષ પણ વ્યક્તિ વિકાસ અને સ્વાતંત્ર્ય મેળવવા માટે છે. તે વિચાર અને ભાવનાને પોષવાની અને ઉત્તેજીત કરવાની આપણે અહિં હજી જરૂર છે. આપણી ઉન્નતિ માટે તે આવશ્યક છે પણ તે પ્રમાણે વર્તવામાં જાણીતા વિદ્વાન ઓન. બટ્રાન્ડ રસલે દર્શાવેલા નીચેના બે નિયમો ખાસ લક્ષમાં લેવા જોઇએ.×

(૧) વ્યક્તિ અને જાતિના વિકાસ અને ઉન્નતિ જેમ બને તેમ વધારવાં; પરંતુ.

(૨) તે એક બીજાને કે એક બીજી જાતિને નુકશાન કે હાનિ પહોંચાડીને નહિ.

ત્રીજું, વિજ્ઞાનની શોધ અને જડ સુધારાના પરિણામે આપણી નીતિ અને ધર્મની ભાવના મોળી પડી છે; તે રસહિન અને જીવ વિનાની નજરે પડે છે. પરંતુ પ્રાચીન સંસ્કૃતિના પ્રભાવે, નવીન બળના ધસારા સામે આપણે ટકી રહી શકયા છીએ અને તેની અનિષ્ટ અસર પૂરેપુરી જામી નથી. આ પ્રશ્ન બહુ ગંભીર અને મહત્વનો છે; તે માટે ખાસ સાવચેતી રાખવાની અગત્ય છે. નૈતિક અને ધાર્મિક સંસ્કાર આપવા માટે અત્યારે પુરતી જોગવાઇ નહિ હોવાથી, મને ભય છે કે આપણા જીવનમાંથી નૈતિક અને ચારિત્ર બળ ઓછું થતું જાય છે; તેની નિશાનીઓ માલુમ પડે છે. જીવનનું સુખ અને સાર્થકતા આ બળ પર આધાર રાખે છે. અને તે સાચવી રાખવા એટલું જ નહિ પણ તે આત્મિક શક્તિઓનો યોગ્ય વિકાસ અને ઉન્નતિ પ્રાપ્ત કરવાં, એ આપણું પ્રાથમિક કર્તવ્ય છે.

આ સિવાય વ્યક્તિ જીવનના, વ્યક્તિ અને વ્યકિત વચ્ચેના સંબંધ અને વ્યવહારનાં, વ્યકિત વિકાસ અને ઉન્નતિનાં પ્રશ્નો, જેવાં કે, માલિક અને મજુરોનો સંબંધ, સ્ત્રી સ્વા-

---

* If diplomacy gradually gave place to political thinking and strategy to engineering, nations would each feel the used of the other and man would use Nature for the increase and not for the destruction of humanity." Political Ideals—by C. Delisle Burns.

× Principles of Social Reconstruction.

તત્ત્વ અને તેના જીવનનો વિકાસ અને ઉન્નતિ, પછાત પડેલી જાતિઓનો ઉત્કર્ષ, ફરજીઆત કેળવણી, આરોગ્ય અને મૃત્યુ પ્રમાણ, સહકાર્ય, સાર્વજનિક જીવન વગેરે, એક વા અન્ય રૂપે આપણી સમક્ષ રજુ થયેલાં છે અને તે પ્રશ્નો તેના વિવિધ સ્વરૂપમાં અને સ્વતંત્ર રીતે ચર્ચાવાની જરૂર છે. જો કે અહિં માત્ર તેનું સૂચન કરીને સંતોષ માન્યો છે.

આ પ્રમાણે વ્યક્તિ, રાષ્ટ્ર અને સમાજ અને તેમનો સંબંધ વિચાર્યા પછી આપણે એટલું જોઇ શકીએ છીએ કે જીવનના વિકાસ માટે, અલબત, સ્વતંત્રતા, સ્વરાજ્ય, અધિકાર અને સુખ-સંપત્તિ આવશ્યક અને ઉપકારક છે. પણ તેટલાથીજ મનુષ્ય જીવનને સંતોષ અને શાન્તિ પ્રાપ્ત થતાં નથી અને તે જીવનમાં કાંઇક અધુરાપણું અને અસંતોષ જણાય છે. જીવનની તે ઉણપ પૂરી પાડવાને અને જીવન સિદ્ધિ મેળવવાને, વાસ્તવિક રીતે આપણને નૈતિક બળ અને અધ્યાત્મિક સમૃદ્ધિની જરૂર છે: તેજ આપણને સાશ્વત સુખ, શાન્તિ અને આનંદ આપશે. જીવનનું અંતિમ લક્ષ્ય આત્માનો વિકાસ અને અધ્યાત્મિક ઉન્નતિ છે અને તે પ્રાપ્ત કરવાને સૌ કોઇએ પ્રયત્ન કરવો જોઇએ. માત્ર પશુવત્ જીવન ગાળ્યાથી જીવનમાં કશો રસ કે આનંદ પડશે નહિ. પણ તેના વિકાશ માટે માત્ર ચાલુ જીવન કરતાં ખરી રીતે, કાંઇક વધારે કીમતી અને સાશ્વત હોય તે મેળવવા મનુષ્યે પ્રયત્ન કરવાની જરૂર છે.

"If life is to be fully human, it must serve some end, which seems in some sense, outside human life, some end which is impersonal and above mankind, such as God or truth or beauty."

અર્થાત તે જીવન સુંદર અને ઉન્નત ભાવનાઓથી પ્રેરિત થવું જોઇએ અને ધર્મ અને નીતિની ભાવનાઓ કરતાં વધારે ઉન્નત અને સુખકર કયી ભાવનાઓ સંભવી શકે ? સર્વ ધર્મોનો ઇતિહાસ નૈતિક અને અધ્યાત્મિક શકિતઓના વિકાસ અને ઉન્નતિ કરવાનો ઉપદેશ કરે છે. અત્યાર સુધી હિન્દુ સંસ્કૃતિ ટકી રહી છે તેનું કારણ પણ તેની અધ્યાત્મિક સમૃદ્ધિ છે. આમ, મનુષ્ય જીવનને એવી કોઇ ભાવના કે આદર્શની જરૂર છે, કે જે તેને ઉન્નત માર્ગે પ્રેરે અને જીવનમાં રસ અને આનંદ રેડે. નીતિ અને ધર્મની ભાવના જેવી ઉન્નત કરનારી અને આત્મબળ આપનારી, અન્ય ભાવનાઓ બહુ જુજ છે; નથી એમ પણ આપણે કદાચ કહી શકીએ. નિષ્કામ કર્મ, આત્મ ત્યાગ, સેવા, સત્ય, સ્નેહ, ભૂતદયા, અહિંસા વગેરે પરાપૂર્વની આપણી ઉચ્ચ ભાવનાઓ અત્યાર સુધી સર્વોપરિ જણાઇ છે. અને તે ભાવનાઓ નવીન ગુજરાતના પ્રેરક બળ થાઓ અને તેને કાયમનું સુખ, શાન્તિ અને આનંદ આપો એજ મારી હૃદયની વાંછના અને પ્રભુને પ્રાર્થના છે.

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ.

---

Principles of Social Reconstruction—by Hon. Betrand Russell.

# સ્થાનિક સ્વરાજ્યનો ઠરાવ.

ગયા વર્ષના ઑગસ્ટ માસની ૨૦ મી તારીખે બ્રીટીશ સરકાર તરફથી હિન્દી પ્રધાન મી. મોન્ટેગ્યુએ જણાવ્યું હતું કે બ્રીટીશ સામ્રાજ્યના એક અંગ તરીકે રહીને હિન્દ વધારે ને વધારે અંશે જવાબદાર રાજતંત્ર મેળવે એ હેતુથી રાજ વહીવટની દરેક શાખામાં હિન્દીઓનો સહકાર વધારવાની અને સ્વરાજ્યની સંસ્થાઓનો ધીમે ધીમે વિકાસ કરવાની સરકારની રાજનીતિ છે; આવું જાહેર કર્યા પછી મી. મોન્ટેગ્યુ હિન્દુસ્થાન આવીને અમલદાર વર્ગ અને પ્રજાના પ્રતિનિધિઓને મળી ગયા છે અને સ્વરાજ્યની દિશામાં તરત કેવા રાજકીય સુધારા કરવા જોઇએ એ વિષે તેમણે તેમજ વાઇસરોએ એક ખરડો ઘડી પ્રધાન મંડળ આગળ રજુ કર્યો છે. આ ખરડામાં કેવી સુચનાઓ કરવામાં આવી છે અને તેને પ્રધાન મંડળ, પાર્લામેન્ટ અને બ્રીટીશ પ્રજા કેવી રીતે વધાવી લેશે એ જાણવાને આપણો પ્રજાવર્ગ ઇંતેજાર થયો છે. એમ ધારવામાં આવતું હતું કે આ માસની ૧૫ મી તારીખ સુધીમાં તો તે સુચનાઓથી આપણે વાકેફ થઇશું અને તે ઉપરથી કોંગ્રેસ અને મુસ્લીમ લીગની ખાસ બેઠકો ત્યાં સુધીમાં ભરવાનું નક્કી પણ થયું હતું. પણ એકાએક ગયા માસની ૧૬ મી તારીખે સ્થાનિક સ્વરાજ્ય વિષે વડી સરકારે અત્યંત નિરાશાજનક ઠરાવ બહાર પાડયો અને પછી આપણા જાણવામાં આવ્યું છે કે વિગ્રહના વ્યવસાયને લીધે પ્રધાનમંડળે હિન્દી પ્રધાન અને વાઇસરોયના ખરડા વિષે વિચાર કરવાનું થોડો વખત મુલતવી રાખ્યું છે! જે વખતે આપણે વડી અને પ્રાંતિક સરકારના બંધારણમાં તેમજ સનદી નોકરીના અને લશ્કરની રચનામાં મહત્વના ફેરફારની આશા રાખતા હતા તે વખતે મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડ વિષે એક ટાઢો શુષ્ક ઠરાવ આપણા આગળ મુકવામાં આવ્યો. એથી રાજકીય ભવિષ્યનું સ્વપ્ન ઝાંખુ થયું છે અને બ્રીટીશ રાજનીતિને કાળો ડાઘ લાગ્યો છે.

### ઠરાવનું મહત્વ.

આમ જે સુધારા આપણા રાજતંત્રમાં દાખલ કરવામાં આવનાર છે તેના ચિન્હરૂપે આ ઠરાવનું મહત્વ ઘણું છે. સ્વાતંત્ર્ય અને લોકશાસનના સિદ્ધાંતો માટે જે યુદ્ધ લડવામાં આવે છે તેનાથી અને હિંદમાં થએલી ચળવળથી સરકાર કેટલું શીખી છે, તેનું માપ આ ઉપરથી નીકળે છે. લોઢાના અને લાકડાના જેવી જેની જડતા હાલના હિન્દી પ્રધાને પોતે હોદ્દો લેતા પહેલાં વર્ણવી હતી તેમાં ભાગ્યેજ કંઇ ફેરફાર થયો છે એમ લાગે છે. ઉદાર રાજનીતિના શબ્દો હવામાંથી આવીને ઉડી જાય પણ નીચે વહેતા રાજવહીવટના પ્રવાહ તો તેજ માર્ગે વહેવાના!

બીજી રીતે જોઇએ તો આ ઠરાવની કિંમત મોટી ન આંકી શકાય. પ્રથમ તો આપણે હિન્દી સરકાર પાસેથી તો કંઈ ઉદારતાની ભાગ્યેજ આશા રાખી છે; આપણી આશા અને શ્રદ્ધા આપણે હમેશાં બ્રીટીશ પ્રધાન મંડળ, પાર્લામેન્ટ અને વિશેષે કરીને પ્રજાપર રાખી છે. આખા રાજબંધારણમાં કરવાના સુધારા વિષે પ્રધાનો વિચાર કરે છે. વિચાર કરવાનું તેમણે મુલતવી રાખ્યું છે તે વખતે અહીંઆની સરકારે સ્થાનિક સ્વરાજ્ય વિષે

ઓચિંતો પોતાનો ઠરાવ બહાર પાડયો. એનો તો અર્થ એટલોજ છે કે તે હમેશની માફક ઉદાર રહી છે; પણ તેથી બ્રીટીશ સરકાર અને રાજનીતિનું ખરૂં માપ કાઢી શકાય નહિ. અલબત ઠરાવના મુખ્ય મુદ્દાને હિન્દી વજીરે સંમતિ આપી છે એમ જણાવ્યું છે છતાં તેની રચના માટે હિન્દી સરકારને ખરી રીતે જવાબદાર ગણવી જોઇએ. વળી આ પ્રશ્ન ન્હાનાં ગામડાં અને શહેરોનો હોવાથી અહીંઆની સરકાર તે વિષે વધારે જ્ઞાનનો દાવો કરી શકે. અને તેથી તેની સલાહને ઘણું વજન આપવું પડે. આમ વડી સરકારની દરિદ્ર વૃત્તિ પરથી બ્રીટીશ સરકારની ઉદારતાની કલ્પના કરીને નિરાશાને વશ થઇએ તો તે અયોગ્ય ગણાય.

હજી બીજી રીતે જોતાં આ ઠરાવની અગત્ય શૂન્ય જેટલી લાગે છે. મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડનો વહીવટ પ્રાંતિક સરકારના હાથમાં છે તેને તે વિષે કાયદા પસાર કરવાના છે અને હુકમો કરવાના છે. આથી આ ઠરાવ પ્રાંતિક સરકારને વડી સરકાર તરફથી ભલામણરૂપ છે. આ ભલામણોનો અમલ ઘણીજ છૂટથી, વિવેકપૂર્વક અને ખાસ કરીને ગામેગામના, શહેરેશહેરના અને જીલ્લે જીલ્લાનાં ખાસ સંજોગો ધ્યાનમાં રાખીને, કરવાને પ્રાંતિક સરકારોને કહેવામાં આવે છે. પ્રાંતિક સરકારનું હાલનું અથવા ઘણે અંશે હાલના જેવું બંધારણ કાયમ રહે ત્યાં સુધી તો સારા ઠરાવનો પણ નિર્જીવ અને નિઃસત્વ અમલ થવાનો સંભવ રહે; બાકી લોર્ડ રીપનના સન ૧૮૮૨ ના પ્રોત્સાહક અને ઉદાર ઠરાવનો આટલો ક્લિષ્ટ અને દરિદ્ર અમલ મુંબાઇની અને બીજી ઘણીખરી સરકારે ન કર્યો હોત. જે રાજકીય સુધારાની હાલ ચર્ચા થાય છે તેને પરીણામે પ્રજાના પ્રતિનિધિઓ પ્રાંતિક રાજનીતિ પર કંઇક સંગીન કાબુ મેળવી શકશે તોપણ આ ઠરાવનું બહુ મહત્વ નહિ રહે. જો પ્રાંતિક સ્વરાજ્ય અને પ્રાંતિક સ્વતંત્રતા મ્હોટે ભાગે આપણને મળશે તો નવી ધારાસભા આ ઠરાવને વળગી રહીને સ્થાનિક સ્વરાજ્યના કાયદા ઘડે એવો તો થોડો જ સંભવ છે. આ દૃષ્ટિએ જોતાં આ ઠરાવનું મહત્વ ઘટી જાય છે એટલુંજ નહિ પણ તેને પહેલોજ બ્હાર પાડવામાં અગમબુદ્ધિની ખામી લાગે છે. સ્થાનિક સ્વરાજ્ય એ સ્વરાજ્યની આખી ઇમારતનો પાયો છે એ વાત ખરી છે; પણ એ ભૂલી જવાય છે કે ઉપરની ઇમારત કેવી ચણવી છે તેનો વિચાર કર્યા શિવાય પાયો રચવો એ તો ઇજનેરી અક્કલની અને સામાન્ય બુદ્ધિની ખામી જ ગણાય.

## ઠરાવનો સિદ્ધાંત.

"સ્થાનિક સ્વરાજ્યના માર્ગ પર જે રીતે વડી સરકાર પ્રગતિ શરૂ કરવા ઇચ્છે છે તે સુચવવાનો આ ઠરાવનો હેતુ છે." લોર્ડ રીપનની સરકારે સ્થાનિક સ્વરાજ્ય વિષે યાદગાર ઠરાવ બ્હાર પાડે ૩૫ વર્ષ વીતી ગયા પછી તેની દિશામાં પ્રગતિ કરવાનાં પગલાં જ સરકાર સૂચવે છે! હજી પણ સરકાર સ્થાનિક સ્વરાજ્ય આપવા માગતી નથી પણ તેની તરફ પ્રગતિ ઇચ્છે છે. પ્રાંતિક અને હિન્દી સરકારનાં બંધારણમાં કરવાના સુધારા વિષે આપણે આપણાં મંડળોમાં ક્વચિત્ મતભેદ સાંભળ્યા છે—તેમાં સ્વરાજ્યનું તત્ત્વ તરતજ કેટલે અંશે દાખલ કરવું એ વિષે ક્વચિત્ ચર્ચાઓ સાંભળી છે—જો કે હવે તો કોંગ્રેસ-લીગની યોજના દેશ સમસ્તની માગણી સૂચવે છે. પણ લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટીમાં તો સ્વરાજ્યનું

તત્ત્વ સામાન્ય નિયમ તરીકે—પછી સ્થાનિક સંયોગોને લીધે કવચિત્ અપવાદો કરવા પડે તો પણ—સંપૂર્ણ રીતે ઉતારવું જોઇએ, એવો મત બધા રાજકીય પક્ષે એક અવાજે દર્શાવ્યો છે. આ વિષે દેશમાં આટલી ચર્ચા થયા પછી અને સ્વતંત્રતાના યુદ્ધમાં વધારે ને વધારે મદદ આપવાનું હિન્દને આહ્વાન આપતે આપતે વિજયદુર્ગમાં પ્રવેશ કરવાની નહિ પણ તેનો રસ્તો બતાવવાનીજ આશા આપવામાં આવે એથી કોને સંતોષ થાય ?

બીજો સિદ્ધાંત એ રજુ કરવામાં આવ્યો છે કે લોર્ડ રીપને સન ૧૮૮૨ માં સુચવ્યા પ્રમાણે લોકલબોર્ડ અને મ્યુનિસિપાલીટીપર અંકુશ અંદરથી નહિ પણ બ્હારથીજ રાખવો જોઇએ અર્થાત્ તેમાં સભાસદ કે પ્રમુખ કે ઉપપ્રમુખ તરીકે અમલદારોને રાખવાને બદલે, તે સંસ્થાઓને બ્હારથી કાબુમાં રાખવાની સત્તા અમુક ઉંચા અધિકારીઓને આપવી જોઇએ. આમાં હર્ષ કરતાં શોકનું કારણ વિશેષ છે. કારણ કે ૩૫ વર્ષપર જે રાજનીતિને લોર્ડ રીપને ઉદાર ગણી હતી તે રાજકીય જીવનના આટલા વિકાસ અને આટલી રાજકીય ચળવળ પછી અતિશય કંજુસ અને પછાતજ ગણાય એ નિઃશંક છે. હવે તો એ સિદ્ધાંત સ્વીકારવાનો વખત આવ્યો છે કે અંદરથી તો બિલકુલ અંકુશ રાખવો જોઇએ નહિ અને બ્હારથી પણ સરકાર સાથે આ સંસ્થાઓને કાયદેસર સંબંધ રહે એટલી જ સત્તા જીલ્લાના કે વિભાગના અધિકારીઓના હાથમાં નહિ પણ પ્રાંતિક સરકારના હાથમાં હોવી જોઇએ. જ્યારે ઠરાવ વાંચતાં જણાય છે કે અંદરનો અંકુશ નામનો અને નહિ જેવો ઓછો કર્યો છે ત્યારે બ્હારનો અંકુશ ભાગ્યેજ નરમ કર્યો છે એટલું જ નહિ પણ તે કદાચ વધે એવો સ્પષ્ટ સંભવ દર્શાવ્યો છે.

એક સારો સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો છે કે સ્થાનિક સંસ્થાઓ અમલદારોના હાથ નીચે સારી રીતે ચાલે તેના કરતાં સ્વતંત્ર રીતે ભુલોથી છેવટે સુધરે એ બહેતર છે. પણ આ સિદ્ધાંત કેટલે અંશે પાળવામાં આવ્યો છે એ તો હવે આપણે જોઇશું.

## સભાસદોની ચુંટણી.

આ વિષે કરવામાં આવેલી ભલામણો તપાસતા પહેલાં એક બાબત તરફ વાંચકનું ધ્યાન ખેંચવું જોઇએ. સ્થાનિક સંસ્થાઓનો એકે એક પ્રશ્ન વિચારતાં સન ૧૯૦૭—૯ દરમ્યાન ડીસેન્ટ્રેલીઝેશન કમીશને તપાસ કરી હતી, તેની ભલામણો નોંધવામાં આવે છે અને તે ઉપરથી ૧૯૧૫ નાં ઠરાવમાં શી સૂચનાઓ કરી હતી તે, જણાવવામાં આવે છે. ઘણુંખરૂં એવું જોવામાં આવે છે કે કમીશનની સૂચનાઓ તેના વખતના પ્રમાણમાં ઉદાર હતી છતાં ૧૯૧૫ માં પણ તેનો થોડેજ અંશે અમલ કરવાની ભલામણ કરવામાં આવી હતી અને ઘણુંખરૂં બનતી ત્વરાથી તેજ સૂચનાઓ અમલમાં મુકવાની ભલામણ હવે કરવામાં આવે છે. અર્થાત્ મુખ્યત્વે કરીને ઇંગ્રેજ રાજપુરૂષોના બનેલા શહેનશાહી કમીશનને ૧૯૦૯ ની સાલ માટે જે સુધારા વ્યાજબી લાગ્યા તે ૧૯૧૮—૯ માં અમલમાં મુકવાનું હિન્દી સરકારને ઠિક લાગે છે. અને બીજી પાસથી તેજ સરકાર તરફથી કવચિત ભાષણો વગેરેમાં જણાવવામાં આવે છે કે છેલ્લાં દશ વર્ષમાં હિન્દનો રાજકીય વિકાસ સપાટાબંધ થયો છે. પણ કદાચ તેના મત પ્રમાણે આ વિકાસ ચક્રના આકારમાં થતો હશે તેથી દશ વર્ષે હિન્દ ફરીથી પહેલાંના સુધારાને લાયક થયું !

પ્રજાવર્ગ તરફથી એક અવાજે માગણી કરવામાં આવી છે કે સ્થાનિક સંસ્થાઓના
બધા સભાસદો લોકો તરફથી ચુંટાએલા હોવા જોઇએ. ત્યારે ઠરાવમાં એવી ભલામણ
કરવામાં આવી છે કે મ્યુનિસિપાલીટી તેમજ લોકલ બોર્ડમાં ચુંટાએલા સભાસદોની
સંગીન બહુમતિ રાખવા વિષે કમીશનની સૂચનાઓને સ્વીકારીને પ્રાંતિક સરકારે તેને
અમલમાં મુકવી જોઇએ. આ પછી તરતજ જણાવવામાં આવે છે કે જ્યાં જીલ્લા બોર્ડના
સભાસદો તાલુકાના બોર્ડ તરફથી ચુંટવામાં આવે છે અને આવા સભાસદોની કુલ સંખ્યા
અડધાથી ઓછા ભાગની હોય છે—ત્યાં કંઇજ ફેરફાર કરવાની જરૂર નથી. આનો અર્થ શું
એવો સમજવો કે આમ ચુંટાતાં જીલ્લા બોર્ડમાં ચુંટણીનું તત્વ વધારવું નહિ—અર્થાત
એક પાસેથી તાલુકા બોર્ડ તરફથી ચુંટાતા સભાસદોની સંખ્યા વધારવી નહિ અને બીજી
પાસ હાલ સરકાર તરફથી નીમાતા સભાસદોની સંખ્યા ઘટાડવી નહિ? તાલુકાના બોર્ડ-
માં ચુંટાએલા સભાસદો વધુ સંખ્યામાં રાખવાની સ્પષ્ટ સૂચના કરવામાં આવી છે અને
તે દેખાતી રીતે મ્યુનિસિપાલીટીને પણ લાગુ પડે છે. પણ તે સંખ્યાઓમાં પણ ચુંટા-
એલા સભાસદોનું પ્રમાણ ½ કે ⅔ કે ¾ જેટલું રાખવું તે જણાવ્યું નથી એટલે હાલ
ઘણીખરી ન્હાની મ્યુનિસીપાલીટીમાં તે પ્રમાણે ચુંટાએલા સભાસદોની સંખ્યા નીમા-
એલા સભાસદો કરતાં સ્હેજ વધારે રાખીને ચલાવી શકાય. બધી સ્થાનિક સંસ્થાઓમાં
ચુંટાએલા સભાસદોની સંગીન બહુમતિ રાખવાનો સિદ્ધાંત પણ આ ઠરાવના જેવી ઢીલી
અને શંકાસ્પદ ભાષામાં નહિ પણ આગ્રહી અને નિશ્ચિત ભાષામાં જણાવવામાં આવ્યો
હોત તો પણ ઠીક થાત. બાકી ઠરાવ જોતાં તો આ અને બીજી ઘણી બાબતોમાં આપ-
ણને સમજાય પણ નહિ કે આપણને શું મળ્યું અને શું બાકી રહ્યું!

સ્થાનિક સંસ્થાઓમાં સભાસદો નીમવાની સત્તા ખોવાને સરકારનો જીવ ચાલ્યો
નથી. તેથી તે વિષે પોતાનો બચાવ કરવાની તેને જરૂર લાગી છે. મુસલમાન વગેરે જે
કોમના લોકો ઘણાખરા પ્રાંતમાં ઓછી સંખ્યામાં છે તેમના પ્રતિનિધિઓ આ સંસ્થા-
ઓમાં સભાસદ થાય તે માટે જાતવાર ચુંટણી રાખવાનો સિદ્ધાંત ઘણી અગમચેતી અને
ડહાપણથી સરકારે સ્વીકાર્યો નથી, તેમ ચુંટણીની એ યોજના પણ તેણે ભુલથી સ્વીકારી
નથી; જેથી આવી નાની કોમને ચુંટણીમાં ઘટતો ન્યાય થાય. હાલ ઘણે ઠેકાણે મ્યુનિસિ-
પાલીટીના બોર્ડ એવી રીતે રાખવામાં આવે છે—અને તેજ પ્રમાણે ગામડાનાં જુથમાં પણ
રાખી શકાય—કે જેથી ઓછામાં ઓછો એક મુસલમાન મ્યુનિસિપાલીટીનો સભાસદ થાય.
આવી કંઇ પણ વ્યવસ્થા સ્થાનિક સંજોગો પ્રમાણે જુદા જુદા પ્રાંતમાં રાખી
શકાય. વળી પ્રજાના જુદા જુદા વર્ગો વચ્ચે એકતાની જે લાગણી જોશભેર વધતી
જાય છે તેના પર સરકાર એવો વિશ્વાસ રાખી શકત કે ન્હાની કોમના પ્રતિનિધિઓ આ
સંસ્થાઓમાં યોગ્ય પ્રમાણમાં કંઇ ખાસ વ્યવસ્થા કર્યા શિવાય પણ ચુંટાત. પણ આ
બધા વિચારો દૂર રાખીને ન્હાની કોમો માટે દાંભિક લાગણીથી મ્યુનિસિપાલીટી તેમજ
લોકલબોર્ડમાં નીમણુંકનું તત્વ સરકારે કાયમ રાખ્યું છે એ શોચનીય છે.

ન્હાની કોમનાં પ્રતિનિધિઓનેજ આ સંસ્થાઓમાં નીમવા અને સરકારી અમલદારોને
ન નીમવા એમ સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું નથી. તેથી આપણે એમ માની શકીએ કે
હાલની માફક અમલદારોને પણ નીમી શકાશે. પણ કદાચ આ રીતે તેઓ પહેલાંના કરતાં

ઓછી સંખ્યામાં નીમાય અથવા ન નીમાય તો પછી તેમના શિવાય આ સંસ્થાઓ કેમ ચાલી શકે? આથી સરકારે એવી સૂચના કરી છે કે અમલદારોના અનુભવનો ખાસ લાભ આ સંસ્થાઓને મળે તે માટે તેની સભાઓમાં હાજર રહેવાને તેમની નીમણુંક કરવી પણ તેમને મત આપવાનો અધિકાર આપવો નહિ. મહેસુલી અમલદારોની ઝેરી છાયાથી સ્થાનિક સ્વરાજ્યના કુંળા છોડને અત્યાર સુધીમાં જે અનહદ નુકશાન થયું છે તે સમજનાર સર્વે આ ભલામણના કટ્ટા વિરોધી બનશે.

એક વિચારવાજોગ સૂચના સરકારે કરી છે. સ્થાનિક સંસ્થાઓમાં કંઇક કાયમનું તત્વ વધે તે માટે સરકાર એમ સૂચવે છે કે સામાન્ય નિયમ પ્રમાણે ચુંટાયેલા સભાસદો મળીને ૩ થી વધારે વર્ષ માટે—દાખલા તરીકે ૬ વર્ષ માટે અમુક અનુભવી અને ઠરેલ માણસોને સંસ્થાના સભાસદો તરીકે નીમે.

હાલમાં ઇંગ્લાંડમાં આશરે ૧૬ ટકા જેટલી વસ્તી મત આપવાનો હક ધરાવે છે ત્યારે હિન્દમાં ફક્ત ૬ ટકા જેટલી વસ્તી લ્લા બોર્ડની ચુંટણીમાં ભાગ લે છે. ગામ અને શહેરને ખરૂં સ્વરાજ્ય આપવાને ખાસ જરૂરનું છે કે વધારે ને વધારે માણસોને મત આપવાનો અધિકાર હોવો જોઈએ જેથી અમુક વર્ગ કે ન્યાતના લોકોના હાથમાં રાજકીય સત્તા એકત્ર ન થાય. આ સૂચના એંગ્લો-ઈન્ડીઅનોનાં પત્રો ખાસ ભાર દઇને વારંવાર જણાવે છે, તે એમ ધારીને કે કેળવાએલા વર્ગને સત્તાનો લોભ થયો છે તેથી તે આની વિરૂદ્ધ થશે. જેના પેટમાં સ્વાર્થ હોય તે બીજાને સ્વાર્થીજ ધારે. કોંગ્રેસ લીગની યોજનામાં તો સ્થાનિક સંસ્થાઓના તો શું પણ પ્રાંતિક ધારાસભાના સભાસદો નીમવાનો હક બને તેટલા વધારે માણસોને આપવાની ભલામણ કરવામાં આવી છે એટલે આ ઠરાવની સુચનાને આપણે અન્તઃકરણપૂર્વક વધાવી લઇશું. બીજી પાસ એટલું કહેવાની ફરજ પડે છે કે હાલ લોકલ બોર્ડની ચુંટણીમાં મત આપવાનો અને તેમાં દાખલ થવાનો અધિકાર માત્ર ઉંચી કેળવણીથી મળી શકતો નથી; છતાં આ વિષે કંઇ પણ ભલામણ કરવાનું સરકારે યોગ્ય ધાર્યું નથી.

## મ્યુનિસિપાલીટિના પ્રમુખ.

ડીસેન્ટ્રેલીઝેશન કમીશને એવી સૂચના કરી હતી કે; (૧) સામાન્ય રીતે મ્યુનિસિપાલીટીના પ્રમુખ ચુંટાયેલા બિન અમલદાર હોવા જોઇએ. (૨) સરકારી અમલદારોને ચુંટણીમાં ઉમેદવાર થવાની પરવાનગી ન હોવી જોઇએ અને (૩) પ્રમુખને નીમવાની જરૂર જણાય તો અમલદારને નીમવો જોઇએ. અત્યારે પણ આપણે આ સુચનાઓને સ્વીકારીએ છીએ—એટલું ઉમેરીને કે અમલદારને જુજ અપવાદ તરીકે જ નીમવા જોઇયે. કમીશનની સુચનાઓ સરકારે ૧૯૧૫ માં બે શરતો સાથે કબુલ કરી: (૧) સરકાર અમલદારને તેમજ બિન અમલદારને પ્રમુખ તરીકે નીમી શકે અને (૨) અમલદારને પ્રમુખ તરીકે ચુંટવા સામે પૂરો પ્રતિબંધ ન કરવો જોઇએ પણ તેવી ચુંટણી માટે કમીશનરની ખાસ પરવાનગી લેવી જોઇએ. આ બન્ને શરતોથી કમીશનની સુચનાઓ થોડે ઘણે અંશે નકામી થાય છે. પહેલી શરત બિન અમલદાર ગૃહસ્થો તરફ ઉઘાડી રીતે પક્ષપાત દર્શાવે છે; પણ ખરૂં જોતાં તો બિન અમલદારોને નીમી શકાય એમ હોવાથી નીમણુંકની સત્તાનો બહોળો ઉપયોગ થઇ શકે અને બિન અમલદાર તરીકે પણ પેન્શનરો અને રાવ સા-

હેમોને નીમી શકાય. બીજી શરત આથી પણ વધારે ખરાબ છે. પ્રમુખને ચુંટવાની સત્તા મ્યુનિસિપાલીટીને આપવાનો અર્થ જ એ છે કે અમલદારની ખાસ મદદ શિવાય તે પોતાનો વહીવટ કરવાની શકિત ધરાવે છે. તેથી દેખીતી રીતે પ્રમુખની ચુંટણીમાં અમલદાર ઉમેદવાર ન જ થઇ શકે. અમલદારોએ જે રીતે મ્યુનિસિપાલીટીની સભાસદો પર અને તેમની મારફત શહેરની પ્રજાપર અત્યાર સુધીમાં અમલ ચલાવ્યો છે, તે સરકારને તેમજ પ્રજાને માટે એક શરમભરેલું પ્રકરણ છે, અને આવું એક પણ પ્રકરણ ભવિષ્યમાં ન રચાય તે માટે સરકારે તેમજ આપણે ખાસ આગ્રહ રાખવો જોઇએ. અમલદાર પ્રમુખ તરીકે નીમાય તે માટે બિન અમલદાર સભ્યોના વધુ મત મળવા જોઇએ એવું આ ઠરાવમાં જણાય છે. એથી જણાય છે કે અમલદારોને ચુંટણીથી પ્રમુખ થવા દેવા એમાં કંઇક ભૂલ છે એમ સરકારને લાગે છે, અને છતાં પ્રમુખ ચુંટવાનો અધિકાર મ્યુનિસિપાલિટીઓને આપ્યા પછી પણ અમલદારને તેના પ્રમુખ બનવા દઇ તેના પર અંકુશ રાખવાનો ચસ્કો સરકારથી છોડી શકાતો નથી.

છતાં ઘણીખરી મ્યુનિસિપાલીટીના પ્રમુખ ચુંટાએલા બિન અમલદારો હોવા જોઇયે એમ સરકારે સ્વીકાર્યું છે. તે સંસ્થાઓમાં પણ સરકારનો હાથ રાખવાનો રસ્તો સરકારે ઘણા વખતથી શોધી કાડયો છે. જ્યાં ચુંટાએલા સભાસદોની વધુ સંખ્યા હોય અને પ્રમુખ પણ બિન અમલદાર હોય ત્યાં ન્હાનાં શહેરમાં ચીફ ઓફીસર અને મ્હોટાં શહેરોમાં કમીશનર નીમવાની સરકાર ફરજ પાડી શકે છે. ચીફ ઓફીસરની નીમણુંક મ્યુનીસીપાલીટી કરે છે પણ ઘણુંખરું અમલદારનીજ નીમણુંક કરવાની ફરજ પડે છે અને કમીશનરની નીમણુંક તો સરકાર પોતેજ કરે છે. આ બન્ને પ્રકારના અમલદારોને અતિશય વિશાળ સત્તાઓ આપવામાં આવે છે અને તેઓ મ્યુનિસિપાલીટીનુ લુણ ખાતા હોય છે તોપણ પોતાના ખાંતાના ઉપરીઓ તરફ તેમના મન અને કાન હોય છે. હાલની આ સ્થિતિ ઠરાવમાં વખાણવામાં આવી છે અને તે ન હોય ત્યાં દાખલ કરવાની ભલામણ કરવામાં આવી છે. એક પાસ અંદરખાનેથી અંકુશને બદલે બહારનો અંકુશ રાખવાનો સિદ્ધાંત સ્વીકારવામાં આવે છે અને બીજી પાસ મ્યુનિસિપાલીટીના નોકરને—નોકરને નામે શેઠ થઇ બેસે એવા સરકારી અમલદારોને બધો કારોબાર સોંપી દેવામાં આવે છે!

પ્રમુખ તરીકે અમલદાર કામ કરે તે કરતાં બિનઅમલદાર ગૃહસ્થો ઓછું કામ કરે એમ માનવાની અમે ના પાડીએ છીએ. છતાં મ્યુનિસિપાલીટીનું કામ વધતું જાય છે અને આરોગ્યશાસ્ત્ર, ઇજનેરી વગેરેનું જે જ્ઞાન અમલદારોને પણ નહિ જેવું હોય છે તેમાં પ્રવીણ માણસોને આ સંસ્થાઓનો વહીવટ સોંપવાની ખાસ જરૂર છે. પણ આ માટે અજ્ઞાન અને અભિમાની અમલદારોને નીમવાની જરૂર નથી પણ મ્યુનિસિપલ કામ માટે જોઇતી ખાસ તાલીમ આપવાને એક વર્ગ ઉઘાડી, તેની પરીક્ષામાં પસાર થતા માણસોને રોકવાની જરૂર છે. તેની એકવાર નીમણુક થયા પછી ખાસ વધુ મતથીજ તે રદ કરી શકાય એવો પણ નિયમ હોવો જોઇએ. પણ જે મ્યુનિસિપાલીટીમાં ૧/૩ ભાગના સભાસદો તો નિમેલા હોય તેના ૨/૩ જેટલા વધુ મતેજ કારોબારી અમલદારને દૂર કરી શકાય એ [illegible]

## લોકલબોર્ડના પ્રમુખ.

મ્યુનિસિપાલીટીના કરતાં પણ લોકલ બોર્ડની સ્થિતિ વધારે માઠી છે અને તેનું મુખ્ય કારણ એ છે કે મોટે ભાગે જીલ્લા બોર્ડના પ્રમુખ કલેકટર અને તાલુકા બોર્ડના પ્રમુખ તેના તાબાના અધિકારીઓ હોય છે. સન ૧૯૧૬ ના આંકડા પ્રમાણે ૧૯૧ જીલ્લા બોર્ડમાંથી માત્ર ૧૩ માંજ ચુંટાએલા બિનઅમલદાર પ્રમુખ હતા—જેમાંના એક શિવાય બધા મધ્યપ્રાંતમાં હતા—અને ૫૨૫ તાલુકા બોર્ડમાંથી ૪૧ માં—જે મોટે ભાગે બંગાલમાં હતાં—ચુંટાએલા બિનઅમલદાર પ્રમુખ હતા અને ૨૦ માં—જે ઘણુંખરાં મદ્રાસમાં હતાં—તેમાં નીમાએલા બિનઅમલદાર પ્રમુખ હતા. ઠરાવમાં જણાવ્યું છે કે આ આંકડા તૈયાર થયા પછી બંગાળ અને મુંબાઇ ઇલાકામાં બિનઅમલદાર પ્રમુખોની ચુંટણીનો સિદ્ધાંત આગળ વધારવામાં આવ્યો છે ! વડી સરકારના અમલદારો બીનાની આવડી મોટી ભૂલ કરે એ અસહ્ય છે, કારણ કે આપણા ઇલાકામાં એક પણ જીલ્લા કે તાલુકા બોર્ડનો પ્રમુખ ચુંટાતો નથી અને હમણાં થોડાંજ જીલ્લા બોર્ડના બિનઅમલદાર પ્રમુખ સરકાર તરફથી નીમવામાં આવ્યા છે.

આશરે દશ વર્ષ પર ડીસેન્ટ્રેલીઝેશન કમીશને એમ ભલામણ કરી હતી કે બન્ને પ્રકારના બોર્ડના પ્રમુખ તો અમલદારોજ હોવા જોઇએ પણ ઉપપ્રમુખ તરીકે બિનઅમલદારો ચુંટાવા જોઇએ. આમાં સુધારો કરીને આ ઠરાવ સુચવે છે કે જ્યાં શકય હોય ત્યાં બોર્ડના પ્રમુખ ચુંટવાની રજા આપવી અને જ્યાં તેમ ન બને ત્યાં બિનઅમલદાર પ્રમુખની નીમણુંક કરવી. આમ કોઇ પણ રીતે બિનઅમલદાર ગૃહસ્થ પ્રમુખ હોય ત્યારે મ્યુનિસિપાલીટીની માફક લોકલ બોર્ડના વહીવટને માટે પણ એક ખાસ અધિકારી સરકારની સંમતિથી નીમાવો જોઇએ અને તેને ખાસ સંયોગો શિવાય સરકારની રજા શિવાય દૂર કરી શકાય. આવા અધિકારીનો ખર્ચ બચાવવાને જો કોઇ બોર્ડ પ્રમુખ તરીકે અમલદારની નીમણુંક કરવા ઇચ્છે તો ચુંટાએલા સભાસદોના વધુ મતથી અને કમીશનરની ખાસ રજા લઇને કરી શકાશે. અર્થાત્ અમલદારી પ્રમુખના બંધનમાંથી જે બોર્ડ નીકળવા ઇચ્છે તેને વહીવટ માટે અમલદાર જ રાખવો પડે અને તેને સારો પગાર આપવો પડે; અને જો આ પગારના ભારમાંથી બચવું હોય તો ઘણીજ મહેરબાની કરીને અમલદારને પ્રમુખ તરીકે ચુંટવા દેશે ! આમ કુંડાળુ ફરીને બોર્ડ નીમાએલા અમલદારને બદલે ચુંટાએલા અમલદારને પ્રમુખ તરીકે મેળવે ! આમ રાજકીય સંસ્થાઓ ચક્રમાં ફર્યા કરે તો પછી આજથી સો વર્ષે પણ તે એ તસુ આગળ વધે કે પાછળ હઠે એ કહેવું મુશ્કેલ છે. મ્યુનિસિપાલીટીની માફક લોકલ બોર્ડના વહીવટ માટે પણ ખાસ તાલીમ આપીને માણસોને નોકરીમાં રોકવા જોઇએ એજ રસ્તો છે.

### આવક અને કર.

મ્યુનિસિપાલીટી અને ખાસ કરીને લોકલ બોર્ડના વિકાસનો ખરો આધાર તેની આવકના વધારાપર રહે છે પણ આ સંસ્થાઓની આવક કેવી રીતે વધારવી એ વિષે—કર સંબંધી વિવેચન બાદ કરીએ તો—કંઇજ લખ્યું નથી. જો વડી સરકાર આ સવાલનું મહત્વ ન જાણતી હોય તો સ્થાનિક સ્વરાજ્ય વિષે ઠરાવ બ્હાર પાડવાને તે લાયક ન ગણાય. પણ તે જાણ્યા છતાં પણ તેની ઉપેક્ષા કરતી હોય તો આપણે શું કહેવું ? આપણા ઇ-

લાકામાં લોકલ બોર્ડની નાણાં સંબંધી સ્થિતિ સુધારવા વિષે, બે વર્ષપર નીમાએલી કમીટીએ ચોક્કસ સુચનાઓ કરી હતી, તે વિષે મુંબાઇની સરકારે જણાવ્યું છે કે તે અયોગ્ય દૃષ્ટિબિન્દુથી રચવામાં આવી હતી. આમ જો આવકના સવાલને ઉડાવવામાં આવે તો પછી બધા સભાસદો અને પ્રમુખ ચુંટાએલા હોય તો પણ કેળવણી અને આરોગ્યનાં લોકોપકારી કામ આ સંસ્થાઓ શી રીતે કરી શકશે ?

કર વધારવાથી આવક વધી શકે એટલે કર નાંખવાની—તે વધારવાની અને જરૂર પડે તો ઘટાડવાની સત્તા સ્થાનિક સંસ્થાઓને હોવી જોઇએ. કમીશને એવી સૂચના કરી હતી કે કાયદાની હદમાં રહીને કર વધારવાની કે ઘટાડવાની સત્તા મ્યુનિસિપાલીટીને આપવી જોઇએ પણ જો કોઇ કરનું વધારેમાં વધારે પ્રમાણ કાયદાથી નક્કી કરવામાં આવ્યું ન હોય ત્યારે કરનો વધારો, અમુક ઉંચા અમલદારોની સંમતિથી જ થઇ શકે. ૧૯૧૫ ના ઠરાવમાં આસાં બે શરતો ઉમેરવામાં આવી હતી, (૧) સરકાર કોઇ કરમાં પોતાની મરજી પ્રમાણે ફેરફાર કરી શકે અને (૨) જ્યારે મ્યુનિસિપાલીટી સરકારના દેવામાં હોય ત્યારે સરકારની સંમતિથીજ કરમાં ઘટાડો કરી શકે. આ ઠરાવમાં પહેલી શરત નાપસંદ કરવામાં આવી છે પણ બીજી શરત રાખવામાં આવી છે અને તે એકંદર યોગ્ય છે. તેમાં એટલું ઉમેરવું જોઇએ કે કરનો વધારેમાં વધારે દર કાયદાથી મુકરર કરવો જોઇએ કે જેથી કર વધારવાને કોઈ અમલદાર કે સરકારની સંમતિ લેવાની જરૂર રહે નહિં.

લોકલ બોર્ડની પોતાની આવક મુખ્યત્વે કરી જમીન મહેસુલ પર એક આની કરમાંથી આવે છે. કમીશનનો એવો મત હતો કે આ કર એક આનાથી વધારવો જોઇએ નહિ, કારણકે લોકલ બોર્ડ પ્રજાના પ્રતિનિધિ રૂપ ન હતાં અને કરમાં ફેરફાર થવાથી ઘણી ગેરસમજ થવાનો સંભવ રહેશે. આમ બોર્ડને કર વધારવાની અનિયંત્રિત સત્તા આપવાની વિરૂદ્ધ કમીશનનો અભિપ્રાય હતો પણ જમીનના તેમજ બીજા કરના ઠરાવેલા વધારેમાં વધારે દરની અંદર તેમાં ફેરફાર કરવાની સત્તા આપવાની અને જ્યારે વધારેમાં વધારે કર ઠરાવ્યો ન હોય ત્યારે કમીશનરની રજા લઇને તેમ કરવા દેવાની કમીશનની ભલામણ હતી. આ પણ ઠરાવમાં મંજુર રાખવામાં આવી છે. વધારામાં એવી સૂચના છે કે મ્યુનિસિપાલીટીની યા લોકલ બોર્ડના કાયદામાં જમીનના શિવાય બીજા જે કર ગામડાંમાં નાખી શકાય તે—તેના વધારેમાં વધારે દર સાથે ગણાવવા જોઇએ, જેથી અનુકૂળતા પ્રમાણે બોર્ડ બીજા કર પણ નાંખીને પોતાની આવક વધારી શકે.

પણ ખાસ કરીને લોકલ બોર્ડની સ્થિતિ કરની સત્તા આપવાથી સુધારશે નહિ એ તો ચોક્કસ છે. લોકો અતિશય ગરીબ છે, મોંઘવારી વધતી જાય છે અને લડાઇ પુરી થયા પછી પણ થોડા વખત સુધીનો કાયમ રહેશે. પ્લેગ, કોલેરા, મેલેરીઆ વગેરે જીવલેણ રોગો દેશમાંથી લાખ્ખો માણસોને દર વર્ષે ઉપાડી જાય છે, વર્ષાદ જોઇએ તે કરતાં ઓછો કે વધારે કે અકાળે પડતાં દુષ્કાળની હાડમારીઓ લોકોને ભોગવવી પડે છે અને— આ બધાની સાથે વધારેમાં વધારે તો ધ્યાનમાં એ રાખવાનું એ છે કે—પ્રાંતિક અને વડી સરકારના કર લોકો પાસેથી વસુલ થયા પછીજ ભાગ્યેજ કર વધારે લઇ શકાય એમ રહે છે. સ્થાનિક સ્વરાજ્યને રાજકીય સ્વરાજ્યનો પાયો—મૂળ ગણવામાં આવે છે, પણ જો ડાળ અને થડ આકાશમાંથી પડતા બધા પાણીને ચૂસી લે અને મૂળને થોડુંજ પાણી મળે તો પછી

મૂલ કેમ ટકી રહી શકે? હાલ પ્રજાનો ખરો રસકસ પ્રાંતિક અને વડી સરકાર લઈ લે છે અને પછી ઉદારપણે કર નાંખવાની સત્તા મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડને આપે છે! આ તે ઉદારતા કે નિષ્ઠુરતા?

કમીશનના મતને અનુસરીને સરકાર હવે એવી ભલામણ કરે છે કે જ્યારે કોઇ કામને માટે બોર્ડ પૈસા જુદા કાઢે ત્યારે તેનાપર તેનો કાબુ હોવો જોઇએ. હાલ રસ્તા, દવાખાનાં વગેરે માટે જે પૈસા લોકલ બોર્ડ જુદા કાઢે છે તે જુદાં જુદાં સરકારી ખાતાંજ વાવરે છે એટલે તેના ખર્ચમાં લોકલ બોર્ડનો કંઇ પણ અંકુશ રહેતો નથી. અને જ્યાં સુધી લોકલ બોર્ડ આ બધાં કામ માટે પોતાના અધિકારીઓ નહિ રાખે ત્યાં સુધી બોર્ડને બધા ખર્ચપર શી રીતે અંકુશ મળશે તે સમજવું મુશ્કેલ છે.

### અંદાજપત્ર.

હાલ મ્યુનિસિપાલીટી અને લોકલબોર્ડ અંદાજપત્ર પસાર કરે તે પછી ઘણાખરા પ્રાંતમાં કમીશનરની સંમતિ મળ્યા પછી જ અમલમાં મૂકી શકાય. કમીશને એવો સુધારો સૂચવ્યો હતો કે પ્રાંતિક સરકાર જે શીલીક કરાવે તેટલી રાખીને અંદાજપત્ર રચવાની પૂરી સ્વતંત્રતા આ મંડલોને આપવી જોઇએ. દશ વર્ષ ફરી આ સૂચનાને સત્વર અમલમાં મૂકવા વડી સરકાર પ્રાંતિક સરકારને સંબોધે છે. સરકાર જે લોન આપે તેના ખર્ચ પર તો સ્વાભાવિક રીતે તે કંઇક અંકુશ રાખી શકે. જે મ્યુનિસિપાલીટીઓ સરકારના દેવામાં હોય તેના અંદાજપત્ર પર પણ અંકુશ રાખવાની ભલામણ કરવામાં આવી છે તે વ્યાજબી નથી. ઘણી ખરી આગળ વધતી મ્યુનિસિપાલીટી પાણીના, ગટરના વગેરે મોટાં જાહેર કામ માટે સરકાર પાસે લોન લે છે. પણ તેવી બધી મ્યુનિસિપાલીટીના અંદાજપત્ર પર અંકુશ રાખવો એ તો ગેરવ્યાજબીજ કહેવાય. ફક્ત જે મ્યુનિસિપાલીટી ઠરાવ્યા પ્રમાણે લોનનું વ્યાજ કે હપતો આપવામાં ચૂક કરે તેને તેટલી રકમ કોરે રાખીને અંદાજપત્ર ઘડવાની છૂટ આપવી જોઇએ.

આવકનો અમુક હિસ્સો અમુક ખાતામાં ખર્ચવાનું બંધન હાલ સ્થાનિક સંસ્થાઓ પર મૂકવામાં આવ્યું છે તે પણ કમીશનના મત પ્રમાણે કાઢી નાંખવાની સરકાર ભલામણ કરે છે. અલબત જો સરકાર અમુક કામ માટે ગ્રાંટ આપે તો તે કામને માટે તે રકમ વાપરવીજ જોઇએ. અને સરકારે પણ કોઇ ખાતાના ખર્ચ ખાતે તે ખર્ચના અમુક ટકા જેટલી મદદ આપવી જોઇએ પણ તેથી વધારે વિગતમાં ઉતરવું જોઇએ નહિ. અલબત કોઇ સ્થલે અમુક કામ માટે પૈસા ભેગા કરવામાં આવ્યા હોય તો તે તે માટેજ ખર્ચાવા જોઇએ.

હાલ અમુક રકમથી વધારે ખર્ચ બાંધકામમાં બોર્ડને કરવો હોય તો તે માટે સરકારની મંજુરી લેવી પડે છે. કમીશને સૂચવ્યું હતું કે આ બંધન દૂર કરવું જોઇએ પણ લોન તરીકે આવેલી રકમમાંથી જે બાંધકામ કરવાનું હોય તેના ખર્ચના અડસટ્ટા સરકારે ધ્યાનથી તપાસવા જોઇએ. આ સુચનાને લક્ષ્ય તરીકે રાખી તેની દિશામાં જવા પ્રાંતિક સરકારને પ્રેરણા કરવામાં આવી છે અને વધારામાં જણાવ્યું છે કે જુદાં જુદાં બોર્ડ પોતાના ઇજનેરી અધિકારીઓ રાખે તેની આવક પ્રમાણે તેને વધારે કે ઓછી રકમ સુધીનું બાંધકામ કરવાની છૂટ આપવી જોઇએ. સરકાર સારી પેઠે જાણે છે કે

મદ્રાસ અને જુદી રીતે મધ્ય પ્રાંત શિવાય બધે ઠેકાણે લોકલબોર્ડ ઇજનેર નહિ પણ ઓવરશીઅર રાખે છે એટલે તેને માટે તો આ સુચના નિરર્થકજ છે. લોકલબોર્ડ પોતાના ઇજનેર રાખી શકે એ માટે નાણાંની અને બીજી સ્વતંત્રતા તરત મળે એવો સંભવ નથી. અને મોટા ભાગની ન્હાની મ્યુનિસિપાલીટીઓને પણ આજ વાત લાગું પડે છે.

## બ્હારનો અંકુશ.

ઉપર ચર્ચેલા વિષયોને અંગે સરકાર અને સરકારી અમલદારો સ્થાનિક સંસ્થાઓના બંધારણ અને વહીવટ પર ઘણા અંકુશ ધરાવે છે. પણ જો આ પુરતો ન લાગે તો બ્હારથી તે સંસ્થાઓને પોતે ધારેલે રસ્તે લાવવાને અમલદારોને અને સરકારને હાલના કાયદાથી ખાસ સત્તાઓ આપવામાં આવી છે. મ્યુનિસિપાલીટીના કોઇ ઠરાવોનો અમલ અટકાવવાનો કલેકટરને અધિકાર છે અને કોઇ કામ મ્યુનિસિપાલીટીએ ન કર્યું હોય તે કરવાની ફરજ પાડવાની કમીશનરને સત્તા છે. કમીશનનો, સ્થાનિક સરકારનો અને વડી સરકારનો એવો અભિપ્રાય હતો કે આ સત્તા કાયમ રાખવી જોઇએ. લોકલબોર્ડ પર બ્હારના અમલદારોનો હાલનો અંકુશ પણ કાયમ રાખવાની તરફેણમાં કમીશનનો અભિપ્રાય હતો. આ બધું જણાવીને ઠરાવમાં દલીલ કરવામાં આવી છે અંદરના વહીવટમાં ઉપર પ્રમાણે ઘણી છૂટ મૂકવામાં આવનાર છે તે જોતાં કદાચ બ્હારનો અંકુશ પહેલાંના કરતાં પણ કંઇક સખ્ત કરવાની જરૂર પડે! છતાં વડી સરકાર ઉદારપણે એવો મત જણાવે છે કે ગંભીર ગેરવ્યવસ્થા, જણાયા શિવાય સામાન્ય રીતે સ્થાનિક સંસ્થાઓ પર અંદરથી અને બ્હારથી અંકુશ મૂકવા કરતાં તેને ભૂલો કરીને સુધરવા દેવી એ વધારે સારૂ છે, અને તેથી હાલના કાયદામાં બ્હારથી અંકુશ મૂકવાની જે સત્તાઓ અમલદારોને આપવામાં આવી છે તેમાં કંઇ વધારો કરવાની તેને જરૂર લાગતી નથી! આ સાથે આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે બળતામાં ઘોચપરોણાં કરવાની જે વિશાલ સત્તાઓ અમલદારોને આપવામાં આવી છે તે ઉપરાંત પ્રાંતિક સરકારને ઠિક લાગે ત્યારે મ્યુનિસિપાલીટી કે બોર્ડને બિલકુલ રદ કરવાની સત્તા છે.

અત્યાર સુધીના અનુભવ પરથી એમ સંપૂર્ણ રીતે સાબીત થઇ ચૂકયું છે કે મહેસુલી અમલદારોનો સ્થાનિક સંસ્થાઓ સાથેનો સંબંધ માત્ર નિરર્થકજ નહિ પણ હાનિકારક નીવડયો છે, તે સંસ્થાઓનો સમભાવથી અને ઉદારતાથી ખીલવણી કરવાની પોતાની સંપૂર્ણ અશક્તિ તેમણે સાબીત કરી આપી છે, અને તેમની સ્હેજ છાયા પડતાં સ્થાનિક સ્વરાજ્યના છોડ મુળથી બળી જવાનો સંભવ રહે છે. તો પછી સ્થાનિક સંસ્થાઓ ઉપર તેમને સ્હેજ પણ સત્તા આપવી એ તો એવું મોટું ઘોર પાપ ગણાય કે જેથી બીજા બધા સુધારાનાં તમામ પુણ્ય ધોવાઇ જાય. માટે હવેથી અમલદારોને આ સંસ્થાઓ પર સ્હેજ પણ અંકુશ ન આપવાની આપણે જોશભેર હીમાયત કરવી જોઇએ.

## સ્થાનિક સ્વરાજ્ય મંડલ.

એક પાસ અમલદારોનો અને સરકારનો અંકુશ કાયમ રાખવાની ભલામણ કરીને બીજી પાસ ઠરાવમાં પ્રજામતનું સાંભળી કરવાને બહુજ આઘો પ્રયત્ન કરવામાં આવ્યો છે. સ્થાનિક સંસ્થાઓ તરફ સરકારની વર્તણુક સમભાવહીન છે તેમજ અજ્ઞાનથી ઘેરાએલી પણ હોય છે. તેથી સ્થાનિક સ્વરાજ્યના ક્ષેત્રથી ખાસ કરીને પરિચિત હોય અને પ્રજાનો

દષ્ટિબિન્દુ સમભાવથી સમજી શકે એમ હોય એવા મુખ્યત્વે કરીને બિન અમલદાર સભાસદોનું એક બોર્ડ નીમીને તેમાં આખા પ્રાંતની સંસ્થાઓનો અનુભવ એકત્ર કરી તેમને સલાહ અને દોરવણી આપવાનું કામ તેને સોંપવાની દરખાસ્ત ઘણા વખતથી સરકાર આગળ રજુ કરવામાં આવી છે. આ વિષે વિચાર કરી ઠીક લાગે તો કારોબારી સભાના સભાસદના પ્રમુખપણા નીચે ધારાસભાના ચુંટાએલાં સભાસદોનું એક બોર્ડ—અથવા કાયમી કમીટી નીમવાની ભલામણ પ્રાંતિક સરકારને કરવામાં આવી છે. આ કમીટીએ ખાસ તાલીમ લીધેલી હોય એવા અમલદારોને સ્થાનિક સંસ્થાઓની દેખરેખ માટે રોકવાની પણ સૂચના પણ કરવામાં આવી છે. પણ જો આવી કમીટી અને તેના તરફથી ખાસ અમલદારો રોકવામાં આવે તો મહેસુલી અમલદારોનો અંકુશ કેવી રીતે જરૂરી કે હિતકારી ગણી શકાય? ખરી વાત એજ છે કે વડી સરકાર આ મધ્યસ્થ કમીટી વિષે કંઇ ઉત્સાહ કે આગ્રહ ધરાવતી નથી એટલે કોઇ પ્રાંતિક સરકાર તે તેનો સ્વીકાર કરે એવો ઓછોજ સંભવ છે.

## પંચાયતો.

બીજા દેશોના પ્રમાણમાં હિન્દમાં ગામડાની સંખ્યા ઘણી વધારે છે અને અહીંઆ ઘણા પુરાતન કાળથી ગામડાંનો સ્થાનિક વહીવટ ગામ લોકોની ઐકય બુદ્ધિથી ગામના આગેવાન પંચની મારફત થતો આવ્યો છે. આમ પંચાયતથી ગામડાંમાં સાર્વજનિક જીવન ખીલતું હતું તેમ બીજી પાસ તે સ્થાનિક સ્વરાજ્યની એક આવશ્યક અને મહત્વની સંસ્થા હતી. આથી જેમ આખા તાલુકાનાં ગામ માટે તાલુકા બોર્ડ સ્થાપવામાં આવ્યાં છે તેમ દરેક ગામ માટે—ગામનાં જુથ માટે પંચાયતો રચવાની અને તેને સ્થાનિક વહીવટનું અને ન્હાના દીવાની તેમજ ફોજદારી મુકરદમા ચુકવવાની સત્તા આપવાની ભલામણ કરવામાં આવી છે. સન ૧૯૦૯ ના કમીશને આ પ્રજાકીય માગણીને ઉત્સાહપૂર્વક ટેકો આપ્યો હતો પણ સરકારે તે સંબંધમાં ભાગ્યેજ કંઇ વ્યવહારિક પગલાં લીધાં છે, સન ૧૯૧૫ ના ઠરાવમાં આ વિષે જે સૂચનાઓ સરકારે કરી હતી તેને આ ઠરાવમાં કેટલાક ફેરફાર કરીને મંજુરી આપવામાં આવી છે:—

(૧) આ પ્રયોગ અમુક પસંદ કરેલાં ગામડામાં અથવા એકથી વધારે ગામના જુથમાં કરવો. આમાં સુધારો કરીને સરકાર હવે જણાવે છે કે સામાન્ય રીતે પંચાયત એક એક ગામમાં જુદી જુદી સ્થાપવી જોઇએ. આ યોગ્યજ છે.

(૨) જ્યાં આ વિષે કાયદો પસાર કરવામાં આવે ત્યારે તેવી પંચાયતો સ્થાપવાની માત્ર સત્તા આપવી જોઇએ. પરિણામે સરકાર પોતાની મરજી પ્રમાણે તેનો અમલ કરી શકે.

(૩) જ્યાં વહીવટનું તેમજ ન્યાય આપવાનું કામ પંચાયતોને સોંપવાનું નક્કી થાય ત્યાં એકજ મંડળે બન્ને કામ કરવાં જોઇએ.

(૪) હાલ ગામડાંમાં હસ્તી ધરાવતી કેળવણીની અને આરોગ્યની કમીટીઓને પંચાયતમાં ભેળવી દેવી જોઇએ.

(૫) મુકરદમા પંચાયત આગળ લાવવાની રજા માત્ર તેનાજ લોકોને આપવી જોઇએ પણ લોકો તે તરફ વધારે ખેંચાય માટે તેમને ખાસ લાભ થાય એવી વ્યવસ્થા કરવી

જોઇએ. દાખલા તરીકે કોર્ટની ફી ઓછી રાખવી જોઇએ, વહીવટ સરલ કરવો જોઇએ અને હુકમનામાં વધારે ઝડપથી બજાવવા જોઇએ.

(૬) સરકારનો દેખરેખ નીચે કર નાંખવાની સત્તા પંચાયતોને આપવી જોઇએ.

(૭) પંચાયતોનો બીજા મંડલો—દાખલા તરીકે તાલુકા અને જીલ્લા બોર્ડ સાથેનો સંબંધ ચોક્કસ રીતે મુકરર કરવો જોઇએ પણ આગળ જણાવવામાં આવશે તે કારણસર આ કલમ હવે સરકાર નામંજુર કરે છે.

પંચાયતના બંધારણ વિષે સરકારની સૂચના એવી છે કે તેમાં બાકીના મુખ્ય અમલદારોને તો સ્થાન મળવું જોઇએ અને બાકીના સભાસદો લોકો તરફથી ચુંટાવા જોઇએ. કમીશનની સૂચના પ્રમાણે મુખીનેજ પ્રમુખ તરીકે રાખવાનું બંધન ન હોવું જોઇએ પણ પંચાયતને પોતાનો પ્રમુખ નીમવાની સત્તા આપવી જોઇએ. આ સૂચનાઓ એકંદર ઠીક લાગે છે પણ ગામડાના મુખ્ય અમલદારોમાં કોનો સમાવેશ થાય છે એ જણાવવામાં આવ્યું હોત તો આપણને નીરાંત થાત. જો મુખી અને તલાટીનેજ અમલદાર ગણવામાં આવ્યા હોત તો તે વાત સહેલાઇથીજ જણાવી શકાત. મુખીને પંચનો સભાસદ ગણવામાં અમને બાધ લાગતો નથી. પણ તલાટીને તો પંચનો નોકર ગણીને, તેના કામ બદલ તેને જુજ રકમ આપવાની વ્યવસ્થા કરવી એ અમને ઘણું યોગ્ય લાગે છે. નહિ તો તલાટી અને મુખી મળીને આખી પંચાયતને નિષ્ફળ બનાવે એવો સંભવ રહે છે.

પંચાયતો સ્થાપવાને હવે પ્રાંતિક સરકારે તાકીદથી પગલાં ભરવાં જોઇએ. સન ૧૯૧૫ ના વડી સરકારના ઠરાવની માફક આ ઠરાવની પંચાયત સંબંધી ભલામણો નિષ્ફળ નહિ રહે એવી આશા રાખીશું.

આ ઠરાવનું આટલું પૃથક્કરણ જણાવવાને બસ થશે કે તેથી આપણને સ્થાનિક સ્વરાજ્ય સંપૂર્ણ અથવા ઘણે અંશે નથી મળતું એટલુંજ નહિ પણ તેની દિશામાં સંગીન પ્રગતિ કરવાની પણ આશા આપણને રહેતી નથી. જેમ ઠરાવને વધારે ને વધારે વાંચીએ છીએ અને તેની દરિદ્ર સૂચનાઓ તેમજ તેની ગોળમટોળ ભાષાનું વધારે બારીક અવલોકન કરીએ છીએ તેમ નામદાર વિઠલભાઇ પટેલનું વાક્ય વધારે ને વધારે ખરૂં લાગે છે કે "કાળના પ્રવાહ સાથે આગળ વધવાની હિન્દી સરકારે પૂરેપૂરી અશક્તિ બતાવી છે." અને એકહથ્થુ સત્તાના મદથી મસ્ત બનેલા, અમલદારોના ચક્રવ્યૂહ પાસેથી આશા પણ બીજી-શી રાખી શકાય? ખરેખર, હિન્દી સરકારનો આ શુષ્ક અને શિથિલ ઠરાવજ તેની લોહ અને કાષ્ટ જેવી જડતાનો સ્પષ્ટ પુરાવો આપે છે અને તેથી તેના બંધારણમાં સ્વરાજ્યનું સંગીન તત્વ મેળવી તેને સજીવન કરવાની અચુક દલીલ પૂરી પાડે છે.

ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

# શિક્ષણ—એક સુંદર કળા.

બાળકનું મૂલ્ય ઘણું છે. 'તે મનુષ્ય બનશે.' ત્હેમાંથી ઉત્તમ સેવા બજાવી શકે એવો સચ્ચારિત્રવાન્ પુરૂષ વા સ્ત્રી પ્રગટશે—આ કલ્પના ધ્યાનમાં રાખી દરેક બાળક પ્રત્યે આપણે માનવૃત્તિ રાખવી જોઇએ. કોઇ બાળકનામાં રહેલી ગુપ્ત શકિતઓ કેવાં મહાન કાર્યો કરી જશે એ, કોણ કહી શકે તેમ છે? યુનાઇટેડ સ્ટેટસનો એક મહાન અને સારો પ્રેસિડન્ટ જનરલ ગોર્ફિલ્ડ વારંવાર કહેતો કે મહોલ્લામાં ફરતા ચીથરેહાલ બાળકને જોતાં ત્હેના મનમાં એમ થતું કે કોઇ દિવસ એ મહા પુરૂષ નીવડશે, અને ત્હેના આગળ પોતાને ટોપી ઉતારવી પડશે. જ્યારે લ્યુથરની શાળાનો શિક્ષક ટ્રેબોનિયસ પોતાના વર્ગમાં દાખલ થતો, ત્યારે તે પોતાની ટોપી ઉતારી કહેતો; "આ શાળામાંથી પસાર થઇ જે વિદ્યાર્થીઓ રાજસભાના સભાસદો, ધારાશાસ્ત્રીઓ, મહાન શિક્ષાગુરૂઓ અને પરાક્રમ શાળી વીરપુરૂષો ભવિષ્યમાં બનનાર છે તે સર્વના માનમાં હું મ્હારી ટોપી ઉતારૂં છું."

જ્યારે બાળકનું મૂલ્ય આટલું બધું છે, ત્યારે ત્હેને કેળવનાર અને ત્હેને ખરેખરૂં મનુષ્યત્વ અર્પનાર સ્ત્રી પુરૂષના કાર્યનું મહત્વ અતિશય હોવું જોઇએ. ઘરડા ઢાંડાને સુધારવાનું કાર્ય મુશ્કેલ છે, એટલું જ નહિ પણ અશકય છે, પરન્તુ બાળકમાંથી ધારીએ ત્હેવાં પરિણામ નીપજાવી શકીએ. કુમળા ઝાડને વાળવું હોય તેમ વળી શકે. તેથી કરીને જો આપણે રાજ્યની ઉન્નતિ સાધનારની યોગ્ય કદર કરવા માગતા હોઇએ, તો માનને પાત્ર માણસોની યાદીમાં આપણાં બચ્ચાંઓને કેળવનારને ભાવી જમાનાને સુધારવા ઉત્સાહથી કાર્યમાં પ્રવૃત્ત થઇ રહેલાઓને, અને જેમના ઉપદેશ અને પ્રયત્નો પર દેશના સુખનો આધાર રહેલો છે ત્હેમને પ્રથમ સ્થાન આપવું જોઇએ. "જે શાળા ઉઘાડે છે, તે કેદખાનું બંધ કરે છે:"

સર્વ ધંધાઓમાં શિક્ષકનો ધંધો સર્વોત્તમ છે. શિક્ષકના ધંધા જેટલો બીજો કોઇ પણ ધંધો ઉચ્ચ વા પવિત્ર નથી. જે માણસ ત્હેમાં પોતાની સર્વ શક્તિઓ રોકતો નથી, અથવા બાળકને નવું સત્ય સ્હમજાતાં વા ત્હેની ગુપ્ત શકિત પ્રકટ થતાં ત્હેના ચ્હેરા પર જે આનંદની ગુલાબી છવરાઇ જાય છે, અને ત્હેની રસવૃત્તિ ખીલે છે તે જોઈ જેને ખાસ આનંદ નથી થતો તે કોઇ દિવસ આ પવિત્ર કાર્યમાં સફળ થઇ શકે નહિ. બીજા બધા ધંધામાં નિષ્ફળ નીવડેલા હોવા છતાં ઘણા લોકો એવી ખાતરી રાખે છે કે તેઓ શિક્ષક તરીકે તો સફળ નીવડે જ. જો ત્હમે ત્હેમને એમ કહો કે લોકોને શિક્ષણ આપવાની કળા શીખવવી જોઇએ, શિક્ષણ એક સુન્દર કળા છે, અને તે સહેલાઇથી શીખી શકાય તેમ નથી તો તેઓ ત્હમને માનશે નહિ.

જ્ઞાનના ભંડારવાળો અને ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યું હોય એજ સારો શિક્ષક હોતો નથી. આપણામાં જ્ઞાન ગમ તેટલું હોય પરન્તુ બીજામાં તે ઉતારવાની કળા આપણને આવડતી ન હોય. બાળકના મગજમાં હકીકત ભરવી એનું નામ કેળવણી નથી; પરન્તુ ત્હેની શક્તિઓને સર્વાંશે ખીલવવી એનું નામ કેળવણી છે, અને જેમનામાં ઉચ્ચ સદ્‌ગુણો હોય ત્હેમનાથી જ એ કાર્ય સારામાં સારી રીતે થઇ શકે. કોઇ માણસ મહા

પંડિત હોય, પરન્તુ ત્હેને નિયમન સાચવતાં બીલકુલ આવડતું ન હોય, કારણ કે જેનામાં દૃઢતા અને ચારિત્રના બળની ખામી હોય ત્હેના વિદ્યાર્થીઓ ત્હેને માન આપતા નથી, અને તે ત્હેમના પર સંસ્કાર પાડી શકતો નથી. શિક્ષકે વિદ્યાર્થીઓ આગળ 'વધારે ઉજ્જ્વળ જીવનનાં ચિત્રો રજુ કરવાં જોઇએ, અને ત્હેમને તે માર્ગે દોરવા જોઇએ.'

સારા શિક્ષકમાં સર્વોત્તમ ગુણ સમભાવનો—બચ્ચાંઓ તરફ, ત્હેમની જરૂરીઆતો અને ત્હેમના જીવન પ્રત્યે સમભાવનો હોય છે. ત્હેણે બાળકોને ચ્હાવાં જોઇએ અને ત્હેમના પ્રત્યે માનવૃત્તિ પણ રાખવી જોઇએ કે જેથી ત્હેમને સારી રીતે સ્હમજવાને જોઇતી ખરી સમભાવવૃત્તિ ત્હેનામાં હોય. કેટલાક શિક્ષકો પોતાના ગત બાલ્યજીવનને ફરીથી તાદૃશ કરી શકતા નથી, અને પોતાના વિદ્યાર્થીઓ આગળ જાણે જન્મથી જ ડાહ્યા અને મ્હોટા માણસના જેવા હોય એમ દેખાવ ધારણ કરે છે. આથી બાળકને શિક્ષકની અનુકમ્પા સ્હમજાતી નથી, અથવા ખોટા રૂપમાં સ્હમજાય છે, તેથી તે પોતાની મુશ્કેલીઓ શિક્ષકની આગળ રજુ કરી શકતો નથી. પોતાનો પાઠ કેવી રીતે શીખવાડાય છે એટલાનીજ કાળજી રાખવી એ શિક્ષકને માટે બસ નથી, ત્હેણે એ પણ જોવું જોઇએ કે વિદ્યાર્થીઓ તે ગ્રહણ કરી શકે છે કે નહિ. ફુલર કહે છે, "સારો વર્ગ શિક્ષક મુશ્કેલ વસ્તુઓને પોતાને માટે રહેવા દઇ બાળકોને આગ્રહ થઇ શકે ત્હેવી રીતે પોતાના શિક્ષણને સરળ બનાવે છે કે જેથી ત્હેના શિષ્યો ત્હેની સાથે ચાલી શકે."

શિક્ષકે જાણવું જોઇએ કે વિદ્યાર્થીઓને ક્યારે સહાયની જરૂર છે, અને જ્યારે જરૂર ન હોય ત્યારે તે આપવી પણ જોઇએ નહિ. વિદ્યાર્થીઓએ પોતાની મેળે જેટલું બને તેટલું બધું કરવું જોઇએ, અને ત્હેમને માટે બને તેટલું ઓછામાં ઓછું કરવું જોઇએ. સારો શિક્ષક પોતાના વિદ્યાર્થીઓ વતી ત્હેમના પાઠ **પોતે વિચારી લાવતો** નથી. ખરી રીતે તો ત્હેમનામાં વિચાર પ્રેરે છે, કારણ કે તે સારી રીતે જાણે છે કે 'વગર પરિશ્રમે મેળવેલું પાંખો કરી જતું રહે છે, એ સૂત્ર દ્રવ્યને જેટલું લાગુ પડે છે, તેટલુંજ વિદ્યાપ્રાપ્તિને પણ લાગુ પડે છે. વિદ્યાર્થીઓની મુશ્કેલીઓ ત્હેમના દૃષ્ટિબિન્દુથી સ્હમજવાને શિક્ષકોનામાં સાનુકંપ કલ્પનાશક્તિની આવશ્યકતા છે. એકને એક જ શબ્દોમાં સમજુતી આપવી તેજ બસ નથી. મ્હેં એવા શિક્ષકો જોયા છે કે જેઓ સમજાતી એકને એક શબ્દોમાં વારંવાર આપતા, પરન્તુ દર ફેરે ભાર દઇને અને વધારે મ્હોટે સ્વરે આપતા. બાળક એક વસ્તુને એક જ દૃષ્ટિબિન્દુથી જુએ, અને બીજા દૃષ્ટિબિન્દુની નહિ. અને અહિ આગળ સમજુતીના ફેરફારમાં રહેલાં વધારે ને વધારે સારી રીતે સમજાય ત્હેવાં વચનો શોધી કહાડવાની મહાન બુદ્ધિ શાકતને માટે ક્ષેત્ર છે.

સ્નેહ પછી શિક્ષકનામાં બહુ આવશ્યક ગુણ આશા છે. ઘણા શિક્ષકો બાળકો વિષે એવો અભિપ્રાય આપે છે કે તેઓ પાસે કશી આશા રાખી શકાય તેમ નથી. બાળકને કોઇ પણ કારણે મૂર્ખ અથવા અશક્તિમાન કહેવો જોઇએ નહિ. શિક્ષકનો તો એવો મુદ્રાલેખ હોવો જોઇએ કે દરેક બાળકનામાં કોઇ ને કોઇ પ્રકારની શક્તિ છે.

સર આઇઝાક ન્યુટનના સમયથી અત્યાર સુધીમાં ચાર્લ્સ ડાર્વિનના જેવો મ્હોટો વિજ્ઞાનશાસ્ત્રી થયો નથી છતાં ત્હેના વિષે ત્હેના પિતા તથા શિક્ષકો એમ કહેતા કે તે બહુ સામાન્ય બુદ્ધિનો છોકરો છે, કેટલીક વાર તો બુદ્ધિમાં સામાન્ય વિદ્યાર્થી કરતાં

પણ ઉતરી જાય છે. તે આપણને કહે છે, 'એક દિવસે મ્હારા પિતાએ મ્હને કહ્યું, "તું કૂતરાં મારવા અને ઉંદર પકડવા સિવાય બીજા કશાની પરવા કરતો નથી. તું ત્હારી જાતને અને આખા કુટુંબના નામને બટ્ટો લગાડીશ." આ વચનોથી મ્હારા હૃદયને સખ્ત આઘાત લાગેલો. બાળ ડાર્વિનના શોખ પ્રબળ અને વિધવિધ હતા. ત્હેવી જ રીતે ઘણા વિદ્યાર્થીઓને પણ હોય છે, પરન્તુ ત્હેમના શોખ શિક્ષકોને અને વાલીઓને પસંદ હોતા નથી, તેથી જ તેમને મુર્ખ અને બીન ઉપયોગી ગણી કહાડવામાં આવે છે. બાલ ડાર્વિનને ગેસનું ઉપનામ આપવામાં આવ્યું હતું, કારણ કે પોતાના બન્ધુની સહાયતા વડે ત્હેણે શાળાના બાગના સાહિત્યોની ઓરડીમાં એક ન્હાની રસાયણિક પ્રયોગશાળા શરૂ કરી હતી, અને બીજા વિદ્યાર્થીઓ સાથે રમતમાં ભાગ લેવા મૂકી ત્યાં તે ગેસ બનાવવામાં નવરાશનો વખત કાઢતો. શાળાના મુખ્ય અધ્યાપક પણ 'આવી નિરર્થક બાબતોમાં' સમયનો દુરૂપયોગ કરવા માટે ત્હેની જાહેરમાં સખ્ત ઝાટકણી કાઢી હતી. તત્ત્વજ્ઞાની ડાર્વિને આપણને શીખવ્યું છે કે ઉત્ક્રાન્તિ બહુ ધીમેથી થાય છે, અને ત્હેનું બાલ્યજીવન એ ત્હેના સિદ્ધાન્તનું દૃષ્ટાન્તરૂપ છે. બીજું દૃષ્ટાન્ત જેમ્સ વૉટનું છે. ત્હેની કાકી ત્હેને બહુ આળસુ ધારતી. એક દિવસે તે ચા લેવાના મેજ આગળ બેઠો હતો, ત્યારે ત્હેની કાકીએ ત્હેને કહ્યું, "જેમ્સ વૉટ, ત્હારા જેવો આળસુ બીજો કોઇ છોકરો મ્હેં જોયો નથી. કોઇ પુસ્તક હાથમાં લે, અથવા બીજું કંઈ ઉપયોગી કાર્ય કર. છેલ્લા એક કલાકથી ચાની કીટલીના જાચોડામાંથી નીકળતી વરાળમાં ચમચો ધરી રાખવા સિવાય બીજું કશું કામ કર્યું નથી. ત્હેનાપર બાઝેલાં પાણીનાં ટીપાં ગણવાથી ત્હેને શો લાભ થશે?" એમ કરવું એ ખરેખર આળસનું લક્ષણ જણાયું, પરન્તુ તે બાળકના મગજમાં તો વરાળ શકિતના વિચારોના તરંગ ઉછળી રહ્યા હતા. ત્હેણે અન્તે વરાળ યંત્રમાં ઘણો સુધારો કર્યો કે જેથી પાકો માલ તૈયાર કરવામાં ખર્ચની ઘણી બચત થઇ.

દીર્ઘકાળ પર્યન્ત ધૈર્ય રાખવું એનું નામ મહાબુદ્ધિ શકિત (genius) કહેવાય છે, પરન્તુ આ વ્યાખ્યા સારા શિક્ષણને પણ લાગુ પડે છે. બાળકને શીખવાડતી વેળાએ ગ્રહણ શકિતની ખામીને લીધે શિક્ષકે કદી પણ ચીઢાઇ જવું જોઇએ નહિ. શિક્ષણનો ધંધો ધૈર્યની ખરી કસોટી કરે છે, ત્હેની અંદર આનંદી સારા સ્વભાવને સાચવી રાખવાની ખાસ આવશ્યકતા છે. જોન વેઝલીની* માતા પોતાના એક બાળકને શીખવતી હતી, ત્યારે કોઇએ ત્હેને પૂછ્યું, "આ મૂર્ખાને એકની એક વાત વીશ વાર કેમ કહી સાંભળાવો છો," ત્હેણે જવાબ આપ્યો, "કારણ કે જો હું ત્હેને તે ફકત ઓગણીસ વાર કહું, તો મ્હારી સર્વ મ્હેનત વ્યર્થ જાય." આથી આપણને ધૈર્યની ખાસ આવશ્યકતા છે, કારણ કે શિક્ષણનાં ફળ ઘણાં ધીમે ધીમે આવે છે. જો આપણે જાતે મહેનત લઇ ધૈર્ય અ ક્ષમા વૃત્તિને કેળવીએ નહિ, તો આપણે શાળામાં શિક્ષક થવાને માટે ખાસ નાલાયક છીએ. ડૉ. ચૅનિંગે× ખરેખરૂં જ કહ્યું છે કે, "જે બાળકને છ કલાક સુધી ચીઢીઆ, નિર્દય, સખ્ત અથવા ઘડી ઘડીની લાગણીને વશ થઇ જાય ત્હેવાં શિક્ષકનું મ્હોં જોવા અને ત્હેનો

*મેથોડિસ્ટ ધર્મ સ્થાપનાર વેઝલી ભાઇઓમાંનો એક.

×અમેરિકાનો મહાન ધર્મોપદેશક.

જ અવાજ સાંભળવા બેસાડી રાખ્યો હોય, ત્હેને દુર્ગુણની શાળામાં મુકયો છે એમ કહેવું જોઇએ."

જે સ્ત્રી વા પુરૂષ મનુષ્ય સ્વભાવનાં અભ્યાસી નથી, તે શિક્ષક તરીકે જરૂર નિષ્ફળ નીવડશે. ન્હાનાં બાળકોને કેળવવામાં ઘણાં ચાતુર્યની જરૂર છે. એવા ઘણાજ થોડા શિક્ષકો છે કે જેમનામાં એવી સારી માનસિક શકિતઓ અને ઉચ્ચ સદ્દવર્તન હોય કે જેથી તેઓ બાળકો સાથે સારી રીતે વર્તી શકે, ત્હેમની બુદ્ધિ ખીલવી શકે, અને ત્હેમનું ચારિત્ર ઘડી શકે. બાળ કેળવણી શિક્ષણના ધંધાની સર્વોત્તમ કોટી છે. કામ કરવાની વસ્તુ જેમ વધારે ખરાબ, તેમ કારીગરની કુશળતા વધારે.

સુંદર રીતભાત (કોઇ કોઇ વારની જ નહિ અને આનંદી દેખાવ શિક્ષકને યુવાન, સશકત અને સુખી બાળકો સાથે સંબંધ રાખવાનો છે, અને જો તે એમ સ્હમજતો હોય કે ત્હેના ધંધામાં વજન પાડવાને માટે રૂઆબ રાખવાની જરૂર છે, તો તે ત્હેમાં મ્હોટી ભૂલ કરે છે. વળી શિક્ષકે પ્રશ્નોનો નિર્જીવ સૂર રૂપ બનવું જોઇએ નહિ. ત્હેણે તો વિદ્યાર્થીઓના વિચારની પરંપરા ઉત્પન્ન કરવાને એક મીણગારી સમાન હોવું જોઇએ. ત્હેનો પ્રશ્ન સૂચક હોવો જોઇએ. બાળકને ગભરાવવાને માટે નહિ, પરન્તુ ત્હેને પ્રોત્સાહન આપવાને માટે તે પૂછાયલો હોવો જોઇએ. આમાં વિદ્વતાની ઘણી જરૂર છે, નહિ તો ત્હેનું મન જડ બની જશે, અને બીજામાં વિચાર પ્રેરી શકશે નહિ. સાચો અને શકિતમાન શિક્ષક પોતાનો અભ્યાસ પૂર્ણ થયો છે એમ કદી માનતો નથી, પરન્તુ પોતાના જ્ઞાનમાં વધારો કરવાને તે હંમેશાં પ્રયાસ કરે છે. શિક્ષક તરીકે સફળ થવાને ત્હેણે પદ્ધતિસર અભ્યાસ કરવો જોઇએ. જે ક્ષણે તે આ કરવાનું ત્યજી દે છે, તે જ ક્ષણથી શિષ્યો સાથે સહાનુભૂતિ ધરાવવાનું પણ તે ભૂલી જાય છે, અને જે લોકો જ્ઞાન પ્રથમ જ વાર પ્રાપ્ત કરતા હોય છે ત્હેમને કેવી કેવી મુશ્કેલીઓ નડતી હશે તે પણ તે સર્વાંશે સ્હમજી શકતો નથી. "પ્રાપ્ત કરવાના કાર્યથી, અને ત્હમે ત્હમારી જાતે પ્રાપ્ત કેવી રીતે કરો છો ત્હેના અવલોકનથી બીજાને તે પ્રાપ્ત કરવામાં ત્હમે સહાય આપી શકો!" જે શિક્ષક નવા નવા વિચારો દ્વારા પોતાને કેળવણી આપ્યા કરે છે, ત્હેને એટલો તો સંતોષ થશે કે ત્હેના મનને સર્વોત્તમ વિચારો નિરંતર મળ્યા જ જાય છે, કારણ કે લૅટિન કહેવત કહે છે કે—જો ત્હમારે ડાહ્યા થવું હોય તો વાંચો, જો ત્હમારે વધારે ડાહ્યા થવું હોય તો અભ્યાસ કરો, અને સર્વથી ડાહ્યા થવું હોય તો શીખવો."

અંબાલાલ મોતીભાઇ પટેલ.

---

મોડર્ન રીવ્યુના ફેબ્રુઆરી ૧૯૧૮ ના અંકમાં શ્રીયુત ઈ. આર. શંકર આયરના લેખનું–ભાષાન્તર.

# પીલ્ગ્રીમ ફાધર્સ.

---

( ગતાંક પૃષ્ઠ ૭૭૪ થી ચાલુ. )

**પ્રવેશ ૪ થો.**

( અમેરિકનનો કાંઠો. શિયાળાની ઋતુ. ડાબી બાજુ સમુદ્ર છે. જમીન પર લાકડીઓ અને ડાળીઓ પડેલી છે. )

[ વિ૦, કા૦, સ્ટે૦, બ્રે૦, એ૦, બિ૦, મે૦, પ્રિ૦, ઇ૦, ટોળામાં ઉભા છે.—વિ૦, મે૦, સ્ટે૦, કા૦, મધ્યમાં ]

( બધાં ગાય છે )

× × × × × ×

**મે૦**—કઠણ જમીન ઉપર ઉભા રહેવામાં કેવી મઝા આવે છે. ( ચારે બાજુ જોઇને ) જો કે આ ઉજડ પ્રદેશ છે, બરફ ચોતરફ પથરાયલો છે, આમશ અને વૃક્ષની ડાળીઓ મલી આપણું છાપરું છે. પ્રિ૦, મારા ઝભા નીચે આવી જાઓ. પવન ફુંકે છે. મને બહુ ટાંડી લાગી છે.

( પ્રિ૦ ને ઝભા નીચે લઇ લે છે )

**સ્ટે૦**—આ ખડક નીચે આપણે અગ્નિ જગવશું, આ રહ્યાં લાકડાં. ( લાકડાં એકઠાં કરે છે ) આવ, બી૦ જરા શરીર તપાવ નહિતર ઠરીને ઠીકરૂં થઇ જઇશું.

**બિ૦**—( ધ્રુજે છે ) આ ક્યાંથી મળ્યો દેશ ! આ ટાંડીમાં રહેવા કરતાં જંગલી લોકોને હાથે શેકાઇ મરવું વધારે સારૂં છે.

**ઇ૦**—અરે પાડ માનો કે ઉછળતા દરિયામાંથી જમીન પર પહોંચ્યા.

( ડાબી બાજુ આંગળી કરે છે. )

**બિ૦**—( હાથ હલાવે છે ) દરિયો...હં ! હવે ભલા થઇને મૂકશો દરીયાનું નામ.

**કા૦**—આવો આપણે હાથોહાથ કરી લઇએ.

**સ્ટે૦**—આસપાસ પ્રદેશ છે અને દેશીઓ કેટલા નજીક છે એ આપણે જોવું જોઇએ હો.

**કા૦**—તેમજ, ઘરો શોધવા માટે સ્થાન પણ શોધવું જોઇએ.

**સ્ટે૦**— તો આ સ્ત્રીઓનું રક્ષણ કરવા કોણ પાછળ રહેશે !

**બિ૦**—અંહા તૈયાર છે તેમનું રક્ષણ કરવા ( લાકડી ફેરવે છે ) હું છેવટ આ અગ્નિનુમો ચોકસ રક્ષણ કરીશ.

( બહાદુર માણસની જેમ ઉભો રહે છે. )

**ઇ૦**—( ધિક્કારથી ) મરદ હોય તે તો પાછળ રહે નહિ.

**બિ૦**—તું તો નથી, ના, ઇલન ! કે છું ?

**ઇ૦**—નહિસ્તો. હઉં તો કેપ્ટન સાથે ગઇ જ હઉં.

**સ્ટે૦**—તમે કહો ન કહો પણ બિ૦, બ્રે૦ અને એ૦ ને હું મારી સાથે લઇ જાઉં છું. બસ ! તમે પાછળ રહો.

**બિ૦**—જો તે પ્રમાણે હું તમને ઉપયોગી થતો હઉં તો હું રહું.

સ્ટે૦—તો આપણે તૈયાર છીએ.

બિ૦—હું ઇચ્છા, લ્યો તૈયાર છીએ. બધાનું શા માટે વાટે છે ?

પ્રિ૦—સાચવજો. હો.

બિ૦—અરે બાપ ! આપણને તો ફાકડી ખાશે હો:

પ્રિ૦—ઇન્ડિયનો સંતાયા હશે. એલ્ડન, બહુ સાહસિક ન થતા.

( સ્ટે૦, કા૦, બ્રે૦, એ૦, બિ૦, જમણી બાજુ જાય છે, બ્યુ૦, અને સ્ત્રીઓ ડાબી બાજુ )

---

## અંક ૩ જો.

---

### પ્રવેશ ૧ લો.

( અમેરિકાનો કિનારો, ૧૬૨૧ ની સાલની વસંતઋતુ, એક ઝુંપડાની અંદર: ડાબી બાજુ બારણું, મેજપર કળશો પ્યાલો, પાછળ ઈંટોનો ચૂલો અને ઉપર પાત્ર )

( ડાબી બાજુ મે. ને પ્રિ૦ પ્રવેશ કરે છે )

મે૦—કડકડતી ટાઢના દિવસો ગયા; હવે તો જરા જરા ગરમી પડે છે. પણ આપણાં માણસો માંદા છે અને મને ધાસ્તી રહે છે કે ઘણાં મૃત્યુવશ થશે.

પ્રિ૦—હા, અને હું ઇચ્છું છું કે આ છેલ્લા કાર્યમાં જોખમ ન આવે. જંગલમાં ઇન્ડિયનો અને વરૂઓ હોય છે. આપણા લોકો રસ્તો ભૂલે: ડૂબી જાય, ભૂખ્યા તરસ્યા મરી જાય પણ ખરા.

મે૦—પ્રિ૦, આપણો કેપ્ટન તેમને સલામત પાછા લાવશે.

પ્રિ૦—હા, બા, લંબાણ રીતે મન માં વાળવું. અરે પણ સાંભળો. ( કૂદે છે. ) કોઇનો પગરવ હવે સંભળાય છે. જ્હોન એલ્ડન. મારૂં હૃદય પ્રફુલ્લ થાય છે.

( ડાબી બાજુ એલ્ડન પ્રવેશ કરે છે. )

એ૦—અમે બધા સુરક્ષિત પહોંચ્યા છીએ. પ્રિ૦, જ્યાં આગળ આપણે ગામ બાંધવાનાં છીએ તે સ્થાનની નજીક એક મોટું તલાવ છે.

મે૦—રહેવાનું સ્થળ તો સારૂં શોધ્યું.

એ૦—હા. કારણ કે, બંદર પણ સારૂં છે. ટેકરી પાસે થઇને, સ્વચ્છ ખળખળિયું વહ્યું જાય છે. આ તળાવ પહેલું બિ૦ એ મોટા ઝાડપરથી જોયું. પણ ઝાડી એટલી બધી ઘાડી હતી કે તેની પાસે પહોંચતાં ઘણો સમય ગયો. અમારા પગ તળવાઇ ગયા છે અને કપડાં કાંટામાં ભરાઇને ચીંથરે ચીંથરાં થઇ ગયાં છે.

પ્રિ૦—અમને તો વધારે મોટાં જોખમોની બ્હીક હતી. એલ્ડન, તમારા કપડાં કરતાં તમારાં શરીર માટે અમને તો વધારે બળતું હતું.

મે૦—તમે બધા સલામત છો, ?

એ૦—ગવર્નર કાર્વર સિવાય બધા, થાક અને દુ:ખથી તે મરી ગયા જેવા થયા છે. તેને મુર્છા આવી હતી અને કોટન તેને અહિં લઇ આવે છે.

( માંદા ગવર્નર કાર્લરને લઇને કેપ્ટન સ્ટે૦)

બ્રે૦—( ઉઠે છે ) માંદાની સહાયમાં કેપ્ટન સ્ટેન્ડિસ તો સર્વદા તત્પર જ છે.

સ્ટે૦—માસ્તર કાર્લરને તાપ પાસે બેસવા દો.

બ્રે૦—( કાર્લરને તાપ પાસે લઈ જાય છે. ) આવો, કાર્લર, આવો.

પ્રિ—( એલ્ડન પ્રતિ ) તે કેવા ફિક્કા પડી ગયા છે ?

બ્રે૦—( તેના કપાળપર હાથ દઇ ) તેનું માથું તો તપ્યું જાય છે. ( તેનો હાથ ઝાલે છે ) હાથ તો જાણે ટાઢા હિમ. મેળવવાને મને આપો.

( પ્રિ૦ પ્યાલો લે છે, મેરી ભરે છે અને કાર્લરના હોઠે મુકે છે. )

સ્ટે૦—પ્રિ૦, હું તે હલાવીશ.

પ્રિ૦—તમે કુશળ છો હો.

સ્ટે૦—હું હોલાંડમાં યોદ્ધા તરીકે ગયો ત્યારે હું તે શીખ્યો

પ્રિ૦—તમે તો બીજુંયે ઘણું કરી શકો છો.

સ્ટે૦—ખરે, પ્રિ૦, એ૦ શબ્દોથી કરી શકે તેમાંનું કાંઇ જ નહિ હો.

પ્રિ૦—કદાચ, હોય.

સ્ટે૦—પ્રિ૦, કાર્લરની નજર રાખજો. તેને અશક્તિ ઘણી છે. હવે કામમાં ( એલ્ડનને ) મેં આપણા બધાને અહિં બોલાવ્યા છે. આપણે શહેર બાંધવું શરૂ કરીએ તે પહેલાં આપણે એક સંગ્રામ સમરસભા બોલાવવી પડશે અને આપણું રક્ષણ કેવી રીતે કરવું તે જોવું પડશે.

( ડાબી બાજુ વિ૦ બ્રે૦ બિ૦ ૭૭ પ્રવેશ કરે છે. બધી સ્ત્રીઓ ભેગી થઇ કા૦ની ડાબી બાજુ બેસે છે. પુરુષો બધા તેની જમણી બાજુ છે, સ્ટે૦ મધ્યમાં )

સ્ટે૦—જંગલી લોકો આપણા પર તુટી પડે તો શું કરવું તેનો આપણે વિચાર કરવાનો છે. તેઓ આપણાથી દૂર નથી, હો.

વિ૦—છાપરું બાંધવાનું ઘાસ ભેગું કરતી વખતે આપણે બંનેએ જંગલમાં તેમની બુમો સાંભળી છે.

એ૦—હું લાકડાં ભેગાં કરતો હતો ત્યારે એક મોટો પહાડી રામો માણસ ઝાડીમાં સંતાઇ જતો મેં જોયો.

સ્ટે૦—તેઓ આપણી નજીકમાં છે અને તેઓના સારા નરસા ઇરાદાની આપણને ખબર નથી. આપણે બચવા માટે તૈયાર રહેવું જોઇએ.

વિ૦—એ તમારો વિષય છે. કેપ્ટન, અમે તમારી સલાહ પૂછીએ છીએ.

સ્ટે૦—આ રહી મારી યોજનાઓ. ટેકરીપર એક કિલ્લો કે જેમાંથી આપણી આંખ આખા પ્રદેશપર ફરી શકે. ( બહાર બુમ સંભળાય છે. ) ( સ્ટે૦ ડાબી બાજુ ફરે છે અને તરવાર ખેંચે છે. ) ઓ તૂટી પડયા !

( બધા ચમકે છે, અને બારણા તરફ ડાબી બાજુ વળે છે. બિ૦ સ્ટે૦ ની પાછળ ભરાઇ જાય છે. )

બિ૦—વોય બાપ ! બા......પો......રે, રે !

( ડાબી બાજુ સામોસેટ—એક ઇન્ડિયન—આવે છે. તે તદ્દન શાંત ઉભો રહે છે; ) બધાં આશ્ચર્યથી તાકી રહે છે અને છેવટે સામોસેટ બોલે છે.

સા૦—આવો, અંગ્રેજો.

બ્રે૦—અરે ! કેવું આશ્ચર્ય ! આ તો અંગ્રેજી ભાષા બોલે છે.

બ્રિ૦—તો પછી તેની મુરાદ દુષ્ટ હોવી ન જોઇએ.

સ્ટે૦—( સા.ની સામા ) તમે કોણ છો ? સલાહ એ તમારો ઉદ્દેશ છે ?

સા૦—મારૂં નામ સામોસેટ છે; હું લોકોમાં અગ્રણી છું. હું સલાહના વિચારથી આવ્યો છું. જુઓ, આ મારો ભાલો પડયો તમારા ચરણમાં.

( સ્ટે૦ ના પગે પોતાનો ભાલો મુકે છે. )

સ્ટે૦—ભલે આવ્યા, સમોસેટ તમને ઇંગ્લીશ બોલતાં કયાંથી આવડયું ?

સા૦—તમારા પહેલાં પણ અંગ્રેજ ખલાસીઓ અહિં આવ્યા હતા અને તેમણે મને તમારી ભાષા શીખવી.

સ્ટે૦—અમે અહીં છીએ એ શા પરથી જાણ્યું ?

સા૦—મેં તમારાં પગલાં જોયાં અને જાણ્યું કે આ ગોરા લોકનાં પગલાં હોવાં જોઇએ.

બ્રે૦—અને પછી તમે અમને જોવા આવ્યા ?

સા૦—મસાસટના રાજાના દેશમાં ઉત્તર તરફ હું રહું છું. તેણે મને કહેવરાવ્યું કે હું તો અંગ્રેજોનો મિત્ર થઇશ. મારે માટે તો ( માથું હલાવે છે ) તેઓ મને ગમે છે.

બ્ર૦— તો તો સારું, ( મનમાં ) આ જંગલી છતાં કેવો ઉદાર વૃત્તિનો છે,

સ્ટે૦—આમ આવો, બીજા ઇન્ડિયનો સાથે અમે વાત અને વેપાર કરી શકીએ તે માટે તમે અમારા દુભાષ્યા થશો ?

સા૦—હા; અને મસાસટનો રાજા તમારી પાસે આવશે અને મોટી મીજમાની આપશે.

સ્ટે૦—જો તે મૈત્રીભાવે આવશે તો અમો તેને હર્ષથી વધાવશું. ઉભા રહો, સામસેટ અમે અંગ્રેજો આને પ્લિમ કહીએ છીએ. જે બંદરેથી અમે ઇંગ્લાંડ છેલ્લું છોડયું તે પણ પ્લિમથ હતું તમે દેશીઓ તેને શું કહો છો ?

સા૦—પાટુકસેટ.

વિ૦—તે કોના તાબામાં છે ?

સા૦—ચારેક વર્ષ ઉપર એવી મરકી આવી કે બધાં માણસો મરી ખુટયાં અને હવે તેનું કોઇ ધણી નથી.

વિ૦—તોપણ તે આપણે કબજે કરવામાં શું વાંધો છે ? સામાએ આ ચપ્પુ તમને મળશે?

સા૦—(ચપ્પુ લે છે) કાં, કેમ નથી ? (ધારે જુવે છે) અહો ! બહુ પાણીવાળું જણાય છે.

સ્ટે૦—આ ઉપર તેનો પ્રયોગ કરો. ( સામોસેટને રોટી આપે છે)

બ્રિ૦—આ, એ રોટી ફિકરજ રાખજો હો—અમારી ઉપર પ્રયોગ ન કરતા, ભલા થઇને. (સામોસટ ધરાઇને ખાય છે).

વિ૦—અમારો વિલાયતી ખોરાક ભાવે ખરો કે ?

સા૦—અચ્છી રીતે. આ ખોરાકની વાત હું મસાસુટને પણ કરીશજ.

બ્રિ૦—(એકલા) ભલો ભાઇ, અમારી પાસે એ વધારે હોત તો બહુ સારૂં કે તમે અને,

અમે બધાં ધરાત.

સા૦—એટા સમુદ્રને પેલે પારથી આવનાર મનુષ્યો ! સાંભળો, હું તમને ઘાસ પાડતાં અને વાવતાં શીખવીશ. જંગલમાં હરણો છે. તળાવોમાં માછલીઓ, હું તમને પકડી આપીશ. મારી પાછળ આવો અને જંગલનો સાદો ખોરાક ચાખો.

( સમોસેટની પાછળ બધા જાય છે )

પ્રવેશ ૨ જો.

નવું પ્લિમથ, વસંતઋતુ, ૧૬૨૧)

( ડાબી બાજુ પ્રિ૦ બી લઇને આવે છે )

પ્રિ૦—મે ફ્લાવરને છેલ્લા નમસ્કાર, જુના ઈંગ્લાંડમાં પાછા જતાં તેના સઢો અમે જોઈ લીધા છે. જોકે અહિં આવ્યા પછી પણ આપણે ઘણા સંકટમાં છીએ, અર્ધ સંખ્યા તો હતી નહતી થઇ છે તોપણ આ સાહસમાંથી એકપણ માણસ પાછુ હઠયું નથી એ જોવા જેવું છે. શિયાળો તો વીતી ગયો. વસંત બેઠી છે. પક્ષીઓ કલોલ કરે છે અને આ રહ્યું ખેડેલ ખેતર નવો દાણો વાવવો હોય તો. મને સમોસેટે શીખવ્યું છે તે પ્રમાણે હું વાવીશ અને વાવતી વાવતી ગાતી જઇશ. ( ગાય છે. )

× × × × × ×

( ડાબી બાજુ જ્હોન એલ્ડન પ્રવેશ કરે છે )

એ૦—પ્રિ૦, ગીત ઘણું મધુરું છે હો. એ કયાં શીખ્યો હતો ?

પ્રિ૦—એ રાહ તો મારા મનમાં ઘણા વખતથી રમી રહ્યો હતો પણ વસંત ખીલી એટલે તેને યોગ્ય શબ્દો પણ જડી આવ્યા. તેઓનું આ પાકને જોવાનું પ્રારબ્ધ નથી રહ્યું તેમને માટે રડવું આવે છે.

એ૦—કાર્લર તથા જે બીજા બધાને વરસાદ અને પવનમાં ટેકરીપર આપણે ટેકરીપર દાટી આવ્યા તે મને કેમ વિસરાય ? તેઓ આ વસંત સુધી ટકયા હોત તો પણ કેવું સારૂં ! પ્રિ૦, આ પાક અચ્છે થશે હો. જુઓ, આ આવે સામોસ્ટને લઇ કેપ્ટન આપણા.

( ડાબી બાજુ સ્ટે૦ અને સામોસેટ. )

ગુડ મોર્નિંગ, કેપ્ટન,

પ્રિ૦—ક્યાં નીકળી પડયા છો ?

સ્ટે૦—આ સામોસ્ટની સાથે. રાજા મસાસટને અહિં લાવવા છે અને તેમની સાથે સલાહ કરવી છે એ માટે જાઉં છું. જો રજા આપો તો જાઉં, એ૦ તમારા રક્ષણ માટે બસ છે.

પ્રિ૦—જેવી ઇચ્છા.

સ્ટે૦—પ્રિ૦, તેમ નથી પણ કોણે જવું તે જરા સવાલ છે. ચાલો, સામોસ્ટ, હું જ આવું.

સા૦—રાત્રિ સુધીમાં આપણે તે ઉંડી નદી સુધી પહોંચી જવું જોઇએ. ત્યાંથી રાજાની હદ શરૂ થાય છે. (સા૦ ને સ્ટે૦ જમણી બાજુ જાય છે.)

પ્રિ૦—વહેલા આવજો. ( પ્રિ૦ ને એ૦ ડાબી બાજુ નીકળી જાય છે).

## અંક ૪ થો.

### પ્રવેશ ૧ લો.

(પ્રાઇટ) પાનખર, ૧૬૨૧ નવું પ્લિમથ.

(જમણી બાજુ બાંકડાઓ ઉપર મિજબાની પાથરી છે—ફુલ તથા તોરણનો શણગાર કર્યો છે.)

(બિ૦ બેરીની ટોપલી લઇને આવે છે.)

બિ૦—(ચારે બાજુ નજર નાંખે છે) કેવો મજાનો દિવસ છે! આ સ્થાનમાં આપણને એક વર્ષ થયું. મેમાનો માટે ઘર શણગાર્યું છે અને મિજબાની પણ તૈયાર છે. (ટેબલપરના ખોરાકમાં નીચી નજરે જુવે છે, સુંઘે છે) જંગલોમાંથી લાવેલું આ પક્ષી, પેલા તલાવમાંથી જંગલી બટકું—એ તળાવ ભાઇએ પહેલું ઝાડપરથી જોયેલું એટલે બિ૦ નો અમુક કહેવાય છે. લંડનમાં મેં કદી નહિ જોયેલાં તેવાં સારાં પક્ષીઓ બધાં આ મિજબાનીમાં મારા તરફથી આ બેરીઝ મુકું છું. (ટેબલપર મુકે છે અને હાથ ઘસે છે) હું તો છઉં તો ઉસ્તાદ હો! આ આપણે નવા અન્નનો દિવસ છે અને તેમાં વળી પ્રિ૦ તથા એલ્ડનનાં લગ્ન છે. ખરે, આપણે બહુ દુઃખી નથી થયાં. મને તો હાશ, બહુજ મજા આવે છે.

(ગાય છે)

(જમણી બાજુ ઇ૦ ચાલે છે. લિ૦ તેનો હાથ ઝાલે છે) આને ઇ૦ આપણને જોઇ ના પડે તેમ નથી. મને નાચવાનું મન થઇ ગયું છે.

(બન્ને નાચવા જાય છે)

(વિ૦ ને મે૦ હાથમાં ફુલ લઇને આવે છે.

ઇ૦—બંધ કરો, બંધ માસ્તર બ્રુસ્ટર આવ્યા છે.

(બન્ને જમણી બાજુ નાસી જાય છે)

મે૦—આપણો પાક તો ભેગો થઇ ગયો છે; ઝાકળ પડે છે અને જંગલમાં મેપલ્સ સળગતા અગ્નિનું ભાન કરાવે છે. આ રહ્યા પુષ્પો આસમાની તેમજ સોનેરી આકાશમાં એક પણ વાદળ નથી અને પ્રિ૦ નાં લગ્ન ઉજવવા જાણે બધી વસ્તુઓ ઉત્સુક હોય નહિ!

વિ૦—સર્વને અંતે આવો આનંદ થશે એમ મને સ્વપ્ને પણ ન હતું. મે૦, આપણા અતિશય સંકટના દિવસોમાં પણ તે આશા છોડી ન હતી.

મે૦—એ ઠીક પણ આટલી થોડીવારમાં મેં આ બધું ધાર્યું ન હતું. આ આવે આપણાં અતિથિઓ.

(ડાબી બાજુ વરઘોડો, એ૦. સા૦, સ્ટે૦, મસાસટ, બિ૦. ઇ૦, એ૦ અને પ્રિ૦)

(તેમના વચમાં ફળો, ડાળીઓ આદિ છે. બિ૦ને ઇ૦ એક કુંડું લાવે છે અને મધ્યમાં મૂકે છે. બધાં અર્ધગોળ આકારમાં ગોઠવાય છે અને એ૦ તથા પ્રિ૦

મધ્યમાં રહે છે. સ્ટે૦, અ૦, સા૦, બ્રિ૦, તથા ઇ૦, જમણી બાજુ; વિ૦, મે૦, બ્રે૦ ડાબી બાજુ )

મે૦—( આગળ વધીને પ્રિ૦ ના પગમાં ફુલો વેરે છે ) તમારો માર્ગ નિરંતર પુષ્પોથી શોભિત થાઓ, એ૦ અને પ્રિ૦ !

વિ૦—સર્વે-ભલે પધાર્યો.

( સા૦ અને મ૦ નિશાનીયો કરે છે ).

સા૦—રાજા મસાસ્ટ તમને આવકાર આપે છે.

વિ૦—રાજાને અહિં બ્રે૦ની પાસે આવવા દો. ( સ્ટે૦, મ૦ ને ડાબી બાજુ લાવે છે, બ્રેડ૦ ની પાસે મુકી ગયો હતો ત્યાં લઇ જાય છે. )

વિ૦—( બનાવે છે ) આ રહી મિજબાની. જંગલમાં રહેવાથી ભૂખ ઠીક લાગતી જણાય છે.

મે૦—દરેક કંઇ કંઇ લાવેલ છે.

ઇ૦—મેં રોટી કરી છે.

સા૦—મેં માછલીઓ પકડી.

બ્રિ૦—આ મારી મહેનતનું ફળ છે. કેવું સરસ જંગલ પણ ઓર છે હો.

વિ૦—મહારાજા જેમ્સના રાજ્યમાં આપણે એક સારા પ્રદેશનો વધારો કર્યો છે.

બ્રે૦—સ્ટે૦ વિના આપણે આ કદિ કરી શકયા ન હત.

વિ૦—( સ્ટે૦ નો હાથ ઝાલે છે ) ભલા કેપ્ટન સ્ટે૦ !

બધાં૦—ઘણું જીવો કેપ્ટન.

( બ્રિ૦ પોતાની ટોપી ઉરાડે છે )

સ્ટે૦—મિત્રો હું તમારો ઘણો ઉપકાર માનું છું. મેં તમારે માટે કંઇજ વધારે નથી કર્યું. હવે તો આ દેશીઓ પણ આપણા મિત્રો થયા છે. ( સામોસ્ટની સામું જુએ છે, સામોસ્ટ મસાસ્ટને નિશાની કરે છે, અને એ પોતાનું માથું નમાવે છે ) મને તો શાંતિ હોય તો તમારી સાથે ખેડ કરવાનું મન થઇ આવે છે.

બ્રે૦—શું આ સમશેર હળની સાથે બોસી દેશો ?

સ્ટે૦—એ તો મારી સાથે રહેવાનીજ.

વિ૦—તો પણ આજે તો તેને મ્યાનમાં રાખો—આજ સમય શાંતિનો દિવસ છે. એ૦, તથા પ્રિ૦ નું દીર્ઘ આરોગ્ય રહો !

બ્રે૦—આપણે સ્વદેશ છોડી અહિં સુધી આવવું પડયું તેથી આપણાં હૃદયો એ માતૃભૂમિથી જુદાં નથી પડયાં; અને ભોગવેલાં દુઃખોને ભુલી જઇ આપણે પુનઃ આપણી માતૃભૂમિ તરફ સ્નેહથી વળીએ છીએ.

વિ૦—ઇંગ્લાંડમાં આપણા મિત્રોના સમાચાર લાવનારૂં વહાણ ઘણા થોડા વખતમાં આવવું જોઇએ. આપણા ગુરૂ રો૦ ના ખબર પણ તેમાં આવશે, કદાચ, કુશમત એ વહાણમાં આવી ચડે. આપણી યાત્રા સુખપૂર્વક ફતેહમંદ થઇ એના સમાચાર આપણે ઇંગ્લાંડ મોકલશું.

એ૦—મુશ્કેલીઓથી પાછા હઠવું અથવા ઘોર જુલમમાં પડયા રહેવું એ આપણો સ્વભાવજ નથી. દુઃખના મ્હોંમાંથી આપણે ફતેહ ખેંચી કાઢી છે. જેમ નાની જણાતી

વાતો જગતમાં ગંભીર રૂપ પકડે છે એમ આપણે ઘણાઓને માટે અકાશ ઉઘાડયો છે અને નવા ઈંગ્લાંડનો પાયો નાંખ્યો છે, એમાં શક નથી.

( બધાં ગાય છે )

× × × × × ×

( ગાતાં ગાતાં બધાં રંગભૂમિની આસપાસ ફરે છે અને છેલ્લો શ્લોક બોલતાં બોલતી ડાબી બાજુ નીકળી જાય છે. બ્રિ૦ ને મીસી; સ્ટે૦ ને સા૦; વિ૦ ને મે૦; બ્રિ૦ ને એ૦; બ્રિ૦ ને ઈ૦ )

( સમાપ્ત. )

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ.

# ખેડુતોના દુઃખો.

આ માસિકના માર્ચ મહિનાના અંકમાં ખેતી સંબંધી કેટલાક આંકડાઓ આપી બતાવવામાં આવ્યું હતું કે આપણા દેશમાં જમીનની ખોટ નથી અને આપણો ખેડુત વર્ગ પણ હુંશિયાર અને મહેનતુ છે છતાં તે કેટલાક કારણોને લીધે જોઇએ તેટલું ઉત્પન્ન કરી શકતો નથી. એ કારણો તે ઢોર, ખાતર, પાણી વગેરે સંબંધી મુશ્કેલીઓજ છે. એ મુશ્કેલીઓ તે જાતે દૂર કરી શકે તેમ નથી. તે સંબંધી યોગ્ય બંદોબસ્ત તો સરકારજ કરી શકે પરંતુ સરકાર હરેક રીતે જોઇએ તેટલું કરતી નથી. એટલે જાહેર પ્રજા જો તે સંબંધી સબળ ચળવળ ચલાવે તોજ ખેડુતોને જરૂરની સગવડો મળવાની આશા રહે. પરંતુ તે માટે પ્રથમ ખેડુતોની મુશ્કેલીઓ બરાબર સમજવાની જરૂર છે

## ઢોર.

ખેડુતોની ખેતીને માટે પ્રથમની જરૂરીઆત બળદની છે અને ત્યાર પછી ખેતીને મારેના બીજા ઓજારોની છે. ઇ. સ. ૧૯૧૩-૧૪ ના વર્ષમાં બ્રિટીશ હિન્દમાં બળદ વગેરેની સંખ્યા ૪ કરોડ ૮૦ લાખની હતી તેમાંથી લગભગ ⅔ જેટલા ઘરડાં અને અને ખેતીને માટે નાલાયક ગણીએ તો માત્ર એક કરોડ ૬૦ લાખ બળદજ કામમાં આવે એવા છે. હવે ખેડાએલી જમીન બધી મળીને ૨૨ કરોડ એકર છે એટલે ૨૭ એકર જમીનને ભાગે એક બળદની જોડ આવે છે. પરંતુ માત્ર બે એકર વવાતી જમીન ખેડવાને માટેજ એક બળદની જોડ જરૂરની ગણાય છે એટલે દેશમાં જમીન ખેડવા જોઇએ તેટલા બળદ નથી, એ તો દેખીતુંજ છે.

એ ઉપરાંત જે બળદો છે તે પણ સંતોષકારક હાલતમાં નથી. દેશના મોટા ભાગમાં ચારાની તંગી છે તથા નવા ઢોર ઉત્પન્ન કરવા તથા ઉછેરવા માટે જોઇએ તેવી સગવડ નથી. આથી કરીને બળદોની સંખ્યા વધારી શકાતી નથી એટલુંજ નહિ પરંતુ જે ઢોર ઉછેરાય છે, ઉત્પન્ન થાય છે, તે પણ પ્રમાણમાં નબળાજ નિવડે છે. આ સંબંધમાં એ પણ સમજવાની જરૂર છે કે પશ્ચિમના મુલકોમાં ઢોરો માત્ર માંસ અને દુધને માટેજ ઉછેરવામાં આવે છે અને ખેતીનું કામ તો ઘોડાઓથી ચાલે છે જ્યારે અહિં હિન્દુસ્તા-

નમાં ઢોરો માત્ર ઘી-દૂધ પૂરા પાડે છે એટલુંજ નહી પરંતુ ખેતીનું કામ પણ તેમનાથીજ ચાલે છે. એટલે આ દેશમાં ઢોરો સારા થાય તથા તેમની સંખ્યા વધે, તે અતિશય અગત્યનું છે. એ વિચારતાં ચામડાઓ માટે ફાવે તેમ ઢોરોને મારવામાં આવે છે, તે બંધ થવુ જોઇએ.

ઢોરોના સંબંધમાં જંગલ ખાતાનો વહીવટ, ત્રાસદાયક અને હાનિકારક છે. ઢોરોને માટે જોઇએ તેટલો ચારો મળતો નથી અને તેથી તેમની સંખ્યા ઓછી થતી જાય છે તથા તેઓ નબળા થતા જાય છે, તે સમજાયા છતાં ખેડુતોને તેમના ગામની સીમની ગોચરણની જગ્યાઓ ઉપર વરસોથી ચાલતી આવતી રીત પ્રમાણે તેમનાં ઢોર, ચરાવવા દેવામાં આવતા નથી કારણ કે એ સઘળી જમીન જંગલ ખાતાની જમીન તરીકે ગણવામાં આવે છે. સરકારનું આ વર્તન અન્યાયી છે, અને તેથી ખેડુતોની મુશ્કેલીનો વિચાર બાજુએ મૂકતાં પણ તે સામે સખ્ત પોકાર થવો જોઇએ.

આપણા દેશમાં ગુજરાત, મૈસોર અને નેલોરના ઢોરો ઉત્તમ ગણાય છે પણ તેની સંખ્યા દિવસે દિવસે ઘટતી જાય છે અને જો વખતસર જરૂરી પગલા નહીં લેવામાં આવે તો થોડાજ વખતમાં એવા સારા ઢોરો જોવામાં પણ આવશે નહિ. ઢોર વિષેનો પ્રશ્ન અતિશય અગત્યનો છે છતાં તે સંબંધમાં સરકાર તરફથી પંજાબમાં હિસાર ખાતે થોડાક આખલાઓ રાખવા ઉપરાંત કશું પણ થયું નથી. આ પ્રશ્ન સંબંધી ઇમ્પીરિઅલ ગેઝેટીઅરનો તંત્રી ટીકા કરે છે કે-"ઘણા ભાગોમાં ચારાની એટલી તંગી છે કે ગાયો અને વાછરડાઓ ઉન્હાળામાં લગભગ ભૂખમરો વેઠે છે......અને જો કે આ દેશના ઢોર સુધારવાને માટે વખતોવખત પ્રયત્ન થયા છે પરંતુ કાંઇ પણ અગત્યનું પરિણામ આવ્યું નથી" આ પ્રશ્ન તરફ સરકાર કેટલી બેદરકાર છે તે તો ઇન્ડીઆ ઓફીસના હિન્દ સંબંધી ૧૯૦૧ થી ૧૯૧૧ ના વરસના રિપૉર્ટમા લીધેલી નોંધ ઉપરથી જણાય છે. એ ૪૨૭ પાનાના મોટા પુસ્તકમ ઢોરો સંબંધી માત્ર એકજ લીટી છે અને તે એટલીજ કે-"હિન્દમાં ખેતીના સાધનોના આંકડાઓ અસંતોષકારક છે."

વળી એ પણ જાણવા જેવું છે કે ૧૮૯૨ સુધી હિન્દુસ્તાનમાં ઢોરોની દવા માટે ખાતુંજ ન હોતું! અને ૧૯૦૩ સુધી સીવીલના નામથી ઓળખાતું ખાતું માત્ર લશ્કરને માટેના ઘોડાઓનીજ કાળજી રાખતું. ૧૯૧૧-૧૨ માં આખા હિન્દને માટે માત્ર ૩૫૩ વેટરનરી (ઢોરોને માટે) દવાખાનાઓ હતા અને આખા હિન્દને માટે સરકારે રાખેલી આખલાઓની સંખ્યા માત્ર ૭૮૨ નીજ હતી! જેમાંથી ૫૧૭ તો પંજાબમાંજ હતા. એટલે દેશના બીજા ભાગને માટે તો માત્ર ૨૬૫ ન રહ્યા.

## પાણીના બાંધકામો.

આ દેશના ખેડુતને માટે ઢોર ઉપરાંત બીજી મોટી મુશ્કેલી પાણી સંબંધી છે. પશ્ચિમના મુલકમાં જમીનમાં ભીનાશ તો હોય છે જ અને ત્યાંની મુશ્કેલી તો વખતોવખત વધારાનું પાણી કાઢી નાંખવાની હોય છે પરંતુ અહીંની જમીન સુકી હોય છે. એટલે અહીં તો પ્રશ્ન જમીનમાં ભીનાશ રાખવાનો છે.

હિન્દના મોટા ભાગને માટે નહેર, તળાવ, કુવા વગેરે પાણીની સગવડને માટે અતિશય જરૂરનાં છે. પંજાબના અડધો અડધ ભાગમાં અને આખા સિંધમાં તે વગર

ખેતી તો થઇ શકે તેમ નથી. જ્યાં વરસાદ સાધારણ રીતે ઓછો પડે છે એવા ભાગ એટલે કે ઉત્તરમાં, દીલ્હી, આગ્રા અને આસપાસના મુલકમાં અને દક્ષિણમાં નાસિકથી કેપ કોમોરીન સુધી તે સગવડ વગર ચાલે તેમ નથી. મહા નદી અને ગંગાના પ્રદેશમાં એ સગવડો તદન જરૂરની તો નથી પરંતુ વરસાદ ઓછો વતો પડે તે વખતે જો હોય તો ખેડુતોને નુકશાન થતું અટકે. ટુંકમાં દક્ષિણ બ્રહ્મદેશ કે જ્યાં વરસાદ નિયમિત રીતે સારો પડે છે, તે શિવાય હિન્દમા સર્વત્ર નહેરો વગેરેની જરૂર છે.

૧૯૧૪-૧૫ ના વર્ષમાં બ્રિટીશ હિન્દમાં ૨૨, કરોડ સીતેરલાખ એકર ખેડાએલી જમીનમાંથી માત્ર ચાર કરોડ સિતેર લાખ એકર જેટલી પાણીની સગવડવાળી હતી અને તેમાંથી લગભગ એક કરોડ નેવું લાખને માટે સરકારી નહેરો, પચ્ચીસ લાખ એકરને માટે ખાનગી નહેરો, સિતેર લાખ એકરને માટે ખાનગી તળાવો અને એક કરોડ પચીસ લાખ એકરને માટે ખાનગી કુવાની સગવડ હતી. આ ઉપરથી જણાશે કે સરકારી નહેરોમાંથી માત્ર એક કરોડ નેવું લાખ એકર જેટલી જમીનને પાણી મળે છે અને બાકીની બે કરોડ એંશી લાખ એકર જેટલી જમીનને માટે ખાનગી બંદોબસ્ત છે. હવે કુલ્લે ખેડાએલી જમીનમાંથી પાણીની સગવડવાળી જમીનનું પ્રમાણ સિંધ માટે ૮૨ ટકા, પંજાબ માટે ૪૩, સંયુક્ત પ્રાન્ત માટે ૩૧, મદ્રાસ માટે ૨૮, બિહાર ઓરિસ્સા માટે ૧૮, દિલ્લી માટે ૧૩, બંગાળ માટે ૯, બ્રહ્મદેશ માટે ૮, મુંબાઇ માટે ૪ અને મધ્ય પ્રાન્ત તથા બીરાર માટે ૩ હતું એટલે હજુ નહેરો વધારવાની ખાસ કરીને મુંબઇ, મદ્રાસ, સંયુક્ત પ્રાન્ત, મધ્યપ્રાન્ત વગેરે માટે અતિશય જરૂર છે. સરકાર નહેરોના બાંધકામ ઉપર ધ્યાન આપે છે, જો કે તે દેશની જરૂરીઆતને માટે તે પુરતું તો નહિજ ગણાય, પરંતુ તળાવ, કુવા તથા ટાંકાં વગેરેના સંબંધમાં તે કેટલી બેદરકાર છે તે નીચેના કોઠા ઉપરથી જણાશે.

| | | ૧૮૯૩-૯૪ | ૧૯૦૨-૩ | ૧૯૧૦-૧૧ | ૧૯૧૩-૧૪ | ૧૯૧૪-૧૫ |
|---|---|---|---|---|---|---|
| | | લાખ એકર | | | | |
| કુલે ખેડાએલી જમીન. | | ૧૯૭૦ | ૨૩૪૦ | ૨૫૬૦ | [illegible]૪ ૦ | ૨૨૭૦ |
| પાણીની સગવડતાવાળી ,, | | ૨૭૦ | ૨૩૦ | ૪૧૦ | ૪૭૦ | ૪૭૦ |
| સરકારી નહેરોવાળા ,, | | ... | ૧૩૦ | ૧૬૦ | ૧૮૦ | ૧૯૦ |
| તળાવો વાળી | ખાનગી | ... | ૫૦ | ૬૦ | ૬૦ | ૭૦ |
| કુવા | ખાનગી | | ૧૨૦ | ૧૦૦ | ૧૪૦ | ૧૩૦ |
| બીજા સાધન | ખાનગી | | ૧૦ | ૭૦ | ૭૦ | ૬૦ |
| સરકારી નહેરોવાળી જમીન. | | ... | ૧૩૦ | ૧૬૦ | ૧૮૦ | ૧૯૦ |
| ખાનગી. | | ... | ૨૦૦ | ૨૫૦ | ૨૯૦ | ૨૮૦ |

હિન્દમાં પાણીનાં બાંધકામો કાંઇ નવાં નથી અને તે ખચિતજ બ્રિટીશ સરકારે તો દાખલ કર્યાંજ નથી પરંતુ તે હિન્દમાં જમાના થયા છે. બ્રિટીશ સરકાર તરફથી જો કાંઇ થયું હોય તો તે ૧૮૭૦ ની સાલ પછી નહેરોના બાંધકામનો સુધારોજ છે. તે સુધારો પણ માત્ર જમનાની તથા કાવેરીની નહેરોમાંજ થએલો છે અને છતાં નવી નહેરોનું બાંધકામ તો પુરાણી કાવેરી નહેરના ધોરણ ઉપરજ થએલું છે. દેશના ઘણા ભાગમાં આજે પણ હિન્દુ અને મુસલમાન રાજાઓ તરફથી ખોદાએલી નહેરો મળી આવે છે અને ખાસ કરીને દક્ષિણ અને મધ્યપ્રાન્તમાં હિન્દુ રાજાઓ તરફથી બંધાએલા હજારો કુવાઓ, તળાવો ખંડીએર હાલતમાં પડેલા જોવામાં આવે છે. આમાંથી માત્ર મદ્રાસમાં જ સરકારે થોડાક કુવાઓ સમાર્યા છે પરંતુ પદ્ધતિસર સુકાઇ ગએલા કે પુરાઇ ગએલા કુવા-તળાવો ઉપયોગમાં લાવવાને સરકાર તરફથી પ્રયત્ન થાય તો હજારો એકર જમીનને સહેલાઇથી પાણી મળે. દક્ષિણ હૈદ્રાબાદની અંદર જંગલોમાં મોટા તળાવોના ખંડીએરો છે. ઉદયપુરનું પ્રખ્યાત તળાવ કે જે હિન્દુસ્તાનમાં મોટામાં મોટું ગણાય છે તેનો પણ ખેતીના કામ માટે ઉપયોગ થતો નથી. રજપૂતાના અને મધ્યપ્રાન્તોમાં કેટલાક જુના તળાવોમાંથી ખેતી માટે પાણી લેવાય છે પરંતુ મોટે ભાગે તો તે પાણી વગરના હોઇ નિરૂપયોગી થઇ પડેલા છે. દેશની ખેતીની ઉપજ—દેશની અનાજની ઉપજ વધારવાને અને હિન્દને દુકાળમાંથી બચાવવાને માટે ૧૮૭૦ ના દુકાળ કમિશને પાણીના બાંધકામને સૌથી અગત્યનું સ્થાન આપવાની ભલામણ કરી હતી પરંતુ ૧૮૮૦ ની સાલથી સરકાર ઉછીના લીધેલા પૈસા પાણીના બાંધકામને બદલે રેલ્વે માટેજ ખર્ચે છે. આ રાજનીતિ ખરેખર અતિશય હાનિકારક છે અને આર્થિક દૃષ્ટિએ તે વખોડી કાઢવા જેવી છે. પાણીના બાંધકામથી જમીનની ઉપજ વધે છે અને પ્રજાની દોલત તથા આવકમાં પણ વધારો થાય છે. વળી આડકતરી રીતે તેથી બીજા પણ ઘણા લાભો થાય છે. ખાસ ચારો વધારે પ્રમાણમાં મળતાં ઢોરોની સંખ્યા વધે છે. ખેડી શકાય એવી જમીનમાં વધારો થતાં, ધીમેધીમે વધારેની જમીનમાં બીડ ઓછી થાય છે અને ખેડુતોની સ્થિતિ સુધરતા ખેતીને લગતા બીજા ઉદ્યોગો ઉભા કરવાની તક મળે છે. આમાંનો કોઇપણ એક લાભ રેલ્વેના વધારાથી થતો નથી. કારણકે તેનો માત્ર અનાજ ઉત્પન્ન થયા પછી તે બીજા ભાગમાં લઇ જવા માટેજ ઉપયોગમાં આવે છે. રેલ્વેથી દુકાળમાં પ્રજાનું રક્ષણ થાય છે એમ કહેવાય છે પરંતુ તે નજીવુંજ છે. સાચું રક્ષણ તો, વરસાદ ન થાય ત્યારે પણ પાક નિષ્ફળ ન નિવડે એવી પાણીની સગવડ કરવાથીજ થઇ શકે તેમ છે. પાણીના બાંધકામ કરતાં રેલ્વેને વધારે અગત્યની ગણવી એ દવાને તંદુરસ્તી કરતાં વધારે ગણવા બરાબર છે.

આ પ્રશ્નનો નાણાં સંબંધી વિચાર પણ પાણીના બાંધકામ ફાયદાકારક છે એમ પુરવાર કરી આપે છે. ૧૯૧૬-૧૭ ના અન્તમાં સરકારી રેલ્વે કે જેમાં કુલે ૩૬ કરોડ પચાસ લાખ પાઉંડ જેટલી મુડી રોકાયેલી હતી તેનો ખર્ચ અને વ્યાજ આપતાં ચોખ્ખો નફો માત્ર ૧.૮ ટકા જેટલો હતો જ્યારે પાણીના બાંધકામ કે જેમાં રોકાયેલી મુડી ચાર કરોડ અને ચાલીસ લાખ પાઉંડ જેટલી હતી તેના ઉપર પાંચ ટકા જેટલો નફો મળ્યો.

વિશેષમાં એટલું જણાવવાની જરૂર છે કે, રેલ્વે તથા નહેરો વગેરેના બાંધકામની શરૂઆતથી આજ સુધીમાં પાણીના બાંધકામોમાંથી તે માટે થએલા ખર્ચ કરતાં તેમાંથી થયેલો ચોખ્ખો નફો વધારે છે. જ્યારે રેલ્વેના સંબંધમાં વ્યાજ વગેરે ચાલુ ખર્ચ આપ્યા પછી દેવુંજ રહ્યું છે. કારણ કે ૧૯૦૦ ની સાલ સુધી થએલું દેવું ત્યાર પછી થએલા નફામાંથી વળી ગએલું નથી.

જો કે દુકાળ કમિશને પાણીના બાંધકામને સૌથી વધારે મહત્વનાં ગણ્યા છે છતાં સરકાર તરફથી તેની ભલામણનો અનાદરજ થયો છે. ૧૮૮૨ થી ૧૮૯૭ સુધીમાં સરકારે પોતાની આવકમાંથી વીસ કરોડ દશ લાખ પાઉંડ રેલ્વે પાછળ ખર્ચ્યા છે અને પાણીના બાંધકામ માટે તો તે મુદત દરમિઆન માત્ર બે કરોડ નેવું લાખ પાઉંડજ ખર્ચ થયો છે. તે ઉપરાંત મુડીમાંથી જ્યારે ચાર કરોડ પચાસ લાખ પાઉંડ રેલ્વે પાછળ ખર્ચાયા છે ત્યારે પાણીના બાંધકામ માટે માત્ર નેવું લાખ પાઉંડજ મળ્યા છે. રેલ્વે પાછળ પૈસા ખરચવાથી બ્રિટીશ વેપારીઓ તથા વહાણવટીઓને સારો ફાયદો થાય છે અને તેમના પોકારને આધીન થઇને રૈયતને માટે અતિશય અગત્યના પાણીના બાંધકામોને બાજુએ મુકીને રેલ્વે પાછળ પુષ્કળ ધન ખર્ચાય છે. આ રાજનીતિ અસહ્ય છે અને તેનો જલદીથી અન્ત આણવા યોગ્ય પ્રયત્ન થવો જોઇએ.

ઉપર જણાવી ગયા પ્રમાણે કેટલાક ભાગોમાં પાણીના બાંધકામ વધારવાની ખાસ જરૂર છે, હાલ જે કામો ચાલે છે તે ઉપરાંત બીજાં બેતાલીસ મોટાં બાંધકામો હાથમાં લેવાની સૂચના પણ થઇ છે એનું ખર્ચ ત્રણ કરોડ પચાસ લાખ પાઉંડ અંકાયો છે અને તેથી પંચાણું લાખ એકર જમીનને લાભ મળે એમ છે પરંતુ તે માટેની યોજનાઓ સંબંધી તપાસ થાય છે અને એ તપાસમાં ને તપાસમાં કિમતી વખત જતો રહે છે. પાણીના બાંધકામના સંબંધમાં સરકાર તરફથી આવી રીતે ઢીલ થાય છે જ્યારે રેલ્વે બાંધવાનું કામ હંમેશ ઝપાટાબંધ થાય છે એ જાણવા જેવું છે.

### ખાતર.

પાણી પછી ખેડુતોની મુખ્ય જરૂરીઆત ખાતર છે. આ દેશની અંદર ખાતર તરીકે સાધારણ રીતે છાણ વિગેરે વપરાય છે, પરંતુ એ છાણ બધું ખાતર તરીકે વપરાવવાને બદલે તે કેટલા અંશે સુકવીને છાણા તરીકે બાળવાના કામમાં વપરાય છે. જંગલ ખાતા તરફથી સસ્તા લાકડા વિગેરેની સગવડ મળી શકતી નથી એટલે ખેડુતોને છાણનો આવો ઉપયોગ કરવો પડે છે. પરંતુ જો સરકાર તરફથી એ ખાતાના સંબંધમાં દુર અંદેશી ભરેલી નીતિ અખતિઆર થાય, એટલે કે કોઇપણ રીતે ખેડુતોને બળતણની સગવડ થાય તો બધું છાણ ખાતર તરીકે વપરાઇ જમીનને વિશેષ લાભ થાય. દિવેલી, ભોંયસીંગ અને કપાસિયાના ખોળ ખાતર તરીકે સારા છે પરંતુ તે માટેની પરદેશની માગણી એટલી બધી છે અને તેથી તે એટલા બધા મોંઘા થઇ પડ્યા છે કે—આપણા ખેડુતો તેનો ઉપયોગ કરી શકે તેમ નથી. ૧૯૧૩–૧૪ વરસમાં લગભગ અગિઆર લાખ પાઉંડનો ખોળ તથા હાડકાં પરદેશ મોકલવામાં આવ્યાં હતાં તે જો અહિંજ રાખવામાં આવે તો તેથી ખેતીને ઘણો લાભ થાય. ખાતર અને લાકડાના સંબંધમાં તો ખેડુતોને સરકાર જેટલી સગવડ કરી આપે તેટલી ઓછી છે.

તેજાબ તથા બીજા રસાયણી પદાર્થોનો ખાતર તરીકે ઉપયોગ આ દેશમાં કરવાની જરૂર છે. તે સંબંધમાં કશું પણ થતું નથી. હાડકાંનો ભૂકો પણ ઓગળતાં સરસ ખાતર તરીકે કામ કરે છે પરંતુ તેનો ઉપયોગ ખેડુતોને ખબર નથી. વળી તે ભૂકો ઓગળવાને માટે સસ્તી સલ્ફ્યુરિક એસિડની પણ જરૂર છે અને તે આ દેશમાં મોટા પાયા ઉપર બનાવવાના પ્રયોગો થવા જોઇએ. સરકાર આ બાબતમાં બેદરકાર છે તો ખેડુતોનું હિત ઇચ્છનારા સાહસિક વેપારીઓએ આવા ઉદ્યોગ ઉપાડી લેવા જોઇએ.

## કોઠાર તથા નાણા સંબંધી સગવડ.

યોગ્ય ભાવ આવે ત્યાં સુધી અનાજ સંઘરી રાખવા માટે ગોડાઉન તથા નાણાં સંબંધી સગવડને અભાવે આ દેશના ખેડુતોને ઘણું ખમવું પડે છે. સરકારનો કર પાક ઉતરતાં તરતજ લેવામાં આવે છે તેથી ખેડુતને ઓછે વત્તે ભાવે ઉત્પન્ન થએલું અનાજ વેચી નાંખવાની ફરજ પડે છે. ગામડાંઓમાં વ્યાજનો દર ઘણો હોય છે અને વ્યાજે લેતાં ખેડુતને સાવકારના પંજામાં સપડાવાનો ભય રહે છે એટલે સાધારણ રીતે તે પોતાનું અનાજ તરતજ વેચી નાંખે છે. અનાજ વ્હેલું વેચી નાંખવાનું એક બીજું કારણ ગોડાઉન વિગેરેની સગવડનો અભાવ છે. અમેરિકામાં મુખ્ય ગામોમાં અનાજ સંઘરી રાખવાને માટે સગવડ હોય છે અને ત્યાં સારી કિંમત ઉપજતાં સુધી થોડું દામ આપી તે ખેડુત અનાજ રાખી મુકે છે. સરકાર જો ખેડુતોની મુશ્કેલી સમજે તો તેણે સર દીનશા વાચ્છા કહે છે તેમ ઇજીપ્તના જેવી ખેડુતોને માટે બેંકો ખોલી ખેડુતોને નાણાંની સગવડ કરી આપે તથા જરૂર જણાય ત્યાં ગોડાઉન વગેરેનો બંદોબસ્ત કરે કે જેથી કરીને ખેડુતો ઓછી કિંમતે પોતાનું અનાજ વેચતા અટકે અને અનાજ વેચાણ કરવાના સંબંધમાં ખેડુતોને હાલ વેપારીઓને આધારે રહેવું પડે છે તેમને એક ઠેકાણેથી બીજે ઠેકાણે માલ મોકલવાને જોઇએ તેટલી સગવડ મળતી નથી અને તેને લીધે તેમને વખતો વખત નુકશાન વેઠવું પડે છે. પક્ષપાત વગર ખેડુતોને રેલ્વે કંપની તરફથી જરૂરની સગવડ મળે એવો સરકાર તરફથી બંદોબસ્ત થવો જોઇએ.

ઉપરની હકીકત ઉપરથી આ દેશના ખેડુતોને ખમવી પડતી મુશ્કેલીઓનો કાંઇક ખ્યાલ આવશે. પ્રજાનો પોણોસો ટકા જેટલો ભાગ ખેડુતોનો બનેલો છે અને સરકારી આવકનો મોટો ભાગ પણ તેમના તરફથી મળે છે. એટલે કેવળ ન્યાયની દ્રષ્ટિએ પણ સરકારે ખેડુતોને જરૂરની સગવડો કરી આપવા પ્રયત્ન કરવો જોઇએ. છતાં આપણે ઉપર જોઇ ગયા તેમ સરકાર તરફથી જે કાંઇ થવું જોઇએ તેનો સોમો હિસ્સો પણ થતો નથી. એટલે સરકાર ખેડુતોના હિતને માટે કાળજી રાખે છે, એવો તેનો દાવો હાસ્યજનક છે. ખરૂં તો એ છે કે પરદેશી સરકારને આપણી જરૂરીઆતો સમજાતી નથી—અને સમજાય તો પણ તે બેદરકાર રહે છે એટલે ખેડુતોની મુશ્કેલીઓ સરકાર પોતાની મેળે દૂર કરી આપે એવો સંભવ નથી. પરંતુ જો આખી પ્રજા ખેડુતોનાં દુઃખો સમજે અને તેમની ફરિયાદ ઉપાડી લઇ, ભારે ચળવળ કરે તો જ તેમને કાંઇક રાહત મળે.

( નવજીવન ઓફીસ )

# દક્ષિણ આફ્રિકાના હિંદીઓની હાડમારી.

હિંદની પ્રજા જગતના સર્વ ભાગોમાં હડધુત થવાને સરજાએલી છે. સામ્રાજ્યના કોઇ પણ ભાગમાં તેમને શાંતિ નથી. દક્ષિણ આફ્રિકામાં હિંદ માટે દરવાજા બંધ, ઓસ્ટ્રેલીઆની ભૂમિમાં પણ હિંદવાસીઓ પગ મુકી ન શકે, કેનેડા અને ન્યુઝીલાંડમાં પણ તેજ દશા. હિંદે સામ્રાજ્યની કોઇ પણ પ્રજા માટે પોતાના દરવાજા ખુલ્લા રાખવા, હિંદે સામ્રાજ્યની સર્વ પ્રજાનું સન્માન કરવું. તેના બદલાનાં હિંદે સામ્રાજ્યમાં સર્વ સ્થળે અપમાન સહન કરવું. હિંદે નીચી મુંછ રાખી સામ્રાજ્યમાં જે અપમાન થાય તે સહન કરવું એટલુંજ નહિ પરંતુ સામ્રાજ્યના બચાવને ખાતર તેનાં પુત્રોએ યુદ્ધની દરેક ભૂમિમાં જઇ પોતાના પ્રાણ આપવા. હિંદે પોતાની દોલત સામ્રાજ્યની સેવામાં ધરવી. હિંદે પોતાનું સર્વ રાચરચીલું સામ્રાજ્યના દ્વારમાં હુકમ મળતાંની સાથે આડું અવળું જોયા સિવાય સોંપીને ચાલ્યા આવવું. છતાં સ્વમાન અને સ્વતંત્રતાનો દાવો સામ્રાજ્યમાં હિંદે કરવો નહિ. આવી પરાધીન દશા, આવું અપમાન જગતમાં ભાગ્યેજ બીજી કોઇ પ્રજા સહન કરતી હોય. સામ્રાજ્યમાં સ્વરાજ ભોગવતા દક્ષિણ આફ્રિકાએ હિંદની પ્રજાને પગ નીચે રગદોળી નાંખવા ભગીરથ પ્રયત્નો કર્યાં તે હજી આપણાં મગજમાં તાજાજ છે. ત્યાં વસતા આપણાં હિંદી ભાઇઓ, બ્હેનો અને બાળકોએ અવર્ણનીય દુઃખો મહાત્મા ગાંધીજીની સરદારી હેઠળ સત્યાગ્રહની લડતમાં સહન કર્યાં. દુઃખો સહન કરી દક્ષિણ આફ્રિકાની સરકાર પાસે એ સિદ્ધાંત કબુલ કરાવ્યો કે હિંદની પ્રજા માટે તમો બ્રિટીશ વાવટા નીચે રહી કાયદા ઘડવામાં રંગ ભેદને સ્થાન આપી ન શકો. લાજ વિનાની યુનીઅન સરકાર વચન યાને કોલકરારનો ભંગ કરતાં શરમાતી નથી. સત્યાગ્રહની લડતને અંતે સરકાર સાથે સમાધાની થઇ તેની શરતોમાં એ શરતો એવી પણ હતી કે ભવિષ્યમાં કોઇ પણ કાયદાઓ ઘડવામાં આવે તેમાં જાતિ ભેદ ન રાખવો અને બીજું હિંદીઓના જે હકો હોય—જે હકો તેઓ ભોગવતા હોય તે છીનવી લેવા પ્રયત્ન ન કરવો. આ બન્ને શરતોનો યુનીઅન સરકારે શરમભરેલી રીતે ભંગ કર્યો છે. ત્યાંની સરકારે હાલમાંજ એક રેલ્વેનો કાયદો ઘડ્યો છે તેમાં એવો અપમાન ભરેલો જાતિ તફાવત રાખ્યો છે કે સ્વમાન સમજનારી કોઇ પણ પ્રજા તે સહન ન કરે. દરેક રેલ્વે સ્ટેશનો ઉપર હિંદીઓ જ્યાં યુરોપીઅનો ઉભા રહી ટીકીટ ખરીદ કરે ત્યાં ખરીદ કરી શકતા હતા, નવા કાયદા મુજબ હિંદીઓને ટીકીટ આપવાની જગ્યા યુરોપીઅનોથી દૂર જુદી રાખવામાં આવશે. એટલુંજ નહિ પરંતુ કોઇ હિંદીએ સારો પોશાક પહેર્યો ન હશે તો તેને રેલ્વેનો નોકર ટીકીટ આપવાની ના પાડશે. ટ્રાંસવાલમાં જે હિંદીઓને પરમીટ સરકાર તરફથી આપવામાં આવેલી હોય તેજ ત્યાંનો કાયદેસર રહેવાશી ગણાય. રેલ્વેમાં મુસાફરી કરવા હવે કોઇ હિંદી ટીકીટ ખરીદવા જશે ત્યારે રેલ્વેનો નોકર હિંદીની પાસેથી પરમીટ જોવા માગશે અને તે બતાવે ત્યાર પછીજ તેને ટીકીટ આપવામાં આવશે. હિંદી ભાઇઓનાં અપમાનની હદ આટલેથીજ અટકતી નથી. રેલ્વે ડબ્બાઓમાં જ્યાં તેને કન્ડક્ટર સૂચના આપે તેજ જગ્યાએ બેસવું. બેસાડેલી જગ્યાએથી તેની મરજીમાં આવે તેટલી વખત ઉઠાડી બીજી જગ્યાએ બેસાડે. યુરોપીઅનો બેઠેલા હોય તે ડબ્બામાંતો હિંદીઓથી પગજ રાખી ન શકાય. વળી મેલ ગાડીઓમાં પહેલા બીજા વર્ગની ટીકીટો

હિંદીને ન આપવી. આવી અનેક તરેહની મુશ્કેલીઓ હિંદીભાઇઓના માર્ગમાં સરકારે આ કાયદાથી મુકી છે. બીજી બીના આથી પણ વધુ ગંભીર છે. ભાવનગર સ્ટેટમાં એક મુસલમાન છે, તે નાતાલમાં વેપારી છે. ૧૮૯૬ ની સાલથી તે નાતાલમાં કાયદેસર વસવાટ કરીને રહેલા છે. ઘણી વેળા તે હિંદ પણ આવી ગયા છે. હાલમાં થોડા વખત ઉપર તેઓ હિંદથી નાતાલ ગયા ત્યારે ઇમીગ્રેશન અમલદારે એવું પ્રયોજન આપી નાતાલમાં ઉતરતા અટકાવ્યા કે તેઓ ભાવનગર સ્ટેટની દેશી પ્રજા છે એટલે બ્રિટીશ પ્રજા ન કહેવાય! આની સામે ઇમીગ્રેશન બોર્ડમાં અપીલ કરવામાં આવી. બોર્ડે પણ અપીલ કાઢી નાંખી. ત્યારે સુપ્રીમ કોર્ટમાં કેસ ચાલ્યો. બ્રિટીશ ન્યાય જાણનાર ત્રણ ન્યાયાધિશોએ ચુકાદો આપ્યો કે દેશી રાજ્યની પ્રજા બ્રિટીશ પ્રજા કહેવાય નહિ, આથી આ વેપારીના વસાતીના હક્ક માર્યા ગયા. ગંભીર વાત તો એ છે કે દેશી રાજ્યોની પ્રજાની સંખ્યા ત્યાં હજારોની છે. આ ચુકાદાથી આ હિંદી ભાઇઓના વસાહતીના હકો જોખમદારીમાં આવી પડયા છે. ખરેખર આ દશા અસહ્ય છે. હિંદ સામે દક્ષિણ આફ્રિકા પોતાના દરવાજા બંધ કરી બેઠેલું છે. એક પણ નવો હિંદી ત્યાં જઇ શકતો નથી તેથી અપમાન તો હિંદ શાંતિથી સહન કરી રહેલું છે. પરંતુ જેઓ ત્યાં જઇને કાયદેસર વસવાટ કરીને રહેલા છે અને પ્રમાણિકપણે પોતાનું ગુજરાન ચલાવે છે, તેને પણ હાંકી કાઢવા પ્રયત્નો થઇ રહ્યા છે. ઉપર બતાવ્યા પ્રમાણે સત્યાગ્રહની લડતને અંતે થએલી શરતોમાંની આ બે શરતોનો સરકારે ત્યાં ભંગ કર્યો છે! આ બંને બીના એટલી ગંભીર છે કે ત્યાંના હિંદીઓ આ જુલમ સામે ચુપચુપ બેસી ન શકે. ખેદની વાત તો એ છે કે હિંદી સરકાર સંસ્થાનોમાં પોતાની પ્રજાનું સંરક્ષણ કરવા અશક્ત નીવડેલી છે. હિંદે સંસ્થાનોની સરકાર પાસેથી નવા હકો કંઇ માગ્યા નથી. હિંદે દક્ષિણ આફ્રિકાને એમ નથી કહ્યું કે તમારા દરવાજા અમારે સારૂ તદન ખુલ્લા રાખો, જેવા કે અમે અમારા દેશના તમારે માટે ખુલ્લા રાખ્યા છે. છતાં શા માટે ત્યાંના ભાઇઓ જે હકકો ભોગવતા આવ્યા છે તે લુંટવા પ્રયત્નો કરવા માંડયા છે? મુઠી જેટલી ડચ પ્રજાને બ્રીટીશ રાજ્ય ન્યાય પુરઃસર ચાલવા સમજાવી ન શકતું હોય તો બેશક એ બીનાથી હિંદીઓના દીલ શંકામાં પડે છે. સંસ્થાનોની પ્રજાને ઇંગ્લાંડ આપણે માટે ઠેકાણે લાવે એવી શ્રદ્ધા હવે આપણને રહી નથી. એટલે દક્ષિણ આફ્રિકાના આપણાં બંધુઓને તો હિંદ એટલુંજ કહી શકે છે કે તમારા હકકો સાચવવાં, તમારૂં સ્વમાન સાચવવા આત્મભોગ આપીને તૈયારજ રહેજો. હિંદ તમારા તરફ દ્રષ્ટિ રાખતું રહેશે; તમને બનતી મદદ આપશે; હિંદ જે દિવસે પગભર થશે, પોતાનું મસ્તક જગતની પ્રજાની સામે ઉંચું રાખી ફરતું થશે, હિંદ પોતાને માટે કાયદા ઘડવા અને રદ કરવાની સત્તા ધરાવતું થશે, ટુંકમાં હિંદ પરાધીન મટી સ્વાધીન થશે, આપખુદીના પંજામાંથી છુટી પ્રજાતંત્ર ભોગવતું થશે તે દિવસે તમારૂં સંપુર્ણ રક્ષણ કરશે. તમારા પ્રત્યે આંગળી બતાવનારનું કાંડું હિંદ તે દિવસે કાપી શકશે. આજે તો દુઃખો સહન કરી આપણું સ્વમાન સાચવવાનું છે. દુઃખો સહન કરીનેજ આપણે આગળ વધીશું. પ્રભુ તમને તે બળ આપો! અસ્તુ.

ભાગજી ખંડુભાઇ દેસાઈ.

# વેઠ—વારા.

## ન્યાય અને સ્વતંત્રતાનો દાવો કરનાર બ્રિટિશ રાજ્યમાં પડદા પાછળ ચાલતી ગુલામી.

આપણા કેટલાક આગેવાનોને પણ ખબર નહિ હોય કે વેઠવારા એ શું ચીજ હશે. જેમ જીલ્લાના કે પ્રાન્તના વડા અમલદારો મોટરોમાં હંકારી, રાજમહેલ જેવી ઓરડીઓમાં પંખા ચાલતા હોય, ટટ્ટીઓ છંટાતી હોય, છતે દહાડે રોશની લાગી રહી હોય, ઇલાકામાં કે જીલ્લામાર્માં મુસાફરી કરે ત્યારે સ્ટેશન ઉપર સખત બંદોબસ્ત હોય, કોઇ સાધારણ માણસને જવા આવવા દે નહિ, વળી ગામ પરગામ મુસાફરીએ ( ડીસ્ટ્રીક્ટમાં ફરવા ) નીકળે તો મુકામ ગામથી ગાઉ દૂર રાખે, ન્હાનો અમલદાર હોય અને ગામના ચોરામાં ઉતરે તો જેમ માંદા માણસના ખાટલા પાછળ ચોગરદમ પડદા બાંધી લેવામાં આવે છે, તેમ તેમને માટે પણ માંદાના પડદા બંધાય. પછી ભલે તો 'સાહેબ' હિન્દુ, મુસલમાન કે પારસી હોય. પ્રજા તેમનું મ્હોં ન જૂએ કે પ્રજાનું મ્હોં તે ન જોવા જાય, એવો તાબાના નોકરો સખત બંદોબસ્ત રાખે. મુકામ આવ્યો કે દફતર તપાસી સેરા સહીઓ કરી સ્થાનિક નોકરો સાથે સહેજ સ્હાજ મસલત કરી ન કરી, દિવસનો બાકીનો વખત ગમે તેમ ગાળે. સાહેબ લોક હોય તો શિકારે જાય. આમ ભથ્થાં ભાડાં ચઢવાજ કરે. વળી થોડા દિવસે મુકામ બીજે ઉપડે. આમ તુમારો ઉપર તેઓ રાજ્ય ચલાવે. તુમારોના કાગળો સહીઓ થવા આવે ત્યાં સુધી રાજ્યમાં શાન્તિ છે, એમ સમજનાર અમલદારો સામે આક્ષેપ છે તેમને શું માલુમ પડે કે રાજ્યમાં પોલ ક્યાં છે, અને પ્રજા સુખી છે કે દુઃખી.

તેવોજ આક્ષેપ કેટલેક અંશે અપવાદ રૂપ થોડાકને બાદ કરતાં તમામ શિક્ષિત વર્ગને માથે છે. તેઓએ પણ અમલદારોની પદ્ધતિનો સ્વીકાર કર્યો, અને દેખાદેખી તેમણે પણ અમલદારીઆ વહીવટ ચલાવ્યો. નથી તો અમલદારોએ, કે નથી તો તેઓએ પ્રજામાં સરળતા અને હેત ભાવથી જોયું કે પૂછ્યું કે તમારાં દુઃખ શાં છે ? જેમ સરકારી માણસો કહે છે કે તમારા ઉપર અન્યાય થાય, જુલમ થાય, તમને દુઃખ પડે ત્યારે અમને અરજી કરજો, તપાસ કરીશું, તેમ આપણા તે વર્ગે પણ તેવુંજ પોલ ચલાવ્યું. પ્રજા નિર્ધન, કંગાલ, નિર્બળ, બ્હીકણુ અને નિસ્તેજ કેમ બની, વસ્તી કેમ ઘટવા લાગી; લોકોમાં દારિદ્ર કેમ વધ્યું; ખેડુત ભીખારી કેમ થયા; ગામડાં કેમ તુટવા લાગ્યાં—તે શોધવા કોણે પ્રયત્ન કર્યો ? ગામડાના રહિશો સાથે વાત કરવી એ તેમને મન હલકું લાગ્યું. પોતાની માતૃભાષામાં વાત કરવાનું તેમને મન તોછડું લાગ્યું. ગામના આગેવાનો ગ્રામ્ય જીવન શુષ્ક—નિરસ—લાગવાથી શહેરોમાં સુખમય જીવન ગાળવાના લાલસુ બન્યા. આમ અનેક રીતે ગામડાં તરફની બેદરકારી વધતીજ ચાલી, અને પરિણામે ગામડાં સડીને સડીને ખોખા સમાન થઇ રહ્યાં.

ગામડાં અને ગામડાના વતનીઓની સ્થિતિનો ઊંડો અભ્યાસ કરનારને માલુમ પડે છે કે હજી પણ તેઓ અંધાર પછેડામાં કુટાયાજ કરે છે, અને તત્કાળમાં કોઈ હાથ ઝાલનાર નહિ મળે તો ભવિષ્યમાં તેમની શી દશા થશે તે કલ્પી શકાતું નથી તેમની હાલની દશાનો એક જ દાખલો અત્રે આપું છું. કોઈપણ માણસ તેમની આ અવસ્થાને ગુલામી જ કહે. અને દેશ દાઝ જાણનારને તો ઝાળ લાગ્યા વિના રહેજ નહિ.

વેઠવારાઃ—એટલે ગામડાની પ્રજાને ઘરદીઠ અગર દુકાન દીઠ પોતાની મરજી વિરૂદ્ધ, પોતાનું સ્વમાન ગુમાવી, ભય અને ત્રાસના માર્યા સરકારી નોકરોની હાજતો વારા પ્રમાણે વેઠ કરી પૂરી પાડવી તે. તેના પ્રકાર નીચે મુજબ છેઃ—

## ( ૧ ) સ્થાનિક નોકરોની વેઠ.

ગામડાઓમાં સ્થાનિક નોકરો મુખ્યત્વે બે હોય છે. એક મુખી અને બીજો તલાટી.

**મુખીના લાગા**—કાપડના વેપારીને ત્યાંથી દરેક દુકાન દીઠ વાર્ષિક વધારેમાં વધારે રૂ. ૫) સુધીનું કાપડ મફત,

ઘી, તેલ, અનાજ વગેરે માલ બાર આની કીમતે.

શાક દરરોજ દુકાનના વારાદીઠ એક શેર મફત—મહેમાન હોય ત્યારે તેના પ્રમાણમા વધારે.

દરજીઃ—મફત કપડાં શીવે (આખા કુટુમ્બના.)

મોચીઃ—મફત જોડા શીવે (આખા કુટુમ્બના.)

પાનવાળાઃ—પાન, બીડી, ચ્હા વગેરે જ્યારે જ્યારે મરજી થાય ત્યારે વિના મુલ્યે. દીવાબત્તીનું ઘાસતેલ મફત.

કુંભારઃ—માટીનાં વાસણ પૂરાં કરે.

ભાવસારઃ—(રંગાટીઓના વેપારી) ગોદડાં ગાદલાં, તળાઇઓના ખોળીઆં પૂરાં કરે. જ્યારે નવા લેવાની જરૂર પડે ત્યારે, મફત આપવાનાં.

વાઘરી, ઢેડ, ભંગીઃ—મુખીનાં ખેતરોમાં નીંદવા, લણવા વાઢવા વગેરે મોસમમાં જ્યારે જ્યારે જ્યારે મજુરો કામે લગાડવાની જરૂર હોય ત્યારે વગર મજુરીએ કામ કરવા બંધાએલ.

**તલાટીના લાગા.**—કુટુમ્બ પોષણની દરેક ખરીદી બારથી ચૌદ આની કીંમતે.

કુંભારઃ—ઘરદીઠ વારા પ્રમાણે માટીનાં વાસણ પૂરાં પાડે.

હજામઃ—ઉપર મુજબ દરરોજ ધોતીઆં ધુએ, દીવાબતી સાફ કરે વગેરે.

દૂઝણી ભેંસોના માલીક પાસેથી વારા પ્રમાણે દરરોજ દુધ મફત.

કાછીઆઃ—દરરોજ દરેક દુકાનદાર વારા પ્રમાણે અડધોશેર શાક મફત આપે.

## ( ૨ ) ગામ ચોરાની કાયમી વેઠ.

કુંભાર—દરેક ઘરદીઠ વારા પ્રમાણે જ્યારે જ્યારે ચોરામાં કોઇ ન્હાનો મોટો અમલદાર

આવે ત્યારે પાણી ભરે અને માટીનાં વાસણ પૂરાં પાડે. ( આ બદલ વાર્ષિક રૂ. ૮) અગર ગામના પ્રમાણમાં ઓછી વધતી રકમ આખા કુંભારના પંચ સમસ્તને મળે છે. )

**હજામ:**—દરેક ઘર દીઠ વારા પ્રમાણે હમેશાં ચોરો વાળી ઝાડી સાફ કરવાનો. અને જ્યારે જ્યારે કોઇનો મુકામ હોય ત્યારે દીવા બત્તી, ધોતીઆં ધોવાનાં, અમલદારની ચાકરી કરવાની, અને હજામત કરવાની હોય તો તેમાં તો નવાઇ શી ?

**ઢેઢ:**—કોઈ સાધારણ સરકારી નોકરને બીજે ગામ જવું હોય ત્યારે રસ્તો દેખાડવા જવાનું, કોઇ પ્રસંગે તેનાં પોટલાં ઉચકવાનો.

**ભંગી:**—પર ગામ ચીઠ્ઠી ચપાટી મોકલવી હોય ત્યારે તેને બેપીઆનું કામ કરવાનું.

આ બન્નેને માટે 'વેઠીઆ' શબ્દ યોજાઇ ગયો છે.

કાપડીઆઓએ દફતરનાં બંધન અને ગાદી તકીઆનું કપડું આપવાનું.

## ( ૩ ) અમલદાર સાહેબોના મુકામોને અંગે વેઠ.

વાણીઆ–બ્રાહ્મણ ( કાપડ, નેસ્તી, અનાજ અગર કોઇ પણ જાતનો વેપાર કરતો હોય તેને ) ને દુકાનના અનુક્રમે વારા પ્રમાણે સીધુ આપવાનું. તે સીધુ સાહેબના મુકામે પહોંચતું કરવાનું. લગભગ આઠ આની કીમતે દરેક માલ પૂરો પાડવાનો. ઘી બજારમાં દોઢ શેરનું મળતું હોય છતાં ચાર શેરના ભાવ આપવાનું. આને માટે પ્રચલિત કહેવત થઇ ગઇ છે કે:—

લોટ દૂધ ને વોટર ફ્રી,
એક રૂપિયાનું ચાર શેર ઘી.

વેપારી બજારભાવ લેવાની હઠ પકડે અગર કોઇ પ્રકારની આનાકાની કરે તો પ્રસંગ આવે ઘીમાં તેલ ભેળવીને–વેપારીઓ દગો કર્યો બદલનો કેસ ઉભો કરી દેડે. રૈયતનું એક તરફથી મફતનું લૂંટે અને બીજી તરફથી સત્તાનો દુરૂપયોગ કરે.

**કુંભાર:**—પાણી ભરે, વાસણ પૂરાં પાડે.

**હજામ:**—રસોઈનાં વાસણ સાફ કરે, અમલદારોની પગચંપી, પંખો વગેરે સેવા કરે.

**મોચી:**—ઘોડાના તંગ સીવે વગેરે.

**સુતાર:**—તંબૂની ખીલીઓ પૂરી પાડે.

**પાટીદાર:**—( ખેડુત વર્ગ ) ગાદલાં, ગોદડાં, ખાટલા, ઘાસના પૂળા વગેરે પૂરા પાડે. સાહેબના મુકામ જે ગામ જવાનો હોય તે ગામે સાહેબના તંબૂ, ઑફીસનો સામાન, પેટી પટારા–સાહેબની ઑફીસના માણસો–પટાવાળા વગેરેને ગાડલે ઘાલી પહોંચતા કરે. ગાડાં જોડવાની વખતે જેનો વારો હોય તેને પોતાના ખેતરનું કે ઘરનું ગમે તે કામ ગમે તેટલા નુકસાને રાવણીઓ તેડવા આવ્યો કે તરતજ બળદ ગાડું લઇને આગળ થવા કહે. વિલંબ થતાં તેડવા આવનાર

ગામનોજ રાવણીઓ હોય તો સાદી ભાષામાં સખતાઇ કરે અને સાહેબનો પટાવાળો હોય તો ' સંસ્કૃત ભાષા ' ( ગાળો ) થીજ વાત શરૂ કરે. પછી પાટીદાર ભલે મોટો જમીનદાર હોય. ( આ બદલ માઇલે અમુક દર પ્રમાણે ગાડા ભાડું મળે છે. તે જો કે બીજાના દરના પ્રમાણમાં કમતી હોય છે. એ ઉપરાંત વિશેષ ગેરન્યાય તો એ જ છે કે જે માણસ કોઇ પણ વખત ભાડે ન જતો હોય તેને પણ વારો આવે ત્યારે જવું જ પડે.)

**કાછીઆ**—ગામમાં શાકની અછત હોય તો પાસેના કોઈ મોટા ગામમાંથી શાક વેચાણ લાવી શાક પૂરાં પાડે.

**આરાધા, ઢેડ, ભંગી**—લાકડાં લાવવાં, ફાડવાં, મુકામ માટેનાં ખેતરો સાફ કરવાં, સામાન ઉતરાવવો. સામન ચઢાવવો વગેરે અનેક પ્રકારની મજુરી. (સામાન્ય રીતે સાહેબનો મુકામ હોય ત્યારે આ લોકો તો નાસતાજ ફરે છે છતાં કોઇ ને કોઇ તો ઝપાટામાં આવેજ આવે,) આતો માત્ર મહેસુલી ખાતાના અમલદારોની વેઠનો હેવાલ છે. સિવાય પોલીસ આબકારી અને કેળવણી ખાતાના અમલદારોની વેઠનો ત્રાસ તો જુદોજ.

એકંદરે આવી રીતે આખા ગામની કોઇપણ કામના માણસને સેવાનો પ્રસંગ ન આવે તેવું નથીજ. કેટલાકને મેં એમ કહેતાં સાંભળ્યા છે કે એ પ્રમાણે સેવાનો લાભ રૈયતને ન મળે તો રાજ્ય અસ્તિત્વનો તેમને બીચારાઓને ખ્યાલજ ન આવે. સાહેબ આવ્યા, અને સાહેબ [illegible] ચાલતા થયા તો પોતાના ઘરમાં સવારથી સાંજ સુધી મજુરી કરી પેટ ભરનાર પ્રજા તો અંધારામાંજ રહે. કોઇનો પણ રાજ્ય અમલ તેમના ઉપર છે, એમ તેને ભાન કયારે થાય? ગામડાની પ્રજાને અમલનું ભાન કરાવનાર આ અમલદારોને તેમનું પોતાનુંજ ભાન કરાવનાર **મહાત્મા ગાંધીજી** જ્યારે આ વિષય હાથમાં લેશે ત્યારેજ તેમનો ઉદ્ધાર થશે.

આ એકજ વિષયનો વિચાર કરતાં ગામડાંના [illegible]ઓની સ્થિતિ માટે ત્રાસ છૂટે છે. તેમને ગુલામગીરીમાંથી મુક્ત કર્યા સિવાય તેમનાં આરોગ્ય, કેળવણી, સામાજીક રીતરીવાજો, ધાર્મિક જ્ઞાન, અને તેમના ઘર ઘરના ઝગડાનો વિચાર કરવો નિરર્થક છે.

**શંકરલાલ દ્વારકાદાસ પરીખ.**

# ખેડા જીલ્લામાં મહુડાં વિષે કાયદો.

મહુડાંના ઝાડ મ્હોટાં ને ઘટાદાર હોય છે. તેની ઉમ્મર વધારેમાં વધારે સો (૧૦૦) વર્ષની ગણાય છે. તે સાત આઠ વર્ષે ફળે છે. ગમે તેવી જમીનમાં તે ઉગી શકે છે. ખેડા પંચમાલ અને ખાનદેશ જીલ્લાઓમાં તેનાં ઘણાં ઝાડ છે. પ્રાણી માત્રને ઉપયોગી આ ઝાડ આ દેશમાં પરાપૂર્વથી છે. સને ૧૯૧૬ ની સાલમાં ખેડા જીલ્લામા તેની સંખ્યા ૨૬ લાખની હતી. આ ઝાડ કુદરતની એક ઉમદા બક્ષિસ છે. તેનો દરેકે દરેક ભાગ—ફુલ, ફળ, પાંદડાં, છાલ મૂળીયાં વિગેરે ઉપયોગી છે.

મહુડાંના ઝાડનાં ફુલ તેજ મહુડાં. ફાગણ મહીનામાં તેનાં ફુલ આવવાની શરૂઆત થાય છે, અને પાકીને ગરવા માંડે છે. મહુડાં ગરવા માંડે છે કે તરતજ લોકો તે ખાવાં શરૂ કરે છે. ધનવાન માણસોને લીલી દ્રાક્ષ ખાવામાં જે મોજ અને આનંદ આવે છે તેટલોજ બલ્કે તેથી પણ વિશેષ ખેડુતને ઝાડ પરથી ગરતાં મહુડાં ખાવામાં રસ પડે છે. એક મહુડાંના ઝાડનો સરેરાશ મહુડાંનો ઉતાર ૩ થી ૪ મણ ગણાય છે. ઝાડ નીચે ગરેલાં મહુડાં વીણી લઇ તાપમાં સુકવવામાં આવે છે પછી સુકાયલાં ફુલને બરાબર ઝુડી તેના ઉપરનાં ફેછડાં કાઢી નાંખી સાફ કરવામાં આવે છે. કાયદાથી તે સંઘરી રાખવાની મના થઇ નહોતી તે પહેલાં લોકો આવી રીતે સાફ કરેલાં મહુડાં કોઠીમાં ભરી રાખતાં અને અભણ અને અજ્ઞાન ખેડુત પણ તેનો એવી સરસ રીતે સંગ્રહ કરતા કે તેમાં બીલ-કુલ જીવાત પડે નહિ. કોઠીમાં મહુડાંનો પાતળો થર કરી તે ઉપર તેનાંજ પાંદડાનું પડ કરે એમ એક પછી એક પડ દબાવતા જાય ને ભરતા જાય જેથી કોઠીમાં હવા જઈ શકે નહિ. આ રીતે મહુડાં ઘણીજ સારી સ્થિતિમાં સંઘરી રખાતાં, અને ઘણાને ત્યાં ૨૦ થી ૨૫ મણ મહુડાં સીલિકમાં રહેતાં. આવા જતનથી જાળવી રાખેલાં મહુડાં ઉપર કાળ વરસમાં લોકો પોતાનો અને પોતાના ઢોરનો ગુજારો કરતા. સારાં વર્ષોમાં પણ ચોમા-સામાં અને શિયાળામાં તો તેનો છુટથી ઉપયોગ કરતા. માણસો મહુડાંને લોટમાં ભેળવી તેનો કંસાર કરી ખાય છે. ઢોરને દાણા સાથે ભેળવીને અથવા નકરાં ખવડાવે છે. મહુડાંથી બદનમાં સારો ગરમાવો રહે છે. ઉપરાંત તે ઘણુંજ પૌષ્ટિક છે. ગરીબ માણસો તો કામ તેને પોતાનું વસાણુંજ માને છે. ચોમાસાની શરદીવાળી ઋતુમાં આખો દીવસ પાણીમાં ફર્યા પછી મહુડાં ખાઇને ખેડુતો કસ્તુરી સમાન ગરમાવો મેળવે છે, ને થાક ઉતારે છે. ઢોરને પણ તે તેટલાંજ ગુણકારી છે.

આ ઉપરાંત મહુડાંને પાણી ભેમાં તાવડામાં ઉકાળવામાં આવે છે, અને એક તાવ-ડામાંથી બીજામાં એમ અવાર નવાર મહુડાં અને પાણી એક રસ થઇ મધ જેવો પદાર્થ થાય ત્યાં સુધી તેને ઉકાળવામાં આવે છે. આ રસને કાકબ કહે છે. કાકબ બળદને ચોમા-સામાં ખવડાવવામાં આવે છે. ખેડુતો બળદને ગોળ કરતાં મહુડાંનો કાકબ ખવાડવાનું વધારે પસંદ કરે છે. વળી હુક્કામાં પીવાની તમાકુ બનાવવામાં પણ કાકબનો મુખ્યત્વે ઉપયોગ થાય છે.

આ ઉપરાંત ખાસ કરીને મહુડાંમાંથી દારૂ બનાવાય છે. ના. સરકાર મહુડાંમાંથી દારૂ બનાવવાનો ઇજારો આપે છે. ડભોડા, ગોધરા વિગેરે મથકોએ તેનાં મોટાં કારખાનાં છે તે ઉપરાંત આબકારી ખાતાનાં અમલદારોની ખાસ દેખરેખ રહે છે.

ઉપર આપણે મહુડાંના ઝાડનાં ફુલનો જુદો જુદો ઉપયોગ જાણ્યો. હવે તેનાં ફળની માહીતિ મેળવીએ. મહુડાંના ઝાડના ફળને ડોલી કહે છે. મહુડાને ડોલી ઉન્હાળામાં આવે છે. અને એક ઝાડની સરેરાશ ૬ થી ૮ મણ ડોલી ઉતરે છે એવી ગણત્રી કહાડવામાં આવે છે. ડોલી ખારેકી બોર જેવડી મ્હોટી હોય છે. ડોલીને, તલ, દીવેલી ને સરસવની પેઠે પીલીને તેમાંથી તેલ કહાડવામાં આવે છે. એ ડોલીયું કહેવાય છે. કેટલાક ઘીના દગાખોર વ્હેપારીઓ ઘીમાં ડોલીયું ભેળવે છે. ઘીમાં ડોલીયું સરસ રીતે ભળી જઈ ઘી જેવુંજ કણીદાર દેખાય છે તેથી કાબેલ પારખનાર શિવાય ભાગ્યેજ કોઇને તેની ખબર પડે. આ ઉપરાંત ડોલીયું, સાબુ, મોણબત્તી વિગેરે બનાવવાના કામમાં ઘણું વપરાય છે. તેમજ બીલીમોરાના કારખાનામાં ડોલીઆમાંથી ગ્લીસરાઇન બનાવવામાં આવે છે. આ ગ્લીસરાઇન દવાના કામમાં ઘણું વપરાય છે. ડોલીયાનો ખોળ પણ ઘણા ઘણા કામમાં આવે છે. તેનાથી ઉધઇ નાશ પામે છે—સાબુ બનાવવામાં કામ આવે છે, તેમજ તે ખાતર તરીકે વપરાય છે. આ રીતે ફળ પણ અનેક ઉપયોગમાં આવે છે.

હવે પાંદડાંનો ઉપયોગ તપાસીએ. પાંદડાનાં પાત્રાળાં થાય છે અને તેનો મોટા પ્રમાણમાં વ્હેવાર ચાલે છે. વળી કાળ વરસમાં ઘાસની તંગી હોય ત્યારે ઢોરને આ પાંદડાં ખવડાવી તેમને ટકાવી રાખવામાં આવે છે. આ રીતે પાંદડાંનો ઉપયોગ પણ ન્હાનો સુનો નથી.

આ ઝાડની છાલ અને મૂળીઆં પણ વૈદ્યો ઉપયોગમાં લે છે. અપસ્માર, ઉન્માદ, સન્નિપાત, અમતત્રક વાયુ વગેરે ઉપર અંતરછાલ અપાય છે. ધાતુપુષ્ટિ તેમજ કામોત્તેજન માટે મહુડાની અંતરછાલનું ચૂર્ણ આપવામાં આવે છે. કંડસર્પ ઉપર મહુડાંના ફળમાંનાં બીજનો ઉપયોગ થઇ શકે છે. સર્પના વિષ ઉપર પણ તેજ બીનું અંજન કરવામાં આવે છે. તેમજ મહુડા પણ મધુર, શીત, વાતુલ, અને પૌષ્ટિક હોઇ કૃમિ, પિત્ત, દાહ, ઉધરસ, હ્લાતક્ષયશ્રમ, વ્રણ અને વાયુનો નાશ કરે છે, આ રીતે માણસ જાતનાં દુઃખો નિવારવામાં આ ઝાડથી ઉત્પન્ન થતી દરેક વસ્તુ વપરાય છે.

હવે બાકી રહેલી વસ્તુ તે આ ઝાડનાં લાકડાં છે. મહુડાંનું લાકડું વજનદાર અને ટકાઉ હોઇ તેની પીઢો, પાટીઆં અને પાટલા ઇમારતી કામમાં વપરાય છે.

આ રીતે મહુડાના ઝાડના માલીકને તે ઝાડ ફળવા માંડે ત્યારથી તે મરી ગયા પછી તેના નાશ થાય ત્યાં સુધી ધન આપતું જાય છે. નિઝામ રાજ્યના મહેસુલ ખાતાના મુખ્ય અમલદાર પોતાની વાર્ષિક નોંધમાં જણાવે છે કે મહુડાના વિવિધ ઉપયોગો જોતાં તે ઝાડની સંખ્યા વધારવાની સહજ લાલચ થાય છે. અત્યાર સુધીની શોધખોળથી સિદ્ધ થયું છે કે તેમાંથી દારૂ, ખાંડ, મોટર સ્પીરીટ, એસેટીક એસિડ, અને એસિટોન બને છે અને એક પ્રમાણ શોધી કહાડવામાં આવ્યું છે કે ૩૦ ગેલન મહુડાંમાંથી ૧ ગેલન મોટર સ્પીરીટ બની શકે છે, અને મહુડાંને સુકવી નાંખ્યા પછી જે વજન રહે તેના

સેંકડે ૫૧ થી ૫૬ ટકા જેટલી ખાં બને છે ! મહુડાંમાંથી આલ્કોહોલ બનાવી તેમાંથી એસેટીક એસીડ બનાવવામાં આ વે તો તે હુજ સોંઘો પડે. આ ટુંક નોંધ ઉપરથી દરેકની ખાત્રી થશે કે મહુડાંથી ઘણા ઉદ્યોગોને પોષણ મળે છે. અને જ્યારે નિઝામ સરકાર પોતાના રાજ્યમાં આ સસ્તાં અને અન પયોગી ઝાડની વૃદ્ધિ માટે ખાસ ઉલટ ધાવે છે ત્યારે આપણી સરકારે મહુડાને લગતો કાયદો કરી એવું અવળું પગલું લીધું છે કે લોકો મહુડાના ઝાડનો નાશ કરવા મંડી પડયા છે.

મહુડાના ઝાડ સંબંધી ઉપર ટપકે કેટલીક હકીકત દર્શાવી છે. હવે પંદર વર્ષની જુલાઇ માસની પંદરમી તારીખ પછી આડ વર્ષથી વધારે મહુડાં રાખનારને સજા કરવાનો કાયદો સરકારે પસાર કર્યો છે તે વિષે વિચાર કરીશું.

ના. સરકાર એવી દલીલ કરે છે કે ધારાળા વિગેરે હલકી કોમો મહુડામાંથી ગેરકાયદે દારૂ ગાળે છે. તે તેમને મફત મળે છે તેથી ઘણો પીએ છે. અને દારૂડીઆ બની ગુન્હા કરે છે; એકંદરે ખેતીવાડી તરફ તેમનું ધ્યાન કમી થાય છે તેથી જમીનો પડતર રહે છે; સરકાર મહેસુલ ભરતા નથી અને જમીનો ખાલસા થાય છે. આ રીતે દેશની આબાદીને મોટો ધોકો લાગે છે. ના. સરકારની પ્રજા માટેની આ શુભ વૃત્તિ એક તરફથી બહુ દયાભાવવાળી લાગે છે. જ્યારે બીજી દૃષ્ટિએ વિચાર કરતાં એમ જણાય છે કે જ્યારથી આબકારી કાયદાની મહુડાને લગતી કલમ ૧૮ બ આ જીલ્લાને લાગુ પાડવામાં આવી ત્યારથી લોકો અને ઢોરના એક પુષ્ટિકારક ખોરાક ઉપર અંકુશ મુકવામાં આવ્યો તેથી ભારે અન્યાય થયો છે; કેમકે સરકારની દલીલ સામે બે જવાબ છે.

એક તો પ્રજાનો બહુમાં બહુ અડધા ટકાથી પણ ઓછો તોફાની વર્ગ ગેરકાયદે દારૂ ગાળી પીએ તેની ખાતર સમસ્ત પ્રજા તથા ઢોરને માથે કાયદો ઠોકી બેસાડવો એ કેવળ ગેરઇન્સાફ છે. એતો " પાડાને વાંકે પખાલીને ડામ " એના જેવો ન્યાય ગણાય. બીજું—આવા તોફાની માણસોને પકડવા પાછળ આબકારી ખાતાનો ઘણા મોટા ખર્ચે નિભાવ કરવામાં આવે છે તો તે ખાતાએ યોગ્ય બંદોબસ્ત રાખવો એ તેની ફરજ છે. અને તેજ બસ છે.

આ કાયદાની વિરૂદ્ધની બીજી એક વાત એ છે કે સરકારે આ કાયદાથી ગરીબ, અભણ ને મુંગી પ્રજા તથા ઢોરના ખોરાક ઉપર અંકુશ મુકયો છે. આખી દુનિયા પર કોઇ પણ એવી કમભાગ્ય પ્રજા નહિ હોય જે ખોરાક ઉપર અંકુશ મુકનારા આવા કાયદાથી કચરાતી હશે. દારૂ શેમાંથી નથી બનતો ? સાકર, બટાક., ચોખા, ઘઉં વિગેરે માંથી પણ દારૂ બને છે; ધારો કે અમુક તોફાની માણસો આ વસ્તુ ખામાંથી દારૂ બનાવી પીવાનું શરૂ કરે તો ના. સરકાર તેનાપર અંકુશ મૂકવાની હિમ્મત નાહ કરે; કેમકે તે ઉંચ વર્ગના લોકોના ખોરાકની ચીજો છે. અદલઇન્સાફી બ્રિટીશ રાજ્યમાં પણ ગરીબ અને તવંગર માટે જુદો ન્યાય છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે. ગરીબ, મુંગી પ્રજાનો વ્હાર કરનાર કોઇ નહિ અને તે પ્રજા કાંઇ સમજે નહિ માટે મનસ્વિ ધ્યાનમાં આવે તેવા કાયદા ઠોકી બેસાડવા એ ન્યાયી અને અદલ ઇન્સાફી રાજને છાજતું નથી.

બીજી એક વાત એ છે કે જો સરકાર શુદ્ધબુદ્ધિથી એમજ માનતી હોય કે દારૂ

પીવો એ ખોટુંજ છે તો પછી સરકાર મોટા પાયા ઉપર ડીસ્ટ્રીલરીઓ શા માટે નિભાવે છે? જો સરકાર નાણાને લોભે તે ચલાવતી હોય તો સરકારે આ માર્ગ છોડી દઇ બીજો સારો ઉપાય યોજવો જોઇએ. વળી સાંભળવા મુજબ મહુડાં એકઠાં કરવાની ડેપોથી માંડીને તે દારૂ વેચવાનાં પીઠાં સુધીનો તમામ વ્યવહાર અનીતિ અને લાંચ–રૂશ્વતથી ભરેલો હોય છે. દારૂના માલમાં પણ કાંઇ ઓછી ભેળસેળ ચાલતી નથી. દારૂને બદલે પાણીનાં પીપોનાં પીપો વપરાઇ ગયાં તે આજની ઘડી ને કાલનો દહાડો. આવા બધા ગલીચ વહેવારને ના. સરકારે શા માટે ઉત્તેજન આપવું જાઇએ તે સમજાતું નથી. જો ના. સરકારને પ્રજા માટે અંતરની ઉંડી લાગણી હોય તો તેને દારૂની છાંટ બનાવવી કે વેચવી જોઇએ નહિં. અને દારૂ બનાવવાને અંગે આબકારી ખાતાનું જે ખર્ચ હોય તે કમી કરી નાંખવું જોઇએ. માત્ર ખાનગી રીતે દારૂ ગાળી તોફાન કરનારને પકડવા અને પ્રજામાં શાન્તિ રાખવાને આબકારી ખાતામાં જેટલા અમલદારો અને માણસો રાખવાની જરૂર હોય તેટલાનેજ પોષવા જોઇએ.

ના. સરકારના આવા અનેક કાયદાઓ ઉપરાંત પણ જો કોઇ માણસને દારૂ બનાવવોજ હોય તો આઠ શેર મહુડાંથી પણ તે તેમ કરી શકે છે. કેમ કે આઠ શેર મહુડાંની કાયદા મુજબ છુટ છે. ઉપરાંત ખેડા જીલ્લાની જે ગાયકવાડી રાજ્યની હદમાં આવો કાયદો નથી. એટલે ગાયકવાડી હદમાંથી મહુડાં લાવી ગેરકાયદેસર દારૂ બનાવવો હોય તો તે પણ એક સુગમતા છે. આ રીતે તોફાની માણસો ઉપરનો અંકુશ તો નામનોજ રહે છે અને તેના દંડમાં બીજી બિનગુન્હેગાર પ્રજા આ કાયદામાં વિના વાંકે કચરાય છે. પ્રથમ તો કાયદો ક્યારે થયો અને શા પ્રકારનો થયો તેની તે ગરીબ અને અભણ પ્રજાને ખબરજ ન પડી. કાયદાનો અમલ શરૂ થયો કે આબકારીખાતાના નોકરોએ લોકોના ઘરો ઉપર દરોડા પાડયા અને શરૂઆતમાં દાબ બેસાડવા આ જીલ્લામાં ખરા ખોટા ૧૫૦૦ ફોજદારી મુકરદમા નોંધાવ્યા. ગરીબ લોકોનો ભારે દંડ કરવામાં આવ્યો. આથી પ્રજામાં એવી માન્યતા ફેલાઇ કે હવે મહુડાં ઘરમાં રખાયજ નહિં.–રાખીશું તો સરકાર દંડ કરશે. દહેશતના માર્યા લોકો આવી ગેરસમજમાં મહુડાંની ઉપયોગીતાનું ભાન ભુલી જઇ ઝાડ કાપવા મંડી ગયા છે. અને જો વિજ્ઞાન ખરૂં હોય તો જેમ જેમ ઝાડની સંખ્યા ઘટતી જશે તેમ તેમ વરસાદ ઉપર માઠી અસર થશે.

આ કાયદો પસાર કરતા પહેલાં જીલ્લા કલેકટરો અને મામલતદારોના અભિપ્રાય પુછ્યા હતા.પરંતુ તેઓએ પ્રજાના આગેવાનોને પૂછ્યા વિના તાબાના નોકરોની સલાહ લઇને એકતરફી લખાણ કરી વાળ્યાં અને ના. સરકારે તે ખરાં માની આ કાયદાના સુધારાનો ખરડો મુંબઇની ધારા સભામાં ઓન. મો. કર્માઇકલે રજુ કર્યો. તે પ્રસંગે ના. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલ અને ના. ગોકલદાસ કહાનદાસ પારખે તેની સામે થવામાં ભારે ટક્કર લીધી. પરન્તુ તેના જવાબમાં ના. ગવર્નર સાહેબે જણાવ્યું કે મારા મિત્રોએ આ કાયદો પસાર ન થાય તે માટે ભારે શ્રમ લીધો છે, પરન્તુ આ કાયદો જેમને લાગુ પડવાનો છે, તેમના તરફથી આ કાયદાની સામે ઘણું બોલવામાં આવ્યું નથી એવી મને અને મારી સરકારને ખબર છે. તેથી અમારી ખાતરી થાય છે કે આ કાયદાથી પ્રજાને કાંઇ દુઃખ પડવાનું નથી.

મહુડાંને લગતી થોડી હકીકત આપ્યા બાદ પ્રજાવર્ગને વિનંતિ કરવી જોઇએ એમ આજે લાગે છે. મહુડામાંથી દારૂ બનાવી લોકો પીએ છે અને ખોટે રસ્તે ચડે છે. ના. સરકારની આ વાત કાંઈ છેકજ ખોટી નથી. વિલાયત જેવા ઠંડા પ્રદેશમાં પણ લોકો હવે સમજવા લાગ્યા છે કે દારૂ એ અતિ નુકશાનકારક વસ્તુ છે. ત્યાં લોકો દારૂ પીતા બંધ થાય તે સારૂ મોટાં મોટાં મંડળો સ્થાપવામાં આવ્યાં છે, અને આવાં મંડળો લોકોને દારૂની બંદીમાંથી છુટવાને અનેક પ્રકારે ઉપદેશ કરી રહ્યા છે. જ્યારે આ દેશમાં દારૂનો વપરાશ અને પીનારાઓની સંખ્યા દિનપર દિન વધતી જાય છે એમ ના. સરકાર જાહેર કરે છે તે જાણી ભારે ખેદ થાય છે. દારૂ ઝેરી વસ્તુ છે. તે પીનારના શરીરના વાયુ મંદ કરે છે, આયુષ્ય ઘટાડે છે અને બુદ્ધિ મંદ પડી છે. માણસ એક વખત દારૂડીઓ થયો એટલે તેની આબરૂ ઘટી જાય છે અને શાખ રહેતી નથી. દિનપરદિન દારૂ પીવાનું વ્યસન વધતુંજ જાય છે, અને કામ ધંધામાં લક્ષ ઓછું થાય છે અને ખર્ચ વધતું જાય છે. એવી સ્થિતિમાં માણસને અનેક તરેહના કુછંદ વળગે છે. પાસે પૈસાનું સાધન રહે નહિં અને દારૂ પીવાની ટેવ તો સજ્જડ ચોંટી ગઇ હોય તો દારૂડીઆ માણસો ચોરી કરતાં શીખે છે. આમ એક કુટેવ—વ્યસનની ખાતર અનેક તરેહનાં પાપકર્મોમાં માણસ ફસાય છે અને પરિણામે કેવળ પાયમાલ થઈ ટાંટીયા ઘસી મરી જાય છે. માટે પ્રજાને અમારી પ્રાર્થના છે કે દારૂના વ્યસનમાંથી બચવા અને તેનાથી અલગ રહેવા દરેકે પોતાનાથી બનતો પ્રયાસ કરવો જોઇએ. તેમજ ના. સરકાર પણ જ્યારે મહુડાં આપણી પાસે રાખવાની સ્વતંત્રતા પાછી આપે ત્યારે દારૂ ગાળવામાં તેનો લેશ પણ ઉપયોગ નહિં કરવામાં આવે એવા સોગંદ લેવા જોઇએ.

અમે આશા રાખીએ છીએ કે દરેક ખેડુતભાઇ હાથે કરી પોતાની ખરાબી કરવામાંથી બચશે અને બીજાઓને બચાવવા પ્રયત્ન કરશે. મહુડાંમાંથી ગેરકાયદે દારૂ ગાળીને કે પીઠામાંથી દારૂ પીનારની આવી દુર્દશા થાય છે, એમાં કાંઈ પણ શક નથી. પરન્તુ આપણી લડત મહુડાંના ફુલના સ્વતંત્ર ઉપયોગના અટકાવની સામે છે. મહુડાંનો કાયદો રદ કરવામાં આવે અને ખેડુતો પહેલાંની માફક મહુડાંનો છુટથી ઉપયોગ કરી શકે તો આ સાલ જેવા નઠારા વર્ષમાં ખેડુતો પોતાના કુટુમ્બના માણસો અને ઢોરનો ગુજારો કરવામાં ભારે મદદરૂપી થઇ શકે એ વાત નિઃસંદેહ છે. માટે ના. સરકાર પાસે આ કાયદો રદ કરાવવામાં દરેકે દરેક માણસ પોતાનાથી બનતો પ્રયાસ કરશે એવી આશા છે. ચાલુ સાલ ભારે લીલો દુકાળ પડયો છે. અને ઢોરને ઘાસના આજથીજ સાંસા પડવા માંડયા છે. આવા કટોકટીના સમયમાં પ્રજાએ એકત્ર થઇ ના. સરકારને નમ્રતાપૂર્વક અરજ કરી મહુડાં પાછાં મેળવવા બનતો પ્રયાસ કરવાની જરૂર છે.

મોહનલાલ કામેશ્વર પંડયા.
શંકરલાલ દ્વારકાંદાસ પરીખ.

---

રા. વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલે ભદ્ર અમદાવાદમાં પ્રગટ કર્યું છે.

# નોંધ.

---

દીલ્હીની યુદ્ધપરિષદ વખતે હિંદુસ્થાનમાંથી નાગરિકોનું સૈન્ય ઉત્પન્ન કરવા વિષે મહાત્મા ગાંધીજીએ ના. વાઇસરાયને યાદગાર પત્ર લખ્યો તે પછી તે સંબંધમાં કાર્ય શરૂ કરવાની એક ક્ષણ પણ તેમણે ખોઇ નહિ. અમદાવાદની ગુજરાત સભાના વ્યવસ્થાપક મંડળ આગળ મહાત્મા ગાંધીજીએ આ સવાલ રજુ કર્યો અને તે મંડળની સૂચનાનુસાર ગુજરાત સભાની સામાન્ય સભાએ તા. ૧૫ મી મે ના રોજ જે ઠરાવ પસાર કર્યો હતો. તે ગુજરાતના અને હિંદના ઇતિહાસમાં મશહુર થશે:—

“આ સભાની એવી માન્યતા છે કે સામ્રાજ્યને જોખમને સમયે આપણે જેટલા બને તેટલા સીપાહીઓ અને લડાઇને અંગે જોઇતા બીજા માણસો પુરા પાડવાની મદદ કરવી એ સ્વરાજ્ય મેળવવાનો સીધામાં સીધો અને સ્હેલામાં સ્હેલો ઉપાય છે. તેથી સભા એવો ઠરાવ કરે છે કે સભાએ પોતે બની શકે તેટલી ઉતાવળથી જોઇતી પરવાનગી મેળવીને માણસોની ભરતી કરવાની પેરવી કરવી. અને બીજા મંડળોને તેમ કરવાની સલાહ આપવી. આ કાર્ય જલદી સિદ્ધ કરવાને સારૂ જે જે ઉપાયો લેવા જોઇએ તે લેવાની સત્તા પ્રમુખને તથા મંત્રીઓને આ સભા આપે છે.”

તેજ અરસામાં મીસીસ એનીબેસંટે પણ સામ્રાજ્ય અને માતૃભૂમિના રક્ષણને માટે લશ્કરમાં જોડાવા દેશના યુવાન અને શક્તિવાન વર્ગને જોશભેર ઉપદેશ કર્યો હતો. કંજીવરમમાં મળેલી મદ્રાસ પ્રાંતિક પરિષદમાં શ્રીમતી સરોજની નેડુએ સ્વરાજ્ય અને સ્વરક્ષણની શક્તિ વચ્ચેનો સંબંધ સરખાવી સમરાંગણમાં ઝઝુમવા યુવાનોને બોધ આપ્યો હતો. તે વખતે પણ કેટલાક આગેવાનોનાં મન આ વિષે વિભક્ત અને શંકાશીલ હતાં. તો પણ હિંદુસ્તાનમાંથી તરતજ લાખો શહેરીઓનું સૈન્ય તરતજ ઉત્પન્ન થવાનું સ્વપ્ન આવે એવું હતું. પણ સ્વચ્છ ઉજળા આકાશમાં એકાએક ઘોર વાદળીઓ ચઢી આવે તેમ તે પછી થોડાં અઠવાડીઆમાં જે બનાવો બન્યા છે તેથી પ્રજાનો ઉત્સાહ કમી થાય એવો સંભવ છે.

### સરકારી સુધારાની યોજના.

પહેલો નિરાશાજનક બનાવ તો એ હતો કે હિંદી વજીર અને વાઇસરોય સાહેબે ભેગા મળીને હિંદના રાજતંત્રમાં યોજવાના સુધારા વિષે જે ખરડો તૈયાર કર્યો છે તે વિષે વિચાર કરવાનું બ્રીટીશ પ્રધાન મંડળે આ મહીનાની શરૂઆતમાં અવકાશને અભાવે મુલતવી રાખ્યું, આથી મૂળ ખરડો અને તે વિષે મંત્રીઓના વિચાર આપણને કેટલાએ વખત સુધી અજાણ્યા રહેવાનો સંભવ હતો, જ્યારે બીજી પાસ તે વિષે વિચાર કરવાને આ માસની લગભગ તા. ૧૫ મી સુધીમાં તો કોંગ્રેસ અને મુસ્લીમ લીગની ખાસ બેઠકો ભરાવાની હતી. લંડનના “ધી ટાઇમ્સ” જેવા અમીરો અને વેપારીઓના આગેવાન પત્રે જણાવ્યું છે કે હિંદના રાજકીય સુધારાનો પ્રશ્ન યુદ્ધનો મહત્વનો પ્રશ્ન ગણવો જોઇએ, કારણ કે જો હિંદને સુધારાથી સંતોષ આપી શકાય તો તેમાંથી માણસો અને પૈસાની

વધારેમાં વધારે મદદ મળી શકે. આ બાબત દીવા જેવી ચોખ્ખી છે, છતાં પ્રધાન મંડળે લડાઇના બીજા વ્યવસાયને લીધે હિંદસ્વરાજના પ્રશ્નપર કેમ જાણે તે નજીવી બાબત હોય તેવી રીતે વિચાર કરવાનું વખતની કંઇ પણ મર્યાદા જણાવ્યા શિવાય મુલતવી રાખ્યું તેથી આપણા હૃદયને આઘાત પહોંચ્યો છે. આ માઠા સમાચાર આપણા જાણવામાં આવ્યા પછી એવી ખબર મળી છે કે હિંદી વજીર અને વાઇસરોયના સુધારાનો ખરડો આ માસની આખર સુધીમાં બહાર પાડવામાં આવશે. તેથી સંભવ છે કે આ અંક વાંચકોના હાથમાં આવે તે પહેલાં તે ખરડો બહાર પડે.

જ્યારે આવુ કંઇ મહત્વનું સરકારી લખાણ બહાર પડવાનું હોય છે ત્યારે તે સંબંધમાં જુદી જુદી વ્યક્તિઓ અને પત્રો તે વિષે પોતાના વરતારા અને અભિપ્રાયો બહાર પાડે છે. તેમ આ ખરડાના સંબંધમાં પણ બનવા માંડયું છે. મી. રામ્સે મેકડોનલ્ડ જણાવે છે કે સરકારી યોજના સંતોષકારક છે. "ધી ન્યુ સ્ટેટસમેન" નામનું મજુરોનું પત્ર હિંદના સુધારાના સંબંધમાં રાષ્ટ્રીય પક્ષ અને સરકારનાં—એ બંનેનાં દૃષ્ટિબિન્દુને ભૂલભરેલાં ધારે છે. બીજી પાસ સુધારાના મુદ્દાઓ વિષે બે ભવિષ્યવાણી આહીંઆંના એંગ્લોઇન્ડીયન પત્રોની મારફત આપણને મળી છે. બંનેનું સામાન્ય તત્વ એ છે કે હિંદી સરકારના બંધારણમાં કંઇ પણ સુધારો કરવાનો નથી. બંનેમાં જણાવ્યું છે કે પ્રાંતિક ધારાસભામાં ચુંટાયલા સભાસદોની વધુ સંખ્યા રાખવામાં આવશે. પણ જ્યારે એક વરતારા પ્રમાણે ધારાસભામાં વધારે મતવાળા પક્ષના આગેવાનોને મંત્રીઓ તરીકે પ્રાંતિક વહીવટની બધી સત્તા અને જવાબદારી સોંપવામાં આવશે, ત્યારે બીજા પ્રમાણે મી. કર્ટીસની યોજનાને અનુસરીને તે મંત્રીઓને કેળવણી આરોગ્ય વગેરે લોકોપયોગી પણ નાણાંની મદદ સીવાય નિષ્ફળ બને તેવાં થોડાં ખાતાં સોંપવામાં આવશે. પહેલા વરતારામાં જણાવવામાં આવ્યુ છે કે ધારાસભામાં પસાર થયલા બધા ઠરાવો ને કાયદા સરકારને બંધનરૂપ થશે. પણ તેને નામંજુર કરવાની સત્તા ગવર્નર ઇન કાઉન્સીલને હસ્તક રહેશે. અને અમલદારોની વધુ સખ્યા જેમાં હોય તેવી એક ખાસ સભાની સલાહથી તે સત્તાનો અમલ કરી શકાશે. આ વિષે અહીંઆં વિગતવાર ચર્ચામાં ઉતરવું યોગ્ય નથી, કારણ કે થોડાક દિવસમાં આખો ખરડો બહાર પડશે. પણ તે વિષે વર્તમાનપત્રોમાં જે કંઇ આવ્યું છે તે ઉપરથી કોઇ એમ નહિ કહે કે આપણે સરકારની પાસે ઉત્સાહભેર અને આશાપૂર્વક રોટીની માગણી કરી છે અને આપણી આગળ પથ્થર ફેંકવામાં આવનાર છે.

## લશ્કરમાં હિંદીવાનોને કમીશન.

દીલ્હીની યુદ્ધપરિષદમાં એવો ઠરાવ પસાર થયો હતો કે "લશ્કરમાં હિંદીઓને કમીશન સારી સંખ્યામાં આપવાં." કેટલાક અઠવાડીયા સુધી તેનો કંઇ અમલ થયો નહિ. પણ તે પછી પાર્લામેન્ટમાં એટલુંજ જણાવવામાં આવ્યુ કે તે વિષે મંત્રીમંડળ બહુજ સમભાવથી વિચાર ચલાવે છે. છેવટે તા. ૨૧ મી જુનને દિવસે સીમલાથી પ્રેસ નોટ બહાર પાડીને હિંદી સરકારે હિંદીઓને કમીશન આપવાની વ્યવસ્થા જાહેર કરી છે. તે મુજબ ચાર પ્રકારનાં કમીશન આપવામાં આવશે.

(૧) આ લડાઇમાં જે હિંદી અમલદારોએ યશસ્વી કાર્ય કર્યું છે તેમને ચુંટી કાઢી બાદશાહી કમીશન આપવામાં આવશે. (૨) જે બીજા હિંદી અમલદારોએ આ લડાઇ

દરમ્યાન કે પહેલાં સારી સેવા બજાવી હશે પણ જેઓ ઉમરને લીધે કે કેળવણીના અભાવે ખરેખરાં બાદશાહી કમીશનને લાયક નહિ હોય તેમને હિંદી લશ્કરમાં માનની પદવી તરીકે કેટલાંક કમીશન આપવામાં આવશે. (૩) લશ્કરમાંથી અને લશ્કરની બહારથી ચુંટાએલા ઉમેદવારોને કેટલાંક કામચલાઉ કમીશન આપવામાં આવશે. સેનાધિપતિની ભલામણથી આ નીમણુંક વાઇસરોય સાહેબ કરશે. તેમની ઉમ્મર ઓગણીશ અને પચીશ વચ્ચેની હોવી જોઇએ; અને જે કુટુંબોએ આ લડાઈમાં ખાસ મદદ કરી છે અને જેમણે લશ્કરની ભરતી કરવામાં સહાય આપી છે, તેમાંથીજ લશ્કરની બ્હારના ઉમેદવારોને ચુંટી કાઢવામાં આવશે. ઉમેદવાર શરીરે લાયક હોય અને તેણે ખાસ પરીક્ષા પસાર કરી હોય તે સીવાય તેને લેવામાં આવશે નહિ. પણ તેણે કોલેજનો ડીપ્લોમા, કે સ્કુલ લીવીંગ સરટીફીકેટ મેળવ્યું હોય અથવા મેટ્રીકની પરીક્ષા પસાર કરી હોય તેમને ખાસ પરીક્ષામાં બેસવાની જરૂર પડશે નહિ. લશ્કરના ઉમેદવારોની પણ ઉમર ઓગણીસ અને પચીસ વરસની વચ્ચે હોવી જોઇએ. અને તેમની પસંદગી તેમના ઉપરી અમલદારની ભલામણ પરથી સેનાધિપતિ કરશે. (૪) આ ઉપરાંત લડાઇ દરમ્યાન દસ હિંદી યુવાનોને સેંડહર્સ્ટની બાદશાહી લશ્કરી કોલેજમાં મોકલવાનું હિંદી સરકારે ઠરાવ્યું છે. ઉમેદવાર શરીરે લાયક હોય અને સીમલામાં લેવાની પરીક્ષામાં પસાર થાય તોજ તેમને ચુંટવામાં આવશે. ઉમેદવારની ઉંમર તા. ૧ જુલાઇ ૧૯૧૮ ના દિવસે સાડા સત્તર અને વીસની વચ્ચે હોવી જોઇએ. સેંડહર્સ્ટમાં હિંદી ઉમેદવારોને બ્રીટીશ ઉમેદવારોના જેવાજ ગણવામાં આવશે અને જેઓ ત્યાં પરીક્ષા પસાર કરે તેમને કાયમનાં કમીશન આપવામાં આવશે.

આ યાદી વાંચીને દેશમાં બહુ સંતોષ થશે નહિ એ તો ચોક્કસ છે. એકંદરે જોતાં ત્રણ પ્રકારના માણસોને કમીશન મળવાનો સંભવ રહેશે. (૧) લશ્કરમાં બાહોશી બતાવનાર હિંદી અમલદારો (૨) લશ્કરમાં મદદ કરનાર કુટુંબના યુવાનો (૩) બીજા યુવાનો. આ ત્રણે પ્રકારના માણસોને કમીશન મેળવવાની તક મળે એ યોગ્ય છે. પણ એટલું તો સ્પષ્ટ છે કે હિંદના જે પછાત પ્રાંતોમાંથી સીપાહીઓ મોટે ભાગે લશ્કરમાં જોડાય છે, તે પ્રાંતના અમલદારોને અને વફાદાર કુટુંબના યુવકોને કમીશનનો મોટો ભાગ મળશે. ત્યારે તે પ્રાંત સુદ્ધાંત આખા દેશમાંથી ફક્ત દસ યુવકોનેજ વિલાયતમાં લશ્કરી તાલીમ મેળવવાને ચુંટવામાં આવશે, એટલે સ્વાભાવિક રીતે તેથી પણ ઓછા યુવકોને કમીશન મળશે. પહેલા બે વર્ગના માણસો માટે કેટલાં કમીશન મુકરર કરવામાં આવ્યાં છે તે કંઇ જણાવ્યું નથી. એટલે એવું અનુમાન સહેલાઇથી કરી શકાય કે આ યોજનાને પરિણામે કુલ પચીસ, ત્રીસ કમીશન હિંદીઓને આપવામાં આવે. ખરેખર પર્વતની લાંબા કાળની પ્રસુતિમાંથી છેવટે નાનો ઉંદરજ નીકળ્યો.

લશ્કરના અમલદારોને અને લશ્કરમાંથી તેમજ લડાઇને મદદ કરનાર કુટુંબોમાંથી યુવાનોને સારી સંખ્યામાં કમીશન અપાય એ યોગ્ય છે. પણ તેઓ યુવાન હોય, શરીરે તંદુરસ્ત હોય અને કાંતો મેટ્રીકની પરીક્ષા પસાર કરી હોય અથવા સીપાહી કે નાયક તરીકે સારૂં કામ કર્યું હોય તેથી શું તેઓ કમીશનને લાયક થાય છે ? જો કમીશન એ કેવળ ઉંચા પગારની પણ શોભારૂપ પદવી નહોય, પણ અંગ્રેજ સેંકડ લેફ્ટનન્ટની માફક ટુકડીની આગેવાની ને જવાબદારી તેમને સોંપવાની હોય તો તેઓ યુદ્ધકળાની ખાસ

તાલીમ લીધા સીવાય તેને માટે કેવી રીતે લાયક બની શકે ? પણ તેમની તાલીમ વિષે તો આ યાદીમાં કંઇ પણ કહેવામાં આવ્યું નથી. શું તેમને લશ્કરમાંજ આ તાલીમ આપવાની છે ? જો તેમ કરી શકાતું હોય તો અમલદારોને કેળવવા માટે કવેટા અને સેંડહર્સ્ટમાં કોલેજો નીભાવવી ન પડે. અમને એવો ગંભીર શક લાગે છે કે આ બન્ને પંક્તિના માણસોને અમલદારોને તેમજ યુવાનોને હાલ સુબેદાર અને સુબેદાર મેજરને જે અધિકાર આપવામાં આવે છે તેજ આપીને અને તેમના પગારમાં કંઇક વધારો કરીને ઉપરી અંગ્રેજ અમલદારોના હાથ નીચે તેમને રાખવાની સરકારની દાનત છે. જો આમ હોય તો કમીશન નિઃસત્વ બને છે કારણ કે તેનું ખરૂં તત્વ પગાર નથી કે ખભાપર ચળકતો ચાંદ નથી, પણ ટુકડીને દોરવાનો અધિકાર છે.

આખા હિંદુસ્થાનમાંથી દસ યુવાનોને સેનાધિપાતની ભલામણથી વાઇસરોય સાહેબ પસંદ કરશે. એટલે તેમના પક્ષપાતને માટે ઘણો અવકાશ રહેશે. કેવા "વફાદાર" માણસો તરફ અમલદારોનું અંતઃકરણ દ્રવે છે તે આપણે જાણીએ છીએ. એટલે જે દસ યુવાનોને ચુંટવામાં આવશે તેમને માટે તેમના દેશબંધુઓ મગરૂર થશે એમ કહી શકાય નહિ. પરીક્ષા પણ ઘણી સહેલી રાખવામાં આવી છે. એટલે ઉંચી શક્તિવાળા ઉમેદવારોજ નીમાશે તેમ પણ નહિ. જો વધારેમાં વધારે લાયક ઉમેદવારોને નીમવાનો સરકારનો ઇરાદો હોય તો હરીફાઇની પરીક્ષા મારફત ઉમેદવારોને ચુંટવાનું શા માટે રાખ્યુ નથી, કે જેથી કમીશન મેળવવાની સૌને સરખી તક મળે ? વળી, સેન્ડહર્સ્ટનાં દ્વાર હિન્દી યુવાનોને માટે ઉઘાડ્યાં એ ઠીક છે પણ કવેટાની નજદીકની કોલેજનાં દ્વાર આપણે માટે ખોલવાનું કેમ નથી લખ્યું ? આખા દેશમાંથી મહાસાગરના જલબિંદુ સમાન દશજ યુવાનોને આમ સરકાર નીમશે એ દરખાસ્ત અતિશય ક્ષુલ્લક અને દરિદ્ર લાગે છે.

તરસાળો કાઢતાં જણાય છે કે એક પાસ થોડા સુબેદારો અને થોડા યુવાનોને ૯૭ વિશેષ સત્તા કે તાલીમ આપ્યા સિવાય થોડી સોના મહોરો આપીને તેમને કમીશન આપવાનું નાટક સરકાર ભજવવા ઇચ્છે છે. ને બીજી પાસ દેશના માત્ર દસ યુવાનોને અમલદારની તાલીમ લેવા ભારે ખર્ચે સેંડહર્સ્ટમાં તાલીમ આપીને બહુ તો પાંચ સાતને કમીશન આપવાનો સરકાર ઇરાદો રાખે છે. હિંદીઓને સારી સંખ્યામાં વચન આપવાનો જે ઠરાવ સરકારની સંમતિથી પસાર કરવામાં આવ્યો હતો તેના અમલ કરતાં ઘણે વધારે અંશે તેનો ભંગ થયો છે; અને જે વખતે બ્રિટિશ સામ્રાજ્ય કટોકટીના સમયમાંથી પસાર થાય છે અને તેના રક્ષણને માટે સંખ્યાબંધ સિપાહીઓ હિંદી સરકાર મેળવવા ઇચ્છે છે તે વખતે આવી શુષ્ક અને નિસ્તેજ યોજના ઘડવામાં સરકારે ગંભીર ભૂલ કરી છે.

## મુંબાઇની યુદ્ધપરિષદ.

ત્રીજા જે બનાવથી પ્રજાનું દિલ ખાટું થયું છે તે મુંબાઇની યુદ્ધપરિષદમાં નામદાર ગવર્નરે હોમરૂલ લીગના સર્વ સભાસદોનું અને ખાસ કરીને તેના કેટલાક આગેવાનોનું કરેલું અસહ્ય અપમાન છે. લોકમાન્ય ટિલકને દિલ્હીની પરિષદમાં આમંત્રણ આપવામાં આવ્યું નહતું છતાં જ્યારે તેમને મુંબાઇની પરિષદમાં બોલાવવામાં આવ્યા ત્યારે તેમાં હાજર રહેવાનું તેમણે કબૂલ કરવામાંજ ઘણી ખામોશ દેખાડી હતી. પરિષદના ત્રણચાર દિવસ પહેલાં સરકારને કાગળ લખીને શ્રી. કેલકરે પરિષદમાં ઠરાવો રજુ કરવાની પોતાની

ઇચ્છા દેખાડી હતી. તેના જવાબમાં તેમને જણાવવામાં આવ્યું હતું કે કોઇપણ સભાસદો પરિષદમાં પોતાના ઠરાવો કે સુધારા રજુ કરી શકશે નહિ પણ સરકાર તરફથી જે બે ઠરાવો ઘડવામાં આવ્યા છે તેને નક્કી કરેલા ગૃહસ્થો રજુ કરશે અને ટેકો અપાશે. છતાં બીજા સભાસદોને તે વિષે છૂટથી ચર્ચા કરવાની તક મળશે અને જે સૂચનાઓ તેઓ કરશે તે વિષે સરકાર વિચાર ચલાવશે. અને પરિષદમાં આજ ક્રમ અનુસરવામાં આવ્યો હતો. પહેલા ઠરાવથી નામદાર શહેનશાહ તરફ વફાદારી અને સામ્રાજ્યના રક્ષણ માટે બને તેટલું કરવાની ઇચ્છા દર્શાવવામાં આવી હતી અને બીજા ઠરાવથી ઇલાકામાંથી માણસો અને ધન મેળવવાને જે યોજના ઘડવામાં આવી છે તેને ટેકો આપવામાં આવ્યો હતો.

આવો કોરોકટ ક્રમ કોઇ પણ સત્ય માનવાળા બિનઅમલદાર સભાસદને ન રૂચે એવો હતો. દિલ્હીની પરિષદમાં ઠરાવો રજુ કરતા પહેલાં તે કામટીઓમાં ખુબ છૂટથી ચર્ચાયા હતા તેથી તે ઘડવામાં ખાનગી ગૃહસ્થો કંઇક ભાગ લઇ શક્યા હતા. પણ જો ઠરાવો રચવામાં તેમને કંઇ પણ ભાગ લેવાનો ન હોય કે તેનાપર સુધારો પણ મૂકવાની સત્તા તેમને ન આપવામાં આવે તો પછી તેમને બોલાવવાનું પ્રયોજન શું ? ખચીત મુંબાઇની પરિષદમાંના પોતાના ઠરાવો વિષે તેમનો હાજીઓ ભણવાને અને તેમ કરી તેમના સંપૂર્ણ ટેકાનો દેખાવ કરવાને સરકારે તેમને આમંત્રણ આપ્યું હોય એમ લાગે છે. આમ છતાં ઠરાવો વિષે ચર્ચા કરવાની જે છૂટ આપવામાં આવી હતી તેના પર શ્રદ્ધા રાખીને આપણા મુખ્ય આગેવાનોએ આ પરિષદમાં જવાનું યોગ્ય ધાર્યું હતું.

પણ પરિષદમાં જે યાદગાર અનિષ્ટ બનાવ બન્યો તે તો પહેલાં કોઇના ખ્યાલમાં પણ આવે તેમ નહતું. ગવર્નર સાહેબે પોતાના મુખ્ય વિષયથી આડા ઉતરી જઇને જણાવ્યું કે હોમરૂલ લીગ નામની સંસ્થાના સભાસદોના પ્રમાણિક ટેકા વિષે મને વિશ્વાસ નથી. તેમાંના કેટલાકની વર્તણૂક લડાઇની મદદના કામમાં હરકત આવે એવી થઇ છે અને તેમનાં તાજાં ભાષણોથી પણ મારા મનપર એવીજ અસર થઇ છે. જે હરકત અને જે ભાષણોને ઉદ્દેશીને તેઓ બોલ્યા તેમાંના એકનો પણ તેમણે દાખલો આપવાનું યોગ્ય ધાર્યું નહિ ! અને અપ્રમાણિકતાના ગંભીર આક્ષેપનો મીસીસ એનીબેસંટે જે જુસ્સાદાર ઉત્તર વાળ્યો છે તેમાંના ઉતારા અમે નીચે ટાંકીએ છીએઃ—

"મધ્યકાલીન સમયમાં એમ કહેવાતું હતું કે "નાસ્તિકો સાથેના વ્યવહારમાં પ્રમાણિકતા જરૂરની નથી," અને સહીસલામતીની કબુલાત નાસ્તિકોને તેમના વિનાશ તરફજ લલચાવી લઇ જતી. સામાન્ય વ્યવહારમાં નેક અને ટેકવાળા માણસોને જે નિયમો સાધારણ રીતે બંધનકર્તા છે, તે હોમરૂલરો તરફના વ્યવહારમાં બંધનકર્તા નથી, તે મધ્યકાલીન સૂત્રનું નવું વર્તમાન સ્વરૂપ હોય એમ જણાય છે. પરદેશ જવાના પરવાના પહેલાં આપવા અને પછી મુસાફરો જ્યારે ટારપીડોનું જોખમ વીતાવીને પ્રમાણમાં સહીસલામત જગ્યાએ પહોંચે ત્યારે તે રદ કરવા, એટલે તેમને ફરીથી મોતના પંજામાંથી પસાર થઇને પાછા આવવું પડે ! તેમને તારથી મોકલાવેલા પૈસા અટકાવવામાં આવે અને કદાચ જપ્ત પણ કરવામાં આવે ! કાગળો ખોલવામાં આવે, અને વાંચવામાં આવે ! કુટુંબની ખાનગી વાતો, અને ગાઢ સંબંધો જાહેર કરવામાં આવે ! તેઓના બેંકના હિસાબ ઉપર જાસુસી ચલાવવામાં આવે ! તેઓના તારના સંદેશાઓ રોકવામાં આવે, અને જ્યારે નકામા થઇ

જાય ત્યારે આપવામાં આવે, અથવા તો મોટા ખરચે વ્યર્થ ફરીથી તારદ્વારા મોકલવામાં આવે! સરકારના તરંગ ઉપર અને સી. આઇ. ડી. ના માણસો તથા છુપા જાસુસોના પૂરાવા ઉપર તેઓને પરહેજ કરવામાં આવે, કેદમાં નાખવામાં આવે, અથવા તો નજર કેદ રાખવામાં આવે! હવે, તેમના કેટલાક નેતાઓનું માત્ર જાહેર અપમાન કરવાને માટે જ તેમને બોલાવવામાં આવ્યા, અને તે પણ તેમના કાંઇપણ વર્તનથી ગુસ્સે થઇને પણ પ્રથમથીજ નક્કિ કરેલ, ઇરાદાપૂર્વક. શું જાહેરપ્રજા એમ માની શકશે કે લોર્ડ વીલીંગડન તેના આમંત્રણમાં અથવા તો નિરંકુશ ચર્ચાની કબુલાત આપનારા પત્રમાં પ્રમાણિક હતા? હોમરૂલરો સાથે સહકાર કરવાની ઇચ્છા શું સરકારે શુદ્ધ દીલથી દર્શાવી હતી? **માલીકો કુતરાઓને લાત મારે છતાં કુતરાઓ માલીકોના પગ ચાટવા જાય, પણ શું હોમરૂલરો કુતરાઓ છે કે તેઓ એમ કરશે?**

ભાગીદારીનો એ નામદારનો ખ્યાલ વિચિત્ર છે. એમણે કહ્યું હતું કે "મને હંમેશાં લાગ્યું છે અને મેં હંમેશાં આગ્રહ કર્યો છે કે હિંદ ઉપર વિશ્વાસ રાખવો જોઇએ, તેને ભાગીદાર તરીકે ગણવું જોઇએ, અને મિત્રરાજ્યોની મદદમાં માણસો અને સાધનો સંપૂર્ણ પ્રમાણમાં આપવાને તેની પાસેથી માગણી કરવી જોઇએ."

પરંતુ હિંદને ભાગીદાર ગણીને તેના તરફ વર્તન થતું નથી, તેને ભાગીદારીની પેઢીમાં કાંઇ પણ અવાજ નથી; તેના કારભારમાં તેને કાંઇ અધિકાર નથી—તેના પોતાના ઘરના કારભારમાં પણ નથી. તેને એક મહેતા તરીકે ગણવામાં આવે છે. તેની પોતાની મિલ્કતમાંથી મળેલી આવકનો એ પેઢીના ઉપયોગ માટે ભોગ આપવાનું તેને કહેવામાં આવે છે. **માત્ર ભોગ આપવામાંજ તેણે ભાગીદાર થવાનું છે—પેઢીની મિલ્કતમાં નહિ.** તે નામદાર "મગરૂર છે કે માંગણીનો પોકાર આવ્યો છે" હિંદ મગરૂર નથી. "માંગણી હવે માતૃભૂમિ તરફથી આવી છે." એમ કહેતી વખતે એ નામદાર ભૂલી ગયા કે તે અંગ્રેજોને સંબોધીને કહેતા નહોતા. **હિંદીઓની માતૃભૂમિ હિંદ છે અને નહિ કે બ્રિટન.** અમે સંસ્થાનવાસીઓ નથી. તેમજ પૂરાતન હિંદ એક તરૂણ યુરોપીયન દેશનું બાળક નથી. તેવીજ રીતે **"બ્રિટિશ સામ્રાજ્યના શહેરીઓ" નથી. અમે માત્ર પરાધીન પ્રજા છીએ.** શું આપણે એ સામ્રાજ્યના "મહાન પરાધીન દેશ" ના વતનીઓ નથી?

લોર્ડ વિલીંગડન તથા તેના વિચારો સાથે સંમતિ ધરાવનારા બીજાઓએ સમજવાની જરૂર છે કે જ્યાં સુધી બ્રિટન યુરોપની સ્વતંત્રતા માટે લડે છે, અને પોતાના એશીઆના સામ્રાજ્યમાં એ સ્વતંત્રતા આપવાની ના પાડે છે ત્યાં સુધી **તેની બેઇમાનીને લીધે હિંદ તેના ઉપર સંપૂર્ણ દિલથી વિશ્વાસ મુકી શકતું નથી, અને તેથી તેનો ઉત્સાહ શિથિલ થઇ જાય છે.** વડા પ્રધાન વાક્ચાતુર્યમાં બાહોશ છે અને જો તે હિંદ સાથે પોલેંડ તથા બીજાં જરમન સંસ્થાનો તરફ જેમ ન્યાયપૂર્વક વર્તવા માંગે છે તેમ માગતા હોય તો તે તેમ કહી દેતા કેમ નથી? આ બાબતમાં મૌન ધારણ કરવામાં ડહાપણ કે માત્ર થોડાંજ પ્રમાણિક કૃત્યો હિંદ ભૂમિમાં લાખો લડવૈયા તૈયાર કરશે અને અઢળક ધન મેળવશે.'

મી. હોર્નીમેને બાઇમાં ૧૬ મી જુનને દિવસે મળેલી સભામાં જણાવ્યું હતું તે

પ્રમાણે હોમરૂલ લીગના સભાસદોનું નામદાર ગવર્નરે આવું અપમાન કર્યું તેથીજ તેમને તો સભાનો ત્યાગ કરવાનું મન થયું હતું. છતાં ઠરાવની ચર્ચામાં ભાગ લેવાની લાલચથી તેઓ અને બીજા આગેવાનો ત્યાં રોકાયા પહેલાં ઠરાવ વિષે ચર્ચા કરવાને લોક માન્ય તિલક ઉભા થયા અને તેમણે પહેલાં બે વાક્યમાં શહેનશાહ તરફ પોતાની વફાદારી જાહેર કરી ત્રીજા વાક્યમાં સ્વરાજ્ય વિષે ઇશારો કર્યો એટલે તરતજ ગવર્નર સાહેબે તેમને જણાવ્યું કે તેઓ રાજકીય ચર્ચા કરવા દેશે નહિ !—કેમ જાણે પોતાના ભાષણમાં હોમ-રૂલ લીગ વિષે તેમણે જે ઇશારા કર્યા હતા તે આવી પરિષદ, ઠરાવો અને બીજાં અનેક ભાષણો "રાજકીય" ન હોય ! લો. ટિલકે ફરીથી બોલવાને પ્રયત્ન કર્યો પણ જ્યારે તેઓ નિષ્ફલ થયા ત્યારે એક આત્મમાનવાળા આગેવાન તરીકે જે એકજ રસ્તો તેમને માટે ખુલ્લો રહ્યો તે તેમણે લીધો—તેઓ સભામાંથી શાન્તિથી ચાલ્યા ગયા પછી શ્રી. કેલકરે તેજ વિષયપર બોલવાને પ્રયત્ન કર્યો પણ તેમને પણ ગવર્નરે ફરી પાછા અટકાવ્યા; એટલે તેમણે અને તેમની સાથે શ્રી. જમનાદાસ દ્વારકાદાસ, મી. બમનજી અને મી. હોર્નીમેને પણ સભાસ્થાન છોડયું. મી. ઝીણાએ બીજા ઠરાવપર પ્રજાનું દૃષ્ટિબિન્દુ બહુ છટાથી રજુ કર્યું અને બીજા થોડા વક્તાઓએ ગોળગોળ ભાષણો કર્યાં ત્યાર પછી નાટક સમાપ્ત થયું.

આમાં ના. ગવર્નરે બે ગંભીર ભૂલ કરી છે. પ્રથમ તો એ કે ખાસ તેમણે જાણી બુજીને હોમરૂલ લીગના કેટલાક મશહુર આગેવાનોને પરિષદમાં આમંત્રણ આપ્યું અને બીજી પાસ ગૃહસ્થાઇ, સૌજન્ય અને રાજકીય દક્ષતાના બધા ખ્યાલને નેવે મુકીને પોતાના ભાષણની શરૂઆતમાંજ તેમની આવી સંસ્થાપર અપ્રમાણિકતાનો આરોપ મુકયો. બીજી ભૂલ એ કે તેઓ જાણે છે કે હોમરૂલ લીગના કેટલાક આગેવાનો જનસમાજપર અસાધારણ કાબુ ધરાવે છે અને પરિષદનો દેખીતો હેતુ આ આગેવાનોની પણ લડાઇના કામમાં સહાય મેળવવાનો હતો. શુ તે આગેવાનો પર ખુલ્લા આક્ષેપો મૂકીને અને છૂટથી ચર્ચા કરવા દેવાનું વચન આપી તેમને જરાકમાંજ બોલતા અટકાવીને તેમની પાસેથી જોઇતી મદદ લઇ શકાય ? આ આગેવાનોની લાગવગ સરકારની તરફ નહિ તો તેની સાથે ઉતરવાનો સંભવ રહે અને તેમ છતાં પણ તેમનું બન્ને રીતે ઉઘાડુ અપમાન લઇને આવે અણીને પ્રસંગે કરવામાં ગવર્નરે મોટી ભૂલ કરી છે; અને દેશને અને સામ્રાજ્યને ભારે નુકશાન કર્યું છે.

હોમરૂલ લીગની સંસ્થા પ્રજાને પરમપ્રિય થઇ પડી છે તેથી તેનું અપમાન કરવામાં ગવર્નર સાહેબે આખી પ્રજાનું અપમાન કર્યું છે. જ્યાં સુધી ગવર્નર સાહેબ લીગ સંબંધી પોતાના ઉદ્દગારો પાછી ખેંચી લેશે નહિ ત્યાં સુધી પ્રજા તેમને માફી આપી શકશે નહિ. તેઓ જે સભામાં પ્રમુખ હશે ત્યાં આત્મમાનવાળા સ્વરાજ્ય વાદીઓ જઇ શકશે પણ નહિ એ દેખીતું છે. આ તીવ્ર લાગણીઓ પ્રદર્શિત કરવાને તા. ૧૬ મી જુનને દિવસે મીસીસ બેસન્ટ અને તેમના સહાયકોની નજરકેદની મશહુર તીથિને દિવસે—અને તે પછી સેંકડો ગામે જે ઠરાવો પસાર કરીને નામદાર ગવર્નર, નામદાર વાઇસરોય અને વડા પ્રધાનને મોકલાવ્યા છે તે નીચે પ્રમાણે છેઃ—

"૧. સામ્રાજ્યને સહાય આપવાની હોમરૂલ લીગના સભાસદોની પ્રમાણિકતા માટે અને તેથી તેઓની બ્રિટિશ તાજ પ્રત્યેની વફાદારી માટે મુંબાઇના નામદાર ગવર્નર લૉર્ડ

વિલીંગ્ડને શંકા ઉઠાવી તેઓનું જે જાહેર અપમાન કર્યું છે તે સામે નાગરિકોની આ જાહેર સભા સખ્ત વાંધો ઉઠાવે છે.

અને ખાસ કરીને મુંબાઇની હોમરૂલ લીગના નેતાઓને યુદ્ધ પરિષદમાં આમંત્રણ આપી પોતાના પ્રથમ ભાષણમાંજ તેમના ઉપર આક્ષેપો કરી તેમના વિચારો પ્રગટ કરવા માટે તેમને તક નહી આપવાની નામદાર ગવર્નરની વર્તણુકને આ સભા વખોડી કાઢે છે, અને હોમરૂલ લીગો તથા તેમના સભાસદો ઉપર કરેલા અયોગ્ય આક્ષેપો પાછા ખેંચી લેવાને અને પોતાની વર્તણુક માટે દિલગીરી બતાવવાની આ સભા નામદાર ગવર્નર પાસે માગણી કરે છે.

ઉપરની માગણીનો સ્વીકાર ન થાય તો મુંબાઇના ગવર્નરના આ ઉદ્દગારો પ્રતિ નાપસંદગી જાહેર કરવાને નામદાર વાઇસરાયને આ સભા વિનંતી કરે છે, તેમજ આ સભા તે નામદારનું ધ્યાન ખેંચવા માગે છે કે આવી ઉશ્કેરનારી ભાષા સરકાર સાથે મળીને એકદીલીથી કામ કરવામાં અંતરાયરૂપ થઇ પડે એમ છે અને જ્યાં સુધી આ પ્રમાણે દાદ નહી મળે ત્યાં સુધી હોમરૂલ લીગના સભાસદો ભવિષ્યમાં નામદાર લૉર્ડ વિલીંગ્ડનના પ્રમુખપણા નીચે મળેલી કોઇપણ સભામાં ભાગ લઇ શકશે નહીં, જો કે તેથી તેઓ આ અણીને પ્રસંગે પોતાના દેશ તથા સામ્રાજ્ય તરફ પોતાની ફરજ બજાવતાં અટકશે નહી.

૨. આ સભાનો એવો અભિપ્રાય છે કે લડાઇને લગતી સરકારની કાર્યપદ્ધતિ તથા પગલાંઓ હિંદના મનુષ્યબળ તથા સાધનોને યુદ્ધના કાર્યમાં પુરેપુરા ઉપયોગમાં લાવનારા નથી કારણ કે,

૧ આ મહાન્ રાષ્ટ્રિય કાર્યની વ્યવસ્થામાં સર્વત્ર લોકો પ્રતિ અવિશ્વાસની લાગણી રાખવામાં આવે છે.

૨ જુદા જુદા ખાતાંઓના અધિકારીઓ યુદ્ધને અર્થે લોકોનો સહકાર મેળવવામાં તેમને પોતાના સરખા ગણતા નથી.

૩ જનસમૂહ પોતાની ઇચ્છા પ્રમાણે હથીઆર રાખી શકે તેમ હથીઆરબંધીનો કાયદો સુધારવામાં અતિશય વિલમ્બ થાય છે.

૪ હિન્દી લશ્કરમાં કમીશન્ડ ઓફીસરોના હોદ્દાઓ હજી સુધી હિન્દીવાનોને માટે છુટથી ખુલ્લા મુકવામાં આવ્યા નથી અને જાતિ અન્તરાય તથા ભેદો દૂર કરવામાં આવ્યા નથી.

૫ લશ્કરી શાળાઓમાં હિન્દીઓને દાખલ કરવા માટે, અને વગર વિલમ્બે નવી લશ્કરી શાળાઓ સ્થાપવા માટે દીલ્હીમાં મળેલી ઇમ્પીરીઅલ યુદ્ધ પરિષદે કરેલી ભલામણો હજી અમલમાં મુકવામાં આવી નથી.

આ સભાનો એવો અભિપ્રાય છે કે દરેક વફાદાર હિન્દી શહેરી નામદાર મુખ્ય પ્રધાને કરેલી માગણીનો સંપૂર્ણ દિલોજાનથી સત્કાર કરવાને ઇચ્છે છે, પરન્તુ જ્યાં સુધી હિન્દી સરકારની હાલની રાજ્યનીતિ ઉપર જણાવેલી ખામીઓ દૂર કરીને બદલાવવામાં "નહીં આવે ત્યાં સુધી નેતાઓને લોકો પાસેથી લશ્કરી સહાય સમ્પૂર્ણ સહૃદયતાથી મળવી મુશ્કેલ છે"

જ્યારે પ્રજામત આ વિષે પૂરેપૂરો જાગી ઉઠશે, ગામડાંના ખેડૂત અને શહેરના મીલ

મજુરો પણ એક થવાને ગવર્નર સાહેબને હોમરૂલ લીગનું અપમાન કરવા માટે માફી માગવા કહેશે ત્યારે તેમને પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવું પડશે. તે માટે દરેક જીલ્લામાં, દરેક તાલુકે, દરેક ગામડે આ ઠરાવો સમજાવી પસાર કરાવવા અમે સર્વે વાચકોને આગ્રહ પૂર્વક વિનંતિ કરીએ છીએ.

## લશ્કરમાં જોડાવા મહાત્મા ગાંધીનું આહ્વાન.

ભરતીની જે હીલચાલ ખેડા જીલ્લામાં શરૂ થઇ છે તે વિષે કંઇક લખતાં મહાત્મા ગાંધીજીએ તે વિષે જે પત્રિકા બ્હાર પાડી છે તે ટાંકીશું.

### ખેડા જીલ્લાના ભાઇઓ અને બહેનો પ્રત્યે.

તમે હમણાંજ સત્યાગ્રહની ભારે લડત પૂરી કરી છે. તેમાં તમે વિજય મેળવ્યો છે. તે લડતમાં તમે એવાં શૌર્ય, ચતુરાઈ વગેરે ગુણો બતાવ્યા છે કે દેશને સારૂ એથી પણ વધારે મહત્વના કામમાં રોકાવા તમને સલાહ આપવાની અને આગ્રહ કરવાની હિંમત કરૂં છું.

સરકારની સામે વિનયપૂર્વક કેમ થઇ શકાય, સામે થતા છતાં તેમનું માન કેમ જાળવી શકાય, અને તમારૂં કેમ મેળવી શકાય એ તમે બતાવી આપ્યું છે. આકરી લડત લડવા છતાં સરકારની સાથે તમારો જરાએ વિરોધ નથી, એ બતાવવાનો પ્રસંગ તમારી પાસે મૂકું છું.

તમે બધા સ્વરાજ્યવાદી છો, કેટલાક હોમ રૂલ લીગના મેમ્બર છો. **હોમ રૂલનો એક અર્થ એ છે કે સામ્રાજ્યમાં રહી આપણે સામ્રાજ્યમાં ભાગીદાર બનવું.** આજે આપણે તાબાની રૈયત છીએ. આજે આપણને ઇંગ્રેજના જેટલા હક નથી. કેનેડા, દક્ષિણ આફ્રિકા, ઓસ્ટ્રેલીઆ જેમ ઇંગ્લાંડના ભાગીદાર ગણાય છે તેવા આપણે નથી. આપણે તો તાબેદાર મુલક ગણાઇએ છીએ. આપણે ઇંગ્રેજના જેટલાજ હક ઇચ્છીએ છીએ, દક્ષિણ આફ્રિકા વગેરે સંસ્થાનોના બરોબરીઆ થવા ઇચ્છીએ છીએ, આપણે વા ઇસરોય સુધીની પદ્દી ભોગવી શકીએ એવો સમય ઇચ્છીએ છીએ. આવી સ્થિતિ મેળવવાને સારૂ આપણામાં આપણું રક્ષણ કરવાની એટલે શસ્ત્ર ધારણ કરી લડવાની શક્તિ આવવી જોઇએ. જ્યાં સુધી આપણા રક્ષણનો આધાર કેવળ ઇંગ્રેજો ઉપર છે, જ્યાં સુધી આપણે સિપાઇ વર્ગથી ડરવાપણું છે, ત્યાં સુધી આપણે ઈંગ્રેજના બરોબરીઆ કહેવાઇએજ નહિં. એટલે આપણે શસ્ત્રક્રિયા શીખી આપણું રક્ષણ કરવાની શક્તિ મેળવવી ઘટે છે. **શસ્ત્રક્રિયા ઘણા ઝપાટાથી શિખવી હોય તો લશકરમાં જોડાવાની આપણી ફરજ છે.**

મર્દ અને નામર્દની વચ્ચે મિત્રાઇ ન હોય, આપણે નામર્દ ગણાઇએ છીએ. જો નામર્દની ગણત્રીમાંથી છુટવું હોય તો શસ્ત્રક્રિયા શિખવાની જરૂર છે.

આપણે સામ્રાજ્યમાં ભાગીદાર બનવું છે, એ નિશ્ચય છે. આપણે ગમે તેટલું દુઃખ સહન કરીને, મરીને પણ સામ્રાજ્યનો બચાવ કરવો જોઇએ. જો સામ્રાજ્યનો નાશ થાય તો તેની સાથે આપણી મહાન આશાઓ પણ નષ્ટ થાય છે.

**એટલે સ્વરાજ્ય મેળવવાનો સ્હેલામાં સ્હેલો અને સીધામાં સીધો રસ્તો સામ્રાજ્યના બચાવમાં ભાગ લેવો એ છે.** પૈસા ઘણા દેવાની આપણી તાકાત નથી. વળી પૈસાથીજ જીત મેળવાય તેમ નથી. અખૂટ લશ્કરથીજ જીત મેળવાય તેમ છે. એ લશ્કર હિંદુસ્તાન પૂરૂં પાડી શકે છે. જો મુખ્યત્વે આપણા લશ્કરથી સામ્રાજ્યની જીત થાય તો સ્પષ્ટ છે કે આપણે માગ્યા હક મેળવી શકીએ.

કોઇ કહેશે કે હમણાં હક ન મેળવીએ તો પાછળથી દગો થશે. જે બળથી આપણે સામ્રાજ્યનો બચાવ કરીએ તે બળવડે આપણે હક મેળવી શકીએ. સામ્રાજ્યની નબળાઇનો વખત સાધી મેળવેલા હક સામ્રાજ્ય બળવાન થયે ખોઇ બેસવાનો સંભવ છે. સામ્રાજ્યને સતાવીને તેમાં ભાગીદાર નહિ થવાય, સામ્રાજ્યની સેવા કરીને આપણને જે હક મળવાના છે તે તેની આવે સમયે કરેલી પજવણીથી નહિજ મળે. સામ્રાજ્યના તંત્રીઓનો અવિશ્વાસ કરવો એ આપણા બળનો અવિશ્વાસ છે, આપણી નબળાઇની નિશાની છે. આપણા હકનો આધાર તંત્રીઓની ભલાઇ કે નબળાઇ ન હોવી જોઇએ, પણ તેનો આધાર આપણી લાયકાત, આપણું બળ હોવાં જોઇએ.

દેશી રાજ્યો સામ્રાજ્યને મદદ કરી રહ્યાં છે, તેથી તેમને તેનો બદલો મળી રહે છે. ધનાઢ્ય માણસો સરકારને પૈસાની પૂરી મદદ કરી રહ્યા છે. તેઓને તેનો બદલો મળે છે. એમાંના એકકે શરતથી મદદ નથી કરતા, લશ્કરી સિપાહી પોતાના નિમકને સારૂ પોતાની આજીવિકાને સારૂ મદદ કરી રહ્યા છે, તેઓને આજીવિકા અને તે ઉપરાંત ઇનામઅકરામ મળી રહે છે. આ બધા આપણું અંગ છે, પણ તેઓ સ્વરાજ્યવાદી ન ગણાય. તેઓનું ધ્યેય સ્વરાજ્ય નથી. તેઓ સ્વદેશપ્રીતથે મદદ નથી કરતા. એવું પણ બને કે જો આપણે વેરભાવે સ્વરાજ્ય લેવા ઇચ્છીએ તો આ ત્રણે શકિતઓ આપણી સામે સામ્રાજ્યના તંત્રીઓ વાપરે અને આપણને હરાવે.

આપણે જો સ્વરાજ્ય ઇચ્છતા હોઇએ તો આપણી ફરજ છે કે આપણે પણ સામ્રારાજ્યને મદદ કરવી ને આપણને આપણો બદલો અવશ્ય મળશે. આપણી દાનત શુદ્ધ હશે તો સરકાર પણ શુદ્ધ દાનતથી આપણી સાથે કામ કરશે. કદાચ શુદ્ધ દાનત નહિ રાખે એમ ક્ષણભર માનીએ તોપણ આપણે આપણી શુદ્ધતા ઉપર વિશ્વાસ રાખવો ઘટે છે. ભલાની સાથે ભલાઇ એમાં વીરતા નથી. ભુંડાની સાથે પણ ભલાઇનો પ્રયોગ કરવામાંજ વીરતા રહેલી છે.

સરકાર આપણને લડાઇમાં કમીશન નથી દેતી; શસ્ત્ર ધારણ કરવાનો કાયદો રદ નથી કરતી; લશ્કરી તાલીમ દેવાની શાળાઓ નથી ખોલતી; તો આપણે કેમ મદદ કરી શકીએ ? વાંધા ખરા છે. સરકાર આ વિષયમાં સુધારા નહિ કરવામાં મોટી ભૂલ કરે છે. ઇંગ્રેજી પ્રજાએ ઘણાં પુણ્ય કાર્યો કર્યાં છે. તેને સારૂ પ્રભુ તેનું ભલું કરો. પણ ઇંગ્રેજી પ્રજાને નામે ઇંગ્રેજી અધિકારીઓએ હિંદુસ્તાનને શસ્ત્રરહિત કરી જે અઘોર પાપ કર્યું છે તે જો હજુ અધિકારીવર્ગ નહિ ચેતે તો તેનાં કર્યાં પુણ્યને ધોઇ નાંખશે. ન કરે નારાયણ ને હિંદુસ્તાનને કાંઇ પણ ભારે ઇજા પહોંચે, હિંદુસ્તાન બીજી પ્રજાને હસ્તક જાય તો હિંદી પ્રજાની હાય ઇંગ્રેજી પ્રજાને એવી સખ્ત લાગશે કે એ પ્રજા જગતની આગળ ઝંખવાણી પડશે અને તેને તેત્રીસ કોટિ પ્રજાને નામર્દ બનાવવા સારૂ ફીટકાર લાગશે.

હું માનું છું કે ઇંગ્રેજી પ્રજાના મહાન પુરૂષો આ વસ્તુ સમજી ગયા છે, ચેતી ગયા છે, પણ પોતે રચેલી સ્થિતિ તેઓ એકદમ ફેરવી નથી શકતા. ઇંગ્રેજ માત્રને હિંદુસ્તાનમાં પેસતાંજ આપણી તરફ તિરસ્કારનું, પોતાની મ્હોટાઇનું, આપણાથી અળગા રહેવાનું શિક્ષણ આપવામાં આવે છે. તેઓના વાતાવરણમાં એ રહ્યું છે. ઉંચા અધિકારવાળા આ વાતાવરણમાંથી મુક્ત થવા અને નીચેનાને મુક્ત કરવા પ્રયત્ન કરે છે, પણ એકદમ સફળતા નથી મેળવી શકતા. જો કરોડો વચન ન હોય તો આપણે તેઓની સાથે લડત. પણ આવે સમયે કમીશન આદિની રાહ જોઇ બેસી રહેવું એ મ્હોંની ઉપર વેર વાળવાને સારૂ નાક કાપ્યા બરોબર છે. એવું પણ બને કે આપણે કમીશનની રાહ જોતા રહીએ અને આપણને સામ્રાજ્યને મદદ કરવાની તક નજ મળે.

સરકાર કમીશન વગેરે ન આપી અથવા આપવામાં ઢીલ કરી આપણને લશ્કરમાં દાખલ થતાં અથવા બીજી મદદ આપતાં રોકવા ઇચ્છતી હોય તોપણ આપણે આગ્રહપૂર્વક લશ્કરમાં દાખલ થવાની જરૂર છે, એવી મારી દૃઢ માન્યતા છે.

સરકારને પાંચ લાખ માણસ લશ્કરને સારૂ આ સમયે જોઇએ છે. આ માણસોને ગમે તેમ કરી સરકાર મેળવશે. આપણે જો આટલાં માણસો આપીએ તો આપણે જશ મેળવીએ, આપણે સેવા કરીએ ને અયોગ્ય રીતે કેટલીક વેળા રિક્રુટીંગ એજન્ટો માણસોને લઇ જાય છે એવું સંભળાય છે તે પણ મટે. ભરતીનું બધું કાર્ય આપણે હાથ આવે, એ કાંઇ જેવી તેવી સત્તા નથી. જો સરકારને આપણો અવિશ્વાસ હોય, જો તેની દાનત શુદ્ધ ન હોય તો સરકાર આપણી મારફતે ભરતી ન કરાવે.

ઉપરની દલીલો ને હકીકત ઉપરથી જોઇ શકાશે કે આપણે લશ્કરમાં જોડાવાથી સામ્રાજ્યને મદદ કરી સ્વરાજ્યને સારૂ લાયક બનીએ છીએ, હિંદુસ્તાનનો બચાવ કરતાં શીખીએ છીએ, ને કંઇક અંશે ગુમાવેલી મર્દાની પાછી મેળવીએ છીએ.

અંગ્રેજી પ્રજાના ગુણો ઉપર મારો વિશ્વાસ છે, તેથીજ હું ઉપર પ્રમાણે સલાહ આપી શકું છું એ મારે કબુલ કરવું જોઇએ. હું માનું છું કે એ પ્રજાએ હિંદુસ્તાનને ઘણું નુકશાન કર્યું છે છતાં તે પ્રજાની સાથે રહેવામાં આપણને લાભ છે. તે પ્રજાના ગુણદોષનું માપ કરતાં મને તો ગુણનું માપ ચઢીઆતું જણાય છે. તે પ્રજાની નીચે રહેવું દુઃખકર છે, પોતાની નીચે રહેલી પ્રજાને તેનું સ્વમાન ભૂલાવવાના મહાન્ દોષો ઇંગ્રેજોમાં છે. પણ તેઓના બરોબરીઆને પૂરૂં માન આપવાના ને તેની તરફ વફાદારી બતાવવાના ગુણો પણ તેનામાં છે. બીજાના જુલમ નીચે કચરાયેલાને તે પ્રજાએ ઘણી વેળા મદદ કરેલી છે એ આપણે જોયું છે. તેના ભાગમાં રહી આપણે ઘણું લઇ શકીએ છીએ ને ઘણું દઇ પણ શકીએ છીએ અને આપણો આવો સંબંધ જગતને હિતકર થવાનો સંભવ છે. જો મારો આવો વિશ્વાસ ન હોય ને તે પ્રજાથી તદ્દન સ્વતંત્ર થવું એ મને ઇષ્ટ લાગે તો હું મદદ કરવાની સલાહ ન આપું એટલુંજ નહિ પણ જરૂર તેની સામે બંડ કરવાની સલાહ આપી બંડ કરનારની સજાને પાત્ર થઇ પ્રજાને ચેતવું. કોઇપણ પ્રજાની મદદ વિના આપણે કેવળ સ્વતંત્રપણે ઉભી શકીએ એવી આપણી સ્થિતિ અત્યારે તો નથી. આપણી ઉન્નતિ સામ્રાજ્યમાં સરખા ભાગીદાર તરીકે રહેવામાં છે એમ હું માનું છું, ને બધા સ્વરાજ્યવાદીઓ માને છે એમ મેં આખા ભારતવર્ષમાં અનુભવ્યું છે.

જે આશા હું ખેડાજીલ્લાની અને ગુજરાતની રાખું છું તે પાંચસો સાતસો માણસની ભરતી કરવાની નહિ, પણ હજારોની. ગુજરાત 'નમાલા'ના કલંકમાંથી નીકળવા માગે તો તેણે હઝારો સિપાહીઓ આપવા જોઇશે. આ લશ્કરની કલ્પનામાં શિક્ષિતવર્ગ, પાટીદાર, બારાળા, વાઘરી બધા આવી જાય છે ને બધા એક પંક્તિયે લડે એવી આશા રાખું છું. જ્યાં સુધી શિક્ષિત અથવા કેળવાયલો વર્ગ—'શ્રેષ્ટ' વર્ગ નહિ નીકળે ત્યાં સુધી ઇતર વર્ગની આશા રાખવી વ્યર્થ છે. કેળવાયલા વર્ગમાંથી જેઓ મોટી ઉમરના છતાં તંદુરસ્ત હોય તે બધા આવી શકશે, એવી મારી ઉમેદ છે. તેવાઓનો ઉપયોગ લડવામાં નહિ તો લડાઇને અંગે રહેલાં અનેક કામોમાં થઇ શકે, સિપાહીની બરદાસ્તમાં થઇ શકે. જેને ઉમર લાયક દીકરા છે તેઓ દીકરાને મોકલતાં જરાએ નહિ અચકાય એવી મારી ઉમેદ છે. લડાઈમાં દીકરાનો ભોગ આપવો એ દુઃખકર નહિ પણ વીર પુરૂષને સુખકર હોવું જોઇએ. આ વેળાએ દીકરાનો ભોગ તે સ્વરાજ્યને ખાતર અપાયો હશે.

બ્હેનોને મારી વિનંતિ છે કે તમે મારી આ અરજપત્રિકાથી ગભરાશો નહિ, પણ તેને વધાવી લેશો. તેમાં તમારા રક્ષણની, તમારી લાજની ચાવી રહી છે.

ખેડા જીલ્લામાં ૬૦૦ ગામડાં છે, દરેક ગામડામાં સરેરાસે ૧૦૦૦ કરતાં વધારેની વસ્તી છે. જો દરેક ગામ ઓછામાં ઓછા ૨૦ માણસને કાઢે તો ૧૨૦૦૦ માણસનું લશ્કર ખેડા જીલ્લો આપે. ખેડા જીલ્લામાં ૭૦૦૦૦૦ લાખની વસ્તી છે, એટલે સેંકડે ૧૭ માણસનું પ્રમાણ આવે છે; મરણપ્રમાણ તેથી વધારે છે. આટલો ભોગ પણ આપણે જો સામ્રાજ્યને—સ્વરાજ્યને આપવા તૈયાર ન હોઇએ તો આપણે નાલાયક ઠરીએ તેમાં નવાઇ નહિ ગણાય. જો દરેક ગામ ૨૦ માણસને આપે તો તેઓ લડાઇમાંથી પાછા ફર્યે, ગામના જીવતા કિલ્લારૂપે રક્ષક થઇ પડશે. જો તેઓ રણક્ષેત્રમાં પડશે તો પોતાને, ગામને, ને દેશને અમર કરશે ને તેની પાછળ તેવા બીજા વીશ તૈયાર થઇ દેશનું રક્ષણ કરશે.

આ કાર્ય કરવુંજ હોય તો તે કરવામાં આપણે ઢીલ નથી કરી શકતા. દરેક ગામમાંથી બળવાનમાં બળવાન માણસને ચુંટીને તેનાં નામ મોકલવામાં આવે એ હું ઇચ્છું છું. એ ભાઇઓ ને બ્હેનો પાસે માગું છું, તમને સમજાવવા અને અનેક અનેક સવાલો ઉઠશે તેનો જવાબ આપવા સારૂ મુખ્ય ગામે સભાઓ ભરવામાં આવશે, સ્વયંસેવકો પણ નીકળી પડશે.

ભાઇ વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ ( બેરિસ્ટર ), ભાઇ કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇ ( એમ. એ. એલ એલ બી. ), ભાઇ ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક ( બી. એ. એલ એલ. બી. ). ભાઇ હરિપ્રસાદ પીતાંબરદાસ મહેતા ( હિતેચ્છુ પ્રેસના માલેક ), ભાઇ પ્રાગજી ખંડુભાઇ દેસાઇ, ભાઇ મોહનલાલ કામેશ્વર પંડ્યા, ભાઇ ગણેશ વાસુદેવ માવલંકર ( બી. એ. એલ એલ બી. ), ભાઇ કાળીદાસ જશકરણ ઝવેરી ( બી. એ. એલ એલ. બી. ), ભાઇ ફુલચંદ બાપુજી શાહ. ભાઈ ગોકળદાસ દ્વારકાદાસ તલાટી (વકીલ), ભાઇ શિવાભાઇ ભાઇલાલ ભાઇ પટેલ, (બી. એ. એલ એલ. બી.) ભાઇ રાવજીભાઇ મણિભાઇ પટેલ, વિગેરે ગૃહસ્થો આ કાર્યમાં જોડાયા છે.

મોહનદાસ કરમચંદ ગાંધી.

આ માસિક અમદાવાદ પાનકુવા ચાર રસ્તા ઉપર શ્રી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ સોમાભાઇ મગનલાલે છાપ્યું છે, અને ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે અમદાવાદ શહેરમાં પ્રસિદ્ધ કર્યું છે.

તાના માથા ઉપર આ બધા પદાર્થો ઉચરી તુરંગવાસી સમક્ષ સવારના પહોરમાં રજુ કરે છે. તુરંગવાસીને ઘઉંમાંથી કાકરા વિણવાના નહી તેમ તે દળીને લોટ બનાવવાનો નહીં. પણ ચોખ્ખો ચાળેલો આટો તૈયાર મળે. દાળ પણ ભરડેલી, છડેલી, વિણેલી તૈયાર મળે ફરતા ફરતી લીલી તરકારી મળે. ગરમ મશાલો, હળદર વગેરે દળેલાં અને સાફ મળે. આ બધી જાત જાતની વસ્તુઓ જેલર તપાસે, જેલ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ પણ જરૂર પડે તપાસે અને ડાકતર પણ તપાસે તુરંગવાસી કોઈને બીમાર પડે કે તેને અપચો થાય કે ઝાડો થાય તે વાસ્તે ભારે કાળજી રાખવામા આવે છે. આટલી સંભાળ લેતાં છતાં જો કોઈ કેદી માંદો પડે તો દાકતર તૈયાર હોય છે. દવા તૈયાર, બાટલી તૈયાર અને દવાખાનામાં દાકતર જેતના આવે તે જુદું. વળી બીમારને સારૂ ઉપલો ખોરાક બદલીને ભાત, દૂધ, સાકર વગેરે ચાલતાં થાય. આ કાંઈ ઓછી સાહેબી નથી. નામદાર શહેનશાહના મહેમાન વાસ્તે શું તૈયાર ન હોય? પાણી પીવાને અને ઠંડુ રાખવાને કુંભારના ઘરના માટીના વાસણ જોઈએ તેટલાં મળે રસોઈ કરવાને ધાતુના વાસણ જોઈએ તે તૈયાર. હજામત કરવા. દિશાજંગલ કરવા વગેરે કામ કરવા સારૂ નાળીંદ કાયમ હોય છેજ. રહેવાને સારૂ ચુનાગચ્ચી, ધોળેલું, છોએલું, હવા ઉજાસવાળું મકાન બાંધીયા છે ખુલ્લી હવામાં ઝાડની ઘટામાં આવેલું હોય છે. છાપરા ઉપર સુથારની ઠામાં નળીયાં ગોઠવેલાં હોય છે કે જેથી વરસાદનો છાંટો સરખો અંદર પડે નહી. વળી પાછી સાગના પાટીઆની છત જડેલી હોય છે તે જુદી. તડકા બીલકુલ લાગે નહી, બારણાં પાસે ઓસરી કાઢેલી, જમીન ઉપર ઈંટો અને પથર જડેલા તેથી લીપવું પડે નહીં, અને ઝાઝો કચરો પુંજો થાય નહી. અંદર વાળવા સારૂ સાવરણી તૈયાર. ઓરડાના બારણા પાસે ઝાડુ કાઢવા ભંગી દિવસમાં બે વાર આવે, પેશાબ પાણીની પીપો તે દુર લઈ જાય અને નવી પીપો તૈયાર રાખે. આ બધા ઉપરાંત તહેનાતમાં પોલીસની ફોજ હાજર રહે અને રાત દિવસ આલવેલ (All well) આપે ને અમારી રક્ષા કર્યાજ કરે અને અમને જરા આઘા પાછા દેખે તો તેમનો જીવ ઉડી જાય, ને અમને જંગલ જવા લેઈ જાય. સ્નાનાદિ કરવા નદી કીનારે જતાં સાથે આવે, ચોકી ચપાટી રાત અને દિન જાગે અને ઘડીએ ઘડીએ ખેરીઅત પૂછે. વળી અમારા સરનામાની ટપાલ આવે તે આપી જાય અને જે કાગળો અમે લખીએ તે રવાના કરે લઈ લખવું કારવવું હોય તો કાગળ, શાહી, કલમ, રજુ કરે અને યોગ્ય સ્થળે પહોંચાડે. નવલશા ધનજીની પેઠે અમારે તો માત્ર હુકમજ કર્યા કરવાનો. રાત દિવસ અમારી ચોકી થાય અને ઘડીઆળના ટકોરા વગાડી અમને ખબર આપે કે કેટલા વાગ્યા છે. જેલર, જેલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ, પોલીસ સબ ઇન્સ્પેક્ટર સાહેબ, દાકતર સાહેબ વગેરે વારા ફરતી અમારી પાસે આવે, ખુશ ખબર પુછે, ઘડી ઉભા રહી સુખ તથા દુઃખની વાતો કહે અને કદાપિ અમારા ઉપર આવી પડેલા સંકટ વાસ્તે દિલસોજી પણ બતાવે. હવે આ સ્થિતિને દુઃખી જીંદગી શી રીતે કહેવાય? આજીવિકા મેળવવા વાસ્તે સંસારમાં આપણે કેટલું ગદ્ધાવૈતરૂ કરવું પડે છે અને બીજા માણસોની કેટલી ગરજ કરવી પડે છે? કેટલા કડવા મીઠા શબ્દો સાભળવા પડે છે; પણ અહીં તુરંગમાં તો ઉપર ગણાવેલી સાહેબી વાસ્તે એક જઈ પણ આપવો પડતો નથી. કમાણી કરવાના કશા ઉચાટ કરવા પડતા નથી. આપણે વાસ્તે બધું સરકાર તૈયાર રાખે

છે. સખત મોંઘવારી ચાલતી હોય છે ત્યારે કેટલાયે આપણા ભાઇઓને ઘર આગળ જાડું પાતળું ખાઇને સંતોષ માનવો પડે છે. અહીં જેલમાં તો ગમે તેટલી મોંઘવારી હોય પણ જે ખોરાક નિર્માણ થયો હોય તેમાં રતી ભાર ઓછો થતો નથી અગર અપાતો હોય તેમાંથી જરા પણ હલકા પ્રતિનો થતો નથી. ત્યારે પછી જેલમાં ભડકવાનું શું છે? જે મામલતદાર સાહેબોને અને બીજા સરકારી નોકરોને પોતાની મુસાફરી વેળા મોદીના પૈસા ચુકવતાં વસમું લાગે છે તેમને મારી ભલામણ છે કે તેમણે આ જેલની મુલાકાત લેવી. સીધાના નાણાં અહીં ચુકવવા નહીં પડે, કુંભારના વાસણ મફત, હજામની સેવા મફત તેમ બીજું બધું મફત મળે છે. પણ અહીં અમને એમ રાખતા નથી એ વાંધો છે. કોઇ પૂછશે કે ત્યારે તમારે જેલમાં બેઠે બેઠે ખાવાનું અને પડી રહેવાનુંજ હતું? બેઠે બેઠે અને સુતે સુતે ખાધેલું પચતું કેમ? આના જવાબમાં કહેવાનું કે અમને આસનકેદની શિક્ષા કરવામાં આવેલી એટલે કંઇ પણ કામ લીધા વિના સરકાર અમને ખાવાપીવાનું આપતી. અમે આખો દિવસ બેસી રહેવામાં, વાંચવામાં અને વાતો કરવામાં ગાળતા. જો કાંઇ શ્રમ કરવું પડતું તો નહાવા જવાનું, પાણીનું કામ ભરતાં આવવાનું અને ન ગમતી રસોઇ ... ને આરોગવાનું! આટલા વ્યાયામથી ખાધેલો ખોરાક પચ્યો કે ન પચ્યો. માલુમ છે કે મોટી જેલોમાં તો બીમાર રહેનાર બને છે.

**તુરંગમાં શરીરને મળેલી તાલીમ.**

તુરંગની જીંદગીથી શરીરને ઘણા ફાયદા થાય છે. મોટામાં મોટો ફાયદો અમને એ થયો કે અમારું શરીર રૂપી યંત્ર ઠેકાણે ગોઠવાઇ ગયું. પહેલાં બે ચાર દિવસ યંત્ર સારું ચાલ્યું પણ પછીથી ઠેકાણે પડી ગયું. ઝાડો અને પેશાબ અનિયમિત હતાં તે નિયમિત થઇ ગયા. વખતસર સુવાનું, વખતસર ઉઠવાનું, વખતસર ખાવાનું એ પ્રમાણે દરેક ક્રિયા વખતોવખત નિયમસર થતી હતી. ખોરાક પણ જોઇએ તે કરતાં વધારે ખાતા નહીં. ચાહ, બીડી, તમાકુ વગેરેના વ્યસન હતાં તે છૂટી ગયા. અમે ૭ જણ સાથે એક કેસમાં જેલમાં ગયા હતા. તેમાંના એક ભાઇને બીડી પીવાનો ખાસ નશો હતો. દિવસમાં પચાસ બીડી પીએ અને પોતાના પણ પીએ. દરરોજ તેમના બીડીના ૭ પૈસા અને તે ઉપરાંત દીવાસળીની બે પેટીએ જુદી. તે ભાઇના શરૂઆતમાં બુરા હાલ થયા. તેમને બીડી પીધા સિવાય સવારમાં ઝાડો ઉતરેજ નહીં. પહેરાવાળા પોલીસ પાસે તેમજ બીજો જે કોઇ માણસ મળે તેની પાસે કરગરે કે બે બીડીઓ આપો. તેમનું દયામણું મુખ જોઇને અમને તેમના પ્રત્યે ભારે દયા છૂટતી. પણ અમે તે ભાઇનું દુઃખ ટાળવા કેવળ અશક્ત હતા. હું વ્યસન ઉપર અને તેથી થતા ગેર ફાયદા ઉપર ભાષણ આપતો પણ તે ભાઇને ભાષણની જરૂર નહોતી પણ બીડીની જરૂર હતી. આખરે રહેતે રહેતે તે ભાઇ થાક્યા અને બીડી વિના જે દરદ થતો નહોતો તે પણ થાક્યો અને રહેતે રહેતે ઉતરવા માંડયો. બીજા એક ભાઇને પણ બીડીનું વ્યસન ઘણું હતું. તેથી તેમની આંખો હમેશાં લાલ રહેતી. આંખે ગરમી ચઢી ગઇ હતી. મારા ઉપદેશથી તેમણે તો પ્રતિજ્ઞા લઇ લીધી કે આ જીંદગીમાં બીડી તમાકુને અડકવું નહીં! પાટીદાર ભાઇઓ હતા તેમને વારે ઘડીએ હુક્કા જોઇએ. તેમણે પણ સ્થિતિ પરત્વે મન વાળ્યું. અમારામાંના ઘણા ખરા સવારમાં ચાહ પીતા તે તુરંગમાં બંધ થઇ ગઇ. આખરે પરિણામ એ આવ્યું

કે અમે જીંદગી ભર* ચાહને નહીં અડકવાની પ્રતિજ્ઞા લીધી. આ પ્રમાણે અમે એક અગર બીજા વ્યસનથી મુક્ત થયા. જેલમાં ન આવ્યા હોત તો બીડી ચાહ છુટવાની આશા નહોતી. અમારામાંના કોઇને અફીણનું કે બીજુ કંઇ ભયંકર વ્યસન નહોતું. તે ઘણું સારૂં થયું. જેલમાં અફીણ અને દારૂ વગેરેના વ્યસની જ્યારે આવે છે ત્યારે તેમની ભારે બુરી હાલત થાય છે. અફીણને બદલે દાકતર મોરફીયા ( અફીણનું સત્વ ) નામની દવા તેમને આપે છે અને એ રીતે ધીમે ધીમે અફીણની ટેવ ભૂલાવે છે. જેલની કોટડીમાં આ પ્રમાણે કુટેવો મૂકવી પડે છે અને વ્યસનો છોડવાં પડે છે. કોઈ દિવસ ઘર આગળ પાણીના લોટો પણ ભર્યો ન હોય એવા લાડકવાયા છોકરાને પણ પોતાના ઉપયોગમાં લેવાનું પાણી ભરવું પડે છે. કદિ પાણી ભરેલું ન હોવાથી થોડા દિવસ માથા ઉપર પાણી હોય ત્યારે ડોકુ હાલતું પણ રહેતે રહેતે તે બીચારૂં પણ કઠણ બન્યું અને હાલતું બંધ થયું. આમ સ્વાશ્રય સાથે વ્યાયામ મળે છે. ઘર આગળ બીજાં માણસ પાણી ભરી લાવે ત્યારે માત્ર પાણીનો વપરાશ કરનારને ખબર પડતી નથી કે તે પાણીની કેટલી કીંમત છે. જેલમાં હાથે પાણી ભરવાનું એટલે તે કેટલું મોઘું પરવડે છે, તેનો ખ્યાલ આવે છે અને સાચવી સાચવીને વાપરવું પડે છે. રસોઇ કરતાં ન આવડતી હોય એવા બીન આવડત વાળા માણસ જેલમાં દુઃખી થાય છે. ખેડાની જેલમાં તૈયાર રસોઇ મળતી નથી. ત્યાં સ્વયંપાકી બનવું પડે છે. જણ દીઠ અશેર કાઠી આપવામાં આવે છે તે સાચવી સાચવીને બાળવી પડે છે અને જે જે ચીજો પુરી પાડવામાં આવે છે તેની ગોગ્ય વ્યવસ્થા કરી પોતાની ક્ષુધાને તૃપ્ત કરવી પડે છે. રસોઇનાં વાસણ બરાબર ધોવાં પડે છે, ઓરડીમાંથી ઝાડુ કાઢવું પડે છે, શેતરંજીઓ, ધાબળાઓ વગેરે જે પાથરવા સારૂ આપવામાં આવ્યું હોય તે બરાબર ખંખેરી સાફ રાખવા પડે છે. આ પ્રમાણે ઘર આગળ જે જે કામ આપણે સ્ત્રીવર્ગ અગર નોકર ચાકર પાસેથી લઇએ છીએ તે આપણે જેલમાં હાથે કરવાં પડે છે અને પારકા ઉપર આધાર રાખવાનું છોડી દેવું પડે છે, આ કાંઇ જેવો તેવો ફાયદો નથી.

**સંયમ શીખવાની શાળા.**

શરીરયંત્ર બરાબર ગોઠવાય છે અને સ્વાશ્રયી બનાય છે તે ઉપરાંત મનને પણ ઘણો ફાયદો થાય છે. શરીર તો ટેવ પડવાથી કદાપિ ઠેકાણે આવે પણ મન અતિ ચંચળ છે અને સમજાવ સમજાવ કરીએ તો પણ તે સમજતું નથી. તેવું મન પણ જેલમાં સીધું બની જાય છે. જમવામાં અમુક ચીજ ભાવી અને અમુક ચીજ ન ભાવી. આવું થાય છે ત્યારેજ મન ખસી જાય છે. કોઇ કાંઇ કહે તો સહન કરી શકતા નથી. હરતેફરતે મગજ ગરમ ને ગરમ રાખીએ છીએ. પોતાની ઇચ્છાનુસાર કાંઇ ન થાય ત્યારે તપી જઇએ છીએ. એમ અનેક રીતે—ઘરનાં માણસોને તેમ બહારના લોકોને આપણે આપણા સ્વાભાવનો સ્વાદ ચખાડીએ છીએ. આવા તમોગુણી અથવા ગરમ મીજાજના માણસોને સુધારવાનુ જો કોઇ પણ સાધન હોય તો તે જેલ છે. જેલમાં મોટે ભાગે હલકી પાયરીના માણસો સાથે વધારે સંબંધમાં આવવું પડે છે. તે લોકોને જરા અધિકાર મળ્યો કે તે દોઢો વાપરે છે, અને કારણવશાત્ અથવા વિના કારણ કેદીઓ ઉપર અજમાવે છે. અપમાન પણ કરે છે અને કટુ વચનો સંભળાવે છે. હવાલદારી મળી એ વાત કાંઇ થોડી !

આપણી યોગ્ય માગણી હોય તો પણ તેમની મરજીમાં આવે તો ધ્યાન આપે અને ન પણ આપે! સવારમાં સાત વાગે અને સાંજે પાંચ વાગે કોટડીના દ્વાર ઉઘાડવાનો નિયમ હોય છે તે વખતે મહેરબાન સાહેબ ચાહ પાણી કરતા હોય, યા હુક્કો બીડી ફુંકતા હોય અગર ગપ્પાં મારતા હોય તો અડધો કલાક આઘો પાછો પણ થાય ! તે વખતે ઝાડા પેશાબ વાસ્તે બારણા ખોલવાની આપણી માગણીનો અનાદર થાય, સ્નાન કરવું હોય અને હવાલદાર સાહેબ કહેશે કે નથી કરવું તો તે બેલાશક બંધ રહે. રસોઇ થતી હોય ત્યારે ઉતાવળ કરો, ઉતાવળ કરો, એવી નકામી તાકીદ આપે. માથે પાણી ભરીને આવતા હોઇએ ત્યારે રસ્તામાં ઉભા રાખી બજારમાંથી બીડીઓ લઇ આવે, અને તે રીતે દસ મીનીટ નાહક ભારે મારે. એવા અનેક પ્રસંગ દિવસમાં બન્યાજ કરે ! આપણા ઉપર આ પ્રમાણે નાની નાની સખ્તાઇઓ અજમાવે તે વખતે આપણે ગરમ થઇએ તે કામ ન આવે. તે વખતે આપણે મન ઉપર કાબુ રાખવોજ જોઇએ. ઉપલા અધિકારીને કહી દાદ મેળવી શકાય પણ ત્યાંથી ન્યાય મળે કે ન પણ મળે, પણ ન્યાય મળતાં સુધી નાના નોકરોનો હુકમ માનવોજ પડે. વાંધો ઉઠાવીએ પણ વળે શું ? ઘણી વાર ફરીયાદ કરનાર નકરાગી ઠરે. આવે વખતે મન ઉપર સંયમ રાખતાં શીખવું પડે છે અને મનનો સંયમ એ આત્માની ઉન્નતિ કરવામાં એક અગત્યનું પગથીયું છે. અમે છ જણ બ્રાહ્મણ અને પાટીદાર કોમના હતા. એમાંના કોઇને ગમ ખાતા આવડતું નહીં, સહન કરતાં શીખેલા નહીં, ચાર વચન સાંભળવાં મારાં પણ સંભળાવવાં સારા નહીં, એવું શિક્ષણ મળેલું નહીં. એ બધું જેલમાં મળ્યું. શરૂઆતમાં ભારે વસમું લાગ્યું પણ પછી ટેવ પડી. મન અનુકુળ બન્યું. પ્રથમ ક્રોધ ઉત્પન્ન થતો તે શમાવતા પડયો. તે પછી સામો માણસ અજ્ઞાની છે નહીં તો આ પ્રમાણે કરે નહી, એમ ધારી તેની ઉપર તિરસ્કાર છુટતો અને દયા પણ ઉત્પન્ન થતી. એમ કરતા કરતા મન બેદરકાર બન્યુ અને પોતાના વિચારમાં મગ્ન થયું. આવો અનુભવ અમારામાંના બધાને થોડે અગર વધારે અંશે થયો. આવા પ્રસંગ બને ત્યારે અમે કોટડીમાં બેઠા બેઠા તેના ઉપર ચર્ચા કરતા અને તે ઉપરથી જે તાલીમ મળતી તે ગળે ઉતારતા. બીજા ઉપર બીજાજ ગોળીઓ ત્યારે તેને કેવું દુઃખ થાય એ અનુભવતા અને તે ઉપર વાદવિવાદ કરતા. ધાર્મિક ઉન્નતિ ઇચ્છનારને વાસ્તે આ કાંઇ જેવી તેવી તાલીમ નથી. તે વાસ્તે જેલના અધિકારીઓનો ઉપકાર માનવો ઘટે છે. આ જગાએ અમારે કહેવું જોઇએ કે જેમ કોઇ કોઇ પોલીસ અમારા ઉપર વિના કારણ સખ્ત હતા તેમ બીજા અમારા પ્રત્યે ભારે પ્રીતિ દર્શાવતા! અમારો જેલમાં આવવાનો હેતુ સમજવા મથતા. જમીન મહેસુલનો સરકાર સાથેનો ઝઘડો થયો તે તેઓ જાણતા હતા. તેમાંના ઘણાને જમીન હતી. અમારો જેલમાં આવવાનો હેતુ તેમના પણ લાભમાં છે એમ કહેતા અને અમારા પ્રત્યે માનથી જોતા, અમને દિલાસો આપતા, જેલ કોટડી કાંઇ બકરાં બેઠાં વાસ્તે નથી એમ કહેતા. છુટયા પછી અમારા માનમાં વરઘોડો નિકળવાનો છે, એવી બજારમાંથી ખબરો લાવતા. જેલના ધારાની સખ્તાઇ અમારા વાસ્તે ઓછી કરતા. અમે નાશી જઇએ એવા માણસ નથી એવી તેમની ખાતરી થયેથી અમારી ઉપરની ચોકી કમી કરતા. વખતે બીડી પીવાને આપતા. એમ અનેક પ્રસંગોએ અમારી ઉપર પ્રેમ દર્શાવતા. કેટલાક સાથે તો અમે મિત્રતા બાંધી.

**ખેડાની જેલની ખામીઓ.**

આટલું લખ્યા પછી મારે ખેડાની જેલ સંબંધી થોડુંક લખવું જોઇએ. આ કાંઇ ખરેખરી જેલ નથી. જેલનું બચ્ચું છે. તે ત્રીજા વર્ગની સબ—જેલ કહેવાય છે. માત્ર ૭ જ ઓરડીઓ તેમાં છે. કાચી કેદવાળા કે થોડી મુદતની કેદવાળા આસામીઓને ત્યાં રાખવામાં આવે છે. અધિકારીઓ જેલ ઉપર કે જેલના કેદીઓ તરફ ઘણું ધ્યાન આપતા નથી અમે ત્યાં ગયા પછી કંઇક વિશેષ ધ્યાન અપાતું. જેલરમાં ઝાઝું પાણી ન દેખાયું. અમારા રૂબરૂમાંજ એક હવાલદારની પાયરીનો પોલીસ જેલરની ઝાટકણી કાઢતો હતો તે જોઇ અમને ભારે અજાયબી લાગી. જેલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબનો હુકમ પણ પળાય કે ન પણ પળાય. બહાર લઇ જતી વખતે કેદીઓને હાથે કડી પહેરાવવાનો રીવાજ અહીં સર્વ માન્ય છે—તે એટલે સુધી કે કેદી લોક જયારે ટટ્ટી જાય ત્યારે આઠ માણસ સુધી એક સોબંડની લાકડીમાં તેમને સાંધે અને જેલના કોટ બહાર ખુલ્લામાં તેમને ટટ્ટીએ બેસાડે છે. તે વખતે પણ કડી છોડે નહીં. સુજ્ઞ માણસોએ આ બાબત ઉપર વિચારપૂર્વક ધ્યાન આપવું, એવી મારી વિનંતિ છે. જેલ થઇ માટે લજ્જા મર્યાદાનો ત્યાગ કરવો જોઇએ એવો શું નિયમ છે? આઠ ફુટની લંબાઇમાં આઠ માણસો સાથે સાથે બસાઇને જંગલ બેસે અને એક હાથ તો કડીમાં તે વખતે પણ હોયજ. માથા ઉપર ત્રણ ચાર પોલીસ ભરેલી બંદુકો લેઇને ઉભા હોયજ. ત્યારે કહો ટટ્ટી ઉતરે ખરી? આવો જંગલી અને અમાનુષિ ચારો બીજી જેલોમાં ભાગ્યેજ હશે. જેલમાં આવ્યા ત બધાયે માનવી શું પશુ જેવા ગણાય? આ નિયમને કયું વિશેષણ લાગુ પાડવું એ સમજાતું નથી. કેદીઓ નાશી જવાનો ભય હોય તો શું બીજી વ્યવસ્થા ન થઇ શકે? જેલની દીવાલની અંદર કમ્પાઉન્ડ મોટું છે ત્યાં પાયખાનાં બાંધવાનું અને ભંગી રાખી સાફ કરાવવાનું ખર્ચ શું સરકાર કરી શકતી નથી? અમે આ વાત જે કોઇ અધિકારીઓ અમારી મુલાકાત લેતા તેમને કહેતા. કેદીઓને સાચવવાનું કામ પોલીસનું એટલે જેલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ તેમની પાસે નિરૂપાય હતા. કોટડીમાં અમને પૂરી મુકે એ અમને કેદ લાગતી નહોતી; પણ સવાર થાય અને ટટ્ટી જવું પડે ત્યારેજ કેદ જેવું લાગતું. સત્તાવાળાઓનું આ બાબત ઉપર ધ્યાન ખેંચવાની હું રજા લઉં છું. બીજી બાબત સ્નાન કરવાની છે. અમે તો નદીએ પાણી ભરવા જતા ત્યારે તેમાં ડુબકું મારતા આવતા પણ પોલીસની ઇચ્છા હોયતોજ સ્નાન થાય. પોલીસને પૂછતાં તે કહે કે આઠ દિવસે એક વાર ન્હાવાની છુટી મળશે જેલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબને પૂછતાં તેમણે કહ્યુ કે ધર્મ સબંધી લાગણીને માન આપવું જોઇએ પણ પોતે પોલીસને યોગ્ય હુકમ આપી શકયા નહીં કે દરરોજ ન્હાવા દેવા. અમે તો અમારૂં કામ કર્યેજ જતા. નદીમાં પાણીનો ઘડો ભરતા તેમાં બેશીજ જતા અને આઠ દિવસે ન્હાવાના નિયમને ફેંકી દેતા અગર સાથે જે પોલીસ આવે તેનું દિલ-રાજી કરી, સમજાવી ન્હાઇ લેતા. ત્રીજુ હજામતનું ઠેકાણું પડતુ નહીં. કોઇ કહે આઠ દિવસે એક વાર હજામત થશે ત્યારે કોઇ કહે કે પંદર દિવસે એકવાર થશે. કોઇ વળી કહે તમે ઉચ્ચ કામના છો એટલે આઠ દિવસે થશે. પણ બીજા બધાને પંદર દિવસે હજામત થાય, એવો રીવાજ છે. અમે આ બાબતનો કેડો લેતા ત્યારે પરાણે આઠ નવ દિવસે ઠેકાણું પડતું. સવારમાં ઉઠયા ત્યારે દાતણનો કશો બંદોબસ્ત કરવામાં આવતો નહીં. અમે જંગલ જતા

પાછા આવતાં ગમે તે છોડવાનું ડાળખું ભાગી લાવી જેમ તેમ ચલાવતા. મારા એક મિત્રે દંતમંજનની ભુકીની ડબી મારે વાસ્તે મોકલાવી; પણ દાતણનો બંદોબસ્ત કરીશું, એમ કહી તે પાછી મોકલાવી. પણ બંદોબસ્ત કોણ કરે? કોટડીની અંદર એક ટબ રાખવામાં આવે છે તેમાં પેસાબ પાણી કરવાનું હોય છે. આખા દિવસની ભેગી થયેલી ગંદકી સાંજે બહાર નીકળે ત્યાં સુધી ખરાબ વાસ આપ્યાજ કરે. ટબમાં પણ કેટલાંક કાણાં થયાં હોય છે તે દુરસ્ત કરવાનું કે નવા લાવવાનું કોઇના ધ્યાનમાં આવતું નથી. સવારે સાત વાગે કે સાંજે પાંચ વાગે કોટડીનાં દ્વાર ઉઘડે ત્યારે ઝાડે ઝપટે જઇ આવવાનું હોય છે પણ શરીર બગડયું હોય કે બીજા કારણથી વચમાં શંકા થઇ આવે તો ટબમાં બેસવું પડે છે, આ ટબ બે ફુટ ઉંચું હોય છે. શરીરને કેવી રીતે ગોઠવી ટબમાં ટટ્ટી જવું, એ મારાથી સમજાયું નહીં તેમ તે વાત મેં કોઇને પૂછી પણ નહીં. અમારામાંના કોઇને તેવું કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયોજ નહોતો. રસોઇ કરવાની ઓરડી જુદી હતી ત્યાં હમેશાં બે કલાક અમારે ગાળવા પડતા. તે ઓરડીની દુર્દશા જોઇને મને અધિકારીઓની દેખરેખ ઉપર અભાવ ઉપજતી. તેની જમીન તદન ઉખડી ગયેલી અને તેમાં કચરા પુંજાનો સુમાર નહીં. આખો દિવસ કોટડીમાં બેઠે બેઠે દિવસ કેમ ગાળવો? તેથી મેં પુસ્તકો કે વર્તમાનપત્રો અગર માસિકો મળવાની માગણી કરી. પણ કાંઇ ઠેકાણું પડયું નહીં. તેથી મેં ખેડાના મે. કલેકટર સાહેબને લેખિત અરજ કરી કે તેઓ સાહેબનાં પસંદ કરેલાં પુસ્તકો કે વર્તમાનપત્રો અમને મળે. પછી તે અંગ્રેજી ભાષામાં હોય કે ગુજરાતીમાં હોય. આ અરજીનું પણ ઠેકાણું પડયું નહીં. જેલને અંગે લાઇબ્રેરી હોય તો તેમાંથી પુસ્તકો આપવાં, એવો હુકમ થયો છે, એમ મેં જેલરને મોઢેથી સાંભળ્યું. પણ આ જેલમાં લાઇબ્રેરી કેવી? વાંચનના અભાવે દિવસ ગાળવો એ મુસ્કેલ થઇ પડયું હતું. આ ગણાવી તેટલી બાબતો શિવાય બીજું કશું વાંધા પડતું મને ખેડાની જેલમાં જણાયું નહીં. બીજી વ્યવસ્થા સારી હતી. મોદી સીધું લાવતો તે ઠીક ઠીક લાવતો. ઘરના જેવું તો કયાંથી હોય પણ બધે દુનિયામાં મોદી હોય છે તેવો તે હતો. સીધું જણ દીઠ દોઢ શેર મળતું પણ તેતો ત્રણ થઇ પડયું. અડધનું વપરાતું અને બીજું વધતું. તે અમે બીજા કેદીઓને કે ભંગીને આપતા. ઘીનો તો છાંટોએ મળતો નહીં, પણ તેતો જેલના નિયમમાંજ આપવાનુ નહોતું. ઘઉંનો રોટલો લુખો પેટમાં બાઢે. અમારામાંના બે ત્રણ તેથી માંદા પડયા અને ઝાડો થયો. ડાકટરે દૂધ—ભાત—સાકર આપવાની ભલામણ કરી. તેલ મળતું પણ તે જણ દીઠ ૧૫ આનીભાર મળતુ. દોઢશેર આટામાં પંદર આનીભાર તેલ પુરતું ન કહેવાય. વળી શાક વધારવામાં જોઇએ તે તેમાંથીજ. અમારી સાથે એક બ્રાહ્મણ સત્યાગ્રહી હતા. તેને કોળીએ કોળીએ ઘી ખાવાની ટેવ પડેલી. તે ભાઇ લુખુ ખાઇને કંટાળી ગયા પણ આખરે સીધા થઇ ગયા. હવેથી ઘેર પોતાની અસલ ટેવમાં થોડો ઘણો સુધારો કરશે એવી આશા છે. જેલમાં સીધા સાથે શાક મળતું પણ હલકુ—કોળુ, ડુંગળી, દુધી વગેરે મળતું. કોઇ વાર કેરી પણ મળતી. હલકા ભારે શાકનો વાંધો શી રીતે લેઇ શકાય? પણ તે શમારવા છરી કે ચાકુ અપાતું નહીં. ત્યારે શી રીતે તે કાપવું. આ બાબત મેં જાહેર કરેલી પણ જેલર કહે છે કે મોદીએ કાપીને તૈયાર આપવું જોઇએ. પણ મોદીએ તેમ કર્યું કે નહીં તે તેમણે જોયું? પણ નહીં. મોદી ઉઘાડી ના કહેતો કે હું કાપીને શાક લાવીશ નહીં. કોઇ વાર પોલીસ

લોકો છરી આપે અને કોઇ વાર લોખંડની પાટી કંઇ આડાઅવળી કમ્પાઉન્ડમાં પડી હોય તો તે લાવતા અને અમારૂં કામ નીભાવતા.

**જેલ મીમાંસા.**

હવે આપણે જેલમાં શા માટે જવું પડે છે, એ વિષયમાં ઉતરીએ.: ચોરી કરનારા, લુટફાટ કરનારા, ખુન કરનારા, મારામારી કરનારા, વિશ્વાસઘાત કરનારા વગેરે અનેક પ્રકારના અધમ લોકો જેલમાં આવે છે એટલુંજ નહીં, પણ તે ઉપરાંત કોઇનું પણ બુરૂં નહીં ઇચ્છનારા અને કાંઇપણ ખોટું કાર્ય નહી કરનારાને પણ કેટલીક વખત જેલમાં જવાનું થાય છે. દુનિયાનો ઇતિહાસ જોતાં માલમ પડે છે કે જે પુરૂષો વંદનીય હતા અને જેમને પછીની પ્રજા પૂજે છે તેવા ઘણા માણસો જેલમાં ગયા છે. અગર બીજી રીતે તેમણે મહાન દુઃખ વેઠયાં છે. આપણા ધર્મશાસ્ત્રોમાં માલમ પડે છે કે સત્યવાદી પુરૂષોને પણ ઘણાં કષ્ટ વેઠવાં પડયાં છે. દુનિયાનો વ્યહવાર કે રાજ્યવ્યવસ્થા અનુકુળ ન હોય, અસત્યથી ભરેલાં હોય અગર જુલમી હોય ત્યારે સત્યને ચાહનાર માણસે તેની સામે થયા વિના સિદ્ધ થતી નથી. આપખુદી રાજશક્તિ એ એક સ્થૂલ શક્તિ છે, જે જડ છે. ઇતિહાસ વાંચતાં માલમ પડે છે કે તે એમને એમ પોતાની મેળે સુધરતી નથી. પ્રજાનું હૃદય જાણવાની અને પ્રજાને અનુકુળ થવાની ઇચ્છા રાજને એમને એમ થતી નથી. તેની સામે ન થઇએ તો તે એમ ધારે કે જે તે કરે છે તે બરાબર છે. તે શરીર બળ ઉપર—પશુબળ ઉપર ઝુઝમે છે. તેનામાં માનસિક શક્તિ બહુ થોડી છે, તે યંત્રની માફક ચાલ્યાજ જાય છે. જ્યારે તે વગર વિચારે પોતાનું એકતરફી કાર્ય કર્યાં કરે છે, ન્યાય અન્યાય જોતી નથી, સત્ય અસત્ય વિચારતી નથી, પ્રજાની ઇચ્છા તપાસતી નથી, એકહકાર બને છે, પોતાના પશુબળમાં ગુલતાન રહે છે ત્યારે અંતરાત્માના આદેશને પ્રથમ માન આપનારા પુરૂષોને તેવી રાજશકિત સામા પડવું પડે છે અને ત્યારેજ રાજ્યના કાન ઉઘડે છે, પોતામાં ખામી છે એવું જોવાને જ્યારે તે મથે છે ત્યારે સુધારો કરે છે. મનુષ્યો કાંઇ યંત્ર નથી કે રાજ્યના વ્યાજબી કે ગેરવ્યાજબી જે હુકમો થાય તે માથે ચઢાવે. મનુષ્યોમાં આત્મા રહેલો છે અને તે આત્મા ખરૂં શું અને ખોટું શું તેવા ભેદ જાણે છે. રાજનો હુકમ ખોટો હોય, આત્માના હુકમ સાથે બંધબેસતો ન હોય ત્યારે તેની વિરૂદ્ધ પડવાથી શરીરને રાજ્ય તરફથી દુઃખ દેવામાં આવશે એની બ્હીક રાખીને જે મનુષ્યો અન્યાયી હુકમને કે જુલમી કાયદાને શરણ થાય છે તેવા મનુષ્યોના પુરૂષાર્થને કલંક લાગે છે અને મનુષ્ય મટીને પશુયોનિમાં તેને અવતાર લેવો પડે છે. આત્મામાં જો કોઇ વસ્તુ સ્થાયી હોય છે તો તે તેનો ટેક છે. જો મનુષ્યો ટેક છોડે, વચન છોડે, ધર્મ છોડે, સત્ય પાલનનો ત્યાગ કરે અને રાજના કાયદાની શિક્ષાના ભયથી હાજી હા કરે તો તેઓએ મનુષ્યદેહ એળે ગુમાવ્યો એમ કહેવાય. યુધિષ્ઠિર, વિક્રમ વગેરે રાજાઓની પેઠે રાજશાસન પદ્ધતિ પ્રજાને અનુકુળ અને ન્યાયથી ચાલતી હોય ત્યારે તેના ધારા પ્રમાણે ચાલવાને દરેક પ્રજાજનની ફરજ છે અને છતાં જે દુષ્ટ લોકો વિરૂદ્ધ પડે છે તેઓને રાજદંડ દેવો જોઇએ. પણ તેથી ઉલટું જુલમ, અન્યાય કે અધર્મ ચાલતો હોય ત્યારે તેની સામા પડવાનો પણ દરેક સત્યપ્રિય શહેરીનો ધર્મ છે. આ પ્રમાણે અંતઃકરણ અને રાજ્યશાસન વચ્ચે વિરોધ આવે ત્યારે સામે પડનાર માણસ પોતાનો ધર્મ બજાવે છે

એટલુંજ નહિ પણ સમાજ અને રાજ્યની પણ ભારે સેવા કરે છે. સામે પડનારને જેલમાં જવું પડે અને મરણદંડ પણ ભોગવવો પડે. પણ તેમ કરીને તે મનુષ્યજાતિનું કલ્યાણ કરે છે. સોક્રેટીસ અને ઇસુખ્રીસ્ત, થોરો અને ટૉલ્સ્ટોય, પ્રહ્લાદ અને મીરાં અને એવા અનેક નરરત્નોએ રાજ્યની અને સમાજની ગેર રીતો સામે પડી પોતાની જાતને યજ્ઞમાં હોમી હતી. આજે તેમનાં નામ કાયમ છે. તેમણે મનુષ્યજાતિનું જે કલ્યાણ કર્યું છે તેટલું તે વખતના રાજ્યોએ કર્યું નથી. એક માણસ જો બરાબર તપશ્ચર્યા કરે તો ઈંદ્રનું ઈંદ્રાસન ડોલે. એક સત્યાગ્રહી જો પોતાની જાતને હોમે તો રાજ્યતંત્ર ઠેકાણે આવી જાય. એક મોટું એન્જીન ચાલતું હોય ત્યારે તેના યંત્ર વચ્ચોવચ્ચ એક નાનો પથ્થર કે લોખંડનો ટુકડો નાખો તો તે એકાએક બંધ થઇ જાય. તેમ રાજ્યતંત્રનું સમજવું. રાજ્યે તુરંગો બાંધી છે. સત્યને ખાતર અને અંતઃકરણના અવાજને માન આપનાર તરીકે જો કોઇ મનુષ્ય જેલમાં જઇને બેસે તો તે તપશ્ચર્યા કરે છે એમ સમજવું, અને તેની અસર રાજ ઉપર થયા વિના રહેજ નહીં. રાજ્યમાં યોગ્ય વ્યવસ્થા ન હોય તો સત્યાગ્રહીને વાસ્તે તો યોગ્ય સ્થાન તુરંગજ છે. રાજ્યને વફાદાર રહેવું, રાજના કાયદાને માન આપવું, પણ તે ક્યારે કે જ્યારે આપણને લાગે કે તેથી આપણા અંતરાત્માના આદેશને કાંઇ વાંધો આવવાનો નથી. રાજ્યમાં સુધારા કાંઇ કાયદાશાસ્ત્રીઓએ કર્યાં નથી કે કાયદા ઘડનારાઓએ કર્યાં નથી. પણ સુધારકો, દેશાભિમાની પુરૂષોએ અને સત્યાગ્રહીઓએ કર્યાં છે. રાજ્યનું બળ એ પશુબળ છે. તેને એક લાકડાના ગંજની ઉપમા આપી શકાય. સત્યનું બળ એ અગ્નિ સમાન છે. લાકડાંનો ગંજ અગ્નિ સામે ટકી શકશે નહીં. ખુની પણ જેલમાં આવે છે અને સત્યાગ્રહી પણ ત્યાંજ આવે છે. ખુની કરેલાં કર્મ વાસ્તે પશ્ચાત્તાપ કરે છે અને ભારે દુઃખી થાય છે. પોતે શરમાય છે અને કોઇને મોંઢ બતાવતો નથી. સત્યાગ્રહીનું શેર શેર લોહી ચઢે છે. ખુની છુટેથી ફરી તેવું કામ કરતાં ખમચાય છે. ખરો સત્યાગ્રહી ફરી તેવુંજ કામ કરવામાં અભિમાન ધરાવે છે. દેશને ખાતર, સત્યને ખાતર, ન્યાયને ખાતર, ટેકને ખાતર અને પોતાના વચનને ખાતર પોતાની જાતને યજ્ઞમાં હોમી દેવી, એ હરેક ખરા પ્રેમી પુરૂષનું કર્તવ્ય છે.

છેવટે એક નાનું કાવ્ય ટાંકી આ લેખ પૂરો કરીશ.

દીવાલ પથ્થરની ભલે, નહીં કેદખાનું થઇ શકે !
સળિયા ભલે લોઢા તણા, પિંજર કદી નહીં લાગશે !
મન જો હશે નિર્દોષ મ્હારૂં, શાન્ત ચિત્તે ધારશે—
એ પિંજરૂં એ કેદખાનું, તીર્થ જેવું માનશે.
જો પ્રેમ અંતરમાં હશે, સ્વાતંત્ર્યમાં દીલ ઝુકશે;
રે અંતરીક્ષે દેવ જેવું, હૃદય છુટું થઇ જશે. (ડૉ. હરિપ્રસાદ કૃત)

**મોહનલાલ કામેશ્વર પંડ્યા.**

# અમદાવાદના મીલ મજુરોનો સત્યાગ્રહ.

## ઇતિહાસ અને અવલોકન.

ખુદા ઇઝ્ઝત બહુત દેવે મહેરબાન ગાંધીકો,
દુવાએં દેરહે હૈં હિન્દુ મુસલમાન ગાંધીકો.

ગરીબોંકે લિયે ઉન્હોંને એ સદમા ઉઠાયા,
ગોયા હમેંભી ખ્વાબ ગફલતસેં જગાયા.

હમતો સમઝે હૈં કિ તનહાઇકા સાથી પાયા,
ફલહ દે કુદરતે ગૈબસે હુકમકો ખુદાયા.

મહેરબાન ગાંધી ઔર બ્હેન અનસુયા હમારી,
તાકયામત નામ ઉનકે રહે દુનિયાંમેં જારી.

( એક મીલમજુર. )

પરમ પૂજ્ય મહાત્મા ગાંધીના સત્યાગ્રહાશ્રમમાં સવાર સાંજ બ્રહ્મચારીઓ જે પ્રાર્થના કરે છે તે પ્રાર્થનામાં તેમના જીવન અને ધ્યેયને પ્રગટ કરતા મંત્રો અને ભજનો મુખ્ય છે. આ મંત્રો અને ભજનોનું રહસ્ય બ્રહ્મચારીઓના આત્મામાં રેડાય અને કાળે કરીને તેમનાં કર્મ માત્રમાં તે પ્રગટ થતું રહે એવો ગાંધીજીનો ઉદ્દેશ છે. મહાત્માજીની પ્રવૃત્તિમાં તો આશ્રમમાં નિત્ય રટાતું "**कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम्**" અને આશ્રમનું માનીતું "વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે" એજ આજ કાલ જોઇ રહ્યા છીએ.

આ બંને વચનો જેટલાં સાદાં છે તેટલાંજ ગંભીર છે. એમાં મમત્વ કે અભિમાનનો અંશ નથી રહેલો, કેવળ પ્રવૃત્તિ માત્ર એકધારી પ્રવાહમાંજ વહે એવી તીવ્ર વાંછના રહેલી છે. માટેજ ખરા સત્યાગ્રહીએ એને પોતાનાં આચાર સુત્રો બનાવેલાં છે. મમત્વ કે અભિમાનથી તે સત્યાગ્રહનું ક્ષેત્ર શોધવા નથી જતો, સત્યાગ્રહના વિષયો આપોઆપ જ એને મળી રહે છે. સત્યાગ્રહીને તે હાથ ધર્યા વિના ચાલતું નથી. ચંપારણને મહાત્મા ગાંધીજી શોધતા નહીં ગયેલા, ચંપારણજ મહાત્માજીને ખેંચી લઇ ગયેલું; ખેડાના ખેડુતોની લડત પણ એઓ વ્હોરવા નહોતા ગયા, એ એમને સોંપવામાં આવી હતી. હા, એટલું ખરૂં કે મહાત્માજીએ અમુક વસ્તુ હાથમાં લઇને તેનો સંતોષકારક અન્ત લાવ્યા વિના તેને છોડી નથીજ.

અમદાવાદના મીલમજુરની લડતમાં પણ મહાત્માજીને પરેચ્છાએ પડવું પડેલું. તા. ૨ જી ફેબ્રુઆરીએ મહાત્માજીને ખેડાની સ્થિતિ સંબંધે મુંબાઇમાં જવું પડેલું; ત્યારે ત્યાં તેમને શેઠ અંબાલાલ સારાભાઇનો મેળાપ થયેલો. અંબાલાલભાઇએ કેટલાક કાગળો બતાવી મહાત્માજીને કહેલું કે અમદાવાદમાં સાળખાતાના મજુરો બોનસના સંબંધમાં અસંતોષ

થવાથી હડતાલ પાડે એવી ધાસ્તી છે અને હડતાલ પડશે તો પરિણામ બહુ ભયંકર આવશે. માટે મહાત્માજીને વચ્ચે પડવાની જરૂર છે. અંબાલાલભાઇએ બતાવેલો ભય મહાત્માજીને ગંભીર લાગેલો અને જો સ્થિતિ તેવીજ હોય તો આખા અમદાવાદ શહેરની શાન્તિને ધોકો પહોંચાડે, એવા સંજોગ બનતે પ્રયત્ને અટકાવવાનો મહાત્માજીએ નિશ્ચય કરેલો.

અમદાવાદ જઇને એમણે મજુરોનો અને મીલના એજંટોનો પક્ષ તપાસવા માંડયો. તેમણે જોયું કે ગયા વર્ષના ઓગસ્ટ માસથી સાળખાતાવાળા મજુરોને મનમાન્યા પ્લેગ બોનસ મળ્યા કરતાં આવ્યાં છે. તેમણે જોયું કે આ પ્લેગબોનસથી લોભાઇ ઘણા સાળખાતાવાળા મજુરો, જેઓ પ્લેગને લીધે અમદાવાદ છોડી ચાલ્યા જાત તેઓ જીવને જોખમે પણ મીલોને વળગી રહ્યા હતા; તેમણે જોયું કે આ પ્લેગબોનસ કેટલાક દાખલાઓમાં મજુરોની રોજીના સીત્તેરથી એંશી ટકા જેટલું આપવામાં આવતું હતું અને પ્લેગ બંધ થયા પછી પણ અનાજ, કપડાં અને હરરોજની વાપરવાની વસ્તુઓના ભાવ પ્રથમના કરતાં બમણા તમણા થઇ જવાથી એ બોનસ ચાલુ રહ્યું હતું. આ બોનસ એકાએક બંધ કરવાના મીલમાલિકોના વિચારથી સાળખાતાવાળા મજુરોમાં ખળભળાટ પેદા થયો. તેઓ હમેશાં શ્રીમતી અનસુયા બ્હેનને મળવા અને પોતાની સ્થિતિ તેમની આગળ પ્રગટ કરવા લાગ્યા હતા. 72733 ગુ

પ્લેગ–બોનસને બદલે મોંઘવારીનો વધારો ઓછામાં ઓછો પચાસ ટકા મળવો જોઇએ, એવી તેઓ માગણી કરતા હતા. મહાત્માજી અમદાવાદમાં આવી, મુખ્ય મુખ્ય મીલ માલિકોની સાથે મસલત ચલાવવા લાગ્યા. તેઓ પણ સંતોષકારક નિવેડો આણવાની ઇંતેજારી બતાવવા લાગ્યા. અત્યાર સુધી મહાત્માજીએ આ બાબતમાં પ્રત્યક્ષ રીતે પડવાનો નિશ્ચય કર્યો ન હતો પણ સ્થિતિ દિન–પ્રતિદિન ગંભીર સ્વરૂપ પકડતી હતી, સઘળી વાત સરકારને પણ કાને પહોંચી હતી અને તા. ૧૧ મીએ અમદાવાદના દિલસોઝ કલેકટર સાહેબે મહાત્માજીને નીચે પ્રમાણે પત્ર લખ્યો હતો:—

"બોનસના પ્રશ્ન સંબંધે મીલમાલિકો અને મીલમજુરો વચ્ચે બહુ ગંભીર સ્થિતિ ઉત્પન્ન થવાની વકી છે અને મીલમાલિકો મીલો બંધ કરી દેવાની ધમકી આપે છે. આથી બહુ તકલીફ અને દુ:ખ થવાનો સંભવ છે. તેથી ખરી વસ્તુ સ્થિતિ સમજવાને હું અતિશય ઇંતેજાર છું. મને ખબર મળી છે કે મીલમજુરો જો કોઇની સલાહ સાંભળે તો માત્ર તે આપનીજ સાંભળે એમ છે, અને વળી તેમના તરફ ઘણે અંશે આપને દિલસોજી છે તથા તેમનો પક્ષ આપજ મને બરોબર સમજાવી શકો એમ છે. કાલે મને એકાદ કલાક આપવાની અનુકૂળતા કરી શકો તો હું આપનો બહુ આભારી થઇશ."

મહાત્માજી કલેકટરને મળ્યા, મજુરોને મળ્યા, મીલમાલિકોને પણ મળ્યા અને મસલત ચલાવી આખરે બંને પક્ષે પંચ મારફતે નિવેડો લાવવાનું નક્કી કર્યું અને પંચમાં મીલમાલિકો તરફથી શેઠ અંબાલાલભાઇ, શેઠ જગાભાઇ દલપતભાઇ અને શેઠ ચંદુલાલ, મજુરો તરફથી મહાત્મા ગાંધીજી ભાઇ વલ્લભભાઇ પટેલ અને શંકરલાલ બેંકર તથા સરપંચ તરીકે કલેકટર સાહેબ નીમાયા.

આ પછી તુરત મહાત્માજીને ખેડામાં જવાનું થયું. ત્યાંનો મામલો પણ ગંભીર હતો. સરકાર એક વાત કહેતી હતી, ખેડુતો બીજી વાત કહેતા હતા. ખેડુતોની વાત સાચી છે એમ સાબીત કરવા માટે મહાત્માજીએ તપાસનો પણ આરંભ કીધો અને ત્યાંના કામમાં તેઓ લગભગ પરોવાયા હતા એટલામાં તો શ્રીમતી અનસુયા બ્હેને ખબર આપ્યા કે અમદાવાદમાં સ્થિતિ ગંભીર છે અને માલિકો એક સામટી 'લોક-આઉટ' જાહેર કરવાની તૈયારી ઉપર છે. મહાત્માજી આવી ખબર સાંભળી અમદાવાદ પહોંચ્યા. તેમને ખબર મળી કે કેટલીક મીલોમાં કંઇક ગેરસમજુત થવાથી મજુરોએ હડતાલ પાડી છે. મહાત્માજીએ જોયું કે પંચ નીમાયા પછી મજુરોએ લીધેલું આ પગલું ગેર-વ્યાજબી છે, તુરત તેમણે મીલમાલિકોને તે બાબત પોતાની દિલગીરી બતાવી, અને મજુરો ભૂલ સુધારી લેવાને તૈયાર છે, એમ તેઓને જાહેર કર્યું. આ પ્રસંગે એટલું કહી દેવું જોઇએ કે મીલમાલિકોની આ વેળા કંઈ કસુર થઇ નહતી એમ નહીં પણ મહાત્મા-જીએ પોતાના પક્ષનીજ કસુરને મહત્વ આપ્યું અને તે સુધારી લેવાની તત્પરતા બતાવી પણ મીલમાલિકોને એ વાત ગળે ના ઉતરી. એમણે તો પંચ નીમાયા પછી મજુરોએ હડતાલ પાડી એટલે તત્કાળ પંચ તુટયું એવો આગ્રહ ધર્યો અને પંચથી પોતે બંધાયલા નથી એમ કહી, માત્ર વીસ ટકા વધારો લઇને મજુરો કામ કરવા રાજી ન હોય તો તેઓને કહાડી મુકવાનો નિશ્ચય કર્યો. આ સ્થિતિ અટકાવવાને મહાત્માજીએ અથાગ પ્રયત્નો કર્યા. પણ મીલમાલિકોએ તો મજુરોએ કીધેલી ભૂલને વળગી રહી એકના બે થવાની સાફ ના પાડી.

આ પછી મહાત્માજી મજુરોને ખૂબ મળવા લાગ્યા. બ્હેન અનસુયા, અને ભાઇ શંકરલાલ બેંકર મીલમજુરોની સ્થિતિ તથા પગાર સંબંધી માહીતિ ધરાવનારા બીજા ગૃહસ્થોની સાથે મસલત ચલાવી. અહીંના મજુરોને શું મળે છે, મુંબાઇના મજુરોને શું મળે છે, મજુરોની કેટલી માગણી છે, મીલમાલિકોની સ્થિતિ શી છે, લડાઇ પહેલાં તેઓને શું નફો મળતો હતો, લડાઇ પછી શું મળે છે, કાપડ તૈયાર કરવાના ખર્ચમાં લડાઇને લીધે થએલો વધારો ધ્યાનમાં લેતાં તેઓને મજુરોની વધારાની માગણી પોષાઇ શકે છે કે કેમ, વગેરે વગેરે પ્રશ્નોનો અતિશય સૂક્ષ્મ રીતે વિચાર કરવામાં આવ્યો અને જેટલે અંશે નિર્ણય પોતાથી લાવી શકાય તેટલે અંશે એવો નિર્ણય લાવ્યા અને નિશ્ચય કીધો કે મજુરોએ પાંત્રીશ ટકાથી વિશેષ વધારો માગવો જોઇએ નહીં અને મજુરોને પણ મર્યાદામાં રાખવાના હેતુથી તેવી સલાહ આપી દેવી જોઇએ. મજુરોને આ સલાહ આપ્યા પહેલાં ન્યાયની ખાતર મીલમાલિકોને ખબર આપવી જોઇએ અને તેમને એ બાબતમાં શું કહેવાનું છે, એ સાંભળી લેવું જોઇએ એમ યોગ્ય ધારી એમને એ બાબત ખબર આપવામાં આવી અને તેમના વિગતવાર અભિપ્રાયની અને તેમની મદદની વિનંતિ કર-વામાં આવી. મદદ તો તેઓ આપી શકતાજ ન હતા એટલે તેઓએ સરકાર અને મુંબા-ઇના મીલમાલિકો બહુ થોડો વધારો આપે છે એવી અપ્રસ્તુત સુચના કરીને પોતે વર્ત-માન સંજોગોમાં શું આપવું જોઇએ, એ પ્રશ્ન ઉડાવ્યો. આથી મહાત્મા ગાંધીજી અને તેમના સહાયકોને મજુરોને પાંત્રીશ ટકા વધારો માગવાની સલાહ આપ્યા શિવાય બીજો માર્ગ રહ્યો નહીં. જે મજુરો અત્યાર સુધી મોંઘવારી વધારા તરીકે પચાસ ટકાને વળગી

રહ્યા હતા તેઓને તેમના સલાહકારોએ ખૂબ સમજાવી પાંત્રીશ ટકા માગીનેજ સન્તોષ પકડવાની ભલામણ કરવાથી તેઓએ તે સલાહ કંઇક આનાકાની પછી સ્વીકારી. બંને પક્ષમાં આગ્રહનુ તત્વ તો અત્યાર અગાઉનું દાખલ થઈ ચૂકયુંજ હતું. તાણાવાળાઓએ જ્યારથી પોતાનું મહાજન બાંધ્યું ત્યારથીજ મજુરોમાં ઐકય અને આગ્રહનાં બીજ નંખાયાં હતાં. મજુરોના ઐકયની સામે થવાને મીલમાલિકોએ પણ એક ચક્ર (ગ્રુપ) રચ્યું. આ બે પક્ષો વચ્ચે લગભગ ૨૫ દિવસ સુધી સંપૂર્ણ રસાકસી થઈ છતાં કાંઇ પણ કડવાશ વિના જે લડત ચાલી રહી હતી તેને આખું અમદાવાદ શહેરજ નહિ પણ આખું ગુજરાત અને કેટલેક અંશે આખો દેશ નિરખી રહ્યો હતો. આપણે આ લડતની મુખ્ય વિગતો અને તેની અંદર રહેલાં રહસ્યો તપાસીએઃ—

જે દિવસે મીલમજુરોએ પોતાના સલાહકારોની સલાહ સ્વીકારીને પોતાની આખી બાજી તેમને સોંપી તે દિવસથીજ મહાત્મા ગાંધીજીએ મજુરોના ઉભરાતા ઉત્સાહને શુદ્ધ દિશામાં વાળી અને તેમનામાં રહેલી "મસ્તી"ની ખાસીઅતો ઉપર અંકુશ મુકી, આ લડતને 'ધાર્મિક' સ્વરૂપ આપવાના ઉપાયો યોજવા માંડયા. મજુરોના આન્તર અને બાહ્ય જીવનમાં પ્રવેશ કર્યા વિના એકલી સલાહ પ્રાયઃ નિષ્ફળ જાય અથવા તો છેક નિષ્ફળ ન જાય તો પણ તેની સફળતામાં પણ કાંઇ અર્થ રહે નહીં. તેથી અનેક માર્ગે તેમના જીવનમાં પ્રવેશ કરવાનો નિશ્ચય થયો. આ માર્ગો નીચે પ્રમાણે હતાઃ—

(૧) મજુરોને ઘેર જઇ તેમની સમગ્ર સ્થિતિની પૂછપરછ કરી તેમની રહેણીકરણીમાં કાંઇ કસૂર જણાય તો તે સુધારવાના, તેમની ભીડમાં સલાહ અને મદદ આપવાના, અને અને તેટલે અંશે તેમના સુખ દુઃખમાં ભાગીદાર બનવાના પ્રયત્ન કરવા;

(૨) લડતમાં પોતાના વર્તન સંબંધી મજુરોને કાંઇ સલાહ સૂચના લેવી હોય તો તે તેમને જયારે જોઇએ ત્યારે આપવાની વ્યવસ્થા કરવી;

(૩) નિત્ય તમામ મજુરોની એક નિશ્ચિત સ્થળે જાહેર સભા ભરીને લડતના સિદ્ધાન્તો અને રહસ્ય ઉપર તેમને બોધ આપવો;

(૪) આ સિદ્ધાન્તો અને રહસ્ય તેમનામાં સદાને માટે દઢીભૂત થઇ રહે, તેમને સાદું પણ ઉત્તમ પ્રતિનું સાહિત્ય પૂરૂં પડે અને તેમના મન અને બુદ્ધિની ઉન્નતિ થઇ તે ઉન્નતિનાં સાધનો તેઓ પોતાનાં બાળબચ્ચાંને વારસામાં આપે તે ખાતર તેમને માટે નિત્ય સુબોધ પત્રિકાઓ કહાડવી. આ નિશ્ચય અનુસાર (૧) લડત દરમિયાન દરરોજ રહવાર સાંજ ભાઇ શંકરલાલ બેંકર, અનસૂયા બ્હેન અને ભાઇ છગનલાલ ગાંધી, મીલમજુરોને મુકામે જતાં, બને તેટલા લત્તાઓમાં મજુરો અને તેમના કુટુંબનાં માણસોનાં નામ-ઠામ લઇ, કુટુંબના આવક ખર્ચ સંબંધી આંકડા મેળવી, ભવિષ્યમાં તેમની સ્થિતિ સુધારવા માટે માહીતિનો પાયો રચતાં; તેમનામાં લડતથી કંટાળેલાઓ અથવા ભૂખમરાનો ભય રાખનારાઓને સમજણ અને હીંમત આપતાં, દર્દીને માટે દવા દારૂની ગોઠવણ કરતાં અને રોજી મેળવવા ઇચ્છનારાઓને રોજીનાં સાધન મેળવી આપવાનો પ્રયત્ન કરતાં. આ રહવાર સાંજની મુલાકાતનું મહત્વ કાંઇ જેવું તેવું નહતું. આખી મીલમજુરોની આલમની 'નાડ' આ મુલાકાતોથી પરખાતી અને આગળ જણાવવામાં આવશે તે પ્રમાણે એ

મુલાકાતને લીધેજ લડતની 'અણીની દશાએ' શું પગલું લેવું તે મહાત્માજીને સૂઝયું હતું. મજુરોની સ્થિતિ સંબંધી જે વિધવિધ અને ઝીણી ઝીણી બાબતોની માહીતિ મળી તે વિષે લખવાની જરૂર નથી.

(૨) સાંજ સ્હવાર મજુરોના મુકામ ઉપર મુલાકાત ઉપરાંત મજુરોને દિવસનો બાકીનો વખત બ્હેન અનસૂયાને ત્યાં આવીને સલાહ લેવાની છૂટ હતી. મજુરો સંખ્યાબંધ અનસૂયા બ્હેનને ત્યાં આવતાં–વખતનો પણ મેળ નહતો, લડતના આખરના દિવસોમાં તો રાત્રે એક અને બે વાગ્યા સુધી મજુરો અનસૂયા બ્હેનનાં બારણાં ઉઘડાવતા અને જરા પણ કચવાયા વિના તેમને સલાહ આપવામાં આવતી.

(૩) અને (૪). મજુરોના સમુદાયને સામાન્ય સલાહ આપવાને માટે 'સભા' ઓ અને સુબોધ પત્રિકાઓની વ્યવસ્થા કરવામાં આવી હતી. શાહપુર દરવાજાની બહાર સાબરમતીને કાંઠે આવેલા એક બાવળના ઝાડ તળે દરરોજ સાંજે સહુ મજુરો, કેટલાક બબ્બે, ત્રણ ત્રણ ચચ્ચાર માઇલ દૂરથી ચાલીને એકઠા થતા અને મહાત્માજી, બ્હેન અનસૂયા, શંકરલાલ બેંકર તથા સહાનુભૂતિ દર્શાવનાર બીજાં ભાઇ બ્હેનો તેમને મળતાં.

આ બાવળના ઝાડ તળે જે અદ્‌ભુત ઐતિહાસિક દૃશ્યો પ્રગટ થયાં છે તેનો ખ્યાલ તે વેળા હાજર રહી નજરે જોનાર અને સમજનાર શિવાય બીજાને ભાગ્યેજ આવી શકે. મહાત્માજીએ બનતાં સુધી 'મુંગાં' કાર્યને પ્રાધાન્ય આપવાનો મહામંત્ર લીધેલો છે, તેમનાથી બની શક્યું ત્યાં સુધી તેમની પ્રવૃત્તિઓ વિષે વર્તમાનપત્રોમાં ખોટા ખરા હેવાલો આવતા અટકાવવાની તેમણે કાળજી રાખી છે. આજ કારણથી ચંપારણમાં 'તપાસ'ની મુખ્ય મુખ્ય હકીકત શિવાય ત્યાંના આંતર જીવનમાં પરિવર્તન કરવા માટે મહાત્માજીએ શા શા ઉપાયો લીધા છે અને કેટલું પરિવર્તન થયું છે તેની, વર્તમાનપત્રો માત્રથીજ ઇતિહાસ જાણનાર જગતને તો ખબર પડીજ નથી. ખેડા જીલ્લાની લડત જે કારણોસર વર્તમાનપત્રોથી બહાર રાખી ન શકાઇ તેનું અહીં વિવેચન કરવાની જરૂર નથી. મીલ-મજુરોની લડત દરમિયાન તો મહાત્માજીનાં જે ભાષણો થતાં તેની માહિતી વર્તમાનપત્રોને ખસુસ કરીને પૂરી પાડવામાં આવતી નહતી. આ કારણોથી એ ભાષણોમાંના કેટલાક સુસ્મરણીય ઉદ્‌ગારો અને મજુરોને વહેંચવામાં આવેલી સુબોધપત્રિકાઓ ઉપર થતા વિવેચનનો કાંઇક ભાગ અહીં આપવો જરૂરનો લાગે છે.*

પહેલા દિવસમાં તો મજુરોના મન ઉપર તેમની પ્રતિજ્ઞાનું મહત્ત્વ ઠસાવવાનાંજ વ્યાખ્યાનો થતાં. મજુરોની પ્રતિજ્ઞા આ પ્રમાણે હતીઃ—

"૧ જુલાઇના પગારપર પાંત્રીસ ટકાનો વધારો ન મળે ત્યાં સુધી કામે ન ચડવું.

૨ 'લોકઆઉટ' ચાલે છે તે દરમિયાન કોઇ પણ પ્રકારનું તોફાન નહીં કરવું, મારામારી નહીં કરવી, લુંટફાટ નહીં કરવી, માલિકોની મીલકતને નુકશાન નહીં કરવું, ગાળાગાળી નહીં સંભળાવવી અને શાન્તિથી રહેવું.

આ પ્રતિજ્ઞા પરમેશ્વરને સાક્ષી રાખીને સૌને લેવાનું કહેવામાં આવતું અને આખી

* અહીં કહી દેવું જરૂરનું છે કે આ પત્રિકાઓ બ્હેન અનસૂયાના નામથી પ્રસિદ્ધ થતી હતી પણ તે મહાત્માજીજ લખતા હતા.

સભામાં એક પણ માણુસ એવો નહતો કે જે સભાના એક અવાજમાં પોતાનો અવાજ નહીં ભેળવતો હોય. કામપર ન ચડવાની પ્રતિજ્ઞાથી સંભવનારાં દુઃખ સંબંધી ઇસારો કરી મહાત્માજી બોલ્યા હતાઃ "આજે લોકઆઉટનો પાંચમો દિવસ છે. તમારામાંના કોઈ ધારતા હશે કે આઠ દિવસ પંદર દિવસ આ દુઃખ સહન કરી લઇશું, એટલે બધું ઠીક થઇ જશે. હું તમને ફરીથી કહું છું કે આપણે ભલે આશા રાખીએ કે થોડા દિવસમાં આ કામ પુરૂં થઇ જશે, પણ તેમ આશા રાખતા છતાં એવો મક્કમ વિચાર રાખશો કે મરવું ત્યાં સુધી, આપણી આશા પાર ન પડે ત્યાં સુધી કામ પર જોડાશું નહીં. મજુરો પાસે પૈસા નથી, પણ પૈસાના કરતાં વધારે સારૂં ધન, એના હાથ, એની હીંમત અને ખુદાનો ડર છે. કોઇ વખત એવો આવશે કે તમે ભુખે મરો, તો ભરોંસો રાખજો કે તમને ખવડાવીને અમે ખાઇશુ, તમને ભુખ્યા મરી જવા નહીં દઇશું."

કેટલાક મજુરોએ પાંત્રીસ ટકા તો બહુ ઓછા છે એમ સભામાં જાહેર કરેલું, તેમને ઉદ્દેશીને મહાત્માજી બોલ્યા હતાઃ "કેટલાક ભાઇઓ કહે છે કે આપણે પાંત્રીસ ટકાથી વધારે માગી શકીએ છીએ, હું તો કહું છું કે તમે સો ટકા પણ માગી શકો છો પણ તમે તેટલું માગવા જાવ તો તે અન્યાયજ કહેવાય. હાલના સંજોગોમાં તમે જેટલું માગ્યું છે તેથીજ તમે સન્તોષ માનો. તમે આથી વધુ ઇચ્છશો તો મને દર્દ થશે. કોઇ પણ માણસની પાસે આપણે ગેરવ્યાજબી માગણી નથી કરી શકતા અને પાંત્રીસ ટકાની માગણીજ વ્યાજબી છે એમ મને લાગ્યું છે."

બીજે દિવસે આજ સંબંધમાં તેઓ નીચે પ્રમાણે બોલ્યા હતાઃ "તમને સારી સલાહ અને હિંમત આપનાર થોડા મળશે, નાહિંમત કરનારા ઘણા મળશે અને તેમાં તમારા મિત્રો પણ આવી જાય. ખુદાનું નામ લઇને જેટલું મળે તેટલું લઇ લેવું એવું કહેનારા ઘણા મળશે. આમાં મીઠાશ બહુ છે પણ ખરી રીતે તે બહુ કડવી સલાહ છે. આપણે ખુદા સિવાય બીજા કોઇની પાસે લાચારી ભોગવવાની નથી. કારણ હાથ અને પગ આપણી સૌની પાસે છે, એ વાપરશું તોજ આપણે આપણું પોતાનું રાજ્ય ભોગવી શકવાના છીએ. આપણા માલિકોની સાથે સારી રીતે રહી શકીએ તે ખાતર પણ આપણે દૃઢ રહેવાની જરૂર છે. જે સંજોગોમાં આપણે મુકાયલા છીએ તે સંજોગોમાં આપણે માલિકોને કહેવું જોઇએ કે તમારૂં આટલું દબાણ અમે ખમી શકવાના નથી. મારી સલાહ લો અથવા બીજાની લો તો પણ તમે આ બાબતમાં મારી મદદ વિના કે બીજા કોઇની મદદ વિનાજ જીતી શકશો. હું અને બીજા એક લાખ જણા આવીશું તો પણ તમને જીત નથી મળવાની. તમારી જીતનો આધાર તમારી પરજ રહેશે, તમારી ઇમાનદારીપર રહેશે, તમારા ખુદા ઉપરના ભરોંસા ઉપર રહેશે, તમારી હિંમત ઉપર રહેશે. અમે તો માત્ર તમારા ટેકા રૂપ છીએ. ઉભા તમારેજ રહેવું પડશે. વગર ભાષણે, વગર બોલે જે કસમ ખાધા છે તેને તમે વળગી રહેશો અને જીત તમારીજ છે."

છઠ્ઠા દિવસની પત્રિકામાં તેઓને સત્ય, હિંમત, ન્યાયબુદ્ધિ, વફાદારી, સહનશીલતા અને ઇશ્વરશ્રદ્ધા આટલા ગુણો પ્રતિજ્ઞા પાલનને અર્થે કેળવવાની જરૂર છે એમ બતાવ્યું છે. તે પત્રિકાનું વિવેચન કરતાં એઓ બોલ્યા હતાઃ "આપણે પહેલાથી હારીને બેસી

મમા હોત તો મારે તમારી પાસે આવવાપણું નહતું. બ્હેન અનસૂયાને તમારે ત્યાં આવવાપણું નહતું. પણ તમે લડત માંડવાનો નિશ્ચય કર્યો, આ વાત આખા હિંદુસ્તાનમાં ફેલાઇ છે. વખત જતાં દુનિયા જાણશે કે અમદાવાદના મજુરોએ તો ખુદાને દરમિયાન રાખીને એવા કસમ લીધા છે કે અમુક વસ્તુ ન મળે ત્યાં સુધી અમે નોકરી પર ન ચડીએ. તમારા બાળકો ભવિષ્યમાં આ ઝાડ જોઇને કહેશે કે આની નીચે અમારાં મા-બાપોએ ખુદાને દરમિયાન રાખીને આકરા કસમ લીધા હતા. તમે જો એ કસમ ન પાળો તો તમારાં બાળકો તમારે માટે શું ધારશે ? તમારા ઉપર તમારાં બચ્ચાંની આશા રહેલી છે. હું તમને સાવચેતી આપું છું કે ખબરદાર, કોઇ પણ મજુર કોઇ પણ માણસ સમજાવીને એ કસમ છોડવાનું કહે તો પણ એ કસમ ન છોડવા. મક્કમપણે તમે કસમને વળગી રહેશો, તમને ભુખ્યે મરી જવું પડશે તો પણ તમે કહેજો કે ખુદાને દરમિયાન રાખીને અમે કસમ લીધા છે, તે ગાંધીની ખાતર નથી લીધા પણ ખુદાની ખાતર લીધા છે. તમે "યકીન" રાખીને કસમ પાળજો, લડત લડજો; હિંદુસ્તાન એ જોશે કે મજુરો જમીનદોસ્ત થવાની તૈયારીમાં હતા પણ કસમ મુકયા નહીં. તમે પત્રિકાઓ ગોખી રાખજો, અને સમજપૂર્વક પાળજો. એમને એમ ગોખી રાખ્યામાં કંઇ માલ નથી. કુરાને શરીફ અને ગીતા ઘણાને પોપટીઆ રીતે મ્હોંએ હોય છે પણ એમ કરવું બસ નથી. મ્હોંએ કરીને એ પ્રમાણે વર્તશો તો ખાત્રી રાખજો કે પાંત્રીસ ટકાના પોણી પાંત્રીસ ટકા કરનાર કોઇ નથી."

સાતમા દિવસની પત્રિકામાં મજુરોએ પોતાની નવરાશનો વખત શી રીતે ગાળવો, તેની ઉપર કેટલાક સામાન્ય પણ સચોટ ઉદ્ગારો છે. લડત વધુ લંબાશે અને કેટલાકને ભુખમરો વેઠવાનો પણ કદાચ વખત આવશે તો તે વખતે તેમની પાસે તેમણે કદી ન કરેલી એવી મજુરી પણ કરાવવી પડશે. તે કરવાને માટે તેઓમાં કોઇ પણ પ્રકારના ધંધા માટે માન પેદા થવું જોઇએ એ વિચારથી એ ઉદ્ગારો નીકળેલા છે; "જે ધંધાની માણસના જીવનની સારૂ જરૂર છે તે ધંધામાં નીચ—ઉચ્ચપણાનો તફાવત હોયજ નહીં, તેમજ આપણે જાણતા હોઇએ તે શિવાય બીજો ધંધો કરવામાં શરમ પણ ન હોય. અમે તો માનીએ છીએ કે કપડાં વણવાં અને પથ્થર ફોડવા અથવા લાકડાં વ્હેરવાં કે ફાડવાં કે ખેતરમાં મજુરી કરવી એ બધા જરૂરના અને માન આપવા લાયક ધંધા છે." પત્રિકામાંના આજ ઉદ્ગારોપર વિવેચન કરતાં એક એટલોજ સચોટ ઉદ્ગાર કહાડેલો એ અહીં નોંધવા જોગ છે:—"પથ્થર ફોડવામાં જે ગરમી અને જે તાકાત આવે છે તે કલમ પકડવામાં નથી આવતી."

મજુરોને સામાન્ય વર્તન બાબતની આટલી સુચનાઓ આપ્યા પછી તેઓની તેઓના સલાહકારોમાં શ્રદ્ધા અચળ રહે તે માટે આઠમા દિવસની પત્રિકા ઘડવામાં આવી છે. આ પત્રિકામાં અમુક સલાહકારો મજુરો માટે શું શું કરવાને બંધાયલા છે તે બાબત વચનો છે. એ 'પ્રતિજ્ઞાલેખ' મજુરોને અર્પણ કર્યાં પહેલાં મહાત્માજી બોલ્યા હતાઃ—"અત્યાર સુધી અમે મજુરોની પ્રતિજ્ઞા અને મજુરોએ શું શું કર્યું તે ઉપર વિવેચન કર્યું. અમારી શી પ્રતિજ્ઞા છે અને અમે શું કરવાના છીએ તે અમારે તમને લખી

આપવાનું રહે છે. અમારી પાસે તમારે શી આશા રાખવાની છે, ઇશ્વરને દરમિયાન રાખીને શી શી વાત કરીએ છીએ તે અમે તમને કહીશુ. જ્યારે જ્યારે અમને ભૂલો કરતા તમે જોશો અથવા પ્રતિજ્ઞા પાળવામાં કચાશ રાખતા જોશો ત્યારે તમે અમારાં વચનો અમારી સમક્ષ મુકી શકશો અમને ઠપકો આપી શકશો." આ પત્રિકામાં આપણું ખાસ લક્ષ ખેંચતા ઉદ્ગારો આ છેઃ—"અમે માલિકનું બુરૂં કરી કે ઇચ્છી ન શકીએ અને અમારાં દરેક કાર્યમાં તેઓના હિતનો વિચાર રહેજ છે. માલિકોનું હિત જાળવીને અમે મજુરોનું હિત સાધીએ." આ લડત માલિકોને કનડગત કરવાની નથી પણ પોતાનું હિત સાધતાં તેમનું પણ હિત સાધવાની છે એમ: આ પ્રમાણે જે જે પ્રસંગો મળ્યા છે તે તે પ્રસંગોએ ઉક્ત વિચારો મજુરાના મનમાં ઠસાવવાની મહાત્માજીએ તક લીધી છે. આ "પ્રતિજ્ઞાલેખ" માં રહેલી પ્રત્યેક પ્રતિજ્ઞા અક્ષરશઃ પળાઇ હતી એ આપણે આગળ જોઇશું અને ત્યારે આપણને જણાશે કે તેમાંની નીચેની પ્રતિજ્ઞા તો ઇતિહાસમાં કદી ભુલાવાની નથી. 'આ લડતમાં જેઓ ભૂખે મરવાની સ્થિતિમાં આવી જશે ને જેઓને કંઇ કામ નહીં મળી શકે તેવાઓને ઓઢાડવા પછી અમે ઓઢીશું અને તેઓને ખવરાવીને અમે ખાઇશું' આ પછી પત્રિકાઓનું સ્વરૂપ બદલાય છે. અત્યાર સુધી એમ લાગતું હતું કે મીલમાલિકો થોડા દિવસ મજુરોની કસોટી કહાડીને તેમને માગ્યા ભાવે નોકરી ઉપર લઇ લેશે. એટલે મજુરો બીજી મજુરી માગવા આવતા હતા તેઓને પણ ખામોશ પકડવાની સૂચના કરવામાં આવતી હતી અને સમજાવવામાં આવતું હતું કે "આવી રીતની અધીરાઇથી એમ મનાશે કે મજુરો મીલમાલિકોની નોકરી કદી પણ સ્વીકારવા માગતા નથી, અને તેથી માલિકોનો તેમણે દ્વેષ કર્યો કહેવાશે." મજુરો પણ બીચારા ખામોશ પકડીને બેઠા હતા અને શાન્તિ રાખવાની સૂચના શબ્દે શબ્દ પાળતા હતા. એવે સમયે એવું જણાવા લાગ્યું કે મીલમાલિકો પોતાની પાંત્રીશ ટકા આપવાની અશક્તિને લીધે નહીં પણ કેવળ હઠને લઇને મજુરોની માગણી નથી સ્વીકારતા. મજુરો આ વખત ફાવશે તો હંમેશાને માટે તેઓ ત્રાસ આપતા થઇ જશે અને તેમના સલાહકારોનું સાલ હંમેશને માટે પેસશે, આ વિચારને લઇને તેઓએ આ હઠ કરી હતી. આ હઠમાં રહેલા ભય અથવા ભ્રમનું નિરસન નવમા દિવસની પત્રિકામાં બહુ સુન્દર રીતે કરવામાં આવ્યું છે. "માલિકોને ડર છે કે મજુરોને માગ્યું આપવાથી મજુરો ઉદ્ધત બને. આ ડર પાયા વિનાનો છે. મજુરો કદાચ આજે દબાય તો પણ પોતાનો લાગ શોધી ઉદ્ધત બને એ સંભવિત નથી. દબાયલા મજુરો વેરભાવ રાખે એવો પણ સંભવ છે. દુનિયાની તવારિખ બતાવે છે કે મજુરો જ્યાં જ્યાં દબાયા છે ત્યાં ત્યાં તેઓ સ્હામે થયા છે. માલિકો એમ માને છે કે મજુરોની માગણી સ્વીકાર્યાથી તેઓના સલાહકારની અસર તેઓના પર વધશે. જો સલાહકારોની દલીલ સાચી હશે, જો તેઓ મહેનતુ હશે તો મજુરો હારે કે જીતે છતાં સલાહકારોને તેઓ છોડવાના નથી અને વધારે ધ્યાનમાં રાખવાનું તો એ છે કે સલાહકારો મજુરોનો ત્યાગ કરવાના નથી. **જેઓએ સેવાધર્મ સ્વીકાર્યો છે તેઓ તે ધર્મ સ્વામીની ઇતરાજી છતાં પણ છોડવાના નથી, જેમ તે નિરાશ થશે તેમ સેવામાં તે વધારે પરાયણ થશે એટલે ગમે તે પ્રયાસો કરે તો પણ માલિકો સલાહકારોને મજુરોના સહવાસમાંથી દૂર કરી નહીં શકે.** સલાહકારો અને મજુરો વચ્ચેના સેવક અને સ્વામીના

શીરસ્થાયી સંબંધની આ પ્રમાણે માલિકોને સખત ચેતવણી આપીને મહાત્માજી હવે પછીની પત્રિકામાં માલિકોની સ્થિતિનું વિવેચન કરવાનો પ્રારંભ કરે છે. આ અને આ પછીની કેટલીક પત્રિકાઓ કેવળ મજુરોને માટે જ નહીં પણ મીલમાલિકો માટે પણ પ્રયોજાયલી છે, તેનો હેતુ માત્ર મીલમજુરોનેજ કેળવવાનો નહીં હોઇ બની શકે તો મીલમાલિકોની પણ બુદ્ધિ ફેરવવાનો છે.

નોકર અને શેઠ વચ્ચેનો સંબંધ એકબીજાના સ્વાર્થ ઉપર બંધાયલો હોવાને બદલે એક બીજાના શ્રેય ઉપર બંધાયલો હોવો જોઇએ, આપલેના ધોરણ ઉપર ન બંધાયલો હોઇ, પરસ્પર લાગણી ઉપર બંધાયલો હોવો જોઇએ—એવા વિચારો મહાત્માજીએ ઘણાં વર્ષો ઉપર 'ઇંડિયન ઓપીનીઅન'માં, રસ્કિનના 'અન ટુ ધીસ લાસ્ટ' નામક પુસ્તક ઉપરથી લખેલા ×'સર્વોદય' નામના લેખમાં પ્રગટ કર્યા હતા. તેજ વિચારો કાળ જતાં વધારે પાકા થયલા એટલે વધારે સરળ, સીધી અને જોરદાર ભાષામાં આ પત્રિકાઓમાં બતાવવામાં આવ્યા છે, નીચેના શબ્દોમાં રહેલો વિવેકપૂર્ણ અને હૃદયસ્પર્શી આગ્રહ કોને અસર કર્યા વિના રહી શકે ?

"મજુરોની સ્હામે માલીકોની એકત્રતાએ કીડીઓની સ્હામે હાથીઓનું મંડળ ઉભું કર્યા બરોબર છે. ધર્મનો વિચાર કરતાં માલિકોએ મજુરોની સ્હામે થતાં થરથરવું જોઇએ. મજુરોનો ભુખમરો એ માલિકોનો લાગ છે, આવો ન્યાય હિંદુસ્તાનમાં પૂર્વે માણસોએ જ્ઞાનપૂર્વક સ્વીકાર્યો હોય એમ જણાતું નથી. અમે તો નિશ્ચયપૂર્વક આશા રાખેલી છે કે આ ગરવી ગુજરાતની રાજધાનીમાં શ્રાવક તથા વૈષ્ણવધર્મ સ્વીકારનારા માલિકો મજુરોને નમાવવામાં, તેઓને હઠપુર્વક ઓછું આપવામાં કદી પોતાની જીત સમજશે નહીં."

આ પછીની પત્રિકામાં એકએકના સ્વાર્થની ઉપર બંધાયલા રાક્ષસી સંબંધથી કેવાં વિપરીત પરિણામો આવ્યાં છે તે બતાવ્યું છે. એ બતાવતાં દક્ષિણ આફ્રિકાની લડતનો એક મનોરમ પ્રસંગ મહાત્માજીએ મજુરોને કહી બતાવ્યો છે. પત્રિકા ઉપર વિવેચન કરતાં મહાત્માજીએ સમજાવ્યું હતું કે—"જેવી રીતે દક્ષિણ આફ્રિકામાં આપણા મજુરોએ યુરોપીયન કામદારની હડતાલથી મુશ્કેલીમાં આવેલી આફ્રિકન સરકારની ભીડનો લાભ ન લેતાં પોતાની લડત બંધ કરી, સરકારને મદદ કરીને જગતમાં જશ લીધો હતો તેજ પ્રમાણે મીલમાલિકો ઉપર કંઇ ઓચિંતી આફત આવે તો તેનો લાભ લઇ તેમની કનડગત ન કરતાં તેમની મદદે આપણે ધાવું જોઇએ."

અત્યાર સુધીના ઉપદેશની મીલમજુરો ઉપર શી અસર થઇ હતી તે જરા તપાસી જઇએ. જ્યારે હડતાલ પડી ત્યારે અમદાવાદ શહેરમાં સ્થળે સ્થળે ત્રાસ વર્તી રહ્યો હતો. સૌના મનમાં હમેશાં ડર રહેતો હતો કે ખીજાયલા મજુરો રસ્તામાં તોફાન કરશે, ચોરી કરશે, મારફાડ કરશે, હુલ્લડ હુમલા કરશે; પણ દશ દિવસમાં લોકોએ આમાંનું કશું ન જોયું એટલે બધા વિસ્મય થઇ ગયા. જીલ્લાના કલેક્ટર જેમને એ અરસામાં મહાત્માજી મળ્યા હતા તેમણે પણ મજુરોના વર્તન વિષે સાન્દાશ્ચર્ય પ્રકટ કરીને કહેલું કે—"આવી

×આ લેખ આજ માસિકના માર્ચ, એપ્રીલ અને મે (૧૯૧૮)ના અંકમાં પ્રકટ થએલ છે.

રીતની સલાહ શાંતિથી લડાતી લડત મેં બીજે ક્યાંયે નથી જોઇ, એટલુંજ નહીં પણ સાંભળીયે નથી." દરરોજ સાંજના શાહપુર દરવાજા બહાર ચાર સાડાચાર વાગ્યાથી બાવળના ઝાડ નીચે મજુરોની મેદની થતી, લાંબે છેટેથી આવતાં તેઓને કંટાળો ન હતો, દરરોજ પ્રસિદ્ધ થતી પત્રિકા તેઓ ઉત્સાહથી વાંચતા અને પોતાના ન ભણેલા ભાઇઓને વાંચી સંભળાવતા. મહાત્માજી, અનસૂયા બ્હેન અને ભાઇ બેંકર વગેરે દર સાંજે આવતાં તેમને વધાવી લેતા, હજારોનાં ટોળામાંથી શાન્તિપૂર્વક માર્ગ આપતા, મહાત્માજીના ભાષણ અને પત્રિકાવાચન વખતે સંપૂર્ણ શાન્તિ જાળવી અને ભાષણને અન્તે પોતાનો નિશ્ચય અતિશય આગ્રહપૂર્વક દરરોજ પ્રકટ કરતા. બહારના માણસો પણ આ મેળાવડાઓમાં ઉભરાવા લાગ્યા. ન્હાનાં મ્હોટાં જે કોઇએ એ મેળાવડા જોયા છે તેઓની સ્મૃતિમાંથી તે કદી ખસનાર નથી. મોટે ભાગે અભણ એવા મજુરવર્ગમાંથી ચાલી રહેતો પ્રસંગોચિત નવી નવી ગઝલો અને કવિતોનો પ્રવાહ માણસને આશ્ચર્યમાં લીન કરે એવો હતો. એમાંના ઘણાક પ્રસંગને ઉદ્દેશીનેજ બનાવેલાં 'જોડકણાં' હતાં એમ કોઇ કહેશે, પણ એ જોડકણામાં રહેલો ભાવ, આગ્રહ, નિશ્ચય અને કૃતજ્ઞતા વિષે તો બે મત હોઇ શકે એમ નથી. આ જોડકણાંમાંનું એક આ લેખને મથાળેજ આપવામાં આવ્યું છે. મુસલમાન મજુરોના કેટલાકના લાગણી ભર્યા ઉદ્ગારોની કાંઇ ઓછી અસર થઇ નહીં હોય: "ઐસા સંપ આયંદા ન કદી હોગા, ન કદી હુઆ થા. મહાત્મા ગાંધી ઐસા ઝાડ હૈ જીસકી શાખેં સારે હિન્દુસ્તાનમેં ફેલી હુઈ હૈં. અપની પાબંદી, અપની ઇજ્જત, અપની આંનબાંન પર કાયમ રહીએ. જહાંતક મુમકીન હો ઇત્તિફાક કભી તોડીએ મત, તોડનેકા ખ્યાલ ભી મત લાઇએ! જો અપને ખેયરખ્વાહ બને હૈં, ઉનકા દામન કભી મત છોડીએ અપને સરતાજ જો અપની હમદર્દીમેં શામિલ હૈં ઉનકે નામકો ધક્કા ન લગના ચાહીએ. અપને સરતાજકી બિના ઇજાજતકે કામપર જાના નહીં. જો વે ફરમાવે કે મુફ્ત કામપર જાના તો મુફ્ત જાના. અપની ક્યા ઇજ્જત ગઇ, અપને સરતાજ, જીનોને અપની હરદમ ઉપર કમરબંદી બાંધી હૈ ઉનકો હી માનના." દિવસો જતાં મજુરોના કેટલાક ઉદ્ગારો તો પ્રચલિત થઇ ગયા અને "અરે! ડરો મત ગેબી મદદગાર હૈ યહાં!"

" અગર મરે ભુખે તો મરહી જાના જાનસે,
લાઝિમ હૈ ન બદલે અપને ઇમાનસે."

એવાં એવાં વચનો તો હજી લોકો નથી ભૂલ્યા.

મજુરોના ઉદ્ગાર માત્ર એમ બતાવી આપતા હતા કે રસ્કિન જેને "roots of honour" કહે છે અને જેને મહાત્માજીએ સાચનાં મૂળ કહ્યાં છે તે આ ગરીબ વર્ગમાં બીજા વર્ગના કરતાં બહુ ઉંડાં છે.

અહીં પ્રસંગોપાત કહી લેવું જોઇએ કે આવી શાન્ત અને રસભરી રીતે કામ ચાલી રહ્યું હતું તેમાં પણ જાણ્યે અજાણ્યે સ્હામા પક્ષને જરા માઠું ન લાગે એવું કાંઇ પણ ન બોલવામાં આવે કે ન કરવામાં આવે તેની મહાત્માજી બહુ કાળજી રાખતા. એક વાર એક શીઘ્ર કવિ મજુરે બહુ ઉત્સાહમાં આવી જઇ પોતાના દુહામાં મીલના સંચાઓની ખૂબ હાંસી કરી, મીલ માલિકોની કંઇક તિરસ્કાર યુક્ત મજાક કરી હતી. તેને મહાત્મા-

જીએ કહ્યું હતું.—"સંચાઓને તમે ખાલી ખોખાં કહી હાંસી કરો છો તે વ્યાજબી નથી. એ સ્થુલ સંચાએ તમારૂં કાંઇ બગાડયું નથી. એમાંથીજ તમને એકવાર રોજી મળતી હતી. આપણા કવિઓને હું કહીશ કે આપણે કડવા ઉદ્‌ગાર નથી કહાડવાના, આપણે શેઠીઆ ઉપર કંઇ આક્ષેપ નથી કરવાના, શેઠીઆઓ આપણાથી મોટરમાં મ્હાલે છે, એમ કહેવાથી કાંઇ વળતું નથી. એ કહેવામાં આપણી કિંમત ચાલી જાય છે. હું તો કહું છું કે બાદશાહ જ્યોર્જ આપણે પ્રતાપે રાજ્ય ચલાવે છે, પણ તેમ કહેવામાં આપણી કિંમત જરાયે રહેતી નથી. અમુક માણસ નઠારા છે એમ કહેવાથી આપણે સારા નથી ઠરવાના. જે માણસ બુરૂં કરે છે તેનો જોનાર ઉપર બેઠેલો છે, તે તેને ન્યાય આપે છે, આપણે કોણ ન્યાય આપનારા ? આપણે તો એટલુંજ કહીએ કે તેઓ પાંત્રીસ ટકા આપણને નથી આપતા એટલીજ તેમની ભૂલ છે." (અપૂર્ણ.)

મહાદેવ હરિભાઇ દેશાઇ.

---

# સુધારાના યોજનાના મુદ્દા.

---

હિન્દી વજીર મી. મોન્ટેગ્યુ અને આપણા વાઈસરોય લોર્ડ ચેમ્સફર્ડે હિન્દી રાજ બંધારણમાં કરવાના સુધારા વિષે જે રીપોર્ટ પ્રકટ કર્યો છે તેમાં કરવામાં આવેલી મુખ્ય સૂચનાઓ નીચે પ્રમાણે રીપોર્ટને અંતે તારવવામાં આવી છે તેનું ભાષાંતર જરૂર જેટલી ટીકા સાથે નીચે આપવામાં આવ્યું છે:—

## પાર્લામેન્ટ અને ઇન્ડીયા ઓફીસ.

૧ પાર્લામેન્ટ અને હિન્દી વજીરનો અંકુશ ઓછો કરવો (બંધારણ અને વહીવટની દૃષ્ટિથી હિન્દના સમસ્ત રાજકારભાર અને રક્ષણ માટે બ્રીટીશ પાર્લામેન્ટ અને તેની તરફથી બ્રીટીશ પ્રધાનમંડળ અને ખાસ કરીને હિન્દી પ્રધાન જવાબદાર ગણાય છે. હિન્દી સરકાર અને પ્રાંતિક સરકારને કેટલીક બાબતોનો પોતાની મરજી મુજબ તરતજ અમલ કરવાના વિશાળ પણ ચોક્કસ સત્તાઓ આપવામાં આવી છે; છતાં તેના પર મોટી મર્યાદાઓ મૂકવામાં આવી છે. અમુક રકમથી વધારે પગારની જગ્યાયો કે એકંદર કોઈ ઓફીસનો ખર્ચ અમુક હદ ઉપરાંત વધારવો હોય કે કોઇ ખાતામાં અમુક રકમથી વધારે ખર્ચ કરવો હોય તો હિન્દી પ્રધાનની સંમતિ મેળવવી પડે છે. દરેક કાયદો અને વાર્ષિક અંદાજપત્ર—પ્રાંતોનાં તેમજ હિન્દી સરકારનાં—હિન્દી વજીર અને તેમનું મંડળ ઘણીજ બારીકીથી તપાસીને તેમાં ફેરફારો કરે છે. ઉપરાંત રાજનીતિ અને વહીવટના મોટા સવાલો પરનો હિન્દી વજીરનો અભિપ્રાય અહીંઆંની સરકારને કબુલ રાખવો જોઇએ. આથીજ કરીને હિન્દી વજીર આખી દુનિયામાં મોટામાં મોટો આપખુદ અમલદાર કહેવાય છે કારણ કે એક પાસથી ૩૩ કરોડની પ્રજાના રાજતંત્ર તે ઉપર સર્વોપરિ અને વિશાલ સત્તાઓ ભોગવે છે ત્યારે બીજી પાસ પાર્લામેન્ટ હિન્દને લગતી થોડીજ—ખાસ કરીને ઈંગ્લંડની સાથે સંબંધ ધરાવતી—બાબતોમાં રસ લેતી હોવાથી તેની સત્તા ઘણે અંશે નિરંકુશ છે. પણ જ્યાં સુધી પાર્લામેન્ટ અમુક

વજીરને હાલના જેવો કારભાર કરવો પડે. હવે આ રીપોર્ટમાં સૂચવાયું છે કે પ્રાંતિક રાજતંત્રમાં જે કેટલાંક ખાતાં પ્રજાના પ્રતિનિધિઓને સોંપી દેવાનાં છે તેનાપરથી પૂરેપૂરો અને બાકીનાં પ્રાંતિક અને હિન્દી ખાતાપરથી કેટલેક અંશે પાર્લામેન્ટે અને તેને અંગે હિન્દી વજીરે પોતાનો અંકુશ કમી કરવો. અલબત, ભવિષ્યમાં પણ રાજનીતિના અને ખર્ચના મોટા સવાલોપર તો હિન્દી વજીરનો કાબુ રહેશે.)

૨. હિન્દી વજીરનો પગાર બ્રીટીશ પ્રજાના અંદાજપત્રમાં સામેલ કરવો.

( અંગ્રેજ સત્તાધીશોએ પણ ઘણા વખતથી કબૂલ કર્યું છે કે ઈંગ્લંડ હિન્દપર અમલ ચલાવે છે તે જેમ હિન્દના હિતને સારૂ છે તેમ ઈંગ્લંડના લાભ માટે પણ છે. તેથી જેમ સંસ્થાનોના પ્રધાનનો પગાર ઈંગ્લંડની તીજોરીમાંથી લેવાય છે તેમ હિન્દી વજીરનો પણ લેવાવો જોઇયે. આપણી આ માગણીનું આથી વધારે મજબુત કારણ તો એ હતું કે આ સૂચનાનો અમલ થતાં હિન્દી રાજવહીવટના સવાલો વધારે સારી રીતે આમની સભામાં ચર્ચાશે. હાલ હિન્દી સવાલો પર થોડુંજ ધ્યાન તે સભામાં અપાય છે. બ્રીટીશ હિન્દનું અંદાજપત્ર માત્ર પાર્લામેન્ટ આગળ માહીતી માટે પણ રજુ કરવામાં આવે છે જ્યારે હિન્દી પ્રધાનનો પગાર ઇંગ્લંડના અંદાજપત્રમાં મૂકાય એટલે તે વિષે આમની સભાનો મત પણ મંગાય. બ્રીટીશ અંદાજપત્રનો વિગતવાર વિચાર કરવાને આમની સભાની ખાસ કમીટી નીમવામાં આવે છે તેમાં હિન્દી પ્રધાનના પગારનો વિચાર કરવાનો હોય તો હિન્દી કારભાર વિષે ઘણી રસભરી ચર્ચા થાય અને આમ આપણી માગણીઓ અને ફરિયાદો પર ધ્યાન આપવાની તેને તક મળે.

૩. હિન્દના કારભાર તરફ ધ્યાન આપવાને એક ખાસ કમીટી નીમવા આમની સભાને ભલામણ કરવી.

( આ સૂચનાનો હેતુ પણ આમની સભામાં હિન્દી સવાલોના વિચાર અને ચર્ચાને ઉત્તેજન આપવાનું છે. ધારાસભાના વધુ મતથી વિરૂદ્ધ થઇને અમુક કાયદાઓ પસાર કરવાની કે અટકાવવાની જે સત્તા હવે પ્રાંતિક અને વડી સરકારને આપવામાં આવનાર છે તેના અમલ વિષે ધારાસભાઓ પોતાની ફર્યાદ આ કમીટી આગળ રજુ કરી આમની સભામાં તે વિષે ઉહાપોહ કરી શકશે અને બાર વર્ષે જ્યારે પાર્લામેન્ટ તરફથી હિન્દના રાજબંધારણમાં સુધારા સૂચવવાને કમીશન નીમાશે ત્યારે તેના કાર્યમાં આ કમીટીએ કરેલા રીપોર્ટ વગેરે ઘણાંજ કિંમતી થઈ પડશે. )

૪. હિન્દી વજીરની સભા અને તેની લંડનની ઓફીસના હાલના બંધારણને તપાસી તે વિષે રીપોર્ટ ઘડવા એક કમીટી નીમવી.

( ઉપર જણાવ્યા પ્રમાણે હિન્દી વજીરનો અને તેથી તેમના મંડળ અને ઓફીસનો મોટાં ખાતાં પર ઓછો અંકુશ રાખવાનો આવશે. આથી મંડળમાં તેમજ ઓફીસમાં જે ફેરફાર કરવા જોઇયે તે વિષે વિચાર કરવાને આ કમીટી નીમવાની છે. )

## હિન્દી સરકાર.

૫. સુલેહ, વ્યવસ્થા અને સુરાજ્યને વિષે પોતાની જવાબદારી અદા કરવાને જે બાબતો ખાસ અગત્યની જણાય તેના પર હિન્દી સરકારની નિર્વિવાદ સત્તા કાયમ રાખવી.

( આ કલમનો શબ્દશઃ અર્થ કરીએ તો એમજ સમજાય કે રાજ્યનાં બધાં ખાતાંઓ પર હિન્દી સરકારની પૂરેપૂરી સત્તા કાયમ રાખવી. પણ ખરો અર્થ તો એમ લાગે છે કે પ્રાંતમાં પ્રજાને સોંપ્યા સિવાયનાં તમામ પ્રાંતિક અને હિન્દી ખાતાં વિષે પ્રાંતિક અને હિન્દી ધારાસભાને અમુક હદ સુધી તેનુ ધાર્યું કરવા દેવું પણ છેવટની સંપૂર્ણ સત્તા તો હિન્દી સરકારના હાથમાં રહેશે કારણ કે તેટલે અંશે તે પાર્લામેન્ટ અને હિન્દી વજીરને જવાબદાર રહે. )

૬. હિન્દ માટે એક પ્રીવી કાઉન્સીલ રચવી.

( ઇંગ્લંડમાં અનુભવી રાજપુરૂષો અને ઉમરાવો વગેરેની એક સભા શહેનશાહને અમુક વિષયોમાં સલાહ આપવાને, અને છેલ્લી અપીલોનો નિકાલ કરવાને કેટલાક સૈકાઓથી નીમવામાં આવે છે. અહીંયા તો વાઇસરાય જ્યારે સલાહ માગે ત્યારે આપવાને આ સભા રચવાની દરખાસ્ત મુકી છે અને તેમાં દેશી રાજાઓ અને તેમના દીવાનો, કાઉન્સીલ ઓફ સ્ટેટના સભાસદો અને હાઇકોર્ટના ન્યાયાધીશોને નીમવાની દરખાસ્ત રજુ કરવામાં આવી છે. )

## કારોબારી મંડળ.

૭. ગવર્નર જનરલના કારોબારી મંડળમાં હિન્દી તત્વનો વધારો કરવો.

( હાલ આ મંડળમાં એક હિન્દી સભાસદ નીમાય છે. તેને બદલે બે હિન્દીઓને નીમવાનું રીપોર્ટમાં સુચવ્યું છે. )

૮. કારોબારી મંડળના સભાસદોની વધુમાં વધુ સંખ્યા વિષે તેમજ તેને માટે લાયકાતની મર્યાદાઓ દૂર કરવી.

( હાલ વાઇસરોયની કારોબારી સભામાં વધારેમાં વધારે ૭ સભાસદો નીમી શકાય. આ સુચના પ્રમાણે હવે તેથી વધારેને પણ નીમી શકાય. વળી હાલ અમુક ભાગના સભાસદો સીવીલ સર્વીસના અમલદારો હોવા જોઇએ એવી કલમ છે તે પણ રદ થાય. આમ સીવીલીયન ન હોય તેવા સભાસદોને નીમી શકાશે, પણ સીવીલીયનોને નજ નીમવા એવું બંધન કર્યું નથી. )

૯. ગ્રેટબ્રીટનમાં પાર્લામેન્ટના કામ માટે ઉપમંત્રીઓ નીમાય છે તેવી પદવી માટે ધારાસભાના સભાસદોને અમુક સંખ્યામાં નીમવાની સત્તા ( કાયદાથી ) લેવી.

( ધારાસભામાં કારોબારી સભાના કોઇ સભાસદ હાજર ન રહી શકે ત્યારે તેની જગ્યાએ કામ કરવાને આ નિમણુક કરવાનો હેતુ છે. ચુંટાએલા કે બિનઅમલદાર સભાસદોનેજ નીમી શકાય એવું કંઇ રાખવાનું નથી. )

## ધારામંડળ.

૧૦. ગવર્નર જનરલની હાલની ધારાસભાને બદલે નવી ધારાસભા અને કાઉન્સીલ ઓફ સ્ટેટસ રાજસભા—એમ બે ધારામંડળો રચવાં.

( જે સુધરેલા દેશ રાજસત્તા ભોગવે છે તેના ઘણામાં ઘણા ધારામંડળના બે અંગ

હોય છે. એકમાં પ્રજાના પ્રતિનિધિઓજ હોય છે અને બીજુ ફ્રાંસના માફક પ્રજામાં બીજી રીતે ચુંટાતું હોય અથવા અમેરીકાની માફક પ્રાંતિક મંડળોમાંથી ચુંટાતું હોય અથ ઈંગ્લંડની માફક શહેનશાહે નીમેલા ઉમરાવો ધર્માધ્યક્ષો વગેરેનું બનેલું હોય. બી મંડળ રચવાનું મુખ્ય કારણ એ હોય છે કે પ્રજાકીય મંડળ ઉતાવળથી કોઇક કા પસાર કરે તો તેને અટકાવી તે વિષે પ્રજામત એકત્ર કરાય અને તેની ભૂલો સુધારાય. બી મંડળમાં અમલદારો અને ઉમરાવો જેવા અમુક વર્ગોની સત્તાને પ્રધાનપદ આપવા ઇરાદો હોય છે.)

૧૧. રાજસભામાં ૫૦ સભાસદો નીમાશે (આ ઉપરાંત ગવર્નર–જનરલ તે પ્રમુખ હશે અને તે ઉપપ્રમુખ નીમશે). આ સભાસદો પૈકી ૨૧ ચુંટાશે અને ગવર્નર–જનરલ નીમશે. નીમવાના સભાસદો પૈકી ૪ બિનઅમલદાર હશે અને વધારે વધારે ૨૫ (કારોબારી મંડળના સભાસદો સુદ્ધાંત) અમલદારો હશે.

રાજસભાની મુદત પાંચ વર્ષની હશે.

રાજસભાના સભાસદોની લાયકાત વિષે ગવર્નર–જનરલ–ઇન–કાઉનસીલ નિયમો ઘ

(પ્રાંતિક ધારાસભાના બિનઅમલદાર સભાસદો તરફથી ૧૫ અને મુસલમાનો, જ નદારો અને વેપારી મંડળો—એ દરેક તરફથી ૨–એમ કુલ ૨૧ સભાસદો ચુંટાવા જોઇ એવી સૂચના રીપોર્ટમાં કરવામાં આવી છે. આ મંડળનું બંધારણ તપાસતાં જણાશે ન કે તે હાલની ધારાસભા કરતાં કંઇક સારૂં છે પણ બીજી પાસ તેમાં અમલદ અને નીમાએલા સભાસદોની વધુમતિ તો હશે અને બિનઅમલદારો કરતાં એક અમલ વધારે હશે. એટલે સરકારનો પૂરો કાબુ આ સભાપર રહેશે.)

૧૨. ધારાસભામાં ૧૦૦ સભાસદો હશે; તેમાંના ⅘ ભાગના ચુંટાશે અને ⅕ ભ નીમાશે. નીમાએલા સભાસદો પૈકી ઓછામાં ઓછા ⅓ ભાગના સભાસદો બિનઅમલ હોવા જોઇએ.

આ સભાના પ્રમુખની નીમણુંક ગવર્નર–જનરલ કરશે.

(ધારાસભાના ⅘ ભાગના સભાસદો કેવી રીતે ચુંટાવા જોઇએ–પ્રાંતિક ધાર ભાની મારફત કે સીધા પ્રજા તરફથી તે વિષે રીપોર્ટમાં ચોક્કસ દરખાસ્ત કરવામાં અ નથી. પ્રમુખ તરીકે અમલદાર નીમાશે. સામાન્ય રીતે બીજા દેશોમાં ધારાસભા પોત પ્રમુખ નીમે છે.)

૧૩. રાજસભાના અમલદાર સભાસદોને ધારાસભામાં નીમી શકાશે.

(આથી જ્યારે મતભેદ થતાં ધારાસભા અને રાજસભાની સંયુક્ત સભા મળે ત કારોબારી સભાના સાત સભાસદો ઉપરાંત બીજા થોડા પણ અમલદારો સભાસદ કુલ સરવાળામાં ઘટે.)

૧૪. રાજસભા કે ધારાસભાને રદ કરવાની સત્તા ગવર્નર–જનરલને રહેશે.

(આવી સત્તા સામ્રાજ્યના સંસ્થાનોમાં વડા રાજ્યાધિકારીઓને–ગવર્નરોને તે ગવર્નર–જનરલોને હોય છે.)

૧૫. કાયદા ઘડવા માટે નીચેનો શિરસ્તો અનુસરવામાં આવશે.

**અ.** દાખલ **સરકારી ખરડાઃ** તે સામાન્ય રીતે ધારાસભામાં કરવામાં આવશે અને ત્રણે વખત પસાર કરવામાં આવશે અને જો ધારાસભામાં પસાર થાય તો રાજસભામાં મોકલવામાં આવશે. રાજસભા ખરડામાં એવો સુધારો કરે કે જે ધારાસભાને પસંદ ન પડે તો બન્નેની સંયુકત સભામાં તે ખરડો રજુ કરવામાં આવશે—શિવાય કે જો રાજસભાએ કરેલા સુધારા સુલેહ, વ્યવસ્થા અને સુરાજ્ય (જેમાં નાણાંના સંગીન વહીવટનો સમાવેશ થાય છે) માટે તે સુધારા જરૂરના છે, એવું સર્ટીફીકેટ આપવાને વાઇસરોય તૈયાર થાય તો તેને રદ ન કરવાની કે ફેરવવાની સત્તા ધારાસભાને રહેશે નહિ. પણ જો ખરડો રજુ કરવાની રજા ધારાસભા ન આપે અથવા કોઇ પણ વખતે તેને ઉડાવી દે તો તે ખરડો ઉપર જણાવેલી વ્યાખ્યામાં આવે છે, એવું સર્ટીફીકેટ આપીને ગવર્નર—જનરલ ઇન—કાઉન્સીલ ફરીથી મૂળ સ્વરૂપમાં તે ખરડો કાઉન્સીલ ઓફ સ્ટેટમાં દાખલ કરી શકે. વળી, અમુક ખરડા ખાસ તાકીદના છે એવું સર્ટીફીકેટ આપીને ગવર્નર—જનરલ—ઇન—કાઉન્સીલ તેને પહેલીજ વાર રાજસભામાં દાખલ કરી ત્યાં પસાર કરી શકે અને ધારાસભાને માત્ર તેની ખબર જ આપે.

**બ. ખાનગી ખરડા.**—ખરડો રજુ કરનાર જે મંડળના સભાસદ હોય ત્યાં તે રજુ કરે અને ત્યાં પસાર થયા પછી બીજા મંડળમાં તે રજુ થાય. મંડળો વચ્ચે મતભેદ પડે ત્યારે બન્નેની સંયુકત સભાથી તેનું સમાધાન કરવું. પણ જો કોઇ ખરડો (પછી તે પહેલો ધારાસભામાં રજુ થયો હોય કે નહિ તોપણ) ધારાસભામાંથી એવા સ્વરૂપમાં બ્હાર નીકળે કે જે સારા વહીવટને નુકશાન પહોંચાડે, એમ સરકારને લાગે તો ઉપર જણાવેલા શબ્દોમાં સર્ટીફીકેટ આપીને પહેલી વાર કે ફરીથી રાજસભા આગળ રજુ કરવાની સત્તા ગવર્નર—જનરલ—ઇન—કાઉન્સીલને રહેશે; અને રાજસભા તે ખરડાને જે છેવટનુ સ્વરૂપ આપે તે પ્રમાણેજ તે કાયદો બનશે.

(આ ઉપરથી સ્પષ્ટ છે કે સામાન્ય નિયમ તરીકે બધા વિષયમાં ધારાસભાના અથવા તેની અને રાજસભા વચ્ચે મતભેદ થાય ત્યારે તેની સંયુકત સભાના વધુમત પ્રમાણે કાયદાઓ ઘડાશે અને આ બન્નેમાં પ્રજા તરફથી ચુંટાયેલા સભાસદોની વધુ સંખ્યા હશે. પણ જે બાબતો સરકારને સુલેહ, વ્યવસ્થા અને સુરાજ્ય—જે શબ્દોનો અર્થ સરકારનેજ કરવાનો છે—માટે જરૂરની લાગે તેમાં પોતાનુ ધાર્યું કરવાની સત્તા સરકારને મળે છે; અને કોઇ પણ વિષયમાં પ્રજાના પ્રતિનિધિઓને છેવટની સત્તા મળતી નથી.)

૧૬. ઠરાવો ભલામણ રૂપેજ ગણાશે.

(બધા દેશમાં ધારામંડળોના સામાન્ય ઠરાવો ભલામણ રૂપેજ ગણવામાં આવે છે. ગયા સૈકામાં સીવીલ સર્વીસની પરીક્ષા ઇંગ્લંડમાં અને હિન્દમાં સાથે લેવાનો ઠરાવ બ્રીટીશ આમની સભાએ પસાર કર્યો હતો પણ તેનો અમલ કરવાનું બ્રીટીશ પ્રધાનમંડળે યોગ્ય ધાર્યું નહતું. આ વિષે ધ્યાનમાં રાખવાનું તો એ છે કે અંદાજપત્ર વિષે પણ જે ઠરાવો ધારાસભામાં પસાર કરવામાં આવશે તે પણ ભલામણ રૂપેજ લેખાશે અને તે સરકારને બંધનરૂપ નીવડશે નહિ. બીજા દેશોમાં અંદાજપત્રને નાણાંના બીલ તરીકે

ધારાસભા આગળ રજુ કરવામાં આવે છે અને તેમાં જે ફેરફાર થાય તે પ્રમાણે તેનો અમલ કરી શકાય છે. આવી કોઇ વ્યવસ્થા વડી સરકાર માટે સૂચવવામાં આવી નથી એટલે પ્રજાના પ્રતિનિધિઓને સરકારની તીજોરીમાં પણ કંઇજ સત્તા મળતી નથી. )

૧૭. ગવર્નર–જનરલ અને શહેનશાહતને ધારાઓ મંજુર કે નામંજુર કરવાની તેમજ મુલતવી રાખવાની સત્તા રહેશે.

( સામ્રાજ્યના બીજા ભાગોમાં પણ આવો નિયમ હોય છે. )

૧૮. ગવર્નર–જનરલને હાલની માફક ફરમાન કાઢવાની અને ગવર્નર–જનરલ–ઇન–કાઉન્સીલને ( અમુક મુદ્દત માટે ) કાયદા ઘડવાની સત્તા રહેશે.

( હાલ વડી સરકારનો કોઈ તાકીદનો ઠરાવ ધારા તરીકે પસાર કરવા જેટલો વિલંબ ન કરતાં, તરતજ ફરમાન રૂપે બ્હાર પાડવાની સત્તા વાઇસરોયને છે તે કાયમ રહેશે; તેમજ અમુક પછાત મુદ્દત માટે કાયદા કારોબારી સત્તાની રૂએ પસાર કરવાની સત્તા પણ રાખી છે. )

૧૯. રાજસભા અને ધારાસભાના નીમાએલા અમલદારોને સરકાર ખાસ સૂચના કરે તે શિવાય બોલવામાં અને મત આપવામાં અંગત છૂટ રહેશે.

( હાલ તો અમલદારોનો અંગત મત ગમે તે હોય તો પણ સરકારના મતને હમેશાં ટેકો આપવાની તેમને ફરજ પડે છે. )

૨૦. રાજસભા અને ધારાસભાના કોઇ પણ સભાસદને ( કોઇએ પહેલેથી પૂછેલા સવાલનો જવાબ મળ્યા પછી ) વધારાનો સવાલ પૂછવાની સત્તા રહેશે. કોઇ સવાલનો જવાબ જાહેર હિતની દ્રષ્ટિથી આપી શકાય નહિ તે કારણથી તે સવાલ ગવર્નર–જનરલ બાતલ કરી શકશે નહિ; પણ કોઇ સવાલ પૂછવામાંજ જાહેર હિતને નુકશાન થાય તેમ હોયતો ગવર્નર–જનરલ તેને બાતલ કરી શકશે.

( હાલ મૂળ સવાલ પૂછનારજ વધારાનો સવાલ પૂછી શકે છે; હવે બીજો કોઇ સભાસદ પણ તેવો સવાલ પૂછી શકશે. સવાલો બાતલ કરવાની સત્તા કંઇક અંશે કાપીને પણ રાખવામાં આવી છે. )

૨૧. રાજસભા અને ધારાસભાઓની કાર્યવાહીના નિયમો પહેલાં તો ગવર્નર–જનરલ–ઇન–કાઉન્સીલ ઘડશે; તે બન્ને મંડળો ગવર્નર–જનરલની સંમતિથી પોતાને લગતા નિયમોમાં સુધારા વધારા કરી શકશે, દરેકના નિયમો વિષે હિન્દી વજીરની સંમતિની જરૂર રહેશે નહિ અને તે પાર્લામેન્ટ આગળ મૂકવામાં આવશે નહિ.

( હાલ ધારાસભાને પોતાના નિયમોમાં ફેરફાર કરવાની સત્તા નથી. )

૨૨. રાજસભા અને ધારાસભા એ બન્ને તરફથી એકત્ર કાયમી કમીટીઓ બને તેટલાં સરકારી ખાતાં માટે ચુંટવામાં આવશે. ક્યાં ખાતાં માટે આવી કમીટીઓ રાખવી, એનો નિર્ણય ગવર્નર–જનરલ–ઇન–કાઉન્સીલ કરશે અને ખાતાંને લગતી કઇ બાબતો

કમીટી આગળ મૂકવી તેનો નિર્ણય તેના ઉપરી કરશે. ધારાસભા અને રાજસભા બિન-અમલદાર સભાસદો લેખી મત આપીને આ કમીટીના ⅔ ભાગના સભાસદો ચુંટશે અને ગવર્નર–જનરલ–ઇન–કાઉન્સીલ ⅓ ભાગના સભાસદો નીમશે.

(બીજા દેશોમાં પણ ધારામંડળો તરફથી જુદાં જુદાં ખાતાં માટે કાયમી કમીટીઓ નીમવામાં આવે છે પણ તેને આથી વધારે ચોક્કસ અને વજનદાર સત્તાઓ સોંપવામાં આવે છે. )

૨૩. વડી સરકાર પોતાની જવાબદારી બરાબર અદા કરી શકે એવી રીતે પ્રાંતિક સરકારને ધારા, વહીવટ, અને નાણાનાં કારભારમાં ઉપરી સભાના અંકુશમાંથી વધારેમાં વધારે સ્વતંત્ર કરવા.

( જે પ્રાંતિક ખાતાં પ્રજાને સોંપવાનાં છે તેમાં લગભગ પૂરેપૂરી અને બાકીનામાં પણ હાલના કરતાં વધારે સ્વતંત્રતા પ્રાંતિક સરકારને આપવાનો ઇરાદો છે. છતાં પ્રજાને સોંપવામાં આવનારાં ખાતાંપર દેખરેખ અને કંઇક અંકુશ રાખવાની સૂચના રીપોર્ટમાં કરવામાં આવી છે. સરકારી ખાતાં પરતો હજી ઘણો અંકુશ રહેશે એ પણ ચોક્કસ છે.)

૨૪. પ્રાંતોમાં પહેલાં અમુક વિષયોમાં પ્રજાને જવાબદારી સોંપીને–જેને હવે પછી પ્રજાકીય વિષયો કહેવામાં આવશે–(બાકીના બધા સરકારી કહેવામાં આવશે) અને પછી ક્રમે ક્રમે વધારે ખાતાં સોંપીને પુરેપૂરૂં જવાબદાર રાજતંત્ર સ્થાપવાનું છે.

(કૉંગ્રેસ–લીગની યોજનામાં પણ પૂરૂં પ્રાંતિક સ્વરાજ્ય આપણે માગ્યું નહતું. આપણે અમુક ખાતાંપર પૂરી સત્તા કે તે વિષે પૂરી જવાબદારી માગી ન હતી પણ કાયદા અને નાણાંની પૂરી સત્તા પ્રજાકીય ધારાસભાને આપવાની અને કારોબારી મંડળમાં એ સભાસદો સરકાર તરફથી નીમવાની અને એ ધારાસભાના ચુંટાએલા સભાસદો નીમવાની માગણી કરી હતી. આમાં બધાં ખાતાં માટે સત્તા અને જવાબદારીમાં આપણા સભાસદો સરકારના ભાગીદાર બનત, પણ ધારાસભાને પાર્લામેન્ટના જેવી સત્તા મળત. પણ ગયા વર્ષના ઑગસ્ટ માસની ૨૦ મી તારીખે સ્વરાજ્ય વિષે જે જાહેરનામું સરકારે બહાર પાડયું હતું તે અનુસાર સરકારનાં થોડાં ખાતાંમાં પણ પૂરી જવાબદારી આપીનેજ સંપૂર્ણ સ્વરાજ્યના ધોરી માર્ગપર આપણને મૂકવા જોઇએ એમ રીપોર્ટમાં માની લેવામાં આવ્યું છે. આવી શરૂઆત પ્રાંતિક બંધારણમાં કરવી અને ચોક્કસ શરતો પ્રમાણે અમુક ખાતાના કાયદા, વહીવટ અને નાણાંની પૂરી સત્તા ધારાસભાને અને તેમાંથી નીમેલા પ્રધાનોને આપવાનો સરકાર ઇરાદો રાખે છે.

દરેક પ્રાંતમાં કયા વિષયો પ્રજાને સોંપવા તે વિષે ભલામણો કરવાને હિન્દ બહારના પ્રમુખની, એક અમલદારની અને એક બિનઅમલદારની કમીટી સૂચનાઓ કરશે તે વિષે વિચાર કરીને ગવર્નર જનરલ–ઇન–કાઉન્સીલ હિન્દી વજીરની સંમતિ લઇને છેવટનો નિર્ણય કરશે. પોલીસ, કાયદા, ન્યાય, જમીન મહેસુલ–એ વિષયો પ્રજાને ન સોંપાય એમ રીપોર્ટમાં જણાવ્યું છે.

## પ્રાંતિક કારોબારી મંડળ.

૨૫. ગવર્નર અને કારોબારી સભાના સભાસદો, ધારાસભાના ચુંટાએલા સભાસદોમાંથી ગવર્નરે નીમેલા પ્રધાનો, અને ખાતા વગરના એક અથવા વધારે સભાસદો—એ બધાનું પ્રાંતિક કારોબારી મંડળ બનશે.

( આમ નવા કારોબારી મંડળમાં ત્રણ તત્વો હશેઃ (૧) કારોબારી સભાસદો હાલ ત્રણ નીમાય છે તેને બદલે બે હશે; (૨) પ્રધાનો જેઓ ધારાસભાના પ્રજાકીય સભાસદોમાંથી નીમાશે અને જેઓ સ્વભાવિક રીતે ધારાસભાના આગેવાને હશે; નહિ તો તેઓ ધારાસભામાંથી પોતાને જરૂરી કાયદા અને અંદાજપત્ર પસાર કરાવી ન શકે; અને (૩) ખાતા વગરના સભાસદ. આવા સભાસદો. બીજા દેશોમાં પણ રાજકીય પક્ષની જરૂરીયાતોથી અને ગંભીર સવાલોપર અનુભવી માણસોની સલાહ લેવાના હેતુથી નીમવામાં આવે છે. રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે નવી કારોબારી સભાના અંગ્રેજ સભાસદ શિવાય બીજા કોઇને વહીવટનું જ્ઞાન નહિ હોય તેથી તેની પુરવણી કરવાને એક કે વધારે અમલદારોની સલાહનો લાભ લેવાને તેમને કારોબારી મંડળમાં દાખલ કરવાનું યોગ્ય ધાર્યું છે. તેમને મત આપવાનો અધિકાર નહિ હોય અને તેમને પોતાની જગ્યાનો જે પગાર મળતો હશે તેજ મળ્યાં કરશે )

૨૬. કારોબારી સભામાં બે સભાસદો હશે અને તેમાં એક હિન્દી નીમાશે.

સરકારને હસ્તક રહેલાં ખાતાંપર ગવર્નર અને કારોબારી સભાની સત્તા રહેશે.

૨૭. ધારાસભાની મુદત માટે પ્રધાન અથવા પ્રધાનો નીમાશે અને તેમની પ્રજાકીય ખાતાપર સત્તા રહેશે.

( આ ઉપરથી સમજાશે કે નવા કારોબારી સભાના બે સભાસદો સરકારી ખાતાનો વહીવટ કરશે અને તે વિષે તેમનો નિર્ણય છેવટનો ગણાશે. ગવર્નર અને પ્રધાનો પ્રજાને સોંપાએલાં ખાતાંપર સત્તા ભોગવશે અને તે વિષે તેઓજ છેવટનો નિર્ણય કરી શકશે. રીપોર્ટ જણાવે છે કે સંસ્થાનોની માફક અહીંઆં ગવર્નર પ્રધાનોની સલાહજ હમેશાં કબૂલ કરે એમ તરત બનશે નહિ છતાં પ્રધાનોની સલાહ વિરૂદ્ધ ગવર્નર હમેશાં નિર્ણય નહિ આપે. એકંદર જે પ્રધાનોને ધારાસભાનો સંગીન ટેકો હોય તેઓ ગવર્નરને સહેલાઇથી મ્હાત કરી શકે. આમ કારોબારી સત્તાના બે વિભાગ કરવામાં આવ્યા છે તોપણ કારોબારી સભાસદો અને પ્રધાનો મળીને સામાન્ય રીતે બધાં ખાતાંના મુખ્ય સવાલો વિચારે અને જે નિર્ણયો કરવામાં આવે તેને સર્વે ટેકો આપીને બ્હાર દુનિયાની સમક્ષ ઐક્ય દાખવે એવી કલ્પના રીપોર્ટમાં દર્શાવવામાં આવી છે.)

૨૮. કારોબારી સભાના વધારાના સભાસદ કે સભાસદોને ગવર્નર પોતાના ઉપરી અમલદારોમાંથી મસલત અને સલાહ માટેજ નીમશે.

૨૯. આ પ્રમાણે રચાયેલી સરકારના બધા સભાસદો સામાન્ય રીતે ભેગા મળીને મસલત કરશે પણ કારોબારી મંડળના માત્ર એક કે બીજા અંગને મસલત કરવાને ગવનર બોલાવશે. સરકારી વિષયો સંબંધી બધા સવાલોમાં અને પ્રાંતિક અંદાજપત્રમાં તેના

આંકડા વિષે નિર્ણય ગવર્નર અને કારોબારી સભા કરશે; અને પ્રજાકીય ખાતાં વિષે બધા સવાલોમાં અને પ્રાંતિક અંદાજપત્રમાં તેના આંકડા વિષે નિર્ણયો ગવર્નર અને પ્રધાનોને શિર રહેશે.

૩૦. ગ્રેટબ્રીટનમાં પાર્લામેન્ટના કામ માટે ઉપમંત્રીઓ નીમાય છે તેમના જેવી પદવી પર ધારાસભાના સભાસદોની અમુક સંખ્યામાં નીમણુંક કરવાની સત્તા (કાયદાથી) લેવી.

( ચુંટાયેલા સભાસદોજ નીમી શકાય એવું કંઇ બંધન રખાશે નહિ. )

## પ્રાંતિક ધારાસભા.

૩૧. દરેક પ્રાંતમાં ધારાસભાને વધારે વિશાળ બનાવી તેમાં ચુંટાયેલા સભાસદોની સંગીન બહુમતિ રાખવામાં આવશે. (૧) વધારેમાં વધારે વિશાળ મતદારમંડળ તરફથી ચુંટાએલા અને (૨) નીમાયેલા સભાસદોની ધારાસભા બનશે. નીમાએલા સભાસદો બિન અમલદાર તેમજ અમલદાર હશે. કેટલાક અમલદારો પોતાના હોદ્દાની રૂએજ સભાસદ નીમાશે. ધારાસભાની ચુંટણીમાં મત આપવાનો અધિકાર અને તે સભાનું બંધારણ ૫૩ માં પેરામાં જણાવ્યા મુજબ નીમાએલી કમીટીની સલાહથી અને હિંદી વજીરની સંમતિ લઇને ગવર્નર જનરલ–ઇન–કાઉન્સીલ મુકરર કરશે અને તે પાર્લામેન્ટ આગળ રજુ કરવામાં આવશે.

( હાલ સામાન્ય રીતે ચુંટાયેલા સભાસદો ઓછી સંખ્યામાં છે પણ તેમાં ચુંટાયેલા અને નીમાયેલા મળીને બિન અમલદાર સભાસદોની વધુ સંખ્યા થાય છે. હાલ ફક્ત બંગાલામાંજ ચુંટાયલા સભાસદો રહેજ વધુ સંખ્યામાં છે. હવેથી ચુંટાયલા–પ્રજાને જવાબદાર ગણાય એમાં સભાસદો વધુ સંખ્યામાં હશે. હિંદી અને પ્રાંતિક ધારાસભાઓ માટે મત આપવાનો અધિકાર તેમજ હિન્દી ધારામંડળોના અને દરેક પ્રાંતિક ધારાસભાના બંધારણ વિષે તપાસ કરી ભલામણો કરવાને એક કમિટી તરત નીમવાની સૂચના રીપોર્ટમાં કરવામાં આવી છે. કારણ કે તે વિષે પ્રાંતવાર અભિપ્રાય બાંધવાને પુરતાં સાધનો તૈયાર જણાયાં નથી. તે કમિટીમાં હિન્દની બહારનો એક પ્રમુખ, બે અનુભવી અમલદારો અને બે ઉંચી પંકિતના હિન્દીઓ નીમવાના છે. જ્યારે કોઇ પ્રાંતમાં તપાસ કરવાને આ કમિટી જશે ત્યારે એક સ્થાનિક અમલદાર અને એક બિનઅમલદાર ગૃહસ્થનો વધારો આ કમીટીમાં કરવામાં આવશે. )

૩૨. ગવર્નર ધારાસભાના પ્રમુખ થશે અને ઉપપ્રમુખ નીમવાની સત્તા તેમને રહેશે.

( આ ઉપપ્રમુખ પણ અમલદાર હશે એમ રીપોર્ટમાં જણાવ્યું છે. )

૩૩. ધારાસભાને રદ કરવાની ગવર્નરને સત્તા રહેશે.

૩૪. ( અંદાજપત્ર શિવાયના બધા વિષયપર ) ઠરાવો ભલામણ રૂપેજ ગણાશે.

( આગળ જે અપવાદ મુકવામાં આવ્યા છે તેને બાતલ કરીએ તો અંદાજપત્ર વિષે ધારાસભાના ઠરાવો સરકારને બંધનરૂપ થશે. ધારાસભાને અંદાજપત્ર પર પ્રજાકીય વિષયોમાં મર્યાદિત સત્તા મળશે. )

૩૫. સરકાર ખાસ સૂચના કરે તે શિવાય નીમાયેલા અમલદાર સભાસદોને બોલવાની તેમજ મત આપવાની સ્વતંત્રતા રહેશે.

૩૬. ધારાસભાનો કોઇપણ સભાસદ વધારાના સવાલ પૂછી શકશે.

૩૭. ધારાસભાની કાર્યવાહીના હાલના નિયમો કાયમ રહેશે પણ ગવર્નરની સંમતિથી ધારાસભા તેમાં ફેરફાર કરી શકશે.

( દેખીતી રીતે આ માટે ગવર્નર—જનરલની સંમતિની પણ જરૂર રહેશે નહિ. )

૩૮. એક અથવા વધારે ખાતાં માટે ધારાસભામાંથી કાયમી કમિટીઓ નીમાશે. આ કમિટીઓ ધારાસભાએ ચુંટેલા સભાસદો અને ખાતાના વડા ઉપરીની બનશે. અને તે ખાતાના કારોબારી સભાસદ તેના પ્રમુખ થશે.

૩૯. સામાન્ય રીતે બધા વિષયોના કાયદાઓ ધારાસભામાં પસાર કરવામાં આવશે. અપવાદ ૩૫ શિરસ્તા નીચે જણાવવામાં આવ્યાં છે.

૪૦. પ્રાંતની અથવા તેના કોઇ ભાગની સુલેહ અને શાંતિ જાળવવાની અથવા સરકારી વિષયો સંબંધી સામાન્ય જવાબદારી અદા કરવાને તે વિષયનો કોઇ ખરડો જરૂરનો છે, એવું સર્ટીફીકેટ આપવાની ગવર્નરને સત્તા રહેશે. પછી આ સર્ટિફીકેટ સાથે ખરડો ગેઝેટમાં પ્રકટ કરવામાં આવશે. તે ધારાસભામા દાખલ કરીને ધારાસભામાં પહેલીવાર વાંચવામાં આવશે અને તેના સામાન્ય સિદ્ધાંતો વિષે ચર્ચા થયા પછી તે ગ્રાંન્ડ કમિટી આગળ રજુ કરવામાં આવશે. પણ જે ખરડા વિષે સર્ટીફીકેટ આપવામાં આવ્યું હોય તે સરકારી વિષય સંબંધી છે કે નહીં તે સવાલ હિન્દી સરકારના નિર્ણય માટે મોકલવાની ધારાસભા ગવર્નરને ફરજ પાડી શકશે અને હિન્દી સરકારનો નિર્ણય છેવટનોજ ગણાશે. ધારાસભા આવા ખરડા પસાર કરશે એમ જો ગવર્નરને નિશ્ચિંત રીતે લાગે તો તેણે સર્ટીફીકેટ આપવું જોઇએ નહિ. (આ કલમ સરકારને હસ્તક રહેલાંજ ખાતાંને લાગુ પડે છે. જ્યારે તે ખાતા વિષે કોઇ કાયદો પસાર કરવાની સરકારને ખાસ જરૂર લાગે અને ધારાસભા તે પસાર કરે એવો સંભવ ન જણાય ત્યારે આ પદ્ધતિ સ્વીકારવાની છે. બિનઅમલદારો આ ખાતાં વીષે જે ખરડા, કલમો કે સુધારા રજુ કરે તેમાં સરકારને જરૂરી જણાય તેવો ફેરફાર કરવાને તેમજ આ વિષે અંદાજ પત્રના આંકડાપર કાબુ રાખવાને પણ આ પ્રમાણે પ્રજાકીય સભાસદોની વધુમતિવાળી ધારાસભાને બદલે સરકારે નીમેલા સભાસદોની વધુમતિવાળી ગ્રાંટ કમીટીએ કામ કાઢી લેવાની યોજના કરી છે.)

૪૧. આ ગ્રાંડ કમીટી (જેની રચના ખરડાના વિષય અનુસાર બદલાય) તેની સંખ્યા ધારાસભાના ૪૦ કે ૫૦ ટકા જેટલી હોવી જોઇએ. કેટલાક સભાસદોના ( ધારાસભાના સભાસદોના) લેખી મતથી અને કેટલાક નીમણુંકથી પસંદ થશે. ગવર્નરની નીમણુંકના સભાસદોની (તેના પોતાના શિવાય ) સ્હેજ વધુમતિ હોય પણ નીમવાના સભાસદો પૈકી ⅔ ભાગથી વધારે અમલદારો નીમી શકાશે નહિ.

૪૨. ગ્રાંડ કમીટીમાં ખરડો પસાર થાય તે ધારાસભા આગળ મૂકવામાં આવે, અને

સમયની ચોક્કસ કરેલી મર્યાદામાં તે વિષે ધારાસભા ચર્ચા કરે; પણ કારોબારી સભાના સભાસદ શિવાય બીજા કોઇની દરખાસ્તથી તેમાં સુધારો થઇ શકે નહિ કે તે રદ પણ થઇ શકે નહિ. આવી ચર્ચા પછી ખરડો એમને એમ કાયદો થયેલો ગણાય. પણ આ ચર્ચા દરમિયાન ધારાસભા સિદ્ધાંત કે વિગત વિષે કંઇપણ વાંધો ઠરાવ પસાર કરીને નોંધી શકે અને તે ઠરાવ કાયદાની સાથે હિન્દી સરકાર અને હિન્દી વજીરને મોકલવામાં આવશે.

૪૩. કોઇ ખરડો રજુ કરવામાં આવે તેની—અથવા તેના કોઇ ભાગ સ્હામે—તેમજ કોઈ સુધારો સુચવવામાં આવે તેની સામે—કારોબારી સભાનો કોઇપણ સભાસદ એમ કહીને વાંધો લઇ શકે કે તેથી સરકારી કાયદાના ક્ષેત્રપર અતિક્રમણ થાય છે. તે વખતે ગવર્નર કાં તો ખરડાને કે સુધારાને આગળ ચાલવા દે અથવા તે વિષે સર્ટીફીકેટ આપે. જો તેઓ સર્ટીફીકેટ આપે તો તેઓ કાં તો તે વિષે ચર્ચા કરવા ન દે અથવા ધારાસભાને તે કાયદા કે કલમમાં કરવાના સુધારા સૂચવે અથવા ધારાસભાની વિનંતિથી તે ગ્રાંડ કમીટીને સોંપે.

(આગળ સરકારી ખાતા વિષે જરૂરી જણાતા કાયદા પસાર કરવાની ગોઠવણ કરી છે તેમ આમાં તેજ ખાતા વિષે સરકારને ખાનગી સભાસદ રજુ કરે તે ખાસ વાંધાભરેલા જણાતા ખરડા વગેરે અટકાવવાની યોજના કરવામાં આવી છે. પ્રજાકીય ખાતાંપર ધારાસભાની નિરંકુશ સત્તા રહેશે એ તો સ્પષ્ટજ છે.)

૪૪. બધા પ્રાંતિક ધારા માટે ગવર્નર અને ગવર્નર જનરલની સંમતિની જરૂર રહેશે અને તે રદ કરવાની સત્તા શહેનશાહને રહેશે.

૪૫. કાયદો નામંજુર કરવાની સત્તાની રૂયે ગવર્નર સુધારા કરવાને તે ધારાસભાને તે પાછું પણ મોકલી શકે.

૪૬. પ્રાંતિક કાયદાઓનો અમલ અટકાવવાની સત્તા ગવર્નર—જનરલને રહેશે.

( ગવર્નર—જનરલ કોઇ કાયદો નામંજુર કર્યા શિવાય તેને થોડા વખતને માટે અટકાવવા ઇચ્છતા હોય ત્યારે આ કલમ પ્રમાણે વર્તી શકે. )

### નાણું.

૪૭. મહેસુલનાં હિન્દી અને પ્રાંતિક ખાતાં તદ્દન જુદાં પાડવાં.

( હાલ જમીન, મહેસુલ, સ્ટેમ્પ્સ વગેરે કેટલાંક ખાતાંની અમુક પ્રાંતમાં આવતી આવક તે પ્રાંતની સરકાર અને હિન્દી સરકાર વચ્ચે અમુક પ્રમાણમાં વહેંચવામાં આવે છે. આને બદલે અમુક ખાતાંની પુરી ઉપજ વડી સરકારને આપવાની અને અમુકની પુરી પ્રાંતિક સરકારને આપવાની દરખાસ્ત છે. આખા હિન્દને લગતાં ખાતાં શિવાયનાં લગભગ બધાં ખાતાંની આવક પ્રાંતોને આપવાની યોજના રીપોર્ટમાં જણાવી છે. આમ કરતાં હિન્દી સરકારને પોતાના ખર્ચ જેટલા પૈસા નથી મળતા તેથી પ્રાંતોને વધારે આવક મળે તેના બદલામાં ખર્ચ જતાં શીલીક રહે તેના ૮૭ ટકા હિન્દી સરકારની તી-

મૂકવામાં આવ્યું છે. આથી હિન્દી અને પ્રાંતિક સરકારનાં હિસાબ અને અંદાજપત્ર પણ તદ્દન જુદાં થશે અને અને પ્રાંતિક સરકારને પોતાની શીલીકપર સારો કાબુ મળશે.

૪૮. હિન્દી સરકારને પ્રાંતો પાસેથી લેવાની રકમ પેટે તેના મહેસુલ પર પહેલો હક રહેશે.

( રિપોર્ટમાં જણાવ્યું છે કે અંદાજપત્ર ઘડતાં કુલ મહેસુલમાંથી પહેલી હિન્દી સરકારને આપવાની રકમ અને પછી સરકારી ખાતાંને માટે જોઇતી રકમ—એ બે બાજુએ મૂકીને પછી પ્રધાનોએ પ્રજાકીય ખાતાંના ખર્ચની વહેંચણી કરવી અને જો વધારે પૈસાની જરૂર જણાય તો તેમણે કર નાંખવા. આથી કર નાંખવાની જવાબદારી અને તેને અંગે રહેલી કડવાશ આપણા આગેવાનોને વહોરવી પડે પણ કર નાંખવાની સત્તાથી તીજોરીપર સત્તા આવી શકે અને કારોબારી સભાસદોને નમાવી પણ શકાય એ ભૂલવું જોઇએ નહિ. )

૪૯. પ્રાંતિક સરકારને કર નાંખવાની અને લોન કાઢવાની અમુક સત્તાઓ આપવી.

( કયા પ્રકારના કર નાંખી શકાય તેનું એક કોષ્ટક બનાવવામાં આવશે. સાધારણ રીતે હિન્દી સરકારની મારફતજ પ્રાંતિક સરકાર લોન કાઢી નાણાં મેળવશે. જ્યારે પુરતી રકમ નહિ મળે ત્યારે અમુક નિયમ પ્રમાણે પ્રાંતોમાં તેની વહેંચણી થશે અને પ્રાંતિક સરકારને અમુક કામ માટે પાસ સારી રકમ મળી શકે, એમ લાગે તો હિન્દી સરકારની લોનને બાધ ન આવે તે પ્રમાણે અમુક નિયમને અનુસરીને તેને પોતાની આગવી લોન કાઢવાની સત્તા આપવામાં આવે. )

૫૦. અંદાજપત્ર ધારાસભા આગળ રજુ કરવામાં આવશે. જો સરકારી ખાતાં વિષે અંદાજપત્રમાં રજુ કરેલી દરખાસ્ત ધારાસભા નામંજુર કરે તો તે પ્રાંતની સુલેહ અને શાંતિ માટે અથવા સરકારી ખાતાં વિષે પોતાની જવાબદારી અદા કરવા માટે અગત્યનાં છે, એમ સર્ટીફીકેટ આપીને ગવર્નર-ઇન-કાઉન્સીલ તેને કાયમ રાખી શકે. આ સત્તાનો તે અમલ કરે તે શિવાય ધારાસભાના ઠરાવો પ્રમાણે અંદાજપત્રમાં ફેરફાર કરવો પડે.

( આમ પ્રજાકીય ખાતાંના અંદાજપત્રપર ધારાસભાને પૂરેપૂરો અંકુશ મળે છે અને તેથી પ્રધાનો તેને જવાબદાર પણ બને છે. બાકીનાં ખાતાંમાં પણ અપવાદ રૂપે સર્ટિફીકેટ આપવામાં આવે તે શિવાય ધારાસભાને અંદાજપત્રપર સંગીન સત્તા મળે છે. )

## સ્થાનિક સ્વરાજ્ય.

૫૧. સ્થાનિક મંડળોપર પ્રજાનો પૂરેપૂરો અંકુશ બનતી ત્વરાથી મૂકાવો જોઇએ.

( સન ૧૮૮૨ માં લોર્ડ રીપને સ્થાનિક સ્વરાજ્ય વિષે ઉદાર ઠરાવ બહાર પાડ્યો હતો તેનો ઢીલો અમલ કરવામાં આવ્યો હતો અને છેલ્લાં ૩૫ વર્ષમાં સ્થાનિક મંડળોનો વિકાસ અતિશય અસંતોષકારક નીવડ્યો છે, એમ રીપોર્ટમાં કબૂલ કરવામાં આવ્યું છે, હવે જ્યારે પ્રાંતિક સ્વરાજ્યનો હિસ્સો પ્રજાને સોંપવામાં આવનાર છે ત્યારે સ્થાનિક સ્વરાજ્ય પૂરેપૂરું આપવાનો નિશ્ચય કરવામાં આવે છે એ યોગ્ય છે. સ્થાનિક મંડળોને

કેળવણી, આરોગ્ય, વૈદક, જાહેર બાંધકામ વગેરે જે વિષયોપર સત્તા હોય છે તેજ પ્રાંતિક ખાતાંપર પ્રધાનોને અને ધારાસભાને પૂરેપૂરી સત્તા આપવામાં આવનાર છે, એ પણ ધ્યાનમાં લેવા જેવું છે. આ ઉપરથી એમ પણલાગે છે કે પ્રાંતિક સ્વરાજ્યનો આપવા ધારેલો હિસ્સો તે વિશાળ ધોરણનું સ્થાનિક સ્વરાજ્યજ ગણાય.)

## પ્રાંતિક બંધારણમાં ફેરફાર.

પર. નવી પ્રાંતિક ધારાસભાને શરૂ થયે પાંચ વર્ષ પછી સરકારી અને પ્રજાકીય ખાતાંની યાદીમાં ફેરફાર કરવાની પ્રાંતિક સરકાર કે ધારાસભાની અરજી વિષે હિન્દી સરકાર વિચાર કરશે. આવી અરજી કરવામાં આવે ત્યારે સરકારને હસ્તક રહેલ કોઇ ખાતું પ્રજાને સોંપવાની અને જો કોઇ પ્રજાકીય ખાતાની ગંભીર ગેરવ્યવસ્થા થયેલ જણાય તો તે સરકારના કાબુમાં લેવાની સત્તા હિન્દી વજીરની સંમતિ લઇને હિન્દી સરકાર અજમાવી શકશે, તેમ પ્રધાનોના પગાર (જે શરૂઆતમાં તો સરકારી ખાતામાં મૂકાશે.) તેનાપર ધારાસભાની ખાસ મંજુરી મેળવાય એવો હુકમ કરવાની સત્તા પણ હિન્દી સરકારને રહેશે. પ્રધાનના પગાર આમ ધારાસભામાં મંજુર થવો જોઇએ, એવો નિર્ણય તે વખતે (નવી સભાને સ્થાપ્યે પાંચ વર્ષ થયા પછી) અથવા તે પછી કોઇ વખતે કરવાની સત્તા તે સભાને રહેશે. (આમાં પાંચ વર્ષના અનુભવ પછી પ્રજાને વધારે ખાતાં સોંપવાની પદ્ધતિ યોજવામાં આવી છે. કોઇ ખાતાંનો પ્રધાનોયે ખરાબ વહીવટ કર્યો હોય તો તે પાછા સરકારને સોંપવાનું પણ પ્રજાકીય વિષયોમાં કાયદા અને અંદાજપત્ર પસાર કરવાની નિરંકુશ સત્તા ધારાસભાને મળી છે અને તેથી આ બંન્ને બાબતોમાં પોતાનું બળ અજમાવીને ધારાસભાજ પ્રધાનોને પોતાના અંકુશ રાખી શકે—તેમનું આખું અંદાજપત્ર નામંજુર કરીને તેમને રાજીનામું આપવાની પણ ફરજ પાડી શકે. પણ આ ચાવીઓ ધારાસભા કદાચ ન અજમાવી શકે અને તેની અસર પણ હમેશાં અચૂક ન થાય પણ પાંચ વર્ષ પછી તો પ્રધાનોના પગાર મંજુર કરવાની સત્તા મેળવીને ધારાસભા તેમને પોતાની મરજી મુજબ રાખી કે બરતરફ કરી શકે અને આમ જવાબદાર રાજતંત્રનો સિદ્ધાંત પૂરેપૂરો અમલમાં આવે)

## પ્રાથમિક કાર્ય.

૫૩. એક કમીટીમાં ઇગ્લંડથી એક પ્રમુખ, એક અમલદાર અને એક બિનઅમલદારને નીમવી. હિન્દી અને પ્રાંતિક ખાતાંના વિભાગ વિષે અને ક્યાં પ્રાતિક ખાતાં પ્રજાને સોંપવાં તે વિષે તે ભલામણ કરશે. જે પ્રાંતમાં તે કમીટી તપાસ કરે તે પ્રાંતના એક અમલદાર અને એક બિન અમલદાર ગૃહસ્થ તેમાં ઉમેરાશે.

૫૪. બીજી એક કમીટીમાં પણ ઇગ્લંડથી એક પ્રમુખ, બે અમલદારો અને બે બિન અમલદારો નીમવા અને તેમણે મતદારમંડળો, મતાધિકાર અને દરેક પ્રાંતની અને આખા હિન્દની ધારાસભાની રચના વિષે ભલામણ કરવી. જે પ્રાંતમાં આ કમીટી કામ કરે ત્યાંના એક અમલદાર અને એક બિન અમલદારને તેમાં ઉમેરવા.

૫૫. આ બે કમિટીઓને સાથે મળીને સલલત કરવાની સત્તા રહેશે.

## તપાસ માટે કમિશન.

૫૬. હિન્દી સરકાર અને પ્રાંતોના બંધારણની તપાસ કરવાને ( અને તે ઉપરથી તેમાં સુધારા સૂચવવાને ) નવી ધારાસભાની પહેલી સભા મળ્યે ૧૦ વર્ષ પછી એક કમીશન નીમાશે. કમીશનના સભાસદોનાં નામ પાર્લામેન્ટની સંમતિ માટે રજુ કરવામાં આવશે. તે પછી વધારેમાં વધારે ૧૨ વર્ષની મુદ્દતે આવાં કમિશન નીમવાં.

( ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનું કરારનામું દર વીશ વર્ષે પાર્લામેન્ટમાં તાજું કરવામાં આવતું ત્યારે તેના રાજકારભારની વિશાળ ધોરણથી તપાસ કરવાને બ્રીટીશ આમની સભા અને અમીરોની સભાની સંયુક્ત કમીટીઓ નીમાતી હતી અને તે રાજપુરૂષો, અમલદારો, હિન્દીઓ વગેરેની જુબાની લઇને વહીવટની ભૂલો અને તેમાં કરવા જોઇતાં સુધારા વિષે અતિશય કિંમતી રીપોર્ટ બહાર પાડતી હતી. આથી કંપની સરકાર પર સારો દાબ રહેતો હતો. પણ સન ૧૮૫૮ માં બ્રીટીશ શહેનશાહતના સીધા અંકુશ નીચે હિન્દનું રાજતંત્ર આવ્યું ત્યારે પાર્લામેન્ટનો આવો દાબ વધવાને બદલે ઓછો થયો. કારણ કે તે પછી કરારનામું તાજું નહિ કરવાનું હોવાથી કમીટીઓ નીમાતી બંધ થઇ. તે પછી વખતે વખતે અમુક વિષયો માટે કમીશન નીમાયાં છે તેથી આ કમીટીની ગરજ સરી નથી. હવે ફરીથી નવા રાજબંધારણનો અનુભવ થતો જાય તેમ તેમ ચોક્કસ ટુંક મુદ્દતે તે વિષે તપાસ કરી તેમાં ક્રમે ક્રમે સુધારા કરી છેવટે સંપૂર્ણ સ્વરાજ્ય આપવાનો ઇરાદો જણાવવામાં આવ્યો છે.)

## દેશી રાજ્યો.

૫૭. દેશી રાજ્યોની સભા સ્થાપવી.

( આવી સભા સ્થાપવાની દરખાસ્ત પહેલાં કેટલાક વાઇસરોયે કરી હતી, અને તેને અંગે જે મસલત થઇ હતી તેને પરિણામે સામ્રાજ્યની સેવા માટે લશ્કરની ટુકડીઓ દેશી રાજાઓએ તૈયાર કરી હતી. લૉર્ડ હાર્ડીંજે વર્ષે વર્ષે રાજકુમારોની કેળવણી વિષે મસલત કરવાને દેશી રાજાઓની સભાઓ બોલાવી હતી. લૉર્ડ ચેમ્સફર્ડે કેળવણી ઉપરાંત દેશી રાજ્યોને લગતા બીજા સામાન્ય સવાલો પણ આ સભા આગળ મૂક્યા હતા. પણ અત્યાર સુધી વૉઇસરોયની ખાસ મરજીથી આ સભાઓ બોલાવવામાં આવી હતી તેને હવે બંધારણમાં કાયમનું સ્વરૂપ આપવામાં આવશે. અલબત, સભાના નિર્ણયો ભલામણ રૂપેજ ગણાશે પણ તેનું વધારે ને વધારે વજન પડશે.)

૫૮. દેશી રાજાઓની સભા એક કાયમ કમીટી નીમશે.

( સભા તો સાધારણ રીતે વર્ષમાં એકવારજ બોલાવવામાં આવશે. તેથી વર્ષ દરમ્યાન ઉત્પન્ન થતા દેશી રાજ્યોને લગતા મહત્વના સવાલો આ કમીટીના અભિપ્રાય માટે રજુ કરવામાં આવશે. આ સભાના પ્રમુખસ્થાને વૉઇસરાય બિરાજશે પણ તેમની ગેરહાજરીમાં કોઇ રાજાને ઉપપ્રમુખ તરીકે તેઓ નીમશે. સભાની કાર્યવાહીના નિયમો વાઇસરોય નક્કી કરશે પણ તેમાં રાજાઓ સુધારાઓ સૂચવી શકશે.

૫૯. બે અથવા વધારે રાજ્યો વચ્ચે કે કોઇ રાજ્ય અને પ્રાંતિક સરકાર અથવા વડી સરકાર વચ્ચે કંઇ તકરાર થાય તો તે વિષે સલાહ આપવાને એક હાઇકોર્ટના

ન્યાયાધીશ અને બંન્ને પક્ષના એક પ્રતિનિધિનું એક કમીશન વાઇસરોયને ઠીક લાગશે તો નિમશે.

(હાલ આવી તકરારોનો, છેવટનો નીવેડો હિન્દી સરકાર આપે છે તે વિષે રાજ્યોને પૂરો વિશ્વાસ પડતો નથી. કમીશનની સલાહ પણ વાઇસરાયને બંધનકારક ગણાશે નહિ અને હમેશાં કમીશન નીમવાની પણ ફરજ તેમને પાડી શકાશે નહિ.)

૬૦. કોઇ દેશી રાજાનો હક, માન કે સત્તા કમી કરવાનો કે તેના કુટુંબના કોઇ માણસને વારસ તરીકે ગાદીપર બેસતો અટકાવવાનો સવાલ વિચારવાની જરૂર હોય ત્યારે તે વિષે સલાહ આપવાને હાઇકોર્ટના એક ન્યાયાધીશ, બે દેશી રાજાઓ અને વાઇસરોયે નીમેલા બે પ્રતિષ્ઠિત ગૃહસ્થોનું કમીશન તેઓ નીમશે.

૬૧. આંતર વ્યવસ્થાની પૂરી સત્તાઓ જે રાજાઓ ભોગવે છે તેઓ હિન્દી સરકાર સાથે સીધો સંબંધ રાખશે.

(આવા રાજાઓ હાલ પોલીટીકલ એજંટ અને ગવર્નર-જનરલના ખાસ પ્રતિનિધિ અથવા પ્રાંતના ગવર્નરની મારફત હિન્દી સરકાર સાથે સંબંધ રાખે છે. નવી વ્યવસ્થા પ્રમાણે કાં તો પોલીટીકલ એજંટની અથવા ગવર્નર જનરલના પ્રતિનિધિની જગ્યા નાબુદ કરવી પડશે એટલે તેમાંના એકની મારફત હિન્દી સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવવામાં આવશે. આ કોટિના જે રાજાઓ હાલ ગવર્નરની સાથે વ્યવહાર રાખતા હશે તેઓ કાંતો એજંટની મારફત હિન્દી સરકાર સાથે સીધો વ્યવહાર રાખશે અથવા ગવર્નરની મારફત બધો વ્યવહાર ખરી રીતે હિન્દી સરકારની સાથેજ ચલાવાશે.

૬૨. પ્રાંતિક ધારાસભાને દેશી રાજ્યો સાથે સંબંધનો વિષય સોંપી શકાશે નહિ.

(૬૧ મી કલમનો અમલ થયા પછી પણ જે ન્હાનાં રાજ્યો ગવર્નર સાથેજ સંબંધ રાખશે તેને આ કલમ લાગુ પડે છે.)

૬૩. હિન્દ સમસ્તને લગતા વિષયોમાં કાઉન્સીલ ઓફ સ્ટેટ અને દેશી રાજાઓની સભા વચ્ચે મસલત અને ચર્ચા માટે વ્યવસ્થા કરવી.

(મીઠું, અફીણ, જકાત, ટપાલ, તાર, રેલવે, લશ્કર, નૌકા વગેરે હિન્દી સરકારને હસ્તક રહેલાં ખાતાં સાથે દેશી રાજ્યોને પણ ગાઢ સંબંધ છે. અત્યાર સુધી સરકારી અમલદારોની વધુમતિ વડી ધારાસભામાં હતી, પણ ધારાસભામાં તેમજ બન્ને મંડળોની સંયુક્ત સભામાં ચુંટાએલા સભાસદોની થોડી પણ વધુમતિ થવાથી સ્વાભાવિક રીતે દેશી રાજાઓ પણ આવા સામાન્ય હિતના સવાલોની ચર્ચામાં પોતાનો ફાળો આપવાનો તેમને હક મળવો જોઇએ. કાં તો દેશી રાજાઓની આખી સભા અને કાઉન્સીલ ઓફ સ્ટેટની સંયુક્ત સભાઓ થાય અથવા બંન્નેએ ચુંટેલા પ્રતિનિધિ ભેગા મળીને મસલત કરે.)

## ઉંચી નોકરીઓ.

૬૪. ઉંચી પદવીપર નિમણુંકના નિયમોમાં હજી જે જાતીય ભેદ રહ્યા છે તે નાબુદ કરવા.

( દાખલા તરીકે સુપરીન્ટેન્ડન્ટ ઓફ પોલીસ અને તેવી ઉંચી પદવી માટે બ્રીટીશ વતનીજ લાયક ગણાય એવી જે કલમ હાલના નિયમોમાં છે તે રદ કરવામાં આવશે.)

૬૫. જે પદવીઓને માટે ઇંગ્લંડમાં નિમણુંકો કરવામાં આવે છે તેને માટે હિંદમાંથી વધારાની નિમણુંકો કરવાની પદ્ધતિ ગોઠવી.

( સીવીલ સર્વીસ અને બીજી અનેક ઉંચી નોકરી માટે ફક્ત ઇંગ્લાંડમાંજ હાલ નિમણુંકો કરવામાં આવે છે કારણ કે તે વિષે હરીફાઇની પરીક્ષા ત્યાં લેવામાં આવે છે. આ કલમ પ્રમાણે તે પદવીઓ માટે હિન્દમાંથી થોડી નિમણુંકો કરવાની ગોઠવણ કરવામાં આવે. અલબત, આનો અર્થ એવો નથી કે આપણી માગણી પ્રમાણે સીવીલ સર્વીસ વગેરે નોકરીઓ માટે એકનીએક હરીફાઇની પરીક્ષા હિન્દમાં તેમજ ઇંગ્લંડમાં ચલાવવામાં આવશે; પણ હિન્દમાંથી જુદી પરીક્ષા લઇને કે બીજી કોઇ રીતે તે પદ્દીઓ માટે નીમણુકો કરવામાં આવશે.)

૬૬. બધી ઉચ્ચ પદવીઓ માટે હિન્દમાં કરવાની નિમણુંકોનું પ્રમાણ અને દર વર્ષે તેના વધારાનો દર ચોક્કસ કરવા જોઇએ.

૬૭ સીવીલ સર્વીસની ઉંચી પદ્દીઓમાં હિન્દીઓનું પ્રમાણ એકદમ ૩૩ ટકા જેટલું કરી દર વર્ષે ૧½ ટકા દશ વર્ષ સુધી વધારવું અને પછી કમીશન તે વિષે આગળ વિચાર કરશે.

( હાલ સીવીલ સર્વીસમાં આશરે ૬ ટકા જેટલા હિન્દીઓ સીવીલ સર્વીસમાં છે. આ કલમ પ્રમાણે દશ વર્ષમાં અડધા ભાગના હિન્દીઓ નીમાશે.)

૬૮. નિર્વાહના ખર્ચમાં વધારો અને નીમણુંકનુ ઉંચી ધોરણો કાયમ રાખવાનો વિચાર કરીને પગારના દરમાં ફેરફાર કરાવવા. વધારે ઉંચી પદવી ન મળે ત્યાં સુધી અમુક હદે નિયમ પ્રમાણે બધી પદવીઓના પગારમાં વધારો કરવા અને હાલના વધારા કાયમ રાખવા સામાન્ય પેન્શન તરીકે વધારેમાં વધારે—૧ શીલીંગ અને ૯ પેન્સનો એક રૂપીયો ગણીને —વાર્ષિક ૬૦૦ પાઉંડની રકમ મુકરર કરવી અને કેટલીક ઉંચી પદવીઓ માટે પેન્શનની ખાસ રકમો ઠરાવી રજાના નિયમોમાં ફેરફાર કરવા, જેથી તેની મર્યાદામાં રહીને વધારે સ્વતંત્રતા મળી શકે. ચાર માસ સુધી હક્કની રજા ભેગી થવા દેવા વિષે વિચાર કરવો.

(સીવીલ સર્વીસના જેવી ભારેમાં ભારે પગારની પદવીઓ હજી ઘણા ઇંગ્રેજ ભોગવવાના છે તેથી તે તરફ અતિશય પક્ષપાત દર્શાવવામાં આવ્યો છે.)

૬૯ હિંદુસ્થાનમાં નિમણુંકના ધોરણ પરથી બધી ઉંચી પદવીઓના પગારનું ધોરણ મુકરર કરવું પણ યુરોપમાં નીમાતા ગૃહસ્થોને ખાસ રકમ વધારા તરીકે આપવી અને તેજ સિદ્ધાંત યુરોપમાં નોકરી કરતા હિન્દીઓને લાગુ પાડવો.

(આમાં એ સિદ્ધાંત કબુલ કરવામાં આવ્યો છે કે હિન્દના ઉંચામાં ઉંચી નોકરીના પગાર હિન્દના ધોરણે મુકરર કરવા જોઇએ પણ યુરોપમાં નીમાતા ગૃહસ્થોને જે મોટો વધારો આપવાનું જણાવવામાં આવ્યું છે તેથી હિન્દી અને યુરોપીયન અમલદારોના પગાર

વધારે સમાન થવાને બદલે તેના વચ્ચે વધારે ભેદ થવાનો સંભવ છે. થોડાજ હિન્દીઓ યુરોપમાં નોકરી કરે છે તેથી આપણને લાભ તો નહિ જેવોજ છે.)

(રીપોર્ટમાં કરવામાં આવેલી ભલામણોનો આ સાર તેને અંતે પરિશિષ્ઠ ૧ તરીકે પ્રકટ કરવામાં આવ્યો છે. આપણે ઉપર જોઇ ગયા છીએ કે કયાં ખાતાં હિન્દી સરકારથી જુદાં પાડી પ્રાંતિક બનાવવાં અને તે પૈકી કયાં ખાતાં પ્રજાકીય બનાવવાં, તે વિષે ભલામણો કરવાને એક કમીટી નીમવામાં આવનાર છે. તે વિષે રીપોર્ટના લેખકોએ પોતાનો અભિપ્રાય પરિશિષ્ટ ૨ તરીકે સૂચવ્યો છે તે નીચે આપીએ છીએ.)

| નીચેના વિષયો પૂરેપૂરા પ્રાંતિક બનાવવા જોઇએ. | તે પૈકી આ વિષયો પ્રજાને સોંપવા. |
|---|---|
| ૧. પ્રાંતિક કાર્ય માટે કર નાંખવા. | પ્રજાકીય. |
| ૨. પ્રાંતિક મહેસુલ પેટે નાણાં વ્યાજે લેવાં, લોન કાઢવી. | |
| ૩. હિન્દી સરકારની વતી નાણાંનું કામ (આવક વેરો ભેગો કરવો વગેરે). | |
| ૪. પ્રાંતિક નોકરોની નિમણુંકો, તેમની નોકરીના નિયમો અને તેનાપર અંકુશ. | |
| ૫. કાયદા અને નિયમની જાળવણી. (૧) ફોજદારી ન્યાયનો વહીવટ (આ વિષે વાઇસરોયની સામાન્ય સત્તા કાયમ રહેશે). (૨) પોલીસ—રેલ્વે પોલીસ સુદ્ધાંત. (૩) કેદખાનાં. (૪) ગુન્હાખોર જાતો. (૫) અમુક કાયદાનો અમલ—રાજદ્રોહી સત્તાનો કાયદો, છાપખાનાંનો અને હથીયારબંધીનો કાયદો વગેરે (આ વિષે કાયદા ઘડવાની સત્તા હિન્દી સરકારનેજ રહેશે). (૬) ઝેર. (૭) જુગાર. (૮) નાટકશાળાઓ અને સીનેમેટોગ્રાફ. (૯) કોરોનર. | |
| ૬. જમીન મહેસુલનો વહીવટ—જમીન મહેસુલની આંકણી અને તેને ઉઘરાવવો, જમીન વિષે રેકર્ડ રાખવા વગેરે. | પ્રજાકીય. |
| ૭. ખેતી—જાનવરોના રોગ, ખેતીના સુધારા માટે શોધ કરવાની સંસ્થાઓ, આદર્શરૂપ ખેતરો, ખેતીના રોગ વગેરે. | |

| | |
|---|---|
| ૮. જંગલો અને જંગલની પેદાશ, વર્ગ વગરનાં અને કેટલાંક સાચવેલાં જંગલો. | પ્રજાકીય. |
| ૯. નદીની સાફસુફી, મચ્છીમાર વગેરે. | |
| ૧૦. જાહેર બાંધકામ—રસ્તા, મકાનો, મોટાં અને ન્હાનાં જાહેર કામો, ટ્રામવે અને ન્હાની રેલગાડીઓ, વગેરે. | મોટાં નહેર કામ શિવાય બાકીનું આખું ખાતું. |
| ૧૧. કેળવણી—પ્રાથમિક, માધ્યમિક, યુનિવર્સિટીની, હુન્નર ઉદ્યોગની. | યુનિવર્સિટી શિવાયની બધી કેળવણી. |
| ૧૨. વૈદક અને આરોગ્ય—હાસ્પીતાલો વગેરે. | પ્રજાકીય. |
| ૧૩. સ્થાનિક સ્વરાજ્ય—શહેરોમાં અને ગામડાંઓમાં (મ્યુનિસિપાલીટી, લોકલબોર્ડ પંચાયતો વગેરે). | પ્રજાકીય. |
| ૧૪. મતાધિકાર, મત આપવા વિષે કાયદો, મતદાર મંડળનું બંધારણ. | પ્રજાકીય. |
| ૧૫. દીવાની અદાલતો—દસ્તાવેજ રજીસ્ટર કરવાના કામ સુદ્ધાંત. | ફક્ત રજીસ્ટર કરવાનું ખાતું સોંપવામાં આવે છે. |
| ૧૬. આબકારી ખાતુ. | પ્રજાકીય. |
| ૧૭. અમુક પછાત જીલ્લા. | |
| ૧૮. અમુક રકમ પેટે જમીન સરકારમાં લેવાનો વહીવટ (હિન્દી સરકારનો કાયદો કાયમ રહે પણ તેમાં પ્રાંતવાર જરૂરીયાત પ્રમાણે કરવાના ફેરફાર વિષે વિચાર કરવો). | |
| ૧૯. ઉદ્યોગ—કારખાનાં, બોઇલરો, વીજળી, ગ્યાસતેલ, સળગી ઉઠે એવા પદાર્થો, સ્થાનિક હુન્નર ઉદ્યોગોનો વિકાસ. | આમાં ફક્ત સ્થાનિક ઉદ્યોગોની ખીલવણીનો વિષય સોંપવામાં આવ્યો છે. |
| ૨૦. સહકારી મંડળીઓ (કાયદા ઘડવાની સત્તા હિન્દી સરકારને રહેશે). | પ્રજાકીય. |
| ૨૧. વેપારી પેઢીઓ—બેંકો, વીમા કંપનીઓ વગેરે (હિન્દી સરકારને કાયદા ઘડવાની સત્તા રહેશે). | |
| ૨૨. સરકારી છાપખાનું. | |
| ૨૩. આંકડા—જન્મ મરણની નોંધ વગેરે. | પ્રજાકી |

| | |
|---|---|
| ૨૪. એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં જા આવ. | |
| ૨૫. જંગલી પક્ષી અને પશુઓનું રક્ષણ અને પશુ તરફ ઘાતકીપણું. | પ્રજાકીય. |
| ૨૬. પ્રાંતિક સરકારની મહેસુલની આંકણી અને ઉઘરાણી. | |
| ૨૭. વારસી મીલ્કત. | |
| ૨૮. ધર્માદા મીલ્કતની વ્યવસ્થા. | પ્રજાકીય. |
| ૨૯. મોટર ગાડીઓ ( હિન્દી સરકારને કાયદા ઘડવાની કેટલીક સત્તા રહેશે. ) | પ્રજાકીય. |

( આ ઉપરથી જણાશે કે પ્રાંતિક રાજતંત્રમાં પ્રજાને નહિ સોંપેલાં ખાતાં ઉપર દેખરેખ રાખવા ઉપરાંત હિન્દી સરકારને, (૧) પરરાજ્યો સાથે સંબંધ, (૨) નાણાં ખાતું—જેમાં અફીણ, મીઠું, સ્ટેમ્પ ( જનરલ ) આવક વેરો વગેરેનો સમાસ થાય છે. (૩) વેપાર અને ઉદ્યોગ ખાતું—જેમાં ટપાલ, તાર, આયાત—નિકાસ પર જકાત, વહાણો, રેલ્વે આવે છે અને (૪) લશ્કર, નૌકા અને સામાન્ય રીતે દેશનો બચાવ—એ ખાતાંનો વહીવટ કરવાનો રહે છે ).

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

# હિંદી પ્રધાનની યોજના.

માણસ સર્વાંશે સંજોગોને આધીન તો નથી જ છતાં સંજોગો અનુકુળ હોય ત્યારે ઇચ્છેલું પરિણામ યોગ્ય પ્રયત્નથી ટુંક વખતમાં આણી શકાય છે, એ આપણે આજે જોઇએ છીએ. પાંચ વરસ પહેલાં આપણી લડત તરફ આપણે બ્રીટીશ પ્રજાનું ધ્યાન પણ ખેંચી શકતા નહોતા, પરંતુ લડાઇને લીધે તે સ્થિતિ ફેરવાઇ ગઇ, નવું વાતાવરણ ઉત્પન્ન થયું અને એ પ્રજાને આપણી વાત સાંભળવી પડી. કોંગ્રેસ—લીગે નક્કી કરેલી સ્વરાજ્યની યોજના માટે દેશમાં ચાલી રહેલી ભારે ચળવળે સરકાર પાસેથી ટુંક વખતમાં જ જવાબ મેળવ્યો. ખુદ હિંદી પ્રધાનનેજ જાહેર કરવું પડયું કે શાહી સરકારની રાજનીતિ હિંદમાં જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવાની છે, તથા તે માટે સંગીન પગલાં લેવાનો નિશ્ચય થયો છે. આજે એ જાહેરનામા અનુસાર એમની સુધારાની યોજના પણ બહાર પડી ગઇ છે. આ પરિણામથી હાલના અવસરની કીંમત સમજાવી જોઇએ અને આપણા પ્રયત્નો ઉત્સાહભેર ચાલુ રહેવા જોઇએ. જે યોજના બહાર પડી છે, તે છેવટની નથી. તે ઉપર જે ચર્ચા થશે તેને આધારેજ તેનું અંતિમ રૂપ ઘડાશે. એટલે અત્યારે તો આપણે એ યોજનાને વિચારપૂર્વક તપાસી તે સંબંધી આપણો અભિપ્રાય સ્પષ્ટતાથી જણાવી દેવાનો છે.

હિંદી પ્રધાનના રીપોર્ટ સંબંધી પ્રથમ એટલુ તો કહેવુંજ જોઇએ કે એમણે હાથમાં લીધેલું કાર્ય મુશ્કેલ હોવા છતાં એમને પ્રયત્ન સાવ નિષ્ફળ નીવડયો નથી. એ રીપોર્ટ ઉપરથી જણાઇ આવે છે કે તેઓ અહિંની સ્થિતિ સારી રીતે સમજી શકયા છે અને પરિણામે તેઓ આ દેશના રાજ્યતંત્રને માટે ઉપયોગી થઇ પડે એવી રચના (constitutional machinery) યોજી શકયા છે. પરંતુ **આપણા હક્કો દૃષ્ટિથી જોતાં એમનો રીપોર્ટ નિરાશાજનક** લાગે છે. કારણ કે તેમણે સુચવેલી યોજનામાં ન્યાયને માટે હિંમતભર્યો આગ્રહ નથી. એટલુંજ નહિ પરંતુ એમના પ્રયત્નના સાફલ્યને માટે, પ્રજા મન વાળી શકે એવા આવશ્યક હક્કો આપવાનું શાણપણ પણ એમાં જણાતું નથી. **સર્વત્ર પ્રજાની વૃત્તિ** (Intentions) **તથા શક્તિ માટે શંકાજ જોવામાં આવે છે. જ્યાં હક્કો આપવાને વિચાર થયો છે, ત્યાં તેને અંકુશો વડે અર્થરહિત બનાવ્યા છે અને તે એકજ દલીલથી કે 'સુલેહ, શાંતિ અને સારા વહીવટ'ને માટે એ અંકુશો જરૂરનાં છે—જાણે કે પ્રજા અને તેના પ્રતિનિધિઓ તેના વિરોધી હોય! અમને લાગે છે કે એ શંકાથી ઉત્પન્ન થતા ભય અને સંકોચને લીધેજ હિંદી પ્રધાન કૃપણ બન્યા છે અને એ કૃપણતા વડે પોતાની કેટલેક અંશે ઉપયોગી રચના નિ:સત્વ બનાવી છે.**

હિંદી પ્રધાનની યોજના વિગતવાર તપાસતાં પહેલાં એ તપાસને માટેનું ધોરણ નક્કી કરવાની જરૂર છે. સ્વાભાવિક રીતે એ ધોરણ આપણે માટે તો કોંગ્રેસ-લીગની યોજનાના સિદ્ધાંતોજ હોઇ શકે. માત્ર આપણી યોજના બહાર પડયા પછી સરકાર તરફથી જવાબદાર રાજ્યતંત્રને સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો છે, અને તે સિદ્ધાંત આપણે પણ આપણા રાજ્યબંધારણમાં ઇચ્છીયે છીએ, એટલે ઉપર જણાવેલા સિદ્ધાંતોમાં એ તત્વનો પણ ઉમેરો થવો જોઇએ. હવે આપણી યોજનાના સિદ્ધાંતો ત્રણ છે અને તે લો. મા. તિલકે નીચે દર્શાવ્યા છેઃ—

(૧) ધારાસભામાં પ્રજાના પ્રતિનિધિઓની સંગીન બહુમતિ હોવી જોઇએ. (૨) કારોબારી સભા ધારાસભાને આધીન રહેવી જોઇએ. (૩) આવક જાવકના અંદાજ ઉપર ધારાસભાનો અંકુશ રહેવો જોઇએ. આમાં જવાબદાર રાજ્યતંત્રને સિદ્ધાંત ઉમેરીએ તો (૪) પ્રધાનમંડળ ધારાસભાને આધીન રહેવું જોઇએ, એટલે તે ધારાસભામાં બહુમતિ ન મેળવી શકે ત્યારે તેને સત્તા છોડી દેવી પડે. આ ચોથો સિદ્ધાંત બીજાની અંતિમ હદ જેવો છે.

આ સિદ્ધાંતોને આધારે હિંદી પ્રધાનની યોજના તપાસતાં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે સરકારનું જાહેરનામું તથા આપણી માગણી સંપૂર્ણ સ્વરાજ્ય માટે નહીં પરંતુ તેના એક સંગીન હિસ્સા માટેજ છે. પરંતુ એ હિસ્સા તરીકેના હક્કો એવા તો હોવાજ જોઇએ કે રાજ્યતંત્રના જૂદા જૂદા વિભાગોમાં કારોબારી મંડળ ઉપર ધારાસભાની સત્તા યોગ્ય અંશે સ્વીકારાય, અને પ્રમાણમાં જવાબદારીનું તત્વ પણ દાખલ થાય તથા તે સાથે ભવિષ્ય માટે ક્રમવાર પ્રગતિનું ધોરણ નક્કિ થાય, કે જેથી કરીને આપણે ટુંક વખતમાં સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવાની આશા રાખી શકીએ.

હવે આપણે યોજના સંબંધી યોગ્ય અભિપ્રાય બાંધવાને રાજ્યતંત્રના એક પછી એક વિભાગો લઇ તે સંબંધી ભલામણો ઉપર જણાવેલા સિદ્ધાંતોને આધારે તપાસીએ.

## ૧ પાર્લામેંટ અને ઇન્ડિયા ઓફીસ.

આ વિભાગના સંબંધમાં સૌથી અગત્યની ભલામણ પાર્લામેંટ તથા હિંદી પ્રધાનનો અંકુશ કમી કરવા માટેની છે. એ વિષે મી. મોન્ટેગ્યુના વિચાર આવકારદાયક છે. હિંદ જેવા વિશાળ અને દૂરના રાજ્યનો વહીવટ લંડનથી ન ચલાવી શકાય એમ તેઓ સ્વીકારે છે, તથા હિંદી પ્રધાન પાર્લામેંટને જવાબદાર છે તેટલાજ કારણથી હિંદી સરકારની સત્તા ઉપર તેને અંકુશ આપવામાં આવ્યો છે, એમ તેઓ માને છે અને હવે હિંદમાં જવાબદાર સંસ્થાઓ સ્થાપવાની રાજ્યનીતિ જાહેર થઇ છે એટલે એ દેશના આંતર વહીવટ માટેની પાર્લામેંટની જવાબદારી કમી થવી જોઇએ એમ તેમને લાગે છે. એટલે તેઓ ભલામણ કરે છે કે "હિંદમાં પ્રતિનિધિ મંડળોને જે જે બાબતોમાં જવાબદારી સોંપવામાં આવી છે તે તે બાબતોમાં પાર્લામેંટે પોતાની અંકુશની સત્તાનો ઉપયોગ છોડી દેવાને તૈયાર થવું જોઇએ, અને પ્રાંતોમાં જવાબદાર રાજ્યતંત્રના વિકાસની સાથે અને કાળે કરીને હિંદી સરકારમાં પણ એ વિચારનો અમલ થવો જોઇએ." અને જે બાબતો નિધિ મંડળોને નથી સોંપવામાં આવી તે બાબતોના સંબંધમાં પણ તેઓ લખે છે કે " પાર્લામેન્ટ અંકુશની છેવટની સત્તા છોડી શકે નહિ, પરંતુ તે નાણાં અને વહીવટના સંબંધમાં હિંદી સરકારને એટલી સત્તા તો આપી શકે કે જેથી કરીને તે છૂટથી ઇચ્છે, તેટલી ઝડપે પોતાનું કાર્ય કરી શકે અને પ્રાંતિક સરકારોને પણ તે માટે યોગ્ય સત્તા આપી શકે." આ વિચારો સંતોષકારક છે છતાં અત્રે એટલી ટીકા કરવી જરૂરની છે કે પ્રજા માત્ર પ્રાંતિક સરકારમાંજ નહિ પરંતુ હિંદી સરકારમાં પણ આજે અમુક અગત્યની બાબતોના સંબંધમા સત્તા માંગે છે. એટલે એ બધી બાબતો ઉપરથી પાર્લામેન્ટ તથા હિંદી પ્રધાનની સત્તા દૂર થવી જોઇએ.

આ વિભાગના સંબંધમાં બીજી ભલામણ હિંદી પ્રધાનનો પગાર ઇંગ્લાંડની તીજોરીમાંથી આપવા માટેની છે. તેમાં આપણીનો સ્વીકાર થયો છે અને જો તે ભલામણનો અમલ થાય તો પરિણામે એ પગાર મંજૂર કરતાં પાર્લામેન્ટમાં હિંદી વહીવટ સંબંધી હાલ કરતાં વધારે ઉપયોગી ચર્ચા થાય એમ માનવાને કારણ છે. હિંદના વહીવટ માટે પાર્લામેંટના સભાસદોનું ખાસ મંડળ નીમવાની સુચના હાનિકારક થઇ પડવાનો ભય છે, કારણ કે જો એ મંડળના કાર્ય ઉપર વધારે પડતો વિશ્વાસ મૂકાય તો પાર્લામેંટ પોતાની જવાબદારી કમી થયેલી સમજે અને પરિણામે પાર્લામેંટમાં બારિકાઇથી અને કાળજીપૂર્વક ચર્ચા ન થાય. ઇન્ડિયા ઓફીસ તથા ઇન્ડિયા કાઉન્સીલનું બંધારણ તપાસવા માટે કમિટી નીમવાનું સુચવાવોમાં આવ્યું છે, તે સામે અત્યારે વાંધો ઉઠાવવા યોગ્ય નથી. આપણી માગણી ઇન્ડિયા કાઉન્સીલ રદ કરવા માટેની છે છતાં જ્યાં સુધી હિંદી ધારાસભાઓને સંપૂર્ણ સત્તા મળી ન હોય ત્યાંસુધી અનામત રહેલી બાબતોના સંબંધમાં હિંદી પ્રધાનને માથે જવાબદારી રહે, અને તે ઇન્ડિયા કાઉન્સીલની મદદ ઇચ્છે, એ સ્વાભાવિક છે.

પરંતુ એ કાઉન્સીલ તથા તેની ઓફીસમાં હિંદીઓનું પ્રમાણ વધારવાની આગણી થવીજ જોઇએ. એકંદરે આ વિભાગ સંબંધી વિચારો અમને ખાસ વાંધા ભરેલા લાગતા નથી.

## ૨ હિંદી સરકાર.

આ વિભાગ માટેની રચનાજ ( Constitutional machinery ) તપાસીએ તો તેમાં અમને કાંઇ પણ ખાસ વાંધાભરેલું લાગતું નથી. ધારા સંબંધી કાર્યને માટે હાલની ધારાસભાને બદલે રાજ્યમંડળ ( Council of State ) અને ધારાસભા ( Legislative Assembly ) એવાં બે મંડળોની રચના કરવામાં આવી છે અને આખી રચનામાં માત્ર એ વ્યવસ્થાજ પ્રથમ દૃષ્ટિએ વાંધા ભરેલી લાગે એવી છે. પરંતુ જો આપણે આપણા રાજ્યતંત્રમાં જવાબદારીનું તત્વ ઇચ્છતા હોઇએ તો હિંદી સરકાર માટે એ મંડળોની જરૂરીયાત સ્વીકારવી જોઇએ. આપણી યોજનાની તરફેણમાં સચોટ દલીલો રજૂ કરનાર હિંદસેવક સમાજના પ્રમુખ મી. શાસ્ત્રીએ પણ પોતાના પુસ્તકમાં બીજા ધારામંડળની ( Second chamber ) મજબુત હીમાયત કરી છે. એ સંબંધમાં તેમણે લખ્યું છે કેઃ—

"પ્રાંતોના ધારાસંબંધી કાર્યને નામંજૂર કરવાની બીજી—(ગવર્નરની સત્તા ઉપરાંત) ગવર્નર જનરલની પણ સત્તા છે, એટલે એવી દલીલ કરવામાં આવે કે ( કાયદાના વધુ વિચાર માટે) ઢીલ કરવાને તથા ફરીથી તપાસવાને માટે ઉપયોગી થાય એવા બીજા મંડળની જરૂર નથી. પરંતુ વાઇસરોયની ધારાસભાના સંબંધમાં એ દલીલ લાગુ પડતી નથી. કારણ કે તેની રચના સંયુક્ત સરકારના ( federal government ) જેવી છે, અને એક જ મંડળથી વહીવટ ચલાવનારી સંયુક્ત સરકારનો જગતમાં દાખલો પણ નથી. જો ૪૦ ગવર્નર જનરલના નીમાએલા, તથા ૬૦ કાયમને માટે મુકરર થયેલી મહેસુલવાળી જમીનના માલીકો, મોટા જમીનદારો, પ્રાંતિક ધારાસભાઓ, વેપારી ચેમ્બરો, ગોરા જમીનદારો, રેલ્વે કંપનીઓ વગેરે તરફથી ચુંટાએલા સભાસદોનું બનેલું બીજું મંડળ સ્થપાય તો આ વિશાળ પ્રદેશના વિવિધ જાતના લોકોનો વહીવટ ચલાવનારી મધ્ય (Central ) સરકારની કાર્ય સાધકતા વધે."

આ મતની પુષ્ટિમાં વિલાયતના મજૂરપક્ષના 'ન્યુ સ્ટેટસમેન' નામના પત્રના જે વિચારો તેમણે ટાંકયા છે તે જાણવા જેવા છે, અને તેથી તે અત્રે આપવા અસ્થાને નહિ ગણાય.

"બીજા મંડળનું મુખ્ય કાર્ય જો સૂચવવામાં આવે તો તે સર્વાંશે ફરીથી તપાસી જોવાનુંજ છે. એજ કાર્યને માટે તે સંસ્થાની જરૂર છે. અને માત્ર તેજ કાર્ય માટે તે હંમેશ ઉપયોગી થઇ શકે. પ્રજાકીય મંડળોમાંથી ખરડાઓ જે રૂપમાં પસાર થવા જોઇએ નહિ તે રૂપમાં ધારાસભાઓ વારંવાર પસાર કરવાની. પ્રથમ તો ધારા ઘડવામાં ભુલો થવાની, જણાઇ આવે એવા દોષો રહી જવાના. વળી કોઇવાર બીજી બાબતોના સંબંધમાં રાજનીતિ કે ધારાની નજરે યોગ્ય સમન્વય નહિ હોય અને પ્રજા સમસ્ત તેમાં સુધારો ઇચ્છે. છેવટે કેટલીક બાબતોમાં જાહેર પ્રજા આમની સભાના અભિપ્રાયને ટેકો આપે કે કેમ તે વિષે શંકા રહે. કોઇ ખરડો છેવટે આમ એકજ વધુમતે પસાર થાય. તે કંટાળી ગએલી સભામાં પસાર થયો હોય. જાહેર પ્રજા સમજે તે પહેલાં થોડા દિવસમાં ઝડપથી ઘસડી લઇ જવામાં આવ્યો હોય. કદાચ કોઇ ખરડો એવો પણ હોય કે તે સમયે ન જણાય પરંતુ પછીથી

તે સંબંધમાં પ્રજા અતિશય ઉશ્કેરાય........બીજા મંડળને તેના યોગ્ય કાર્યની હદમાંજ રાખી શકાતું હોય તો તે માટેની દલીલ સબળ છે. ''

આ વિચારોમાં અમને ઘણું વજુદ જણાય છે અને તેથી અમે બીજા મંડળની સામે વાંધો ઉઠાવવાને બદલે તેને સ્વીકારીએ છીએ, એટલે એકંદરે આ નવી રચનાને અમે પસંદ કરીએ છીએ.

પરંતુ રચના ગમે તેટલી સુંદર હોય છતાં તેમાં કાંઇ પણ સત્વ ન હોય તો તેથી કોને સંતોષ થાય ? રાજ્યતંત્ર ઘડનારાઓની કારીગરીનો સવાલ બાજુએ મૂકી આપણને નવા બંધારણમાં શું હક્કો અપાયા છે, તેનો વિચાર કરીએ તો ખીજવાટ થયા વગર રહે નહિ. આપણા રાજ્યતંત્રનો આ વિભાગ અતિશય અગત્યનો છે. એ વિભાગમાં સત્તા મળે તોજ આપણે દેશને અનેક અન્યાયોમાંથી મુક્ત કરી શકીએ, એ દેખીતું છે અને તેથીજ એ વિભાગ ઉપર અંકુશ માટે આપણે મજબુત માગણી કરી હતી. એ માગણીના સત્કારમાં આપણને આ વિભાગમાં કાંઇ પણ સત્તા મળતી નથી, એટલુંજ નહિ પરંતુ અંકુશો ઇરાદાપૂર્વક નંખાયા છે એમ સાફ જણાવવામાં આવ્યું . નવી યોજના પ્રમાણે આપણી સ્થિતિ તો એ યોજનાને આપણા સિદ્ધાંતોને આધારે તપાસીએ તોજ સમજાય.

ધારા સંબંધી કાર્ય માટે નીમાયેલા બે મંડળોમાંથી ઉપરના મંડળમાં એટલે રાજ્ય-મંડળમાં ( Council of State ) ૫૦ સભાસદોમાંથી ૨૯ સભાસદો સરકાર નીમે એટલે તે મંડળમાં તેની સત્તા સર્વોપરિ રહે અને તે સામે અમે અત્રે વાંધો પણ ઉઠાવવા ચાહતા નથી. પરંતુ તે પછી ધારાસભામાં ( Legislative Assembly ) ચુંટાએલા સભાસદોનું પ્રમાણ કે જેટલુંજ રહે એ અમને વ્યાજબી લાગતું નથી. એ સંબંધમાં મી. શાસ્ત્રી કહે છે કે '' બીજાં મંડળની વ્યવસ્થા થઇ છે એટલે પહેલું મંડળ પૂરેપૂરૂં નહિ તો લગભગ ચુંટાયેલું હોવું જોઇએ. નીમાયેલા સભાસદો માટે કે જેટલું પ્રમાણ અમને વધારે પડતું લાગે છે.'' છતાં બન્ને મંડળોની સંયુક્ત સભાને ગવર્નર જનરલના '' સર્ટીફીકેટ '' વગરના ખરડાઓ સંબંધી અને મંડળો વચ્ચેના મતભેદનો નિર્ણય કરવાની સત્તા છે, અને તેમાં ચુંટાયેલા પ્રતિનિધિઓની બહુમતિ ( ચુંટાયેલા. ૬૬×૨૧—નીમાયેલા. ૩૩×૨૯) રહે એટલે પ્રજાકીય બહુમતિના સિદ્ધાંતના સંબંધમાં સંતોષ માની શકાય. પરંતુ તે સિવાયના સિદ્ધાંતોના સંબધમાં તો આપણી માંગણીનો સાફ ઇન્કાર થયો છે.

આપણી યોજનાનો સૌથી અગત્યનો સિદ્ધાંત એ છે કે કારોબારી મંડળ ધારાસભાને આધીન રહે અને સરકારી જાહેરનામાનું તત્વ તેમાં ઉમેરીયે તો તે થોડે ઘણે અંશે પણ ધારાસભાને જવાબદાર બને. પરંતુ હિંદી પ્રધાનની યોજના પ્રમાણે તો કારોબારી મંડળને ધારાસભા તરફ બીલકુલ જવાબદારી રહેતી નથી એટલુંજ નહિ પરંતુ તે મંડળ ઉપર ધારાસભાને સ્હેજ પણ અંકુશ મળ્યો નથી. એમની યોજના અમલમાં મૂકાય તો ખાનગી ખરડાના શું હાલ થાય તે તપાસીએ તો ઉપરની ટીકા સમજાશે. નિયમ પ્રમાણે ખરડો બન્ને મંડળોમાંથી પસાર થવો જોઇએ, એટલે ધારાસભામાં પસાર થયા પછી તે ( Council of State ) રાજસભામાં જાય. એ મંડળમાં સરકારની બહુમતિ છે એટલે સરકાર ચાહે તો ખરડો રદ કરે કે તેમાં ફાવે તેવા ફેરફાર કરે; છતાં ધારાસભા અને રાજ્ય

મંડળ વચ્ચે મતભેદ થાય એટલે ધારાસભાના ખરડાના મૂળ રૂપ માટે આગ્રહ હોય તો તેનો નિર્ણય બંને મંડળોની સંયુક્ત સભા કરે. એ મંડળમાં પ્રજાના પ્રતિનિધિઓની બહુમતિ છે એટલે તેમનો મત એકજ હોય તો તે છેવટે ખરડો પસાર કરાવી શકે. આ બધું સંતોષકારકજ ગણાય અને જો હિંદી સરકારનાં બધાં કાર્યોને માટે એજ વિધિ રાખવામાં આવ્યો હોત તો પ્રજા તેને જરૂર વધાવી લેત. પરંતુ આ વિધિ ઉપર એક ઘાતક અંકુશ મૂકાયો છે, અને તેથી પ્રજાને કાંઇ પણ સત્તા મળતી નથી. એ અંકુશ તે ગવર્નર જનરલનું સર્ટીફીકેટ છે. દેશના "સુલેહ, શાંતિ તથા સારા વહીવટ" ની જરૂરીયાતને નામે તે સર્ટીફીકેટ બહાર પાડવાની ગવર્નર જનરલને સત્તા છે, અને એ **સર્ટીફીકેટના ઉપયોગથી સરકાર ખરડાને સંયુક્ત સભાને બદલે રાજ્યમંડળ** (Council of State) **આગળ રજુ કરી કાં તો તે રદ કરે કે તેને ઇચ્છિત રૂપમાં પસાર કરે.** આ સર્ટીફીકેટનો ઉપયોગ માત્ર તાત્કાલિક અગત્યના પ્રસંગને માટેજ નથી પરંતુ જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે વાપરવાની ગવર્નર જનરલને સત્તા છે. ટુંકમાં આ સર્ટીફીકેટની યુક્તિથી એક હાથે અપાયેલી સત્તા બીજે હાથે રદ થાય છે, અને તે ઇરાદાપૂર્વકજ કરવામાં આવી છે. રીપોર્ટના અંતમાં સારરૂપે આપેલી ભલામણમાંથી પાંચમી ભલામણમાં સાફ જણાવવામાં આવ્યું છે કે "સુલેહ શાંતિ તથા સારા વહીવટ" માટેની સરકારની જવાબદારી અદા કરવાનું બની શકે તે માટે જે જે બાબતો તે આવશ્યક ગણે તે બાબતોના સંબંધમાં તેને નિરંકુશ સત્તા રહેશે. એ સત્તા જાળવવા માટેજ આ યુક્તિ યોજાયેલી છે. રીપોર્ટમાં પણ મી॰ મોન્ટેગ્યુ સાફ લખે છે કે:—

"ચુંટાયેલા પ્રતિનિધીઓની બહુમતિ વાળી સંસ્થાની સ્થાપનાને લીધે પ્રાંતોની માફક હિંદી સરકારમાં પણ કારોબારી મંડળને તેને જણાતા આવશ્યક ધારાઓ તથા નાણાં મેળવવાની સત્તા આપવાનો સવાલ ઉભો થાય છે. અમે અનેક યુક્તિઓ તપાસી છે. આ બાબતમાં બીજી ઉપરી સંસ્થા પાસે ધારા કરાવવાનો સવાલ રહેતો નથી. કારણ કે અહિં ઉપરી સંસ્થા તો એક પાર્લામેન્ટજ છે અને તે ઘણી દૂર છે—કામમાં અતિશય રોકાયેલી છે, અને હિન્દની આંતર જરૂરીઆત માટે ધારાઓ પસાર કરવાને અનુકૂળ નથી. ખરૂં છે કે ગવર્નર જનરલને અમુક તાત્કાલિક અગત્યના કાર્યને માટે ફરમાનો કાઢવાની સત્તા છે......પરંતુ તે અમારા હેતુ માટે અનુકુળ નથી. **અમને તો ખાસ પ્રસંગ માટે એવી કોઇક યુક્તિ જોઇએ છે કે જેથી કરીને ધારાસભાના સભાસદો બહુમતિ અમુક કાયમના ધારાઓને મંજૂરી આપવાને નાખુશ હોય ત્યારે તે સંપૂર્ણ ચર્ચા પછી ધારાપોથીમાં દાખલ કરીએ. કોઇ કારણસર વ્યાજબી જણાય ત્યારે અમે ઈરાદાપૂર્વક ધારા ઘડવાની પ્રજાકીય રૂઢીને બાજુએ** મૂકવા **માગીએ છીએ."**

નામદાર ગવર્નર જનરલની ફરમાનો કાઢવાની, ધારાઓ નામંજૂર કરવાની, જરૂર જણાય તો ધારાસભાઓ બરખાસ્ત કરવાની સત્તા કાયમ રાખવામાં આવી છે પણ તે પૂરતી નથી. તેથી આ નવી સત્તા તેમને આપવામાં આવી છે અને તેનો હેતુ સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યો છે કે **પ્રજાના પ્રતિનિધિઓ બહુમતે વિરૂદ્ધ હોય તો પણ તેને જણાય ત્યારે 'શાંતિ વગેરે'ને નામે ફાવે તેમ ધારાઓ બાંધે તથા નાણાં મેળવે.** આ પછી બીજા સિદ્ધાંતને સંતોષનારા હક્કો તપાસવાની જરૂર રહેતી નથી. જ્યાં સત્તા પોતાના

કાયમાજ રાખવાનો સ્પષ્ટ ઉદ્દેશ છે ત્યાં હક્કોની આશા શી? અમને તો એટલીજ અજાયબી થાય છે કે એ વિચારો દર્શાવનાર આપખુદી સત્તાના હીમાયતી જૂલ્મી જરમનો નથી પરંતુ સ્વાતંત્ર્ય પ્રેમી, ઉદાર વિચારના, બ્રીટીશ રાજ્યાધિકારીઓ છે, અને એ વિચારો પણ હિંદને જવાબદાર રાજ્યતંત્રનો પહેલો સંગીન હિસ્સો આપનારી યોજના ઘડતાં દર્શાવાયા છે. પ્રજા ખીજવાય છે, સખ્ત પોકાર ઉઠાવી રહી છે, રીપોર્ટના ઘડનારાઓની પ્રમાણિકતા માટે શંકા બતાવે છે—તે આ વિચારો જોતાં સમજાય છે. પરંતુ અમે એમના સદ્ભાવની તપાસમાં ઉતરવા માંગતા નથી. અમે તો માત્ર પ્રજાનું ધ્યાન ખેંચવા માંગીએ છીએ છીએ કે **સર્ટીફીકેટની યુક્તિથી ધારાસભાને કારોબારીમંડળ મંડળ કાંઇપણ અંકુશ રહેતો નથી એટલુંજ નહિ પરંતુ એ યુક્તિ હેતુપુર્વક યોજાએલી છે અને તે હેતુ સરકારની નિરંકુશ સત્તા જાળવી રાખવાનો છે.** તે પછી જવાબદારીના તત્વનો કે અંદાજપત્ર ઉપર અંકુશનો વિચાર કરવાનો રહેતો નથી. તેનું આ વિભાગમાં નામનિશાન પણ નથી.

ઉપરની ચર્ચા ઉપરથી જણાશે કે હિન્દી સરકારના સંબંધમાં આપણને કાંઇ પણ મુદ્દાના હક્કો મળતા નથી. ધારાસભા તથા સંયુક્તસભામાં ચુંટાએલા પ્રતિનિધિઓની બહુમતિ રાખવામાં આવી છે, પરંતુ ધારા ઘડવાના સંબંધમાં ઘાતક અંકુશ નંખાયો છે. અંદાજપત્રના સંબંધમાં કંઈ પણ સત્તા મળતી નથી, જવાબદાર રાજ્યતંત્રની તો તેમાં ગંધ પણ નથી, એટલે એ યોજનાથી જાહેરનામાનો ઉદ્દેશ જળવાતો નથી એ દેખીતુંજ છે. પરિણામે આપણી હાલની સ્થિતિ કાયમ રહે છે. દેશની ઉન્નતિના આધારરૂપ વેપાર ઉદ્યોગની આબાદી માટે, ટેરીફ તથા જગાતની રાજનીતિના સંબંધમાં, રેલ્વે કંપનીના અન્યાયો દૂર કરવામાં, ગરીબો ઉપર બોજારૂપ થઇ પડેલા મીઠાના કરના સંબંધમાં, આપણાથી નવા બંધારણમાં પણ કશું ખાસ મહત્વનું પરિણામ આણી શકાશે નહિ. તેમજ દેશના જાહેર જીવન ઉપર છાપખાનાના કાયદાથી, ફીતુરી સભાના કાયદા વગેરેથી જે અસહ્ય અંકુશો નંખાયા છે તે દૂર કરી શકાશે નહિ. એટલે એકંદરે આ વિભાગને માટે તો હિન્દી પ્રધાનની યોજના નિરાશાજનકજ છે. અમે કબુલ કરીએ છીએ કે રાજ્યતંત્રની રચના [ constitutional machinery] ખરેખર પસંદ કરવા જેવી છે. આપણી રચનાથી ચઢીયાતી છે અને અમે જણાવી દીધું પણ છે કે સર્ટીફીકેટની યુક્તિ દાખલ કરવાને બદલે, દેશના બચાવ તથા પરદેશ સંબંધી રાજનીતિના વિષયો બાદ કરી બાકીની બાબતો માટેના ધારાઓ તથા નાણાંના ખરડાઓના સંબંધમાં બંને મંડળોની સંયુક્ત સભાને છેવટની સત્તા આપી હોત તો પ્રજા યોજનાને વધાવી લેત. પરંતુ હાલના રૂપમાં તો પ્રજા તેને નહિજ સ્વીકારી શકે.

### ૩ પ્રાંતિક સરકાર.

પ્રાંતિક સરકાર માટેનું બંધારણ તપાસતાં પહેલાં પ્રથમ હિન્દી સરકારે પ્રાંતિક સરકારને સપૂરદ કરવાની સત્તા સંબંધી ભલામણો જણવાની જરૂર છે. પ્રાંતોમાં જવાબદાર રાજ્યતંત્રની સ્થાપનાને માટે પ્રાંતો ઉપરની વડી સરકારની સત્તા બને તેટલી કમી કરવાની જરૂરીયાત સ્વીકારવામાં આવી છે અને તેને અંગે ધારા, વહીવટ અને નાણાંના સંબંધમાં પ્રાંતોને અગત્યના હક્કો આપવાની ભલામણ થઇ છે.

નાણાં સંબંધી અત્યારસુધી સરકારની રાજનીતિ એવી છે કે પ્રાંતોની જરૂરીઆતનો વિચાર કરી અમુક પ્રકારની આવકની વડી સરકાર સાથે વહેંચણી થાય છે, અને શીલીક સાધારણ રીતે તેના હાથમાંજ રહે છે. આ પદ્ધતિથી વડી સરકારને પ્રાંતિક ખાતાંઓ ઉપર એક પ્રકારની સત્તા રહે છે. હવે જો પ્રાંતોને સ્વતંત્ર બનાવવા હોય તો પ્રાંતોને પોતાના વિકાસ માટેના નાણાં માટે વડી સરકાર ઉપર આધાર રાખવાની જરૂર રહેવી જોઇએ નહિ. તે માટે સારામાં સારો રસ્તો મહેસુલની વહેંચણીની પદ્ધતિ દૂર કરી, બંને સરકારને આવકના અલગ સાધનો અપાવાં જોઇએ. અને તે રસ્તોજ સ્વીકારી નીએની યોજના સુચવવામાં આવી છે. હાલ હિન્દી સરકાર તથા પ્રાંતોને માટે આવકના અલાયદા ખાતાઓ છે તે કાયમ રાખી વ્હેંચાયેલા ખાતામાથી ઇન્કમટેક્ષ અને જનરલ સ્ટેંપ્સ હિન્દી સરકારને અને જમીન મહેસુલ, નહેરો વગેરે, આબકારી, તથા ન્યાયખાતાના સ્ટેંપ્સ પ્રાંતિક સરકારને સોંપવા. જમીન મહેસુલ સાથે દુકાળ તથા નહેરોના નિભાવનો બોજો પ્રાંતોએ ઉપાડી લેવો પડશે. પરંતુ દુકાળ માટે પ્રાંતો ખાસ ફંડ ઉભું કરે તે પહેલાં જરૂર જણાય તો હિન્દી સરકારને માથે મદદ કરવાની જવાબદારી રહેશે. આ વ્યવસ્થાથી હિન્દી સરકારને નાણાંની તાણ પડશે અને તે પૂરી કરવા માટે એવી સુચના થઇ છે કે પ્રાંતોએ હિન્દી સરકારને દર સાલ મુકરર કરેલી રકમ આપવી અને તે સાધારણ રીતે પ્રાંતિક આવકમાંથી ખરચ બાદ કરતાં રહેલી પૂરાંતના ૮૭ ટકા જેટલી હોવી જોઇએ. **મહેસુલની વહેંચણીની પદ્ધતિ કાઢી નાંખવાની માગણી આપણે કરી હતી અને તે સ્વીકારી જે નવી યોજના સુચવવામાં આવી છે તે પસંદ કરવા જેવી છે.** પ્રાંતોની કર નાંખવાની સત્તા તથા નાણાં ઉછીના લેવાની સત્તાના સંબંધમાં જે વિચારો દર્શાવવામાં આવ્યા છે તેમાં અમે કશું વાંધા ભરેલું જોતા નથી અને વહીવટ તથા ધારાના સંબંધમાં પોતાની જવાબદારી પૂરતોં અંકુશ રાખીને પ્રાંતિક સરકારને બનતી સ્વતંત્રતા આપવાની ભલામણ આવકારદાયક છે.

હવે પ્રાંતિક સરકારને માટે યોજેલી રચના તપાસીએ. એ નવા બંધારણમાં ધારાઓ માટે હાલની માફક પણ વધારે સભાસદો તથા ચુંટાએલા પ્રતિનીધીઓની બહુમતીવાળી ધારાસભા રાખી છે. પરંતુ કારભાર માટે હાલની વ્યવસ્થાને બદલે (૧) ગવર્નર (૨) કારોબારી મંડળ, (૩) ધારાસભાના ચુંટાયેલા સભાસદોમાંથી, ગવર્નર તરફથી નિમાયેલા એક યા વધુ પ્રધાન, (૪) તથા ખાતાં વગરના એક યા વધુ વધારાના સભાસદની બનેલી કારોબારી સરકાર સ્થાપી છે. વળી પ્રાંતિક ખાતાંઓના બે વિભાગ કરી એક ગવર્નર તથા કારોબારી મંડળને અને બીજો ગવર્નર તથા પ્રધાનોને સોંપવામાં આવ્યાં છે અને “ અનામત ” એટલે કારોબારી મંડળના હાથમાં રહેલા ખાતાંઓના સંબંધમાં પ્રશ્ચીત રૂપમાંજ ધારાઓ મેળવવા, નીમાયેલા સભાસદોની બહુમતીવાળી ગ્રાંડ કમીટીની યોજના કરવામાં આવી છે, અને તે વખતો વખત સ્થાપવા તથા ખરડા ધારાસભામાંથી તે કમીટી આગળ લઇ જવા, ગવર્નરને અપાયેલી સત્તાની રૂએ તેની જવાબદારી અદા કરવા માટે તે આવશ્યક છે, એવી મતલબનું તેમની તરફનું સર્ટીફીકેટ પૂરતું ગણાવામાં આવ્યું છે.

આ યોજનામાં મી. કર્ટીસના વિચારોની છાયા સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. અને

રીપોર્ટમાં આવી રચનાના કારણ તરીકે જણાવવામાં પણ આવ્યું છે કે "સંપૂર્ણ જવાબદારીવાળી સરકાર સ્થપાય તો તે કદાચ તુટી પડે, અને યોજના સત્વહીન ન બને તેમાટે કાંઇપણ જવાબદારી તરતજ આપવી જોઇએ એ બે વિચારોથી અમે શરૂઆત કરી છે." ......તથા "જવાબદારીની વ્યાખ્યા અમે એવી કરીએ છીએ કે તે પ્રથમ મત આપનારી પ્રજાને અને પછી ધારાસભાને આધીન રહેવામાં સમાયેલી છે. અને એ સરતો પ્રાંતિક સરકારના કાર્યને અધીકારીઓના હાથમાં રાખવાના તથા પ્રજાને સોંપવાના વિભાગમાં વહેંચી નાંખ્યા વગર સંતોષવાનો રસ્તો અમને જણાતો નથી." **આમાં આપણા સદ્‌ભાવ કે લાયકાત માટે શંકા જણાઇ આવે છે. અને તેને લીધેજ સંપૂર્ણ જવાબદારી આપવાનું જોખમ ભરેલું ગણી અખતરા તરીકે થોડાક ખાતાઓ સોંપવાનો વિચાર રાખવામાં આવ્યો છે. એ શંકા અપમાન ભરેલી છે અને તે સામે સખ્ત વાંધો ઉઠાવવાની** જરૂર છે. અમે ખાત્રીપૂર્વક માનીયે છીએ કે પ્રાંતોના બધા ખાતાંઓનો વહીવટ ચલાવવાની પ્રજાના પ્રતિનિધીઓમાં શકિત છે અને પછી તે સંબંધી શંકા ઉઠાવી રાજ્યકાર્યમાં શિક્ષણ આપવાની તથા પરીક્ષા લેવાની વાતો પ્રજા સહન કરી શકે એમ નથી-તે હવે સદાને માટે બંધથવી જોઇએ.

પરંતુ એ વિચાર બાજુએ મૂકીએ તો સુચવેલી રચના ટુંક વખતને માટે સ્વીકારવાની ભલામણ સમજી શકાય એવી છે. એ વિચાર પ્રથમ દૃષ્ટિએ અયોગ્ય જણાય એ સ્વભાવિક છે. ખાતાંની વહેંચણી માટેનો મી. કર્ટીસનો વિચાર અમને પણ પસંદ તો નથીજ. તેથી સરકારની કાર્યસાધકતા ઘટે એ સ્હેલાઇથી સમજાય એમ છે. ઉપરાંત-ખાતાંઓની વહેંચણીમાં પ્રજાના પ્રતિનિધીઓમાંથી ચુંટાયેલાં પ્રધાનોને અન્યાય થાય, તેમને કેળવણી, આરોગ્ય વગેરે ખાતાંઓને અંગે પ્રજાને ગળે કડવો ઘુંટડો ઉતારવાનું સોંપાય, તે માટે તેમને જરૂરના નાણાં પૂરાં પાડવામાં ન આવે, અને નવા કરો નાંખવાનું અપ્રિય કામ પણ તેમને શીરે પડે તો એ પ્રયોગ પણ પૂરેપૂરો ફતેહમંદ ન નીવડે એ સંભવિત છે; છતાં એ રચના તોડી ન પાડવાની દલીલ વિચારવા જેવી છે. એ દલીલ એટલીજ છે કે આપણે પણ જવાબદાર રાજ્યતંત્રનું તત્વ ઇચ્છીએ છીએ અને સાથે આપણે સંપૂર્ણ સ્વરાજ્યની નહિ પણ માત્ર એક સંગીન હીસ્સાની માંગણી કરી છે. એટલે જો આપણે સંપૂર્ણ જવાબદારીની માગણી ન કરીએ તો આ સિવાય બીજી રચના શકય નથી.

પરંતુ એ રચનાને સ્વીકારવામાં આવે તો પણ એમાંની વિગતો તો સાવ નિરાશાજનક છે. ખાતાંઓની વહેંચણીને માટે એમણે નિશ્ચિત ભલામણો કરી નથી પણ તે વિષેની એમની સુચનાઓમાં અમને ન્યાયનો અંશ માત્ર પણ જણાતો નથી. ખાતાંઓની વહેંચણી માટેના સિદ્ધાંતના સંબંધમાં તેઓ લખે છે-માર્ગદર્શક નિયમ તો એજ હોવો જોઇએ કે " જે ખાતાંઓમાં સ્થાનિક અનુભવ અને સમાજ સેવાને માટે ઉત્તમ તક મળે, જેમાં હિંદીઓ ખાસ રસ લેતાં જણાયા હોય, જેમાં ગંભીર ભુલો થાય તો પણ તે સુધારી શકાય એમ હોય તથા ખીલવવાની વધારે જરૂર હોય તે ખાતાંઓ સોંપી દેવાની ટીપમાં મૂકવાં જોઇએ. આ સિદ્ધાંત પ્રમાણે અમે આશા રાખીએ કે સુલેહ, શાંતિ અને ન્યાયના નિભાવ માટેનાં ખાતાંઓ નહિ સોંપાય. તેમજ જમીન મહેસુલ અને બેકુનોના કાયદા જેવી

બાબતો કે જેમાં જનસમાજનુ હિત પ્રધાનપણે સમાયેલું હોય તે પણ સોંપાવા જોઇએ નહિ. કારણ કે નવી ધારાસભામાં તેમના પૂરતા પ્રતિનિધીઓ નહિ હોય !" ધારાસભાના સભાસદોની ચુંટણીનું ધોરણ નક્કી થતાં પહેલાં ખેડુતોના પ્રતિનિધીઓ ધારાસભામાં પૂરતી સંખ્યામા નહિ હોય એમ હિંદી પ્રધાને શા આધારે માની લીધું છે. તે અમે સમજી શકતા નથી. પરંતુ તે સવાલ બાજુએ મૂકતાં અમારે કહેવું જોઇએ કે ઉપરના વચનો હીંદી પ્રધાનના રીપોર્ટમાં શોભતાં નથી. કોઇ બીજાના તરફથી તે લખાયાં હોત તો તે માત્ર હાંસી અને તિરસ્કારને પાત્રજ ગણાત. પરંતુ એમના હાથમાં સત્તા છે અને એ સત્તાના સદુપયોગમાં અમે આ દેશ તથા સામ્રાજ્યનું હિત જોઇએ છીએ એટલે અમને એમના એ વચનોથી ભારે ખેદ થાય છે. કારણ કે તેપરથી અમને એમ લાગે છે કે કાં તો તે ખરી સ્થિતિથી અજ્ઞાન હોવા જોઇએ, નહિ તો તેમણે અહિના અધિકારીઓની અન્યાય ભરી વૃત્તિ અખત્યાર કરી લીધેલી હોવી જોઇએ, કે કાંતો તેઓ પ્રમાણિકપણે એમ માનતા હોવા જોઇએ કે હિંદીઓને ન્યાય, સુલેહ, શાંતિ અને જનસમાજના હિતને માટે કાળજી નથી, તે જાળવવાની તેમનામાં લાયકાત નથી, કે પછી જમીન મહેસુલ, પોલીસ અને ન્યાયખાતાઓ વધારે અગત્યના હોઇ તે અધિકારીઓના હાથમાંથી મૂકાવવા ઇચ્છતા નથી. વિશેષમાં જમીન મહેસુલના સંબંધમાં તો આપણા પ્રાંતમાં સરકારને કશું કહેવાપણુ રહ્યુંજ નથી. ખેડા જીલ્લાના પ્રકરણ પછી ખેડુતોના હિતની વાતો કરનાર આ પ્રાંતના અધિકારીઓ દાંભીકજ ગણાય. **ટુંકમાં ખાતાંઓની વહેંચણીના સંબંધમાં સ્પષ્ટ જણાવી દેવાની જરૂર છે કે એમની સુચનાઓ વખોડી કાઢવા જેવી છે અને તે સંબંધમાં પ્રજાને ન્યાય નહિ મળે તો આખી યોજના રદ થશે.** કારણકે ધારાસભામાં બહુમતી હોવા છતાં 'અનામત' રહેલી બાબતોનાં સબંધમાં ઇચ્છીત ઠરાવો પસાર કરાવવા સર્ટિફીકેટથી ગ્રાંડ કમિટી નીમવાની ગવર્નરને સત્તા છે. તેથી જો અગત્યના ખાતાંઓ અધિકારીઓના હાથમાંજ રહે તો તે સંબંધમાં પ્રજાકીય મંડળને કોઇપણ સત્તા મળે નહિ અને પરિણામે તે સંસ્થાની ઉપયોગિતા અતિશય સંકુચિત થઇ જાય એટલે પ્રાંતિક સરકાર સંબંધી યોજનામાં અગત્યના ખાતાંઓ સોંપી દેવામાં ન આવે ત્યાં સુધી પ્રજા યોજનાનો એ ભાગ સ્વીકારી શકે નહિ. જો નેતાઓનો મત એવો હોય કે આપણે સંપૂર્ણ સ્વરાજ્યની માંગણી કરી નથી અને વચગાળેની સ્થિતિ સ્વીકારી છે તેથી અમુક ખાતાંઓ અધીકારીઓને હસ્તક રહેવાં જોઇએ **અને એ કબુલાત જાળવવા ખાતરજ પોલીસ તથા અન્ય ઘટનાખાતાંઓ અધિકારીઓને હસ્તકજ રહેવા દેવાની જરૂર જણાય તો તે શિવાયનાં તમામ ખાતાંઓ પ્રજાને સોંપવા જોઇએ અને તે ઉપર ધારાસભાની સત્તા રહેવી જોઇએ.**

અંદાજપત્રના સંબંધમાં પણ પ્રાંતોમાં ધારાસભાને યોગ્ય સત્તા મળવી જોઇએ. પ્રાંતિક આવકમાંથી હિંદી સરકારને આપવાની રકમ પહેલાં કપાય તે સામે વાંધો હોઇ શકે નહિ. પરંતુ તે પછી 'અનામત' ખાતાંઓની જરૂરીઆત પ્રથમ તપાસાય એ સૂચના અમને પસંદ નથી. કારણ કે એ ખાતાંઓ માટે વધારે નાંણાં અપાય તો સોંપાયેલાં ખાતાંઓ માટે રહેલી પૂરાંત ઓછી પણ નીવડે અને પ્રજાના પ્રતિનિધીઓને શિર વધારે કર નાંખવાનું આવી પડે. વળી જો ધારાસભા અંદાજપત્રમાં ફેરફાર કરે તો અનામત

ખાતાંઓને માટે મૂળ અંદાજપત્ર પ્રમાણે નાણાં મેળવવાની ગવર્નરને સત્તા આપવાની **ધારાસભાને સંપૂર્ણ સત્તા રહેવી જોઇએ, અને અનામત ખાતાંઓ માટેના નાણાંના ખરડામાં ધારાસભામાં અણઘટતી કાપકુપ કરવાનો ભય હોય તો એ ખાતાંઓ માટે પાંચ વરસની સરેરાસથી મુકરર કરેલી રકમ આપવાનું નક્કી થવું જોઈએ.** તે ઉપરાંત વધારે નાણાંની જરૂર પડે તો તે માટે ધારાસભાની મંજુરી મેળવવી જોઇએ.

એકંદરે આ વિભાગમાં કાંઇક સત્તા આપવાનો પ્રયત્ન થયો છે, એમ તો કબુલ કરવુંજ જોઇએ. ધારાસભામાં બહુમતી, અમુક ખાતાંઓ માટે ધારા ઘડવાની સત્તા,—કારણ કે ગ્રાંડ કમીટીનો ઉપયોગ અનામત ખાતાંઓ માટેજ છે—એ ખાતાંઓ માટે અંદાજપત્ર ઘડવાની, નવા કરો નાંખવાની સત્તા આપવામાં આવી છે. પરંતુ જ્યાં સુધી ન્યાય તથા પોલીસ શિવાયના બધાં ખાતાં સોંપી દેવાય નહિ ત્યાં સુધી યોજનાનો આ વિભાગ પણ અસંતોષકારકજ ગણાશે.

## ૪ સ્થાનિક સ્વરાજય.

સ્થાનિક મંડળોમાં પ્રજાના પ્રતિનિધીઓને બને ત્યાં સુધી સંપૂર્ણ સત્તા આપવાની ભલામણ થઇ છે અને વિશેષમાં તે ખાતું પ્રાંતિક સરકારમાં ધારાસભાની સત્તા હેઠળ મૂકાવાનું છે એટલે તે સંબંધી કશું ખાસ કહેવાનું રહેતું નથી.

## ૫ કમીટીઓ.

આ યોજનામાં હિંદી સરકાર અને પ્રાંતિક સરકારનાં ખાતાંઓ અલગ કરી દેવાની ભલામણ કરવામાં આવી છે. પરંતુ તે ખાતાંઓ હજુ મુકરર થયાં નથી, તેમજ પ્રાંતોને મળનારાં ખાતાંમાંથી કયાં ખાતાંઓ પ્રધાનોને સોંપવાના છે તે પણ નક્કિ કરવામાં આવ્યું નથી. તે સંબંધમાં જરૂરની વિગતો મેળવી, પૂખ્ત વિચાર ચલાવી એ ખાતાંઓની ટીપ ઘડવા એક કમીટી નીમવાની ભલામણ કરવામાં આવી છે. એ કમીટી એક અધિકારી અને એક બીન અધિકારી હિંદી તથા વિલાયતમાંથી ચુંટાયેલા પ્રમુખની બનશે અને જે પ્રાંતમાં કમિટી તપાસ કરતી હોય ત્યાં તેજ કાર્યને માટે નીમાયેલા એક અધિકારી તથા બીન અધિકારી હિંદી એમની સાથે જોડાશે.

વળી પ્રાંતિક ધારાસભા તથા હિંદી ધારાસભાના બંધારણની વિગત પણ નક્કી થઇ નથી. પ્રાંતિક ધારાસભામાં ચુંટાયેલા પ્રતિનિધીઓનું શું પ્રમાણ હોવું જોઇએ હિંદી તથા પ્રાંતિક ધારાસભા માટે તે ચુંટણી શું ધોરણે થવી જોઇએ, એ ચુંટણી માટે મત આપવાના હક કેવી રીતે અને કોને અપાવા જોઇએ, એ હજુ મુકરર કરવાનું છે અને તે માટે એક બીજી કમીટી નીમવાની સૂચના થઇ છે. એ કમીટી બે અધિકારીઓ, બે બીન-અધિકારી હિંદીઓ તથા એક ઇંગ્લાંડમાંથી ચુંટાયલા પ્રમુખની બનશે અને તેમાં જે પ્રાંતમાં તપાસ ચાલતી હોય તે પ્રાંતમાંથી એક અધિકારી અને એક બીન અધિકારી હિંદી તેમની સાથે જોડાશે.

આ બંને કમીટીને સાથે મળીને મસલત ચલાવવાની છુટ રહેશે. આ બંને કમીટીઓ જરૂરની છે પરંતુ તેમાં નિમાવાના હિંદી પ્રજાના વિશ્વાસને પાત્ર હોવા જોઇએ.

## ૬. ભવિષ્યમાં પ્રગતિ.

આ યોજનામાં જે ફેરફાર સૂચવવામાં આવ્યા છે તે વચગાળેની સ્થિતિ માટેજ છે. અને ૨૦મી આગસ્ટના જાહેનામાની રતો શબ્જાળવવા પ્રગતિના ક્રમો માટે યોગ્ય વ્યવસ્થા થવી જોઇએ. એ જરૂરીયાત સ્વીકારી હીંદી પ્રધાને નીચેની સૂચનાઓ કરી છે.

નવી ધારાસભાની પહેલી બેઠકથી પાંચ વરસ પછી પ્રાંતિક સરકાર કે ધારાસભા તરફથી અનામત તથા સોંપાયેલા ખાતાઓ સંબંધી ફેરફાર કરવાની સૂચના ઉપર હિંદી સરકાર વીચાર ચલાવે અને હિંદી પ્રધાનની સંમતિથી તેને અનામત ખાતાંઓ સોંપી દેવાની તથા ગંભીર ગેરવહીવટને કારણે સોંપાયેલા ખાતાંઓ લઇ લેવાની સતા રહે તે ઉપરાંત તેને પ્રધાનોનો પગાર ધારાસભા પાસ મંજુર કરાવવાનો હુકમ કાઢવાની સત્તા રહેશે. એ હુકમથી દર વરસે ધારાસભાને એ પગાર મંજુર કરવાના સંબંધમાં ઠરાવ કરવાનો હક્ક મળશે.

### કમીશનો.

તે ઉપરાંત હિન્દી પ્રધાને એવી ભલામણ કરી છે કે ૧૦ વરસ પછી વસ્તુ સ્થિતિ તપાસવા કમીશન નિમાય અને તે કમીશનના સભાસદોના નામો હિન્દી પ્રધાન પાર્લામેંટના બન્ને મંડળો આગળ રજુ કરી તેમની સંમતી મેળવે. આ કમીશનની તપાસને માટે હિન્દી પ્રધાને નીચેની બાબતો સૂચવી છેઃ—(૧) પ્રાંતોમાં તે વખતની ધારાસભાની મુદત પૂરી થતાં સંપૂર્ણ જવાબદારીવાળું રાજ્યતંત્ર સ્થાપવું યોગ્ય છે કે નહિ, અથવા તો પ્રાંતોમાં તે દીશામાં કેટલા આગળ વધી શકાય તે સંબંધી વિચાર ચલાવવો. (૨) એમની ખાત્રી થાય તો જે ખાતાંઓ સોંપવાનો સમય નહિ આવ્યો હોય તે અનામત રાખવાની સલાહ આપવી. (૩) જે ખાતાંઓમાં ગંભીર ગેર વહીવટ પૂરવાર થયા હોય તે લઇ લેવાની ભલામણ કરવી. (૪) અનુભવથી આ યોજનાની રચનામાં અને જવાબદાર રાજ્યતંત્રના કાર્યને માટે જે પગલાં લેવા જેવાં હોય તે સૂચવવાં. આ બાબતો ઉપરાંત જાહેર નોકરીમાં હિન્દીઓનું પ્રમાણ, પ્રાંતો તરફથી હિન્દી સરકારને અપાતી રકમ, શિક્ષણનો પ્રસાર, તથા ચુંટણીના ધોરણ સંબંધી તપાસનું કામ પણ એજ કમીશનને સોંપ્યું છે.

આમાંથી પ્રાંતિક સરકાર સંબંધી સૂચના અમને પસંદ નથી. એ બાબતમાં અમે તો એમ ઇચ્છીએ છીએ કે પાંચ વરસને અંતે પ્રાંતોમાં સંપૂર્ણ જવાબદારીવાળું રાજ્ય તંત્ર સ્થપાઇ જવું જોઈએ અને તે માટે અરજી કરવાની જરૂર રહેવી જોઇએ નહીં. કમીશન સબંધી ભલામણમાં અમને યોગ્ય લાગે છે.

ઉપરની તપાસ ઉપરથી એટલું તો સમજાશે કે હકોની નજરે યોજના નિરાશાજનક છે પરંતુ તેની રચનામાં કાંઇ પણ વાંધા ભરેલું નથી એટલુંજ નહિ પરંતુ તે ખરેખર ઉપયોગી થઇ પડે એવી છે. વળી એ રચનામાં ક્રમવાર પ્રગતિને માટે વ્યવસ્થા કરવામાં આવી છે અને તેથી પ્રજા ઇચ્છે તો એ યોજનામાંજ થોડા પણ માર્મીક ફેરફાર કરી પોતાની માગણી નવા અને અમને લાગે છે કે વધારે સારા રૂપમાં, પણ મૂળ મુદ્દાઓ સાચવીને દર્શાવી શકે. અંગ્રેજોના એકજ ચીલામાં પડી રહેવાની વૃત્તિનો વિચાર કરીએ તો, જે વિચાર શ્રેણી તેમણેજ પાડી કાઢી હોય, જે તેમને પસંદ પણ

પડી ગઇ હોય, તેમાંજ આપણા સિદ્ધાંતો દાખલ કરી દેવાનું વધારે ડહાપણ ભરેલું ગણાશે. કારણ કે પ્રથમ તો તેથી આપણને ભાંડનારા વિરોધીઓનું બળ કમી થશે. અને તે ઉપરાંત હિન્દી પ્રધાનના રીપોર્ટ ઉપરથી મત બાંધનાર બ્રિટીશ પ્રજા તથા છાપાંને આપણા મૂદ્દાઓ સ્હેલાઇથી સમજાશે—વધારે સબળ પણ જણાશે, અને તેથી આપણી લડત પણ પ્રમાણમાં વધારે અસરકારક નીવડશે. જો આ દલીલમાં કાંઇપણ વજૂદ હોય તો ઉપરની તપાસને આધારે એ યોજનામાં સુધારા સૂચવવા અયોગ્ય ગણાશે નહિ. પરંતુ તેમ કરતાં પહેલાં અત્રે એટલું જણાવવાની જરૂર છે કે કોંગ્રેસ–લીગની યોજના સામે હિંદી પ્રધાને જે વિચારો દર્શાવ્યા છે. તે સબળ દલીલોથી તોડી શકાય એમ છે, એટલે આપણી યોજનાની રચના પણ એ વિચારથી રદ કરવાનો સવાલ સુધાં ઉભો થતો નથી. એટલુંજ નહિ પરંતુ અમને લાગ છે કે એ રચના એટલી તો સરળ છે કે જો તેમાંજ થોડાક અગત્યના સુધારા કરવામાં આવે તો તે વડે પ્રજા પોતાના હેતુ વધારે સહેલાઇથી સાધી શકે. માત્ર ઉપર દર્શાવેલાં વ્યવહારૂ કારણોને લીધેજ આપણે આપણી યોજનાની રચના તથા વિગતોને વળગી રહેવાનો આગ્રહ ન કરતાં હિંદી પ્રધાનની યોજનામાં આપણા સિદ્ધાંતોને આધારે સુધારાઓ સુચવવાનો વિચાર કરી શકી છે.

## ૭ આવશ્યક સુધારાઓ

### (૧) પાર્લામેન્ટના અને ઇન્ડીયા ઓફીસ.

આ વિભાગના સંબંધમાં કરેલી સ્ટેંડીગ કમીટી સિવાયની ભલામણોમાં કાંઇ વાંધાભરેલું જણાતું નથી.

### (૨) હિન્દી સરકાર.

(અ) રીપોર્ટને અંતે સાર રૂપે આપવામાં આવેલી ભલામણોમાંથી પાંચમી ભલામણમાં ‘ સુલેહ, શાંતિ અને સારા વહીવટ ’ ને બદલે માત્ર દેશની સર્વ સલામતી તથા સલાહ શાંતિને માટે અગત્યની ગણાતી બાબતો—એટલે કે લશ્કર, નૌકાબળ, પરદેશ સંબંધી રાજ નીતિ વગેરે—ઉપરજ હિંદી સરકારને નિરંકુશ સત્તા રહે. તથા તેજ બાબતના સંબંધમાં ગવર્નર જનરલને સર્ટી-ફીકેટ આપવાની સત્તા અપાય. તે શિવાયની બાબતોમાં બન્ને મંડળની સંયુક્ત સભાનો મત છેવટનો ગણાય.

(બ) ધારાસભાના સભાસદોમાંથી ઓછામાં ઓછા ⅘ પ્રજા તરફથી ચુંટાયેલા હોવા જોઇએ. અંદાજપત્ર નાણાંના ખરડાના રૂપમાં પસાર થવું જોઇએ અને ઉપર જણાવેલી અનામત બાબતો—કે જેમાં જકાત તથા ટેરીફનો સમાવેશ થશે નહિ. એ શિવાયની બાબતો માટે તે ધારાસભા આગળ રજુ થવું જોઇએ.

(ખ) કારોબારીસભામાં ત્રણ હિંદી સભાસદો હોવા જોઇએ.

(ગ) છઠ્ઠી ભલામણમાં જણાવેલી પ્રીવી કાઉન્સીલ તથા બાવીસમી ભલામણમાં સ્ટેંડીંગ કમીટી પ્રજા હિતને માટે નુકશાનકારક નીવડવાનો ભય છે અને તેથી તે ભલામણો રદ થવી જોઇએ.

### પ્રાંતિક સરકાર.

(અ) પ્રાંતોમાં ધારાસભાઓના સભાસદોમાંથી ઓછામાં ઓછા ⅘ જેટલાં સભાસદો ચુંટાયલા હોવા જોઇએ.

(અ) પ્રાંતોમાં ખાતાંઓની વહેંચણી રદ કરી, તમામ ખાતાંઓ પ્રજાના ચુંટાએલા સભાસદોમાંથી મંત્રી તરીકે નીમાએલા સભાસદોને સોંપાવા જોઇએ તથા ગ્રાંડ કમીટી પણ રદ થવી જોઇએ.

(ક) પરંતુ વચગાળેની સ્થિતિને માટે અમુક ખાતાઓ સરકારના હાથમાં રહેવા દેવાની જરૂર હોય તો ન્યાય અને પોલીસના ખાતાંઓ અનામત રહેવા દેવા, અને તેને અંગે ગ્રાંડ કમીટી પણ રહેવા દેવી. પરંતુ પાંચ વરસને અંતે એ ખાતાઓ પ્રજાને મળી જવાં જોઇએ.

(ખ) અનામત ખાતાંઓ રહ્યા હોય તો તે શિવાયની બાબતોમાં અંદાજપત્ર ઉપર ધારાસભાનો અંકુશ રહે અને અનામત ખાતાંઓ માટે પાચ વરસની સરેરાસને ધોરણે નાણાં મળે. વધારે નાણાં માટે ધારાસભાની મંજૂરી જરૂરની ગણાય.

## (૪) મુસલમાન પ્રતિનિધીઓ.

પ્રાંતિક અને હિન્દી ધારાસભામાં મુસલમાન કોમ માટે કોંગ્રેસ—લીગના યોજનામાં જણાવ્યા મુજબનું પ્રમાણ રહેવું જોઇએ.

## (૫) જાહેર નોકરી.

ઉંચા દરજ્જાની હિન્દી સનંદી નોકરીમાં હિન્દીઓનું પ્રમાણ ૩૩ ટકાને બદલે ૫૦ ટકા જેટલું હોવું જોઇએ.

ઉપર જણાવેલા સુધારાઓ સાથે યોજના મંજૂર થાય તો અમને લાગે છે કે તે જવાબદાર રાજ્યતંત્રના પહેલા સંગીન હીસ્સા તરીકે ટુંક વખતને માટે સ્વીકારી શકાય. પરંતુ એ સુધારાઓ ભારે પ્રયત્ન વગર મળનાર નથી. અત્યારે આપણા વિરોધીઓ એ યોજનાને વધાવી લે છે તેનું કારણ એ છે કે તેથી અધીકારીઓની સત્તા તરતજ ખાસ કંઇ ઘટતી નથી. પરંતુ ઉપર દર્શાવેલા સુધારા સાથે યોજના સ્વીકારાય તો તેમની સત્તા નામનીજ રહે. એટલે સુધારાઓ સામે તે ભારે પોકાર ઉઠાવશેજ એમ ખાત્રીપૂર્વક માની લેવું જોઇએ, પણ આપણામાં સંપ હશે, વિચારપૂર્વક એકજ નિર્ણય ઉપર આવીને, પ્રજા સમસ્ત એક અવાજે તે માટે માંગણી કરશે—લડત ચલાવશે તો તે મળશેજ એવી અમારી દૃઢ માન્યતા છે. કારણ કે હાલનો અવસર સર્વાંશે અનુકૂળ છે. લડાઇથી બ્રીટીનનું, જગતનું વાતાવરણ ફરવાનું છે. સર્વત્ર ન્યાય અને સ્વતંત્રતાની હાક વાગી રહે છે. નાના રાજ્યોના, પરાધીન પ્રજાના હકો માટે આગ્રહભેર લડત ચાલી રહી છે. એ સંજોગોમાં ન્યાયને માટે આપણો પોકાર સંભળાયા વગર રહેવાનો નથી. વળી અત્યારે હિન્દી સવાલ માટે વિલાયતમાં પણ ચળવળ થઇ રહી છે, તે તરફ બ્રીટીશ પ્રજાનું ધ્યાન પણ ખેંચાયું છે અને તે સવાલ સમજી યોગ્ય નિર્ણય ઉપર આવવા પ્રયત્ન કરે છે. તો તે સમયે આ યોજનામાંજ વિચારપૂર્વક મુકરર કરેલા સુધારા માગીયે તે માટે સબળ દલીલો રજુ કરીએ, તથા સમસ્ત પ્રજાના આગ્રહથી—નિશ્ચયથી તે માટે માગણી કરીએ તો આપણને ફત્તેહ મળ્યા વગર રહેજ નહિ! પરંતુ તે માટે પદ્ધતિસર કાર્ય થવાની જરૂર છે. પ્રથમ તો યોગ્ય નિર્ણય ઉપર આવવા માટે સદ્દાસર ચર્ચા થવી જોઇએ, યોજનાના દોષો પૂરવાર કરવા જોઇએ, સુધારાઓ માટે સચોટ દલીલો ઘડાવી જોઇએ અને નિર્ણય ઉપર આવ્યા પછી તે સંબંધી પ્રજામત તૈયાર કરવા માટે ખંતથી પ્રયત્ન થવો જોઇએ. આ કાર્ય દેશભકતો ઉત્સાહભેર ઉપાડી લેશે એવી અમને ખાત્રી છે.

શંકરલાલ ઘેલાભાઇ બેંકર.

# સ્વર્ગસ્થ સત્યાગ્રહી ભાઈ સોરાબજી.

ભાઇ સોરાબજી આ ફાની દુનિયાઁ ત્યાગી ગયા એ સાંભળતાંજ મન ચકડોળે ચઢે છે, ભ્રમિત જેવું થઇ જાય છે. ' નવજીવન ' ના વાચકોને આ પારસી વીર સત્યાગ્રહીનો પરિચય આપવો, તેની જ્વલંત દેશદાઝનું વર્ણન કરી તેમાંથી જેટલું શીખાય તેટલું શીખવાનો પ્રયત્ન કરી, જેટલી સેવા હિંદ માતાને આપી શકાય તેટલી આપવા તત્પર રહેવું એજ હેતુથી આ લખવા દીલ પ્રેરાયું છે.

દક્ષિણ આફ્રિકાની જગવિખ્યાત સત્યાગ્રહની લડતમાં ઘણોજ આગળ પડતો ભાગ લેનારાઓમાં ભાઇ સોરાબજી પ્રથમ પંક્તિએ હતા. તેઓ લગભગ ૧૪ વર્ષ પહેલાં હિંદનો કિનારો છોડી કમાણી કરવાના હેતુથી નાતાળ ગયા હતા. ઇમીગ્રેશન કાયદા મુજબ લેવામાં આવતી પરીક્ષા પસાર કરી તેઓ કેળવાએલા હિંદી તરીકે નાતાલમાં દાખલ થયા હતા. અને નાતાલની સરહદના એક છેલ્લા ગામ ચાર્લ્સટાઉનમાં એક હિંદી વેપારીને ત્યાં મેનેજર તરીકે કામ કરતા હતા. ટ્રાંસવાલની સરકારે સને ૧૯૦૬ ની સાલમાં એક ખુની કાયદો હિંદી કોમ માટે પસાર કર્યો તેની સામે તેજ સાલથી સત્યાગ્રહની લડતની ઝુંબેશ મહાત્મા ગાંધીજીએ ઉઠાવી હતી. નાતાલમાં ભાઇ સોરાબજી શરૂઆતથીજ આ લડત ઉપર બારીક ધ્યાન આપતા હતા. મહાત્માજી વારંવાર લડતને અંગે ટ્રાંસવાલથી નાતાળ અને નાતાળથી ટ્રાંસવાલ એમ મુસાફરી કરતા ત્યારે ભાઇ સોરાબજી હમેશાં સ્ટેશને પહોંચી મહાત્માજીને મળતા અને લડત સંબંધી મુદ્દાઓ વિષે વાતો તેમજ ચર્ચા કરતા. ખુની કાયદો પસાર થયા પછી ૧૯૦૮ ની સાલ સુધી તો સત્યાગ્રહની લડત ટ્રાંસવાલમાં વસતા એકલા હિંદી ભાઇઓજ લડતા. બહારના એટલા નાતાળ કે કેપ પ્રાંતના હિંદીઓ તેમાં જાતે ભાગ લઇ શકતા નહતા. તેઓ સભાઓ ભરી, ઠરાવો પસાર કરીને મદદ આપતા તેમજ ઉઘરાણાં કરી આર્થિક મદદ ટ્રાંસવાલના ભાઇઓને આપતા. ૧૯૦૮ ની સાલમાં ટ્રાંસવાલની સરકારે એક નવો ઇમીગ્રેશન કાયદો પસાર કર્યો. તે કાયદાથી કેળવાએલા હિંદીઓનું ભારે અપમાન થતું હતું. એશીઆટીક એક્ટ અને ઇમીગ્રેશન એક્ટ એ બન્નેના સાથે અમલથી ટ્રાંસવાલમાં ગમે તેટલી ઉંચી કેળવણી પામેલો હિંદી પણ ત્યાં દાખલ થઇ શકતો નહતો. હિંદમાંથી સ્વર્ગસ્થ ગોખલે યા તો સર પીરોજશા જેવા પણ ટ્રાંસવાલ જવાની ઇચ્છા કરે તો સાથે લાગ્યા આ બંન્ને કાયદાના અમલથી તેઓ ત્યાં કાયદેસર ન જઇ શકે એવી ગંભીર સ્થિતિ ટ્રાંસવાલની સરકારે રચી સમસ્ત હિંદનું અપમાન કર્યું. મહાત્માજીએ આ સ્થિતિનું ' ઇન્ડીઅન ઓપીનીઅન ' પત્ર મારફતે અસરકારક વર્ણન કરી નાતાલ તથા કેપ પ્રાંતમાં વસતા કેળવાએલા હિંદીઓને ટ્રાંસવાલમાં દાખલ થઇ સત્યાગ્રહની લડતમાં જોડાવા એક અપીલ બહાર પાડી. ભાઇ સોરાબજી તો આ સમયની વાટ જોઇનેજ બેસી રહ્યા હતા. તેમણે તરત પહેલ કરી મહાત્માજીને દર્શાવ્યું કે હું ઇમીગ્રેશન કાયદા પ્રમાણે ટ્રાંસવાલમાં કેળવાએલા હિંદી તરીકે દાખલ થઇ આપની સાથે લડતમાં જોડાવા ઇચ્છા રાખું છું. સત્યાગ્રહની લડત ઘણે ભાગે લડાઇ છે. પહેલી વેળા ટ્રાંસવાલનાજ હિંદીઓ ખુની કાયદો રદ કરાવવા ઝુંઝ્યા.

સેંકડો હિંદીઓ મહાત્માજી સાથે જેલમાં જઇને વિરાજ્યા. આ ખુની કાયદા પ્રમાણે ટ્રાંસવાલમાં વસતા દરેક હિંદીએ ત્યાં વસવા માટેનાં નવાં રજીસ્ટર લેવાનાં હતાં. તે કાયદાની દરેકે દરેક કલમમાં હિંદી પ્રજાનું હડહડતું અપમાન કરવામાં આવ્યું હતું. તે કાયદાનો સ્વીકાર જો હિંદી પ્રજાએ કર્યો હોત તો આખર જતાં હિંદી કોમને સદાને માટે ટ્રાંસવાલ છોડવું પડત ! હિંદીઓએ આ કાયદો તદન રદ કરવાની માગણી કરી હતી. મહાત્માજી સાથે સેંકડો હિંદીઓ જેલમાં ગયા ત્યારે વિલાયત તેમજ હિંદમાં ભારે ચર્ચા ચાલી રહી. જનરલ સ્મટસે મામલો શાંત પાડવા પ્રયત્ન કર્યો. હિંદીઓએ પ્રથમથીજ માગણી કરી હતી કે અમે મરજીથી રજીસ્ટર થવા તૈયાર છીએ પરંતુ કાયદાનું ફરજીઆતપણું તો અમે નજ સ્વીકારીશું. આખરે જનરલ સ્ટમસે હિંદીઓને કસી જોયા અને કોમની મરજીઆત રજીસ્ટર થવાની માંગણી સ્વીકારી. કોમ જો આખી મરજીઆત રજીસ્ટર થઇ જાય તો ખુની કાયદો રદ કરવાનું વચન તે સાહેબે આપ્યું. વચનાનુસાર સમસ્ત હિંદી કોમે રજીસ્ટર લીધાં અને જનરલ સ્મટસને ખુની કાયદો વચન પ્રમાણે રદ કરવાનું કહેવામાં આવ્યું. ત્યારે તે રાજ્યદ્વારી પુરૂષ ફરી ગયા અને વચન આપ્યાનો ઇન્કાર કર્યો. એજ અરસામાં નવું ઇમીગ્રેશન બીલ પાસ કર્યું કે જેના અમલથી કેળવાએલા હિંદીઓનું અપમાન થતું હતું. લડત ફરી પાછી શરૂ કરવાનો હો પ્રસંગ આવ્યો. ઉપર જણાવ્યું તેમ ટ્રાંસવાલ બહાર વસતા કેળવાએલા હિંદીઓને લડતમાં ભાગ લેવા આમંત્ર્યા: જેમાં ભાઇ સોરાબજીએ પહેલ કરી લડતનો બીજો તબક્કો તેમણે ઉઘાડયો. ઇમીગ્રેશન કાયદા પ્રમાણે સરકારે ભાઇ સોરાબજીને ટ્રાંસવાલમાં દાખલ તો થવા દીધા પરંતુ ત્યાં ગયા પછી ખુની કાયદો તેમને લાગુ પાડવામાં આવ્યો. તે કાયદા મુજબ ત્યાં રહેવાના હક્ક તેમણે સાબીત કરી આપવાના હતા તે થઇ શકે એમ નહતું એટલે તેમને દેશપાર કરવાનો માજીસ્ટ્રેટે હુકમ કર્યો. તેમને નાતાલની સરહદમાં મોકલી દેવામાં આવ્યા. ભાઇ સોરાબજી તરતજ પાછા ટ્રાંસવાલમાં દાખલ થયા અને તે ગુન્હા બદલ છ માસની સખત મજુરીની સજા તેમને થઇ અને આ પ્રમાણે લડતની બીજીવારની શરૂઆત તેમનાથી થઇ. નાતાલથી બીજા પણ ઘણા કેળવાએલા હિંદીઓએ ભાઇ સોરાબજીનો દાખલો લીધો. મારે આ પ્રસંગે દર્શાવવું જોઇએ કે ભાઇ સોરાબજીના જેલમાં જવાથી મારા મન ઉપર ભારે અસર થઇ હતી. એક પારસી ગૃહસ્થ હિંદ માતાના થતા અપમાન માટે કારાગ્રહ વેઠે છે અને હું હજી બેસી કેમ રહ્યો છું ? એવા વિચારો મને થતા. હું પણ નાતાલમાં એક ગામમાં એક વેપારીને ત્યાં નોકરીએ હતો. મારા શેઠ પોતાનું બધું કામ મને સોંપી હિંદ ગયા હતા અને કમનશીબે હિંદ જઇ ત્યાં ગુજરી ગયા. આથી તેમના વેપારનો બધો બોજો મારે શિર હતો. શેઠ અપુત્રવાન હતા. તેનો એક નાનો ભત્રિજો હતો તે મારી સાથે હતો. વેપાર તેમજ તેને છોડી હું ચાલ્યો જાઉં તો ખરા પ્રસંગે કૃતઘ્ની ઠરૂં. બીજી પાસ દેશસેવાનો પ્રસંગ. આવા સંજોગોમાં હું ભારે ચિંતામાં પડયો. ભાઇ સોરાબજી પ્રથમવારની જેલ પુરી કરીને ફરી પાછા જેલમાં પહોંચ્યા. બીજા સાથીઓએ પણ તેમ કર્યું. હવે મારાથી ન થોભાયું. ટ્રસ્ટીઓને ૨૪ કલાકની નોટીસ આપી મહાત્માજી ડરબન આવ્યા હતા તેમને મેં તાર કર્યો અને મને પણ લડતમાં લઇ જવાની માગણી કરી. મહાત્માજીની સંમતિનો તાર આવતાં હું તેજ પળે ચાલી નીકળ્યો અને ટ્રાંસવાલ પહોંચ્યો.

હું તો ભાઇ સોરાબજી અને તેના સાથીઓ ભાઇ સુરેંદરાય મેઢ, ભાઇ હરિલાલ ગાંધી, મી. થંબીનાયડુ, મી. પી. કે. નાયડુ અને મી. જોસફ રોયપન બેરીસ્ટર વગેરે ભાઇઓને જેલમહેલમાં મળવા તલસી રહ્યો હતો. ટ્રાંસવાલમાં થોડા દિવસ પછી હું પણ ના. શહેનશાહની હોટેલનો મહેમાન થઇ ગયો. ભાઇ સોરાબજી વગેરેને ત્યાં પહેલીજ વાર મળ્યો. આ મારી શહેનશાહની હોટેલમાં ( ડીપકલુફ જેલમાં ) ભાઇ સોરાબજી સાથે પહેલી મુલાકાત. ભાઇ સોરાબજીને જોવા એટલે એક સુંદર હસમુખો ચ્હેરોજ જોઇ લેવો. તેઓ સદા આનંદમાં અને સદા હસમુખા. હિંદ માતાની સેવા કરતાં કેદખાનું વેઠવું પડે તો તેમાં ભલા કોને આનંદ પ્રાપ્ત ન થાય ? ભાઇ સોરાબજીની છાતી નબળી હોવાથી તેમને કેદમાં લાઇટ લેબરની ટોળીમાં મુકવામાં આવ્યા હતા. અમે બધા તો સખત મજુરી કરવા જતા. ભાઇ સોરાબજીને એક જગ્યાએ એકલા બેસાડી નાના પથ્થરો આપી તેની હથોડા વતી ઝીણી કરચો કરવાનું કામ સોંપાએલું. અમે પાવડા, કોદાળી લઇ ભાઇ સોરાબજી પાસે થઈને પસાર થઇએ એટલે તેઓ મંદ મંદ હાસ્ય કરે. તેમના મનમાં તો એમજ કે મારે સખત મજુરી ન કરવાની અને મારા આ ભાઇઓને સખત મજુરી કરવી પડે તેથી એમને ખોટું લાગતું. ઘણીવાર તેઓ તો અમારી માફી માગતા તેમનામાં હિંદુ, મુસલમાન કે પારસીનો જરા પણ ભેદ ભાવ નહતો. હિંદ માતાને ખાતર અમે બધા કેદખાનું સેવતા હતા એટલે અમે બધા હિંદ માતાના પુત્રો ભાઇઓ હતા.

ભાઇ સોરાબજીને બીજીવારની લડત શરૂ કરવાનું માન આપ્યું. તે માનની સાથે જોખમદારી પણ તેવડીજ મોટી રહેલી હતી. લડત ઘણો લાંબો સમય સુધી ચાલે અને કેદખાનાનાં દુઃખો વારંવાર ઉઠાવવાં પડે એ જોખમદારી જેવી તેવી નહતી. છાતી વિનાના માણસોથી તે કામ ન થઇ શકે. ભાઇ સોરાબજી કરતાં શરીરે તાજા અને રૂષ્ટ પુષ્ટ ઘણાઓ હતા. પણ તેમને છાતી ન હોવાથી એક બે વાર જેલમાં જઇ લડત પડતી મુકી નાસી છુટયા હતા. ભાઇ સોરાબજી શરીરે નબળા હતા પરંતુ તેમને છાતી હતી. તેમના પર મુકવામાં આવેલી જોખમદારીને અને તેમને આપવામાં આવેલા માનને તેઓ અંતપર્યંત વફાદાર નીવડયા અને આખી લડતને તેમણે દીપાવી—પારસી કોમને દીપાવી—હિંદી કોમને દીપાવી અને ભારત માતાને પણ દીપાવી. દક્ષિણ આફ્રિકાના હિંદી ભાઇઓ ઉપર પડતાં દુઃખો જોઇ તેમનું દિલ કપાઈ જતું. સામ્રાજ્યમાં હિંદની પરાધીન દશા જોઇ તેમને ઘણું લાગતું અને હિંદીઓની સેવા કરવા હમેશાં તેઓ ઉત્સુક રહેતા. જેલમાં રવિવારે વિશ્રામના દિવસે અમે એકઠા મળી રાજ્યદ્વારી વિષયો પર ચર્ચા કરતા. હિંદની ઉન્નતિ વિષે વાતો કરતા. ભાઇ સોરાબજી તેમાં ઘણો ઉત્સાહપૂર્વક ભાગ લેતા તેમાં તેમની દેશદાઝ જણાઇ આવતી. જેલમાં અમે સેંકડો ભાઇઓ સાથે રહેતા. તેમાં અનેક પ્રકારની વઢવાડ એક બીજા સાથે માંહોમાંહે થતી. ખાસ કરીને ખોરાકના સંબંધમાં ઘણી વઢવાડ થતી. અમારામાંથી એક બે જણને રસોઇઆ તરીકે અમે મોકલતા. તેઓ રાંધવાનું, પીરસવાનું વગેરે બધું કામ કરતા, ઘણાઓ તકરાર કરતા કે અમુકને ખાવાનું વધુ આપે છે, ફલાણાને સારો ખોરાક આપે છે. આવા ઝઘડા તો હમેશાં હોય. મને બિલકુલ યાદ નથી કે ભાઇ સોરાબજીએ આવા ઝઘડામાં કોઇપણ દિવસ ભાગ લીધો હોય. તેમને જે મળ્યું તે તેઓ આનંદથી ખાઇ લેતા. તેમને લાગતું કે દેશને ખાતર આપણે દુઃખો ભોગવવા આવ્યા છીએ ત્યાં માંહોમાંહે આપણે ઝઘડા કરીએ

અને તેની ઉપરી અધિકારીઓને જેલમાં ખબર પડે તો આપણી હિંમત તરત અંકાય. અમે કેટલાક તો જેલમાંના નોકરો સાથે ખુબ લડતા. જરા પણ કોઇ અમલદાર કોઈ પણ ભાઇનું અપમાન કરે તો અમે બધા તેની વહારે દોડી જતા. ખોરાક સારો ન હોય, ધારાઓમાં જણાવ્યા જેટલો ન હોય તો અમે ભારે તોફાન કરી મુકતા. અમલદારો જુલમી વર્તન રાખે તો અમે તેની સામે તરત ફુંફાડો મારી ઉછળી પડતા અને દાદ ન મળે તો ભુખ્યા રહી દાદ મળે ત્યાં સુધી હંગર સ્ટ્રાઇક ( અપવાસ ) કરતા. કોઇ ભારે દુઃખો સહન કરવાનો વારો આવે અને ભાઇ સોરાબજીને તે પોતાની શક્તિ બહાર લાગે તો તે ખુલ્લા હૃદયથી અમને જણાવી દેતા અને અમારી આગળ પોતાની નબળાઇ જાહેર કરતા. તેમના આ અત્યંત સરળ સ્વભાવ માટે અત્રે તેના પ્રત્યે વધુ માનથી જોતા. ભાઇ સોરાબજી પ્રત્યે સર્વ હિંદી ભાઇઓ ટ્રાંસવાલ તેમજ નાતાલમાં ઘણાજ સ્નેહથી વર્તતા. તેના પ્રત્યે માનની દૃષ્ટિથી લોકો જોતા. અને ૧૯૧૨ ની સાલમાં લડતનું અમુક સમયને માટે સમાધાન થયું. સરકાર હિંદીઓની માગણી કબુલ રાખશે એવી તેણે ખાત્રી આપી તેથી પ્રોવીઝનલ સેટલમેંટ સ્વીકારવામાં આવ્યું. આ સમયે મહાત્મા ગાંધીજીને તેમના એક મિત્રે અમુક ફંડ આપ્યું હતું અને લડતની કસોટીમાંથી જેઓ પાર ઉતર્યા હોય તેવાને વિલાયત અભ્યાસ કરવા મોકલવા વિચાર રાખ્યો હતો. ભાઇ સોરાબજી, સુરેંદ્રરાય મેઢ અને હું, એમ અમને ત્રણે જણને વિલાયત મોકલવા માટે મહાત્માજીએ વિચાર બતાવ્યો. અમો અમુક શરતો સ્વીકારી ત્યાં જવા કબુલ થયા. મેં તથા ભાઇ સુરેંદ્રે થોડા માસ માટે હિંદ જઇ આવવા માગણી કરી. તે સ્વીકારાઇ અને અમે બન્ને હિંદ આવ્યા. ભાઇ સોરાબજી વચ્ચે હિંદ જઇ આવેલા હોવાથી તેઓ અમારી સાથે ન આવ્યા. હિંદમાં અમે ત્રણ માસ રહ્યા. સ્વર્ગસ્થ ગોખલેજી વિલાયતથી દક્ષિણ આફ્રિકા જવાના છે, એમ સાંભળતાં અમે તરતજ પાછા ત્યાં ઉપડી ગયા. વિલાયત જઇને અમે અભ્યાસ કરવાના છીએ એ સમાચારથી અમારા આનંદનો તો પારજ ન હતો. અમારી સાથે મી. પોલાક પણ હિંદથી દક્ષિણ આફ્રિકા આવતા હતા. અમારી આગબોટ ઝાંઝીબાર આવી, ત્યાં અમે એક શેઠિઆને ઘેર ગયા. ત્યાં 'ઇન્ડીઅન ઓપીનાઅન' પત્ર વાંચવામાં આવ્યું. તેમાં સમાચાર હતા કે ભાઈ સોરાબજી વિલાયત અભ્યાસ માટે ઉપડી ગયા છે. આ સમાચાર વાંચતાં અમારા દીલમાં ધ્રાસ્કો પડયો. કારણ કે અમે ત્રણે જણ સાથેજ જવાના હતા. નક્કી મહાત્માજીએ પોતાના વિચારોમાં કંઇ ફેરફારો કર્યો હશે. જોહાનીસબર્ગ પહોંચ્યા પછી પ્રથમ વાત મહાત્માજી સાથે એજ નિકળી. તેમણે જણાવ્યું કે "' તમારા બન્નેને માટે વિલાયત મોકલવાનો વિચાર માંડી વાળ્યો છે. તમે જે કેળવણી લીધી છે તે હિંદની સેવા કરવાને માટે પુરતી છે. તમે બેરીસ્ટર થશો તો લોકોનાં ગળાં રેંસશો. તમને ન મોકલવા એમાંજ તમારૂં કલ્યાણ મેં વિચાર્યું છે." અમને સ્વાભાવિક લાગી આવ્યું અને પ્રશ્ન પુછતા—'ત્યારે સોરાબજીને કેમ મોકલ્યા ? મહાત્માજી ગંભીરતાથી અમને જવાબ આપતા કે 'ભાઇ સોરાબજી તો પારસી છે, હું તેમને મોક્ષની વાતો કેમ ઠસાવી શકું ? તમારી સાથે તમે હિંદુ હોઇ તે વાત કરી શકું', આવા ગુઢ જવાબો આપતા. તોપણ અમને શાંતિ ન થાય. અમને કોઇવાર લાગી આવે કે મહાત્માજી અમને અન્યાય કરે છે.

(જોકે તેઓ અમારૂં ભલુંજ ઇચ્છતા હતા પરંતુ વિચારો તેમના જેટલા ઉન્નત અને પ્રૌઢ નહિ એટલે ઓછું લાગી આવે) ત્યારે અમારૂં ફરીયાદ કરવાનું સ્થાન મી. કેલનબેક અથવા મી. પોલાક હતા—તેમને પણ આ વિષયમાંતો લાગ્યું કે આ છોકરાઓને અન્યાય જેવું તો થયું છે એટલે અમારા તરફથી મહાત્માજીને વકીલાત કરે પરંતુ મહાત્માજી તો પૂરા વકીલ! મી. કેલનબેકને સમજાવી પાણી જેવા નરમ કરી નાખ્યા. અમારી પાસે આવી તેઓ કહે કે 'મેં વાત તો કરી પરંતુ બાપુજી પોતાના વિચારમાં મક્કમ છે. તેણે તમારૂં ભલું વિચારીનેજ માંડી વાળ્યું છે. આપણે તેમને પગલે રહી ચાલવું છે એટલે તેમના ફરમાન મુજબ ચાલવું, આવો ઉપદેશ મી. કેલનબેક અમને આપવા લાગી જાય અને અમે સમજી જઇએ કે મહાત્મા પાસે સાહેબનું કંઇ ટકું ચાલ્યું નહિ, આખરે અમે સંતોષ રાખી મન વાળીને બેઠા.

ભાઇ સોરાબજીના વિલાયતથી પત્રો આવે. "અમને તો ન મોકલ્યા. તમે બાપુને અમારી ગેરહાજરીમાં સમજાવી અમને છોડી ચાલ્યા ગયા. તમે તો બેરીસ્ટર થઇને આવશો. અહીં આવીને ઓફીસ ખોલો ત્યારે કલાર્ક તરીકે અમને નોકરી તો આપશોજી." આવી નિર્દોષ ગમતો કાગળો દ્વારા કરીએ. ઘણીવાર તેમને એ બાબત લાગતું. ત્યારે એવો લાગણીવાળો પત્ર લખતા કે શુદ્ધ મિત્રની લાગણી તેમાં જણાઇ આવતી. સ્વર્ગસ્થ ગોખલેજી સાઉથ આફ્રિકા આવી ગયા પછી ફરી પાછી ત્રીજીવારની છેલ્લી લડત શરૂ થઇ. તેમાં હજારો માણસોએ ભાગ લીધો અને આખરે હિંદી કોમની જેટલી માંગણીઓ હતી તેટલી બધી સ્વીકારાઇ અને સત્યાગ્રહની લડતનો અંત આવ્યો. આ છેલ્લી લડતમાં ભાઇ સોરાબજીને વિલાયતથી બોલાવવામાં આવ્યા નહતા. લડત પૂર્ણ થયા પછી મહાત્માજી વિલાયત રહી હિંદ આવ્યા અને હું ત્રણ વરસ સુધી 'ઇન્ડીઅન ઓપીનીઅન્ટ'નું કામ ચલાવીશ એવું મેં મહાત્માજીને વચન આપ્યું હતું. ભાઇ સોરાબજી વિલાયતથી વારંવાર લખતા કે 'હું વિલાયતથી આવીને ત્યાં ઓફીસ ખોલીશ. તમે ઇ. ઓ. ચલાવતા રહેજો. આપણે બન્ને સાથે મળીને કામ કરીશું, આપણી શક્તિ મુજબ કોમની સેવા કરીશું.' આવા મનોરથો બાંધતા. ભાઇ સોરાબજી જો કે પારસી હતા છતાં તેઓ શુદ્ધ ગુજરાતી ભાષા બોલતા અને લખતા. વિલાયતથી તેઓ મને હમેશ લખતા કે અઠવાડીઆમાં એક લાંબો પત્ર મારે તેમને લખવો, જે ઉપરથી મારી ભાષા હું ઘણી સરસ સુધારી શકાશ તેઓ કહેતા કે હું મુંબઇ ગયો ત્યારે બધા પારસીઓ મારી મશ્કરી કરતા કે 'ગાંધી સાથે રહ્યો છે એટલે વાનીઓ થઇ ગીયો છે. પારસી વાત પણ ભુલી ગીયો છે.'

વિલાયતમાં ભાઇ સોરાબજીએ લંડન મેટ્રીકની પરીક્ષા પસાર કરી અને તેમણે બેરીસ્ટરનો અભ્યાસ કરવા માંડયો. તેમાં તેઓ ફતેહમંદ થઇ લગભગ એકાદ માસ ઉપરજ જોહાનીસબર્ગ જઇ પહોંચ્યા. ત્યાં ગયા અને થોડા દિવસમાં તો આ ફાની દુનિયા તેઓ છોડી ગયા. દક્ષિણ આફ્રિકામાં હિંદી કોમની આશા પડી ભાંગી. ભાઇ સોરાબજી ઉપર જે મોટી મોટી આશાએ બાંધી હતી તે ધુળ ભેળી થઇ ગઇ. હતું નહતું થઇ ગયું."'ન જાણે જાનકીનાથઃ પ્રભાતે કિં ભવિષ્યતિ.' પરમાત્મા આ વીર પુરૂષના આત્માનેશાંતિ બક્ષો. અસ્તુ.

**પ્રાગજી ખંડુભાઇ દેશાઇ.**

---

# નોંધ.

## સુધારાની સરકારી યોજના.

મી. મૉન્ટેગ્યુ અને લૉર્ડ ચેમ્સફર્ડે હિન્દના રાજબંધારણના સુધારા વિષે જે રીપોર્ટ ઘડયો છે તેમાં કરવામાં આવેલી મુખ્ય ભલામણોનું સટીક ભાષાંતર તેમજ તે વિષે એક વિગતવાર લેખ આ અંકમાં પ્રકટ કરવામાં આવ્યાં છે. વર્તમાનપત્રોમાં અને સભાઓમાં આ રીપોર્ટ વિષે જે રસભરી ચર્ચા થઇ છે તેનું સવિસ્તર સિંહાવલોકન કરવાનું અહીંઆં બની શકે એમ નથી. છતાં તે ચર્ચામાંથી જે કેટલાક મુદ્દા તરી આવે છે તે અહીંઆં રજુ કરીશું.

કોંગ્રેસ-લીગની સુધારાની યોજના અમલમાં મૂકવાને આપણે સરકારને ઘણો આગ્રહ કર્યો ત્યાર પછી તદ્દન જુદા પ્રકારની, સ્વરાજ્યના ઓછા તત્વવાળી અને મી. કર્ટીસની વગોવાએલી રચના સાથે સામ્ય ધરાવતી યોજના આપણી સમક્ષ રજુ કરવામાં આવી એટલે કેટલાક પત્રકારોએ ક્રોધના આવેશમાં તેના ઉપર સખત ટીકા કરીને એટલે સુધી જણાવ્યું કે તેનો સ્વીકાર કરવો એ અશક્ય અને નામોશીભરેલું છે. બીજા પ્રકારના જે રાજદ્વારી પુરૂષોએ નહિ જેવા ક્ષુલ્લક સુધારા મેળવવાની આશા રાખી હશે તેઓ રીપોર્ટ જોઇને સંતોષ સાગરમાં ડુબી ગયા અને મી. મૉન્ટેગ્યુ અને લૉર્ડ ચેમ્સફર્ડને મુક્તકંઠે અભિનંદન આપવા લાગ્યા. પણ શરૂઆતમાં ઓચીંતી ઉશ્કેરાએલી બન્ને પ્રકારની લાગણીઓ ધીમે ધીમે શમતી જાય છે, અને સ્હામાસ્હામી ઘસાતા તીણા સુરોમાંથી એકરસ સંગીત નીકળતું જાય છે. યોજનાને અગ્રાહ્ય ગણી ત્યજનારા અને તેને પૂરેપુરી સ્વીકારી લેનારાની સંખ્યા જુજ રહી છે અને એકંદર આખા દેશમાં એવો વિચાર જામતો જાય છે કે તેમાં કેટલાક મહત્વના સુધારા કરવામાં આવે તોજ તે હિન્દને સંતોષ આપી શકે.

### આ સુધારાના ત્રણ વિભાગ પાડી શકાય.

૧. પ્રાંતિક રાજતંત્રની જે યોજના ઘડવામાં આવી છે તેમાં બે પ્રકારના સુધારા સૂચવાયા છે. (૧) સરકારી અને પ્રજાકીય-એવો ખાતાંનો ભેદ દૂર કરવો-અર્થાત્ બધાં ખાતાંમાં પ્રાંતના રાજવહીવટને વડી સરકારથી સ્વતંત્ર કરવો, ગવર્નરની કારોબારી સભા રદ કરવી, બધાં ખાતાંના વહીવટને માટે પ્રધાનો નીમવા અને ધારાસભાને તેનાપર સંપૂર્ણ સત્તા આપવી. આ માગણી સંપૂર્ણ પ્રાંતિક સ્વરાજ્યની છે અને તે બંગાળાની પરિષદ, મહાત્મા ગાંધી વગેરેએ રજુ કરી છે. આ માટે મોટામાં મોટી દલીલ તો એ છે કે રાજસત્તા કેળવણી, આરોગ્ય વગેરે ખાતાંને અવલંબે છે પણ તેનું મુખ્ય લક્ષણ તો પોલીસ અને લશ્કરપર હકુમત છે. પ્રાંતિક રાજતંત્રમાં પોલીસ અને ન્યાયનાં ખાતાંપર પ્રજાના પ્રતિનિધિઓને અંકુશ ન આપવામાં આવે ત્યાંસુધી પ્રાંતની ખરી રાજસત્તા પ્રજાને મળી ગણી શકાય નહિ. બીજી દલીલ બંધારણની સામાન્ય દૃષ્ટિથી યોજવામાં આવે

છે—કારોબારી સત્તાના વિભાગથી વહીવટમાં અનેક વિઘ્ન અડચણો અને તકરારો નડશે. (૨) પણ મોટા ભાગના આગેવાનો અને પત્રકારોએ તો પ્રાંતની આખી રચનાને કબૂલ રાખીને, પોલીસ અને ન્યાય શિવાયનાં બધાં ખાતાં પ્રજાને સોંપવાની માગણી આગ્રહ-પૂર્વક કરી છે. દરેક પ્રાંતને ક્યાં ખાતાં સોંપવાં એ વિષે ભલામણો કરવાને એક કમીટી નીમવામાં આવનાર છે. પણ રીપોર્ટ ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે વધારેમાં વધારે આગળ વધેલા પ્રાંતોમાં પણ પોલીસ અને ન્યાય ઉપરાંત જમીન મહેસુલ, જંગલનો બંધ ભાગ, મોટાં જાહેર બાંધકામ વગેરે અગત્યનાં ખાતાં કારોબારી સત્તાના અંકુશમાં રાખવાની સૂચના કરવામાં આવી છે. જમીનમહેસુલ જેવું પ્રજાના ૮૦ ટકા વસ્તી સાથે સંબંધ ધરાવતું ખાતું હજી અમલદારી સત્તા નીચે રહે એ હવે અસહ્ય લાગે છે. તેથી પોલીસ અને ન્યાય શિવાયનાં બધાં ખાતાં પ્રધાનોને અને તેમની મારફત ધારાસભાને સોંપવાની માગણી ચોમેરથી સાંભળવામાં આવી છે.

૨. હિન્દી સરકારના સુધારાની જે યોજના રીપોર્ટમાં રજુ કરવામાં આવી છે તે એકંદર સર્વેને અસંતોષકારક લાગી છે. તેના સંબંધમાં પણ ત્રણ પ્રકારના સુધારા સૂચવવામાં આવ્યા છે. (૧) કાઉન્સીલ ઑફ સ્ટેટ—રાજસભા ન રાખતાં પ્રાંતોની માફક સરકારને જે આવશ્યક લાગે તે કાયદા વગેરે ગ્રાંડ કમીટીની મારફત પસાર કરવા. આ સૂચના ના. સર દીનશા વાચ્છા, મી. સેતલવાડ, મી. સમર્થ વગેરેએ કરી છે અને તેને ના. ગોખલે ટેકો આપ્યો છે. તેથી જો કે કોઈ ખાસ મુદ્દાનો ફેરફાર થતો નથી છતાં સરકારને નિરંકુશ થવાની ઓછી તક તેથી મળે છે. (૨) આથી વધારે મહત્વની સૂચના તો એ છે કે પ્રાંતની માફક હિન્દના રાજતંત્રનાં કેટલાંક ખાતાંપર ધારાસભાને—અને બે ધારા-મંડળો રાખવામાં આવે તો તેની સંયુક્ત સભાને સંપૂર્ણ સત્તા આપવી અને તે વિષે અંદાજપત્રના આંકડા નક્કી કરવાનો હક પણ તેને આપવો. ક્યાં ખાતાં પ્રજાને સોંપવાં તે વિષે સ્વાભાવિક રીતે ઘણો મતભેદ છે. કેટલાક મીઠું, અફીણ, સ્ટેંપ અને રેલ્વે ઉપરજ અંકુશથી હાલ સંતોષ પામે, તો કેટલાક તે ઉપરાંત ટપાલ, તાર અને આયાત—નિકાસપર કર વિષે પણ—બલ્કે લશ્કર, રક્ષણ, પરદેશ અને દેશી રાજ્યો સાથે સંબંધ શિવાયનાં બધાં ખાતાંપર સંપૂર્ણ અંકુશની માગણી કરે છે. અમને આ સવાલ ઘણો કઠિન લાગે છે અને તે વિષે બહુ ધ્યાનપૂર્વક અભ્યાસ કરવામાં નહિ આવે તો ખાસ કૉંગ્રેસમાં પણ તેનો સારો નિવેડો નહિ આવે, એવો ભય રહે છે; કારણ કે આપણી માગણી અવ્યાવહારિક અથવા ઉલટપાસમાં પુરવાર ન કરી શકાય એવી તો નજ હોવી જોઇએ. હવે ઉપર જણાવેલાં જે થોડાં કે વધારે ખાતાંપર આપણે અંતિમ એકત્રિત સત્તા માગીએ છીએ તે મોટે ભાગે આવકનાં ખાતાં છે અને જે ખાતાં સરકારને હસ્તક રહે છે તેમાં કરોડો રૂપીઆનો ખર્ચ કરવાનો હોય છે. આથી આવકના કેટલાક ભાગમાં ફેરફાર કરવાની સત્તા આપણે લઇને ખર્ચની બધી જવાબદારી સરકારપર નાંખીએ છીએ. (૩) ત્રીજી સૂચના એ છે કે વાઇસરોયની કારોબારી સભામાં એક વધુ હિન્દીની નિમણૂંકથી સંતોષ પામીશું નહિ પણ અડધા ભાગના સભાસદો હિન્દીઓ હોવા જોઇએ.

૩ જે ખાતાં પ્રજાને સોંપાય તેનાપરથી હિન્દી વજીરનો અને તેથી પાર્લામેન્ટનો

.ઉક ઉઠાવી લેવાની સૂચના રીપોર્ટમાં કરવામાં આવી છે તેને વધાવી લેવામાં આવી છે. પણ હિન્દી વજીરની સભા રદ કરવી એવો એક અભિપ્રાય છે અને તેના સભાસદોની સંખ્યા ઓછી કરવી, તેના બંધારણ અને કાર્યપદ્ધતિમાંથી ઘટતા ફેરફાર કરવા એવો બીજો અભિપ્રાય છે. જે ખાતાંપર વ્હાઇટ હોલમાંથી હિન્દી વજીરને અંકુશ રાખવાનો રહે તે વિષે તેને સલાહ આપવાને કોઇ તો નીમાવું જોઇએ એ તો સામાન્ય રીતે કબૂલ કરવામાં આવે છે; પણ તે સલાહકારો બે ઉપવજીર તરીકે રાખી—જેમાંનો એક હિન્દી હોય—આ સભાને રદ કરવી એમ ના. વિઠ્ઠલભાઇ પટેલે સૂચવ્યું છે.

## ખાસ કૉંગ્રેસ.

આ માસની આખરે જે રાષ્ટ્રીય પરિષદ્ મુંબાઇમાં મળશે તે સરકારી યોજના વિષે સર્વદેશીય ઉંડો વિચાર કરી હિન્દની સમસ્ત પ્રજાના પ્રતિનિધિ તરીકે ચોક્કસ નિર્ણયો બ્રીટીશ સરકાર, પાર્લામેન્ટ અને પ્રજા આગળ રજુ કરશે. આ કામ વિકટ છે. ગયા બેત્રણ વર્ષની ચળવળે આ પરિષદ્‌નો પ્રસંગ ઉપસ્થિત કર્યો છે તેમ તેથી દુર્ભાગ્યે ફરીથી રાજકીય પક્ષો વચ્ચે વિખવાદ પણ વધ્યો છે, અને તેથી આ કાર્ય વધારે વિકટ બને છે. પણ જો મી. મૉન્ટેગ્યુને હિન્દની રાજકીય સ્થિતિનો અભ્યાસ કરવાને શાંતિની જરૂર હતી તો આપણને પણ તેમના કાર્યની પરીક્ષા કરવાને આંતર શાંતિ અને સમભાવની જરૂર છે; તેથી વિવિધ પક્ષના આગેવાનો અને અનુયાયીઓ પોતાના મતના આગ્રહમાં જુદા મત ધરાવનારનો તિરસ્કાર ન કરે એટલુંજ નહિ પણ ઘણા ઘા ખમીને આળાં થયેલા હૃદયને કર્કશ ન લાગે એવા સમભાવ ભરી મીઠી વર્તણૂક રાખે—સર્વ પક્ષનો સમાવેશ કરનાર પરિષદ્ આગળ સૌ વિચારો શાંતિથી અને છૂટથી દર્શાવાય અને પછી વધુમતે પરિષદ્ છેવટનો નિર્ણય બાંધે—એ સાધ્યને માટે મથનારા દેશના હિતૈષી છે અને તેથી વિરૂદ્ધ વર્તનારા દેશદ્રોહી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

આ પરિષદ્‌માં આપણે સૌ પક્ષના અનુયાયીઓ જે રીતે વર્તીશું તે ઉપરથી સ્વરાજ્યની આપણી લાયકાતનું માપ પણ કાઢવામાં આવશે. ઇંગ્લંડના થોડા રાજપુરૂષો અને વર્તમાનકારો આપણી પરિષદ્‌પર ટાંપીને જોઇ રહ્યા છે. આવે સમે આપણે એક બીજાને માન આપી, બંધુભાવથી અને જવાબદારીની ઉન્નતબુદ્ધિથી વિચારોની આપલે કરીને નિર્ણય બાંધીશું તોજ આ પરિષદ્ આપણા રાજકીય ઇતિહાસમાં સોનેરી અક્ષરે અંકાશે.

## રાષ્ટ્રીય સૈન્યમાં ભરતી.

મહાત્મા ગાંધીએ ભરતી વિષે બીજી પત્રિકા પ્રકટ કરી છે તે નીચે ઉતારવામાં આવી છે:—

### ખેડા જીલ્લાના ભાઇઓ અને બ્હેનો પ્રત્યે.

પહેલી પત્રિકા લખ્યાને આજે એક માસ થયો. તે દરમિયાન હું અને મારી સાથે કાર્ય કરી રહેલા ભાઇઓએ ઘણો અનુભવ મેળવ્યો છે. નડિયાદ, કરમસદ, રાસ, કઠલાલ, જંબુસર વગેરે જગ્યાઓમાં સભાઓ કરી, સેંકડો સ્ત્રીપુરૂષો સાથે વાતચિત કરી.

કેટલોક મળેલો અનુભવ આપની સમક્ષ મુકવા રજા લઉં છું. હજી ઘણા માણસોએ ભરતીમાં આવવા નામ નથી લખાવ્યાં. ભાગ્યે સો માણસ થયાં હશે. આ સંખ્યા એક

માસનો વિચાર કરૂં છું ત્યારે અને જે પ્રયાસ થયો છે તેનો વિચાર કરૂં છું ત્યારે મને ઘણી ઓછી લાગે છે. લોકોની સ્થિતિનો ખ્યાલ કરૂં છું તો મને લાગે છે કે આટલાં માણસો તૈયાર થયાં છે તે આશ્ચર્યકારક છે. જે વર્ગે કોઇ દહાડો ટંટામાં ભાગ નથી લીધો, જેઓએ કોઇની ઉપર લાકડી નથી ઉગામી તેવા માણસો તેમાં દાખલ થયા છે. તો જે લડવાને લાયક છે એવો વર્ગ તૈયાર કરી શકાય તો અખૂટ લશ્કર પેદા કરી શકાય.

સમજુ વર્ગની ખામીઓ આ અવસરે ચોકખી જોઇ શકાય છે. હું 'શિક્ષિત'ને બદલે 'સમજુ' શબ્દ વાપરૂં છું. 'શિક્ષિત' એટલે સાધારણ રીતે ઇંગ્રેજી ભણેલા માણસો એવો ખ્યાલ રહી જાય છે. 'સમજુ'માં હું ગુજરાતી ભણેલા અને ગુજરાતી ન ભણેલા હોય છતાં જેમણે પોતાની બુદ્ધિને અનુભવથી ખેડી છે એવાને ધારું છું. આવા પુરૂષો અને સ્ત્રીઓ પોતાની ફરજ બજાવે તો જે વર્ગ કુદરતી રીતે લડાઇનાં જવા લાયક છે તેઓની ઉપર અસર કરી શકે. મારો અનુભવ સમજુ વર્ગની મોટી અશક્તિ સિદ્ધ કરનારો છે. તેઓ રાષ્ટ્રીય કાર્યમાં પુરતો રસ નથી લેતા એટલે ભરતીનું કામ મુશ્કેલ થઇ પડે છે. તેથી સમજુ વર્ગ જેઓના હાથમાં આ પત્રિકા આવે તેઓ જો આ કાર્ય ઉપર શ્રદ્ધા રાખતા હોય તો તેઓએ તૈયાર થઇ આ મહત્કાર્યને સારૂં અભણ—અણસમજુ વર્ગ છે તેને પ્રેરવા.

પણ સમજુ વર્ગમાં એવા મેં જોયા કે જેઓને આ કાર્યને વિષે શ્રદ્ધા નથી. તેઓને સારૂં આ પત્રિકા લખી છે. તેઓ ધ્યાનપૂર્વક પત્રિકા વાંચે એવી મારી તેમને વિનંતિ છે. જે સરકારે આપણી ઉપર જુલમો ગુજાર્યા છે, જેણે આપણુને શસ્ત્રરહિત કર્યા છે, જેણે આપણુને બ્હીવડાવીને રાજકારભાર ચલાવ્યો છે, જેણે આપણો પૈસો હરી લીધો છે તેને તેને મદદ કરવા કેમ જઇએ ? અમને ઉમળકો જ નથી આવતો. આ દલીલ ભારેમાં ભારે છે. તેનો જવાબ સહેલાઇથી નથી આપી શકાતો એ હું કબુલ કરી લઉં છું. પણ આ સવાલ આ સમયે ઉઠાવવો એ ટુંકી નજર છે. પાછલા દોષો યાદ કરી અત્યારે થતો લાભ જતો કરવો એ વિચારવંતનું કામ નથી. ચાલુ સ્થિતિનો ખ્યાલ કરી કર્ત્તવ્યની રેખા બાંધવી એ ડાહ્યા માણસનું કામ છે. આપણે અંગ્રેજની સાથેનો સંબંધ તોડવા માગીએ તો તો જરૂર આપણે મદદ ન જ કરવી જોઇએ. એ સંબંધ તોડવા માગીએ છીએ એ કહેનાર થોડાજ જોવામાં આવ્યા છે. તોડવા માગનાર પણ આજે તોડી ન જ શકે એમ છે એ તો સૌ કોઇ જોઇ શકે એમ છે. તોડવાની શક્તિ આવશે તે સમયે તોડવા આપણે નહીં માગતા હોઇએ એવો પણ સંભવ છે. ગમે તેમ હોય પણ આજે આપણું તારણ અંગ્રેજને મદદ કરવામાંજ છે. તેમને મદદ કરવી એ આપણુને પોતાને મદદ કરવા બરોબર છે. જ્યાં આપણો અને એમનો સ્વાર્થ એકજ દિશામાં વહે છે ત્યાં એક બીજાના દોષનું ચિંતવન કરી એક બીજાની મદદે ન જવું એ તો અતિ અવિચારનું પરિણામ ગણાય. આપણે જે ગામમાં રહેતા હોઇએ તે ગામના આપણા શત્રુ પર ધાડ આવે ને તેથી આખા ગામને નુકશાન થવાનો સંભવ હોય તો આપણે શત્રુતાને ભુલી જઇશું, અને આવી પડેલી ધાડ દૂર કરવા સારૂ શત્રુની વ્હારે ચડશું, ને ધાડપાડુને હાંકી કહાડશું. એવુંજ આ યુદ્ધમાં વર્તે છે. અંગ્રેજ સરકારને આપણે વેરી ગણીએ તો પણ આપણે અત્યારે સામાન્ય આફતની સામે થવાની તો જરૂર છે એટલુંજ નહીં પણ આપણી ફરજ છે.

પણ યુદ્ધમાં દાખલ થવાથી આપણે આપણી ફરજ બજાવીએ છીએ. એટલુંજ નથી. યુદ્ધમાં દાખલ થવાથી આપણે સ્વરાજ્ય મેળવવાનો હક પ્રાપ્ત કરીએ છીએ. દરેક સ્વરાજ્યવાદી બીજું કાંઇ નહિ કરતાં માત્ર યુદ્ધમાં જોડાઈ જાય અને બીજાને પ્રેરે તો સ્વરાજ્ય આજેજ મળે એ હું આગલી પત્રિકામાં બતાવી ગયો છું.

બીજી શંકા એ ઉઠાવવામાં આવી છે કે યુદ્ધમાં સારામાં સારા માણસો મોકલી આપણે તેમને મરાવી નાંખવા એ ક્યાંનો ધર્મ ? આમ તો સ્વરાજ્યવાદી સઘળા માર્યા જાય. એટલે આપણે સ્વરાજ્ય શું લેવાના હતા ? આ શંકા જો બુદ્ધિમાન માણસોએ ન ઉઠાવી હત તો હું તેને હાસ્યજનક કહેત. હિંદુસ્થાનમાં પાંચ લાખજ સ્વરાજ્યવાદી હોય તો આપણે સ્વરાજ્યને લાયક નથી એ તો સ્પષ્ટ છે. પણ શંકા ઉઠાવનારનું કહેવું એ છે કે સ્વરાજ્યવાદી ગમે તેટલા હોય પણ સ્વરાજ્યની હીલચાલ કરનારા સમજુ માણસો તો પાંચ લાખથીએ ઓછા છે. એ વાત ખરી છે. માત્ર એક વસ્તુ ભુલાઇ જાય છે. પાંચ લાખ મરણીઆ માણસોને તૈયાર કરતાં પચાસ લાખ માણસોને કાને યુદ્ધ, સ્વરાજ્ય વગેરેની વાત પહોંચશે, તેઓની આમાં સંમતી હશે. આપણે પાંચ લાખ સ્વતંત્ર માણસોને તૈયાર કરવા ઇચ્છીએ છીએ. એઓ સમજપૂર્વક પોતાની ઇચ્છાએ જશે. તેના મિત્રો, સગાં વગેરેની તેણે સલાહ લીધી હશે એટલે પાંચ લાખ જનારા માણસો પોતાની પાછળ લાખો પોતાના જેવાને મુકી જશે. ખરી વાત તો એ છે કે આપણે લડાઇ કરવાની શક્તિજ ખોઇ બેઠા છીએ, વીરતાનો નાશ થઇ ગયો છે. આપણી સ્ત્રીઓનું રક્ષણ કરવા જેટલી પણ આપણામાં શક્તિ નથી. ધર્મને નામે કર્મ (કર્તવ્ય) ભુલ્યા છીએ. ધોળે દહાડે ગામડામાં ધાડ પડે છે તેની સામે પણ આપણે ઉભી શકતા નથી. એક હજારની વસ્તીમાં આઠ માણસો આવી લુંટફાટ કરી ચાલ્યા જઇ શકે એ દેખાવ આખી દુનિયામાં હિંદુસ્થાનમાં બની શકે છે. આ બનાવને જરા તપાસીએ. આઠ માણસને હઠાવી ન શકે એવા શરીરે તદ્દન દુર્બળ ગામડીઆ નથી. તેઓ ધારે તો જરૂર હઠાવી શકે ત્યારે કેમ ધારતા નથી ? ધર્મ તો આડે નથી આવતો. વળી દયા લાવી બેસી રહે છે એવું તો નથી. બીજા કોઇ આવીને તેનો બચાવ કરે તો તેનો સ્વીકાર કરે છે. કારણ એ છે કે તેઓને મરણનો ભય ભારે છે. એવી લડાઇમાં પડી પોતાનું શરીર કોણ જોખમમાં નાંખે ? ભલેને લુંટે, સરકારનું કામ છે. એ કોડી લેશે એમ વિચારી ઘરમાં ભરાઇ રહે છે. પડોશીનું ઘર બળે, તેની લાજ લુંટાય, માલ જાય, તેની આ તત્વજ્ઞાનીને પરવા નથી. જ્યાં સુધી આ તત્વજ્ઞાન (અંધકાર) નો નાશ નથી થયો ત્યાં લગી હિંદુસ્થાનમાં ખરી શાન્તિ થવાની નથી. સરકારી કે બીજા સિપાહી આવે ત્યારેજ આપણે ગામ બચાવી શકીએ એ સ્વમાન જાળવનારને સારૂં અસહ્ય સ્થિતિ છે. આવી સ્થિતિમાંથી નિકળવાનો આપણે હાથ તાત્કાલિક ઇલાજ આવેલો છે. સિપાહીની ભરતીમાં દાખલ થવાથી આપણને હથિયાર વાપરતાં આવડે, આપણને કામી જુસ્સો આવશે ને આપણે ગામોનું રક્ષણ કરવા લાયક બનશું.

કોઇ વળી એવો વાંધો ઉઠાવે છે કે આપણને આપેલાં હથિયાર સરકાર લડાઇને અંતે લઇ જશે. એ ભેળા હથિયાર લઇ લે એવો સંભવ છે. પણ આપણને હથિયારના પરવાના મેળવવાનો હક મળશે એમાં તો કાંઇજ શક નથી. આપણે પાંચ લાખ માણ-

સને લડાઇમાં મોકલીએ પછી તેઓને કે આપણને હથિયાર રાખવાની મનાઇ થાય એ અસંભવિત વાત છે.

અમે જઇએ તો અમારાં બૈરાં છોકરાંનું શું થાય ? આ સવાલ તો સૌ પુછે. લડાઇમાં જનારને દર માસે કપડાં, ખાવા પીવા ઉપરાંત પગાર મળે છે. ઓછામાં ઓછા ૧૮ રૂપીઆ મળે. અને લાયકાત મુજબ તેનો દરજ્જો વધે અને પગાર પણ વધે. જો તેનું મરણ થાય તો તેનાં બૈરાં–છોકરાંનું ભરણ–પોષણ સરકાર કરે છે. લડાઇમાંથી પાછા ફરે તેને ઇનામ અકરામ મળે છે. મારી માન્યતા છે કે અન્તમાં જે આર્થિક લાભ સિપાહીગીરીમાં છે તે બીજા ધંધામાં નથીજ મળતો.

પણ એવા લાભ તો અંગ્રેજોનેજ મળી શકે છે, આપણને ક્યાં મળે છે એમ કહેનાર સાંભળ્યા છે. તેઓને કહેવાનું કે આપણી મહેનતથી પાંચ લાખ સમજુ માણસનું લશ્કર થાય અને તેઓને અંગ્રેજ જેટલાજ હક ન મળે એ બનવા જોગ નથી. એવું બને તો પાંચ લાખની અને આગેવાનોની ખામીજ સિદ્ધ થાય. પાંચ લાખ સ્વયંસેવકોનું લશ્કર પેદા થાય તો તે લશ્કર અંગ્રેજ લશ્કરની બરાબરી કરે ને તેના જેટલાજ હકો મેળવે. પાંચ લાખનું આ પ્રમાણે લશ્કર ઉભું થવામાંજ હકો સમાયલા છે.

' તમે કહો છો, વગર શરતે લડાઇમાં જાવ. બીજા સલાહકાર કહે છે સરખા હકનું વચન લઇને જાવ. ત્રીજા કહે છે જવાને બંધાયાજ નથી. ઉંઘ વેચીને ઉજાગરો ના કરો. આવી ત્રણ સલાહમાં અમે મુંચવાઇએ છીએ. અમને તો લાગે છે કે આવી સ્થિતિમાં જેવા છીએ તેવા રહીએ એ ડહાપણ જણાય છે, આ મારો નમ્ર ઉત્તર છે કે આવાં વાક્યો તો ભીરૂનાં છે. જેમ જેમ કાળ જશે, તેમ તેમ પક્ષો બંધાશે, જૂદા મતો પડશે. એ બધાને તમારે વિચારવા પડશે. લડાઇમાં ભાગ નજ લેવો એ તો જેને સરકારની જીતની સાથે સંબંધ ન હોય તે જ કહે. જે સ્વરાજ્ય લેવાની તમે અને આપણે બધાએ પ્રતિજ્ઞા લીધી છે તે પ્રતિજ્ઞાની ખાતર પણ લડાઇમાં ભાગ નહિં લઇએ એવી વાત કરવી એ સ્વરાજ્યનો દ્રોહ હું તો ગણું છું. શરત કરાવીને સેનામાં દાખલ થતાં આપણું દાખલ થવાનું રહી જવાનો અને સ્વરાજ્યની યોજના પણ મુલતવી રહેવાનો ભય રહ્યો છે. લશ્કરમાં દાખલ થવામાંજ સ્વરાજ્યની અને આપણા દેશની સહિસલામતી છે. ભરતીમાં દાખલ થવાથી સ્વરાજ્યને ધક્કો તો ન જ પહોંચે એમ તો બધા પક્ષ કબુલ કરે. એ ત્રણે પક્ષમાં મુકાબલે પણ ભરતીમાં દાખલ થવુ એ જ સારો ગણાય એમ હું માનું છું. મારી ઉમેદ છે કે ખેડા જીલ્લાના ભાઇઓ પોતાની ફરજ બજાવશે, અને પોતાનાં નામ સ્વયંસેવકોને આપશે, અથવા પરબારાં આશ્રમ ઉપર મોકલી દેશે.

બ્હેનો આ કાર્યમાં મદદ કરશે એવી મારી ઉમેદ છે. હું જાણું છું કે કેટલીક બ્હેનો પોતાના ધણીને અને દિકરાઓને જતાં અટકાવે છે. તેઓ ઉંડા ઉતરી વિચાર કરશે તો સમજાશે કે પોતાના ધણી કે છોકરા વીર પુરૂષ થાય એમાં તેઓનો સ્વાર્થ છે, દેશનો તો છે જ.

| | | |
|---|---|---|
| નડિયાદ<br>આષાઢ શુદ ૧૪. સં. ૧૯૭૪.<br>તા. ૨૨–૭–૧૮. | } | આપનો સદાનો સેવક,<br>મોહનદાસ કરમચંદ ગાંધી. |

અનુક્રમણિકા. # નવજીવન અને સત્ય. પુસ્તક ૩ જું.

---

આ. પાનિયર અમદાવાદ [illegible] છાપ્યું છે, અને [illegible] અમદાવાદ [illegible] પ્રસિદ્ધ કર્યું છે.